तावद्गर्जन्ति शास्त्राणि जम्बुका विपिने यथा ।
न गर्जति महाशक्तिर्यावद्वेदान्तकेसरी ॥ १ ॥

જેમ અરણ્યમાં શિયાળવાં ત્યાં સુધી જ ગર્જના કરી શકે છે કે જ્યાં સુધી સિંહે ગર્જના કરી ન હોય; તેમ અન્ય શાસ્ત્રો પણ ત્યાં સુધી જ ગર્જી શકે છે કે જ્યાં સુધી મહાસમર્થ વેદાંતશાસ્ત્રની ગર્જના થઈ નથી.

મુદ્રક અને પ્રકાશક . ત્રિભુવનદાસ લ૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ : અમદાવાદ

# श्री योगवासिष्ठमाहात्म्य

दीपे यथा विनिद्रस्य ज्वलिते संप्रवर्तते ।
आलोकोऽनिच्छयाप्येवं निर्वाणमनया भवेत् ॥ ७ ॥
स्वयं ज्ञाता श्रुता वापि भ्रान्तिशान्त्यैकसौख्यदा ।
आप्रेक्ष्य वर्णिता सद्यो यथा स्वर्गतरंगिणी ॥ ८ ॥
यथा रज्ज्वामहिभ्रान्तिर्विनश्यत्यवलोकनात् ।
तथैतत्प्रेक्षणाच्छान्तिमेति संसारदुःखिता ॥ ९ ॥ (મુ. પ્ર. સ. ૧૭)

જેમ જેને નિદ્રા ન આવી હોય એવા માણસની આગળ દીવો બળતો હોય તો તે માણસની ઇચ્છા વગર પણ પ્રકાશ થાય છે, તેમ આ ગ્રંથનો અભ્યાસ કરનાર માણસને તેની ઇચ્છા વગર પણ મુક્તિ થાય છે.[૭] આ સંહિતા પોતાની મેળે જ અભ્યાસ કરીને જાણી હોય અથવા બીજા કોઈ વર્ણન કરનારના મુખથી સાંભળી હોય તો તે ગંગાજીની પેઠે તુરત જ સઘળા તાપોની શાંતિ કરીને પરમ સુખ આપે છે.[૮] જેમ રજ્જુ-(દોરડી)નું અવલોકન કરવાથી તેમાં થયેલી સર્પની ભ્રાંતિ ટળી જાય છે, તેમ આ સંહિતાના અવલોકનથી સંસારનાં દુઃખો ટળી જાય છે.[૯]

लोभमोहादयो दोषास्तानवं यान्त्यलं शनैः ।
धियो दिशः समासन्नशरदो मिहिका यथा ॥ १० ॥ (મુ. પ્ર. સ. ૧૮)

જેમ શરદઋતુ પ્રાપ્ત થતાં દિશાઓનાં મલિનપણાં ધીરે ધીરે સારી પેઠે ઓછાં થવા લાગે છે, તેમ આ ગ્રંથનો વિચાર પ્રાપ્ત થતાં બુદ્ધિનો લોભ તથા મોહ આદિ દોષો ધીરે ધીરે સારી પેઠે ઓછા થવા લાગે છે.[૧૦]

मनः प्रसादमायाति शरदीव महत्सरः ।
परं साम्यमुपादत्ते निर्मन्दर इवार्णवः ॥ १२ ॥ (મુ. પ્ર. સ. ૧૮)

જેમ શરદઋતુમાં મોટું તળાવ સ્વચ્છ થાય છે, તેમ આ ગ્રંથના અભ્યાસથી મન સ્વચ્છ થાય છે અને જેમ મંદરાચળ નીકળી ગયા પછી સમુદ્ર અત્યંત સ્થિર થઈ ગયો હતો, તેમ અત્યંત સ્થિર થઈ જાય છે.[૧૨]

सा जीवन्मुक्तता तस्य शनैः परिणतिं गता ।
शान्ताशेषविशेषस्य भवत्यविषयो गिराम् ॥ १९ ॥
सर्वार्थशीतला शुद्धा परमालोकदास्यधीः ।
परं प्रकाशमायाति ज्योत्स्नेव शरदैन्दवी ॥ २० ॥ (મુ. પ્ર. સ. ૧૮)

સઘળી કલ્પનાઓ શાંત થતાં ધીરે ધીરે પરિપાકને પામેલું, આ ગ્રંથને વિચારનારનું જીવન્મુક્તપણું એવું થાય છે કે, જેનું વર્ણન કરી શકાતું નથી.[૧૯] સઘળી રીતે શીતળતાવાળી, શુદ્ધ અને ઉત્તમ પ્રકાશ આપનારી એ પુરુષની બુદ્ધિ શરદઋતુની ચાંદનીની પેઠે અત્યંત ખીલી નીકળે છે.[૨૦]

शाम्यन्ति शुद्धिमायान्ति सौम्यास्तिष्ठन्ति सन्नते ।
अचंचले जले तृष्णाः शरदीवाभ्रमालिकाः ॥ २२ ॥
यत्किंचनकरी क्रूरा ग्राम्यता विनिवर्तते ।
दीनानना पिशाचानां लीलेव दिवसागमे ॥ २३ ॥ (मु. प्र. स. १८)

જેમ શરદઋતુમાં જળની તૃષ્ણા વગરનાં વાદળાંઓ શાંત થાય છે, શુદ્ધ થાય છે અને કદી પણ ચલાયમાન ન થાય એવા ઊંચા પર્વતમાં સ્થિતિ કરે છે, તેમ આ ગ્રંથના વિચારથી જડ પદાર્થોની તૃષ્ણા વગરના સૌમ્ય પુરુષો શાંત થાય છે, શુદ્ધ થાય છે અને કદી પણ ચલાયમાન ન થાય એવા ઊંચા બ્રહ્મતત્ત્વમાં સ્થિતિ કરે છે.[૨૨] જેમ ગમે તેવા ચાળાવાળી, ક્રૂર અને મુખને દીન કરનારી પિશાચોની લીલા, દિવસ ઊગે ત્યારે બંધ પડી જાય છે, તેમ ગમે તેવા ચાળાવાળી, ક્રૂર અને મુખને દીન કરનારી પામરતા આ ગ્રંથનો અભ્યાસ થાય ત્યારે બંધ પડી જાય છે.[૨૩]

यस्मिञ्छ्रुते मते ज्ञाते तपोध्यानजपादिकम् ।
मोक्षप्राप्तौ नरस्येह न किंचिदुपयुज्यते ॥ ३५ ॥
एतच्छास्त्रघनाभ्यासात् पौनःपुन्येन वीक्षणात् ।
पाण्डित्यं स्यादपूर्वं हि चित्तसंस्कारपूर्वकम् ॥ ३६ ॥
अहं जगदिति प्रौढो दृष्टृदृश्यपिशाचकः ।
पिशाचोऽर्कोदयेनेव स्वयं शाम्यत्ययत्नतः ॥ ३७ ॥ (मु. प्र. स. १८)

આ ગ્રંથ સાંભળવામાં આવે, વિચાર કરવામાં આવે અને સમજવામાં આવે, તો માણસને મોક્ષની પ્રાપ્તિમાં તપની, ધ્યાનની કે જપ આદિની કંઈ પણ અપેક્ષા રહેતી નથી.[૩૫] આ શાસ્ત્રના દૃઢ અભ્યાસથી અને વારંવાર અવલોકનથી ચિત્તના સંસ્કારપૂર્વક અપૂર્વ પાંડિત્ય પ્રાપ્ત થાય છે.[૩૬] જેમ સૂર્યનો ઉદય થતાં યત્ન વગર જ પિશાચ પોતાની મેળે શાંત થાય છે, તેમ આ ગ્રંથનો અભ્યાસ થતાં 'હું' અને 'જગત' એવા પ્રકારનો દ્રષ્ટા તથા દૃશ્યરૂપી પ્રબળ પિશાચ યત્ન વગર પોતાની મેળે જ શાંત થાય છે.[૩૭]

# નિવેદન

આ ગ્રંથની આ પાંચમી આવૃત્તિ બે ભાગમાં પ્રસિદ્ધ થાય છે.

આ ગ્રંથની યોજના ઇત્યાદિ વિષે આગલી આવૃત્તિના નિવેદનમાં જે હકીકત અપાયેલી, તે જ અહીં નીચે (થોડા ફેરફાર સાથે) આપીએ છીએ :

'વેદાંત સંબંધી અનેક ગ્રંથો હોવા છતાં જિજ્ઞાસુ જનોમાં 'યોગવાસિષ્ઠ'ના જેટલો આદર અન્ય કોઈ પણ ગ્રંથે ભાગ્યે જ મેળવ્યો હશે. આ સપૂર્ણ ગ્રથ અથવા તો એમાંનાં 'વૈરાગ્ય' અને 'મુમુક્ષુ' પ્રકરણોની હિંદી કે ગુજરાતી આવૃત્તિ જેણે વાચી ન હોય એવો જિજ્ઞાસુ કોઈક જ હશે ઉત્તમ આધ્યાત્મિક સિદ્ધાંતોને સામાન્ય બુદ્ધિ પણ સમજી શકે એવી સરસ અને સુગમ રીતે આ ગ્રંથમા ગૂંથેલા હોવા ઉપરાંત વાક્યેવાક્યમાં ઊભરાઈ જતી બંધ બેસતી ઉપમાઓ, સ્થળે સ્થળે યોજાયેલા અનેકાનેક સુઘટિત દૃષ્ટાંતો, તેમ જ શૈલી પણ ઉત્તમ અને સરળ હોવાથી, આ ગ્રંથ વેદાંતના અન્ય ગ્રથો કરતાં અતિ વિસ્તૃત છતા પણ આટલો આકર્ષક થઈ પડે એમાં નવાઈ નથી.'

'આ ગ્રંથનું સારભૂત ભાષાંતર આ દેશની વર્તમાન ભાષાઓમા સર્વથી પ્રથમ પ્રકટ કરવાનુ માન જેમ પંજાબી ભાષાએ મેળવ્યુ છે, તેમ તેનું સપૂર્ણ ભાષાતર પ્રથમ પ્રકટ કરવાનું ગૌરવ ગુજરાતી ભાષાને પ્રાપ્ત થયુ છે. પરંતુ આ બન્નેથી વિશેષતાયુક્ત—એટલે કે પ્રત્યેક મૂળ શ્લોક સહિત—ભાષાતર પ્રકટ કરવાનું સૌભાગ્ય તો હિદી ભાષાને જ પ્રાપ્ત થયું છે.* આ ઉત્તમ હિંદી ભાષાંતર પંડિત શ્રી. ઠાકુરપ્રસાદ શર્મા પાસે તૈયાર કરાવનાર સયુક્ત પ્રાંતવાસી સ્વર્ગસ્થ રાયબહાદુર લાલા બૈજનાથ બી. એ., એફ. એ. યુ., એઓ હતા. જાતમહેનત, ખંત અને પ્રામાણિકતા ઇત્યાદિ અનેક સદ્ગુણો વડે જિલ્લાજજ્જ સુધીનો હોદ્દો ભોગવ્યા પછી પેન્શન લઈ, નિવૃત્તિપૂર્વક શાસ્ત્રાભ્યાસ, અધ્યાત્મચિંતન અને લોકહિતના વિચારોમા તેઓ પોતાનુ જીવન ગાળતા હતા આજથી દશ–બાર વર્ષ પર આ લખનાર હૃષીકેશ તરફ હતો, ત્યારે સાંજના સમયે ફરવા નીકળી પડેલા અનેક સંત–મહાત્માઓ અને જિજ્ઞાસુજનોના, પથ્થર પર વિરાજીને પારમાર્થિક ચર્ચા કરતાં ટોળાઓ વચ્ચે એકાદ પથ્થર પર બેસી જઈને તેઓ પણ ગૂઢ આધ્યાત્મિક વિષયો પર વિદ્વત્તા અને વિનયપૂર્વક ચર્ચા કરતા અનેક સમયે જણાતા હતા. એકાંતસેવન માટે હૃષીકેશ સમીપ ગંગાકિનારે એક નાનો આશ્રમ તેમણે બંધાવેલો હોઈને ત્યાં સારા ગ્રંથોની લાયબ્રેરી પણ સ્થાપેલી છે. વિદેહમુક્ત સ્વામી શ્રીરામતીર્થજી પ્રત્યે તેઓ બહુ જ પૂજ્યભાવ ધરાવતા હોઈને તેમને 'સચ્ચા સાધુ' કહેતા. સ્વામીજીની સ્મૃતિ માટે તેમણે એ આશ્રમનુ નામ 'રામાશ્રમ' રાખ્યુ છે. હિંદી પાઠકો માટે 'સસ્તું સાહિત્ય' જેવી કંઈક યોજના કરવાનું આ લખનારે હૃષીકેશમાં તેમને સૂચવ્યું હતું. આ બાબત તેમના ધ્યાનમાં ઊતરવાથી, કેવી રીતે કામ કરવું ઇત્યાદિ વિષયો પર આ લખનાર સાથે કેટલોક પત્રવ્યવહાર કર્યા પછી, ધનની સહાયતા માટે હિંદી વર્તમાનપત્રોમાં તેમણે એક લેખ પણ છપાવ્યો હતો; પરંતુ તે કાર્ય આગળ વધે તે પહેલાં જ લોકોના દુર્ભાગ્યે તેઓ વિદેહ થયા. ઉક્ત યોગવાસિષ્ઠની ભૂમિકામાં તેમણે આપેલો પ્રત્યેક પ્રકરણનો સારાંશ ઇત્યાદિ ગુર્જર પાઠકો માટે પણ ઉપકારક હોવાથી તેનો ભાવાર્થ નીચે આપ્યો છે.'

'સર્વ વેદાંત–અનુરાગી સજ્જનોને વિદિત છે, કે 'યોગવાસિષ્ઠ મહારામાયણ' નામક ગ્રંથ મુમુક્ષુઓનું સર્વસ્વ અને બ્રહ્મવિદ્યાના ગ્રંથોમા શિરોમણિ ગણાય છે. આ ગ્રંથને 'ઉત્તર રામાયણ' પણ કહે છે. પૂર્વ (વાલ્મીકિ) રામાયણમાં શ્રીરામચંદ્રજીના જન્મથી લઈને તેમની રાવણવધાદિ અનેક સાંસારિક લીલાઓ દર્શાવી છે; તે દ્વારા પિતૃભક્તિ, ભ્રાતૃસ્નેહ, એકપત્નીવ્રત, સજ્જનરક્ષા, સત્યધર્મ ઇત્યાદિ ઉત્તમ ગુણોનુ પાલન આ સંસારમાં મનુષ્ય જો કરવા ધારે, તો કેટલી હદ સુધી અને કેવી રીતે કરી શકે છે, તે રૂડે પ્રકારે સમજાવેલુ છે. એ રામાયણમાં મૂળ મત્ર જેવાં નીચલા વાક્યો શ્રીરામચંદ્રજી વદે છે કે :—

---

* આ સંસ્થાએ આ ગ્રંથ મૂળ શ્લોક સહિત ન છપાવ્યો તેનું કારણ એ છે કે, તેનો ઉપયોગ કરનારાઓમા સંસ્કૃત જાણનારાનુ પ્રમાણ બહુ જ થોડું હોવાથી અને તેવાઓ તેની સંસ્કૃત આવૃત્તિ ખરીદીને ચલાવી શકે તેમ હોવાથી, તેમને ખાતર ઘણાખરા સંસ્કૃત નહિ જાણનારા મોટા વર્ગ પર પણ કદના વધારાના પ્રમાણમાં મૂલ્યનો બોજો બમણો આજે ચઢાવવો યોગ્ય લાગ્યો નથી.

सत्यमेवेश्वरो लोके सत्ये धर्मः सदाश्रितः । सत्यमूलानि सर्वाणि सत्यान्नास्ति परं पदम् ॥
दत्तमिष्टं हुतं चैव तप्तानि च तपांसि च । वेदाः सत्यप्रतिष्ठानास्तस्मात्सत्यपरो भवेत् ॥
नैव लोभान्न मोहाद्वा न चाज्ञानात्तमोऽन्वितः । सेतुं सत्यस्य भेत्स्यामि गुरोः सत्यप्रतिश्रवः ॥

'અર્થાત્ સંસારમાં સત્ય જ ઈશ્વરરૂપ છે, સત્યમા જ ધર્મ સદા સ્થિત રહેલો છે, સત્ય જ સર્વનુ મૂળ છે અને સત્યથી ઉત્તમ પદ કોઈ પણ નથી. દાન, યજ્ઞ, હવન, તપ અને વેદ, એ સર્વ સત્યના જ આશ્રયે છે, માટે સપૂર્ણતઃ સત્યપરાયણ બનીને લોભથી. મોહથી અને તમોગુણના આશ્રયે રહેલા અજ્ઞાનથી દબાઈ જઈને, હુ સત્યની મર્યાદાને અને મારા પિતા સાથેની મારી સત્ય પ્રતિજ્ઞાને તોડીશ નહિ

'શ્રીરામચદ્રજીનું સમગ્ર જીવન આ પ્રકારે વ્યતીત થવાથી જ તેમના અનુયાયીઓને પોતાનો જન્મ સફળ કરવાનો અવસર મળ્યો. આ વૃત્તાત વાલ્મીકિ રામાયણમા છે

'ઉત્તરરામાયણ તે આ **યોગવાસિષ્ઠ** છે. એમાં મહર્ષિ વસિષ્ઠે શ્રીરામચદ્રજીને એવો ઉપદેશ આપ્યો છે કે, જેથી તેઓ સંસારના કાર્યો કરવા છતા પણ તેથી નિર્લિપ્ત રહી, જીવન્મુક્તિના સુખનો અનુભવ લઈ, વિદેહકૈવલ્યના ભાગી બન્યા હતા આ કથાપ્રસગ આ પ્રકારે છે. શ્રીરામચદ્રજી વિદ્યાધ્યયન કરી પિતાની આજ્ઞાથી તીર્થયાત્રા અને દેશાટન કરવાને ગયા, ત્યાથી પાછા ફર્યા પછી એમને સસારના પદાર્થો પ્રત્યે એવો તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો કે, તેઓ આહ્નિક કૃત્ય તથા ભોજનાદિકથી પણ ઉદાસીન થઈને એકાતસેવન કરવા લાગ્યા, અને દિનપ્રતિદિન તેમનુ શરીર કૃશ તથા દુર્બળ થવા લાગ્યુ. આ સમયે વિશ્વામિત્રમુનિએ મહારાજ દશરથની સભામા આવીને પોતાના યજ્ઞમા વિઘ્ન કરનારા રાક્ષસોને મારવા માટે શ્રીરામચદ્રજીની માગણી કરી. મહારાજા દશરથે પોતાની પુત્રસ્નેહની અધિકતા અને દીનતા પ્રકટ કરીને શ્રીરામચદ્રજીને તેમને સોંપવામા સકોચ કર્યો, અને તે સમયે શ્રીરામચદ્રજીના ચિત્તની જે દશા હતી તે વિદિત કરી. આથી વિશ્વામિત્રજીએ રામચદ્રજીને સભામાં બોલાવી તેમના ચિત્તની દશાનુ સર્વ વૃત્તાંત પૂછ્યું અને કહ્યુ કે, 'કઈ ચિંતા આપને આટલો બધો કલેશ આપી રહી છે અને તેનુ કારણ શુ છે?' શ્રીરામચદ્રજીએ પોતાના ચિત્તની દશા જણાવતાં સંસારના પદાર્થો પ્રત્યે અરુચિ દર્શાવી કહ્યુ કે, 'આ જગતમાં કોઈ પણ વસ્તુ અવિનાશી અને આનંદદાયક નથી મનુષ્ય આ સસારમા જન્મ લઈને પૂર્વકાળથી જે દુખદાયક વિષયોનું સેવન કરતો આવ્યો છે તેને જ ભોગવવા માડે છે, છતાં વાસ્તવિક સુખ કે સંતોષ, આ ભોગોમાથી તેને પ્રાપ્ત નહિ થતાં ઊલટો અનેકવિધ દુખોનો જ અનુભવ કર્યા કરવામાં આયુષ્ય ગુમાવે છે, ને અતે મરણદશાને પ્રાપ્ત થાય છે મરણ પછી પણ પાછો તે જન્મે છે; વળી મરે છે અને પાછો જન્મે છે. આ પ્રમાણે તે અનાદિ કાળથી જન્મ-મરણ અને વિષયદુખોના પ્રવાહમાં વહ્યા કરે છે આવા મહાચક્રમા અનંત વાર ભમ્યા કરવા છતાં તેને કદી પણ ખરી શાતિ મળતી નથી, કેમ કે જગતના સર્વ પદાર્થો પરસ્પર કાંઈ પણ સંબંધ ધરાવતા નથી, કિંતુ મન દ્વારા તેની સાથે કલ્પિત જ સબંધ બંધાયેલો છે. આ મન પોતે અસત્ (અનિત્ય) હોવા છતાં પણ, તેણે આ જગતને સતસદૃશ મનાવીને મનુષ્યને અનેકવિધ અસત્ પદાર્થોમા મોહિત કરી દીધો છે. આ કારણને લીધે જો મનનું મિથ્યાત્વ સમજી લેવાય, તો પછી જગતમા કોઈ પણ પદાર્થ સત્ય રહેશે નહિ આ લૌકિક વાસનારૂપી જાળ કે જેમા પ્રાણીમાત્ર બધાયેલાં છે, તે મન દ્વારા જ ફેલાયેલી છે. આપણને કોઈએ વેચ્યા નથી, પરતુ આપણી પોતાની વાસનાને લીધે વેચાયેલા જેવા જ છીએ. યદ્યપિ આપણે અનેક સમયે કહીએ છીએ, કે આ જગત સર્વથા મિથ્યા છે, તથાપિ આપણે તેના પદાર્થો તરફ દોડીએ છીએ. પ્રતિદિન આપણી સમક્ષ અનેક પ્રાણીઓ અને પદાર્થો નષ્ટ થઈ જાય છે, શ્રીમાનોની પણ લક્ષ્મી સ્થિર નહિ રહેતા શ્રીમંતના ગરીબ અને ગરીબના શ્રીમત પ્રતિદિન થતા રહે છે, તથાપિ આપણને આપણા મરણની અને સસારની નશ્વરતાની ખાતરી થતી નથી. બાલ્ય, યૌવન આદિ અવસ્થાઓ અને શ્રી આદિ પદાર્થોમા સ્થાયી રમણીયતા નહિ જોવા છતા પણ આપણે તેમા જ મોહિત રહીને–તેમા જ જન્મ ગુમાવી દઈને, આત્મચિતનમા કિંચિત્ પણ લક્ષ્ય આપતા નથી. આ સર્વનું કારણ આપણી વાસના જ હોવાથી હું તે વાસનાથી મુક્ત થવા ઇચ્છું છું ' જ્યારે શ્રીરામચદ્રજીએ સંસારના પદાર્થો પ્રત્યે આવો વૈરાગ્ય અને રાજ્યાદિ પ્રત્યે સર્વત્ર અરુચિ પ્રકટ કરી, અને વસિષ્ઠ વિશ્વામિત્ર ઇત્યાદિ જે ઋષિઓ તે સભામા ઉપસ્થિત હતા તેમને પ્રાર્થના કરી કે, 'આપ મને એવો ઉપદેશ આપો કે જે વડે હુ આ શોકસાગરથી પાર ઊતરી શકુ.'

ત્યારે વિશ્વામિત્રજીએ વસિષ્ઠજીને કહ્યુ કે, 'આપ રામચંદ્રજીને એવો ઉપદેશ આપો કે જેથી એમનો અજ્ઞાન-રૂપી અંધકાર દૂર થાય.' આથી વસિષ્ઠજીએ રામચંદ્રજીને આ 'મહારામાયણ' નામક શાસ્ત્રનો ઉપદેશ આપ્યો. તેનું જ નામ **યોગવાસિષ્ઠ** છે.

'પૂર્વરામાયણમાં જેમ બાલ, અયોધ્યાદિ છ કાંડો છે તેમ આ ઉત્તરરામાયણમાં પણ વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ અને નિર્વાણ, એવાં છ પ્રકરણો છે. આ ગ્રંથમાં ૩૨,૦૦૦ (બત્રીસ હજાર) શ્લોક છે.

'**પ્રથમ વૈરાગ્ય પ્રકરણ છે**:–એમાં જગતના પદાર્થોનું મિથ્યાત્વ અને નશ્વરતા સંપૂર્ણત દર્શાવીને એમ જણાવવામાં આવ્યું છે કે જ્યા સુધી મુમુક્ષુને વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી, ત્યાં સુધી તે કદાપિ મોક્ષનો અધિકારી થઈ શકતો નથી. આ વૈરાગ્ય દૃઢ કરવા માટે બાલ્ય, યૌવન, વૃદ્ધાવસ્થા, ધન અને સ્ત્રી આદિક પદાર્થોની નિંદા અને કાળની ગતિનુ વર્ણન, એવા એવા મનોહર રૂપકાલકાર દ્વારા કરવામાં આવ્યું છે કે, તેને વાચીને ગમે તો સંસારલુબ્ધ મનુષ્ય પણ એક વાર તેવો મોહરહિત થાય.

'**દ્વિતીય મુમુક્ષુ પ્રકરણ છે**:–એમા એવું નિરૂપણ કરવામા આવ્યુ છે કે, ચિત્તરૂપી વનમાં વાસનારૂપી નદી પ્રબળ વેગથી વહે છે, તેનો સહચારી થવાથી મનુષ્ય અવશ્ય અજ્ઞાનસાગરમાં જઈ પડે છે; માટે પ્રાણી-માત્રને ઉચિત છે કે, તેણે વાસનારૂપી નદીના સસારથી પરાવૃત્ત કરી આત્મા તરફ વળવો અને મલિન વાસનાઓનો ત્યાગ ફરી શુદ્ધ વાસનાઓને ગ્રહણ કરવી. પરતુ આ વાસનાત્યાગ પુરુષાર્થથી જ સિદ્ધ થઈ શકે છે, પ્રારબ્ધ પર વિશ્વાસ રાખીને બેસી રહેવાથી સિદ્ધ થઈ શકતો નથી. પ્રારબ્ધ પણ પુરુષાર્થનુ જ નામ છે. જો પ્રબળ પુરષાર્થ કરવામાં આવે, તો આ જન્મની તથા જન્માતરની સર્વ મલિન વાસનાઓનો ત્યાગ થઈ આત્મજ્ઞાનપ્રાપ્તિના માર્ગમા આવતાં સર્વ વિઘ્નો જિતાઈ મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ પ્રકરણમાં અનેક ઉદાહરણોથી એમ સિદ્ધ કરવામા આવ્યુ છે કે, પૂર્વજન્મના પુરુષાર્થનું જ નામ વાસના છે અર્થાત્ જે કર્મ કોઈ જન્મમાં પ્રયત્નપૂર્વક કરવામાં આવે, તેનો અભ્યાસ પડી જઈને ચિત્તમાં તે સંસ્કાર–ટેવ રૂપથી સ્થિત થઈ જાય છે અને તે સંસ્કાર–ટેવ અનેક જન્મોમાં તે પ્રાણીને તે જ પ્રકારના કર્મ તરફ આકર્ષે છે. આનું જ નામ વાસના છે; અને તેથી જ શાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે, એક જન્મનો પુરુાર્થ અન્ય જન્મના પુરુષાર્થ કરતાં દુર્બળ તેમ જ સબળ પણ થઈ શકે છે. શમ, વિચાર, સત્સંગ અને સંતોષ, એ ચાર મોક્ષરૂપી મંદિરના દ્વારપાળ છે. જો એ ચારેની સેવા ન થઈ શકે તો ત્રણની, બેની અથવા એકની પણ સેવા કરવાથી મોક્ષમંદિરમા પ્રવેશ થઈ શકે છે. રસાયનનુ પાન કરવાથી અથવા લક્ષ્મીની પ્રાપ્તિથી કાંઈ સત્ય સુખ પ્રાપ્ત થતું નથી; પણ શમથી જ પરમ સુખની પ્રાપ્તિ થાય છે શુભાશુભ પદાર્થોનાં શ્રવણ, સ્પર્શ, દર્શન, ભોજન કિંવા સંગ કરવા છતાં અંતઃકરણમાં જે હર્ષને પણ પ્રાપ્ત થતો નથી અને શોકને પણ પ્રાપ્ત થતો નથી તે જ પુરુષ શાંત કહેવાય છે. વિચારથી બુદ્ધિ તીવ્ર થાય છે અને પરમપદની પ્રાપ્તિ થાય છે. 'હુ કોણ છુ?' 'આ સંસાર શુ છે?' 'એ કેવી રીતે ઉત્પન્ન થયો છે?' ઇત્યાદિ વિષયોનુ વારં-વાર ચિંતન કરવામા આવે તેનુ નામ વિચાર કહેવાય છે. અપ્રાપ્ત વસ્તુની ઇચ્છાનો ત્યાગ કરવો અને પ્રાપ્ત વસ્તુમાં સમબુદ્ધિ રાખવી, હર્ષ–વિષાદથી રહિત થવું અને ચિત્તને આશાથી વિવશ ન થવા દેવું એનું નામ સંતોષ છે. 'સાધુસમાગમ' એ તો વળી આ સંસારસમુદ્રને તરવાની નૌકા જ છે, પરતુ સાધુ તે જ છે કે, જેના હૃદયની ગ્રંથિ તૂટી ગઈ હોય અને જેનામાં જ્ઞાન અને સમતાનો પૂર્ણ પ્રકાશ થયો હોય. આ પ્રકરણનો સારાંશ એ છે કે, વાસનાક્ષયને જ પંડિત લોકો મોક્ષ કહે છે; અને પદાર્થોની વાસના દૃઢ કરવી એનુ જ નામ બધન છે.

'**તૃતીય ઉત્પત્તિ પ્રકરણ છે**: તેમા એવું વર્ણન કરવામાં આવ્યુ કે, '**अस्मद्**' અને '**युष्मद्**' અર્થાત્ 'હુ' અને 'તુ'થી લઈને આ સર્વ દૃશ્ય જગત એ માત્ર મનનો જ વિલાસ છે, વાસ્તવમા એ કાંઈ પણ નથી. જેવી રીતે કથાપ્રસગ અથવા આકાશમાં મોતીઓની માળા અથવા જળમા તરગ ઉત્પન્ન થઈ થઈને નષ્ટ થઈ જાય છે, તેમા વાસ્તવમાં આકાશ તથા જળથી મોતીઓની માળા અને તરગ ભિન્ન નહિ હોતાં, માત્ર આકાશરૂપ અને જળરૂપ જ છે, તેવી જ રીતે આ જગત પણ મનરૂપ જ છે. મન જ સર્વનો પ્રવર્તક છે અને જે પદાર્થને જેવો ચાહે તેવો કરી બતાવે છે. જે કાંઈ આ જગતમા કોઈ પણ સ્થાને છે, તે સર્વ મન દ્વારા જ રચાયેલું છે. મનના રચ્યા સિવાય કાંઈ પણ થઈ શકતું નથી; માટે જો એ મન શાંત થઈ

ગયુ, તો પછી જગત કાંઈ પણ બાધ કરી શકશે નહિ. **જે વસ્તુ સંકલ્પસિદ્ધ છે, તે સંકલ્પથી જ નષ્ટ થઈ શકે છે;** માટે જ્યા સુધી 'હું બ્રહ્મ નથી' એવો સકલ્પ સ્થિર છે, ત્યાં સુધી જ બધન છે. જ્યારે એવો સંકલ્પ દઢ થઈ જાય કે, 'આ સર્વ દશ્ય બ્રહ્મ છે' ત્યાર પછી બધન રહે જ ક્યાંથી? માટે સંસારની વાસનાઓનો ત્યાગ કરીને તથા પરમપુરુષાર્થથી મનને જીતી લઈને યોગની ઉચ્ચ ભૂમિકારૂપી પરમ-પદને પ્રાપ્ત થવુ, એ જ આ પ્રકરણનો સિદ્ધાંત છે. આ કારણથી લીલા અને ઇંદ્ર, બ્રાહ્મણ અને રાજા લવણાદિકના ઉપાખ્યાનોથી એમ સિદ્ધ કરવામા આવ્યું છે કે, **આ જગત સંકલ્પની વૃદ્ધિથી વૃદ્ધિને પામે છે અને તેની ક્ષીણતાથી ક્ષયને પ્રાપ્ત થાય છે.** આ પ્રકરણમા દષ્ટિ–સૃષ્ટિવાદ ઉત્તમ પ્રકારે નિર્દિષ્ટ કરવામા આવ્યો છે, અને એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે, સંકલ્પને લીધે જ સંસારનું ભાન થાય છે અર્થાત્ ચિત્ત એ જ સસાર છે. જ્યારે સકલ્પનો નાશ થઈ જાય છે, ત્યારે સસારરૂપી તુષાર પોતાની મેળે જ નષ્ટ થઈ જાય છે. સર્વત્ર માત્ર અનાદિ અનત બ્રહ્મતત્ત્વ જ છે. બીજું કાંઈ પણ નથી. આ બ્રહ્મ જ શરદઋતુના નિર્મળ આકાશ સમાન ભાસે છે. સમષ્ટિ–વ્યષ્ટિભેદ એ માત્ર ભાવનામય કલ્પિત જગત છે. મન એ અસત્ અજ્ઞાનનુ જ કાર્ય (પરિણામ) હોવાથી તે પણ અસત્ જ છે. અધિષ્ઠાનસાક્ષીની સત્તાથી જ મનની સત્તા છે અને મનનું સ્ફુરણ જ જગતની ઉત્પત્તિ તથા સ્થિતિનુ કારણ છે.

'**ચતુર્થ સ્થિતિ પ્રકરણ છે:** એમા એવુ નિરૂપણ કરવામા આવ્યુ છે કે, જગતની સ્થિતિ પણ તેની ઉત્પત્તિની પેઠે ભાવનામય જ છે, માટે આ સકલ્પમય જગતનો ત્યાગ કરી સ્વસ્વરૂપમાં વિચરો. સર્વ પદાર્થોમાં સમદષ્ટિ, એ જ ચિત્તની પરમ સ્થિતિનુ કારણ છે. તેમા સ્થિતિ થવાથી મનુષ્ય પુનઃ જન્મ–મરણનો ભાગી થતો નથી 'હું કાંઈ કરતો નથી,' 'હુ આ નથી' અથવા 'હું જ સર્વ કરું છું' અને 'હું જ સર્વ છું' એમાથી કોઈ એક દષ્ટિનો આશ્રય લેવાથી મનુષ્ય સંસારથી મુક્ત થઈ જાય છે. અહંકાર ત્રણ પ્રકારના થાય છે, કાર્યરૂપ આ સપૂર્ણ બ્રહ્માડ તથા કારણરૂપ પરમાત્મા 'હું જ છુ,' મારાથી અન્ય કાંઈ જ નથી' એ પ્રથમ અહંકાર છે. આ અહકાર બધનનો હેતુ નથી. 'હુ સર્વથી પૃથક્ છુ અને વાળના અગ્રભાગના કલ્પિત સોમા ભાગ કરતાય સૂક્ષ્મ છું' એ બીજો અહંકાર છે. તે પણ બધનનો હેતુ નથી. એ ઉભય પ્રકારના અહકાર જીવન્મુક્તોને જ થાય છે. દેહાદિમાં 'અહંબુદ્ધિ' એ ત્રીજા પ્રકારનો અહકાર છે એ અહંકાર લૌકિક છે. એનો ત્યાગ કરીને પ્રથમ બે પ્રકારના અહંકારની ભાવના કરો અને પછી તે ઉભયનો પણ ત્યાગ–કે જે આપોઆપ જ થઈ જાય છે તે–કરીને પરમપદમા સ્થિત થાઓ.

'**પાંચમું ઉપશમ પ્રકરણ છે:** એમાં એવું નિરૂપણ કરવામાં આવ્યુ છે, કે '**અહમ્**' અને '**त्वम्**' '**एतत्**'નો જે પરસ્પર ભેદ જણાય છે, તે પણ કલ્પનામય જ છે. તેને નિવૃત્ત કરવાનો ઉપાય મનોનિગ્રહ છે મનના નાશથી જ પરમપદની પ્રાપ્તિ થાય છે. જ્યા સુધી ચિત્તની સત્તા છે, ત્યાં સુધી જ દુખ છે અને ચિત્તના નાશથી દુખનો પણ નાશ થઈ જાય છે જ્યા સુધી 'હું સુખી છું' 'હું દુખી છું,' એવો નિશ્ચય રહે છે, ત્યા સુધી જ મન કે જે આ સસારરૂપી વૃક્ષનું બીજ છે તે વિદ્યમાન રહે છે. જ્યારે એ મન મૈત્રી આદિ ગુણ દ્વારા શુદ્ધ વાસનાને પ્રાપ્ત કરે છે અને પછી તે વાસનાનો પણ ત્યાગ કરીને પોતાના બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, ત્યાર પછી મનનો મનોભાવ રહેતો નથી મનનો આ નાશ બે પ્રકારનો છે એક સરૂપ અને બીજો અરૂપ. જીવન્મુક્તિ પ્રાપ્ત થયા પશ્ચાત્ જ્યારે મૈત્રી આદિ ગુણો પ્રફુલ્લિત થાય છે, ત્યારે સરૂપ મનનો નાશ થાય છે, અને જે સમયે વિદ્વાન એવા પદને પ્રાપ્ત થાય છે–કે જ્યાં ગુણ, અગુણ, તેજ, તમ, દિન, રાત્રિ, સધ્યા, ઉદય, અસ્ત હર્ષ, શોક, કાંઈ પણ નથી અને જે પદ મન, વાણી અને બુદ્ધિનો વિષય નથી–તે સમયે અરૂપ મનનો નાશ થાય છે, મનોનાશ, વાસનાક્ષય અને તત્ત્વસાક્ષાત્કારથી જ પરમપદની પ્રાપ્તિ થાય છે એ ત્રણે એકબીજાના સહચારી છે યદિ વાસનાપરિત્યાગ કરવાનો પ્રયત્ન કરશો તોપણ મનનો નાશ થશે, અને મનના નાશથી તત્ત્વસાક્ષાત્કાર થશે. જ્યા સુધી મનનો નાશ થતો નથી, ત્યા સુધી વાસનાક્ષય થતો નથી અને જ્યાં સુધી વાસનાક્ષય થતો નથી, ત્યા સુધી સાક્ષાત્કાર થતો નથી. જેણે સદ્-વિચારથી ચિત્તને જીતી લીધું હોય, તેણે જન્મ સફળ કરી લીધો છે એમ સમજવુ. તેને આધિ, વ્યાધિ અને વિષયો કિંચિત્ પણ દુખદાયક થતા નથી. જેણે સર્વ સકલ્પોની સીમારૂપી જે પરમપદ, તેમાં વિશ્રાંતિ પ્રાપ્ત કરી છે, તે મેરુને પણ તૃણ સમાન ગણે છે. સગ (આસક્તિ) જ અનર્થોનુ કારણ છે, સગ જ

સંસારનું કારણ છે. સંગ જ આશાનું કારણ છે અને સંગ જ આપત્તિનું કારણ છે, માટે એ સંગનો–આસક્તિનો ત્યાગ એ જ મોક્ષ-છે; અને સંગપરિત્યાગથી જ બંધન છૂટી જાય છે. જે જ્ઞાતા છે, તે સર્વ જગતને ચિન્માત્ર જાણી અંતર્મુખ-રહીને જ જગતમાં વિચરે છે.

'છઠ્ઠું નિર્વાણ પ્રકરણ છે: એમાં એવું નિરૂપણ કરવામા આવ્યુ છે, કે જ્યારે આ જીવ આ સંસારમાં અનાદિકાળથી ભ્રમણ કરતો કરતો પોતાના પુરુષાર્થથી સર્વ વાસનાઓનો ક્ષય કરી આત્મપરાયણ થાય છે. ત્યારે તેને એવું ભાન થાય છે કે, જેમ અગ્નિથી ઉષ્ણતા, કમળથી સુગધ અથવા હિમથી શુકલતા ભિન્ન નથી; તે જ પ્રમાણે આ જગત ચેતનથી અર્થાત્ બ્રહ્મથી ભિન્ન નથી. 'હું ચિન્મય અર્થાત્ ચિત્સ્વરૂપ છું, હુ કિંચિત્માત્ર અર્થાત્ દૃશ્ય નથી, પણ આકાશ કરતાં પણ સૂક્ષ્મ છું' એવી બુદ્ધિ જ્યારે ઉદય પામે છે, ત્યારે જ સંસારનાં બધનો તૂટી જાય છે. જ્યાં સુધી આ બુદ્ધિ ઉદય પામતી નથી અને 'હુ દેહ છુ' એવી બુદ્ધિ રહે છે, ત્યાં સુધી સંસારબધનથી મુક્તિ મળતી નથી પરમ પદની પ્રાપ્તિ કાંઈ માત્ર શાસ્ત્રાભ્યાસથી કે ગુરુથી જ થઈ શકતી નથી; કિંતુ (તે તો માત્ર બાહ્ય સાધન જ હોઈને) કેવળ આપણી પોતાની અંતરશુદ્ધિ અને શુદ્ધબુદ્ધિથી જ પરમપદને પ્રાપ્ત થવાય છે. 'મારાથી ભિન્ન કોઈ પણ 'વસ્તુ નથી' 'આ સંસારચક્ર કે જે અનાદિ કાળથી ચાલી રહ્યું છે, તે વાસ્તવમા બ્રહ્મથી અર્થાત્ મારા સ્વરૂપથી ભિન્ન નથી' એવું જે જ્ઞાન તે જ માત્ર પરમ પદ છે, અન્ય કાંઈ પણ નથી. આવા જ્ઞાનનો ઉદય થવાથી જ '**अहम्**' '**मम**' '**कार्य**' '**कारण**' આદિ સર્વ અભિમાનનો ત્યાગ થઈ શરીર વિદ્યમાન હોવા છતા પણ જીવન્મુક્તિનું સુખ ભોગવીને જ્ઞાની પુરુષ વિદેહકૈવલ્યને પ્રાપ્ત થાય છે. આ પ્રકરણની અધિક વ્યાખ્યા દ્વિતીય ભાગમાં કરીશું.

'આ ગ્રંથના સંબંધમાં ઘણાને એવી શંકા ઉત્પન્ન થાય છે કે, એ વાલ્મીકિમુનિપ્રણીત નથી; કેમ કે એમાં બૌદ્ધ તથા અર્હંત મતનું પ્રસંગવશાત્ વર્ણન કરવામાં આવ્યું છે; તેમ જ ભગવદ્ગીતાનુ પણ સંક્ષેપમાં નિરૂપણ કરવામાં આવ્યું છે અને એ બૌદ્ધ તથા અર્હંત મત અને ભગવદ્ગીતા તો વાલ્મીકિજીના સમય પછીનાં છે. વળી આ ગ્રંથની રચના પણ આદિકવિની રચના સમાન પ્રતીત થતી નથી. એનો ઉત્તર માત્ર એટલો જ આપી શકાય છે કે, આ ગ્રંથ વાલ્મીકિજીનો રચેલો હો યા ન હો પરંતુ એટલું તો નક્કી જ છે કે વેદાંતના સર્વ ગ્રંથોમાં શિરોમણિ તો આ જ ગ્રંથ છે; અને કોઈ પણ મુમુક્ષુ એની ઉપેક્ષા કરી શકતો નથી. વિદ્યારણ્યસ્વામીએ પોતાના જીવન્મુક્તિ–વિવેકમા એનો પરમ ગૌરવ સહિત સ્વીકાર કર્યો છે અને મહાભારતના ટીકાકાર શ્રીનીલકંઠજીએ પણ સ્થળેસ્થળે એનો મહિમા ગાયો છે.

'આ ગ્રંથનો આશય દૃષ્ટિ–સૃષ્ટિવાદ છે, અર્થાત્ દૃષ્ટિ(વૃત્તિ)થી જ સૃષ્ટિ છે, એમ એ પ્રતિપાદન કરે છે. આ વાદ શ્રીનીલકંઠજીએ મહાભારતથી સિદ્ધ કર્યો છે અને યુરોપમા પણ વર્તમાન સમયમાં જર્મનીના મહાન વિદ્વાન કેન્ટ તથા તેના અનુયાયીઓનો એ જ સિદ્ધાંત છે, માટે યોગવાસિષ્ઠ પ્રાચીન ઋષિઓ ઉપરાત આધુનિક વિદ્વાનોના સિદ્ધાંતને પણ સર્વથા અનુકૂળ છે. એનો અંગ્રેજી ભાષાનુવાદ કલકત્તાનિવાસી શ્રીયુત બિહારીલાલ મિત્રે મહાપરિશ્રમ કરીને છપાવ્યો છે.'

'વર્તમાન સમયમાં પણ આ ગ્રંથ મુમુક્ષુઓને લાભદાયક છે. પૂર્વે આ ગ્રંથ સંસ્કૃત ટીકા સહિત મુંબઈમાં ગણપત કૃષ્ણાજીના યત્રાલયમા છપાયો હતો. દોઢસો વર્ષ પૂર્વે પતિયાલાના અધિપતિ શ્રીયુત સાહિબ-સિંહજીની બે ભગિનીઓ વિધવા થઈ હતી, તેમને તેમણે મહાત્માશ્રી રામપ્રસાદ નિરંજન દ્વારા યોગવાસિષ્ઠની કથા સભળાવી હતી. આ કથાને બે ગુપ્ત લેખકો પંજાબી ભાષામા લખતા ગયા. એ ગ્રંથ યોગવાસિષ્ઠના નામથી સંવત ૧૯૨૨માં પંજાબી ભાષામા છપાયો. તત્પશ્ચાત્ એ ગ્રંથ લખનૌમાં પંજાબીમાંથી હિંદી ભાષામા અનુવાદિત થઈને છપાયો, પરંતુ એ ઉભય અનુવાદો પૂર્ણ નથી. ઘણા સ્થાનોમાં અધ્યાયના અધ્યાય છોડી દેવામા આવ્યા છે અને અનેક સ્થાનોમા મૂળ અર્થ પણ મળતો નથી; એટલા માટે મને સંકલ્પ થયો કે, આ અપૂર્વ ગ્રંથને શુદ્ધ અને સરળ ભાષાનુવાદ સહિત છપાવું તો ઠીક × × × × × × ×

'આશા છે કે, જેમ શ્રીરામચંદ્રજીએ શ્રીવસિષ્ઠજીના ઉપદેશ દ્વારા સંસારનાં સર્વ કાર્ય કરતા રહેવા છતાં જીવન્મુક્તિના સુખનો અનુભવ કર્યો અને વિદેહકૈવલ્યને પ્રાપ્ત થયા, તેવો જ લાભ આ ગ્રંથના પઠનથી જિજ્ઞાસુ અધિકારીજનો પણ પ્રાપ્ત કરશે.'

–विद्वज्जनो का सेवक–वैजनाथ

અહીં સુધી શ્રીમાન બૈજનાથજીની પ્રસ્તાવના આપ્યા પછી, હવે અત્ર તરફથી એ બીજી આવૃત્તિમાં સદ્‌ગત ભિક્ષુ અખંડાનંદજીએ આપેલી બીજી વધુ હકીકત પણ ઉતારીશું કે:—

'આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર સર્વથી પ્રથમ તૈયાર કરવાનું માન મુંબઈ વેદધર્મસભાના અગ્રણી સ્વર્ગસ્થ દેશપ્રસિદ્ધ વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામે પ્રાપ્ત કર્યું છે. આ ગ્રંથ ઉપરાંત શ્રીમદ્ ભાગવત તથા ભગવતી ભાગવત જેવા અતિવિસ્તૃત ગ્રંથોનાં ભાષાંતરો કરાવીને તથા છપાવીને ગુર્જર પાઠકવર્ગ પર તેમણે જે મહદ્ ઉપકાર કર્યો છે તે, તે સમયના સંયોગોની કલ્પના કરનાર સહજમાં સમજી શકે તેમ છે. તેમનો એ ઉપકાર ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે

'આવો મોટો ગ્રંથ બહુ નાના અક્ષરોમાં છપાવવાથી તેના કદમાં અને તેથી ખર્ચ તેમ જ મૂલ્યમાં પણ શુમારે ચોથા ભાગ જેટલો ઘટાડો થઈ શકીને તે રૂ. ૧૮) ને બદલે રૂ ૧૨॥ જેટલું મૂલ્ય વેદધર્મસભા રાખી શકત, પણ તે છતાંયે તેનું જે કદ અને વજન અવશેષ રહે, તે જોતાં ઝીણા અક્ષરોને લીધે વાચનારને કાં તો ખૂબ ચક્ષુઓ તાણવા પડત, કે કાં તો હાથ વડે ચક્ષુ સુધી ઊંચકી રાખવાનું કષ્ટ વેઠવું પડત, એ તો સ્પષ્ટ જ હતું. આવું કષ્ટ પાઠકવર્ગને ઉઠાવવું ન પડે તે માટે જ વેદધર્મસભાએ આવા ગ્રંથો દૂરથી વાચવા ફાવે તેવા મોટા ટાઇપમાં છપાવ્યા હોવા જોઈએ યદ્યપિ વેદધર્મસભાએ આ ગ્રંથનું મૂલ્ય રૂા ૧૮) રાખ્યું હતું, પરંતુ તે સમયે ભાષાંતર ઇત્યાદિ ખાતે જે મોટો ખર્ચ એ સભાને કરવો પડેલો. તેમ જ વધારો પડે તેમાંથી વિદ્યાર્થીઓ ઇત્યાદિને સહાય કરવાનો પરોપકારક હેતુ રાખેલો, તે જોતાં એ સભાના ચાલકોની નિઃસ્વાર્થબુદ્ધિ પ્રત્યેનું આપણું માન લેશ પણ ઓછું થાય તેમ નથી. વેદધર્મસભાએ આ ગ્રંથની પ્રસિદ્ધિનું કાર્ય સંવત ૧૯૪૩ના વર્ષથી શરૂ કરીને સં. ૧૯૪૯ કે ૫૦માં પૂર્ણ કર્યું હતું.

'વેદધર્મસભા તરફથી આવા ગ્રંથોની પુનરાવૃત્તિઓ કાઢવાનું લાંબા સમયથી બંધ પડવા છતાં એ સભાના સંબંધમાં આ વાત મુબારકબાદી આપવા યોગ્ય છે કે, જે લોકહિતની વૃત્તિથી એ સભાએ શ્રીમદ્ ભાગવત, ભગવતી ભાગવત, યોગવાસિષ્ઠ ઇત્યાદિ મહાન ગ્રંથોનાં ભાષાંતર કરાવી છપાવ્યા હતા તેનો ઉપયોગ પણ છેવટે તેવા જ હેતુવાળી એક સંસ્થાના હાથે થાય છે, અને પ્રથમ કરતાં માત્ર ત્રીજા ભાગના જ મૂલ્યે તેની પુનરાવૃત્તિઓ નીકળીને જનસમાજના હક્કમાં અધિક પ્રચાર દ્વારા પણ અધિક ઉપકારક થાય છે.'

આ ગ્રંથની પહેલી આવૃત્તિ સંવત ૧૯૪૩માં રૂપિયા ૧૮)ની કિંમતે વેદધર્મસભા—મુંબઈ તરફથી પ્રસિદ્ધ થઈ હતી એ પછી તેની બીજી આવૃત્તિ સંવત ૧૯૭૧માં એ સભાની પરવાનગીથી બન્ને ભાગના રૂા. ૫) (અને એક ભાગના રૂા ૩) થી પ્રસિદ્ધ થઈ હતી તે પછી તેની ત્રીજી આવૃત્તિ સને ૧૯૧૪માં લડાઈ પછીની મોંઘવારી હોવા છતાં સંવત ૧૯૮૩માં (બન્ને ભાગના માત્ર રૂા ૧૦)ના મૂલ્યથી, પ્રસિદ્ધ થઈ હતી. તે પછી ચોથી આવૃત્તિ સને ૧૯૯૮માં ચાર ભાગમાં રૂા. ૧૨)માં પ્રસિદ્ધ થયેલી. તે પછી નવું વિશ્વયુદ્ધ થતાં શાહી, પૂઠાં કાગળો, છીંટ તથા મજૂરી વગેરે દરેક વસ્તુઓમાં મોંઘવારી ઘણી વધી ગઈ અને લડાઈ બંધ થયા છતાં હજી પણ એ મોંઘવારી ચાલુ રહી છે, આમ છતાં મૂલ્યમાં માત્ર બે રૂપિયાનો વધારો કરીને માત્ર રૂા. ૧૪) રાખ્યું છે. આગલી આવૃત્તિ ચાર ભાગમાં બંધાવેલી, આ આવૃત્તિ બે દળદાર ગ્રંથમાં બંધાવીને પ્રસિદ્ધ કરવામાં આવી છે.

રથયાત્રા<br>સંવત ૨૦૦૮

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી<br>મનુ સુબેદાર (પ્રમુખ)

# अनुक्रमाणिका



॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्रीयोगवासिष्ठ

## महारामायण

### શુદ્ધ ગુજરાતી ભાષાંતર

**भाग १लो**





॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्रीयोगवासिष्ठ महारामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## १–वैराग्य–प्रकरण

### सर्ग १ लो*

### વાલ્મીકિ તથા અરિષ્ટનેમિનો સંવાદ

**यतः सर्वाणि भूतानि प्रतिभांति स्थितानि च।**
**यत्रैवोपशमं यांति तस्मै सत्यात्मने नमः ॥ १ ॥**

જેની સત્તાથી સઘળા ભૂત–ભૌતિક પદાર્થો સત્તા પામીને પ્રકટ થયા છે, જેની સત્તાથી જ તે સ્થિતિકાળમાં સ્થિતિ ભોગવે છે અને જેની જ સત્તા રહેતાં પ્રલયકાળમાં જેને વિશે લય પામે છે, તે સત્યસ્વરૂપ પરમાત્માને હું પ્રણામ કરું છું.[1] જાણનાર, જાણવું અને જાણવાના વિષયરૂપ પદાર્થો, જોનાર, જોવાનું સાધન અને જોવાના વિષયરૂપ પદાર્થો, તેમ જ કરનાર, ક્રિયા અને ક્રિયા ઉત્પન્ન કરવાનું નિમિત્ત–એ સઘળાં જેની સત્તાથી જ થયાં છે, તે જ્ઞાનસ્વરૂપ પરમાત્માને હું પ્રણામ કરુ છું.[2] જેમાંથી સઘળા બ્રહ્માંડની અંદર આનંદના કણો સ્ફુરે છે અને જે સઘળાઓના મૂળતત્ત્વરૂપ છે, તે

* આ પહેલા સર્ગમાં અપ્સરાના તથા દેવદૂતના અને અરિષ્ટનેમિ રાજાના તથા વાલ્મીકિના સંવાદનો ઉપક્રમ કહેવાશે.

સચ્ચિદાનંદરૂપ પરમાત્માને હું પ્રણામ કરું છું.[3]

સુતીક્ષ્ણ નામનો એક બ્રાહ્મણ હતો. તેનું મન સંશયથી વ્યાકુળ થઈ ગયું હતું. તે અગસ્તિમુનિને આશ્રમે ગયો અને તેમને આદરપૂર્વક આ પ્રમાણે પૂછવા લાગ્યો.[4]

**સુતીક્ષ્ણ બોલ્યો :** હે ભગવન્! હે ધર્મનાં તત્ત્વોને જાણનારા! હે સઘળાં શાસ્ત્રોમાં નિશ્ચયવાળા! મને એક મોટો સંશય છે, માટે આપ કૃપા કરી તેનું નિવારણ કરો.[5] મોક્ષનું સાધન શું કર્મ છે, શું જ્ઞાન છે, કે એ બન્ને છે? આપ આ વિષયમાં પૂર્ણ નિશ્ચય કરીને એ ત્રણમાંથી એક કહો.[6]

**અગસ્તિ બોલ્યા :** આકાશમાં જેમ પક્ષીઓની ગતિ બન્ને પાંખોથી જ થાય છે, તેમ જ્ઞાન અને કર્મ એ બન્ને સાધનથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે. એકલા કર્મથી કે એકલા જ્ઞાનથી મોક્ષ થતો નથી, પણ બન્નેથી મોક્ષ થાય છે આથી જ્ઞાન અને કર્મ એ બન્ને મોક્ષનાં સાધન છે, એમ મહાત્માઓ જાણે છે. (કર્મ ચિત્તશુદ્ધિ દ્વારા પરંપરાથી મોક્ષનું સાધન છે અને ચિત્તશુદ્ધિ થયા પછી કર્મની અપેક્ષા નહિ રાખતાં કર્મત્યાગપૂર્વક એકલું જ્ઞાન જ મોક્ષનું સાક્ષાત્ સાધન છે.)[7-8] આ વિષયમાં પૂર્વે થયેલો એક ઇતિહાસ હું તારી પાસે કહું છું. પૂર્વે 'કારુણ્ય' નામનો એક વેદ ભણેલો બ્રાહ્મણ હતો.[9] તે અગ્નિવેશ્યનો પુત્ર હતો અને ગુરુને ઘેર રહી વિદ્યા ભણ્યો હતો. એ બ્રાહ્મણ વિદ્યા ભણીને વેદ તથા વેદનાં અંગોનો પાર પામી પાછો ઘેર આવ્યો હતો.[10] પણ ત્યાં મનમાં સંશય પડી જવાને લીધે તે વર્ણાશ્રમનાં કર્મો કરતો નહોતો અને ચુપચુપ થઈને બેસી રહેતો હતો. આમ પુત્રને કર્મ નહિ કરતો અને નિંદા યોગ્ય થયેલો જોઈને તેના પિતા અગ્નિવેશ્યે તેને તેના હિતને સારુ આ પ્રમાણે કહ્યું.[11]

**અગ્નિવેશ્ય બોલ્યા :** હે પુત્ર! તું તારા કર્મનું કેમ પાલન કરતો નથી? કહે, તું કર્મોમાં લાગ્યા વિના શી રીતે સિદ્ધિ પામીશ? અને કર્મોથી અટકવાનું શું કારણ છે, તે પણ કહે.[12-13]

**કારુણ્ય બોલ્યો :** જીવતાં સુધી અગ્નિહોત્ર હોમવું અને નિત્ય સંધ્યોપાસન કરવું, એ પ્રવૃત્તિરૂપ ધર્મ શ્રુતિએ અને સ્મૃતિએ કહેલો છે.[14] ત્યારે બીજી શ્રુતિ એમ કહે છે, કે 'ધનથી, કર્મથી કે પ્રજા ઉત્પન્ન કરવાથી મોક્ષ થતો નથી, પણ કેવળ ત્યાગથી જ મોક્ષ થાય છે અને એ પ્રમાણે ત્યાગ કરવાથી જ કેટલાક સંન્યાસીઓ મોક્ષ પામ્યા છે.[15] તો, હે પિતા! આ બે શ્રુતિઓના ભિન્ન ભિન્ન મતમાં 'મારે શું કરવું?' આ પ્રકારનો સંદેહ પડવાને લીધે હું કર્મથી અટકી બેઠો છું.[16]

**અગસ્તિ બોલ્યા :** હે સુતીક્ષ્ણ! એટલું બોલીને કારુણ્ય ચૂપ થઈ ગયો. આમ મૌન થયેલા પુત્રને જોઈને અગ્નિવેશ્યે તેને ફરી વાર નીચે પ્રમાણે કહ્યું.[17]

**અગ્નિવેશ્ય બોલ્યા :** હે પુત્ર! તું એક કથા સાંભળ. પછી તે કથાનું સઘળું તાત્પર્ય મારી પાસેથી હૃદયમાં ધારીને તું તારી ઇચ્છામાં આવે તેમ કરજે.[18] મોહનાં મંડળોથી ઘેરાયેલું હિમાલયનું એક શિખર છે. તેમાં કામદેવથી તપેલી કિન્નરીઓ કિન્નરોની સાથે રમણ કરે છે અને મહાપાપોના સમૂહનો નાશ કરનારો ગંગાજીનો પ્રવાહ ચાલ્યો જાય છે. ત્યાં 'સુરુચિ' નામની કોઈ અપ્સરાઓના વર્ગમાં ઉત્તમ સ્ત્રી બેઠી હતી. તેણે ઇંદ્રના એક દૂતને અંતરિક્ષમાં જતાં દીઠો. મહાભાગ્યશાળી અને અપ્સરાઓમાં ઉત્તમ તે સુરુચિએ તે દૂતને આ પ્રમાણે પૂછયું.[19-21]

**સુરુચિ બોલી :** હે દેવના દૂત! હે મહાભાગ્યશાળી! તું ક્યાંથી આવે છે અને તારે હવે ક્યાં જવું છે,* એ સઘળું કૃપા કરીને કહે.[22]

* તું ઉપાધિને લીધે જીવરૂપ થઈને અહીં ક્યાંથી

**દેવદૂત બોલ્યો :** હે સુંદરી ! તેં બહુ સારું પૂછ્યું. હું તને સઘળી વાત કહું છું. 'અરિષ્ટનેમિ,' નામનો ધર્માત્મા રાજર્ષિ પોતાને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પુત્રને રાજ્ય આપી દઈને તપ કરવા સારુ વનમાં આવ્યો છે અને તે ગંધમાદન પર્વતમાં તપ કરે છે. તેની પાસે મારે કામ હતું. તે કરીને અત્યારે હું ત્યાંથી આવું છું અને હવે તે વૃત્તાંતનું નિવેદન કરવા સારુ હું દેવરાજ ઇંદ્રની પાસે જાઉં છું.[૨૩–૨૫]

**અપ્સરા બોલી :** હે પ્રભુ! ત્યાં શી વાત થઈ હતી તે મને કહો, હું વિનયભાવે તમને પૂછવા ઇચ્છું છું. આથી તમારે જવાની ઉતાવળ કરવી જોઈએ નહિ.[૨૬]

**દેવદૂત બોલ્યો :** હે ભદ્રા ! સાંભળ, હું તને તે બનાવ વિષે વિસ્તારથી અને યથાર્થ રીતે કહું છું. હે સુંદર ભ્રૂકુટીવાળી સુંદરી ! અરિષ્ટનેમિ રાજા ત્યાં વનમાં દુષ્કર તપ આચરી રહ્યા છે એ જાણીને દેવરાજ ઇંદ્રે મને આ પ્રમાણે આજ્ઞા આપી હતી: 'હે દૂત ! અપ્સરાઓનાં ટોળાંવાળું, અનેક વાદિત્રો વડે શોભી રહેલું અને ગંધર્વો, સિદ્ધો, યક્ષો તથા કિન્નરો આદિથી દીપી રહેલું એ વિમાન લઈને તેમ જ સાથે બીજાં પણ તાલ, વેણુ અને મૃદંગ આદિ લઈને ત્યાં જા, હે દૂત ! અનેક પ્રકારનાં વૃક્ષોથી ઘેરાયેલા તે 'ગંધમાદન' નામના શુભ પર્વત ઉપર જા અને એ અરિષ્ટનેમિ રાજાને વિમાનમાં બેસાડી તેને સ્વર્ગનાં સુખ ભોગવવા માટે આ અમરાવતી નગરમાં તેડી લાવ.'[૨૭–૩૧] ઇંદ્રની એ પ્રમાણે આજ્ઞા થતાં, હું સઘળી સામગ્રીઓવાળું તે વિમાન લઈને ગંધમાદન પર્વત ઉપર ગયો.[૩૨] તે પર્વત ઉપર જઈ આવી હું એ રાજર્ષિ અરિષ્ટનેમિના આશ્રમમાં ગયો અને તેને મેં ઇંદ્રની સઘળી આજ્ઞા કહી જણાવી.[૩૩] હે શુભા ! મારું આ વચન સાંભળીને તે રાજા સંશયમાં પડ્યો અને આ પ્રમાણે બોલ્યો:

**રાજા બોલ્યો :** હે દૂત ! હું તને કાંઈક પૂછવા ઇચ્છું, તો તારે તેનો ઉત્તર દેવો જોઈએ.[૩૪] સ્વર્ગલોકમાં શા શા ગુણ અને શા શા દોષ છે, તે તું મને કહે. એ સ્થિતિ જાણ્યા પછી હું મને ગમશે તેમ કરીશ.[૩૫]

**દૂત બોલ્યો :** સ્વર્ગમાં પુણ્યની સામગ્રી અનુસાર ઉત્તમ સુખ ભોગવવા મળે છે. ઉત્તમ પુણ્ય કર્યું હોય તો ઉત્તમ સુખ મળે છે, મધ્યમ પુણ્ય કર્યું હોય તો મધ્યમ સુખ મળે છે અને કનિષ્ઠ પુણ્ય કર્યું હોય તો કનિષ્ઠ સુખ મળે છે. આમાં ફેરફાર થતો જ નથી. પણ પુણ્ય પહોંચતાં હોય ત્યાં સુધી જ સ્વર્ગમાં રહેવાય છે. ત્યાં પરાયાનો ઉત્કર્ષ ખમી શકાતો નથી, પોતાથી ઉત્તમ તથા સમાન એવા લોકોની સાથે સ્પર્ધા રહ્યા કરે છે અને પોતાથી ઓછા સુખવાળા લોકોને જોઈને સંતોષ લેવાય છે. પછી પુણ્યો ખૂટી જાય છે, ત્યારે (જો સારાં કર્મો શેષ રહ્યાં હોય છે તો) તે જીવો મનુષ્યનો આ અવતાર પામે છે. હે રાજન્ ! એવા અને એવી જાતના બીજા પણ કેટલાએક ગુણો* તથા દોષો÷ સ્વર્ગલોકમાં છે.[૩૬–૩૯] હે ભદ્રા ! આ સાંભળીને તે રાજા બોલ્યો:

**રાજા બોલ્યો :** હે દેવદૂત ! આવાં ફળવાળા સ્વર્ગને હું ઇચ્છતો નથી.[૪૦] સર્પ જેમ જૂની કાંચળીને છોડી દે છે, તેમ હું તો હવે મહાઉગ્ર તપ કરીને આ અશુદ્ધ શરીરને છોડી દઈશ. (તપથી પાપકર્મનો સમૂળ નાશ થઈ જશે અને પુણ્યો રાગ નહિ હોવાને લીધે બીજો જન્મ આપી

આવે છે અને ઉપાધિ દૂર થતાં પાછો ક્યાં જશે? એવો અભિપ્રાય પણ આ પ્રશ્નમાંથી નીકળે છે.

* મનુષ્યોના કરતાં વિશેષ સ્વતંત્રતા, ઇચ્છાનો અભિઘાત ન થવો, સર્વદા યુવાવસ્થા રહેવી અને શરીરની નીરોગી સ્થિતિ ઇત્યાદિ ગુણો.

÷ મરણનું જ્ઞાન હોવાથી થતો ભય ઇત્યાદિ દોષો.

શકશે નહિ; માટે આ દેહ પડી જતાં જ મને મોક્ષ થશે.)[૪૧] હે દેવદૂત! તું જેમ આવ્યો છે, તેમ જ પાછો ઇંદ્રની પાસે આ વિમાન લઈને ચાલ્યો જા. હું તને પ્રણામ કરું છું.[૪૨]

**દેવદૂત બોલ્યો:** હે ભદ્રા! રાજાએ આ પ્રમાણે કહ્યું, એટલે હું એ વૃત્તાંતનું નિવેદન કરવા માટે ઇંદ્રની સભામાં ગયો. ત્યાં મારી સંપૂર્ણ વાત સાંભળીને સભામાં બેઠેલા લોકોને મોટું આશ્ચર્ય થયું.[૪૩] ફરીથી ઇંદ્રે મને કોમળ અને મધુર વાણીમાં કહ્યું.

**ઇંદ્ર બોલ્યો:** હે દૂત! તું ત્યાં ફરીથી જા અને તે વૈરાગ્યવાન રાજાને આત્મસ્વરૂપનો બોધ કરાવવા માટે એને તત્ત્વવેત્તા વાલ્મીકિમુનિના આશ્રમે તેડી જા. મહર્ષિ વાલ્મીકિને તું મારો આ સંદેશો કહેજે, કે[૪૪-૪૫] 'હે મહર્ષિ! આ વૈરાગ્યવાન અને નમ્રતાવાળો રાજા સ્વર્ગને ઇચ્છતો નથી, તો હે મહામુનિ! તમે તેને આત્મજ્ઞાન આપો.[૪૬] એટલે સંસારનાં દુઃખોથી કાયર થયેલો આ રાજા ક્રમપૂર્વક મોક્ષ પામશે.' આ પ્રમાણે આજ્ઞા કરીને ઇંદ્રે મને પાછો તે રાજર્ષિ પાસે મોકલ્યો. આમ હું ફરી ત્યાં ગયો અને ત્યાંથી રાજાને તેડી જઈને વાલ્મીકિની પાસે ગયો અને ત્યાં વાલ્મીકિને મેં કહ્યું: 'આ રાજાને ઇંદ્રે આપની પાસે મોકલ્યો છે અને એને આત્મજ્ઞાન આપવાની આપને ભલામણ કરી છે.' પછી વાલ્મીકિએ ઘણી પ્રીતિપૂર્વક તે રાજાને પુત્રાદિકના કુશળ-સમાચાર પૂછ્યા અને તેના આરોગ્યની ખબર કાઢી.[૪૭-૪૯]

**રાજા બોલ્યો:** હે ભગવન્! હે ધર્મના તત્ત્વને જાણનારા! હે બ્રહ્મવેત્તા! હે વિદ્વાનોમાં શ્રેષ્ઠ! હું આપની કૃપાદૃષ્ટિથી કૃતાર્થ થયો છું અને એ જ મારું કુશળ છે.[૫૦] હે ભગવન્! હું જે પૂછવા ઇચ્છું તેનો આપ મને નિર્વિઘ્ને ઉત્તર આપો. (બીજાને આવા કામમાં દેવતાઓ ઘણાં વિઘ્નો કરે છે, પણ મને તો દેવતાઓના રાજાએ જ મોકલ્યો છે. માટે મારા કામમાં વિઘ્ન થશે નહિ; એ ભાવાર્થ છે.) હું શી રીતે સંસારરૂપ બંધનથી થતાં દુઃખોની પીડામાંથી છૂટો થાઉં? તે આપ મને કહો.[૫૧]

**વાલ્મીકિ બોલ્યા:** હે રાજન્! સાંભળ, હું તને સમગ્ર રામાયણ કહું છું, તે સાંભળીને તથા યત્નપૂર્વક તેને મનમાં ધારણ કરીને તું જીવન્મુક્ત થઈશ.[૫૨] હે રાજેન્દ્ર! મને પરબ્રહ્મના સાચા સ્વરૂપનું જ્ઞાન છે. તો હે જ્ઞાની! હું તને વસિષ્ઠ અને રામના સંવાદરૂપે÷ થયેલી મોક્ષના ઉપાયોવાળી શુભ કથા કહું છું, તે તું સાંભળ.[૫૩]

**રાજા બોલ્યો:** એ રામ કોણ હતા? કેવા હતા? કોના પુત્ર હતા! એ કોઈ બંધનમાં પડેલ સાધારણ જીવરૂપ હતા કે સર્વદા મુક્તરૂપ વિષ્ણુ-નો અવતાર કહેવાય છે તે હતા? હે શ્રેષ્ઠ તત્ત્વ-વેત્તા! એ સર્વ વાત મને નિશ્ચયપૂર્વક કહો.[૫૪]

**વાલ્મીકિ બોલ્યા:** રાજાનું સ્વરૂપ ધારણ કરનારા એ રામ પોતે વિષ્ણુ હતા, તોપણ તે પ્રભુ શાપને બહાને (પોતાના ભક્તલોકોનાં વચ-નોને સાચાં કરવા સારુ) પોતે જ અજ્ઞાનનો સ્વીકાર કરીને અલ્પજ્ઞ થયા હતા.[૫૫]

**રાજા બોલ્યો:** ચિદાનંદસ્વરૂપ અને મૂર્તિ-માન ચૈતન્ય એવા એ રામને શાપ મળવાનું કારણ શું? એમને કોણે શાપ આપ્યો હતો? આ આપ મને કહો.[૫૬]

**વાલ્મીકિ બોલ્યા:** એક વાર નિષ્કામ સનત્કુમાર બ્રહ્માની સભામાં બેઠા હતા. ત્યાં ત્રૈલો-ક્યના અધિપતિ મહાસમર્થ વિષ્ણુ વૈકુંઠમાંથી આવ્યા.[૫૭] બ્રહ્માએ અને બીજા પણ સત્યલોકના રહેવાસીઓએ ત્યાં વિષ્ણુની પૂજા કરી, એક

÷ વસિષ્ઠે રામચંદ્રજીને બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિના ઉપાય-રૂપ યોગ આ ગ્રંથમાં કહ્યો છે; માટે આ ગ્રંથનું નામ 'યોગવાસિષ્ઠ મહારામાયણ' છે.

સનત્કુમારે જ તેમની પૂજા કરી નહિ. એ જોઈને વિષ્ણુપ્રભુએ તેમને કહ્યું: કે ૫૮ 'હે સનત્કુમાર! તમે અભિમાનને લીધે નિઃસ્પૃહપણાનો ડોળ રાખીને અક્કડ રહો છો, એટલા માટે તમે હવે કામનાઓથી ઘેરાયેલા શરજન્મા† થશો.' ૫૯ ત્યારે સનત્કુમારે પણ વિષ્ણુને શાપ દીધો, કે 'તમારામાં જે સર્વજ્ઞપણું છે, તેને છોડીને તમે પણ કેટલાક કાળ સુધી અજ્ઞાની થશો.' ૬૦ વળી (વિષ્ણુને હાથે) પોતાની ભાર્યાને હણાયેલી જોઈને, ક્રોધથી મૂર્છિત થયેલા ભૃગુઋષિએ પણ વિષ્ણુને શાપ દીધો હતો, કે 'હે વિષ્ણુ! તમને પણ તમારી સ્ત્રીનો વિયોગ થશે.' ૬૧ તેમ જ જલંધરની સ્ત્રી વૃંદાએ પણ વિષ્ણુને શાપ આપ્યો હતો, કે 'તમે છળ કરીને મારા પતિવ્રતપણાનો ભંગ કર્યો છે, એટલા માટે તમે મારા શાપથી સ્ત્રીનો વિયોગ પામશો.' ૬૨ દેવદત્ત નામના બ્રાહ્મણની સ્ત્રી પયોષ્ણી નદીને કાંઠે બેઠી હતી, તે નૃસિંહરૂપધારી વિષ્ણુને જોઈને મરી ગઈ હતી. તેથી સ્ત્રીના વિયોગથી દુઃખાતુર થયેલા તે દેવદત્તે એ નરહરિને શાપ દીધો હતો, કે 'હે વિષ્ણુ! તમને પણ તમારી સ્ત્રીનો વિયોગ થશે.' ૬૪ આ પ્રમાણે વિષ્ણુને સનત્કુમારે, ભૃગુઋષિએ, વૃંદાએ અને દેવદત્તે શાપ આપ્યા હતા તેથી તે વિષ્ણુ મનુષ્યરૂપે અવતર્યા હતા. ૬૫ હે અરિષ્ટનેમિ રાજા! આ પ્રમાણે શાપનાં મિષ થવાનાં સઘળાં કારણો મેં કહ્યાં. હવે હું મોક્ષના સાધનરૂપ એવું સંપૂર્ણ રામાયણ કહું છું, તે એકાગ્ર બુદ્ધિથી સાંભળ. ૬૬

एतत्ते कथितं सर्व शापव्याजस्य कारणम् ।
इदानीं वच्मि तत्सर्वं सावधानमतिः शृणु ॥६६॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'સૂત્રપાતનક*' એ નામનો સર્ગ ૧લો સમાપ્ત**

† શર(બરુ)ના વનમાં જેમનો જન્મ થયો હતો એવા કાર્તિકસ્વામી.

* દોરી છાંટવી.

# સર્ગ ૨ જો+

## અધિકારી, ગ્રંથરચના અને જીવન્મુક્તની સ્થિતિ

वाल्मीकि उवाच

दिवि भूमौ तथाऽऽकाशे बहिरन्तश्च मे विभुः ।
यो विभात्यवभासात्मा तस्मै सर्वात्मने नमः ॥१॥

વાલ્મીકિ બોલ્યા : જે અખંડ પ્રકાશરૂપ પરમાત્મા મને સ્વર્ગમાં, ભૂમિમાં, આકાશમાં, બહાર તેમ જ શરીરની અંદર પણ ભાસે છે, તે સર્વના સ્વરૂપભૂત પરમાત્માને હું નમન કરું છું.૧

આ શાસ્ત્રમાં અત્યંત અજ્ઞાની કે અત્યંત જ્ઞાની અધિકારી નથી, પણ જે પુરુષને 'હું આ સંસારમાં બંધાયો છું અને જ્ઞાન મળવાથી હું મુક્ત થઈશ,' એવો નિશ્ચય હોય તે જ અધિકારી છે.૨ જે વિવેકી પુરુષ પ્રથમ પૂર્વરામાયણની કથાઓનો વિચાર કરી તેમાં કહેલાં નીતિ તથા ધર્મ પ્રમાણે ચાલે છે અને ચિત્ત શુદ્ધ થયા પછી આ મોક્ષના ઉપાયરૂપ ઉત્તરરામાયણનો વિચાર કરે છે, તેને પુનર્જન્મ થતો નથી.૩ હે રિપુનાશન! પ્રથમ પૂર્વરામાયણમાં રાગ આદિ દોષોનું ઉચ્છેદન કરવામાં પ્રબળતા ધરાવનારા રામચંદ્રની કથાઓરૂપ ઉપાયો રચ્યા હતા અને સમુદ્ર જેમ યાચકને મણિ આપે, તેમ પૂર્વે મેં તે બુદ્ધિમાન અને વિનયવાળા ભરદ્વાજ નામના શિષ્યને સાવધાનપણાથી આપ્યા હતા.૪-૫ પછી તે બુદ્ધિમાન ભરદ્વાજે એ પૂર્વરામાયણરૂપ ઉપાયો મેરુ પર્વતના કોઈ ગહન ભાગમાં બ્રહ્માની આગળ બોલી દેખાડ્યા હતા.૬ એટલે લોકોના પિતામહ અને ઉદાર મનવાળા ભગવાન બ્રહ્માએ સંતોષ પામીને ભરદ્વાજને કહ્યું, કે 'હે પુત્ર! તું મારી પાસેથી

+ આ બીજા સર્ગમાં અધિકારી, કથાના ઉપાયોનો સંબંધ, બ્રહ્માની આજ્ઞાથી ગ્રંથની રચના અને જીવન્મુક્તની સ્થિતિ કહેવામાં આવશે

વર માગ.' (બ્રહ્માનું એ વચન સાંભળી ભરદ્વાજે નીચે પ્રમાણે વરદાન માગ્યું.)[૭]

**ભરદ્વાજ બોલ્યા :** હે ભગવન્ ! હે ભૂત-ભવિષ્યના સ્વામી! જે ઉપાયથી જનતા સંસાર-રૂપી દુઃખમાંથી મુક્ત થાય તે ઉપાય કહો. હમણાં તો મને એ જ વરદાન રુચે છે.[૮]

**બ્રહ્મા બોલ્યા :** હે પુત્ર ! આ વિષયમાં તું પ્રયત્નપૂર્વક તારા ગુરુ વાલ્મીકિની જ સત્વર પ્રાર્થના કર, કે 'તમે આ જે અનિંદિત રામાયણ કરવા માંડ્યું છે, તે પૂરું કરો.' એ રામાયણ પૂરું થયા પછી સાંભળવામાં આવશે, તો લોકો જે પ્રમાણે અપાર ગુણવાળા સેતુ(રામે બાંધેલા પુલ)થી સમુદ્રનો પાર પામે છે, તે પ્રમાણે મનુષ્ય અપાર ગુણવાળા એ રામાયણથી સઘળા મોહને પાર કરી જશે.[૯,૧૦]

**વાલ્મીકિ બોલ્યા :** પ્રાણીઓને ઉત્પન્ન કરનારા એ બ્રહ્મા આ પ્રમાણે ભરદ્વાજને કહીને તે ભરદ્વાજની સાથે જ મારા આશ્રમે આવ્યા.[૧૧] મેં તે દેવની તુરત અર્ધ્ય તથા પાદ્ય આદિથી પૂજા કરી. પછી મહાન સત્ત્વવાળા અને સર્વ પ્રાણીઓનું હિત કરવામાં તત્પર રહેનારા તે બ્રહ્માએ મને કહ્યું: 'હે મહામુનિ ! તમે રામના સ્વભાવનું વર્ણન કરવાને સારુ આ જે ઉત્તમ ગ્રંથ રચવા માંડ્યો છે, તે તમે કાયર થઈને વચમાંથી છોડી દેશો નહિ; તમારે તેને સમાપ્ત કરવો જ જોઈએ.[૧૧–૧૩] કારણ કે લોકો જેમ નૌકાથી ઝટ સમુદ્રને પાર કરે છે, તેમ તેઓ એ ગ્રંથથી તુરત આ સંસારરૂપી સંકટ પાર કરશે.[૧૪] હું તમને આ ભલામણ કરવા સારુ જ અહીં આવ્યો છું, માટે લોકોના હિત માટે તમે એ શાસ્ત્ર પૂરું જ કરો.' બ્રહ્માએ મને આ પ્રમાણે કહ્યું. પછી જેમ જળનો થોડી વારમાં ઊઠેલો મોટો તરંગ થોડી જ વારમાં અદૃશ્ય થઈ જાય, તેમ તે ભગવાન પણ મારા એ પવિત્ર આશ્રમમાંથી અદૃશ્ય થઈ ગયા.[૧૫,૧૬] તે સમયે મને ભારે આશ્ચર્ય થયું હતું. એટલે ભગવાન બ્રહ્મા ગયા પછી મેં ચિત્તને સ્વસ્થ કરી ભરદ્વાજને ફરી પૂછ્યું, કે[૧૭] 'હે ભરદ્વાજ ! બ્રહ્માએ મને આ શું કહ્યું, તે તું તુરત મને કહે.' મેં આ પ્રમાણે કહ્યું, ત્યારે એ ભરદ્વાજે મને ફરી નીચે પ્રમાણે કહ્યું.[૧૮]

**ભરદ્વાજ બોલ્યા :** તમે જેમ પૂર્વરામાયણ કર્યું છે, તેમ જ સર્વ લોકોના હિત માટે તમે સંસારરૂપ સમુદ્રમાંથી ઉદ્ધાર કરે એવું ઉત્તરરામાયણ પણ કરો—એમ ભગવાને આપને કહ્યું છે.[૧૯] હે ભગવન્ ! મહાત્મા રામ, ભરત, શત્રુઘ્ન, લક્ષ્મણ, યશસ્વિની સીતા અને રામને અનુસરનારા મહાબુદ્ધિમાન મંત્રીઓના પુત્રો—એ સૌ આ સંસારરૂપી સંકટમાં કેવા વ્યવહારથી વર્ત્યાં હતાં? તેઓ કેવી રીતે નિર્દુઃખપણું પામ્યાં હતાં? આપ મને આ સ્પષ્ટતાથી કહો, એટલે હું આ બીજા લોકોની સાથે તેવી સ્થિતિને પામું. હે રાજેન્દ્ર ! પછી ભરદ્વાજે મને આદર સહિત કહ્યું : 'આપ એ કથા કહો.' એટલે હું બ્રહ્માની આજ્ઞા પાળવા માટે ઉત્તરરામાયણ કહેવા લાગ્યો. હે પુત્ર ભરદ્વાજ ! હું તારા પૂછવા ઉપરથી કહું છું તે સાંભળ. તે સાંભળવાથી તું (આત્મતત્ત્વના અજ્ઞાનરૂપી) મોહને પૂરો દૂર કરી નાખીશ.[૨૦–૨૪] હે બુદ્ધિમાન ! કમળલોચન મહાશય રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, કૌશલ્યા, સુમિત્રા, સીતા, દશરથ અને રામના મિત્ર કૃતાસ્ત્ર તથા અવિરોધ, એ સૌ સુખી હતાં, છતાં અનાસક્ત મનથી વ્યવહાર કરતાં હતાં. તું પણ તે જ પ્રમાણે સઘળા વિષયોમાં અનાસક્ત બુદ્ધિથી વ્યવહાર કર. બોધનો પાર પામેલા વસિષ્ઠ તથા વામદેવ નામના બે બ્રહ્મર્ષિઓ તથા ધૃષ્ટિ, જયંત, ભાસ, સાચું બોલનારો વિજય, વિભીષણ, સુષેણ, હનુમાન અને ઇંદ્રજિત વાનર, એ આઠ મંત્રીઓ તેમ જ તેવી રીતના

બીજા મહાત્માઓ જીવન્મુક્ત હતા, ચિત્તમાં સમતાવાળા હતા, વૈરાગ્યવાળા હતા અને બહારના પ્રારબ્ધથી જે પ્રાપ્ત થાય તેને અનુસરનારા હતા.[૨૫-૨૬] હે પુત્ર! તેઓ જેમ હોમ કરતા હતા, દાન આપતા હતા, ધનાદિક ગ્રહણ કરતા હતા અને નિવાસ તથા સ્મરણ આદિ વ્યવહારોથી વર્તતા હતા, તેમ તું પણ જો વર્તીશ, તો આ સંસારરૂપી સંકટમાંથી તું મુક્ત જ થઈશ. આ અપાર સંસારરૂપી સમુદ્રમાં પડેલો હોવા છતાં પણ જે માણસ સરસ મુક્તિ મેળવી ઉત્તમ જ્ઞાનરૂપી બળને દૃઢ કરે છે, તે માણસ શોક પામતો નથી તેમ દીનતા પણ પામતો નથી. તે તો અભિમાનના તાપથી મુક્ત થઈ નિરતિશય આનંદસ્વરૂપે નિત્ય તૃપ્ત રહે છે.[૨૭-૩૧]

अपारसंसारसमुद्रपाती लब्ध्वा परां युक्तिमुदारसत्त्वः । न शोकमायाति न दैन्यमेति गतज्वरस्तिष्ठति नित्यतृप्तः ॥ ३१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'સૂત્રપાતનક' એ નામનો સર્ગ ૨જો સમાપ્ત**

## सर्ग ३जो*

## દૃશ્યબાધનો ઉપાય, વાસનાભેદનું લક્ષણ તથા રામની તીર્થયાત્રા

**भरद्वाज उवाच**

जीवन्मुक्तस्थितिं ब्रह्मन्कृत्वा राघवमादितः ।
क्रमात्कथय मे नित्यं भविष्यामि सुखी यथा ॥१

**ભરદ્વાજ બોલ્યા:** 'હે બ્રહ્મન્! પ્રથમ રામના ચરિત્રનો સંબંધ લઈને આપ અનુક્રમે મને જીવન્મુક્તની સ્થિતિ કહો; એટલે તેનું અનુસંધાન રાખીને હું સર્વદા સુખી રહીશ.[૧]

**વાલ્મીકિ બોલ્યા:** હે સાધુ! આ જગતરૂપી ભ્રમ આકાશમાં દેખાતા નીલવર્ણ જેવો છે. (જેમ આકાશમાં નીલવર્ણ સાચે જ નથી, તેમ પરબ્રહ્મ વિશે જગત પણ સાચે જ નથી, એ તો ભ્રમ છે.) કોઈ સમયે પણ તેનું પાછું સ્મરણ ન થાય એવું વિસ્મરણ થવું, એ મુક્તિનું સર્વોત્તમ લક્ષણ અને સ્વરૂપ છે, એવો મારો નિશ્ચય છે. દૃશ્યમાત્ર એકદમ અસ્તિત્વરહિત છે, એવો બોધ× થયા વિના આ વાત કોઈ સમયે પણ કોઈના અનુભવમાં આવતી નથી; અને એ બોધ, સ્વરૂપનો સાક્ષાત્કાર થયા વિના થતો નથી. એટલા માટે ઉપાયથી સ્વરૂપનો સાક્ષાત્કાર સિદ્ધ કરવો જોઈએ.[૨-૩] આ શાસ્ત્ર યથાર્થ રીતે સમજવામાં આવે તો એ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય; એટલા માટે તત્ત્વનો નિર્ણય થતાં સુધી તું આ વિસ્તીર્ણ શાસ્ત્ર સાંભળીશ તો તને એ સાક્ષાત્કાર પ્રાપ્ત થશે; તે સાંભળ્યા વિના થશે નહિ.[૪] હે નિષ્પાપ! જેમ આકાશનો નીલવર્ણ પ્રત્યક્ષ દેખાતાં છતાં પૂર્ણ વિચારથી જોતાં 'નથી જ' એમ અનુભવમાં આવે છે, તેમ આ જગતરૂપ ભ્રમ પ્રત્યક્ષ દેખાતાં છતાં પણ આ ગ્રંથના વિચારથી 'નથી જ' એમ અનુભવમાં આવે છે.[૫] 'જે દૃશ્ય પદાર્થ છે તે કાંઈ છે જ નહિ,' એવા બોધથી જો મનમાંથી દૃશ્ય પદાર્થનું માર્જન થઈ જાય, તો તેથી સ્વરૂપનો અનુભવ થતાં સર્વોત્તમ મોક્ષસુખ અવશ્ય પ્રાપ્ત થાય છે.[૬] બાકી અનાદિકાળના અજ્ઞાનથી ઘેરાયેલા અને અહીં બહિર્મુખ શાસ્ત્રોરૂપી ખાડાઓમાં લોટ્યા કરતા તમલોકોને આ ગ્રંથના અભ્યાસ વિના હજારો કલ્પો વીતતાં પણ મોક્ષસુખ મળવાનું નથી.[૭] હે બ્રહ્મન્! વાસનાઓનો સમૂળગો ત્યાગ તે જ ઉત્તમ મોક્ષ કહેવાય છે, અને તે ચિત્તશુદ્ધિ થયા પછી શ્રવણમનનાદિક નિર્મળ ક્રમથી પ્રાપ્ત થાય છે.[૮] હે બ્રહ્મન્! જેમ ઠંડી

* આ ત્રીજા સર્ગમાં દૃશ્ય પદાર્થોનો બાધ કરવાનો ઉપાય, વાસનાના ભેદનું લક્ષણ અને રામની તીર્થયાત્રા વિસ્તારથી કહેવામા આવશે.

× પ્રતીત થતા પદાર્થમા મિથ્યાપણાના સંશયવિપર્યયથી રહિત સુદૃઢ નિશ્ચય, જેમ મૃગજળ પ્રતીત થતાં છતાં વિવેકીને 'એ જળ નથી' એવો સુદૃઢ નિશ્ચય રહે છે તેમ.

પાતળી પડતાં હિમનો કણ તુરત પીગળી જાય છે, તેમ વાસના ક્ષીણ થતાં વાસનાઓના સમૂહરૂપ મન પણ તુરત જ પીગળી જાય છે.[૯] જેમ અંદર પરોવેલો ઝીણો દોરો મોતીઓના સમૂહને ધરી રાખે છે, તેમ વાસના જ આ ભૂતના સમુદાયથી બનેલા દેહને ધરી રાખે છે. એક 'શુદ્ધ' અને બીજી 'મલિન' એમ બે પ્રકારની વાસના છે. જેથી જન્મ આવે છે તે વાસનાને મલિન જાણવી અને જેથી જન્મનો નાશ થાય છે તે વાસનાને શુદ્ધ જાણવી. પ્રબળ અહંકારરૂપી માળીથી પોષાતી અને અજ્ઞાનરૂપી ખેતરમાં (વિષયોના અનુસંધાનને કારણે) ધાટી તથા અત્યંત દઢ જામતી મલિન વાસનાને પંડિતોએ પુનર્જન્મ આપનારી કહી છે.[૧૦–૧૨] જે શુદ્ધ વાસના કહી છે, તે તત્ત્વબોધમાં ઉપયોગી છે, ભૂંજેલા બીજની જેમ અંકુરરહિત છે, પુનર્જન્મ આપતી નથી અને તાત્કાલિક દેહને જ ધારણ કરે છે.[૧૩] પુનર્જન્મ ટાળનારી શુદ્ધ વાસના જીવન્મુક્ત પ્રાણીઓનાં શરીરમાં ચાકડાના ભ્રમણ પેઠે રહે છે. (જેમ કુંભારનો ચાકડો હાથથી ફેરવવાનું છોડી દીધા છતાં પણ વેગના સંસ્કારથી થોડી વાર સુધી ફર્યા કરે છે, તેમ જીવન્મુક્તનો દેહ ફર્યા કરે છે.)[૧૪] જેમની વાસના શુદ્ધ હોય, તેઓ ફરી વાર જન્મરૂપી અનર્થના પાત્ર થતા નથી. તેઓ પરમતત્ત્વને પામેલા, જીવન્મુક્ત અને મહાન બુદ્ધિમાન કહેવાય છે.[૧૫] મહામતિમાન રામ જે પ્રકારે જીવન્મુક્તિનું પદ પામ્યા હતા, તે પ્રકાર હું તારી પાસે જરા તથા મરણની શાંતિ વાસ્તે કહું છું. તું તે સાંભળ.[૧૬] હે મહાબુદ્ધિમાન ભરદ્વાજ! આ રામનો શુભ અનુક્રમ હું એવી રીતે કહીશ, કે જેથી તું સર્વદા સઘળું સમજી શકીશ.[૧૭] કમળનયન રામ (વિદ્યાભ્યાસ પૂરો થતાં) વિદ્યાશાળામાંથી નીકળીને ઘેર આવ્યા અને ત્યાં નિર્ભયપણે અનેક પ્રકારના વિનોદોથી દિવસો કાઢવા લાગ્યા.[૧૮] આ સમયે દશરથરાજા પૃથ્વીનું પાલન કરતા હતા અને સઘળી પ્રજાઓ શોકરહિત તથા સંતાપરહિત હતી.[૧૯] એવામાં કોઈ એક દિવસે ગુણશાળી રામને મનમાં અનેક તીર્થો અને પવિત્ર આશ્રમો જોવાની અત્યંત ઉત્કંઠા થઈ. તે વિચાર કરીને પિતા પાસે આવ્યા અને હંસ જેમ નવીન અને કેસરાવાળાં બે કમળોનું ગ્રહણ કરે, તેમ તેમણે પિતાનાં સુંદર અને નખોરૂપી કેસરાવાળાં બે ચરણકમળનું ગ્રહણ કરી આ પ્રમાણે વિનતિ કરીઃ[૨૦,૨૧]

**શ્રીરામ બોલ્યા:** હે પિતા! હે સ્વામી! મારા મનમાં તીર્થો, દેવમંદિરો, વનો અને ક્ષેત્રો જોવા માટે ઉત્કંઠા થઈ છે.[૨૨] માટે આ મારી પહેલી માગણી આપે સફળ કરવી જોઈએ. હે નાથ! આપે જેને માન નહિ આપ્યું હોય એવો કોઈ પણ અર્થી આ જગતમાં નથી.[૨૩] આ પ્રમાણે રામે પ્રાર્થના કરી, એટલે દશરથરાજાએ વસિષ્ઠ મુનિની સાથે વિચાર કર્યો અને રામે એ પહેલી જ માગણી કરી હતી તેથી તેમને યાત્રાએ જવાની આજ્ઞા આપી. પછી શુભ નક્ષત્રવાળે દિવસે રામચંદ્રજી લક્ષ્મણ અને શત્રુઘ્નની સાથે યાત્રામાં નીકળવા સજ્જ થયા. બ્રાહ્મણોએ તેમને સ્વસ્તિવાચન કર્યું, માતાઓએ તેમને આશીર્વાદ આપ્યા, આલિંગન કર્યાં અને તેમને શણગાર ધરાવ્યા. તેમણે પોતે પણ માંગલિક પદાર્થોથી શરીરને સુશોભિત કર્યું. ત્યાં શાસ્ત્રોને જાણનારા કેટલાક બ્રાહ્મણો વસિષ્ઠની આજ્ઞાથી તેમની સાથે આવવાને સજ્જ થયા. આમ એ બ્રાહ્મણોની સાથે તથા કેટલાક સ્નેહી રાજકુમારોની સાથે રામ તીર્થયાત્રા કરવા સારુ ઘરમાંથી બહાર નીકળ્યા. હવે તે અયોધ્યાનગરમાંથી નીકળ્યા, એટલે નગરજનો વાજિંત્ર વગાડીને તેમને માન આપવા લાગ્યા અને નગરની નારીઓ ભમરાનાં ટોળાંની જેમ ચંચળ નેણે તેમના મુખારવિંદને

પી રહી.[૨૪–૨૮] હિમાલય જેમ હિમથી ઢંકાઈ જાય, તેમ ગ્રામીણ લલનાઓના વિલોલ હસ્ત-કમળોમાંથી પડતી લાજાની વૃષ્ટિથી રામ ઢંકાઈ ગયા.[૨૯] આ પ્રમાણે ગામબહાર નીકળી રામે બ્રાહ્મણસમૂહોને દાનમાન આપી વશ કર્યા અને પ્રજાવર્ગની આશિષો સત્કારપૂર્વક સાંભળી. પછી દિશાઓના ભાગોને જોતાં જોતાં તે જુદાં જુદાં વનોમાં ફરવા લાગ્યા.[૩૦] પોતાના કોશલદેશથી માંડી માર્ગમાં કોઈ સ્થળે પણ સ્નાન, દાન, તપ અને ધ્યાન આદિ નિયમો નહિ છોડી, તેઓ અનુક્રમે પવિત્ર નદીઓનાં તીરો, વનો, ક્ષેત્રો, દેશના છેડાનાં જંગલો, સમુદ્ર તથા પર્વતોની પાસેના પ્રદેશોને જોવા લાગ્યા.[૩૧,૩૨] ચંદ્ર સમાન સ્વચ્છ જળવાળાં ભાગીરથી, કમળો જેવી નિર્મળ યમુના, સરસ્વતી, શતદ્રુ (સતલજ), ચંદ્રભાગા, ઈરાવતી, વેણી, કૃષ્ણાની સાથે મળેલી વેણી, નિર્વિંધ્યા, સરયૂ, ચર્મણ્વતી (ચંબલ), વિતસ્તા, વિપાશા, બાહુદા, પ્રયાગ, નૈમિષારણ્ય, ધર્મારણ્ય, ગયા, કાશી, શ્રીશૈલ, કેદાર, પુષ્કર, ક્રમથી પ્રાપ્ત થયેલું માનસસરોવર, ઉત્તરમાનસ, હયગ્રીવતીર્થ, અગ્નિતીર્થ, ઇંદ્રદ્યુમ્નસર નામનું મહાતીર્થ, કાર્તિકેયસ્વામી, શાલગ્રામ, વિષ્ણુ, વિષ્ણુનાં તથા સદાશિવનાં ચોસઠ સ્થાનકો, અનેક આશ્ચર્યોવાળા ચારે સમુદ્રના તટો, વિંધ્યાચળની કુંજ, મંદરાચળની કુંજ, કુલપર્વતોનાં સ્થળો, મહાન રાજર્ષિઓના આશ્રમો, બ્રહ્મર્ષિઓના આશ્રમો, દેવતાઓ તથા બ્રાહ્મણોના પવિત્ર શુભ આશ્રમો અને એ સિવાયના બીજા પણ તીર્થોના સમૂહો, સરોવરો, નદીઓ, નદો તથા ધરાઓમાં રામ પોતાના ભાઈઓની સાથે વારંવાર ફર્યા.[૩૩–૪૦] આ પ્રમાણે માનદાતા રામે પોતાના બન્ને ભાઈઓ સાથે ચારે દિશાઓના છેડા ઉપરના સર્વ પૃથ્વી ભાગોની વારંવાર યાત્રા કરી.[૪૧] હવે દિશાઓમાં વિહાર કરીને શિવજી જેમ શિવલોકમાં પાછા ફરે, તેમ દેવો, કિન્નરો તથા માનવોથી સન્માનિત થયેલા એ રઘુનંદન રામ આ અખિલ પૃથ્વીનાં દર્શન કરી પોતાને ઘેર પાછા ફર્યા.[૪૨]

अमरकिन्नरमानवमानितः समवलोक्य महीमखिलामिमाम् । उपययौ स्वगृहं रघुनंदनो विहृतदिक् शिवलोकमिवेश्वरः ॥ ४२॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'તીર્થયાત્રાપ્રકરણ' એ નામનો સર્ગ ૩જો સમાપ્ત**

## સર્ગ ૪થો*

## રામનું તીર્થયાત્રાથી પાછા ફરવું

**श्रीवाल्मीकिरुवाच**

रामः पुष्पांजलिव्रातैर्विकीर्णः पुरवासिभिः ।
प्रविवेश गृहं श्रीमाञ्जयंतो विष्टपं यथा ॥ १ ॥

**વાલ્મીકિ બોલ્યા :** અયોધ્યા નિવાસીઓએ રામને પુષ્પાંજલિઓના સમૂહોથી વધાવ્યા અને ઇંદ્રપુત્ર જયંત જેમ સ્વર્ગમાં પ્રવેશ કરે તેમ રામે ઘરમાં પ્રવેશ કર્યો.[૧] એ પ્રથમ પ્રવાસથી આવીને રામે પિતાને, વસિષ્ઠને, ભાયાતોને, બાંધવોને, બ્રાહ્મણોને તથા કુળના વૃદ્ધ પુરુષોને પ્રણામ કર્યા.[૨] સંબંધીઓએ, માતાઓએ, પિતાએ તથા બ્રાહ્મણોએ વારંવાર આલિંગન કરી તેમનો સદાચાર કર્યો. તે સમયે રામ જાણે આનંદથી સમાતા નહોતા.[૩] ત્યારે દશરથનંદનના ઘરમાં લોકો પરસ્પર મધુર અને પ્રિય વાતો કરવા લાગ્યા અને કોમળ બંસરીના મધુર સૂર જેવા તેમના શબ્દોથી દિશાઓ ગાજી રહી.[૪] આમ રામનું આગમન થતાં આઠ દિવસ સુધી ઓચ્છવ ચાલ્યો અને તેમાં સુખને લીધે લોકોએ જાણે ગાંડા થઈને ગાનતાનથી ભારે કોલાહલ કરી મૂક્યો.[૫] ત્યારપછી રામ પોતાના ઘરમાં આનંદથી રહેવા લાગ્યા અને તે તે માણસોની આગળ પોતે જોયેલા જુદીજુદી ઢબના દેશાચારોનું વર્ણન

* આ ચોથા સર્ગમાં રામ તીર્થયાત્રામાંથી આવ્યા પછી, તેમણે કરેલી સગાંસંબંધીઓને રાજી રાખવાની તથા મૃગયા આદિની કથા કહેવામા આવશે.

કરવા લાગ્યા.[૬] રામ નિત્ય પ્રાતઃકાળમાં ઊઠી શાસ્ત્રવિધિ પ્રમાણે સંધ્યાવંદન કરતા અને પછી પોતાના ઇંદ્ર સમાન પિતાનું દર્શન કરવા માટે સભામાં પધારતા. ત્યાં તે વસિષ્ઠ આદિ મહાત્માઓની સાથે આદરપૂર્વક અનેક પ્રકારનાં જ્ઞાનોથી ભરેલી વાતચીત કરતા. પછી ભોજનાદિક ક્રિયાઓ કરી લઈ ચોથે પહોરે પિતાની આજ્ઞા લઈ, તે મૃગયાની ઇચ્છાએ મોટી સેનાથી વીંટાઈને સૂવર અને પાડાઓથી ભરેલા વનમાં પધારતા.[૭–૯] વનમાંથી પાછા ઘેર પધારી તથા નિયમ પ્રમાણે સ્નાન આદિ કરી તે રાત્રે મિત્રો તથા બાંધવોની સાથે ભોજન કરતા અને પછી સ્નેહીઓને પોતાની પાસે રાખી રાત ગાળતા. તીર્થયાત્રામાંથી આવ્યા પછી, રામ ઘણું કરી નિત્ય આ રીતે દિનચર્યા રાખી, પોતાના ભાઈઓની સાથે પિતાના ઘરમાં રહેતા હતા.[૧૦'૧૧] આમ હે નિષ્પાપ ! રાજ-રીતિને અનુસરના વ્યવહારને લીધે મનનું હરણ કરનારી, સજ્જનોના મનમાં ચાંદનીની પેઠે આનંદ આપનારી અને ઝરતા અમૃતના રસની પેઠે મધુરતાવાળી ચેષ્ટાથી રામ પોતાના દિવસો ગાળતા હતા.[૧૨]

नृपतिसंव्यवहारमनोज्ञया सुजनचेतसि चंद्रिकयानया। परिनिनाय दिनानि स चेष्टया स्रुतसुधारस पेशलयाऽनघ ॥ १२ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'દિવસવ્યવહારનિરૂપણ' એ નામનો સર્ગ ૪થો સમાપ્ત**

## સર્ગ ૫મો*

### રામના વૈરાગ્યનું વર્ણન

**શ્રીવાલ્મીકિરુવાચ**

अथोनषोडशे वर्षे वर्तमाने रघूद्वहे ।
रामानुयायिनि तथा शत्रुघ्ने लक्ष्मणेऽपि च ॥१॥

વાલ્મીકિ બોલ્યા : આ સમયે રામની પોણાસોળ વર્ષની અવસ્થા થઈ હતી. શત્રુઘ્ન તથા લક્ષ્મણ પણ રામને અનુસરીને ચાલતા હતા.[૧] ભરત ઘણું કરી સર્વદા મોસાળમાં જ રહીને વિનોદ કરતા હતા. ત્યારે રઘુકુળના અગ્રણી મહા વિદ્વાન દશરથરાજા યોગ્ય રીતે અખિલ પૃથ્વીનું પાલન કરતા હતા અને મંત્રીઓની સાથે નિત્ય પુત્રોનાં સગપણ સંબંધી વિચાર કર્યા કરતા હતા.[૨'૩] તીર્થયાત્રા કરીને આવ્યા પછી રામ તો પોતાના ઘરમાં જ રહેવા લાગ્યા અને શરદઋતુમાં જેમ નિર્મળ તળાવ દિવસે દિવસે સુકાઈ જાય, તેમ તે સુકાવા લાગ્યા.[૪] ભ્રમરોની પંક્તિવાળું અને પાકીને ઊઘડી ગયેલી પાંદડીઓવાળું શ્વેત કમળ જેમ ફિક્કું પડે, તેમ તે રાજકુમારનું વિશાળ લોચનવાળું શ્વેત મુખ-કમળ પણ ફિક્કું પડવા લાગ્યું.[૫] રામ ચિંતામાં પરવશ થઈ રહ્યા અને પદ્માસન વાળી, ગાલ ઉપર હાથ મૂકી બેસી રહેવા લાગ્યા તે સઘળાં કામો મૂકીને જાણે મૂંગા જેવા બનવા લાગ્યા.[૬] આમ રામ ચિંતાએ કરીને શરીરે લેવાઈ ગયા હતા, મનમાં અત્યંત ખેદ પામ્યા હતા અને ચિત્રમાં ચીતરેલા માણસની જેમ તે કોઈની પણ સાથે કશું પણ બોલતા કરતા નહોતા.[૭] સેવકલોકો જ્યારે વારંવાર પ્રાર્થના કરે ત્યારે જ કંટાળીને રામ-દિવસનાં પોતાનાં આવશ્યક કાર્યો કરતા હતા અને તેમનું મુખ-કમલ તો કરમાયેલું જ રહેતું હતું.[૮] ગુણના ગુણનિધિ એ રામને એવી સ્થિતિમાં જોઈને એમના ભાઈઓ લક્ષ્મણ તથા શત્રુઘ્ન પણ એવી જ દશાને પ્રાપ્ત થયા.[૯] એ પ્રમાણે એ પુત્રોને મૂંઝાતા અને દૂબળા પડતા જોઈને દશરથરાજા તથા તેમની રાણીઓ સૌ ચિંતાથી વિવશ થઈ ગયાં.[૧૦] સ્નેહભર્યા શબ્દોમાં રાજાએ રામને વારંવાર પૂછ્યું:

* આ પાંચમા સર્ગમાં રામના શરીરમાં વૈરાગ્યને લીધે નિર્મળપણા આદિની સ્થિતિ થઈ, દશરથરાજાને તેનું કારણ જાણવાની ઇચ્છા થઈ અને તે ઉપરથી વસિષ્ઠે ઉત્તર દેવાનો આરંભ કર્યો; એટલી કથા કહેવાશે.

'ઓ દીકરા ! તને એવી તે શી ભારે ચિંતા આવી પડી છે ?' પણ રામે તેનો કશો જ ઉત્તર આપ્યો નહિ.[૧૧] પિતાના ખોળામાં બેઠેલા એ રામે આટલું જ કહ્યું: 'હે પિતાજી ! મને કાંઈ જ દુઃખ નથી,' એમ કહીને કમલનયન રામ ચુપચાપ બેસી જ રહ્યા.[૧૨] પછી દશરથરાજે સઘળાં કાર્યોને જાણનારા અને વક્તાઓમાં ઉત્તમ એવા વસિષ્ઠ મુનિને પૂછ્યુ, કે 'રામ શા માટે મૂંઝાય છે?'[૧૩] રાજાએ આ પ્રમાણે પૂછ્યું એટલે વસિષ્ઠ મુનિએ વિચાર કરી ઉત્તર આપ્યો, કે 'હે શ્રીમાન મહારાજ ! તમે ખેદ કરશો નહિ. રામને ચિંતા થવામાં (પરિણામે સુખદાયી થાય એવું) કંઈ કારણ છે. હે રાજા ! જેમ બ્રહ્માંડમાં પંચમહાભૂતો સૃષ્ટિના કે સંહારના વેગરૂપી મોટું કારણ ઉત્પન્ન થયા વિના અલ્પકારણથી વધવાઘટવારૂપ વિકારને પ્રાપ્ત થતાં નથી, તેમ સત્પુરુષો પણ મોટા અને મહત્ત્વના કારણ વિના માત્ર સ્વલ્પ કારણથી કોપ, ખેદ કે મોટા હર્ષરૂપ વિકારને પામતા નથી.[૧૪,૧૫]

कोपं विषादकलनां विततं च हर्षं नाल्पेन कारण-वशेन वहंति संतः। सर्गेण संहृतिजवेन विना जगत्यां भूतानि भूप न महांति विकारवंति ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'કાર્શ્યનિવેદન' એ નામનો સર્ગ ૫મો સમાપ્ત

## સર્ગ ૬ઠ્ઠો*

## વિશ્વામિત્રનું આગમન

**श्रीवाल्मीकिरुवाच**

इत्युक्ते मुनिनाथेन संदेहवति पार्थिवे ।
खेदवत्त्यास्थिते मौनं किंचित्कालं प्रतीक्षणे ॥१॥

**વાલ્મીકિ બોલ્યા:** એ મુનિવર વસિષ્ઠ આ પ્રમાણે વાત કરતા હતા અને સંદેહ તથા ખેદથી ઘેરાયેલા રાજા દશરથ ચિંતાનું કારણ જાણવા માટે મૌન ધરીને કંઈ વાર સુધી રાહ જોઈ રહ્યા હતા;[૧] ત્યારે રાજાના રાણીવાસમાં સર્વ રાણીઓ ઉદાસ થઈ ગઈ હતી અને રામની ચેષ્ટા સંબંધમાં સાવધાન રહી બેઠી હતી.[૨] એ જ સમયે 'વિશ્વામિત્ર' નામના પ્રખ્યાત મહર્ષિ અયોધ્યાનરેશ દશરથરાજાને મળવા સારુ ત્યાં આવ્યા.[૩] ધર્મનાં કાર્યોમાં તત્પર રહેનારા એ બુદ્ધિમાન વિશ્વામિત્રના યજ્ઞને ઉન્મત્ત થયેલા રાક્ષસલોકો માયાના બળથી તથા શરીર આદિના બળથી ભંગ કરી નાખતા હતા.[૪] આમ વિઘ્ન પડવાથી વિશ્વામિત્ર પોતાના યજ્ઞને નિર્વિઘ્ને સમાપ્ત કરી શકતા નહોતા; તેથી તે યજ્ઞની રક્ષા કરવા સારુ તેમણે રાજાને મળવાની ઇચ્છા કરી.[૫] આમ એ રાક્ષસોના વિનાશ માટે સજ્જ થયેલા તે મહાતેજસ્વી તપોનિધિ વિશ્વામિત્ર અયોધ્યા નગરીમાં આવ્યા હતા.[૬] રાજાના દર્શનની ઇચ્છા થઈ. વિશ્વામિત્રે ત્યાં દ્વારપાલોના વડાને કહ્યું, કે 'હું ગાધિનો પુત્ર કુશિકવંશી વિશ્વામિત્ર આવ્યો છું. રાજાને ઝટ ખબર આપો.'[૭] એમનું એ વચન સાંભળીને સર્વ દરવાનો મનમાં ગભરાઈ ગયા અને એમના વચનથી પ્રેરાઈ રાજમંદિરમાં ગયા.[૮] ત્યાં રાજમહેલે જઈને તે પ્રતિહારોએ પોતાના ઉપરીને સમાચાર આપ્યા, કે વિશ્વામિત્રઋષિ આવ્યા છે.[૯] એટલે તે વડા છડીદારે સભામાં રાજાઓના મંડળથી વીંટાઈને બેઠેલા દશરથ રાજાની પાસે તુરત આવીને વિજ્ઞપ્તિ કરી, કે[૧૦] હે 'દેવ ! દેવડીએ એક મહાતેજસ્વી શ્રીમાન પુરુષ ઊભા છે. બાલસૂર્યના જેવી તેમની કાંતિ છે. અને લાલ લાલ અગ્નિના જેવો તેમનો જટાજૂટ છે. ઝગઝગતી ધજાઓની ટોચો, ઘોડાઓ હાથીઓ અને આયુધો સાથેનો એ આખો પ્રદેશ તેમણે પોતાનાં તેજ કિરણોથી કાંચનવર્ણો કરી દીધો છે. એવા એ વિશ્વામિત્ર મુનિ પધાર્યા છે.' છડીદારે આ

* આ છઠ્ઠા સર્ગમાં વિશ્વામિત્ર આવ્યા, દશરથ રાજાએ તેમની વિધિપૂર્વક પૂજા કરી અને તે પછી હર્ષપૂર્વક તેમનું કામ કરી દેવાની પ્રતિજ્ઞા કરી, એ કથા કહેવામાં આવશે.

પ્રમાણે વિનયભરી વાણીમાં રાજાને નિવેદન કર્યું. છડીદારનાં આ વચન સાંભળતાં જ નૃપતિશ્રેષ્ઠ દશરથ સુવર્ણના સિંહાસન ઉપરથી ઊઠ્યા અને સાથે તેમના સામંતો તથા મંત્રીઓ પણ ઊભા થયા.[૧૧-૧૪] રાજાઓના સમૂહથી વીંટાયેલા અને રાજસમૂહના મંડળથી સ્તુતિ પામતા એ દશરથરાજ એકદમ વસિષ્ઠ અને વામદેવની સાથે ત્યાંથી પગે ચાલી નીકળ્યા અને જ્યાં એ મહામુનિ વિશ્વામિત્ર ઊભા હતા ત્યાં પહોંચી ગયા. ત્યાં તેમણે એ મુનિવરને દેવડી આગળ ઊભેલા જોયા.[૧૫'૧૬] ત્યારે બ્રહ્મતેજ અને ક્ષાત્રતેજથી ભરપૂર ભરેલા એ મહાતેજસ્વી વિશ્વામિત્ર જાણે કોઈ કારણથી સૂર્યનારાયણ પૃથ્વી પર આવ્યા હોય તેવા દેખાતા હતા.[૧૭] વૃદ્ધાવસ્થાને લીધે ધોળી થયેલી અને નિત્ય તપના પ્રકર્ષને લીધે રુક્ષ-થયેલી તેમની જટાની જૂડો ખભાઓ ઉપર વીંટાયેલી હતી, તેથી તે જાણે સાયંકાળનાં વાદળાંઓથી વીંટાયેલો કોઈ પહાડ હોય એવા લાગતા હતા.[૧૮] એમનું શરીર સૌમ્ય અને સુંદર હતું. તેજના અંબારને લીધે સામે જોઈ શકાય એમ નહોતું. તે અવયવોની પ્રૌઢ રચનાવાળું, વિનયવાળું, કાંતિવાળું અને કોઈના તેજથી દબાય નહિ એવું હતું.[૧૯] એમની પ્રભા રુચિકર, અત્યંત ભયાનક, સ્વચ્છ, ચકચકિત તથા ગંભીર હતી અને જાણે અમાપ તેજથી રંગાયેલી હતી.[૨૦] પ્રસન્ન મનવાળા એ મુનિએ હાથમાં અનિંદિત, સ્નિગ્ધ અને અનંત કાળ સુધી ચાલેલા પોતાના જીવનના મિત્રરૂપ એવું એક કમંડલુ ધારણ કર્યું હતું. તેમનું ચિત્ત કરુણાથી ભર્યું હતું, તેથી પ્રસન્નમધુર ભાષણોથી તથા કટાક્ષોથી તે જાણે આ સર્વ પ્રજાને અમૃતથી નવડાવી રહ્યા હતા.[૨૧'૨૨] એમની આંખની ભ્રમરો ધોળી તથા ઊંચી હતી અને અંગ ઉપર એમણે યોગ્ય ઉપવીત ધારણ કર્યાં હતાં. જોનારાઓનાં મનમાં એ જાણે અપાર વિસ્મય ઉત્પન્ન કરતા હતા. એવા મુનિને જોઈને દશરથરાજે દૂરથી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તે વખતે તેમના મુકુટમાંના મણિઓ પડવાથી પૃથ્વી જાણે મણિઓની માળાવાળી થઈ ગઈ.[૨૩'૨૪] ત્યારે સૂર્ય જેમ ઇંદ્રને આશીર્વાદ આપે, તેમ વિશ્વામિત્રે પણ મધુર અને ઉદાર વાણીથી તે પૃથ્વીનાથને આશીર્વાદ આપ્યા.[૨૫] પછી વસિષ્ઠ આદિ સઘળા બ્રાહ્મણોએ પણ એમને આદરપૂર્વક સ્વાગત આદિ ક્રમથી સત્કાર આપ્યો.[૨૬]

**દશરથ બોલ્યા :** હે મહાત્મા! સૂર્ય જેમ દર્શન આપીને કમલવનોને અનુગ્રહ કરે છે, તેમ આપ તેજસ્વીએ આમ ઓચિંતા દર્શન આપીને અમને અનુગ્રહ કર્યો છે.[૨૭] હે મુનિ! અનાદિ, વિકારરહિત અને વિનાશરહિત જે અખંડ સુખ છે, તે આજ મને આપના દર્શનથી મળ્યું છે.[૨૮] આજ આપે અહીં પધારી અમારી ભાળ લીધી છે, તેથી કરીને અમે સાચે જ ધર્મરીતિએ ભાગ્યશાળી લોકોમાં પ્રથમ ગણનાપાત્ર થયા છીએ.[૨૯]

**વાલ્મીકિ બોલ્યા :** આ પ્રમાણે બોલતા બોલતા બીજા રાજાઓ અને મહર્ષિઓ પણ યોગ્ય ઉપચાર કરી સભાના સ્થાનમાં આવ્યા અને પોતપોતાનાં આસનો પર બેઠા.[૩૦] તપની લક્ષ્મીથી દીપી રહેલા તે ઋષિવરને જોઈ, પ્રસન્ન મુખવાળા દશરથરાજાએ અપરાધ+ થવાની બીકથી પોતાને હાથે જ અર્ઘ્યનું જળ લાવીને તેમને નિવેદન કર્યું.[૩૧] રાજાના અર્ઘ્યનો સ્વીકાર કર્યો પછી મુનિએ શાસ્ત્રવિધિ પ્રમાણે પ્રદક્ષિણા કરતા તે રાજાની કેટલીક પ્રશંસા કરી.[૩૨] આમ દશરથરાજે મુનિનું પૂજન કર્યું અને મુનિએ પ્રસન્ન મુખે રાજાને તેના મંત્રી તથા પુત્ર આદિના કુશળ

+ પૂજ્ય પુરુષના અર્ધ્ય માટેનું જળ સેવક પાસે મંગાવવું તે અપરાધ ગણાય છે.

વિશે તેમ જ ભંડારના ભરપૂરપણા વિશે સમાચાર પૂછ્યા.[૩૩] પછી તે મુનિવર હસીને વસિષ્ઠને મળ્યા અને તેમને યથાયોગ્ય સત્કાર આપીને તેમણે તેમના શિષ્ય તથા આશ્રમઆદિનું કુશળ પૂછ્યું.[૩૪] આ પ્રમાણે તેઓ થોડી વાર યથાયોગ્ય રીતે એકબીજાને મળ્યા અને એકમેકને માન આપીને મનમાં પ્રસન્ન થયા. હવે તે સર્વે તેજસ્વી લોકો રાજસભામાં યોગ્ય આસનો પર બેસીને આદરપૂર્વક પરસ્પરનું સ્વસ્થપણું પૂછવા લાગ્યા.[૩૫-૩૬] રાજાએ આસન પર બિરાજેલા એ મહાબુદ્ધિમાન વિશ્વામિત્રને વારંવાર પાદ્ય, અર્ઘ્ય, ગાય તથા વસ્ત્રાદિક અર્પણ કર્યા. પછી તેમનું વિધિપૂર્વક પૂજન કરીને તેણે સાવધાન રહી પ્રસન્નતા સાથે તેમને આ પ્રમાણે કહ્યું.[૩૭-૩૮]

**દશરથ બોલ્યા:** આ આપનું પધારવું અમને અમૃતની પ્રાપ્તિ જેવું છે, દુષ્કાળમાં વૃષ્ટિ થયા જેવું છે અને આંધળાને આંખ મળ્યા જેવું છે.[૩૯] આપનું આ આગમન અપુત્ર પુરુષને પ્રિય પત્નીના સમાગમથી પુત્ર થાય અને સ્વપ્નમાં દીઠા પ્રમાણે જાગ્રદાવસ્થામાં અર્થલાભ થાય, તેના જેવું સંતોષ દેનારું છે.[૪૦] ઇષ્ટ વસ્તુના સંયોગથી, પ્રિયજનના આવવાથી અને ગયેલી વસ્તુ પાછી મળવાથી જેવો હર્ષ થાય, તેવો આપના પધારવાથી અમને હર્ષ થયો છે.[૪૧] હે બ્રહ્મન્! મરી ગયેલો માણસ આકાશમાર્ગે પાછો આવે તેથી તેના સંબંધીઓને જેવો આનંદ થાય, તેવો આ આપના આવવાથી અમને આનંદ થયો છે. હે મહામુનિ! આપને સ્વાગત હો.[૪૨] હે મુનિ! બ્રહ્મલોકમાં રહેવાનું કોને આનંદ ન આપે? આપના આવવાથી અમને તેવો આનંદ મળ્યો છે, એ હું સાચું જ કહું છું.[૪૩] હે મહારાજ! આપને શી મોટી કામના છે? આપની હું શી સેવા કરું? હે વિપ્ર! આપ પરમ ધર્માત્મા છો અને સર્વ સ્વીકારવાને પાત્ર છો.[૪૪] હે ભગવન્! પ્રથમ આપ રાજર્ષિ હતા અને પછી તપ કરી ભારે તેજ મેળવીને આપ બ્રહ્મર્ષિપણું પામ્યા છો. આપ મારે પૂજવાયોગ્ય છો.[૪૫] ગંગાજળમાં નાહવાથી મને જેવી પ્રીતિ થાય, તેવી પ્રીતિ મને તમારાં દર્શનથી થઈ છે અને તે મારા અંતરાત્માને શીતળતા આપે છે.[૪૬] આપ ઇચ્છા, ભય, ક્રોધ, રાગ અને સંતાપથી રહિત છો. હે બ્રહ્મન્! એવા આપ આજ મારી પાસે આવ્યા, એ ઘણું અદ્‌ભુત છે.[૪૭] હે શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા! આજ હું મારા આત્માને નિર્દોષ થયેલો, શુભ ધામમાં રહેલો અને જાણે ચંદ્રના મંડળમાં ડૂબેલો માનું છું.[૪૯] હે મુનિ! આજ આપ મારી પાસે પધાર્યા છો, તે હું જાણે સાક્ષાત્ બ્રહ્મા પધાર્યા છે, એમ માનું છે. આપના આવવાથી હું પવિત્ર થયો છું અને અનુગ્રહ પામ્યો છું. હે મહાત્મા! આજ આપના આગમનરૂપી પુણ્યથી રંગાઈ જવાને લીધે મારો જન્મ સફળ થયો છે અને જીવિત પણ સુજીવિત થયું છે. સમુદ્ર જેમ ચંદ્રને દેખીને પોતામાં સમાતો નથી, તેમ અહીં પધારેલા આપનાં દર્શન, પૂજન અને નમન કરીને હું પણ સમાઈ રહેતો નથી. હે મુનિવર! આપને જે કંઈ કાર્ય હોય અથવા જે કોઈ અર્થથી આપ અહીં પધાર્યા હો, તે કાર્ય અને તે અર્થ મેં કર્યો જ છે, એમ આપ સમજો; કારણકે આપ સર્વદા મારે માન્ય છો.[૫૦-૫૧] હે કૌશિક! આપે આપના કાર્ય માટે કશો જ સંશય નહિ રાખવો. હે ભગવન્! આપને ન આપું એવી કોઈ વસ્તુ મારી પાસે છે જ નહિ. (કારણ કે તમને આપવાથી તે વસ્તુનું પણ સાર્થક થશે.)[૫૩] આપે આપના કામના સંબંધમાં કાંઈ પણ પ્રકારે સંદેહ રાખવો જોઈએ નહિ. આપનું જે કાંઈ કામ હશે તે હું ધર્મની રીતિ પ્રમાણે સઘળું કરી આપીશ. આપ મારા પરમ ઇષ્ટદેવ છો.[૫૪]

ગુણ અને યશમાં પ્રખ્યાત એવા એ મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્ર પોતાના પ્રભાવને જાણનારા દશ-

રથરાજનાં આવાં અત્યંત મધુર, કાનને સુખદાયી, વિનયભરેલાં અને ઉત્તમ ગુણોથી ભરેલાં વચનો સાંભળીને પરમ હર્ષ પામ્યા.[૫૫]

इदमतिमधुरं निशम्य वाक्यं श्रुतिसुखमात्मविदा विनीतमुक्तम् । प्रथितगुणयशा गुणैर्विशिष्टं मुनिवृषभः परमं जगाम हर्षम् ॥ ५५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'વિશ્વામિત્રાભ્યાગમન' એ નામનો સર્ગ ૬ઠ્ઠો સમાપ્ત

## સર્ગ ૭મો*

## વિશ્વામિત્રની રામને મોકલવાની માગણી

**श्रीवाल्मीकिरुवाच**

तच्छ्रुत्वा राजसिंहस्य वाक्यमद्भुतविस्तरम् ।
हृष्टरोमा महातेजा विश्वामित्रोऽभ्यभाषत ॥ १ ॥

**વાલ્મીકિ બોલ્યા:** એ પ્રમાણે સિંહ સમા દશરથરાજનાં અદ્ભુત અને વિસ્તારભર્યાં વચન સાંભળીને મહાતેજસ્વી વિશ્વામિત્ર હર્ષથી રોમાંચિત થયા અને દશરથરાજાને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.[૧]

**વિશ્વામિત્ર બોલ્યા:** હે રાજસિંહ! પૃથ્વીમાં મહાવંશમાં જન્મેલા અને વસિષ્ઠના કહ્યા પ્રમાણે વર્તનારા તમને આવું બોલવું યોગ્ય જ છે. પણ હે રાજસિંહ! મારા મનમાં રહેલું જે વચન છે, તે કરી આપવાનો નિશ્ચય રાખજો અને તમારા ધર્મનું પાલન કરજો.[૨-૩] હે પુરુષશ્રેષ્ઠ! હું સિદ્ધિને વાસ્તે યજ્ઞ કરવાનો આરંભ કરું છું, પણ ભયંકર રાક્ષસો મને તેમાં વિઘ્ન કરવામાં સજ્જ રહે છે.[૪] જ્યારે જ્યારે હું યજ્ઞથી દેવતાઓના સમૂહનું યજન કરું છું, ત્યારે ત્યારે રાક્ષસો મારા યજ્ઞને રંજાડ કરે છે.[૫] મેં ઘણી ઘણી વાર યજ્ઞ માંડી જોયો, પણ ફેરે ફેરે એ રાક્સનાયકો યજ્ઞભૂમિને માંસથી તથા લોહીથી છાંટી દે છે. આ પ્રમાણે મારા ઘણા યજ્ઞો વીંખાઇ ગયા અને મારો પરિશ્રમ માથે પડ્યો, એટલે ઉત્સાહરહિત થઈને હું તે સ્થળેથી અહીં આવ્યો છું.[૬-૭] હે રાજા! એ રાક્ષસોને શાપ આપવાની મને ઇચ્છા થતી નથી, કારણકે એ કર્મ જ એવું છે કે તેમાં કોઇને શાપ અપાય નહિ.[૮] એ મહાયજ્ઞ સંબંધમાં મારી આવી યજ્ઞદીક્ષા છે; માટે જો તમે કૃપા કરો તો જ મને નિર્વિઘ્ને એ દીક્ષાનું મોટું ફળ મળે.[૯] હું પીડિત છું અને શરણ મેળવવાની ઇચ્છાથી આવ્યો છું. તમારે મારું રક્ષણ કરવું જોઈએ. કેમકે સારા યાચકોને નિરાશ કરી પાછા વાળવા એ એક રીતે તેમનો પરાભવ કરવા જેવું છે.[૧૦] તમને મદોન્મત્ત સિંહના જેવા પરાક્રમી અને ઇંદ્રના જેવો વીર્યવાન રામ નામે શ્રીમાન પુત્ર છે. તે રાક્ષસોને ચાંરી નાખે એમ છે.[૧૧] હે રાજસિંહ! માથામાં ઝુલફાંવાળો અને સાચા પરાક્રમવાળો તમારો એ શૂરવીર પાટવીપુત્ર રામ તમારે મને સોંપવો જોઈએ.[૧૨] હું મારી દિવ્ય શક્તિથી તેનું રક્ષણ કરીશ, એટલે એ રામ મારા યજ્ઞનો ભંગ કરનારા રાક્ષસોનાં માથાં કાપી શકશે.[૧૩] હું એ રામનું ઘણા પ્રકારનું અનંત કલ્યાણ પણ કરીશ અને તેથી તે ત્રણે લોકમાં પૂજ્ય થશે.[૧૪] જેમ હરણાં ક્રોધ પામેલા કેસરીને જોઈને વનમાં તેની સામે ઊભાં રહી શકતાં નથી, તેમ એ રાક્ષસો પણ રામને જોઈને રણમાં સામા ઊભા રહી શકશે નહિ.[૧૫] જેમ મદોન્મત્ત હાથીઓની સાથે યુદ્ધ કરવામાં ક્રોધ પામેલા કેસરી વિના બીજો કોઈ સમર્થ નથી, તેમ એ રાક્ષસોની સાથે યુદ્ધ કરવામાં રામ વિના બીજો કોઈ પુરુષ સમર્થ નથી.[૧૬] એ પાપી રાક્ષસો ખર તથા દૂષણના સેવક છે, પરાક્રમથી છકી ગયા છે, રણમાં કાળકૂટ જેવા છે અને કોપ પામેલા કાળ જેવા છે, તોપણ હે રાજ-

* આ સાતમા સર્ગમાં વિશ્વામિત્રમુનિએ કરેલાં દશરથરાજાનાં વખાણ, યજ્ઞના વિઘ્નનું નિવેદન અને રાક્ષસોને મારવા માટે રામને મોકલવાની માગણી કહેવામાં આવશે.

સિંહ! જેમ રજના કણો વરસાદની સતત પડતી ધારાઓને સહન કરી શકતા નથી, તેમ તેઓ રામનાં બાણોને સહન કરી શકશે નહિ.[૧૭,૧૮] હે રાજા! તમારે પુત્રનો અતિ સ્નેહ રાખવો યોગ્ય નથી, કેમકે આ સંસારમાં મહાત્માઓને અપાય નહિ એવી કોઈ પણ વસ્તુ નથી.[૧૯] રાક્ષસો મૂઆ જ પડ્યા છે એમ હું જાણું છું અને તમે પણ એમ જ સમજો; કારણકે અમારા જેવા જ્ઞાનીઓ સંદેહભરેલી વાતમાં પડે જ નહિ.[૨૦] કમળ સરખાં નેત્રવાળા મહાત્મા રામને હું જાણું છું, તેમ મહાતેજસ્વી વસિષ્ઠ તેમ જ બીજા દીર્ઘદ્રષ્ટાઓ પણ તેમને જાણે છે.[૨૧] જો તમારા મનમાં ધર્મનું, મહત્તાનું અને યશનું રક્ષણ કરવાની ઇચ્છા હોય, તો મેં ધાર્યું છે તે પ્રમાણે તમારે રામને મારા હાથમાં આપવા જોઈએ.[૨૨] એ મારો યજ્ઞ દશ અહોરાત્ર પહોંચે એમ છે અને તેમાં રામે યજ્ઞનો ભંગ કરનારા મારા વેરી રાક્ષસોને મારવાના છે.[૨૩] હે કકુત્સ્થવંશી દશરથ! વસિષ્ઠ આદિ તમારા સર્વ મંત્રીઓએ પણ આ વિષયમાં સંમતિ આપવી યોગ્ય છે. આથી તેમની સંમતિ લઈને રામને મોકલો.[૨૪] હે કાલવેત્તા રઘુવંશી! મારો યજ્ઞ કરવાનો સમય ચાલ્યો જાય નહિ તેમ કરો. તમે મનમાં કોઈ જાતનો શોક રાખો નહિ. તમારું કલ્યાણ થાઓ. યોગ્ય સમયે કરેલું નાનુંસરખું કામ પણ ઉપકારરૂપ થાય છે; અને સમય વીતી ગયા પછી કરેલું મોટું કામ પણ નકામું નીવડે છે.[૨૫,૨૬]

**વાલ્મીકિ બોલ્યા:** મહાતેજસ્વી અને ધર્માત્મા એવા એ મુનીશ્વર વિશ્વામિત્ર ધર્મ તથા અર્થથી ભરેલાં આટલાં વચન બોલીને બંધ રહ્યા.[૨૭] મોટા પ્રભાવવાળા દશરથરાજા મુનિવર વિશ્વામિત્રનાં વચન સાંભળી તેમને યુક્તિભર્યો ઉત્તર દેવા સારુ જરાવાર ચૂપ રહ્યા; કારણકે જેનું મનમાં ધારેલું કરી આપવાનું ન હોય, તે બુદ્ધિમાન પુરુષ યુક્તિભરેલો ઉત્તર મળ્યા વિના સંતોષ પામે નહિ.[૨૮]

**श्रुत्वा वचो मुनिववस्य महानुभावस्तूष्णीमतिष्ठदुपपन्नपदं स वक्तुम् । नो युक्तियुक्तकथनेन विनैति तोषं धीमानपूरितमनोऽभिमतश्च लोकः ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'વિશ્વામિત્રવાક્ય' એ નામનો સર્ગ ૭મો સમાપ્ત**

## સર્ગ ૮મો×

### દશરથરાજાને થયેલો ખેદ

**श्रीवाल्मीकिरुवाच**

**तच्छ्रुत्वा राजशार्दूलो विश्वामित्रस्य भाषितम् ।**
**मुहूर्तमासीन्निश्चेष्टः सदैन्यं चेदमब्रवीत् ॥ १ ॥**

**વાલ્મીકિ બોલ્યા:** આમ રાજસિંહ દશરથ વિશ્વામિત્રનું એ બોલવું સાંભળી ઘડીભર તો જડ જેવા થઈ ગયા અને પછી રાંકપણે નીચે પ્રમાણે બોલ્યા.[૧]

**દશરથ બોલ્યા:** અરે! એ કમળલોચન રામને હજી પૂરાં સોળ વર્ષ પણ થયાં નથી, માટે રાક્ષસોની સાથે યુદ્ધ કરવાની હું એનામાં યોગ્યતા જ દેખતો નથી.[૨] હે પ્રભુ! આ પૂરી અક્ષૌહિણી÷ સેના સજ્જ છે. હું તેનો સ્વામી છું. એ સેનાથી વીંટાઈને હું પોતે તે રાક્ષસોની સાથે યુદ્ધ કરીશ[૩]. આ મારા સેવકો શૂરા છે, પરાક્રમી છે અને વિચાર કરવામાં વિચક્ષણ છે. વળી હું પણ હાથમાં ધનુષ ધરીને રણમોખરે એનું રક્ષણ કરીશ.[૪] કેસરી જેમ મદોન્મત્ત હાથીઓ સાથે યુદ્ધ કરે, તેમ હું એ લોકોની સહાયતાથી ઇંદ્ર કરતાં પણ અધિક

× આ આઠમા સર્ગમાં સ્નેહને લીધે દશરથરાજાએ કરેલું યુદ્ધમાં રામની અયોગ્યતાનું વર્ણન અને રાવણ આદિનું બળ જાણીને રાજાને થયેલો ખેદ કહેવામાં આવશે.

÷ એકવીસ હજાર આઠસો સિત્તેર રથ, એકવીસ હજાર આઠસો સિત્તેર હાથી, પાંસઠ હજાર છસો ને દશ ઘોડા અને એકલાખ ૯ હજાર ત્રણસો પચાસ પાળા મળીને એક અક્ષૌહિણી સેના થાય છે.

પરાક્રમવાળા વીર લોકોની સાથે યુદ્ધ કરીશ.[૫] રામ તો બાળક છે અને તેને સૈન્યોનાં બળાબળની ભાળ સરખી ય નથી. અંતઃપુરમાં આલેખેલી રણભૂમિ વિના એણે બીજી સાચી રણભૂમિ જોઈ પણ નથી.[૬] તેની પાસે ઉત્તમ શસ્ત્રાસ્ત્રો નથી, તેમ તે યુદ્ધમાં કુશળ નથી. વળી અનેકાનેક શૂરવીરોથી ભરેલી રણભૂમિથી તે પૂરો જાણીતો નથી.[૭] કેવળ ફૂલવાડીઓમાં, નગરનાં ઉપવનોમાં અને બગીચાઓની વનકુંજોમાં નિત્ય ફરવાનો જ એને અભ્યાસ છે. વેરેલાં પુષ્પોની સુંદર સજાવટભરી પોતાની ઘરઆંગણાની વાડીઓમાં જ એને રાજકુમારોની સંગાથે વિહાર કરવાનું આવડે છે.[૮-૯] તેમાં વળી હે બ્રહ્મન્! મારું ભાગ્ય અવળું ફર્યું છે, એટલે તો હિમથી પીળા તથા દૂબળા પડી જતા કમળની જેમ એ રામ પણ પીળો અને દૂબળો પડી ગયો છે.[૧૦] એ નથી અન્ન ખાઈ શકતો અને નથી ઘરની ભોંયમાં વિહરી શકતો. એનું મન ઊંડા ઊંડા ખેદથી ભરાઈ ગયુ છે અને સાવ સૂનમૂનની જેમ એ પડી રહે છે.[૧૧] હે મુનિનાયક! એને કારણે હું, મારી પત્નીઓ અને મારા સેવકો શરદઋતુના મેઘની જેમ ખાલી ખાલી થઈ ગયાં છીએ.[૧૨]

આમ મારો એ બાળકુમાર પીડાથી આવો પરવશ થઈ ગયો છે, તો હું તેને કેમ કરીને રાક્ષસો સામે યુદ્ધ કરવા સારુ તમને સોંપું?[૧૩] હે મહાત્મા! હે મહાબુદ્ધિમાન! પુત્ર ઉપરનો સ્નેહ તો મુગ્ધા સ્ત્રીના સંગ કરતાં, અમૃતના રસ કરતાં અને રાજ્ય કરતાંય વધારે સુખકારી છે.[૧૪] ત્રણે લોકમાં (તપ આદિ) જે કાર્યો મહાકષ્ટે અને લાંબે ગાળે પૂરાં થાય છે, તે કાર્યો પણ સત્પુરુષો પુત્રના સ્નેહને લીધે નિઃસંશય કરે છે.[૧૫] મનુષ્યો પ્રાણને, ધનને અને સ્ત્રીઓને સહજમાં છોડી દઈ શકે છે, પણ તેઓ પોતાના પુત્રને છોડી દઈ શકતા નથી. હે મુનિવર! પ્રાણીઓમાં આ સ્વાભાવિક જ છે.[૧૬] રાક્ષસો ક્રૂર કામો કરનારા છે અને કપટભર્યું યુદ્ધ કરવામાં કુશળ છે. આ બાજુ રામની આવી સ્થિતિ છે. એટલે રામને એ રાક્ષસો સાથે યુદ્ધ કરાવવું, એ યોજના જ અતિ અસહ્ય છે.[૧૭] જીવવાની ઇચ્છાવાળો હું રામ વિના એક ઘડી પણ જીવી શકું એમ નથી. આથી આપે રામને લઈ જવા યોગ્ય નથી. હે વિશ્વામિત્ર! નવ હજાર વર્ષ સુધી મેં પુત્રેચ્છાથી અનેક યત્નો કર્યા, ત્યારે અશ્વમેધ અને પુત્રેષ્ટિ આદિ ક્રિયાથી મને માંડમાંડ હમણાં ચાર પુત્રો થયા છે. તે ચારેમાં કમળલોચન રામ મુખ્ય છે. મારા ત્રણ પુત્રો પણ એ રામ વિના પ્રાણ ટકાવી શકશે નહિ.[૧૮-૨૦] છતાં આપ રામને રાક્ષસો સામે લડવા લઈ જ જશો, તો મને પુત્રોથી રહિત થયેલો અને તત્કાલ મરણ પામેલો જ માની લેજો.[૨૧] ચારે દીકરાઓમાં મને રામ ઉપર જ વધારે પ્રીતિ છે, માટે પાટવીકુંવર અને ધર્મમાં તત્પર રહેનારા એ રામને આપે લઈ જવો યોગ્ય નથી.[૨૨] આપ જો રાક્ષસોના સૈન્યને હણાવવા જ ઇચ્છતા હો, તો ચાલો, મારી ચતુરંગ (રથ, હાથી, ઘોડા તથા પાળા) સેના સાથે મને લઈ જાઓ.[૨૩] તે રાક્ષસો કેવા વીર્યવાન છે? કોના પુત્રો છે? કેવું વર્તન રાખે છે? કેટલા છે? કોણ કોણ છે? આ બધું આપ ફોડ પાડીને મને કહો.[૨૪] હે બ્રહ્મન્! કપટથી યુદ્ધ કરનારા એ રાક્ષસો સાથે રામે, મારા બાળકોએ અથવા મારે કેવી રીતે યુદ્ધ કરવું?[૨૫] એ દુર્ભાગી રાક્ષસો સામે મારે મહાસંગ્રામમાં કેવી રીતે ઊભા રહેવું? હે ભગવન્! આપ આ બધું મને કહો, કારણ કે રાક્ષસો બળથી ઉત્કટ હોય છે.[૨૬] સંભળાય છે કે વિશ્રવામુનિનો પુત્ર અને સાક્ષાત્ વૈશ્રવણ (કુબેર)નો ભાઈ એવો રાવણ નામનો એક મહાબલવાન રાક્ષસ છે.[૨૭] તે દુર્મતિયો જ જો આપના યજ્ઞમાં વિઘ્ન કરતો હોય, તો તો અમે

એ દુરાત્માની સામે સંગ્રામમાં ઊતરી શકીએ એમ નથી.[૨૮] હે બ્રહ્મન્! કોઈ સમયે કાળની ગતિથી પ્રાણીઓમાં ભારે પરાક્રમ અને ભારે વિભૂતિઓ ઉદય પામે છે અને કોઈ સમયે કાળની ગતિથી તે અસ્ત પણ પામે છે.[૨૯] એટલે આજને સમયે અમે રાવણ આદિ શત્રુઓની સામે થવાને અશક્ત છીએ. હમણાં ઈશ્વરની એવી જ ઇચ્છા છે.[૩૦] માટે હે ધર્મજ્ઞ! આપ મારા પુત્ર ઉપર કૃપા કરો, હું હીનભાગી છું. આપ જ મારા પરમ દૈવતરૂપ છો.[૩૧] દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, પક્ષી અને નાગલોકો પણ રાવણની સાથે યુદ્ધ કરવાને સમર્થ નથી, તો પછી માનવીના તો ભાર જ શા? રાવણ રાક્ષસ મહાબળવાનોના બળને પણ યુદ્ધમાં તોડી નાખે છે; માટે એની અથવા એના પુત્રોની સાથે પણ અમે યુદ્ધ કરી શકીએ એમ નથી.[૩૨'૩૩] આ કાળ કોઈ બીજી જ રીતનો છે, તેણે સજ્જનોને નિર્બળ કરી નાખ્યા છે અને તેથી રઘુવંશનો ધુરંધર હું પણ ઘડપણથી જર્જરિત થઈને દીનતા પામ્યો છું.[૩૪] અથવા મધુનો પુત્ર લવણાસુર આપના યજ્ઞનો નાશ કરતો હોય તો તે કહો, છતાં પણ હું મારા પુત્રને મોકલીશ નહિ અથવા વિવસ્વાન યમના જેવા સુંદ-ઉપસુંદના પુત્ર મારીચ અને સુબાહુ આપના યજ્ઞમાં વિઘ્ન કરતા હોય તો તેવું કહો, છતાં પણ હું મારો પુત્ર આપને આપીશ નહિ.[૩૫'૩૬] આમ છતાં આપ જો રામને લઈ જ જશો, તો આપે મને મારી જ નાખ્યો એમ સમજીશ. રામને મોકલવાથી કોઈ રીતે મારુ સુખ અવિચળ રહે એમ હું ધારતો નથી.[૩૭] મુનિનું વચન માનવું કે નહિ માનવું એવા સંશયરૂપી મોટા તરંગમાં ડૂબેલા તે રઘુશ્રેષ્ઠ મહાત્મા દશરથરાજ આ પ્રમાણે કોમળ વચન બોલીને જાણે મોટા તરંગો ઊછળતા સાગરમાં ગળકાં ખાતા હોય તેમ મૂંઝાઈ ગયા; તેમને કોઈ જાતનું સુખ મળ્યુ નહિ તેમ તે કોઈ નિશ્ચય ઉપર આવ્યા નહિ.[૩૮]

इत्युक्त्वा मृदुवचनं रघूद्वहोऽसौ कल्लोले मुनिमतसंशये निमग्नः। नाऽऽज्ञासीत्क्षणमपि निश्चयं महात्मा प्रोद्वीचाविव जलधौ स मुह्यमानः॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'દશરથવાક્ય' એ નામનો સર્ગ ૮મો સમાપ્ત

## સર્ગ ૯મો*

## વિશ્વામિત્રના તપોબળ ઇત્યાદિનું વર્ણન

श्रीवाल्मीकिरुवाच

तच्छ्रुत्वा वचनं तस्य स्नेहपर्याकुलेक्षणम्।
समन्युः कौशिको वाक्यं प्रत्युवाच महीपतिम्॥

**વાલ્મીકિ બોલ્યા:** દશરથરાજનાં એ વચન સાંભળી વિશ્વામિત્ર રોષ પામ્યા અને સ્નેહથી ભરાઈ ગયેલી આંખોવાળા એ રાજાને આ વચનો કહેવા લાગ્યા.[૧]

**વિશ્વામિત્ર બોલ્યા:** તમે એક વાર કહ્યું, કે હું તમારું કામ કરીશ અને હવે બીજી વાર તમે તે પ્રતિજ્ઞાને ફોક કરવા ઇચ્છો છો? આ તો જાણે તમે કેસરી સિંહ થઈને હરણું થવા ઇચ્છો છો.[૨] આમ બોલેલાં વચન ખોટાં કરવાનું રઘુવીરોના આ કુળને શોભતું નથી. શીતળ કિરણવાળા ચંદ્રમામાંથી ક્યારે ય ઉષ્ણ કિરણો નીકળે જ નહિ. હે રાજન્! તમે તમારું વચન પાળવા સમર્થ નહિ હો તો આ હું જેમ આવ્યો છું તેમ પાછો જઈશ. હે કકુત્સ્થવંશજ! પણ તમે હવે પ્રતિજ્ઞા ઉપર પાણી ફેરવીને ભલે તમારા બંધુઓ સાથે સુખી થાઓ![૪]

**વાલ્મીકિ બોલ્યા:** આ પ્રમાણે મહાત્મા વિશ્વામિત્ર કોપથી વ્યાપ્ત થઈ ગયા, ત્યારે સઘળી પૃથ્વી ધ્રૂજવા લાગી અને દેવતાઓને પણ ભય ઉત્પન્ન થયો.[૫] જગતના મિત્ર એવા એ મહામુનિ

* આ નવમા સર્ગમાં વિશ્વામિત્રનો કોપ અને તેમનાં તપોબળ તથા અસ્ત્રબળ કહીને વસિષ્ઠે કરેલું દશરથરાજાના મનનું સમાધાન કહેવામા આવશે.

વિશ્વામિત્રને આમ ક્રોધાયમાન થયેલા જાણીને ધીરજવાળા અને ઉત્તમ નિયમો પાળનારા બુદ્ધિમાન વસિષ્ઠમુનિએ રાજાને આ વચન કહ્યાં.[૬]

**વસિષ્ઠ બોલ્યા :** તમે દશરથરાજ ઇક્ષ્વાકુના કુળમાં જાણે સાક્ષાત્ બીજા ધર્મ જ અવતર્યા છો. તમે શ્રીમાન છો અને ત્રણે લોકોના ગુણોથી વિભૂષિત છો.[૭] મોટી સમૃદ્ધિવાળા તમે ધીરજવાળા અને સદાચારવાળા છો. આમ હોઈને તમારે સ્વધર્મ છોડી દેવો જોઈએ નહિ.[૮] તમે ત્રણે લોકમાં પ્રખ્યાત છો અને ધર્મ તથા યશથી સંપન્ન છો. માટે તમે સ્વધર્મને અનુસરો અને ધર્મનો ત્યાગ ન કરો. ત્રિભુવનના સ્વામી એવા આ મુનિનું વચન તમારે માથે ચડાવવું જ જોઈએ. હે રાજન્! તમે પ્રથમ 'કામ કરીશ' એવી પ્રતિજ્ઞા કરી ચૂક્યા છો. હવે તમે તે નહિ કરો તો તેથી તમારો યજ્ઞ અને જલાશય આદિ કરવારૂપ ધર્મ નિષ્ફળ થશે. માટે તમે રામને મોકલો. તમે ઇક્ષ્વાકુના વંશમાં જન્મ્યા છો અને વળી પોતે દશરથ છો, છતાં તમે વચન નહિ પાળો, તો પછી બીજો કોણ પોતાનું વચન પાળશે?[૧૦,૧૧] તમારા જેવાઓએ બાંધેલા નિયમો ઉપરથી તો બીજા લોકો પણ મર્યાદા છોડતા નથી, તો તમારે તો એ મૂકવી જ નહિ જોઈએ.[૧૨] રામે ભલે અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કર્યો હોય કે ન કર્યો હોય; પરંતુ જેમ અગ્નિએ રક્ષેલા અમૃતનો બીજાઓ પરાભવ કરી શક્યા નહોતા, તેમ આ પુરુષશ્રેષ્ઠ વિશ્વામિત્રે રક્ષેલા એ રામનો પણ રાક્ષસો પરાભવ કરી શકશે નહિ.[૧૩] આ વિશ્વામિત્રમુનિ મૂર્તિમાન ધર્મ છે, સૌ પરાક્રમીઓમાં એ શ્રેષ્ઠ છે, સર્વ લોકમાં એ અધિક બુદ્ધિમાન છે અને એ તપના પરમ નિવાસરૂપ છે.[૧૪] એ વિશ્વામિત્ર વિવિધ અસ્ત્રોને જાણે છે. સચરાચર ત્રૈલોક્યમાં બીજો કોઈ પુરુષ તે જાણતો નથી અને જાણશે પણ નહિ. દેવો, ઋષિઓ, અસુરો, રાક્ષસો, નાગો, યક્ષો અને ગંધર્વો એ સઘળાં ભેગા થાય, તોપણ તે કોઈ વિશ્વામિત્રની તોલે આવે એમ નથી. આ વિશ્વામિત્ર પૂર્વે જ્યારે રાજ કરતા હતા, ત્યારે તપથી પ્રસન્ન થયેલા સદાશિવે એમને 'કૃશાશ્વ' નામના પ્રજાપતિએ ઉત્પન્ન કરેલાં સર્વ દુર્જય અસ્ત્રો આપ્યાં છે.[૧૫-૧૭] સંહાર કરવામાં રુદ્રની સમાનતા ધરાવનારા, વીર, દીપ્તિવાળા અને અદ્ભુત સામર્થ્યવાળા એ કૃશાશ્વના પુત્રો (અસ્ત્રો) વિશ્વામિત્રનું સેવન કરે છે.[૧૮] 'જયા' અને 'સુપ્રભા' નામની દક્ષપ્રજાપતિની બે સુંદર કેડવાળી પુત્રીઓ કૃશાશ્વ પ્રજાપતિની સ્ત્રીઓ હતી. તે સ્ત્રીઓમાં કૃશાશ્વ પ્રજાપતિએ કોઈથી પણ જિતાય નહિ એવા સો પુત્રો (અસ્ત્રોના દેવ) ઉત્પન્ન કર્યા હતા.[૧૯] પૂર્વે જયાએ પતિની સેવા કરીને વરદાન મેળવ્યું હતું અને પચાસ પુત્રોને જન્મ આપ્યો હતો. તેઓ અસુરોનાં સૈન્યોનો વધ કરવામાં સમર્થ છે અને પ્રયોગ કરનારની ઇચ્છા પ્રમાણે ચાલે છે.[૨૦] બીજી સુપ્રભાએ 'સંઘર્ષ' નામના પચાસ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. તેઓ દુર્ધર્ષ છે, તીક્ષ્ણ આકારવાળા છે અને બળવત્તર છે.[૨૧] યોગના બળથી સઘળા જગતને જોઈ શકનારા આ મહાતેજસ્વી વિશ્વામિત્રમુનિ આવા વીર્યવાન છે, માટે રામને એમની સાથે મોકલવામાં તમારે તમારી બુદ્ધિને ગાભરી કરવી જોઈતી નથી. હે સદ્રાજન્! આ અપાર શક્તિશાળી મુનિરાજ સમીપમાં હોય, ત્યારે કોઈ પુરુષનું મૃત્યુ આવી ચૂકેલું હોય તોપણ તે પુરુષ અમરતા પામે છે; માટે તમે મૂઢ મનુષ્યની પેઠે દીનતા પામો નહિ.[૨૨,૨૩]

अस्मिन्महासत्त्वतमे मुनींद्रे स्थिते समीपे पुरुषस्य साधो । प्राप्तेऽपि मृत्यावमरत्वमेति मा दीनतां गच्छ यथा विमूढः ॥ २३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'વસિષ્ઠસમાશ્વાસન' એ નામનો સર્ગ ૯મો સમાપ્ત**

## સર્ગ ૧૦મો×
### રામની સ્થિતિ
#### શ્રીવાલ્મીકિરુવાચ

तथा वसिष्ठे ब्रुवति राजा दशरथः सुतम् ।
संप्रहृष्टमना राममाजुहाव सलक्ष्मणम् ॥ १ ॥

વાલ્મીકિ બોલ્યા : વસિષ્ઠે એ પ્રમાણે કહ્યું; એટલે દશરથરાજા મનમાં હર્ષ પામ્યા અને તેમણે લક્ષ્મણની સાથે પુત્ર રામને બોલાવવા સારુ આ આજ્ઞા કરી.[૧]

દશરથ બોલ્યા : ઓ દ્વારપાલ! વિશ્વામિત્રમુનિનું ધર્મસંબંધી કાર્ય નિર્વિઘ્ને સંપાદન કરવા માટે તું વીર અને સાચા પરાક્રમવાળા રામને લક્ષ્મણ સહિત અહીં તુરત બોલાવી લાવ. એ પ્રમાણે રાજાએ મોકલેલો તે દ્વારપાળ અંતઃપુરમાં આવેલા રામના મંદિરે ગયો. તુરત (રામના અનુચરોની સાથે) તે પાછો આવ્યો અને રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યો : 'હે દેવ! હે પોતાના બે હાથથી સઘળા શત્રુઓને મસળી નાખનારા! બિડાયેલા કમળમાં બેઠેલા ભ્રમરની પેઠે રામ તો પોતાના આવાસમાં અત્યંત ઉદાસ થઈને બેઠા છે. એક તરફથી તે કહે છે, કે 'હું આ ઘડીએ આવું છુ,' પણ બીજી તરફથી તો કોઈ વિચારમાં ડૂબી જાય છે અને મનમાં મૂંઝાઈને તે કોઈની પાસે ઊભા રહેવાને ઇચ્છતા નથી.[૨–૫] એ પ્રમાણે દ્વારપાળે કહ્યું, એટલે દશરથરાજે રામના સર્વ અનુચરોને આશ્વાસન આપ્યું અને અનુક્રમથી પૂછ્યું, કે 'રામ શું કરે છે અને કેવી સ્થિતિમાં છે?' રાજાએ આ પ્રમાણે પૂછ્યું એટલે ખેદ પામેલા રામના અનુચરે રાજાને આ વચન કહ્યાં. 'હે દેવ! આપના પુત્ર રામનું શરીર ખેદને લીધે કરમાઈ ગયું છે, તેથી અમે પણ ખેદ પામીને દૂબળા થઈ ગયા છીએ. કમળસરખાં નેત્રવાળા રામ જ્યારથી બ્રાહ્મણોની સાથે તીર્થયાત્રામાંથી પાછા આવ્યા છે, ત્યારથી તે આજ દિવસ સુધી તે મનમાં કચવાયા કરે છે.[૬–૯] અમે ઘણા યત્નથી પ્રાર્થના કરીએ છીએ, ત્યારે રામ કરમાયેલા મોઢે પોતાનાં દિવસ સંબંધી કાર્યો કદી કરે છે અને કદી નથી પણ કરતા.[૧૦] સ્નાન, દેવપૂજન, દાન અને ભોજન આદિ ક્રિયાઓને વિષે એ રામ તો કચવાતે મને વર્તે છે અને અમે વીનવીએ છીએ તોપણ પૂરું જમતા નથી. અંતઃપુરની ચપળ દાસીઓ ક્રીડા કરવાનાં સ્થાનોમાં હિંડોળા બાંધી રાખે છે, તોપણ બપૈયા જેમ વરસાદની ધારાઓની સાથે ક્રીડા કરે, તેમ તે લીલાથી તેમની સાથે ક્રીડા કરતા નથી.[૧૧,૧૨] હે રાજન! જેને સ્વર્ગમાંથી પડવાનો કાળ પાસે આવ્યો હોય, તેને જેમ સ્વર્ગ આનંદ આપતું નથી, તેમ કળી જેવાં માણિક્યોથી જડેલા બાજુબંધ અને કડાંનાં જૂથો પણ એ રામને આનંદ આપતાં નથી.[૧૩] જેમાં ક્રીડા કરતી સ્ત્રીઓ વારંવાર જોયા કરતી હોય અને જેમાં ફૂલોના સુગંધવાળા પવન ચાલ્યા કરતા હોય, એવા લતામંડપની કુંજોને વિષે પણ રામ અત્યંત ખેદ પામે છે.[૧૪] જે પદાર્થ યોગ્ય, સ્વાદિષ્ટ, સુકોમળ અને ચિત્તને હરનાર હોય, તે પદાર્થથી પણ તે ખેદ પામે છે અને તેથી તેમની આંખો પણ જાણે આંસુના પૂરથી ઊભરાઈ રહે છે.[૧૫] સ્ત્રીઓ નૃત્યવિલાસો કરે છે, ત્યારે તે 'આ નારીઓ શરીર હલાવી હલાવીને મને શા માટે દુઃખ દે છે?' એમ બોલીને તેમની નિંદા કરે છે.[૧૬] ભોજન, શયન, વાહન, વિલાસ, સ્નાન અને આસન એ બધાં યોગ્યતાવાળાં હોવા છતાં પણ તે ઘેલા માણસની પેઠે તેના ઉપર રુચિ કરતા નથી.[૧૭] 'સંપત્તિ હોય તોપણ શું? વિપત્તિ હોય તોપણ શું? ઘરમાં શો સાર છે? મનોરથ કરવાથી શું વળે?

× આ દશમા સર્ગમા દ્વારપાળોએ અને રામના અનુચરોએ દશરથ રાજાની પાસે રામની સ્થિતિનું નિવેદન કર્યાની કથા કહેવામા આવશે.

એ તો સઘળું મિથ્યા છે,' એમ બોલીને તે ચુપચુપ એકલા બેસી રહે છે.[૧૮] વિનોદમાં એ આનંદ લેતા નથી, ભોગમાં આસક્ત થતા નથી અને કામમાં એ ચિત્ત પરોવતા નથી, માત્ર ચૂપ થઈને જ એ બેસી રહે છે.[૧૯] હરિણીઓ જેમ વનનાં ઝાડને આનંદ આપી શકતી નથી, તેમ ફરફરતી કેશલટોવાળી અને ફરકતી વિલાસભરી આંખોવાળી સુંદરીઓ પણ એમને આનંદ આપી શકતી નથી.[૨૦] એ તો પામર લોકોમાં વેચાયેલા માણસની પેઠે એકાંતરૂપ દિશાઓના છેડાઓમાં, નદી આદિના તીરોમાં, વનોમાં અને અરણ્યોમાં જ રુચિ પામે છે.[૨૧] આમ હે રાજન્! વસ્ત્ર, પાન, ભોજન અને જોઈતી વસ્તુઓનું ગ્રહણ ઇત્યાદિ કર્મો આ વિમુખતા સેવવાથી તે સંન્યાસના ધર્મ પાળનારા તપસ્વીને અનુસરે છે.[૨૨] હે જનેશ્વર! તે નિર્જન પ્રદેશમાં એકલા જ રહે છે અને એકાકાર બુદ્ધિને લીધે તે હસતા નથી, ગાતા નથી કે રોતા પણ નથી.[૨૩] તે તો પદ્માસન વાળી શૂન્ય મનથી બેસી રહે છે અને કેવળ ડાબા હાથની હથેળી ઉપર ગાલને ટેકવી રાખે છે.[૨૪] તે કોઈ પણ જાતનું અભિમાન ધરતા નથી, રાજા થવાને ઇચ્છતા નથી, સારો પદાર્થ મળવાથી રાજી થતા નથી અને અનિષ્ટ પદાર્થ મળવાથી ખેદ ધરતા નથી.[૨૫] એ પોતે શી રીતે ચાલે છે? શું કરે છે? શું માગે છે? કોની ચિંતા કરે છે? કેમ આવે છે? કયો નિયમ રાખે છે? કોને અનુસરે છે? એ વિષે અમે કશું જ જાણતા નથી.[૨૬] શરદઋતુના અંતમાં ઝાડની પેઠે તે દિવસે દિવસે દૂબળા પડતા જાય છે, પીળા પડતા જાય છે અને રુક્ષ થતા જાય છે.[૨૭] હે રાજન્! એમને અનુસરનારા લક્ષ્મણ તથા શત્રુઘ્ન પણ તેમના પ્રતિબિંબની પેઠે તેમના જેવા જ થઈ ગયા છે.[૨૮] સેવકો, રાજાઓ અને માતાઓ રામને વરંવાર પૂછે છે, છતાં એ તો 'કાંઈ જ નથી,' એમ કહીને કશી સૂચક ચેષ્ટા વિના મૂંગા બેસી રહે છે.[૨૯] કદી પોતાની પાસે કોઈ વિવેકી સ્નેહી બેઠો હોય છે, તો તે તેને શિખામણ આપી બેસે છે, કે 'ઉપર-ઉપરથી જ હૃદયહારી લાગતા આ સાંસારિક સુખ-ભોગમાં મન ઘાલીશ નહિ.'[૩૦] અનેક પ્રકારના વૈભવોથી રમણીય લાગતી સ્ત્રીઓ પોતાની સામે સભામાં બેઠી હોય, તોપણ તે તેમને વિશે કાંઈ પ્રીતિ કરતા નથી અને જાણે તેમનો વિનાશ જ સમીપમાં દેખતા હોય એમ વર્તે છે. 'અનાયાસે મળે એવા પદને નહિ મેળવતાં મેં બહારની પ્રવૃત્તિઓ કરીને આટલાં વરસોને પાણીમાં નાખ્યાં,' એમ વારંવાર તે મધુર ધ્વનિથી ગાયા કરે છે. કોઈ પોતાની પાસે રહેનાર સેવક તેમને 'ચક્રવર્તી થાઓ અને રાજસૂયયજ્ઞ કરજો' એમ કહે છે, તો પોતાનું મન તે વિષયમાં નહિ હોવાને લીધે તે મૂગા રહે છે અને કહેનાર જાણે બકબક કરતો ઘેલો માણસ હોય, તેમ તેને હસી કાઢે છે. તે કોઈના કહ્યા ઉપર ધ્યાન આપતા નથી, પાસે પડેલા પદાર્થ પર દૃષ્ટિ કરતા નથી અને પોતાને જોઈએ તેવી વસ્તુ મળ્યા છતાં પણ તેની અવજ્ઞા કરે છે.[૩૧–૩૪] 'જો આકાશમાં મોટું વન હોય અને તે વનમાં વળી કમળ સંભવિત હોય તો આત્મામાં મન સંભવે અને મનમાં વિસ્મય સંભવે' એવા વિચારથી એમના મનમાં કોઈ વસ્તુને જોઈને આશ્ચર્ય થતું નથી.[૩૫] એ રામા કામિનીઓની મધ્યમાં બેઠા હોય, તોપણ જેમ વરસાદની ધારાઓ મોટા પથરાને ભેદી શકતી નથી, તેમ કામદેવનાં બાણો એમના અભેદ્ય મનને ભેદી શકતાં નથી.[૩૬] કોઈ પોતાની પાસે ધન માગવા આવે, તો તેને 'ધન તો આપદાઓના મુખ્ય સ્થાનરૂપ છે, તેને તું શા માટે ઇચ્છે છે?' એમ કહીને સઘળું ધન આપી દે છે.[૩૭] 'આ આપત્તિ છે અને આ સંપત્તિ છે, એ તો મોહ છે, અને તે માત્ર કલ્પનાથી જ ઊભો

થાય છે.' એવા અર્થના શ્લોકો તે ગાયા કરે છે.[૩૮] વળી તે બોલ્યા કરે છે, કે 'હાય! હું માર્યો ગયો! હાય! હું અનાથ છું!' એવી રીતે લોકો રોયા કરે છે, તોપણ તે લોકોને વૈરાગ્ય પ્રાપ્ત થતો નથી, એ આશ્ચર્ય છે.[૧૩૯] રઘુવંશરૂપી વનમાં ઊંચા શાલવૃક્ષ જેવા અને શત્રુઓને હણનારા એ રામ હમણાં આવી સ્થિતિમાં વર્તે છે, તેથી અમે અત્યંત ખેદ પામ્યા છીએ.[૪૦] હે મહાબાહુ! રામનું ચિત્ત એવું થઈ ગયું છે કે, તેનું શું કરવું એ જ અમને સમજાતું નથી; માટે હે કમલનેત્ર! આ વિષયમાં આપ જ અમારા આધાર છો.[૪૧] હે પ્રભુ! કોઈ રાજા અથવા બ્રાહ્મણ એમની આગળ બેસી એમને રાજનીતિનો કે વ્યવહારનો ઉપદેશ કરે છે, તો તે પોતે એકમાર્ગી હોવાથી તેમને જાણે મૂર્ખ ગણીને હસી કાઢે અને તેમની વાત કાને ધરતા નથી.[૪૨] 'આ બાહ્ય દૃષ્ટિથી જ જણાતું જે વિનાશી તથા વિસ્તીર્ણ જગત ઊઠ્યું છે, તે વાસ્તવિક નથી અને હું તો કોઈ એથી જુદો જ છું.' એવો નિર્ણય કરીને એ રામ તે વિષે વધારે સમજણ મેળવવા ઇચ્છે છે.[૪૩] હે વિભુ! શત્રુમાં, પોતાના દેહમાં, મિત્રમાં, રાજ્યમાં, માતામાં, સંપત્તિમાં કે વિપત્તિમાં એમનું મન લાગતું જ નથી, તેમ વળી બહારના વિષયોમાં પણ એમના મનની પ્રવૃત્તિ થતી જ નથી.[૪૪] એમને સ્વાધીન વિષયો ઉપર રુચિ નથી, પરાધીન વિષયોની આશા નથી, કોઈ વસ્તુની ઇચ્છા નથી અને છતાં એમના મનને વિશ્રાંતિ મળતી નથી. એ પોતે વિવેકી છે તેથી એમને મૂઢ કહી શકતા નથી અને એમને વિશ્રાંતિ મળી નથી તેથી મુક્ત પણ કહી શકતા નથી. આથી અમે બહુ જ સંતાપ પામ્યા કરીએ છીએ.[૪૫] 'ધનનું શું કામ છે? માતાઓનું શું કામ છે? રાજ્યનું શું કામ છે! અથવા ઉદ્યમનું શું કામ છે?' એમ મનમાં નિશ્ચય કરીને તે જાણે મરવાની જ વાટ જોતા હોય તેમ દેખાય છે.[૪૬] વરસાદ રોકાઈ જવાથી જેમ બપૈયો ઉદ્વેગ પામે, તેમ રામ ભોગ, આયુષ્ય, રાજ્ય, મિત્ર, પિતા અને માતા વિશે અત્યંત ઉદ્વેગ પામ્યા કરે છે.[૪૭] આ પ્રમાણે આપના પુત્ર ઉપર ઘણી શાખાઓના વિસ્તારવાળી વિપત્તિ આવી પડી છે, માટે આપે દયા કરીને તે વિપત્તિને ઉખેડી નાખવાને પ્રવૃત્તિ કરવી જોઈએ. હે પ્રભુ! રામનો આવો સ્વભાવ થઈ જવાને લીધે સઘળા વૈભવોવાળી આ વિસ્તીર્ણ સંસારરૂપી જાળ તેમને ઝેર જેવી પ્રતિકૂળ લાગે છે.* આ પૃથ્વી ઉપર એવો મહાશય કોણ મળે, કે જે રામને રાજ્યસંબંધી યોગ્ય વ્યવહારમાં નાખવાને સમર્થ થાય? જેમ સૂર્ય અંધારું મટાડીને જગતમાં પોતાના પ્રકાશકપણાને સફળ કરે છે, તેમ એ મહાત્મા એ રામના મનમાં રહેલા સઘળા દુઃખદાયી મોહને મટાડીને, કોણ પોતાના ઉપદેશકપણાને સફળ કરે?[૧૪૯–૫૧]

मनसि मोहमपास्य महामनाः सकलमार्तितमः किल साधुताम् । सफलतां नयतीह तमो हरन्नुदिनकरो शुचि भास्करतामिव ॥ ५१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'રામની સ્થિતિ' એ નામનો સર્ગ ૧૦મો સમાપ્ત**

## सर्ग ११मो÷

## રામનું દશરથરાજાએ કરેલું સાન્ત્વન

**विश्वामित्र उवाच**

एवं चेतन्महाप्राज्ञा भवंतो रघुनंदनम् ।
इहाऽऽनयंतु त्वरिता हरिणं हरिणा इव ॥ १ ॥

**વિશ્વામિત્ર બોલ્યા:** હે મહાવિચક્ષણ

---

* શ્રીરામના અનુચરોએ શ્રીરામની જે અવસ્થાનું વર્ણન કર્યું છે, તેવી અવસ્થા પ્રાપ્ત થયા વિના અર્થાત્ હૃદયમાં વિષયવૈરાગ્ય પ્રકટ્યા વિના સતશાસ્ત્રનું શ્રવણ તત્ત્વસાક્ષાત્કાર કરવામા સમર્થ થતુ નથી

÷ આ અગિયારમા સર્ગમાં વિશ્વામિત્રની આજ્ઞાથી સભામાં આવેલા રામનું દશરથરાજાએ આશ્વાસન કર્યાની તથા પીડા આદિનું કારણ પૂછ્યાની કથા કહેવામાં આવશે.

અનુચરો! જો એમ હોય, તો જેમ મૃગો પોતાના યૂથપતિને લઈ આવે, તેમ તમે તુરત રઘુનંદન રામને અહીં લઈ આવો.[1] રઘુપતિ રામને આ જે મોહ થયો છે, તે કોઈ જાતની આપત્તિઓથી કે કોઈ જાતના રોગથી થયો નથી, પણ તે વિવેક અને વૈરાગ્યને લીધે થયો છે. એ મોહ નથી પણ બોધ જ છે અને તેનું ઉત્તમ ફળ આવશે.[2] રામ અહીં તુરત આવે, એટલે જેમ પવન પર્વત ઉપરનાં વાદળાંને દૂર કરી નાખે છે, તેમ અમે તેમના મોહને તુરત જ દૂર કરી નાખીશું.[3] મોહ યુક્તિપૂર્વક દૂર કરવામાં આવશે, એટલે તે રામ અમારી પેઠે સર્વોત્તમ પદમાં વિશ્રાંતિ પામશે.[4] પછી તે અમૃતપાન પામેલા પુરુષની પેઠે યથાર્થ સુખને, આનંદને, જ્ઞાનસંપન્નપણાને, વિશ્રાંતિને, તાપરહિતપણાને, પુષ્ટપણાને અને શરીરમાં શુભ વર્ણપણાને પ્રાપ્ત થશે.[5] આમ મનમાં પરિપૂર્ણ થઈને તે પોતાના કુળની ચાલી આવેલી વ્યવહારની પરંપરાને અખંડતાએ અનુસરશે.[6] તે વ્યવહારમાં માનપાત્ર થશે અને વ્યવહાર કરતાં છતાં પણ મહાધૈર્યવાન રહેશે. તે બંધ તથા મોક્ષનાં કાર્યકારણના જ્ઞાતા થશે, સુખદુઃખની દશાથી રહિત થશે અને ઢેફામાં, પથરામાં તથા સોનામાં સમદષ્ટિ રાખશે.[7] મુનિવર વિશ્વામિત્રે આ પ્રમાણે કહ્યું, એટલે દશરથરાજાનું મન આનંદથી ભરાઈ ગયુ અને તેમણે રામને બોલાવવા માટે ફરી વાર દૂતો ઉપર દૂતો મોકલ્યા. એટલી વારમાં જેમ ઉદયાચળમાંથી સૂર્ય ઊગે તેમ રામ પણ પિતાની પાસે આવવા માટે પોતાના આસન પરથી ઊઠ્યા.[8-9] આમ તે કેટલાક સેવકો તથા પોતાના બે ભાઈઓની સાથે ઇંદ્રના સ્વર્ગ જેવી પોતાના પિતાની એ પવિત્ર સભામાં આવ્યા.[10] રામે દૂરથી જ પોતાના પિતા દશરથરાજાનાં દર્શન કર્યા. તે સમયે તે રાજા દેવતાઓના સમૂહથી વીંટાયેલા ઇંદ્રની પેઠે રાજાઓના સમૂહથી વીંટાયેલા બેઠા હતા. વસિષ્ઠ તથા વિશ્વામિત્ર તેમને બે પડખે બેઠા હતા અને મધુર વચનોથી તેમને રાજી કરતા હતા. સઘળાં શાસ્ત્રોના અર્થને વિસ્તારનારો સમજુ મંત્રીઓનો સમૂહ તેમને શોભા આપી રહ્યો હતો; ત્યાં જાણે દેહધારી દિશાઓ ઊભી હોય, તેમ સુંદર દાસીઓ હાથમાં સુંદર ચામરો લઈને તેમની યથાયોગ્ય સેવા કરતી હતી.[11-13] ત્યાં દશરથરાજાએ અને વસિષ્ઠ તથા વિશ્વામિત્ર આદિ લોકોએ પણ કાર્તિકેય સ્વામી જેવા રામને દૂરથી આવતા દીઠા.[14] એ રામ સઘળાઓએ સેવવાયોગ્ય, ગંભીર, સ્ફુટ અને સત્ત્વમય× સ્થિતિવાળી શીતળતા* વડે હિમાલયની પેઠે સંયુક્ત હતા.[15] એમનું શરીર સૌમ્ય, સમાન અંગવાળું, શુભ આકારવાળું, કમનીય અને ઉપશાંત હતું. એમનું મન વિનયથી ઉદાર હતું અને તે પરમ પુરુષાર્થના પાત્ર હતા.[16] એમનાં અંગોમાં જુવાનીનો આરંભ થતો હતો અને વૃદ્ધ પુરુષની પેઠે તે ઉપશમથી શોભી રહ્યા હતા. એ ઉદ્વેગરહિત હતા, પણ એમને પરમ આનંદ મળ્યો નહોતો; વૈરાગ્યને લીધે એમના મનોરથો ઘણું કરીને પૂર્ણ સ્થિતિમાં હતા.[17] સંસારની સર્વ ગતિઓનો એમણે વિચાર કર્યો હતો અને પવિત્ર ગુણોના એ નિવાસરૂપ હતા. જાણે સઘળા સદ્ગુણો કોઈ મહાશય પુરુષમાં રહેવાના એકમાત્ર લોભથી એમનામાં જ આવીને વસ્યા હતા.[18] કોઈ રીતે ક્ષોભ નહિ પામતી વૃત્તિને લીધે એ પોતાના સર્વોત્તમ અંતઃકરણને ઉદાર, આર્ય અને ભરપૂર દેખાડતા હતા.[19] એમણે પહેરેલા હાર અને વસ્ત્રો મંદ હાસ્યની ઝાંખીથી બહુ જ સ્વચ્છ લાગતાં હતાં. આવા અનેક ગુણોથી ભરેલા રઘુવર રામે ધરતીકંપથી ડોલી રહેલા મેરુપર્વતના જેવી શોભાવાળા અને ચળકતા ચૂડામણિનાં સુંદર કિરણો-

× ધૈર્ય અને પશુ આદિ જીવો.

* તાપ મટાડી આહ્લાદકપણું અને ઠંડી.

વાળા પોતાના મસ્તક વડે દૂરથી જ પ્રણામ કર્યો.[૨૦-૨૧] હજી તો મુનીન્દ્ર વિશ્વામિત્ર રામને વિશે બોલતા જ હતા, તેટલી વારમાં કમળસરખાં નેત્રવાળા રામ પિતાના ચરણમાં પ્રણામ કરવા સારુ પોતે જ આવી પહોંચ્યા.[૨૨] ઉદારચિત્ત રામ પ્રથમ પિતાને, પછી માન્ય પુરુષોએ સન્માનેલા એ મુનિઓને, પછી બીજા બ્રાહ્મણોને, પછી બંધુઓને અને તે પછી ગુરુલોકોને પગે લાગ્યા, ત્યારે રાજાલોકોએ એમને અનેકાનેક પ્રણામો કર્યા, તે એમણે ક્યારેક દષ્ટિથી, ક્યારેક જરાક નમાવેલા મસ્તકથી તો ક્યારેક વાણીથી સ્વીકાર્યા. પછી દેવ જેવા સોહામણા અને લાભ તથા અલાભમાં મનની સમાન સ્થિતિવાળા એ રામને બંને મુનિઓએ આશીર્વાદ આપ્યા અને તે પછી તે પોતાના પિતાના પવિત્ર સમીપમાં ગયા. આમ રામ પિતાના ચરણમાં અભિવંદન કરવા લાગ્યા એટલે તરત જ એ દશરથરાજે તેમનું માથું સૂંઘ્યું અને તેમને વારંવાર ચુંબન કર્યું.[૨૩-૨૬] ગાઢ સ્નેહવાળા અને શત્રુવીરોને હણનારા એ રાજાએ એ જ પ્રમાણે લક્ષ્મણ તથા શત્રુઘ્નને આલિંગન કર્યું અને રાજહંસ જેમ બે કમળોને ચુંબન કરે, તેમ તેમણે તેમનાં મુખોને ચુંબન કર્યાં.[૨૭] 'હે પુત્ર! મારા ખોળામાં બેસો.' એમ દશરથરાજા બોલે તેટલી વારમાં તો સેવકે પૃથ્વી પર પાથરેલા એક વસ્ત્ર ઉપર રામ બેસી ગયા. પછી દશરથરાજાએ તેમને નીચે પ્રમાણે વચન કહ્યાં.[૨૮]

**રાજા બોલ્યા :** હે પુત્ર! તું વિવેકી છે અને વળી અનેક શુભ ગુણોના પાત્રરૂપ છે, માટે તારે મૂર્ખની પેઠે શિથિલ બુદ્ધિથી તારા આત્માને ખેદને સ્વાધીન કરવો નહિ જોઈએ. તાગ જેવાએ તો વૃદ્ધો, વિપ્રો અને ગુરુઓનું કહેલું કરવું જોઈએ. પુણ્યપદ એમ જ સાંપડે છે અને મૂંઝાયા કરવાથી તે મળતું જ નથી.[૨૯-૩૦] હે પુત્ર! જ્યાં સુધી મોહને પ્રસરવાનો અવકાશ આપવામાં આવે નહિ, ત્યાં સુધી જ આપત્તિઓ દૂર રહે છે અને કદાચ પાસે આવે છે, તો પોતાનું કામ કરી શકતી નથી.[૩૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે રાજકુમાર! હે મહાબાહુ! તમે શૂરા છો અને ભારે દુઃખદાયી તથા મુશ્કેલીથી જીતી શકાય એવા વિષયોરૂપી શત્રુઓને પણ તમે જીતી લીધા છે.[૩૨] તો પછી, અજ્ઞાનીઓને જ યોગ્ય એવા આ અનેક તરંગોથી ભરેલા અને ભારે જડતાવાળા× મોહરૂપી સમુદ્રમાં તમે કેમ અવિવેકીની જેમ ડૂબકાં ખાઓ છો?[૩૩]

**વિશ્વામિત્ર બોલ્યા :** 'હે રામ! હે ચલાયમાન નીલકમળોના સમૂહસરખાં નેત્રવાળા! તમારા ચિત્તની ચપળતા છોડી દઈને તમે કહો, કે તમે શા કારણથી મૂઝાઓ છો?[૩૪] જેમ ઉંદરો ઘરને બગાડી નાખે છે, તેમ ચિંતા તમારા મનને બગાડી નાખશે, તો તમને તે ચિંતાઓ કયા કારણથી થઈ છે? કયો મનોરથ સિદ્ધ થાય તો તે ચિંતા દૂર થાય એમ છે? તે કેટલીક છે? તે કેવી છે અને ક્યાં રહી છે?[૩૫] જેને કષ્ટ પડયું હોય અથવા જે દરિદ્ર હોય, તેને ચિંતાઓ થવાનો સંભવ છે, પણ હું ધારું છું, કે તે ચિંતાઓ તમને પ્રાપ્ત થવી સંભવિત નથી. (તમારા પિતાના પ્રભાવને લીધે જ તમારી વિપત્તિઓ દૂર થઈ જાય એમ છે, એટલે તેમનો પ્રતીકાર કરવાનું તમારે માથે આવે એમ નથી; એટલું જ નહિ, પણ તમે સર્વ પ્રકારનાં સૌભાગ્યથી પૂર્ણ છો, માટે તમારી પાસેથી તે પોતાની મેળે જ દૂર રહેવી જોઈએ.)[૩૬] હે નિષ્પાપ! તમારા મનમાં જે અભિપ્રાય હોય તે તમે ઝટ કહો. તમને જે જોઈતું હશે તે સઘળું મળશે, એટલે ચિંતાઓ ફરી વાર તમારા મનનું ભેદન કરશે નહિ.' બુદ્ધિમાન વિશ્વામિત્રે આ પ્રમાણે યોગ્ય વસ્તુનો પ્રકાશ પાડનારાં તાત્પર્યવાળાં

× દંડી અને આવરણ

વચનો કહ્યાં, એટલે તે સાંભળી રઘુવંશના કેતુ સમા રામે પોતાનું કાર્ય સિદ્ધ થવાનું અનુમાન કર્યું. આ પ્રમાણે મોર જેમ મેઘની ગર્જના સાંભળીને વરસાદ પડવાનું અનુમાન કરે છે અને ખેદને છોડી દે છે, તેમ એ રામે પણ પોતાનો ખેદ છોડી દીધો.[૩૭-૩૮]

इत्युक्तमस्य सुमते रघुवंशकेतुराकर्ण्य वाक्य-
मुचितार्थविलासगर्भम् तत्याज खेदमभिगर्जति
वारिवाहे बर्ही यथा त्वनुमिताभिमतार्थसिद्धिः ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'રાઘવસમાશ્વાસન' એ નામનો સર્ગ ૧૧મો સમાપ્ત**

## सर्ग १२मो×

## ભોગની દુઃખરૂપતા, વિષયોની અસત્યતા અને સંપત્તિની અનર્થરૂપતા

**श्रीवाल्मीकिरुवाच**

इति पृष्टो मुनीन्द्रेण समाश्वस्य च राघवः ।
उवाच वचनं चारु परिपूर्णार्थमंथरम् ॥ १ ॥

**વાલ્મીકિ બોલ્યા:** મુનિવરે એ પ્રમાણે પૂછ્યું, એટલે રામ આશ્વાસન પામ્યા અને તે જાણે પૂર્ણ અર્થના ભારથી જ ધીરે ચાલતું હોય એવું આ સુંદર વચન બોલ્યા.[૧]

**રામ બોલ્યા:** હે ભગવાન! હું તો અજ્ઞાન છું, પણ આપે પૂછ્યું છે એટલે હું મારો સઘળો અનુભવ આપની આગળ કહું છું. મહાત્માના વચનનું ઉલ્લંઘન કોનાથી થાય?[૨] હું આ મારા પિતાના ઘરમાં જન્મ્યો, જન્મ પછી અનુક્રમે મોટો થયો, મોટો થયા પછી વિદ્યા ભણ્યા પછી ઘરમાં રહ્યો.[૩] પછી હે મુનિનાયક! ઘરમાં રહ્યા પછી સદાચારમાં તત્પર થઈ, હું તીર્થયાત્રા કરવા સારુ સમુદ્ર પર્યંત પૃથ્વીમાં ફર્યો. એટલા કાળમાં સંસાર ઉપરથી આસ્તા ઉઠાડી દે એવો વિવેક મારા મનમાં ઉત્પન્ન થયો.[૪] મારું મન વિવેકથી વ્યાપી ગયું, એટલે પછી ભોગમાં રાગ વગરની થયેલી બુદ્ધિથી હું પોતે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો.[૫-૬] 'અરેરે! આ સંસાર સંબંધી જે સુખ છે તે શું છે? કાંઈ નથી. આ સંસારના વિસ્તારમાં લોકો મરવા માટે જ જન્મે છે અને જન્મવા માટે જ મરે છે.[૭] આ સ્થાવરજંગમરૂપ જે ભોગો છે, તે બધા અસ્થિર છે, મોટી આપદારૂપ છે, પાપરૂપ છે અને વૈભવ હોય ત્યાંસુધી જ રહેનારા છે.[૮] એ પદાર્થો લોઢાની સળીઓ પેઠે પરસ્પર સંબંધ વગરના છે, તોપણ કેવળ પોતાના મનની કલ્પનાથી તેઓનો સબંધ કરવામાં આવે છે.[૯] આ સઘળું વિસ્તીર્ણ જગત પણ મનને× અધીન જ જોવામાં આવે છે અને તે મન ખોટું હોય એમ જણાય છે. આમ છતાં આપણે શા માટે મોહ પામીએ છીએ?[૧૦] અરે! આ કષ્ટની વાત છે, કે જેમ વનમાં મૂઢ મૃગલાંઓ ઝાંઝવાનાં ખોટાં જળથી ઘણે દૂર સુધી ખેંચાય છે, તેમ આપણે હૈયાફૂટા પણ આ સંસારમાં ખોટા વિષયોથી ખેંચાઈએ છીએ.[૧૧] આપણને કોઈએ વેચ્યા નથી, તે છતાં આપણે વેચાયા જેવા થઈને રહ્યા છીએ, અને આ કાંઈ ઈંદ્રજાળ જેવું છે, એમ જાણતાં છતાં પણ આપણે સઘળા મૂઢ બની રહ્યા છીએ.[૧૨] આ પ્રમાણે પ્રપંચોમાં શો સાર છે? બાકી આ તો આપણે 'બંધાયા છીએ' એમ અમસ્તા જ મોહથી માની બેઠા છીએ. ભોગો તો એવા જ અભાગિયા છે, તેમણે આપણને 'બંધન છે' એમ મનાવી દીધું છે.[૧૩] અહો! આ તો ઘણે કાળે જાણવામાં આવ્યું, કે, મૂઢ મૃગલાંઓ જેમ ખાડામાં પડે છે, તેમ આપણે પણ નિરર્થક જ મોહરૂપી ખાડામાં પડ્યા છીએ.[૧૪] હું કોણ છું? આ દશ્ય પદાર્થો શી વસ્તુ છે? શા માટે તે આવેલા છે? મારે રાજ્યની અને ભોગોની સાથે શો સંબંધ છે?

× આ બારમા સર્ગમાં ભોગનું દુઃખરૂપપણું, વિષયાદિનું અસત્યપણું અને સંપત્તિઓનું અનર્થરૂપપણું કહેવામાં આવશે.

× મન જેવી કલ્પના કરે તેવું પ્રતીત થનારું.

જે ખોટું છે, તે ખોટું જ છે. ખોટાની સાથે કોઈને કાંઈ લાગતું–વળગતું જ નથી.[૧૫] હે બ્રહ્મન્! આ પ્રમાણે વિચાર કરતાં કરતાં જેમ વટેમાર્ગુને નિર્જળ ભૂમિમાં અરુચિ થાય, તેમ મને સઘળા પદાર્થોમાં અરુચિ થઈ છે.[૧૬] તો હે ભગવન્! હવે મને આપ કહેશો કે ઈંદ્રજાળ જેવું આ જગત શા કારણથી ઉત્પન્ન થાય છે? શા કારણથી વધે છે? અને શા કારણથી પાછું નાશ પામે છે? જગતમાં જન્મ, જરા, મરણ, સંપત્તિ અને વિપત્તિ આદિ અનેક અનર્થો વારંવાર પ્રકટ થાય છે, તિરોહિત થઈ જાય છે અને વળી પાછા વધે છે.[૧૭,૧૮] જુઓ, પવન જેમ પહાડ ઉપરનાં વૃક્ષોને ઢીલાં કરી નાખે છે, તેમ એ સર્વ તુચ્છ ભોગોએ અમને જર્જરિત કરી નાખ્યા છે.[૧૯] જેમ પોલા વાંસો પવનથી બોલ્યા કરે છે, તેમ મનુષ્યો 'પ્રાણ' નામના વાયુઓથી બોલ્યા કરે છે. તેઓ જો કાંઈ પુરુષાર્થ ન કરે તો તેમને વ્યર્થ અને જડ જેવા જ સમજવા જોઈએ.[૨૦] જેમ જૂનું ઝાડ પોતાની બખોલમાં રહેલા ઉગ્ર અગ્નિથી તપી જાય, તેમ હું પણ 'આ દુઃખ શી રીતે ટળે?' એ ચિંતાથી તપી ગયો છું.[૨૧] જો કે મારું હૃદય સંસારનાં દુઃખોરૂપી પથરાઓથી પુરાઈ ગયું છે, તોપણ 'મારાં સ્વજનો મારે માટે રોશે' એવી બીકને લીધે હું આંસુ પાડીને રોતો નથી. હું આંસુ પાડ્યા વગર અંદર ને અંદર રોયા કરું છું, તે છતાં સ્વજનોને ખેદ ન થાય એટલા માટે ઉપરઉપરથી કોઈ સમયે મુખ મલકાવું છું તથા બોલુંચાલું છું. આમ છતાં મારી તે હસવા તથા બોલવા આદિ વૃત્તિઓ કેવી રસરહિત છે, એ વાતને કેવળ મારા હૃદયમાં રહેલો વિવેક જ જાણે છે.[૨૨] જેમ ધનવાન માણસ ધન જતું રહ્યા પછી દરિદ્રતા આવે ત્યારે આગલી દશાને સંભારીને બહુ જ મૂંઝાયા કરે છે, તેમ હું પણ પરમાનંદમાંથી ખસીને આ સંસારની ખટપટમાં આવી પડ્યો છું, માટે આગલી દશા સંભારીને બહુ જ મૂંઝાયા કરું છું.[૨૩,૨૪] આ રાજ્યસંબંધી સંપત્તિઓ કેવળ ઠગારી જ છે, મનની વૃત્તિને મૂંઝાવી દેનારી છે, ગુણોના સમૂહને તોડનારી છે અને દુઃખના સમૂહને આપનારી છે.[૨૫] દરિદ્રતા આદિ ઉગ્ર વિપત્તિઓથી પીડાયેલા મનુષ્યને જેમ ઘણાં છોકરાં જણનારી સ્ત્રીઓવાળાં ઘરો આનંદ આપતાં નથી, તેમ અનેક ચિંતાઓરૂપી ચકરીઓ ઉત્પન્ન કરનારાં આ ધનો પણ મને આનંદ આપતાં નથી.[૨૬] હે મુનિ! જેમ સાંકળોથી બંધાયેલા જંગલી હાથીને વિશાળ અને ભાંગી જાય એવા કાષ્ઠાદિકથી ઢાંકેલા ખાડામાં પડવાને લીધે અનેક પ્રકારનાં દુઃખો તથા દુર્દશાઓ વેઠવાં પડે છે અને તેનો વિચાર કરતાં તેને મનમાં સુખ વળતું નથી, તેમ મને પણ વિશાળ અને ક્ષણભંગુર એવા દેહાદિકમાં પડવાને લીધે અનેક પ્રકારનાં દુઃખો તથા દુર્દશાઓ વેઠવાં પડે છે અને તેનો વિચાર કરતાં મને મનમાં સુખ વળતું નથી.[૨૭] આ અજ્ઞાનરૂપી રાત્રિમાં લોકોના વિચારરૂપ નેત્રોની શક્તિ અપાર મોહરૂપી ભારે ઝાકળથી બંધ પડી ગઈ છે. તેમાં ભારે પહોંચેલા અને ખળ એવા સંકડો વિષયોરૂપી ચોરો સર્વદા ચારે બાજુથી વિવેકરૂપી મુખ્ય રત્નનું જ હરણ કરવામાં લાગી રહ્યા છે. તત્ત્વવેત્તાઓ વિના બીજા કયા સુભટો તેમને યુદ્ધ કરીને મારવામાં સમર્થ છે? (કોઈ પણ નથી, કારણકે મોહરૂપી અંધારાનો નાશ કર્યા વિના તેમનો વધ થવાનો સંભવ નથી.)[૨૮]

खलाः काले काले निशि निशितमोहैकमिहिका
गता लोके लोके विषयशतचोराः सुचतुराः।
प्रवृत्ताः प्रोद्युक्ता दिशि दिशि विवेकैकहरणे
रणे शक्तास्तेषां क इव विदुषः प्रोज्झ्य सुभटाः॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'પ્રથમ પરિતાપ' એ નામનો સર્ગ ૧૨મો સમાપ્ત

## સર્ગ ૧૩મો*

### લક્ષ્મીના દોષોનું વર્ણન

રામ ઉવાચ

इयमस्मिन् स्थितोदारा संसारे परिकल्पिता ।
श्रीर्मुने परिमोहाय साऽपि नूनं कदर्थदा ॥ १ ॥

રામ બોલ્યા: હે મુનિ! આ સંસારમાં જેની સ્થિતિને સર્વોત્કૃષ્ટ કલ્પવામાં આવી છે, તે લક્ષ્મી પણ વાસ્તવિક રીતે મોહ ઉત્પન્ન કરનારી છે; કારણકે તેમાંથી અનેક અનર્થો ઉત્પન્ન થાય છે.[1] જેમ વર્ષાઋતુમાં નદી બહુ જ ઊછળતા, મલિન અને જડ કરી નાખે એવા અનેકાનેક મોટા તરંગોને ધારણ કરે છે, તેમ લક્ષ્મી પણ બહુ જ ઊછળતા, મલિન અને જડ કરી નાખે એવા રાગદ્વેષાદિક અનેકાનેક મોટા તરંગો ધારણ કરે છે.[2] લક્ષ્મીને ચિંતાઓરૂપી ઘણી દીકરીઓ ઉત્પન્ન થાય છે અને તે નદીઓની લહેરોની પેઠે બહુ જ આડાં વલણોવાળી અને ચંચળ હોય છે.[3] પગમાં અગ્નિના તણખાથી દાઝી ગયેલી કોઈ અભાગણી સ્ત્રી જેમ એક ઠેકાણે પગલું નહિ રાખતાં કઢંગી રીતે અમતેમ દોડ્યા કરે છે, તેમ અભાગણી લક્ષ્મી પણ એક ઠેકાણે પગ માંડ્યા વિના કઢંગી રીતે ચારે બાજુ દોડ્યા કરે છે.[4] દીવાની શિખાની પેઠે લક્ષ્મી પોતાના એક ભાગને સ્પર્શ થવાથી પણ ભારે બળતરા ઉત્પન્ન કરે છે અને પોતાની અંદર વિનાશરૂપ કાજળને જ ધરી રહે છે.[5] રાજાની પ્રકૃતિની પેઠે તે મૂઢ છે અને કષ્ટપ્રાપ્ય છે. ગુણાગુણનો વિચાર કર્યા વિના જ તે પાસે રહેનારા જે કોઈના પર ચડી જાય છે.[6] જેમ દૂધ પાવાનાં કાર્યોથી અનેક સર્પોના વેગનો વિસ્તાર થાય છે, તેમ પાપકાર્યો કરવાથી પાપોના વેગનો વિસ્તાર થાય છે; એવાં પાપકર્મો કરવાથી જ લક્ષ્મી વિસ્તાર પામે છે.[7] જ્યાં સુધી વાયુએ ટાઢને કઠિન ન કરી હોય, ત્યાં સુધી જ તે ટાઢ શીતળ અને કોમળ સ્પર્શવાળી લાગે છે; તેજ પ્રમાણે જ્યાં સુધી લક્ષ્મીએ માણસને કઠિન ન કર્યો હોય, ત્યાં સુધી જ તે માણસ સ્વજનને તથા પરજનને ટાઢો તથા કૂણો લાગે છે.[8] જેમ ધૂળની મુઠ્ઠી ગમે તેવા ઉત્તમ મણિઓને પણ મેલા કરી નાખે છે, તેમ લક્ષ્મી વિચક્ષણ, શૂર, કૃતજ્ઞ, ઉદાર અને કોમળ માણસોને પણ મલિન કરી નાખે છે.[9] હે ભગવન્! ઝેરી લતાની પેઠે લક્ષ્મી સુખ માટે નહિ પણ દુઃખ માટે જ વધે છે. રક્ષણ કરવાથી તે અંતે વિનાશ જ લાવે છે.[10] ધનવાન છતાં લોકોની નિંદાને પાત્ર ન થયેલો, શૂરવીર છતાં બકવાદ નહિ કરનારો અને સમર્થ છતાં સમદૃષ્ટિ રાખનારો, એ ત્રણ પુરુષો અતિ દુર્લભ છે.[11] આ લક્ષ્મી અનેક દુઃખરૂપી સર્પોની વિષમ તથા ગહન ગુફારૂપ છે અને ગાઢ મોહરૂપી ગજેન્દ્રની વિંધ્યાચળની તળેટીરૂપ છે.[12] સત્કાર્યરૂપી કમળોનો નાશ કરનારી તે રાત્રિરૂપ છે, દુઃખોરૂપી કુમુદો (રાત્રિવિકાસી કમળો)ને ચાંદનીરૂપ છે, સુદૃષ્ટિરૂપી દીવીને વંટોળિયારૂપ છે અને અનેક વિકારોરૂપી કલ્લોલોની તે નદીરૂપ છે. તે ભ્રાંતિના ગંધર્વનગરરૂપ છે, ખેદરૂપી ઝેરને વધારનારી છે, વિકલ્પરૂપી ધાન્યોના ખેતરરૂપ છે; અને ખેદ સહિત ભયને ઉત્પન્ન કરનારી સર્પિણીરૂપ છે.[14] વૈરાગ્યરૂપી લતાઓને તે હિમરૂપ છે, રાગદ્વેષ આદિ ઘુવડોને તે રાત્રિરૂપ છે, વિવેકરૂપી ચંદ્રને તે રાહુની દાઢરૂપ છે અને સૌજન્યરૂપી કમળને ચાંદનીરૂપ છે.[15] ઇંદ્રધનુષની પેઠે તે ચપળતાભરેલા અનેક રંગોથી મનને હરનારી છે, વીજળીની પેઠે ઉત્પન્ન થઈને તે ચપળતાથી તુરત જતી રહેનારી છે અને જડનો આશ્રય કરનારી છે.[16] ચપળતામાં તે વનનાં નોળિયાં કરતાં પણ અધિક છે, તે નીચ કુળના

* આ તેરમા સર્ગની અંદર સઘળાઓને અત્યંત પ્યારી લાગનારી એવી લક્ષ્મીના દોષનું વર્ણન કરવામાં આવશે.

લોકોની પાસે ભરાઈ રહેનારી છે અને ઉનાળાના ઝાંઝવાનાં પાણી કરતાં પણ તે વધારે ઠગનારી છે.[૧૭] પાણીની લહેરની પેઠે તે કોઈ સ્થળમાં ક્ષણમાત્ર પણ એકરૂપે રહેતી નથી, દીવાની જ્યોતની પેઠે તે ચંચળ છે અને અચાનક દુર્દશામાં નાખનારી છે.[૧૮] યુદ્ધમાં ઉત્સાહ ધરાવનારા પુરુષોરૂપ હાથીઓનાં ટોળાંને તે સિંહણની પેઠે તોડી પાડનારી છે અને ખડ્‌ગની ધારની પેઠે તે ટાઢી, તીખી તથા તીક્ષ્ણ હૃદયવાળાઓનો આશ્રય કરનારી છે.[૧૯] પરાયાં ધનોને લઈ લેવાની ઇચ્છાવાળી અને ગુપ્ત રૂપે નીચ ચિંતાઓને છુપાવી રહેલી એ અભાગણી લક્ષ્મીથી હું દુઃખ વિના બીજું કાંઈ પણ ફળ દેખતો નથી.[૨૦] અરેરે! અલક્ષ્મીરૂપ શોક્ય તેને દૂર હઠાવી મૂકે છે, તોપણ તે નિર્લજ્જ અને નફ્ફટ લક્ષ્મી તે જ દરિદ્ર માણસને સદા આદર સાથે આલિંગન કરે છે![૨૧] કોઈ ખાડમાં ઉત્પન્ન થયેલી અને અનેક સર્પોનાં શરીરોથી વીંટાયેલી ફૂલવેલની પેઠે એ લક્ષ્મી ઉપરથી મનોહર હોવાને લીધે ચિત્તની વૃત્તિને ખેંચે છે, સાહસથી મળે એવી છે અને ક્ષણભંગુર છે.[૨૨]

मनोरमाकर्षति चित्तवृत्तिं कदर्थसाध्या क्षणभंगुरा च। व्यालावलीगात्रविवृत्तदेहा श्वभ्रोत्थिता पुष्पलतेव लक्ष्मीः ॥ २२ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'લક્ષ્મીનિરાકરણ' એ નામનો સર્ગ ૧૩મો સમાપ્ત**

# सर्ग १४मो*

## મૂર્ખના જીવિતની નિંદા

राम उवाच

आयुः पल्लवकोणाग्रलंबांबुकणभंगुरम् ।
उन्मत्तमिव संत्यज्य यात्यकांडे शरीरकम् ॥१॥

રામ બોલ્યા : હે મુનિ! આવરદા તો પાંદડાંના ખૂણાની અણી પર લટકી રહેલા એક જળબિન્દુ જેવું ક્ષણભંગુર છે. ઘેલાની પેઠે તે સમય વગર જ બિચારા શરીરને છોડીને ચાલતું થાય છે.[૧] વિષયોરૂપી સર્પોના સંગથી જેમનું ચિત્ત પૂરું જર્જરિત થઈ ગયું છે અને જેમને આત્માનો પૂર્ણ વિવેક પ્રાપ્ત થયો નથી, એવા લોકોને તો આયુષ કેવળ પરિશ્રમના કારણરૂપ છે, પરંતુ જેમણે જાણવાયોગ્ય વસ્તુને જાણી લીધી છે અને જેઓ અપરિચ્છિન્ન પદમાં વિશ્રાંતિ પામ્યા છે, તેમને આયુષ્ય સુખદાયી થાય છે અને તેમને લાભાલાભ સમાન જ લાગે છે.[૩] હે મુનિ! અમે 'દેહાદિક આત્મા છે' એવો નિશ્ચય કરી બેઠા છીએ, તેથી સંસારરૂપી વાદળની વીજળીના સમૂહરૂપ આયુષ્યમાં અમને સુખ મળતું નથી.[૪] કદાચ વાયુને વીંટી શકાય, આકાશને તોડી શકાય અને તરંગોને પણ ગૂંથી શકાય; પણ આ આયુષ્યનો કદી વિશ્વાસ રાખી શકાય નહિ.[૫] શરદઋતુનાં વાદળાંની પેઠે અલ્પજીવી, તેલ વગરના દીવાની પેઠે નાશમાં ઉન્મુખ અને તરંગની પેઠે ચપળતાવાળું આ આયુષ્ય જતું રહ્યું જ જોવામાં આવે છે.[૬] તરંગને, પ્રતિબિંબના ચંદ્રને, વીજળીના સમૂહને અને આકાશના કમળને કદી પકડી રાખવાની આશા રાખી શકું; પણ આ અસ્થિર આયુષ્યને પકડી રાખવાની આશા તો હું કદી રાખી શકું નહિ.[૭] તૃષ્ણાતુર મૂઢ માણસ વ્યર્થ આયુષ્યને લાંબું કરવા ઇચ્છે છે. ખચરી જેમ ગર્ભ ધારણ કરીને દુઃખને નોતરે છે, તેમ એ મનુષ્ય પણ એ ઇચ્છા કરીને દુઃખને જ બોલાવે છે.[૮] હે બ્રહ્મન્! આ ભવ–ભટકણમાં આ જે કાયારૂપી વેલો છે, તે સૃષ્ટિરૂપ સમુદ્રના જળના ફીણ જેવો જ છે; માટે મને આમાં જીવવું ગમતું નથી.[૯] જેથી અવશ્ય પામવા યોગ્ય પુરુષાર્થની પ્રાપ્તિ થાય, ફરી વાર

* આ ચૌદમા સર્ગમાં મૂર્ખનું જીવિત, યૌવન તથા આયુષ્ય કે જે વ્યાધિ, રોગ તથા જરાથી ઘેરાયેલું અને કામ આદિએ મલિન કરેલું હોય છે, તેની નિંદા કરવામાં આવશે.

શોક કરવો ન પડે અને જે જીવન્મુક્તિના પરમ-સુખના સ્થાનરૂપ થાય, તે જ જીવતર કહેવાય છે.[10] ઝાડ પણ જીવે છે અને મૃગો તથા પક્ષીઓ પણ જીવે છે, પરંતુ જેનું મન તત્ત્વજ્ઞાનને લીધે તુચ્છરૂપ થઈ ગયુ છે, તે જ સાચો જીવે છે.[11] જગતમાં જન્મેલા જે પુરુષોને ફરી વાર જન્મનો ભય મટી જાય છે, તેમનું જીવવું જ સફળ છે; બીજા પુરુષોનું જીવવું તો ઘરડા ગધેડાના જેવું છે.[12] અવિવેકીને શાસ્ત્ર પણ ભારરૂપ છે, વિષયોમાં રાગવાળાને જ્ઞાન પણ ભારરૂપ છે, અશાંતને મન પણ ભારરૂપ છે અને આત્માને નહિ જાણનારને શરીર પણ ભારરૂપ છે.[13] વેતરાને જેમ ભાર દુઃખદાયી છે, તેમ દુર્બુદ્ધિ પુરુષને રૂપ, આયુષ્ય, મન, બુદ્ધિ તથા અહંકાર એ સઘળું દુઃખદાયક જ છે.[14] વિશ્રાંતિ વગરનું, પૂર્ણકામપણાથી રહિત, આપદાઓના મોટા સ્થાનરૂપ અને રોગરૂપી પક્ષીઓના નિવાસરૂપ આ આયુષ્ય અત્યંત પરિશ્રમના સાધનરૂપ જ છે.[15] જેમ ઉંદર નિત્યના પરિશ્રમથી કાયર થયા વિના નિરંતર ધીરેધીરે જૂના ખાડાને અત્યંત ખોદ્યા જ કરે છે, તેમ કાળ પણ નિત્યના પરિશ્રમથી કાયર થયા વિના નિરંતર આયુષ્યને અત્યંત ખોદ્યા જ કરે છે.[16] દરમાં રહેનારા અને ઝેરથી બાળી નાખનારા ભયંકર સર્પો જેમ વનના વાયરાને પીધા કરે છે, તેમ શરીરરૂપી દરમાં રહેનારા અને ઝેરના જેવી બળતરા દેનારા ભયંકર રોગો પણ આયુષ્યને પીધા કરે છે.[17] તુચ્છ, નિરંતર રજને ઝરતા અને અંદર રહેનારા 'ઘુણ' નામના ક્રૂર કીડાઓ જેમ જૂના ઝાડને કાપ્યા કરે છે, તેમ નિરંતર તુચ્છ, લોહીપરુ આદિને ઝરતાં અને અંદર રહેનારા રોગ આદિ ક્રૂર દુઃખો શરીરને કાપ્યા કરે છે.[18] બિલાડો જેમ ઉંદરને તુરત ગળી જવા સારુ તેના ઉપર ઉત્કંઠાભેર નિરંતર ટાંપ્યા કરે છે, તેમ મૃત્યુ પણ આયુષ્યને તુરત ગળી જવા સારુ તેના ઉપર ઉત્કંઠાભેર નિરંતર ટાંપ્યા કરે છે.[19] જેમ બહુ ખાનારો માણસ અન્નને જીર્ણ કરી નાખે છે, તેમ ગંધ આદિ ગુણોવાળી અને સાર વગરની વૃદ્ધાવસ્થારૂપ વેશ્યા શરીરને અશક્ત કરી જીર્ણ કરી નાખે છે.[21] જેમ સજ્જન થોડા દિવસમાં જ દુર્જનને ઓળખી કાઢે છે અને તેને પ્રીતિરહિત થઈને છોડી દે છે, તેમ યૌવન પણ થોડા દિવસમાં જ શરીરને ઓળખી કાઢે છે અને તેને પ્રીતિરહિત થઈને છોડી દે છે.[21] જેમ જાર પુરુષ રૂપ ઉપર તાક્યા કરે છે, તેમ દુઃખ, જરા અને મરણનો મિત્ર એવો કાળ પણ નિત્ય આયુષ્ય ઉપર જ તાક્યા કરે છે.[22] સ્થિરપણાએ તથા સુખદાયીપણાએ સર્વદા છોડી દીધેલું, ગુણરહિત અને મરણના પાત્રરૂપ આયુષ્ય, જગતમાં જેવું અત્યંત તુચ્છ છે, તેવું બીજું કાંઈ પણ અત્યંત તુચ્છ નથી.

स्थिरतया सुखभासितया तया सततमुज्झितमुत्तमफल्गु च । जगति नास्ति तथा गुणवर्जितं मरणभाजनमायुरिदं यथा ॥ २३ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'મૂર્ખના જીવિતની નિંદા' એ નામનો સર્ગ ૧૪મો સમાપ્ત

## सर्ग १५मो+

### અહંકારનિંદા

રામ ઉવાચ

मुधैवाभ्युत्थितो मोहान्मुधैव परिवर्द्धते ।
मिथ्यामयेन भीतोऽस्मि दुरहंकारशत्रुणा ॥ १ ॥

રામ બોલ્યા : અહંકારરૂપી દુષ્ટ શત્રુથી હું ભય પામું છું. તે મોહને લીધે વૃથા ઉત્પન્ન થયો છે, વૃથા વધે છે અને નિરર્થક જ છે.[1] વિવિધ આકારવાળો સંસાર એ અહંકારને લીધે જ રાંકમાં પણ રાંક પુરુષોને રાગદ્વેષાદિક દોષરૂપી કોઠારમાં મૂંઝવ્યા કરે છે.[2] વિપત્તિઓ અહંકા-

+ આ પંદરમા સર્ગમાં અહંકાર કે જે સઘળા અનર્થના મૂળરૂપ છે, તેની નિંદા કરવામાં આવશે.

રથી જ થાય છે, દુષ્ટ ચિંતાઓ અહંકારથી જ થાય છે અને અહંકારથી જ નીચ ક્રિયા પણ થાય છે; માટે અહંકાર જ મારો રોગ છે.[૩] હે મુનિ! એ અહંકાર મારો લાંબા કાળનો વેરી છે, તેને લીધે જ હું ખાતો નથી અને પાણી પણ પીતો નથી, તો પછી ભોગોને તો કેમ જ ભોગવું? પારધીની જેમ અહંકારરૂપી દોષ મનમોહક જાળ પાથરે છે. સંસારરૂપ રાત્રિ જેમ લાંબી છે, તેમ આ મનમોહક માયા પણ લાંબી છે.[૪-૫] જેમ પર્વત ઉપર લાંબાં, વિષમ અને મોટાં ખેરનાં ઝાડો ઊગે છે, તેમ એ અહંકારમાંથી જ લાંબાં, વિષમ અને મોટાં એવાં જે તે દુઃખો ઉત્પન્ન થાય છે.[૬] શાંતિરૂપી ચંદ્રને અહંકાર રાહુના મુખરૂપ છે, ગુણરૂપી કમળોને અહંકાર મહાવિષમ હિમરૂપ છે અને સમતારૂપી મેઘને અહંકાર શરદઋતુના સમયરૂપ છે. હું એ અહંકારને છોડી દઉં છું.[૭] હું રામ નથી, મને વાંછના નથી અને કોઈ પદાર્થોમાં મારું મન લાગતું નથી. હું તો સર્વ પ્રાણીઓને મારા સમાન ગણીને, હારી ગયેલાની પેઠે શાંતિથી બેસી રહેવા ઇચ્છું છું.[૮] મેં અહંકારથી જે કાંઈ ભોગવ્યું છે, હોમ્યું છે અને કર્યું છે તે સઘળું નિઃસાર જ થયું છે. અહંકારથી રહિત રહેવું એ જ સાર છે.[૯] હે બ્રહ્મન્! જો મને 'હું છું' એવું અભિમાન થાય છે તો હું આપદાઓથી દુઃખી થાઉં છું અને એ અભિમાન હોતું નથી, તો હું સુખી થાઉં છું; એટલા માટે નિરહંકારપણું જ શ્રેષ્ઠ છે.[૧૦] હે મુનિ! હું અહંકારને છોડી દઈ શાંતિભરેલા મનથી ઉદ્વેગરહિત થઈને રહું છું. ભોગોનો સમૂહ તો દેહ, ઇંદ્રિય અને વિષય આદિ વિનાશી પદાર્થોને અધીન છે. જો એ બધામાંથી એકાદ પદાર્થનો ભંગ થાય, તોપણ ઉદ્વેગ થયા વિના રહે નહિ.[૧૧] હે બ્રહ્મન્! જ્યાં સુધી અહંકારરૂપી મેઘ પોતાનાં ગાત્રોને વિસ્તારે છે, ત્યાં સુધી તૃષ્ણારૂપી ઇંદ્રજવના ઝાડનાં માંજર ફૂટ્યા કરે છે.[૧૨] અહંકારરૂપી મેઘ શાંત થાય છે, ત્યારે તૃષ્ણારૂપી નવીન વિદ્યુલ્લતા, બુઝાઈ ગયેલા દીવાની જ્યોતની જેમ તુરત જ ક્યાંય સરી જાય છે.[૧૩] અહંકારરૂપી મોટા વિંધ્યાચળમાં મનરૂપી મોટો મહોન્મત્ત હાથી મેઘની પેઠે ભારે કડાકાથી ગાજ્યા કરે છે.[૧૪] આ દેહરૂપી મહાવનમાં ગાઢ અહંકારરૂપી મોટો સિંહ કૂદ્યા કરે છે, તેણે જ આ જગત વિસ્તાર્યું છે.[૧૫] અહંકારરૂપી મોટા જાર પુરુષે, તૃષ્ણારૂપી ઝીણા દોરામાં પરોવાયેલી ઘણા ઘણા જન્મોની પરંપરાને, પોતાના ગળામાં મોતીના હારરૂપ કરી છે.[૧૬] હે મુનિ! આ અહંકારરૂપી વેરીએ અહીં કાંઈ મંત્ર—તંત્ર કર્યા વગર જ પુત્ર, મિત્ર અને સ્ત્રી આદિ ઉન્માદક સાધનો પ્રસાર્યાં છે.[૧૭] જો અહંકાર ટળી જાય છે, તો ઉપર કહેલી સઘળી દુષ્ટ પીડાઓ પણ તુરત આપોઆપ જ ટળી જાય છે.[૧૮] જો અહંકારરૂપી મેઘ ધીરે ધીરે શાંત થાય છે, તો મનરૂપી આકાશમાં રહેલી અને શાંતિને કાપી નાખનારી મોહરૂપી ઝાકળ ક્યાંય જતી રહે છે.[૧૯] હે બ્રહ્મન્! હું નિરહંકારવૃત્તિનો છું અને છતાં મૂર્ખતાને લીધે જ શોકથી પીડાયા કરું છું, તો આપને જે કાંઈ યોગ્ય જણાય તે મને કહો.[૨૦] હે મહાનુભાવ! હૃદયમાં રહેલું અહંકારરૂપી લાંછન સઘળી આપદાઓના સ્થાનરૂપ છે, ધ્રુવપદથી વિરુદ્ધ છે, શાંતિ આદિ ઉત્તમ ગુણોને દૂર રાખનાર છે અને ચારે બાજુ મહાદુઃખરૂપ છે. હું તેને વિવેકની દૃઢતાથી રાખતો નથી; માટે આપ હવે પછી જે કર્તવ્ય હોય તેનો ઉપદેશ કરો.[૨૧]

सर्वापदां निलयमध्रुवमंतरस्थ मुन्मुक्तमुत्तमगुणेन न संश्रयामि । यत्नादहंकृतिपदं परितोऽतिदुःखं शेषेण मां समनुशाधि महानुभाव ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'અહંકારજુગુપ્સા'+ એ નામનો સર્ગ ૧૫મો સમાપ્ત**

+ આ પંદરમા સર્ગમાં 'હું બ્રહ્મ છું' આ શુદ્ધ અહંકારથી ભિન્ન બીજા સર્વ અશુદ્ધ અહંકારો કે જે

## સર્ગ ૧૬મો×

## ચિત્તદોષનું વર્ણન

राम उवाच

दोषैर्जर्जरतां याति सत्कार्यादार्यसेवनात् ।
वातांतःपिच्छलववच्चेतश्चलति चंचलम् ॥ १ ॥

**રામ બોલ્યા :** સારાં કાર્યને તથા મહાત્માઓના સેવનને છોડી દેવાથી ચંચળ ચિત્ત રાગ-દ્વેષાદિક દોષોથી જર્જરિત થઈ જાય છે, અને જેમ નાનુંસરખું પીંછું વાયુની અંદર ભમ્યા કરે છે, તેમ તે વિષયોની અંદર ભમ્યા કરે છે. ગામના કૂતરાની પેઠે તે રાંક અને અત્યંત વ્યગ્ર થઈને નિરર્થક આમતેમ દૂર દૂર દોટ મૂક્યા કરે છે. એ ચિત્તને ક્યાંય કાંઈ પણ ગમતું નથી.[૨] ક્યાંક તેને ઘણું ધન મળે છે, તોપણ વાંસનો કરંડિયો જેમ પાણીથી ભરાય નહિ, તેમ તે પણ ભરાતું નથી.[૩] હે મુનિ! શૂન્ય અને સર્વદા દુષ્ટ આશારૂપી જાળમાંથી વીંટાયેલું મન ટોળામાંથી વિખૂટા પડેલા મૃગની પેઠે, વિશ્રાંતિ પામતું જ નથી.[૪] તરંગ જેવી ચપળ વૃત્તિવાળું મન પોતાના અવ્યવસ્થિતપણાને છોડીને ક્ષણમાત્ર પણ હૃદયમાં સ્થિતિ કરતું નથી.[૫] જેમ મંદરાચળથી ક્ષોભ પામેલું ક્ષીરસાગરનું જળ, દશે દિશાઓમાં ફરી વળે છે, તેમ વિષયોના ચિંતનથી ક્ષોભ પામેલું મન દશે દિશાઓમાં દોડાદોડ કરે છે.[૬] અનેક જાતની ઠગાઈઓરૂપ ક્રૂર મગરની માળાવાળા અને ભોગ મેળવવાના ઉત્સાહરૂપ તરંગોથી ડુબાવી દે એવી ચકરીઓવાળા એ મનરૂપી મહાસાગરને રોકવાને હું સમર્થ નથી. હે બ્રહ્મન્! મનરૂપી મૃગ ભોગરૂપી દ્રોના અંકુરોની લાલચથી, નરકરૂપ ખાડમાં પડી જવાની ચિંતા નહિ રાખતાં દૂર દોડ્યા કરે છે. જેમ સમુદ્ર પોતાના ચંચળપણાને છોડતો નથી, તેમ મારું ચિત્ત આકુળ વૃત્તિથી પોતાના અવ્યવસ્થિતપણાને કદી છોડતું નથી.[૭–૯] પાંજરામાં પુરાયેલો કોઈ કેસરી જેમ એક ઠેકાણે સ્થિર થતો નથી, તેમ ચિંતાઓના ભારથી ભટક્યા કરતું ચિત્ત પણ પોતાની ચંચળ વૃત્તિને લીધે કોઈ પણ એક ઠેકાણે જંપ વાળતું નથી.[૧૦] હંસ જેમ જળમાંથી દૂધને નિઃશંક રીતે ખેંચી લે છે, તેમ મોહરૂપી રથ પર ચડેલું ચિત્ત શરીરમાંથી સમતારૂપ સુખને નિઃશંક રીતે ખેંચી લે છે.[૧૧] હે મુનિરાજ! અનેકાનેક કલ્પનાઓરૂપી શય્યામાં સૂતેલી ચિત્તની વૃત્તિઓ કોઈ રીતે પણ જાગ્રત થતી નથી, તેથી હું વ્યાકુળ થઈને તપ્યા કરું છું હે બ્રહ્મન્! પક્ષી જેમ મજબૂત ગાંઠો પાડેલી દોરીમાં રહેલી જાળથી બંધાયુ હોય છે, તેમ હું પણ અહંતા–મમતારૂપી મજબૂત ગાંઠો પાડેલી તૃષ્ણારૂપ દોરીમાં રહેલા ચિત્તથી બંધાયો છું. હે બ્રહ્મન્! નિરંતર ક્રોધરૂપી ધુમાડાવાળા અને ચિંતાઓરૂપ જવાળાઓથી ભરપૂર રહેતા ચિત્તરૂપી અગ્નિથી હું સૂકા ખડની માફક બળી રહ્યો છું. હે બ્રહ્મન્! કૂતરીને અનુસરનારો કૂતરો જેમ જડપણાવાળા શબને ફાડી ખાય છે, તેમ તૃષ્ણારૂપી કૂતરીને અનુસરનારો ચિત્તરૂપી કૂતરો, મને જડપણાવાળાને ફાડી ખાય છે. હે બ્રહ્મન્! જેમ તરંગોને લીધે ચપળ રીતે પડછાયા કરતો જળરૂપી પ્રવાહ, કાંઠાનાં વૃક્ષોને તાણી જાય છે, તેમ રાગ–દ્વેષાદિક તરંગોને લીધે ચપળ રીતે પછડાયા કરતું જડરૂપી ચિત્ત મને તાણી જાય છે.[૧૨–૧૬] જેમ પ્રચંડ પવન ખડને વચમાં જ પાડવાને સારુ અથવા આકાશમાં જ ફેરવવાને સારુ દૂર લઈ જાય છે, તેમ ચિત્ત પણ મને અકસ્માત્ નરકમાં પાડવા સારુ અથવા ઘણાં ઘણાં જન્મોમાં ફેરવવા સારુ દૂર લઈ જાય છે.[૧૭] હું આ સંસાર-સમુદ્રને તરી જવાની નિત્ય ઉત્કંઠા રાખું છું, છતાં પાજ જેમ પાણીના પૂરને રોકી રાખે છે, તેમ

બંધન કરનારા છે, તેમની નિંદા કરી છે.

× આ સોળમા સર્ગમાં ચિત્તના દોષોનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

દુષ્ટ ચિત્ત મને રોકી રાખે છે.[૧૮] જેમ નીચેથી ઊંચે જતી અને ઊંચેથી નીચે જતી ખરાબ દોરી કૂવામાંથી પાણી કાઢવાના લાકડાને ચોંટી રહે છે, તેમ નીચેથી ઊંચે જતું અને ઊંચેથી નીચે જતું આ ચિત્ત મને વળગી રહે છે.[૧૯] જેમ બાળક ખોટી કલ્પનાથી ભયંકર રૂપને પામેલા અને પૂર્ણ વિચારથી મિથ્યા થઈ જનારા ભૂતથી ઝડપાઈ જાય છે, તેમ હું પણ ખોટી કલ્પનાથી ભયંકર રૂપને પામેલા અને પૂર્ણ વિચારથી મિથ્યા થઈ જનારા ચિત્તથી ઝલાઈ ગયો છું.[૨૦] હે બ્રહ્મન્! ઘણા શ્રમથી પણ દૂર કરી શકાય નહિ એવો એ મનરૂપી પિશાચ અગ્નિ કરતાં પણ વધારે તાપ દેનારો છે, પર્વત કરતાં પણ વિશેષ કષ્ટસાધ્ય છે અને વજ્ર કરતાં પણ વધારે દૃઢ છે.[૨૧] જેમ પક્ષી માંસ ઉપર ઝપટ મારે છે, તેમ ચિત્ત વિષયો ઉપર ઝપટ મારે છે. બાળક જેમ રમકડું મળતાં ઘણા દિવસના અભ્યાસને છોડી દે છે, તેમ ચિત્ત પણ વિષય મળતાં ઘણા દિવસથી માંડેલા શુભ કાર્યને છોડી દે છે.[૨૨] હે તાત! જડ+ પ્રકૃતિવાળો, અત્યંત ચંચળ, જન્મ-મરણરૂપી અનેક વિસ્તૃત ચકરીઓથી ભરેલો અને કામાદિરૂપ મહાદુઃખદાયી સર્પોના નિવાસવાળો આ મનરૂપી સમુદ્ર મને દૂર તાણી લઈ જાય છે.[૨૩] હે મહાત્મા! મહાસમુદ્રને પી જવા કરતાં, મેરુ પર્વતને ઉખેડી નાખવા કરતાં અને અગ્નિનું ભક્ષણ કરવા કરતાં પણ ચિત્તનો નિગ્રહ કરવો વધારે કઠિન છે.[૨૪] ચિત્ત જ વિષયોના કારણરૂપ છે, ચિત્ત હોય તો જ જગત છે અને ચિત્ત ક્ષીણ થાય તો જગત પણ ક્ષીણ થાય છે, માટે પ્રયત્નપૂર્વક ચિત્તની જ ચિકિત્સા કરવી જોઈએ.[૨૫] હે મુનિ! જેમ પર્વતમાંથી વનો ઊગે છે, તેમ ચિત્તમાંથી જ આ સેંકડો સુખદુઃખ ઊગે છે. એ ચિત્ત જો વિવેકને લીધે ક્ષીણ થઈ જાય, તો હું ધારું છું કે સુખદુઃખો પણ અત્યંત ક્ષીણ થઈ જ જાય.[૨૬] જે ચિત્તરૂપી શત્રુને જીતવામાં જ મહાત્મા પુરુષોએ શમ, દમ આદિ સકલ ગુણોના વિજયની આશા બાંધી છે, તે ચિત્તરૂપી શત્રુને જીતવા માટે હું ઉદ્યોગ કર્યા કરું છું. ગારી રતિ ઓસરી ગઈ છે, એટલે ચંદ્ર જેમ જડ અને મલિન વિલાસવાળી વાદળાંની રેખાને અંતરથી અભિનંદન આપતો નથી, તેમ હું પણ જડ અને મલિન વિલાસવાળી રાજલક્ષ્મીને અંતરથી અભિનંદન આપતો નથી.[૨૭]

सकलगुणजयाशा यत्र बद्धा महद्भिस्तमरिमिह विजेतुं चित्तमभ्युत्थितोऽहम् । विगतरतितयांतर्नाभिनंदामि लक्ष्मीं जडमलिनविलासां मेघलेखामिवेंदुः ॥ २७ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'ચિત્તદૌરાત્મ્ય'* એ નામનો સર્ગ ૧૬મો સમાપ્ત**

## સર્ગ ૧૭મો÷

### તૃષ્ણા ઉપર ધિક્કાર

**राम उवाच**

हार्दांधकारशर्वर्या तृष्णयेह दुरंतया ।
स्फुरंति चेतनाकाशे दोषाः कौशिकपंक्तयः ॥१॥

રામ બોલ્યાઃ સંસારમાં વિવેક આદિને ઢાંકી દેવામાં અંધારી રાત્રિ જેવી અને અંત વિનાની તૃષ્ણાને લીધે, જીવરૂપ આકાશમાં રાગ-દ્વેષ આદિ ઘુવડ પક્ષીઓની પંક્તિઓ ઊડતી જોવામાં આવે છે.[૧] જેમ અંદર દાહ આપનારો સૂર્યનો તાપ કાદવના રસને અને કૂણાપણાને સૂકવી નાખી તેને કઠિન બનાવી દે છે, તેમ અંદર

+ અજ્ઞાન અને શીતળતા.

* મન જ્યાં સુધી આત્માથી ભિન્ન પદાર્થને આકારે થયા કરે છે, ત્યાં સુધી જીવના ભવભ્રમણનો અંત આવતો નથી; પણ જ્યારે તે મન આત્માકારે થઈ આત્મભાવને પામે છે, ત્યારે જ તેના ભવભ્રમણનો અંત આવે છે, એવું આ સર્ગનું તાત્પર્ય છે.

÷ આ આખા સત્તરમા સર્ગમાં જગતને ભમાવનારી તૃષ્ણાને જ ધિક્કારવામાં આવશે.

દાહ આપનારી તૃષ્ણાએ મારા આનંદને અને કૂણાપણાને સૂકવી નાખી મને કઠિન બનાવી દીધો છે.[૨] વ્યામોહરૂપી અંધારાથી ભરપૂર અને શૂન્ય એવા મારા ચિત્તરૂપી મહાન અરણ્યમાં આશારૂપી પિશાચણી અતીવ નાચી રહી છે.[૩] કાંચનના ઉપવન જેવી શોભતી તૃષ્ણારૂપી ચણાની મંજરી, ચિત્તરૂપી ક્ષેત્રમાં વચનોરૂપી ઝાકળનાં ટીપાં પડવાથી મહોરતી જ રહે છે.[૪] મધભાગે હાલકડોલક થતી મહાસાગરની લહરી જેમ લોકને ધૂમરીએ ચડાવવાને માટે જ અત્યંત ઊંચે ઊછળી આવે છે, તેમ મનમાં અનેક ગરબડો મચાવતી તૃષ્ણા પણ મને ધૂમરીએ ચડાવવા માટે જ બલવત્તર ઉલ્લાસમાં ઊછળી રહે છે.[૫] મિથ્યા ભાષણ આદિ કલ્લોલોના પ્રચંડ શબ્દોવાળી, અનેક પ્રકારના તરંગોવાળી અને એક સ્થળમાંથી બીજા સ્થળમાં જતી તૃષ્ણારૂપી નદી આ મારા દેહરૂપી પર્વતમાં વહ્યા કરે છે.[૬] ચિત્તરૂપી બપૈયો એકાગ્રતારૂપી જળને પીવા સારુ પોતાની ચપળતાને રોકવા સજ્જ થાય છે; પણ મેલો વંટોળિયો–વા જેમ જૂના ખડને ક્યાંય લઈ જાય છે, તેમ મેલી તૃષ્ણા તેને પણ ક્યાં ય તાણી જાય છે.[૭] નાની ઉંદરડી જેમ વીણાના તારને કાપી નાખે છે, તેમ વિવેકવૈરાગ્ય આદિ ગુણો મેળવવાને હું જે જે ઉત્સાહ ધરું છુ, તે તે ઉત્સાહને તૃષ્ણા કાપી નાખે છે.[૮] જેમ જીરણ પાંદડું પાણીમાં ભમ્યા કરે છે, જૂનું ખડ જેમ વાયુમાં ભમ્યા કરે છે અને જેમ શરદઋતુનું વાદળું આકાશમાં ભમ્યા કરે છે, તેમ હું ચિંતારૂપી ચક્રમાં ભમ્યા કરું છું.[૯] અમારી બુદ્ધિ પરમધામે પહોંચવાને અશક્ત છે અને અમે જાળમાં ગૂંચવાઈ ગયેલા પક્ષીઓની જેમ તૃષ્ણારૂપી જાળમાં ગૂંચવાઈ ગયા છીએ.[૧૦] હે પિતા! આ તૃષ્ણા નામની જ્વાળાથી હું એવો તો બળી ગયો છું, કે હવે મને અમૃતોથી પણ એ બળતરા શાંત થાય એમ લાગતું નથી.[૧૧] તૃષ્ણારૂપી મસ્ત ઘોડી દિશાઓના છેડાઓમાં એવા પ્રબળ વેગથી દોડ્યા કરે છે, કે તે તુરત જ ઘણે દૂર સુધી પહોંચી જાય છે અને વળી પાછી તુરત જ ઠેકાણે આવીને રહે છે.[૧૨] રેંટને મોઢે બાંધેલી દોરીની પેઠે ÷ તૃષ્ણા જળનો સંબંધ પામ્યા કરે છે, ઘણી ગંઠિાવાળી છે, હાલ્યા કરે છે અને નિરંતર ઊંચે તથા નીચે આવ–જા કર્યા કરે છે.[૧૩] દેહની અંદર પરોવાયેલી અને કોઈથી પણ કાપી શકાય નહિ એવી આ તૃષ્ણારૂપી નાથ લોકોની પાસે બળદની પેઠે ભારે ઝડપથી ભાર ઉપડાવ્યા કરે છે.[૧૪] જેમ નિરંતર આકર્ષણના સ્વભાવવાળી ભીલડી પક્ષીઓ ઉપર જાળ નાખ્યા કરે છે, તેમ નિરંતર આકર્ષણના સ્વભાવવાળી તૃષ્ણા લોકો ઉપર પુત્ર, મિત્ર અને સ્ત્રીઓ આદિરૂપ જાળ નાખ્યા કરે છે. હું મારા પોતાના અનુભવથી આ કહું છું, કે તૃષ્ણા કાળી રાત્રિની પેઠે ધીરપુરુષને પણ બિવડાવે છે, દેખતાને પણ આંધળો કરી દે છે અને આનંદીને પણ ઉદાસ કરી મૂકે છે.[૧૫,૧૬] તૃષ્ણા કાળી નાગણની પેઠે કુટિલ છે, કૂંણા સ્પર્શવાળી છે, ઝેરભરેલી વિષમતાવાળી છે અને જરાક અડવામાં આવે તોપણ કરડી ખાય છે.[૧૭] તૃષ્ણા કાળી રાક્ષસીની પેઠે પુરુષોનાં હૃદયને ભેદી નાખે છે, ઠગાઈભરેલાં કામો કરે છે, દુર્ભાગ્ય લાવે છે અને બહુ જ કંગાળ છે.[૧૮] હે બ્રહ્મન્! જેમ આળસને લીધે તૂટી ગયેલા તારોથી વીંટાયેલા તુંબડાને ધરનારી જૂની વીણા, આનંદના સમયમાં શોભતી નથી, તેમ દૈવગતિથી તૂટી ગયેલા મનોરથોથી વીંટાયેલા મનરૂપી તુંબડાને ધરનારી તૃષ્ણારૂપી જૂની વીણા, નિર્વિક્ષેપપણારૂપ આનંદના સમયમાં શોભતી નથી.[૧૯] પર્વતની ગુફામાં ઉત્પન્ન થયેલી વેલની જેમ તૃષ્ણા સર્વદા અત્યંત મલિન, કડવી, સંસર્ગ કરનારનું માથું ફેરવી દેનારી,

÷ જળ અને મૂર્ખ.

લાંબાં લાંબાં ગૂંચળાંવાળી અને બહુ ચીકાશવાળી હોય છે.[૨૦] તૃષ્ણા વૃક્ષના સુકાઈ ગયેલા મોરની જેમ ગ્લાનિકર છે, રસરહિત છે, નિષ્ફળ છે, વ્યર્થ ઊંચે ચઢેલી છે, અમંગળકારી છે અને ભૂંડી છે.[૨૧] તૃષ્ણા ઘરડી વેશ્યા જેવી છે. તે કોઈ પરાયા ચિત્તને વશ ન કર્યા છતાં સઘળાની પાછળ દોડે છે અને એમ છતાં કાંઈ ફળ મેળવી શકતી નથી.[૨૨] તૃષ્ણા તો બુઢ્ઢી નાચનારી છે અને તે બ્રહ્માંડોરૂપી નાટકશાળાઓની અંદર અનેક રસોની લાલચવાળા સંસારી લોકોના મોટા ટોળામાં નાચ્યા કરે છે. સંસારરૂપી લાંબા જંગલમાં વિસ્તાર પામેલી અને ઊંચે ચડેલી તૃષ્ણારૂપી ઝેરી વેલમાં ઘડપણરૂપી ફૂલ થાય છે અને અનેક પ્રકારની ઊથલપાથલોરૂપી ફળોની પંક્તિઓ થાય છે. બુઢ્ઢી થયેલી નટડીની પેઠે તૃષ્ણા જે કાર્ય પોતાનાથી બની શકે એવાં ન હોય તે કરવાને પણ કૂદકા માર્યા કરે છે અને આનંદ આપી ન શકવા છતાં પણ નાચ્યા કરે છે.[૨૩–૨૫] તૃષ્ણારૂપી ચપળ મયૂરી (ઢેલ) મોહરૂપી ઝાકળનું આવરણ થાય ત્યારે નાચે છે. એ આવરણ મટી જઈને વિવેકરૂપી પ્રકાશ થાય, ત્યારે ઠંડી પડી જાય છે અને કોઈથી ન પહોંચી શકાય એવાં સ્થાનોમાં રહેઠાણ કરે છે.[૨૬] ચોમાસામાં જ ચાલનારી નદીની જેમ તૃષ્ણા અનેક મલિન તરંગોને ઉછાળે છે, લાંબા કાળ સુધી વચ્ચે વચ્ચે સૂકી રહે છે અને ક્ષણમાત્ર જ ઉલ્લાસ પામે છે.[૨૭] જેમ ચપળ પક્ષિણી પડી ગયેલા ઝાડને છોડી દઈને બીજા ઊભેલા ઝાડ પર જાય છે, તેમ ચપળ તૃષ્ણા પડતીમાં આવેલા પુરુષને છોડી દઈને ચઢતીવાળા પુરુષ પાસે જાય છે.[૨૮] તૃષ્ણારૂપી ચપળ વાંદરી ન પહોંચી શકાય એવા સ્થાનમાં પણ પહોંચે છે, ધરાયા છતાં ફળની ઇચ્છા રાખ્યા કરે છે અને ઘણી વાર સુધી એક સ્થળમાં ટકતી નથી.[૨૯] તૃષ્ણા દૈવની ગતિની પેઠે એક અવળું કામ કરીને વળી બીજું અવળું કામ કરવા દોડે છે અને તે કરીને પણ પાછી બંધ પડતી નથી પણ નિરંતર એવાં કામો કરવામાં જ તત્પર રહે છે.[૩૦] હૃદયરૂપી કમળમાં રહેનારી તૃષ્ણારૂપી ભમરી ક્ષણમાત્રમાં પાતાળમાં જાય છે અને ક્ષણમાત્રમાં આકાશમાં જાય છે અને ક્ષણમાત્રમાં દિશાઓરૂપી નિકુંજોમાં ફરે છે.[૩૧] સંસાર સંબંધી સઘળા દોષોમાં એક તૃષ્ણા જ લાંબું દુઃખ દેનારી છે અને અંતઃપુરમાં ગુપ્ત રહેલાને પણ તે અતિ સંકટમાં નાખી દે છે.[૩૨] મેઘમાળાની જેમ તૃષ્ણા ઘણી જડતા[×] આપે છે, પરમ પ્રકાશને[*] રોકી દે છે અને મોહરૂપી ઝાકળથી ભરપૂર રહે છે.[૩૩] જેમ પશુઓને બાંધવાની લાંબી દોરી સઘળાં પશુઓનાં ગળાંઓને બાંધી લે છે, તેમ તૃષ્ણા સંસારમાં વ્યવહાર કરનારા સઘળા જીવોનાં મનને બાંધી રાખે છે.[૩૪] તૃષ્ણા ઇન્દ્રધનુષની પેઠે વિચિત્ર રંગોવાળી છે, [÷]ગુણ વિનાની છે, લાંબી છે, મલિનમાં રહેનારી છે, તુચ્છ છે અને તુચ્છ સ્થિતિવાળી છે.[૩૫] તૃષ્ણા સદ્દગુણરૂપી ધાન્યોને મેઘના દુષ્ટ કડાકારૂપ છે, આપત્તિરૂપી ધાન્યોને ફલિત કરવામાં શરદઋતુરૂપ છે, બોધરૂપી કમળોને હિમરૂપ છે અને મોહરૂપી અંધકારોને શિયાળાની દીર્ઘ રાત્રિરૂપ છે.[૩૬] તૃષ્ણા સંસારરૂપી નાટકશાળાની નટી છે, કાર્યોરૂપી માળાઓની પંખણી છે, મનરૂપી જંગલની હરણીરૂપ છે અને કામદેવના ગાયનની વીણા છે.[૩૭] વ્યવહારરૂપ સમુદ્રની તે લહેર છે, મોહરૂપી હાથીને બાંધવાની સાંકળ છે, સૃષ્ટિરૂપ વડની વડવાઈ છે અને દુઃખરૂપી કુમુદોને વિકસાવનારી ચાંદની છે.[૩૮] જરા તથા મરણ આદિ દુઃખરૂપી રત્નોનો તે મુખ્ય ડાબલો છે અને આધિ તથા

× ટાઢ અને મૂર્ખતા.
* અજવાળું અને વિવેક
÷ દોરી અને સદ્દગુણ.

વ્યાધિરૂપ વિલાસોને માટે સર્વદા મસ્ત વિલાસિની છે.[૩૯] વર્ષાઋતુના આકાશની પેઠે તૃષ્ણા ક્ષણમાત્રમાં થોડાક પ્રકાશથી÷ નિર્મળ થાય છે,ક્ષણમાત્રમાં જરાક અંધારાવાળી× થઈ જાય છે અને ક્ષણમાત્રમાં ઝાકળથી+ ભરપૂર થાય છે.[૪૦] જ્યારે ગાઢ અંધારાવાળી રાત્રિ મટે છે, ત્યારે રાક્ષસોની નિવૃત્તિ થાય છે. તેમજ જ્યારે ગાઢ મોહવાળી તૃષ્ણા મટે છે, ત્યારે કાયાનો પરિશ્રમ મટે છે.[૪૧] જ્યાં સુધી તૃષ્ણારૂપી ઝેરી વિષૂચિકા (કૉલેરા નામનો રોગ) લાગુ રહે છે, ત્યાં સુધી આ લોકો મૂઝાયા કરે છે, સારી વાતો કરી શકતા નથી અને ચિત્તમાં સંભ્રમિત રહે છે.[૪૨] જો ચિંતાને છોડી દેવામાં આવે છે, તો આ લોકોનાં સઘળાં દુઃખ ટળી જાય છે. ચિંતાને છોડી દેવી એ જ તૃષ્ણારૂપી કોગળિયાને મટાડવાનો મંત્ર છે.[૪૩] તૃષ્ણારૂપ માછલી ચિત્તરૂપી જળાશયમાં ખડ, પથરા અને કાષ્ઠ આદિ સઘળા પદાર્થોને ભોગ્ય રૂપ સમજીને લીધા કરે છે અને અંતે તરફડિયાં મારે છે.[૪૪] સૂર્યનાં કિરણો જેમ કમળને ખુલ્લુ કરી નાખે છે, તેમ રોગની પીડા, સ્ત્રી અને તૃષ્ણા ગંભીર માણસને પણ ખુલ્લો કરી નાખે છે.[૪૫] વાંસની લતાની જેમ તૃષ્ણા અંદરથી પોલી છે, ઘણી ગાંઠોવાળી છે, લાંબા લાંબા અંકુરો* તથા કાંટાઓવાળી† છે, પરસ્પરથી છૂટી છૂટી છે અને સર્વદા મુક્તામણિની પેઠે પ્રિય છે.[૪૬] અહો! આ મોટુ આશ્ચર્ય છે કે મહાબુદ્ધિમાન પુરુષો કષ્ટથી કપાય એવી તૃષ્ણાને પણ વિવેકરૂપ નિર્મળ ખડ્ગથી કાપી નાખે છે.[૪૭] હે બ્રહ્મન્! હૃદયમાં રહેલી આ તૃષ્ણા જેવી તીક્ષ્ણ છે તેવી તલવારની ધાર પણ તીક્ષ્ણ નથી, તેવી વજ્રની જ્વાળા પણ તીક્ષ્ણ નથી અને તપાવેલા લોઢાની કણીઓની જ્વાળાઓ પણ તેવી તીક્ષ્ણ નથી.[૪૮] દીવાની શિખાની પેઠે તૃષ્ણા મધ્યમાં ઉજ્જ્વળ છે, અંતમાં કાળી તથા તીક્ષ્ણ છે, પ્રત્યક્ષ દેખાય છે, બળતરા થવાના કારણરૂપ હોવાને લીધે અસહ્ય છે અને તેની દશા+ સ્નેહને× લીધે ઘણા કાળ સુધી પહોંચે એવી છે.[૪૯] મનુષ્ય મેરુપર્વત જેવો દૃઢ હોય, જ્ઞાનવાન હોય, શૂરવીર હોય અને ધીર હોય, તોપણ તૃષ્ણા એ નરોત્તમને એક પલકારામાં તરણાના તોલનો કરી નાખે છે.[૫૦] તૃષ્ણારૂપી વિંધ્યાચળની તળેટી લાંબા લાંબા ગહનોથી† વ્યાપ્ત છે, ભયંકર છે, ઘાટાં જાળાંવાળી છે, રજથી= ભરેલી છે, અંધારાવાળી છે અને ઉગ્ર ઝાકળવાળી* છે.[૫૧] જગતની અંદર રહેલી આ તૃષ્ણા ચંચળ છે, તરંગોની માળાવાળા ક્ષીરસાગરના ચપળ જળમાં રહેલી માધુર્યશક્તિની પેઠે એક છતાં તે ભુવનોના÷ સઘળા ભાગોમાં વ્યાપ્ત છે અને અતિ નિકટ હોવા છતાં પણ તે સ્પષ્ટ આકૃતિથી દેખી શકાતી નથી.§[૫૨]

एकैव सर्वभुवनांतरलब्धलक्ष्या दुर्लक्ष्यता-मुपगतैव वपुःस्थितैव। तृष्णा स्थिता जगति चंचलवीचिमाले क्षीरोदकांबुतरले मधुरेव शक्तिः॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'તૃષ્ણાભંગ' એ નામનો સર્ગ ૧૭મો સમાપ્ત**

÷ અજવાળું અને વિવેક.
× અંધારું અને મોહ. + ઝાકળ અને ભૂલો.
* ચિંતાઓ. † દુઃખો.

+ વાટ અને સ્થિતિ × પ્રેમ અને તેલ.
† સાહસો અને અરણ્યો. = ધૂળ અને રજોગુણ
* ઝાકળ અને મોહ.
÷ જળ અને સ્વર્ગ આદિ લોકો.
§ વિષયોની તૃષ્ણાથી જ બ્રહ્મમાં જીવભાવ કલ્પાયો છે, ને તે તૃષ્ણાનો ત્યાગ કરવામાં આવે, તો જીવ પોતાના વાસ્તવિક સ્વરૂપે–બ્રહ્મરૂપે સ્થિત થાય છે.

## सर्ग १८मो*

### દેહની નિંદા

राम उवाच

आर्द्रांत्रतंत्रीगहनो विकारी परितापवान् ।
देहः स्फुरति संसारे सोऽपि दुःखाय केवलम् ॥

**રામ બોલ્યા :** સંસારમાં ભિંજાયેલાં આંતરડાંઓથી ભરેલો, નાડીઓથી વ્યાપેલો, અનેક વિકારવાળો અને અંતે મરણ પામનારો આ જે દેહ આવે છે, તે કેવળ દુઃખને માટે જ છે.[1] એ દેહ જડ છે, છતાં આત્માના અધ્યાસરૂપ ચમત્કારનું પાત્ર હોવાને લીધે એ આત્મા જેવો લાગે છે. વિચાર કરતાં તે મુક્તિના કારણરૂપ હોવાને લીધે ઉત્તમ છે અને નરકના કારણરૂપ હોવાને લીધે તે અધમ પણ છે. વળી તે બીજા જડ પદાર્થો જેવો પણ નથી અને ચેતન પણ નથી.[2] વિવેકી અને અવિવેકીમાં ચચળ અને અશુદ્ધ ચિત્તવાળો મૂર્ખ અવિવેકી તો દેહને જ આત્મારૂપ દેખે છે.[3] આ દેહ થોડી વારમાં આનંદ પામે છે અને થોડી વારમાં ખેદયુક્ત થઈ જાય છે; તેના જેવો ખેદ કરવાને પાત્ર, નીચ અને સદ્‌ગુણરહિત બીજો કોઈ પણ નથી.[4] આ દેહ એક જાતના ઝાડ સરખો છે, તેમાં ઉત્પત્તિ અને વિનાશવાળા દાંતરૂપી કેસરાની શોભા છે અને તે મંદસ્મિતરૂપી ઊઘડેલાં પુષ્પોથી નિત્ય અલંકૃત છે. તેને હાથરૂપી શાખાઓ છે અને ખભાઓરૂપી ઊંચાં શાખાઓનાં મૂળ છે. તેને ઊંચા ભાગમાં દાંતરૂપી પક્ષીઓ હારહોર રહેલાં છે, આંખોરૂપી ભ્રમરોને રહેવાનાં છિદ્ર છે અને માથારૂપી મોટું ફળ ઉત્પન્ન થયેલું છે. તેને કાનરૂપી સુતાર× નામના પક્ષીએ કરેલાં છિદ્રો છે, હાથપગની આંગળીઓરૂપી કૂણાં કૂણાં પાંદડાં છે, દાઢીમૂછરૂપી ગુચ્છો છે, શસ્ત્રાદિથી અત્યંત કપાઈ જવાનો સ્વભાવ રહ્યો છે અને તેમાં જીવ તથા ઈશ્વરરૂપી બે પક્ષીઓએ માળા કરેલા છે. ત્યાં જીવરૂપી વટેમાર્ગુએ ઉતારો કર્યો છે અને તેની નીચે છાયા પણ જોવામાં આવે છે–એવા દેહરૂપી વૃક્ષને કોણ પોતાનું કહે? અને કોણ તેને પારકાનું કહે? એના ઉપર પ્રીતિ કે દ્વેષ રાખવાં પણ શા કામનાં છે?[5–8] હે પિતા! સમુદ્રનો પાર પામવા માટે વારંવાર લેવામાં આવતા વહાણમાં અને આયુષ્યનો પાર પામવા માટે વારંવાર લેવામાં આવતા શરીરમાં 'કોણ મારાપણા'ની ભાવના કરે?[9] દેહ નામે એક ઉજ્જડ વન છે, તેમાં વિઘ્નોરૂપી અનેક ખાડાઓ છે અને રુવાંટાંરૂપી અસંખ્ય ઝાડો છે, તેમાં નિઃશંકપણે રહેવાનો વિશ્વાસ જ કોણ કરે?[10] હે તાત! માંસ, સ્નાયુ તથા હાડકાંથી ભરેલા, ઘણાં છિદ્રોવાળા અને બહાર નીકળવાના ઉપાયરૂપ શબ્દ વિનાના, આ શરીરરૂપી ઢોલમાં હું બિલાડાની પેઠે બેસી રહ્યો છું.[11] આ કાયારૂપી શોભીતું પીપળાનું વૃક્ષ છે. તે સંસારરૂપી વગડામાં ઊગ્યું છે, ચિત્તરૂપી ચપળ વાંદરાવાળું છે, ચિંતારૂપી કૂંપળભર્યું છે અને લાંબાં દુઃખોરૂપી ઘણોએ તેને ઘાયલ કર્યું છે.[12] તે તૃષ્ણાઓરૂપી નાગણીના નિવાસરૂપ છે, કોપરૂપી કાગડાના સ્થાનકરૂપ છે, સ્મિતરૂપી સારા ફૂણગાવાળું છે અને પાપપુણ્યરૂપી મોટી ટેટીઓવાળું છે. તે બાહુરૂપી ઘાટી લતાઓની જાળવાળું છે, હાથીરૂપી ગુચ્છોથી મનોહર છે અને પવનને લીધે હાલતાં સર્વ અંગોરૂપી પાંદડાંવાળું છે. તે સર્વે ઇન્દ્રિયોરૂપી પક્ષીઓના આધારરૂપ છે, સુંદર ગોઠણરૂપી થાંભલાવાળું છે, ઊંચું છે, યૌવનરૂપી શીતળ છાયાવાળું છે અને કામરૂપી વટેમાર્ગુએ તેને સેવેલું છે.[13–15] તે માથે ઊગેલી લાંબા કેશરૂપી ખડની પંક્તિવાળું છે, અહંકારરૂપી

* આ અઢારમા સર્ગમા દેહની જ નિંદા કરવામાં આવશે.

× આ પક્ષીને ટકટકારો પણ કહે છે.

ગીધ પક્ષીને રહેવાના માળારૂપ છે અને પેટરૂપી પોલાણવાળું છે.[૧૬] મૂળમાં જુદી જુદી વાસનાઓરૂપી ઝાંખરાંઓથી વીંટાયેલું હોવાને લીધે તે કાપવામાં મુશ્કેલ પડે એવું છે અને ઘણા પરિશ્રમોરૂપી લંબાઈથી તે રુક્ષ લાગે છે. એ કાયારૂપી પીપરવૃક્ષ મને સુખદાયી લાગતું નથી.[૧૭] હે મુનિ! અહંકારરૂપી ગૃહસ્થના મોટા ઘરરૂપ એવું આ શરીર પડી જાય કે સ્થિર રહે, તેમાં મારે શું?[૧૮] જેમાં ઇંદ્રિયોરૂપી પશુઓ હારદોર બાંધેલાં છે, જેમાં તૃષ્ણારૂપી ઘરવાળી ચારે બાજુ આંટા માર્યા કરે છે અને જેમાં સઘળા ભાગો રાગરૂપી રંગથી રંગાયેલા છે, તે આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૧૯] જેમાં પીઠનાં હાડકાંઓરૂપી લાકડાંઓના જથ્થાથી વચલો અવકાશ સંકોચ પામ્યો છે અને જે આંતરડાંરૂપી દોરીઓથી બાંધેલું છે, તે આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૦] લાંબી લાંબી નસોરૂપ દોરીઓથી ગૂંથાયેલું, લોહીરૂપ પાણીથી કાદવરૂપ થયેલું અને વૃદ્ધાવસ્થારૂપ ચૂનાથી ધોળેલું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૧] ચિત્તરૂપી સેવકે કરેલા અનેક ઉપાયોથી ટકી રહેલું અને મિથ્યા મોહરૂપી પાટડાઓવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૨] જેમાં દુઃખોરૂપી બાળકો ચીસાચીસ પાડે છે, જે સુખરૂપી શય્યાથી મનોરમ છે અને જેમાં દુષ્ટ ચેષ્ટાઓરૂપ નીચ દાસીઓ છે, તે આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૩] જેમાં વિષયોરૂપી મેલાં વાસણો છે, મલિન સાધનોની ભરતી છે અને અજ્ઞાનરૂપી લૂણો લાગેલો છે, તે આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૪] ઘૂંટીઓરૂપી કુંભીઓના આધારથી રહેલું, સાથળોરૂપી ઊંચા થાંભલાઓથી ટકી રહેલા ઉપરભાગવાળું અને લાંબા લાંબા હાથરૂપી લાકડાંઓથી દૃઢ રહેલું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૫] હે બ્રહ્મન્! જેમાં બુદ્ધિરૂપી ઘરધણિયાણી જ્ઞાનેન્દ્રિયોરૂપી પ્રકટ ગોખોમાં રમ્યા કરે છે અને જેમાં ચિંતારૂપી ઘણી દીકરીઓ ઉત્પન્ન થાય છે, તે આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૬] કેશરૂપી આવરણથી ઢંકાયેલી કાનરૂપી મેડીઓવાળું અને લાંબી લાંબી આંગળીઓરૂપી ખીંટીઓવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૭] જેમાં સર્વ અંગોરૂપી ભીંતોના સમૂહ ઉપર ઘાટાં રુવાંટાંરૂપી જવારા ઊગ્યા છે, અને જે કદી પુરાય નહિ એવું પેટરૂપી ખાડવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૮] નખરૂપી કરોળિયાઓના નિવાસરૂપ, ભૂખરૂપી કૂતરીએ ગજાવી મૂકેલું અને પવનના ભયકારી શબ્દોવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૯] પેસવામાં અને બહાર નીકળવામાં નિરંતર લાગી રહેલા વાયુના વેગવાળું અને છિદ્રોરૂપી મોટા મોટા ગોખવાળું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૦] જીભરૂપ આગળિયાથી ભિડાતા મુખરૂપ દ્વારથી ભયંકર લાગતું અને દાંતરૂપી હાડકાંના કટકાઓ દેખાડી રહેલું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૧] ચામડીરૂપી ચૂનો ચોપડાવાને લીધે લીસું, અંદર નાડીઓરૂપ યંત્રો ફરવાથી ધ્રૂજતું અને મનરૂપી જૂના ઉંદરે ઉખેળ્યા કરેલું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૨] ક્ષણમાત્રમાં સ્મિતરૂપી દીપપ્રભાથી આનંદ પામતું તથા સુંદર લાગતું અને ક્ષણમાત્રમાં શોકરૂપી અંધકારના પ્રવાહોથી ભરાઈ જતું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૩] સઘળા રોગોના ધામરૂપ, એવું વલી× તથા પલિત( પળિયાં )ના નગરરૂપ એવું અને સઘળી ભયંકર ચિંતાઓને રહેવાના દુર્ગરૂપ એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૪] ઇંદ્રિયોરૂપી રીંછોની ગડબડથી વિષમ, ઉજ્જડ, નિઃસાર ખાડાઓવાળું અને અંધકારથી ઘેરાયેલી દિશાઓરૂપી કુંજોવાળું આ દેહરૂપી જંગલ મને

× ચામડીમાં પડતી કરચલી.

ગમતું નથી.[૩૫] હે મુનીશ્વર ! કાદવમાં ખૂંચી ગયેલા હાથીને જેમ થોડા બળવાળો બહાર કાઢી શકે નહિ, તેમ અનંત તાપોમાં ખૂંચી ગયેલા મારા શરીરને હું બહાર કાઢી શકતો નથી.[૩૬] લક્ષ્મીથી શું થાય ? રાજ્યથી શું થાય ? કાયાથી શું થાય ? અને ક્રિયાઓથી પણ શું થાય ? ગણ્યા દિવસમાં કાળ એ સઘળાંને કાપી નાખે છે.[૩૭] હે મુનિ ! કહો, બહાર તથા અંદર લોહી અને માંસથી જ ભરેલાં તેમજ અવશ્ય નાશ પામવાના સ્વભાવવાળી આ કાયામાં રમણીયતા વળી શી છે ? હે તાત ! પાળીપોષીને મોટા કરેલાં શરીરો મરણને અવસરે જીવની સાથે જતાં નથી, તો હે તાત ! કહો, એવાં કૃતઘ્ન શરીરો ઉપર બુદ્ધિમાનોને આસ્થા શાની હોય ?[૩૮,૩૯] મદોન્મત્ત હાથીના કાનની અણી જેવો ચચળ અને લટકી રહેલા પાણીના બિંદુ જેવો ક્ષણભંગુર આ દેહ મને છોડે નહિ, તે પહેલાં જ હું એને છોડી દઉં છું.[૪૦] આ દેહરૂપી પાંદડું પવનની પલકથી હાલ્યા કરે છે, ફૂણું છે, જર્જરિત છે, ક્ષુદ્ર સ્વભાવવાળું છે, કડવું છે અને સ્વાદ વગરનું છે, મને તે ગમતું નથી.[૪૧] ઘણા કાળ સુધી ખાઈ–પીને છેવટ યત્ન વગર જ નાનાં પાંદડાંની પેઠે દેહ દૂબળો થઈ જાય છે અને મરણને જ અનુસરે છે. એનાં એ જ આવ્યા કરતાં સુખદુઃખોને વારવાર અનુભવવા છતાં, આ પામર દેહને લાજ પણ આવતી નથી. જે દેહ ચિરકાળ સુધી ઐશ્વર્યને ભોગવીને તથા વૈભવોની લક્ષ્મીને સેવીને પણ ઉત્કર્ષ પામતો નથી કે અવિનાશીપણું પણ પામતો નથી, તેને શા માટે પાળવો જોઈએ ? ભોગીના તથા દરિદ્રના એ બન્નેના દેહ સરખા જ છે; કારણ કે તેઓ ઘડપણના સમયમાં ઘરડા થાય છે અને મરવાના સમયમાં મરી જાય છે. આમ જેને ગુણ–અવગુણનું જ્ઞાન નથી, એવા દેહને શા માટે પાળવો જોઈએ ? આ કાયારૂપી કાચબો કોઈ રીતે બહાર નીકળવાનો યત્ન નહિ કરતાં સંસારરૂપી સમુદ્રની અંદર તૃષ્ણારૂપી ખાડામાં મૂઢ બનીને ગુપચુપ રહ્યા કરે છે.[૪૨–૪૬] બાળવાના કામને જ લાયક એવાં શરીરરૂપી ઘણાં ઘણાં લાકડાંઓ આ સંસારરૂપી સમુદ્રમાં તણાયા કરે છે અને તેમાં કેટલાંક લાકડાં 'મનુષ્ય' નામે કહેવાય છે.[૪૭] આ દેહરૂપી લતા, લાંબા દુરાત્માપણારૂપી ગૂંચળાંવાળી છે અને નાશ પામ્યા પછી અધોગતિરૂપ ફળને આપનારી છે. વિવેકીને તેનું કશું જ પ્રયોજન નથી.[૪૮] કાદવથી ભરેલાં વિષયોરૂપી ખાબોચિયામાં ડૂબ્યા કરતો અને તુરત જ ઘરડો થઈ જતો આ દેહરૂપી દેડકો કેવો છે અને કેવી કેવી દુર્દશાઓ ભોગવીને તરત જતો રહેશે, એ જાણવામાં આવતું નથી.[૪૯] જેમની સઘળી ક્રિયાઓ નિષ્ફળ છે એવાં અને ચપળ પ્રાણવાળાં શરીરો ધૂળભેગાં મળી જાય છે, તે અહીં કોઈના જોવામાં આવતાં નથી.[૫૦] હે ભગવન્ ! વાયુ, દીવો તથા મન જાય છે અને આવે છે, તેની ગતિ જાણવામાં આવે છે; પણ શરીર જાય છે અને આવે છે તેની ગતિ તો કદી જાણવામાં આવતી નથી.[૫૧] જે લોકો મોહરૂપી મદિરાથી ઉન્મત્ત થઈને શરીર અને જગતની સ્થિતિ ઉપર વિશ્વાસ રાખે છે, તેમને વારંવાર ધિક્કાર હો ![૫૨] હે મુનિ ! 'હું દેહ નથી, હું દેહનો નથી અને દેહ મારો નથી' એવી સમજણથી જેમનાં ચિત્ત વિશ્રાંતિ પામ્યાં છે, તેઓ પુરુષોમાં ઉત્તમ છે.[૫૩] અનેક માનઅપમાનથી ભરેલા અને અનેક કલ્પિત લાભોમાં મનને રમાડી રહેલા નીચ વિચારો શરીર ઉપર જ વિશ્વાસ રાખી બેઠેલા માણસને મારે છે.[૫૪] શરીરરૂપી ખાડમાં રહેનારી અને કોમળ અંગોવાળી અહંકારની ચમત્કૃતિ( ભોગ આદિની તૃષ્ણા )રૂપ પિશાચણીએ અમને છળથી છેતર્યા છે.[૫૫] હાય ! કાયામાં વિશ્વાસ બંધાવનારી આ મિથ્યા જ્ઞાનરૂપ

દુષ્ટ રાક્ષસીએ બિચારી (એકલી વિવેક આદિની સહાય વગરની) બુદ્ધિને સઘળી રીતે ઠગી છે.[૫૬] આ દશ્ય જગતમાં કશું જ સાચું નથી. તેમાંનું આ મૂઉં અભાગિયુ શરીર લોકોને ઠગે છે, એ આશ્ચર્ય છે.[૫૭] આ કાયારૂપી જૂનું પાંદડું ઝરણાના પાણીની કણી પેઠે થોડાક દિવસમાં વિનાયત્ને ખરી જાય છે.[૫૮] પરપોટા જેમ સમુદ્રમાં આવીને જોતજોતામાં નાશ પામે છે, તેમ આ કાયા પણ ઉત્પન્ન થઈ ને પલકવારમાં નાશ પામે છે. આ નિષ્ફળ શરીર સંસાર સંબંધી અનેક કાર્યોરૂપી પાણીની ચકરીઓમાં વ્યર્થ ઘૂમરીઓ ખાયા કરે છે.[૫૯] હે દ્વિજ! અજ્ઞાનના વિકારરૂપ અને સ્વપ્ન જેવી ભ્રાંતિઓના આધારરૂપ આ અવશ્ય નાશ પામનારા દેહમાં મને ક્ષણભર પણ આસ્થા નથી.[૬૦] જેને વીજળીઓમાં, શરદઋતુનાં વાદળાંમાં અને ગંધર્વનગરોમાં સ્થિરતાનો ભરોંસો બેઠો હોય, તે ભલે દેહને વિષે સ્થિરતાનો વિશ્વાસ રાખે.[૬૧] વિનાશ પામવાની ઉતાવળમાં જાણે એકબીજાની સ્પર્ધાથી અધિક અધિક થવાને ધારતા નાશવંત પદાર્થોની પરંપરામાં વિજય મેળવનારા અને પ્રબળ દોષોથી ભરેલા આ કલેવરને તરણા જેવું તુચ્છ સમજીને હું સુખી રહું છુ.[૬૨]

सततभंगुरकार्यपरंपराविजयि जातजयं हठवृत्तिषु । प्रबलदोषमिदं तु कलेवरं तृणमिवाऽहमपोह्य सुखं स्थितः ॥ ६२ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'દેહનિંદા' એ નામનો સર્ગ ૧૮મો સમાપ્ત***

* શરીરમાં જ્યા સુધી અહંતા-મમતા હોય, ત્યા સુધી મનુષ્ય પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણવા સમર્થ થતો નથી; માટે તે અહંતા-મમતાનો ત્યાગ કરવા આ સર્ગમાં વિવિધ પ્રકારે ઉપદેશ કર્યો છે.

# સર્ગ ૧૯મો+

## બાલ્યાવસ્થાની નિંદા

**राम उवाच**

लब्ध्वापि तरलाकारे कार्यभारतरंगिणि ।
संसारसागरे जन्म बाल्यं दुःखाय केवलम् ॥१॥

**રામ બોલ્યા :** ચંચળ સ્વભાવવાળા અને કામકાજના અભિનિવેશોરૂપી અનેક તરંગોવાળા આ સંસારરૂપી સમુદ્રમાં મનુષ્યજન્મ મળ્યા છતાં પણ બાલ્યાવસ્થા કેવળ દુઃખને જ દેનારી છે.[૧] અશક્તિ, આપદાઓ, ખાવા આદિની તૃષ્ણા, મૂગાપણું, મૂઢપણું, લાલચુપણું, ચપળપણું અને જોઈતી વસ્તુ ન મળે તો દીનપણું, એ સઘળાં બાલ્યાવસ્થામાં થાય છે.[૨] જેમ ખીલો હાથીઓને સાંકળમાં બાંધવાના સ્થાનરૂપ છે, તેમ બાલ્યાવસ્થા માણસોને રોષ તથા રોવાથી ત્રાસદાયી અને દીનતાભરેલી દુર્દશાઓમાં બાંધવાના સ્થાનરૂપ છે.[૩] બાલ્યાવસ્થામાં જેવી ચિંતાઓ હૃદયને પીડે છે, તેવી ચિંતાઓ મરણના સમયમાં, જરા તથા રોગના સમયમાં, આપત્કાલમાં કે યૌવનાવસ્થામાં પણ હૃદયને પીડતી નથી. પશુજાતિની ખાવાપીવા આદિની રીતભાતોને સર્વે લોકોએ ધિક્કારી છે, તો એ પ્રમાણે બાલકની ચપળ રીતભાત પણ ધિક્કારને પાત્ર છે અને તે મરણ કરતાં પણ વધારે દુઃખદાયી છે.[૪/૫] જેમાં પ્રતિબિંબની જેમ ઘોર અજ્ઞાન છે, મન અવ્યવસ્થિત રહે છે અને જે અનેક પ્રકારના સંકલ્પો થવાને લીધે તુચ્છતાભર્યું છે, તે બાળકપણું કોને સુખદાયી થાય?[૬] બાલ્યાવસ્થામાં પગલે પગલે જળ, અગ્નિ અને વાયુ આદિથી દુઃખો થવાનું ધારીને અજ્ઞાનથી જે ભય ઉત્પન્ન થાય છે, તેવો ભય આપત્કાલમાં પણ બીજા કોઈ ને થતો નથી. રમતોમાં, નીચ વિલાસોમાં, નીચ ચેષ્ટાઓમાં અને

\+ આ ઓગણીસમા સર્ગમાં બાલ્યાવસ્થા, જે બહુ જ અધમ છે તેની નિંદા કરવામાં આવશે.

નીચ અભિપ્રાયમાં ઝડપથી પડતો બાળક એમાં સારપણાની મોટી ભ્રાંતિ ધરે છે. નિષ્ફળ કર્મોમાં પણ કૌતુકથી મોટા આરંભ કરનારી, દુષ્ટ વિલાસોથી ભરેલી અને અધમ સ્થિતિવાળી બાલ્યાવસ્થા માણસને એક જાતની શિક્ષા ભોગવવા સારુ જ છે, શાંતિ માટે નથી.[૭–૯] જેમ ઊંડા ખાડામાં ઘુવડો ભરાઈ રહે છે, તેમ બાલ્યાવસ્થામાં સઘળા દોષો, દુરાચારો અને કોઈ રીતે ન મટે એવી દુષ્ટ ચિંતાઓ ભરાઈ રહે છે.[૧૦] હે મુનિ! જે લોકો 'બાલ્યાવસ્થા રમણીય છે,' એવી કલ્પના કરે છે, તેમની બુદ્ધિ વ્યર્થ છે. મરી ગયેલી બુદ્ધિવાળા એ મૂરખાઓને ધિક્કાર જ હો![૧૧] જેમાં ઝોલા જેવું મન ક્ષણે ક્ષણે જુદી જુદી વૃત્તિઓમાં હીંચકા ખાય છે અને એથી જે ત્રૈલોક્યમાં સર્વ કરતાં ભૂંડી છે, તે બાલ્યાવસ્થા કેમ સંતોષ આપે? હે મુનિ! સઘળાં પ્રાણીઓનું મન સઘળી અવસ્થાઓ કરતાં બાલ્યાવસ્થામાં દશગણું ચંચળ હોય છે. મન સ્વાભાવિક રીતે જ ચંચળ છે અને બાલ્યાવસ્થા પણ મહા ચંચળતાથી ભરેલી છે. તો એ બન્ને ચંચળ પદાર્થ ભેગા થતાં તેમાંથી કેવો અનર્થ ઉત્પન્ન થાય અને તે અનર્થમાંથી રક્ષક પણ કોણ થાય? હે બ્રહ્મન્! સ્ત્રીઓનાં નેત્રો, વીજળીઓ, જ્વાલાઓના સમૂહો અને જળના તરંગોએ બાલ્યાવસ્થાથી દબાયેલા ચિત્તની પાસેથી જ ચપળતાનો અભ્યાસ કર્યો જણાય છે.[૧૨–૧૫] ચપળ સ્વભાવવાળું બાળકપણું તથા મન એ બન્ને નાશવંત છે અને સઘળી રીતભાતોમાં જાણે એકબીજાના ભાઈઓ હોય એમ જણાય છે.[૧૬] જેમ બીજાં માણસો ધનવાનના આધારથી જ વર્તે છે, તેમ સઘળાં દુઃખદાયી દુર્વ્યસનો, સઘળા દોષો અને સઘળી અધમ ચિંતાઓ પણ બાળકના આધારથી જ વર્તે છે.[૧૭] બાળકને જો નિત્ય નવો નવો પ્રીતિદાયી પદાર્થ ન મળે, તો તે ઝેર જેવા અસહ્ય ચિત્તવિકારથી મૂર્છા પામી જાય છે.[૧૮] કૂતરાની પેઠે બાળક બટકુ મળ્યે વશ થઈ જાય છે, બટકું ન મળ્યે ચિડાઈ જાય છે અને ગંદામાં જ રમ્યા કરે છે.[૧૯] ધગી રહેલી અને વરસાદના પહેલા છાંટાથી છંટાઈ ગયેલી ધરતીની પેઠે બાળક પણ નિરંતર બાષ્પ(બાફ અને આંસુ)થી ઘેરાયેલા મુખવાળો રહે છે, કાદવથી ખરડાયેલો રહે છે અને અંદર જડ જ રહે છે.[૨૦] ભય તથા આહારમાં તત્પર, રાંક બુદ્ધિ તથા શરીરની ચપળતાવાળી અને પાસેના તથા દૂરના પદાર્થોની ઇચ્છાવાળી એ બાલ્યાવસ્થા કેવળ દુઃખ ભોગવવા માટે જ ધરવામાં આવે છે.[૨૧] નિર્બળ બાળકને પોતે ઇચ્છેલા પદાર્થો મળતા નથી, ત્યારે તે મનમાં તપી જાય છે અને જાણે પોતે કપાઈ ગયો હોય એવું દિલમાં દુઃખ પામે છે.[૨૨] હે મુનિ! અવળા મનોરથોથી પ્રાપ્ત થયેલાં અને ઘણાઘણા ઠગવાના ઉપાયો થવાથી ક્રૂરતાભરેલાં જે દુઃખો બાળકને થાય છે, તે દુઃખો કોઈને પણ થતાં નથી.[૨૩] જેમ વનની ભૂમિ ગ્રીષ્મઋતુથી નિરંતર તપે છે, તેમ બાળક મનોરથોમાં વિલસતા પોતાના બળવાન મનથી નિરંતર તપે છે. બાળક જ્યારે નિશાળમાં રહે છે, ત્યારે ખીલામાં બંધાયેલા હાથીની પેઠે તે ઝેર કરતાં પણ વધારે વિષમ અને ભયંકર એવી બીજી પીડાઓ પામે છે. અનેક મનોરથોથી ભરેલી અને ખોટી વસ્તુઓમાં સાચાપણાની કલ્પના કરનારી તુચ્છ મનવાળી બાલ્યાવસ્થા બહુ જ લાંબા દુઃખ સારુ જ છે.[૨૪–૨૬] જે મૂર્ખતા વડે મનુષ્ય ત્રૈલોક્યનું રાજ્ય ભોગવવાનો ઉત્સાહ ધરે છે અને જેને લીધે તે આકાશમાંથી ચંદ્રને પકડવાનું મન કરે છે, તે મૂર્ખતા સુખદાયી થાય જ કેવી રીતે? હે મહાબુદ્ધિમાન! અંદર દુઃખોને જાણતાં છતાં પણ બાળક ટાઢતડકા આદિનું નિવારણ કરવામાં અશક્ત છે, તે બાળકમાં અને ઝાડમાં શો ફરક છે?

ભૂખમાં, ભયમાં તથા આહારમાં નિરંતર તત્પર રહેનારાં બાળકો પક્ષીઓના જેવી રીતભાતવાળાં છે. પક્ષીઓ જેમ પાંખોથી ઊડવા ઇચ્છે છે, તેમ તેઓ પોતાના હાથોથી ઊડવાને ઇચ્છા કરે છે. બાળકપણામાં ગુરુની, માતાની, પિતાની, લોકોની અને પોતાનાથી મોટા છોકરાઓની પણ બીક રહે છે. માટે બાળકપણું ભયોનું ઘર જ છે. હે મહામુનિ! દોષોની સઘળી દશાઓથી દૂષિત થયેલા અંતઃકરણવાળું અને અવિવેકરૂપી નિરંકુશ ગૃહસ્થના ઘરરૂપ એ બાળકપણું આ સંસારમાં કોઈને પણ સુખ આપી શકનારું નથી.[૨૭–૩૧]

सकलदोषदशाविहताशयं शरणमप्यविवेकविलासिनः। इह न कस्यचिदेव महामुने भवति बाल्यमलं परितुष्टये ॥ ३१ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'બાલ્યજુગુપ્સા×' એ નામનો સર્ગ ૧૯મો સમાપ્ત**

## સર્ગ ૨૦મો*

### યૌવનનિંદા

**राम उवाच**

बाल्यानर्थमथ त्यक्त्वा पुमानभिहताशयः।
आरोहति निपाताय यौवनं संभ्रमेण तु ॥ १ ॥

**શ્રીરામ બોલ્યા :** પછી બાલ્યાવસ્થારૂપ અનર્થને છોડી ભોગના ઉત્સાહથી દૂષિત થયેલા મનવાળો પુરુષ છેવટે નરકમાં પડવાને વાસ્તે જ યૌવનની દશા ઉપર ચઢે છે.[૧] યૌવનમાં અનંત ચેષ્ટાઓવાળા પોતાના ચપળ ચિત્તની રાગદ્વેષ આદિ અનેક વૃત્તિઓનો અનુભવ કરતો મૂર્ખ પુરુષ એક દુઃખમાંથી બીજા દુઃખમાં પડે છે.[૨] ચિત્તરૂપી ગુફામાં રહેલો અને અનેક પ્રકારના સંભ્રમો કરાવનારો કામદેવરૂપી પિશાચ યુવાનને પરવશ કરીને બળાત્કારે દબાવે છે.[૩] જેમ ધરતીમાં ગુપ્ત રહેલા ભંડારને જોવા સારુ બાળકોના હાથમાં આપેલું અંજન તેમનાં નેત્રોની પ્રભાઓને સ્વતંત્રતા અને બહુ ગતિ આપે છે, તેમ યુવાનીમાં પરવશ થયેલું ચિત્ત સ્ત્રીઓની પેઠે ચપળ સ્થિતિવાળી ચિંતાઓને સ્વતંત્રતા અને બહુ ગતિ આપે છે.[૪] હે મુનિ! યૌવનમાં તે અવસ્થાએ જ વધારેલા અને સ્ત્રી (સ્ત્રીના પ્રસંગમાં પુરુષ) તથા જુગાર આદિ વ્યસનોને ઉત્પન્ન કરનારા રાગ તથા લોભ આદિ પ્રસિદ્ધ દોષો પોતામય જ થયેલા અને ચિંતા આદિથી ઘેરાયેલા ચિત્તવાળા પુરુષને દુઃખી કરી નાખે છે.[૫] જે લોકો મહાન નરકના બીજરૂપ અને નિરંતર સંભ્રમ આપનારા યૌવનથી પરવશ થતા નથી, તે લોકો બીજા કોઈથી પરવશ થતા નથી.[૬] જે પુરુષ અનેક પ્રકારના રસો(અભિલાષો અને જળો)થી ભરેલી અને વિચિત્ર વૃત્તાંતોના સમૂહવાળી આ યૌવનરૂપી ભયંકર વનભૂમિનો (નીચ કામ કર્યા વિના) પાર પામે છે, તે જ ધીર કહેવાય છે.[૭] આ અમંગલરૂપ યૌવન વીજળીના પ્રકાશની પેઠે પળવાર રહેનારું છે અને અતિ ચંચળ મેઘની જેમ ગર્જનાઓથી (ગાજવાથી અને અભિમાનનાં વચનોથી) ભરેલું છે. મને તે ગમતું નથી.[૮] આ યૌવન મદિરાના વિલાસની પેઠે મધુર છે, પ્રિય લાગે એવું છે, તીખું છે, પરિણામે દુષ્ટ છે અને સઘળા દોષોના શિરોમણિરૂપ છે. મને તે ગમતું નથી. આ યૌવન સ્વપ્નમાં થયેલા સ્ત્રીના સમાગમ પેઠે અસત્ય છે, સત્ય જેવું લાગે છે અને થોડીવારમાં ઠગીને જતું રહેનારું છે. મને તે ગમતું નથી.[૯,૧૦] આ યૌવન ગંધર્વનગરની પેઠે ક્ષણિક પદાર્થોમાં અગ્રેસર છે અને ક્ષણમાત્રમાં સઘળાં માણસોનાં મનને હરનારું છે. મને તે ગમતું નથી.[૧૧] છૂટેલા

× શરીરની બાલ્યાવસ્થા કોઈ પણ પ્રકારે વાસ્તવિક સુખવાળી નથી; માટે તેમાં રાગ રાખવો ઉચિત નથી, એમ આ સર્ગથી સમજાવ્યુ છે.

* આ વીસમા સર્ગમાં અનેક દોષોવાળા યૌવનની નિંદા કરવામાં આવશે.

બાણને નિશાન પર પડતાં જેટલી વાર લાગે તેટલી જ વાર સુધી સુખ દેનારું, દુઃખમય જણાતું અને નિરંતર બળતરા કરાવનારું આ યૌવન મને ગમતું નથી.[૧૨] આ યૌવન વેશ્યાના સમાગમની પેઠે ઉપરથી જ રમણીય છે અને અંદર સદ્‌ભાવ વગરનું છે. મને તે ગમતું નથી.[૧૩] જેમ પ્રલયકાળમાં મોટા મોટા ઉત્પાતો દેખાવ દે છે તેમ સર્વને દુઃખ દેનારા સૌ કોઈ સમારંભો આ યુવાનીના સમયમાં જ દેખાવ દે છે.[૧૪] ભગવાન સદાશિવ ભયંકર આકૃતિવાળા છે, તોપણ હૃદયમાં અંધારું કરી દેનારી યૌવનમાં થતી અજ્ઞાનરૂપ રાત્રિથી ભય પામે છે. (તેથી તે જ્ઞાનરૂપ ચંદ્રને ધરી રહ્યા છે.)[૧૫] આ યૌવન સબંધી મોહ શુભ આચારને અત્યંત ભુલાવનારી અને બુદ્ધિનો ભ્રંશ કરનારી મહાભ્રાંતિને ઉત્પન્ન કરે છે.[૧૬] યૌવનમાં પુરુષ (વા સ્ત્રી) હૃદયમાં સ્ત્રી(વા પુરુષ)ના વિયોગથી ઉત્પન્ન થયેલા અસહ્ય શોકરૂપી અગ્નિથી, જેમ ઝાડ દાવાનળથી બળે છે તેમ મનુષ્ય યૌવન-અવસ્થામાં કાંતાના વિયોગથી થયેલા અસહ્ય શોકાગ્નિથી બળે છે.[૧૭] બુદ્ધિ નિર્મળ હોય, વિશાળ હોય અને પવિત્ર હોય તોપણ તે વર્ષાઋતુની નદીની જેમ યૌવનના સમયમાં મેલી થઈ જાય છે.[૧૮] કદાચ ધાટા કલ્લોલોવાળી ભયંકર નદીને ઓળગી શકાય, પણ યુવાનીમાં ચપળ થયેલી અને તૃષ્ણાથી ઇન્દ્રિયોને ચપળ કરનારી ચિત્તની વૃત્તિને તો ઓળંગી શકાતી નથી.[૧૯] 'પેલી સ્ત્રી, એનાં પેલાં પુષ્ટ સ્તન, પેલાં વિલાસો અને પેલું સુંદર મોં' એવી એવી ચિંતાઓથી યુવાનીમા પુરુષનું મન જાજરું થઈ જાય છે. (સ્ત્રીનું મન પુરુષના રૂપાદિની ચિંતાઓથી જાજરું થઈ જાય છે.)[૨૦] કપાઈ ગયેલા જૂના ખડના તણખલાને જેમ કોઈ ગણનામાં લેતું નથી, તેમ સત્પુરુષો યુવાનીની ચંચળ તૃષ્ણાઓથી પીડાયેલા પુરુષને ગણનામાં લેતા નથી.[૨૧] મદથી ઘેરાયેલા અને દોષરૂપી મોતીને ધરનારા અભિમાનરૂપી મહાગજને યૌવન એ નિરંતર બંધાઈ રહેવાનો નાશકારી એક ખીલો છે.[૨૨] યૌવન એ એક મનરૂપી મોટાં મૂળવાળાં તથા દોષરૂપી સર્પોને ધારણ કરનારાં, શોષભર્યાં રોદનરૂપ વૃક્ષોનું વન છે.[૨૩] સમજો કે, યૌવન એ એક સુખના લેશોરૂપી કેસરાઓની ભીડવાળું અને દુષ્ટ કલ્પનાઓરૂપી પાંખડીઓથી ઘેરાયેલું, નીચ ચિંતાઓરૂપી ભ્રમરોનું એક કમળ છે.[૨૪] કરેલાં તથા નહિ કરેલાં લૌકિક કાર્યોરૂપી પાંખોવાળાં અને હૃદયરૂપ તળાવના તીરે ફરનારાં આધિવ્યાધિરૂપ પક્ષીઓનો યૌવન એક માળો છે.[૨૫] નવયૌવન એ એક જડ, અસંખ્ય અને ઊછળતા વિકલ્પોરૂપી કલ્લોલોનો નિર્મર્યાદ મહાસમુદ્ર છે. રજ* અને તમને+ વ્યાપ્ત કરનારો યૌવનરૂપી વિષમ પવન ઘણા પ્રયત્નોથી સિદ્ધ થયેલા સઘળા ગુણોની× સ્થિતિને ટાળી નાખવામાં સમર્થ છે.[૨૬,૨૭] યૌવનરૂપી લૂખા રજકણો મુખની કાંતિ બગાડી નાખે છે. પોતાની સાથે રહેલા ઇન્દ્રિયોના વિલાસરૂપી ચપળ કચરાઓથી અસહ્ય થઈ પડે છે અને બહુ જ ઊંચે ચઢી જાય છે.[૨૮] મનુષ્યોને પ્રાપ્ત થયેલો પાપોની સંપત્તિઓના વિલાસરૂપી યૌવનનો ઉલ્લાસ દોષોનો સમૂહ જાગ્રત કરે છે અને સદ્‌ગુણોની પંક્તિને છેદી નાખે છે.[૨૯] રજોગુણરૂપી પરાગને÷ લીધે શરીરરૂપી કમળમાં જ ફર્યા કરતી બુદ્ધિરૂપ ચંચળ ભમરીને આ નવયૌવનરૂપી ચંદ્રમા શરીરરૂપી કમળમાં જ બાંધીને મૂઝવી દે છે.[૩૦] શરીરરૂપી કુંજમાં ઉત્પન્ન થયેલી અને બહુ જ વૃદ્ધિ પામેલી યૌવનરૂપી રમણીય લતા પોતાનામાં લાગેલા મનરૂપી ભ્રમરને મદયુક્ત કરી દે છે. શરીરરૂપી નિર્જળ ભૂમિમાં કામનારૂપી તાપથી યૌવનરૂપી ઝાંઝવાનાં

* ધૂળ અને રજોગુણ + અંધકાર અને તમોગુણ.
× સદ્‌ગુણો અને કરોળિયાનાં તાળા.
÷ ફૂલની રજ.

પાણી દેખાય છે. તે તરફ દોડ્યાં જતાં મનરૂપી હરિણો વિષયરૂપી ખાડામાં પડી જાય છે. યુવાની શરીરરૂપી રાત્રીની ચાંદની છે. ચિત્તરૂપી સિંહની કેશવાળી છે અને જીવિતરૂપી સમુદ્રની લહેર છે. હું તેથી સુખ પામતો નથી.[૩૧–૩૩] યુવાનીરૂપી શરદ્‌ઋતુ દેહરૂપી જંગલમાં થોડાક દિવસ ફળ દેખાડે છે. તેનો વિશ્વાસ કરવો યોગ્ય નથી.[૩૪] ચિંતામણિ જેમ અભાગી માણસના હાથમાંથી તુરત જતો રહે છે, તેમ યૌવનરૂપી પક્ષી શરીરરૂપી વૃક્ષમાંથી તુરત ઊડી જાય છે.[૩૫] યૌવન જ્યારે જ્યારે ભારે ઊંચી સ્થિતિ પર ચઢે છે, ત્યારે ત્યારે સંતાપ અને મનોરથો ભારે વૃદ્ધિ પામે છે અને તેથી મનુષ્યોનો કેવળ નાશ જ થાય છે.[૩૬] આ યુવાનીરૂપ રાત્રિ જ્યાં સુધી સમૂળગી મટી ગઈ નથી; ત્યાં સુધી જ રાગ અને દ્વેષરૂપી પિશાચણીઓ વિશેષે કરીને ફર્યા કરે છે.[૩૭] અનેક પ્રકારના વિકારોથી વ્યાપ્ત થયેલું અને ક્ષણમાત્રમાં નાશ પામનારું આ બિચારું યૌવન મરવા પડેલા પુત્ર જેવું છે. તેનો તો શોક કરવો જ ઘટે છે.[૩૮] જે પુરુષ આ ક્ષણભંગુર યુવાનીથી અજ્ઞાનને લીધે રાજી થાય છે તે મહામૂઢને નરપશુ જ સમજવો જોઈએ.[૩૯] અજ્ઞાન અને અભિમાનથી જ પુરુષ મદોન્મત્ત યૌવનને સારરૂપ સમજીને તેમાં આસક્ત થાય છે, તે દુર્બુદ્ધિ પુરુષને થોડા દિવસમાં જ પસ્તાવો કરવાનો આવે છે.[૪૦] હે મહાત્મા ! જેઓ યૌવનરૂપી સંકટમાંથી સહેજે પાર ઊતરી જાય છે, તેઓ જ પૃથ્વીમાં પૂજ્ય છે, તેઓ જ મહાત્માઓ છે અને તેઓ જ સાચા પુરુષો છે.[૪૧] કદાચ મોટા મોટા મગરોની ખાણરૂપ એવા સમુદ્રને સુખથી તરી શકાય, પણ રાગદ્વેષાદિ કલ્લોલોના બળથી છલકાતા અને દોષોથી ભરેલા અભાગિયા યૌવનને સુખથી તરી શકાય નહિ.[૪૨] હે મુનીશ્વર ! જેમ આકાશમાં સુંદર વૃક્ષોથી શોભી રહેલું, દેવતાઓના પ્રસંગવાળું, દયાથી દીપતું અને ફળ–પુષ્પાદિકની સંપત્તિવાળું ઉપવન જગતની અંદર બહુ જ દુર્લભ છે, તેમ આ મનુષ્યજન્મમાં પણ વિનયોથી શોભી રહેલું, મહાત્માઓના પ્રસંગવાળું, દયાથી દીપતું અને સદ્‌ગુણોની સંપત્તિવાળું સુયૌવન પણ બહુ જ દુર્લભ છે.*[૪૩]

विनयभूषितमार्यजनास्पदं करुणयोज्ज्वलमावलितं गुणैः । इह हि दुर्लभमंग सुयौवनं जगति काननमंबरगं यथा ॥ ४३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'યૌવનગર્હા' એ નામનો સર્ગ ૨૦મો સમાપ્ત

## સર્ગ ૨૧મો+

### સ્ત્રીના શરીરની નિંદા

राम उवाच

मांसपांचालिकायास्तु यंत्रलोलेंगपंजरे । स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥

રામ બોલ્યાઃ નસો અને હાડકાંની ગૂંથણીથી શોભનારી માંસની પૂતળીરૂપ અને યંત્રની પેઠે હાલ્યા કરતા સ્ત્રીના શરીરરૂપી પાંજરામાં તે શું સોહામણું છે ?[૧] ચામડી, માંસ, લોહી અને પાણીને જુદાં પાડીને સ્ત્રીનાં નેત્રોને જુઓ તો ખરા–તેમાં રમણીય પદાર્થ કયો રહે છે? અને છતાં તે ઉપર શા માટે ફોગટનો મોહ કરીએ ?[૨] સ્ત્રીનું આ શરીર બહાર કેશથી અને અંદર લોહીથી ભરેલું છે. એ અત્યંત બીભત્સ શરીરનું વિવેકીને શું પ્રયોજન છે ?[૩] હે મુનિ ! સર્વ પ્રાણીઓનાં જે અંગોને વસ્ત્રોથી અને ચંદન આદિનાં લેપનોથી વારંવાર લાડ લડાવવામાં આવે છે, તે અંગોને અંતે તો માંસ ખાનારાં ગરંજ અને શિયાળવાં આદિ પશુઓ ફાડી જ ખાય છે. સ્ત્રીનાં જે સ્તનો ઉપર મેરુ પર્વતના શિખર ઉપરથી પડતા ગંગાજળના પ્રવાહ જેવી મોતીના હારોની હલક જોવામાં આવી

* એવી રીતે જ યુવાન પુરુષે કે યુવાન સ્ત્રીએ પોતાનું યૌવન વ્યતીત કરવું જોઈએ.

\+ આ એકવીસમા સર્ગમાં સ્ત્રીના શરીરની નિંદા કરવામાં આવશે.

હોય છે, તે જ સ્તનોને સમય પ્રાપ્ત થતાં કૂતરાંઓ સ્મશાનોના ભાગોમાં અન્નના ગોળાની પેઠે ચપોચપ ખાઈ જાય છે.[૪-૬] લોહી, માંસ અને હાડકાંથી જ બનેલાં ઊંટનાં અંગોના વનમાં જે સંસ્કાર થાય છે, તે જ કામિનીનાં અંગોના પણ થાય છે. છતાં સ્ત્રી ઉપર આટઆટલો આગ્રહ આમ શા માટે હોય ?[૭] હે મુનિ ! સ્ત્રીનું અંગ કેવળ ઉપરથી જોતાં રમણીય છે એમ કલ્પવામાં આવે છે; પણ મને તો લાગે છે કે તે ઉપરથી પણ રમણીય નથી. કેવળ મોહને લીધે જ આ રમણીયપણું લાગે છે.[૮] મદિરા અને સ્ત્રી એ બન્ને મદ તથા મદનને લીધે ભારે ઉલ્લાસ આપનારાં છે અને અનેક વિકારોથી ભરેલાં છે. બનેમાં ભેદ જ શો છે ?[૯] હે મુનિ ! સ્ત્રીઓરૂપી ખીલાઓમાં મદને લીધે સૂઈ ગયેલા પુરુષોરૂપ હાથીઓ શાંતિનાં વચનોરૂપી દૃઢ અંકુશો વાગવા છતાં જાગ્રત થતા નથી.[૧૦] પાપરૂપ અગ્નિની જ્વાળાઓરૂપ સ્ત્રીઓ કેશરૂપી કાજળ ધારણ કરે છે, સ્પર્શ કરવામાં અશક્ય છે ને આંખોને પ્રિયકારી છે અને તેઓ પુરુષને ખડની પેઠે બાળી નાખે છે. ઉપરથી રસવાળી જણાતી છતાં વાસ્તવિક રીતે રસવિનાની (એટલે ઉપરથી સુંદર દેખાતી છતાં પરિણામે દારુણ ફળ આપનારી સ્ત્રીઓ છેટે સળગતા નરકરૂપ અગ્નિઓને પણ લાકડાંની પેઠે ઉત્તેજન આપે છે.)[૧૧,૧૨] સ્ત્રીરૂપ લાંબી રાત્રિ કે જેમાં ચોટલારૂપ અંધકાર ફેલાયો છે, ચળકતી આંખોરૂપ તારાઓ છે, મુખરૂપી પૂર્ણચંદ્રનું બિંબ છે, તેમાં હાસ્યરૂપ પુષ્પોના સમૂહનો ઉઘાડ છે અને તેમાં પુરુષો ક્રીડા કરવામાં ચપળ થાય છે. તે અનેક કાર્યોનો વિઘાત કરનારી છે અને બુદ્ધિને અત્યંત મોહ ઉપજાવનારી છે. કાંતા એ વિષલતા છે.[૧૩,૧૪] પુષ્પથી (રજસ્વલાપણાથી અને ફૂલથી) તે મનોહર તથા મધુર લાગે છે, હાથરૂપી પાંદડાંઓથી તે શોભે છે, આંખોના વિલાસરૂપી ભ્રમરોને તે ધારે છે, સ્તનરૂપી ગુચ્છોને તે ધારણ કરે છે, ફૂલના કેસરાઓને લીધે તે ગૌરાંગી છે અને માણસોને મારવામાં તે તત્પર રહે છે. તે લોકોને ઉન્મત્ત અને પરવશ કરી નાખે છે.[૧૫,૧૬] ખોટા સત્કારરૂપ શ્વાસથી જાર પુરુષોરૂપી સર્પોનો વિનાશ કરવામાં ઉત્કંઠા ધરનારી એ સ્ત્રીરૂપ રીંછડી પુરુષરૂપ સર્પને બળાત્કારથી સુમાર્ગરૂપી રાફડામાંથી બહાર કાઢે છે.[×૧૭] કામદેવ નામના ભિલ્લે મૂઢ ચિત્તવાળા પુરુષોરૂપી પક્ષીઓને બાંધી લેવા માટે આ સ્ત્રીરૂપી જાળ પાથરી છે.[૧૮] હે મહારાજ ! સ્ત્રીરૂપી મોટા ખીલામાં રતિરૂપ સાંકળથી બંધાયેલો મનરૂપી મદગળ માતંગ મૂગાની પેઠે ઊભો રહે છે.[૧૯] જન્મરૂપી ખાબોચિયામાં પડેલાં અને ધનરૂપી કાદવમાં લોટતાં પુરુષોરૂપી માછલાંઓ માટે નીચ વાસનારૂપ દોરીવાળી સ્ત્રીરૂપી એક કુંઢી (ગલ) છે.[૨૦] ઘોડાર જેમ ઘોડાને, ખીલો જેમ હાથીને અને મંત્ર જેમ સર્પને બંધનકારક છે, તેમ સ્ત્રી પુરુષોને બંધન આપનારી છે.[૨૧] હે મુનિ ! અનેક રસોવાળી આ બ્રહ્માંડરૂપી વિચિત્ર ભૂમિ અહીં સ્ત્રીના આશ્રયથી જ ભારે દૃઢ સ્થિતિ પામી છે.[૨૨] સઘળા દોષોરૂપી રત્નોના દૃઢ ડાબલારૂપ અને દુઃખોની સાંકળરૂપ એ સ્ત્રીનું મારે કદી પણ કશું પ્રયોજન નથી.[૨૩] સ્ત્રીનાં સ્તન, નેત્ર, નિતંબ અને ભ્રમર એ બધાં તુચ્છ છે અને માત્ર માંસરૂપી જ સારવાળાં છે; તેમને હું શું કરું ? હે મુનિ ! સ્ત્રીના શરીરમાં અહીં માંસ છે, અહીં લોહી છે, તો ત્યારે હાડકાં પણ છે. ગણ્યા દહાડામાં જ એ શરીર વીંખાઈ જાય છે.[૨૪,૨૫] હે પિતા ! સ્થૂલ બુદ્ધિવાળા પુરુષો જે પ્રિયાઓને બહુ લાડ લડાવે છે, તે જ પ્રિયાઓ પાછી અંગેઅંગ વીંખાઈ જઈને સ્મશાનમાં સૂએ છે. હે બ્રહ્મન્ !

× રીંછડો પોતાના ફૂંફાડાથી સર્પને રાફડામાંથી બહાર કાઢી ખાઈ જાય છે, એ વાત પ્રસિદ્ધ છે.

સ્ત્રીઓનાં જે મુખ ઉપર પતિએ અત્યંત સ્નેહપૂર્વક ચંદન આદિનાં ચિત્રો આલેખ્યાં હોય છે, તે જ મુખ પાછું જંગલમાં સુકાયા કરે છે. કંઈક દહાડે સ્ત્રીના કેશ મસાણમાં વૃક્ષો ઉપર ભૂખરા ચમરના વાળની જેમ લટકયા કરે છે; અને તેનાં હાડકાં ટુકડે ટુકડા થઈને પૃથ્વી પરના ઝીણા ઝીણા તારાઓ જેવાં લાગે છે.[૨૬–૨૮] સ્ત્રીનો પ્રાણરૂપી પવન આકાશમાં જતો રહે છે, તેની ચામડીને કાગડીઓ ખાઈ જાય છે, તેનું લોહી ધૂળથી સુકાઈ જાય છે અથવા તે લોહીને અનેક માંસાહારી પશુપક્ષીઓ પી જાય છે.[૨૯] હે લોકો! સ્ત્રીઓનાં અંગોની આ જે સ્થિતિ થોડા દિવસમાં જ થનારી છે, તે મેં તમને કહી સંભળાવી. આમ છતાં તમે કેમ ભ્રાંતિને જ અનુસર્યા કરો છો?[૩૦] 'સ્ત્રી'નામનું આ ઓઠું પંચમહાભૂતોના સંઘાતથી બનેલું છે. બુદ્ધિમાન પુરુષ 'એમાં રસ છે' એવી ભૂલથી તેના ઉપર કેમ દોડે છે? સ્ત્રીની ચિંતા વગડાઉ લતા જેવી છે. તે આસપાસની વિપત્તિઓરૂપી શાખાઓથી ઘાટી છે, શોક તથા તાપ આદિ કડવાં તથા ખાટાં ફળોવાળી છે અને દિવસે દિવસે ઊંચી જ વધતી રહી છે. ઘાટી તૃષ્ણાથી આંધળું અને વ્યાકુળ થયેલું ચિત્ત ટોળામાંથી છૂટા પડેલા મૃગની પેઠે 'કયાં જાઉં અને કેમ કરું' એવા પ્રકારની ચિંતાથી અત્યંત મૂંઝાઈ જાય છે.[૩૧–૩૩] વિંધ્યાચળમાં જેમ હાથી હાથિણીના લોભમાં લલચાઈને ખાડામાં સપડાઈ જાય છે, તેમ તરુણ પુરુષ તરુણ સ્ત્રીના લોભમાં લલચાઈ મહાન શોક પામે છે.[૩૪] જેને સ્ત્રી હોય છે તેને ભોગની ઇચ્છા રહે છે, પણ સ્ત્રી વગરનાને ભોગનું સ્થળ કયાં હોય? સ્ત્રીનો ત્યાગ કરવાથી જગતનો ત્યાગ થાય છે અને જગતનો ત્યાગ થવાથી સુખ સાંપડે છે.[૩૫] ભોગો તો માત્ર ઉપર ઉપરથી જ રમણીય લાગે છે. તેઓ બહુ જ દુસ્તર છે અને ભમરાઓની પાંખોના મૂળની પેઠે અત્યંત ચંચળ છે. હે બ્રહ્મન્! મરણ, રોગ અને ઘડપણ આદિની બીકને લીધે હું તેમને વિષે આસક્ત થતો નથી; હું તો શાંત રહું છું અને પ્રયત્નપૂર્વક પરમ પદ પામવા માટે મનમાં ઉત્કંઠા રાખું છું.[૩૬]

आपातमात्ररमणेषु सुदुस्तरेषु भोगेषु नाऽहमलिपक्षतिचंचलेषु । ब्रह्मन् रमे मरणरोगजरादिभीत्या शाम्याम्यहं परमुपैमि पदं प्रयत्नात् ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'સ્ત્રીજુગુપ્સા×' એ નામનો સર્ગ ૨૧મો સમાપ્ત

## सर्ग २२मो*

### વૃદ્ધપણાની નિંદા

राम उवाच

अपर्याप्तं हि बालत्वं बलात्पिबति यौवनम् ।
यौवनं च जरा पश्चात्पश्य कर्कशतां मिथः ॥१॥

રામ બોલ્યા: બાલ્યાવસ્થાના રમત આદિના અભિલાષ હજી તો પૂરા થયા નથી, ત્યાં તે યૌવન તેને ગળી જાય છે. પછી યૌવનના પણ ભોગ ભોગવવાના અભિલાષ પૂરા ન થયા હોય, ત્યાં જરાવસ્થા તેને ગળી જાય છે. જુઓ તો ખરા! આ અવસ્થાઓ પણ પરસ્પર કેવી ક્રૂરતા રાખે છે.[૧] જેમ વજ્ર જેવું હિમ કમળનો નાશ કરે છે, વાવટોળ જેમ શરદઋતુના કમળનો નાશ કરે છે અને નદી જેમ કાંઠા ઉપરનાં વૃક્ષોનો નાશ કરે છે, તેમ વૃદ્ધાવસ્થા દેહનો નાશ કરે છે.[૨] જેમ ખાવામાં આવેલું ઝેર તુરત દેહના રૂપને બગાડી નાખે છે, તેમ સઘળાં અંગોને જર્જરિત કરનારી અને ઘરડા રૂપવાળી જરાવસ્થા તુરત

× મુમુક્ષુ પુરુષના હૃદયમાં અનાદિકાળથી રહેલી સ્ત્રીશરીરના રમણીયપણાની ભ્રાંતિ દૂર કરવા જેમ સ્ત્રીશરીરના દોષો દેખાડ્યા, તેમ મુમુક્ષુ સ્ત્રીએ પુરુષશરીરની રમણીયપણાની ભ્રાંતિ દૂર કરવા પુરુષશરીરના દોષોને જોવા.

* આ બાવીસમા સર્ગમાં ઘડપણની નિંદા કરવામાં આવશે.

દેહના રૂપને બગાડી નાખે છે.[૩] જરાવસ્થાથી જેનાં શરીર જીર્ણ થઈ ગયાં છે અને તેથી જેનાં સઘળાં અંગો શિથિલ તથા લાંબાં થઈ ગયાં હોય છે, તે પુરુષને સ્ત્રીઓ ઊંટ જેવો ગણે છે.[૪] સહજમાં દીનતા આપનારી જરાવસ્થા જ્યારે માણસને પકડી પાડે છે, ત્યારે શોકથી પરાભવ પામેલી સ્ત્રીની પેઠે બુદ્ધિ તે માણસને છોડીને નાસી જાય છે.[૫] દાસો, પુત્રો, સ્ત્રીઓ, બાંધવો તથા સંબંધીઓ, જેમ ઘેલા માણસની હાંસી કરે છે, તેમ તેઓ વૃદ્ધાવસ્થાએ ધ્રુજાવેલા માણસની પણ હાંસી કરે છે.[૬] જોવા પણ ન ગમે એવા, ખળખળી ગયેલા, રાંકપણું પામેલા અને સદ્‌ગુણ તથા શક્તિથી રહિત થયેલા વૃદ્ધ પુરુષરૂપી જીર્ણ ઝાડ ઉપર મહાન તૃષ્ણારૂપી ગીધપક્ષી આવીને બેસે છે.[૭] દીનતા આદિ દોષોથી ભરેલી, લાંબી, હૃદયમાં બળતરા આપનારી અને સઘળી આપત્તિઓની મુખ્ય સખી એવી એ તૃષ્ણા ઘડપણમાં વધે છે.[૮] 'હાય ! હાય ! હવે પરલોક માટે મારે શું કરવું ?' એવી ચિંતાથી અત્યંત દારુણ અને જેનો ઉપાય બની શકે નહિ એવો ભય ઘડપણમાં વધે છે.[૯] 'હું રાંક કોણ માત્ર છું ? હું શું કરું ? હું કેવી રીતે કરું ? હવે તો હું મૂંગો જ બેસી રહું' એવા પ્રકારની દીનતા ઘડપણમાં આવવા લાગે છે. 'મારાં સંબંધીઓ મને કેવી રીતે ખાવાનું આપશે, ક્યારે આપશે અને કેવુંક સ્વાદિષ્ટ આપશે ?' એવી એવી ચિંતાઓથી આ વૃદ્ધાવસ્થા ઘરડા માણસના ચિત્તને બાળ્યા કરે છે.[૧૦'૧૧] ઘડપણમાં ખાવાની તૃષ્ણા ઘણી જ વધે છે, પણ ખાઈ શકાતું નથી અને અશક્તપણાને લીધે વૃદ્ધનું હૃદય બળ્યા કરે છે.[૧૨] જેમાં પોતે નિવાસ કર્યો છે તે દેહરૂપી વૃક્ષને મળમૂત્રાદિકથી બગાડનારી અને કાયારૂપી વૃક્ષને માથે બેઠેલી જરારૂપ બુઢ્ઢી બગલી રોગરૂપી સર્પથી ઘેરાઈને ચીસો પાડે છે. ત્યાં તો મૂર્ચ્છારૂપી અંધકારને ઇચ્છનારો મૃત્યુરૂપી ઘુવડ ત્યાં ક્યાંકથી આવી પહોંચેલો જણાય છે.[૧૩'૧૪] જેમ સાયંસંધ્યાને પ્રગટ થયેલી જોઈ અંધકાર તેની પછવાડે દોડ્યો આવે છે, તેમ શરીરમાં જરાને પ્રકટ થયેલી જોઈને મૃત્યુ તેની પછવાડે દોડ્યું આવે છે.[૧૫] હે મુનિ ! દેહરૂપી ઝાડને વૃદ્ધાવસ્થારૂપી ફૂલ બેઠાં છે, એ દૂરથી પણ જોઈને મરણરૂપી વાંદરો તેના ઉપર વેગપૂર્વક તરાપ મારે છે.[૧૬] કદાચ ઉજ્જડ નગર પણ શોભે, કપાઈ ગયેલી લતાઓવાળું ઝાડ પણ શોભે અને વરસાદ વિનાનો દેશ પણ શોભે, પરંતુ જરાથી જર્જરિત થયેલો દેહ કદી શોભતો નથી.[૧૭] ઉધરસરૂપી રણકારા કરતી જરારૂપ ગીધપંખણી માણસરૂપી માંસને ક્ષણમાત્રમાં ગળી જવા માટે તેના ઉપર ઝડપભેર તરાપ મારે છે.[૧૮] જેમ કોઈ નાની છોકરી કમળને જોતાં જ આતુર થઈને બે ઘડીમાં તેને માથેથી પકડીને ચીરી નાખે છે, તેમ વૃદ્ધાવસ્થા દેહને જોતાં જ આતુર બનીને જરા વારમાં તેને માથેથી પકડીને ચીરી નાખે છે.[૧૯] જેમ સિસકારા કરાવનારો અને ધૂળથી બરડ થયેલો શિયાળાનો પવન ઝાડનાં પાંદડાંને જર્જરિત કરીને ફાડી નાખે છે, તેમ સિસકારા કરાવનારી અને રોગોરૂપી ધૂળથી બરડ થયેલી આ વૃદ્ધાવસ્થા શરીરને જર્જરિત કરી ફાડી નાખે છે.[૨૦] જરાની ઝપટથી જર્જરિત થયેલો દેહ હિમના સમૂહો પડવાથી કરમાઈ ગયેલા કમળ જેવો લાગે છે.[૨૧] જરારૂપ ચાંદની જ્યાં માથારૂપી પર્વત ઉપર ઉદય પામે છે, ત્યાં તે વાયુ અને ઉધરસરૂપ રાત્રિવિકાસી કમળોને પ્રફુલ્લિત કરી દે છે.[૨૨] માણસોના માથારૂપ કોળાને પાકેલું અને જરારૂપી ખારથી ભૂખરું થયેલું જોઈને તેના પર સ્વામિત્વ ધરાવનારો કાળ તેને ખાઈ જાય છે.[૨૩] જ્યારે આયુષ્યરૂપી પ્રવાહ મહાવેગથી ચાલવા લાગે છે, ત્યારે જરારૂપી જાહ્નવી આ શરીરરૂપી કાંઠે રહેલાં વૃક્ષોનાં મૂળોને મહા

ઉદ્યોગપૂર્વક કાપવા માંડે છે. શરીરરૂપી માંસને ખાવા ઇચ્છતી જરારૂપી મહાઉદ્ધત બિલાડી વિષયરૂપી ખાડાને ખોદનારા યૌવનરૂપી ઉંદરને ખાઈ જાય છે અને અત્યંત આનંદમાં આવી જાય છે. આ દેહરૂપી જંગલમાં જરારૂપ ફાવડી ચીસો પાડે છે, ત્યારે જેવું ભૂંડું થાય છે તેવું ભૂંડું જગતમાં બીજા કોઈ પણ ઉત્પાતથી થતું નથી. ઉધરસ તથા શ્વાસરૂપ છિમછિમાટવાળી અને દુઃખરૂપી ધુમાડાથી મૂઝવી દેનારી આ જરારૂપી જ્વાળા જેના શરીરમાં બળતી હોય તેને બળેલો જ સમજવો.[24-27] હે પિતા ! જેનાં પાંદડાં ધોળાં થઈ ગયાં હોય છે એવી પાતળી ફૂલવેલ જેમ જીર્ણતાથી વાંકી વળી જાય છે, તેમ જેના અવયવો ફિક્કા પડી ગયા હોય છે, એવી માણસોની આ પાતળી દેહરૂપી વેલ ઘડપણથી વાંકી વળી જાય છે.[28] હે મુનિ ! મરણરૂપી માતંગ જરારૂપી કપૂરથી ધોળી થયેલી કાયારૂપી કેળ વૃક્ષને તુરત ઉખેડી નાખે છે.[29] હે મુનિ ! મરણરૂપી રાજા આવવાને સજ્જ થાય છે, ત્યારે જરારૂપી ધોળા ચામરવાળો રોગો તથા ઉદ્વેગોની સેના આગળથી જ નીકળે છે.[30] હે મુનિ ! જુઓ, જેઓ કોઈ પણ શત્રુઓથી યુદ્ધમાં જિતાયા ન હોય અને પર્વતની ગુફામાં પેસી ગયા હોય, તેઓ પણ જરારૂપ બુઢ્ઢી રાક્ષસીથી થોડી વારમાં જિતાઈ જાય છે.[31] જરારૂપી હિમ પડવાથી શરીરરૂપી ઘર વાંકું વળી જાય છે અને ઇન્દ્રિયરૂપી બાળકો તેમાં કાંઈ પણ ક્રિયા કરી શકતાં નથી. લાકડીરૂપ ત્રીજા પગવાળી અને વારંવાર ઠેસો ખાતી જરારૂપી બુઢ્ઢી વેશ્યા ઉધરસ અને અધોવાયુરૂપ મૃદંગ વાગતાં નાચ્યા કરે છે. આ સંસારરૂપી રાજાને વ્યવહાર કરવાના ગંધોથી* ભરેલી દેહરૂપી સભામાં માથા પર રહેલી જરારૂપી ચામરની શોભા ઝળકી રહે છે.[32-34] હે મુનિ ! જીવિતની આશારૂપ તળાવમાં રહેલું શરીરરૂપી નગર વૃદ્ધાવસ્થારૂપી ચંદ્રના ઉદયથી ધોળું થઈ જાય છે, એટલે તુરત જ મરણરૂપી કુમુદ તેમાં ખીલી આવે છે. જરારૂપી કળીચૂનાના લીપણથી ધોળા થયેલા શરીરરૂપી અંતઃપુરમાં અશક્તિ, પીડા અને આપદા એ ત્રણ રાણીઓ ઘણા સુખથી રહે છે.[35-36] હે મુનિ ! પ્રાણીઓનાં શરીરોમાં મરણના અગ્રણીરૂપ ઘડપણ અવશ્ય આવીને પોતાનો પ્રભાવ દેખાડે છે. એવા શરીરમાં મને મંદમતિવાળાને શો વિશ્વાસ આવે ?[37] હે પિતા ! ઘડપણ આવ્યા છતાં પણ જીવવું, એવો આ દુઃખમય જીવિતમાં દુરાગ્રહ રાખવો વ્યર્થ જ છે; કારણ કે જગતમાં કોઈથી પણ નહિ જિતાયેલી એ વૃદ્ધાવસ્થા માણસોના સઘળા મનોરથોને ધૂળધાણી કરી નાખે છે.[38]

किं तेन दुर्जीवितदुर्ग्रहेण जरागतेनाऽपि हि जीव्यते यत् । जरा जगत्यामजिता जनानां सर्वैषणास्तात तिरस्करोति ॥ ३८ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'જરાજુગુપ્સા*' એ નામનો સર્ગ ૨૨મો સમાપ્ત**

## સર્ગ ૨૩મો×

### કાળવર્ણન

राम उवाच

विकल्पकल्पनानल्पजल्पितैरल्पबुद्धिभिः ।
भेदैरुद्धरतां नीतः संसारकुहरे भ्रमः ॥ १ ॥

રામ બોલ્યા : અનેક જાતના લાભોની કલ્પના સંબંધી ઘણી ઘણી વાતો કરનારા દેહાભિમાની લોકોએ શત્રુમિત્ર અને રાગદ્વેષ આદિ અનેક ભેદોથી આ બ્રહ્માંડના છિદ્રમાં ખોટી પકડને અત્યંત દૃઢ કરી મૂકી છે.[1] જાળની

* ચંદન આદિ સુગંધો અને અધોવાયુ આદિ દુર્ગંધો.

* વૃદ્ધાવસ્થામાં કાંઈ પણ પારમાર્થિક સાધનો સાધી શકવાનો પ્રાયશ સંભવ નથી, માટે વિવેકીએ ઉપર કહેલા દોષોવાળી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતા પહેલાં જ પારમાર્થિક સાધનો સાધી લેવાં.

× આ ત્રેવીસમા સર્ગમાં સર્વ પ્રાણીઓની અનેક ક્રિયાઓને કરનારા કાળનું વર્ણન કરવામાં આવશે.

પેઠે દૂરથી પણ ભેગી લઈને બાંધી લેનારા વિષયોના પાંજરા જેવા આ દેહમાં વિવેકી પુરુષોને કેમજ વિશ્વાસ આવે ! એ તો બાળકજ અરીસામાં પ્રતિબિંબિત થયેલાં ફળને ખાવાની ઇચ્છા કરે.[૨] કેટલાકને આવા ક્ષુદ્ર સંસારમાં પણ તુચ્છ સુખની આશા હોય છે; કાળરૂપી ઉંદર તે આશારૂપી તંતુને પણ અરેરે કાતરી નાખે છે.[૩] વડવાનલ જેમ સમૃદ્ધ સમુદ્રને ગળી જાય છે, તેમ આ સર્વભક્ષી કાળ આ જગતમાં જન્મ પામેલી એકેએક વસ્તુને ગળી જાય છે.[૪] કાળરૂપી ભયંકર મહેશ્વર એકસરખી રીતે આ સઘળા દૃશ્ય પદાર્થોની સ્થિતિનો કોળિયો કરી જવા માટે સજ્જ થઈ રહે છે.[૫] અનંત બ્રહ્માંડોને ગળી જનારો અને જગતમાં વ્યાપી રહેલો આ કાળરૂપી દેવ મોટા મોટા પુરુષોને તોડવામાં પણ ઘડીની ઢીલ કરતો નથી.[૬] વાસ્તવિક રીતે અલક્ષ્યરૂપવાળો છતાં યુગ, સંવત્સર તથા કલ્પ આદિ રૂપોથી કાંઈક પ્રકટતા પામેલો એ કાળ સર્વ જગતને વશ કરીને રહ્યો છે.[૭] જેમ સર્પોને ગરુડ ગળી ગયો હતો, તેમ આ કાળ જેઓ રૂપવાળા હતા, જેઓ સારાં કામ કરનારા હતા અને જેઓ મેરુપર્વત સમાન ભારે હતા, તેમને પણ ગળી ગયો છે.[૮] નિર્દય, પથરા જેવો કઠિન, વાઘ જેવો ક્રૂર, કરવત જેવો કર્કશ, કંગાળ અને અધમ એવો આ કાળ, જેને ગળી જતો નથી એવી કોઈ વસ્તુ આજ સુધી થઈ નથી.[૯] સર્વને કોળિયારૂપ કરવામાં જ તત્પર થનારો આ બહુભક્ષી કાળ પર્વતોને પણ ખાઈ જાય છે અને એમ અનંત બ્રહ્માંડોને ખાતાં છતાં પણ તે ધરાતો નથી.[૧૦] નટની પેઠે અનેક રૂપો ધારણ કરીને આ કાળ સંસારરૂપી નાટકમાં તે તે વસ્તુઓનું હરણ કરે છે; તેમનો વિનાશ કરે છે, તેમની નવી ઉત્પત્તિ કરે છે, તેમને ખાઈ જાય છે અને તેમનું ઉચ્છેદન કરે છે.[૧૧] પોપટ જેમ દાડમનાં બીજોને ફોલી ફોલીને ખાઈ જાય છે, તેમ કાળ જગતમાં જુદા જુદા રહેલા પદાર્થોને વીંખી વીંખીને નિરંતર ખાયા કરે છે.[૧૨] વૃદ્ધિ પામેલા લોકોરૂપી કમળોના વનમાં રહેલો અને પાપપુણ્યરૂપી દંતૂશળની અણીઓથી પ્રાણીઓરૂપી પાંદડાંઓને ખૂંદી નાખતો આ કાળરૂપી હાથી સર્વદા ગાજ્યા જ કરે છે.[૧૩] જેમનું મૂળ બ્રહ્મા છે અને મોટા દેવતાઓ ફળ છે, એવાં બ્રહ્માંડોરૂપી વૃક્ષોવાળા બ્રહ્મરૂપી વિશાળ વનમાં કાળ ચારે બાજુ વ્યાપીને રહેલો છે.[૧૪] રાત્રિઓરૂપી ભમરાવાળાં અને દિવસરૂપી ફૂલવાળાં વર્ષો, કલ્પો તથા તેમના અંતર્ગત કળારૂપ લતાઓની પૂર્ણ રચના કર્યા કરતો આ કાળરૂપી પુરુષ કદી પણ કાયર થતો નથી.[૧૫] હે મુનિ ! આ ધુતારાઓના શિરોમણિરૂપ કાળ, ભેદતાં ભેદાતો નથી, બાળતાં બળતો નથી, અને દેખાતાં છતાં પણ દેખાતો નથી.[૧૬] વિસ્તાર પામેલો આ કાળ ભારે ભારે મનોરથની પેઠે એક પલકારામાં કોઈ વસ્તુને એકદમ ઉત્પન્ન કરે છે અને કોઈ વસ્તુનો એકદમ નાશ કરી નાખે છે. કથોલી રીતભાતવાળી અને પ્રાણીઓનાં કષ્ટથી જ પુષ્ટ થતી પોતાની ચેષ્ટાથી આ કાળ દેહાદિકના અધ્યાસવાળા જીવોને સ્વર્ગ તથા નરક આદિમાં ફેરવ્યા કરે છે.[૧૭-૧૮] પોતાનો સ્વભાવ કેવળ પેટ ભરવાનો જ હોવાથી એ કાળ, ખડ, ધૂળ, ઇન્દ્ર, મેરુ, પાંદડાં અને સમુદ્ર વગેરે સઘળા પદાર્થોને ગળી જવા સારુ જ સજ્જ રહે છે.[૧૯] આ કાળમાં જ પૂરું ક્રૂરપણું છે, પૂરું લોભીપણું છે, પૂરું દુર્ભાગ્યપણું છે અને પૂરું ચપળપણું છે.[૨૦] જેમ બાળક બે દડા ઉછાળી ઉછાળીને પોતાના આંગણામાં રમે છે, તેમ કાળ પણ જાણે પોતાની લીલાથી સૂર્ય તથા ચંદ્રને ઉછાળી ઉછાળીને આકાશમાં રમે છે.[૨૧] કલ્પ પૂરો થાય છે, ત્યારે એ કાળરૂપી કાપાલિક સઘળાં પ્રાણીઓનો વિનાશ કરીને અને પગ સુધી તેમનાં હાડકાંઓની માળાઓ પહેરીને નાચ્યા કરે છે.[૨૨] પ્રલયકાળમાં

નિરંકુશ આચરણવાળા એ કાળનાં અંગોમાંથી નીકળેલા પવનોને લીધે મેરુપર્વત આકાશમાં ભોજપત્રની પેઠે ઊડ્યા કરે છે[૨૩] એ કાળ રુદ્ર થઈને પાછો ઇંદ્ર, બ્રહ્મા, શુક્ર તથા કુબેરરૂપ થાય છે; અને વળી પાછો કોઈરૂપ નહિ એવો થઈ જાય છે.[૨૪] જેમ સમુદ્ર પોતાનામાં ઊઠતા અને બેસી જતા તરંગોને રાત્રિદિવસ ધારણ કરે છે, તેમ કાળ પોતાનામાં નિરંતર ઉત્પન્ન થતી અને નિરંતર પ્રલય પામતી અનેક દેખાવવાળી સૃષ્ટિઓ ધારણ કરે છે.[૨૫] જેમ કોઈ માણસ વૃક્ષોમાંથી પાકાં ફળોને પાડ્યા કરે છે, તેમ કાળ મહાકલ્પોમાંથી પાકેલા દેવ તથા દૈત્યોના સમૂહોને પાડ્યા કરે છે.[૨૬] આ કાળ બ્રહ્માંડોરૂપી ફળોવાળું 'ઊંબરા'નું એક મહાવૃક્ષ છે. તે ફળો વારંવાર પડ્યાં કરે છે અને તેમાં પ્રાણીઓરૂપી મચ્છરો ગણગણ્યાં કરે છે.[૨૭] પ્રાણીઓની ક્રિયારૂપ પ્રિયતમાની સાથે રહીને આ કાળ બ્રહ્મરૂપી ચાંદનીને લીધે પ્રફુલ્લિત થયેલી જગતરૂપ કુમુદિનીથી પોતાના શરીરને વિનોદ કરાવે છે.[૨૮] જેમ મોટો પર્વત અનંત તથા અપાર પાયાથી પોતાના ઊંચા શરીરને ટેકવીને રહે છે, તેમ કાળ પણ અનંત અને અપાર બ્રહ્મરૂપી પાયાથી પોતાના ઊંચા શરીરને ટેકવીને રહ્યો છે.[૨૯] આ કાળ કોઈ સ્થળે અંધારા જેવું કાળું કાર્ય કરે છે, કોઈ સ્થળે વિસ્તારવાળું ઊજળું કાર્ય કરે છે, અને કોઈ સ્થળે એ બન્નેથી જુદા જ સ્વભાવવાળું કાર્ય કર્યા કરે છે.[૩૦] જેમ માણસ બહુ જ બોજાવાળી પૃથ્વી પર પગ ટેકાવીને રહે છે, તેમ કાળ પણ જેમાં અનંત પ્રાણીઓના સંસારોનો લય થાય છે એવી બ્રહ્મની દૃઢ સત્તા પર સ્થિર પગે રહ્યો છે.[૩૧] એ કાળ કોઈ રીતે કાયર થતો નથી, કોઈના પર પ્રેમ કરતો નથી, એ આવતો નથી, જતો નથી અને સેંકડો મહાકલ્પ વીતતાં પણ એ અસ્ત કે ઉદય પામતો નથી.[૩૨] કાળજી ધર્યા વગર, ભારે અનાસ્થાથી (બેદરકારીથી) જગતમાં ફેરફાર કરવાની રમત કરીને જ તે પોતાના વિશાળ શરીરને રાજી રાખ્યા કરે છે.[૩૩] એ કાળ રાત્રિરૂપી કાદવમાંથી ઉત્પન્ન થનારી અને વાદળાંરૂપી ભ્રમરોવાળી દિવસોરૂપી રાતાં કમળોની પંક્તિને પોતાના સ્વરૂપરૂપી તળાવમાં પ્રકટ કર્યા કરે છે.[૩૪] કાળરૂપી લોભી ધૂળધોયો રાત્રિરૂપ કાળી અને જૂની સાવરણી લઈને મેરુપર્વતની પાસે વાંખરાયેલા સૂર્યના પ્રકાશરૂપી સોનાના ભૂકાને ઉસરડ્યા કરે છે.[૩૫] કૃપણપણાને લીધે તે કાળ પોતાની ચેષ્ટારૂપ આંગળીથી સૂર્યરૂપી દીવીને ખૂણાઓમાં ફેરવ્યા કરે છે અને જગતરૂપી ઘરમાં કઈ વસ્તુ ક્યાં પડી છે તેની ખોળમાં રહે છે.[૩૬] દિવસરૂપી મટકાંવાળા સૂર્યરૂપી નેત્રથી જોઈને એ કાળ જગતરૂપી જૂના વનમાંથી બહુ જ પાકેલાં લોકપાલોરૂપી ફળો ખાયા કરે છે.[૩૭] જગતરૂપી જૂની ઝૂંપડીમાં વીખરાયેલા ગુણવાન લોકરૂપી મણિઓને એ કાળ અનુક્રમે ઘણી ઊંડાઈવાળા મૃત્યુરૂપી ડાબલામાં નાખતો જાય છે.[૩૮] ઉત્તમ લોકોરૂપી રત્નોનો જે હાર ગુણોના+ સમાગમથી અત્યંત તેજસ્વી થાય છે, તેને કાળ પોતાના અંગમાં શણગારની પેઠે ધારણ કરે છે અને વળી તેને કાપી નાખે છે.[૩૯] આ ચપળ કાળ દિવસરૂપી હંસોએ અનુસરેલી અને તારાઓરૂપી કેસરાવાળી રાત્રિરૂપી કાળાં કમળોની માળાને નિરંતર કંકણની પેઠે ધારણ કરી રહ્યો છે.[૪૦] એ કાળરૂપી કસાઈ પર્વત, સમુદ્ર, સ્વર્ગ અને પૃથ્વીરૂપ ચાર શિંગડાંવાળા જગતરૂપી ઘેટાંઓને માર્યા કરે છે અને પ્રત્યેક દિવસે તારાઓરૂપી લોહીના છાંટાઓ જોઈને તેમને પણ ચાટી જાય છે. ચંદ્રની પેઠે જુવાનીરૂપ કમલિનીને સંકોચ આપનારો અને કેસરી સિંહની પેઠે આયુષ્યરૂપી હાથીઓને ફાડી નાખનારો આ કાળ જેનું હરણ કરતો ન હોય એવી તુચ્છ કે અતુચ્છ કોઈ પણ વસ્તુ નથી.[૪૧।૪૨]

+ વિદ્યા આદિ સદ્‌ગુણો અને દોરાઓ.

જીવોને ચૂર્ણરૂપ કરીને મૃત્યુના મુખમાં નાખનારા પ્રલયરૂપી ક્રીડાવિલાસ કરીને કાળ પોતે કાર્ય પદાર્થોના અભાવવાળો થાય છે. પ્રલય વખતે તે અજ્ઞાનરૂપ પદાર્થને પ્રકાશ કરનારા બ્રહ્મચૈતન્યથી નિજ સ્વરૂપમાં વિશ્રાંતિ લે છે, એટલે તેનાથી તે જુદો પ્રતીત થતો નથી.[૪૩] એ પ્રમાણે પ્રલયમાં વિશ્રાંતિ લઈ તે પાછો સૃષ્ટિના સમયમાં પોતે જ જગતનો કર્તા, ભોક્તા, સંહાર કરનાર અને સ્મરણ કરનાર આદિ સઘળાં રૂપવાળો થાય છે.[૪૪] અકળ બુદ્ધિથી પણ જેમનાં રહસ્યને કોઈ કળી શકતું નથી એવાં સારાંતરસાં સઘળાં પ્રકારનાં શરીરોને પ્રકટ કરતો અને વળી તેમને તુરત જ લીન કરી નાખતો, આ કાળ અહીં ક્રીડા કર્યા જ કરે છે. સર્વ લોકોમાં એ કાળનું બળ પ્રસિદ્ધ જ છે.[×૪૫]

सकलमप्यकलाकलितांतरं सुभगदुर्भगरूपधरं वपुः । प्रकटयन्सहसैव च गोपयन् विलसतीह हि कालबलं नृपु ॥ ४५ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'કાલાપવાદ' એ નામનો સર્ગ ૨૩મો સમાપ્ત

## सर्ग २४मो[÷]

### કાળનું રાજકુમારરૂપે વર્ણન

राम उवाच

अस्योद्दामरलीलस्य दूरास्तसकलापदः ।
संसारे राजपुत्रस्य कालस्याऽकलितौजसः ॥१॥

રામ બોલ્યા: પરમાત્મારૂપ રાજાનો પુત્ર આ કાળ છે. સઘળી આપત્તિઓ તેનાથી દૂર રહી છે અને તેનાં પરાક્રમ અપાર છે. હું તેના ચરિત્રનું વર્ણન કરું છું.[૧] જગતરૂપી જૂના જંગલના જાળામાં એ કાળ રાંક અને મૂઢ પ્રાણીઓરૂપી મૃગના સમૂહનો નાશ કરવારૂપ મૃગયા રમ્યા કરે છે.[૨] જેના એક ભાગમાં વડવાનલરૂપી સુંદર કમળ શોભ્યા કરે છે એવો પ્રલયકાળનો મહાસાગર એને રમવાની સુંદર નદીરૂપ છે.[૩] કડવા, તીખા તથા ખાટા રસોવાળાં તથા દહીદૂધના સાગરોવાળાં વાસી જગતોથી એને સવારના શિરામણનું કામ ચાલે છે.[૪] સઘળી દેવીઓ સાથેની જે કાળરાત્રિ ચાતુરીથી ફર્યા કરે છે, જે સંસારરૂપી વનમાં વિહાર કરવા જોડાયેલી છે અને જે વાઘણની પેઠે પ્રાણીઓના સમૂહનો ઘાત કરનારી છે, તે એ કાળરૂપ રાજકુમારની પ્રિય સ્ત્રી છે.[૫] કમળ, ઉત્પલ અને કલ્હારરૂપી ગૂંથતી જાળીઓવાળી આ પૃથ્વી એ કાળના હાથમાં રહેલી રસભરેલી પીવાની પ્યાલીરૂપ છે.[૬] ગર્જના કરતો, વિકટ રીતે પંજા પછાડતો અને કેશવાળીથી વિકટ તથા પુષ્ટ ખભાવાળો નૃસિંહાવતાર એ કાળના હાથના પાંજરામાં શિકારી બાજરૂપ છે. બ્રહ્માંડોની માળાઓ પહેરી લેવાને લીધે ઘણાં તુબડાંવાળી વીણા જેવો લાગતો અને શરદઋતુના આકાશ જેવી શ્યામ કાંતિવાળો સંહારભૈરવ નામનો દેવ, એ કાળરૂપી રાજકુમારને રમવાના કોયલના બચ્ચારૂપ છે[૭-૮] નિરંતર ચકચકિત આકારવાળું અને દુઃખોરૂપી બાણોની પંક્તિને ફેંક્યા કરતું સંહારરૂપ ધનુષ એના હાથમાં ચારે બાજુ શોભ્યા કરે છે.[૯] લક્ષ્યો (નિશાનો) ફરતાં છતાં અને પોતે પણ ફરતાં છતાં લક્ષ્યોને ચીરી નાખતો, મૃગયાના વિહારમાં ભારે ચતુર, લક્ષ્યોને વીંધનારાઓમાં સર્વોપરી, જૂના જગતરૂપી વનમાં અનેક ચપળ વૃત્તિઓ કરતો આ સર્વોત્તમ કાળરૂપી રાજકુમાર અહીં ઘણી ચાલાકીથી પ્રાણીઓને માર્યા કરે છે.[૧૦]

अनुत्तमस्त्वधिकविलासपंडितो भ्रमच्चलन्परिविलसन् विदारयन् । जरज्जगज्जनितविलोलमर्कटः परिस्फुरद्वपुरिह काल ईहते ॥ १० ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'કાળવિલાસ' એ નામનો સર્ગ ૨૪મો સમાપ્ત

× એવા બળવાન કાળનું સ્મરણ રાખી મુમુક્ષુએ પોતાના આત્માનો સાક્ષાત્કાર જેમ બને તેમ શીઘ્ર કરી લેવો જોઈએ.

÷ આ ચોવીસમા સર્ગમાં કાળનું રાજકુમારરૂપે વર્ણન કરવામા આવશે.

# सर्ग २५मो*

## દૈવ અને ક્રિયારૂપ કાળનું વર્ણન

राम उवाच

अत्रैव दुर्विलासानां चूडामणिरिहापरः ।
करोत्यत्तीति लोकेऽस्मिन्दैवं कालश्च कथ्यते ॥१

**રામ બોલ્યા :** ઉપર કહેલા મહાકાળથી જુદો બીજા બે પ્રકારનો એક કાળ છે. તે મેળ વગરની રીતિવાળાઓમાં શિરોમણિ છે. તેનું પણ હું આ વિષયમાં જ વર્ણન કરું છું. આ જગતમાં જે કાળ ફળને ભોગવાવે છે, તે દૈવ કહેવાય છે; અને જે કાળ ફળને ઉત્પન્ન કરનારી ક્રિયા કરાવે છે, તે ક્રિયાકાળ કહેવાય છે.[1] માત્ર પોતાના ચલનરૂપ એવી ક્રિયા વિના ક્રિયાકાળનું બીજું કાંઈ રૂપ, બીજુ કાંઈ કામ કે બીજુ કાંઈ ધારેલું જાણવામાં આવતું નથી.[2] જેમ ગરમી હિમના સમૂહને બહુ જ ગાળી નાખે છે, તેમ એ ક્રિયાકાળ આ સઘળાં કૂણાં પ્રાણીઓને બહુ જ ગાળી નાખે છે.[3] જે કાંઈ આ ભારે વિસ્તારવાળું જગતનું મંડળ જોવામાં આવે છે, તે એ ક્રિયાકાળની નાચવાની શાળા છે અને તેમાં એ બહુ જ નાચ્યા કરે છે.[4] 'ત્રીજો દૈવ નામનો કાળ છે અને તેનું મહા દારુણ 'કૃતાંત' એવું પણ નામ છે. તે પણ કાપાલિક જેવો વેષ ધારણ કરી ઉન્મત્તપણાથી જગતમાં નાચ્યા કરે છે.[5] હે મુનિ! રાગી પુરુષની પેઠે બહુ જ નાચ્યા કરતા એ કૃતાંતનું નિયતિ(સર્વદા ફળનુ નિશ્ચિતપણું) રૂપ સ્ત્રીમાં અત્યંત કામીપણું જોવામાં આવે છે. સંસારરૂપી વક્ષઃસ્થલ ઉપર ચદ્રની કળા જેવો ધોળો શેષનાગ ને ત્રણે લોકમાં વહે ચાયેલો ગંગાનો પ્રવાહ, એ બન્ને દૈવરૂપી કાપાલિકના સવ્ય તથા અપસવ્ય જનોઈરૂપ છે.[6,7] હે બ્રહ્મન્! ચંદ્રમંડળ તથા સૂર્યમંડળ એના બે હાથનાં મૂળોમાં સોનાનાં કડાંરૂપ છે અને મેરુપર્વત એના હાથમાં રમવાના કમળરૂપ છે.[8] તારાઓરૂપ છાંટણાંઓથી વ્યાપેલુ, પ્રલયના સમુદ્રના જળમાં ધોવાયેલું તથા પ્રલયના મેઘરૂપી છેડાઓવાળુ આકાશ એના એક વસ્ત્રરૂપ છે. (કાપાલિક લોકો મધ્યમાં છિદ્રવાળી માત્ર એક કંથા જ ગળામાં પહેરી રાખે છે, બીજું કાંઈ વસ્ત્ર રાખતા નથી.) એવા રૂપવાળા એ દૈવરૂપી કાપાલકની આગળ તેની નિયતિરૂપિણી કામિની નિરંતર ચાલતા આડંબરપૂર્વક અનેક કાર્યો કરતી કરતી નાચ્યા કરે છે.[9,10] હે દેવ! પ્રાણીઓના નિરંતર જવાઆવવાથી ચંચળતાવાળા જગતરૂપી માંડવાની અંદર નાચ્યા કરતી અને જેની ક્રિયાશક્તિ બંધ પડતી નથી એવી એ સ્ત્રીનાં અંગોમાં અનેક ભુવનોની પંક્તિ સુંદર ઘરેણાંરૂપ છે અને પાતાળ સુધી લાંબું આકાશ એના મહાન ચોટલાના મંડળરૂપ છે.[11,12] પ્રાણીઓની ચિચિયારીઓથી દીપતી તથા પાપરૂપી દોરાથી પાતાળરૂપી પગમાં બાંધેલી નરકોની પંક્તિ એની ઘૂઘરીઓરૂપ છે.[13] યમરાજા એના લલાટરૂપ છે અને તેમાં પ્રાણીઓનાં કર્મોની સંખ્યા જણાવનાર ચિત્રગુપ્તરૂપી કસ્તૂરીની ટીપકી છે.[14] એ દેવી પોતાના પતિ દૈવરૂપ કાપાલિકના અભિપ્રાયને અનુસરીને પ્રલયના સમયોમાં ભારે આડંબરથી પર્વતો ફાડવાના મોટા કડાકા કરીને નાચે છે.[15] આમ સર્વનો સંહાર કરનારી એ નિયતિનૃત્ય કરી રહી છે, ત્યારે તેની પાછળ કાર્તિકસ્વામીના મરી ગયેલા મોરનાં લટકી રહેલાં પીંછાં ઊડ ઊડ કરે છે. ત્યાં રુદ્રનાં વીખરાયેલાં છિદ્રવાળાં પાંચ મસ્તકોમાંની જટાઓના ચંદ્રો લાંબા થઈને લહેર્યા કરે છે. ત્યાં ત્રણ નેત્રમાં મોટાં છિદ્રોમાંથી ભારે સુસવાટા ઊઠી રહ્યા છે; અને તેથી તે મસ્તકો ભયંકર લાગે છે. ત્યાં પાર્વતીના ફરફરી રહેલા કેશરૂપી ચામરો ચાલે

* આ પચીસમા સર્ગમાં દૈવ અને ક્રિયારૂપ બે પ્રકારના કાળનું વર્ણન કરવામાં આવશે

છે; અને તેમાં કલ્પવૃક્ષનાં સોહામણાં પુષ્પો ગૂથ્યાં છે. ત્યાં પર્વતો જેવા ભૈરવોના પેટરૂપ ઊંચાંનીચાં થતાં તૂમડાંઓ છે. ત્યાં સેંકડો છિદ્રો માંથી ધ્વનિ કરતા ઇંદ્રના શરીરરૂપી ભિક્ષાપાત્ર છે. ત્યાં સુકાઈ ગયેલા મનુષ્યોનાં હાડકાંરૂપ ખટ્વાંગો ( ખાટલાનાં ઈષઙપળાં ) છે. આમ એ કાપાલિકની સ્ત્રી ગગન સુધી વ્યાપેલા પોતાના શરીરને પણ જાણે બિવડાવી રહી છે.[૧૬–૧૯] મહાકલ્પોમાં સર્વનો સંહાર કરનારી એ કાળકામિની પોતાનાં નૃત્યોમાં આમતેમ ચલાયમાન થતી, અનેક આકારવાળાં માથાઓનાં સમૂહોરૂપ મોટાં કમળોની માળાથી શોભે છે.[૨૦] પ્રલયકાળમાં ઉન્મત્ત થયેલા તે સમયના મેઘરૂપ ડાકલાંઓના પ્રચંડ શબ્દો સાંભળી તુંબુરુ આદિ ગંધર્વો તેની પાસેથી નાસી જાય છે.[૨૧] ત્યાં કુંડળની પેઠે ચળકતા ચંદ્રમંડળથી શોભી રહેલો અને તારાઓરૂપ ચાંદલાઓથી શોભતા આકાશરૂપ મયૂરપિચ્છથી કેશ શણગારીને આવેલો દૈવરૂપી કાપાલિક, જગતરૂપી નૃત્યશાળામાં નાચ્યા કરે છે.[૨૨] તેના એક કાનમાં સુશોભિત હિમાલય હાડકાંના કુંડલરૂપ છે અને બીજા કાનમાં મેરુપર્વત સુશોભિત સુવર્ણના કુંડલરૂપ છે.[૨૩] ચંદ્ર અને સૂર્ય પણ એના બે કાનમાં કુંડલરૂપ છે અને તેથી એનું ગંડસ્થળ શોભી રહ્યું છે. 'લોકાલોક' નામના પર્વતનાં શિખરોની પંક્તિ એને ફરતી કટિમેખલા છે.[૨૪] આમતેમ જતી વીજળી એના હાથમાં ડોડી જેવા આકારવાળાં કંકણરૂપ છે. પવનથી ચલાયમાન કરેલી વાદળાંઓની પંક્તિ એની અનેકરંગી કથારૂપ છે.[૨૫] મહાકાળના હાથથી નંખાયેલા, શેષનાગના શરીરરૂપ મોટા દોરાથી સંબંધ રાખતા અને સઘળો સંસાર જેથી બંધાઈ જાય છે, એવા લાંબા માયારૂપ પાશમાં ગૂંથાયેલી ક્ષય પામેલાં બ્રહ્માંડોમાંથી નીકળેલાં મૃત્યુઓથી બનેલી માળા, એ કાપાલિકના ગળામાં જાણે એકઠાં કરેલાં તીક્ષ્ણ મુશળ, ખડ્ગ, પ્રાસ, ત્રિશૂળ, તોમર અને મુદ્ગરોથી બનેલી માળા હોય એવી શોભે છે.[૨૬-૨૭] જીવતી મગરીઓરૂપ લાંછનોવાળી અને રત્નોનાં તેજથી દીપતી સાત સમુદ્રોરૂપ કંકણોની પંક્તિ એ કાપાલિકના બે હાથના ભૂષણરૂપ છે.[૨૮] વ્યવહારોરૂપી મોટાં ગૂંચળાંવાળી, રજ( ધૂળ અને રજોગુણ )થી ખરડાયેલી અને અંધારા જેવી કાળી સુખદુઃખોની પરંપરા એ કાપાલિકનાં રુવાંટાંની પંક્તિરૂપ છે.[૨૯] ઘણાખરા આવા ગુણોવાળો એ દૈવરૂપી કાપાલિક પ્રલયમાં પોતાના તાંડવવાળા નાચને ઘણા કાળ સુધી બંધ પાડી વિસામો લે છે અને પાછા તે બ્રહ્મા તથા રુદ્ર આદિને ઉત્પન્ન કરી જેમાં ઘણા દેખાવો કરવામાં આવે છે એવી અને જરા, શોક, દુઃખ તથા પરાભવથી શોભતી આ સૃષ્ટિરૂપ નાચની લીલા કરવા માંડે છે.[૩૦-૩૧] જેમ બાળક ગારામાંથી પૂતળાં આદિની રચનાને કાયર થયા વગર કર્યા કરે છે, તેમ એ દૈવરૂપ કાપાલિક પણ પાછો જળોને, વનોને, જુદાંજુદાં બ્રહ્માંડોને, પ્રાણીઓના સમૂહોને અને તે તે સમયને અનુસરતી સ્થિર તથા ચંચળ નવી નવી રીતભાતોને કાયર થયા વગર કર્યા કરે છે.[૩૨]

भूयः करोति भुवनानि वनांतराणि लोकांतराणि जनजालककल्पनां च । आचारचारुकलनामचलां चलां च पंकाद्यथार्भकजनो रचनामखिन्नः ॥ ३२ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'કૃતાંતવિલસિત' એ નામનો સર્ગ ૨૫મો સમાપ્ત**

## સર્ગ ૨૬મો+

## સંસારદુર્દશા

राम उवाच

वृत्तेऽस्मिन्नेवमेतेषां कालादीनां महामुने । संसारनाम्नि कैवाऽस्था मादृशानां वदत्विह ॥ १

રામ બોલ્યા : હે મહામુનિ ! કાળ આદિનું

---

+ આ છવ્વીસમા સર્ગમાં વૈરાગ્યની સિદ્ધિ માટે સંસારની ભારે દુર્દશાનું વર્ણન કરવામાં આવ્યું.

ચરિત્ર આ પ્રમાણે છે, તો પછી 'સંસાર' એ નામના પદાર્થમાં મારા જેવાઓને શો વિશ્વાસ રહે?[१] હે મુનિ! વિષયોની રચનાઓથી અમે વનનાં હરણિયાંઓની પેઠે મોહ પામ્યા છીએ અને દૈવ આદિના હાથે જાણે વેચાયેલા હોઈએ તેમ રહ્યા છીએ.[२] નીચ કામ કરનારો અને પોતાનું પેટ ભરવામાં જ તત્પર રહેનારો 'કાળ' નામનો આ ધુતારો જગતમાં સર્વ લોકોને નિરંતર આપદાના સમુદ્રમાં જ પાડ્યા કરે છે.[३] જેમ અગ્નિના પ્રકાશવાળી જ્વાળાઓથી લોકોને અંદર તથા બહાર બાળે છે, તેમ કાળ પણ પોતાની દારુણ ચેષ્ટાને લીધે લોકોને દુષ્ટ આશાઓથી અંદર તથા બહાર બાળ્યા કરે છે.[४] ઇંદ્રિયોની વિષયોમાં પ્રવૃત્તિરૂપી જ મર્યાદા છે, તે નિયમરૂપી કાળની સ્ત્રી છે. સ્ત્રીપણાથી તે ચપળ સ્વભાવની છે. જિતેંદ્રિય લોકોને ભમાવનારી છે અને ધીરજને રહેવા પણ દેતી નથી.[५] કઠોર આચરણવાળો કાળ યુવાન શરીરને પણ ઘરડું બનાવી દે છે અને પછી સર્પ જેમ વાયુને ગળી જાય છે, તેમ તે નિરંતર પ્રાણીઓને ગળી જાય છે. યમરાજ તો નિર્દય પુરુષોનો પણ મહારાજા છે. તે કોઈ પણ દુઃખી માણસ ઉપર દયા કરતો નથી. બાકી સઘળાં પ્રાણીઓ ઉપર દયા કરવામાં ઉદારતા ધરાવનાર પુરુષ તો દુર્લભ જ છે.[६।७] હે મુનિ! પ્રાણીઓની સઘળી જાતિઓ તુચ્છ શક્તિવાળી છે અને વિષયોનાં સ્થળો દારુણ તથા અપાર દુઃખ ઉત્પન્ન કરવા વાસ્તે જ છે.[८] આયુષ્ય અત્યંત ચપળ છે મૃત્યુ અત્યંત કઠિન છે, યુવાની અત્યંત વેગે વહે છે અને બાળપણું મોહમાં જ સરી જાય છે.[९] લોકો વિષયોની ચિંતાઓથી ઘેરાયા છે, સંબંધીઓ સંસારનાં બંધનરૂપ છે, ભોગો સંસારમાં મોટા રોગરૂપ છે અને તૃષ્ણાઓ ઝાંઝવાનાં પાણી જેવી છે.[१०] ઇંદ્રિયો શત્રુનું કામ કરે છે, પરમાર્થ નહિ જેવો થઈ ગયો છે અને જેનું મન શત્રુ છે એવો આત્મા મનના અભિમાનને લીધે મનરૂપ થઈને પોતે જ પોતાને દુઃખી કરે છે.[११] અહંકાર સ્વરૂપને દૂષિત કરે છે, બુદ્ધિઓ સ્વરૂપની નિષ્ઠારૂપ દૃઢતાથી રહિત છે. ક્રિયાઓ દુષ્ટ ફળ આપ્યા કરે છે અને મનના વિલાસો સ્ત્રીઓમાં જ (સ્ત્રીઓના પુરુષોમાં જ) લાગ્યા કરે છે.[१२] ઇચ્છાઓ કેવળ વિષયોની જ થાય છે, આત્માના ચમત્કારો જાણવામાં આવતા નથી, સ્ત્રીઓ (સ્ત્રીઓના સંબંધમાં પુરુષો) દોષોની સેનાઓરૂપ છે અને શાસ્ત્રો ઉપર પ્રેમ રહ્યો નથી.[१३] જે સાચું છે તે ખોટારૂપે સમજાયા કરે છે, ચિત્ત અહંકારમાં લાગેલું છે. પદાર્થો વિનાશ પામવાના પરિણામવાળા છે અને આત્મસ્વરૂપ જાણવામાં આવતું નથી.[१४] આકુળતાથી ભરેલી બુદ્ધિ કેવળ તપ્યા કરે છે. વિષયો ઉપર રાગરૂપી રોગ વધ્યા કરે છે અને વૈરાગ્ય પ્રાપ્ત થતો નથી.[१५] રજોગુણથી સદ્વિચાર હણાઈ જાય છે, મોહ વધતો આવે છે, સત્ત્વગુણ મળતો નથી અને સત્ય વસ્તુ અત્યંત દૂર રહે છે.[१६] જીવન અસ્થિર સ્થિતિને પામ્યું છે, મરણ આવવાને સજ્જ રહ્યું છે, ધીરજ નાશ પામી છે અને નિરંતર તુચ્છ વિષયોમાં પ્રીતિ રહે છે.[१७] મતિ મંદપણાથી મેલી થઈ છે, શરીર અવશ્ય નાશ પામનારું છે, દેહમાં જાણે વૃદ્ધાવસ્થા સળગ્યા જ કરે છે અને પાપકર્મ મનમાં વારંવાર આવ્યા કરે છે.[१८] પ્રયત્ન છતાં યુવાની જતી રહે છે, સજ્જનનો સમાગમ દૂર રહે છે, કોઈ લોકનું સુખ અવિચળ જોવામાં આવતું નથી અને પરમાનંદપણું મળતું નથી.[१९] મન અંદર મૂંઝાયા કરે છે, પારકાની ઉન્નતિ જોઈને પ્રસન્ન થવું દૂર ગયું છે, ઉજ્જ્વળ કરુણા ઉદય પામતી નથી અને નીચતા દૂરથી ચાલી આવે છે.[२०] ધીરપણું અસ્થિર થતું જાય છે, પ્રાણીઓ જન્મમરણમાં પરોવાયેલાં છે, દુર્જનનો સમાગમ સુલભ થાય છે અને સજ્જનનો સમાગમ દુર્લભ થઈ પડ્યો છે.[२१] સઘળા પદાર્થો જવા–આવવા-

વાળા છે, વાસના સંસારમાં બાંધ્યા કરે છે અને કાળ પ્રાણીઓના સમૂહને કેવળ કોઈ સ્થળમાં તાણ્યા જ કરે છે.[૨૨] સદુપદેશો જોવામાં આવતા નથી. સારી વાતોને અવકાશ મળતો નથી અને પર્વતો પણ વીંખાઈ જાય છે. આમ છે, ત્યારે મારા જેવાનો તો શો વિશ્વાસ રહે? આકાશ પણ લય પામે છે, ભુવનો પણ ખવાઈ જાય છે અને પૃથ્વી પણ પ્રલય પામે છે, ત્યારે મારા જેવાનો તો શો વિશ્વાસ રહે?[૨૩૨૪] સમુદ્રો પણ સુકાઈ જાય છે, તારાઓ પણ વીંખાઈ જાય છે અને સિદ્ધ લોકો પણ નાશ પામે છે, ત્યારે મારા જેવાનો તો વિશ્વાસ રહે?[૨૫] દાનવો પણ ચિરાઈ જાય છે, ધ્રુવનું જીવિત પણ અધ્રુવ થઈ જાય છે અને દેવતાઓ પણ માર્યા જાય છે, ત્યારે મારા જેવાનો તો શો વિશ્વાસ રહે?[૨૬] ઈંદ્ર પણ કાળના મોંમાં ચવાઈ જાય છે, યમ પણ કાળના સપાટામાં આવી જાય છે અને વાયુ પણ સત્તા વગરનો થઈ જાય છે, ત્યારે મારા જેવાનો તો શો વિશ્વાસ રહે?[૨૭] ચંદ્ર પણ શૂન્ય થઈ જાય છે, સૂર્ય પણ ખંડિત થઈ જાય છે અને અગ્નિ પણ અભાવને પ્રાપ્ત થાય છે, ત્યારે મારા જેવાનો તો શો વિશ્વાસ રહે![૨૮] બ્રહ્મા પણ સમાપ્તિ પામે છે, અજન્મા હરિ પણ હરાઈ જાય છે અને ભવ પણ અભાવને પામે છે, ત્યારે મારા જેવાનો તો શો વિશ્વાસ રહે?[૨૯] કાળ પણ લય પામે છે, નિયતિ (ફળનું નિશ્ચિતપણું) પણ તણાઈ જાય છે અને અનંત આકાશ પણ ક્ષય પામે છે, ત્યારે મારા જેવાનો તો શો વિશ્વાસ રહે?[૩૦] જેનું સ્થૂલ રૂપ જાણવામાં આવતું નથી અને જેનું સૂક્ષ્મ રૂપ સાંભળી, બોલી કે જોઈ શકાતું નથી એવો કોઈ પુરુષ પોતાના સ્વરૂપમાં જ માયાથી બ્રહ્માંડો દેખાડે છે.[૩૧] અભિમાન અંશને પ્રાપ્ત થઈને રહેલા, સર્વ લોકોની અંદર રહેનારા તે પુરુષથી બાધ નહિ પામતો હોય એવો પદાર્થ ત્રણે લોકમાં કોઈ પણ નથી.[૩૨] અંદર રહેલા તે પુરુષથી રથની પેઠે પ્રેરાતા પરવશ થયેલા સૂર્યને તે પુરુષ જ નિત્ય શિલા, પર્વતો અને શિખરો વગેરે પ્રદેશોમાં વગડાના ગોળ પથરાની પેઠે ગબડાવ્યા કરે છે.[૩૩] જેની અંદર દેવ અને દૈત્યોના સમૂહ રહેલા છે એવા ભૂગોળને તે પુરુષે જ છાલથી પાકેલા અખોડની પેઠે જ્યોતિશ્ચક્રથી ચારે બાજુ વીંટી લીધું છે.[૩૪] સ્વર્ગમાં કલ્પાયેલા દેવતાઓને, પૃથ્વીમાં કલ્પાયેલા માણસોને અને પાતાળોમાં કલ્પાયેલા સર્પોને તે પુરુષ સ્વસંકલ્પથી જ જર્જરિત કરી નાખે છે. અરે! જગતના ઈશ્વરની સાથેના યુદ્ધમાં પણ જેણે પરાક્રમ મેળવ્યુ છે, તે મહાવીર કાળ અયોગ્ય પ્રકારથી જ જગતને વશ કરીને ફુલાયા કરે છે. પુષ્પોની વૃષ્ટિરૂપ મદની વૃષ્ટિઓથી, દિશાઓના સમૂહને સુગંધિત કરી દેનારો વસંતરૂપી મદોન્મત્ત હાથી ચિત્તને ચપળ કરી નાખે છે.[૩૫–૩૭] પ્રેમપાત્ર થયેલી સ્ત્રીના ચપળ કટાક્ષોથી પરવશ થયેલા મનને મહાન વિવેક પણ સ્વસ્થ કરવાને સમર્થ નથી[૩૮] હું ધારું છું કે જ્ઞાની પુરુષ જ પરોપકાર કરનારી પરાઈ પીડાથી પરિતાપ પામનારી અને આત્મવિચારથી શીતળતા પામેલી બુદ્ધિને લીધે સુખી રહે છે.[૩૯] આ જીવિતરૂપી સમુદ્રમાં ઊઠી ઊઠીને બેસી જતા અને કાળરૂપી વડવાનલમાં પડનારા અનેક પ્રકારોરૂપી તરંગોને કોનાથી ગણી શકાય એમ છે? દોષરૂપી ઝાડીઓમાં રહેનારા સઘળા મનુષ્યોરૂપી મૃગો મોહને લીધે દુષ્ટ આશારૂપી પાશથી બંધાઈને જન્મરૂપી જંગલમાં માર્યા જાય છે.[૪૦૪૧] જગતમાં અનેક યોનિઓમાં ભટક્યા કરતા જીવોનું આ આયુષ્ય વારંવાર એનાં એ કુકર્મો કરતાં કરતાં ક્ષીણ થાય છે. તે કુકર્મોનું ફળ, આકાશના ઝાડની લતાથી બનેલા પાશ જેવું મિથ્યા છતાં પણ શા માટે અનુભવમાં આવે છે? એ વિચાર કરતાં પણ

આપણા જાણવામાં આવતું નથી.[૪૨] 'આજ આ ઉત્સવ છે, હમણાં આ ઋતુ છે, આજ અહીં યાત્રાનો દિવસ છે, એ લોકો આપણા ભાઈઓ છે અને આ સુખ વિશેષ આનંદ આપે એવું છે.' એ રીતે અનેક વિકલ્પોના સમૂહની ખોટી ખોટી કલ્પના કરતાં કરતાં ચપળ અને ફૂણી બુદ્ધિવાળા લોકો અહીં એમ ને એમ વીંખાઈ જાય છે.[૪૩]

अद्योत्सवोऽयमृतुरेष तथेह यात्रा ते बंधवः सुखमिदं सविशेषभोगम्। इत्थं मुधैव कलयन्सुविकल्पजालमालोलपेलवमतिर्गलतीहलोकः ॥४३

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'દૈવદુર્વિલાસવર્ણન' નામનો સર્ગ ૨૬મો સમાપ્ત**

## सर्ग २७मो*

## પદાર્થોમાં દોષનું વર્ણન

**राम उवाच**

अन्यच्च तातातितरामरम्ये मनोरमे चेह जगत्स्वरूपे। न किंचिदायाति तदर्थजातं येनाऽतिविश्रांतिमुपैति चेतः ॥ १ ॥

**રામ બોલ્યા :** હે પિતા! હું બીજું પણ કહું છું તે તમે સાંભળો. આ જગતનું સ્વરૂપ પરિણામે અત્યંત અપ્રિય છે, છતાં તે ઉપર ઉપરથી મનમોહક છે. તેમાં એવો કોઈ પદાર્થ નથી કે એવું કોઈ તત્ત્વ નથી, કે તેથી ચિત્તને અત્યંત વિશ્રાંતિ મળે.[૧] બાલ્યાવસ્થા કેવળ રમત ગમત કરવાની ચપળતામાં ચાલી જાય છે, યુવાવસ્થામાં મનરૂપી મૃગ સ્ત્રીઓરૂપી ગુફાઓમાં જ જીર્ણ થઈ જાય છે અને વૃદ્ધાવસ્થામાં શરીર જર્જરિત થઈ જાય છે. (આમ એક અવસ્થામાં પુરુષાર્થ થઈ શકતો નથી, માટે) લોકો કેવળ પરિતાપ જ પામ્યા કરે છે.[૨] જીવિતરૂપી ભ્રમર જ્યારે જરારૂપી હિમથી બળી ગયેલી શરીરરૂપ

*આ સત્તાવીસમા સર્ગમાં વૈરાગ્યને વાસ્તે સઘળા પદાર્થોમાં વિસ્તારથી દોષોનું વર્ણન કરવામાં આવશે.

કમલિનીને દૂર છોડી દઈને ક્ષણમાત્રમાં જતો રહે છે, ત્યારે લોકોનું વ્યવહારરૂપ તળાવ પણ સુકાઈ જાય છે.[૩] જરાના ભયરૂપી ઘણાં અને નવાં ફૂલોવાળી મનુષ્યોની જર્જરિત થયેલી કાયારૂપી લતા જ્યારે જ્યારે પાકે છે, ત્યારે ત્યારે તે લતા મૃત્યુને ભારે પ્રીતિ ઉપજાવે છે.[૪] સઘળા અપાર પદાર્થોને અત્યંત વેગવાળા પ્રવાહથી તાણી જતી તૃષ્ણારૂપી નદીકાંઠે રહેલા સંતોષરૂપી ઉત્તમ વૃક્ષનાં મૂળને પણ ઉખેડી નાખીને આ લોકમાં વહી જાય છે.[૫] ચામડાનાં બંધનોથી બંધાયેલી, સંસારરૂપી સમુદ્રમાં ભમતી, તરંગોએ વ્યાકુળ કરેલી અને ડૂબવાને અધીર થયેલી શરીરરૂપી નાવને કોઈ વિવેકરૂપ નાવિક મળતો નથી, તેથી ઇંદ્રિયો નામના પાંચ મગરો તેને ઊથલપાથલ કરી નાખે છે.[૬] તૃષ્ણારૂપી વેલાઓના વનમાં ફરનારાં મનરૂપી વાંદરાંઓ મનોરથરૂપી વૃક્ષોની સેંકડો શાખાઓમાં કૂદતાં કૂદતાં કાળક્ષેપ કરે છે; પણ તેમના હાથમાં એકે ફળ આવતું નથી.[૭] આપત્કાળ પ્રાપ્ત થતાં પણ ખેદ તથા મોહને દૂર રાખનારા, સંપત્તિના સમયમાં કોઈ જાતનો મનમાં ગર્વ નહિ ધરવાથી શોભા પામેલા અને સ્ત્રીઓની લાલચથી અદૂષિત રહેલાં અંતઃકરણવાળા મહાત્મા પુરુષો આ સમયમાં બહુ જ દુર્લભ છે.[૮] જેઓ હાથીઓની ઘટારૂપી તરંગોવાળા સંગ્રામરૂપી સમુદ્રને તરી જાય છે, તેમને હું શૂરવીર માનતો નથી; પણ જેઓ મનરૂપી તરંગવાળા દેહ તથા ઇંદ્રિયોરૂપી સમુદ્રને તરી જાય છે, તેમને જ હું શૂર માનું છું.[૯] કોઈ પણ ક્રિયા પરિણામે કલેશ વગરના ફળવાળી જોવામાં આવતી નથી. તે ક્રિયા કરીને દુષ્ટ આશાઓથી દૂષિત થયેલી ચિત્તવૃત્તિવાળો આ લોક વિશ્રાંતિ પામે છે.[૧૦] જગતને કીર્તિથી, દિશાઓના ભાગોને પ્રતાપથી, ઘરને લક્ષ્મીથી અને લક્ષ્મીને વિનયાદિકના બળથી પૂર્ણ કરનારા અખંડ

ધૈર્યવાળા મહાત્મા પુરુષો જગતમાં દુર્લભ છે.[૧૧] જો ભાગ્યોદય થયો હોય તો અણિમા આદિ સિદ્ધિઓના વેગ સહિત સઘળી લક્ષ્મીઓ, પર્વતોની શિલાઓથી બનેલી ભીંતની અંદર રહેલા પદાર્થો અને વજ્રથી બનેલા ઘરની અંદર રહેલા સઘળા પદાર્થો પણ પોતાની મેળે નિરંતર ચાલ્યા આવે છે. જેમ ભાગ્યરહિત પુરુષને આપત્તિઓ પોતાની મેળે પ્રાપ્ત થાય છે, તેમ ભાગ્યશાળી પુરુષને સંપત્તિઓ પણ પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે.[૧૨] હે પિતા! પુત્રોને, સ્ત્રીઓને અને ધનને, ભ્રાંતિથી રસાયન જેવા ઉપકારી માનવામાં આવે છે. પણ તે કોઈ અંતકાળે કામ આવતાં જ નથી. અંતકાળમાં તો બહુ રમણીય વિષયો પણ ઝેરની પેઠે દુઃખદાયી જ થાય છે.[૧૩] વૃદ્ધ પુરુષ દેહ પડવાના સમયમાં ખેદ પામે છે. વિષમ સ્થિતિને પ્રાપ્ત થાય છે અને પુણ્યના સંગ્રહ વગરનાં પોતાનાં કૃત્યો સંભારી સંભારીને મનમાં બળ્યા કરે છે. નાચી રહેલા મોરના પીંછાના જેવું પુરુષનું ચપળ ચિત્ત પ્રથમ શરીરસુખની અને ધનની લાલચથી ધર્મને અવકાશ ન રાખે એવી ક્રિયાઓ પાછળ દિવસો ગાળી નાખે છે, એટલે પછી તે કયા ઉપાયથી વિશ્રાંતિ પામે?[૧૪-૧૫] ક્રિયાઓનાં જે ફળો પ્રારબ્ધથી પ્રાપ્ત થાય છે અને જે નદીના ઊંચા ઓઢાની જેમ ચચળ હોવાથી મોં આગળ હોવા છતાં અપ્રાપ્ત જેવાં રહે છે, તેમનાથી દેહાભિમાની લોકો ઠગાય છે.[૧૬] 'આટલાં તરત કરીશું અને આટલાં પછીથી કરીશું' એમ ધારી રાખવામાં આવતાં અને પરિણામે અનર્થ જ આપનારાં કાર્યો સ્ત્રીઓને રાજીકરવા સારુ મનના વેગથી કરવામાં આવે છે અને તેઓ ઘડપણના છેવટ સુધી માણસના ચિત્તને દુઃખ જ આપ્યા કરે છે.[૧૭] જેમ વૃક્ષોનાં જૂનાં પાંદડાં ભેગાં થઈને તુરત જ વિખરાઈ જાય છે, તેમ વિવેક વિના લોકો ભેગા થઈને પાછા કેટલાક દિવસે વીખરાઈ જાય છે.[૧૮] દિવસમાં વિવેકી લોકોનો સમાગમ અને સત્કર્મો નહિ કરતાં ચારેબાજુ દૂર દૂર ફરી સાય કાળે ઘરમાં આવીને સૂઈ રહેતા મૂર્ખ વિના બીજા કોને રાત્રે નિદ્રા આવે?[૧૯] સઘળા શત્રુઓને હરાવ્યા પછી અને ચારે બાજુથી લક્ષ્મી પ્રાપ્ત થયા પછી સંસાર સંબંધી સુખો ભોગવવા લાગીએ છીએ ત્યાં તો કોણ જાણે ક્યાંથી મૃત્યુ અચાનક ચાલ્યું આવે છે. અરે! જેમનાં તુચ્છ રૂપને અજ્ઞાનથી જ વધારવામાં આવે છે તથા જે દેખાવ દઈને ક્ષણમાત્રમાં જ અદૃશ્ય થઈ જાય છે. તે આ વિષયો જગતમાં લોકોને ભમાવી રહ્યા છે અને એ લોકો જન્મના કે મૃત્યુના દુઃખને જાણતા જ નથી. પોતે પ્રેમ રાખીને પુષ્ટ કરેલા પ્રાણો જ અભાગિયાં કર્મોથી બંધાયેલાં પ્રાણીઓરૂપી ઘેટાંઓને અંતે બળાત્કારથી છોડી દે છે અને તેમને કાળના મુખમાં નાખે છે. માટે શરીરને પીડા કરનારા તે પ્રાણને પ્રિય સમજવા નહિ, પણ ખરેખર શત્રુ જ સમજવા.[૨૦-૨૨] પૃથ્વીમાં ચપળતાવાળો પ્રાણીઓનો સમૂહ ક્ષણભંગુર તરંગોની પંક્તિની પેઠે સર્વદા ક્યાંયથી તુરતાતુરત આવ્યા કરે છે અને પાછો તુરત જ ક્યાંય જતો રહે છે.[૨૩] જેમ પ્રાણનું હરણ કરવામાં જ તત્પર રહેનારી, રાતાં પલ્લવોવાળી અને ચંચળ ભ્રમરોવાળી ઝેરી ઝાડની ચપળ લતાઓ રૂપાળી હોવાને લીધે લોકોનાં મનનું આકર્ષણ કરે છે, તેમ ધનનું હરણ કરવામાં જ તત્પર રહેનારી, રાતાં વસ્ત્રોવાળી અને ચંચળ આંખોવાળી સ્ત્રીઓ પણ રૂપાળી હોવાને લીધે પુરુષોનાં મનનું આકર્ષણ કરે છે.[૨૪] આમ તેમથી સહેજમાં ભેગી થયેલી અને એક જ સ્થળે જવાના અભિપ્રાયવાળી મિત્ર સ્ત્રી તથા પુત્ર આદિ વ્યવહારરૂપી માયા દેવોના ઉત્સવ આદિ યાત્રામાં મળેલા માણસોના મેળા જેવી છે.[૨૫] મિથ્યાભૂત સંસારની રીતિઓ દીવાની ક્ષણિક જ્વાળાઓની પેઠે ઘણી દશાઓને× ભોગવે છે, ઘણા સ્નેહથી*

× બાલપણ આદિ અવસ્થા અને સૂનર આદિની વાટ. * સ્નેહ અને તેલ.

સંબંધ રાખે છે. અને ચંચળતાથી ભરેલી છે. તેમનું સાચું તત્ત્વ જાણવામાં આવતું નથી.[26] આ સંસારની પ્રવૃત્તિરૂપ અભાગણી ચકરી વર્ષાઋતુના પાણીના પરપોટાની પેઠે અસ્થિર છે, છતાં તે પ્રમાદી લોકોના મનમાં લાંબા કાળ સુધી સ્થિર રહેવાની પ્રતીતિ કરે છે. જેમ શરદઋતુમાં શોભા પામેલા કમળના ગુણો હેમંતઋતુમાં જર્જરિત થઈને દૈવગતિથી એવા નાશ પામી જાય છે, કે તેઓ શરદઋતુમાં હતા એનો પણ વિશ્વાસ રહેતો નથી, તેમ યૌવનમાં શોભા પામેલા શરીરના ગુણો ઘડપણમાં જર્જરિત થઈને દૈવગતિથી એવા નાશ પામી જાય છે કે તેઓ યૌવનમાં હતા એવો પણ વિશ્વાસ રહેતો નથી.[27-28] ઝાડ માણસના પ્રયત્ન વિના પોતાની મેળે જ વધીને પોતાની છાયા, ફૂલ તથા ફળ આદિ આપવારૂપ ઘણો ઉપકાર કરે છે. લોકો તેને પણ કુહાડાથી કાપી નાખે છે, ત્યારે આ શરીર તો મૃત્યુનો કશો જ ઉપકાર કરતું નથી, તો મૃત્યુ તેને નહિ કાપે, એવો વિશ્વાસ કેમ રાખી શકાય?[29] મનોહર છતાં પણ અંદર ઘણા ઘણા દોષોથી ભરેલા અને અંતર્ઘાત કરવા માટે જ ઉત્પન્ન થયેલા ઝેરી ઝાડ જેવા સંબંધી મનુષ્યના+ પ્રસંગથી આ કાળમાં દુઃખ જ પ્રાપ્ત થાય.[30] જેઓમાં દોષ નથી એવા કયા વિચારો છે? જેઓમાં દુઃખની બળતરા નથી એવા કયા માર્ગો છે? જેઓમાં ભંગુરતા નથી એવી કઈ પ્રજા છે અને જેઓમાં છળ નથી એવી કઈ ક્રિયાઓ છે?[31] અનેક કલ્પોના સમૂહની ગણતરી કરી જોતાં એક એક મહાકલ્પ સુધી જીવનારા બ્રહ્માઓ પણ સમગ્ર સંખ્યાના એક ક્ષણ પર્યંત જ જીવનારા છે. તેથી અનેક વિભાગોવાળા કાળના સમૂહમાં લાંબા અને ટૂંકા જીવનના વિચાર કરવા પણ ખોટા છે.[32] સર્વ સ્થળમાં પર્વતો પથરાના જ છે, પૃથ્વી માટીની જ છે, વૃક્ષો લાકડાંનાં જ છે અને પ્રાણીઓ માંસનાં જ છે. તેઓમાં પુરુષોએ કેવળ નામરૂપના જુદાજુદા સંકેતો બાંધેલા છે. વાસ્તવિક રીતે તો તે સર્વે પંચભૂતના વિકારરૂપ જ છે, નવા નથી.[33] પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પંચભૂતોના અંશોના સમુદાયને અવિવેકી પુરુષો પોતાની બુદ્ધિથી ઘટ—પટ આદિ પદાર્થો માને છે। પરંતુ વિવેકથી તેમનું પૃથક્કરણ કરીએ તો આ જગત પંચભૂતોથી જુદું હોય એવું જણાતું નથી.[34] હે મહાત્મા! આ જગતમાં વિદ્વાન લોકોના ચિત્તને પણ વિસ્મય આપનારો જે આશ્ચર્યકારી ચમત્કાર રહ્યો છે, તે કોઈ સાધારણ માણસને સ્વપ્નમાં પણ કદી જાણવામાં આવતો નથી.[35] સંસારની કલ્પના આકાશની લતાના ફળની પેઠે મિથ્યા છે, છતાં પણ તેનું મહત્ત્વ એટલું બધું થઈ ગયું છે, કે તેને લીધે લોભના વિભાગોથી દુઃખી થયેલા લોકોનાં મનમાં (બાલ્યાવસ્થા જઈને ઉત્તરાવસ્થા આવતાં પણ) પરમાત્માના નિરૂપણની વાત ઉદય પામતી નથી.[36] હવે સાધારણ માણસ જો મોટા પુરુષોની બરાબરી કરવા ઇચ્છે છે તો તે પોતાના ચિત્તથી જ હણાય છે અને જેમ પશુ લીલી લતાના ફળની ઇચ્છાથી પર્વતના શિખર ઉપરથી પડે છે, તેમ તે પણ નિઃસંશય ગબડી પડે છે.[37] હમણાંનાં માણસો પોતાનાં શરીરના પોષણને માટે જ ઉપયોગ કરીને વિદ્યા, વિનય તથા ધન આદિ સંપત્તિનો વ્યર્થ નાશ કરે છે. તેઓ જેમનાં છાયા, લતા, પાંદડાં ફળ અને ફૂલ ખાડામાં જ પડવાથી લેશ માત્ર પણ કોઈ પ્રાણીઓના કામમાં આવતાં નથી, એવાં ઊંડી ખાડમાં ઊગેલાં વૃક્ષો બરાબર છે.[38] જેમ કાળિયાર મૃગો કોઈ સ્થળમાં કુણાશથી સારા લાગતા અને કોઈ સ્થળમાં કઠિનપણાવાળા ધાડા વનના ભાગોમાં ફર્યા કરે છે, તેમ લોકો પણ કોઈ સમયે કુણાશ-

+ આઓ મારે પુરુષલોક.

થી સારા લાગતા અને કોઈ સમયે કઠિનપણાવાળા સંસાર સંબંધી ઘાડા વિચારોમાં ફર્યા કરે છે.[૪૦] આ રાગના સરખાં દૈવનાં કાર્યો પ્રત્યેક દિવસે નવાં નવાં છે, ભયંકર છે, ઉપર ઉપરથી સારાં લાગે એવાં છે, અત્યંત અવ્યવસ્થિત પરિણામવાળા રાગદ્વેષાદિકથી ભરપૂર છે અને પરિણામે દુષ્ટ ફળ પાકવાને લીધે દૂષિત હૃદયવાળાં છે; તેઓ કયા પુરુષોનાં મનને વિસ્મય આપતાં નથી!" જગતમાં હમણાંના લોકો વિષયોમાં આસક્ત રહે છે અને અનેક પ્રકારની કુટિલતાભરેલી કુશળતામાં તત્પર રહે છે. સજ્જન તો સ્વપ્નમાં પણ મળતો નથી; અને સઘળી ક્રિયાઓ અવશ્ય દુઃખ ઉત્પન્ન કરે એવી જ છે. તો મારે આ જીવિતરૂપ દશા શી રીતે કાઢવી, એ હું જાણતો નથી.[૪૧]

जनः कामासक्तो विविधकुकलाचेष्टनपरः स
तु स्वप्नेऽप्यस्मिञ्जगति सुलभो नाद्यसुजनः ।
क्रिया दुःखासङ्गा विधुरविधुरा नूनमखिला न
जाने नेतव्या कथमिव दशा जीवितमयी ॥४१॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં 'નિઃશ્રેયસવિરોધી ભાવાનિત્યતાપ્રતિપાદન'× એ નામનો સર્ગ ૨૭મો સમાપ્ત

× જ્યાં સુધી વિષયોમાં દૃઢ રાગ હોય ત્યાં સુધી તત્ત્વજ્ઞાન થઈ શકે નહિ; ને વિષયોમાં રહેલો દૃઢ રાગ સુદૃઢ દોષદર્શન વિના દૂર થતો નથી, માટે સર્વ દૃશ્ય વિષયોમાં દોષદર્શનનું નિરૂપણ આ સર્ગમાં કર્યું છે. જેમ દરિદ્રી મનુષ્ય ધનવાનને ત્યાં રહેલું સુવર્ણ જુએ તથા સ્પર્શ કરે તો પણ તે ભાગ્યહીનને તે દ્રવ્યની પ્રાપ્તિ થઈ શકતી નથી, તેમ સચ્ચિદાનંદસ્વરૂપવાળા આત્માનું શ્રવણ તથા મનન કર્યા છતાં પણ વૈરાગ્યરૂપ ભાગ્ય વિના વિષયીજનોને તે આત્માની પ્રાપ્તિ થઈ શકતી નથી.

## સર્ગ ૨૮મો*

### સર્વમાં ફેરફાર થવાના સ્વભાવનું વર્ણન

राम उवाच

यच्चेदं दृश्यते किंचिज्जगत्स्थावरजङ्गमम् ।
तत्सर्वमस्थिरं ब्रह्मन्स्वप्नसंगमसंनिभम् ॥ १ ॥

રામ બોલ્યા : બ્રહ્મન્! જે કાંઈ આ સ્થાવરજંગમ જગત જોવામાં આવે છે, તે સઘળું સ્વપ્નમાં મળેલી સભાની પેઠે અસ્થિર છે.[૧] હે મુનિ! આજે જે સુકાયેલા સમુદ્ર જેવો મોટો ખાડો જોવામાં આવે છે, તે બીજે દિવસે સવારમાં વાદળાંઓથી વીંટાયેલો પહાડ બની જાય છે.[૨] વનના સમૂહથી વિસ્તાર પામેલો અને ગગનને ઢાંકી દેતો જે ઊંચો પર્વત હોય છે, તે કેટલેક દિવસે પૃથ્વી બરાબર થઈ જાય છે અથવા કૂવો બની જાય છે.[૩] જે અંગ આજે રેશમી વસ્ત્રોથી, માળાઓથી અને ચંદનોથી શણગારાયું હોય છે, તે જ અંગ આવતી કાલે દિગંબર દશામાં દૂરના ખાડામાં વિંખાયેલું પડેલું જોવામાં આવે છે.[૪] જે સ્થળમાં આજ વિચિત્ર પ્રકારોથી ભરપૂર એક નગર જોવામાં આવે છે, તે સ્થળમાં જ જતે દિવસે ઉજ્જડ રાનની સ્થિતિ જોવામાં આવે છે.[૫] હે રાજન્! આજે જે પુરુષ તેજસ્વી થઈને ઘણા દેશોનો અધિપતિ થઈ બેઠો હોય છે, તે પુરુષ કેટલાક દિવસ પછી રાખોડીના ઢગરૂપ થઈ જાય છે.[૬] જે મહાભયંકર અને આકાશના મંડળ જેવું કાળું તથા વિશાળ મોટું વન હોય છે, તે જ ધ્વજા–પતાકાઓથી ઢંકાયેલા આકાશવાળી નગરી બની જાય છે.[૭] આજે લતાઓથી વિંટાયેલી ભયંકર વનોની જે હાર જોવામાં આવતી હોય છે, તે દિવસો જતાં પાછી ઝાડ અને જળ વગરની મરુભૂમિ થઈ જાય છે, જળની જગ્યાએ સ્થળ થઈ જાય છે અને સ્થળની જગ્યા-

* આ અઠ્ઠાવીસમા સર્ગમાં સઘળા પદાર્થોના ફેરફાર થવાના સ્વભાવનું વર્ણન કરવામાં આવશે

એ જળ થઈ જાય છે. કાષ્ટ, જળ અને ખડ સહિત સઘળું જગત દિવસો જતાં વિપરીત થઈ જાય છે. યુવાની, બાલ્યાવસ્થા, શરીર અને દ્રવ્યના સમૂહો અનિત્ય છે અને તેઓ તરંગો પેઠે નિરંતર એક સ્વભાવને છોડી બીજા સ્વભાવને પ્રાપ્ત થયા કરે છે.[૮–૧૦] જગતમાં ઘણા વાયુમાં રહેલી નાના દીવાની શિખાની પેઠે જીવતર ચંચળ છે, અને ત્રણે લોકમાં પદાર્થોની શોભા વીજળીના ઝબકારા સમાન છે.[૧૧] જેમ બીજનો સમૂહ વારંવાર પાણી પડવાથી ફેરફાર પામ્યા કરે છે, તેમ આ ઘણાં પ્રાણીઓનો સમૂહ કર્મોની ગતિથી નિરંતર ફેરફાર પામ્યા કરે છે.[૧૨] મનરૂપી પવનથી ઊડી ઊડીને જથાબંધ થયેલા રજોગુણરૂપી વસ્ત્રોવાળી, પ્રાણીઓને ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ લોકમાં ગમન કરાવવારૂપી અભિનયવાળી અને પ્રબળ આડંબરવાળી આ જગતની સ્થિતિ નાચના આવેશથી કૂદકીઓ કર્યા કરતી નટડીની પેઠે ભ્રમણ કરતી જોવામાં આવે છે.[૧૩,૧૪] હે રાજન્! ગંધર્વનગર જેવા અનેક વિચિત્ર ફેરફારો કરનારી, મોટા મોટા વ્યવહારોરૂપી ચંચળ કટાક્ષોથી મનનું આકર્ષણ કરનારી અને વારેવારે વીજળી જેવા ચપળ દેખાવ દેતી આ સંસારની રચના, જાણે કોઈ વેશ્યા નાચતી હોય તેવી દેખાય છે.[૧૫,૧૬] તે દિવસો, તે વડીલો, તે સંપત્તિઓ અને તે ક્રિયાઓ એ સઘળું જેમ માત્ર સ્મરણમાં જ રહ્યું છે, તેમ આપણે પણ થોડા કાળમાં લોકોના સ્મરણમાં જ રહીશું.[૧૭] આ અભાગણી સંસારની પદ્ધતિ રોજ રોજ ક્ષય પામે છે અને રોજ રોજ પાછી ઉત્પન્ન થાય છે. પણ હજુ સુધી એ અભાગણીનો અંત આવતો નથી. હે વિભુ! માણસો પશુનો જન્મ પામે છે. પશુઓ માણસનો જન્મ પામે છે અને દેવતાઓ અદેવપણું પામે છે, ત્યારે આ સંસારમાં કઈ સ્થિતિ સ્થિર છે? કોઈ પણ નથી.[૧૮,૧૯] પોતાનાં કિરણોના સમૂહથી પ્રાણીઓને ઉત્પન્ન કરતો આ કાળમય સૂર્ય વારંવાર રાત્રિ—દિવસો કાઢી કાઢીને પ્રાણીઓના નાશની અવધિ ઉપર લક્ષ રાખ્યા કરે છે.[૨૦] સમુદ્રનાં જળો જેમ વડવાનળને જ અનુસર્યા કરે છે, તેમ બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર અને પ્રાણીઓની સઘળી જાતિઓ પણ નાશને જ અનુસર્યા કરે છે.[૨૧] સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો અને નદીઓ એ સઘળાં વિનાશરૂપ અગ્નિનાં સૂકાં બળતણ છે.[૨૨] ધન, બાંધવો, ચાકરો, મિત્રો અને વૈભવો, એ સઘળું વિનાશના ભયથી બીધેલાને રસ વગરનું લાગે છે.[૨૩] જ્યાં સુધી વિનાશરૂપી દુષ્ટ રાક્ષસ સ્મરણપથમાં આવતો નથી, ત્યાં સુધી જ એ પદાર્થો જગતમાં બુદ્ધિમાન પુરુષને ભાવે છે.[૨૪] માણસો ક્ષણમાત્રમાં ઐશ્વર્ય પામે છે, ક્ષણમાત્રમાં દરિદ્રપણાને પામે છે, ક્ષણમાત્રમાં સ્વસ્થપણાને પામે છે અને ક્ષણમાત્રમાં રોગીપણાને પ્રાપ્ત થાય છે. આમ ક્ષણે ક્ષણે સ્થિતિમાં ફેરફાર કર્યા કરતા આ ભૂંડા જગતરૂપી ભ્રમે કયા બુદ્ધિમાન પુરુષોને મોહિત કર્યા નથી?[૨૫,૨૬] આકાશનું મંડળ ક્ષણમાત્રમાં અંધારારૂપી કાદવથી ખરડાઈ જાય છે અને ક્ષણમાત્રમાં તે સોનાના ઝરા જેવા કોમળ પ્રકાશથી શોભવા લાગે છે.[૨૭] ક્ષણમાત્રમાં તે વાદળાંરૂપી શ્યામ કમળોની પંક્તિઓથી પુરાઈ જાય છે, ક્ષણમાત્રમાં તે ભારે કડાકાભડાકાથી ભરાઈ જાય છે અને ક્ષણમાત્રમાં તે મૂંગા જેવું બની જાય છે.[૨૮] ક્ષણમાત્રમાં તે તારારૂપી મોતીઓથી દીપે છે, ક્ષણમાત્રમાં તે સૂર્યથી શોભે છે, ક્ષણમાત્રમાં તે ચંદ્રનાં કિરણોથી શીતળ થઈ જાય છે અને ક્ષણમાત્રમાં એ સઘળાંથી રહિત બની જાય છે.[૨૯] તે જ પ્રમાણે આ જગતની રચના ક્ષણિક સ્થિતિવાળી તથા ક્ષણિક નાશવાળી છે અને ક્ષણે ક્ષણે તે આવજાવ કર્યા કરે છે. તો પછી કયો ધીર પુરુષ પણ સંસારમાં ભય

ન પામે?[૩૦] હે મુનિ! ક્ષણમાત્રમાં વિપત્તિઓ આવે છે, ક્ષણમાત્રમાં સંપત્તિઓ આવે છે, ક્ષણમાત્રમાં જન્મ આવે છે અને ક્ષણમાત્રમાં મરણ આવે છે. ત્યારે કયો પદાર્થ ક્ષણિક નથી?[૩૧] હે ભગવન્! એક માણસ પ્રથમ જુદા પ્રકારનો હોય છે અને થોડાક દિવસ પછી વળી તે જુદા જ પ્રકારનો થઈ જાય છે. માટે સર્વદા એકરૂપે રહેનાર અને સારી પેઠે સ્થિરતાવાળો કોઈ પદાર્થ નથી.[૩૨] ઘડો કપાસના ખેતરમાં ફૂટી જાય તો વસ્ત્રરૂપ થાય છે અને વસ્ત્ર ફાટીને માટીમાં મળી જાય તો ઘડારૂપ થઈ જાય છે. માટે આ સંસારમાં જેનો ફેરફાર થતો નથી એવો કોઈ પદાર્થ જોવામાં આવતો નથી.[૩૩] વધવું, રૂપાંતર પામવું, ઘટવું, નાશ થવો અને પુનર્જન્મ થવો, એ પાંચ વિકારો રાત્રિ–દિવસની પેઠે પ્રાણીને અનુક્રમે નિરંતર લાગુ પડ્યા કરે છે.[૩૪] કાયરના હાથે શૂર પુરુષ માર્યા જાય છે, એકના હાથે સો જણ માર્યા જાય છે અને કંગાલ લોકો પણ સમર્થપણું પામે છે. આમ જગતમાં બધી ઊથલપાથલ થયા જ કરે છે.[૩૫] ઇંદ્રિય આદિની ગતિને લીધે સર્વ લોકો તરંગોની પંક્તિની પેઠે નિરંતર ઊથલપાથલ પામ્યા જ કરે છે.[૩૬] થોડા દિવસ બાલ્યાવસ્થા રહે છે, થોડા દિવસ યુવાનીની શોભા રહે છે અને થોડા દિવસમાં વળી ઘડપણ આવે છે આમ દેહમાં પણ એકરૂપપણું નથી, તો બહારની વસ્તુઓમાં એકરૂપપણું રહેવાનો શો વિશ્વાસ રાખવો?[૩૭] નટની પેઠે સર્વ પ્રાણીનું મન ક્ષણમાત્રમાં આનંદ પામે છે, ક્ષણમાત્રમાં ખેદ પામે છે અને ક્ષણમાત્રમાં સૌમ્ય થઈ જાય છે.[૩૮] એક પાસ એક, બીજી પાસ બીજી અને ત્રીજી પાસ ત્રીજી, એમ વસ્તુની રચના કરતો આ વિધાતા ક્રીડા કરતા બાળકની જેમ કાયર થતો નથી.[૩૯] વિધાતા પ્રથમ કેટલાંએકને ભેગાં કરે છે, તેઓમાંથી કેટલાંએકને ઉત્પન્ન કરે છે, વળી તેમને મારીને ખાઈ જાય છે અને સ્વાદ લાગવાને લીધે વળી બીજાઓને ઉત્પન્ન કરે છે. આમ જે નર ઉત્પન્ન થાય છે તેને રાત્રિદિવસોની પેઠે હર્ષશોક આદિ વિકારો નિરંતર પ્રાપ્ત થાય છે અને પાછા વળે છે.[૪૦] સંસારમાં પડેલો માણસ ક્ષણે ક્ષણે ઉદય–અસ્ત પામ્યા કરે છે; તેની આપત્તિઓ પણ સ્થિર રહેતી નથી અને સંપત્તિઓ પણ સ્થિર રહેતી નથી.[૪૧] સઘળા સમર્થ લોકોને પણ સપાટામાં લઈ લે તેવું આચરણ કરવામાં નિપુણ અને ઘણું કરીને સર્વને વિપત્તિમાં નાખનાર આ કાળ યથેષ્ટ રીતે ક્રીડા કરે છે.[૪૨] કર્મોરૂપ રસોના જેવા તથા વિષમપણાને લીધે અનેક પ્રકારોવાળા ત્રિલોકીની અંદર રહેનારા પ્રાણીઓના સમૂહરૂપ ફળોના સમૂહો, કાળરૂપ પવનનો સપાટો આવવાથી પ્રત્યેક દિવસે જુદા જુદા વિશાળ સંસારોરૂપ વૃક્ષોમાંથી પડ્યા કરે છે.[૪૩]

समविषमविपाकतो विभिन्नास्त्रिभुवनभूतपरंपरा फलौघाः । समयपवनपातिताः पतंति प्रतिदिनमाततसंसृतिद्रुमेभ्यः ॥ ४३ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો પરિવર્તનપ્રકૃતિવર્ણન એ નામનો સર્ગ ૨૮મો સમાપ્ત**

## સર્ગ ૨૯મો*

## વૈરાગ્યવર્ણન તથા ઉપદેશની માગણી

**राम उवाच**

इति मे दोषदावाग्निदग्धे महति चेतसि ।
प्रस्फुरन्ति न भोगाशा मृगतृष्णा सरःस्विव ॥१॥

**રામ બોલ્યા :** એ પ્રમાણે દોષદર્શનરૂપ દાવાગ્નિને લીધે મારા વિવેકી ચિત્તમાં વિષયો પરના વિશ્વાસનાં બીજ બળી ગયાં છે. આથી જેમ સરોવરમાં ઝાંઝવાનાં પાણી સ્ફુરતાં નથી, તેમ

* આ ઓગણત્રીસમા સર્ગમા રામે પોતાના વૈરાગ્યનુ વર્ણન કરીને ઉપદેશની માગણી કરી; એ કહેવામાં આવશે.

મારા એ ચિત્તમાં ભોગની આશાઓ સ્ફુરતી નથી.[1] સંસારની આ ચપળ સ્થિતિ લીમડાની લતાની પેઠે કાળના ક્રમથી પાકવાને લીધે દિવસે દિવસે કડવી થતી જાય છે.[2] હે રાજન્! કરંજના ઝાડની પેઠે, ઘણા કાંટાવાળા લોકોના ચિત્તમાં, દિવસે દિવસે ભૂંડાઈ વધતી જાય છે અને ભલાપણુ ઓછું થતું જાય છે.[3] સુકાયેલી અડદની સિંગની પેઠે પૃથ્વીમાં દિવસે દિવસે મર્યાદા તુરત તૂટતી જાય છે. અરે! સિંગ તૂટે છે ત્યારે કાંઈક શબ્દ થાય છે, પણ આ મર્યાદા તૂટે છે ત્યારે તો શબ્દ પણ થતો નથી.[4] હે મુનીશ્વર! જેમાં કોઈ જાતની ચિંતા નથી એવી એકાગ્રતા ચિંતાઓથી ભરેલાં રાજ્યોથી અને વૈભવોના સમૂહોથી ઉત્તમ છે.[5] ઉદ્યાન મને આનંદ આપે એમ નથી, સ્ત્રીઓ મને સુખ આપે એમ નથી અને ધનની પ્રાપ્તિ મને હર્ષ આપે એમ નથી. હું તો મનની સાથે શાંત જ થવા ધારુ છું.[6] હે પિતા! લોક અનિત્ય તથા દુઃખરૂપ છે, તૃષ્ણા પૂરી પડે એવી નથી અને ચિત્ત ચપળતાથી ઘેરાયેલું છે. તો હું કઈ રીતે શાંતિ પામું?[7] હુ મરણને અભિનંદતો નથી, તેમ જીવિતને પણ અભિનંદન આપતો નથી. હું તો જેમ રહું છું તેમ જ શાંત રહીશ. મારે રાજ્યનું, ભોગોનું, ધનનું કે તેમના ઉદ્યમોનું શુ પ્રયોજન છે? એ સઘળું અહંકારને લીધે થાય છે.[8] પણ મારો તે અહંકાર જ ગળાઈ ગયો છે. જન્મોની પંક્તિરૂપ ચામડાના દોરડામાં ઇન્દ્રિયોરૂપી દૃઢ ગાંઠો બંધાયેલી છે. જેઓ તેમાંથી છૂટવા માટે યત્ન કરે છે તેને જ હું ઉત્તમ સમજું છુ.[10] જેમ હાથી ખરીઓ વડે કોમળ કમળને છૂંદી નાખે છે, તેમ કામદેવ માનીનિઓ વડે કોમળ મનને મથી નાખે છે.[11] હે મુનીંદ્ર! સ્વચ્છ બુદ્ધિથી આ બાલ્યાવસ્થામાં જ જો આ ચિત્તનો ઉપાય કરવામાં નહિ આવે, તો પછી તેનો અવસર જ ક્યાંથી આવશે?[12] જે વિષ કહેવાય છે તે વિષ નથી, પણ વિષયોની વિષમતા એ જ વિષ છે; કારણકે વિષ તો એક અવતારમાં જ હાનિ પહોંચાડે છે, ત્યારે વિષયો તો જન્માંતરોમાં પણ હાનિ પહોંચાડે છે.[13] આત્મજ્ઞાનીના ચિત્તને સુખ, દુઃખ, મિત્રો, બાંધવો, જીવિત કે મરણ કાંઈ પણ બાંધી શકતાં નથી. એટલા માટે હે બ્રહ્મન્! હે પૂર્વાપર જાણનારાઓમાં ઉત્તમ! હું જે ઉપદેશથી જ્ઞાની થઈને શોક, ભય તથા પરિશ્રમથી રહિત થાઉં તેવો ઉપદેશ તમે મને તુરત આપો. અજ્ઞપણારૂપી ભયંકર વન વાસનારૂપી જાળાંઓથી વ્યાપ્ત છે, દુઃખોરૂપી કાંટાઓથી ભરપૂર છે અને સંપત્તિઓ તથા વિપત્તિઓરૂપ ઊંચાનીચા પ્રદેશોવાળુ છે.[14–16] હે મુનિ! હું કરવતની ધાર વડે વહેરાવાનું સહન કરી શકું, પણ સંસારના વ્યવહારથી ઉત્પન્ન થયેલાં તૃષ્ણા તથા વિષયોથી વહેરાવાનું સહન કરી શકું એમ નથી.[17] 'આ ઇષ્ટ છે' એમ જાણી તેનું સંપાદન કરવામાં અને 'આ અનિષ્ટ છે' એમ જાણી તેનું નિવારણ કરવામાં જે વ્યવહાર કરવો પડે છે, તેના લેપથી જે ભ્રાંતિ ઉત્પન્ન થાય છે, તે રજના સમૂહને ઉડાવ્યા કરતા પવનની જેમ આ ચંપળ ચિત્તને ઉડાવ્યા કરે છે.[18] આ સંસારરૂપી હાર તૃષ્ણારૂપી ઝીણા દોરામાં પરોવેલો છે અને જીવના સમૂહરૂપી મોતીઓવાળો છે. તેમાં ચૈતન્યની વ્યાપ્તિથી તથા સ્વચ્છપણાથી નિરંતર શોભી રહેલો ચિત્તરૂપી મધ્યમણિ છે અને કાળરૂપી વ્યભિચારી પુરુષનું એ આભૂષણ છે. હું તેનાથી કાયર થઈ ગયો છુ અને કેસરી જેમ જાળને તોડી નાખે છે તેમ હું તેને સહેલા ઉપાયથી તોડી નાખવા માગું છું.[19,20] હે શ્રેષ્ઠ તત્ત્વવેત્તા! મારા મનનું આ અજ્ઞાનરૂપી અંધારું મારા હૃદયરૂપી વનમાં ઝાકળરૂપે છે. તમે તેને સુખદાયી વિજ્ઞાનરૂપી

દીવાથી દૂર કરો.[૨૧] હે મહાત્મા! જેમ ચંદ્રથી નાશ ન પામે એવાં રાત્રિનાં અંધારાં હોતાં નથી. તેમ મહાત્માઓના સંગથી નાશ ન પામે એવા સંસાર સંબંધી કોઈ દુષ્ટ તાપો જગતમાં છે જ નહિ. વાયુએ વેરી નાખેલી વાદળાંની પંક્તિમાં લટકતા કોઈ જળબિંદુના જેવું આયુષ્ય નાશવંત છે; વૈભવો મેઘના સમૂહમાં ચમકતી વીજળીના જેવા ચંચળ છે; યૌવનના વિનોદો પાણીના રેલાની પેઠે ચપળ છે. એમ તુરત વિચારીને મેં હમણાં લાંબી શાંતિને માટે જ ચિત્ત ઉપર દૃઢ છાપ (મુદ્રા) મારી છે.[૨૨,૨૩]

आयुर्वायुविघट्टिताभ्रपटलीलम्बाम्बुवद्भङ्गुरं
भोगा मेघवितानमध्यविलसत्सौदामिनीचंचलाः।
लोला यौवनलालना जलरयश्चेत्याकलय्य द्रुतं
मुद्रैवाद्य दृढार्पिता ननु मया चित्ते चिरं शान्तये ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'સર્વપદાર્થાનાસ્થાપ્રતિપાદન' એ નામનો સર્ગ ૨૯મો૦ સમાપ્ત

## सर्ग ३०मो*

## વિશ્રાંતિના ઉપદેશની માગણી

राम उवाच

एवमभ्युत्थितानर्थशतसंकटकोटरे ।
जगदालोक्य निर्मग्नं मनो मननकर्दमे ॥ १ ॥

**રામ બોલ્યા :** એ પ્રમાણે જગતને ચારે બાજુથી ઊંડેલા સેંકડો અનર્થોરૂપી સાંકડી ખાડમાં પડેલું જોઈને મારું મન ચિંતારૂપી કાદવમાં ખૂંચી ગયું છે.[૧] મને મારું મન ભમતું હોય એમ લાગે છે, મને ભય ઉત્પન્ન થાય છે અને જૂના ઝાડનાં પાંદડાંઓની પેઠે મારાં ગાત્રો કંપ્યા કરે છે.[૨] ઉત્તમ સંતોષરૂપી ધીરજનો સંબંધ નહિ મળવાથી વ્યાકુળ થયેલી અને ઠેકાણા વગરની એવી મારી બુદ્ધિ નબળા ધણીની સ્ત્રીની પેઠે અહીં ભય પામ્યા કરે છે.[૩] જેમ ખડથી ઠગાયેલા મૃગો ખાડાઓમાં પડીને તરફડે છે, તેમ તુચ્છ વિષયોથી ઠગાયેલી આ અંતઃકરણની વૃત્તિઓ વિક્ષેપરૂપી દુઃખોમાં પડીને તરફડે છે.[૪] અવિવેકી પુરુષના આશ્રયમાં રહેલી બિચારી ચક્ષુ આદિ ઈન્દ્રિયોરૂપી સ્ત્રીઓ સારી સ્થિતિને પ્રાપ્ત નહિ થતાં દુઃખ પામીને જાણે ઊંડા કૂવામાં પડી હોય એમ લાગે છે.[૫] જેમ પતિને અધીન રહેનારી સ્ત્રી પતિના ઘરમાં જંપ વાળીને બેસે નહિ અને મનમાનતા સ્થાનમાં જઈ પણ શકે નહિ, તેમ જીવમાં લાગેલી મારી ચિંતા શાંત થતી નથી. અને જોઈતા સ્થળમાં પહોંચી પણ શકતી નથી.[૬] માગશર મહિનાના અંતમાં જેમ લતા પાંદડાંઓને જર્જરિત કરી નાખીને તેઓમાંથી કેટલાંકને છોડી દે છે, કેટલાંકને રાખી લે છે અને પોતે અવ્યવસ્થિત થઈ જાય છે, તેમ મારી ધીરજ પણ વિષયોને જર્જરિત કરીને તેઓમાંથી કેટલાએકને છોડી દે છે, કેટલાએકને રાખી લે છે અને પોતે અવ્યવસ્થિત થઈ જાય છે.[૭] હમણાં સંસારની સ્થિતિ મને અર્ધો ત્યજીને અને અર્ધો પકડીને રહી છે. આથી મારી અવ્યવસ્થાને લીધે મારા હાથમાંથી સંસારનાં તથા પરમાર્થનાં સુખો પણ ખોવાઈ ગયાં છે.[૮] અંદર તત્ત્વના નિશ્ચય વગરની મારી બુદ્ધિ કપાયેલા વૃક્ષના મૂળની* પેઠે સંશયોનું સ્થાન થઈ પડી છે.[૯] આ ચિત્ત ચંચળ છે, અનેક પ્રકારના ભોગની વાસનાઓથી વિસ્તીર્ણ છે અને ભુવનોની અંદર ફર્યા કરે છે. જેમ દેવ પોતાના વિમાનને છોડતા નથી, તેમ બળાત્કારે રોકવામાં આવે તોપણ તત્ત્વજ્ઞાનના આશ્રય

---

* શુદ્ધ વૈરાગ્ય ઊપજ્યા પછી જ પરમતત્ત્વને જાણવાની ઉત્કટ જિજ્ઞાસા ઊપજે છે, એમ આ સર્ગના નિરૂપણ પરથી જાણવાનું છે.

× આ ત્રીસમા સર્ગમાં કારણપૂર્વક પોતાના ચિત્તનો ઉદ્વેગ દેખાડી તે ઉદ્વેગને ટાળનારી વિશ્રાંતિને વાસ્તે ઉપદેશની પ્રાર્થના કરવામાં આવશે.

* કપાયેલા વૃક્ષના માણસ જેવડા ઊંચા થડમાં રાત્રે આ ઠૂંઠું છે કે ચોર છે એવો સંશય થાય છે.

વિના તે પોતાની ચપળતા છોડતું નથી.[૧૦] આથી હે મહાત્મા ! વાસ્તવિક રીતે સત્ય, જન્મ-મરણના પરિશ્રમ વગરનું, દેહાદિક ઉપાધિઓથી રહિત અને ભ્રાંતિ વિનાનું વિશ્રાંતિનું સ્થાન કયું છે, કે તેને પામવાથી કોઈ પ્રકારનો શોક જ ન રહે ?[૧૧] જનકરાજા આદિ સજ્જને સઘળા પ્રકારનાં કર્મો કરતા હતા અને વ્યવહારમાં અનુકૂળ રહ્યા હતા, છતાં પણ તેઓ મહાત્માની પદવીને કેવી રીતે પહોંચ્યા હતા ?[૧૨] હે માનદાતા ! અંગોમાં પાપપુણ્યરૂપી કાદવ ઘણી રીતે લાગ્યા છતાં પણ કેવી રીતે પુરુષ તે કાદવથી અહીં ન લેપાય ? નિર્દોષ અને ઉદાર મનવાળા તમે મહાત્મા લોકો કયો વિચાર રાખી અહી જીવન્મુક્ત થઈને ફરો છો ?[૧૩,૧૪] કુટિલ આકારવાળા તથા કુટિલ શક્તિવાળા વિષયોરૂપી સર્પો અંતે તે લોકોને ખાઈ જવાને વાસ્તે જ લલચાવે છે. તો તેઓ શી રીતે અબાધકપણું પામે ? મોહરૂપી હાથીએ ડહોળી નાખેલી અને કામ-ક્રોધાદિક કાદવોવાળી આ બુદ્ધિરૂપી સરસી(મોટું સરોવર) શી રીતે અત્યંત સ્વચ્છતા પામે ? આ સંસારરૂપી પ્રવાહમાં વ્યવહાર કરવા છતાં માણસ શી રીતે કમળપત્ર ઉપરના જળની પેઠે અલગ રહે ? આ સઘળા જગતને અંતર્દષ્ટિથી તણખલા જેવો જોતો પુરુષ મનની કામ આદિ વૃત્તિઓનો સ્પર્શ નહિ કરતાં શી રીતે ઉત્તમપણું પામે ?[૧૫–૧૮] આ અજ્ઞાનરૂપી મહાસાગરના પારને પામેલા કયા મહાપુરુષનાં આચરણોનુ સ્મરણ કરવાથી માણસ દુઃખમુક્ત રહે ?[૧૯] કરવાયોગ્ય સાધન કયુ છે ? પામવા યોગ્ય ફળ કયું છે ? અને આ મેળ વગરના સંસારમાં શી રીતે વર્તવું જોઈએ ? હે પ્રભુ ! વિધાતાએ આ જગત અવ્યવસ્થાવાળું જ બનાવ્યું છે. હું જે વડે તેના આદિમાં અને અંતમાં રહેનારી વસ્તુને જાણી શકુ, તે કંઈક તત્ત્વ તમે મને કહો.[૨૦,૨૧] હે બ્રહ્મન્ ! જે રીતે મારા હૃદયાકાશમાં ચંદ્રરૂપ એવા ચિદાભાસનો મેલ દૂર થઈ જાય, તે રીતે તમે નિર્વિઘ્ને આચરો. અહીં શુ લેવું, શું છોડી દેવું, અને શું લેવાય નહિ અને છોડાય પણ નહિ, તે કહો. ચપળતા-વાળું ચિત્ત શી રીતે પર્વતની પેઠે સ્થિરતા પામે ?[૨૨,૨૩] સેંકડો પરિશ્રમ કરાવનારો આ દુષ્ટ સંસારરૂપી વિષૂચિકાનો રોગ કયા પવિત્ર મંત્રથી શાંત થઈ જાય ?[૨૪] આનંદરૂપી વૃક્ષની માંજર જેવી અંદરની અક્ષીણ શીતળતાને હું પૂર્ણ ચંદ્રની પેઠે શી રીતે અત્યંત પામું ?[૨૫] હું અંતઃકરણમાં પૂર્ણ સંતોષ પામું, હુ પૂર્ણ થાઉં અને હું ફરી શોક ન કરું તે રીતે તમો તત્ત્વને જાણનારા સત્પુરુષો મને અહી ઉપદેશ કરો.[૨૬] હે મહાત્મા ! પામર જીવને સર્વોત્તમ આનંદપદમાં વિશ્રાંતિ મળતી નથી. જેમ વગડામાં પડેલા શબને કૂતરાઓ ફાડી ખાય છે, તેમ તેને સંસાર સંબંધી વિકલ્પો અહીં નિરંતર બહુ જ ફાડી ખાય છે.[૨૭]

अनुत्तमानन्दपदप्रधानविश्रान्तिरिक्तं सततं महात्मन् । कदर्थयंतीह भृशं विकल्पाः श्वानो वने देहमिवाल्पजीवम् ॥ २७ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણમાં ‘વિશ્રાંતિના ઉપદેશની માગણી’ એ નામનો સર્ગ ૩૦મો સમાપ્ત

## સર્ગ ૩૧મો*

### સ્વલ્પ જીવિતમાં સુખરૂપ પદનો પ્રશ્ન

राम उवाच

प्रोच्चवृक्षचलत्पत्रलम्बाम्बुलवभंगुरे ।
आयुषीशानशीतांशुकलामृदुनि देहके ॥ १ ॥

**રામ બોલ્યા :** આયુષ્ય તો મહાદેવજીના લલાટ ઉપરના ચંદ્રની કળા જેવું કોમળ છે અને અતિ ઊંચા ઝાડનાં હાલતાં પાંદડાંમાં લાગેલી જળની કણી જેમ ક્ષણભંગુર છે.[૧] આ

* આ એકત્રીસમા સર્ગમા સ્વલ્પ જીવતના અંદર જે ઉપાયથી સુખરૂપ પદ મળે તે પૂછવામા આવશે.

શરીર ડુંગરનાં ખેતરોમાં શબ્દ કરતા દેડકાના ગળાની ચામડીના એક ખૂણા જેવું ચપળ છે. મિત્રોનો અને સગાંઓનો સમાગમ તે પ્રાણીને જાળના આંટા જેવો છે.[૩] વાસનારૂપી વાયુએ વીંટી લીધેલો દુષ્ટ આશારૂપી વીજળીના ચમકારથી ભરેલો અને પ્રત્યક્ષ મોહરૂપી ઉગ્ર છાંટાવાળો મેઘ નિરંતર ગાજ્યા કરે છે અને તેના કડાકાભડાકા થયા કરે છે.[૪] તેમાં પ્રચંડ લોભરૂપી ચપળ મોર બારે તાંડવથી નાચ્યા કરે છે; અને અનર્થરૂપી ઇન્દ્રજવનું ઝાડ ફાલીફૂલીને અત્યંત પ્રફુલ્લિત થતું રહે છે. કાળરૂપી ક્રૂર બિલાડો પ્રાણીમાત્રરૂપી ઉંદરોને સંતાયો કરે છે, ક્ષણ પણ અટક્યા વિના દોડ્યા કરે છે અને ક્યાંયથી આવીને પ્રાણીઓ ઉપર ઝડપો દીધા કરે છે. ત્યારે હવે આનો ઉપાય શો ? ગતિ શી ? વિચાર શો ? અને આશરો શો ? આ જીવિતરૂપી વન અશુભ પરિણામ ન આપે એવો કયો માર્ગ છે ? આપ જેવા મહાત્મા પુરુષો જેને રમણીય ન કરી શકે એવી કોઈ તુચ્છ વસ્તુ પણ પૃથ્વીમાં, અંતરિક્ષમાં, સ્વર્ગમાં કે બીજા કોઈ સ્થળમાં સુદ્ધાં નથી.[૪-૭] નિરંતર દુઃખોના આવવાથી વ્યાકુળતાવાળો આ ભૂંડો સંસાર, રસ વગરનો છે, છતાં પણ મૂઢ પુરુષને મીઠો લાગે છે; પણ સમજુને તે શી રીતે સુસ્વાદુ લાગે ?[૮] પૃથ્વી જેમ પુષ્પોથી શોભી રહેલી વસંતઋતુથી રમણીય થાય છે, તેમ પૂર્ણકામપણારૂપ દૂધથી સ્નાન કરવામાં આવે તો આ સંસાર પણ રમણીય લાગે છે.[૯] પછી કામનાઓરૂપી કલંકવાળા મનરૂપી ચંદ્રને કયા પદાર્થથી ધોઈ નાખીએ તો તે ચંદ્રમાંથી મેલ મટી જાય અને તેનો અમૃત જેવો પ્રકાશ ઉદય પામે ?[૧૦] સંસારના અનર્થોનો વિચાર કરીને જેઓ વૈરાગ્ય તથા બોધની દૃઢતાથી આ લોક તથા પરલોકના ભોગોને છોડી બેઠા છે એવા કયા મહાપુરુષની પેઠે અમારે આ સંસારરૂપી વનના માર્ગોમાં વ્યવહાર કરવો ?[૧૧] ભોગોના સમૂહવાળી વિભૂતિઓ રાગ તથા દ્વેષરૂપી મોટા રોગોથી ભરેલી છે. સંસારરૂપી સમુદ્રમાં ફરનારા પુરુષને તેઓ શી રીતે બાધ ન કરે ?[૧૨] હે મહાત્માઓમાં ઉત્તમ ! જેમ પારદ ( પારો ) અગ્નિમાં પડતા છતાં પણ બળતો નથી, તેમ પ્રીતિથી જ્ઞાનરૂપી અમૃતને સેવનારો પુરુષ સંસારમાં પડતાં છતાં પણ શી રીતે પરિતાપ પામતો નથી ?[૧૩] સમુદ્રમાં ઉત્પન્ન થયેલાં માછલાંની સ્થિતિ જેમ જળ વિના સંભવતી નથી, તેમ સારમાં જન્મેલા પુરુષની સ્થિતિ પણ વ્યવહાર કર્યા વિના સંભવતી નથી.[૧૪] અગ્નિની જ્વાળા જેમ દાહ વિનાની હોતી નથી, તેમ આ સંસારમાં કોઈ સારી ક્રિયા પણ રાગદ્વેષ વિનાની અને સુખ કે દુઃખ વિનાની હોતી જ નથી.[૧૫] ત્રૈલોક્યમાં મનનું અસ્તિત્વ વિષયોના અવલંબનરૂપ જ છે. સર્વ વિષયોનો બાધ કરનારા તત્ત્વના બોધની યુક્તિ વિના તેનો ક્ષય થતો જ નથી. એટલા માટે તમે મને એ ઉત્તમ યુક્તિ વિષે સારી રીતે કહો.[૧૬] વ્યવહાર કરતાં છતાં પણ જે યુક્તિથી મને દુઃખ પ્રાપ્ત થાય નહિ અને મારા વ્યવહારમાં પણ અડચણ આવે નહિ, એવી ઉત્તમ યુક્તિ તમે મને કહો.[૧૭] જેથી મન પરમ પાવન થઈ વિશ્રાંતિ પામે છે, તે કામ શું છે ? અને પૂર્વે ઉત્તમ ચિત્તવાળા કયા મહા પુરુષે કયા પ્રકારથી તે કર્યું છે ?[૧૮] હે ભગવન્ ! જેવું આપના જાણવામાં હોય અને જે કરવાથી સાધુપુરુષો દુઃખરહિતપણું પામ્યા હોય, તેમને મોહની નિવૃત્તિ માટે કહો.[૧૯] હે મુનીશ્વર ! જો તેવી કોઈ યુક્તિ ન જ હોય અથવા તેવી યુક્તિ હોવા છતાં પણ જો કોઈ મને તે સ્ફુટ રીતે કહેશે નહિ, તો હું પોતે તેવી યુક્તિઓનો વિચાર કરીશ. આમ વિચાર કર્યા છતાં મને મહાવિશ્રાંતિરૂપ સર્વોત્તમ યુક્તિ મળશે જ નહિ, તો પછી હું

સઘળા વ્યવહારને છોડી દઈશ, અહંકારરહિત થઈ જઈશ, અન્ન ખાઈશ નહિ, પાણી પીશ નહિ, વસ્ત્રો પહેરીશ નહિ ને સ્નાન, દાન કે ભક્ષણ આદિ કોઈ કામ કરીશ નહિ.[૨૦–૨૨] હે મુનિ ! ત્યારે હું સંપત્તિના કે આપત્તિના કોઈ કામમાં ઊભો રહીશ નહિ અને દેહનો ત્યાગ કરવા સિવાય બીજું કાંઈ પણ હું ઇચ્છીશ નહિ.[૨૩] આશંકા, મમતા તથા મત્સર છોડી દઈને હું કેવળ ચિત્રામણમાં આલેખેલા પુરુષની જેમ મૂંગો થઈને જ બેસી રહીશ.[૨૪] આમ આવા અનુક્રમથી શ્વાસ, ઉચ્છ્વાસ તથા ભાનને પણ છોડી દઈને હું અંતે આ 'દેહ' નામના અનર્થરૂપ ઓઠાને પણ છોડી દઈશ.[૨૫] હું કોઈનો નથી અને કોઈ મારો નથી, એમ નિશ્ચય કરીને હું તેલ વગરના દીવાની પેઠે બુઝાઈ જઈશ અને સઘળું છોડી દઈને અંતે આ ખોળિયાનો પણ ત્યાગ કરીશ.[૨૬]

**શ્રીવાલ્મીકિ બોલ્યા:** નિર્મળ ચંદ્રની પેઠે પ્રિય લાગતા અને અતિમહાન વિચારમાં ઊઘડેલા ચિત્તવાળા રામચંદ્રજી વસિષ્ઠ આદિ મહાત્માઓની આગળ આ વચન બોલ્યા અને પછી મોર જેમ મહામેઘોની આગળ ટૌકા કરીને બંધ પડે તેમ તે થાક લાગવાથી બોલતા બંધ પડ્યા.[૨૭]

इत्युक्तवानमलशीतकराभिरामो रामो महत्तरविचारविकासिचेताः । तूष्णीं बभूव पुरतो महतां घनानां केकारवं श्रमवशादिव नीलकंठः ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'રાઘવપ્રશ્ન' એ નામનો સર્ગ ૩૧મો સમાપ્ત**

* મુમુક્ષુ બુભુક્ષુ—અત્યંત ભૂખ્યાના જેવો જોઈએ. અર્થાત્ પરમતત્ત્વને જાણવાની તેના મનમાં અત્યંત આતુરતા જોઈએ; એમ શ્રીરામનાં આ સર્ગનાં પાછળના વચનોથી વિવેકીએ નક્કી કરવું.

# સર્ગ ૩૨મો*

## રામનાં વચનોની પ્રશંસા

### શ્રીવાल्मीकिरुवाच

वदत्येवं मनोमोहविनिवृत्तिकरं वचः ।
रामे राजीवपत्राक्षे तस्मिन् राजकुमारके ॥ १ ॥

**વાલ્મીકિ બોલ્યા:** કમળપત્ર સમાન નેત્રવાળા તે રાજકુમાર રામચંદ્રજી એ પ્રમાણે મનના મોહને ટાળી નાખનારાં વચનો બોલ્યા; ત્યારે ત્યાં બેઠેલા સર્વ લોકોનાં નેત્રો વિસ્મયથી પ્રફુલ્લિત થઈ ગયાં અને સર્વનાં રુવાંટાં જાણે તે સાંભળવાને ઉત્કંઠિત થયાં હોય તેમ ઊભાં થઈને વસ્ત્રોમાંથી બહાર નીકળવાનું મન કરવા લાગ્યાં. ત્યાં વૈરાગ્યની વાસનાએ સર્વેની સઘળા પ્રકારની સંસાર સંબંધી વાસનાઓને દૂર કરી અને સઘળા લોકો કેટલીક વાર તો જાણે અમૃતના સમુદ્રના એ તરંગોમાં ઊછળવા લાગ્યા.[૧–૩] આંતરિક આનંદનાં ચિહ્નોથી પુષ્ટ થતા સાંભળનારાઓએ ત્યાં ચિત્રામણમાં આલેખાયેલાઓની જેમ અત્યંત નિશ્ચેષ્ટ થઈને રામચંદ્રજીનાં તે વચનો સાંભળ્યાં.[૪] વસિષ્ઠ તથા વિશ્વામિત્ર આદિ મુનિઓએ, સભામાં બેઠેલા જયંત તથા ધષ્ટિ આદિ ચતુર મંત્રીઓએ, દશરથ આદિ રાજાઓએ, પારશવ આદિ દેશોના અધિપતિઓએ, અયોધ્યાના પ્રતિષ્ઠિત લોકોએ, સામંતોએ, રાજકુમારોએ, બ્રહ્મવાદી બ્રાહ્મણોએ, સેવક લોકોએ, નિરંતર રાજાની પાસે રહેનારાઓએ અને પાંજરામાં રહેલાં પક્ષીઓએ પણ તે વચનો સાંભળ્યાં. ક્રીડા કરવા સારુ રાખેલા મૃગોએ પોતાના શરીરનું હલનચલન છોડી દઈને, ઘોડાઓએ ઘાસ ખાવું છોડી દઈને, પોતાનાં ગૃહોમાં બેઠેલી કૌશલ્યાદિ

* આ બત્રીસમા સર્ગમાં રામનાં વચનો સાંભળવાથી માણસોને તથા દેવતાઓને વિસ્મય થવાની અને આકાશમાથી પુષ્પવૃષ્ટિ થવાની કથા કહેવામાં આવશે.

માતાઓએ પોતાનાં ઘરેણાંના શબ્દો તથા શરીરની ક્રિયાઓ બંધ પાડીને અને બગીચાની લતાઓમાં તથા મહેલ આગળનાં સ્થાનકોમાં રહેનારાં પક્ષીઓએ પાંખોના ફફડાટ તથા શબ્દ કરવાનું છોડી દઈને, રામનાં વચનો સાંભળ્યાં.[૫-૯] આકાશમાં ફરનારા સિદ્ધ લોકોએ, ગંધર્વોએ, કિન્નરોએ, નારદ, વ્યાસ તથા પુલહ આદિ મોટા મુનિઓએ, તેમ જ બીજા દેવના સ્વામીઓ, વિદ્યાધરો તથા મોટા નાગોએ પણ વિચિત્ર અર્થવાળાં અને ભારે પ્રૌઢતાભરેલાં રામનાં તે વચનો સાંભળ્યાં.[૧૦-૧૧] હવે કમળ સરખાં નેત્રવાળા, રઘુકુળરૂપી આકાશમાં ચંદ્ર સમાન અને પૂર્ણચંદ્ર જેવા સુંદર એ રામચંદ્રજી ચૂપ રહ્યા, એટલે તરત જ ત્યાં આકાશમાંથી અભિનંદનની વાણી સાથે સિદ્ધ લોકોએ પાથરેલા ચંદરવા જેવી પુષ્પવૃષ્ટિ થવા લાગી.[૧૨-૧૩] મંદારવૃક્ષનાં પુષ્પોના મધ્યમાં રહેલા ભ્રમરોનાં જોડાંઓના નાદવાળી તે વૃષ્ટિની મધુર સુગંધથી ને સૌંદર્યથી સર્વ મનુષ્યો પ્રસન્ન થઈને તેને અધીન થઈ ગયાં.[૧૪] એ પુષ્પવૃષ્ટિ આકાશના પવને તોડી પાડેલી તારાઓની પંક્તિ હોય એવી લાગતી હતી; અથવા દેવાંગનાઓના હાસ્યની પૃથ્વી ઉપર પડેલી છટા હોય એવી લાગતી હતી.[૧૫] તે જાણે મૂગાં મૂગાં વરસતાં વાદળાંના ટુકડાની પડેલી હાર જેવી જણાતી હતી, અથવા માખણના પીંડાઓની પથરાયેલી પરંપરા જેવી જણાતી હતી.[૧૬] વળી તે જાણે હિમનાં એકસરખી વૃષ્ટિ હોય, મોતીના હારના સમૂહો હોય, ચંદ્રમાની કિરણમાળ હોય, અથવા ક્ષીરસાગરની પડેલી તરંગાવલિ હોય તેના જેવી જણાતી હતી. તે પુષ્પવૃષ્ટિ કેસરાવાળાં કમળોથી શોભતી હતી અને તેમાં ભમરાઓનાં વૃંદો ઘૂમી રહ્યાં હતાં. આનંદને લીધે થતા સિત્કારોથી જાણે ગાન કરી રહેલો સુગંધી અને મધુર પવન તેને આમતેમ ઉડાડી રહ્યો હતો. તેમાં કેતકી, કૈરવ, ડોલર અને કુવલયોના સમૂહો ફૂદડીઓ ફરી ફરીને નીચે પડતા હતા.[૧૭-૧૯] તે વૃષ્ટિથી આંગણાં, ઘરનાં છજાં અને ચૌટાંઓ ભરાઈ ગયાં હતાં. નગરનાં નરનારીઓ પોતાની ડોકો ઊંચી કરીકરીને તેને જોતાં હતાં.[૨૦] વાદળાંઓથી રહિત હોવાને લીધે શ્યામ કમળ જેવા જણાતા આકાશમાંથી તે વરસતી હતી. પૂર્વે કોઈ દિવસે લોકોના જોવામાં નહિ આવેલી એ પુષ્પવૃષ્ટિથી સર્વ લોકો વિસ્મય પામ્યા.[૨૧] એવી એ પુષ્પવૃષ્ટિ આકાશમાં અદશ્યરૂપે ઊભેલા સિદ્ધલોકોના હસ્તોમાંથી સરળ રીતે અર્ધી ઘડી સુધી નીચે પડી.[૨૨] સભાને અને સભામાં બેઠેલા લોકોને ઢાંકી દેનારી એ પુષ્પવૃષ્ટિ શાંત થઈ તે પછી સિદ્ધલોકોનું આ બોલવું સભાસદોએ ત્યાં સાંભળ્યું.[૨૩] 'દેવલોકોમાં આપણે સૃષ્ટિના આરંભથી સિદ્ધોનાં મંડળોમાં ઘૂમ્યાં કરીએ છીએ, પણ કાનને રસાયનની પેઠે તૃપ્તિ આપનારું આ અપૂર્વ વચન તો આપણે આજે જ સાંભળ્યું.[૨૪] રઘુવંશના ચંદ્રમારૂપ આ રામચંદ્રજીએ વૈરાગ્યની પૂર્ણતાથી જે આ ઉદાર વચન કહ્યું છે, તેવું વચન બૃહસ્પતિથી પણ બોલી શકાય એમ નથી.[૨૫] અહો! બુદ્ધિને ભારે આનંદ આપનારું, રામના મુખમાંથી નીકળેલું આ મહાપવિત્ર વચન આજે આપણે સાંભળ્યું છે.[૨૬] આ રઘુનંદન હમણાં ઉપશમરૂપી અમૃતથી શોભતું અને જાતિ, કુળ તથા આચાર આદિની સઘળી ઉત્તમતાને જણાવનારું જે યોગ્ય વચન આદરથી બોલ્યા છે, તેથી આપણે પણ તુરત વૈરાગ્યવાન થયા છીએ.[*૨૭]

उपशमामृतसुंदरमादरादधिगतोत्तमतापदसेपयत् । कथितवानुचितं रघुनंदनः सपदि तेन वयं प्रतिबोधिताः ॥ २७ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્યપ્રકરણનો 'નભશ્ચરસાધુવાદ' એ નામનો સર્ગ ૩૨મો સમાપ્ત

* હૃદયની સત્ય લાગણીથી જે કહેવામાં આવે તેનાં દેવાદિ પણ વખાણ કરે છે અને તે માનુષ

## સર્ગ ૩૩મો[×]

### સિદ્ધલોકોનું સભામાં આવવું

सिद्धा ऊचुः

पावनस्याऽस्य वचसः प्रोक्तस्य रघुकेतुना ।
निर्णयं श्रोतुमुचितं वक्ष्यमाणं महर्षिभिः ॥१॥

સિદ્ધલોકો બોલ્યા : હવે મહર્ષિઓ રામચંદ્રજીએ કહેલા આ પવિત્ર વચનનો જે નિર્ણય કરે તે આપણે સાંભળવો જોઈએ.[૧] હે નારદ, વ્યાસ તથા પુલહાદિ મુનીશ્વરો ! તમો સઘળા મહર્ષિઓ નિર્વિઘ્ને તે સાંભળવા માટે તરત આવો.[૨] દશરથરાજાની આ પવિત્ર સભા સંપત્તિઓથી ચારે બાજુ પરિપૂર્ણ છે અને સુવર્ણની પેઠે શોભી રહી છે. ભ્રમરો જેમ કમળનાં પુષ્પોમાં જાય, તેમ આપણે તે સભામાં જઈએ.[૩]

વાલ્મીકિ બોલ્યા : સિદ્ધલોકોએ આ પ્રમાણે કહ્યું, એટલે આકાશનાં વિમાનોમાં રહેનારા સઘળા દિવ્ય મુનિઓનો સમાજ દશરથરાજાની સભામાં જ્યાં રામ આદિ બેઠા હતા ત્યાં આવ્યો.[૪] એ સમાજ હાથમાં નાદ કરતી વીણા લઈને આગળ ઊભેલા મુનીશ્વર નારદજીની અને જળથી પુષ્ટ થયેલા મેઘશ્યામ વ્યાસની વચમાં શોભતો હતો.[૫] મહાત્માઓનું એ મંડળ ભૃગુ, અંગિરા, પુલસ્ત્ય, ચ્યવન, ઉદ્દાલક, ઉશીર અને શરલોમાદિ મોટા મોટા મુનિઓથી દીપી રહ્યું હતું અને તેમનાં મૃગચર્મો પરસ્પરની સાથે ઘસાવાથી આડાંઅવળાં થઈ ગયાં હતાં. રુદ્રાક્ષોની માળાઓરૂપ તેમનાં કંકણો હાલી રહ્યાં હતાં અને તેમના હસ્તોમાં સુંદર કમંડળો શોભતાં હતાં.[૬-૭] તે મંડળ આકાશમાં રહેલા તારામંડળની પેઠે તેજના ફેલાવાથી ઉજ્જ્વળ લાગતું હતું અને સૂર્યોની પંક્તિની પેઠે એકબીજાનાં મુખોનો પ્રકાશ કરતું હતું.[૮] રત્નોની પંક્તિની પેઠે તે એકબીજાનાં અંગો ઉપર અનેક જાતના રંગોની ઝલક પાડતું હતું અને મોતીની પંક્તિની પેઠે તે એકબીજા કરતાં શોભામાં વધી જતું હતું.[૯] જાણે બીજી ચાંદનીની વૃષ્ટિ હોય, બીજી સૂર્યોની મંડળી હોય તથા ઘણે કાળે એકઠી કરવામાં આવેલી પૂર્ણ ચંદ્રોની પંક્તિ હોય તેમ તે લાગતું હતું.[૧૦] જેમ તારાઓના સમૂહમાં મેઘ શોભે છે, તેમ એ મંડળમાં વ્યાસ શોભતા હતા અને જેમ તારાઓના સમૂહમાં ચંદ્રમા શોભે છે, તેમ તેમાં નારદજી શોભતા હતા.[૧૧] જેમ દેવતાઓમાં ઇંદ્ર શોભે, તેમ તેમાં પુલસ્ત્ય શોભતા હતા અને જેમ દેવોમાં સૂર્ય શોભે તેમ તેમાં અંગિરા શોભતા હતા.[૧૨] એ સિદ્ધલોકોની મંડળી આકાશથી પૃથ્વી ઉપર આવી એટલે મુનિઓથી ભરેલી દશરથરાજાની સભા ઊભી થઈ.[૧૩] ત્યાં પરસ્પર મિશ્રિત થયેલાં અંગોની કાંતિઓથી દશે દિશાઓને શોભાવી રહેલા એ આકાશગામી અને ભૂમિગામી લોકો શોભવા લાગ્યા.[૧૪] તેઓમાંના કેટલાક હાથમાં વાંસની લાકડી રાખી હતી, કેટલાકે ક્રીડાકમળો ધારણ કર્યાં હતાં, કેટલાકે શિખામાં દર્ભના અંકુરો બાંધ્યા હતા, તો કેટલાકે મસ્તક ઉપર મુગટો મૂક્યા હતા.[૧૫] કેટલાક પીંગળી જટાઓથી પીંગળા દેખાતા હતા, કેટલાકે માથાના આગળના ભાગે માળાઓ વીંટી હતી, કેટલાકે હાથનાં કાંડાંઓમાં રુદ્રાક્ષની માળાઓ ધારણ કરી હતી, તો કેટલાકે મલ્લિકાનાં કંકણો પહેર્યાં હતાં. કેટલાકે વસ્ત્રો તથા વલ્કલો પહેર્યાં હતાં, કેટલાકે ફૂલમાળાઓ પહેરી હતી, કેટલાકે રેશમી વસ્ત્રો પહેર્યાં હતાં અને કેટલાએકના

અલ્પકાળમાં પોતાના ઇચ્છિતને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થાય છે; માટે મુમુક્ષુએ વૈરાગ્યાદિની પ્રાપ્તિ માટે સાચી લાગણીથી પ્રયત્ન કરવો ઉચિત છે.

× આ તેત્રીસમા સર્ગમાં સિદ્ધલોકોનું સભામાં આવવું અને તેઓએ યોગ્ય રીતે બેઠા પછી કરેલી રામના વાક્યની પ્રશંસા કહેવામાં આવશે.

ગળામાં મોતીની માળાઓ લટકતી હતી. વળી કેટલાક કટિમેખલા પહેરી હતી અને તે વારંવાર હાલ્યા કરતી હતી. વસિષ્ઠે અને વિશ્વામિત્રે એ આકાશગામી સઘળા લોકોની અનુક્રમે અર્ઘ્યો, પાદ્યો અને વચનોથી પૂજા કરી અને તે આકાશગામી મહાગણે પણ અર્ઘ્યો, પાદ્યો તથા વચનોથી પ્રેમપૂર્વક વસિષ્ઠ તથા વિશ્વામિત્રની પૂજા કરી.[૧૧-૧૮] દશરથરાજાએ તે સિદ્ધલોકોની સર્વ પ્રકારના આદરથી પૂજા કરી અને તે સિદ્ધલોકોએ રાજાનું પણ કુશળ પૂછીને તથા પ્રસંગોચિત વાતોથી દશરથરાજાની પૂજા કરી. હવે સ્નેહીઓને ઘટે તેવા સમારંભોથી અન્યોન્ય સત્કાર પામેલા તે આકાશગામી અને ભૂમિગામી લોકો યોગ્ય રીતે આસનો પર બેઠા. તેમણે પ્રણામ કરીને આગળ ઊભેલા રામનો વચનોથી, ચારે બાજુથી પુષ્પવૃષ્ટિથી અને પ્રશંસાથી સત્કાર કર્યો. પછી રાજ્યલક્ષ્મીથી અત્યંત દીપતા રામ તેમની મધ્યમાં બેઠા. વિશ્વામિત્ર, વસિષ્ઠ, વામદેવ, મંત્રીઓ, નારદ, દેવપુત્ર, મુનિશ્રેષ્ઠ વ્યાસ, મરીચિ, દુર્વાસા, બૃહસ્પતિ, ક્રતુ, પુલસ્ત્ય, શરલોમા, વાત્સ્યાયન, ભરદ્વાજ, વાલ્મીકિ, ઉદ્દાલક, ઋચીક, શર્યાતિ, ચ્યવન તેમ જ વેદ તથા વેદાંગને પાર પામેલા, આત્માના તત્ત્વને જાણનારા અને ઉદારચિત્ત મુખ્ય મુખ્ય એવા લોકો રામની પાસે જ બેઠા.[૨૦-૨૭] પછી વિધિપૂર્વક વેદ ભણનારા એ નારદાદિ લોકોએ તથા વસિષ્ઠ અને વિશ્વામિત્રે વિનયથી મુખ નમાવીને બેઠેલા રામનાં વચનો સંબંધમાં આ પ્રમાણે કહ્યું:[૨૮] 'અહો! આ કુમારે ઉત્તમ ગુણોથી શોભનારી, પરમ ઉદાર અને વૈરાગ્યરૂપ રસથી ભરેલી અદ્‌ભુત વાણી કહી છે.[૨૯] રામે કહેલું આ વચન તત્ત્વના બોધવાળું છે, યોગ્ય છે, સ્ફુટ અર્થવાળું છે, ઉદાર છે, પ્રિયકર છે, મહાત્માપણાને જણાવનારું છે, ચિત્તની ચંચળતાને લીધે થતા દોષોથી રહિત છે, સ્પષ્ટ અક્ષરોવાળું છે, સ્પષ્ટ પદોવાળું છે, હિતકારી છે, ઉચ્ચારણના દોષોથી રહિત છે, સંતોષથી ભરેલું છે અને જેમાં બોલવાના વિષયો નિશ્ચયપૂર્વક સ્થપાયેલા છે, તે કોને વિસ્મય ઉત્પન્ન ન કરે?[૩૦-૩૧] સેંકડો માણસો ભેગાં થયાં હોય તેમાં કોઈ એકાદ માણસની વાણી જ સર્વ અંશોમાં ઉત્તમ ચમત્કારવાળી હોય છે અને ધારેલા વિષયોને પરાયા મનમાં યથાર્થ રીતે ઉતારવામાં સમર્થ હોય છે.[૩૨] હે કુમાર! વિવેકરૂપ ફળથી શોભનારી સૂક્ષ્મ બુદ્ધિરૂપ વિસ્તીર્ણ લતા તમારા વિના બીજા કોની આવી રીતે પ્રફુલ્લિત થાય?[૩૩] રામની પેઠે જેના હૃદયમાં અસાધારણ પ્રકાશ કરનારી બુદ્ધિરૂપ દીવાની શિખા હોય, તે જ પુરુષ કહેવાય છે.[૩૪] રુધિર, માંસ અને હાડકાંઓથી બનેલાં યંત્રોરૂપ ઘણાં ઘણાં માણસો ખાવાપીવા આદિથી જગતના પદાર્થોને બગાડે છે; પણ તેમનામાં સચેતન પુરુષ નથી.[૩૫] જેઓ મોહને લીધે જન્મ, મરણ તથા જરા સંબંધી દુઃખોવાળા સંસારમાં વારંવાર પડ્યા કરે છે અને વિચાર જ કરતા નથી, તેમને પશુ જ સમજવા જોઈએ.[૩૬] શત્રુઓનું મર્દન કરનાર આ રામ જેવો નિર્મળ અંતઃકરણવાળો અને આગળપાછળના વિચાર કરવામાં પ્રૌઢતા ધરાવનારો પુરુષ ભાગ્યે જ કોઈક સ્થળે કોઈ એકાદ જ જોવામાં આવે છે.[૩૭] જેમ સર્વોત્તમ ફળવાળાં અને સુંદર રૂપવાળાં આંબાનાં વૃક્ષો જગતમાં થોડાં જ હોય છે, તેમ આત્મસાક્ષાત્કારરૂપી ફળવાળા અને સુશોભિત શરીરવાળા ભવ્ય પુરુષો પણ જગતમાં થોડા જ હોય છે.[૩૮] આ માન્ય બુદ્ધિવાળા રામમાં પરિપૂર્ણ રીતે જગતની રીતભાતોના અવલોકનવાળી અને સ્વાભાવિક વિવેકથી થયેલી આ ચમત્કૃતિ બાલ્યાવસ્થામાં જ જોવામાં આવે છે, એ આશ્ચર્ય છે.[૩૯] રૂપાળાં, સહેજે ચડી શકાય એવાં અને ફળો તથા પલ્લવોથી

શોભતાં વૃક્ષો તો જ્યાં ત્યાં થાય છે; પણ ચંદનનાં વૃક્ષો કંઈ હરકોઈ દેશમાં થતાં નથી.[૪૦] ફળો અને પલ્લવોવાળાં વૃક્ષો તો પ્રત્યેક વનમાં સર્વદા મળે છે; પણ અપૂર્વ ચમત્કારવાળું લવિંગનું ઝાડ કંઈ સદા સહેજે મળતું નથી.[૪૧] ચંદ્રમાંથી જેમ શીતળ ચાંદની ઝરે છે, ઉત્તમ વૃક્ષમાંથી જેમ સુંદર મંજરી મહોરે છે અને પુષ્પમાંથી જેમ પરિમલની પંક્તિ સરે છે, તેમ રામમાંથી આજ ચમત્કૃતિ પ્રગટેલી દીઠી છે.[૪૨] હે દ્વિજેન્દ્રો! આ દુષ્ટ સંસાર અત્યંત દુષ્ટતાવાળા દૈવની રચનાથી બનેલો છે, તેમાં વિવેકથી આત્મપ્રાપ્તિ થવી અત્યંત દુર્લભ છે.[૪૩] જેઓ પોતાની બુદ્ધિના સ્વાભાવિક વિચારથી આત્મલાભ મેળવવાનો યત્ન કરે છે, તેઓ જ યશના ભંડારરૂપ છે, તેઓ જ ભાગ્યશાળી છે, તેઓ જ સત્પુરુષોના અગ્રગણ્ય છે અને તેઓ જ સર્વ પુરુષોમાં ઉત્તમ છે.[૪૪] અમે ધારીએ છીએ કે રામ જેવો વિવેકી અને ઉદાર મનવાળો બીજો કોઈ પુરુષ લોકોમાં હમણાં ક્યાંય નથી, આગળ જોવામાં આવ્યો નથી અને હવે પછી થવાનો નથી.[૪૫] હે મુનિઓ! રામનું ચિત્ત સર્વ લોકોને અનેક પ્રકારના પ્રૌઢ વિચારોથી આનંદ આપનારું છે. જો આપણાથી તેનો મનોરથ સિદ્ધ ન થાય, તો પછી સ્પષ્ટ રીતે આપણે જ મૂર્ખ છીએ એમ સમજવું જોઈએ.[૪૬]

सकललोकचमत्कृतिकारिणोऽप्यभिमतं यदि राघवचेतसः। फलति नो तदिमे वयमेव हि स्फुटतरं मुनयो हतबुद्धयः॥ ४६॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં વૈરાગ્ય-પ્રકરણનો 'નભશ્ચરમહીચરસંમેલન' એ નામનો સર્ગ ૩૩મો* સમાપ્ત

## वैराग्य–प्रकरण समाप्त

* શિષ્યના સત્ય વિચારને ગુરુજનો પણ વખાણે છે અને તેનું હિત સાધી આપવાના શુદ્ધભાવથી પ્રવૃત્ત થાય છે, એમ સર્ગના આ પાછળના ભાગથી સ્પષ્ટ સમજાય છે.



॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्रीयोगवासिष्ठ

# महारामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## २–मुमुक्षु–प्रकरण

### सर्ग १ लो*

### જનકરાજાના વચનથી શુકદેવને વિશ્રામ

श्रीवाल्मीकिरुवाच: इति नादेन महता वचस्युक्ते सभागतैः ।
रामममग्रगतं प्रीत्या विश्वामित्रोऽभ्यभाषत ॥ १ ॥

વાલ્મીકિ બોલ્યા: એ પ્રમાણે સભામાં બેઠેલા લોકોએ મોટા નાદથી વચનો કહ્યાં, એ પછી વિશ્વામિત્રે પોતાની આગળ બેઠેલા અને બ્રહ્મવિદ્યાના અધિકારવાળા રામચંદ્રજીને પ્રીતિથી નીચે પ્રમાણે કહ્યુઃ[1]

વિશ્વામિત્ર બોલ્યા: હે રામ! હે જ્ઞાનીઓમાં ઉત્તમ! તમારે જાણવાનું બીજુ કાંઈ રહ્યું નથી. તમે તમારી સૂક્ષ્મ બુદ્ધિથી સઘળું જાણી ચૂક્યા જ છો.[2] તમારું બુદ્ધિ-રૂપી દર્પણ સર્વદા સ્વાભાવિક રીતેજ નિર્મળ છે, માત્ર તેને ઉપરથી જરાક લૂછી નાખવાની જરૂર છે.[3] ભગવાન વેદવ્યાસના પુત્ર શુકદેવની બુદ્ધિની પેઠે તમારી

---

* આ પહેલા સર્ગમાં જે પોતાના વિચારથી સમજાયું હતુ તેજ પિતાએ પણ કહેતાં, તે વિષે અવિશ્વાસ પામેલા શુકદેવજી જનકરાજાના વચનથી તત્ત્વમાં વિશ્રામ પામ્યા, એ કથા કહેવાશે.

બુદ્ધિ પણ જે જાણવાનું છે તેને જાણી ચૂકી છે; છતાં તે માત્ર અંદર વિશ્રામ મળવાની અપેક્ષા કરે છે.[૪]

**રામ બોલ્યા:** હે ભગવન્! મહાત્મા વેદવ્યાસની બુદ્ધિ જ્ઞેય તત્ત્વમાં કેમ પ્રથમ વિશ્રામયુક્ત થઈ ન હતી અને કેમ પાછળથી વિશ્રામયુક્ત થઈ હતી?[૫]

**વિશ્વામિત્ર બોલ્યા:** હે રામ!-સાંભળો. આ શુકદેવજીનો વૃત્તાંત તમારા પોતાના વૃત્તાંત જેવો જ છે અને તે જન્મનો નાશ કરનારો (મોક્ષના કારણરૂપ) છે.[૬] આંજણના પર્વત જેવી કાંતિવાળા અને સૂર્ય જેવા તેજસ્વી આ જે ભગવાન વેદવ્યાસ, કે જે તમારા પિતાની બાજુમાં સુવર્ણના આસન પર બેઠા છે, તેમને મહાવિદ્વાન, દેહધારી યજ્ઞ જેવા, ચંદ્ર સરખા મુખવાળા અને સઘળાં શાસ્ત્રોમાં પ્રવીણ શુકદેવજી નામે પુત્ર હતા.[૭-૮] એ શુકદેવજી મનમાં આ જગતની સ્થિતિનો અત્યંત વિચાર કરતા હતા, એવામાં તેમને પણ તમારી પેઠે જ આવો વિવેક ઉત્પન્ન થયો હતો.[૯] પછી એ ઉદારચિત્ત શુકદેવજીએ પોતાની મેળે જ પોતાના વિવેકથી લાંબા કાળ સુધી વિચાર કર્યો; અને જે સત્ય તથા સુંદર વસ્તુ છે તે મેળવી.[૧૦] આમ એમને આપમેળે જ પરમ વસ્તુ પ્રાપ્ત થઈ હતી, છતાં પણ તેમનું મન વિશ્રામ પામ્યુ નહોતું; અને 'પરમ વસ્તુ તે આ જ છે' એવો તેમને વિશ્વાસ આવ્યો ન હતો. બપૈયો જેમ વરસાદનાં માવઠાંની ધારાઓથી વિરામ પામે છે, તેમ એમનું ચિત્ત અત્યંત દુઃખ દેનાગ વિષયોથી વિરામ પામ્યું હતું અને તે ચપળતા વગરનું થયું હતું. એક દિવસ એ નિર્મળ બુદ્ધિવાળા શુકદેવજીએ મેરુ પર્વત ઉપર એકાંતમાં બેઠેલા પોતાના પિતા શ્રીકૃષ્ણદ્વૈપાયનને ભક્તિપૂર્વક પૂછ્યું, કે 'હે મુનિ! આ સંસારરૂપી આડંબર કેવી રીતે ઉત્પન્ન થયો છે? કોણે તેને ઉત્પન્ન કર્યો છે? તે કેટલો મોટો છે અને ક્યારે તે શાંત થાય છે?' શુકદેવજીએ એ પ્રમાણે પૂછ્યું, એટલે આત્મસ્વરૂપને જાણનારા વેદવ્યાસે જે કાંઈ નિર્મળ ઉપદેશ કરવાનો હતો, તે સઘળો યથાર્થ રીતે તેમને કર્યો; પણ 'અરે! આ તો હું પ્રથમથી જ જાણતો હતો,' એમ સમજી એ શુકદેવજીએ શુભ બુદ્ધિથી પોતાના પિતાના તે વાક્યને સંતોષકારક માન્યું નહિ.[×૧૧-૧૬] એટલે ભગવાન વ્યાસજીએ પણ પુત્રનો આવો અભિપ્રાય જાણીને તેમને ફરી વાર કહ્યું, કે 'જે જાણવાનું છે તેને હું યથાર્થ રીતે જાણતો નથી.[÷૧૭] પૃથ્વી ઉપર જનક નામે રાજા છે, તે જ એ જાણવા યોગ્ય વસ્તુને યથાર્થ રીતે જાણે છે. તું તેમની પાસેથી એ સઘળું સમજશે.[૧૮] પિતાએ આ પ્રમાણે કહ્યું, એટલે શુકદેવજી મેરુપર્વત ઉપરથી પૃથ્વી ઉપર ગયા અને જનકરાજાએ સારી રીતે રક્ષેલી મિથિલાનગરીમાં પહોંચ્યા.[૧૯] 'હે રાજન્! વ્યાસજીના પુત્ર શુકદેવજી દ્વારે આવીને ઊભા છે' એમ દ્વારપાલોએ મહાત્મા જનકરાજાને નિવેદન કર્યું.[૨૦] હવે શુકદેવજીની પરીક્ષા લેવા સારુ અવજ્ઞાથી 'ભલે ઊભો' એટલું બોલીને જનકરાજા સાત દિવસ સુધી ચૂપ રહ્યા; અને પછી આઠમે દિવસે તેમને દરબારમાં આવવાની આજ્ઞા કરી. ઉત્સુક મનવાળા શુકદેવજી દરબારમાં આવીને પણ સાત દિવસ સુધી એમ ને એમ રહ્યા.[૨૧-૨૨] પછી જનકે તેમને આઠમે દિવસે પોતાના અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો. હવે 'જ્યાં સુધી ભોજન આદિથી તમારું પૂજન થયુ નથી,

× કોઈ વાત યથાર્થ હોય તોપણ વક્તાની સાથેના રક્તના સબંધને લીધે શ્રોતાને તે વાત યથાર્થ પ્રતીત થતી નથી. રક્તના સંબંધ વિનાના એ કહેલી વાત યથાર્થ પ્રતીત થાય છે, એમ શ્રીવ્યાસજીનાં વચનો શુકદેવજીને સત્ય પ્રતીત ન થયાં અને જનકરાજાના વચનો સત્ય પ્રતીત થયાં તેથી જણાય છે.

÷ 'તમારી દૃષ્ટિએ' એ શબ્દો અધ્યાહાર સમજવા.

ત્યાં સુધી રાજાનો મેળાપ નહિ થાય' એમ કહેવરાવીને જનક રાજાએ ચંદ્ર જેવા મુખવાળા તે શુકદેવજીને સાત દિવસ સુધી યુવતીઓના મદભરી કામાતુર સ્ત્રીઓથી, ભોજનોથી તથા બીજા પણ ભોગવવાના અનેક પદાર્થોથી લલચાવી જોયા.[૨૪] પરંતુ જેમ મંદમંદ વાતા પવનો દૃઢ મૂળવાળા પર્વતને ચલાયમાન કરી શકે નહિ, તેમ તે સ્ત્રીઓ અને તે ભોગો શુકદેવજીના મનને ચલાયમાન કરી શક્યાં નહિ.[૨૫] આનંદથી ભરપૂર મનવાળા, સ્વસ્થ અને સુખ-દુઃખાદિમાં સમબુદ્ધિવાળા એ શુકદેવજી તો કાંઈ પણ બાધક આદિ નહિ કરતાં પૂનમના ચંદ્રની પેઠે કેવળ નિર્મળપણું રાખીને જ ત્યાં ઊભા રહ્યા.[૨૬]+ એ પ્રમાણે સ્વભાવની પરીક્ષા કરી લીધા પછી, તે જનકરાજાએ પ્રસન્નતાવાળા શુકદેવજીને પોતાની પાસે બોલાવ્યા અને તેમનાં દર્શન કરીને તેમને પ્રણામ કર્યો. પછી તેમણે તેમની તરત આગતાસ્વાગતા કરી અને તેમને કહ્યું કે 'હે કૃતાર્થ! હે પૂર્ણકામ! કહો, તમારી શી ઇચ્છા છે?[૨૭-૨૮]

શુકદેવજી બોલ્યા : હે ગુરુ! આ સંસારરૂપી આડંબર કેવી રીતે ઉત્પન્ન થયો છે? તે કેવી રીતે શાંત થાય છે? આ મને તમે તુરત યથાર્થ રીતે કહો.[૨૯]

**વિશ્વામિત્ર બોલ્યા :** શુકદેવજીએ એ પ્રમાણે પૂછ્યું, ત્યારે જનક રાજાએ પ્રથમ તેમના પિતા વ્યાસજીએ તેમને જે કહ્યું હતું, તે જ તે સમયે તેમને કહ્યું.[૩૦]

**શુકદેવજી બોલ્યા :** હે વક્તાઓમાં શ્રેષ્ઠ! આ વિષય મેં પ્રથમ મારી પોતાની મેળે વિવેકથી જાણ્યો હતો. પછી પિતાજીને પૂછતાં તેમણે પણ મને એમ જ કહ્યું હતું. તમે પણ એ જ વિષય કહ્યો છે અને શાસ્ત્રોમાં પણ એ જ વાક્યાર્થ જોવામાં આવે છે.[૩૧-૩૨] આ દુષ્ટ અને નિઃસાર સંસાર અંતઃકરણથી ઉત્પન્ન થયો છે અને અંતઃકરણનો ક્ષય થતાં ક્ષય પામે છે, એમ તત્ત્વવેત્તાઓનો નિશ્ચય છે.[૩૩] હે વીર! આ પ્રમાણે મેં જે જાણ્યું છે તે જ સાચું હોય તો તમે મને નિઃસંદેહ રીતે કહો, એટલે હું તમારા વચન ઉપર વિશ્વાસ રાખીને વિશ્રામ પામું. આ મારું ચિત્ત અવિશ્વાસથી ચારે બાજુ ભમે છે.[૩૪]

જનકરાજા બોલ્યા : હે મુનિ! આથી અધિક બીજું કાંઈ પણ નિશ્ચય કરવાનું નથી. જે નિશ્ચય કરવાનું છે, તે તમે પોતાની મેળે જ જાણ્યું છે અને વળી ગુરુના મુખથી પણ સાંભળ્યુ છે.[૩૫] અખંડ ચૈતન્યરૂપ આત્મા એક જ છે. એ વિના બીજું કાંઈ છે જ નહિ. એ આત્મા પોતાના સંકલ્પને લીધે જ બંધાયેલો છે અને સંકલ્પરહિત થતાં તે મુક્ત જ છે.[૩૬] જે જાણવાનું છે તે તમે પ્રથમથી જ જાણેલું છે, એટલે ઉદાર મનવાળા તમને ભોગ ભોગવ્યા પહેલાં જ આ દશામાં સઘળા દૃશ્ય પદાર્થોથી વૈરાગ્ય થયેલો છે.[૩૭] હે બાળક છતાં પણ વિષયોનો ત્યાગ કરવામાં મહાવીર! તમારી બુદ્ધિ લાંબા રોગો જેવા વિષયોમાંથી વિરામ પામી છે, તો હવે તમે બીજું શું સાંભળવા ઇચ્છો છો?[૩૮] તમને જેવી પૂર્ણતા પ્રાપ્ત થઈ છે, તેવી પૂર્ણતા તો સઘળાં જ્ઞાનોના મોટા ભંડારરૂપ અને ભારે તપસ્યા કર્યા કરતા તમારા પિતા વ્યાસજીને પણ પ્રાપ્ત થઈ નથી.[૩૯] તમે વ્યાસના પુત્ર છો છતાં મારા શિષ્ય થયા છો તેથી હું વ્યાસથી અધિક જ છું. પરંતુ વૈરાગ્યની સ્થિતિમાં તો તમે મારા કરતાં પણ અધિક છો.[૪૦] તમે પૂર્ણ ચિત્તવાળા છો અને મેળવવાની સઘળી વસ્તુ તમે મેળવી લીધી છે. હે બ્રહ્મન્! તમે બહારના વિષયોમાં પડ્યા જ નથી

+ નિરભિમાનપણા વિના ને વૈરાગ્ય વિના તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ ન થાય, માટે રાજાએ શુકદેવજીની તે બન્ને વિષયમાં પરીક્ષા કરી છે.

અને મુક્ત છો, માટે તમે ભ્રાંતિ છોડી દો.[41]

**વિશ્વામિત્ર બોલ્યા:** આ પ્રમાણે મહાત્મા જનકરાજાએ ઉપદેશ કર્યો, ત્યારથી શુકદેવજી દૃશ્ય પદાર્થોથી રહિત એવી પરમ વસ્તુમાં જ રહેવા લાગ્યા.[42] પછી શોકથી, ભયથી તથા પરિશ્રમથી રહિત થયેલા, તૃષ્ણાથી મુક્ત થયેલા અને છિન્નસંશય તે શુકદેવજી સમાધિ કરવા સારુ ત્યાંથી મેરુપર્વતના પવિત્ર શિખર ઉપર ગયા; ત્યાં દશ હજાર વર્ષ સુધી નિર્વિકલ્પ સમાધિમાં રહીને તેલ વગરના દીવાની પેઠે તે પોતાના સ્વરૂપમાં જ શાંત થયા. જેમ જળનો કણ સમુદ્રમાં એકતા પામે છે, તેમ દૃશ્ય પદાર્થોમાં પ્રીતિ અને તેના કારણરૂપ અજ્ઞાન એ બન્ને ટળી જવાથી શુદ્ધ થયેલા તે મહાત્મા શુકદેવજી પોતે વાસનારહિત થઈને પવિત્ર પદરૂપ નિર્મળ સ્વરૂપમાં એકતા પામ્યા.[43–45]

व्यपगतकलनाकलङ्कशुद्धः स्वयममलात्मनि पावने पदेऽसौ । सलिलकण इवाम्बुधौ महात्मा विगलितवासनमेकतां जगाम ॥ ४५ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'શુકનિર્વાણ' એ નામનો સર્ગ ૧લો સમાપ્ત

## सर्ग २जो*

### રામને ઉપદેશ આપવાનો વસિષ્ઠને ઉત્સાહ

विश्वामित्र उवाच

तस्य व्यासतनूजस्य मलमात्रोपमार्जनम् ।
यथोपयुक्तं ते राम तावदेवोपयुज्यते ॥ १ ॥

**વિશ્વામિત્ર બોલ્યા:** હે રામ! જેમ એ શુકદેવજીને માત્ર અવિશ્વાસરૂપી× મળને દૂર કરવા જેટલો જ ઉપયોગ હતો, તેમ તમારે પણ તેટલો જ ઉપયોગ છે.[1] હે મુનીશ્વરો! જે જાણવાનું છે તેને રામ પરિપૂર્ણ રીતે જાણી ચૂક્યા છે; કારણકે આ ઉત્તમ બુદ્ધિવાળા રામને રોગોની પેઠે ભોગો પણ ગમતા નથી.[2] કોઈ પણ ભોગ ગમે નહિ એ જ મનમાં જ્ઞેય વસ્તુ જણાયાનું ચિહ્ન છે.[3] જગતમાં અજ્ઞાનથી થયેલો બંધ ભોગોની ભાવનાથી દૃઢ થાય છે અને ભોગોની ભાવના શાંત થવાથી તે શિથિલ થઈ જાય છે.[4] હે રામ! વાસનાઓના નિર્મૂળપણાને પંડિતો મોક્ષ કહે છે અને પદાર્થોની વાસનાઓના દૃઢપણાને તેઓ બંધ કહે છે. હે મુનિ! માણસોને પોતાના સ્વરૂપનું ઉપરચોટિયું જ્ઞાન તો થોડા પરિશ્રમથી પણ થાય છે; પરંતુ વૈરાગ્ય તો ઘણા પરિશ્રમથી જ થાય છે.[5,6] જેણે પોતાના સ્વરૂપને યથાર્થ રીતે જાણ્યું હોય તે જ પંડિત કહેવાય છે, તે જ જાણવાયોગ્ય વસ્તુને જાણી ચૂકેલો કહેવાય છે; અને તેને જ અવિદ્યાના ઉચ્છેદરૂપ ફળ મળે છે. વિષયભોગો એ મહાત્મા પુરુષને બળાત્કારે રુચિ કરાવતા નથી.[7] પૃથ્વીમાં યશ આદિની ઇચ્છારૂપ કારણો વિના જ જેને ભોગો ઉપર અરુચિ થાય છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[8] પરમતત્ત્વને જાણવામાં જેટલી જેટલી ન્યૂનતા હોય છે, તેટલી તેટલી વૈરાગ્યની ન્યૂનતા રહે છે. આમ પરમતત્ત્વને જાણ્યું ન હોય, તો જેમ મરુભૂમિમાં લતા થતી નથી, તેમ ચિત્તમાં વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી.[9] રામને રમણીય વિષયોમાં પણ આસક્તિ થતી નથી, તેથી એમને પરમતત્ત્વને જાણી ચૂકેલા સમજવા જોઈએ.[10] હે મુનીશ્વરો! પોતે પોતાના મનમાં જે જાણે છે તે જ સદ્‌વસ્તુ છે, એમ જો મહાત્માના મુખથી રામ સાંભળશે, તો તેમના ચિત્તને અવશ્ય શાંતિ મળશે જ.[11] જેમ શરદઋતુની શોભા કેવળ આકાશના નિર્મળપણાની જ અપેક્ષા રાખે છે,

* આ બીજા સર્ગમા રામને ઉપદેશ આપવા સારુ વિશ્વામિત્રે પ્રાર્થના કરવાથી વસિષ્ઠને તે વિષે ઉત્સાહ થવાની કથા કહેવાશે.

× 'અવિશ્વાસ સત્યને સત્યરૂપે પ્રતીત થવા દેતો નથી, માટે મુમુક્ષુએ એ અવિશ્વાસને સુદૃઢ વિશ્વાસ વડે દૂર કરવો જોઈએ.

તેમ રામની બુદ્ધિ દ્વૈતનો નાશ કરીને કેવળ ચૈતન્યરૂપે રહેવાની જ અપેક્ષા કરે છે.[૧૨] આ પ્રમાણે છે, તો હવે આ મહાત્મા રામના ચિત્તને વિશ્રાંતિ આપવા સારુ આ શ્રીમાન ભગવાન વસિષ્ઠ તેમને આ વિષયમાં યુક્તિ કહો.[૧૩] કારણ-કે, વસિષ્ઠમુનિ જ સઘળા રઘુવંશી ક્ષત્રિયોના કુળગુરુ છે, સર્વદા નિયંતા છે, સર્વજ્ઞ છે, સર્વના સાક્ષી છે અને નિર્મળ રીતે ત્રણે કાળને જાણ-નારા છે.[૧૪] હે ભગવાન વસિષ્ઠ! આપણી વચ્ચે જે વેર હતું તેને શાંત કરવા સારુ તેમ જ મહા-બુદ્ધિમાન મુનિઓનું કલ્યાણ કરવા સારુ દેવદારુ નામનાં વૃક્ષોથી ઘેરાયેલા નિષધાચળના શિખર ઉપર સાક્ષાત્ બ્રહ્માએ આપણને જ્ઞાનનો જે ઉપ-દેશ કર્યો હતો, તે તમને સ્મરણમાં છે ને?[૧૫-૧૬] હે બ્રહ્મન્! જેમ સૂર્યથી રાત્રિ ટળી જાય છે, તેમ યુક્તિઓથી ભરેલા એ જ્ઞાનથી આ સંસાર સંબંધી વાસના નિઃસંશય ટળી જ જાય છે.[૧૭] હે બ્રહ્મન્! તમે આ તમારા શિષ્ય રામને એ યુક્તિ-ઓવાળા જ્ઞાનનો ઉપદેશ કરો, એટલે તરત એમને વિશ્રાંતિ મળશે.[૧૮] રામ નિર્દોષ છે, એટલા માટે એમને સમજાવવામાં ઘણો પરિશ્રમ પડશે નહિ. નિર્મળ અરીસામાં વિનાયત્ને જ મુખનું પ્રતિબિંબ પડે છે.[૧૯] હે સુપાત્ર મુનિ! વૈરાગ્યવાન સુશિષ્યને ઉપદેશ કરવો એ જ પ્રશંસાપાત્ર ડહાપણ છે અને એ જ શાસ્ત્રાર્થ સમજવાની તથા જ્ઞાનની સફળતા છે.[૨૦] ઉપદેશ આપવાને અયોગ્ય અને વૈરાગ્ય વગરના માણસને જો કાંઈ ઉપદેશ કરવામાં આવે, તો જેમ કૂતરાના ચામડામાં ગાયનું દૂધ અપવિત્ર થાય છે તેમ તે ઉપદેશ પણ અપવિત્ર થઈ જાય છે.[૨૧] રાગથી, ભયથી, ક્રોધથી તથા માનથી રહિત એવા આપના જેવા મહાત્માઓ ઉપદેશ કરે, ત્યાં તુરત જ બુદ્ધિને વિશ્રાંતિ મળ્યા વિના રહે જ નહિ.[૨૨]

**વાલ્મીકિ બોલ્યા:** ગાધિપુત્ર વિશ્વામિત્રે આ પ્રમાણે કહ્યું, ત્યારે વ્યાસ અને નારદ આદિ સઘળા મુનિઓએ 'બહુ સારું, બહુ સારું' એમ કહીને તેમની વાતને ઉત્તેજન આપ્યું.[૨૩] પછી રાજાની બાજુમાં બેઠેલા તે બ્રહ્માના પુત્ર અને બ્રહ્માના જેવા જ મહાતેજસ્વી મહાત્મા વસિષ્ઠમુનિ નીચે પ્રમાણે બોલ્યા.[૨૪]

**વસિષ્ઠ બોલ્યા:** હે મુનિ! આપ મને જે કામની આજ્ઞા કરો છો તે કામ હું નિર્વિઘ્ને કરીશ. પોતે સમર્થ હોવા છતાં કયો પુરુષ મહા-ત્માઓનાં વચનને ઉથાપવાનું સાહસ કરે?[૨૫] જેમ માણસ દીવાથી રાત્રિના અંધારાને મટાડે છે, તેમ હું રામ આદિ રાજકુમારોના મનના અજ્ઞાનને જ્ઞાનથી તુરત મટાડીશ.[૨૬] પૂર્વે નિષધા-ચળ ઉપર બ્રહ્માએ સંસારરૂપી ભ્રાંતિ ટાળવા અર્થે જે જ્ઞાન કહ્યું હતું, તે અખંડ જ્ઞાનનું મને સંપૂર્ણ સ્મરણ છે.[૨૭]

**વાલ્મીકિ બોલ્યા:** એ પ્રમાણે બોલીને, જેમણે સઘળી રીતની ઉપદેશ આપવાની સજ્જતા કરવાથી વક્તાપણાનું તેજ મેળવ્યું છે, એવા એ મહાત્મા વસિષ્ઠે સર્વનું અજ્ઞાન ટાળવા સારુ મુખ્યત્વે કરીને પરમપદને જણાવનારું શાસ્ત્ર નીચે પ્રમાણે કહ્યું.[૨૮]

इति निगदितवानसौ महात्मा परिकरबंध-गृहीतवक्तृतेजाः । अकथयदिदमज्ञतोपशान्त्यै परमपदैकविबोधनं वसिष्ठः ॥ २८ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'વિશ્વામિત્રવાક્ય' એ નામનો સર્ગ ૨જો સમાપ્ત**

## સર્ગ ૩જો*

## પરમાત્મામાં જગતનો આરોપ ને અપવાદ

**वसिष्ठ उवाच**

पूर्वमुक्तं भगवता यज्ज्ञानं पद्मजन्मना ।
सर्गादौ लोकशान्त्यर्थं तदिदं कथयाम्यहम् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા:** પૂર્વે સૃષ્ટિના આરંભમાં

* આ ત્રીજા સર્ગમાં પરમાત્માની અંદર જગતનો આરોપ કરીને અપવાદ કરવામાં આવશે.

સઘળાઓનાં સંસારરૂપી દુ:ખોને શાંત કરવા સારુ ભગવાન બ્રહ્માએ આ જે જ્ઞાન કહ્યું હતું, તે હું કહી સંભળાવું.[1]

**રામ બોલ્યા:** હે ભગવન્! વિસ્તારથી ભરેલી મોક્ષની સંહિતા પછી કહો; પણ આ ઘડીએ મારા મનમાં જે સંશય ઉત્પન્ન થયો છે તેનું આપ પ્રથમ નિવારણ કરો.[2] વેદવ્યાસજી શુકદેવજીના પિતા છે, ગુરુ છે, સર્વજ્ઞ છે અને મહાબુદ્ધિમાન છે. તે કેમ વિદેહમુક્ત ન થયા અને એમના પુત્ર શુકદેવજી કેમ વિદેહમુક્ત થયા?[3]

**વસિષ્ઠ બોલ્યા:** પરમાત્મારૂપ ચૈતન્ય-પ્રકાશની અંદર અનંતકોટિ બ્રહ્માંડોરૂપ ત્રસરેણુઓ× દેખાઈ દેખાઈને લીન થઈ ગયાં છે, તેમની સંખ્યા ગણી શકાતી નથી.[4] વર્તમાન-કાળમાં પણ એ પ્રકાશની અંદર જે કરોડો બ્રહ્માંડો છે, તેમની કેટલી સંખ્યા છે તે કોઈથી પણ ગણી શકાતી નથી.[5] વળી પરમાત્મારૂપી સમુદ્રમાં હવે પછી બ્રહ્માંડોરૂપી જે તરંગો ઉત્પન્ન થશે, તેમની સંખ્યા ગણવાની તો વાત સરખી પણ થઈ શકે એમ નથી. (જ્યારે બ્રહ્માંડો અસંખ્યાત ઉત્પન્ન થાય છે, ત્યારે વ્યાસાદિક અસંખ્યાત ઉત્પન્ન થાય તેમાં તો આશ્ચર્ય જ શું?)[6]

**રામ બોલ્યા:** વર્તમાનકાળનાં બ્રહ્માંડો પણ અસંખ્ય છે, છતાં ભૂતકાળનાં અને ભવિષ્ય-કાળનાં બ્રહ્માંડોનો વિચાર કરતાં એ વર્તમાનકા-ળનાં બ્રહ્માંડો તેમની આગળ શી ગણતરીમાં છે? આથી વર્તમાન બ્રહ્માંડોને ભૂત–ભવિષ્યની પંક્તિમાં મૂકવાં એ યોગ્ય નથી. આ ઉપરથી, આપે બ્રહ્માંડોની કલ્પનાના અધિષ્ઠાનરૂપ એક ચૈતન્યરૂપ આત્મતત્ત્વ દેખાડ્યું તે પણ મારા જાણવામાં આવ્યું.[7]

**વસિષ્ઠ બોલ્યા:** પશુ, પક્ષી, મનુષ્ય અને દેવ આદિ પ્રાણીઓના સમૂહમાં જે પ્રાણી જ્યારે અને જે પ્રદેશમાં મરી જાય છે, તે પ્રાણી ત્યારે અને તેજ પ્રદેશમાં આ બ્રહ્માંડોને દેખે છે; પણ બીજા પ્રદેશમાં અથવા ઘણે કાળે તે તેને દેખે એમ નથી.[8] આ આતિવાહિક નામનું જે ચિત્તરૂપી લિંગશરીર છે, તેથી જ પોતાના હૃદયની અંદર રહેલા સૂક્ષ્મ આકાશ વિશેની ભ્રાંતિને લીધે જ (જીવ) આ વાસનામય બ્રહ્માંડને દેખે છે તેમજ અનુક્રમે વાસનાથી પ્રાપ્ત થતાં તે તે શરી-રોનો અનુભવ કરે છે. બાકી વાસ્તવિક રીતે તો આત્મા નિર્લેપ છે અને જન્મ આદિ વિકારોથી રહિત છે.[9] એ પ્રમાણે કરોડો પ્રાણીઓ મરી ગયાં છે, મરે છે અને મરી જશે. મરવાના સમય-માં દશ્ય પદાર્થો જે વાસનામાં લય પામ્યા હોય છે, તે વાસનાને અનુસરીને તે પાછા જુદા જુદા પ્રકટ થાય છે.[10] આ જગતની પરંપરા માનસિક પૂજામાં મનથી બનાવેલા રત્નમય મંદિર જેવી છે, મનથી કલ્પેલા રાજ્યના વિલાસ જેવી છે, ઇંદ્રજાળોની પંક્તિ જેવી છે અને સાંભળેલી વાતના આભાસ જેવી છે.[11] તે વાયુના રોગથી થતા ભૂકંપના ભ્રમ જેવી છે, બાળકને બિવડા-વવા સારુ કલ્પેલા પિશાચ જેવી છે, નિર્મળ આકાશમાં કલ્પેલી મોતીની પંક્તિ જેવી છે અને વહાણ ચાલતાં તેમાં બેઠેલાઓને દેખાતી કાંઠાનાં વૃક્ષોની ગતિ જેવી છે.[12] વળી તે સ્વપ્નમાં દેખાતા નગર જેવી છે અને સ્મરણથી કલ્પેલા આકાશ-પુષ્પ જેવી છે. મરેલાં તથા જન્મેલાં પ્રાણીઓ આ પ્રમાણે પોતાના મનમાં જગતને જોયા કરે છે.[13] હૃદયાકાશમાં ઘણા પરિચયને લીધે જગતની દૃઢ છાપ પડી જાય છે અને જાણે બહાર હોય અને સાચું હોય એવું દેખાય છે.[14] એ હૃદયાકાશમાં જ જન્મનો, જન્મ પછીની અનેક ક્રિયાઓનો અને

× ૭ પરમાણુઓ મળે ત્યારે એક ત્રસરેણુ કહેવાય છે. બારીમાથી અગર છાપરામાથી ઘરમાં પ્રકાશ પડતો હોય તેમાં જે રજકણો ઊડતાં પ્રતીત થાય છે, તેમાંનું નાનું રજકણ ત્રસરેણુ કહેવાય છે.

મરણ આદિનો અનુભવ થાય છે. વળી મરણ પછી પણ તે જ હૃદયાકાશમાં તે જ પ્રમાણે પાછી પરલોકની કલ્પના થવા માંડે છે.[૧૫] જેમ કેળના થંભને ઉખેડતાં એકમાંથી બીજું અને બીજામાંથી ત્રીજું એમ અનેક પડો જોવામાં આવે છે, તેમ સંસારમાં પણ એક વાસનામય દેહની અંદર બીજા વાસનામય દેહો જોવામાં આવે છે અને તે દેહોમાં વળી વાસનામય અન્ય દેહો જોવામાં આવે છે.[૧૬] મરેલા જીવોને પૃથ્વી આદિ પંચ મહાભૂતના ગણો સાથે કે તે તે લોકમાં ભ્રમણ આદિ સાથે કંઈ પણ સંબંધ નથી, તોપણ કેવળ ભ્રાંતિથી તેમને વિશે એ જોવામાં આવે છે.[૧૭] આ અવિદ્યારૂપી નદી અપાર છે, અનેક જાતના ફાંટાઓમાં વહે છે અને તેમાં અનેક દેહોરૂપી તરતાં મોજાં છે. મૂઢ પુરુષો તેને તરી શકતા નથી.[૧૮] હે રામ! પરમાત્મારૂપ મોટા સમુદ્રમાં વારંવાર તેના તે અને બીજા પણ ઘણા ઘણા દેહોરૂપી તરંગો ઊઠ્યા કરે છે.[૧૯] એ તરંગોમાં કેટલાએક તરંગો કુળથી, ક્રમથી અને મનના ગુણોથી સઘળી રીતે સમાન હોય છે, કેટલાએક અર્ધોઅર્ધ સમાન હોય છે અને કેટલાએક અત્યંત જુદા પ્રકારના જ થાય છે.[૨૦] તેઓમાં વ્યાસના દેહોરૂપી તરંગો યથાયોગ્ય જન્મથી, શાસ્ત્ર આદિના જ્ઞાનથી અને બ્રહ્મવિદ્યાથી સંયુક્ત હોય છે. તેઓમાં આ વ્યાસમુનિ બત્રીસમા છે, એમ મારું સ્મરણ છે.[૨૧] એ વ્યાસોમાં બાર તો બ્રહ્મવિદ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિને પહોંચ્યા ન હતા, પણ કુળથી, આકારથી તથા પોતાની રીતભાતોથી સમાન હતા. દશ વ્યાસો સઘળી રીતે સમાન હતા અને બાકીના વ્યાસો કુળ આદિમાં વિલક્ષણ હતા. હજી પણ વ્યાસ, વાલ્મીકિ, ભૃગુ, અંગિરા અને પુલસ્ત્ય આદિ અધિકારી પુરુષો ઘણા થશે. તેમનામાં કેટલાએક પહેલાંના જેવા જ થશે અને કેટલાએક તેનાથી વિલક્ષણ પણ થશે. મનુષ્યોના, દેવર્ષિઓના અને દેવતાઓના ઘણા ઘણા સમૂહો કોઈ સમયે સામટા ઉત્પન્ન થાય છે અને સામટા લય પામે છે, તો કોઈ સમયે જુદા જુદા ઉત્પન્ન થાય છે અને જુદા જુદા લય પામે છે.[૨૨–૨૪] બ્રહ્માના કલ્પમાં આ ત્રેતાયુગ બોતેરમો છે. આવો જ ત્રેતાયુગ આગળ હતો અને હવે પછી પણ થશે. ત્રેતાયુગ, લોકો, તમે અને હું પણ એવા ને એવા થઈશું, અને કોઈ સમયે બીજી રીતના પણ થઈશું, એ પણ હું જાણું છું.[૨૫] અદ્ભુત કર્મ કરનારા અને દીર્ઘ વિચારવાળા આ વ્યાસના શરીરમાં જે જીવ છે, તેનો અનુક્રમથી આ દશમો અવતાર જોવામાં આવે છે.[૨૬] આપણે અનેક વાર વ્યાસની તથા વાલ્મીકિની સાથે જન્મ્યા હતા અને અનેક વાર અત્યંત જુદા જુદા કાળમાં પણ જન્મ્યા હતા.[૨૭] આપણે ઘણી ઘણી વાર શરીરથી તથા જ્ઞાનથી તુલ્ય થયા હતા, ઘણી ઘણી વાર શરીરથી અતુલ્ય તથા જ્ઞાનથી તુલ્ય થયા હતા અને ઘણી ઘણી વાર જ્ઞાનથી અતુલ્ય તથા શરીરથી તુલ્ય થયા હતા.[૨૮] હજી પણ આ વ્યાસને આઠ અવતાર ધરવાના છે અને તે અવતારોમાં તે ઇતિહાસ સહિત ભારત નામના ગ્રંથને રચશે.[૨૯] ચાર વેદના વિભાગ કરીને, કુળને પ્રખ્યાત કરીને અને બ્રહ્માની પદવી ભોગવીને આ વ્યાસ છેવટે વિદેહમુક્તિ પામશે.[૩૦] આ વ્યાસ શોક તથા ભય વિનાના છે, શાંત છે, સુખરૂપ છે, કલ્પનાઓથી રહિત છે, વશ મનવાળા છે અને જીવન્મુક્ત છે.[૩૧] પ્રાણીઓ કોઈ સમયે ધનથી, બંધુઓથી, અવસ્થાઓથી, કર્મોથી, વિદ્યાથી, વિજ્ઞાનથી તથા ચેષ્ટાઓથી, પરસ્પર સરખાં થાય છે અને કોઈ સમયે કોઈ પ્રકારથી પણ પરસ્પર મળતાં આવે નહિ એવાં થાય છે.[૩૨] કોઈ સમયે હજારો સૃષ્ટિઓમાં પણ સરખાં ઉત્પન્ન થાય છે, તો કોઈ સમયે હજારો સૃષ્ટિઓમાં તેઓ તદ્દન જુદાં જ ઉત્પન્ન થાય છે. આમ આ માયા

અંત વિનાની જ છે.[33] ધાન્યના દાણાઓને પાલીમાં ભરીએ અને પછી તેને ઠાલવી લઈને વળી ભરીએ, તો પ્રથમ તે જે અનુક્રમથી પાલીમાં ગોઠવાયા હોય તે અનુક્રમથી જ પાછા ગોઠવાતા નથી, પણ ફેરફાર પામે છે. તે જ પ્રમાણે પ્રાણીઓનો સમૂહ પણ અનેક જન્મોમાં અનેક ફેરફાર પામે છે.[34] પરમાત્મારૂપી સમુદ્રમાં વારંવાર ઊઠતા સૃષ્ટિઓરૂપી તરંગો કોઈ સમયે એવા ને એવા આકારથી ગોઠવાય છે, તો કોઈ સમયે તે જુદાજુદા આકારોથી પણ ગોઠવાય છે.[35] આવી સૃષ્ટિઓમાં જે બ્રહ્મવેત્તા જીવન્મુક્ત હોય છે, તે સમાહિત ચિત્તવાળો, ભેદની કલ્પનાઓથી રહિત, સ્વરૂપમાં જ નિષ્ઠાવાળો અને આવરણથી રહિત થઈને પરમ શાંતિરૂપ અમૃતથી જ તૃપ્ત રહે છે.[36]

आश्वस्तान्तःकरणः शान्तविकल्पः स्वरूपसारमयः । परमशमामृततृप्तस्तिष्ठति विद्वान्निरावरणः ॥ ३६ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'ભૂયાભૂયઃ સર્ગોનું વર્ણન' એ નામનો સર્ગ ૩ જો સમાપ્ત

## સર્ગ ૪થો*

## જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ

### वसिष्ठ उवाच

सौम्याम्बुत्वे तरङ्गत्वे सलिलस्याम्बुता तथा ।
समैवाब्धौ तथाऽदेहसदेहमुनिमुक्तता ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : જેમ સમુદ્રની અંદર સ્થિર જળમાં અને તરંગરૂપે હાલતા જળમાં જળપણું સરખું જ છે; તેમ વિદેહમુક્તમાં અને જીવન્મુક્તમાં મુક્તિપણું પણ સરખું જ છે.[1] મુક્તિ તે વિષયોને અધીન નથી. પછી ભલે તે વિદેહમુક્તિ હોય કે જીવન્મુક્તિ હોય. જેઓ વિષયોનો ઉપભોગ કરતા નથી, તેમને વળી વિષયના રસનો બોધ ક્યાંથી હોય? જો જીવન્મુક્તિમાં વિષયોને સાચા સમજીને ભોગવવામાં આવતા હોય તો વિદેહમુક્તિમાં તે બાધક નીવડે; પણ જીવન્મુક્તિમાં વિષયોને મિથ્યાભૂત જ જાણેલા હોય છે, માટે તેઓ બાધક થતા નથી. આ જીવન્મુક્ત મુનિશ્રેષ્ઠ વ્યાસજીને આપણા મોં આગળ આપણી કલ્પનાથી જ આપણે દેહવાળા જેવા દેખીએ છીએ; પણ આપણે એમના મનના નિશ્ચયને જાણતા નથી.[2-3] જીવન્મુક્ત અને વિદેહમુક્ત એ બન્ને બોધરૂપે જ+ રહે છે, માટે તેઓમાં કશો ભેદ નથી. જેમ સ્થિર જળમાં અને તરંગરૂપે હાલતા જળમાં જળપણું એક જ છે, જેમ સ્થિર વાયુમાં અને ચાલતા વાયુમાં જરા પણ ભેદ નથી, તેમ વિદેહમુક્તમાં અને જીવન્મુક્તમાં જરા પણ ભેદ નથી.[4-5] અમારી કે વ્યાસની જીવન્મુક્તિ ઉપર કે વિદેહમુક્તિ ઉપર ધ્યાન આપવાનું નથી; પણ આત્માની દ્વૈતરહિતપણાથી જે એકતા છે તે ઉપર જ ધ્યાન આપવાનું છે.[6] આથી હે રામ! અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર અને કાનના ભૂષણરૂપ જ્ઞાનનો હું જે ઉપદેશ કરું છું, તેનું તમે શ્રવણ કરો.[7] હે રઘુનંદન! આ સંસારમાં સર્વદા સર્વ પુરુષો સારી રીતે પુરુષાર્થ (ઉદ્યોગ) કરીને જ સઘળું પામે છે.[8] શાસ્ત્રોક્ત કર્મો કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે; અને તે દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. એ જ્ઞાનપ્રાપ્તિ થવાથી હૃદયમાં ચંદ્રના જેવું શીતળ જીવન્મુક્તિનું સુખ ઉદય પામે છે. તે સુખ ઉદ્યોગથી જ મળે છે, બીજા કોઈથી મળતું નથી.[9] ક્રિયાથી ફળ આપનારો પુરુષાર્થ પ્રત્યક્ષ જોવામાં આવે છે; પણ પ્રારબ્ધ પ્રત્યક્ષ જોવામાં આવતું નથી. આથી પ્રારબ્ધ એ કાંઈ જ નથી, પણ કેવળ મોહ પામેલા આળસુ લોકોએ એને કલ્પી કાઢ્યું છે.[10] મનની, ઇંદ્રિયોની તથા શરીરની જે

* આ ચોથા સર્ગમા જીવન્મુક્તિમા તથા વિદેહમુક્તિમાં અંતરના અભાવનુ વર્ણન કરીને પછી મૂળને દૃઢ કરવા શાસ્ત્રોક્ત રીતિને અનુસરતા ઉદ્યોગને–પુરુષાર્થને વખાણવામાં આવશે.

\+ જ્ઞાનરૂપે જ.

ચેષ્ટા મહાત્માઓએ બતાવેલા માર્ગથી કરવામાં આવે છે, તેને સાચો પુરુષાર્થ સમજવો અને તે પુરુષાર્થ જ સફળ થાય છે. શાસ્ત્રથી વિરુદ્ધ રીતે જે પુરુષાર્થ કરવામાં આવે છે, તેને તો ઉન્મત્તની ક્રિયારૂપ જ સમજવો.[11] જે માણસ જે વસ્તુને ઇચ્છે છે અને તેને માટે યોગ્ય ક્રમથી યત્ન કર્યા કરે છે, તેને તે વસ્તુ અવશ્ય પ્રાપ્ત થાય છે; સિવાય કે જો યત્ન કરતાં તે અધવચથી પાછો ન વળે.[12] કોઈ પ્રાણી હમણાં ત્રૈલોક્યના ઐશ્વર્યથી શોભી રહેલી ઇંદ્રની પદવીને પામ્યો છે, તે પોતાના પુરુષાર્થથી જ પામ્યો છે.[13] ચૈતન્યનો કોઈ તરંગ કમળરૂપ આસન પર બેસીને બ્રહ્માની પદવીને ચલાવે છે, તે પણ પોતાના પુરુષાર્થથી જ ચલાવે છે.[14] કોઈ જીવ વિષ્ણુપણાને પામ્યો છે અને પોતાની ધ્વજામાં ગરુડનુ ચિહ્ન રાખે છે, તે પણ પોતાના પુરુષાર્થના પ્રભાવથી જ છે.[15] આ સંસારમાં કોઈ પ્રાણી અર્ધા શરીરમાં સ્ત્રીથી અને મુકુટમાં અર્ધચંદ્રથી શોભી રહેલ સદાશિવ થયો છે, તે પણ પોતાના પુરુષાર્થથી જ થયો છે.[16] પૂર્વજન્મનો અને આ જન્મનો, એમ પુરુષાર્થ બે પ્રકારનો છે. તેમાં આ જન્મના પુરુષાર્થથી પૂર્વજન્મના પુરુષાર્થને તુરત જીતી લેવાય છે.[17] યત્નવાળા, દૃઢ અભ્યાસવાળા અને ઘણા ઉત્સાહવાળા અધિકારી પુરુષો મેરુ પર્વતોને પણ ગળી જાય છે, ત્યારે પુરુષાર્થી પુરુષો પૂર્વજન્મના પ્રારબ્ધને ગળી જાય તેમાં તો કહેવું જ શું?[18] જે પુરુષાર્થ શાસ્ત્રની રીતિને અનુસરીને કરવામાં આવે છે, તે પુરુષાર્થ જ અનેક ધાર્યાં ફળોને સિદ્ધ કરે છે; પણ જે પુરુષાર્થ શાસ્ત્રની રીતિથી વિરુદ્ધ કરવામાં આવે છે, તેથી તો અનર્થ જ થાય છે.[19] પુરુષ પોતાનાં દુષ્ટ આચરણોને લીધે કોઈ દુર્દશા પામે છે, ત્યારે પોતાનો હાથ પણ સ્વાધીન નહિ રહેવાથી, માંડ માંડ આંગળીઓ વાળીને ખોબો ભરીને તેમાંથી પાણીનું એક ટીપું મોંમાં પાડવામાં આવે છે, તો તે પણ ઘણું ઘણું માનવામાં આવે છે. બીજી બાજુ પુરુષ કોઈ સદાચરણોને લીધે ઉત્તમ દશા પામે છે, ત્યારે સમુદ્રોથી, પર્વતોથી, નગરોથી અને દ્વીપોથી ભરપૂર આ સઘળી પૃથ્વી પણ પુત્રોને વહેંચી આપતી વખતે ઓછી લાગે છે.[20]

कस्यांचित्स्वयमात्मदुःखस्थितिवशात्पुंसोद-
शायां शनैरंगुल्यग्रनिपीडितैःकचुलुकादापबिन्दु-
र्बहुः । कस्यांचिच्चलराशिपर्वतपुरद्वीपांतरालीकृता
मर्त्त्योचितसम्बिभागकरणे पृथ्वी न पृथ्वी भवेत् ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'પૌરુષ-પ્રકરણ' એ નામનો સર્ગ ૪થો સમાપ્ત

## સર્ગ ૫મો*

## પુરુષાર્થની પ્રબળતા અને દૈવની અભિન્નતા

वसिष्ठ उवाच

प्रवृत्तिरेव प्रथमं यथाशास्त्रविहारिणाम् ।
प्रभेव वर्णभेदानां साधनी सर्वकर्मणाम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : જેમ પીળા અને કાળા આદિ વર્ણોની પ્રકટતામાં પ્રભા જ કારણરૂપ છે, તેમ શાસ્ત્ર પ્રમાણે ચાલનારા લોકોની પ્રવૃત્તિ જ સઘળા પુરુષાર્થોની સિદ્ધિમાં કારણરૂપ છે.[1] મનથી કેવળ ઇચ્છા કરવામાં આવે પણ શાસ્ત્ર પ્રમાણે પુરુષાર્થ કરીને સિદ્ધ કરવામાં ન આવે તો ને એક જાતનું ઘેલાપણું જ ગણાય. એથી પુરુષાર્થ સિદ્ધ થતો નથી, પણ મોહ ઉત્પન્ન થાય છે.[2] જે રીતે કર્મ કરવામાં આવે છે તે રીતે મનુષ્યને ફળનો અનુભવ થાય છે. પૂર્વજન્મનાં જે કર્મો ભોગ આપવાને સજ્જ થયાં હોય છે, તે જ પ્રારબ્ધ કહેવાય છે. માટે પ્રારબ્ધરૂપ કર્મોનું ખંડન આ જન્મનાં સત્કર્મોથી કરી શકાય છે.[3] શાસ્ત્રોને અનુસરનો અને શાસ્ત્રથી વિરુદ્ધ, [illegible]

* આ પાંચમા સર્ગમાં [illegible], [illegible] પુરુષાર્થથી દૈવનાં અભિજ્ઞતા યુક્તિપૂર્વક [illegible]

બે પ્રકારના પુરુષાર્થ છે. તેમાં શાસ્ત્ર વિરુદ્ધ પુરુષાર્થથી અનર્થ થાય છે અને શાસ્ત્રને અનુસરતા પુરુષાર્થથી ઉત્તમ ફળ મળે છે.[૪] પૂર્વજન્મનો પુરુષાર્થ અને આ જન્મનો પુરુષાર્થ એ બંને પરસ્પરના હરીફ ન હોય તોપણ તેઓ ઘેટાંઓની પેઠે લડ્યા કરે છે અને તેમાં જે ઓછા બળવાળો હોય છે તે હારી જાય છે.[૫] આથી પુરુષે શાસ્ત્રના નિયમને અનુસરીને એવો પુરુષાર્થ કરવો જોઈએ, કે જેથી આ જન્મનો પુરુષાર્થ પૂર્વજન્મના પુરુષાર્થને તરત જીતી લે.[૬] આપણો અને બીજાનો પુરુષાર્થ પરસ્પર સરખો ન હોય, તો તે બને ઘેટાઓની પેઠે લડે છે અને તેઓમાં જે બળવાન હોય છે તે જીતે છે.[૭] જો શાસ્ત્ર પ્રમાણે પુરુષાર્થ કરતાં પણ અનર્થની પ્રાપ્તિ થાય, તો તે સમયે એ અનર્થ આપનારા પૂર્વજન્મના પુરુષાર્થને બળવાન સમજવો. ત્યારે તો પ્રબળ ઉત્સાહ રાખીને દાંત પીસીને શુભ પુરુષાર્થ કરવામાં મંડ્યા જ રહેવું, એટલે પછી વિઘ્ન પાડવા સજ્જ થયેલો પૂર્વજન્મનો અશુભ પુરુષાર્થ પણ હારી જ જાય.[૮'૯] 'મને પૂર્વજન્મનું પ્રારબ્ધ જ ચલાવે છે,' એવા વિચારને તો પગ તળે બળપૂર્વક ચાંપી જ દેવો જોઈએ; કારણકે આ જન્મના પ્રત્યક્ષ પુરુષાર્થથી પૂર્વજન્મનો અપ્રત્યક્ષ પુરુષાર્થ કદી પ્રબળ થશે નહિ.[૧૦] જ્યાં સુધી પૂર્વજન્મનો અશુભ પુરુષાર્થ પોતાની મેળે સંપૂર્ણ રીતે શાંત થાય નહિ, ત્યાં સુધી અત્યંત પુરુષાર્થ કરવામાં પ્રયત્નપૂર્વક મંડ્યા જ રહેવું.[૧૧] જેમ ગઈ કાલનું અજીર્ણ આજ કરેલા ઉપવાસથી ટળી જાય છે, તેમ પૂર્વજન્મનો દોષ પણ આ જન્મમાં કરેલા શુભ પુરુષાર્થથી નિઃસંદેહ ટળી જાય છે.[૧૨] હિંમતભરેલી બુદ્ધિથી પૂર્વજન્મના દુષ્ટ પ્રારબ્ધનો તિરસ્કાર કરીને પોતાનો સંસારમાંથી ઉદ્ધાર કરવા વાસ્તે શ્રવણ–મનન આદિ સાધનોનું સંપાદન કરવા માટે ઉદ્યોગ કરવો, પણ નિરુદ્યોગ રહીને ગધેડા જેવા પુરુષોની પંક્તિમાં રહેવું નહિ. શાસ્ત્રને અનુસરતો ઉદ્યોગ જીવતાં અને મૂઆ પછી પણ હિતકારક છે.[૧૩'૧૪] સિંહ જેમ માણસોએ કરેલા બંધનના પાંજરામાંથી પુરુષાર્થ કરીને નીકળી જાય છે, તેમ સમજુ પુરુષે પણ સંસારરૂપી ગુફામાંથી બળપૂર્વક પુરુષાર્થ કરીને નીકળી જવું જોઈએ.[૧૫] પોતાનો દેહ નાશવંત છે, એવો વિચાર નિત્ય રાખવો. પશુ જેવું થવું નહિ, પણ જે કર્મો સત્પુરુષોને યોગ્ય છે તે જ કરવાં. ઘામાં રહેલો કીડો જેમ ચીકણા અને ફૂણા ફૂણા માંસાદિક પદાર્થોનો સ્વાદ લેવામાં જ પોતાનો જન્મારો કાઢે છે, તેમ સમજુ પુરુષે ઘરમાં રહીને કોઈ કોઈ સ્ત્રી અને અન્નપાનાદિ ચીકણા અને ફૂણા ફૂણા પદાર્થોનો સ્વાદ લેવામાં પોતાના આવરદાને એળે કાઢવો નહિ. શુભ પુરુષાર્થ કરવાથી તુરત જ શુભ ફળ મળે છે અને અશુભ પુરુષાર્થ કરવાથી તુરત જ અવશ્ય અશુભ ફળ મળે છે. બાકી આ સંસારમાં દૈવ નામે કંઈ જ નથી.[૧૭'૧૮] જે પુરુષ પુરુષાર્થરૂપી પ્રત્યક્ષ પ્રમાણને છોડી દઈને, અનુમાનરૂપી દૈવનો આશરો લે છે, તે પુરુષ પોતાના બે હાથને જ સર્પરૂપ જાણીને તેમને જોઈ ભાગે છે, એમ સમજવું.[૧૯] જેમણે એઉ પુરુષોના વિચારો જોયા નથી અને જેઓ 'અમને દૈવ જ ચલાવે છે' એવો નીચ વિચાર રાખે છે, તે પુરુષોનું મોં જોઈને લક્ષ્મી પાછી જ વળી જાય છે.[૨૦] આથી પુરુષાર્થપૂર્વક પ્રથમ વિવેક આદિ સાધનોનું સંપાદન કરવું અને જેઓમાં આત્મજ્ઞાનરૂપી ઉત્તમ અર્થ છે એવાં શાસ્ત્રોનો વિચાર કરવો.[૨૧] જે મૂઢ લોકો શાસ્ત્ર પ્રમાણે શ્રવણ–મનનાદિ દ્વારા પરમાર્થરૂપ આત્મતત્ત્વનો ચિત્તમાં વિચાર કરતા નથી, અને તે વિચારથી આત્મતત્ત્વરૂપ પરમ પુરુષાર્થનું સંપાદન કરતા નથી, પણ વિષય સંબંધી સુખો ભોગવવાની જ નીચ ઇચ્છા રાખે છે, તેમને ધિક્કાર છે.[૨૨] ભારે યત્ન કરતાં

સમયમાં દુ:ખને લીધે 'હાય કષ્ટ' એમ જે કહેવામાં આવે છે, તેમાં 'હાય કષ્ટ' એ શબ્દો 'હાય દૈવ'ના પર્યાયરૂપ છે.[૨'૩] દૈવનું સ્વરૂપ પૂર્વજન્મમાં પોતે કરેલાં કર્મોથી જુદું જ નથી. પ્રબળ પુરુષ જેમ બાળકોને જીતી શકે છે, તેમ પ્રબળ પુરુષાર્થ એ દૈવને જીતી શકે છે.[૪] ગઈ કાલે કરેલું પાપકર્મ જેમ આજે કરેલા પ્રાયશ્ચિત્ત આદિ શુભ કર્મથી તુરત જ પોતાનું ફળ આપવાને અશક્ત થઈ જાય છે, તેમ પૂર્વજન્મનું કર્મ પણ આ જન્મમાં કરેલાં શુભ કર્મથી તુરત જ પોતાનું ફળ આપવા અશક્ત થઈ જાય છે.[૫] વિષયસુખના અલ્પાંશને માટે લાલચ રાખનારા જે લોકો દૈવને અધીન રહીને દૈવને જીતવા સારુ યત્ન કરતા નથી, તેમને કંગાળ, પામર અને મૂઢ સમજવા.[૬] આપણે ઉદ્યોગથી કરેલું કામ કોઈના ઉદ્યોગથી નાશ પામે, તો ત્યાં તે નાશ કરનારના ઉદ્યોગને જ બલવત્તર માનવો; પણ દૈવને મનમાં લાવવું નહિ.[૭] એક ડીંટમાં લાગેલાં બે ફળોમાં એક ફળ રસ વગરનું જોવામાં આવે, તો ત્યાં તે રસને ખાઈ જનારા કીડા વગેરેના યત્નને જ પ્રબળ માનવો.[૮] જગતમાં સિદ્ધ થયેલા પદાર્થો પણ ક્ષય પામે છે, ત્યાં ક્ષય કરનારના યત્નને જ વિશેષ બળવાન સમજવો.[૯] બે પુરુષાર્થો ઘેટાંઓની પેઠે પરસ્પરની સાથે લઢ્યા કરે છે, તેઓમાં જે બળવાન હોય તે તુરત જ જીતે છે.[૧૦] કોઈ વખતે રાજાનો વારસ ન હોવાથી લોકો શણગારેલા હાથીને છૂટો મૂકે છે અને તે હાથી જેના ઉપર કળશ ઢોળે છે, તેને રાજા ઠરાવવામાં આવે છે. એવા પ્રસંગે કોઈ ભિખારી રાજા થાય, તો પણ ત્યાં મંત્રીઓના, હાથીના અને નગરના લોકોના પ્રયત્નને જ વિશેષ બળવાન સમજવો.[૧૧] દાંત જેમ ચાવવાના પદાર્થોને પોતાના યત્નથી દબાવીને ચૂરો કરી નાખે છે, તેમ શૂરવીર મનુષ્ય પણ દુર્બળ માણસનો પોતાના યત્નથી ચૂરો કરી નાખે છે.[૧૨] દુર્બળ માણસો યત્ન કરનારા બળવાન માણસોના અન્નરૂપ જ છે, માટે બલિષ્ઠ માણસો તેમને પોતાની ઇચ્છા પ્રમાણે ઢેફાંની પેઠે કામમાં લે છે.[૧૩] સમર્થ માણસનો જે દૃશ્ય કે અદૃશ્ય ઉદ્યોગ હોય છે, તેને મૂઢ અને અસમર્થ માણસ પોતાના મનમાં દૈવરૂપે માની લે છે.[૧૪] સમર્થ માણસોમાં પણ જેઓ વધારે સમર્થ હોય છે, તેઓ બીજાઓને દબાવે છે, એ વાત સઘળાં પ્રાણીઓમાં પરસ્પર જાણીતી છે. માટે દૈવ એ કાંઈ પદાર્થ જ નથી. રાજકીય નિયમનો, મંત્રીઓનો, હાથીનો અને નગરના લોકોનો એકમતપણારૂપ જે દૃઢ વિચાર થાય છે, તેથી જ ભિખારીને રાજ્ય મળે છે અને પ્રજાની મર્યાદા રહે છે.[૧૫'૧૬] અથવા એમ માનો કે શણગારેલો હાથી કોઈ સમયે ભિખારીને રાજા બનાવી દે છે, તો તેમાં એ ભિખારીના પૂર્વજન્મનો પુરુષાર્થ પ્રબળ કારણરૂપ છે.[૧૭] કોઈ સમયે આ જન્મનો પુરુષાર્થ પૂર્વજન્મના પુરુષાર્થને તોડી નાખે છે, તો કોઈ સમયે પૂર્વજન્મનો પુરુષાર્થ આ જન્મના પુરુષાર્થને બળાત્કારથી તોડી નાખે છે. આમાં પણ પુરુષનો જે પુરુષાર્થ પ્રબળ હોય છે તે જ સર્વદા જીતે છે, એમ સિદ્ધ થાય છે.[૧૮] પૂર્વજન્મના અને આ જન્મના બે પુરુષાર્થમાં આ જન્મનો પુરુષાર્થ પ્રત્યક્ષ હોવાથી તેને જેવો બળવાન કરવો હોય તેવો કરી શકાય છે. આથી યુવાન માણસ જેમ બાળકને જીતી શકે છે, તેમ આ જન્મનો પ્રબળ પુરુષાર્થ પૂર્વજન્મના પુરુષાર્થને જીતી શકે છે.[૧૯] વરસાદથી કદી આખા વર્ષ સુધી કરેલી ખેડનો નાશ થાય છે, તો ત્યાં અધિક યત્નથી ભરેલા વરસાદના પુરુષાર્થની જીત થઈ સમજવી.[૨૦] અનુક્રમથી મેળવેલું ધન નાશ પામે, તો તેનો ખેદ નહિ કરવો. ત્યારે તો એમ વિચારવું, કે 'જ્યાં મારું બળ ચાલી શકતું નથી, ત્યાં હું શા માટે વિલાપ કરું ?[૨૧] જે વાતમાં મારું કંઈ જ ચાલી

રોકે એમ નથી તે વાતનો હું ખેદ કરું તોપણ હું મૃત્યુને મારી શકતો નથી. માટે મારે રોજરોજ રોવું જોઈએ નહિ.[૨૨] જગતમાં સઘળા પદાર્થો દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યની સગવડ પ્રમાણે સિદ્ધ થાય છે. એમાં જે અધિક યત્નવાળો છે, તે અવશ્ય સિદ્ધિ મેળવે છે.[૨૩] એથી સારાં શાસ્ત્રોથી અને સાધુજનોના સમાગમોથી પુરુષાર્થને સંપાદન કરવો અને એમ બુદ્ધિને નિર્મળ કરીને સંસારરૂપી સમુદ્રને તરી જવો.[૨૪] પુરુષરૂપી અખાડામાં પૂર્વજન્મના તથા આ જન્મના પુરુષાર્થરૂપી બે કુસ્તીબાજ ઉત્પન્ન થયાં છે, તેમાં જે અધિક બળવાન હોય છે તે વિજયી થાય છે.[૨૫] જે પ્રાણી પૂર્વજન્મનાં તુચ્છ કર્મને આ જન્મનાં શુભ કર્મોથી તોડી નાખતો નથી, તે મૂર્ખ માણસ પોતાનાં સુખદુઃખને ટાળવામાં સ્વતંત્ર હોતો નથી.[૨૬] તેને ઈશ્વરની ઇચ્છા પ્રમાણે સ્વર્ગ–નરકમાં જવું પડે છે અને એથી એ સર્વદા પશુની પેઠે પરાધીન રહે છે, એમાં સંશય નથી.[૨૭] પ્રબળ સિંહ જેમ પાંજરામાંથી નીકળી જાય છે, તેમ જે માણસ યત્નના ડહાપણરૂપ ઉત્તમ ચમત્કારવાળો હોય છે અને તેથી ઉત્તમ આચારવિચાર રાખનારો હોય છે, તે માણસ જગતરૂપી મોહમાંથી નીકળી જાય છે. જે માણસ પ્રત્યક્ષ વાતને છોડીને બીજો 'મને કોઈ પ્રેરે છે' એવી અનર્થરૂપ કુકલ્પનામાં લાગી રહે છે, તેને દૂરથી જ તજી દેવો જોઈએ. (અર્થાત્ એવા અધમ માણસનું મોં પણ જોવું જોઈએ નહિ.) સંસારમાં જે હજારો વ્યવહારો જાય છે અને આવે છે, તેઓમાં હર્ષ-શોકનો ત્યાગ કરીને શાસ્ત્ર પ્રમાણે વર્તવું જોઈએ. જેમ પોતાની અવિચ્છિન્ન મર્યાદાને નહિ છોડતાં સમુદ્રને સઘળાં રત્નો પોતાની મેળે જ મળ્યાં છે, તેમ શાસ્ત્રને અનુસરી પોતાની અવિચ્છિન્ન મર્યાદાને નહિ છોડનારા પુરુષને સઘળી ઇષ્ટ વસ્તુઓ પોતાની મેળે પ્રાપ્ત થાય છે. શાસ્ત્રોક્ત રીતિને અનુસરીને પોતાનો સ્વાર્થ સિદ્ધ થાય એવાં કામો કરવામાં તત્પર રહેવું, એ પુરુષાર્થ છે. તે અવશ્ય સિદ્ધિ આપે છે, એમ વિદ્વાનોએ કહ્યું છે. ગુરુસેવા આદિ શરીરક્રિયાથી અને મહાત્માઓના સમાગમથી તેમ જ ઉત્તમ શાસ્ત્રોના શ્રવણથી બુદ્ધિ અત્યંત સ્વચ્છ થાય છે. એ સ્વચ્છ બુદ્ધિથી પોતાની મેળે આત્માનો ઉદ્ધાર કરવો, એ જ સ્વાર્થસાધકતા કહેવાય છે.[૨૮-૩૩] અજ્ઞાને કરેલી વિષમતા દૂર થઈને જે અનંત આનંદ થાય છે તે જ પરમાર્થ છે, એવો વિદ્વાનોનો નિશ્ચય છે. એ પરમાર્થ જેઓથી પ્રાપ્ત થાય એવાં શાસ્ત્રોનું અને સાધુઓનું નિરંતર સેવન કરવું જોઈએ.[૩૪] દેવલોકમાંથી અહીં આવીને રહેલા પુરુષનું દેવલોકમાં ભોગવતાં અવશેષ રહેલુ અને બન્ને લોકમાં હિત કરનારું જે કર્મ હોય છે તે દૈવ છે, એમ જો કહેવામાં આવતું હોય તો તે યોગ્ય છે, નિઃસંદેહ છે અને એમાં અમારે કશો વાંધો નથી; પણ જેઓ મૂઢ લોકોએ માનેલા દૈવનો સ્વીકાર કરી બેસે છે, તેમને તો અમે દુઃખી થયા જ સમજીએ છીએ.[૩૫-૩૬] સર્વદા પોતાના પુરુષાર્થથી જ બન્ને લોકોમાં કલ્યાણ થાય છે. જેમ ગઈ કાલના દુરાચરણથી થયેલો દોષ આજના સદાચરણથી ટળી જાય છે, તેમ પૂર્વજન્મનો દોષ આ જન્મના સદાચરણથી ટળી જાય છે. આથી જે માણસ યત્નપૂર્વક પુરુષાર્થમાં મંડ્યો રહે છે, તેને પુરુષાર્થનું ફળ હાથમાંના આમળાની પેઠે જોવામાં આવે છે. બાકી જે મૂઢ માણસ છે, તે જ પ્રત્યક્ષ ફળ આપનારા પુરુષાર્થને છોડીને દૈવની ભૂલમાં ફસાઈ જાય છે.[૩૭-૩૮] તેથી હે શુભ વિચારવાળા રામચંદ્ર! દૈવ તો માત્ર પોતાની કલ્પનાના બળથી કલ્પી લેવામાં આવ્યું છે, મિથ્યા છે અને સઘળા પુરુષાર્થોથી તેમ જ ફળોથી રહિત છે, તેની કાંઈ પણ અપેક્ષા નહિ રાખતાં પોતાના પુરુષાર્થનો જ આશ્રય કરો.[૩૯]

શાસ્ત્રોના શ્રવણથી, સદાચારથી અને તે તે દેશના નિયમિત ધર્મો પાળવાથી ચિત્તશુદ્ધિરૂપી અવિનાશી અને દૃઢ ફળ થવાનું પંડિતોએ માન્યું છે. જ્યારે હૃદયમાં ફળની આકાંક્ષા ઉત્પન્ન થાય છે, ત્યારે ચિત્તને ઉદ્યોગ કરવાની ઇચ્છા થાય છે. આમ એ ઇચ્છા થાય છે, ત્યારે અંગો તેને અનુકૂળ ક્રિયાઓ કરવામાં લાગી જાય છે. આ પ્રમાણે ઇચ્છાપૂર્વક ક્રિયાઓમાં લાગવું એ જ પુરુષાર્થ અથવા ઉદ્યોગ છે, એમ કહેવામાં આવે છે.[૪૦] એ પ્રમાણે પુરુષાર્થ કરવો એ જ મનુષ્યાવતારનું ફળ છે, આમ સમજીને પોતાના ઉદ્ધારમાં સર્વદા તત્પરતા રાખવી અને તે તત્પરતાને સારાં સારાં શાસ્ત્રોના, સાધુજનોના તેમ જ પંડિતોના સેવનથી અત્યંત સફળ કરવી. દૈવના અને પુરુષાર્થના સંબંધમાં ઊંડો વિચાર કરનારા વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે, કે સર્વદા કરવામાં આવતો આ પુરુષાર્થ જ દૈવ ઉપર વિજય મેળવે છે. માટે મહાત્માઓની સેવા વડે શ્રવણાદિક મેળવીને તત્ત્વજ્ઞાનને સારુ ઉદ્યમ કરવો જોઈએ.*[૪૧,૪૨] અલ્યા જીવ! તું આ જન્મના વાંધા વગરના પુરુષાર્થને જ સિદ્ધિ આપનારા સમજ અને સંતોષવાળા સર્વોત્તમ બ્રહ્મવેત્તાઓની સેવા કરીને મીઠાં અને અવશ્ય ફળદાયી એવા ઉત્તમ ઔષધથી તું અનંત જન્મમરણરૂપી રોગને શાંત કર.[૪૩]

जन्मप्रबन्धमयमामयमेष जीवो बुद्ध्वैहिकं सहजपौरुषमेव सिद्ध्यै । शान्तिं नयत्ववितथेन वरौषधेन मृष्टेन तुष्टपरपंडितसेवनेन ॥ ४३ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સુમુક્ષુપ્રકરણનો 'દૈવનિરાકરણ' એ નામનો સર્ગ ૬ઠ્ઠો સમાપ્ત

## સર્ગ ૭મો×

## સર્વ રીતે પુરુષાર્થનું જ પ્રાધાન્ય

### वसिष्ठ उवाच

प्राप्य व्याधिविनिर्मुक्तं देहमल्पाधिवेदनम् ।
तथात्मनि समादध्याद्यथा भूयो न जायते ॥१॥

વસિષ્ઠ બોલ્યા: વ્યાધિઓથી રહિત અને અલ્પ માનસિક પીડાઓવાળા મનુષ્યદેહને પ્રાપ્ત થઈને સમજુ પુરુષે ચિત્તનું એવું સમાધાન કરવું કે તેથી તેને ફરી વાર જન્મ ધરવો પડે નહિ. જે માણસ પુરુષાર્થથી દૈવનો પરાભવ કરવા ઇચ્છે છે, તે માણસના આ લોકમાં કે પરલોકમાં સઘળા મનોરથો સંપૂર્ણ થાય છે. પણ જેઓ પુરુષાર્થને છોડી દઈ દૈવને જ આધીન થઈ રહે છે, તેઓ પોતે જ પોતાના શત્રુઓ છે અને તેઓ ધર્મનો, અર્થનો તથા કામનો નાશ કરે છે.[૧–૩] પુરુષાર્થનું સ્ફુરણ થવું, પુરુષાર્થનાં સાધનોની ઇચ્છા થવી અને તેથી ઇંદ્રિયોની પ્રવૃત્તિ થવી, એટલાં પુરુષાર્થનાં રૂપ છે, તે વડે જ ફળની પ્રાપ્તિ થાય છે.[૪] જેવું પુરુષાર્થના વિષયોનું સ્ફુરણ થાય છે તેવી મનની ગતિ થાય છે; જેવી મનની ગતિ થાય છે, તેવી ઇંદ્રિયોની પ્રવૃત્તિ થાય છે અને જેવી ઇંદ્રિયોની પ્રવૃત્તિ થાય છે તેવી ફળભોગની પ્રાપ્તિ થાય છે.[૫] સર્વ સ્થળોમાં સઘળાં કાર્યો સંપૂર્ણ રીતે પુરુષાર્થથી સિદ્ધ થાય છે એ વાત સઘળાં મનુષ્યોના અનુભવમાં છે અને દૈવ તો કોઈ ઠેકાણે જોવામાં આવતું નથી; આથી જગતમાં પુરુષાર્થ જ સાચો છે.[૬] બૃહસ્પતિ પુરુષાર્થથી જ દેવતાઓના ગુરુ થયા છે અને શુક્રાચાર્ય પણ પુરુષાર્થથી જ દૈત્યોના ગુરુ થયા છે.[૭] હે રામચંદ્ર! દીનતા અને દરિદ્રતા આદિ દુઃખોથી પીડાયેલા મોટા મોટા પુરુષો પણ

---

* ધર્મ તથા મોક્ષ એ બે પુરુષાર્થની સિદ્ધિ પ્રારબ્ધથી કદી પણ થવાની નથી, માટે મુમુક્ષુએ મોક્ષનું સાધન જ્ઞાન, ને જ્ઞાનનાં સાધન શ્રવણાદિક સંપાદન કરવા માટે ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઈએ.

× આ સાતમા સર્ગમાં વિસ્તાર સહિત ઉદાહરણોથી, સામાં ઉદાહરણોથી અને યુક્તિઓથી કેવળ પુરુષાર્થના જ પ્રધાનપણાનું નિરૂપણ કરવામાં આવશે.

પોતાના પુરુષાર્થથી જ દેવેન્દ્ર સમાન થયા છે.[૮] અનેક જાતનાં આશ્ચર્યનો આશ્રય કરનારા કેટલા ય મહાપુરુષો વૈભવોનો ઉપભોગ કરીને પોતાના પુરુષાર્થની ભૂલથી જ નરકમાં ગયા છે.[૯] સંપત્તિ તથા વિપત્તિ આદિ અનેક પ્રકારની હજારો દશાઓમાં પ્રાણીઓ પોતાના પુરુષાર્થથી જ તરી ગયાં છે.[૧૦] શાસ્ત્રથી, ગુરુથી અને પોતાથી એમ ત્રણ પ્રકારની સિદ્ધિઓ થાય છે. તે સઘળી પુરુષાર્થની જ સિદ્ધિઓ છે, પણ તેમાંની એક કદી દૈવની નથી.[૧૧] અશુભ માર્ગોમાં લાગેલા ચિત્તને પ્રયત્નપૂર્વક શુભ માર્ગોમાં ઉતારવું, એટલું જ સઘળાં શાસ્ત્રોના અર્થનું તાત્પર્ય છે.[૧૨] ગુરુઓ પણ શિષ્યોને ઉપદેશ કરે છે, કે 'હે પુત્રો! જે સર્વોત્કૃષ્ટ છે, જે વાસ્તવિક સત્ય છે અને જે નિત્ય છે, તેને પામવા માટે જ પ્રયત્નપૂર્વક આચરણ કરો.[૧૩] મેં પણ જેમ જેમ પ્રયત્ન કર્યો છે તેમ તેમ મને તુરત ફળ થયું છે, આમ હું પણ દૈવથી નહિ પણ પુરુષાર્થથી જ ફળ પામ્યો છું.[૧૪] પુરુષાર્થથી જ સિદ્ધિ થતી જોવામાં આવે છે અને બુદ્ધિમાન પુરુષો પણ પુરુષાર્થથી જ આચરણ કરે છે. દૈવ તો કેવળ દુઃખમાં રડતા અને અલ્પ બુદ્ધિવાળા લોકોનાં આંસુ લૂછવા માટે છે.[૧૫] જગતમાં પરદેશ જવા આદિ પુરુષાર્થનો આરંભ પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી સર્વદા સફળ થતો જોવામાં આવે છે.[૧૬] જે જમે છે તે તૃપ્ત થાય છે; પણ જે જમતો નથી તે તૃપ્ત થતો નથી. જે પગ ચલાવે તે ચાલે છે; પણ જે પગ ચલાવતો નથી તે ચાલતો નથી. જે જીભ ચલાવે છે તે બોલે છે; પણ જે જીભ ચલાવતો નથી તે બોલતો નથી. આથી માણસોનો પુરુષાર્થ જ સફળ છે.[૧૭] શ્રેષ્ઠ બુદ્ધિવાળા પુરુષો પુરુષાર્થ વડે જ અનાયાસે ભયંકર સંકટોમાંથી તરી જાય છે. પણ દૈવનો વ્યર્થ વિચાર કરવાથી તેઓ તરી શકતા નથી.[૧૮] જે જે માણસ જે રીતે પ્રયત્ન કરે છે, તે તે માણસ તેવી રીતે અવશ્ય તેના ફળને પામે છે, પણ જગતમાં હાથપગ જોડીને બેસી રહેવાથી કોઈને ય ફળ સાંપડતું નથી.[૧૯] હે રામ! શુભ પુરુષાર્થથી શુભ ફળ આવે છે અને અશુભ પુરુષાર્થથી અશુભ ફળ આવે છે, તો હવે જેમ ઇચ્છા હોય તેમ કરો.[૨૦] આ સંસારમાં પુરુષાર્થથી જ ફળપ્રાપ્તિ છે. દેશ અને કાળને લીધે તે ફળપ્રાપ્તિ તરત થાય કે લાંબે ગાળે થાય, આને જ દૈવ કહ્યું છે.[૨૧] દૈવ ક્યાં ય જોવામાં આવતું નથી, તેમ તે બીજા લોકમાં પણ રહ્યું નથી. સ્વર્ગલોકમાં કર્મનું જે ફળ ભોગવવામાં આવે છે, તેને દૈવ કહે છે.[૨૨] જગતમાં માણસ જન્મે છે, મોટા થાય છે અને પાછા જીર્ણ થઈ જાય છે; તેમાં જેમ બાલ્ય, યૌવન અને જરા જોવામાં આવે છે, તેમ ક્યાં ય દૈવ જોવામાં આવતું નથી.[૨૩] પોતાના અર્થની સિદ્ધિ કરાવે એવાં કામોમાં જ પ્રયત્નપૂર્વક મંડ્યા રહેવું, એ જ પુરુષાર્થ કહેવાય છે. એવા પુરુષાર્થથી સઘળું મળે છે.[૨૪] એક દેશમાંથી બીજા દેશમાં જવું, હાથથી પદાર્થોનું ધારણ કરવું અને અંગોથી બીજા વ્યાપાર કરવા તે બધું પુરુષાર્થથી થાય છે, પણ દૈવથી કશુ થતું નથી.[૨૫] પણ અનર્થની પ્રાપ્તિ કરાવનારાં કામમાં જ પ્રયત્નપૂર્વક લાગ્યા રહેવું; એ તો એક જાતની ઘેલછા છે. એથી કશું શુભ થતું નથી અને માત્ર અશુભ જ થાય છે. મહાત્માઓના સમાગમથી અને ઉત્તમ શાસ્ત્રોનાં શ્રવણથી તીવ્ર થયેલી બુદ્ધિ વડે પોતાની જ મેળે નિશ્ચય કરી શકાય છે, કે શરીરના ચલનરૂપ સાધનથી જ સ્વાર્થ સિદ્ધ થાય છે.[૨૬-૨૭] અજ્ઞાનથી થયેલી વિષમતા મટી જાય અને તેથી સમતા થવારૂપ જે અપાર આનંદ થાય, તે જ પોતાનો પરમાર્થ છે એમ વિદ્વાનોનો નિશ્ચય છે. જેમના દ્વારા એવો આનંદ પ્રાપ્ત થાય, તે શાસ્ત્રોનું અને સાધુઓનું યત્નપૂર્વક સેવન કરવું જોઈએ *[૨૮]

* મુચ્યતે સર્વ મનુષ્યો અર્થ અને કામમાં પરૂપ-

સન્મતિથી સત્સમાગમનો તથા ઉત્તમ શાસ્ત્રાભ્યાસનો લાભ થાય છે; અને એ સત્સમાગમ તથા શાસ્ત્રાભ્યાસથી તત્ત્વબોધ થાય છે. આમ વર્ષાઋતુમાં જેમ તળાવ અને કમળની પરસ્પર વૃદ્ધિ થાય છે, તેમ એ એકમેકના અભ્યાસથી ગુણવૃદ્ધિ થાય છે.[૨૯] બાલ્યાવસ્થાથી જ જો પ્રયત્નપૂર્વક શાસ્ત્રોના તથા સાધુઓના સમાગમનો પરિપૂર્ણ અભ્યાસ કર્યો હોય, તો તેના ગુણોથી હિતકારી સ્વાર્થ સિદ્ધ થાય છે. બ્રહ્માંડમાં વિષ્ણુએ દૈત્યોને જીત્યા, લોકોની મર્યાદાઓનું સ્થાપન કર્યું તથા જગતની રચના કરી; એ સઘળું પુરુષાર્થથી જ થયું છે, દૈવથી એ કશુ થયું જ નથી.[૩૦,૩૧] હે રઘુનાથ! આ જગતમાં પુરુષાર્થ જ મુખ્ય કારણ છે, તો હે સદ્ભાગી! તમે એવો પુરુષાર્થ કરો, કે તમને ઝાડની કે સર્પાદિની દશા નિઃસંશય આવે જ નહિ.[૩૨]

जगति पुरुषकारकारणेऽस्मिन् कुरु रघुनाथ चिरं तथा प्रयत्नम्। व्रजसि तरुसरीसृपाभिधानां सुभग यथा न दशामशङ्क एव ॥ ३२ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'પૌરુષપ્રાધાન્યસમર્થન' એ નામનો સર્ગ ૭મો સમાપ્ત

## સર્ગ ૮મો*

## દૈવના મિથ્યાપણા વિષે

वसिष्ठ उवाच

नाकृतिर्न च कर्माणि न स्पन्दो न पराक्रमः।
तन्मिथ्याज्ञानवद्रूढं दैवं नाम किमुच्यते ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: દૈવને આકાર નથી, કર્મ નથી, ગતિ નથી અને પરાક્રમ પણ નથી; તો આ દૈવ કહેવાય છે તે શો પદાર્થ છે? એ દૈવ તો એક જાતની રૂઢ થયેલી ભ્રાંતિ જેવું છે.[૧] જ્યારે પોતાનાં કર્મોનાં ફળ પ્રાપ્ત થાય છે, ત્યારે 'આ કર્મ આ રીતે કર્યું હતું અને તેથી આ પ્રમાણે ફળ મળ્યું' એવા પ્રકારની વાતો થાય છે, આવી વાતો જ 'દૈવ'ને નામે પ્રસિદ્ધિ પામે છે.[૨] જેમ દોરીમાં સર્પને માની લેવામાં આવે છે, તેમ મૂરખ મતિવાળા લોકોએ ભ્રાંતિથી આવી વાતોમાં 'દૈવ છે' એવો નિશ્ચય પકડી લીધો છે.[૩] જેમ ગઈ કાલે કરેલું દુરાચરણ આજના સદાચરણથી ટળી જાય છે; તેમ પૂર્વજન્મનું કર્મ આ જન્મના કર્મથી ટળી જાય છે. માટે યત્નથી શુભ કાર્યો કર્યાં કરવાં.[૪] જે દુર્બુદ્ધિવાળો પુરુષ મૂઢ લોકોના અનુમાનથી સિદ્ધિ થતા દૈવને માનતો હોય, તેણે 'દૈવયોગથી નહિ જ બળું' એમ સમજીને ભડભડતી આગમાં પડવું જોઈએ! જો દૈવ જ કર્તા હોય, તો માણસને ક્રિયા કરવાનું શું પ્રયોજન છે? કારણકે દૈવ જ સ્નાન, દાન, આસન અને મલોત્સર્ગ આદિ ક્રિયાઓ કરશે.[૫,૬] જો દૈવ જ કર્તા હોય, તો પછી પુરુષ તો મૂગો ઠરશે. તે તો જેમ દૈવ ચલાવશે તેમ ચાલશે; પછી તેને શાસ્ત્રનો ઉપદેશ કરવાનું પ્રયોજન શું છે? ત્યારે જગતમાં કોઈને કોઈ વાતનો ઉપદેશ શા માટે કરવામાં આવે છે?[૭] જગતમાં એક શબ વિના ક્યાંય ક્રિયારહિતપણું જોવામાં આવતું નથી અને ક્રિયાથી ફળની પ્રાપ્તિ થતી પણ જોવામાં આવે છે; આથી દૈવ વ્યર્થ જ છે.[૮] દૈવ આકાર વગરનું છે અને તે આકારવાળા પુરુષની સાથે રહીને કોઈ ક્રિયા કરે એ પણ અસંભવિત છે; માટે દૈવ વ્યર્થ જ છે.[૯] લેખણ અથવા અસ્ત્રો વગેરે સાધનો મળતાં બેમાંથી એક હાથ તે તે કાર્યનો કર્તા થશે. પરંતુ એ હાથ વગેરે ઝલાઈ જ ગયા હોય, ત્યારે દૈવે તે કામ કદી કર્યું હોતું નથી. માટે દૈવ વ્યર્થ જ છે.[૧૦] જેમ મનનો અને બુદ્ધિનો અનુભવ થાય છે, તેમ રબારીઓ-

યત્ન કરે છે, તો ધર્મ અને મોક્ષમાં તેમણે શા માટે પુરુષપ્રયત્ન ન કરવો જોઈએ?

* આ આઠમા સર્ગમાં દૈવના મિથ્યાપણા વિષે ઘણાં ઉદાહરણો અને ઘણી યુક્તિઓ વિસ્તારથી કહેવામાં આવશે.

# સર્ગ ૯મો*

## કર્મોનું મનોમાત્રપણું તથા મનનું ચિદાત્માથી અભિન્નપણું

राम उवाच

भगवन् सर्वधर्मज्ञ प्रतिष्ठाफलमागतम् ।
यल्लोके तद्वद ब्रह्मन् दैवं नाम किमुच्यते ॥१॥

**રામ બોલ્યા :** હે ભગવન્ ! હે સઘળા ધર્મોને જાણનારા ! હે બ્રહ્મન્ ! લોકમાં જે અત્યંત પ્રસિદ્ધિ પામ્યું છે, તે દૈવ શું છે, તે કહો. જે દૈવ કહેવાય છે, તે કાંઈ વસ્તુ છે કે નહિ ?[1]

**વસિષ્ઠ બોલ્યા :** હે રાઘવ ! સર્વત્ર પુરુષાર્થ જ સઘળાં કાર્યોનો કરનાર અને તેનાં ફળોનો ભોગવનાર છે. તેમાં દૈવ કારણરૂપ છે જ નહિ.[2] દૈવ કાંઈ કરતું નથી તેમ કાંઈ ભોગવતું પણ નથી. તે છે નહિ, તેમ દેખાતું પણ નથી. પંડિત લોકો તેને માનતા જ નથી; એ તો માત્ર એક વ્યર્થ કલ્પના જ છે.[3] અવશ્ય ફળ આપનારા પુરુષાર્થથી જ જે ફળ સિદ્ધ થાય છે, તે કોઈને સારું લાગે છે અને કોઈને માઠું લાગે છે, એ વાત જ દૈવ શબ્દથી કહેવાય છે.[4] પુરુષાર્થથી મળેલી ઇષ્ટ વસ્તુમાંથી કોઈ સમયે પાછી અનિષ્ટની પ્રાપ્તિ થાય છે અને અનિષ્ટ વસ્તુમાંથી કોઈ સમયે પાછી ઇષ્ટની પ્રાપ્તિ થાય છે, તે જ દૈવ શબ્દથી કહેવાય છે.[5] ભોગના મુખ્ય સાધનરૂપ જે પદાર્થ અવશ્ય થવાનો હોય છે, તેને પણ લોકોના સમુદાયમાં કેટલાએક દૈવ શબ્દથી કહે છે.[6] હે રાઘવ ! ભ્રાંતિવાળા કોઈ માણસને દૈવ કાંઈક નવાઈ જેવું દેખાડે છે, પણ વિવેકી પુરુષને તે કાંઈ દેખાડતું નથી[7] સિદ્ધ થયેલા પુરુષાર્થમાંથી શુભ કે અશુભ ફળનો ઉદય થાય છે, ત્યારે 'આ કામ આ બીજરૂપે જ હતું' એમ જે બોલવામાં આવે છે, તે જ દૈવ કહેવાય છે.[8] કર્મનું ફળ પ્રાપ્ત થયા પછી 'મારી બુદ્ધિ આમ હતી અને મારો વિચાર આવો હતો' એમ જે બોલવામાં આવે છે, તે જ દૈવ કહેવાય છે.[9] ઇષ્ટ કે અનિષ્ટ ફળ પ્રાપ્ત થાય છે, ત્યારે 'પૂર્વનું કર્મ આવા પ્રકારનું હતું' એમ માણસને ધીરજ આપવા માટે જે વચન બોલવામાં આવે છે; તે જ દૈવ કહેવાય છે.[10]

**રામ બોલ્યા :** હે ભગવન્ ! હે સર્વ ધર્મોના જાણનારા ! જે પૂર્વે સંપાદન કરેલું કર્મ છે, તેને જ જો તમે વારંવાર 'દૈવ દૈવ' કહેતા હો, તો તે તો છે જ, આમ છતાં તે 'નથી' એમ તમે શા માટે કહો છો ?[11]

**વસિષ્ઠ બોલ્યા :** હે રાઘવ ! તમે સારું સમજો છો, માટે હું સંપૂર્ણ રીતે તમને તે કહીશ. એ દૈવ નથી જ એવો તમારા મનમાં દૃઢ નિશ્ચય થશે. સાંભળો.[12] પ્રથમ મનની ઘણા ઘણા પ્રકારની જે વાસના હોય છે, તે જ માણસોના કર્મરૂપે પરિણામ પામે છે.[13] હે રામ ! માણસના મનમાં વાસના ઊઠે છે, તે પ્રમાણે જ તુરત તે કર્મ કરે છે. વાસના એક પ્રકારની હોય અને કર્મ બીજા પ્રકારનું કરે એમ કદી બનતું જ નથી.[14] જેને ગામ જવાની વાસના ઊઠે છે તે ગામ જાય છે અને જેને નગરમાં જવાની વાસના ઊઠે છે તે નગરમાં જાય છે. જે જે માણસને જેવી જેવી વાસના હોય છે, તે તે માણસ સર્વદા તેવા તેવા પ્રકારનો જ પ્રયત્ન કરે છે.[15] પૂર્વે ફળની અત્યંત ઇચ્છાના વેગને લીધે જે કર્મ ભારે યત્નથી કરવામાં આવ્યું હોય, તે બીજા નામથી દૈવ કહેવાય છે.[16] કર્મ કરનારાઓનાં સઘળાં કર્મો આ જ રીતે થાય છે. જે કર્મ છે તે વૃદ્ધિ પામેલી વાસના જ છે. જે વાસના છે તે પોતાના કારણરૂપ મનથી જુદી નથી. જે મન છે તે પરમાત્માનું જ રૂપાંતર હોવાથી પરમાત્મા જ

* આ નવમા સર્ગમા દૈવનુ ખંડન કરવા માટે ફળ સહિત કર્મોનું મનોમાત્રપણુ અને મનનું ચિદાત્માથી અભિન્નપણું કહેવામા આવશે.

છે.×[17] આમ હે સાધુ! જે દૈવ છે તે કર્મ જ છે, જે કર્મ છે તે મન જ છે અને જે મન છે તે પરમાત્મા જ છે; માટે દૈવ નથી જ એવો નિશ્ચય છે.[18] મન આદિરૂપ થયેલો એ જ આત્મા જે જે કર્મને હિતરૂપ જાણીને કરે છે, તે પોતારૂપ દૈવથી જ તે તે કર્મના ફળને પામે છે.[19] હે રામ! મન અનિર્વચનીય છે, સત્પુરુષોએ તેનાં મન, ચિત્ત, વાસના, કર્મ, દૈવ અને નિશ્ચય એવાં નામો કહ્યાં છે.[20] આમ હે રામ! અનેક નામોવાળો આત્મા જ નિત્ય દૃઢ ભાવનાથી જે યત્ન કરે છે, તે પ્રમાણે તે સંપૂર્ણ ફળ પામે છે.[21] હે રઘુશ્રેષ્ઠ! આ પ્રમાણે સઘળું પુરુષાર્થથી જ પ્રાપ્ત થાય છે, પણ બીજા કશાથી પ્રાપ્ત થતું નથી, માટે તમે કલ્યાણકારી પુરુષાર્થ કરો.[22]

**રામ બોલ્યા :** હે મુનિ! મને પૂર્વની વાસનાઓની જાળ જેવી રીતે રાખે છે, તેવી રીતે હું રહું છુ. હું તે વાસનાઓને વશ છું; તો હું પરવશ માણસ શું કરી શકું?[23]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! તમારી વાસનાઓ અનુકૂળ છે, તેથી જ તમે પોતાના પ્રયત્નપૂર્વક પુરુષાર્થ વડે અવિનાશી સુખને પામશો, પુરુષાર્થ વિના એ સુખ સાંપડશે જ નહિ.[24] હે રામ! તમારી પહેલાંની વાસનાઓ શુભ અને અશુભ એમ બે પ્રકારની હોવી જોઈએ; અથવા તે બેમાંથી એક પ્રકારની હોવી જોઈએ.[25] જો તમને હમણાં શુદ્ધ વાસનાઓનો સમૂહ પ્રવર્તાવતો હશે, તો તમે શુભ અનુક્રમથી જ અવિનાશી પદને પામશો.[26] પણ કદાચ અશુભ વાસનાઓનો ઓઘ તમને સંકટમાં નાખતો હોય, તો તેને તમારે યત્ન કરીને બળાત્કારથી જીતવો જોઈએ.[27] તમે કેવળ ચૈતન્યરૂપ આત્મા જ છો, જડરૂપ દેહ નથી જ. જો તમારાથી ચૈતન્યરૂપ આત્મા જુદો હોય તો તે તમને જાણતો નથી, એટલે તેને સર્વજ્ઞ કહેવાય નહિ. આથી તમારો પ્રકાશ કરનાર બીજું કોઈ ચૈતન્ય છે જ નહિ; તમે જ મૂળ ચૈતન્યરૂપ છો.[28] જો તમને કોઈ બીજો ચેતના આપતો હોય, તો તેને ચેતના આપવા સારુ ત્રીજો જોઈએ. પછી તે ત્રીજાને ચેતના આપવા કોઈ ચોથો જોઈએ. એમ કરતાં તો અનવસ્થાદોષ (જેનો છેડો ન આવે એવી સ્થિતિ) આવી જાય અને તે દોષ મૂળને હાનિ કરનાર છે.[29] વાસનારૂપી નદી શુભ અને અશુભ એમ બે માર્ગથી વહે છે. પુરુષપ્રયત્નથી તેને શુભ માર્ગમાં જ વાળવી જોઈએ.[30] હે બળવાનોમાં શ્રેષ્ઠ! જો તમારું મન અશુભમાં લાગ્યુ હોય, તો તમે બળપૂર્વક પુરુષાર્થ કરીને તેને શુભમાં જ ઉતારો.[31] માણસનુ ચિત્ત બાળક જેવું છે. તેને અશુભમાંથી અટકાવીએ તો તે શુભમાં જાય છે અને શુભમાંથી અટકાવીએ તો તે અશુભમાં જાય છે. આથી બળપૂર્વક તેને અશુભમાંથી અટકાવવું જોઈએ.[32] એ ચિત્તરૂપી બાળકને તુરત સમતારૂપી સાંત્વન આપીને નિર્દોષ કરવું. પછી ઉતાવળ કર્યા વિના ધીરે ધીરે પુરુષપ્રયત્નથી તેને સારા માર્ગમાં ચલાવવું.[33] તમે પૂર્વે અભ્યાસથી વાસનાઓના શુભ અથવા અશુભ ગમે તેવા સમૂહને દૃઢ કર્યો હોય, તોપણ હવે તો વાસનાઓના શુભ સમૂહને જ દૃઢ કરો.[34] હે શત્રુમર્દન! જો પૂર્વના અભ્યાસને લીધે તમારી આ વાસના ઉદય પામી હોય, તો તેથી જ અભ્યાસનું સફળપણું સિદ્ધ થાય છે એમ સમજો.[35] હે નિષ્પાપ! હમણાં પણ અભ્યાસ કરશો તો તમારી શુભ વાસના જ ગાઢ થશે, માટે તમે શુભ અભ્યાસને જ સંપાદન કરો.[36] હે તાત! કદાચ પૂર્વના અભ્યાસથી તમારી વાસના ગાઢી નહિ થઈ હોય, તો હવે તે વધી શકવાની

---

× વાસનાને મનમા શમાવવાથી અને મનને આત્મામાં શમાવવાથી જીવ કૃતાર્થ થાય છે; માટે મુમુક્ષુએ સર્વ વાસનાઓને મનમા શમાવી, મનને આત્મામા શમાવવું જોઈએ.

નથી. તમે સુખી થાઓ.[37] વાસનાઓના ફળ સંબંધમાં તમને સંદેહ હોય, તોપણ શુભ વાસનાઓને જ એકઠી કરો. શુભ આચરણથી શુભ વાસનાઓ વધશે તો કોઈ જાતની હાનિ થશે નહિ.[38] જગતમાં જે જે વિષયનો આગ્રહપૂર્વક અભ્યાસ કરવામાં આવે છે, તે તે વિષય સિદ્ધ થયા વિના રહેતો નથી, એ વાત બાળકથી માંડીને વિદ્વાનો પર્યંત નિઃસંદેહ જોવામાં આવે છે.[39] આથી દૃઢ પુરુષાર્થ કરીને પાંચે ઇન્દ્રિયોને જીતીને તમે કલ્યાણને અર્થે શુભ વાસનાથી યુક્ત થાઓ.[40] જ્યાં સુધી તમે સ્વરૂપ જાણ્યું નથી અને તમારું મન તે વિષયમાં જાણીતું થયુ નથી, ત્યાં સુધી તમે ગુરુના વચન પ્રમાણે અને શાસ્ત્રનાં વચનો પ્રમાણે નિર્ણય કરીને શુભ વાસનાનો અભ્યાસ કરો.[41] જ્યારે તમારા રાગદ્વેષાદિક મળો શિથિલ થઈ જાય અને આત્મવસ્તુ જાણવામાં આવે, ત્યારે તમે કશી ચિંતા રાખ્યા વિના શુભ વાસનાઓના ઓઘને પણ છોડી દેજો.[42] હે સાધુ! તમે જે શ્રેષ્ઠ છે, અતિ સુંદર છે અને મહાત્માઓએ સેવેલી છે, તે શુભ વાસનાઓનો અભ્યાસ કરો. એ શુભ વાસનાથી ભરપૂર થયેલી બુદ્ધિ વડે તમે સર્વદા શોકરહિત એવા પદનો સાક્ષાત્કાર કરો. પછી તે શુભ વાસનાઓને પણ છોડી દઈને તમે અખંડિત રીતે સ્વરૂપમાં જ રહો.[43]

यदतिसुभगमार्यसेवितं तच्छुभमनुसृत्य मनोज्ञभावबुद्ध्या । अधिगमय पदं सदा विशोकं तदनु तदप्यवमुच्य साधु तिष्ठ ॥ ४३ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'કર્મવિચાર' એ નામનો સર્ગ ૯મો સમાપ્ત**

# સર્ગ ૧૦મો×

## પૃથ્વીમાં જ્ઞાન ઉતારવાનો ક્રમ

**वसिष्ठ उवाच**

यथास्थितं ब्रह्मतत्त्वं सत्ता नियतिरुच्यते ।
सा विनेतुर्विनेतृत्वं सा विनेयविनेयता ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** જે બ્રહ્મતત્ત્વ છે તે સર્વના અનુકૂળપણાથી જ સર્વદા રહેલું છે. તેની જે સત્તા છે તેને જ આપણે ભવિષ્યકાળનો સંબંધ આપીને ભવિતવ્યતા કહીએ છીએ. આમ કારણપદાર્થોમાં જે નિયામકપણું છે તથા કાર્યપદાર્થોમાં જે નિયમ્યપણું છે, તે જ ભવિતવ્યતા છે.[1] આથી કલ્યાણને અર્થે અવિચળ બાંધવરૂપ એવા પુરુષાર્થનો આશ્રય કરીને તમે તમારા ચિત્તને એકાગ્ર કરો અને આ મારી વાત સાંભળો.[2] વિષયોના મનોરથો ઉપર બહુ જ ચઢી ગયેલી અને વિષય સંબંધી સુખો ઉપર તરાપો માર્યા કરતી ઇન્દ્રિયોને તમે પુરુષાર્થથી નિયમમાં લઈને મનની સમતા મેળવો.[3] આ હું તમને સંહિતા કહું છું તે તમે સાંભળો. એ સંહિતા મનુષ્યલોકમાં તથા સ્વર્ગ આદિ લોકમાં પણ અધિકારીઓને જ્ઞાન પ્રાપ્ત કરવા સારુ પુરુષાર્થરૂપી ફળ આપનારી છે, સર્વ વેદોના સારથી બનાવેલી છે અને મોક્ષના ઉપાયોથી ભરેલી છે.[4] હે રામ! હું તમને આ મોક્ષનો ઉપાય કહું છું. સંસાર સંબંધી વાસનાઓને, તે ફરી ઊઠે જ નહિ તેવી રીતે ત્યજી દઈને ઉદાર બુદ્ધિથી શમ તથા સંતોષનું સંપૂર્ણ રીતે ગ્રહણ કરીને અને મનને આગલાંપાછલાં વાક્યોના અર્થમાં પહોંચી શકે એવું, વિષયોમાં આઘાત–પ્રત્યાઘાત નહિ પામતું, આત્માના અનુસંધાન વાળું તેમ જ અનુભવમાં એકરસ કરીને તમે તે સાંભળો. એ ઉપાય સુખનો તથા દુઃખનો ક્ષય

× આ દસમા સર્ગમાં બ્રહ્માનો તથા પોતાનો જન્મ, પોતાને થયેલો ઉપદેશ અને પૃથ્વીમાં જ્ઞાનનો સંપ્રદાય ઉતારવાનો ક્રમ કહેવામાં આવશે.

કરનારો છે અને અખંડિત મહાઆનંદના મુખ્ય કારણરૂપ છે.[૫–૭] તમે સઘળા વિવેકીઓની સાથે આ મોક્ષકથા સાંભળીને દુઃખરહિત એવા પરમપદને પામશો અને ત્યાં મૃત્યુનો ભય જ હશે નહિ.[૮] સઘળાં દુઃખનો ક્ષય કરનારું અને બુદ્ધિને પરમ વિશ્રાંતિ આપનારું આ શાસ્ત્ર સર્વના બનાવનારા બ્રહ્માએ કલ્પના આરંભમાં કહ્યું હતું.[૯]

**રામ બોલ્યા:** હે બ્રહ્મન્! આ શાસ્ત્ર બ્રહ્માએ શા કારણથી કહ્યું હતું? અને તમને તે શી રીતે પ્રાપ્ત થયું હતું? હે પ્રભુ! તે મને કહો.[૧૦]

**વસિષ્ઠ બોલ્યા:** માયા સંબંધી અનંત વિલાસોના અધિષ્ઠાનરૂપ, સર્વનો અંતર્યામી, સર્વના આધારરૂપ, અવિનાશી અને સર્વ પ્રાણીઓમાં અપરોક્ષ રીતે દીવાની પેઠે પ્રકાશતો એક ચૈતન્યરૂપી આત્મા છે.[૧૧] જેમ હાલતા અને થંભેલા છતાં અખંડિત જળરૂપ સ્વભાવવાળા સમુદ્રમાંથી તરંગ ઉત્પન્ન થાય છે, તેમ માયાના તથા તેનાં કાર્યોના ક્ષોભકાળમાં અને અક્ષોભકાળમાં એક જ સ્વભાવવાળા તે નિર્વિકાર પરમાત્મામાંથી બ્રહ્માંડરૂપ વિરાટ પુરુષ ઉત્પન્ન થયો. એ વિરાટ પુરુષના મેરુપર્વતરૂપી ડોડીવાળા, દિશાઓરૂપી પાંખડીઓવાળા અને તારાઓરૂપી કેસરાવાળા હૃદયકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા. જેમ મન અનેક વિકલ્પોના સમૂહને ઉત્પન્ન કરે છે, તેમ વેદને તથા વેદના અર્થને જાણનારા અને દેવતાઓનાં તથા મુનિઓનાં મંડળોથી શોભતા એ બ્રહ્માએ સર્વ પ્રાણીઓના સમૂહને ઉત્પન્ન કર્યો.[૧૨–૧૪] જંબૂદ્વીપના* એક ખૂણારૂપ આ ભરતખંડમાં તેમણે આધિઓથી તથા વ્યાધિઓથી ઘેરાયેલાં, લાભથી તથા અલાભથી અસ્થિર મનવાળાં અને થોડા જીવનવાળાં સર્વે પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં. પછી જેમ પુત્રનાં દુઃખ જોઈને પિતાને કરુણા આવે, તેમ આ સૃષ્ટિમાં માણસોને અનેક પ્રકારની પીડાઓથી ભરપૂર દુઃખો પડતાં જોઈને સર્વ લોકોને ઉત્પન્ન કરનારા મહાસમર્થ બ્રહ્માને પણ કરુણા આવી.[૧૫–૧૭] એ કરુણાને લીધે બ્રહ્માએ લોકોના કલ્યાણ માટે જરા વાર એકાગ્ર ચિત્તથી વિચાર કર્યો કે, 'આ અભાગિયા લોકોનાં દુઃખનો નાશ કરે એવો કયો ઉપાય હશે?'[૧૮] એ પ્રમાણે વિચાર કરીને ભગવાન બ્રહ્માએ પોતે જ તપને, ધર્મને, દાનને, સત્યને અને તીર્થોને ઉત્પન્ન કર્યાં.[૧૯] એમને સરજ્યા પછી વળી બ્રહ્માએ વિચાર કર્યો કે, 'આ તપ આદિ સાધનોથી લોકોનાં દુઃખનો છેવટનો અંત આવવાનો નથી.[૨૦] ખરું સુખ તો મોક્ષ જ છે. તે મળવાથી માણસને ફરી વાર જન્મવું કે મરવું રહેતું નથી. એ મોક્ષ જ્ઞાનથી જ મળે છે.[૨૧] જીવને સંસારમાંથી તરવાનો ઉપાય જ્ઞાન જ* છે. તપ, દાન અને તીર્થ એ મોક્ષના અંતરંગ× ઉપાયો કહ્યા નથી.[૨૨] માટે આ અભાગિયા લોકોને દુઃખથી છોડાવવા માટે મારે તુરત જ એક નવો દૃઢ ઉપાય પ્રગટ કરવો.' એ પ્રમાણે વિચાર કરીને કમળ પર બિરાજેલા બ્રહ્માએ મનથી સંકલ્પ કર્યો અને આ મને ઉત્પન્ન કર્યો.[૨૩-૨૪] ત્યાં હે નિષ્પાપ! જેમ એક મોજામાંથી ઓચિંતું બીજું મોજું ઉત્પન્ન થાય છે, તેમ હું ઓચિંતો જ તે પિતા બ્રહ્મામાંથી ઉત્પન્ન થયો અને તરત જ તેમની પાસે ગયો.[૨૫] કમંડળને ધારણ કરનારા અને હાથથી માળા ફેરવતા તે સર્વના અધ્યક્ષ બ્રહ્માની પાસે જઈને, મેં તેમને નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા, ત્યારે મારા હાથમાં પણ કમંડળ હતું અને ફેરવવાની માળા હતી.[૨૬] બ્રહ્માએ મને કહ્યું, કે 'હે પુત્ર! આવ.' એ પછી જેમ ચંદ્રને ધોળા વાદળા પર બેસાડે,

* એશિયા ખંડના.

* નિષ્કામકર્મ ચિત્તશુદ્ધિ દ્વારા અને ઉપાસના ચિત્તની એકાગ્રતા દ્વારા જ્ઞાનના સાધનરૂપ છે.

× સમીપના.

નિર્મળ મનમાં કોઈ કારણો વિનાજ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, તેઓજ ધન્ય છે અને મહાવિચક્ષણ છે.[૨૩,૨૪] જેમ યુવાન પુરુષ વરમાળાથી શોભે છે, તેમ મનુષ્ય પોતાના વિવેકથીજ તત્ત્વવિચારની ઇચ્છા ઉત્પન્ન થતાં, બીજા વિષયોમાંથી વૈરાગ્ય પામેલી બુદ્ધિ વડે શોભે છે.[૨૫] જેઓ વિવેકથી આ સંસારની રચનાનો વિચાર કરી વૈરાગ્ય પામે છે, તેઓજ પુરુષોમાં ઉત્તમ ગણાય છે.[૨૬] પોતાના વિવેકપૂર્વક વારંવાર વિચાર કરીને આ ઇંદ્રજાળ સમાન જગતનો બહારથી તથા મનથી સહસા ત્યાગ કરવો જોઈએ.[૨૭] સ્મશાનને, વિપત્તિને અને દીનતાને જોઈને કોને વૈરાગ્ય થતો નથી? પણ જે વૈરાગ્ય પોતામાંથીજ ઊગ્યો હોય તેજ અત્યંત વખાણવા યોગ્ય છે.[૨૮] તમે સાચેસાચા વૈરાગ્યરૂપ અત્યંત મોટાઈને પામ્યા છો; માટે જેમ કોમળ સ્થળ બીજને યોગ્ય છે, તેમ તમે જ્ઞાનના સારને યોગ્ય છો.[૨૯] પરમેશ્વર અને સર્વના નાથ પરમાત્માના પ્રસાદથીજ તમારા જેવાની શુભ બુદ્ધિ વિવેક ઉપર દોડે છે.[૩૦] ધર્મશાસ્ત્રોમાં કહેલા સઘળા સંસ્કારો થવાથી, તપથી, દાનથી, નિયમથી, તીર્થયાત્રાથી અને લાંબા કાળના વિવેકથી પાપોનો ક્ષય થતાં પ્રાણીની બુદ્ધિ કાકતાલીય ન્યાયની રીતે પરમાર્થના વિચારમાં પ્રવર્તે છે.[૩૧,૩૨] કર્મકાંડમાં તત્પર રહેનારા લોકો પણ જ્યાં સુધી પરમપદનો અનુભવ કરતા નથી ત્યાં સુધી તેઓ ચક્રની પેઠે ફેરવનારા રાગદ્વેષાદિકથી વીંટાઈને આ સંસારમાં અત્યંત ભ્રમ્યા કરે છે.[૩૩] જેમ હાથીઓ બંધનના થાંભલાથી છૂટીને પોતાના ઇષ્ટ સ્થળમાં જાય છે, તેમ વિચક્ષણ પુરુષો આત્મતત્ત્વને યથાર્થ રીતે જાણીને સંસારમાંથી છૂટીને પરમ પદમાં જાય છે.[૩૪] હે રામ! દેહના અધ્યાસવાળો અને તેથી મનુષ્ય છતાં પણ ક્રીડા જેવો પ્રાણી અજ્ઞાનને લીધે વિષમ છે અને અનંત એવા આ સંસારરૂપી વનને દેખતો નથી.[૩૫] હે રઘુકુલશ્રેષ્ઠ! મોટી બુદ્ધિવાળા પુરુષો આ સંસારરૂપી અતિ દુસ્તર સમુદ્રને જ્ઞાનની યુક્તિરૂપ વહાણથી નિમેષમાત્રમાં તરી ગયા છે.[૩૬] સંસારરૂપી સમુદ્રમાંથી તારનારી જ્ઞાનની એ યુક્તિનું તમે સાવધાન થઈને અને નિરંતર વિવેકાદિકની સંપત્તિવાળી તે બુદ્ધિથી શ્રવણ કરો.[૩૭] એ અનિંદિત યુક્તિ મળી ન હોય તો જગત સંબંધી અનંત વિક્ષેપોવાળા દુઃખના ભયો લાંબા કાળ સુધી અંતઃકરણને બાળ્યા કરે છે.[૩૮] હે રાઘવ! જ્ઞાનની યુક્તિ ન હોય તો સાધુ પુરુષો ટાઢ, વાયુ અને તડકા આદિ દ્વંદ્વ દુઃખોને કેમ સહન કરી શકે?[૩૯] સંસાર સંબંધી દુઃખની ચિંતાઓ મૂઢ માણસને પગલે પગલે આવી પડે છે અને જેમ અગ્નિની જ્વાળાઓ ઘાસને બાળી દે છે, તેમ તે તેને બાળી દે છે.[૪૦] વર્ષાઋતુથી અત્યંત ભિંજાયેલા વનને જેમ અગ્નિની જ્વાળાઓ બાળી શકતી નથી, તેમ વેદાંતશાસ્ત્રના જાણનાર અને આત્મતત્ત્વનો સાક્ષાત્કાર પામનાર વિદ્વાનને તે ચિંતાઓ બાળી શકતી નથી.[૪૧] આધિઓ તથા વ્યાધિઓરૂપી ચકરીઓવાળો સંસારરૂપી મારવાડનો પવન ગડબડ કરતો હોય, તોપણ તત્ત્વવેત્તા પુરુષ અત્યંત દૃઢ વૃક્ષની પેઠે તેથી ભાંગતો નથી.[૪૨] તેથી બુદ્ધિમાન પુરુષે તત્ત્વ જાણવા માટે શ્રુતિ આદિ પ્રમાણોમાં પ્રવીણતાવાળા આત્મજ્ઞાનીને સેવાથી પ્રસન્ન કરીને સ્નેહપૂર્વક પૂછવું જોઈએ.[૪૩] આમ ઉત્તમ ચિત્તવાળા પ્રામાણિક વક્તાને પૂછવું અને રંગવા નાખેલું વસ્ત્ર જેમ કેસરના રંગને પકડે છે, તેમ તેણે ઉપદેશકના વચનને યત્નપૂર્વક પકડવું. હે વચનનો સાર જાણનારાઓમાં ઉત્તમ! જે માણસ તત્ત્વને નહિ જાણનારા અને જેનું વચન સ્વીકારવાયોગ્ય ન હોય એવા માણસને પૂછે છે, તેના જેવો બીજો કોઈ પણ મહામૂઢ નથી.[૪૪,૪૫]

પ્રામાણિક અને આત્મવેત્તા વક્તા પુરુષને પૂછ્યા પછી જે માણસ તેના વચન પ્રમાણે યત્નપૂર્વક ચાલતો નથી, તેના જેવો અધમ બીજો કોઈ નથી.[૪૬] જે માણસ પ્રથમ વક્તાના વ્યવહાર ઉપરથી 'તે વક્તા તત્ત્વને જાણે છે કે નહિ' એવો નિશ્ચય કર્યા પછી તેને પૂછે છે, તે પૂછનાર માણસ મોટી બુદ્ધિવાળો જાણવો.[૪૭] જે મૂર્ખ માણસ વક્તાની પરીક્ષા કર્યા વિના જ તેને પૂછે છે, તે માણસ અધમ કહેવાય છે અને તેને તત્ત્વજ્ઞાનરૂપ મોટો પદાર્થ પણ મળતો નથી.[૪૮] જે માણસ કહેલી વાતનો અને ન કહેલી વાતનો પણ વિવેચનપૂર્વક નિશ્ચય કરવા સમર્થ બુદ્ધિવાળો હોય અને જે અનિંદિત હોય, તેને જ તત્ત્વવેત્તાએ પ્રશ્નનો ઉત્તર આપવો જોઈએ. પણ જે અધમ અને પશુ જેવો હોય તેને તેણે ઉત્તર આપવો જ નહિ.[૪૯] પૂછનાર માણસ પ્રમાણસિદ્ધ વિષયને સમજવા માટે 'યોગ્ય છે કે નહિ,' એવો વિચાર કર્યા વિના જ જે વક્તા પુરુષ તેને ઉત્તર આપે છે, તેને વિદ્વાન પુરુષો અત્યંત મૂઢ કહે છે.[૫૦] હે રઘુનંદન! તમે પૂછનારા સદ્‌ગુણોથી અત્યંત વખાણવા યોગ્ય છો અને હું પણ યથાર્થ કહી જાણું છું. તો આપણે માટે આ યોગ જોઈએ તેવો યોગ્ય છે.[૫૧] હે શબ્દોને તથા તેમના અર્થોને જાણનારા! હું જે વાત કહું તે વાત યથાર્થ જ છે એવો નિશ્ચય રાખીને તમારે તે વાતને હૃદયમાં અખંડ ધારણ કરી રાખવી.[૫૨] તમે મહાત્મા છો, વૈરાગ્યવાળા છો અને લોકોની સ્થિતિના તત્ત્વને જાણનારા છો. માટે જેમ વસ્ત્રમાં કેસરી રંગ લાગી જાય છે, તેમ મારું તે કહેવું તમારા મનમાં લાગી જશે.[૫૩] જેમ સૂર્યની પ્રભા જળમાં પેસી જાય છે, તેમ કહેલી વાતને ધારી લેવામાં સમર્થ અને પરમાર્થનું વિવેચન કરનારી તમારી બુદ્ધિ ગંભીર વિષયમાં પેસી જશે.[૫૪] હું જે જે કહું તે તમારે સ્વીકારવું અને પ્રયત્નપૂર્વક તેને હૃદયમાં ધરી લેવું. જો એમ ન કરવું હોય, તો તમારે મને મફતનું પૂછવું જ નહિ.[૫૫] હે રામ! મન ચપળ છે અને સંસારરૂપી વનના વાંદરારૂપ છે. તેને પ્રયત્નથી હૃદયમાં રોકી રાખીને પરમાર્થનું વ્યાખ્યાન સાંભળવું. જે માણસો અવિવેકી, જ્ઞાનરહિત તથા દુઃસંગમાં રુચિવાળા હોય, તેમને ચિરકાળ સુધી અત્યંત દૂર રાખવા અને મહાત્માઓને જ માન આપવું.[૫૬,૫૭] સજ્જનના નિત્ય સમાગમથી જ વિવેક ઉત્પન્ન થાય છે અને ભોગ તથા મોક્ષ એ બન્ને વિવેકરૂપી ઝાડનાં જ ફળ છે.[૫૮] શમ, વિચાર, સંતોષ અને ચોથો સાધુઓનો સમાગમ, એ ચાર મોક્ષના દ્વારમાં દ્વારપાળ કહેવાય છે.[૫૯] એ ચારેનું અથવા એઓમાંથી ત્રણનું કે બેનું પણ યત્નપૂર્વક સેવન કરવું જોઈએ; કારણ કે તેઓ મોક્ષરૂપી રાજમહેલનું બારણું ઉઘાડી દે છે.[૬૦] અથવા પ્રાણ સુદ્ધાં જવા દઈને તેઓમાંના એકનો તો સઘળા યત્નથી આશ્રય લેવો, કારણ કે એક વશ થાય તો પછી ચારે પોતાની મેળે વશ થાય છે.[૬૧] જેમ સૂર્ય તેજના પાત્રરૂપ છે, તેમ જગતના શિરોમણિ જેવો વિવેકી પુરુષ જ્ઞાનના, તપના તથા શ્રવણના પાત્રરૂપ છે.[૬૨] જેમ પાણી સખત ઠંડીને લીધે પથરા જેવું થઈ જાય છે, તેમ મૂર્ખ પુરુષોની બુદ્ધિ પણ મૂર્ખપણાથી ઘટ્ટ થઈને કઠિન થઈ જાય છે.[૬૩] હે રામ! જેમ સૂર્યોદયમાં કમળ પ્રફુલ્લિત થઈને રહે છે, તેમ સૌજન્યરૂપ ગુણથી અને શાસ્ત્રોના અર્થ સંબંધી વિચારોથી તમારું અંતઃકરણ તો પ્રફુલ્લિત થઈ રહ્યું છે.[૬૪] હે ઉત્તમ બુદ્ધિવાળા! જેમ મૃગ આદિ પ્રાણી વીણાના શબ્દને કાન ઊંચા કરીને એકાગ્રતાથી સાંભળે છે, તેમ તમારે પણ આ જ્ઞાનની કથા એકાગ્રતાથી સાંભળવી અને સમજવી જોઈએ.[૬૫] હે રામ! વૈરાગ્યના અને અભ્યાસના યોગથી તમે સમતા અને સૌજન્ય આદિ સંપત્તિઓને મેળવી લો, એટલે પછી નાશ

થતો જ નથી.[૬૬] સંસારમાંથી મુક્ત થવા માટે પ્રથમ શાસ્ત્રોના અને સજ્જનોના સમાગમપૂર્વક તપનો અને જિતેન્દ્રિયપણાનો આશ્રય કરવો જોઈએ તથા બુદ્ધિને જ વધારવી જોઈએ.[૬૭] જરાક સંસ્કારવાળી બુદ્ધિથી પણ આ શાસ્ત્રોનો વિચાર કરવામાં આવે, તો તેથી માણસની મૂર્ખતાનો અત્યંત નાશ થાય છે, એમ સમજો.[૬૮] આ સંસારરૂપી ઝેરી ઝાડ આપત્તિઓનું મુખ્ય સ્થાન છે. તે અજ્ઞાનીને નિરંતર મોહ ઉપજાવે છે, એટલા માટે યત્ન કરીને અજ્ઞાનનો નાશ કરવો જોઈએ.[૬૯] જેમ ચામડું અગ્નિના યોગથી સંકોચ પામી જાય છે, તેમ દુષ્ટ આશાઓને લીધે કુટિલ ગતિ કરનારા અને હૃદયમાં ફેલાયા કરતા અજ્ઞાનથી ચિત્ત સંકોચ પામી જાય છે.[૭૦] જેમ વાદળાંઓ ન હોવાને લીધે સંપૂર્ણ નિર્મળ મંડળવાળા ચંદ્રને જોઈને માણસની દૃષ્ટિ પ્રફુલ્લિત થાય છે, તેમ સમજુ પૂછનારાને જોઈને વક્તાનો યથાર્થ વસ્તુવિચાર પ્રફુલ્લિત થાય છે.[૭૧] જે પુરુષની બુદ્ધિ પૂર્વાપરનો વિચાર કરીને અર્થનું રહસ્ય સમજવામાં સુંદર ચતુરાઈવાળી છે અને પ્રફુલ્લિત છે, તે જ અહીં પુરુષ કહેવાય છે.[૭૨] જેમ પ્રફુલ્લિત થયેલા, સ્વચ્છ, અંધકારને મટાડનારા, શીતળ કાંતિવાળા અને આહ્લાદકપણા આદિ ગુણોવાળા નિર્મળ ચંદ્રથી આકાશ શોભે છે, તેમ તમે પ્રફુલ્લિત થયેલા, સ્વચ્છ અજ્ઞાનને છોડનારા, ઉત્તમ વિચારરૂપ શીતળતાવાળા અને સૌજન્ય આદિ ગુણોવાળા હૃદયથી શોભો છો.[૭૩]

विकसितेन सितेन तमोमुचा वरविचारणशीतलरोचिषा । गुणवता हृदयेन विराजसे त्वममलेन नभः शशिना यथा ॥७३॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'વક્તૃપૃચ્છકલક્ષણ' એ નામનો સર્ગ ૧૧મો સમાપ્ત**

## સર્ગ ૧૨મો*

### જ્ઞાનનું ઉત્તમ માહાત્મ્ય ને રામની યોગ્યતા

**વસિષ્ઠ ઉવાચ**

परिपूर्णमना मान्यः प्रष्टुं जानासि राघव ।
वेत्सि चोक्तं च तेनाहं प्रवृत्तो वक्तुमादरात् ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! તમે પરિપૂર્ણ મનવાળા છો અને માન આપવા યોગ્ય છો. તમે પૂછી જાણો છો અને કહેલું સમજી શકો છો. આથી હું પ્રેમપૂર્વક કહેવાને સજ્જ થયો છું.[૧] તમે રજોગુણથી તથા તમોગુણથી રહિત અને કેવળ સત્ત્વગુણની પ્રવૃત્તિવાળી બુદ્ધિને હૃદયમાં સ્થિર કરીને જ્ઞાન સાંભળવાને સજ્જ થાઓ.[૨] જેમ સમુદ્રમાં રત્નોની શોભા છે, તેમ તમારામાં પૂછનારના સઘળા ગુણોની સંપત્તિ છે અને મારામાં વક્તાના ગુણોની સંપત્તિ છે.[૩] હે પુત્ર! ચંદ્રકાંતમણિ જેમ પોતામાં ચંદ્રનાં કિરણોનો સમૂહ લાગવાથી આર્દ્રપણું પામે છે, તેમ તમે પોતાનામાં વિવેક અને અસંગ પ્રકટ થવાથી વૈરાગ્ય પામ્યા છો.[૪] જેમ શુદ્ધ કમળને અત્યંત લાંબા અને વણતૂટ્યા શુદ્ધ તંતુઓનો જન્મથી જ પરિચય હોય છે, તેમ તમને શુદ્ધ ને વિસ્તરેલા અને વચમાં વિચ્છેદ નહિ પામેલા નિર્મળ સદ્ગુણોનો બાળપણથી જ અભ્યાસ છે.[૫] આથી હું જે કથા કહું છુ, તે તમે સાંભળો. તમે જ એ સાંભળવાને પાત્ર છો. શુદ્ધ કુમુદિની ચંદ્રના સંબંધ વિના પ્રફુલ્લિત થાય જ નહિ.[૬] જે કોઈ આરંભો છે અને જે કોઈ વિચારો છે, તે સઘળા પોતાનું સ્વરૂપ જોવામાં આવે છે, ત્યારે શાંત થઈ જાય છે. જો ઉત્તમ ચિત્તવાળાને જ્ઞાનથી વિશ્રાંતિ ન મળતી હોય, તો આ સંસારમાં કયો સાધુ પુરુષ સાધનોની ચિંતાના અપાર પરિશ્રમને સહન

* આ બારમા સર્ગમા સંસારનું અનર્થપણુ, જ્ઞાનનુ ઉત્તમ માહાત્મ્ય અને રામમાં પૂછનારને યોગ્ય સદ્ગુણોની સમૃદ્ધિ કહેવામાં આવશે.

કરે ? જેમ પ્રલયકાળના અનેક સૂર્યોના સંબધથી સઘળા મોટા પર્વતોની શિલાઓ પીગળી જાય છે, તેમ પરમ જ્ઞાનનો સંબંધ થતાં ચિત્તની સઘળી વૃત્તિઓ પીગળી જાય છે. હે રામ! દુઃસહ અને સંસારના ઝેરના આવેશથી થયેલો વિષૂચિકાનો રોગ પવિત્ર આત્મબોધરૂપી ગારુડીમંત્રથી જ શાંત થાય છે.[૭–૧૦] એ આત્મબોધ અને તે બોધ મળવાનું ગુપ્ત રહસ્ય સજ્જનોની સાથે શાસ્ત્રવિચાર કરવાથી અવશ્ય મળે છે[૧૧] વિચાર કરવાથી સઘળાં દુઃખોનો અવશ્ય ક્ષય થાય છે એમ સમજવું. આથી વિચારવાન પુરુષો વિશે કદી પણ અનાદરની દૃષ્ટિ કરવી નહિ.[૧૨] સર્પ જેમ જૂની કાંચળીને છોડી દઈને સંતાપરહિત થાય છે, તેમ વિચારવંત પુરુષે આ સઘળા ચિંતાઓના પિંજરને છોડી દઈને સંતાપરહિત થવું. તેણે શીતળ અંતઃકરણવાળા થવું અને સદ્વિચારથી યથાર્થ બ્રહ્મવિદ્યાને પામવું. તે પુરુષ આ સર્વ જગતને વિનોદથી ઇંદ્રજાળની પેઠે જોયા કરે છે. બાકી જેને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઈ નથી, તેને જ આ જગત દુઃખરૂપ ભાસે છે.[૧૩] આ અત્યંત વિષમ સંસાર સબંધી રાગ સર્પની પેઠે કરડે છે, તલવારની પેઠે કાપી નાખે છે, ભાલાની પેઠે વીંધી નાખે છે, રસીની પેઠે બાંધી લે છે, અગ્નિની પેઠે બાળે છે, રાત્રીની પેઠે અંધ કરી નાખે છે અને પથરાની પેઠે ઓચિંતો પડીને પુરુષોને પરવશ કરી નાખે છે. તે બુદ્ધિને હરી લે છે, સ્થિતિનો નાશ કરે છે, મોહરૂપી ઊંડી ખાડમાં પાડી દે છે અને તૃષ્ણાથી જર્જરિત કરી નાખે છે. એવુ કોઈ પણ દુઃખ નથી કે જે સંસારી માણસને પ્રાપ્ત થતું નથી.[૧૪] આ વિષયોના સંગરૂપી વિષૂચિકા બહુ જ માઠાં પરિણામ આણે છે. જો એનો યથાર્થ ઉપાય કરવામાં ન આવે તો નરકસ્થાનોના સમૂહોરૂપી ફળ આપનારો એ રોગ તે તે અનેક પીડાઓ ઉત્પન્ન કરે છે.[૧૫] એ રોગથી નરકોમાં પડવાનું આવે છે અને ત્યાં પથરા ખાવા પડે છે, તલવારથી કપાવું પડે છે, પર્વતોનાં શિખરો ઉપરથી નીચે ગબડવું પડે છે, પથરાના પ્રહાર ખમવા પડે છે, અગ્નિથી બળવું પડે છે અને હિમના જળથી નાહવું પડે છે. ત્યાં અંગો કપાઈ જાય છે, છીપરોમાં ચંદનની પેઠે ઘસાવું પડે છે અને તલવારની ધાર જેવાં પાંદડાંવાળા વનમાં ભટકવું પડે છે. જેમ 'ઘણ' નામના જીવડાથી લાકડું કોતરાઈ જાય છે, તેમ ત્યાં કોતરાવું પડે છે, તપાવેલી લોઢાની સાંકળોથી વીંટાવું પડે છે, પરાયા હાથથી ચામડી ઉખડાવવી પડે છે અને નિરંતર અગ્નિથી ધગધગતાં લડાઈનાં બાણો સહન કરવાં પડે છે. ત્યાં ભયંકર ગરમીમાં ઉઘાડા શેકાવું પડે છે અને શિયાળામાં ફુવારાના ઘરમાંથી પાણીનો વરસાદ સહન કરવો પડે છે. ત્યાં માથું કપાઈ જાય છે, મરણ થઈ જાય છે, મોંમાં ડૂચો ખોસાવાથી મૂંગા થવું પડે છે, શરીર વ્યવહારને અયોગ્ય થઈ જાય છે અને શરીરનો એકાદ ભાગ બહુ જ વધી જાય છે.[૧૬] હે રાઘવ! આવી રીતની હજારો કષ્ટદાયી ચેષ્ટાઓથી દારુણ એવા આ સંસારરૂપી હાલતા યંત્ર વિશે ઉપેક્ષા ન જ કરવી. તેને વિશે અવશ્ય એવો વિચાર કરવો અને એવું સમજવું, કે શાસ્ત્રવિચારથી જ કલ્યાણ થાય છે.[૧૭] હે રઘુકુળચંદ્ર! બીજુ આ પણ કહું છું. જ્ઞાનરૂપી કવચથી જેમણે શરીરને વીંટી લીધું છે એવા આ મોટા મુનિઓ, મહર્ષિઓ*, બ્રાહ્મણો અને રાજાઓ સંસારરૂપી દુઃખ ભોગવવાને યોગ્ય નથી, છતાં તેઓ પણ અજ્ઞાની જનની પેઠે શા માટે દુઃખ દેનારી અનેક પ્રકારની સંસાર સંબંધી પીડાઓ જાણી જોઈને ભોગવે છે? તમે આવી શંકા રાખશો નહિ, કારણકે જો તેમને સંસારની કાંઈ પણ પીડા હોય તો તેઓ આવી રીતે મનમાં આનંદ-

* સૂક્ષ્મ વસ્તુઓ જાણવામા સમર્થ.

થી ભરપૂર જ કેમ રહે ![18] નવા નવા વિષયોને જોવામાં અને ભોગવવામાં ઉત્સાહ વગરના, કલ્પનાઓથી ઊઠતા વિક્ષેપોથી રહિત થયેલા, પરમાત્મારૂપી દીપકને પામેલા અને અત્યંત શુદ્ધ બુદ્ધિવાળા આ મહાત્મા લોકો જગતમાં જેમ વિષ્ણુ, શિવ અને બ્રહ્મા આદિ રહ્યા છે, તેમ જ જીવન્મુક્ત થઈને રહેલા છે.[19] મહાત્માઓની સાથે વિચાર કરીને તથા શરીર આદિ અનાત્મ પદાર્થોનો વિનાશ કરીને બુદ્ધિથી પરમતત્ત્વ જાણ્યામાં આવે, એટલે મોહ ક્ષીણ થાય, અજ્ઞાનરૂપી ગાઢ વાદળાં દૂર થઈ જાય અને વાક્યો ઉપરથી જાણેલા વિશાળ પરમતત્ત્વનો પોતામાં જ અનુભવ થાય. આમ થાય, ત્યારે પુરુષનું જગતમાં આ જે ભ્રમણ છે, તે એક જાતના રમણ સમાન જ થાય છે.[20] બીજુ પણ હે રાઘવ ! પોતાનું ચિન્મય– સ્વરૂપ અનાત્મ પદાર્થો દૂર કરવાથી સ્વચ્છ થાય, હૃદયમાં ઉત્તમ શાંતિનો આવિર્ભાવ થાય અને આગળની સઘળી બુદ્ધિની વૃત્તિઓ શાંતિરૂપ રસના સ્વાદમય થઈ જાય, ત્યારે અંતઃકરણની ઘટના બ્રહ્મરસનો સ્વાદ લઈને બ્રહ્માકાર થઈ જાય છે. એવી રીતે બુદ્ધિથી પરમતત્ત્વનો અનુભવ થાય, ત્યારે પુરુષનું જગતમાં આ જે ભ્રમણ છે, તે એક જાતના રમણ સમાન જ થાય છે. બીજુ પણ નિર્મળ બુદ્ધિથી પરમતત્ત્વની પ્રાપ્તિ થયા પછી એ જ્ઞાનીને લાગે છે, કે 'આ ચેતના વગરનો જે દેહ છે, તે રથ છે, ઇન્દ્રિયોની જે ગતિ છે તે ઘોડાઓની ચાલ છે, જે મન છે તે રેન છે અને સમાધિના કાળમાં પરમાત્મારૂપ તથા વ્યવહારના કાળમાં ઉપાધિથી જીવરૂપ એવો હું એ રથમાં બેસીને આનંદરૂપ વિષયોમાં ફરવાની મોજ કરું છું.' આ પ્રમાણે એ વિચાર કરે છે, ત્યારે પુરુષનું જગતમાં આ જે ભ્રમણ છે તે એક જાતના રમણ સમાન જ થાય છે.[21,22]

– ચૈતન્યમય

रथः स्थाणुर्देहस्तुरगरचना चेन्द्रियगतिः परिस्पन्दो वातो वहनकलितानन्दविषयः । परोऽणुर्वा देही जगति विहरामीत्यनघया धिया दृष्टे तत्त्वे रमणमटनं जागतमिदम् ॥ २२ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'તત્ત્વમાહાત્મ્યવર્ણન' એ નામનો સર્ગ ૧૨મો સમાપ્ત**

## સર્ગ ૧૩મો*

## વૈરાગ્યાદિ ગુણો તથા શમનું વર્ણન

**વસિષ્ઠ ઉવાચ**

एतां दृष्टिमवष्टभ्य दृष्टात्मानः सुबुद्धय ।
विचरन्तीह संसारे महान्तोऽभ्युदिता इव ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** ઉત્તમ બુદ્ધિવાળા આત્મજ્ઞાની પુરુષો આવો નિશ્ચય રાખીને આ સંસારમાં મોટા ચક્રવર્તી રાજાઓની પેઠે વિચરે છે.[1] તેઓ શોક કરતા નથી, કશું ઇચ્છતા નથી; શુભને કે અશુભને માગતા નથી અને સઘળું કરે છે, છતાં પણ કશું જ કરતા નથી.[2] ત્યાજ્ય પક્ષથી તથા ગ્રાહ્ય પક્ષથી રહિત થયેલા અને પોતાના આત્મસ્વરૂપમાં જ સ્થિર રહેલા એ લોકો નિર્લેપ રીતે રહે છે, નિર્લેપ રીતે કરે છે અને લૌકિક માર્ગમાં નિર્લેપ રીતે ચાલે છે.–[3] તેઓ આવે છે પણ આવતા નથી; જાય છે પણ જતા નથી; કરે છે પણ કરતા નથી અને બોલે છે પણ બોલતા નથી.[4] જે કોઈ આરંભો અને જે કોઈ વિચારો ત્યાજ્ય અથવા ગ્રાહ્ય પક્ષમાં છે, તેઓ પરમપદની પ્રાપ્તિ થયા પછી ક્ષીણ થઈ જાય છે. જેણે સઘળી ઇચ્છાઓ છોડી દીધી હોય છે, તેવું મધુર વૃત્તિઓવાળું મન, જાણે ચંદ્રના બિંબમાં જ રહ્યું હોય તેમ સઘળી રીતે

* આ તેરમા સર્ગમાં જીવન્મુક્તિના ફળરૂપ વૈરાગ્ય આદિ ગુણોનુ અને વિશેષે કરીને શમનુ વર્ણન કરવામાં આવશે.

– આત્મસ્વરૂપના સાક્ષાત્કારથી તેમને પોતાનો અકર્તાભાવ તથા અભોક્તાભાવ અનુભવાયો છે, તેથી તેઓ સર્વ કર્મમા નિર્લેપ રીતે વિચરે છે.

શાંતિ પામે છે.[૬] સઘળી વિગાર સંબંધી ક્રિયાઓથી રહિત થયેલું અને સઘળા પ્રકારનાં કૌતુકોથી મુક્ત થયેલુ એ મન, જેમ ચંદ્રમાં અમૃત માતું નથી, તેમ પોતાનામાં પણ માતું નથી. (પ્રફુલ્લિત જ રહે છે.)[૭] એ મન કોઈ જાતની ઈંદ્રજાળો ઊભું કરતું નથી અને વાસના તરફ દોડતું નથી. તે તો બાળકના જેવી સઘળી ચપળતાને છોડી દઈને બ્રહ્માકારપણાથી જ બિરાજે છે.[૮] આવી વૃત્તિઓ આત્મતત્ત્વના અવલોકનથી જ મળે છે, પણ બીજા કોઈ પ્રકારથી મળતી નથી.[૯] તેથી પુરુષે આત્માને જ જાણવો જોઈએ અને જીવતાં સુધી તેનું જ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવું જોઈએ. બીજાં વ્યર્થ કર્મ તેણે કરવાં જ નહિ જોઈએ.[૧૦] જેને અવિચ્છિન્ન અભ્યાસથી પોતાના અનુભવની, શાસ્ત્રની અને ગુરુની એકવાક્યતા થઈ હોય, તે પુરુષ સ્વરૂપાનંદ ભોગવે છે.[૧૧] જેઓ શાસ્ત્રના અર્થનો અનાદર કરે છે અને તત્ત્વવેત્તાઓનો તિરસ્કાર કરે છે, તે મૂઢ લોકો સાથે જ્ઞાની પુરુષ મહાવિપત્તિના સમયમાં પણ સગાનતા પામે નહિ.[૧૨] પોતાના શરીરમાં રહેલી એક મૂર્ખતા માણસોને જેવો ખેદ આપે છે, તેવો ખેદ તેને પૃથ્વીમાં રોગ, ઝેર, આપત્તિ કે આધિ, તેમનાંમાંનું કોઈ પણ આપતું નથી.[૧૩] આ શાસ્ત્રનું શ્રવણ કંઈક સંસ્કારી બુદ્ધિવાળા પુરુષની મૂર્ખતાને જેવી દૂર કરે છે, તેવી બીજા કોઈ શાસ્ત્રનું શ્રવણ તે દૂર કરતું નથી.[૧૪] સુખદાયી, યથોચિત દૃષ્ટાંતોથી રમણીય અને વિરોધ વગરનું આ શાસ્ત્ર વાક્યાર્થ ઉપર ધ્યાન રાખીને સઘળું સાંભળવું જોઈએ.[૧૫] જેમ ખેરના ઝાડમાંથી કાંટા ઉત્પન્ન થાય છે, તેમ અટળ આપદાઓ અને સઘળી નીચ યોનિઓ મૂર્ખપણાથી ઉત્પન્ન થાય છે.[૧૬] હે રામ! હાથમાં કોડિયુ લઈને ચાંડાળોનાં ઘરોની ગલીઓમાં ભીખ માગવા માટે ફરવું એ સારું છે, પણ મૂર્ખતાથી મર્યા જેવું થયેલું જીવતર સારું નથી.[૧૭] ભયંકર ઊંડી ખાડામાં અથવા વૃક્ષોની બખોલોમાં સર્વદા આંધળા કીડાના અવતારે રહેવું સારું છે, પણ મહાદુઃખદાયી મૂર્ખતા સારી નથી.*[૧૮] કોઈ પણ માણસ આ મોક્ષના ઉપાયરૂપ પ્રકાશને પામીને પાછો મૃત્યુ જેવા અંધારામાં પણ આંધળો થતો નથી, તો તે બીજામાં તો કેમ જ થાય?[૧૯] જ્યાં સુધી વિવેકરૂપી સૂર્યની નિર્મળ પ્રભાનો ઉદય ન થાય, ત્યાં સુધી જ તૃષ્ણારૂપી રાત્રિ માણસરૂપી કમળને સંકોચ પમાડે છે.[૨૦] હે રામ! જેમ વિષ્ણુ તથા શિવ આદિ જીવન્મુક્તો અને બીજા પણ જીવન્મુક્ત બ્રહ્મર્ષિઓ વિહાર કરે છે, તેમ તમે પણ સંસારનાં દુઃખથી છૂટવા માટે ગુરુના તથા શાસ્ત્રના પ્રમાણથી આત્માનું સ્વરૂપ જાણી, મારા જેવા બંધુઓની સાથે વિહાર કરો.[૨૧-૨૨] આ સંસારમાં દુઃખ અનંત છે અને સુખો તો ઘાસના તણખલા બરાબર છે; માટે અંતે દુઃખ આપનારાં સુખોમાં કદી પણ દૃષ્ટિ બાંધવી નહિ. સમજુ પુરુષે તો પરમ પુરુષાર્થની સિદ્ધિ માટે અનંત અને પરિશ્રમ વિનાના બ્રહ્મપદને પ્રયત્નપૂર્વક સાધવું જોઈએ. જેમનું મન સંતાપથી મુક્ત થયું છે અને બ્રહ્મપદનું જ અવલંબન કરીને રહ્યું હોય છે, તે જ ઉત્તમ પુરુષો પુરુષાર્થના પાત્રરૂપ છે.[૨૩-૨૫] જે દુષ્ટ મનવાળા પુરુષો ભોગ ભોગવવાની લાલચથી રાજ્યાદિક સુખોમાં જ સંતુષ્ટ રહે છે, તેમને આંધળા દેડકા જ સમજો. જેઓ ભોગને ભોગવનારા, શઠ, પ્રબળ અને પાપકર્મો જ કરનારા મિત્રરૂપી શત્રુઓમાં પ્રેમ રાખે છે, તે મૂઢ પુરુષો મોહથી મંદબુદ્ધિવાળા હોય છે. પરિણામે તેઓ એક સંકટમાંથી બીજા સંકટમાં, એક દુઃખમાંથી બીજા દુઃખમાં, એક ભયમાંથી બીજા ભયમાં અને એક નરકમાંથી બીજા નરકમાં જાય

* અજ્ઞાન જ સર્વ દુ ખોનું મૂળ છે માટે સારું નથી.

છે.[૨૬-૨૮] હે રામ! દુઃખથી સુખ નાશ પામે છે અને સુખથી દુઃખ નાશ પામે છે; આમ મનુષ્યને સુખદુઃખની દશામાં કદી પણ વિશ્રાંતિ મળતી નથી. એ સુખદુઃખની દશાઓ તો વીજળીના વિસ્તાર જેવી ક્ષણભંગુર છે.[૨૯] માટે તમારા જેવા જે મહાત્મા પુરુષો વૈરાગ્યવાળા અને ઉત્તમ વિવેકવાળા હોય છે, તેમને જ પ્રણામ કરવા યોગ્ય અને ભોગના તથા મોક્ષના મુખ્ય પાત્રરૂપ સમજવા. ઉત્તમ વિવેકનો આશ્રય કરીને અને વૈરાગ્યના તથા અભ્યાસના યોગથી આ ઘોર આપત્તિરૂપ સંસારરૂપી નદીને પાર કરવી જોઈએ.[૩૦,૩૧] સારી રીતે સમજનારા વિવેકી પુરુષે ઝેરની વ્યાપ્તિ પેઠે મોહ આપનારી આ સંસાર સંબંધી રચનાઓમાં આસક્તિ રાખવી નહિ.[૩૨] જે માણસ આ સંસારને પામીને બેભાનની જેમ ઉપેક્ષાથી બેસી રહે છે, તે માણસ સળગેલા ઘરની ઉપર ઘાસની પથારીમાં જ સૂતો છે.[૩૩] જેને પામીને વિદ્વાનો પાછા ફરતા નથી અને જેને પામીને મનુષ્યને કદી પણ શોક કરવો પડતો નથી, તે પદ નિઃસંશય જ્ઞાનમાત્રથી જ મળે છે.[૩૪] કદાચ એ પદ ન હોય તોપણ તમને શી હરકત છે? અને તે હશે તો તેનો વિચાર કરવાથી તમે સંસારરૂપી સમુદ્ર પાર ઊતરી જશો.[૩૫] આ સંસારમાં પુરુષ જ્યારે મોક્ષનો ઉપાય વિચારવામાં પ્રવૃત્તિ કરે છે, ત્યારે તે પુરુષ તુરત જ મોક્ષનો ભાગીદાર કહેવાય છે.[૩૬] ત્રણે લોકમાં એક કૈવલ્યસ્વરૂપના સ્વાસ્થ્ય વિના બીજું એકે સ્વાસ્થ્ય નાશરહિત, શંકારહિત અને વિભ્રમરહિત નથી.[૩૭] જો આત્મવિચાર કરવામાં આવે, તો કૈવલ્યની પ્રાપ્તિમાં કશો પરિશ્રમ પડતો નથી. એ પદની પ્રાપ્તિમાં ધન, મિત્રો, બાંધવો, હાથપગનું ચલાવવું, પરદેશમાં જવું, કાયાને ઉપવાસ આદિ ક્લેશો આપીને દુઃખી થવું કે તીર્થક્ષેત્રોમાં નિવાસ—એમાંનું કંઈ પણ સહાયતા આપે એમ નથી. પણ માત્ર મનથી કલ્પેલા દ્વૈતનો મૂળથી ઉચ્છેદ કરવામાં આવે, તો તે પદની પ્રાપ્તિ થાય છે. એ મૂલોચ્છેદ શ્રવણ-મનન આદિ પુરુષાર્થથી જ સાધ્ય છે અને તે બ્રહ્માકાર દૃઢ વાસનાને ઉત્પન્ન કરે છે.[૩૮-૪૦] વિષયોને છોડી દેનારો પુરુષ માત્ર વિવેકથી સાધ્ય થનારા અને વિચારથી તથા એકાગ્રતાથી નિશ્ચય કરી શકાય એવા એ પદને પામે છે.[૪૧] સુખદાયી આસન ઉપર બેઠાં બેઠાં તે પદનો પોતાની મેળે વિચાર કરવામાં આવે, તોપણ તે પદની પ્રાપ્તિ થાય છે અને તે પદ મળવાથી શોક કરવો પડતો નથી તેમ પાછો જન્મ ધરવો પડતો નથી.[૪૨] સાધુપુરુષો એ પદને સર્વ સુખોના વરસાદની સીમારૂપ જાણે છે અને તેને જ તેઓ સર્વોત્તમ આનંદના ઝરાવાળું રસાયન કહે છે.[૪૩] જેમ ઝાંઝવાનાં પાણીમાં જળ હોતું નથી, તેમ સર્વ પદાર્થો નાશવંત હોવાને લીધે મનુષ્યલોકમાં કે સ્વર્ગલોકમાં ક્યાંય પણ ખરું સુખ નથી.[૪૪] એથી શમ અને સંતોષરૂપ સાધનથી મનને જીતવાનો જ યત્ન કરવો; એટલે અનંત પદમાં એકરસ થવારૂપ આનંદની પ્રાપ્તિ થાય.[૪૫] રાક્ષસ, દાનવ, દેવ કે માણસ ગમે તે હોય—તેણે ઊભાં રહેતાં, ચાલતાં, પડતાં અને ફરતાં પણ મનની શાંતિથી ઉત્પન્ન થનારું તે પરમ સુખ અવશ્ય મેળવવું જ જોઈએ. તે સુખ મનની શાંતિરૂપ પ્રફુલ્લિત પુષ્પવાળા વિવેકરૂપી કલ્પવૃક્ષનું* ફળ છે.[૪૬,૪૭] વ્યવહારમાં તત્પર રહેવા છતાં પણ આકાશમાં રહેલા સૂર્યની પેઠે નિર્લેપ રહેનારો જ્ઞાની પુરુષ વ્યવહારને છોડી દેતો નથી, તેમ વ્યવહારને ઇચ્છતો પણ નથી.+[૪૮] શાંતિ પામેલું, અત્યંત સ્વચ્છ, વિશ્રામવાળું, ભ્રાંતિ વગરનું,

* ઇચ્છિત વસ્તુ આપનાર દેવોનું વૃક્ષ તે કલ્પવૃક્ષ કહેવાય છે.

+ સર્વત્ર બ્રહ્મનો અનુભવ કરનારને કાંઈ ત્યજવાનું કે ઇચ્છવાનું રહેતું નથી, એમ જણાવવા એ પ્રમાણે કહ્યું છે.

વૈરારહિત અને બીજા કોઈને પણ કષ્ટ નહિ આપનારું જ્ઞાનીનું મન વ્યવહારને છોડતું નથી, તેમ વ્યવહારને છોડી દેવા પણ ધારતું નથી. હવે હું મોક્ષના દ્વારમાં જે દ્વારપાળો છે, તેમને વિષે અનુક્રમે કહું છું, તે તમે સાંભળો. તેમનામાંના એકને વિષે પણ આસક્તિ રાખવામાં આવે, તો મોક્ષના દ્વારમાં પ્રવેશ કરી શકાય છે. સમગ્ર આશારૂપી તીવ્ર તરસથી બહુ જ લાંબી થઈ પડેલી અને ઘણા તાપવાળી આ સંસારરૂપી મરુભૂમિ વિષે પુરુષને શમને લીધે ચંદ્રમાની કાંતિના જેવી શીતળ થઈ જાય છે.'' [૫૧] શમથી જ કલ્યાણની પ્રાપ્તિ થાય છે, શમ જ ઉત્તમ પદવીરૂપ છે, શમ જ સુખદાયી છે, શમ જ શાંતિના કારણરૂપ છે અને શમ જ ભ્રાંતિનું નિવારણ કરનાર છે.[૫૨] શમથી તૃપ્તિ પામેલા, શમથી શણગારેલા ચિત્તવાળા અને શીતળ તથા અત્યંત સ્વચ્છ મનવાળા પુરુષને શત્રુ પણ મિત્ર થઈ જાય છે.[૫૩] જેમનું હૃદય શમરૂપી ચંદ્રથી શોભી રહ્યું છે, તેમની પરમ નિર્મલતા ક્ષીરસાગરની નિર્મલતાની જેમ વિશેષ ઉદય પામે છે.[૫૪] જેમનાં હૃદયોરૂપી કમળના કોશોમાં શમરૂપી કમળ પ્રફુલ્લિત થયું હોય છે, તેને વિષ્ણુ સમાન જ સમજવા. કારણ કે જેમ વિષ્ણુના હૃદયકમળમાં બ્રહ્માના આસનરૂપ કમળ પ્રફુલ્લિત થયું છે, તેમ તેમના હૃદયકમળમાં શમરૂપી બીજું કમળ પ્રફુલ્લિત હોય છે.[૫૫] પોતાના ગુણોથી સઘળાઓની ઇંદ્રિયોને વશ કરી લેનારા જે પુરુષોના મુખરૂપી નિષ્કલંક ચંદ્રમાં શમની શોભા દીપી રહી હોય છે, તે ઉત્તમ કુલીન પુરુષો વંદન કરવાને યોગ્ય છે.[૫૬] જેમની આગળ ચક્રવર્તીપણાની સંપત્તિઓ પણ વિસાત વિનાની છે, તે શમની વિભૂતિઓ જેવો આનંદ આપે છે, તેવો આનંદ ત્રૈલોક્યની અંદર રહેનારી કોઈ પણ વિભૂતિઓ આપતી નથી.[૫૭] જેમ સૂર્યમાં અંધારું નાશ પામે છે, તેમ જે કોઈ દુઃખો છે, જે કોઈ તૃષ્ણા છે અને જે કોઈ અસહ્ય ચિંતાઓ છે, તે સઘળું શાંત ચિત્તવાળા પુરુષોમાં લય પામી જાય છે.[૫૮] સર્વ પ્રાણીઓનું આશ્ચર્યભર્યું ચિત્ત શાંત મનુષ્યના દર્શનથી જેટલું પ્રસન્ન થાય છે, તેટલું ચંદ્રમાના દર્શનથી પણ પ્રસન્ન થતું નથી.[૫૯] શમથી શોભનારા અને સર્વ પ્રાણીઓ પર સ્નેહ રાખનારા સજ્જનમાં પરમતત્ત્વ આપમેળે જ પ્રસન્ન થાય છે.[૬૦] ક્રૂર સ્વભાવવાળાં તેમ જ કોમળ સ્વભાવવાળાં મનુષ્યો જેમ પોતાની માતાનો વિશ્વાસ કરે છે, તેમ તેઓ શમવાળા પુરુષનો પણ વિશ્વાસ કરે છે.[૬૧] શમથી અંતઃકરણને જેવું સુખ પ્રાપ્ત થાય છે, તેવું સુખ ઇંદ્રની પદવી મળતાં, અમૃતનું પાન કરવાથી કે વિષ્ણુની પદવી મળતાં લક્ષ્મીનું આલિંગન કરવાથી પણ પ્રાપ્ત થતું નથી. હે રાઘવ! સઘળી આધિઓ તથા વ્યાધિઓએ બિવરાવીને ધ્રુજાવેલા અને તૃષ્ણારૂપી દોરડાથી ખેંચાઈ ખેંચાઈને થાકી ગયેલા મનને તમે વારંવાર શમરૂપ અમૃત છાંટીને ધારણા આપો. જો બુદ્ધિ શમથી શીતળ થઈ હોય, તો જે કરવામાં આવશે અને જે ખાવામાં આવશે, તે સઘળું મીઠું લાગશે. હે તાત! શમ વિના મનમાં જે સારું હશે તે પણ મીઠું લાગશે નહિ.[૬૨–૬૪] હે રાઘવ! હું તો ધારું છું કે શમરૂપી અમૃતથી ઢંકાયેલું મન જે આનંદ પામે છે, તે આનંદથી જ અંગો કપાઈ ગયાં હોય તેઓ પણ પાછાં ઊગે છે![૬૫] પિશાચો, રાક્ષસો, દૈત્યો, શત્રુઓ, સિંહો કે સર્પો, એ કોઈ પણ શમવાળા પુરુષનો દ્વેષ કરતા નથી.[૬૬] બાણો જેમ વજ્રમય શિલાને વીંધી શકતાં નથી, તેમ જેણે સઘળાં અંગોમાં શમરૂપી અમૃતમય કવચ સારી રીતે સજ્યું હોય છે, તેને કોઈ પણ દુઃખો વીંધી શકતાં નથી.[૬૭] સમજુ મનુષ્ય શમવાળી અને સમતાવાળી સ્વચ્છ બુદ્ધિથી જેવો શોભે છે, તેવો

રાજા સુંદર રાણીથી પણ શોભતો નથી.[૬૮] શાંતિવાળા પુરુષને જોઈને માણસોને જેવો સંતોષ મળે છે, તેવો સંતોષ પ્રાણાધિક પ્રિયને જોવાથી પણ મળતો નથી.[૬૯] જે પુરુષ શમથી ભરેલી, લોકમાં વખણાયેલી અને સમતાવાળી વૃત્તિથી સારી રીતે વર્તે છે, તેનું જ જીવવું સફળ છે; બીજા કોઈનું જીવવું સફળ નથી.[૭૦] નમ્ર અને શાંત મનવાળો સાધુ પુરુષ જે કાર્યો કરે છે, તેનાં તે સઘળાં કાર્યોને આ સર્વ પ્રાણીઓ વખાણે છે.[૭૧] જે પુરુષ પ્રિય અથવા અપ્રિય પદાર્થને સાંભળીને, અડકીને, જોઈને, જમીને અથવા તેવા જળમાં નાહીને હર્ષ પામે નહિ, તેમ ગ્લાનિ પણ પામે નહિ, તે શાંત કહેવાય છે.[૭૨] સર્વ પ્રાણીઓને વિશે જે સમબુદ્ધિવાળો છે અને જે પુરુષ પ્રયત્નથી ઇન્દ્રિયોને જીતીને ભવિષ્યકાળનાં સુખાદિને ઇચ્છતો નથી, તેમ પ્રારબ્ધથી મળેલાં સુખાદિને છોડી દેતો નથી, તે શાંત કહેવાય છે.[૭૩] નિર્મળ બુદ્ધિથી તલસ્પર્શ કરીને જોતાં જેના મનની અંદરનાં તથા બહારનાં સઘળાં કાર્યો સરખાં જોવામાં આવે છે, તે શાંત કહેવાય છે.[૭૪] જેનું મન ચંદ્રના બિંબ જેવું સ્વચ્છ હોય છે અને ઉત્સવમાં, યુદ્ધમાં તથા મરણમાં પણ એકસરખું શાંત હોય છે, તે પુરુષ શાંત કહેવાય છે. જે પુરુષ હર્ષનાં તથા ક્રોધનાં કારણોવાળા પ્રદેશમાં રહ્યો હોય છતાં પણ નહિ રહેલાની પેઠે રાજી થાય નહિ તેમ કોપ કરે નહિ, પણ સુષુપ્તિવાળાની પેઠે સ્વસ્થ જ રહે, તે પુરુષ શાંત કહેવાય છે. જેની પ્રસન્નતાભરી દૃષ્ટિ સર્વ લોકો ઉપર અમૃતના ઝરાની જેમ સુંદર પ્રસરતી હોય છે, તે પુરુષ શાંત કહેવાય છે.[૭૫-૭૭] જે પુરુષ મનમાં અત્યંત શીતળ થઈ ગયો હોય અને વ્યવહાર કરવા છતાં પણ જે વિષયોમાં ડૂબી જતો ન હોય કે મોહ પામતો ન હોય, તે શાંત કહેવાય છે.[૭૮] દુરંત* આપદાઓ આવવા છતાં અને મોટા મોટા કલ્પોના પ્રલયો થયા છતાં જેનું મન નીચ વલણ લેતું નથી, તે પુરુષ શાંત કહેવાય છે.[૭૯] વ્યવહાર કરવા છતાં પણ જેની બુદ્ધિ આકાશની પેઠે નિર્લેપ જ રહે, તે પુરુષ શાંત કહેવાય છે.[૮૦] તપસ્વીઓમાં, ઘણું સમજનારાઓમાં, યજ્ઞ કરાવનારાઓમાં, રાજાઓમાં, બળવાનોમાં અને ગુણીજનોમાં પણ શમવાળો પુરુષ જ શોભે છે.[૮૧] જેમ ચંદ્રમાંથી ચાંદનીનો ઉદય થાય છે, તેમ ગુણોથી શોભનારા શાંત મનવાળા મહાત્માઓના ચિત્તમાંથી પરમાનંદનો ઉદય થાય છે.[૮૨] ઘણી પ્રૌઢતાવાળો શમ ગુણોના સમૂહોની પરાકાષ્ઠારૂપ છે અને પુરુષાર્થના મુખ્ય ભૂષણરૂપ છે. તે સંકટોમાં અને ભયનાં સ્થાનકોમાં વિશેષે દીપે છે.[૮૩] હે રઘુનંદન! મહાત્મા પુરુષો કોઈથી હરી શકાય નહિ એવા અને પૂજ્ય પુરુષોએ સાવધાનપણાથી રક્ષેલા શમરૂપ ઉત્તમ અમૃતનો આશ્રય કરીને જે પદ્ધતિથી પરમપદ પામ્યા છે, તે જ પદ્ધતિનું તમે પણ સિદ્ધિને સારુ સર્વદા અનુસરણ કરો.[૮૪]

शममममृतमहार्यमार्यगुप्तं परमवलंब्य परं पदं प्रयाताः । रघुतनय यथा महानुभावाः क्रममनुपालय सिद्धये तमेव ॥ ८४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'વૈરાગ્યાદિ ગુણો તથા શમનું વર્ણન' એ નામનો સર્ગ ૧૩મો સમાપ્ત

## સર્ગ ૧૪મો×
## વિચારની પ્રશંસા

વસિષ્ઠ ઉવાચ

शास्त्रावबोधामलया धिया परमपूतया ।
कर्तव्यः कारणज्ञेन विचारोऽनिशमात्मनः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : શાસ્ત્રના બોધથી નિર્મળ

* દુઃખે કરીને જેનો અંત આવે એવી.

× આ ચૌદમા સર્ગમાં સત્સંગથી, ઉત્તમ શાસ્ત્રોથી અને ચિત્તની શુદ્ધિથી વૃદ્ધિ પામેલા અને જેથી શમ તથા સંતોષ ઉત્પન્ન થાય છે, એવા વિચારની પ્રશંસા કરવામાં આવશે.

થયેલી પરમ પવિત્ર બુદ્ધિ વડે વિદ્વાન ગુરુની સાથે નિરંતર આત્મવિચાર કરવો જોઈએ.[૧] બુદ્ધિ વિચારથી અત્યંત તીક્ષ્ણ થાય છે, તો પરમપદને જાણી શકે છે; કારણ કે વિચારજ સંસારરૂપી લાંબા રોગનું વડું ઓસડ છે.[૨] અનંત પ્રકારની પ્રવૃત્તિઓથી પ્રફુલ્લિત થયેલા આપદારૂપી વનને જો વિચારરૂપી કરવતથી કાપી નાખવામાં આવે છે, તો તે પાછું ઊગતુંજ નથી.[૩] હે મહાવિચક્ષણ! બંધુઓના નાશના સમયમાં, સંકટોના સમયમાં અને શાંતિના સમયમાં પણ મોહે કરીને કર્તવ્ય સૂઝતું નથી; માટે વિચારજ સત્પુરુષો માટે પરમ આશ્રયરૂપ છે.[૪] મોહ ટાળવા સારુ વિચાર વિના બીજો કોઈ ઉપાય જ નથી, એવો વિદ્વાનોનો નિશ્ચય છે. સત્પુરુષોની બુદ્ધિ વિચાર કરવાથીજ અશુભ માર્ગનો ત્યાગ કરીને શુભ માર્ગમાં પ્રવર્તે છે.[૫] બુદ્ધિમાન પુરુષોનાં બળ, બુદ્ધિ, સામર્થ્ય, સમયોચિત સ્ફૂર્તિ, ક્રિયા અને ક્રિયાનું ફળ, એ સઘળાં વિચારથીજ સફળ થાય છે.[૬] પ્રૌઢ વિચાર યોગ્યાયોગ્યનો પ્રકાશ કરવામાં મોટા દીવારૂપ છે અને વાંછિત ફળને સાધનાર છે. તેનો આશ્રય કરીને સંસારરૂપી સમુદ્રને તરવો જોઈએ.[૭] શુદ્ધ વિચારરૂપી કેસરીસિંહ માણસોનાં હૃદયરૂપી કમળોને છેદી નાખનારા મહામોહરૂપી હાથીઓને ચીરી નાખે છે.[૮] મૂઢ લોકો પણ કેટલેક કાળે સંસારમાંથી પરમપદને પામી ગયા છે, એ વિચારરૂપી દીપકના ઉત્તમ પ્રકાશનું ઉત્તમ ફળ છે.[૯] હે રાઘવ! રાજ્યો, ઉજ્જ્વળ સમૃદ્ધિઓ, ભોગ અને અવિનાશી મોક્ષ એ વિચારરૂપી કલ્પવૃક્ષનાં ફળો છે.[૧૦] જેમ તુંબડાં પાણીમાં ડૂબતાં નથી, તેમ સંસારમાં મહાત્મા પુરુષોની વિવેકને પ્રફુલ્લિત કરનારી જે વિચારવાળી બુદ્ધિ છે, તે વિપત્તિમાં ડૂબતી નથી.[૧૧] જેઓ વિચારનો ઉદય કરનારી બુદ્ધિથી વ્યવહાર કરે છે, તેઓ અત્યંત ઉત્તમ ફળોના પાત્રરૂપ થાય છે.[૧૨] જે કોઈ દુઃખના પ્રકારો છે, તે સઘળા મોક્ષની ઇચ્છારૂપ દિશાને રોકનારાં અને મૂર્ખોનાં હૃદયોરૂપી વનમાં રહેનારાં અવિચારરૂપી કરંજ નામનાં વૃક્ષોના ડોડારૂપ છે.[૧૩] હે રાઘવ! અવિચારરૂપી નિદ્રા આંજણના ચૂર્ણની પેઠે મેલી છે અને મદિરાની પેઠે ભ્રાંતિ આદિ ધર્મોને ઉત્પન્ન કરનારી છે; તે તમારા મનમાંથી ક્ષય પામો.[૧૪] જેમ તેજોરાશિ સૂર્ય અંધકારોમાં ડૂબતો નથી, તેમ સદ્વિચારમાં તત્પર રહેનારો માણસ મોટી આપદાવાળાં અને અત્યંત લાંબાં અજ્ઞાનોમાં ડૂબતો નથી.[૧૫] જેના સ્વચ્છ માનસ(મન અને માનસરોવર)માં વિચારરૂપી કમળનો સમૂહ પ્રફુલ્લિત થયો હોય, તે માણસ અવશ્ય હિમાલયની જેમ શોભે છે.[૧૬] જેમ બાળકને મૂર્ખતાને લીધે ખોટા ભૂતનો ઉદય થાય છે, તેમ વિચાર વગરની બુદ્ધિવાળા મૂર્ખ પુરુષને મનમાંથી વજ્ર જેવા ખોટા સંસારનો ઉદય થાય છે.[૧૭] હે રામ! વિવેક વિનાનો અધમ પુરુષ દુઃખોની મોટી કોઠીરૂપ છે. તે વિપત્તિઓરૂપી નવી નવી લતાઓને વસંતની જેમ પ્રફુલ્લિત કરે છે; તેનો દૂરથીજ ત્યાગ કરી દેવો. જેમ ભૂતપિશાચો અંધારાથી ઉત્પન્ન થાય છે, તેમ જે કોઈ દુષ્ટ આરંભો છે, દુષ્ટ આચારો છે અને દુષ્ટ ચિંતાઓ છે, તેઓ અવિચારથી જ ઉત્પન્ન થાય છે.[૧૮-૧૯] હે રઘુનંદન! અવિચારી પુરુષ વનના ઝાડના જેવી જ રીતિવાળો છે અને સારાં કાર્યો કરવામાં અસમર્થ છે. તેને સઘળી રીતે દૂર રાખજો.[૨૦] જેમ પૂર્ણચંદ્ર વિશ્રાંતિ પામે છે, તેમ આશાની પરવશતાથી રહિત થયેલું જીવનું વિચારવાળું મન આત્મામાં પરમ વિશ્રાંતિ પામે છે. જેમ ચંદ્રથી ઉદય પામેલી ચાંદની સર્વ જગતને શોભાવે છે અને અત્યંત શીતળ કરે છે, તેમ વિવેકથી ઉદય પામેલી વિશ્રાંતિ સઘળા દેહને અત્યંત શોભાવે છે અને અત્યંત શીતળ કરે છે.

જેમ ચંદ્ર રાત્રે શોભે છે, તેમ પરમાર્થરૂપી મહારાજ્યની પતાકારૂપ બુદ્ધિની સાથે સંબંધ રાખનારું જીવનું વિચારરૂપી ધોળું ચામર શોભે છે. વિચારથી જ જીવન્મુક્ત થયેલા જીવો સૂર્યની પેઠે પ્રકાશીને દશે દિશાઓમાં પ્રકાશ કરે છે અને ઘણાં પ્રાણીઓના સંસારના ભયરૂપી અંધકારને મટાડે છે.[૨૧–૨૪] રાત્રે બાળકના પોતાના મનના મોહથી જ આકાશમાં જે પ્રાણહારી ભૂતની કલ્પના કરાય છે, તે વિચારથી જ લય પામે છે. તેજ પ્રમાણે પુરુષના પોતાના મનના મોહથી જ આત્મામાં જે ઘણાં ઘણાં દુઃખો દેનારો સંસારરૂપી બુઢ્ઢો ભૂત કલ્પવામાં આવે છે, તે વિચારથી લય પામે છે.[૨૫] જગત સંબંધી જે કોઈ પદાર્થો છે, તેઓ સઘળા અવિચારથી સારા લાગનારા છે; પણ અસ્તિત્વ વિનાના છે અને વિચારથી વીંખાઈ જનારા છે.[૨૬,૨૭] બ્રહ્માકારની સ્થિતિ જગતની વિષમતાથી રહિત છે, સુખરૂપ છે, બાધારહિત છે, અનંત છે અને સ્વાભાવિક છે. તે વિવેકરૂપી કલ્પવૃક્ષનું ફળ છે એમ સમજો.[૨૮] જેમ પ્રકટ થયેલા વિસ્તીર્ણ તેજવાળા ચંદ્રથી ઉત્તમ શીતળતાનો ઉદય થાય છે, તેમ પ્રકટ થયેલા વિસ્તીર્ણ શક્તિવાળા વિચારથી અવિચળ સ્થિતિને લીધે સર્વોત્તમપણાવાળી નિષ્કામતાનો ઉદય થાય છે.[૨૯] ઉત્તમ સ્થિતિને આપનારી ચિત્તમાં જ રહેલી પોતાના વિચારરૂપ મોટી ઔષધિથી સિદ્ધ થયેલો સાધુ પુરુષ અપ્રાપ્ત સુખને ઇચ્છતો નથી, તેમ પ્રાપ્ત સુખને છોડી દેતો નથી.[૩૦] જીવન્મુક્ત વિવેકીનું વિસ્તીર્ણ ચિત્ત પરમપદનું અવલંબન કરીને આભાસરૂપે× રહેલું હોય છે, તેથી તે વિનાશ પામતું નથી. તે ચિત્તની સઘળી વિક્ષેપક વાસનાઓ બ્રહ્મરૂપ થયેલી હોવાથી તેમાં રાગદ્વેષાદિક વૃત્તિઓ ઊઠતી નથી, તેથી વિક્ષેપ થવાનો પણ સંભવ નથી.[૩૧] આ વિસ્તીર્ણ જગતને સ્થિર પણાથી કેવળ સાક્ષીની પેઠે જોયા કરતો જીવન્મુક્ત પુરુષ વિષયોમાં મન પરોવતો નથી, વિષયોને સાચા સમજીને ભોગવતો નથી અને વિષયોમાં ઉત્કંઠા ધરતો નથી. તે શાંત રહે છે, પણ સુષુપ્તિવાળાની પેઠે શાંત રહેતો નથી. તે સ્વપ્નવાળાની પેઠે અંદરનાં વાસનાઓમાં ડૂબતો નથી, બહારના વિષયોમાં મૂઝાઈ રહેતો નથી, ક્રિયારહિત થતો નથી, તેમ ક્રિયાઓમાં ડૂબી જતો નથી.[૩૨,૩૩] એ પુરુષ સમુદ્રની પેઠે ગઈ વસ્તુની ઉપેક્ષા કરે છે, પ્રાપ્ત વસ્તુનો સ્વીકાર કરે છે, પોતાની મર્યાદાને છોડતો નથી, ક્રિયાઓને ચલાવ્યા કરે છે અને સર્વદા ભરપૂર રહે છે.[૩૪] ઉદાર વિચારવાળા મહાત્મા જીવન્મુક્ત યોગીઓ આ પ્રમાણે પૂર્ણ મનથી આ જગતમાં વિહાર કરે છે.[૩૫] એ ધીર પુરુષો પોતાની ઇચ્છા પ્રમાણે લાંબા કાળ સુધી જગતમાં રહીને અંતે આભાસ જેવા દેહને છોડી દે છે અને પરિચ્છેદ વગરના* વિદેહકૈવલ્યને પામે છે.[૩૬] બુદ્ધિમાન પુરુષે આપત્કાળમાં પણ સંસારને ટાળવાના શ્રવણ—મનનાદિક ઉપાયો સાથે રહીને પ્રયત્નપૂર્વક હું કોણ છું અને સંસાર કોનો થયો છે? એવો વિચાર પોતાનાથી જ કર્યા કરવો જોઈએ. હે રાઘવ! પોતાને જ્યારે રાજકીય કામોની સાંકડમાં સંદેહ પડે છે, ત્યારે રાજા પણ વિચાર કરવાથી જ કાર્યને સફળ કે નિષ્ફળ જાણી શકે છે; વિચાર કર્યા વગર તે તે જાણી શકતો નથી. જેમ રાત્રે દીવાથી અમુક જમીનનો નિર્ણય કરી શકાય છે, તેમ વિચારથી પુરુષાર્થ પ્રાપ્ત કરાવનારા કર્મકાંડ તથા વેદાંતના સિદ્ધાંતનાં તત્ત્વોનો નિર્ણય કરી શકાય છે.[૩૭–૩૯] વિચારરૂપી સુંદર આંખ અંધારામાં પણ શક્તિરહિત થતી નથી અને તીવ્ર પ્રકાશોમાં પણ અંજાઈ જતી નથી. તેથી દૂરની અને અંતરાયવાળી વસ્તુઓ પણ જોઈ શકાય છે.[૪૦] જે

× છાયારૂપે=અચિત્તભાવરૂપે.

*અંત વિનાના.

દુર્મતિ માણસ વિવેકમાં આંધળો છે, તે જન્મનો આંધળો છે અને સર્વના ધિક્કારને પાત્ર છે. વિચારરૂપી દિવ્ય ચક્ષુવાળો વિવેકી પુરુષ તો સર્વ વસ્તુઓમાં વિજય વર્તાવે છે.[૪૧] વિચારરૂપી ચમત્કાર પરમાત્મામય છે, માનપાત્ર છે અને પરમાનંદના મુખ્ય સાધનરૂપ છે. તેને ક્ષણમાત્ર પણ છોડવો જોઈએ નહિ. પાકવાથી અત્યંત મીઠી થયેલી કેરી જેમ મોટાઓને પણ ગમે છે, તેમ પરિચય થવાથી મધુર થયેલા વિચારવાળો પુરુષ મહાત્માઓને પણ ગમે છે.[૪૨-૪૩] વિચારથી શોભી રહેલી બુદ્ધિવાળા અને વિચારથી ચાલવાના માર્ગનો નિર્ણય પામેલા પુરુષોને વારંવાર અનેક દુઃખોરૂપી ખાડાઓમાં લોટવું પડતું નથી.[૪૪] અવિચારથી આત્મનાશ પામેલો અજ્ઞાની મનુષ્ય જેમ પોતાને રોગ કે અનર્થ આવતાં રુએ છે, તેમ વિચારવાન પુરુષ રોગથી, અનેક અનર્થોથી શિથિલ થઈ જતાં પણ રોતો નથી. કાદવમાં દેડકારૂપે જન્મવું સારું છે, મળમાં કીડારૂપે જન્મવું સારું છે અને ગુફામાં આંધળા સર્પરૂપે જન્મવું સારું છે, પણ અવિચારી મનુષ્યરૂપે જન્મવું એ સારું નથી જ. અવિચાર સઘળા અનર્થોના ઘર રૂપ છે, સઘળા સાધુઓએ તેને ધિક્કાર્યો છે અને તે સઘળી દુષ્ટ સ્થિતિઓની છેલ્લી સીમારૂપ છે; માટે તેને છોડી દેવો જોઈએ.[૪૫-૭] મહાત્માઓ† નિરંતર વિચારયુક્ત થવું જોઈએ, કારણ કે રાગ આદિ ઊંડી ખાડમાં પડતા મનુષ્યોને વિચાર જ એક આધારરૂપ છે.[૪૮] આથી સૌએ પોતાના મનરૂપી મૃગને વિચાર દ્વારા પોતાની મેળે જ દુષ્ટ વિષયોમાંથી અટકાવવું જોઈએ અને તેને સંસારના મોહરૂપી સમુદ્રમાંથી તારવું જોઈએ.[૪૯] 'હું કોણ છું' અને 'મને આ સંસારરૂપી દોષ શા કારણથી આવ્યો છે' તે એ રીતે શ્રુતિસંપ્રદાયથી જે અવલોકન કરવું તેને વિચાર કહેવામાં આવે છે.[૫૦] જેમ શિલાની અંદરનો ભાગ અત્યંત અંધકારમય છે, બહુ કઠોર છે અને કેવળ લાંબા કાળ સુધી ટાંકણા આદિથી કપાવારૂપ દુઃખો ભોગવવા માટે જ છે, તેમ વિચાર વગરના દુર્બુદ્ધિ પુરુષનું હૃદય પણ ઘોર અંધકારમય હોય છે, મોહને લીધે અત્યંત કઠિન હોય છે અને કેવળ લાંબા કાળ સુધી દુઃખો ભોગવવા સારુ જ હોય છે. હે રાઘવ! સત્ય વસ્તુના ગ્રહણની અને મિથ્યા વસ્તુના ત્યાગની ઇચ્છાવાળા પુરુષો આ સંસારમાં વિચાર કર્યા વિના કશા સાચા તત્ત્વને જાણી શકતા નથી.[૫૧-૫૨] વિચારથી તત્ત્વજ્ઞાન થાય છે, તત્ત્વજ્ઞાનથી આત્મામાં વિશ્રાંતિ થાય છે, વિશ્રાંતિથી મનમાં શાંતિ થાય છે અને તેથી સઘળાં દુઃખોનો ક્ષય થાય છે.[૫૩] પૃથ્વીમાં પુરુષ સ્ફુટ વિચારથી જ સઘળાં વૈદિક તથા લૌકિક કર્મોને સફળ કરે છે અને સાતમી ભૂમિકા સુધી ચડવારૂપ ઉત્તમ પ્રખ્યાતિ પામે છે. માટે તમારે શમવાળા એવા વિચાર ઉપર રુચિ રાખવી.[૫૪]

सफलतां फलते सुचि कर्मणां प्रकटतां किल गच्छति उत्तमाम् । स्फुटविचारदृशैव विचारिता शमवते भवते च विरोचताम् ॥ ५४ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'વિચારનિરૂપણ' એ નામનો સર્ગ ૧૪મો સમાપ્ત

## सर्ग १५मो[×]
## સંતોષનું વર્ણન

वसिष्ठ उवाच

सन्तोषो हि परं श्रेयः सन्तोषः सुखमुच्यते ।
संतुष्टः परमभ्येति विश्राममरिसूदन ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ હે શત્રુનાશન! સંતોષ જ પરમ કલ્યાણરૂપ છે અને સંતોષ જ સુખ કહેવાય છે. સંતુષ્ટ પુરુષ પરમ વિશ્રામ પામે છે.[૧]

† ઉદાર બુદ્ધિવાળાએ.

× આ પંદરમા સર્ગમાં વૈરાગ્યરૂપી કલ્પવૃક્ષની છાયા સમાન સુખશીતળ અને મોક્ષના ત્રીજા દ્વારપાળરૂપ સંતોષનું વર્ણન કરવામાં આવશે.

સંતોષરૂપી ઐશ્વર્યથી સુખિયા અને લાંબા કાળથી વિશ્રાંતિ પામેલા ચિત્તવાળા શાંત પુરુષોને ચક્રવર્તી રાજ્ય પણ જૂના ખડના તણખલા જેવું લાગે છે.[2] હે રામ! સંતોષથી શોભતી અને સંસારની વિષમ વૃત્તિઓ આવી પડતાં પણ ઉદ્વેગ નહિ પામતી મહાત્માઓની બુદ્ધિ કદી પણ સુખનો વિયોગ પામતી નથી.[3] જે શાંત પુરુષો સંતોષરૂપી અમૃતના પાનથી તૃપ્તિ પામ્યા હોય છે, તેમને આ અતુલ વૈભવોવાળી લક્ષ્મી પણ ઝેરની જેમ પ્રતિકૂળ લાગે છે.[4] દીનતા આદિ દોષોનો નાશ કરનારો અને અત્યંત મીઠા સ્વાદવાળો સંતોષ જેવું સુખ આપે છે, તેવું સુખ અમૃતના રસની લહરીઓ પણ આપતી નથી.[5] જે પુરુષ અપ્રાપ્ત વસ્તુઓની ઇચ્છા કરતો નથી તથા પ્રાપ્ત વસ્તુઓને પણ અપ્રાપ્ત જેવી લેખે છે અને તેથી જેને હર્ષશોકની દશા જોવી પડતી નથી, તે સંતુષ્ટ કહેવાય છે.[6] જ્યાં સુધી મન પોતાની મેળે જ પોતાનામાં સંતોષ પામતું નથી, ત્યાં સુધી એ મનરૂપી ખાડામાંથી લતાઓની જેમ આપદાઓ ઉત્પન્ન થયા જ કરે છે.[7] જેમ ચંદ્રનાં કિરણોથી શીતળ થયેલું કમળ સૂર્યનાં કિરણોથી અત્યંત પ્રફુલ્લિત થાય છે, તેમ સંતોષથી શીતળ થયેલું ચિત્ત શુદ્ધ જ્ઞાન સંબંધી વિચારોથી અત્યંત પ્રફુલ્લિત થાય છે.[8] જેમ મેલા અરીસામાં મોંનું પ્રતિબિંબ પડતું નથી, તેમ સંતોષ વિનાના અને આશાની આળપંપાળથી પરવશ થયેલા ચિત્તમાં પણ જ્ઞાનનું પ્રતિબિંબ પડતું નથી.[9] જેને સર્વદા સંતોષરૂપી સૂર્ય ઊગ્યો હોય છે, તે મનુષ્યરૂપી કમળ અજ્ઞાનરૂપી ગાઢી રાત્રિથી પણ સંકોચ પામતું નથી.[10] જેનું મન સંતોષ પામેલું હોય છે, તે માણસ અત્યંત દરિદ્ર હોય તોપણ આધિઓથી તથા વ્યાધિઓથી રહિત એવા ચક્રવર્તીપણાના સુખને ભોગવે છે.[11] જે અત્યંત સૌમ્ય અને સદાચારી પુરુષ અપ્રાપ્ત વસ્તુને ઇચ્છતો નથી અને પ્રાપ્ત થયેલાં સુખ—દુઃખને ભોગવ્યા કરે છે, તે સંતુષ્ટ કહેવાય છે.[12] ક્ષીરસાગરની પેઠે શુદ્ધતા તથા પરિપૂર્ણતા પામેલા અને સંતોષથી અત્યંત તૃપ્ત થયેલા મહાત્માના મુખ ઉપર કોઈ અપૂર્વ શોભા ઝળકી રહે છે.[13] પુરુષપ્રયત્નથી પોતાની મેળે પોતામાં જ અત્યંત પૂર્ણતા મેળવવી અને સર્વ પદાર્થોની તૃષ્ણા છોડી દેવી.[14] ચંદ્રના અમૃત જેવા સંતોષના અમૃતથી પૂર્ણ થયેલા પુરુષનું મન શાંત અને શીતળ થયેલી બુદ્ધિને લીધે પોતાની મેળે જ અખંડ સ્થિરતા પામે છે.[15] જેમ રાજાની પાસે ચાકર લોકો પોતાની મેળે આવે છે, તેમ સંતોષથી પુષ્ટ થયેલા મનવાળા પુરુષની પાસે મોટી સમૃદ્ધિઓ કિંકર થઈને પોતાની મેળે આવે છે.[16] પોતાની મેળે પોતામાં જ સ્વસ્થ થયેલો પુરુષ સંતુષ્ટ થઈને રહે છે; ત્યારે વર્ષાઋતુ આવતાં જેમ રજ તુરત શાંત થઈ જાય છે, તેમ સઘળી ચિંતાઓ તુરત શાંત થઈ જાય છે.[17] હે રામ! ચંદ્ર જેમ નિરંતર શીતળ અને કલંકથી મુક્ત એવી પૂર્ણતાથી શોભે છે, તેમ પુરુષ નિરંતર શીતળ અને રાગ—દ્વેષાદિકથી મુક્ત એવી શુદ્ધ વૃત્તિથી શોભે છે.[18] એ પુરુષના સમતાથી રમણીય લાગતા મુખને જોઈને સર્વ લોકો જેવો સંતોષ પામે છે, તેવો સંતોષ તેઓ ધનના ઢગલા જોઈને પણ પામતા નથી.[19] હે રઘુનંદન! જે ઉત્તમ પુરુષ આ જગતમાં ગુણવાન લોકોને પ્રિય એવી સમતાથી વિભૂષિત હોય છે, તે નિર્મળ પુરુષને દેવતાઓ અને મહામુનિઓ પણ બુદ્ધિથી પ્રણામ કરે છે.[20]

**समतया मतया गुणशालिनां पुरुषराडिह यः समलंकृतः। तममलं प्रणमन्ति नभश्चरा अपि महामुनयो रघुनन्दन ॥ २० ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'સંતોષનિરૂપણ' એ નામનો સર્ગ ૧૫મો સમાપ્ત**

# सर्ग १६मो×
## સત્સંગવર્ણન

**वसिष्ठ उवाच**

**विशेषेण महाबुद्धे संसारोत्तरणे नृणाम् ।**
**सर्वत्रोपकरोतीह साधुः साधुसमागमः ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યાઃ** હે મહાબુદ્ધિમાન ! વિશેષ કરીને, માણસોને આ સંસાર તરી જવામાં સાધુઓનો* સત્સમાગમ અહીં સર્વત્ર બહુ ઉપકારક છે.[1] જે મહાત્માઓ સાધુઓના સંગરૂપી વૃક્ષથી ઉત્પન્ન થયેલા વિવેકરૂપી સ્વચ્છ ફળને સાચવી રાખે છે, તેઓ મોક્ષની સંપત્તિના પાત્રરૂપ થાય છે.[2] વિદ્વાન લોકોના સમાગમથી ઉજ્જડ ઘર પણ ધનાદિકથી ભર્યું ભર્યું જેવું લાગે છે, મરણ પણ ઉત્સવ જેવું લાગે છે અને આપત્તિ પણ સંપત્તિ જેવી લાગે છે.[3] આ જગતમાં સાધુઓના સત્સમાગમનો જ જયજયકાર છે. તે સત્સમાગમ આપદારૂપી કમલિનીને હિમરૂપ છે,અને મોહરૂપી ઝાકળને પવનરૂપ છે. સાધુઓનો સમાગમ બુદ્ધિને અત્યંત વધારનાર છે, અજ્ઞાનરૂપી વૃક્ષને કાપી નાખનાર છે અને આધિઓને દૂર કરનાર છે, એમ તમે સમજો.[4-5] જેમ પાણી રેડવાથી પુષ્પોનો તથા ફળોનો સુંદર ગુચ્છ ઉત્પન્ન થાય છે, તેમ સાધુઓના સમાગમથી મનોહર અને ઉજ્જવલ એવો વિવેકરૂપી ઉત્તમ દીપક પ્રકટે છે.[6] સાધુસંગની વિભૂતિઓ નાશરહિત, બાધરહિત અને નિરંતર વધતી રહેતી સર્વોત્તમ વિશ્રાંતિને આપે છે.[7] અત્યંત કષ્ટદાયી દશાને પામેલા અને પરવશ થયેલા માણસોએ પણ સાધુઓના સમાગમને જરા પણ છોડવો જોઈએ નહિ.[8] સંસારમાં સાધુઓના સમાગમો શુભ માર્ગના દીવારૂપ છે, હૃદયના અંધકારને હરનાર છે અને જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશરૂપ છે.[9] જે મનુષ્ય સત્સંગતિરૂપ શીતળ અને સ્વચ્છ ગંગામાં સ્નાન કરે છે, તેને દાનોનું, તીર્થોનું, તપોનું કે યજ્ઞોનું શું પ્રયોજન છે?[10] હે નિષ્પાપ ! વિષયોમાં રાગ વિનાના, કપાઈ ગયેલા સંદેહવાળા અને દેહાદિકના અધ્યાસથી રહિત થયેલા સાધુ પુરુષો જો મળે, તો પછી તપનું અને તીર્થયાત્રાનું શું કામ છે?[11] જેમ દરિદ્રી મનુષ્ય મણિઓને પરમ પ્રયત્નથી જોયા કરે છે, તેમ સમજુ મનુષ્યે વિશ્રાંતિ પામેલા મનવાળા સાધુઓને પરમ પ્રયત્નથી જોયા કરવા જોઈએ.[12] જેમ લક્ષ્મીજી અપ્સરાઓના સમૂહમાં વિષ્ણુના સમાગમથી અને રૂપથી શોભ્યાં હતાં, તેમ બુદ્ધિઓના સમુદાયમાં સાધુઓના સમાગમથી અને સદ્‌ગુણોથી બુદ્ધિમાન પુરુષોની બુદ્ધિ સર્વદા શોભે છે.[13] જે ભાગ્યશાળીએ સાધુઓના સમાગમને છોડ્યો નથી, તેણે નિર્મળ વિચારથી મળનારા બ્રહ્મપદને સૌથી પહેલાં પોતાના મુકુટરૂપ કરી લીધું છે એમ સમજવું.[14] અધ્યાસથી રહિત થયેલા, બ્રહ્મપદને જાણનારા અને સઘળાઓને પ્રિય લાગનારા સાધુઓને સર્વ ઉપાયથી સેવવા જોઈએ; કારણ કે તેઓ જ સંસારરૂપી સમુદ્રમાં તરવાનાં સાધનોરૂપ છે.[15] જે મનુષ્યોએ નરકરૂપી અગ્નિને મેઘની પેઠે ઠારી દેનારા સાધુઓને રમતમાં પણ દીઠા નથી, તે મનુષ્યો નરકરૂપી અગ્નિઓને સૂકાં ઇંધણાંની જેમ કામ આવે છે.[16] દારિદ્રય, મરણ અને દુઃખ ઇત્યાદિ વિષયોની ભ્રાંતિઓ સાધુઓના સમાગમરૂપી ઔષધોથી સંપૂર્ણ રીતે ટળી જાય છે.[17] માણસોને સંતોષ, સાધુઓનો સંગ, વિચાર અને શમ એ જ સંસારરૂપી સમુદ્રમાંથી તરવાના ઉપાયો છે.[18] સંતોષ એ પરમ લાભ છે, સત્સંગ એ પરમ ગતિ છે, વિચાર એ પરમ જ્ઞાન છે અને શમ એ

× આ સોળગા સર્ગમાં મોક્ષના ચોથા દારપાળ સત્સંગનું વર્ણન કરવામાં આવશે અને ચારમાં એક એકનું સેવન કરવાથી પણ મોક્ષ મેળવવાનું કહેવાશે.

* સાધુઓનો એટલે બ્રહ્મને સંશય–વિપર્યયરહિત અપરોક્ષપણે જાણનારાઓનો.

પરમ સુખ છે.[19] એ ચાર સંસારને ભેદવાના નિર્મળ ઉપાયો છે. જેમણે એમનો અભ્યાસ કર્યો હોય છે, તેઓ મોહરૂપી જળવાળા સંસારરૂપી સમુદ્રને તરી જ ગયા છે, એમ સમજવું.[20] હે સુબુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ ! એ ચારમાંથી નિર્મળ ફળ આપનારા એકનો પણ જો અભ્યાસ થાય, તો ચારેનો અભ્યાસ થઈ જાય છે.[21] એ ચારમાંનો એક એક પણ ચારેને ઉત્પન્ન કરનાર છે. માટે મનુષ્યે એ ચારેને સિદ્ધ કરવા સારુ યત્નપૂર્વક એકનો તો અવશ્ય આશ્રય કરવો જોઈએ.[22] જેમ મોજાં આદિ વિનાના સ્વચ્છ સમુદ્રમાં વહાણો સારી રીતે ફરી શકે છે, તેમ શમથી સ્વચ્છ થયેલા મનમાં સત્સંગ, સંતોષ અને વિચાર, સારી રીતે પ્રવર્તી શકે છે.[23] જેમ કલ્પવૃક્ષોનો આશ્રય કરનારા પ્રાણીને લૌકિક સંપત્તિઓ સાંપડે છે, તેમ વિચાર, સંતોષ, શમ અને સત્સંગરૂપી કલ્પવૃક્ષનો આશ્રય કરનારા જીવને જ્ઞાનની સંપત્તિ સાંપડે છે.[24] જેમ પૂનમના ચંદ્રમાં સૌંદર્ય આદિ ગુણો પ્રવર્તે છે, તેમ વિચાર, શમ, સંતોષ અને સત્સંગવાળા મનુષ્યમાં પ્રસાદ આદિ ગુણો પ્રવર્તે છે.[25] જેમ મંત્રીઓનું કહ્યું માનનારા રાજામાં જયની સંપત્તિઓ પ્રવર્તે છે, તેમ સત્સંગ, સંતોષ, શમ અને વિચારવાળા બુદ્ધિમાન મનુષ્યમાં જ્ઞાનની સંપત્તિઓ પ્રવર્તે છે. આથી હે રઘુનંદન ! મનને પુરુષાર્થથી જીતીને આ ગુણોમાંથી એક ગુણનું સર્વદા યત્નથી સંપાદન કરવુ જોઈએ.[26,27] જ્યાં સુધી દઢ પુરુષાર્થથી મનરૂપી માતંગને જીતીને તેમાં એમાંના એક ગુણને પણ ધારણ કરવામાં આવતો નથી, ત્યાં સુધી ઉત્તમ ગતિ મળતી નથી.[28] હે રામ ! દાંત પીસીને ઉદ્યોગમાં મચ્યા રહીને પણ એમાંના એક ગુણનું સંપાદન કરવું જોઈએ.[29] હે મહાબાહુ ! જ્યાં સુધી એ ગુણોને સંપાદન કરવા માટે તમારા મનનો આગ્રહ થાય નહિ, ત્યાં સુધી તમે દેવ, યક્ષ, પુરુષ કે ઝાડ થશો, તોપણ તમને જ્ઞાન મેળવવાનો કોઈ ઉપાય થયો નથી, એમ સમજવું.[30] એમાંથી ફળદાયી એક ગુણ પણ જો બળ પામે છે, તો વિવશ ચિત્તવાળા પુરુષના સઘળા દોષો તુરત જ ક્ષય પામે છે.[31] એક ગુણ વધે છે, તો દોષોને જીતનારા બીજા ગુણો પણ વધે છે અને એક દોષ વધે છે, તો ગુણોનો નાશ કરનારા બીજા દોષો પણ વધે છે.[32] મનુષ્યોના આ મનરૂપી મોહકારી વનમાં શુભ તથા અશુભરૂપી મોટા કાંઠાઓવાળી વાસનારૂપી નદી સર્વદા પ્રબળ વેગે ચાલી જાય છે.[33] આપણે પોતાના પ્રયત્નથી એ નદીને જે કાંઠામાં નાખીએ, તે કાંઠામાં જ તે વહે છે; માટે જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો.[34] હે ઉત્તમ બુદ્ધિવાળા રામ ! મનરૂપી વનમાં ચાલી જતી પોતાની વાસનારૂપ એ મોટી નદીને તમે પુરુષપ્રયત્નના વેગથી અનુક્રમે શુભ કિનારાને અનુસરતી કરો. તેમ કરવાથી તમે જરા પણ અશુભ કિનારાની કોરે તણાશો નહિ.[35]

पुरुषयत्नजवेन मनोवने शुभतटानुगतां क्रमशः कुरु । वरमते निजभावमहानदीमहह तेन मनागपि नोह्यसे ॥ ३५ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'સદાચારનિરૂપણ' એ નામનો સર્ગ ૧૬મો સમાપ્ત**

## સર્ગ ૧૭મો×

## ગ્રંથવિભાગ

**वसिष्ठ उवाच**

एवमन्तर्विवेको यः स महानिह राघव ।
योग्यो ज्ञानगिरः श्रोतुं राजेव नयभारतीम् ॥ १

વસિષ્ઠ બોલ્યા : હે રાઘવ ! જેમ વિવેકી રાજા નીતિશાસ્ત્રની વાણી સાંભળવાને યોગ્ય છે તેમ આ સંસારમાં ઉપર કહેલી રીતે જેના મનમાં

× આ સત્તરમા સર્ગમાં આ ગ્રંથનો સંખ્યાના પ્રકરણક્રમથી વિભાગ અને તેઓમાં વર્ણન કરવાના વિષયો કહેવામાં આવશે.

વિવેક ઉત્પન્ન થયો હોય તે મહાત્મા પુરુષ જ્ઞાનની વાતો સાંભળવાને યોગ્ય છે.[૧] જેમ મેઘના સંગથી રહિત થયેલું નિર્મળ આકાશ શરદઋતુના નિર્મળ ચંદ્રના ઉદયને યોગ્ય છે, તેમ મૂર્ખોના સંગથી રહિત થયેલો નિર્મળ અને મોટા મનવાળો પુરુષ નિર્મળ વિચારના ઉદયને યોગ્ય છે.[૨] તમે એ ગુણોની અખંડિત લક્ષ્મીથી સંપન્ન છો. તેથી હું આ જે મનના મોહને હરનારું વચન કહીશ તે તમે સાંભળો.[૩] જેનું પુણ્યરૂપી કલ્પવૃક્ષ ફળોના ભારથી લચીને મુક્તિ આપવા માટે જ સજ્જ ઊભું હોય, તે જીવને આ સાંભળવાની સૂઝ જાગે છે.[૪] કલ્યાણને વાસ્તે પવિત્ર, ઉદાર અને પરમબોધને જ દેનારાં વચનોનું પાત્ર ઉત્તમ પુરુષ જ થાય છે, કોઈ અધમ પુરુષ એ વચનોનું પાત્ર થતો નથી.[૫] આ મોક્ષ દેનારી અને મોક્ષોપાય નામની વેદ તુલ્ય સંહિતા બત્રીસ હજાર શ્લોકની છે.[૬] માણસ જાગતો હોય અને એની આગળ દીવો બળતો હોય, તો તે દીવો તે માણસની ઇચ્છા વિના પણ તેને પ્રકાશ આપે છે; તેમ આ ગ્રંથ તેનો અભ્યાસ કરનાર માણસને તેની ઇચ્છા વિના પણ મુક્તિ આપે છે.[૭] આ સંહિતા પોતાની મેળે જ અભ્યાસ કરીને સમજી હોય, અથવા બીજો કોઈ વર્ણન કરતાં તેના મુખથી સાંભળી હોય, તો ગંગાજી જેમ તુરત પાપતાપની શાંતિ કરી પરમ સુખ આપે છે, તેમ તે તુરત જ સઘળી ભ્રાંતિની શાંતિ કરી પરમ સુખ આપે છે.[૮] જેમ રજ્જુનું[×] અવલોકન કરવાથી તેમાં થયેલી સર્પની ભ્રાંતિ ટળી જાય છે, તેમ આ સંહિતાનું અવલોકન કરવાથી સંસારનાં દુઃખો ટળી જાય છે.[૯] આ સંહિતામાં યુક્તિયુક્ત અર્થોથી ભરેલાં વાક્યોવાળાં અને શ્રેષ્ઠ દૃષ્ટાંતોવાળી આખ્યાયિકાઓવાળાં જુદાં જુદાં છ પ્રકરણો છે.[૧૦] એ પ્રકરણોમાં પહેલું 'વૈરાગ્ય' પ્રકરણ છે. જેમ નિર્જળ પ્રદેશમાં પાણી રેડવાથી ઝાડ વધે છે, તેમ એના અભ્યાસથી વૈરાગ્ય વધે છે. જેમ સારી રીતે લૂછી નાખવાથી મણિમાં શુદ્ધતા ઝળકી ઊઠે છે, તેમ એ પ્રકરણના દોઢ હજાર શ્લોકોનો વિચાર કરવાથી હૃદયમાં શુદ્ધતા ઝળકી ઊઠે છે.[૧૧-૧૨] તે પછી એક હજાર શ્લોકનું અને યુક્તિઓની રચનાથી સુંદર એવું 'મુમુક્ષુ-વ્યવહાર' નામનું બીજું પ્રકરણ છે. તેમાં મુમુક્ષુ માણસોના સ્વભાવનું વર્ણન કર્યું છે.[૧૩] તે પછી ઘણાં દૃષ્ટાંતો તથા ઘણી આખ્યાયિકાઓવાળું 'ઉત્પત્તિ' પ્રકરણ છે.[૧૪] તેમાં વિજ્ઞાનનું પ્રતિપાદન કર્યું છે અને તેમાં સાત હજાર શ્લોકો છે. તેમાં 'હું અને આ' એવા રૂપવાળી જગતસંબંધી દ્રષ્ટાની તથા દૃશ્યોની વિચિત્રતા ઉત્પન્ન થઈ જ નથી, છતાં પણ ભ્રાંતિને લીધે તે ઉત્પન્ન થયેલી જણાય છે એ વિશે વર્ણન કર્યું છે. એ પ્રકરણ સાંભળવાથી શ્રોતા મનુષ્ય આ સઘળા જગતને પોતાની અંદર જ કલ્પાયેલું સમજે છે.[૧૫-૧૬] દ્રષ્ટાના તથા દૃશ્યના પરસ્પર અધ્યાસવાળું, અનંત બ્રહ્માંડોના વિસ્તારવાળું અને પ્રત્યેક બ્રહ્માંડમાં લોક, આકાશ તથા પર્વતોવાળું જગત અમુક રીતિથી નિરૂપણ કરવાને અશક્ય છે, પાયા વિનાનું છે અને પર્વત આદિ ભેદોથી રહિત છે.[૧૭] તે પૃથ્વી આદિ ભૂતોથી રહિત છે, સંકલ્પથી ઊભા થયેલા નગર જેવું છે, સ્વપ્નમાં દેખાતા પદાર્થો જેવું છે અને મનોરાજ્યની પેઠે વિસ્તાર પામેલું છે.[૧૮] વ્યર્થ દેખાવોથી તે ગંધર્વનગર જેવું છે, બે ચંદ્રની ભ્રાંતિ જેવું છે અને ઝાંઝવાનાં પાણી જેવી સ્થિતિવાળું છે. તે વહાણ ચાલતાં પર્વતો ચાલવાના ભ્રમ જેવું છે, સત્યથી તથા પુરુષાર્થથી રહિત છે, ચિત્તભ્રમથી કલ્પાયેલા પિશાચ જેવું છે અને બીજરહિત છતાં પણ તે પ્રતીત થાય છે.[૧૯-૨૦] તે મનમાં પ્રતિભાસ પામતા કથાના યુદ્ધાદિક વિષયો જેવું છે, આકાશમાં

× દોરડીનું.

કલ્પાયેલી મોતીની માળા જેવું છે અને સુવર્ણમાં કડાંની પેઠે તથા જળમાં તરંગની પેઠે તે માત્ર કલ્પિત નામ-રૂપવાળુ છે.[૨૧] આકાશમાંના નીલા રંગની પેઠે મિથ્યા છતાં પણ તે સર્વદા પ્રતીત થનારુ છે. જેમ સ્વપ્નમાં અથવા આકાશમાં ભીત, રંગ તથા ચિતારા વિના પણ સુંદર ચિત્ર જોવામાં આવે છે, તેમ તે લાંબા કાળથી જોવામાં આવે છે અને દેખાવમાત્ર છે. જેમ ચિત્રમાં આલેખેલો અગ્નિ સાક્ષાત્ અગ્નિ નહિ હોવા છતાં પણ અગ્નિ કહેવાય છે, તેમ જગત પણ નામરૂપથી કહેવા માત્ર જ છે.[૨૨-૨૩] વિચાર કરતાં તે રહેતું નથી, તેથી તે જગત શબ્દના 'જનાર' અર્થને અનુસરતું છે. તે તરંગોમાં ભ્રાંતિથી કલ્પાયેલી કમળોની માળા જેવું છે. ક્યાંક જોયેલા નૃત્યની જેમ તે સ્મરણથી ઊઠી આવે છે.[૨૪] આકાશમાં ચકલાંઓની ભારે ચિચિયારીઓ સંભળાતાં, છાતી પર હાથનો ભાર દઈને સૂતેલા પુરુષને તળાવની જે ભ્રાંતિ થાય છે, તેના જેવું તે છે. તે ગ્રીષ્મઋતુમાં પાંદડાં વગરના સુકાયેલા તથા છિન્નભિન્ન થયેલા વન જેવુ છે.[૨૫] તે મરવા પડેલા માણસના ચિત્તની પેઠે ઢંગધડા વિનાનું છે. તે પર્વતની ગુફાની પેઠે ઘોર અંધારાવાળું, ઉજ્જડ તથા ભયંકર છે. તે અંધકારવાળી ગુફામાં કલ્પનાથી થતા એક એક નાચ જેવું છે. તે ઘેલા માણસની ચેષ્ટા જેવું છે.[૨૬] તે અજ્ઞાનરૂપી ટાઢા ઝાકળના વરસાદવાળું છે, શરદઋતુના આકાશ જેવા નિર્મળ બ્રહ્મમાં ઊઠેલું છે અને થાંભલામાં કોતરેલાં તથા ભીંતમાં આલેખેલાં ચિત્રો જેવું છે.[૨૭] તે માટીમાંથી બનાવેલાં ઝાડ આદિ અચેતનના તથા હાથી આદિ ચેતનનાં પૂતળાં જેવું છે. એ ઉત્પત્તિ પ્રકરણ પછી ચોથુ 'સ્થિતિ' પ્રકરણ છે.[૨૮] તેમાં ત્રણ હજાર શ્લોકો છે અને તેમાં ઘણાં વ્યાખ્યાનો તથા ઘણી આખ્યાયિકાઓ છે. તેમાં દ્રષ્ટાના તથા દશ્યના ક્રમને પામેલું બ્રહ્મ જે રીતે ભોગ્યરૂપે તથા ભોક્તારૂપે સ્થિતિ પામ્યું છે; અને દશે દિશાઓનાં મંડળમાં વિસ્તાર પામીને પ્રકાશતો આ જગતરૂપી ભ્રમ જે રીતે વૃદ્ધિ પામ્યો છે, તે રીતિનું ઘણું ઘણું વર્ણન કર્યું છે.[૨૯-૩૦] તે પછી પાંચમું પાંચ હજાર શ્લોકનું, પવિત્ર અને અનેક યુક્તિઓથી રમણીયતાવાળું 'ઉપશાંતિ' પ્રકરણ છે.[૩૧] તેમાં 'આ જગત, હું, તું અને તે' એવી રીતે ઊઠેલી ભ્રાંતિ જે પ્રકારથી શાંત થાય છે, તે પ્રકાર અનેક શ્લોકોથી કહ્યો છે. એ ઉપશાંતિ પ્રકરણ સાંભળવાથી જીવન્મુક્ત થયેલા પુરુષને જન્મમરણરૂપી સંસાર શાંત થઈ જાય છે.[૩૨] તે વખતે તે ભ્રાંતિ મરવાથી ક્ષીણ થયેલું તે જગત ભુસાઈ ગયેલાં આલેખેલી સેનાની પેઠે કાંઈક કાંઈક જોવામાં આવે છે, તે માંડ સોમા ભાગે બાકી રહે છે.[૩૩-૩૪] તે બીજાના ચિત્તમાં રહેલી સંકલ્પિત નગરની શોભા જેવું થઈ જાય છે. પડખામાં સૂતેલો માણસ સ્વપ્નમાં ધનાદિક નહિ મળવાથી યુદ્ધ કરતો હોય તથા મોટી ચીસો પાડતો હોય તેના જેવું તે લાગે છે.[૩૫] તે શાંત સ્થિતિમાં સંકલ્પથી કલ્પાયેલા પ્રબળ વાદળાંના ભયંકર શબ્દ જેવું લાગે છે. વળી તે સ્વપ્નથી અથવા સંકલ્પથી કલ્પાઈને ઘણી રીતે ભુલાઈ ગયેલા નગર જેવું લાગે છે.[૩૬] પછી અનુક્રમે એ શાંતિ કરતાં પણ વધારે શાંતિ મળે છે, ત્યારે જગત ભવિષ્યનગરના બગીચામાં જણનારી વાંઝણી જેવું જ લાગે છે; અને વાંઝણીએ જીભથી વર્ણન કરવા માંડેલી પોતાના પુત્રોની યુદ્ધ આદિ સંબંધી કથાના અનુભવ જેવું લાગે છે.[૩૭] ત્યારે તે જેણે ચિત્રો કદી પણ આલેખ્યાં ન હોય તેનાં ચિત્રોથી ભરાઈ ગયેલી ભીંત જેવું લાગે છે અને બીજા માણસે કલ્પેલી છતાં ભુલાઈ જવાતી નગરી જેવું લાગે છે.[૩૮] તે કોઈ પણ ઋતુમાં ઉત્પન્ન નહિ થયેલા બગીચા જેવું લાગે છે, તે ભવિષ્યની ફૂલવાડીમાં વસંતનો

રંગ લાગ્યા જેવું જણાય છે અને છેવટે તે જેમાં તરંગોના સમૂહ અંદર જ લીન થઈ ગયા હોય એવી સ્વચ્છ જળવાળી નદી જેવા પરબ્રહ્મ રૂપ જ થઈ જાય છે. તે પછી છઠ્ઠું 'નિર્વાણ' પ્રકરણ કહ્યું છે.[૩૯-૪૦] તેમાં સાડાચૌદ હજાર શ્લોકો છે અને તે જ્ઞાનરૂપી મહાન પુરુષાર્થને આપનારું છે. એ પ્રકરણ યથાર્થ સમજાયાથી મૂળ અવિદ્યાનો પણ નાશ થાય છે અને તેથી સઘળી કલ્પનાઓની શાંતિવાળું પરમ કલ્યાણ-રૂપ નિર્વાણ પ્રાપ્ત થાય છે.[૪૧] નિર્વાણ પામેલો પુરુષ નિર્વિષય થાય છે, ચૈતન્યના પ્રકાશરૂપ થાય છે, જ્ઞાનરૂપ થાય છે, ઉપાધિઓરહિત થાય છે, વાદળાંવિનાના આકાશના ગર્ભ જેવો સ્વચ્છ થાય છે અને સંસાર સંબધી સઘળી ભ્રાંતિઓથી મુક્ત થાય છે.[૪૨] તે જગતની ક્રિયાઓથી પરવારી ચૂકે છે અને કૃતાર્થતાને લીધે સુસ્થિત થાય છે. જેમાં સર્વ લોકોનાં પ્રતિબિંબ પડે એવા હીરાના સ્તંભની પેઠે તે નિર્મળ થઈ જાય છે અને આકાશ-ની પેઠે નિર્લેપ થઈ જાય છે.[૪૩] ઘણાં ઘણાં બ્રહ્માંડોને ગળી જઈને તે અત્યંત તૃપ્તિવાન થાય છે અને સઘળા બાહ્ય ભોગોથી તથા માનસિક ભોગોથી તે શૂન્ય થાય છે.[૪૪] ત્યારે તે શરીર, ઇન્દ્રિયો, દેવતા, ત્યાજ્ય તથા ગ્રાહ્ય એઓના વિચારથી રહિત થાય છે, શરીરવાળો છતાં પણ શરીર વગરનો થાય છે અને સંસારવાળો છતાં પણ સંસારરહિત થાય છે.[૪૫] તે ચૈતન્યમય થાય છે અને કઠિન પથરાના ગર્ભની પેઠે બીજા પદાર્થ-ના પ્રવેશને અયોગ્ય થાય છે. તે જગતને પ્રકાશ આપનાર ચૈતન્યાત્મક સૂર્યરૂપે પરમ પ્રકાશરૂપ થાય છે, તે છતાં દૃશ્ય પદાર્થો નહિ રહેવાને લીધે તે ગાઢા અંધકારના ગાંગડાની પેઠે પરમ અંધ જેવો થઈ જાય છે. તે સંસારની દુષ્ટ ખટપટોથી મુક્ત થાય છે અને આશારૂપી વિષૂચિકાથી મોકળો થાય છે.[૪૬-૪૭] તે અહંકારરૂપી પિશાચ-ને જોતો નથી અને શરીરથી રહિત છતાં પણ તે બીજાઓને શરીરી હોય તેવો લાગે છે. મહા મેરુ પર્વતના કોઈક ફૂલમાં એકાદ ભ્રમરી બેઠી હોય છે, તેમ બ્રહ્મરૂપ થયેલા એ જીવન્મુક્ત પુરુષનાં કરોડો રૂંવાડાંમાંના એક રૂંવાડા જેવી અવિદ્યાના એકાદ ભાગમાં આ જગતનું સૌંદર્ય વાસ કરીને રહે છે.[૪૮] જે વ્યાપક ચૈતન્યરૂપ પરબ્રહ્મના ઉદર-માં એક એક પરમાણુ જેટલા ભાગમાં હજારો બ્રહ્માંડોની રચનાઓને બનાવીને જુએ છે, તે પરબ્રહ્મ જીવન્મુક્તના સ્વરૂપભૂત છે.[૪૯] જીવન્મુક્ત થયેલા મહામતિ પુરુષના હૃદયની વિશાળતાનું માપ સેંકડો અને લાખો વિષ્ણુઓથી, શિવોથી કે બ્રહ્માઓથી પણ કરી શકાતું નથી; કારણ કે સર્વોત્તમ બ્રહ્મરૂપ થયેલા જીવન્મુક્તના હૃદયની વિશાળતા અપાર જ છે.[૫૦]

विततता हृदयस्य महामतेर्हरिहराब्जजलक्षशतैरपि । तुलनमेति न मुक्तिमतो यतः प्रविततताऽस्ति निरुत्तमवस्तुनः ॥ ५० ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'સાંખ્યાદિવર્ણન' એ નામનો સર્ગ ૧૭મો સમાપ્ત**

## सर्ग १८मो*

## ગ્રંથના ગુણ

**वसिष्ठ उवाच**

अस्यां वा चितमात्रायां प्रबोधः सम्प्रवर्तते ।
बीजादिव सतो व्युप्तादवश्यं भावि सत्फलम् ॥

**વસિષ્ઠ બોલ્યા :** જેમ સારું બીજ વાવ-વામાં આવ્યું હોય તો તેમાંથી સારું ફળ અવશ્ય ઉત્પન્ન થાય છે, તેમ આ સંહિતાને વાંચવાથી અવશ્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે.[૧] માણસે રચેલું શાસ્ત્ર પણ જો યુક્તિઓથી તત્ત્વનો નિર્ણય કરા-વતું હોય, તો તેને ગ્રહણ કરવું અને ઋષિએ

* આ અઢારમા સર્ગમા આ ગ્રથના મુખ્ય ગુણો ફળોની સાથે કહેવામાં આવશે અને ઉપમાઓમા કયા અંશો ગ્રહણ કરવા, તે પણ કહેવામાં આવશે.

રચેલું શાસ્ત્ર પણ જો તેવી રીતે નિર્ણય કરાવતું હોય નહિ તો તેને તજી દેવું. બુદ્ધિમાન પુરુષે તો ન્યાયને અનુસરતી પદ્ધતિ જ પકડવી જોઈએ.[૨] બાળકનું વચન પણ જો યુક્તિવાળું હોય, તો તે સ્વીકારી લેવું અને બ્રહ્માનું વચન પણ જો યુક્તિઓથી વિરુદ્ધ હોય, તો તેને તણખલાની પેઠે છોડી દેવું.[૩] પાસે રહેલા ગંગાના જળને છોડી દઈને જે 'આ તો અમારા બાપનો કૂવો છે' એવા આગ્રહથી તે કૂવાનું પાણી પીતો હોય, તે હઠીલા પુરુષને કોણ સમજાવી શકે?[૪] જેમ પરોઢિયું થતાં અવશ્ય પ્રકાશ આવે છે, તેમ આ સંહિતા વાંચવાથી અવશ્ય સારો વિવેક પ્રાપ્ત થાય છે.[૫] આ ગ્રંથને વિદ્વાનના મુખથી સંપૂર્ણ સાંભળવામાં આવે છે અને પોતાની મેળે ધીરે ધીરે વિચાર કરતાં બુદ્ધિમાં સંસ્કાર પ્રાપ્ત થાય છે, ત્યારે મનમાં પ્રથમ લતાની પેઠે અત્યંત શુદ્ધ સંસ્કૃત વાક્યોનો ઉદય થાય છે અને તે વાક્યો સભાના મોટા આભૂષણરૂપ થાય છે.[૬-૭] ત્યારે મોટાપણાને અનુસરતા ગુણોવાળી ઉત્તમ ચતુરાઈ પણ ઉદય પામે છે અને તેથી રાજાઓ તથા દેવની પેઠે પૂજવા જેવા વિદ્વાનો પણ રાજી થઈને તે માણસ ઉપર સ્નેહ રાખે છે.[૮] જેમ સારાં નેત્રવાળો પુરુષ હાથમાં દીવો રાખે, તો તે રાત્રે પદાર્થોના આગલાપાછલા ભાગોને જાણી શકે છે, તેમ બુદ્ધિમાન માણસ પણ આ ગ્રંથનો અભ્યાસ કરે, તો તે સર્વ વિષયોના પૂર્વાપર સંબંધોને જાણી શકે છે. જેમ શરદૃઋતુ બેસતાં દિશાઓનાં ધુમ્મસ ધીરે ધીરે સારી પેઠે ઓસરી જાય છે, તેમ આ ગ્રંથનો વિચાર કરતાં બુદ્ધિના લોભ તથા મોહ આદિ દોષો ધીરે ધીરે સારી પેઠે ઓછા થતા જાય છે.[૯-૧૦] તમારે કેવળ બુદ્ધિમાં વિવેકને દૃઢ કરવાનો અભ્યાસ રાખવો, કારણ કે અભ્યાસ વિના કોઈ ક્રિયા કાંઈ પણ ફળ આપતી નથી.[૧૧] જેમ શરદૃઋતુમાં મોટું તળાવ સ્વચ્છ થાય છે, તેમ આ ગ્રંથના અભ્યાસથી મન સ્વચ્છ થાય છે. જેમ મંદરાચળ નીકળી ગયા પછી સમુદ્ર અત્યંત સ્થિર થઈ ગયો હતો, તેમ મન ત્યાં અત્યંત સ્થિર થઈ જાય છે.[૧૨] આ ગ્રંથનો અભ્યાસ કર્યાથી મોહરૂપી કાજળ વિનાની, અંધકારના પડદાને દૂર કરનારી અને પદાર્થોના વિભાગ દેખાડનારી બુદ્ધિ રત્નના દીવાની આંચની પેઠે અત્યંત પ્રકાશી રહે છે.[૧૩] બાણો જેમ કવચવાળા મનુષ્યનાં મર્મસ્થળોને કાપી શકતાં નથી, તેમ દીનતા અને દારિદ્રય આદિ દોષોથી ભરેલા વિચારો જગતનું મિથ્યા તત્ત્વ સમજનારા માણસોનાં ચિત્તોને ભેદી શકતાં નથી.[૧૪] જેમ મોટો પથ્થર આગળ પડ્યો હોય તોપણ બાણો તેને ભેદી શકતાં નથી, તેમ શાસ્ત્ર જાણનાર ચિત્ત આગળ રહ્યું હોય છતાં સંસારના મહાદુઃખદાયી ત્રાસો તેને ભેદી શકતા નથી.[૧૫] જો સંસારમાં જન્મ પ્રથમ થયો હોય, તો પુરુષાર્થ મુખ્ય ગણાય અને જો કર્મ પ્રથમ થયાં હોય, તો દૈવ મુખ્ય ગણાય; ત્યારે એમાંથી પ્રથમ શું થયું હશે? ઇત્યાદિ અનેક સંશયો છે. જેમ દિવસથી અંધારું ટળી જાય છે, તેમ આ ગ્રંથના અભ્યાસથી તે સંશયો ટળી જાય છે.[૧૬] રાત્રિ શાંત થતાં સૂર્યનો ઉદય થાય છે, ત્યારે જેમ સર્વ પદાર્થો યથાસ્થિત જોવામાં આવે છે, તેમ આ શાસ્ત્રથી મોહ શાંત થતાં વિવેકનો ઉદય થાય છે, ત્યારે સર્વદા જગતનું તત્ત્વ યથાસ્થિત જોવામાં આવે છે.[૧૭] વિચાર કરનારા માણસને મનમાં સમુદ્રના જેવી ગંભીરતા, મેરુના જેવી સ્થિરતા અને ચંદ્રના જેવી શીતળતા સાંપડે છે.[૧૮] જેની સઘળી કલ્પનાઓ શાંત થઈ છે, તે પુરુષનું જીવન્મુક્તપણું ધીરે ધીરે પરિપાક પામે છે અને તેનું વાણીથી વર્ણન કરી શકાતું નથી.[૧૯] સઘળી રીતે શીતળતાવાળી, શુદ્ધ અને ઉત્તમ પ્રકાશ આપનારી એ પુરુષની બુદ્ધિ શરદૃઋતુની ચાંદનીની પેઠે અત્યંત

ખીલી નીકળે છે.[૨૦] શમથી પ્રકાશવાળા અને અત્યંત નિર્મળ થયેલા હૃદયરૂપી આકાશમાં જ્યારે વિવેકરૂપી સૂર્યનો ઉદય થાય છે, ત્યારે અનર્થોના સમૂહો કરનારા કામ, ક્રોધ આદિ ધૂમકેતુઓ= ઉદય પામી શકતા નથી.[૨૧] જેમ શરદઋતુમાં જળની તૃષ્ણા વિનાનાં વાદળાંઓ શાંત થાય છે, શુદ્ધ થાય છે અને ઊંચા તથા અચલ પર્વતમાં સ્થિતિ કરે છે, તેમ આ ગ્રંથના વિચારથી જડ પદાર્થોની તૃષ્ણા વિનાના સૌમ્ય પુરુષો શાંત થાય છે, શુદ્ધ થાય છે અને ઊંચા તથા અચલ બ્રહ્મતત્ત્વમાં સ્થિતિ કરે છે.[૨૨] જેમ ગમે તેવા ચાળાવાળી, ક્રૂર અને મુખને દીન કરનારી પિશાચોની લીલા, દિવસ ઊગતાં બંધ પડી જાય છે, તેમ ગમે તેવા ચાળાવાળી, ક્રૂર અને મુખને દીન કરનારી પામરતા આ ગ્રંથનો અભ્યાસ થતાં બંધ પડી જાય છે.[૨૩] જેમ પવનો ચિત્રમાં આલેખેલી લતાને કંપાવી શકતા નથી, તેમ ચિંતાઓ પરબ્રહ્મરૂપી ભીંતમાં અત્યંત ચોંટી ગયેલી પરમ ધીરજવાળી બુદ્ધિને કંપાવી શકતી નથી.[૨૪] તત્ત્વને જાણનારો માણસ વિષયોની આસક્તિરૂપ ખાડમાં પડતો નથી; કારણ કે જેણે માર્ગ જાણ્યો હોય એવો કયો માણસ ખાડમાં પડવા દોડે?[૨૫] પતિવ્રતા સ્ત્રી જેમ યોગ્ય રીતે પ્રાપ્ત થયેલા અંતઃપુરના આંગણામાં રમે છે, તેમ સારાં શાસ્ત્રોના પ્રસંગથી સારાં આચરણો કરનારાઓની બુદ્ધિ યોગ્ય રીતે પ્રાપ્ત થયેલા અવિરોધી કાર્યમાં રમે છે.[૨૬] લાખો અને કરોડો બ્રહ્માંડોમાં જેટલાં અંતઃકરણો છે, તે તે પ્રત્યેક અંતઃકરણમાં વિરક્ત બુદ્ધિવાળો પુરુષ બ્રહ્માંડોને રહેલાં દેખે છે.[૨૭] મોક્ષના ઉપાયો સમજવામાં આવવાથી જેનું અંતઃકરણ શુદ્ધ થયું હોય છે, તે પુરુષને ભોગનો સમૂહ કદી પણ ખેદ આપતો નથી, તેમ તે તેને કદી પણ આનંદ આપતો નથી.[૨૮] પ્રત્યેક અંતઃકરણમાં બ્રહ્માંડોના અસીમ સમૂહો પ્રકટ થાય છે અને લીન થાય છે. તત્ત્વવેત્તા પુરુષ તેમને પાણીમાં ઊછળી ઊછળીને લીન થતાં મોજાં જેવા સમજે છે. તત્ત્વવેત્તા પુરુષ કાર્યોનાં તથા ફળોનાં સ્વરૂપોને જાણે છે, છતા પણ અજ્ઞાની ઝાડની પેઠે તે પ્રાપ્ત થયેલાં અનિષ્ટોનો દ્વેષ કરતો નથી, તેમ જતા રહેલાં ઇષ્ટોની ઇચ્છા કરતો નથી.[૨૯-૩૦] ઇષ્ટ તથા અનિષ્ટ ફળોની પ્રાપ્તિ થતાં પણ હૃદયથી અજિત રહેનારો તત્ત્વવેત્તા પુરુષ પોતાને જે મળે છે તેને અનુસર્યા કરે છે, તેથી તે બીજા લોકો જેવો જોવામાં આવે છે.[૩૧] આ ગ્રંથને સંપૂર્ણ રીતે સમજી-વાંચી તેના પ્રત્યેક શ્લોકનુ વિવેચન કરવામાં આવે, તો અનુભવ થશે કે, આમાં જે કહ્યું છે તે સઘળુ યુક્તિસિદ્ધ છે, પણ વરદાનના કે શાપના વચનની જેમ કહી દીધું નથી.[૩૨] આ શાસ્ત્રરૂપ કાવ્ય શબ્દાલંકારોથી તથા અર્થાલંકારોથી શણગારેલુ છે, રસમય છે, સુંદર દૃષ્ટાંતોથી સિદ્ધ છે અને સમજવું સહેલું છે.[૩૩] જેને પદોનું અને પદોના અર્થોનુ થોડુ ઘણું જ્ઞાન હોય છે, તે પુરુષ પોતાની મેળે જ આ ગ્રંથને સમજી શકે છે, પણ આમાં જે તત્ત્વ છે તેને તે જાણી શકતો નથી, માટે તેણે પંડિતના મુખથી આ ગ્રંથ સાંભળવો જોઈએ.[૩૪] આ ગ્રંથ સાંભળવામાં આવે, વિચારવામાં આવે અને સમજવામાં આવે, તો માણસને મોક્ષની પ્રાપ્તિમાં તપની, ધ્યાનની કે જપ આદિની કાંઈ પણ અપેક્ષા રહેતી નથી.[૩૫] આ શાસ્ત્રના દૃઢ અભ્યાસથી અને તેના વારંવાર અવલોકનથી ચિત્ત સંસ્કારી થાય છે અને અપૂર્વ પાંડિત્ય પ્રાપ્ત થાય છે.[૩૬] જેમ સૂર્યનો ઉદય થતાં પ્રયત્ન વિના જ પિશાચ પોતાની મેળે શાંત થાય છે, તેમ આ ગ્રંથનો અભ્યાસ થતાં 'હું અને જગત' એવા પ્રકારનો દ્રષ્ટા તથા દૃશ્યરૂપી પ્રબળ પિશાચ પણ પ્રયત્ન વગર પોતાની મેળે જ શાંત થાય છે.

= પૂંછડીઆ તારા.

જેમ સ્વપ્નની ભૂલ જાગ્રત અવસ્થાથી જાણ્યામાં આવ્યા પછી કાંઈ પણ ભમાવતી નથી, તેમ 'હું અને જગત' એવી રીતની દ્વૈતરૂપી ભૂલ પણ જ્ઞાનથી જાણ્યામાં આવ્યા પછી કાંઈ પણ ભમાવતી નથી. તે તો એમ ને એમ શાંત જ થઈ જાય છે. જેમ સંકલ્પથી ઉઠાવેલા નગરમાં આવ્યાથી પુરુષને હર્ષ કે શોક બાધ કરતા નથી, તેમ આ જગતરૂપી ભ્રમ જાણવામાં આવ્યાથી પુરુષને હર્ષ કે શોક બાધ કરતા નથી. જેમ સર્પના ચિત્રને ચિત્રરૂપે જાણવાથી તે સર્પ ભય આપનાર થતો નથી, તેમ જગતરૂપી સર્પને યથાર્થરૂપે જાણ્યા પછી તે સુખ કે દુઃખને આપનાર થતો નથી.[૩૭–૪૦] જેમ જાણવાથી ચિત્રના સર્પનું સર્પપણું એમ ને એમ નષ્ટ થઈ જાય છે, તેમ અધિષ્ઠાનને* જાણવાથી સંસારનું સંસારપણું એમ ને એમ નષ્ટ થઈ જાય છે. ફૂલને કે પાંદડાંને વીંખી નાખવામાં થોડોક પરિશ્રમ પડે છે; પણ તેટલો થોડો પરિશ્રમ પણ અધિષ્ઠાનરૂપ બ્રહ્મને જાણવાથી સંસારને વીંખી નાખવામાં પડતો નથી. ફૂલને કે પાંદડાંને મસળવામાં હાથ ચલાવવા પડે છે, પણ સંસારને મસળવામાં તો કેવળ બુદ્ધિને જ રોકવાનું કામ છે; બીજા કોઈ અવયવ ચલાવવાનું તેમાં કામ નથી. સુખદાયી આસન ઉપર બેસવુ, જેવા મળી આવે તેવા ભોગો ભોગવવા અને સદાચારથી વિરોધી હોય એવાં કાર્યો નહિ કરવાં, દેશકાળને અનુસરીને બનતા સત્સંગથી સુખપૂર્વક આ શાસ્ત્રનો અથવા ઉપનિષદ આદિ શાસ્ત્રનો સૂક્ષ્મ વિચાર કરવો. આથી આ સંસારની શાંતિ આપનારો પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે અને એ સાક્ષાત્કારથી ફરી વાર યોનિરૂપી યંત્રમાં દબાવું પડતું નથી.[૪૧–૪૬] એ પ્રમાણે સુગમતા છતાં પણ એથી ડરી જઈને જે પાપીઓ ભોગના રસમાં લંપટ રહે છે, તે અધમોને તેમની માતાના મળના કીડારૂપ જાણવા અને તેમનું નામ પણ લેવું નહિ.+[૪૭] હે રામ! હવે હું અત્યંત શુદ્ધ બુદ્ધિવાળાઓના પ્રાણરૂપ અને જ્ઞાનનો વિસ્તાર કરનારું આ શાસ્ત્ર કહું છું તે તમે સાંભળો.[૪૮] પ્રથમ એ શાસ્ત્ર કઈ રીતે સાંભળવું અને કઈ રીતે તથા કઈ પરિભાષાથી (શાસ્ત્રના અસાધારણ સંકેતથી) તેને વિચારવું, તે હું કહું છું; તમે તે સાંભળો.[૪૯] જોવામાં આવેલા પદાર્થથી અનુભવમાં નહિ આવેલા પદાર્થને જે સમજાવવામાં આવે છે, તેને વિદ્વાનો દૃષ્ટાંત કહે છે; તે દૃષ્ટાંતથી બોધમાં કેટલીક સુગમતા પડે છે.[૫૦] હે રામ! જેમ રાત્રે દીવા વિના ઘરમાં રાચરચીલાંની ખબર પડતી નથી, તેમ દૃષ્ટાંત વિના અપૂર્વ વિષયનો યથાર્થ બોધ થતો નથી.[૫૧] હે કકુત્સ્થવંશજ! હું તમને અહીં જે જે દૃષ્ટાંતોથી સમજાવીશ, તે તે દૃષ્ટાંતોને તમારે ઉત્પન્ન થયેલાં અને તેમ હોવાથી ખોટાં સમજવાં. એ દૃષ્ટાંતોથી તમારે જ્ઞેય જે બ્રહ્મ છે, તેને જ નિત્ય અને સત્ય સમજવું.[૫૨] એક પરબ્રહ્મ વિના બીજાં જે કાંઈ ઉપમાનો+ અને ઉપમેયો= છે, તે સઘળાં સ્પષ્ટ રીતે કોઈનાં કાર્યરૂપ છે અને કોઈનાં કારણરૂપ છે.[૫૩] બ્રહ્મના ઉપદેશમાં તમને જે દૃષ્ટાંત કહેવામાં આવે, તેમાંથી એક અંશની સરખાઈ લેવી, પણ સઘળા અંશોની સરખાઈ મેળવવાનો આગ્રહ રાખવો નહિ.[૫૪] તમને અહીં બ્રહ્મતત્ત્વ સમજાવવા માટે જે જે દૃષ્ટાંત આપવામાં આવે, તે તે દૃષ્ટાંતને તમારે જગતની અંદરનું જ અને સ્વપ્ન સંબંધી પદાર્થ જેવું જ સમજવું.[૫૫] આ પ્રમાણે પરિભાષા જાણી રાખવાથી 'નિરાકાર બ્રહ્મમાં સાકાર દૃષ્ટાંત કેમ

* કલ્પિતના આધારરૂપ બ્રહ્મને

+ વિવેકી મનુષ્યે આ વચનોનું તાત્પર્ય સમજી પોતાના પારમાર્થિક કર્તવ્યના અનુષ્ઠાનમાં પ્રમાદ કરવો ઉચિત નથી

+ જેમની ઉપમા આપીએ તે.

= જેમને ઉપમા આપીએ તે.

લાગુ પડે?' એવી મૂર્ખ લોકોની તાર્કિક શંકાઓનો અવકાશજ રહેશે નહિ.[૫૬] તર્કશાસ્ત્રમાં અસિદ્ધ અને વિરુદ્ધ આદિ જે દોષો કહેલા છે, તે ઉપર ચોટ રાખીને બીજા લોકો કદાચ દૃષ્ટાંતોમાં દૂષણ આપે, તોપણ જગત સ્વપ્ન જેવું જ છે, માટે કશું દૂષણ લાગુ પડશે નહિ.[૫૭] કેટલાએક તાર્કિક લોકો કહે છે, કે 'જાગ્રત અને સ્વપ્નને સરખાં કેમ ગણાય?' પણ વાસ્તવિક રીતે વિચારીએ તો જેમ સ્વપ્ન પૂર્વકાળમાં કે પરકાળમાં રહેતું નથી અને વર્તમાનકાળમાં પણ અનિર્વચનીયરૂપે રહે છે, તેમ જાગ્રત પણ પૂર્વકાળમાં કે પરકાળમાં રહેતું નથી અને વર્તમાનકાળમાં પણ અનિર્વચનીયરૂપે રહે છે; એ વાત વિદ્વાનોથી માંડીને તે બાળક સુધી સર્વમાં અનુભવસિદ્ધ છે.[૫૮] આથી જેમ જાગ્રતની કલ્પનાઓ સ્વપ્નમાં કેટલુંક કામ કરે છે, તેમ ધ્યાન, વરદાન, શાપ અને ઔષધાદિ સ્વપ્નની કલ્પનાઓ પણ કોઈ સમયે જાગ્રતમાં ફળ દેતી જોવામાં આવે છે. જગતની સ્થિતિ જ એવી છે, માટે જાગ્રત અને સ્વપ્નનાં દૃષ્ટાંતો અપાય છે તે યથાર્થ જ છે. મોક્ષના ઉપાયરૂપ ગ્રંથો કરનારાઓએ બીજા પણ જે જે ગ્રંથો કરેલા છે, તે તે ગ્રંથોમાં પણ બોધ્ય એવા બ્રહ્મના સ્વરૂપને સમજાવવા માટે જે દૃષ્ટાંતો આપ્યાં છે, તેમાં પણ તેવી જ વ્યવસ્થા રાખવામાં આવી છે. વેદમાં અને શાસ્ત્રમાં જગતનુ સ્વપ્નસમાનપણું સમજાવવામાં આવે છે, પણ તે સમજીને વાત કરી બીજાને ગળે ઉતરાવવુ, એ તુરત બની શકે એમ નથી; કારણ કે પોતે સમજતા કરતાં બીજાને સમજાવવામાં વાણીનો ક્રમ સારી રીતે ગોઠવવો પડે છે. જગત સ્વપ્નની કલ્પના જેવું તથા માનસિક પૂજામાં કલ્પેલા નગર આદિ જેવું જ છે; માટે આ વિષયમાં જગતને એજ દૃષ્ટાંતો લાગુ પડે છે, બીજાં દૃષ્ટાંતો લાગુ પડતાં નથી. જેમ માટી એ ઘડા આદિનું કારણ છે, તેમ બ્રહ્મ કોઈનું કારણ નથી, તે છતાં બોધની અનુકૂળતા સારુ બ્રહ્મને માટી આદિની ઉપમા આપવામાં આવે છે. તેવી ઉપમાઓમાં ઘણો પરિશ્રમો કરવા છતાં પણ સઘળા અંશોની સાથે સમાનતા મળી શકતી નથી.[૫૯–૬૩] બુદ્ધિમાન પુરુષે બોધની અનુકૂળતા સારુ નિર્વિવાદ થઈને ઉપમેયમાં એક અંશથી ઉપમાનના સાદૃશ્યનો અંગીકાર કરવો.[૬૪] 'આ મણિ દીવા જેવો છે,' એમ લોકમાં કહેવામાં આવે છે; ત્યાં પણ દીવાની માત્ર પ્રભાનું* જ મણિમાં સરખાપણું માનવામાં આવે છે; પણ એ સરખાપણામાં કોડિયાં, તેલ તથા વાટ આદિનો સરખામણીમાં ઉપયોગ થતો નથી.[૬૫] જેમ દીવો પ્રભાના સરખાપણાથી મણિના સ્વરૂપને સમજાવે છે, તેમ સઘળાં ઉપમાનો એક દેશના સાદૃશ્યથી જ ઉપમેય સ્વરૂપને સમજાવે છે.[૬૬] દૃષ્ટાંતના એકાદ અંશથી સાદૃશ્યને લઈને જે સમજવાનું હોય તે જો સમજાતું હોય, તો તે દૃષ્ટાંતનો સ્વીકાર કરીને શાસ્ત્રોનાં મહાવાક્યોના અર્થનો નિશ્ચય કરવો.[૬૭] પણ કુતાર્કિકપણું રાખીને જેઓથી અનુભવનું ખંડન જ થાય એવા અપવિત્ર વિકલ્પોથી પરમ પુરુષાર્થને ધક્કો પહોંચાડવો નહિ.[૬૮] વેદાંતશાસ્ત્ર સંસારનો ત્યાગ કરાવનારું છે, તેથી તેની વાતો વેરીની વાતો જેવી અપ્રિય લાગે છે. બીજાં શાસ્ત્રો પ્રપંચમાં પ્રવૃત્તિ કરાવનારાં હોવાથી તેમની વાતો સ્ત્રીની વાતો જેવી મીઠી લાગે છે; તોપણ અમે સિદ્ધાંત કર્યો છે કે, વેરીની વાત પણ જો વિચારથી અનુભવ કરાવનારી હોય, તો તેનો સ્વીકાર કરવો અને સ્ત્રીની વાત પણ જો વેદોક્ત પુરુષાર્થથી ભ્રષ્ટ કરનારી હોય, તો તેને બકવાદરૂપ જ સમજવી, પણ પ્રામાણિક સમજવી નહિ.[૬૯] હે રામ! અમારી મતિ એવી છે કે, તેથી જીવન્મુક્તિરૂપ શુભ આપનાર વિત્તિ પ્રાપ્ત થાય છે અને તેથી તે

* માત્ર અજવાળાથી.

બુદ્ધિથી અપરોક્ષ અનુભવ કરાવનારો પરમ પુરુષાર્થ મળે એવી સઘળાં અધ્યાત્મશાસ્ત્રોની એકવાક્યતા છે. માટે વેદ વિરુદ્ધ કેવળ પોતાના તર્કોથી જ પુષ્ટ થયેલાં બીજાં શાસ્ત્રોથી બની શકે નહિ, એવો અપરોક્ષ અનુભવ કરાવનારો પરમ પુરુષાર્થ એજ અમારા મતમાં પ્રમાણ છે.[૭૦]

अस्माकमस्ति मतिरङ्ग तयेति सर्वशास्त्रैक-वाक्यकरणं फलितं यतो यः । प्रातीतिकार्थ-मपशास्त्रनिजाङ्गपुष्टात्सम्वेदनादितरदस्ति ततः प्रमाणम् ॥ ७० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો ‘ દૃષ્ટાંતનિરૂપણ ’ એ નામનો સર્ગ ૧૮મો સમાપ્ત**

## सर्ग १९मो[×]

## દૃષ્ટાંતોનો અર્થ સમજાવવા પરમતત્ત્વનું શોધન

### वसिष्ठ उवाच

विशिष्टांशसमर्थत्वमुपमानेषु गृह्यते ।
को भेदः सर्वसादृश्ये तूपमानोपमेययोः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** જે અંશનું વિશેષ કરીને પ્રતિપાદન કરવું હોય, તે અંશથી જ ઉપમાનોમાં સરખાપણું લેવામાં આવે છે, પણ જો સર્વ અંશોથી સરખાપણું લેવાનું હોય, તો પછી ઉપમાનમાં અને ઉપમેયમાં ભેદ જ શો રહે ?[૧] દૃષ્ટાંત સમજાયાથી અદ્વિતીય આત્માનું નિરૂપણ કરનારાં શાસ્ત્રોનો અર્થ સમજવામાં આવે છે. આમ સ્પષ્ટ જણાયેલા બ્રહ્મસ્વરૂપથી અજ્ઞાનની તથા અજ્ઞાનનાં કાર્યોની સારી પેઠે શાંતિ થાય છે. આ જે શાંતિરૂપી નિર્વાણ થાય છે, તે જ દૃષ્ટાંતોનું ફળ છે.[૨] આથી દૃષ્ટાંતોમાં અને સિદ્ધાંતોમાં અનેક વાંધાઓ ઉઠાવવાનું માંડી વાળવું અને ગમે તે યુક્તિથી પણ મહાવાક્યોનો* અર્થ યથાર્થ સમજવા ઉપર લક્ષ્ય રાખવું.[૩] શાંતિ જ પરમ કલ્યાણરૂપ છે, માટે તેને સિદ્ધ કરવામાં યત્ન રાખો. ભાણામાં ભાત આવ્યો હોય, પછી ‘તે કેવી રીતે રંધાયો’ એ વિષે કલ્પના કરવાનું શું પ્રયોજન છે ?[૪] સઘળી રીતે મળતાં ન આવે એવાં છતાં પણ એક રીતથી મળતાં આવીને, ધારેલું કામ પાર પાડે એવાં ઉપમાનોથી અને ઉપમેયોથી જેમ બને તેમ બોધની સગવડ કરવામાં આવે છે.[૫] પથરાઓના ગર્ભમાં ઉત્પન્ન થયેલા જાડા તથા આંધળા દેડકાની પેઠે વિવેકરહિત થઈને સંસારના ભોગોમાં આસક્ત થવું નહિ.[૬] દૃષ્ટાંતો ઉપરથી સમજીને યત્ન કરવો, પરમપદ મેળવવું અને શાંતિ આપનારાં શાસ્ત્રોના અર્થનો નિરંતર વિચાર કર્યા કરવો.[૭] જ્યાં સુધી ચિત્તમાં પુનરાવૃત્તિથી રહિત એવી ‘સાતમી ભૂમિકા’ નામની શાંતિરૂપ વિશ્રાંતિ સારી રીતે મળે, ત્યાં સુધી સમજુ પુરુષે પ્રત્યેક અવકાશમાં ગુરુની સેવા આદિ ધર્મો તથા તેઓમાં ઉપયોગી સાધનો સંપાદન કરવાં અને શાસ્ત્રોનાં વચનોથી, સૌજન્યથી, બુદ્ધિથી તથા તત્ત્વવેત્તાઓના સમાગમથી વિચાર કર્યા કરવો.[૮-૯] સાતમી ભૂમિકામાં વિશ્રાંતિ પામેલા અને સંસારરૂપી સમુદ્રમાંથી પાર ઊતરેલા ગૃહસ્થ કે સંન્યાસીને આ લોકમાં કે પરલોકમાં કરેલાં કર્મોનું કશું ફળ થતું નથી, તેમ કર્મો નહિ કરવાથી તેને કશો દોષ લાગતો નથી.[૧૦] એ પુરુષ તો મંદરાચળ વિનાના થયેલા સમુદ્રની પેઠે વિક્ષેપરહિત જ રહે છે, તેથી તેને શ્રુતિઓનો કે સ્મૃતિઓનો પરિચય રાખવાનું કશું કામ નથી[૧૧] જ્ઞાનના વિષયને યથાર્થ રીને મનમાં ઉતારવા સારુ ઉપમાનનું અને ઉપમેયનું એક અંશથી સાદૃશ્ય લેવું, પણ સઘળા

× આ ઓગણીસમા સર્ગમાં દૃષ્ટાંતોના અર્થ સમજાવવાના પ્રસંગથી જેમાં સર્વ પ્રમાણનો અંતર્ભાવ છે એવા પરમતત્ત્વનું શોધન કરવામાં આવશે.

* જીવ-બ્રહ્મના અભેદને જણાવનાર વેદનાં ‘तत्त्वमसि (તે બ્રહ્મ તું છે)’ ઇત્યાદિ વાક્યોનો અર્થ.

અંશો મેળવવાનું દોઢડહાપણ ડહોળવું નહિ. દોઢડહાપણમાં વ્યાકુળ થયેલા દોઢડાહ્યાને યોગ્યનું કે અયોગ્યનું ભાન રહેતું નથી, એટલા માટે તમારે દોઢડહાપણ કરવું નહિ અને જે સમજવાનું છે તે ગમે તે યુક્તિથી સમજી લેવાનો જ આગ્રહ રાખવો.[૧૨-૧૩] હૃદયમાં વ્યાપક ચૈતન્યનો અનુભવ આવવા છતાં જે પુરુષ તેમાં કુતર્કો કર્યા કરે છે તે પુરુષ દોઢડાહ્યો કહેવાય છે.[૧૪] જેમ મેઘ નિર્મળ આકાશને મલિન કરી નાખે છે, તેમ જે મૂર્ખ મનુષ્ય અભિમાનથી ઊડતા કલ્પનાના અંશોથી જ્ઞાનમાં ખોટા વાંધા નાખ્યા કરે છે, તે મનુષ્ય પોતાના મનના નિર્મળ બોધને મલિન કરી નાખે છે.[૧૫] હવે હું તમને એક મુખ્ય પ્રમાણરૂપ પ્રત્યક્ષ તત્ત્વ કહું છું, તમે તે સાંભળો. જેમ સઘળાં જળો સમુદ્રમાં વિશ્રાંતિ પામે છે,તેમ સઘળાં પ્રમાણો, એ મુખ્ય પ્રમાણરૂપમાં વિશ્રાંતિ પામે છે[૧૬] સઘળી ઇંદ્રિયોને સત્તા તથા સ્ફુરણ આપનાર જે મુખ્ય અખંડિત જ્ઞાન વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે, તે જ અનુભવથી સિદ્ધ એવું પ્રત્યક્ષ તત્ત્વ કહેવાય છે.[૧૭] અર્થને અનુસરીને એ તત્ત્વનાં જ અનુભૂતિ,* વેદન,× પ્રતિપત્તિ÷ તથા પ્રત્યક્ષ એ નામો કહેવાય છે અને વ્યવહારની દશામાં એ જ આપણો જીવ કહેવાય છે.[૧૮] એ પ્રત્યક્ષતત્ત્વરૂપ અખંડિત જ્ઞાન વૃત્તિરૂપ ઉપાધિને લઈને સવિત્ કહેવાય છે અને 'હું' એવી પ્રતીતિને લઈને પ્રમાતા+ કહેવાય છે. વળી તે જ જ્યારે બહારનાં આવરણોનો ભંગ થઈ વિષયરૂપે પ્રકટ થાય છે, ત્યારે ઘટાદિક પદાર્થ કહેવાય છે.[૧૯] જેમ વાયુ આદિને લીધે જળ તરંગાદિક રૂપે સ્ફુરે છે, તેમ અનેક પ્રકારના ભ્રમોને ઉત્પન્ન કરનારા સંકલ્પ–વિકલ્પને લીધે એ જ તત્ત્વ જગતરૂપે સ્ફુરે છે.[૨૦] એ બ્રહ્મતત્ત્વ કોઈનું પણ કારણ નથી, છતાં સૃષ્ટિના આરંભમાં તુરત સૃષ્ટિરૂપે સ્ફુરીને સૃષ્ટિના કારણરૂપ થયેલ છે, એટલે પોતે પોતામાં જ પોતાના કારણરૂપ થયેલ છે.[૨૧] એ બ્રહ્મ કોઈનું કારણ નથી, છતાં પણ જીવનું કારણ છે એમ માનવામાં આવે છે. પણ એ જીવ જ અજ્ઞાનથી ઊઠેલો છે, એટલે વાસ્તવિક રીતે તો બ્રહ્મ જીવનું કારણ નથી. જેમ બ્રહ્મ અવિદ્યાથી જીવરૂપ થયો છે, તેમ તે પ્રકૃતિમાં જગતરૂપે પણ પ્રકટ થયો છે.[૨૨] જ્ઞાનદશામાં એ બ્રહ્મ જ સાક્ષાત્કારરૂપ થાય છે ને પોતાથી ઉત્પન્ન થયેલા પોતાના શરીર( જગતનો )નો નાશ કરીને તુરત પોતા(જીવ)ને પરમ વ્યાપક પ્રત્યક્ષરૂપ કરે છે.[૨૩] જીવ જ્યારે સાક્ષાત્કારથી આત્માકાર થાય છે, ત્યારે તે સાક્ષાત્કાર પણ કોઈ શબ્દથી કહી શકાય નહિ એવા પરમ સ્વરૂપથી રહે છે.[૨૪] પોતાની બુદ્ધિની, ઇંદ્રિયોની અને કર્મોની સાથે જ્યારે ક્રિયારહિત થયેલુ મન શાંત થાય છે, ત્યારે તે પાછું ઊઠવાનું નહિ હોવાને લીધે જીવન્મુક્તને કરેલાં કર્મોથી કશું ફળ થતું નથી અને વિહિત કર્મો નહિ કરવાથી કશો દોષ પ્રાપ્ત થતો નથી.[૨૫] વિષયોનું સ્ફુરણ નહિ રહેવાથી મન જ્યારે શાંત થઈ જાય છે, ત્યારે કર્મેંદ્રિયો બંધ પાડેલા યંત્રની પેઠે કર્મ આદિમાં પ્રવર્તતી નથી.[૨૬] જેમ પાટિયા પર ગોઠવેલા લાકડાના બે ઘેટાઓનાં માથાં ભટકાવામાં, તેમની અંદર રહેલી ખેંચવામાં આવતી દોરી કારણ છે, તેમ મનરૂપી યંત્રના ચાલવામાં વિષયોનું સ્ફુરણ કારણ છે, એમ વિદ્વાનોનો નિશ્ચય છે.[૨૭] જેમ ચલન વાયુની અંદર જ રહેલું છે, તેમ ઇંદ્રિયોના તથા મનના વિષયોથી ખીચોખીચ ભરેલું જગત બ્રહ્મમાં જ રહેલું છે.[૨૮] શુદ્ધ અને સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ જ્યારે જગતરૂપે દેખાય છે, ત્યારે તે જાણે ઉત્પન્ન થયું હોય અને જાણે દિશા, કાળ, બાહ્ય પદાર્થો તથા માનસિક પદાર્થો આદિ અપાર દેહોવાળું થયું હોય

* અનુભવ × જ્ઞાન. ÷ સમજ.
\+ પ્રમાણથી જાણનાર.

એમ જણાય છે.[29] દશ્યરૂપે ભાસતા દેહાદિકને જોઈને 'એ જ મારું સ્વરૂપ છે' એમ મોહથી સમજી લેવામાં આવે છે, તો એ જ પરબ્રહ્મ જીવરૂપ થઈ જાય છે. જ્યાં જેવી રીતે જે રૂપ દશ્ય થયું હોય, ત્યાં પરબ્રહ્મ પણ તેવી રીતે તે રૂપ જ જણાય છે.[30] એ સર્વાત્મા જ્યાં જેવી રીતે ઉલ્લાસ પામે છે, ત્યાં તુરત તેવી રીતે જ રહે છે અને જાણે દશ્યરૂપ થઈ ગયેલ હોય તેમ પ્રકાશે છે.[31] સર્વાત્મકપણાને લીધે જાણે તેમાં દ્રષ્ટાપણું અને દશ્યપણું આવ્યુ હોય એમ બને છે; પણ વાસ્તવિક રીતે દ્રષ્ટાપણું અને દશ્યપણું એ બંને મિથ્યા છે. કારણ કે દશ્ય વિના દ્રષ્ટા હોતો નથી અને અને દ્રષ્ટા વિના દશ્ય હોતું નથી. આ પ્રમાણે સઘળાં કાર્યો મિથ્યા છે, માટે બ્રહ્મ કોઈનું કારણ નથી એ સિદ્ધ થાય છે. સર્વને સત્તા તથા સ્ફુરણ આપનાર એ બ્રહ્મ પ્રત્યક્ષ જ છે અને અનુમાન આદિ સર્વે પ્રમાણો તેના અંશરૂપ છે.[32,33] હે રામ ! પૂર્વે પોતે જ કરેલા યત્નમાં દૈવની કલ્પના કરીને પુરુષો તેની ઉપાસના કરે છે, પણ વીર પુરુષો તો દૈવની ઉપાસના કરનારા પુરુષોએ માનેલા દૈવ શબ્દના અર્થને દૂર છોડી દે છે અને પરબ્રહ્મરૂપ ઉત્તમ પદને પોતાના પુરુષાર્થથી પોતાનામાં પામે છે.[34] જ્યાં સુધી તમને પોતાની બુદ્ધિથી પોતાની મેળે જ શુદ્ધ અને અનંતરૂપ પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય નહિ, ત્યાં સુધી તમે આચાર્યોની પરંપરાના સત્ય અને ઉજ્જવલ મત પ્રમાણે વિચાર કર્યા કરો.[35]

विचारयाऽऽचार्यपरम्पराणां मतेन सत्येन सितेन तावत् । यावद्विशुद्धं स्वयमेव बुद्ध्या ह्यनन्तरूपं परमभ्युपैपि ॥ ३५ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો 'દૃષ્ટાંતોનો અર્થ સમજાવવા પરમતત્ત્વનું શોધન' એ નામનો સર્ગ ૧૯મો સમાપ્ત**

## सर्ग २०मो×

## બુદ્ધિના પ્રકાર અને મહાપુરુષનાં લક્ષણ

### वसिष्ठ उवाच

आर्यसङ्गमयुक्त्यादौ प्रज्ञां वृद्धिं नयेद्बलात् ।
ततो महापुरुषतां महापुरुषलक्षणैः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : પુરુષાર્થ કરીને મહાત્માઓના સમાગમથી તથા યુક્તિ આદિથી પોતાની બુદ્ધિને વધારવી અને તે પછી મહાપુરુષોના શમ આદિ ગુણોને સંપાદન કરીને પોતાનામાં મહાપુરુષપણું મેળવવું.[1] આ જગતમાં જે પુરુષની પાસે જે ગુણ અધિક હોય, તેની પાસેથી તે ગુણ શીખીને વિચારશક્તિને વધારવી.[2] હે રામ ! શમ આદિ જે ગુણવાનપણું છે, તે જ મહાપુરુષપણું છે. યથાર્થ જ્ઞાન વિના એ મહાપુરુષપણું કોઈ રીતે સિદ્ધ થતું નથી.[3] જેમ પૃથ્વીમાં રહેલા અને અંદર ફળ હોવાથી વખાણવા યોગ્ય એવા નવા અંકુરો વૃષ્ટિથી વૃદ્ધિ પામે છે, તેમ સત્પુરુષોમાં રહેલા અને અંદર ફળ હોવાથી વખાણવા યોગ્ય એવા શમ આદિ ગુણો જ્ઞાનથી વૃદ્ધિ પામે છે.[4] જેમ ઘણાં અન્નોવાળા યજ્ઞોથી ધાન્યોને વધારનારી ઉત્તમ વૃષ્ટિ વધે છે, તેમ શમ આદિ ગુણોથી ઉત્તમ જ્ઞાન વધે છે.[5] જેમ કમળોથી તળાવને શોભા મળે છે અને તળાવથી કમળોને શોભા મળે છે, તેમ જ્ઞાનથી શમ આદિ ગુણો શોભે છે અને શમ આદિ ગુણોથી જ્ઞાન શોભે છે.[6] સદાચારથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે અને જ્ઞાનથી સદાચારની વૃદ્ધિ થાય છે. એટલે જ્ઞાન અને સદાચાર એ બંને પરસ્પરને વધારનાર છે.[7] બુદ્ધિમાન પુરુષે શમ અને સૂક્ષ્મ બુદ્ધિ આદિથી દૃઢ થયેલા પુરુષાર્થના ક્રમ વડે, જ્ઞાનનો અને સદાચારનો અભ્યાસ કરવો.[8] હે તાત ! જ્યાં સુધી જ્ઞાન અને સદાચારનો સાથે

× આ વીસમા સર્ગમાં બુદ્ધિના પ્રકાર, મહાપુરુષનાં લક્ષણ અને સદાચારના ક્રમ વિશે કહેવાશે.

અભ્યાસ થાય નહિ ત્યાં સુધી પુરુષને તેમાંનો એક પણ ગુણ સિદ્ધ થતો નથી.[૯] પાકેલી શાલના ખેતરનું રક્ષણ કરનારી સ્ત્રી તાળીઓ પાડીને ગાતી હોય છે, તેથી પક્ષીઓને ઉરાડવાનું કામ થાય છે અને તે સાથે તેને ગાયનનો આનંદ પણ મળે છે; તે જ પ્રમાણે અકર્તા છતાં લોકને કર્તા લાગતો તૃષ્ણારહિત પુરુષ જ્ઞાનનો અને સદાચારનો અભ્યાસ કરતો હોય છે, તેથી અજ્ઞાનને ટાળવાનું કામ થતાં તેની સાથે તેને પરમપદની પ્રાપ્તિનો આનંદ પણ થાય છે.[૧૦,૧૧] હે રઘુનંદન ! આમ મેં તમને સદાચારનો ક્રમ કહ્યો, હવે હું એવી જ રીતે ઉત્તમ જ્ઞાનના ક્રમનો ઉપદેશ કરીશ.[૧૨] બુદ્ધિમાન પુરુષે યશને વધારનારું, આયુષ્યમાં સુખ આપનારું ને પરમ પુરુષાર્થરૂપ ફળને આપનારું આ ઉત્તમ શાસ્ત્ર યથાર્થ કહેનારા તત્ત્વવેત્તાના મુખથી સાંભળવું.[૧૩] જેમ મેલું પાણી કતકની* રજના સંબંધથી આપોઆપ જ નિર્મળ થઈ જાય છે, તેમ તમે પણ નિર્મળ બુદ્ધિથી આ શાસ્ત્રનું શ્રવણ કરીને પોતાની મેળે જ પરમપદને પ્રાપ્ત થશો.[૧૪] સાધનોની સંપત્તિ મેળવીને મનન કરનારા પુરુષનું મન આ જાણવા યોગ્ય વસ્તુને જાણ્યા પછી, પરમપદને ઇચ્છતું ન હોય તો પણ પરવશ થઈને તે પરમપદને પામે છે. કેમકે અજ્ઞાનનો તથા તેનાં કાર્યોનો નાશ કરીને જાગ્રત થયેલી એ અખંડિત ઉત્તમ વસ્તુ જ્ઞાનને આધીન હોવાથી મનને કદી પણ ત્યજતી નથી.[૧૫]

विदितवेद्यमिदं हि मनो मुनेर्विवशमेव हि याति परं पदम् । यदवबुद्धमखण्डितमुत्तमं तदवबोधवशान्न जहाति हि ॥ १५ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુપ્રકરણનો**
**‘બુદ્ધિના પ્રકાર અને મહાપુરુષનાં લક્ષણ’**
**એ નામનો સર્ગ ૨૦મો સમાપ્ત**

# मुमुक्षु-प्रकरण समाप्त

* નિર્મળીના ફળની.



॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्रीयोगवासिष्ठ

# महारामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ३–उत्पत्ति–प्रकरण

### सर्ग १लो*

### જ્ઞાનથી જ મોક્ષ થાય છે, કર્મ કે યોગથી નહિ

वसिष्ठ उवाच–वाग्भाभिर्ब्रह्मविद्ब्रह्म भाति स्वप्न इवात्मनि ।
यदिदं तत्स्वशब्दोत्थैर्यो यद्वेत्ति स वेत्ति तत् ॥

વસિષ્ઠ બોલ્યા: બ્રહ્મરૂપ જ બ્રહ્મવેત્તા મહાવાક્યોથી પ્રાપ્ત થયેલા બોધરૂપી પ્રકાશથી પૂર્ણસ્વરૂપે પ્રકાશે છે; કારણ કે આ જે દશ્ય પદાર્થરૂપ જગત છે, તે સ્વપ્નની પેઠે આત્મામાં જ પ્રકટ થયેલું છે. જે કોઈ માણસ શ્રવણાદિક ઉપાયોથી બ્રહ્મને જાણે છે, તે બ્રહ્મનો સાક્ષાત્કાર પામે છે.[1] આ ન્યાય પ્રમાણે આ સઘળી સૃષ્ટિ બ્રહ્મમાત્ર જ છે. માટે આ જગત શું છે, કોનું છે અને તે શામાં રહ્યું છે, ઇત્યાદિ શંકાઓનો અવકાશ જ રહેતો નથી.[2] હે રામ! આ જગત મેં જે રીતનું જાણ્યું છે, તે જે વસ્તુ-રૂપ છે અને તે જે ક્રમથી ગોઠવાયું છે, તે સઘળું હું શ્રોતાઓનાં મનમાં ઊતરે એવી

---

* આ પહેલા સર્ગમાં આત્માને જ્ઞાનથી જ મોક્ષ થાય છે; પણ કર્મથી કે યોગથી થતો નથી તથા નહિ જાણેલો આત્મા જ જગતને સર્જે છે, એ વિષે કહેવામાં આવશે.

રીતે કહું છું, તે તમે સાંભળો. ચિદાકાશ જ પોતે જીવરૂપ થઈને પોતામાં જ સ્વપ્નની પેઠે ઉત્પન્ન થયેલા જગતને દેખે છે. દ્રષ્ટા તથા દશ્ય સાથેના આ જગતને સ્વપ્નમાં પ્રતીત થયેલા સંસારનું દષ્ટાંત જ લાગુ પડે છે. મેં તમને 'મુમુક્ષુ–વ્યવહાર' નામનું પ્રકરણ કહી સંભળાવ્યું. હવે હું તમને ઉત્પત્તિ–પ્રકરણ કહું છું. દશ્ય પદાર્થોની સ્થિતિથી બંધન દેખાય છે અને દશ્યોનો બાધ થઈ જાય તો બંધન રહેતું જ નથી. માટે હવે દશ્યનો કેવી રીતે બાધ થઈ જાય છે, એ વિષે હું તમને અનુક્રમથી કહું છું, તે તમે સાંભળો.[૩-૬] જગતમાં જે પદાર્થ ઉત્પન્ન થાય છે તે જ વૃદ્ધિ પામે છે, તે જ સ્વર્ગમાં કે નરકમાં જાય છે અને તે જ મોક્ષનો અનુભવ કરે છે.[૭] આથી હું તમને તમારા સ્વરૂપનો બોધ થાય, એ માટે પ્રથમ ઉપદેશ આપું છું. ઉત્પત્તિ આદિ સઘળો સંસારની કોટિમાં છે; આત્માની કોટિમાં નથી. આત્મા તો જેવો પ્રથમથી છે તેવો જ રહે છે.[૮] હે રાઘવ! હું પ્રથમ તમને આ પ્રકરણનો સંક્ષેપથી અર્થ કહું છું, તે તમે સાંભળો. પછી તમારી ઇચ્છા પ્રમાણે હું તે વિસ્તારથી કહીશ.[૯] જેમ સ્વપ્ન સુષુપ્તિમાં લય પામે છે, તેમ આ જે સ્થાવર અને જંગમરૂપ સર્વ જગત જોવામાં આવે છે, તે પ્રલયકાળમાં લય પામે છે.[૧૦] એ સમયે સ્થિર, ગંભીર, તેજથી ન્યારું, અંધકારથી ન્યારું, વ્યાપક અને નામરૂપ વગરનું કાંઈક સદ્વસ્તુ બાકી રહે છે.[૧૧] વિદ્વાનોએ ઉપદેશની સગવડ માટે એ સદ્વસ્તુનાં ઋત, આત્મા, પરબ્રહ્મ અને સત્ય ઇત્યાદિ નામો કલ્પેલાં છે.[૧૨] એ આત્મા કાંઈ પણ વિકાર પામતો નથી, છતાં જાણે પોતે બીજી રીતનો જ હોય તેમ પ્રકાશ પામીને, તે ભવિષ્યમાં ભ્રાંતિને લીધે 'જીવ' એવું ક્ષુદ્ર નામ ધારણ કરે છે. પછી પ્રાણને ધારણ કરવો એ જીવ શબ્દનો અર્થ છે. તે ધારણ કરવાથી એ ચંચળપણું પામે છે. હવે સંકલ્પ આદિનું મનન કરવાથી તે મંદ થઈ જાય છે અને રૂપ ધારણ કરે છે. એ મન લિંગશરીર કહેવાય છે.[૧૩-૧૪] જેમ સ્થિર આકારવાળા સમુદ્રમાંથી અસ્થિર આકારવાળો તરંગ થાય છે, તેમ વ્યાપક પરમાત્મામાંથી એ મન ઉત્પન્ન થાય છે.[૧૫] એ મન હિરણ્યગર્ભરૂપ બ્રહ્મા કહેવાય છે અને તે તુરત પોતાની મેળે પોતાની ઇચ્છા પ્રમાણે નિરંતર સંકલ્પો કર્યા કરે છે. તે સત્યસંકલ્પથી આ વિસ્તારવાળી જગતરૂપી ઇંદ્રજાળ ઉત્પન્ન થઈ છે.[૧૬] આથી જેમ કડાંનો અર્થ સુવર્ણથી જુદો નથી, તેમ જગત શબ્દનો અર્થ પરબ્રહ્મથી જુદો નથી. આ અનંત પ્રકારોવાળું જગત સંપૂર્ણ રીતે બ્રહ્મમાં જ રહેલું છે, છતાં જેમ સુવર્ણમાં કડાપણું નથી, તેમ બ્રહ્મમાં જગતરૂપપણું નથી. જેમ ઝાંઝવાનાં પાણીની નદી સાચી જેવી જણાતી ખોટી ચંચળ લહરીને ઉત્પન્ન કર્યા કરે છે, તેમ મન સાચી જેવી જણાતી જગત સંબંધી ખોટી અને ચંચળ એવી ઇંદ્રજાળની શોભાને ઉત્પન્ન કર્યા કરે છે.[૧૭-૧૯] જે અવિદ્યાને લઈને આ જગતનું ખોટાપણું છે, તે અવિદ્યાનાં અવિદ્યા, સંસૃતિ, બંધ, માયા, મોહ, મહત્ અને તમ એવાં નામો વિદ્વાનોએ કલ્પ્યાં છે.[૨૦] હે ચંદ્રવદન રામ! પ્રથમ હું બંધનું સ્વરૂપ કહું છું, તે તમે સાંભળો. તે પછી તમે મોક્ષનું સ્વરૂપ જાણી શકશો.[૨૧] દ્રષ્ટા ઉપર દશ્યની જે સત્તા થાય છે, તે જ બંધ કહેવાય છે. દ્રષ્ટા દશ્યના બળથી જ બંધાયેલો છે અને જો દશ્યનો બાધ થઈ જાય અથવા તે મિથ્યા છે એવું જ્ઞાન થઈ જાય, તો દ્રષ્ટા મુક્તિ પામે છે.[૨૨] જગત, તું અને હું ઇત્યાદિ અનાત્મ પદાર્થ દશ્ય કહેવાય છે. જ્યાં સુધી એ દશ્ય હોય છે ત્યાં સુધી મોક્ષ હોતો નથી.[૨૩] 'આ દશ્ય નથી, આ દશ્ય નથી.' એવી રીતના વ્યર્થ બકવાદોથી દશ્ય શાંત થતું નથી; કારણ કે એથી

'આ દશ્ય નથી તો બીજું કાંઈક દશ્ય છે' એવા સંકલ્પો ઊઠે છે અને એ બકવાદોથી દશ્યરૂપી રોગ ઊલટો વધે છે.[૨૪] વળી અનેક તર્કો કરવાથી કે તીર્થ–નિયમ આદિથી પણ દશ્ય શાંત થતું નથી. દશ્યરૂપ જગતનો બાધ કરવાનો ઉપાય તો વિચાર જ છે.[૨૫] જો જગતરૂપી દશ્ય બ્રહ્મથી જુદું જ સત્તાવાળું હોય, તો કોઈને શાંતિ થાય જ નહિ; કારણ કે અસત્ પદાર્થનો ભાવ (સત્તા) હોતો નથી અને સત્ પદાર્થનો અભાવ હોતો નથી. વિચાર વિના બીજા કોઈ પણ ઉપાયથી આત્મા જાણવામાં આવી શકતો જ નથી. તેની સત્તાથી દશ્ય પદાર્થની સત્તા જુદી નથી; માટે જ્યાં જ્યાં દ્રષ્ટા હોય, ત્યાં ત્યાં તેના સૂક્ષ્મ ઉદરમાં પણ ભ્રાંતિથી દશ્યનો ઉદય થાય છે. આથી 'આ દશ્ય જગત આત્માથી જુદી સત્તાવાળું છે અને મેં તેને તપથી, ધ્યાનથી તથા જપથી છોડી દીધું છે' એમ સમજવું; એ તો કાંજીથી તૃપ્તિ થયા જેવું છે. હે રામ! જો દશ્ય પદાર્થ જુદી સત્તાવાળો હોય, તો સૂક્ષ્મ ઉદરવાળા આ ચૈતન્યરૂપી દર્પણમાં તેનું પ્રતિબિંબ પડ્યા વગર રહેશે નહિ.[૨૬–૨૯] જેમ દર્પણ ગમે તે સ્થળમાં હશે, તોપણ તેમાં પર્વત, સમુદ્ર, નદી, પૃથ્વી અને જળ આદિનું પ્રતિબિંબ પડ્યા વગર રહેશે જ નહિ, તેમ ચૈતન્યરૂપી દર્પણ ગમે ત્યાં હશે, તોપણ તેમાં જગતનું પ્રતિબિંબ પડ્યા વગર રહેશે નહિ. આમ તે પ્રતિબિંબ પડશે, એટલે ત્યાં પણ દુઃખ, જરા, મરણ અને જન્મના તેમ જ જાગ્રતમાં તથા સ્વપ્નમાં અનેક રીતે બદલાતા નાનામોટા પદાર્થોના ત્યાગ અને સ્વીકાર મટશે જ નહિ.[૩૦] 'આ દશ્યને મેં ટાળી નાખ્યું છે અને હમણાં હું આ સ્થિતિમાં આવેલો છું' એમ જો સમાધિમાં પ્રતીત થાય, તો સમાધિમાં સંસારના સ્મરણનું એ જ અક્ષય બીજ રહ્યું છે, એમ સમજવું. જો દશ્ય ન હોય, તો નિર્વિકલ્પ સમાધિમાં તુરીયાવસ્થારૂપ બ્રહ્મપણાનો અનુભવ થાય છે; પણ જો દશ્ય હોય, તો તે નિર્વિકલ્પ સમાધિ પણ ક્યાંથી પ્રાપ્ત થાય?[૩૧–૩૩] હે રામ! જેમ સુષુપ્તિના અંતમાં સર્વ જગત પાછું પ્રતીત થાય છે, તેમ સમાધિમાંથી ઉત્થાન થતાં આ અખંડિત દુઃખરૂપ જગત જેવું ને તેવું પ્રતીત થયા વિના રહેશે નહિ. તેમ જ થયું તો પછી સમાધિથી વળ્યું પણ શું? આમ અનર્થ પાછો જ આવે, તો પછી જરા વાર રહેનારી સમાધિમાં સુખ શું છે?[૩૪,૩૫] કદાચ જીવતાં સુધી નિર્વિકલ્પ સમાધિમાંથી ઊઠવાનું જ ન આવે, તોપણ જ્ઞાન વિના મળેલું એ આત્મસુખ નિત્યની સુષુપ્તિના સુખ જેવું થયું, તેમાં શો સાર છે?[૩૬] માટે જો આ દશ્યની સત્તા રહેશે, તો અનેક યત્ન કરીને સમાધિ કર્યા છતાં પણ તે સમાધિમાં દશ્યની પ્રતીતિ નહિ જ થાય કે? અવશ્ય થશે જ. કારણ કે જ્યાં ચૈતન્ય રહે છે, ત્યાં તેને લગનો જગતરૂપી ભ્રમ આવ્યા વિના રહેશે નહિ.[૩૭] કદાચ દ્રષ્ટા સમાધિમાં બળાત્કારથી પોતાનામાં પાષાણપણાની ભાવના કરે, તોપણ સમાધિના અંતમાં દશ્યનો ઉદય થયા વિના રહેશે જ નહિ.[૩૮] એવી સમાધિઓને સ્થિર રાખવાની આશા રાખવી એ પણ ખોટી છે; કારણ કે પાષાણપણા જેવી નિર્વિકલ્પ સમાધિઓ કોઈને પણ સર્વદા સ્થિર રહેતી નથી, એવો સર્વનો અનુભવ છે.[૩૯] કદાચ એ પાષાણપણા જેવી સમાધિઓ જામી જાય, તોપણ તે શાંત, ચૈતન્યરૂપ, સ્વતઃસિદ્ધ અને અવિનાશી એવા મોક્ષપદને પામતી નથી.[૪૦] આથી જો આ દશ્ય પરબ્રહ્મથી જુદી સત્તાવાળું હોય, તો તે કદી પણ શાંત થાય નહિ. તપથી, જપથી અને ધ્યાનથી દશ્યની શાંતિ થશે, એ તો મૂરખાઓની કલ્પના છે.[૪૧] જેમ કમળકાકડીના ગર્ભમાં કમલિનીના બીજરૂપ સૂક્ષ્મ તંતુ રહે છે, તેમ દ્રષ્ટામાં પણ દશ્ય પદાર્થ બીજરૂપે રહે છે.[૪૨] જેમ

પદાર્થોમાં રસ છે, તલ આદિમાં તેલ છે અને પુષ્પોમાં સુગંધ છે, તેમ દ્રષ્ટામાં દશ્યનો અનુભવ સર્વદા હોય છે જ.[૪૩] જેમ કપૂર આદિ પદાર્થોને ગમે ત્યાં રાખવામાં આવ્યા હોય, તોપણ તેમની સુગંધનો ઉદય થયા વિના રહેતો નથી, તેમ ચૈતન્યરૂપ આત્માને સમાધિમાં રાખવામાં આવ્યો હોય, તોપણ તેના ઉદરમાં જગતનો ઉદય થયા વિના રહેતો નથી. તમારા નાના હૃદયમાં પણ મોટાં મોટાં સ્વપ્નો, સંકલ્પો અને મનોરાજ્યો રહ્યાં છે, એ તમારા અનુભવથી સિદ્ધ છે. તે જ પ્રમાણે ચૈતન્યના સૂક્ષ્મ ઉદરમાં પણ સઘળું દશ્ય રહેલું છે. જેમ ચિત્તની કલ્પનામાં રહેલો પિશાચ બાળકને દુઃખી કર્યા વિના રહે જ નહિ, તેમ સર્વદા વળગેલી આ દશ્યરૂપી ચુડેલ, દ્રષ્ટાને દુઃખી કર્યા વિના રહે જ નહિ.[૪૪–૪૬] જેમ બીજની અંદર રહેલો અંકુર દેશકાળ પ્રાપ્ત થતાં પોતાના દેહને પ્રકાશિત કરે છે, તેમ દ્રષ્ટામાં રહેલું દશ્ય પણ દેશકાળ પ્રાપ્ત થતાં પોતાના દેહને પ્રકાશિત કરે છે.[૪૭] જેમ બીજ આદિ પદાર્થના સૂક્ષ્મ ગર્ભની અંદર અંકુર આદિ વિચિત્ર કાર્યો રચવાની અવિનાશી શક્તિ સર્વદા રહી છે, તેમ ચૈતન્યરૂપ આત્માના ઉદરમાં પણ સ્વભાવરૂપ જગતની સ્થિતિ સર્વદા રહી છે.[૪૮]

द्रव्यस्य हृद्येव चमत्कृतिर्यथा सदोदिता-
स्त्यस्तमितोज्झितोदरे । द्रव्यस्य चिन्मात्रशरीरि-
णस्तथा स्वभावभूतास्त्युदरे जगत्स्थितिः ॥४८

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'બંધહેતુવર્ણન' એ નામનો સર્ગ ૧લો સમાપ્ત.**



# સર્ગ ૨જો*

## ભૌતિક દેહનું મૃત્યુ થાય છે, પરંતુ તત્ત્વવેત્તા અને ચૈતન્યમયનું થતું નથી

**वसिष्ठ उवाच**

इदमाकाशजाख्यानं शृणु श्रवणभूषणम् ।
उत्पत्त्याख्यं प्रकरणं येन राघव बुद्ध्यसे ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રાઘવ! હવે તમને શ્રવણના અલંકારરૂપ એવું આ આકાશજ નામના બ્રાહ્મણનું આખ્યાન કહું છું, તે તમે સાંભળો. એથી આ ઉત્પત્તિ–પ્રકરણ સારી રીતે સમજાશે.[૧]

'આકાશજ' નામનો એક પરમ ધર્માત્મા બ્રાહ્મણ હતો. તે ધ્યાનમાં જ નિષ્ઠા રાખનો હતો અને પ્રજાઓનું હિત કરવામાં તત્પર રહેતો હતો.[૨] એ ઘણું લાંબું જીવ્યો, ત્યારે મૃત્યુએ વિચાર કર્યો કે 'હું અક્ષય છું અને અનુક્રમે સઘળાં પ્રાણીઓને ખાઈ જાઉં છું; તો આ આકાશજ બ્રાહ્મણને હું શા માટે ન ખાઈ જાઉં? પણ જેમ પથરામાં ખડ્ગની ધાર બુઠ્ઠી થઈ જાય છે, તેમ આ બ્રાહ્મણ ઉપર મારી શક્તિ બુઠ્ઠી થઈ જાય છે.'[૩–૪] આવો વિચાર કરીને મૃત્યુ તે બ્રાહ્મણને મારવા માટે મેરુ પર્વત ઉપર તેના નગરમાં ગયો; કારણ કે જેઓ ઉદ્યમમાં આનંદવાળા છે, તેઓ કોઈ પણ પોતાનાં કાર્યોને છોડતા નથી.[૫] પછી મૃત્યુ એ બ્રાહ્મણના નગરમાં પેસવા ગયો, ત્યાં તુરત જ પ્રલયકાળના અગ્નિ જેવો અગ્નિ, કે જેને તે બ્રાહ્મણે કિલ્લારૂપે રાખ્યો હતો, તે એ મૃત્યુને બાળવા લાગ્યો. આમ છતાં મૃત્યુ તો એ અગ્નિની મોટી મોટી ઝાળોની હારોને ચીરીને અંદર ગયો અને તે બ્રાહ્મણને જોઈને તેને પ્રયત્નપૂર્વક હાથથી

* આ બીજા સર્ગમાં જેનો દેહ ભૌતિક હોય, તે પ્રાણી મૃત્યુનો ભક્ષ્ય થાય છે; પણ જે પ્રાણી આકાશજ બ્રાહ્મણની પેઠે તત્ત્વવેત્તા અને ચૈતન્યમય હોય, તે મૃત્યુનો ભક્ષ્ય થતો નથી, એ કહેવામાં આવશે.

પકડવા લાગ્યો, પણ બળવાન પુરુષ જેમ સંકલ્પથી ઊભા કરેલા પુરુષને સેંકડો હાથે પણ પકડી શકે નહિ, તેમ મૃત્યુ પણ તેને પકડી શક્યો નહિ. એ બ્રાહ્મણ આંખ આગળ બેઠેલો જણાતો હતો, તોપણ મૃત્યુ તેને પકડી શક્યો નહિ. આથી મૃત્યુ સંશયોને છેદનારા યમરાજાની પાસે આવ્યો અને તેમને પૂછ્યું કે, 'હે પ્રભુ! આ આકાશજ બ્રાહ્મણને હું કેમ ખાઈ શકતો નથી?'[૬-૯]

યમ બોલ્યો : હે મૃત્યુ! તું એકલો કોઈને પણ બળાત્કારથી મારવાને સમર્થ નથી. પ્રાણીઓને તો તેમનાં કર્મોજ મારે છે, બીજું કોઈ તેમને મારી શકતું નથી.[૧૦] આથી તું જો એ બ્રાહ્મણને મારી નાખવા ધારતો હોય, તો યત્ન કરીને તેનાં કર્મોને શોધી કાઢ, એટલે તે કર્મોની સહાયતાથી તું એને ખાઈ શકીશ.[૧૧]

વસિષ્ઠ બોલ્યા : પછી આ બ્રાહ્મણનાં કર્મોને શોધી કાઢવામાં તત્પર થયેલો તે મૃત્યુ લોકોનાં મંડળોમાં, દિશાઓના છેડાઓમાં, તળાવોમાં, નદીઓમાં, દિશાઓમાં, વનોમાં, અનેક જંગલોમાં, પર્વતોમાં, સમુદ્રોના કિનારાઓમાં, જુદા જુદા દ્વીપોમાં, અરણ્યોમાં, નગરોમાં, પુરોમાં, ગામડાંમાં, સઘળા દેશોમાં અને દેશોની અંદરનાં ગહન સ્થળોમાં ફરવા લાગ્યો. એ પ્રમાણે મૃત્યુ સઘળા ભૂમંડળમાં ફર્યો, પણ તેને ક્યાંય પેલા આકાશજ બ્રાહ્મણનાં કર્મોનો પત્તો મળ્યો નહિ. જેમ સમજુ માણસને પણ વાંઝણીના પુત્રનો પત્તો મળે નહિ અને એક માણસને બીજાના સંકલ્પથી ઊભા કરેલા પર્વતનો પત્તો મળે નહિ, તેમ તે મૃત્યુને પણ એ આકાશજ બ્રાહ્મણનાં કર્મોનો પત્તો મળ્યો નહિ એટલે મૃત્યુએ સઘળા વિષયોને જાણનારા એવા યમરાજાની પાસે આવીને તેમને પૂછ્યું; કારણ કે સંદેહવાળા વિષયોમાં સેવકોને હંમેશાં સ્વામીઓનાં વચનો ઉપર આધાર રહે છે.[૧૨-૧૬]

મૃત્યુ બોલ્યો : હે પ્રભુ! આકાશજ બ્રાહ્મણનાં કર્મો કયા સ્થળમાં છે તે કહો. એટલે યમરાજે ઘણી વાર સુધી વિચાર કરીને મૃત્યુને આ પ્રમાણે કહ્યું.[૧૭]

યમ બોલ્યો : હે મૃત્યુ! એ આકાશજ બ્રાહ્મણનાં કોઈજ કર્મો નથી; કારણકે એ બ્રાહ્મણ કેવળ આકાશથી ઉત્પન્ન થયો છે.[૧૮] જે આકાશથી ઉત્પન્ન થયો હોય, તે નિર્મળ આકાશ જેવો જ હોય છે; આથી તને સહાયતા આપે એવાં એનાં કોઈ પણ કર્મો નથી.[૧૯] જેમ વાંઝણીના પુત્રને અથવા જેનો જન્મ ન થયો હોય તેને પૂર્વકર્મનો જરા પણ સંબંધ હોતો નથી, તેમ એ આકાશજને પણ પ્રાચીન કર્મનો જરા પણ સંબંધ નથી.[૨૦] અવિદ્યા આદિ કારણો નહિ હોવાને લીધે એ બ્રાહ્મણ આકાશરૂપ જ છે. જેમ આકાશમાં મોટું ઝાડ નથી, તેમ એ બ્રાહ્મણનું પૂર્વકર્મ છેજ નહિ.[૨૧] આમ પૂર્વકર્મો નહિ હોવાને લીધે એનું ચિત્ત પરવશ નથી અને આજસુધી પોતાને ભોગવવું પડે એવું કોઈ કર્મ તેણે કર્યું નથી.[૨૨] આ પ્રમાણે આકાશના ઘરરૂપ એએ બ્રાહ્મણ સ્વચ્છ આકાશરૂપી પોતાના કારણમાંજ રહેલો છે, માટે તે નિત્ય છે. એને ઉત્પન્ન કરનારાં કોઈ પણ કર્મો નથી.[૨૩] એનાં પૂર્વકર્મો નથી, તેમ હમણાં પણ એ કાંઈ પણ કર્મ કરતો નથી. આથી જગતમાં એ ચિદાકાશરૂપ જ છે.[૨૪] છતાં પણ એનું પ્રાણના ચલનરૂપી જે કર્મ આપણા જોવામાં આવે છે, તે માત્ર આપણા જેવા લોકોના જ જોવામાં આવે છે, પણ એ બ્રાહ્મણ એ કર્મને 'સાચું છે' એમ જાણતો નથી.[૨૫] એ બ્રાહ્મણ ચેતન્યરૂપ સ્તંભમાં ચૈતન્યરૂપ પૂતળી જેવો છે. આથી તેનો આકાર ચૈતન્યથી વિલક્ષણ દેખાય છે, તે તો દેખાવમાત્ર જ છે, વાસ્તવિક રીતે તો તે ચૈતન્યથી વિલક્ષણ નથી. જેમ જળમાં દ્રવપણું

રહ્યું છે, આકાશમાં શૂન્યપણું રહ્યું છે અને વાયુમાં ચલનપણું રહ્યું છે, તેમ પરમપદમાં એ બ્રાહ્મણ રહ્યો છે. એના કોઈ હમણાંનાં કર્મો નથી, તેમ પૂર્વકર્મો પણ નથી. તેથી એ બ્રાહ્મણ સંસારને વશ થયો નથી. જે જીવ સહાયતા આપનારાં બીજાં કોઈ પણ કારણોની સહાય વિના ઉત્પન્ન થાય છે, તે પોતાના કારણથી જુદો હોતો નથી, એ અનુભવસિદ્ધ છે. એની ઉત્પત્તિમાં પણ સહાયતા આપનારાં બીજા કોઈ કારણો નથી, તેથી એ સ્વયંભૂ કહેવાય છે.[૨૬-૩૦] એણે પૂર્વે કાંઈ કર્મ કર્યું નથી અને હમણાં પણ એ પોતાની દૃષ્ટિથી કાંઈ કરતો નથી, તો તું કહે, તેને શી રીતે દબાવી શકાય? જે જીવને 'હું દેહરૂપ છું' એવો નિશ્ચય થઈ જાય છે, તે દેહરૂપ જ થઈ જાય છે અને તેને તુરત પકડી શકાય છે. માટે એ બ્રાહ્મણ જો 'હું દેહરૂપ છું' એવી મરણરૂપ કલ્પના કરશે, તો જ તારાથી તેને પકડી શકાશે. પણ હજી એ બ્રાહ્મણને દેહાભિમાન થયું નથી, તેથી એ દેહરહિત છે. માટે જેમ મજબૂત દોરીથી પણ આકાશને બાંધી શકાતું નથી, તેમ તારાથી એને બાંધી શકાશે નહિ.[૩૧-૩૩]

**મૃત્યુ બોલ્યો:** હે ભગવન્! શી રીતે આ બ્રાહ્મણ શૂન્ય આકાશમાંથી ઉત્પન્ન થયો, એ તમે કહો. વળી પૃથ્વી આદિ પંચભૂતમય દેહનો સંબંધ કેવી રીતે થાય છે તથા કેવી રીતે થતો નથી, તે પણ કહો.[૩૪]

**યમ બોલ્યા:** એ બ્રાહ્મણ કેવળ વિજ્ઞાનના પ્રકાશરૂપ છે; માટે એ કદી જન્મ્યો નથી અને કદી પણ નથી હોતો એમ નથી. એ તો સદા નિર્વિકાર સ્વરૂપે રહ્યો છે.[૩૫] જ્યારે મહાપ્રલય થાય છે, ત્યારે બીજું કાંઈ પણ અવશેષ રહેતું નથી; માત્ર શાંત, અજર, અનંત, કેવળ, સૂક્ષ્મ, ઉપાધિરહિત, સર્વોત્તમ અને અનાત્મ પદાર્થોથી રહિત એ પરબ્રહ્મ જ રહે છે. પછી જ્યારે સૃષ્ટિના આરંભનો સમય થાય છે, ત્યારે એ બ્રહ્મનો સ્વભાવ જ્ઞાનમાત્ર હોવાને લીધે તેમાં પર્વતના જેવું તથા 'હું દેહ છું' એમ કહેવાના પાત્રરૂપ એવું વિરાટસ્વરૂપ આપણી વાસનાઓરૂપી હેતુથી કાકતાલીયન્યાય વડે સ્ફુરી નીકળે છે. તે સમયે જ જીવોને ઉપર કહેલા હેતુથી સ્વપ્ન સંબંધી શરીર જેવો મિથ્યા આકાર અકસ્માત્ જોવામાં આવે છે. સૃષ્ટિના આરંભમાં એ પરબ્રહ્મરૂપ આકાશમાં એ આકાશજ બ્રાહ્મણ રહ્યો છે અને તે નિર્વિકલ્પ તથા ચિદાકાશરૂપ ધારણ કરીને રહ્યો છે.[૩૬-૩૯] એને દેહ, કર્મો, કર્તાપણું કે વાસના કાંઈ પણ નથી. એ શુદ્ધ ચિદાકાશરૂપ છે, જ્ઞાનઘન છે અને વ્યાપક છે.[૪૦] જેમ તેજ કેવળ પ્રભારૂપ જ છે, તેમ એ બ્રાહ્મણ કેવળ ચિદાકાશરૂપ છે. તેથી તેને પૂર્વજન્મની વાસનાઓની કાંઈ પણ જાળ નથી.[૪૧] જો એના ચિત્તની વૃત્તિ બહિર્મુખ ન હોય, તો તે હમણાં જેવો જોવામાં આવે છે તેવો પણ તે જોવામાં આવે નહિ. આથી પરબ્રહ્મના જ્ઞાનથી વિષયનું મિથ્યાપણું જાણવામાં આવે, તો પછી વિષયો જાણનારી સર્વ લાગણીઓ પણ ચૈતન્યરૂપ થઈ જાય, એટલે પછી તેમાં પૃથ્વી આદિ ભૂતોનો સંભવ જ ક્યાંથી અને કેવો હોય? તો હે મૃત્યુ! તું એને દબાવવાને પ્રયત્ન જ કરીશ નહિ.[૪૨,૪૩] કારણ કે આકાશ કોઈ સમયે કોઈથી પણ પકડી શકાતું નથી.

**વસિષ્ઠ બોલ્યા:** આ સાંભળીને મૃત્યુ વિસ્મય પામ્યો અને પાછો પોતાના સ્થળે ગયો.[૪૪]

**રામ બોલ્યા:** આ તો આપે સ્વયંભૂ, અજન્મા, એકાત્મા અને વિજ્ઞાનરૂપ એવા મારા પ્રપિતામહ બ્રહ્મની આખ્યાયિકા કહી છે, એમ હું ધારું છું.[૪૫]

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! તમે ધારો છો તેમ જ છે. આ બ્રહ્માની જ વાત મેં તમારી આગળ કહી છે. એ બ્રહ્માને સારુ જ પૂર્વે મૃત્યુએ

યમરાજની સાથે વાતચીત કરી હતી.[૪૬] જે મનુઓના સર્ગના સમયમાં સર્વને મારી જનાર મૃત્યુએ જ્યારે પ્રાણીઓનો નાશ કરીને જય મેળવ્યું હતું અને બ્રહ્માને પણ દબાવવાનો આરંભ કર્યો હતો, ત્યારે યમરાજાએ તેને ઉપર કહ્યા પ્રમાણે સમજણ આપી હતી. જે કામ નિયત કરવામાં આવતું હોય, તે કામમાં જ રતિ વધતી જાય, એ સ્વાભાવિક છે. આથી સર્વને મારતાં મૃત્યુને બ્રહ્માને પણ મારવાનું મન થયું હતું. પણ બ્રહ્મા તો પરબ્રહ્મરૂપ છે. મૃત્યુ તેને શી રીતે દબાવી શકે? બ્રહ્માનું શરીર કેવળ મનોમાત્ર છે, સંકલ્પમાત્ર છે અને પૃથ્વી આદિ ભૂતોથી રહિત છે. એ બ્રહ્મા પરબ્રહ્મ ચિદાકાશના ચમત્કારરૂપ છે અને અનુભવરૂપી આકારવાળા છે. તેથી તે પરબ્રહ્મ જ છે અને તેને કારણપણું કે કાર્યપણું કાંઈ જ નથી.[૪૭-૫૦] જેમ સંકલ્પથી ઉત્પન્ન થયેલા પુરુષને, પૃથ્વી આદિ પંચભૂતોનો સંબંધ હોતો નથી અને તે જેમ આકાશમાં સ્ફુર્યા કરે છે, તેમ બ્રહ્મા પણ પરબ્રહ્મમાં સ્ફુર્યા કરે છે.[૫૧] જેમ નિર્મળ આકાશમાં મોતીની માળા દેખાય છે અને સ્વપ્નમાં તથા સંકલ્પમાં પૃથ્વી આદિ ભૂતોની સાથે સંબંધ થયા વિના નગર આદિ દેખાય છે, તેમ બ્રહ્મા પૃથ્વી આદિ ભૂતોથી રહિત છતાં પણ દેખાય છે.[૫૨] પરમાત્મામાં દશ્ય કે દ્રષ્ટા કાંઈ નથી, કેવળ ચૈતન્યપણું જ છે, તોપણ તેમાં બ્રહ્મા પ્રતીત થાય છે.[૫૩] મનનું રૂપ સંકલ્પમાત્ર જ છે. તે પૃથ્વી આદિથી જોડાયેલું નથી અને જે મન છે તે જ બ્રહ્મા કહેવાય છે. માટે બ્રહ્મા પરમાત્માના સંકલ્પરૂપ પુરુષ છે. એમાં પૃથ્વી આદિ કાંઈ જ નથી.[૫૪] જેમ ચિત્રનો આરંભ કર્યા પહેલાં ચિતારાના મનમાં દેહ વિનાની પૂતળી ખડી થાય છે, તેમ પરમાત્મામાં મન ખડું થાય છે અને તે જ બ્રહ્મરૂપે ભાસે છે.[૫૫] જે પરમાત્મા ચિદાકાશરૂપ છે, કેવળ છે અને આદિ, મધ્ય તથા અંતથી રહિત છે, તે જ પરમાત્મા અજ્ઞાનને લીધે જાણે આકારવાળા અને પુરુષ જેવા જોવામાં આવે છે. વાસ્તવિક રીતે વિચારતાં તો વાંઝણીના પુત્રની પેઠે તે પરમાત્માને દેહ જ નથી.[૫૬]

चिद्व्योमकेवलमनंतमनादिमध्यं ब्रह्मेति भाति निजचित्तवशात् स्वयंभूः । आकारवानिव पुमानिव वस्तुतस्तु वंध्यातनूज इव तस्य तु नास्ति देहः ॥ ५६ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'આદ્યસૃષ્ટિકર્તૃવર્ણન' એ નામનો સર્ગ ૨જો સમાપ્ત

## सर्ग ३जो*

## મનઃસંકલ્પથી થયેલું જગત મિથ્યા છે

राम उवाच

एवमेव मनः शुद्धं पृथ्व्यादिरहितं त्वया ।
मनो ब्रह्मेति कथितं सत्यं पृथ्व्यादिवर्जितम् ॥१

**રામ બોલ્યા:** પૃથ્વી આદિથી રહિત અને શુદ્ધ જે મન છે તે જ બ્રહ્મા છે, એમ તમે કહી ગયા તો એ વાત અનુભવમાં આવે છે. બ્રહ્મા મનરૂપ હોવાથી તેમનું શરીર પૃથ્વી આદિથી બનેલું હોવું જ જોઈએ નહિ.[૧] પરંતુ મારાં, તમારાં તથા બીજાં પ્રાણીઓનાં શરીરોની ઉત્પત્તિમાં જેમ પૂર્વજન્મની વાસનાઓ કારણરૂપ છે, તેમ બ્રહ્માની ઉત્પત્તિમાં પણ તેમના પૂર્વજન્મની વાસનાઓ શા માટે કારણરૂપ ન હોય? એ વિષે તમે મને કહો.[૨]

**વસિષ્ઠ બોલ્યા:** જેને ભોગવવાનાં પૂર્વકર્મોવાળો પૂર્વદેહ હોય, તેને આ દેહની ઉત્પત્તિ થવામાં પૂર્વદેહની વાસનાઓ કારણરૂપ હોય છે. પણ બ્રહ્માને તો પૂર્વદેહ જ ન હતો અને તેને લીધે તેમને પૂર્વનું કાંઈ કર્મ જ ન હતું, એટલે પછી બ્રહ્માને પૂર્વદેહની વાસનાનો ઉદય તથા

* આ ત્રીજા સર્ગમાં બ્રહ્મા મનરૂપ છે અને સઘળું જગત તેમના સંકલ્પથી જ થયું છે; માટે જગત મનોરાજ્યની પેઠે મિથ્યા છે, એમ નિરૂપણ કરવામાં આવશે.

શરીરનો જન્મ ઘટે જ કેવી રીતે?[3,4] આથી બ્રહ્માનું શરીર સહાયતા આપનારાં કારણો વિના જ પ્રકાશે છે, અથવા આપણી કલ્પનારૂપ કારણને લીધે જ પ્રકાશે છે. યથાર્થ જ્ઞાનવાળા એ બ્રહ્મા તો પોતાના કારણરૂપ ચિદાકાશથી ભિન્નરૂપ જ નથી. હે રામ! અજન્મા અને સ્વયંભૂ એવા એ બ્રહ્માનો જે દેહ છે, તે લિંગદેહ જ છે; એમનો ભૂતમય એવો સ્થૂલદેહ નથી.[5,6]

**રામ બોલ્યા:** સર્વ પ્રાણીઓને લિંગદેહ અને સ્થૂલદેહ, એમ બે દેહ છે; ત્યારે બ્રહ્માને એક લિંગદેહ જ છે, તો તેનું કારણ શુ?[7]

**વસિષ્ઠ બોલ્યા:** સઘળાં પ્રાણીઓનાં શરીર પંચમહાભૂતોવાળાં છે તેથી તેમને બબ્બે દેહ છે. બ્રહ્મા તો સહકારી કારણથી રહિત છે, તેથી તેમને એક લિંગદેહ જ છે[8] બ્રહ્મા સઘળાં પ્રાણીઓના મૂળકારણરૂપ છે, પણ બ્રહ્માનું કોઈ કારણ નથી, આથી બ્રહ્મા એક દેહવાળા જ છે.[9] પ્રથમ પ્રજાપતિ એવા એ બ્રહ્માનો દેહ ભૂતમય નથી. ચિદાકાશરૂપ એ બ્રહ્મા કેવળ લિંગદેહવાળા જ છે.[10] બ્રહ્મા ચિદાકાશરૂપ છે, માત્ર ચિત્તરૂપ શરીરવાળા છે અને પૃથ્વી આદિથી ઉત્પન્ન થયેલા નથી, માટે તે આદ્ય પ્રજાપતિથી પ્રજા ઉત્પન્ન થઈ છે. તે સઘળી પ્રજાઓ પણ ચિદાકાશરૂપ જ છે અને બ્રહ્માના સંકલ્પ વિના બીજા કોઈ પણ કારણોથી તે ઉત્પન્ન થતી નથી. બ્રહ્મા જેમ બ્રહ્મરૂપ છે, તેમ સઘળી પ્રજાઓ પણ બ્રહ્મરૂપ છે; કારણ કે જે જેમાંથી ઉત્પન્ન થયુ હોય છે તે તે રૂપ જ હોય છે, એવો સઘળાઓનો અનુભવ છે.[11,12] જીવ પણ એ રીતે ઉપાધિથી બ્રહ્માનો ચિત્તમાત્ર જ છે અને બ્રહ્માની પેઠે પરમ બોધરૂપ પરબ્રહ્મ જ છે. તે પૃથ્વી આદિથી ઉત્પન્ન થયેલા શરીરપણાને કદી પામતો નથી.[13] ચિત્તરૂપી દેહવાળા અને અહંભાવના ઉદયસ્થાન એવા બ્રહ્મા સંસારમાં વ્યવહાર કરનારાં સઘળાં પ્રાણીઓનું પૂર્વરૂપ છે. આમ જેમ વાયુથી ઉત્પન્ન થતી ચલનરૂપ સૃષ્ટિ વાયુથી જુદી નથી, તેમ બ્રહ્માથી ઉત્પન્ન થયેલી આ સૃષ્ટિ પણ બ્રહ્માથી જુદી નથી, તે બ્રહ્મારૂપ જ છે.[14,15] પ્રાતિભાસિક શરીરવાળા બ્રહ્માથી ઉત્પન્ન થયેલી આ સૃષ્ટિ પણ પ્રાતિભાસિક શરીરવાળી જ છે અને તે આપણને સાચી હોય એમ લાગે છે.[16] તમને સ્વપ્નમાં તે સ્વપ્નથી ઉત્પન્ન થયેલી સ્ત્રીની સાથે થયેલું સુરત પ્રાતિભાસિક છતાં પણ ક્રિયા થવાથી જેમ સાચું લાગે છે, તે જ પ્રમાણે આ સૃષ્ટિ પ્રાતિભાસિક છે, છતાં પણ ક્રિયા થવાથી તે સાચી લાગે છે.[17] પૃથ્વી આદિથી રહિત, ચિદાકાશમય આકૃતિવાળા, પ્રાણીઓના સ્વામી અને પુરુષ જેવી આકૃતિવાળા બ્રહ્મા સ્થૂલદેહથી રહિત હોવા છતાં પણ જાણે તે સ્થૂલ દેહવાળા હોય એવા જણાય છે.[18] એ બ્રહ્મા પરમાત્માના સંકલ્પરૂપ છે, તેથી તે જગતની પેઠે કર્માધીન નથી. આથી તે જન્મતા નથી, તેમ મરતા પણ નથી.[19] સંકલ્પથી થયેલા પુરુષરૂપ અને પૃથ્વી આદિથી રહિત શરીરવાળા, એ બ્રહ્મા કેવળ ચિત્તમાત્ર જ છે અને તે સઘળાં બ્રહ્માંડની ઉત્પત્તિના કારણરૂપ છે.[20] જે જે પ્રકારથી એ બ્રહ્માનો સંકલ્પ પ્રફુલ્લિત થાય છે, તે તે પ્રકારથી આ જગત પ્રકટ થતું આવે છે. જેમ તમારા સંકલ્પથી કોઈ સમયે પર્વત ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્માના સંકલ્પથી આ જગત ઉત્પન્ન થાય છે.[21] આ જગત પ્રાતિભાસિક છે, તોપણ તેનું પ્રાતિભાસિક રૂપ દૃઢ રીતે ભૂલી જવાય છે, તો જેમ ખોટો પ્રાતિભાસિક પિશાચ ભૂલને લીધે સ્થૂલશરીરવાળો દેખાય છે, તેમ તે જગત પણ પૃથ્વી આદિથી બનેલા સ્થૂલશરીરવાળું દેખાય છે બ્રહ્મા તો માયાવિશિષ્ટ પરમાત્માના પ્રથમ સંકલ્પથી જ ઉત્પન્ન થયા છે, તેથી તે શુદ્ધ જ્ઞાનવાળા છે. આપણે પ્રાતિભાસિક રૂપને ભૂલી ગયા છીએ, તેમ એ પોતાના પ્રાતિભાસિક રૂપને ભૂલી જતા નથી.[22,23]

આ સ્થૂલદેહની ભ્રાંતિરૂપ ચુડેલ ઝાંઝવાનાં જળની પેઠે અસત્ય છે અને જડપણારૂપ ખોટા ભ્રમને આપનારી છે, તે એ કારણને લીધે બ્રહ્માને વળગતી નથી.[૨૪] બ્રહ્મા પૃથ્વી આદિમય નથી પણ મનોમાત્ર જ છે. માટે તેમનાથી ઉત્પન્ન થયેલુ આ જગત પણ મનોમાત્ર જ છે. જે જેનાથી ઉત્પન્ન થયુ હોય છે તે તેના રૂપ જ હોય છે.[૨૫] જેમ બ્રહ્માની ઉત્પત્તિમાં કર્મ આદિ કારણો નથી, તેમ બ્રહ્માથી થયેલા આ જગતની ઉત્પત્તિમાં પણ કર્મ આદિ કોઈ પણ કારણો નથી.[૨૬] આથી કાર્યની કારણથી જરા પણ વિલક્ષણતા નથી. કારણ જેવું શુદ્ધ છે, તેવું જ કાર્ય પણ શુદ્ધ છે.[૨૭] જગતમાં કાર્ય–કારણપણું જરા પણ ઘટતું નથી. જેવું પરબ્રહ્મ છે તેવું જ બ્રહ્માંડ છે.[૨૮] જે પરબ્રહ્મ છે તે મનપણાને પામીને જગતને રચે છે; માટે જગત શુદ્ધ આત્માથી અભિન્ન જ છે. જેમ દ્રવપણું પાણીથી અભિન્ન છે, તેમ જગત પણ પરબ્રહ્મથી અભિન્ન છે.[૨૯] આપણે જેમ સંકલ્પના નગરને ઉત્પન્ન કરીએ છીએ. તેમ પરમાત્માનું મન પણ આ વિસ્તારવાળા ખોટા જગતને ઉત્પન્ન કરે છે.[૩૦] જેમ રજ્જુમાં સર્પપણું નથી, તેમ જગતમાં ભૂતમયપણું નથી. આથી બ્રહ્મા આદિ જ્ઞાની પુરુષો જગતમા કોઈ પણ રીતે મોહરહિત જ રહે છે.[૩૧] વાસ્તવિક રીતે તો જ્ઞાનની દૃષ્ટિમાં પ્રાતિભાસિક પ્રપંચ પણ નથી, ત્યારે સ્થૂલ પ્રપંચની તો વાત જ શી કરવી ?[૩૨] પરમાત્માના મનરૂપી માણસે બ્રહ્માનો આકાર ધાર્યો છે, તેના મનોરાજ્યરૂપ આ જગત ભ્રાંતિથી સાચા જેવું જણાય છે.[૩૩] પરમાત્માનું જે મન છે તેજ બ્રહ્મા છે; માટે બ્રહ્મા પરમાત્માના સંકલ્પરૂપ છે. એ બ્રહ્મા પોતાના મનથી સંકલ્પને વિસ્તારીને આ જગતને રચે છે.[૩૪] બ્રહ્મા મનનું રૂપ છે અને મન બ્રહ્માનું રૂપ છે, માટે તેમણે બનાવેલા આ જગતમાં પૃથ્વી આદિ કાંઈ છે જ નહિ જે પૃથ્વી આદિ દેખાય છે, તે કેવળ કલ્પિત જ છે.[૩૫] જેમ કમળકાકડીની અંદર જે કમળ રહે છે, તે કમળકાકડીરૂપ જ છે, તેમ મનની અંદર જે જગત રહે છે, તે મનરૂપ જ છે. મનને અને જગતને કદી કોઈ પણ જુદાં પાડી શકયુ નથી. જેમ તમારા પોતાના અનુભવ પ્રમાણે તમારું સ્વપ્ન, તમારો સંકલ્પ અને તમારું મનોરાજ્ય એ સઘળું તમારા મનમાં જ છે, તેમ આ સઘળું દશ્ય જગત પણ મન માં જ છે.[૩૬-૩૭] જેમ ચિત્તની કલ્પનામાં રહેલો પિશાચ, ભ્રાંતિથી પ્રત્યક્ષ દેખાઈ ને બાળકને મારી નાખે છે, તેમ ચિત્તમાં જ રહેલી આ દશ્યરૂપી ચુડેલ ભ્રાંતિથી પ્રત્યક્ષ દેખાઈને જોનારાને મારી નાખે છે.[૩૮] બીજની અંદર રહેલો અંકુર જેમ દેશકાળ પ્રાપ્ત થતાં પોતાના દેહને બહાર પ્રફુલ્લિત કરે છે, તેમ મનની અંદર રહેલું જગત ભ્રાંતિરૂપ કારણ પ્રાપ્ત થતાં પોતાના દેહને બહાર પ્રફુલ્લિત કરે છે.[૩૯] જો દશ્ય( જગત )રૂપી દુઃખ સાચું હોય, તો તે કદી પણ શાંત થાય નહિ. જો તે શાંત ન થાય, તો દ્રષ્ટાને કેવળપણું પણ પ્રાપ્ત થાય નહિ; પણ જો દશ્ય શાંત થાય તો દ્રષ્ટામાં દ્રષ્ટાપણું કદાચ સાચું હોય તોપણ શાંત થાય. તો પછી તે ખોટું છે ને શાંત થાય એમાં તો કહેવું જ શું ? દ્રષ્ટાનું દ્રષ્ટાપણું શાંત થાય એ જ એનો મોક્ષ છે, એમ કહેવામાં આવે છે.[૪૦]

सच्चेन्न शाम्यति कदाचन दृश्यदुःखं दृश्ये त्वशाम्यति न चोद्धरि केवलत्वम् । दृश्ये त्वसंभवति चोद्धरि चोद्भावः शाम्येत्स्थितोऽपि च तदस्य विमोक्षमाहुः ॥ ४० ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'અંધહેતુવર્ણન' એ નામનો સર્ગ ૩જો સમાપ્ત**

## સર્ગ ૪થો[×]

### સત્સંગવર્ણન, સાયંકાળ તથા પ્રાતઃકાળનું વર્ણન અને ઉપદેશનો આરંભ

**श्रीवाल्मीकिरुवाच**

**कथयत्येवमुद्दामवचने मुनिनायके ।**
**श्रोतुमेकरसे जाते जने मौनमुपस्थिते ॥ १ ॥**

**વાલ્મીકિ બોલ્યા:** ઉદ્દામ વચનોવાળા મુનિવર વસિષ્ઠ આ પ્રમાણે કહી રહ્યા હતા અને તે સાંભળવા માટે તલ્લીન થયેલા લોકો ત્યાં મૌન ધરીને બેઠા હતા.[૧] ત્યાં લોકોએ એકાગ્રતા માટે શરીરોનું ચલન પણ બંધ કર્યું હતું; તેથી તેમનાં આભરણોની ઘૂઘરીઓના શબ્દો પણ બંધ પડી ગયા હતા. ત્યાં પાંજરાંઓમાં બેઠેલાં હારીત પક્ષીઓ તથા પોપટો પણ પોતાની રમત બંધ કરીને સાંભળતાં હતાં.[૨] લલનાઓ પણ પોતાના વિલાસોને બંધ કરીને બેસી રહી હતી અને સઘળી રાજસભા જાણે ચિત્રમાં આલેખેલી હોય તેમ સ્થિર થઈને બેઠી હતી.[૩] ત્યારે દિવસ માત્ર બે ઘડી બાકી રહ્યો હતો, તડકો મંદ પડી ગયો હતો, સૂર્યનાં કિરણો અલ્પ થઈ ગયાં હતાં અને લોકોના વ્યવહારો પણ આછા બની ગયા હતા. પ્રફુલ્લિત થયેલાં કમળોના સુગંધોથી પુષ્ટ થયેલા વાયુઓ ત્યાં જાણે કથા શ્રવણ કરવા આવતા હોય તેમ તે મંદ મંદ વાવા લાગ્યા હતા.[૪'૫] ત્યાં સાંભળેલા વિષયનું જાણે મનન કરવાની ઇચ્છા રાખતા હોય તેમ સૂર્યનારાયણ પણ જગતમાં ફરવાની ખટપટ છોડી દઈને અસ્તાચળના નિર્જન સ્થળમાં ચાલ્યા ગયા હતા.[૬] જ્ઞાનની વાર્તાના શ્રવણથી જેવી અંદર શીતળતા થાય, તેવુ શીતળતાવાળું ઝાકળ ત્યારે વનની ભૂમિઓમાં પડવા લાગ્યું હતુ.[૭] જેમ સાવધાનપણે સાંભળવા માટે શ્રોતાઓની હેરફેર ઓછી થઈ ગઈ હતી, તેમ સઘળી દિશાઓમાં સઘળા લોકોની હેરફેર પણ ઓછી થઈ ગઈ હતી. જેમ વસિષ્ઠ મુનિનુ ભાષણ સાંભળવા સારુ સઘળા શ્રોતાઓના કંઠો ઉત્કંઠાથી લાંબા થયા હતા, તેમ સઘળા પદાર્થોની છાયાઓ પણ લાંબી થઈ હતી.[૮'૯] તેવામાં દ્વારપાળ દશરથ રાજાની પાસે આવ્યો અને તેણે નમ્ર થઈને વિજ્ઞપ્તિ કરી કે, 'હે મહારાજ ! નાહવાનો અને દેવતાઓની તથા બ્રાહ્મણોની પૂજા કરવાનો સમય બહુ વીતી ગયો છે.' એ સાંભળી મહાત્મા વસિષ્ઠ મુનિએ પોતાના મધુર ભાષણને બંધ કરીને કહ્યું, કે 'હે મહારાજ ! આજ તો આટલે સુધી જ સાંભળો,[૧૦'૧૧] બીજું જે કહેવાનું છે તે કાલે પ્રાતઃકાળે કહીશ.' એટલું બોલીને તે ચૂપ થઈ ગયા. વસિષ્ઠ મુનિનાં એ વચન સાંભળીને દશરથ રાજાએ કહ્યું: 'ભલે એમ હો.' પછી રાજાએ કલ્યાણની વૃદ્ધિને સારુ દેવર્ષિઓની, મુનિઓની તથા બ્રાહ્મણોની પુષ્પોથી, પાદ્યોથી, અર્ઘ્યોથી, સન્માનોથી અને દક્ષિણાઓથી પ્રેમપૂર્વક પૂજા કરી.[૧૨'૧૩] પછી રાજમંડળ તથા મુનિમંડળ સાથે તે સઘળી સભા ત્યાંથી ઊઠી. તે વખતે એ સ્થાનકમાં વેરાયેલાં રત્નોના સમૂહની પ્રભાના કૂંડાળાથી સઘળાઓનાં મુખો છવાઈ ગયાં.[૧૪] ત્યાં એકબીજાને એકબીજાનાં અંગો અડકવાથી બાજુબંધોનો અને કંકણોનો ધ્વનિ જામી રહ્યો, શરીરો ઉપર પહેરેલાં તથા નીચે પહેરેલાં સોનેરી વસ્ત્રોની કાંતિ હારોના ભારથી દબાઈ ગઈ.[૧૫] સર્વનાં માથાંઓના મુકુટો પર વિશ્રાંતિ પામેલા અને તે સમયે જાગેલા ભમરાઓ ગુંજારવ કરવા લાગ્યા અને તે શ્યામ રંગના હોવાથી જાણે કેશ જ ગુંજારવ કરતા હોય એમ જણાતા લાગ્યા.[૧૬] જેમનાં સુવર્ણનાં આભરણોના પ્રકાશથી દિશાઓનાં મુખો ઝળાંઝળાં થઈ

× આ ચોથા સર્ગમાં ઉપદેશનું શ્રવણ કર્યા પછી સભાના ઊઠવા(સાયંકાળ)નું, રાત્રિનુ અને પ્રાતઃકાળે પાછા સમાગમનુ વર્ણન કરી ઉપદેશનુ પ્રકરણ ચલાવવામાં આવશે.

ગયાં હતાં અને જેમની ઇંદ્રિયોની વૃત્તિઓ, વસિષ્ઠ મુનિની વાણીના અર્થ બુદ્ધિમાં ઠસી જવાને લીધે સારી રીતે શાંત થઈ ગઈ હતી, એવા દેવતાઓ આકાશમાં ગયા અને મનુષ્યો પોતપોતાનાં સ્થાનકોમાં ગયાં. તે સઘળાઓએ પોતપોતાને ઘેર જઈને દિવસ સંબંધી કાર્યો કર્યાં.[૧૭-૧૮] એવામાં સૌ લોકોથી અળગી પડેલી યુવાન સ્ત્રી જેમ ઘરમાં જોવામાં આવે, તેમ લોકોના પ્રચારથી અળગી પડેલી કાળી રાત્રિ સર્વ સ્થળોમાં દેખાવા લાગી.[૧૯] સૂર્યનારાયણ જાણે અનુક્રમે સર્વને પ્રસન્ન કરવારૂપ સત્પુરુષોના નિયમને પાળવા ધારતા હોય, તેમ દેશાંતરમાં પ્રકાશ કરવાને ગયા.[૨૦] ચારે બાજુ તારાઓના સમૂહને ધારણ કરનારી સંધ્યા પ્રગટ થઈ અને તે જાણે પ્રફુલ્લિત થયેલાં ખાખરાનાં વનોવાળી વસંતની શોભા ઊગી હોય તેમ જણાવા લાગી.[૨૧] જેમ નિર્મળ વૃત્તિઓ નિદ્રાથી ઘેરાયેલા ચિત્તમાં લીન થવા લાગે, તેમ પક્ષીઓ આંબાઓનાં અગ્રોમાં, આસોપાલવોનાં અગ્રોમાં, કદંબોનાં અગ્રોમાં, ગામનાં દેવવૃક્ષોમાં અને મોટાં મોટાં ઘરોમાં લીન થવા લાગ્યાં.[૨૨] કાંઈક કાંઈક કેસરના રંગ જેવી લાગતી સૂર્યની કાંતિથી શણગારેલાં વાદળાંઓરૂપી પીળાં વસ્ત્રોવાળો જણાતો, તારાઓરૂપી હારવાળો અને ઉત્તમ શોભાવાળો અસ્તાચળ જાણે પોતાના જેવી જ શોભાવાળા આકાશની સાથે મળી ગયો હોય એમ દેખાવા લાગ્યો.[૨૩] સંધ્યાદેવી લોકોએ કરેલી પૂજાનો સ્વીકાર કરીને પાછી વળ્યા બાદ પિશાચ સરખાં રૂપવાળા અંધકારો પ્રગટ થવા લાગ્યા.[૨૪] ઝાકળની કણિકાઓને ઝરનારો, વૃક્ષોનાં પાંદડાંઓને જરા જરા કંપાવતો, કોમળતાવાળો અને કુસુમોની પ્રફુલ્લિત સ્થિતિની સૂચના આપતો શીતળ પવન વાવા લાગ્યો.[૨૫] જેમ લાંબા લાંબા કાળા કેશવાળી અને આંસુઓથી ઘેરાયેલી કીકીઓવાળી વિધવા સ્ત્રીઓ અત્યંત અંધપણું પામી જાય છે, તેમ લાંબા લાંબા શ્યામ અંધકારવાળી અને ઝાકળથી ઘેરાયેલા તારાઓવાળી દિશાઓ અત્યંત અંધપણું પામી હતી.[૨૬] પોતાના તેજરૂપી દૂધના પ્રવાહથી બ્રહ્માંડને ભરપૂર કરતો અને અમૃતમય આકારવાળો ચંદ્રરૂપી ક્ષીરસાગર આકાશમાં ફેલાવા લાગ્યો.[૨૭] જેમ જ્ઞાનની કથાઓને સાંભળનારા રાજાના ચિત્તમાંથી અજ્ઞાન ક્યાંય પલાયન કરીને અદશ્ય થઈ જાય, તેમ લોકમાંથી અંધકારના સમૂહો પણ ક્યાંય પલાયન કરીને અદશ્ય થઈ ગયા.[૨૮] ઋષિઓ, રાજાઓ, મુનિઓ અને બ્રાહ્મણોનાં ચિત્તમાં જેમ વસિષ્ઠ મુનિના ઉપદેશોએ વિશ્રામ કર્યો, તેમ તેમણે પણ પોતપોતાનાં સ્થળોમાં વિશ્રામ કર્યો.[૨૯] પછી ગાઢ અંધકારથી ભરપૂર હોવાને લીધે પ્રથમ યમના શરીર જેવી લાગેલી રાત્રિ ધીરે ધીરે જતી રહી અને ઘણા ઝાકળવાળો પ્રાતઃકાળ આવ્યો. આકાશમાં પુષ્પવૃષ્ટિની પેઠે પ્રકાશતા તારાઓ જાણે પ્રભાતના પવનથી ઊડી ગયા હોય, તેમ અદશ્ય થઈ ગયા. મહાત્માઓનાં મનમાં જેમ પોતાના સ્વરૂપના પ્રકાશથી નવી એવી વિવેકની વૃત્તિ ઉદય પામે, તેમ આકાશમાં પોતાના પ્રકાશથી લોકોનાં ચક્ષુઓને ઉઘાડનારો પ્રાતઃકાળનો સૂર્ય પ્રકટ જણાવા લાગ્યો.[૩૦-૩૨] કાંઈક કાંઈક કેસરના રંગ જેવી લાગતી સૂર્યનારાયણની કાંતિએ શણગારેલાં વાદળાંઓરૂપી પીળાં વસ્ત્રવાળો જણાતો, તારાઓરૂપી હારવાળો અને ઉત્તમ શોભાવાળો ઉદયાચળ જાણે પોતાના જેવી જ શોભાવાળા આકાશની સાથે મળી ગયો હોય એમ દેખાવા લાગ્યો.[૩૩] દેવલોકો અને મનુષ્યલોકો પ્રાતઃકાળની ક્રિયાઓને આટોપી લઈને આગલા દિવસની જેમ સભામાં આવ્યાં. પાછલે દિવસે જે ક્રમથી સભા બેઠી હતી, તે જ ક્રમથી તે દિવસે પણ સઘળી સભા બેઠી અને જેમ પવનથી મુક્ત

થયેલું સરોવર સ્થિર થઈ જાય, તેમ તે સ્થિર થઈ ગઈ.[૩૪-૩૫] પછી પ્રસંગ પ્રાપ્ત થતાં રામચંદ્રજીએ સર્વ ભાષણકર્તાઓમાં ઉત્તમ એવા મહામુનિ વસિષ્ઠને નીચે પ્રમાણે મધુર વાણીથી પૂછ્યુ.[૩૬]

**રામ બોલ્યા :** હે ભગવન્! મન આ સઘળી લોકરૂપી લતાને વિસ્તારનારું છે, તો તેનું રૂપ કેવું છે? એ મને સ્પષ્ટ રીતે કહો.[૩૭]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! મન આકાશની પેઠે શૂન્ય છે અને જડ આકારવાળું છે. તેનું નામમાત્ર વિના બીજું કાંઈ પણ રૂપ જોવામાં આવતું નથી.[૩૮] હે રામ! એ મનનું રૂપ બહાર કે હૃદયમાં પણ સ્પષ્ટ દેખાય એવું નથી, તોપણ એ મન આકાશની પેઠે સર્વ સ્થળોમાં વ્યાપી રહ્યું છે. ક્ષણે ક્ષણે સંકલ્પો કરનારા એ મનમાંથી ઝાંઝવાનાં પાણી જેવું અને બીજા ચંદ્રની ભ્રાંતિ જેવું આ સઘળું જગત ઉત્પન્ન થયું છે. પ્રત્યક્ષ અથવા પરોક્ષ પદાર્થોનું ગ્રહણ કરવા જતાં વચમાં તે તે પદાર્થોનો જે આકાર સ્ફુરે છે, તે આકાર જ લોકોનું મન કહેવાય છે. મનનું બીજું કાંઈ સ્વરૂપ નથી.[૩૯-૪૧] અથવા નિરાકાર ચૈતન્યનો પદાર્થોરૂપે જે અધ્યાસ છે, તેજ મન કહેવાય છે, એ વિના બીજુ કાંઈ પણ મનનું સ્વરૂપ નથી.[૪૨] જે સંકલ્પ થાય છે તેજ મન છે. જેમ દ્રવ જળથી જુદો પડતો નથી અને ચલન વાયુથી જુદું પડતું નથી, તેમ મન સંકલ્પથી જુદું પડતું નથી.[૪૩] જ્યાં જ્યાં સંકલ્પ ઊઠે છે, ત્યાં ત્યાં તેવા આકારથી મનજ ગોઠવાય છે, એમ સમજવું. સંકલ્પને અને મનને આજ દિવસ સુધી કોઈએ પણ જુદાં પાડ્યાં નથી.[૪૪] પદાર્થોનો પ્રતિભાસ ખરો હો કે ખોટો હો, તોપણ તે પ્રતિભાસ મનનું સ્વરૂપ જ છે અને એ મન જ લિંગશરીરવાળા બ્રહ્મા કહેવાય છે, એમ તમે સમજો.[૪૫] એ મનરૂપી બ્રહ્મા પોતાનામાં રહેલા સૂક્ષ્મ જગતને લાંબા કાળના પરિચયને લીધે સ્થૂળ માની લે છે, એજ તેનું સ્રષ્ટાપણું છે.[૪૬] એવી રીતે મનના સર્જેલા દૃશ્ય પદાર્થના પણ અવિદ્યા, સંસૃતિ, ચિત્ત, મન, બંધ, મળ અને તમ, એ નામો કહેવાઈ શકે છે, એમ વિદ્વાનો કહે છે.[૪૭] દૃશ્ય પદાર્થ વિના બીજું કાંઈ પણ મનનું પ્રત્યક્ષ રૂપ નથી, પરંતુ એ દૃશ્ય પદાર્થ તો ઉત્પન્ન જ થયો નથી, એ વિષે હું પાછળથી કહીશ.[૪૮] જેમ કમળના સૂક્ષ્મ બીજમાં કમળનો આખો વેલો રહે છે, તેમ સૂક્ષ્મ ચૈતન્યની અંદર જ આ સઘળું દૃશ્ય જગત રહ્યું છે.[૪૯] જેમ દેખાવ એ પ્રકાશનો સ્વભાવ છે, ચપળપણું એ વાયુનો સ્વભાવ છે અને દ્રવપણું એ જળનો સ્વભાવ છે, તેમ દૃશ્યપણું એ દ્રષ્ટાનો સ્વભાવ છે.[૫૦] જેમ બાજુબંધની સત્તા સુવર્ણની સત્તાથી જુદી નથી, જેમ ઝાંઝવાનાં જળની સત્તા કિરણોની સત્તાથી જુદી નથી અને જેમ સ્વપ્નની ભીંતિની સત્તા સ્વપ્નથી જુદી નથી, તેમ દૃશ્યની સત્તા દ્રષ્ટાથી જુદી નથી.[૫૧] આમ દ્રષ્ટામાં દૃશ્યપણું સ્વભાવરૂપે રહ્યું છે અને તે તમારા ચિત્તરૂપી દર્પણના મેલરૂપ છે; માટે તેને પણ હું હવે તુરત લૂછી નાખું છું. જ્યારે દૃશ્યની જુદી સત્તા માનવામાં આવેજ નહિ, ત્યારે દૃશ્યના અભાવને લીધે દ્રષ્ટામાં દ્રષ્ટાપણું રહે નહિ. આ પ્રમાણે દૃશ્ય મિથ્યા થાય છે, એટલે સત્ય એવા આત્માને કેવળપણું પ્રાપ્ત થાય, એમ સમજવુ.[૫૨-૫૩] જેમ વાયુનું હાલવુંચાલવુ બંધ પડે છે, એટલે પાંદડાં આદિ પણ હાલતાંચાલતાં બંધ પડે છે, તેમ કૈવલ્યના બોધથી ચિત્ત કેવળ આત્મારૂપ થાય છે, એટલે ચિત્તનું ચલન પણ બંધ પડે છે; તેથી રાગ અને દ્વેષ આદિ વાસનાઓ પણ બંધ પડી જાય છે.[૫૪] દિશાઓ, પૃથ્વી અને આકાશ આદિ કોઈ પ્રકાશયોગ્ય પદાર્થ ન રહે, તો પ્રકાશનું રૂપ નિર્મળ થાય છે; તેમજ હું, તું અને જગતરૂપ દૃશ્યોનો અભાવ થાય છે, તો નિર્મળ સ્વરૂપવાળા દ્રષ્ટાનો પણ તેવો જ શુદ્ધ કેવળીભાવ (કેવળપણું)

થાય છે.[૫૫ ૫૬] પર્વત આદિ પદાર્થોનું પ્રતિબિંબ નહિ પડવાથી દર્પણને તેનું સ્વરૂપાત્મક કેવળપણું રહે છે, તેમ જ હું, તું અને જગત આદિ દશ્યનો ભ્રમ શાંત થતાં દ્રષ્ટાપણાથી રહિત થયેલા આત્માનું પણ કેવળપણું થાય છે.[૫૭-૫૮]

**રામ બોલ્યા :** જો દશ્ય ન જ હોય તો આત્મા કેવળપણું પામે; પણ દશ્ય તો પ્રત્યક્ષ રીતે સત્તાવાળું જોવામાં આવે છે અને જે સત્ હોય તેનો અભાવ હોય નહિ. અનેક પીડાઓ આપનાર આ દશ્યનો અભાવ થવાની વાત અમારા અનુભવમાં આવતી નથી.[૫૯] માટે હે બ્રહ્મન્! મનથી સંસારની ભ્રાંતિ આપનારી અને દુઃખના સમૂહોને આપનાર આ દશ્યરૂપી વિષૂચિકા શી રીતે શાંત થાય?[૬૦]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! આ દશ્યરૂપી પિશાચની શાંતિ માટે હું તમને આ મંત્રરૂપ ઉપદેશ કહુ છું, તમે તે સાંભળો. એથી એ પિશાચ સારી પેઠે મરણતોલ થઈ નાશ પામશે. જે હોય છે, તેનો કદી પણ નાશ થતો નથી; માટે દશ્ય પદાર્થ જો હોય તો તેનો નાશ સંભવે નહિ. કદાચ તે પદાર્થ અંતર્ધાન થઈ જાય તોપણ તે હૃદયની અંદર બીજરૂપે રહે, એટલે તે બીજથી ચિદાકાશમાં દશ્યતા પાછી ઉત્પન્ન થાય અને લોકો પર્વતો તથા આકાશ આદિ આકારવાળા પ્રપંચરૂપ પ્રબળ દોષને ઉત્પન્ન કરે.[૬૧-૬૩] આમ દશ્ય જો બીજરૂપે પણ રહેતું હોય, તો કોઈ ને પણ મોક્ષ થવાનો સંભવ નથી: એ દોષ આવી પડે; પણ આપણે તો જીવન્મુક્ત થયેલા દેવર્ષિઓને તથા મુનિઓને પ્રત્યક્ષ જોઈએ છીએ. આમ દશ્ય બીજરૂપે પણ રહેતું નથી, એમ સમજો.[૬૪] જો આ જગત આદિ પદાર્થ બીજરૂપે પણ રહેતો હોય, તો કોઈ નો પણ મોક્ષ થવો સંભવિત નથી; કારણ કે દશ્ય પદાર્થ ગમે તો બહાર હોય કે ગમે તો અંદર હોય તોપણ તેની સ્થિતિ કેવળ નાશ કરે છે.[૬૫] આથી હે રામ! બીજા વાદીઓને અત્યંત ભયંકર લાગે એવી આ એક પ્રતિજ્ઞા હું કરું છું, તે તમે સાંભળો. એ પ્રતિજ્ઞા હવે ઉત્તરગ્રંથથી તમારા હૃદયમાં ઊતરશે.[૬૬] આ આકાશ આદિ ભૂતો, હું અને તું ઇત્યાદિરૂપ જે જગત શબ્દનો અર્થ છે, તે કાંઈ પણ નથી.[૬૭] આપણી આગળ જે કાંઈ દશ્ય જોવામાં આવે છે, તે સઘળું અજર, અમર અને અવ્યય પરબ્રહ્મ જ છે.[૬૮] આ સઘળુ દશ્ય પ્રપંચપૂર્ણ અને શાંત એવા પરબ્રહ્મમાં પૂર્ણરૂપે જ પ્રસરે છે અને શાંતરૂપે જ રહે છે. જેમ આકાશમાં જ ઉદય પામેલુ ઘટાકાશ આકાશરૂપ જ છે, તેમ બ્રહ્મમાં જ ઉદય પામેલો જીવ બ્રહ્મરૂપ જ છે.[૬૯] દશ્ય, દ્રષ્ટા કે દર્શન એ કોઈની સત્તા બ્રહ્મથી જુદી નથી. જે બ્રહ્મ છે તે શૂન્ય નથી, જડ નથી અને બુદ્ધિમાં પ્રતિબિંબિત પણ નથી, માટે તે વ્યાપક શાંત જ છે.[૭૦]

**રામ બોલ્યા :** હે પ્રભો! આ તો વાંઝણીનો પુત્ર પર્વતનો ભૂકો કરી નાખે, સસલાનું શિંગડું નાદ કરવા લાગે, શિલા હાથ લાંબા કરીને નાચવા લાગે, રેતીમાંથી તેલ નીકળે, પથરાની પૂતળીઓ ભણવા લાગે અને ચિત્રમાં આલેખેલાં વાદળાં ગર્જના કરવા લાગે તેના જેવી વાત છે.[૭૧-૭૨] જરા, મરણ તથા દુઃખો આદિથી ભરપૂર અને પર્વતો તથા આકાશ આદિવાળું આ જે જગત પ્રત્યક્ષ દેખાય છે, તે કાંઈ છે જ નહિ એમ આપ મારી આગળ કેવી રીતે કહો છો?[૭૩] હે બ્રહ્મન્! આ જગત જે રીતે વ્યવસ્થિત નથી, જે રીતે ઉત્પન્ન થયુ નથી અને જે રીતે છે જ નહિ, તે સઘળી રીતિઓ કહો, એટલે મને એ વિષયનો નિશ્ચય થાય.[૭૪]

**વસિષ્ઠ બોલ્યા :** હે રાઘવ! મારું બોલવું કાંઈ અસંબદ્ધ નથી. યથાર્થ જ છે. જેમ વાંઝણીનો પુત્ર ચીસો પાડે છે, તેમ આ જગત પણ મિથ્યા છતાં જોવામાં આવે છે. હું તેનું કારણ

કહું છું, તે તમે સાંભળો.[૭૫] આ જગત ખરી રીતે તો સૃષ્ટિના આરંભમાં થયું જ નથી, તેથી વર્તમાનકાળમાં પણ તેનો અભાવ જ છે. જેમ મનને લીધે સ્વપ્ન આદિમાં નગર જોવામાં આવે છે, તેમ મનને લીધે જ આ જગત જોવામાં આવે છે.[૭૬] મિથ્યાસ્વરૂપવાળું મન જ સૃષ્ટિના આરંભમાં ઉત્પન્ન થયું નથી, ત્યારે જગત તો કેમ જ ઉત્પન્ન થયુ હોય? આ વાત તમારા અનુભવમાં આવે એવી રીતે હું કહું છું, તે તમે સાંભળો.[૭૭] મન મિથ્યા છે, છતાં ખરા જેવું જણાય છે. જેમ સ્વપ્ન બીજા સ્વપ્નને ઉત્પન્ન કરે છે, તેમ એ મન આ વિનાશી જગતને ઉત્પન્ન કરે છે.[૭૮] એ મન પોતાની ઇચ્છાથી પોતાની મેળે જ સ્થૂલદેહની કલ્પના કરે છે અને લાંબા કાળની ભાવનાથી વૃદ્ધિ પામેલા એ સંકલ્પથી જ આ ઇંદ્રજાળ ઊભી થઈ છે.[૭૯] એકલું મન જ પોતે ચંચળ શક્તિવાળું છે, તેથી તે ચાલે છે, ફરક્યા કરે છે, ફૂદકા માર્યા કરે છે, ચાલ્યા કરે છે, માગે છે, ભમે છે, ડૂબે છે, સંહારે છે, સંસારીપણું ભોગવે છે અને મોક્ષરૂપ ઉત્કર્ષ પણ પામે છે.[૮૦]

स्फुरति वल्गति गच्छति याचते भ्रमति
मज्जति संहरति स्वयम् । अपरतामुपयात्यपि
केवलं चलति चंचलशक्तितया मनः ॥ ८० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો
'ઉત્પત્તિપ્રકરણાર્થકલ્પન' એ નામનો
સર્ગ ૪થો સમાપ્ત

## સર્ગ ૫મો*

### જગત તથા મનનું મૂળતત્ત્વ

राम उवाच

भगवन्मुनिशार्दूल किमिवेह मनोभ्रमे ।
विद्यते कथमुत्पन्नं मनोमायामयं कुतः ॥ १ ॥

**રામ બોલ્યા :** હે ભગવન્! હે મુનિશ્રેષ્ઠ! આ મનરૂપી ભ્રાંતિમાં મૂળ કારણ શું છે? અને તે મિથ્યાભૂત મન કેવી રીતે ઉત્પન્ન થયું છે? તે શાથી ઉત્પન્ન થયું છે? હે ભાષણ કરનારાઓમાં ઉત્તમ! પ્રથમ મને સંક્ષેપથી મનની ઉત્પત્તિ કહો. પછી જે બાકી રહે તે પાછળથી કહેજો.[૧-૨]

**વસિષ્ઠ બોલ્યા :** મહાપ્રલયમાં સઘળું સૂક્ષ્મરૂપ થઈ જવાથી ક્રિયા કરવામાં અશક્ત થઈ ગયુ હતું અને સઘળાં દૃશ્યોની સૃષ્ટિનો આરંભ નહોતો થયો, ત્યારે વિક્ષેપરહિત, અસ્તરહિત, પ્રકાશમાન, અજન્મા, ઉપદ્રવરહિત, સર્વદા સઘળું કરવાની શક્તિવાળા, સર્વરૂપ અને મહેશ્વર એવા એક શાંત પરમાત્મા જ અવશેષ રહ્યા હતા. તેમના સ્વરૂપને ઇંદ્રિયો પહોંચી શકતી નથી અને ત્યાંથી પાછી વળે છે. મુક્તલોકો તેમનો પ્રત્યક્ષ અનુભવ કરે છે. તેમનાં આત્મા આદિ નામો સ્વાભાવિક નથી, પણ આરોપિત ધર્મોથી કલ્પી કાઢેલાં છે.[૩-૫] સાંખ્યશાસ્ત્રીઓ તેમને પુરુષ કહે છે, વેદાંતશાસ્ત્રીઓ તેમને અત્યંત નિર્મળ બ્રહ્મ કહે છે, વિજ્ઞાનવાદીઓ તેમને ક્ષણિક વિજ્ઞાનરૂપ કહે છે, શૂન્યવાદીઓ તેમને શૂન્ય કહે છે અને તે સૂર્યના તેજને પણ પ્રકાશ આપનારા છે. વળી તે સર્વના પ્રત્યગાત્મારૂપે સર્વદા બોલનાર, વિચાર કરનાર કર્મનાં ફળોને ભોગવનાર, જોનાર તથા કરનાર છે.[૬-૭] એ પરમાત્મા જગતમાં વિદ્યમાન છતાં પણ પામરલોકોની દૃષ્ટિથી અવિદ્યમાન છે અને દેહમાં રહેલા છતાં પણ દૂર છે. જેમ સૂર્યથી પ્રકાશ થાય છે, તેમ એમનાથી આ પ્રપંચ થાય છે.[૮] જેમ સૂર્યથી કિરણો થાય છે, તેમ વિષ્ણુ આદિ દેવતાઓ એમનાથી થાય છે. જેમ સમુદ્રમાંથી પરપોટા થાય છે, તેમ એમનામાંથી અનંત બ્રહ્માંડો થાય છે.[૯] જેમ સઘળાં જળો સમુદ્રમાં લય પામે છે, તેમ સઘળા દૃશ્ય પદાર્થો એમનામાં લય પામે છે. દીવાની પેઠે એ પોતે જ પોતાને તથા પદા-

* આ પાંચમા સર્ગમા જગતના મૂળરૂપ મનનુ મૂળ કહેવામાં આવશે અને એ જ તત્ત્વ જગતનુ તથા મનનુ મૂળતત્ત્વ છે, એમ વર્ણન કરવામા આવશે.

થીને પ્રકાશિત કરે છે.[૧૦] આકાશમાં, શરીરોમાં, પથરાઓમાં, જળમાં, લતાઓમાં, રજમાં, પર્વતોમાં, વાયુઓમાં અને પાતાળોમાં એ જ રહેલા છે.[૧૧] પોતપોતાનાં કાર્યોમાં લાગેલી આઠ પુરીઓને (કર્મેંદ્રિયોને, જ્ઞાનેંદ્રિયોને, શબ્દાદિકને, પ્રાણોને, અવિદ્યાને, કામને, કર્મોને અને અંતઃકરણોને) એ જ પોતાના ચૈતન્યથી વ્યાપ્ત કરી દે છે. એમણે જ મૂંગી કરેલી મૂઢ શિલાઓ જાણે ધ્યાન ધરીને બેઠી હોય તેમ જણાય છે.[૧૨] આકાશને એમણે જ શૂન્ય કર્યું છે. પર્વતોને એમણે જ સ્થૂલ બનાવ્યા છે અને જળને એમણે જ દ્રવરૂપ કર્યું છે. જગતના દીપકરૂપ સૂર્ય એમના જ સ્વાધીનમાં છે.[૧૩] જેમ અક્ષય જળથી ભરેલા મેઘમાંથી વિચિત્ર વૃષ્ટિઓ થાય છે, તેમ અક્ષય અમૃતથી ભરેલા એ પરમાત્મામાંથી સંસારરૂપી પાણીની વિચિત્ર વૃષ્ટિઓ થાય છે.[૧૪] જેમ અત્યંત પથરાયેલા નપાણિયા દેશમાં ઝાંઝવાનાં જળ જેમ ક્ષણમાં ઊગે છે અને આથમે છે, તેમ અત્યંત વિસ્તીર્ણ એ પરમાત્મામાં બ્રહ્માંડોરૂપી મોજાંઓ ક્ષણમાં ઊઠે છે અને લય પામે છે.[૧૫] એ પરમાત્મા પ્રપંચરૂપે નાશવાન છે, પણ વાસ્તવિક સ્વરૂપે અવિનાશી છે. તે સર્વ પદાર્થોની અંદર રહેલા છે અને અત્યંત સૂક્ષ્મપણાને લીધે અંદર ગુપ્ત છે. આમ સર્વ પદાર્થોમાં રહેલા છતાં પણ તે સર્વના નાશથી નાશ પામતા નથી. શુદ્ધ ચૈતન્યમાં ઉત્પન્ન થયેલી, બ્રહ્માંડોરૂપી સુંદર ફળોવાળી, ચિત્તરૂપી મૂળવાળી અને ઇંદ્રિયોરૂપી પાંદડાંવાળી પ્રકૃતિરૂપી લતા, એના જ રૂપાંતરરૂપ ઈશ્વરરૂપી વાયુથી નાચ્યા કરે છે.[૧૬-૧૭] પ્રત્યેક દેહરૂપી ડાબલાઓમાં ચૈતન્યાત્મક મણિરૂપે એ જ પ્રકાશે છે. જેમ ચંદ્રમાં કિરણો સ્ફુરે છે, તેમ એ પરમાત્મારૂપમાં જ જગતના સમૂહો સ્ફુરે છે.[૧૮] એ પરમાત્મારૂપ શાંત મેઘ જ્યારે ચૈતન્યરૂપી જળને વરસાવતો પ્રકાશે છે, ત્યારે તેમાં જડ પદાર્થો ધારાઓનાં જળરૂપ છે અને ચેતન પદાર્થો પ્રસિદ્ધ રીતે વીજળીઓરૂપ છે.[૧૯] સઘળી વસ્તુઓ એમના પ્રકાશથી જ પરસ્પર મળીને વિચિત્ર કાર્યો ઉત્પન્ન કરે છે. આ જગતમાં સર્વ પદાર્થો મિથ્યા છે, છતાં પણ એમની સત્તાથી જ તે સત્તાવાન જણાય છે.[૨૦] શાંત રીતે સ્વરૂપમાં જ રહેલા એ પરમાત્મા અસંગ છે. એ કશુ ઇચ્છતા નથી, તોપણ એમની સમીપમાં આ અત્યંત જડ શરીર ચાલ્યા કરે કરે છે.[૨૧] વાસ્તવિક સત્તાવાળા એ પરમાત્માથી જ નિયમ, દેશ, કાળ, ચલન, સ્પંદન અને ક્રિયા એ સૌને સત્તા મળેલી છે[૨૨] એ પરમાત્મા શુદ્ધ જ્ઞાનસ્વરૂપ અને અધિષ્ઠાનસ્વરૂપ છે, તેથી આપણે તેમને આકાશરૂપ ધારીએ તો તે આકાશરૂપ થાય છે અને એમને બીજા પદાર્થોરૂપ ધારીએ તો એ બીજા પદાર્થોરૂપ થાય છે.[૨૩] એ પરમાત્મા મોટાં મોટાં બ્રહ્માંડોના અનંત સમૂહોને ઉત્પન્ન કરે છે, તોપણ તે કોઈ કાર્યોને કે કોઈ ક્રિયાઓને કરતા નથી. તે તો અખંડ જ્ઞાનમય અને નિર્વિકાર છે, ઉત્પત્તિ–સ્થિતિ આદિથી રહિત એવા પોતાના સ્વરૂપમાં તે એકલા જ રહેલા છે.[૨૪]

कुर्वन्नपीह जगतां महतामनंतवृंदं न किंचन
करोति न काश्चनापि । स्वात्मन्यनस्तमयसंविदि
निर्विकारे त्यक्तोदयस्थितिमति स्थित एक एव ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો
'મૂલકારણદેવ સ્વરૂપવર્ણન' એ નામનો
સર્ગ ૫મો સમાપ્ત

## સર્ગ ૬ઠ્ઠો×

## જ્ઞાનથી આત્મસ્વરૂપની પ્રાપ્તિ તથા જ્ઞાનનાં સાધનોનો ક્રમ

वसिष्ठ उवाच

अस्य देवाधिदेवस्य परस्य परमात्मनः ।
ज्ञानादेव परा सिद्धिर्न त्वनुष्ठानदुःखतः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: સર્વોત્તમ અને ઇંદ્રિ-

× આ છઠ્ઠા સર્ગમાં આત્માની પ્રાપ્તિ કર્મે કર-

યોને પણ પ્રકાશ આપનારા એ પરમાત્માનો લાભ તેમના સ્વરૂપને જાણવાથી જ થાય છે. ક્રિયાઓ કરવાનાં અનેક દુઃખો વેઠવાથી તે પ્રાપ્તિ થતી નથી.[૧] જેમ ઝાંઝવાનાં પાણીરૂપ ભ્રાંતિને ટાળવામાં કોઈ ક્રિયાઓનો ઉપયોગ નથી, માત્ર તેના અધિષ્ઠાનને જાણવાનો જ ઉપયોગ છે, તેમ આ જગતરૂપ ભ્રાંતિને ટાળવામાં પણ કોઈ ક્રિયાઓનો ઉપયોગ નથી, માત્ર તેના અધિષ્ઠાન-રૂપ પરમાત્માને જ જાણવાનો ઉપયોગ છે.[૨] સ્વરૂપાનંદના પ્રકાશરૂપ એ પરમાત્મા દૂર નથી તેમ પાસે પણ નથી. તે અલક્ષ્ય સ્થળમાં નથી તેમ વિષમ સ્થળમાં પણ નથી. તેમની પ્રાપ્તિ આપણા દેહમાંથી જ થાય છે.[૩] એમને જાણવામાં તપ, દાન કે વ્રત આદિ કોઈ પણ કામ આવે એમ નથી; કારણકે સ્વરૂપમાત્રમાં વિશ્રાંતિ વિના એને જાણવાનું બીજું કોઈ પણ સાધન નથી.[૪] સ્વરૂપમાત્રમાં એ વિશ્રાંતિ સત્પુરુષોના સમાગમ-માં રહેવાથી અને ઉત્તમ શાસ્ત્રોમાં તત્પર રહેવા-થી જ મળે છે. મોહજાળરૂપ અજ્ઞાનને દૂર કરવામાં કોઈ ક્રિયા કામ આવતી નથી, માત્ર જ્ઞાન જ કામ આવે છે; માટે જ્ઞાનનું જ સંપાદન કરવું.[૫] 'એ પરમાત્મા આ છે' એમ સારી રીતે જાણવા માત્રથી જીવને દુઃખ રહેતું નથી અને જીવ-ન્મુક્તિની પ્રાપ્તિ થાય છે.[૬]

**રામ બોલ્યા :** એ પરમાત્માના સ્વરૂપને કેવળ જાણવામાં આવે તો જીવને મરણ આદિ દોષો કદી પણ બાધ કરતા નથી, એમ આપ કહી ગયા, પણ એ મહાન દેવાધિદેવ તો દૂર છે, તો તેમની પ્રાપ્તિ શી રીતે થાય? કોઈ તીવ્ર તપ કરવાથી અથવા કોઈ કષ્ટ ભોગવવાથી તે પ્રાપ્તિ થતી હોય તો તે કહો.[૭-૮]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! પોતાના પુરુષપ્રયત્નથી પ્રફુલ્લિત થયેલા વિવેક વડે જ એ દેવ જાણવામાં આવે છે. તપથી, તીર્થસ્થાનથી કે બીજાં કર્મોથી તે જાણવામાં આવતા નથી.[૯] રાગ, દ્વેષ, મોહ, ક્રોધ, મદ અને મત્સરને છોડ્યા વિના જે તપ કે દાન કરવામાં આવે છે, તે એક જાતનો ક્લેશ જ છે. એમાંથી કાંઈ વળે એમ નથી.[૧૦] ચિત્ત રાગદ્વેષ આદિથી બગડેલું હોય અને કોઈને ઠગી લઈને મેળવવામાં આવેલા ધનનું દાન કરવા-માં આવે તો તે ધન જેનું હોય તેને એ દાનનું ફળ મળે છે.[૧૧] ચિત્ત રાગ આદિથી હણાયેલું હોય ત્યારે જે વ્રત આદિ કરવામાં આવે છે તે એક જાતનો ઢોંગ જ છે. એમાંથી લેશમાત્ર પણ ફળ મળતું નથી.[૧૨] માટે પુરુષાર્થ કરીને ઉત્તમ શાસ્ત્રનો સંગ અને મહાત્માઓનો સંગ એ બે મુખ્ય ઔષધોનું જ સંપાદન કરવું. એ ઔષધોથી સંસારરૂપ રોગનો નાશ થાય છે.[૧૩] સઘળાં દુઃખો-નો ક્ષય કરીને પરમપદની પ્રાપ્તિ મેળવવામાં એક પુરુષાર્થ સિવાય બીજો કોઈ પણ ઉપાય નથી.[૧૪] હવે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે કેવો પુરુષાર્થ ઉપયોગી થાય છે, તે સાંભળો. એ પુરુષાર્થથી રાગદ્વેષરૂપી વિષૂચિકાનો રોગ અત્યંત શાંત થઈ જાય છે.[૧૫] લોકથી અને શાસ્ત્રથી વિરુદ્ધ હોય નહિ એવી શક્ય આજીવિકાથી મનમાં સંતોષ રાખવો અને ભોગના અભિનિ-વેશનો ત્યાગ કરવો.[૧૬] શક્તિ પ્રમાણે અને યોગ્ય રીતે આજીવિકા માટે ઉદ્યોગ કરવો, 'કેમ થશે' એવી કાંઈ પણ ચિંતા નહિ રાખવી અને પ્રથમ મહાત્માઓના તથા ઉત્તમ શાસ્ત્રના સંગમાં તત્પર રહેવું.[૧૭] જે પુરુષ યોગ્ય વૃત્તિથી મળતા ધનમાં સંતોષ રાખે છે, હલકી વૃત્તિની ઉપેક્ષા કરે છે અને સત્પુરુષોના સમાગમમાં તથા ઉત્તમ શાસ્ત્રમાં તત્પર રહે છે, તે પુરુષ તરત મુક્તિ પામે છે.[૧૮] જેણે વિચારથી આત્મતત્ત્વને જાણ્યુ હોય છે, તે મહાબુદ્ધિવાળા પુરુષને આ બ્રહ્મા, વિષ્ણુ, ઈંદ્ર

---

વાથી થતી નથી, પણ જ્ઞાનથી થાય છે તે તથા જ્ઞાનના સાધનોનો ક્રમ કહેવામાં આવશે.

અને શકર પણ કંગાળ લાગે છે.[૧૯] દેશમાં પણ ખરા સુજન લોકો જેને 'સાધુ' કહેતા હોય તથા જેમાં વૈરાગ્ય આદિ ગુણોની સંપત્તિ હોય તેને 'સાધુ' સમજવો અને પ્રયત્ન કરીને એવા સાધુનો આશ્રય કરવો.[૨૦] બ્રહ્મવિદ્યા સઘળી વિદ્યાઓમાં મુખ્ય છે. જેમાં તેનુ વર્ણન આવતું હોય તે ઉત્તમ શાસ્ત્ર કહેવાય છે. એવા શાસ્ત્રનો વિચાર કરવાથી મુક્તિ મળે છે.[૨૧] જેમ નિર્મળીની રજના સંબધથી જળની મલિનતા મટે છે અને જેમ યોગના અભ્યાસથી યોગીઓની બુદ્ધિ બહાર ભટકતી અટકે છે, તેમ ઉત્તમ શાસ્ત્રના તથા સાધુઓના સંગથી વિવેક પ્રાપ્ત થાય છે અને એ વિવેકના બળથી અવિદ્યા નાશ પામે છે.[૨૨]

सच्छास्त्रसत्संगमजैर्विवेकैस्तथा विनश्यंति बलादविद्याः । यथा जलानां कतकानुषंगाद्यथा जनानां मतयोऽपि योगात् ॥ २२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'મુમુક્ષુપ્રયત્નોપદેશ' એ નામનો સર્ગ ૬ઠ્ઠો સમાપ્ત

## સર્ગ ૭મો*

### જગતના મૂળરૂપ પરમાત્માનું નિરુપાધિક તત્ત્વ

राम उवाच

य एष देवः कथितो यस्मिन् ज्ञाते विमुच्यते ।
वद क्वासौ स्थितो ब्रह्मन् कथमेनमहं लभे ॥१॥

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! તમે કહી ગયા કે 'એ દેવના જ્ઞાનથી મુક્તિ થાય છે.' તો એ દેવ ક્યાં રહે છે અને મને તેમની પ્રાપ્તિ શી રીતે થાય? આ તમે મને કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યા :** મેં જે દેવ વિષે કહ્યું છે, તે દેવ દૂર રહેતા નથી પણ સર્વદા શરીરમાં જ રહે છે. તે 'ચૈતન્યમાત્ર છે' એમ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે.[૨] સઘળું જગત એ દેવમય છે, પણ એ દેવ સઘળા જગતમય નથી. એ દેવ સર્વમાં વ્યાપક છે અને એક જ છે. એમાં જગતનો લેશ પણ નથી.[૩] સદાશિવ ચૈતન્યમાત્ર છે, વિષ્ણુ ચૈતન્યમાત્ર છે, સૂર્ય ચૈતન્યમાત્ર છે અને બ્રહ્મા પણ ચૈતન્યમાત્ર જ છે.[૪]

**રામ બોલ્યા :** બાળકો પણ કહે છે કે આ જગત ચૈતન્યમાત્ર (જીવરૂપ) છે અને તમે પણ એમ જ કહો છો, ત્યારે આ વાતમાં અપૂર્વ ઉપદેશપણું શું આવ્યું છે?[૫]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! તમે જીવને ચેતન્ય સમજીને જગતને તે રૂપ સમજ્યા છો. આથી હજી તમે સસારનો નાશ થાય એવી સાચી વાત કાંઈ જ સમજ્યા નથી.[૬] હે રામ! આ સસારરૂપ જીવ પશુ કહેવાય છે. તો તે ચૈતન્યમાત્ર દેવ હોય ખરો? એ જીવ તો દેહનું ગ્રહણ કરીને જરા તથા મરણ આદિ અનેક ભયને ભોગવે છે. એ જીવ નિરાકાર છે, તોપણ અજ્ઞાની છે અને દુઃખના જ પાત્રરૂપ છે, તેથી તેને ચૈતન્યમાત્ર દેવ કેમ કહેવાય? જીવ પોતે ચેતનશક્તિવાળો હોવાથી અનર્થરૂપ મનને જાગ્રત કરે છે અને પોતે મનરૂપ થઈને રહે છે, આથી તે દુઃખના પાત્રરૂપ જ છે.[૭] વિષયોથી રહિતપણું અથવા તો વિષયોથી દૂર રહેવાપણું એ એની સંપૂર્ણ સ્થિતિ છે. તેને જાણવાથી મનુષ્યને શોક કરવો પડતો નથી, પરંતુ તે કૃતાર્થપણું પ્રાપ્ત કરે છે.[૮] જ્યારે સઘળાં કારણોના કારણરૂપ એવા પરમ સ્વરૂપનો અનુભવ થાય છે, ત્યારે જડના તથા ચૈતન્યના અધ્યાસરૂપ ગાંઠ છૂટી જાય છે, સઘળા સંશયો ભેદાઈ જાય છે અને સઘળાં કર્મોનો ક્ષય થાય છે.[૧૦] જીવ જે વિષયો તરફ ખેંચાય છે, તે વિષયોનો અભાવ કર્યા વિના રોકી શકાય એમ નથી, અને પ્રત્યક્ષ દેખાતા વિષયોનો અભાવ

* આ સાતમા સર્ગમાં આગળ બ્રહ્મા આદિ જગતના મૂળરૂપ જે દેવનું નિરૂપણ કર્યું છે, તે દેવનું નિરુપાધિક તત્ત્વ કહેવામા આવશે.

જ્ઞાન વિના થાય એમ નથી; તો પછી જ્ઞાન થયા વિના મોક્ષ પણ ક્યાંથી થાય? સમાધિ પણ દશ્ય એવા વિષયોનો બાધ કરવાથી થાય છે, ત્યારે મોક્ષમાં દશ્ય વિષયોનો બાધ કરવાની આવશ્યક્તા હોય તેમાં તો કહેવું જ શું?[११,१२]

**રામ બોલ્યા:** હે બ્રહ્મન્! નિરાકાર છતાં પણ પશુ જેવા અજ્ઞાની જે જીવને જાણવાથી સંસાર (જન્મમરણરૂપ પ્રવાહ) ટળતો નથી, તે જીવ ક્યાં રહે છે અને કેવો છે?[૧૩] વળી હે બ્રહ્મન્! સંસારરૂપી સમુદ્રમાંથી તારનારા પરમાત્મા મહાત્માઓના તથા ઉત્તમ શાસ્ત્રોના સંગથી જે જાણવામાં આવે છે, તે ક્યાં છે અને કેવા છે? આ તમે મને કહો.[૧૪]

**વસિષ્ઠ બોલ્યા:** ચેતનરૂપવાળા અને જન્મમરણ આદિ જંગલમાં ભટકતા આ જીવને જેઓ આત્મા માને છે તેઓ પંડિત છતાં મૂર્ખ છે.[૧૫] જીવ ચેતન છતાં પણ સંસારરૂપ છે અને દુઃખના સમૂહરૂપ જ છે; માટે એ જાણવાથી કોઈ પણ ઠેકાણેથી કોઈ પણ તત્ત્વ જાણવામાં આવ્યુ હોય એમ સમજવું જ નહિ.[૧૬] પણ હે રામ! જો પરમાત્મા જાણવામાં આવે, તો જેમ ઝેરનો આવેશ શાંત થતાં વિષૂચિકા શાંત થઈ જાય છે, તેમ સઘળાં દુઃખોનો સમૂહ પણ શાંત થઈ જાય છે.[૧૭]

**રામ બોલ્યા:** હે બ્રહ્મન્! મને પરમાત્માનું ખરું સ્વરૂપ કહો, કે જે જાણવાથી મારું મન સર્વ મોહને તરી જાય.[૧૮]

**વસિષ્ઠ બોલ્યા:** આપણું જ્ઞાન એક પ્રદેશમાંથી પલકવારમાં બીજા પ્રદેશમાં પહોંચે છે. તે વખતે તે બન્ને પ્રદેશના સંબંધથી રહિત એવું જે તેનું નિર્વિષય સ્વરૂપ પ્રતીત થાય છે, તે પરમાત્માનુ સ્વરૂપ છે.[૧૯] જે જ્ઞાનરૂપી મહાસાગરમાં સંસાર નાશ આદિ કોઈ વિકારોને પ્રાપ્ત થયા વિના પણ અત્યંત અભાવ પામે છે; તે પરમાત્માનું રૂપ છે. દ્રષ્ટા અને દશ્યનો ક્રમ જેમ ને તેમ રહ્યા છતાં જેને વિશે અસ્ત પામી જાય છે અને જે ભરપૂર છતાં પણ સઘળી કલ્પનાઓને અવકાશ આપે છે, તે પરમાત્માનુ સ્વરૂપ છે.[૨૦,૨૧] જે અશૂન્ય છતાં પણ શૂન્ય જેવું પ્રતીત થાય છે, જેમાં વાંઝણીના પુત્ર જેવુ આ જગત રહ્યું છે અને જે પોતાનામાં અનંત બ્રહ્માંડો રહેતાં હોવા છતાં પણ તેમનાથી રહિત છે, તે પરમાત્માનું સ્વરૂપ છે.[૨૨] જે મહાજ્ઞાનમય છતાં પણ આપણા વૃત્તિજ્ઞાનની પેઠે ચલિત નહિ થતાં મોટા પથરાની પેઠે અવિચળ રહ્યું છે અને જેમાં જડ તથા ચેતનરૂપ સઘળા જગતનો સમાવેશ છે, તે પરમાત્માનું સ્વરૂપ છે.[૨૩] બહારના તથા અંદરના વિષયો સહિત આ સઘળું જગત જેની સત્તાથી સત્તા પામ્યુ છે, તે પરમાત્માનુ સ્વરૂપ છે.[૨૪] જેમ પ્રકાશથી દેખાવ જુદો પડતો નથી અને આકાશથી શૂન્યપણુ જુદું પડતું નથી, તેમ જ આ જગત કલ્પિત હોવાને લીધે જેના સ્વરૂપથી જુદું પડતું નથી, તે પરમાત્માનુ સ્વરૂપ છે.[૨૫]

**રામ બોલ્યા:** જે પરમાત્મા જોવામાં આવતા નથી તે જ એક સત્ય છે એમ કેમ જાણી શકાય ને આવડું બધું પ્રત્યક્ષ જણાતું આ જગત સઘળું મિથ્યા છે, એ શી રીતે મનમાં ઊતરે?[૨૬]

**વસિષ્ઠ બોલ્યા:** આ જગતરૂપી ભ્રમ–જેમ આકાશમાં લીલા કાળા રંગ ભ્રમને લીધે જોવામાં આવે છે તેમ–ઉત્પન્ન થયો છે. જો તેના અત્યંત અભાવનું જ્ઞાન દૃઢ રીતે થાય તો તેનું અધિષ્ઠાન બ્રહ્મ સ્પષ્ટ જાણવામાં આવે છે; બીજી કોઈ ક્રિયાથી તે જાણવામાં આવતું નથી. દશ્યના અત્યંત અભાવને દૃઢ કર્યા વિના બ્રહ્મને જાણવાનો બીજો કોઈ પણ સારો ઉપાય નથી.[૨૭,૨૮] જેવી સ્થિતિમાં છે તેવી જ સ્થિતિમાં રહેલા આ જગતનો અત્યંત અભાવ સમજાય, તો તેના અધિષ્ઠાનરૂપ પરમાત્મા બાકી રહે છે. જે આ જ્ઞાનથી સમજે છે, તે પોતે પરમાત્મારૂપ થાય છે. જ્યાં સુધી

બીજો કોઈ પણ પદાર્થ હોય ત્યાં સુધી દર્પણમાં તે પદાર્થનું પ્રતિબિંબ પડ્યા વિના રહેતું જ નથી; તેજ પ્રમાણે જ્યાં સુધી જગત પોતાની સત્તાવાળું દેખાય છે, ત્યાં સુધી બુદ્ધિમાં જગતનું પ્રતિબિંબ પડ્યા વિના રહેતું જ નથી. આથી જગતનો અત્યંત અભાવ કરવાથી બુદ્ધિમાં તેનું પ્રતિબિંબ પડતું નથી અને તેમ થયા પછી જ બુદ્ધિમાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે. આ જગતનો અભાવ થયા વિના બુદ્ધિમાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે જ નહિ.[૨૯-૩૦] આ 'જગત' નામનો દશ્ય પદાર્થ મિથ્યા જ છે, એમ નિશ્ચય કર્યા વિના કોઈ માણસ કદી પણ પરમતત્ત્વ સમજી શકે નહિ.[૩૧]

**રામ બોલ્યા:** હે મુનિ! આટલુ બધું બ્રહ્માંડરૂપ જે દશ્ય છે, તેમાં તેની પોતાની સત્તા નથી પણ બ્રહ્મની જ સત્તા છે એમ આપે કહ્યું, પણ તે શી રીતે મનમાં ઊતરે? જેમ સરસવના પેટમાં મેરુ પર્વતનો સમાવેશ અસંભવિત છે, તેમ અત્યંત સૂક્ષ્મ એવા બ્રહ્મમાં આવડા મોટા બ્રહ્માંડનો સમાવેશ થાય એ અસંભવિત છે.[૩૨]

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! તમે જો મનમાં અકળાયા વિના મહાત્માઓના અને ઉત્તમ શાસ્ત્રના સંગમાં તત્પર રહીને થોડાક દિવસ સાંભળ્યા કરશો, તો હું ક્ષણમાત્રમાં દશ્યને ઉરાડી દઈશ જેમ ખરું જ્ઞાન થતાં ઝાંઝવાનું પાણી દેખાતું બધ પડે છે, તેમ બોધ થયા પછી તમને દશ્ય પણ અબાધિત રહેશે નહિ. દશ્યનો અભાવ થાય છે, એટલે દ્રષ્ટાપણું પણ શાંત થઈ જાય છે અને કેવળ બોધ એટલે જ્ઞાન અવશેષ રહે છે. જો દશ્ય છે તો જ દ્રષ્ટા છે અને જો દ્રષ્ટા છે તો જ દશ્ય છે. તેમ જ એક હોય તો જ બે છે અને બે હોય તો જ એક છે.[૩૩-૩૫] આમાંથી એકનો અભાવ થાય, તો બન્ને અસિદ્ધ થઈ જાય છે. આ પ્રમાણે જ્યારે બેપણું, એકપણું, દશ્યપણું અને દ્રષ્ટાપણું એ ચારેનો અભાવ થશે, ત્યારે પરમાર્થ વસ્તુ જ અવશેષ રહેશે.[૩૬] તમારા મનરૂપી દર્પણમાં અહંપણા આદિ દશ્ય જગતરૂપ જે મેલ છે, તેનો અત્યંત અભાવ સમજાવીને હું તે મેલને માંજી નાખીશ.[૩૭] જે પદાર્થ પોતાની સત્તા વિનાનો હોય છે, તેનો ભાવ હોતો નથી અને જે પદાર્થ પોતાની સત્તાવાળો હોય છે તેનો અભાવ હોતો નથી. આથી જગત પોતાની સત્તા વિનાનું હોવાથી ભાવ વિનાનું જ છે. તેને ટાળી નાખવામાં તે શી મહેનત પડવાની હતી?[૩૮] જગત મૂળે ઉત્પન્ન જ થયુ નથી, છતાં તે આ જે વિશાળતાવાળું દેખાય છે, તે નિર્મળ પરમાત્મામાં જ દેખાય છે અને પરમાત્માની સત્તાથી જ તે સત્તાવાળું છે.[૩૯] જેમ કડાં આદિ આભૂષણ સુવર્ણથી જુદાં ઉત્પન્ન થયાં નથી, સુવર્ણથી જુદાં નથી અને સુવર્ણથી જુદાં જોવામાં આવતાં નથી, તેમ આ જગત બ્રહ્મથી જુદું ઉત્પન્ન થયું નથી, બ્રહ્મથી જુદું નથી અને બ્રહ્મથી જુદુ જોવામાં પણ આવતું નથી; એ જગતને ટાળવામાં શી મહેનત પડવાની હતી? (જેમ કડામાં સુવર્ણની બુદ્ધિ કરવાથી કડાપણું રહેતું નથી, તેમ જગતમાં બ્રહ્મબુદ્ધિ કરવાથી જગતપણુ રહેતું નથી.)[૪૦] આ વિષય હું તમને ઘણી ઘણી યુક્તિઓથી વિસ્તારપૂર્વક કહીશ એટલે અબાધિત એવુ શુદ્ધ તત્ત્વ પોતાની મેળે જ તમારા અનુભવમાં આવશે.[૪૧] જેમ મરુ દેશમાં નદી જ નથી તો પછી તેનુ જળ ક્યાંથી હોય? જેમ બીજો ચદ્ર જ નથી તો તેનું ગ્રહણ થવું ક્યાંથી હોય? તેમ જ જગત મૂળમાં ઉત્પન્ન થયું નથી તો પછી તેનું અસ્તિત્વ પણ ક્યાંથી હોય?[૪૨] જેમ વાંઝણીનો પુત્ર હોતો નથી, મરુદેશમાં જળ હોતું નથી અને આકાશમાં વૃક્ષ હોતું નથી, તેમ આ ભ્રાંતિરૂપ જગત મૂળમાં છે જ નહિ.[૪૩] હે રામ! જે આ જોવામાં આવે છે તે અખડિત બ્રહ્મ જ છે. એ વિષય હું આગળ જતાં તમને કેવળ વચનથી જ નહિ પણ યુક્તિથી કહીશ.[૪૪]

હે ઉદાર બુદ્ધિવાળા! વિદ્વાન લોકો આ વિષયમાં યુક્તિઓથી જે કહે છે, તેનો અનાદર કરવો યોગ્ય નથી. જે મૂઢ બુદ્ધિવાળો માણસ યુક્તિઓથી ભરેલા વિષયનો અનાદર કરીને મહાદુઃખદાયી આગ્રહ લઈ બેસે છે, તેને વિદ્વાન લોકો મૂર્ખ જ સમજે છે.[૪૫]

यन्नाम युक्तिभिरिह प्रवदंति तज्ज्ञास्तत्राव-
हेलनमयुक्तमुदारबुद्धे । यो युक्तियुक्तमवमत्य
विमूढबुद्धिः कष्टाग्रहो भवति तं विदुरज्ञमेव ॥४५

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'જગદાદિ દૃશ્યાસત્તાપ્રતિજ્ઞા' એ નામનો સર્ગ ૭મો સમાપ્ત

## સર્ગ ૮મો*

### સારાં શાસ્ત્રોના શ્રવણથી તત્ત્વજ્ઞાન થાય છે

राम उवाच

क्वैतज्ज्ञायते युक्त्या कथमेतत्प्रसिद्धयति ।
न्यायानुभूत एतस्मिन्न ज्ञेयमवशिष्यते ॥ १ ॥

**રામ બોલ્યા:** જે કાંઈ આ દેખાય છે તે સઘળુ બ્રહ્મરૂપ જ છે, એ વાત કઈ યુક્તિથી જાણવામાં આવે અને શી રીતે સિદ્ધ થાય? જો ન્યાયની રીતિથી એ વિષયનો અનુભવ થાય તો પછી બીજુ કશું જાણવાનું બાકી રહે નહિ.[૧]

**વસિષ્ઠ બોલ્યા:** ઘણા કાળથી જામેલી અને અવિચારથી થયેલી 'જગત' નામની મિથ્યા જ્ઞાનરૂપી વિષૂચિકા જ્ઞાન વિના શાંત થતી જ નથી.[૨] હે રામ! તમારા બોધની સિદ્ધિને સારુ હું આ જે આખ્યાયિકાઓ કહેવા ધારુ છુ તે તમે સાંભળો. હે સુજન! તેથી તમે સુબુદ્ધિ પામીને તુરત જ મુક્તિ પામશો.[૩] તમે જો અકળાઈ જશો અને સાંભળવાનું મૂકી અધવચ ઊઠી જશો, તો તમે પશુ સમાન થશો અને તમારું કશુ કાર્ય સિદ્ધ થશે નહિ[૪] મનુષ્ય જો થાકી જઈ ને પાછો ન ફરે તો તે જે વસ્તુ માગે છે તથા જે વસ્તુ માટે યત્ન કરે છે તે વસ્તુ તે અવશ્ય મેળવે છે છે. હે રામ! જો તમે મહાત્માઓના સમાગમમાં અને ઉત્તમ શાસ્ત્રોમાં તત્પર રહેશો, તો થોડા મહિનામાં નહિ પણ થોડા દિવસમાં જ તમે પરમ પદને પ્રાપ્ત થશો.[૫-૬]

**રામ બોલ્યા:** હે ઉત્તમ શાસ્ત્રવેત્તા! આત્મજ્ઞાનની પ્રાપ્તિને સારું કયું શાસ્ત્ર મુખ્ય છે? તે કહો એટલે તે જાણી લીધાથી શોક કરવો પડે નહિ.[૭]

**વસિષ્ઠ બોલ્યા:** હે મહાબુદ્ધિમાન! મુખ્યત્વે કરી આત્મજ્ઞાનનું નિરૂપણ કરનારાં શાસ્ત્રોમાં આ સુંદર મહારામાયણ (યોગવાસિષ્ઠ) જ સર્વોત્તમ શાસ્ત્ર છે.[૮] આ ઉત્તમ ઇતિહાસ સાંભળવાથી જ્ઞાનની પ્રવૃત્તિ થાય છે. સઘળા ઇતિહાસોમાં આ ઇતિહાસ જ સારરૂપ છે.[૯] વાણીની રચનારૂપ આ ગ્રંથ સાંભળવાથી પોતાની મેળે જ અક્ષય જીવન્મુક્તતા ઉદય થાય છે, તેથી આ ગ્રંથ જ અત્યંત પવિત્ર છે.[૧૦] જેમ સ્વપ્ન હોવા છતાં 'આ તો સ્વપ્ન છે' એમ જાણવામાં આવે, તો સ્વપ્નના સત્યપણાની ભાવના ટળી જાય છે, તેમ આ દૃશ્ય જગત હોવા છતાં આ 'બ્રહ્મરૂપ જ છે' એમ જાણવામાં આવે તો જગતના સત્યપણાની ભાવના ટળી જાય છે.[૧૧] જે આ ગ્રંથમાં છે તે જ બીજા ગ્રંથોમાં છે અને જે આ ગ્રંથમાં નથી તે બીજા કોઈ ગ્રંથમાં નથી. વિદ્વાનો આ ગ્રંથને સઘળા જ્ઞાનગ્રંથોના કોશરૂપ સમજે છે.[૧૨] જે પુરુષ આ ગ્રંથને નિત્ય સાંભળે છે, તે પુરુષની બુદ્ધિ બીજા ગ્રંથોથી થયેલા પ્રૌઢ ચમત્કારવાળા બોધ કરતાં પણ ઉત્કૃષ્ટ એવા બોધને મેળવે છે, એ વિશે સંદેહ જ નથી.[૧૩] જે પુરુષને કોઈ પાપના ઉદયને લીધે આ શાસ્ત્ર ઉપર રુચિ ન થાય તે પુરુષ ભલે જ્ઞાનના વિષયવાળા કોઈ બીજા ઉત્તમ શાસ્ત્રનો વિચાર કરે. જેમ ઉત્તમ ઔષધ પીવામાં આવતાં પોતાની મેળે

* આ આઠમા સર્ગમા 'તત્ત્વજ્ઞાન શાસ્ત્રોથી જ થાય છે અને સારાં શાસ્ત્રોમાં પણ તુરત ફળ આપનારો આ ગ્રંથ છે' એ કહેવામા આવશે.

જ આરોગ્યનો અનુભવ થાય છે, તેમ આ ગ્રંથ સાંભળવામાં આવતાં પોતાની મેળે જ જીવન્મુક્તપણાનો અનુભવ થાય છે.[૧૪'૧૫] આ શાસ્ત્ર સાંભળવાથી શ્રોતાને પોતાની મેળે જ નિશ્ચય થશે, કે અમે જે કહ્યું છે તે યથાર્થ જ છે અને અમે વરદાન કે શાપની વાતની પેઠે કશું જ ઠોકી બેસાડતા નથી.[૧૬] આ આત્મવિચારમય ગ્રંથની કથાથી જ તમારું સંસાર સંબંધી દુઃખ ટળી જશે. એ દુઃખ ધનથી, દાનથી, તપથી, વેદ સાંભળવાથી, બીજાં શાસ્ત્રો સાંભળવાથી, કે તે તે ગ્રંથોમાં કહેલા સેંકડો યત્નો કરવાથી ટળશે નહિ.[૧૭]

नश्यति संसृतिदुःखमिदं ते स्वात्मविचारणया कथयैव। नो धनदानतपःश्रुतवेदैस्तत्कथनोदितयत्नशतेन ॥ १७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સ્વચ્છાસ્ત્રનિરૂપણ' એ નામનો સર્ગ ૮મો સમાપ્ત

## સર્ગ ૯મો×

## જીવન્મુક્તનાં લક્ષણ તથા આત્માનું સ્વરૂપ

वसिष्ठ उवाच

तच्चित्तास्तद्गतप्राणा बोधयंतः परस्परम्।
कथयंतश्च तन्नित्यं तुष्यन्ति च रमंति च ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** જેઓ આત્મામાં જ ચિત્ત રાખીને તથા આત્માની પ્રાપ્તિને અર્થે જ જીવનનો વ્યાપાર રાખીને એકબીજાને સમજાવ્યા કરે છે, સર્વદા બોધની વાતો જ કર્યા કરે છે અને એમ કરવાથી જેઓ સંતોષ પામે છે તથા આનંદ ધરે છે, તે જ્ઞાનમાં જ એકમાત્ર નિષ્ઠા રાખનારા તથા આત્મજ્ઞાનનો જ વિચાર કરવાવાળા મનુષ્યોને જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે અને તે વિદેહમુક્તિ સમાન છે.[૧'૨]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! વિદેહમુક્તનાં અને જીવન્મુક્તનાં લક્ષણો કહો; એટલે હું શાસ્ત્રસિદ્ધ વિચાર કરીને તે પ્રમાણે જ યત્ન કરું.[૩]

**વસિષ્ઠ બોલ્યા :** વ્યવહાર કરતાં છતાં પણ અને આ જગત જેવું છે તેવું રહ્યા છતાં પણ જેની દૃષ્ટિમાં જગત આકાશની પેઠે શૂન્ય થઈ જાય છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૪] જે પોતે વ્યવહાર કરતાં છતાં પણ જ્ઞાનમાં જ એકનિષ્ઠ રહે છે અને જાગ્રતમાં પણ સુષુપ્તિવાળાની પેઠે નિર્વિકારપણાથી રહે છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૫] સર્વદા એકનિષ્ઠાથી જ રહેનારા જે પુરુષના મુખની કાંતિ સુખમાં ઉદય પામતી નથી અને દુઃખમાં અસ્ત પામતી નથી, તે પુરુષ જીવન્મુક્ત કહેવાય છે.[૬] જે પુરુષ સુષુપ્તિવાળાની પેઠે નિર્વિકારપણે રહે છે, જેને વિષયોના સ્પર્શરૂપ જાગ્રત અવસ્થા જ નથી અને જેને જાગ્રતની વાસનાથી થતું સ્વપ્ન પણ આવતું નથી, તે જીવન્મુક્ત કહેવાય છે.[૭] જે પોતે રાગ, દ્વેષ અને ભય આદિને અનુકૂળ એવી ક્રિયાઓ કરતાં છતાં પણ આકાશની પેઠે મનમાં નિર્લેપ રહે છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૮] ક્રિયાઓ કરતાં અથવા નહિ કરતાં પણ જેનું મન અહંકારયુક્ત થતું નથી અને જેની બુદ્ધિ લેપાતી નથી, તે જીવન્મુક્ત કહેવાય છે.[૯] સ્વસ્વરૂપમાં એક સ્થિતિથી રહેનારો જે પુરુષ આત્માના પ્રકાશમાત્રથી જગતનો લય થાય છે અને આત્માને આવરણમાત્ર થવાથી જગતની ઉત્પત્તિ થાય છે, એમ અનુભવપૂર્વક જાણે છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૦] જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી, જે લોકોથી ઉદ્વેગ પામતો નથી અને જે પોતે હર્ષથી, ક્રોધથી તથા ભયથી રહિત હોય છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૧] જે પુરુષ સંસારમાં સત્યતાબુદ્ધિ ટળી જવાને લીધે ચિત્તવાળો હોવા છતાં પણ ચિત્ત વિનાનો હોય છે અને શરીરવાળો હોવા છતાં પણ શરીરથી રહિત હોય છે, તે જીવન્મુક્ત

× આ નવમા સર્ગમાં જીવન્મુક્તનાં લક્ષણો, તેનું સર્વાત્મકપણું અને પ્રલયમાં પણ અવશેષ રહેનારું આત્માનું સ્વરૂપ કહેવામાં આવશે.

કહેવાય છે.[૧૨] જે પોતે સર્વ પદાર્થોથી વ્યવહાર કરતાં છતાં પણ શીતળ રહે છે અને જે સર્વ પદાર્થોમાં પણ પૂર્ણસ્વરૂપે રહે છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૩] જ્યારે શરીર કાળને અધીન થાય છે, ત્યારે એ પુરુષ જીવન્મુક્તની પદવીને છોડે છે અને જેમ પવન નિશ્ચળપણાને પામે છે, તેમ તે વિદેહમુક્તિની પદવીને પામે છે.[૧૪] વિદેહમુક્ત પુરુષ ઉદય પામતો નથી, અસ્ત પામતો નથી, મંદ પડતો નથી, પ્રત્યક્ષ રહેતો નથી, અપ્રત્યક્ષ રહેતો નથી, દૂર રહેતો નથી, અહંરૂપ રહેતો નથી અને અહંરૂપથી અલગ પણ રહેતો નથી.[૧૫] વિદેહમુક્ત પુરુષ સૂર્ય થઈને પ્રકાશે છે, વિષ્ણુ થઈને ત્રિલોકનું રક્ષણ કરે છે, રુદ્ર થઈને સર્વનો સંહાર કરે છે અને બ્રહ્મા થઈને સૃષ્ટિઓ કરે છે.[૧૬] તે આકાશ થઈને પવનોને, ઋષિઓને, સુરોને તથા અસુરોને ધારણ કરે છે અને મેરુ પર્વત થઈને લોકપાલોનાં પુરોનાં સ્થાનકરૂપ થાય છે.[૧૭] તે પૃથ્વી થઈને લોકોની અખંડ મર્યાદાને સાચવે છે અને ખડ, ગુચ્છ તથા લતાઓ થઈને તે ફળોના સમૂહો આપે છે.[૧૮] અગ્નિ થઈને તે પ્રજ્વલિત થાય છે, જળ થઈને તે દ્રવીભૂત થાય છે, ચંદ્ર થઈને તે અમૃતને ઝરે છે અને હળાહળ થઈને તે મરણ આપે છે.[૧૯] તે તેજ થઈને દિશાઓને પ્રકટ કરે છે, તે અંધકાર થઈને સર્વને અંધ કરે છે, તે આકાશ થઈને અવકાશ આપે છે અને તે પર્વત થઈને રોકી રાખે છે.[૨૦] ચેતનવાળો થઈને તે જંગમ થાય છે, જડ થઈને તે સ્થાવર થાય છે, સમુદ્ર થઈને તે પૃથ્વીરૂપી સ્ત્રીને કંકણની પેઠે વીંટી લે છે અને આવરણરહિત પરમાત્મા થઈને તે પોતાના પ્રકાશથી વ્યાપેલાં બ્રહ્માંડોરૂપી અનેક પરમાણુઓને ફેલાવતા છતાં પણ નિર્વિકાર રૂપે જ રહે છે.[૨૧,૨૨] ત્રણે કાળના સંબંધવાળું જે કાંઈ આ દૃશ્ય પ્રકાશે છે, પ્રકાશી ગયું છે અને પ્રકાશશે, તે સઘળું એ વિદેહમુક્તરૂપ જ છે.[૨૩]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! એવું તે શી રીતે થવાય? મને તો એ સ્થિતિ વિષમ, ઘણા કષ્ટથી પ્રાપ્ત થાય એવી અને પામ્યા પછી સ્થિર રાખવી કઠિન લાગે છે.[૨૪]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! મેં આ જે વિદેહમુક્તની સ્થિતિ કહી છે તે મુક્તિ જ કહી છે અને જે મુક્તિ છે તે જ બ્રહ્મ છે, તે જ નિર્વાણ છે. હવે એ સ્થિતિ શી રીતે પ્રાપ્ત થાય, તે વિષે હું કહું છું, તમે તે સાંભળો.[૨૫] હું અને તું આદિ વ્યવહારોવાળું જે કાંઈ આ દૃશ્ય જોવામાં આવે છે, તે વિદ્યમાન છતાં પણ તે 'ઉત્પન્ન થયું જ નથી' એમ સમજવામાં આવે, તો એ નિર્વાણ સ્થિતિ મળે છે.[૨૬]

**રામ બોલ્યા :** હે જ્ઞાનીઓમાં ઉત્તમ! જો વિદેહમુક્ત થયેલા પુરુષો તમારા કહેવા પ્રમાણે ત્રૈલોક્યરૂપ થતા હોય, તો તેઓ સંસારરૂપ જ થાય એમ હું માનું છું.[૨૭]

**વસિષ્ઠ બોલ્યા :** જો ત્રૈલોક્ય હોય તો તેઓ ભલે ત્રૈલોક્યના સ્વરૂપને ધારણ કરે, પણ જ્યાં 'ત્રૈલોક્ય' શબ્દથી કહેવાતો કોઈ પદાર્થ જ નથી, ત્યાં 'વિદેહમુક્ત ત્રૈલોક્યસ્વરૂપ થાય છે' એમ કહેવું બને જ કેમ? માટે આ 'જગત' શબ્દથી કહેવાતો કોઈ પદાર્થ જ નથી.[૨૮,૨૯] જે કાંઈ જગત છે તે સઘળું પરમાર્થરૂપે અદ્વૈત, શાંત, પ્રકાશની અને આકાશની પેઠે નિર્મળ પરબ્રહ્મ જ છે.[૩૦] મેં ઘણો ઘણો વિચાર કર્યો, તોપણ સોનાનાં કડાંમાં મે નિર્મળ સોના વિના બીજું કાંઈ પણ કડાંપણું દીઠું નહિ.[૩૧] જળના તરંગમાં હું જળ વિના બીજું કાંઈ જોતો નથી. જળમાં જે જે તરંગપણું જોવામાં આવે છે, તે મિથ્યા જ જોવામાં આવે છે. વાસ્તવિક રીતે જળમાં તરંગપણું છે જ નહિ.[૩૨] જે ચલન છે, તે કોઈ સ્થળમાં કદી પણ પવનથી જુદું હોતું નથી; કારણ

કે જે ચલન છે, તે વાયુ જ છે. આ પ્રમાણે જગત બ્રહ્મથી જુદું પડતું નથી.[૩૩] જેમ જગતમાં અવકાશ છે તે આકાશ જ છે અને નિર્જળ ભૂમિમાં જે જળ દેખાય છે ને તેજ જ છે, તેમ આ ત્રૈલોક્ય પણ બ્રહ્મરૂપ જ છે.[૩૪]

**રામ બોલ્યા :** હે મુનિ! જે યુક્તિથી જગતનું મિથ્યાપણું જાણીને મુક્તપણું પ્રાપ્ત થાય તે ઉત્તમ યુક્તિ મને કહો.[૩૫] દ્રષ્ટા અને દશ્ય એકરૂપ થઈને પરસ્પર મળી ગયાં છે અને તે બન્ને નથી, એવી જ્યારે મનની દૃઢ સ્થિતિ થાય છે, ત્યારે નિર્વાણસ્વરૂપ અવશેષ રહે છે.[૩૬] માટે દ્રષ્ટાનો ને દશ્ય જગતનો જે રીતે અત્યંત બાધ થઈ જાય અને સ્વરૂપે રહેલુ એક બ્રહ્મ જ છે, એમ સમજાય એવી યુક્તિ તમે મને કહો.[૩૭] હે મુનિ! આ બાબત કઈ યુક્તિથી જાણી શકાય તથા શી રીતે સિદ્ધ થાય? એવો બોધ જો સિદ્ધ થાય, તો પછી કાંઈ પણ કરવાનું બાકી રહેતું નથી.[૩૮]

**વસિષ્ઠ બોલ્યા :** ઘણા કાળથી ઘર ઘાલી રહેલી આ મિથ્યા જ્ઞાનરૂપી વિષૂચિકા વિચારરૂપ મંત્રથી જ નિર્મૂળ થઈને શાંત થઈ જાય છે.[૩૯] આ રોગ ઘણા કાળથી જામેલો છે, માટે તેને તુરત ઉખેડી શકાય એમ નથી; કારણકે લીસા પર્વત ઉપર ચડવામાં જેટલો પરિશ્રમ થાય છે, તેટલો જ પરિશ્રમ ઊતરવામાં પણ થાય છે. આથી અભ્યાસના યોગથી, યુક્તિથી અને ન્યાયોની ઘટનાઓથી જે રીતથી જગતરૂપી ભ્રાંતિનો નાશ થાય છે, તે રીત હું તમને કહું છું, તમે તે સાંભળો.[૪૦-૪૧] હે રામ! જ્ઞાનની સિદ્ધિ માટે હું તમને આ જે કથા કહીશ, તે તમે સાંભળશો, તો તમે બોધ પામીને અવશ્ય મુક્ત થશો.[૪૨] હવે હે રામ! હું તમને ઉત્પત્તિ-પ્રકરણ કહું છું. એમાં તમે આત્મા પોતાનામાંથી ઉત્પન્ન થયેલા જગતથી મુક્ત થઈને રહે છે, એ વિષય સમજશો.[૪૩] આ શૂન્ય ભ્રાંતિરૂપ જગત મૂળે ઉત્પન્ન જ થયું નથી, છતાં તે દેખાય છે, એ વિષય હું હવે આ પ્રકરણમાં તમને કહું છું.[૪૪] સઘળા પ્રકારોવાળું અને સુર, અસુર તથા કિન્નરો સાથેનું આ જે સ્થાવરજંગમ જગત જોવામાં આવે છે તે સઘળું, જ્યારે ઇંદ્રાદિકને પણ અંતર્ધાન કરી દેનારો મહાપ્રલય આવે છે, ત્યારે ક્યાંય પણ જતું રહે છે, નાશ પામી જાય છે, અસત્ થઈ જાય છે અને અદશ્યરૂપ થઈ જાય છે.[૪૫-૪૬] એ પ્રમાણે જગતનો પ્રલય થાય છે, ત્યારે વ્યાપક, કહી શકાય નહિ એવું, નામ–રૂપથી રહિત, નિશ્ચળ અને ગંભીર એવું કાંઈક સત્ બાકી રહે છે. તે સત્ તેજરૂપ નથી, તમોરૂપ નથી, શૂન્ય નથી, આકારવાળું નથી, દશ્ય નથી, દર્શનરૂપ નથી અને ઉત્પન્ન થયેલા પદાર્થોના સમૂહરૂપ નથી. તે અનંતપણાથી રહે છે. તેના સ્વરૂપનું કોઈ રીતે નિરૂપણ થઈ શકતું નથી. પૂર્ણ કરતાં પણ પૂર્ણ છે, સત્ કહેવાઈ શકાતું નથી, અસત્ કહેવાઈ શકાતું નથી, ઉત્પત્તિવાળું નથી, તેમ ઉત્પત્તિરૂપ પણ નથી. તે ચૈતન્યમાત્ર છે, બુદ્ધિતત્ત્વથી ભિન્ન છે, અનંત છે, જરારહિત છે અને સુખરૂપ છે. તે આદિ, અંત તથા મધ્યથી રહિત છે, કારણરહિત છે અને પીડારહિત છે. ચિત્રમાં આલેખેલા મોતીના હંસની પેઠે જેમાં આ જગત પ્રકાશ પામે છે, જે જગતરૂપ છે, તેમ જે જગતરૂપ નથી, તે જગતની વ્યક્તાવસ્થા તથા અવ્યક્તાવસ્થામાં રહેનારા પરમાત્મા છે. પોતાને કાન, જીભ, નાક, ચામડી કે નેત્ર નહિ છતાં પણ તે સર્વ કાળમાં અને સર્વ દેશમાં સાંભળે છે, સ્વાદ લે છે, સૂંઘે છે, સ્પર્શ કરે છે તથા જોયા કરે છે.[૪૭-૫૧] એમના પ્રકાશથી જ સઘળું જગત પ્રકાશે છે. એમનું સ્વરૂપ જ અજ્ઞાનના સમયમાં સૃષ્ટિરૂપે વિચિત્ર લાગે છે અને અજ્ઞાનની નિવૃત્તિના સમયમાં તે આદિથી તથા અંતથી રહિત લાગે છે.[૫૨] જેમ નેત્રને અર્ધાં ઉઘાડીને ભમરની સામે

જોતાં બન્ને ભમરના મધ્યમાં ખોટી કાળી ટપકી જોવામાં આવે છે, તેમ એ દેવના સ્વરૂપમાં પણ મિથ્યા જગત જોવામાં આવે છે.[૫૪] એ દેવ આકાશની પેઠે નિર્લેપ રહીને પોતાના સ્વરૂપની સત્તાથી પોતામાં સત્‌રૂપ લાગતા જગતને જોયા કરે છે.[૫૫] એ સત્‌રૂપ પરમાત્માનું બીજુ કોઈ પણ કારણ હોવાની કલ્પના કરવી એ સસલાના શિંગડાની કલ્પના કર્યા જેવું છે. જેમ તરંગોનો સમૂહ જળના કાર્યરૂપ છે, તેમ આ જગત પણ એ દેવના કાર્યરૂપ છે.[૫૬] નિરંતર પ્રકાશતા અને ચિત્તરૂપી સ્થાનકોમાં રહેનારા એ ચૈતન્યમાત્ર દેવરૂપી દીવાના પ્રકાશથી સઘળું બ્રહ્માંડ પ્રકાશ્યાં કરે છે.[૫૭] એ દેવ ન હોય, તો સૂર્ય આદિ આ સઘળા પ્રકાશો અંધકારસમાન થઈ પડે છે. એ દેવરૂપી તેજમાં બ્રહ્માંડોરૂપી ઝાંઝવાનાં જળો ઝળક્યાં કરે છે. જેમ ઊંબાડિયું ઘૂમવા માંડે છે, ત્યારે તેમાં ચક્કર જેવો આકાર દેખાય છે અને જ્યારે તે ઘૂમતું થભે છે, ત્યારે તેમાં એ આકાર દેખાતો નથી; તેમ જ એ દેવ જ્યારે મનનું રૂપ ધારણ કરે છે, ત્યારે તેમાં આ જગત દેખાય છે અને જ્યારે તે મનરૂપપણાને છોડી દે છે, ત્યારે તેમાં આ જગત દેખાતું નથી.[૫૮] વ્યાપક અને વિભાગ વિનાના એ દેવના સ્વરૂપમાં, જગતનાં જે ઉત્પત્તિ તથા પ્રલય થાય છે, તે કેવળ અવિદ્યાના આવિર્ભાવ અને તિરોભાવને લીધે થાય છે. એ દેવનું વાસ્તવિક રૂપ તો નિર્મળ છે અને અક્ષય છે. જેમ પવનનાં ચલન અને અચલન કહેવા પૂરતાં જ પવનથી જુદાં છે, પણ વાસ્તવિક રીતે જુદાં નથી, તેમ જગતની ઉત્પત્તિ તથા પ્રલય પણ કહેવા પૂરતાં જ એ દેવથી જુદાં છે, પણ વાસ્તવિક રીતે જુદાં નથી; કારણકે એ દેવની સત્તા એવી અખંડિત છે કે, તેમાં બીજા કોઈની સત્તા સમાય એમ નથી. એ દેવ સર્વ કાળમાં અને સર્વ દેશમાં જ્ઞાની પુરુષોને પ્રકાશમાન છે, અજ્ઞાનીઓને અપ્રકાશિત છે અને મુક્ત પુરુષોને અપ્રકાશિત નથી તેમ પ્રકાશિત પણ નથી.[૫૯–૬૧] એ દેવ ચલનરહિત છે, કલ્યાણસ્વરૂપ છે અને શાંતસ્વરૂપ છે. એમાં જ કલ્પાયેલી અવિદ્યાના ચલનથી ત્રણ જગતની ઉત્પત્તિ થાય છે. એ એક જ દેવ અધિષ્ઠાનરૂપ છે અને ભરપૂર સ્વરૂપવાળા છે. જેમ પુષ્પોનો વિનાશ થતાં પણ તેમના પાર્થિવ ભાગનો વિનાશ થતો નથી, તેમ બ્રહ્માંડોનો વિનાશ થતાં પણ એ દેવની સત્તાનો વિનાશ થતો નથી. જેમ ધોળા વસ્ત્રમાં રહેલુ ધોળાપણું પ્રત્યક્ષ છે છતાં પણ તેને ગ્રહણ કરી શકાતું નથી, તેમ એ દેવ પ્રત્યક્ષ છતાં પણ ગ્રહણ કરી શકાતા નથી.[૬૨,૬૩] એ દેવ વાણીથી રહિત છે, છતાં પણ બોલે છે; મનથી રહિત છે, છતાં પણ મનન કરે છે; સર્વદા તૃપ્ત છે, છતાં પણ ભોગવે છે અને તે ક્રિયાનાં સાધનોથી રહિત છે, છતાં પણ ક્રિયા કરે છે.[૬૪] એ દેવ અંગરહિત છે, છતાં સર્વ અંગોવાળા છે. તેમને હજાર હાથ અને હજાર આંખ, હસ્ત તથા નેત્રો છે. એ દેવ કોઈમાં રહેલા નથી, છતાં સઘળા જગતમાં વ્યાપેલા છે.[૬૫] એ દેવ ઈંદ્રિયોના બળથી રહિત છે, છતાં સઘળી ઈંદ્રિયોની ક્રિયાઓ એનાથી જ થાય છે. એ દેવ મનથી રહિત છે, છતાં જગતની આ સઘળી રચનાઓ એમના સંકલ્પથી ઉત્પન્ન થયેલી છે. એ દેવને નહિ જોવાથી સંસારરૂપી મિથ્યા સર્પથી ડરવું પડે છે, પણ એ દેવના દર્શનથી સંસારની સઘળી કામનાઓ અને ભીતિઓ ક્યાંય ભાગી જાય છે. જેમ દીવાનો પ્રકાશ હોવાને લીધે નાટક સંબંધી સઘળી ક્રિયાઓ પ્રવર્તે છે, તેમ અવિચળ અને મહાપ્રકાશરૂપ એ સાક્ષી હોવાને લીધે ચિત્તની ચલનરૂપ સર્વ ચેષ્ટાઓ પ્રવર્તે છે.[૬૬–૬૮] જેમ સમુદ્રમાંથી નાનામોટા તરંગોની પંક્તિઓ ઊઠે છે, તેમ એ દેવમાંથી ઘટપટ આદિ સેંકડો પદાર્થોની પંક્તિઓ ઊઠ્યા કરે છે.[૬૯] જેમ સોનું કડાં, બાજુબંધ,

કેયૂર અને ઝાંઝર આદિ અનેકરૂપે ઉદય પામે છે, તેમ એજ દેવ અનેક વ્યાવહારિક અને મિથ્યા પદાર્થોરૂપે ઉદય પામે છે. જો એ દેવનો સાક્ષાત્કાર થાય તો તમે, હું અને આ સઘળા લોકો એકરૂપજ છીએ અને જો સાક્ષાત્કાર ન થાય તો તમે, હું અને સઘળા લોકો ભિન્ન ભિન્ન છીએ. જળમાં તરંગોની પંક્તિ જળથી અન્ય નથી, છતાં તે અન્ય જેવી લાગે છે; તે અભિન્ન છે છતાં ભિન્ન જેવી લાગે છે અને તે અનાદિ છે છતાં ઉત્પન્ન થયા જેવી લાગે છે; માટે તે મિથ્યા છે. તે જ પ્રમાણે એ દેવમાં દૃશ્ય પદાર્થોની પંક્તિ અન્ય નહિ છતાં અન્ય જેવી લાગે છે; અભિન્ન છતાં ભિન્ન જેવી લાગે છે અને અનાદિ છતાં ઉત્પન્ન થયા જેવી લાગે છે; આથી તે મિથ્યા છે.[૭૦-૭૨] કાળ સંબંધી છ વિકારો, દૃશ્ય પદાર્થોનો દેખાવ અને અનેક જાતના માનસિક મનોરથો એ દેવને લીધે જ સ્ફુરે છે. એ દેવના પ્રકાશથી જ જગતનો પ્રકાશ થાય છે.[૭૩] ક્રિયા, રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શ અને અંતઃકરણનું ચૈતન્ય આદિ જે કાંઈ તમારા જાણવામાં આવે છે, તે એ જ દેવ છે અને જેથી એ સઘળું જાણવામાં આવે છે, તે પણ એ જ દેવ છે.[૭૪] હે સુજન! પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એમાં અખંડિતરૂપે જે સંવિત્ (જ્ઞાન) રહેલું છે તે તમારું સ્વરૂપ છે, એમ તમે એકાગ્ર મનથી સમજો.[૭૫] એ બ્રહ્મ જન્મરહિત છે, જરારહિત છે, અનાદિ છે, અવિચળ છે, નિત્ય છે, સુખરૂપ છે, નિર્મળ છે, જાણ્યા પછી દૂર થાય એમ નથી, અત્યંત વંદનીય છે, શુદ્ધ છે, સઘળી રચનાઓથી રહિત છે, કારણોના કારણરૂપ છે, અનુભવરૂપ છે, બીજાથી જણાય એમ નથી, જ્ઞાનરૂપ છે, સર્વરૂપ છે અને સર્વરૂપ છતાં પણ ગુપ્ત રહેલ છે.[૭૬]

अजमजरमनाद्यं शाश्वतं ब्रह्म नित्यं शिव-
ममलममोघं वंद्यमुच्चैरनिद्यम् । सकलकलनशून्यं
कारणं कारणानामनुभवनमवेद्यं वेदनं विश्वमंतः ॥



# સર્ગ ૧૦મો*

## બ્રહ્મના લક્ષણમાં શંકા અને તેનું સમાધાન

**राम उवाच**

**महाप्रलयसंपत्तौ यदेतदवशिष्यते ।**
**भवत्येतदनाकारं नाम नास्त्यत्र संशयः ॥ १ ॥**

**રામ બોલ્યા :** મહાપ્રલય થતાં જે તત્ત્વ બાકી રહે છે, તે નિરાકારજ રહેવું જોઈએ, એમાં કશો સંશય નથી.[૧] પરંતુ એ તત્ત્વ શૂન્ય શા માટે નહિ અને પ્રકાશ શા માટે નહિ, તમ શા માટે નહિ, પ્રકાશવાળું શા માટે નહિ ?[૨] તે જ્ઞાતાથી રહિત શી રીતે છે, જીવરૂપ શી રીતે નથી, બુદ્ધિરૂપ શા માટે નથી અને મનરૂપ કેમ નથી ?[૩] એ તત્ત્વ કોઈ રૂપ નથી એ શી રીતે ? અને સર્વ રૂપ પણ છે, એ શી રીતે ? આ તમારી વચનોની વિચિત્ર ઢબથી તો મારા મનમાં ગૂંચવાડો ઊભો થયો છે; માટે તે તમે દૂર કરો.[૪]

**વસિષ્ઠ બોલ્યા :** તમે આ જે પૂછો છો, તે મારા અભિપ્રાયને ઓળંગીને પૂછો છો. એ ઘણો વિષમ છે, છતાં જેમ સૂર્ય કશા પણ યત્ન વિના રાત્રિના અંધારાને ભેદી નાખે છે, તેમ હું પણ કશા પણ યત્ન વિના તમારા સંશયને ભેદી નાખીશ.[૫] હે રામ! મહાપ્રલયના સમયમાં જે સત્ વસ્તુ અવશેષ રહે છે, તે શૂન્ય નથી. આ વિષે હું જે કહું છું તે તમે સાંભળો.[૬] જેમ કોતર્યા વિનાની પૂતળી થાંભલામાં રહેલી છે, તેમ આ જગત પણ તે સમયે બ્રહ્મમાં રહ્યું હોય છે: માટે જગતના અધિષ્ઠાનરૂપ તે બ્રહ્મ શૂન્ય નથી.[૭] આ આવી રીતનો જગતરૂપ જે મોટો આડંબર જોવામાં આવે છે, તે સાચો હોય કે ખોટો હોય, તોપણ તે જેમાં રહેતો હોય તે પદાર્થ શૂન્ય હોય જ નહિ.[૮] જેમ થાંભલો પોતાનામાં પૂતળી કોતરાયા વિના હોય છતાં પણ પૂતળી વિનાનો નથી,

* આ સર્ગમાં બ્રહ્મના લક્ષણમાં જે શંકા થઈ છે તેનું સમાધાન કરી તેનું તાત્પર્ય કહેવાશે.

તેમ બ્રહ્મ પણ પ્રલયકાળમાં જગતના પ્રકાશથી રહિત છે, છતાં પણ જગત વિનાનું નથી; માટે તે શૂન્ય નથી.[૯] હે રામ! જેમ જળમાં તરંગ નથી અને છે પણ ખરા, તેમ બ્રહ્મમાં આ જગત નથી અને છે પણ ખરું.[૧૦] જો દેશ, કાળ, કોતરનાર અને કોતરવાનાં સાધનો હોય, તો થાંભલામાં પૂતળીની રચના થઈ શકે છે; પણ બ્રહ્મમાં તો દેશ, કાળ આદિ સામગ્રીનો સંભવ નથી, તેથી તેમાં જગતની રચના થવી સંભવતી નથી. આમ માનીને વાદીઓ મિથ્યા મૂંઝાયા કરે છે.[૧૧] કારણ કે બ્રહ્મમાં જગતની સ્થિતિ વિષે થાંભલાની પૂતળીનું જે દૃષ્ટાંત આવે છે, તે એક દેશથી સરખું લેવાનું છે, પણ સઘળી રીતે સરખું લેવાનું નથી. જગતની ઉત્પત્તિની સત્તા બ્રહ્મની સત્તાથી જુદી નથી અને તેના પ્રલયની સત્તા પણ બ્રહ્મની સત્તાથી જુદી નથી, તો એવા કેવળ, સત્ અને સ્વરૂપસ્થિત બ્રહ્મની અંદર જગતની ઉત્પત્તિ થવામાં બીજી કોઈ સામગ્રીની જરૂર નથી.[૧૨,૧૩] અશૂન્ય પદાર્થને લઈને શૂન્ય શબ્દનો અર્થ કલ્પી શકાય છે અને શૂન્ય પદાર્થને લઈને અશૂન્ય શબ્દનો અર્થ કલ્પી શકાય છે; પણ બ્રહ્મથી ભિન્ન બીજો કોઈ પદાર્થ જ નથી; માટે બ્રહ્મને શૂન્ય કે અશૂન્ય કહેવાય જ કેમ?[૧૪] જે પ્રકાશ છે તે સૂર્યનો, અગ્નિનો, ચંદ્રનો કે તારા આદિનો ધર્મ છે; માટે બ્રહ્મને પ્રકાશ કહી શકાય નહિ, તેમ જ એ સૂર્ય આદિ કોઈ પણ પદાર્થ બ્રહ્મમાં નથી, માટે બ્રહ્મ પોતે પ્રકાશવાળું પણ નથી.[૧૫] સૂર્ય આદિ મહાભૂતોના પ્રકાશોનો જે અભાવ તે તમ કહેવાય છે. બ્રહ્મ કાંઈ તેના પ્રકાશના અભાવરૂપ નથી, માટે તે તમરૂપ નથી. આકાશની પેઠે સ્વચ્છ એવા એ બ્રહ્મનો જે પ્રકાશ કહેવાય છે, તે એના પોતાના અનુભવરૂપ જ છે. તે પ્રકાશનો એ પોતે જ અનુભવ કરે છે, પણ બીજા કોઈને તેનો અનુભવ થતો નથી. આ પ્રમાણે બ્રહ્મ જ્ઞાતાંથી રહિત છે. જે બ્રહ્મ તમથી તથા પ્રકાશથી પણ રહિત છે અને અવિનાશી પદ છે, તે આકાશની પેઠે નિર્મળ છે અને તેમાં સઘળું જગત ભ્રાંતિથી જ કલ્પાયું છે; માટે તે બ્રહ્મને જીવરૂપ, બુદ્ધિરૂપ કે મનરૂપ કહી શકાતું નથી.[૧૬–૧૮] બીલામાં અને બીલાના મધ્યમાં જેમ કશો ભેદ નથી, તેમ બ્રહ્મમાં અને જગતમાં કશો ભેદ નથી; માટે બ્રહ્મ કોઈ અન્યરૂપ નથી તેમ સર્વરૂપ છે એમ પણ કહેવાય છે. જેમ જળની અંદર તરંગ છે અને માટીની અંદર ઘડો છે, તેમ જેની અંદર જગત છે, તે બ્રહ્મ શૂન્ય કેમ જ હોય?[૧૯,૨૦] 'જેમ પૃથ્વીની અંદર રહેલું જળ પૃથ્વીરૂપ નથી, તેમ બ્રહ્મની અંદર રહેલું જગત બ્રહ્મરૂપ ન હોવું જોઈએ' એવી શંકા કરવી નહિ; કારણ કે પૃથ્વી આદિ સાકાર પદાર્થોની ઉપમા નિરાકાર બ્રહ્મમાં યથાર્થ રીતે લાગુ પડે નહિ. બ્રહ્મ આકાશની પેઠે નિર્મળ છે અને તેની અંદર રહેલું જગત પણ આકાશની પેઠે નિર્મળ જ છે. જેમ બ્રહ્મ આકાશથી પણ અધિક નિર્મળ છે, તેમ તેની અંદર રહેલું જગત પણ આકાશથી અતિ નિર્મળ છે; એટલે જેવું બ્રહ્મ છે તેવું જ જગત છે. મરીની અંદર રહેલી તીખાશ જેમ તેના ખાનાર વિના અન્યને જાણવામાં આવતી નથી, તેમ બ્રહ્મનું ચિન્માત્રપણું પ્રલયકાળમાં જીવ નહિ હોવાથી જાણવામાં આવતું નથી. આ પ્રમાણે બ્રહ્મ જે ચિદ્રૂપ છે, તે પ્રલયકાળમાં જીવના અભાવને લીધે ચિદ્રૂપે ભાસતું નથી. એ સમયમાં જેમ જીવનું જીવપણું નિવૃત્ત થાય છે, તેમ જગતનું જગતપણું નિવૃત્ત થાય છે. જીવ અને જગત બન્ને બ્રહ્મરૂપ જ થઈ જાય છે, ત્યારે સઘળા બહારના દેખાવો અને મનની અંદરના દેખાવો પણ બ્રહ્મરૂપ થઈ જાય છે અને બીજું કશું રહેતું નથી. પ્રલયમાં તથા સમાધિના કાળમાં સંપૂર્ણ જગત સુષુપ્તરૂપ થઈ જાય છે અને જ્ઞાનકાળમાં તુર્યરૂપ થઈ જાય છે.[૨૧–૨૫] સમાધિના

કાળમાં જગત સુષુપ્ત થઈ જાય છે, તેથી સઘળા સંસ્કારોના ડાબલારૂપ યોગી સંસારરહિત થઈને બ્રહ્મરૂપે રહે છે; જ્ઞાનકાળમાં સઘળા સંસ્કારોના ડાબલારૂપ જ્ઞાની વ્યવહારવાળો છતાં પણ સંસ્કાર-રહિત બ્રહ્મરૂપે રહે છે.[૨૬] જેમ આકારવાળા નિશ્ચળ જળમાં મોટાં મોજાં જળરૂપે રહેલાં છે, તેમ આકાર વગરના પરબ્રહ્મમાં બ્રહ્મરૂપે જગત રહેલું છે.[૨૭] પૂર્ણ બ્રહ્મમાંથી જે જગત તથા જીવ પ્રસરેલ છે, તે બ્રહ્મરૂપે જ પ્રસરેલ છે; માટે જગત તથા જીવ પૂર્ણ જ છે અને નિરાકાર જ છે. બ્રહ્મમાંથી જગતનું સ્ફુરણ માનવામાં આવ્યું, એટલે તેના દ્રષ્ટારૂપે જીવનું સ્ફુરણ પણ માનવામાં આવ્યું છે.[૨૮] જગત પૂર્ણમાંથી પૂર્ણરૂપે જ પ્રસરેલું છે અને પૂર્ણરૂપે જ રહેલું છે; માટે જગત ઉત્પન્ન જ થયું નથી; અને જો ઉત્પન્ન થયું હોય તો પણ બ્રહ્મરૂપ જ છે.[૨૯] પ્રલયમાં જીવને દ્રષ્ટાપણું નહિ રહેવાથી જગતમાં દશ્યપણું પણ રહેતું નથી, એટલે પછી જગતમાં જગતપણું શું રહ્યું? મરીનો સ્વાદ લેનારો ન રહે ત્યારે 'મરીમાં તીખાશ રહે છે' એમ કેમ જ કહેવાય?[૩૦] બ્રહ્મમાં ચિત્ત અને દશ્યપણું વગેરે છે જ નહિ છતાં તે મિથ્યા જ પ્રતીત થાય છે. બ્રહ્મમાં કોઈ ઉપાધિ છે જ નહિ, તો પછી તે ઉપાધિમાં બ્રહ્મનું જીવરૂપે પ્રતિબિંબિત થવું પણ કેમ કહેવાય?[૩૧] બ્રહ્મ પરમાણુના પણ કારણરૂપ છે, સૂક્ષ્મ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે, શુદ્ધ છે, પર છે અને આકાશના ગર્ભ કરતાં પણ અત્યંત શાંત છે.[૩૨] તે દેશ–કાળ આદિના વિભાગથી રહિત છે, તેથી તે અત્યંત વિસ્તીર્ણ છે. તે આદિ તથા અંતથી રહિત છે, પ્રકાશમાત્ર છે અને પ્રકાશ્ય પદાર્થોથી રહિત છે.[૩૩] બ્રહ્મમાં દશ્ય જ થયું નથી, ત્યારે ચિત્તમાં પ્રતિબિંબિત થયેલો કહેવાતો અને નિરંતર વાસનામય કહેવાતો દ્રષ્ટા (જીવ) તો ક્યાંથી જ થયો હોય?[૩૪] દશ્યનો ઉદય નહિ થવાથી બ્રહ્મમાં જીવપણું નથી, બુદ્ધિપણું નથી, ચિત્તપણું નથી, ઇંદ્રિયપણું નથી કે વાસના પણ નથી.[૩૫] આમ પરબ્રહ્મ બીજાઓને જગતરૂપી મોટા આડંબરથી ભરેલો લાગે છે, પણ અમને તો તે શાંત અને આકાશ કરતાં પણ અધિક શૂન્ય લાગે છે.[૩૬]

**રામ બોલ્યા :** એ અપાર ચૈતન્યમય પરબ્રહ્મનું રૂપ કેવું છે? તમે એ ફરી વાર સારી પેઠે મને કહો, એટલે મારા જ્ઞાનમાં વૃદ્ધિ થાય.[૩૭]

**વસિષ્ઠ બોલ્યા :** મહાપ્રલય થતાં સઘળાં કારણોના પણ કારણરૂપ જે પરબ્રહ્મ અવશેષ રહે છે, તેનું હું રૂપ કહું છું; તે તમે સાંભળો.[૩૮] સમાધિમાં વૃત્તિઓનો ક્ષય થાય છે, ત્યારે મનના રૂપનો પણ નાશ કરીને, જે કોઈ રીતે નિરૂપણ કરી શકાય નહિ એવું સદ્રૂપ રહે છે, તે પરબ્રહ્મનું રૂપ છે.[૩૯] સમાધિમાં દશ્યરૂપ જગત રહેતું નથી, તેથી દ્રષ્ટાનો અભાવ થવાથી જે એકરસ જેવું સાક્ષીરૂપ પ્રતીત થાય છે, તે પરબ્રહ્મનું રૂપ છે.[૪૦] જેને વિશે ભવિષ્યકાળમાં જીવનું સ્વરૂપ થયું માનવામાં આવે છે, તેવા ચૈતન્યનું દશ્યોમાં ઉન્મુખ નહિ થયેલું, ચિન્માત્ર, નિર્મળ અને શાંત એવું જે રૂપ છે, તે પરબ્રહ્મનું રૂપ છે.[૪૧] શરીરને વાયુ આદિ લાગતા છતાં પણ જેમ તેનો સ્પર્શ આદિ અનુભવ નહિ થતાં, જે રૂપ સમાધિમાં જીવતા યોગીનું રહે છે, તે પરમાત્માનું રૂપ છે.[૪૨] હે નિષ્પાપ! સ્વપ્ન વિનાની, માંકડ આદિની પીડાથી નહિ તૂટતી અને અંદર પ્રકાશવાળી બુદ્ધિની જે સુષુપ્તિ અવસ્થા છે, તે ઘણી વાર સુધી રહે છે ત્યારે તેનું જે ચૈતન્યરૂપ છે, તે પ્રલયકાળમાં પરમાત્માનું સ્વરૂપ છે.[૪૩] ત્રિપુટીથી રહિત એ ચિદ્રૂપ પરમાત્માનું જે રૂપ છે, તે આકાશના અવકાશ જેવું છે, શિલાના એકરસપણા જેવું છે અને પવનના પૂર્ણપણા જેવુ છે.[૪૪] જીવતાં છતાં દશ્યનો અને મનનો

ત્યાગ કરી દેતાં સ્વરૂપની જે પર અને શાંત સ્થિતિ રહે છે, તે પરમાત્માનું સ્વરૂપ છે.[૪૫] આનંદમય કોશની અંદર, સૂર્યની અંદર, આકાશની અંદર અને વૃત્તિઓની અંદર જે એક પ્રકાશ સ્ફુરે છે, તે પરમાત્માનું સ્વરૂપ છે.[૪૬] બુદ્ધિની વૃત્તિના, પદાર્થોના સ્ફુરણના, પદાર્થોના તથા અજ્ઞાનના સાક્ષીરૂપ અને આદિ–અંત વગરનું જે જ્ઞાન છે, તે પરમાત્માનું સ્વરૂપ છે.[૪૭] આ જગત કદી ઉત્પન્ન થયું જ નથી, છતાં પણ તે જેનાથી ઉત્પન્ન થયા જેવું જણાય છે અને જેનાથી અભિન્ન હોવા છતાં પણ તે ભિન્ન જેવું જણાય છે, તે પરમાત્માનું રૂપ છે.[૪૮] જ્ઞાની પુરુષ વ્યવહારમાં લાગ્યા છતાં પણ તે જે પાષાણના જેવી અવિચળ સ્થિતિમાં રહે છે તથા જે અખંડિત છતાં જગતને અવકાશ આપે છે, તે પરમાત્માનું સ્વરૂપ છે.[૪૯] પ્રમાતા,* પ્રમાણ× અને પ્રમેય+ એ ત્રણે જેમાં ઉદય પામે છે અને જેમાં અસ્ત પામે છે, તે પરમ દુર્લભ પરમાત્માનું સ્વરૂપ છે.[૫૦] બુદ્ધિ આદિથી રહિત એવા જે મોટા અરીસામાં પ્રમેયપણું, પ્રમાણપણું અને પ્રમાતાપણું પ્રતિબિંબિત થયેલું છે, તે પરમાત્માનું સ્વરૂપ છે.[૫૧] જાગ્રતથી, સ્વપ્નથી તથા સુષુપ્તિથી રહિત એવું જે મહાચૈતન્યનું સ્વરૂપ છે અને સ્થાવરમાં તથા જંગમમાં જે સત્‌રૂપે પ્રતીત થાય છે, તે પરમાત્માનું સ્વરૂપ છે અને તે જ પ્રલયમાં અવશેષ રહે છે.[૫૨] સ્થાવરોનું રૂપ કે જે મનથી તથા બુદ્ધિ આદિથી રહિત છે, તે જો જ્ઞાનમય હોય, તો તેને પરમાત્માના રૂપની ઉપમા આપી શકાય.[૫૩] બ્રહ્મા, સૂર્ય, વિષ્ણુ, ઇંદ્ર અને સદાશિવ આદિનો નાશ થતાં સુખરૂપ સઘળી ઉપાધિઓનો નાશ થવાથી ભેદરહિત, ચૈતન્યમાત્ર અને જેમાં જગતનો સંગ રહેતો નથી એવું એક પરમ સ્વરૂપ પ્રલયકાળમાં રહે છે.[૫૪]

* ચિદાભાસ. × ઇન્દ્રિયોની વૃત્તિ. + વિષયો.

ब्रह्मार्कविष्णुहरशक्रसदाशिवादिशांतौ शिवं परममेतदिहैकमास्ते । सर्वोपधिव्ययवशादविकल्परूपं चैतन्यमात्रमयमुज्झितविश्वसंगम् ॥ ५४ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'મહાકલ્પાંતાવશિષ્ટપરમભાવવર્ણન' એ નામનો સર્ગ ૧૦મો સમાપ્ત

## સર્ગ ૧૧મો×

### જગતની સત્તા અધિષ્ઠાનની સત્તાથી જુદી નથી

राम उवाच

इदं रूपमिदं दृश्यं जगन्नास्तीति भासुरम् ।
महाप्रलयसंप्राप्तौ भो ब्रह्मन् क्वेव तिष्ठति ॥ १ ॥

રામ બોલ્યા : હે બ્રહ્મન્! આવા રૂપથી પ્રકાશતું આ દશ્યરૂપ જગત મહાપ્રલયના સમયમાં બ્રહ્મની અંદર રહેતું નથી, ત્યારે ક્યાં રહે છે, તે કહો.[૧]

વસિષ્ઠ બોલ્યા : વાંઝણીનો દીકરો ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે તથા આકાશનું વન ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે, તે કહો.[૨]

રામ બોલ્યા : વાંઝણીનો દીકરો તથા આકાશનું વન છે જ નહિ અને થવાનાં પણ નથી. આમ તેઓ પ્રત્યક્ષ નથી; અને પ્રત્યક્ષ નહિ હોવાને લીધે તેમનો પ્રલય થવાનું પણ કહી શકાય એમ નથી; માટે તમે જગતને તેમની ઉપમા આપો છો, એ કેમ સંભવે ?[૩]

વસિષ્ઠ બોલ્યા : જેમ વાંઝણીનો દીકરો અને આકાશનું વન એ કદી પણ નથી, તેમ જગત આદિ દશ્ય પણ કદી નથી.[૪] એની પેઠે જ જગત ઉત્પન્ન થયું નથી તેમ નાશને પણ પામનારું નથી. જે વસ્તુ પ્રથમ છે જ નહિ તેની

× આ અગિયારમા સર્ગમાં 'પ્રલયમાં પણ જગતની સત્તા અધિષ્ઠાનની સત્તાથી છે અને સૃષ્ટિમાં પણ અધિષ્ઠાનથી જુદી તેની સત્તા નથી' એ નિરૂપણ કરવામાં આવશે.

ઉત્પત્તિ વળી કેવી હોય? પછી ઉત્પત્તિ ન હોય ત્યારે નાશની તો વાત જ શી હોય![૫]

રામ બોલ્યા: જેની ઉત્પત્તિ અને સ્થિતિ પ્રત્યક્ષ છે એવા જગતને વાંઝણીના પુત્ર આદિ અત્યંત અસત્ પદાર્થની ઉપમા આપવી ઘટતી નથી. માટે વાંઝણીના પુત્રની અને આકાશના વનની ઉપમા નહિ આપતાં, જેમનાં ઉત્પત્તિ અને નાશ પ્રત્યક્ષ છે, તેમની ઉપમા આપો તો અયોગ્ય કહેવાય![૬]

વસિષ્ઠ બોલ્યા: જેને ઉપમા આપવાની હોય તેને તેનાથી ભિન્ન પદાર્થની ઉપમા આપવી જોઈએ. વાંઝણીના પુત્રની અને આકાશના વનની કલ્પના તો જગતથી ભિન્ન નથી, પણ જગતની અંદર જ આવી જાય છે. માટે જગતને તેની ઉપમા આપવી અયોગ્ય જ છે. આથી મેં અત્યંત અસત્ પદાર્થની ઉપમા આપી છે. જગત પણ અત્યંત અસત્ પદાર્થ જ છે. બીજા કોઈ પદાર્થની ઉપમા નહિ લાગુ પડતાં તેના તે પદાર્થની ઉપમા આપવામાં આવે તો 'આકાશ આકાશ જેવું છે' એ વાક્યની પેઠે અનન્વયાલંકારનું ઉદાહરણ થઈ જાય.[૭] આ જગત તો પ્રત્યક્ષ દેખાય છે, તે અત્યંત અસત્ કેમ સંભવે? એવી શંકા રાખશો નહિ; કારણ કે કેટલાએક પદાર્થો અત્યંત અસત્ છતાં પણ પ્રત્યક્ષ થાય છે. જેમ સુવર્ણના કડામાં કડાપણું પ્રત્યક્ષ દેખાય છે પણ તે અત્યંત અસત્ છે, તેમ બ્રહ્મમાં જગતપણું પ્રત્યક્ષ દેખાય છે, પણ તે અત્યંત અસત્ છે.[૮] જેમ આકાશમાં શૂન્યપણું પ્રત્યક્ષ દેખાય છે, પણ તે આકાશથી જુદું નથી; કાજળમાં કાળાપણું પ્રત્યક્ષ દેખાય છે. પણ તે કાજળથી જુદું નથી; હિમમાં શીતપણું પ્રત્યક્ષ જણાય છે. પણ તે હિમથી જુદું નથી અને ચંદ્રમાં શીતળપણું પ્રત્યક્ષ જણાય છે, પણ તે ચંદ્રથી જુદું નથી; તેમ બ્રહ્મમાં જગતપણું પ્રત્યક્ષ દેખાય છે પણ તે બ્રહ્મથી જુદું નથી.[૯-૧૧] જેમ મરુ દેશની નદીમાં જળ અને બીજા ચંદ્રમાં ચંદ્રપણું પ્રત્યક્ષ દેખાતા છતાં પણ નથી જ, તેમ બ્રહ્મમાં જગતપણું પ્રત્યક્ષ દેખાતા છતાં પણ નથી જ.[૧૨] આ પ્રમાણે જે પ્રથમ થયું જ નથી તે વર્તમાનકાળમાં પણ હોતું નથી, ત્યારે તેનો નાશ થવાની તો વાત જ કેમ બને?[૧૩] જો કે બ્રહ્મ જગતનું કારણ કહેવાય છે, તો પણ જેમ તડકો છાયાનું કારણ હોય એ સંભવિત છે, તેમ ચૈતન્યરૂપ બ્રહ્મ જડરૂપ પૃથ્વી આદિનું કારણ હોય એ અસંભવિત છે. માટે જગત મુદ્દલ થયું જ નથી એમ સમજવું.[૧૪] આથી જગતરૂપ કાર્ય કાંઈ ઉત્પન્ન થયું જ નથી, પણ જે બ્રહ્મ છે તે જ જગતરૂપે ભાસે છે, એમ માનવું યોગ્ય છે.[૧૫] જો 'અજ્ઞાન જ જગતરૂપે પરિણામ પામ્યું છે' એમ કહેવામાં આવે, તો પણ અજ્ઞાનનું પરિણામ એ સંવિત્નું વિવર્ત જ છે, સ્વપ્નમાં જે જગત જોવામાં આવે છે તે સંવિત્નું વિવર્ત જ છે. એ વાત પ્રસિદ્ધ છે.[૧૬] જેમ સ્વપ્નમાં જે ભ્રમરૂપ જગત જોવામાં આવે છે તે સંવિત્નો જ દેખાવ છે, તેમ [illegible] માં જે જગત જોવામાં આવે છે તે [illegible] દેખાવ છે.[૧૭] આ જે કાંઈ જગત જોવામાં [illegible] છે, તે સર્વદા બ્રહ્મરૂપ જ છે. [illegible] સમયે અને કાંઈ પણ [illegible] પણ થયો નથી.[૧૮] [illegible] ચલન વાયુરૂપ જ છે [illegible] છે, તેમ બ્રહ્માંડ પણ [illegible] સ્વપ્નને જોનારા [illegible] નગર જેવું દેખાય [illegible] પોતાના સ્વરૂપમાં [illegible]

રામ બોલ્યા: [illegible] સ્વપ્નના [illegible]

અત્યંત દૃઢ રીતે કેમ પ્રતીત થાય છે? સ્વપ્નનો પદાર્થ તો અત્યંત દૃઢ પ્રતીત થતો નથી.[૨૧] જ્યાં સુધી દૃશ્યની સ્થિતિ હશે ત્યાં સુધી દ્રષ્ટાનું વારણ થવાનું નથી અને જ્યાં સુધી દ્રષ્ટાની સ્થિતિ હશે ત્યાં સુધી દૃશ્યનું વારણ થવાનું નથી. તેમ જ એમાંનું એક હશે ત્યાં સુધી બન્ને બંધ રહેશે અને એમાંના એકનો ક્ષય થશે ત્યારે બન્નેનો મોક્ષ થશે.[૨૨] પણ જ્યાં સુધી દૃશ્યનો અત્યંત બાધરૂપ ક્ષય સમજાયો નથી, ત્યાં સુધી દ્રષ્ટા અને દૃશ્યનો સંબંધ ટળવાનો નથી. પછી જ્યાં સુધી એ સંબંધ ટળ્યો નથી ત્યાં સુધી મોક્ષની આશા રાખવી વ્યર્થ છે.[૨૩] જો પ્રથમ દૃશ્ય પદાર્થ હોય અને પછીથી તેનો ક્ષય થતો હોય, તો સંસ્કારરૂપે રહેલા દૃશ્યનો ઉત્પત્તિરૂપ અનર્થાત્મક બંધ શાંત થતો નથી.[૨૪] કારણ કે ચૈતન્યરૂપી અરીસાઓ જ્યાં જ્યાં હોય, ત્યાં ત્યાં તેમાં સઘળાં દૃશ્યનું સ્મરણરૂપ મોટું પ્રતિબિંબ પડ્યા વિના રહેતું નથી.[૨૫] જો દૃશ્ય ઉત્પન્ન જ થયું ન હોય અને અસ્તિત્વ વિનાનું જ હોય, તો દ્રષ્ટા દૃશ્યથી મુક્ત થઈ શકે છે. હે શ્રેષ્ઠ આત્મજ્ઞાની! એટલા માટે મારા મનમાં મુક્તિના અસંભવની જે શંકા છે, તેને તમે યુક્તિઓથી દૂર કરો. હું જ્યાં સુધી દૃશ્યના અત્યંત અસંભવને બરાબર સમજું નહિ, ત્યાં સુધી તમે મને વિસ્તારથી કહ્યા કરો.[૨૬-૨૭]

વસિષ્ઠ બોલ્યા : હે રામ! જગત દૃઢ રીતે પ્રતીત થાય છે, છતાં તે મિથ્યા જ પ્રતીત થાય છે. એ વિષય હું લાંબી આખ્યાયિકાઓથી કહું છું તે તમે સાંભળો.[૨૮] જેમ પાણીના ધરામાં ધૂળ નીચે બેસી જાય છે, તેમ જ્યાં સુધી તમારા હૃદયમાં દૃશ્યનો અત્યંત અસંભવ બેસી જશે નહિ, ત્યાં સુધી હું પૂર્વના મહાત્માઓની કથાઓનાં વાક્યથી તમને તે સમજાવ્યા કરીશ.[૨૯] તમે જ્યારે ભ્રાંતિરૂપ જગતની સૃષ્ટિના અત્યંત અભાવને બરાબર રીતે સમજશો, ત્યારે તમે તત્ત્વમાં વિશ્રાંતિ પામીને વ્યવહાર કર્યા કરશો.[૩૦] જેમ બાણો મોટા પર્વતને વીંધી શકતાં નથી, તેમ તમે જ્યારે જગતના અત્યંત અભાવને સમજશો, ત્યારે સ્થૂલ તથા સૂક્ષ્મ વિષયોનાં પ્રયોજનની, અપ્રયોજનની, લેવાની અને મૂકવાની ચપળ વૃત્તિઓ તમને વીંધી શકશે નહિ.[૩૧] એ આત્મા એક અને અદ્વિતીય જ છે, તેમાં બીજી કોઈ કલ્પના છે જ નહિ; તે છતાં એ આત્મામાં જે રીતે જગત ઉત્પન્ન થયું છે, તે રીતે હું તમને કહી સંભળાવીશ.[૩૨] હે રામ! આ સઘળાં બ્રહ્માંડો એ આત્માથી જ પ્રકટ થયાં છે. એ આત્મા જ સમષ્ટિ—વ્યષ્ટિરૂપ થઈને બહારના પદાર્થોરૂપ તથા માનસિક પદાર્થોરૂપ થાય છે. તે પોતે જ જગતરૂપે ઉત્પન્ન થાય છે અને તે પોતે જ પ્રલયરૂપે લય પામે છે.[૩૩]

तस्मादिमानि सकलानि विजृंभितानि सोऽपीदमंग सकलासकलं महात्मा । रूपावलोकनमनोमननप्रकारकारास्पदं स्वयमुदेति विलीयते च ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'પરમાર્થ—વર્ણન' એ નામનો સર્ગ ૧૧મો સમાપ્ત

## सर्ग १२मो[×]

### અધ્યારોપ અને અપવાદ

वसिष्ठ उवाच

एतस्मात्परमाच्छांतात् पदात् परमपावनात् ।
यथेदमुत्थितं विश्वं तच्छृणूत्तमया धिया ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : એ શાંત અને અત્યંત પવિત્ર પરમપદમાંથી આ જગત જે પ્રકારે ઉત્પન્ન થયું છે, તે પ્રકાર તમે ઉત્તમ બુદ્ધિથી સાંભળો.[૧] જેમ પ્રત્યેક પુરુષનું પોતાનું શાંત સ્વરૂપ જ સ્વપ્નની પેઠે વિવર્ત પામે છે, તેમ સઘળા જીવોનું એકઠું શાંત સ્વરૂપ જ સૃષ્ટિની પેઠે વિવર્ત પામે

× આ બારમા સર્ગમાં અપવાદથી જગતનો અત્યંત અસંભવ કહેવા માટે પ્રથમ તેને ઘટનો સૃષ્ટિનો અધ્યારોપ કહેવામાં આવશે.

છે. એ સર્વસ્વરૂપ પરબ્રહ્મનો જગતરૂપે વિવર્ત થવામાં જે ક્રમ છે તે તમે સાંભળો.[૨] આ સઘળું જગત સર્વદા સ્વાભાવિક રીતે અનંત પ્રકાશરૂપ એ ચૈતન્યમણિની સત્તારૂપ જ છે, તે પોતાના સ્વરૂપમાં જ કાંઈક દૃશ્યપણાને પામે છે.[૩] અહંકારના અધ્યાસ વગરનું અને આકાશ કરતાં પણ સૂક્ષ્મતાવાળું એ શુદ્ધ તત્ત્વ ભવિષ્યમાં થનારાં નામરૂપોનાં અનુસંધાનોથી પ્રથમ કાંઈક કલ્પનાવાળું થાય છે. શાસ્ત્રો એ કલ્પનાને 'ઈક્ષણ' કહે છે. તે ઈક્ષણવાળી એ પરમસત્તા ઈક્ષણરૂપ વૃત્તિમાં પ્રકટ થયેલા ચૈતન્યને લીધે વાણીના વ્યવહારની કાંઈક યોગ્યતા મેળવે છે અને તેથી તે 'ઈશ્વર' એવું યોગ્ય નામ ધારણ કરે છે.[૪-૬] પછી ઘણા કાળની ભાવનાથી ઈક્ષણવૃત્તિ દૃઢ થાય છે, એટલે એ જ સત્તા સૂક્ષ્મ પ્રપંચપણાને પકડે છે અને પોતાના પરબ્રહ્મપણાને વિસ્મરણથી છોડી દે છે. ત્યારે તે સત્તા ભવિષ્યમાં જીવ અને હિરણ્યગર્ભ આદિ નામોવાળી થાય છે.[૭] આમ જે બ્રહ્મસત્તા છે, તે જ એવી રીતની ભાવનાઓને લીધે સંસારની સ્થિતિમાં તત્પર થાય છે. એ સત્તાનો સ્વભાવ જ આવો છે. આથી જેમ રજ્જુમાં સર્પભાવ ઉત્પન્ન થાય છે, તેમ તે સત્તામાં જીવ તથા હિરણ્યગર્ભ આદિ ભાવ ઉત્પન્ન થાય છે. હવે એ સત્તામાં જીવભાવ ઉત્પન્ન થાય છે, એટલે પછી તુરત જ શૂન્યરૂપ આકાશપણું ઉદય પામે છે. એ આકાશ શબ્દ આદિ તન્માત્રાઓના બીજરૂપ છે અને ભવિષ્ય નામોને પ્રકાશ આપનાર છે.[૮-૯] તે પછી કાળની સત્તાની સાથે અહંકારનો ઉદય થાય છે અને તે ભવિષ્યમાં થવાની જગતની સ્થિતિના મુખ્ય બીજરૂપ છે.[૧૦] આ પ્રમાણે પરબ્રહ્મથી જ જરા પણ વિકાર પામ્યા વિના આ મિથ્યા જગતરૂપી જાળ ઉદય પામે છે અને સ્ફુરવાને લીધે તે જાણે જુદી સત્તાવાળી હોય એમ દેખાય છે.[૧૧] અહંતાના ઉદયને અનુસરીને ભાસનારું એ બ્રહ્મતત્ત્વ—આ સંકલ્પભાવ જગતરૂપી વૃક્ષના બીજરૂપ છે. આ અહંકારનો ઉદય થાય છે, તે પછી અહંકારના એકદેશ જેવો અને ગલનશક્તિવાળો વાયુ ઉદય પામે છે.[૧૨] અહંકારવાળી એ જ બ્રહ્મસત્તા આકાશની તન્માત્રારૂપ શબ્દની ભાવનાને લીધે આકાશ કરતાં કાંઈક ઘાટી થાય છે અને શબ્દરૂપે પ્રતીત થાય છે.[૧૩] એ શબ્દ સઘળા ભવિષ્ય પદાર્થોનો વાચક થાય છે, શબ્દના સમૂહરૂપ વૃક્ષના બીજરૂપ છે, વેદરૂપે પ્રકાશ પામે છે અને પદો, વાક્યો તથા પ્રમાણો એ નામોથી ઓળખાય છે.[૧૪] એ પ્રમાણે વેદરૂપપણાને પામેલા બ્રહ્મતત્ત્વમાંથી સઘળું જગત ઉત્પન્ન થાય છે. જે જે શબ્દોનો ઉદય થાય તે તે શબ્દોના વાચ્ય પદાર્થોરૂપે પણ એ જ તત્ત્વ પ્રતીત થાય છે.[૧૫] એક જાતના વાયુરૂપ પ્રાણને ધારણ કરવાથી એ બ્રહ્મસત્તા જીવ કહેવાય છે. અનેક રૂપોવાળા જુદા જુદા દેહોની ભવિષ્યની પ્રાપ્તિથી તે જીવનાં વ્યષ્ટિભાવે અનેક નામો થાય છે.[૧૬] ભવિષ્યનાં ચૌદ બ્રહ્માંડોમાં રહેવાથી ચૌદ પ્રકારવાળા અને પ્રાણવાયુ સાથે સંબંધ ધરાવનારા એ જીવો ચૈતન્યમાંથી બ્રહ્માંડોરૂપી ખાડાઓમાં પસરે છે.[૧૭] જેમાં પ્રથમ નામ કે ગતિ કાંઈ પણ હોતું નથી, તે જ ચૈતન્ય તુરત સ્ફુરણ પામીને ક્ષણમાત્રમાં ભાવનાને લીધે સ્પર્શરૂપ થાય છે.[૧૮] સ્પર્શોના ઓઘરૂપી વૃક્ષના બીજરૂપ એ જ ચૈતન્ય આવહ અને પ્રવહ આદિ પવનોરૂપ થાય છે અને તે પવનોરૂપ થયેલા ચૈતન્યમાંથી સર્વ પ્રાણીઓની ક્રિયારૂપ ગતિ ફેલાય છે.[૧૯] એ જ ચૈતન્યમાં પ્રકાશની ભાવનાને લીધે પ્રકાશ(તેજ)નો અનુભવ થાય છે અને તે તેજમાં અનેક ભવિષ્યરૂપોના સમષ્ટિભૂત રૂપનો અનુભવ થાય છે. રૂપમાંથી સૂર્ય અને અગ્નિ આદિ વ્યષ્ટિરૂપો ઉત્પન્ન થાય છે. તે રૂપ જ અનેક રૂપોના ઓઘરૂપી વૃક્ષનું બીજ છે; એટલે તેમાંથી જુદાં જુદાં વ્યષ્ટિરૂપોના ભેદથી

સંસાર ફેલાય છે. એ જ ચૈતન્ય 'હું જળના રસના સમુદાયરૂપ છું,' એવી ભાવનાને લીધે રસરૂપ થઈ જાય છે. સાકાર પદાર્થોનો જીભથી સ્વાદ લેતા જે પ્રતીતિ થાય છે, તે રસ તન્માત્રા કહેવાય છે. જળોના ભવિષ્ય વિલાસોરૂપ એ રસ વ્યષ્ટિરસોરૂપી વૃક્ષના બીજરૂપ છે, એટલે તેમાંથી પરસ્પર સ્વાદોની વૃદ્ધિ થતાં સંસાર વિસ્તાર પામે છે.[૨૦-૨૩] એ જ ચૈતન્ય 'હું પૃથ્વી છું' એવા સંકલ્પરૂપ થાય છે, ત્યારે તે પૃથ્વીના ભવિષ્યના ભેદોને યોગ્ય થાય છે અને સંકલ્પોને લીધે જ પોતામાં ગંધપણાને દેખે છે. ભાવી ભૂગોળપણાને લીધે એ જ મનુષ્ય આદિ આકૃતિઓનું બીજ છે. સર્વના આધારરૂપ એ પૃથ્વીરૂપ ચૈતન્યમાંથી સંસાર ફેલાય છે.[૨૪-૨૫] તે તે ભૂતોના અહંભાવને પામેલું ચૈતન્ય જ ભાવના કરે છે, તેથી એ શબ્દ આદિ તન્માત્રાઓ પરસ્પર એકઠી થાય છે અને જેમ જળમાં પરપોટા થાય છે, તેમ ચૈતન્યમાં જ અનેક બ્રહ્માંડોરૂપે પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે.[૨૬] જ્યાં સુધી સર્વનો નાશ થઈ જાય નહિ, ત્યાં સુધી તે જુદા જુદા પદાર્થો ચોખ્ખા પડીને દેખાય જ નહિ એવી રીતે એ એકઠા થઈ ગયેલા છે. એ પદાર્થો બ્રહ્મમાં બ્રહ્મની સત્તાથી જ રહ્યા છે. એક કણસરખા બીજની અંદર જેમ અનેક વડનાં વૃક્ષ રહ્યાં છે, તે વડનાં વૃક્ષો અનેક રીતે ઉત્પન્ન થાય છે અને સેંકડો શાખાઓથી સ્ફુરે છે, તેમ બ્રહ્મરૂપ બીજમાં અનેક બ્રહ્માંડો રહ્યાં છે, તે બ્રહ્માંડો અનેક રીતે ઉત્પન્ન થાય છે અને સેંકડો શાખાઓથી સ્ફુરે છે. પરમાણુ જેવા સૂક્ષ્મ બ્રહ્મમાં માયાને લીધે એ બ્રહ્માંડો પ્રતીત થાય છે અને ક્ષણમાત્રમાં એ વધી જાય છે.[૨૭-૨૯] આ સઘળાં બ્રહ્માંડો ચૈતન્યના વિવર્તરૂપ જ છે અને વિવર્તરૂપ હોવાથી નિર્વિકાર જ છે. નિર્વિકાર ચૈતન્યમાં જ વિવર્તરૂપ હોવાને લીધે એ સઘળાંઓને વધતાં વાર લાગતી નથી અને ક્ષણમાત્રમાં જ તે વધી જાય છે.[૩૦] આ જે તન્માત્રાઓનો સમૂહ છે તે સંકલ્પરૂપપણાને પામેલું ચૈતન્ય જ છે. એ ચૈતન્ય પોતે નિરાકાર છે, છતાં તે પોતાની જ્ઞાનશક્તિથી પોતાનામાં જગતને ત્રસરેણુ સમાન દેખે છે.[૩૧] જગતનું બીજ પાંચ તન્માત્રાઓ છે, તે તન્માત્રાઓનું બીજ પરમાત્માની સાથે સાક્ષાત્ સંબંધ ધરાવનારી માયાશક્તિ છે અને એ માયાશક્તિનું બીજ પરમાત્મા જ છે, એમ સર્વદા વિદ્વાનોનો અનુભવ છે. માટે જે જગત છે તે અજ અને આદિરૂપ બ્રહ્મ જ છે. જગત બ્રહ્મના વિવર્તરૂપ જ છે.[૩૨]

बीजं जगत्सु ननु पंचकमात्रमेव बीजं पराव्यवहितस्थितिशक्तिराद्या । बीजं तदेव भवतीति सदानुभूतं चिन्मात्रमेवमजमाद्यमतो जगच्छ्रीः ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'અધ્યારોપ અને અપવાદ' એ નામનો સર્ગ ૧૨મો સમાપ્ત

## सर्ग १३मो*

### બ્રહ્મને જીવભાવની પ્રાપ્તિ

वसिष्ठ उवाच

परमे ब्रह्मणि स्फारे समे राम समस्थिते ।
अनुत्पन्ननभस्तेजस्तमःसत्ता चिदात्मनि ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ ! જેમાં આકાશ, તેજ કે તમ ઉત્પન્ન થયાં નહોતાં એવા ચિદ્રૂપ, વિસ્તીર્ણ અને સ્વરૂપે સ્થિર રહેલા નિર્વિકાર પરબ્રહ્મમાં દૃશ્ય પદાર્થોરૂપે પ્રતીત થવાના સ્વભાવને લીધે પ્રથમ વિષયોની કલ્પના ઊઠી; તે પછી ચિત્તરૂપે પ્રતીત થવાને લીધે ચિત્તની કલ્પના ઊઠી; તે પછી દૃશ્યોની સાથે સંયુક્ત થઈને જીવરૂપે પ્રતીત થવાના સ્વભાવને લીધે જીવપણાની કલ્પના ઊઠી; તે પછી દૃશ્યોની સાથે એકરૂપપણું પ્રતીત થવાથી અહંભાવની કલ્પના ઊઠી; અને તે પછી અહંભાવની વૃદ્ધિ થવાથી બુદ્ધિ-

* આ તેરમા સર્ગમાં બ્રહ્મને જીવભાવ થયાનું અને દેહાદિકની પ્રાપ્તિ થયાનું વર્ણન કરાશે.

પણાની કલ્પના ઊઠી. એવી રીતે જ શબ્દ આદિ વિષયોનું મનન કરનાર મનની અને બીજા પણ કેટલાએક ભાવોની કલ્પના ઊઠી.[૧-૪] પછી શબ્દ આદિ તન્માત્રાઓનું પંચીકરણ થવાથી વૃદ્ધિ પામેલા અને તેથી સ્થૂલદેહપણાને પામેલા તે મનમાંથી આવા પ્રકારનો આ બ્રહ્માંડ આદિ-રૂપ મોટો ગોટો ઉત્પન્ન થયેલો જોવામાં આવે છે.[૫] જેમ સ્વપ્નમાં બાંધ્યા વિનાનું નગર તુરત ઉત્પન્ન થાય છે, તેમ એ ક્રમ પ્રમાણે તુરત જ એ ગોટો ઉત્પન્ન થાય છે. આ બ્રહ્માંડરૂપી મોટું જાળું ચિદાકાશરૂપી મોટા વનમાં ઉત્પન્ન થઈ થઈને પાછું નાશ પામે છે.[૬] મન જગતરૂપી કરંજોની કુંજોનું વાવ્યા વિનાનું બીજ છે. તેને પૃથ્વીની, જળની કે ગરમી આદિની કશી અપેક્ષા રહેતી નથી.[૭] જેમ સ્વપ્નનો દ્રષ્ટા નગરને ઉત્પન્ન કરે છે, તેમ બ્રહ્મમાં કલ્પાયેલું એ મન પાછળથી પૃથ્વી આદિને ઉત્પન્ન કરે છે.[૮] એ મન ગમે ત્યાં રહ્યું હોય, તોપણ જગત આદિ અંકુરને ઉત્પન્ન કર્યા જ કરે છે. જગતનું બીજ મનરૂપી પાંચ તન્માત્રાઓ છે અને તન્માત્રાઓનું બીજ પરબ્રહ્મ છે; માટે જગત બ્રહ્મમય જ છે.[૯] કારણ કે જે બીજ હોય છે, તે જ અંકુર આદિરૂપે થાય છે. આવી રીતે સૃષ્ટિના આરંભમાં પરબ્રહ્મરૂપ આકાશમાં, બ્રહ્મના તે તે પદાર્થોરૂપે પ્રતીત થવાના સ્વભાવને લીધે અધિષ્ઠાનથી અભિન્ન એવો શબ્દ આદિ પાંચ વિષયોનો સમૂહ કલ્પનાથી જ ઊઠ્યો છે, વાસ્તવિક રીતે જોતાં તો તે ઉત્પન્ન થયો જ નથી. શબ્દ આદિના સમૂહો વૃદ્ધિ પામીને જે કાંઈ આ જગત બનાવે છે, તે પણ ચિદાકાશમાં અધ્યાસ પામીને જ બનાવવામાં આવે છે. તે કલ્પિત જ છે, સત્ય નથી. માટે જગતની સ્થિતિ પોતાની સત્તાથી નથી, પણ અધિષ્ઠાનની સત્તાથી જ છે. જે કલ્પિત પદાર્થોથી થયું હોય, તે કદી પણ વાસ્તવિક હોતું નથી. જેનું સ્વરૂપ જ કલ્પનામય હોય, તેને સત્યપણાની પ્રાપ્તિ કેમ જ સંભવે? શબ્દ આદિ પાંચ વિષયો બ્રહ્મરૂપ જ છે, માટે તેમનાં કાર્યો પણ બ્રહ્મરૂપ જ છે; એટલે સઘળું બ્રહ્માંડ પણ બ્રહ્મરૂપ જ છે. જેમ સૃષ્ટિના આરંભમાં શબ્દ આદિ પાંચ વિષયોની ઉત્પત્તિ મિથ્યા જ પ્રતીત થાય છે, તેમ ઉત્તરકાળમાં તેમનાથી થતી બીજાં કાર્યોની ઉત્પત્તિ પણ મિથ્યા જ છે. એ પ્રમાણે જગત કાંઈ પણ ઉત્પન્ન થયું નથી અને અધિષ્ઠાનથી જુદું જોવામાં આવતું નથી.[૧૦] જેમ સ્વપ્નમાં સંકલ્પથી ઉત્પન્ન થયેલું નગર અસત્ છતાં સત્ જેવું પ્રતીત થાય છે, તેમ પરમ પ્રકાશમય બ્રહ્માકાશમાં જીવપણું અસત્ છતાં પણ સત્ જેવું પ્રતીત થાય છે.[૧૧-૧૬] ચૈતન્યમાંથી પૃથ્વી આદિનો અસંભવ છે, તેથી ચૈતન્ય અત્યંત નિર્મળ છે. જેમ મહાકાશમાં પરિચ્છિન્ન (મર્યાદિત) ઘટાકાશનો ઉદય થાય છે, તેમ બ્રહ્માકાશમાં પરિચ્છિન્ન (મર્યાદિત) જીવનો ઉદય થાય છે. આમ મેં જીવના સ્વરૂપનો નિર્ણય તમારી પાસે કહ્યો.[૧૭] એ જીવ આ સ્થૂલ દેહને કેવી રીતે પામે છે, તે સાંભળો. પરમેશ્વરમાં કલ્પાયેલો સમષ્ટિ જીવાકાશ 'હું તણખા જેવો અત્યંત નાનો તેજનો કણ છું' એમ ચિંતવન કરે છે અને પોતાનો તેવો જ અનુભવ કરે છે. એ અનુભવરૂપ ભાવનાની વૃદ્ધિ થાય છે, એટલે અણુરૂપ પોતે અસત્ છતાં સત્ જેવું પ્રતીત થાય છે.[૧૮-૧૯] જેમ સંકલ્પનો ચંદ્ર સાચો હોતો નથી, તેમ ભાવનાથી મનાયેલું અણુરૂપ પણ સાચું નથી. જીવ એ અણુરૂપની ભાવના કરતાં કરતાં પોતે એક છતાં બેપણાને પામે છે, એટલે દ્રષ્ટા તથા દૃશ્યરૂપ થઈ જાય છે. અસંભવિત છતાં જેમ સ્વપ્નમાં પોતે પોતાના મરણનો દ્રષ્ટા થાય છે, તેમ અસંભવિત હોવા છતાં પણ જીવ પોતાના દૃશ્યપણાનો દ્રષ્ટા થાય છે. આમ દ્રષ્ટાપણાની તથા દૃશ્યપણાની ભાવના દૃઢ થાય છે, ત્યારે તે લિંગશરીરરૂપ થઈને કાંઈક

પહેલાના કરતાં વિશેષ સ્થૂલપણું પામે છે. પછી જેમ પુરુષ સ્વપ્નમાં પોતાના વટેમાર્ગુપણાનો અનુભવ કરે છે, તેમ 'હું લિંગશરીરરૂપ છું' એવી ભાવનાને લીધે એ આત્મા, લિંગદેહપણાનો અને સ્થૂલદેહપણાનો પણ અનુભવ કરે છે. ચિત્ત જેમ વિષયરૂપ થઈ જાય છે, તેમ જીવ દેહરૂપ થઈ જાય છે. એટલે જેમ બહારનો પર્વત અરીસાની અંદર પ્રતીત થાય છે, બહારનો દેહ કૂવામાં રહેલો પ્રતીત થાય છે અને બહારનો હોકારો દેવળ આદિના ગુંબજમાં પ્રતીત થાય છે, તેમ પોતે સઘળી ઉપાધિઓથી બહાર રહેનારા છતાં પણ ઉપાધિની અંદર કલ્પી કાઢેલા આકાશમાં પ્રતીત થાય છે. જેમ જીવ સ્વપ્નના અને સંકલ્પના સંવિત્ દેહની અંદર જ સ્વપ્નને તથા સંકલ્પને દેખે છે, તેમ અણુરૂપમાંથી લિંગદેહના અભિમાનને પામેલો જીવ પણ પોતાના સ્વરૂપમાં જ વાસનામય વ્યવહારનો અનુભવ કરે છે.[૨૦–૨૬] વ્યવહારની દૃષ્ટિથી જોતાં વાસનામય દેહાદિક, બુદ્ધિના અને ચિત્ત આદિના પરિણામરૂપ છે અને પરમાર્થદૃષ્ટિથી જોતાં એ દેહાદિક, જ્ઞાનરૂપ, સત્તારૂપ અને આનંદરૂપ જ છે.[૨૭] લિંગદેહમાં રહેલો જીવ લિંગદેહના આકાશમાં રહેલા વ્યવહારને 'હું જોઉં છું' એવી ભાવનાથી આકાશમાં જોવા માટે ગતિ કરવા જેવું કરે છે. જે બે છિદ્રોથી તે ભવિષ્યમાં બાહ્ય નામવાળા પદાર્થોને દેખે છે, તે બે છિદ્રો 'નેત્રો' એવા નામથી ઓળખાય છે. જેનાથી તે પદાર્થોનો તે સ્પર્શ કરે છે, તે 'ત્વચા' એવા નામથી ઓળખાય છે અને જેનાથી તે સાંભળે છે તે 'શ્રવણ' એવા નામથી ઓળખાય છે.[૨૮–૨૯] જેનાથી તે સૂંઘે છે તેને પોતાનામાં ઘ્રાણરૂપે તે દેખે છે અને જેનાથી તે સ્વાદ લે છે, તેને પાછળથી રસનારૂપ થયેલું દેખે છે. જેનાથી તે ચલન કરે છે, તેને પ્રાણરૂપ થયેલું દેખે છે; અને જેનાથી તે ચેષ્ટા કરે છે, તેને કર્મેંદ્રિયોના સમૂહરૂપ થયેલું દેખે છે. 'આ દેખાવ પ્રત્યક્ષ દેખાય છે અને આ દેખાવ મનમાં થાય છે' ઇત્યાદિ ભાવના કરતો એ લિંગદેહનો એ અભિમાની જીવ જેમ મહાકાશમાં ઘટાકાશ રહે છે, તેમ પરબ્રહ્મમાં રહે છે. એ પ્રમાણે પોતાના અણુરૂપમાં ખોટી પણ સાચી જેવી લાગતી વૃદ્ધિની ભાવના કરવાથી બ્રહ્મ જ 'જીવ' એ શબ્દને યોગ્ય થઈ જાય છે. એ રીતે કલ્પનાઓથી આકુળપણાને પામેલો, લિંગદેહના અભિમાનવાળો અને જેનો લિંગદેહ જ સ્થૂલ દેહરૂપ થાય છે એવો જીવ પોતાની કલ્પનાની અંદર જ આ સાકાર બ્રહ્માંડને દેખે છે.[૩૦–૩૪] એ બ્રહ્માંડમાં કોઈ જીવ પોતાને જળમાં રહેલો દેખે છે, કોઈ જીવ પોતાને ચક્રવર્તીરૂપ દેખે છે અને કોઈ જીવ ભાવી–બ્રહ્માંડોની કલ્પના કરે છે તથા તેમનો અનુભવ પણ કરે છે. તે પોતાના ચિત્તના સંકલ્પો પ્રમાણે દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યોરૂપ પોતાને રહેવાનાં મિથ્યા ઘરોની કલ્પના કરે છે અને તેમનાં જુદાં જુદાં નામો કલ્પીને ભાવનાને લીધે તે તેમનાથી પોતાને જ બાંધે છે. જેમ મિથ્યા સ્વપ્નમાં મિથ્યા આકાશમાં ઊડવું પ્રતીત થાય છે, તેમ મિથ્યા જગતરૂપ ભ્રાંતિમાં મિથ્યા સંકલ્પમય જીવ પ્રતીત થાય છે. આમ સમર્થ અને આદિ પ્રજાપતિ બ્રહ્મા, પોતે કેવળ સંકલ્પમય હોવાથી સ્થૂલરૂપે ઉત્પન્ન થયા નથી, છતાં પણ તે ઉત્પન્ન થયા છે, એમ કહેવાય છે. આ જે બ્રહ્માંડરૂપી ભ્રમ ઉત્પન્ન થયો છે, તેમાં કાંઈ પણ મિશ્રિત થયુ નથી, કાંઈ પણ ઉત્પન્ન થયુ નથી અને કાંઈ પણ ગ્રહણ કરવામાં આવતું નથી. એ તો કેવળ અનંત પરબ્રહ્મરૂપ આકાશ જ છે અને તેમાં બીજું કાંઈ પણ ઉત્પન્ન થયુ જ નથી. આ જગત સંકલ્પના નગરની પેઠે પ્રતીત થાય છે, છતાં તે સત્ય નથી, કોઈએ રચ્યુ નથી અને તે રંગ વિના થયેલા ચિત્ર જેવું છે.[૩૫–૪૧] જગત

ઉત્પન્ન થયું નથી, છતાં પણ તે કલ્પનામાં આવે છે ને દેખાય છે, છતાં પણ સત્યની પેઠે પ્રતીત થાય છે. મહાકલ્પમાં બ્રહ્માદિક મુક્ત થઈ ગયેલા હોય છે, તેથી આ કલ્પના બ્રહ્માની ઉત્પત્તિમાં [illegible], કહેલી ક્રિયામાં તેના પૂર્વજન્મનો સંસ્કાર કે બીજું પણ કાંઈ કારણ નથી. આથી બ્રહ્મા સંકલ્પમાત્ર છે, તેથી જ તેનાથી ઉત્પન્ન થયેલું આ જગત પણ સંકલ્પમાત્ર છે.[44] આ પૃથ્વી આદિની સૃષ્ટિમાં સાકારતાનો કે આધારાદિ-કારનો અનુભવ કારણરૂપ માનવામાં આવે છે. તેની નિવૃત્તિ જાગ્યા પછી થયેલી સ્વપ્નના પદાર્થોની નિવૃત્તિ જેવી છે.[45] જેમ બ્રહ્મા શૂન્ય છે, તેમ જગત પણ સર્વદા શૂન્ય જ છે. જેવી રીતે જેમ તે જળાશયમાં પણ દ્રવપણું જળથી જુદું પડતું નથી, તેમ આ સૃષ્ટિ પણ કદી પર-માત્માથી જુદી પડતી નથી. પરમાત્મા સર્વદા સમાન અને અખંડ છે અને પ્રતીત થતી આ ભારે આડંબરવાળી સૃષ્ટિ એ પ્રમાણે મિથ્યારૂપ છે.[46] આ પ્રમાણે જે બ્રહ્માંડ પ્રતીત થાય છે તે અત્યંત નિર્મળ બ્રહ્મ જ છે; બ્રહ્મ વિના બીજું કાંઈ છે જ નહિ. આ રીતે માત્ર કલ્પનાથી ઊઠેલું આ જગત શાંત થાય છે, એટલે આધાર-થી, આધેયથી તથા દ્વૈતથી રહિત તથા દ્વૈતનો અભાવ હોવાને લીધે જેને એક પણ કહી શકાય નહિ એવું પરબ્રહ્મ અવશેષ રહે છે. જગતરૂપી ભ્રાંતિ થયેલી હોવા છતાં તેમાં બીજું કાંઈ પણ થયેલું નથી.[47] સર્વથી રહિત અને સ્વચ્છ કેવળ ચિદાકાશ જ છે. એ ચિદાકાશમાં સંસારપણુ કાંઈ જ થયુ નથી. જે સ્વરૂપ છે તે જ છે.[48-49] ચિદાકાશમાં આધેય નથી, આધાર નથી, દશ્ય નથી, દ્રષ્ટા નથી, બ્રહ્માંડ નથી, બ્રહ્મા નથી, કોઈ જાતની ખટપટ નથી, જગત નથી અને પૃથ્વી પણ નથી. જે છે તે સઘળું શાંતરૂપ પરબ્રહ્મ જ છે. આ રીતે સિદ્ધ થાય છે, કે જે કાંઈ પ્રતીત થાય છે તે સ્વચ્છ બ્રહ્મ જ પોતે પોતાનાથી પોતાનામાં જ પ્રકાશે છે.[50-51] જેમ દ્રવપણાને લીધે જળ પોતાનામાં ચક્રરીરૂપે દેખાય છે, તેમ ચૈતન્યપણાને લીધે બ્રહ્મ પોતાનામાં જગતરૂપે દેખાય છે. આ જગત મિથ્યા જ દેખાય છે, છતાં તે સાચા જેવુ જણાય છે.[52] જેમ સ્વપ્નમાં દેખાયેલુ પોતાનું મરણ જાગ્રતમાં નષ્ટ થઈ જાય છે, તેમ અજ્ઞાનકાળમાં દેખાતું આ મિથ્યા જગત જ્ઞાનકાળમાં નષ્ટ થઈ જાય છે. અથવા આ જગત અધિષ્ઠાનરૂપે સત્ય છે, બાધરહિત છે, અખંડિત છે, આદિથી તથા અંતથી રહિત છે, જ્ઞાનમાત્ર છે અને આકાશની પેઠે સ્વચ્છ છે.[53] પરબ્રહ્મમાં બ્રહ્મા શાન્તરૂપ જ છે. જે પરમાત્મા છે, તે જ સર્વદા શાન્ત એવા બ્રહ્મા આદિરૂપે પ્રકાશે છે. બ્રહ્મા મનોમય શરીરવાળા છે. તે પંચભૂતમય શરીરવાળા નથી. પૃથ્વી આદિ પદાર્થો બ્રહ્મના સંકલ્પથી થયેલા છે. માટે તે સત્ય નથી પણ સસ-લાનાં શિંગડાં આદિ અજાત પદાર્થો જેવા છે.[54]

आकाश एव परमे प्रथमः प्रजेशो नित्यं
स्वयं कचति शून्यतया समो यः । स द्याति
वाहिकवपुर्न तु भूतरूपी पृथ्व्यादि तेन न
सदस्ति यथा न जातम् ॥ ५४ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સ્વયંભૂત્પત્તિવર્ણન' એ નામનો સર્ગ ૧૩મો સમાપ્ત

## સર્ગ ૧૪મો[×]

### બ્રહ્મની સત્તાનું વર્ણન

वसिष्ट उवाच

इत्थं जगदहंतादि दृश्यं जातं न किंचन ।
अजातत्वाच्च नास्त्येव यच्चास्ति परमेव तत् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** એ રીતે જગત અને અહંકાર આદિ કાંઈ પણ દશ્ય ઉત્પન્ન થયું નથી

× આ ચૌદમા સર્ગમાં પૂર્વે વર્ણન કરેલા જીવ-પણામા પરિચ્છેદ આદિ સંશયોને યુક્તિથી ટાળીને, અવશેષ રહેલી બ્રહ્મની એકતાનું વર્ણન કરવામાં આવશે.

અને ઉત્પન્ન નહિ થયેલું હોવાને લીધે તે મુદ્દલ છે જ નહિ. જે કાંઈ છે તે બ્રહ્મ જ છે.[૧] જેમ નિઃસ્પંદ સમુદ્રના ગર્ભમાં રહેલુ જળ તરંગપણા-ને પ્રાપ્ત થાય છે, તેમ પરબ્રહ્મ પોતે જ પ્રથમ જીવપણાને પ્રાપ્ત થાય છે. એ રીતે જીવપણું ધારણ કરવાથી તેનું બ્રહ્મપણું મટી જતું નથી.[૨] સંકલ્પરૂપ ચૈતન્યની વૃત્તિ જેમ સ્વપ્નના પર્વત આદિને પ્રિય માને છે, તેમ તે ભ્રાંતિથી આ વિરાટ-ને પણ પ્રિય ધારે છે.[૩] આ જે મોટો વિરાટ દેહ છે, તે પૃથ્વી આદિથી રહિત છે, મનોમય જ છે અને સ્વચ્છ ચૈતન્યમાત્ર બ્રહ્મમય જ છે.[૪] આ વિરાટ દેહ ઠેકાણા વિનાનો છે અને સ્વપ્નના પર્વત જેવો છે. સ્વપ્નમાં દેખાયેલુ નગર જો સ્થિર રહે, તો તો આ વિરાટ સ્થિર રહે એમ છે. ચિતારાના મનમાં રહેલું ચીતરવાનું સૈન્ય જો સ્થિર રહે, તો આ વિરાટ તેની ઉપમાને લાયક છે.[૫] તે મહાન સ્તંભોમાં વણકોતરેલી પૂતળીઓના સમૂહ જેવો છે. તે બ્રહ્મરૂપ ઉત્તમ સ્તંભમાં વણકોતરેલી પૂતળી-રૂપ છે.[૬] પહેલા પ્રજાપતિ બ્રહ્મા કહેવાય છે,' તે પણ પૂર્વકાળનાં કર્મ આદિ કોઈ કારણો નહિ હોવાને લીધે કારણો વિનાના જ છે.[૭] પૂર્વકાળના સઘળા બ્રહ્માઓ મહાકલ્પોના અંતોમાં મુક્ત જ થઈ જાય છે, તો આ કલ્પના બ્રહ્માનાં પૂર્વ કર્મો ક્યાંથી જ હોય ?[૮] જેમ ભીંત વિનાના દર્પણમાં ભીંતનું પ્રતિબિંબ દેખાય છે, છતાં તે મિથ્યા છે, તેમ બ્રહ્મમાં પ્રતીત થયેલા બ્રહ્મા પણ દેખાતા છતાં મિથ્યા છે. દશ્ય નથી, દ્રષ્ટા નથી, સ્રષ્ટા નથી તેમ સૃજ્ય પણ નથી.[૯] જેમાં સઘળાં નામ-રૂપોની કલ્પના થાય છે, એવું એક બ્રહ્મ જ છે. જેમ એક દીવામાંથી અનેક દીવાઓ ઉદય પામે છે, તેમ બ્રહ્મમાંથી અનેક જીવો ઉદય પામે છે.[૧૦] જેમ સ્વપ્નમાંથી બીજા સ્વપ્નનો ઉદય થાય છે, તેમ હિરણ્યગર્ભમાંથી વિરાટનો ઉદય થયો છે; અને એ સંકલ્પમાત્ર વિરાટમાંથી સંકલ્પમાત્ર વ્યષ્ટિદેહનો ઉદય થાય છે. આથી વિરાટ અને વ્યષ્ટિદેહ પૃથ્વી આદિથી રહિત જ છે. પ્રથમ સંકલ્પરૂપ એ એક વિરાટમાંથી જે બીજા સંક-લ્પોરૂપ જીવો ઉદય પામે છે, તેમની ઉત્પત્તિમાં બીજાં કોઈ સહાયકારી કારણો હોતાં નથી. તેથી તે જીવો વિરાટરૂપ જ છે. સહાયકારક કારણો ન હોય તો કાર્ય અને કારણ એક જ હોય છે. આથી બ્રહ્મમાંથી આ જે ભ્રાંતિરૂપ સૃષ્ટિ ઉદય પામી છે, તે બ્રહ્મથી ભિન્ન નથી. સૃષ્ટિ વિરાટથી અભિન્ન છે અને વિરાટ બ્રહ્મથી અભિન્ન છે, માટે જીવ બ્રહ્મ જ છે; કારણ કે પૃથ્વી આદિ બીજું કાંઈ છે જ નહિ.[૧૧–૧૪]

**રામ બોલ્યા :** જીવ એક છે કે અનંત છે ? અથવા જીવનો કોઈ પર્વત જેવો સમષ્ટિ પિંડ છે, કે તેમાંથી મેઘની ધારાઓની પેઠે, સમુદ્રમાંથી જળકણોની પેઠે અને તપેલા લોઢા-માંથી અગ્નિના તણખાઓની પેઠે જીવો નીકળ્યા કરે છે.[૧૫,૧૬] હે ભગવન્ ! આ રીતે મને જીવના સમૂહોનો નિર્ણય કહો. જો કે તમારો અભિપ્રાય ઘણોખરો તો મારા સમજવામાં આવી જ ગયો છે, તોપણ નિશ્ચયને માટે તમે એ વિષયનું સ્પષ્ટપણે વિવેચન કરો.[૧૭]

**વસિષ્ઠ બોલ્યા :** જીવ એક પણ નથી, તો પછી તે અનંત હોવાનો તો સંભવ જ ક્યાંથી હોય ? આ તો સસલાનું શિંગડું ઊડીને ચાલ્યું એવી તમે વાત કરો છો.[૧૮] હે રાઘવ ! જીવ એક નથી. જીવોના સમૂહો પણ નથી અને જીવનો પર્વત જેવો કોઈ સમષ્ટિ પિંડ પણ નથી.[૧૯] સઘળા પ્રતિભાસોવાળા જે કોઈ જીવો દેખાય છે, તેઓ કોઈ છે જ નહિ; એવો આ વિષયમાં તમે પાકો નિશ્ચય રાખો. શુદ્ધ, ચૈતન્યમાત્ર, નિર્મળ અને વ્યાપક એક બ્રહ્મ જ છે. બ્રહ્મ વિના બીજું કાંઈ છે જ નહિ. એ બ્રહ્મ સઘળી શક્તિવાળું હોવાથી અનેક દશ્યોરૂપે ભાસે છે.[૨૦,૨૧] જેમ લતા પોતાને

પ્રથમ કળીઓવાળી દેખે છે અને પછી પ્રફુલ્લિત દેખે છે, તેમ બ્રહ્મ પ્રથમ પોતાના આભાસોના અનુપ્રવેશના ક્રમથી પોતારૂપ દશ્યોને તુરત જ સૂક્ષ્મ દેખે છે અને પછી સ્થૂલ દેખે છે.[૨૨] પરબ્રહ્મ જીવ, બુદ્ધિ, ક્રિયા, ચલન, મન, દ્વિત્વ અને એકત્વ ઇત્યાદિરૂપે પ્રફુલ્લિત થતી પોતાની સત્તાનું જ અનુસંધાન કરે છે.[૨૩] એવી રીતે સત્તાનું જે પ્રફુલ્લિતપણું થાય છે, તે અજ્ઞાનથી જ થાય છે. જો જ્ઞાન થાય છે, તો સઘળી સત્તા બ્રહ્મરૂપે જ અવશેષ રહે છે. આત્મબોધથી એ અજ્ઞાન ટળી જાય છે, પણ તે આત્મબોધ બહુ દુર્લભ છે.[૨૪] જેમ દીવો થતાં અંધકારનો ક્યાં ય પત્તો મળતો નથી, તેમ બોધ થતાં અજ્ઞાન પણ ક્યાં ય લોપ પામે છે.[૨૫] આ પ્રમાણે જે જીવ છે, તે જ વિભાગરહિત, અખંડિત, સઘળી શક્તિવાળું અને આદિથી તથા અંતથી રહિત એવું બ્રહ્મ જ છે. બાધ નહિ પામનારું ચૈતન્ય જ જીવનું વાસ્તવિક રૂપ છે.[૨૬] એ બ્રહ્મ કોઈથી પણ પરિચ્છેદ પામતું નથી, તેથી એમાં કદી પણ ભેદ થયો નથી. જે કાંઈ જીવ અને જડ આદિ ભેદ દેખાય છે, તે વાસ્તવિક જોતાં બ્રહ્મ જ છે.[૨૭]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! જેમ તમે કહો છો તેમ જ હોય, તો સઘળા જીવો સમષ્ટિરૂપે એક જ છે. તો પછી એક જીવની ઇચ્છાથી સઘળા જીવોને કેમ સુખદુઃખાદિક થતાં નથી?[૨૮]

**વસિષ્ઠ બોલ્યા :** વ્યષ્ટિરૂપ વિભાગો થયા પહેલાં જ સઘળી શક્તિઓવાળા એ સમષ્ટિવિરાટની એવી ઇચ્છા હોય છે, કે 'સઘળાઓમાં હું એક જ સાચા સંકલ્પવાળો રહું. મારા વિના બીજા કોઈના સંકલ્પ સાચા થાય નહિ.' આથી એ સમષ્ટિવિરાટ નિરંતર જેવી ઇચ્છા કરે છે, તે જ પ્રમાણે તુરત થાય છે અને વ્યષ્ટિ જીવોની ઇચ્છા પ્રમાણે થતું નથી.[૨૯,૩૦] સમષ્ટિવિરાટે એ પ્રમાણે પોતાની ઇચ્છા જ સત્ય થાય, એવો સંકલ્પ કર્યો; અને પાછળથી ઉદય પામનારા પોતાના અંશરૂપ વ્યષ્ટિ જીવોની ક્રિયાના ક્રમને માટે આવો નિયમ કર્યો: 'તેઓની ક્રિયાઓ અમુક રીતિથી અને અમુક સાધનોથી જ થાય, પણ સંકલ્પમાત્રથી થાય નહિ.' હવે કોઈ સમયે રીતિ અને સાધનો વિના પણ કોઈ મહર્ષિ આદિ વ્યષ્ટિજીવોની ક્રિયાઓ સંકલ્પમાત્રથી સિદ્ધ થાય છે, તો ત્યાં તેમનો સંકલ્પ સિદ્ધ કરવાની સમષ્ટિવિરાટની જ ઇચ્છા છે, એમ માનવું.[૩૧,૩૨] કોઈ પણ જીવની ક્રિયા તેની શક્તિ પ્રમાણે જ ફલિત થાય છે અને તે સમષ્ટિવિરાટે સ્થાપેલા નિયમો વિના થતી નથી.[૩૩] સમષ્ટિવિરાટનો નિયમ જો ફળની સિદ્ધિમાં અનુકૂળ હોય, તો તેની શક્તિને અધીન રહેનારા વ્યષ્ટિજીવોની ક્રિયાઓ સફળ થાય છે; પણ તે જો પ્રતિકૂળ હોય તો તે કદી સફળ થતી નથી.[૩૪] આ પ્રમાણે જે બ્રહ્મ છે, તે જ આદિ તથા અંતરહિત સમષ્ટિવિરાટ છે. બ્રહ્મ જ સમષ્ટિજીવરૂપ તથા વ્યષ્ટિજીવરૂપે થયા છે અને તેમ છતાં તે કોઈ રૂપે થયેલ નથી.[૩૫] દશ્યના અનુસંધાનને લીધે તે જીવ થાય છે અને જન્મમરણને પામે છે. જો એ અનુસંધાન છૂટી જાય છે, તો તે જીવ પાછો પોતાના અખંડ સ્વરૂપમાં જ રહે છે.[૩૬] વ્યષ્ટિજીવો જો ઉપાસનાના માર્ગે ચાલે છે, તો જેમ તાંબું રસોથી તથા ઔષધોથી પાકીને અનુક્રમે સુવર્ણ થાય છે, તેમ તે સમષ્ટિવિરાટને પામીને અનુક્રમે બ્રહ્મરૂપ થાય છે. તે જો જ્ઞાનના માર્ગે ચાલે છે, તો જેમ તાંબું પારસમણિનો સંયોગ થતાં તુરત જ સુવર્ણ થાય છે, તેમ તુરત જ એટલે અનુક્રમ વિના જ બ્રહ્મરૂપ થાય છે.[૩૭] આ સૂક્ષ્મ ચિદાકાશરૂપ બ્રહ્મમાં સમષ્ટિઓ કે વ્યષ્ટિઓ કાંઈ પણ નથી, તોપણ તેના ચમત્કારને લીધે તે જાણે હોય એમ પ્રતીત થાય છે. તેમની એ પ્રતીતિ અધિષ્ઠાનની સત્તાથી જ થાય છે.[૩૮] બ્રહ્મમાં પોતાની મેળે જ જે ચમત્કાર ઊઠે છે, તે

અહંભાવ કહેવાય છે અને તેનાં ભવિષ્યકાળમાં નામો તથા રૂપો કલ્પી લેવામાં આવે છે.[૩૯] બ્રહ્મને પોતાથી અભિન્ન અહંકારનું જે અનુસંધાન થાય છે, તે જ આ મહાવિસ્તીર્ણ સંસારરૂપે બ્રહ્મમાં સ્ફુરે છે અને તે બ્રહ્મમય હોવાને લીધે અનંત છે.[૪૦] બ્રહ્મમાં પ્રતીત થયેલા બ્રહ્મરૂપ દશ્યને જો કે બ્રહ્મથી જુદું પાડવું અશક્ય છે, તો પણ પોતાની શક્તિને લીધે જ તે પરિણામ અને વિકાર આદિ શબ્દોના વ્યવહારમાં આવીને તે જુદા જેવું જણાય છે.[૪૧] ચૈતન્ય અને ચૈતન્યને અધીન પ્રકાશવાળો દશ્યવર્ગ સ્વાભાવિક રીતે જુદો કરી શકાય નહિ એવા સ્વભાવને પામે છે, ત્યારે તેનો જે અનુભવ થાય છે, તે જ ભ્રાંતિથી જગત કહેવાય છે.[૪૨] આકાશ કરતાં પણ સૂક્ષ્મતાવાળી અને અત્યંત વિસ્તારવાળી ચૈતન્યની જે શક્તિ છે, તે પ્રથમ સ્વાભાવિક રીતે જ અહંકારનું અનુસંધાન કરે છે.[૪૩] જ્યારે પોતાનામાં પોતાની મેળે પોતારૂપ જ એવા એ અહંકારનું ઝાંઝવાનાં પાણીની પેઠે સ્ફુરણ થાય છે, ત્યારે તે ચૈતન્ય વધી વધીને બ્રહ્માંડરૂપે પરિણામ પામેલા સૂક્ષ્મ અહંકારને દેખે છે.[૪૪] ચમત્કાર કરનારું એ ચૈતન્ય પોતે જ પોતાનામાં જે અપૂર્વ ચમત્કાર કરે છે, તેને જ 'જગત' એ નામ આપવામાં આવે છે. હે રાઘવ! અહંકારની કલ્પના ચૈતન્યને અધીન છે અને જગતની કલ્પના અહંકારની કલ્પનાને અધીન છે, માટે અહંકાર અને જગત ચૈતન્યરૂપ છે. એવા અખંડ ચૈતન્યમાં દ્વૈત અને અદ્વૈત ક્યાં રહ્યાં? વાસના અને કર્મ આદિ એ જીવભાવનાં કારણરૂપ માનવામાં આવે છે. તેમનો ત્યાગ કરીને તમે 'તું' અને 'હું' એ ભાવનો પણ ત્યાગ કરો, એટલે પછી દ્રષ્ટા અને દશ્યના મધ્યમાંથી કેવળ સત્તા જ અવશેષ રહેશે.[૪૫–૪૭] પ્રથમથી જ સિદ્ધ એવી અધિષ્ઠાનની સત્તા જુદી જણાતી દશ્યની સત્તાને ગળી જાય છે, એટલે વાદળાં ટળી જતાં ઊગતી આકાશની સત્તાની પેઠે એક જ સત્તા ઉદય પામે છે. એ સત્તામાં જગતની સત્તા કે અસત્તા કશું જાણવામાં આવતું નથી.[૪૮] મનની ચેષ્ટારૂપ સૂક્ષ્મ જગત પણ શૂન્ય છે અને ઇંદ્રિય આદિના વિષયરૂપ આ સાકાર સ્થૂલ જગત પણ શૂન્ય છે. એ બન્ને ચૈતન્યના ચમત્કારરૂપ છે. માટે ચૈતન્યથી ભિન્ન કાંઈ છે જ નહિ.[૪૯] અવયવવાળા પદાર્થોમાં પણ જે જેના વિલાસરૂપ હોય છે, તે તેથી કદી પણ જુદા પડતો નથી; ત્યારે નિરવયવ ચૈતન્યના વિલાસોમાં તો ચૈતન્યથી ભિન્નપણાની વાત જ શી કરવી?[૫૦] ચૈતન્ય સર્વદા દશ્યોથી રહિત છે, નામથી રહિત છે અને તેનું જે વિસ્તીર્ણ સ્વરૂપવાળું રૂપ છે, તે જ સ્ફુરણ પામેલા જગતનું રૂપ છે.[૫૧] મન, બુદ્ધિ, અહંકાર, પ્રાણીઓ, પર્વતો અને દિશાઓ ઇત્યાદિ જે જે રચનાઓ છે, તે સઘળી ચૈતન્યની જ રચનાઓ છે; કારણ કે જગતની સ્થિતિ ચૈતન્યરૂપ છે.[૫૨] જગતને ચૈતન્યના ધર્મરૂપ સમજો. જગત વિના ચૈતન્યપણું છે જ નહિ. જો જગત ન હોય તો ચૈતન્ય પોતાના ચમત્કાર વિનાનું જ થઈ જાય; માટે જગતમાં અને ચૈતન્યમાં કહેવામાત્રથી ભેદ છે, પણ વાસ્તવિક ભેદ નથી. એટલે પછી જગતની જુદી સત્તા જ ક્યાં રહી?[૫૩] સ્ફુરણના બીજરૂપી ચૈતન્યમાં તેનો પોતાનો જે ચમત્કાર છે, તે જીવ અને તન્માત્રાઓરૂપ જગત છે.[૫૪] જે અહંકાર છે, તે ચૈતન્યની શક્તિનો જ વિલાસ છે. એ વિલાસમાં ચૈતન્યના જ વિલાસરૂપ ચલનક્રિયા પ્રાપ્ત થાય છે; એટલે તેનું ભવિષ્યકાળમાં 'જીવ' એવું નામ કહેવાય છે. જો કે ચૈતન્ય અને ચૈતન્યરૂપે પ્રકાશ કરનાર અહંકાર આદિ પોતાના વિકારોથી પરિચ્છિન્ન (વિભક્ત) થઈ જીવ આદિ નામ ધારણ કરે છે, તોપણ એ વિકારો મિથ્યા હોવાને લીધે તે પરિચ્છિન્નરૂપ છે જ નહિ, એટલે જીવમાં અને બ્રહ્મમાં કશો ભેદ

જ નથી.[૫૫-૫૬] ચૈતન્યરૂપ બ્રહ્મને અને ચતન્યના વિલાસરૂપ જીવને કશો ભેદ નથી. ચૈતન્યની શક્તિરૂપ હોવાને લીધે ચૈતન્યે કરેલા જેવો જણાતો ચૈતન્યનો જે વિલાસ છે, તે જ જીવ કહેવાય છે.[૫૭] જીવ અને જીવોનું મન એ બન્ને ચૈતન્યના વિલાસરૂપ છે; અને જે મન છે તે જ ઇંદ્રિયોરૂપે થયેલું છે; માટે એક જ બ્રહ્મ અનેક રૂપે સત્તા પામેલું છે.[૫૮] ચૈતન્યના પ્રકાશની છટારૂપ આ જગત સઘળા ભેદોથી રહિત એવું ચૈતન્યરૂપ જ છે. કાર્યો અને કારણો આદિ કંઈ પણ બ્રહ્મથી ભિન્ન નથી.[૫૯] આ ઉપરથી હમેશાં એવો નિશ્ચય રાખવો, કે 'હું છેદન પામવાને અશક્ય છું, બળાવાને અશક્ય છું, પલાળાવાને અશક્ય છું અને શોષાવાને અશક્ય છું; નિત્ય છું, વ્યાપક છું, અવિનાશી છું અને અચળ છું.[૬૦] પોતપોતાના ભ્રમોથી બીજાઓને ભમાવતા અને વાંધાઓ લેતા વાદીઓ આ વિષયમાં વિવાદ કરે છે, પણ અમને તો ભ્રાંતિ ટળીને આ વિષયનો પાકો નિશ્ચય થયો છે.[૬૧] અજ્ઞાનીઓએ દૃઢ કરી માનેલા આ સાકાર જગતમાં વિકાર આદિ જુદા જુદા દેખાય છે. પણ જ્ઞાનીઓએ જગતનો નિષેધ કરીને નિરાકાર અને સર્વના અધિષ્ઠાનરૂપ જે બ્રહ્મનું દૃઢ રીતે અનુસંધાન કર્યું છે, તેમાં વિકાર આદિ જુદા જુદા દેખાતા નથી.[૬૨] જ્યારે ચૈતન્યરૂપ વૃક્ષમાં દૃશ્યના અનુસંધાનરૂપ જળ સિંચાય છે, ત્યારે ચૈતન્યરૂપ વસંતની સ્વાભાવિક શોભારૂપ માયા આકાશમાં પ્રફુલ્લિત થનારી કાળ આદિ નામવાળી પોતાની મંજરીને વિસ્તારે છે.[૬૩] એ ચૈતન્ય પોતે છિદ્ર વગરનું છે; છતાં છિદ્રવાળા આકાશરૂપે સ્ફુરે છે અને તે ચલન વગરનું છે, છતાં ચલનવાળા વાયુરૂપ સ્ફુરે છે. તે આકાર વગરનું છે, છતાં પૃથ્વીના વિચિત્ર રસોને ઉલ્લાસ આપનાર સૂર્ય આદિરૂપે તથા પ્રૌઢ પ્રકાશરૂપે સ્ફુરે છે; તે દ્રવરૂપ છતાં પૃથ્વીની સૃષ્ટિ નહિ બન્યાથી ખાડામાં નહિ જનારા જળરૂપે સ્ફુરે છે. તે પોતે કઠિનપણા આદિ વગરનું છતાં વિચિત્ર ધાતુઓવાળી તથા દેવ આદિનાં શરીરોના ઉપાદાનરૂપ પૃથ્વીરૂપે સ્ફુરે છે.[૬૪-૬૬] પોતાના જ્ઞાનથી દૃશ્ય પદાર્થોનો અસ્ત થતાં પણ એ ચૈતન્ય પ્રકાશતરૂપે રહે છે અને અજ્ઞાનકાળમાં સ્થાવરાદિક જડ પદાર્થોમાં જડતાને લીધે એ અપ્રકાશિતરૂપે રહે છે.[૬૭] અવિચારકાળમાં પ્રાણાદિક ભાવોની કલ્પનાને લીધે એ ચૈતન્ય સંસારી થાય છે અને વિચારકાળમાં એ પોતાના સ્વભાવમાં જ રહે છે. ચૈતન્યના પ્રકાશથી પ્રકાશતું આ જગત ચૈતન્યની સત્તાથી છે અને પોતાની સત્તાથી નથી.[૬૮] આ જગત ચિદાકાશની શૂન્યતારૂપ જ છે; તે ચિદાકાશની સત્તાથી છે અને પોતાની સત્તાથી નથી. ચૈતન્યના પ્રકાશના મહાન રૂપમય આ જગત ચૈતન્યના પ્રકાશની સત્તાથી છે, પણ પોતાની સત્તાથી નથી.[૬૯] ચૈતન્યરૂપી વાયુના ચલનરૂપ આ જગત ચૈતન્યરૂપ વાયુની સત્તાથી છે અને પોતાની સત્તાથી નથી. ચૈતન્યરૂપી ઘાટા અંધારાના કાળાપણારૂપ આ જગત ચતન્યરૂપી ઘાટા અંધારાની સત્તાથી સ્ફુરે છે અને પોતાની સત્તાથી સ્ફુરતું નથી.[૭૦] ચૈતન્યરૂપી સૂર્યના તેજના દિવસરૂપ આ જગત ચૈતન્યરૂપી સૂર્યના તેજની સત્તાથી સ્ફુરે છે અને પોતાની સત્તાથી સ્ફુરતું નથી. જગતની રચના તેલના પરમાણુરૂપ છે અને ચૈતન્ય કાજળરૂપ છે, એટલે તેલ બળી જતાં જેમ કાજળ અવશેષ રહે છે, તેમ જગતનો બાધ થતાં ચતન્ય અવશેષ રહે છે.[૭૧] જગત ચૈતન્યરૂપ અગ્નિની ઉષ્ણતા છે, ચૈતન્યરૂપ શંખની ધવલતા છે, ચૈતન્યરૂપ પર્વતની કઠિનતા છે અને ચૈતન્યરૂપ જળની દ્રવતા છે.[૭૨] તે ચૈતન્યરૂપ શેરડીનું માધુર્ય છે, ચેતન્યરૂપી દૂધની સ્નિગ્ધતા છે, ચૈતન્યરૂપી હિમની શીતતા છે અને ચૈતન્યરૂપી જ્વાળાનું જ્વલન

છે.[૭૩] તે ચૈતન્યરૂપી સરસવના તેલરૂપ છે, ચૈતન્યરૂપી જળના તરંગરૂપ છે, ચૈતન્યરૂપી મધની મધુરતારૂપ છે અને ચૈતન્યરૂપ સુવર્ણના બાજુબંધરૂપ છે.[૭૪] તે ચૈતન્યરૂપ પુષ્પના સુગંધરૂપ છે અને ચૈતન્યરૂપી લતાના ફળરૂપ છે. જે ચૈતન્યની સત્તા છે, તેજ જગતની સત્તા છે અને જે જગતની સત્તા છે તેજ ચૈતન્યનું શરીર છે. જેમ આકાશમાં નીલતા પ્રતીત થયા છતાં પણ તે વાસ્તવિક રીતે હોતી નથી, તેમ ચૈતન્યમાં બ્રહ્માંડ પ્રતીત થતું હોવા છતાં પણ તે વાસ્તવિક રીતે નથી. આ પ્રમાણે જગત પોતાની સત્તાથી અસત્ છે, પણ અધિષ્ઠાનની સત્તાથી સત્ છે. કલ્પિત પદાર્થની સત્તા અને અસત્તા અધિષ્ઠાનથી જુદી હોય જ નહિ, માટે જગતની સત્તા અને અસત્તા બ્રહ્મથી જુદી નથી. વિદ્વાનોના અનુભવનું ખંડન કરવા માટે જે લોકો 'અવયવવાળા જગતની અને અવયવરહિત પરમાત્માની એકતા કેમ ઘટે' એવી કલ્પનાઓ કરે છે, તેમને ધિક્કાર છે. જે ચૈતન્યમાં અખંડિતપણાને લીધે પર્વતો, સમુદ્રો, પૃથ્વી, નદીઓ અને દેવતાઓ સહિત આ સઘળું જગત જ નથી, તેમાં સસલાના શીંગડા જેવા અવયવ અને અવયવીની કલ્પનાઓને અવકાશ જ ક્યાંથી મળે? જેમ સ્ફટિકમણિ પોતાની અંદર બીજા કોઈનો સમાવેશ ન થાય એવો ઘાટો હોવા છતાં પણ પોતામાં આખા નગરના પ્રતિબિંબને ધારણ કરે છે, તેમ નિર્મળ બ્રહ્મ અત્યંત અખંડ હોવા છતાં પણ પોતામાં આ સઘળા અસત્ બ્રહ્માંડને ધરે છે. જ્યારે કાર્યરૂપે ઉત્પન્ન થયેલા આ પ્રત્યક્ષ આકાશને પણ વાયુ આદિનો સંગ નથી, ત્યારે સર્વ પદાર્થોના અધિષ્ઠાનરૂપ ચિદાકાશને જગતની સત્તા, અસત્તા, તુંપણું અને હુંપણું ઇત્યાદિનો સબંધ કેમ જ હોય? પોતાની અંદરની નસોનો સમૂહ પોતાથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે; છતાં પાંદડું તેને પોતાની અંદર ધારણ કરી રહે છે, તેજ પ્રમાણે જગત પોતાથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે, છતાં બ્રહ્મ તેને પોતાની અંદર સ્વાભાવિક રીતેજ ધારણ કરી રહેલ છે. જેમ જગતનું ઉપાદાનકારણ નિર્વિકાર હોવાથી જગતરૂપ વિકાર મિથ્યા છે, તેમ ચિત્તોની સમષ્ટિરૂપ હિરણ્યગર્ભથી ઉત્પન્ન થયેલો હોવાને લીધે જગતરૂપ વિકાર પણ મિથ્યા છે. અને ખોટી હજારો કલ્પનાઓરૂપ ચિત્તો મિથ્યા છે, તેથી તેમની સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ પણ મિથ્યા છે. આમ હિરણ્યગર્ભ મિથ્યા છે, તેથી તેનાથી ઉત્પન્ન થયેલું જગત પણ મિથ્યા છે. 'જગત મિથ્યા હોય તો ચૈતન્ય પણ મિથ્યા હોવું જોઈએ' એવી વાત કરવાથી ચૈતન્યનું મિથ્યાપણું સિદ્ધ થતું નથી; કારણ કે ચૈતન્ય તો અનુભવથી સિદ્ધ થાય છે. જે વિષય અનુભવથી વિરુદ્ધ હોય, તેમાં વચનની પ્રમાણતા મનાય જ નહિ. જેમ જે બીજ હોય છે, તેજ અંકુરરૂપે ઉદય પામતું જોવામાં આવે છે, તેમ જે બ્રહ્મ છે, તે જગતરૂપે ઉદય પામે છે, એવો નિશ્ચય રાખવો. હે રામ! આકાશ જેવા આ મહાચૈતન્યની અંદર આ જે સઘળું દશ્યરૂપ બ્રહ્માંડ છે, તે મહાચૈતન્યથી ભિન્ન નથી પણ મહાચૈતન્યમય જ છે, એવો તમે અનુભવપૂર્વક નિશ્ચય રાખો.[૭૫-૮૫]

આ પ્રમાણે વાલ્મીકિમુનિએ ભરદ્વાજને કથા કહી, તેટલામાં તે દિવસ પૂરો થયો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિમુનિને નમસ્કાર કરીને સાયંકાળનો વિધિ કરવા સારુ નાહવા ગઈ. પછી રાત્રિ પૂરી થઈ રહેતાં સૂર્યનાં કિરણો ફૂટ્યાં, એટલે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[૮૬]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमितो जगाम। स्नातुं सभा कृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ८६ ॥

સર્ગ ૧૪મો સમાપ્ત

**વાલ્મીકિનો ત્રીજો દિવસ સમાપ્ત**

# સર્ગ ૧૫મો*

## મંડપાખ્યાનનો આરંભ–પદ્મરાજા અને તેની સ્ત્રી લીલાનું વર્ણન

વસિષ્ઠ ઉવાચ

**जगदाकाशमेवेदं यथा हि व्योम्नि मौक्तिकम् ।**
**विमले भाति स्वात्मैव जगच्चिद्गगनं यथा ॥१॥**

**વસિષ્ઠ બોલ્યા :** આ જગત ચૈતન્યરૂપ જ છે; કારણ કે જેમ નિર્મળ આકાશમાં મોતી પ્રતીત થાય છે, તેમ ચૈતન્યરૂપમાં તે પ્રતીત થાય છે. જગત ચૈતન્યરૂપ આત્માથી અભિન્ન છે તે વિષે દષ્ટાંતો કહું છું તે સાંભળો.[1] જેમ સ્તંભમાં વગર કોતરેલી પૂતળી પ્રતીત થાય છે, તેમ ચૈતન્યમાં ઉત્પન્ન થયા વિનાનું જ બ્રહ્માંડ પ્રતીત થાય છે. ચૈતન્યરૂપ સ્તભમાં પ્રતીત થતી આ બ્રહ્માંડ રૂપ પૂતળી કોતરાયેલી જ નથી; કારણ કે તેનો કોઈ કોતરનાર જ નથી.[2] જેમ સમુદ્રની અંદર રહેલાં જળો જળરૂપ સ્વભાવથી ભ્રષ્ટ થયા વિના જ તરંગોરૂપે પ્રતીત થાય છે, તેમ બ્રહ્મમાં જગત પણ બ્રહ્મના સ્વભાવથી ભ્રષ્ટ થયા વિના જ દ્રશ્યરૂપે પ્રતીત થાય છે.[3] જેમ પરમાણુની પાસે પર્વતો સ્થૂલ છે, તેમ જગતની પાસે જાળિયામાં આવેલા સૂર્યનાં કિરણોની અંદર દેખાતા ત્રસરેણુઓ પણ સ્થૂલ છે. મૂઢ લોકોને જગત અત્યંત સ્થૂલ લાગે છે, પણ વિદ્વાનોની દષ્ટિમાં તો એ જગત અત્યંત સૂક્ષ્મ છે.[4] ત્રસરેણુઓની સત્તા કિરણોની સત્તાથી હજી જુદી જણાય છે, પણ જગતની સત્તા તો બ્રહ્મની સત્તાથી જુદી અનુભવમાં આવતી જ નથી. બ્રહ્મમાં આ પૃથ્વી આદિ જગત પ્રતીત થાય છે, તોપણ સ્વપ્નના અને સંકલ્પના જગતની પેઠે તે સાચાપણાવાળુ છે જ નહિ.[5-6] જેમ નિર્જળ દેશની નદીમાં જળનો સંભવ નથી, તેમ ચિદાકાશરૂપ આ જગતમાં ભિન્ન આકારનો કદી પણ સભવ નથી.[7] આ જગત ભિન્ન આકારથી રહિત છે અને સંકલ્પના નગર જેવું છે. જેમ નિર્જળ દેશમાં નદી ભ્રાંતિરૂપે દેખાય છે તેમ તેમાં પણ દશ્યતા ભ્રાંતિરૂપે પ્રતીત થાય છે. બ્રહ્મરૂપ ત્રાજવાંના એક પલ્લામાં સ્વપ્નને અને બીજા પલ્લામાં જગતને મૂકવામાં આવે અને કોઈ વિચક્ષણ પુરુષ દાંડીના મધ્યનો ઝીણો સૂયો બરાબર મધ્યબિંદુમાં રહે એવી રીતે જોખી જુએ, તો જગત સ્વપ્નની પેઠે જ ભિન્ન આકારથી રહિત થઈને બ્રહ્મરૂપ થઈ જાય છે.[8-9] અવિચાર જ જગતને ભિન્ન દેખાડનાર છે. તેને છોડી દેવામાં આવે, તો જગત શબ્દના અર્થમાં અને બ્રહ્મ શબ્દના અર્થમાં ભિન્નતા છે જ નહિ.[10] જગત દશ્યતાથી રહિત છે અને ચૈતન્યમાત્ર જ છે. ચિદાકાશમાં સાક્ષીરૂપ સૂર્યથી જગતનો પ્રકાશ થયા કરે છે. જેમ વાદળાંની પાસે સંકલ્પનું વાદળું સૂક્ષ્મ છે તેમ ચૈતન્યની પાસે જગત સૂક્ષ્મ છે.[11] જેમ સ્વપ્નનું અને સંકલ્પનું જગત, જાગ્રતના જગતનું ઉપમાનરૂપ છે, તેમ જાગ્રતનું જગત પણ સ્વપ્નના તથા સંકલ્પના જગતનુ ઉપમાનરૂપ થઈ શકે એમ છે. એટલે જાગ્રતના જગતમાં અને સ્વપ્નના તથા સંકલ્પના જગતમાં કાંઈ પણ ન્યૂનાધિકપણું નથી.[12] આથી જગત દશ્યતાથી રહિત છે અને બ્રહ્મરૂપ છે. જગત કેવળ આકાશ જ છે: (અર્થાત્ પોતાની સત્તાથી શૂન્ય છે.) જેમ આકાશ એટલે 'શૂન્ય' એમ આપણે સમજીએ છીએ, તેમ જગત એટલે પણ 'શૂન્ય' એમ સમજવું. જગત અને આકાશ એ શબ્દો પણ કલ્પિત હોવાને લીધે અધિષ્ઠાન ચૈતન્યથી ભિન્ન નથી.[13] આ પ્રમાણે છે, એટલા માટે ચૈતન્યમાં જગત આદિ કાંઈ પણ દશ્ય ઉત્પન્ન થયું જ નથી. તે નામથી રહિત છે, રૂપથી રહિત છે અને જેવું

* આ પંદરમા સર્ગમાં ઘણાં ઘણાં દષ્ટાંતોથી અને યુક્તિઓથી, ઉપર કહેલી વાતનો અનુભવ કરાવતા મંડપના વિસ્તીર્ણ આખ્યાનનો આરંભ કરવામાં આવશે.

છે તેવું જ છે.[૧૪] આ રીતે ચિદાકાશમાં રહેલું જગત આવરણરૂપ ભીંત તૂટી જતાં ચિદાકાશરૂપ જ થઈ જાય છે. જગત પોતાની સત્તાથી ચૈતન્યના અણુમાત્ર પ્રદેશની પણ સમાન થઈ શકે એમ નથી.[૧૫] જગત ભિન્ન આકારથી રહિત હોવાને લીધે સ્વચ્છ ચૈતન્યરૂપ જ છે, તે ચિદાકાશમાં ચિદાકાશરૂપ ચિત્ર છે અને સંકલ્પના નગરની પેઠે તે રહેલું છે.[૧૬] આ વિષયમાં શ્રવણના ભૂષણરૂપ એવું આ મંડપનું આખ્યાન હું તમને કહું છુ તે તમે સાંભળો. એ સાંભળવાથી આ વિષય નિઃસંદેહ રીતે તમારા મનમાં ઠસી જશે.[૧૭]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! સદ્બોધની વૃદ્ધિને માટે કેટલીએક સંબંધવાળી છતાં અનુપયોગી એવી વાતોનો સક્ષેપ કરીને, તમે તુરત મને મંડપનું આખ્યાન સંપૂર્ણ કહો; એટલે મારા બોધની વૃદ્ધિ થાય.[૧૮]

**વસિષ્ઠ બોલ્યા :** આ પૃથ્વીની પીઠમાં કુળની કીર્તિ વધારનારો, પ્રૌઢ સામર્થ્યવાળો, લક્ષ્મીવાળો, ઘણા પુત્રોવાળો અને વિવેકવાળો 'પદ્મ' નામનો એક રાજા હતો. એ રાજા મર્યાદાનું પાલન કરવામાં સમુદ્રરૂપ હતો, શત્રુઓરૂપી અંધકારને દૂર કરવામાં સૂર્યરૂપ હતો, સ્ત્રીરૂપી કુમુદિનીને વિકસાવવામાં ચંદ્રરૂપ હતો અને દોષોરૂપી ખડને બાળવામાં અગ્નિરૂપ હતો.[૧૯-૨૦] તે વિબુધો (દેવતાઓ અને પંડિતો) ને મેરુ પર્વતરૂપ હતો, સંસારરૂપી સમુદ્રને યશરૂપી ચંદ્ર હતો, સદ્ગુણરૂપી હંસોને સરોવરરૂપ હતો અને સંપત્તિઓરૂપ કમળોને નિર્મળ સૂર્યરૂપ હતો.[૨૧] તે સંગ્રામમાં શત્રુઓરૂપી લતાઓને પવનરૂપ હતો, શત્રુનાં મનરૂપી માતંગોને સિંહરૂપ હતો, સમસ્ત વિદ્યાઓનો વલ્લભરૂપ હતો અને સર્વ આશ્ચર્યકારી ગુણોની ખાણરૂપ હતો. વળી દૈત્યોરૂપી સમુદ્રનો ક્ષોભ કરવામાં તે પ્રબળ મંદરાચળરૂપ હતો, વિલાસોરૂપી પુષ્પોના ઓઘને તે વસંતરૂપ હતો અને રૂપથી તે કામદેવ તુલ્ય હતો. લીલાઓરૂપી લતાઓને નૃત્ય કરાવવામાં તે પવનરૂપ હતો, અશક્ય કામો કરવાના ઉત્સાહમાં તે વિષ્ણુ તુલ્ય હતો, સૌજન્યરૂપી રાત્રિવિકાસી કમળને તે ચંદ્રરૂપ હતો અને દુષ્ટ ચેષ્ટાઓરૂપ લતાઓને અગ્નિરૂપ હતો.[૨૨-૨૪] એ પદ્મરાજને રૂપવતી અને વિલાસપ્રિય લીલા નામની ભાર્યા હતી. એ લીલા સઘળાં સૌભાગ્યોથી યુક્ત હતી અને પૃથ્વીમાં જાણે બીજી લક્ષ્મીજી અવતરેલી હતી.[૨૫] તે લીલા પતિની તથા સંબંધીઓની સેવા કરવામાં વિચક્ષણ હતી, વિલાસને લીધે મધુર બોલવાની ટેવવાળી હતી, આનંદપૂર્વક મંદ મંદ ચાલનારી હતી અને એનું મંદ હાસ્ય બીજા ચંદ્રના ઉદય જેવુ શોભતું હતું. એનું ઉજ્જ્વલ મુખકમળ કેશરૂપી ભ્રમરોથી મનોહર લાગતું હતું. તે નિર્મળ અંગોવાળી હતી અને કર્ણિકા (કાનનું આભરણ અને ડોડી)થી સુશોભિત હતી. આથી તે જાણે જંગમ કમલિની હોય એમ શોભતી હતી.[૨૬-૨૭] પોતે પ્રૌઢ વિલાસોના સમૂહોને પ્રફુલ્લિત કરનારી, (રસથી ભરેલી, કૂંપળિયાં જેવા હાથવાળી અને પુષ્પોની શોભાવાળી હોવાને લીધે જાણે ડોલરનાં ફૂલોના સમૂહોને પ્રફુલ્લિત (કરનારી,) મકરંદથી ભરેલી કૂંપળિયાંવાળી અને પુષ્પોની શોભાવાળી દેહધારિણી વસંતની લક્ષ્મી હોય એવી તે લાગતી હતી.[૨૮] સ્વચ્છ શરીરવાળી, પવિત્ર, સ્પર્શમાત્રથી પણ આનંદ આપનારી અને હંસની ગતિવાળી હોવાને લીધે તે જાણે દેહ ધરીને પૃથ્વીમાં આવેલાં ગંગાજી હોય એમ લાગતી હતી.[૨૯] સર્વ લોકોને આનંદ આપનાર પૃથ્વીના કામદેવ સરખા એ પદ્મરાજની લાંબા દિવસો સુધી સેવા કરવાને સારુ જાણે બીજી રતિ જન્મી હોય એવી તે જણાતી હતી.[૩૦] એ લીલા જ્યારે પદ્મરાજા ઉદ્વેગ પામતો, ત્યારે ઉદ્વેગ પામતી, આનંદ પામતો, ત્યારે આનંદ

પામતી અને આકુળ થતો ત્યારે આકુળ થતી; આથી તે પદ્મરાજાના પ્રતિબિંબ સમી હતી. પણ પદ્મરાજા ક્રોધ કરતો ત્યારે તે પોતે ક્રોધ નહિ કરતાં કેવળ ભય જ પામતી હતી.[૩૧]

उद्विग्ने प्रोद्विग्ना मुदिते मुदिता समाकुलाकुलिते । प्रतिबिंबसमा कांता संक्रुद्धे केवलं भीता ॥ ३१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'રાજવર્ણન' એ નામનો સર્ગ ૧૫મો સમાપ્ત

## सर्ग १६मो*

## લીલારાણીની તપશ્ચર્યા અને સરસ્વતીનું પ્રસન્ન થવું

वसिष्ठ उवाच

भूतलाप्सरसा सार्द्धमनन्यदयितापतिः ।
अकृत्रिमप्रेमरसं स रेमे कांतया तया ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: એ પદ્મરાજાને લીલા વિના બીજી કોઈ પણ રાણી ન હતી. એ પદ્મરાજાએ ભૂતલ પરની અપ્સરા સમાન પોતાની સ્ત્રી લીલા સાથે સ્વાભાવિક પ્રેમરસથી રમણ કર્યું.[૧] તેની સાથે તેણે બગીચાઓની નિકુંજોમાં, તમાલવનોમાં અને પુષ્પોના મંડપોથી તથા રમણીય લતાઓથી ઘેરાયેલાં ઘરોમાં રમણ કર્યું.[૨] વળી તે પુષ્પમય અંતઃપુરની શય્યાઓમાં પુષ્પોભરી ગલીઓમાં, વસંતકુંજોના હીંડોળાઓમાં અને ક્રીડા કરવાનાં નાનાં તળાવોમાં રમ્યો[૩]. ચંદનનાં વૃક્ષોવાળા પર્વતોમાં, 'સંતાનક' નામનાં કલ્પવૃક્ષોનાં તળોમાં, કંદઓનાં તથા આસોપાલવોનાં ઘરોમાં અને લીમડાઓની નિકુંજોમાં તેણે રમણ કર્યું.[૪] તે પ્રફુલ્લિત થતાં ડોલર તથા મંદાર નામનાં પુષ્પોના મકરંદથી સુગંધિત થયેલાં અને કોયલ પક્ષીઓના ટહુકારથી ગાજી રહેલાં વસંતવનોના સમૂહોમાં રમ્યો.[૫] તે અનેક અરણ્યોનાં સુકોમળ કાંતિવાળાં ખડનાં સ્થળોમાં રમ્યો અને ઊંચાં ઊછળતાં બિંદુઓની અત્યંત વૃષ્ટિ કરનારાં ઝરણાંઓમાં રમ્યો.[૬] તે પર્વતોની અંદર મણિઓની તથા માણિક્યોની શિલાઓના ઉપરના ભાગોમાં રમ્યો. વળી તેણે પૂર્વ દેવતાઓના, ઋષિઓના તથા મુનિઓના નિવાસરૂપ એવા દૂરદૂરના પવિત્ર આશ્રમોમાં રમણ કર્યું.[૭] પ્રફુલ્લિત કુમુદિનીઓનાં સ્થળોમાં, પ્રફુલ્લિત કમલિનીઓનાં સ્થળોમાં અને પુષ્પોથી તથા ફળોથી ઘેરાયેલાં વનોના શ્યામ પ્રદેશોમાં તે પોતાની કાંતા સાથે રમ્યો.[૮] એ અત્યંત સુંદર પદ્મરાજાએ લીલાની સાથે સુંદર વિષયોવાળાં અને દેવના જેવી યુવાનીને યોગ્ય એવાં સુરતો કર્યાં. તેણે અન્યોન્યના ઘાટા પ્રેમરસથી અત્યંત ભરપૂર સુકોમળ વિલાસો કર્યા.[૯] તેણે જગત સંબંધી હાંસીની વાતો કરી, પુરાણોનાં આખ્યાનો સાંભળ્યાં, અક્ષરમુષ્ટિ અને ગૂઢચતુર્થક આદિ ઘણા પ્રકારની દ્યૂતની ક્રીડાઓ કરી.[૧૦] વળી તેણે નાટકો જોયાં, કાવ્યરૂપે રચાયેલી આખ્યાયિકાઓ સાંભળી, ગૂઢ અભિપ્રાયવાળા શ્લોકોની ચર્ચાઓ કરી અને દેશ–કાળને અનુસરીને ગ્રામ્ય અને નાગરિક ચેષ્ટાઓ કરી.[૧૧] તેણે વિવિધ પ્રકારોથી પુષ્પોની માળાઓ ગૂંથી, અનેક પ્રકારનાં આભરણો જોડવાની કળાઓ કરી, વિનોદને લીધે શરીરના અવયવો વાળવાની ક્રિયાઓ કરી અને વિચિત્ર રસવાળાં ભોજનો કર્યાં.[૧૨] કોમળ કેસર તથા કપૂરવાળી તેણે પાનબીડીઓ ચાવી અને પ્રફુલ્લિત પુષ્પોથી, લતાઓથી કે ચણોઠીઓથી શરીરને ઢાંકવાની જરૂર પડે એવા પરસ્પર ને નખોના વ્રણો કર્યા.[૧૩] પછવાડેથી દોડીને સ્પર્શ કરવારૂપ વિલાસો કર્યા, માળાઓથી પ્રહાર દેવાની રમતો કરી અને ઘરમાં પુષ્પોના હિંડોળામાં બેસાડીને એકબીજાને ઝુલાવવાની ક્રીડાઓ કરી.[૧૪] તેણે

* આ સોળમા સર્ગમાં 'કામભોગોથી અતૃપ્તિ અને તેમાં પરિણામે થતું અપાર દુઃખ દેવતાઓથી પણ ટાળી શકાય એમ નથી' એ કહેવામાં આવશે.

વહાણમાં બેસીને ફરવાના વિનોદ કર્યા, સારી રીતે કેળવેલા બચ્ચે ઘોડા, હાથી તથા ઊંટ ઉપર બેસીને જવાઆવવાના વિનોદો કર્યા અને જળક્રીડાના વિલાસમાં પરસ્પરને જળથી ભિજાવવાની રમતો કરી.[૧૫] તેણે નાચો તથા ગાયનો કર્યાં, જુદી જુદી કળાઓથી તાલપૂર્વક તાંડવો કર્યાં, પરસ્પરને શણગાર ધરાવ્યા, ગાયનની કળાઓ સંબંધી ચર્ચાઓ કરી, ગાયનોના આલાપ કર્યા અને વીણાઓ તથા મૃદંગો વગાડ્યા.[૧૬] તેણે બગીચાઓમાં, નદીઓના કિનારાઓ ઉપરનાં વૃક્ષોમાં, ઉત્તમ ઉત્તમ કેડીઓમાં, અંતઃપુરોમાં અને હવેલીઓમાં પ્રફુલ્લિત એવા હિંડોળાખાટથી હીંચકવાની ક્રીડાઓ કરી.[૧૭] એ પ્રમાણે સુખમાં ઊછરેલી, પરમ પ્રેમવાળી, મનોરથોથી ભરેલી અને સુંદર ભમરવાળી પદ્મરાજની તે પ્રિયા લીલા એક સમયે વિચાર કરવા લાગી કે, 'યૌવનના ઉલ્લાસથી ભરેલા અને ભરીભરી લક્ષ્મીવાળા આ મારા પ્રાણાધિક પ્રિયતમ પદ્મરાજ શી રીતે અજર અને અમર થાય ?[૧૮,૧૯] કેવી રીતે ઉન્નત સ્તનવાળી હું કાંતા મારા એ ભર્તા સાથે કુસુમ–ભવનોમાં સો સો યુગના ચિરકાળ સુધી યથેચ્છ રીતે રમણ કરી શકું ?[૨૦] હવે મારે તપથી, જપથી, યમોથી અને નિયમોથી એવો યત્ન કરવો કે, તેથી આ રજનીનાથ સમા સુખવાળા રાજા અજરામર થાય.[૨૧] મારે પ્રથમ તો જ્ઞાનવૃદ્ધ, તપવૃદ્ધ અને વિદ્યાવૃદ્ધ એવા બ્રાહ્મણોને પૂછવું જોઈએ કે શું કરવામાં આવે તો માણસોનું મરણ ન થાય ?'[૨૨] એ પ્રમાણે વિચાર કરીને તેણે બ્રાહ્મણોને બોલાવ્યા. તેમનું પૂજન કરીને તથા તેમને પ્રણામ કરીને લીલાએ વારંવાર તેમને પૂછવા માંડ્યું કે, 'હે બ્રાહ્મણો ! શી રીતે અમરપણું પ્રાપ્ત થાય ?'[૨૩]

**બ્રાહ્મણો બોલ્યા :** તપ કરવાથી, જપ કરવાથી અને નિયમો પાળવાથી સિદ્ધિઓ મળે, પણ અમરપણું તો કદી જ મળે નહિ.[૨૪]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે બ્રાહ્મણોનું વચન સાંભળીને પતિના વિયોગથી બીતી એ લીલાએ ફરી વાર તુરત પોતાની બુદ્ધિથી જ વિચાર કર્યો કે,[૨૫] 'જો દૈવયોગે પતિના પહેલાં જ મારું મરણ થશે, તો હું ચિત્તમાં સર્વ દુઃખોથી રહિત થઈને પરલોકમાં સુખથી રહીશ.[૨૬] પણ જો કદાચ હજાર વર્ષે પણ પતિ મારાથી આગળ જશે, તો હું દુઃખી થઈશ. માટે મારે પતિનો જીવ ઘરમાંથી જતો જ રહે નહિ, એમ કરવું.[૨૭] એમ કરવાથી પતિનો જીવ મારા આ અંતઃપુરના મંડપમાં ફર્યા કરશે અને હું સર્વદા પતિની દૃષ્ટિ તળે સુખથી રહીશ.[૨૮] એટલે આજથી હું જપ, ઉપવાસો અને નિયમો આદરીશ અને ચૈતન્યરૂપ સરસ્વતી દેવી પ્રસન્ન થાય ત્યાં સુધી હુ એ વડે તેમનું પૂજન કરીશ.'[૨૯] સુંદરાંગી લીલાએ આ પ્રમાણે નિશ્ચય કર્યો અને પતિને તેની જાણ કર્યા વિના જ શાસ્ત્ર પ્રમાણે નિયમો રાખીને તે ઉગ્ર તપ કરવા લાગી.[૩૦] ત્રણ ત્રણ અહોરાત્ર પૂરા થઈ રહે; ત્યારે તે પારણું કરવા લાગી; અને દેવતાઓની, બ્રાહ્મણોની, ગુરુની, પંડિતોની તથા વિદ્વાનોની પૂજા કરવામાં તત્પર રહેવા લાગી.[૩૧] તે સ્નાનમાં, દાનમાં, તપમાં તથા ધ્યાનમાં નિત્ય ઉદ્યોગી રહેતી. સંપૂર્ણ આસ્તિકપણાને લીધે સદાચાર પાળતી અને બીજાઓનાં દુઃખોને ટાળતી.[૩૨] આમ એ લીલા પોતાની સ્થિતિની પતિને ખબર પડવા નહિ દેતાં કાળ, ઉદ્યોગ, શાસ્ત્ર અને ક્રમને અનુસરીને પતિને પણ રાજી રાખવા લાગી.[૩૩] એ પ્રમાણે નિયમો પાળતી એ લીલાએ કષ્ટો વેઠી વેઠીને પણ ત્રણસો અહોરાત્ર સુધી અવિચ્છિન્ન તપ કર્યું.[૩૪] આમ ત્રણસો અહોરાત્ર પૂરાં થયાં અને બાહ્ય ઉપચારોથી તથા માનસિક ઉપચારોથી પૂજા પામેલાં નિર્મળ સરસ્વતી-

દેવીએ પ્રસન્ન થઈને તેને આ પ્રમાણે કહ્યું.[૩૫]

**સરસ્વતી બોલ્યાં :** હે પુત્રી ! પતિભક્તિને લીધે અત્યંત શોભા પામેલા તારા આ અવિચ્છિન્ન તપથી હું પ્રસન્ન થઈ છું. માટે તારે જે વરદાન જોઈતું હોય તે તું માગી લે.[૩૬]

**લીલા બોલી :** હે જન્મ તથા જરારૂપી જ્વાળાથી થતા દાહરૂપી દોષને મટાડવામાં ચંદ્ર સમાન કાંતિવાળાં ! હે હૃદયમાં રહેલા અજ્ઞાનરૂપી અંધકારના ઓઘનું નિવારણ કરવામાં સૂર્ય સમાન કાંતિવાળાં ! હે અંબે ! હે મા ! હે જગદંબા ! હું રાંક છું, મારું રક્ષણ કરો. હે શુભા ! હું માગું તે પ્રમાણે બે વરદાન આપો.[૩૭-૩૮] પહેલું એ કે 'મારો પતિ મરી જાય ત્યારે પણ તેનો જીવ આ મારા પોતાના અંતઃપુરના મંડપમાંથી જતો રહે નહિ.[૩૯] બીજું હે મહાદેવી ! હું એ માગું છું કે, 'વરદાન લેવા સારુ દર્શનને વાસ્તે હું જ્યારે જ્યારે તમારી પ્રાર્થના કરું ત્યારે ત્યારે તમારે મને દર્શન આપવાં'[૪૦]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે લીલાનાં વચનો સાંભળીને જગદંબા સરસ્વતીએ 'તને એ પ્રમાણે થશે' એમ વર આપ્યો અને જેમ સમુદ્રમાં તરગ ઊઠીને પોતાની મેળે જ અંતર્ધાન થઈ જાય, તેમ તે અંતર્ધાન થઈ ગયાં.[૪૧] આમ જેને ઇષ્ટ દેવતાનો પ્રસાદ થયો હતો, તે રાજરાણી લીલા, જેમ ગાયન સાંભળવાથી હરિણી આનંદ પામે, તેમ સરસ્વતીનાં વચનોથી આનંદ પામી. પછી કાળરૂપી ચક્ર જે પક્ષ, માસ તથા ઋતુઓરૂપી કુંડળીવાળું છે, દિવસોરૂપી આરાઓવાળું છે, વર્ષરૂપી ધરીવાળું છે, ક્ષણરૂપી વચલાં છિદ્રોવાળું છે અને સૂર્ય આદિની ગતિઓમય છે, તે ચાલ્યા કરતું હતું.[૪૨-૪૩] ત્યાં કોઈક સંગ્રામમાં ઘવાયેલા તેના પતિ પદ્મરાજની ચેતના સુકાયેલાં પાંદડાંના રસની જેમ, જોતજોતામાં જ લિંગ શરીરમાં અસ્ત પામી ગઈ.[૪૪] આમ અંતઃપુરના મંડપમાં એ રાજા મરણ પામ્યો, એટલે જળ વગરની કમલિનીની જેમ લીલા પણ બહુ જ કરમાઈ ગઈ.[૪૫] તેનાં હોઠરૂપી પલ્લવો ઝેર જેવા ગરમ નિસાસાઓથી વિવર્ણ થઈ ગયા અને શરીરમાં કાંટો ભોંકાયો હોય એવી હરિણીની પેઠે તે મરવા જેવી અવસ્થાને પ્રાપ્ત થઈ.[૪૬] જેમ દીવાથી ઝળકાટ મારતી ઘરની શોભા દીવાની શિખા લગાર પણ ક્ષીણ થઈ જાય છે, તો અંધકારમય થઈ જાય છે, તેમ તે લીલા પણ પતિનું મરણ થતાં મૂર્છિત થઈ ગઈ અને અંધકારમય થઈ ગઈ.[૪૭] જેમ પ્રવાહનો નાશ થતાં ખારાથી ધૂસરી થયેલી નદી દૂબળી થઈ જાય છે, તેમ પતિનુ મરણ થતાં રસ રહિત થયેલી એ લીલા ક્ષણમાત્રમાં દૂબળી થઈ ગઈ.[૪૮] પતિના વિયોગને લીધે એ લીલા ચકવીની પેઠે જરાવારમાં ચીસો પાડતી, જરાવારમાં મૂગી રહેતી અને મરવા પડી હોય એવી થઈ ગઈ.[૪૯] પછી જળનો ધરો સુકાઈ જવાથી અત્યંત વિહ્વળ થયેલી માછલી ઉપર જેમ પહેલી મેઘવૃષ્ટિ દયા કરે છે, તેમ પતિના મરણથી અત્યંત વિહ્વળ થયેલી તે લીલા ઉપર, ચૈતન્યમાં જ પ્રકટ થયેલાં દયાળુ સરસ્વતીએ દયા કરી. (સરસ્વતીએ લીલાનું આશ્વાસન કરીને તેને આગળ પ્રમાણે કહ્યુ.)[૫૦]

अथ तामतिमात्रविह्वलां सकृपाकाशभवा सरस्वती । शफरीं ह्रदशोषविह्वलां प्रथमा वृष्टिरिवान्वकंपत ॥ ५० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણમાં
મંડપાખ્યાન સંબંધનો 'રાજ્ઞીપરિદેવન'
એ નામનો સર્ગ ૧૬મો સમાપ્ત

## સર્ગ ૧૭મો*

### મંડપાખ્યાન–નવીન અને પ્રાચીન સૃષ્ટિ મનોવિલાસ માત્ર છે

सरस्वत्युवाच

शवीभूतमिमं वत्से भर्तारं पुष्पपुंजके ।
आच्छाद्य स्थापयैनं त्वं पुनर्भर्तारमेष्यसि ॥ १ ॥

**સરસ્વતી બોલ્યાં:** હે પુત્રી ! આ શબરૂપ થયેલા તારા ભર્તાને તું પુષ્પોના સમૂહમાં ઢાંકીને રાખી મૂક. પછી તું એ ભર્તાને પ્રાપ્ત થઈશ.[૧] પુષ્પો કરમાશે નહિ અને આમ શરીર પણ બગડશે નહિ. થોડા દિવસમાં પાછો એ તારો પતિ જીવતો થશે.[૨] આકાશની પેઠે નિર્મળતાવાળો એનો જીવ આ તારા અંતઃપુરના મંડપમાંથી તુરત નીકળી જશે નહિ.[૩]

**વસિષ્ઠ બોલ્યા:** એ પ્રમાણે સરસ્વતીનાં વચનો સાંભળીને એ લીલાને ધીરજ આવી. પછી જેમ જળ આવીને કમલિનીનું આશ્વાસન કરે છે તેમ બંધુઓએ આવીને તેનુ આશ્વાસન કર્યું. હવે ભ્રમરોની પંક્તિ જેવાં નેત્રોવાળી એ લીલાએ પતિના શરીરને પુષ્પોના સમૂહમાં ત્યાં જ ઢાંકી રાખી મૂક્યું. જેમ કોઈ દરિદ્ર સ્ત્રી ધન મળતાં સ્થિરતા રાખીને રહે, તેમ તે પણ કંઈક સ્થિરતા રાખીને રહી.[૪૫] એ જ દિવસે અર્ધરાત્રિના સમયમાં સઘળાં પરિજનો નિદ્રાથી અત્યંત ઊંઘી ગયાં એ પછી, લીલાએ દુઃખને લીધે જ્ઞાનરૂપ સરસ્વતીદેવીને શુદ્ધ ધ્યાનવાળી બુદ્ધિથી અંતઃપુરના મંડપમાં બોલાવ્યાં, એટલે સરસ્વતીએ ત્યાં આવી તેને નીચે પ્રમાણે કહ્યું.

**સરસ્વતી બોલ્યાં:** હે પુત્રી ! તેં મારું કેમ સ્મરણ કર્યું છે ? તું શા માટે શોક કરે છે ? જેમ ઝાંઝવાનાં પાણી મિથ્યા હોવા છતાં જ પ્રતીત થાય છે, તેમ સંસારની ભ્રાંતિઓ પણ મિથ્યા હોવા છતાં પ્રતીત થાય છે.[૬-૮]

**લીલા બોલી:** મારો પતિ હમણાં ક્યાં રહ્યો છે ? તે શું કરે છે ? કેવો છે ? તમે મને એની પાસે તેડી જાઓ. હું પતિ વિના એકલી જીવી શકીશ નહિ.[૯]

**સરસ્વતી બોલ્યાં:** હે સુંદરમુખી ! એક વાસનામય ચિત્તાકાશ છે, બીજું શુદ્ધ ચિદાકાશ છે અને ત્રીજું આ વ્યાવહારિક આકાશ છે. પહેલાની અને ત્રીજાની સંધિમાં જે ચિદાકાશ છે, તે બન્નેથી રહિત છે.[૧૦] હમણાં તારો પતિ જેમાં છે તે સ્થાન આદિ એ ચિદાકાશના ગર્ભરૂપ જ છે. આથી તે સ્થાન આદિ ચિદાકાશથી જુદું નથી. છતાં એ ચિદાકાશનું એકાગ્રપણે ચિંતવન કરવામાં આવે, તો તે સ્થાન આદિ તુરત જ અહીં દેખવામાં અને અનુભવમાં આવે એમ છે. હે સુંદરી ! સંવિત્ નિમેષમાત્રમાં એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જાય છે, ત્યારે તે સંવિત્‌નું બન્ને પ્રદેશથી રહિતપણું જે મધ્ય છે, તે ચિદાકાશ છે, એમ સમજવું.[૧૧,૧૨] તું સઘળા સંકલ્પો છોડી દઈને એ ચિદાકાશમાં વિશ્રામ કરીશ તો એ સર્વાત્મકપદ હોવાથી તેમાં તને તારા પતિના સ્થાન આદિની અવશ્ય પ્રાપ્તિ થશે.[૧૩] હે સુંદરી ! જો કે જગતનો અત્યંત બાધ થાય ત્યારે જ એ પદ મળે છે અને બીજી રીતે એ મળે એમ નથી; તો પણ મારા વરદાનના પ્રભાવથી તને એ પદની તુરત પ્રાપ્તિ થશે.[૧૪]

**વસિષ્ઠ બોલ્યા:** એટલાં વચનો કહીને સરસ્વતીદેવી તુરત પોતાના સ્થાનમાં ગયાં અને તેમના વરદાનના પ્રભાવને લીધે લીલાને તો રમતવાતમાં નિર્વિકલ્પ સમાધિની પ્રાપ્તિ થઈ.[૧૫] પલકવારમાં લીલાએ સમાધિને લીધે અંતઃકરણરૂપ દૃઢ પિંજરાવાળા સ્થૂલ દેહને છોડી દીધો, (દેહના અભિમાનને છોડી દીધું;) અને જેમ

* આ સત્તરમા સર્ગમાં 'નવીન અને પ્રાચીન એ બન્ને સૃષ્ટિઓ મનના વિલાસ માત્ર છે,' એમ નિરૂપણ કરવામાં આવશે

પંખિણી પોતાના માળાને છોડી દઈને આકાશમાં સ્થિતિ કરે, તેમ તેણે ચિદાકાશમાં સ્થિતિ કરી.[૧૬] આમ ચિદાકાશમાં સ્થિતિ પામેલી તે લીલાએ તે ઘરના આકાશમાં જ ઘણા રાજાઓથી ખીચોખીંચ ભરેલી સભામાં પોતાના પતિ પદ્મરાજાને (પદ્મરાજાના બીજા અવતારરૂપ વિદૂરથરાજાને) બેઠેલો દીઠો.[૧૭] એ રાજા સિંહાસન ઉપર બેઠો હતો અને લોકો 'જય! જય!' તથા 'ચિરંજીવ! ચિરંજીવ!' એવા શબ્દોથી તેની સ્તુતિ કરતા હતા.[૧૮] તે પોતાની પાસે આવેલાં ખંડપતિઓનાં તથા સૈન્યોનાં કાર્યોનો નિર્ણય કરવાના કાર્યમાં લાગ્યો હતો. તે પતાકાઓનાં મંડળોથી વ્યાપ્ત થયેલી રાજધાનીના મુખ્ય મહેલમાં બેઠો હતો! એ મંદિરના પૂર્વદ્વારમાં અસંખ્ય મુનિઓ તથા બ્રહ્મર્ષિઓ બેઠા હતા.[૧૮।૧૯] ત્યાં દક્ષિણદ્વારમાં અસંખ્ય મોટા મોટા રાજાઓ બેઠા હતા અને પશ્ચિમદ્વારમાં અસંખ્ય લલનાઓ બેઠી હતી.[૨૦] ત્યાં ઉત્તરદ્વારમાં અસંખ્ય રથોની, હાથીઓની તથા ઘોડાઓની ભીડ જામી હતી. એ રાજા કોઈ એક સેવકના વચનથી દક્ષિણદેશ સંબંધી યુદ્ધના પ્રસંગનો નિર્ણય કરતો હતો.[૨૧] ત્યાં પૂર્વદેશમાં જે મર્યાદાઓ સ્થાપવાની હતી, તે સંબંધી ગોઠવણ તેની પાસે બેઠેલો કર્ણાટકદેશનો રાજા કરતો હતો અને ત્યાં સઘળા મ્લેચ્છોવાળા ઉત્તરદેશને વશ કરવાનું કામ ત્યાં સોરઠનો રાજા કરતો હતો.[૨૨] સઘળાં પશ્ચિમનાં રાજ્યોની તથા 'તંગણ' નામના દેશની માલદેશનો રાજા તેની આજ્ઞાથી વ્યવસ્થા કરતો હતો. એ ચક્રવર્તી રાજાને દક્ષિણસમુદ્રના કિનારાથી આવેલો લંકાનો દૂત ત્યાંની વાતોથી વિનોદ કરાવતો હતો.[૨૩] પૂર્વસમુદ્રના કિનારાથી આવેલો મહેંદ્રાચળનો રહેવાસી કોઈ સિદ્ધ ત્યાં આકાશગંગાની વાતો સંભળાવતો હતો; અને ઉત્તરસમુદ્રના કિનારાથી આવેલો દૂત ત્યાં યક્ષોની વાત સંભળાવતો હતો.[૨૪] વળી પશ્ચિમસમુદ્રના કિનારાને જોઈને આવેલો દૂત ત્યાં સૂર્યના અસ્તનો પ્રકાર સંભળાવતો હતો. ત્યાં રાજદ્વારના સઘળા ભાગો હારદોર ઊભેલા અસંખ્ય રાજાઓની કાંતિઓથી વ્યાપ્ત થઈ ગયા હતા.[૨૫] ત્યાં યજ્ઞોનાં સ્થાનકોમાં મંત્રો ભણતા બ્રાહ્મણોના શબ્દોથી 'તૂર્ય' નામનાં વાજાંઓના શબ્દો દબાઈ જતા હતા અને બંદીજનોનો પ્રબળ કોલાહલ સાંભળીને જંગલી હાથીઓ સામા શબ્દો કરતા હતા.[૨૬] ત્યાં ગાયનમાં બજાવવામાં આવતાં વાજિંત્રોના શબ્દોથી આકાશનો ગર્ભ ગાજી રહ્યો હતો અને હાથીઓએ, ઘોડાઓએ તથા રથોએ ઉડાડેલી રજથી આકાશમાં વાદળાંઓના જેવો પ્રૌઢ આડંબર મચી રહ્યો હતો.[૨૭] પુષ્પોની, કપૂરની તથા ધૂપોની પ્રૌઢ સુગંધ તે પર્વત જેવા મહેલોમાં ફેલાઈ રહી હતી અને સઘળા દેશોમાંથી તે તે વસ્તુઓ મંગાવીને રાજ્યના ભંડારને ભરપૂર રાખનારા સેવક લોકો ત્યાં અનેક પ્રકારનાં શાસનો લખતા હતા. તે રાજાનો યશ, કપૂર, પાણી વિનાનું વાદળું, શ્વેત વસ્ત્ર અને શ્વેતગિરિ જેવો હતો. આકાશ અને પૃથ્વીના એક સ્તંભરૂપ પોતાના પ્રતાપ વડે તેણે સૂર્યનો પણ પરાજય કર્યો હતો.[૨૮।૨૯] ત્યાં સામંત રાજાઓ પ્રબળ આરંભવાળાં મોટાંમોટાં કામોમાં વ્યગ્ર થઈ રહ્યા હતા અને મોટા મોટા કારીગર લોકો અનેક પ્રકારનાં નગરનાં બાંધકામો કરવામાં તત્પર થઈ રહ્યા હતા.[૩૦] પ્રૌઢ આડંબરવાળી અને વાસનામય એવી તે લીલારાણી જેમ ઝાકળ આકાશમાં પ્રાપ્ત થાય, તેમ વાસનામય એવી તે ઉપર જણાવેલી સભામાં પ્રાપ્ત થઈ.[૩૧] જેમ પુરુષો સંકલ્પમાત્રથી રચાયેલી સ્ત્રીને દેખે નહિ, તેમ સભાસદોએ પોતાની આગળ ફરતી તે લીલારાણીને જોઈ નહિ.[૩૨] જેમ એકના સંકલ્પથી રચાયેલી નગરીને બીજાઓ જોઈ શક્તા નથી તેમ સભા-

સદ્દેહે પોતાની આગળ સંચરતી તે લીલાને જોઈ નહિ.[33] જાણે રાજાની સાથે એક નગરમાંથી બીજા નગરમાં આવેલા હોય એવા આગળના જ પોતાના સઘળા રાજકીય પુરુષોને ત્યાં લીલાએ સભામાં બેઠેલા દીઠા.[34] ત્યાં જેવા પોતાના દેશમાં હતા તેવા જ અને તેવી જ રીતભાતવાળા તેના તે પુત્રોને, તેની તે પુત્રવધૂઓને, તેના તે મંત્રીઓને, તેના તે રાજાઓને, તેના તે પંડિતોને, તેના તે હાસ્યરસ ઉપજાવનારાઓને અને તેના તે સેવકોને લીલાએ દીઠા.[35-36] વળી તેણે ત્યાં બીજા કેટલાએક નવા પંડિતોને, નવા સંબંધીઓને, નવા વ્યવહારોને અને નવાં નગરજનોને પણ દીઠાં.[37] ત્યાં તેણે દિવસના મધ્યાહ્નકાળમાં દિશાઓને ધાટા દાવાનળથી વ્યાપ્ત થયેલી દીઠી, અને અંતરિક્ષને ચંદ્ર, સૂર્ય, મેઘના શબ્દો, પવનના સુસવાટા, પર્વતો, નદીઓ, વૃક્ષો, નગરો, મોટાં નગરો, અનેક પ્રકારનાં નગરોની પેઠે રચાયેલાં જંગલો તેમ જ ગામડાંથી ભર્યું ભરપૂર દીઠું. આગળની જરાથી રહિત થઈને સોળ વર્ષની અવસ્થાને પ્રાપ્ત થયેલા રાજાને, સઘળા આગળના સમાસદ આદિને અને સઘળા આગળના ગામના રહેવાસીઓને જોઈને લીલા વિચારમાં પડી ગઈ, કે જૂના નગરના રહેવાસીઓ સઘળા મરી ગયા હશે કે શું?[38-41] એટલામાં તો સરસ્વતીના પ્રસાદથી સમાધિમાંથી વ્યુત્થાન થયું, એટલે લીલા ક્ષણમાત્રમાં આગળના અંતઃપુરમાં આવી; ત્યાં તેણે અર્ધરાત્રે ઊંઘી ગયેલાં તે માણસોને તેમનાં તેમ જ દીઠાં.[42] પછી લીલાએ નિદ્રાથી ઘેરાયેલી સખીઓને ઉઠાડીને કહ્યું, કે અહીં દુઃખથી બહુ પીડાઉં છું, એટલા માટે મને સભામાં લઈ જાઓ.[43] હું મારા પતિના સિંહાસનની પાસે ઊભી રહું અને ત્યાં અનેક સભાસદોને જોઉં, તો જ જીવતી રહું, નહિ તો જીવીશ નહિ.[44] એ પ્રમાણે લીલાએ આજ્ઞા કરી, એટલે સઘળો રાજકીય પરિવાર અનુક્રમે નિદ્રામાંથી જાગ્યો અને જાગીને પોતપોતાનાં કાર્યો કરવામાં પરોવાયો.[45] જેમ સૂર્યનાં કિરણો પૃથ્વીમાં વ્યવહારો ચલાવવાને સારુ જાય છે, તેમ અનેક છડીદારો નગરજનો અને સભાસદોને બોલાવવા ગયા.[46] જેમ શરદઋતુના દિવસો વર્ષાઋતુનાં વાદળાંઓથી મલિન થયેલા આકાશને સાફ કરે છે, તેમ સેવક લોકોએ ઘણી ઉતાવળથી સભાની ભૂમિને સાફ કરી નાખી.[47] આંગણામાં કરવામાં આવેલા અને અંધકારરૂપી જળને પી જનારા દીવાઓ જાણે આશ્ચર્ય જોવાને માટે આકાશમાંથી નક્ષત્રો આવેલાં હોય તેમ ત્યાં શોભવા લાગ્યા.[48] જેમ સૃષ્ટિનો પ્રથમ સમય પ્રલયમાં સુકાઈ ગયેલા સમુદ્રોને જળથી ભરપૂર કરી દે છે, તેમ આવવા લાગેલા લોકોએ પોતાના સમૂહોથી સભાના પ્રદેશોને ભરપૂર કરી દીધા.[49] જેમ ત્રૈલોક્ય ફરી વાર ઉત્પન્ન થતાં લોકપાલો પોતપોતાની દિશાઓમાં આવે છે, તેમ સારા સ્વભાવવાળા મંત્રીઓ અને સામંતો સભામાં પોતપોતાનાં સ્થાનકો પર આવ્યા.[50] વેરેલા કપૂરની પેઠે ધાટી હિમની કણીઓથી શીતળતાવાળા અને પ્રફુલ્લિત પુષ્પોમાંથી નીકળતી સુગંધથી પુષ્ટ થયેલા વાયુઓ ત્યાં વાવા લાગ્યા.[51] જેમ સુગ્રીવને માટે ઋષ્યમૂકપર્વતની સમીપમાં રહેનારા તેના પિતા સૂર્યના તાપથી તપી ગયેલાં વાદળાંઓ આસપાસના પર્વતો ઉપર સ્થિતિ કરે, તેમ ધોળાં વસ્ત્રોવાળા દ્વારપાળો સભાના આસપાસના પ્રદેશોમાં ઊભા રહ્યા.[52] જેમ તીવ્ર પવનને લીધે સ્થાનકોમાંથી ભ્રષ્ટ થઈને તારાઓના સમૂહો ખરે, તેમ પોતાની કાંતિથી અંધકારોના સમૂહોને પીનારાં પુષ્પોના સમૂહો પૃથ્વી પર પડવા લાગ્યા. જેમ પ્રફુલ્લિત કમળોથી વ્યાપ્ત થયેલા સરોવરને હંસો પોતાનાથી ભરપૂર કરી મૂકે, તેમ રાજાના અનુચરોએ એ સભાને ભરપૂર કરી મૂકી.[53-54] જેમ કામદેવ-

થી વિકાર પામેલા ચિત્ત પર શૃંગારની ચેષ્ટા બેસે, તેમ રાજાના સિંહાસનની સમીપમાં રહેલા સુવર્ણમય નવા વિચિત્ર આસન પર લીલા બેઠી ત્યાં લીલાએ આગળના સઘળા રાજાઓને, ગુરુઓને, આર્યકોને, મિત્રોને, સભાસદોને, સંબંધીઓને અને બાંધવોને આગળની પેઠે જ બેઠેલા જોયા.[૫૫ ૫૬] આમ રાજાના સઘળા દેશીલોકોને આગળની પેઠે જ બેઠેલા જોઈને લીલા બહુ આનંદ પામી અને પતિના જીવનની આશાને લીધે ઉદય પામેલી શોભાથી તે ચંદ્રની પેઠે શોભવા લાગી.[૫૭]

सकलमेव हि पूर्ववदेव सा समवलोक्य मुदं परमां ययौ । नृपतिराष्ट्रजनं खलु जीवनाप्युदितया च बभौ शशिवच्छ्रिया ॥ ५७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'સંદેહરાષ્ટ્રવર્ણન' એ નામનો સર્ગ ૧૭મો સમાપ્ત**

## સર્ગ ૧૮મો×

## લીલા અને સરસ્વતીનો સંવાદ-બન્ને સૃષ્ટિની સમાનતા

**वसिष्ठ उवाच**

इत्थं विनोदयामीदं दुःखदं चित्तमित्यलम् ।
बोधयित्वेंगितैर्भूपानास्थानादुत्थिताथ सा ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** મારુ ચિત્ત અત્યંત દુઃખદાયી થઈ પડ્યું છે, તેને હું (સભામાં આવવા આદિ) ઉપાયોથી આશ્વાસિત કરું છું, એમ રાજાઓને, અંગોની ચેષ્ટાઓ ઉપરથી સમજાવીને લીલા સભામાંથી ઊઠી.[૧] ત્યાંથી ઊઠીને તે અંતઃપુરમાં ગઈ અને અંતઃપુરના મંડપમાં પુષ્પોથી ઢાંકી રાખેલા પતિના શબની પાસે બેસીને તે ચિત્તમાં વિચાર કરવા લાગી, કે 'અહો! આ અમારા નગરનાં માણસો અહીંથી બહારના પ્રદેશમાં રહ્યાં છે અને આ અંદરના પ્રદેશમાં પણ રહ્યાં છે. માટે આ કોઈ વિચિત્ર માયા છે.[૨-૩] તાડી, તમાલ અને હિંતાલ નામનાં વૃક્ષોથી વ્યાપ્ત થયેલા આ પર્વતો પણ જેમ ત્યાં છે, તેમ અહીં પણ છે; માટે આ કોઈ વિસ્તીર્ણ માયા જણાય છે.[૪] જેમ અરીસામાં બહાર તથા અંદર પણ પર્વતનો અનુભવ થાય છે, તેમ ચૈતન્યની અંદરના અને બહારના પ્રદેશોમાં પણ એવી ને એવી જ સૃષ્ટિનો અનુભવ થાય છે.[૫] તો તેમાં કઈ સૃષ્ટિ ખોટી છે અને કઈ ખરી છે? એ વિષે સરસ્વતીનું પૂજન કરીને હું તેમને પૂછી જોઉં એટલે મારો સંશય ટળે. આ પ્રમાણે નિશ્ચય કરીને લીલાએ સરસ્વતીનું પૂજન કર્યું, એટલે તેણે કુમારિકાનું રૂપ ધારણ કરીને સન્મુખ પધારેલાં સરસ્વતીનાં દર્શન કર્યાં. ભદ્રાસન ઉપર બિરાજેલાં એ ચૈતન્યશક્તિરૂપ સરસ્વતીની સામે ધરતી પર બેસીને લીલાએ તેમને નીચે પ્રમાણે પૂછ્યું.[૬-૮]

**લીલા બોલી:** હે દેવી! સૃષ્ટિના આરંભમાં તમે જ ઉત્તમ મર્યાદા સ્થાપી છે, કે 'જેના ઉપર દયા કરવાની હોય એવા સેવકજનની વિનતિ મહાત્માઓ કશી પણ ઉતાવળ કર્યા વિના સાંભળે છે.'[૯] માટે હું તમને પ્રણામ કરીને જે કાંઈ પૂછું છુ, તેનો મને યથાર્થ ઉત્તર મળવો જોઈએ. હે પરમેશ્વરી! તમે મારા ઉપર જે અનુગ્રહ કર્યો છે તે સફળ થજો.[૧૦] આ 'જગત' નામના પદાર્થનો અરીસો આકાશ કરતાં પણ અત્યંત નિર્મળ છે અને તેના સ્વરૂપમાં કરોડો યોજનો પણ એક નાના સરખા અવયવરૂપ છે.[૧૧] તે વાણીથી અગમ્ય છે, પ્રકાશમય છે, મૂર્તિરહિત હોવાને લીધે મૃદુ છે, સુશીતલ છે, નામથી અખંડ ચૈતન્ય કહેવાય છે, ભેદથી રહિત છે અને સઘળા વ્યવહારોમાં પહેલાંથી સ્ફુરનાર છે.[૧૨] દિશાઓ, કાળ, સઘળાં કાર્યોની ઉત્પત્તિ, તેમને રહેવાનો અવકાશ, તેમના

× આ અઢારમા સર્ગમા 'દૃશ્યપણાને લીધે સમાધિમાં દેખાયેલી સૃષ્ટિનું અને પ્રથમની સૃષ્ટિનું મિથ્યાપણું સરખું છે અને તેઓ ચૈતન્યમાં જ રહેલી છે' એ કહેવામાં આવશે.

પ્રકાશ અને વ્યવહારના ચોક્કસ નિયમો એ બધાં અત્યંત વિસ્તીર્ણ વિચિત્રપણાને પામીને તેની અંદર પ્રતિબિંબની પેઠે સ્ફુરે છે.[૧૩] એ ચૈતન્યરૂપ અરીસાની બહાર તેમ જ અંદર સૃષ્ટિ રહી છે, એમ સમાધિથી મારા અનુભવમાં આવ્યું છે, તો એ બે સૃષ્ટિઓમાં ખોટી સૃષ્ટિ કઈ છે અને ખરી સૃષ્ટિ કઈ છે?[૧૪]

**દેવી બોલ્યાં :** હે સુંદરી! એમાંથી તને કઈ સૃષ્ટિ સાચી લાગે છે અને કઈ સૃષ્ટિ ખોટી લાગે છે, તે તું મને યથાર્થ રીતે કહે.[૧૫]

**લીલા બોલી :** હે દેવેશ્વરી! આ હું અને તમે અહીં બેઠાં છીએ તે સાચી સૃષ્ટિ છે એમ હું જાણું છું. હે દેવી! મારા પતિ હમણાં જે સૃષ્ટિમાં છે તે ખોટી સૃષ્ટિ છે એમ હું માનું છું; કારણકે હે અંબિકા! નવી સૃષ્ટિ શૂન્ય છે અને પૂરતા દેશકાળ વિનાની છે.[૧૬-૧૭]

**દેવી બોલ્યાં :** એ નવી સૃષ્ટિ પણ કારણ વિનાની તો હોય જ નહિ; માટે તેના કારણ વિષે વિચાર-કરતાં બીજું કાંઈ પણ કારણ નહિ મળવાથી આ જૂની સૃષ્ટિને જ તેના કારણરૂપ માનવી પડે છે. હવે આ જૂની સૃષ્ટિ સાચી હોય, તો તેમાંથી કદી પણ ખોટી સૃષ્ટિ ઉત્પન્ન થાય નહિ; કારણકે કાર્ય ક્યારેય કારણથી અસમાન ઉત્પન્ન થાય નહિ.[૧૮]

**લીલા બોલી :** હે મા! કારણથી કાર્ય અત્યંત વિલક્ષણ થતું પણ જોવામાં આવે છે. જેમકે માટી જળને ધારણ કરવા અશક્ત છે, પણ માટીથી ઉત્પન્ન થયેલો ઘડો જળને ધારણ કરવા સમર્થ છે.[૧૯]

**દેવી બોલ્યાં :** જે કાર્ય બીજાં નિમિત્તકારણોની સહાયતાથી ઉત્પન્ન થયેલાં હોય છે, તેમાં નિમિત્ત–કારણને લીધે કાંઈક વિચિત્રતા થતી જોવામાં આવે છે. (માટીરૂપ ઉપાદાનકારણમાંથી ચાકડા આદિ બીજા નિમિત્તકારણોની મદદથી ઘડો ઉત્પન્ન થાય છે; આથી ઘડામાં માટીથી કાંઈક વિલક્ષણતા દેખાય છે. પણ એક દીવામાંથી બીજા દીવાની પેઠે જે કાર્યનાં ઉપાદાન અને નિમિત્ત જુદાં ન હોય પણ એક જ હોય, તે કાર્ય કારણથી વિચિત્રતાવાળું હોતું નથી. આ જૂની સૃષ્ટિમાંથી જે નવી સૃષ્ટિ થઈ છે તેનું ઉપાદાન પણ જૂની સૃષ્ટિ છે અને નિમિત્ત પણ જૂની સૃષ્ટિ છે; માટે નવી સૃષ્ટિ જૂની સૃષ્ટિથી વિલક્ષણ હોવી જોઈએ નહિ. આમ છે એટલા માટે જાની સૃષ્ટિ અને નવી સૃષ્ટિ બન્ને મિથ્યા છે).[૨૦] હે સુંદરવદના! જો તારા પતિની એ નવી સૃષ્ટિનું બીજું કાંઈ નિમિત્તકારણ હોય તો પૃથ્વી આદિમાંથી કયુ નિમિત્તકારણ છે તે તું કહે. જો તેમાં પૃથ્વી નિમિત્તકારણ હોય, તો કાર્યને ઉત્પન્ન કરવા માટે પૃથ્વી અહીથી ઊડીને ત્યાં જવી જોઈએ; તો પછી તે પૃથ્વી અહીં ક્યાંથી રહે? આમ છે એટલા માટે આ જૂની સૃષ્ટિના અનુભવના સંસ્કારમાત્રથી જ ત્યાંની નવી સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે અને એ કારણરૂપ સંસ્કારમાત્રને સહાયતા આપનારાં બીજાં કોઈ નિમિત્તકારણો છે જ નહિ. આમ નિમિત્તકારણો નથી છતાં પણ જો 'નિમિત્તકારણો હોવાં જ જોઈએ' એવો આગ્રહ હોય તો સંસ્કારમાત્રને નિમિત્તકારણરૂપ માની લે. સર્વ વિદ્વાનોનો અનુભવ છે, કે એવી રીતનાં કાર્યોમાં ઉપાદાનકારણ અને નિમિત્તકારણ જુદાં હોતાં જ નથી.

**લીલા બોલી :** હે દેવી! મને મારા ભર્તાનું જે સ્મરણ છે (અનુભવનો સંસ્કાર છે), તે જ વૃદ્ધિ પામીને પતિની નવી સૃષ્ટિનું કારણ થયેલ છે; એટલે એ સ્મૃતિથી જ એ નવી સૃષ્ટિ થઈ, એવો મને નિશ્ચય થયો.[૨૧-૨૪]

**દેવી બોલ્યાં :** જેમ તારો એ સંસ્કાર કલ્પનારૂપ છે, તેમ તેથી થયેલી એ નવી સૃષ્ટિ પણ કલ્પનારૂપ જ છે; પછી જેમ એ નવી સૃષ્ટિ

કલ્પનારૂપ છે, તેમ આ જૂની સૃષ્ટિ પણ કલ્પનારૂપ જ છે, કારણકે એ પણ એથી પૂર્વની સૃષ્ટિના સંસ્કારથી થયેલ છે.[૨૫]

લીલા બોલી : મારા પતિની નવી સૃષ્ટિ કલ્પનારૂપ જ થઈ છે, તો એ દષ્ટાંતથી આ સૃષ્ટિને પણ હું કલ્પનારૂપ જ માનું છું.[૨૬]

દેવી બોલ્યાં : હે પુત્રી! હવે તને જે નિશ્ચય થયો તે સાચો છે. જેમ તારા પતિની નવી સૃષ્ટિ ખોટી છતાં પણ તે તે પદાર્થોથી શોભતી હતી, તેમ આ સૃષ્ટિ પણ ખોટી છતાં જ તે તે પદાર્થોથી શોભે છે. આ વાત હું અનુભવસિદ્ધ કહું છું.

લીલા બોલી : આ સૃષ્ટિના સંસ્કારમાંથી મારા પતિની ભ્રમરૂપ અને પદાર્થો વગરની નવી સૃષ્ટિ શી રીતે થઈ, તે મને કહો; એટલે જગત વિષેની ભ્રાંતિ ટળી જાય.[૨૭।૨૮]

દેવી બોલ્યાં : સ્વપ્નની પેઠે ભ્રાંતિસ્વરૂપ આ સૃષ્ટિ જે રીતે પૂર્વસૃષ્ટિના સંસ્કારથી થઈ છે, તે હું તને કહું છું, તું તે સાંભળ. એથી તને નવી સૃષ્ટિનો પ્રકાર પણ સમજાઈ જશે.[૨૯] ચિદાકાશમાં કોઈ એક સંસારરૂપી મંડપ છે અને તે કાચના કટકાના જેવી શ્યામતાવાળા આકાશથી ઢંકાયેલો છે.[૩૦] એમાં મેરુપર્વતરૂપી થાંભલો છે અને તેમાં લોકપાલોરૂપ તથા તેમની સ્ત્રીઓરૂપ પૂતળીઓ છે. એમાં ચૌદ ભુવનોરૂપ અંતર્ગૃહો છે, ત્રિભુવનના અંતરરૂપ ત્રણ ખાડા છે અને સૂર્યરૂપી દીપક છે.[૩૧] એમાં ખૂણાઓમાં રહેલી પંચમહાભૂતરૂપ ઊધાઇઓએ પર્વતોરૂપ માટીના ઉકરડા કરેલા છે. અનેક પુત્રોવાળો 'બ્રહ્મા' નામનો બુઢ્ઢો બ્રાહ્મણ એ મંડપમાં છે.[૩૨] એ મંડપ જીવોના સમૂહરૂપી કોશેટાઓથી ભરપૂર છે. ઉપરના આકાશના તળથી કાળાશવાળો લાગે છે અને આકાશમાં રહેનારા સિદ્ધોરૂપી મચ્છરાંના ગણગણાટવાળો છે.[૩૩] તે વાદળાંરૂપી અંદરના ધુમાડાના પ્રબળ ઘેરાવાથી તેના ખૂણાઓ ઘેરાયેલા છે. તેમ ત્યાં વાયુના માર્ગોરૂપી મોટા વાંસો પર દેવતાઓરૂપી કીડાઓ રહ્યા છે.[૩૪] તે સુર તથા અસુર આદિ દુષ્ટ બાળકોની રમતના કોલાહલથી ગાજી રહ્યો છે અને પૃથ્વી આદિ લોકોની અંદર રહેલાં નગરો તથા ગામડાંઓરૂપ સરસામાનથી ભરપૂર છે.[૩૫] તે તળાવો, નદીઓ, સમુદ્રો તથા નાનાં તળાવો વગેરેનાં જળોથી છંટાયેલો છે અને પાતાળ, ભૂતળ તથા સ્વર્ગલોકરૂપી દરોથી ઝગઝગી રહ્યો છે.[૩૬] એ મંડપના પર્વતોના પથરાઓથી તથા માટીનાં ઢેફાંઓથી ભરેલા કોઈ એક ઊંડાણવાળા ખૂણામાં એક ખાડા જેવું પહાડી ગામ છે.[૩૭] નદીઓથી, પર્વતોથી અને વનોથી ઢંકાયેલા એ ગામમાં સ્ત્રીવાળો, પુત્રોવાળો, રોગરહિત, ગાય આદિ પશુઓની સંપત્તિને લીધે ઘણા દૂધવાળો, રાજાના ભયથી રહિત, સઘળા અતિથિઓને પૂજનારો અને ધર્મમાં તત્પર રહેનારો એક અગ્નિહોત્રી બ્રાહ્મણ રહેતો હતો.[૩૮]

तस्मिन्नदीशैलवनोपगूढे साग्निः सदारः सुतवानरोगः । गोक्षीरवान् राजभयाद्विमुक्तः सर्वातिथिर्धर्मपरो द्विजोऽभूत ॥ ३८ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'સકલજગતભ્રાંતિપ્રતિપાદન' એ નામનો સર્ગ ૧૮મો સમાપ્ત

## સર્ગ ૧૯મો[×]

## 'વસિષ્ઠ' નામના એક બ્રાહ્મણનું દૃષ્ટાંત

श्रीदेव्युवाच

वित्तवेषवयःकर्मविद्याविभवचेष्टितैः ।
वसिष्ठस्यैव सदृशो न तु वासिष्ठचेष्टितः ॥ १ ॥

દેવી બોલ્યાં : એનું નામ 'વસિષ્ઠ' હતું. તે ધનથી, વેષથી, અવસ્થાથી, કર્મથી, વિદ્યાથી,

× આ ઓગણીસમા સર્ગમાં 'વસિષ્ઠ બ્રાહ્મણ, રાજાના દર્શનથી થયેલી રાજ્યની ઇચ્છાના દૃઢ સંકલ્પને લીધે પદ્મરાજારૂપે અવતર્યો હતો' એ કથા કહેવાશે.

વૈભવથી તથા ચેષ્ટાથી વસિષ્ઠ જેવો જ હતો, પણ વસિષ્ઠના જેવો તે જીવન્મુક્ત ન હતો.[1] એને ચંદ્રમા જેવી રૂપમતી 'અરુંધતી' નામની સ્ત્રી હતી અને તે જાણે પૃથ્વીરૂપ આકાશમાં બીજી અરુંધતી હોય એવી હતી.[2] એ બ્રાહ્મણી ધનથી, વેષથી, અવસ્થાથી, કર્મથી, વિદ્યાથી, વૈભવથી તથા ચેષ્ટાથી અરુંધતી જેવીજ હતી, પણ અરુંધતીના જેવી જીવન્મુક્ત ન હતી.[3] સ્વાભાવિક પ્રેમરસથી ભરેલી, વિલાસને લીધે મંદ મંદ ચાલનારી અને કુમુદ જેવા હાસ્યવાળી એ સ્ત્રીને તે વસિષ્ઠ બ્રાહ્મણ પોતાના સંસારના સર્વસ્વરૂપ માનતો હતો.[4] એક દિવસે એ બ્રાહ્મણ પર્વતના સપાટ અને લીલા ઘાસવાળા શિખર પર બેઠો હતો. એવામાં પૃથ્વીના નીચલા પ્રદેશ પર એક રાજા જતો હતો, તે તેના જોવામાં આવ્યો.[5] એ રાજા પોતાના સઘળા પરિવારની સાથે મૃગયા કરવાની ઇચ્છાથી જતો હતો. એનું સૈન્ય જાણે મેરુપર્વતને તોડી નાખવા ઇચ્છતું હોય તેમ ભારે કોલાહલ કરતું હતું.[6] એના ચામરોથી અને પતાકાઓથી લતાઓનું વન જાણે ચંદ્રનાં કિરણોથી વ્યાપ્ત થયું હોય એવું શોભતું હતું. ધોળાં છત્રોનાં મંડળોથી આકાશ જાણે રૂપાની ભૂમિકાઓથી બંધાયેલું હોય એવું જણાતું હતું, ઘોડાઓની નાળોથી ધરતી ખોદાતાં તેમાંની રજથી આકાશ ઘેરાઈ ગયું હતું, હાથીઓના સમૂહો પર બાંધેલી અને સૂર્યનાં કિરણોને તથા વાયુને પણ રોકી દે એવી અંબાડીઓને લીધે તે રાજા પર રજ પડતી ન હતી[7][8] એના સૈન્યના મોટા કોલાહલથી ભય પામીને વનનાં પશુઓ નાસતાં હતાં અને દિશાઓ ભૂલી જવાથી ચકરીઓ ખાતાં હતાં. એ રાજા સોનાના અને માણિક્યોના ચકચકિત હારોથી તથા બાજુબંધોનાં મંડળોથી અતીવ શોભતો હતો.[9] એ રાજાને જોઈ પેલો વસિષ્ઠ બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો, કે 'અહો! સઘળાં સૌભાગ્યોથી શોભી રહેલું આ રાજાપણું તો બહુ સારું છે.[10] પાળાઓથી, રથોથી, હાથીઓથી, ઘોડાઓથી, પતાકાઓથી, છત્રોથી અને ચામરોથી દશે દિશાઓને વ્યાપ્ત કરી દેનારો પૃથ્વીપતિ હું ક્યારે થાઉં? ક્યારે ડોલરના પુષ્પોના મકરંદની સુગંધવાળા વાયુઓ મારા અંતઃપુરની સ્ત્રીઓના મુખ ઉપર સુરતશ્રમથી થયેલા પરસેવાનાં બિંદુઓને પીશે?[11,12] ક્યારે હું પૂર્ણ યશથી દિશાઓનાં મુખોને અને કપૂરથી રાણીઓનાં મુખોને ચંદ્રના ઉદય જેવાં શ્વેત કરીશ?[13] એ પ્રમાણે વસિષ્ઠના મનમાં ત્યારથી સંકલ્પ લાગી રહ્યો અને જ્યાં સુધી એ જીવ્યો ત્યાં સુધી એ આળસરહિત થઈને નિત્ય સ્વધર્મમાંજ તત્પર રહ્યો.[14] હવે જેમ હિમરૂપી વજ કમળને પ્રાપ્ત થાય, તેમ શરીરને પાણીમાં તૂટી ગયેલી પાળના જેવું શિથિલ તથા જર્જરિત કરી નાખવામાં સજ્જ રહેનારી જરાવસ્થા એ બ્રાહ્મણને પ્રાપ્ત થઈ.[15] આમ એ બ્રાહ્મણને મરણ સમીપમાં આવ્યું, ત્યારે જેમ વસંતઋતુની સમાપ્તિના અવસરમાં લતા ગ્રીષ્મઋતુના ભયથી કરમાવા લાગે, તેમ તેની સ્ત્રી પણ કરમાવા લાગી.[16] પછી હે લીલા! જેમ તું મારું આરાધન કરવા લાગી હતી, તેમ તેણે પણ મારું આરાધન કરવા માંડ્યું. પછી પતિને અમરપણું પ્રાપ્ત થવું અશક્ય જાણીને તેણે મારી પાસેથી વરદાન માગ્યું, કે[17] 'હે દેવી! મારો પતિ મરી જાય, ત્યારે તેનો જીવ આ મારા મંડપમાંથી જાય નહિ.' એ પ્રાર્થના સાંભળીને મેં તેને 'तथास्तु' કહ્યું.[18] પછી કાળના યોગથી તે બ્રાહ્મણ મરી ગયો અને તેજ ઘરના આકાશમાં જીવરૂપે રહ્યો.[19] નિરાકાર શરીરવાળો એ બ્રાહ્મણ પૂર્વના અપાર સંકલ્પને લીધે મોટી શક્તિવાળો અને ત્રૈલોક્યને જીતનારો તારો પતિ પદ્મરાજ થયો હતો. તેણે પોતાના પ્રભાવ-

ની ભૂલોકને જીતી લીધો હતો, તેણે પોતાના પ્રતાપથી સ્વર્ગલોકને પણ દબાવ્યો હતો અને તેણે કૃપાથી પાતાળનું પાલન કર્યું હતું.[૨૦-૨૧]
તે શત્રુઓરૂપ વૃક્ષોને પ્રલયાગ્નિરૂપ હતો, સ્ત્રીઓને કામદેવરૂપ હતો, વિપત્તિરૂપ વાયુઓને રોકવામાં મેરુ તુલ્ય હતો અને સાધુઓરૂપ કમળોને વિકસાવવામાં સૂર્યરૂપ હતો.[૨૨] તે સઘળાં શાસ્ત્રોના અરીસારૂપ હતો, યાચક લોકોને કલ્પવૃક્ષરૂપ હતો, બ્રાહ્મણોના શરણરૂપ હતો અને ધર્મરૂપ ચંદ્રને પૂર્ણિમારૂપ હતો. હૃદયાકાશમય પોતાના ઘરના આકાશમાં જીવરૂપે રહેલા એ બ્રાહ્મણનું શરીર શબરૂપ થઈ ગયું, એટલે શોકથી અત્યંત પીડા પામેલી તેની સ્ત્રી અરુંધતી સુકાયેલી અડદની શિંગની પેઠે હૃદયમાં ચિરાઈ ગઈ.[૨૩-૨૫]
પછી પતિની સાથે શબરૂપ થયેલી એ બ્રાહ્મણી દેહને દૂર છોડી દઈને મનોમય શરીરથી પોતાના પતિને પ્રાપ્ત થઈ.[૨૬] જેમ નદી નીચા પ્રદેશને અનુસરે છે, તેમ પોતાના પતિને અનુસરતી તે બ્રાહ્મણી વસંતઋતુમાં ઊગેલી મંજરીની પેઠે શોકરહિત થઈ ગઈ.[૨૭] એ બ્રાહ્મણનાં ઘરો અને પૃથ્વી તથા સ્થાવર આદિ ધનો તે પહાડી ગામમાં છે. એના મરણનો આજ આઠમો દિવસ છે અને તેનો જીવ એ પહાડી ગામના ઘરની અંદર રહ્યો છે.[૨૮]

तत्रास्य विप्रस्य गृहाणि संति भूस्थावरादीनि धनानि संति । अद्याष्टमं वासरमासमृत्योर्जीवो गिरिग्रामककंदरस्थः ॥ २८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'બ્રાહ્મણમરણ' એ નામનો સર્ગ ૧૯મો સમાપ્ત**

## સર્ગ ૨૦મો×

## લીલાના પૂર્વજન્મની દૃઢતા

**શ્રીદેવ્યુવાચ**

स ते भर्त्ताद्य संपन्नो द्विजो भूपत्वमागतः । यासावरुंधती नाम ब्राह्मणी सा त्वमंगने ॥१॥

**દેવી બોલ્યાં :** હે લીલા! એ બ્રાહ્મણ રાજાપણું પામીને હમણાં તારો પતિ થયો હતો. જે 'અરુંધતી' નામની તેની બ્રાહ્મણી હતી તે તું છે.[૧] ચકવા અને ચકવીની પેઠે પરસ્પર સ્નેહથી બંધાયેલાં અને પૃથ્વી ઉપર જાણે નવાં શિવ–પાર્વતી જન્મેલાં હોય એવાં તમે સુદંપતી અહીં રાજ્ય કરતાં હતાં.[૨] આ તને સઘળું પૂર્વનું વૃત્તાંત કહી સંભળાવ્યુ. બ્રહ્મરૂપ આકાશમાં જીવભાવની ભ્રાંતિ થવાથી એ સઘળું પ્રતીત થયું હતું.[૩] એ ભ્રાંતિરૂપ પૂર્વસૃષ્ટિમાંથી આ સૃષ્ટિરૂપ ભ્રાંતિ પ્રતિબિંબિત થઈ છે. આ સૃષ્ટિ પોતાની સત્તાથી અસત્ય છે અને અધિષ્ઠાનની સત્તાથી સત્ય છે; તેણે તમને જન્મનાં અને મરણની મિથ્યા જ પ્રતીતિ કરેલી છે.[૪] આથી કઈ સૃષ્ટિ ભ્રાંતિમય અને કઈ સૃષ્ટિ સાચી કહેવાય? પ્રતિબંધ વગરના અનર્થરૂપ અવિદ્યા છે અને તે અવિદ્યા વિના સૃષ્ટિનું બીજું કાંઈ પણ સ્વરૂપ નથી.[૫]

**વસિષ્ઠ બોલ્યા :** આ પ્રમાણે સરસ્વતીનાં વચન સાંભળીને લીલા વિસ્મય પામી અને ઘણી વાર સુધી તેનાં નેત્રો પ્રફુલ્લિત થઈ રહ્યાં. પછી તે મંદ મંદ અક્ષરોથી નીચે પ્રમાણે બોલી.[૬]

**લીલા બોલી :** હે દેવી! તમે આ ખોટી વાત કેમ કરી? ક્યાં પોતાના ઘરમાં રહેલો બ્રાહ્મણનો જીવ? અને ક્યાં અહીં રહેલાં આ

× આ વીસમા સર્ગમા 'પૂર્વજન્મનું ચરિત્ર સાંભળતાં તેમાં જેને વિશ્વાસ આવ્યો નહિ એવી લીલાને દૃષ્ટાંતોથી અને યુક્તિઓથી સરસ્વતીએ સમજાવી' એ કથા કહેવામાં આવશે

અમે ? એ જોડાંની અને અમારી એકતા સંભવે જ કેમ ?[૭] મેં સમાધિમાં જે નવી સૃષ્ટિ જોઈ તે આ ઘરમાં જ છે, એ વાત પણ કેમ સંભવે ? જેમાં મારા સ્વામી રહ્યા છે તે પરલોક, તે પૃથ્વી, તે પર્વતો અને તે દશે દિશાઓ આ ઘરની અંદર રહેલાં સંભવે જ કેમ ?[૮] હે સર્વ ઈશ્વરોનાં ઈશ્વરી ! સરસવના દાણાની બીજમાં મદોન્મત્ત ઐરાવત હાથી બધાવો સંભવે નહિ, નાના દરમાં મચ્છરોએ સિંહોના સમૂહો સાથે લડાઈ કરવાની વાત સંભવે નહિ, કમળકાકડી ઉપર મેરુ રહ્યાની વાત સંભવે નહિ, નાનો ભમરો મેરુને ગળી ગયાની વાત સંભવે નહિ અને સ્વપ્નના મેઘની ગર્જના સાંભળીને મોર વિચિત્ર રીતે નાચવા લાગ્યાની વાત સભવે નહિ; તે જ પ્રમાણે આ ઘરની અંદર એ પૃથ્વીની અને પર્વતોની સ્થિતિ છે એ વાત પણ સંભવે નહિ. હે ઈશ્વરી ! બુદ્ધિથી નિર્મળ વિચાર કરીને એ વાત જે રીતે મારા મનમાં ઠસે તે રીતે તે કહો. મહાત્મા લોકો પોતાના કૃપાપાત્ર માણસથી અકળાઈ ઊઠતા નથી.[૯–૧૨]

**દેવી બોલ્યાં :** હે સુંદરી ! હું ખોટી વાત કરતી નથી, પણ યથાર્થ જ કહું છું. સાચુ બોલવાના જે વેદોક્ત નિયમો છે, તેમને અમે તોડીએ જ નહિ.[૧૩] જે મર્યાદાને બીજા કોઈ તોડવા કરે છે, તેને હું સ્થાપિત કરું છુ પછી તે મર્યાદાને હું જ તોડું, તો તેને બીજું કોણ પાળે ?[૧૪] એ પહાડી ગામના બ્રાહ્મણનો જીવ ચિદ્રૂપ છે અને તે પોતાના હૃદયાકાશમાં, પોતાના ઘરમાં જ, આ મોટા દેશને જોઈ શકે છે.[૧૫] હે સુંદરી ! જેમ જાગ્રતની સ્મૃતિ લુપ્ત થઇને સ્વપ્નમાં બીજા પ્રકારની સ્મૃતિ થાય છે, તેમ તમને આગળની સ્મૃતિ લુપ્ત થઈને બીજા પ્રકારની સ્મૃતિ થઈ છે. સ્મૃતિનો અત્યંત લોપ થવો એ જ મરણ છે. જેમ સ્વપ્નનું તથા સંકલ્પનું ત્રૈલોક્ય ખોટું છે, જેમ યુદ્ધની કથા સાંભળ્યા પછી મનમાં થતો યુદ્ધનો પ્રતિભાસ ખોટો છે અને જેમ નિર્જળ દેશમાં પ્રતીત થતાં ઝાંઝવાનાં પાણી ખોટાં છે, તેમ આ સઘળું જે દેખવામાં આવે છે તે ખોટું જ છે.[૧૬-૧૭] જેમ સંકલ્પમાં અને અરીસામાં આખી પૃથ્વી રહે છે, તેમ પર્વતો, વનો અને નગરોવાળી આ પૃથ્વી તે બ્રાહ્મણના ઘરની અંદર જ રહી છે.[૧૮] આ ધાટી સૃષ્ટિ ખોટી છે, છતાં સાચા જેવી પ્રતીત થાય છે. જે ચિદાકાશ પોતાનામાં પ્રતીત થયેલાને સાચા જેવું જણાવે છે, તેના ગર્ભાકાશમાં સ્મૃતિને લીધે જે ખોટાથી ઉત્પન્ન થયું હોય છે, તે ખોટું જ હોવું જોઈએ. ઝાંઝવાનાં પાણીની નદીથી જે તરંગ ઉત્પન્ન થાય છે, તે સાચો હોતો જ નથી.[૧૯-૨૦] આ તારું ઘર એ બ્રાહ્મણના ઘરના આકાશમાં જ રહ્યું છે. હું, તું અને બ્રહ્માંડ એ સઘળાં કેવળ ચિદાકાશરૂપ જ છીએ, એમ સમજ.[૨૧] સઘળા પ્રપંચનું મિથ્યાપણું સમજવામાં તથા અધિષ્ઠાન ચૈતન્યનું સત્યપણું સમજવામાં સ્વપ્ન સંબંધી ભ્રમ, સંકલ્પ અને પોતાના અનુભવની પરંપરા એ જ મુખ્ય દીવાની પેઠે સાધન છે.[૨૨] એ બ્રાહ્મણનો જીવ પોતાના ઘરની અંદર રહ્યો છે અને જેમ ભ્રમર કમળમાં રહે છે, તેમ સમુદ્રો અને વનો સહિત આ પૃથ્વી તેના હૃદયાકાશમાં રહી છે.[૨૩] જેમ આકાશમાં પ્રતીત થતું માથાના વાળ જેવુ ચકરડું રહે છે, તેમ એ પૃથ્વીના કોઈ એક નાના ખૂણાના કોતરડામાં આ નગર અને તારાં શરીર આદિ રહેલાં છે.[૨૪] હે સુંદરી ! એ પૂર્વની સૃષ્ટિ અને આ સૃષ્ટિ તે ઘરની અંદર એકઠી થઈ છે, છતાં પણ એ ઘર એમનું એમ જ છે. તો એ ઉપરથી આપણે એક ત્રસરેણુની અંદર પણ અનેક બ્રહ્માંડો રહેવાની સંભાવના કરીએ તેમાં શુ આશ્ચર્ય છે ? આમ હે પુત્રી ! ચિદાકાશના એક એક પરમાણુની અંદર આવાં અનેક બ્રહ્માંડો

છે, એમાં શંકા રાખવા જેવું શું છે ?[૨૫-૨૬]

**લીલા બોલી :** હે પરમેશ્વરી ! તમે કહો છો, કે એ બ્રાહ્મણ આજથી આઠમે દિવસે મરી ગયો છે. પણ હે મા ! અમારા જન્મને તો ઘણાં વર્ષો વીતી ગયાં છે. તો એ બ્રાહ્મણ અને બ્રાહ્મણીમાંથી અમારી ઉત્પત્તિ થવી કેવી રીતે સંભવે ?[૨૭]

**દેવી બોલ્યાં :** હે સુંદરી ! હૃદયાકાશમાં જેમ દેશની લંબાઈ નથી, તેમ કાળની લંબાઈ પણ નથી જ. એ વિષે હું ન્યાયને અનુસરીને કહું છું, તે સાંભળ.[૨૮] જેમ આ જગતની સૃષ્ટિ પ્રતિભાસ માત્ર જ છે, તેમ ક્ષણ અને કલ્પ આદિ પણ પ્રતિભાસ માત્ર જ છે.[૨૯] તુંપણાના તથા હુંપણાના અધ્યાસને લીધે જેમને પોતાનો જન્મ થયાની ભ્રાંતિ છે, તેમને જ ક્ષણ અને કલ્પ આદિ સઘળું જગત ભાસે છે. હવે આ પ્રતિભાસ થવાનો ક્રમ કહું છું, તે સાંભળ.[૩૦] હે સુવ્રતા ! જીવ ક્ષણમાત્રમાં પોતાના મિથ્યા મરણરૂપી મૂર્ચ્છાનો અનુભવ કરીને આગલા ભાવને ભૂલી જાય છે અને બીજા ભાવને દેખે છે.[૩૧] એ બીજા ભાવનો પ્રતિભાસ થાય છે, એટલે પોતે દેહાદિક આધારથી રહિત છતાં પણ પોતાના હૃદયાકાશમાં જ 'હું આ દેહાદિક આધારમાં આધેયરૂપે રહ્યો છું' એમ અનુભવ કરે છે; આમ તે આ હાથ–પગ આદિવાળો દેહ મારો છે, એમ જુએ છે.[૩૨-૩૩] દેહનો અધ્યાસ થતાં જ 'હું આ પિતાનો પુત્ર છું, મને આટલાં વર્ષો થયાં, આ મારા સુંદર બાંધવો છે, આ મારું સુંદર ઘર છે, હું જન્મ્યો છું, પ્રથમ બાળક હતો, હમણાં મોટો થયો છું, હું આવો છું અને મારા સઘળા બાંધવો પોતપોતાનાં કાર્યો કરે છે.' એ સઘળું જોવામાં આવે છે.[૩૪-૩૫] દેહરૂપ થયેલા ચિત્તના અને આત્માની એકતાના દૃઢ અધ્યાસને લીધે જો કે એ બાંધવાદિક પદાર્થો સંબંધ વિનાના જ છે, તોપણ તે પોતાની સાથે સંબંધ ધરાવનારા ભાસે છે. આ પ્રમાણે જીવના ચિત્તમાં સંસારરૂપી ખંડ ઉદય પામ્યો છે, પણ વાસ્તવિક રીતે કાંઈ પણ ઉદય પામ્યું નથી. જીવ શુદ્ધ ચિદાકાશસ્વરૂપ જ છે. જેમ સ્વપ્નમાં જે દ્રષ્ટામાં ચૈતન્ય છે, તે જ દૃશ્યમાં ચૈતન્ય છે, તેમ જાગ્રતમાં પણ જે દ્રષ્ટામાં ચૈતન્ય છે તે જ દૃશ્યમાં ચૈતન્ય છે.[૩૬-૩૭] કારણ કે એક ચૈતન્ય જ સર્વ રૂપે પ્રતીત થાય છે. ચૈતન્ય જેમ સ્વપ્નમાં બીજા પ્રકારથી પ્રતીત થાય છે, તેમ પરલોકમાં ત્રીજા પ્રકારથી પ્રતીત થાય છે અને પરલોકમાં જેમ તે ત્રીજા પ્રકારથી પ્રતીત થાય છે, તેમ આ લોકમાં તે ચોથા પ્રકારથી પ્રતીત થાય છે. એટલે સઘળી સ્થિતિઓમાં ચૈતન્ય એક જ છે.[૩૮-૩૯] જેમ તરંગો જળથી જરા પણ જુદા નથી, તેમ સ્વપ્ન, પરલોક અને આ લોક ચૈતન્યથી જરા પણ જુદા નથી. આથી જગત ઉત્પન્ન જ થયું નથી અને ઉત્પન્ન થયું નથી તેથી નાશ પણ પામવાનું નથી.[૪૦] જગત પોતાના સ્વરૂપથી કાંઈ છે જ નહિ. જે પ્રકાશે છે તે ચૈતન્ય જ પ્રકાશે છે. જેમ દૃશ્યો વિનાનું ચૈતન્ય પરબ્રહ્મ જ છે, તેમ દૃશ્યોવાળું ચૈતન્ય પણ પરબ્રહ્મ જ છે. આથી જેમ તરંગો જળથી જુદા નથી, તેમ દૃશ્યો ચૈતન્યથી જુદાં નથી[૪૧-૪૨] જેમ જળમાં તરંગપણું છે જ નહિ અને જે દેખાય છે તે સસલાનાં શિંગડાં જેવું જ છે, તેમ ચૈતન્યમાં દૃશ્યપણું છે જ નહિ અને જે દેખાય છે તે સસલાનાં શિંગડાં જેવું છે. ચૈતન્ય પોતાના સ્વભાવથી જરા પણ ભ્રષ્ટ થયા વિના જ જાણે દૃશ્યપણાને પામેલ હોય એમ પ્રતીત થાય છે.[૪૩] આમ દૃશ્ય પદાર્થ છે જ નહિ. જો દૃશ્ય છે જ નહિ, તો પછી 'આ દ્રષ્ટા અને આ દૃશ્ય' એવો વિભાગ જ કેમ હોય ? જીવને મરણરૂપ મોહ થયા પછી નિમેષમાત્રમાં જ દેશ, કાળ, આરંભ, ક્રમ, જન્મ, માતા, પિતા, સંતાનો, અવસ્થા, સમજણ, સ્થાન, ચેષ્ટા, બંધુઓ,

સેવકો, અસ્ત અને ઉદય ઇત્યાદિકની વાસનાઓને અનુસરતી બ્રહ્માંડરૂપી દશ્ય સર્ગની શોભા નજરે પડવા માંડે છે. જીવ તો ચૈતન્યસ્વરૂપ છે; તે પોતે જન્મેલો નથી, છતાં પણ 'હું જન્મેલો છું' એમ ધારી લે છે, તેથી તે દેશ, કાળ, ક્રિયાઓ, દ્રવ્યો, મન, બુદ્ધિ અને ઇંદ્રિય આદિને જુએ છે. જો કે આ પ્રમાણે દષ્ટિસૃષ્ટિ હોવાથી સૂઆ પછી તુરત જ પોતાનું શરીર યુવાન દેખવામાં આવ્યું હોય તોપણ પુષ્પ પછી જેમ ફળનો ઉદય થાય છે, તેમ પાછળથી 'આ મારી માતા છે, આ મારો પિતા છે અને હું બાળક હતો,' ઇત્યાદિક અનુભવેલો અને નહિ અનુભવેલો વાસનામય ક્રમ ઉદય પામે છે તથા નિમેષમાત્રમાં કલ્પ જેવડો મોટો કાળ જતો રહ્યાની પણ પ્રતીતિ થાય છે.[૪૪–૫૦] હરિશ્ચંદ્ર રાજાને એક રાત્રિમાં બાર વર્ષ નીકળી ગયાંની પ્રતીતિ થઈ હતી અને આજ પણ જેમને પ્રિય સ્ત્રીનો વિયોગ થયો હોય છે, તેને એક દિવસ પણ વર્ષ જેવડો થઈ પડે છે. સ્વપ્નમાં 'હું મરી ગયો, હું જન્મ્યો અને મારો અમુક પિતા છે' એ રીતે નહિ ભોગવેલા ભાવોમાં ભોગવેલાપણાની મિથ્યા પ્રતીતિ થાય છે. વળી જાગ્રતમાં બાળક આદિ મુગ્ધ લોકોને ભોગવેલા ભાવોમાં પણ નહિ ભોગવેલાપણાની મિથ્યા પ્રતીતિ થાય છે. તે જ પ્રમાણે જીવોને આ સંસાર સંબંધી સઘળી પ્રતીતિઓ મિથ્યા જ થાય છે. જેમ મદ અને સ્વપ્ન આદિ સંબંધી ભ્રમના સમયમાં જે શૂન્ય હોય છે, તે પણ ભરપૂર લાગે છે, દુઃખો પણ ઉત્સવોરૂપ લાગે છે અને હાનિ પણ લાભરૂપ લાગે છે, તેમ જીવોને જગતરૂપી ભ્રમના સમયમાં કેવળ ચૈતન્ય પણ દશ્યોથી ભરપૂર લાગે છે, વ્યવહારરૂપ દુઃખો પણ સુખરૂપ લાગે છે અને સ્વરૂપની ભૂલ પણ અનુકૂળ લાગે છે.[૫૧–૫૩] જેમ મરીના બીજના કણમાંની તીખાશ તે બીજથી અભિન્ન જ રહેલી છે અને જેમ સ્તંભમાં વણકોતરેલી પૂતળીઓ તેનાથી અભિન્ન જ રહેલી છે, તેમ જે બ્રહ્મચૈતન્યમાં આ સઘળું દશ્ય તેથી અભિન્ન જ રહેલ છે અને અભિન્ન હોવાને લીધે શાંત જ છે, તે બ્રહ્મચૈતન્યમાં સાચો મોક્ષ કેવો હોય અને શા કારણથી હોય ? છે જ નહિ.[૫૪]

तैक्ष्ण्यं यथा मरिचबीजकणे स्थितं स्वं स्तंभेषु चारचितपुत्रकजालमंतः । दृष्टं त्वनन्यदिदमेवमजेऽस्ति शांतं तस्यास्ति बंधनविमोक्षदृशः कृतः काः ॥ ५४ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'પરમાર્થપ્રતિપાદન' એ નામનો સર્ગ ૨૦મો સમાપ્ત**

## सर्ग २१मो×

## સરસ્વતી અને લીલાનો સંવાદ

**श्रीदेव्युवाच**

प्रतिभांति जगत्याशु मृतिमोहादनंतरम् ।
जीवस्योन्मीलनादक्ष्णो रूपाणीवाखिलान्यलम् ॥

**દેવી બોલ્યાં :** જેમ આંખો ઉઘાડ્યાથી તુરત જ સઘળાં રૂપો પૂરી રીતે પ્રતીત થાય છે, તેમ જીવને મરણરૂપ મોહ થયા પછી તુરત જ અનેક જગત પ્રતીત થાય છે.[૧] દિશાઓ, કાળ, વ્યવહારો, આકાશ, સ્વર્ગાદિક અને ઘર આદિ પદાર્થો તથા કલ્પ પર્યંત સ્થિર રહેનારા પૃથ્વી આદિ પદાર્થો પણ અનંત સ્ફુરે છે.[૨] જેમ સ્વપ્નમાં પોતાના મરણની પોતાને પ્રતીતિ થાય છે, તેમ જીવને સંસારમાં જે કાર્યો અનુભવાયેલાં કે દેખાયેલાં પણ ન હોય, તે કાર્યોમાં પણ 'મે કર્યાં' એવી પ્રતીતિ થાય છે.[૩] આ પ્રમાણે ચિદાકાશની અંદર માયારૂપી આકાશમાં અનંત ભ્રાંતિઓ સ્ફુરે છે. આ 'જગત' નામની નગરી ભીંત

× આ એકવીસમા સર્ગમાં 'વિચાર કરતા જે સ્થૂલ છે તે સૂક્ષ્મ થઈ જાય છે, સૂક્ષ્મ અવિદ્યા થઈ જાય છે અને અવિદ્યા ચૈતન્યમાત્ર થઈ જાય છે,' એમ સરસ્વતી લીલાને સમજાવશે.

વગર જ ચિતરાયેલી છે, માટે કલ્પનામાત્ર જ છે.[૪] 'આ જગત છે અને આ સૃષ્ટિ છે' એ રીતે વાસના જ સ્ફુરે છે અને એ વાસના સમીપમાં દૂરપણાનો અને ક્ષણમાં કલ્પપણાનો વિપરીત ભ્રમ કરે છે.[૫] એક અનુભવેલા વિષયોની અને બીજી નહિ અનુભવેલા વિષયોની, એમ બે પ્રકારની વાસના છે. એ વાસના ચૈતન્યરૂપે રહેલી છે અને પૂર્વનાં કારણોથી રહિત છે.[૬] જેમ સ્વપ્ન સંબંધી ભ્રમ આદિમાં બીજા પિતામાં પણ પોતાના પિતાની વાસના થાય છે, તેમ આ સંસારમાં નહિ અનુભવેલામાં પણ અનુભવેલાપણાની વાસના કોઈ સમયે ઉદય પામે છે.[૭] કોઈ સમયે વાસના વિના જ જગતનો અનુભવ થાય છે; દાખલા તરીકે બ્રહ્માને પૂર્વની વાસના વિના જ જગતનો ક્રમ વગરનો અનુભવ થયો છે.[૮] હે સુંદરી! કેટલાએકને અનુભવમાં આવેલું આ બ્રહ્માંડ આદિ દશ્ય વાસનામાં રહે છે અને કેટલાએકને અનુભવમાં નહિ આવેલું બ્રહ્માંડ આદિ દશ્ય પણ વાસનામાં રહે છે.[૯] કેટલાએક જીવોને વાસના વિના જ દશ્યની પ્રતીતિ થાય છે; જેમકે બ્રહ્માને કાકતાલીયની પેઠે અકસ્માત્ જ બ્રહ્માપણું પ્રાપ્ત થયું છે.[૧૦] જગતનું જે અત્યંત વિસ્મરણ થાય છે, તે જ મોક્ષ કહેવાય છે અને મોક્ષની એ સ્થિતિમાં કોઈને કાંઈ પ્રિય–અપ્રિય રહેતું નથી, તેમ જ બીજા કોઈ પદાર્થો પણ રહેતા નથી.[૧૧] અહંકાર અને જગતના નિદાનરૂપ અવિદ્યાનો અત્યંત અભાવ થયા વિના મોક્ષ ઉદય પામતો નથી; જો કે તે સ્વાભાવિક રીતે વિદ્યમાન છે.[૧૨] જેમ રજ્જુમાં થયેલો ભ્રમરૂપ સર્પ વાસ્તવિક રીતે નહિ છતાં પણ જ્યાં સુધી રજ્જુમાં તેનો અત્યંત અભાવ સમજાય નહિ ત્યાં સુધી ટળતો નથી, તેમ બ્રહ્મમાં પ્રતીત થયેલુ આ ભ્રમરૂપ જગત જ્યાં સુધી તે જગતનો અત્યંત અભાવ સમજાય નહિ, ત્યાં સુધી ટળતું નથી.[૧૩] સમાધિમાં જગત શાંત થયાની આશા રાખવી જ નહિ; કારણકે સમાધિમાં જગતની પૂરી શાંતિ થતી નથી, પણ અધીં શાંતિ થાય છે. તેથી જેમ મૂર્ખને એક પિશાચના અંતે પાછો તેવો ને તેવો બીજો પિશાચ જોવામાં આવે છે, તેમ વ્યુત્થાનકાળમાં મનુષ્યનું પાછું તેવું ને તેવું જગત જોવામાં આવે છે.[૧૪] 'આ જે વિસ્તીર્ણ સંસાર છે તે બ્રહ્મ જ છે,' એવો નિશ્ચય છે. જગત અવિદ્યાને લીધે ભાસે છે, એ અવિદ્યાનો બાધ થયા પછી પણ અનુવૃત્તિને (પુનરાવૃત્તિને) લીધે જો જગત સ્ફુરે, તો તે મિથ્યા જાણેલું હોવાને લીધે બંધન કરનાર થતું નથી.[૧૫]

**લીલા બોલી:** હે દેવી! તમે કહી ગયાં કે 'અમારા આ રાજા–રાણીના જન્મમાં પ્રથમના બ્રાહ્મણ–બ્રાહ્મણીના જન્મસમયની અનુભવેલી વાસના કારણરૂપ છે.' જો તેમ હોય તો આ સમયના જે દશ્ય પદાર્થો છે, તેઓ તે સમયે નહોતા; માટે તેમનો અનુભવ થયેલો ન જ હોવો જોઈએ; પછી અનુભવ વિના તેમનો સંસ્કાર પણ ન રહેવો જોઈએ. આમ સંસ્કાર નહિ રહ્યા છતાં આ સમયના દશ્ય પદાર્થો કેમ થાય છે?[૧૬]

**દેવી બોલ્યાં:** તમને આ દશ્ય પદાર્થોની સ્મૃતિ થાય છે, તેમાં પિતામહ બ્રહ્માનો સંસ્કાર કારણરૂપ છે. (કેટલાએકને નહિ અનુભવાયેલું દશ્ય પણ વાસનામાં રહે છે એમ આગળ કહ્યું છે, તેનો એ જ અભિપ્રાય છે.) બ્રહ્માને તો પોતાનો દેહ આદિ વાસના વિના જ દેખાય છે; કારણકે પહેલાંનો બ્રહ્મા મુક્ત થઈ ગયેલો છે, તેથી તેની વાસના હમણાંના બ્રહ્માને હોવી સંભવિત નથી.[૧૭] બ્રહ્માને પૂર્વબ્રહ્માના દેહની વાસના રહેવી સંભવતી નથી જ; એટલા માટે વાસનાઓ વિના એકલું ચૈતન્ય જ બ્રહ્મા આદિરૂપે વિવર્ત પામે છે એમ સમજવું; ચૈતન્યનો એવો સ્વભાવ જ છે.[૧૮] કાકતાલીયન્યાયથી કોઈ પ્રતિભાસમય બ્રહ્મા ઉત્પન્ન

થાય છે અને તે માને છે, કે 'આગળના બ્રહ્માથી હું બીજો બ્રહ્મા થયો છું.'[૧૯] જગતની ઉત્પત્તિ આ પ્રમાણે છે, માટે કોઈ પણ પ્રદેશમાં અને કોઈ પણ કાળમાં કાંઈ પણ ઉત્પન્ન થયુ નથી; કેવળ ચિદાકાશ જ છે, એ વિના બીજુ કશું જ નથી.[૨૦] અનુભવથી થયેલી અને અનુભવવિના થયેલી બે પ્રકારની વાસનાઓ માયાવિશિષ્ટ બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થાય છે. શુદ્ધ બ્રહ્મમાં તો કાર્યકારણભાવ આદિ ભેદનો લેશ પણ નથી.[૨૧] કાર્યો, ઉપાદાનકારણો અને નિમિત્તકારણો, એમાંનું કાંઈ પણ શુદ્ધ બ્રહ્મમાં નથી; કારણકે એ સઘળાંઓનો બાધ થાય છે, પણ એ સર્વ કલ્પનાના અધિષ્ઠાનરૂપ શુદ્ધ બ્રહ્મનો બાધ થતો નથી.[૨૨] જગતના કારણરૂપ જે વાસના છે તે પણ બ્રહ્મનો જ વિવર્ત છે; એટલે જગત અને વાસના એ કહેવામાત્ર જ છે, વાસ્તવિક નથી.[૨૩] આ પ્રમાણે જગત આદિ કાંઈ પણ દશ્ય ઉત્પન્ન થયું જ નથી; કેવળ શુદ્ધ બ્રહ્મ જ છે અને તે પોતાના સ્વરૂપમાં જ રહેલ છે.[૨૪]

**લીલા બોલી:** હે દેવી! અહો! જેમ સૂર્યની કાંતિ પ્રાતઃકાળમાં જગતની શોભાને દેખાડે છે, તેમ તમે મને ઉત્તમ વિચાર દેખાડ્યો છે. એ વિચાર તલસ્પર્શ કરવાથી વધારે વધારે પ્રકાશતો જશે.[૨૫] પણ હે દેવી! અભ્યાસ નહિ હોવાને લીધે મને જ્યાં સુધી આ વિષયમાં દઢ વ્યુત્પત્તિ થઈ નથી, ત્યાં સુધી મારા મનમાં એક ઉત્કંઠા છે, તેને તમે શાંત કરો.[૨૬] એ બ્રાહ્મણ બ્રાહ્મણી સાથે જે સૃષ્ટિમાં રહેતો હતો, તેમાં અને તે પહાડી ગામમાં મને તેડી જાઓ, એટલે હું તેમને જોઉં.[૨૭]

**દેવી બોલ્યાં:** તું પરમ પવિત્ર કારણબ્રહ્મપણાનું ગ્રહણ (સમાધિ) કરી, આ દેહને ભૂલી જઈને નિર્મળ થા.[૨૮] એટલે જેમ પૃથ્વીમાં રહેલા માણસનો સંકલ્પ આકાશના અંતઃપુરને પ્રાપ્ત થાય છે, તેમ તું ચિદાકાશમાં રહેલા માયાકાશરૂપ તે સર્ગને અવશ્ય પ્રાપ્ત થઈશ.[૨૯] તું આ દેહના અભિમાનને છોડી દે, તો આપણે બન્ને સાથે જ એ સર્ગને જોઈએ. એ સર્ગના દર્શનના દ્વારમાં આ સ્થૂલ દેહ મોટી અડચણરૂપ છે.[૩૦]

**લીલા બોલી:** હે દેવી! આ સ્થૂલ દેહથી બીજા સર્ગમાં શા માટે જવાય નહિ? એ વિષયમાં જે યુક્તિ હોય, તે મારા ઉપર અનુગ્રહનો આગ્રહ રાખીને કહો.[૩૧]

**દેવી બોલ્યાં:** જેમ તમે સોનાને વીંટીરૂપે સમજો છો, તેમ આ નિરાકાર બ્રહ્માંડોને તમે અજ્ઞાનથી સાકાર સમજો છો.[૩૨] સોનું વીંટીના રૂપને ધારણ કરે છે, તોપણ તેમાં જેમ વીંટીપણું નથી, તેમ પરબ્રહ્મ જગતરૂપ થયેલ છે, તોપણ તેમાં જગતપણું નથી.[૩૩] આ જગત બ્રહ્મરૂપ જ છે. જે દેખાય છે તે બ્રહ્મ જ દેખાય છે. જેમ સમુદ્રમાં ધૂળની કલ્પના કરવામાં આવે છે, તેમ બ્રહ્મમાં માયાની કલ્પના કરવામાં આવે છે.[૩૪] આ પ્રપંચ મિથ્યા જ છે અને જે જીવ છે, તે અદ્વય અને સત્યરૂપ બ્રહ્મ જ છે. આ વિષયમાં ઉપનિષદો, ગુરુઓ અને અનુભવ એ પ્રમાણ છે.[૩૫] જીવ બ્રહ્મ છે અને તે બ્રહ્મને જાણે છે. જે બ્રહ્મ ન હોય તે બ્રહ્મને જાણે નહિ. જે બ્રહ્મ છે તે જ સૃષ્ટિ આદિ નામોથી વિવર્ત પામેલ છે. બ્રહ્મમાં એવો વિવર્ત પામવાનો સ્વભાવ જ છે.[૩૬] કોઈ પણ નિમિત્તકારણો નહિ હોવાને લીધે જગતને કાર્યપણું કે બ્રહ્મને કારણપણું છે જ નહિ.[૩૭] જ્યાં સુધી દઢ અભ્યાસથી તારી ભેદબુદ્ધિ ટળી નથી, ત્યાં સુધી તું બ્રહ્મરૂપ નથી અને બ્રહ્મને દેખતી નથી.[૩૮] અમારો જે વર્ગ છે તેઓને એ વિષયનો દઢ અભ્યાસ થયેલો છે અને અમે દઢ અભ્યાસને લીધે બ્રહ્મરૂપ થયાં છીએ, તેથી અમે તે શુદ્ધ બ્રહ્મને જોઈ શકીએ છીએ. જેમ સંકલ્પના નગરનું સ્વરૂપ બ્રહ્મમય છે, તેમ મારું સ્વરૂપ પણ બ્રહ્મમય છે; તેથી હું આ દેહથી જ એ પરમપદને

મારા અંતરમાં જોઉં છું અને ચિત્તની શુદ્ધિને લીધે યોગ્ય થયેલા બ્રહ્માદિક પણ તેજ પ્રમાણે જુએ છે. હે સુંદરી! વાસ્તવિક સત્તાથી બ્રહ્મરૂપ આ જગત આદિ સઘળું બ્રહ્મના એક દેશમાં રહ્યું છે.[૩૯–૪૧] અભ્યાસ નહિ હોવાને લીધે તારો આકાર બ્રહ્મરૂપ થયો નથી, પણ અંતઃકરણમાં ચિદાભાસરૂપ જ રહેલ છે; તેથી તું બ્રહ્મને કે પૂર્વ-સૃષ્ટિને જોતી નથી.[૪૨] આ સ્થૂલ દેહથી પોતાના સંકલ્પના નગરમાં પણ પહોંચાતું નથી, તો બીજાના સંકલ્પના નગરરૂપ એવી તમારી પૂર્વ-સૃષ્ટિમાં તો કેમ જ પહોંચાય?[૪૩] આથી હે કાર્યો સમજનારાઓમાં શ્રેષ્ઠતાવાળી! આ દેહનું વિસ્મરણ કરીને અને લિંગદેહરૂપ થઈને તું તારી પૂર્વસૃષ્ટિને જોઈ શકીશ, માટે તે પ્રમાણે તુરત કર.[૪૪] સંકલ્પના નગરમાં તો સંકલ્પરૂપ થયેલાથી જ પહોંચાય છે; બીજા કોઈ જીવતા કે મૂએલાથી ત્યાં પહોંચાતું નથી.[૪૫] જ્યારથી બ્રહ્માની સૃષ્ટિ થઈ છે અને જગતરૂપ ભ્રાંતિ ઊઠી છે, ત્યારથી એવો જ દૃઢ નિયમ બંધાયો છે, કે સંકલ્પરૂપ થયા વિના સંકલ્પિત સ્થાનમાં પહોંચાય જ નહિ.[૪૬]

**લીલા બોલી :** હે દેવી! તમે કહી ગયાં, કે 'એ બ્રાહ્મણ અને બ્રાહ્મણીના જગતમાં આપણે સાથે જઈશું.' તો હે મા! તે વિષે મારે પૂછવાનું છે, કે ત્યાં આપણે બન્ને શી રીતે જઈ શકીશુ?[૪૭] હું તો આ દેહને અહીં રાખીને શુદ્ધ સત્ત્વગુણને અનુસરનારા ચિત્ત વડે એ પરલોકમાં જઈ શકીશ; પણ તમે તમારા પોતાના દેહથી ત્યાં શી રીતે આવી શકશો?[૪૮]

**દેવી બોલ્યાં :** તારા સંકલ્પરૂપી આકાશનું વૃક્ષ વિદ્યમાન છતાં પણ આકાશરૂપ છે. એ વૃક્ષ સાકાર નથી તેથી એ કોઈ ભીંતથી રોકાય એમ નથી, તેમ પોતે પણ કોઈ ભીંતને તોડી નાખે એમ નથી, તેજ પ્રમાણે મારું શરીર છે.[૪૯] મારો દેહ શુદ્ધ સત્ત્વગુણની રચનારૂપ છે અને બ્રહ્મનાજ પ્રતિભાન સ્વરૂપ છે. (આ મારો દેહ બળી ગયેલા વસ્ત્રના જેવો છે. જેમ બળી ગયેલા વસ્ત્રમાં વસ્ત્રનો આકારમાત્ર જ હોય છે અને તે વાસ્તવિક રીતે ભસ્મરૂપ જ હોય છે, તેમ મારો દેહ આકારમાત્ર જ છે અને તે વાસ્તવિક રીતે બ્રહ્મસ્વરૂપ જ છે.) આ મારો દેહ બ્રહ્મથી જરાક જ જુદો પડે એવો છે.[૫૦] એટલા માટે હું આ દેહને છોડીને નહિ આવું; પણ જેમ વાયુ ગંધમાં પહોંચે છે, તેમ હું આ દેહથીજ તે પ્રદેશમાં પહોંચીશ.[૫૧] જેમ જળની સાથે જળ, અગ્નિની સાથે અગ્નિ અને વાયુની સાથે વાયુ મળી જાય છે, તેમ આ મારો દેહ મનોમય દેહોની તથા મનોમય બીજી વસ્તુઓની સાથે પણ મળી જાય એમ છે.[૫૨] તારો દેહ પૃથ્વીના વિકારરૂપ સર્જાયેલો છે અને મારો દેહ ચૈતન્યરૂપ સર્જાયેલો છે. એથી તારો દેહ મારા દેહની સાથે એક અથવા સંયુક્ત થઈને ત્યાં આવી શકે એમ નથી; કેમકે કલ્પનાના પર્વતને અને સાચા પર્વતને એકરૂપ થવું સંભવે નહિ અને પરસ્પર ભટકાવું પણ સંભવે નહિ.[૫૩] આમ તો આ તારો સ્થૂલ દેહ પણ વાસ્તવિક રીતે મનોમયજ છે, તોપણ લાંબા કાળની ભાવનાથી તું એને પૃથ્વી આદિ ભૂતોના વિકારરૂપ સ્થૂલ સમજી બેઠી છે.[૫૪] જેમ સ્વપ્નમાં લાંબા કાળના ધ્યાનમાં, ભ્રમમાં, સંકલ્પમાં અને ગંધર્વનગરમાં મનોમય પદાર્થોને પણ સ્થૂલ સમજી લેવામાં આવે છે, તેમ આ તારો દેહ મનોમય છતાં પણ સ્થૂલ સમજાયો છે.[૫૫] જ્યારે સમાધિના અભ્યાસથી તારી વાસનાઓ ક્ષીણ થઈ જશે, ત્યારે તારા સ્થૂલ દેહમાં પાછું મનોમયપણું પ્રાપ્ત થશે.[૫૬]

**લીલા બોલી :** મનોમય દેહપણાની પ્રતીતિ દૃઢ થઈ જાય, ત્યારે આ સ્થૂલ દેહ મનોમય થઈ જાય છે કે પછી નાશ પામી જાય છે?[૫૭]

**દેવી બોલ્યાં :** જે પદાર્થનું અસ્તિત્વ હોય તેમાં નાશનો અને અનાશનો ક્રમ સંભવિત છે, પણ જે પદાર્થ વાસ્તવિક રીતે છે જ નહિ, તેનો નાશ કેવી રીતે સંભવે? હે પુત્રી! રજ્જુનું રજ્જુપણું સમજાયાથી સર્પરૂપી ભ્રમ નાશ પામે છે, ત્યારે સર્પ નાશ પામ્યો અથવા નાશ નથી પામ્યો એમ કહી શકાય કે? એટલે જેમ સાચું જ્ઞાન થવાથી રજ્જુમાં સર્પ દેખાતો નથી, તેમ દેહમાં મનોમયપણું દેખાતું નથી.[૫૮–૬૦] અમારા વાસ્તવિક સિદ્ધાંત પ્રમાણે તો સ્થૂલ દેહની કલ્પના થવાનો પણ સંભવ નથી, પણ જો કોઈ વિદ્વાન એવી કલ્પનાને સિદ્ધ કરતો હોય, તો તે કલ્પના પણ ટળી જાય છે. જે સ્થળમાં જે શિલા જ નથી, તે સ્થળમાંથી તે શિલાને દૂર કાઢી નાખેલી જ સમજવી.[૬૧] હે ભદ્રા! અમે તો ખરી રીતે દેહાદિકને બ્રહ્મમાં રહેલાં, બ્રહ્મથી પૂર્ણ અને બ્રહ્મરૂપ જ જોઈએ છીએ; પણ તું એ પ્રમાણે જોતી નથી.[૬૨] સૃષ્ટિના આરંભમાં જ્યારે પહેલો સંકલ્પ ઊઠવાની કલ્પના થઈ, ત્યારે ચૈતન્ય મનોમય દેહરૂપ જ થયું હતું; પણ ત્યારથી માંડીને જેમ જેમ સ્થૂલતા કલ્પાતી જાય છે, તેમ તેમ ચૈતન્ય ભ્રાંતિથી પોતાને દૃશ્યરૂપ જોતું આવે છે.[૬૩]

**લીલા બોલી :** પરમ તત્ત્વરૂપ એક જ ચૈતન્ય અત્યંત શાંત છે અને દિશાઓના અથવા કાળ આદિના વિભાગોથી રહિત છે. તેમાં પહેલી કલ્પનાને પણ ક્યાંથી અવસર મળ્યો?[૬૪]

**દેવી બોલ્યાં :** જેમ સુવર્ણમાં કડાપણું નથી, જળમાં તરંગપણું નથી અને સ્વપ્નમાં કે સંકલ્પનાં નગર આદિમાં સત્યતા નથી, તે જ રીતે વાસ્તવિક અનુભવ કરીએ તો બ્રહ્મમાં કલ્પના પણ નથી જ; કારણકે બ્રહ્મ નિર્મળ હોવાથી તેમાં કલ્પનાનો ભાગ આવે એમ જ નથી.[૬૫–૬૬] જેમ આકાશમાં રજ નથી, તેમ બ્રહ્મમાં કલ્પના પણ નથી જ; બ્રહ્મ તો વિષયોથી રહિત છે, શાંત છે, એક છે, સ્વતઃસિદ્ધ છે અને વ્યાપક છે.[૬૭] જેમ કાચનો તથા સુશોભિત ઉત્તમ મણિનો ચકચકાટ હોય છે, તેમ જોવામાં આવતું જે કાંઈ આ જગત છે, તે પરબ્રહ્મનો ચકચકાટ જ છે અને તે શુદ્ધ જ છે.[૬૮]

**લીલા બોલી:** હે દેવી! આટલા બધા લાંબા કાળ સુધી કોણે આપણને આ સઘળાં દ્વૈતની અને અદ્વૈતની કલ્પનાઓથી ભમાવ્યાં છે?[૬૯]

**દેવી બોલ્યાં :** હે તરલા! તને તારા અવિચારોએ જ લાંબા કાળ સુધી ભમાવી છે અને વ્યાકુળ કરી છે. એ અવિચાર સ્વાભાવિક રીતે ઊઠ્યો છે અને તે વિચારથી નાશ પામે છે.[૭૦] એ અવિચાર વિચાર વડે પલકવારમાં નાશ પામે છે, તે પણ બ્રહ્મની સત્તાથી જુદી સત્તાવાળો નથી, એટલે બ્રહ્મમાં એ અવિચારરૂપ અવિદ્યા છે જ નહિ.[૭૧] આથી અવિચાર નથી, અવિદ્યા નથી, બંધન નથી કે મોક્ષ પણ નથી. જે જગત છે, તે બાધરહિત અને શુદ્ધ બોધરૂપ બ્રહ્મ જ છે.[૭૨] આટલા કાળ સુધી તેં આ વિચાર કર્યો નથી, તેથી તું સમજી નથી, ભમેલી જ રહી છે અને વ્યાકુળ જ રહી છે.[૭૩] હવે તારા ચિત્તમાં વાસનાઓની અલ્પતારૂપ મુક્તિનું બીજ પડી ચૂક્યુ છે; એટલા માટે તું આજથી સમજી છે, મુક્તિને યોગ્ય થઈ છે અને વિવેકવાળી થઈ છે.[૭૪] આ 'સંસાર' નામનું દૃશ્ય મુદ્દલ ઉત્પન્ન થયું જ નથી, માટે તેની વાસના પણ શી હોય? અને તે વાસનાથી તારે સંયુક્ત થવાનું પણ શું હોય! પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય આ ત્રણનો અત્યંત અભાવ થાય અને મનમાં નિર્વિકલ્પ સમાધિરૂપ એક પરબ્રહ્મનું અનુસંધાન દૃઢ થાય, ત્યારે વાસના કશી જ વસ્તુ નથી.[૭૫–૭૬] તારા હૃદયમાં વાસનાઓના ક્ષયના બીજરૂપ આ વિચાર કંઈક અંકુરિત થયો છે, તો હવે અનુક્રમે કરીને, રાગદ્વેષાદિ વાસનાઓ ઉદય પામશે નહિ. હવે

આ સંસારનો સંભવ નિર્મૂળ થઈ જશે અને પરમ નિર્વિકલ્પ સમાધિ અત્યંત સ્થિર થઈ જશે.[૭૭] તું હવે નિર્વિકલ્પ સમાધિને લીધે કેટલેક કાળે માયાના અને માયાનાં કાર્યોના અધિષ્ઠાનરૂપ નિર્મળ આત્માના અવલંબનથી, ભ્રાંતિરૂપ કાળાશથી રહિત થઈ જશે અને તેના સંસ્કારથી પણ રહિત થઈને તું સર્વ પ્રાણીઓની ભ્રાંતિઓના, તે ભ્રાંતિઓની વાસનાઓના તથા તે વાસનાઓના કારણરૂપ અવિદ્યાના છેડારૂપ એ મોક્ષને પ્રાપ્ત થશે.[૭૮,૭૯]

विगतकलनकालिमाऽकलंका गगनकलांतरनिर्मलांचनेन । सकलकलनकार्यकारणांतः कतिपयकालवशाद्भविष्यसीति ॥ ७९ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'વિશ્રાંત્યુપદેશ' નામનો સર્ગ ૨૧મો સમાપ્ત**

## સર્ગ ૨૨મો*

## વાસનાઓને અલ્પ કરવાનો ઉપાય અને અભ્યાસ

**શ્રીદેવ્યુવાચ**

यथा स्वप्नपरिज्ञानात्स्वप्नदेहो न वास्तवः ।
अनुभूतोऽप्ययं तद्वद्वासनातानवादसन् ॥ १ ॥

**દેવી બોલ્યાં:** જેમ 'સ્વપ્ન છે' એમ સમજાયાથી સ્વપ્નનો દેહ અનુભવમાં આવેલો છતાં પણ શાંત થઈ જાય છે, તેમ વાસનાઓ ક્ષીણ થવાથી સ્થૂલ દેહ અનુભવમાં આવેલો હોવા છતાં પણ શાંત થઈ જાય છે.[૧] જેમ સ્વપ્નના જ્ઞાનથી સ્વપ્નનો દેહ ટળી જાય છે, તેમ વાસનાઓ ક્ષીણ થવાથી જાગ્રતનો દેહ પણ ટળી જાય છે.[૨] જેમ સ્વપ્નના કે સંકલ્પના દેહનો અંત થાય છે ત્યારે આ સ્થૂલ દેહ ઉદય પામે છે, તેમ જાગ્રતના સ્થૂલ દેહના અહંભાવનો અંત થાય છે, ત્યારે મનોમય દેહ ઉદય પામે છે.[૩] જેમ સ્વપ્નમાં વાસનાનાં બીજનો ઉદય બંધ પડે છે, ત્યારે સુષુપ્તિ પ્રાપ્ત થાય છે, તેમ જાગ્રતમાં સઘળી વાસનાઓનું બીજ બાધિત થાય છે, ત્યારે જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે.[૪] જીવન્મુક્ત લોકોની જે વાસના જોવામાં આવે છે તે વાસના નથી, પણ સત્તાસામાન્યરૂપ શુદ્ધબ્રહ્મ જ એ 'વાસના' નામથી કહેવાય છે.[૫] જેમાં સઘળી વાસનાઓ સૂઈ જાય છે તેવી નિદ્રા સુષુપ્તિ કહેવાય છે અને જેમાં સઘળી વાસનાઓ સૂઈ જાય છે તેવી જાગ્રદવસ્થા ગાઢ મૂર્છા કહેવાય છે.[૬] જેમાં સઘળી વાસનાઓ ક્ષીણ થઈ જાય છે, તે સ્થિતિ તુર્યાવસ્થા કહેવાય છે અને પરબ્રહ્મ જાણવામાં આવે તો એ તુર્યાવસ્થા જાગ્રતમાં પણ થાય છે.[૭] જેમાં જીવતા માણસોની વાસનાઓ ક્ષીણ થઈ હોય છે, તેવી જીવનની સ્થિતિ જીવન્મુક્ત દશા કહેવાય છે, અને તે દશાને અમુક્ત પુરુષો જાણતા પણ નથી.[૮] જો ચિત્ત સમાધિથી પરબ્રહ્મમાં લાગીને પાતળી વાસનાઓવાળું થાય છે, તો જેમ હિમ તાપથી પીગળીને જળપણું પામે છે; તેમ તે સ્થૂલ રૂપ છોડી દઈને સૂક્ષ્મરૂપ થઈ જાય છે.[૯] જે મન આત્માના પ્રબોધથી સૂક્ષ્મતા પામેલું હોય છે, તે મન બીજી સૃષ્ટિઓમાં તથા બીજા જન્મોમાં રહેલાં બીજાં ચિત્તોની સાથે અને દેવ આદિનાં શરીરોની સાથે મળી જાય છે; પણ તે સિવાયનું બીજું મન એમ મળી શકતું નથી.[૧૦] જ્યારે દૃઢ અભ્યાસથી તારો આ અહંભાવ શાંત થશે, ત્યારે તને વિસ્તીર્ણ અને દૃશ્યમાત્રના છેડારૂપ એવું બોધપણું આપોઆપ પ્રાપ્ત થશે.[૧૧] જ્યારે તારું સૂક્ષ્મપણાનું જ્ઞાન અવિચલ સ્થિતિને પ્રાપ્ત થશે, ત્યારે તું સર્વે લોકોને સંકલ્પથી અદૂષિત અને પરમ પવિત્રતાવાળા જોશે.[૧૨] આથી હે અનિંદિતા! તું વાસનાઓને અલ્પ

* આ બાવીસમા સર્ગમાં તુર્યાવસ્થાનું લક્ષણ, જીવન્મુક્તિની સ્થિતિ, વાસનાઓને અલ્પ કરવાનો ઉપાય અને તે ઉપાયનો અભ્યાસ—એઓનું નિરૂપણ કરવામાં આવશે.

કરવાનો યત્ન કર. તારો એ યત્ન દૃઢ થશે એટલે તું જીવન્મુક્ત થશે.[૧૩] અપાર શીતળતાવાળો આ બોધરૂપી ચંદ્રમા, જ્યાં સુધી પૂર્ણ કળાઓવાળો થયો નથી, ત્યાં સુધી તું આ સ્થૂલ દેહને અહીં રાખીને બીજા લોકને જો.[૧૪] વ્યાવહારિક કાર્યોમાં માંસમય દેહ, માંસમય દેહની સાથે જ સંયોગ પામે છે, પણ તે સૂક્ષ્મ દેહની સાથે સંયોગ પામતો નથી; એટલા માટે તારે તારા સ્થૂલ દેહને મારા દેહની સાથે સંયુક્ત કરીને ત્યાં આવવાની આશા રાખવી નહિ.[૧૫] આ વાત મેં મારા અનુભવ પ્રમાણે જેમ છે, તેમ જ કહી છે; અને બાળકો પણ તે સમજી શકે એવી છે. સિદ્ધ-લોકોના અનુભવથી પણ તે સિદ્ધ છે. આ વાત કંઈ વરદાનની કે શાપની વાતની જેમ ઠોકી બેસાડેલી નથી.[૧૬] બોધના દૃઢ અભ્યાસથી સંસારસંબંધીની વાસનાઓ પાતળી પડી જાય છે અને આ સ્થૂલ દેહ જ સૂક્ષ્મ દેહરૂપ થઈ જાય છે.[૧૭] જો કે મરણના સમયમાં પણ જીવને સૂક્ષ્મ દેહ પ્રાપ્ત થાય છે, તોપણ તે દેહ કોઈ જીવતાના કે મૂઆના અનુભવમાં આવતો નથી. લોકો તો કેવળ સ્થૂલ દેહને જ મરતો જુએ છે.[૧૮] વાસ્તવિક વિચાર કરીએ તો આ સ્થૂલ દેહ પણ મરતો નથી કે જીવતો પણ નથી; કારણકે કલ્પિત પદાર્થને મરણ કે જીવિત હોવાનો સંભ-વ જ નથી. સ્વપ્ન જેવી અને સંકલ્પ જેવી ભ્રાંતિ-માં મરણ કે જીવિત કહેવાય જ કેમ?[૧૯] હે પુત્રી! જેમ સંકલ્પના પુરુષમાં જીવિત અને મરણ મિથ્યા પ્રતીત થાય છે, તેમ આ શરીરમાં પણ જીવિત અને મરણ મિથ્યા જ પ્રતીત થાય છે.[૨૦]

**લીલા બોલી :** હે દેવી! તમે મને એવા નિર્મળ જ્ઞાનનો ઉપદેશ દીધો છે, કે તે સાંભળવા-થી દૃશ્યરૂપી વિષૂચિકાનો રોગ શાંત થઈ જાય.[૨૧] હવે આ વિષયમાં મારા ઉપર વિશેષ ઉપકાર કરીને કહો, કે 'એ જ્ઞાનનો અભ્યાસ કેવો છે? તે કેવી રીતે કરવો જોઈએ? કેવી રીતે એ અભ્યાસ પુષ્ટ થાય? અને તે પુષ્ટ થયાથી કેવી સ્થિતિ પ્રાપ્ત થાય?'[૨૨]

**દેવી બોલ્યાં :** ગમે તે સમયમાં પણ જે જે માણસ જે જે કાર્ય કરે છે, તે તે માણસનું તે તે કાર્ય અભ્યાસ વિના કદી પણ સિદ્ધ થતું નથી.[૨૩] જ્ઞાનનું ચિંતન કરવું, જ્ઞાનની વાતો કરવી; નહિ જણાયેલા અંશ એકબીજાને સમ-જાવવા અને જ્ઞાનમાં જ તત્પર રહેવું એને પંડિતો અભ્યાસ કહે છે.[૨૪] મનમાં ભલાઈ-વાળા અને વૈરાગ્યવાળા જે મહાત્માઓ સંસાર-નું બંધન ટાળવા માટે યત્નપૂર્વક વાસના-ઓની ક્ષીણતા કરે છે, તેઓ જગતમાં વિજયી છે.[૨૫] જેમની બુદ્ધિ સર્વ પરિગ્રહના ત્યાગરૂપી ઝળકતા સૌંદર્યવાળા વૈરાગ્યરસથી રંગાયેલી છે અને જે આનંદને આપનારી છે, તેમને ઉત્તમ અભ્યાસી સમજવા.[૨૬] જેઓ જ્ઞાતાનો અને જ્ઞેયનો અત્યંત અભાવ કરવામાં યુક્તિઓથી અને શાસ્ત્રોથી યત્ન કરે છે, તેમને જ્ઞાનના અભ્યાસી જાણવા.[૨૭] આ દૃશ્ય જગત સૃષ્ટિના આરંભમાં મૂળે ઉત્પન્ન થયું જ નથી, અને આ જે દેખાય છે તે તથા જે અહંભાવરૂપે છે, તે કદી પણ છે જ નહિ એમ જે ચિંતન કર્યા કરવું એ બોધનો અભ્યાસ કહેવાય છે.[૨૮] દૃશ્યનો બાધ થઈ જતાં રાગ–દ્વેષાદિકની અલ્પતા થાય છે અને બ્રહ્મવિદ્યાના બળથી જે આત્મરતિ ઉત્પન્ન થાય છે, તે જ્ઞાનનો અભ્યાસ કહેવાય છે.[૨૯] દૃશ્યનું બાધિતપણું જાણ્યા વિના રાગ–દ્વેષાદિકને જે અલ્પ કરવામાં આવે છે, તે તપ કહેવાય છે; પણ તે જ્ઞાન કહેવાય નહિ. એ તપ તો રાગ–દ્વેષાદિકને વૃથા રોકનારા દુઃખને જ વિસ્તારે છે.[૩૦] દૃશ્યનો અત્યંત અભાવ સમજવો, એ જ જ્ઞાન છે અને એ જ બ્રહ્મ કહેવાય છે; એવા જ્ઞાનના અભ્યાસથી નિર્વાણસ્થિતિ પ્રાપ્ત થાય

છે. આમ એ અભ્યાસ મહાન ફલદાયી છે.[૩૧] જેમ શરદઋતુમાં મોટી ઝાકળ વીંખાઈ જાય છે, તેમ સંસારરૂપી કૃષ્ણપક્ષની રાત્રિમાં, ચિત્તમાં પ્રવર્તેલી મોહરૂપી મોટી નિદ્રા પણ હિમના જેવાં શીતળ વિવેક તથા વૈરાગ્યરૂપી જળનાં નિરંતર સિંચનોથી અશેષે વીખાઈ જાય છે.[૩૨] વાલ્મીકિમુનિ એટલું કહી રહ્યા તે સમયમાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની તે સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનું નિત્યકૃત્ય કરવા માટે ત્યાંથી ઊઠીને સ્નાન કરવા માટે ગઈ. પછી રાત્રિ સમાપ્ત થઈ અને સૂર્યનાં કિરણો ફૂટ્યાં એટલે એ સભા શ્રવણ કરવા માટે ફરી પાછી વાલ્મીકિ પાસે આવી.[૩૩]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम । स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ३३ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'વાસનાઓને અલ્પ કરવાનો ઉપાય અને અભ્યાસ' નામનો સર્ગ ૨૨મો સમાપ્ત

**વાલ્મીકિનો ચોથો દિવસ સમાપ્ત**

## સર્ગ ૨૩મો*

## સરસ્વતી અને લીલાનું જ્ઞાનદેહથી આકાશમાં ગમન

वसिष्ठ उवाच

इति संकथनं कृत्वा तस्यां निशि वरांगने ।
सुप्ते परिजने नूनमथांतःपुरमंडपे ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** દૃઢ અને વિચિત્ર આગળિયાઓવાળાં દ્વારોના ગોખવાળા એ અંતઃપુરના મંડપમાં ચતુર ચિત્તવાળાં બીજાં સર્વે માણસો સૂઈ રહ્યાં હતાં, તે સમયે સરસ્વતીદેવી તથા લીલા–એ બે વરાંગનાઓ પણ ચિમળાયેલી માળાઓથી તથા વસ્ત્રોથી ઢંકાયેલા શબના પડખામાં આસનો પર બેઠી. નિર્મળ, નિષ્કલંક અને સઘળી કળાઓથી સંપૂર્ણ એવા ચંદ્રના જેવાં પોતાનાં મુખોથી, તે બન્ને મંડપને શોભાવતી હતી અને પુષ્પોના સમૂહમાંથી નીકળેલા ઘાટા સુગંધથી ભરપૂર થઈ રહી હતી. તે રાત્રિએ ઉપર પ્રમાણે પરસ્પર વાતો કરીને તેઓ ત્યાંથી સમાધિના સ્થાનમાં ગઈ. ત્યાં જાણે રત્નના સ્તંભમાં કોતરેલી પૂતળીઓ હોય, અને જાણે ભીંતમાં આલેખેલી પ્રતિમાઓ હોય, તેમ તે બન્ને નિશ્ચળ થઈને બેઠી.[૧–૪] જેમ ચોમેર સુગંધને ફેલાવનારી બે કમલિનીઓ સાયંકાળે સંકોચ પામે, તેમ સંકોચ પામેલી એ બે સ્ત્રીઓએ સઘળી ચિંતાઓ છોડી દીધી.[૫] શરદઋતુના વાયુવિહીન સમયમાં પર્વત ઉપર ઊતરેલી વાદળાંઓની બે પંક્તિઓની જેમ, તે બે સ્ત્રીઓ અત્યંત શાંત, શુદ્ધ અને ચલનરહિત હતી.[૬] જેમ કલ્પવૃક્ષની બે સુશોભિત લતાઓ, બીજી ઋતુ પ્રાપ્ત થતાં આગલા રસને છોડી દે છે, તેમ તે બન્નેએ નિર્વિકલ્પ સમાધ કરીને સઘળાં બાહ્ય અનુસંધાનો છોડી દીધાં હતાં.[૭] 'હું છું અને આ જગત છે,' એવી ભ્રાંતિરૂપી દૃશ્ય મુદ્દલ ઉત્પન્ન જ થયું નથી અને તેનો અત્યંત અભાવ જ છે, એમ જ્યારે તેમના અનુભવમાં આવ્યું, ત્યારે તેમનો આ દૃશ્યરૂપી પિશાચ અત્યંત અસ્ત પામી ગયો.[૮] હે નિર્દોષ રામ! અમે તો 'જે આદિમાં હોતું નથી, તે વર્તમાનમાં પણ હોતું જ નથી.' એ સિદ્ધાંતથી જગતને મિથ્યા જ સમજેલા છીએ; તેથી કોઈ સમયે જગત દેખાય છે, તો તેને ઝાંઝવાનાં પાણી જેવું જાણીએ છીએ અને નથી દેખાતું તો તેને સસલાનાં શિંગડાં જેવું ગણીએ છીએ.[૯–૧૦] જેમ પ્રલયકાળમાં

* આ ત્રેવીસમા સર્ગમા 'સરસ્વતી અને લીલા યોગથી સ્થૂલ દેહનો ત્યાગ કરીને પહાડી ગામને જોવાની ઇચ્છાથી મંડપની અંદર જ પ્રતીત થયેલા મોટા આકાશમાં ગયાં,' એ કથા કહેવામાં આવશે.

અને સૂર્ય આદિ પદાર્થોના સમૂહોથી અત્યંત રહિત એવું આકાશ સ્વભાવથી કેવળ અને શાંત હોય છે, તેમ દશ્યનો અસ્ત થતાં એ બે સ્ત્રીઓ સ્વભાવથી કેવળ અને શાંત થઈ ગઈ.[૧૧] ચિદ્રૂપ સરસ્વતીદેવી તે જ જ્ઞાનદેહથી આકાશમાં ફરવા લાગ્યાં અને માનુષી લીલા પણ જ્ઞાન અને ધ્યાનને અનુસરતા બીજા દેહથી આકાશમાં ફરવા લાગી.[૧૨] ચિદાકાશરૂપ અને આકાશમાં ફરનારાં શરીરોવાળી એ બે સ્ત્રીઓ પ્રકટ થયેલા પૂર્વ સંકલ્પના સંસ્કારથી, એ ઘરના આકાશમાં જ એક વેંત જેટલા ભાગમાં ચઢીને ઊભી રહી. પછી વિનોદથી ચપળતાવાળી અને લલિત નેત્રોવાળી તે બન્ને લલનાઓ, વિષયોના જ્ઞાનનો વિષયોને અનુકૂળ કલ્પના કરવાનો સ્વભાવ હોવાને લીધે ત્યાંથી દૂર આકાશમાં ગઈ. જો કે તેઓ એ જ મંડપમાં ઊભી હતી, તોપણ ‘આપણે આકાશમાં ઊડીએ છીએ’ એવી કલ્પનાવૃત્તિથી તેઓ કરોડ યોજનના વિસ્તારવાળા અત્યંત દૂર અંતરના આકાશમાં ચડી ગઈ.[૧૩–૧૫] એ બે સખીઓ વાસ્તવિક રીતે ચિદાકાશમય શરીરોવાળી હતી, તોપણ પૂર્વે સંકલ્પિત કરેલા દશ્યના અનુસંધાનવાળા પોતાના સ્વભાવને લીધે, તેઓ પરસ્પરના આકારને જોઈને પરસ્પર ઉપર અત્યંત સ્નેહ કરવા લાગી.[૧૬]

दृश्यानुसंधाननिजस्वभावादाकाशदेहे अपि ते मिथोऽत्र । परस्पराकारविलोकनेन बभूवतुः स्नेहपरे वयस्ये ॥ १६ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી ‘જ્ઞાનદેહાકાશગમન’ નામનો સર્ગ ૨૩મો સમાપ્ત**

# સર્ગ ૨૪મો÷

## વિચિત્રતા અને વિલાસોથી ભરપૂર આકાશનું વર્ણન

**वसिष्ठ उवाच**

दूराद्दूरमभिप्लुत्य शनैरुच्चैः पदं गते ।
हस्तं हस्ते समालंव्य यांत्यौ ददृशतुर्नभः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** દૂરથી પણ દૂર ઊડીને તેઓ ધીરેધીરે ઊંચા સ્થાનમાં પહોંચી ગઈ અને એકબીજાનો હાથ ઝાલીને ચાલતી એ સખીઓ આકાશને નિહાળવા લાગી.[૧] એ આકાશ પ્રલયકાળના ગંભીર સમુદ્રની પેઠે અપાર નિર્મળ અંતરવાળું, કોમળ અને કોમળ પવનના સંયોગથી સુખ આપનારું હતું. તે સૌમ્ય, શૂન્યતારૂપ જળમાં નિમગ્ન કરીને બહુ આનંદ ઉપજાવનારું, અત્યંત શુદ્ધ, ગંભીર અને સજ્જનના મન કરતાં પણ અધિક પ્રસન્ન હતું.[૨-૩] પછી તે બન્નેએ દિશાઓમાં મેરુ આદિ પર્વતોનાં શિખરો પર રહેલા અને પૂર્ણ ચંદ્રના ગર્ભની પેઠે નિર્મળતા ધરાવનારાં વાદળાંના પુષ્ટ ઉદરરૂપ સ્વચ્છ મહેલમાં વિશ્રામ કર્યો.[૪] પછી તેમણે સિદ્ધોની તથા ગંધર્વોની મંદારમાળાઓની મહેકથી મનનું આકર્ષણ કરનારા અને ચંદ્રના મંડળમાંથી નીકળેલા સુખદાયી પવનમાં રમણ કર્યું.[૫] પછી ઘણી ગરમીનો નાશ કરનારાં, વીજળીઓરૂપી રાતાં કમળોથી વ્યાપ્ત અને જળના સમૂહથી ભરેલા મેઘમંડળરૂપી તળાવમાં તેમણે સ્નાન કર્યું.[૬] પછી જેઓમાં અનેક ભૂતલોના પર્વતો કમળના કંદના અંકુરની અણીઓ જેવા લાગતા હતા, એવી દિશાઓરૂપ સરસીઓ-(તળાવડીઓ)માં તેમણે ભ્રમરીઓની પેઠે યથેષ્ટ રીતે ભ્રમણ કર્યાં.[૭] પછી તેમણે ગંગાજીનાં ધીર

÷ આ ચોવીસમા સર્ગમાં અનંત બ્રહ્માંડોની વિચિત્રતારૂપ વિલાસોથી ભરપૂર અને લીલાના તથા સરસ્વતીના માર્ગરૂપ આકાશનું વર્ણન કરવામાં આવશે.

ઝરણાંઓનાં ઊડતાં બિંદુઓવાળા અને વાયુથી ક્ષોભ પામેલા મેઘમંડળરૂપી મંડપને ફુવારાનું ઘર સમજીને તેમાં વિહાર કર્યો.[૮] પછી ધીરે ધીરે જતી અને પોતાની શક્તિ પ્રમાણે વિશ્રામ લેતી એ બે મનોમય શરીરવાળી સ્ત્રીઓએ લોકોની રચના આદિ મોટા આરંભોથી ભરપૂર થયેલું એક બીજું આકાશ દીઠું.[૯] એ આકાશ એવી રીતે સાથે રહીને એમણે કદી પણ જોયું ન હતું. બહુ ગંભીર હોવાને લીધે તે અનેક કરોડ બ્રહ્માંડોથી પણ પુરાય એવું ન હતું.[૧૦] ઊંચે ઊંચે એકબીજાની ઉપર ગોઠવાયેલાં વિચિત્ર આભરણો જેવાં જુદાં જુદાં વિમાનયુક્ત ભૂતલોથી એ આકાશ જુદાં જુદાં સ્થળોમાં વ્યાપ્ત હતું.[૧૧] ચારે બાજુ અવકાશોને પૂરી દેતા મેરુ આદિ મહાપર્વતોના માણિક્યમય ભાગોથી મધ્યભાગમાં તે પ્રલયકાળના અગ્નિની જ્વાળાઓ જેવું લાગતું હતું.[૧૨] એ પર્વતોનાં મોતીમય શિખરોની કાંતિઓના સમૂહોથી તે હિમાલયના શિખરની જેમ શોભતું હતું. સુવર્ણમય પર્વતોનાં સ્થળોની પ્રભાઓથી તે સુવર્ણના સ્થળ જેવું દીપતું હતું. પર્વતોમાં રહેલા મોટા મરકતમણિઓની કાંતિઓથી તે લીલાં ઘાસવાળી પૃથ્વીની પેઠે શ્યામ જણાતું હતું. જોનારને કે જોવાના પદાર્થોને જુદા જુદા દેખાવ ન આપે એવા ઉત્પન્ન થયેલા પ્રૌઢ અંધકારથી તે કાળાશભર્યું હતું. કોઈ સ્થળમાં ત્યાં પારિજાતની લતાઓનાં વનો ઉપર અનેક વિમાનો ફરતાં હતાં, તેથી પાસે રહેનારાઓને તે વનોની મંજરી જેવું લાગતું હતું અને દૂર રહેનારાઓને તે વૈડૂર્યમણિની ભૂમિકા જેવું લાગતું હતું.[૧૩–૧૫] એ આકાશમાં મનના સરખા વેગવાળા મોટા મોટા સિદ્ધ લોકો જવા–આવવાથી વાયુના વેગને પણ અટકાવી દેતા હતા. ત્યાં વિમાનોરૂપી ઘરોમાં બેઠેલી દેવતાઓની સ્ત્રીઓનાં ગાયનોનો અને વાજિંત્રોનો ઘોંઘાટ જામી રહ્યો હતો.[૧૬] ત્યાં ત્રૈલોક્યનાં ઉત્તમ પ્રાણીઓના સમૂહો ફરતા હતા, તેથી ભીડ જામી ગઈ હતી. ત્યાં દેવતાઓનાં અને દૈત્યોનાં અનેક ટોળાંઓ એકબીજાથી અદશ્યરૂપે રહીને ફરતાં હતાં.[૧૭] આસપાસના ભાગોમાં કુષ્માંડોનાં, રાક્ષસોનાં અને પિશાચોનાં મંડળો ઊભાં હતાં. ત્યાં દેવતાઓનાં વિમાનો આવહ અને પ્રવહ વગેરે વાયુઓના જેવા મોટા વેગથી આવ–જાવ કરતાં હતાં.[૧૮] ચાલ્યાં જતાં વિમાનોની સુસવાટીનો શબ્દ ત્યાં જાણે મુઠ્ઠીમાં પકડાઈ શકે એવો ઘાટો સંભળાતો હતો. વાયુના યંત્રરૂપી જ્યોતિશ્ચક્ર ગ્રહોના અને નક્ષત્રોના અત્યંત સંચારથી કંપ્યા કરતું હતું.[૧૯] પાસે રહેલા સૂર્યના તડકાથી તપી ગયેલા નાનામોટા સિદ્ધો પોતપોતાનાં સ્થળો છોડીને દૂર જતા હતા. ત્યાં નાનાં વિમાનો સૂર્યથી બળી જતાં હતાં અથવા સૂર્યના ઘોડાઓનાં મુખોમાંથી નીકળતા પવન વડે દૂર ઊડી જતાં હતાં.[૨૦] લોકપાલ દેવતાઓ તથા અપ્સરાઓના સમૂહોના સંચારથી અને તેઓનાં નેત્ર આદિ અંગોની ચેષ્ટાઓથી આકાશ ચંચળ થઈ ગયું હતું. ત્યાં દેવાંગનાઓની દાસીઓએ બાળવા માંડેલા ધૂપના ધુમાડાઓથી જાણે વાદળાં ચઢ્યાં હોય એમ લાગતું હતું. ત્યાં દેવતાઓએ પોતપોતાના લોકમાં તેડેલી અપ્સરાઓ ઉતાવળથી તે તે લોકમાં જતી હતી અને તેમનાં કેટલાંએક આભરણો પડી જતાં હતાં. ત્યાં આકાશની નીલતા સામાન્ય સિદ્ધલોકોના ઉગ્ર પ્રભાવને ઢાંકી દેનારા તમોગુણના બળ જેવી જણાતી હતી.[૨૧,૨૨] ત્યાં બળવાન સિદ્ધલોકોની બળપૂર્વક આવ-જાવને લીધે વાદળાંઓ વીંખાઈ ગયાં હતાં અને પાસે રહેલા હિમાલય, મેરુ તથા મંદરાચલનાં શિખરો ઉપર વિસામો લેવા રહ્યાં હતાં. આથી તે પર્વતો જાણે વસ્ત્રો ઓઢીને બેઠા હોય એવા જણાતા હતા.[૨૩] ત્યાં

ચારે બાજુ કાગડાઓ, ઘુવડો, ગીધો અને ગરંજ પક્ષીઓ ટોળેટોળાં થઈને ઊડતાં હતાં. સમુદ્રમાં જેમ તરંગો નાચે, તેમ એ આકાશના પ્રદેશમાં ડાકણોનાં ટોળાં નાચતાં હતાં.[24] કૂતરાં, કાગડા, ઊંટ અને ગધેડાંનાં જેવાં મોઢાંઓવાળી અનેક યોગિનીઓ સેંકડો યોજન સુધી જઈને પાછી આવતી હતી.[25]

સિદ્ધોનાં અને ગંધર્વોનાં જોડાંઓ લોકપાલોની આગળ પણ ધુમાડાઓની પેઠે ધૂસરાં લાગતાં વાદળાંરૂપી મંદિરોમાં સુરતોત્સવ કરતાં હતાં.[26] માર્ગમાં ચાલનારા લોકો સ્વર્ગમાં થતાં દિવ્ય ગાયનોથી તથા દિવ્ય સ્તોત્રોથી ઉન્મત્ત થતા હતા અને કામથી આતુર થતા હતા. નિરંતર ચાલ્યા કરતા જ્યોતિશ્ચક્રમાં સૂર્ય આદિની ગતિ ઉપરથી પખવાડિયાં આદિ કાળનું પ્રમાણ કરી શકાતું હતું.[27] વાયુના સ્કંધોરૂપી ખાડાઓમાં આકાશગંગાનું જળ વહેતું હતું. દેવતાઓનાં બાળકો આશ્ચર્યોને જોવા સારુ વ્યગ્ર થઈને ફરતાં હતાં.[28] વજ્ર, ચક્ર, ત્રિશૂળ, તલવાર અને સાંગો દેવતાઓરૂપે દેહધારી થઈને ફરતાં હતાં. કોઈ ઠેકાણે ભીંત વગરનાં ઘરો જોવામાં આવતાં હતાં, તો કોઈ સ્થળમાં નારદજી તંબૂરો લઈ ગાયન કરતા હતા.[29] કોઈ સ્થળમાં પુષ્કરાવર્ત આદિ પ્રલયકાળના મેઘોએ વાદળાંઓના માર્ગમાં ભારે ગડબડ મચાવી હતી, તો કોઈ સ્થળમાં પ્રલયકાળના મેઘો પણ મૂગા રહેવાથી ચિત્રમાં આલેખેલા જેવા દેખાતા હતા.[30] કોઈ સ્થળમાં વાદળાં કાજળના ઊછળતા મોટા પર્વતો જેવાં સુંદર દેખાતાં હતાં, તો કોઈ સ્થળમાં ગ્રીષ્મઋતુના અંતસમયમાં વાદળાંઓ સૂર્યનાં કિરણો લાગવાથી સોનાના રસ જેવાં સુશોભિત લાગતાં હતાં.[31] કોઈ સ્થળમાં દિશાઓ બળતી હતી અને તેના તાપથી આકાશ ધગી રહ્યું હતું. પૂર્વરામાયણમાં ઋષ્યમૂક પર્વત ઉપર જે પ્રમાણે મેઘોને વરસતા વર્ણવ્યા છે, તે પ્રમાણે ત્યાં કોઈ સ્થળમાં મેઘો વરસી રહ્યા હતા અને તેઓ કાળાં વસ્ત્રો જેવા લાગતા હતા. વળી કોઈ સ્થળમાં જળના સમૂહ જેવી શૂન્યતા નિશ્ચળ સમુદ્રના જેવી ગંભીર જણાતી હતી.[32] કોઈ સ્થળમાં મોટાં મોટાં વિમાનો જાણે વાયુરૂપી નદીમાં ઘાસ અને પાંદડાં તણાતાં જતાં હોય એવાં લાગતાં હતાં, તો કોઈ સ્થળમાં નિર્મળ રીતે પ્રકાશતી શ્યામતા ઊડતા ભ્રમરોની પીઠ જેવી જણાતી હતી.[33] કોઈ સ્થળમાં વાયુથી ઊડતી અને પહાડી નદી જેવી લાગતી ધૂળથી ત્યાં ધૂસરપણું થઈ રહ્યું હતું, તો કોઈ સ્થળમાં વિમાનોમાં બેઠેલા દેવતાઓની કાંતિઓરૂપ ત્યાં વિચિત્રતા થઈ રહી હતી.[34] કોઈ સ્થળમાં 'માતૃકા' કહેવાતી દેવીઓનાં મંડળો નગ્ન થઈને નાચતાં હતાં, તો કોઈ સ્થળમાં નિરંતર મદ્યપાનથી મત્ત રહેનારી યોગીશ્વરીઓ ધમાધમ મચાવી રહી હતી.[35] કોઈ સ્થળમાં શાંત અને વિશ્રાંતિ પામેલા મુનિઓ સમાધિ ધરીને બેઠા હતા, તો કોઈ સ્થળમાં કોલાહલ તથા ક્રોધાદિક નહિ હોવાથી સમતા હતી અને સાધુઓના ચિત્તના જેવી મનોહરતા હતી.[36] કોઈ સ્થળમાં કિન્નરોનાં, ગંધર્વોનાં અને દેવાંગનાઓનાં મંડળો ગાયન કરતાં હતાં, કોઈ સ્થળમાં અનેક નગરો નિશ્ચળ દેખાતાં હતાં, તો કોઈ સ્થળમાં મોટાં મોટાં નગરો ગતિ કરતાં દેખાતાં હતાં.[37] કોઈ સ્થળમાં રુદ્રોનાં અનેક નગરો દેખાતાં હતાં, કોઈ સ્થળમાં બ્રહ્માનાં અનેક નગરો દેખાતાં હતાં; કોઈ સ્થળમાં માયાએ કરેલાં અનેક નગરો દેખાતાં હતાં અને કોઈ સ્થળમાં ભવિષ્યકાળમાં નગરો થવાનું જણાતું હતું.[38] કોઈ સ્થળમાં માયારચિત ચંદ્રસરોવરો ઊછળતાં હતાં, કોઈ સ્થળમાં સરોવરો હિમના જેવાં ઘાટાં થઈ ગયાં હતાં; કોઈ સ્થળમાં સિદ્ધલોકો ફરતા હતા અને કોઈ સ્થળમાં ચંદ્રનો ઉદય થયો હતો. કોઈ સ્થળમાં સૂર્યનો ઉદય થયો હતો,

કોઈ સ્થળમાં રાત્રીનું અંધારું વ્યાપી રહ્યું હતું, કોઈ સ્થળમાં સંધ્યાકાળની વિચિત્રતા થઈ રહી હતી અને કોઈ સ્થળમાં ઝાકળથી ધૂસરતા પથરાઈ હતી.[૩૯।૪૦] કોઈ સ્થળમાં હિમ જેવાં વાદળાંઓની ધવલતા વ્યાપી રહી હતી, કોઈ સ્થળમાં વરસાદ વરસતો હતો અને કોઈ સ્થળમાં લોકપાલ દેવતાઓ જાણે સ્થળની જેમ આકાશમાં જ બેઠા હતા.[૪૧] કોઈ સ્થળમાં દેવતાઓ તથા દૈત્યોનાં ટોળાં ઊંચેનીચે જવામાં વ્યગ્ર થઈ રહ્યાં હતાં; તો કોઈ સ્થળમાં એ ટોળાંઓ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામાં વ્યાકુળતાથી ફરતાં હતાં.[૪૨] કોઈ સ્થળમાં લાખો યોજન સુધી પણ પર્વતો માંડમાંડ મળે એમ હતું; કોઈ સ્થળમાં અટલ અંધારું વ્યાપી રહ્યું અને કોઈ સ્થળમાં છીપરના ગર્ભ જેવું કઠણપણું જણાતું હતું.[૪૩] કોઈ સ્થળમાં અવિનાશી મહાન તેજ વ્યાપી રહ્યું હતું, કોઈ સ્થળમાં સૂર્ય તથા અગ્નિના જેવી પ્રભા વ્યાપી રહી હતી; અને કોઈ સ્થળમાં ચંદ્ર આદિનાં મંદિરોમાં હિમના ગર્ભના જેવી શીતળતા પ્રસરી રહી હતી.[૪૪] કોઈ સ્થળમાં આંખ આગળ દેવતાઓના અનુચરો દૈત્યોના ભયથી કલ્પવૃક્ષની લતાઓના વનને ઉપાડીને લઈ જતા હતા અને કોઈ સ્થળમાં દૈત્યોના પ્રહારોથી દેવતાઓનાં ઊંચાંઊંચાં નગરો પડી જતાં હતાં. કોઈ સ્થળમાં દેવતાઓ વિમાનોમાંથી પડી જતા હતા અને તેમના તેજથી જાણે અગ્નિની રેખા અંકાતી હતી. કોઈ સ્થળમાં ઊગેલા સેંકડો કેતુઓના પરસ્પર ભટકાવાથી ગિરદી થઈ રહી હતી.[૪૫।૪૬] કોઈ સ્થળમાં શુભ ગ્રહો ઊંચા ભાગના મંડળમાં ઊગ્યા હતા. કોઈ સ્થળમાં રાત્રિના જેવું અંધારું વ્યાપી રહ્યું હતું; અને કોઈ સ્થળમાં દિવસના જેવો પ્રકાશ થઈ રહ્યો હતો.[૪૭] કોઈ સ્થળમાં વાદળાંઓ ગાજતાં હતાં, કોઈ સ્થળમાં નિર્મળ વાદળાંઓ શાંત થઈને રહ્યાં હતાં અને કોઈ સ્થળમાં વાયુથી વીંખાયેલાં ધોળાં વાદળાંઓના સમૂહો પુષ્પોની શય્યાઓ જેવા લાગતા હતા.[૪૮] કોઈ સ્થળમાં અત્યંત નિર્જનતા, શુદ્ધપણું, ઉપાધિરહિતતા, આનંદથી કોમળપણું, શાંતપણું અને સ્વચ્છપણું હતું, તેથી ત્યાં જ્ઞાની પુરુષના વિશાળ હૃદયના જેવી શોભા દેખાતી હતી.[૪૯] કોઈ સ્થળમાં દેવતાઓનાં વાહનોરૂપી દેડકાંઓ ગળામાંથી શબ્દો કરતાં હતાં, તો કોઈ સ્થળમાં શૂન્યતારૂપી જળ ફેલાયાથી દેવતાઓના ક્યારાઓની ભ્રાંતિ થતી હતી.[૫૦] કોઈ સ્થળમાં મયૂર અને હેમચૂડ આદિ પક્ષીઓ વિનોદ કરતાં હતાં, તો કોઈ સ્થળમાં વિદ્યાધરીઓનાં અને દેવાંગનાઓનાં વાહનો બેઠાં હતાં.[૫૧] કોઈ સ્થળમાં કાર્તિકસ્વામીના મયૂરોનું મંડળ વાદળાંઓ વિશે ઉદ્ધત નૃત્ય કરતું હતું અને કોઈ સ્થળમાં અગ્નિના વાહનરૂપ પોપટો બેઠા હતા. આથી ત્યાં લીલા ઘાસવાળા પ્રદેશના જેવી હરિયાળી થઈ રહી હતી.[૫૨] કોઈ સ્થળમાં યમરાજના પાડાના શરીર આગળ વાદળાંઓ પણ નાનાં લાગતાં હતાં અને કોઈ સ્થળમાં ઘોડાઓ ઘાસના સમૂહની ભ્રાંતિથી કાળાં વાદળાંઓને ચાવવા લાગ્યા હતા.[૫૩] કોઈ સ્થળમાં દેવતાઓનાં નગરો વ્યાપી રહ્યાં હતાં, કોઈ સ્થળોમાં દૈત્યોનાં નગરો દેખાતાં હતાં, કોઈ સ્થળમાં પર્વતોને પણ ફાડી નાખે એવા પવનને લીધે એકબીજાનાં નગરો અપ્રાપ્ત હતાં.[૫૪] કોઈ સ્થળમાં મોટા પર્વતો જેવા ભૈરવો નાચતા હતા અને કોઈ સ્થળમાં પાંખોવાળા પર્વતો જેવા વિનાયકો નાચતા હતા.[૫૫] કોઈ સ્થળમાં પર્વતો પાંખોથી ઊડીને પવનની ભારે ઘૂઘવાટી કરતા હતા અને કોઈ સ્થળમાં ગંધર્વનગરો તથા દેવાંગનાઓનાં ટોળાં ફેલાઈ રહ્યાં હતાં. કોઈ સ્થળમાં ઊડતા પર્વતોમાંથી પડેલાં લાખો વૃક્ષો વાદળાંઓનાં છત્રો જેવાં થઈ રહ્યાં હતાં અને કોઈ સ્થળમાં માયાએ બનાવેલી આકાશનદીઓનાં જળોથી શીતળતા-થઈ

રહી હતી.[૫૬-૫૭] કોઈ સ્થળમાં ચંદ્રનાં કિરણોના આકર્ષણથી પવનો શીતળ અને સુખકારી વાતા હતા અને કોઈ સ્થળમાં ઊના પવનથી બળી ગયેલાં ઝાડવાળા પર્વતો વાદળાં જેવા લાગતા હતા.[૫૮] કોઈ સ્થળમાં વાયુ અત્યંત શાંત થઈ જવાથી લેશમાત્ર પણ શબ્દ થતો ન હતો અને કોઈ સ્થળમાં પર્વતો જેવાં વાદળાંઓની સેંકડો શિખાઓ પ્રકટી હતી.[૫૯] કોઈ સ્થળમાં વર્ષા ઋતુનાં ઉન્મત્ત અને ઘાટાં વાદળાંઓ મોટો ગડગડાટ કરતાં હતાં; તો કોઈ સ્થળમાં દેવતાઓના અને દૈત્યોના સમૂહો યુદ્ધ કરતા હતા. આથી ત્યાં જઈ શકાય એમ પણ ન હતું.[૬૦] કોઈ સ્થળમાં આકાશ–કમલિનીઓમાં રહેનારી હંસીઓ શબ્દ કરીને હંસોને બોલાવતી હતી અને કોઈ સ્થળમાં પવન આકાશગંગાના કાંઠાઓમાં ઊગેલી કમલિનીઓની સુગંધને લૂટી જતો હતો.[૬૧] કોઈ સ્થળમાં સાક્ષાત્ ગંગા આદિ નદીઓની સ્થિતિને લીધે માછલાં, મગરો, કરચલાં, શંખલાં અને કાચબાઓ ઠેકતાં હતાં.[૬૨] કોઈ સ્થળમાં સૂર્ય પૃથ્વીના પછવાડેના ભાગ પર આવતો હતો, એટલે ઊંચે પ્રસરેલી પૃથ્વીની કાળી છાયાની ગતિથી ચંદ્રગ્રહણ થતું હતું.[૬૩] કોઈ સ્થળમાં સૂર્ય ચંદ્રના પછવાડેના ભાગ પર આવતો હતો, એટલે (ચંદ્રના મંડળમાં પૃથ્વીની છાયાનુ પ્રતિબિંબ પડવાથી કાળા થયેલા ચંદ્રને લીધે) સૂર્ય ઢંકાતાં સૂર્યગ્રહણ થતું હતું.[૬૩] કોઈ સ્થળમાં દેવતાઓએ માયાથી બનાવેલા પવનોને લીધે માયાની ફૂલવાડીઓ હાલતી હતી અને કોઈ સ્થળમાં પુષ્પોમાંથી પડતા મકરંદરૂપી હિમની વૃષ્ટિથી દેવાંગનાઓ ત્રાસ પામતી હતી.[૬૪] આમ જેમ ઉંબરાના ફળની અંદર જંતુઓ ભમે છે, તેમ તે આકાશમાં ત્રૈલોક્યનાં પ્રાણીઓ ભમતાં હતાં. તે સરસ્વતી અને લીલા એવા એ ઊંચા આકાશમાં ફરીને પાછાં પૃથ્વી પર જવાને સજ્જ થયાં.[૬૫]

उदुंबरोदरमशककमभ्रमज्जगत्रयांतरगतभूतसंचयम् । विलंघ्य तद्वरललने खमुच्चकैर्महीतलं पुनरपि गंतुमुद्यते ॥ ६५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'ગગનવર્ણન' નામનો સર્ગ ૨૪મો સમાપ્ત

## સર્ગ ૨૫મો×

## સમુદ્રો, દ્વીપો અને બ્રહ્માંડનાં આવરણોયુક્ત ભૂમંડળનું વર્ણન

વસિષ્ઠ ઉવાચ

नभःस्थलाद्गिरिग्रामं गच्छंत्यौ कश्चिदेव ते ।
ज्ञप्तिचित्तस્थितं भूमितलं ददृशतुः स्त्रियौ ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! આકાશમાંથી ઊતરીને પૃથ્વીના પહાડી ગામમાં જતી એ બે સ્ત્રીઓએ કોઈ એક ભૂતળ દીઠું. તે ભૂતળ સરસ્વતીએ લીલાને દેખાડવા ધાર્યું હતું.[૧] એ મોટું ભૂતળ બ્રહ્માંડરૂપી પુરુષના હૃદયકમળરૂપ હતું. તેમાં દિશાઓરૂપી આઠ પાંખડીઓ હતી, પર્વતોરૂપી ઘાટા કેસરાઓ હતા અને તેમાં મધુર આમોદ(હર્ષ તથા સુગંધ)નો સુંદર સમૂહ વ્યાપી રહ્યો હતો.[૨] તેમાં નદીઓરૂપી નાના કેસરાઓનો નાળ હતો અને હિમના કણોરૂપી મકરંદનાં બિંદુઓ હતાં; તેમાં રાત્રિરૂપી ભ્રમરી ફરતી હતી અને પ્રાણીઓરૂપી મછરાં વ્યાપી રહ્યાં હતાં.[૩] તેની અંદર ઘણા ઘણા ગુણો (ભોગ્ય વસ્તુઓના ગુણો અને તંતુઓ) હતા અને જળનાં પૂર વહાવી રહેલાં પાતાળોરૂપી નાળનાં છિદ્રો હતાં. તેમાં રસની (શૃંગાર આદિની અને મકરંદની) ભીનાશ ફેલાઈ હતી અને ઉપર હંસ (સૂર્ય, હંસ) ફરતો હતો. દિવસના (બ્રહ્માના દિવસના

× આ પચીસમા સર્ગમા 'સાત સમુદ્રોથી, સાત દ્વીપોથી અને બ્રહ્માંડનાં આવરણોથી વીંટાયેલું અપૂર્વ ભુવન તેઓએ દીઠું' એ કથા કહેવામાં આવશે.

અને લૌકિક દિવસના) પ્રકાશથી તે પ્રફુલ્લિત થઈ રહ્યું હતું અને રાત્રિમાં (બ્રહ્માની રાત્રિમાં તથા લૌકિક રાત્રિમાં) તે સંકોચ પામતું હતું. પાતાળરૂપી કાદવમાં ડૂબેલા શેષનાગ તે કમળનુ નાળ હતું.[૪,૫] કોઈ સમયે આધારભૂત સમુદ્રના કંપવાથી દિશાઓરૂપી પાંખડીઓ કંપતી હતી. ત્યાં નીચે રહેલા પાતાળરૂપી નાળના ભાગમાં દૈત્યો તથા દાનવોરૂપી ઘણા ઘણા કાંટાઓ હતા. ત્યાં પોતાના વંશના બીજરૂપ અને સંભોગમાં સુકુમાર એવી દૈત્યોની સ્ત્રીઓના સમૂહરૂપી વેલ પર્વતોરૂપી મોટાં બીજોના મૂળભાગ સુધી પહોંચી ગઈ હતી.[૬,૭] એ ભૂતળરૂપી કમળમાં તેમણે જંબૂદ્વીપરૂપી મોટી ડોડી જોઈ. તેમાં નદીરૂપી નાના કેસરાઓ હતા અને નગરો તથા ગ્રામોરૂપી મોટા કેસરાઓ હતા.[૮] તેમાં હિમાલય આદિ કુલપર્વતોરૂપી સાત ઊંચાં બીજ શોભી રહ્યાં હતાં અને તેમાં વચમાં રહેલું મેરુપર્વતરૂપી બીજ જાણે આકાશને દબાવી દે એવું ઊંચું હતું.[૯] તેમાં સરોવરરૂપી હિમની કણીઓ હતી, વનો તથા જંગલોરૂપી પરાગ હતા અને સ્થળોના સર્વ પ્રદેશમાં રહેલા લોકોના સમૂહો ભ્રમરોના મંડળરૂપ હતા.[૧૦] સેંકડો યોજનોમાં વિસ્તાર પામેલા અને પ્રત્યેક પૂનમે વૃદ્ધિ પામનારા ચારે દિશાઓના સમુદ્રોરૂપી ભ્રમરોથી એ ડોડી વ્યાપ્ત હતી.[૧૧] દિશાઓરૂપી આઠ પાંખડીઓમાં રહેલા દેવલોકોના સમૂહરૂપી ભ્રમરોથી તે ઘેરાયેલી હતી અને પ્રિયવ્રતના પુત્ર નવ રાજાઓએ તેને નવ પ્રકારે વહેંચેલી હતી.[૧૨] તે લાખ યોજનના વિસ્તારવાળી હતી, રજરૂપી પરાગની કણીઓથી વ્યાપ્ત હતી અને તે અનેક દેશોના સમૂહરૂપ સ્થિર હિમના કણોવાળી હતી. જેમ ચૂડીથી હાથનું કાંડું વીંટાયેલું હોય છે, તેમ તે બહાર પોતાનાથી બમણા પ્રમાણવાળી ક્ષારસમુદ્રરૂપ રેખાથી વીંટાયેલી હતી. વળી ક્ષારસમુદ્રથી બહાર તે ક્ષારસમુદ્ર કરતાં પણ બમણા વિસ્તારવાળી અને જગતરૂપી કમળની લતા સરખી શાકદ્વીપરૂપી ગોળ રેખાથી વીંટાયેલી હતી.[૧૩-૧૫] શાકદ્વીપથી બહાર, તેથી પણ બમણા પ્રમાણવાળી, નવીન દૂધથી તે ભરેલા ક્ષીરસમુદ્રરૂપ સ્વાદિષ્ટ અને શીતળ રેખાથી તે વીંટાયેલી હતી.[૧૬] ક્ષીરસમુદ્રથી બહાર, તે તેથી પણ બમણા પ્રમાણવાળી અને વિવિધ પ્રકારના લોકોથી શોભતી કુશદ્વીપરૂપ રેખાથી તે વીંટાયેલી હતી.[૧૭] કુશદ્વીપથી બહાર, તે તેથી પણ બમણા વિસ્તારવાળી અને દેવતાઓના સમૂહને તૃપ્ત કરનારી દહીંના સમુદ્રરૂપ રેખાથી વીંટાયેલી હતી.[૧૮] દહીંના સમુદ્રથી બહાર, તે તેથી પણ બમણા પ્રમાણવાળી ક્રૌંચદ્વીપરૂપ રેખાથી, ખાઈથી રાજાની નવી નગરી વીંટાયેલી હોય તેમ વીંટાયેલી હતી.[૧૯] ક્રૌંચદ્વીપથી બહાર, તે તેથી પણ બમણા પ્રમાણવાળી ઘીના સમુદ્રરૂપ રેખાથી વીંટાયેલી હતી. ઘીના સમુદ્રથી બહાર, તે તેથી પણ બમણા પ્રમાણવાળી અને મદ્યના સંબંધને લીધે પાપોથી ભરેલી શાલ્મલીદ્વીપરૂપ રેખાથી વીંટાયેલી હતી.[૨૦] શાલ્મલીદ્વીપથી બહાર, તેથી પણ બમણા પ્રમાણવાળી અને પુષ્પો સરખી ધોળી સુરાના સમુદ્રરૂપ રેખાથી જાણે શેષનાગની કાયાથી વિષ્ણુની કાયા વીંટાયેલી હોય તેમ વીંટાયેલી હતી. સુરાના સમુદ્રથી બહાર, તે તેથી પણ બમણા પ્રમાણવાળી પ્લક્ષદ્વીપરૂપ રેખાથી વીંટાયેલી હતી. પ્લક્ષદ્વીપથી બહાર, તે તેથી પણ બમણા પ્રમાણવાળી અને હિમાલયનાં શિખર જેવી ધોળી શેરડીના રસના સમુદ્રરૂપ રેખાથી વીંટાયેલી હતી.[૨૧,૨૨] શેરડીના રસના સમુદ્રથી બહાર તે તેથી પણ બમણા પ્રમાણવાળી પુષ્કરદ્વીપરૂપ રેખાથી વીંટાયેલી હતી. એ પુષ્કરદ્વીપથી બહાર, તે તેથી બમણા પ્રમાણવાળી મીઠા જળના સમુદ્રરૂપ રેખાથી વીંટાયેલી હતી. એ જંબૂદ્વીપ-

રૂપી ડોડીને મીઠા જળના સમુદ્ર પછી તેથી પણ દશગણા પ્રમાણવાળી, પાતાળમાં પહોંચનારી, પાતાળના એક માર્ગરૂપ, મહાભયંકર અને ખાડાઓના સમૂહરૂપ નીચાણવાળી સોનાની ધરતીને આંટો હતો. સોનાની એ ધરતી પછી તેથી પણ દશગણી ઊંચી, ચારે દિશાઓમાં આકાશ પર્યંત પહોંચેલી, ખાડાઓના સમૂહથી ભય ઉપજાવનારી, અર્ધભાગમાં સૂર્યના પ્રકાશને લીધે અર્ધસંકોચ પામેલા અંધકારરૂપી નીલકમળોની પંક્તિઓવાળી તેમ જ અનેક પ્રકારનાં માણિક્યમય શિખરોનાં તળાવોમાં ઊગેલાં કલ્હારોથી, કુમુદોથી તથા પદ્મોથી શોભતી, લોકાલોક પર્વતરૂપ ઊંચી, મોટી તથા ઉત્તમ ગુણોવાળી માળા વીંટાયેલી હતી. આથી એ જંબૂદ્વીપરૂપ ડોડી, જાણે ત્રૈલોક્યની લક્ષ્મીના કેશની ઉત્તમોત્તમ રચના હોય એવી લાગતી હતી. એ ડોડીને લોકાલોક પર્વત પછી સર્વ કરતાં દશગણા પ્રમાણવાળા 'અજ્ઞાતભૂતસંચાર' (જેમાં પ્રાણીઓનો સચાર જણાયેલો નથી) એ નામના અરણ્યનો ફરતો આંટો હતો. એ અરણ્ય પછી સો કરો કરોડ યોજનોના પ્રમાણવાળી, સુવર્ણના જેવી અને બે ભાગવાળી બ્રહ્માંડની ઘાટી ભીતનો ફરતો આંટો હતો. એ ભીંત પછી સર્વ કરતાં દશગણા અને આકાશની પેઠે શોભતા અપાર જળનો ચારે દિશાઓમાં આંટો હતો. જળ પછી સર્વ કરતાં દશગણા પ્રમાણવાળા અને મેરુ આદિ પર્વતોને પણ પિગળાવી નાખે એવા મોટી જ્વાળાઓવાળા અગ્નિનો ફરતો આંટો હતો. અગ્નિ પછી સર્વ કરતાં દશગણા પ્રમાણવાળા મેરુ આદિ પર્વતોના સમૂહને પણ ખડની પેઠે તથા ધૂળની પેઠે ઉરાડી નાખે એવા, મોટા મોટા પર્વતોને પણ ફાડી નાખે એવા, બીજાઓના વેગને તોડનારા અને પદાર્થોના શૂન્યપણાને લીધે સુસવાટો વગરના એવા પવનનો ફરતો આંટો હતો. તે પવન પછી એ સર્વ કરતાં દશગણા પ્રમાણવાળા, એક આકારવાળા અને શૂન્યતાવાળા આકાશનો ફરતો આંટો હતો.[૨૩-૩૪] એ પ્રમાણે સમુદ્રોથી, મોટા પર્વતોથી, લોકપાલોથી, દેવતાઓથી, નગરોથી, આકાશથી અને ભૂતળથી વ્યાપ્ત થયેલું બ્રહ્માંડનું એ ઉદર જોઈને લીલાએ તુરત પૃથ્વીમાં પોતાના પ્રથમ ઘરના આધારરૂપ એવું તે ઊંડું પહાડી ગામ દીઠું.[૩૫]

इति जलधिमहाद्रिलोकपालत्रिदशपुरांबरभूतलैः परीतम् । जगदुदरमवेक्ष्य मानुषी द्राग्भुवि निजमंदिरकोटरं ददर्श ॥ ३५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'ભૂલોકવર્ણન' નામનો સર્ગ ૨૫મો સમાપ્ત

## સર્ગ ૨૬મો*

### લીલાને પોતાના ઘરમાં સ્વજનોનું દર્શન થયું

वसिष्ठ उवाच

इति ते वरवर्णिन्यौ ततो ब्रह्मांडमंडलात् ।
निर्गत्यान्यदनुप्राप्ते यत्र तद् ब्राह्मणास्पदम् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! એ પ્રમાણે એ સ્ત્રીઓ પદ્મરાજાના વાસરૂપ બ્રહ્માંડના મંડળમાંથી નીકળીને વસિષ્ઠ બ્રાહ્મણના વાસરૂપ તે બીજા બ્રહ્માંડમાં આવી.[૧] ત્યાં બ્રહ્મવિદ્યાથી સિદ્ધ થયેલી અને લોકને અદશ્ય એવી એ બે સ્ત્રીઓએ પોતાનું જ ઘર દીઠું અને તેમાં તે બ્રાહ્મણને રહેવાનો મંડપ પણ દીઠો.[૨] તેમાં સઘળી દાસીઓ ચિંતાથી વિહ્વળ થઈ હતી, સર્વ સ્ત્રીઓનાં મુખો આંસુના પ્રવાહથી ભિંજાઈ ગયાં હતાં અને લગભગ બધા લોકોનાં મોં લેવાઈ ગયાં હતાં. આથી

* આ છવ્વીસમા સર્ગમાં પોતાના ઘરમા સ્વજનોનું દર્શન થયા પછી તથા એઓનો વિલાપ સાંભળ્યા પછી, ત્યાં જ ઊભેલી લીલા ઉપર સરસ્વતીએ અનુગ્રહ કર્યો, એ કથા કહેવાશે અને જગતનું તત્ત્વ પણ કહેવાશે.

એ ઘર ખરી પડેલી પાંખડીઓવાળા કમળ જેવું લાગતું હતું.[૩] તે ઓચ્છવહીણા નગર જેવું, અગસ્ત્યે જળ પી જઈને ખાલી કરેલા સમુદ્ર જેવું, ગ્રીષ્મઋતુના અગ્નિથી બળી ગયેલા બગીચા જેવું અને વીજળીથી બળેલા ઝાડ જેવું લાગતું હતું.[૪] તે વાયુથી તૂટેલાં વાદળાં જેવું, હિમથી બળેલા કમળ જેવું અને વાટ તથા તેલ અલ્પ રહેવાથી પ્રકાશરહિત થયેલા દીવા જેવું લાગતું હતું.[૫] ઘરધણીના વિયોગથી ભાંગ્યા ભાગ્યવાળું તે ઘર ખરી ગયેલાં પાંદડાંવાળાં જૂનાં વૃક્ષોનાં વન જેવું, અનાવૃષ્ટિથી ધૂળમય થયેલા દેશ જેવું અને બારણે મોતના ટકોરા સંભળાતાં કરુણાકુલ થયેલી મુખકાંતિ જેવું થઈ ગયું હતું.[૬]

**વસિષ્ઠ બોલ્યા :** પછી હે રામ ! નિર્મળ જ્ઞાનનો લાંબો અભ્યાસ કરવાથી તે સુંદરી લીલા દેવની પેઠે સત્ય સંકલ્પવાળી અને સત્ય કામનાવાળી થઈ ગઈ.[૭] તેણે સંકલ્પ કર્યો, કે 'આ મારા બંધુઓ મને તથા સરસ્વતીને સાધારણ સ્ત્રીરૂપે દેખજો.[૮] ત્યાં તો તે ઘરનાં સર્વે માણસોએ ઘરને ઝગમગ કરી મૂકતી અને જાણે લક્ષ્મી તથા ગૌરી હોય એવી એ બે સ્ત્રીઓને દીઠી.[૯] પગ સુધી પહેરેલી અને નહિ કરમાયેલી એવી અનેક પ્રકારની માળાઓથી શોભી રહેલી એ બે સુંદરીઓ જાણે વનને સુગંધમય કરનારી વસંત—લક્ષ્મીની જોડ હોય એવી લાગતી હતી.[૧૦] એ સ્ત્રીઓ સઘળી ઔષધિઓને, વનને તથા ગામને પોતાની સ્વચ્છ કાંતિથી ભરપૂર કરી મૂકતી હતી અને શીતળ તથા પ્રેમભરેલા સુખને ઉત્પન્ન કરતી હતી. આથી તે જાણે બે ચંદ્ર ઊગેલા હોય એવી લાગતી હતી.[૧૧] લાંબા કેશરૂપી લતાઓની પાસે ચપળતા ધરાવનારા નેત્રરૂપી ભ્રમરોવાળી એ બે સ્ત્રીઓ પોતાના શ્યામ અને શ્વેત કાંતિવાળા કટાક્ષોથી જાણે નીલકમળો સાથે માલતીનાં પુષ્પોના સમૂહોને વરસતી હોય એવી જણાતી હતી.[૧૨] પિગળાવેલા સોનાના રસની નદીના પ્રવાહની પેઠે મનનું આકર્ષણ કરનારા પોતાના દેહની કાંતિના પ્રવાહથી તેમણે વનને સુવર્ણમય જેવું કરી મૂક્યું હતું.[૧૩] જાણે બ્રહ્માનંદરૂપ સમુદ્રના તરંગો જ હોય અને તે તરંગો જાણે શરીરોના સ્વાભાવિક કાંતિના વિલાસના હિંડોળા જ હોય, એવી એ બે સ્ત્રીઓ દેખાતી હતી.[૧૪] એ સ્ત્રીઓ પોતાની બાહુરૂપી લતાઓને અને રાતારાતા હાથોને આમતેમ હલાવતી હતી, તેથી જાણે તેઓ નવનવાં અને સુવર્ણમય કલ્પવૃક્ષની લતાઓના વનને ઉછાળતી હોય એમ લાગતું હતું.[૧૫] વણચોળાયેલાં અને વણકરમાયેલાં પુષ્પો તથા પલ્લવોના જેવી કોમળતાવાળા તેમ જ સ્થળકમળની પાંખડીઓ જેવી શોભાવાળા પોતાના ચરણોથી પૃથ્વીને અડ્યા વિના જ તેઓ ચાલતી હતી.[૧૬] સુકાઈ ગયેલાં અને ફિક્કાં પડી ગયેલાં તાડીઓનાં તથા તમાલોનાં વનોમાં એમના કટાક્ષોરૂપી અમૃત સિંચાવાને લીધે નવીન પલ્લવો ઉત્પન્ન થતા હતા.[૧૭] એ બે સ્ત્રીઓને જોઈને લીલાના પૂર્વજન્મના મોટા પુત્ર જ્યેષ્ઠશર્માએ તથા ઘરનાં બીજાં પણ સઘળાં માણસોએ 'વનની દેવીઓને પ્રણામ હોજો' એમ બોલીને તેમના ચરણોમાં પુષ્પાંજલિ અર્પણ કરી.[૧૮] જેમ કમલિનીઓનાં બે કમળોમાં ઝાકળનાં ટીપાંની વૃષ્ટિ પડે, તેમ તે ઘરની અંદર લીલાના અને સરસ્વતીના ચરણોમાં તે કુસુમાંજલિ પડી.[૧૯] જ્યેષ્ઠશર્મા આદિ બોલ્યા: 'હે વનની દેવીઓ ! અમે તમને પ્રણામ કરીએ છીએ. તમે અમારાં દુઃખનો નાશ કરવા માટે જ આવ્યાં છો; કારણ કે બહુધા બીજાઓનું રક્ષણ કરવું, એ જ મહાત્માઓનું કર્તવ્ય કર્મ છે.' જેમણે એ પ્રમાણે કહ્યું એટલે પછી તે દેવીઓએ પ્રેમથી તેમને કહ્યું, કે 'જે દુઃખથી તમે સૌ પીડિત થયેલાં જણાઓ છો, તે દુઃખ વિષે તમે અમને વાત કરો.'[૨૦]

પ્રમાણે દેવીઓનાં વચન સાંભળીને જ્યેષ્ઠશર્મા આદિ લોકોએ તેમની આગળ વસિષ્ઠના અને અરુંધતીના મરણરૂપ પોતાના દુઃખની વાત અનુક્રમથી કહી સંભળાવી.[૨૦-૨૨]

**જ્યેષ્ઠશર્મા બોલ્યા:** હે દેવીઓ! અહીં પરસ્પર સ્નેહવાળાં, સર્વને માન આપનારાં, વંશનું સ્થાપન કરનારાં અને બ્રાહ્મણોની મર્યાદાના સ્તંભરૂપ એવાં બ્રાહ્મણ જાતિનાં બે સ્ત્રી-પુરુષ રહેતાં હતાં.[૨૩] એ સ્ત્રી-પુરુષ અમારાં માતપિતા હતાં. તેઓ હમણાં આ ઘરને, પુત્રોને, પશુઓને અને બાંધવોને છોડીને સ્વર્ગવાસી થયાં છે. આથી અમને આ સઘળું ત્રૈલોક્ય સૂનું લાગે છે. ક્ષણે ક્ષણે આ પક્ષીઓ આકાશમાંથી પોતાનાં શરીરોને પછાડે છે અને ભક્તિને લીધે આ ઘર ઉપર બેસીને મધુર સ્વરોથી અમારાં માબાપનો શોક કરે છે. ગુફારૂપી મુખથી ગુરગુર શબ્દરૂપ વિલાપ કર્યા કરતો આ પર્વત અત્યંત વ્યાકુળ થઈને નદીઓરૂપી મોટી આંસુધારાઓ વહાવીને રોયા કરે છે.[૨૪-૨૬] ઝરણાંઓના શબ્દોરૂપી ચીસો પાડતી, ઊના પવનોરૂપી નિસાસા મૂકયા કરતી અને મેઘરૂપી વસ્ત્રોથી રહિત થઈ જતી આ દિશાઓ અમારાં માબાપના શોકથી અત્યંત દુર્બળ થઈ ગઈ છે.[૨૭] ગામનાં સઘળાં માણસો પછડાઈ પછડાઈને સઘળાં અંગોમાં ઘવાઈ ગયાં છે, કરુણરસથી ભરેલી ચીસો પાડ્યાં કરે છે, રાંક થઈ ગયાં છે, ઉપવાસ કર્યા કરે છે અને મરી જવાની ઇચ્છા કરે છે.[૨૮] વૃક્ષોનાં ગુચ્છોરૂપી નેત્રોમાંથી દિવસે તાપથી ગરમ થયેલાં હિમકણરૂપી આંસુનાં ટીપાંઓ ધરતી પર પડ્યાં કરે છે. ધૂળથી ઘેરાયેલી અને લોકોની અવરજવર વિનાની થઈ પડેલી આ ગલી વિધવાની જેમ જાણે આનંદવિહીન અને શૂન્યહૃદય થઈ ગઈ છે. કોયલપક્ષીઓના તથા ભ્રમરોના શબ્દોરૂપી વિલાસ કરતી, ઝાકળની વૃષ્ટિરૂપ આંસુઓથી ભિંજાયેલી અને અત્યંત ઊના પવનોરૂપી નિઃશ્વાસથી રુક્ષ થયેલી આ લતાઓ પોતાનાં પલ્લવોરૂપ હાથોથી છાતી તથા માથાંને કૂટ્યાં કરે છે.[૨૯-૩૧] તાપથી તપી ગયેલાં શરીરોવાળાં આ ઝરણાંઓ શોકને લીધે પોતાનાં શરીરોના સેંકડો ટુકડાઓ કરી નાખવાને વાસ્તે મોટા ખાડાઓની છીપરો ઉપર શરીરોને પડતાં મૂકે છે.[૩૨] આ અમારાં ઘરોનો સરસામાન વીંખાઈ ગયો છે, તેની લક્ષ્મી ઊડી ગઈ છે, સર્વ સ્થળે સૂનકાર વર્ત્યો છે અને સર્વત્ર ઘાટાં અંધારાં વ્યાપ્યાં છે. એવાં આ અમારાં ઘરો અવશ્ય અરણ્યરૂપ થઈ ગયાં છે.[૩૩] ભ્રમરોના શબ્દોથી વિલાપ કરતી આ ફૂલવાડીઓમાંથી અમને અપ્રિય લાગતો 'સુગંધ' નામનો દુર્ગંધ નીકળ્યા કરે છે.[૩૪] આ ચૈત્રમાસનાં વૃક્ષોને વિલાસ આપનારી લતાઓ પણ પોતાનાં ગુચ્છોરૂપી નેત્રોને સંકોચી લે છે, દિવસે દિવસે રસરહિત તથા દુર્બળ થાય છે અને તૂટી પડે છે.[૩૫] જવામાં ઉતાવળી થયેલી, ઘણો કલકલાટ કરતી અને ધરતી પર લોટતી જતી આ નદીઓ શોકને લીધે પોતાનાં શરીરોને સમુદ્રમાં નાખવા સજ્જ થયેલી છે.[૩૬] આ વાવો પ્રથમ ઘણી ચપળતાવાળી હતી, પણ તે હમણાં મગતરું બેસવાથી જેટલું ચલન થાય તેટલું ચલન સુદ્ધાં કરતી નથી અને મનમાં આનંદને ઉત્પન્ન જ થવા નહિ દે એવા શોકની ભાવના કર્યા કરે છે.[૩૭] અમે ધારીએ છીએ, કે હમણાં અમારાં માતપિતા આકાશને શોભાવતાં હશે; તેથી આકાશમાં કિન્નરો, ગંધર્વો, વિદ્યાધરો અને અપ્સરાઓ ગાયન કરવા લાગ્યાં હશે.[૩૮] હે દેવીઓ! આ પ્રમાણે બન્યું છે, તો હવે તમે અમારા શોકનો નાશ કરો, કારણકે મહાત્માઓનું દર્શન કદી પણ નિષ્ફળ થવું જોઈએ નહિ.[૩૯]

**વસિષ્ઠ બોલ્યા:** પુત્રે એ પ્રમાણે કહ્યુ,

એટલે કમલિની જેમ નમીને પોતાના પલ્લવથી પોતાના મૂળથી ગાંઠનો સ્પર્શ કરે છે, તેમ લીલાએ નમીને પોતાના નમ્ર પુત્રના માથા ઉપર પોતાના હાથથી સ્પર્શ કર્યો.[૪૦] જેમ પર્વત વર્ષાઋતુના મેઘના સંબંધથી ઉનાળાના તાપનો ત્યાગ કરે છે, તેમ જયેષ્ઠશર્માએ લીલાના હાથના સ્પર્શથી દુઃખના અને દુર્ભાગ્યપણાના સંકટનો ત્યાગ કર્યો.[૪૧] જેમ લોકો અમૃતના પાનથી દુઃખરહિત અને લક્ષ્મીવાળા થાય છે, તેમ એ ઘરનાં સઘળાં માણસો તે દેવીઓનાં અવલોકનથી દુઃખરહિત અને શોભાવાળા થયાં.[૪૨]

**રામ બોલ્યા :** એ લીલાએ પોતાના પુત્ર જયેષ્ઠશર્માને દેવીરૂપે દર્શન દીધું, પણ શા માટે જનનીરૂપે દર્શન ન દીધું? પ્રથમ મારા આ સંશયને મટાડો.[૪૩]

**વસિષ્ઠ બોલ્યા :** જે અજ્ઞાની માણસ કલ્પિત પૃથ્વી આદિના સમૂહરૂપ દેહને સ્થૂલભૂતમય સમજે છે, તેની દૃષ્ટિમાં એ દેહ સ્થૂલ જ થઈ જાય છે; પણ જ્ઞાની માણસોને તો તે દેહ કેવળ બ્રહ્મરૂપે જ રહે છે.[૪૪] હે રામ! જેમ બાળકની સામે ઊભેલો પુરષ 'તે પુરુષ છે' એમ નહિ સમજાયાને લીધે ભૂત લાગે છે, તેમ અજ્ઞાનીને આ પૃથ્વી આદિ પદાર્થો મિથ્યા છતાં પણ તેનું તત્ત્વ નહિ સમજાયાને લીધે તે સત્ય ભાસે છે.[૪૫] જેમ સ્વપ્નમાં પૃથ્વી આદિરૂપે પ્રતીત થયેલા પદાર્થો 'આ સ્વપ્ન છે' એમ જણાયાથી ક્ષણમાત્રમાં પૃથ્વી આદિરૂપથી રહિત થઈ જાય છે, તેમ જાગ્રતમાં પણ પ્રતીત થતા પદાર્થોમાં તેનું તત્ત્વ જણાયાથી ક્ષણમાત્રમાં બ્રહ્મરૂપ થઈ જાય છે.[૪૬] પિત્ત આદિ ધાતુઓના ક્ષોભને લીધે માથું ફરી ગયું હોય, તેવા મનુષ્યો સ્ફટિકમણિની ભીતને અવકાશરૂપ સમજે છે, તો તેને અવકાશરૂપે જ અનુભવમાં આવે છે; એટલે તેઓ તે માર્ગે જવાનો ઉદ્યોગ કરે છે. તેજ પ્રમાણે પૃથ્વી આદિ પદાર્થો બ્રહ્મરૂપ સમજવામાં આવે, તો તેઓ બ્રહ્મરૂપેજ અનુભવમાં આવે છે.[૪૭] જેમ સ્વપ્નમાં નગર શૂન્યરૂપ સમજવામાં આવે છે અને મરુભૂમિ ખાડારૂપ સમજવામાં આવે છે, તેમ અજ્ઞાન દશામાં બ્રહ્મ પૃથ્વી આદિરૂપ સમજવામાં આવે છે. જેમ સ્વપ્નમાં પ્રતીત થયેલી ખોટી સ્ત્રી પણ પગ ચાંપવા આદિ કામ કરે છે, તેમ અજ્ઞાનદશામાં પ્રતીત થયેલુ આ ખોટું જગત પણ ક્રિયાઓ કરે છે.[૪૮] બ્રહ્મને પૃથ્વી આદિરૂપ સમજીએ, તો તે ક્ષણમાત્રમાં પૃથ્વી આદિરૂપ થઈ જાય છે. (પરમ ચૈતન્ય આપણા સમજવા પ્રમાણે વિવર્ત પામે છે એવો તેનો સ્વભાવ જ છે.) જેમ મૂર્છામાં પરલોક નહિ છતાં પણ કેટલાએકને પ્રત્યક્ષ અનુભવમાં આવે છે, તેમ અજ્ઞાનદશામાં જગત નહિ છતાં પણ તે પ્રત્યક્ષ અનુભવમાં આવે છે.[૪૯] જેમ બાળક આકાશને જ પિશાચરૂપ સમજે છે, તેમ અજ્ઞાની બ્રહ્મને જ જગતરૂપ સમજે છે. જેમ મરવા પડેલો માણસ આકાશમાં વનને દેખે છે, તેમ અજ્ઞાની બ્રહ્મમાં જગતને દેખે છે. જેમ માણસ ભ્રમમાં આકાશને કેશના ફૂંડાળારૂપ સમજે છે, તેમ અજ્ઞાની માણસ બ્રહ્મને જગતરૂપ સમજે છે. જેમ કોઈને આકાશમાં મોતીની પ્રતીતિ-થાય છે, તેમ અજ્ઞાનીને બ્રહ્મમાં જગતની પ્રતીતિ થાય છે.[૫૦] જેમ ત્રાસ પામેલા, મત્ત થયેલા, અર્ધી નિદ્રાવાળા અને વહાણમાં બેસીને જતા માણસો આકાશમાં જ ભૂત, વન અને વૃક્ષાદિને દેખે છે, તેમજ તેને લીધે પલાયન આદિ ક્રિયાઓનો પણ અનુભવ કરે છે, તેમ અજ્ઞાની માણસો બ્રહ્મમાં જ આ જગતને દેખે છે તેમજ તે દેખવાથી ઘણી ઘણી ક્રિયાઓનો પણ અનુભવ કરે છે.[૫૧] બ્રહ્મમાં ભાવના પ્રમાણે જ તે તે પદાર્થોના આકારો સ્ફુરે છે અને તે આકારો ઘણા કાળના અભ્યાસથી સ્થૂલ પ્રતીત થાય છે. પણ વાસ્તવિક

વિચારીએ તો તેમનું કોઈ નિયત જુદું રૂપ જ નથી.[૫૨] હવે લીલા તો યથાર્થ રીતે સમજતી હતી કે પૃથ્વી આદિ પદાર્થો મુદ્દલ છે જ નહિ અને જે બ્રહ્મ છે તે જ કલ્પનાને લીધે મિથ્યા પ્રપંચરૂપે ભાસે છે. આથી પુત્ર સંબંધી સ્નેહ નહિ રહેવાને લીધે તેણે પુત્રને જનનીરૂપે દર્શન આપ્યું નહિ.[૫૩] ચિદાકાશરૂપ બ્રહ્મના જ બોધવાળા મુનિને ક્યાંથી, કેની રીતે અને ક્યારે પુત્રો, મિત્રો અને સ્ત્રીઓ હોય?[૫૪] આ દૃશ્ય મૂળે ઉત્પન્ન જ થયુ નથી અને જે પ્રતીત થાય છે તે બ્રહ્મ જ છે; એવા ઉત્તમ જ્ઞાનવાળાં માણસોને રાગની કે દ્વેષની દૃષ્ટિ જ કેમ હોય?[૫૫] લીલાએ જ્યેષ્ઠશર્માના માથા ઉપર જે હાથ મૂક્યો હતો, તે તો આરંભ અને તે આરંભના બોધરૂપી શક્તિવાળા ચૈતન્યનું જ વિવર્તરૂપ ફળ હતું.[૫૬] હે રામ! અખંડ બોધરૂપી બ્રહ્મ આકાશ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે અને અત્યંત શુદ્ધ છે. જેવી રીતની કલ્પના ઊઠે છે, તેવી રીતથી તે તુરત ભાસે છે; માટે સર્વ બ્રહ્માંડમાં જે કોઈ પદાર્થો છે, તે સઘળા બ્રહ્મથી ભિન્ન જ નથી. આપણે સ્વપ્નનાં અને સંકલ્પનાં નગરોમાં એવી રીતનો અનુભવ પણ કર્યો છે.[૫૭]

" बोधो हि चेतति यथैव तथा शुभातिसूक्ष्मस्तु खादपि तथातितरां विशुद्धः । सर्वत्र राघव स एव पदार्थजालं स्वप्नेषु कल्पितपुरेष्वनुभूतमेतत् ॥ ५७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં 'ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાનસંબંધી 'સિદ્ધદર્શનહેતુકથન' નામનો સર્ગ ૨૬મો સમાપ્ત**

# સર્ગ ૨૭મો×

## લીલાને જ્ઞાનથી પોતાના પૂર્વજન્મોનું સ્મરણ થયું

**वसिष्ठ उवाच**

**तस्मिन् गिरितटग्रामे तस्य मंडपकोटरे ।**
**अंतर्धिमाश्राययतुस्तत्रस्थे एव ते स्त्रियौ ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યા :** પછી એ બે સ્ત્રીઓ તે પહાડી ગામની અંદર તે જ ઘરના મંડપના આકાશમાં જ્યેષ્ઠશર્મા આદિની સમીપમાં રહેલી છતાં જ તુરત બીજા લોકોની દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગઈ.[૧] તે ઘરનાં માણસો 'હવે આપણા ઉપર વનની બે દેવીઓએ અનુગ્રહ કર્યો' એમ સમજી દુઃખરહિત થયાં અને તે પોતપોતાનાં કાર્યોમાં લાગી ગયાં. પછી સંકલ્પમય શરીરવાળાં સરસ્વતીએ મંડપના આકાશમાં જ અંતર્ધાન થઈને રહેલી તે સંકલ્પમય શરીરવાળી અને વિસ્મયને લીધે કશું નહિ બોલતી લીલાને કહ્યુ.[૨] લોકમાં જેમનાં સ્વપ્ન કે સંકલ્પ પરસ્પરને મળતાં આવે છે, તેમની તે સમયે પરસ્પર થયેલી વાતચીત (ઉષાના અને અનિરુદ્ધના પરસ્પર થયેલા સ્વપ્નની વાતચીતની પેઠે) ઉપયોગમાં આવે એવી થાય છે. તે જ પ્રમાણે લીલાની અને સરસ્વતીની એ વાતચીત પરસ્પરને કામ લાગે એવી થઈ[૩'૪] જેમ સ્વપ્નમાં અને સંકલ્પમાં પૃથ્વી આદિ ભૂત, નાડીઓ અને પ્રાણ આદિ ન હોવા છતાં પણ પરસ્પર વાતચીત થાય છે, તેમ લીલાને અને સરસ્વતીને પણ પૃથ્વી આદિ ભૂત, નાડીઓ અને પ્રાણ આદિ ન હોવા છતાં પણ પરસ્પર નીચે પ્રમાણે વાતચીત થઈ.[૫]

**દેવી બોલ્યાં :** હે લીલા! જે જાણવાનું હતું તે સઘળું તારા જાણવામાં આવ્યુ છે અને જે

× આ સત્તાવીસમા સર્ગમા વિસ્મય પામેલી અને ફરી વાર પતિનુ દર્શન કરવા ઇચ્છતી લીલાને સરસ્વતીએ પ્રબોધ દેતા લીલા પોતાના ઘણા જન્મોની વાત કરશે.

જોવાનું હતું તે સઘળું પણ જોવાઈ ચૂકયુ છે. આ બ્રહ્મની સત્તા એવા પ્રકારની જ છે. હવે તારે બીજું કાંઈ પૂછવાનું હોય તો તે કહે.[૬]

**લીલા બોલી :** મારા મરી ગયેલા પતિ-(પદ્મરાજા)નો જીવ જે સ્થળમાં રાજ્ય કરે છે, તે સ્થળમાં તે લોકોએ મને કેમ દીઠી નહિ[૭] અને અહીં મારા પુત્રે મને કેમ દીઠી ?[૭]

**દેવી બોલ્યાં :** હે સુંદરી ! હે પુત્રી ! તે સમયે તને અભ્યાસ નહોતો, તેથી તારો દ્વૈતનો નિશ્ચય સંપૂર્ણ રીતે અસ્ત પામ્યો ન હતો.[૮] જે પોતે અદ્વૈતપણાને પ્રાપ્ત થયો નથી, તેને સત્ય સંકલ્પ આદિક અદ્વૈતની ક્રિયાઓ પ્રાપ્ત નથી. જે માણસ તડકામાં ઊભો હોય તેને છાયાના શીતળપણાનો અનુભવ ક્યાંથી પ્રાપ્ત થાય ?[૯] તે સમયે અભ્યાસ નહિ હોવાથી તને 'હું લીલા છું' એવી ભાવના ટળી નહોતી, તેથી તારામાં સત્યસંકલ્પપણું હતું નહિ.[૧૦] હે સુંદરી ! હમણાં તું સત્યસંકલ્પ થઈ છે, તેથી 'મારો પુત્ર મને દેખે' એવો તારો સંકલ્પ સત્ય થયો. હવે તું તે પતિની પાસે જઈશ, તો તેની સાથે આગળની પેઠે જ તારો વ્યવહાર પ્રવૃત્ત થશે.[૧૧,૧૨]

**લીલા બોલી :** આ ઘરના જ આકાશમાં મારો પતિ વસિષ્ઠ બ્રાહ્મણ હતો.[૧૩] એ મરણ પામીને અહીં જ પદ્મરાજા થયો હતો. આ આકાશમાં જ બીજી પૃથ્વી ઉપર તેના સંસારની રાજધાની છે અને તે રાજધાનીમાં હું તેની રાણી હતી.[૧૪] અહીં જ અંતઃપુરમાં તે મારો પતિ પદ્મરાજા મરી ગયો અને મરી જઈને પાછો આ અંતઃપુરના આકાશમાં જ પૃથ્વી ઉપર તે નગરમાં અનેક પ્રકારના દેશોનો સ્વામી એવો વિદૂરથ રાજા થયો છે. એ પ્રમાણે બ્રહ્મચૈતન્યનો સઘળો વિવર્ત ક્ષણમાત્રમાં આ આકાશમાં જ થયો છે. હું ધારું છું, કે જેમ ડાબલામાં સરસવના સમૂહો રહે છે, તેમ આ ઘરના આકાશમાં જ સઘળાં બ્રહ્માંડો રહ્યાં છે.[૧૫-૧૭] એ મારા પતિનો દેશ અહીં અત્યંત સમીપમાં જ હશે, એમ હું ધારું છું, તો અહીં કોઈ ખૂણામાં રહેલા એ દેશને હું જોઈ શકું તેમ કરો.[૧૮]

**દેવી બોલ્યાં :** હે પુત્રી ! હે ભૂતળની અરુંધતી ! તારા અનેક જન્મોમાં સેંકડો પતિઓ થઈ ગયા છે. તેમાં ત્રણ તો હમણાં જ થઈ ગયા છે.[૧૯] તારા હમણાંના ત્રણ પતિઓમાં વસિષ્ઠ બ્રાહ્મણ ભસ્મ થઈ ગયો છે, પદ્મરાજા અંતઃપુરમાં શબ થઈને પુષ્પમાં પડ્યો છે અને ત્રીજો હમણાં આ સંસારમંડળમાં રાજ્ય કરે છે. એ રાજા સંસારરૂપી મહાસમુદ્રમાં પડીને ભમ્યા કરે છે.[૨૦,૨૧] એ ભોગોરૂપી કલ્લોલોમાં ગૂંચવાઈને વિક્ષેપ પામેલો છે, મેલી બુદ્ધિવાળો થઈ ગયો છે, સંસારરૂપી સમુદ્રમાં કાચબારૂપ થયો છે અને દેહાભિમાનથી સ્વરૂપને ભૂલી ગયો છે.[૨૨] તે વિચિત્ર પ્રકારનાં રાજકાર્યોને વ્યગ્રતાપૂર્વક કર્યે જાય છે, તોપણ દેહાભિમાનને લીધે સૂઈ ગયો છે અને સંસારરૂપી ભ્રાંતિમાં ચેતતો નથી.[૨૩] તે 'હું ઈશ્વર છું, ભોગી છું, સિદ્ધ છું, બળવાન છું અને સુખી છું' એવી રીતની દુરભિમાનરૂપી અનર્થકારી દોરીથી બંધાઈને પરવશ થઈ ગયો છે.[૨૪] હવે હે સુંદરી ! તને હું કયા પતિની પાસે લઈ જાઉં ? તે તું મને કહે. જેમ વાવંટોળ સુગંધને એક વનમાંથી બીજા વનમાં લઈ જાય છે, તેમ હું તને તું જ્યાં કહે ત્યાં અહીંથી લઈ જાઉં.[૨૫] હે પુત્રી ! એ સંસાર બીજો છે, બ્રહ્માંડરૂપી મંડપ પણ બીજો છે અને ત્યાં થતી વ્યવહારની પરંપરાઓ પણ બીજી જ છે,[૨૬] જો કે ચૈતન્યદષ્ટિથી એ સઘળાં સંસારમંડળો અહીં પડખામાં જ છે, તોપણ લૌકિકદષ્ટિથી તેઓ વચ્ચે કરોડો યોજનનું અંતર છે.[૨૭] એ સંસારમંડળોમાં કરોડો મેરુ અને મંદરાચળ પર્વતો રહ્યા છે. તેનું સ્વરૂપ વાસ્તવિક રીતે તો આ ચિદાકાશમાત્ર જ છે એમ જાણી લે.[૨૮] જેમ સૂર્યની

પ્રભામાં અનેક ત્રસરેણુઓ સ્ફુરે છે, તેમ મહાચૈતન્યના પરમાણુ–પરમાણુમાં અનેક બ્રહ્માંડો અવિચ્છિન્ન રીતે સ્ફુરે છે.[૨૯] જો કે બ્રહ્માંડો દ્વીપ અને સમુદ્ર આદિ પ્રબળ આડંબરોથી ભરપૂર છે, તોપણ વિચારરૂપી તુલામાં ચઢાવી જોતા તેઓ વડનાં બીજ જેવડાં પણ થઈ શકતાં નથી.[૩૦] જેમ અનેક જાતનાં રત્નોનો નિર્મળ પ્રકાશ, ભ્રાંતિથી આકાશમાં કોઈ વન જેવો પ્રતીત થાય છે, તેમ પૃથ્વી આદિ ભૂતો વિનાનું ચૈતન્ય જ, અવિદ્યા સંબંધી દઢ વાસનાને લીધે જગતરૂપે પ્રતીત થયું છે.[૩૧] જે પરમ ચૈતન્ય છે, તે પોતાનામાં જ આ જગતાદિરૂપે સ્ફુરે છે; કારણ કે પૃથ્વી આદિ કોઈ પણ વસ્તુઓ સૃષ્ટિના આરંભમાં મુદ્દલ ઉત્પન્ન જ થઈ નથી.[૩૨] જેમ તળાવમાં તરંગો થઈને વળી પાછા ફરી થાય છે, તેમ ચૈતન્યમાં વિચિત્ર આકારવાળા દિવસ આદિ કાળના વિભાગો તથા બ્રહ્માંડાદિ દેશો અસ્તંત થઈને વળી પાછા ફરી થયા કરે છે.[૩૩]

**લીલા બોલી:** હે જગદંબા! તમે કહો છો તેમ જ છે. મને હમણાં એ બધું સાંભરે છે. મારો આ જન્મ તામસ કે સાત્ત્વિક નથી, પણ રાજસ છે.[૩૪] હું આ કલ્પના આરંભમાં બ્રહ્માથી અવતરી છુ, ત્યારથી અનેક યોનિઓમાં મારા આઠસો જન્મ થઈ ગયા છે. તે બધાનું મને અત્યારે સ્પષ્ટ સ્મરણ થયુ છે.[૩૫] હું પૂર્વે કોઈ સંસારમંડળમાં વિદ્યાધરની વારાંગના હતી ને જેમ ભમરી કમળમાં ફરે છે, તેમ વિદ્યાધરના લોકમાં ફરતી હતી.[૩૬] પછી હું દુષ્ટ વાસનાઓથી મલિન થઈને, કોઈ સંસારમંડળમાં મનુષ્યની સ્ત્રી થઈ હતી. તે પછી હું બીજા સંસારમંડળમાં નાગરાજની કામિની થઈ હતી.[૩૭] તે પછી હું કદંબ, કુંદ, લીબુ તથા કરંજના વનમાં રહેનારી, શ્યામ શરીરવાળી અને પાંદડાંનાં વસ્ત્રો પહેરનારી ભીલડી થઈ હતી.[૩૮] એ જન્મમાં હું વનની વાસનાને લીધે ધર્મને જાણતી નહોતી અને ઉદ્ધતપણાથી વર્તતી હતી; તેથી તે જન્મ પછી મને પાંદડાંરૂપી હાથવાળી અને પુષ્પોરૂપી નેત્રવાળી 'ગુચ્છ' નામની લતાનો અવતાર આવ્યો હતો. હું તે જન્મમાં એક પવિત્ર આશ્રમલતા તરીકે અવતરી હતી. હું ત્યાં એક મુનિના સંબંધથી પવિત્ર થઈ હતી. પછી હું દાવાનળથી બળી ગઈ હતી અને ત્યાં જ રહેનારા એ મહામુનિની દીકરી થઈ હતી.[૩૯,૪૦] તે પછી પુરુષપણું આપે અને સુખ આપે એવાં કર્મો પાકવાને લીધે હું સો વર્ષ સુધી સોરઠ દેશમાં મોટી સંપત્તિવાળો રાજા થતાં,[૪૧] રાજાના એ અવતારમાં મેં કેટલાં એક દુષ્ટ કર્મો કર્યા, તેથી તે પછી હું તાડીઓનાં વૃક્ષોવાળા જળમય દેશમાં નવ વર્ષ સુધી નોળિયણ થઈ હતી અને તે અવતારમાં મારું અંગ કોઢથી બગડી ગયુ હતું.[૪૨] હે દેવી! તે પછી મેં સોરઠ દેશમાં મોહને લીધે આઠ વર્ષ સુધી ગાયનો અવતાર ભોગવ્યો હતો. તે અવતારમાં મેં દુષ્ટ, મૂર્ખ અને બાળક એવા ગોવાળોના માર ખાધા હતા અને તેમને પછવાડે દોડાવવા આદિ વિનોદ પણ કર્યા હતા.[૪૩] તે પછી વનની પૃથ્વીમાં મને પક્ષિણીનો અવતાર આવ્યો હતો. તે અવતારમાં વિનાકારણ વેર વધારનારા પારધીએ મારા ઉપર જાળ નાખી હતી. જ્ઞાની જેમ અધમ વાસનાઓને સાધનોના મોટા પરિશ્રમથી તોડી નાખે છે, તેમ મેં ઘણા પ્રયત્નથી તે જાળને તોડી નાખી હતી.[૪૪] તે પછી મને ભમરીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં હું ભ્રમરની સાથે પુષ્પોના કેસરાઓરૂપી શય્યાઓમાં વિશ્રામ લેતી હતી અને કમળોની કળીઓની અંદર બેસીને એકાંતમાં તે કમળોના કેસરાઓને ખાતી હતી.[૪૫] તે પછી મને મનોહર નેત્રોવાળી હરિણીનો જન્મ પ્રાપ્ત થયો હતો. એ જન્મમાં મારાં મર્મસ્થળોમાં પારધીઓનાં બાણ વાગવાથી મારે ઊંચાં શિખરોવાળાં વનોના રમણીય પ્રદેશોમાં ભટકવું પડ્યું હતું.[૪૬] તે પછી મને

માછલીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં હું સમુદ્રનાં મોજાંઓથી તણાતાંતણાતાં દિશા ભૂલી ગઈ હતી અને મચ્છીમાર લોકની પાસે પહોંચી ગઈ હતી. ત્યાં માછીમાર લોકોએ મારા માથા ઉપર લાકડીનો ઘા કર્યો; પણ દૈવયોગે તે લાકડી પાણીમાં રહેલા એક કાચબાની પીઠના હાડકામાં વાગી અને વ્યર્થ ગઈ, આ મેં જોયું હતું. પછી મને ભીલડીનો અવતાર આવ્યો હતો. તે અવતારમાં મેં 'નર્મદાવતી' નામની નદીના કાંઠે મધુર સ્વરથી ગીતો ગાયાં હતાં અને રતિ-ક્રીડાને અંતે નાળિયેરીના રસનું મદ્ય પીધું હતું.[૪૬-૪૮] તે પછી મને સારસપક્ષિણીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં પ્રેમભરેલી ભમરીની પેઠે નિશ્ચળ રહીને ગત્કારસહિત મધુર સ્વર કરતાંકરતાં યથેષ્ટ સુરતો ખેલીને મેં મને આધીન થયેલા સારસને સારી રીતે તૃપ્ત કર્યો હતો.[૪૯] તે પછી અન્ય અવતારમાં હું યૌવનને લીધે ચપળ મુખવાળી અને ચપળ નેત્રવાળી જન્મી હતી. તે અવતારમાં તાડીઓ તથા તમાલોની નિકુંજોમાં મેં મદભરેલા કટાક્ષોથી ઉત્પન્ન થયેલા કામદેવના વિકારોપૂર્વક કાંતનું અવલોકન કર્યું હતું.[૫૦] તે પછી મને સ્વર્ગમાં અપ્સરાનો અવતાર આવ્યો હતો. જેમ કમલિની પોતાનાં સુંદર અંગોથી ભમરાઓને ઝટ રાજી કરે છે, તેમ મેં એ અવતારમાં સુવર્ણના રસના સમૂહની પેઠે શોભતાં મારાં અંગપંજરોથી દેવતાઓને ઝટ રાજી કર્યા હતા.[૫૧] એ અવતારમાં જ મેં મણિઓ, સુવર્ણો, માણિક્યો અને મોતીઓના સમૂહથી શોભતી પૃથ્વીવાળા મેરુ પર્વત ઉપર કલ્પવૃક્ષોનાં વનની અંદર યુવાનની સાથે રમણ કર્યું હતું.[૫૨] તે પછી મને કાચબીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં હું તરંગોથી વ્યાપેલા પ્રદેશોવાળી તથા ગુચ્છો અને લતાઓથી શોભતી સમુદ્રતીર ઉપરની એક વનગુફામાં લાંબા કાળ સુધી રહી હતી.[૫૩] તે પછી મને રાજહંસીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં મેં ઊંચા ઊછળતા તરંગોવાળાં તળાવોમાં મારાં પીંછડાંરૂપ ચંચળ વસ્ત્રો ઉપર કમળોની ભ્રાંતિથી બેઠેલા પ્રેમભર્યા ભ્રમરોને ઝુલાવ્યા હતા.[૫૪] અને એમ રાજહંસીપણું ભોગવ્યું હતું. એક વખત શીમળાના ઝાડનું એક પાંદડું પવનથી હાલતું હતું; તે ઉપર ઘણાં મગતરાંઓ બેસીને ઝૂલતાં હતાં. તેમાંથી એક મગતરું છૂટું પડી ગયું અને ઘણી ભીડને લીધે તે પાંદડાં ઉપર પાછું બેસી શક્યું નહિ. આ મેં તે રાજહંસીના અવતારમાં મરવાના સમયે જોયું હતું. આથી મને રાજહંસીના અવતાર પછી મગતરાનો અવતાર આવ્યો હતો અને તે અવતારમાં હું ઘણા જ કંગાલપણાથી વર્તી હતી.[૫૫] તે પછી મને નદીને કાંઠે નેતરના ઝાડનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં ઊંચા ઊછળતા તરંગોવાળી પહાડી નદીના તરંગોના અગ્રભાગોના સ્પર્શથી મારે વારંવાર આમતેમ હાલવું પડ્યું હતું.[૫૬] તે તે પછી મને ગંધમાદન પર્વતનાં કલ્પવૃક્ષોના સ્થાનમાં વિદ્યાધરીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં મેં વિદ્યાધરોના કેટલાએક કામાતુર કુમારોને મારા પગમાં નમાવ્યા હતા. તેમજ ત્યાં જેમ ચંદ્રની કાંતિ ચંદ્રનાં પ્રતિબિંબોમાં આમતેમ ગોથાં ખાધા કરે છે, તેમ મેં પણ તેમના વિયોગથી આતુર થઈને, વિરહની શાંતિને અર્થે કપૂર વેરેલી સેજોમાં ઘણા કાળ સુધી ગોથાં ખાધા કર્યાં હતાં. સંસારરૂપી લાંબી નદીની ચંચળ લહેરોથી ઊંચીનીચી એવી અનેક સ્થિતિઓને હું પામી હતી અને તેથી મારું ચિત્ત વ્યાકુળ થયું હતું. આમ જેમ વાયુવેગી જાતની હરિણી પોતાનો અટક્યા વિના વાયુના પ્રવાહને અનુસરવાનો સ્વભાવ હોવાથી ચારે બાજુ ભમ્યા કરે છે, તેમ હું પણ અનેક પ્રકારનાં હજારો દુઃખોથી ભરેલી

યોનિઓમાં ભમી—ભટકી છું.[૫૭-૫૮]

योनिष्वनेकविधदुःखशतान्वितासु भ्रान्तं मयोन्नमनसन्नमनाकुलांग्या । संसारदीर्घसरित्‌श्चलया लहर्या दुर्वारवातहरिणीसरणक्रमेण ॥५९

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'જન્માંતરવર્ણન' નામનો સર્ગ ૨૭મો સમાપ્ત**

## સર્ગ ૨૮મો*

## દૃશ્યનું મિથ્યાપણું અને પર્વત તથા પહાડી ગામનું વર્ણન

**राम उवाच**

वज्रांगसाराद्‌ ब्रह्मांडकुड्यान्निविडमंडलात्‌ ।
कोटियोजनसंपुष्टात्‌ कथं ते निर्गतेऽनले ॥ १ ॥

**રામ બોલ્યા:** કરોડો યોજનની જાડાઈવાળી, ધાટી અને વજ્ર જેવી દૃઢતાવાળી બ્રહ્માંડની ભીતમાંથી એ બે સ્ત્રીઓ શી રીતે નીકળી શકી હતી?[૧]

**વસિષ્ઠ બોલ્યા:** બ્રહ્માંડ હતું જ ક્યાં? તેની ભીત હતી જ ક્યાં? તેમાં વળી વજ્રના જેવી દૃઢતા હતી જ ક્યાં? કશું હતું જ નહિ. એ બે દેવીઓ તો અંતઃપુરના આકાશમાં જ ઊભી હતી.[૨] એજ પહાડી ગામમાં અને તેજ ઘરના આકાશમાં 'વસિષ્ઠ' નામનો તે બ્રાહ્મણ રાજ્ય ભોગવતો હતો.[૩] તેજ મંડપના આકાશનો જે ખૂણો શૂન્ય હતો, તેને એ બ્રાહ્મણ રાજા થઈને ચાર સમુદ્રોરૂપી છેડાવાળું ભૂતળ દેખતો હતો.[૪] એ આકાશમાં ભૂતળ હતું, એ ભૂતળમાં રાજધાની હતી અને તે રાજધાનીના મોટા મહેલમાં તે અરુંધતી લીલા થઈને રહેતી હતી. તેજ લીલાએ સરસ્વતીની પૂજા કરી હતી અને તેમને વશ કર્યાં હતાં. તેથી લીલા સરસ્વતીની સાથે ઘણાં આશ્ચર્યોથી મનનું આકર્ષણ કરનારા બ્રહ્માંડમાં આકાશનું ઉલ્લંઘન કરીને ગઈ હતી. તે બ્રહ્માંડ તેજ ઘરના ઉદરમાં એક વેંત જેટલા આકાશમાં હતું. એ બ્રહ્માંડમાંથી નીકળી તે બીજા બ્રહ્માંડમાં આવી અને પછી પહાડી ગામમાં પોતાના ઘરની અંદર આવી ઊભી રહી.[૫-૭] જેમ શય્યામાં સૂતેલો પુરુષ એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જઈને બીજી શય્યામાં સૂએ છે, તેમ લીલા પણ એક બ્રહ્માંડમાંથી નીકળી બીજા બ્રહ્માંડમાં જઈને ત્યાં પોતાના ઘરમાં આવી.[૮] એ સઘળું આભાસમાત્ર હતું, વાસ્તવિક રીતે તે આકાશની પેઠે શૂન્ય જ હતું. ત્યાં બ્રહ્માંડ હતું નહિ, સંસાર હતો નહિ, ભીંત આદિ હતું નહિ અને દૂરપણું પણ હતું જ નહિ.[૯] એ તો એનું વાસનામાત્રથી ઉલ્લેખવાળું ચિત્તજ તેવા તેવા મનોહર આકારોથી સ્ફુરતું હતું, બાકી બ્રહ્માંડ ક્યાં છે અને સંસાર પણ ક્યા છે?[૧૦] જેમ આકાશને જ હાલવાચાલવાના યોગથી વાયુરૂપ કલ્પી લેવામાં આવે છે, તેમ આવરણરહિત અને અંતરહિત ચિદાકાશને જ તેમણે પોતાના ચિત્તથી બ્રહ્માંડરૂપ કલ્પી લીધું હતું.[૧૧] ચિદાકાશ સર્વ કાળમાં અને સર્વ દેશમાં શાંત છે તથા ઉત્પત્તિથી રહિત છે. તે પોતેજ ચૈતન્યપણાને લીધે પોતાના સ્વરૂપને વિષે જગતરૂપે ભાસે છે.[૧૨] જે મનુષ્ય એના તત્ત્વને સમજે છે, તેને એ જગત આકાશથી પણ વધારે શૂન્ય જેવું લાગે છે; અને જે મનુષ્ય તત્ત્વને જાણતો નથી, તેને જગત વજ્ર જેવું તથા પહાડ જેવું લાગે છે. જેમ સ્વપ્નમાં, ઘરની અંદર નગર અવિદ્યમાન છતાં પણ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે, તેમ ચૈતન્યમાં જગત અવિદ્યમાન છતાં પણ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે.[૧૩-૧૪] જેમ નિર્જળ દેશમાં જળ મિથ્યા છતાં પણ સાચા જેવું પ્રતીત થાય છે અને જેમ સુવર્ણમાં કંકણપણું મિથ્યા છતાં પણ સાચા જેવું પ્રતીત થાય છે, તેમ ચૈતન્યમાં દૃશ્યપણું મિથ્યા છતાં

* આ અઠ્ઠાવીસમા સર્ગમા દૃશ્યપ્રપચતુ મિથ્યાપણું હોવાથી ચિદાકાશનું સત્યપણું કહેવાશે અને તે પછી પર્વતનું તથા પહાડી ગામનું વિસ્તારથી વર્ણન કરવામા આવશે.

પણ સાચા જેવું પ્રતીત થાય છે.[૧૫] પછી હે રામ! એ પ્રમાણે પરસ્પર વાતો કરતી એ લલિત આકારવાળી લલનાઓ સુમનોહર ડગો ભરતી ભરતી ઘરમાંથી બહાર નીકળી.[૧૬] ગામના લોકોથી અદશ્ય રહીને તે બન્ને મોઢા આગળના પર્વતને જોવા લાગી. તે પર્વત ગગનની ગુફાને ચૂમતો હતો અને જાણે સૂર્યના મંડળને અડતો હતો.[૧૭] એ પર્વતમાં અનેક વર્ણોવાળાં સઘળાં વિચિત્ર વનો પ્રફુલ્લિત થઈ રહ્યાં હતાં અને અનેક ઝરણાંઓના નાદની સાથે વનનાં પક્ષીઓ શબ્દ કરી રહ્યાં હતાં.[૧૮] વિચિત્ર મંજરીઓના સમૂહો વડે ત્યાં તો વાદળાંઓનું મંડળ પિંગળવર્ણું લાગતું હતું. તે વાદળાં બહુ સુંદર દેખાતાં હતા અને ત્યાં સ્વચ્છ ગુચ્છની લતાઓના અગ્રભાગો આગળ સારસ પક્ષીઓ વિશ્રામ લેતાં હતાં.[૧૯] નેતરનાં વૃક્ષોના પ્રબળ વિસ્તારથી ત્યાં સઘળી નદીઓના કિનારાઓ ઢંકાઈ ગયા હતા અને પવન શિલાઓના ખાડાઓમાં ઊગવાને લીધે વૃક્ષોને નહિ પહોંચી શકેલી લતાઓને કંપાયમાન કરતો હતો. જાણે આકાશરૂપી ભંડારની ભીંતો હોય એવાં વાદળાં ત્યાં અગ્રભાગમાં પુષ્પોવાળાં વૃક્ષોથી ઢંકાઈ ગયાં હતાં. શિખરો ઉપરથી પડતા નદીઓના લાંબા પ્રવાહો ત્યાં મોતીની માળાઓની પેઠે શોભતા હતા.[૨૦'૨૧] વૃક્ષોનાં અનેક વનોને કંપાવનારો વાયુ નદીઓના કિનારાઓને ઘેરી લેતો હતો અને ત્યાં અનેક વનોથી ભરપૂર થયેલા પ્રાંતભાગોની છાયાઓથી નિરંતર શીતળતા રહેતી હતી.[૨૨] પછી એ બે લલનાઓએ પર્વતમાં રહેલું તે સઘળું પહાડી ગામ જોયું. તે ગામ જાણે આકાશમાંથી પડેલો સ્વર્ગનો કટકો હોય એવું શોભતું હતું.[૨૩] એ ગામમાં પાણીની અનેક પરનાળો ગાજી રહી હતી, તેનાં ઘરો આગળનાં તળાવો જળથી ભરપૂર હતાં અને પોતાને રમવાના જળવાળા ખાડાઓમાં પક્ષીઓ કિલકિલાટ કરતાં હતાં. સઘળી કુંજો ચાલ્યાં જતાં ગાયોનાં ધણોના હુંકારોથી ગાજી રહી હતી. કુંજોમાં ગુચ્છોના સમૂહોવાળાં વૃક્ષો ઊગ્યાં હતાં અને સઘળાં ઘાટાં લીલા ઘાસવાળાં વનો છાયાથી હરિયાળાં હતાં.[૨૪'૨૫] વૃક્ષોની ઘટાને લીધે વનોની અંદર સૂર્યનાં કિરણોનો પ્રવેશ માંડમાંડ થતો હતો, છીપરોથી અને ઝાકળથી ધૂસરપણું લાગતું હતું અને વૃક્ષોની શિખાઓમાં લાંબા મંજરીઓના સમૂહો જટાઓની પેઠે લટકતા હતા.[૨૬] શિલાઓનાં છિદ્રોમાં ધોધનાં પાણી પછડાવાથી મોતી જેવાં બિંદુઓ ઊડતાં હતાં અને તેથી એ જલધોધો મંદરાચળથી વલોવાતા ક્ષીરસાગરના જળનું સ્મરણ આપતા હતા.[૨૭] ફળોના અને પુષ્પોના મોટા ભારથી નમી રહેલાં આંગણાંનાં વૃક્ષો જાણે પુષ્પો આદિ પૂજાની સામગ્રી લાવીને ઘરના સેવક લોકોની પાસેપાસે ઊભાં હોય એવાં લાગતાં હતાં. ઊછળતા તરંગોને લીધે ઘોંઘાટ કરાવતા પવનો રસભરેલાં વૃક્ષોને કંપાવી રહ્યા હતા અને તે વૃક્ષો પુષ્પોની વૃષ્ટિઓથી તે તે પ્રદેશોને ઘેરી દેતાં હતાં.[૨૮'૨૯] ત્યાં મનુષ્ય આદિનો કોઈ ભય નહોતો, છતાં પણ સતત રીતે શિલાઓના સમૂહો ઉપરથી પડતાં જળનાં ટીપાંઓના શબ્દોથી પક્ષીઓ ભય પામતાં હતાં અને છાનાંછાનાં ધીમાધીમા શબ્દ કરતાં હતાં.[૩૦] ઊછળતા તરંગોના સપાટાઓથી થાકી રહેલા અને જળબિંદુઓનો સ્વાદ લેવામાં આકુળ થયેલા હંસો, જાણે નદીમાં નક્ષત્રો ફરતાં હોય એવા લાગતા હતા.[૩૧] જેમને શિરામણ પચી ગયું હતું એવાં બાળકો, ઊંચા તાડોમાં બેઠેલાં કાગડા તથા મીંદડાં આદિ જોઈ 'રખે ને તેઓ ઝડપ મારશે' એવી શંકાને લીધે પોતાના આમીક્ષા-(ઊના દૂધમાં દહીં નાખીને તૈયાર કરવામાં આવતું એક ભોજન)ને સંતાડી રાખતા હતા.[૩૨] ગામનાં બાળકોએ પુષ્પોના ટોપ અને પુષ્પોનાં વસ્ત્રો પહેર્યાં હતાં. ખજૂરી, લીમડા અને લીંબુ-

ઓનાં વનની સમીપમાં શીતળતા જામી રહી હતી. અતસી જાતના ઝાડના રેસાઓનાં લૂગડાં વણીને પહેરનારી અને ભૂખથી દૂબળી થયેલી એવી ગામની હલકી વરણની સ્ત્રીઓ કાનમાં વૃક્ષોની મંજરીઓને ખોસીને ગલીઓમાં આમતેમ ફર્યા કરતી હતી.[૩૩'૩૪] નદીના તરંગોના પરસ્પર અથડાવાના શબ્દથી લોકોને વાતો સાંભળવાનું પણ વસમું પડતું હતું. અનઆવડતને લીધે કામથી ડર્યા રહેતા કેટલાએક આળસુ લોકો એકાંતસ્થળોમાં બેસવા ઇચ્છતા હતા. જેમનાં મોઢાં, હાથ અને ખભા દહીંથી ખરડાયેલાં હતાં; જેમણે ગળામાં પુષ્પોની ઘાટી લતાઓને પહેરી હતી; જેઓ નાગાં હતાં અને જેઓ છાણથી ખરડાયેલાં હતાં એવાં બાળકો ત્યાં ચૌટાંઓમાં ભીડ કરીને રમતાં હતાં.[૩૫'૩૬] નદીના કિનારાઓ પર લીલા ખડવાળી પૃથ્વીમાં ઊગેલી લતાઓને ઝૂલે ઝુલાવતા તરંગોએ, ત્યાં પાણીને આડે માર્ગે વહેવડાવ્યાં હતાં અને તેમની રેખાઓ રેતીના ભાગોમાં ઊઠી રહી હતી.[૩૭] દહીના અને દૂધના ઘાટા સુગંધથી મત્ત થયેલી માખીઓ તે પદાર્થો ઉપરથી માંડમાંડ ઊડતી હતી. માબાપને અધીન અને પોતાના ધાર્યા પ્રમાણે ખાવા લેવાનો કજિયો કરતાં બાળકો આંસુ પાડી રોઈરોઈને થાકી જતાં હતાં.[૩૮] છાણથી ખરડાયેલી ચૂડીઓવાળી કેટલીકએક સ્ત્રીઓ, બીજી તેવી સ્ત્રીઓની સાથે વઢવાડ કરતી હતી. વઢવાડથી ત્રાસ પામેલી અને પોતાના છૂટી ગયેલા ચોટલાને સંભાળવામાં વ્યગ્ર થયેલી તે સ્ત્રીઓને જોઈને ગામના લોકો હસતા હતા.[૩૯] અન્નાદિકને લેવા સારુ પર્વતનાં શિખરો ઉપરથી ઊડીને આવતા કાગડાઓને સારા માણસો, પુષ્પોથી કે પાંદડાંઓથી બિવડાવીને દૂર કરતાં હતાં. ઘરોનાં દ્વારોમાં અને ગલીઓની છીડીઓમાં ચોરાદિ લોકો પેસે નહિ એટલા માટે તીક્ષ્ણ કાંટાવાળા હાથલા પાથરી રાખવામાં આવ્યા હતા.[૪૦] ઘરોનાં પડખાંઓની ખાડોમાં ઊગેલી કુંજો પ્રફુલ્લિત થઈ હતી અને તેમાંથી ઘૂંટી સુધી પગ ખૂંચી જાય એટલાં ફૂલો આંગણામાં નિત્ય પડતાં હતાં.[૪૧] આસપાસનાં જંગલોમાં ચમરીઓ અને મૃગોના સમૂહો ખડ ચરતા હતા અને ચણોઠીઓની નિકુંજોમાં ઊગેલાં લીલાં ખડોમાં મૃગોનાં બચ્ચાંઓ સૂઈ રહ્યાં હતાં.[૪૨] અત્યંત ઊંઘી ગયેલાં વાછરડાં પોતાનો એક કાન હલાવીને માખીઓને ઉડાડતાં હતાં; દહીંથી ખરડાયેલા ગોવાળોનાં ગલોફાંઓ ઉપર માખીઓ બેસ્યા કરતી હતી. સઘળાં ઘરોમાં મધપૂડાઓમાંથી માખીઓને દૂર કરીને મધનો સંચય કરવામાં આવતો હતો. પ્રફુલ્લિત આસોપાલવનાં ઉપવનોમાં લાખથી રંગેલાં કાષ્ઠોનાં વિહારગૃહો શોભી રહ્યાં હતાં.[૪૩'૪૪] બિંદુઓને વરસાવતા પવનથી નિરંતર ભીનાં રહેવાથી સઘળાં વૃક્ષો પ્રફુલ્લિત સ્થિતિમાં જ દેખાતાં હતાં. ઘરો ઉપરનાં સઘળાં છાજનાં ખડો ઉપર કદંબની કળીઓ પડી હતી, તેથી જાણે તે ખડો તે કળીઓમાં પરોવાઈ ગયાં હોય, એમ લાગતું હતું.[૪૫] આડી આવતી લતાઓને કાપી નાખવાને લીધે અત્યંત પ્રફુલ્લિત થયેલા કેવડાઓના સમૂહથી ચારે બાજુ ધવલતા વ્યાપી રહી હતી. પોતાનામાં પાણી વહ્યાં જતાં હતાં તેથી ત્યાં પરનાળોનો ગુરગુર શબ્દ થઈ રહ્યો હતો.[૪૬] મહેલોમાં પેસી ગયેલાં વાદળાં ગોખરૂપી ગુફાઓમાંથી પાછાં નીકળતાં હતાં. જળપૂર્ણ તળાવોમાં ઊગેલાં કમળો પૂનમના ચંદ્રોની પેઠે શોભતાં હતાં[૪૭] લીલાં ખડવાળી નિર્મળ ભૂમિઓ વૃક્ષોની ઘાટી છાયાથી શીતળ રહેતી હતી. લીલાં ખડની ટોચ ઉપર લાગેલાં પાણીનાં ટીપાંઓમાં રાત્રે તારાઓનાં પ્રતિબિંબ પડતાં હતાં. નિરંતર પડતાં પુષ્પોના શીતળ મકરંદની વૃષ્ટિથી સઘળાં ઘરો ઊજળાં જ રહેતાં હતાં. વૃક્ષોમાં વિચિત્ર મંજરીઓની,

પુષ્પોની, પલ્લવોની અને ઉત્તમ ફળોની ઘણી સંપત્તિ હતી.[૪૮-૪૯] કેટલીએક સુવાસિની સ્ત્રીઓ ઘરની દેવડીની અંદર આવેલાં વાદળાંઓમાં સૂઈ રહી હતી. ઘરો ઉપર બેસતાં વાદળાંઓની વીજળીઓથી ઘરોની અંદર દીવાઓ કરવાનાં આવશ્યકતા રહેતી નહોતી.[૫૦] ગુફાઓમાંથી નીકળતા પવનના 'ભુંભું' શબ્દોથી મંડપોમાં મોટો ધુમકાર મચી રહ્યો હતો. ચકોર અને હારીત વગેરે પક્ષીઓ તેમજ હરિણી વગેરે પશુઓના ચલનથી મંદિરો અત્યંત રમણીય થઈ રહ્યાં હતાં.[૫૧] પ્રફુલ્લિત થયેલાં પુષ્પોમાંથી નીકળતા ઘાટા સુગંધથી સંયુક્ત થયેલા અને મંદમંદ રીતે આવવા લાગેલા પવનોને લીધે ઘર આગળનાં વૃક્ષોનાં પાંદડાં હાલતાં હતાં.[૫૨] કેટલીએક લલનાઓ લાવાં અને મેનાદિ પક્ષીઓને બોલવાનું શીખવવામાં લાગી ગઈ હતી. ત્યાં ચકવાક, કોયલ અને કાળી ડોકવાળા કાગડાઓનો કોલાહલ વ્યાપી રહ્યો હતો.[૫૩] શાલ, તાડ, તમાલ અને કમળોનાં નીલ ફળોની પંક્તિઓ ચારે બાજુ જોવામાં આવતી હતી. લતાઓએ કંકણની જેમ સારી રીતે વીંટાઈને વૃક્ષોને શોભાવ્યાં હતાં.[૫૪] એ પર્વતનાં સ્થાનકો ચપળ પલ્લવોવાળી લતાઓથી ઘેરાયેલાં હતાં અને પ્રફુલ્લિત થયેલાં કદલ (કેળના પોટા) અને શિલીંધ્ર (બિલાડીના ટોપ) આદિ પુષ્પોથી મહેકમહેક થતાં હતાં; તેમાં તાડીઓનાં અને તમાલોનાં ડોલી રહેલાં પાંદડાંવાળા મંડપો હતા અને બગીચાઓનાં પ્રફુલ્લિત પુષ્પોવાળાં વૃક્ષોથી તે સ્થાનકો શીતળતાવાળાં હતાં.[૫૫] તેઓમાં રહેલાં ગાયોનાં ધણો પાણીમાંથી ઊતરતાં આકુળ થઈને 'હંભા, હંભા' શબ્દ કરતાં હતાં. નીલતાવાળાં ધાન્યોની અને પુષ્પોનાં સ્થળોની ત્યાં ભારે શોભા જામી રહી હતી. નદીઓના વેગ કિનારાઓ ઉપર ઊગેલાં વૃક્ષોના સમૂહથી ઢંકાઈ ગયા હતા અને ઘાટી રીને પ્રફુલ્લિત થયેલી લતાઓનાં અગ્રો ચંદરવા જેવાં થઈ રહ્યાં હતાં.[૫૬] ઉપવનોમાં ડોલરોના મકરંદનો સુગંધ ફેલાઈ રહ્યો હતો અને સુગંધથી મદાંધ થયેલા ભ્રમરોએ કમળોને ઢાંકી દીધાં હતાં. કમળોની પંક્તિના પરાગથી આકાશનો ભાગ રાતો થઈ રહ્યો હતો. આમ એ સ્થાનકોએ પોતાની શોભાથી ઇંદ્રનાં સ્થાનકોની શોભાને પણ હઠાવી દીધી હતી.[૫૭] વેગથી ચાલતી પહાડની નદીઓની ઘુઘવાટી સભળાતી હતી. ડોલર જેવાં ધોળાં વાદળાંની કાંતિથી ચોમેર ઝગાંઝગાં થઈ રહ્યું હતું. મહેલો ઉપર લતાઓના મંડપો પ્રફુલ્લિતપણાથી શોભી રહ્યા હતા. વિનોદમાં લાગેલાં કોયલ પક્ષીઓ મધુર ધ્વનિ કરતાં હતાં.[૫૮] યુવાન પુરુષો પ્રફુલ્લિત પુષ્પોની પાંખડીઓની શય્યાઓમાં સૂતા હતા. વિલાસિની સ્ત્રીઓએ પોતાના પગ સુધીની માળાઓ પહેરી હતી. સર્વ સ્થળોમાં સુંદર નવીન અંકુરોની શોભા થઈ રહી હતી. શોભી રહેલી ઉત્તમ લતાઓના ઘેરાવાને લીધે યાચક લોકો અંદર જવામાં વ્યાકુળ થતા હતા.[૫૯] ઉત્પન્ન થયેલી કોમળ લતાઓ અને કમળો ચારે બાજુ ગીચ છવાયાં હતાં. ઘરો વાદળાંઓરૂપી વસ્ત્રોથી વીંટાઈ રહ્યાં હતાં. લીલાં ખડની ભૂમિઓમાં ઝાકળનાં ટીપાંઓરૂપી મોતીના હારો આનંદ આપતા હતા. મહેલ ઉપર બેઠેલાં વાદળાંઓની વીજળીઓથી સ્ત્રીઓ ગભરાતી હતી.[૬૦] ચારે બાજુ નીલકમળોની સુગંધ ફેલાઈ રહી હતી. લીલાં ખડ ખાવાને સજ્જ થયેલી ગાયો હુંકાર શબ્દોથી મનનું આકર્ષણ કરતી હતી. ઘરોનાં આંગણાંઓમાં વિશ્વાસ પામેલાં હરિણોનાં બચ્ચાં ફરતાં હતાં. ઝરણાંઓનાં ઘાટાં બિંદુઓ પડવાથી મેઘની ભ્રાંતિને લીધે મોર ભારે નાચ કરતા હતા.[૬૧] સુગંધીથી મત્ત થયેલા પવનથી સઘળો ખેદ દૂર થઇ જતો હતો. શિખરો ઉપર 'જ્યોતિર્લતા' નામની

ઔષધિઓ દીવાઓની પેઠે પ્રકાશતી હતી, તેથી લોકો દીવાઓને ભૂલી જતા હતા. પક્ષીઓના અનેક માળાઓમાં પક્ષીઓ કોલાહલ મચાવી રહ્યાં હતાં. ચારે બાજુ ઝરણાંઓના કોલાહલથી માણસોની પરસ્પરની વાતો બરાબર રીતે સંભળાતી ન હતી અને મોતીના સમૂહ જેવાં ઝરણાંઓનાં ટીપાં પડવાથી સઘળાં વૃક્ષો, લતાઓ, ખડો અને પલ્લવો શીતળ થઈ ગયાં હતાં. નિરંતર ઊગેલાં પુષ્પોથી પ્રકાશી રહેલાં એ ગિરિમંદિરોની અવર્ણનીય શોભાને કોણ વર્ણવી શકે એમ છે?[૩૨-૬૩]

मुक्ताफलप्रकरसुंदरविंदुपातशीताखिलद्रुमलतातृणपल्लवानाम् । लक्ष्मीमनस्तमितपुष्पविकासभाजां शक्नोति कः कलयितुं गिरिमंदिराणाम् ॥ ६३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'ગિરિગ્રામવર્ણન' નામનો સર્ગ ૨૮મો સમાપ્ત**

## સર્ગ ૨૯મો

### લીલાને પૂર્વ ચરિત્રોનું સ્મરણ અને પુનઃ આકાશગમન

**वसिष्ठ उवाच**

तत्र ते पेततुर्देव्यौ ग्रामेंतःशीतलात्मनि ।
भोगमोक्षश्रियौ शांते पुंसीव विदितात्मनि ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** જેમ શાંતિ આદિ સાધનોથી સંપન્ન અને આત્માને જાણનારા પુરુષને વિશે ભોગની લક્ષ્મી તથા મોક્ષની લક્ષ્મી એ બન્ને વિચરે, તેમ અંદર શીતળતાથી ભરેલા તે પહાડી ગામને વિશે એ બે દેવીઓ વિચરવા લાગી.[૧] એટલા કાળ સુધી અભ્યાસ રહેવાને લીધે લીલાનો દેહ શુદ્ધજ્ઞાનમય થઈ ગયો અને તેને તે ગામમાં ત્રણે કાળનું નિર્મળ સ્મરણ પ્રાપ્ત થયું.[૨] એ સ્મરણ પ્રાપ્ત થવાથી એને પ્રયત્ન વિના જ પૂર્વનાં જન્મમરણ ઇત્યાદિ સઘળી સંસારની ગતિઓનું ભાન થયું.[૩]

**લીલા બોલી :** હે દેવી ! તમારી કૃપાથી આ દેશનું દર્શન થતાં મને પૂર્વજન્મની સઘળી ક્રિયાઓનું અને તે પહેલાંના જન્મોની ક્રિયાઓનું પણ સંપૂર્ણ સ્મરણ થયું છે.[૪] પૂર્વજન્મમાં અહીં હું વૃદ્ધ, કૃશ અને ઉજ્જ્વલ એવી એક બ્રાહ્મણી હતી. મારા શરીરની સર્વ નસો ઉપર ઊપસી આવી હતી. ત્યાં સૂકા દર્ભોની અણીઓ વાગવાથી મારાં હાથપેટ ખરસટ થઈ ગયાં હતાં.[૫] હું પતિના કુળની સ્થિતિ સાચવનારી પત્ની હતી. હું દૂધ દોહવામાં અને દહીં–છાશ વલોવવામાં અત્યંત કાળજી રાખતી હતી. મને અનેક પુત્રો થયા હતા અને હું અતિથિઓને પ્રસન્ન કરતી હતી.[૬] હું દેવતાઓની, બ્રાહ્મણોની તથા મહાત્માઓની સેવા કરતી હતી અને દહીં તથા ઘી આદિ ગોરસોથી અંગે ખરડાયેલી રહેતી હતી. હું તવા, તપેલાં તથા કળશાદિ વાસણોને તથા ઘરનાં બીજાં સાધનોને માંજ્યા કરતી હતી.[૭] હાથના કાંડામાં પહેરી રાખેલી મારી એકની એક કાચની બંગડી રાંધેલાં અન્નોની ઝીણીઝીણી કણીઓથી ખરડાયેલી જ રહેતી હતી. હું જમાઈઓ, દીકરીઓ, જેઠ, દિયેર તથા સાસુ–સસરાનું સન્માન કર્યા કરતી હતી.[૮] વહુઓને તથા દાસીઓ આદિને હું 'તમે આ કામમાં બહુ વાર લગાડી, તમે કેમ મોડું કર્યું ?' એવા ઠપકા આપ્યા કરતી હતી અને કામકાજમાં નિરંતર વ્યગ્ર રહેતી હતી. જીવતાં સુધી ઘરની ચાકરી કરવામાં જ મારાં રાત્રિદિવસ ગયાં હતાં.[૯] 'હું કોણ છું અને આ સંસારમાં શું છે, એવો વિચાર મને સ્વપ્નમાં પણ આવતો ન હતો. વેદિયા ઢોર જેવા અને અશુદ્ધ બુદ્ધિવાળા મારા પતિ પણ મારી

* આ ઓગણત્રીસમા સર્ગમા લીલાને પૂર્વ ચરિત્રોનું સ્મરણ પ્રાપ્ત થયાની અને પાછુ અનેક લોકોથી શોભતા આકાશમા લીલાએ તથા સરસ્વતીએ ગમન કર્યાની કથા કહેવાશે.

પેઠે જ કામકાજમાં રચ્યાપચ્યા રહેતા હતા.[૧૦] મારું મન સમિધ, શાક, છાણ અને બળતણનો સંચય કરવામાં બહુ કાળજીથી લાગી રહેતું હતું. હું મારા દેખાઈ રહેલી નસોવાળા દૂબળા શરીરને ચોળાયેલા ધાબળાથી જ વીંટી રાખતી હતી.[૧૧] વાછરડીના કાનના મૂળમાં પડેલી ઈતડીઓ તથા જિંગોડાંઓને કાઢવામાં હું તત્પર રહેતી હતી અને ઘરના વાડામાં કરેલા શાકના ક્યારાઓને પાણી પાવા સારુ હું ઘરનાં માણસો પાસેથી પાણી ભરેલા ઘડા જલદી માગ્યા કરતી હતી.[૧૨] જળાશયોના કિનારાઓમાં ઊગેલાં લીલાં ખડોને હું પોતાના હાથથી લાવીને વાછરડીને તૃપ્ત કરતી હતી. વારંવાર હું ઘરનાં બારણાં આગળ છાણ–માટીથી લીંપતી હતી અને તેમાં ગુલાલ આદિ રંગની વેલોની રચના કરતી હતી.[૧૩] ઘરનાં માણસોને નીતિ શીખવવા સારુ હું જરા નરમાશથી વઢ્યા કરતી હતી. જેમ સમુદ્રની ભરતી મર્યાદાને છોડતી નથી, તેમ હું મારી મર્યાદાના નિયમને કદી છોડતી ન હતી.[૧૪] મારું શરીર જીરણ પાંદડા જેવું થઈ ગયું હતું. માથું હાલવાને લીધે જાણે હું હિંડોળે બેસીને ઝૂલતી હોઉં એવી લાગતી હતી. મારો બીજો કાન બહેરો થઈ ગયો હતો, એટલે એક કાને જ હું કામ ચલાવતી હતી. હું હાથમાં લાકડી ઝાલીને ફરતી હતી અને મારી જીવનવૃત્તિ જાણે ધોકાથી મારવા જેવી જરાવસ્થાથી બીતી હોય તેમ શિથિલ થઈ ગઈ હતી.

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! સરસ્વતીની સાથે પહાડી ગામમાં ફરતાંફરતાં લીલા એ પ્રમાણે વાતો કરવા લાગી અને વિસ્મય પામીને સરસ્વતીને નીચે પ્રમાણે તે તે સ્થળો અને માણસો આદિ બતાવવા લાગી.[૧૫-૧૬]

**લીલા બોલી :** હે દેવી! આ મારી પાટલ વૃક્ષોના સમૂહથી શોભી રહેલી ફૂલવાડી છે. પ્રફુલ્લિત થયેલા લતાના મંડપોવાળી આ મારી આસોપાલવની વાડી છે. આ મારો પાણીનો હોજ છે. એના કિનારા પરનાં ઝાડોમાં વાછરડાંઓને થોડીક ગાંઠ દઈને હું બાંધી રાખતી હતી. મારી 'કર્ણિકા' નામની વાછરડી છે અને એણે મારા વિયોગને લીધે ખાવાનુ પણ છોડી દીધું છે દુઃખને લીધે કામ કરવામાં અશક્ત થયેલી અને ધૂળથી ખરડાઈ રહેલી આ બિચારી મારી પાણી ભરનારી છે. આંસુથી ભિંજાયેલાં નેત્રવાળી આ પાણી ભરનારી આજ આઠ દિવસ થયાં રોયા કરે છે.[૧૭-૧૯] હે દેવી! હું અહીં જમતી હતી, અહીં વસતી હતી, અહી બેસતી હતી, અહીં સૂતી હતી, અહી પીતી હતી, અહી દાન આપતી હતી અને અહીં ફળાદિ લાવીને એકઠાં કરતી હતી.[૨૦] આ જ્યેષ્ઠશર્મા નામનો મારો દીકરો ઘરમાં રોયા કરે છે. આ મારી દૂઝણી ગાય જંગલમાં લીલાં ખડ ચરે છે.[૨૧] મે હોળીમાં બાળવા માટે શરીરની પેઠે પાંચ છિદ્રોવાળું અને લૂખી–ખારી માટીથી ઉપરના ભાગમાં લીંપેલું છાણાંનુ આ જે મોઢવુ કરી રાખ્યુ છે, તે તમે જુઓ.[૨૨] જાણે મેં જ વાવીને ઉછેરેલી હોય એવી કડવી તુંબડીના વેલાઓથી ઘેરાયેલું અને જાણે નસોથી ઘેરાયેલુ મારું જ બીજું શરીર હોય એવું, આ મારું રસોડું છે, તે તમે જુઓ.[૨૩] જેમણે બાજુબંધને ઠેકાણે રુદ્રાક્ષની માળાઓ બાંધી છે, જેઓ પૃથ્વીમાં પ્રત્યક્ષ બંધનરૂપ છે અને જેમની આંખો રોઈરોઈને રાતી થઈ ગઈ છે, તે આ મારા બંધુઓ અગ્નિને અને બળતણને લાવે છે, તે તમે જુઓ. આ નદીના તરંગો શિલાભર્યા અને જળથી ભરપૂર પ્રદેશમાં ગુચ્છોની પેઠે પછડાયા કરે છે અને કિનારાની લતાઓનાં પાંદડાંઓને તેમનો આકાર પણ ન દેખાય એ રીતે પોતાનામાં ડુબાવી દે છે. તે આસપાસની લીલાં ખડવાળી ભૂમિઓમાં ઊગેલી ઉત્તમ લતાઓને છાંટાઓથી ભરી દે છે અને શિલાઓરૂપી પાટિયાં પછાડવાને

લીધે ફીણવાળાં તથા કમળના સુગંધવાળાં બિંદુઓને ઉછાળ્યા કરે છે.[૨૪–૨૬] તે ઊછળીઊછળીને મધ્યાહ્નકાળનાં સૂર્યનાં કિરણોને પણ ઝાકળ જેવાં કરી દે છે. જુઓ, આ નદીના કિનારાનાં વૃક્ષો પ્રફુલ્લિત પુષ્પોમાં ફરનારા ભમરાઓના નાદથી જાણે પોતે જ કોઈ ઉત્કંઠાથી શબ્દ કરતાં હોય એવાં લાગે છે.[૨૭] જુઓ, પાસે ઊગેલા ખાખરાઓનાં પ્રફુલ્લિત થયેલાં કેસૂડાંઓની કાંતિની ઝાંખી પડવાથી તે જાણે પરવાળાં હોય એવાં લાગે છે અને નિરંતર પુષ્પોના સમૂહનો ઉલ્લાસ કર્યા કરે છે. હવે આ જુઓ મારો ઘરનો માંડવો. એ ગામની નદીથી વીંટાયેલો છે. એ નદી ભારે કોલાહલ કરનારી છે, પાણીની ચકરીઓથી મત્ત થયેલી છે અને તેમાં તણાઈ આવતાં અનેક ફળોને લેવા સારુ ગામનાં બાળકો કૂદ્યા કરે છે. જળના ઊછળતા તરંગો પછડાવાથી એ ગૃહમંડપની શિલાઓ નિત્ય ધોવાયા કરે છે. ઘાટાં પાંદડાંવાળાં વૃક્ષોની ઘેરી છાયાથી એ મંડપ નિરંતર શીતળ રહે છે અને પ્રફુલ્લિત થયેલી લતાઓ વીંટાવાથી તે સુંદર લાગે છે. એ મંડપના ગોખો પડતાં ફળોથી, પુષ્પોથી અને ગુચ્છોથી ઢંકાયેલા રહે છે.[૨૮–૩૧] આ મંડપમાં મારો પતિ જીવરૂપે ક્રિયાઓથી રહિત છતાં પણ ચાર સમુદ્રરૂપી કટિમેખલાવાળી પૃથ્વીનો અધિપતિ થઈને રહ્યો છે.[૩૨] હા! મારા મનમાં સ્મરણ છે, કે એ મારા પતિએ 'હું તરત જ રાજા થાઉં તો ઠીક' એવી પ્રબળ વેગથી ઇચ્છા કરી હતી.[૩૩] હે પરમેશ્વરી! એ ઇચ્છાના પ્રબળ વેગને લીધે એ મારા પતિને આઠ દિવસમાં જ લાંબા કાળની પ્રતીતિ આપનારું સમૃદ્ધિવાળું રાજ્ય મળ્યું છે.[૩૪] આ ઘરના આકાશમાં જ મારો પતિ રાજા થઈને રહ્યો છે, પરંતુ જેમ આકાશમાં રહેલો વાયુ દેખાતો નથી અને વાયુમાં રહેલી સુગંધ દેખાતી નથી, તેમ એ પ્રત્યક્ષ દેખાતો નથી.[૩૫] અહીં આ આકાશમાં જ અંગૂઠા જેટલા દૂર પ્રદેશમાં મારા એ પતિનું રાજનગર હોવું જોઈએ. તે નગર લૌકિકદૃષ્ટિથી કરોડો યોજનને છેટે ધારવામાં આવે છે.[૩૬] હે ઈશ્વરી! આપણે બન્ને જે આકાશમાં છીએ, તે જ આકાશમાં મારા એ પતિનો હજારો પર્વતોવાળો વિસ્તીર્ણ રાજ્યપ્રદેશ છે, પણ તે જોવામાં આવતો નથી; એ કોઈ મહામાયાનો પ્રભાવ છે.[૩૭] હે દેવી! હવે મને મારા પતિના નગરમાં જવાની ઇચ્છા થઈ છે; માટે ચાલો ત્યાં જઈએ. ઉદ્યોગી માણસોને શું દૂર હોય?[૩૮]

વસિષ્ઠ બોલ્યા : હે રામ! લીલાએ આ પ્રમાણે કહ્યું અને સરસ્વતીને પ્રણામ કરીને તે તુરત મંડપમાં દાખલ થઈ. ત્યાંથી તે સરસ્વતીની સાથે તે પક્ષિણીની પેઠે તલવાર જેવા શ્યામવર્ણવાળા આકાશમાં ઊડી. તે આકાશ તોડી પાડેલા અંજનના ઢગલા જેવું લાગતું હતું. એક આકારવાળા નિશ્ચલ સમુદ્રના જેવું સુંદર હતું, નારાયણના શરીર જેવું હતું અને ભમરાની પીઠના જેવી નિર્મળ કાંતિવાળું હતું.[૩૯–૪૦] મેઘના માર્ગને, વાયુના સ્કંધોના પ્રદેશને, સૂર્યના માર્ગને, ચંદ્રના માર્ગને, ધ્રુવના લોકને, સાધ્ય દેવતાઓના માર્ગને, સિદ્ધોના માર્ગને, સ્વર્ગલોકને, બ્રહ્મલોકને, વૈકુંઠલોકને, જગતનાં માતાપિતારૂપ શિવપાર્વતીના લોકને, શિવના સદેહ ભક્તોના લોકોને તથા દેહરહિત થઈને રહેનારા ભક્તોના લોકોને પણ મૂકી દઈને, એ બે સ્ત્રીઓ દૂર કરતાં પણ ઘણું દૂર ગઈ. બહુ દૂર જઈને લીલા પોતાના અપરિચ્છિન્ન સ્વરૂપને કાંઈક ભૂલી ગઈ અને તે પાછું વાળીને ઉલ્લંઘન કરાયેલા આકાશપ્રદેશને જોવા લાગી, તો તેને નીચે ચંદ્ર, સૂર્ય કે તારાદિ કાંઈ પણ જોવામાં આવ્યું નહિ. ત્યાં તો કેવળ નિશ્ચળ, ગંભીર, દિશાઓનાં છિદ્રોને પૂરી દેનારું, પ્રલયકાળના સમુદ્રના ગર્ભ જેવું અને શિલાના ગર્ભ જેવું ઘાટું અંધારું જ હતું.[૪૧–૪૬]

**લીલા બોલી :** હે દેવી ! આપણી નીચે સૂર્યાદિનું તેજ હતું, તે ક્યાં ગયું ? અહીં શિલાના ગર્ભ જેવું દૃઢ અને મુઠ્ઠીમાં પકડી શકાય એવું આ જાડું અંધારું ક્યાંથી આવ્યું, તે તમે મને કહો.[૪૭]

**દેવી બોલ્યાં :** હે પુત્રી ! તું આ આકાશના આ દૂરદૂરના પ્રદેશમાં આવી છે, એટલે અહીં સૂર્યાદિનાં તેજ દેખાય જ નહિ.[૪૮] જેમ બહુ ઊંડી અંધારી ખાડમાં નીચે રહેલું પતંગિયું, ઉપર દૂર ઊભેલા મનુષ્યના જોવામાં આવતું નથી, તેમ નીચે રહેલો તે સૂર્ય અહીંથી આપણા જોવામાં આવતો નથી.[૪૯]

**લીલા બોલી :** અહોહો ! આપણે આ દૂરાતિદૂર પ્રદેશમાં આવ્યાં છીએ, એટલે નીચે રહેલો તે સૂર્ય પરમાણુની પેઠે જરા પણ દેખાતો નથી.[૫૦] હે મા ! હવે પછીનો માર્ગ કેટલો છે, કેવો છે અને ત્યાં શી રીતે પહોંચાશે, હે દેવી ! તે તમે મને કહો.[૫૧]

**સરસ્વતી બોલ્યાં :** આ પ્રદેશ પછી આગળ જતાં બ્રહ્માંડનું ઉપલું પડ તારા જોવામાં આવશે. તે પડની રજની કણીઓમાંથી સૂર્ય, ચંદ્ર વગેરે ઉત્પન્ન થયા છે.[૫૨]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! આવી રીતે જેમ બે ભમરીઓ પર્વતની ઘાટા મંડળવાળી ભીંતને પ્રાપ્ત થાય, તેમ પરસ્પર વાતો કરતી એ બે સ્ત્રીઓ બ્રહ્માંડના ઉપલા પડને પ્રાપ્ત થઈ.[૫૩] જેમ પોલાણમાંથી અનાયાસે નીકળી જવાય છે, તેમ એ બે સ્ત્રીઓ તે બ્રહ્માંડના પડમાંથી અનાયાસે બહાર નીકળી ગઈ. જે વસ્તુમાં સાચાપણું સમજ્યું હોય છે, તે વસ્તુ વજ્ર કરતાં પણ અધિક દૃઢ થઈ પડે છે; પણ જે વસ્તુ મિથ્યા સમજાઈને બાધિત થઈ હોય છે, તે વસ્તુ કંઈ પણ દૃઢ લાગતી નથી.[૫૪] હવે આવરણરહિત વિજ્ઞાનને પામેલી લીલાએ ને પછી બ્રહ્માંડના પારમાં અત્યંત પ્રકાશતાં અને ચારે બાજુ ફરતાં વ્યાપેલાં જળ આદિ આવરણો દીઠાં. ત્યાં બ્રહ્માંડથી દશગણું પાણી હતું અને તે અખોડના ફળની છાલની પેઠે બ્રહ્માંડને ફરતું વીંટાઈને રહેલું હતું. પાણી પછી તેથી દશગણું અગ્નિનું આવરણ હતું અને એ અગ્નિ પછી તેથી દશગણું વાયુનું આવરણ હતું. વાયુ પછી તેથી દશગણું આકાશનું આવરણ હતું અને એ આકાશ પછી તો શુદ્ધ ચિદાકાશ જ હતું.[૫૫-૫૭] એ સર્વોત્તમ અને પરમ શુદ્ધ ચિદાકાશમાં મધ્યની, આદિની અને અંતની કોઈ પણ કલ્પનાઓ વાંઝણીના પુત્રની વાતોની પેઠે ઉદય પામતી જ નથી.[૫૮] એ ચિદાકાશરૂપ પદ કેવળ છે, વ્યાપક છે, શાંત છે, અનાદિ છે અને ભ્રમરહિત છે. તે આદિથી, અંતથી તથા મધ્યથી રહિત છે અને પોતાના અપરિચ્છિન્ન સ્વરૂપમાં રહે છે.[૫૯] હે રામ ! એ નિર્મળ આકાશ એવું તો અપરિચ્છિન્ન છે, કે તેમાં જો કદાચ ઉપરથી એક શિલા મોટા વેગથી કલ્પ સુધી નીચે પડ્યા જ કરે, નીચેથી ગરુડજી મોટા વેગથી કલ્પ સુધી ઊંચે [illegible] જ કરે, અથવા માપવામાં સમર્થપણાનું અભિમાન ધરાવીને પવન બન્ને બાજુ સરખા વેગથી [illegible] જ કરે, તોપણ તેઓ એના કોઈ છેડાને પ[illegible] શકે એમ નથી.[૬૦]

आकल्पमुत्तमजवेन शिला [illegible]
बलात् पतगराडपि चोत्[illegible] । [illegible]
विमलेऽस्य [illegible] ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં [illegible]
લીલાના આખ્યાન [illegible]
નામનો [illegible]

## સર્ગ ૩૦મો*

### લીલાએ ચિદાકાશમાં અનંતકોટી બ્રહ્માંડો દીઠાં

**वसिष्ठ उवाच**

**पृथिव्यप्तेजसां तत्र नभस्वन्नभसोरपि ।**
**यथोत्तरं दशगुणानतीत्यावरणान् क्षणात् ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યા :** ત્યાં પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશનાં આવરણો હતાં અને એ આવરણો એકએકથી દશદશગણાં અધિક હતાં. લીલાએ તે સઘળાંનું ક્ષણમાત્રમાં ઉલ્લંઘન કર્યું અને તેણે પ્રમાણવગરનું પરમ આકાશ દીઠું. તે પરમાકાશમાં તેણે આ બ્રહ્માંડ જેવાં બીજા પણ અનંત બ્રહ્માંડો જોયાં.[૧-૨] જેમ જાળીઓમાં પડેલા તડકામાં કરોડો ત્રસરેણુઓ જોવામાં આવે છે, તેમ અધિષ્ઠાન ચૈતન્યથી સ્ફુરિત થયેલા, તેવાં જ આવરણોવાળા કરોડો સર્ગો તે આકાશમાં તેના જોવામાં આવ્યા.[૩] ચિદાકાશરૂપ સમુદ્રમાં અવિદ્યારૂપ જળ હતાં અને ચૈતન્યના દ્રવીભાવને લીધે તેમાં સર્ગોરૂપી અસંખ્ય પરપોટાઓ ઊઠ્યા હતા. ત્યાં તે તે જીવોની વાસનાઓ અનુસાર કેટલાંક બ્રહ્માંડો નીચે ઊતરતાં આવતાં હતાં, કેટલાંએક બ્રહ્માંડો ઉપર ચઢતાં જતાં હતાં, કેટલાંક બ્રહ્માંડો આડાં જતાં હતાં અને કેટલાંએક બ્રહ્માંડો સ્થિર થઈને રહ્યાં હતાં.[૪-૫] જે જે જીવોની વાસના જે જે બ્રહ્માંડમાં જેવા જેવા પ્રકારથી ઉદય પામી હતી, તે તે જીવોનાં તે તે બ્રહ્માંડોનુ તેવા તેવા પ્રકારનું રૂપ ઉદય પામ્યું હતું.[૬] વાસ્તવિક વિચાર કરતાં બ્રહ્માંડોમાં કોઈ ઊંચુ નથી, કોઈ નીચે નથી અને કોઈનું જવું–આવવુ પણ થતું નથી. સર્વના અધિષ્ઠાનભૂત કોઈ અખંડિત વસ્તુ તો બીજી જ છે અને તેની સત્તાથી જ સઘળાં બ્રહ્માંડો સત્તા પામ્યાં છે.[૭] જેમ બાળકને અનેક સંકલ્પો ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થઈને વળી શાંત પણ થઈ જાય છે, તેમ અવિદ્યાથી ઊઠતા સંકલ્પોને લીધે પરમ ચેતન્ય તે તે બ્રહ્માંડોરૂપે પ્રતીત થાય છે અને પ્રકટ થઈથઈને વળી પાછાં તે તે બ્રહ્માંડોરૂપે શાંત પણ થઈ જાય છે.[૮]

**રામ બોલ્યા :** હે મહારાજ! જ્યારે અધિષ્ઠાનમાં કોઈ નીચા, ઊંચા કે આડા વિભાગો નથી, ત્યારે તેમાં કલ્પનાથી પ્રકટ થયેલાં બ્રહ્માંડોમાં નીચા, ઊંચા અને આડા વિભાગો કેમ થવા સંભવે? કારણ કે અધ્યસ્ત પદાર્થો અધિષ્ઠાનની દિશાઓના ભાગોમાં જ રહે છે, એવા પ્રકારનો નિયમ છે.[૯]

**વસિષ્ઠ બોલ્યા :** જેમ અંધારાથી દૂષિત થયેલી આંખવાળાને આકાશમાં ઝીણા મોવાળાનાં જેવાં ચકરડાં પ્રતીત થાય છે, તેમ અજ્ઞાનથી દૂષિત થયેલાઓને અંતવગરના મહાચૈતન્યમાં આવરણવાળાં બ્રહ્માંડો પ્રતીત થાય છે. (આ રીતે જેમ આકાશમાં ગોળપણું નહિ છતાં પણ ચકરડાંઓમાં ગોળપણું પ્રતીત થાય છે, તેમ મહાચૈતન્યમાં દિશાઓનો વિભાગ નહિ છતાં બ્રહ્માંડોમાં દિશાઓનો વિભાગ પ્રતીત થાય છે.)[૧૦] આ બ્રહ્માંડમાં સર્વ પદાર્થો ઈશ્વરેચ્છાથી આમતેમ દોડ્યા કરે છે. તે પદાર્થો કાંઈ સ્વતંત્ર નથી. આવા બ્રહ્માંડમાં પૃથ્વીના ભાગને નીચેનો જાણવો અને તેનાથી બીજાને ઉપરનો ભાગ જાણવો.[૧૧] અથવા જેમ ગોળ ઢેફાને દશે દિશાઓમાં વળગેલી કીડીઓના પગ ઢેફાને જ અડેલા હોય છે અને તે કીડીઓની પીઠ ઉપર આકાશ જ હોય છે, તેમ બ્રહ્માંડોમાં ચાલ્યા જતા સર્વે લોકોના પગ પૃથ્વીના ભાગોને જ અડેલા રહે છે અને તે લોકોને માથે આકાશ જ રહે છે. માટે પૃથ્વીના ભાગોને લઈને જ ઊંચા–નીચા પ્રદેશોની કલ્પના

* આ ત્રીસમા સર્ગમાં લીલાએ ચિદાકાશમાં રજની કણીઓની પેઠે રહેલાં તેવા ને તેવાં અનંતકોટી બ્રહ્માંડો જોયાની કથા કહેવાશે.

છે, પણ અધિષ્ઠાનના ભાગોને લઈને તે કલ્પના નથી.[૧૨] લીલાએ જે બ્રહ્માંડો જોયાં હતાં તે બ્રહ્માંડોમાંનાં કેટલાંકમાં પૃથ્વી વૃક્ષોથી તથા રાફડાઓથી જ વીંટાયેલી હતી અને તેમાં મનુષ્યો નહોતાં; તેમનું નિર્મળ આકાશ દેવતાઓથી કિંવા પુરુષોથી તથા દૈત્યોથી વીંટાયેલું હતું.[૧૩] જેમ અખોડનું ફળ છાલની સાથે જ ઉત્પન્ન થાય છે, તેમ ગામો, નગરો અને પર્વતો સહિત બ્રહ્માંડ પણ કલ્પનામાત્રથી આવરણોની સાથે જ ઉત્પન્ન થયું છે. જેમ વિંધ્યાચળના વનના અમુક પ્રદેશમા અનેક હાથીઓ જોવામાં આવે છે, તેમ પરમ ચૈતન્યમાં બ્રહ્માંડોરૂપી અનંત ત્રસરેણુઓ જોવામાં આવે છે.[૧૪,૧૫] સઘળું દૃશ્ય બ્રહ્મમાં જ રહ્યું છે, તે બ્રહ્મથી જ પ્રકટ થાય છે અને બ્રહ્મમાં જ લય પામે છે. આ રીતે સર્વ દિશામાં, સઘળા કાળોમાં અને સઘળી વસ્તુઓમાં બ્રહ્મ જ છે; તો એ બ્રહ્મથી મોટો કયો પદાર્થ હોય?[૧૬] પરમ પ્રકાશમય અને શુદ્ધ બોધમય એ બ્રહ્મરૂપ સમુદ્રમાં 'બ્રહ્માંડો' નામના તરંગો નિરંતર ઉત્પન્ન થઈથઈને લીન થયા કરે છે.[૧૭] સંકલ્પના ક્ષયથી જ ક્ષય પામનારાં એ બ્રહ્માંડોમાં કેટલાંએક તો અંદર ઉજ્જડ જ છે. જેમ સમુદ્રમાં તરંગો ચાલ્યા કરે છે, તેમ બ્રહ્મમાં કેટલાંએક બ્રહ્માંડો ચાલ્યાં જ કરે છે.[૧૮] કેટલાંએક બ્રહ્માંડોની અંદર પ્રલય થાય છે, ત્યારે તેમની ભારે ધુધવાટી થાય છે. તે ધુધવાટી સ્વાભાવિક મોહથી ઘેરાયેલા બીજા લોકોના સાંભળવામાં કે જાણવામાં પણ આવતી નથી.[૧૯] જેમ વાવેલાં બીજોના ગર્ભમાં પાછળથી અંકુર ઉત્પન્ન થાય છે, તેમ કેટલાંએક બ્રહ્માંડોમાં ખાલી પડેલી પૃથ્વીઓમાં પાછળથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.[૨૦] જેમ તાપમાં હિમના કણો પીગળી જાય છે, તેમ કેટલાંએક બ્રહ્માંડોમાં સૂર્ય, અગ્નિ, વીજળીઓ અને પર્વતો જગતનો પ્રલય કરીને પોતે પણ પીગળીને નાશ પામવા તૈયાર થાય છે. કેટલાંએક બ્રહ્માંડો કલ્પનાના આરંભથી નીચે જ ઊતર્યા કરે છે, પણ હજુ સુધી તેમને કોઈ આધાર મળ્યો નથી; ત્યારે કેટલાંએક બ્રહ્માંડો વીંખાઈ જઈને પાછાં તુરત જ ઉત્પન્ન થયા કરે છે.[૨૧,૨૨] કેટલાંએક બ્રહ્માંડો આકાશમાં પ્રતીત થતાં ઝીણા મોવાળાનાં ચકરડાંની પેઠે સ્થિરપણાથી રહ્યાં છે, ત્યારે કેટલાંએક બ્રહ્માંડો વાસનાઓને અનુસરીને વાયુની પેઠે દોડતાં જ લાગે છે. વેદોમાં અને શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે બ્રહ્માંડોનો પહેલો આરંભ જ ક્રમવગરનો અને નિયમવિનાનો થયો છે; તેથી તેઓમાં બીજા પદાર્થોનો અને શરીરનો આરંભ પણ ક્રમવગરનો અને નિયમવિનાનો જ થાય છે.[૨૩] કેટલાંએક બ્રહ્માંડોમાં બ્રહ્મા આદિપુરુષ થયેલા છે, કેટલાંએકમાં વિષ્ણુ આદિપુરુષ થયેલા છે, કેટલાંએકમાં બીજાઓ આદિપુરુષ થયેલા છે અને કેટલાંએક બ્રહ્માંડો આદિપુરુષ વિનાનાં જ છે.[૨૪] કેટલાંએક બ્રહ્માંડો વિચિત્ર આદિપુરુષોવાળાં છે. કેટલાંએક બ્રહ્માંડો પશુપક્ષીઓથી જ ભરેલાં છે, કેટલાંએક મહાસમુદ્રથી જ ભરેલાં છે અને કેટલાંએક ઉત્પન્ન જ થયાં નથી.[૨૫] કેટલાંએક શિલાના ગર્ભની પેઠે ઘાટાં જ છે, કેટલાંએક કીડાઓથી જ ભરેલાં છે, કેટલાંએક દેવતાઓથી જ ભરેલાં છે અને કેટલાંએક મનુષ્યોથી જ ભરેલાં છે.[૨૬,૨૭] કેટલાંએક બ્રહ્માંડો સર્વદા ઘાટા અંધકારથી જ ભરેલાં છે અને તેઓમાં અંધકારને મળતા જ સ્વભાવવાળાં પ્રાણીઓનો વ્યવહાર ચાલ્યા કરે છે. કેટલાંએક બ્રહ્માંડો સર્વદા પ્રકાશથી જ ભરેલાં છે અને તેમાં પ્રકાશને મળતા જ સ્વભાવવાળાં પ્રાણીઓનો વ્યવહાર ચાલ્યા કરે છે.[૨૮] કેટલાંએક બ્રહ્માંડો ઉંબરાનાં ફળોની પેઠે મગતરાંથી ભરપૂર છે, કેટલાંએક બ્રહ્માંડો અંદર ઉજ્જડ જ છે અને કેટલાંએક બ્રહ્માંડો સ્પંદનરહિત પ્રાણીઓવાળાં જ છે.[૨૯] બીજાં બ્રહ્માંડો તો વળી એવી સૃષ્ટિઓથી

ભરપૂર છે, કે તે સૃષ્ટિઓ આકાશના મોટા પર્વતની પેઠે યોગીઓની કલ્પનામાં પણ આવતી નથી. એમની વચ્ચે જે પરસ્પરના અંતરરૂપ મોટું આકાશ છે, તે તો અત્યંત પથરાયેલું છે. વિષ્ણુ આદિ દેવતાઓ જીવતાં સુધી તેમાં ચાલ્યા જ કરે, તોપણ તેઓ તેનું માપ લઈ શકે એમ નથી. જેમ કાંડાને કડું વીંટાઈ રહે છે, તેમ પ્રત્યેક બ્રહ્માંડને સઘળાં આવરણો વીંટાઈ ને રહ્યાં છે અને તેઓ પૃથ્વીની પેઠે સ્વાભાવિક આકર્ષણને લીધે એકબીજાથી છૂટાં પડી જતાં નથી.[૩૦] બ્રહ્માંડોના વર્ણનમાં અમારી બુદ્ધિની જે શક્તિ હતી તે અમે દેખાડી ચૂકયા છીએ; આથી વધુ જે કાંઈ છે, તે વિશે અમારી બુદ્ધિ પહોંચતી નથી. હે મહાબુદ્ધિમાન! હવે જગત સંબંધી આથી વધારે વાત કરવાની મારી શક્તિ નથી.[૩૧-૩૩] જેમ ભયંકર અંધકારથી ધાટા એવા મહાન અરણ્યમાં મહોન્મત્ત પિશાચો એકબીજાના જોવામાં આવે નહિ એવી રીતે નાચ્યા કરે છે, તેમ અત્યંત વિસ્તીર્ણ એવા પરમ ચૈતન્યમાં એવી જ રીતે અનેકાનેક મોટાં બ્રહ્માંડો સ્ફુર્યા કરે છે.[૩૪]

भीमांधकारगहने सुमहत्यरण्ये नृत्यंत्यदर्शित-
परस्परमेव मत्ताः। यक्षा यथा प्रविततै परमांबरेंऽ-
तरेवं स्फुरंति सुबहूनि महाजगंति ॥ ३४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'વિચિત્રબ્રહ્માંડ-કોટિવર્ણન' નામનો સર્ગ ૩૦મો સમાપ્ત

## સર્ગ ૩૧મો×

### પદ્મરાજાનું અંતઃપુર તથા શૂર પુરુષનાં લક્ષણો અને સજ્જ થયેલું સૈન્ય

वसिष्ट उवाच

एव माकलयंत्यौ ते निर्गत्य जगतो निजात् ।
अंतःपुरं ददृशतुर्झटित्येव विनिर्गते ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આગળ કહ્યા પ્રમાણે પરસ્પર વાતો કરતી એ બે સ્ત્રીઓ પોતાના જગતમાંથી નીકળી અને નીકળતાં વેંત જ તેઓએ તુરત અંતઃપુર જોયું. અંતઃપુરમાં 'પદ્મ' નામના મહારાજાનું શબ પુષ્પોના સમૂહમાં ઢંકાઈ ને પડ્યું હતું અને એ શબના પડખામાં સમાધિસ્થ ચિત્તવાળું લીલાનું સ્થૂળ શરીર બેઠું હતું.[૧-૨] શોકને લીધે રાત્રિ મોટી થઈ પડી હતી, એથી લોકો થોડીથોડી મહાનિદ્રાથી ઘેરાયા હતા. ત્યાં ધૂપ, ચંદન, કપૂર તથા કેસરનો મઘમઘાટ વ્યાપી રહ્યો હતો.[૩] એ સ્થળને જોયા પછી પતિના બીજા સંસારમાં જવાને ઉત્કંઠિત થયેલી લીલા સંકલ્પમય દેહથી ત્યાં જ અને તે જ આકાશમાં ઊડી.[૪] પતિના કાંઈક વિસ્તાર પામેલા બીજા સંકલ્પમય સંસારમાં પેસવા માટે ઉત્સુક થયેલી તે લીલા બ્રહ્માંડના તે પડને તથા આવરણોને ભેદીને સરસ્વતીની સાથે તેવાં જ બીજાં આવરણોવાળા બીજા બ્રહ્માંડમાં પેઠી.[૫-૬] ત્યાં પેસતાં પ્રતિનું મોહરૂપી કાદવના ખાબોચિયા જેવું સંકલ્પમય જગત તેણે જોયું. જેમ બે સિંહણો અંધારાથી અને વાદળાંથી કાદવમય લાગતી પર્વતની ગુફામાં પેસે, તેમ સંકલ્પમય શરીરોવાળી એ બે દેવીઓ, તે સંકલ્પમય જગતમાં પેઠી. જેમ બે કીડીઓ પાકેલા કૂણા બીલામાં પેસે, તેમ તે બન્ને સ્ત્રીઓ તે જગતમાં પેઠી. તેમાં બીજા લોકોનું, પર્વતોનું અને અંતરિક્ષનું ઉલ્લંઘન કરીને એ બે સ્ત્રીઓ પર્વતોનાં મંડળોથી તથા સમુદ્રોથી ભરપૂર ભૂમંડળમાં પહોંચી.[૭-૯] ત્યાં મેરુપર્વતે શોભાવેલા અને નવખંડરૂપી નવ પાંખડીઓવાળા જંબૂદ્વીપમાં જઈ, લીલાએ ભરતખંડમાં પોતાના સ્વામી પદ્મરાજાના બીજા અવતારરૂપ વિદૂરથ રાજાનું રાજ્યમંડળ દીઠું.[૧૦] એ સમયમાં, પૃથ્વીને શોભાવનારા તે દેશમાં, ખંડપતિ રાજાઓની સહાયતાથી વૃદ્ધિ પામેલો કોઈ 'સિંધુરાજ' નામનો

× આ એકત્રીસમા સર્ગમાં પદ્મરાજાનું અંતઃપુર જોયાની, બીજું બ્રહ્માંડ જોયાની, શૂર પુરુષના લક્ષણોની અને સજ્જ થયેલાં સૈન્યોને જોયાની કથા કહેવાશે.

રાજા સેના લઈને ચઢી આવ્યો હતો અને વિદૂરથ રાજાએ પણ તેની સામે લડવાની તૈયારી કરી હતી.[૧૧] એ સંગ્રામનો આડંબર થયો, ત્યારે ત્રૈલોક્યનાં પ્રાણીઓ તે જોવા માટે આવ્યાં હતાં અને તેથી આકાશમાં ભારે ભીડ જામી હતી.[૧૨] તે બન્ને દેવીઓને આ સર્ગના મિથ્યાપણાનો નિશ્ચય હતો, તેથી તેઓ નિ:શંક રીતે ત્યાં આવી હતી. ત્યાં તેમણે વાદળાંઓથી જાણે ઘેરાયેલુ હોય તેમ આકાશમાં ફરનારા દેવ, ગંધર્વ, સિદ્ધ આદિ લોકોથી ઘેરાયેલું તે સંગ્રામનું આકાશ જોયું; એ આકાશમાં સિદ્ધોના, ચારણોના, ગંધર્વોના તથા વિદ્યાધરોના ગણો ઘૂમતા હતા, તેમજ શૂરવીર પુરુષોને વરી લેવાના ઉત્સાહથી સ્વર્ગલોકની ઘણી-ઘણી અપ્સરાઓ ત્યાં ટોળે વળી હતી.[૧૩,૧૪] ત્યાં ભૂતો, રાક્ષસો અને પિશાચો રુધિર પીવામાં તથા માંસ ખાવામાં ઉત્સુક થઈને નાચવા મંડ્યા હતા, જ્યારે વિદ્યાધરોની સ્ત્રીઓ વીરલોકો ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવાને સારુ હાથમાં ઘણાંઘણાં પુષ્પો લઈને ઊભી હતી. ત્યાં યુદ્ધ જોવાના ઉત્સાહવાળા વૈતાલો, યક્ષો અને કૂષ્માંડો આયુધો પડે તો બચી જવાય એ માટે પર્વતોનાં શિખરોની ઓથ લઈ ઊભા હતા.[૧૫,૧૬] જેટલામાં શસ્ત્રો ઊડવાનો સંભવ હતો તેટલા આકાશના ભાગમાંથી પ્રાણીઓના સમૂહો નાસી જતા હતા. વીરપુરુષો 'હું પુરુષ છું, હું પુરુષ છું' એવા અભિમાનથી ગરબડ મચાવીને જોનારા લોકોને આનંદ આપતા હતા. ત્યાં તુરતમાં થઈ ગયેલા બીજા સંગ્રામોની પરસ્પરમાં વાતો ચાલી રહી હતી, તેમજ વિનોદ કરવામાં, હાસ્ય કરવામાં અને વિલાસ કરવામાં ઉત્કંઠિત થયેલી સુંદર દેવાંગનાઓ ચામરો લઈને ઊભી હતી.[૧૭,૧૮] યોગના બળથી શ્રેષ્ઠતા પામેલા મુનિઓ યોગશક્તિથી પોતાનાં શરીરોને અદશ્ય રાખીને, જગતના કલ્યાણ માટે દેવતાઓની સ્તુતિઓ કરતા હતા; જ્યારે અપ્સરાઓ પોતાને મૂકીને રખે બીજા નવા પતિઓને વરે, એટલા માટે લોકપાલ દેવતાઓ તે અપ્સરાઓનાં સમયોચિત વખાણ કરતા હતા.[૧૯] ત્યાં સ્વર્ગને શોભાવે એવા વીરલોકોને સ્વર્ગમાં લઈ જવાને માટે ઇંદ્રના દૂતો આમતેમ ફરતા હતા; ને દેવતાઓએ શૂર લોકોને માટે ઊંચા ઐરાવતાદિ દિગ્ગજોને શણગારી રાખ્યા હતા.[૨૦] જે શૂરવીર લોકો રણમાં મરણ પામી દેવતા થઈને સ્વર્ગમાં આવે તેમને માન આપવા માટે ગંધર્વો અને ચારણો સજ્જ થઈને ઊભા હતા. શૂરલોકોને વરવામાં ઉત્સાહવાળી થયેલી દેવાંગનાઓ રણભૂમિમાં ઊભેલા ઉત્તમ સુરલોકોને કટાક્ષોથી જોયા કરતી હતી.[૨૧] વીરપુરુષના બાહુદંડનું આલિંગન કરવામાં અત્યંત આસક્તિવાળી ત્યાં હજારો દેવસુંદરીઓ ઊભી હતી અને ત્યાં શૂરપુરુષોનો શુભ યશ વ્યાપ્ત થવાથી સૂર્ય પણ ચંદ્ર જેવો થઈ ગયો હતો.[૨૨]

રામ બોલ્યા: હે બ્રહ્મન્! આપ કેવા યોદ્ધાને 'શૂર' કહો છો? કેવો યોદ્ધો સ્વર્ગના શણગારરૂપ થાય? અને કેવા પ્રકારનો સંગ્રામ અયોગ્ય કહેવાય?[૨૩]

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જે શૂરવીર પુરુષ શાસ્ત્રોક્ત આચાર પાળનારા પોતાના સ્વામીને સારુ યુદ્ધમાં મરણ પામે અથવા જય પામે, તેને શૂર પુરુષોના ઉત્તમ લોક મળે છે. અધર્મી સ્વામીને સારુ અથવા અધર્મ કરવાને સારુ યુદ્ધ કરતો જે પુરુષ રણમાં બીજા પ્રાણીના પ્રહારથી કપાઈ જઈને મરણ પામે છે, તે પુરુષ અયોગ્ય સંગ્રામમાં મૂઓ કહેવાય છે અને તેને નરકની જ પ્રાપ્તિ થાય છે.[૨૪,૨૫] જે પુરુષ શાસ્ત્રમાર્ગથી વિરુદ્ધ આચારવાળા સ્વામીને સારુ યુદ્ધ કરે છે, તે પુરુષને મરણ પછી અક્ષય નરકવાસ જ મળે છે.[૨૬] યોગ્ય રીતે શાસ્ત્રની પદ્ધતિને તથા લોકાચારને અનુસરનારો અને તેવા જ સ્વામીની સેવા કરનારો જે પુરુષ યુદ્ધ કરે છે, તે શૂર કહેવાય છે.[૨૭] હે ઉત્તમ

બુદ્ધિવાળા ! જે પુરુષ ગાયનું, બ્રાહ્મણનું, મિત્રનું અથવા શરણાગતનું રક્ષણ કરવા માટે યુદ્ધ કરીને મરણ પામે છે, તે પુરુષ સ્વર્ગના શણગારરૂપ થાય છે.[૨૮] પાલન કરવા યોગ્ય પોતાના દેશનું જ યોગ્ય રીતે પાલન કરવામાં સર્વદા તત્પર રહેતો હોય એવા રાજાને માટે જે પુરુષો યુદ્ધમાં મરણ પામે છે, તેમને વીર પુરુષોના લોકની પ્રાપ્તિ થાય છે.[૨૯] ક્ષત્રિયજાતિનો અથવા બીજી જાતિનો પણ જે રાજા પ્રજાને દુઃખ દેવામાં તત્પર રહેતો હોય, તેને માટે જે પુરુષો યુદ્ધમાં મરણ પામે છે, તેમને નરકની પ્રાપ્તિ થાય છે.[૩૦] શાસ્ત્રથી વિરુદ્ધ ચાલનારા રાજાઓ માટે અથવા તેવા બીજાઓને વાસ્તે જેઓ યુદ્ધમાં કપાઈ મરે છે, તેમને નરકમાં જવું પડે છે.[૩૧] જો યુદ્ધ ધર્મના માર્ગથી રહિત ન હોય, તો જ તેમાં મરનારાઓની સ્વર્ગમાં સ્થિતિ થાય છે. બાકી જો ધર્મરહિત યુદ્ધમાં મરનારાઓને પણ સદ્‌ગતિ થતી હોય, તો મહોન્મત્ત લોકો પણ પાપ કરતાં છતાં નરકપાતથી નિર્ભય રહે અને યુદ્ધો ઊભાં કરીને લોકોનો વિનાશ જ કરે.[૩૨] 'શૂર પુરુષ ગમે તેવા સંગ્રામમાં મરે તોપણ તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.' એવાં જે વચનો કહેવામાં આવે છે, તે વચનો સંપૂર્ણ વિચાર કર્યા વિના જુસ્સામાં આવીને કહેવાય છે, એમ સમજવું; કારણ કે જે ધર્મની રીતિવાળા યુદ્ધમાં લડે છે, તે જ શૂરવીર કહેવાય છે, એવો શાસ્ત્રનો નિશ્ચય છે.[૩૩] જેઓ સદાચારીઓને અર્થે ખડ્‌ગની ધારાની ટક્કર લે, તેઓ જ શૂર કહેવાય છે, બીજાઓ તો ડિંભાહવમાં (એટલે અયોગ્ય સંગ્રામમાં) મૂઆ કહેવાય છે.[૩૪] ધર્મસંગ્રામમાં મરેલાઓ માટે ઉત્કંઠિત ચિત્તોવાળી અને 'અમે તો શૂરવીર થયેલા મહા બળવાન પુરુષોની સ્ત્રીઓ છીએ' એમ બોલતી દેવોની સુંદરીઓ ત્યાં આકાશમાં ઊભી રહે છે.[૩૫] હે રામ ! વિદૂરથના અને સિંધુરાજના એ સંગ્રામના સમયમાં આકાશ વિદ્યાધરોની સ્ત્રીઓના અતિ મધુર ગાયનથી ગાજી રહ્યું હતું, શૂર પુરુષોના કંઠોમાં પહેરાવવાને માટે કલ્પવૃક્ષોનાં પુષ્પોની માળાઓ ગૂંથવામાં લાગેલી દેવાંગનાઓથી ભરપૂર હતું અને જોવા માટે આવેલા દેવતાઓનાં તથા સિદ્ધ લોકોનાં સુંદર વિમાનોની પંક્તિથી તે શોભી રહ્યું હતું. આથી તે જાણે ઉત્સવની શોભાથી ઊભરાતું હોય તેમ શોભી રહ્યું હતું.[૩૬]

विद्याधरीमधुरमंथरगीतिगर्भ मंदारमाल्यवलनाकुलकामिनीकम् । विश्रांतकांतसुरसिद्धविमानपंक्ति व्योमोत्सवोच्चरित शोभमिवोल्ललास ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'યુદ્ધપ્રેક્ષિકાસ્થિતાંબરવર્ણન' નામનો સર્ગ ૩૧મો સમાપ્ત

## સર્ગ ૩૨મો

### યુદ્ધ કરવાને ઊભેલી બે સજ્જ સેનાઓનું વર્ણન

वसिष्ट उवाच

अथ वीरवरोत्कंठनृत्यदप्सरसि स्थिता ।
लीलावलोकयामास व्योम्नि विद्यान्विताववनौ ॥१

વસિષ્ઠ બોલ્યા : પછી ઉત્તમ વીર લોકોને વરવાની ઉત્કંઠાથી અપ્સરાઓ નાચતી હતી, એ આકાશમાં સરસ્વતીની સાથે ઊભેલી લીલાએ ક્રોધથી વ્યાપ્ત થયેલી, નિર્મળ બે સમુદ્રના જેવી લાગતી, મોટા સમારંભથી ધાટી દેખાતી, મહોન્મત્ત બનેલી અને સામસામા બે રાજાઓએ પાળેલી બે સેનાઓ દીઠી.[૧-૩] તે સેનાઓ પૃથ્વીમાં પોતાના પતિએ પાળેલા પોતાના દેશમાં આવેલા એક વિશાળ અરણ્યમાં હતી. એ અરણ્ય સૈન્યોથી વ્યાપેલું હતું અને જાણે બીજા આકાશ જેવું ભયંકર હતું. ત્યાં તે સેનાઓ કવચ તથા શસ્ત્રાદિ ધારણ કરીને યુદ્ધ કર-

* આ બત્રીસમા સર્ગમાં લીલાએ અને સરસ્વતીએ યુદ્ધ કરવાની ઇચ્છાથી સજ્જ થઈને ઊભેલી બે સેનાઓને જોઈ, એ કથા કહેવાશે.

વામાં જ સજ્જ થઈ હતી અને પ્રદીપ્ત અગ્નિની જેમ અદ્‌ભુત લાગતી હતી. પહેલો પ્રહાર કોણ કરે છે, એ જોવા માટે તેમાં સર્વ લોકોનાં નેત્રો ક્ષોભ પામી રહ્યાં હતાં.[૪] ત્યાં યોદ્ધાઓએ ઉપાડેલી નિર્મળ તલવારોની ધારાઓ જળની નીતરી ધારાઓ જેવી લાગતી હતી અને ફરશી, પ્રાસ, ભિંદિપાલ તથા મુદ્‌ગરો ચળકી રહ્યાં હતાં.[૫] જેમ ગરુડજીની પાંખોના પવનથી વન હાલે છે, તેમ ત્યાં યોદ્ધાઓ ક્રોધથી ધ્રૂજતા હતા. સોનાના બખ્તરો ઊગતા સૂર્યના પ્રકાશને લીધે ચળકી રહ્યાં હતાં.[૬] યોદ્ધાઓ એકબીજાનાં મોઢાં જોઈને ક્રોધપૂર્વક શસ્ત્રો ઉગામતા હતા. યોદ્ધાઓની દૃષ્ટિઓ પરસ્પર ઉપર ચોંટી જવાથી સૈન્યોનો આકાર ભીંતમાં આલેખેલાં ચિત્ર જેવો થઈ રહ્યો હતો.[૭] મધ્યભાગમાં લાંબા પ્રદેશ સુધી બે સેનાઓની જુદીજુદી હદ બાંધી હતી, તેથી યોદ્ધાઓ પોતપોતાની હદમાં ઊભા હતા. અનિવાર્ય એવા મહાસૈન્યના કોલાહલથી ત્યાં એકબીજાની વાતો બરાબર સંભળાતી નહોતી.[૮] પોતપોતાના સ્વામીઓની આજ્ઞા વિના પહેલો પ્રહાર થઈ શકે નહિ, એટલા માટે બન્ને પક્ષના યોદ્ધાઓ થોભી રહ્યા હતા. એ કામમાં કોઈ જાતની ઉતાવળ થઈ જાય નહિ, એટલા માટે ઘણી વાર સુધી દુંદુભિઓ વગાડવાં પણ બંધ રાખ્યાં હતાં.[૯] જેમ પ્રલયકાળના પવનથી મહાસમુદ્રના બે ભાગ થઈ જાય, તેમ બન્ને સૈન્યોરૂપી મદમત્ત મહાસાગરની વચ્ચેના ભાગમાં હાથ હાથ જગ્યા ખાલી મૂકી હતી. તે જગ્યારૂપી પાજથી તે બન્ને સેનાઓરૂપી મહાસાગરમાં પણ વિભાગ પડ્યા હતા. સેનાઓના બન્ને રાજાઓ એ સંકટ સંબંધી ભારે ગોઠવણોની ચિંતાથી પરવશ થઈ ગયા હતા. ભીરુઓનાં હૃદયો બોલતા દેડકાના ગળાની ચામડીની પેઠે કંપતાં હતાં. અસંખ્ય યોદ્ધાઓ પ્રાણરૂપી સર્વસ્વનો ત્યાગ કરવા માટે સજ્જ થઈ રહ્યા હતા. ધનુર્ધારીઓ કાન સુધી ખેંચી રાખેલાં બાણોને ફેંકવા માટે ઉત્સુક થઈ રહ્યા હતા.[૧૦–૧૨] અસંખ્ય યોદ્ધાઓ યુદ્ધનો આરંભ જોવાને એકાગ્ર થઈને ઊભા હતા અને યોદ્ધાઓ યુદ્ધની ઉત્કંઠાથી નિર્દયપણું ધારણ કરીને આંખની ભયંકર ભ્રમરો ચડાવતા હતા.[૧૩] બખ્તરો પરસ્પર ભટકાતાં હતાં અને તેને લીધે તેઓમાંથી કઠોર રણકારા નીકળતા હતા. બીકણ લોકો જાણે શૂરવીરોનાં મુખોના પ્રતાપથી બળી રહ્યા હતા અને કાળાં મોઢાં કરીને પર્વતોની ગુફાઓને શોધતા હતા.[૧૪] 'જ્યાં સુધી સૈન્યો વચ્ચે ધમસાણ મંડાયેલું દેખાયું નથી, ત્યાં સુધી જ આપણે જીવતા છીએ,' એમ કેટલાએક યોદ્ધાઓ માનતા હતા. હાથીઓ અને મનુષ્યો સઘળાં અંગોમાં રૂંવાડાં ઊભાં થઈ જવાથી જાણે ઊભા અને આડા વધી ગયા હોય એવા જણાતા હતા.[૧૫] સર્વનાં ચિત્તોમાં પહેલો પ્રહાર જોવાની આકુળતા હતી; એટલે ત્યાં કોલાહલ શાંત પડ્યો હતો અને બન્ને સૈન્યો ઊંઘી ગયેલાં ગામો જેવાં લાગતાં હતાં.[૧૬] ત્યાં શંખોના, તૂરીઓના અને દુંદુભિઓના શબ્દો શાંત થઈ ગયા હતા. તેમજ સેનાઓ સ્થિર રહેવાને લીધે રજરૂપી વાદળાં પૃથ્વીરૂપી આકાશમાં જ લીન થયાં હતાં.[૧૭] ભાગવા લાગેલા બીકણ લોકો પછવાડેથી સેનાઓના શણગારરૂપ એવા વીરલોકોને છોડી દેતા હતા. ત્યાં કેટલોક ભાગ મકરવ્યૂહથી ગોઠવાવાને લીધે મગરથી શોભતા સમુદ્રના જેવો દેખાવ થઈ રહ્યો હતો.[૧૮] પતાકાઓના ઊડતા છેડાઓ આકાશના તારાઓની શોભાને હટાવી દેતા હતા. હાથીઓએ સૂંઢો ઊંચી કરી હતી, તેથી જાણે આકાશમાં બગીચો ખડો થયો હોય એમ જણાતું હતું.[૧૯] સઘળાં આયુધો પોતાની કાંતિઓના ચપળ ચળકાટ વડે પાંખોવાળાં જેવાં લાગતાં હતાં. દુંદુભિઓના ધમધમાટથી

અને શંખોના શબ્દથી ત્યાં આકાશ ગાજી રહ્યું હતું.[૨૦] ચક્રવ્યૂહની રચના કરનારા લોકો દુષ્ટ દૈત્યોને દબાવનારા દેવતાઓ જેવા લાગતા હતા અને ગરુડવ્યૂહની ગોઠવણ જોઈને હાથીઓરૂપી સર્પો ભાગી જતા હતા.[૨૧] સેનાના અગ્રભાગમાં શ્યેનવ્યૂહ ગોઠવાયો હતો, તેથી ત્યાં ભારે કોલાહલ મચી રહ્યો હતો. સામસામી ખંભીઓ ઠોકાવાથી જ ઘણા કાયર માણસો ગલોટિયાં ખાઈ જતા હતા.[૨૨] અનેક પ્રકારના વ્યૂહોનાં મુખો માંથી બહાર નીકળેલા વીરલોકો ભારે ગર્જનાઓ કરતા હતા. મદોન્મત્ત વીરલોકો મુદ્દગરોને હાથમાં તોળી ફેરવ્યા કરતા હતા, તેથી ત્યાં મુદ્દગરોનાં ગોળ મંડળો દેખાતાં હતાં.[૨૩] કાળાં આયુધોનાં કિરણોરૂપ વાદળાંઓથી સૂર્ય પણ ઢંકાઈ જતો હતો અને પવને ઉરાડેલાં 'પલ્યૂલ' નામના ખડની પેઠે બાણો સુસવાટી કરતાં હતાં.[૨૪] સૈન્યો જાણે પ્રલય કરવાની શક્તિ ધરાવનારા પુષ્કરાવર્ત્તક આદિ મેઘો જેવાં જણાતાં હતાં અને ત્યાં પ્રલયકાળના પવનથી ક્ષોભ પામેલા એકાકાર થયેલા મહાસમુદ્રના જેવો દેખાવ થઈ રહ્યો હતો.[૨૫] એ બન્ને સૈન્યો જાણે મેરુ પર્વતની તુરતની કપાયેલી તરફડતી પાંખો હોય, જાણે પ્રબળ પવને કંપાયેલા શ્યામ પર્વતો હોય, જાણે પાતાળના છિદ્રમાંથી ક્ષોભ પામીને બહાર નીકળેલા અંધકારો હોય, જાણે ઉન્મત્તપણાથી નાચતાં શિખરોવાળા બે લોકાલોક પર્વતો હોય અને જાણે પૃથ્વીને ફોડીને નીકળેલા નરકોના મોટા સમૂહ હોય એવાં લાગતાં હતાં.[૨૬-૨૭] દિવસનો તડકો પણ જેમના પ્રકાશને લીધે શ્યામ જણાવા લાગ્યો હતો, એવી ભાલાંઓની, મુશળોની, તલવારોની અને ફરશીઓની ચપળ કાંતિઓરૂપ મેઘોની અનંત વૃષ્ટિઓથી, એ બે સૈન્યો જાણે પલકવારમાં આખા બ્રહ્માંડમાં અગાધ જળપ્રલય કરી નાખવાને સજ્જ થયાં હોય એવાં જણાતાં હતાં.[૨૮]

आलोलकुंतमुसलासिपरश्वधांशुश्यामायमानदिवसातपवारिपूरैः । एकार्णवं भुवनकोशमिवाचिरेण कर्तुं समुद्यतमगाधमनंतपूरैः ॥ २८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'આહવારંભણ' નામનો સર્ગ ૩૨મો સમાપ્ત**

## સર્ગ ૩૩મો*

## બે સેનાઓના સંગ્રામનું વર્ણન

**राम उवाच**

भगवन् युद्धमेतन्मे समासेन मनाग्वद ।
श्रुतिराह्लाद्यते श्रोतुर्यस्मादेताभिरुक्तिभिः ॥ १ ॥

**રામ બોલ્યા :** હે ભગવન્ ! એ યુદ્ધ શી રીતે થયું એ મને ટૂંકમાં જરા કહો; કારણ કે યુદ્ધનાં વર્ણનોથી શ્રોતાઓના કાનને આનંદ થાય છે.[૧]

**વસિષ્ઠ બોલ્યા :** પછી લીલા અને સરસ્વતી એ બન્ને તે સંગ્રામને જોવા માટે ત્યાં સંકલ્પમાત્રથી ઉત્પન્ન કરેલા સુંદર વિમાનમાં સ્થિર થઈને બેઠી.[૨] આ સમયમાં સામસામી સેનાઓનાં મુખો ભેગાં થયાં અને શત્રુના સૈન્યમાં પ્રલયકાળના સમુદ્રનાં મોજાંની પેઠે ઊછળીને એક નિર્ભય યોદ્ધો પ્રહાર કરવા સારુ સામો આવી ઊભો રહ્યો. લીલાનો પતિ વિદૂરથ રાજા તેને આમ આવેલો સહન કરી શક્યો નહિ અને જેમ શિખર ઉપર શિલા નાખવામાં આવે, તેમ તેણે તે યોદ્ધાની છાતી ઉપર મુદ્દગર નાખ્યો.[૩-૪] આ પ્રમાણે પહેલો પ્રહાર થયો; એટલે પછી બન્ને સેનાઓમાં પ્રલયકાળના સમુદ્રના જેવા પ્રબળ વેગથી પરસ્પરનાં શસ્ત્રો પડવા લાગ્યાં. આમ ત્યાં અગ્નિના જેવા તથા વીજળીના જેવા ઝગમકારા થવા લાગ્યા.[૫] ત્યાં ઊડતી તલવારોની ચપળ ધારાઓથી આકાશમાં

* આ તેત્રીસમા સર્ગમા સંકલ્પમાત્રથી જ ઉત્પન્ન કરેલા વિમાનમાં બેઠેલી લીલા અને સરસ્વતી એઓની દૃષ્ટિ આગળ બન્ને સેનાઓનો સંગ્રામ ચાલુ થયાની કથા કહેવાશે.

જાણે રેખાઓ થઈ ગઈ હોય, એમ જણાવા લાગ્યું અને પતાકાઓના ફડફડાટની અંદર ધનુષ્યોના ટંકારો સંભળાવા લાગ્યા.[૬] ત્યાં વીર પુરુષોના ધીર હુંકારો ગ્રીષ્મઋતુમાં મિશ્રિત થયેલાં વાદળાંઓના ગડગડાટને હઠાવી દેવા લાગ્યા હતા અને બાણોની ધારાઓમાં પડતાં સૂર્યનાં કિરણો ચંદરવાની શોભા આપી રહ્યાં હતાં.[૭] ત્યાં બખ્તરોમાં બાણો પડવાથી રણકારા થતા હતા અને તેથી અગ્નિના તણખાઓ ઊડવા લાગ્યા હતા. પરસ્પરના પ્રહારથી કપાતાં શસ્ત્રોના કટકાઓ આકાશમાં જતાં પક્ષીઓની પેઠે ઊડવા લાગ્યા હતા.[૮] વીર લોકોએ શસ્ત્રોના ઘા કરવા સારુ ઊંચા કરેલા હાથો જાણે આકાશમાં વૃક્ષોનાં વન ચાલતાં હોય, એવા જણાવા લાગ્યા હતા. દેવતાઓની સ્ત્રીઓ ધનુષ્યો અને ચક્રોના શબ્દથી ત્રાસ પામીને નાસવા લાગી.[૯] ઉત્પન્ન થયેલા મોટા સિંહનાદોએ વાદળાંઓની ગર્જનાને પણ ભ્રમરાઓના ગુંજારવ જેવી કરી નાખી હતી. જેવી નિર્વિકલ્પ સમાધિમાં એકાગ્રતા થાય, તેવી સર્વ યોદ્ધાઓની યુદ્ધમાં એકાગ્રતા થઈ હતી.[૧૦] હવે બાણોની વૃષ્ટિઓથી અને ખડ્ગોની ધારાઓથી વીર પુરુષોનાં માથાં અને હાથો કપાવા લાગ્યાં અને પરસ્પર ખભાઓમાં ભટકાવાને લીધે બખ્તરોના ઘેરા રણકાર થવા લાગ્યા.[૧૧] હુંકાર કરીને ફેંકાયેલાં શસ્ત્રો પરસ્પરમાં અથડાતાં હતાં અને તેથી કર્કશ ટંકારાઓ ઊડવા લાગ્યા હતા. ત્યાં સઘળી દિશાઓનાં મુખ તલવારોની ધારાઓના ચકચકિત તરંગોરૂપી વાદળાંઓથી છવાઈ ગયાં હતાં.[૧૨] શસ્ત્રોને ઘણીવાર સુધી દઢપણે પકડી રાખ્યાથી વીર લોકોની મુઠ્ઠીઓમાં ઝણઝણી ચડવા લાગી હતી. લાંબી વાર સુધી યોદ્ધાઓ પોતાની ખંભીઓ ઠોકતા હતા અને તેથી તેમના ફડાકા થવા લાગ્યા હતા.[૧૩] મ્યાનોમાંથી નીકળતી અને સુસવાટા કરતી તલવારોમાંથી પડતા પ્રજ્વલિત તણખાઓનો ત્યાં સણસણાટ થવા લાગ્યો હતો. ધનુષ્યોમાંથી છૂટતાં બાણોના સમૂહો પડવાથી વીંખાઈ જતાં યોદ્ધાઓનાં શરીરમાંથી અરેરાટી થવા લાગી.[૧૪] કપાયેલા કંઠોમાંથી પ્રાણ જેવું પ્રિય લોહી ધકધક વહેવા લાગ્યું. કપાયેલા હાથો, માથાંઓના અને ખડ્ગોના ટુકડાઓથી આકાશ અવકાશવગરનું થવા લાગ્યું.[૧૫] બખ્તરોમાંથી ઊઠતી અને ઝબકતી અગ્નિની જ્વાળાઓ લોકોના કેશોને સ્પર્શ કરવા લાગી. શરીરો ઉપર રણકારા કરીને પડતી અનેક તલવારોના શબ્દો ઉત્સાહથી પ્રફુલ્લિત થયેલા દેહવાળા શૂર લોકોને રાજી કરવા લાગ્યા.[૧૬] ભાલાઓથી ભોંકાયેલાં હાથીઓનાં શરીરોમાંથી લોહીના ઊંચા ફુવારા ઊડવા લાગ્યા. હાથીઓ દંતૂશળ કપાઈ પડવાથી મોટીમોટી કઠિન ચીસો પાડવા લાગ્યા.[૧૭] મોટાંમોટાં મુશળો પડવાથી છુંદાઈ ગયેલાં પ્રાણીઓ ત્યાં કષ્ટભર્યા સ્વરો કાઢવા લાગ્યાં. શૂર પુરુષોનાં મસ્તકોરૂપી કમળોના સમૂહથી ત્યાં આકાશ ઢંકાઈ ગયું.[૧૮] કપાઈને ઊંચા ઊઠેલા હાથો આકાશમાં મોટા સર્પો જેવા દેખાવા લાગ્યા. ઊડીને ઊંચી ચડેલી ધૂળ મેઘના આડંબર જેવી દેખાવા લાગી. યોદ્ધાઓ પોતાનાં શસ્ત્રો કપાઈ જતાં એકબીજાના કેશો પકડીને એકબીજાને મારવા લાગ્યા.[૧૯] પરસ્પર નખો મારવાનું યુદ્ધ ચાલ્યું અને તેથી યોદ્ધાઓનાં આંખ, નાક, હોઠ તથા કંઠ કપાઈ જવા લાગ્યાં. મલ્લયુદ્ધ જાણનારા યોદ્ધાઓ પોતાનાં આયુધો કપાઈ ગયા પછી અવજ્ઞાપૂર્વક શત્રુઓની સાથે મલ્લયુદ્ધ કરીને જય મેળવવા લાગ્યા.[૨૦] મદઝરતા હાથીઓ પડવાને લીધે ત્યાં પૃથ્વી કંપવા લાગી અને તે કંપથી માણસો પણ તુરતાતુરત પડી જવા લાગ્યા. ધણધણ કરતા ચાલતા રથોના વેગથી ત્યાં ખાડાઓ પડ્યા અને તે પ્રાણીઓનાં શરીરોમાંથી ઝરતાં રુધિરોને ચાલવાના માર્ગરૂપ થયા.[૨૧] ત્યાં ઊડતી ધૂળનો દેખાવ ઝાકળના જેવો

જણાવા લાગ્યો. ઊછળતાં આયુધો બહુ ચમકવા લાગ્યાં અને સૈન્યોના ગર્જના જાણે સમુદ્રની તથા વાદળાંઓની એકઠી ગર્જના થતી હોય એવી પ્રબળ થવા લાગી.[22] મદોન્મત્ત મૃત્યુ આનંદથી હાસ્ય-વિલાસ કરીને પ્રાણીઓને ચાવવા લાગ્યો. ગર્વિત થયેલા ગિરિરાજ જેવા ગજરાજોની ગર્જનાએ મેઘની ગર્જનાને પણ હઠાવી દીધી.[23] ઓથ લઈને લડતા કેટલાએક યોદ્ધાઓનાં ચક્રો, સાંગો, ઋષ્ટિઓ અને મુદ્ગરો વૃક્ષોથી અને ખાડાઓથી ઢંકાઈ જવા લાગ્યાં યોદ્ધાઓનાં પહાડ જેવાં શરીરો, જાણે ઊનના દોરાઓથી વિખેરાઈ જતા ધાબળાઓની જેમ બાણોથી વીખરાવા લાગ્યાં.[24] કપાયેલી પતાકાઓનાં વસ્ત્રો અને ચામરો વાદળાંઓ સુધી પહોંચવા લાગ્યાં. ગોફણો વતી ફેંકાયેલા પથરાઓથી અને ચક્રોના સમૂહોથી પક્ષી આદિ આકાશમાં ફરનારાં પ્રાણીઓ દૂરદૂર નાસી જવા લાગ્યાં.[25] મરી જતા અને કપાઈ જતા યોદ્ધાઓ ઘોઘરી ચીસો પાડવા લાગ્યા. કુહાડાઓ પડવાને લીધે યોદ્ધાઓનાં માથાંના સમૂહો ફાટી જવા લાગ્યા.[26] ઘણે દૂર સુધી ઊડેલા અને ચળકી રહેલા તલવારોના ટુકડાઓથી આકાશમાં જાણે તારાઓ ઊગ્યા હોય એમ જણાવા લાગ્યું. બળથી ફેંકાયેલી અનેક સાંગોથી કપાઈ ગયેલા હાથીઓનાં શરીરોથી સઘળી રણભૂમિ ભરાઈ ગઈ.[27] સૈન્યથી વ્યાકુળ થયેલી પિશાચોની સ્ત્રીઓ લોકોને દૂર કરવા સારુ મુદ્ગરો ફેરવવા લાગી. શૂર લોકોએ આકાશમાં ઊંચા કરેલા ભાલાઓ જાણે તોરણો હોય એવા દેખાવા લાગ્યા.[28] ભુશુંડીઓથી ભાંગી જઈને ઊડતા તલવારોના ટુકડાઓ જાણે આકાશના કેશ હોય એમ જણાતા હતા. આકાશમાં વ્યાપેલી ઊંચા ભાલાઓની કાંતિ, વાંસના વનમાં લાગેલા દાવાનળની જ્વાળા જેવી હતી.[29] ખડ્ગોની અને ઋષ્ટિઓની વૃષ્ટિથી, રાજી થતા બે રાજાઓ પોતપોતાના યોદ્ધાઓની પ્રશંસા કરતા હતા. શત્રુઓએ ત્રિશૂળોથી ઊંચકાવેલા ઉત્તમ શૂર લોકોને વરી લેવામાં અપ્સરાઓ ધામધૂમ કરતી હતી.[30] આભરણોથી દિશાઓને શોભાવતા યોદ્ધાઓનાં મોઢાંરૂપી કમળો ગદાઓરૂપ હિમ પડવાથી ફાટી પડતાં હતાં. પ્રાસોના બળથી ભિસાઈ ગયેલા યોદ્ધાઓ અત્યંત કષ્ટથી તરફડતા હતા.[31] ઘોડાઓ, માણસો અને હાથીઓ ચક્રોરૂપી કરવતોના સંચારથી કપાઈ જતા હતા.[32] લાકડીઓના ઝપાટાથી ઊડી ગયેલા મોટામોટા યોદ્ધાઓ પણ વૃક્ષ આદિમાં સંતાઈ રહેતા હતા. રથો ઉપર વૃક્ષોની પેઠે શોભતા ધ્વજદંડો ગોફણોના પથરાઓ પડવાથી ચૂરો થઈ જતા હતા.[33] તલવારોથી કપાયેલી અણીવાળાં છત્રો, ધોળાં કમળોની જેમ શોભતાં હતાં. ક્ષીણ થયેલાં સૈન્યોમાં ગોફણોના પથરા પડવાથી ભારે ક્ષોભ થતો હતો, પણ તે ક્ષોભને કોઈ ગણકારતું ન હતું.[34] કબંધોએ બંધમાં લીધેલા મોટા નાયકો પડી જતા હતા, તેથી પાસે ઊભેલા બીજાઓ પણ ચગદાઈ જતા હતા. વીર યોદ્ધાઓ પોતાને હાથીવાળાઓએ ફાડી નાખ્યા છતાં પણ હાથીઓનો પરાજય કરતા હતા. કુહાડાઓના સમૂહો પડવાથી મદોન્મત્ત હાથીઓ નીચે ઢળી પડતા હતા. હાથમાં પાશ લઈને યુદ્ધ કરવાની વિશેષ- રીતિ જાણનાર વીર લોકો પોતાના પ્રાણોરૂપી મૂઠ માંડીને યુદ્ધરૂપી જુગાર રમતા હતા.[35-36] ત્યાં છરીઓથી પેટ ફાટી જતાં લોકોનાં હૃદયકમળો બહાર નીકળી પડતાં હતાં. ત્રિશૂળોને આમતેમ વાળવામાં ઉન્મત્ત થયેલા લોકો જાણે સંકીર્ણ રીતે નાચતા હોય એમ લાગતું હતું.[37] દોડતા ધનુષધારી લોકો મૂંઝાઈ પડતા હતા અને સંપૂર્ણ રીતે પીડાના અસ્ફુટ શબ્દો કરતા હતા. ભિંદિપાલોરૂપી કેશવાળીના આટોપથી અને હુંકારરૂપી સાહંકાર નાદના આડંબરથી, વીર લોકો જાણે નૃસિંહનો વેષ ભજવતા હોય એમ લાગતું હતું.[38] મલ્લયુદ્ધ કરનારાઓની

વજ્રમુષ્ટિઓના પ્રવાહથી ઉત્તમ યોદ્ધાઓ પણ લોટ જેવા થઈ જતા હતા. મોટીમોટી તલવારો આકાશમાં બાજની પેઠે ઊડતી હતી.[39] હાથીઓ ઉપર બેઠેલા લોકો મોટા શૂર પુરુષોને, રથોને, હાથીઓને, ઘોડાઓને અને ધજાઓને અંકુશોથી ખેંચી લેતા હતા. મોટા પહાડ જેવા યોદ્ધાઓ હળો લઈને પરસ્પર યુદ્ધ કરતાં કપાઈ જતા હતા અને તેથી શત્રુઓના અપમાનના પાત્રરૂપ થઈને આકુળ થતા હતા.[40] તાડ જેવા ઊંચા પુરુષોએ નાખેલી મોટી કોદાળીઓથી રણભૂમિ ખોદાઈ જતી હતી. કપાઈ ગયેલા લોકો અને ગોફણોથી પડેલા પથરાઓ બાણ પડે તેટલા પ્રદેશથી બમણે દૂર સુધી ફેંકવામાં આવતા હતા.[41] જેમનાં બન્ને પડખાંઓમાં કરવતો બાંધી હતી એવા હાથીઓ મોટામોટા મદોન્મત્ત હાથીઓને પણ ચીરી નાખતા હતા. સંગ્રામરૂપી ખાંડણિયામાં માણસોરૂપી ચોખાઓ મુશળોથી ખંડાઈ રહ્યા હતા.[42] ખડ્ગોથી લડનારા વીરલોકોનાં ખડ્ગો અસ્ત્રોની કાંતિરૂપ સાંકળવાળી જાળથી બંધાયેલા યોદ્ધાઓરૂપ પક્ષીઓને યમરાજના ઘરના આંગણામાં લઈ જતા હતા.[43] મોટામોટા યોદ્ધાઓનાં શબોને તાણી જતાં નહાર આદિ પ્રાણીઓનાં ટોળાંઓએ ત્યાં ભારે કોલાહલ મચાવ્યો હતો. જેમ મરીનો મસાલો મળવાથી શાક રુચિકારક થાય, તેમ મોટા નખવાળા અંગૂઠાઓથી ઉપાડેલાં અને ધનુષથી ફેંકેલાં બાણોના વેગથી થયેલા રણકારોથી બીજા સઘળા શબ્દો રુચિકારક થતા હતા. શત્રુઓએ નાખેલા ઘડાના અગ્નિઓથી મરતાંમરતાં પણ યોદ્ધાઓ શત્રુઓ ઉપર શસ્ત્રો ફેંકતા હતા.[44-45] કેટલાએક યોદ્ધાઓ એ અગ્નિઓથી બળી જઈને શસ્ત્રોને છોડી દેતા હતા. કેટલાંએક પ્રાણીઓનાં નેત્રો એ ઘડાઓમાંથી પડેલા ધગધગતા અંગારાઓથી ફૂટી જતાં હતાં અને કેટલાએક લોકો સામાવાળાઓએ ઘડાઓમાંથી નાખેલાં ઝેરી પાણીથી ફાટી પડતા હતા.[46] વેગથી ઘૂમતા માતંગોરૂપી પર્વતોથી એ રણસંગ્રામ વ્યાપેલો હતો અને તે પ્રલયકાળ જેવો થયો હતો. તેમાં બાણોરૂપી ઉત્તમ જળોની વૃષ્ટિ કરનારા વીરોરૂપી મદોન્મત્ત મેઘો હતા અને એ મેઘોના વિલાસથી તેમાં કબંધરૂપી મોરો નૃત્ય કરતા હતા.[47]

नाराचवर्षवरवारिदवीरपूरमत्ताभ्रसंभ्रमसनृत्तकबंधबर्हीं । कल्पांतकाल इव वेगविवर्तमानमातंगशैलवलितोरणसंभ्रमोऽभूत् ॥ ४७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'સેનયોઃપ્રથમપાતવર્ણન' નામનો સર્ગ ૩૩મો સમાપ્ત**

# સર્ગ ૩૪મો×

## લોકોની ઉક્તિઓથી યુદ્ધના ચમત્કારનું વર્ણન

वसिष्ठ उवाच

अथ राज्ञां युयुत्सूनां भटानां मंत्रिणामपि ।
नभसः प्रेक्षकाणां च तत्रेमाः प्रोदगुर्गिरः ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! એ પ્રમાણે સંગ્રામ ચાલતો હતો, ત્યાં યુદ્ધ કરવાની ઇચ્છા ધરાવનારા રાજાઓ, યોદ્ધાઓ અને મંત્રીઓ તથા આકાશમાં જોવા ઊભેલા દેવાદિ લોકો વચ્ચે પરસ્પર નીચે પ્રમાણે જુદી જુદી વાતો થવા લાગી.[1] શૂર પુરુષોનાં મસ્તકોથી વ્યાપ્ત થયેલું આકાશ ચલાયમાન કમળોવાળા અને ઊડતાં પક્ષીઓવાળા સરોવર જેવું લાગે છે. આકાશમાં ઊડતાં આ માથાંઓ જાણે પક્ષીઓ ઊડતાં હોય અને જાણે તારાઓ ઊગ્યા હોય એવાં લાગે છે.[2] જુઓ, આ ખરા બપોર છે, છતાં આ વાદળાંઓ અને સૂર્યનાં કિરણો રુધિરના છાંટાઓના સમૂહરૂપી સિંદૂરથી ગતા થયેલા પવનોને લીધે જાણે સાયંકાળનાં હોય

× આ ચોત્રીસમા સર્ગમાં લોકોની વિચિત્ર ઉક્તિઓથી યુદ્ધના ચમત્કારનું વર્ણન કરવામાં આવશે.

એવાં જણાય છે.[3] હે ભગવન્‌ ! આ આકાશ ધાન્યનાં પરાળોથી કેમ ભરાઈ રહ્યું છે? ના,† આ પરાળો નથી; એ તો વીર પુરુષોનાં બાણોના સમૂહો છે. રણભૂમિના જેટલા રજકણો રુધિરથી ભિંજાય, તેટલાં હજાર વર્ષો સુધી શૂર લોકોને સ્વર્ગમાં વાસ થાય છે. બીશો નહિ, આ જે નીલકમળના જેવી કાંતિવાળાં દેખાય છે તેઓ ખડ્‌ગો નથી, પણ વીર પુરુષોને જોયા કરતી લક્ષ્મીના કટાક્ષો છે.[4–6] જુઓ,+ વીર પુરુષોનું આલિંગન કરવાને ઉત્કંઠિત થયેલી દેવાંગનાઓએ પોતાના નિતંબો ઉપર જે કટિમેખલાઓ પહેરી છે, તેમને કામદેવ હમણાં ઢીલી કરી નાખવા લાગ્યો છે.[7] શોભીતી* ચપળ ભુજલતાઓવાળી, રાતાં પલ્લવો સરખા હસ્તોવાળી, મંજરી જેવાં રસભર્યા નયનોવાળી, મદિરા પીવાથી આનંદ–સુગંધ પામેલી અને મધુર આલાપોથી ગાયનો કરતી નંદનવનની દેવીઓ હમણાં પોતાની પાસે તારું આગમન થશે, એમ માનીને નાચવા લાગી.[8-9] જેમ ગ્રામ્ય વનિતા દૃષ્ટિના ચાળાઓથી પોતાના વલ્લભને હૃદયમાં ભેદી નાખે છે, તેમ આ સેના કઠિન કુહાડાઓથી સામા સૈન્યને મધ્ય ભાગમાં ભેદી નાખે છે.[10] હાય ! હાય ! જેમ ગ્રહણનો સમય રાહુને સૂર્યની પાસે લઈ જાય છે, તેમ આ ભાલુ મારા પિતાના પ્રજ્વલિત કુંડળોવાળા માથાને સૂર્યની પાસે લઈ ગયુ.[11] અરે !× આ યોદ્ધો પગ સુધી લાંબી યંત્રરૂપ સાંકળમાં પરોવાઈને ભમતા બે મોટા પથરાઓવાળા 'ચિત્રદંડ' નામના ચક્રને વેગથી ફેરવ્યા કરે છે, એ ઊંચા હાથવાળો છે અને ચારે બાજુથી એ સેનાનો સંહાર કરે છે. એ યમ જેવો લાગે છે અને દક્ષિણ દિશામાંથી જ આવે છે; માટે ચાલો, આપણે જેમ આવ્યા છીએ તેમ જતા રહીએ.[12-13] જેમનાં તુરત કપાઈ ગયેલાં માથાંઓના ખાડાઓમાં કંકપક્ષીઓ ડૂબી જાય છે, એવાં આ કબંધો વાજાંઓના તાલ પ્રમાણે ઊછળીને નાચ્યા કરે છે. દેવતાઓની સભાઓમાં પરસ્પર વાતો ચાલી રહી છે, કે 'વીર લોકો આ લોકમાં ક્યારે આવશે ? શી રીતે આવશે ? કોણ કોણ આવશે ? અને શા નિમિત્તથી આવશે ?' અહો ! જેમ સમુદ્ર માછલાંઓના અને મગરોના સમૂહોવાળી આવેલી નદીઓને ગળી જાય છે, તેમ આ પ્રબળ યોદ્ધો મત્સ્યવ્યૂહોવાળી આ સેનાઓને ગળી જાય છે.[14–16] હાથીઓનાં ગંડસ્થળોમાં વ્યાપી જતી આ તીક્ષ્ણ ધારવાળાં બાણોની પંક્તિઓ શિખરોના સમૂહો ઉપર પડતી સંપૂર્ણ વૃષ્ટિઓ જેવી લાગે છે.[17] એક યોદ્ધો 'હાય ! ભાલુ મારા માથાને લઈ જાય છે,' એમ બોલવા જતો હતો, તેટલામાં તો તેનું માથું આકાશમાં જઈને 'હું જીવું છુ' એમ પક્ષીની પેઠે બોલ્યું અને તે લોકોના સાંભળવામાં આવ્યુ.[18] આ સેના ગોફણના પથરાઓના વરસાદથી આપણને દુઃખ દે છે, તેને બળાત્કારથી આંકડાની જાળમાં બાંધી લો.[19] આ અપ્સરા× પ્રથમ મનુષ્યયોનિમાં અમુક યોદ્ધાની સ્ત્રી હતી. એ ચોખ્ખા સુવર્ણની પેઠે શોભતી હતી અને તે યોદ્ધાની છાતી ઉપર જ મરી ગઈ હતી, તે હમણાં પોતાના પતિને શોધવા લાગી છે.[20] આ અપ્સરા પ્રથમ મનુષ્યયોનિમાં આ યોદ્ધાની સ્ત્રી હતી, તે હમણાં રણમાં મરાયેલા પોતાના પતિને કરચોલીઓથી તથા ધોળા કેશથી મુક્ત થઈ દિવ્યરૂપે આવેલો જોઈને તેને સ્વીકારી લે છે.[21] આકાશ સુધી ફેલાયેલી ભાલાંઓના સમૂહની આ કાંતિઓ જાણે વીર લોકોને સ્વર્ગમાં

– બાણોના સમૂહમાં ભ્રાંતિ થવાથી કોઈ પોતાના ગુરુને પૂછે છે.

† ગુરુ કહે છે.

+ આકાશમાં ઊભેલા લોકો વાતો કરે છે.

* એક વીર બીજા વીરને કહે છે.

× એક બીકણુ બીજા બીકણુને કહે છે.

× એક દેવ બીજા દેવને કહે છે.

ચઢવા માટેની પગથિયાંઓની પંક્તિઓ હોય એવી લાગે છે.[૨૨] હાય! હાય! જેમ મહાપ્રલયના સમુદ્રના કલ્લોલો મેરુપર્વતના સ્થળને તોડી નાખે છે, તેમ દૃઢ મુષ્ટિવાળા આ યોદ્ધાઓએ આપણા સૈન્યને તોડી નાખ્યું.[૨૩] અરે મૂઢ લોકો! આગળ વધીને યુદ્ધ કરો અને આ અધમૂઆ માણસોને અહીંથી લઈ જવા દો. અરે અધમો! આમ આપણા જ માણસો પડ્યા છે, તેમને પગના પ્રહારોથી કચરી નાખો નહિ[૨૪] જુઓ, આ યોદ્ધો ચોટલાને સરખો કરવામાં વ્યગ્ર થયેલી અને અત્યંત ઉત્કંઠાવાળી અપ્સરાઓના સમૂહની પાસે દિવ્ય શરીરથી પહોંચી ગયો છે![૨૫] હે સુંદરી![×] આ વીર ઘણે દૂરથી આવ્યો છે, માટે તું એને સોનાવર્ણાં પ્રફુલ્લ કમળોવાળા આકાશગંગાના કિનારાઓ ઉપર લઈ જા. અલી ઓ! તું એને ત્યાં સુંદર છાયાથી, શીતળ જળોથી અને શીતળ પવનોથી વિશ્રામ આપ[૨૬] અનેક આયુધો વાગવાથી તૂટેલાં અને રણકાર કરતાં આ કરોડો ભયંકર હાડકાંઓ આકાશના તારાઓની પેઠે ફેલાયેલાં છે.[૨૭] બાણોરૂપી પાણી વહેતી, ચક્રોરૂપ ચકરીઓવાળી અને ઘણા જીવોને તાણી જતી આ આકાશરૂપી મોટી નદીમાં પહાડો પણ કાદવના નાના લોંદા હોય એવું જણાય છે. ગ્રહોના માર્ગોમાં ભમતાં, આયુધોનાં કિરણોરૂપ નાળોવાળાં, ચોટેલી તલવારોરૂપ પાંખડીઓવાળાં, ભોંકાયેલાં ત્રિશૂળાદિ કાંટાઓવાળાં, પતાકાઓનાં વસ્ત્રોરૂપ કંદનાં અગોવાળાં, બાણોરૂપ ભમરાઓથી ભરાઈ ગયેલાં અને ચાલતા વાયુએ કંપાવેલાં વીરલોકોનાં મસ્તકોરૂપ કમળોએ આકાશને જાણે કમળસરોવર કરી દીધું છે.[૨૮–૩૦] જેમ કીડીઓ પર્વતમાં પેસી જાય અને જેમ સ્ત્રીઓ પુરુષની છાતીમાં પેસી જાય, તેમ બીકણ લોકો મરી ગયેલા હાથીઓના સમૂહમાં પેસી જાય છે.[૩૧] આ પવન વિદ્યાધરોની સ્ત્રીઓના કેશોને ઊંચા કરી નાખે છે અને એ સ્ત્રીઓને અપૂર્વ તથા ઉત્તમ રૂપવાળા, નવા સુંદર વરોનો સમાગમ મળવાને સૂચવતા શકુનોરૂપ થાય છે.[૩૨] છત્રો ઊડીને આકાશમાં ગયાં છે, તેથી ત્યાં ચંદ્રોનો સમૂહ ખડો થયો હોય એવું જણાય છે. વીરલોકોનો યશરૂપી ચંદ્ર પૃથ્વીમાં ખીલી રહ્યો છે, તે જાણે પૃથ્વીએ ધોળું છત્ર ઓઢ્યું હોય એવો લાગે છે.[૩૩] જેમ માણસ જાગ્રતના અંતમાં તુરત જ સ્વપ્નના નગરને પ્રાપ્ત થાય છે, તેમ આ યોદ્ધો મરણરૂપી મૂર્છાના અંતમાં તુરત જ પોતાના કર્મરૂપી કારીગરે રચેલા અમર શરીરને પ્રાપ્ત થયો છે.[૩૪] પ્રાણ લેવામાં જમને સંતોષ જ થયો નથી, એવાં ત્રિશૂળો, સાંગો, ઋષ્ટિઓ અને ચક્રો જાણે આકાશરૂપી સમુદ્રમાં રહેલાં માછલાં અને મગરાદિ પ્રાણીઓ હોય એવાં લાગે છે.[૩૫] બાણોથી કપાયેલું અને કલહંસ જેવાં ધોળાં છત્રોથી વ્યાપ્ત થયેલું આકાશ જાણે ઘણા કાળથી સંઘરી રાખેલાં પૂર્ણચંદ્રોનાં લાખો બિંબોથી વ્યાપ્ત થયેલું હોય એવું લાગે છે.[૩૬] આકાશમાં ઊડેલા અને સુંદર શબ્દો કરતા ચામરોએ, આકાશમાં વાયુએ ચલાયમાન કરેલા તરંગોના સમૂહને શોભાયમાન કરી મૂક્યો છે શસ્ત્રોથી કપાઈને આકાશમાં ગયેલાં છત્રો, ચામરો અને ધજાઓ જાણે આકાશરૂપી ખેતરોમાં ફેલાયેલી યશરૂપી શાળોની લતાઓ હોય એવાં લાગે છે. હે સૌમ્ય! જુઓ, જેમ આકાશમાં ચાલતાં તીડો સમીપમાં પ્રાપ્ત થતી ધાન્યોની લક્ષ્મીનો નાશ કરી નાખે છે, તેમ આકાશમાં ચાલતાં બાણો સમીપમાં આવતી સાંગોની વૃષ્ટિનો ક્ષય કરી નાખે છે. યોદ્ધાના મોટા બાહુદંડમાંથી આ જે ખડ્ગ છૂટ્યું છે, તે કઠિન કવચ ઉપર પડે છે અને તેથી થયેલો આ ધડાકો જાણે મૃત્યુએ ઉગ્ર હુંકાર કર્યો હોય એવો સંભળાય છે.[૩૭–૪૦] શસ્ત્રોરૂપી પ્રલયકાળના પવનોએ ઉડાડેલા અને ધોળા

× અપ્સરાની સખી અપ્સરાને કહે છે.

દંતૂશળોરૂપી ઝરણાંઓવાળા આ હાથીઓરૂપી પર્વતો આ સંગ્રામરૂપી પ્રલયકાળમાં ભાંગીને ભૂકો થઈ જાય છે.[૪૧] વીર પુરુષોના હાથનાં અને લેંઢાનાં કવચોરૂપી તાર ઉપર તલવારરૂપ હસ્તો અને કવચોરૂપ તારો ઉપર ખડ્ગોરૂપી દાંડીઓને ઘસાવાથી જે શબ્દો થાય છે, તેથી જાણે રણભૂમિમાં નાચતી કાળરાત્રિ વીણા બજાવતી હોય એવું લાગે છે.[૪૨] જુઓ, આ માણસો, હાથીઓ, ગધેડાઓ અને ઘોડાઓનાં શરીરોમાંથી લોહીના જે ધોધો નીકળે છે, તેમના છાંટાઓથી ભિંજાયેલા આ પવને સઘળી દિશાઓને રાતી કરી મૂકી છે.[૪૩] હાય! હાય! ચક્ર, સ્વામી, સારથિ અને અશ્વસાથેનું આ રથરૂપી નગર પૂરું સજ્જ છે, છતાં પોતાની ગતિ રોકાઈ જવાથી તે રુધિરના મોટા ખાડામાં આમતેમ ભમે છે.[૪૪] આકાશમાં પહોંચેલી બાણોની આ પંક્તિ જાણે કાલિકાના કાળા ચોટલામાં કળીઓની માળા હોય એવી લાગે છે અથવા તો જાણે તે શસ્ત્રોનાં કિરણભર્યાં વાદળાંમાં ચમકતી વીજળી હોય એવી લાગે છે.[૪૫] અપાર રુધિરોથી ખરડાયેલાં તથા ધરતી પર પડેલાં આયુધોરૂપ જ્વાળાઓથી વ્યાપ્ત થયેલુ આ મોટું સ્થળ જાણે અગ્નિનો લોક હોય એવુ લાગે છે.[૪૬] ભુશુંડી, સાંગ, ત્રિશૂળ, તલવાર, મુસળ અને પ્રાસ એની વૃષ્ટિઓ સામસામી છેદાવાભેદાવાથી વીર લોકોના હાથમાંથી પડી ગઈ છે.[૪૭] સ્વપ્નમાં પ્રતીત થયેલા પદાર્થોનો કેવળ જાગ્રતના આવેશથી નાશ થતો જોઈ રહેલી આત્મબુદ્ધિને જેમ સ્વપ્ન સમજાય છે, તેમ ઘણા પ્રબળ યોદ્ધાઓને એક શૂરવીર યોદ્ધાએ મારી નાખવાથી એ યોદ્ધો ક્રોધના આવેશને લીધે આ કૃત્યને રાક્ષસી માયારૂપે જોઈ યુદ્ધને એક સ્વપ્ન જેવું સમજવા લાગ્યો.[૪૮] ત્યાં કેવળ મારામારીના શબ્દો સભળાયા કરે છે, એ સિવાય બીજા શબ્દો સંભળાતા નથી. તેથી જાણે રણભૂમિમાં ઘણું લોહી મળવાથી રાજી થયેલો કોઈ ભૈરવ ગાતો હોય એમ જણાય છે.[૪૯] કપાયેલાં છત્રોરૂપી તરંગોવાળા આ રણભૂમિરૂપી સમુદ્ર એકબીજાના પ્રહારથી ભાંગી પડેલાં આયુધોના પુષ્કળ ભૂકાથી ભરાઈ જવાને લીધે જાણે રેતીમય થઈ ગયો હોય એવો લાગે છે.[૫૦] આ પ્રલયકાળ જેવા સમયમાં આ રણભૂમિરૂપી પર્વત અત્યંત મધુર અને પ્રસરેલા એવા તૂરીઓના અવાજના પડધાઓથી લોકપાળોના લોકોને પણ પૂરી દે છે અને જાણે ઉગ્રતાવાળી બન્ને સૈન્યરૂપી પાંખોના દૃઢ વેગથી તે આકાશમાં ઊડવાને તત્પર થયો હોય એવો લાગે છે.[૫૧] ટંકાર કરનારી દોરીએ પ્રેરેલાં અને શબ્દો કરતાં બાણો આ કઠિન કવચો ઉપર પડ્યા છતાં પણ તેમને ભેદી શકતાં નથી। પછી એ કવચોમાંથી ઊડેલી સ્પષ્ટ વીજળી જેવી જ્વાળાઓથી તપી જઈને તેઓ પાછાં વળે છે અને પર્વતોની શિલાઓને પણ કાપીને ઉડાવી દે છે. આમ એ બાણોએ જોઈતું કામ કર્યું નહિ અને પાછળથી નહિ જોઈતું મોટું કામ કર્યું । હાય હાય તેમને ધિક્કાર છે.[૫૨] હે નિરાશ થયેલા મિત્ર। હવે હું હિતકારી વાત કહું છું, તે સાંભળ. પ્રજ્વલિત અગ્નિથી ચળકી રહેલાં શત્રુઓનાં આ બાણોએ આપણાં શરીરોને તોડી નાખ્યાં નથી, તે પહેલાં ચાલ, આપણે અહીથી નાસીને જતા રહીએ. કારણકે આ દિવસનો ચોથો પહોર યમરાજના જમણવારના વારા જેવો ચાલે છે.[૫૩]

छिन्नेच्छाच्छमिति न यावदंगभंगं कुर्वंतो
ज्वलदनलोज्ज्वलाः पृषत्काः। तावद्द्राग्द्रुतमिति
एहि मित्र यामो यामोऽयं प्रवहति वासरश्चतुर्थः॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'રણપ્રેક્ષકજનોક્તિ-વર્ણન' નામનો સર્ગ ૩૪મો સમાપ્ત

# સર્ગ ૩૫મો*

## યુદ્ધનું વર્ણન

### वसिष्ठ उवाच

**अथ प्रोड्डयनोद्युक्ततुरंगमतरंगकः ।
उत्तांडव इवोन्मत्तो बभूव स रणार्णवः ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યા:** પછી જેમાં ઘોડાઓરૂપી તરંગો ઊછળવા લાગ્યા હતા એવો એ યુદ્ધરૂપી સમુદ્ર જાણે ઉન્મત્ત થયો હોય અને બહુ જ નાચતો હોય એવો દેખાવા લાગ્યો.[૧] એ સમુદ્રમાં ધોળાં બાણોરૂપી નાનાં માછલાંઓ છત્રોરૂપી ફીણમાં વિશ્રામ લેતાં હતાં અને એમાં સર્વ ભાગોમાં ઘોડાઓનાં સૈન્યોરૂપી પ્રબળ કલ્લોલ ઊછળી રહ્યા હતા.[૨] અનેક આયુધોરૂપી નદીએ ખેંચી આણેલાં સૈન્યોરૂપી વૃક્ષો, ત્યાં ભ્રમણ કરતાં હતાં અને મદોન્મત્ત હાથીરૂપી મોટા પર્વતો, અંદરના ભાગમાં ચલાયમાન થતા હતા. ચળકતાં ચક્રોરૂપી ચકરીઓમાં યોદ્ધાઓનાં મસ્તકોરૂપી ખડ ધૂમરીઓ ખાતાં હતાં અને ધૂળરૂપી વાદળાંઓ ખડ્ગોની કાંતિરૂપી જળને પીતાં હતાં.[૩-૪] મકરવ્યૂહરૂપી મગરના ઝપાટાથી પ્રબળ યોદ્ધાઓરૂપી વાહનો ભાંગી જતાં હતાં અને પર્વતોની ઘન ગુફાઓમાં થતા ભારે ગડગડાટના મોટા પડઘા ઊઠી રહ્યા હતા. મરેલા માણસોરૂપી માછલાંઓનાં ઉદરોમાંથી બાણોના ટુકડાઓરૂપ ઝીણાં ઈંડાં નીકળતાં હતાં અને પતાકાઓરૂપી નાના તરંગો શસ્ત્રોરૂપી મોટા તરંગોથી છેદાઈ જતા હતા.[૫-૬] શસ્ત્રોરૂપી જળમાં રુધિરનાં કાળાં કૂંડાળાંરૂપી નાની ચકરીઓ દેખાતી હતી અને યોદ્ધાઓરૂપી તિમિ અને તિમિંગિલો (મોટા મગરની જાતો) મોટા આડંબરથી ફરતા હતા.[૭] યોદ્ધાઓએ પહેરેલાં લોઢાનાં કવચોરૂપી કાળાં પાણી ત્રાસ આપતાં હતાં અને કબંધોનાં ભ્રમણરૂપી જળની રેખાઓમાં યોદ્ધાનાં આભરણરૂપી રત્નો જોવામાં આવતાં હતાં.[૮] બાણોની વૃષ્ટિરૂપી ટપકતા ઝાકળથી દિશાઓમાં અંધકાર વ્યાપી રહ્યો હતો અને ત્યાં સઘળા શબ્દોને ઢાંકી દેનારો પ્રબળ ઘોંઘાટ જામી રહ્યો હતો.[૯] ત્યાં આકાશમાં માથાંઓના ટુકડાઓરૂપી છાંટાઓ ઊડતા હતા અને ઊડીઊડીને વળી પાછા પડતા હતા. ત્યાં ચક્રવ્યૂહોરૂપી ચકરીઓમાં યોદ્ધાઓરૂપી કાષ્ઠો ધૂમરી ફરતાં હતાં.[૧૦] ભયંકર શબ્દવાળાં ધનુષોરૂપી પાણીના વેગથી ત્યાં યોદ્ધાઓનાં અંગોરૂપી સર્પોનાં શરીરો તૂટી જતાં હતાં અને યોદ્ધાઓરૂપી મોટા કલ્લોલો જાણે નિઃશંક રીતે છેક પાતાળમાંથી ઊછળતા હોય એવા લાગતા હતા.[૧૧] પતાકાઓ તથા છત્રોરૂપી ફીણના પુંજો વેગથી ત્યાં વારંવાર જવા—આવવા લાગ્યા હતા અને વહેતી લોહીરૂપી નદીના વેગથી રથોરૂપી વૃક્ષો અંદર ચાલ્યાં જતાં હતાં.[૧૨] ત્યાં ઘણા રુધિરરૂપી જળના પરપોટાઓ હાથી જેવડા થઈ પડતા હતા અને સેનારૂપી પ્રવાહમાં ઘોડાઓ તથા હાથીઓરૂપી જળચરો ઊછળતા હતા.[૧૩] એ સંગ્રામ લોકોને ગંધર્વનગરની પેઠે આશ્ચર્ય ઉપજાવતો હતો. એ યોદ્ધાઓના પગના ધબાકાને લીધે ત્યાં પ્રલયકાળના જેવો ભૂકંપ થતો હતો અને તેથી એ સંગ્રામરૂપી પહાડ કંપી ઊઠતો હતો.[૧૪] એ પહાડમાં માથાંઓરૂપી પક્ષીઓ ઊડતાં હતાં, હાથીઓની ઘટારૂપી શિખરો પડી જતાં હતાં અને ત્યાં ભીરુરૂપી મૃગો ત્રાસને લીધે ઘુગ્ઘુગ શબ્દ કરતાં હતાં.[૧૫] ત્યાં ઊડતાં બાણોરૂપી તીડોથી યોદ્ધાઓરૂપી વૃક્ષો જર્જરિત થઈ જતાં હતાં, ઘોડાઓરૂપી શસ્ત્રો ઊછર્યા કરતાં હતાં અને પથરાયેલાં બાણોરૂપી વનની પૃથ્વી ભારથી નમી જતી હતી.[૧૬] માખીઓરૂપી ભમરાઓ ત્યાં ગુંજારવ કરતા હતા અને નૂરીઓરૂપી મોટી

* આ પાંત્રીસમા સર્ગમાં સંગ્રામને સમુદ્રનું, પર્વતનું અને પ્રલયકાળનું રૂપ આપીને વર્ણન કરવામાં આવશે.

ગુફાઓમાંથી ભારે શબ્દો નીકળ્યા કરતા હતા. ત્યાં સૈન્યોરૂપી તથા ઊડતી ધૂળરૂપી વાદળાં ઘણી વાર સુધી જોવામાં આવતાં હતાં અને ત્યાં યોદ્ધાઓરૂપી સિંહો આળોટતા હતા. યોદ્ધાઓરૂપી શિખરોમાંથી ત્યાં લોહીરૂપી જળના ધોધ પડ્યા કરતા હતા. મોટામોટા રથોરૂપી વૃક્ષો પડી જતાં હતાં અને ત્યાં તલવારોરૂપી ગેંડાઓ તપી જતા હતા.[૧૭,૧૮] ત્યાં લોકોનાં પગલાંરૂપી પુષ્પો ખીલી રહ્યાં હતાં; પતાકાઓ તથા છત્રોરૂપી વાદળાંઓ લાગી રહ્યાં હતાં અને લોહીના પ્રવાહરૂપી નદીઓના પૂરમાં હાથીઓ ગર્જના કરીને પડતા હતા. જગતનો ગ્રાસ કરવામાં તત્પર થયેલા એ યુદ્ધરૂપી પ્રલયકાળમાં ધજાઓ, છત્રો, પતાકાઓ તથા રથોરૂપી નગરોની ભારે ઊથલપાથલ થતી હતી.[૧૯,૨૦] ત્યાં ઊડતાં નિર્મળ શસ્ત્રોરૂપી ઘણા સૂર્ય ઊગ્યા હતા અને મરી જવાના ભયરૂપ પ્રબળ દુઃખને લીધે સર્વ લોકોનાં અંતઃકરણો તપી ગયાં હતાં. ત્યાં ધનુષ્યોરૂપી 'પુષ્કરાવર્તક' નામના મેઘોમાંથી નિરંતર બાણોરૂપી જળની ધારાઓ પડ્યા કરતી હતી અને શિલા ઉપર સજેલી ખડ્ગોની ધારાઓરૂપી વીજળીઓ આકાશને ઘેરી વળી હતી. ત્યાં કપાઈ ગયેલાં પ્રાણીઓના લોહીના પૂરરૂપ સમુદ્રમાં હાથીઓરૂપી મોટા પર્વતો ડૂબી જતા હતા અને આકાશમાં ફેલાયેલા રુધિરના કણોરૂપ તારાઓ ત્યાંથી પડીને પૃથ્વી ઉપર પડતા હતા. ચક્રોની પરંપરારૂપી વાદળાંઓનાં ભ્રમણથી આકાશના સર્વે અવયવો પુરાઈ ગયા હતા અને સૈન્યોના ભાગોરૂપી ભુવનો અસ્ત્રોરૂપ કલ્પાંત-અગ્નિથી બળી જતાં હતાં[૨૧-૨૪] શસ્ત્રોરૂપી વરસાદના ચમકારરૂપી વીજળીથી પૃથ્વી અને પર્વતો ઢંકાઈ જતાં હતાં અને મોટા હાથીઓરૂપ પર્વતો પડવાથી લોકો છૂંદાઈ જતા હતા.[૨૫] બાણોની ધારાઓરૂપ ગાઢાં વાદળાંઓના સમૂહોથી પૃથ્વી અને આકાશ જાણે એક થઈ ગયાં હોય એવાં લાગતાં હતાં અને મોટા સૈન્યોરૂપી સમુદ્રોના સામસામા પ્રબળ વેગ વધવાથી લોકોમાં નાસભાગ થઈ રહી હતી.[૨૬] પ્રબળ પવનોની ચકરીઓરૂપ જળના સર્પો જોવામાં આવતા હતા અને એકબીજાને કાપી નાખવામાં સજ્જ થયેલાં શસ્ત્રોરૂપી ઉત્પાતો ઊઠ્યા હતા.[૨૭] પરસ્પરના વેગથી કપાઈ જવાને લીધે શબ્દો કરતાં, પ્રદીપ્ત અને દશે દિશાઓમાં ભ્રમણ કરતાં ત્રિશૂળ, તલવાર, ચક્ર, બાણ, સાંગ, ગદા, ભુશુંડી અને પ્રાસ આદિ સો કડો શસ્ત્રો દશે દિશાઓમાં ધૂમાધૂમ કરતાં હતાં તથા એકબીજા સાથે ભટકાઈને અને કપાઈને કડાકા કરતાં હતાં. ત્યાં એ અગ્નિ જેવાં તીક્ષ્ણ શસ્ત્રો પ્રલયકાળના પવનથી ઊડતાં વૃક્ષો આદિ પદાર્થો જેવાં લાગતાં હતાં.[૨૮]

शूलासिचक्रशरशक्तिगदाभुशुंडीप्रासादयो विदलनेन मिथो ध्वनंतः । दीप्ता अधुर्दश दिशः शतशो भ्रमंतः कल्पांतवातपरिवृत्तपदार्थलीलाम् ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'યુદ્ધનું વર્ણન' નામનો સર્ગ ૩૫મો સમાપ્ત

## सर्ग ३६मो*

### દ્વંદ્વયુદ્ધનું વર્ણન તથા સહાયક રાજાઓ અને દેશોનાં નામ

वसिष्ठ उवाच

अथ शृंगोपमानेषु स्थितेषु शरराशिषु ।
सर्वभीरुषु भग्नेषु विद्रुतेषु दिशो दश ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : એ પ્રમાણે સંગ્રામ ચાલ્યો ત્યારે પૃથ્વી ઉપર પડેલાં બાણોના સમૂહો પર્વતોનાં શિખરો જેવાં ઊંચાં થઈ ગયાં અને હારી ગયેલા સર્વે બીકણ લોકો દશે દિશામાં નાસવા લાગ્યા.[૧] ત્યાં હાથીઓનાં શબોરૂપી પર્વતો ઉપર

* આ છત્રીસમા સર્ગમા દ્વંદ્વયુદ્ધનુ વર્ણન કરવામાં આવશે અને બંને રાજાઓની સેનાઓમા સહાયતા દેવા સારુ જે જે દેશના રાજાઓ આવ્યા હતા, તે તે દેશોના નામો આપવામા આવશે.

વાદળાંઓની પંક્તિઓ બેસવા લાગી અને યક્ષો, રાક્ષસો તથા પિશાચો રુધિરના સમુદ્રમાં ક્રીડા કરવા લાગ્યા.[૨] ત્યારે ધર્મનિષ્ઠ, શીલવાન, સત્ત્વશાળી, શુદ્ધ કુળના કમળરૂપ અને પાછી પાની ન કરનારા મોટામોટા વીર પુરુષો મેઘની જેમ ગર્જના કરતા હતા અને એકબીજાને ગળી જવા તૈયાર થયા હોય, તેમ તેઓ દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યા. જેમ બે નદીઓનાં પૂર સામસામાં મળે, તેમ તે વીર લોકો ત્યાં સામસામા મળ્યા.[૩] જેમ પાંજરાની સાથે પાંજરું મળે અને વનવાળો પર્વત વનવાળા પર્વતની સાથે મળે, તેમ ત્યાં હાથીઓનો સમૂહ બળપૂર્વક હાથીઓના સમૂહની સાથે ભેટ્યો. જેમ ઘોષ કરતા તરંગોના સમૂહની સાથે સામા તરંગોનો સમૂહ ભેટે, તેમ હણહણાટી કરતા ઘોડાઓના સમૂહની સાથે, સામા ઘોડાઓનો સમૂહ ભેટ્યો.[૪-૬] જેમ પવનથી ડોલતો વાંસનો સમૂહ પવનથી ડોલી રહેલા સામા વાંસના સમૂહની સાથે ભેટે, તેમ શસ્ત્રધારી પાયદળોનો સમૂહ સામા પાયદળોના સમૂહની સાથે ભેટ્યો.[૭] જેમ દૈવગતિથી ઊડેલું અસુરોનું નગર બીજા તેવા નગરની સાથે ભેટીને ભીંસાય, તેમ રથોનો સમૂહ સામા રથોના સમૂહની સાથે ભેટીને સંપૂર્ણ રીતે ભીંસાવા લાગ્યો.[૮] આકાશને પણ ઢાંકી નાખે એવી ધનુર્ધારી લોકોની સેના, એવી રીતે યુદ્ધ કરવા લાગી હતી, કે ફેંકવામાં આવતાં અનેક બાણોની વૃષ્ટિથી આકાશમાં વાદળાંઓના જેવી અપૂર્વ રચના થઈ જાય. પોતાનાં આયુધો કરતાં જુદા પ્રકારનાં આયુધોવાળાઓની સાથે લડવાનું આવ્યું, ત્યારે કેટલાએક યોદ્ધાઓ મનમાં ભડકી ગયા અને એ રણરૂપી પ્રલયકાળના અગ્નિમાંથી યુક્તિ કરીને નાસી જવા લાગ્યા.[૯-૧૦] તે વખતે ચક્રવાળાઓની સાથે ચક્રવાળાઓ, ધનુષવાળાઓની સાથે ધનુષવાળાઓ, ખડ્ગવાળાઓની સાથે ખડ્ગવાળાઓ અને ભુશુંડીવાળાઓની સાથે ભુશુંડીવાળાઓ યુદ્ધ કરવા લાગ્યા.[૧૧] ત્યારે મશાલવાળાઓની સાથે મશાલવાળાઓ, ભાલાવાળાઓની સાથે ભાલાવાળાઓ, ઋષ્ટિવાળાઓની સાથે ઋષ્ટિવાળાઓ અને પ્રાસવાળાઓની સાથે પ્રાસવાળાઓ લડવા લાગ્યા.[૧૨] તે સમયે મુદ્‌ગરવાળાઓની સાથે મુદ્‌ગરવાળાઓ, ગદાવાળાઓની સાથે ગદાવાળાઓ, સાંગવાળાઓની સાથે સાંગવાળાઓ અને ત્રિશૂળવાળાઓની સાથે ત્રિશૂળવાળાઓ યુદ્ધ ખેલવા મચ્યા.[૧૩] ત્યાં પ્રાસવાળાઓની સાથે પ્રાસવાળાઓ, ફરશીવાળાઓની સાથે ફરશીવાળાઓ, લાકડીઓવાળાઓની સાથે લાકડીઓવાળાઓ અને પથરાવાળાઓની સાથે પથરાવાળાઓ રણભેટ લેવા મંડ્યા.[૧૪] ત્યારે પાશવાળાઓની સાથે પાશવાળાઓ, ખીલાવાળાઓની સાથે ખીલાવાળાઓ, છરીવાળાઓની સાથે છરીવાળાઓ અને ભિંદિપાલવાળાઓની સાથે ભિંદિપાલવાળાઓ ઝૂઝવા લાગ્યા.[૧૫] તે વખતે વજ્રમુષ્ટિથી લડનારાઓ સાથે વજ્રમુષ્ટિથી લડનારાઓ, અંકુશવાળાઓની સાથે અંકુશવાળાઓ, હળવાળાઓની સાથે હળવાળાઓ અને ત્રિશૂળવાળાઓની સાથે ત્રિશૂળવાળાઓ યુદ્ધ કરવા લાગ્યા.[૧૬] ત્યાં લોઢાની કાળી સાંકળોવાળાઓની સાથે તેવી સાંકળોવાળાઓ અને લોઢાની કાળી જાળવાળાઓની સાથે તેવી જાળવાળાઓ લડવા લાગ્યા. કલ્પાંત સમયને લીધે ક્ષોભ પામેલાં સમુદ્રનાં મોજાંઓ જેમ સામસામાં અથડાય, તેમ એ વીર લોકો ત્યારે કોપ કરીને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. ફર્યા કરતાં ચક્રોરૂપી ચકરીઓવાળું, બાણોરૂપી ઘેરા પવનવાળું અને શસ્ત્રોરૂપી ભ્રમણા કરતા મગરોવાળું આકાશ જાણે પ્રલયકાળના સમુદ્રની પેઠે તે સમયે શોભી રહ્યું હતું.[૧૭-૧૮] એ અંતરિક્ષરૂપી સમુદ્રમાં આયુધોરૂપી કલ્લોલો ઊછળી રહ્યા હતા અને તેથી પક્ષીઓરૂપી જળચરો વ્યાકુળ થઈ ગયાં હતાં; એવો એ અંતરિક્ષરૂપી સમુદ્ર

દેવતાઓને પણ દુસ્તર થઈ પડ્યો હતો.[૧૯] પોતપોતાની સેનાઓની મધ્યમાં ઊભા રહીને વિદૂરથરાજાએ તથા સિંધુરાજાએ એવી ગોઠવણ કરી હતી, કે તેથી વિદ્યા, બુદ્ધિ, બળ, શૌર્ય, અસ્ત્રો, ઘોડાઓ, રથો અને ધનુષ્યો એ આઠ સાધનોની દિવ્ય સંપત્તિવાળા બને સૈન્યના લોકોમાંથી અર્ધા લોકો યુદ્ધ કર્યા વિના ઊભા રહે અને અર્ધા લોકો આવેશપૂર્વક દ્વન્દ્વયુદ્ધ કરે.[૨૦] લીલાના પતિ પદ્મરાજના અવતારરૂપ વિદૂરથરાજાના પક્ષમાં તેના તાબાના મધ્યદેશ આદિ દેશોમાંથી જે જે દેશના રાજાઓ મદદ માટે આવ્યા હતા તે જણાવવા માટે અને તે તે દેશો કઈ કઈ દિશાઓમાં છે તે જણાવવા માટે, હું દિશાઓનાં અને દેશોનાં નામ કહું છુ, તે તમે સાંભળો.[૨૧] કોસલ, કાશી, માગધ, મૈથિલ, ઉત્કલ, મેખલ, કર્કર, મુદ્ર, સગ્રામશૌંડક, મુખ્ય, હિમ, રુદ્રમુખ્ય, તામ્રલિપ્ત, પ્રાગૂજ્યોતિષ, વાજિમુખ, અંબષ્ઠ, પુરુષાદક, વર્ણકોષ્ઠ, વિશ્વોત્ર, આમમીનાશન, વ્યાઘ્રવક્ત્ર, કિરાત, સૌવીર અને એકપાદક એટલા દેશો અને માલ્યવાન, શિબિ, આંજન, વૃષલ, ધ્વજ, પદ્માન્ય તથા ઉદયાચળ એ પર્વતો પૂર્વ દિશામાં તેના તાબામાં હતા.[૨૨–૨૫] ચેદિ, વત્સ, દાશાર્ણ, અંગ, વંગ, ઉપવંગક, કલિંગ, પુંડ્ર, જઠર, વિદર્ભ, મેખલ, શબરાનન, વર્ણ, કર્ણાત્રી, પુરપૂરક, કંટકસ્થળ, દીપકકોમળ, કર્ણાધ્ર, ચૌલિક, ચાર્મણ્વત, કાકક, હેમકુડ્ય, શ્મશ્રુધર, બલિગ્રીવ, મહાગ્રીવ, કિષ્કિંધ અને નલિકેર એટલા દેશો અને વિંધ્યાચળ આદિ પર્વતો અગ્નિ ખૂણામાં તેના તાબામાં હતા.[૨૬–૨૯] વિંધ્યાચળ, કુસુમાપીડ, મહેંદ્ર, દર્દુર, મલય તથા સૂર્યવાન એટલા પર્વતો તેમજ રાજ્યસમૃદ્ધક, અવંતી, શાંબવતી, દશપૂર, કથા, ચક્ર, રોષિકાતુર, કચ્છપ, વનવાસ, ઉપગિરિ, ભદ્રગિરિ, નાગર, દંડક, ગણરાષ્ટ્ર, નૃરાષ્ટ્ર, સાહ, શૈત્ર, આર્ય્યમૂક, કર્કોટ, વનબિબિલ, પંપાનિવાસી, કરક, કર્કવિરક, સ્વૈરિક, યાસિક, ધર્મપત્તન, પંજિક, કાશિક, તૃણખલ્લૂલ, યાદ, તામ્રપર્ણક, ગોનર્દ, કનક, દીનપત્તન, તામ્રીક, દંભરાકીર્ણ, સહકારૈણક, વૈતુંડક, તુંબવન, લાજિન, દ્વીપકર્ણિક, કર્ણિકાભ, શિબિ, કૌંકણ, ચિત્રકૂટક, કર્ણાટ, મંટવટક, મહાકટકિક, આંધ્ર, કોલગિરિ, આવંતિક, વિચેરિક, ચંડાયત્ત, દેવનક, ક્રૌંચ, વાહ, શિલા, ક્ષારોદ, ભોનંદ, મર્દન, મલય, ચિત્રકૂટશિખર અને લંકા, એટલા દેશો દક્ષિણ દિશામાં એ લીલાના પતિ વિદૂરથના તાબામાં હતા.[૩૦–૩૯] મહારાજ્ય, સુરાષ્ટ્રક, સિંધુ, સૌવીર, શૂદ્ર, આભિર, દ્રવિડ, કીકટ, સિદ્ધખંડ, કાલિરુહ, બાહ્લીક, માર્ગણ, વંત, ધૂમ્ર, તુંબક, લાજગણ, ગિરિવાસી, અબ્ધિતોક અને નિયુત એટલા દેશો અને હેમગિરિ, રૈવતક, જયકચ્છ તથા મયવર એટલા પર્વતો નૈર્ઋત્યખૂણામાં એ લીલાપતિના રાજ્ય તળે હતા. પર્વતોમાં યવન લોકો જ રહેતા હતા. હવે વિદૂરથરાજાના શત્રુ સિંધુરાજના રાજ્ય નીચે જે દેશો હતા તેમનાં નામો કહું છું તે સાંભળો. મણિમાન, કુશપર્ણ, વન, અર્કહ, મેઘભવ, ચક્રવાન, અસ્તાચળ, મોતીમય તથા મણિમય પૃથ્વીવાળો મહેંદ્ર અને સેંકડો નાના પર્વતોથી વીંટાયેલો રથાક્ષ એટલા મોટા પર્વતો અને દર્શના તથા બ્રાહ્મણોના કાળરૂપ પંચજન, ભારક્ષતથ, પારક, શાંતિક, શૈબ્ય, રમરક, યાચ્છ, ગુરુત્વ, નિયમ, હૈહય, સુહ્ય, ગાય, તાજિક, હૂણક, દક્ષિણના તથા ઉત્તરના કતક દેશના પડખાના બેકર્ક, ગિરિપર્ણ તથા અવમ એટલા દેશો પશ્ચિમ દિશામાં તેના રાજ્ય તળે હતા. પશ્ચિમ દિશાના એ ઘણાખરા દેશો ધર્મની મર્યાદાઓથી રહિત અને મ્લેચ્છજાતિના જ નિવાસરૂપ હતા.[૪૦–૪૮] સઘળા દેશો પછી બસો યોજનની નિર્જન પૃથ્વી અને તે પછી ઉપર કહેલા 'મહેંદ્ર' અને 'રથાક્ષ' નામના બે પર્વતો હતા. એ

પર્વતો પછી ભયંકર મહાસમુદ્ર હતો અને તે સમુદ્રને કિનારે 'પારિયાત્ર' નામનો પર્વત હતો. એ સઘળું એ રાજ્યના તાબામાં જ હતું.[૪૯-૫૦] ગિરિમતિ, વેણુપતિ, નરપતિ, ફલ્ગુણક, માંડવ્ય, અનેકનેત્રક, પુરુકુંદ, પાર, ભાનુમંડળ, ભાવન, વન્હિમલ્લ, નલિન, જેમાં રહેનારાઓનાં કેશ, અંગો તથા બાહુઓ લાંબાં થાય છે એવો દીર્ઘદેશ, રંગ, સ્તનિક, અન્ય, ગુરુડ, ચલુહ અને ગાયોને, બળદોને તગા સંતાનોને ખાઈ જનારી સ્ત્રીઓનો દેશ (સ્ત્રીરાષ્ટ્ર), એટલા દેશો વાયવ્ય ખૂણામાં તેના રાજ્ય નીચે હતા. હિમાલય, ક્રૌંચ, મધુમાન, કૈલાસ, વસુમાન અને મેરુ એટલા પર્વતો અને મદ્ર, વારેવ, યૌધેય, માલવ, શૂરસેનક, રાજન્ય, અર્જુનાતનય, ત્રિગર્ત, એકપાદ, શૂદ્ર, મવલ્લ, સ્વસ્તવાસી, અબળ, પ્રબળ, શાક, ક્ષેમધૂર્તિ, દશધાન, ગાવસન્ય, દંડ, હન્યસન, ધાનક, સરક, વાટધાન, અંતરદ્વીપ, ગાંધાર, અવંતિ, સુર, તક્ષશિલા, વીલવ, ગોધની, પુષ્કરાવર્તના પેટામાં આવેલો યશોવતી, નાભિમતી, તિક્ષા, કાલવર, કાહકનગર, સુરભૂતિપુર, રતિકાદર્શ, અંતરાદર્શ, પિંગલ, પાંડવ્ય, યામુન, યાતુધાનક, માનવ, નાંગન, હેમતાલ અને સ્વસ્વમુખ એટલા દેશો ઉત્તર દિશામાં તેના રાજ્ય નીચે હતા. એ દેશો પછી ઉપર કહેલા હિમાલય, વસુમાન, ક્રૌંચ અને કૈલાસ એ ચાર પર્વતો હતા.[૫૦-૬૨] તે પછી જનવસ્તી વિનાની આઠ હજાર યોજનની પૃથ્વી હતી. કાલુત, બ્રહ્મપુત્ર, કુણિંદ, ખદિન, માલવ, રંધ્રરાજ્ય, વન, રાષ્ટ્ર, કેડવસ્વ, સિંહપુત્ર, વામન, સાવાકચ્ય, અપલ, વહ, કામિર, દરદ, અભિસાસદ, જાર્વાક, પલોલ, કુવિ, કૌતુક, કિરાત, યામુપાત અને દીન એટલા દેશો ઈશાન ખૂણામાં તેના રાજ્ય નીચે હતા. તે પછી એ દિશામાં સોનાની પૃથ્વી, તે પછી ઘણી શોભાવાળી દેવસ્થળના ઉપવનની પૃથ્વી, તે પછી વિશ્વાવસુનું ઉત્તમ મંદિર, તે પછી કૈલાસની પૃથ્વી અને તે પછી વિદ્યાધરોનાં તથા દેવતાઓનાં વિમાન જેવી પૃથ્વીવાળો 'મંજુવન' નામનો પર્વત હતો.[૬૩-૬૭]

देवस्थलोपवनभूस्तदनूदितश्रीर्विश्वावसोस्तदनु मंदिरमुत्तमं च । कैलासभूस्तदनु मंजुवनश्च शैलो विद्याधरामरविमानसमानभूमिः ॥ ६७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'જનપદવર્ણન' નામનો સર્ગ ૩૬મો સમાપ્ત**

## સર્ગ ૩૭મો×

### દ્વંદ્વયુદ્ધમાં યોદ્ધાઓનો જય–પરાજય

**वसिष्ठ उवाच**

रणे रभसनिर्लूननरवारणदारुणे ।
अहं पूर्वमहं पूर्वमिति वृंदानुपातिनि ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : એ રણસંગ્રામમાં માણસો તથા હાથીઓ તુરતાતુરત કપાઈ જવાથી દારુણતા જામી રહી હતી અને યોદ્ધાઓ 'હું પહેલો, હું પહેલો' એમ બોલીને સૈન્યો ઉપર તૂટી પડતા હતા.[૧] ત્યારે જેમ પતંગિયાં અગ્નિમાં જોશભેર પડીને ભસ્મ થઈ જાય છે, તેમ ઉપર કહેલા અને બીજા યોદ્ધાઓ પ્રયત્નપૂર્વક એ રણઅગ્નિમાં પડીને ખાખ થઈ જતા હતા.[૨] આ યુદ્ધમાં વિદૂરથ રાજાના પક્ષમાં મધ્યદેશની અંદરના બીજા પણ કેટલાએક દેશોના રહેવાસીઓ હતા. એમનાં નામો મેં તમને કહ્યાં નથી; તો તે હું કહું છું, તમે સાંભળો.[૩] તદેહિક, શૂરસેન, ગુડ, અશ્વધ, નાયક, ઉત્તમજ્યોતિ, ભદ્ર, મદ, સંધ્યમિક આદિ, સાલૂ, કદોઘ, માલ્લાસ્ય, દૌર્જેય, પિપ્પલાયન, માંડવ્ય, પાંડુનગર, સૌગ્રીવાઘ, ગુરગ્રહ, પારિયાત્ર, કુરાષ્ટ, યામુન, ઉદુંબર, રાજ્યાક, ઉજ્જિહાન, કાલકોટિક, માથુર, પાંચાલ, ધર્મા-

× આ સાડત્રીસમા સર્ગમાં મધ્યદેશની અંદરના દેશોનાં નામો અને દ્વંદ્વયુદ્ધમાં તે તે દેશના રહેનારા લોકોનો જય–પરાજય કહેવામાં આવશે.

રણ્ય, ઉત્તરદક્ષિણ, પાંચાલક, કુરુક્ષેત્ર અને સારસ્વત ઇત્યાદિ દેશોના ઘણાઘણા લોકો વિદૂરથ રાજાના સૈન્યમાં હતા.[૪–૭] ત્યાં કુંતિદેશના અને પાંચનદ દેશના લોકોએ ફેંકેલાં શસ્ત્રોથી ભાંગી જતી અને ધ્રૂજી ઊઠતી અવંતિદેશના રથોની પંક્તિ ભૈરવજપના ખાડામાં પડીને નાશ પામી ગઈ.[૮] વસ્ત્રવતીના રહેવાસીઓએ કાપી નાખેલા અને ધરતી પર પડેલા કોશબ્રહ્માવસાનના રહેવાસીઓને મદોન્મત્ત હાથીઓએ કચરી નાખ્યા.[૯] દાસપુરનાં રહેવાસીઓનાં ઉદર તથા માથાંઓ શસ્ત્રોથી વીંધાઈ ગયાં હતાં અને બાણક્ષિતિના રહેવાસીઓએ એક યોજન સુધી પાછળ દોડીને તેમને દબાવીને પાણીના ધરામાં ડુબાવી દીધા હતા.[૧૦] ઉદર ફાટી જવાથી નીકળી પડેલાં આંતરડાંઓ વડે વીંટાઈ ગયેલા શાંતિકદેશના રહેવાસીઓ જડ થઈને પૃથ્વી પર પડી ગયા અને રાત્રિમાં પિશાચોએ તેમને ચાવી ખાધા.[૧૧] સંગ્રામરૂપી યજ્ઞમાં દીક્ષા પામેલા અને ભારે સિંહનાદ કરતા ભદ્રગિરિના રહેવાસીઓએ મરગના રહેવાસીઓને પૃથ્વીના જળભરેલા ખાડાઓમાં કાચબાઓની પેઠે નાખી દીધા.[૧૨] દંડિકાનગરીના રહેવાસીઓ મહાન શત્રુઓને ભગાડનારા હતા, છતાં ત્યાં પોતે જ ભાગી રહ્યા હતા. પવનો જેમ 'વાતપ્રેમી' હરણાંને દોડાવે છે, તેમ હૈહયોએ એ દંડિકાનગરીના નિવાસીઓને દોડાવ્યા.[૧૩] હાથીઓના દંતૂશળોથી ભેદાયેલા અને શત્રુઓનો સંહાર કરનારા દરદના રહેવાસીઓને લોહીની મહાનદી જાણે ઝાડનાં પાંદડાંઓની પેઠે તાણી ગઈ. બાણોએ ભેદી નાખેલા અને શિથિલ જીવિતોવાળા વૃદ્ધ ચીનાલોકોએ પોતાનાં શરીરોને ભારરૂપ સમજીને સમુદ્રમાં પડતાં મૂક્યાં. કર્ણાટકદેશના પ્રબળ યોદ્ધાઓએ ઉડાવેલા ભાલાઓને પરિણામે જેમનાં માથાં ઝટકાઈ ગયાં હતાં, તે નલદનિવાસી શૂર લોકો, પ્રાતઃકાળમાં જેમ તારાઓ વીંખાઈ જાય તેમ ત્યાં વીંખાઈ ગયા.[૧૪–૧૬] મગરોના સમૂહ સરખા મોટામોટા હાથીઓએ જ્યારે વેગથી શસ્ત્રોનો નાશ કરી નાખ્યો, ત્યારે દાશકના તથા શકના રહેવાસી લોકો પરસ્પરના ચોટલાઓ પકડી લડવા લાગ્યા અને ગર્જનાઓ કરવા મંડ્યા.[૧૭] જેમ નેનરના મૂળમાં રહેનારાં માછલાં કાદવમાં ખૂંચી જાય, તેમ પાશના રહેવાસી લોકોએ નાખેલી સાંકળોરૂપી જાળોથી ભય પામેલા દશાર્ણના રહેવાસી લોકો લોહીના કાદવમાં ખૂંચી ગયા.[૧૮] રણમાં તંગણદેશના રહેવાસીઓનાં ઊંચાં ખડ્ગોએ તથા સેંકડો ખીલાઓએ ગુજરાતના રહેવાસીઓનો નાશ કર્યો અને તેમની સ્ત્રીઓના કેશનું મુંડન કર્યું.[૧૯] શસ્ત્રો ઊંચાં કરીને ઊભા રહેલા લોકોના સૈન્યમાંથી બહાર નીકળેલા અને વીર લોકોનાં શસ્ત્રોની કાંતિઓરૂપ વીજળીઓથી મેઘ જેવા લાગતા તે નિગડદેશના રહેવાસીઓએ, જાણે વનો ઉપર ધારા કરતા મેઘોની જેમ ગુહદેશના રહેવાસીઓ ઉપર બાણધારા કરી. જેમ બળદોનું ટોળું લીલાં ખડો ઉપર પડે, તેમ શત્રુઓ ભુશુંડીઓના મંડળના પ્રકાશથી કાળા થયેલા સૂર્યને ઉત્પાતરૂપ સમજીને અત્યંત ત્રાસ પામેલા આભીરદેશના રહેવાસીઓ ઉપર તૂટી પડ્યા. સુંદર સુવર્ણની પેઠે શોભતી 'તામ્ર' નામના યવનોની લડતી સેનાને ગૌડદેશના યોદ્ધાઓએ નખો મારીને અને કેશો ખેંચીને જ તોડી નાખી. ભાસક દેશના રહેવાસીઓએ તંગણદેશના રહેવાસીઓને યુદ્ધમાં પર્વતોને પણ તોડી નાખનારાં તથા શબ્દ કરતાં, અસંખ્ય ચક્રો મૂકીને કાપી નાખ્યા અને તેમના ટુકડાઓને કંક પક્ષીઓનાં તથા ગરંજ પક્ષીઓનાં ટોળાંઓમાં વેરી દીધા.[૨૦–૨૩] ગૌડલોકો લાકડીઓ ઉછાળી રહ્યા હતા અને તેથી ત્યાં ગુડગુડ શબ્દ થઈ રહ્યો હતો. એ સાંભળીને ગાયોની પેઠે રાંક થયેલા ગાંધારદેશના રહેવાસીઓ પણ દ્રવિ-

ડના રહેવાસીઓની પેઠે ભાગી ગયા.[૨૪] પર્વતોમાંથી નીચે ઊતરતા, આકાશમાં ચાલતા, સમુદ્રની પેઠે શોભતા અને કાળાં કપડાં પહેરવાવાળા શકલોકોના સમૂહે ધવલ વસ્ત્રવાળા પારસીઓને રાત્રિના અંધકારની ભ્રાંતિ ઉત્પન્ન કરી.[૨૫] એ ઈરાની લોકોરૂપી હિમાલયનાં શિખરો ઉપર શક-(તાતારી)લોકોનાં આયુધો પડતાં હતાં, ત્યારે મંદરાચલના ધમાકાથી જેનાં ઊજળાં દૂધ ઊછળી રહ્યાં હતાં, એવા ક્ષીરસમુદ્રમાં તે જાણે મંદરાચલનાં વનો હોય તેમ શોભી રહ્યાં હતાં.[૨૬] ધરતી પર ઊભેલા લોકો શસ્ત્રોના જે સમૂહને આકાશમાં ઊછળતા મેઘ જેવા દેખતા હતા, તે શસ્ત્રોના સમૂહને સ્વર્ગમાં ઊભેલા લોકો સમુદ્રમાં ઊછળતા મોટા તરંગ જેવા દેખાતા હતા.[૨૭] એ સમયમાં આકાશરૂપી વન ધોળાં છત્રોથી જાણે હજારો ચંદ્રોવાળું થયું હોય, બાણોના સમૂહોથી જાણે તીડોથી વ્યાપ્ત થયું હોય અને સાંગોથી જાણે અવકાશવગરનું થયુ હોય એવું જોવામાં આવતું હતું.[૨૮] કૈકયદેશના અને કંકદેશના લોકોએ યુદ્ધના સમયમાં મદિરાપાન કર્યું હતું અને તેમણે ભારે કોલાહલ કરતા શત્રુઓનાં માથાંઓને ઉડાવીને કંકપક્ષીઓને ખવડાવી દીધાં હતાં.[૨૯] અંગદેશના યોદ્ધાઓએ કિકિયારીથી જ કિરાતદેશની સેનાઓરૂપ કુમારીઓના મનોરથનો ભુક્કો કાઢી નાખ્યો હતો અને ભૈરવોની પેઠે ગર્જના કરી હતી.[૩૦] કાશદેશના લોકો અદશ્ય રીતે માયાથી પક્ષીઓ બન્યા અને ઉગ્ર પવનો જેમ ધૂળને ઉડાડી દે છે, તેમ તેમણે પાંખોથી તદ્દેહકદેશના રહેવાસીઓને ઉડાડી દીધા.[૩૧] જેમણે શત્રુઓને અત્યંત તોડી નાખ્યા હતા એવા નાર્મદદેશના રહેવાસીઓએ ઘેલા થઈ જઈને રણમાં પોતાનાં શસ્ત્રોને તથા વસ્ત્રોને ફગાવી દીધાં હતાં અને તેઓ બીજા લોકો હાંસી કરે એવી રીતે નાચવા લાગ્યા હતા, હસવા લાગ્યા હતા તેમજ ગાવા લાગ્યા હતા.[૩૨] જ્યાં રણકતી ઘૂઘરમાળવાળી સાંગોની વૃષ્ટિ થવા માંડી, ત્યાં સાલ્વદેશના યોદ્ધાઓએ તેને બાણોરૂપ પવનથી તરત ઉડાવી દીધી અને તેના ઝીણાઝીણા ટુકડાઓ કરી નાખ્યા.[૩૩] ભાલાંઓને ફેરવતા કુંતિદેશના યોદ્ધાઓએ જેમને કાપી-કચરીને શબરૂપ કર્યા હતા, તે શૈબ્યદેશના યોદ્ધાઓ સ્વર્ગમાં જવાના સમયે વિદ્યાધરો જેવા જણાતા હતા.[૩૪] ધરતીને પગ તળે ચાંપી રાખનારી તે ધીરતાવાળી અહીનદેશની સેનાએ માત્ર ચાલવાનો ડોળ દેખાડીને જ પાંડુનગરના લોકોને લૂંટી લીધા.[૩૫] જેમ હાથીઓ વૃક્ષોને ભાંગી નાખે, તેમ પાંચનદદેશના મત્ત યોદ્ધાઓએ ભાલાઓથી, હાથીઓના દાંતોથી અને વૃક્ષોથી પ્રબળ યુદ્ધ કરનારા તદ્દેહકદેશના લોકોને ભાંગી નાખ્યા.[૩૬] નીપદેશના યોદ્ધાઓએ ચક્રોથી તથા કરવતોથી ઘોડાઓ સહિત કાપી નાખેલા અને તેથી ધરતી પર પડેલા બ્રહ્મવત્સનક દેશના યોદ્ધાઓ ધરતી પર પડેલાં પ્રફુલ્લિત વૃક્ષોની પેઠે શોભવા લાગ્યા.[૩૭] જઠરદેશના યોદ્ધાઓએ કુહાડાઓથી શ્વેતકાકદેશના મુખ્યરૂપ સૈન્યને કાપી નાખ્યુ અને પડખામાં ઊભેલા ભદ્રદેશનારાજાએ બાણોરૂપ અગ્નિથી તે જઠરદેશના યોદ્ધાઓને બાળી નાખ્યા.[૩૮] બંધનના સ્તંભો નહિ છતાં પણ કાષ્ઠયોધદેશના સૈન્યમાં બંધાઈ ગયેલા મતંગજ દેશના યોદ્ધાઓરૂપ બુઢ્ઢા હાથીઓ જેમ અગ્નિમાં કાષ્ઠો લય પામી જાય, તેમ યુદ્ધમાં લય પામી ગયા.[૩૯] ત્રિગર્તદેશના યોદ્ધાઓએ પકડેલા મિત્રગર્તદેશના યોદ્ધાઓ શરીરના ઉપલા ભાગથી ખડની પેઠે આમતેમ વળી ગયા અને જાણે પાતાળના છેડામાં ભાગી જવા માગતા હોય તેમ તેઓ ઊંધે માથે ઢળી પડ્યા.[૪૦] જેમ મંદશક્તિવાળા બુઢ્ઢા હાથીઓ કાદવમાં ખૂંચી જાય, તેમ મંદશક્તિવાળા વનિલદેશના યોદ્ધાઓ મંદમંદ પવનથી હાલતા સમુદ્રની જેમ શોભી રહેલા તે માગધ સૈન્યમાં ખૂંચી ગયા.[૪૧]

જેમ તડકાઓ માર્ગમાં વીખાઈ ગયેલાં પુષ્પોના સુકુમારપણાને હરી લે, તેમ ચેદિદેશના યોદ્ધાઓએ રણભૂમિમાં ઊભેલા તગણદેશના યોદ્ધાઓની ચેતનાને હરી લીધી.[૪૨] પૌરવદેશના યોદ્ધાઓની ગર્જનાને સાંખી નહિ રહેતા અને કાળ જેવા પરાક્રમવાળા કોસલદેશના વીર યોદ્ધાઓ પોરવલોકોએ કરેલી ગદાઓની, પ્રાસોની, બાણોની અને સાંગોની અતિવૃષ્ટિથી કાયર થઈ ગયા.[૪૩] જેમ પર્વતમાં પરવાળાંનાં વૃક્ષો કંપે, તેમ પૌરવલોકોના ભાલાઓથી અંગો કપાઈ જતાં પણ આશ્ચર્ય નહિ પામતા અને ધાટા લોહીથી ઊગતા સૂર્ય જેવા લાગતા તે કોસલલોકો રણભૂમિમાં કંપવા લાગ્યા.[૪૪] જેમ પવનથી કંપેલા અને ભ્રમરોના સમૂહોથી વીંટાયેલાં વાદળાં આકાશમાં ભ્રમણ કરે, તેમ બાણોના ઓઘથી કંપેલાં અને મોટાંમોટાં શસ્ત્રોથી વીંટાયેલા કોસલલોકો યુદ્ધભૂમિમાં ભ્રમણ કરવા લાગ્યા.[૪૫] એ લોકોના ગર્જના કરતા ગજો બાણોરૂપી ધારાઓને ધરનારા હોવાને લીધે મેઘ જેવા લાગતા હતા. બાણોરૂપી ઊનથી પૂર્ણ હોવાને લીધે ઘેટાઓ જેવા લાગતા હતા, બાણોરૂપી પાંદડાંથી વીંટાયેલા હોવાને લીધે વૃક્ષો જેવા લાગતા હતા અને તેઓ ઘૂમરીઓ ફરવા લાગ્યા હતા.[૪૬] 'વનરાજ' નામના દેશના રહેવાસી યોદ્ધાઓરૂપી જરાથી જીર્ણ થયેલા 'કંદાકસ્થળ' નામના દેશના યોદ્ધાઓ અત્યંત ખેંચાવાને લીધે કાચા તાંતણાઓની પેઠે તૂટી ગયા.[૪૭] રથોનાં પૈડાં લોહીના ખાડાઓમાં ખૂચી જતાં હતાં, એટલે જેમ વાદળાંઓ વનના પહાડો ઉપર તૂટી પડે, તેમ ઘણાઘણા લોકો તે રથો ઉપર તૂટી પડતા હતા.[૪૮] ઘણી જનતાના સમૂહો એકઠા થવાથી એ રણભૂમિ વન જેવી થઈ ગઈ હતી. તેમાં શાલદેશના તથા તાલદેશના યોદ્ધાઓ હસ્તો કપાઈ જવાને લીધે તાડ જેવા અને મસ્તકો કપાઈ પડવાને લીધે ઠૂંઠાંના સમુદાય જેવા દેખાવા લાગ્યા.[૪૯] મત્ત યૌવનવાળી અને ઉત્તર વીરપુરુષોને પ્રાપ્ત થયેલી નંદનવનની અપ્સરાઓ આનંદથી મેરુપર્વતનાં વનોમાં અને ઉપવનોમાં ગાયન કરવા લાગી.[૫૦] આનંદના ઊંચા શબ્દો કરતું સૈન્યરૂપી વન જ્યાં સુધી તેમાં સામા પક્ષરૂપ પ્રલયકાળના અગ્નિની જ્વાળા પહોંચી ન હતી, ત્યાં સુધીજ શોભા પામ્યું.[૫૧] પિશાચોની પેઠે અનેક રૂપો ધરનારા કામરૂપ આદિ દેશોના રહેવાસીઓની સાથે રણમાં ભેટેલા, કપાઈ ગયેલા અને તેમનાં ભૂતોએ જેમનાં શસ્ત્રો હરી લીધાં એવા દશાર્ણદેશના યોદ્ધાઓ જેમ વાછડાઓ નાના છોડવાઓને પાડીને ભાગી જાય, તેમ આડા ઊભેલા કર્ણદેશના યોદ્ધાઓને પાડીને ભાગી ગયા.[૫૨] 'તાંજિગીષવન' નામના દેશના યોદ્ધાઓના સામર્થ્યથી જેમના ધણીનો નાશ થઈ ગયો હતો, એવા કાશીદેશના યોદ્ધાઓ જેમ ગ્રીષ્મ ઋતુના સામર્થ્યથી કમળો કાંતિરહિત થઈ જાય, તેમ કાંતિરહિત થઈ ગયા.[૫૩] મેસલદેશના યોદ્ધાઓએ નુષાકદેશના યોદ્ધાઓને બાણોથી, સાંગોથી, તલવારોથી અને મુદ્ગરોથી ઢાંકી દીધા. નરકદેશના યોદ્ધાઓએ કટકચ્છલન દેશના યોદ્ધાઓને ઝૂડી નાખ્યા, એટલે તેઓ નાસી જ ગયા.[૫૪] પ્રસ્થવાસ દેશના યોદ્ધાઓએ રણભૂમિમાં ઊભા રહીને કોંતક્ષેત્ર દેશના યોદ્ધાઓને ઘેરી લીધા, એટલે તે યોદ્ધાઓ ખલ પુરુષોએ દબાવેલા ગુણોની પેઠે અત્યંત અશક્ત થઈ ગયા.[૫૫] જેમ કમળોને વીણનારા પુરુષો હાથો વડે સરોવરમાંથી કમળોને તોડીને તુરત નાસી જાય, તેમ દ્વિપિદેશના યોદ્ધાઓ ભાલાઓ વડે બાહુધાનદેશના યોદ્ધાઓનાં માથાંઓને કાપીને ક્ષણમાત્રમાં તુરત નાસી ગયા.[૫૬] જેમ ઉત્તમ પંડિતો આખા દિવસ સુધી વાદવિવાદનો શાસ્ત્રાર્થ ચલાવ્યા છતાં પણ ગભરાઈ જાય નહિ અને હારે પણ નહિ, એ રીતે સરસ્વતી નદીના તીરે રહેનારા સુભટો, સાયંકાળ

સુધી સંગ્રામ કર્યા છતાં પણ ગભરાયા નહિ અને પરાજય પણ પામ્યા નહિ. શત્રુઓએ ખર્ગ દેશના ક્ષુદ્ર યોદ્ધાઓને નસાડ્યા હતા, છતાં જેમ ઠંડા થવા આવેલા અગ્નિઓ પાછાં લાકડાં મળવાથી પરમ તેજ પામે છે, તેમ તેઓ પાછી લંકાના રાક્ષસોની સહાયતા મળવાથી પરમ તેજ પામ્યા. હે રામ! એ મોટા યુદ્ધનું સંપૂર્ણ વર્ણન કરવાને બે હજાર જીભોવાળા શેષનાગ પણ સમર્થ નથી, તો પછી હું એક જીભવાળો તો કેટલુંક વર્ણન કરી શકું? હું તો એ વર્ણન કરતાં સાચેજ ગભરાઈ ગયો છું.[૫૭–૫૯]

क्रियदाख्यायत एतज्जिह्वानिचयैः किलालमाकुलितः। वासुकिरपि वर्णयितुं न समर्थो रणवरं राम ॥ ५९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'યોધજયપરાજયવર્ણન' નામનો ૩૭મો સર્ગ સમાપ્ત**

## સર્ગ ૩૮મો×

## યુદ્ધથી નિવૃત્ત થતી સેના અને રણભૂમિનું વર્ણન

વસિષ્ઠ ઉવાચ

एवमत्याकुले युद्धे सास्फोटभयसंकुले ।
आदित्ये तमसा वृद्धे चटत्कठिनकंकटे ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** એ પ્રમાણે જીતેલાઓના સિંહનાદોથી અને હારેલાઓના હાહાકારથી ભરેલુ અતિ પ્રબળ યુદ્ધ ચાલતું હતું, ત્યારે સૂર્ય રજ આદિના અંધકારથી મંદ થઈ ગયો હતો.[૧] ત્યારે શરીરોમાંથી નીકળેલાં રુધિરોને ઢાંકનારાં કવચોમાંથી રુધિરો ટપકતાં હતાં, ગોફણોમાંથી યુક્તિપૂર્વક ફેંકાતા પથરાઓની વૃષ્ટિઓ એક સ્થળમાં ઊછળતી હતી, તો બીજા સ્થળમાં પડતી હતી અને સાયંકાળ સમીપમાં આવવાથી નદીઓમાં કમળોની પંક્તિઓ સંકોચ પામવા લાગી હતી.[૨] ત્યારે બાણોના આગલા ભાગો અને પાછલા ભાગો પરસ્પર મળવાથી અગ્નિના તણખાઓ ઊડતા હતા અને એ બાણોરૂપી નદીઓ ઘણે દૂર સુધી જતી હતી તથા આવતી હતી.[૩] ત્યારે કપાઈને ઊડતાં મસ્તકોરૂપી કમળોવાળી, ચક્રોરૂપી ચકરીઓવાળી અને કાંતિરૂપ તરંગોવાળી શસ્ત્ર–સમૂહરૂપી આકાશગંગાઓએ આકાશરૂપ સમુદ્રને છલોછલ કરી દીધો હતો.[૪] ત્યારે વાયુના જેવો શબ્દ કરતાં શસ્ત્રોના ઘાટા સમૂહોને, વાંદરાઓ વર્ષાઋતુનાં વાદળાં માની લેતા હતા અને તેથી કામાતુર થઈ જતા હતા. સિદ્ધલોકો બે શસ્ત્રસમૂહોથી પોતે વચમાં કપાઈ જશે, એવી આશંકા રાખતા હતા.[૫] આ સમયમાં ત્યાં જેમ શસ્ત્રો વાગવાથી વીર પુરુષ ક્ષીણ થઈ જાય તેમ પોતાનો માત્ર આઠમો ભાગ અવશેષ રહેવાને લીધે તડકો પડી ગયો અને મધુર થયેલો તે દિવસ ક્ષીણ થઈ ગયો અર્થાત્ સાયંકાળનો સમય થયો.[૬] ઘોડાઓ તથા હાથીઓ થાકી ગયા, સૂર્ય અસ્ત પામવાને લીધે શસ્ત્રોના ચળકાટો મંદ પડી ગયા અને દિવસના પ્રતાપની સાથે સેનાઓનો પ્રતાપ પણ મંદ થઈ ગયો.[૭] આ સમયમાં બંને પક્ષના સેનાપતિઓએ મંત્રીઓની સાથે વિચાર કર્યો અને યુદ્ધ બંધ રાખવાનું કહેવા માટે એકબીજાની પાસે દૂતો મોકલ્યા.[૮] સર્વેનાં યંત્રો, શસ્ત્રો અને પરાક્રમો શ્રમને લીધે મંદ પડી ગયાં હતાં, તેથી તે સમયમાં સઘળાઓએ યુદ્ધ બંધ કરવાનું સ્વીકારી લીધું.[૯] પછી જેમ ધ્રુવ ઊંચા સ્થાનમાં ચઢે છે, તેમ બંને સેનાઓનો એક એક જણ, મોટા રથની ઊંચી ધજાની પાસે કરેલા ઊંચા સ્થાનમાં ચઢ્યો.[૧૦] જેમ રાત્રિ કિરણોથી લાંબા લાગતા ચંદ્રને ફેરવે છે, તેમ તે બંને જણાઓએ યુદ્ધ બંધ કરવાની સૂચના કરવાને માટે સઘળી દિશાઓમાં ધોળાં વસ્ત્રો ફેરવ્યાં.

× આ આડત્રીસમા સર્ગમાં સેનાઓના પાછા વળવાનું અને રણભૂમિના બીભત્સપણાનું વર્ણન કરવામાં આવશે

( અને એ રીતે યુદ્ધ બંધ કરવાની સૂચના કરી. )[૧૧] જેમ પ્રલયના અગ્નિથી જગત બળી જાય છે, ત્યારે 'પુષ્કરાવર્તક' નામના મેઘો ગાજવા લાગે છે, તેમ તે સમયે પડછંદાઓથી દિશાઓને વ્યાપ્ત કરનારાં દુંદુભિઓ ગાજવા લાગ્યાં.[૧૨] જેમ તળાવમાંથી નદીઓ ચાલે છે, તેમ નીચે પડેલાં બાણ આદિ શસ્ત્રોની કાંતિઓનો પ્રવાહ દેવલોકોથી ખાલી થયેલા આકાશમાં, અટક્યા વિના ચાલવા લાગ્યો. જેમ ભૂકંપ થઈ રહ્યા પછી વનોનું કંપવું હલકું પડી જાય છે અને જેમ વર્ષાઋતુ પૂરી થતાં સમુદ્રનું ઊછળવું ધીમું પડી જાય છે, તેમ ત્યાં યોદ્ધાઓના હસ્તોરૂપી વૃક્ષોનું ચલન ધીરેધીરે ધીમું પડી ગયું હતું.[૧૩,૧૪] જેમ પ્રલય–સમુદ્રમાંથી જળનો સમૂહ પ્રલયને અંતે ચારે દિશાઓમાં નીકળી જવા લાગે છે, તેમ ત્યાં બંને સૈન્યો રણભૂમિમાંથી નીકળી જવા લાગ્યાં.[૧૫] મંદરાચળ નીકળી જવાથી જેમ ક્ષીરસાગર શાંતિ પામ્યો હતો, તેમ ધુમાધુમ કરતાં અટકેલાં બન્ને સૈન્યો ધીરેધીરે શાંતિ પામવા લાગ્યાં.[૧૬] રણભૂમિ ક્રમેક્રમે થોડીવારમાં ખાલી થઈ ગઈ, તેથી તે પૂતનાના પેટ જેવી ભયંકર અને અગસ્ત્યે ખાલી કરેલા સમુદ્ર જેવી શૂન્ય થઈ ગઈ.[૧૭] એ રણભૂમિમાં શબોના ગંજના ગંજ પડ્યા હતા અને ઘણીઘણી લોહીની નદીઓ વહી જતી હતી. જેમ વનમાં તમરાંઓ ચિચિયારી કરે છે, તેમ ત્યાં મરેલાઓનાં સંબંધીઓ ચિચિયારી કરતાં હતાં. લોહીની ચાલતી નદીઓમાં તરંગોની ઘુઘવાટી જામી રહી હતી અને અધમૂએલા માણસો, વ્યગ્ર થયેલા જીવતા માણસોને ચીસો પાડીને બોલાવતા હતા.[૧૮] મૂએલાઓનાં અને અધમૂએલાઓનાં શરીરોમાંથી લોહીના ધોધ નીકળ્યા કરતા હતા. ત્યાં જીવતા માણસોની પીઠ ઉપર પડેલાં શબો, પીઠના ચાલવાથી હાલતાં હતાં અને પોતાના સજીવનપણાની ભ્રાંતિ ઉપજાવતાં હતાં.[૨૦] મોટા-મોટા હાથીઓનાં શબોના ગંજો ઉપર વાદળાંઓ મેઘની ભ્રાંતિથી બેસતાં હતાં. વીખરાયેલા રથોના સમૂહો પડેલા હોવાને લીધે ત્યાં વાયુથી કંપેલાં વૃક્ષોવાળા વનના જેવો દેખાવ થઈ રહ્યો હતો. ચાલતી લોહીની નદીઓના વેગથી, ત્યાં હાથીઓ અને ઘોડાઓ તણાતા જતા હતા. બાણોના, સાંગોના, ઋષ્ટિઓના, મુસળોના, ગદાઓના, પ્રાસોના અને તરવારોના સમૂહથી ત્યાં કેટલીક સંકડાશ થઈ રહી હતી. પૃથ્વીના ભાગો પલાણોથી, અંગરખાંઓથી, કમરપટાઓથી અને બખ્તરોથી વ્યાપ્ત થઈ રહ્યા હતા અને શબોનાં શરીરો ધજાઓનાં વસ્ત્રોથી તથા ચામરરૂપ વસ્ત્રોથી ઢંકાઈ રહ્યાં હતાં.[૨૧-૨૩] ઊંચી થયેલી ફેણો જેવાં અને ઉઘાડાં મોઢાંવાળાં માથાંઓરૂપી કુંજમાં પેસીને પવન સુસવાટા કરતો હતો. ત્યાં શબોરૂપી પરાળના ઢગલામાં પિશાચો સૂતેલા જોવામાં આવતા હતા.[૨૪] મુકુટોના, હારોના અને બાજુબંધોના પ્રકાશથી ત્યાં હજારો ઇંદ્રધનુષોના જેવો દેખાવ થઈ રહ્યો હતો. કૂતરાઓ અને શિયાળિયાંઓ ત્યાં પોતાના આગલા પગો વડે આંતરડાંઓની લાંબી અને ધાટી દોરીઓને ખેંચતાં હતાં.[૨૫] ઊઘડી ગયેલા દાંતવાળા કંઠપ્રાણ થયેલા માણસો લોહીના ક્યારાઓમાં પડ્યાપડ્યા કરાંજતા હતા. અને જીવતા માણસોરૂપી દેડકાંઓ રુધિરના કાદવમાં ડૂબી રહ્યાં હતાં. ત્યાં નીકળી પડેલી હજારો આંખો પાઘડીમાં કરેલા રંગના બુટ્ટાઓ જેવી લાગતી હતી અને ભય ઉપજાવનારી લોહીની સેંકડો નદીઓમાં હાથો તથા સાથળોરૂપી લાકડાંઓ તણાયે જતાં હતાં.[૨૬,૨૭] શોકથી ચીસો પાડતા કુટુંબીઓ મૂએલા તથા અધમૂએલા માણસોને વીંટાઈને બેઠાં હતાં. ત્યાં બાણ, આયુધ, રથ અને અશ્વો તથા હાથીઓનાં પલાણોથી જમીનનો ખાલી ભાગ પુરાઈ ગયો હતો.[૨૮] રણભૂમિ ઉપર નાચ કરતાં ધડોએ પોતાના બન્ને

ભુજાઓરૂપી મંડપ વડે આકાશને પણ જાણે નીચું કરી દીધું હતું. મદ, મેદ તથા વસાની દુર્ગંધથી નાસિકાને પીડા થતી હતી અને તેમાંથી ચીકણો ભાગ નીકળતો હતો.[૨૯] ફાટી ગયેલાં મોઢાંવાળા અધમૂએલા હાથીઓ તથા ઘોડાઓ પોતાના બાકી રહેલા જીવનનો પછડાઈ-પછડાઈને અંત લાવતા હતા. લોહીની ચાલતી નદીઓના તરંગોરૂપી દાંડીઓ વાગવાથી ત્યાં દુંદુભિઓ શબ્દ કરતાં હતાં.[૩૦] ત્યાં લોહીની સેંકડો નદીઓમાં મરેલા હાથીઓ અને ઘોડાઓ-રૂપી મગરો તણાયે જતા હતા અને મરી જતા માણસો પોતાનાં મોઢામાં આવતા લોહીના પ્રવાહને ફુત્કારીને દૂર બહાર કાઢી નાખતા હતા[૩૧] થોડોથોડો જેમાં જીવ રહ્યો અને તેમનાં મોઢાં તથા આંખો બાણોથી ભરાઈ ગયાં હતાં; તેઓ વેદનાથી ચિચિયારીઓ કરતા હતા. બરળોના અને ચરબીના ગંધવાળા પવનના સ્પર્શને લીધે વહી રહેલું લોહી ઘાટું થવા લાગ્યુ હતું.[૩૨] સૂંઢોને ઊંચી કરીને પડેલા મોટામોટા અધમૂઆ હાથીઓ સૂંઢોથી શબો દબાવી દેતા હતા અને સવાર-વિનાના હાથીઓ તથા ઘોડાઓ કૂદી કૂદીને ઊંચાં ધડોને નીચે પાડી દેતા હતા.[૩૩] રોતા અને ચીસો પાડતા બંધુઓના હાથોમાંથી શબો પડી જતાં હતાં અને તેથી ત્યાં લોહીનો ઓઘ ઊછળતો હતો. મરી ગયેલા સ્વામીઓનું આલિંગન કરવા જતી કુલાંગનાઓ આસપાસ પડેલાં શસ્ત્રોથી વીંધાઈને ત્યાં જ મરી જતી હતી.[૩૪] સેનાવાળા-ઓએ પોતપોતાના ઉતારાઓમાં જઈને, ત્યાંથી પોતપોતાના બધુઓનાં શબોને ઉપાડી લાવવા માટે ઘણા ઝડપી ખેપિયાઓને મોકલ્યા હતા અને તેઓ શબોને ઉપાડીઉપાડીને 'આ શબો, કહેલાં માણસોનાં છે કે નહિ' એમ પરીક્ષા કરતા હતા. શબોને લેવા આવેલા યોદ્ધાઓના અનુચરો ઉતાવળને લીધે બીજાં અધમૂએલાં માણસોને પણ હાથ વડે ઉપાડી ઉપાડીને ફેંકતા હતા.[૩૫] લોહીના પ્રવાહોરૂપ સેંકડો નદીઓમાં કેશરૂપી શેવાળ, મોઢાંઓરૂપી કમળો અને ચક્રોરૂપી ચકરીઓ જોવામાં આવતાં હતાં. વહ્યા જતા લોહીના મોટા નદોમાં ઊંચાં ઊંચાં મોજાંઓ ઊછળતાં હતાં. અધમૂઆ થયેલા માણસો પોતાનાં અંગોમાં ખૂંચી ગયેલાં આયુધોને કાઢી નાખવામાં વ્યગ્ર થયા હતા. યોદ્ધાઓનું મરણ પરદેશમાં થવાથી અત્યંત રુદન કરતાં તેમના સંબંધીઓ રણભૂમિમાં જ તેમનાં આભરણોનાં, વસ્ત્રોનાં, ઘોડાઓનાં તથા હાથીઓનાં દાન કરી દેતા હતા.[૩૬-૩૭] મરવા પડેલા લોકો પુત્રોનાં, મિત્રોનાં, માતાઓનાં અને ઇષ્ટદેવોનાં નામોનું સ્મરણ કરવા લાગ્યા હતા. મર્મસ્થળો કપાઈ ગયાની વેદનાનું વર્ણન 'હાય, હાય!' અને 'ઓય ઓય' એવા શબ્દોથી જ કરવામાં આવતું હતું.[૩૮] દૈવગતિને લીધે નિર્બળ લોકોના હાથથી માર ખાઈને મરવા પડેલા લોકો પોતાનાં પ્રારબ્ધોને ધિક્કાર દેતા હતા. હાથીઓની સાથે લડાઈ કરવામાં અસમર્થ અને હાથીઓની આગળ નિઃસત્ત્વ થઈ ગયેલા લોકો જીવવા માટે દેવોની માનતાઓ કરતા હતા.[૩૯] બીકણ લોકો મરવા પડેલા માણસોને પગ નીચે કચરી નાખતા હતા અને એમ તેમનું અપમાન કરીને પણ નાસી જવામાં તત્પર થયા હતા. તેઓ નિઃશંક થઈને લોહીની ચકરીઓવાળાં ભયંકર સ્થાનોમાં જવામાં પણ અચકાતા ન હતા[૪૦] લોકોને બાણો વાગવાથી મર્મસ્થળોને પણ છેદી નાખનારી પીડા થતી હતી અને તેઓ તેમાં પોતાનાં જન્માંતરનાં પાપોનું અનુમાન કરતા હતા. ભાગતા કબંધોને પકડીને પિશાચો મોઢાંઓથી તેમનું લોહી પીવા લાગ્યા હતા.[૪૧] લોહીની નદીઓમાં તણાતાં ધજો, છત્રો અને ઉત્તમ ચામરો કમળો જેવાં લાગતાં હતાં. લોહીના નદોમાં સંધ્યાના રંગનાં પ્રતિબિંબ પડવાથી જાણે સર્વ

દિશામાં રાતાં કમળો ઊઘડી રહ્યાં હોય એમ જણાતું હતું.[૪૨] રથોરૂપી પર્વતોવાળો અને પૈડાંરૂપી ચકરીઓવાળો લોહીનો એ સમુદ્ર જાણે સાત સમુદ્રોથી જુદો આઠમો સમુદ્ર થયો હોય એવો લાગતો હતો. એ સમુદ્રમાં પતાકાઓરૂપી ફીણના સમૂહો હતા અને સુંદર ચામરોરૂપી પરપોટાઓ હતા.[૪૩] ઊંધા પડેલા રથો જાણે પૃથ્વીમાં ઊંધાં વળી ગયેલાં નગરો હોય એવા લાગતા હતા. વળી તેઓ મોટા વનમાં ઉત્પાતી પવનથી પડી ગયેલાં વૃક્ષો હોય એવા જણાતા હતા.[૪૪] સેનાઓએ છોડી દીધેલું એ સ્થળ, પ્રલયકાળના અગ્નિથી બળી ગયેલા બ્રહ્માંડ જેવું, અગસ્ત્યમુનિએ પી જઈ ખાલી કરેલા સમુદ્ર જેવું અને અતિવૃષ્ટિથી માર્યા ગયેલા દેશના જેવું લાગતું હતું.[૪૫] ત્યાં ભાથાઓનાં, ભાલાઓનાં અને ભુશુંડીઓનાં મંડળો વ્યાપી રહ્યાં હતાં. શબોના ઢગલા જાણે મદોન્મત્ત હાથીઓની જેમ ઊંચા થઈ રહ્યા હતા. તોમરો અને મુદ્‌ગરો ત્યાં સર્પો જેવાં લાગતાં હતાં.[૪૬] ધરતીમાં ખૂંચેલાં ભાલાંઓ, જાણે પર્વતો ઉપર ઊગેલા તાડો હોય, તેવા જણાતાં હતાં. વળી તે ખૂંચેલાં ભાલાંઓ, જાણે વહેતી લોહીની નદીને કિનારે ઊગેલાં ઊંચાં વૃક્ષો હોય એવાં લાગતાં હતાં.[૪૭] હાથીઓનાં અંગોમાં પેસી ગયેલાં શસ્ત્રોરૂપી વૃક્ષો પોતાનાં કિરણોરૂપી પુષ્પોથી ભરપૂર થયાં હતાં. કાગડાઓ આંતરડાં અને જીભોને ખેંચીને ઊંચે લઈ જતા હતા, તેથી આકાશમાં જાણે જાળાં જામ્યાં હોય એવું લાગતું હતું.[૪૮] ધરતીમાં ખૂંચેલાં ઊભાં ભાલાંઓ જાણે લોહીની નદીઓના કિનારાઓમાં મોટાં વૃક્ષો ઊગ્યાં હોય એવાં લાગતાં હતાં. લોહીના સમૂહોરૂપી સરોવરોમાં ઊંચી રહેલી પતાકાઓ જાણે કમલિનીઓ ઊગી હોય એવી જણાતી હતી.[૪૯] લોહીના કાદવમાં ખૂંચી ગયેલા લોકો બહાર નીકળવા માટે પોતાના સ્નેહીઓને બોલાવતા હતા. બીકણ લોકો હાથીઓનાં શબોના સમૂહમાંથી જરા પણ બહાર નીકળીને સૈન્યોને પાછા વળવાનો લાગ જોતા હતા.[૫૦] શસ્ત્રોથી કપાઈ ગયેલી ડાળોવાળાં વૃક્ષો હાથવગરના શબોની શંકા ઉપજાવતાં હતાં. લોહીની નદીઓમાં વહ્યાં જતાં પલાણો અને હાથીઓનાં ગંડસ્થળો, વહાણોના સમૂહો હોય એમ જણાતાં હતાં.[૫૧] લોહીના પ્રવાહોમાં તણાતાં જતાં ધોળાં વસ્ત્રો ફીણના પિંડાઓ જેવાં લાગતાં હતાં. રણભૂમિમાં ફરીને ખાતરી કરવા માટે રાજાઓએ મોકલેલા ઉતાવળા સેવકલોકો શબોને જુદાંજુદાં તારવવા લાગ્યા હતા.[૫૨] ધડરૂપી નવા દાનવો ચારે બાજુ ઝડપથી દોડતા હતા. શબોને શોધવા સારુ આવેલા કેટલાએક સૈનિક લોકો ઊંચાં અને મોટાં છિદ્રોવાળાં ચક્રોથી ચિરાઈને નાસી જતા હતા.[૫૩] અધમૂએલાં પ્રાણીઓ 'ભાંભાં' તથા 'કૂકૂ' કરતાં હતાં અને લોહીના પ્રવાહનો શબ્દ પણ ભારે જામી રહ્યો હતો. શિલાઓના મોખરાઓમાંથી લોહીની ધારાને પીવા લાગેલાં પક્ષીઓ પાંખો ફફડાવીને રજ ઉડાડતાં હતાં.[૫૪] તાડ જેવા ઊંચા વેતાલો તાળીઓ પાડીને તાંડવ મચાવી રહ્યા હતા. ઊંધા વળેલા રથોનાં કાષ્ઠોમાં કેટલાએક સુભટોનાં શરીરો અર્ધોઅર્ધ દબાઈ ગયાં હતાં.[૫૫] પ્રાણવાળાં શરીરોમાંથી લોહી નીકળી રહ્યું હતું અને તેની ગતિથી ઘણું ભયંકરપણું વ્યાપી રહ્યું હતું. જેમનાં મોઢાંઓમાં લોહીનો કાદવ ભરાયો હતો અને જેઓ કાંઈક જીવતા હતા, તે યોદ્ધાઓ ઉપર બીજા લોકોની દયા ખેંચાતી હતી.[૫૬] કાંઈક જીવતા માણસો ડોકીઓ ઊંચી કરીને કૂતરાઓને તથા કાગડાઓને જોતા હતા. એક ભક્ષ્યને ખાવામાં ઉત્સુક થયેલાં માંસભક્ષી પ્રાણીઓ પરસ્પરની સાથે લડવાનો કોલાહલ મચાવી રહ્યાં હતાં અને કેટલાંએક માંસભક્ષક પ્રાણીઓ એક ભક્ષ્ય માટે પરસ્પર લડીને મરી જતાં હતાં.[૫૭]

મૃત્યુના ઉદ્યાન સમું એ રણસ્થળ જાણે પ્રલયકાળમાં પર્વતો સહિત કચ્ચરઘાણ થઈ ગયેલું જગત હોય, એવું જણાતું હતું. તેમાં મરી ગયેલા અસંખ્ય અશ્વો, હાથીઓ, માણસો તથા રાજાઓનાં શરીરોમાંથી, તેમજ કપાઈ ગયેલી ઊંટાની ડોકોમાંથી લોહીની મોટીમોટી નદીઓ ચાલી રહી હતી અને તેમાં આયુધોરૂપી લતાઓ લોહીરૂપી જળના સિંચનથી ભીનીભીની થઈ રહી હતી.[૫૮]

विवृत्तासंख्याश्वद्विरदपुरुषाधीश्वररथप्रकृत्तोष्ट्रग्रीवाप्रसृतरुधिरोद्गारसुसरित् । रणोद्यानं मृत्योस्तदभवदशुष्कायुधलतं सशैलं कल्पांते जगदिव विपर्यस्तमखिलम् ॥ ५८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'આહવવર્ણન' નામનો સર્ગ ૩૮મો સમાપ્ત**

# सर्ग ३९मो*

## સૂર્યાસ્ત, સંધ્યાકાળ અને રણભૂમિનું બીભત્સ વર્ણન

**वसिष्ठ उवाच**

**अथ वीर इवारक्तः कालेनास्तमितो रविः ।**
**अस्त्रतेजः परिम्लानप्रतापोऽब्धौ समुज्झितः ॥१॥**

**વસિષ્ઠ બોલ્યા:** પછી અસ્ત્રોના તેજથી પ્રતાપની મંદતાને પામેલા અને રાતા થયેલા વીરની પેઠે કાળની શક્તિથી પ્રતાપની મંદતાને પામેલા અને રાતા થયેલા સૂર્યને કાળે અસ્ત પમાડીને સમુદ્રમાં નાખી દીધો.[૧] આકાશરૂપી દર્પણમાં પ્રતિબિંબિત થયેલી રણની લાલ પ્રભા સૂર્યનો અસ્ત થતાંજ આકાશને છોડી ગઈ; પણ ક્ષણમાત્રમાં ત્યાં સંધ્યાની રાતી કાંતિ આકાશમાં પ્રકટ થઈ.[૨] ત્યાં સઘળી દિશાઓને ઘેરી લેતા તથા તાળીઓ પાડતા વૈતાલો પ્રલયસમુદ્રના પ્રવાહની પેઠે પૃથ્વીમાંથી, પાતાળોમાંથી, આકાશમાંથી અને દિશાઓમાંથી ભેગા થઈ ગયા. દિવસરૂપી ગજરાજનું મસ્તક પ્રૌઢ અંધકારરૂપી તલવારથી ખંડિત થઈ ગયું, ત્યાં સંધ્યાની રતાશરૂપી લોહીથી ખરડાયેલાં તારાઓના સમૂહરૂપી મોતીઓ પ્રકટ થવા લાગ્યાં.[૩'૪] મૂએલાઓનાં હૃદયોની પેઠે સત્ત્વ(પ્રાણ અને હંસ આદિ પક્ષીઓ)થી રહિત થયેલાં અને તમ(મોહ તથા અંધકાર)થી ઘેરાયેલાં સરોવરોમાં ભ્રમરોના ગુંજારવવાળાં કમળો સંકોચ પામી ગયાં.[૫] બંધ થયેલી પાંખોવાળાં, ક્ષણમાત્રમાં સૂઈ ગયેલાં અને નિદ્રાને લીધે માંડમાંડ ડોકીઓને ઊંચી કરતાં પક્ષીઓ, જેમ શબોનાં અંગોમાં શસ્ત્રો સ્થિર થઈ ગયાં હતાં, તેમ માળાઓમાં નિશ્ચળ થઈને રહ્યાં.[૬] જેમ વીરલોકોના પક્ષોમાં લક્ષ્મીઓ પ્રફુલ્લિત થાય, તેમ ચંદ્રનો ઉદય સમીપમાં આવવાથી સુંદર દેખાવ દેતી પુષ્પપંક્તિઓ લતાઓ આદિમાં પ્રફુલ્લિત થઈ.[૭] સાયંકાળે જેમ રુધિરથી ઘેરાયેલી અને પોતામાં બાણોને રાખનારી રણભૂમિ સંકોચાયેલા મુખવાળી થઈ, તેમ પાણીથી ઘેરાયેલી અને પોતામાં ભ્રમરોને રાખનારી કમલિની પણ સંકોચાયેલાં કમળોવાળી થઈ.[૮] ઉપર આકાશરૂપી સરોવર તારાઓરૂપી પ્રફુલ્લિત કમળોથી શોભવા લાગ્યું અને નીચે પાણીનાં સરોવરો તારાઓ જેવાં પ્રફુલ્લિત કમળોથી શોભવા લાગ્યાં.[૯] પ્રથમ છૂટાં પડી ગયેલાં અને પછી અંધકારમાં ભેગાં થયેલાં, છતાં પણ પરસ્પરને નહિ ઓળખવાને લીધે પરસ્પરથી ભય પામતાં ભૂતો, જેમ પાળ વગરનાં જળો સઘળી દિશાઓમાં ફેલાય, તેમ સઘળી દિશાઓમાં ફેલાયાં. એ સમયે રણાંગણમાં વેતાલોનાં ઘણાંઘણાં ટોળાંઓ ગાયન કરવા લાગ્યાં. શબોની ઉપર બેઠેલાં અને શબ્દો કરતાં કંક અને કાકોલ આદિ માંસભક્ષક પક્ષીઓ ક્રીડા કરવા લાગ્યાં.[૧૦'૧૧] ત્યાં માણસોનાં

* આ ઓગણચાળીસમા સર્ગમાં સૂર્યના અસ્તનું, રાક્ષસોથી તથા વૈતાલોથી વ્યાપ્ત થયેલી સંધ્યાનું અને રાત્રિમાં અત્યંત બીભત્સ થયેલી રણભૂમિનું વર્ણન કરવામાં આવશે.

શબોને કાષ્ઠોની ચિતાઓમાં નાખી સળગાવી દેવામાં આવતાં હતાં, એટલે ચિતાઓની જ્વાળાઓથી, એ રણભૂમિ પ્રકાશતા તારાઓવાળા આકાશ જેવી જણાવા લાગી હતી. મેદ અને માંસો અગ્નિથી રંધાતાં ત્યાં પચપચાટ થવા લાગ્યો હતો.[12] સઘળાં અંગોનાં અસ્થિઓ અગ્નિથી ફાટતાં ચિતાઓમાં ધડાકા થવા લાગ્યા અને વૈતાલોની સ્ત્રીઓ જેમ જળક્રીડા કરતાં જળમાં અદૃશ્ય થઈ જાય, તેમ અગ્નિઓમાં અદૃશ્ય થઈ જવા લાગી.[13] કૂતરા, કાગડા, યક્ષો અને વૈતાલો ભારે અને ભયંકર કોલાહલ કરવા લાગ્યા. ભૂતોની ઘણી આવ–જાવ થવાને લીધે એ ક્ષેત્ર ઊડતા વન જેવું જણાવા લાગ્યું.[14] ડાકણો રુધિરને, માંસને, વસાને અને મેદને લઈ જવાની બહુ ઉતાવળ કરવા લાગી. પિશાચો લોહીને, વસાને તથા માંસને અત્યંત ભચડીભચડીને ચાવવા લાગ્યા અને તેમનાં ગલોફાંઓમાંથી તે પદાર્થોનો રસ ઝરવા લાગ્યો.[15] વચ્ચે વચ્ચે ચિતાઓના અજવાળાથી શબોનાં રુધિર પ્રકટ દેખાવા લાગ્યાં. પૂતનાઓ મોટાંમોટાં શબોને પોતાના ખભાઓ ઉપર નાખીને લઈ જવા લાગી.[16] 'કુંભાંડ' નામના પિશાચોનાં મંડળો ત્યાં ભારે તાંડવ કરવા લાગ્યાં એટલે રણભૂમિનો મધ્યભાગ ગાજવા લાગ્યો. શબોનાં મોઢાંઓમાં જતી અગ્નિની જ્વાળાઓથી છમછમ શબ્દ થવા લાગ્યો અને મેદની તથા રુધિરની વરાળોથી ત્યાં વાદળાંના જેવો દેખાવ થઈ રહ્યો. વહી જતી લોહીની નદીઓના વેગમાં, પગ બોળી રાખવાને લીધે ચૂડેલો જાણે ભૂમિ પર ઊભેલી હોય એમ જણાતું હતું અને શબોને ખેંચવાના સમયમાં વેતાલો ભારે આનંદના શબ્દો કરવા લાગ્યા.[17-18] વેતાલોનાં બાળકો મરેલા હાથીઓનાં પેટરૂપી પેટીઓમાં સૂઈ રહેવા લાગ્યાં અને રાક્ષસો રણભૂમિના એકાંત પ્રદેશ ઉપર જઈને લોહી પીવાની રમત કરવા લાગ્યા.[19] મહોન્મત્ત વેતાલો કજિયો કરીને પરસ્પરની સાથે ચિતાઓનાં ઊબાડિયાંથી યુદ્ધ કરવા લાગ્યા. ચાલતાં રુધિરોના અને વસાની મિશ્ર ગંધવાળો દુર્ગંધયુક્ત પવન વાવા લાગ્યો.[20] ચુડેલોની પેટીઓ માંસાદિના ઘણા ભારને લીધે ચરડચરડ થવા લાગી અને અર્ધાં પાકેલાં શબોનો સ્વાદ લેવામાં ઉત્સાહવાળા યક્ષો પરસ્પરમાં કજિયો કરવા લાગ્યા.[21] તુંગ, વંગ, કલિંગ, અંગ અને તંગણ એ દેશવાસી યોદ્ધાઓનાં ઊંચાં શબો ઉપર રાત્રે ફરનારાં પક્ષીઓ ઝડપ દેવા લાગ્યાં. જ્વાળાઓની પાસે ઊભા રહેવાથી પ્રત્યક્ષ દેખાતી ચૂડેલો તારા ખરવાની શેડો જેવા દાંતો દેખાડીને હસતી હતી.[22] ત્યાં વેતાલ લોકો લોહીની ચીકાશથી પડી જતા હતા અને વચમાં ઊભેલી ચુડેલો ખડખડ હસતી હતી. પિશાચ લોકો પાસે આવેલી યોગિનીઓના પ્રૌઢ શબ્દોને સાંભળવા લાગ્યા હતા.[23] પિશાચો ઘણું કરીને ફેલાયેલાં આંતરડાંઓના મોટા તાર કરીને, બજાવવા લાગ્યા હતા અને અધમૂએલા અભાગિયા માણસો પિશાચોને જોઈને વાસના ઠરી જવાથી પિશાચરૂપ થઈ જતા હતા.[24] અધમૂએલા ઉત્તમ યોદ્ધાઓ પણ ચુડેલોને જોઈને અપૂર્વ ત્રાસ પામતા હતા. કોઈ સ્થળમાં વેતાલોની અને રાક્ષસોની ભીડ થવાથી ચુડેલોનો કલ્યાણોત્સવ અપૂર્ણ રહેતો હતો.[25] ડાકણોના ખભાઓ ઉપરથી શબો પડી જતાં હતાં અને તેમના ધબકારાથી રાક્ષસો પણ ત્રાસ પામતા હતા. ભૂતલોકોએ ભેગી કરેલી માંસાદિક ભરવાની પેટીઓથી આકાશમાં ભીડ થઈ રહી હતી.[26] મરતા માણસોનાં માંસોને પણ પિશાચો ઘણા પ્રયત્નથી લઈ જતા હતા અને તેઓ પોતાના ભક્ષ્યોની ઇચ્છા કરતાં પોતાના પક્ષનાં ટોળાંઓમાં શબોના ગંજોને ફેંકતા હતા.[27] ત્યાં ફાવડીઓનાં મોઢાંઓમાંથી નીકળતી અગ્નિની જ્વાળાઓનો સ્પર્શ થવાથી, માણસોની મૂર્ચ્છા

મટી જતી હતી અને તેઓ ઊઠીઊઠીને ઠેકવા લાગ્યા હતા. લોહીથી ખરડાયેલા એ માણસોને લીધે એ સ્થળમાં જાણે આસોપાલવનાં નવાં પુષ્પોના ગુચ્છો ઊડતા હોય એમ લાગતું હતું. વેતાલોનાં બાળકો કબંધોનાં કપાઈ પડેલાં માથાંઓથી રમવામાં વ્યગ્ર થઈ ગયાં હતાં. યક્ષો, રાક્ષસો અને પિશાચ આદિ લોકો પ્રકાશ માટે ચિતાઓનાં ઊંબાડિયાંને આકાશમાં ઉપાડી જતા હતા.[૨૮,૨૯] એ રણક્ષેત્રના આકાશના ભાગોરૂપ પર્વતોમાં, તેમની નિકુંજોમાં અને તેમની ગુફાઓમાં પિંડાની પેઠે અંધકાર જામ્યો હતો અને તેથી તેમાં ઘાટાં વાદળાંઓના જેવો દેખાવ થઈ રહ્યો હતો. એવું એ રણક્ષેત્ર ચપળ ભૂતોના વેગથી વ્યાકુળ થયેલા તથા જેમાં લોકોને તથા તેમના સરસામાનોને પ્રલયનો વાયુ ઉડાવી દે છે એવા બ્રહ્માંડના ગર્ભ જેવું લાગતું હતું.[૩૦]

आकाशभूधरनिकुंजगुहांतरालपिंडोपमंडितममोंऽब्वुदपीठपूरम् । व्यालोलभूतरभसाकुलकल्पवातव्याधूतलोककरकांडकपेटकल्पम् ॥ ३० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'નિશાચરાકુલરાત્રિરણાંગણવર્ણન' નામનો સર્ગ ૩૯મો સમાપ્ત

## सर्ग ४०मो*

## સૂક્ષ્મ દેહનું નિરૂપણ

वसिष्ठ उवाच

एवं निशाचराचारचिरघोरे रणांगणे ।
अह्नीव जनाचारे स्थिते यामावरेहिते ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે રણક્ષેત્ર પિશાચ આદિના સંચારને લીધે લાંબા સમય સુધી ભયંકર થઈ રહ્યું હતું. જેમ માણસો દિવસે પોતાની ક્રિયાઓ કર્યા કરે છે, તેમ યમના દૂતો તથા પિશાચ આદિ અધમ લોકો રાત્રિએ પોતાની ક્રિયાઓ કરતા હતા.[૧] જેમાં હાથથી લઈ શકાય એવા અંધકારના પિંડોરૂપી ભીંતો હતી, એવા રાત્રિરૂપ ઘરમાં ભૂતોને જોઈએ તેટલાં ભક્ષ્યો મળી રહ્યાં હતાં. આથી તેઓ સંતુષ્ટ થઈને નાચતાં હતાં અને પોતાનાં વસ્ત્રોની પણ સંભાળ રાખતાં ન હતાં.[૨] ત્યારે નગર અંધારાથી ઘેરાયેલું હતું, તેમાં લોકોના શબ્દો બેસી ગયા હતા અને સર્વ પ્રાણીઓ નિદ્રામાં પડ્યાં હતાં. એ નગરમાં મોટા મનવાળો લીલાનો પતિ વિદૂરથ રાજા પોતાના મનમાં કાંઈક ખેદ પામ્યો હોય એવો જણાતો હતો.[૩] તેણે મંત્રકુશળ મંત્રીઓની સાથે તુરત પ્રાતઃકાળના કૃત્યનો વિચાર કરી લીધો અને તે ચંદ્રના ગર્ભ જેવા તથા શીતળ સ્થાનવાળા પોતાના સુંદર ઘરમાં આવ્યો. ત્યાં તે લાંબા ચંદ્રના જેવા આકારવાળા અને હિમની પેઠે શીતળતાવાળા શયનમાં સૂતો. પછી તે આંખો મીંચી ગયો અને થોડી વારમાં ઊંઘી ગયો.[૪,૫] તેવામાં લીલા અને સરસ્વતી એ બંને લલનાઓએ આકાશને છોડી દીધું અને જેમ વાયુની રેખાઓ કમળની કળીમાં પેસી જાય, તેમ તેઓ સૂક્ષ્મ છિદ્રોમાંથી તે વિદૂરથ રાજાના ઘરની અંદર પેસી ગઈ.[૬]

**રામ બોલ્યા :** હે ભાષણ કરનારાઓમાં ઉત્તમ! હે પ્રભુ! એમનું ચાર હાથનું સ્થૂળ શરીર તાંતણા જેવા ઝીણા છિદ્રમાંથી કેમ કરીને તુરત પેસી શક્યું ?[૭]

**વસિષ્ઠ બોલ્યા :** હે નિષ્પાપ! જેને 'હું આધિભૌતિક દેહ છું' એવી ભ્રાંતિ હોય તે ઝીણાં છિદ્રોમાંથી જઈ શકે નહિ.[૮] 'મને આણે રોકી રાખ્યો છે અને હું અહીં સમાઈ શકું નહિ' એ રીતે જેને લાંબા કાળથી અનુભવ થતો આવ્યો હોય છે, તે જ સૂક્ષ્મ છિદ્રોમાં નહિ જઈ શકવાનો અનુભવ કરે છે.[૯] પણ જેણે 'હું સ્થૂળ દેહરૂપ નથી અને તેથી સર્વ સ્થળમાં જઈ શકું છું' એવો

* આ ચાળીસમા સર્ગમા વિદૂરથ રાજા સૂઈ જતા, લીલાએ અને સરસ્વતીએ તેના ઘરમાં પ્રવેશ કર્યાની કથા કહેવાશે અને સૂક્ષ્મ દેહના તત્ત્વનું નિરૂપણ કરવામાં આવશે.

લાંબા કાળથી અનુભવ કર્યો હોય છે, તે ચૈતન્યની તેવી શક્તિઓવાળો હોય છે તેથી પાછળથી તે સ્થૂળ દેહને રોકાઈ રહેવા આદિ ક્રિયાઓનો સંબંધ કેમ થાય?[૧૦] અધિષ્ઠાનચૈતન્યની શક્તિ પ્રથમથી જેવી રીતે પ્રવર્તી હોય, તેવી ને તેવી રહે છે. જેમકે ચૈતન્યની જળરૂપ થયેલી શક્તિ ઊંચી આવતી નથી તેમ અગ્નિરૂપ થયેલી શક્તિ નીચે જતી નથી.[૧૧] જેમ છાયામાં બેઠેલાને ગરમીનો અનુભવ થતો નથી, તેમ-સંકલ્પમય થયેલાને સ્થૂળ દેહ સંબંધી અટકાયત આદિ ક્રિયાઓનો અનુભવ થતો નથી.[૧૨] અધિષ્ઠાન ચૈતન્યનો જે આકારે વિવર્ત થયો હોય છે, તે આકારને જ ચિત્ત અનુસર્યા કરે છે અને અધિષ્ઠાન ચૈતન્ય પણ એ જ આકારે રહે છે. એ આકારમાં ફેરફાર કરીને બીજો આકાર આપવો હોય, તો યોગના અને જ્ઞાનના અભ્યાસ આદિ મોટામોટા પ્રયત્ન કરવાની જરૂર પડે છે.[૧૩] જેમકે રજ્જુનો સર્પના આકારે થયેલો વિવર્ત બળાત્કારથી રજ્જુના તત્ત્વનો નિર્ણય કરવામાં આવે, ત્યારે જ બદલાય છે; અને તે નિર્ણય ન કરવામાં આવે, તો તે જેવો હોય તેવો ને તેવો રહે છે.[૧૪] જેમ ચિત્ત અધિષ્ઠાનના વિવર્તને અનુસરે છે, તેમ ક્રિયાઓ ચિત્તને અનુસરે છે; એ વાત બાળકો પણ સમજી શકે એવી છે અને તે વાતનો કોને અનુભવ થયો નથી?[૧૫] સ્વપ્નનો અથવા સંકલ્પનો જે પુરુષ આકારવાળા જેવો દેખાય છે પણ વાસ્તવિક રીતે નિરાકાર છે, તે પુરુષ શી રીતે રોકી શકાય અને કોનાથી રોકી શકાય? વાસ્તવિક રીતે સર્વ સ્થળોમાં સર્વનાં શરીરો ચિત્તમાત્ર જ છે, પણ કોઈ માણસને હૃદયમાં તેવા પ્રકારનું જ્ઞાન થાય તો તે અનુભવમાં આવે છે.[૧૬-૧૭] સૃષ્ટિના આરંભમાં અવિદ્યાથી ઉત્પન્ન થયેલા ચિત્તનો સ્વભાવ જ એવો છે, કે તે જે રૂપે અસ્ત પામવા કે જે રૂપે ઉદય પામવા ધારે છે, તે તે રૂપે થઈ શકે છે; અને પાછળથી લાંબા કાળનો પરિચય થતાં તે એક પ્રકારના દૃઢ અધ્યાસને પકડી બેસે છે.[૧૮] ચિત્ત અને સાક્ષી અધિષ્ઠાનથી જુદાં જ નથી; કારણકે એમની સત્તા અધિષ્ઠાનની સત્તાથી જુદી નથી. ચિત્તાકાશ, ચિદાકાશ અને ત્રીજું આકાશ, એ ત્રણે એકરૂપ જ છે, એમ જાણો, કેમકે અધિષ્ઠાન વિના તેમનું અસ્તિત્વ સંભવતું જ નથી.[૧૯] એ ચિત્તરૂપી શરીર વાસનાઓને અનુસરીને જ્યાં જવાની કે જે આકારે થવાની ઇચ્છા કરે છે, ત્યાં તે જઈ શકે છે અને તે આકારે થઈ શકે છે.[૨૦] એ ચિત્ત ત્રસરેણુની અંદર રહી શકે છે અને આકાશના ગર્ભમાં વસી શકે છે. અંકુરના કોશમાં પેસી શકે છે અને પાંદડામાં રસરૂપ થઈ શકે છે[૨૧] તે જળમાં તરંગરૂપ થઈ શકે છે, શિલાની અંદર નાચી શકે છે, મેઘ થઈને વરસી શકે છે અને શિલા થઈને સ્થિર રહી શકે છે.[૨૨] ઇચ્છા પ્રમાણે તે આકાશમાં જઈ શકે છે, પર્વતોના ગર્ભમાં પણ જઈ શકે છે અને પોલાણવિનાના પરમાણુરૂપ પણ થઈ શકે છે.[૨૩] એ ચિત્ત દેહની અંદર તથા બહાર પણ આકાશ પર્યંત પહોંચેલાં શિખરોવાળા, વનરૂપી રોમાંચોને ધરનારા અને પૃથ્વીને ધરી રાખનારા દૃઢ પર્વતરૂપ પણ થઈ શકે છે.[૨૪] એ ચિત્ત જ આકાશરૂપ થાય છે અને જેમ સમુદ્ર પોતાનામાં પોતાનાથી અભિન્ન એવી ચકરીઓની રચનાઓને ધારણ કરે છે, તેમ તે પોતાનામાં પોતાનાથી અભિન્ન એવાં કરોડો બ્રહ્માંડોને ધારણ કરે છે.[૨૫] સૃષ્ટિના આરંભમાં વાસનાઓ અનુસાર જાગ્રત થયેલું એ ચિત્ત આકાશરૂપ થાય છે; આકાશરૂપ થઈને તે અનુક્રમે બ્રહ્માંડરૂપ થાય છે અને બ્રહ્માંડરૂપ થઈને તે પૂર્વકર્મોને અનુસરતી પ્રવૃત્તિઓ પણ કરે છે[૨૬] જેમ ઝાંઝવાનું પાણી મિથ્યા છતાં પણ ચિત્તથી ઉદય પામે છે અને જે પ્રમાણે સ્વપ્નમાં 'આ માણસ વાંઝણીનો દીકરો છે' એવો ચિત્તથી મિથ્યા ભ્રમ ઉદય

પામે છે, તે પ્રમાણે આ સઘળું મિથ્યા બ્રહ્માંડ પણ ચિત્તથી ઉદય પામ્યું છે.[૨૭]

**રામ બોલ્યા :** ચિત્ત જ જગતરૂપ છે કે નથી ? જો ચિત્ત જ જગતરૂપ હોય, તો પ્રત્યેક પ્રાણીનાં ચિત્ત ભિન્નભિન્ન છે; માટે ચિત્ત દીઠ જગત પણ ભિન્નભિન્ન હોવાં જોઈએ. હવે જો જગત ચિત્તથી ભિન્ન હોય, તો ચિત્તનો નાશ થયા પછી પણ જગત રહેવું જોઈએ.[૨૮]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! પ્રત્યેક પ્રાણીનું ચિત્ત જગતને ઉત્પન્ન કરવાની શક્તિવાળું છે અને જેટલાં ચિત્તો છે, તેટલી જ જગતરૂપી ભ્રાંતિઓ છે.[૨૯] જગતના અનંત સમૂહો કોઈને નિમેષમાત્રથી ઉદય પામે છે અને નિમેષમાત્રથી અસ્ત પામે છે; તો કોઈને એક-એક કલ્પે ઉદય પામે છે અને એકએક કલ્પે અસ્ત પામે છે. એ વિષે હું ક્રમ કહું છું તે તમે સાંભળો.[૩૦] હે સૂક્ષ્મ બુદ્ધિવાળા ! મરણ આદિરૂપ મૂર્ચ્છા પ્રત્યેક પ્રાણીના અનુભવમાં આવે છે, તેને તમે પ્રત્યેકના મહાપ્રલયરૂપ રાત્રિ સમજો.[૩૧] અને એ મહાપ્રલયની રાત્રિ પૂરી થયા પછી સર્વે પ્રાણીઓ જુદીજુદી સૃષ્ટિઓ પેદા કરે છે અને તેઓ સંભ્રમથી પ્રતીત થતા પર્વતના નૃત્યની પેઠે, સ્વાભાવિક રીતે પોતાની ત્રણ મિથ્યા અવસ્થાઓને દેખે છે.[૩૨] પરમાત્માના સમષ્ટિ મનરૂપ હિરણ્યગર્ભ, જેમ મહાપ્રલયરૂપ રાત્રિના અંતમાં આ જગતને સર્જે છે, તેમ પ્રત્યેક પ્રાણી પણ પોતાનામાં મરણના અંતમાં જુદાંજુદાં જગતને સર્જે છે.[૩૩]

**રામ બોલ્યા :** જેમ મરણ પામ્યા પછી પ્રાણીઓએ કરેલો સર્ગ પૂર્વજન્મની વાસનાથી થતો માનવામાં આવે છે, તેમ હિરણ્યગર્ભે કરેલો લાંબા કાળ સુધી રહેનારો સર્ગ પણ તેના પૂર્વજન્મની વાસનાથી થતો માનવો જોઈએ. અને જો એમ હોય, તો હિરણ્યગર્ભ સત્યસંકલ્પ હોવાને લીધે, તેની પૂર્વવાસના પણ સત્ય હોય અને તેણે કરેલાં પ્રપંચને પણ સાચો માનવો જોઈએ.[૩૪]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! મહાપ્રલયમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ સર્વે અધિકારીઓ વિદેહમુક્તપણું પામે છે; એટલે આ કલ્પના બ્રહ્મા આદિને પૂર્વજન્મની વાસનાઓ રહેવાનો સંભવ જ ક્યાં છે ? (પૂર્વકાળનો કોઈ જીવ ઉપાસનાના બળને લીધે આ કાળનો બ્રહ્મા થાય છે, માટે તેની પૂર્વજન્મની વાસનાઓ શી રીતે સત્ય સંભવે ?) આપણે વ્યષ્ટિ જીવો છીએ અને આપણે પણ જ્ઞાન પ્રાપ્ત થવાથી મુક્તિ પામીએ છીએ; તો પછી પૂર્વકલ્પના બ્રહ્મા આદિ અધિકારીઓ તો વિદેહમુક્ત થયા વિના કેમ જ રહે ?[૩૫-૩૬] પૂર્વકલ્પમાં જે બીજા જીવો હતા, તેમને મોક્ષ નહિ મળવાથી તેમની મિથ્યા વાસના આ સર્ગોમાં કારણરૂપ થાય છે. જેમ હિરણ્યગર્ભની સૃષ્ટિ પ્રધાનમાંથી મહત્તત્ત્વ અને મહત્તત્ત્વમાંથી અહંકાર ઇત્યાદિ ક્રમે ઉત્પન્ન થાય છે, તેમ જીવોની પ્રત્યેક સૃષ્ટિ પણ એ જ અનુક્રમે થાય છે.[૩૭] મરણરૂપ મૂર્ચ્છાના અંતે જીવની બહાર અસ્પષ્ટ પણ અંદર સ્પષ્ટ જેવી જે સ્થિતિ હોય છે, તે પ્રધાન કહેવાય છે અને તેમાં વ્યોમ, પ્રકૃતિ, અવ્યક્ત અને જડાજડ એ નામો પણ કહેવાય છે. એ પ્રધાન જ સૃષ્ટિના આદિરૂપ છે અને પ્રલયના અંતરૂપ છે.[૩૮-૩૯] એ પ્રધાન જ્યારે સ્પષ્ટ થવાને તત્પર થાય છે, ત્યારે મહત્તત્ત્વ કહેવાય છે અને સ્પષ્ટ થાય છે, ત્યારે તે અહંકાર કહેવાય છે. એ અહંકારમાંથી તન્માત્રાઓ, દિશાઓ, કાળ, ક્રિયાઓ અને પંચભૂત ઇત્યાદિ ઉદય પામે છે.[૪૦] સ્પષ્ટ થયેલા અહંકારની જે સૂક્ષ્મ અવસ્થા છે, તે પાંચ ઇંદ્રિયો કહેવાય છે. અને તે જ આતિવાહિક (લિંગ) દેહ કહેવાય છે. તે દેહ સ્વપ્નમાં અને જાગ્રતમાં સ્પષ્ટ જણાય છે.[૪૧] એ આતિવાહિક દેહ લાંબા કાળની પ્રતી-

તિને લીધે કલ્પના વડે બાળકની પેઠે પુષ્ટ થાય છે અને સ્થૂલ દેહપણાની પ્રતીતિ આપે છે.[૪૨] તે તે દેશના અને તે તે કાળના જે પદાર્થો વિશેષ કરીને, સ્થૂલ દેહ ઉપર આધાર રાખે છે, તેઓ પણ સ્થૂલ દેહની રીતે જ પ્રતીત થાય છે. એટલે તે વાસ્તવિક રીતે ઉત્પન્ન થયા નથી છતાં વાયુના વાવાની પેઠે ઉદય પામ્યા છે.[૪૩] આ સંસારરૂપી ભ્રમ મિથ્યા વૃદ્ધિ પામ્યો છે અને તે સ્વપ્નની સ્ત્રીના સંગની પેઠે અનુભવમાં આવવા છતાં પણ મિથ્યા છે.[૪૪] જીવ જ્યાં મરણ પામે છે, ત્યાં જ તે તુરત જ જાણે સ્થૂળપણાથી રહેતો હોય તેમ આ વિસ્તારવાળા પ્રપંચને જુએ છે.[૪૫] જીવ ચિદાકાશરૂપ છે. નવાં પ્રતીત થયેલાં દેહાદિકને લીધે તે જન્મેલા જેવો થાય છે અને સ્વચ્છ રૂપમાં રહેતો હોવા છતાં પણ 'આ હું છુ તથા આ જગત છે' એવા ભ્રમને અનુભવે છે.[૪૬] એ જગતરૂપી ભ્રમમાં દેવતાઓથી, નગરોથી, પર્વતોથી, સૂર્યથી અને તારાઓના સમૂહથી સુંદરતા જણાય છે. તેમાં કેટલીએક કોતરો જરાથી, મરણથી, વિકળતાથી અને વ્યાધિઓથી ભરપૂર છે.[૪૭] એ ભ્રમમાં પ્રતીત થયેલા સ્થૂળ તથા સૂક્ષ્મ સ્થાવર–જંગમ પ્રાણીઓ ઇષ્ટ પદાર્થો મેળવવામાં અને અનિષ્ટ પદાર્થોનું નિવારણ કરવામાં આગ્રહથી ઉદ્યોગ કર્યા કરે છે. સમુદ્રો, પર્વતો, નદીઓ, તેમના સ્વામીઓ, દિવસો, રાત્રિઓ, કલ્પો, ક્ષણો અને ક્ષયો પણ એમાં જ રહ્યાં છે.[૪૮] 'હું અમુક પિતાથી આ સ્થળમાં જન્મ્યો છું' એવો નિશ્ચય એ ભ્રમ જ છે. 'આ મારી મા છે અને આ ધન મારું છે' એવી વાસના એમાં જ ઉદય પામે છે.[૪૯] 'મેં આ પુણ્ય કર્યું અને આ પાપ કર્યું' એવી કલ્પના પણ એમાં જ છે. 'હું પ્રથમ બાળક હતો અને હમણાં યુવાન થયો છું' એવી રીતે એ ભ્રમ હૃદયમાં સ્ફુરે છે.[૫૦] આ પ્રમાણે આ સંસારરૂપી ઝાડી પ્રાણી દીઠ જુદીજુદી રીતે ઉદય પામી છે. તે ઝાડીમાં તારાઓરૂપી પુષ્પો છે અને વાદળાંરૂપી ચંચળ પાંદડાં છે.[૫૧] તેમાં મનુષ્યોરૂપી મૃગોના સમૂહો ફર્યા કરે છે. દેવતાઓ તથા દૈત્યોરૂપી પક્ષીઓ છે, દિવસોરૂપી પુષ્પોનો પરાગ છે અને રાત્રિઓરૂપી ઘાટી કુંજો છે.[૫૨] તેમાં સમુદ્રોરૂપી નાનાં તળાવો છે, મેરુ આદિ પર્વતોરૂપી ઢેફાં છે અને ચિત્તોરૂપી કમળકાકડીઓની અંદર તેમની વૃત્તિઓરૂપ અંકુરો રહેલા છે.[૫૩] આ જીવ જે સ્થળમાં મરે છે, તે જ સ્થળમાં ક્ષણમાત્રમાં એ પ્રમાણે સઘળું દેખે છે. આ પ્રમાણે પ્રત્યેક પ્રાણી દીઠ ઉદય પામેલાં બ્રહ્માંડોમાં પર્વતોને, સમુદ્રોને, દેશોને, દ્વીપોને અને જુદાજુદા લોકોને જોનારા કરોડો બ્રહ્માઓ, રુદ્રો, ઇંદ્રો, દેવતાઓ, વિષ્ણુઓ અને સૂર્યો નષ્ટ થઈ ગયા છે. બ્રહ્મના સ્વરૂપમાં દેખાઈ દેખાઈને નષ્ટ થતા જે એવા કરોડો દેખાવો વીતી ગયા છે, હવે પછી વીતશે અને હમણાં વીતે છે, તે સર્વની ગણતરી કરવાને કોણ સમર્થ છે? આ રીતે ભીતની પેઠે દેખાતું આ વિશ્વ એ સ્થૂલ સંકલ્પ વિના બીજું કાંઈ જ નથી. જેમજેમ તેની અંદર વિચાર કરીએ છીએ, તેમ તેમ એ વિશ્વ ઊડતું જ જાય છે; તે વિષે હવે તમે પોતાના અનુભવથી વિચારી જુઓ.[૫૪–૫૭] વિચાર કરતાં જગતને ઉત્પન્ન કરનારું જે ચિત્ત છે, તે સાક્ષીથી જુદું પડતું નથી અને જે સાક્ષી છે તે પરબ્રહ્મથી જુદો પડતો નથી;[૫૮] જેમ પાણીમાં ચકરી વાસ્તવિક રીતે સાચી નથી, પણ જે પાણી છે તે જ ચકરી છે, તેમ જગત પણ વાસ્તવિક રીતે સાચું નથી પણ જે દ્રષ્ટા છે તે જ જગત છે.[૫૯] અનાદિ માયારૂપ આકાશમાં મણિના જેવો ચૈતન્યનો જે ચળકાટ છે, તે જ ભવિષ્યમાં અનેક નામરૂપાત્મક થનારું જગત છે. વળી જે માયા છે, તે પણ આકાશમાંના ખાડાની જેમ ચૈતન્યમાં કલ્પાયેલી છે.[૬૦] જગત

શબ્દનો અને જીવ શબ્દનો જે અર્થ મારા સમજવામાં છે તે બ્રહ્મ જ છે, પણ જે તમારા સમજવામાં છે તે મુદ્દલ નથી.[61] આમ છે, તેથી તે લીલા અને સરસ્વતી સર્વમાં વ્યાપક હતાં. પરમાત્માની પેઠે તેઓ સ્વચ્છ હતાં અને તેમનાં શરીર સંકલ્પમય હતાં. તેથી તેમની ગતિ કોઈ પણ સ્થળમાં અટકે એમ ન હતું.[62] સર્વદા ચિદાકાશની અંદર જે જે સ્થળમાં તેઓ પોતાનો ઉદય કરવાનું ધારે, ત્યાં ત્યાં ધાર્યા પ્રમાણે તેઓ ઉદય કરી શકે એમ હતું. તેથી વિદૂરથરાજાના ઘરમાં તેઓ સૂક્ષ્મ છિદ્રોમાંથી પ્રવેશ કરી શક્યાં. ચિદાકાશ સર્વ પ્રદેશોમાં છે અને તેમાં આતિવાહિક કહેવાતો સૂક્ષ્મ દેહ, જ્ઞાનના પ્રભાવથી ધાર્યા પ્રમાણે વિચરી શકે છે તથા પાછો વળી શકે છે, તો એ દેહને કેમ રોકી શકાય ? શા કારણથી રોકવામાં આવે ? અને તેને કોણ રોકી શકે ?[63-64]

सर्वत्र संभवति चिद्गगनं तदत्र सद्वेदनं वलनमामननं विसारि । तच्चातिवाहिकमिहाहुरकुड्यमेव देहं कथं क इव तं वद किं रुणद्धि ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'સમરસમનંતરસ્મૃત્યનુભવવર્ણન' નામનો સર્ગ ૪૦મો સમાપ્ત

## सर्ग ४१मो*

## વિદૂરથરાજાના વંશનું વર્ણન અને સરસ્વતીએ આપેલો આત્મબોધ

वसिष्ठ उवाच

तयोः प्रविष्टयोर्देव्योः पद्मसद्म बभूव तत् ।
चंद्रद्वयोदयोद्योतधवलोदरसुंदरम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! એ બે દેવીઓએ તે રાજાના ઘરમાં પ્રવેશ કર્યો એટલે તે રાજાનું ઘર જાણે બે ચંદ્રના ઉદયથી સંયુક્ત થયું હોય તેમ તે સુંદર શ્વેત પ્રકાશવાળું થયું. એ દેવીઓના પ્રભાવથી એ ઘરમાં કોમળ અને નિર્મળ સુગંધવાળો કલ્પવૃક્ષનાં પુષ્પોનો મંદમંદ પવન વાવા લાગ્યો. ત્યાં એક રાજા સિવાય બીજા સૌ પુરુષોને અને બીજી સૌ સ્ત્રીઓને ગાઢ નિદ્રા આવી ગઈ.[1-2] વ્યાધિઓ તથા વેદનાઓથી રહિત થયેલું એ ઘર સૌભાગ્યથી નંદનવન જેવું થઈ ગયુ અને તે વસંતઋતુના સમાગમવાળા વન જેવું તથા પ્રાતઃકાળમાં પ્રફુલ્લિત થયેલા કમળ જેવું જણાવા લાગ્યું.[3] ચંદ્રમાંથી ઝરતા અમૃતના ઝરા જેવી શીતળતાવાળી એ બે દેવીઓનાં શરીરોની કાંતિના પ્રવાહથી આહ્‌લાદ પામેલો તે રાજા અમૃતના છંટકાવથી જાગ્રત થાય તેમ જાગ્રત થયો.[4] ત્યાં તો તેણે મેરુપર્વતનાં બે શિખરો પર બે ચંદ્ર ઊગ્યા હોય એવી શોભતી એ બે દિવ્ય સ્ત્રીઓને બે આસનો ઉપર બેઠેલી જોઈ.[5] મનમાં વિસ્મય પામેલો એ વિદૂરથરાજા જરા વાર વિચારમાં રહ્યો અને પછી નારાયણ જેમ ભગવાન શેષનાગ ઉપરથી ઊઠે, તેમ તે પોતાની શય્યામાંથી ઊઠ્યો. તેના કંઠમાં પહેરેલા પુષ્પના હાર તથા કેડ ઉપર પહેરેલુ વસ્ત્ર નિદ્રાને લીધે જરા ખસી ગયાં હતાં તેમને પાછાં યોગ્ય રીતે બાંધી લીધાં અને પછી જેમ કોઈ દાસ પુષ્પોનો ખોબો ભરે, તેમ રાજાએ ઓશીકાંની પાસે પડેલા પુષ્પોના કરંડિયામાંથી પુષ્પોનો ખોબો ભર્યો. પછી તે પૃથ્વી પર પદ્માસનથી બેઠો અને પ્રણામ કરીને આ પ્રમાણે બોલ્યો: 'હે જન્મને, દુષ્ટ સ્થિતિને તથા ત્રિવિધ તાપને મટાડવામાં ચંદ્રની કાંતિઓરૂપ અને અને બહારના તથા અંદરના અંધકારને મટાડવામાં સૂર્યની કાંતિઓરૂપ દેવીઓ ! તમારો જય હો ! જય હો !'[6-9] જેમ પ્રફુલ્લિત થયેલુ નદીકાંઠાનું વૃક્ષ બે કમલિનીઓનાં કમળો ઉપર પુષ્પો નાખે, તેમ તે રાજાએ, એ પ્રમાણે બોલીને એ બે

* આ એકતાળીસમા સર્ગમા રાજાએ સૂઈ ઊઠીને લીલાની તથા સરસ્વતીની પૂજા કર્યાની, રાજાની વંશાવળીની, સ્મરણની અને સરસ્વતીએ આપેલા આત્મબોધની કથા કહેવાશે.

દિવ્ય સ્ત્રીઓના ચરણો ઉપર પુષ્પાંજલિ નાખી.[૧૦] પછી ઈશ્વરી સરસ્વતીએ લીલાને રાજાના જન્મની વાત સભળાવવા સારુ પડખામાં સૂતેલા એક મત્રીને પોતાના સકલ્પથી જાગ્રત કર્યો.[૧૧] મત્રીએ જાગ્રત થતાં જ એ બે દિવ્ય સ્ત્રીઓને જોઈ, એટલે તેણે તેમને પ્રણામ કર્યા અને પછી તેમના ચરણોમાં પુષ્પાંજલિ નાખીને તે નમ્રતાથી તેમની પાસે બેઠો.[૧૨] પછી સરસ્વતીએ રાજાને પૂછ્યુ, કે 'હે રાજા! તું કોણ છે? કોનો પુત્ર છે? અને આ દેશમાં કયારે જન્મ્યો છે?' એ પ્રશ્ન સાંભળી રાજાના તે મંત્રીએ આ પ્રમાણે વાત કરી.[૧૩] 'હે દેવીઓ! હું તમારા આગળ જે કાંઈ બોલી શકું છું, તે તમારો જ પ્રભાવ છે. હે દેવીઓ! હું મારા સ્વામીના જન્મનું વૃત્તાંત કહું છું, તે તમે સાંભળો.[૧૪] ઇક્ષ્વાકુરાજાના વંશમાં કમળ સરખાં નેત્રવાળો અને પોતાના બાહુની છાયાથી પૃથ્વીનું પાલન કરનારો શ્રીમાન 'કુદરથ' નામનો રાજા હતો.[૧૫] તેનો ચદ્ર સરખા મુખવાળો 'ભદ્રરથ' નામનો પુત્ર હતો. એ ભદ્રરથને 'વિશ્વરથ,' તેનો 'બૃહદ્રથ,' તેનો 'સિંધુરથ,' તેનો 'શૈલરથ,' તેનો 'કામરથ,' તેનો 'મહારથ,' તેનો 'વિષ્ણુરથ' અને તેનો 'નભોરથ' નામના પુત્રો હતા. જેમ ક્ષીરસાગરને ત્યાં પરિપૂર્ણ નિર્મળ આકૃતિવાળા અને અમૃતથી લોકોને સતુષ્ટ કરનારા ચંદ્રનો જન્મ થયો હતો, તેમ એ નભોરથરાજાને ત્યાં ઘણાં પુણ્યોના યોગથી પરિપૂર્ણ, નિર્મળ આકૃતિવાળા અને સદ્ગુણોથી લોકોને સંતુષ્ટ કરનારા આ અમારા રાજાનો જન્મ થયો છે. આ રાજા 'વિદૂરથ' એ નામથી લોકોમાં પ્રખ્યાત છે.[૧૬–૧૯] જેમ પાર્વતીથી કાર્તિકેયસ્વામીનો જન્મ થયો છે, તેમ 'સુમિત્રા' નામનાં માતાજીના ઉદરથી બીજા કાર્તિકેય સમાન આ રાજાનો જન્મ થયો છે. આ વિદૂરથ દશ વર્ષના થયા, ત્યારે એમના પિતા એમને રાજ્ય આપીને વનમાં ગયા છે.[૨૦] ત્યારથી આ વિદૂરથરાજા ધર્મની રીતિ પ્રમાણે ભૂમંડળનું પાલન કરે છે. હે દેવીઓ! લાંબા કાળ સુધી પહોંચે એવાં તપો કરીને તેમજ સેંકડો દુઃખો વેઠવાથી પણ તમારાં દર્શન દુર્લભ હોય છે. આજ અમારુ પુણ્યરૂપી વૃક્ષ સફળ થયુ છે. વિદૂરથરાજાનો વૃત્તાંત એ પ્રમાણે છે.[૨૧,૨૨] આ રાજા આજ આપની કૃપા મળવાથી પરમ પવિત્ર થયા છે.'

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! એ પ્રમાણે બોલીને મંત્રી ચૂપ રહ્યો અને પૃથ્વી પર પદ્માસન વાળીને બેઠેલો વિદૂરથરાજા મોઢું નમાવીને હાથ જોડી રહ્યો. ત્યારે સરસ્વતીએ કહ્યુ, કે 'હે રાજા! તું વિવેકથી પોતાની મેળે જ તારા પૂર્વજન્મનું સ્મરણ કર.[૨૩,૨૪] સરસ્વતીએ આમ કહીને તે રાજાના માથા ઉપર પોતાનો હાથ ફેરવ્યો એટલે તેનું હૃદય ખૂલી ગયું અને તેનો જીવનું આવરણ કરનારો માયારૂપી અંધકાર દૂર થઈ ગયો.[૨૫] ત્યાં પૂર્વજન્મમાં ચક્રવર્તીપણાનું, લીલારાણીના વિલાસોનું અને છેવટ પોતાનું મરણ થયાનુ સઘળુ વૃત્તાંત હૃદયમાં પ્રત્યક્ષ જેવું થઈ ને તેના સ્મરણમાં આવ્યું. પોતાનું મરણ થયા પછી થયેલુ લીલાનું તથા સરસ્વતીનુ વૃત્તાંત તેના અનુભવમાં આવ્યું નહોતું, તો પણ તેનું પણ તેને જ્ઞાન થયુ. આમાં પોતાનું સઘળુ વૃત્તાંત જાણવામાં આવતાં વિદૂરથરાજા જાણે પોતે સમુદ્રમાં ગળકાં ખાતો હોય એવો થઈ ગયો અને તેણે તે દેવીઓને નીચે પ્રમાણે કહ્યુ.[૨૬–૨૯]

**વિદૂરથરાજા બોલ્યો:** અહો! આ સંસારમાં મારા મનની અદર જે માયાનો વિસ્તાર થયો છે, તે અહીં હમણાં તમારી કૃપાથી મારા જાણવામાં આવ્યો. હે દેવીઓ! આ તે શું? મારું મરણ થયાને હજી એક જ દિવસ થયો છે અને અહીં તો મારી અવસ્થા સિત્તેર વર્ષની થઈ છે!

અહો ! મને અનેક કાર્યોનું, પૂર્વજન્મના પર દાદાનું, બાલ્યાવસ્થાનું, યૌવનનું, મિત્રોનું, બંધુઓનું અને સઘળા સરસામાનોનું સ્મરણ પ્રાપ્ત થયું છે।[30-31]

**સરસ્વતી બોલ્યાં** : હે રાજા ! તને પૂર્વજન્મમાં 'મરણ' નામની મહામોહરૂપી મૂર્ચ્છા પ્રાપ્ત થઈ એટલે તને તે સર્ગનું ભાન ટળી ગયું. પછી તે જ ઘડીએ, તે જ ઘરમાં અને તે જ આકાશમાં તને આ સર્ગની પ્રતીતિ થઈ છે. ચિદાકાશની અંદર જે પહાડી ગામ છે, તે ગામની અંદરના બ્રાહ્મણના ઘરની અંદરના મંડપમાં જ તારો પૂર્વ સર્ગ થયો હતો અને તે તારા પૂર્વ સર્ગના ઘરના મંડપની અંદરના આકાશમાં જ તને આ સર્ગનો પ્રકાશ થયો છે.[32-33] એ પ્રત્યેક સર્ગમાં જગત ભિન્નભિન્ન થયાં છે. બ્રાહ્મણના ઘરની અંદર મારું ભજન કરનારો તારો જીવ રહ્યો છે.[34] ત્યાં જ તારા પૂર્વજન્મનું ભૂમંડળ છે અને તે ભૂમંડળમાં રાજદ્વારના ઘરના મંડપની અંદર જ તારું આ સંસારનું મંડળ છે.[35] એટલા માટે પદ્મરાજાના સર્ગના મંડપની અંદર જ તારું આ ઘણી સમૃદ્ધિઓથી ભરપૂર ઘર છે. આકાશની પેઠે નિર્મળતાવાળા તારા એના એ ચિત્તમાં, આ વર્તમાનકાળના વ્યવહારરૂપી વિસ્તીર્ણ ભ્રમ ભાસમાન થયો છે. મારો જન્મ ઇક્ષ્વાકુરાજાના કુળમાં થયો છે; મારા અમુક નામના વડીલો થઈ ગયા છે, હું જન્મ્યા પછી દશ વર્ષનો થયો ત્યારે મારો પિતા રાજ્યમાં મારો અભિષેક કરીને સંસારનો ત્યાગ કરીને વનમાં ગયો છે; તે પછી હું દિગ્વિજય કરી, રાજ્યને નિષ્કંટક કરીને, આ મંત્રીઓની સાથે અને આ પૌરલોકોના સાથે પૃથ્વીનું પાલન કરું છું. ધર્મની રીતે પ્રજાઓનું પાલન કરતાં અને અનુક્રમ પ્રમાણે યજ્ઞની ક્રિયાઓ કરતાં મારી સિત્તેર વર્ષની અવસ્થા થઈ છે. આ શત્રુનું સૈન્ય આવ્યું છે તેની સાથે દારુણ યુદ્ધ થયું છે; યુદ્ધ કરીને હું આ ઘરમાં આવીને સૂતો છું; આ બે દેવીઓ મારા ઘરમાં આવી છે; આ દેવીઓનું હું પૂજન કરું છું; દેવતાઓનું પૂજન કરીએ તો તેઓ ધારેલાં ફળ આપે છે. બે દેવીઓમાંની આ એક દેવીએ જેમ સૂર્યની કાંતિ કમળને પ્રફુલ્લિતપણું આપે છે, તેમ મને પૂર્વજન્મની સ્મૃતિ આપનારું જ્ઞાન આપ્યું છે; હવે હું કૃતાર્થ થયો છું; મારા સઘળા સંશયો ટળી ગયા છે; મારાં સઘળાં દુઃખો શાંત થયાં છે, મને સુખ પ્રાપ્ત થયાં છે અને હું કેવળ પરમ સુખરૂપ થઈને રહ્યો છું.' એવાએવા પ્રકારની તને ભારે સંભ્રમ ભરેલી મોટી ભ્રાંતિ થઈ છે.[36-45] અનેક આચારો, અનેક વિહારો અને અમારા જેવા આદિ દેવતાઓનું દર્શન—એ સઘળું તને ભ્રાંતિથી જ પ્રતીત થયું છે. પૂર્વજન્મમાં જે ક્ષણે તું મૃત્યુ પામ્યો, તે જ ક્ષણમાં તને પોતાની મેળે જ હૃદયમાં આ પ્રતીતિ ઉદય પામી છે.[46] જેમ નદીનો પ્રવાહ એક ચકરીરૂપ આકારને મૂકીને તુરત જ બીજી ચકરીરૂપ આકારનું ગ્રહણ કરે છે, તેમ ચિત્તનો પ્રવાહ પણ એક વલણને મૂકીને તુરત જ બીજા પ્રકારનું વલણ ગ્રહણ કરે છે.[47] જેમ કોઈ સમયે એક ચકરી બીજી ચકરી સાથે ભળીને પણ ચાલે છે, તેમ જાગ્રતમાં એક ચકરી બીજી ચકરીરૂપ બીજા જીવોથી મિશ્રિત થઈને પણ ચાલે છે. કોઈ સમયે તે સ્વપ્ન આદિમાં એકલી પણ પ્રવર્તે છે. તું ચૈતન્યના પ્રકાશમય છે. તને મરવાની તે જ ક્ષણમાં, આ મિથ્યા જાળ પ્રતીત થઈ છે. જેમ સ્વપ્નની એક ક્ષણની અંદર જ સો વર્ષની ભ્રાંતિ થાય છે. જેમ સંકલ્પની રચનામાં જીવનની અને વળી મરણની ભ્રાંતિ થાય છે, જેમ ગંધર્વનગરમાં ભીંતોની તથા ચિત્ર આદિની પ્રતીતિ થાય છે, જેમ વેગથી વહાણ ચાલતાં વૃક્ષોનું તથા પર્વતોનું ચાલવું પ્રતીત થાય છે, જેમ સન્નિપાતમાં પર્વતોનો અપૂર્વ નાચ પ્રતીત થાય છે અને જેમ સ્વપ્નમાં પોતાનું માથું

કપાઈ પડવાની મિથ્યા ભ્રાંતિ થાય છે, તેમ જ તને આ પ્રૌઢ અને વિસ્તીર્ણ સંસારની ભ્રાંતિ થઈ છે. [૪૮-૫૩] તું વાસ્તવિક રીતે કદી પણ જન્મ્યો નથી અને કદી પણ મૂઓ નથી. તું તો શુદ્ધ વિજ્ઞાનરૂપ છે અને સર્વદા શાંતસ્વરૂપમાં જ રહ્યો છે.[૫૪] તું આ સઘળું જુએ છે છતાં કશું જોતો નથી. સદા સર્વાત્મકપણાને લીધે તું સર્વોત્તમ મણિની પેઠે અને સૂર્યાદિકની પેઠે પોતામાં જ પોતાથી પ્રકાશે છે. વાસ્તવિક રીતે તો ભૂમંડળ જ નથી અને તું વિદૂરથરાજા પણ નથી.[૫૫-૫૬] યથાર્થ રીતે આ પર્વતો પણ નથી, આ ગામો પણ નથી, આ શત્રુઓ પણ નથી અને આ અમે પણ નથી. પહાડી ગામના રહેવાસી વસિષ્ઠબ્રાહ્મણના મંડપની અંદરના આકાશમાં જ લીલાના પતિ પદ્મરાજાના રાજ્યવાળું જગત છે અને મંડપોથી શોભતી લીલાવાળી એ રાજધાની પણ ત્યાં જ છે. એ રાજધાનીના મંડપના ગર્ભાકાશમાં જ આ તારું જગત છે અને તે જ જગતની અંદરના આ ઘરમાં હમણાં આપણે બેઠાં છીએ. એ સઘળા મંડપોનું જે આકાશ છે, તે આકાશ આદિથી રહિત શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જ છે. એ મંડપોમાં પૃથ્વી, નગર, વનો, પર્વતો, વાદળાંઓ, નદીઓ કે સમુદ્રો કાંઈ નથી. કેવળ પૂર્ણબ્રહ્મની અંદર કલ્પી કાઢેલા મિથ્યા ઘરમાં, મિથ્યા લોકો મિથ્યા વિહાર કરે છે.[૫૭-૬૧] ત્યાં કોઈ રાજાઓ નથી, કોઈ પર્વત નથી અને જીવો એકબીજાને જોતા પણ નથી.

**વિદૂરથ બોલ્યો :** હે દેવી! જો એમ જ હોય તો આ મારા આત્મસંપન્ન અનુચરલોકો મારી પેઠે સાચા છે કે નહિ? તમે કહો છો, કે જગત સ્વપ્નની પેઠે પ્રતીત થાય છે અને તેમાં જે જીવો છે તેઓ સ્વપ્નના જીવો જેવા છે, તો આ મારા અનુચરલોકો સાચા છે કે નહિ, તે મને કહો.

**સરસ્વતી બોલ્યાં :** હે રાજા! પરમ બ્રહ્મને જાણીને જેઓ શુદ્ધબોધરૂપ અને શુદ્ધચૈતન્યરૂપ થયા છે, તેમની દૃષ્ટિમાં તો આ જગત સંબંધી કાંઈ પણ સાચું નથી. શુદ્ધબોધસ્વરૂપ બ્રહ્મમાં અવિદ્યાએ આ જગતરૂપી ભ્રમ કરેલો છે એમ પ્રતીત જ થાય છે. જગતરૂપી ભ્રમનું મિથ્યાપણું જણાયા પછી તે ભ્રમની સત્તા રહેલી સંભવે જ કેમ? રજ્જુમાં થયેલો સર્પરૂપી ભ્રમ શાંત થયા પછી એ ભ્રમની સત્તા રહે જ કેવી રીતે? આ ઝાંઝવાનું પાણી છે એમ જણાયા પછી તેમાં 'જળ છે' એવી બુદ્ધિ રહેવી કેમ જ સંભવે? આ સ્વપ્ન છે એમ જણાયા પછી સ્વપ્ન સંબંધી મરણ થવું કેમ સંભવે? જેમ જીવતા માણસને પોતાના સ્વપ્નમાં થતો પોતાના મરણનો ભય મિથ્યા છે, તેમ જાગ્રતમાં થતો પોતાના મરણ આદિનો ભય પણ મિથ્યા જ છે.[૬૨-૬૭] હે રાજા! બોધ વડે અજ્ઞાનરૂપી વાદળાં ટળી ગયા પછી જેનું અંતઃકરણ શરદઋતુના આકાશની શોભાની પેઠે સ્વચ્છ, શુદ્ધ અને પૂર્ણ થયું છે, તેવા અતિપવિત્ર જ્ઞાની પુરુષની દૃષ્ટિમાં 'આ હું છું અને આ જગત છે,' એવા તુચ્છ શબ્દોના અર્થો વાસ્તવિક રીતે રહેતા જ નથી; કારણ કે જગત અને 'હું' એ શબ્દો તો કહેવા માત્ર છે, વાસ્તવિક નથી. વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલે સુધી કથા કહી, એટલામાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરીને સાયંકાળનાં કૃત્ય કરવા માટે ત્યાંથી ઊઠીને નાહવા ગઈ. રાત્રિ વીત્યા પછી સૂર્યનાં કિરણો ફૂટ્યાં, ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[૬૮-૬૯]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमितो जगाम। स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ६९ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'ભ્રાંતિવિચારવર્ણન' નામનો સર્ગ ૪૧મો સમાપ્ત

**વાલ્મીકિનો પાંચમો દિવસ સમાપ્ત**

# સર્ગ ૪૨મો×

## અજ્ઞાન દશામાં સ્વપ્નની સત્યતા

### वसिष्ठ उवाच

यस्त्वबुद्धमतिर्मूढो रूढो न वितते पदे ।
वज्रसारमिदं तस्य जगदस्त्यसदेव सन् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** બોધવગરની મતિવાળો જે મૂઢ પુરુષ પરમપદમાં અત્યંત રૂઢ થયો નથી, તેને આ જગત મિથ્યા હોવા છતાં પણ સત્ય અને વજ્રના જેવી દઢતાવાળું લાગે છે.[૧] જેમ બાળકને વેતાલ મરવા સુધીનું દુઃખ આપનાર થાય છે, તેમ મૂઢ બુદ્ધિવાળાને જગત મિથ્યા હોવા છતાં પણ સાચું જણાય છે.[૨] જેમ મૃગોને સૂર્યનો તાપ જ જળરૂપ દેખાઈને ભ્રાંતિનું કારણ થાય છે, તેમ મૂઢ પુરુષને જગત મિથ્યા છતાં પણ સાચા જેવું લાગે છે.[૩] જેમ મનુષ્યને સ્વપ્નમાં થયેલું મરણ મિથ્યા છતાં પણ સત્ય જણાય છે અને તે શોક તથા રોવા આદિ ક્રિયાઓ કરાવનાર થાય છે, તેમ મૂઢ બુદ્ધિવાળાઓને જગત મિથ્યા છતાં પણ સત્ય જણાય છે અને તે ઘણી ક્રિયાઓ કરાવનાર થાય છે.[૪] જેમ સુવર્ણમાં અસિદ્ધ પુરુષને સુવર્ણના કડામાં કડાની જ બુદ્ધિ હોય છે, પણ સુવર્ણની બુદ્ધિ જરા પણ હોતી નથી, તેમ અજ્ઞાની માણસને બ્રહ્મમાં નગરો, ઘરો, પર્વતો, વૃક્ષો. મોટા હાથીઓ અને મોટા સર્પો ઇત્યાદિકના અભિનિવેશવાળી દશ્યની જ બુદ્ધિ હોય છે, પણ બ્રહ્મની બુદ્ધિ જરા પણ હોતી નથી.[૫-૬] જેમ દષ્ટિના દોષવાળાઓને આકાશમાં મોતીની માળા, મોરપીછ અને ઝીણા મોવાળાના જેવાં ચકરડાં મિથ્યા હોવા છતાં પણ સત્ય ભાસે છે, તેમ અજ્ઞાનીઓને જગત મિથ્યા છતાં પણ સત્ય ભાસે છે.[૭] અહંકાર આદિથી સંયુક્ત થયેલું આ જગત તો એક લાંબું સ્વપ્ન છે એમ સમજો. આ સ્વપ્નમાં પ્રતીત થતા પોતાથી જુદા પુરુષો જે કારણથી સત્ય લાગે છે, તે કારણ હું કહું છું, તમે તે સાંભળો.[૮] શાંત, વાસ્તવિક, સત્ય, પવિત્ર, દશ્યરહિત ચૈતન્યમાત્ર સ્વરૂપવાળું, પરમ નિર્મળ અને પરમ વિસ્તીર્ણ જે બ્રહ્મતત્ત્વ સર્વનું અધિષ્ઠાન છે, તે માયાને લીધે સર્વવ્યાપક, સર્વ શક્તિઓવાળું, સર્વરૂપ અને સર્વાત્મક થાય છે તથા જે જે સ્થળમાં જે જે રીતે આવિર્ભાવ પામે છે, તે તે સ્થળમાં તે તેવી તેવી રીતે જ રહે છે.[૯-૧૦] એમ હોવાથી સ્વપ્નના નગરનો દ્રષ્ટા, જેમને તે નગરના રહેવાસી માણસો તરીકે જાણે છે, તેઓ ક્ષણમાત્રમાં જ તે નગરનાં માણસો થઈ જાય છે.[૧૧] દ્રષ્ટાનું જે ચૈતન્યસ્વરૂપ છે તે સ્વપ્નને પ્રફુલ્લિત થવાના સ્થાનકરૂપ અતિ સૂક્ષ્મ નાડીના છિદ્રમાં પણ રહ્યું છે અને તે ચિત્તની વાસના અનુસાર વિવર્ત પામીને 'માણસો છે' એમ જણાય છે.[૧૨] સ્વપ્નમાં તથા જાગ્રતમાં પણ આત્મામાં મનુષ્ય આદિનો અધ્યાસ થતાં, તે મનુષ્ય આદિમાં આત્માને સત્યતાનો અધ્યાસ થાય છે અને તેથી મનુષ્ય આદિ પદાર્થોને સત્યતા પ્રાપ્ત થાય છે.[૧૩]

**રામ બોલ્યા:** હે મુનિ! સ્વપ્નનું શરીર માયામાત્ર જ છે. તેમાં દેખાતા પુરુષોને અધિષ્ઠાનની સત્તાથી સાચા નહિ, પણ તમામ ખોટા જ માનીએ, તો તેમાં શો દોષ આવે છે, તે કહો.[૧૪]

**વસિષ્ઠ બોલ્યા:** સ્વપ્નમાં પ્રતીત થયેલા નગરના રહેવાસી પુરુષો વાસ્તવિક રીતે સત્ય નથી, પણ અધિષ્ઠાનની સત્તાથી સત્ય છે; કારણ કે તેઓ પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે. (જે પદાર્થ સસલાનાં શિંગડાંની પેઠે અત્યંત અસત્ હોય છે, તેની પ્રતીતિ પણ થતી નથી; પણ સ્વપ્નના પુરુષોની તો પ્રતીતિ થાય છે, માટે તેમનામાં અધિષ્ઠાનની સત્તાથી સત્યપણું છે.) એ વિષયમાં પ્રત્યક્ષ જ મોટું પ્રમાણ છે; બીજું પ્રમાણ શોધવાની કશી જરૂર નથી.[૧૫] સૃષ્ટિના આરંભમાં સ્વપ્ન

× આ બેતાળીસમા સર્ગમાં અજ્ઞાનદશામાં સ્વપ્ન પણ સત્ય છે એમ નિરૂપણ કરવામાં આવશે અને છેવટે વરદાન સુધીનો કથાનો ભાગ કહેવામાં આવશે.

સરખા અનુભવરૂપ જે હિરણ્યગર્ભ છે, તેના સંકલ્પથી જ આ જાગ્રત જગતનો પ્રપંચ ઉત્પન્ન થયો છે; માટે જાગ્રતનો પ્રપંચ પણ સ્વપ્નની પેઠે અધિષ્ઠાનની સત્તાથી જ સત્તાવાળો છે.[૧૬] એ પ્રમાણે આ જાગ્રતનો પ્રપંચ પણ એક જાતનું સ્વપ્ન જ છે; માટે આ પ્રપંચમાં જેવા મારી દૃષ્ટિએ તમે અને બીજાઓ સાચા છો, તેવા જ સ્વપ્નમાં સ્વપ્નના દ્રષ્ટાઓની દૃષ્ટિએ સ્વપ્નનાં માણસો સાચાં છે.[૧૭] જો સ્વપ્નમાં દેખાતાં માણસો સાચાં નથી, તો સ્વપ્ન જેવા આ જાગ્રતપ્રપંચમાં પણ મારા જોવામાં આવતાં માણસો જરા પણ સાચાં નથી.[૧૮] આ સ્વપ્ન જેવા સંસારમાં જેમ તમારી દૃષ્ટિએ હું સાચો છું, તેમ મારી દૃષ્ટિએ મારા જોવામાં આવતું સઘળું સાચું છે. જાગ્રત તથા સ્વપ્ન બન્ને પરસ્પરથી તુલ્ય જ છે; માટે તેમનામાં પ્રતીત થતાં માણસો આદિની સત્યતા એક બીજાની દૃષ્ટિથી જ છે, પણ વાસ્તવિક સત્યતા નથી.[૧૯] જેમ સ્વપ્નમાં તમને પ્રતીત થયેલો હું તમારી દૃષ્ટિએ સાચો છુ અને સ્વપ્નમાં મને પ્રતીત થયેલા તમે મારી દૃષ્ટિએ સાચા છો, તેજ રીતે આ જાગ્રત સંબધી સંસારરૂપી મહાન સ્વપ્નમાં પણ તમારી દૃષ્ટિએ હું સાચો છું અને મારી દૃષ્ટિએ તમે સાચા છો. સ્વપ્નોમાં એવો જ ક્રમ હોય છે.[૨૦]

**રામ બોલ્યા :** હે ભગવન્! આ તમારા કહેવા ઉપરથી મને લાગે છે, કે સ્વપ્નનો દ્રષ્ટા નિદ્રાથી રહિત થઈ જાય, તો પણ સ્વપ્નમાં દેખાયેલુ નગર અધિષ્ઠાનની સત્તાથી સત્તાવાળું રહે છે, આ મારુ ધારવું યથાર્થ છે કે કેમ?[૨૧]

**વસિષ્ઠ બોલ્યા :** હા! જેમ તમે કહો છો તેમ જ છે. સ્વપ્નનો દ્રષ્ટા નિદ્રાથી રહિત થઈ જતાં પણ સ્વપ્નમાં દેખાયેલું નગર અધિષ્ઠાનની સત્તાથી સત્ય જ અને આકાશની પેઠે સ્વચ્છ આકારવાળું જ રહે છે.[૨૨] એ વાત તો એક બાજુ રહેવા દો અને હવે બીજું કહું છું તે તરફ લક્ષ્ય આપો. સ્વપ્નના પ્રપંચમાં જાગ્રતના બાહ્ય દેશ-કાળ આદિના જેવો યથાર્થ સંબંધ નહિ રહેવાથી સ્વપ્નનો પ્રપંચ મિથ્યા છે, એમ માનતા હો તો તમે જેને જાગ્રતનો પ્રપંચ માનો છો તેમાં પણ સ્વપ્નના દેશ-કાળ આદિના જેવો યથાર્થ સંબંધ નથી. આથી જાગ્રતનો પ્રપંચ પણ મિથ્યા છે.[૨૩] આ પ્રમાણે છે, એટલા માટે આ સઘળો પ્રપંચ જે જોવામાં આવે છે તે સાચો નથી, પણ સાચા જેવો પ્રતીત થઈ રહ્યો છે. જેમ સ્વપ્નની સ્ત્રી સાથેનું સુરતસુખ મિથ્યા છતાં પણ આસક્તિથી મોહિત કરે છે, તેમ આ પ્રપંચ મિથ્યા હોવા છતાં પણ આસક્તિથી મોહિત કરે છે. જે અધિષ્ઠાન ચૈતન્ય છે તેજ વાસ્તવિક સાચું છે. જે દેહની અંદર તથા બહાર સર્વ પ્રદેશોમાં ભરપૂર રહેલું છે, તે ચૈતન્ય માયાશક્તિને લીધે જેવી રીતે પોતાનું સ્ફુરણ કરવા ધારે છે, તેવી જ રીતે પોતાને સ્ફુરેલુ જુએ છે.[૨૪,૨૫] જેમ ભંડારમાં સઘળા પ્રકારનું ધન હોય છે અને તે જોનાર માણસના જોવામાં આવે છે, તેમ ચિદાકાશમાં સઘળો પ્રપંચ છે અને તે ચિદાકાશના જોવામાં આવે છે.[૨૬] હે રામ! સરસ્વતીદેવીએ વિદૂરથરાજાને બોધરૂપી અમૃતનું સિંચન કરીને વિવેકના સુંદર અંકુરવાળો કર્યો અને તેને નીચે પ્રમાણે કહ્યું.[૨૭]

**સરસ્વતી બોલ્યાં :** હે રાજા! આ સઘળી વાત મે લીલાને રાજી કરવા સારુ કહી છે. તમારું કલ્યાણ હો. અમે બે હવે અહીં થી જઈએ છીએ. જે કાંઈ જોવાનું હતુ તે લીલાએ જોઈ લીધું છે.[૨૮]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે સરસ્વતીએ મધુર અક્ષરોવાળી વાણીથી ભાષણ કર્યું, એટલે બુદ્ધિમાન વિદૂરથરાજાએ નીચે પ્રમાણે કહ્યુ.[૨૯]

**વિદૂરથ બોલ્યો :** હે દેવી! મારું દર્શન પણ કામનાવાળા મનુષ્યને નિષ્ફળ થતું નથી, ત્યારે તમે તો મોટાં ફળ દેનારાં છો, તમારું દર્શન

તો કેમ નિષ્ફળ થાય ? હે દેવી ! હું જેમ એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જાઉં છું, તેમ આ દેહને છોડીને હું અહીં થી મારા પહેલાંના સંસારમાં આવું એવી તમે કૃપા કરો.[૩૦-૩૧] હે માતાજી ! હું શરણાગત છું, મારા પર કૃપાદષ્ટિ કરો, મને રંક જાણીને મારી માગણીનો ઉત્તર આપો. હે વરદા ! ભક્તનો અનાદર કરવો એ મહાત્માઓને શોભે જ નહિ.[૩૨] હું જે પ્રદેશમાં આવું તે જ પ્રદેશમાં આ મારો મંત્રી અને આ મારી બાળક કુંવરી પણ આવે, એવી મારા પર દયા કરો.[૩૩]

**સરસ્વતી બોલ્યાં :** હે પૂર્વજન્મના પદ્મરાજ ! તું ત્યાં આવજે અને નિઃશંક થઈ ને યોગ્ય પદાર્થોથી તથા યોગ્ય વિલાસોથી સુંદરતાવાળું રાજ્ય કરજે. અમારી પાસે યાચકોએ જે જે માગણી કરી હશે, તેની અમે કદી પણ ના કહી હોય એવું કોઈના પણ જાણવામાં નથી, એમ તમારે સમજવું.[૩૪]

आगच्छ राज्यमुचितार्थविलासचारु प्रागजन्ममंडलपते कुरु निर्विशंकम् । अस्माभिरर्थिजनकामनिराकृतिर्हि दृष्टा न काचन कदाचिदपीति चिद्धि ॥ ३४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'સ્વપ્નપુરુષસત્યત્વવર્ણન' નામનો સર્ગ ૪૨મો સમાપ્ત

## સર્ગ ૪૩મો×

## વિદૂરથને વરપ્રદાન–સૈન્યથી નગરનું આક્રમણ અને સળગવું

શ્રીદેવ્યુવાચ

अस्मिन् रणवरे राजन् मर्तव्यं भवताधुना ।
प्राप्तव्यं प्राक्तनं राज्यं सर्वं प्रत्यक्षमेव ते ॥ १ ॥

**સરસ્વતી બોલ્યાં :** હે રાજન્ ! આ મોટા સંગ્રામમાં તારે હમણાં મરવું પડશે અને પછી તને પૂર્વનું રાજ્ય મળશે. એ સઘળું પ્રત્યક્ષ રીતે તારા જોવામાં આવશે.[૧] તું, તારી દીકરી અને તારો મંત્રી એ સર્વ પૂર્વના નગરમાં આવશો અને તેમાં તું તારા શબરૂપ થયેલા શરીરને પ્રાપ્ત થઈશ.[૨] હવે અમે જેમ આવ્યાં હતાં તેમ પાછાં જઈએ છીએ. તું, તારો મંત્રી તથા તારી કુંવરી મનોમય દેહથી ત્યાં આવશો. જેમ ઘોડાની, ગધેડાની, ઊંટની અને મદથી ભિંજાયેલા ગંડસ્થળવાળા હાથીની ગતિ જુદીજુદી હોય છે, તેમ સ્થૂળ દેહની અને મનોમય દેહની ગતિ પણ જુદીજુદી જ હોય છે.[૩-૪]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે મધુર ભાષણ કરનારાં એ બન્નેની વચ્ચે પરસ્પર વાત ચાલતી હતી, તેટલામાં જે માણસને પ્રથમથી નગરનું વૃત્તાંત જાણવા માટે ઊંચા પ્રદેશમાં ઊભો રાખવામાં આવ્યો હતો, તે અંદર આવ્યો અને ગભરાટ સાથે નીચે પ્રમાણે બોલવા લાગ્યો:[૫]

હે રાજા ! જેમ પ્રલયકાળમાં ઉદ્ધત થયેલો મહાસાગર ધસી આવે, તેમ બાણો, ચક્રો, ખડ્ગો, ગદાઓ અને પરિઘોની વૃષ્ટિ કરતું શત્રુનું સૈન્ય અહીં ધસી આવે છે.[૬] પરમ ઉત્સાહવાળું એ સૈન્ય પ્રલયકાળના પવને ઉડાડેલી મોટા પર્વતોની શિલાઓ સરખી ગદાઓને, સાંગોને અને ભુશુંડીઓને વરસાવે છે.[૭] આ પહાડ જેવા નગરમાં ચારે બાજુ એ અગ્નિ લાગી ચૂક્યો છે. ચટચટ અને કડાકાભડાકા કરતો એ અગ્નિ ઘરોને સળગાવી દઈ ને આ ઉત્તમ નગરીને પાડી દે છે.[૮] પ્રલયકાળનાં વાદળાંઓની ઘટા સરખા ધુમાડાના પર્વતો બળાત્કારથી ગરુડોની જેમ આકાશમાં ઊડવા લાગ્યા છે.[૯]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે એ પુરુષ ગભરાટથી બોલતો હતો, તેટલામાં કઠોર શબ્દવાળો અને દિશાઓને પૂર્ણ કરી દેનારો બહાર મોટો કોલાહલ ઊઠ્યો.[૧૦] ત્યાં બળથી કાન પર્યંત

× આ તેતાલીસમા સર્ગમાં વિદૂરથરાજાને જોઈતું વરદાન, નગરનું સળગવું અને બળી જતા લોકોની ચેષ્ટાઓ ઇત્યાદિનું વર્ણન કરવામાં આવશે.

ખેંચવામાં આવતાં તથા બાણોની વૃષ્ટિ કરતાં ધનુષોનો પ્રબળ ટંકાર સંભળાવા લાગ્યો અને વેગવાળા મદોન્મત્ત હાથીઓ ગર્જના કરવા લાગ્યા.[૧૧] ગામમાં ઘર આદિને બાળી નાખતા અગ્નિઓના ભારે ફડાકા થવા લાગ્યા. જેમની સ્ત્રીઓ બળી જતી હતી તે નગરજનો મોટો હાહાકાર કરવા લાગ્યા.[૧૨] તેઓ અગ્નિના ટુકડાઓ ઘોર શબ્દ કરતા ઊંચે ઊછળતા હતા તેની વાતો કરવા લાગ્યા અને ત્યાં ધગધગ બળતી જવાળાઓના ફેલાવાથી ભારે કડેડાટ થવા લાગ્યો.[૧૩] એ સમયે લીલાએ, સરસ્વતીએ, વિદૂરથરાજાએ અને મંત્રીએ ગોખમાંથી જોયું, તો મધ્યરાત્રિનો વખત હતો અને નગરમાં મોટો હાહાકાર વ્યાપી રહ્યો હતો.[૧૪] ત્યાં પ્રલયના પવનથી ક્ષોભ પામેલા પૂર્ણ મહાસાગર સમાન વેગવાળું અને મેઘના જેવા તથા તરંગોના જેવા ઉગ્ર આયુધોવાળું શત્રુનું સૈન્ય ચારે બાજુએ વ્યાપી રહ્યું હતું. પ્રલયકાળના અગ્નિથી પીગળી જતા મેરુપર્વતની જેમ પ્રકાશતી અને આકાશને પૂરી દેતી મોટી જ્વાળાઓના સમૂહથી આખું નગર બળવા લાગ્યું હતું.[૧૫-૧૬] ચોર લોકો લૂંટ પાડવા સારુ મોટા મેઘની ગર્જના જેવાં તિરસ્કારનાં વચનો કાઢતા હતા અને પ્રબળ કિકિયારીઓ કરતા હતા.[૧૭] પ્રલયકાળના 'પુષ્કરાવર્તક' નામના મેઘ સમાન ધુમાડારૂપી વાદળાંઓથી ત્યાં આકાશ ઢંકાઈ ગયું હતું અને ઊડતા સોના જેવી પીળી જ્વાળાઓના સમૂહોથી કોઈ સ્થળમાં અવકાશ રહ્યો ન હતો.[૧૮] ઊડતાં ઉબાડિયાંના ટુકડાઓને લીધે આકાશમાં ઉત્પાત સંબંધી રાતા તારાઓના જેવો દેખાવ થઈ રહ્યો હતો. અગ્નિના મોટા સમૂહો એક ઘર ઉપરથી બીજા ઘર ઉપર અને બીજા ઘર ઉપરથી પાછા પહેલા ઘર ઉપર આવતા હતા.[૧૯] ઘણા યોદ્ધાઓ કપાઈ ગયા હતા અને બાકી રહેલા યોદ્ધાઓ પાછા વળીને ગામમાં આવતા રહેતા હતા. અગ્નિના અંગારાઓ ઊડીઊડીને વાદળાંઓનાં છિદ્રોમાં પેસી જતા હતા. લોકોને કઠોર ચીસો પડાવનારા તથા તેમને બાળી નાખનારા શત્રુઓ ત્યાં ઉગ્ર ગર્જનાઓ કરતા હતા.[૨૦] આકાશ અગ્નિના તણખાઓથી અને બાણોથી વ્યાપ્ત થઈ રહ્યું હતું. શત્રુઓ નગરને બાળવામાં દોડાદોડ કરતા હતા અને પોતાના હાથોમાં ઘણા શસ્ત્રોને તથા શિલાઓને ઊંચાં કરીકરીને લોકો ઉપર તૂટી પડતા હતા.[૨૧] યુદ્ધના હાથીઓની ભારે નાસભાગથી મોટામોટા શૂરવીર પુરુષો પણ છૂંદાઈ જતા હતા. કેટલાએક દોડતા ચોરલોકોનાં માથાંને ગામના લોકોએ કાપી નાખ્યાં હતાં અને તેથી ચોરલોકોએ લૂંટેલાં ધન ગામના માર્ગોમાં પથરાઈ જતાં હતાં.[૨૨] પુરુષો અને સ્ત્રીઓ અંગારાઓના સમૂહોમાં પડીપડીને મોટા શબ્દથી રુદન કરતાં હતાં. અગ્નિથી બળીને ફાટતાં કાષ્ઠો ધડાકા કરીને ગામમાં ઊડતાં હતાં.[૨૩] આકાશમાં મોટાં મોટાં ઊંબાડિયાંનાં ચક્કરો વ્યાપી વળ્યાં હતાં અને તેથી જાણે સેંકડો સૂર્ય ઊગ્યા હોય એમ જણાતું હતું. ગામની સઘળી પૃથ્વી અગ્નિના અંગારાઓથી પથરાઈ ગઈ હતી.[૨૪] અગ્નિથી બળેલાં બીજાં કાષ્ઠોની સાથે બળતા વાંસો પણ કેંકારા અને રણકારા કરતા હતા. બળી જતાં પ્રાણીઓની ઘાટી ચીસો સાંભળીને સર્વ સૈનિકો પણ રોઈ પડતા હતા.[૨૫] વૃદ્ધિ પામેલો અગ્નિ સઘળી રાજ્યલક્ષ્મીને ધૂળધાણી કરી નાખીને તૃપ્ત થતો હતો. અગ્નિરૂપી મહાભક્ષક સર્વને ગળી જવાના ઉદ્યોગમાં લાગ્યો હતો.[૨૬] દૈવગતિથી સર્વસ્વનો નાશ થયો હતો અને સૂતેલાઓની ઉપર માર પડતો હતો. આથી લોકો ત્રાસ પામીને ચીસો નાખતા હતા. વળી ત્યાં અટકાવી શકાય નહિ એવો અગ્નિ ઘૂમી રહ્યો હતો. આ ચીસોથી અને એ અગ્નિથી સઘળાં જ ઘરો જાણે હાહાકાર કરતાં હોય એમ લાગતું હતું. ઘણાં પ્રાણીઓને

ઘણા દિવસો સુધી ખાવા પહોંચે એવા ધાન્યોના સમૂહો બળી જતાં, કેટલાએક લોકો અવશેષ રહેલાં કાષ્ઠોને પણ બચાવી લેવા દોડતા હતા.[૨૭] આ સમયે જેમનાં સ્ત્રીઓ, બાળકો તથા સર્વસ્વ બળી જતાં હતાં, એવા યોદ્ધાઓ ચારે બાજુ જોયા કરતા હતા, દોડાદોડ કરતા હતા અને નીચે પ્રમાણે બોલતા હતા. તેમનાં વચનો એ વિદૂરથ રાજાના સાંભળવામાં આવ્યાં:[૨૮] 'હાય ! હાય ! રસની ભરતીને લીધે લીલાંછમ, તડકાનું નિવારણ કરનારાં અને અત્યંત ઊંચાં થયેલાં આપણાં ઘરનાં વૃક્ષોને, આ તોફાની પવન ભારે ખડખડાટ કરીને હલાવી નાખે છે.[૨૯] હાય ! હાય ! હિમના જેવી શીતળતાવાળી અને આ હમણાં બળી જતી આપણી સ્ત્રીઓ, જેમ જ્ઞાનની સુંદર શક્તિઓ મહાત્માઓનાં મનમાં પેસી જાય છે, તેમ હાથીઓનાં શબોના સમૂહમાં પેસી જાય છે.[૩૦] હાય બાપ ! પ્રબળ અગ્નિએ પ્રેરેલી આ જ્વાળાઓ આપણી સ્ત્રીઓના કેશરૂપી ખડની ગંજીઓમાં લાગી ગઈ છે અને તેથી એ કેશો સુકાયેલાં પાંદડાંઓની પેઠે બળી જાય છે.[૩૧] અરે ! જુઓ, ચકરીઓ ખાતી, લાંબી અને ઊંચા તરંગોવાળી આ ધુમાડારૂપી યમુના વેગથી ચાલીને આકાશની ગંગા પાસે જાય છે.[૩૨] જુઓ તો ખરા, ઉબાડિયાંઓરૂપી કાષ્ઠોને વહી રહેલી, ઊંચી ગતિવાળી અને અગ્નિના કણોરૂપી પરપોટાઓવાળી આ ધુમાડારૂપ નદી, વિમાનોમાં બેઠેલા દેવતાઓને પણ આંધળા કરી દે છે.[૩૩] આ સ્ત્રીનાં મા, બાપ, ભાઈ, દીકરાઓ તથા બે દીકરીઓ પણ આ ઘરમાં બળી ગયાં છે અને એ પોતે પણ અગ્નિથી દૂર છતાં શોકથી બળી ગઈ છે.[૩૪] હાય ! હાય ! હાય ! અલ્યા ઓ ! તારું આ ઘર આગમાં પૂરું સપડાઈ ગયું છે. જેમ પ્રલયમાં મેરુપર્વત પડવા તૈયાર થાય, તેમ તે અહીં પડવા તૈયાર થઈ ગયું છે.[૩૫] તું ઝટ અહીં આવ. અરેરે ! બાણો, શિલાઓ, સાંગો, ભાલાંઓ, પ્રાસો અને ખડ્ગો જાણે તીડોની પેઠે જાળિયાંરૂપી સંધ્યાકાળનાં વાદળાંઓમાં પેસી જાય છે. અહો ! જેમ સમુદ્રના જળનાં પૂરો પ્રબળ જ્વાળાઓવાળા વડવાનળમાં પેસે છે, તેમ આ અગ્નિની જ્વાળાઓના પ્રવાહો જાણે બીકથી આકાશમાં ઊડી જવા ધારતી આ નગરીમાં પેસે છે.[૩૬-૩૭] ધુમાડાઓ વાદળાંઓમાં પેસી જાય છે, જ્વાળાઓ પર્વતોનાં શિખરો સુધી પહોંચી જાય છે અને રસથી ભરેલા બગીચાઓ પણ રાગી પુરુષોનાં હૃદયોની પેઠે સુકાઈ જાય છે. આ હાથીઓ જાણે કે પોતાના બંધનના સ્તંભની જાતને સમજી લઈને ક્રોધે ભરાયા હોય, તેમ ચિત્કાર કરે છે અને આ વૃક્ષોની હારને કડેડાટ શબ્દની સાથે પૃથ્વી પર પાડી નાખે છે. પૂર્વે આ ઘરનાં વૃક્ષોમાં પુષ્પોની, ફળોની અને સ્કંધોની પુષ્ટતા હતી; તે હમણાં શોભાથી રહિત થઈ ગયાં છે અને સર્વસ્વ પરવારી ચૂકેલા ગૃહસ્થોની પેઠે રાંક થઈ ગયાં છે. હાય ! માબાપોએ આ બાળકોને તજી દીધાં છે અને તેઓ સંતાઈ જવાને માટે અંધારાને શોધવા નીકળ્યાં છે. ત્યાં તો હાય ! તેઓ બાણોથી ખીચોખીચ ભરેલી ગલીઓમાં ભીંતો પડવાથી કચરાઈ ગયાં. પરસ્પર લડતી આ હાથણીઓ વાયુએ ઉડાવેલા અને જેમાંથી અંગારા ઝરે છે એવા આ છાજથી ડરીને ત્રાસદાયી ચીસો પાડે છે. હાય હાય ! ભૂંડું થયું ! આ પુરુષના તલવારથી ચિરાયેલા તથા જેના પર દઢ ઉંબાડિયું ચોંટી ગયું છે એવા ખભા ઉપર વજ્ર પડે તેમ ગોફણનો પથરો પડ્યો. અહો ! આકુળ થયેલાં આ ગાયો, ઘોડાઓ, પાડાઓ, હાથીઓ, ઊંટો, કૂતરા, શિયાળિયાં અને ગાડરોએ વેગમાં આવીને જાણે લડવાની તૈયારીઓ કરી છે.[૩૮-૪૪] ચીસો પાડતી આ સ્ત્રીઓ પટપટ પડતાં જળનાં ટીપાંઓરૂપ ભ્રમરોવાળાં ભીનાં વસ્ત્રો ઓઢીને ચાલી જાય છે, તેથી જાણે તેઓ સ્થળ-

કમળોને ઓઢીને ચાલી જતી હોય એવી લાગે છે.[૪૫] જુઓ, આસોપાલવનાં ફૂલો જેવી લાગતી જ્વાળાઓની આ શેડો, જાણે લટકતી નાગણીઓને ચાટતી ઊંટડીઓ હોય તેમ સ્ત્રીઓના કેશોની લટોને ચાટે છે.[૪૬] હાય ! હાય ! જેમ કોઈ નીચ સ્ત્રી કુમાર્ગમાં વિશ્રામ લે, તેમ અગ્નિની શિખા હરણનાં બચ્ચાં જેવી નેત્રવાળી આ સ્ત્રીની ભમરાઓની પાંખો જેવી પાંપણોમાં વિશ્રામ લે છે.[૪૭] આ પુરુષ પોતે બળી ગયો છે, છતાં પણ પોતાની સ્ત્રી વિના ઘરમાંથી બહાર નીકળતો નથી; તેથી નિશ્ચય કરી શકાય છે, કે પ્રાણીઓ સ્નેહરૂપી જાળને કાપી શકતાં નથી ![૪૮] બળી ગયેલી સૂંઢવાળા આ હાથીએ સળગતા અંગારાવાળા પોતાના બંધનના વૃક્ષને કોપને લીધે વેગથી ભાંગી નાખ્યું છે અને તે લોકોને કમળો આપનારા તળાવમાં જઈ પડ્યો છે.[૪૯] આ ધુમાડો મેઘના સ્થાનકમાં પહોંચ્યો છે, અંદરથી વીજળીવેલથી ઝબકી રહ્યો છે અને બાણો સમાન ઉગ્ર અંગારાઓના સમૂહને વરસે છે.[૫૦] હે રાજા ! જેમાં અગ્નિના તણખા ચળકી રહ્યા છે એવો ચકરીઓ ખાતો અને શિખાઓરૂપી તરંગોવાળો આ ધુમાડો તે આકાશમાં જાણે રત્નોથી ભરપૂર સમુદ્ર હોય એવો લાગે છે.[૫૧] શિખરો જેવી જ્વાળાઓના તેજથી રાતું થયેલું આકાશ, જાણે મૃત્યુએ ઉત્સવના કારણથી દિશાઓરૂપી સ્ત્રીઓને કેસરથી ખરડેલો કરંડિયો આપ્યો હોય, એવું લાગે છે.[૫૨] અહો ! ઊંચા આયુધોવાળા શત્રુપક્ષના યોદ્ધાઓ રાજાની સ્ત્રીઓને પકડે છે, એ બહુ ભૂંડું અને દુરાચારનું કામ થાય છે.[૫૩] આ પકડાતી રાજાની રાણીઓની માળાઓમાં ગૂંથાયેલાં પુષ્પો માર્ગમાં વેરાઈ જાય છે અને અર્ધા બળેલા ચોટલા છાતીઓ ઉપર તથા સ્તનો ઉપર પડ્યા છે.[૫૪] તે વસ્ત્રો ઊંચાં થઈ જવાને લીધે તેમનાં નિતંબો અને પેઢુઓ દેખાય છે અને તેમનાં માણિક્યોથી જડેલાં કંકણો પડી જવાથી ધરતી શોભી રહી છે.[૫૫] હારોરૂપી લતાઓ તૂટી જતાં, તેમનાં નિર્મળ મોતીઓ વેરાઈ જાય છે. જરા વારમાં દેખાતાં અને જરા વારમાં નહિ દેખાતાં તેમનાં સ્તનોમાંથી, નિતંબોમાંથી અને પડખાંઓમાંથી સોના જેવી કાંતિ ઝબકે છે.[૫૬] ટિટોડીઓના જેવા તેમના કરુણાભર્યા વિલાપોથી યુદ્ધનો કોલાહલ પણ બરાબર સાંભળવામાં આવતો નથી. લાગલાગટ બૂમો પાડવાથી તેમની પાંસળીઓ જાણે તૂટી ગઈ છે અને તેમના ચણિયાઓ લોહીના કાદવથી તથા આંસુઓથી ભિંજાઈ ગયા છે.[૫૭] અરે ! આ રાણીઓને શત્રુપક્ષના માણસો ખભા ઉપર હાથ મૂકીને એકમેક સાથે બાંધીને બળપૂર્વક લઈ જાય છે, આથી એ રાણીઓનાં નેત્રો કમળોની પેઠે પાણીનાં ટીપાંઓને વરસ્યાં કરે છે. તેઓ 'આ સમયમાં કોણ રક્ષણ કરશે ? કોઈ પણ રક્ષણ કરનાર નથી,' એમ નિરાશ થઈને કંગાળપણાથી જોયા કરે છે અને તે જોઈને તેમના પક્ષના યોદ્ધાઓને પણ આંસુ આવે છે.[૫૮-૫૯] સ્વચ્છ કમલિની સમાન આ રાણીઓના કમળનાળ જેવી કૂણી નિર્મળ સાથળોનાં મૂળો આંસુ પડવાથી ભિંજાઈ ગયાં છે અને તેથી તેઓ ઝીણાં વસ્ત્રોમાંથી દેખાઈ રહે છે. આ રાણીઓ જાણે વિષયસુખરૂપી મંદરાચળથી નિરંતર મથન કરાતા કામદેવરૂપી સમુદ્રમાંથી નીકળેલી ઉત્તમ લક્ષ્મીના જેવી છે. હાય ! તેમનાં પુષ્પો, વસ્ત્રો, આભરણો તથા લેપન કરેલાં ચંદનો ચોળાઈ ગયાં છે, ભુસાઈ ગયાં છે અને તેમના લાંબા ચોટલાઓની ચપળ લટો આંસુઓથી ભિંજાઈ ગઈ છે.[૬૦-૬૧]

आलोलमाल्यवसनाभरणांगरागा बाष्पाकुलाततचलालकवल्लरीकाः । आनंदमंदरनिरंतरमथ्यमानात् कामार्णवात्समुदिता इव राजलक्ष्म्यः ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'અગ્નિદગ્ધગૃહાદિ વર્ણન' નામનો સર્ગ ૪૩મો સમાપ્ત**

# સર્ગ ૪૪મો*

## વિદૂરથરાજાનું યુદ્ધ માટે નીકળવું અને લીલાના તત્ત્વનું વર્ણન

वसिष्ठ उवाच

एतस्मिन्नंतरे राजमहिषी मत्तयौवना ।
तद्विवेश गृहं लक्ष्मीरिव पंकजकोटरम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** આ સમયે જેમ લક્ષ્મી કમળના છિદ્રમાં આવે, તેમ મત્ત યૌવનવાળી મહારાણી વિદૂરથરાજાના તે ઘરમાં આવી.[1] તેનાં પુષ્પો અને વસ્ત્રો વીંખાઈ ગયાં હતાં, તેના હારો તૂટી ગયા હતા અને તે વ્યાકુળ થઈ ગઈ હતી. ભયથી તે વિહ્વળ બની ગઈ હતી અને સખીઓ તથા દાસીઓ તેને અનુસરી રહી હતી.[2] ચંદ્ર જેવું તેનું મુખ હતું, હાંફથી તેના પયોધરો હાલી રહ્યા હતા અને દાંતરૂપી તારાઓથી તે જાણે શરદઋતુના આકાશ જેવી સર્વાંગે સ્વચ્છ લાગતી હતી. પછી જેમ અપ્સરા, ભૂતોના સંગ્રામના વિચારમાં પડેલા ઇંદ્રની પાસે વિજ્ઞપ્તિ કરે, તેમ તે પટરાણીની એક સખીએ અવિચારી શત્રુઓના સંગ્રામના વિચારમાં પડેલા વિદૂરથરાજાની પાસે આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી:[3'4] 'હે દેવ! આ દેવી અમારી સાથે અંતઃપુરમાંથી નાસીને આવી છે અને જેમ વાયુએ પીડેલી લતા વૃક્ષને શરણે આવે, તેમ આપને શરણે આવી છે.[5] હે રાજન્! જેમ સમુદ્રનાં મોજાંઓ કિનારાનાં વૃક્ષોની લતાઓને હરી જાય છે, તેમ ઊંચાં આયુધોવાળા બળવાન શત્રુઓ આપની બીજી રાણીઓને હરી ગયા છે.[6] જેમ અચાનક આવેલા ઉદ્ધત પવનો મોટાં વૃક્ષોને તોડી નાખે છે, તેમ અચાનક આવેલા ઉદ્ધત શત્રુઓએ તમારા અંતઃપુરના સઘળા રક્ષકોને તોડી નાખ્યા છે.[7] જેમ રાત્રે વર્ષાઋતુમાં દૂરથી અચાનક આવેલાં અને કોલાહલ કરતાં જળ, કમળોને ઘસડી લઈ જાય છે, તેમ રાત્રે દૂરથી અચાનક આવેલા શત્રુઓ આપણા અંતઃપુરની સ્ત્રીઓને લઈ ગયા છે.[8] ધુમાડારૂપી કવચોવાળા, ઊંચા નાદ કરતા તથા ફેલાતી ઉગ્ર જ્વાળાઓવાળા અગ્નિઓથી તેમજ ધુમાડારૂપી કવચોવાળા, ઊંચા નાદ કરતા તથા ફેલાતાં ઉગ્ર શસ્ત્રોવાળા શત્રુપક્ષના યોદ્ધાઓથી આપણું નગર ભરાઈ ગયુ છે.[9] પારધી લોકો જેમ ચીસો નાખતી હરણીઓને બળાત્કારથી લઈ જાય છે, તેમ શત્રુપક્ષના યોદ્ધાઓ ચીસો પાડતી સ્ત્રીઓને ચોટલા પકડીને લઈ જાય છે.[10] આ પ્રમાણે અમારા ઉપર ઘણી શાખાઓમાં ફેલાયેલી આ ઉગ્ર વિપત્તિ આવી છે, તેનું અત્યંત નિવારણ કરવા માટે આપ વિના બીજો કોઈ સમર્થ નથી.'[11]

**વસિષ્ઠ બોલ્યા :** આ પ્રમાણે મહારાણીની સખીનાં વચનો સાંભળીને, વિદૂરથરાજાએ દેવીઓની સામે જોયું અને તેમને આ વચન કહ્યાં: 'ક્ષમા કરજો, હું અહીંથી જાઉ છુ અને ભમરી જેમ કમળને શરણે રહે છે, તેમ આ મારી સ્ત્રી આપના ચરણને શરણે રહે છે.[12] આ પ્રમાણે કહીને પછી કોપથી લાલલાલ આંખવાળો થયેલો વિદૂરથરાજા જેવી રીતે મદોન્મત્ત હાથીએ વનમાં તોફાન કરતાં કેસરીસિંહ ગુફામાંથી બહાર નીકળે, તેવી રીતે તે પોતાના ઘરમાંથી બહાર નીકળ્યો. પછી સરસ્વતી સાથે રહેલી જ્ઞાનવાળી લીલાએ અરીસામાં દેખાતા પ્રતિબિંબની જેમ પોતાના જેવા જ આકારવાળી તથા અત્યંત રૂપવાળી બીજી લીલાને ત્યાં આવેલી જોઈ,[13'14]

**લીલા બોલી :** હે દેવી! આ શું છે, તે મને કહો. જે હું છું તે આ કેમ છે? અને જો એ હું જ હોઉં તો આટલો કાળ જતાં પણ એની

---

* આ ચુંવાળીસમા સર્ગમા મહારાણીને ભય પામેલી જોઈ અને અંતઃપુરનો પરાભવ થયો એ સાંભળી યુદ્ધ માટે રાજાના નીકળવાનું અને લીલાના તત્ત્વનું વર્ણન કરવામાં આવશે.

અવસ્થા યુવાનની યુવાન કેમ રહી છે?[૧૫] મંત્રી આદિ લોકો, નગરના રહેવાસીઓ અને સૈન્યો તથા વાહનો સહિત સર્વે યોદ્ધાઓ, જેઓ ત્યાં હતાં, તેઓ અહી કેમ છે? અને જો અહીં છે, તો ત્યાં તેમ ને તેમ કેમ છે?[૧૬] હે દેવી! જેમ લોકો અરીસાની અંદર તથા બહાર પણ એના એ હોય છે, તેમ આ લોકો ત્યાં અને અહી પણ એના એ જ છે કે કેમ? આ લોકો ચેતનાવાળા છે કે નહિ?[૧૭]

**સરસ્વતી બોલ્યાં:** જેમ મન સ્વપ્નાવસ્થામાં, જાગ્રતમાં અનુભવેલા પદાર્થોના આકારને પ્રાપ્ત થાય છે, તે જ પ્રમાણે ચૈતન્ય પણ પોતાની અંદર કરેલા સંકલ્પના આકારને ક્ષણમાત્રમાં પ્રાપ્ત થાય છે.[૧૮] ચિત્તમાં અને ચૈતન્યમાં સંસ્કારરૂપે જેવા આકારનું જગત હોય છે, તેવા આકારનું જ જગત ક્ષણમાત્રમાં બહાર હોય એમ પ્રતીત થાય છે. આ સઘળું ચૈતન્યના વિવર્તરૂપ જ છે, માટે તેમાં પદાર્થોના સ્વભાવને અનુસરીને દેશ–કાળની લંબાઈનો કે વિચિત્રતાનો અંત આવે એમ નથી.[૧૯] જે અંદર હોય છે, તે જ બાહ્યરૂપે પ્રતીત થાય છે, એ વિષયમાં સ્વપ્નના પદાર્થો દૃષ્ટાંતરૂપ છે. જેમ અંદર ચૈતન્યનો વિવર્ત જ સ્વપ્નના તથા સંકલ્પના નગરરૂપે બહાર સ્ફુરે છે, તેમ આ પણ ચૈતન્યનો વિવર્ત જ બાહ્યરૂપે સ્ફુરે છે અને તે દૃઢ અભ્યાસને લીધે સ્ફુટ આકારવાળો થયો છે. તે સમયે તારા તે નગરમાં તારો પતિ પદ્મરાજા જે વાસનાઓને લઈને મરણ પામ્યો છે; તે વાસનાઓ પ્રમાણે તે સ્થળમાં જ તેવા વિષયોને પ્રાપ્ત થયો છે. અહીંના લોકો જેઓ ત્યાં હતા તેઓ જ છે એમ પ્રતીત થાય છે; તોપણ જેઓ ત્યાં હતા તેઓ જ નથી; પણ તેમના જેવા બીજા છે. જેમ સ્વપ્નનાં અને સંકલ્પનાં સૈન્યો તે અવસ્થાઓમાં સાચાં જ છે, તેમ તારા પતિને આ અવસ્થામાં આ લોકો પણ સાચા જ છે. જાગ્રતમાં જાગ્રતના સર્વે પદાર્થો વાંધા વિના અનુભવમાં આવે છે અને સ્વપ્નમાં સ્વપ્નના સઘળા પદાર્થો વાંધા વિના અનુભવમાં આવે છે; માટે એમનામાં વાસ્તવિક સત્યતા કેવી હોય અને કેમ હોય એ તું જ કહે. જાગ્રતના અને સ્વપ્નના સર્વે પદાર્થો ખોટા જ છે અથવા સ્વપ્નના પદાર્થો ઉત્તરકાળમાં રહેતા નથી. માટે તેઓ જ એકલા ખોટા છે. એમ તું માનતી હોય, તો જાગ્રતના પદાર્થો પણ ઉત્તરકાળમાં રહેતા નથી. એટલે સ્વપ્નના પદાર્થો કરતાં જાગ્રતના પદાર્થોમાં શી અધિકતા છે? સ્વપ્નમાં જાગ્રતના પદાર્થો રહેતા નથી અને જાગ્રતમાં સ્વપ્નના પદાર્થો રહેતા નથી.[૨૦–૨૫] જેમ જન્મના સમયમાં મરણ અસત્ય છે અને મરણના સમયમાં જન્મ અસત્ય છે, તેમ જાગ્રતના સમયમાં સ્વપ્ન અસત્ય છે અને સ્વપ્નના સમયમાં જાગ્રત અસત્ય છે. હે લીલા! જેમ અવયવો વીંખાઈ જવાથી જગતનો નાશ થાય છે, તેમ અનુભવના બળથી જગતનો પણ નાશ થાય છે.[૨૬] આ પ્રમાણે છે, માટે જગત અનિર્વચનીય ભ્રાંતિરૂપ જ પ્રતીત થાય છે એમ સમજવું. મહાપ્રલયમાં, યુગોમાં અને આજ સુધી પણ જેનો કદી અભાવ થયો નથી, એવું તો એક બ્રહ્મ જ છે અને તે બ્રહ્મ જ જગતરૂપે ભાસે છે. જેમ આકાશમાં ઝીણા મોવાળાનાં ચકરડાં પ્રતીત થાય છે, તેમ બ્રહ્મમાં આ 'સૃષ્ટિ' નામની ભ્રાંતિ આ પ્રતીત થાય છે; માટે વાસ્તવિક વિચાર કરતાં સૃષ્ટિઓ છે જ નહિ. જેમ સમુદ્રમાં તરંગો ઉત્પન્ન થઈથઈને પાછા તેમાં જ લય પામે છે, તેમ બ્રહ્મમાં આ સૃષ્ટિઓ ઉત્પન્ન થઈથઈને લય પામે છે. જેમ મહાપવનમાં રજના સંબંધની મિથ્યાપ્રતીતિ થાય છે, તેમ બ્રહ્મમાં જગતના સંબંધની મિથ્યા પ્રતીતિ થાય છે.[૨૭–૩૦] આથી આ જગતરૂપ ભરમ ઝાંઝવાનાં જળની જેમ ભ્રાંતિમય જ છે અને 'તું તથા હું' ઇત્યાદિ ખોટા વિભાગોથી જ તે ગોઠવાયેલ છે. તેના ઉપર શો

વિશ્વાસ રાખવો ? આ પ્રમાણે સમજવું એ જ ઉત્તમ સ્થિતિ છે અને એ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે જગત સબંધી કોઈ પણ ભ્રાંતિઓ રહેતી નથી.[૩૧] જેમ મોટા અંધારામાં બાળકને પ્રતીત થતો યક્ષ અંધારાથી ભિન્ન નથી, તેમ બ્રહ્મમાં પ્રતીત થતું આ જગત બ્રહ્મથી ભિન્ન નથી. એટલા માટે જ જન્મ, મરણ અને મોહ આદિ જે પ્રતીત થાય છે, તે અજ્ઞાનથી જ પ્રતીત થાય છે; કારણ કે બ્રહ્મજ્ઞાનથી બાધ થતાં એ સઘળું નષ્ટ થઈ જાય છે અને એ નષ્ટ થતાં, બ્રહ્મ જ અવશેષ રહે છે. આ જે દૃશ્ય છે તે સત્ય નથી, અસત્ય નથી અને ઉભયરૂપ પણ કદી નથી. જે છે તે બ્રહ્મ જ છે, કારણ કે બ્રહ્મમાં એવો વિવર્ત થવાનો સંભવ છે. આકાશમાં, પરમાણુમાં કે કોઈ પદાર્થના ગર્ભમાં પણ જ્યાં જીવ હોય છે, ત્યાં જગતની પ્રતીતિ થાય છે. જેમ અગ્નિ પોતાના સ્વરૂપ ભુત ઉષ્ણતાને પોતામાં અનુક્રમે ઉદય પામેલી માની લે છે, તેમ આ શુદ્ધ ચૈતન્યરૂપ આત્મા પોતાનાથી જ અભિન્ન એવા જગતને પોતામાં અનુક્રમે ઉદય પામેલું માને છે. જેમ સૂર્યનો તડકો થતાં ઘરમાં અનેક ત્રસરેણુઓ ભમ્યા કરે છે, તેમ પરબ્રહ્મમાં અનેક બ્રહ્માંડોરૂપ ત્રસરેણુઓ ભમ્યા કરે છે. જેમ વાયુમાં ચલન તથા ગંધ અને આકાશમાં શૂન્યતા સૂક્ષ્મરૂપે રહે છે, તેમ બ્રહ્મમાં જગત પણ સૂક્ષ્મરૂપે રહ્યું છે. આ સાકાર જણાતા જગતને નિરાકાર સમજવા માટે હમણાં તારે એમ સમજવું, કે અવયવરહિત બ્રહ્મમાં આવિર્ભાવ, તિરોભાવ, ગ્રહણ, ત્યાગ, સ્થૂળ, સૂક્ષ્મ, ચર અને અચર આદિ વિભાગો અજ્ઞાનથી જ કલ્પાયેલા છે.[૩૨–૩૯] એટલે તેઓ આત્માથી અભિન્ન છે. તેઓ અવયવો છે જ નહિ. પણ તેનું જ રૂપ છે. આ રીતે જીવની વાસનાઓના ક્રમથી ઉદય પામતું આ જગત જેમ છે, તેમ બ્રહ્મથી અભિન્ન છે અને બ્રહ્મમાં જ રહ્યું છે, માટે પૂર્ણ હોવાથી તે 'વિશ્વ' શબ્દને તથા તેના અર્થોને યોગ્ય છે. 'વિશ્વ' શબ્દના અર્થો પૂર્ણતાને અનુસરનારા છે. આ જગત રજ્જુમાં થયેલા સર્પના ભ્રમની પેઠે સત્ય કહી શકાતું નથી અને અસત્ય પણ કહી શકાતું નથી; માટે તે અનિર્વચનીય છે.[૪૦–૪૧] તે ખોટું છતાં પણ અનુભવમાં આવે છે, માટે સત્ય છે અને પરીક્ષા કરી જોતાં તે રહેતું નથી, માટે અસત્ય છે. જીવ માયાથી ઉપાધિવાળો ચૈતન્યરૂપ હોવાને લીધે બ્રહ્મ જ છે, પણ વાસનાઓના દૃઢ અનુભવને લીધે જીવપણાને પામેલ છે. હમણાં એટલુ જ સમજવું બસ છે. પરમચૈતન્યરૂપ આકાશમાં સ્ફુરિત થયેલા આ જગતને અધિષ્ઠાનની સત્તાથી સત્ય માનીએ તોપણ ભલે અને તેની પોતાની સત્તાથી અસત્ય માનીએ તોપણ ભલે. પરંતુ હાલ એટલું સમજવાનું છે કે, જીવ પોતાની ઇચ્છાને અનુસરતા વિષયોના અનુભવોથી તેને રંગી લે છે. અનુભવાતા વિષયોમાં કેટલાએક વિષયો પૂર્વના વિષયો જેવા જ અનુભવમાં આવે છે, કેટલાએક વિષયો પૂર્વના વિષયોથી કાંઈક વિલક્ષણતાવાળા અનુભવમાં આવે છે અને કેટલાએક વિષયો સાવ નવા જ અનુભવમાં આવે છે. કોઈ સમયે કોઈ સ્થળમાં તેના તે જ વિષયો છે, એમ અનુભવમાં આવે છે અને કોઈ સમયે કોઈ સ્થળમાં, પૂર્વના વિષયોની સાથે અર્ધા મળતા આવે એવા વિષયો પણ અનુભવમાં આવે છે.[૪૨–૪૫] જીવને એ વિષયોના અનુભવો અસત્ય છતાં પણ સત્ય જેવા સ્ફુરે છે. આ રાજાને સઘળી પૂર્વની વાસનાઓને ઉત્પન્ન થવાથી તે જ મંત્રીઓ અને તે જ પૌરલોકો છે અને તેઓ તે જ કુળમાં જન્મેલા, તેવી જ રીતભાતવાળા અને તેવી જ ક્રિયાઓવાળા પ્રતીત થયા છે. આ સઘળા લોકો અધિષ્ઠાનનો વિચાર કરતાં એના એ છે અને દેશ, કાળ તથા ક્રિયાઓ જોતાં તેઓના

જેવા છે. ચૈતન્ય વ્યાપક છે અને આત્મસ્વરૂપ છે. તેની સ્થિતિ જ આવા પ્રકારની છે રાજાના ચિત્તાકાશમાં ચૈતન્યમય વાસનાનો ઉદય થયો છે. તે પ્રમાણે જ આ સઘળું આગળ વધેલુ છે અને તે તે અધિષ્ઠાનની સત્તાથી સાચા જેવું લાગે છે જેમ રાજાને મંત્રીઓ અને પૌરલોકો પૂર્વના જેવા પ્રતીત થાય છે, તેમ આ લીલા પણ તને તારા જેવા સ્વભાવવાળી, તારા જેવાં આચરણવાળી, તારા જેવા કુળવાળી અને તારા જેવા શરીરવાળી પ્રતીત થઈ છે.[४૯–४૯] આ જે નવી લીલા છે, તે રાજાની પ્રતિબિંબિત થયેલી વાસના જ છે. અધિષ્ઠાન ચૈતન્યરૂપી સર્વત્ર વ્યાપક અરીસામાં વાસના જે આકારે પ્રતિબિંબિત થાય છે, તે આકાર ત્યાં જ સ્પષ્ટતાથી સ્થૂળરૂપે નિરંતર ઉદય પામે છે.[૫૦] જીવની અંદર રહેલી જે વાસના છે, તે જ બહાર પણ રહેલા ચૈતન્યરૂપી અરીસામાં પ્રતિબિંબિત થાય છે અને આ બાહ્યસ્થૂળ આકારરૂપે પ્રતીત થાય છે. આકાશ, આકાશમાં રહેલુ બ્રહ્માંડ, બ્રહ્માંડની અંદર રહેલી પૃથ્વી અને પૃથ્વીમાં રહેલાં તું, હું અને રાજા, એ સઘળું દેખાવામાત્ર જ છે, જે છે તે વાસ્તવિક રીતે બ્રહ્મ જ છે અને જે બ્રહ્મ છે તે જ આપણું સ્વરૂપ છે. હે લીલા! સઘળું જગત ચિદાકાશરૂપ બીલાંના ગર્ભરૂપ જ છે, એમ તત્ત્વવેત્તાઓએ નિશ્ચય કર્યો છે. માટે તું પણ એમ જ સમજ અને એ પ્રમાણે સમજીને તું જેવી છે તેવી નિર્મળ અને નિર્વિક્ષેપ જ રહે.[૫૧-૫૨]

एषा त्वमंबरमहं भुवनं धरा च राजेति सर्वमहसेव विभातमात्रम् । चिद्व्योमबिल्वजठरं विदुरंग विद्धि त्वं तेन शांतममलास्स्व यथास्थितेह ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિ–પ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'જગદ્બ્રહ્મવર્ણન' નામનો સર્ગ ૪૪મો સમાપ્ત**

## સર્ગ ૪૫મો×

### જીવો પોતાના સંકલ્પ પ્રમાણે ફળ પામે છે

**શ્રીદેવ્યુવાચ**

विदूरथस्ते भर्तैष तनुं त्यक्त्वा रणांगणे ।
तदेवांतःपुरं प्राप्य तादृगात्मा भविष्यति ॥१॥

**સરસ્વતી બોલ્યાં :** આ તારો સ્વામી વિદૂરથ રાજા યુદ્ધભૂમિમાં દેહનો ત્યાગ કરી, તે જ અંતઃપુરને પ્રાપ્ત થઈને પદ્મરાજારૂપ થશે.[૧]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે સરસ્વતીએ લીલાને કહ્યુ. તે સાંભળીને તે નગરમાં રહેનારી તે નવી લીલા સરસ્વતીની આગળ આવીને ઊભી રહી અને હાથ જોડી તેણે તેને નીચે પ્રમાણે પ્રાર્થના કરી.[૨]

**બીજી લીલા બોલી :** હે દેવી! હું સર્વદા ચૈતન્યરૂપ ભગવતીનું પૂજન કરું છું અને તે ભગવતી દેવી મને પ્રત્યેક રાત્રિએ સ્વપ્નમાં દર્શન આપે છે.[૩] હે દેવતાઓનાં ઈશ્વરી! હે માતાજી! જેવાં એ મારાં પૂજ્ય દેવી છે તેવાં જ તમે છો. તો હે સુંદરવદના! મુજ રાંક ઉપર કરુણા કરીને તમે વરદાન આપો.[૪]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે તે નગરનિવાસિની નવી લીલાની વિનતી સાંભળીને, સરસ્વતીએ તેના ભક્તિભાવનું સ્મરણ કર્યું અને પ્રસન્ન થઈ તેને નીચે પ્રમાણે કહ્યું.[૫]

**સરસ્વતી બોલ્યાં :** હે પુત્રી! તારી જીવતાં સુધી પણ જીર્ણ ન થાય એવી અનન્ય ભક્તિથી હું તારા ઉપર પ્રસન્ન થઈ છું, માટે જે વરદાન જોઈતું હોય તે તું માગી લે.[૬]

**બીજી લીલા બોલી :** આ મારો પતિ રણમાં દેહ છોડીને જ્યાં રહે, ત્યાં હું આ જ

× આ પિસ્તાળીસમા સર્ગમા બીજી લીલાને પદ્મરાજાની પ્રાપ્તિરૂપ વરદાન મળ્યાનું કહેવાશે અને તે પછી જીવોને પોતપોતાના સંકલ્પ પ્રમાણે ફળની પ્રાપ્તિ થાય છે તે કહેવાશે.

શરીરથી તેની સ્ત્રી થાઉં, એ હું માગું છું.[૭]

**સરસ્વતી બોલ્યાં :** હે પુત્રી! તેં ઘણાં પુષ્પો તથા ધૂપ આદિવાળી અનન્યભાવથી ભરેલી પૂજાથી મારું ચિરકાળ સુધી નિર્વિઘ્ન રીતે પૂજન કર્યું છે; માટે જેમ તું માગે છે તે પ્રમાણે થશે.[૮]

**વસિષ્ઠ બોલ્યા :** આમ સરસ્વતીનું વરદાન મળવાથી તે દેશની નવી લીલા પ્રફુલ્લિત થઈ ગઈ; એટલે સંદેહથી વ્યાકુળ થયેલા મનવાળી પહેલી લીલાએ સરસ્વતીને નીચે પ્રમાણે કહ્યું.[૯]

**પહેલી લીલા બોલી :** હે ઈશ્વરી! આપના જેવા બ્રહ્મરૂપ અને સત્યસંકલ્પવાળા મહાત્માઓ તો સંકલ્પથી જે ધારે તે સઘળું તરત જ સિદ્ધ થાય છે. તે છતાં આપ મને લોકાંતરરૂપ એ પહાડી ગામમાં મારા એના એ સ્થૂલ શરીરથી શા માટે તેડી ગયાં નહોતાં તે કહો.[૧૦-૧૧]

**સરસ્વતી બોલ્યાં :** હે સુંદરી! હું કોઈનું કાંઈ પણ કરી આપતી નથી. જીવ પોતાની મેળે જ પોતાની સઘળી ધારણાઓને તુરત સંપાદન કરે છે.[૧૨] હું બોધરૂપ અને સંવિત્‌માત્રની દેવતા છું. હું તો પ્રાણીઓનું જે ભવિષ્ય શુભ હોય તેને વરદાનથી પ્રકટ કરું છું. પરંતુ તેમાં ફળ ઉત્પન્ન કરવામાં તો પ્રત્યેક જીવની માયાયુક્ત જે ચૈતન્ય શક્તિ છે, તે જ સમર્થ છે.[૧૩] જે જીવની શક્તિ જે રીતે ઉદય પામે છે, તે જીવની તે શક્તિ તે રીતે સદા ફળ આપે છે.[૧૪] તેં લાંબા કાળ સુધી મારું આરાધન કર્યું હતું. તારો સંકલ્પ તે સમયે 'મુક્ત થાઉં તો ઠીક' એવી ઇચ્છારૂપ હતો. તેથી મેં તને તેવા તેવા પ્રકારોથી સમજાવી છે અને જેથી મુક્તિ મળે એવી યુક્તિથી તને નિર્મળ બનાવી દીધી છે.[૧૫-૧૬] હે સુંદરી! મેં તારી એવી ભાવનાથી જ તને આટલા કાળ સુધી બોધ આપ્યો છે અને એ બોધ મળવાથી તું પોતાની ચૈતન્યશક્તિથી જ ધારેલા નિર્મળપણાને પ્રાપ્ત થઈ છે.[૧૭] જે જે જીવનો જે સંકલ્પ લાંબા કાળ સુધી જે જે રીતે ઉદય પામે છે, તે તે જીવને તે સંકલ્પ જ કાળે કરીને તે તે રીતનું ફળ આપે છે.[૧૮] જે પોતાનો સંકલ્પ હોય છે, તે જ પ્રકારાંતરથી તપ અથવા તો દેવતારૂપ થઈને આકાશમાંથી જેમ ફળ પડે તેમ યથેષ્ટ ફળ આપે છે. પોતાના સંકલ્પ વિના બીજું કોઈ કદી પણ કાંઈ ફળ આપતું નથી; એટલા માટે હવે જેમ તારી ઇચ્છા હોય તેમ તુરત કર.[૧૯-૨૦] સૃષ્ટિની અંદર રહેલો ચૈતન્યની સત્તારૂપ અંતરાત્મા જે રીતે મનમાં ચિંતવે છે અને જે રીતે સારો અથવા નઠારો પ્રયત્ન કરે છે, તે પ્રમાણે જ તેનું ઉત્તરકાળમાં ફળ થાય છે. માટે વિચાર કર અને જે પવિત્ર પદ છે તેને જાણી લઈને તેની અંદર જ રહે.[૨૧]

चिद्भाव एव ननु सर्गगतोंऽतरात्मा यच्चेतति प्रयतते च तदैति तच्छ्रीः। रम्यं ह्यरम्यमथवेति विचारयस्व यत्पावनं तदवबुध्य तदंतरास्स्व ॥२१॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'સત્યકામસત્યસંકલ્પાસ્તિતા' નામનો સર્ગ ૪૫મો સમાપ્ત**

## સર્ગ ૪૬મો×

## સૈન્યનું, રણભૂમિમાં પ્રવેશનું અને યુદ્ધનું વર્ણન

राम उवाच

एवं संकथयंतीषु तासु तस्मिन् गृहोदरे ।
विदूरथः किमकरोन्निर्गत्य कुपितो गृहात् ॥१॥

**રામ બોલ્યા :** હે મુનિ! એ ઘરની અંદર એક સરસ્વતી અને બે લીલાઓ એ પ્રમાણે વાતો કરી રહી હતી, તે સમયમાં કોપ પામેલા વિદૂરથ રાજાએ ઘરમાંથી નીકળીને શું કર્યું?[૧]

× આ છેતાળીસમા સર્ગમાં યુદ્ધ માટે વિદૂરથ રાજાના નીકળવાનું, સૈન્યના આડંબરનું અને તેઓએ રણભૂમિમાં પ્રવેશ કરીને યુદ્ધનો આરંભ કર્યાનું વર્ણન કરવામાં આવશે.

**વસિષ્ઠ બોલ્યા :** વિદૂરથ રાજાએ સર્વ અવયવોમાં કવચ આદિ સાધનો અને હાર વગેરે આભૂષણો ધારણ કર્યાં હતાં અને જેમ નક્ષત્રોના સમૂહથી ચંદ્ર વીંટાય, તેમ તે સૈન્યથી વીંટાઈને ઇંદ્રની જેમ યુદ્ધ કરવા માટે ચાલ્યો. તે સમયે સર્વે લોકો મોટા 'જય જય' શબ્દો કરવા લાગ્યા.[૨-૩] યોદ્ધાઓને આજ્ઞા કરતો, દેશનું વૃત્તાંત સાંભળતો અને વીરોના સમૂહોને જોતો એ રાજા એક ઉત્તમ રથમાં બેઠો. તે રથ પહાડના શિખર જેવો ઊંચો હતો, મોતીઓથી તથા માણિક્યોથી શણગારેલો હતો, પાંચ પતાકાઓવાળો હતો, સ્વર્ગના ઉત્તમ વિમાનની પેઠે શોભતો હતો, પૈડાંઓમાં તથા સ્તંભોમાં નાખેલા સોનાના ખીલાઓથી ચળકતો હતો અને મોતીઓની જાળોના રણકારાથી મનોહર લાગતા ધૂંસરાવાળો હતો.[૪-૬] તે રથને સારા કંઠવાળા, શુભ લક્ષણોવાળા, વખણાયેલા, ચંચળ, પાતળા અને ઊડવાના વેગથી જાણે દેવતાઓને પણ તાણી જતા હોય એવા આઠ ઘોડાઓ જોડ્યા હતા. એ ઘોડાઓ વાયુના વેગને પણ જીતી લેનારા હતા અને ચાલવાના પ્રકારોથી જાણે પોતાના પાછલા ભાગને આગલા ભાગમાં લઈ લેતા હતા. તેઓ જાણે આકાશને પી જતા હતા, ચામરોની કાંતિઓને લીધે જાણે સંપૂર્ણ ચંદ્રોથી સંયુક્ત હતા અને હણહણાટીઓથી તેઓ દિશાઓને પૂરી દેતા હતા.[૭-૯] ત્યારે મદોન્મત્ત હાથીઓરૂપી મેઘઘટાની ગર્જનાથી ભરપૂર અને પર્વતોની ગુફાઓમાંથી ઊઠતા પડછંદાઓથી દારુણ લાગતો દુંદુભિઓનો ભારે શબ્દ થવા લાગ્યો. મદોન્મત્ત યોદ્ધાઓ ભારે ઉત્સાહથી કોલાહલ કરવા લાગ્યા અને ત્યાં શસ્ત્રોના સંઘટ્ટનના શબ્દથી ઘાટા થયેલા ઘૂઘરીઓના શબ્દો થવા લાગ્યા. ત્યાં ધનુષ્યોના ટંકારો થવા લાગ્યા, બાણોની સુંદર સ્વરવાળી સુસવાટીઓ થવા લાગી અને પરસ્પરનાં અંગોથી ભીંસાયેલાં કવચોનો ઝણઝણાટ થવા લાગ્યો.[૧૦-૧૨] ત્યાં અગ્નિની ઝાળો કાઢતાં શસ્ત્રોના ઘોર શબ્દો ઊઠવા લાગ્યા, નગરનાં પીડાયેલાં માણસો બૂમો પાડીને પીડાનું નિવેદન કરવા લાગ્યાં, યોદ્ધાઓ પરસ્પરને બોલાવા લાગ્યા અને બંદીજનો ભીરુ લોકોનો તિરસ્કાર કરીને તેમને રોવડાવવા લાગ્યા. બ્રહ્માંડનાં છિદ્રોને પણ પૂરી દેનારો અને દશે દિશાઓરૂપી કુંજોને વ્યાપી વળનારો એ ભયંકર શબ્દ જાણે હાથથી પકડી શકાશે એવો પુષ્ટ જણાવા લાગ્યો.[૧૩-૧૪] આ સમયમાં પુષ્ટપણાથી સૂર્યના માર્ગને પણ રોકી દે એવી ઘાટી રજ જાણે સઘળું ભૂમંડળ ઊડતું હોય એવી જણાવા લાગી.[૧૫] એ ઊડતી રજ વડે તે મોટું નગર જાણે ગર્ભવાસમાં હોય એવું દેખાવા લાગ્યું. જેમ યૌવનથી મૂઢપણું ઘાટું થાય, તેમ ત્યાં અંધારું પણ ધીરે ધીરે ઘાટું થઈ ગયું.[૧૬] દીવાઓ દિવસના તારાઓની પેઠે અદૃશ્ય થઈ ગયા અને રાત્રિમાં વિહાર કરનારા પિશાચ આદિ લોકો ચપળ થઈને સૈન્યમાં આવવા લાગ્યા.[૧૭] સરસ્વતીએ જેમને દિવ્ય દૃષ્ટિઓ આપી હતી એવી બે લીલાઓ અને તે રાજકુંવરી, જાણે હૃદય ફાટી પડતું હોય એવા ખિન્ન મનથી તે મોટા યુદ્ધને નિહાળવા લાગ્યાં.[૧૮] જેમ પ્રલયના સમુદ્રનાં પૂરોથી વડવાગ્નિઓ શાંત થઈ જાય, તેમ વિદૂરથરાજાની કૂચથી ગામમાં લૂંટ પાડતા લોકોના રથોના, શસ્ત્રોના અને બાણોના ભારે ભયંકર શબ્દો શાંત પડી ગયા.[૧૯] વિદૂરથરાજા ધીરેધીરે પોતાના સૈન્યને વધારતો આવતો હતો અને જેમ પાંખોથી ઊડેલો મેરુપર્વત પ્રલયના સાગરમાં પેસે, તેમ પોતાના તથા શત્રુના સૈન્યમાં જે અંતર હતું, તેને જાણ્યા વિના શત્રુના સૈન્યમાં પેઠો.[૨૦] આ સમયમાં ધનુષ્યોની દોરીઓના સ્પષ્ટ અને ભારે ટંકારો ઊઠવા લાગ્યા. ત્યાં આયુધોનાં કિરણોથી મેઘના જેવા જણાતા અનેક યોદ્ધાઓ રણભૂમિમાં ફરવા લાગ્યા.[૨૧] આકાશમાં અનેક પ્રકારનાં શસ્ત્રો

પક્ષીઓની પેઠે ઊડવા લાગ્યાં અને લોકોના પ્રાણ લેવારૂપ પાપને લીધે શ્યામ રંગની થઈ પડી હોય એવી શસ્ત્રોની કાંતિઓ ચારે તરફથી સંપૂર્ણ વ્યાપી ગઈ.[22] શસ્ત્રોના પરસ્પર અથડાવાથી ઉત્પન્ન થયેલા અગ્નિ ઉંબાડિયાના અગ્નિની પેઠે બળવા લાગ્યા. વીર પુરુષોરૂપી વાદળાં. બાણોરૂપી જળધારાઓને વરસાવતાં ગર્જના કરવા લાગ્યાં. કરવત જેવાં શસ્ત્રો વીરલોકોનાં શરીરોમાં પેસવા લાગ્યાં. આકાશમાં ખડ્ગોના પ્રહારનો અવાજો થવા લાગ્યા.[23-24] ત્યાં શસ્ત્રોરૂપી અગ્નિઓના પ્રકાશોથી અંધકારો તુરત શાંત થઈ ગયા અને સઘળી સેનાઓ શરીરોમાં ખૂંચી ગયેલાં બાણોથી જાણે રોમાંચિત થયેલી જણાવા લાગી.[25] આ પ્રમાણે યમની યાત્રાના એ રણરૂપ મહોત્સવમાં કબંધોરૂપી નટોની મંડળીઓ નાચવા લાગી અને પિશાચીઓરૂપ રણનટીઓ ઊંચા સ્વરોથી રણની પ્રશંસાનાં ગીતો ગાવા લાગી. ત્યાં હાથીઓનાં દંતૂશળો બળાત્કારથી ભટકાવવામાં આવ્યાં અને તેમના કડાકાઓ થવા લાગ્યા. આકાશમાં ગોફણોથી ફેંકાયેલા પથરાઓરૂપી મોટી નદીઓ ચાલવા લાગી.[26-27] ત્યાં અત્યંત પવનથી ઊડેલાં સૂકાં પાંદડાંઓની જેમ શબો નીચે પડવા લાગ્યાં અને જીવલેણ શસ્ત્રોરૂપી વરસાદથી ભિંજાયેલા રણરૂપ પર્વતમાંથી લોહીની નદીઓ ચાલવા લાગી.[28] રુધિરોથી ધૂળ શાંત થઈ ગઈ, આયુધોના અગ્નિઓથી અંધારાં શાંત થઈ ગયાં, સઘળા લોકોનું ધ્યાન યુદ્ધમાંજ લાગી જવાથી કોલાહલો શાંત થઈ ગયા અને મરવાના નિશ્ચયને લીધે ભય પણ શાંત થઈ ગયા.[29] સર્વે લોકોનાં ચિત્ત પ્રહારોની યુક્તિઓમાં લાગી ગયાં હતાં, તેથી તે યુદ્ધ પ્રથમ તો કોલાહલવગરનું, સંભ્રમવગરનું અને ખડ્ગોની દીપ્તિઓ તથા સુસવાટીઓણું હતું; તેમજ પવનથી નહિ આકુળ થયેલા વરસાદની પેઠે શોભવા લાગ્યું.[30] તે યુદ્ધ બીકણ લોકોને દુસ્તર થઈ પડ્યું હતું, તેમાં બાણોના સમૂહો 'ખદખદ' શબ્દો કરતા ચાલતા હતા, તેમાં ભુશુંડીઓ પડવાના 'ટપટપ' શબ્દો થઈ રહ્યા હતા, તેમાં મોટાં મોટાં અસ્ત્રો ઝણઝણાટ કરીને પરસ્પર મળતાં હતાં અને બીજા કેટલાએક પદાર્થોનો 'તિમતિમ' શબ્દ પણ થઈ રહ્યો હતો.[31]

खदखदरवसंवहच्छरौघं टकटकितारवसंपतद्भुशुंडि । झणझणरवसंमिलन्महास्त्रं तिमितिमिवद्रणमास दुस्तरं तत् ॥ ३१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'વિદૂરથનિર્યાણ' નામનો સર્ગ ૪૬મો સમાપ્ત

## સર્ગ ૪૭મો*

## સિંધુરાજની જીત થવાનું કારણ અને સૂર્યોદય તથા રણભૂમિનું વર્ણન

વસિષ્ઠ ઉવાચ

एतस्मिन् वर्तमाने तु घोरे समरसंगमे ।
लीलाद्वयमुवाचेदं ज्ञप्तिं भगवतीं पुनः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** સંગ્રામરૂપી એ ભયંકર ભેટો ચાલુ થયો, ત્યારે બન્ને લીલાઓએ સરસ્વતી દેવીને નીચે પ્રમાણે કહ્યું.[1]

**બન્ને લીલાઓ બોલી:** હે દેવી! તમે અકસ્માત્ પ્રસન્ન થયાં છો, છતાં પણ હાથીઓની દોડાદોડવાળા આ સંગ્રામમાં અમારા બન્નેના પતિ આ વિદૂરથરાજ શા માટે જીતતા નથી?[2]

**સરસ્વતી બોલ્યાં:** હે પુત્રીઓ! વિદૂરથ રાજાના શત્રુએ જયનો સંકલ્પ કરીને મારું ઘણા કાળ સુધી આરાધન કર્યું છે અને વિદૂરથ રાજાએ તેવું આરાધન કર્યું નથી.[3] આથી શત્રુ જીતે છે અને વિદૂરથરાજા હારતો જાય છે. હું પ્રાણીઓના મનની અંદર રહેનારી ચૈતન્યશક્તિ છું, માટે જે

* આ સુડતાળીસમા સર્ગમાં સિંધુરાજની જીત થવાનું કારણ, સૂર્યનો ઉદય, રણનો ક્રમ અને બે રાજાઓનું મંત્રેલા અસ્ત્રોથી દ્વંદ્વયુદ્ધ–એમનું વર્ણન કરવામાં આવશે.

માણસ મને જ્યારે અને જે રીતે પ્રેરે છે, તે માણસને ત્યારે અને તે રીતે હું ફળ આપું છું. એટલે તેવી રીતનો વિવર્ત પામીને તે પ્રમાણે દેખાઉં છું.[4-5] જેમ ઉષ્ણપણું અગ્નિનો સ્વભાવ છે, તેમ એવી રીતના વિવર્ત પામવાનો મારો સ્વભાવ જ છે. હે બાળાઓ આ વિદૂરથ રાજાએ 'મુક્ત જ થવું' એવો સંકલ્પ કરીને મારી ભાવના કરી હતી, માટે એ રાજા મુક્ત જ થશે. આના શત્રુ સિંધુરાજે સંગ્રામમાં જયનો સંકલ્પ કરીને મારું પૂજન કર્યું હતું, આથી હે સુંદરીઓ ! આ વિદૂરથ રાજા તે દેહને પ્રાપ્ત થઈને તમારી બન્ને સાથે કાળે કરીને મુક્ત થશે અને એનો શત્રુ આ સિંધુરાજ એને મારીને જય મેળવશે અને પૃથ્વી પર રાજ્ય કરશે.[6-8]

**વસિષ્ઠ બોલ્યા :** આ પ્રમાણે સરસ્વતી બોલતાં હતાં અને બન્ને સૈન્યો યુદ્ધ કરતાં હતાં તે સમયમાં સૂર્ય જાણે રણરૂપ આશ્ચર્યને જોવાને ઉત્કંઠિત થયો હોય તેમ ઉદયાચળ પર આવ્યો. અંધકારો ચલાયમાન થઈ ગયા. જેમ સંધ્યાકાળના અંધકારો તારાઓને પ્રકટ કરે છે, તેમ વિદૂરથના શત્રુઓરૂપી અંધકારો માયાથી સેનાઓ જેવા રાક્ષસ આદિ પ્રાણીઓને ઉત્પન્ન કરવા લાગ્યા. ત્યાં ગુફાઓ, આકાશ, પર્વતો અને પૃથ્વી ધીરેધીરે પ્રકટ થવા લાગ્યાં.[9-12] બ્રહ્માંડ જાણે કાજળના સમુદ્રમાંથી બહાર કાઢવામાં આવ્યું હોય તેમ શોભવા લાગ્યું. જેમ રણમાં વીર લોકોનાં શરીરો ઉપર રુધિરના પ્રવાહો ફેલાય છે, તેમ ત્યાં સૂર્યનાં સુવર્ણના ઝરા જેવાં સુંદર કિરણો પર્વતો ઉપર ફેલાવા લાગ્યાં.[13-14] ત્યારે આકાશમાં શૂરવીર લોકોના ઊડતા હાથોથી અને પૃથ્વીમાં વીર લોકોના પડતા હાથોથી સર્પોના ભમવા જેવો દેખાવ થઈ રહ્યો. ત્યારે આકાશમાં ઊડતાં વીર લોકોનાં અંગોનાં આભરણોથી અને પૃથ્વીમાં પડતાં વીર લોકોનાં અંગોનાં આભરણોથી સોનું પથરાયા જેવું જણાવા લાગ્યું. આકાશમાં ઊડતાં કુંડળોથી અને પૃથ્વીમાં પડતાં કુંડળોથી ત્યારે રત્નો વેરાયા જેવો દેખાવ થયો. આકાશમાં ઊડતાં મસ્તકોથી અને પૃથ્વીમાં પડતાં મસ્તકોથી ત્યાં કમળોના જેવો દેખાવ થઈ રહ્યો હતો.[15] આ આયુધોરૂપી ગેંડાઓના ઊંચે ઊછળવાથી તથા નીચે પડવાથી આકાશ અને પૃથ્વી અવકાશવિનાનાં થઈ પડ્યાં. ઊડતાં બાણોરૂપી તીડોથી આકાશ વ્યાપ્ત થયું અને પૃથ્વી પણ નીચે પડતાં બાણોરૂપી તીડોથી વ્યાપ્ત થઈ. આકાશમાં સૂર્યનાં કિરણોથી સંધ્યાકાળના જેવો રાતો રંગ દેખાવા લાગ્યો અને પૃથ્વીમાં લોહીની કાંતિથી સંધ્યાકાળના જેવો રાતો રંગ દેખાવા લાગ્યો, ત્યારે પૃથ્વી, પડતાં શબો વડે, સિદ્ધ પુરુષોથી ભરેલી જણાવા લાગી.[16] ત્યાં આકાશમાં ઊંચે ઊડતા અને પૃથ્વી ઉપર પડતા હારોરૂપી સર્પોની કાંચળીઓ દેખાવા લાગી. ત્યાં આકાશમાં ઊડતી અને પૃથ્વીમાં પડતી પતાકાઓથી જાણે આકાશ અને પૃથ્વીમાં લતાઓ પથરાઈ ગઈ હોય એમ દેખાવા લાગ્યું. ત્યાં ઊડતાં અને નીચે પૃથ્વી પર પડતાં બખ્તરોથી આકાશ અને પૃથ્વી ખીચોખીચ ભરાઈ ગયાં. આકાશમાં ઊડતી અને પછી પૃથ્વી ઉપર પડતી સાથળોથી, ત્યાં તોરણો ઊડતાં હોય એવો દેખાવ થયો.[17] આકાશમાં ઊડતા અને પૃથ્વીમાં પડતા હાથ—પગોથી ત્યાં જાણે કૂંપળિયાં ફૂટ્યાં હોય એવો દેખાવ થયો. ઊડતાં શસ્ત્રોનાં કિરણોથી આકાશમાં અને પડતાં શસ્ત્રોનાં કિરણોથી પૃથ્વીમાં લીલા ખડવાળા પ્રદેશના જેવી શ્યામતા દેખાવા લાગી. ઊડતાં બાણોથી આકાશમાં અને પડતાં બાણોથી પૃથ્વીમાં જાણે કાસડાનું વન હોય એવો દેખાવ થયો. ઊડતાં શસ્ત્રોના સમૂહોથી અને પડતાં શસ્ત્રોના સમૂહોથી, જાણે પૃથ્વીમાં કેવડાનો સમૂહ થયો હોય એવો દેખાવ થયો. આ-

કાશ અને પૃથ્વી આયુધોરૂપ માળાઓથી વ્યાપ્ત થઈ ગયાં હતાં, તેથી તેઓ ઉન્મત્ત જેવાં ભયંકર જણાવા લાગ્યાં. શસ્ત્રોના પરસ્પર ભટકાવાથી ત્યાં અગ્નિઓ ઉત્પન્ન થયા હતા, તેથી આકાશ અને પૃથ્વી પ્રફુલ્લિત આસોપાલવોના વન જેવાં દેખાવા લાગ્યાં.[૧૯] સમુદ્રના જેવા ભારે ઘોંઘાટોથી આકાશમાં સિદ્ધલોકો અને પૃથ્વીમાં સેનાપતિ ભય પામીને નાસવા લાગ્યા. ઊગતા સૂર્યનાં કિરણો વડે ચળકતાં આયુધોને લીધે આકાશ અને પૃથ્વી જાણે સુવર્ણનાં નગર હોય એમ દેખાવા લાગ્યાં.[૨૦] આકાશમાં અને પૃથ્વીમાં પ્રાસોના, તલવારોના, સાંગોના, ચક્રોના, ઋષ્ટિઓના અને મુદ્‌ગરોના શબ્દોથી ચારે બાજુ ઘોંઘાટ ઉઠવા લાગ્યો. આકાશમાં ઊછળતા લોહીના ફુવારાઓની અંદર શબોના સમૂહો ઊડવા લાગ્યા અને પૃથ્વીમાં ચાલતી લોહીની નદીના પ્રવાહમાં શબોના સમૂહો તણાવા લાગ્યા.[૨૧] આકાશ અને પૃથ્વી ભુશુંડીઓથી, સાંગોથી, ભાલાંઓથી, તલવારોથી, ત્રિશૂળોથી અને પથરાઓથી સંકુલ થઈ ગયાં. ત્રિશૂળો તથા શસ્ત્રો વાગવાથી કપાયેલા કબંધો આકાશમાં ઊડવા લાગ્યા અને પૃથ્વીમાં પડવા લાગ્યા.[૨૨] કાળ જેવાં વેતાલોનાં કુળો નૃત્ય કરતાં હતાં અને આકાશમાં તથા પૃથ્વીમાં મોટો કોલાહલ કરવા લાગ્યાં. આ સમયે ખાલી પડેલી રણભૂમિમાં વિદૂરથરાજનો રથ અને સિંધુરાજનો રથ આકાશના ધ્વજની જેમ તથા જાણે એકીસાથે આકાશમાં ઊગેલા ચંદ્ર તથા સૂર્યની જેમ દેખાવા લાગ્યા. પ્રદીપ્ત અને ચપળ એવા એ બન્ને રથો ચક્રોથી, ત્રિશૂળોથી, ભુશુંડીઓથી, ઋષ્ટિઓથી અને પ્રાસોથી ભરપૂર હતા.[૨૩-૨૪] તે લાખો શૂરવીર લોકોથી વીંટાયેલા હતા અને શબ્દો કરતાકરતા યથેષ્ટ રીતે મંડળગતિથી ફરતા હતા.[૨૫] ચિત્કાર કરતાં મોટાં પૈડાંઓથી તે અનેક જીવતાઓને તથા મૂએલાઓને પણ કચરી નાખતા હતા. પૈડાંરૂપી ચક્રવાકો તથા જળચંદ્રોવાળી અને કેશોરૂપી શેવાળોથી ઢંકાયેલી લોહીની નદીઓમાં તેઓ મદોન્મત્ત હાથીઓની જેમ તરતા હતા. તેઓ આકુળવ્યાકુળ થયેલા અનેક હાથીઓને સુદ્ધાં પૈડાંઓના ઝપાટાથી પાડી દેતા હતા.[૨૬-૨૭] શબ્દ કરતાં ધૂંસરાઓમાં સંભળાતા મણિઓના અને મોતીઓના શબ્દોથી તેઓ મનોહર લાગતા હતા. યુદ્ધમાં શોભતાં ભાલાંઓની, બાણોની, ધનુષોની, સાંગોની, પ્રાસોની, શંકુઓની અને ચક્રોની ધારાઓને શત્રુઓનાં શરીરોમાં ભોંકી દેતા અને જેમની પછવાડે ચાલનારા યોદ્ધાઓ ભય પામતા હતા એવા ઘણાઘણા મહાશૂરવીર લોકો એ રથોની પછવાડે ચાલતા હતા. બન્ને રથોની પતાકાઓના છેડાઓ વાયુના ઝપાટાથી પટપટ શબ્દ કરતા ફરકી રહ્યા હતા. બાણોરૂપી જળધારાઓના સમૂહોના શબ્દોથી તથા પ્રાસ આદિ શસ્ત્રોરૂપી કરાઓના શબ્દોથી એ બન્ને રથો પરસ્પર ગર્જના કરતા સમુદ્રની જેમ તથા મદોન્મત્ત મેઘની જેમ ગાજતા હતા. હવે એ બન્ને રથો જરાવાર પૃથ્વીના કુંડળ સરખા મંડળમાં ફરીને યુદ્ધમાં એકબીજાની સામે ભેટ્યા. પ્રહાર કરતા એ બન્ને પૃથ્વીપતિઓનાં બાણો આકાશમાં ફેલાવા લાગ્યાં.[૨૮-૩૨] તેમાં કેટલાંએક બાણો પથરાના તથા મુશળના જેવા આકારવાળાં હતાં, કેટલાંએક તલવારના જેવાં મોઢાંવાળાં હતાં અને કેટલાંએક મુદ્‌ગરોના જેવાં મોઢાંવાળાં હતાં.[૩૩] તેમાં કેટલાંએક ત્રિશૂળોના જેવાં મોઢાંવાળાં, કેટલાંએક સજાવેલા ચક્રના જેવાં મોઢાંવાળાં, કેટલાંએક ફરશીઓના જેવાં મોઢાંવાળાં, કેટલાંએક સાંગોના જેવાં મોઢાંવાળાં, કેટલાંએક તીક્ષ્ણ શિલાઓના જેવાં મોઢાંવાળાં અને કેટલાંએક મોટી શિલાઓના જેવાં જાડાં હતાં.[૩૪] એ બાણો તે સમયે પ્રલયના પવને પાડેલા શિલાઓના સમૂહોની પેઠે પડવા લાગ્યાં અને પ્રલય-

કાળમાં ઉદ્ધત થયેલા બે સમુદ્રો જેમ સામસામા ભેટી પડે, તેમ તે વખતે બન્ને રાજાઓનું ભેટવું ભારે ભયકર જણાવા લાગ્યુ.[૩૫]

प्रलयपवनपातिताः शिलौघा इव निपतंति शिलीमुखास्तदा स्म । अमिलितमभवत्तयोस्तदानीं प्रलयविजृंभितसिंधुसंभ्रमेण ॥ ३५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'વિદૂરથ–સિંધુરાજ–સમાગમ' નામનો સર્ગ ૪૭મો સમાપ્ત**

## સર્ગ ૪૮મો*

### વિદૂરથ અને સિંધુરાજાનો સંગ્રામ

**वसिष्ठ उवाच**

प्राप्य राजा पुरः प्राप्तं सिंधुमुद्धुरकंधरम् ।
मध्याह्नतपनांतेन कोपेन विततोऽभवत् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** ઊંચી કાંધવાળો સિંધુરાજ શહેર પાસે આવ્યો, તેથી વિદૂરથરાજાને મધ્યાહ્ન સમયના સૂર્યના જેવો ક્રોધ ઉત્પન્ન થયો. આથી કલ્પના અંત સમયના પવનથી જુદો પડેલો મેરુ, જે પ્રમાણે પર્વતના શિખરને ધારણ કરે, તે પ્રમાણે તેણે ઘણી વાર સુધી દિશાને ગજાવી મૂકે તેવું ધનુષ ધારણ કર્યું.[૨] પછી પ્રલયકાળનો સૂર્ય જેમ પોતાનાં કિરણનો વિસ્તાર કરે, તેમ ક્રોધ પામેલા તે રાજાએ ભાથારૂપી રજનીમાં બંધાયેલી બાણની પરંપરાને શત્રુ ઉપર છોડવા માંડી.[૧–૩] તેની દોરીમાંથી એક જ બાણ નીકળતું હતું, તોપણ આકાશમાર્ગમાં જતાં તે બાણનાં એક હજાર બાણ થઈ જતાં તથા એક લાખ થઈને પૃથ્વી પર પડતાં.[૪] સિંધુરાજાને પણ તેવી જ શક્તિ અને હાથનું લાઘવ હતાં. એ પ્રમાણે તે બને રાજાને વરદાથી વિષ્ણુના વરદાનથી ધનુર્યુદ્ધમાં કુશળતા હતી.[૫] જેમ કલ્પના અંત સમયના વજથી આકાશ છવાઈ જાય છે, તે પ્રમાણે શબ્દ કરતાં મુશળની આકૃતિનાં 'મુશળ' નામનાં બાણોથી આકાશ છવાઈ ગયું. આકાશમાર્ગમાં શબ્દ કરતી સુવર્ણથી શોભતી બાણની પંક્તિઓ, કલ્પાંત સમયના પવનથી પીડા પામીને પડતા તારાની પેઠે પ્રકાશ પામવા લાગી.[૬,૭] જેમ સમુદ્રમાંથી પાણીનું પૂર નીકળે છે, સૂર્યમાંથી કિરણો ફૂટે છે, પ્રચંડ પવને કંપાવેલાં મોટાં ઝાડમાંથી પુષ્પ ખરે છે, તપાવીને ટીપવામાં આવેલા લોઢાના ગોળામાંથી તણખાઓ નીકળે છે, વરસાદમાંથી ધારા નીકળે છે, પાણીનાં ઝરણાંમાંથી બિંદુ નીકળે છે અને વિદૂરથરાજાનું નગર બળતાં જેમ તેમાંથી પ્રકાશિત તણખા ઊડે છે, તેમ વિદૂરથરાજા તરફથી શત્રુ ઉપર એકદમ બાણનો વરસાદ પડવા લાગ્યો.[૮–૧૦] એ વેળા બંને સૈન્યમાંથી ઉત્પન્ન થતા 'ચટાચટ' શબ્દને સાંભળતાર બંને સૈન્યના મનુષ્યો શાંત પડેલા સમુદ્રની જેમ મૌન થઈ ગયા.[૧૧] ધુધવાટી કરતું વેગવાળું બાણનું પૂર જાણે ગંગાનદીનું પૂર હોય તેમ યુદ્ધમાં સિંધુરાજ તરફ આકાશમાર્ગે ચાલવા લાગ્યું. ત્યાં ચળકતા સોનાના બાણની વૃષ્ટિ એકદમ ધનુષ્યરૂપી મેઘમાંથી સુસવાટાભેર નીકળવા લાગી.[૧૨,૧૩]

આ પ્રમાણે બાણરૂપી નદીનાં પૂર સિંધુરાજ તરફ ચાલ્યાં જતાં હતાં, તે તે નગરમાં રહેલી લીલાદેવીએ ગોખમાંથી જોયુ. તે બાણના સમૂહથી પોતાના પતિનો જય થશે, એમ ધારીને તેનું મુખકમળ આનંદથી પ્રફુલ્લિત થયું અને તે આ પ્રમાણે બોલી:[૧૪,૧૫] 'હે દેવી ! જય ! જય ! આ મારા પતિનો જય થાય છે તે જુઓ. આ બાણના સમૂહથી તો મેરુપર્વતનો પણ ચૂરો થઈ જાય.'[૧૬] આ પ્રમાણે તે બંને દેવીઓ ઘાટા સ્નેહના શબ્દથી આકુળ થાય તેવી રીતે માનુષી વાત કરતાં હતાં અને જોવામાં વ્યગ્ર થઈને હાસ્ય કરતાં હતાં, તેવામાં જેમ જહ્નુરાજાએ ગંગાનદી-

* આ અડતાળીસમા સર્ગમા વિચિત્ર માયાથી ઉત્પન્ન થયેલા મંત્ર તથા અસ્ત્રથી જગતને મોહ પમાડે તેવુ, સિંધુરાજ તથા વિદૂરથરાજાના રણસંગ્રામનું વિસ્તારથી વર્ણન કરેલુ છે.

નું પાન કર્યું હતું, તેમ તે સિંધુરાજરૂપી વડવાનળ પોતાનાં બાણની ઉષ્મારૂપ અગસ્ત્યઋષિ દ્વારા× વિદૂરથરાજાના બાણરૂપી મહોન્મત્ત સમુદ્રનું પાન કરી ગયો.[૧૭-૧૮] તેણે પોતાનાં બાણરૂપી વરસાદથી વિદૂરથનાં બાણરૂપી વાદળાંને દાણેદાણ કરી નાખ્યાં અને તેમના રજ જેટલા કકડા કરીને તેમને આકાશરૂપી સમુદ્રમાં નાખી દીધાં.[૧૯] જેમ દીવો હોલવાયા પછી તેની ગતિ જાણવામાં આવતી નથી, તેમ વિદૂરથ રાજાના બાણના સમૂહની ગતિ પણ જાણવામાં આવી નહિ.[૨૦] આમ તેણે તેનાં બાણોના સમૂહનો નાશ કર્યો અને પછી યુદ્ધમાં પ્રેમ હોવાથી તેણે આકાશમાં શરીરધારી મેઘનો વિસ્તાર કર્યો. પણ પ્રલયસમયનો પવન જેમ સામાન્ય મેઘનો નાશ કરે છે તેમ વિદૂરથ રાજાએ પોતાના બાણના સમૂહથી તેનો એકદમ નાશ કરવા માંડ્યો.[૨૧-૨૨] આ ઉપરથી સિંધુ રાજાએ તેના પર બાણના પ્રહાર કર્યા, પણ તે વ્યર્થ ગયા. આથી તે સિંધુ રાજાએ પોતાના સ્નેહી ગંધર્વ પાસેથી પોતાને મળેલું મોહનાસ્ત્ર વિદૂરથ રાજાના સૈન્યમાં માર્યું. તેથી વિદૂરથ સિવાય સૈન્યના સર્વ માણસોને મૂર્ચ્છા આવી ગઈ. પછી સઘળા યોદ્ધાઓનાં શસ્ત્ર તથા અસ્ત્ર વીંખાઈ ગયાં. તેઓ મૂંગા થઈ ગયા. તેમનાં મુખ તથા નેત્ર ખેદયુક્ત થઈ ગયાં. તેઓ મરણ પામેલા હોય એવા અથવા ચિત્રમાં આલેખેલા હોય તેવા થઈ ગયા. તેમની મૂર્ચ્છા ઓછી થવા લાગી, તેવામાં વિદૂરથ રાજાએ પ્રબોધાસ્ત્ર (જાગૃત કરવાનું અસ્ત્ર) ધારણ કર્યું. તે અસ્ત્રથી તેના સૈન્યમાં મનુષ્યો પ્રાતઃકાળમાં કમળની પેઠે જાગૃત થયાં. હવે જેમ સૂર્યદેવતાએ 'મંદેહ'* નામના રાક્ષસ ઉપર ક્રોધ કર્યો હતો, તેમ સિંધુ રાજાએ વિદૂરથ રાજા ઉપર ક્રોધ કર્યો.[૨૩-૨૭] તેણે પાશબંધનરૂપી ખેદ આપનારું ભયંકર નાગાસ્ત્ર ધારણ કર્યું અને પર્વતો જેવા તે સર્પથી આકાશ ભરાઈ ગયું.[૨૮] ત્યાં જેમ કમળથી તળાવ શોભે તેમ પૃથ્વી સર્પથી શોભવા લાગી અને પર્વતો કાળા સર્પોરૂપી કંબલો ધારણ કર્યાં હોય તેવા દેખાવા લાગ્યા.[૨૯] પૃથ્વીના સર્વ પદાર્થો ઝેરની ગરમીથી ખેદ પામવા લાગ્યા અને પર્વત તથા વન સાથેનું જગત વ્યાકુળ થવા લાગ્યું.[૩૦] ત્યાં ઝેરની વિષમતાને બતાવનારા રુક્ષ, ગરમ, શીતળ અને ઝેરરૂપી રેણુવાળા પવન, જાણે ધગધગતા અંગારા સાથે ભળેલા હોય તેમ વાવા લાગ્યા.[૩૧] આ પ્રમાણે થવાથી અસ્ત્રવિદ્યાને જાણનાર વિદૂરથ રાજાએ ગરુડાસ્ત્ર ધારણ કર્યું અને તેથી પર્વતના જેવા ગરુડો ઉત્પન્ન થયા.[૩૨] સુવર્ણની પેઠે સર્વ આશા(દિશાઓ)ને પરિપૂર્ણ કરનાર તે ગરુડોએ પાંખવાળા÷ પર્વતની પેઠે ઊડવાનો પ્રયત્ન કર્યો અને પ્રલયકાળના જેવો ભયંકર પવન ઉત્પન્ન કર્યો.[૩૩] નાકના પવનના વેગથી તે ગરુડો સર્પોને ખેંચવા લાગ્યા અને 'ઘરઘરાટ' શબ્દથી સમુદ્રોના વિભાગને પૂરી દેવા લાગ્યા.[૩૪] જેમ અગસ્ત્ય ઋષિ સમુદ્રનું પાન કરી ગયા હતા, તેમ ગરુડરૂપી મેઘ પૃથ્વીને પૂરનાર અને વેગથી ચાલનાર તે સર્પના સમૂહનું પાન કરી ગયો.[૩૫] આથી વરાહમૂર્તિ× ભગવાને ઉદ્ધાર કરેલા અને જળસમૂહથી રહિત થયેલા પૃથ્વીના અવકાશની પેઠે તે સર્પરૂપી કંબલથી મુક્ત થયેલું પૃથ્વીનું મંડળ શોભવા લાગ્યું.[૩૬] પછી જેમ પવનની ઝપટથી દીવા ઓલવાઈ જાય છે, જેમ શરદઋતુમાં

× અગસ્ત્યઋષિ દરિયો પી ગયા તથા જહ્નુરાજા ગંગાનદીને પી ગયા, એ કથા પુરાણમા પ્રસિદ્ધ છે.

* 'મંદેહ' નામના રાક્ષસની સાથે સૂર્યને મોટું યુદ્ધ થયુ હતું, એવી ભારતમાં પ્રસિદ્ધ કથા છે.

÷ પ્રથમ પર્વતને પાંખ હતી અને તે પક્ષીની પેઠે ઊડતા હતા. પછી ઇંદ્રે પર્વતની પાંખ કાપી નાખી, એવી પુરાણમા કથા છે.

× ધરતી રસાતળમાં ડૂબી ગઈ હતી, તે વખતે ભગવાને વરાહનો અવતાર ધારણ કરી પૃથ્વીને જળમાંથી બહાર કાઢી હતી.

મેઘમંડળ અદૃશ્ય થઈ જાય છે, જેમ વજ્રના ભયથી પાંખવાળા પર્વતો નાસી જાય છે, જેમ સ્વપ્નાવસ્થામાં જોયેલું જગત જાગ્રત અવસ્થામાં મટી જાય છે, જેમ સંકલ્પથી કલ્પેલું નગર સ્વપ્નને અંતે અદૃશ્ય થાય છે ને જેમ નદીનું પૂર ઊતર્યા પછી પાણીનો પ્રવાહ મંદ થાય છે, તેમ જ સર્પના સમૂહનો નાશ થયા પછી તે ગરુડો પણ અદૃશ્ય થઈ ગયા.[૩૭-૩૮] ત્યાર પછી સિંધુ રાજાએ ચારે બાજુ અંધારું કરે તેવું તમોસ્ત્ર નાખ્યું; તેથી પૃથ્વીના મધ્યભાગ જેવી કાળા અંધકારની વૃદ્ધિ થઈ.[૩૯] આથી ત્યાં પૃથ્વી અને આકાશની વચ્ચે એક દરિયો હોય તેવો વિસ્તાર થયો. તેમાં સેના મત્સ્યના જેવી જણાવા લાગી અને તારાઓ મણિના જેવા દેખાવા લાગ્યા.[૪૦] ત્યાં અંધારાની પ્રવૃત્તિ થવાથી જગત જાણે મસીના ગારાના દરિયા જેવું થઈ ગયું અને તે કાજળના પર્વતના સંભારથી ઉત્પન્ન થયેલા કલ્પના અંત સમયના પવનોથી વ્યાપી ગયું હોય તેમ જણાવા લાગ્યું. સઘળી પ્રજા અંધારા કૂવામાં પડી હોય તેવી થઈ રહી અને જેવી રીતે કલ્પાંત સમયમાં દિશાની ખબર પડતી નથી, તેવી રીતે અંધારાને લીધે દિશાનો વ્યવહાર શાંત થયો. ત્યાર પછી મંત્ર જાણવામાં ઉત્તમ એવા વિદૂરથ રાજાએ બ્રહ્માંડરૂપી મંડપમાં માર્તંડ-(સૂર્ય)રૂપી અસ્ત્રને દીપકરૂપે પ્રકટ કર્યું અને જગતને જાગ્રત કર્યું. જેમ નિર્મળ શરદૃઋતુ મેઘનું પાન કરી જાય છે. તેમ અગસ્ત્યઋષિરૂપી સૂર્યનાં કિરણો કાળા અંધકારરૂપી સમુદ્રનું પાન કરી ગયાં.[૪૧-૪૪] ત્યાં અંધકારરૂપી વસ્ત્રથી મુક્ત થયેલી દિશા, રાજા પાસે રહેલી રમણીય પયોધરવાળી સ્ત્રીની જેમ શોભવા લાગી.[૪૫] ત્યાં લોભરૂપી કાજળથી મુક્ત થયેલી સત્પુરુષની બુદ્ધિની જેમ વનની સમગ્ર પંક્તિ પ્રકાશ પામવા લાગી.[૪૬] ત્યાર પછી કોપથી આકુળ થયેલા સિંધુ રાજાએ શત્રુ ઉપર ક્ષણમાત્રમાં ભયાનક રાક્ષસાસ્ત્ર નાખ્યું. આથી દિગ્ગજ હાથીની ગર્જનાથી ક્ષોભ પામેલા સમુદ્રોની જેમ ક્રૂર રાક્ષસો દિશામાંથી બહાર નીકળ્યા. તે રાક્ષસોની જટા પિંગળી અને ઊંચી હતી તથા તેઓ ચટચટાટ શબ્દ કરતા હતા. લીલાં લાકડાંના બળવાથી થયેલા અગ્નિના ધુમાડા જેવો તેમનો વર્ણ હતો.[૪૭-૪૯] તેઓ આકાશમાં કૂદતા ફરતા હતા અને ચિત્કારરૂપ ટંકાર કરતા હતા. તેઓ અગ્નિથી બળતા ધુમાડાવાળાં ઊંબાડિયાં જેવા ચપળ હતા.[૫૦] તેમની દાઢ અણીદાર હતી, તેમની આંખ મેલી હતી, તેમનું મુખ મલિન હતું—આવો તેમનો દેહ હતો. એ દેહમાં ખરાબ ખાબોચિયાના કાંઠાની પેઠે રૂંવાડારૂપી શેવાળનો સમૂહ વળગ્યો હતો.[૫૧] જટારૂપી જાળના સમૂહો વડે તે રાક્ષસો વીજળીવાળા જળભર્યા મેઘ જેવા જણાતા હતા. તેઓ જાણે જગતને ગળી જવા ઉત્પન્ન થયા હોય તેમ, ગર્જના કરતા હતા અને દોડતા હતા. એટલી વારમાં લીલાદેવીના પતિ વિદૂરથ રાજાએ દુષ્ટ ભૂતનું નિવારણ કરનારું નારાયણાસ્ત્ર શત્રુ ઉપર નાખ્યું. આમ એ મહાન અસ્ત્ર પ્રગટ થયું, એટલે જેમ સૂર્યના ઉદયથી અંધકાર મટી જાય તેમ તે રાક્ષસોનાં અસ્ત્રોની પંક્તિનો નાશ થયો.[૫૨-૫૪] આ પ્રમાણે રાક્ષસના સમૂહનો નાશ થયો, એટલે તે ત્રણે લોક શરદૃઋતુમાં વાદળાંનો નાશ થઈને નિર્મળ થયેલા આકાશની પેઠે શોભવા લાગ્યા. ત્યાર પછી સિંધુ રાજાએ આગ્નેયાસ્ત્ર નાખ્યું, તેથી દિશાઓ જાણે કલ્પાંતના અગ્નિથી બળતી હોય તેમ બળવા લાગી. સઘળી દિશાઓ જાણે આકાશમાં પાતાળ સંબંધી અંધકારથી વ્યાકુળ થઈ હોય તેમ ધુમાડારૂપી મેઘના ભારથી ઢંકાઈ ગઈ.[૫૫-૫૭] પ્રફુલ્લિત વનમાં રહેલા ચંપાના ઝાડના સમૂહની પેઠે, અગ્નિથી બળતા પર્વતો સોનાના હોય તેવા દેખાવા લાગ્યા. મૃત્યુના ઉત્સવમાં કુંકુમ છાંટેલી માળાની પેઠે ત્યાં આકાશ, પર્વત અને દિશાની કુંજ અગ્નિની

જ્વાળાથી જટિલપણાને પામી ગઈ.[૫૮-૫૯] હજારો આકૃતિનાં વહાણના વેગે સમુદ્રમાંથી ચાલ્યા આવતા વડવાનળની જેમ આકાશને અડતી તે અગ્નિજ્વાળા જાણે જગતને અગ્નિરૂપ કરતી હોય તેવી રીતે બળવા લાગી.[૬૦] આ પ્રમાણે સિંધુ રાજા જીતીને શત્રુને પ્રહાર કરે છે, ત્યાં તો વિદૂરથ રાજાએ પૂજા કરીને વરુણાસ્ત્ર છોડ્યું.[૬૧] તે વરુણાસ્ત્રમાંથી ચારે બાજુ ઊંચે તથા નીચે, દિશાઓમાંથી ધુધવાટી કરતાં પાણીનાં પૂર ચાલવા માંડ્યાં. તે પૂરો જાણે અંધારાના ઓઘ હોય, જાણે પીગળેલા પર્વતો હોય, જાણે બાણના અવકાશમાં રહેલા અવયવો હોય, જાણે બંધાયેલી ગતિવાળા મેઘો હોય, જાણે મહાન સમુદ્રો હોય, જાણે ઊંચા પ્રદેશમાંથી પડેલી કુળપર્વતની મોટી શિલાઓ હોય, જાણે ઊંચા રહેલા તમાલના સમૂહો હોય, જાણે સંધિ થયેલી રાત્રિઓ હોય, જાણે લોકાલોક પર્વતમાંથી ઉત્પન્ન થયેલા કાજળના સમૂહો હોય અને જાણે આકાશ જોવાની ઇચ્છાથી રસાતળની ગુહામાંથી ચાલ્યા આવતા સર્પો હોય તેમ જણાતાં હતાં. કાળી રાત્રિ જેમ ભુવનમાં વ્યાપેલી સંધ્યાને પી જાય છે, તેમ તે પાણીનાં પૂર અગ્નિના સમૂહને પી ગયાં.[૬૨-૬૬] આ પ્રમાણે અગ્નિસમૂહનું પાન કરીને તે પૂરોએ ભૂતળને જળમય કરી દીધું. જેમ વ્યક્ત થયેલી નિદ્રાદેવી દેહમાં વ્યાપી વળે છે, તેમ તે પાણીની શોભા આખી પૃથ્વીમાં પ્રસરી વળી.[૬૭] આવી રીતે પ્રથમ નાખેલા અસ્ત્રનો નાશ કરે તેવાં બીજાં અસ્ત્રો નાખીને, સેનાનાયકો પરસ્પરની માયા જુએ છે તથા અનુભવ કરે છે. ત્યાં તો સિંધુ રાજાના સૈન્યમાં તેના ચક્ર વગેરેની રક્ષા કરનાર યોદ્ધાઓ ખડની પેઠે પાણીમાં તણાવા લાગ્યા અને તેનો રથ પાણીમાં ડૂબી ગયો.[૬૮-૬૯] એટલી વારમાં સિંધુ રાજાએ આપત્તિના વખતમાં રક્ષા કરનારું શોષણાસ્ત્ર ધનુષ્યમાં સાંધીને શત્રુ ઉપર નાખ્યું.[૭૦] એટલે સૂર્યથી જેમ રાત્રિની શાંતિ થાય, તેમ તે અસ્ત્રથી એ જળમયી માયાની શાંતિ થઈ. ત્યાં સજીવન મનુષ્યો મૃતતુલ્ય થઈ ગયાં અને પૃથ્વીમાં શુષ્કતા વ્યાપી ગઈ.[૭૧] ત્યાર પછી મૂર્ખ માણસના ક્રોધની પેઠે પ્રજાને સંતાપ કરનારો અને સુકાયેલાં પાંદડાંથી પથરાઈ ગયેલા વનના વિસ્તારથી કર્કશ થયેલો તાપ, ત્યાં વૃદ્ધિ પામવા લાગ્યો.[૭૨] આથી જાણે દિશાને રાજરાણીની પેઠે સુવર્ણની કાંતિ જેવો સુંદર અંગરાગ લાગ્યો હોય, તેમ દેખાવા લાગ્યું.[૭૩] જેમ ગ્રીષ્મઋતુના દાવાનળથી કોમળ પાંદડાં બળી જાય છે, તેમ તે શોષણાસ્ત્રથી શત્રુના સૈન્યને મૂર્છા આવી ગઈ.[૭૪] પછી વિદૂરથ રાજાએ તે રણસંગ્રામમાં 'જયા' શબ્દની શોભાથી વિસ્તાર પામતું પર્જન્યાસ્ત્ર બાણમાં સાંધીને મૂક્યું.[૭૫] તેથી તમાલનો સમૂહ આકાશમાં જતો હોય તેવી રીતે ત્યાં રાત્રિના સમૂહની જેમ મેઘની પંક્તિ ઉત્પન્ન થઈ.[૭૬] દિગ્મંડલો પાણીનાં પૂરથી નીચાં જણાતાં હતાં, તેમાં ગર્જના થઈ રહી હતી અને સ્વાભાવિક વિસ્તારમાં તેમની ગતિ સંકોચ પામી હતી. તેઓ કુંડળના આકાર જેવાં દેખાવા લાગ્યાં.[૭૭] મેઘાડંબરનો ભેદ કરનારા અને જળના કણથી તથા ઝાકળના ભારથી સુખ ઉત્પન્ન કરનારા પવનો ત્યાં વાવા લાગ્યા.[૭૮] જાણે પર્વતમાંથી નીકળતા સુવર્ણમય સર્પ હોય અને જાણે સ્વર્ગમાં દેવતાની સ્ત્રીનાં કટાક્ષ હોય, તેમ આકાશમાં વીજળી સ્ફુરવા લાગી.[૭૯] ગર્જનાથી પડછંદો પાડતી પર્વતની ગુફાઓ ગાજવા લાગી, તેમજ હાથી, સિંહ તથા રીંછના શબ્દથી પ્રતિશબ્દ કરતી દિશા પણ ગાજવા લાગી. યમરાજની દૃષ્ટિની પેઠે કષ્ટરૂપ એવા કરા પડવાથી ત્યાં કઠોર મુશળના જેવી ધારાથી મેઘની વૃષ્ટિ થવા લાગી.[૮૦-૮૧] ત્યાં મેઘના સમૂહ સાથે યુદ્ધ કરવા માટે જાણે વિલાસ ધારણ કર્યો હોય, તેમ પાતાળમાંથી ગરમ અગ્નિની

કાંતિ જેવી બાફ નીકળવા લાગી.[૮૨] પરબ્રહ્મના બોધરૂપી રસના પૂરથી જેમ સંસારની વાસના મટી જાય છે, તેમ મેઘવૃષ્ટિથી ત્યાં ઝાંઝવાનાં જળરૂપ તાપનો ક્ષણમાત્રમાં નાશ થયો.[૮૩] આખું ભૂમંડળ ચાલી શકાય નહિ તેવું કાદવથી ભરાઈ ગયું અને સિંધુની પેઠે સિંધુરાજ જળથી ભરાઈ ગયો. પછી તેણે વાયવ્યાસ્ત્ર માર્યું. તે કલ્પના અંત સમયે મદોન્મત્ત થઈને નૃત્ય કરતા તથા ભીષણ ગર્જના કરતા ભૈરવ જેવું હતું. તેણે આકાશરૂપી કોતરને પૂરું પૂરી દીધું. વળી તેથી દિશાઓમાં વજ્રના પડવાથી અંગને પીડા કરનારા, શિલાના કટકાને કાપનારા, પ્રલયના સમયની સૂચના કરનારા અને યોદ્ધાની સામે મનોહર ટંકાર કરનારા પવન વાવા લાગ્યા.[૮૪–૮૬]

वज्रशनिनिपातपीडितांगा दलितशिलाशकलाः ककुम्मुखेषु । प्रलयसमयसूचका भटानां कृतपटुटांकृतटंकिनः समीराः ॥ ८६ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'આયુધવર્ણન' નામનો સર્ગ ૪૮મો સમાપ્ત

## સર્ગ ૪૯મો[×]

### પર્વતાસ્ત્ર, વજ્રાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર તથા પિશાચાસ્ત્રનું વર્ણન

वसिष्ठ उवाच

वबुर्वलितनीहारा विकीर्णवनपल्लवाः ।
वायवो धूतवृक्षौघाः सल्लीलापीडपांसवः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** પછી ત્યાં ઝાકળને મટાડનાર, વનનાં પાંદડાંને વિખેરનાર, વૃક્ષના સમૂહોને હલાવનાર અને રજને સત્પુરુષના મસ્તકનાં ઘરેણાંરૂપ કરનાર પવન વાવા લાગ્યા.[૧] તે પવનોને પરિણામે વૃક્ષોના સમૂહો પક્ષીઓની જેમ ડોલવા લાગ્યા, મોટા મોટા યોદ્ધાઓ પડીપડીને ઊઠવા લાગ્યા અને આકાશની ભીંતને ભેદનારી અટ્ટાલિકાઓ ભાંગીને ભુક્કો થઈ ગઈ.[૨] સુકાયેલાં પાંદડાં જેમ પાણીના પ્રવાહમાં તણાઈ જાય, તેમ આ ભયંકર વાયુમાં વિદૂરથ રાજાનો રથ પણ તણાવા લાગ્યો.[૩] મહાન અસ્ત્રવેત્તા વિદૂરથ રાજાએ આ સમયે શત્રુ ઉપર પર્વતાસ્ત્ર છોડ્યું.[૪] તે અસ્ત્ર જાણે મેઘના જળ સાથે આકાશને પણ ઝપટમાં લેવા તૈયાર થયું હોય, એવું જણાતું હતું.[૪] જેમ ચૈતન્યની શાંતિથી વિરાટ પ્રાણની શાંતિ થાય, તેમ તે પર્વતાસ્ત્રથી વાયુની શાંતિ થઈ.[૫] અનેક પ્રકારનાં મનુષ્યોનાં શબના સમૂહમાં જેમ કાગડાની પંક્તિઓ પડે, તેમ અંતરિક્ષમાં રહેલી વૃક્ષની પંક્તિઓ પૃથ્વી ઉપર પડી.[૬] નગર, ગામડાં તથા લતાના નિરર્થક શબ્દોની પેઠે ત્યાં દિશાઓમાં નિઃશ્વાસના શબ્દો, લોટવાના શબ્દો તથા ભયંકર યોદ્ધાઓના શબ્દો શાંત થયા.[૭] જેમ સમુદ્ર પોતાને વિશે ચોતરફથી પડતા મૈનાક આદિ પર્વતોને જુએ, તેમ સિંધુરાજ પણ આકાશમાંથી પાંદડાંની પેઠે પડતા પર્વતોને જોઈ રહ્યો.[૮] પછી તેણે વજ્રાસ્ત્ર નાખ્યું, એટલે અગ્નિ જેવી રીતે ઇંધનનો નાશ કરે, તેવી રીતે પ્રકાશ પામતા તે વજ્રાસ્ત્રે પર્વતરૂપી અંધકારનો નાશ કર્યો.[૯] તે વજ્રના અગ્રભાગરૂપી ચાંચથી પર્વતનાં શિખરો કપાવા લાગ્યાં અને ઉગ્ર પવનથી વૃક્ષ ઉપરથી જેમ ફળ પડે તેવી રીતે તે પડવા લાગ્યાં.[૧૦] ત્યાર પછી વિદૂરથ રાજાએ વજ્રાસ્ત્રની શાંતિને માટે બ્રહ્માસ્ત્ર નાખ્યું, એટલે બ્રહ્માસ્ત્ર તથા વજ્રાસ્ત્ર એ બન્ને એકીવખતે શાંત થયાં.[૧૧] રાત્રિ જેવી રીતે અંધકાર નાખે, તેવી રીતે સિંધુ રાજાએ પિશાચાસ્ત્ર નાખ્યું, તેથી અત્યંત ભયજનક એવી પિશાચોની પંક્તિ પેદા થઈ.[૧૨] સંધ્યાસમયે જેમ દિવસ શ્યામ થાય છે, તેમ ભયથી તે દિવસ પણ શ્યામ થઈ ગયો અને અંધકારના ભારની પેઠે પિશાચો પૃથ્વીમાં આવવા લાગ્યા. તે પિશાચો બળી ગયેલા સ્તંભના

× આ સર્ગમા પર્વતાસ્ત્ર, વજ્રાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર તથા પિશાચના ચરિત્રથી યુક્ત પિશાચાસ્ત્રનું વર્ણન કરેલું છે.

વા, ઊંચા તાડના જેવા વિલાસવાળા, મોટા માકારવાળા તથા હાથથી પહોંચાય નહિ તેવા તા. તેમના કેશ ઊંચા હતા અને તેઓ અગે ખળા હતા. તેઓ મોટી દાઢીવાળા હતા અને ામડામાં રહેનાર માણસની પેઠે કાળા હતા. તેઓ મેલા અંગવાળા હતા અને આકાશમાં ફરવાવાળા હતા.[૧૩-૧૫] આચારહીન મૂઢલોકો બહુ જ ભયપૂર્વક તેમની તરફ જોતા હતા. તેમના હાથમાં હાડકાં વગેરે અપવિત્ર પદાર્થો હતા. તે પિશાચો ચચળ હતા અને ગામડિયા જેવા ગરીબડા હતા; છતાં તેઓ વજ્રથી અને તલવારથી ક્રૂર લાગતા હતા. ગામડાંનાં ઝાડ, કાદવ તથા માર્ગની વચ્ચે ઉજ્જડ સ્થાનમાં તેમનો નિવાસ હતો. તેઓ પોતાનાં ગલોફાં ચાટતા હતા. પ્રેતનાં રૂપ જેવાં તેમનાં રૂપ હતાં. તેમનું અંગ કાળું હતું અને તેઓ વીજળીની પેઠે ક્ષણમાં દેખાતા હતા અને ક્ષણમાં અદશ્ય થતા હતા.[૧૬,૧૭] એ પિશાચોએ વિદૂરથ રાજાના નાશ થતાં બચેલા સૈન્યને પકડી પાડ્યું, તેથી સૈન્યના તે મનુષ્યોનાં શસ્ત્રો બૂઠાં થઈ ગયાં અને તેમનું ચૈતન્ય હરાઈ ગયું.[૧૮] તેમણે આયુધો હાથમાંથી નીચે નાખી દીધાં અને તેઓએ શરીર ઉપરનાં બખ્તર પણ ઉતારી નાખ્યાં. તેમને પ્રાણનો ભય લાગવા માંડ્યો અને તેમને ચાલતાં ઠેસો લાગવા માંડી. નેત્ર, અંગ, મુખ અને પગમાં તેમને ભૂતનો આવેશ થયો હોય તેવી ચેષ્ટા થવા લાગી.[૧૯] તેમણે કૌપીન વસ્ત્રનો પણ ત્યાગ કર્યો, તેમનાં ઉત્તરીયવસ્ત્રો શરીર સાથે ચોંટી જવા લાગ્યાં. તેમનાં ઝાડો—પેશાબ છૂટી ગયાં અને ત્યાં આરંભ કરેલું નૃત્ય પણ બંધ થઈ ગયું.[૨૦] સિંધુ રાજાના પિશાચોનો સમુદાય વિદૂરથ રાજાનો પરાભવ કરે છે, તેવામાં વિદૂરથ રાજાએ માયા ઉત્પન્ન કરી.[૨૧] પરંતુ વિદૂરથ રાજા પિશાચની સંગ્રામ કરવાની માયા જાણતા હતા, તેથી તેમણે તે પિશાચના સૈન્યને શત્રુના સૈન્યની સાથે જોડી દીધું.[૨૨] એટલે પોતાના સૈન્યના મનુષ્યો સ્વસ્થ થયા અને શત્રુયોદ્ધાઓ પિશાચી થયા. પછી વિદૂરથરાજાએ ક્રોધથી રૂપિકાસ્ત્ર* નાખ્યું.[૨૩] તેથી ઊંચા કેશવાળી, ભયંકર નેત્રવાળી; ચંચળ નિતંબવાળી અને હાલતાં સ્તનવાળી રાક્ષસીઓ ભૂતળમાંથી ઉત્પન્ન થઈ.[૨૪] યુવાવસ્થાની ઉત્પત્તિથી તેમનું અંગ ધાટું થયેલું હતું, વૃદ્ધાવસ્થાને લીધે તેમાંની કેટલીકનાં અંગ શિથિલ થયેલાં હતાં, તેમનાં જઘન જોવામાં આવતાં નહોતાં, તેમની નાભિ ઘણી બિભત્સ હતી અને તેમનું અંગ વિકાસ પામતું હતું.[૨૫] તેમના હાથમાં મનુષ્યનાં લોહીવાળી ખોપરીઓ હતી, સંધ્યાકાળનાં વાદળાંની પેઠે તેમનાં ગાત્ર રાતાં હતાં, તેમનાં ગલોફાંમાંથી અર્ધું ચાવેલું માંસ તથા લોહી ઝરતાં હતાં અને તેથી તેમનાં મોં ભરાઈ રહેલાં હતાં.[૨૬] તેમની અનેક પ્રકારની અંગની ચેષ્ટાઓ હતી, નહિ નમનાર મનુષ્યને નમાવવાની તેમનામાં સત્તા હતી અને તેમનાં હાથ, મોઢું, સાથળ, કેડ તથા પડખાં પથ્થર જેવાં કઠિન હતાં.[૨૭] તેમણે બાળકોનાં મડદાંને માળારૂપ કર્યાં હતાં, તેમણે આંતરડાંરૂપ દોરી હાથમાં રાખેલી હતી, તેમનાં મોઢાં કૂતરાં, કાગડા તથા ઘુવડના જેવાં હતાં અને તેમનું મોઢું, દાઢી અને પેટ નમતું હતું.[૨૮] દુષ્કર્મ કરનાર જેવી રીતે બાળકને ગ્રહણ કરે, એવી રીતે તે રાક્ષસીઓએ પિશાચને પતિરૂપે ગ્રહણ કર્યા. તેથી પિશાચો અને રૂપિકાઓનું સૈન્ય એકતા પામી ગયું.[૨૯] તેઓ પરસ્પર આકર્ષણ કરતાં હતાં, પરસ્પર દોડતાં હતાં અને તેમનાં મુખ, અંગ તથા નેત્ર ક્રીડાના રસમાં મગ્ન થઈ ગયાં હતાં.[૩૦] તેઓ પોતાની મોટી જીભને બહાર લપલપાવતાં હતાં અને એમ તેઓ

* રાક્ષસી માયાને ઉત્પન્ન કરનારું અસ્ત્ર.

પોતાનાં મુખને અનેક વિકારો ઉપજાવતાં હતાં. તેઓ એકબીજાની પ્રીતિ માટે જામી ગયેલા લોહીવાળાં શબોને ખેંચતાં હતાં.[31] તેમજ પેટ, હાથ, કાન, હોઠ તથા નાક લાંબાં હતાં, એવાં તેમનાં શરીરો જાણે લોહીના દરિયામાંથી ડૂબીને બહાર નીકળ્યાં હોય તેમ શોભવા લાગ્યાં.[32] ક્ષીરસમુદ્રમાં મંદરાચળ વડે મથન થવાથી જે પ્રમાણે કોલાહલ થયો હતો, તે પ્રમાણે રુધિર અને માંસના ગારામાં તેમના આલિંગનથી કોલાહલ થવા લાગ્યો.[33] જે પ્રમાણે વિદૂરથ રાજાએ સિંધુ રાજા ઉપર માયાનો સંચાર કર્યો, તે જ પ્રમાણે સિંધુ રાજાએ પણ વિદૂરથ રાજા ઉપર માયાનો સંચાર કર્યો.[34] પછી સિંધુ રાજાએ વેતાલાસ્ત્ર નાખ્યું, તેથી માથાં વિનાના તથા માથાંવાળાં ચાલતા શબના સમૂહ ઉત્પન્ન થયા અને તેઓ વેતાલના આવેશથી ભરપૂર હતા.[35] ઉગ્ર કબંધવાળું તે પિચાશરૂપિકા અને વેતાલનું ભયંકર સૈન્ય પૃથ્વીને ગળી જવાને સમર્થ થયું. પછી વિદૂરથ રાજાએ સિંધુ રાજા ઉપર ત્રૈલોક્યને ગ્રહણ કરવા માટે સમર્થ થાય તેવું રાક્ષસાસ્ત્ર નાખ્યું.[36-37] તેથી જેમ પાતાળમાંથી દેહ ધારણ કરીને નરકો પ્રકટે, તેમ પર્વતના જેવા આકારના સ્થૂળ રાક્ષસો ત્યાં દેહ ધારણ કરીને ચારે બાજુથી ઉત્પન્ન થયા.[38] પછી ત્યાં સુરો અને અસુરોને પણ ભય ઉપજાવે તેવું ભયંકર સૈન્ય ઊભું થઈ ગયું. તેમાં ગર્જના કરતા રાક્ષસોના મહાનાદરૂપી વાજિંત્ર હતું અને કબંધોનું નૃત્ય હતું.[39] તે મેદ અને માંસરૂપી શાકથી યુક્ત હતું અને રુધિરરૂપી આસવથી સુંદર હતું. તે મદોન્મત્ત કૂષ્માંડગણ, વેતાલગણ તથા યક્ષગણના તાંડવથી શોભતું હતું.[40] ત્યાં એ કૂષ્માંડગણના પ્રબળ તાંડવમાં 'દંડપાદ' નામની પગ પછાડવાની ક્રિયાથી ઊછળતા લોહીના ઊંચા ચડેલા તરંગોથી ભીજાઈ રહેલાં અને સંધ્યાકાળનાં વાદળાંના સમૂહના રંગ જેવી કાંતિવાળાં ભૂતોએ જાણે લોહીના પ્રવાહનો સેતુ બાંધ્યો હોય તેવો તે સૈન્યનો દેખાવ લાગતો હતો.[41]

कूष्मांडकोत्तांडवदंडपादक्षुब्धासृगुत्क्षिप्ततरंगसिक्तैः । संध्याभ्ररागोत्करकोटिकान्तिभूतैरसृक्स्रोतसि दत्तसेतु ॥ ४१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'તૃતીયાસ્ત્રયુદ્ધ' નામનો સર્ગ ૪૯મો સમાપ્ત

## સર્ગ ૫૦મો ×

## વિદૂરથ રાજાનું મરણ

**વસિષ્ઠ ઉવાચ**

तस्मिंस्तदा वर्तमाने घोरे समरविभ्रमे ।
सर्वारिसैन्यनाशार्थमेकं स्वबलशांतये ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** આ પ્રમાણે ઘોર યુદ્ધ ચાલતું હતું તે સમયે, સર્વ શત્રુનો નાશ કરી પોતાના સૈન્યને પિશાચ આદિથી થતી પીડાની શાંતિ કરવા માટે સ્મરણશક્તિવાળા, અંતકાળના સમયે ઉચિત પ્રતિભાવાળા તથા ધીરજવાળા સિંધુ રાજાએ ઉદારપણાથી, કાળરુદ્રની પેઠે સંહાર કરનારું વૈષ્ણવાસ્ત્ર નાખ્યું. તે પછી સિંધુ રાજાએ વૈષ્ણવાસ્ત્રથી અભિમંત્રણ કર્યું, એટલે તે બાણના ફળના અગ્ર ભાગમાંથી તેજસ્વી ચક્રોની પંક્તિઓ નીકળવા માંડી. તેથી દિશાઓનાં તટોમાં સેંકડો સૂર્યો ઊગ્યા હોય તેવી શોભા જામી રહી અને ચાલી આવતી ગદાથી હજારો વાંસથી ભરપૂર હોય એવું આકાશ થઈ રહ્યું.[1-4] ત્યાં હજારો ધારવાળાં વજ્રની પંક્તિથી ગગનમાં તૃણની હાર હોય એવું થઈ રહ્યું અને પદ્મના દળ જેવાં મુકુલાકારનાં પટ્ટિશ(એક જાતનાં હથિયાર)થી જાણે આકાશ કપાઈ ગયેલ ઝાડ વડે છવાઈ ગયું.[5] તીક્ષ્ણ ધારવાળાં બાણોની પંક્તિથી આકાશ પુષ્પના સમૂહથી

× આ સર્ગમાં વૈષ્ણવાસ્ત્રથી બન્ને રાજાએ યુદ્ધ કર્યું તથા વિદૂરથ રાજાનું મરણ થયું એ વાત કહેવામા આવશે

દેખાતું હોય તેવું જણાવા લાગ્યું અને શ્યામ ખડ્ગની પંક્તિથી ગગન પદ્મોના સમૂહ જેવું થઈ રહ્યું.[૬] પછી વિદૂરથ રાજાએ પણ વૈષ્ણવાસ્ત્રની શાંતિ માટે સામું વૈષ્ણવાસ્ત્ર નાખ્યું. એટલે તેમાંથી પણ સિંધુ રાજાનાં શસ્ત્રને કાપી નાખે તેવાં બાણ, સાંગ, ગદા, પ્રાસ અને પટ્ટિશની પાણીમય નદી ચાલી નીકળી. તે વખતે આકાશમાં શસ્ત્રોની નદીનું યુદ્ધ ચાલવા લાગ્યું. તે આકાશ અને પૃથ્વી વચ્ચેના અંતરને ક્ષય કરનારું અને કુલપર્વતનો નાશ કરનારું હતું. ત્યાં બાણમાંથી બહાર નીકળતાં શૂળ, અસિ અને ખડ્ગથી પટ્ટિશના ચૂરા થઈ ગયા. મુદ્ગળના વિસ્તારથી તથા પ્રાસ અને ત્રિશૂળથી તથા પ્રાસાદોથી શક્તિઓ ખંડિત થઈ ગઈ.[૭–૧૦] બાણરૂપી પાણીના સમૂહને મથન કરવા માટે, ત્યાં ગદાના જેવા મોંવાળા મત્ત મુદ્ગરો મંદરાચળની જેમ ઘૂમી રહ્યાં. તેમાં કદી પાછા ન હઠનારા યોદ્ધાઓના પ્રભાવ જેવાં પરાક્રમી શસ્ત્રો હતાં.[૧૧] તેમાં રિષ્ટરૂપી (પોતાના સૈન્યના નાશરૂપી) અરિષ્ટ(અંધકાર)ને નાશ કરવાને જ કુંત(ભાલા)રૂપી ચંદ્રમંડળનો ઉદય થયો હતો. ત્યાં પ્રાસના વિસ્તારરૂપી યમરાજા મનુષ્યનો નાશ કરવા આવ્યા હોય એમ જણાતું હતું.[૧૨] ત્યાં ચક્રોથી ઊંચે ઊછળતાં અસ્ત્રો ટોચાઈ જતાં હતાં. સર્વ આયુધોનો ક્ષય થતો હતો. શબ્દોથી બ્રહ્માંડો ફાટી ભૂકો થઈ જતાં હતાં અને કુલાચલો પછડાઈને ભાંગી જતા હતા.[૧૩] વળી વિશ્વામિત્રને તથા મારે યુદ્ધ થયું, તે વખતે મારા અસ્ત્રનું નિવારણ કરવા માટે જેમ તેણે શસ્ત્ર નાખ્યુ હતું, તેમ બન્નેનાં અસ્ત્રો સામસામે યુદ્ધ કરતાં હતાં અને તે અસ્ત્રોની ધારથી શસ્ત્રોના સમૂહો કપાઈ જતા હતા. વળી તેમાં શસ્ત્રથી પણ ન કપાય તેવા પર્વતો પણ રહ્યા હતા.[૧૪] શંકુની શંકાવાળાં તથા સુસવાટી કરતાં ત્રિશૂળ તથા હજારો શિલાઓ તેમાં ઊછળતાં હતાં. 'ભુશુંડી' નામના હથિયારથી જિતાયેલાં ઉત્તમ 'ભિંદીપાલ' નામનાં હથિયારનાં તેમાં ગંડળ દીપી નીકળ્યાં હતાં. મહાદેવજીના ત્રિશૂલ જેવી કાંતિવાળાં શૂળથી કુંઠિત ગતિવાળાં તથા બહાર નીકળતાં તરત કપાઈ જવાથી વિષમ ગતિના શત્રુને નાશ કરે તેવાં, શસ્ત્રોનો તેમાં સંચાર જોવામાં આવતો હતો.[૧૫-૧૬] તેમાં ઉત્પન્ન થતા ચટચટાટ શબ્દથી ગંગાજીનો વેગ રોકાઈ ગયો હતો. જેમાં ખડ્ગ તથા હથિયારના ચૂર્ણના સંભારથી મહાધૂમના જેવો ચંદરવો બંધાયો હતો. એવું તે બન્ને રાજાના અસ્ત્રનું યુદ્ધ થવા લાગ્યું. તેની અંદર એકબીજાનાં શસ્ત્રના સમૂહથી વીજળીના જેવી શોભા જણાવા લાગી હતી. તેમાં મોટા શબ્દ સાથે બ્રહ્માંડ ફાટી જતાં હતાં અને તે સાથે કુલાચલો પણ ભેદાઈ જતા હતા.[૧૭-૧૮] પરસ્પર યુદ્ધ કરતાં વૈષ્ણવાસ્ત્રોની ધારાથી શસ્ત્રોનો સમૂહ કપાઈ જતો હતો. આવા યુદ્ધમાં વિદૂરથ રાજા પર્વતની પેઠે સ્થિર થઈને જડની પેઠે, મારા અસ્ત્રયુદ્ધની પેઠે અસ્ત્રોને કેવળ રોકતો, કાળક્ષેપ કરતો ઊભો રહ્યો.[૧૯] તેથી સિંધુ રાજા 'વિદૂરથ રાજાનું મારી પાસે કેટલું બળ છે?' એવી રીતે તેની નિંદા કરતો ઊભો રહ્યો; તેવામાં વિદૂરથ રાજાએ શત્રુ ઉપર વજ્રના જેવો શબ્દ કરતું આગ્નેયાસ્ત્ર નાખ્યું. એટલે સુકાયેલા ખડની જેમ સિંધુ રાજાનો રથ બળી ગયો. તેટલી વારમાં હથિયારથી છવાઈ ગયેલા આકાશમાં, વર્ષાઋતુના મેઘ જેવો વિદૂરથ રાજા તથા વર્ષાઋતુના મેઘથી પૂર આવેલી નદી જેવો સિંધુ રાજા, એ બન્ને રાજાનાં વૈષ્ણવાસ્ત્રો થોડી વાર સુધી ઘણું દારુણ યુદ્ધ કરીને શાંત થઈ ગયાં. એવામાં આગ્નેયાસ્ત્રથી ઉત્પન્ન થયેલા અગ્નિએ સિંધુ રાજાના રથને બાળીને ખાખ કરી દીધો; અને વનનો અગ્નિ જેમ વનને બાળીને પછી ગુફામાંથી બહાર નીકળેલા સિંહને બાળવા દોડે, તેમ તે સિંધુ રાજા સામે દોડ્યો. ત્યારે સિંધુ રાજાએ વારુણાસ્ત્રથી તે અગ્નિની શાંતિ કરી. રથનો

ત્યાગ કરી પૃથ્વી પર ઊતરેલા તે રાજાએ ઢાલ–તલવાર ધારણ કર્યાં અને ક્ષણમાત્રમાં તેણે શત્રુના ઘોડાની ખરી કમળોની જેમ કાપી નાખી. આથી રથરહિત થયેલા વિદૂરથ રાજાએ પણ ઢાલ–તલવાર ધારણ કર્યાં.[૨૦–૨૬] આ પ્રમાણે સમાન આયુધ તથા સમાન ઉત્સાહવાળા તે બન્ને રાજાઓ યુદ્ધ કરતા મંડળાકાર ફરવા લાગ્યા. એકબીજાને પ્રહાર કરતાં તે બન્ને રાજાનાં ખડ્ગ કરવતના જેવાં થઈ ગયાં.[૨૭] આમ તે બન્ને સૈન્યો યમરાજાના બે દાંતની જેમ પ્રજાને ચાવતાં હતાં. તેવામાં વિદૂરથ રાજાએ ખડ્ગને ફેંકી દઈ શત્રુ ઉપર શક્તિ( સાંગ)-નો ઘા કર્યો.[૨૮] તે શક્તિ પ્રલયના ઉત્પાતને સૂચવનારા સમુદ્રના જેવો ઘુઘવાટ કરતી હતી. અને અપ્રિય પતિને ન ઇચ્છતી સ્ત્રીની જેમ તે સિંધુ રાજાના વક્ષઃસ્થળ ઉપર એકધારી આવીને પડી. એ શક્તિના પ્રહારથી સિંધુ રાજાનું મરણ ન થયું; પણ જેમ હાથીને મદ ઝરે, તેમ તે સિંધુ રાજાને રુધિર વહેવા લાગ્યુ. પછી ચંદ્રના ઉદયથી જેમ અંધકારનો નાશ થાય, તેમ તે સૈન્યનો નાશ થયેલો જોઈને અત્યંત આનંદ પામેલી તે દેશની લીલા, પૂર્વની લીલાદેવીને કહેવા લાગી : 'હે દેવી ! આપણા પતિરૂપ નૃસિંહદેવે શક્તિરૂપી નખથી, ઊંચી કાંધવાળા સિંધુ રાજારૂપી હિરણ્યકશિપુ દૈત્યનો નાશ કર્યો છે. તેની છાતી કચરાઈ ગઈ છે અને તળાવની પાસે રહેલા હાથીની સૂંઢમાંથી ફુત્કારનું પાણી નીકળે તેમ તેમાંથી સડસડ કરતું લોહી ચાલ્યું જાય છે. હાય ! હાય ! આ સોનાના મેરુશિખર જેવો રથ લાવવામાં આવ્યો છે અને મેઘરાજની જેમ આ સિંધુરાજ એમાં બેસવા તત્પર થયો છે. હે દેવી ! જુઓ તો ખરાં ! જેમ અર્જુનના બાણથી નિવાતકવચના સોનાના નગરનો નાશ થયો, તેમ મુદ્ગરથી એ રાજાનો રથ ચૂરેચૂરા થઈ ગયો છે. આ મારા પતિ પણ આવેલા રથમાં બેસવાને તત્પર થયા છે. હાય ! ઇંદ્રદેવતા જેમ વજ્ર ઉપર દૃષ્ટિ કરે, તેમ સિંધુ રાજાએ મુશળ ઉપર દૃષ્ટિ કરી. ત્યાં મારા પતિએ મુશળધારી સિંધુ રાજા ઉપર વેગથી દોટ મૂકી. પછી તે સિંધુ રાજાને છેતરીને એ રમતમાત્રમાં ચપળતાભેર રથમાં બેસી ગયા. પણ એવામાં હાય ! સિંધુ રાજા આર્યપુત્રના રથ ઉપર વેગપૂર્વક ચડી આવ્યો. ત્યારે તે રથ શેવાળથી લીલા થયેલા પાણીના ખાબોચિયામાં ઊભેલા અને શિખરભાગે પૃથ્વીવાળા ઉન્મત્ત વૃક્ષ જેવો લાગતો હતો. આમ ચડી આવીને તે વિદૂરથને બાણવર્ષાથી પીડવા લાગ્યો.[૨૯–૩૯] તેણે તેમનાં ધજા, રથ, ઘોડા, સારથિ, બાણ અને કવચ કાપી નાખ્યાં અને તેમનાં સર્વ અંગો ભાંગી નાખીને તેમને આકુળ કરી દીધા.[૪૦] અરે ! આ સિંધુ રાજા વજ્ર સમાન બાણો મૂકીને વિદૂરથ રાજાના પથરાના જેવા દૃઢ તથા ઘાટા માથાને ભેદી નાખે છે અને તેને પૃથ્વી ઉપર પછાડી નાખે છે.[૪૧] આ જુઓ ! આર્યપુત્રને માંડમાંડ ચૈતન્ય આવે છે અને તે લાવવામાં આવેલા બીજા રથમાં જેમ તેમ બેસવા જાય છે. ત્યાં તો, હાય ! હાય ! પેલા સિંધુએ તલવારને ઝાટકે તેમના ખભાને ઉરાડી મૂક્યો છે ![૪૨] આ જુઓ, તેમાંથી પદ્મરાગના પર્વતમાંથી જેમ રાતી કાંતિનો પ્રવાહ પડે, તેમ લોહી પડે છે. હાય ! હાય ! જેવી રીતે કોઈ કરવતથી ઝાડ કાપી નાખે, તેવી રીતે સિંધુ રાજાએ ખડ્ગની ધારાથી મારા પતિની જાંઘ કાપી નાખી. અરેરે ! હું હણાઈ ચૂકી, બળી ગઈ; મરી ગઈ, આ મારો સત્યાનાશ થયો. અરે ! મારા પતિના બન્ને ઢીંચણ પણ મૃણાલની પેઠે કપાઈ ગયા.' એ પ્રમાણે બોલ્યા પછી, તે દૃશ્ય જોઈને પતિ પરના સ્નેહને લીધે ભયથી આતુર થયેલી તે લીલાદેવી ફરસીથી કપાઈ ગયેલી લતાની જેમ મૂર્છિત થઈને પૃથ્વી ઉપર પડી ગઈ. બીજી તરફ ઢીંચણવિનાનો થયેલો

છતાં શત્રુઓ ઉપર પ્રહાર કરતો વિદૂરથ રાજા પણ મૂળ કપાઈ ગયેલા ઝાડની જેમ રથ ઉપરથી પૃથ્વી પર પડી ગયો. તે જેવો નીચે પડ્યો કે તુરત જ સારથિ તેને રથની સાથે જ રણભૂમિમાંથી લઈને નાઠો.[૪૩-૪૭] એટલે ઉદ્ધત સિંધુ રાજા તેની પાછળ દોડ્યો અને તેના કંઠમાં ખડ્ગનો ઘા કર્યો, તેથી તેનું અરધું ગળું કપાઈ ગયું.[૪૮] તે પછી સૂર્યનાં કિરણો જેમ પદ્મમાં પ્રવેશ કરે, તેમ તે સિંધુ રાજાએ રથ સહિત વિદૂરથના રાજમહેલમાં પ્રવેશ કર્યો. પણ ઉન્મત્ત મગતરું જેમ અગ્નિની જ્વાળામાં પ્રવેશ ન કરી શકે, તેમ વિદૂરથ રાજાના સરસ્વતીના પ્રભાવવાળા ઘરમાં તે પ્રવેશ કરી શક્યો નહિ.[૪૯] વિદૂરથ રાજાનું ગળું કપાઈ જવાથી તે છિદ્રમાંથી વાયુ સહિત લોહીની ધારા નીકળવા લાગી હતી અને તે રુધિરથી તેનું શરીર, કવચ તથા વસ્ત્ર ભીંજાઈ ગયાં હતાં. સારથિએ તે રાજાને રથમાંથી નીચે ઉતારીને ભગવતી સરસ્વતીની પાસે મરણપથારીએ સુવાડ્યો. સિંધુ રાજા તો તેના ઘરમાં પ્રવેશ કરી શક્યો નહિ, તેથી તે ત્યાંથી પાછો વળ્યો.[૫૦]

खड्गावकृत्तगलगर्तगलत्सवातरक्तच्छटाछुरितवस्त्रतनुत्रगात्रम् । तत्याज तं भगवतीमभितो गृहान्तः सूतः प्रवेश्य मृतितल्पतले गतोऽरिः ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'વિદુરથમરણવર્ણન' નામનો સર્ગ ૫૦મો સમાપ્ત

## સર્ગ ૫૧મો*

### રાજાવિનાના દેશની ભયાકુળ દશા અને પુનઃ સ્વસ્થતા

वसिष्ठ उवाच

हतो राजा हतो राजा प्रतिराजेन संयुगे ।
इति शब्दे समुद्भूते राष्ट्रमासीद्भयाकुलम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** રણસંગ્રામમાં શત્રુ સિંધુ રાજાએ વિદૂરથ રાજાને હણી નાખ્યો છે, એ પ્રમાણે શબ્દ ઉત્પન્ન થયો, એટલે તે દેશ ભયથી વ્યાકુળ થઈ રહ્યો.[૧] તે દેશ પાત્ર અને સાધનસામગ્રીઓથી યુક્ત હતો. તેની અંદર ગાડાંનો સમૂહ દોડતો હતો. ચીસો પાડતી અને દુઃખી થતી સ્ત્રીઓથી તે ભરપૂર હતો. નગરનાં મનુષ્યો દોડતાં હતાં, તેથી તેમાં પ્રવેશ થવો દુર્લભ હતો.[૨] નાસી જતાં અને રાડો પાડતાં સ્ત્રીઓનાં ટોળાંને, નીચ લોકો માર્ગમાંથી પકડી જતા હતા અને એકબીજાને દુઃખ દેવાને વ્યગ્ર થયેલા લોકથી મહાભય ઉત્પન્ન થયો હતો.[૩] શત્રુના દેશના મનુષ્યો પોતાનો જય થવાથી તે દેશમાં તાંડવ કરતા હતા અને આનંદના શબ્દો બોલતા હતા. હાથી અને ઘોડા પર બેઠેલા વીર લોકો તે ઉપરથી નીચે પડતા હતા.[૪] ખજાનાનાં કમાડો ચીરવાથી તેમાંથી ખજાનો નાશ થયાનો શબ્દ ઉત્પન્ન થતો હોય, એમ જણાતું હતું. ખજાનાનું પાલન કરનાર અસંખ્ય યોદ્ધાઓનો પરાભવ થયો હતો.[૫] શત્રુઓએ શસ્ત્રથી આંતરડાં ઉખેડી નાખેલી રાણીઓ રાજમહેલમાં મરી ગઈ હતી અને રાજાના અંતઃપુરમાં ચંડાળ તથા નીચ લોકોએ વિશ્રાંતિ કરી હતી. ઘરમાંથી બહાર ઉપાડી આણેલું રાજશાહી અન્ન જમવામાં પામર લોકો તત્પર થઈ રહ્યા હતા. સોનાના હાર પહેરનાર વીર પુરુષોના પગના આઘાતથી નગરનાં બાળકો રુદન કરતાં હતાં[૬-૭] નગરની તરુણ સુંદરીઓના કેશોને વીંખવામાં આવ્યા હતા અને ચોરના હાથમાંથી પડેલાં અમૂલ્ય રત્નથી માર્ગો પ્રકાશિત થઈ ગયા હતા. યોદ્ધાઓનો સમૂહ, ઘોડા, હાથી અને રથને એકઠા કરવામાં વ્યગ્ર થયો હતો અને સિંધુ રાજાના પુત્રને પટ્ટાભિષેક કરવાની આજ્ઞાથી તેના મંત્રીઓ

* આ સર્ગમા વિદૂરથ રાજાનો વધ થવાથી દેશનો ભય તથા સિંધુ રાજા ગાદીએ બેઠો તેથી પાછી દેશમાં સ્વસ્થતા થઈ તેનું વર્ણન લખ્યુ છે.

કામમાં રોકાયા હતા. સ્થપતિઓએ રાજધાનીનું નિર્માણ કરવાનો આરંભ કર્યો હતો અને કારીગરોએ કરેલા ગોખમાં સિંધુ રાજાની સ્ત્રીઓ નગરની શોભા જોવા સારુ બેઠી હતી.[૮–૧૦] ત્યાં હજારો જયજયકારના શબ્દ સહિત સિંધુ રાજાના પુત્રે નગરમાં પ્રવેશ કર્યો અને સિંધુ રાજાએ કરેલી દેશની મર્યાદાનો તેના પક્ષના અનેક રાજાઓએ અંગીકાર કર્યો.[૧૧] વિદૂરથ રાજાના સ્નેહી મનુષ્યો બીજા દેશમાં સંતાઈ રહ્યા હતા, તે પણ ત્યાંથી શત્રુના ભયથી નાસી જવા લાગ્યા તથા નગર અને ગ્રામમાં બીજા મંડળનું રાજ્ય થયું.[૧૨] ચોરલોકોએ ચોરી કરવા સારુ શહેરના જવા–આવવાના માર્ગો બંધ કરી દીધા હતા અને મોટા અનુભવવાળા વિદૂરથ રાજાના વિરહથી દિવસનો તડકો ગ્રાકળવાળો હોય એવો ઝાંખો થઈ ગયો હતો. મરી ગયેલાં માણસના બંધુઓના રુદનથી, મરણસમયના તૂરીના શબ્દથી અને હાથી, ઘોડા તથા રથના શબ્દથી ત્યાં હાથથી પકડી શકાય એવો ઘાટો ધ્વનિ ઉત્પન્ન થતો હતો. 'ભૂમંડલનરેશચક્રવર્તી સિંધુરાજનો જય થાઓ,' એ પ્રમાણે પ્રત્યેક નગરમાં ભેરીના શબ્દથી ઢંઢેરો ફર્યો.[૧૪'૧૫] પછી યુગને અંતે જેમ પ્રજા ઉત્પન્ન કરવા સારુ મનુ જગતમાં પ્રવેશ કરે, તેમ ઊંચી ખાંધવાળા સિંધુ રાજાએ રાજધાનીમાં પ્રવેશ કર્યો. ત્યાં જેમ સમુદ્રમાં રત્નનાં પૂર આવે, તેમ દશે દિશામાંથી હાથી અને ઘોડાના આકારથી સિંધુ રાજાના નગરમાં કરવેરા ભરાવા લાગ્યા.[૧૬'૧૭] સર્વ દિશામાં અને પ્રત્યેક દેશમાં સિંધુ રાજાના મંત્રીએ મર્યાદા બાંધી તથા સિંધુ રાજાનાં ચિહ્નો સ્થાપન કર્યાં.[૧૮] જીવિતમાં અને મરણમાં જેમ યમરાજાથી નિયમ થાય છે, તેમ પ્રત્યેક દેશમાં તથા નગરમાં થોડા વખતમાં નિયમ બંધાઈ ગયા.[૧૯] પવન શાંત થવાથી જેમ ધૂળ અને ખડ વગેરે ઊડતાં બંધ થઈ શાંતિ થાય છે, તેમ સિંધુ રાજા ગાદિપતિ થયા પછી સઘળો ઉપદ્રવ શાંત થઈ ગયો. ક્ષોભ પામેલો ક્ષીરસમુદ્ર જેમ મંદરાચળ પર્વત બહાર નીકળવાથી સૌમ્ય થાય છે, તેમ તે દશે દિશાવાળો દેશ સૌમ્યપણાને પામી ગયો.[૨૦'૨૧] ત્યાં સિંધુ રાજાના દેશની સ્ત્રીઓનાં મુખકમળ ઉપર ભ્રમરની પેઠે રહેલા કેશને ચલાયમાન કરનાર તથા પરસેવાનાં જળબિંદુઓને આમતેમ ઉરાડવામાં આકુળ થયેલા પવનો ત્યાં પોતાની સુગંધી વડે દેશમાંથી દુર્ગંધી વગેરે દુર્ગુણને ક્ષણમાત્રમાં નાશ કરતા હોય તેમ વાવા લાગ્યા.[૨૨]

वबुरलकचयान् विलोलयंतो मुखकमलालिकुलानि सैंधवीनाम् । जललवलनाकुलाः समीरा अशिवगुणानिव सर्वतः क्षणेन ॥ २२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિ-પ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'સિંધુરાષ્ટ્રવર્ણન' નામનો સર્ગ ૫૧મો સમાપ્ત**

## સર્ગ ૫૨મો*

## વિદૂરથરાજાનું મરણ, સંસારનું મિથ્યાપણું તથા લીલાનું વાસનાપણું

**वसिष्ठ उवाच**

एतस्मिन्नंतरे राम लीलोवाच सरस्वतीम् ।
श्वासावशेषमालोक्य मूढं भर्तारमग्रगम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! એટલા સમયમાં પોતાની સન્મુખ રહેલા પોતાના પતિને કેવળ શ્વાસમાત્ર લેતો અને મૂર્ચ્છામાં રહેલો જોઈને લીલાદેવીએ સરસ્વતીને કહ્યું :[૧] 'હે અંબિકા ! મારો પતિ દેહત્યાગ કરવા તત્પર થયો છે.'

**સરસ્વતી બોલ્યાં :** હે લીલા ! આ પ્રમાણે આખા દેશનો સંભ્રમ કરનાર સંગ્રામ ઉત્પન્ન થયો અને પાછો બંધ થયો, તોપણ વિચિત્ર રીતે આરંભાયેલા આ દેશનો અથવા આ પૃથ્વીનો કાંઈ પણ નાશ થયો નથી, તેમ સ્થિતિ પણ રહી

* આ બાવનમા સર્ગમાં રાજાનું મરણ, સંસારનું મિથ્યાપણું તથા તે નગરમાં રહેલી લીલાદેવીના વાસનાપણાનુ વર્ણન કરેલું છે.

નથી. કેમકે આ આખું જગત સ્વપ્નાત્મક છે. હે નિર્દોષ લીલા! આ આખો દેશ તારા પતિના જીવના શબાકાશમાં, તેં પ્રથમ જોયેલા મંડપમાં, વિંધ્યાદ્રિગ્રામમાં 'વસિષ્ઠ' નામના બ્રાહ્મણને ઘેર, અંતઃપુરમાં રહ્યો છે. શબગૃહરૂપી જગત 'વસિષ્ઠ' નામના બ્રાહ્મણને ઘેર રહેલું છે અને તેની કૂખમાં આ આખું જગત રહેલું છે. એ પ્રમાણે આ ત્રણ જગતરૂપ મોટો આરંભ ભ્રમરૂપ છે.[૨-૭] પહાડી ગામરૂપી દેહના મધ્યમાં આકાશરૂપી કોશમાં તારાથી, મારાથી, આ બીજી લીલાથી તથા તારા પતિથી યુક્ત એવી આ સમુદ્ર પર્યંતની પૃથ્વી રહેલી છે.[૮] આત્મા જ કોઈ સમયે વ્યર્થ પ્રકાશ પામે છે અને કોઈ સમયે પ્રકાશ પામતો નથી; અને જેનો કોઈ દિવસ નાશ નથી તેમ ઉત્પત્તિ પણ નથી, તે જ પરમપદ છે, એમ તું સમજ.[૯] પોતાની મેળે પ્રકાશ પામતું, શાંત, પર તથા અનામય એવું તે પદ, તે મંડપરૂપી ઘરમાં પોતાના ચૈતન્યમાત્ર સ્વભાવથી આત્માને વિષે પ્રકાશ પામે છે.[૧૦] આ પ્રમાણે આરંભમાં ઘનરૂપ એવા તે મંડપની વચ્ચે પણ શૂન્ય આકાશ રહેલું છે. તેમાં જગતની પ્રતીતિ થતી નથી અને જે પ્રતીતિ થાય છે તે ભ્રમરૂપ છે.[૧૧] ભ્રમનો કોઈ પણ દ્રષ્ટા નથી, તો ભ્રમમાં ભ્રમતા કેમ ઘટે? માટે ભ્રમની સત્તા છે જ નહિ અને જે છે તે જન્મરહિત ઉત્તમ પદ છે.[૧૨] વળી ભ્રમ અદૃશ્ય તથા અસત્ય છે, તેને દૃષ્ટા અને દૃશ્યપણાનો સંભવ નથી. આમ દૃષ્ટા અને દૃશ્યપણું ન હોવાથી કેવળ અદ્વૈતપણું જ છે.[૧૩] નાશ અને ઉત્પત્તિરહિત જે સ્થાનક છે, તે પરમપદ કહેવાય છે અને તે સ્વયંપ્રકાશ, શાંત, આદિ તથા અનામય છે, એમ જાણ.[૧૪] મંડપરૂપી ઘરમાં સર્વ લોકો પોતપોતાના વ્યવહારને અનુકૂળ એવી વ્યવસ્થાથી ચૈતન્યરૂપ આત્માને વિષે વિહાર કર્યા કરે છે; પણ તેમાં જગતનો અથવા સૃષ્ટિનો કાંઈ પણ અનુભવ થતો નથી; છતાં અજ્ઞાની માણસે અહંકારના સાક્ષીભૂત ચૈતન્ય આકાશને જ જગતરૂપે માનેલું છે.[૧૫,૧૬] સ્વપ્નાવસ્થામાં મોટું નગર જોવામાં આવે છે તે જેમ ખોટું હોય છે, તેમ મેરુપર્વત અને ગિરિજાળરૂપી જગતની જે પ્રતીતિ છે, તે સર્વ ખોટી છે.[૧૭] સર્વ લોકો કંઠથી હૃદય સુધીના ભાગમાં સ્વપ્નાને વિશે પર્વતમાળોથી ભરેલાં અને વજ્રના સારરૂપ એવાં લાખો જગતોનાં આકાશ જુએ છે;[૧૮] તે જ પ્રમાણે એક અણુને વિષે પણ કેળના પડની પેઠે ઘણાં જગત હોવાનો સંભવ છે.[૧૯] સ્વપ્નના નગરની જેમ ચૈતન્યરૂપ અણુમાં ત્રણ જગત રહેલાં છે અને તેની વચ્ચે પણ ચૈતન્યરૂપ અણુ છે. વળી તે એક એક અણુને વિષે પણ એક એક જગત રહેલું છે.[૨૦] હવે હે શુભા! તે જગતોમાંના જે જગતમાં આ પદ્મરાજા શબરૂપે રહેલ છે, તેમાં તારી પૂર્વની શોક એવી આ બીજી લીલાદેવી પ્રાપ્ત થઈ છે. જે સમયે આ લીલાદેવી તારી પાસે મૂર્છા પામી ગઈ, તે જ સમયે તે પોતાના પતિ પદ્મરાજાના શબની પાસે જઈને ઊભી.[૨૧,૨૨]

**લીલા બોલી :** હે દેવી! તે દેહધારી લીલાદેવી ત્યાં કેમ કરીને ગઈ? શોકના ભાવને ધારણ કરીને ત્યાં કેવી રીતે રહી? પદ્મરાજાના ઉત્તમ ઘરમાં રહેનારા મનુષ્યો તેનું કેવું રૂપ જુએ છે તથા તેને માટે શુ બોલે છે? આ વિષે તમે મને ટૂંકમાં કહો.[૨૩,૨૪]

**સરસ્વતી બોલ્યાં :** હે લીલા! તમે જે પ્રશ્ન કર્યો તેનો હું ટૂંકમાં ઉત્તર આપું છું, તે સાંભળો. તે લીલાદેવી તથા તારો પતિ પદ્મરાજા દેખાવમાં દુર્દશાભરેલા એવા પોતાના નિર્ણાયક વૃત્તાંતને તેમજ વિસ્તરેલી એવી આ જગતરૂપ ભ્રાંતિને તે શબના આશ્રયરૂપ ઘરને વિષે જુએ છે. આ જે યુદ્ધ થયું છે તે પણ ભ્રાંતિરૂપ છે.

આ લીલાદેવી પણ ભ્રાંતિરૂપ છે. આ મનુષ્ય છે, તે પણ જન્માદિ વિકારરહિત છે આ મરણ છે, તે પણ ભ્રાંતિમૂલક છે. આ આખો સંસાર ભ્રાંતિરૂપ છે.[૨૫–૨૭] હે સુંદરાંગી! આ ભ્રમના ક્રમથી લીલાદેવી તેની સ્ત્રી છે. હે વરારોહા! એ જ ક્રમે તું પણ સ્વપ્નમાત્રની તેની સ્ત્રી છે.[૨૮] હે વરાંગના! જે પ્રમાણે તમે બન્ને તેની સ્વપ્નરૂપી સ્ત્રી છો, તેજ પ્રમાણે આ તમારો પતિ પણ સ્વપ્નરૂપ છે અને હું પણ તેવી જ છું.[૨૯] આ જગતની શોભા પણ તે પ્રમાણે સ્વપ્નરૂપ છે. તે જગત દશ્ય કહેવાય છે, પણ સંપૂર્ણ જ્ઞાન થયા પછી તે દશ્ય શબ્દના અર્થનો ત્યાગ કરે છે.[૩૦] આ પ્રમાણે સંસારની સ્થિતિ, લીલાદેવી, તું, મરી ગયેલો તારો પતિ અને હું, એ બધું ભ્રાંતિરૂપ છે; પરંતુ આત્માની સર્વવ્યાપકતાને લીધે આ પ્રમાણે આત્મામાં તે સત્યપણાને પામેલ છે.[૩૧] એ પ્રમાણે મહાચિદ્ઘનના સર્વાત્મપણાથી આ રાજા અને આપણે એકબીજાની પ્રેરણાથી અહીં રહેલાં છીએ.[૩૨] તે જ પ્રમાણે તે લીલારાણી ત્યાં રહેલી છે. તે રાણી પોતાના મનોહર હાસ્યથી વિલાસ કરી રહી છે. લીલાથી તેનું મુખ ચપળ છે અને નવયૌવનથી તે શોભી રહી છે.[૩૩] તે ચતુર આચારથી હૃદયહારી છે; મધુર તથા ઉદાર ભાષણ કરનારી છે, કોયલના જેવા મીઠા સ્વરવાળી છે અને મદ તથા કામદેવથી મંદમંદ ગમન કરનારી છે.[૩૪] કાળાં કમળનાં પત્ર જેવાં તેનાં નેત્ર છે, ગોળ અને ઘટ્ટ તેનાં સ્તન છે, સોનાના જેવુ તેનું અંગ ગૌર છે અને પાકેલાં ટિંડોળાંના જેવા લાલ તેના હોઠ છે.[૩૫] જ્યારે તારા સંકલ્પરૂપ પતિની મનોવૃત્તિ (વાસના) તારે વિશે થઈ, ત્યારે તે વાસનારૂપી લીલાદેવી પણ ચૈતન્યરૂપ ચમત્કારમાં તારા આકારે થઈને રહી. પણ તારા પતિનું મરણ થયું, એટલે તુરત જ પછી પતિએ તારા સંકલ્પથી તે લીલાદેવીને પોતાની આગળ દીઠી. જ્યારે માણસનું ચિત્ત અભ્યાસની દૃઢ વાસનાથી આધિભૌતિક વ્યવહારનો અનુભવ કરે છે, ત્યારે તે અનુભવથી દશ્ય પદાર્થ અસત્ય હોવા છતાં સાચો હોય તેવો જણાય છે.[૩૬–૩૮] પછી જ્યારે વિવેક અને જ્ઞાનના અભ્યાસથી આધિભૌતિક ભાવ ખોટો છે એમ જાણવામાં આવે છે, ત્યારે પ્રપંચમાં રહેલા દશ્ય પદાર્થો પણ બધા ખોટા છે એમ નિર્ણય થાય છે.[૩૯] આ પ્રમાણે તારા પતિએ મરણ સમયે પુનર્જન્મમય ભ્રમમાં વાસનારૂપી લીલાને સાચી જાણી અને તેને તારી સાથે સમાગમ થયો.[૪૦] આવી રીતે તારી દૃષ્ટિએ તારો પતિ આવ્યો અને પતિની દૃષ્ટિમાં તું આવી. ચૈતન્યરૂપી આત્મા સર્વ ઠેકાણે રહ્યો છે, તેથી તું પણ આત્મામાં રહી છે.[૪૧] બ્રહ્મ સર્વ સ્થળે રહે છે, તેથી જે સ્થળે જેવી રીતે તેનું ધ્યાન કરવામાં આવે છે, તે સ્થળે તેવી રીતે તે વિક્ષેપશક્તિએ જોવામાં આવે છે.[૪૨] તેમ જ સર્વ ઠેકાણે સર્વ પ્રકારની શક્તિ રહી છે, તેથી જે ઠેકાણે જેવી શક્તિનો આવિર્ભાવ કરવામાં આવે છે, તે ઠેકાણે તેવી શક્તિ દૃઢ અભિનિવેશરૂપી વાસનાના કારણથી રહે છે.[૪૩] આ પ્રમાણે તે બન્ને દંપતી જે ક્ષણે મોહથી મરણ થાય તેવી મૂર્ચ્છાની સ્થિતિમાં હતાં, તે જ ક્ષણે તેમને વાસનાનું જ્ઞાન થયું અને તેમને પોતાની કલ્પનાથી એવો અનુભવ થયો, કે આપણા બન્નેના આ બે પિતા છે તથા આ બે માતા છે. આ આપણો દેશ છે, આ આપણું ધન છે અને આપણે પૂર્વે આવી જાતનું કર્મ કર્યું છે.[૪૪,૪૫] આપણા બેનો વિવાહ થયો તેથી આપણે એકપણાને પામ્યાં. આમ થતાં તેમને 'આ જનસમૂહ સાચો છે' એવી પ્રતીતિ થઈ.[૪૬] હવે સ્વપ્નામાં જોવામાં આવે છે, તેમ તે બધું તેને પ્રત્યક્ષ જોવામાં આવ્યું. પછી લીલાએ ભાવથી મારી પૂજા કરીને માગ્યું, કે 'હું વિધવા ન થાઉં એવું વરદાન આપો.'

મેં પણ તેને એ વરદાન આપ્યું; એટલે જ તે પતિની પહેલાં મરણ પામી.[૪૭-૪૮] તમે બધાં ચૈતન્યના અંશરૂપ છો, હું ચૈતન્યના ધર્મવાળી છું, કુળદેવી છું, સદા પૂજા કરવા યોગ્ય છું અને મારી મેળે બધું કરું છું.[૪૯] પછી પ્રાણવાયુને ધારણ કરનારો તથા મન વડે ચલાયમાન થયેલો લીલાદેવીનો તે જીવ, તેના દેહમાંથી મુખના અગ્રભાગ પાસેથી બહાર નીકળ્યો.[૫૦] હવે મરણની મૂર્ચ્છાને અંતે તે જ ઘરમાં લીલાદેવીએ પોતાની બુદ્ધિથી સંકલ્પ કરેલા આકાશમાં પોતાનો દેહ દીઠો. પછી હરિણના જેવાં નેત્રવાળી, ચંદ્રબિંબના જેવી મુખશોભાવાળી, માનવતી, પતિને સુખ આપનારી, પતિ પાસેથી સુખ ભોગવવાની ઇચ્છાવાળી, મનોહર મુખવાળી અને સૂર્યનાં કિરણથી ઉદય પામેલી કમલિનીના જેવી તે લીલાદેવી, પૂર્વદેહનું સ્મરણ થવાથી પદ્મના બ્રહ્માંડમંડળની વચ્ચે જોઈને સ્વપ્નના મધ્ય સમયની જેમ પોતાના પતિને મળી.[૫૧-૫૨]

संपन्नैषा हरिणनयना चंद्रबिंबाननश्रीर्मानो-
न्नद्धा दयितललिता कान्तमाभोक्तुकामा । पूर्व-
स्मृत्या सरमसमुखी संयुता मंडलांतः स्वप्नांते
चाऽप्रकृतिविभवा पद्मिनी चोदितेव ॥ ५२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો
લીલાના આખ્યાન સંબંધી 'પ્રતિભાવર્ણન'
નામનો સર્ગ ૫૨મો સમાપ્ત

## સર્ગ ૫૩મો*

## લીલાનો માર્ગ, પતિની પ્રાપ્તિ અને અજ્ઞાનથી આકાશગમનમાં પ્રતિબંધ

वसिष्ठ उवाच

अथ लब्धवरा देहेनानेनैव महीपतिम् ।
पतिमाप्तुं प्रयात्येषा नभोमार्गेण विष्टपम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** આમ વરદાન પામેલી તે લીલાદેવી પોતાના વાસનારૂપ દેહથી જ પતિને મળવા માટે આકાશમાર્ગે નીચે બતાવેલાં ભુવન પ્રત્યે જવા લાગી.[૧] આ પ્રમાણે સ્મરણથી દેહ પામવાથી તે આનંદમાં આવી ગઈ. તેને કામદેવ જાગી ઊઠ્યો અને પક્ષિણીની પેઠે હલકા શરીરવાળી થઈને તે આકાશમાર્ગે ચાલવા માંડી.[૨] તેવામાં સરસ્વતીએ પ્રેરણા કરેલી અને પોતાના સંકલ્પરૂપી અરીસાથી જાણે આગળ ગયેલી હોય, તેવી એક કુમારી પાસે તે આવી પહોંચી.[૩]

**કુમારી બોલી :** હે સરસ્વતીની સખી ! હે સુંદરી ! તમે ભલે આવ્યાં. હું તમારી દીકરી છું અને આકાશમાર્ગે તમારી વાટ જોઉં છું.[૪]

**લીલા બોલી :** હે દેવી ! હે કમળનયના ! તમે મને મારા પતિની પાસે તેડી જાઓ. મોટાઓનું દર્શન કોઈ દિવસ નિષ્ફળ જતું નથી.[૫]

**વસિષ્ઠ બોલ્યા :** 'ચાલો ત્યારે ત્યાં જઈએ,' એમ કહીને તે કુમારિકા માર્ગ દેખાડવા તત્પર થઈ અને તેની પાસે ઊભી રહી.[૬] જેમ પ્રાણીમાત્રના નિર્મળ આકાશમાં તેની આગળ હાથની હથેળી, વિધાતાએ કરેલી શુભ તથા અશુભના લક્ષણની રેખાને અનુસરે છે, તેમ લીલાદેવીએ તેને અનુસરવા માંડ્યું અને તે બ્રહ્માંડના છિદ્રરૂપ એવા આકાશમાં આવી.[૭] તેઓ પ્રથમ મેઘમાર્ગનું ઉલ્લંઘન કરીને વાયુના દેશમાં ગયાં અને ત્યાંથી સૂર્યમાર્ગનું અતિક્રમણ કરીને તેઓ તારામાર્ગમાં ગયાં.[૮] એ પ્રમાણે વાયુ, ઇંદ્ર, દેવતાઓ, સિદ્ધલોક તથા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરના લોકને ઓળંગીને તેઓ બ્રહ્માંડખર્પરમાં પહોંચ્યાં.[૯] જળનો કુંભ ભાંગેલો ન હોય તોપણ તેમાંથી જેમ શીતળતા બહાર નીકળે છે, તેમ સંકલ્પથી સિદ્ધ થયેલી તે લીલાદેવી બ્રહ્માંડની બહાર નીકળી ગઈ.÷[૧૦] એ પ્રમાણે પોતાના માત્ર

* આ ત્રેપનમા સર્ગમાં લીલાનો ગતિમાર્ગ તથા તેને પતિની પ્રાપ્તિ થઈ તેનું અને અજ્ઞાનથી યોગસિદ્ધને આકાશમાર્ગમાં ગતિ નથી તેનું વર્ણન આવશે.

÷ લીલાદેવી કયાંય પણ ગયા વિના સરસ્વતીની પાસે જ રહેલ છે અને ત્યાં (પતિ પાસે) જવાની મનથી જ કલ્પના કરી હોય એમ જણાય છે.

ચિત્તરૂપી દેહવાળી તે લીલાદેવી સંકલ્પના સ્વભાવથી ઉત્પન્ન થયેલ દેશ વગેરેનાં નામનો અનુભવ કરવા લાગી.[૧૧] પછી બ્રહ્માદિ સ્થાનને ઓળંગીને અને બ્રહ્માંડખર્પરમાં જઈને બ્રહ્માંડના પારને પામેલી તે લીલાદેવી જળાદિ આવરણનું ઉલ્લંઘન કરી ગઈ.[૧૨] પછી ઘણા વેગે ચાલનાર ગરુડપક્ષી પણ કરોડો કલ્પ સુધી જેનો પાર પામ્યા નથી, તે ચિદાકાશમાં તે પહોંચી[૧૩] તે સ્થળે અસંખ્ય બ્રહ્માંડો રહેલાં છે અને મોટા વનમાં જેમ ફળો એકબીજાના જોવામાં આવતાં નથી, તેમ તે બ્રહ્માંડો પણ એકબીજાના જોવામાં આવતાં નથી.[૧૪] ઉપર કહેલાં ઘણાં આવરણને લીલાએ વીંધી નાખ્યાં અને કીડો જેમ બોરમાં પ્રવેશ કરે તેમ તેણે આ બ્રહ્માંડોમાંના એક બ્રહ્માંડમાં પ્રવેશ કર્યો. ત્યાં બ્રહ્મા, ઇંદ્ર અને વિષ્ણુ ઇત્યાદિ દેવોના પ્રકાશવાળા લોકનું ઉલ્લંઘન કરીને લીલાદેવી આકાશમાર્ગની નીચે પદ્મરાજના મંડળને પ્રાપ્ત થઈ. ત્યાં આવીને તે નગરમાં તથા તે મંડપમાં પેઠી અને પુષ્પથી રક્ષિત થયેલા પોતાના પતિના શબની પાસે ઊભી.[૧૫-૧૭] એટલી વારમાં માયા જેવી જણાયેલી તે કુમારિકા ક્યાંક અલોપ થઈ ગઈ અને સુંદરાંગી લીલાએ તેને દીઠી નહિ.[૧૮] ત્યાર પછી શબરૂપે રહેલા પોતાના પતિનું મુખ જોઈને, લીલાદેવીએ પોતાના તર્કથી આ પ્રમાણે જાણ્યું:[૧૯] 'સિંધુરાજને હાથે રણસંગ્રામમાં આ મારા પતિ હણાયા છે અને આ વીરલોકને પામીને ક્ષણમાત્ર સુખથી નિદ્રા કરે છે. દેવીના પ્રસાદથી હું શરીર સહિત આવી રીતે આ સ્થળે આવી છું, માટે મારા જેવી કોઈ ભાગ્યશાળી નથી.' એ પ્રમાણે વિચાર કરીને, તેણે મનોહર ચમ્મર હાથમાં લીધું અને આકાશ જેમ ચંદ્રમાથી પૃથ્વીના મંડળને પવન નાખે, તેમ તે એ ચમ્મરથી પોતાના પતિને પવન નાખવા લાગી.[૨૦-૨૨]

**જ્ઞાની લીલા બોલી:** હે દેવી! હવે તે ચાકરો, તે દાસીઓ તથા તે રાજા કઈ બુદ્ધિથી કેવી રીતે બોલશે?[૨૩]

**દેવી બોલ્યાં:** તે રાજા, તે ચાકરો અને તે દાસીઓ, એ બધાં પરસ્પર ચિદાકાશના એકત્વપણાથી તથા આપણા પ્રભાવથી તેમ જ મહાચૈતન્યના પ્રતિભાસપણાથી અને મહાનિયતિના નિશ્ચયથી પ્રતિબિંબની પેઠે એકબીજાને જુએ છે.[૨૪-૨૫] તેઓ આ મારી સહજ સ્ત્રી છે, આ મારી સહજ સખી છે, આ મારી સહજ રાણી છે અને આ મારો સહજ ચાકર છે, એવી રીતે જાણે છે. આ આશ્ચર્યકારક વૃત્તાંત તું, હું તથા તે લીલાદેવી વિના બીજું કોઈ જાણશે નહિ.[૨૬-૨૭]

**જ્ઞાની લીલા બોલી:** મનોહર ભાષણ કરનારી અને વરદાન પામેલી તે લીલાદેવી, તેના તે સ્થૂલ શરીરથી પતિ પાસે કેમ ન ગઈ?[૨૮]

**દેવી બોલ્યાં:** છાયા જેમ તડકામાં જઈ શકતી નથી, તેમ અપ્રબુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યો પણ પુણ્યથી મળતા સિદ્ધલોકમાં એના એ દેહથી જઈ શકતા નથી.[૨૯] વિદ્વાન લોકોએ સૃષ્ટિના આરંભથી જ એવો નિયમ કર્યો છે, કે કદી પણ સત્ય અસત્યને મળતું નથી.[૩૦] જ્યાં-સુધી અમુક ઠેકાણે ભૂત છે એવી બાળકના મનમાં બુદ્ધિ હોય છે, ત્યાં સુધી ભૂત નથી એવી બુદ્ધિ ક્યાંથી ઉત્પન્ન થાય છે?[૩૧] જ્યાં સુધી આત્મામાં અવિવેકરૂપી તાવનો તાપ રહેલો છે, ત્યાં સુધી વિવેકરૂપી ચંદ્રમાની શીતળતાનો ક્યાંથી ઉદય થાય?[૩૨] હું પૃથ્વીમાં રહેનારો પ્રાણી છું અને આકાશને વિષે મારી ઉત્તમ ગતિ નથી, એવો જે માણસના મનમાં નિશ્ચય હોય, તે માણસના મનમાં તેથી અવળો નિશ્ચય કેવી રીતે થઈ શકે?[૩૩] આથી જ્ઞાનથી, વિવેકથી, પુણ્યથી અને વરદાનથી પુણ્યરૂપ દેહ વડે ઉભય લોકમાં જવાય છે.[૩૪] અને જેવી રીતે સુકાયેલાં પાંદડાં અગ્નિમાં પડવાથી તરત બળી જાય છે, તેવી રીતે 'હું દેહ છું તથા આ મારો

હેતુ છે' એવી બુદ્ધિનો નાશ થઈ જાય છે.[34] આમ વરદાન તથા શાપ પણ, પ્રાણીને પોતાની પૂર્વની વાસનાના કર્મના અનુસારથી પ્રાપ્ત થાય છે. એવી રીતે તમે મને સ્મરણ આપ્યું, તેથી તમને બધું જ્ઞાન થયું. તેવી રીતે વિચાર કરવાથી જ્ઞાન થાય છે.[36] જે દોરી વિષે સર્પની બુદ્ધિ છે, તે દોરી સર્પનું કાર્ય કરવાને સમર્થ નથી; કારણકે જે વસ્તુ પોતાનામાં નથી તે તેનું કાર્ય કેવી રીતે કરી શકે?[37] 'અમુક મરી ગયો' એવી રીતનો જે મિથ્યા અનુભવ થાય છે, તે પૂર્વકાળના દૃઢ અભ્યાસથી થાય છે.[38] જગતની જાળનો પોતાને અનુભવ થયા પછી સ્મૃતિના ક્રમો સહેજ જણવામાં આવે છે અને પોતાના સંકલ્પનો પોતાને જેવો અભ્યાસ થાય, તેવો બીજાને તે સંકલ્પિત સર્ગાદિનો અભ્યાસ થતો નથી.[39] જ્યારે ભ્રાંતિથી આકાશમાં બે ચંદ્રમા જોવામાં આવે છે, ત્યારે તેમાંનું એક બિંબ સાચું છે અને બીજું જે કે તેની સાથે જ આકાશમાં દેખાય છે, તોપણ ખોટું છે તથા અંતઃકરણમાં જ રહેલું છે. તે જ પ્રમાણે અજ્ઞાની માણસને પણ ભૂતસમૂહની બહાર જે સંસાર અનુભવમાં આવે છે, તે અંતઃકરણમાં જ રહેલો છે અને બહાર નથી.[40]

अंतरनुभूयमानाः संसृतयो बाह्यभूतजालानाम् ।
अविदितवेद्यदशामपि दूरे पुंसामिवेंदवं बिंबम् ॥४०

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિ-પ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'સંસૃતિવિદિત-વેદ્ય' નામનો સર્ગ ૫૩મો સમાપ્ત

## સર્ગ ૫૪મો*

### મરણનો ક્રમ, કર્મના આચરણથી ભોગ તથા આયુષ્યનું પ્રમાણ

श्रीदेव्युवाच

तस्माद्ये वेद्यवेत्तारो ये वा धर्मं परं श्रिताः ।
आतिवाहिकलोकांस्ते प्राप्नुवंतीह नेतरे ॥ १ ॥

**દેવી બોલ્યાં:** આથી જે માણસો તત્ત્વજ્ઞાની છે તથા પરમ ધર્મનો આશ્રય કરનારા છે, તેઓ જ બ્રહ્માદિના લોકને પામે છે, બીજા તેને પામતા નથી.[2] જેમ તડકામાં છાયાની સ્થિતિ થતી નથી, તેમ મિથ્યા બ્રહ્મરૂપ આધિભૌતિક દેહની સત્યરૂપ બ્રહ્માદિલોકમાં સ્થિતિ થતી નથી. લીલાદેવીને તત્ત્વજ્ઞાન નહોતું તેમ તેણે યોગાભ્યાસના ધર્મનો પણ આશ્રય કર્યો નહોતો. તેથી તે માત્ર પોતાના પતિના કલ્પિત નગરમાં ગઈ.[3]

**જ્ઞાની લીલા બોલી:** એ પ્રમાણે લીલાદેવી ત્યાં ગઈ. હે અંબિકા! હવે આ મારો પતિ પ્રાણત્યાગ કરવા તત્પર થયો છે, તે જુઓ. હવે મારું શું કર્તવ્ય છે, તે કહો.[4] દેહધારી મનુષ્યોના જીવનમાં તથા સુખ વગેરે ભાવમાં અને દુઃખ વગેરે અભાવમાં પ્રથમ કેવો નિશ્ચય હતો? પછી ફરીથી મરણ તથા જન્મથી જણાતો અનિશ્ચય કેવી રીતે થયો? તે કહો.[5] જો નિયમ ન હોય, તો પદાર્થના સ્વભાવની સિદ્ધિ કેવી રીતે છે? તથા પદાર્થમાં સત્તા કેવી રીતે રહેલી છે? તે કહો. અગ્નિમાં ઉષ્ણતા કેવી રીતે છે? પૃથ્વીમાં સ્થિરતા કેમ છે?[6] હિમમાં શીતળતા કેમ છે? કાળ તથા આકાશ વગેરેમાં કેવી સત્તા રહેલી છે? સાચા રૂપાનો સંગ્રહ કરવો તથા છીપમાં રૂપાની જે ભ્રાંતિ થાય છે તેનો ત્યાગ કરવો, પૃથ્વી વગેરે પદાર્થો સ્થૂલ છે તથા મન અને ઇંદ્રિયો વગેરે સૂક્ષ્મ છે—એવી એવી બાબતો કેવી રીતે જાણવામાં આવે?[7] સાગનાં તથા તાડનાં ઝાડ જેમ ઊંચાં થાય છે, તેમ ખડ, ગુલ્મ તથા મનુષ્ય વગેરે વસ્તુઓ તેમને વૃદ્ધિ થવાનાં કારણો હોવા છતાં કેમ ઊંચાં થતાં નથી?[8]

**દેવી બોલ્યાં:** હે પ્રબુદ્ધ લીલા! મહા પ્રલયની સંપત્તિમાં જ્યારે સર્વ પદાર્થો અસ્ત થાય છે, ત્યારે દિશાપર્યંત અનંત આકાશ સત્ય બ્રહ્મરૂપે જ

* આ ચોપનમા સર્ગમાં સર્વભાવનું નિશ્ચયપણું, મરણનો ક્રમ, કર્મગુણના આચારથી ભોગ તથા આયુષ્યનું પ્રમાણ, એટલી બાબતો છે.

રહે છે. જેમ સ્વપ્નાવસ્થામાં જાગ્રતનો તથા આકાશમાં ઊડવાનો અનુભવ થાય છે અને જાગ્રત અવસ્થામાં જેમ દોરીમાં સર્પનો અનુભવ થાય છે, તેમ બ્રહ્મ સૂક્ષ્મ ચૈતન્યથી વ્યાપ્ત હોવાથી 'હું સૂક્ષ્મ ભૂત છું' એવો અનુભવ કરે છે. પછી તે સૂક્ષ્મ ભૂતરૂપી આત્મા પોતાની મેળે સ્થૂલપણાને પામે છે. આમ તે સ્થૂલપણું અસત્ય છતાં સત્યરૂપે જણાય છે અને તેને 'બ્રહ્માંડ' કહે છે.[૯–૧૧] તે બ્રહ્માંડમાં રહેલા બ્રહ્મા 'હું બ્રહ્મા છું' એમ જાણે છે. તે જે મનોરાજ્ય કરે છે, તેને 'જગત' કહેવામાં આવે છે.[૧૨] તે જગતમાં પ્રથમની સૃષ્ટિમાં જે સ્થળે જેવી જેવી સંકલ્પની વૃત્તિઓ કરેલી છે, તે સ્થળે તેવી તેવી વૃત્તિઓ આજ સુધી નિશ્ચળ રહેલી છે.[૧૩] જે જે વિચારો ચિત્તમાં સ્ફુરિત થાય છે, તે બધું આત્માનું ચૈતન્ય છે; માટે કોઈ પણ સ્વભાવ પોતાની મેળે આ જગતમાં અનિયમિત રીતે ઉત્પન્ન થતો નથી. જેમ કનકનાં કુંડળ તથા પિંડ વગેરે સર્વ આકારનો ત્યાગ કરીને સુવર્ણ રહેતું નથી પણ તેમાં આકાર છે એમ માનવું પડે છે; તેમ વિશ્વરૂપી બ્રહ્મને વિષે પણ સર્વ વસ્તુઓ પ્રલય વખતે પણ હોય છે એમ માનવું જોઈએ. તે કાંઈ પણ હોતું નથી, એમ માની શકાય નહિ. સૃષ્ટિના આદિમાં હિમ તથા અગ્નિ વગેરે પદાર્થમાં શીતળતા, ઉષ્ણતા વગેરે જેવા જેવા સ્વભાવનો આવિર્ભાવ કરેલ છે, તેવા તેવા સ્વભાવ ચૈતન્યની સત્તાથી આજ સુધી રહેલા છે. માટે સત્ પદાર્થમાંથી પોતાની સત્તાનો ત્યાગ થવો ઘટતો નથી અને ચૈતન્ય છે તેથી નિયતિનો પણ નાશ થતો નથી.[૧૫–૧૭] સર્ગના આદિમાં આકાશનો પાર્થિવરૂપે જે જે સ્થળે આવિર્ભાવ થયો છે. તે તે ઠેકાણેથી તે આજ સુધી જેવી ને તેવી સ્થિતિમાં રહ્યો છે.[૧૮] જે સ્થળે જે ચૈતન્યનો આવિર્ભાવ થયો હોય છે, તે સ્થળેથી તે ચૈતન્ય પોતાની મેળે જ્ઞાનના અભ્યાસથી પ્રતિપક્ષી એવા ચૈતન્યના જ્ઞાન વિના ચલાયમાન થતું નથી.[૧૯] આ જે પ્રત્યક્ષ જગતનો અનુભવ થાય છે, તે જગત તો ઉત્પન્ન થયેલું નથી; પણ સ્વપ્નમાં જોયેલી સ્ત્રી સાથેના સંભોગની પેઠે તે ચૈતન્યરૂપી આકાશનો જ આવિર્ભાવ થયો છે.[૨૦] આ પ્રકાશ પામતું જગત અસત્ય છે, છતાં સત્યની પેઠે જણાય છે; અને તે જ પ્રમાણે સ્વભાવ, સંપત્તિ તથા જીવનમરણનો અનુભવ ખોટો છે, છતાં સાચો જણાય છે.[૨૧] સૃષ્ટિના આરંભમાં ચૈતન્યના આવિર્ભાવની જે જે સંતતિ થયેલી, તે આજ સુધી તેવી ને તેવી રીતે રહેલી છે અને તેને 'નિયતિ' કહે છે.[૨૨] ચૈતન્યરૂપી આકાશને જ્યારે આકાશ થવાની ઇચ્છા થઈ, ત્યારે તે આકાશરૂપે થયું અને જ્યારે તેને કાળરૂપે થવાની ઇચ્છા થઈ, ત્યારે તે કાળરૂપે થયું. પુરુષ જેમ સ્વપ્નમાં જળને દેખે છે, તેમ ચૈતન્યરૂપી આકાશને જળરૂપે થવાની ઇચ્છા થઈ અને તે જળપણાને પામ્યું.[૨૩,૨૪] આ પ્રમાણે ચિત્‌ની સત્તાથી સર્વ સ્થિતિ રહેલી છે અને ચૈતન્યના ચમત્કારરૂપી ચાતુર્ય તે અસત્ય છતાં સત્યરૂપે જોવામાં આવે છે. સ્વપ્નમાં સંકલ્પના ધ્યાનની પેઠે, ચૈતન્ય પોતે આકાશપણું, જળપણું, પૃથ્વીપણું, અગ્નિપણું તથા વાયુપણું અસત્ય છે, તોપણ તેને જુએ છે. હવે હું સર્વ સદેહની શાંતિને માટે મરણ થયા પછી કર્મફળના અનુભવનો જે ક્રમ છે તે કહું છું. તું તે સાંભળ : એ ક્રમ મરણ સમયે કલ્યાણરૂપ છે. પ્રથમ સૃષ્ટિ થઈ ત્યારથી કળિયુગમાં સો વર્ષનું, દ્વાપરમાં બસો વર્ષનું, ત્રેતામાં ત્રણસો વર્ષનુ અને સત્યયુગમાં ચારસો વર્ષનું આયુષ્ય નિર્માણ કરવામાં આવ્યું છે. આવો નિયમ છે, પણ તે ન્યૂનાધિક થવાનુ કારણ કહું છું, તે સાંભળ.[૨૫–૨૮] દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય તથા પોતાના કર્મની શુદ્ધિ અને અશુદ્ધિ, એ સર્વ માણસનું આયુષ્ય ઓછું થવામાં તેમ જ વૃદ્ધિ થવામાં કારણભૂત છે.[૨૯] જ્યારે

માણસો પોતાનાં ધર્મકર્મો ઓછાં કરે છે, ત્યારે તેમનું આયુષ્ય ઓછું થાય છે; જ્યારે તેઓ ધર્મકર્મો વધારે કરે છે, ત્યારે આયુષ્ય પણ વધે છે. તેઓ જ્યારે સમાન ધર્મકર્મ કરે છે, ત્યારે તેમનું આયુષ્ય પણ સમાન રહે છે.[૩૦] જો કોઈ માણસ પોતાનું બાળપણામાં મૃત્યુ થાય તેવાં કર્મ કરે છે, તો તેનું બાળપણામાં મૃત્યુ થાય છે; તે જો યુવાવસ્થામાં મરણ થાય તેવાં કર્મ કરે છે, તો તેનું યુવાવસ્થામાં મરણ થાય છે અને તે જો વૃદ્ધપણામાં મરણ થાય તેવાં કર્મ કરે છે, તો તેનું વૃદ્ધપણામાં મૃત્યુ થાય છે.[૩૧] જે માણસ શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે પોતાના ધર્મનું આચરણ કરે છે, તે માણસ શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે આયુષ્ય મેળવી શકે છે. આ પ્રમાણે જ્યારે કર્મ અનુસાર માણસને મરણનો સમય થાય છે, ત્યારે મર્મસ્થળનું છેદન થાય તેવી વેદના ઉત્પન્ન થાય છે.[૩૨-૩૩]

**જ્ઞાની લીલા બોલી :** હે ચંદ્રવદના દેવી! તમે મને ટૂંકામાં મરણની વાત કહો. મરણ સમયે કોને સુખ થાય? કોને દુઃખ થાય? અને મરી ગયા પછી શું થાય છે?[૩૪]

**દેવી બોલ્યાં :** દેહને અંતે મરણ સમયે આ ત્રણ જાતના પુરુષની જુદી જુદી રીતિ છે. પહેલો મૂર્ખ, બીજો ધારણાભ્યાસી (નાભિ, હૃદય, કંઠ તથા ભ્રૂકુટીનાં વચ્ચે બ્રહ્મરંધ્ર સુધી પ્રાણનો રોધ કરી યોગધારણાનો અભ્યાસ કરનાર યોગી) તથા ત્રીજો યુક્તિમાન (સ્વેચ્છાથી દેહત્યાગ કરીને પોતાના ઇચ્છિત પ્રદેશમાં જનારો યોગી) આમાંથી ધારણાભ્યાસી દેહત્યાગ કરતી વખતે ધારણાનો અભ્યાસ કરીને સુખથી દેહ ત્યાગ કરે છે અને યુક્તિમાન પુરુષ પણ (ધારણાનો અભ્યાસ કર્યા વિના) તેવી જ રીતે સુખથી દેહનો ત્યાગ કરે છે.[૩૫-૩૬] પણ જે ધારણાભ્યાસી પણ નથી, તેમ યુક્તિમાન પણ નથી એવો મૂર્ખ પોતાના મરણ સમયે પરવશપણાથી દુઃખ પામે છે.[૩૭] વાસનાના આવેશથી પરવશ થયેલો તથા વિષયમાં રમ્યા કરતા ચિત્તવાળો મૂર્ખ મનુષ્ય કપાઈ ગયેલા કમળની પેઠે અત્યંત દીનતા પામે છે.[૩૮] તેની બુદ્ધિના સંસ્કાર શાસ્ત્ર વિનાના છે ને તે બુદ્ધિ દુષ્ટલોકને અધીન થઈ છે. આથી તે મૂર્ખને અગ્નિમાં પડવાથી જેવો દાહ થાય, તેવો દાહ તેને મરણસમયે થાય છે.[૩૯] તેનો કંઠ ઘોઘરો થઈ જાય છે અને તેનાં નેત્ર તથા શરીરનો વર્ણ બદલાઈ જાય છે. તેથી અવિવેકી આત્માવાળો તે મૂર્ખ દીન થઈ જાય છે.[૪૦] અંધપણાને લીધે તેને પ્રકાશ જોવામાં આવતો નથી, દિવસે પણ તારા ઊગ્યા હોય તેવી તેને ભ્રાંતિ થાય છે, તેને શરીર વાદળાંવાળી દિશાના મંડળ જેવું થઈ જાય છે અને આકાશ કાળું થઈ ગયું હોય, એમ તેને જણાય છે.[૪૧] તે મર્મસ્થળની વેદનાથી વ્યાપ્ત થઈ જાય છે, તેનું નેત્રમંડળ ભ્રષ્ટ થઈ જાય છે અને તેને પૃથ્વી આકાશના જેવી તથા આકાશ પૃથ્વીના જેવું જણાય છે.[૪૨] તે દિઙ્મૂઢ થઈ જાય છે અને પોતે જાણે દરિયામાં તણાઈ જતો હોય તથા આકાશમાં ઊંચકાતો હોય, તેવુ તેને જણાય છે. ગાઢ નિદ્રાથી તેની વિચારશક્તિ ઊંડી ઊતરી જાય છે.[૪૩] પોતે અંધારા કૂવામાં પડ્યો હોય અથવા શિલામાં પુરાઈ ગયો હોય, એમ તેને જણાય છે. બોલવાની ઇચ્છા છતાં તેની વાણી જડ થવાથી બોલી શકતો નથી. હૃદય જાણે કપાઈ જતું હોય એવુ તેને જણાય છે.[૪૪] કોઈ સમયે વંટોળિયામાં પરોવાઈને તે જાણે આકાશમાંથી પૃથ્વી પર પડતો હોય, તેમ તેને લાગે છે. કોઈ સમયે રથમાં બેસીને દોટ મૂકતો હોય એમ તેને જણાય છે. વળી કોઈ સમયે હિમની પેઠે પીગળી જતો હોય એવું તેને લાગે છે.[૪૫] કોઈ સમયે તે પોતાના બંધુઓ પાસે સંસારનાં દુઃખનું વર્ણન કરે છે, તો કોઈ સમયે શિલા નાખવાના યંત્ર વડે તે ભમતો હોય એમ જણાય છે. કોઈ સમયે તે વાયુ-

યંત્રમાં બેઠો હોય તેવું લાગે છે.[46] કોઈ સમયે ભ્રમિયંત્રમાં ભમતો હોય એમ જોવામાં આવે છે. કોઈ સમયે દોરીએ બંધાઈને ખેંચાતો હોય એમ જણાય છે, કોઈ સમયે પાણીના કૂંડાળામાં પડ્યો હોય એવું જણાય છે અને કોઈ સમયે શસ્ત્રયંત્રમાં પરોવાયો હોય એમ જણાય છે. કોઈ સમયે ખડની પેઠે પવનમાં ઊડતો હોય એમ જણાય છે અને મેઘ તથા વાયુમાં પાણીના પૂરની સાથે દરિયામાં પડતો હોય એમ જણાય છે.[47-48] કોઈ સમયે અનંતાકાશના કોતરમાં જાણે વંટોળિયામાં ઘુમરડી ખાતો હોય છે, તો કોઈ સમયે પૃથ્વીની અવળી દશાનો અનુભવ કરનાર સમુદ્રની પેઠે તે વારંવાર પડે છે તથા પાછા ઉછાળા મારે છે. શ્વાસોચ્છ્વાસના ધ્વનિથી તેની સર્વ ઇંદ્રિયોનાં છિદ્ર પુરાઈ જાય છે.[49-50] સૂર્યાસ્તને સમયે જેમ સર્વ દિશાનો પ્રકાશ ઝાંખો પડી જાય છે, તેમ મરણ સમયે તેની સર્વ ઇંદ્રિયો મલિન થઈ જાય છે. અર્થાત્ પોતપોતાના વિષયો ગ્રહણ કરી શકતી નથી.[51] પશ્ચિમદિશાની સંધ્યા થતી વેળાએ જેમ દૃષ્ટિને પૂર્વાપરનું જ્ઞાન થતું નથી, તેમ નબળી થયેલી તેની સ્મૃતિને પૂર્વાપરની ખબર પડતી નથી.[52] મોહ થવાથી તેનું મન કલ્પનાશક્તિથી રહિત થઈ જાય છે અને તેથી તે મહામોહમાં ડૂબી જાય છે.[53] આમ મહામોહ થાય છે, તેથી પ્રાણવાયુ તેના અંગની સ્થિતિને ધારણ કરતો નથી. પછી પ્રાણવાયુ ચાલવાને સમર્થ રહેતો નથી, એટલે તેને ગાઢ મૂર્ચ્છા આવે છે.[54] આ પ્રમાણે મોહ, વેદના તથા ભ્રમ એ ત્રણને એકબીજાથી પોષણ થવાથી પ્રાણી પથ્થરની જેમ જડ થઈ જાય છે. આ પ્રમાણે સૃષ્ટિમાં આરંભથી જ મરણનો ક્રમ ચાલ્યો આવે છે.[55]

**જ્ઞાની લીલા બોલી :** હે દેવી ! દેહધારી મનુષ્યને મસ્તક, હાથ, પગ વગેરે દેહનાં આઠ અંગ છે, તે છતાં તેને વ્યથા, મોહ, મૂર્ચ્છા, ભ્રમ, વ્યાધિ તથા અચેતના થાય છે તેનું કારણ શું?[56]

**દેવી બોલ્યાં :** સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારથી જ ક્રિયાશક્તિ જેમાં પ્રધાન છે, એવા ઈશ્વરે સંકલ્પવાળા કર્મથી એવું નિર્માણ કર્યું છે, કે અમુકઅમુક જીવને બાળક, યુવાન અથવા વૃદ્ધાવસ્થામાં અમુક કાળ સુધી અમુક પ્રકારનું દુઃખ થશે.[57] આવું નિર્માણ કરવાથી સંકલ્પના સ્વભાવને લીધે, ગુલ્મની પેઠે ચિત્તમાં ઉત્પન્ન થયેલા દુઃખને ઈશ્વર પોતે જીવભાવથી ઉપાધિમાં પ્રવેશ કરીને, તે દુઃખ જીવની પાસે ભોગવાવે છે. આ સિવાય જીવને દુઃખ થવાનું બીજું કાંઈ પણ કારણ નથી.[58] વ્યથાને લીધે શરીરની નાડીઓ સંકોચ પામે છે અને તેથી ખાધેલા અન્નપાનાદિ રસને તે વિષમપણાથી ગ્રહણ કરે છે; તે વખતે શરીરમાં રહેલો સમાનવાયુ રસને સમાન કરવાની પોતાની સ્થિતિનો ત્યાગ કરે છે.[59] પછી નાડી દ્વારા શરીરમાં પ્રવેશ થયેલો વાયુ બહાર નીકળી શકતો નથી અને બહાર નીકળેલો વાયુ શરીરમાં પ્રવેશ કરી શકતો નથી. આ પ્રમાણે નાડીનો વ્યાપાર વિરામ પામે છે, એટલે ચક્ષુ વગેરે ઇંદ્રિયો સ્થિર થઈ જાય છે ને અંતઃકરણમાં સ્મૃતિ માત્ર રહે છે તથા ઇંદ્રિયજ્ઞાનનો નાશ થાય છે.[60] આમ જ્યારે બહારનો પવન શરીરમાં આવતો નથી તથા શરીરની અંદરનો પવન બહાર નીકળતો નથી, ત્યારે શરીરની નાડીઓ સ્થંભિત થઈ જાય છે અને પુરુષ 'મરી ગયો' એમ કહેવાય છે.[61] અમુક કાળમાં મારું મરણ થવાનું છે, એવી પૂર્વકાળમાં સંકલ્પિત કરેલી નિયતિ મરણને પ્રેરણા કરે છે.[62] અને મારે અમુકરૂપે અમુક સ્થળે ઉત્પન્ન થવું છે એવી સંવિત્‌ની બીજકળાનો કોઈ દિવસ નાશ થતો નથી, તેથી જગતની વ્યવસ્થાનો ભંગ થતો નથી. એ સંવિત્(ચૈતન્ય–જ્ઞાન)નો સ્વભાવ જાણવાનો છે અને તે તેની સાથે જ રહેવાવાળો છે; માટે જન્મ તથા મરણ સ્વભાવસંવિત્‌થી જુદાં નથી. જેવી

રીતે નદીમાંનું જળ નિર્મળ હોય છે તથા કોઈ ઠેકાણે ડહોળું હોય છે, તેવી રીતે ચૈતન્ય નિર્મળ હોય છે અને જીવના ધર્મથી રાગ–દ્વેષે કરીને કોઈ સમયે ડહોળું પણ હોય છે.[૬૨–૬૫] જેવી રીતે મોટી લતામાં વચ્ચે વચ્ચે ગાંઠ હોય છે, તેવી રીતે ચેતનસત્તારૂપી લતાની વચ્ચે પણ જન્મ અને મરણરૂપી ગાંઠ હોય છે. તે ચૈતન્ય–પુરુષનું મરણ પણ થતું નથી તેમ તેનો જન્મ પણ થતો નથી; એ તો સ્વપ્નના ભ્રમની પેઠે ભ્રાંતિ થાય તેવી રીતે માત્ર જોવામાં આવે છે.[૬૬,૬૭] ચેતનપુરુષનો કોઈ દિવસ ક્યાંય નાશ નથી. કદાપિ પુરુષ ચેતનથી જુદો છે એમ માનીએ, તો ચેતન વિના દેહ, પ્રાણ, ઇંદ્રિયો વગેરેમાંથી પુરુષ કોણ, તે કહો. (દેહ વગેરેને પુરુષ નામ નથી અપાતું માટે ચેતનથી પુરુષ જુદો નથી.)[૬૮] કદાપિ ચેતનનું મરણ થાય છે એમ માનીએ, તો ચેતનનું મરણ થયુ એમ જોનાર કોઈ સાક્ષી આજ સુધી નથી અને સાક્ષી વિનાનું મરણ પણ ઘટતું નથી. લાખો દેહ મરી ગયા તથાપિ ચૈતન્ય એમ ને એમ અક્ષય રહેલુ છે.[૬૯] જો ચૈતન્યનું મરણ માનીએ, તો ચૈતન્ય એક જ છે અને તે પ્રત્યેક દેહમાં જુદું જુદું નથી, તેથી એકનું મરણ થવાથી સર્વનું મરણ થવું જોઈએ, પણ તેમ થતું નથી, માટે ચૈતન્ય અમર છે એમ સિદ્ધ થાય છે. જીવને વાસનામાત્રની વિચિત્રતાનો જે અનુભવ થાય છે, તેને જ જીવન તથા મરણ નામ આપવામાં આવ્યું છે.[૭૧] આવી રીતે વિચાર કરતાં કોઈના જન્મ થતા નથી, તેમ કોઈનાં મરણ થતાં નથી; માત્ર જીવ જ વાસનાના ફેરાના ખાડામાં આળોટ્યા કરે છે.[૭૨] જે જગત જોવામાં આવે છે, તે ઉત્પન્ન જ થયુ નથી; માટે વાસના છે જ નહિ એમ વિચાર કરવાથી, જે નાશ થાય છે તે માત્ર અંત:કરણના અભિમાની આત્માનો જ નાશ થાય છે.[૭૩] જે માણસ સંસારના ભયથી ગુરુ પાસેથી શ્રવણ વગેરેનો અભ્યાસ કરે છે અને 'આ જગત ભ્રાંતિરૂપ છે પણ વસ્તુતાએ ખરું નથી,' એમ સારી રીતે નિશ્ચય કરે છે તથા દ્વૈતની વાસનાને ટાળી નાખે છે, તે મુક્ત થાય છે; અને એ રીતે મુક્ત થયેલો પુરુષ જ આ જગતમાં સાચી વસ્તુ છે.[૭૪]

अनुदितमुदितं जगत्प्रबंधं भवभयतोऽभ्यसनैर्विलोक्य सम्यक् । अलमनुदितवासनो हि
जीवो भवति विमुक्त इतीह सत्यवस्तु ॥ ७४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'મરણવિચાર' નામનો સર્ગ ૫૪મો સમાપ્ત

## સર્ગ ૫૫મો*

## જીવોની વિચિત્ર ગતિ

प्रवुद्धलीलोवाच

यथैवजंतुर्म्रियते जायते च यथा पुनः ।
तन्मे कथय देवेशि पुनर्बोधविवृद्धये ॥ १ ॥

**જ્ઞાની લીલા બોલી:** હે દેવેશ્વરી ! જેવી રીતે પ્રાણીનું મરણ થાય છે તથા જન્મ થાય છે, તે વિષે મને વિશેષ બોધ થવા માટે ફરીથી વિસ્તારપૂર્વક કહો.[૧]

**દેવી બોલ્યાં:** નાડીનો પ્રવાહ બંધ થવાથી શરીરનો વાયુ શાંત થઈ જાય છે, તેથી પ્રાણીનું ચૈતન્ય શાંત થાય છે.[૨] પણ જે શુદ્ધ ચેતન છે, તે નિત્ય છે અને તેની શાંતિ પણ નથી, તેમ તેનો ઉદય પણ નથી. તે સ્થાવરમાં, જંગમમાં, આકાશમાં, પર્વતમાં, અગ્નિમાં તથા પવનમાં રહેલુ છે.[૩] કેવળ વાયુનો રોધ થવાથી જ્યારે સ્ફુરણા બંધ થાય છે. ત્યારે જડ થયેલો તે પુરુષ મરી ગયો એમ કહેવાય છે.[૪] આ પ્રમાણે દેહ શબરૂપ થઈ જાય છે અને પ્રાણવાયુનો મહાવાયુમાં લય થઈ જાય છે, ત્યારે વાસનારહિત થયેલું ચેતન આત્મતત્ત્વમાં રહે છે.[૫] પુનર્જન્મના બીજની

* આ પંચાવનમા સર્ગમાં જીવની અને સંસારની ગતિની વિચિત્રતા તથા સૃષ્ટિની આદિથી ઈશ્વરના કર્મને અનુસરીને સ્થિતિ કહેવાશે.

વાસનાવાળા તે અણુચૈતન્યને જીવ કહે છે અને તે તે જ ઠેકાણે શબના ગૃહાકાશમાં રહે છે.[૬] પછી વ્યવહારી પુરુષો તેને 'પ્રેત' એવા નામથી કહે છે. પુષ્પના પરાગમાં રહેલી સુગંધને વિષે જેમ વાયુ હોય છે, તેમ તે ચેતનમાં પણ વાસના રહી હોય છે. આ દશ્ય દેહનો ત્યાગ કરી તે જ્યારે બીજા અદશ્ય દેહને પ્રાપ્ત થાય છે, ત્યારે તે સ્વપ્નની પેઠે પરલોકમાં ભોગવવા યોગ્ય અનેક પ્રકારની આકૃતિઓ ધારણ કરે છે. તે પ્રદેશમાં પણ તેને પૂર્વના જન્મની પેઠે સ્મૃતિ થાય છે. પછી મરણની મૂર્ચ્છા મટી જાય છે, એટલે તે પોતાનું બીજું શરીર જુએ છે. તે મરનાર પ્રાણી પોતાના આત્મામાં, આકાશમાં રહેલી મેઘની ઘટાની પેઠે આકાશ, ભૂતળ તથા આખું બ્રહ્માંડ જુએ છે, પણ બીજાની દૃષ્ટિએ તો માત્ર ગૃહાકાશ જ જોવામાં આવે છે.[૭–૧૦] હવે ઉપર જણાવેલા પ્રેતના છ ભેદ છે. તેમના આ ભેદો સાંભળો: (૧) સામાન્ય પાપી, (૨) મધ્યમ પાપી, (૩) ઉત્તમ પાપી; (૪) સામાન્ય ધર્મ કરનાર, (૫) મધ્યમ ધર્મ કરનાર અને (૬) ઉત્તમ ધર્મ કરનાર. આ છમાંથી કોઈના એક, બે અથવા ત્રણત્રણ ભેદ છે. (એ છની ગતિ નીચે પ્રમાણે છે.)[૧૧,૧૨]

### ઉત્તમ પાપીની ગતિ

ઉપરના છમાંથી ત્રીજો મહાપાપી એક વર્ષ સુધી મૂઢ થઈને મૂર્ચ્છાનો અનુભવ કરે છે અને તેનું હૃદય પથ્થર જેવું જડ થઈ જાય છે.[૧૩] ત્યાર પછી કાળે કરીને તે પાપી જાગ્રત થાય છે અને ઘણા દિવસ સુધી વાસનાના જઠરમાં ઊંડેલા નરકના અક્ષય દુ:ખનો અનુભવ કરે છે. હજારો યોનિમાં જન્મ લઈને તે એક દુઃખ ભોગવ્યા પછી બીજું દુઃખ ભોગવે છે અને ત્યાર પછી કોઈ સમયે સંસારરૂપી સ્વપ્નસંભ્રમમાં શાંતિ પામે છે અથવા તે મહાપાપીને મરણની વિસ્મૃતિ થાય છે અને પછી, જડતાનાં હજારો દુઃખોથી તે વ્યાકુળ થાય છે અને હૃદયમાં વૃક્ષપણાના જન્મનો અનુભવ કરે છે. આમ વાસના અનુસાર નરકમાં હજારો દુઃખનો અનુભવ કર્યા પછી તે પાછો પૃથ્વીમાં જન્મ ધારણ કરે છે.[૧૪–૧૭]

### મધ્યમ પાપીની ગતિ

બીજો મધ્યમ પાપી પોતાના મરણનો મોહ વીસરી ગયા પછી કેટલાક કાળ સુધી પથ્થરની પેઠે જઠરની જડતાનો અનુભવ કરે છે.[૧૮] પછી કાળે કરીને જાગૃત થયા પછી તે પશુ–પક્ષીની યોનિમાં અવતાર ધારણ કરીને સંસારમાં આવે છે.[૧૯]

### સામાન્ય પાપીની ગતિ

પહેલો સામાન્ય પાપી મરી ગયા પછી તરત જ પોતાની વાસના અનુસાર પ્રાપ્ત થયેલા અક્ષત દેહનો અનુભવ કરે છે. તે સ્વપ્નની પેઠે જાણે સંકલ્પ હોય તેવો અનુભવ કરે છે અને તે જ ક્ષણે પ્રથમની પેઠે સ્મૃતિ ઉત્પન્ન થાય છે.[૨૦,૨૧]

### ઉત્તમ ધર્મ કરનારની ગતિ

જે મહાપુણ્ય કરનાર છે, તે મરણનો મોહ મટ્યા પછી પુણ્યરૂપી વાસનાની જાગૃતિથી સ્વર્ગમાં વિદ્યાધરના નગરનો અનુભવ કરે છે. આમ પુણ્ય ભોગવ્યા પછી, તે ઇલાવૃત અથવા કિંપુરુષખંડમાં કર્મનું ફળ ભોગવે છે અને પછી મનુષ્યલોકમાં લક્ષ્મીવાન એવા સજ્જન માણસને ઘેર જન્મ ધારણ કરે છે.[૨૨,૨૩]

### સામાન્ય તથા મધ્યમ ધર્મકર્તાની ગતિ

સામાન્ય તથા મધ્યમ ધર્મ કરનાર માણસ મરણ વીસરી જાય એટલે ઔષધિઓ તથા પલ્લવોથી ભરેલા નંદન તથા ચૈત્રરથાદિ વનમાં કિન્નર તથા કિંપુરુષના શરીરથી જાય છે. ત્યાં પોતાના કર્મનું ફળ ભોગવ્યા પછી તે વાયુ તથા વરસાદ દ્વારા પૃથ્વીમાં શાળ, જવ વગેરે ઔષધિમાં પ્રવેશ કરે છે અને તે દ્વારા પુરુષના વીર્યને માર્ગે તે સ્ત્રીના ગર્ભમાં પ્રવેશ કરે છે. (સામાન્ય ધર્મ કરનારની ગતિ પણ એ જ પ્રમાણે થાય

છે.)[૨૪-૨૫] આ પ્રમાણે ઉપર કહેલા છ જાતના પ્રેતોની મરણની મૂર્ચ્છા મટ્યા પછી ક્રમે કરીને ઉપર પ્રમાણે ગતિ થાય છે.[૨૬]

### મરણ પછી સામાન્ય સ્થિતિ

મરણ પામનાર માણસને પ્રથમ 'મારું મરણ થયું' એવું જ્ઞાન થાય છે. પછી બંધુઓએ આપેલા પિંડદાનથી 'અમારું શરીર ઉત્પન્ન થયું' એવું તેમને જ્ઞાન થાય છે.[૨૭] ત્યાર પછી ક્રમે કરીને કાળપાશને ધારણ કરનારા યમના અનુચરો આવીને મને લઈ જાય છે અને હું તેમની સાથે યમપુરીમાં જાઉં છું, એવું જ્ઞાન થાય છે.[૨૮] ઉત્તમ પુણ્યવાન માણસ મરણ પામ્યા પછી પોતાના પુણ્યકર્મથી પ્રાપ્ત થયેલ દિવ્ય ઉદ્યાન તથા શોભીતાં વિમાનને પોતાની પાસે જુએ છે.[૨૯] પાપી માણસ પોતાના પાપકર્મથી પ્રાપ્ત થયેલ હિમ, કાંટા તથા અસિપત્રવનને પોતાની પાસે જુએ છે.[૩૦] મધ્યમ પુણ્ય કરનાર માણસ આવું અનુભવે છે, કે 'આ મારી પાસે સુખે જવાય તેવી પગદંડી છે, આ શીતળ લીલાં ખડ ઊગ્યાં છે, આ ઘાટી છાયાવાળી સુંદર વાવ છે, હવે હું આ યમપુરીમાં આવ્યો છું, આ પ્રાણીનું પાલન કરનાર યમરાજ છે અને આ ઠેકાણે યમસભામાં ચિત્રગુપ્ત વગેરે મારા કર્મનો વિચાર કરે છે.'[૩૧-૩૨] આમ આ દૃશ્ય થતા સંસારની જેમ રહેલો તથા સમગ્ર પદાર્થ અને તેની ક્રિયાથી શોભતો આ મરણપર્યંતનો સંસારનો ભાગ પ્રત્યેક માણસને અનુભવવો પડે છે; પણ ખરી રીતે વિચારતાં સ્વરૂપ વિનાનો આ પ્રપંચ દેશ, કાળ અને ક્રિયાની દીર્ઘતાથી પ્રકાશમાન થાય છે, તોપણ તે શૂન્ય જ છે તેમ જ વિશેષ બોધવાળા આત્મારૂપ જ છે.[૩૩-૩૪] 'યમરાજે મારાં કર્મનાં ફળ ભોગવવા માટે આ દિશામાં જવાની મને આજ્ઞા કરી છે. હું સ્વર્ગમાં જાઉં છું તથા આ બાજુએ નરક છે.[૩૫] આ મેં સ્વર્ગ ભોગવ્યું અથવા આ મેં નરક ભોગવ્યું. આ મેં અનેક પ્રકારની યોનિઓ ભોગવી અને હવે હું સંસારમાં ઉત્પન્ન થયો છું.[૩૬] હવે મારો શાળમાં જન્મ થયો અને હું ફળરૂપે થયો છું.' આવા ક્રમથી મનુષ્યનું શરીર ઉત્પન્ન થયા પછી તે જીવને શાસ્ત્ર અને પુરાણથી ઉત્પન્ન થયેલા બોધ વડે ખબર પડે છે. (પણ શાળ તથા ફળમાં જન્મ હોય ત્યારે અંતઃકરણની વિચારશક્તિ હોતી નથી; તેથી તે અવસ્થામાં તેને પોતાના અવતારની ખબર પડતી નથી.) આ પ્રમાણેના ક્રમથી તે જીવ પુરુષના બીજમાં આવે છે અને તે બીજ યોનિમાં પડવાથી માતાના ઉદરમાં ગર્ભ બંધાય છે.[૩૭-૩૮] તે ગર્ભ લોકમાં જન્મ ધારણ કરે છે, ત્યારે તે બાળક પૂર્વજન્મના કર્માનુસાર સારી અથવા તો વિપરીત આકૃતિવાળો થાય છે. ત્યાર પછી તેને ચંદ્રમાની કળાની પેઠે વૃદ્ધિ અને ક્ષયવાળી એવી કામાભિમુખ યુવાવસ્થા આવે છે અને પછી તેના મુખકમળમાં હિમરૂપી વજના જેવી જરા અવસ્થા પડે છે.[૩૯-૪૦] તે વૃદ્ધાવસ્થામાં તેને અનેક પ્રકારના વ્યાધિઓ થાય છે, તેથી તેને મરણ અને મૂર્ચ્છા થાય છે. આમ મરી ગયા પછી પ્રથમની પેઠે બંધુઓએ આપેલા પિંડદાનથી તેનો દેહ પાછો બંધાય છે.[૪૧] ત્યાર પછી તેને પાછું યમલોકમાં જવું પડે છે અને ત્યાં અનેક પ્રકારની યોનિમાં અવતારનો અનુભવ કરવો પડે છે.[૪૨] આવી રીતે મોક્ષ થતાં સુધી એક આકાશમાં બીજા આકાશની પેઠે વારંવાર જન્મ-મરણ થયા કરે છે.[૪૩]

**જ્ઞાની લીલા બોલી :** સૃષ્ટિના આદિથી આ ભ્રમ કેવી રીતે પ્રવર્ત્યો છે? તે વિશે મને બોધની વૃદ્ધિ માટે કૃપા કરીને ફરીથી કહો.[૪૪]

**દેવી બોલ્યાં :** આ જગતમાં પર્વત, ઝાડ, પૃથ્વી તથા આકાશ એ બધું પરમાર્થ દૃષ્ટિથી જોતાં પરબ્રહ્મરૂપ જ છે.[૪૫] ચૈતન્યરૂપી ઈશ્વર સર્વવ્યાપક છે. તે જે ઠેકાણે જેવી રીતે વિવર્ત-

પણાથી ઉદય પામે છે, તે ઠેકાણે તે તેવી રીતે શુદ્ધ આત્મા પણ થાય છે.[૪૬] જેમ સ્વપ્નમાં એક પુરુષ અનેક પદાર્થને ઉત્પન્ન કરે છે, તેમ તે ઈશ્વરે સૃષ્ટિની આદિમાં પ્રજાપતિરૂપે થઈને ભૂર્, ભુવર્, આદિ લોકને ઉત્પન્ન કર્યા છે અને તેણે જે સ્થિતિ બાંધી છે, તે આજ સુધી જેવી ને તેવી જ ચાલે છે.[૪૭] પ્રથમ પદાર્થમાત્રનું બિંબરૂપે સ્ફુરણ થયું અને તે બિંબનું પ્રતિબિંબ પડ્યું, તે જગતરૂપે આજ સુધી રહ્યું છે.[૪૮] દેહધારી શરીરના અંગમાં જે છિદ્રો છે, તેમાં વાયુ પ્રવેશ કરે છે અને તેના અંગને ગતિમાન કરે છે, તેથી તે જીવે છે એમ કહેવાય છે.[૪૯] સૃષ્ટિના આદિથી જંગમને વિષે એ જ પ્રમાણે સ્થિતિ રહી છે. ઝાડ વગેરેમાં ચેતન્ય ન હોવાથી તે સ્થાવર કહેવાય છે.[૫૦] આવી રીતે ઈશ્વર ચેતનથી ઉત્પન્ન થયેલા અંશનો વિભાગ કરે છે અને તે અંશ ચેતનરૂપ છે તથા તે સિવાયનું બીજું અચેતનરૂપ છે.[૫૧] પ્રાપ્ત થયેલા ઉપાધિરૂપ શરીરમાં, બુદ્ધિને નેત્ર વગેરે ઇંદ્રિયોમાં પ્રેરીને જીવ બહારના પદાર્થનો અનુભવ કરે છે; પણ તે નેત્ર વગેરે ઇંદ્રિય પોતે ચૈતન્યરૂપ નથી. જે પ્રમાણે બુદ્ધિ આકાશને શૂન્યશક્તિવાળું જાણે છે, પૃથ્વીને સર્વને ધારણ કરવાની શક્તિરૂપે જાણે છે તથા જળને તૃપ્તિ કરવાની શક્તિરૂપે જાણે છે, તે જ પ્રમાણે તે શરીરને શરીરરૂપે જાણે છે.[૫૨-૫૩] એ જ પ્રમાણે સર્વાત્મા ઈશ્વર શરીર વડે શરીરનો, જંગમપણાથી જંગમનો તથા સ્થાવરપણાએ કરીને સ્થાવરનો સંકલ્પ કરીને તેમાં રહેલા છે.[૫૪] જેનામાં જાણવાની શક્તિ છે તેને જંગમ કહેવામાં આવે છે. જંગમમાં જાણવાની શક્તિ સૃષ્ટિના આરંભથી આજ સુધી રહી છે.[૫૫] ઝાડ, શિલા, તૃણ વગેરે જેને સ્થાવરરૂપે માનેલ છે, તે જડ છે. આ પ્રમાણે સ્થાવર—જંગમનો ભેદ છે.[૫૬] પણ ખરું જોતાં, સૃષ્ટિના આરંભથી જ ઈશ્વરની સામાન્ય સત્તાથી, જડપણું અને ચેતનપણું એ બે જુદાં નથી.[૫૭] ઝાડ અને પહાણા વગેરે જો કે સ્થાવરરૂપે એક જ છે, પણ તેની જડતાના ભેદનાં નામ અને રૂપ બુદ્ધિથી કલ્પેલાં છે.[૫૮] સ્થાવરને પણ અંતઃકરણમાં જાણવાની શક્તિ હોય છે તેથી 'હું જંગમ નથી પણ સ્થાવર છું' એવાં નામ તથા સ્થાનનાં વિષયભૂત તે સ્થાવરો ઝાડ, પર્વત, ખડ વગેરે જુદાજુદા સંકેતથી રહેલાં છે[૫૯] તે જ પ્રમાણે કૃમિ, કીડા, પતંગિયાં વગેરે જંગમપણાથી એક જ છે, પણ બુદ્ધિથી જુદાજુદા વ્યવહાર માટે તેનાં નામ અને રૂપ કલ્પેલાં છે. તે કૃમિ, કીટ વગેરેને પણ અંતઃકરણમાં જાણવાની શક્તિ રહેલી છે. (કદાપિ શંકા થાય, કે સ્થાવર તથા જંગમ એ બન્નેમાં જ્ઞાન હોય તો પરસ્પરના વ્યવહારની પરસ્પરને ખબર કેમ પડતી નથી? તો તેના ઉત્તરમાં કહેવાનું, કે) જેમ ઉત્તરસમુદ્ર તરફનાં માણસને દક્ષિણસમુદ્ર તરફનાં માણસના વ્યવહારની પોતાના જ્ઞાન વિના કાંઈ પણ ખબર પડતી નથી, તે જ રીતે સ્થાવર અને જંગમ એ બન્ને પોતપોતાની સંજ્ઞામાં લીન છે અને એકબીજા પોતપોતાના સંકેતમાં પરાયણ છે.[૬૦-૬૨] જેમ શિલાની અંદર રહેલા દેડકાનું તથા બહાર રહેલા દેડકાનું જ્ઞાન અસત્ તથા જડ છે, તેમ જ સ્થાવર અને જંગમને પરસ્પરનું જ્ઞાન રહેલું છે.[૬૩] ચૈતન્યરૂપી આકાશે પ્રેરેલું ચૈતન્ય સર્વ ઠેકાણે રહ્યું છે અને સૃષ્ટિના આરંભથી સ્ફુરણ કરવાનો ધર્મ વાયુનો છે, તે આજ સુધી તે જ પ્રમાણે ચાલે છે.[૬૪] જ્યાં છિદ્ર છે ત્યાં આકાશ રહેલું છે અને તેમાં જે વાયુ છે તે પદાર્થમાત્રનું (સ્થાવરનું તથા જંગમનું) હલનચલન કરે છે.[૬૫] સ્થાવર—જંગમ એ બન્નેમાં ચૈતન્ય રહેલું છે અને તેમાં વાયુને લીધે કાઈમાં હલનચલન થાય છે, તો કોઈમાં થતું નથી.[૬૬] એ પ્રમાણે ભ્રાંતિરૂપ જગતમાં સૃષ્ટિના આદિથી જે પ્રમાણે પદાર્થની સ્થિતિ કરેલી છે, તે જ પ્રમાણે

વર્ત્યા કરે છે.[૬૭] આ પ્રમાણે વિશ્વના પદાર્થનું સ્વભાવથી થયેલું સત્યપણું તથા અસત્યપણું મેં તને કહી સંભળાવ્યું.[૬૮] હવે મરણ પામતા આ વિદૂરથ રાજાને જો. તે પુષ્પથી ઢંકાયેલા શબ રૂપ પદ્મરાજાના પદ્મકોશમાં પ્રવેશ કરવાની ઇચ્છાથી જાય છે.[૬૯]

**જ્ઞાની લીલા બોલી :** તે કયા માર્ગે શબ-મંડપમાં જાય છે? તેને જોતાંજોતાં આપણે પણ તરત જઈશું?[૭૦]

**દેવી બોલ્યાં :** 'આ હું ચૈતન્યરૂપ બીજા દૂરના લોક તરફ જાઉં છું' એવી રીતે તે રાજા પદ્મશરીરના અહવાસનાના માર્ગનો આશ્રય કરીને જાય છે. માટે આપણે પણ તારી સંમતિ પ્રમાણે જઈએ; કારણકે એકબીજાની ઇચ્છાનો કોઈ ભંગ કરે, તો તેથી સ્નેહ રહેતો નથી[૭૧-૭૨]

**વસિષ્ઠ બોલ્યા :** જેમ સૂર્યના ઉદયથી અંધકાર દૂર થાય છે, તેમ સરસ્વતી આ પ્રમાણે કથા કહીને લીલાના સંતાપને દૂર કરતાં હતાં અને તેના ઉદાર મનમાં ઉપદેશ કરતાં હતાં, તેટલામાં વિદૂરથ રાજા મરણની મૂર્ચ્છાથી જડ થઈ ગયો.[૭૩]

इति विहितकथागतक्रमायां परमदृशि प्रसृते विबोधभानौ। नृपतिवरसुतमनस्युदारे विगलितचित्तजडो विदूरथोऽभूत् ॥ ७३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'સંસારમરણા-વસ્થાવર્ણન' નામનો સર્ગ ૫૫મો સમાપ્ત**

## સર્ગ ૫૬ મો*

## વાસનાથી રાજાનું યમપુરીમાં જવું અને ત્યાંથી પાછા આવવું

**वसिष्ट उवाच**

एतस्मिन्नंतरे राजा परिवृत्ताक्षितारकः।
बभूवैकतनुप्राणशेषः शुष्कसिताधरः॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** એટલી વારમાં તે રાજાનાં નેત્ર ફરી ગયાં, હોઠ સુકાઈ ગયા અને દેહમાં સૂક્ષ્મ પ્રાણ માત્ર બાકી રહ્યા.[૧] જૂના પાંદડાના વર્ણ જેવો તેનો વર્ણ થઈ ગયો. તેના મોઢાની કાંતિ ક્ષીણ તથા ફિક્કી થઈ ગઈ. ભ્રમરના શબ્દ જેવો તેના શ્વાસનો ધ્વનિ થવા લાગ્યો.[૨] તેનું મન મહામરણના મૂર્ચ્છારૂપી અંધારા કૂવામાં ડૂબી ગયું. નેત્ર વગેરે ઇંદ્રિયોની બધી વૃત્તિ લીન થઈ ગઈ[૩] ચૈતન્યવિનાનો તેનો આકાર ચિત્રમાં આલેખ્યો હોય તેવો દેખાવા લાગ્યો. પથ્થરની કોતરેલી પ્રતિમાની પેઠે તેના અવયવો હાલતા-ચાલતા બંધ થઈ ગયા.[૪] હું તમને વધારે શું કહું? ઝાડ જે સમયે પડવાનું થાય છે, તે સમયે તેની ઉપર રહેલાં પક્ષીઓ એ ઝાડ મૂકી દે છે, તે જ પ્રમાણે પ્રાણે પણ રાજાના દેહનો ત્યાગ કર્યો. નાસિકામાંથી ઉત્પન્ન થયેલી ઘ્રાણશક્તિ જેવી રીતે પવનમાં રહેલી સૂક્ષ્મ ગંધને જોઈ શકે છે, તેવી રીતે દિવ્ય દૃષ્ટિવાળી તે સરસ્વતી તથા લીલાદેવીએ આકાશમાં રહેલા રાજાના જીવને જોયો.[૫-૬] તે રાજાની જીવલેખા વાસનાને લીધે આકાશમાં આતિવાહિક પ્રાણ સાથે મળીને દૂર જતી જોવામાં આવી અને જેમ ભ્રમરીનું જોડું વાયુમાં લાગેલી ગંધકળાની પાછળ જાય તેમ સરસ્વતી તથા લીલાદેવીએ તેની પાછળ ચાલવા માંડ્યું.[૭-૮] પછી થોડીવારમાં મરણની મૂર્ચ્છા શાંત થયા પછી તેણે પોતાના વાસનારૂપ દેહે કરીને સ્વપ્નની પેઠે નીચે પ્રમાણે દીઠું. તે રાજાએ યમરાજના ચાકરો જોયા અને તેઓ તેના શરીર-ને લઈ જતા હતા. પછી તેના બંધુઓએ પિંડ-દાન કર્યું તેથી તેનો દેહ બંધાયો.[૯-૧૦] તે દેહથી તે યમરાજના અતિ દૂર રહેલા નગરમાં ગયો. તે નગર ઘણાં જંતુઓથી વીંટાયેલું હતું અને

* આ છપ્પનમા સર્ગમાં, તે રાજા વાસનાથી યમરાજાના નગરમા ગયા, લીલાદેવી તથા સરસ્વતી તેની પાછળ ગયા તથા તે ત્રણ પૂર્વના નગરમા પ્રાપ્ત થયા એટલી વાત કહેવાશે.

પ્રાણીનાં કર્મનાં ફળને પ્રકટ કરતું હતું.[૧૧] ત્યાં ગયા પછી યમરાજાએ આજ્ઞા કરી, કે 'આ રાજાનાં કાંઈ પણ અશુભ કર્મ નથી.[૧૨] નિરંતર આ રાજા નિર્મળ શુભ કર્મ કરનારો છે અને ભગવતી સરસ્વતીના વરદાનથી વૃદ્ધિ પામેલો છે.[૧૩] આ રાજાનો પ્રથમનો દેહ શબરૂપે પુષ્પમાં રહ્યો છે, તે દેહમાં જઈને આ રાજા પ્રવેશ કરે.' પછી જેમ યંત્રમાંથી પથ્થરને છોડી મૂકવામાં આવે તેમ યમરાજાએ તરત જ તે રાજાને છોડી મૂક્યો. પછી સરસ્વતી, લીલાદેવી તથા તે રાજાની જીવલેખા–એ ત્રણેએ ત્યાંથી આકાશમાર્ગે પ્રયાણ કર્યું તે જીવલેખા સરસ્વતીને તથા લીલાદેવીને દેખી શકતી નથી, પણ તે બન્ને સ્ત્રીઓ તેને દેખી શકે છે, તેથી તે બન્નેએ તેની પાછળ જવા માંડ્યું. તેઓ આકાશમાર્ગનું ઉલ્લંઘન કરીને અને લોકાન્તરોને જલદી વટાવીને જગદ્બ્રહ્માંડની બહાર ગયાં. પછી બીજા બ્રહ્માંડમાં આવીને તેઓ ભૂમંડળ ઉપર આવ્યાં. આમ એ બન્ને સંકલ્પરૂપિણી દેવીઓ તે જીવલેખા સાથે પદ્મરાજના નગરમાં આવી અને ત્યાં લીલાના અંતઃપુરના મંડપમાં ગઈ.[૧૪–૧૮] જેમ વાતલેખા પોતાની મેળે અંબુજ પ્રત્યે આવે છે, જેમ સૂર્યની કાંતિ અંભોજ પ્રત્યે આવે છે અને જેમ સુગંધ પવનમાં આવે છે, તેમ તે સરસ્વતી તથા લીલાદેવી એ બન્ને તે રાજાના દેહની પાછળ ત્યાં આવ્યાં.[૧૯]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્ ! તે રાજા કેવી રીતે શબના ઘર પાસે આવ્યો ? તેના મૃતશરીરે કેવી રીતે માર્ગ જાણ્યો ?[૨૦]

**વસિષ્ઠ બોલ્યા :** હે રાઘવ ! તે શબને પૂર્વના શરીરની વાસનાને લીધે માર્ગ વગેરે સર્વ તેના હૃદયમાં સ્ફુરેલુ હતું, તેથી તે કેમ ન જઈ શકે ? વડના બીજમાં જેવી રીતે ઝાડ રહેલું છે, તેવી રીતે જીવોપાધિના સૂક્ષ્મ અંતઃકરણના ઉદરમાં વાસનાથી ભ્રાંતિમાત્ર બધું રહેલું છે, તેને કોણ ન જોઈ શકે ?[૨૧–૨૨] જેવી રીતે જીવતું શરીર બીજને તથા અંકુરને હૃદયમાં જુએ છે; તેવી રીતે સ્વભાવભૂત ચૈતન્યરૂપ અણુ ત્રૈલોક્યસમૂહને પોતાના હૃદયમાં જોઈ શકે છે.[૨૩] એક દેશમાં રહેલો મનુષ્ય દૂર દેશમાં કોઈ ઠેકાણે પોતાના ધનને જોઈ શકે છે; તે જ પ્રમાણે હજારો જાતિથી યુક્ત રહેલો અને ભ્રમમાં ડૂબેલો હોય, તોપણ તે જીવ મનની ભાવના વડે વાસનાથી અંતરમાં રહેલી ઇચ્છિત વસ્તુને જોઈ શકે છે.[૨૪–૨૫]

**રામ બોલ્યા :** હે ભગવન્ ! તમે પ્રથમ કહ્યું છે, કે પિંડદાનથી વાસનારૂપી દેહ થાય છે, પણ જો જીવની પાછળ પિંડદાન ન થાય, તો તે જીવને પિંડદાનની વાસના ન હોવાથી તેનું શરીર કેમ થાય છે ?[૨૬]

**વસિષ્ઠ બોલ્યા :** મરણ પામનાર માણસની પાછળ પિંડ આપવામાં આવે કે ન આપવામાં આવે, પણ 'બંધુઓએ મને પિંડદાન દીધું' એવી મરણ પામનારના મનમાં વાસના* થવાથી જ તેને પિંડનું ફળ મળે છે.[૨૭] કારણકે પ્રાણીના ચિત્તમાં જેવો વિચાર હોય છે, તેવો જ તેને અનુભવ થાય છે. આ નિયમ જીવનાર તથા મરનારના વિષે વિપરીત થતો નથી.[૨૮] માટે મરણ પામનારને 'મને બંધુએ પિંડદાન કર્યું છે' એવી જો વાસના થાય, તો તે પિંડરહિત હોય તોપણ તેને પિંડનું ફળ મળે છે. પછી 'પિંડદાન કર્યું નથી' એવી જો તેને વાસના થાય, તો તેની પાછળ પિંડદાન થયું હોય તોપણ તે પિંડરહિત છે.[૨૯] મનની ભાવનાથી પદાર્થની સત્યતા જણાય છે અને તે ભાવના કારણભૂત પદાર્થમાંથી ઉત્પન્ન થાય છે.[૩૦] જેવી રીતે ઝેર પણ અમૃતની વાસનાથી માણસને

* જીવતા પોતે, બીજા મરનારને પિંડદાન કરેલું તથા મરનારની પાછળ પિંડદાનનો રિવાજ નજરે જોયેલો હોવાથી 'મારી પાછળ પણ મરણ પછી પિંડદાન થશે' એવી માણસને દૃઢ વાસના થાય છે.

અમૃતરૂપ થાય છે, તેવી રીતે અસત્ય× પદાર્થમાં સાચી ભાવના થવાથી તે સત્ય લાગે છે.[૩૧] કોઈ પણ માણસને કોઈ દિવસ કારણ વિના ભાવના ઉત્પન્ન થતી નથી.[૩૨] ઈશ્વર સ્વયંપ્રકાશ છે, તે ઈશ્વર વિના મહાપ્રલય થતાં સુધી કારણ વિના કોઈ કાર્ય થયું હોય એવું જોયું નથી તેમ સાંભળ્યું પણ નથી.[૩૩] માટે જે શુદ્ધચૈતન્ય છે, તે જ વાસનાથી સ્વપ્નની પેઠે કાર્ય–કારણરૂપ અર્થપણાને પામે છે.[૩૪]

**રામ બોલ્યા:** 'મેં કાંઈ પણ ધર્મ કર્યો નથી,' એવી જો પ્રેત(મરનાર)ના મનમાં વાસના હોય અને તેના સંબંધીઓએ તેની પાછળ ઘણો ધર્મ કરી મરનાર પ્રેતને અર્પણ કર્યો હોય, તો તે ધર્મ સફળ થાય કે નહિ, તે કહો.[૩૫] સંબંધીઓએ ધર્મ કર્યો તે સત્ય છે, માટે તે સફળ થવો જોઈએ. હવે મરનારને 'મેં ધર્મ કર્યો નથી' એવી વાસના છે, તો તમારા કહેવા પ્રમાણે તે ધર્મ નિષ્ફળ થવો જોઈએ; માટે શું સાચું છે?[૩૬]

**વસિષ્ઠ બોલ્યા:** દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય અને સંપત્તિ, એ પાંચ વડે ભાવના ઉત્પન્ન થાય છે. માટે પ્રેત તથા ધર્મ કરનારમાં, એ પાંચથી જેની ભાવના અધિક થાય તેનો જય થાય છે.[૩૭] જો ધર્મ કરનારની ભાવના પોતાના ધર્મને લીધે પ્રબળ થાય, તો તેને લીધે પ્રેતને 'ધર્મ નથી કર્યો' એવી વાસના બદલાઈને ધર્મ કર્યાની વાસના થાય છે અને જો પ્રેતની વાસનાનું પ્રાબલ્ય થાય, તો તેને જેવી હોય તેવી ને તેવી વાસના રહે છે.[૩૮] આ પ્રમાણે પરસ્પર વાસનામાંથી, જેનું બળ વધે તેનો જય થાય છે; માટે સારા પ્રયત્નથી નિરંતર શુભ આચરણ કરવાનો અભ્યાસ રાખવો.[૩૯]

**રામ બોલ્યા:** હે બ્રહ્મન્! દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય અને સંપત્તિથી જો વાસના ઉત્પન્ન થતી હોય, તો મહાકલ્પની સૃષ્ટિના આદિમાં દેશકાળાદિ ક્યાં હતાં?[૪૦] અને કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી, ત્યારે સૃષ્ટિના આદિમાં સહકારી કારણ ન હોવાથી વાસના કેમ ઘટે? તે કહો.[૪૧]

**વસિષ્ઠ બોલ્યા:** હે મહાબાહુ! તમે કહો છો તે સાચું છે. મહાપ્રલયની સૃષ્ટિના આરંભમાં દેશ, કાળ વગેરે કાંઈ હતાં જ નહિ.[૪૨] વળી સહકારી કારણ પણ હતું નહિ. તેથી જે કાંઈ આ દેખાય છે, તે છે જ નહિ. વાસના ઉત્પન્ન જ થઈ નથી, તેમ કાંઈ સ્ફુરતું પણ નથી. દૃશ્યપદાર્થમાત્રનો અસંભવ છે, તેથી આ જે કાંઈ દેખાય છે, તે સાક્ષાત્ અનામય, ચૈતન્યરૂપ બ્રહ્મરૂપે જ રહેલું છે.[૪૩-૪૪] આ વિષે હજારો યુક્તિથી હું તમને પાછળથી કહીશ, પણ હમણાં ચાલતી વિદૂરથરાજાની કથા સાંભળો.[૪૫] ઉપર પ્રમાણે સરસ્વતીએ તથા લીલાદેવીએ ત્યાં આવીને પદ્મરાજાનું મંદિર જોયું. તે મંદિરનો મધ્ય ભાગ અતિસુશોભિત હતો. તે મંદિર પુષ્પના ઉપહારથી વસંતઋતુના જેવું શીતળ હતું.[૪૬] તે શાંત આચરણવાળા રાજધાનીમાં રહેનારા માણસોથી યુક્ત હતું. તેમાં મંદાર તથા કુંદનાં પુષ્પોથી ઢંકાયેલું તે રાજાનું શબ હતું. તે શબ ઉપર જાણે મંદાર અને કુંદની ફૂલમાળાઓની મોટી ચાદર હતી. તે મંદિરમાં શબની શય્યાના અગ્રભાગ આગળ પાણીના પૂર્ણ કુંભ ભર્યા હતા.[૪૭-૪૮] ત્યાં વાસેલાં ઘરનાં દ્વાર આગળ ગોખમાં કઠિન ભોગળ નાખેલી હતી અને શાંત થતા દીવાના પ્રકાશથી, નિર્મળ ભીંતો શ્યામળ લાગતી હતી. ઘરના એક ભાગમાં માણસો સૂતાં હતાં અને તેમના મુખનો શ્વાસ ચાલ્યો આવતો હતો. તે મંદિર સંપૂર્ણ કળાવાળા ચંદ્રના ઉદયથી શોભતું હતું. સૌંદર્યથી તેણે ઇંદ્રના મંદિરની સમૃદ્ધિને પણ પરાભવ આપ્યો હતો. ભગવાનની નાભિમાંથી ઉત્પન્ન થયેલા કમળના મધ્યભાગના જેવી, તે

× દોરીમાં સર્પ નથી, તે છતાં તેમાં સર્પની ભાવના થવાથી, તે સર્પરૂપે જેમ જણાય છે, તેમ ખોટામાં સાચી ભાવના થવાથી તે સાચા લાગે છે.

મંદિરની અંદરની શોભા હતી. કોઈ પણ પ્રાણીનો શબ્દ ન હોવાથી તે મંદિર શૂન્ય જણાતું હતું અને તે ચંદ્રના જેવું મનોહર જણાતું હતું.[૪૯'૫૦]

संपूर्णचंद्रसकलोदयकांतिकांतं सौंदर्यनिर्जितपुरंदरमंदिरर्धि । वैरिंच पद्ममुकुलांतरचारुशोभं निःशब्दमंदमिव निर्मलमिंदुकांतम् ॥ ५० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'મરણશયનાનંતરપ્રેતવ્યવસ્થા' નામનો સર્ગ ૫૬મો સમાપ્ત**

# સર્ગ ૫૭મો*

## બીજી લીલાનું દર્શન અને સ્વપ્નવિચાર

**वसिष्ठ उवाच**

ततो ददृशतुस्तत्र शवशय्यैकपार्श्वगाम् ।
लीलां विदूरथस्याग्रे मृतां ते प्रथमागताम् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** ત્યાર પછી સરસ્વતી તથા લીલાદેવીએ ત્યાં તે શબની શય્યા ને એક બાજુ પર લીલાને જેઈ. તે વિદૂરથરાજાથી આગળ મરણ પામી હતી અને અહીં આગળથી આવીને રહી હતી.[૧] તે લીલાદેવીનો વેષ, આચાર તથા દેહ પ્રથમના જેવો જ હતો. પ્રથમના જેવી જ તેની વાસના હતી અને તેનો આકાર પણ પ્રથમના જેવો જ હતો. તેનું શરીર સર્વાંગે સુંદર હતું.[૨] તેનાં અંગોની ચેષ્ટા પણ પ્રથમના જેવી જ હતી, વસ્ત્ર તેમજ આભૂષણો પણ પ્રથમનાં જ હતાં; માત્ર ફેર એટલો જ હતો, કે તે પ્રથમ વિદૂરથ રાજાના ભુવનમાં હતી અને હાલમાં પદ્મરાજાના ભુવનમાં હતી.[૩] તે લીલાદેવી હાથમાં ચામર ધરીને રાજાને સારી રીતે વાયુ ઢાળી રહી હતી અને ચંદ્રના ઉદયથી અંતરિક્ષ શોભે, તેમ તે પૃથ્વીના તળને શોભાવતી હતી.[૪] મૌન રહેલી તે, પોતાના ડાબા હાથ ઉપર મુખકમળને રાખીને નમેલી હતી ઘરેણાંનાં કિરણથી તે લતા અને પુષ્પથી પ્રફુલ્લિત થયેલી વનસ્થળીના જેવી લાગતી હતી.[૫] તે જાણે પોતાની દૃષ્ટિથી દિશામાં માલતી પુષ્પોનો તથા કમળનો વરસાદ કરતી હોય અને પોતાના લાવણ્યથી તે જાણે આકાશમાં ખંડિત થયેલા ચંદ્રમાને પાછી ઉત્પન્ન કરતી હોય એવી જણાતી હતી.[૬] તે રાજાના આત્મારૂપી વિષ્ણુની પાસે રહેલી લક્ષ્મી હતી. પુષ્પના સભારમાંથી ઉત્પન્ન થયેલી પુષ્પાકર શોભા જેવી તેની શોભા હતી. તેની દૃષ્ટિ પોતાના પતિના મુખ ઉપર હતી.[૭] તે પોતાની ઇચ્છા પ્રમાણે ચેષ્ટા કરતી નહોતી. મ્લાન થયેલા ચંદ્ર વડે જેવું રાત્રિનું મુખ કરમાઈ જાય છે, તેવું તેનું મુખ કાંઈક કરમાયેલુ જણાતું હતું.[૮] સરસ્વતી તથા લીલાદેવીએ આ પ્રમાણે રહેલી એ લીલાદેવીને દીઠી; પણ તે લીલા તે બન્ને દેવીઓને દેખી શકતી નહોતી, કારણકે સરસ્વતી તથા લીલાદેવી પ્રબુદ્ધ આત્માવાળાં તથા સત્યસંકલ્પવાળાં હતાં, ત્યારે આ લીલા તે પ્રમાણે નહોતી.[૯]

**રામ બોલ્યા :** તે દેશમાંતે પ્રથમની લીલા પોતાનો દેહ રાખીને ધ્યાન વડે સરસ્વતીની સાથે ગઈ હતી, એમ પ્રથમ વર્ણન કરેલુ છે.[૧૦] પણ પાછું તે લીલાના દેહનું શુ થયું તે કાંઈ કહ્યું નથી. માટે તેનું શુ થયુ તથા તે ક્યાં ગઈ, તે કહો.[૧૧]

**વસિષ્ઠ બોલ્યા :** તે લીલાનું શરીર છે જ ક્યાં અને તેની સત્યતા ક્યાં છે? માત્ર મરુદેશમાં જેમ જળની ભ્રાંતિ થાય છે, તેમ ભ્રાંતિ થઈ હતી આ આખું જગત આત્મારૂપ જ છે, માટે દેહાદિ કલ્પના કેમ ઘટે? જે આ જેવામાં આવે છે, તે આ સચ્ચિદાનંદ બ્રહ્મનું જ સ્વરૂપ છે.[૧૨'૧૩] સૂર્યના તેજથી જેમ હિમ ગળી જાય છે, તેમ લીલાનું શરીર પરમાત્માના બોધથી ક્રમે કરીને પરબ્રહ્મમાં પરિણામ પામી ગયું.[૧૪] (દોરીમાં જેવી રીતે સર્પની ભ્રાંતિ થાય છે, તેવી રીતે

* આ સત્તાવનમા સર્ગમા સરસ્વતી તથા લીલાએ બીજી લીલાને દીઠી. આમાં લીલાના દેહનુ મિથ્યાપણુ તથા યોગીના શરીરનો આતિવાહિકથી ઉદય કહેવાશે.

આતિવાહિક દેહને, કાળે કરી ભ્રમ થવાથી, 'આધિભૌતિક દેહ છે' એવી ભ્રાંતિ થાય છે.) આતિવાહિક દેહ વડે ભૂમિ વગેરે જે જે દૃશ્ય પદાર્થ જોવામાં આવે છે, તેનું આધિભૌતિક નામ પાડેલું છે, પણ ખરું જોતાં પૃથ્વી વગેરે આધિભૌતિક પદાર્થ છે જ નહિ. શબ્દ નથી તથા અર્થ પણ માત્ર સસલાનાં શિંગડાંની પેઠે જ છે. માત્ર આત્મા એ જ સત્ય છે.[૧૫'૧૬] કોઈ માણસને સ્વપ્નાવસ્થામાં પોતે હરિણ છે એમ ભ્રાંતિ થઈ. પછી જાગ્રદવસ્થામાં તેનું હરિણપણું મટી જાય છે, ત્યારે તે મૃગને શોધતો નથી. તેમ અસત્ય વસ્તુ ભ્રાંતિથી સાચી લાગે, પણ ભ્રાંતિ મટ્યા પછી તેમ થવા સંભવ નથી.[૧૭] જેવી રીતે ભ્રમથી દોરડીમાં સર્પબુદ્ધિ થાય છે અને ભ્રમનો નાશ થયા પછી સર્પબુદ્ધિ મટી જાય છે, તેવી રીતે સત્ય જ્ઞાનનો ઉદય થયા પછી અસત્ય જ્ઞાન મટી જાય છે.[૧૮] આ બ્રહ્માંડમાં રહેલી સ્થૂલ ભ્રાંતિ અજ્ઞાની માણસના સમૂહમાં કારણ વિના માત્ર મિથ્યા પ્રસિદ્ધિ પામી છે. બાળક પોતે ફૂદડી ફરે છે, ત્યારે તેને આખી પૃથ્વી ફરતી હોય એમ જણાય છે, તેમ સ્વપ્નની પેઠે સૃષ્ટિનો અનુભવ કરતો રહેલો દેહાત્મા ઘણી વાર જન્મ–મરણ પામે છે.[૧૯'૨૦]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! જો યોગીને આધિભૌતિક દેહપણું ન હોય, તો જીવિત અવસ્થામાં તથા મરણ પછી તેનો આતિવાહિકપણાને પામેલો દેહ કેવો દેખાય છે, તે કહો.[૨૧]

**વસિષ્ઠ બોલ્યા :** સ્વપ્નમાં જે પ્રમાણે પૂર્વનો દેહ શેષ રહ્યા વિના જ એક દેહનો ત્યાગ કરીને બીજા દેહની પ્રાપ્તિ થાય છે, તે પ્રમાણે એ આતિવાહિક દેહમાં પણ એક દેહમાંથી બીજા દેહની પ્રાપ્તિ થાય છે. તે અનિત્ય છે. તડકામાં રહેલા હિમના કણો અને શરદઋતુના આકાશમાં રહેલો મેઘ જેમ દૃશ્ય છતાં અદૃશ્ય છે, તેમ યોગીનો દેહ પણ દૃશ્ય છતાં અદૃશ્ય છે.[૨૨'૨૩] આકાશમાં ઊડતા પક્ષીને જેમ તેના વેગથી બીજું પક્ષી જોઈ શકતું નથી, તેમ યોગીના દેહને બીજા યોગીઓ પણ જોઈ શકતા નથી.[૨૪] અથવા પોતાની વાસનાના ભ્રમથી જ કોઈ માણસ કોઈ સમયે, યોગીના દેહને મરી ગયેલો દેખે છે તથા જીવતો પણ દેખે છે; પણ ભ્રાંતિનો નાશ થયા પછી, જેવી રીતે દોરીમાંથી સર્પબુદ્ધિ મટી જાય છે, તેવી રીતે જ્ઞાનનો ઉદય થવાથી જીવિતદશામાં પણ તે દેહાદિ ભ્રાંતિમાત્ર છે એમ જાણે છે.[૨૫'૨૬] ખરું જોતાં દેહ કોણ છે? કોની સત્તા છે? અને કોનો કેમ નાશ થાય છે? પરમાર્થરૂપે જે છે, તે જ જ્ઞાન થયા પછી રહે છે અને માત્ર અજ્ઞાનનો જ નાશ થાય છે.[૨૭]

**રામ બોલ્યા :** હે પ્રભુ! યોગીનો આધિભૌતિક દેહ જ આતિવાહિકપણાને પામે છે કે આતિવાહિક દેહ નવો જ ઉત્પન્ન થાય છે? કારણ કે, જાણે તે સંશયથી હું નદીના પ્રવાહમાં તણાઈ જતો હોઉં, એમ લાગે છે અને મને સ્થિરતા રહેતી નથી.[૨૮]

**વસિષ્ઠ બોલ્યા :** હે ઉત્તમ! યોગીને આધિભૌતિક દેહ છે જ નહિ, માત્ર આતિવાહિક જ છે, એ મેં તમને ઘણી વખત કહેલું છે; તોપણ તે તમે કેમ સ્મરણમાં રાખતા નથી?[૨૯] આતિવાહિકના અભ્યાસથી આધિભૌતિકપણાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તે (આધિભૌતિકતા) શાંત થયા પછી પ્રથમની (આતિવાહિકપણાની) બુદ્ધિ પાછી પ્રવૃત્ત થાય છે.[૩૦] તે સમયે નિર્મળ બોધ થવાથી, સ્વપ્નના મનુષ્યની પેઠે દેહનું ગુરુપણું (ભારેપણું) તથા કઠિનપણું એવી રીતનો ખોટો આગ્રહ શાંત થાય છે.[૩૧] તેથી સ્વપ્નમાં આ મારું સ્વપ્નનું શરીર છે એવું જ્ઞાન થવાથી, જેમ સ્વપ્નનું શરીર હલકું થઈ જાય છે, તેમ તે યોગીનો દેહ આકાશમાં જવાને યોગ્ય થાય છે.[૩૨'૩૩] જેનો આત્મા ઘણાક દિવસના સંકલ્પ-

રૂપ દેહને વિષે પરિણામ પામેલો છે તથા તેમાં જ જેને સ્થિતિ કરવાની ઇચ્છા છે, તે અજ્ઞાની માણસનો દેહ શબ થઈને બળી જાય છે, ત્યારે તેને પણ પ્રથમના સૂક્ષ્મ દેહની પ્રાપ્તિ થાય છે; તો પછી જ્ઞાનવાન તથા વાસનાવિનાના યોગીને, અત્યંત બોધ થવાથી, જીવિત દશામાં પણ અવશ્ય થનારો તે સૂક્ષ્મ દેહ પ્રાપ્ત થાય જ.[૩૪'૩૫] હું સંકલ્પાત્મા છું અને સ્થૂલાત્મા નથી એવી સ્મૃતિ ઉત્પન્ન થાય છે, ત્યારે બોધ થવાથી યોગીનો દેહ સ્વેચ્છાવિહાર કરવાને યોગ્ય થાય છે.[૩૬] ત્યારે દોરીમાં સર્પની ભ્રાંતિની પેઠે આ દેહ વગેરે બધું ભ્રાંતિરૂપ જણાય છે. એ ભ્રાંતિનો નાશ થવાથી શુ નાશ પામ્યુ તથા તેની ઉત્પત્તિ થવાથી શું ઉત્પન્ન થયુ ? (સારાંશ કે જેમ છીપમાં રૂપાની ભ્રાંતિનો નાશ થવાથી કોઈને હર્ષશોક થતો નથી. તેમ તે ભ્રાંતિનો નાશ થવાથી પણ હર્ષશોક થતો નથી.)

**રામ બોલ્યા** : હે પ્રભુ ! શબની પાસે રહેલી લીલા, આવેલી લીલાદેવીને જોઈ શકતી નથી, પણ જો ત્યાં રહેલાં માણસો તેને જુએ, તો તેઓ શુ સમજે, તે તમે કહો.[૩૭'૩૮]

**વસિષ્ઠ બોલ્યા** : જો ત્યાં રહેલાં માણસો તે લીલાને જુએ, તો તેઓ એમ સમજે, કે આ દુઃખી રાણી આ ઠેકાણે રહેલી છે અને આ બીજી કોઈ તેની સખી કોઈ ઠેકાણેથી આવેલી છે. પણ આ ક્યાંથી આવી અને કોણ છે, એવો તેમના મનમાં સંદેહ થતો નથી.[૩૯] કારણકે વિચારરહિત માણસ અવિવેકી પશુની પેઠે, પ્રથમ જોયેલા પદાર્થને અનુસરીને જ વ્યવહાર કરે છે.[૪૦] જેવી રીતે ભૂખરો પથ્થર ઝાડમાં પછાડવાથી ઝાડને કાપ્યા વિના જ ભૂકો થઈ જાય છે, તેમ ગાડરિયા પ્રવાહવાળા અજ્ઞાની માણસો પણ કંઈ વિચાર કરતાં નથી.[૪૧] સ્વપ્નમાં જોયેલું શરીર અસત્ય હોવાથી, જાગ્રદવસ્થા થયા પછી તે ક્યાં જાય છે, તેની જેમ ખબર પડતી નથી, તેમ જ્ઞાનનો ઉદય થવાથી, આધિભૌતિક દેહનો ક્યાં નાશ થાય છે તેની પણ ખબર પડતી નથી.

**રામ બોલ્યા** : હે ભગવન્ ! સ્વપ્નનું શરીર જાગ્રદવસ્થા થયા પછી ક્યાં જાય છે? એ મારા મનના સંશયને, પવન જેવી રીતે શરદઋતુનાં વાદળાંને મટાડે, તેવી રીતે તમે મટાડો.[૪૨'૪૩]

**વસિષ્ઠ બોલ્યા** : પવનથી થયેલી સ્ફુરણા પવન મટ્યા પછી જેમ પવનમાં જ લય પામે છે, તેમ સ્વપ્નમાં તથા સંકલ્પમાં જોયેલા પર્વતાદિ પદાર્થો અવિદ્યાથી થયેલા જીવના જ જ્ઞાનમાં લય થઈ જાય છે.[૪૪] વાયુનું સ્ફુરણપણું જેમ સ્ફુરણારહિત વાયુમાં પ્રવેશ કરે છે, તેમ સ્વપ્નના પદાર્થ સંવિતના મળરૂપ અજ્ઞાનમાં પ્રવેશ કરે છે.[૪૫] આ પ્રમાણે કોઈ સમયે કર્મવશથી સંવિત જ, સ્વપ્નના પદાર્થરૂપે પ્રકાશે છે અને સ્વપ્ન દૂર થયા પછી તે એકત્વપણાને પામી જાય છે.[૪૬] દ્રવ અને પાણી એ બે જુદાં નથી; તેમ જ વાયુ અને સ્ફુરણ એ બે જુદાં નથી; તે જ પ્રમાણે સંવિત્ તથા સ્વપ્નના અર્થ એ બે જુદાં નથી, પણ તેમાં જે જુદાપણુ જણાય છે કે તે અજ્ઞાન જ છે, અને તેને સંસ્રુતિ કહે છે. એ સંસૃતિ મિથ્યા જ્ઞાનથી ઉત્પન્ન થયેલી છે[૪૭'૪૮] કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી અને સ્વપ્નમાં સહકારી કારણનો અભાવ હોય છે. આથી સંવિત્ તથા સ્વપ્નના પદાર્થનું જુદાપણું નિરર્થક છે.[૪૯] જેવી રીતે સ્વપ્ન છે તેવી જ રીતે જાગ્રત છે, એમાં કાંઈ સંશય નથી; કારણકે સ્વપ્નમાં જેવી રીતે અસત્ નગર જણાય છે, તેવી રીતે સૃષ્ટિના આરંભમાં અસત્ જગત જણાય છે.[૫૦] સ્વપ્નમાં જોયેલો અર્થ સાચો થવાને યોગ્ય નથી, કારણ કે સંવિત્‌ને નિત્ય સત્યપણું છે તથા સ્વપ્નના અર્થને નિત્ય અસત્યપણું છે.[૫૧] જેમ સ્વપ્નમાં જોયેલો પર્વત ક્ષણમાત્રમાં આકાશરૂપે થઈ જાય છે, પણ ક્રમે કરીને બોધ થયા પછી, તે

બધું ખોટું જણાય છે.[૫૨] આકાશમાં પક્ષી ઊડે છે તથા અમુક માણસનું મરણ થયું છે એવું પાસે ઊભેલાઓ જ જુએ છે, તે પોતાના અજ્ઞાનથી કલ્પેલા દેહમાં જ જોવામાં આવે છે. આથી આ સંસારમાં જે દ્વૈતદૃષ્ટિ છે તે મોહથી છે, તેથી એ સંસાર મિથ્યા છે. ઇંદ્રજાળ જેમ માયાથી ભ્રાંતિરૂપે જણાય છે તથા સ્વપ્નમાં જેમ અસત્ પદાર્થનો અનુભવ થાય છે, તેમ આ પ્રપંચ પણ ભ્રાંતિરૂપ જ છે.[૫૩-૫૪] મરણની મૂર્છા થયા પછી ભ્રમદૃષ્ટિવાળા પુરુષને દૃઢ થયેલા ભેદના સંસ્કારનો ઉદય થવાથી, સ્વપ્નના અનુભવની જેમ જે જે પ્રત્યક્ષ સર્ગનો અનુભવ થાય છે, તે તે ઝાંઝવાના પાણીની પેઠે મિથ્યા છે અને તે આતિવાહિક શરીરમાં મનોમય છે.[૫૫]

स्वप्नानुभूतय इमा मरणांतवोधे भ्रांत्येतरभ्रमदृशः स्फुटसर्गभासः । भ्रांत्यातिवाहिकशरीरगताः समस्ता मिथ्योदिता मृगनदीसरणक्रमेण॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'સ્વપ્નાર્થવિચાર' નામનો સર્ગ ૫૭મો સમાપ્ત

## સર્ગ ૫૮મો×

## પદ્મરાજાનું સજીવન થવું

वसिष्ट उवाच

एतस्मिन्नंतरे ज्ञप्तिर्जीवं वैदूरथं पुनः ।
संकल्पेन रुरोधाशु मनसः स्पंदनं यथा ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્ર ! જેમ મનના વેગને રોકવામાં આવે, તેમ સરસ્વતીએ વિદૂરથ રાજાના જીવને, સંકલ્પ વડે રોકી દીધો.[૧]

**લીલા બોલી :** હે દેવી ! આ રાજા શબરૂપે રહ્યા અને હું સમાધિમાં રહી, તેને કેટલો વખત થયો, તે તમે મને કહો.[૨]

**સરસ્વતી બોલ્યાં :** તું કહે છે તેને એક માસ થયો. આ સૃષ્ટિમાં અને આ નિવાસગૃહમાં તારા દેહની રક્ષા કરવા માટે બે દાસીઓ રહી છે તે હમણાં સૂતેલી છે.[૩] હે સુંદરાંગીની ! તારા દેહનું શું થયુ તે હું કહું છું, તે તું સાંભળ. તું સમાધિમાં રહ્યા પછી પંદર દિવસે તારું શરીર પરસેવાથી ભિંજાઈ ગયુ અને તે બાફના જેવું થવા લાગ્યુ.[૪] ત્યાર પછી, ક્રમે કરીને સુકાયેલા પલ્લવની જેમ નિર્જીવ થઈને પૃથ્વી ઉપર પડી ગયું. આમ તારું શબ કાષ્ટ તથા પથ્થર જેવું જડ અને હિમના જેવું શીતળ થઈ ગયું.[૫] કારભારીઓએ આવી તારા શરીરને ફરીફરી જોઈ ને, તું મરી ગઈ છે, એવો નિશ્ચય કર્યો; અને પછી તને ઘરમાંથી બહાર કાઢી ગયા.[૬] ઝાઝું શુ કહેવુ ? તેમણે ચંદનના લાકડાની ચિતા ખડકી અને તેમાં ઘી સહિત તારા તે દેહનો દાહ કર્યો.[૭] ત્યાર પછી 'રાણીનું મરણ થયું' એવી રીતે ઊંચા સ્વરથી પોક મૂકીને તારા પરિવારે આકુળતાથી તારી ઉત્તરક્રિયા કરી.[૮] હવે પાછી તું અહીં શરીર સાથે આવી, તે જોઈ ને 'રાણી પરલોકમાંથી આવી' એમ જાણી લોકોને ઘણું આશ્ચર્ય લાગશે.[૯] હે પુત્રી ! સત્યસંકલ્પથી તારું આતિવાહિક શરીર થયુ છે અને માણસો તને જોઈ પણ ન શકે. તોપણ લોકો તને આશ્ચર્યથી જોશે.[૧૦] હે બાળા ! દેહમાં તારી જેવી વાસના હતી તેવો જ તારો આકાર છે; માટે તારું જ રૂપ પૂર્વના રૂપ જેવું જ પ્રકટ્યું છે.[૧૧] બાળકને ભૂતની વાસના થાય છે તો તે ભૂતને દેખે છે. તે જ પ્રમાણે દરેક માણસ પોતાને જેવી વાસના થાય, તે અનુસાર જુએ છે.[૧૨] હે તત્ત્વનિષ્ઠ સુંદરી ! તે પૂર્વનો દેહ ભુલાઈ ગયો હતો, પણ તે વાસના-

× આ અઠ્ઠાવનમા સર્ગમા, સમાધિમાં રહેલી લીલાના દેહનો નાશ, લીલાનું ભાષણ તથા રાજા જીવતા થયા એટલી કથા કહેવાશે.

* આવી રીતે લીલાના શરીરમાં વિકાર થયો અને તેનું મરણ થયુ, પણ સરસ્વતીના સંકલ્પથી તથા રાજાના અદૃષ્ટથી, વિદૂરથરાજાના શરીરમાં કાંઈ પણ વિકાર થયો નહિ અને તેનું મૃત્યુ ન થયુ; તેથી તેનો એ દેહ રહ્યો તથા લીલાનો બીજો દેહ થયો.

એથી સંપૂર્ણ વિહીન થયો નહોતો, એટલે એ વાસનાને લીધે તને આતિવાહિક શરીર ઉત્પન્ન થયું છે.[૧૩] શરદઋતુમાં આકાશમાં રહેલાં વાદળાં જેમ જોવામાં આવતાં નથી, તેમ જ્ઞાનીને આતિવાહિક શરીર થયા પછી આધિભૌતિક શરીર જોવામાં આવતું નથી.[૧૪] આતિવાહિકપણાને પામેલો દેહ જળવિનાના મેઘ જેવો તથા સુગંધીવિનાના પુષ્પ જેવો થઈ જાય છે.[૧૫] યુવાવસ્થામાં જેમ ગર્ભની સ્થિતિનું સ્મરણ રહેતું નથી, તેમ આતિવાહિક જ્ઞાન થયા પછી દેહનું સ્મરણ રહેતું નથી.[૧૬] આજે એકત્રીસમે દિવસે આપણે આ આકાશમાં આવ્યાં છીએ અને પ્રભાતમાં મોહ પામેલી આ બે દાસીઓને હમણાં મે નિદ્રાવશ કરી છે.[૧૭] માટે હે લીલા! ચાલો, હવે આપણે સત્ય સંકલ્પના વિલાસ વડે આ લીલારૂપે દશ્ય થાઓ અને વ્યવહાર પાછો ચાલુ થાઓ.[૧૮]

**વસિષ્ઠ બોલ્યા :** પછી 'અમને બન્નેને લીલાદેવી ભલે જુએ,' એવું સરસ્વતીએ ચિંતવન કર્યું, ત્યાં તે બન્ને દશ્ય થયાં અને તે મંદિરમાં પ્રકાશ થયો. એટલે વિદૂરથરાજાની પાસે રહેલી આકુળ નેત્રવાળી લીલા તે તેજના પુંજથી પ્રકાશ પામતા પોતાના ઘરને જોવા લાગી. તે સમયે તે મંદિર ચંદ્રકાંતમણિના દ્રવથી શીતળ થયેલી જ્વાળાને કાંતિને લીધે, ચંદ્રબિંબમાંથી કોતરેલું હોય તેવું જણાતું હતું. વળી તે મંદિરની ભીંતો એ પ્રભાના પ્રવાહોથી રસેલા હતી તેથી તે જાણે સોનાના રસથી લીપેલું હોય તેવું દેખાતું હતું. આવી રીતે તે લીલા પોતાના મંદિરને જોઈ રહી હતી, ત્યાં તેણે પોતાની પાસે સરસ્વતીને તથા લીલાદેવીને જોયાં. તે ગભરાઈને ઊભી થઈ ગઈ અને તેમના પગમાં પડી કહેવા લાગી કે, 'હે જીવન દેનારી દેવીઓ! તમારો બન્નેનો જય હો! તમે મારું કલ્યાણ કરવા માટે જ આવેલાં છો અને તમારા માર્ગને શોધનારી હું અહીં પ્રથમથી આવી છું.' આમ કહીને લતા જેમ મેરુપર્વતના શિખર ઉપર બેસે, તેમ તે ત્રણે માનવંતી મત્ત યુવતીઓ આસન ઉપર બેઠી.[૧૯–૨૪]

**સરસ્વતી બોલ્યાં :** હે પુત્રી! આ દેશમાં તું કેવી રીતે આવી? માર્ગમાં કાંઈ આશ્ચર્ય થયું હોય તો તે ક્યાં થયું અને ક્યાં જોયું? એ બધું આરંભથી મને કહે.[૨૫]

**વિદૂરથની લીલા બોલી :** હે દેવી! વિદૂરથરાજના ગૃહપ્રદેશમાં, બીજા ચંદ્રની કળા જેવી હું, કલ્પાંતરૂપી જ્વાળાથી હણાઈ ગઈ હતી અને મને મૂર્ચ્છા આવી ગઈ.[૨૬] ચપળ પાંપણવાળાં નેત્ર મિચાઈ ગયાં અને મને મારા સમ–વિષમની કાંઈ પણ ખબર રહી નહિ.[૨૭] પછી હે પરમેશ્વરી! મરણની મૂર્ચ્છા મટી અને જ્યાં હું જોવા લાગી ત્યાં મેં મારો દેહ ભૂતાકાશમાં ઊડતો જોયો.[૨૮] તે ભૂતાકાશમાં હું વાયુરૂપી રથમાં બેઠી અને તે રથમાં હું આ મંદિરમાં ગંધલેખાની પેઠે આવી છું.[૨૯] હે દેવી! આ મંદિર નાયક વડે સુશોભિત છે, દીવાઓથી ઝગઝગિત છે, એકાંતમય છે અને મહામૂલ્યવાન શયનોથી યુક્ત છે.[૩૦] જેમ વસંત પુષ્પવનમાં શયન કરે, તેમ આ મારા પતિ વિદૂરથરાજને હું પુષ્પમાં સૂતેલા જોઉં છું.[૩૧] હે દેવેશ્વરી! રણસંગ્રામના શ્રમથી તે અહીં સુખથી સૂતા છે, એમ ધારીને હું તેમને ઊંઘમાંથી જગાડતી નથી.[૩૨] પછી મેં આમ બે દેવીઓને આ ભાગમાં આવેલાં જોયાં. હે મારા ઉપર અનુગ્રહ કરનારી દેવી! આમ મારો અનુભવ મેં તમને કહ્યો.[૩૩]

**સરસ્વતી બોલ્યાં :** હંસની ગતિને પણ લજ્જિત કરનારી અને સુંદર નેત્રવાળી હે બન્ને લીલાઓ! હવે આપણે પુષ્પશય્યામાં સૂતેલા આ રાજાને ઉઠાડીએ.[૩૪]

**વસિષ્ઠ બોલ્યા :** સરસ્વતીએ આ પ્રમાણે કહ્યું અને પછી પદ્મિની જેમ સુગંધનો ત્યાગ

કરે, તેમ તેણે પ્રથમ પોતે રોકી રાખેલા વિદૂરથરાજાના તે જીવને છોડી મૂક્યો.[૩૫] એટલે તે જીવ વાયુના (અદૃશ્ય) આકારથી તે રાજાની નાસિકાની પાસે ગયો. સમુદ્ર જેમ મણિને ધારણ કરે, તેમ તે જીવ પોતાના અંતઃકરણમાં હજારો વાસનાને ધારણ કરતો હતો. પવન જેમ પોલા વાંસમાં પ્રવેશ કરે, તેમ તે જીવે રાજાના દેહમાં પ્રવેશ કર્યો.[૩૬] તે પછી વૃષ્ટિ બંધ થવાથી કરમાઈ ગયેલુ કમળ જેમ સારી વૃષ્ટિ થવાથી પ્રફુલ્લિતપણું પામે, તેમ તે રાજાનું મુખકમળ પ્રફુલ્લિત થાય[૩૭] અને વસંતઋતુમાં જેમ લતાઓ પ્રકાશ પામવા લાગે, તેમ તે રાજાનાં સર્વ અંગો ક્રમે કરીને પ્રકાશ પામવા લાગ્યાં.[૩૮] મુખચંદ્રના કિરણથી પૃથ્વીને પ્રકાશ પમાડતો તે રાજા સંપૂર્ણ કળાયુક્ત રાકા* પૂર્ણિમાના ચંદ્રમાની જેમ શોભવા લાગ્યો.[૩૯] વસંતઋતુ જેમ સોનાના જેવાં ઉજ્જવળ કાંતિવાળા પલ્લવોને પ્રકટ કરે, તેમ તે રાજા પોતાનાં રસવાળાં કોમળ અંગોને પ્રકટ કરવા લાગ્યો.[૪૦] સર્વ ભુવનના આત્મારૂપ વિરાટ ભગવાન જેમ પોતાના નેત્રરૂપી ચંદ્ર તથા સૂર્યનો ઉદય કરે, તેમ તે રાજાએ નિર્મળ તારકા× (કીકી)થી શોભતાં પોતાનાં મનોહર નેત્ર ઉઘાડ્યાં.[૪૧] પછી વૃદ્ધિ પામતા વિંધ્યાચળ જેવા અને શોભીતી કાયાવાળા તે રાજા ઊભા થયા અને મેઘના જેવી ગંભીર વાણીથી બોલ્યા કે 'અહીં કોણ છે?'[૪૨] તે સમયે પાસે રહેલી બન્ને લીલાદેવીઓએ કહ્યુ કે, 'આજ્ઞા કરો.' આમ ત્યાં રાજાએ પોતાની પાસે સમાન આચારવાળી, સમાન આકારવાળી, સમાન રૂપવાળી, સમાન સ્થિતિવાળી, સમાન વચનવાળી, સમાન ઉદ્યોગવાળી, સમાન આનંદવાળી અને સમાન ઉદયવાળી બે લીલાદેવીને જોઈ અને કહ્યુ કે, 'તું કોણ છે? આ કોણ છે? અને ક્યાંથી આવી છે?' એટલે પ્રથમની લીલાએ કહ્યું: હે દેવ! હું જે કહું છું તે સાંભળો.[૪૩–૪૫] જેવી રીતે વાણી અર્થને અનુસરીને રહે છે, તેવી રીતે તમને અનુસરનારી સહધર્મિણી એવી હું તમારી પૂર્વની સ્ત્રી છું.[૪૬] આ બીજી લીલા છે, તે શુભ મહિલા મેં રમતથી તમારા ઉપભોગ માટે પ્રતિબિંબરૂપે ઉત્પન્ન કરી છે.[૪૭] હે દેવ! રક્ષણ કરો! આ સુવર્ણના સિંહાસન ઉપર અગ્રભાગ આગળ બેઠાં છે, તે ત્રૈલોક્યમાતા પરમમંગલ સરસ્વતી દેવી છે.[૪૮] તેમણે આપણા પુણ્યના યોગથી અહીં સાક્ષાત્ દર્શન દીધાં છે. હે રાજન! આ દેવી અમને બીજા બ્રહ્માંડમાંથી અહીં લઈ આવ્યાં છે.[૪૯] આ પ્રમાણે લીલાદેવીનાં વચન સાંભળીને લાંબી માળાને ધારણ કરનારા તે કમળ સમાન નેત્રવાળા રાજા ઊભા થયા અને સરસ્વતીના પગમાં પડ્યા. તેમણે પ્રાર્થના કરી કે,[૫૦] 'હે સરસ્વતી! હે દેવી! હે સર્વહિતપ્રદા! હે વરદા! હું તમને દંડવત્ પ્રણામ કરુ છું. મને બુદ્ધિ આપો, દીર્ઘ આયુષ્ય આપો તથા ધન આપો.[૫૧] રાજાનાં આવાં વચન સાંભળી, સરસ્વતીદેવીએ તેના ઉપર પોતાનો હાથ મૂકીને પછી આમ કહ્યું.

**સરસ્વતી બોલ્યાં :** હે પુત્ર! તું આ લોકમાં સુખ આપનાર દીર્ઘાયુષ્યથી ઇચ્છિત ધન પામ, તેમજ બન્ને લોકમાં સુખ આપનાર પરમાર્થરૂપ બુદ્ધિથી તું યુક્ત થા.[૫૨] તારી સર્વ આપત્તિનો તથા પાપબુદ્ધિનો નાશ થાઓ; તને અનંત સુખની પ્રાપ્તિ થાઓ, દેશને વિષે મનુષ્યનો સમૂહ નિરંતર આનંદ પામો અને લક્ષ્મી નિરંતર વિલાસ પામો.[૫૩]

**सर्वापदः सकलदुष्कृतदृष्टयश्च गच्छंतु वः शममनंतसुखानि सम्यक्। आयांतु नित्यमुदिता जनता भवंतु राष्ट्रे स्थिराश्च विलसंतु सदैव लक्ष्म्यः ॥ ५३ ॥**

* પૂનમના દિવસે ચંદ્રમાની હીનકળા હોય, તો તે 'અનુમતિ' તથા પૂર્ણકળા હોય તો તે 'રાકા' કહેવાય.

× આંખમાં રહેલી પૂતળી

## સર્ગ ૫૯મો*

### પદ્મરાજાના પુનર્જીવનથી શહેરમાં થયેલો ઉત્સવ અને જીવન્મુક્તિ

**वसिष्ठ उवाच**

**सरस्वती तथेत्युक्त्वा तत्रैवांतर्धिमाययौ ।**
**प्रभाते पंकजैः सार्धं बुबुधे सकलो जनः ॥१॥**

**વસિષ્ઠ બોલ્યા :** આ પ્રમાણે તે સરસ્વતીદેવી રાજાને વરદાન આપી અંતર્ધાન થઈ ગયાં અને પ્રાતઃકાળમાં કમળ પ્રફુલ્લિત થયાં એટલે સર્વ માણસો જાગ્રત થયાં.[૧] રાજાએ ઘણા આનંદથી લીલાદેવીને આલિંગન કર્યું અને લીલાદેવીએ મરણની મૂર્છાથી સજીવન થયેલા રાજાને વારંવાર આનંદથી આલિંગન કર્યું.[૨] તે સમયે તે રાજાનું મંદિર મદથી કામદેવ જેવા મનોહર લાગતાં તથા આનંદથી પરવશ થયેલાં માણસોથી શોભવા લાગ્યુ. તેમાં વાદિત્રના તથા ગાયનના શબ્દો થવા લાગ્યા.[૩] તેમાં જયજયકારના તથા મંગળકારી પુણ્યાહવાચનના શબ્દો ગાજી રહ્યા. તે રાજમહેલનુ આંગણું રાજાના દર્શનની ઇચ્છાવાળા આનંદિત મનુષ્યોથી ભરાઈ ગયું.[૪] ત્યાં હજારો સિદ્ધો અને વિદ્યાધરો પુષ્પવૃષ્ટિ કરી રહ્યા હતા અને મૃદંગ, મુરજ, કાહલાં, શંખ તથા દુંદુભિનો ઉત્તમ ધ્વનિ થઈ રહ્યો હતો. તે મંદિરમાં હાથીઓ પોતાની સૂંઢ ઊંચી કરીને ઉત્કંઠ શબ્દો કરતા હતા અને તેના આંગણામાં ઊંચા તાલથી તાંડવ કરતી સ્ત્રીઓના સમૂહોના શબ્દો શોભતા હતા.[૫,૬] રાજાને ભેટ આપવા માટે આવતાં કેટલાંક માણસો ત્યાં ભીડને લીધે પરસ્પર અથડાઈને પડી જતાં હતાં અને તેથી તે મંદિર ચિત્રવિચિત્ર થઈ રહ્યું હતું. અનેક પ્રકારની પુષ્પોની માળાઓને ધારણ કરનારાં માણસોની આવ-જાથી તે સુંદર લાગતું હતું. રાજાના કારભારી, યોદ્ધાઓ અને નગરનાં માણસોએ ત્યાં પુષ્પ વગેરે પાથર્યાં હતાં, તેથી રેશમી વસ્ત્રો પાથર્યાં હોય તેવું દેખાતું. આકાશમાં નૃત્ય કરતી સ્ત્રીઓના હાથ રાતા હોવાથી ત્યાં ઘણાંક કમળવાળું તળાવ હોય તેવી શોભા થઈ રહી હતી.[૭,૮] ત્યાં હર્ષ પામતી સ્ત્રીઓ વિલાસથી ફરતી હતી. તેથી તેમનાં કુંડળ ચપળ થઈ રહ્યાં હતાં ત્યાં મનુષ્યના પગસંચારને લીધે પુષ્પો કર્દમરૂપ થઈને શોભતાં હતાં.[૯] શરદઋતુના મેઘની જેમ ત્યાં પટ્ટવસ્ત્રના સુંદર ચંદરવા બાંધ્યા હતા. આંગણામાં નૃત્ય કરતી સ્ત્રીઓનાં મુખોને લીધે, ત્યાં જાણે લાખો ચંદ્રમા નૃત્ય કરતા હોય તેમ જણાતું હતું.[૧૦] આવી રીતની રાજમંદિરની શોભા થઈ રહી હતી તે સમયે દેશદેશાંતરમાં માણસો પ્રથમની લીલાદેવી બીજી લીલાદેવીને તથા રાજાને પરલોકમાંથી લઈ આવી છે, એવી વાર્તા કરવા લાગ્યાં.[૧૧] પોતાનું મરણ થયું અને પાછો પોતે સજીવન થયો, એ વિષે પદ્મરાજે સંક્ષેપથી વૃત્તાંત સાંભળ્યો. તેણે ચારે દિશાના સમુદ્રનું જળ મંગાવીને તે જળથી સ્નાન કર્યું. પછી જેમ દેવતાઓએ ઇંદ્રને અભિષેક કર્યો હતો, તેમ કારભારી તથા બ્રાહ્મણોએ તે રાજાને અભિષેક કર્યો.[૧૨,૧૩] તે પછી રાજા તથા તે બન્ને લીલાદેવી હવે જીવન્મુક્ત થયાં હતાં અને તેમની બુદ્ધિ ઉદાર થઈ હતી. તેઓ સુરતના સુખની પેઠે પૂર્વના વૃત્તાંતની વાર્તાથી આનંદ પામવા લાગ્યાં.[૧૪] આવી રીતે સરસ્વતીદેવીના પ્રસાદથી તથા પોતાના પુરુષાર્થથી તે પદ્મરાજા ત્રણે લોકમાં કલ્યાણ પામ્યા. સરસ્વતીના ઉપદેશથી આત્મતત્ત્વને જાણનાર તે રાજાએ બે લીલાદેવી સાથે એંશીહજાર વર્ષ સુધી રાજ્ય કર્યું.[૧૫,૧૬] આવી રીતે જીવન્મુક્ત થયેલું તેમ જ સ્થિર બોધ પામેલું તે યુગલ એંશીહજાર વર્ષ સુધી રાજ્ય કરીને અંતે જીવન્મુક્તપણાને પામી ગયુ.[૧૭] તેનું રાજ્ય પ્રજામાં નિત્ય

* આ ઓગણસાઠમા સર્ગમાં રાજા સજીવન થયો. તેના હર્ષથી શહેરમાં ઉત્સવ થયો તેનું, તેના રાજ્યનું તથા જીવન્મુક્તિનું વર્ણન આવશે.

અભ્યુદયને લીધે નિર્દોષ હતું, વિદ્વાનના સમાગમથી મનોહર હતું, કુળપરંપરાને યોગ્ય હતું, પોતાને હિતરૂપ હતું, માણસને અનુરંજન કરવામાં ચતુર હતું અને સર્વ કારણથી સર્વ માણસને સંતોષકારક હતું. તે રાજ્યનું ઘણાંક દિવસ પાલન કરીને, તે દંપતી વિદેહમોક્ષને પામ્યાં.[૧૮]

यदुदयविशदं विदग्धमुग्धं समुचितमात्महितं च पेशलं च । तदखिलजनतोषदं स्वराज्यं चिरमनुपाल्य सुदंपती विमुक्तौ ॥ १८ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'પદ્મનિર્વાણ' નામનો સર્ગ ૫૯મો સમાપ્ત**

## सर्ग ६०मो×

## કાળનું સમવિષમપણું

**वसिष्ठ उवाच**

एतत्ते कथितं राम दृश्यदोषनिवृत्तये ।
लीलोपाख्यानमनघं घनतां जगतस्त्यज ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! આ પ્રમાણે દૃશ્યદોષની નિવૃત્તિ માટે, મેં તમને પવિત્ર લીલાદેવીનું આખ્યાન કહી સંભળાવ્યું. માટે તમે જગતની સત્યબુદ્ધિનો ત્યાગ કરો.[૧] આ જગતની દૃશ્યસત્તા શાંત જ છે, માટે તેનું શમન ઘટતું નથી; કારણ કે સાચી વસ્તુને સ્વચ્છ કરવામાં ક્લેશ નથી. ખોટી વસ્તુને નિવૃત્ત કરવાનો ક્લેશ ઓછો નથી.[૨] માટે દૃશ્યપદાર્થ અખંડ એકરસપણાને પ્રાપ્ત થયેલ છે, એમ આકાશરૂપી જ્ઞાન વડે જાણીને તત્ત્વ જાણનાર પુરુષ આકાશની પેઠે નિર્લેપ રહે છે.[૩] સૃષ્ટિના આરંભમાં ચૈતન્યરૂપી સ્વયંભૂએ પૃથ્વી આદિ પંચમહાભૂત વિના આ દૃશ્યપદાર્થો પોતાને વિષે જ ઉત્પન્ન કર્યા છે. માટે જ્યાં સુધી મનોવૃત્તિનો રોધ કર્યો નથી, ત્યાં સુધી તેમની વૃત્તિ જેવા જેવા યત્ન કરે છે, તેવા તેવા પદાર્થો ઉત્પન્ન થયા કરે છે; કારણ કે શુદ્ધ સંવિત્‌માં સંવેદનરૂપી નદી રહેલી છે, તેમાં જગતની સ્ફુરણા થાય છે. માટે સંવેદનનો રોધ કરવાથી દૃશ્યભ્રમનો નાશ થઈ જાય છે. શુદ્ધ ચૈતન્યરૂપી આકાશમાં પરમાણુકણ પ્રત્યે ચિદાકાશનો જે આભાસ થાય છે, તેને જ જગત કહે છે.[૪–૬] માટે તમે કહો કે, એ ખોટી ભ્રાંતિની શી સત્તા છે, શી વાસના છે, શી તેમાં આસ્થા છે, શી નિયતિ છે અને તેમાં શું અવશ્ય થવાપણું છે? માટે જે આ જગત જોવામાં આવે છે, તે માયારૂપ છે અને માયા અસત્ય છે તેથી આ દૃશ્ય જગત પણ અસત્ય છે.[૭-૮]

**રામ બોલ્યા:** હે ભગવન્! દાવાનળથી બળી ગયેલા ખડને જેમ ચંદ્રમાની શીતળ કળાથી શાંતિ થાય, તેમ સંસાર–તાપથી તપતા માણસને શાંતિ આપવા માટે તમે કૃપાદૃષ્ટિ કરી છે.[૯] અહો! ઘણે દિવસે આજે મને જાણનારા પદાર્થનું પ્રકાર, સ્વરૂપ, દૃષ્ટાંત, પ્રમાણ અને કાળપૂર્વક જ્ઞાન થયું,[૧૦] હે દ્વિજશ્રેષ્ઠ! આવી રીતે જગતના તત્ત્વનો વિચાર કરતાં, આ લીલાનું આખ્યાન શ્રવણ કરવાથી, શાસ્ત્રનું જ્ઞાન થવાથી અને ઉપાધિની શાંતિ થવાથી મને શાંતિ થાય છે, તેમ જ નિર્વાણસ્વરૂપની પ્રાપ્તિ ન થવાથી મને ખેદ થાય છે.[૧૧] હે સર્વવિશારદ વસિષ્ઠઋષિ! હે ભગવન્! તમારા વચનરૂપી અમૃતનું શ્રોત્ર (કાન)રૂપી પાત્રથી પાન કરતાં મને તૃપ્તિ થતી નથી; માટે મારા મનનો આ સંશય મટાડો.[૧૨] તમારા કહેવા પ્રમાણે લીલાદેવીના પતિ તે રાજાને ત્રણ સર્ગનો અનુભવ થયો, તેમાં તેને વસિષ્ઠ બ્રાહ્મણના જન્મમાં એક અહોરાત્ર ગયો, પદ્મરાજાના જન્મમાં એક માસ થયો અને વિદૂરથરાજાના જન્મમાં ઘણાં વર્ષો થયાં. આવી રીતે તેને કોઈ ઠેકાણે ઘણા તો કોઈ ઠેકાણે થોડા કાળનો અનુભવ થયો, તેનું શું કારણ? તે તમે યથાવત્ કહો. હે ભગવન્!

× આ સાઠમા સર્ગમાં, લીલાના આખ્યાનનું પ્રયોજન તથા કાળના સમ–વિષમપણાનું વર્ણન કરવામાં આવશે.

જેવી રીતે સુકાયેલી માટીના પિંડામાં પાણી રહી શકતું નથી, તેવી રીતે એક વાર તમારાં વચન સાંભળતાં મને વિશ્રાંતિ થતી નથી.[૧૩-૧૫]

**વસિષ્ઠ બોલ્યા :** પ્રત્યેક માણસને જે જે સ્થળે બુદ્ધિથી જેવી જેવી પ્રતીતિ થાય છે, તે તે સ્થળે તેને તેવો તેવો અનુભવ થાય છે; જેમકે કોઈ માણસને ઝેરમાં અમૃતની પ્રતીતિ થાય છે, તો તે ઝેરમાં પણ તેને અમૃતનો અનુભવ થાય છે. તેને શત્રુમાં પણ મિત્રબુદ્ધિ થાય છે, તો તે શત્રુ પણ તેને મિત્રરૂપ થઈ જાય છે.[૧૬'૧૭] નિરંતરના અભ્યાસથી જે પદાર્થમાં જેવી ભાવના થાય છે, તે પદાર્થમાં તેવો અનુભવ થાય છે.[૧૮] ચૈતન્યનો સ્ફુરણનો સ્વભાવ છે, તેથી તે સ્વભાવથી જ જે જે કલ્પના કરે છે, તે પ્રમાણે તેને જ્ઞાન થાય છે.[૧૯] પલકારા જેટલા કાળમાં પણ એક કલ્પનું સંવેદન થાય છે, તો તે પલકારો પણ કલ્પરૂપ થઈ પડે છે અને એક કલ્પમાં પલકારાનું સંવેદન થાય છે, તો તે કલ્પ પણ પલકારારૂપે જણાય છે. આવો ચૈતન્યનો સ્વભાવ છે.[૨૦'૨૧] જેમકે કોઈ દુઃખી માણસને એક રાત્રિ કલ્પ સમાન થઈ પડે છે, તો તે જ રાત્રિ સુખિયા માણસને ક્ષણરૂપ વહી જાય છે. સ્વપ્નમાં એક ક્ષણ કલ્પરૂપ થાય છે અને એક કલ્પ ક્ષણરૂપ પણ થાય છે.[૨૨] જેમકે કોઈ માણસને સ્વપ્નમાં 'હું મરી ગયો, પાછો જન્મ્યો, મારી યુવાવસ્થા થઈ અને હું સો યોજન ચાલ્યો' એવો થોડા વખતમાં અનુભવ થાય છે.[૨૩] હરિશ્ચંદ્ર રાજાને એક રાત્રિમાં બાર વર્ષનો અનુભવ થયો હતો અને લવણ રાજાને એક રાત્રિમાં સો વર્ષનો અનુભવ થયો હતો.[૨૪] મનુનું સંપૂર્ણ જીવિત થાય છે, ત્યારે બ્રહ્માનું એક મુહૂર્ત થાય છે. બ્રહ્માનું જે આખું જીવિત છે, તે વિષ્ણુનો એક દિવસ છે; અને હે રામ! વિષ્ણુનું જે આખું જીવિત છે, તે મહાદેવજીનો એક વાસર છે. પણ જે માણસનું ચિત્ત નિરંતર ધ્યાનમાં જ છે, તેને દિવસ પણ નથી તેમ રાત્રિ પણ નથી.[૨૫'૨૬] તેને પદાર્થ નથી તેમ જગત પણ નથી; કારણકે તેનું ચિત્ત નિર્વિકલ્પ સમાધિમાં જ હોય છે. પ્રત્યેક માણસને મનમાં જેવી ભાવના થાય છે, તેવો તેને અનુભવ થાય છે. મધુર પદાર્થમાં કટુતાની ભાવના કરવાથી તે પદાર્થ કડવો લાગે છે અને કડવા પદાર્થમાં મધુરપણાની ભાવના કરવાથી તે કટુ છતાં મધુર લાગે છે. શત્રુમાં મિત્રબુદ્ધિ થવાથી શત્રુ મિત્ર થાય છે અને મિત્રમાં શત્રુબુદ્ધિ થવાથી તે શત્રુરૂપ થઈ પડે છે.[૨૭'૨૮] હે મહાબાહુ! એવી રીતે સંવેદનરૂપે જગત થાય છે. શાસ્ત્ર, પાઠ તથા જપ વગેરે જેનો અભ્યાસ ન થયો હોય, તેના સંવેદનથી તથા અભ્યાસથી તે શાસ્ત્ર વગેરે સ્વાધીન થઈ જાય છે. વહાણમાં બેસીને જનારને તથા ફૂદડી ફરનારને આખી પૃથ્વી ફરતી હોય એમ જણાય છે અને કાંઠે ઊભેલાને તથા ફૂદડી ન ફરતા હોય તેને પૃથ્વી ફરતી હોય એવું જણાતું નથી. સ્વપ્નની પેઠે, શૂન્યસ્થાનમાં ઘણાં માણસનું સંવેદન થવાથી, તેમ જણાય છે.[૨૯-૩૧] પીળા પદાર્થમાં લીલા અથવા ધોળાનું સંવેદન થવાથી, તેને તેવો અનુભવ થાય છે અને મોહ પામેલો માણસ આનંદના વખતમાં દુઃખની પેઠે રુદન કરવા માંડે છે.[૩૨] અવિચારી માણસને ભીંતમાં પણ આકાશની ભ્રાંતિ થાય છે. ખોટો યક્ષ પણ તેવી ભ્રાંતિથી મૂઢ માણસના પ્રાણનું આકર્ષણ કરે છે.[૩૩] સ્વપ્નની સ્ત્રી પણ સંવેદનથી જાગ્રત અવસ્થાની સ્ત્રીની પેઠે પ્રીતિ આપનાર થઈ પડે છે. આવી રીતે જે માણસને મનથી જેવો આભાસ થાય છે, તેવો તેને અનુભવ થાય છે.[૩૪] પણ વસ્તુતઃ બધું ખોટું છે તથા શૂન્ય છે અને ચિદાત્માને વિષે સો હાથની મેઘની છાયામાં નૃત્ય કરતા નટની જેમ તે બધું જોવામાં આવે છે.[૩૫] બાળકને મિથ્યા જ્ઞાનથી

કલ્પિત પિશાચની આકૃતિ જોવામાં આવે છે, તેવી રીતે મનની સ્ફુરણાથી જગત દેખાય છે; પણ વસ્તુતઃ તે છે જ નહિ.[૩૬] આ જે જોવામાં આવે છે તે બધું માયામાત્ર છે, તેનો કાંઈ આકાર નથી. તે બીજી વસ્તુનો રોધ કરી શકે તેમ નથી અને પોતાને રોધ કરનાર બીજી વસ્તુ પણ તેનામાં નથી. જે આ જગત સ્ફુટ જોવામાં આવે છે, તે માત્ર સ્વપ્નદર્શનની જેમ રહેલુ છે.[૩૭] એક થાંભલામાં પ્રતિમાની કલ્પના થવાથી જેમ તે થાંભલો પ્રતિમારૂપે જણાય છે, તેમ જાગતા માણસને એ અપૂર્વ સ્વપ્નું થયુ હોય તેવું છે, એમ તત્ત્વવેત્તા જાણે છે. જેવી રીતે ચિત્રકાર, કોરા થાંભલામાં પોતાના મનથી જેવા આકારની કલ્પના કરે છે, તેવો આકાર તેમાં દેખાય છે, તેવી રીતે સંવેદનરૂપી ચિત્રકાર ચિદાત્મારૂપી સ્તંભમાં જેવી સૃષ્ટિની ઇચ્છા કરે છે, તેવી સૃષ્ટિ તેના જોવામાં આવે છે. જેવી રીતે સ્વપ્નમાં કોઈ માણસને બીજા માણસ સાથે યુદ્ધ થાય, પણ તેની જ પાસે જાગ્રતપણે સૂતેલો બીજો માણસ તે યુદ્ધ દેખતો નથી, તેવી રીતે અજ્ઞાની માણસને સ્વપ્નના યુદ્ધની પેઠે અનેક પ્રકારના વ્યવહાર સહિત જગત જણાય છે, પણ જ્ઞાની માણસને તે જોવામાં આવતું નથી. જેવી રીતે વસંતઋતુમાં તૃણ, ગુલ્મ તથા લતાઓ રસયુક્ત જણાય છે તથા જેવી રીતે સોનામાં રહેલું દ્રવપણું અગ્નિના સંયોગથી જોવામાં આવે છે, તેવી રીતે પરમાત્માને વિષે તેની સત્તાથી જગત જણાય છે. પણ ખરું જોતાં, જેવી રીતે હાથપગ વગેરે અવયવો, અવયવોથી જુદા નથી, તેવી રીતે ઈશ્વરની સત્તાથી જગત જુદું નથી, પણ જીવસમૂહના નિમિત્તથી તે પરબ્રહ્મમાં જ રહેલું છે. જેવી રીતે સ્વપ્નમાં એક માણસને બીજા માણસ સાથે યુદ્ધ થાય છે, ત્યારે તે બીજા માણસને સત્ય જાણે છે, પણ ખરું જોતા પોતા વિના બીજું કોઈ નથી, તેવી રીતે માયારૂપી આકાશમાં રહેલું આ જગત જો કે માયિક દૃષ્ટિથી સાચું છે તો પણ શુદ્ધથી દૃષ્ટિ ખોટું છે; કારણકે સૃષ્ટિના આદિમાં (મહાપ્રલય થયા પછી તથા સૃષ્ટિ થયા પહેલાં) આ જગત ચૈતન્યસ્વભાવથી જ અવશેષ રહે છે.[૩૮–૪૪] ત્યાર પછી કાર્યવિભાગ થવાથી કારણપણું ઉત્પન્ન થાય છે તે અસત્ છે. ખરું જોતાં મહાપ્રલય થયા પછી કાર્ય તથા કારણની કલ્પના છે જ નહિ અને તે સમયે બ્રહ્માની પણ વિદેહમુક્તિ થવાથી તે પણ જગતનું કારણ ન ઘટે. કદી એમ કહો, કે તેની મુક્તિ થયા પછી સ્મૃતિથી બીજા બ્રહ્મા થાય છે, તો તે સ્મૃતિ પણ જ્ઞાનથી જ ઉત્પન્ન થાય છે, માટે આ જગત જ્ઞાનમાત્ર છે.[૪૫]

**રામ બોલ્યા :** વિદૂરથ રાજાના ગામનાં માણસોએ તથા સર્વ કારભારીએ તેના કુળનો ક્રમ એક જ જાણ્યો, તેનું શું કારણ? તે કહો.[૪૬]

**વસિષ્ઠ બોલ્યા :** જેમ અલ્પ વાયુની વાતલેખા મહાન વાયુને અનુસરે છે, તેમ પ્રત્યેક માણસનું સામાન્ય જ્ઞાન મુખ્ય સંવિત્ (મુખ્ય જ્ઞાન)ને અનુસરે છે. આમ તે મુખ્ય જ્ઞાનને પરસ્પરનું એકરૂપ અદૃષ્ટ હોવાથી તે રાજા, પ્રજા, નગરજનો અને કારભારીઓને એકબીજાનો અનુભવ થયો. ત્યાં વિદૂરથના નગરમાં રહેવાવાળા લોકોને જાણે એવું જ્ઞાન થયું, કે આ રાજા અમારા કુળમાં અમુકરૂપે ઉત્પન્ન થયો છે.[૪૭-૪૮] ચિંતામણિમાંથી કિરણો પ્રકટ થયાં અને તેમાંથી મનુષ્યોના મનોરથ અનુસાર વિચિત્ર પદાર્થ ઉત્પન્ન થવા એ ચિંતામણિનો સ્વભાવ જ છે. તે જ પ્રમાણે ચિત્સ્વભાવને (મુખ્ય જ્ઞાનને) એકબીજાને જાણવાનો સ્વભાવ છે. તેમાં કારણવિચારની અપેક્ષા નથી. રત્નમાંથી જેમ કિરણો બહાર નીકળે છે તેમ વિદૂરથ રાજાના સંવિતરૂપી રત્નમાંથી, 'હું આવી રીતના કુળાચારમાં રાજા થાઉં'

એવો મનોરથ થયો.[૪૯–૫૧] કોઈ સ્થળે સર્વત્ર અરીસા હોય, તો તેમાં એકબીજાનું પ્રતિબિંબ પડે છે, તે જ પ્રમાણે આ સૃષ્ટિમાં જેટલાંજેટલાં જંતુઓ છે, તેમાં ચૈતન્યરૂપી અરીસો સર્વ ઠેકાણે સામાન્ય છે; તેથી એકબીજાનું એકબીજામાં પ્રતિબિંબ પડે છે. (ચૈતન્ય સામાન્ય હોવાથી સર્વ એકબીજાને જાણી શકે).[૫૨] કદાપિ કહો કે, 'ચૈતન્યરૂપી અરીસામાં નિત્ય પ્રતિબિંબ હોવાથી મોક્ષમાં વિઘ્ન આવશે. તો ઉત્તરમાં કહેવાનું કે, અરીસામાં ચલ પદાર્થનું પ્રતિબિંબ ચલ જણાય છે અને સ્થિરનું સ્થિર જણાય છે; તે જ પ્રમાણે માણસની સંસારમાંની તીવ્ર વેગવાળી ભાવના ચૈતન્યરૂપી દર્પણમાં સ્થિર થાય, ત્યારે મોક્ષ થાય છે. જેવી રીતે સમુદ્રમાં મળનારી મોટી નદી બીજી ક્ષુદ્ર નદીને પણ પોતાના વેગ સાથે સમુદ્રમાં ભેળવી દે છે, તેવી રીતે વિદ્વાન માણસ પોતાના ઈશ્વર સંબંધી મુખ્ય જ્ઞાનના વેગથી સાંસારિક જ્ઞાનને જીતે છે અને ઈશ્વરમાં મેળવી દે છે; તે જ રીતે બીજાં અજ્ઞાની માણસોને પણ જ્ઞાન ઉત્પન્ન કરે છે. પણ જો બે સામાન્ય જ્ઞાનવાન હોય તો તેમાંથી, ચિત્સ્વભાવને લીધે, એકનો જય થાય છે અને બીજા ડૂબે છે.[૫૩–૫૬] આવી રીતે હજારો સર્ગમાં ઉત્પન્ન થતા, નાશ પામતા તથા વર્તમાન રહેતા પ્રત્યેક માણસ પ્રત્યે વિચિત્રતા રહેલી છે. પણ ખરેખરું જોતાં કોઈ કોઈનાથી વ્યાપ્ત નથી, તેમ કોઈ કોઈને આધારે રહેલું પણ નથી; માત્ર આવરણવિનાનું શાંત ચિદાકાશ જ રહેલુ છે.[૫૭,૫૮] આ જે પ્રત્યક્ષ જોવામાં આવે છે, સ્વપ્નની પેઠે છે, જાગ્રત અવસ્થામાં વિવેકદૃષ્ટિવિનાનું સ્વપ્ન છે અને અવશ્ય થવાના બોધનો જ અનુભવ થયો છે, તે પણ ખોટા જેવો છે.[૫૯] જેવી રીતે ઝાડ તેનાં પત્ર, પુષ્પ તથા ફળ વગેરે રૂપથી જણાય છે, તેવી રીતે અનંત શક્તિમાન અને સર્વ કાર્ય કરવાને સમર્થ એવા પરમાત્મા અનેક રૂપથી જણાય છે.[૬૦] પ્રમાતા, પ્રમેય તથા પ્રમાણ (દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન) એ ત્રિપુટી જેમાં માયારૂપે રહી છે, તે પરમાત્માના પદનું જ્ઞાન થયા પછી તે જ્ઞાન ક્યારે ય કોઈને પણ વિસરાતું નથી.[૬૧] દેશ, કાળ, ક્રિયા તથા દ્રવ્યરૂપે જણાતું આ જગત જુદાજુદા તરંગોવાળા શુદ્ધ જળની જેમ શુદ્ધ ચૈતન્યરૂપ જ છે. તેમાં ઉદય અને અસ્તરૂપી વિકાર જ નથી. તે અજ્ઞાનરૂપી અંધકારનો પ્રકાશ કરે છે, અનાદિશુદ્ધ છે અને આદિ, અંત તથા મધ્યથી રહિત છે.[૬૨] આકાશના કોશમાં જેવી રીતે શૂન્યતા જણાય છે, તેવી રીતે સંકલ્પ–વિકલ્પરૂપી મન વડે શુદ્ધ બોધરૂપી પરમાત્માનો પ્રકાશ અહંતા–મમતારૂપી જગતના સ્વરૂપરૂપે ભાસે છે.[૬૩]

अहंत्वमित्यादि जगत्स्वरूपा विशुद्धबोधैकविभा विभाति। आकाशकोशे निजशून्यतेव द्वैतैक्यसंकल्पविकल्पनाच्च ॥ ६३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો લીલાના આખ્યાન સંબંધી 'પ્રયોજનવર્ણન' નામનો સર્ગ ૬૦મો સમાપ્ત**

## સર્ગ ૬૧મો*

### સંસારની અસત્યતા

**राम उवाच**

अहं जगदितिभ्रांतिः परस्मात्कारणं विना ।
यथोदेति तथा ब्रह्मन् भूयः कथय साधु मे ॥१॥

**રામ બોલ્યા:** હે બ્રહ્મન્! હું, તું વગેરે જગતની જે ભ્રાંતિ છે, તે કારણ વિના પરમાત્માથી કેવી રીતે ઉત્પન્ન થઈ, તે તમે મને બરાબર સમજાય એવી રીતે ફરીથી કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યા:** આ જ્ઞાતા સર્વ પ્રકારની ભ્રાંતિને સદા સંવિતને વિશે જ જાણે છે; તેથી સર્વ, સર્વસ્વરૂપ છે અને તે સમતા જ છે તેથી

* આ એકસઠમા સર્ગમાં પ્રયોજનની પ્રસિદ્ધિ સારુ તથા વૈરાગ્ય સારુ સંસૃતિનું અસારપણું તથા અસત્પણું યુક્તિથી વર્ણવવામાં આવશે.

સર્વાત્મકતામાં વિષમતા રહેતી જ નથી. તે વિના જન્માદિ વિકારો સંભવતા નથી. (તાત્પર્ય કે વસ્તુતઃ પરમાત્મા જ છે, એટલે 'કારણવિનાનું જગત એ ભ્રાંતિ છે' એમ જે કહ્યું છે તે યોગ્ય જ છે.)[૨] સર્વ શબ્દ તથા અર્થનો જે બોધ જોવામાં આવે છે, તે બ્રહ્મ જ છે અને તેથી તે જુદો નથી; પણ બ્રહ્મની સત્તા સર્વ શબ્દ તથા અર્થના રૂપથી જુદી છે. જેવી રીતે સુવર્ણથી અલંકાર જુદા નથી તથા જળથી તરંગો જુદા નથી, તેવી રીતે બ્રહ્મથી જગત જુદું નથી. જેવી રીતે સુવર્ણ ભૂષણરૂપ છે તથા ભૂષણ સુવર્ણરૂપ છે, તેવી રીતે જગત બ્રહ્મરૂપ છે તથા બ્રહ્મ જગતરૂપ છે. પણ સુવર્ણમાં જેવી રીતે ભૂષણ કલ્પિત છે, વસ્તુતાથી છે નહિ; તેવી રીતે પરબ્રહ્મમાં જગતની કલ્પના છે. ખરેખરું જોતાં જગત ઈશ્વરરૂપ છે પણ ઈશ્વરમાં જગત નથી અને ઘરેણાં સોનારૂપ છે, પણ સોનામાં ઘરેણાં નથી.[૩–૫] જેવી રીતે એક અવયવીને હાથ–પગ વગેરે જુદાજુદા અવયવો છે, તેવી રીતે ચૈતન્યરૂપી પરમાત્માને જગતમાં અનેકપણું છે.[૬] પરબ્રહ્મને વિષે સર્વ પ્રાણીના હૃદયમાં જે અજ્ઞાન રહ્યું છે, તેજ જગત તથા અહંતારૂપે જણાય છે.[૭] ચિત્રકાર જેવી રીતે શિલામાં જુદાજુદા આકારની કલ્પના કરે છે, પણ તે શિલારૂપ જ છે, તેવી રીતે મનરૂપી ચિતારાએ ચૈતન્યઘન વિષે જગતની કલ્પના કરેલી છે, પણ તે ચિદ્ઘનરૂપ જ છે. જેવી રીતે જળમાં તરંગો ઉત્પન્ન થાય છે, પણ તરંગોનો શબ્દ તથા અર્થ જળમાં નથી, તેવી રીતે પરબ્રહ્મમાં સૃષ્ટિ રહેલી છે, પણ સૃષ્ટિનો શબ્દ તથા અર્થ પરબ્રહ્મમાં નથી. આવી રીતે સૃષ્ટિમાં પરમાત્મા નથી તથા પરમાત્મામાં સૃષ્ટિ નથી અને બન્નેની સત્તા અવયવ અને અવયવીની પેઠે રહેલી છે.[૮–૧૦] જેવી રીતે દર્પણમાં પ્રતિબિંબ પડેલાં પોતાનાં જ નેત્ર પોતાના મુખને જોઈ શકે છે, તેવી રીતે ચૈતન્યનું અવિદ્યામાં પ્રતિબિંબ પડવાથી જગત જોવામાં આવે છે.[૧૧] તે સમયે ચિત્તમાં જેમ સંકલ્પની ઉત્પત્તિ થાય છે, તેમ સર્વ પ્રકારની શક્તિરૂપ માયાના રૂપને ધારણ કરનાર શબ્દતન્માત્રા,આકાશનો અનુભવ કરે છે, તેથી આકાશની ઉત્પત્તિ થાય છે.[૧૨] તે આકાશભૂત બ્રહ્મ, તેની અંદર સ્પર્શતન્માત્રાનો સંસ્કાર ઉત્પન્ન થવાથી, જેવી રીતે સ્થિર પવન કોઈ કાળે સ્પંદપણાનો અનુભવ કરે છે, તેવી રીતે વાયુપણાનો અનુભવ કરે છે; તેથી વાયુની ઉત્પત્તિ થાય છે. તે વાયુરૂપ બ્રહ્મ, જેની અંદર રૂપતન્માત્રા રહેલી છે, તેવી પોતાની સત્તારૂપ તેજપણાનો અનુભવ કરે છે, તેથી તેજની ઉત્પત્તિ થાય છે. તે તેજોભૂત બ્રહ્મ, જેવી રીતે જળ દ્રવપણાનો અનુભવ કરે છે, તેવી રીતે જળ કે જેની અંદર રસતન્માત્રા રહેલી છે તેનો અનુભવ કરે છે, તેથી જળની ઉત્પત્તિ થાય છે.[૧૩–૧૫] તે જળરૂપી બ્રહ્મ, પૃથ્વી સ્થિરતાનો અનુભવ કરે છે તેવી રીતે પૃથ્વી કે જેમાં ગંધતન્માત્રા રહેલી છે તેનો અનુભવ કરે છે, તેથી પૃથ્વીની ઉત્પત્તિ થાય છે.[૧૬] એવી રીતે એક નિમેષના લાખમા ભાગમાં પણ હજારો સૃષ્ટિનો અનુભવ થાય છે.[૧૭] બ્રહ્મનું સ્વરૂપ શુદ્ધ છે. તે નિત્ય તથા સ્વયંપ્રકાશ છે. તેમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય રહ્યાં છે. તે અનામય છે તથા ઉદય–અસ્તથી રહિત છે અને તે આધારવિનાનું રહ્યું છે.[૧૮] તે બ્રહ્મનું સ્વરૂપ જાણ્યું હોય, તો તે સૃષ્ટિ સહિત છે, તોપણ પરમાર્થથી સત્ય તથા વિષમપણાથી રહિત છે અને ન જાણ્યું હોય તો સૃષ્ટિરહિત છે, તોપણ તે સૃષ્ટિરૂપ જ છે. એટલે કે જ્ઞાનવાન મનુષ્ય જગતને આકાશરૂપ જાણે છે તથા અજ્ઞાની મનુષ્ય જગત કે જે ખોટું છે, તેને સાચું જાણે છે.[૧૯] બ્રહ્મ સર્વશક્તિમાન છે, તેથી તે જેવા જેવા આકારની ઇચ્છા કરે છે, તેવા તેવા આકાર તે માયાથી ધારણ કરે છે.[૨૦] જે આ જગત જોવામાં આવે

છે, તે ચૈતન્યનો વિલાસ છે. તેનો નિત્ય અનુભવ થાય છે તેથી તે સત્ય અને બ્રહ્મરૂપ છે અને બ્રહ્મ પણ સૃષ્ટિમાં ભિન્નભિન્ન નામપણાને પામેલ છે, તેથી તે જગતરૂપ છે; કારણકે તે પાંચ જ્ઞાનેન્દ્રિય તથા છઠ્ઠા મનન વિષયરૂપ છે.[૨૧] જેવી રીતે વાયુ વિષે સરણ રહેલું છે, તેવી રીતે પરબ્રહ્મ વિષે સૃષ્ટિ રહેલી છે. જેવી રીતે પ્રકાશ તેજથી જુદો ગણીએ તો અસત્ય છે અને તેમ ન ગણીએ તો સત્ય છે, તેવી રીતે જગત બ્રહ્મથી જુદું ગણીએ તો અસત્ય છે તથા તેમ ન ગણીએ તો સત્ય છે.[૨૨-૨૩] જેવી રીતે લાકડામાં તથા માટીમાં કોતર્યા વિનાની પૂતળી રહેલી છે તથા શાહીમાં જેવી રીતે અક્ષરો રહેલા છે, તેવી રીતે પરબ્રહ્મને વિષે સૃષ્ટિ રહેલી છે.[૨૪] જેવી રીતે મરુદેશમાં ઝાંઝવાનાં જળ સાચાં જણાય છે, તેવી રીતે આત્માને વિષે આ જગત સત્ય જણાય છે. ઝાડ જેવી રીતે બીજથી યુક્ત છે, તેવી રીતે આ જગત ચૈતન્યરૂપી પરબ્રહ્મથી યુક્ત છે.[૨૫-૨૬] જેવી રીતે દૂધમાં મધુરતા છે, મરીમાં તીખાશ છે, પાણીમાં દ્રવપણું છે અને પવનમાં સ્પંદપણું છે, તેવી રીતે જગત બ્રહ્મને વિષે રહેલું છે તથા તે પરબ્રહ્મરૂપ છે.[૨૭] આ જગત બ્રહ્મરૂપી રત્નનો પ્રકાશ છે અને તે પ્રકાશ બ્રહ્મથી જુદો નથી; તેમ તે થવાનું કાંઈ કારણ પણ નથી; એટલે કે તે પ્રકાશની સત્તા જુદી નથી.[૨૮-૨૯] આ પ્રમાણે આ જગત આત્મારૂપ જ છે, પણ તે ઉત્પન્ન થયું નથી અને વાસના, ચિત્ત અને જીવના સંવેદનની સ્ફુરણાથી ઉત્પન્ન થયું લાગે છે અને તેનો જ્ઞાનયોગના દૃઢ અભ્યાસરૂપી પુરુષાર્થથી નાશ થાય છે.[૩૦] આ પ્રમાણે કોઈ દિવસ કોઈનો અસ્ત તેમ જ ઉદય પણ નથી અને સર્વ શાંત, અજ તથા ચિદ્‌ઘન બ્રહ્મરૂપ જ છે.[૩૧] પણ જ્યાં સુધી ચિત્તનો લય થયો નથી, ત્યાં સુધી એક પરમાણુમાં પણ હજારો જગત જણાય છે. છતાં ખરું જોતાં તે અણુમાં જગત રહેવાં સંભવતાં નથી, માટે તે મિથ્યા છે.[૩૨] જેવી રીતે જળમાં જુદાજુદા તરંગ થાય છે, તે કોઈ ઠેકાણે ગુપ્ત તથા પ્રકટ પણ છે, તેવી રીતે જીવને વિષે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા ગુપ્ત તથા પ્રકટપણે રહેલી છે.[૩૩] માટે આ સંસારમાં અનેક પ્રકારનાં સુખ ભોગવવામાંથી જ્યારે ચિત્તવૃત્તિ વિરામ પામે છે, ત્યારે પરમપદને પમાય છે, એવો શાસ્ત્રનો નિશ્ચય છે.[૩૪] જેમ જેમ સંસારમાંથી વૈરાગ્ય ઊપજતો જાય છે, તેમ તેમ બંધન કપાતાં જાય છે; અને જ્યારે અહંભાવનો નાશ થાય છે, ત્યારે જન્મ–મરણ મટી જાય છે.[૩૫] ચિતિ બે પ્રકારની છે. એમાં ઈશ્વરચિતિ પર કહેવાય છે અને જીવચિતિ અપર કહેવાય છે. હવે પરચિતિ નામરૂપથી રહિત છે અને અપરચિતિ ચરાચર જગદ્રૂપ છે, એમ જે માણસ ગુરુ, શાસ્ત્ર તથા પોતાના અનુભવથી જાણે છે, તે માણસ સંસારને તરીને મોક્ષ પામે છે.[૩૬] પરચિતિ સ્વયંપ્રકાશ છે અને સજાતીય, વિજાતીય તેમ જ સ્વગત ભેદથી વર્જિત છે. જેમ જળમાં લહરી ભાસે છે, તેમ એ પરચિતિમાં જગત ભાસે છે. એ જગતને ચિતિથી ભિન્ન માનીએ તો તે અસત્ છે અને તેને તેનાથી અભિન્ન માનીએ તો તે સત્ છે.[૩૭] બ્રહ્મદેવની અહંભાવના પોતાના સંકલ્પના ભેદથી આ જુદું જુદું જગત ઉત્પન્ન કરે છે. તે બ્રહ્મા અંતર્મુખપણાથી વિષ્ણુના નિમેષના એક કરોડમા ભાગમાં પણ ઘણા યુગનો અનુભવ કરે છે.[૩૮]

अहंमयी पद्मजभावनाचित् संकल्पभेदाद्वितनोति विश्वम् । अंतर्मुखैवानुभवत्यनंतनिमेषकोटचंशविधौ युगांतम् ॥ ३८ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'જગત્સ્વરૂપવર્ણન' નામનો સર્ગ ૬૧મો સમાપ્ત

# સર્ગ ૬૨મો*

## નિયતિ(પ્રારબ્ધ)ની શક્તિનું વર્ણન

**वसिष्ठ उवाच**

**परमाणुनिमेषाणां लक्षांशकलनास्त्वपि ।**
**जगत्कल्पसहस्राणि सत्यानीव विभांत्यलम् ॥१॥**

**વસિષ્ઠ બોલ્યા :** પરમાણુના લાખમા ભાગમાં પણ હજારો જગત સાચાં હોય તેવી રીતે જણાય છે તથા એક નિમેષના લાખમા ભાગમાં હજારો કલ્પ સત્ય હોય તેમ જણાય છે.[૧] તે પરમાણુમાંના જગતમાં રહેલા પરમાણુમાં પણ ભ્રાંતિથી હજારો જગત જણાય છે.[૨] જેમ જળની દ્રવતા પોતાને વિષે ઘૂમરી ધારણ કરે છે, તેમ સત્તા ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં રહેલી સૃષ્ટિની પરંપરાને ધારણ કરે છે.[૩] જેમ કાંઠા ઉપર ઊગેલાં ઝાડ–વેલાનાં ફૂલોના ઢગવાળી મરુદેશમાં રહેલી ઝાંઝવાના જળની નદી મિથ્યા છે, તેમ આ સર્ગની શોભા પણ મિથ્યા છે. તે સર્ગપરંપરા તો સ્વપ્નમાં જોયેલ ઇંદ્રજાળની પેઠે, ગંધર્વનગરની પેઠે અને સંકલ્પિત મનોરથની પેઠે મિથ્યા જ જોવામાં આવે છે.[૪,૫]

**રામ બોલ્યા :** હે જ્ઞાનીમાં ઉત્તમ વસિષ્ઠ-ઋષિ! જે માણસને સારી રીતે વિચાર કરવાથી જ્ઞાન થયા પછી નિર્વિકલ્પ આત્મપદની પ્રાપ્તિ થાય છે, તે જ્ઞાનીનો દેહ રહે છે તેનું કારણ શું? અને કદાપિ પ્રારબ્ધથી જ દેહ રહેતો હોય, તો જ્ઞાન થયા પછી પ્રારબ્ધ કેમ રહે છે? તે કહો.[૬,૭]

**વસિષ્ઠ બોલ્યા :** પરબ્રહ્મની સ્ફુરણરૂપી જે ચિત્‌શક્તિ છે, જેને નિયતિ કહેવામાં આવે છે, તે સર્વ પ્રત્યે અવશ્ય રહેલી છે અને તેની સત્તા પ્રત્યેક કલ્પમાં છે.[૮] તે નિયતિને લીધે સૃષ્ટિના આદિથી અમુક પદાર્થમાં અમુક ગુણ અમુક કાળ સુધી આ પ્રમાણે રહેશે, વગેરે જે જે નિર્માણ થયું છે, તે તેમ ને તેમ રહે છે.[૯] નિયતિને કોઈ મહાસત્તા કહે છે, કોઈ મહાચિતિ કહે છે, કોઈ મહાશક્તિ કહે છે, કોઈ મહાદષ્ટિ કહે છે.[૧૦] કોઈ તેને મહાક્રિયા કહે છે, કોઈ મહોદ્ભવ કહે છે અને કોઈ મહાસ્પંદ કહે છે. આ પ્રમાણે મહાત્માના એકપણાથી તે નિયતિ (પ્રારબ્ધ)નાં જુદાંજુદાં નામ છે.[૧૧] વાયુમાં જેવી રીતે તૃણ ભમ્યા કરે છે, તેવી રીતે નિયતિને લીધે કલ્પપર્યંત દૈત્ય, દેવતાઓ, નાગગણ તથા પર્વત વગેરેની સ્થિતિ રહેલી છે.[૧૨] જેમાં વ્યભિચાર નથી તે બ્રહ્મમાં કદાચ વ્યભિચારનું અનુમાન થાય અને જેમાં ચિત્ર નથી તે આકાશમાં કદાચ ચિત્રનું અનુમાન થાય, પણ નિયતિની અન્યથા સ્થિતિનું અનુમાન થઈ જ શકે નહિ.[૧૩] બ્રહ્મા વગેરે તત્ત્વજ્ઞાનીઓ અજ્ઞાની માણસને સમજાવવા માટે બ્રહ્મ, નિયતિ અને સર્ગ એ ત્રણ એક જ છે, એમ કહે છે.[૧૪] આકાશમાં જેવી રીતે ઝાડની કલ્પના થાય, તેવી રીતે અનાદિ–મધ્ય પર્યંત બ્રહ્મ, કે જે અચળ છતાં ચળ જણાય છે, તેને વ્યાપીને અજ્ઞાનની દષ્ટિથી સૃષ્ટિ રહેલી છે.[૧૫] જેમ સ્ફટિકમણિમાં વનસમૂહનું પ્રતિબિંબ પડે છે અને સૂતેલો માણસ જેમ સ્વપ્નમાં સંકલ્પના આશ્રયરૂપ આકાશને જુએ છે તેમ માયા સબળ બ્રહ્મમાં રહેનાર બ્રહ્માએ નિયતિરૂપ સૃષ્ટિ દીઠી.[૧૬] જેમ હાથ–પગ વગેરે અંગ દેહધારીના અંગ વિષે દેખાય છે, તેમ બ્રહ્માએ નિયતિ વગેરે સૃષ્ટિ પોતાનું અંગ જ છે એમ જોયું.[૧૭] આ પ્રમાણે રહેલી નિયતિને જ દૈવ કહે છે; તે દૈવ સર્વ ઠેકાણે, સર્વ કાળમાં તથા સર્વ પદાર્થમાં જગતની વ્યવસ્થારૂપે રહેલું છે.[૧૮] અમુક પદાર્થે આવી રીતે સ્ફુરણા કરવી, અમુકે આવી રીતે રહેવું અને અમુકે અમુક પદાર્થ અમુક વખતે ભોગવવો, એ બધું દૈવાધીન છે.[૧૯] તૃણ, ગુલ્મ, સર્વ ભૂત, જગત, કાળ

* આ બાસઠમા સર્ગમાં જીવની મુક્તિની સિદ્ધિ સારુ મહાનિયતિની શક્તિ તથા પ્રથમ કહેલા જગતના ભ્રાંતિપણાનું વર્ણન કરવામાં આવશે.

અને ક્રિયા વગેરે સર્વ પુરુષરૂપ છે.[20] એ નિયતિએ કરીને પૌરુષી સત્તા છે અને પૌરુષે કરીને નિયતિની સત્તા છે. આ પ્રમાણે જ્યાં સુધી જગત છે, ત્યાં સુધી એ એક બીજાની સત્તા છે. પછી પૌરુષ અને નિયતિ એ બન્ને એક જ છે; નિયતિ અને પૌરુષ એ બન્ને પ્રાણીના અદૃષ્ટને અધીન છે તથા પૌરુષ નિયતિમાં અને નિયતિ પૌરુષમાં રહેલી છે.[21-22] હે રામ! હવે તમારે દૈવ અને પૌરુષનો નિર્ણય મને પૂછવાનો રહ્યો. આ પ્રમાણે શિષ્યભાવથી તમે મને પ્રશ્ન કરો તથા હું ઉપદેશ કરું અને તે પ્રમાણે તમે વર્તો, એ નિયતિને લીધે જ બને છે.[23] 'આજ મને દૈવ ભોજન આપશે તો જ હું જમીશ' આ પ્રમાણે દૈવપરાયણ થઈને, કાંઈ પણ કર્યા વિના મૂગું રહેવું, એ પણ નિયતિનો નિશ્ચય છે.[24] જો પુરુષ કાંઈ પણ કાર્ય ન કરે; તો તેને બુદ્ધિ, કર્મ, વિકાર તથા આકૃતિ વગેરે કાંઈ પણ થાય નહિ. આ પ્રમાણે પ્રલય થતાં સુધી સર્વ પદાર્થની વ્યવસ્થા છે.[25] અમુક આ પ્રકારે અવશ્ય થાય' એવી સ્થિતિ નિયતિ કહેવાય છે; અને એવી નિયતિનું બ્રહ્મા–રુદ્ર વગેરે પણ ઉલ્લંઘન કરી શકતા નથી. તોપણ બુદ્ધિમાન માણસે આ નિયતિના આધારથી પુરુષાર્થનો ત્યાગ કરવો નહિ; કારણકે પુરુષાર્થ વિના નિયતિ કાંઈ ફળ આપતી નથી. પુરુષાર્થ ન કરવો તેને જ 'નિયતિ' કહે છે અને તે જ જ્યારે સૃષ્ટિમાં ફળરૂપ થાય છે, ત્યારે તેને 'પૌરુષ' કહે છે. પુરુષાર્થ કર્યા વિનાની નિયતિ નિષ્ફળ છે અને પુરુષાર્થરૂપી નિયતિ સફળ છે.[26-28] કદાપિ એમ કહો, કે જે માણસ કાંઈ પણ પુરુષાર્થ કર્યા વિના અજગરનું વ્રત ધારણ કરી રહે છે, તેને પણ આહાર મળે છે અને તૃપ્તિ થાય છે; માટે પુરુષાર્થ વિના પણ નિયતિ ફળ આપે છે. તો કહેવાનું, કે ઉપર પ્રમાણે અજગરનું વ્રત ધારણ કરનારને પણ આહાર મળ્યા પછી ખાવું, ચાવવું વગેરે પુરુષાર્થ વિના તૃપ્તિ થતી નથી; તેમ તેવા માણસનો જે દેહ રહે છે, તે પણ તેનો પ્રાણવાયુ હલનચલન વગેરે પુરુષાર્થ કરે છે તેથી જ રહે છે; નહિ તો દેહ પણ ન રહે.[29] જેઓ યોગી છે, તે ઉપર પ્રમાણે અજગરનું વ્રત ધારણ કરીને સમાધિથી જો કદાપિ પોતાના પ્રાણવાયુને પણ રોકે, તો તે પણ એક જાતનો પુરુષાર્થ થયો અને તેથી મુક્તિરૂપી ફળ મળે છે; માટે આ ઉપરથી પૌરુષ વિના ફળસિદ્ધિ નથી એ નિશ્ચય છે. શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે પુરુષાર્થમાં પરાયણ રહેવું તેને સાધનરૂપ કલ્યાણ કહે છે. પછી કર્મમાં અત્યંત વિરામ પામવાથી જે કલ્યાણરૂપી ફળ થાય, તેને મોક્ષ કહે છે અને તે સાધનથી સાધ્ય છે. આ પ્રમાણે સાધ્ય અને સાધનરૂપી કલ્યાણથી જ્ઞાનીનો પક્ષ સબળ છે; કારણકે તે કાર્યરૂપી અવિદ્યાનો નાશ કરે છે. જ્ઞાનીને નિયતિ પણ દુઃખરૂપ નથી. દુઃખરહિત નિયતિને બ્રહ્મસત્તા કહે છે અને તે બ્રહ્મસત્તાની કાંતિમાં યત્નથી સ્થિતિ થાય, તો પરમગતિરૂપ પરમ શુદ્ધ પદની પ્રાપ્તિ થાય છે. પૃથ્વીમાં રહેલા જળની સત્તા જેવી રીતે તૃણ, વલ્લીઓ અને ઝાડ વગેરે પદાર્થરૂપે જોવામાં આવે છે, તેવી રીતે બ્રહ્મની સત્તા નિયતિના મહાવિલાસથી સર્વ ઠેકાણે જોવામાં આવે છે.[30-33]

एतैर्नियत्यादिमहाविलासैर्ब्रह्मैव विस्फूर्जति सर्वगात्मा । तृणादिवल्लीतरुगुल्मजालैः सत्तेव तोयस्यधरांतरस्था ॥ ३३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો મોક્ષના ઉપાયમાં 'દૈવ–શબ્દાર્થનિરૂપણ' નામનો સર્ગ ૬૨મો સમાપ્ત**

# સર્ગ ૬૩મો×

## શક્તિ અને શક્તિમાનનો અભેદ

વસિષ્ઠ ઉવાચ

यदेतद्ब्रह्मतत्त्वं सर्वथा सर्वदैव सर्वतएव सर्वशक्ति ।
सर्वाकारं सर्वेश्वरं सर्वगं सर्वमेवेति ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** આ તે બ્રહ્મતત્ત્વ સર્વ કાળમાં અને સર્વ દેશમાં, સર્વ કાર્ય કરવામાં સમર્થ છે. તે સર્વ આકારરૂપ છે. સર્વજ્ઞ હોવાથી તે સર્વને નિયમમાં રાખવા સમર્થ છે. તે સર્વ ઠેકાણે રહે છે તેમ જ સર્વરૂપ છે.[1] તે આત્મા છે અને તેનામાં સર્વ પ્રકારની શક્તિ છે. તેથી કોઈ સમયે તે અંતઃકરણરૂપી ઉપાધિમાં જીવભાવથી પ્રવેશ કરીને ચિત્‌શક્તિ પ્રકટ કરે છે, કોઈ સમયે શાંતિ રાખે છે, કોઈ સમયે જડશક્તિ ધારણ કરે છે, કોઈ સમયે રાગ–લોભની પ્રવૃત્તિથી ઉલ્લાસ જણાવે છે અને કોઈ સમયે કાંઈ પણ પ્રકટ કરતું નથી.[2] તે જે ઠેકાણે, જે સમયે જેવા પદાર્થની ભાવના કરે છે, તે ઠેકાણે, તે સમયે તે તેવા પદાર્થને જોઈ શકે છે.[3] તેની સર્વ પ્રકારની શક્તિ હોવાથી તે જેમ કલ્પના કરે છે, તેમ થાય છે. આ પ્રમાણે સ્વભાવથી જ શક્તિનાં જુદાં જુદાં રૂપ છે અને તે શક્તિ એ જ આત્મા છે. શક્તિ અને શક્તિમાનનો વિકલ્પ, વ્યવહાર માટે વિદ્વાનોએ લોકમાં કલ્પેલો છે, પણ વસ્તુતાથી આત્માને વિષે કાંઈ ભેદ નથી. શક્તિ અને શક્તિમાન એ બન્ને એક જ છે, પણ જેમ સમુદ્ર અને તેનાં મોજાં, સુવર્ણ અને ઘરેણાં તથા અવયવ અને અવયવીમાં દ્વૈતપણું કલ્પિત છે, છતાં વસ્તુતાથી દ્વૈતપણું નથી પણ અભેદ જ છે; તેમ આત્માને વિષે કાંઈ પણ ભેદ નથી, માત્ર ભ્રાંતિથી ભેદ જણાય છે. જે દોરીમાં સર્પની ભ્રાંતિ થાય છે, તે દોરીની અંદર પણ સર્પ નથી તથા તે ઉપર પણ સર્પ નથી. તે જ પ્રમાણે આ જણાય છે તે બહાર પણ નથી તથા અંદર પણ નથી. આ સર્વાત્મા હોવાથી સર્વ સાધારણરૂપથી જુએ છે.[4-9] જે આ બધું જોવામાં આવે છે, તે સવિકાર બ્રહ્મરૂપ જ છે. મિથ્યા જ્ઞાનવાળા માણસોએ શક્તિ અને શક્તિમાનનો તથા અવયવ અને અવયવીનો ભેદ કલ્પેલો છે, પણ પરમાર્થથી તે ભેદ નથી.[10] જે આ છે તે બધું સત્‌ હોય અથવા અસત્‌ હોય, પણ ચૈતન્ય પોતે જે સંકલ્પ કરે છે તથા જે અભિનિવેશ કરે છે, તે તે જોઈ શકે છે અને જે છે તે સત્, ચિત્‌ અને બ્રહ્મરૂપ જ જણાય છે[11]

सद्वा भवत्वसद्वा चिद्यत्संकल्पयत्यभिनिविशति ।
तत्तत्पश्यति सकला तत्सद्ब्रह्मैव चिद्भाति ॥११॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો
'ચિત્તવિકાર' નામનો સર્ગ ૬૩મો સમાપ્ત

# સર્ગ ૬૪મો*

## ભોક્તાને જીવપણું

વસિષ્ઠ ઉવાચ

योऽयं सर्वगतो देवः परमात्मा महेश्वरः ।
स्वच्छः स्वानुभवानंदस्वरूपोंऽतादिवर्जितः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** પરમાત્મા સર્વવ્યાપી છે, મહેશ્વર છે અને સ્વચ્છ છે. અનુભવ અને આનંદરૂપ તેનું સ્વરૂપ છે તથા તે અનાદિ છે.[1] તે શુદ્ધ ચૈતન્યરૂપી પરમાનંદમાંથી જીવ ઉત્પન્ન થાય છે, તેને ઉપાધિના પ્રધાનપણાથી ચિત્ત કહે છે અને એ ચિત્તથી જગત ઉત્પન્ન થયેલું છે.[2]

**રામ બોલ્યા:** જેનું અનુભવરૂપ પ્રમાણ છે અને જેનો અખંડ અદ્વિતીય પ્રકાશ છે, તે પરબ્રહ્મને વિષે અલ્પ જીવની જુદી સત્તા કેમ છે? તે તમે મને કહો.[3]

**વસિષ્ઠ બોલ્યા:** પરબ્રહ્મને વિષે દ્વૈતની

× આ ત્રેસઠમા સર્ગમાં માયાશક્તિના વિલાસથી, સર્વ ઠેકાણે સર્વરૂપથી બ્રહ્મ કેવી રીતે જણાય છે તેનું વર્ણન કરવામાં આવશે.

* આ ચોસઠમા સર્ગમાં ભોક્તાને જીવપણાની સંપત્તિનો ક્રમ કહેવામાં આવશે.

ખોટી પ્રતીતિ જણાય છે, પણ વસ્તુતઃ તે દ્વૈત રહિત, સ્વચ્છ, આનંદ અને અવ્યય છે. અને જેનું સ્વરૂપ યોગીને પણ ભયજનક છે, તેનું શાંત પરમપદ સમાન, સંપૂર્ણ, શુદ્ધ અને સત્ત્વ છે, તેમ જ ચિહ્નરહિત છે. વિદ્વાન માણસને પણ તે જાણવામાં આવતું નથી. ઉપાધિના સ્વભાવથી મોક્ષપર્યંત ઉત્પન્ન થતું તેનું જે સ્પંદન છે, તેને જીવ કહે છે.[૪–૬] તે ચિદાકાશરૂપી મહાન અરીસાને વિષે અનુભવરૂપ અને દશ્યમાન એવી અસંખ્ય જગજ્જાલની પરંપરાનું પ્રતિબિંબ પડે છે.[૭] હે રામ! પવન ન હોય તે સમયે સમુદ્રનું તથા દીવાની જ્યોતનું જેમ કાંઈક સ્ફુરણ થયા કરે છે, તેવી જ રીતે બ્રહ્મનું જે કાંઈ સ્ફુરણ છે, તે જીવ છે એમ તમે સમજો.[૮] શાંતપણું મટી ગયા પછી સ્વચ્છ ચિદાકાશનું જે સંવેદનરૂપી સ્વાભાવિક સ્ફુરણ છે, તે જીવનું સ્વરૂપ છે.[૯] જેવી રીતે વાયુમાં ચલનપણું છે, અગ્નિમાં ઉષ્ણતા છે અને હિમકણમાં શીતળતા છે, તેવી રીતે તે જીવમાં જીવપણું મોક્ષ થતાં સુધી સ્વભાવથી જ રહે છે. ચૈતન્યરૂપી આત્મતત્ત્વનું સ્વભાવને લીધે સંવેદનથી જે સ્ફુરણ થાય છે, તેને જીવ કહે છે.[૧૦'૧૧] જેવી રીતે અગ્નિના કણમાં લાકડું પડવાથી તેનો પ્રકાશ થાય છે, તેવી રીતે તે જીવ વાસનાના દઢપણાથી અહંકારપણાને પામે છે.[૧૨] આકાશમાં દષ્ટિ પહોંચે ત્યાં સુધી વસ્તુ જોવામાં આવે છે, પણ જ્યારે દષ્ટિ ન પહોંચે, ત્યારે આકાશમાં શ્યામતા નથી હોતી, તોપણ ત્યાં શ્યામતા જોવામાં આવે છે. તેજ પ્રમાણે જીવને જો કે અહંકાર નથી ઘટતો, તોપણ આત્માને વિષે તેનું અજ્ઞાન હોવાથી અહભાવના થાય છે.[૧૩] પછી આકાશ જેવી રીતે શ્યામતા ધારણ કરે છે, તેવી રીતે સંકલ્પની કળાથી વૃદ્ધિ પામેલી પોતાની વાસનાને લીધે જીવ અહંકારને ધારણ કરે છે.[૧૪] વાયુના સ્પંદની જેમ સ્ફુરીને તે અહંકાર સંકલ્પને વશ થઈને દિશા અને કાળના પરિચ્છેદવાળો તથા દેહાદિ આકૃતિવાળો થાય છે. સંકલ્પપણાને પામેલો તે અહંકાર ચિત્ત, જીવ, મન, માયા અને પ્રકૃતિ એવા નામથી રહે છે. તે સંકલ્પાત્મક ચિત્ત ભૂતતન્માત્રાની કલ્પના કરે છે, તેથી સંકલ્પે કરીને તે જડ પંચમહાભૂતપણાને પામે છે.[૧૫–૧૭] પંચતન્માત્રાના આકારવાળું તે ચિત્ત આકાશમાં સ્ફુટ પ્રકાશ ન પામતા તારાની પેઠે અસ્ફુટ જગતમાં તેજકણરૂપે થાય છે.[૧૮] વાવેલું બીજ જેમ પોતાના સ્ફુરણથી અંકુરભાવને પામે છે, તેમ ચિત્ત તન્માત્રાની કલ્પનાથી તેજઃકણરૂપ થાય છે.[૧૯] જેમ દ્રવરૂપી જળ બરફરૂપ થાય છે, તેમ એ તેજઃકણ બ્રહ્માંડની કલ્પનાથી બ્રહ્માંડરૂપ થાય છે અને તેમાં બ્રહ્મા રહે છે. તેમાં કોઈ દેહની કલ્પનાથી પુણ્ય કરનાર દેવતાનો દેહ પામે છે, કોઈ અહંકારરૂપી ભ્રાંતિપણાને પામે છે, તો કોઈ ગંધર્વનગરના રૂપને પામે છે.[૨૦'૨૧] તેમાં કોઈ પોતાના સ્થાવરપણાના સંકલ્પને લીધે સ્થાવર થાય છે, કોઈ જંગમ થાય છે અને કોઈ પક્ષી વગેરે આકાશમાં ફરનાર થાય છે. આવી રીતે અંડરૂપી જગતમાં સંકલ્પને લીધે વિચિત્ર સૃષ્ટિ થાય છે.[૨૨] પ્રલય થયા પછી સૃષ્ટિના આદિમાં સંકલ્પથી જે દેહ થાય છે, તેને બ્રહ્મા કહે છે. તે બ્રહ્મા પોતાના સંકલ્પથી જગતને ઉત્પન્ન કરે છે.[૨૩] તે બ્રહ્મા આત્માની ઉપાસનાને લીધે સત્યસંકલ્પ છે, એટલે તો પોતાના મનથી જેવો સંકલ્પ કરે છે, તેવા પદાર્થ ઉત્પન્ન થયા જ હોય એમ તે દેખે છે.[૨૪] ચૈતન્યના સ્વભાવથી બ્રહ્મ એ જ જગતનું મુખ્ય કારણ છે અને ત્યાર પછી જન્મ–મરણ થવામાં કર્મ જ કારણરૂપે રહે છે.[૨૫] જળમાં જેવી રીતે સ્વભાવથી જ ફીણ થાય છે, તેવી રીતે ચૈતન્યના સ્વભાવથી ચિત્ત ઉત્પન્ન થાય છે. દોરીમાં ફીણ બંધાઈ જાય તથા જળ ચાલ્યુ જાય, તેવી રીતે

દેહને બંધનરૂપી કર્મથી ચિત્તનું જ બંધન થાય છે, પણ ચિદાત્માનું બંધન થતું નથી.[૨૬] પદાર્થ ઉત્પન્ન થવાનું મૂળ કારણ સંકલ્પ છે. તે સંકલ્પરૂપી જીવ ઉત્પન્ન થયા પછી જે પ્રમાણે કર્મ કરે છે, તે પ્રમાણે તેને બંધન વગેરે થાય છે.[૨૭] બીજમાં અંકુર રહેલો છે, તેથી તેમાંથી અંકુર થયા પછી અનેક પ્રકારનાં પત્ર તથા ફળફૂલ વગેરે થાય છે, તે જ પ્રમાણે જીવિત ધારણ કરનાર જીવ ઉત્પન્ન થયા પછી કર્મને લીધે વિચિત્રતાને પામે છે.[૨૮] અને એમ વ્યષ્ટિજીવો પણ વાસનારૂપે રહેલી દેહાદિકની આકૃતિઓને પામે છે. એ વ્યષ્ટિજીવો તો સમષ્ટિના સંકલ્પ પહેલાંના બ્રહ્માંડ વિશે પણ દેહાદિકને પામે છે. ચિત્સ્પંદને લીધે કર્મ થાય છે, તેથી જન્મ થાય છે અને ત્યાર પછી તે જીવો ઊંચા અથવા નીચા લોકને પ્રાપ્ત થાય છે.[૨૯-૩૦] આમ ચૈતન્યની સ્ફુરણાથી કર્મ થાય છે. કર્મ એ જ દૈવ છે અને દૈવ એ જ ચિત્ત છે. ચિત્તથી આ સંસારમાં શુભ તથા અશુભ કર્મ થાય છે. બીજમાંથી અંકુર થયા પછી જેમ વૃક્ષની શાખા તથા પુષ્પ વગેરે વારંવાર થયા કરે છે, તેમ આદિકારણ બ્રહ્મમાંથી ચૈતન્યની સ્ફુરણા થયા પછી શુભ–અશુભ કર્મને લીધે અનેક પ્રકારનાં જગત તથા અનેક પ્રકારનાં ભુવન ઉત્પન્ન થયા કરે છે.[૩૧]

चित्स्पंदनं भवति कर्म तदेव दैवं चित्तं तदेव भवतीह शुभाशुभादि । तस्माज्जगंति भुवनानि भवंति पूर्वं भूत्वा निजांगकुसुमानि तरोरिवाघात् ॥ ३१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિ-પ્રકરણનો 'બીજાંકુરયોગનિર્ણય' નામનો સર્ગ ૬૪મો સમાપ્ત

## સર્ગ ૬૫મો*

## મનથી ઉત્પન્ન થતું દ્વૈત અને બોધથી મનનો નાશ

वसिष्ठ उवाच

परस्मात्कारणादेव मनः प्रथममुत्थितम् ।
मननात्मकमाभोगि तत्स्थमेव स्थितिं गतम् ॥ १

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આદિકારણ બ્રહ્મમાંથી પ્રથમ મન ઉત્પન્ન થયું. તે મન મનનાત્મક છે, સર્વ ભોગ ભોગવનારું છે અને બ્રહ્મમાં રહીને સ્થિતિ પામેલું છે.[૧] અમુક પદાર્થ આવો છે તથા અમુક આવો નથી વગેરે સંકલ્પ–વિકલ્પ મનને લીધે થયા કરે છે. જેમ કોઈ સ્થળે ગંધનો અનુભવ થયા પછી, ગંધ ન હોય તો પણ પૂર્વની વાસનાને લીધે ત્યાં ગંધનો અનુભવ થાય છે, તે જ પ્રમાણે આ સૃષ્ટિ વાસનાને લીધે સત્ તથા અસત્ના આભાસરૂપ જણાય છે.[૨] મનને લીધે ભેદ જણાય છે, પણ વસ્તુતાથી ભેદ નથી; તથા બ્રહ્મ, જીવ, મન, માયા, કર્તા અને કર્મ વગેરે જે જણાય છે, તે જગતની દૃષ્ટિથી છે, પણ બ્રહ્મરૂપે સર્વ એક જ છે.[૩] જેમ સમુદ્રમાં અનેક પ્રકારના તરંગ ઊછળે છે અને જેમ તેનો ઘણો વિસ્તાર થાય છે, તેમ ચિત્તરૂપી સમુદ્રમાં સંવેદનને લીધે આત્મા પોતે જગતરૂપે જણાય છે, પણ તે અસત્ય છે તથા સ્થિર નથી, પણ અધિષ્ઠાનની સત્તાથી સત્ય જણાય છે.[૪] સ્વપ્નને વિષે જેમ સત્–અસત્ પદાર્થ જોવામાં આવે છે, તેમ આ જગત ચિત્તને લીધે સત્ તથા અસત્પણે જણાય છે, પણ વસ્તુતઃ તે છે જ નહિ.[૫] જગત સત્ નથી, અસત્ નથી અને ઉત્પન્ન સુદ્ધાં થયું નથી, પણ ચિત્તના ભ્રમથી જગત જણાય છે. ઇંદ્રજાળમાં જેવી રીતે વૃક્ષ–ઔષધિ વગેરે

* આ પાસઠમા સર્ગમાં મનના ભોગ્યવર્ગનું તથા ભોક્તાના મૂળનું તત્ત્વ વિચારતાં ચૈતન્યમાત્ર અવશેષ રહે છે, એમ દેખાડવામાં આવશે

ભ્રમથી જણાય છે, તેવી રીતે જગત ભ્રમરૂપ જણાય છે.[6] મનના બળથી આ જગત સ્થિતિ પામેલું દીર્ઘકાળનું સ્વપ્ન છે. જેમ ઝાડના ઠૂંઠામાં અજ્ઞાનથી પુરુષની ભ્રાંતિ થાય છે, તેમ ભ્રાંતિથી જગત સાચું જણાય છે.[7] બાળકને અંધારામાં ભૂતની કલ્પના થાય છે, ત્યારે કલ્પિત ભયને લીધે તે તેના કારણનો વિચાર કરતો નથી, તેમ જીવ આત્મા વિષે પોતાનું અજ્ઞાન હોવાને લીધે સર્વ દુઃખના કારણરૂપ એવા ચિત્તભાવનો વિચાર કરતો નથી.[8] આત્માનું સ્વરૂપ અનિર્વચનીય છે. તે ચૈતન્યરૂપ છે. તેની સ્ફુરણાથી ચિત્ત ઉત્પન્ન થયું. ચિત્તથી જીવપણાની કલ્પના થઈ. તેથી અહંભાવ થયો. અહંભાવથી ચિત્તની સ્ફુરણા થઈ. તેથી ઈંદ્રિયો ઉત્પન્ન થઈ. તેથી દેહનો મોહ (અહંતા–મમતા) થયો. દેહના મોહથી જ સ્વર્ગ, નરક, મોક્ષ તથા બંધન થયાં છે. આવી રીતે બીજ તથા અંકુરની પેઠે દેહ અને કર્મનો આરંભ રહ્યો છે. ચૈતન્ય તથા જીવમાં જેમ ભેદ નથી તેમ જીવ તથા ચિત્તમાં ભેદ નથી. જેમ ચિત્ત અને જીવમાં ભેદ નથી, તેમ દેહ અને કર્મમાં પણ ભેદ નથી. કર્મ એ જ દેહ છે, દેહ એ જ ચિત્ત છે, ચિત્ત એ જ અહંભાવ છે અને અહંભાવ એ જ જીવ છે, જીવ એ જ ઈશ્વર છે, ઈશ્વર એ જ ચૈતન્ય છે અને ચૈતન્ય એ જ આત્મા છે. આ પ્રમાણે એ બ્રહ્મપદમાં જ સર્વનો સમાવેશ થયો છે અને સર્વ બ્રહ્મરૂપ જ છે.[9–13]

कर्मैव देहो ननु देह एव चित्तं तदेवाहमितीह जीवः । स जीव एवेश्वर चित्स आत्मा सर्वः शिवस्त्वेकपदोक्तमेतत् ॥ १३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'જીવવિચાર' નામનો સર્ગ ૬૫મો સમાપ્ત**

# સર્ગ ૬૬મો[×]

## ઇચ્છાત્યાગથી અને બોધથી અજ્ઞાનયુક્ત મનનો નાશ થાય છે

**वसिष्ठ उवाच**

एवमेकं परं वस्तु राम नानात्वमेत्यलम् ।
नानात्वमिव संजातं दीपाद्दीपशतं यथा ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! આ જગતમાં જે અનેકપણું જણાય છે, તે વસ્તુતઃ બ્રહ્મસ્વરૂપ છે અને જેમ એક દીવામાંથી અસંખ્ય દીવા થાય છે, તેમ ચિત્તને લીધે એક બ્રહ્મસ્વરૂપમાંથી આ જગતમાં અનેકપણું જણાય છે.[1] પણ જેને વિષે આ અસત્‌રૂપ જગત રહેલું છે, એ આત્માને જેવામાં આવે તથા આત્મતત્ત્વનો વિચાર કરવામાં આવે, તો દ્વૈતપણાનો નાશ થઈ જાય છે. ચિત્તમાત્ર પુરુષ છે. એ ચિત્તની શાંતિ થાય છે, તો આખું જગત શાંત થાય છે. જેમકે પગમાં જોડા પહેરનાર માણસને આખી પૃથ્વી ચામડાંથી મઢેલી લાગે છે.[2,3] કેળના ઝાડમાં પાંદડાં વિના કાંઈ પણ બીજો પદાર્થ નથી; તેવી રીતે આ જગતમાં ભ્રમ વિના કાંઈ પણ નથી.[4] જન્મ, બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા, મરણ, સ્વર્ગ અને નરક જે જે થાય છે, તે માત્ર ભ્રમને લીધે ચિત્તને થાય છે.[5] મદિરા પીનાર માણસ મદિરાને લીધે આકાશમાં જુદાંજુદાં ચક્કર દેખે છે, પણ ખરું જેતાં ત્યાં આકાશ વિના કાંઈ પણ નથી; તેવી રીતે ચિત્તને લીધે સંસારમાં અનેકપણું જેવામાં આવે છે, પણ વસ્તુતઃ બ્રહ્મ વિના કાંઈ પણ નથી.[6] જેવી રીતે નેત્રના દોષથી આકાશમાં ચંદ્રમા એક છતાં બે જેવામાં આવે છે, તેવી રીતે ભ્રાંતિથી પરવશ થયેલું જીવનું ચૈતન્ય,

× આ છાસઠમા સર્ગમાં દ્વૈતપણું માત્ર મનના વિલાસથી છે તથા ઇચ્છાનો ત્યાગ કરવાથી અને બોધ થવાથી અજ્ઞાન સહિત મનનો નાશ થાય છે, એમ બતાવવામાં આવશે.

પરમાત્મા વિષે દ્વૈતપણું જુએ છે.[૭] મદિરાથી મત્ત થયેલો માણસ વૃક્ષોને ફરતાં જુએ છે, તેવી રીતે ભ્રાંતિને લીધે ચિત્ત સંસારને જુએ છે.[૮] રમતમાં કૂદદી ફરનાર બાળક આખું જગત કુંભારના ચાકડાની પેઠે ફરતું હોય તેમ જુએ છે, તેવી રીતે આ જગત ભ્રાંતિથી જોવામાં આવે છે.[૯] જે દ્વૈતપણું છે તે માત્ર ચિત્તને લીધે છે. એટલે કે જ્યારે ચિત્ત દ્વૈતપણાનો વિચાર કરે છે, ત્યારે દ્વૈતપણું જણાય છે અને તે અદ્વૈતનો વિચાર કરે છે, ત્યારે અદ્વૈતપણું જણાય છે.[૧૦] જે આ જોવામાં આવે છે, તે ચિત્ત વિના બીજું કાંઈ નથી અને શાંતિ થવાથી ચિત્તનું ચેતન શાંત થાય છે.[૧૧] જ્યારે પુરુષ ચૈતન્યઘન સાથે એકતા પામીને નિશ્ચળ થઈને રહે છે, ત્યારે તે સમાધિમાં લીન હોય અથવા વ્યવહાર કરતો હોય, તોપણ તે શાંત (જીવન્મુક્ત) કહેવાય છે. નશો કરવાથી જે માણસને થોડો નશો ચઢ્યો હોય તેનું ચિત્ત ક્ષોભ પામે છે; પણ જેને ઘણો નશો ચઢ્યો હોય તે શાંત રહે છે અને કાંઈ ક્રિયા કરતો નથી. તેજ પ્રમાણે સૂક્ષ્મચૈતન્ય વિચિત્ર પદાર્થનો અનુભવ કરે છે તથા ઘનચૈતન્ય ક્રિયારહિત રહે છે.[૧૨-૧૩] બ્રહ્મના પરમપદને વિષે રૂઢ થયેલા ચૈતન્યઘનના પ્રવાહને કોઈ નૈરાત્મ્ય કહે છે, કોઈ શૂન્ય કહે છે, કોઈ વેદ્ય કહે છે.[૧૪] ચિત્તની ચેતનતાની સ્ફુરણાથી જગતમાં અનેક પ્રકારના ભ્રમ જણાય છે; તેથી જ 'જન્મ થયો,' 'હું જીવું છું,' 'જોઉં છું' તથા 'મારાં જન્મ–મરણ થાય છે' વગેરે વિકાર અસત્ છતાં પોતાના વિષે સાચા જણાય છે.[૧૫] જેવી રીતે સ્પંદથી વાયુ જુદો નથી, તેવી રીતે ચિત્તથી ચેતન જુદું નથી. દોરડીમાં જેવી રીતે ભ્રમથી સર્પનો આભાસ જોવામાં આવે છે, તેવી રીતે ચિત્તને લીધે જે કાંઈ જોવામાં આવે છે, તે માત્ર ભ્રમરૂપ છે અને તે ભ્રમ અવિદ્યાને લીધે છે.[૧૬-૧૭] સંસારરૂપી વ્યાધિ માત્ર ચિત્તની સ્ફુરણાથી થયો છે અને તેનો જ્ઞાનરૂપી ઔષધથી નાશ થાય છે. તેમાં કાંઈ શ્રમ છે નહિ.[૧૮] જ્યારે માણસનું મન સર્વ પદાર્થનો ત્યાગ કરીને વાસનાથી મુક્ત થાય છે, ત્યારે એક ક્ષણમાં તે મુક્ત થાય છે, એમાં કાંઈ પણ સંશય નથી.[૧૯] જેવી રીતે દોરડીમાં સર્પરૂપે થયેલી ભ્રાંતિ તપાસ કરવાથી મટી જાય છે, તેવી રીતે આત્મજ્ઞાન થવાથી સંસારની ભ્રાંતિનો નાશ થાય છે.[૨૦] માણસમાત્રને પૃથ્વીમાં અનેક પ્રકારની અભિલાષા થાય છે, પણ જ્યારે સૌ અભિલાષાનો ત્યાગ કરીને તે સ્થિર થઈને રહે છે, ત્યારે તેનો મોક્ષ થાય છે.[૨૧] મહાત્મા પુરુષ પોતાના પ્રાણનો પણ તૃણની પેઠે ત્યાગ કરે છે, ત્યારે અભિલાષાનો ત્યાગ કરતાં કૃપણતા કેમ આવે?[૨૨] માટે તમે પણ અભિલાષાનો ત્યાગ કરી સંગમાત્રને દૂર કરીને રહો. કર્મે કરીને જે પદાર્થ મળે તેનું ગ્રહણ કરવું તથા જે નાશ પામે તેનો શોક ન કરવો.[૨૩] જે પુરુષ આવી રીતે રહે છે તે જ્ઞાનીને, હાથમાં રહેલું બીલીનું ફળ તથા પાસે રહેલો પર્વત એ જેમ પ્રત્યક્ષ જણાય છે, તેમ તેને જન્મ–મરણ વગેરે વિકારથી રહિત એવું બ્રહ્મપણું પણ પ્રત્યક્ષ જણાય છે.[૨૪] જેવી રીતે કલ્પાંતનો સમુદ્ર અનેક પ્રકારના તરંગના ભેદથી જણાય છે, તેવી રીતે અજ્ઞાની માણસની દૃષ્ટિએ અપ્રમેય આત્મા એજ જગતરૂપે જણાય છે. તે આત્માનું જ્ઞાન થવાથી મોક્ષરૂપી સિદ્ધિ થાય છે અને તેનું જ્ઞાન ન થવાથી તે મનને બંધનકારક થાય છે.[૨૫]

आत्मैव भाति जगदित्युदितस्तरंगैः कल्पांत
एक इव वारिधिरप्रमेयः। ज्ञातः स एव हि ददाति
विमोक्षसिद्धिं त्वज्ञात एव मनसे चिरबंधनाय ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સંસૃતિપરમયોગ' નામનો સર્ગ ૬૬મો સમાપ્ત**

# सर्ग ६७मो*

## જીવનું વ્યષ્ટિસ્વરૂપે વર્ણન

### राम उवाच

मनस्त्वयोग्यो जीवोऽयं को भवेत्परमात्मनः ।
कथं वास्मिन्समुत्पन्नः को वायं वद मे पुनः ॥१॥

**રામ બોલ્યા :** હે મુનિ ! જીવ કે જે મનપણાને યોગ્ય છે, તે જીવ શુ પરમાત્માનો અંશ છે ? અથવા કાર્ય છે કે તે પોને જ છે ? પરમાત્માને વિષે તે કેવી રીતે ઉત્પન્ન થયો તથા તે કોણ છે ? તે તમે મને ફરીથી કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! બ્રહ્મમાં સમસ્ત શક્તિ રહેલી છે અને તે સર્વ કરવાને સમર્થ છે. જે શક્તિએ કરીને તે જેવી સ્ફુરણા કરે છે, તેને તે પ્રાપ્ત થયેલું જુએ છે.[૨] સર્વાત્મા ઈશ્વરની અનાદિકાળથી ચૈતન્યરૂપ સ્ફુરણા થાય છે, તેને જીવ કહે છે.[૩] આત્માને વિષે સ્વાભાવિક દ્વૈતપણુ એ જ સંસારની મુખ્ય પ્રવૃત્તિનું કારણ છે. ત્યાર પછી પૂર્વસંકલ્પિત વાસનાને લીધે જન્મમરણનાં કારણ ઉત્પન્ન થાય છે.[૪]

**રામ બોલ્યા :** હે મુનિશ્રેષ્ઠ ! જ્યારે એ પ્રમાણે છે, ત્યારે દૈવ એટલે શું, કર્મ એટલે શુ તથા કારણ એટલે શુ ? તે કહો.[૫]

**વસિષ્ઠ બોલ્યા :** આકાશમાંના વાયુની પેઠે સ્ફુરણા થવી તથા ન થવી, એ બન્ને ચૈતન્યનો સ્વભાવ છે. જ્યારે તેની સ્ફુરણા થાય છે ત્યારે ઉલ્લાસ થાય છે અને જ્યારે સ્ફુરણા નથી થતી ત્યારે શાંત રહે છે.[૬] શુદ્ધ ચૈતન્યમાં સ્વાભાવિક અવિદ્યાની સ્ફુરણા થાય છે, ત્યારે તેને સ્પંદન (સ્ફુરણા થવી) કહે છે, એથી આ જગત જણાય છે. પછી જ્યારે જગતની દશ્યતાની શાંતિ થાય છે, ત્યારે તેને અસ્પંદન (સ્ફુરણા ન થવી) કહે છે.[૭] શુદ્ધ ચૈતન્યના સ્પંદનથી સૃષ્ટિની સ્ફુરણા થાય છે અને અસ્પંદનથી શાશ્વત બ્રહ્મની સ્ફુરણા થાય છે. ચૈતન્યના સ્પંદનનાં જીવ, કારણ× અને કર્મ÷ એવાં જુદાં જુદાં નામ છે.[૮] જે અનુભવરૂપી આત્મા છે તે જ ચૈતન્યનું સ્પંદન છે; તેનાં જ જીવ, કારણ અને કર્મ એવાં નામ છે અને તે સંસારનું બીજ છે.[૯] આ પ્રમાણે દ્વિત્વ થયેલા ચૈતન્યના આભાસથી, કર્મ અનુસાર, મરણસમયે સંકલ્પને લીધે જે પ્રકારની વાસના થાય, તેવો સૃષ્ટિમાં દેહ ઉત્પન્ન થાય છે અને વિવિધ પ્રકારના ભોગવવાના પદાર્થ ઉત્પન્ન થાય છે.[૧૦] હજારો જન્મ તથા મરણનાં કારણને પામેલો જીવ, ઘણા જન્મ થયા પછી મોક્ષ પામે છે, ત્યારે જ્ઞાની એક જ જન્મમાં મોક્ષ પામે છે.[૧૧] ચૈતન્યના સ્વભાવને જેવી ઉપાધિનો સંબંધ છે, તેવાં તેનાં કારણ બંધાય છે. તેથી કોઈ સમયે સ્વર્ગ, કોઈ સમયે મોક્ષ, કોઈ સમયે નરક તથા કોઈ સમયે બંધન પ્રાપ્ત થાય છે.[૧૨] જેમ સુવર્ણમાં કડાં તથા કુંડળ વગેરે રહેલાં છે, તેમ તે કાષ્ઠ તથા લોષ્ઠ સમાન આ જડદેહમાં જન્મમરણ વગેરે વિકાર રહેલા છે.[૧૩] ઉપરના જન્મમરણ વગેરે વિકાર જો કે ખોટા છે તથા થતા જ નથી, તોપણ ભ્રમને લીધે જન્મ થયો, સ્થિતિ થઈ તથા મરણ થયું વગેરે વિકારનો અનુભવ થાય છે.[૧૪] આશાથી પરવશ થયેલું ચિત્ત પોતાને પરમાર્થ જ્ઞાન ન હોવાને લીધે, અસત્યરૂપ હું, મારું વગેરે છે, તેને જ જુએ છે.[૧૫] જેવી રીતે મથુરાના રાજાને ચંડાળનો ભ્રમ થયો હતો, તેવી રીતે જીવને ભ્રમને લીધે જગતનું સ્ફુરણ થાય છે; પણ તે બધું મનોમાત્ર છે તથા ભ્રાંતિના ઉલ્લાસથી જણાય છે. હે રામ ! સમુદ્રમાંના સૌમ્ય જળમાં જેવી રીતે પાણીના સ્પંદ ઉત્પન્ન થાય છે, તેવી રીતે બ્રહ્મ-

---

* આ સડસઠમા સર્ગમાં જે ભોક્તા છે, તેનુ વ્યષ્ટિરૂપે સ્વરૂપ તથા તેના કારણ વગેરેની ઉત્પત્તિ કહેવાશે

* પ્રાણના હલનચલનને વિવક્ષાથી જીવ કહે છે.

× પોતાની અંદર રહેલાં કાર્ય ઉત્પન્ન થાય છે, તેથી કારણ કહે છે.

÷ શરીર વગેરેના હલનચલનથી કર્મ કહે છે.

રૂપી સમુદ્રમાં ચૈતન્યરૂપી જળને વિષે કારણ રૂપ શિવની સ્ફુરણાથી જીવરૂપી ચક્ર, ચિત્તરૂપી મોજાં તથા સૃષ્ટિરૂપી પરપોટા ઉત્પન્ન થાય છે.[૧૬–૧૯] હે સૌમ્ય! માયાને નાશ કરનાર પરબ્રહ્મનું સિંહના સમું જે બગાસું તેજ જીવ છે. સંવિત્નો એ આભાસ વિષયરૂપે રહેલ છે, ચિદાભાસરૂપે બ્રહ્મ જીવ કહેવાય છે તથા સંકલ્પથી મન કહેવાય છે. વળી તેનાં બુદ્ધિ, ચિત્ત, અહંકાર તથા માયા એવાં નામ પડે છે. ગંધર્વનગર અસત્ય છતાં સત્ય જણાય છે, તેમ મન તન્માત્રાની કલ્પનાપૂર્વક આ જગતનો વિસ્તાર કરે છે.[૨૦–૨૨] શૂન્ય આકાશમાં, દૃષ્ટિના વિસ્તારથી મુક્તાવલિ દેખાય છે તથા સ્વપ્નમાં જેમ ભ્રમ થાય છે તેમ તે ચિત્તને સંસૃતિનો અનુભવ થાય છે. આત્મા શુદ્ધ, નિત્યતૃપ્ત તથા શાંત છે. તે ચિત્તરૂપી સ્વપ્નના વિભ્રમને જોતો હોય એમ જણાય છે. જાગ્રત અવસ્થા એજ સંસૃતિ છે, અહંકાર સ્વપ્ન છે, ચિત્ત સુષુપ્તિ છે તથા ચૈતન્ય એ તૂર્ય (ચોથું) સ્થાનક છે.[૨૩–૨૫] આમ પ્રત્યગાત્મા (જીવ) અત્યંત શુદ્ધ ચૈતન્યમાત્રને વિષે પરિણામ પામે, એટલે તે તુર્યાતીત પદ કહેવાય. એ પદમાં રહેનારો ફરીથી શોકવાન થતો નથી.[૨૬] તે બ્રહ્મસત્તામાંજ આ જગત ઉત્પન્ન થાય છે તથા તેમાં જ લય થાય છે. પણ ખરું જોતાં જેમ નેત્રદૂષણથી આકાશમાં મુક્તાવલિ દેખાય છે તે મિથ્યા છે, તેમ આ જગતની ઉત્પત્તિ નથી અને લય પણ નથી.[૨૭] પૃથ્વીમાં રહેલાં ઝાડ ઊંચાં વધે છે, તેની ઉન્નતિનું કારણ આકાશ છે; કારણકે તે આકાશ ઝાડને ઊંચું થતાં રોકતું નથી; તેવી રીતે આત્મા માયાથી કરેલા સર્ગને રોકતો નથી, તેથી તેને વિષે કર્તાનો આરોપ છે; પણ વસ્તુતઃ આકાશ જેમ વૃક્ષની ઉન્નતિકર્તા નથી, તેમ આત્મા જગતકર્તા નથી. જેમ શુદ્ધ અરીસામાં પાસે રહેલા પદાર્થનું પ્રતિબિંબ પડે છે, તેમ આત્મા વિષે સંવેદનને લીધે જગત પ્રતિબિંબરૂપે જણાય છે.[૨૮,૨૯] વૃક્ષના બીજમાં અંકુર તથા પત્ર થયા પછી જેમ ફળ થાય છે, તેમ ચૈતન્યરૂપી બીજમાંથી ચિત્ત, જીવ તથા મનની કલ્પનાથી જગત ઉત્પન્ન થાય છે.[૩૦] બીજ તથા ફળથી યુક્ત મેઘના જળનું બિંદુ પૃથ્વીમાં ધાન્ય વગેરે પદાર્થમાં પ્રવેશ કરી જેમ બીજરૂપે ઉત્પન્ન થાય છે, તેમ વાસનાથી વાસિત ચિત્ત ચૈતન્યને લીધે ચિત્ત તથા સર્ગરૂપે ઉત્પન્ન થાય છે.[૩૧] બીજમાં વૃક્ષ તથા બીજ બન્ને રહેલ છે. તેનો બોધ હોય અથવા ન હોય, તોપણ તેમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય છે. તેથી વૃક્ષ અને બીજમાં જેવો ભેદ છે, તેવો ચિત્તરૂપે થયેલ જગતમાં તથા બ્રહ્મમાં ભેદ નથી: કારણકે બીજ અને વૃક્ષના બોધમાત્રથી જ તેના અખંડિત રૂપનું ભાન થતું નથી પણ બ્રહ્મના બોધમાત્રથી જ જેમ દીવો કરવાથી પદાર્થના રૂપ વગેરેનું સંપૂર્ણ જ્ઞાન થાય છે, તેમ અખંડ સ્વરૂપનું જ્ઞાન થાય છે.[૩૨,૩૩] પૃથ્વીમાં જેમ જેમ ખોદવામાં આવે છે, તેમ તેમ ખોદેલા ભાગમાં આકાશ થતું જાય છે; તેવી રીતે અવિદ્યા જેવો જેવો વિચાર કરે, તેવો તેવો તેને અધિષ્ઠાનની સત્તાથી અનુભવ થાય છે. શુદ્ધ સ્ફટિકમણિમાં જેમ અજ્ઞાનને લીધે વન વગેરે જોવામાં આવે, તે પ્રમાણે શુદ્ધ બ્રહ્મને વિષે જગત અનેક પ્રકારનું નથી, તોપણ અનેક પ્રકારનું જોવામાં આવે છે. બ્રહ્મ શુદ્ધ સ્ફટિકમણિ જેવું છે અને જગત તે સ્ફટિકમણિ વિષે પ્રતિબિંબ પામેલાં ફળ, પાંદડાં, લતા તેમજ ગુલ્મ ઇત્યાદિના જેવું છે.[૩૪–૩૬]

**રામ બોલ્યા:** અહો આશ્ચર્ય છે, કે આ જગત અસત્ છતાં સત્રૂપે જણાય છે. અહો! તે મોટું છે, સ્વસ્થ છે, સ્ફુટ છે ને સૂક્ષ્મ છે. બ્રહ્મ વિષે પ્રતિભાસસ્વરૂપ અને વિષય તથા ગુણોના મધ્યમાં રહેલો ઝાકળની કણી જેવો જીવ જે રીતે સ્ફુરે છે, તે મેં સાંભળ્યું. પણ હે પ્રભુ! એ ઝીણી

કણી જે રીતે વિપુલતા(સમષ્ટિ—વ્યષ્ટિ સ્થૂલ દેહ)ને પામે છે અને જે રીતે સ્વાભાવિક અર્થ-(બ્રહ્મ)માંથી આત્મભૂ (વિશ્વવૈશ્વાનર આત્મા —સમષ્ટિનો અભિમાની જીવ) ઉત્પન્ન થાય છે, તે તમે મને કહો.[૩૭–૩૯]

**વસિષ્ઠ બોલ્યા :** ભૂત જો કે પ્રફુલ્લિત અંગથી રહિત છે, તોપણ બાળકના હૃદયમાં જેમ પ્રફુલ્લિત અંગવાળા ભૂતનો ઉદય થાય છે, તેમ બ્રહ્મને વિષે જીવપણાનો અત્યંત અસંભવ છે તથા પૂર્વે તેનો અનુભવ નથી, તોપણ પ્રથમ અનુભવ થયો હોય તેવી રીતે (પરબ્રહ્મમાં જીવ-પણાનો) ઉદય થાય છે.[૪૦,૪૧] બ્રહ્મને વિષે બૃંહ-ણરૂપ શક્તિ રહેલી છે, તે પ્રમાણ અને પ્રમેયરૂપ છે, શુદ્ધ છે, સત્ય છતાં અસત્યરૂપે જણાય છે તથા અભિન્ન છતાં ભિન્ન જણાય છે. જેવી રીતે બ્રહ્મ વિચારરૂપી જીવિતથી જીવરૂપે થાય છે, તેવી રીતે મનનના ધર્મથી તે જીવ મનરૂપે થાય છે.[૪૨,૪૩] ત્યાર પછી ચિત્ત શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપે ઉત્પન્ન થાય છે અને અવિચ્છિન્ન દ્રુપ એ જીવ અતિ સૂક્ષ્મરૂપે આકાશમાં સ્ફુરે છે. એ જીવ સંવેદનરૂપ, કાળને લીધે પંચીકરણ દ્વારા ઉત્પન્ન થયેલા અને સૂર્યની પેઠે પ્રકાશિત તથા અપરિચ્છિન્ન ચિદ્દૃષ્ટિથી આકળના કણ જેવા બ્રહ્માંડરૂપને તથા મનુષ્યાદિ દેહને પોતાને વિષે અનુભવે છે.[૪૪,૪૫] ત્યારે તેને શબ્દ તથા અર્થના વિભાગની સ્ફૂર્તિ ન હોવાથી 'હું કોણ છું?' તેની પણ ખબર નથી પડતી અને પછી પુરુષા-ર્થના વિચાર સહિત પૂર્વના હજારો જન્મનું સ્મરણ થવાથી તેને ગર્ભને વિષે શબ્દના તથા અર્થના વિભાગની ખબર પડે છે.[૪૬] પિંડમાં સ્ફુટ અહંભાવનું વેદન થવાથી, તેને મુખના એક ભાગમાં હવે પછી ઉત્પન્ન થનારી જિહ્વા-ઇંદ્રિય દ્વારા રસનો અનુભવ થાય છે. તેજનું સ્ફુરણ થવાથી તેને ઉત્પન્ન થનાર નેત્ર દ્વારા પ્રકાશનો અનુ-ભવ થાય છે અને ગંધની સ્ફુરણાથી તેને નાસિકા દ્વારા ગંધનો અનુભવ થાય છે. આવી રીતે તે જીવાત્મા કાકતાલીય ન્યાયથી, પૂર્વની વાસનાથી કલ્પિત ઇંદ્રિયોને પોતાના વિષે જુએ છે અને પછી પ્રત્યક્ષ ઉત્પન્ન થાય છે.[૪૭–૫૦] શરીરના એક દેશમાં શબ્દરૂપી ગુણવાળા કાન ઉત્પન્ન થાય છે, તેથી તેને શબ્દનું જ્ઞાન થાય છે. સ્પર્શ ગુણવાળી ત્વચા ઉત્પન્ન થાય છે, તેથી તેને સ્પર્શનું જ્ઞાન થાય છે અને રસગુણવાળી રસના ઉત્પન્ન થાય છે, તેથી તેને રસનો અનુભવ થાય છે.[૫૧,૫૨] રૂપના ગુણવાળાં નેત્ર ઉત્પન્ન થાય છે, તેથી તેને પ્રકા-શનું જ્ઞાન થાય છે, અને ગંધના ગુણવાળી નાસિકા ઉત્પન્ન થાય છે, તેથી ગંધમાત્રની ખબર પડે છે. આવી રીતે બહારના અર્થને પ્રકટ કરનાર ઇંદ્રિ-યોનાં છિદ્ર દેહને વિષે ઉત્પન્ન થાય છે. આમ હે રામ ! સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ જીવનો પ્રતિભાસ-રૂપે આતિવાહિક દેહ ઉત્પન્ન થાય છે. બ્રહ્મની પરસત્તાનું કોઈનાથી વર્ણન થાય તેમ નથી. તે સત્તા અચળ છતાં ચળ હોય તેમ જણાય છે. એ સત્તા જ આતિવાહિક ભાવને પ્રાપ્ત થઈ હોય તેમ જણાય છે. તે આતિવાહિક દેહસત્તા અજ્ઞાને કરીને જોવામાં આવે છે અને જ્ઞાનને કરીને નાશ પામે છે.[૫૩–૫૬] પ્રમાણ, પ્રમેય તથા પ્રમાતા એ બધું બ્રહ્મરૂપ જ છે, એવું જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે આતિવાહિકના કથનનો પ્રસંગ જ શો છે? (એટલે દેહાદિક કલ્પના વ્યવહારમાત્રથી રહેલી છે.)[૫૭] આતિવાહિક દેહ આત્માથી ભિન્ન છે, એવું સંવેદન થવાથી તે ભિન્ન છે; અને બ્રહ્મ-રૂપ જ છે, એવું સંવેદન થવાથી તે દેહ બ્રહ્મરૂપ જ છે; તેમજ ભિન્નતાનું તથા એકતાનું સંવેદન થવું તે સંવેદન પણ બ્રહ્મથી ભિન્ન નથી.[૫૮]

**રામ બોલ્યા :** તમારા કહેવા પ્રમાણે પર-બ્રહ્મના એકપણાથી ચિદેકરસ બ્રહ્મને વિષે અજ્ઞાન-નો સંભવ નથી અને અજ્ઞાન વિના જીવ વગેરે

ભેદકલ્પના પણ ઘટતી નથી; માટે બ્રહ્મથી અતિરિક્ત (જુદો) મોક્ષ શું છે? તથા મોક્ષ માટે વિચાર કરવાનું શું કારણ?[૫૯]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! આ તમારો પ્રશ્ન સિદ્ધાંતને સમયે શોભે તેવો છે. સમય વિના ધારણ કરેલી પુષ્પની માળા સારી હોય તોપણ શોભતી નથી.[૬૦] કાળ વિના થયેલાં પુષ્પ તત્કાળ ઉપયોગમાં આવે તેથી સાર્થક છે, તોપણ તે પુષ્પ કાળ વિના થયાં છે તેથી અનર્થરૂપ છે; તે જ પ્રમાણે માણસને પરિપાક દશા ન આવી હોય, ત્યાં સુધી મોક્ષ શુ છે તથા તે માટે વિચાર કરવાનું શું કારણ? એવાં વચન અનર્થરૂપ છે.[૬૧-૬૨] પદાર્થમાત્રને રોકનાર તથા મુક્ત કરનાર કાળ છે, માટે કાળે કરી સર્વ ફળ મળે છે. ઉપર પ્રમાણે તે જીવાત્મા કાળે કરીને સ્વપ્નસમષ્ટિરૂપ હિરણ્યગર્ભ(બ્રહ્મા)પણાને પામે છે.[૬૩] તે બ્રહ્મા પ્રણવના ઉચ્ચારથી અર્થજ્ઞાન થવાથી સર્વ પદાર્થને જોઈ શકે છે અને મનોરાજ્ય કરે છે, તેથી તન્મયપણુ પામે છે.[૬૪] જે આ જગત પ્રત્યક્ષ જોવામાં આવે છે, તે અસત્ તથા આકાશરૂપ છે. પર્વત વગેરે ઊંચા આકાર છે, તે પણ જ્યારે આકાશરૂપ છે, ત્યારે અલ્પ પદાર્થ આકાશરૂપ હોય તેમા શું આશ્ચર્ય?[૬૫] માટે જે કાંઈ દેખાય છે તેની ઉત્પત્તિ પણ નથી તેમ નાશ પણ નથી; તથાપિ આકાશમાં ગંધર્વનગર દેખાય છે, તેવી રીતે બ્રહ્મ જગતરૂપે દેખાય છે.[૬૬] જે પ્રમાણે બ્રહ્મા વગેરે જીવની સત્તા સત્-અસતરૂપ છે, તે પ્રમાણે પૃથ્વીમાંનાં સઘળાં પ્રાણીની તથા સ્વર્ગમાંના દેવતાની સત્તા પણ સત્ તથા અસતરૂપ છે.[૬૭] બ્રહ્માથી કીડા પર્યંતની ઉત્પત્તિ સંવેદનના સંભ્રમથી થયેલી છે અને તે મિથ્યા છે; કારણકે સારી રીતે જ્ઞાન થવાથી તેનો ક્ષય થાય છે.[૬૮] જે પ્રમાણે બ્રહ્મા ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે કીડો ઉત્પન્ન થાય છે, પણ કીડામાં ભૌતિક મલિનપણુ અધિક હોવાથી તે તુચ્છ કર્મ કરે છે અને બ્રહ્મામાં તેમ ન હોવાથી તે તુચ્છ કર્મ કરતા નથી; એટલો માત્ર તેમાં ભેદ છે.[૬૯] જીવમાં ઉપાધિ અનુસાર જીવપણું રહેલુ છે, તે જીવપણા અનુસાર પૌરુષ રહેલું છે અને તે પૌરુષ અનુસાર કર્મ રહેલાં છે.[૭૦] અત્યંત સારાં કર્મના ફળની અવધિ થાય ત્યારે બ્રહ્માનું પદ મળે છે અને નઠારાં કર્મના પાપફળની અવધિ થાય ત્યારે કીડાપણું પ્રાપ્ત થાય છે. પછી જ્ઞાનનો ઉદય થવાથી બ્રહ્મપદ તથા કીડાપણું એ બન્નેનો ક્ષય થાય છે.[૭૧] પ્રમાણ, પ્રમેય તથા પ્રમાતા ચૈતન્યથી ઇતર નથી, માટે દ્વૈતવાદ માત્ર સસલાનાં શિગડાં જેવો તથા આકાશના પુષ્પ જેવો છે; એટલે કે જેમ સસલાંને શિંગડાં નથી તથા આકાશમાં પુષ્પ નથી, તેમ દ્વૈતવાદ પણ મિથ્યા છે.[૭૨] જે પ્રમાણે કોશેટો બનાવનાર કીડો પોતાનું ઘર બનાવવા સમયે પોતે જ તેમાં બંધાઈ રહે છે, તે પ્રમાણે મનની ભાવનાથી ઉત્પન્ન થયેલા આ જગતમાં માણસો મિથ્યાબંધનનો અનુભવ કરે છે.[૭૩] બ્રહ્માએ પોતાના મને કરીને જેવું જોયું તેવી ઉત્પત્તિ કરી અને જેવી ઉત્પત્તિ કરી તેવી મનુષ્યો જુએ છે. એ જ સ્વાભાવિક નિશ્ચય છે.[૭૪] જે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થતી હોય તે તેમાંથી જ થાય છે, પણ તે વિના થતી નથી, એવો સ્વાભાવિક નિશ્ચય છે.[૭૫] આ ઉત્પન્ન થયેલું જગત મિથ્યા છે, તેની વૃદ્ધિ થાય છે તે પણ મિથ્યા છે, તેનો અનુભવ પણ મિથ્યા છે અને લય પણ મિથ્યા છે.[૭૬] બ્રહ્મ શુદ્ધ છે, સર્વ ઠેકાણે રહેનાર છે, અનંત છે અને અદ્વિતીય છે. ભ્રાંતિથી પરવશ થયેલાં માણસો તેને અશુદ્ધ, અસત્, અનેક અને એક ઠેકાણે રહેનાર હોય એમ જાણે છે. બાળક પોતાની ખોટી કલ્પનાથી જળ તથા તેના તરંગ જુદા છે, એમ માને છે અને તેમાં ભેદ કલ્પે છે; પણ ખરું જોતાં ભેદ

નથી. તેવી રીતે જ આ ભેદ જણાય છે, તે અજ્ઞાની માણસોએ દોરડીમાં થયેલી સર્પની ભ્રાંતિની પેઠે ભ્રાંતિથી જ માત્ર ભેદ કલ્પેલો છે. ભેદ તથા અભેદશક્તિ એ બેને પરસ્પર વિરોધ છે અને તે બન્ને બ્રહ્મમાં રહેલી છે.[૭૭-૭૮] પાણીમાં જેમ તરંગ જુદા રહેલા છે તથા જેમ સુવર્ણ અને કડાં-કુંડળ ભિન્ન જણાય છે, તેવી રીતે આત્મા પોતે પોતાથી જુદો હોય તેમ જણાય છે.[૭૯] પ્રથમ આત્માને વિષે જગતની સ્ફુરણા થાય છે, તે સ્ફુરણાનો વિસ્તાર થવાથી મન થાય છે અને તે મન વડે અહંભાવ થાય છે. આ પ્રમાણે નિર્વિકલ્પ પ્રત્યક્ષરૂપે જણાતું આ જગત પ્રથમ મનરૂપે થયુ. ત્યાર પછી અહંકારની ભાવનાથી અહંકાર ઉત્પન્ન થયો[૮૦] ત્યાર પછી મન અને અહંકાર એ બન્નેથી સ્મૃતિ ઉત્પન્ન થઈ. પછી મન, અહંકાર અને સ્મૃતિથી અનુભવ પ્રમાણે તન્માત્રા ઉત્પન્ન થઈ. એ તન્માત્રાને વિષે જીવ ઉત્પન્ન થયા અને તેમાં ચિત્તપણું આવ્યુ. આ પ્રમાણે ઉપાદાનકારણ બ્રહ્મમાંથી આ જગતનો સન્નિવેશ કલ્પેલો છે.[૮૧] આ પ્રમાણે મન જેવી કલ્પના કરે છે, તેવા પદાર્થ જોઈ શકે છે. આ જગત સાચું હોય અથવા ખોટુ હોય, પણ ચિત્ત જેવી કલ્પના કરે છે, તેવું તે જોઈ શકે છે અને તે જોયેલુ બધું સત્ય હોય એમ જાણીને તે તેમાં વ્યવહાર કરે છે.[૮૨]

एवं यदेव मनः कल्पयति तदेव पश्यति।
सद्वा भवत्वसद्वा चित्तं यत्कल्पयत्यभिनिविष्टम्
तत्तत्पश्यति यास्यति सदिव प्रतिभासमुपगतं सद्यः ॥ ८२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સત્યોપદેશ' નામનો સર્ગ ૬૭મો સમાપ્ત**

# સર્ગ ૬૮મો*

## કર્કટી રાક્ષસીનું આખ્યાન: તેણે કરેલું ઉગ્ર તપ

**वसिष्ठ उवाच**

अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ।
राक्षस्योक्तं महाप्रश्नजालमावलिताखिलम् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! આ સમયે હું તમને રાક્ષસીનો કહેલો એક પુરાતન ઇતિહાસ કહું છું; તે ઇતિહાસ ઘણા પ્રશ્નથી યુક્ત છે.[૧] હિમાલય પર્વતની ઉત્તરદિશામાં કર્કટી નામની એક ભયંકર રાક્ષસી હતી. તે જાણે શ્યામ કાજળના પર્વતમાંથી બનાવેલી એક પૂતળી જેવી હતી.[૨] 'વિષૂચિકા' તેનું બીજું નામ હતું. તે અન્યાય કરનારને પીડા કરનારી હતી. તેનો દેહ વિંધ્યાટવીના જેવો શુષ્ક અને દૂબળો હતો.[૩] તે મહાબળવતી હતી અને અગ્નિના જેવાં તેનાં નેત્ર હતાં. પૃથ્વી તથા આકાશના અર્ધભાગને પૂરી દે તેવો તેનો દેહ હતો. નીલ અંબરને ધારણ કરનારી તે જાણે સાક્ષાત્ કૃષ્ણપક્ષની રાત્રિ હતી.[૪] તે ઝાકળરૂપી વસ્ત્રથી ઢંકાયેલી હતી અને તેને વાદળાંરૂપી માથાનું ઓઢણુ હતું. તે લાંબાં થયેલાં વાદળાંની જેમ શોભતી હતી અને તેના મસ્તકના કેશ અંધકારના જેવા હતા.[૫] નિત્ય સ્થિર રહેલી વીજળીના જેવાં તેનાં નેત્ર હતાં, તમાલના વૃક્ષ જેવા તેના ઘૂંટણ હતા. વૈડૂર્યમણિના જેવા વર્ણના અને સૂપડાંના જેવા આકારના તેના નખ હતા અને ભસ્મ તથા ઝાકળના જેવુ તેનું હાસ્ય હતું.[૬] માંસરહિત મનુષ્યના દેહરૂપી પુષ્પની માળાથી તે દીપતી હતી અને સર્વ અંગમાં પરોવેલી શબની માળાથી તે શોભતી હતી.[૭] તે ભૂતની સાથે નૃત્ય કરતી હતી અને

*આ અડસઠમા સર્ગમાં કર્કટી રાક્ષસીનું આખ્યાન તથા તેણે સર્વ-જંતુનો નાશ કરવા સારુ કરેલા ઉગ્ર તપનું વર્ણન લખેલું છે.

તેનાં કાળવર્ણાં કકાલ કૂંડળો હાલતાં હતાં. તેણે સૂર્યને ગ્રાસવા માટે જાણે પોતાની ડોક ઊંચી કરી હોય એમ જણાતુ હતું. તેના હાથ ભયંકર અને ઉગ્ર હતા.[૮] તેની કાયા મોટી હતી અને તેને યોગ્ય આહાર મળતો નહોતો. આથી સમુદ્રના વડવાનલ અગ્નિની જેમ તેનો પ્રબલ જઠરાગ્નિ અતૃપ્ત હતો. તે મોટા ઉદરવાળી રાક્ષસી ક્યારે ય તૃપ્તિ પામતી નહોતી. તેથી વડવાનલના જેવી જીભવાળી તે કર્કટી એક દિવસ વિચાર કરવા લાગી, કે 'સમુદ્ર જેમ શ્વાસ ખાધા વિના શ્વાસેશ્વાસે જળના સમૂહનું ભક્ષણ કરે છે, તેમ હું જબૂદ્રીપમાં રહેલાં સર્વ મનુષ્યને ગળી જાઉં. એટલે મેઘથી જેમ મૃગતૃષ્ણાની શાંતિ થાય છે, તેમ મારી ક્ષુધાની શાતિ થશે. દુઃખની વેળાએ જે યુક્તિથી જીવન ચાલે તે યુક્તિ કરવામાં કાંઈ બાધ નથી.[૯-૧૨] પણ માણસો તો મત્ર, ઔષધ, તપ, દાન તથા દેવપૂજાથી રક્ષિત થયેલા છે, એટલે હું તે સૌનો કેમ કરીને એકદમ નાશ કરી શકુ ?[૧૩] હું ચિત્તમાં ખેદ કર્યા વિના પરમ તપ કરુ; કારણ કે મહાઉગ્ર તપ કરવાથી દુર્લભ પદાર્થ પણ સુલભ થાય છે.[૧૪] આમ સર્વ પ્રાણીઓનો નાશ કરવાની ઇચ્છા થવાથી, તે રાક્ષસીએ આ પ્રમાણે તપ કરવાનો વિચાર કર્યો અને પછી તેણે પ્રાણીઓને દુર્ગમ એવા હિમાલય પર્વતનું સ્મરણ કર્યું.[૧૫] જાણે હાથપગવાળી શ્યામવર્ણવાળી અભ્રમંડળી હોય, તેવો તેનો દેહ હતો. સ્થિર વીજળીના જેવાં તેનાં લોચન હતાં. એવી તે રાક્ષસી, હિમાલય પર્વતના શિખર ઉપર ચડી.[૧૬] ત્યાં જઈ તેણે સ્નાન કર્યું અને તપ કરવાનો પ્રારંભ કર્યો. ચદ્ર અને સૂર્યના જેવાં પ્રકાશ પામતાં નેત્રવાળી એ રાક્ષસી ત્યાં એક પગે ઊભી રહી.[૧૭] ટાઢ તથા તડકામાં લીન થયેલી અને જાણે પર્વતમાથી નીકળેલી હોય એવી તે રાક્ષસીને તપ કરતાં કેટલાક દિવસો, પખવાડિયાં, માસ તથા ઋતુઓ ચાલી ગઈ.[૧૮] શ્યામવર્ણની, ઊંચે ઊડનારી અને ઊંચા દેશવાળી તે રાક્ષસી વાદળાંની માળાની જેમ સ્થિર રહી હતી અને આકાશને ગળવાને તત્પર થઈ રહી હતી. લુખ્ખા પવનોથી તેનાં અંગો ઢીલાં પડી ગયાં હતાં અને તેની ચામડી શિથિલ થઈ ગઈ હતી એ ચામડી જાણે તેનું ચીર હતું. સેનાની જેમ શબ્દ કરતા પવનોએ અંધકારસમૂહ જેવા તેના ઊંચા કેશોને હલાવી નાખ્યા હતા અને તેથી તે જાણે નક્ષત્રો અને તારાઓરૂપી મોતીઓને ધારણ કરી રહી હોય એવી જણાતી હતી. આવી તે કર્કટીને જોઈને અજન્મા બ્રહ્મા તેને વરદાન આપવા આવ્યા.[૧૯-૨૦]

आलोक्य तां पवनजर्जरितांगकत्वक् चीरांगणाकृतिरणत्पवनावधूतैः । ऊर्ध्वस्थमूर्द्धजतमःपटलैर्दधानां तारौघमौक्तिकमजः समुपाजगाम ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'રાક્ષસીવર્ણન' નામનો સર્ગ ૬૮મો સમાપ્ત

## સર્ગ ૬૯મો×

### કર્કટી રાક્ષસીને બ્રહ્માનું વરદાન

वसिष्ठ उवाच

अथ वर्षसहस्रेण तां पितामह आययौ ।
दारुणं हि तपः सिद्धयै विषाग्निरपि शीतलः ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! આ પ્રમાણે તેણે હજાર વર્ષ તપ કર્યું, ત્યારે બ્રહ્મા તેને વરદાન આપવા તેની પાસે આવ્યા; કેમ કે દારુણ તપ કરવાથી મનોરથ સિદ્ધ થાય છે. તપ કરવાથી વિષરૂપી અગ્નિ પણ શીતળ થાય છે.[૧] બ્રહ્માનાં દર્શન કરીને રાક્ષસીએ મનથી તેમને પ્રણામ કર્યા અને મનમાં વિચાર કર્યો, કે 'એવું કયું વરદાન છે કે જેથી મારી ક્ષુધાની સંપૂર્ણ રીતે શાંતિ થાય ?' હા સાંભર્યું ! બ્રહ્મા પાસે હું એક

× આ અગણોતેરમા સર્ગમાં બ્રહ્માએ રાક્ષસીને વરદાન આપ્યું, ગુણીજનની રક્ષા સારુ મંત્ર કહ્યો અને બ્રહ્મા પાછા પોતાના લોકમા ગયા, એટલી વાત કહેવામા આવશે.

એવું વરદાન માગું, કે હું રોગરૂપી અને લોઢાની જીવવાળી સૂચિકા (સોય) થાઉં.[3] બ્રહ્માના આ વરદાનથી હું બે પ્રકારની સોય થઈશ અને સુગંધની પેઠે પ્રાણીમાત્રના હૃદયમાં અવશ્ય રીતે પ્રવેશ કરીશ. પછી આ રીતે ઇચ્છા પ્રમાણે ક્ષુધાની શાંતિ કરવા માટે હું આખા જગતને ગળી જઈશ. આ પ્રમાણે ક્ષુધાની શાંતિ થશે એટલે મને સુખ થશે.' આ પ્રમાણે વિચાર કરતી તે રાક્ષસી હિંસા કરવામાં ઇચ્છાવાળી છે; એમ જાણીને બ્રહ્મા તેને ગંભીર ઘોષમાં કહેવા લાગ્યા.[4–6]

**બ્રહ્મા બોલ્યા:** હે પુત્રી! હે કર્કટિકા! હે રાક્ષસના કુળપર્વતમાં અભ્રમાળરૂપી રાક્ષસી! તું ઊભી થા. હું પ્રસન્ન થયો છું; માટે તું ઇચ્છામાં આવે તેવું વરદાન માગી લે.[7]

**કર્કટી બોલી:** હે ભગવન્! હે ભૂતભવ્યેશ! જો તમે વરદાન આપવા આવ્યા હો, તો હું અનાયસી (રોગરૂપી, જીવ સહિત માટે લોઢાની નહિ) તથા આયસી (લોઢાની) જીવવાળી સૂચિકા (સોય) થાઉં, એવું વરદાન આપો.[8]

**વસિષ્ઠ બોલ્યા:** રાક્ષસીનાં આવાં વચન સાંભળી બ્રહ્માએ તેને 'તથાસ્તુ' કહ્યું. વળી તે બોલ્યા: 'હે રાક્ષસી! તું 'वि' ઉપસર્ગ સહિત 'सूचिका' થઈશ; એટલે કે તું 'विपूचिका' થઈશ.[9] સૂક્ષ્મ માયાથી તું સર્વ લોકની હિંસા કરીશ. દુષ્ટ ભોજન કરનાર, દુષ્ટ આરંભ કરનાર (બીજાનું અનિષ્ટ કરનાર), મૂર્ખ, શાસ્ત્રના માર્ગથી વિરુદ્ધ રીતે ચાલનાર અને દુષ્ટ દેશમાં નિવાસ કરનાર દુષ્ટ લોકના હૃદયમાં તું પ્રાણ દ્વારા અપાનથી હૃદય પર્યંત પ્રવેશજે અને તેમને પ્લીહામાં પીડા કરીને તેમનો નાશ કરજે. તું વાતલેખારૂપી વિષૂચિકા વ્યાધિ થશે અને તું સગુણ તથા નિર્ગુણ માણસનો નાશ કરશે.[10–12] શાસ્ત્ર તથા સદાચારમાં નિષ્ઠાવાળા ગુણવાન માણસની રક્ષા કરવા માટે (વિષૂચિકા રોગ મટવા માટે) હું મંત્ર કહું છું.

**બ્રહ્મા બોલ્યા:** હિમાલય પર્વતની ઉત્તર બાજુએ 'કર્કટી' નામની રાક્ષસી છે.[13] તેનું 'વિપૂચિકા' એવું નામ છે અને તે અન્યાય કરનાર માણસને દુઃખ દેનારી છે. તેની શાંતિનો મંત્ર આ પ્રમાણે છે:

ॐ ह्रीं ह्रां रीं रां विष्णुशक्तये नमः। ॐ नमो भगवति विष्णुशक्तिमेनां। ॐ हर हर नय नय पच पच मथ मथ उत्सादय दूरे कुरु स्वाहा हिमवंतं गच्छ जीव सः सः सः चंद्रमंडलगतोऽसि स्वाहा ॥

મંત્ર જાણનાર માણસે આ મંત્ર લખવો અને તેને ડાબા હાથમાં રાખી વિષૂચિકા થયેલા રોગીને જમણા હાથથી માર્જન કરવું. પછી 'કર્કટી' નામની વિષૂચિકા રાક્ષસી મંત્રરૂપી મુદ્ગરથી પીડા પામીને હિમાલય પર્વતમાં ચાલી ગઈ એવી ભાવના કરવી. પછી રોગી ચંદ્રમંડળના અમૃતકુંડમાં રહેલો છે અને અજર, અમર તથા સર્વ વ્યાધિથી મુક્ત થયો છે, એમ મનથી ધ્યાન ધરવું.[14–16] આ પ્રમાણે પવિત્રપણાથી આચમન કરી ચિત્તમાં વ્યગ્રતા રાખ્યા વિના મંત્ર ધારણ કરનાર માણસ વિષૂચિકા રોગનો નાશ કરી શકે છે.[17] પછી ઉજ્જ્વળ કાંતિવાળા, આકાશમાં રહેવાવાળા અને ત્રણ લોકના નાથ એવા બ્રહ્મા પોતાના લોકમાં ગયા. તે સમયે આકાશમાં રહેલા સિદ્ધગણે તેમની પાસેથી વિષૂચિકામંત્ર ગ્રહણ કર્યો અને અન્ય કાર્ય માટે આવેલા ઇંદ્રે તેમને દંડવત્ પ્રણામ કર્યા.[18]

इति गगनगतस्त्रिलोकनाथो गगनगसिद्धगृहीतसिद्धमंत्रः। गत उपगतशक्रवंद्यमानो निजपुरभक्षयमायमुज्ज्वलश्रीः ॥ १८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'વિષૂચિકામંત્રકથન' નામનો સર્ગ ૬૯મો સમાપ્ત**

## સર્ગ ૭૦મો×

## કર્કટીનું સૂચિરૂપ થવું તથા તેનાં કર્મોનું વર્ણન

वसिष्ट उवाच

अथ भूधरशृंगाभा सा महाकृष्णराक्षसी ।
कज्जलांबुदलेखेव तानवं गंतुमुद्यता ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : ત્યાર પછી પર્વતના શિખર જેવી કાંતિવાળી ને ઘણા જ કાળાવર્ણની તે રાક્ષસી કાજળરૂપી મેઘલેખાની પેઠે ધીમે ધીમે પાતળી થવા માંડી.[1] તે પ્રથમ વાદળાંના આકારની થઈ, પછી વૃક્ષની શાખાના જેવડી થઈ, પછી પુરુષના જેવડી થઈ, અને પછી હાથ જેવડી થઈ.[2] ત્યાર પછી તે પ્રાદેશ÷ જેવડી થઈ, પછી એક આંગળી જેવડી થઈ, પછી અડદની શિંગ જેવડી થઈ અને પછી સોય જેવડી થઈ. ત્યાર પછી તે કમળના કેસરા જેવી ઝીણી સુંદર સોય થઈ. આમ પર્વતના શિખરના આકારવાળી તે રાક્ષસી સંકલ્પ વડે ક્રમે કરીને અણુ જેવડી થઈ ગઈ.[3-4] એ રાક્ષસી સૂક્ષ્મ સૂચિરૂપે (આયસી) અને જીવ સૂચિરૂપે (અનાયસી) થઈ. તે સૂચિકા જુર્યષ્ટક (મહાભૂત, કર્મેંદ્રિયો, જ્ઞાનેંદ્રિયો, પ્રાણ, અંતઃકરણ, અવિદ્યા, કામ અને કર્મ) વડે ચાલતી હતી, આકાશમાં ગમન કરતી હતી અને વ્યોમમાં વાસ કરતી હતી.[5] તે સૂચિરૂપે દેખાય છે પણ તેમાં લોઢાનું નામ નથી. તેથી સંસારમાંની ભ્રાંતિ માંહેલી આ સૂચિ એ પણ એક જાતની ભ્રાંતિ છે.[6] સૂર્યનાં કિરણનો અંદર પ્રવેશ થવાથી તે કોમળ રત્નમય સોયા જેવી સોહામણી હતી અને વૈદૂર્યમણિના કિરણની જાણે માલા હોય તેમ તે શોભતી હતી. તેનામાં મનન કરવાનો ધર્મ વિશેષ હતો.[7] તે પવનથી આવેલી કાજળરૂપી મેઘની લતાના જેવી દેખાતી હતી. તેનાં નેત્રના સૂક્ષ્મ છિદ્રમાં રહેલી કનીનિકા (આંખની કીકી) આકાશમાંનાં સૂક્ષ્મ નક્ષત્ર જેવી શોભતી હતી.[8] તેના પૂછડાનો અગ્રભાગ અતિ સૂક્ષ્મ હતો અને તેનું મુખ સુંદર હતું. આવી રીતે વરદાનથી તેનું સૂક્ષ્મરૂપ થયુ, એટલે પોતાના વિસ્તારની શાંતિ માટે તેણે મૌનવ્રત ધારણ કર્યું.[9] તેનું સૂક્ષ્મશરીર પ્રત્યક્ષ નહોતું, તેથી આકાશપણાને પામેલું તેનું રૂપ દૂરદૂરથી દીવાના જેવો પ્રકાશ પામતું હતું. વરદાનથી ઇચ્છિત દેહ પામ્યાથી પ્રસન્ન થયેલી તે રાક્ષસી મોઢાથી જાણે આકાશનું વમન કરતી હોય એમ જણાતી હતી.[10] વિસ્તાર પામેલા દીવાનાં કિરણ જેવી તે કોમળ હતી, એટલે અર્ધમીંચી આંખથી જ તે દેખાય તેવી હતી. તત્કાળ સ્નાન કરાવેલા બાળકના વાળ જેવો તે રાક્ષસીનો ચંચળ વિલાસ હતો. પુષ્પના કેસરામાંથી જાણે તંતુ ઊડ્યો હોય અથવા બહાર ફરવાના કૌતુકથી જાણે સુષુમ્ણા નાડી બ્રહ્મરંધ્રમાંથી નીકળીને સૂર્યમંડળ પ્રતિ ઊંચી જતી હોય, તેમ તે જણાતી હતી.[11-12] નિયત ઇંદ્રિયોની શક્તિવાળી તે રાક્ષસી લિંગદેહથી બહાર જણાતી હતી. જેમ બૌદ્ધોએ માનેલા આલયવિજ્ઞાનના પ્રવાહ અને તાર્કિકોના ધારાવાહિક પ્રવાહ પોતાના જાણવામાં આવે છે, પણ જેમ કોઈના જાણવામાં આવતા નથી; તેમ તે કોઈના જાણવામાં આવતી ન હતી.[13] તે અત્યંત અલક્ષ્ય હોવાથી શૂન્યવાદને ઉત્પન્ન કરનારી હતી. આકાશના જેવો તેનો વર્ણ હતો. તે કાંઈ પણ શબ્દ બોલતી નહિ.

અદૃશ્ય તથા જીવવાળા સોયના સ્વરૂપમાં તે રહેલી હતી.[14] હોલવાયેલા દીવાની આંચ જેમ જોવામાં આવતી નથી, છતાં તેને સ્પર્શ કરવાથી

× આ સિત્તેરમા સર્ગમાં તે રાક્ષસીનુ શરીર ક્રમે કરીને સૂક્ષ્મ થવું તથા એ જાતનું તેનું સૂચિરૂપ થવું અને પ્રાણીના શરીરમાં તેણે પ્રવેશ કર્યો, એ કથા કહેવાશે.

÷ અંગૂઠો તથા તર્જની આંગળી લાંબી કરવાથી જેટલો વિસ્તાર થાય તેને પ્રાદેશ કહે છે.

તાપ લાગે છે, તેમ તે અદશ્ય હતી, તોપણ અતિ તીક્ષ્ણ હતી. તે ચિદાભાસને કલન (દબાણ) કરવાના ધર્મવાળી છે અને તેનું તત્ત્વ વાસનામાત્ર છે.[૧૫] આ પ્રમાણે તે રાક્ષસીએ આખા જગતને ગળી જવા માટે સોયના રૂપનો અંગીકાર કર્યો; પણ તેનું રૂપ સૂક્ષ્મ હોવાથી તે જગતને ગળવા સમર્થ થઈ નહિ.અહો! તેની મૂર્ખતા તો જુઓ.[૧૬] તેણે મનથી જગતને ગળી જવાની ઇચ્છા કરી હતી, પણ સોયના તુચ્છ રૂપનો વિચાર કર્યો નહોતો. આમ કેવળ સંકલ્પને જ જોતી તે રાક્ષસીનું તપ નિરર્થક થયું.[૧૭] અનર્થમાં બુદ્ધિવાળી તે રાક્ષસીએ વિચાર કર્યા વિના સોયના રૂપનો અંગીકાર કર્યો. જે માણસની બુદ્ધિ અનર્થમાં હોય તેને પૂર્વાપરનો વિચાર ઉત્પન્ન થતો નથી.[૧૮] નિઃશ્વાસે કરીને જેમ અરીસો મલિન થઈ જાય છે, તેમ પ્રિય પદાર્થમાં તલ્લીન થયેલું ચિત્ત, તે પદાર્થની પ્રાપ્તિના દૃઢ પ્રયત્નના સામર્થ્યને કારણે ભાવનાને લીધે વિપરીત ભાવને પામે છે અને તેને પૂર્વાપરનો વિચાર સૂઝતો નથી.[૧૯] ઉપર કહેલી એ રાક્ષસીએ જગતને ગળી જવારૂપી પોતાનો અર્થ સિદ્ધ કરવા સારુ પોતાના મોટા શરીરનો ત્યાગ કર્યો. અને સૂચિશરીરનો અંગીકાર કર્યો. તેણે સ્વાર્થની સિદ્ધિ માટે મરણનું મહાદુ:ખ પણ મહાસુખરૂપ માન્યું.[૨૦] અહો એક જ વસ્તુમાં અતિ પ્રીતિ કરનાર માણસની કેવી વિષમ ગતિ થાય છે! કર્કટી રાક્ષસીએ એક વસ્તુમાં અતિ પ્રીતિ રાખીને પોતાની ઇચ્છાથી દેહનો પણ તૃણની પેઠે ત્યાગ કર્યો. એક વસ્તુમાં અતિ પ્રીતિ કરનાર માણસને બીજી વસ્તુમાં ભાન રહેતું નથી. કર્કટી રાક્ષસીએ જગતને ગળી જવાની અતિ ઇચ્છાને લીધે પોતાના દેહના નાશનો પણ વિચાર કર્યો નહિ.[૨૧-૨૨] એક વસ્તુમાં અતિ ઇચ્છા રાખનાર માણસને તેમાં તેનો નાશ થતો હોય, તોપણ તે તેને સુખરૂપ માને છે. તે રાક્ષસીએ પોતાના દેહનો નાશ થયો, તોપણ તેમાં તેણે સંતોષ માન્યો.[૨૩] આવી રીતે પ્રાણીમાત્રને ગળી જવાની ઇચ્છાવાળી તે 'जीवविपूचिका' આકાશરૂપ નિરાકાર તથા આકાશની પેઠે સૂક્ષ્મ લિંગશરીરવાળી થઈ હતી.[૨૪] તેજના સૂક્ષ્મ પ્રવાહ જેવી તેની કાંતિ હતી. તે પ્રાણતંતુરૂપ હતી અને કુંડલિની શક્તિ જેવો તેનો આકાર હતો. સૂર્ય અને ચંદ્રના કિરણ જેવી તે સુંદર હતી.[૨૫] એટલા માટે એ રાક્ષસીની, પાપરૂપ તલવારની ધાર જેવી ક્રૂર મનોવૃત્તિ જ, જીવસૂચિકારૂપે રહી છે. તે આયસી સૂચિથી ભિન્ન છે. પુષ્પના ગંધની પેઠે તે જીવસૂચિ સૂક્ષ્મરૂપે પ્રાણીના હૃદયમાં પ્રવેશ કરે છે અને હિંસા આદિની ચતુરતાના સંપાદનરૂપે પ્રકટ રહે છે. તે પારકા પ્રાણનું હરણ કરીને પોતાનો પરમ અર્થ પૂરો કરવામાં પરાયણ રહે છે. આમ તે રાક્ષસી આયસી અને અનાયસી એમ બે સૂચિરૂપે થઈ. હવે ઝાકળના જેવી પાતળી તથા રૂના જેવી કોમળ તે રાક્ષસીએ બે પ્રકારનાં સૂક્ષ્મ સ્વરૂપથી માણસના હૃદયમાં પ્રવેશ કરીને શરીરને વીંધતાં દશે દિશામાં ફરવા માંડ્યું.[૨૬-૨૯] પ્રત્યેક માણસ પોતાના સંકલ્પથી લઘુ (હલકો) તથા ગુરુ (ભારે) થાય છે; તેમ જ કર્કટી રાક્ષસીએ ઉગ્ર શરીરનો ત્યાગ કરી સૂચિશરીરનો સ્વીકાર કર્યો.[૩૦] કર્કટી રાક્ષસીએ તપ કરીને સોય સમાન પિશાચપણાની પ્રાર્થના કરી, તેવી રીતે આ જગતમાં ક્ષુદ્રબુદ્ધિવાળા માણસને તુચ્છ અર્થ પણ આનંદ ઉપજાવનાર થઈ પડે છે.[૩૧] કર્કટી રાક્ષસીએ તપ કર્યું, તેથી તેને પુણ્ય થયું; તોપણ તેનો મનોસ્વભાવ ક્રૂર રાક્ષસજાતિનો હતો, એટલે તેની માણસને ગળી જવાની પાપી ધારણા મટી નહિ. તે જ પ્રમાણે આ જગતમાં ક્રૂર અંત:કરણવાળાં માણસો ઉત્તમ પુણ્યકર્મ કરે, તોપણ તેમનો જાતિસ્વભાવ શાંત થતો નથી.[૩૨] ઉપર પ્રમાણે તે રાક્ષસીએ દશે દિશામાં ફરવા

માંડ્યું, ત્યારે ભારે પવનથી તેનુ શરીર શરદૃઋતુનાં વાદળાંની પેઠે વીંખાઈ ગયું.[૩૩] રોગથી પરવશ થયેલા માણસના શરીરમાં તેમજ દૂબળા તથા સ્થૂલ શરીરવાળા માણસના શરીરમાં પ્રવેશ કરીને તે રાક્ષસી વાતસૂચિ થઈ અને તેણે વિષૂચિકાનો રોગ ઉત્પન્ન કરવા માંડ્યો.[૩૪] તે કોઈ સમયે પાતળા દેહવાળાં, સ્વસ્થ તથા સુબુદ્ધિવાળાં માણસોનાં શરીરમાં જીવસૂચિપણાથી પ્રવેશ કરીને, તેમનામાં તે અંતર્વિષૂચિકા (દુષ્ટ બુદ્ધિ) ઉત્પન્ન કરે છે. આમ દુષ્ટ બુદ્ધિવાળાં માણસોનાં શરીરમાં રહીને તે રાક્ષસી કદી તૃપ્ત થતી હતી અને કદી પુણ્યવાન માણસો તેને મંત્ર, ઔષધિ તથા તપના ક્રમથી કાઢી પણ મૂકતાં હતાં.[૩૫-૩૬] આ પ્રમાણે બે દેહથી આકાશમાં તથા પૃથ્વીમાં ફરતાં ફરતાં તેને ઘણાંક વર્ષ ચાલ્યાં ગયાં.[૩૭] તે રાક્ષસી કોઈ સમયે પૃથ્વી વિષે ધૂળમાં સંતાઈ રહેતી, તો કોઈ સમયે હાથની આંગળીઓમાં સંતાઈ રહેતી. કોઈ સમયે તે આકાશ વિષે પ્રભામાં સંતાઈ રહેતી, તો કોઈ સમયે તે વસ્ત્રના તંતુમાં સંતાઈ રહેતી.[૩૮] કોઈ સમયે તે શરીરની અંદર સ્નાયુરૂપી નદીમાં, કોઈ સમયે વ્યભિચારાદિ દોષથી દૂષિત થયેલી ઇંદ્રિયમાં, કોઈ સમયે ધૂળથી મેલા થયેલા અવયવોમાં, કોઈ સમયે સુકાઈ ગયેલી માણસના હાથપગની રેખારૂપી નદીના ખાડામાં અને કોઈ સમયે સૂક્ષ્મ રેખારૂપી જૂના ખડમાં તે રહેતી.[૩૯] કોઈ સમયે તે કાંતિહીન અને સૌભાગ્યરહિત માણસોનાં અંગમાં સદ્‌ભાવશૂન્ય થઈને રહે અને ઉચ્છ્વાસ ઉપડાવે કોઈ સમયે તે રાક્ષસી બણબણતી માંખવાળા, દુષ્ટ વાયુવાળા, લીલા ઘાસવાળા, બીલી અને આંબા આદિ વૃક્ષો વિનાના સ્થળમાં પણ સંતાઈ રહે.[૪૦] કોઈ સમયે તે એવા દેશમાં સંતાઈ રહે, કે જે દેશમાં સ્થૂલ પશુ તથા માણસનાં હાડકાં પડ્યાં હોય, જેમાં નિરંતર આત્માનિષ્ઠ તથા પરપીડને હરનારાનો અભાવ હોય અને જેમાં અપવિત્ર માણસો ભૂંડાં વસ્ત્રો પહેરીને ધૂમાધૂમ કરતાં હોય.[૪૧] કોઈ સમયે તે મધમાખી તથા કાગડા અને કોયલને રહેવાના ઝાડના પોલાણમાં તથા ઠૂંઠામાં સંતાઈ રહે છે, તો કોઈ સમયે તે રુક્ષ શબ્દ કરતા વાયુની હાલતી અંગુલિરૂપી ઝાડની શાખામાં રહે છે.[૪૨] કોઈ સમયે તે માળારૂપી વાદળાંની લેખામાં સંતાઈ રહે છે, તો કોઈ સમયે તે ફાટી ગયેલ આંગળીઓના વ્રણ જેવા ખાડામાં સંતાઈ રહે છે. કોઈ સમયે તે ઝાકળના બિંદુમાં સંતાઈ રહે છે, તો કોઈ સમયે રાફડામાં લપાઈ રહે છે.[૪૩] કોઈ સમયે તે ઝાંઝવાનાં જળથી ઝગઝગતા મરુદેશમાં સંતાઈ રહે છે, તો વળી કોઈ સમયે તે નખવાળા વ્યાઘ્ર તથા અજગર આદિના કઠોર અરણ્યમાં રહે છે અને કોઈ સમયે તે ક્યાંક પાકેલી, નાસી જતી તેમ જ બીધેલાઓથી પણ બીતી એવી જૂઓથી ભૂંડા એવા વટેમાર્ગુઓનાં સ્થાનકોમાં સંતાઈ રહે છે.[૪૪] કોઈ સમયે તે વિરૂપ તથા શુષ્ક પિશાચ વગેરેએ ચાવેલા તાંબૂલની સુકાયેલ બીડી જેવાં ખરી ગયેલાં, સુકાયેલાં પાંદડાંવાળાં પાણીનાં ગંધાતાં ખાબોચિયાંમાં સંતાઈ રહે છે અને કોઈ સમયે તે માર્ગની તુચ્છ નદી ઉપર પથિકજનને વિશ્રાંતિ લેવાના શીતળ સ્થાનકમાં સંતાઈ રહે છે.[૪૫] કોઈ સમયે તે ગળી ગયેલ યૂકાના† ઉદરમાં રહેલા માણસના રુધિરથી જેનાં ગલોફાં ભરાયેલાં છે, તેવા નરવાનરના* નખરૂપી મુખપણાને ધારનાર÷ આંગળીઓના સમૂહમાં સંતાઈ રહે છે.[૪૬] કોઈ સમયે તે અનેક પ્રકારનાં વિચિત્ર વસ્ત્રથી શોભતાં શહેરમાં

† જૂ * વાંદરા ÷ વાંદરા જૂ ખાઈ જાય છે અને જૂ માણસનુ લોહી પીએ છે, તેથી માણસના લોહીથી વાંદરાંનાં ગલોફાં ભરાઈ રહેલાં હોય જ તથા વાંદરાં નખથી જૂ પકડે છે, તેથી તેનુ નખરૂપી મુખ લખેલુ છે.

જઈ રહે છે, તો કોઈ સમયે તે જવા–આવવાના પરિશ્રમથી અતિ થાકી જાય છે.[૪૭] કોઈ સમયે તે નગર તથા ગામડાંમાં રહેલાં સૂત્ર તથા પાત્રમાં ભરાઈ રહે છે. જેમ મહોન્મત્ત બળદ અરણ્યમાં પોતાનાં શિંગડાથી ટિંબા ખોદી નાખે છે, તેમ તે રાક્ષસી અનેક પ્રકારના તાપથી તપતાં માણસોના દેહરૂપી અરણ્યમાં બળદની પેઠે રહે છે. તંતુ (દોરો) પરોવેલા મુખવાળી તે સૂચિકા (સોય) સીવીસીવીને થાકી જાય છે, ત્યારે આરામને માટે તે હાથમાંથી પડી જઈને લૂગડાંમાં સંતાઈ રહે છે.[૪૮-૪૯] તે સૂચિકા ક્રૂર તથા કઠિન છતાં માણસના હાથમાં વાગતી નથી, તેથી લોકો તેનો ત્યાગ કરતા નથી; કારણ કે કોઈ માણસ તીક્ષ્ણ હોય પણ જો તે પોતાની તીક્ષ્ણતા બહાર ન બતાવે, તો લોકો તેનો ત્યાગ કરે નહિ.[૫૦] આ પ્રમાણે તે આયસી સૂચિકાએ જીવસૂચિ સહિત નૌકાની સાથે વિહરતી ભારે શિલાની જેમ તેમ જ વૃદ્ધ માણસના મનમાં રહેલી આશાની જેમ દિશાઓમાં ફરવા માંડ્યું.[૫૧] પવનની સત્તાથી ફોતરાં જેવી રીતે ચારે બાજુ ઊડે છે, તેવી રીતે તે સૂચિએ અંતઃકરણની સત્તાથી ચારે બાજુ ફરવા માંડ્યું.[૫૨] બીજા માણસે મુખમાં પરોવેલાં સૂત્રને ભક્ષણ કરનારી તે સૂચિકા બીજા માણસે પ્રેરેલ ઉદરપૂરણની ઇચ્છાથી સ્વસ્થ ચિત્તવાળી થઈ.[૫૩] તપ કરવા સમયે તે રાક્ષસીએ બીજાનો વધ કરી પોતાનું ઉદર પૂરવામાં આનંદ માન્યો હતો, માટે તેનું સોયનું રૂપ થવાથી તેના મુખમાં દોરો પરોવી લોકોએ જાણે તેને વધ કરવાની ઇચ્છાથી અટકાવી હોય એમ નિશ્ચય થાય છે.[૫૪] અતિ ક્રૂર અંતઃકરણવાળો મનુષ્ય પણ અતિ દરિદ્ર માણસનું દયાથી પોષણ કરે છે, એ નિઃસંશય વાત છે. દાખલા તરીકે તે સૂચિ જો કે ક્રૂર છે, તોપણ દરિદ્રરૂપે રહેલાં જૂનાં ફાટેલાં લૂગડાંને સાંધીને તેનું પોષણ કરે છે.[૫૫] આ પ્રમાણે તે રાક્ષસી બીજાનું પોષણ કરે છે, પણ તે પોતાનું ઉદર પૂરી શકતી નથી; કારણ કે તપ કરવાથી તેનું હૃદય તંતુ પણ પેસી ન શકે તેવું છિદ્રરહિત થયું છે અને તેનું તેજ સૂર્યની કાંતિની પેઠે પ્રકાશવાના સ્વભાવવાળી છે, તોપણ વસ્ત્રાદિ સીવવા વગેરેથી વ્યાપ્ત છે.[૫૬] આમ પોતાનું ઉદર ન પુરાવાથી અકસ્માત્ પ્રાપ્ત થયેલા તે સૂચિરૂપને માટે તે રાક્ષસીને ખેદ થવા લાગ્યો.[૫૭] તોપણ રાક્ષસના સ્વભાવથી જ્યારે તેને વીંધવાના કામમાં જોડવામાં આવે છે, ત્યારે તે નદીના પ્રવાહની પેઠે ઉતાવળથી વેધન કરે છે. સ્ત્રી–પુત્રાદિકમાં વાસનારૂપી દીર્ઘતંતુ જેમ મરણસમયે ઉત્પન્ન થઈને, જીવરૂપી ચૈતન્યને, વાસનારૂપી સ્ત્રીપુત્રમાં ફેરવે છે, તેમ તે સૂચિ વસ્ત્રમાં સૂત્રને સંચાર કરીને ફેરવે છે. ચાડિયા તથા ચોર જેવા દુષ્ટ લોકો બીજાને દુઃખ આપતી વખતે પોતાનું મોઢું દેખાડતા નથી, તેવી રીતે તે સોય વસ્ત્રમાં વેધન કરતી વખતે પોતાનું મુખ વસ્ત્રથી ઢાંકતી ઢાંકતી આગળ ચાલી જાય છે.[૫૮–૬૦] કોઈ વખતે કંઠમાં રાખેલા વસ્ત્રમાં રાખેલી એ સૂચિ પોતાનાં છિદ્રરૂપી નેત્રથી 'હું આ સ્ત્રીઓને કયા ઉપાયથી મારું ?' એવી ધારણાથી જાણે તેમનાં મુખ સામું જુએ છે; કારણ કે ક્રૂરજનોને આવું કામ અતિ પ્રિય છે.[૬૧] મૂર્ખ માણસ ગુણવાન તથા દોષવાન માણસ સાથે જેમ એકસરખી રીતે વર્તે છે, તેમ તે સોય રેશમી તથા સુતરાઉ લૂગડાંમાં એકસરખી રીતે વેધન કરે છે.[૬૨] મોટા દોરાને ધારણ કરનારી તથા અંગૂઠા અને આંગળી વડે પીડા પામેલી તે સોય, દોરો પોતાના હૃદયમાં ન સમાવાથી જાણે 'આંતરડું' ઓકી કાઢતી હોય તેમ જણાય છે.[૬૩] સૂત્રમાં પરોવાયેલી તે સૂચિ તીક્ષ્ણ છે, પણ તેનું હૃદય શૂન્ય છે; આથી તેને રસના સ્વાદની ગમ નથી. પરિણામે તે રસવાળા અને

રસવિનાના પદાર્થોમાં રાક્ષસસ્વભાવે જ પ્રવેશ કરે છે. એ સૂચિ દુર્ભાગી રાજપુત્રી જેવી છે. એ કઠોર બોલતી નથી, છતાં એ દોરાથી મુખમાં નથાયેલી છે. એ તીક્ષ્ણ છે, છતાં પોતે જ સંતાપ કરે છે. એ વીંધનારી છે, છતાં તે હૃદયરૂપી રંધ્ર વિનાની છે. ક્રૂર બુદ્ધિવાળી તે રાક્ષસી વિનાઅપરાધે મારવા ઇચ્છે છે (તે પાપને લીધે) અને પોતાની બુદ્ધિથી જ સૂત્રમાં પરોવાઈને પોતાના પાપરૂપી પાશમાં લટકી રહી છે.[૬૪-૬૬] જ્યારે તે સોય સીવનારના હાથમાંથી પડી જાય છે, ત્યારે તે હેઠે પડેલા કોઈ શ્યામ પદાર્થમાં અદૃશ્ય થઈ રહે છે. કયો માણસ પોતાના સરખા સ્વરૂપવાળા મિત્રની ઇચ્છા કરતો નથી![૬૭] મૂઢ ચિત્તવૃત્તિ વાળા પદાર્થ સાથે મિશ્ર થયેલી તે રાક્ષસી પ્રાકૃત માણસમાં રહે છે. પોતાની સમાન સંગતિનો ત્યાગ કરવાની કયો માણસ ઇચ્છા કરે![૬૮] કોઈ સમયે તે સોય લુહારની પાસે આવે અને તેને તપાવવા માટે અગ્નિમાં નાખે, તો તે વખતે તેની ધમણની ફૂંકથી તે ઊંચી ઊડીને પલાયન કરી જાય છે.[૬૯] તે રાક્ષસી પ્રાણ અને અપાન વાયુ દ્વારા હૃદયકમલની અંદર ધસે છે અને તેનામાં દુઃખ ઉત્પન્ન કરવાની મહા ઘોર શક્તિ રહેલી છે. આથી તે જાણે જીવશક્તિ ઉત્પન્ન થઈ હોય, એમ જણાય છે.[૭૦] સમાનવાયુના વિપરીતપણાથી તે સમાનની પેઠે ગમન કરે છે અને ઉદાનવાયુના વિપરીતપણાથી તે ઉદાનવાયુની સાથે ગમન કરે છે.[૭૧] વ્યાનવાયુની સાથે રહીને તે વ્યાધિ ઉત્પન્ન કરે છે અને તે સર્વ અંગના રસમાં ફરે છે. કોઈ સમયે તે શૂળરોગરૂપી વાયુમાં, હૃદયમાં તથા કંઠમાં પ્રવેશ કરે છે અને વિવર્ણતા તથા ઉન્માદ લાવે છે. કોઈ સમયે ભરનારના હાથમાં રહેલી એ સોય ઊનના એકાદ ઢગલામાં સૂઈ રહે છે, અથવા બાળકના હાથની આંગળીરૂપી પથારીને વીંધી નાખીને એક માત્ર વિલાસ કરે છે.[૭૨-૭૩] કોઈ સમયે તે માણસના પગમાં પેસી જાય છે અને રુધિરપાન કરી આશ્ચર્ય સહિત આનંદ માને છે. કોઈ સમયે તે પુષ્પની માળા પરોવવાના કામમાં આવે છે, ત્યારે તે પુષ્પના ગુચ્છનું ભોજન કરે છે અને એ અલ્પ ભોજનથી તે અતિશય સંતોષ માને છે.[૭૪] કોઈ સમયે તે ઘણી વાર સુધી નીચું માથું કરીને ગારામાં સૂઈ રહે છે. કયો માણસ પોતાની ઇચ્છા પ્રમાણે મળેલા સ્થાનકનો ત્યાગ કરવા ઇચ્છે? નીચ માણસને ઉત્સવ કરતાં પણ કલહ વધારે સુખરૂપ થાય છે. તે પ્રમાણે તે રાક્ષસીએ પારકાના પ્રાણ જાય ત્યાં સુધી તેને વીંધવાની ક્રૂરતા બતાવવામાં આનંદ માન્યો છે.[૭૫-૭૬] લોભી માણસને અર્ધી કોડીનો લાભ થાય તે પણ તે ઘણો માને છે. તે પ્રમાણે થોડા લોહીમાં પણ તે સોય આનંદ માનવા લાગી છે. સાચે જ માણસજાતિના અહંકારની ચમત્કૃતિ કોઈનાથી મટાડી શકાય તેવી નથી.[૭૭] આવી રીતે ‘જીવસૂચિ’ તથા ‘લોહસૂચિ’ એવા સૂચિસ્વરૂપથી તેણે પ્રાણીમાત્રના મરણની ઇચ્છા રાખી છે. મૂઢ માણસને પોતાના સ્વાર્થના આવશ્યક કામમાં કદીપોતાની મૂઢતા રહેતી નથી, એ વિચિત્ર છે. ઘરમાં રાખેલી સોય વાપરવામાં ન આવે, તો તેના ઉપર કાટ ચઢી જાય અને માટીમાં ઘસવામાં આવે, તો તે પાછી ઉજ્જ્વળ થાય; તે જ રીતે તે સૂચિને બીજાને મારવાનું કામ ન મળે, ત્યારે તેના મનમાં દુઃખ થાય છે તથા બીજાને દુઃખ દેવાથી તે આનંદ પામે છે.[૭૮-૮૦] તે ઘણી સૂક્ષ્મ છે, અદૃશ્ય છે, ખંડન કરનારી છે, તીક્ષ્ણ વીંધનારી છે, ક્રૂર છે અને જાણે દૈવી ચેષ્ટા જેવી છે. ક્ષણવારમાં એ ભૂલી જવાય છે.[૮૧] તંતુનું વેધન કરવાથી જ બીજાનો નાશ થયો, એમ જાણી તે સંતોષ માને છે. દુર્જન મનુષ્ય બીજાને હાનિ કરીને આનંદયુક્ત થાય છે.[૮૨] તે રાક્ષસી પોતાની શક્તિથી કોઈ સમયે કાદવમાં

પેસી જાય છે, કોઈ સમયે આકાશમાં ઊડે છે, કોઈ સમયે આકાશના પવનની સાથે દિશાઓમાં વિહાર કરે છે અને કોઈ સમયે તે ધૂળમાં, ભૂતળમાં, વગડામાં તથા ઘરના અંત:પુરમાં સૂએ છે. કોઈ સમયે તે હાથમાં, કાનરૂપી કોમળ કમળમાં, ઊનના સ્વચ્છ સમૂહમાં, લાકડાના છિદ્રમાં, માટીના ઢગલામાં તેમ જ પ્રાણીના હૃદયમાં પણ સંતાઈ રહે છે. જેવી રીતે યોગી મંત્રની શક્તિથી ઇચ્છા પ્રમાણે વિહાર કરે છે, તેવી રીતે તે રાક્ષસીએ પણ ઇચ્છા પ્રમાણે ફરવા માંડ્યું. વાલ્મીકિ મુનિએ ભરદ્વાજને આટલે સુધી કથા કહી, ત્યાં તો દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરીને સાયંકાળનાં નિત્યકર્મ કરવા માટે ત્યાંથી ઊઠીને સ્નાન કરવા ગઈ. રાત્રિ વીત્યા પછી જ્યારે સૂર્યનાં કિરણો ફૂટ્યાં, ત્યારે એ સભા પાછી વાલ્મીકિ મુનિ પાસે આવી.[૮૦-૮૪]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम । स्नातुं समाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ८४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સૂચિવ્યવહારવર્ણન' નામનો સર્ગ ૭૦મો સમાપ્ત**

## વાલ્મીકિનો છઠ્ઠો દિવસ સમાપ્ત

## સર્ગ ૭૧મો[×]

### કર્કટી રાક્ષસીનો પશ્ચાત્તાપ

**વસિષ્ઠ ઉવાચ**

अथ सा बहुकालेन कर्कटीनाम राक्षसी ।
सर्वेषां नरमांसानां न तु तृप्तिमुपाययौ ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હવે હે રામ! તે કર્કટી રાક્ષસીને ઘણા કાળ સુધી માણસના માંસનો સ્વાદ લેતાં પણ તૃપ્તિ થઈ નહિ. એક રુધિરના બિંદુથી તેની ક્ષુધા શાંત થાય છે; કારણ કે સૂચિની અંદર તે વધારે શું સમાય? પણ એ સૂચિની તૃષ્ણા શાંત થતી નથી.[૧-૨] હવે તે રાક્ષસી વિચાર કરવા લાગી, કે 'હાય! મને કેવું સૂચિપણું પ્રાપ્ત થયું છે! હું સૂક્ષ્મ થઈ ગઈ છું. વધારે ભક્ષણ કરવાની મારી શક્તિ હરાઈ ગઈ છે. અરે! મારા પેટમાં એક કોળિયો પણ રહેતો નથી.[૩] મારાં પ્રથમનાં હાથ–પગ વગેરે વિશાળ અંગો ક્યાં ગયાં? અરે! વનમાં જેમ પાંદડાં વીંખાઈ જાય, તેમ મેઘના જેવાં મારાં વિશાળ અંગો પણ વીંખાઈ ગયાં![૪] મારાં મંદભાગ્ય છે, કારણ કે વસા–ચરબીની સુગંધીવાળો, સ્વાદુ, માંસના રસનો ઝટ ઊતરી જાય એવો એક કોળિયો પણ મારા ઉદરમાં જરા પણ માતો નથી.[૫] હું કાદવની વચમાં ડૂબી જાઉં છું અને પૃથ્વી ઉપર પડી જાઉં છું. હું માણસના પગના પ્રહારથી હણાઈ છું અને મલિન થઈ છું.[૬] અરેરે! હું મરી ગઈ. હાય! હું ધણીવિનાની! અરે મને કોઈ ધીરજ આપનાર નથી. મારે કોઈ સ્થળ નથી. દુ:ખથી પણ વધારે દુ:ખમાં તથા સંકટથી પણ વધારે સંકટમાં હું ડૂબી ગઈ છું.[૭] મારે કોઈ સખી નથી, દાસી નથી, માતા નથી, પિતા નથી; મારે કોઈ ચાકર નથી, કોઈ બંધુ નથી, કોઈ ભાઈ નથી અને કોઈ પુત્ર નથી.[૮] મારે દેહ નથી, સ્થાન નથી અને કોઈ આશ્રય નથી. ઠરીને બેસવાનું મારે સ્થળ પણ નથી, તેથી હું વનનાં પાંદડાંની પેઠે ચારે બાજુ ભમ્યા કરું છું.[૯] હું દારુણ દુ:ખના ધૂંસરામાં જોડાયેલી છું. અરે! હું અતિ ભયંકર આપત્તિમાં આવી પડી છું. હવે તો હું મોત માગું છું; પણ તે ય મને માગ્યું મળતું નથી.[૧૦] હાથમાં આવેલા ચિંતામણિને કાચનો કટકો જાણીને મૂઢ માણસ

× આ છોતેરમા સર્ગમાં સૂચિરૂપ થયેલી તે રાક્ષસીએ પૂર્વના દેહનું સ્મરણ કરી, તેને માટે પશ્ચાત્તાપ કર્યો તથા ખેદ કર્યો, તેનું વર્ણન કરવામાં આવશે.

હાથમાંથી નાખી દે, તેમ મેં મૂઢબુદ્ધિથી મારા પ્રથમના દેહનો હાથે કરીને ત્યાગ કર્યો![૧૧] માણસને જ્યારે મનમાં મોહ થાય છે, ત્યારે પ્રથમ હજારો દુઃખ ઉત્પન્ન કરનાર દુર્બુદ્ધિ ઉત્પન્ન થાય છે. પછી એ અનર્થના વિસ્તારથી તે પ્રકાશ પામે છે.[૧૨] કોઈ સમયે હું ધુમાડામાં રહું છું, કોઈ સમયે હું માર્ગમાં કચરાઈ જાઉં છું અને કોઈ સમયે હું ખડમાં ધકેલાઈ જાઉં છું. અરે! મારા દુઃખની પરંપરાનો પાર જ નથી.[૧૩] બીજાને પીડા કરનારી તથા બીજાના સંચારથી ચાલનારી હું પરવશતાને લીધે, પરમ કૃપણતા પામેલી છું.[૧૪] મને રુધિર વગેરેનો સ્વાદ લેવાની અભિલાષા થાય છે, પણ તે અભિલાષાનું વેધન-માત્ર ફળ છે અને મને ઉદર ન હોવાથી મારાથી સ્વાદ લઈ શકાતો નથી. આથી હું હીનભાગ્ય-વાળી છું. આમ દૌર્ભાગ્ય પણ દુર્ભંગ છે.[૧૫] જેમ ભૂતની શાંતિ કરતાં તે શાંતિથી ભૂતની જ ઉત્પત્તિ થાય છે, તેમ તપ કરવાથી મારા જ નાશનો ઉદય થયો છે.[૧૬] હાય! મેં મંદબુદ્ધિથી મારા પ્રથમના મોટા શરીરનો ત્યાગ કેમ કર્યો? પણ એ તો જ્યારે નાશ જ થવાનો હોય, ત્યારે એવી અવળી જ મતિ સૂઝે. કીડી કરતાં પણ મારું શરીર સૂક્ષ્મ છે, માટે માર્ગમાં ધૂળના ઢગ-લામાં જ્યારે હું ડુબી જઈશ, ત્યારે મારો કોણ ઉદ્ધાર કરશે?[૧૭-૧૮] પર્વત ઉપર રહેલાં ઝાડ જેમ ગામના માર્ગમાં પડેલાં ખડ આગળ આવે એમ નથી, તેમ એકાંતમાં રહેનારા સૂક્ષ્મ દષ્ટિ-વાળા મુનિઓ મારો ઉદ્ધાર કરવા મારી પાસે આવે તેવો સંભવ નથી.[૧૯] હું અજ્ઞાનરૂપી સમુ-દ્રમાં પડી છું, માટે મારો અભ્યુદય થાય જ ક્યાંથી? આંધળો માણસ પત ગિયાંની સેવા કરે તેથી તેને કંઈ પ્રકાશ મળતો નથી.[૨૦] મારે કેટલા કાળ સુધી આ આપત્તિના ખાડામાં પડી રહેવું પડશે, તે હું જાણતી નથી. ક્યાં સુધી મારે ખાડમાં લોટ્યા કરવું પડશે? મારી તો દરેક ચેષ્ટા હરાઈ ગઈ છે.[૨૧] અંજનરૂપી મહાપર્વતના પુત્રરૂપ અને સ્વર્ગ તથા પૃથ્વીના સ્તંભરૂપ મારો મોટો દેહ ક્યારે થશે? અહા! એ દેહમાં મને મેઘમાળાના જેવા હાથ હતા, વીજળીના જેવાં નેત્ર હતાં, ઝાકળના સમૂહ જેવાં વસ્ત્ર હતાં અને આકાશને સ્પર્શ કરે તેવા કેશ હતા.[૨૨-૨૩] લાંબા ઉદરરૂપી મેઘને જોઈને મોર નાચવા માંડતા હતા. મને શ્યામ, લંબ અને વિલોલ સ્તન હતાં અને તે સ્તનો શરીરના શ્વાસોચ્છ્વાસ સાથે કંપતાં હતાં. હાસ્યરૂપી ભસ્મની છટાથી સૂર્યમંડળને ઢાંકી દે તેવું મારું શરીર હતું, જાણે યમરાજાની પેઠે સર્વ પ્રાણીને ગળી જવા તત્પર થયો હોય તેવો મારો ભયંકર આકાર હતો.[૨૪-૨૫] મને અગ્નિની પેઠે પ્રકાશતી તથા ખાંડણિયાના જેવી ઊંડી આંખો હતી અને એક પર્વતના શિખર ઉપરથી બીજા પર્વત ઉપર પગ મૂકી હું વિહાર કરતી હતી.[૨૬] હવે મને ક્યારે વિશાળ કોતરની જેમ પ્રકાશતું તે મહાન ઉદર થશે? ક્યારે મને શરદઋતુના મેઘ જેવી ધાટી નખપંક્તિ પ્રાપ્ત થશે?[૨૭] ક્યારે મને મોટા રાક્ષસોના હૃદયને પણ ચીરી નાખે તેવુ હાસ્ય થશે? ક્યારે મહાઅર-ણ્યમાં સુંદર વાદ્યો સહિત હું નૃત્ય કરીશ? ક્યારે હું વસા( ચરબી ) રૂપી આસવના કુંભથી તથા અમૃત જેવા માંસથી યુક્ત હાડકાંના સમૂ-હથી મારા ઉદરને નિરંતર પૂર્ણ કરીશ?[૨૮-૨૯] મહાલોકોનું રુધિરપાન કરીને મદોન્મત્ત થયેલી તથા હર્ષ પામેલી હું ક્યારે સુખથી નિદ્રા કરીશ?[૩૦] સોનું અગ્નિમાં પડીને ભસ્મનો અંગીકાર કરે છે, તેમ મેં પણ દુષ્ટ તપરૂપી અગ્નિમાં મારા પહેલાંના સુવર્ણમય દેહનો ત્યાગ કરીને સોયપણાનો અંગીકાર કર્યો છે.[૩૧] અંજ-નના પર્વતની કાંતિ જેવું તથા દિશાના તટને ભરી દે તેવું, મારું તે શરીર ક્યાં અને ક્યાં

માખીના પગની ખરી જેવું તથા તણખલા જેવું ઝીણું આ સોયપણું ?[32] કદી સોનાનો બાજુબંધ મળે તો તેને જેમ અવિચારી માણસ 'માટીનો છે' એમ જાણીને નાખી દે છે, તે પ્રમાણે મેં આ સોય જેવા શરીરના લોભથી પ્રથમના પ્રકાશિત શરીરનો ત્યાગ કર્યો છે. અરે ! હે વિંધ્યાચળની ઝાકળભરી ગુફા જેવા મારા ઉદર ! તું તારા સિંહના સ્વભાવથી હાથીનો નાશ કેમ કરતું નથી ?[33,34] અરે ! પર્વતના શિખરને ભાંગી નાખનારા મારા હાથ ! તમે પુરોડાશ (હોમવાનો પદાર્થ) બુદ્ધિથી સસલાંને ધારણ કરનાર આકાશમાંના ચંદ્રનો કેમ નખથી બાધ કરતા નથી ?[35] અરે ! કાચ તથા મણિમાળાથી રહિત છતાં પણ પર્વતના તટના જેવા સુંદર મારા વક્ષસ્થળ ! તારામાં રૂંવાડાંનું વન હતું અને તેમાં જૂનો સમૂહ સિંહની પેઠે સંતાઈ રહેતો હતો; પણ હવે તે વન જ નથી.[36] અરે ! કૃષ્ણપક્ષની રાત્રિના અંધારારૂપી સુકાયેલાં લાકડાંને બાળી નાખનારાં મારા નેત્ર ! તમે તમારી દૃષ્ટિરૂપી જ્વાળાની માળાથી દિશાઓને કેમ ઝગઝગિત કરતાં નથી ?[37] અરે ! મારા સ્કંધરૂપી બંધુ ! તમારો નાશ થયો, પૃથ્વીમાં તમારો ત્યાગ થયો અને કાળે કરીને શિલાના તળમાં તમને ઘસીને પીસી નાખ્યા.[38] કલ્પના અંત સમયના દાવાનળથી દગ્ધ થયેલા ચંદ્રના બિંબ જેવા મનોહર હે મારા મુખચંદ્ર ! તું તારા કિરણથી આજ કેમ પ્રકાશ પામતું નથી ? અરે ! મારા મોટા આકારવાળા હાથ ! તમે ક્યાં ગયા ? હું તો માખીનો પગ અડવાથી પણ હાલી જતી તુચ્છ સોય થઈ ગઈ છું.[39,40] અરે ! કરંજના વૃક્ષથી યુક્ત મોટા ઝાડના મૂળના ખાડા જેવા સુશોભિત એવા મારા ભગ ! અરે ! વિંધ્યાચળના શિખરથી પણ વિશેષ શોભતા મારા નિતંબ ! તમારી શી સ્થિતિ થઈ ?[41] આકાશમાં પુરાઈ રહે તેવો પ્રથમનો મારો આકાર ક્યાં અને હમણાં પ્રાપ્ત થયેલું આ તુચ્છ સૂચિપણું ક્યાં ? આકાશના છિદ્ર જેવું પ્રથમનું સુંદર મુખ ક્યાં અને ક્યાં નવું થયેલું આ સૂચિમુખ ? ઘણા માંસના ભારથી યુક્ત એવો પ્રથમનો મારો આહાર ક્યાં અને હમણાંનું પાણીના બિંદુથી ભોજન ક્યાં ? અરે ! મેં મારા વિસ્તારનો ક્ષય કરવા સારુ જ આ નાટક રચ્યું અને એટલે જ હું આવી સૂક્ષ્મ થઈ ગઈ છું.[42]

**क्वाकारोंऽबरपूरकः क्व च नवं तुच्छात्मसूचीवपूः रोदोरंध्रसमं क्व वास्य कुहरं क्वेदं च सूचीमुखम् । क्व ग्रासो बहुमांसभारबहुलः क्वाब्बिंदुना भोजनं सूक्ष्मास्म्येतदहो मयैव रचितं स्वात्मक्षयं नाटकम् ॥ ४२ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સૂચિકાપરિદેવન' નામનો સર્ગ ૭૧મો સમાપ્ત**

## સર્ગ ૭૨મો*

### કર્કટીએ પુનઃ તપ કર્યું અને ઇંદ્રને આશ્ચર્ય થયું

**વસિષ્ઠ ઉવાચ**

**सूची सासंभवद्वाणी चिंतयित्वेत्यकंपनम् । पुनस्तद्देहलाभाय भवाम्याशु तपस्विनी ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! સૂચિરૂપે થયેલી તે રાક્ષસીએ 'પ્રથમનો દેહ મળવા માટે હું તપ કરું' એવો વિચાર કર્યો અને વાણીને નિયમમાં રાખીને સ્થિરપણાથી તપનો નિશ્ચય કર્યો.[1] મનુષ્યને મારવાના જે વિચારો તેના મનમાં હતા, તે વિચારોનો ત્યાગ કરીને તેણે તપ કરવા સારુ હિમાલય પર્વત ઉપર પ્રયાણ કર્યું.[2] પ્રથમ તે રાક્ષસીએ પોતાને આત્માને વિષે મનથી કલ્પિત સૂચિપણું જોયું. ત્યાર પછી પ્રાણવાયુરૂપી તે જીવસૂચિએ પ્રાણ સાથે પ્રવેશ કર્યો.[3] એ પ્રમાણે

* આ બોતેરમા સર્ગમાં રાક્ષસીનું ઉગ્ર તપ અને તેના તપથી ઇંદ્રના મનમાં વિસ્મય થયું તેથી નારદ મુનિએ ઇંદ્રને નિશ્ચય કરાવ્યો, એટલી કથા કહેવાશે.

પોતાને વિષે મનોમય સૂચિપણાને જોનારી તે રાક્ષસીએ, પ્રાણવાયુરૂપી શરીરથી તપ માટે હિમાલય પર પ્રયાણ કર્યું. ઇંદ્રનીલમણિની કાંતિ જેવી તે રાક્ષસીએ દૃઢ દાવાનળવાળા ભૂતપ્રાણીમાત્રથી રહિત, રુક્ષ, ધૂળથી યુક્ત અને ખડ વિનાના હિમાલયના વિસ્તારવાળા સ્થળમાં તપ કરવા સારુ નિવાસ કર્યો. જાણે મરુદેશમાં અકસ્માત્ સૂકા ખડની શિખા ઊગી આવી હોય તેવી તે લાગતી હતી.[૪-૬] પોતાના સૂક્ષ્મ પગના અર્ધભાગથી જ તેણે પૃથ્વીનો આશ્રય રાખ્યો. એ પ્રમાણે એક પગે ઊભા રહી તેણે તપ કરવા માંડ્યું. પોતાના સૂક્ષ્મ પગનાં તળિયાંથી પૃથ્વીની રેણુ ને સંકટ કરનારી તે રાક્ષસી વિષયમાંથી મન ખેંચી લઈને યત્નપૂર્વક ઊંચું મુખ રાખીને ઊભી રહી. તે રાક્ષસી કાળા લોઢાની સૂચિરૂપ હતી, હિંસા કરનારી હતી, તીક્ષ્ણ સ્વભાવની હતી અને પવનનું ભક્ષણ કરતી હતી; તેથી પર્વતની રેણુ ઉપર તથા પથ્થર ઉપર તે સ્થિર ઊભી રહેવા સમર્થ હતી.[૭-૯] અરણ્યમાં ભૂખી થયેલી તે રાક્ષસીએ દૂરથી ચાલ્યાં આવતાં માણસોને જોવા માટે જાણે પોતાની ડોક ઊંચી કરી હોય એમ જણાતું હતું. તે પૂંછડાથી ખડ તથા પાંદડાંના અગ્રભાગ ઉપર રહેલી હતી. ખડમાંકડીની પેઠે તેણે પર્વત ઉપર સ્થિતિ કરી હતી.[૧૦] તે રાક્ષસીના મુખના છિદ્રમાંથી બહાર નીકળેલી તેજની કાંતિ જાણે તે સોયની સખી હોય, તેમ તેની પાછળ રહીને તેની રક્ષા કરતી હતી.[૧૧] પોતાનો સ્વજન ક્ષુદ્ર હોય તોપણ માણસ તેના ઉપર સ્નેહ રાખે છે, તે પ્રમાણે તે રાક્ષસી જો કે ક્ષુદ્ર છે, તોપણ તેની મુખકાંતિએ તેનું સખીપણું સ્વીકાર્યું. એ પ્રમાણે તે રાક્ષસીને તેના મુખછિદ્રમાંથી નીકળેલી કાંતિ એક સખી હતી અને તેની પોતાની છાયા તે રાક્ષસીની બીજી સખી હતી.[૧૨,૧૩] છાયારૂપી સખી તે રાક્ષસીની પાછળથી રક્ષા કરનારી હતી અને તેને કાંતિરૂપી સખી આગળથી રક્ષા કરનારી હતી. એ પ્રમાણે પોતાની બે સખી સહિત તે રાક્ષસીએ પરસ્પર અનુકૂળ રહીને તપ કરવાની દૃઢતા કરી.[૧૪] તે રાક્ષસીનું ઉત્તમ તપ જોઈને તે સ્થળે રહેલાં ઝાડને તથા લતાને પણ સદ્બુદ્ધિ થઈ, તો પછી બીજા કોને ઉત્કંઠા ન થાય ? તપને અર્થે મનોવૃત્તિને સ્થિર રાખનારી એ રાક્ષસીને પર્વતમાં રહેલાં ઝાડ પોતાનાં પુષ્પ તથા ફળના સુગંધથી યુક્ત એવું પવનનું ભોજન કરાવવા લાગ્યાં.[૧૫,૧૬] દેવોના ઉપયોગમાં ન આવે તેવાં પ્રથમ ઊગેલાં પુષ્પોથી તથા હવે પછી થવાનાં પુષ્પોથી વૃક્ષોએ તે રાક્ષસીનું મુખ પૂરી દીધું.[૧૭] ઇંદ્રની* પ્રેરણાથી વાયુની સાથે આવેલી માંસની રજ છિદ્ર દ્વારા તેના મુખમાં પેઠી, પણ તેણે તે રજ બહાર કાઢી નાખી.[૧૮] તપ કરવાનો દૃઢ નિશ્ચય હોવાથી, તે રાક્ષસી માંસની રજથી તપમાં વિઘ્ન થાય એમ ધારીને તે રજને ગળી ગઈ નહિ. હલકાં માણસ પણ સારું કામ કરતાં વિઘ્ન થાય તો તેને દૂર કરે છે.[૧૯] તે રાક્ષસીએ પોતાના મુખમાંની પુષ્પની રજનો પણ સ્વીકાર કર્યો નહિ. મેરુપર્વતને ઉખેડી નાખનાર પવનથી પણ તે રાક્ષસી ચલાયમાન થઈ નહિ, તેથી પવનને પણ આશ્ચર્ય થયું.[૨૦] તે રાક્ષસી કાદવથી મસ્તક સુધી ઢંકાઈ ગઈ, પાણીથી પુરાઈ ગઈ, પવનથી ચલાયમાન થઈ અને વનના અગ્નિથી દગ્ધ થઈ.[૨૧] વળી તે કરા પડવાથી ભેદાઈ ગઈ, વીજળીના ભ્રમથી ભ્રમિત થઈ ગઈ, મેઘથી ભયભીત થઈ અને અતિ ગર્જનાથી ક્ષોભિત થઈ.[૨૨] આમ છતાં વિષની મૂર્છાથી સૂતેલો માણસ જેમ એક ડગલું પણ દૂર ખસે નહિ, તેમ તપ કરવાના દૃઢ નિશ્ચયવાળી તે રાક્ષસી, હજારો વર્ષ સુધી પણ

* પૂર્વે તપસ્વીઓના તપમા દેવતા વિઘ્ન કરતા હતા, તે પ્રમાણે ઇંદ્રે તેના તપમાં વિઘ્ન કરવા માંસની રજ લઈ જવા પ્રેરણા કરી.

ત્યાંથી જરા પણ ખસી નહિ.[23] તે રાક્ષસીની સંસારની સ્ફુરણામાત્ર નિવૃત્તિ થઈ, તેથી પરમાત્માનો વિચાર કરતાં તેનું મન નિર્મળ થયું અને તેને જ્ઞાનનો ઉદય થયો.[24] જ્ઞાનનો ઉદય થવાથી તેને કાર્યકારણની ખબર પડવા માંડી અને તેને પરમ પવિત્રપણું પ્રાપ્ત થયું. તપ કરવાથી તેના પાપનો નાશ થયો અને તેથી તેને તત્ત્વજ્ઞાન થયું. તપે કરીને એનાં પાપ ઓગળી ગયાં, ત્યારે તે પોતેજ આત્મબુદ્ધિથી બ્રહ્મજ્ઞાની થઈ અને પોતાના સુખને સૂચવનારી થઈ.[25-26] આ પ્રમાણે તેણે ઊંચા મુખે રહીને સાત લોકને સંતાપ કરે તેવું દારુણ તપ સાત હજાર વર્ષ સુધી કર્યું.[27] પ્રલયકાળના અગ્નિથી પણ ભયંકર એવા તેના ઉગ્ર તપને લીધે તે પર્વત બળવા માંડ્યો અને તેથી આખું જગત તપતું હોય એમ જણાવા લાગ્યું.[28] તે જોઈને ઇંદ્ર દેવતાના મનમાં આશ્ચર્ય થયું અને તેથી તેણે નારદ મુનિને પૂછ્યું: 'કોના તપને લીધે જગતનો પરાભવ થાય છે?'[29] ત્યારે નારદ મુનિએ તે રાક્ષસીના તપની વાત કરી અને કહ્યું, કે 'સૂચિ નામની રાક્ષસીએ સાતહજાર વર્ષ સુધી તપ કર્યું છે, તેથી તેનો દેહ વિજ્ઞાનરૂપ થયો છે અને તેને લીધે આ જગત તપે છે.[30] હે સુરેંદ્ર! જેમ સંહાર કરનારા રુદ્રની શક્તિને લીધે જે પ્રકારના ઉત્પાતો થાય છે, તેમ એ સૂચિના તપથી નાગગણ ફૂંફાડા મારે છે, પર્વતો પડે છે, વિમાનીઓ નીચે પડી જાય છે અને સમુદ્ર તથા મેઘ સુકાઈ જાય છે, અરે! સૂર્યદેવતા સાથે દિશાઓ પણ મલિન થઈ જાય છે.'[31]

नागाः श्वसंति विचलंति नगाः पतंति वैमानिका जलधिवारिधराः प्रयांति । शोषं दिशोऽर्कसहिता मलिनीभवंति सूच्याः सुरेंद्र तपसा क्षयमाययेव ॥ ३१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સૂચિતપઃપ્રભાવ' નામનો સર્ગ ૭૨મો સમાપ્ત

# સર્ગ ૭૩મો×

## વાયુદેવતાએ કર્કટી રાક્ષસીની શોધ કરી

वसिष्ठ उवाच

कर्कटीकटुवृत्तांतं सर्वमाकर्ण्य वासवः ।
नारदं परिपप्रच्छ पुनर्जातकुतूहलः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! એ પ્રમાણે કર્કટી રાક્ષસીનું કટુ વૃત્તાંત સાંભળીને ઇંદ્ર કુતૂહલ પામ્યો અને તેણે ફરીથી નારદ મુનિને પૂછ્યું.[1]

**ઇંદ્ર બોલ્યો:** હે મુનિ! કર્કટી રાક્ષસીએ તપ કરીને પિશાચની વૃત્તિવાળું સૂચિપણું મેળવીને કેવા વૈભવ ભોગવ્યા? તે તમે કહો.[2]

**નારદ બોલ્યા:** હે ઇંદ્ર! પિશાચપણાને પામેલી તે જીવસૂચિને પ્રથમ કાળા લોઢાની સોયનો આશ્રય હતો. ત્યાર પછી તેનો ત્યાગ કરીને તે આકાશના વાયુરૂપી રથ દ્વારા પ્રાણવાયુના માર્ગથી દેહમાં પેઠી.[3-4] ત્યાં તે સ્નાયુ, મેદ, વસા, રુધિર અને આંતરડાં વગેરેના છિદ્ર દ્વારા પેસીને મલિન અંતઃકરણવાળા પાપી માણસના અંતરમાં પક્ષીની જેમ સંતાઈને રહી.[5] શ્રીદક્ષિણામૂર્તિના સ્થૂલરૂપ એવા વડની વડવાઈના અગ્રભાગમાં જેમ ત્રિશૂલ રહે છે, તેમ માણસના શરીરની જે નાડીમાં રોગના આશ્રયરૂપ એવો બહારનો વાયુ પ્રવેશ કરે છે, તે નાડીમાં તેણે શૂળરોગની ઉત્પત્તિ કરવા માંડી.[6] પ્રાણીના શરીરની ઇંદ્રિયો દ્વારા તે રાક્ષસીએ પ્રાણીના માંસનો તથા પ્રાણીને ઉચિત તેવા ભોજનનો ઉપયોગ કર્યો.[7] પતિનું આલિંગન કરવાથી જેની અનેક ફૂલમાળાઓ ચોળાઈ ગઈ છે અને જેના કપોલ ઉપર કરેલી પત્રલેખા પ્રિયતમના વક્ષઃસ્થલ ઉપર લાગી છે, તે મુગ્ધા બાળાના દેહમાં પ્રવેશ કરીને તે રાક્ષસીએ મુગ્ધા બાળાના સુખનો પણ અનુભવ કર્યો છે.[8]

× આ તોતેરમા સર્ગમા કર્કટી રાક્ષસીના ભોગનો વિસ્તાર તથા ઇંદ્રની પ્રેરણાથી વાયુદેવતા તેને શોધવા ગયા, એટલી કથા કહેવાશે.

કોઈ સમયે પક્ષીના શરીરમાં પેસીને તેણે કલ્પ-વૃક્ષના પુષ્પથી બમણા સુગંધવાળી એવી કમળ-માળાઓવાળી વનની નિઃશોક માળાઓમાં પણ વિહાર કર્યો છે.[૯] કોઈ સમયે ભ્રમરમાં પ્રવેશ કરીને તેણે મેરુપર્વતમાં મંદારમકરંદના કણરૂપી આસવનો અનુભવ કર્યો છે.[૧૦] રણસંગ્રામમાં ખડ્ગની ધારા જેમ વીરના અંગનું ચર્વણ કરે છે, તેમ તે રાક્ષસીએ ગીધના શરીરમાં પ્રવેશ કરીને શબના અંગનું પણ ચર્વણ કર્યું છે.[૧૧] જે પ્રમાણે પવનની પંક્તિ કાળા આકાશમાં ઊંચી તથા નીચી ફરે છે, તે પ્રમાણે શરીરની નાડીમાં પણ તે રાક્ષસી ફરી છે.[૧૨] જેમ સમષ્ટિ પ્રાણવાયુનો સ્પંદ સ્વેચ્છાથી સર્વ ઠેકાણે સ્ફુરે છે, તેમ તે રાક્ષસીની સ્ફુરણા પ્રત્યેક દેહ તથા ઘરમાં થઈ છે.[૧૩] જેમ ગૃહિણી દીપની પ્રભાથી પ્રકાશીને ઘરમાં વ્યવહાર કરે છે, તેમ તેણે ચિદ્દશક્તિની પ્રભાથી પ્રકાશીને સર્વ પ્રાણીનાં શરીરોમાં વ્યવહાર કર્યો છે.[૧૪] જળમાં જેમ દ્રવશક્તિ વિહાર કરે છે, તેમ તેણે રુધિરમાં વિહાર કર્યો છે. સમુદ્રમાં જે પ્રમાણે તેની ઘૂમરી ભમ્યા કરે છે, તે પ્રમાણે તે પ્રાણીના જઠરમાં ભમી છે.[૧૫] શેષના અંગ ઉપર જેમ વિષ્ણુએ શયન કર્યું છે, તેમ તેણે ચરબીમાં શયન કર્યું છે. પાનશક્તિ જેમ અમૃતનો સ્વાદ લે છે, તેમ તે રાક્ષસીએ ગંધનો સ્વાદ લીધો છે.[૧૬] તે રાક્ષસીએ વાયુની સાથે વૃક્ષ, ગુલ્મ તથા ઔષધિના રસનો તથા ગુંદનો સ્વાદ ચાખ્યો છે. તે જીવસૂચિ 'હું પવિત્ર થાઉં' એવા સંકલ્પથી સ્થિરતાપૂર્વક તપ કરીને, પવિત્ર અને પાપરહિત થઈ છે. અદૃશ્ય એવી એ જીવસૂચિએ વાયુના જેવા વેગવાળી તથા વાયુ જેવા વેગથી ગમન કરનારા વહેણવાળી અને દિશાઓમાં પ્રતિબંધવિનાની ગતિ કરનારી આયસી સૂચિની સાથે અનેકાનેક પ્રાણીના દેહથી ખાધું છે, પીધું છે, વિશ્રાસ કર્યો છે, દીધું છે, દેવરાવ્યું છે, હરણ કર્યું છે, નાચ કર્યો છે, ગાન કર્યું છે અને નિવાસ કર્યો છે. જગતમાં એવો કોઈ પદાર્થ નથી કે જે સમષ્ટિ–વ્યષ્ટિ, મન તથા પવનરૂપી દેહવાળી, આકાશરૂપિણી અને અદૃશ્ય શરીરવાળી તે રાક્ષસીએ ન કર્યો હોય.[૧૭–૨૧] હાથણી જેમ બાંધવાના સ્તંભનો આશ્રય કરીને ભમ્યા કરે છે, તેમ પ્રાણીના રુધિરના સ્વાદથી મત્ત થયેલી તે રાક્ષસી પ્રાણીઓના આયુષ્યની નિયતિરૂપ કાળનો આશ્રય કરીને ભમી છે. હાથણી જેમ બંધાઈને થોડા ભાગમાં જ ભમે છે, તેમ તે રાક્ષસીએ સર્વ પ્રાણીનો નાશ ન કરતાં, કેટલાંક પ્રાણીના રુધિરનો સ્વાદ લીધો છે.[૨૨] મદઝેર અને વેગપૂર્વક પ્રાણીના દેહનો નાશ કરનારી તે રાક્ષસી, ઘણા કલ્લોલવાળી દેહરૂપી નદીમાં મગરમચ્છની પેઠે ફરી છે.[૨૩] ધનવાન માણસ વૃદ્ધાવસ્થામાં આતુરપણાથી ધનનો બરાબર ઉપભોગ ન થવાથી જેમ રુદન કરે છે, તેમ તે રાક્ષસીએ પ્રાણીની ચરબી તથા માંસ ગળી જવાને સમર્થ ન થવાથી રુદન કર્યું છે.[૨૪] નાચ કરનારી સ્ત્રી જેમ રંગમંડપમાં પોતે પહેરેલાં કંકણ તથા બાજુબંધને નચાવે છે, તેમ તે રાક્ષસીએ પોતે પીડા પમાડેલાં બકરાં, ઊંટ, હાથી, ઘોડા, સિંહ તથા વ્યાઘ્રને નચાવ્યાં છે.[૨૫] વાયુની ગતિથી પરવશ થયેલી તે રાક્ષસીએ ગંધલેખાની પેઠે બહાર તથા અંદર સર્વ ઠેકાણે વિહાર કર્યો છે.[૨૬] મંત્ર, ઔષધિ, તપ, દાન અને દેવપૂજાથી હણાયેલી તે રાક્ષસી ઘણા ટેકરાવાળી નદીના તરંગની પેઠે બહાર ભાગી ગઈ છે.[૨૭] દીવાની કાંતિની પેઠે જેની ગતિ જાણવામાં આવતી નથી, એવી એ સૂચિ અંતર્ધાનશક્તિ વડે તત્કાળ આયસી સૂચિરૂપી માતાની સોડમાં શાંતિ પામે છે.[૨૮] સૂચિરૂપે થયેલી એ રાક્ષસીએ આશ્રય માટે આ લોઢાની સોયનો અંગીકાર કર્યો, તે પ્રમાણે પ્રત્યેક માણસ પોતાની વાસના અનુસાર આશ્રય શોધે છે.[૨૯] જીવસૂચિએ મંત્ર તથા ઔષધિથી પીડા પામીને જેમ લોઢાની સોયનો આશ્ર-

યરૂપે અંગીકાર કર્યો, તેમ જડ માણસ પણ સર્વ દિશામાં ફરીને આપત્તિના સમયમાં પોતાના આશ્રમમાં આવીને રહે છે.[૩૦] ઉપર પ્રમાણે પ્રયત્ન કરતી અને દશે દિશાઓમાં ઘૂમતી તે રાક્ષસીને માનસી તૃપ્તિ થઈ,પણ શરીરની તૃપ્તિ થઈ નહિ.[૩૧] કેમકે જેમ ધર્મી વિના ધર્મ રહી શકતો નથી, તેમ શરીર વિના શરીરની તૃપ્તિ પણ થતી નથી. ત્યાર પછી તૃપ્ત થયેલા પૂર્વના દેહનું સ્મરણ થવાથી, તે રાક્ષસી પેટ ભરીને સુખની ઇચ્છા કરવા લાગી અને તેને અંતઃકરણમાં અતિ દુ:ખ ઉત્પન્ન થયું.[૩૨-૩૩] તેથી પ્રથમનો દેહ પાછો મેળવવા માટે 'હું તપ કરીશ' એવો તેણે મનથી નિશ્ચય કર્યો. પછી પર્વત ઉપર તપ કરવા જવા સારુ તેણે આકાશમાં ઊડતા ગીધના શરીરમાં પ્રાણવાયુ દ્વારા પ્રવેશ કર્યો.[૩૪-૩૫] આમ ગીધના શરીરમાં તે રાક્ષસીનો પ્રવેશ થવાથી તે ગીધને રાક્ષસીની ઇચ્છા પ્રમાણે કરવાનું મન થયું.[૩૬] પછી વાયુની પ્રેરણાથી જેમ મેઘ જાય, તેમ તે ગીધ અંતર્ગત સૂચિપિશાચીની નિવૃત્તિ વખતે લોહસૂચિને તેના ધારેલા પર્વત ઉપર લઈ ગયો.[૩૭] જેમ યોગી પોતાની બુદ્ધિની વૃત્તિને સર્વ સંકલ્પથી રહિત સ્થાનકમાં એક સ્થળે સ્થાપિત કરે છે, તેમ તે ગીધે માણસ વિનાના મોટા અરણ્યમાં તે રાક્ષસીને સ્થાપિત કરી. ત્યાં પર્વત ઉપર સ્થાપેલી દેવની પ્રતિમાની પેઠે તે રાક્ષસી તે સ્થળે એકપગે ઊભી રહી. પર્વતના શિખર ઉપર ઊંચી ડોકવાળો મોર ઊભો હોય, તેવી રીતે તે રાક્ષસી અણુ જેવા સૂક્ષ્મ પગથી પર્વત ઉપર ઊભી રહી. ત્યાર પછી ગીધે ઉપાડીને પર્વત ઉપર સ્થાપન કરેલી તે રાક્ષસીએ ગીધના શરીરમાંથી બહાર નીકળવા વિચાર કર્યો.[૩૮-૪૧] જેમ નાસિકાવાયુને સન્મુખ એવી ગંધલેખા પવનમાંથી બહાર નીકળે, તેમ બહાર નીકળવાને મનમાં તલપી રહેલી તે સૂચિ ગીધના શરીરમાંથી બહાર નીકળી.[૪૨] ભાર ઉપાડનાર મજૂર પોતાના ઉપરથી ભાર ઊતરવાથી જેમ શાંતિ પામે છે, તેમ તે ગીધ રાક્ષસી પોતાના દેહમાંથી બહાર નીકળી, તેથી વ્યાધિમુક્ત થયો, શાંત થયો અને પોતાને દેશ ચાલ્યો ગયો. એ જીવસૂચિએ તપ માટે લોહસૂચિનો આશ્રય લીધો; કેમકે બે સરખા પદાર્થોનો સંયોગ જ અત્યંત શોભે છે.[૪૩-૪૪] આધાર વિના કોઈ ક્રિયાની સિદ્ધિ થતી નથી, એમ ધારીને આધારના એકનિષ્ઠપણાનો આશ્રય કરીને તે રાક્ષસીએ તપ કરવા માંડ્યું.[૪૫] જેમ વાયુ સુગંધિ પદાર્થમાં સર્વ ઠેકાણે વ્યાપી રહે છે અને પિશાચી જેમ સીસમના વૃક્ષમાં વ્યાપીને રહે છે, તેમ તે રાક્ષસી લોઢાની સોયનો આશ્રય કરીને રહી છે. હે ઇંદ્ર ! ત્યારથી માંડીને દીર્ઘ તપ કરનારી તે રાક્ષસીએ મહાઅરણ્યમાં રહી ઘણાં વર્ષ સુધી તપ કર્યું છે.[૪૬-૪૭] માટે હે કર્તવ્યચતુર ! તે રાક્ષસીને વરદાન મળે તેવો પ્રયત્ન કરો, નહિ તો ઘણાક કાળથી ભેગું કરેલું તેનું તપ સર્વ લોકોને બાળી નાખવા સમર્થ છે.[૪૮]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે નારદમુનિનાં વચન સાંભળીને ઇંદ્રદેવતાએ તે રાક્ષસીને જોવા સારુ વાયુદેવતાને દશે દિશામાં જવાની પ્રેરણા કરી.[૪૯] વાયુદેવતાએ તે રાક્ષસીને શોધવા સારુ આકાશમાર્ગનો ત્યાગ કરીને સર્વ ઠેકાણે વેગપૂર્વક ફરવા માંડ્યું.[૫૦] જેમ બ્રહ્મજ્યોતિ નિર્વિઘ્નપણાથી અર્ધ ક્ષણમાં સર્વ ઠેકાણે ફરી વળે છે, તેમ વેગવાળી વાયુદેવતાની સંવિત્ તે રાક્ષસીને શોધવા માટે સર્વ દિશામાં થોડા વખતમાં ફરી વળી.[૫૧] વાયુદેવ તે રાક્ષસને શોધવા સારુ પ્રથમ પૃથ્વીમાંના સાત સમુદ્રને અંતે રહેલી અને લોકાલોક પર્વતના કંદોરા સમાન નિર્જન સુવર્ણમય ભૂમિમાં ગયા. ત્યાંથી તે મણિમય સ્થળમાં ગયા.[૫૨] પછી વાયુદેવ મીઠા જળના સમુદ્રવાળા પર્વતની સંધિમાં રહેલા દેશમાં

ગયા. ત્યાર પછી તેમણે તે રાક્ષસીને પુષ્કરદ્વીપમાં શોધી.[૫૩] ત્યાર પછી વાયુદેવતાએ મદિરારૂપી જળના સમુદ્રની ખાઈવાળા ગોમેદદ્વીપના મધ્ય ભાગમાં વસતાં સર્વ પ્રાણીઓમાં, જલાશ્રયોમાં રાક્ષસીને શોધી અને તેમાં રહેલા દેશોને જોયા.[૫૪] ત્યાર પછી તેમણે શેરડીના રસરૂપી જળના સમુદ્રથી વીંટાયેલો ક્રૌંચદ્વીપ જોયો. તેમાં ઉપદ્રવ વિનાના પર્વતો રહેલા છે. તેમાં વાયુદેવતાએ રાક્ષસીને શોધવા માટે ફરવા માંડ્યું.[૫૫] ત્યાર પછી તેમણે ક્ષીરસમુદ્રની પરિખાવાળો 'શ્વેતદ્વીપ' નામનો ખંડ જોયો. તેમાં ત્રૈલોક્યના નાયક વિષ્ણુ રહેલા છે. તે ખંડમાં તથા તેના બીજા ભાગમાં પણ વાયુદેવતાએ તે રાક્ષસીની શોધ કરી.[૫૬] ત્યાર પછી વાયુદેવ ઘીરૂપી જળના સમુદ્ર(ઘૃતોદસમુદ્ર)થી વીંટાયેલા 'કુશદ્વીપ' નામના ખંડમાં ગયા. ત્યાં તેમણે નગરો જોયાં, ઘરો જોયાં, પર્વતો જોયા અને ગુફાઓ જોઈ.[૫૭] પછી તે દહીંરૂપી જળના સમુદ્રથી વીંટાયેલા શાકદ્વીપ ખંડમાં ગયા. વાયુદેવે ત્યાં અવાંતર (વચમાં આવેલા) વિષયો જોયા અને આકાશના તથા શહેરોના ભાગ જોયા.[૫૮] તેમ તે ક્ષીરસમુદ્રથી વીંટાયેલા જંબૂદ્વીપમાં ગયા. તે મેરુપર્વત જેવા પર્વતોથી સાંકડો છે. વાયુદેવે તેમાં દેશદેશનાં માણસોને અને મહામેરુને જોયા. પ્રથમ વાતાવરણથી જ વાયુની સંવિત્ ઊતરી. પછી તે જ ક્રમે વાયુ અનાયાસે ઊતર્યો.[૫૯,૬૦] જંબૂદ્વીપમાં સર્વ સ્થળે જોયા પછી વાયુદેવ હિમાલયના શિખર ઉપર ગયા. ત્યાં તે રાક્ષસી તપ કરી રહી હતી.[૬૧] તે પર્વતના શિખર ઉપર મોટું અરણ્ય હતું અને તેનો વિસ્તાર બીજા આકાશના જેવો હતો. તે અરણ્ય પ્રાણીનાં કર્મથી રહિત હતું.[૬૨] સૂર્ય પાસે હોવાથી તે અરણ્યમાં ખડ ઊગ્યુ નહોતું. રજોગુણથી યુક્ત સંસારની રચનાની પેઠે તે અરણ્યમાં ઘણી રજ ઊડી રહી હતી.[૬૩] તે અરણ્ય ઝાંઝવાનાં જળરૂપી નદીના સમૂહથી સમુદ્રપણાને પામેલું હતું અને ઇંદ્રધનુષ્યના જેવી હજારો મૃગતૃષ્ણારૂપી નદીઓ તેમાં રહેલી હતી. આજ સુધી તે અરણ્ય ઇંદ્રાદિ દેવતાના જોવામાં પણ આવ્યું નહોતું. તે અરણ્યની બન્ને બાજુએ પવનથી ઊડતો ધૂળનો સમૂહ ફૂંડાળાના જેવો જણાતો હતો. તે અરણ્યમાં સૂર્યનાં કિરણરૂપી કુંકુમનો લેપ હતો અને ચંદ્રનાં કિરણરૂપી ચંદનની ચર્ચા હતી. જાણે આકાશની વિલાસિનીના જેવી ત્યાં વાયુની સુસવાટી સંભળાતી હતી.[૬૪–૬૬] તે રાક્ષસીની શોધમાં એ પવને પોતાના અનંત દિગંતોને પૂરનાગ વિશાળ દેહને પાથરી દીધો હતો. સાત દ્વીપ અને સાત સમુદ્રોથી, એક ભાગે ઢંકાયેલી પૃથ્વીરૂપી પીઠમાં તે ચોમેર ઘૂમ્યો હતો. આમ લાંબો પંથ કાપ્યો હોવાથી તેને થાક લાગ્યો હતો. ત્યાં તેણે આકાશને આલિંગી રહ્યુ હોય એવું જણાતું હિમાલયનુ ઊંચું શિખર જોયું. અહીં ઊતરીને તેણે વિશ્રાંતિ લીધી.[૬૭]

सप्तद्वीपसमुद्रमुद्रणसमुच्छन्नैकदेशाश्रयं भूपीठं परितो विहृत्य पवनो दीर्घाध्वना जर्जरः । तां प्राप्योग्रगिरिस्थलीमलिग्रपुर्व्योमांगलग्नामिव व्याप्तानंतदिगंतपूरकबृहद्देहो विशश्राम सः ॥ ६७॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો
'સૂચિતપોવર્ણન' નામનો સર્ગ ૭૩મો સમાપ્ત

## સર્ગ ૭૪મો*

### કર્કટી રાક્ષસી–સૂચિકાને થયેલું જ્ઞાન

वसिष्ठ उवाच

तस्य तत्रोर्ध्वशृंगस्य तस्यां भुवि महावनौ ।
ददर्श मध्यमां सूचीं प्रोत्थितां सशिखामिव ॥१॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! પ્રથમ વર્ણન કરેલા અરણ્યવાળી હિમાલયની પૃથ્વીમાં જાણે

* આ ચુંવોતેરમા સર્ગમાં તપસ્વી રાક્ષસીને જોઈને વાયુદેવતા ઇંદ્ર પાસે ગયા, તેને વરદાન આપવા માટે બ્રહ્માની પ્રાર્થના કરી તથા સૂચિકાને જ્ઞાન થયું, એટલી વાત કહેવાશે.

પર્વતના શિખરની મધ્ય શિખા હોય, તે રીતે રહેલી તે રાક્ષસીને પવને દીઠી.[1] તે રાક્ષસી એક પગે ઊભી હતી, મસ્તકની ગરમીથી સુકાતી હતી અને અનશનવ્રતથી તેના ઉદરની ચામડી પિંડની પેઠે સુકાઈ ગઈ હતી.[2] એક વાર તે મુખ ઉઘાડીને પવન તથા તડકો ગ્રહણ કરે છે, પણ હૃદયમાં અવકાશ ન હોવાથી પાછી તેને બહાર કાઢે છે.[3] સૂર્યનાં કિરણથી તે સુકાઈ ગઈ હતી, વનના વાયુથી તે જર્જર થઈ ગઈ હતી અને ચંદ્રનાં કિરણથી તે નાહી રહી હતી, તોપણ તે પોતાના સ્થાનકથી ચલાયમાન થઈ નહોતી.[4] રજ ઊડવાથી તેનું મસ્તક ઢંકાઈ ગયું હતું અને તે ઊડેલી રજ(રજોગુણ)ને પોતાની પાસે આવવા દેતી નહોતી. આથી તેને કૃતાર્થપણું જણાતું હતું.[5] તે સ્થળે રહેલું અરણ્ય પોતાનામાં રહેલાં ઝાડ તથા ગુલ્મ વગેરે બીજા અરણ્યને આપીને જાણે તે તાપસી રાક્ષસીની શિખારૂપે રહેલું હતું. તે રાક્ષસીએ પ્રાણ મસ્તકમાં સ્થાપન કરેલો હતો, તેથી તેનું ભેગું થયેલું તેજ જટાજૂટના જેવું જણાતું હતું[6] એ પ્રમાણે તપ કરતી તે રાક્ષસીને જોઈને પવનને અત્યંત આશ્ચર્ય થયુ; તેથી તેણે ભય પામીને તેને પ્રણામ કર્યા. રાક્ષસીના તેજઃપુંજથી તે પરાભવ પામ્યો. 'તું શા સારુ તપ કરે છે?' એટલું પૂછી જોવાની પણ તેનામાં હિંમત રહી નહિ. તેથી 'અહો ભગવતી સૂચિકાનું કેવું આશ્ચર્યકારક તપ છે!' એવો વિચાર કરતાં કરતાં પવને ત્યાંથી પાછું આકાશમાર્ગે પ્રયાણ કર્યું. આકાશમાર્ગનું ઉલ્લંઘન કરી, વાતસ્કંધનું અતિક્રમણ કરી અને સિદ્ધના સમૂહને પોતાની પાછળ રાખીને તે વાયુદેવ સૂર્યમાર્ગમાં થઈને નક્ષત્રના લોકની ઉપર થઈ ઇંદ્રલોકમાં ગયા. ત્યાં તાપસી રાક્ષસીના દર્શનથી પવિત્ર થયેલા તે પવનને ઇંદ્રદેવે આલિંગન કર્યું.[7–11] ત્યાર પછી ઇંદ્રના પૂછવાથી તે રાક્ષસીના તપનું વૃત્તાંત જે પ્રમાણે દીઠું હતું, તે પ્રમાણે વાયુદેવે કહી સંભળાવ્યું.[12]

**વાયુ બોલ્યો :** જંબૂદ્વીપમાં 'હિમાલય' નામનો મોટો પર્વત છે. ચંદ્રમાની કળાને ધારણ કરનાર સાક્ષાત્ મહાદેવજી એના જમાઈ છે. તે પર્વતના ઉત્તરભાગમાં પરમરૂપ ધારણ કરનાર તાપસી સૂચિ દારુણ તપશ્ચર્યા કરે છે.[13,14] તેના તપનું વધારે વર્ણન શું કરું? અરે! વાયુ વગેરેનું પણ ભક્ષણ ન કરવા માટે તે રાક્ષસીએ પોતાનું ઉદર લોઢા જેવું કરી વાસી દીધું છે![15] મુખના છિદ્ર દ્વારા પણ શીતળ વાયુ ખાવામાં ન આવે, એટલા માટે તે રાક્ષસીએ પોતાનું સ્વલ્પ છિદ્રવાળું મોં પણ ખુલ્લું કરીને રજથી પૂરી દીધું છે.[16] તે રાક્ષસીના તીવ્ર તપથી તપી ગયેલા હિમાલય પર્વતે પણ પોતાનું હિમાલયપણું છોડીને જાણે અગ્નિમય લોહને ધારણ કર્યું છે અને તેથી દેવો પણ ત્યાં વાસ કરી શકતા નથી. માટે હે ઇંદ્ર! ઊભા થાઓ. તે રાક્ષસીને વરદાન આપવા સારુ આપણે બ્રહ્માની પાસે જઈએ; કેમ કે તેના તપની ઉપેક્ષા કરવાથી મહાન અનર્થ થશે.[17,18] એ પ્રમાણે વાયુદેવનાં વચન સાંભળીને સર્વ દેવતાના સમૂહ સહિત ઇંદ્રે બ્રહ્મલોકમાં જઈને બ્રહ્માની પ્રાર્થના કરી.[19] ઇંદ્રનાં વચન સાંભળીને બ્રહ્માએ કહ્યું, કે 'હું તાપસી રાક્ષસીને વરદાન આપવા સારુ હિમાલયના શિખર ઉપર જાઉં છું' બ્રહ્માનાં એ વચન સાંભળીને ઇંદ્રદેવતા ત્યાંથી પાછા સ્વર્ગમાં ગયા.[20] એટલા સમયમાં પોતાના તપના તેજથી દેવતાના મંદિરને તપાવનારી તે તાપસી રાક્ષસી પરમ પવિત્રપણાને પામી.[21] તે રાક્ષસીની છાયા તેની સખીરૂપે રહેલી છે. સંકલ્પિત કાલ પર્યંત ઉગ્ર તપમાં રહેલી તે સૂચિની એ છાયાએ જ મુખછિદ્રમાં રહેલાં સૂર્યકિરણો રૂપી દષ્ટિથી, તપના આરંભથી તે અંત સુધી સાક્ષીરૂપે રક્ષા કરી.[22]

રેશમ જેવી તે મુલાયમ સૂચિએ પોતાની સ્થિરતાથી મેરુને પણ ઝંખવી નાખ્યો હતો. આથી એ મેરુ લજવાઈ ને સાગરમાં તો ડૂબી જતો નથી, એ જોવા સારુ જાણે એ છાયા વૃદ્ધિ પામીને દિવસના આદિ અને અંતભાગમાં એ સૂચિ સાથે રહેતી નહોતી।[૨૩] મધ્યાહ્ન સમયે તેની છાયા તાપના ભયથી પવનની અંદર પેસી જાય છે. તેથી છાયા નથી દેખાતી અને બાકીના બધા સમયમાં તો તે સન્માનપૂર્વક તેને દૂરથી પણ જોયા કરે છે.[૨૪] તે છાયા તે રાક્ષસીને જોયા કરે છે અને તીક્ષ્ણ તાપથી તેના અંગમાં પ્રવેશ કરે છે. પ્રત્યેક માણસ સંકટ સમયે સત્ક્રિયા ભૂલી જાય છે.[૨૫] જેમ ગંગા, અસી અને વરણા એ-ત્રણના મધ્યમાં રહેલી કાશીપુરી પવિત્ર છે, તેમ એક છાયાસૂચિ, બીજી જીવસૂચિ અને ત્રીજી લોહસૂચિ એ ત્રિકોણથી તે સ્થળ તપથી પવિત્ર થયું.[૨૬] જેમ સરસ્વતી અમૂર્ત છે તેમ જીવસૂચિ અદશ્ય છે, જેમ યમુના કાળી છે તેમ છાયાસૂચિ શ્યામ છે, જેમ ગંગા ધોળી છે તેમ લોહસૂચિ ધોળી છે. એટલે ત્રણ સૂચિરૂપી ત્રિવેણીવાળા તે ત્રિકોણ વડે વાયુ અને રજકણો પણ મુક્તિ પામ્યાં, અર્થાત્ નિર્દોષ થયાં.[૨૭] હે રાઘવ! એ પ્રમાણે તે રાક્ષસીએ ચેતનરૂપી સંવિત્નો પોતાની મેળે વિચાર કર્યો, તેથી તેને પરમકારણ બ્રહ્મનું સંપૂર્ણ જ્ઞાન થયું. પ્રત્યેક માણસ પોતાની મેળે યુક્તિથી વિચાર કરે, એ જ તેનો પરમ ગુરુ છે.[૨૮]

विदितपरमकारणाद्य जाता स्वयमनुचेतनसंविदं विचार्य । स्वमननकलनानुसार एकस्त्विह हि गुरुः परमो न राघवान्यः ॥ २८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સૂચિતપઃપરિપાકવર્ણન' નામનો સર્ગ ૭૪મો સમાપ્ત**

# સર્ગ ૭૫મો*

## કર્કટી રાક્ષસીને પૂર્વદેહની પ્રાપ્તિ

### વસિષ્ઠ ઉવાચ

अथ वर्षसहस्रेण तां पितामह आययौ ।
वरं पुत्रि गृहाणेति व्याजहार नभस्तलात् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! એ પ્રમાણે જ્ઞાન થયા પછી એક હજાર વર્ષે બ્રહ્મા કર્કટી રાક્ષસીની પાસે આવ્યા અને આકાશમાંથી બોલ્યા, કે 'હે પુત્રી! તું વરદાન માગ.'[૧] સૂચિ રાક્ષસીને કર્મેન્દ્રિયો ન હોવાથી જીવમાત્રથી રહેલી હતી; તેથી બ્રહ્માને કાંઈ પણ ઉત્તર દીધા વિના તે વિચારવા લાગી, કે[૨] 'હું પૂર્ણ છું તથા સંદેહરહિત છું, માટે વરદાનને શું કરું? હવે હું શાંતપણાથી સુખથી રહેલી છું.[૩] મેં જાણવાની વસ્તુમાત્રને જાણી લીધી છે, મારા સંદેહનો સમૂહ શાંત થયો છે અને મને વિવેકનો વિકાસ થયો છે. હવે બીજું શુ પ્રયોજન રહ્યું?[૪] જે પ્રમાણે હમણાં મારી સ્થિતિ છે, તેજ પ્રમાણે રહે તો સારું. પરમાર્થરૂપ સત્યકળાનો ત્યાગ કરીને બીજા મિથ્યા અર્થ સંપાદન કરવામાં શું ફળ છે? બાળક જે પ્રમાણે મિથ્યાસંકલ્પથી ભૂતની સાથે જોડાય છે, તે પ્રમાણે આટલા કાળ સુધી હું અવિવેકની સાથે જોડાઈ હતી.[૫-૬] હવે વિચાર કરવાથી તે અવિવેક પોતાની મેળેજ શાંત થયો છે; માટે મને જેની ઇચ્છા નથી, તેવી વસ્તુ મળવાથી શો લાભ છે?[૭] એવા નિશ્ચયવાળી, કર્મેન્દ્રિયોથી રહિત અને મૌન રહેલી તે તાપસી રાક્ષસીને જોઈને બ્રહ્મા ઊભા રહ્યા.[૮] સંસારના રાગથી રહિત તે પ્રસન્ન બુદ્ધિવાળી રાક્ષસીને બ્રહ્માએ ફરીથી કહ્યું, કે 'હે પુત્રી! તું વરદાન માગ. તું ભૂતળમાં કેટ-

* આ પચોતેરમા સર્ગમા બ્રહ્મા પ્રસન્ન થયા તો પણ તે રાક્ષસી કાંઈ બોલી નહિ; તથાપિ બ્રહ્માના વરદાનથી રાક્ષસીને પૂર્વના દેહ પ્રાપ્ત થયો, એટલી વાત કહેવામા આવશે.

લાએક કાળ સુધી ભોગ ભોગવ્યા પછી પરમપદને પામીશ, એવો નિયતિનો નિશ્ચય છે. તે નિયતિને મટાડવાને અમે પણ સમર્થ નથી.[૯-૧૦] આવા તપને લીધે તારા મનનો મનોરથ સંપૂર્ણ થાઓ. હે ઉત્તમા! તારા શરીરની પાછી અભિવૃદ્ધિ થાઓ. તું ફરી હિમાલયના વનમાં રાક્ષસી થા. હે પુત્રી! બીજની અંદર રહેલા વૃક્ષપણાને જેમ બહારનાં મોટાં વૃક્ષોનો વિયોગ થાય છે, તેમ સૂક્ષ્મ એવી તને મેઘના જેવા તારા પૂર્વના શરીરનો જે વિયોગ થયો છે, તે શરીરનો તને પાછો સંયોગ થશે. જેમ અંકુરમાં લતા રહે છે અને તે જલસિંચનથી લતારૂપે થાય છે, તેમ તારા આ સોયરૂપી સૂક્ષ્મ બીજમાં તારું તે પૂર્વશરીર રહે છે અને એ તને તે પાછું મળશે.[૧૧-૧૩] જાણવાની વસ્તુનું તને જ્ઞાન થયું છે અને તારું અંતઃકરણ શુદ્ધ છે, તેથી શરદઋતુની મેઘમાળાની જેમ તું લોકને પીડા કરીશ નહિ.[૧૪] નિરંતર ધ્યાનમાં તારી પ્રીતિ રહેશે. જો કે ધ્યાન અને ધારણામાંથી તારી સંસારમાં બુદ્ધિ થશે, તોપણ સર્વત્ર તને આત્મસ્વરૂપની દષ્ટિ રહેશે.[૧૫] તું વ્યવહારદષ્ટિથી ધારણા અને ધ્યાનના આધારભૂત રહીશ અને વાયુના સ્વભાવથી તું શરીરને ચેષ્ટાયુક્ત કરીશ.[૧૬] હે પુત્રી! તે સમયમાં તું પોતાના જાતિસ્વભાવને ઉચિત (અશાસ્ત્રીય) હિંસાની વિરોધિની થઈશ અને ક્ષુધાની શાંતિ કરવા સારુ ન્યાયથી લોકોની હિંસા કરીશ. લોકમાં તું ન્યાયવૃત્તિથી અન્યાયનો બાધ કરીશ અને જીવન્મુક્તપણાથી વિવેકનું પાલન કરીશ.[૧૭-૧૮] એ પ્રમાણે ગગનતલમાંથી વરદાન આપીને બ્રહ્મા ત્યાંથી ચાલ્યા ગયા. ત્યાર પછી રાક્ષસીએ વિચાર કર્યો, કે 'બ્રહ્માના કહેવા પ્રમાણે થવામાં મારે કાંઈ વિરોધ નથી, માટે બ્રહ્માના વરદાનનું શા માટે નિવારણ કરવું?' એવો વિચાર કરીને તે રાક્ષસી પૂર્વના શરીરના આકાર જેવી થવા લાગી.[૧૯] તેનું સૂચિસ્વરૂપ હતું, તેમાંથી તે પ્રથમ પ્રાદેશ (અંગૂઠો અને તર્જની વચ્ચેનું અંતર) જેવડી થઈ, પછી તે હાથ જેવડી થઈ, પછી તે એક વામ જેવડી થઈ, પછી તે વૃક્ષની શાખા જેવડી થઈ અને પછી તે અભ્રમાળા જેવડી થઈ. અંકુરમાંથી વૃક્ષની ઉત્પત્તિનું થાય, તેમ એક પલકારામાં તે સુંદર મોટા અવયવવાળી રાક્ષસી થઈને શોભવા લાગી. આમ તે સંકલ્પરૂપી વૃક્ષની કલિકાના અંકુરના નામથી વિકાસ પામી.[૨૦] એ પ્રમાણે સંકલ્પિત દ્રુમમાં અને વનમાં જેવી રીતે ક્રમપૂર્વક પુષ્પની ઉત્પત્તિ થાય છે, તેવી રીતે પૂર્વે બીજરૂપે અદૃશ્ય રહેલાં તેનાં અવિકળ શક્તિવાળાં ગાત્રો પાછાં દેહમાંથી ઉત્પન્ન થયાં; તેમ જ તેની ઇંદ્રિયો તથા તેનાં સ્થાનકો પણ ઉત્પન્ન થયાં.[૨૧]

तद्गात्राण्यविकलशक्तिमंति देहादुद्भूतान्यथ करणेन्द्रियाणि सम्यक् । संकल्पद्रुमवनपुष्पवत्समंताद्बीजौघान्यलमभवंस्तिरोहितानि ॥ २१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સૂચિશરીરલાભ' નામનો સર્ગ ૭૫મો સમાપ્ત**

## સર્ગ ૭૬મો*

### કર્કટીનું તપથી નિવૃત્ત થવું અને ભીલના દેશમાં જવું

**वसिष्ठ उवाच**

अथाभवदसौ सूची कर्कटी राक्षसी पुनः ।
सूक्ष्मैव स्थौल्यमायाता मेघलेखेव वार्षिकी ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! વર્ષાઋતુની મેઘલેખા જેમ સૂક્ષ્મમાંથી સ્થૂળ થાય છે, તેમ તે સૂચિરાક્ષસી સૂક્ષ્મમાંથી સ્થૂલ થઈ; આમ સૂચિ ફરી કર્કટી રાક્ષસી થઈ.[૧] ત્યારપછી આત્મભૂત

---

* આ છોતેરમા સર્ગમાં કર્કટી રાક્ષસીને પાછો પૂર્વનો દેહ મળ્યો, ત્યાર પછી સમાધિમાંથી છ માસે ભૂખ લાગી અને જાગૃત થયા પછી વાયુનાં વચન સાંભળી તે રાક્ષસી ભીલના દેશમાં ગઈ, તેનું વર્ણન આવશે.

બ્રહ્માકાશનું ધ્યાન ધરવાથી તેને આનંદ થયો અને બોધ થવાથી તેણે, જેમ સર્પ કાંચળીનો ત્યાગ કરે, તેમ રાક્ષસભાવનો ત્યાગ કર્યો.[૨] પદ્માસન વાળીને તે ત્યાં જ પરબ્રહ્મનું ધ્યાન ધરવા લાગી અને શુદ્ધ નિષ્પ્રપંચ આત્માનો આશ્રય કરીને પર્વતની જેમ ઊભી રહી.[૩] પછી વર્ષાઋતુમાં મેઘનો નાદ સાંભળી મયૂરની સ્ત્રીને જેમ કામદેવ જાગૃત થાય છે, તેમ સમાધિ કર્યા પછી છઠ્ઠે માસે તે સમાધિમાંથી જાગૃત થઈ.[૪] જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી દેહનો સ્વભાવ શાંત થતો નથી, તે પ્રમાણે તે રાક્ષસીને સમાધિ વિરામ પામ્યા પછી ક્ષુધા ઉત્પન્ન થઈ.[૫] ભૂખ લાગવાથી તેણે વિચાર કર્યો, કે 'હવે મારે શાનો આહાર કરવો? કોઈ પણ પ્રાણીનો અન્યાયથી વધ કરી મારે તેનો આહાર કરવો જોઈએ નહિ.[૬] જે આહાર કરવાથી આર્યલોકો નિંદા કરે, કે જે અન્યાયથી મેળવેલો હોય, તેવો આહાર કરવા કરતાં મરવું એ વધારે સારું છે.[૭] ન્યાયથી મેળવેલો આહાર કર્યા વિના કદાપિ મારા દેહનો ત્યાગ થાય, તો તેમાં કાંઈ પણ અન્યાય નથી, પણ અન્યાયથી મેળવેલ અર્થનો ઉપભોગ કરવાથી તે અર્થ ઝેરની પેઠે અનર્થરૂપ થઈ પડે છે.[૮] જે ક્રમનો લોકોએ અંગીકાર કર્યો છે, તેવા ક્રમનો ત્યાગ કરીને મેળવેલા પદાર્થનું ભોજન કરવામાં ફળ નથી; તેમ જ ભોજન કરી જીવન જાળવવામાં મારે કાંઈ ઇષ્ટ નથી, તેમ મરણ થવાથી અનિષ્ટ નથી.[૯] હું મનોમાત્ર છું, દેહાદિ માત્ર ભ્રમથી ભૂષણરૂપ છે અને તે ભ્રમ પણ જ્ઞાનથી નાશ પામે છે; માટે જીવનમરણ છેજ નહિ.[૧૦]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે વિચાર કરીને તે રાક્ષસી મૌન રહી. પોતે રાક્ષસી હોવા છતાં તેણે રાક્ષસી સ્વભાવનો ત્યાગ કર્યો, તેથી વાયુ દેવે પ્રસન્ન થઈને તેને કહ્યું, કે 'હે કર્કટી! તું જા, અજ્ઞાની લોકને તું જ્ઞાનનો ઉપદેશ કર; કારણ કે અજ્ઞાનીને બોધ આપવો એ જ મહાત્માનો સ્વભાવ છે. તારો ઉપદેશ સાંભળવા છતાં પણ જેને જ્ઞાનનો ઉદય ન થાય, તેનો તારે નાશ કરવો, એથી તારી ક્ષુધાની શાંતિ થશે અને અન્યાય પણ ગણાશે નહિ; કારણ કે બોધ આપવા છતાં પણ જેને બોધ થાય નહિ તેનો પોતાની મેળે જ નાશ થાય છે.[૧૧–૧૩] એ પ્રમાણે વાયુનાં વચન સાંભળીને 'તમે મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો,' એમ કહીને તે પર્વતના શિખર પરથી ઊભી થઈ અને ત્યાંથી ક્રમપૂર્વક નીચે ઊતરી.[૧૪] પર્વતની ઉપલી ભૂમિ વટાવી, તે પાસેના તટમાં આવી અને પછી તેણે પર્વતની સમીપમાં રહેલા ભીલના દેશમાં પ્રવેશ કર્યો.[૧૫] તે દેશમાં અન્ન, પશુ, લોક, દ્રવ્ય, કોમળ ઘાસ, ઔષધ, માંસ, ભૂળ, પાન, મૃગ, કીટ તથા પક્ષી વગેરે ઘણાં હતાં.[૧૬] કાજળથી લીંપાયેલી પર્વતની કાંતિ જેવી તે રાક્ષસીએ રાત્રે ઘોર અંધારાવાળા માર્ગે હિમાલયની સમીપમાં રહેલા તે દેશ તરફ પ્રયાણ કર્યું.[૧૭]

प्रचलितवलितांजनाचलाभा हिमगिरिपाद-
निवेशितं सुदेशम् । तदनुगतवती निशाचरी सा
निशि सुघनांधतमिस्रमार्गभूमौ ॥ १७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો
'અન્યાયબાધિક' નામનો સર્ગ ૭૬મો સમાપ્ત

## सर्ग ७७मो*

### રાત્રિનું વર્ણન–ભીલના રાજા તથા પ્રધાનનું દર્શન

वसिष्ठ उवाच

एतस्मिन्नंतरे तत्र किरातजनमंडले ।
हस्तहार्यतमःपिंडा बभूवासितयामिनी ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! તે રાક્ષસી

* આ સિત્તોતેરમા સર્ગમાં પ્રથમ રાત્રિનું વર્ણન છે, ત્યાર પછી ભીલના રાજા તથા કારભારીને જોઈને તેમની પરીક્ષા કરવા સારુ કર્કટી રાક્ષસીને તેમને પ્રશ્ન કરવાની ઇચ્છા થઈ તેનું વર્ણન છે.

ભીલોના દેશમાં આવી તે સમયે રાત્રિ પડી હતી. તે રાત્રીમાં અંધકારના પિંડ જાણે હાથમાં આવતા હોય એમ જણાતું. હતું.[૧] ત્યારે કાળો મેઘ રાત્રીના વસ્ત્રરૂપે રહ્યો હતો, આકાશ ચંદ્રથી રહિત હતું, કાળાં તમાલનાં વનથી રાત્રિ અતિપુષ્ટ તથા ઘાટી લાગતી હતી અને નેત્રમાં આંજેલું કાજળ વધારે શ્યામ જણાતું હતું.[૨] લતાની ઘટાઓને લીધે નક્ષત્રનો પ્રકાશ દેખાતો ન હતો અને અંધારામાં લોકોની ગતિ મંદ થઈ હતી. ઘર અને ચૌટાંથી ભરેલા નગરમાં નવયૌવનાઓ રહેલી હતી.[૩] ચૌટા ઉપરના દીવા વાયુથી વાંકા થયેલા હતા, તેથી અંધકારની વૃદ્ધિ જણાતી હતી. ઘરનાં જાળિયાંમાંથી બહાર નીકળતો દીવાનો પ્રકાશ શોભતો હતો. રાત્રિમાં નૃત્ય કરતી પિશાચિકાઓ કર્કટી રાક્ષસીની સખીઓ હોય તેવી રીતે મૌન-વ્રત ધારણ કરીને રહી હતી. મૃગ વગેરે પ્રાણીના સૂઈ ગયેલા સમૂહથી તથા ઝાકળથી રાત્રિ મનોહર લાગતી હતી. મંદ મંદ વાયુના સ્પર્શથી ઝાકળના કણ શોભતા હતા.[૪–૬] તળાવમાંના ખાડા અને ઝાડનાં પોલાણ દેડકાં તથા કાગડાથી વ્યાપ્ત હતાં. અંતઃપુરમાં—ક્રીડાના સ્થાનકમાં સ્ત્રી—પુરુષનાં સુખ દેખાતાં હતાં.[૭] જંગલમાં પ્રલયકાળના અગ્નિ જેવા દાવાનળથી ઉજ્જવળતા જણાતી હતી. ઝાડના ક્યારામાં પાણી પડવાથી પાકી ગયેલાં સાહુડીનાં પીછાં મળતાં હતાં.[૮] આકાશમાંનાં નક્ષત્રો નેત્રની પલકની જેમ પ્રકાશતાં હતાં. વનમાં પ્રસરેલા વાયુ વડે ઝાડ પરથી ફળ તથા પુષ્પ નીચે પડતાં હતાં.[૯] ઝાડનાં પોલાણમાંથી નીકળતા ઘુવડના શબ્દ સાંભળીને કાગડાના શબ્દ બંધ પડી ગયા હતા. ચોરથી પીડાતા પાસેના ગામના લોકોના શબ્દનું કઠોરપણું સંભળાતું હતું.[૧૦] ઘાટી ઝાડીમાં કોઈ પણ શબ્દ સંભળાતા નહોતા. નગરનાં માણસો નગરમાં સૂઈ રહેલાં હતાં અને વનમાં પવન ફૂંકાતો હતો. માળામાં પક્ષીઓ હાલતાં નહોતાં.[૧૧] ગુફામાં સિંહ સૂઈ રહ્યા હતા. કુંજમાં કાળિયાર મૃગોએ વિશ્રાંતિ લીધી હતી. આકાશમાં ઝાકળના કણ ચળકતા હતા. કાચના પર્વતની પેઠે કાજળના મેઘના મધ્યભાગ જેવી કાંતિ જણાતી હતી. તે રાત્રિ માટીના પિંડાના મધ્યભાગ જેવી ઘાટી હતી અને તલવારની ધારે કપાય તેવી તે ગાઢ અંધારી હતી.[૧૨'૧૩] પ્રલયના વાયુથી ક્ષોભ પામેલા કાજળના પર્વત જેવી તે ચંચળ હતી. એક સમુદ્રમાં જાણે મોટા ગારો હોય તથા પર્વતનો જાણે મધ્યભાગ હોય, એવી તે રાત્રિ ઘાટી જણાતી હતી.[૧૪] બળી ગયેલાં લાકડાંના પોલાણ જેવી તે રાત્રિ અત્યંત કાળી હતી, ગાઢ અજ્ઞાન જેવી સુંદર હતી, મૂળ અજ્ઞાન જેવી ગાઢ હતી અને ભમરાની પાંખ જેવી તેની કાંતિ હતી.[૧૫] ભીલના દેશમાં ઉપર પ્રમાણે ભયંકર રાત્રીમાં નગરનાં બધાં માણસો સૂઈ રહ્યાં છે, તે સમયે ધીરજવાળો તે દેશનો 'વિક્રમ' નામનો રાજા તથા તેનો કારભારી એ બન્ને જણા વીરચર્યાથી ચોરલોકોનો વધ કરવા માટે શહેરમાંથી બહાર નીકળ્યા.[૧૬'૧૭] એ પ્રમાણે ધીરજ તથા અસ્ત્રને ધારણ કરનાર તથા ગામની બહાર ગામના દેવતરૂપ વેતાલને જોવાને તત્પર થયેલા અને તે સ્થળે ફરતા રાજા તથા કારભારીને કર્કટી રાક્ષસીએ જોયા.[૧૮] એ બન્નેને જોઈને રાક્ષસીએ વિચાર કર્યો, કે 'અહો ! મને ભક્ષ્ય મળ્યું. એ બન્ને મૂઢ તથા આત્મજ્ઞાની ન હોવાથી તેમનો દેહ પૃથ્વીને માત્ર ભારરૂપ છે.[૧૯] મૂઢ માણસ આ લોકમાં તથા પરલોકમાં નાશ થવા સારુ જ જીવે છે, માટે યત્નથી એમનો નાશ કરવો; કારણ કે અનર્થનું પાલન કરવું નહિ.[૨૦] જેને આત્માનું જ્ઞાન નથી તેવા મૂઢ માણસનું મરણ, જીવિતથી વધારે સારું છે; કારણ કે મરણ થવાથી પાપ એકઠું થતું નથી અને તેથી તેનો ઉદય થાય છે.[૨૧] હિંસા

કરનાર પ્રાણીના ભોજન માટે મૂઢ આત્માવાળા છે, પરંતુ આત્મજ્ઞાની નથી, એવો સૃષ્ટિની આદિથી બ્રહ્માએ નિયમ કર્યો છે.[૨૨] એટલા માટે મારા ભોજ્યપણાને પામેલા આ બન્નેનું આજે મારે ભોજન કરવું. નિર્દોષપણાથી પ્રાપ્ત થયેલા પદાર્થની જે ઉપેક્ષા કરે છે, તે માણસને દુર્ભાગ્યવાળો સમજવો.[૨૩] કદાપિ આ બન્ને માણસ ગુણવાન તથા મોટા મનવાળા હોય, તો તેનો મારે નાશ કરવો નહિ; માટે હું એ બન્નેની પરીક્ષા કરીશ અને જો તેઓ ગુણવાન હશે, તો તેમનું ભોજન કરીશ નહિ; કારણ કે ગુણવાનની કોઈ દિવસ હિંસા કરવી નહિ.[૨૪-૨૫] જે માણસને અકૃત્રિમ સુખની, કીર્તિની તથા આયુષ્યની ઇચ્છા હોય, તે માણસે સર્વને પ્રિય એવા દાનથી ગુણવાન માણસની પૂજા કરવી.[૨૬] કદાપિ દેહનો નાશ થશે, તોપણ હું ગુણીનું ભોજન કરીશ નહિ; કારણ કે સાધુપુરુષ જીવવાથી પણ ચિત્તને સુખ આપે છે.[૨૭] આથી પોતાના જીવિતનું દાન કરીને પણ ગુણવાન માણસનું પાલન કરવું; કારણ કે ગુણવાનના સંગમરૂપી ઔષધથી મૃત્યુ પણ મિત્રપણાને પામે છે.[૨૮] મારો રાક્ષસ સ્વભાવ છે, તે છતાં પણ જ્યારે હું ગુણવાન માણસની રક્ષા કરું છું, ત્યારે એવો બીજો કયો માણસ હોય કે જે ગુણીની રક્ષા કરી તેને પોતાના હૃદયના હારરૂપ ન કરે? ઉદાર ગુણવાળા જે પુરુષો પૃથ્વીમાં ફર્યા કરે છે, તેઓ ચંદ્રમાની પેઠે લોકોને શીતળ કરે છે. ગુણવાન માણસનો તિરસ્કાર કરવો એ જ મરણ છે અને ગુણવાનનો આશ્રય કરવો એ જ જીવિત છે: ગુણવાનના આશ્રયરૂપી જીવિતથી જ સ્વર્ગ તથા અપવર્ગ (મોક્ષ) પ્રાપ્ત થાય છે.[૨૯-૩૧] આથી કેટલાક પ્રશ્નોની લીલાથી આ બન્નેની પરીક્ષા કરીશ, એટલે તેમનું કેટલું જ્ઞાન છે તેની મને ખબર પડશે.[૩૨] પ્રાણી ગુણવાન છે કે ગુણરહિત છે તેનો પ્રથમ વિચાર કરવો, પછી પોતાનાથી અધિક ગુણવાનનો વિચાર કરવો. હવે હીન ગુણવાળાને યોગ્ય શિક્ષા કરવી અને અધિક ગુણવાળાને શિક્ષા ન કરવી.[૩૩]

आदौ विचार्य सगुणागुणलेशयुक्तिं पश्चात्त्वतोऽधिकतरं च गुणैर्यदि स्यात्। कुर्यात्ततः समुपपत्तिवशेन दंडं दंड्यस्य युक्तिसदृशं घनसंभवेन ॥ ३३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'રાક્ષસીવિચાર' નામનો સર્ગ ૭૭મો સમાપ્ત**

## સર્ગ ૭૮મો×

## રાજા તથા મંત્રીની સાથે રાક્ષસીનો સંવાદ

**वसिष्ठ उवाच**

अथ सा राक्षसी रक्षःकुलकाननमंजरी ।
तमस्येवाभ्रलेखेव गंभीरं विननाद ह ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હવે રાક્ષસકુલરૂપી વનની મંજરી સમાન તે રાક્ષસીએ જાણે અભ્રલેખાની જેમ અંધકારમાં ગંભીર નાદ કર્યો.[૧] જેમ મેઘની ગર્જના થયા પછી કરા તથા વજ્ર પડે, તેમ નાદ કર્યા પછી તે રાક્ષસીએ અકઠોરપણાથી રાજા તથા કારભારીને આ પ્રમાણે પૂછ્યું, કે[૨] 'અરેરે! ઘોર જંગલરૂપી આકાશની પદવીને પ્રકાશ કરનારા ચંદ્ર અને સૂર્ય! અરે! મહામાયારૂપી અજ્ઞાનની આધાર–પીઠરૂપી ગુફામાં રહેલા પૃથ્વીમાંના કીડાઓ![૩] તમે કોણ છો? તમે આત્મજ્ઞાની હોવાથી પૂજ્ય બુદ્ધિવાળા છો કે તેમ ન હોવાથી દુર્બુદ્ધિવાળા છો? તમે મારો કોળિયો થવા આવો છો, માટે તમે દુષ્ટ એવા મરણને યોગ્ય છો.[૪]

**રાજા બોલ્યો :** અરે ભૂત! તું કોણ છે? ક્યાં છે? તું તારો દેહ દેખાડ; ભ્રમરીના જેવા તારા શબ્દથી કોણ બીએ છે?[૫] કાર્યસાધક માણસ પોતાના કાર્યમાં સિંહની પેઠે દોટ મૂકે છે; માટે

× આ ઇઠ્યોતેરમા સર્ગમાં રાક્ષસીના ભયંકર વચનથી નિર્ભય રહેલા રાજાને તે રાક્ષસીએ પોતાનું સ્વરૂપ દેખાડ્યું તથા કારભારીના અનુનયથી રાક્ષસીએ પ્રશ્ન પૂછવાનો આરંભ કર્યો તેનું વર્ણન આવશે.

ક્રોધથી ભયંકર ઉદ્યોગનો ત્યાગ કરી તું તારું પરાક્રમ દેખાડ.[૬] હે સુવ્રત! તું શું પ્રાર્થે છે, તે કહે. હું તને તે આપીશ. અમને ક્રોધના શબ્દ સંભળાવી તું શા સારુ બિવડાવે છે? અથવા શુ તને જ ભય છે?[૭] તું તારા આકાર અને શબ્દથી અમારી સન્મુખ આવીને ઊભો રહે; કારણ કે દીર્ઘસૂત્રીનો ક્ષય થાય છે, પણ તેનો અર્થ સિદ્ધ થતો નથી.[૮]

રાજાએ એ પ્રમાણે કહ્યું, ત્યારે તે રાક્ષસીએ વિચાર્યું, કે 'રાજાએ મનોહર વચન કહ્યાં.' પછી તેણે તેમની આગળ પ્રત્યક્ષ થવાને તેમ જ તેમની અધીરતા ટાળવા માટે નાદ કર્યો તથા હાસ્ય કર્યું.[૯] ત્યાં રાજા તથા કારભારીએ નાદના શબ્દથી દિશાને પૂરનારી તથા અટ્ટહાસ્યને લીધે દાંતની કાંતિથી પોતાના આકારને પ્રકાશ કરનારી તે રાક્ષસીને જોઈ.[૧૦] તે પ્રલયકાળે વાદળાંના વજ્ર જેવા કડાકાથી પિસાઈ ગયેલા પર્વતની ટોચ હોય તેવી જણાતી હતી અને તે નેત્રરૂપી વીજળીથી તથા બગલી જેવી ચૂડીઓથી આકાશને પ્રકાશિત કરતી હતી.[૧૧] તે અંધારારૂપી એક સમુદ્રમાં વડવાનળની જ્વાળા જેવી જણાતી હતી અને તેની કાંધ ગર્જના કરતા મેઘની ઘટા જેવી ધાટી હતી.[૧૨] શબ્દ કરતા દાંતના કચકચાટથી તે નિશાચરોનો નાશ કરતી હતી અને તે કાજળ જેવા આકારથી આકાશ તથા પૃથ્વીને આધારસ્તંભ સમાન હતી. વળી તે લીલા વડે શોભતી હતી.[૧૩] તેના કેશ ઊંચા હતા, તેનું અંગ ઘણી નાડીઓવાળું હતું, તેનાં નેત્ર પીળાં હતાં અને પોતે તમોમય હતી. તે યક્ષ, રાક્ષસ તથા પિશાચને પણ અનર્થથી ભય ઉત્પન્ન કરતી હતી.[૧૪] તેના દેહના છિદ્રમાં પ્રવેશ કરતા વાયુથી ભયંકર શબ્દ થતો હતો. તેણે પોતાના મસ્તક ઉપર હળ, મુશળ, ખાંડણિયો, ઊંબાડિયુ તથા સૂપડું રાખેલાં હતાં.[૧૫] કલ્પના અંતે સ્ફુરતી વીંખાઈ ગયેલી વૈડૂર્ય–પર્વતના શિખરની ભૂમિ હોય, તેવી તે જણાતી હતી. તે હાસ્યથી દેવતાની પણ હિંસા કરનારી જાણે કાળરાત્રિ હોય તેમ દેખાતી હતી.[૧૬] વાદળાંવાળી શરદઋતુની આકાશાટવી (વન) જાણે દેહ ધરીને આવી હોય અને ઘણાં વાદળાંથી યુક્ત અને પુષ્ટ શરીરવાળી જાણે રાત્રિ હોય, એવી તે જણાતી હતી. શરીરની સ્થૂલતાથી જાણે પૃથ્વીની પીઠ ઊઠી હોય તથા ચંદ્ર અને સૂર્યની સાથે યુદ્ધ કરવા માટે જાણે રાહુએ તેના દેહનો આશ્રય લીધો હોય એવી તે રાક્ષસી જણાતી હતી. તેનાં સ્તન ઇંદ્રનીલમણિના જેવાં મહાતેજસ્વી લાંબાં વાદળાં જેવાં હતાં. તે શ્યામ હતાં અને તેમના ઉપર તેણે ખાંડણિયા આદિના હારસમૂહો સજ્યા હતા.[૧૭–૧૯] તેનું શરીર બળેલા લાકડા જેવું હતું અને તેના ઉપર એ કાષ્ઠનાં ચિહ્નો હતાં. ઝાડની કાંતિ જેવા હલનચલનરહિત તથા નાડીઓ સહિત મોટા તેના હાથ હતા. આવા આકારવાળી તે રાક્ષસીને જોઈને રાજા તથા કારભારી ક્ષોભ પામ્યા વિના ઊભા રહ્યા; કારણ કે સત્ય તથા અસત્યના વિવેકથી શોભતા માણસને કોઈ પણ પદાર્થથી મોહ ઉત્પન્ન થતો નથી.[૨૦,૨૧]

મંત્રી બોલ્યો : હે રાક્ષસી! ઇચ્છિત વસ્તુ સિદ્ધ કરવા માટે તારે આટલો મોટો ક્રોધ કરવાનું કારણ શું? હલકા માણસ થોડા કામમાં પણ ઘણો ક્રોધ કરે છે.[૨૨] તું ક્રોધનો ત્યાગ કર. આવો ક્રોધ કરવો તને શોભતો નથી; કારણ કે બુદ્ધિમાન માણસ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવામાં યુક્તિથી જ વર્તે છે.[૨૩] હે અબળા! પવન જેવી રીતે ખડ તથા પાંદડાંને ઉડાડી મૂકે છે, તેવી રીતે તારા જેવાં હજારો મગતરાંને અમે ધીરજરૂપી વાયુથી ઉડાડી મૂક્યાં છે.[૨૪] ડાહ્યા માણસો ક્રોધનો ત્યાગ કરે છે અને સમાન તથા સ્વચ્છ બુદ્ધિથી તેમ જ વ્યવહારની યોગ્ય યુક્તિથી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરે

છે.[૨૫] પોતાના યોગ્ય વ્યવહારની યુક્તિથી કાર્ય સિદ્ધ થાય કે ન થાય, તોપણ યોગ્ય માર્ગનો ત્યાગ ન કરવો, એવી નિયતિ છે. તો પછી કાર્ય સિદ્ધ થવાનો નિશ્ચય હોય ત્યારે ક્રોધને અવસર જ કેમ હોય![૨૬] માટે હે અર્થિની! કહે, તારી શી ઇષ્ટ ઇચ્છા છે? યાચના કરવા આવેલો કોઈ પણ માણસ પોતાની કોઈ પણ ઇચ્છા પૂરી કર્યા વિના સ્વપ્નમાં પણ અમારી પાસેથી પાછો ગયો નથી.[૨૭]

મંત્રીએ તેને આ પ્રમાણે કહ્યું, એટલે એ રાક્ષસીએ વિચાર કર્યો, કે 'અહો! પુરુષમાં સિંહ સમાન આ બન્નેનું ધૈર્ય અને બુદ્ધિબળ કેવું શુદ્ધ છે![૨૮] આ બન્ને સામાન્ય મનુષ્ય હોય એમ હું માનતી નથી. આ ચમત્કૃતિ વિચિત્ર છે કે તેમનાં વચન, મુખ તથા નેત્રથી તેમના અંતઃકરણનો નિશ્ચય જણાય છે.[૨૯] જે પ્રમાણે જળ ભેગું થવાથી એકતાને પામે છે, તે પ્રમાણે બુદ્ધિમાનનો આશય તેનાં વચન, મુખ તથા નેત્રથી એકતાને પામે છે.[૩૦] આ બન્નેએ ઘણું કરીને મારા મનનો અભિપ્રાય જાણ્યો છે અને મેં તેમનો અભિપ્રાય જાણ્યો છે; માટે આ બન્ને પોતાની મેળે જ અવિનાશી છે અને મારે તેમનો નાશ કરવો નહિ.[૩૧] આ બંને આત્મજ્ઞાની છે, એમ હું ધારું છું; કારણ કે જીવન–મરણનો ભ્રમ મટાડનાર આત્મજ્ઞાન વિના આવી બુદ્ધિ હોય નહિ. એમને આવી બુદ્ધિ છે. તેથી તેઓ અભયરૂપ અને અમૃતરૂપ છે.[૩૨] લાવ ત્યારે, મારા મનમાં જે કાંઈ સંદેહ ઉત્પન્ન થયો છે, તે હું એમને પૂછું. જે માણસ વિદ્વાન માણસ મળ્યા છતાં તેને પોતાના સંદેહ વિષે પૂછતો નથી, તેને અધમ સમજવો.' એ પ્રમાણે વિચાર કરીને તે પ્રશ્ન પૂછવાનો અવસર જોવા લાગી. પછી કલ્પના અંતસમયના મેઘના શબ્દ જેવા પોતાના હાસ્યને રોકીને તે રાક્ષસીએ આ પ્રમાણે પૂછ્યું:[૩૩'૩૪] હે નિષ્પાપ! હે ધીરજવાળા! તમે બંને કોણ છો? તે કહો. નિર્મળ ચિત્તવાળા માણસનાં દર્શન કરવાથી જ તેની સાથે મિત્રતા થાય છે.[૩૫]

**મંત્રી બોલ્યો:** આ કિરાતદેશના રાજા છે અને હું તેમનો મંત્રી છું અને અમે આ રાત્રિ-ચર્યાથી તારા જેવા દુષ્ટનો નાશ કરવા તત્પર થયા છીએ.[૩૬] રાત્રિ–દિવસ દુષ્ટને શિક્ષા કરવી, એ જ રાજાનો ધર્મ છે. જે માણસ પોતાના ધર્મનો ત્યાગ કરે છે, તે માણસ વિનાશરૂપી અગ્નિના કાષ્ઠરૂપ બને છે.[૩૭]

**રાક્ષસી બોલી:** હે રાજન્! તમારો કારભારી દુષ્ટ છે, જેનો કારભારી દુષ્ટ હોય તે રાજા ન કહેવાય. સારો રાજા હોય તેને જ કારભારી હોય છે અને સારો કારભારી જેને હોય તે જ રાજા છે.[૩૮] સારા કારભારીએ પોતાના રાજાને વિવેકમાં જોડવો. એ વિવેકથી શ્રેષ્ઠપણાને પમાય છે અને જેવો રાજા તેવી પ્રજા હોય છે.[૩૯] સમસ્ત ગુણના સમૂહમાં અધ્યાત્મજ્ઞાન એ જ ઉત્તમ ગુણ છે અને જેનામાં એવા ગુણ હોય તે જ રાજા ગણાય છે. તેવા ગુણની સાથે જેનામાં વિચારનાં રહસ્ય જાણવાના ગુણ હોય તે જ કારભારી ગણાય.[૪૦] આત્મવિદ્યાથી પ્રભુપણું તથા સમદષ્ટિપણું મળે છે; માટે જેને આત્મવિદ્યાનું જ્ઞાન નથી, તે કારભારી પણ ન ગણાય તેમ રાજા પણ ન ગણાય. જો તમને બનેને આત્મવિદ્યાનું જ્ઞાન હોય, તો તમારું કલ્યાણ છે. પણ જો તેમ ન હોય તો તમે પ્રજાને અનર્થ કરનારા છો, માટે હું તમારું ભક્ષણ કરીશ.[૪૧'૪૨] હું તમને બનેને કેટલાક પ્રશ્ન પૂછું છું, તેનો તમે મને બુદ્ધિથી વિચાર કરીને ઉત્તર આપશો, તો જેમ માબાપની બાળક ઉપર પ્રીતિ થાય તેમ તમે મારા પ્રીતિપાત્ર થશો.[૪૩] હે રાજા! તમે કે તમારો મંત્રી મારા આ પ્રશ્નોનો ઉત્તર આપો. મને એ ઉત્તર સાંભળવાની અત્યંત ઇચ્છા છે. તમે તે ઇચ્છા પૂરી કરો. આ લોકમાં એવો કોણ પુરુષ છે કે જે કહેલા પદાર્થને ન આપીને

ક્ષયકારી દોષને ન પામે ?[૪૪]

प्रश्नानिमान्कथय पार्थिव वा च मंत्रिंस्त-त्रार्थिनी भृशमहं परिपूरयार्थम् । अंगीकृतार्थं-मददत् क इवास्ति लोके दोषेण संक्षयकरेण न युज्यते यः ॥४४॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'રાક્ષસીવર્ણ' નામનો સર્ગ ૭૮મો સમાપ્ત

## સર્ગ ૭૯મો*

## કર્કટી રાક્ષસીએ રાજાને તથા મંત્રીને પૂછેલા બોતેર પ્રશ્નો

वसिष्ठ उवाच

इत्युक्त्वा राक्षसी प्रश्नान् सा वक्तुमुपचक्रमे । उच्यतामिति राज्ञोक्ते तानिमान् शृणु राघव ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! રાક્ષસીએ એ પ્રમાણે કહ્યું, ત્યારે રાજાએ કહ્યું: 'પૂછો' એટલે તે રાક્ષસીએ પ્રશ્ન પૂછવાનો પ્રારંભ કર્યો. હું તમને તે પ્રશ્નો કહું છું તે તમે સાંભળો.[૧]

**રાક્ષસી બોલી :** (૧) સમુદ્રમાં જેવી રીતે લાખો બુદ્બુદ થાય છે (અને લય પામે છે), તેવી રીતે જેની અંદર લાખો બ્રહ્માંડનો લય થાય છે એવો અનેક સંખ્યાવાળો કયો એક અણુ છે ?[૨]

(૨) કઈ એક વસ્તુમાં આકાશ તથા અનાકાશ એ બને છે ?

(૩) કિંચિત્ છે તે નકિંચિત્ કેમ થાય ? (અ) કાંઈ પણ નથી અને કાંઈક છે, એવી કઈ વસ્તુ છે ?

(૪) त्वं પદમાં अहं પદ કેમ આવે ?

(૫) अहं પદમાં त्वं પદ કેમ આવે ?[૩]

(૬) ચાલતાં છતાં કોણ ચાલતો નથી ?

(૭) સ્થિર ઊભો રહેતો નથી, તે છતાં કોણ સ્થિર ઊભો રહે છે ?

(૮) ચૈતન્ય તથા જડ, એ બંને વિરુદ્ધ કર્મ કયા એક પદાર્થમાં છે ? (અ) ચૈતન્ય છતાં પાષાણ જેવો ઘનરૂપ કયો પદાર્થ છે ?

(૯) ચૈતન્યરૂપી આકાશમાં વિચિત્રતા કરનાર કોણ છે ?[૪]

(૧૦) અગ્નિપણાનો ત્યાગ ન કરે અને દાહ ન કરે એવો કયો અગ્નિ છે ?

(૧૧) હે રાજન્! અગ્નિ ન હોય તેમાંથી અગ્નિ કેમ ઉત્પન્ન થાય ?[૫]

(૧૨) ચંદ્ર, સૂર્ય, અગ્નિ અને તારા વિના અવિનાશ પ્રકાશ કોનો છે ?

(૧૩) એવી કઈ વસ્તુ છે, કે જે નેત્રથી ન દેખાય અને સર્વ પ્રકાશને ઉત્પન્ન કરે ?[૬]

(૧૪) એવો કયો ઉત્તમ પ્રકાશ છે, કે જે લતા, ગુલ્મ, અંકુર, જાત્યંધ તથા નેત્ર ન હોય તેવાં બીજાનો પણ પ્રકાશ કરે છે ?[૭]

(૧૫) આકાશ વગેરે પંચમહાભૂતનો ઉત્પન્ન કરનાર કોણ છે ?

(૧૬) સત્તાને સત્તા આપનાર કોણ છે ?

(૧૭) એવો કયો ભંડાર છે, કે જેમાં જગત-રૂપી રત્ન છે ?

(૧૮) એવો કયો મણિ છે, કે જેમાં જગત-રૂપી કોશ રહેલો છે ?[૮]

(૧૯) એવો કયો અણુ છે, કે જે અંધકારનો પ્રકાશ કરે છે ?

(૨૦) છે અને નથી એવો કયો અણુ છે ?

(૨૧) દૂર છતાં દૂર નથી એવો કયો અણુ છે ?

(૨૨) એવું શું છે કે જે અણુ છતાં પર્વત-રૂપ છે ?[૯]

(૨૩) એક નિમેષનો કાળ, એક કલ્પનો કેમ ગણાય ?

(૨૪) એક કલ્પ, નિમેષ કેમ ગણાય ?

(૨૫) પ્રત્યક્ષ છતાં અસતરૂપ છે એવું શું છે ?

(૨૬) ચેતન છતાં અચેતન છે એવું શું છે ?[૧૦]

* આ અગણ્યાએંસીમા સર્ગમાં જે માણસને આત્મજ્ઞાન નથી, તેવા માણસને વજ્ર સમાન લાગે તેવા તથા જ્ઞાનવાનને મનોહર લાગે તેવા (૭૨) બોતેર પ્રશ્ન કર્કટી રાક્ષસીએ રાજાને પૂછ્યા.

(૨૭) વાયુ છતાં વાયુરૂપ નથી એવું શું છે?

(૨૮) એવું શું છે, કે જે શબ્દ છતાં શબ્દરૂપ નથી?

(૨૯) એવું શું છે, કે જે સર્વરૂપ છતાં કાંઈ નથી?

(૩૦) જેને વિષે અહંતા છતાં અહંતા નથી એવું શું છે?[૧૧]

(૩૧) ઘણા જન્મ સુધી પ્રયત્ન કરવાથી મળે એવી કઈ વસ્તુ છે?

(૩૨) પ્રાપ્ત થાય તે છતાં કાંઈ પણ પ્રાપ્ત થયું નથી એવું શું છે? જે સંપૂર્ણ પ્રાપ્ત થતું નથી તે શું છે?[૧૨]

(૩૩) સ્વસ્થપણે જીવતા છતાં કોણે પોતાના આત્માનો નાશ કર્યો છે?

(૩૪) એવો કયો અણુ છે કે, જે પોતાને વિષે મેરુ પર્વતને ઉત્પન્ન કરે છે? કોણ ત્રિભુવનને તૃણરૂપ કરે છે?[૧૩]

(૩૫) કયા અણુએ સેંકડો યોજનો પૂર્ણ કર્યાં છે?

(૩૬) અણુ છતાં કોણ સેંકડો યોજનોમાં માતો નથી?[૧૪]

(૩૭) દૃષ્ટિમાત્રે કરી કોણ જગતરૂપી બાળકને નચાવે છે?

(૩૮) એવો કયો અણુ છે, કે જેના ઉદરમાં પર્વતોના સમૂહો રહેલા છે?[૧૫]

(૩૯) એવો કયો અણુ છે, કે જે પોતાના અણુપણાનો ત્યાગ કર્યા વિના પણ મેરુ પર્વતના કરતાં પણ સ્થૂળ આકૃતિવાળો હોય?

(૪૦) એવો કયો અણુ છે, કે જે મોવાળાના અગ્રના સોમા ભાગનો હોય, તો પણ પર્વતથી પણ ઊંચો હોય?[૧૬]

(૪૧) એવો કયો અણુ છે, કે જે પ્રકાશ તથા અંધકાર એ બન્નેને પ્રકટ કરનાર દીવારૂપે હોય?

(૪૨) એવો કયો અણુ છે, કે જેની અંદર સર્વ અનુભવરૂપી અણુ રહેલા છે?[૧૭]

(૪૩) એવો કયો અણુ છે કે, જે પોતે સ્વાદરહિત છતાં બીજાને સ્વાદિષ્ટ લાગે છે?

(૪૪) એવો કયો અણુ છે કે, જે સર્વનો ત્યાગ કરવા છતાં સર્વનો આશ્રય કરે છે?[૧૮]

(૪૫) એવો કયો અણુ છે, કે જે પોતાને ઢાંકવાને સમર્થ ન હોવા છતાં આખા જગતને ઢાંકે છે?

(૪૬) એવો કયો અણુ છે, કે જેની સત્તા વડે, લયે કરીને નાશ થયેલા જગતની પાછી ઉત્પત્તિ થાય છે?[૧૯]

(૪૭) એવો કયો અણુ છે, કે જે અવયવરહિત છે, તો પણ હજારો હાથ અને નેત્રવાળો છે?

(૪૮) એવો કયો નિમેષ છે, કે જેમાં કરોડો કલ્પ રહેલા છે?[૨૦]

(૪૯) એવો કયો અણુ છે, કે જેમાં બીજમાં વૃક્ષ રહે તેવી રીતે અનંત જગત રહેલાં છે?

(૫૦) એવું શું છે, કે જેમાં બીજ વગેરે ઉત્પન્ન નથી થયાં, તોપણ સ્ફુટ દેખાય છે?[૨૧]

(૫૧) એવો કયો નિમેષ છે, કે જેની અંદર બીજની અંદર રહેલા વૃક્ષની પેઠે કલ્પ તથા પ્રલય રહેલા છે?

(૫૨) એવો કોણ છે કે, જે કાર્યનું પ્રયોજન તથા કાર્યના કર્તાપણાનો આશ્રય કર્યા વિના કાર્ય કરે છે?[૨૨]

(૫૩) એવો કયો દ્રષ્ટા છે, કે જે પોતાને નેત્ર નથી તે છતાં ભોગ્ય પદાર્થની સિદ્ધિ માટે પોતાના આત્માને દશ્યપણાને પમાડે છે; તથા બહારની દૃષ્ટિથી દશ્ય પદાર્થ જોતો છતાં પોતાના આત્માને જુએ છે?[૨૩]

(૫૪) જેમાં સઘળું દશ્ય ગલિત છે, એવા આત્માને દશ્યના અભાવ માટે જોનાર-કોણ આગળ દેખાતા દશ્યને દેખતો નથી?[૨૪]

(૫૫) ચક્ષુ દશ્ય પદાર્થનો પ્રકાશ કરે, તેની

પેઠે આત્મા, દર્શન અને દશ્ય એ ત્રણને અપરોક્ષપણાથી કોણ પ્રકાશ કરે છે?

(૫૬) સુવર્ણથી કડાં વગેરે પ્રકટ થાય છે, તેમ કોની વિક્ષેપ—શક્તિથી દ્રષ્ટા, દર્શન અને દશ્ય એ ત્રણ પ્રકટ થાય છે?[૨૫]

(૫૭) જેમ જળથી તરંગ જુદા નથી, તેમ કયા પદાર્થથી કોઈ પણ પદાર્થ જુદો નથી?

(૫૮) જેવી રીતે જળમાં મોજાં જુદાં જણાય છે, તેવી રીતે કોની ઇચ્છાથી જગતમાં જુદાપણુ જણાય છે?[૨૬]

(૫૯) એવો કયો પદાર્થ છે, કે તે દેશ, કાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત સત્ તથા અસત્રૂપે હોય?

(૬૦) જેમ જળથી દ્રવપણું જુદું નથી, તેમ કયા પદાર્થથી દ્વૈતપણું પણ જુદું નથી?[૨૭]

(૬૧) બીજ વૃક્ષને ધારણ કરે છે, તેની પેઠે કોણ દ્રષ્ટા, દર્શન અને દશ્ય એ ત્રણને તથા સત્—અસત્રૂપ ત્રણ જગતને અદ્ભુત અવસ્થામાં તથા તિરોહિત અવસ્થામાં પોતાને વિષે રાખીને નિરંતર રહે છે?[૨૮]

(૬૨) ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં ભ્રમ રૂપી મોટું જગત કોને વિશે રહેલું છે?

(૬૩) બીજમાં વૃક્ષ રહે, તેવી રીતે કોની અંદર જગત રહેલું છે?[૨૯]

(૬૪) બીજ ઝાડપણાથી ઉદય પામે છે તથા ઝાડ બીજપણાથી ઉદય પામે છે, તેવી રીતે પોતાના રૂપનો ત્યાગ કર્યા વિના—કોણ ઉદય વિના પણ ઉદય થાય છે?[૩૦]

(૬૫) હે રાજન્! એવું શું છે, કે જેની અપેક્ષાથી કમળતંતુ પણ મેરુના જેવો દૃઢ હોય?

(૬૬) એવો કયો દૃઢ તંતુ છે, કે જેની અંદર કરોડો મેરુ તથા મંદરપર્વતો રહેલા છે?[૩૧]

(૬૭) આ અનેક ચેતનોથી ભરેલુ જગત કોનાથી વ્યાપી રહેલું છે?

(૬૮) તમે કોના આધારથી જગતમાં વ્યવહાર કરો છો?

(૬૯) કોના આધારથી તમે જેનો વધ કરવો જોઈએ તેનો વધ કરો છો?

(૭૦) કોના આધારથી તમે જગતનું પાલન કરો છો?

(૭૧) એવું શું છે, કે જેના દર્શનથી તમારો અભાવ છે?

(૭૨) એવું શું છે, કે જેના દર્શનથી તમે સદા તદ્રૂપ જ થાઓ છો?

—એટલા પ્રશ્નોનો, શાંતિ થવા માટે તમે ઉત્તર આપો.[૩૨] આત્માકારવૃત્તિને આવરણરૂપે રહેલા આ મારા સંશયને તમે દૂર કરો. જે માણસની પાસેથી મૂળ સહિત સંશય નથી મટતો, તે માણસ પંડિતની ગણતરીમાં આવતો નથી.[૩૩] જો મારા આ સંશયને તમે મટાડશો નહિ, તો તમે તુરત રાક્ષસના જઠરરૂપી અગ્નિના કાષ્ઠરૂપ થઈ પડશો; અને તમારા બંનેનો નાશ કર્યા પછી હું તમારા આખા દેશને ગળી જઈશ. જો તમે પ્રશ્નનો ઉત્તર આપશો, તો તમે સારા રાજા છો એમ હું માનીશ અને તમે ઉત્તર નહિ આપો, તો મૂર્ખપણાથી ક્ષય પામશો.' એ પ્રમાણે વિપુલ અને ગંભીર મેઘનાદના જેવી વાણી બોલનાર તે રાક્ષસી એટલું કહી ચૂપ રહી. બહારથી તે ભયંકર આકૃતિવાળી હતી, તોપણ તે અંતઃકરણથી શુદ્ધ શરદઋતુનાં નિર્મળ વાદળાં જેવી શાંત હતી.[૩૪-૩૬]

इत्युक्त्वा विपुलगभीरमेघनादप्रोल्लासप्रकटगिरा निशाचरी सा । तूष्णीमप्यतिविकटाकृतिस्तदासीच्छुद्धांतः शरदमलाभ्रमंडलीव ॥ ३६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'રાક્ષસીપ્રશ્ન' નામનો સર્ગ ૭૯મો સમાપ્ત**

# સર્ગ ૮૦મો÷

## મંત્રીએ પ્રશ્નોના ઉત્તર આપ્યા

वसिष्ठ उवाच

महानिशि महारण्ये महाराक्षसकन्यया ।
इति प्रोक्ते महाप्रश्ने महामंत्री गिरं ददौ ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે મહાઅરણ્ય વિશે મહારાત્રિમાં મહારાક્ષસીએ મહા પ્રશ્ન પૂછ્યા, ત્યારે રાજાના મહામંત્રીએ નીચે પ્રમાણે ઉત્તર દીધો.[1]

મંત્રી બોલ્યો: હે મેઘની કાંતિ જેવી રાક્ષસી! જે પ્રમાણે કેસરીસિંહ મહોન્મત્ત હાથીનું ભેદન કરે છે, તે પ્રમાણે હું તારા પ્રશ્નનું ભેદન કરુ છું; તે તું સાંભળ![2] હે કમલાક્ષી! પ્રશ્ન જાણનારને યોગ્ય એવા વચનની આ યુક્તિથી તેં ઉપરના સઘળા પ્રશ્નોમાં કેવળ પરમાત્મા જ કહેલા છે. (તોપણ બધા પ્રશ્ન તેમાં ઘટાવીને ઉત્તર આપું છું, તે તું સાંભળ.)[3]

(૧) પ્રથમના* પ્રશ્નથી ઘણાખરા પ્રશ્નમાં અણુ શબ્દ આવેલો છે, તેનો અભિપ્રાય એવો છે, કે જેનું કોઈથી વર્ણન થતું નથી, જે અગમ્ય છે તથા પાંચ ઇંદ્રિય અને છઠ્ઠા મનથી જણાય છે, તે ચૈતન્યરૂપી અણુ આકાશથી પણ સૂક્ષ્મ છે.[4] બીજમાં જેવી રીતે ઝાડની સત્તા રહેલી છે તથા એક બીજમાં જેમ હજારો ઝાડ રહેલાં છે તેમ તે પરમ ચૈતન્યરૂપી અણુમાં હજારો સત્ તથા અસત્ બ્રહ્માંડ રહેલાં છે×.(૪૯)[5]

(૨) સર્વ વસ્તુની સત્તા અનુભવની સત્તાને અધીન છે, માટે તે મુખ્ય સત્તાને બીજાને અધીનપણું માનવાથી અનવસ્થા થાય. માટે સ્વતઃસિદ્ધ સત્તાના અનુભવથી જ સર્વ ભાવને સત્તા મળે છે. (૧૯)[6]

(૩) પરમાત્મા બહારથી શૂન્ય છે, માટે તે આકાશરૂપ છે અને આકાશ જડ છે તથા પરમાત્મા ચૈતન્યરૂપ છે. માટે અનાકાશ પણ પરમાત્મા છે. (૨)[7]

(૪) આત્મભાવ થાય ત્યારે કિંચિત્ પણ નકિંચિત્ થાય. એટલે કે બ્રહ્મ કે જે સર્વાત્મા છે તથા પોતાની મેળે જ જગતનો સાક્ષાત્કાર કરે છે, તે બ્રહ્મ જ્યારે જગતને પોતાને વિષે લય કરે છે, ત્યારે પ્રથમ કિંચિત્‌રૂપે રહેલું જગત નકિંચિત્ થાય છે. (अ) પરમાત્મા અતીન્દ્રિય (ઇંદ્રિયોથી ન જણાય એવા) છે, માટે તે કાંઈ નથી અને તે જ પરમાત્મા અનંત અણુરૂપ છે, માટે કાંઈક છે. (૩)

(૫) પહેલા પ્રશ્નમાં એક અણુને અનેક સંખ્યાપણું કહેલું છે; પણ તે ચૈતન્યરૂપી અણુને અનેકતા દેખાવામાત્ર છે, વસ્તુતાથી અનેકતા નથી. સુવર્ણમાંથી જેવી રીતે કડાં વગેરે જુદાં જુદાં ઘરેણાં થાય છે, તેવી રીતે ચૈતન્યરૂપી અણુમાંથી દ્રષ્ટા, દર્શન અને દૃશ્યરૂપ વિચિત્ર જગતનો વિસ્તાર થયો છે.[8](૫૬)*

(૬) ઓગણીસમા+ પ્રશ્નમાં તથા બીજા પણ પ્રશ્નોમાં પણ વારંવાર અણુ શબ્દ છે. તેનો સારાંશ

÷ આ એંસીમા સર્ગમાં મંત્રીએ સૂક્ષ્મ ઉત્પત્તિથી રાક્ષસીના પ્રશ્નનો ક્રમથી (એક પછી એકનો ઉત્તર આપવાથી) તથા વ્યુત્ક્રમથી (એક પછી એકનો ઉત્તર ન દેતાં વચમા છૂટકછૂટક ઉત્તર આપવાથી) યથાયોગ્ય ઉત્તર આપ્યો, એ કહેવામાં આવશે.

* આ સર્ગમાં દરેક ઠેકાણે પહેલો (ઉત્તરના આરંભનો) અંક ઉત્તરના ક્રમનો છે તથા બીજો (ઉત્તરની છેવટનો) અંક રાક્ષસીના પ્રશ્નના ક્રમનો ૭૯મા સર્ગ પ્રમાણે છે.

× આ પહેલા ઉત્તરમા ૪૯મા પ્રશ્નનો ઉત્તર આવી જાય છે તથા એકયાસીમા સર્ગની ૨૨મી કલમમા પણ તેનો ઉત્તર છે

* એકયાસીમા સર્ગની ૨૭મી કલમમાં ૫૬મા પ્રશ્નનો ઉત્તર બીજી વાર છે.

+ ઓગણીસમા પ્રશ્નનો ઉત્તર ૨૬મી કલમમાં પુનઃ આવશે.

એવો છે, કે ચૈતન્યરૂપી અણુ પરમ આકાશરૂપી છે તથા તે સૂક્ષ્મ છે, માટે જાણવામાં આવે તેમ નથી; અને તે સર્વાત્મક છે, તોપણ મન તથા ઇંદ્રિયો તેને પહોંચતાં નથી. (૧૯)[૯]

(૭) વીસમા પ્રશ્નમાં 'છે અને નથી એવો કયો અણુ છે?' એમ કહેલું છે તેમાં 'નથી' એમ બોલવું તે અયોગ્ય છે; કારણ કે ચૈતન્યરૂપી અણુ સર્વાત્મક છે, માટે તેને શૂન્યપણું ઘટતું નથી; કારણ કે 'છે અને નથી' એવી રીતે બોલનાર તથા માનનાર જે પુરુષ છે, તે આત્મારૂપ જ છે.[૧૦] વળી કોઈ પણ યુક્તિથી સત્ પદાર્થને અસત્‌પણું ઘટતું નથી. કદાપિ એમાં શંકા થાય કે જ્યારે તે છે ત્યારે દશ્ય કેમ નથી? તો કહેવાનું કે કપૂર ગુપ્ત રાખ્યું હોય તોપણ તે પોતાની સુગંધીથી સર્વ ઠેકાણે જણાય છે, તેવી રીતે તે ચૈતન્યરૂપી અણુ સર્વાત્મક છે તેથી સર્વ ઠેકાણે ગુપ્ત રહી સર્વની સત્તાથી પોતે પ્રકટ જણાય છે. (૨૦)[૧૧]

(૮) ચૈતન્યરૂપી અણુ મન–ઇંદ્રિયોની વૃત્તિ વડે અનેક પ્રકારે જણાય છે તેથી તે સર્વરૂપ છે; અને મન–ઇંદ્રિયો વગેરેથી તેનું રૂપ જણાતું નથી, માટે તે કાંઈ નથી અને તે જ ચૈતન્યરૂપી અણુ એક તથા અનેક છે.(૨૯)× (પહેલા પ્રશ્નમા "અનેક સંખ્યાવાળું એક કયું છે?' એમ પૂછેલું છે, તેનો ઉત્તર આમાં આવી જાય છે.)

(૯) ચૈતન્યરૂપી‡ અણુની અંદર જગત રહેલું છે. (૬૩)

(૧૦) ચૈતન્યરૂપી† અણુ જગતરૂપી રત્નને ધારણ કરે છે. (૧૭)[૧૨,૧૩]

(૧૧) આ ત્રણ જગતનો સમૂહ ચૈતન્યરૂપી મોટા સમુદ્રમાં રહેલો છે, તે ચૈતન્યરૂપ છે અને તેનાથી જુદો નથી. પણ જેમ જળમાં દ્રવપણાથી ઘૂમરી પડે છે, તે જુદી દેખાય છે, તેમ ચિત્તના વિકલ્પથી જુદાપણું જણાય છે. (૫૭,૫૮)[૧૪]÷

(૧૨) ચૈતન્યરૂપી અણુ મન–ઇંદ્રિયોથી અતીત છે માટે તે શૂન્ય છે અને તે પોતાના સંવેદનથી જણાય છે, માટે તે આકાશરૂપી હોવા છતાં અશૂન્ય છે.[૧૫]

(૧૩) અદ્વૈતપણાથી ત્વંપદમાં અહંપદનો સમાવેશ થાય છે તથા અહંપદમાં ત્વંપદનો સમાવેશ થાય છે. એ પ્રમાણે ત્વંપદમાં અહંપદપણું તથા અહંપદમાં ત્વંપદપણું થવું, એ પણ વ્યવહારદષ્ટિથી છે, પણ પરમાર્થદષ્ટિથી આત્માને વિષે સર્વની એકતા છે તેથી તેમાં ત્વંપણું પણ નથી, તેમ અહંપણું પણ નથી. (૪,૫)[૧૬,૧૭]

(૧૪) ચૈતન્યરૂપી અણુ હજારો યોજન ચાલે છે. આકાશની પેઠે હજારો યોજનમાં વ્યાપી રહેલ છે, તોપણ તે અણુ ગમનનો કર્તા નથી. કલ્પનાએ કરીને તે યોજનસમૂહ એ અણુની અંદર જ રહ્યો છે. (૬)[૧૮]

(૧૫) ચૈતન્યરૂપી પુરુષ સર્વ ઠેકાણે જાય છે, (સ્થિર નથી) તોપણ જતો નથી. (સ્થિર ઊભો રહે છે) દેશ અને કાળમાં ચૈતન્યપુરુષ પોતાની સત્તાથી આકાશરૂપી કોશમાં રહેલ છે, તેથી તે પ્રાપ્ત થાય તોપણ પ્રાપ્ત થતો નથી.[૧૯] ગમ્ય વસ્તુ (જવાને યોગ્ય વસ્તુ) જેના શરીરમાં રહેલ છે, તે પોતે બીજે ક્યાં જાય? માતાએ પોતાના પુત્રને ખોળામાં તેડ્યો હોય તે પછી પુત્રને શોધવાને બીજે ક્યાં જાય? તેવી રીતે પરમાત્માની સૃષ્ટિ રહે ત્યાં સુધી અક્ષય રહે એવો ગમ્ય મહાદેશ જે પરમાત્માની અંદર રહેલો છે, તે પરમાત્મા

× એક્યાસીમા સર્ગની ૩૭ કલમમા ૨૯મા પ્રશ્નનો ઉત્તર બીજી વાર છે.

‡ એક્યાસીમા સર્ગની ૩૪મી કલમમા ૬૩મા પ્રશ્નનો ઉત્તર પુનઃ લખેલો છે.

† ચોવીસમી કલમમાં ૧૭મા પ્રશ્નનો ઉત્તર બીજી વાર લખ્યો છે.

÷ આ બે પ્રશ્નનો ઉત્તર પુનઃ એક્યાસીમા સર્ગની ૨૮ તથા ૨૯મી કલમમાં છે.

કયે પ્રકારે અને ક્યાં જાય? ઘડાને એક દેશમાંથી બીજા દેશમાં લઈ જવામાં આવે છે, તો ઘડો જાય છે, પણ આકાશ જતું નથી. ત્યારે ઘટની અપેક્ષાથી 'ઘટાકાશ ગયું' એવી પ્રતીતિ થાય છે, પણ ઘટનું મુખ બંધ કરવાથી ઘટાકાશનું પણ જવું-આવવું થતું નથી. તેજ પ્રમાણે આત્મા સર્વ ઠેકાણે જાય છે તથા જતો નથી.[૨૦-૨૨]

(૧૬) આત્માના તદ્રૂપપણાનો અધ્યાસ થવાથી જ્યારે જડરૂપ દેહ ચૈતન્યપણાનો તથા જડપણાનો અંતઃકરણમાં અનુભવ કરે છે, ત્યારે તે અનુભવ કરનારામાં ચેતનપણું તથા જડપણું એ બન્ને વિરુદ્ધ ધર્મ રહેલા છે. (અ) હે રાક્ષસી! પારમાર્થિક આત્માનું જે સ્વરૂપ છે, તેજ ચૈતન્યઘન છે. (૮)[૨૩-૨૪]

(૧૭) આદિ તથા અંતથી રહિત એવા પરમ આકાશમાં ચૈતન્યરૂપી પરમાત્માએ વિચિત્ર ત્રણ જગતરૂપી ચિત્ર રચેલ છે. (૯)[૨૫]

(૧૮) આત્માની સત્તાથી જ અગ્નિમાં સત્તા રહી છે અને તે આત્માની સત્તાજ સર્વ ઠેકાણે રહી છે. અગ્નિની પેઠે સર્વ ઠેકાણે તેનો પ્રકાશ છે, તોપણ તે દાહ કરે તેમ નથી. (૧૦)[૨૬]

(૧૯) ચેતનરૂપી આત્માનો આકાર ઝળહળતા અગ્નિના જેવો છે અને તે આકાશથી પણ નિર્મળ છે. એ પ્રકાશ જ અગ્નિની ઉત્પત્તિ છે. (૧૧)[૨૭]

(૨૦) આત્માનો પ્રકાશ ચંદ્ર, સૂર્ય તથા અગ્નિનો પણ પ્રકાશ કરનાર છે અને તે મહાકલ્પના જળથી પણ નાશ પામતો નથી. (૧૨)

(૨૧) અનુભવરૂપી આત્મા હૃદયરૂપી મંદિરના દીપકરૂપ છે, સર્વ સત્તા આપનાર છે અને અનંત છે, તે પરમપ્રકાશક કહેવાયો છે, અને તે નેત્રથી દેખાય તેમ નથી. તે આત્મા સ્વયંપ્રકાશ છે અને માણસમાત્રને અહંતાનો પ્રકાશ પણ આત્માથી જ થાય છે. કોઈ માણસ અંધારામાં ઊભો હોય તેને તું ક્યાં છે, એમ પૂછવાથી તે સ્થળે પ્રકાશ નથી, તોપણ અંતરમાં પ્રકાશ હોવાથી 'હું અહીં છું' એમ તે ઉત્તર આપે છે. એ પ્રમાણે પોતાના દેહ-ઇંદ્રિયોના વિષયમાં દશ્યચમત્કૃતિ પણ સર્વના અનુભવથી જ સિદ્ધ છે. (૧૩)[૨૮-૩૦]

(૨૨) અનુભવરૂપી આત્માનો જે પ્રકાશ છે, તે લતા, ગુલ્મ, અંકુર તથા નેત્ર વિનાના પદાર્થને પોષણ કરનાર છે તથા તેનો સાક્ષી છે. (૧૪)

(૨૩) વ્યવહારદૃષ્ટિથી વિચાર કરતાં કાળ, આકાશ, ક્રિયા, સત્તા તથા જગત એ બધું ચિત્ત-અણુના સંવેદનને વિષે રહેલ છે; તથા તેના સ્વામી, કર્તા તથા ભોક્તા પણ તેજ છે. પરમાર્થદૃષ્ટિથી વિચાર કરતાં તે કર્તા પણ નથી, તેમ ભોક્તા પણ નથી. (૧૫)[૩૧-૩૨]

(૨૪) અણુપણાનો* ત્યાગ ન કરનાર તે ચિત્-અણુ તથા જગતરૂપી રત્નનો સંપુટ ઉત્પન્ન કરે છે. (૧૭)

(૨૫) એ કેવળ પરમાત્મામાં પ્રમાણ, પ્રમેય અને પ્રમાતારૂપી જગત નથી.[૩૩] તેજ પરમાત્મા જ્યારે સર્વ જગતને વિષે સર્વત્ર સ્ફુરે છે, ત્યારે એ જગતરૂપી સંપુટમાં પરમાત્મા જ પરમ મણિ છે. (૧૮)[૩૪]

(૨૬) ચિત્-અણુનો દુઃખે કરીને પણ બોધ થતો નથી, માટે તે તમરૂપ છે; અને તે ચૈતન્યરૂપ છે તેથી પ્રકાશકર્તા પણ છે.× (૧૯)

(૨૭) ચિત્-અણુ સંવેદનરૂપ છે, માટે તે 'છે' અને ઇંદ્રિયો તેને પહોંચતી નથી, માટે તે 'નથી.' (૨૦)[૩૫]

---

* સત્તરમા પ્રશ્નનો ઉત્તર ૧૦મી કલમમાં પણ લખ્યો છે.

× ઓગણીસમા પ્રશ્નનો સંક્ષિપ્ત ઉત્તર છઠ્ઠી કલમમાં આવી ગયો છે.

(૨૮) ચિત્-અણુની ઇંદ્રિયોથી પ્રાપ્તિ થતી નથી, માટે તે દૂર છે તથા ચૈતન્યરૂપ છે, તેથી તે સમીપ પણ છે. (૨૧)

(૨૯) ચિત્-અણુ પોતે અણુરૂપ છે અને તે સર્વના સંવેદનરૂપ છે, માટે અણુ છતાં પર્વતરૂપ છે.[36] જે આ જગત જોવામાં આવે છે, તે માત્ર સંવેદનરૂપ છે પણ સત્ય નથી; તેમ જ પર્વત વગેરે પણ સત્ય નથી, તેથી સંવેદનને લીધે અણુમાં પણ મેરુપણું ઘટે છે (૨૨)[37]

(૩૦) જે કાળમાં એક નિમેષ(પલકારો)નો અનુભવ થાય છે, તેને નિમેષ માનવો તથા જેમાં કલ્પનો અનુભવ થાય તેને કલ્પ માનવો.[38] અનેક યોજનમાં પથરાયેલુ મહાનગર પણ જેમ માણસના મનમાં રહે છે, તેવી રીતે કલ્પક્રિયાનો વિલાસ પણ નિમેષરૂપ જણાય છે.[39] જે પ્રમાણે મોટા શહેરની સમગ્ર રચના એક નાના દર્પણમાં જોવામાં આવે છે, તે પ્રમાણે એક નિમેષમાં પણ કલ્પનો અનુભવ થવા સંભવ છે.[40] આમ જ્યારે એક અણુમાં પણ ભ્રમથી નિમેષ, કલ્પ, પર્વત, પાણીનું પૂર તથા કરોડ યોજન રહેલ છે, ત્યારે તેમાં એકપણું તથા દ્વૈતપણું કેમ ઘટે?[41] સ્વપ્નમાં જેવી રીતે એક ક્ષણમાં સત્ય તથા અસત્યનો અનુભવ થાય છે, તેવી રીતે 'મે પ્રથમ આવી રીતે કરેલું છે' એવી બુદ્ધિનો ઉદય થાય છે. માણસને દુઃખના વખતમાં થોડો કાળ લાંબો થઈ પડે છે તથા સુખના વખતમાં લાંબો કાળ પણ થોડો લાગે છે. હરિશ્ચંદ્રરાજાને દુઃખના વખતમાં એક રાત્રિમાં બાર વર્ષનો અનુભવ થયો હતો.[42,43] સુવર્ણમાંથી કડાં તથા કુંડળ થાય છે, તેમ માણસના અંતઃકરણમાં સાચો અથવા ખોટો-જેવો નિશ્ચય થાય છે, તેવો ચૈતન્યમાં પ્રકાશ પામે છે. પણ ખરું જોતાં, નિમેષ પણ નથી, કલ્પ પણ નથી, દૂર પણ નથી, તેમ અદૂર પણ નથી; માત્ર અન્ય વસ્તુની પેઠે ચિત્-અણુની પ્રતિભા રહેલી છે.[44,45] પ્રકાશ તથા અંધકાર, દૂર તથા અદૂર અને ક્ષણ તથા કલ્પ, એ સર્વ ચૈતન્યરૂપ છે, માટે તેમાં કાંઈ પણ ભેદ નથી. (૨૩,૨૪)[46]

(૩૧) ચૈતન્યરૂપી અણુ ઇંદ્રિયોના સારરૂપ છે, માટે તે પ્રત્યક્ષ છે અને ઇંદ્રિયો તેને પહોંચતી નથી, માટે તે અપ્રત્યક્ષ છે; તેમ જ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન તથા શબ્દ એ ચાર પ્રમાણથી ચિત્-અણુમાં દશ્યપણાનો ઉદય થાય છે, માટે તે પ્રત્યક્ષ છે.[47] જ્યાં સુધી સુવર્ણમાં કડાં તથા કુંડળનું સંવેદન છે, ત્યાં સુધી તેમાં સુવર્ણપણું નથી; તેમ જ જ્યાં સુધી દશ્યપણું છે, ત્યાં સુધી વાસ્તવિક રીતે ચૈતન્યનું એકરસપણું નથી.[48] જેમ કડાં તથા કુંડળપણાની બુદ્ધિ મટી જાય છે, ત્યારે તે કેવળ સુવર્ણ છે, તેમ જ જ્યારે દશ્યપણાની બુદ્ધિ મટી જાય છે, ત્યાર પછી કેવળ નિર્મળ તથા શુદ્ધ પરબ્રહ્મ જ દેખાય છે.[49] વળી ચૈતન્યરૂપી અણુ સર્વરૂપ છે, માટે તે સદ્રૂપ છે તથા દુર્લક્ષ્ય હોવાને લીધે તે અસત્રૂપ પણ છે.

(૩૨) ચિત્-અણુમાં ચેતનધર્મ હોવાથી તે ચેતનરૂપ છે, તથા ચૈત્યપણાના અભાવથી તે અચેતનરૂપ પણ છે.[50] જેનો આત્મા ચિત્નો ચમત્કારમાત્ર છે, જે ચિત્ની પ્રતિભારૂપ છે અને જે પવનથી હાલતા વૃક્ષ જેવું (અત્યંત અસત્) છે, તે આ જગતમાં ચિત્ત અને ચૈત્યરૂપી (દ્વૈત જગત)ની કલ્પના જ ક્યાંથી હોય?[51] જે પ્રમાણે ધાટો તડકો મૃગતૃષ્ણાની નદીરૂપે જણાય છે, તેવી રીતે એક અદ્વૈત ચેતન ચૈતન્યના પ્રતિભાસથી જગતરૂપે જણાય છે.[52] સૂર્યનાં કિરણથી આકાશમાં સૂક્ષ્મ પદાર્થ જોવામાં આવે છે, તેમાં 'अस्तिता' તથા 'नास्तिता' એ બંને રહેલ છે; તેવી રીતે કલ્પના આદિથી જગતની 'अस्तिता' તથા 'नास्तिता' છે.[53] જેમ માયાને લીધે સૂર્યનાં કિરણવાળા આકાશમાં

સુવર્ણ જોવામાં આવે છે, તેમ માયાને લીધે આ જગત જોવામાં આવે, તો તેમાં બેની, ચિત્ તથા ચૈત્યની, કલ્પના કેમ જ ઘટે?[૫૪] સ્વપ્નમાં નગરનો તથા જાગૃતમાં ગંધર્વ નગરનો આકાર નથી, તે છતાં તેનો આકાર જોવામાં આવે છે, તે સત્ પણ નથી તેમ અસત્ પણ નથી; ને જ પ્રમાણે દીર્ઘ કાળના ભ્રમથી આ જગત જણાય છે એમ જાણો.[૫૫] આ પ્રમાણે જ્ઞાન થવાથી તથા નિર્મળ અભ્યાસ થવાથી જ્ઞાનવાન માણસોને સંસારમાં જન્મ–મરણ થતાં નથી. ભીંત આકાશ તથા આકાશમય આકાશમાં દેખાવામાત્ર ભેદ છે, પણ વસ્તુતઃ ભેદ નથી; માટે ખડના ઘૂંબડાંથી માંડીને બ્રહ્મલોક સુધી જે એક વસ્તુ સત્ય છે, તે જ સત્ય છે.[૫૬-૫૭] ચિદાકાશમાં પ્રતિભાસથી ભેદ જણાય છે અને પ્રભાના પિંડની પેઠે તેની અનિર્વચનીય પ્રભા છે.(૨૬)[૫૮]

(૩૩) જુદાપણાના સંસ્કારવાળી બુદ્ધિના ચમત્કારથી બુદ્ધિને જુદાપણું જણાય છે, પણ વસ્તુતઃ જુદાપણું નથી. આત્મપ્રકાશ સર્વાત્મક છે અને વૃક્ષમાં જેમ બીજ છે, તેમ તે છે.[×]

(૩૪) બીજ તથા તેની અંદર રહેલું વૃક્ષપણું જેમ જુદું છે તથા નથી અને જેમ બીજમાં વૃક્ષ રહેલું છે, તેમ બ્રહ્મને વિષે આકાશકોષની પેઠે નિરંતર જગત રહેલું છે. જેવી રીતે બીજમાં વૃક્ષપણું છે અને તે આકાશરૂપ છે, તેવી રીતે બ્રહ્મમાં જગત રહ્યું છે અને તે સાક્ષીપણાથી ચૈતન્યરૂપ છે.[૫૯-૬૧]

એ પ્રમાણે સર્વ ઠેકાણે બ્રહ્મની સત્તા રહી છે, બીજી કોઈ પણ કળા નથી. તે બ્રહ્મસત્તા શાંત, અજ અને એક છે. તે આદિ, મધ્ય તથા અંતથી રહિત છે. મુમુક્ષુ પુરુષો તે બ્રહ્મને માયાનો નિરાસ કરીને શોધે છે. તે એકતા ગુણે કરીને પણ શૂન્ય છે. તે માયાસંબંધથી રહિત છે, ચૈતન્યરૂપ છે, સર્વત્ર વ્યાપક છે અને પરમાર્થસ્વરૂપે કરીને રહે છે.[૬૨]

शांतं समस्तमजमेकमनादिमध्यं नेहास्ति काचन कला कलना कथंचित् । निर्द्वंद्वशांतमतिरेकमनेकमच्छमाभासरूपमजमेकविकासमास्ते ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિ પ્રકરણનો 'પ્રશ્નભેદન' નામનો સર્ગ ૮૦મો સમાપ્ત

## सर्ग ८१मो*

## રાજાએ બાકી રહેલા પ્રશ્નોના ઉત્તર આપ્યા

राक्षस्युवाच

अहो नु परमार्थोक्तिः पावनी तव मंत्रिणः ।
राजा राजीवपत्राक्ष इदानीमेष भाषताम् ॥१॥

રાક્ષસી બોલી : હે મંત્રી ! તમારું બોલવું પવિત્ર તથા પરમાર્થરૂપ છે. હવે બાકીના પ્રશ્નોનો ઉત્તર આ કમલલોચન રાજા આપે.[૧]

રાજા બોલ્યો : હે રાક્ષસી ! જ્યારે જગતની પ્રતીતિનો અભાવ થાય છે, ત્યારે જ આત્મપ્રતીતિ થાય છે અને જ્યારે સર્વ સંકલ્પનો ત્યાગ થાય છે, ત્યારે જ ચિત્ત વડે આત્માનો સાક્ષાત્કાર થાય છે.[૨] આત્મસત્તામાં સંવેદનનો વિકાસ થાય છે, એટલે જગતમાં સૃષ્ટિ જોવામાં આવે છે; અને આત્મસત્તામાં સંવેદનનો સંકોચ થાય છે, એટલે જગતમાં પ્રલય જોવામાં આવે છે. માટે વેદાંતનાં વાક્યોની નિષ્ઠા વાણીથી પણ અગોચર છે.[૩] આ ચર તથા અચર જગત આત્માની ચિત્તમય લીલા છે. તે જગત છે અને નથી એવી રીતે બે કોટી (પક્ષ)રૂપ છે, તેમ જ બે કોટીની વચ્ચે રહેલું છે. (સત્ત્વ તથા અસત્ત્વ અને ભાન તથા અભાન એ બે કોટીની વચ્ચે રહેલ છે. સારાંશ કે અનિર્વચનીય છે.)[૪] પરમાત્મા વિશ્વરૂપે (ભિન્નભિન્નરૂપે) છે, તોપણ તેનું અખંડિતપણું ખંડિત

× સાઠમા તથા એકસઠમા પ્રશ્નનો ઉત્તર ૮૧મા સર્ગની ૩૧મી તથા ૩૨મી કલમમાં છે.

* આ એક્યાસીમા સર્ગમાં રાજાએ મંત્રીના ઉત્તરથી બાકી રહેલા રાક્ષસીના પ્રશ્નને ક્રમે કરીને ઉત્તર આપ્યો તથા મંત્રીએ દીધેલા ઉત્તરમાં પણ રાજાએ કેટલીએક યુક્તિ કહી.

નથી. આમ હે ભદ્રા! બ્રહ્મ કે જે સત્તામાત્ર છે, તેના વિષે જ તમારા બધા પ્રશ્નો છે. (તોપણ બાકી રહેલા પ્રશ્નોનો ઉત્તર આપું તે સાંભળો.)[૫]

(૧) બ્રહ્મરૂપી અણુ છે, તે આત્માને વિષે વાયુપણાના સંવેદનથી ભ્રાંતિએ કરીને વાયુરૂપ જણાય છે; પણ ખરું જોતાં તે વાયુરૂપ નથી; કારણ કે તે કેવળ શુદ્ધ ચિન્માત્ર છે. (૨૭)[૬]

(૨) બ્રહ્મરૂપી અણુમાં શબ્દનું સંવેદન થવાથી તે શબ્દરૂપ છે, પણ શબ્દપણું તેમાં ભ્રાંતિમાત્ર છે, માટે તે શબ્દરૂપ નથી; તેથી બ્રહ્મને વિશે શબ્દ તથા અશબ્દ એ બંનેનો અર્થ દૃષ્ટિથી દૂર છે. (૨૮)[૭]

(૩) બ્રહ્મરૂપી× અણુ સર્વરૂપ છે અને અદૃશ્ય હોવાથી તે કાંઈ પણ નથી. (૨૯)

(૪) પરમાત્માની સત્તાથી અહંકારને લીધે જીવને અહંતા થાય છે તથા અહંકારનો નાશ થવાથી અહંતા મટી જાય છે. સર્વશક્તિમાન પરમાત્માની પ્રતિભા તેમાં કારણરૂપ છે. (૩૦)[૮]

(૫) આત્મા ઘણા જન્મ સુધી પ્રયત્ન કરવાથી પ્રાપ્ત થાય છે. (૩૧)

(૬) આત્માની પ્રાપ્તિ થવાથી કાંઈ પણ પ્રાપ્ત થતું નથી; કારણ કે પોતે જ આત્મારૂપ છે, તેથી બીજી પ્રાપ્તિ નથી તથા આત્માની પ્રાપ્તિથી બીજું (મેળવવાનું) રહેતું નથી, તેથી સર્વ મળ્યું.[૯] મૂળને કાપી નાખનાર બોધરૂપી ખડ્ગનો જ્યાં સુધી ઉદય થયો નથી, ત્યાં સુધી જન્મરૂપી વસંતઋતુમાં જન્મ મરણરૂપી વેલની વૃદ્ધિ થતી જાય છે. (સારાંશ કે જ્યાં સુધી સંસારના મૂળરૂપી અજ્ઞાનનો નાશ થયો નથી ત્યાં સુધી આત્મતત્ત્વની પ્રાપ્તિ થઈ તોપણ તેની સંપૂર્ણ પ્રાપ્તિ થઈ નથી; પણ અજ્ઞાનનો નાશ થાય, ત્યારે જ સંપૂર્ણ પ્રાપ્તિ થઈ ગણાય છે. (૩૨)

× ૮૦મા સર્ગની ૮મી કલમમા ૨૯મા પ્રશ્નનો ઉત્તર એક વાર આવી ગયો છે.

(૭) સૂર્યના તડકામાં પાણીની બુદ્ધિવાળો માણસ સાચા પાણીનો ત્યાગ કરે છે, તેમ અણુરૂપી આત્માએ પોતે સાકારપણાથી દૃશ્યપણાને પામીને સ્વસ્થપણામાં જ પોતાના આત્માનો નાશ કર્યો છે. (૩૩)[૧૦,૧૧]

(૮) ચૈતન્યરૂપી અણુની અંદર મેરુપર્વત છે, તેમ ત્રિભુવન તૃણરૂપ છે. (કદાપિ એમ કહો કે તે અંદર છે, તે બહાર કેમ જણાય છે? તો કહેવાનું કે) અંદરનું અન્ન વમન કરવાથી બહાર દેખાય છે તેમ માયારૂપે તે અંદર છતાં બહાર જણાય છે. જેવી રીતે વિષયી પુરુષને સ્વપ્નમાં સ્ત્રીનું આલિંગન થાય, તે તેને પ્રત્યક્ષ જણાય છે, તેવી રીતે ચૈતન્યરૂપી અણુની અંદર જે વસ્તુ રહેલ છે, તે બહાર જણાય છે.[૧૨,૧૩] સૃષ્ટિની આદિથી ચૈતન્યને જેવી શક્તિનો સર્વ ઠેકાણે ઉદય થયો છે, તેવી શક્તિ સંકલ્પમાં જોવામાં આવે છે.[૧૪] જેવી રીતે બાળકનું મન જે પદાર્થમાં લાગે છે, તેવું તેને જોવામાં આવે છે, તેવી રીતે આ જગતમાં સંવિત્‌ના આશ્રયથી જેવું સંવેદન સ્ફુરે છે, તેવું (જગત) જોવામાં આવે છે.[૧૫]

(૯) આમ અતિસૂક્ષ્મ ચૈતન્યરૂપી પરમાણુથી આખું વિશ્વ પુરાઈ રહ્યું છે. (૩૫)[૧૬]

(૧૦) ચિત્ત–અણુ સો યોજનમાં છે, તોપણ તે સંપૂર્ણ માતું નથી; કારણ કે તે સર્વ ઠેકાણે રહેનાર છે, અનાદિ છે, અરૂપ છે તથા આકૃતિરહિત છે. (૩૬)[૧૭]

(૧૧) જેમ કોઈ ધુતારો જાર, ભમ્મર નચાવીને તથા આંખો મારીને મૂર્ખ સ્ત્રીને વશમાં લઈને રમાડે છે, તેમ શુદ્ધ ચિદાલોક (પરમાત્મા) પણ અભિનય કરીને પર્વત અને તૃણ સાથેના સર્વ જગતને નચાવે છે. (૩૭)[૧૮,૧૯]

(૧૨) લૂગડાની અંદર મેરુપર્વતનું ચિત્ર કાઢેલું હોય, તે લૂગડાની અંદર છતાં જેમ બહાર જણાય છે, તેમ ચૈતન્યરૂપી અણુ કે જે અનંત-

રૂપે રહેલ છે, તેની અંદર ચિત્રરૂપે રહેલા પર્વતના સમૂહો બહાર જણાય છે. (૩૮)[૨૦]

(૧૩) ચિત્–અણુ દિશા–કાળ વગેરે સર્વ પદાર્થમાં વ્યાપક હોવાથી પર્વતથી પણ મોટું છે. તે વાળના અગ્રભાગના પણ સોમા ભાગરૂપે છે, તેથી તે સૂક્ષ્માતિસૂક્ષ્મ છે.[૨૧] સરસવના કણની સાથે જેમ મેરુપર્વતની સરખામણી ઘટતી નથી, તેમ અણુની સાથે શુદ્ધચૈતન્યની સરખામણી ઘટતી નથી.[૨૨] પરમાત્મામાં માયાના સંબંધને લીધે અણુપણું કલ્પેલું છે, તેથી સુવર્ણમાં કડાંકુંડળની પેઠે શ્રુતિમાં અણુની સાથે શુદ્ધચૈતન્યની સરખામણી કરી છે; પણ ખરું જોતાં તેમ નથી.[૨૩]

(૧૪) આ અનુભવસ્વરૂપ આત્મપ્રદીપથી સૂર્યાદિ પ્રકાશ પામેલ છે, એટલા માટે આત્માથી જુદી તે પ્રકાશની સ્થિતિ નથી. કદાપિ તેની જુદી સ્થિતિ માનીએ, તો જડપણાને લીધે સૂર્ય વગેરે પ્રકાશ પામતા સર્વ પદાર્થમાંથી કોઈને પણ પ્રકાશપણું ઘટતું નથી; તેથી અપ્રકાશરૂપતા જ પ્રાપ્ત થાય છે. આ દોષ ચિત્–અણુમાં સંભવતો નથી, કારણ કે તે પ્રમાણથી સ્વયંપ્રકાશ સિદ્ધ થાય છે; માટે તે ચિત્–અણુ પોતામાં કલ્પેલા તમઃપ્રકાશને પોતાની મેળે જ પ્રકાશે છે. સૂર્યાદિકને તો સ્વપ્રકાશપણું સંભવતું નથી, કારણ કે તે જડ હોવાથી પોતાના સ્વરૂપનો પ્રકાશ કરી શકતા નથી. ચિત્–અણુમાં તથા સૂર્યાદિમાં એટલો જ ભેદ છે, કે તેનો વર્ણ ઉજ્જવળતા તથા શ્યામના સાથે સબધ રાખે છે. સૂર્યના વર્ણને શ્યામતા સાથે સંબંધ કહેવાનું કારણ એ કે તેના પ્રકાશ વિના અંધકાર કાંઈ પદાર્થ નથી. વળી અધકાર તથા પ્રકાશ કે જડ છે, તેની એકતામાં ચૈતન્ય સૂર્યરૂપ કારણની એકતા પણ હેતુ છે. આ જગતપ્રસિદ્ધ સૂર્યનો પ્રકાશ દિવસે હોય છે તથા રાત્રિએ હોતો નથી, તેમ તે બહારની વસ્તુનો પ્રકાશ કરે છે અને શરીરની અંદર રહેલા પદાર્થનો પ્રકાશ કરતો નથી. ત્યારે ચૈતન્યરૂપી સૂર્ય તો રાત્રિ અને દિવસ, બહાર અને અંદર, સર્વ ઠેકાણે અસ્ત અને ઉદયથી રહિત પ્રકાશી રહેલો છે. આ ચિત્પ્રકાશથી જ પ્રકાશેલી અને અનેક પદાર્થથી ભરેલી બ્રહ્માંડરૂપી ઝૂંપડીમાં જીવાત્મા પોતાને જોઈતા પદાર્થને જોઈ શકે છે.[૨૪–૩૧] જગતમાં તેજને અને તમ(અંધકાર)ને પરસ્પર વિરોધ છે; માટે ચિત્પ્રકાશ તમનો પ્રકાશ કરે છે એમ કહેવું ઘટતું નથી. તોપણ આ ઠેકાણે તમ શબ્દ વડે દેહાદિ જડ વર્ગનું ગ્રહણ કરેલું છે, માટે તેની પ્રકાશકતા ચિત્પ્રકાશમાં વિરુદ્ધ નથી.[૩૨] જેમ સૂર્ય, પોતાના જ પ્રકાશથી તથા ચંદ્રમંડળમાં પ્રતિફલિત પ્રકાશથી દિવસમાં વિકાસ પામનાર તથા રાત્રિમાં વિકાસ પામનાર બન્ને કમળોનો વિકાસ કરે છે, તેમ ચિત્પ્રકાશ સ્વતંત્રપણાથી તથા અવિદ્યામાં મળીને સર્વનો પ્રકાશ કરે છે.[૩૩] સૂર્ય જેવી રીતે પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળા રાત્રિ તથા દિવસરૂપે પોતાના આત્માને પ્રકાશે છે, તેવી રીતે ચિત્પ્રકાશ સત્ તથા અસત્ (જીવરૂપે તથા દેહરૂપે) પોતાના સ્વરૂપને પ્રકાશે છે. (૪૧)

(૧૫) વૃક્ષનાં પુષ્પ, પત્ર, ફળ આદિ અવયવમાંથી ભ્રમરે ગ્રહણ કરેલા સઘળા રસ જેમ મધમાં રહેલા છે, તેમ ચિત્–અણુના ઉદરમાં અખિલ અનુભવના અણુ રહેલા છે.[૩૪,૩૫] વસંતઋતુના પ્રભાવથી જેમ સર્વ વનનાં વૃક્ષમાં અંકુર આદિ અવયવો સ્વભાવથી ઉત્પન્ન થાય છે, તેમ અખિલ અનુભવના અવયવો આ ચિદ્અણુથી જ ઉત્પન્ન થાય છે. (૪૨)[૩૬]

(૧૬) અત્યંત સૂક્ષ્મપણાને લીધે ઇંદ્રિયોથી આસ્વાદ ન કરી શકાય એવો ચિદ્અણુ અખિલ સ્વાદિષ્ટ પદાર્થના સ્વાદને સત્તા આપે છે.[૩૭] જેમ અરીસા વિના પ્રતિબિંબની સત્તા નથી, તેમ સમરસ ચિત્–અણુના સંબંધ વિના ઝાડ આદિ

પદાર્થમાં રહેલા સ્વાદમાં સત્તા નથી. (૪૩)[૩૮]

(૧૭) વિવર્તકારણતાને લીધે પોતાનો આશ્રય કરનાર સર્વ જગતનો સ્વરૂપથી ત્યાગ કરનાર એ ચિત્—અણુએ પોતાના અસ્ફુરણથી સર્વનો ત્યાગ કર્યો છે અને સ્ફુરણથી સર્વનો આશ્રય કર્યો છે. (૪૪)[૩૯]

(૧૮) પોતાનું આચ્છાદન કરવાને અશક્ત ચિત્—પરમાણુએ પોતાની અણુતાને ચંદરવાની પેઠે વિસ્તારીને આખા જગતને આચ્છાદન કર્યું છે.[૪૦] હાથી જેમ ધ્રો—ખડના વનમાં પોતાને ઢાંકી શકતો નથી, તેમ આકાશની ઉપમાવાળો આત્મા એક ક્ષણ પણ પોતાને ઢાંકવાને સમર્થ નથી. આમ છતાં તે આત્મા જગતને દબાવે છે અને તે જાણવામાં આવે, તો જાણનારને જન્મ-મરણથી રહિત કરે છે. બાળક જેમ જાગ્રત અવસ્થામાં પોતાની ચીજનું રક્ષણ કરે છે, તેમ સુષુપ્તિઅવસ્થામાં કરી શકતું નથી. આત્મામાં આ પ્રમાણે બાળક જેવી ચેષ્ટા થવાનું કારણ માયામાત્ર છે. (૪૫)[૪૧]

(૧૯) જેમ વૃક્ષાદિકમાં વિશેષ આકારથી ન દેખાતા નવા અંકુર વસંતમાં પાછા દેખાય છે, તેમ પ્રલયકાળમાં વિશેષ આકારથી નાશ પામેલું જગત ચૈતન્યનો આશ્રય કરી પાછું વિશેષ આકારને પામે છે. જોકે ચૈતન્યનો આશ્રય તો જગતને પ્રલયકાળમાં તેમ સૃષ્ટિકાળમાં પણ છે, છતાં વસંતઋતુમાં વનસમૂહની વિચિત્રતાની પેઠે જગતનો વિચિત્ર આકાર સૃષ્ટિકાળમાં દેખાય છે; તેથી પત્ર, પુષ્પ, ફળ આદિ વૃક્ષમાં જે વિશેષ આકારથી દેખાય છે, તે જેમ વસંતઋતુનો જ રસ છે, તેમ જગતની વિચિત્રતા પણ બ્રહ્મરસનું જ પરિણામ છે; તેથી જગત અને બ્રહ્મ એ બે વસ્તુતઃ જુદાં નથી.[૪૨–૪૫]

(૨૦) આત્માને જોકે વસ્તુતઃ એક પણ અવયવ નથી, તોપણ જગતમાં જેટલા અવયવવાળા પદાર્થ દેખાય છે, તે સર્વમાં વ્યાપકપણાને લીધે આત્મા હજારો અવયવવાળો છે એમ કહેવામાં આવે છે. (૪૭)[૪૬]

(૨૧) સ્વપ્નમાં એક જ પુરુષને પોતાના શરીરમાં વૃદ્ધપણાના તથા બાળપણાના આભાસ થાય છે, તેમ જ્યારે નિમેષનું જ્ઞાન થાય છે ત્યારે અણુરૂપી ચૈતન્યને એક નિમેષમાં હજારો કલ્પ સ્ફુરે છે; પણ એ તો સર્વ સત્તાના વિલાસે કરીને ચૈતન્યની પ્રતિભા જ સ્ફુરી રહી હોય છે. જેમ કોઈ માણસે ભોજન ન કર્યું હોય, તોપણ તેને ભોજન કર્યાનું સ્વપ્નમાં ભાન થાય છે, તેમ એક નિમેષમાં કલ્પનું ભાન થાય છે. વળી મરણ ન થયુ હોય, તે છતાં સ્વપ્નમાં જેમ પોતાના મરણનું ભાન થાય છે, તે જ પ્રમાણે ભોજન ન કર્યા છતાં ભોજન કર્યાનું પણ ભાન થાય છે. (૪૮)[૪૭–૫૦]

(૨૨) જગત ચૈતન્યરૂપી પરમાણુમાં રહ્યું છે અને તેથી જ જગતના પ્રતિભાસ પ્રવર્તે છે.[૫૧] જે પદાર્થ જેમાં હોય તે પદાર્થ તેમાંથી જ ઉત્પન્ન થાય છે. જેમ કે પૂતળી વગેરે આકાર સ્તંભમાં રહેલા છે, તો તેમાંથી ઉત્પન્ન થાય છે; પણ નિર્મળ આકાશમાંથી તે આકાર ઉત્પન્ન થતા નથી.[૫૨] બીજમાં જેમ વૃક્ષ રહેલું છે, તેમ ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં થતાં પ્રાણીમાત્ર ચૈતન્યમાં રહેલાં છે. (૪૯,૫૦)[૫૩]

(૨૩) જેમ અન્નનો કણ ફોતરાંથી વીંટાયેલો છે, તેમ નિમેષ અને કલ્પ ચૈતન્યથી વીંટાયેલા છે. તે જ પ્રમાણે અંશની કલ્પનાવાળો આ આત્મારૂપી અણુ નિમેષ તથા કલ્પથી વીંટાયો છે. (૫૧)[૫૪]

(૨૪) આત્મા સર્વ જગતનો કર્તા તથા ભોક્તા છે, તોપણ સ્વરૂપથી ઉદાસીનપણે રહેલો છે. શુદ્ધ ચિત્પરમાણુથી જ જગતની ઉત્પત્તિ થાય છે, માટે તેમાં કર્તા તથા ભોક્તાપણાનો આરોપ કરેલો છે.[૫૫-૫૬] પણ ખરું જોતાં જગત

થયું નથી; તેને કોઈએ પેદા કર્યું નથી, તેમ તેનો લય પણ નથી; માત્ર વ્યવહારથી જ તેની પ્રતીતિ થાય છે. હે રાક્ષસી! 'જગત' શબ્દથી આપણે જેને ઓળખીએ છીએ તે આકાશની પેઠે સમરસ, અનાદિ અને બ્રહ્મસ્વરૂપ જ છે. (૫૨)[૫૭,૫૮]

(૨૫) ચિત્–અણુ ચૈતન્યરૂપી દશ્યપદાર્થની સિદ્ધિ માટે અંતરમાં રહેલી ચિત્ચમત્કૃતિને બાહ્યપણાથી ધારણ કરે છે.[૫૯] એ પ્રમાણે ચિત્સત્તાની અંદર તથા બહાર જગત રહેલું છે, એમ કહેવું તે માત્ર ત્રિલોકનાં પ્રાણીને ઉપદેશ કરવા માટે જ કહેવાતુ છે; પણ વસ્તુતાથી નહિ. આત્મા અંતઃકરણરૂપ ઉપાધિને લીધે દષ્ટાપણાને પામે છે. પછી ઘટ વગેરે વિષયની ઉપાધિથી તે વિષયપણાને પ્રાપ્ત થાય છે અને જાણે નેત્રથી દશ્ય હોય તેમ સતરૂપ પોતે પોતામાં ઘટાદિની પેઠે, પોતાના સ્વરૂપને દેખે છે, પણ ખરું જોતાં તો દષ્ટાપણુ તેમ દશ્યપણું પણ નથી.[૬૦,૬૧] દશ્ય વસ્તુતાથી પદાર્થ અસત્ અને અવાસ્તવ છે; દષ્ટા તેને પામતો નથી; કારણ કે દ્રષ્ટામાં દશ્યપણું નથી. જે વસ્તુ પોતાનામાં નથી તે વસ્તુપણાને કેમ પામે?[૬૨] સામાન્ય રૂપથી સર્વનો પ્રકાશ કરનારી ચિત્શક્તિ સર્વ વાસનાના અંતમાં પ્રકાશ પામનારા પોતાના સ્વરૂપને બાહ્યરૂપપણું આપે છે અને જેમાં ઊપજેલી દશ્યતાને લીધે પોતે દષ્ટાપણાને પ્રાપ્ત થાય છે, પણ ખરું જોતાં દષ્ટાપણું પણ તેમાં નથી.[૬૩] પુત્ર વિના જેમ પિતાપણું ઘટતું નથી, તથા એકપદ વિના જેમ દ્વૈતપણું ઘટતું નથી, તેમ દ્રષ્ટા વિના દશ્યની સત્તા ઘટતી નથી. જે દ્રષ્ટા છે તે જ દશ્યપણાને પામે છે. જેમ પિતા વિના પુત્ર નથી તથા ભોક્તા વિના ભોગ્યપણું નથી, તેમ દશ્ય વિના દષ્ટાપણું નથી.[૬૪,૬૫] કડાં વગેરે ઘરેણાં ઉત્પન્ન કરવાની જેમ સોનામાં શક્તિ રહેલી છે, તેમ દ્રષ્ટા અને દશ્યના નિર્માણમાં ચૈતન્યપણાની શક્તિ રહેલી છે.[૬૬] સુવર્ણમાં કડાં વગેરે ઉત્પન્ન કરવાની શક્તિ છે, પણ કડાંમાં સુવર્ણ ઉત્પન્ન કરવાની શક્તિ નથી; તેમ દ્રષ્ટા દશ્ય પદાર્થને ઉત્પન્ન કરે છે, પણ દશ્ય પદાર્થ જડ હોવાથી તે દ્રષ્ટાને ઉત્પન્ન કરી શકતો નથી. સુવર્ણ જેમ કડાં વગેરે આભૂષણના મોહને ઉત્પન્ન કરે છે, તેમ ચેતના તથા ચેત્યનો પ્રકાશ કરવાને સમર્થ એવું ચૈતન્ય તે દશ્યનું નિર્માણ તથા મોહના હેતુરૂપી અજ્ઞાનને ઉત્પન્ન કરે છે. સુવર્ણમાં જ્યાં સુધી કડાંની બુદ્ધિ હોય, ત્યાં સુધી તેમાં સુવર્ણ નથી અને સુવર્ણની બુદ્ધિ થયા પછી જેમ તે કડાં નથી, તેમ દશ્યપણાની બુદ્ધિ હોય ત્યાંસુધી દ્રષ્ટા નથી તથા દ્રષ્ટાની બુદ્ધિ થયા પછી દશ્યપણું નથી.[૬૭–૭૦] એક જ પદાર્થમાં એક જ સમયે બે જાતની સત્તા રહેતી નથી. દૂર રહેલા પદાર્થમાં 'તે પુરુષ છે કે પશુ છે' એવો સંશય હોય, ત્યારે જ્યાંસુધી પશુબુદ્ધિ હોય ત્યાં સુધી તેમાં પુરુષબુદ્ધિ થતી નથી તથા પુરુષબુદ્ધિ હોય ત્યાં સુધી પશુબુદ્ધિ થતી નથી.[૭૧] તે જ પ્રમાણે એક ચૈતન્યમાં દ્રષ્ટા અને દશ્ય એ બન્નેની સત્તા એક જ સમયે રહેતી નથી. દશ્યપદાર્થને જોનાર દ્રષ્ટા પોતાના આત્માને જોતો નથી અને દશ્યતાના સમયમાં દ્રષ્ટાની સત્તા અસત્ જેવી રહેલી છે.[૭૨]

(૨૬) જેને કડાં વગેરે ઘરેણાંનું જ્ઞાન નથી તે માણસની દષ્ટિએ સર્વ ઠેકાણે સુવર્ણ છે, પણ કડાંપણું નથી. તે જ પ્રમાણે જે માણસને જ્ઞાન થવાથી દશ્યપદાર્થનો લય થયો છે (દશ્યપદાર્થનો અભાવ છે એમ જે જાણે છે), તે માણસને સર્વ ઠેકાણે દ્રષ્ટાની સત્તા જ જોવામાં આવે છે; એટલે કે, તે આગળ દેખાતા દશ્યને દેખતો નથી.[૭૩] જ્યાં સુધી દશ્ય હોય છે ત્યાં સુધી દ્રષ્ટા હોય છે અને દશ્યપદાર્થ દ્રષ્ટાને વિષે જણાય છે. જેવી રીતે બેની અપેક્ષાથી એકપણું છે પણ બેના અભાવથી એકપણું પણ રહેતું નથી, તેવી રીતે દશ્ય વિના દ્રષ્ટાની અપેક્ષા નથી.[૭૪] સંપૂર્ણ જ્ઞાન થવાથી

શુદ્ધ અને સ્વચ્છ ચૈતન્ય માત્ર બાકી રહે છે, અને તેનું વાણી પણ વર્ણન કરી શકતી નથી.(૫૪)[૭૫]

(૨૭) દીવાથી જેમ સર્વ પદાર્થ જોવામાં આવે છે, તેમ આત્મા, દર્શન અને દૃશ્ય એ ત્રણ પદાર્થ ચૈતન્યરૂપી પરમાણુથી ઉત્પન્ન થાય છે. તે જ પરમાણુ તેમને પ્રકટ કરે છે અને બોધ થવાથી પ્રમાણ, પ્રમેય અને પ્રમાતા એ ત્રિપુટીનો પણ લય થાય છે.(૫૫)

(૨૮) સુવર્ણથી* કડાં વગેરે ઉત્પન્ન થાય છે, તેમ દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય, એ ચૈતન્યનાં શક્તિથી ઉત્પન્ન થાય છે, પણ તે અસત્રૂપ છે.

(૨૯) જળ અને પૃથ્વીથી જેમ કોઈ પણ ભૌતિક પદાર્થ જુદો નથી, તેમ કોઈ પણ પદાર્થ ચૈતન્યરૂપી અણુથી જુદો નથી.[૭૬-૭૮] ચૈતન્યરૂપી અણુનો અનુભવ સર્વ ઠેકાણે છે તથા તે સર્વ અનુભવરૂપ છે; આમ એકત્વના અનુભવથી તેની એકતા પ્રસિદ્ધ છે.(૫૭)[૭૯]

(૩૦) જળથી જેમ તરંગ પૃથક્ નથી તેમ ચૈતન્યની ઇચ્છાથી જગત પૃથક્ નથી; કારણ કે ઇચ્છાને અનુસરનારી ફળસંપત્તિ હોવાથી ઇચ્છા સાથે કલ્પેલા પદાર્થની એકતા જ રહેલી છે.×[૮૦]

(૩૧) પરમાત્મા જ દેશ–કાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત છે અને તે સર્વના આત્મા તથા સર્વના અનુભવરૂપ છે.[૮૧] તે પરમાત્મા ચૈતન્યરૂપ છે માટે સત્રૂપ છે; અને ચક્ષુ વગેરે ઇંદ્રિયોથી તેનો બોધ થતો નથી માટે તે અસત્-રૂપ છે. એ સર્વરૂપ મહાત્માને વિષે દ્વૈતપણું નથી તેમ એકપણું પણ નથી.[૮૨] જ્યારે કોઈ બીજો પદાર્થ હોય ત્યારે જ એકની એકતા ઘટે છે. જેમ તડકા વિના છાંયો નથી તથા છાંયા વિના તડકો નથી, તેમ એક વિના દ્વૈત નથી તથા દ્વૈત વિના એક નથી.[૮૩] જો બીજો ન હોય તો એકની એકતા કેમ ઘટે ? માટે એકતાની અસિદ્ધિ હોવાથી દ્વૈત અને એકતા એ બન્ને નથી.(૫૯)[૮૪]

(૩૨) આ પ્રમાણે એક તથા દ્વૈતપણાની અસિદ્ધિમાં જે પદાર્થ રહે છે તેનાથી, જળથી દ્રવપણું જુદું નથી તેમ કોઈ પણ પદાર્થ જુદો નથી.(૬૦)[૮૫]

(૩૩) જેમ બીજ પોતાની અંદર વૃક્ષને ધારણ કરીને રહે છે, તેમ પરમાત્મા અનેક પ્રકારના આરંભથી પ્રકાશ પામતું આ જગત પોતાની અંદર નિરંતર ધારણ કરી રહેલા છે.[૮૬] સુવર્ણથી કડાં વગેરે જેમ જુદાં નથી, તેમ દ્વૈતપણું પરમાત્માથી જુદું નથી અને જે દ્વૈતપણું જોવામાં આવે છે, તે માત્ર અજ્ઞાનથી છે. જળથી જેમ દ્રવપણું જુદું નથી, પવનથી જેમ સ્પંદપણું જુદું નથી તથા આકાશથી જેમ શૂન્યપણું જુદું નથી, તેમ ઈશ્વરથી દ્વૈતપણું જુદું નથી. દ્વૈત તથા અદ્વૈતપણું પ્રવૃત્તિની સિદ્ધિ માટે કરેલું છે, તે દુઃખ માટે જ છે, પણ નિવૃત્તિ માટે નથી.(૬૧)

(૩૪) પ્રમાણ, પ્રમેય અને પ્રમાતા તથા દ્રષ્ટા, દર્શન અને દૃશ્યપણે રહેલું જગત ચિત્ અણુમાં જ રહેલું છે.[૮૭-૯૦] પવનમાંથી સ્પંદ ઉત્પન્ન થઈ-પાછો તેમાં જ લય પામે છે, તેવી રીતે જગતરૂપી અણુ પરમાત્મામાંથી ઉત્પન્ન થઈને તેમાં જ લય પામે છે.[૯૧] અહો ! પરમાત્માની માયા મોહ કરનારમાં ઉત્તમ મોહ કરનારી છે; માયાથી એક પરમાણુમાં ત્રૈલોક્યની પરંપરાનો ભ્રમ થાય છે; પણ ખરું જોતાં ચિન્માત્ર પરમાણુપણાથી જ જગતની સ્થિતિ રહેલી છે.[૯૨]

(૩૫) બીજમાં વૃક્ષ× રહે, તેવી રીતે પરમા-

* એંસીમા સર્ગની ૫મી કલમમાં ૫૬મા પ્રશ્નનો ઉત્તર આવી ગયો છે.

× સત્તાવનમા તથા અઠ્ઠાવનમા પ્રશ્નનો સંક્ષિપ્ત ઉત્તર ૮૦મા સર્ગની ૧૧મી કલમમાં છે; તથા ૬૦ અને ૬૧મા પ્રશ્નનો સંક્ષિપ્ત ઉત્તર ૮૦મા સર્ગની ૩૩ તથા ૩૪મી કલમમાં છે.

× એંશીમા સર્ગની ૯મી કલમમાં ૬૩મા પ્રશ્નનો ઉત્તર આવી ગયો છે.

તેમાની અંદર જગતજાળની સ્થિતિ છે. ફળ અને પલ્લવ સહિત વૃક્ષનો વિસ્તાર જેમ બીજમાં છે, તેમ ચિત્—અણુના ઉદરમાં જગત રહેલું છે અને તે યોગીની દૃષ્ટિથી દેખાય છે. બીજમાં જેવી રીતે પોતાની શાખા, ફળ અને પુષ્પને ત્યાગ કરનાર ઝાડ રહેલ છે, તેવી રીતે ચિત્—અણુમાં વિકાસ પામતું જગત રહેલું છે.[૯૩–૯૬]

(૩૬) બીજના કોશમાં વૃક્ષ રહેલું છે, તેવી રીતે દ્વૈત તથા અદ્વૈતરૂપે રહેલું જગત ચૈતન્યરૂપી પરમાણુમાં રહેલું છે; અને તેને જે જુએ છે તે જ જુએ છે.[૯૭] ખરું જોતાં દ્વૈત પણ નથી, અદ્વૈત પણ નથી, બીજ પણ નથી, અંકુર પણ નથી, સ્થૂળ પણ નથી, સૂક્ષ્મ પણ નથી, ઉત્પન્ન થયું નથી અને ઉત્પન્ન નથી થયુ એમ પણ નથી. અસ્તિપણું નથી તેમ નાસ્તિપણું પણ નથી.[૯૮] અને સૌમ્ય નથી તેમ ક્ષોભવાળું પણ નથી. ચૈતન્યરૂપી અણુની અંદર રહેલું જગત આકાશ નથી, તેમ વાયુ પણ નથી.[૯૯] તે જગત નથી તથા અજગત પણ નથી; માત્ર ચૈતન્યની જ શુભ સત્તા સર્વ ઠેકાણે છે; અને તે સત્તા સર્વાત્મક હોવાથી જે સ્થળે જેવો તેનો ઉદય થયો છે, તે ઠેકાણે તેવી તેની સત્તા છે.[૧૦૦] પરમાત્મારૂપી અણુ સમગ્રના આત્માપણાથી ઉદય નથી પામેલ તોપણ ઉદય પામેલ છે.[૧૦૧] બીજને ઉત્પન્ન કરનાર વૃક્ષ, વૃક્ષના સ્વભાવનો ત્યાગ કર્યા વિના બીજ સહિત પૃથ્વીમાં ઉદય પામે છે. તેવી રીતે પરમાત્મા જગતરૂપે ઉત્પન્ન થાય છે તથા જન્મ-મરણની કલ્પના પામે છે.[૧૦૨] વૃક્ષ બીજપણે ઉત્પન્ન થાય છે, તથા વૃક્ષપણાથી પણ ઉત્પન્ન થાય છે; એ પ્રમાણે બન્ને રીતે તેમાં વિકાર છે, જ્યારે ચિત્—અણુ નિરંતર નિર્વિકાર છે.(૬૪)[૧૦૩]

(૩૭) પરમાણુની અપેક્ષાથી કમળતંતુ પણ મેરુ જેવો દઢ છે; કારણકે પરમાણુથી કમળતંતુ સ્થૂળ છે. (૬૫)[૧૦૪]

(૩૮) એ પ્રમાણે અંતરાત્મારૂપી પરમાણુ કે જેની અપેક્ષાથી કમળતંતુ પણ મેરુરૂપ છે, તેની અંદર ચૈતન્ય—ઘન કરોડો મેરુ તથા મંદર પર્વત રહેલા છે. (૬૬)[૧૦૫]

(૩૯) એક ચૈતન્યરૂપી પરમાણુથી જ આ જગત વ્યાપી રહેલ છે અને તેનાથી જ તે વિસ્તાર પામ્યું છે. એ ચૈતન્યરૂપી પરમાણુએ જ તે રચેલું છે. તેણે જ દેવતા, મનુષ્ય વગેરેના ભેદથી પેદા કરેલું છે અને તેણે જ દેવતા, મનુષ્ય વગેરેના ભોગ ભોગવવાના વિષયના ભેદ કરેલ છે. આકાશમાં ગંધર્વનગર દેખાય છે તે જેમ સ્વચ્છ અને શૂન્ય આકાશરૂપ છે, તેવી રીતે પરબ્રહ્મમાં પ્રત્યક્ષ દેખાતો પ્રપંચ પણ પરબ્રહ્મરૂપ જ છે. (૬૭)

(૪૦) ઉપર પ્રમાણે આખું વિશ્વ બ્રહ્મસ્વરૂપ છે અને અમે પણ વિશ્વમાં જ હોવાથી તેની સત્તાથી વ્યવહાર કરીએ છીએ. વધ કરવા યોગ્યનો વધ કરીએ છીએ તથા જગતનું પાલન કરીએ છીએ. (૬૮–૭૦)[૧૦૬]

(૪૧) આત્મસ્વરૂપનો ત્યાગ ન કરનાર અને અવિદ્યાથી ભરપૂર હોવાને લીધે તથા બોધનું સ્થાનક હોવાને લીધે સુષુપ્તિસદૃશ એવા દ્વૈત સાથે એકતા રાખનારું તથા જગદવસ્થામાં પણ જગતના પદાર્થોને સત્તા આપવાથી પોતાની સુંદરતાનો ત્યાગ ન કરનારુ અને ઉત્પત્તિ, સ્થિતિ તથા લયથી રહિત એવું તત્ત્વ જાણવામાં આવે, ત્યારે આ તુચ્છ જગત બ્રહ્મથી અભિન્ન જ હોય એમ ભાસે છે એટલે કે જગતના દર્શનથી જો કે મારો અભાવ જણાય છે, તોપણ બ્રહ્મદર્શનથી મારો સદ્ભાવ જ છે (૭૧,૭૨)[૧૦૭]

द्वैतेन सुंदरतरं स्वमनुज्झितेन रूपं सुषुप्तसदृशेन यथावबोधात् । ऐक्यं गतं स्थितिगमागममुक्तमेवमित्थं स्थितं तत्तु जगत् परमार्थपिंडः ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'પરમાર્થપિંડીકરણ' નામનો સર્ગ ૮૧મો સમાપ્ત×

× રાક્ષસીએ ૭૨ પ્રશ્ન પૂછેલા છે, તેમાંથી ૬૦મા

## સર્ગ ૮૨મો×

### રાજા અને રાક્ષસીનો સ્નેહ તથા રાક્ષસીનું ભોજન

वसिष्ठ उवाच

इति राजमुखाच्छ्रुत्वा कर्कटी वनमर्कटी ।

अवबुद्धपदांतं स्वं जहौ मत्सरचापलम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! એ પ્રમાણે વનમાં મર્કટીરૂપે રહેલી એ કર્કટીરાક્ષસીએ રાજાનાં વચન સાંભળ્યાં, તેને બ્રહ્મજ્ઞાન થયું અને પોતાની રાક્ષસી જાતિની ચપળતાનો ત્યાગ કર્યો.[1] વર્ષાઋતુમાં જેમ ઢેક્ષને શીતળતા મળે અને ચંદ્રના પ્રકાશથી રાત્રિવિકાસી કમળને જેમ શીતળતા મળે, તેમ તાપરહિત વિશ્રાંતિ મળવાથી તે રાક્ષસીને અંત.કરણમાં શીતળતા થઈ.[2] જેમ આકાશમાં મેઘનો ગડગડાટ સાંભળીને બગલીના ગર્ભને આનંદ થાય તેમ રાજાનાં વચન સાંભળીને તે રાક્ષસીને આનંદ થયો.[3]

**રાક્ષસી બોલી :** જેમાંથી સારનો અસ્ત થયો નથી એવા જ્ઞાનરૂપી સૂર્યથી પ્રકાશ પામતી તમારી બન્નેની બુદ્ધિ પવિત્ર જણાય છે.[4] ચંદ્રમંડળમાંથી પ્રસરેલી ચાંદની પેઠે તમારી બુદ્ધિ શીતળ, સમરસ તથા શુદ્ધ છે. તમારા હૃદયમાંથી વાણી દ્વારા નીકળેલાં વિવેકકણિકાનું શ્રવણ કરીને હું તમારા જેવા વિવેકી માણસોને જગતે પૂજવાલાયક અને સેવવાલાયક માનું છું. ચંદ્રના ઉદયથી જેમ રાત્રિવિકાસી કમળનો વિકાસ થાય, તેમ તમારા સત્સંગથી હું વિકાસ પામી છું.[5,6] જેમ સૂર્યના સંપર્કથી સૂર્યવિકાસી કમળનો વિકાસ થાય છે અને જેમ પુષ્પના સમાગમથી સુગંધ વધે છે, તેમ તમારા સમાગમથી મને આનંદ થયો છે.[7] જેમ હાથમાં દીવાવાળા માણસને અંધકાર પરાભવ આપી શકતો નથી, તેમ સત્પુરુષના સમાગમથી દુઃખની બાધા રહેતી નથી.[8] પૃથ્વીમાં સૂર્યરૂપી એવા તમે બન્ને જણ અહીં જંગલમાં મને પ્રાપ્ત થયા છો. તમે પૂજા કરવા યોગ્ય છો. આથી તમારી જે ઇચ્છા હોય તે તમે મને કહો.[9]

**રાજા બોલ્યો :** રાક્ષસના કુળરૂપી વનમાં મંજરીરૂપે રહેલી હે રાક્ષસી! આ દેશમાં સર્વ માણસને હૃદયના શૂળરોગની ઘણી પીડા થાય છે.[10] વળી આખી જનતા વિષૂચિકાથી તપી રહી છે. એટલા માટે હું રાત્રિચર્યા સારુ બહાર નીકળ્યો છું.[11] હૃદયના શૂળ વગેરે રોગની ઔષધથી શાંતિ થતી નથી. માટે મને તમારા જેવા પાસેથી મંત્રનો ઉપદેશ લેવાની ઇચ્છા છે. અજ્ઞ જનોનો નાશ કરનાર તમારા જેવાં માણસને શિક્ષા કરવા માટે મારી પ્રવૃત્તિ છે અને તે ફળરૂપ છે.[12,13] હે શુભા! તમારે હવેથી કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ. તમે મારાં એ વચનનો અંગીકાર કરો.[14]

**રાક્ષસી બોલી :** હે પ્રભુ! હું તમારાં વચનનો અંગીકાર કરું છું અને સાચે જ આજથી હું કોઈ પણ પ્રાણીની હિંસા કરીશ નહિ.[15]

**રાજા બોલ્યો :** કમળ જેવાં નેત્રવાળી હે રાક્ષસી! મારાં વચન પ્રમાણે કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવાથી તમારા શરીરની આજીવિકા કેમ કરીને ચાલશે?[16]

**રાક્ષસી બોલી :** હે રાજન્! પર્વત

---

સર્ગમાં મંત્રીએ ૨૬ પ્રશ્નના ઉત્તર આપ્યા તથા ૨૭મા પ્રશ્નથી એકાશીમા સર્ગમા રાજાએ ઉત્તર આપ્યો. એંશીમા સર્ગમા ૫૬–૨૯–૬૩–૫૭–૫૮–૬૦ અને ૬૧ એટલા પ્રશ્નના ઉત્તરો મંત્રીએ સંક્ષેપથી આપ્યા છે, તોપણ એકયાશીમા સર્ગમા રાજાએ બીજી વાર તેનો ઉત્તર આપ્યો છે. એંશીમા સર્ગમા ૧૭, ૧૯ અને ૨૦ એ ત્રણ પ્રશ્નોના ઉત્તર મંત્રીએ બે વાર આપેલા છે.

× આ બ્યાશીમા સર્ગમા કર્કટીરાક્ષસીએ પ્રસન્ન થઈ રાજા તથા તેના મંત્રીને મંત્રનું દાન કર્યું; તથા સમાધિમાથી જાગૃત થયેલી તે રાક્ષસીને રાજાએ વધ કરવા યોગ્ય માણસનુ ભોજન આપ્યુ, એટલું કહેવાશે.

ઉપર ૭ માસ સુધી સમાધિ કર્યા પછી હું સમાધિમાંથી જાગી અને મને ભોજનનો સંકલ્પ થયો. આથી મને ભોજન કરવાની ઇચ્છા થઈ અને હું અહીં આવી હતી.[૧૭] હવે હું પાછી તે જ પર્વતના શિખર ઉપર જઈ ધ્યાનના નિશ્ચળપણાથી, સચેતન પૂતળીની પેઠે ઇચ્છા હશે ત્યાં સુધી સુખથી રહીશ.[૧૮] હું મરણના સમય સુધી શરીરને ધારણાથી ધારણ કરી રાખીશ અને કાળે કરીને યથેચ્છપણે દેહનો ત્યાગ કરીશ; આવી મારી ઇચ્છા છે.[૧૯] હે રાજન્! હવે જ્યાં સુધી આ મારું શરીર રહેશે ત્યાં સુધી હું કોઈ પણ પ્રાણીની હિંસા કરીશ નહિ, તેથી મારું વચન સાંભળો.[૨૦] ઉત્તર દિશાના હૃદયમાં હિમવાન નામે પર્વત છે. તે શરદઋતુના ચંદ્રનાં કિરણ જેવો નિર્મલ છે અને પૂર્વ તથા પશ્ચિમના સમુદ્રોમાં પ્રવેશ કરી રહ્યો છે.[૨૧] તે પર્વતના સુવર્ણશિખરની ઉગ્ર ગુફામાં મારો નિવાસ છે. મેઘલેખાની પેઠે હું ત્યાં સોયના રૂપે રહું છું અને મારું નામ 'કર્કટી' છે.[૨૨] માણસમાત્રનો સંહાર કરવાની ઇચ્છાથી હું સૂચિરૂપ આત્માવાળી પ્રાણહારી વિષૂચિકા થાઉં એવી ધારણાથી મેં બ્રહ્માની તપથી ઉપાસના કરી હતી.[૨૩] આથી બ્રહ્માની પાસેથી વરદાન મેળવી હું વિષૂચિકાપણું પામી હતી અને મેં જીવને બાધા કરી ઘણાંઘણાં વરસ સુધી ઘણાંઘણાં માણસોની હિંસા કરી છે,[૨૪] ત્યાર પછી બ્રહ્માએ મને કહ્યું: 'તારે ગુણવાન માણસની હિંસા ન કરવી.' વળી તેમણે મને મર્યાદાને માટે મહામંત્રનો ઉપદેશ કર્યો હું તે મંત્રને આધીન થઈ રહી છું. આથી જે માણસ તે મંત્રથી પોતાની રક્ષા કરે છે, તેને હું બાધ કરતી નથી.[૨૫] બ્રહ્માનો બતાવેલો એ મંત્ર હું તમને આપું છું, તમે તેને ગ્રહણ કરો. એથી લોકની બાધા વિરામ પામશે અને શૂળ વગેરે રોગની શાંતિ થશે.[૨૬] મેં પ્રથમ હિંસામાં ઘણી પ્રવૃત્તિ કરી હતી અને લોકોના હૃદયના લોહીને શોષી લીધું હતું. આથી માણસની નાડી રુધિરવિનાની થઈ રહેલી છે.[૨૭] જે માણસના શરીરમાં હું પ્રવેશ કરું તેનું મરણ થાય છે. કદાપિ કોઈ ઉપાયથી તે જીવતો રહે છે, તો તેના રુધિરનું મેં પાન કરેલું હોઈને (રુધિરવાહિની નાડીઓ ખાલી પડી જવાથી) તેના વંશજોની નાડીઓ પણ લોહી વિનાની હોય છે.[૨૮] હે રાજન્! એ વિષૂચિકાનો મંત્ર હું તમને બતાવું છું. સત્ત્વવાળા માણસને કોઈ પણ પદાર્થ દુઃસાધ્ય નથી.[૨૯] માટે હે રાજન્! દૂષિત થયેલી નાડીઓની અંદર રહેલા શૂળરોગની શાંતિને માટે બ્રહ્માએ જે મંત્ર મને કહેલો છે, તેને તમે શીઘ્ર ગ્રહણ કરો.[૩૦] હે રાજન્! તમે મારી સાથે નદીને કાંઠે ચાલો. હું પ્રસન્ન થયેલી છું, તેથી તમે આચમન કરી પવિત્રપણે નિયમ ધારણ કરો, એટલે હું તમને મંત્રોપદેશ કરીશ.[૩૧]

**વસિષ્ઠ બોલ્યા:** એ પ્રમાણે મધ્યરાત્રિમાં તે રાક્ષસીનાં વચન સાંભળી રાજા તથા મંત્રી એકબીજાના સ્નેહથી નદીના તીર ઉપર ગયા.[૩૨] અન્વય વ્યતિરેક વડે (ભાવની પરીક્ષાના ચિહ્નથી) રાક્ષસીનો આવો અત્યંત સ્નેહ જાણીને તે બંને શિષ્યભાવથી આચમન કરી તેની સામે ઊભા રહ્યા.[૩૩] ત્યારપછી તે કર્કટી રાક્ષસીએ તે રાજા તથા તેના મંત્રીને બ્રહ્માએ બતાવેલો વિષૂચિકાનો મંત્ર÷ સ્નેહપૂર્વક બતાવ્યો.[૩૪] પછી જેના ઉપર સ્નેહ ઉત્પન્ન થયો છે, એવા તે રાજા તથા મંત્રીથી જુદી પડીને જ્યારે રાક્ષસીએ જવાનો વિચાર કર્યો, ત્યારે રાજાએ તે રાક્ષસીને નીચે પ્રમાણે કહ્યું.[૩૫]

**રાજા બોલ્યો:** હે મહા દેહવાળાં રાક્ષસી! તમારી પાસેથી અમે મંત્રોપદેશ લીધો છે, માટે તમે અમારાં ગુરુ છો. આથી હે સુંદરી! અમે પ્રયત્નપૂર્વક તમને ભોજન કરવાનું નિમંત્રણ

÷ જુઓ વિષૂચિકાનો મંત્ર, સર્ગ ૬૯મો.

કરીએ છીએ.[36] સજ્જન માણસનો સ્નેહ દર્શન કરવાથી જ વૃદ્ધિ પામે છે, માટે અમારી યાચના તમે નિષ્ફળ કરવાને યોગ્ય નથી. માટે હે ભદ્રા! તમે સુંદર અલંકારવાળા અને મનોહર એવા અલ્પ દેહનો અંગીકાર કરીને અમારે ઘેર ચાલો અને ત્યાં સુખથી રહેજો.[37-38]

**રાક્ષસી બોલી :** હે રાજન્! જેનું મુગ્ધ સ્ત્રીરૂપ હોય છે, તેને તો તમે ભોજન આપવાને સમર્થ છો. પણ હું તો રાક્ષસના આકારને ધારણ કરનારી છું, તેથી તમે મને કેવા ભોજનથી તૃપ્ત કરશો?[39] રાક્ષસોને રાક્ષસોના અન્નથી (માંસ-રુધિરાદિથી) તૃપ્તિ થાય છે, પણ સામાન્ય માણસના જેવા આહારથી તેને તૃપ્તિ થતી નથી. વળી જેનો જેવો સ્વભાવ હોય છે તે સ્વભાવ દેહના અંત સુધી મટતો નથી; અર્થાત્ મારો આ રાક્ષસી સ્વભાવ જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધી નિવૃત્ત થશે નહિ.[40]

**રાજા બોલ્યો :** હે અનિંદિતા! સુવર્ણની માળાથી યુક્ત એવી મનોહર સ્ત્રીનું રૂપ ધારણ કરીને તમે કેટલાક દિવસ ખુશીથી મારે ઘેર રહો. એટલે મારા રાજ્યમાંથી દુષ્ટ આચરણવાળા અને વધ કરવાને યોગ્ય એવા હજારો ચોરોને લાવી હું તમને ભોજન માટે આપીશ. આમ તે હજારો વધ કરવા યોગ્ય દુષ્ટ પુરુષો ભેગા થાય, એટલે સુંદર સ્ત્રીના રૂપનો ત્યાગ કરજો અને તમે રાક્ષસીસ્વરૂપ લઈને તે દુષ્ટ પુરુષોને હિમાલયના શિખર ઉપર લઈ જઈને ત્યાં એકાંતમાં તેમનું ભોજન કરજો. કારણ કે મોટો આહાર કરનારને એકાંતમાં ભોજન કરવું એ જ સુખરૂપ છે.[41-44] એ પ્રમાણે ભોજન કરી તૃપ્તિ થઈ થોડીકવાર નિદ્રા કરી પાછી સમાધિ કરજો અને સમાધિ ઊતરી ગયા પછી બીજી વખત પણ અહીં આવી બીજા વધ કરવા યોગ્ય દુષ્ટ લોકોને ત્યાં લઈ જઈને ભોજન કરજો. એવા દુષ્ટ લોકોની હિંસા કરવી એ હિંસા ગણાતી નથી. સ્વધર્મથી કરવામાં આવતી હિંસા પણ દયાની બરોબર છે.[45-46] તમારું ચિત્ત સમાધિમાંથી અવશ્ય વ્યગ્ર થશે; કારણ કે અસત્પુરુષની સાથે પણ જો સ્નેહ બંધાય છે, તે સુદ્ધાં પાછો મટતો નથી.[47]

**રાક્ષસી બોલી :** હે રાજન્! તમે યોગ્ય કહ્યું છે. હે સખા! હું એમ જ કરીશ. સ્નેહથી કહેનારનું વચન કોણ માન્ય કરતું નથી?[48]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે કહી તે રાક્ષસીએ મનોહર સ્ત્રીનો દેહ ધારણ કર્યો. તેણે પોતાના દેહને હાર, મુકુટ, કડાં, કટિમેખલા તથા માળાથી શણગાર્યો.[49] પછી તેણે રાજાને કહ્યું: 'હે રાજન્! ચાલો આપણે જઈએ.' તેનાં એ વચન સાંભળી રાજા તથા મંત્રી આગળ ચાલ્યા અને રાક્ષસીએ તેમની પાછળ ચાલવા માંડ્યું.[50] આ પ્રમાણે તે ત્રણ જણ રાજાના મંદિરમાં આવ્યાં. ત્યાં એક સુંદર ખંડમાં રહી તેમણે પરસ્પર આદરપૂર્વક વાતોચીતો કરીને તે રાત્રિ પસાર કરી.[51] પ્રાતઃકાળ થયા પછી તે રાક્ષસી રાજાના અંતઃપુરમાં દાસીરૂપે રહી અને રાજા તથા મંત્રી પોતપોતાના કામમાં લાગ્યા.[52] ત્યાર પછી છ દિવસમાં તે રાજાએ પોતાના દેશમાંથી તથા બીજા દેશમાંથી ત્રણ હજાર વધ કરવા યોગ્ય દુષ્ટ ચોરોને ભેગા કર્યા અને તે રાક્ષસીને આપ્યા. આથી તેણે સાયકાળે પાછો પોતાનો રાક્ષસી દેહ ધારણ કર્યો. જેમ મેઘમાળા હજારો જળધારાને ધારણ કરે, તેમ તે રાક્ષસીએ ત્રણ હજાર દુષ્ટ લોકોને પોતાના ભુજમંડળમાં ધારણ કર્યા. હવે રાક્ષસોમાં અતિ ભયંકર શરીરવાળી તે રાક્ષસી સોનું પામેલી કોઈ દરિદ્ર સ્ત્રીની જેમ રાજાની રજા લઈ તે જ હિમાલય પર્વતના શિખર ઉપર ગઈ. ત્યાં જઈ તેણે સુખથી ભોજન કર્યું, તૃપ્તિ મેળવી અને ત્રણ દિવસ સુધી નિદ્રા કરી. પછી તે સમાધિમાં પરાયણ થતી અને પાછી

સ્વસ્થતાપૂર્વક જાગતી.[૫૩-૫૭] આમ ચાર અથવા પાંચ વર્ષે તે સમાધિમાંથી જાગી અને રાજાના સ્નેહથી પાછી તે ભીલના દેશમાં ગઈ. [૫૮] ત્યાં તે કેટલાક દિવસ સુધી વિશ્વાસપૂર્વક કથાવાર્તા કરતી રહી અને પાછું વધ કરવા યોગ્ય દુષ્ટ લોકોનું ગ્રહણ કરીને તેણે હિમાલયના શિખર ઉપર પ્રયાણ કર્યું. [૫૯] એ પ્રમાણે વારંવાર તે રાક્ષસીએ કરવા માંડ્યું. એવી રીતે જીવન્મુક્તપણાથી ઘણા દિવસ સુધી તે રાક્ષસીએ પર્વત ઉપર સ્થિતિ કરી. કોઈ સમયે તે સમાધિમાંથી વિરામ પામી, રાજાના દેશમાં આવી, દુષ્ટ લોકોને પર્વત ઉપર લઈ જઈને સુખથી ભોજન કરે છે, તો કોઈ સમયે તે પોતાનું ચિત્ત ધ્યાનમાં જ જોડી દે છે. એ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી ભીલદેશના રાજાને પણ વિદેહમુક્તિ થઈ અને તે રાજાની મુક્તિ થયા પછી તે દેશમાં જે બીજો રાજા થયો, તેણે પણ તે રાક્ષસીની સાથે તેવા જ પ્રકારનો સ્નેહ તથા સંબંધ રાખ્યો.[૬૦]

जीवन्मुक्ततयैवमेव विपिने साद्यापि रक्षोंगना तस्मिन्नेव गिरौ स्थिता विचलितध्यानैकतानाशया। तस्मिन् राजनि शांतिमागतवति त्यक्तैषणेनात्मना तद्राष्ट्राधिपसौहृदैः स्वकवलानास्वादयंती चिरम् ॥ ६० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'રાક્ષસીસૌહાર્દ' નામનો સર્ગ ૮૨મો સમાપ્ત**

## સર્ગ ૮૩મો×

## કંદરાદેવીની સ્થાપના

**वसिष्ठ उवाच**

किरातमंडले तस्मिन् ये भवंति महीभृतः।
तैस्तैः सह परा मैत्री तस्याः समभिजायते ॥१॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! ત્યાર પછી ભીલના દેશમાં જે જે રાજા થયા તે બધા રાજાની સાથે તે રાક્ષસીને ઉત્તમ મિત્રતા થવા લાગી. તેથી યોગથી સિદ્ધ થયેલી તે રાક્ષસીએ તે દેશમાં સર્વ મોટામોટા ઉત્પાતનું, પિશાચ વગેરે ભયનું અને રોગનું નિવારણ કરવા માંડ્યું.[૧-૨] ઘણાં વર્ષે જ્યારે તે સમાધિમાંથી વિરામ પામતી, ત્યારે તે પાછી ભીલના દેશમાં આવતી અને (તેને માટે) ભેગા કરેલા વધ કરવા યોગ્ય દુષ્ટ ચોરલોકોનું તે ભક્ષણ કરતી.[૩] આજ સુધી તે ભીલના દેશમાં વધ કરવા યોગ્ય દુષ્ટ લોકોને રાક્ષસીના આહાર માટે લઈ જવામાં આવે છે. સાચે જ, મિત્રનું સન્માન કરવા માટે કોણ તત્પર રહેતો નથી?[૪] એ પ્રમાણે ઘણા દિવસ ગયા પછી જ્યારે તે રાક્ષસી કેટલોક કાળ સુધી તે દેશમાં આવી નહિ, ત્યારે ભીલદેશના માણસોએ સર્વ દોષની શાંતિ માટે આકાશ સુધી ઊંચા મોટા મહેલમાં તે દેવીની મૂર્તિની સ્થાપના કરી અને તેનું 'કંદરાદેવી' તથા 'મંગલાદેવી' એવું નામ પાડ્યું.[૫-૬] ત્યાર પછી તે તે દેશમાં જે જે રાજા થયા તે તે બધા રાજા કંદરાદેવીની મૂર્તિની પ્રતિષ્ઠા કરવા લાગ્યા.[૭] જો કોઈ અધમ રાજા કંદરાદેવીની પ્રતિષ્ઠા કરતો નથી, તો તેના દેશમાં કેટલાક ઉત્પાત થાય છે તથા પ્રજાનો નાશ થાય છે.[૮] તે દેવીની પૂજા કરવાથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે અને તેનું પૂજન ન કરવાથી અનર્થની ઉત્પત્તિ થાય છે.[૯] આમ વધ કરવા યોગ્ય દુષ્ટ લોકોના બલિદાનથી તે દેવની પૂજા થાય છે, સમસ્ત ફળ આપનારી તે દેવીની પ્રતિમા આજ સુધી ચિત્રમાં ચીતરેલી હોય તો પણ ફલપ્રદ થાય છે.[૧૦] વધ કરવા યોગ્ય સમગ્ર દુષ્ટ લોકોનો આહાર કરનારી તથા માણસમાત્રનાં બાળક તથા ધાન્ય વગેરેની રક્ષા કરી મંગળસંપત્તિ કરનારી, પરમબોધવાળી તે દેવી ભીલના દેશમાં સર્વોત્કર્ષપણે રહેલી છે.[૧૧]

सकलकोमलमंगलकारिणी कवलिताखिल-

× આ ત્યાસીમા સર્ગમા જ્યારે ઘણા કાળ સુધી સમાધિમાંથી વિરામ પામી તે રાક્ષસીએ ભીલના દેશમાં આગમન ન કર્યું, ત્યારે લોકોએ શાંતિ માટે કંદરાદેવીની મૂર્તિની સ્થાપના કરી, એટલું કહેવાશે.

वध्यमहाजना । जयति सात्र किरातजनास्पदे परमबोधवती चिरदेवता ॥ ११ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિ-પ્રકરણનો 'કંદરાપૂજન' નામનો સર્ગ ૮૩મો સમાપ્ત

## સર્ગ ૮૪મો*

### રાક્ષસીનું 'કર્કટી' નામ થવાનું કારણ અને દૃષ્ટાંતની ઉપયોગિતા

वसिष्ट उवाच

एतत्ते कथितं सर्वं मयाख्यानमनिंदितम् ।
कर्कट्या हिमराक्षस्या यथावदनुपूर्वशः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! એ પ્રમાણે હિમવાન પર્વતમાં રહેનારી કર્કટી રાક્ષસીનું અનિંદિત આખ્યાન તમને યથાવત્ અને યથાક્રમે કહી સંભળાવ્યું.[૧]

**રામ બોલ્યા :** હે પ્રભુ! હિમવાન પર્વતમાં ઉત્પન્ન થયેલી તે રાક્ષસીનો વર્ણ કાળો હતો તથા તેનું 'કર્કટી' નામ હતું, તેનું શું કારણ? તે તમે કહો.[૨]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! શુક્લ, કૃષ્ણ, હરિત તથા ઉજ્જવળ એ પ્રમાણે રાક્ષસોનાં અનેક કુળ પૃથ્વીમાં રહ્યાં છે. તેમાંના કૃષ્ણરાક્ષસના કુળમાં કર્કટ(કરચલા) પ્રાણીના જેવો 'કર્કટ' નામનો એક રાક્ષસ હતો. તેની તે દીકરી હતી, માટે તેનુ 'કર્કટી નામ હતું. તે કૃષ્ણરાક્ષસના કુળની હતી; તેથી તેનો વર્ણ કૃષ્ણ હતો.[૩-૪] એ પ્રમાણે જગતના તત્ત્વનું નિરૂપણ કરતાં અધ્યાત્મયોગના પ્રસંગમાં મેં તમારી પાસે કર્કટી રાક્ષસીનું આખ્યાન કહ્યું.[૫] પરમ કારણભૂત, આદિ, અંત તથા મધ્યથી રહિત એ પરમ પદમાંથી જગત ઉત્પન્ન થયું નથી, તોપણ ઉત્પન્ન થયુ હોય એમ જણાય છે.[૬] જળમાં થતા તરંગો જેમ જળથી અન્ય નથી તે છતાં અન્ય જણાય છે, તેમ પરમાત્માને વિષે આ જગતની સ્થિતિ રહેલી છે.[૭] વનમાં રહેલું કાષ્ઠ બળતું ન હોય (તેમાં અગ્નિ ન હોય) તોપણ તે બળે છે એવું ભાન થવાથી વનમાં રહેલાં વાંદરાં તથાં શિયાળ વગેરેને તે કાષ્ઠથી ટાઢ મટી જાય છે.[૮] તે જ પ્રમાણે જે બ્રહ્મ સમ છે, સૌમ્યપણાનો ત્યાગ કરતું નથી અને તેનો ઉદય તથા સ્થિતિ નિત્ય છે, તે બ્રહ્મ આ અનેક પ્રકારનું જગત રચે છે.[૯] લાકડાના થાંભલામાં પૂતળી ન હોય, તોપણ તેમાં પૂતળીનું ભાન થવાથી તે પૂતળીરૂપે જણાય છે, તેવી રીતે તે ઉત્પન્ન નથી થયું તોપણ ઉત્પન્ન થયું છે એવું ભાન થવાથી આ જગત જોવામાં આવે છે[૧૦] બીજમાં રહેલું ફળ બીજથી અન્ય નથી તે છતાં જેમ અન્ય હોય તેમ બહાર ઉદય પામે છે, તે જ પ્રમાણે ચૈતન્યમાં રહેલું જગત અનન્ય (અભિન્ન) હોવા છતાં અન્યરૂપે જણાય છે.[૧૧] પણ એક સત્તાનું છેદન ન થવાથી ફળ તથા બીજ, ચિત્ તથા ચૈત્ય અને વાયુ તથા ઊર્મિ, તેમાં વસ્તુતઃ કાંઈ પણ ભેદ નથી.[૧૨] વિચાર ન કરવાથી તેમાં ભેદ જોવામાં આવે છે પણ વિચાર કરવાથી ભેદબુદ્ધિનો નાશ થાય છે.[૧૩] હે રઘુવર! કારણ વિના જેમ ભ્રાંતિ આવી છે તેમ જાય માટે તેનો ત્યાગ કરો. બોધ થવાથી બ્રહ્મજ્ઞાન થશે, પણ પ્રથમ તમે ભ્રાંતિમાત્રનો ત્યાગ કરો.[૧૪] જ્યારે મારાં વચનનું શ્રવણ કરવાથી ભ્રાંતિરૂપી ગ્રંથિ ભેદાઈ જશે, ત્યારે જ્ઞાન, શબ્દ તથા અર્થ-ભેદની વસ્તુનું પોતાની મેળે જ્ઞાન થશે.[૧૫] ભ્રાંતિરૂપી અનર્થશ્રી ચિત્તમાંથી ઉત્પન્ન થયેલી છે, અને મારા વચનનું શ્રવણ કરવાથી તે અનર્થશ્રીની તથા અવિદ્યાની શાંતિ થશે.[૧૬] બ્રહ્મમાંથી જ સર્વની ઉત્પત્તિ છે, બ્રહ્મમાં જ સર્વનો લય છે અને ભેદ જ નથી એ વિષે મારાં વચનથી બોધ થયા પછી તમને સંપૂર્ણ જ્ઞાન થશે.[૧૭]

* આ ચોરાશીમા સર્ગમા રાક્ષસીનું 'કર્કટી' એવુ નામ પાડવાનું કારણ, ઉપદેશના અર્થની કલ્પના તથા દૃષ્ટાંતની ઉક્તિના ઉપયોગનુ વિસ્તારથી વર્ણન કરવામા આવશે

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! તમે કહો છો કે બ્રહ્મથી ઉત્પન્ન થયેલું જગત બ્રહ્મથી અભિન્ન છે; પણ तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः। એ શ્રુતિમાં લખ્યું છે, કે તે પરમાત્માથી આકાશ વગેરેની ઉત્પત્તિ થયેલી છે અને તે શ્રુતિમાં तस्मात् એ પંચમી લખી છે તે ભેદ જણાવે છે; ત્યારે તમે સર્વ અભિન્ન કહો છો, તેનું શું કારણ, તે કહો.[૧૮]

**વસિષ્ઠ બોલ્યા :** શાસ્ત્રમાં જે જે શબ્દો લખ્યા છે તે બધા અજ્ઞાનીને ઉપદેશ માટે તથા વ્યવહાર માટે જ લખેલા છે; માટે તે ભેદબોધક છે એમ સમજવું નહિ.[૧૯] બાળકના કાર્ય માટે જેમ ભૂતની કલ્પના કરવામાં આવે છે, તેમ એ ભેદની કલ્પના કરેલી છે; માટે વ્યવહારથી જો કે ભેદ જણાય છે, તોપણ ખરું જોતાં તે નથી.[૨૦] સ્વપ્ન તથા ગંધર્વનગરમાં દ્વૈત તથા ઐક્ય નથી, છતાં તેમાં પણ ભેદની કલ્પનાનો વ્યવહાર છે; ત્યારે સત્યસંકલ્પના ઉપદેશના વ્યવહારમાં સંકલ્પનો નાશ કેમ જ થાય?[૨૧] કાર્ય તથા કારણ, સેવક તથા સ્વામી, હેતુ અને હેતુમાન, અવયવ તથા અવયવી, ભેદ તથા અભેદ પરિણામાદિ ભ્રમ, ભાવ, વિલાસ, વિદ્યા તથા અવિદ્યા અને સુખ તથા દુઃખ એ સર્વમાં જ ભેદની કલ્પના કલ્પી છે તે અજ્ઞાનીના બોધને માટે જ છે અને તે મિથ્યા છે. પણ વસ્તુતઃ તો ભેદ જ નથી.[૨૨–૨૪] જ્યાં સુધી જ્ઞાન થયું નથી ત્યાં સુધી દ્વૈતપણુ જણાય છે, પણ જ્ઞાન થયા પછી દ્વૈતપણુ મટી જાય છે તથા સર્વ શાંતપણું જણાય છે.[૨૫] કાળે કરી બોધ થયા પછી સર્વ એક આદિઅંતથી રહિત અવિભાગ અને અખંડિત એક જ વસ્તુ અવશેષ રહે છે, એમ તમારા જાણવામાં આવશે.[૨૬] અજ્ઞાનને લીધે અથવા અજ્ઞાનીના ઉપદેશ માટે ભેદની કલ્પના કરી છે, પણ બોધ થયા પછી દ્વૈતપણું નથી.[૨૭] વાચ્ય તથા વાચકનો સંબંધ દ્વૈત વિના સિદ્ધ થતો નથી, પણ દ્વૈતપણું છે નહિ અને મૌનપણું પ્રાપ્ત થાય છે; માટે વચનના ભેદમાં અનાદર કરી મહાવાક્યના અર્થમાં નિષ્ઠા રાખી જે હું તમને કહું, તે તમે સાંભળો.[૨૮।૨૯] જેવી રીતે ભ્રાંતિથી ગંધર્વનગર ઉત્પન્ન થાય છે, તેવી રીતે મનને લીધે ભ્રાંતિમાત્રથી આ જગત ઉત્પન્ન થયુ છે. હે નિષ્પાપ! ચિત્ત જ આ જગતની માયાનો વિસ્તાર કરે છે; તે હું તમને દૃષ્ટાંત સહિત કહું છું, તે તમે સાંભળો. હે રામ! તે સાંભળવાથી આ પ્રત્યક્ષ જણાતું જગત ભ્રાંતિમાત્ર છે એમ તમને નિશ્ચય થશે અને તમે વાસનાને દૂર ત્યજી દેશો.[૩૦–૩૨] મનના મનનમાત્રથી આ ત્રણ જગતનુ નિર્માણ થયું છે, માટે સર્વનો ત્યાગ કરીને તમે શાંતપણાથી આત્મપદમાં નિવાસ કરશો.[૩૩] મારા વાક્યના અર્થમાં તમે સાવધાન રહેજો. તમે મનરૂપી રોગની ચિકિત્સા કરવામાં વિવેકરૂપી ઔષધના લેશથી પ્રયત્ન કરજો.[૩૪] એ રીતે પ્રયત્ન કરવાથી જગતનું રૂપ માત્ર ચિત્તથી જ છે અને રેતીમાં જેમ તેલ નથી, તેમ શરીર વગેરે કાંઈ છે નહિ એમ તમને નિશ્ચય થશે.[૩૫] રાગદ્વેષ વગેરે ક્લેશથી દૂષિત થયેલું ચિત્ત જ સંસાર છે અને ચિત્તમાંથી જ્યારે રાગ–દ્વેષનો વિરામ થાય છે, ત્યારે સંસારનો નાશ થાય છે.[૩૬] આમ આદરપૂર્વક ચિત્ત એ જ સાધ્ય(સાધનથી સિદ્ધ કરવા યોગ્ય) છે અને ચિત્ત એ જ પાલન કરવા યોગ્ય છે. તે જ વિચાર કરવા યોગ્ય છે અને તે જ કરવા યોગ્ય છે. તે જ આહરણ કરવા યોગ્ય છે અને તે જ વ્યવહાર કરવા યોગ્ય છે. તે જ સંચાર કરવા યોગ્ય છે અને તે જ ધારણ કરવા યોગ્ય છે.[૩૭] ચિત્ત વિના કોઈ પદાર્થ નથી. પણ ચિત્ત જગતરૂપી આકાશને ધારણ કરીને રહ્યું છે અને તે અહંકારના પ્રવાહની પેઠે કાળે કરી પ્રકાશ પામે છે.[૩૮] ચિતમાં પણ ચૈતન્ય તથા જડ એ બે ભાગ રહ્યા

છે. તેમાં જે ચૈતન્ય ભાગ છે તે સર્વ અર્થના બીજ રૂપ છે અને જે જડભાગ છે તેથી ભ્રાંતિરૂપ જગત જણાય છે.[૩૯] સૃષ્ટિના આદિમાં પૃથ્વી વગેરે કાંઈ છે જ નહિ. પણ જેમ સ્વપ્નમાં પદાર્થ નથી છતાં જોવામાં આવે છે, તેમ પૃથ્વી વગેરે સર્વ બ્રહ્માની દૃષ્ટિએ જોવામાં આવ્યું, તેથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ. દીર્ઘજ્ઞાનથી સૃષ્ટિ બ્રહ્માના જોવામાં આવી. જડજ્ઞાનથી પર્વત વગેરે જોવામાં આવ્યા તથા સૂક્ષ્મ જ્ઞાનથી સૂક્ષ્મ પદાર્થો જોવામાં આવ્યા, પણ વાસ્તવિક રીતે દેહ વગેરે સર્વે શૂન્ય છે.[૪૦,૪૧] સૂર્યના તેજથી જેમ જળ વ્યાપ્ત છે, તેમ સર્વવ્યાપી આત્માથી મન વગેરે સઘળું વ્યાપ્ત છે.[૪૨] બાળક જેવી રીતે મિથ્યા યક્ષને જુએ છે, તેવી રીતે ચિત્તરૂપી બાળક જગતરૂપી યક્ષને જુએ છે; પણ બોધ થવાથી તે નિરામય એવું પોતાનું જ રૂપ જુએ છે.[૪૩] દ્વૈત તથા એક-પણાના ભ્રમને આપનારી દૃશ્યતાને આત્મા જે રીતે પામે છે તે પ્રકાર હવે પછીના આખ્યાન દ્વારા કહું છું, તે તમે સાંભળો.[૪૪] જેમ જળમાં તેલનું ટીપું નાખવાથી તે તેલ જળમાં ફેલાઈ જાય છે, તેમ જે કથામાં હૃદયને મનોહર લાગે તેવી યુક્તિ તથા ઉપમા હોય અને મધુરતાથી યુક્ત પદાર્થ સહિત વાણી હોય, તે કથા સાંભળનારના હૃદયમાં ફેલાઈ જાય છે તથા શંકા મટી જાય છે.[૪૫] જે કથામાં ઉપમા ન હોય, જેમાં મનોહર પદ ન હોય, જે અસ્પષ્ટ વર્ણોને લીધે બરાબર સાંભળવામાં ન આવતી હોય, જેમા સંબંધ મળતો આવતો ન હોય અને જેમાં વર્ણ સ્પષ્ટ બોલવામાં આવતા ન હોય, તે કથા સાંભળનારના હૃદયમાં ઊતરતી નથી. જેમ રાખમાં ઘી રેડવાથી (ઘી) નિષ્ફળ જાય છે, તેમ તે કથા શ્રોતાના હૃદયમાં ન આવવાથી નિષ્ફળ જાય છે.[૪૬] જેવી રીતે ચંદ્રનાં કિરણથી મંદિરમાં પ્રકાશ થાય છે, તેવી રીતે પૃથ્વીમાં જે જે આખ્યાનો છે, જે જે કથાઓ છે, નાટક વગેરે જે જે મનોરંજન ગ્રંથો છે અને જે જે મનોહર શબ્દો છે, તે સર્વનો લોકપ્રસિદ્ધ પ્રમાણથી તથા દૃષ્ટાંતથી પ્રકાશ થાય છે.[૪૭]

आख्यानकानि भुवि यानि कथाश्च या या
यद्यत्प्रमेयमुचितं परिपेलवं वा। दृष्टांतदृष्टिकथनेन
तदेति साधो प्राकाश्यमाशु भुवनं सितरश्मिनेव॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો મોક્ષના ઉપાયમાં 'મનોંકુરોત્પત્તિ' નામનો સર્ગ ૮૪મો સમાપ્ત**

## सर्ग ८५मो×

### બ્રહ્મા અને એક સૂર્યનો સમાગમ

વસિષ્ઠ ઉવાચ

पुरा मे ब्रह्मणा प्रोक्तं सर्वं तत्कथयानघ।
यदिदं तत्प्रवक्ष्यामि त्वयि पृच्छति राघव॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રાઘવ! આ પ્રત્યક્ષ જણાતું જગત મનોમાત્ર છે. એ વિષે મેં પ્રથમ બ્રહ્માને પૂછ્યું હતું. બ્રહ્માએ તેનો મને જે ઉત્તર આપ્યો હતો, તે સર્વ હું તમને પૂછવાથી કહું છું. સાથે બ્રહ્માએ જે કથાનક મને કહેલાં છે તે કથાનક પણ હું તમને કહું છું, તો તે સાંભળો. બ્રહ્માને મેં પૂછ્યુ, કે હે બ્રહ્મન્! આ સૃષ્ટિના સમૂહ કેવી રીતે ઉત્પન્ન થયા છે, તે કહો.[૧,૨] એ પ્રમાણે મારાં વચન સાંભળીને લોકપિતામહ બ્રહ્માએ એક ઐંદવાખ્યાન સાથે આ મહાન અર્થભર્યું વચન કહ્યું.[૩]

**બ્રહ્મા બોલ્યા :** જળમાં જળાશયના વિસ્તારથી જે પ્રમાણે અનેક પ્રકારના તરંગ તથા ચક્ર (ઘૂમરીઓ) જોવામાં આવે છે, તે પ્રમાણે આ સર્વ જગત મનથી જ ઉત્પન્ન થયુ છે અને મનથી જ તેનો વિસ્તાર છે.[૪] હે વસિષ્ઠ! પહેલા કલ્પમાં દિવસના

× આ પંચાસીમા સર્ગમા બ્રહ્માને સૃષ્ટિ કરવાની ઇચ્છા થઈ ત્યારે તેમની નજરે દશ બ્રહ્માડ આવ્યાં. તેમાના એક બ્રહ્માંડના સૂર્યની સાથે બ્રહ્માએ તત્ત્વનો નિશ્ચય કર્યો, એટલુ કહેવાશે.

આદિમાં જગત ગયા પછી જ્યારે મને સૃષ્ટિ કરવાની ઇચ્છા થઈ, ત્યારે શું થયું તે હું કહું છું, તે સાંભળ.[૫] કોઈ સમયે જ્યારે દિવસનો ક્ષય થયો ત્યારે સર્વ સૃષ્ટિનો સંહાર કરીને મેં એકાગ્ર ભાવથી રાત્રિમાં નિદ્રા કરી.[૬] રાત વીત્યા પછી હું જાગ્યો. મેં વિધિપૂર્વક સંધ્યા કરી. પછી મેં સૃષ્ટિ ઉત્પન્ન કરવા સારુ વિસ્તારવાળા આકાશમાં મારી દૃષ્ટિ જોડી.[૭] ત્યાં અંતવિનાનું અને તપ તથા તેજથી રહિત એવું શૂન્ય આકાશ મારા જોવામાં આવ્યું.[૮] તે વખતે સૃષ્ટિ ઉત્પન્ન કરું એવો સંકલ્પ કરી સર્ગ ઉત્પન્ન કરવાની સામગ્રી સારુ સૂક્ષ્મ ચિત્તથી જોવા માંડ્યું.[૯] ત્યારે વિસ્તારવાળા આકાશમાં મોટા આરંભવાળાં તથા પ્રતિબંધથી રહિત એવાં દશ જુદાંજુદાં બ્રહ્માંડ મારા જોવામાં આવ્યાં.[૧૦] તે દરેકમાં જાણે મારું પ્રતિબિંબ હોય, તેમ જુદાજુદા કમળકોશમાં રહેલા તથા રાજહંસ ઉપર બેઠેલા દશ બ્રહ્મા મારા જોવામાં આવ્યા.[૧૧] દરેક બ્રહ્માંડમાં ભિન્નભિન્ન પ્રાણીમાત્રના સમૂહ રહેલા હતા. તેમાં જગતમાં જળ આપનાર મેઘની પંક્તિઓ જણાતી હતી.[૧૨] તેમાં મહાનદીનો પ્રવાહ ચાલ્યો જતો હતો અને તેનો સમુદ્રના જેવો શબ્દ સંભળાતો હતો. ત્યાં આકાશમાં સૂર્ય પ્રકાશી રહ્યો હતો અને વાયુ સ્ફુરી રહ્યો હતો.[૧૩] સ્વર્ગમાં દેવતાઓ ક્રીડા કરતા હતા અને પૃથ્વીમાં માણસો ક્રીડા કરતાં હતાં. ત્યાં પાતાળમાં દાનવો તથા ફણીધર સર્પો રહેતા હતા.[૧૪] બરાબર સમયે ટાઢ, તડકો તથા વર્ષાઋતુ થવાથી ત્યાં, સંપૂર્ણ ફળથી યુક્ત એવી ઋતુઓ પૃથ્વીને શોભાવતી હતી.[૧૫] નરક તથા સ્વર્ગનાં ફળ આપનાર અશુભ તથા શુભ આચાર સર્વ સ્થળે વૃદ્ધિ પામ્યા હતા.[૧૬] ભોગ, મોક્ષ વગેરે ફળની ઇચ્છાવાળાં પ્રાણીમાત્ર કાળ પ્રમાણે ઇષ્ટવસ્તુ મેળવવા સારુ ક્રમે કરી પ્રયત્ન કરતાં હતાં.[૧૭] સાત લોક, સાત દ્વીપ, સાત સમુદ્ર તથા સાત પર્વત કલ્પના અંત સુધી સ્ફુરી રહ્યા હતા. અંધકાર કોઈ ઠેકાણે હ્રાસ પામીને રહ્યો હતો, કોઈ ઠેકાણે સ્થિરપણાથી રહ્યો હતો, તો કોઈ કુંજને વિષે તેજની સાથે મળીને રહ્યો હતો.[૧૮-૧૯] આકાશરૂપી કમળમાં મેઘરૂપી ભ્રમરા તથા પ્રકાશ પાકતા તારારૂપી કેશરાઓ રહ્યા હતા.[૨૦] શાલ્મલીના ફળના મધ્યભાગમાં જેવી રીતે રૂ રહ્યું હોય છે, તેવી રીતે મેરુ વગેરે પર્વતની કુંજમાં ધાતુ ઝાકળ રહ્યું હતું.[૨૧] અંતઃપુરમાં રહેલી અંગનાની પેઠે તે બ્રહ્માંડરૂપી અંતઃપુરમાં પૃથ્વીરૂપી અંગના રહી હતી. તેને ઘુઘવાટી કરતા સમુદ્રના શબ્દરૂપી શબ્દવાળી લોકાલોક પર્વતરૂપી કટીમેખલા શોભતી હતી.[૨૨] તે અંધકારના ખંડો ઇંદ્રનીલમણિના જેવી પ્રભાવાળા હતા અને તે પ્રભા પોતાની અંદર રહેલાં રત્નથી શોભતી હતી. તેને ધાન્યરૂપી અધરસુધા હતી અને તેને પ્રાણીમાત્રના શબ્દરૂપી વાણીવિલાસ હતા. અંગનાની જેમ તે જાણે ભુવનરૂપી પોતાના અંતઃપુરમાં રહી હતી.[૨૩] તેને ગૌરવર્ણના અંગની પંક્તિના મધ્યમાં રાત્રીની પંક્તિ શોભતી હતી અને પદ્મ તથા ઉત્પલના જેવી તેની વત્સરની શોભા જણાતી હતી.[૨૪] ભિન્નભિન્ન વિભાગમાં રહેલા લોકની કાંતિ દાડિમની કાંતિ જેવી લાલલાલ શોભતી હતી.[૨૫] ત્યાં ઊંચા તથા નીચા ભાગમાં જા–આવ કરતી, ત્રણે લોકમાં જતી અને ત્રણ પ્રવાહમાં વહેતી ગંગાનદી ચંદ્રકલાની જેમ શુદ્ધ રીતે તથા જગતના યજ્ઞોપવીતની જેમ સ્ફુરી રહી હતી.[૨૬] દિશારૂપી લતામાં વીજળીરૂપી પુષ્પ તથા વાયુથી હાલતાં મેઘરૂપી પલ્લવો, આમતેમ જઈ રહ્યાં હતાં; ખરી પડતાં હતાં અને ઉત્પન્ન થતાં હતાં.[૨૭] ઉપર પ્રમાણે જોયેલ સમુદ્ર, પૃથ્વી તથા આકાશની પદવી ગંધર્વનગરમાં રહેલી ઉદ્યાનલતાની પેઠે શોભતી હતી.[૨૮] ઉંબરાના ફળ ઉપર જેવી રીતે મચ્છરો ગણગણે, તેવી રીતે તે બ્રહ્માંડના મધ્યભાગમાં દેવતા, અસુર, મનુષ્ય

તથા ઉરગગણ રહ્યા હતા.[૨૯] યુગ, કલ્પ, ક્ષણ, લવ, કલા તથા કાષ્ઠાથી યુક્ત અને સર્વનો નાશ કરવાની વાટ જોતો કાળ પોતાનું કામ કરતો હતો.[૩૦] આ પ્રમાણે મેં (બ્રહ્માએ) પોતાના શુદ્ધ ચિત્તથી દશ બ્રહ્માંડ જોયાં અને તેથી વિસ્મય પામી વિચાર કર્યો, કે 'માંસરૂપી બહારનાં નેત્રથી આ બ્રહ્માંડ જોવામાં નથી આવતાં તથા શુદ્ધચિત્તથી અંતઃકરણમાં દેખાય છે તેનું શું કારણ?' એ પ્રમાણે ઘણી વાર સુધી વિચાર કરી મે તે બ્રહ્માંડમાંના એક સૂર્યને પાસે બોલાવ્યો અને તેને આ પ્રમાણે પૂછ્યું, કે 'હે દેવદેવેશ ! હે ભાસ્કર ! હે મહાકાંતિમાન ! તમે ભલે પધાર્યા ! હે અનઘ ! તમે કોણ છો તથા આ જગત કેવી રીતે ઉત્પન્ન થયુ છે? હે ભગવન્ ! તમને જો આ ખબર હોય તો કહો.' એવાં મારાં વચન સાંભળીને સૂર્ય દેવતાએ મને નમસ્કાર કર્યા અને સુંદર વાણીથી મને આ પ્રમાણે કહ્યું.[૩૧—૩૬]

**સૂર્ય દેવતા બોલ્યા :** હે ઈશ્વર ! તમે આ દૃશ્યપ્રપંચનું નિત્ય કારણ છો, છતાં કેમ નથી જાણતા ? અને મને કેમ પૂછો છો?[૩૭] હે સર્વ સ્થળે રહેનારા બ્રહ્મા ! જો તમને મારું વચન સાંભળવાનું કુતૂહલ હોય, તો હું આ જગતની અચિંતિત ઉત્પત્તિ તમને કહું, તે તમે સાંભળો. હે ઈશ્વરાત્મન્ ! હે મહાત્મન્ ! આ જે સત્ તથા અસત્‌કળા વડે વિસ્તાર પામ્યું છે અને જે સત્ તથા અસત્‌ના બોધને મોહ આપનારી અવિરત રચનાઓ વડે વિલસે છે, તે માત્ર મનોવિલાસ છે, એમ તમે સમજો.[૩૮,૩૯]

**सदसदिति कलाभिराततं यत् सदसद्बोधविमोहदायिनीभिः । अविरतरचनाभिरीश्वरात्मन्नविलसतीहमनो महन्महात्मन् ॥ ३९ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'બ્રહ્માદિત્યસમાગમ' નામનો સર્ગ ૮૫મો સમાપ્ત**

# સર્ગ ૮૬મો*

## ઇંદુબ્રાહ્મણની કથા

**भानुरुवाच**

**कल्पनाम्नि महादेव ह्यस्तंगते दिवसे तव ।**
**तले कैलासशैलस्य जंबूद्वीपैककोणके ॥ १ ॥**

**સૂર્ય દેવતા બોલ્યા :** હે મહાદેવ ! કલ્પના અંતે તમારો દિવસ અસ્ત થયો, ત્યારે જંબૂદ્વીપના એક ખૂણામાં કૈલાસપર્વતની તળેટીમાં 'સુવર્ણજટા' નામના એક દેશમાં મરીચિ વગેરે તમારા પુત્રોએ પ્રજાના નિવાસ માટે સુખકારી અને સુશોભિત એવા મંડળની કલ્પના કરી.[૧,૨] તે દેશમાં અતિ ધર્માત્મા, બ્રહ્મને જાણનાર, શાંત અંતઃકરણવાળો તથા કશ્યપકુળમાં ઉત્પન્ન થયેલ ઇંદુ નામનો એક બ્રાહ્મણ હતો.[૩] તે બ્રાહ્મણ નિત્ય પોતાના દેશમાં રહેતો હતો અને તેને પોતાની ભાર્યા ઉપર પ્રાણ સમાન પ્રેમ હતો.[૪] પણ જેમ મરુદેશમાં ખડ થતું નથી, તેમ તે સ્ત્રીથી તે બ્રાહ્મણને પુત્ર થયો નહિ. આથી ફળવિનાની તે સ્ત્રી પણ શોભતી નહોતી.[૫] તે સ્ત્રીનું અંગ સમાન હતું, તેનો વર્ણ ગૌર હતો અને પોતે શુદ્ધ હતી; તોપણ શરની લતાની પેઠે તે ફળવિનાની હતી. ત્યાર પછી પુત્રના દુઃખથી ખેદ પામી તે બન્ને સ્ત્રી—પુરુષે કૈલાસ પર્વત ઉપર જઈ તપ કરવા માંડ્યું.[૫] વનમાં ઊગેલાં જાણે વૃક્ષ હોય તેવી રીતે ભૂતથી વીંટાયેલી કૈલાસ પર્વતની તે શૂન્ય કુંજમાં તે બન્ને સ્ત્રી—પુરુષ ઊભાં રહ્યાં. દિવસના છેલ્લા ભાગમાં એક ચાંગળું પાણી પીને તેમણે ઝાડની પૂંઠે ઊભાં રહીને ઘોર તપ કરવા માંડ્યું.[૬—૮] તે બન્ને એ પ્રમાણે ત્રેતાયુગ તથા દ્વાપરયુગ એ બે યુગ ગયા ત્યાં સુધી વૃક્ષના જેવી

* આ છયાસીમા સર્ગમાં ઇંદુ નામના બ્રાહ્મણે સ્ત્રી સહિત તપ કર્યું; તેથી મહાદેવજીએ પ્રસન્ન થઈ દશ પુત્ર આપ્યા; તેમાથી મોટા પુત્રના ઉપદેશથી તે દશે ભાઈઓને બ્રહ્માની અહંભાવના થઈ, એટલી કથા આવશે.

વૃત્તિનો આશ્રય કરીને હાલ્યાચાલ્યા વિના ઊભાં રહ્યાં. પછી દિવસના તાપથી તપી રહેલાં કુમુદો ઉપર જેમ ચંદ્ર પ્રસન્ન થાય, તેમ ચંદ્રકલાને ધારણ કરનારા તે મહાદેવ એ પતિપત્ની ઉપર પ્રસન્ન થયા. જેમ વસંતઋતુ લતા અને વૃક્ષથી ભરેલા બાગમાં આવે, તેમ તે દેવેશ એ પતિપત્ની જ્યાં તપ કરતાં હતાં ત્યાં આવ્યાં. જેમ એ કુમુદો વિકસિત મુખે ચંદ્રનાં દર્શન કરે, તેમ પ્રસન્ન વદને તે યુગલે ઉમા સાથે આવેલા તે વૃષભવાહન શશધર(શંકર)નાં દર્શન કર્યાં. જેમ આકાશ અને પૃથ્વી પરિપૂર્ણ ઉદય પામેલા ચંદ્રને પ્રણામ કરે, તેમ તે બન્નેએ હિમ જેવા ઉજ્જ્વલ તે મહેશ્વરને પ્રણામ કર્યા. હવે પવને કરીને કંપાયમાન થયેલાં વૃક્ષો ઉપર બેઠેલા તથા શબ્દો કરતા ભ્રમર તથા કોકિલ આદિના શબ્દો કરતાં પણ મધુર શબ્દોથી શિવજીએ મંદમંદ હસીને આ વચનો કહ્યાં.[૯–૧૪]

મહાદેવ બોલ્યા: હે વિપ્ર! હું તમારા ઉપર પ્રસન્ન થયો છું; માટે તમે ઇચ્છામાં આવે તેવું વરદાન માગો.[૧૫] મધુમાસના રસથી જેમ વૃક્ષને હર્ષ થાય, તેમ તમે હર્ષ પામો.

ઈંદુબ્રાહ્મણ બોલ્યો: હે ભગવન્! મને કલ્યાણ, ગુણ તથા આચારથી શોભતા એવા મહાબુદ્ધિમાન દશ પુત્ર થાઓ! એટલે હે દેવ-દેવેશ! પુત્રના લાભથી મને શોક રહે નહિ

સૂર્યદેવતા બોલ્યા: પછી તરંગોરૂપી મહાન શરીરવાળો સમુદ્ર જેમ શબ્દ કરીને શાંત થાય, તેમ તે મહેશ્વર 'તથાસ્તુ' કહીને આકાશમાં અંતર્ધાન થઈ ગયા. આમ જ્યારે ઉમામહેશ્વર આકાશમાં ગયાં, ત્યારે શિવજી પાસેથી વરદાન પામેલાં તે દેવ સમાં પતિપત્ની સંતુષ્ટ થઈને પોતાને ઘેર ગયાં. હવે ત્યાં ઘેર એ બ્રાહ્મણી ગર્ભવતી થઈ.[૧૬–૧૯] જળથી જેમ મેઘલેખા શોભે તેમ પૂર્ણ ઉદરવાળી તે શ્યામા શોભવા લાગી. પછી જેમ પૃથ્વીમાંથી નવાંકુરનો જન્મ થાય, તેમ યોગ્ય કાળે તેને પડવાના ચંદ્ર જેવા દશ કોમળ પુત્રોનો જન્મ થયો. વર્ષાઋતુથી જેમ નવા મેઘની વૃદ્ધિ થાય, તેમ જાતકર્મ વગેરે બ્રહ્મસંસ્કાર પામેલા તે મહાબળવાન બ્રાહ્મણપુત્રો વૃદ્ધિ પામવા લાગ્યા. સાત વર્ષની અવસ્થા થઈ તેટલામાં તો તેમણે શાસ્ત્રાભ્યાસ કરી લીધો. પોતાના તેજથી આકાશમાં નિર્મળ ગ્રહ શોભે તેમ તેઓ શોભવા લાગ્યા. કેટલાક કાળ પછી તેમનાં માતપિતાનું શરીર પડી ગયુ અને તેમને વિદેહમુક્તિ થઈ. આ પ્રમાણે માતપિતાના વિરહથી ખેદ પામેલા તે દશ ભાઈઓ પોતાના ઘરનો ત્યાગ કરી કૈલાસ પર્વતના શિખર ઉપર ગયા અને ઉદ્વેગથી વિચાર કરવા લાગ્યા:[૨૦–૨૫] 'હે ભાઈ! આ જગતમાં પરમ કલ્યાણ શુ છે? પરમ ઉચિત શુ છે? તથા જેથી દુઃખ ન થાય તેવું શું છે?[૨૬] મહત્ત્વ શું છે? ઐશ્વર્ય શું છે તથા મહાન વૈભવ શું છે? એક ઘર તથા એક ગામના રાજા કરતાં ઝાઝા માણસનું ઐશ્વર્ય એ વધારે સારું છે.[૨૭] પણ ઝાઝા માણસનો ઈશ્વર હોય તોપણ એક ખંડના રાજા પાસે કાંઈ કાંઈ ગણતરીમાં નથી અને આખા દેશના રાજાની પાસે એક ખંડના રાજાની સંપત્તિ પણ કોણ માત્ર છે? દેશના રાજા કરતાં પણ ચક્રવર્તી રાજા ઉત્તમ મનાય છે, પણ ઇંદ્રદેવતાની પાસે ચક્રવર્તી પણ હિસાબમાં નથી.[૨૮] ઇંદ્રનું ઇંદ્રપણું પણ બ્રહ્માના એક મુહૂર્તમાં લય થાય છે. તો કલ્પ સુધી પણ જેનો નાશ થતો નથી, એવું શું સુખરૂપ છે?'[૨૯] આ પ્રમાણે સર્વ ભાઈઓ વિચાર કરે છે તેવામાં 'મહામતિ' નામના તેમના મોટાભાઈએ મૃગના ટોળાને ટોળામાંનો મોટો મૃગ કહે, એવી રીતે આ પ્રમાણે કહ્યુ[૩૦]: 'હે ભાઈઓ! સર્વ ઐશ્વર્યમાં જેનો કલ્પ સુધી પણ નાશ નથી તેવું બ્રહ્મદેવપણું એ જ મને પ્રિય છે, બીજું પ્રિય નથી.'[૩૧] તેનાં એવાં વચન સાંભળીને તેના ભાઈઓએ 'સરસ' 'સરસ' કહીને તેના વચનનો સત્કાર કર્યો.[૩૨]

તેઓ બોલ્યા: 'હે તાત! સર્વ દુઃખનો નાશ કરનારું, કમળના આસનવાળું અને જગતપૂજ્ય બ્રહ્મદેવપણું કેવી રીતે મળે?' આમ બીજા ભાઈઓનાં વચન સાંભળીને મોટાભાઈએ કહ્યું, કે 'અત્યંત તેજવાળા તમે બધા હું કહું તે પ્રમાણે કરો.[૩૩'૩૪] જ્યાં સુધી બ્રહ્મદેવપણું મળે.ત્યાં સુધી હું કમળના આસન ઉપર બેસનાર બ્રહ્મા છું અને તેજ કરી જગત ઉત્પન્ન કરું છુ તથા સંહાર કરું છુ, એ પ્રમાણે તમે બધા ધ્યાન* કરો.[૩૫] મોટા ભાઈનાં એવાં વચન સાંભળી, તેના વચનને માન્ય કરી મોટાભાઈ સહિત તે દશ ભાઈઓએ બ્રહ્મદેવપણું મળવાની ઇચ્છાથી ધ્યાન ધર્યું.[૩૬] ધ્યાનમાં આસક્તબુદ્ધિ થવાથી ચિત્રમાં જાણે આલેખેલી પ્રતિમા હોય તેવી રીતે ઊભા રહીને તેઓ આંતર્વૃત્તિથી ચિંતવન કરવા લાગ્યા.[૩૭] 'પ્રફુલ્લિત થયેલું કમળ અમારું આસન છે. અમે જગતને સર્જનાર બ્રહ્મા છીએ, કર્તા, ભોક્તા તથા મહેશ્વર પણ અમે છીએ.[૩૮] અમારી યજ્ઞમૂર્તિ છે તથા શિક્ષા વગેરે અંગ અને પુરાણ વગેરે ઉપાંગ સહિત યજ્ઞ કરનાર મહર્ષિઓ તથા સરસ્વતી અને ગાયત્રિથી યુક્ત મૂર્તિમાન વેદ આ અમારી પાસે છે અને અમે તેમને ઉત્પન્ન કરેલા છે.[૩૯] લોકપાલનુ આક્રમણ કરી સિદ્ધમંડળ જેમાં ફરે છે એવો અત્યંત સૌભાગ્યવાળો સ્વર્ગલોક અમારી પાસે છે.[૪૦] આ ભૂમંડળ ત્રિલોકીરૂપી સ્ત્રીના કાનના કુંડળરૂપ છે અને તેની અંદર પર્વત, દ્વીપ, સમુદ્ર તથા વન રહેલાં છે.[૪૧] દૈત્યગણ તથા દાનવગણથી યુક્ત આ પાતાળલોક છે અને તેમાં મર્ત્યધર્મથી રહિત અપ્સરાઓ રહેલી છે.[૪૨] પ્રજાને શોભાવનાર આ મહાબાહુ ઇંદ્રદેવતા પણ અમારા દેહમાં છે અને પવિત્ર યજ્ઞનો ભાગ ભોગવનાર તે ઇંદ્ર ત્રૈલોક્યના એક નગરનું પાલન કરે છે.[૪૩] બાર સૂર્યદેવતા પોતાની કાંતિરૂપ પાશથી દિશાના સમૂહને ધારણ કરે છે અને ચૈત્ર વગેરે માસના ક્રમથી પૃથ્વીમાં તપ્યા કરે છે.[૪૪] ગાયોનું પાલન કરનાર પોતાની મર્યાદાથી જેવી રીતે ગાયોના સમૂહનું રક્ષણ કરે છે, તેવી રીતે લોકપાલ પણ શુદ્ધ વૃત્તિથી પોતાના લોકનું રક્ષણ કરે છે.[૪૫] જળના તરંગો જેવી રીતે જળમાં ઊંચા ચઢે છે, ડૂબી જાય છે, પાછા સ્ફુરે છે અને પાછા પડે છે, તેવી રીતે પૃથ્વીનાં માણસો અનેક પ્રકારના વૈમત્યને લીધે શોભે છે, ડૂબી જાય છે, વળી વિલસે છે અને વળી પતન પામે છે.[૪૬] આ સર્ગને અમે ઉત્પન્ન કરીએ છીએ, સંહારીએ પણ છીએ અને પારમાર્થિક સ્વરૂપમાં રહી અમે શાંતિ પામીએ છીએ.[૪૭] આ સંવત્સર ચાલ્યો ગયો, હવે એક યુગનો કાળ ગયો અને આ સૃષ્ટિના સંહારનો કાળ આવ્યો.[૪૮] આ આખો કલ્પ ચાલ્યો ગયો, હવે આ બ્રહ્માની રાત્રિનો વિસ્તાર થયો અને પૂર્ણ આત્માવાળા અમે આત્મા વિષે રહેલા છીએ.' આ પ્રમાણે ધ્યાનબુદ્ધિથી ઇંદુ બ્રાહ્મણના તે દશે પુત્રો જાણે શિલામા કોતરેલા હોય તેમ સ્થિરપણે ઊભા રહ્યા.[૫૦] એ પ્રમાણે દર્ભના આસન ઉપર બેઠેલા તે દશે ભાઈઓની બ્રહ્માકાર વૃત્તિ થઈ ગઈ, તેથી તેઓ કમળના આસનની કલ્પનાને લીધે તુચ્છવૃત્તિનો ત્યાગ કરી બ્રહ્માપણાના ભાવથી શોભવા લાગ્યા.[૫૧]

अधिगतकमलासनक्रमास्ते परिगलितेतरतुच्छवृत्तिजालाः। मततमतितरांकुशासनस्थाश्चिरमिति पंकजकल्पने विरेजुः ॥ ५१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ઐંદવસમાધાન' નામનો સર્ગ ૮૬મો સમાપ્ત

---

* ભ્રમર–કીટન્યાયથી 'જે જેનું ધ્યાન કરે તેને તેવી પદવી મળે,' એવો શાસ્ત્રનો લેખ છે. ભ્રમરી માટીના દર કરે છે અને બીજા ઝીણા કીડાને પકડી–કરડીને, પોતાના દરમાં મૂકી ભ્રમરી ઊડી જાય છે ત્યારપછી 'ભ્રમરી આવી વળી પણ કરડશે' એવી તેને બીક રહે છે; તેથી ભ્રમરીમાં જ તેનુ ધ્યાન રહે છે એટલે તે કીડો ભ્રમરીરૂપે થઈ જાય છે, તેને ભ્રમર–કીટન્યાય કહે છે.

## સર્ગ ૮૭મો×

### ઇન્દુબ્રાહ્મણના દશ પુત્રોનો બ્રહ્મભાવ

भानुरुवाच

पितामह क्रमे तस्मिंस्ततस्ते बहुभावनात् ।
कर्मभिस्तैः समाक्रांतमनस्कास्तस्थुरादृताः ॥१॥

સૂર્યદેવતા બોલ્યા: હે પિતામહ! એ પ્રમાણે ઇંદુબ્રાહ્મણના તે દશ પુત્રો તમારી પેઠે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ તથા પાલનમાં પોતાનું મન રાખી રહ્યા. જ્યાં સુધી સુકાયેલાં પાંદડાંની પેઠે તાપ તથા પવનથી કાળે કરી સુકાઈને તેમનો દેહ પડી ગયો નહિ, ત્યાં સુધી તેઓ આદરથી તેમ ને તેમ ઊભા રહ્યા.[૧૨] ત્યારપછી આમતેમ પડેલાં સારાં ફળને જેમ વનવાસી વાંદરાં ખાઈ જાય, તેમ માંસનો આહાર કરનાર વનવાસી મૃગ તથા પક્ષીઓ તેમના દેહનું ભક્ષણ કરી ગયાં.[૩] એ પ્રમાણે દેહ પડી ગયા ત્યાં સુધી પણ તેમની વૃત્તિ બહારના પદાર્થમાં ન આવી; પણ તેજ પ્રમાણે બ્રહ્માના ભાવમાં સ્થિર રહી અને ચાર યુગના અંતે કલ્પનો ક્ષય થયો, ત્યાં સુધી તેઓ ઊભા રહ્યા.[૪] હે વિભુ! પ્રલયસમયે જ્યારે કલ્પનો ક્ષય થવા લાગ્યો, બાર સૂર્ય વધારે તપવા માંડ્યા, કઠિન શબ્દ કરતા મેઘ વરસવા મંડ્યા, કલ્પનો તીવ્ર વાયુ વાવા માંડ્યો અને એકાર્ણવમાં પ્રાણીમાત્રનો ક્ષય થયો, ત્યારે તમે રાત્રિસમયે સર્વનો સંહાર કરીને યોગનિદ્રામાં શયન કર્યું. ત્યાં સુધી તે ઇંદુ બ્રાહ્મણના દશે પુત્રો બ્રહ્માપણાની ભાવનાથી તેમ ને તેમ ઊભા રહ્યા. રાત્રિના અંતે જાગૃત થઈને તમને આજે સૃષ્ટિ કરવાની ઇચ્છા થઈ છે, પણ તે બ્રાહ્મણો તો બ્રહ્મભાવની ઉચ્ચ ભાવનામાં જ તેમના તેમ રહ્યા છે.[૫-૮] હે બ્રહ્મદેવ! તેમાં દશ બ્રહ્મા છે તથા મનરૂપી આકાશમાં રહેલા તેજ આ દશ સંસાર છે.[૯] હે વિભુ! તે દશ બ્રહ્માંડના એક બ્રહ્માંડનો હું સૂર્ય છું અને કળા વડે કર્મમાં જોડાયેલો છું.[૧૦] આમ હે કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મદેવ! આ દશ બ્રહ્માંડની ઉત્પત્તિ કેમ થઈ એ તમે મને પૂછ્યું હતું, તેનો મેં તમને ઉત્તર દીધો. હવે તમારી ઇચ્છામાં આવે તેમ કરો અને આ દશ બ્રહ્માંડ મનોમાત્ર છે, માટે તમારે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં વિરોધ નથી.[૧૧] વિવિધ કલ્પનાઓ વડે આકાશથી વ્યાપેલું એવું આ જે ઉત્તમ જગત ઉત્પન્ન થયું છે, તે માત્ર બહાર તથા અંતરની ઇંદ્રિયોને જાળની પેઠે બંધનરૂપ છે અને પોતાના ચિત્તમાં ભ્રમરૂપ છે.[૧૨]

विविधकल्पनया वलितांबरं यदिदमुत्तमजागतमुत्थितम् । करणजालकमाहितमोहनं तदखिलं निजचेतसि विभ्रमः ॥ १२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'દશજગદ્વર્ણન' નામનો સર્ગ ૮૭મો સમાપ્ત

## સર્ગ ૮૮મો*

### ઐંદવોપાખ્યાનની સમાપ્તિ

ब्रह्मोवाच

ब्रह्माणो ब्राह्मणाः भानुरित्युक्त्वा ब्रह्मणो मम ।
ब्रह्मन् ब्रह्मविदां श्रेष्ठ तूष्णीमेव बभूव सः ॥१॥

બ્રહ્મા બોલ્યા: હે બ્રહ્મન્! હે બ્રહ્મજ્ઞાનીમાં શ્રેષ્ઠ વસિષ્ઠઋષિ! દશ બ્રહ્માંડમાં આ જે દશ બ્રહ્મા જોવામાં આવે છે, તે ઇંદુ બ્રાહ્મણના દશ પુત્રો છે, એ પ્રમાણે કહીને સૂર્યદેવતા ચૂપ રહ્યા. ત્યાર પછી ઘણી વાર સુધી વિચાર કરીને મેં સૂર્ય-

× આ સત્યાશીમા સર્ગમા બ્રહ્મભાવને પામેલા તે બ્રાહ્મણના દશ પુત્રોના દેહનું પક્ષીઓ ભક્ષણ કરી ગયા તથા તેમની સૃષ્ટિમા ભાવના હતી, તેથી દશ બ્રહ્માંડ ઉત્પન્ન થયા, તથા પ્રત્યેક સર્ગમા તેજ પ્રમાણે સ્થિત છે, વગેરે કહેવામા આવશે.

* આ અઠ્યાશીમા સર્ગમા બ્રહ્માની અનાસક્તિએ કરીને સર્ગની સિદ્ધિ કહેવાશે, તથા મને કરીને જેની દૃઢ સિદ્ધિ થઈ હોય તેનો બીજાથી નાશ થતો નથી, એમ બતાવવામાં આવશે.

દેવતાને કહ્યું, કે 'હે ભાનુ! જ્યારે આ દશ બ્રહ્માંડ રહેલાં છે, ત્યારે બીજું શું ઉત્પન્ન કરું, તે તમે કહો. હે ભાસ્કર! આ દશ બ્રહ્માંડ છે, તે છતાં હું નવી સૃષ્ટિ પેદા કરું તેમાં ફળ શું?[૧-૩] હે મહામુનિ! એ પ્રમાણે જ્યારે મેં સૂર્યદેવતાને કહ્યુ ત્યારે તેમણે વિચાર કરીને આ પ્રમાણે યોગ્ય વચન કહ્યું.[૪]

**સૂર્યદેવતા બોલ્યા :** હે પ્રભુ! તમે ચેષ્ટારહિત છો તથા ઇચ્છારહિત છો. તમારે સૃષ્ટિથી શું પ્રયોજન છે? હે જગત્પતિ! આ સૃષ્ટિ તો માત્ર તમારો વિનોદ છે.[૫] હે પ્રભુ! સૂર્યથી જળના સૂર્યરૂપી પ્રતિબિંબ પડે છે, તેવી રીતે નિષ્કામ એવા તમારાથી સૃષ્ટિની ઉત્પત્તિ પ્રતિબિંબરૂપે થાય છે. પણ હે ભગવન્! તમને શરીરની પ્રાપ્તિમાં તથા શરીરના ત્યાગમાં રાગ કે દ્વેષ નથી.[૬-૭] હે દેવ! તમે વિનોદને માટે આ જગતને પુનઃ ઉત્પન્ન કરો છો. હે ભૂતપાલક! સૂર્ય રાત્રિસમયે દિવસનો સંહાર કરીને જેમ પ્રાતઃકાળે પુનઃ દિવસનો ઉદય કરે છે, તેમ તમે જગતનો સહાર કરીને પુનઃ આ જગતનો ઉદય કરો છો.[૮] તમે જે સૃષ્ટિ ઉત્પન્ન કરો છો તે આસક્તિ રાખ્યા વિના માત્ર વિનોદને માટે જ કરો છો. તમે એ કર્તવ્ય છે એમ સમજીને કરો છો, પણ તેમાંથી સ્વાર્થ સાધવાની તમે ઇચ્છા કરતા નથી.[૯] સૃષ્ટિ કરવી એ તમારું નિત્યકર્મ છે. માટે જો તમે સૃષ્ટિ ઉત્પન્ન નહિ કરો, તો નિત્યકર્મનો ત્યાગ થવાથી તમને બીજું શું ફળ પ્રાપ્ત થશે?[૧૦] નિર્મળ અરીસો જેવી રીતે પ્રતિબિંબની ક્રિયા કરે છે, તેવી રીતે સત્પુરુષે પોતાનું કર્તવ્યકર્મ તેમાં આસક્ત થયા વિના કરવું જોઈએ.[૧૧] બુદ્ધિમાન માણસને કર્મ કરવામાં જેમ કામના હોતી નથી, તેમ કર્મનો ત્યાગ કરવામાં પણ કામના હોતી નથી; માટે પરમાર્થથી તો સુષુપ્તિ જેવી અને પ્રતીતિથી તો સ્વપ્ન જેવી નિષ્કામ બુદ્ધિ વડે યથાપ્રાપ્ત કર્મ કરો.[૧૨-૧૩] હે સુરેશ્વર! હે જગન્નાથ! જો બ્રાહ્મણના દશ પુત્રોએ કરેલી સૃષ્ટિથી જ તમે સંતોષ પામશો, તો હવે પછી પણ તેઓ પોતાની સૃષ્ટિથી તમને સંતોષ પમાડશે. વળી જે આ સૃષ્ટિ થયેલી છે, તેને તમે ચિત્તરૂપી નેત્રથી જોઈ શકો છો; પણ સાક્ષાત્ ચક્ષુઇંદ્રિયથી જોઈ શકતા નથી; માટે ચક્ષુથી જોઈ શકાય તેવી સૃષ્ટિ તમે કરો.[૧૪-૧૫] જે માણસે પોતાના મનથી સૃષ્ટિ ઉત્પન્ન કરી હોય, તે જ માણસ તે સૃષ્ટિને પોતાનાં નેત્રથી જોઈ શકે છે, પણ બીજો જોઈ શકતો નથી.[૧૬] માટે બ્રાહ્મણોની કરેલી સૃષ્ટિને તમે તમારાં નેત્રથી જોઈ શકશો નહિ. તેમ બ્રાહ્મણોની કરેલી સૃષ્ટિનો કોઈનાથી નાશ પણ થાય તેમ નથી; કારણ કે તેમણે પોતાના ચિત્તના દૃઢપણાથી સૃષ્ટિ કરેલી છે.[૧૭] હે બ્રહ્મન્! કર્મેંદ્રિયો વડે કરેલા પદાર્થનો નાશ થઈ શકે છે, પણ મનઃકલ્પિતનો નાશ કોઈથી થઈ શકતો નથી.[૧૮] જે માણસના મનમાં કોઈ જાતનો દૃઢ નિશ્ચય બંધાય છે, તે નિશ્ચય પોતાને ફેરવવો હોય તો તે ફેરવી શકે; પણ બીજા માણસથી તેના મનના નિશ્ચયનું નિવારણ થતું નથી.[૧૯] દેહનો નાશ થાય, તોપણ ઘણા કાળના અભ્યાસથી મનમાં જે દૃઢ નિશ્ચય થયો હોય, તેનો નાશ થતો નથી. વળી તેનો શાપથી પણ નાશ થતો નથી.[૨૦] જે માણસના મનમાં જેવો દૃઢ નિશ્ચય બંધાય છે, તે નિશ્ચયરૂપ જ તે પુરુષ છે. માટે તેનો નિશ્ચય ફેરવવા સારુ એક માત્ર જ્ઞાન જ ઉપાય છે. પથ્થરમાંથી ફણગો ફૂટવા માટે જેમ તેની ઉપર પાણી રેડવુ વ્યર્થ છે, તે પ્રમાણે તે સિવાયના બીજા ઉપાયો પણ વ્યર્થ છે.[૨૧]

यद्बद्धपीठममितो मनसि प्ररूढं तद्रूपमेव पुरुषो भवतीह नान्यत् तद्बोधनादितरमत्र किलाभ्युपायं शैलौघसेकमिव निष्फलमेव मन्ये॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિ–પ્રકરણનો 'ઐંદવનિશ્ચયકથન' નામનો સર્ગ ૮૮મો સમાપ્ત

## સર્ગ ૮૯મો[×]

### ઇંદ્ર તથા અહલ્યાનું આખ્યાન–મનનો દૃઢ નિશ્ચય

भानुरुवाच

मनो हि जगतां कर्तृ मनो हि पुरुषः परः ।
मनःकृतं कृतं लोके न शरीरकृतं कृतम् ॥ १ ॥

**સૂર્યદેવતા બોલ્યા :** મન જ જગતનો કર્તા છે અને મન જ પરમપુરુષ (હિરણ્યગર્ભ) છે. લોકમાં મનથી જે કર્યું હોય તે જ કર્યું ગણાય છે, પણ શરીરનું કરેલું એ કર્યું ગણાતું નથી.[૧] ઇંદુ બ્રાહ્મણના દશ પુત્રો સામાન્ય બ્રાહ્મણો હતા, તેઓ મનની ભાવનાથી બ્રહ્માની પદવીને પામ્યા. જુઓ એ મનની શક્તિ![૨] મનથી ભાવના પામેલો દેહ દેહપણાને પામે છે; પણ દેહની ભાવનાથી તે જોડાયો નથી, તેથી જન્મ–મરણ વગેરે દેહના ધર્મ તેને બાધ કરતા નથી.[૩] બાહ્યદૃષ્ટિવાળા માણસને સુખદુઃખ વગેરે થાય છે; પણ અંતર્મુખ વૃત્તિવાળા યોગીને પ્રિય–અપ્રિય તથા સુખ–દુઃખ આવતું નથી.[૪] માટે મન એ જ આ જગતરૂપી વિવિધ વિભ્રમનું મુખ્ય કારણ છે. તેમાં ઇંદ્રનું અહલ્યા સાથેનું વૃત્તાંત આ સ્થળે દૃષ્ટાંતરૂપ છે.[૫]

**બ્રહ્મ બોલ્યા :** હે ભગવન્! હે અંધકારનો નાશ કરનાર સૂર્યદેવતા! અહલ્યા તથા ઇંદ્ર કોણ હતાં? તેમનું વૃત્તાંત કહો, એટલે તેનું શ્રવણ કરવાથી પવિત્ર જ્ઞાન થાય.[૬]

**સૂર્યદેવ બોલ્યા :** હે દેવ! પૂર્વકાળમાં મગધદેશમાં પુરાણકાળના ઇંદ્રદ્યુમ્નરાજાના જેવો પરાક્રમી એક બીજો 'ઇંદ્રદ્યુમ્ન' નામનો રાજા હતો.[૭] જેમ ચંદ્રમાને 'રોહિણી' નામની સ્ત્રી છે, તેમ તે ઇંદ્રદ્યુમ્ન રાજાને 'અહલ્યા' નામની સ્ત્રી હતી. તેનું મુખ ચંદ્રબિંબ જેવું હતું અને તેનાં નેત્ર કમળ જેવાં હતાં. તે રાજાના ગામમાં 'ઇંદ્ર' નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. ઘણો બુદ્ધિમાન હતો પણ વ્યભિચારી હતો.[૮-૯] એક સમયે રાજરાણી અહલ્યાએ કથાપ્રસંગમાં એવી વાત સાંભળી, કે ગૌતમઋષિને અહલ્યા નામની સ્ત્રી હતી અને તેને ઇંદ્રદેવતાની સાથે પ્રેમ હતો.[૧૦] આ વાત સાંભળી તે રાજાની સ્ત્રીને પણ ઇંદ્રના ઉપર અનુરાગ ઉત્પન્ન થયો. તેણે વિચાર કર્યો કે 'હું પણ અહલ્યા છું, માટે ઇંદ્ર મારી પાસે આસક્ત થઈને કેમ ન આવે?'[૧૧] આવા વિચારથી, કપાઈ ગયેલી લતા વનમાં જેમ સુકાય છે, તેમ તે અહલ્યા કેળનાં પાંદડાની પથારીમાં પણ (ઇંદ્ર ઉપરના પ્રેમને લીધે કામજ્વરથી) તપવા લાગી.[૧૨] ગ્રીષ્મઋતુના તાપથી તપી ગયેલી પૃથ્વી ઉપર તરફડતી માછલીની પેઠે તેને તે રાજાની સમગ્ર સંપત્તિમાં પણ ખેદ થવા લાગ્યો.[૧૩] 'આ ઇંદ્ર છે, આ ઇંદ્ર છે' એવી રીતે તે પ્રલાપ કરવા લાગી અને પરવશપણાથી તેણે લજ્જાનો પણ ત્યાગ કર્યો.[૧૪] આ પ્રમાણે તેનું દુઃખ દેખી સ્નેહથી તેની સખીએ તેને કહ્યું, કે 'હે પ્રિયે! હું ઇંદ્રને તારી પાસે તેડી લાવીશ.'[૧૫] સખીનાં એવાં વચન સાંભળીને તેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં અને કરમાઈ ગયેલ કમલિની જેમ પ્રફુલ્લિત થયેલી કમલિનીના પગમાં પડે, તેમ તે સખીના પગમાં પડી.[૧૬] ત્યાર પછી દિવસ અસ્ત થયો અને રાત્રિ પડી ત્યારે તે સખી પ્રથમ કહેલા 'ઇંદ્ર' નામના બ્રાહ્મણને ઘેર ગઈ.[૧૭] તે તેને યુક્તિથી સમજાવીને રાત્રિએ ઉતાવળથી અહલ્યાની પાસે તેડી લાવી. પછી ચંદન તથા પુષ્પના લેપવાળા તે ઇંદ્રબ્રાહ્મણ સાથે રાજાની રાણી અહલ્યાએ પોતાના ગુપ્ત મંદિરમાં રતિસુખ ભોગવવા માંડ્યું. વસંતઋતુ જેમ પોતાના રસથી વલ્લીને વશ કરે, તેમ હાર તથા બાજુબંધ વગેરે ઘરેણાંથી શોભતા તે બ્રાહ્મણે સુરતક્રીડાથી તે રાણીને વશ કરી લીધી. તે રાણી પણ તેમાં

× આ નેવ્યાશીમા સર્ગમાં મનનો દૃઢ નિશ્ચય બીજા યત્નથી મટી શકતો નથી, એ વિષે ઇંદ્ર તથા અહલ્યાનું આખ્યાન કહેવામા આવશે.

આસક્ત થવાથી આખું જગત બ્રાહ્મણમય દેખવા લાગી અને પોતાનો પતિ સમસ્ત ગુણથી યુક્ત હતો તોપણ તે તેનો અનાદર કરવા લાગી.[૧૮–૨૧] ત્યાર પછી કેટલેક દિવસે રાણીના મુખરૂપી આકાશ ઉપરની ચાંદની ઉપરથી રાજાએ જાણ્યું કે તેને ઇંદ્રબ્રાહ્મણ ઉપર સ્નેહ છે.[૨૨] સંપૂર્ણ ચંદ્રના ઉદયથી રાત્રિવિકાસી કમળને આનંદ થાય, તેવી રીતે ઇંદ્રબ્રાહ્મણના ધ્યાનથી તે રાણીનું મુખકમળ શોભવા લાગ્યું.[૨૩] સમસ્ત ઇંદ્રિયોથી આકુળ થયેલો ઇંદ્રબ્રાહ્મણ પણ અહલ્યામાં આસક્ત હતો; તેથી એક ક્ષણ પણ તેનાથી જુદો રહેતો નહોતો.[૨૪] આ પ્રમાણે ગાઢ સ્નેહથી પ્રત્યક્ષ રીતે ચેષ્ટા કરનાર તે બન્નેનું વૃત્તાંત રાજાએ સાંભળ્યું. તે વૃત્તાંત કટુ વ્યથા કરાવનારું હતું.[૨૫] પોતાની સ્ત્રીનો તથા ઇંદ્રબ્રાહ્મણનો પરસ્પરનો સ્નેહ દેખી રાજાએ તે બન્નેને દંડ દઈ શિક્ષા કરી. પ્રથમ રાજાએ તે બન્નેને શીતળકાળમાં શીતળ જળાશયમાં નાખ્યાં છતાં તે બન્ને ત્યાં ખેદ ન પામ્યાં અને આનંદ પામ્યાં.[૨૬,૨૭] પછી તે બન્નેને જળાશયમાંથી બહાર કાઢી રાજાએ પૂછ્યું, કે 'દુષ્ટ બુદ્ધિવાળાં! તમે ખેદ પામો છો કે નહિ?' ત્યારે તેમણે રાજાને જવાબ દીધો, કે 'અમારો બન્નેનો પરસ્પરનો ભાવ દૃઢ બંધાયો છે, તેથી એકબીજાની અનિંદિત મુખકાંતિનું સ્મરણ કરતાં અમને દેહની પણ ખબર રહેતી નથી. તમે અમો બન્નેને સાથે શિક્ષા કરી, તેથી તો નિઃશંકપણે અમને સમાગમ રહ્યો. આથી અમને હર્ષ થયો છે. હે મહીપતિ! સ્નેહને લીધે અંગ ચિરાઈ જાય તોપણ અમને મોહ થાય તેમ નથી.' પછી તે બન્નેને (અગ્નિની) ભઠ્ઠીમાં નાખવામાં આવ્યાં. ત્યાં પણ દુઃખ થવાને બદલે તેઓ એકબીજાના સ્મરણથી હર્ષ પામીને આનંદ પામવા લાગ્યાં. રાજાએ પૂછ્યું ત્યારે તેમણે 'અમને આનંદ જ છે.' એવી રીતે પ્રથમની પેઠે ઉત્તર આપ્યો.[૨૮–૩૧] ત્યાર પછી તેમને હાથીના પગે બાંધવામાં આવ્યાં. ત્યાં પણ દુઃખ થવાને બદલે, તેઓ અન્યોન્યના સ્મરણથી આનંદ પામ્યાં અને 'અમને આનંદ જ છે' એમ તેમણે કહ્યું.[૩૨] પછી તેમને ચાબખા મારવામાં આવ્યા, તોપણ તેઓ જરા ય ખેદ પામ્યાં નહિ અને પહેલાંની જેમ જ બોલ્યાં. પછી એમને જ્યારે પૂછવામાં આવતું ત્યારે તેઓ એનો એ જ ઉત્તર આપતાં હતાં. પછી ઇંદ્રબ્રાહ્મણે પ્રથમની પેઠે જવાબ દીધો કે, 'હે મહીપાલક! આ આખું જગત મારે પ્રિયા (અહલ્યા)રૂપ છે માટે મને તમે જે શિક્ષા કરો છો તેનું કાંઈ પણ દુઃખ મને બાધ કરતું નથી. હે રાજન્! તમારી સ્ત્રી-(અહલ્યા)ને પણ આ આખું જગત મારામય છે, તેથી તેને પણ તમારી કરેલી શિક્ષાનું દુઃખ નથી.[૩૩–૩૫] તમે બીજી શિક્ષા કરશો તોપણ અમને બન્નેને દુઃખ થશે નહિ. હે રાજન્! હું મનમાત્ર છું; મન છે તે જ પુરુષ છે.[૩૬] આ જે પ્રપંચ જોવામાં આવે છે, તે પણ મનનો જ વિસ્તાર છે. એકદમ કરેલા દંડના સમૂહથી વીર મનનું કોઈનાથી પણ ભેદન થઈ શકતું નથી. હે મહારાજ! કયા માણસની અને કઈ જાતની એવી શક્તિ છે, કે જે શક્તિ વડે દૃઢ નિશ્ચયવાળા મનનું ભેદન થાય? ગમે તો દેહ વૃદ્ધિ પામો અને ગમે તો દેહ વીંખાઈ જાઓ, પણ પ્રિય પદાર્થમાં અભિનિવેશવાળું મન પ્રથમની પેઠે જ રહે છે અને ઇષ્ટ અર્થમાં પ્રવેશ કરેલી મનની સ્થિતિમાં ફેરફાર થતો નથી. તીવ્ર વેગવાળા મન વડે જેની ભાવના થયેલી હોય તેનો બાધ કરવાને શરીરમાં રહેલા ભાવ તથા અભાવ પણ સમર્થ થતા નથી.[૩૭–૪૧] જે પદાર્થમાં મન બંધાયું હોય છે, તે પદાર્થને જ તે સ્થિરપણે જુએ છે, તે શરીરની ચેષ્ટાને જોતું નથી. હે રાજન્! વરદાન તથા શાપ વગેરે જે જે ક્રિયા છે તે પણ તીવ્ર વેગ વડે પદાર્થમાં પ્રવેશ કરેલ મનને ચલાયમાન કરવાને સમર્થ થતી નથી.

મૃગલાં જેવી રીતે પર્વતને ચલાયમાન કરવાને સમર્થ થતાં નથી, તેવી રીતે મનને ઇષ્ટ હોય એવી વસ્તુમાંથી ચલાયમાન કરવાને કોઈ પણ પુરુષ સમર્થ નથી. દેવાલયમાં જેવી રીતે દેવી ભગવતીની પ્રતિમાની સ્થાપના છે તેવી રીતે મારા મનરૂપી કોશમાં સુંદર કટાક્ષવાળી આ સ્રીની સ્થાપના થયેલી છે. આમ જેને ચારે બાજુ મેઘમાળા વીંટાયેલી હોય તેવા પર્વતને ગ્રીષ્મઋતુના તાપનું દુઃખ થતું નથી, તેમ જીવની રક્ષા કરનારી આ પ્રિયાની સાથે રહીને મને કાંઈ પણ દુઃખ થતું નથી. હે રાજા! જ્યાં જ્યાં હું રહું છું તથા પડું છું, ત્યાં ત્યાં ઇષ્ટસમાગમ વિના બીજો કાંઈ પણ અનુભવ મને થતો નથી. અહલ્યા નામની પ્રિયાની સાથે આ ઇંદ્રનું મન બંધાયું છે, તે બીજે સ્થળે જાય તેમ નથી. હે ભૂપતિ! મેરુ પર્વત જેમ કોઈથી ચલાયમાન થતો નથી, તેમ એક કાર્યમાં પ્રવેશ થયેલું ધીરજવાળા પુરુષનું મન, વરદાન તથા શાપના બળથી પણ ચલાયમાન થતું નથી. હે રાજા! વરદાન તથા શાપથી કદાપિ દેહની સ્થિતિ બદલાય છે, પણ ધીરજવાળું મન તો જેમનું તેમ રહે છે.[૪૨–૪૯] હે રાજન્! વનમાં ઊગેલાં સર્વ વૃક્ષ તથા લતાના રસમાં જળ જ મુખ્ય કારણ છે. તે જ પ્રમાણે દેહમાં વૃથા ઉત્પન્ન થયેલા હાથ–પગ વગેરે શરીરના કટકા એ મનનું કારણ નથી પણ મન છે, તે સર્વ શરીરના અવયવનું મુખ્ય કારણ છે.[૫૦] હે મહાત્મન્! આ જગતમા આદ્ય શરીર મન જ છે અને મનવડે જ જગતમાં બીજા શરીરના સમૂહો કલ્પેલા છે. આદિશરીર જ્યાં જ્યાં હોય છે ત્યાં ત્યાં ફળ થાય છે. એ આદિશરીર એવા મન વિના શરીરના બીજા અવયવથી કાર્યની સિદ્ધિ થતી નથી.[૫૧] હે સુભાગ્યશાળી! અંકુરમાંથી વૃક્ષ તથા પલ્લવ વગેરે ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે દેહરૂપી વૃક્ષનું મન જ મુખ્ય અંકુર છે અને એ મનથી જ પલ્લવરૂપે દેહના અવયવો ઉત્પન્ન થાય છે. અંકુરનો નાશ થવાથી પલ્લવ વગેરે ઉત્પન્ન થતાં નથી અને પલ્લવનો નાશ થવાથી અંકુરનો નાશ થતો નથી.[૫૨] તે જ પ્રમાણે દેહનો ક્ષય થાય તોપણ મનરૂપી અંકુર અક્ષય હોવાથી તેમાંથી પાછા વિવિધ દેહના સમૂહ ઉત્પન્ન થાય છે; પણ મનનો ક્ષય થવાથી દેહથી કાંઈ પણ કાર્ય થતું નથી. આથી તમે મનરૂપી રત્નનું સારી રીતે પાલન કરો.[૫૩] હે રાજન્! જે જે દિશામાં હું નજર નાખું છું, તે તે દિશામાં હરિણના જેવાં નેત્રવાળી આ સ્રીને જ જોઉં છું.' મારું મન પ્રિયામાં હોવાથી હું નિત્ય આનંદમાં જ રહું છું. તમારા નગરનાં માણસો તથા કારભારીનાં માણસો મને જે જે દુઃખ આપે છે, તે તે દુઃખ હું થોડી કે ઘણી વાર પણ દેખતો નથી.[૫૪]

दिशि दिशि हरिणाक्षीमेव पश्यामि राजन्
प्रिययुवतिमनस्त्वान्नित्यमानंदितोऽस्मि । तव
पुरप्रकृतीनां यत्फलं दुःखदायि क्षणमथसुचिरं
तत्तन्न पश्यामि किंचित् ॥ ५४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'કૃત્રિમેંદ્રવાક્ય' નામનો સર્ગ ૮૯મો સમાપ્ત

## સર્ગ ૯૦મો*

## દેહનો નાશ થતાં પણ માનસિક ભાવનાનો નાશ થતો નથી

भानुरुवाच

अथेंद्रेणैवमुक्तोऽसौ राजा राजीवलोचनः ।
मुनिं भरतनामानां पार्श्वसंस्थमुवाच ह ॥ १ ॥

**સૂર્યદેવતા બોલ્યા :** તે ઇંદ્રબ્રાહ્મણે આ પ્રમાણે કહ્યું, ત્યારે કમળના જેવાં નેત્રવાળા તે રાજાએ પોતાની પાસે રહેલા ભરત નામના

* આ નેવુમા સર્ગમાં ભરતમુનિના શાપથી ઇંદ્ર તથા અહલ્યાના દેહનો નાશ થયો, તોપણ તેમની માનસી ભાવનાનો નાશ ન થયો, એ કથા કહેવામા આવશે.

મુનિને નીચે પ્રમાણે કહ્યું.[1]

**રાજા બોલ્યો :** હે ભગવન્! હે સર્વધર્મજ્ઞ! મારી સ્ત્રીનું હરણ કરનાર આ દુષ્ટ આત્માવાળા બ્રાહ્મણના મુખમાં નિર્લજ્જપણું છે, તેને તમે જુઓ.[2] માટે હે મહામુનિ! આ બ્રાહ્મણે કરેલા પાપને યોગ્ય એવો તમે તેને શાપ આપો. કારણ કે જેનો વધ કરવો ન જોઈએ તેનો વધ કરવાથી જે પાપ થાય છે, તેજ પાપ જેનો વધ કરવો જોઈએ તેનો વધ ન કરવાથી પણ થાય છે.[3] એ રાજસિંહનાં એવાં વચન સાંભળીને મુનિશ્રેષ્ઠ ભરતમુનિએ તે દુરાત્માના પાપનો યથાર્થ વિચાર કર્યો. પછી તેમણે શાપ આપ્યો, કે 'આ સ્ત્રી પતિનો દ્રોહ કરનારી છે; માટે હે દુર્બુદ્ધિવાળાં! તમારો બન્નેનો નાશ થાઓ.[4-5] એટલે તે બન્નેએ તે રાજાને તથા ભરતમુનિને આ પ્રમાણે કહ્યું: 'તમે તથા ભરતમુનિ દુર્મતિ છો; કારણકે તમે અમને શાપ દીધો છે, તેથી તમારા તપનો ક્ષય થયો છે અને તમારા શાપથી અમને કાંઈ પણ થશે નહિ. કદાપિ અમારા દેહનો નાશ થશે, તો પણ અમારા મનરૂપી દેહનો નાશ થશે નહિ.[6-7] મન સૂક્ષ્મ છે, ચૈતન્યરૂપ છે તથા અલક્ષ્ય છે; માટે તેનો નાશ કરવાને કોઈ પણ માણસ સમર્થ નથી.[8]

**સૂર્યદેવતા બોલ્યા :** પછી ગાઢ સ્નેહથી જેમનાં મન બંધાયલાં છે એવાં તે બન્નેના જેમ વૃક્ષમાંથી ખરી ગયેલાં સૂકાં પાંદડાં પૃથ્વી ઉપર પડી જાય, તેમ ( ઇંદ્ર તથા અહલ્યાનો ) દેહ શાપે કરીને પૃથ્વી ઉપર પડી ગયા.[9] ત્યાર પછી વિષયમાં દૃઢ આસક્તિ હોવાથી તે બન્નેનો મૃગની યોનિમાં જન્મ થયો. મૃગશરીરનો ત્યાગ કર્યા પછી તે બન્નેનો પક્ષીની યોનિમાં જન્મ આવ્યો.[10] ત્યાર પછી એકબીજાના સ્નેહસંબંધથી અમારી સૃષ્ટિમાં દંપતીરૂપે તે બન્નેનો મહા પુણ્યવાન બ્રાહ્મણની યોનિમાં જન્મ થયો.[11] ભરતમુનિનો શાપ તેના શરીરમાત્રનો નાશ કરવા સમર્થ થયો પણ તેના મનનો નિગ્રહ કરવાને મુનિનો શાપ પણ સમર્થ થયો નહિ.[12] આજ સુધી પણ મોહસંસ્કારના હેતુથી તે બન્નેનો જ્યાં જ્યાં જન્મ થાય છે, ત્યાં ત્યાં સ્ત્રીપુરુષરૂપે જ તેમનો જન્મ થાય છે.[13] ઇંદ્ર તથા અહલ્યાનો સ્નેહ અકૃત્રિમ પ્રેમરસથી તરબોળ હતો. તેમનો તે સ્વાભાવિક સ્નેહ જોઈને, વનમાં રહેલાં વૃક્ષો પણ પ્રેમરસવાળાં થઈને શૃંગારચેષ્ટાઓ કરવા માટે આકુળ થઈ ગયાં.[14]

अकृत्रिमप्रेमरसानुविद्धं स्नेहं तयोस्तं प्रतिवीक्ष्य कांतम् । वृक्षादपि प्रेमरसानुविद्धाः शृंगारचेष्टाकुलिता भवंति ॥ १४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'કૃત્રિમેંદ્રાહલ્યાનુરાગ' નામનો સર્ગ ૯૦મો સમાપ્ત**

## સર્ગ ૯૧મો*

### સર્વ કંઈ મનનો વિલાસ માત્ર છે

भानुरुवाच

तेनैतद्वच्मि भगवन्यथाकालं मनो मुने ।
अनिग्राह्यमभेद्यं च शापैरपि दुरासदैः ॥ १ ॥

**સૂર્યદેવતા બોલ્યા :** હે બ્રહ્મન્! ઉપર પ્રમાણે ભરતમુનિનો શાપ ઇંદ્ર તથા અહલ્યાના મનનો નિગ્રહ કરવાને સમર્થ થયો નહિ, તેથી હું તમને કહું છું, કે શાપથી પણ મનનો નિગ્રહ કે નાશ થતો નથી.[1] આમ હે બ્રહ્મન્! ઇંદુબ્રાહ્મણના પુત્રોની મનોમય સૃષ્ટિનો તમારાથી નાશ થાય તેમ નથી, તેમ તમારા જેવા મહાત્માએ તે નાશ કરવો ઘટે પણ નહિ.[2] હે નાથ! આ વિવિધ પ્રકારના જગતમાં મહાત્માને 'મારો કરેલો સર્ગ વૃથા છે' એમ દીનતા પણ થતી નથી.[3] મન છે

---

* આ એકાણુમા સર્ગમાં બ્રહ્માએ પોતાની પાસે આવેલા સૂર્યને મને કરી સૃષ્ટિ કરી તે તથા ઇંદુબ્રાહ્મણના પુત્રોએ કરેલી સૃષ્ટિની પેઠે આખું વિશ્વ મનનો વિલાસમાત્ર છે એમ બતાવવામાં આવશે.

તે જ જગતનો કર્તા છે, મન છે તે જ પુરુષ છે; અને જેવી રીતે મણિના પ્રતિબિંબનો કોઈથી નાશ થતો નથી. તેવી રીતે મનથી જેનો નિશ્ચય થયો હોય તેનો કલ્પ, ઔષધિ તથા દંડથી પણ નાશ થતો નથી. માટે આ પ્રકાશ પામતા સર્ગ ભલે રહ્યા અને તમે પણ બીજી સૃષ્ટિ ઉત્પન્ન કરો. બુદ્ધિરૂપી આકાશ અનંત છે. ચિત્તાકાશ, ચિદાકાશ તથા મહાકાશ એ ત્રણ અનંત આકાશ છે. તેમાં ચિદાકાશ સર્વનો પ્રકાશ કરનાર છે; માટે હે જગતના પતિ! તમે એક, બે, ત્રણ અથવા બહુ, જેટલા તમારી ઇચ્છામાં આવે તેટલા સર્ગ કરો.[૧–૭] તમે સ્વેચ્છાપણાથી આત્માને વિષે રહો, ઇંદુબ્રાહ્મણના પુત્રોએ તમારું શું લીધું છે કે જેથી એમના સર્ગોના નાશ માટે વિચાર કરો છો?'

બ્રહ્મા બોલ્યા : હે મહામુનિ વસિષ્ઠ! આ પ્રમાણે સૂર્યદેવતાએ મને કહ્યું, ત્યારે મેં ઘણી વખત વિચાર કરીને આ પ્રમાણે જવાબ દીધો કે 'હે સૂર્યદેવતા! તમે સાચું કહ્યું, આકાશ વિસ્તારવાળું છે.[૮–૯] વળી મન તથા ચિદાકાશ પણ વિસ્તારવાળું છે; માટે ઇષ્ટ સર્ગરૂપી નિત્યકર્મ હું કરું છું.[૧૦] હે ભાસ્કર! હું પ્રાણીમાત્રના અનેક સમૂહની કલ્પના કરું છું, તેથી મારે સર્ગની ઉત્પત્તિ કરવી છે, તો હે ભગવન્! તેમાં તમે જ પ્રથમ સ્વાયંભુવ મનુ થાઓ તથા મારી પ્રેરણાથી સર્ગ કરો.' મેં આ પ્રમાણે કહ્યું, એટલે એ પ્રભાકરે મારાં એ વચનોનો સ્વીકાર કર્યો. હે તપસ્વીશ્રેષ્ઠ! ત્યાં એ સૂર્યદેવતાએ પોતાના દેહના બે વિભાગ કર્યા. તેમાંના એક શરીરથી તે સૂર્યરૂપે પોતાના બ્રહ્માંડમાં જઈને દિવસનો પ્રકાશ કરવા લાગ્યા અને બીજા શરીરથી સ્વાયંભુવ મનુરૂપે થઈને તે બ્રહ્માની ઇષ્ટ સૃષ્ટિ કરવા લાગ્યા.[૧૧–૧૫] હે મુને! હે વસિષ્ઠ! એ પ્રમાણે મનનું સ્વરૂપ તથા સર્વ કરવાનું સામર્થ્ય મેં તમારી આગળ કહી સંભળાવ્યું. મનુષ્યના મનમાં જેવા જેવા પ્રતિભાસ આવે છે, તેવા તેવા બહાર પ્રત્યક્ષ જોવામાં આવે છે. ઇંદુબ્રાહ્મણના પુત્રો સામાન્ય બ્રાહ્મણ હતા, તેઓ પણ મનની પ્રતિભાથી બ્રહ્માની પદવી પામ્યા માટે મનમાં કેટલી શક્તિ રહેલી છે તે તમે જુઓ. જેવી રીતે ઇંદુબ્રાહ્મણના પુત્રો બ્રહ્માની પદવીનું ચિંતવન કરવાથી બ્રહ્માની પદવી પામ્યા, તેવી રીતે અમે ચૈતન્યના ભાવથી ચિત્તપણાને પામી હિરણ્યગર્ભપણાને પામેલા છીએ.[૧૬–૧૯] ચિત્ત છે તે પ્રતિભાસરૂપ છે અને મન પણ તે જ છે; તથા દેહ વગેરેની જે પ્રતીતિ થાય છે, તે ચિત્તથી ભિન્ન નથી.[૨૦] સ્વભાવથી જ જેમ મરીમાં તીખાશ છે તથા જેમ લીમડામાં કડવાશ છે, તેમ ચિત્ત પણ સ્વભાવથી જ પોતાની મેળે ચમત્કાર ઉત્પન્ન કરે છે.[૨૧] ચિત્તમાં જ્યારે ચૈતન્યભાવ હોય છે, ત્યારે તેનું 'આતિવાહિક' એવું નામ પડે છે. ચિત્તને જ્યારે ગાઢ ભ્રમ થાય છે, ત્યારે તેનું 'દેહ' એવું નામ પડે છે.[૨૨] ચિત્તને જ્યારે સૂક્ષ્મ વાસના થાય છે, ત્યારે તેનું 'જીવ' એવું નામ પડે છે. એવી રીતે એક ચિત્તના કારણને લીધે જુદાંજુદાં નામ છે અને જેમાં ત્રણે દેહના ચમત્કાર શાંત થયા છે, તે પરબ્રહ્મનું સ્વરૂપ છે, હું પણ નથી, બીજું કાંઈ પણ નથી અને ઇંદુબ્રાહ્મણના પુત્રના સંવિત્‌ની પેઠે અસત્ પદાર્થ સત્તા પામેલો છે.[૨૩/૨૪] જેવી રીતે ઇંદુબ્રાહ્મણના પુત્રો મનથી બ્રહ્મા છે, તેવી રીતે હું પણ છું. તેનો કરેલો સર્ગ જેવી રીતે ચિત્તની કલ્પના માત્ર છે. તેવી રીતે મારો કરેલો સર્ગ પણ કલ્પના માત્ર છે.[૨૫] હું બ્રહ્મા છું એમ માનવું એ પણ એક ચિત્તનો જ વિલાસ છે; પણ ખરું જોતાં પરમાત્મા પોતે જ શૂન્ય આકાશમાંથી દેહ વગેરેના ભાવથી ભિન્નપણે જણાય છે.[૨૬] શુદ્ધ ચૈતન્ય પરમાર્થરૂપ છે, એવી ભાવનાથી જીવ ફરીવાર મનરૂપે થાય છે અને વૃથા દેહપણાને પામે છે.[૨૭] પણ આ જે જોવામાં આવે છે, તે

ઇંદુબ્રાહ્મણના પુત્રના સર્ગ જેવું છે તેમ જ પોતાની શક્તિથી થયેલ દીર્ઘ કાળનું સ્વપ્ન છે.[૨૮] આકાશમાં ભ્રમથી બે ચંદ્ર જોવામાં આવે છે, તેમ ઇંદુબ્રાહ્મણના પુત્રના સર્ગની પેઠે ભ્રમથી ચિત્તને લીધે અખિલ જગત જોવામાં આવે છે.[૨૯] અહંકારનું રૂપ સત્ પણ નથી તેમ અસત્ પણ નથી. અને સત્તા તથા અસત્તા પણ તેનું જ રૂપ છે. ઉપલંભનપણાથી(પ્રાપ્તિથી) તે સત્રૂપ છે તથા તેના વિરોધથી(અપ્રાપ્તિથી) તે અસત્રૂપ છે.[૩૦] એમ મનનાં પણ જડ તથા અજડ બે રૂપ છે અને તે સંકલ્પરૂપ તથા બૃહત છે. મન બ્રહ્મરૂપ છે; માટે અજડ છે અને તે દશ્યરૂપ પામે છે માટે જડ છે.[૩૧] કડામાં જ્યાં સુધી સુવર્ણનું ભાન હોય ત્યાં સુધી તે કડાં નથી, તથા કડાંનું ભાન થયા પછી તે સુવર્ણ નથી; તે જ પ્રમાણે જ્યાં સુધી મન દશ્યપદાર્થનો અનુભવ કરે છે ત્યાં સુધી તે જડ છે અને જ્યારે તે સત્પદાર્થનો અનુભવ કરે છે, ત્યારે તે બ્રહ્મરૂપ છે. બ્રહ્મ સર્વ સ્થળે વ્યાપક છે, તેથી સર્વ ચૈતન્યરૂપ તથા જડરૂપ છે. ખરું જોતાં તો માણસથી આરંભીને પર્વત સુધી કોઈ પદાર્થ જડ તેમજ ચેતનરૂપ પણ નથી. પૃથ્વીમાં જે જે પદાર્થમાં ચૈતન્ય હોય છે, તેનો ચૈતન્યરૂપે અનુભવ થાય છે તથા જડ હોય છે તેનો જડરૂપે અનુભવ થાય છે.[૩૨,૩૩] લાકડાં વગેરેમાં ચૈતન્ય નથી, માટે તેની ચૈતન્યરૂપે પ્રાપ્તિ થતી નથી; કારણ કે સરખા સંબંધથી જ પદાર્થની પ્રાપ્તિ થાય છે.[૩૪] હવે જો ઉપલંભ પછી ચેતન જ માનો તો બ્રહ્મના વ્યાપકપણાથી સર્વ ચૈતન્યરૂપ જ છે. કારણ કે સરખા સંબંધથી જ પદાર્થની પ્રાપ્તિ થાય છે.[૩૫] મારવાડદેશના અરણ્યમાં લતા તથા પત્ર વગેરે નથી; તેવી રીતે પરબ્રહ્મના અનિર્દેશ્યપદમાં જડચેતનભાવ તથા શબ્દ–અર્થ વગેરે નથી. ચિત્તમાંના ચૈતન્યની કલના(ભ્રમ)ને મન કહે છે અને તેમાં ચિદ્ભાગ તથા જડભાગ એ બન્ને ભાગ રહેલા છે. તેમાં ચેત્યપણું છે, તે જડનો ભાગ છે તથા અવબોધ(જ્ઞાન) છે તે ચિદ્ભાગ છે. એવી રીતે જીવ જગતની ભ્રાંતિને જોઈ ચપળપણાને પામે છે. ચિત્તમાં રહેલું શુદ્ધ સ્વરૂપ જ દ્વૈતપણાને પામેલુ છે. ચૈતન્ય પોતે અન્યપણાથી પોતાનું રૂપ જુએ છે. દશ્યપણાથી વિભાગ નથી, તોપણ પોતામાં રહેલા વિભાગની પેઠે તે ભ્રમથી આતુર થઈને ભૂમિમાં ભમે છે. ખરું જોતાં ભ્રાંતિ તથા ભ્રાંતિને ભોગવનાર પુરુષ નથી, પણ પરિપૂર્ણ સમુદ્રની ઉપમાવાળું ચૈતન્ય જ ભ્રાંતિરૂપે જણાય છે અને તે ચતન્યનું જે જડરૂપ છે, તે પણ ચતન્યરૂપ છે; કારણ કે તે જડપણામાં આત્માના વ્યાપકપણાથી ચૈતન્યપણું રહેલું છે, પદાર્થમાં જ્ઞાનભાગ છે તે ચૈતન્ય છે અને તેમાં અહંતાથી જડપણાનો ઉદય થાય છે પણ જડમાં તરંગ વગેરે જેમ જુદા નથી, તેવી રીતે પરમતત્ત્વમાં અહંતા વગેરે કાંઈ છે નહિ.[૩૬–૪૩] આદિ તથા અંતમાં અહંતા રહેતી નથી, માત્ર તે વચ્ચે જોવામાં આવે છે; માટે ઝાંઝવાંના જળની પેઠે તે છે અને નથી.[૪૪] જેવી રીતે શીતળતા ઘનરૂપ થવાથી હિમ(બરફ)-રૂપે જણાય છે, તેવી રીતે વાસના વડે ઘનરૂપે થયેલુ ચૈતન્યનું સ્વરૂપ જ અહંતારૂપે જણાય છે[૪૫] સ્વપ્નમાં પોતાનું મરણ ન થયું હોય તોપણ મરણ થયાનું ભાન થાય છે, તેવી રીતે ચતન્ય પોતે જ જડ ન હોવા છતાં જડપણાનો અનુભવ કરે છે.[૪૬] પદાર્થના આદિપણાથી મન સર્વરૂપે પ્રકાશ પામે છે. અનેકરૂપે જણાતો ચિત્તરૂપી દેહ આકાશની પેઠે નિર્મળ આકૃતિવાળો છે.[૪૭] સ્થૂળદેહ તથા દેહની પ્રતિભાનો ત્યાગ કરનાર અધિકારી પુરુષ પોતાના ચિત્તથી, ચિત્ત છે પણ તે પ્રતિભાસરૂપ છે, એમ વિચારે છે.[૪૮] ત્રાંબાનું શોધન કરવાથી જેમ તેમાંથી સુવર્ણ થાય છે, તેવી રીતે જ્યારે ચિત્તરૂપી ત્રાંબાનું શોધન કરવાથી પરમાર્થરૂપ સુવર્ણપણું પ્રાપ્ત થાય છે, ત્યારે અકૃ-

નિત્ય આનંદ થાય છે. તો એવો આનંદ થયા પછી દેહરૂપી પંજરના કટકાનું શું કામ?’ જે છે અને જેની શાંતિ થાય છે, તેમાં બોધ જ પ્રધાન છે. આકાશમાં રહેલાં ઝાડનું કોઈએ શોધન કર્યું હોય એમ જાણવામાં નથી; માટે દેહ તથા અવિદ્યા જો સત્ય હોય, તો તેમની શોધ કરવાનો આગ્રહ ઘટે છે.[50] જે અજ્ઞાની માણસ પોતાના અજ્ઞાનને લીધે, જે પદાર્થ છે જ નહિ તેનો ઉપદેશ કરે છે, તેમને નરાધમ સમજવા.[51] ઇંદ્રબ્રાહ્મણની સ્ત્રી અહલ્યાને ઇંદ્રદેવના ઉપર જ્યારે આસક્તિ થઈ, ત્યારે પોતાના મનથી પોતાના નગરમાં રહેનાર ઇંદ્રબ્રાહ્મણ પણ ઇંદ્રદેવના છે, એવો તેનો નિશ્ચય થયો; એ જ પ્રમાણે જે માણસ પોતાના મનથી જેવી ભાવના કરે છે, તેવો તેને દૃઢ નિશ્ચય થાય છે.[52] અને પ્રતિભાસ્વરૂપ ચિત્ત જેનો જેનો જે જે પ્રકારે સંકલ્પ કરે છે, તે તે દેહાદિ પદાર્થો તેને તે તે પ્રકારે જણાય છે. પરંતુ ખરું જોતાં દેહ પણ નથી તથા પ્રત્યક્ષ જણાતો અહંકાર પણ નથી; જે છે તે એક વિજ્ઞાનસ્વરૂપ જ છે. આમ જાણીને તમે ઇચ્છાનો ત્યાગ કરો.[53] જેવી રીતે બાળકને અમુક સ્થળે યક્ષ છે એવી કલ્પના થવાથી ભય થાય છે અને યુક્તિથી યક્ષનુ ભાન મટ્યા પછી ભય દૂર થાય છે, તેવી રીતે આત્મા પોતાની કલ્પનાના સ્વભાવથી આ દેહ છે તથા આ દેહને ભોગવવા યોગ્ય પ્રપંચ છે, એવો અનુભવ કરે છે; અને તેથી અનેક પ્રકારનાં સુખ–દુઃખ તેને થાય છે; પણ દેહપણાનો નાશ થયા પછી સર્વનો નાશ થાય છે.[54]

देहोऽस्मेप च किलायमिति स्वभावाद्देहोऽयमेतदखिलं तत एति नाशम् । यक्षादिकल्पनवशाद्भयमेति वालो निर्यक्षदेहगत एव कयापि युक्त्या ॥ ५४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો ‘જીવાવતરણક્રમોપદેશ’ નામનો સર્ગ ૯૧મો સમાપ્ત**

# સર્ગ ૯૨મો×

## મનની અચિંત્ય શક્તિ

### वसिष्ठ उवाच

इत्युक्तवान् स भगवान् मया कमलसंभवः ।
रघूद्वह पुनः पृष्टो वाक्यमाक्षिप्य भूतपः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રઘુવર! કમળમાંથી પ્રકટેલા ભગવાન બ્રહ્મદેવે મને જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે તેનાં વચનનો આક્ષેપ (શંકા) કરીને મેં આ ભૂતપાલક(બ્રહ્મા)ને આ પ્રમાણે પૂછ્યું.[1] હે ભગવન! ‘શાપ તથા મંત્રની શક્તિ અમોઘ છે’ એમ તમે કહ્યું છે અને વળી પાછા ‘શાપ તથા મંત્રની શક્તિ નિષ્ફળ છે’ એમ કેમ કહો છો? શાપ તથા મંત્રના પરાક્રમથી મન, બુદ્ધિ તથા ઇંદ્રિયો પણ મૂઢ થઈ જાય છે, એમ સર્વ પ્રાણીમાં જોવામાં આવે છે.[2,3] (ભરતમુનિનો શાપ ઇંદ્રબ્રાહ્મણના દેહનો પરાભવ કરવા સમર્થ થયો, પણ મનનો પરાભવ કરી શક્યો નહિ, એમ તમે કહ્યું) પણ પવન તથા તેનું સ્ફુરણ અને તલ તથા તેલ એ બે જેમ જુદાં નથી, તેમ મન અને દેહ એ બે પણ જુદાં નથી.[4] કદાપિ એમ કહો કે જેમ મૃગતૃષ્ણા તથા બે ચંદ્રમા ભ્રમથી જોવામાં આવે છે, તેમ મન છે તે જ દેહરૂપે જોવામાં આવે છે.[5] તો એકનો નાશ થતાં બેનો નાશ થવો જોઈએ; એટલે કે મનનો નાશ થાય ત્યારે દેહનો નાશ તથા દેહનો નાશ થાય ત્યારે મનનો નાશ થવો જોઈએ.[6] માટે હે પ્રભુ! શાપ વગેરેના દોષથી મનનો કેવી રીતે પરાભવ નથી થતો તથા કેવી રીતે પરાભવ થાય છે, હે પરમેશ્વર! તમે તે કહો.[7]

**બ્રહ્મા બોલ્યા:** આ જગતમાં એવી કોઈ વસ્તુ નથી કે જે શુભ કર્મને અનુસરનારા શુદ્ધ પૌરુષથી ન મળે.[8] આ જગતમાં બ્રહ્મલોકથી

× આ બાણુમા સર્ગમા મનની શક્તિ નિષ્ફળ નથી તથા પુરુષના યત્નના દૃઢપણાથી મનની શક્તિ ઇષ્ટ વસ્તુ આપવાને સમર્થ થાય છે, એમ કહેવામાં આવશે.

માંડી ખડના તણખલા સુધી સર્વને બે શરીર હોય છે. તેમાંનું એક મનરૂપી શરીર હોય છે અને-તે તરત કામ કરનાર તથા ચંચળ હોય છે. બીજું માંસનિર્મિત શરીર હોય છે અને તે કાંઈ પણ કરી શકે તેવું નથી.[૯] એ બે શરીરમાંથી માંસરૂપી શરીરનો શાપ, અભિચાર તથા શસ્ત્ર વગેરેથી પરાભવ થાય છે.[૧૦'૧૧] તે મૂકપ્રાય (મૂવા જેવું) અશક્ત, દીન, ક્ષણવારમાં નાશ પામે તેવું, કમળ ઉપરનાં પાણીનાં ટીપાંની પેઠે ચંચળ અને દૈવ વગેરેથી પરવશ છે.[૧૨] ત્રણે ભુવનમાં દેહધારી માણસને મનરૂપી બીજું શરીર હોય છે તે સ્વાધીન છે, તોપણ અસ્વાધીન છે.[૧૩] જો કોઈ માણસ પોતાના મનથી ધીરજ રાખી પુરુષાર્થ કરે છે, તો તે અનિંદિત પુરુષનો દુઃખથી પરાભવ થતો નથી.[૧૪] દેહધારી માણસ પોતાના મનરૂપી દેહથી જે પ્રમાણે યત્ન કરે છે તે પ્રમાણે તેને ફળસિદ્ધિ થાય છે.[૧૫] માંસરૂપી દેહનો કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ થતો નથી, પણ મનરૂપી દેહનું સર્વ ચેષ્ટિત સફળ થાય છે.[૧૬] મન સર્વદા પવિત્ર અનુસંધાનનું સ્મરણ કરે છે, તો પર્વતમાં નાખેલાં બાણ જેમ નિષ્ફળ જાય છે, તેમ શાપ વગેરે સર્વ ક્રિયાઓ તેને વિશે નિષ્ફળ જાય છે.[૧૭] શરીર ગમે તો અગ્નિમાં પડો અને ગમે તો કાદવમાં પડો, પણ મન જેવું અનુસંધાન કરે, તે તેને એક ક્ષણમાં પ્રાપ્ત થાય છે.[૧૮] હે મુનિ! સર્વ દેહાદિભાવ મસળાઈ જાય, તોપણ મન વડે કરેલો પુરુષાર્થ નિર્વિઘ્ન ફળ આપે છે, કારણકે પુરુષાર્થ પણ મનનો જ ભેદ છે.[૧૯] 'ઇંદ્ર' નામના બ્રાહ્મણે પોતાના પુરુષાર્થના બળથી મનને પ્રિયારૂપ કર્યું, તેથી તેણે રાજાએ દીધેલુ દુઃખ જરા પણ દીઠું નહિ.[૨૦] માંડવ્ય ઋષિને× શૂળીમાં પરોવ્યા હતા, તોપણ તે પુરુષાર્થથી પોતાના મનને રાગ તથા જ્વરથી રહિત કરીને સર્વ ક્લેશને જીતી ગયા હતા.[૨૧] 'દીર્ઘતપા' નામના એક ઋષિ* અંધારા કૂવામાં પડી ગયા હતા, ત્યાં તેમણે માનસિક યજ્ઞ કર્યો, તેથી તેમને દેવનું પદ મળ્યું.[૨૨] ઇંદુબ્રાહ્મણના દશ પુત્રોએ પુરુષાર્થથી ધ્યાન વડે બ્રહ્માનું પદ સંપાદન કર્યું છે અને તે પદનું મારાથી પણ ખંડન થાય નહિ.[૨૩] બીજા પણ સાવધાન તથા ધીરજવાન ઋષિઓ પોતાના ચિત્તથી જરા પણ અનુસંધાનનો ત્યાગ કરતા નથી.[૨૪] શિલા ઉપર કમળપુષ્પ પછાડવાથી શિલા ખંડિત થતી નથી, તેમ જે માણસનું ચિત્ત ધ્યાનમાં એકાગ્ર લાગેલું છે, તેને આધિ, વ્યાધિ, શાપ તથા રાક્ષસ, પિશાચ વગેરે પણ પરાભવ કરી શકતાં નથી.[૨૫] જે માણસ ધીરજથી મન વડે દૃઢ પુરુષાર્થ કરી શકતો નથી તથા જે જ્ઞાનમાં અસમર્થ છે, તેનો શાપથી તથા કામ—ક્રોધથી પણ પરાભવ થાય છે.[૨૬] સાવધાન મનવાળા માણસનો આ સંસારમાં જાગ્રત અવસ્થામાં તેમ જ સ્વપ્નાવસ્થામાં પણ દોષથી જરા પણ પરાભવ થતો નથી.[૨૭] એટલા માટે દરેક માણસે પુરુષાર્થથી પોતાના જ મન વડે પોતાના મનને પવિત્ર માર્ગમાં જોડવું. હે મુનિ! જેમ બાળકને ભૂત પ્રથમ તો થોડો સરખો દેખાય છે અને પછી તે તેને મહાન ભયકારી લાગે છે; તે જ પ્રમાણે મનને થોડો જણાયેલો પદાર્થ વખત જતાં પુષ્ટ

× કોઈ વખત દેશમાં ચોરલોકો ચોરી કરી ત્યાંથી નાસી જઈ માંડવ્ય ઋષિના આશ્રમમાં સંતાયા. ત્યાર પછી રાજાના સેવકો ચોરને શોધતાશોધતા એ ઋષિના આશ્રમમાં આવ્યા અને ચોરને તથા ઋષિને પકડી ગયા. પછી ચોરની સાથે ઋષિને પણ શૂળી ઉપર ચડાવવામાં આવ્યા. એ કથા મહાભારતમા છે.

* દીર્ઘતપા ઋષિને યજ્ઞ કરવો હતો તેથી યજ્ઞનો સામાન ભેગો કરવા માટે ગયા. ત્યાં કૂવામાં પડી ગયા અને યજ્ઞનો ધારેલો વખત આવી ગયો; તેથી કૂવામાં પડ્યાપડ્યા માનસિક યજ્ઞ કર્યો, તે દેવતાઓએ માની લીધો, તેથી તેમને દેવતાનું પદ મળ્યું એ કથા મહાભારતમાં છે.

થાય છે અને પછી સત્ય હોય તેમ તેનો અનુભવ થાય છે.[૨૮-૨૯] કુંભારે માટીના પિંડામાંથી ઘડો બનાવ્યા પછી, તે ઘડો પૂર્વની માટીની સ્થિતિનો ત્યાગ કરે છે, તેવી રીતે માણસે કોઈ વાતનો પોતાના મનથી દઢ નિશ્ચય કર્યા પછી તેની પ્રથમની સ્થિતિનો ત્યાગ થાય છે.[૩૦] હે મુનિ! પ્રથમ સ્પંદરૂપે રહેલું પાણી મોટાં મોજાંરૂપ થાય છે, તેવી રીતે પ્રથમ પ્રતિભાસરૂપે રહેલું મન તેના અર્થપણાને પામે છે.[૩૧] ચંદ્રબિંબ એક છતાં નેત્રના દોષથી જેમ બે જોવામાં આવે છે, તેમ દિવસે પણ રાત્રિ છે એવું પોતાના મનથી અનુસંધાન કરવાથી દિવસે રાત્રિનો અનુભવ થાય છે.[૩૨] માણસ પોતાના મનથી જેવું જુએ છે, તેવું તેને ફળીભૂત થાય છે; તેમ જ હર્ષ અને ખેદ સહિત તેવું ફળ ભોગવે છે.[૩૩] પ્રતિભાને અનુસરનારું ચિત્ત (ચંદ્રબિંબમાં અગ્નિ છે એમ મનમાં વિચાર કરવાથી) ચંદ્રબિંબમાં હજારો અગ્નિની શિખા દેખે છે, તેથી તેને દાહ થાય છે તથા દાહ થવાથી તાપ પણ થાય છે.[૩૪] ક્ષારપદાર્થમાં મન મધુર રસાયણપણાની ભાવના થવાથી તેનુ પાન કરી તૃપ્ત થાય છે અને નૃત્ય કરે છે.[૩૫] આકાશમાં પણ વન છે; એવું મનમાં ભાન થવાથી તેમાં વન જોવામાં આવે છે અને તેથી તે વનનાં ઝાડ કાપીને પાછાં રોપે છે.[૩૬] હે તાત! એ પ્રમાણે માણસ પોતાના મનથી જેવી ઈંદ્રજાળની કલ્પના કરે છે, તેવું તત્ક્ષણ જોવામાં આવે છે પણ આ જગત સત્ પણ નથી તેમ અસત્ પણ નથી, એમ જાણીને વિવિધ પ્રકારની ભેદદૃષ્ટિનો ત્યાગ કરો.[૩૭]

इत्थं यदेव परिकल्पयतींद्रजालं क्षिप्रं तदेव परिपश्यति तात चेतः। नासज्जगन्न च सदित्यवगम्य नूनं लूनां दृशं विविधभेदवतीं जहीहि ॥

શ્રીયોગવાસિષ્ઠમહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'મનોમાહાત્મ્યવર્ણન' નામનો સર્ગ ૯૨મો સમાપ્ત

## સર્ગ ૯૩મો×

## વિશ્વોત્પત્તિનો ક્રમ

**वसिष्ठ उवाच**

(गद्यम्) इति मे भगवता पूर्वमुक्तं तदेतदद्य तुभ्यं कथितम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે મારી પાસે બ્રહ્માએ પૂર્વે જે કહેલું હતું, તે મેં તમારી પાસે કહ્યું.[૧] પરબ્રહ્મનું સ્વરૂપ અનિર્વચનીય છે અને તેનાથી સર્વ અનિર્વચનીય પદાર્થની ઉત્પત્તિ થાય છે. તે પોતે જ ઘનપણાને પામી મનરૂપે થાય છે.[૨] તે મન તન્માત્રાની કલ્પનાપૂર્વક સ્વપ્નના શરીરની પેઠે વાસનામય પુરુષાકાર થાય છે, તેમાંથી તૈજસપુરુષ થાય છે, તેને બ્રહ્મા કહે છે. તેથી હે રામ! જે બ્રહ્મા છે તે મન છે, એમ તમે સમજો[૩-૪] એ પ્રમાણે મનતત્ત્વના આકારવાળા અને સર્વ કાર્ય કરવાને સમર્થ એવા બ્રહ્મ સંકલ્પમય છે; તેથી તે જેવો સંકલ્પ કરે છે તેવુ જ તે જુએ છે.[૫] તેણે અનાત્માને વિષે આત્માના અભિમાનવાળી અવિદ્યાની કલ્પના કરી; તથા પર્વત, તૃણ અને સમુદ્રમય આખુ જગત ક્રમે કરીને રચ્યું. એ પ્રમાણે ક્રમ વડે બ્રહ્મતત્ત્વમાંથી આવેલી આ સૃષ્ટિ અન્ય સ્થળેથી આવેલી હોય એમ જણાય છે.[૬] એટલા માટે જેમ તરંગની ઉત્પત્તિ સમુદ્રમાંથી છે, તેમ ત્રૈલોક્યની અંદર રહેનાર સર્વ પદાર્થની ઉત્પત્તિ બ્રહ્મમાંથી છે. એ પ્રમાણે વિવર્તપણાથી જગત ઉત્પન્ન થયું છે, પણ પરમાર્થથી ઉત્પન્ન થયું નથી. તેની અંદર બ્રહ્માનું મનોમય ચૈતન્ય અહંકારરૂપી ઉપાધિમાં પ્રવેશ થવાથી તે પરમેષ્ઠીપણાને પામે છે.[૭-૯] વ્યષ્ટિ અહંકારમાં રહેલ ચિદાભાસ સર્વ શક્તિથી અભિન્ન છે.[૧૦] જ્યારે

× આ ત્રાણુમા સર્ગમા પ્રથમ મન થયુ, ત્યાર પછી તૈજસ બ્રહ્મા થયા, ત્યાર પછી મોહથી અહંકાર થયો અને ત્યાર પછી વિશ્વ થયુ, એવો ક્રમ કહેવામાં આવશે.

જગતનો વિસ્તાર થાય છે, ત્યારે તે શક્તિ પિતા મહરૂપે કરીને, સમષ્ટિ મનોભાવથી પ્રથમ ઉલ્લાસ પામે છે. આમ ભમતા તે હજારો જીવ કહેવાય છે. તે જીવ પ્રથમ ચૈતન્ય આકાશમાં ઉત્પન્ન થાય છે. પછી તે માયાકાશમાં ભૂતતન્માત્રાથી વીંટાય છે. પછી આકાશમાંના પવનની અંદર ચૌદ જાતના લોકમાં, કર્મની વાસનાવાળા જે જે જીવ રહ્યા છે તેની પ્રાણશક્તિ દ્વારા તે સ્થાવર અથવા જંગમ શરીરમાં પ્રવેશ કરે છે અને શુક્ર તથા શોણિતરૂપે બીજપણાને પામે છે.[૧૧–૧૩] ત્યારપછી તે જીવ યોનિ દ્વારા જગતમાં ઉત્પન્ન થાય છે અને કાકતાલીયયોગથી ઉત્પન્ન થયેલ વાસનાના પ્રવાહને યોગ્ય એવા કર્મફળને ભોગવે છે.[૧૪] ત્યારપછી સારી અથવા નઠારી પુણ્ય–પાપરૂપી કર્મની દોરડીથી બંધાયેલું લિંગશરીર ભમતાંભમતાં કોઈ વાર ઊંચા તો કોઈ વાર નીચા લોકમાં પડે છે. પ્રાણીમાત્રનો તે સમૂહ કામમય છે.[૧૫'૧૬] તેમાંના કેટલાક જીવ વાયુથી જેમ વનનાં સુકાયેલાં પાંદડાં ભમ્યા કરે છે, તેમ જ હજારો જન્મ સુધી જગતમાં આવે છે તથા કર્મરૂપી વાયુથી ભમ્યા કરે છે.[૧૭] અજ્ઞાનથી મોહ પામેલા કેટલાક જીવને ઘણા કલ્પ સુધી પૃથ્વીમાં જન્મ–મરણ થયા કરે છે.[૧૮] કેટલાક જીવો અયોગ્ય જન્મો ભોગવીને, હાલમાં શુભજન્મ ધારણ કરીને પવિત્ર કર્મો કરે છે.[૧૯] વાયુથી ઉત્પન્ન થયેલાં સમુદ્રના જળનાં બિંદુઓ જેમ સમુદ્રમાં લય પામે છે, તેમ પરમ આત્મજ્ઞાનને પામેલા કેટલાક જીવો થોડા કાળમાં પરમપદ(મોક્ષ)ને પામી જાય છે.[૨૦] એ પ્રમાણે આવિર્ભાવ તથા તિરોભાવથી યુક્ત એવી સર્વ જીવની ઉત્પત્તિ બ્રહ્મામાંથી થયેલી છે.[૨૧] તે ઉત્પત્તિ વાસનારૂપી વિષના વૈષમ્યજ્વરને ધારણ કરનારી છે અને અનંત સંકટ તથા અનંત અનર્થના કાર્યનો સત્કાર કરનારી છે.[૨૨] તે અનેક પ્રકારની દિશા, દેશ તથા કાળમાં તેમ જ પર્વત તથા ગુફામાં કર્મફળના ભોગ સારુ સંચાર કરે છે; તેમાં ઉત્તમ વિચિત્રતા રચેલી છે અને તેની ચારે બાજુ ભ્રમ રહેલો છે. હે રામભદ્ર! આ જગત તો મોહથી જંગલમાં ઉત્પન્ન થયેલી એક જૂની વેલ છે. અનેક વિક્ષેપવાળું મન તેનું શરીર છે. આ પ્રમાણે સારી રીતે વિચાર કરીને જો તે વેલને જ્ઞાનરૂપી કુહાડાથી કાપી નાખવામાં આવે, તો તે પાછી ઊગતી નથી.[૨૩'૨૪]

एषा जगज्जांगलजीर्णवल्ली सम्यक्समालोक्य कुठारकृत्ता । वल्लीव विक्षुब्धमनःशरीरा भूयो न संरोहति रामभद्र ॥ २४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણમાં 'ઉત્પત્તિદર્શન' નામનો સર્ગ ૯૩મો સમાપ્ત**

## સર્ગ ૯૪મો

### બાર જાતના જીવોનું વર્ણન

**वसिष्ठ उवाच**

उत्तमाधममध्यानां पदार्थानामितस्ततः ।
उत्पत्तीनां विभागोयं शृणु वक्ष्यामि राघव ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રાઘવ! ઉત્તમ, અધમ તથા મધ્ય પદાર્થની ઉત્પત્તિનો વિભાગ હું તમને કહું છું, તે તમે સાંભળો.[૧] પૂર્વકલ્પમાં છેલ્લા જન્મ સુધી જ્ઞાન થવાની શમ–દમ વગેરે સાધન સંપત્તિ હોય, છતાં પણ કોઈ પ્રતિબંધને લીધે કોઈને જ્ઞાન ન થયું હોય; તેનો આ કલ્પમાં જન્મ થયા પછી તેને પહેલા જ જન્મમાં શમ-દમ વગેરે સાધનથી જ્ઞાનની યોગ્યતા થાય છે, તો તેને ઇદંપ્રથમતા× કહે છે. એ જીવજાતિને

* આ ચોરાણુમા સર્ગમાં ઉપાધિના ગુણના વૈચિત્ર્યપણાથી ચિરમુક્ત તથા અચિર મુક્તિને પામનાર બાર જાતની જીવ જાતિનું વર્ણન કરવામા આવશે.

× સત્ત્વગુણ, તમોગુણ તથા રજોગુણનાં ભેદે કરીને ઉત્તમ, અધમ તથા મધ્ય પદાર્થની જીવોપાધિની ભિન્ન-ભિન્ન ભુવનમા ઉત્પત્તિ થાય છે. તેના (૧) ઇદંપ્રથમતા, (૨) ગુણપીવરી, (૩) સસત્ત્વા, (૪)

તે એક જ જન્મમાં મોક્ષ થાય છે. શુભલોકના આશ્રયવાળી તથા શુભકાર્યને અનુસરનારી તે **ઈદંપ્રથમતા** જાતિને વિચિત્ર સંસારની વાસનાએ કરીને, ભોગે કરીને વાસનાનો ક્ષય થયા પછી દશપંદર જન્મ થાય અને પછી જ્યારે તેને મોક્ષ થાય છે, ત્યારે તેને **ગુણપીવરી** કહે છે. પૂર્વકલ્પનાં કરેલાં પુણ્ય-પાપનું અનુમાન કરનાર સુખ-દુઃખ આ કલ્પમાં ભોગવ્યા બાદ જેનો સો જન્મ પછી મોક્ષ થાય છે, તેને **સસત્ત્વા** કહે છે. પૂર્વ કલ્પમાં કરેલાં ઘણાં દુષ્કર્મને લીધે કોઈમાં અત્યંત મલિનપણું હોય છે તથા તેનામાં વિચિત્ર સંસારની વાસના હોય છે; તેથી તે કલ્પમાં કરેલ ધર્મ તથા અધર્મનું અનુમાન કરનારને સુખ-દુઃખ ભોગવ્યા પછી હજારો જન્મે મોક્ષ થાય છે, તેને **અધમસત્ત્વા** કહે છે. અધમસત્ત્વાને જ્યારે અધ્યાત્મજ્ઞાનના વિમુખપણાથી ઘણા જન્મ થયા પછી પણ મોક્ષમાં સંદેહ હોય છે, ત્યારે તેને **અત્યંતતામસી** કહે છે.[૩-૯] પૂર્વકલ્પની વાસનાને અનુસરીને ચરિત્ર કરનારને બેત્રણ જન્મ થયા પછી જ્યારે મનુષ્યજન્મ આવે છે, ત્યારે તે સ્વર્ગ અથવા નરકની પ્રાપ્તિ થાય અને મોક્ષમાં સંદેહ રહે, એવાં કર્મો કરે છે, તો તેને **રાજસી** કહે છે. રાજસ દુઃખનો અનુભવ થયા પછી વૈરાગ્ય થવાને લીધે જેને જ્ઞાન થાય છે તથા મરણમાત્રથી જ મોક્ષને યોગ્ય થાય છે, તેને તેવા કાર્યના અનુમાનથી **રાજસસાત્ત્વિકી** કહે છે. રાજસસાત્ત્વિકીને મનુષ્યથી અતિરિક્ત એવા યક્ષ તથા ગંધર્વના જન્મ મળે છે અને ક્રમે કરી તે જ્ઞાનપ્રાપ્તિ થયા પછી મોક્ષનો અધિકારી થાય છે, ત્યારે તેને **રાજસરાજસી** કહે છે. રાજસરાજસીને સો કડો જન્મ થયા પછી મોક્ષનો અધિકાર પ્રાપ્ત થાય છે તથા રાજસ અને તામસ કર્મનાં ફળ ભોગવવાં પડે એવો જે આરંભ કરે છે તેને **રાજસતામસી** કહે છે. રાજસતામસી એવાં કાર્યોનો આરંભ કરે કે જેથી હજારો જન્મ સુધી મોક્ષમાં સંદેહ રહે, ત્યારે તેને **રાજસાત્યંતતામસી** કહે છે. એક કલ્પમાં હજારો જન્મ ભોગવ્યા પછી કલ્પાંતરમાં જેનો મોક્ષ થાય તે જાતિને **તામસી** કહે છે. તામસી એવાં કાર્યનો આરંભ કરે કે જેથી તેનો એક જ જન્મમાં મોક્ષ થાય, ત્યારે તેને **તામસસત્ત્વા** કહે છે. રજોગુણ તથા તમોગુણના ફળથી યુક્ત જેને ઘણા જન્મ થયા પછી મોક્ષ થાય છે, તેને **તમોરાજસી** કહે છે. પ્રથમ હજારો જન્મ થયા હોય તોપણ જે જાતિને શતાવધિ જન્મ થયા પછી મોક્ષની યોગ્યતા થાય, તે જાતિને **તામસતામસી** કહે છે. પ્રથમ લાખો જન્મ થયા હોય અને તે પછી લાખો જન્મ થતાં સુધી પણ જેને મોક્ષમાં સંદેહ રહે, તે જાતિને **અત્યંતતામસી** કહે છે. [illegible] આ પ્રમાણે સર્વ જાતિ બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થયેલી છે. કંઈક ચલાયમાન થયેલા સમુદ્રમાંથી જેવી રીતે મોજાં ઉત્પન્ન થાય છે, તેવી રીતે આ જીવરાશિ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ છે. [illegible] પોતાના તેજથી [illegible] શિખામાંથી અર્ચિ (કાંતિ) ઉત્પન્ન થાય છે, તેજસ્વી અગ્નિમાંથી જેમ [illegible])

અધમસત્ત્વા. (૫) અત્યંતતામસી. (૬) રાજસી. (૭) રાજસસાત્ત્વિકી, (૮) રાજસરાજસી, (૯) રાજસતામસી, (૧૦) રાજસાત્યંતતામસી, (૧૧) તામસી, (૧૨) તામસસત્ત્વા, (૧૩) તમોરાજસી, (૧૪) અત્યંતતામસી એ પ્રમાણે ચૌદ ભેદ છે. તેમાં ૧૨મા તથા ૧૪મા ભેદનો [illegible] ભેદમાં સમાવેશ થાય છે. તેથી મુખ્ય ૧૨ ભેદ રહ્યા. એ બાર ભેદનું વર્ણન આ સર્ગમાં કર્યું છે.

[illegible]

ઉત્પન્ન થાય છે, ચંદ્રબિંબમાંથી જેમ મદિર તથા મંજરીરૂપ કિરણ ઉત્પન્ન થાય છે, જેમ એક શાખામાંથી વિચિત્ર શાખાની શોભા ઉત્પન્ન થાય છે, જેમ સુવર્ણમાંથી કડાં, બાજુબંધ તથા મુકુટ વગેરે થાય છે, જેમ નિર્મળ જળના ઝરણામાંથી જળનાં બિંદુ ઉત્પન્ન થાય છે, તેમ પ્રાણીમાત્ર પરમાત્મામાંથી જ ઉત્પન્ન થાય છે. તે પરમાત્મા અજન્મા છે અને સર્વ ભૂતસમૂહની કલ્પના તે પરમાત્માનીજ કરેલી છે. ઘટાકાશ તથા સ્થાલીરંધ્રાકાશ (પાત્રની અંદર છિદ્રમાં રહેલ આકાશ) એ જેમ આકાશનો ભાગ છે, તેવી રીતે સર્વ લોકની કલના બ્રહ્મના પદથીજ થયેલી છે. જળમાંથી જેવી રીતે શીતળ કણ, ઘૂમરી, મોજાં તથા બિંદુ ઉત્પન્ન થાય છે, તેવી રીતે બ્રહ્મમાંથી સર્વ દશ્યસૃષ્ટિ થયેલી છે.[૨૧–૨૮] સૂર્યના તેજમાંથી જેમ મૃગતૃષ્ણા ઉત્પન્ન થાય છે, ચંદ્રબિંબમાંથી જેમ જ્યોત્સ્ના ઉત્પન્ન થાય છે તથા તેજમાંથી જેમ પ્રકાશ ઉત્પન્ન થાય છે અને છતાં તે તેનાથી જુદાં નથી; તેમ ઉત્પન્ન થયેલ સર્વ ભૂત–પ્રાણીમાત્રનો સમૂહ બ્રહ્મથી ભિન્ન નથી. એ પ્રમાણે વિવિધ પ્રકારની ભૂત–પ્રાણીમાત્રની જાતિ જેમાંથી ઉત્પન્ન થઈ છે, તેમાંજ પાછી લય પામે છે. કોઈ જાતિ હજારો જન્મ ભોગવ્યા પછી બ્રહ્મમાં લય પામે છે, તો કોઈ થોડા જન્મ ભોગવી બ્રહ્મપદવીને પામે છે.[૨૯–૩૧] એ પ્રમાણે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા તણખાની પેઠે, વિવિધ પ્રકારના જગતમાં પરમાત્માની ઇચ્છાથી ઈશ્વરના વ્યવહારવાળી ઉપર લખેલી ભૂતસમૂહની જાતિ આવે છે, જાય છે, પડે છે અને ઊંચી ચઢે છે.[૩૨]

इत्थं जगत्सु विविधेषु विचित्ररूपास्तस्येच्छया भगवतो व्यवहारवत्यः । आयांति यांति निपतंति तथोत्पतंति रूपश्रियः कणघटा इव पावकोत्थाः ॥ ३२ ॥

સર્ગ ૯૪મો સમાપ્ત

# સર્ગ ૯૫મો*

## અજ્ઞાનીને જ્ઞાન થવા માટે કર્મ અને કર્તાની સાથે ઉત્પત્તિનું વર્ણન

વસિષ્ઠ ઉવાચ

अभिन्नौ कर्मकर्तारौ सममेव परात्पदात् ।
स्वयं प्रकटतां यातौ पुष्पामोदौ तरोरिव ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! કર્મ અને કર્તા એ બન્નેનુ રૂપ અભિન્ન છે. જેમ વૃક્ષમાંથી પુષ્પ અને સુગંધ એ બન્ને એકજ સમયે ઉત્પન્ન થાય છે, તેમ સૃષ્ટિના આદિમાં કર્મ અને કર્તા એ બન્ને પોતાના સ્વભાવથી એક જ સમયે પરમાત્માના પદથી પ્રકટ થયેલ છે.[૧] આકાશમાં જેવી રીતે નીલિમા (કાળાશ) સ્ફુરે છે, તેવી રીતે સર્વ સંકલ્પથી મુક્ત તથા નિર્મળ એવા પરબ્રહ્મમાંથી જીવ સ્ફુરે છે.[૨] હે રામ! જે સ્થળે અજ્ઞાની માણસનો આચાર છે, તે સ્થળે તેમને સમજાવવા માટે 'બ્રહ્મમાંથી જીવ ઉત્પન્ન થયા છે' એમ કહેવામાં આવે છે; પણ હે રાઘવ! જ્ઞાનવાનના આચારમાં 'બ્રહ્મમાંથી આ થયું છે, અથવા નથી થયુ' એમ કહેવું શોભતું નથી.[૩,૪] હે રામ! જ્યાં સુધી કોઈ બીજી કલ્પના પ્રથામાં આવી નથી, ત્યાં સુધી લોકમાં ઉપદેશ્ય તથા ઉપદેશયોગ્યતા શોભતી નથી.[૫] એટલા માટે જ્યાં સુધી વ્યવહાર છે, ત્યાં સુધી ભેદદૃષ્ટિથી દ્વૈતકલ્પનાનો અંગીકાર કરી આ બ્રહ્મ તથા જીવ, એમ કહેવામાં આવે છે; પણ તે વાણીનો ક્રમ છે.[૬] પરબ્રહ્મ તો અસંગ અને અદ્વિતીય છે. તેમાંથી જગત ઉત્પન્ન થાય છે અને તે તે રૂપજ છે.[૭] મેરુ તથા મંદર પર્વત સમાન હજારો જીવસમૂહ ઉત્પન્ન થઈથઈને તે બ્રહ્મરૂપ પરમપદમાંજ લય પામે છે. જેમ વૃક્ષમાં અનેક પ્રકારના પલ્લવો સ્ફુરે છે, તેમ

* આ પંચાણુમા સર્ગમા અજ્ઞાની જનસમૂહને જ્ઞાન થવા માટે કર્મ અને કર્તાની એક જ સમયે ઉત્પત્તિ છે, એમ આક્ષેપથી કહેવામાં આવશે.

દિશાઓરૂપી કુંજોમાં અનંત પ્રકારના હજારો જીવસમૂહો સ્ફુરે છે.[૮,૯] જેમ વસંતઋતુમાં નવા અંકુર ઉત્પન્ન થાય છે, તેમ પરમાત્મા વિષે જીવસમૂહ ઉત્પન્ન થાય છે; જેમ ગ્રીષ્મઋતુમાં વસંતના રસો વિલય પામે છે, તેમ તે પરમાત્મામાં જ જીવો પાછા લય પામે છે.[૧૦] આ પ્રમાણે પરમાત્મામાં જીવસમૂહો નિરંતર રહે છે, થાય છે અને લય પામે છે.[૧૧] હે રામ! પુષ્પ તથા સુગંધ એ જેમ અભિન્ન છે, તેમ પુરુષ તથા કર્મ અભિન્ન છે. તે બંને પરમાત્મામાંથી જ ઉત્પન્ન થાય છે અને તેને વિશે જ લય પામે છે.[૧૨] દૈત્યગણ, ઉરગગણ, મનુષ્ય તથા દેવતા વગેરે વસ્તુતઃ ઉત્પન્ન થયા નથી, તોપણ વાસનામય ઉપાધિના ભાવથી ઉત્પન્ન થાય છે તથા તત્કાળ સ્ફુરણા પામે છે. એવી રીતે ઉત્પન્ન થઈ વિહાર કરવામાં આત્માનું વિસ્મરણ જ એક મુખ્ય કારણ છે. તે વિના જન્માંતરનું ફળ આપનાર બીજું કાંઈ પણ કારણ નથી.[૧૩,૧૪]

રામ બોલ્યા: પ્રામાણિક દૃષ્ટિવાળા તથા રાગરહિત એવા મનુ વગેરેએ ધર્મ તથા અધર્મરૂપી અર્થમાં, અવિરુદ્ધપણાથી સ્મૃતિ–પુરાણ વગેરેમાં જે જે નિર્ણય કરેલા છે, તેને 'શાસ્ત્ર' કહેવામાં આવે છે.[૧૫] જેઓ અત્યંત શુદ્ધ છે, સત્ત્વગુણથી યુક્ત છે, ધીરજવાન છે, સમદૃષ્ટિવાળા છે અને અનિર્વચનીય બ્રહ્મની સાક્ષાત્કાર કળાથી યુક્ત છે, તે સાધુપુરુષ કહેવાય છે.[૧૬] જેમને તત્ત્વજ્ઞાન નથી તેમના સર્વ કાર્યની સિદ્ધિ માટે ઉપર કહેલ સત્પુરુષનો આચાર તથા શાસ્ત્ર એ બે નેત્ર છે. (એટલે કે સત્પુરુષના આચાર તથા શાસ્ત્રને અનુસરીને જે માણસ વર્તે છે, તેને તત્ત્વજ્ઞાન ન હોય, તોપણ સર્વ કાર્યની સિદ્ધિ થાય છે.) શાસ્ત્રમાં સત્પુરુષના વ્યવહારનો અર્થ કહ્યો છે. જે માણસ તેને અનુસરીને ચાલતો નથી, તેનો સર્વ કોઈ ત્યાગ કરે છે તથા તે દુઃખમાં ડૂબી જાય છે.[૧૭,૧૮] હે પ્રભુ! આ લોકમાં તથા વેદમાં એવી શ્રુતિ છે, કે 'કર્મ અને કર્તા એ બને ક્રમે કરી સાથે રહેનાર છે.' એટલે કે કર્મે કરી કર્તા થાય છે તથા કર્તા કર્મને ઉત્પન્ન કરે છે અને આ બીજાંકુરન્યાય લોકમાં તથા વેદમાં સિદ્ધ છે.[૧૯,૨૦] જેમ બીજમાંથી અંકુર ઉત્પન્ન થાય છે, તેમ કર્મમાંથી જીવ ઉત્પન્ન થાય છે. અંકુરમાંથી જેમ પાછું બીજ થાય છે, તેમ જીવમાંથી પાછાં કર્મ ઉત્પન્ન થાય છે.[૨૧] જે વાસનાએ કરીને જંતુ ભવપંજરમાં જન્મે છે, તે વાસનાને અનુસરીને તેને ફળનો અનુભવ થાય છે.[૨૨] આ પ્રકારની સ્થિતિ છે, છતાં તમે કર્મરૂપી બીજ વિના કેવળ બ્રહ્મપદથી જ ભૂત–પ્રાણીમાત્રની ઉત્પત્તિ કહી છે, તેનું કારણ શું?[૨૩] હે ભગવન્! તમારા મત પ્રમાણે જો કેવળ બ્રહ્મપદથી જ ઉત્પત્તિ થતી હોય, તો ઉપર પ્રમાણે જગતમાં થતી જંતુ અને કર્મની અવિનાભાવિતાનો (પરસ્પર એકબીજામાંથી એકબીજાની ઉત્પત્તિ થાય છે એવી પ્રસિદ્ધિનો) તમે તિરસ્કાર કર્યો કહેવાય. પછી માયાશબલ બ્રહ્મમાં આકાશ વગેરે સ્થૂળ દેહરૂપી ફળ છે તથા બ્રહ્માદિમાં ભોગ–સામગ્રીયુક્ત સ્વર્ગરૂપી ફળ છે, એવી જે લોકમાં પ્રસિદ્ધિ છે તે પણ ધોવાઈ જાય. જો કર્મ નિષ્ફળ હોય તો નરકાદિના ભયના અભાવથી અને લોકમાં સંકર થવાને લીધે મોટાં માછલાં નાનાં માછલાંને મારી નાખે છે, તેવી રીતે (માત્સ્યન્યાયથી) લોકનો નાશ થાય.[૨૪–૨૬] માટે હે ભગવન્! કરેલ કર્મ ફળરૂપ થાય છે કે નહિ, તે તમે યથાર્થ રીતે કહો. હે શ્રેષ્ઠ વેદવેત્તા! મારા મનનો આ મોટો સંશય તમે મટાડો.[૨૭]

વસિષ્ઠ બોલ્યા: હે રામ! તમે આ ઘણો સારો પ્રશ્ન પૂછ્યો, તમને જ્ઞાનનો ઉદય થાય એવો હું તમને ઉત્તર આપું છું, તે તમે સાંભળો.[૨૮] ક્રિયામાં કુશળપણાના અનુસંધાનથી માણસના

મનનો જે વિકાસ છે તેજ કર્મનું બીજ છે અને તેને જ ફળ થાય છે.[૨૯] સૃષ્ટિની આદિમાં પરમાત્માના પદથી જ્યારે મન ઉત્પન્ન થયું, ત્યારે જ જીવનું કર્મ પણ ઉત્પન્ન થયુ અને જીવ પૂર્વની વાસના અનુસાર દેહભાવે રહ્યો.[૩૦] પુષ્પ અને તેની સુગંધમાં જેમ ભેદ નથી, તેમ કર્મ અને મનમાં ભેદ નથી.[૩૧] આ જગતમાં ક્રિયાની સ્ફુરણા થવી તેને કર્મ કહે છે. પ્રથમ મનરૂપી દેહ છે. તેમાં કર્મના ધર્મ છે, માટે મન છે તેજ કર્મ છે.[૩૨] એવો કોઈ પર્વત નથી, એવું કોઈ આકાશ નથી, એવો કોઈ સમુદ્ર નથી અને એવું બીજું કોઈ પણ સ્થાન નથી કે જેમાં કર્મફળ નથી.[૩૩] આ જન્મમાં અથવા પૂર્વજન્મમાં કરેલ કર્મ ફળરૂપ થાય છે; કારણ કે પૌરુષયત્ન(ઉદ્યમ) કોઈ દિવસ નિષ્ફળ જતો નથી.[૩૪] કાજળમાંથી કાળાશનો ક્ષય થતાં જેમ કાજળનો ક્ષય થાય છે, તેમ સ્પંદાત્મક કર્મનો ક્ષય થવાથી મનનો ક્ષય થાય છે.[૩૫] કર્મનો નાશ થવાથી મનનો નાશ થાય છે અને મનનો નાશ એજ અકર્મતા છે. આ પ્રમાણે અકર્મપણું મુક્તને થાય છે, પણ અમુક્તને થતું નથી.[૩૬] અગ્નિ અને ઉષ્ણતા એ બંને જેમ સાથેજ રહે છે. તેમ ચિત્ત અને કર્મ સાથેજ રહે છે. એ બેમાંથી એકનો નાશ થાય છે, તો તે બનેનો નાશ થાય છે. હે રામ! ચિત્ત સદા સ્ફુરણવિલાસને પામીને વિહિત તથા નિષિદ્ધ કર્મનું સંપાદન કરી, પુણ્ય—પાપરૂપ ધર્મ તથા અધર્મરૂપે પરિણામ પામે છે. ત્યાર પછી ચિત્તથી થયેલ કર્મ, શુભ તથા અશુભ ફળના ભોગને અનુકૂળ એવા સ્ફુરણને પામીને ચિત્તરૂપે પરિણામ પામે છે. આમ ચિત્ત અને કર્મ એ બે ધર્મ અને કર્મ એવાં નામથી લોકમાં કહેવાય છે.[૩૭'૩૮]

चित्तं सदा स्पंदविलासमेत्य स्पंदैकरूपं ननु कर्म विद्धि । कर्माथ चित्तं किल धर्मकर्म पदंगते एव परस्परेण ॥ ३८ ॥

## સર્ગ ૯૬મો*

### મનના સ્વરૂપનું વર્ણન

वसिष्ठ उवाच ।

मनो हि भावनामात्रं भावनास्पदधर्मिणी ।
क्रिया तद्भाविता रूपं फलं सर्वोनुधावति ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! મન ભાવનામાત્ર છે, ભાવના સ્ફુરણધર્મવાળી છે, સ્ફુરણ ક્રિયારૂપ છે અને તે ક્રિયાના સ્ફુરણથી સર્વને ફળ મળે છે.[૧]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! મન કે જે જડ છતાં અજડ આકૃતિવાળું છે, તે મનનું રૂઢ સંકલ્પવાળું સ્વરૂપ વિસ્તારથી મને કહો.[૨]

**વસિષ્ઠ બોલ્યા :** અનંત અને સર્વશક્તિમાન માયાશબલ આત્મતત્ત્વનું સંકલ્પશક્તિ વડે રચેલું જે રૂપ છે તેને જ મન કહે છે. 'અમુક વસ્તુ આમ હશે કે આમ હશે,' એવી રીતે માણસના ચિત્તમાં સંકલ્પ—વિકલ્પથી જે બે પક્ષ આવે છે, તે જ મનનું રૂપ છે.[૩'૪] આત્મા ચૈતન્યપણાથી સર્વદા પ્રકાશ પામે છે, તોપણ તેને 'હું નથી જાણતો' તથા કર્તા નથી તે છતાં 'હું કરું છું,' એવો જેને લીધે નિશ્ચય થાય છે, તે મનનું રૂપ છે.[૫] ગુણ વિના જેવી રીતે ગુણીનો સંભવ નથી, તેવી રીતે સંકલ્પ—વિકલ્પરૂપ કર્મશક્તિ વિના મનનો સંભવ નથી.[૬] જેવી રીતે અગ્નિ અને ઉષ્ણતાની સત્તા ભિન્ન નથી, તેવી રીતે કર્મ તથા મન અને જીવની તથા મનની સત્તા ભિન્ન નથી.[૭] એ મન ચિત્તરૂપી ફળધર્મવાળા કર્મરૂપ છે. એનું શરીર સંકલ્પમય છે અને તે વિવિધ વિસ્તારથી શોભે છે. આ આખુંય જગત એ મન વડે વ્યાપ્ત છે અને એ જગત દ્વૈતરૂપ છે, માયામય

× આ છન્નુમા સર્ગમાં અનેક પ્રકારની આકૃતિવાળા મનની, કર્મની વિચિત્રતાથી તેના જુદાજુદા ભેદ તથા મનની શુદ્ધિ માટે તરતનું વર્ણન કરવામાં આવશે.

છે, નિષ્કારણ છે, સ્થિતિ વિનાનું છે અને વાસનાથી થતી કલ્પનાથી વ્યાકુળ છે. જે માણસ વાસનાનું જેવી રીતે આરોપણ કરે છે, તે વાસના તેવી રીતે તેને ફળ આપે છે.[૯-૧૦] વાસનારૂપી વૃક્ષને કર્મરૂપી બીજ છે અને મનના સ્ફુરણરૂપી શરીર છે. એને અનેક પ્રકારની ક્રિયા એ શાખા છે તથા તેમાં વિચિત્ર ફળ રહેલું છે.[૧૧] મન જેવુ અનુસંધાન કરે છે તેવી રીતે કર્મેંદ્રિયો પ્રવૃત્તિ કરે છે અને તે પ્રમાણે તે સંપાદન કરે છે. માટે કર્મ એ જ મન છે.[૧૨] મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, કર્મ, કલ્પના, સંસ્મૃતિ, વાસના, વિદ્યા, પ્રયત્ન, સ્મૃતિ, ઇંદ્રિય, પ્રકૃતિ, માયા અને ક્રિયા—આ પ્રમાણે શબ્દની વિચિત્ર ઉક્તિ બ્રહ્મમાં સસારના ભ્રમના હેતુરૂપ છે.[૧૩'૧૪] કાકતાલીયયોગથી (અકસ્માત્) ચતન્યને જ્યારે બાહ્યકલ્પનાપણું પ્રાપ્ત થાય છે, ત્યારે પર્યાયથી તેનાં મન, બુદ્ધિ વગેરે નામ પડે છે.[૧૫]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! પરસંવેદનની વિચિત્ર અર્થની કલ્પનાવાળી આ મનબુદ્ધિ વગેરેની પર્યાયવૃત્તિ રૂઢિમાં કેમ આવી?[૧૬]

**વસિષ્ઠ બોલ્યા :** પરસંવિત્ જ્યારે અવિદ્યાએ કરી કલંકપણાને પામી સંકલ્પ—વિકલ્પરૂપે અનેક પ્રકારે થાય છે, ત્યારે તેને **મન** કહે છે.[૧૭] સંકલ્પ—વિકલ્પ થયા પછી અથવા પહેલાં એક જ વસ્તુનો નિશ્ચય કરી પરસવિત્ જ્યારે સ્થિરપણે રહે છે, ત્યારે તેને **બુદ્ધિ** કહે છે.[૧૮] દેહ વગેરે મિથ્યા પદાર્થમાં અભિમાન કરી જ્યારે તે પોતાની જ સત્તાની કલ્પના કરે છે, ત્યારે તેને **અહંકાર** કહે છે અને તેથી સંસારમાં બંધન થાય છે.[૧૯] જ્યારે એક વિષયનો ત્યાગ કરી બીજા વિષયનું સ્મરણ કરે છે તથા પૂર્વાપર વિચારનો ત્યાગ કરે છે, ત્યારે તે સંવિત્‌ને **ચિત્ત** કહે છે. સ્ફુરણ થવું એ સંવિત્‌નો ધર્મ છે, એટલે તે અસત્ સ્ફુરણાને લીધે જ્યારે કર્તાના શરીરને તથા અવયવને દેશાંતરનો સંયોગ સંપાદન કરે ત્યારે તે સવિત્‌ને **કર્મ** કહે છે.[૨૦'૨૧] એક ઘનરૂપ પરમાત્માના સ્વરૂપના નિશ્ચયનો અકસ્માત્ ત્યાગ કરી, જ્યારે સંવિત્ ઇચ્છા પ્રમાણે અન્ય વસ્તુની કલ્પના કરે છે, ત્યારે તેને **કલ્પના** કહે છે.[૨૨] અમુક પદાર્થ પ્રથમ જોયેલ છે અથવા નથી જોયેલ, એવી રીતે સ્મરણથી નિશ્ચય કરી જ્યારે તે ચેષ્ટા કરે છે, ત્યારે તેને **સંસ્મૃતિ** કહે છે.[૨૩] પ્રથમ અનુભવ કરેલ પદાર્થની શક્તિ જ્યારે આકાશની પેઠે શૂન્ય પદાર્થમાં કાંઈ પણ ચેષ્ટા કર્યા વિના સૂક્ષ્મરૂપે રહે છે, ત્યારે તેને **વાસના** કહે છે.[૨૪] આત્મતત્ત્વ છે તે જ નિર્મળ છે અને પ્રપંચની પ્રતિભા ત્રણ કાળમાં પણ નથી, એમ જાણવામાં આવે તેને **વિદ્યા** કહે છે.[૨૫] તે આત્માના અદર્શનને માટે સ્ફુરણા કરે છે તેથી તેને **પ્રયત્ન**× કહે છે. તે વિવિધ પ્રકારના પદાર્થનું સ્મરણ કરાવે છે તેથી તેને **સ્મૃતિ** કહે છે.[૨૬] તે શ્રવણ કરી, સ્પર્શ કરી, દર્શન કરી, ભોજન કરી, સુગંધનું ગ્રહણ કરી અને વિચાર કરી જીવભાવે રહેલ કર્મેંદ્રિયના સ્વામીને આનંદ પમાડે છે. માટે તેને **ઇંદ્રિય** કહે છે. પરમાત્મા અદૃશ્ય છતાં સર્વ દૃશ્યસમૂહના ઉપાદાનકારણરૂપ હોવાથી તેને **પ્રકૃતિ** કહે છે. તે સત્પદાર્થમાં અસત્પણું તથા અસત્પદાર્થમાં સત્પણું કરે છે. એમ તેને સત્તા તથા અસત્તાના વિકલ્પને લીધે **માયા** કહે છે. દર્શન, શ્રવણ, સ્પર્શ, રસન તથા ઘ્રાણ ઇત્યાદિ કર્મે કરીને તેને **ક્રિયા** કહેવામાં આવે છે અને તે ક્રિયા સંસ્મૃતિનાં બીજરૂપ છે.[૨૭-૩૦] ઉપર

× પ્રયત્ન તથા સ્મૃતિને બદલે વિસ્મૃતિ તથા **મલ** પણ લખેલ છે: આત્માના અત્યંત અદર્શનમાં વિસ્મરણ કરાવે છે તેથી વિસ્મૃતિ કહે છે. મિથ્યા વિકલ્પના સમૂહે કરી તેને **મલ** કહે છે. એટલે કે આવરણ(ઢાંકી દેવું અથવા ભુલાવવું)શક્તિના પ્રધાનપણાથી મલ કહે છે તથા વિક્ષેપશક્તિના પ્રધાનપણાથી વિસ્મૃતિ કહે છે.

પ્રમાણે ચેત્યને અનુસરનાર ચૈતન્યનું જેવું રૂપ સ્ફુરે છે, તેવાં તેનાં પર્યાયથી નામ પડે છે.[૩૧] ચિત્તપણાને પ્રાપ્ત થઈ સંસારપદવીમાં જવાથી પોતાના જ હજારો સંકલ્પથી મન, બુદ્ધિ વગેરે નામ રૂઢિમાં આવેલાં છે.[૩૨] ચિત્ત વિષયવાસના-રૂપ યા દ્વૈતવાસનાં રૂપકલંકથી પોતાના પૂર્ણ સ્વરૂપની વિકલતાથી આકુલ હોય તેમ, દેહાદિક જડતાની જાળમાં પડે છે; માટે એક જ ચિત્તની મન તથા બુદ્ધિ આદિ વિભાગની કલ્પના છે.[૩૩] એ જ ચિત્ત લોકમાં 'જીવ' કહેવાય છે અને 'મન' પણ કહેવાય છે. વળી તે 'ચિત્ત' કહેવાય છે તેમ જ 'બુદ્ધિ' પણ કહેવાય છે.[૩૪] આ પ્રમાણે પરમાત્માના પદમાંથી ભ્રષ્ટ થયેલા એ અજ્ઞાનરૂપી કલંકવાળા ચિત્તનાં ભિન્નભિન્ન નામો અનેક સંકલ્પથી પડ્યાં છે, એમ પંડિતો કહે છે.[૩૫]

**રામ બોલ્યા :** હે તત્ત્વજ્ઞ! હે બ્રહ્મન્! મન જડરૂપ છે કે ચેતનરૂપ છે? મારા મનમાં તેનો નિશ્ચય થતો નથી.[૩૬]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્રજી! મન જડ પણ નથી, તેમ ચૈતન્યરૂપ પણ નથી. પ્રથમ ચૈતન્યરૂપે રહેલ અજડ દૃષ્ટિ સંસારની ઉપાધિને લીધે જ્યારે મલિન થાય છે, ત્યારે તેને મન કહે છે.[૩૭] તે મન સત્–અસત્‌થી વિલક્ષણ છે. પ્રત્યેક પ્રાણીમાં ભિન્નભિન્ન રહેલ છે. જગતના કારણ-રૂપ છે અને ચિત્ત પણ તેને જ કહે છે.[૩૮] નિશ્ચય-પણાથી પરમાત્માનું શાશ્વત એક રૂપ છે. તે વિના ચિત્તની સ્થિતિ નથી અને તે ચિત્તથી જ જગત થયેલ છે.[૩૯] જડ તથા અજડ દૃષ્ટિમાં હીંચકાની પેઠે સંકલ્પ–વિકલ્પવાળું જે ચૈતન્યનું રૂપ છે તેને મન કહે છે. હે રામ! સાક્ષી-પણાને લીધે અંદરથી કલંકરહિત અને બહારથી મલિન એવું ચૈતન્યનું જે ઉપાધિકૃત ચલન છે, તેને પણ 'મન' કહેવામાં આવે છે; તે જડ પણ નથી તેમ ચેતન પણ નથી. એ મનનાં અહંકાર, મન, બુદ્ધિ તથા જીવ વગેરે વિચિત્ર નામ કલ્પેલાં છે. જે પ્રમાણે નટ જુદા જુદા વેશ લે છે, તે પ્રમાણે મન જુદાંજુદાં કર્મ કરે છે અને તેથી જુદાં જુદાં નામ ધારણ કરે છે. જેવી રીતે એક જ માણસ જુદાંજુદાં કામ કરતો હોય તો જેવું કામ તેવું તેનુ નામ પડે છે; (જેમકે રસોઈ કરતી વખતે રાંધનાર, પાઠ કરતી વખતે પાઠ કરનાર, કથા કહેતી વખતે વક્તા તથા સાંભળતી વખતે શ્રોતા વગેરે.) તેવી રીતે મનનાં જુદાં જુદાં કાર્યને લીધે જુદાં જુદાં નામ પડેલાં છે. હે રામચંદ્રજી! મેં તમારી પાસે મનની જે જે સંજ્ઞા કહેલી છે, તે જ સંજ્ઞા અન્ય મતવા-ળાએ પોતાની કપોલકલ્પિત યુક્તિથી જુદી રીતે કહેલ છે.[૪૦–૪૫] જેવો જેનો સ્વભાવ તે પ્રમાણે બુદ્ધિ રાખીને ઇચ્છામાં આવે તે રીતે મન, બુદ્ધિ તથા ઇંદ્રિયોના વિચિત્ર નામના ભેદો કરેલા છે.[૪૬] જીવથી ભિન્ન જે જડ પ્રકૃતિ છે તેને કેટ-લાક મન કહે છે, કેટલાક અહંકૃતિ કહે છે અને કેટલાક બુદ્ધિ કહે છે.[૪૭] હે રઘુનંદન! અહંકાર, મન તથા બુદ્ધિ વગેરે સૃષ્ટિની કલ્પના છે તથા તે એકરૂપ જ છે. પણ ન્યાયમતવાળાએ તેની જુદી કલ્પના કરી છે, સાંખ્યમતવાળાએ તેથી જુદી કલ્પના કરી છે અને ચાર્વાકમતવાળાએ સાંખ્યથી પણ જુદી કલ્પના કરી છે. વળી જૈમિનિ મતવાળાએ તેથી પણ વિચિત્ર કલ્પના કરી છે; તે જ પ્રમાણે આર્હત, બૌદ્ધ, વૈશેષિક તથા પાંચ-રાત્ર–એ સર્વેએ પણ પોતાની બુદ્ધિ પ્રમાણે જુદી-જુદી કલ્પના કરી છે.[૪૮–૫૦] છતાં એક નગરમાં જવાના જુદાજુદા માર્ગો હોય અને તે સર્વ માર્ગેથી તે નગરમાં જવાય, તે પ્રમાણે તે સર્વ કલ્પનાથી એક પારમાર્થિક પદને પહોંચવું એ જ સર્વનો ઉદ્દેશ છે અને તે પરમપદમાં સર્વની એકતા છે.[૫૧] પણ પરમાર્થના અજ્ઞાનથી અને વિપરીત બોધને લીધે માત્ર તેઓ વિવાદ કરે છે.

વટેમાર્ગું જેમ એક નગરમાં જવાના જુદાજુદા માર્ગમાંથી જે માર્ગ પોતાને ઇચ્છિત હોય તે માર્ગનાં વખાણ કરે છે, તેમ જુદા જુદા મતવાદીઓ પોતપોતાના મતનાં વખાણ કરે છે.[૫૨-૫૩] પણ હે રામ! તે સર્વનો મત મિથ્યા છે, કારણ કે કર્મમાર્ગમાં પ્રીતિ હોવાથી પોતાના વિકલ્પિત અર્થથી તેઓએ વિચિત્ર યુક્તિ કરેલી છે; પણ ખરું જોતાં સર્વ મનનો જ વિલાસ છે.[૫૪-૫૫] એક માણસ સ્નાન કરતો હોય ત્યારે તે સ્નાનકર્તા કહેવાય છે તથા દાન કરતો હોય ત્યારે દાન કરનાર કહેવાય છે અને એમ કાર્ય પ્રમાણે તેનું નામ પડે છે. તે જ પ્રમાણે આ મન ક્રિયાના ભેદથી વિચિત્રતાને પામે છે. વિવિધ કાર્યો કરવાને પરિણામે એ મન જીવ, વાસના અને કર્મ આદિ નામરૂપી ભેદોવાળું થાય છે. જે અખિલ અનુભવ થાય છે તે માત્ર ચિત્તનો છે અને ચિત્ત વિનાનો માણસ જુએ છે, તોપણ જોતો નથી. શુભ તથા અશુભ સાંભળવાથી, સ્પર્શ કરવાથી, જોવાથી, ભોજન કરવાથી અને સૂંઘવાથી અંતઃકરણમાં હર્ષ થવો અથવા ખેદ થવો, એ મનવાળા માણસને જ થાય છે. પ્રકાશ છે એ જ રૂપનું કારણ છે, તેવી રીતે મન છે તે જ પદાર્થોનું કારણ છે. જે માણસનું મન બંધાયું છે (વાસનાવાળું છે) તેને બંધન થાય છે અને જેનું મન મુક્ત (વાસનારહિત) છે તેની મુક્તિ થાય છે. જડ બુદ્ધિવાળો માણસ મનને પણ જડ માને છે અને ચૈતન્યવાન માણસ મનને ચૈતન્યસ્વરૂપ જાણે છે, પણ વસ્તુતઃ મન જડ પણ નથી તેમ ચેતન પણ નથી; અને વિચિત્ર સુખ—દુઃખની ચેષ્ટાવાળું ઉદ્ભવેલું જગત પણ મનમાંથી જ ઊઠેલું છે.[૫૬-૬૧] એકરૂપ મનમાં આખા સંસારનો લય થઈ જાય છે. અજ્ઞાન વડે ચિત્ત જ્યારે મલિન થાય છે, ત્યારે ભ્રાંતિ વડે સંસારના કારણરૂપ મન વડે જગત ઉત્પન્ન થાય છે.[૬૨] હે રામ! મન અજડ છે એમ માનીએ, તોપણ તે સંસારનું કારણ નથી. એ પથ્થર જેવું જડ છે એમ માનીએ, તોપણ તે સંસારનું કારણ નથી.[૬૩] એટલા માટે હે રામ! આ જગતમાં રૂપનું કારણ જેમ પ્રકાશ છે, તેમ મન કે જે જડ નથી તેમ ચેતન પણ નથી, તે જ પદાર્થનું કારણ છે.[૬૪] ચિત્ત વિના જગત નથી; કારણ કે ચિત્તનો લય થવાથી સર્વ જગતનો લય થાય છે.[૬૫] કાળ એક જ છે, પણ ઋતુઋતુને લીધે તેનાં જુદાં જુદાં નામ પડે છે. તે જ પ્રમાણે મનનાં કર્મને લીધે જુદાં જુદાં નામ પડે છે.[૬૬] કદાપિ મન વિના અહંકાર વગેરે ક્રિયા શરીરને ક્ષોભ કરતી હોય, તો જેને મન નથી તેને પણ ક્ષોભ થવો જોઈએ; પણ તેમ થતું નથી. માટે મન વિના બીજી શક્તિ નથી, એમ સિદ્ધ થાય છે.[૬૭] ભિન્ન ભિન્ન મતવાદીઓએ પોતપોતાના શાસ્ત્રમાં ભેદ કહેલા છે, તે પોતાના તર્કથી જ કહેલા છે; અને તેવા તર્કોને તત્ત્વજ્ઞાની માનતા નથી તથા તેનું શાસન પણ કરતા નથી. હે રામ! અનેક પ્રકારના તર્ક—વિતર્ક થવા એ મનની સ્વાભાવિક શક્તિ છે અને તે શક્તિને લીધે જ ભિન્ન ભિન્ન મતવાદીઓએ ભિન્ન ભિન્ન તર્ક કરેલા છે તથા સર્વની શ્રદ્ધાના જડપણાથી સર્વના તર્કમાં વિચિત્રતા રહેલી છે.[૬૮-૭૦] ચેતનરૂપ કરોળિયામાંથી જેમ જડ તંતુની ઉત્પત્તિ થાય છે, તેમ નિત્ય પ્રબુદ્ધ પરપુરુષમાંથી પ્રકૃતિની ઉત્પત્તિ થઈ છે.[૭૧] અવિદ્યાના પરવશપણાથી ચિત્તની ભાવનાઓ સ્થિરતાને પામી છે, તેથી વાદીઓના મતમાં મનનાં જે નામભેદ અને રૂપભેદ છે તે ભ્રાંતિ વડે કલ્પિત છે.[૭૧-૭૨] મલિન ચિત્તની જીવ, મન, બુદ્ધિ તથા અહંકૃતિ એવી સંજ્ઞા પડેલી છે અને તે જ આ જગતમાં ચેતન, ચિત્ત તથા જીવ એવી રીતે કહેવાય છે. પણ સર્વની એકતા હોવાથી એમાં વિવાદનું કારણ નથી.[૭૩]

जीवो मनश्च ननु बुद्धिरहंकृतिश्चेत्येवं प्रथा-

मुपगतेयमनिर्मला चित् । सैषोच्यते जगति चेत-
नचित्तजीवसंज्ञागणेन किल नास्ति विवाद एषः ।

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'મનઃસંજ્ઞાવિચાર' નામનો સર્ગ ૯૬મો સમાપ્ત

## सर्ग ९७मो*

### આકાશત્રયનું વર્ણન

राम उवाच

ब्रह्मन्मनस एवेदमंतश्चाडंबरं सृतम् ।
यतस्तदेव कर्मेति वाक्यार्थादुपलभ्यते ॥ १ ॥

**રામ બોલ્યા:** હે બ્રહ્મન્! આ જગતરૂપી સર્વ આડંબર મનથી જ ઉત્પન્ન થયેલો છે, માટે જગત એ જ મનનું કર્મ છે, એમ પ્રથમ તમારા બતાવેલા વાક્યના અર્થથી મારા સમજવામાં આવે છે.[૧]

**વસિષ્ઠ બોલ્યા:** મરુદેશનો પ્રચંડ તાપ પ્રકાશના આવરણરૂપ મૃગતૃષ્ણિકાનો×જેમ અંગીકાર કરે છે, તેમ દૃઢ ભાવથી આસક્ત થયેલું મન આત્માના આવરણરૂપ અજ્ઞાન વડે આ જગતનો અંગીકાર કરે છે.[૨] આ બ્રહ્મરૂપ જગતને વિષે તે મન એક આકૃતિપણાને પામે છે. કોઈ સમયે તે મનુષ્યભાવને પામે છે અને કોઈ સમયે તે દેવરૂપે ઉત્પન્ન થાય છે.[૩] કોઈ સમયે તે દૈત્યપણાથી ઉલ્લાસ પામે છે, કોઈ સમયે તે યક્ષપણાથી ઉદય પામે છે, કોઈ સમયે તે ગંધર્વપણાને પ્રાપ્ત થાય છે, તો કોઈ સમયે તે કિન્નરરૂપે રહે છે.[૪] વળી કોઈ સમયે તે આકાશ અને નગરરૂપે પણ થાય છે. એ પ્રમાણે વિસ્તારવાળી આકૃતિથી મન જ સર્વ સ્થળે વૃદ્ધિ પામે છે.[૫] શરીરનો સમૂહ તૃણ, કાષ્ઠ અને લતા જેવો છે; માટે શરીરનો વિચાર કરવાથી કાંઈ ફળ નથી. માત્ર મન છે તે જ વિચાર કરવા યોગ્ય છે.[૬] મન વડે આકુળ થયેલું આ જગત વિસ્તાર પામેલું છે અને તે વિના પરમાત્મા એ જ અવશેષ રહે છે.[૭] આત્મા પોતે સર્વપદથી અતીત છે, સર્વ સ્થળે ગમન કરનાર છે, સર્વના આશ્રયરૂપ છે અને તેના પ્રસાદે કરીને સંસારમાં મન દોડે છે તથા નાચે છે.[૮] મનનું કર્મ છે તે જ શરીરના કારણભૂત છે અને જન્મ—મરણ પણ તેનાં જ થાય છે. આત્માને વિષે તેવા ગુણ નથી.[૯] વિચાર કરવાથી મન લય પામે છે અને મનના લયમાત્રથી મોક્ષ છે.[૧૦] મનનો ક્ષય થયા પછી પ્રાણીની મુક્તિ થાય છે અને આ પ્રમાણે મુક્તિ થયા પછી ફરી વાર જન્મ થતો નથી.[૧૧]

**રામ બોલ્યા:** હે ભગવન્! તમે પ્રથમ માણસની ત્રણ* પ્રકારની જાતિ કહી છે અને સદસદાત્મક મન છે તે જ તેમાં પ્રથમ કારણ છે એમ કહ્યું છે.[૧૨] માટે બુદ્ધિથી વર્જિત એવા શુદ્ધ ચૈતન્યરૂપી તત્ત્વમાંથી, જગતરૂપી વિચિત્રતા કરનાર મન કેવી રીતે ઉત્પન્ન થયું તથા કેવી રીતે વૃદ્ધિ પામ્યું?[૧૩]

**વસિષ્ઠ બોલ્યા:** હે રામચંદ્રજી! (૧) ચિત્તાકાશ, (૨) ચિદાકાશ તથા (૩) ભૂતાકાશ—એવી રીતે વિસ્તીર્ણ જઠરવાળાં ત્રણ જાતનાં આકાશ છે.[૧૪] એ ત્રણ આકાશ સર્વસામાન્ય છે તથા સર્વત્ર તેમની વ્યવસ્થા છે; શુદ્ધચૈતન્યની શક્તિથી તેમને સત્તા મળેલી છે.[૧૫] સઘળાં પ્રાણીમાત્રની અભ્યંતર(અંદરની) વસ્તુ તથા બાહ્ય વસ્તુની સત્તા અને અસત્તામાં જે સાક્ષી તથા વ્યાપક છે તેને **ચિદાકાશ** કહે છે.[૧૬] પ્રાણીમાત્રના સર્વ વ્યવહારના હેતુપણાથી જે હિતરૂપ છે, જે સર્વ કાર્ય—કારણના નિયંતાપણાથી શ્રેષ્ઠ છે અને જેણે પોતાની કલ્પનાથી આ જગતનો

+ આ સત્તાણુમા સર્ગમા સર્વ આકાશથી મનના સંસ્થાનનુ તથા ચિત્તાકાશ, ચિદાકાશ અને ભૂતાકાશનું વિસ્તારથી વર્ણન કરેલું છે.

× ઝાંઝવાના પાણી.

* ચોરાણુમા સર્ગમા બાર પ્રકારની જાત લખી છે, પણ તે સર્વનો સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણમાં આંતર્ભાવ થવાથી મુખ્ય ત્રણ જાતિ માનેલ છે.

વિસ્તાર કર્યો છે, તેને **ચિત્તાકાશ** કહે છે.[૧૭] દશ દિશાના મંડળના ભોગ વડે જેનું અવિચ્છિન્ન શરીર છે તથા મેઘ વગેરેના જે આશ્રયભૂત છે, તેને **ભૂતાકાશ** કહે છે.[૧૮] ભૂતાકાશ તથા ચિત્તાકાશ એ બન્ને ચિદાકાશના બળથી ઉત્પન્ન થયેલ છે અને દિવસ જેમ સર્વ કાર્યસમૂહનું કારણ છે, તેમ ચૈતન્ય સર્વનું કારણ છે[૧૯] 'હું જડ છું' 'હું જડ નથી' એવો મલિન ચિત્તને નિશ્ચય થાય છે, તે જ મન છે એમ જાણો અને તે મને આકાશાદિ ઉત્પન્ન કર્યાં છે.[૨૦] આવી રીતે ત્રણ આકાશની કલ્પના કરવી, એ પણ જ્યાં સુધી વિષય (આત્મા)નું જ્ઞાન થયુ નથી, ત્યાં સુધી અજ્ઞાનીને બોધ કરવા માટે છે; તે કલ્પના જ્ઞાનીને માટે કરવામાં આવતી નથી[૨૧] જ્ઞાનીને તો નિશ્ચય થાય છે, કે એક પરબ્રહ્મ જ છે અને તે સર્વરૂપ છે, સર્વને પૂર્ણ પૂરક છે, નિત્ય છે અને સર્વ કલ્પનાથી વર્જિત છે.[૨૨] દ્વૈત તથા અદ્વૈતના ભેદવાળા વાક્યના ગર્ભિત સંદર્ભથી અજ્ઞાનીને ઉપદેશ આપવામાં આવે છે, પણ જ્ઞાનીને ઉપદેશની આવશ્યકતા નથી.[૨૩] હે રામચંદ્રજી! જ્યાં સુધી તમને જ્ઞાન થયું નથી, ત્યાં સુધી જ્ઞાન થવા માટે ત્રણ આકાશની કલ્પનાથી હું તમને ઉપદેશ કરું છું[૨૪] દાવાનળ જેવા પ્રચંડ તાપમાંથી જેમ મરુદેશમાં મૃગતૃષ્ણિકા ઉત્પન્ન થાય છે, તેમ ચિદાકાશમાંથી ભૂતાકાશ તથા ચિત્તાકાશ ઉત્પન્ન થાય છે.[૨૫] ચિત્તપણાને પામેલું મન મલિનપણાને પામે છે, તેથી તે આકુળપણાથી ત્રણ જગતરૂપ ઇંદ્રજાળને ઉત્પન્ન કરે છે.[૨૬] મૂર્ખ માણસને છીપમાં રૂપાની ભ્રાંતિ થાય છે, પણ વિદ્વાનને તેવી ભ્રાંતિ થતી નથી. તે જ પ્રમાણે અજ્ઞાની માણસને મલિનપણાને લીધે આ જગત ચિત્તના કાર્યરૂપી જોવામાં આવે છે, પણ જ્ઞાનીની દૃષ્ટિએ તે જોવામાં આવતું નથી. એટલે કે મૂર્ખપણાથી બંધન થાય છે અને જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે.[૨૭]

चित्तत्वमस्य मलिनस्य चिदात्मकस्य तत्त्वस्य दृश्यत इदं ननु बोधहीनैः । शुक्तौ यथा रजतता न तु बोधवद्भिर्मौर्ख्येण बंध इह बोधबलेन मोक्षः ॥ २७ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિ-પ્રકરણનો 'ચિદાકાશમાહાત્મ્ય' નામનો સર્ગ ૯૭મો સમાપ્ત**

# સર્ગ ૯૮મો*

## ચિત્તાખ્યાન—વનનું વર્ણન

**વસિષ્ઠ ઉવાચ**

यतः कुतश्चिदुत्पन्नं चित्तं यत्किंचिदेव हि ।
नित्यमात्मविमोक्षाय योजयेद्यत्नतोऽनघ ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે અનઘ! ચિત્ત ગમે તેમ ઉત્પન્ન થયુ હોય તોપણ તેને નિરંતર મોક્ષ માટે આત્માને વિષે જોડવુ.[૧] હે રામ! પરમાત્માના વિષે જોડેલુ ચિત્ત શુદ્ધ અને વાસનારહિત થાય છે અને ત્યાર પછી તે ચિત્ત કલ્પનાથી શૂન્ય થવાથી આત્માપણાને પામે છે.[૨] હે રામ! સ્થાવર અને જંગમરૂપી આ જગત ચિત્તને અધીન છે અને બંધ તથા મોક્ષ પણ ચિત્તને જ અધીન છે.[૩] હે રામ! આ સમયે બ્રહ્માએ પ્રથમ મને કહેલું ચિત્તાખ્યાન હું તમને કહું છું, તે તમે પ્રયત્નથી સાંભળો.[૪] હે રામચંદ્રજી! શૂન્ય, શાંત અને ભયંકર એવું એક વન હતું. તેમાં સો યોજન પણ એક કણમાત્ર જણાતા હતા.[૫] તે વનમાં હજાર હાથ તથા હજાર નેત્રવાળો એક પુરુષ હતો. તેની બુદ્ધિ આકુળ થયેલી હતી. તે ભયંકર અને વિશાળ આકૃતિનો હતો.[૬] તે પોતાના હજાર હાથમાં પરિઘ(એક જાતનું હથિયાર) લઈને પોતાના શરીરના પાછળના ભાગ ઉપર પ્રહાર કરતો હતો અને પોતાની મેળે પલાયન થતો હતો.[૭] આ

* આ અઠ્ઠાણુમા સર્ગમા બોધ થવા સારુ ચિત્તનુ આખ્યાન કહેવાશે તથા ચિત્તના તત્ત્વનો વિચાર કરવાથી ચિત્તનો નાશ થાય છે, એમ બતાવવામાં આવશે.

પ્રમાણે પોતાના શરીર ઉપર પોતાની જાતે દૃઢ પ્રહાર કરીને, ભયભીત થઈને તેણે કેટલાક યોજન સુધી દોડવા માંડ્યું.[૮] આ પ્રમાણે રાડો પાડતાં આ તરફ અને તે તરફ ઘણે દૂર સુધી દોડવાથી શ્રમને લીધે તેનું શરીર પરવશ થઈ ગયું અને તેના હાથ–પગ વીંખાઈ ગયા.[૯] ત્યાં તે પરવશપણાથી અંધારી રાત્રિના અંધકાર સમાન ભયંકર તથા આકાશ સમાન ગંભીર એવા પોલાણવાળા અંધારા કૂવામાં પડ્યો.[૧૦] ત્યાર પછી કેટલેક કાળે તે અંધારા કૂવામાંથી બહાર નીકળ્યો અને ફરી પણ પ્રથમની પેઠે પોતાના શરીર પર પોતાની જાતે પ્રહાર કરીને તેણે ચારે બાજુ દોડવા માંડ્યું.[૧૧] ફરીથી કેટલેક દૂર ગયા પછી, પતંગિયું જેમ અગ્નિમાં પડે, તેમ તેણે કેટલાક કાંટાથી વ્યાપ્ત એવા કરંજના વનમાં પ્રવેશ કર્યો.[૧૨] ત્યાર પછી એક ક્ષણમાં કરંજના વનમાંથી બહાર નીકળીને પ્રથમની પેઠે તેણે પોતાના શરીર ઉપર જાતે પ્રહાર કરતાંકરતાં દોડવા માંડ્યુ.[૧૩] કેટલેક દૂર ગયા પછી તેણે ચંદ્રમાના કિરણથી શીતળ અને મનોહર એવા એક કેળના વનમાં આનંદથી પ્રવેશ કર્યો.[૧૪] થોડી વાર પછી કેળના વનમાંથી બહાર નીકળીને પ્રથમની પેઠે તેણે જાતે પ્રહાર કરતાં દોડવા માંડ્યું.[૧૫] ત્યાંથી થોડે દૂર ગયા પછી ફરીથી તે જ અંધારા કૂવામાં તેણે પ્રવેશ કર્યો. તે સમયે તેના અવયવો તથા આકૃતિ વીંખાઈ ગયાં હતાં.[૧૬] પછી અંધારા કૂવામાંથી ઊઠીને તે કેળના વનમાં ગયો. એ કેળના વનમાંથી નીકળીને તે કરંજના વનની ઝાડીમાં ગયો.[૧૭] હવે એ કરંજના વનની ઝાડીમાંથી નીકળીને તે કૂવામાં ગયો અને એ કૂવામાંથી નીકળી તે કેળના વનમાં ગયો. આમ પ્રથમની પેઠે પ્રહાર કરતો રહી, તેણે તે તે સ્થાનમાં પ્રવેશ કરવા માંડ્યું.[૧૮] તે માણસનો આવા પ્રકારનો આચાર ઘણી વાર જોયા પછી, મેં તેને બળાત્કારથી માર્ગ પર રોક્યો અને તેને પૂછ્યુ, કે 'તું કોણ છે? આ તું શું કરે છે? શા માટે આવી રીતે તું પ્રહાર કરે છે? આવી રીતે પ્રહાર કરીને તું શું ઇચ્છે છે? અને શા માટે તું વૃથા ખેદ પામે છે?'[૧૯-૨૦] હે રઘુનંદન આવી રીતે પૂછવાથી તેણે ઉત્તર દીધો, કે 'હે મુનિ! હું કોઈ પણ નથી, હું કાંઈ કરતો પણ નથી.[૨૧] તમે મારા કામમાં અંતરાય નાખ્યો છે માટે તમે મારા શત્રુ છો. દુઃખને માટે તેમ જ સુખને માટે તમે મને જોયો છે અને મારો નાશ થયો છે.'[૨૨] એ પ્રમાણે કહીને તેણે પોતાનાં પીડાયેલાં અંગ તરફ દૃષ્ટિ કરી અને પૃથ્વી પર મેઘ પડતો હોય તેમ અસતોષથી તેણે દીન થઈને રુદન કરવા માંડ્યું.[૨૩] થોડી વાર પછી રુદન કરવું બંધ કરી, પોતાના અંગ તરફ નજર કરીને તેણે હાસ્ય કર્યું તથા નાદ કર્યો.[૨૪] એવું અટ્ટહાસ્ય કર્યા પછી તેણે મારી સમક્ષ ક્રમે કરી પોતાના અંગનો ત્યાગ કર્યો.[૨૫] પ્રથમ તેનું પરમ દારુણ મસ્તક પડી ગયું, ત્યાર પછી તેના હાથ પડી ગયા, ત્યાર પછી તેના વક્ષઃસ્થળનો નાશ થયો અને ત્યાર પછી તેનું ઉદર પડી ગયું.[૨૬] ત્યાર પછી ક્ષણમાત્રમાં ક્રમે કરી સર્વ અંગોનો ત્યાગ કરીને તે પુરુષ કોઈ સ્થળે જવાને તત્પર થયો.[૨૭] થોડી વાર પછી એ જ પ્રકારનો બીજો માણસ મારી નજરે આવ્યો. તે પણ પોતાના શરીર ઉપર પોતાના જ જાડો હાથથી પ્રહાર કરતો હતો અને દોડતો હતો; તે કૂવામાં પડતો હતો અને તેમાંથી બહાર નીકળી પાછો દોડતો હતો.[૨૮-૨૯] ત્યાંથી પાછો તે કૂવામાં પડતો હતો અને આતુર થઈને ફરી દોડતો હતો. ફરી તે ખાડામાં પડતો હતો અને ક્ષણ વારમાં તેણે શીતળ કદલીવનમાં પ્રવેશ કર્યો.[૩૦] ત્યાંથી પણ કષ્ટ પામીને પાછો પોતાના શરીર ઉપર પ્રહાર કરતો તે પલાયન કરતો હતો. આવો તેનો આચાર જોઈને મને આશ્ચર્ય થયુ.[૩૧] મેં તેને

ઊભો રાખ્યો અને પ્રથમ જોયેલા માણસને જે પ્રમાણે પૂછ્યું હતું તે જ પ્રમાણે મેં તેને પૂછ્યું. ત્યારે તે માણસ પણ પ્રથમના માણસની પેઠે ક્રમપૂર્વક રુદન, હાસ્ય અને પોતાનાં અંગનો ત્યાગ કરીને અદૃશ્ય થઈ ગયો. તેણે નિયતિની શક્તિનો વિચાર કરી ત્યાંથી પ્રયાણ કર્યું.[૩૨-૩૩] થોડી વાર પછી મેં એવા જ પ્રકારના ત્રીજા માણસને જોયો. તે પણ જાતે પ્રહાર કરતો હતો અને નાસી રહ્યો હતો.[૩૪] એ પ્રમાણે પલાયન કરતાં તે માણસ એક અંધારા કૂવામાં પડ્યો. થોડી વાર સુધી તેની કૂવામાંથી બહાર નીકળવાની વાટ જોઈને હું ઊભો રહ્યો; પણ ઘણી વાર સુધી જ્યારે તે બહાર ન નીકળ્યો, ત્યારે હું તેને જોવા માટે ઊભો થઈને ત્યાં ગયો.[૩૫-૩૬] તે સમયે તેવા જ આકારનો તથા તેવી જ રીતે પડતો મેં તેને જોયો, એટલે તેને ઊભો રાખીને, મે તેને પણ પ્રથમની પેઠે જ પૂછ્યું.[૩૭] છતાં હે કમલલોચન! તે મારું કહેવું સમજ્યો નહિ; એટલુંજ નહિ પણ તે મૂઢ બુદ્ધિવાળો અવિવેકી હોવાથી મને કહેવા લાગ્યો, કે 'અરે પાપી! અરે ભૂંડા બ્રાહ્મણ! તું કાંઈ જાણતો નથી.' પછી પોતાના જ વ્યાપારમાં પરાયણ થયેલો તે માણસ ત્યાંથી ચાલ્યો ગયો. એ પ્રમાણે તે અરણ્યમાં ફરતાં, એવા જ પ્રકારના બીજા પણ ઘણા પુરુષોને મેં જોયા. તેમાંના કેટલાક તો મારો પ્રશ્ન સાંભળી સ્વપ્નના સભ્રમની પેઠે શાંતિ પામી ગયા.[૩૮-૪૦] કેટલાક મારા વચનની ઉપેક્ષા કરી નિંદા કરવા લાગ્યા, તો કેટલાક અંધારા કૂવામાં પડી તેમાંથી બહાર નીકળ્યા.[૪૧] કેટલાકે કેળના વનમાં પ્રવેશ કર્યો અને તેમાંથી ઘણી વાર સુધી બહાર ન નીકળ્યા. કેટલાક ઘોર કરજના વનમાં જ અંતર્ધાન થયા. કેટલાક કામ્ય કર્મોમાં પરાયણ હતા તેથી ક્યાંય સ્થિતિ ન પામ્યા. હે રામચંદ્રજી! આ પ્રમાણે તે મહાટવી વિસ્તાર પામેલી છે.[૪૨-૪૩] તે આજ સુધી છે અને તેમાં એવા જ પ્રકારના પુરુષો છે. હે રામ! તે જંગલ તમે જોયુ છે, પણ તમારી બુદ્ધિ અપ્રૌઢ હોવાથી તેનુ તમને સ્મરણ નથી.[૪૪] તે જંગલ અતિ ભયંકર છે, વિવિધ પ્રકારના કાંટાને લીધે સંકટવાળું છે, ઘોર છે અને ગાઢ અંધારાને લીધે ગહન છે. છતાં લોકમાં નિવૃત્તિનું સાધન મળ્યા છતાં અજ્ઞાની માણસ આત્મજ્ઞાન ન હોવાથી તે ઘોર જંગલનું, સુગંધીવાળાં પુષ્પોથી યુક્ત એવી વાટિકા(વાડી)ની જેમ સેવન કરે છે.[૪૫]

सा भीषणा विविधकंटकसंकटांगी घोराटवी घनतमोगहनापि लोके। आगत्य निर्वृतिमलब्ध-परावबोधैरासेव्यते कुसुमगुल्मकवाटिकेव ॥४५॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તોપાખ્યાન' નામનો સર્ગ ૯૮મો સમાપ્ત

## सर्ग ९९मो*

## ચિત્તાખ્યાનનો સિદ્ધાંત

राम उवाच

क्वासौ महाटवी ब्रह्मन् कदा दृष्टा कथं मया।
के च ते पुरुषास्तत्र किं तत्कर्त्तुं कृतोद्यमाः ॥१॥

રામ બોલ્યા: હે બ્રહ્મન્! તમે કહેલી મહાટવી(મોટું જંગલ) ક્યાં છે? મેં તે ક્યારે અને કેવી રીતે જોયેલી છે? ત્યાં પુરુષો હતા તે કોણ હતા? તથા તેઓ શુ કરવાનો ઉદ્યમ કરતા હતા?[૧]

**વસિષ્ઠ બોલ્યા:** હે રઘુનાથ! હે મહાબાહુ! હે રામ! મેં તમને કહેલી મહાટવી દૂર નથી, તેમ તે પુરુષો પણ દૂર નથી.[૨] હે રામ! ગંભીર અપાર પોલાણવાળી, શૂન્ય તથા વિકારથી યુક્ત જે આ સંસારપદવી છે તેજ મહાટવી છે, એમ તમે સમજો.[૩] વિવેકદૃષ્ટિથી વિચાર કરવાથી તે સંસાર—પદવીરૂપ મહાટવી પ્રાપ્ત થાય છે અને

* આ નવ્વાણુમા સર્ગમા પ્રથમ કહેલા ચિત્તાખ્યાનનુ ક્રમથી તથા વ્યુત્ક્રમથી રામચંદ્રજીના પ્રશ્ન દ્વારા તાત્પર્ય કહેવામા આવશે.

જ્યારે તે એક અદ્વિતીય વસ્તુથી પૂર્ણ છે એમ નિશ્ચય થાય છે, ત્યારે તે શૂન્ય છે.[૪] તે સંસાર અટવીમાં મોટા આકારવાળા પુરુષો ભ્રમણ કરતા હતા એમ મેં તમને કહ્યું છે. તે પુરુષો નહિ, પણ સંસારમાંનાં માણસોના મનરૂપી પુરુષો સમજવા અને એ મન દુઃખમાં ડૂબેલાં છે.[૫] હે મહાબુદ્ધિમાન! હે નિષ્પાપ! વિવેક છે તેજ મનરૂપી પુરુષનો દ્રષ્ટા છે અને વિવેક વડે જ મેં તેને જોયેલા છે.[૬] સૂર્યદેવતા પોતાના પ્રકાશથી કમળને જાગૃત કરે છે, તેવી રીતે વિવેકથી હું મનને બોધ કરું છું.[૭] હે મહામતિમાન! મારા બોધનો અંગીકાર કરીને, મારા પ્રસાદથી કેટલાંક મન શાંતિ પામીને પરમ પદવીને પામી ગયાં છે.[૮] મોહને લીધે જે મારું અભિનંદન કરતાં નથી તથા જેઓ મારો તિરસ્કાર કરે છે, તેઓ અંધારા કૂવામાં પડે છે.[૯] હે રઘુવર! પૂર્વના સર્ગમાં જે અંધારા કૂવા કહ્યા છે, તે નરક સમજવાં. જેમણે કેળના વનમાં પ્રવેશ કર્યો, તે મન સ્વર્ગના રસવાળાં છે, એમ સમજવું. જેમણે અંધારા કૂવામાં પ્રવેશ કર્યો છે અને ત્યાંથી બહાર નિર્ગમન કર્યું નથી, તે મન મહાપાપથી યુક્ત હોવાથી નરકમાંથી નીકળ્યાં નથી, એમ સમજવું.[૧૦–૧૨] હે રાઘવ! કેળના વનમાં પ્રવેશ કર્યા પછી, તે વનમાંથી જેણે બહાર નિર્ગમન ન કર્યું, તે મન પુણ્યના સંભારથી યુક્ત હોવાથી સ્વર્ગમાં રહ્યાં છે એમ સમજવું.[૧૩] હે રઘુનંદન! કરંજના વનમાંથી જે બહાર ન નીકળ્યાં, તે મનુષ્યજાતનાં મન સમજવાં. જેને બોધ થયો તે બંધનથી મુક્ત થયા.[૧૪] બહુ રૂપવાળાં કેટલાંક મન એક યોનિમાંથી બીજી યોનિમાં પ્રવેશ કરીને, નરક તથા સ્વર્ગમાં આવ-જા કર્યા કરે છે.[૧૫] પ્રથમના સર્ગમાં કરજનું ગાઢ વન કહેલું છે, તે સંસારમાં સ્ત્રીનો રસ તથા દુઃખ અને કંટકરૂપી વિવિધ વાસનાથી યુક્ત મનુષ્યપણું સમજવું.[૧૬] જેણે કરંજના વનમાં પ્રવેશ કર્યો, તે મન મનુષ્યજાતિમાં ઉત્પન્ન થઈને સંસારના રસમાં આસક્ત થયાં, એમ સમજવું.[૧૭] હે રઘુનંદન! ચંદ્રમાનાં કિરણથી શીતળ એવું કેળનું જે વન કહેવામાં આવ્યું છે, તે મનને આનંદ કરનાર સ્વર્ગ છે, એમ સમજો.[૧૮] કેટલાંક મન પુણ્ય કરવાથી, તપ તથા ધારણા વડે શરીરને ધારણ કરીને રહેલાં છે.[૧૯] જેણે પોતાના અજ્ઞાનથી બુદ્ધિ અને ચિત્ત વડે મારો તિરસ્કાર કર્યો છે, તેણે આત્મજ્ઞાન ન હોવાથી પોતાનાજ વિવેકનો તિરસ્કાર કર્યો છે. તમે મને જોયો છે, મારો નાશ થયો છે તથા તમે મારા શત્રુ છો, એમ જે પુરુષે કહ્યું તે બોધ થવાથી નાશ થવા સમયે ચિત્તે પ્રલાપ કર્યો, એમ સમજવું.[૨૦,૨૧] હે રાઘવ! રાડો પાડીને પુરુષે રુદન કરવા માંડ્યું, એમ જે કહેવામાં આવ્યુ છે, તે સંસારનાં સુખનો ત્યાગ કરવા સમયે મને રુદન કર્યું, એમ સમજવું.[૨૨] અર્ધવિવેક પ્રાપ્ત થયો હોય અને નિર્મળ પદની પ્રાપ્તિ ન થયેલી હોય, ત્યાં સુધી સંસારના સુખને ત્યાગ કરવા સમયે ચિત્તને અતિશય પરિતાપ થાય છે.[૨૩] રુદન કરતાં પોતાના અંગ ઉપર દષ્ટિ કરી એમ કહેલુ છે, તે સંસારના સુખનો ત્યાગ કરવા સમયે સ્ત્રી–પુત્રના સ્નેહને લીધે તેમના પર દયાથી આ સર્વનો ત્યાગ કરી જવું, એ કષ્ટરૂપ છે. એમ વિચાર કરીને રુદન કર્યું, એમ સમજવું. અર્ધવિવેક પ્રાપ્ત થયો હોય અને નિર્મળપદની પ્રાપ્તિ ન થયેલી હોય, તો સ્નેહ તથા લોભ વગેરેથી અંગનો ત્યાગ કરવા સમયે ચિત્તમાં તાપની વૃદ્ધિ થાય છે.[૨૪,૨૫] હે રામ! જેમણે હાસ્ય કર્યું તેમને મારા જ્ઞાન વડે વિવેકની પ્રાપ્તિ થઈ છે અને તેથી તેમને ચિત્તમાં સંતોષ થઈને આનંદ થયો છે, એમ સમજવું.[૨૬] વિવેકની પ્રાપ્તિ થયા પછી જેણે સંસારની સ્થિતિનો ત્યાગ કરેલો છે, એવા ચિત્તને પોતાના રૂપનો ત્યાગ કરતી વખતે

આનંદની અભિવૃદ્ધિ થાય છે.[૨૭] જે પુરુષોએ પોતાનાં અંગ તરફ દૃષ્ટિ કરતાં હાસ્ય કર્યું, તેમણે પોતાના મનથી એવો વિચાર કર્યો કે, 'આ મારાં અંગો, એજ મને છેતરાવાનું સ્થાન છે! અહો! મિથ્યા વિકલ્પથી રચિત અંગો વડે હું ઘણી વાર છેતરાયો, આમ પોતાના મનથી વિચાર કરીને તેણે હાસ્ય સહિત અંગ તરફ દૃષ્ટિ કરી.[૨૮-૨૯] વિવેક પ્રાપ્ત થયા પછી પરપદમાં વિશ્રાંતિ પામેલું મન, પૂર્વની દીનતાના આધારભૂત પદાર્થને દૂરથી હાસ્ય કરતાંકરતાં જુએ છે.[૩૦] મેં તેને માર્ગમાં રોકીને પ્રયત્નથી પ્રશ્ન કર્યો, તે વિવેક બળાત્કારથી પોતાના ચિત્તને રોકે છે, એમ બતાવવામાં આવ્યું.[૩૧] મારી આંખ આગળ તેનાં અંગો ચુરાઈને અંતર્ધાન થઈ ગયાં, તે ઉપરથી વિવેકને લીધે મનનો નાશ થતી વખતે અર્થની અનેક પ્રકારની આશાનો પણ નાશ થાય છે, એમ બતાવવામાં આવ્યું.[૩૨] પુરુષને હજાર નેત્ર તથા હજાર હાથ હતા, એમ પ્રથમના સર્ગમાં વર્ણવેલું છે, તે ઉપરથી ચિત્તને અનંત આકૃતિપણું છે, એમ સમજવાનું છે.[૩૩] પુરુષ પોતાનાજ શરીર ઉપર પોતાની મેળે પ્રહાર કરતો હતો, એમ કહેલું છે, તે ઉપરથી અનેક પ્રકારની કુકલ્પનાથી મન પોતાનાજ શરીરને પ્રહાર કરે છે, એમ સમજવું.[૩૪] પુરુષ પ્રહાર કરતાં ચારે બાજુ દોડતો હતો, એમ કહેલું છે, તે ઉપરથી માણસનું મન પોતાની વાસનારૂપી પ્રહારથી વાસના અનુસાર દોડ્યા કરે છે, એમ સમજવાનું છે.[૩૫] મન પોતાની મેળે પોતાને પ્રહાર કરે છે અને સ્વેચ્છાથી પલાયન કરે છે. જુઓ, અજ્ઞાનનું એ કેવું કૌતુક છે![૩૬] પોતાની વાસનાથી તાપ પામેલાં સર્વ મન, સ્વેચ્છાથી પોતાના પદને પામવા માટે પલાયન કરે છે.[૩૭] આ જગતમાં દુઃખનો જે વિસ્તાર થયો છે, તે પણ મનને લીધેજ છે અને મન પોતે ખેદ પામી ચારે બાજુ દોડ્યા કરે છે.[૩૮] જેમ કોશેટો કરનાર કીડો પોતાની લાળરૂપી જાળથી બંધન પામે છે, તેમ મન પોતાની સંકલ્પિત વાસનારૂપી જાળથી પોતાની મેળે બંધન પામે છે.[૩૯] બાળક રમત કરવા સમયે પાછળથી પોતાનેજ દુઃખ થાય એવી રમત પણ અજ્ઞાનથી રમે છે, તેવી રીતે મન પોતાની ચંચળતાને લીધે ભાવિ દુઃખનો વિચાર કર્યા વિના પાછળથી અનર્થ થાય એવી રીતે પણ ક્રીડા કરે છે.[૪૦] લાકડાંને વહેરનાર વહેરણિયા પોતાની કરવતથી લાકડાંનો થોડો ભાગ ચીરીને તેમાં વચ્ચે ખીલી ભરાવી ચાલ્યા જાય છે. પાછળથી કોઈ વાંદરો તેજ લાકડા પર બેસીને પોતાની ચપળતાને લીધે કાંઈ પણ વિચાર કર્યા વિના તેમાંથી ખીલી કાઢી નાખે છે; તો ચીરેલા ભાગમાં પોતાના વૃષણ દબાવાથી તેનું મરણ થાય છે. તેજ પ્રમાણે માણસનું મન પોતાની ચંચળતાને લીધે વિચાર કર્યા વિના એવાં કામ કરે છે, કે પાછળથી તેને અનર્થની ઉત્પત્તિ થાય છે.[૪૧] માટે મનનું ઘણી વખત પાલન કરવું, ઘણી વખત મન વડે આત્મવિચાર કરવો અને યોગાભ્યાસથી મનને વશ કરી લેવું; એટલે ફરી વાર શોક કરવો પડે નહિ.[૪૨] મનના પ્રમાદથી દુઃખના પહાડ વધે છે. સૂર્યોદયથી જેમ હિમનો નાશ થાય છે, તેમ મનને વશ રાખવાથી દુઃખનો નાશ થાય છે.[૪૩] જે મનુષ્યનું મન શાસ્ત્રના અર્થથી ઉત્પન્ન થયેલી અનિંદ્ય વાસનાઓ વડે મુનિની પેઠે મૌનવૃત્તિથી સંસારના રાગમાં રમ્યા કરે છે, તે મનુષ્યનું મન પાછળથી તત્ત્વજ્ઞાનને લીધે પરમ પવિત્ર થાય છે તથા જન્મ અને મરણથી રહિત એવા પરમપદને પ્રાપ્ત થાય છે ત્યારે તેને મહાન આપત્તિમાં પણ શોક થતો નથી.[૪૪]

यावज्जीवमनिंद्यया च रमते शास्त्रार्थसंजातया तुल्यं वासनया मनो हि मुनिवन्मौनेन

रागादिषु । पश्चात्पावनपावनं पदमजं तत्प्राप्य तच्छीतलं । तत्संस्थेन न शोच्यते पुनरलं पुंसा महापत्स्वपि ॥ ४४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તોપાખ્યાન' નામનો સર્ગ ૯૯મો સમાપ્ત

## સર્ગ ૧૦૦મો*

### બ્રહ્મ સર્વશક્તિવાળું છે તથા બંધ-મોક્ષ અજ્ઞાનથી જ છે

વસિષ્ઠ ઉવાચ

चित्तमेतदुपायातं ब्रह्मणः परमात्पदात् ।
अतन्मयं तन्मयं च तरंगः सागरादिव ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યાઃ** હે રામ! આ ચિત્ત બ્રહ્મના પરમ પદમાંથી પ્રાપ્ત થયેલું છે. સાગરમાંથી ઉત્પન્ન થયેલ તરંગ જેમ સાગરમય છે તથા સાગરમય નથી, તેમ તે ચિત્ત બ્રહ્મમય છે અને બ્રહ્મમય નથી.[1] હે રામ! સામાન્ય જળની બુદ્ધિવાળા માણસને જેમ સમુદ્રથી તરંગ જુદા નથી, તેમ જ્ઞાનીને બ્રહ્મથી કાંઈ પણ વસ્તુ ભિન્ન નથી.[2] જળનું સામાન્યપણું ન જોનાર માણસને જેમ જળ અને તરંગમા જુદાપણું જોવામાં આવે છે, તેમ અપ્રબુદ્ધ માણસને મન છે, તે જ સંસારના ભ્રમના કારણરૂપ છે. વાચ્ય અને વાચકનો સંબધ પણ અજ્ઞાની માણસના ઉપદેશ માટે સંસારમાં કલ્પિત છે.[3,4] બ્રહ્મ સર્વશક્તિમાન છે, પર છે તથા નિત્ય, પૂર્ણ અને અવ્યય છે; તેમ જ એવી કોઈ પણ વસ્તુ નથી કે જે બ્રહ્મને વિષે ન હોય.[5] પરમાત્મા ભગવાન સર્વશક્તિમાન છે. જે સ્થળે જેવી ઇચ્છા થાય, તે સ્થળે તે તેવી શક્તિનો પ્રકાશ કરે છે.[6] હે રામ! શરીરને વિષે બ્રહ્મની ચૈતન્યશક્તિ જોવામાં આવે છે, વાયુને વિશે સ્પંદશક્તિ રહેલી છે અને પથ્થરમાં જડ શક્તિ રહેલી છે.[7] જળમાં દ્રવશક્તિ રહેલી છે, અગ્નિમાં તેજશક્તિ રહેલી છે, આકાશમાં શૂન્ય-શક્તિ રહેલી છે અને સંસારસ્થિતિમાં અસ્તિત્વ (હોવાપણા) ની શક્તિ રહેલી છે.[8] વિનાશમાં નાશશક્તિ છે, શોકવાળામાં શોકશક્તિ છે, આનંદ પામેલામાં આનંદશક્તિ છે. શૂરવીરમાં પરાક્રમ-શક્તિ છે, સર્ગમાં સર્ગશક્તિ છે અને આ કલ્પના અંતમાં સર્વશક્તિ છે. આ પ્રમાણે બ્રહ્મની સર્વ શક્તિ દશે દિશામાં દેખાય છે.[9,10] વૃક્ષના બીજમાં જેવી રીતે ફળ, પુષ્પ, લતા, પત્ર, શાખા તથા મૂળ-વાળું વૃક્ષ રહેલું છે, તેવી રીતે બ્રહ્મને વિષે આ જગત રહેલું છે.[11] બ્રહ્મને વિષે પ્રતિભાસના વશ-પણાથી ચૈતન્ય તથા જડના મધ્યમાં રહેલું જીવ નામનું ચિત્ત દેખાય છે.[12] અનેક પ્રકારનાં વૃક્ષ, લતા, ગુલ્મ તથા પલ્લવની કલ્પનાની પેઠે જ્યાં સુધી તત્ત્વ જાણવામાં આવ્યું નથી, ત્યાં સુધી આ જગતની કલ્પના છે.[13] હે રાઘવ! અહં-પ્રત્યયથી ભાસમાન થતું આ જગત બ્રહ્મરૂપ જ છે. આત્મા સર્વ સ્થળે રહેનાર છે તથા તેનું નિત્ય પ્રકાશરૂપ મહાન શરીર છે.[14] આકાશમાં જેવી રીતે પીંછાની ભ્રાંતિ થાય છે તથા જળમાં જેવી રીતે તરંગની બુદ્ધિ છે, તેવી રીતે આત્માની મનન કરવાની શક્તિને મન કહે છે.[15] આત્માને વિષે જીવ તથા મન પ્રતિભાસની કળા માત્ર છે. મનનાત્મક મનના રૂપનો જે ઉદય થયો છે, તે પણ બ્રહ્મની જ શક્તિ છે; તેથી હે રિપુનાશન! તે બ્રહ્મરૂપ જ છે. આ જે દશ્ય વિભાગ જોવામાં આવે છે, તે પણ પ્રાતિભાસિક છે, પણ વસ્તુતઃ વિભાગ નથી.[16,17] વળી બ્રહ્મના અજ્ઞાનથી કામ, કર્મ, વાસના આદિ જે કાંઈ લોકમાં જીવનું કારણ કહ્યું છે, તે સર્વ મન વિશે જ સદસદાત્મક છે; એટલે મનરૂપ બ્રહ્મની શક્તિ જ જીવનું કારણ છે. જેમ મનઃસત્તાત્મક બ્રહ્મનું રૂપ સંસર્ગના અધ્યાસથી મનમાં રહેલું છે અને જેમ વસંત

* આ સોમા સર્ગમા મનની શક્તિએ કરીને બ્રહ્મનું સર્વશક્તિપણું તથા અજ્ઞાનમાત્રથી બંધ-મોક્ષની કલ્પના છે, એમ વર્ણન કરવામાં આવશે.

વગેરે ઋતુની શક્તિ વૃક્ષમાં રહેલી છે, તેમ જીવની ચેષ્ટા વગેરે મનના ધર્મ પણ બ્રહ્મને વિષે રહેલા છે. પૃથ્વીમાં સર્વ ઋતુ તથા સર્વ પુષ્પ વગેરેની શક્તિ રહેલી છે, તે છતાં પૃથ્વી, બીજ, સંસ્કાર તથા દેશના ભેદથી વ્યવસ્થા વડે પુષ્પ વગેરેને ધારણ કરે છે; તેવી રીતે બ્રહ્મને વિષે સર્વ શક્તિ રહેલી છે, તે છતાં તે વ્યવસ્થાથી સર્વ શક્તિને ધારણ કરે છે અને પૃથ્વી જેવી રીતે પુષ્પને ધારણ કરે છે, તેવી રીતે લોકના કર્તા બ્રહ્મા ચિત્તને ધારણ કરે છે. જેવી રીતે પૃથ્વીના તળમાંથી દેશ કાળની વિચિત્રતા વડે શાળ ઉત્પન્ન થાય છે, તેવી રીતે બ્રહ્મમાંથી પણ અનેક સ્થળે અનેક પ્રકારની શક્તિઓ ઉત્પન્ન થાય છે. હવે સંકર બ્રહ્મ અને જગતને સંકર (સેળભેળ) માનીએ, તોપણ કંઈ પ્રાતિભાસિક નથી અને તેને કોઈ પણ એતું નથી. ભિન્નને ભિન્ન કરનાર જે સંખ્યા તથા રૂપ આદિ છે તેથી સંકર (સેળભેળ) થશે નહિ. એ ભેદ કરવાવાળાં સંખ્યા આદિ પણ મનથી જ બ્રહ્મ વિષે કલ્પાયેલાં છે, માટે તે પણ બ્રહ્મરૂપ જ જાણો.[૮-૨૩] ઈંદુબ્રાહ્મણના દશ પુત્રોએ મનની કલ્પનાથી દશ બ્રહ્માંડ ઉત્પન્ન કર્યાં, તેવી રીતે પ્રત્યેક માણસ મનમાં જેવી કલ્પના કરે છે, તેવું તે ઉત્પન્ન કરી શકે છે.[૨૪] પોતાની મેળે ક્ષોભ ન પામેલા નિર્મળ જળમાં જેવી રીતે સ્પંદ થાય છે, તેવી રીતે પરમાત્માને વિષે જીવ છે તે જ સંસારનું કારણ છે.[૨૫] જળમાં થતાં કલ્લોલ, ઊર્મિ તથા તરંગ–એ સઘળું જેમ જળરૂપ છે, તેમ જ્ઞાનવાન માણસને આ સર્વ જગત બ્રહ્મરૂપ છે.[૨૬] તરંગવાળા સમુદ્રમાં જળથી જુદી જેમ તરંગની કલ્પના કરવામાં આવે છે, તેમ નામ, રૂપ વગેરેની કલ્પના કરવામાં આવી છે, પણ વસ્તુતઃ એક બ્રહ્મની જ સત્તા રહેલી છે. જે ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, જાય છે તથા સ્થિતિ પામે છે, એ સઘળું વિવર્તપણાથી બ્રહ્મને વિષે જણાય છે.[૨૭-૨૮] સૂર્યનો પ્રચંડ તાપ જેમ મૃગજળરૂપે જણાય છે, તેમ પરમાત્મા નામરૂપથી રહિત છે તોપણ વિચિત્ર રૂપથી પ્રત્યક્ષ જણાય છે.[૨૯] કરણ, કર્મ, કર્તા, જનન, મરણ તથા સ્થિતિ, એ સઘળું બ્રહ્મને અધીન છે, તે વિના કંઈ પણ કલ્પના નથી.[૩૦] લોભ નથી, મોહ નથી, તૃષ્ણા નથી તથા અતિ આસક્તિ પણ નથી. આત્માને વિષે લોભ, તૃષ્ણા અથવા મોહ કેવો અને ક્યાં ઘટે?[૩૧] સુવર્ણમાંથી જેમ બાજુબંધ વગેરે આભૂષણો થાય છે, તેમ આ સર્વ જગત આત્મામાંથી જ મનની કલ્પનાના ક્રમે કરીને છે.[૩૨] અજ્ઞાનથી વીંટાયેલા ચિત્તને જીવ કહે છે. પોતાનો બંધુ હોય તેને પણ જ્યાં સુધી જાણ્યો નથી ત્યાં સુધી તે અબંધુ છે, (તે પ્રમાણે ચિત્તને આત્મજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી તેની જીવ સંજ્ઞા કહેવાય છે.)[૩૩] આકાશે જેવી રીતે શૂન્યતા પ્રકટ કરેલી છે, તેવી રીતે ચૈતન્યરૂપી આત્માએ અજ્ઞાન વડે પોતાના સંકલ્પથી જીવપણું પ્રકટ કરેલું છે.[૩૪] આત્મા છે તે જ અનાત્માની પેઠે જગતમાં જીવરૂપે જણાય છે. નેત્રદોષથી જેમ આકાશમાં બે ચંદ્રમા દેખાય છે, તેવી રીતે સત્–અસત્રૂપે આ જગત ઉત્પન્ન થયું છે.[૩૫] મોહના નિમિત્તરૂપ બંધ અને મોક્ષ, એ બે શબ્દનું પણ અત્યંત અસંભવપણું છે, કારણ કે આત્માને સત્યપણું હોવાથી તેને બંધન અથવા મોક્ષ કેમ જ ઘટે? બંધ કે જેનો નિત્ય અસંભવ છે, તેનો સંભવ માની 'હું બંધાયો છું' એમ માનવું એ પણ કુકલ્પના છે; તેમ જ મોક્ષ પણ કલ્પનામાત્ર છે, વાસ્તવિક રીતે નથી.[૩૬-૩૭]

રામ બોલ્યા : હે પ્રભુ! પ્રથમ કહેવામાં આવ્યું છે, કે મનમાં જેવો નિશ્ચય થાય છે, તે પ્રમાણે થાય છે, પણ તેમાં અન્યથા થતું નથી. ત્યારે જે માણસે મનથી બંધનની કલ્પના કરી છે, તેને કાલ્પનિક (કલ્પનાથી થયેલો) બંધ નથી એમ કેમ કહેવાય?[૩૮]

**વસિષ્ઠ બોલ્યા :** જેવી રીતે સ્વપ્નમાં થયેલી કલ્પના મિથ્યા છે, તેવી રીતે મૂર્ખ માણસને થયેલી બંધની કલ્પના પણ મિથ્યા છે અને તેવી જ રીતે મોક્ષની કલ્પના છે, તે પણ મિથ્યા છે. આ પ્રમાણે બંધ અને મોક્ષ એ બન્ને અજ્ઞાનથી જ થયેલ છે હે મહાબુદ્ધિમાન! વાસ્તવિક રીતે બંધ પણ નથી તેમ મોક્ષ પણ નથી.[૩૯-૪૦] જ્યાં સુધી અજ્ઞાન હોય છે ત્યાં સુધી દોરીમાં સર્પની કલ્પના થાય છે, પણ હે પ્રાજ્ઞ! જ્ઞાન થયા પછી તેવી કલ્પના થતી નથી. તે જ પ્રમાણે બંધ–મોક્ષની કલ્પના પણ જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી છે, તત્ત્વજ્ઞાન થયા પછી તેવી કલ્પનાની શાંતિ થાય છે.[૪૧] હે રાઘવ! અજ્ઞાની માણસને બંધ–મોક્ષનો મોહ થાય છે, પણ જ્ઞાનીને બંધ–મોક્ષનો મોહ થતો નથી.[૪૨] હે સુભગ! પ્રથમ મન ઉત્પન્ન થયું. ત્યાર પછી બંધ અને મોક્ષની દૃષ્ટિ થઈ અને ત્યાર પછી ભુવનરૂપ પ્રપંચની રચના થઈ. એ પ્રમાણે બાળકની આખ્યાયિકાની પેઠે દૃઢ મૂળવાળી આ સ્થિતિ પ્રતિષ્ઠા પામી છે.[૪૩]

आदौ मनस्तदनुबंधविमोक्षदृष्टी पश्चात्प्रपंचरचना भुवनाभिधाना । इत्यादिका स्थितिरियं हि गता प्रतिष्ठामाख्यायिका सुभगबालजनोदितेव ॥ ४३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો
'ચિત્તચિકિત્સાપૂર્વક ચિત્તોત્પત્તિવર્ણન'
નામનો સર્ગ ૧૦૦મો સમાપ્ત

## सर्ग १०१मो*

### બાલક–આખ્યાયિકા

राम उवाच

किमुच्यते मुनिश्रेष्ठ बालकाख्यायिकाक्रमः ।
क्रमेण कथयैतन्मे मनोवर्णनकारणम् ॥ १ ॥

**રામ બોલ્યા:** હે મુનિશ્રેષ્ઠ! બાળકની આખ્યાયિકાનો ક્રમ લોકમાં કેવી રીતે કહેવાય છે? જે મનના વર્ણનનું કારણ છે, તે તમે મને ક્રમપૂર્વક કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્રજી! એક સમયે કોઈ એક મુગ્ધ બુદ્ધિવાળા (યુક્ત તથા અયુક્તના વિચારથી રહિત) બાળકે પોતાની ધાવને કહ્યું કે 'હે ધાત્રી! વિનોદ થાય એવી કોઈ પણ કથા (કહાણી) કહે.'[૨] હે મહામતિમાન! બાળકનાં આવાં વચન સાંભળીને, તેણે બાળકના વિનોદને માટે નિર્મળ તથા મીઠાં વચનોવાળી આ કથા કહેવાનો આરંભ કર્યો.[૩]

**ધાત્રી બોલી :** 'અત્યંત અસત્' નામના એક નગરમાં ત્રણ સુંદર મહાત્મા રાજપુત્રો રહેતા હતા. તેઓ ધાર્મિક તથા શૂરવીર હતા.[૪] વિસ્તારવાળા તે શૂન્ય નગરમાં, તેઓ જાણે આકાશમાં જળતારકા હોય એવી રીતે રહેતા હતા. તે ત્રણમાંથી બેનો જન્મ નહોતો થયો તથા એક ગર્ભમાં જ રહેલો નહોતો.[૫] હવે કોઈ કાળે તે રાજપુત્રોના બાંધવોનું મરણ થયું, તેથી તેઓ ખેદ પામ્યા અને શોકથી તેમનું ચિત્ત હરાઈ ગયું. પછી તે ત્રણે જણ પોતાના નગરના સમાજ સાથે એકમત થઈને કોઈ ઉત્તમ નગરનો લાભ લેવા માટે તે શૂન્ય નગરમાંથી બહાર નીકળ્યા. તે સમયે આકાશમાંથી બુધ, શુક્ર અને શનૈશ્વરે જાણે પ્રયાણ કર્યું હોય એવા તે જણાતા હતા. તે ત્રણે રાજપુત્રોનાં અંગ શિરીષનાં+ પુષ્પ જેવાં કોમળ હતાં. તેમને પાછળથી સૂર્ય તપાવતો હતો. ગ્રીષ્મઋતુના તાપથી ખેદ પામેલા પલ્લવો જેમ કરમાઈ જાય, તેમ તેઓ માર્ગમાં દિવસને વખતે કરમાઈ ગયા.[૬] માર્ગમાં તપી ગયેલી રેતીથી તેમનાં ચરણકમળ દાઝી જતાં હતાં અને તેથી તેઓ યૂથમાંથી

* આ એકસો એકમા સર્ગમાં હજારો વિકલ્પવાળી સંસૃતિમા મનના સંકલ્પ વિના કાંઈ પણ વસ્તુ નથી, એમ બતાવવા માટે બાળકની આખ્યાયિકા દૃષ્ટાંતરૂપે કહેવાશે.

+ સરસડો.

જુદા પડેલા મૃગની પેઠે 'હાય ! બાપલા !' એમ કહી શોક કરતા હતા.[૬–૯] દર્ભના અગ્રભાગથી તેમના પગ વીંધાઈ જતા હતા, તાપથી તેમનાં અંગના સાંધાઓમાં દુઃખ થતું હતું અને ધૂળ ઊડવાથી તેમનું શરીર ધૂળમય થઈ રહેતું હતું. એવી રીતે તેમણે ઘણો લાંબો પંથ કાપ્યો.[૧૦] એટલે તેમણે ત્રણ વૃક્ષો જોયાં. તે ત્રણે વૃક્ષો મંજરીના સમૂહથી યુક્ત હતાં, ફળ–પલ્લવથી શોભતાં હતાં અને માર્ગમાં મૃગ તથા પક્ષીગણના આધારરૂપ હતાં.[૧૧] તે ત્રણ વૃક્ષમાંથી બે વૃક્ષ કાંઈ પણ ઊગ્યાં નહોતાં અને ત્રીજા વૃક્ષમાં સારી રીતે ઊગવાનું બીજ પણ નહોતું.[૧૨] થાકી ગયેલા તે ત્રણ રાજપુત્રોએ તેમાંના એક વૃક્ષ નીચે વિશ્રાંતિ લીધી. સ્વર્ગમાં પારિજાતના વૃક્ષ તળે ઇંદ્રલોકમાં રહેનારને જેવો આનંદ થાય, તેવો તેમને ત્યાં આનંદ થયો.[૧૩] તેમણે તે અમૃત સમાન વૃક્ષના ફળનું ભોજન કર્યું, તેના રસનું પાન કર્યું, તેની મંજરીની માળા કરી અને ઘણી વાર વિશ્રાંતિ લઈને ત્યાંથી આગળ પ્રયાણ કર્યું.[૧૪] થોડે દૂર ગયા પછી મધ્યાહ્ન સમયે ત્રણ નદીઓ તેમના જોવામાં આવી. તેમાં અનેક પ્રકારનાં મોજાં ઊછળતાં હતાં.[૧૫] તે ત્રણ નદીમાંથી એક નદી સુકાઈ ગઈ હતી અને બે નદીમાં કાંઈ પણ પાણી હતું નહિ. આથી તે આંધળાની આંખો જેવી હતી.[૧૬] તે ત્રણ નદીમાંની જે નદી સુકાઈ ગયેલી હતી, તેમાં તે રાજપુત્રોએ આદરથી સ્નાન કર્યું. ઉનાળાના તાપથી દુઃખ પામતાં માણસો જેમ નદીમાં ક્રીડા કરે છે તથા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જેમ ગંગામાં જળક્રીડા કરે છે, તેમ તેમણે તેમાં ઘણી વાર સુધી જળક્રીડા કરી. પછી દૂધ જેવા જળનું પાન કર્યું અને તેમણે હર્ષ પામીને ત્યાંથી આગળ ચાલવા માંડ્યું.[૧૭'૧૮] દિવસને અંતે સૂર્ય અસ્ત થવાને સમયે ભવિષ્યમાં જેનું નિર્માણ થવાનું છે એવા અને પર્વતના જેવા ઊંચા એક નગર પાસે આવ્યા.[૧૯] તે નગરની ઉપર સુંદર ધજા હતી અને નીચે કમલિની શોભતી હતી. તેમાં નીલ આકાશના જેવાં સુંદર જળાશય હતાં. ત્યાં નગરમાં થતાં ગાયનની સ્વરમૂર્ચ્છના દૂરથી સાંભળવામાં આવતી હતી.[૨૦] તે નગરમાં તેમણે ત્રણ સુંદર ભવનો જોયાં. તે ઘરો જાણે મહાપર્વતનાં મણિમય તથા સુવર્ણમય શિખરો હોય તેમ શોભતાં હતાં.[૨૧] તે ત્રણ ભવનમાંથી બે ભવનનું તો નિર્માણ જ થયેલુ નહોતું અને એક ભવન ભીંત વિનાનું હતું. એ ત્રણ ભવનમાં જે એક ભીંત વિનાનું સુંદર ભવન હતું, તેમાં તે ત્રણ રાજપુત્રોએ પ્રવેશ કર્યો.[૨૨] તે ભવનમાં પ્રવેશ કરી, વિહાર કરતા હતા, તેવામાં તપાવેલા સોના જેવાં ત્રણ સ્થાલી-પાત્રો તેમને પ્રાપ્ત થયાં.[૨૩] તે ત્રણ પાત્રમાંથી બે પાત્ર ભાંગેલાં હતાં અને એકનો ભૂકો હતો. તેમાંથી દીર્ઘ બુદ્ધિવાળા તે રાજપુત્રોએ ભૂકારૂપી સ્થાલીનું ગ્રહણ કર્યું.[૨૪] તેમાં તે બહુ ખાનારાઓએ નવ્વાણું દ્રોણ તથા એક દ્રોણથી ન્યૂન એવા સો દ્રોણ ચોખા રાંધ્યા અને ત્રણ બ્રાહ્મણને જમવાનું આમંત્રણ દીધું. તે ત્રણ બ્રાહ્મણમાંથી બેના દેહ જ નહોતા અને એકને મુખ નહોતું.[૨૫'૨૬] તેમાંથી મુખ વિનાના બ્રાહ્મણે સો દ્રોણ ચોખાનું ભોજન કર્યું તથા અવશેષ રહેલા અન્નનું રાજપુત્રોએ ભોજન કર્યું.[૨૭] એ પ્રમાણે હે પુત્ર ! ભવિષ્યમાં નિર્માણ થનાર તે નગરમાં તે ત્રણે રાજપુત્રો પરમ તૃપ્તિ પામ્યા તથા મૃગયા રમતા આજ સુધી સુખે રહ્યા છે.[૨૮] હે અનઘ ! આ પ્રમાણે એ મનોહર કથા મેં તારી પાસે કહી સંભળાવી, હૃદયમાં આ કથાનું મનન કરજે, તેથી તું પંડિત થઈશ.[૨૯]

**વસિષ્ઠ બોલ્યા :** આ પ્રમાણે હે રામ ! ધાત્રીએ બાળક પાસે શુભ કથા કહી અને તે આખ્યાયિકા સાંભળીને બાળકને આનંદ થયો.[૩૦]

કમળના જેવાં સ્વચ્છ નેત્રવાળા હે કમલલોચન રામચંદ્રજી! મેં પ્રથમ તમારી પાસે ચિત્તાખ્યાન કહ્યુ અને ત્યાર પછી આ બાળકની કહાણી કહી સંભળાવી.[૩૧] મેં જે પ્રમાણે તમને બાળકની કહાણી કહી, તે પ્રમાણે કલ્પેલા ઉગ્ર દઢસંકલ્પથી આ સંસારની સ્થિતિની રચના રચાયેલી છે.[૩૨] હે અનઘ! વિકલ્પના સમૂહથી બંધ–મોક્ષની કલ્પના વડે પ્રતિભાસરૂપ આ જગત જોવામાં આવે છે. સંકલ્પ વિના કાંઈ પણ વસ્તુ નથી. જે કાંઈ આ જોવામાં આવે છે, તે સંકલ્પથી જ છે.[૩૩'૩૪] સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વત, નદી અને દિશાઓ એ સઘળું સ્વપ્નની પેઠે સંકલ્પથી રચાયેલુ છે.[૩૫] ભવિષ્યમાં થનારા નગરમાં જે પ્રમાણે રાજપુત્રો છે તથા જે પ્રમાણે સંકલ્પની રચના છે, તે પ્રમાણે આ જગતની સ્થિતિ છે.[૩૬] જળમાં જેમ જળમય એવા ચંચળ સમુદ્રની સ્ફુરણા થાય છે, તેમ આત્માને વિષે સંકલ્પમાત્રની સ્ફુરણા થાય છે.[૩૭] સૂર્યના તથા જનસમૂહના વ્યાપારથી જેમ દિવસ વૃદ્ધિ પામે તેમ પ્રથમ સંકલ્પથી ઉત્પન્ન થયેલ આ જગત પરમાત્માના વ્યાપારથી વૃદ્ધિ પામે છે.[૩૮] આ સમગ્ર જગત સંકલ્પના સમૂહની કલ્પનામાત્ર છે. મનોવિલાસ તથા રાગ વગેરેની વૃત્તિઓ પણ સંકલ્પમાત્ર છે; માટે હે રામ! સંકલ્પમાત્રનો ત્યાગ કરીને તથા નિશ્ચયપણાથી નિર્વિકલ્પ પદનો આશ્રય કરીને, તમે શાંતિ પામો.[૩૯]

संकल्पजालकलनैव जगत्समग्रं संकल्पमेव ननु विद्धि विलासचेत्यम् । संकल्पमात्रमलमुत्सृज निर्विकल्पमाश्रित्य निश्चयमवाप्नुहि राम शांतिम्

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'બાલક–આખ્યાયિકા' નામનો સર્ગ ૧૦૧મો સમાપ્ત**

## સર્ગ ૧૦૨મો*

## અહંકાર અને સંકલ્પના નાશનો ઉપાય

वसिष्ठ उवाच

स्वसंकल्पवशान्मूढो मोहमेति न पंडितः ।
अक्षये क्षयसंकल्पान्मुह्यते शिशुरेव हि ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! મૂઢ માણસ પોતાના સંકલ્પના વશપણાથી મોહ પામે છે, પણ પંડિત મોહ પામતો નથી. અક્ષય વસ્તુમાં બાળક હોય તે જ ક્ષયના સંકલ્પથી મોહ પામે છે.[૧]

**રામ બોલ્યા :** હે શ્રેષ્ઠ બ્રહ્મવેત્તા! તમે કહેલ સંકલ્પિત ક્ષય કયો તથા કોણે કરેલો છે? કોને લીધે આ આત્મા અસત્‌ના નિમિત્તે કરી મહામોહરૂપ સંસારના ભ્રમનુ ગ્રહણ કરે છે?[૨]

**વસિષ્ઠ બોલ્યા :** બાળક જેવી રીતે મિથ્યાભૂતની કલ્પના કરે છે, તેવી રીતે અસત્‌ભૂત સમૂહે 'અહંકાર' નામના ક્ષયની કલ્પના કરેલી છે. સર્વ વસ્તુ એક પરમ વસ્તુને વિષે રહેલી છે, ત્યારે અહંકાર કેવી રીતે અને ક્યાંથી ઉદય થયો?[૩'૪] વાસ્તવિક રીતે અભેદરૂપ પરમાત્મામાં અહંકાર છે નહિ, છતાં જેમ તીવ્ર તડકામાં મૃગજળ દેખાય છે, તેમ અજ્ઞાનથી તે દેખાય છે.[૫] જેમ જળના આશ્રયથી જળ જોવામાં આવે છે, તેમ આત્માના આશ્રયથી મનરૂપી ચિંતામણિમાંથી સંસારનો આરંભ જણાય છે.[૬] માટે હે રામચંદ્રજી! આશ્રય રહિત અજ્ઞાનનો ત્યાગ કરીને આશ્રય સહિત સત્ય આનંદરૂપ જ્ઞાનનો આશ્રય કરો.[૭] વિચાર કરવો એ બુદ્ધિનો ધર્મ છે, માટે મોહ અને સંરંભનો ત્યાગ કરી સત્ય વસ્તુનો વિચાર કરો અને અસત્યનો ત્યાગ કરો.[૮] બંધન નથી તે છતાં બંધન છે, એવી રીતે કહી શા માટે વૃથા ખેદ પામો છો? આત્મતત્ત્વ અનંત

* આ એકસોબેમા સર્ગમા અહંકાર તથા સંકલ્પના ક્ષયના ઉપાયનું તેમ જ પરમાત્માની નિત્યતાનું નિરૂપણ કરવામાં આવશે.

છે, માટે કોનું કેવી રીતે બંધન થાય છે?[૯] અવિભિન્ન મહાત્માને વિષે અનેક તથા એકની કલ્પના છે નહિ અને આ સર્વ બ્રહ્મતત્ત્વ છે, માટે તેને વિષે બંધ અથવા મોક્ષ હોય જ ક્યાંથી?[૧૦] દુઃખરહિત છતાં તે દુઃખવાળું હોય એમ જણાય છે. અંગ કપાઈ ગયા પછી શા માટે ખેદ કરવો? ભેદ તથા અભેદના વિકારરૂપી દુઃખ, આત્માને વિષે નથી.[૧૧] દેહનો નાશ થયો તથા ક્ષતનો ક્ષય થયો તેમાં આત્માને શી હાનિ પ્રાપ્ત થઈ? ધમણ બળી જવાથી ધમણમાં રહેનાર વાયુનો નાશ થતો નથી, તેમ દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી.[૧૨] પુષ્પનો નાશ થાય તોપણ આકાશનો આશ્રય કરીને રહેનાર આમોદ(ગંધ)નો નાશ થતો નથી. તેમ દેહ પડી જાય અથવા દેહનો ઉદય થાય, તેમાં આપણને શી હાનિ છે?[૧૩] શરીરરૂપી કમળમાં સુખદુઃખરૂપી હિમ પડે, તેમાં આકાશમાં ઊડનારા આપણા જેવા ભ્રમરને શી હાનિ પ્રાપ્ત થઈ? ગમે તો દેહ પડી જાય, ગમે તો તે ઉદય પામે અને ગમે તો તે ગગનાંતરમાં જાય, તોપણ મારું રૂપ તેનાથી વિલક્ષણ છે, માટે તેમાં મને શી હાનિ થાય?[૧૪,૧૫] હે રામચંદ્રજી! મેઘને તથા વાયુને અને કમળને તથા ભ્રમરને જેવો સંબંધ છે, તેવો જ સંબંધ તમારા શરીરને અને આત્માને છે.[૧૬] હે રામ! મન છે તે જ સકળ જગતનું શરીર છે અને મન તે જ આદિશક્તિ છે. ચિદાત્મા તો મનથી પણ આદિ છે, તેથી તેનો નાશ થતો નથી.[૧૭] હે પ્રાજ્ઞ! આત્માનો કોઈ દિવસ નાશ નથી, તેમ તે ક્યાંય જતો પણ નથી. માટે તમે શા માટે વૃથા ખેદ પામો છો?[૧૮] વાદળાં વિખેરાઈ જાય છે, ત્યારે વાયુ આકાશના અનંતપદમાં પ્રયાણ કરે છે અને કમળ સુકાઈ જાય છે, ત્યારે ભ્રમર પણ આકાશમાં ઊડી જાય છે; તેવી રીતે દેહનો ક્ષય થાય છે, ત્યારે આત્મા પણ આકાશનો આશ્રય કરે છે.[૧૯] આ સંસારમાં વિહાર કરતા મનનો પણ જ્ઞાનરૂપી અગ્નિ વિના નાશ થતો નથી, ત્યારે આત્માના નાશની તો વાત પણ કેમ જ સંભવે?[૨૦] જેવી રીતે કુંડબદરન્યાય તથા ઘટાકાશનો ન્યાય છે, તેવી રીતે દેહ અને આત્માની વિનાશ અને અવિનાશમાં સ્થિતિ છે.[૨૧] હાથમાં રાખેલું કૂંડું ફૂટી જાય ત્યારે કૂંડામાં રાખેલાં બોર હાથમાં રહે છે, તેવી રીતે દેહ નાશ થાય ત્યારે આત્મા (જીવ) વાસનારૂપ આકાશમાં રહે છે.[૨૨] ઘડો જ્યારે ફૂટી જાય છે, ત્યારે ઘટાકાશ મહાકાશમાં મળી જાય છે, તેવી રીતે દેહનો ક્ષય થાય છે, ત્યારે દેહી(આત્મા) નિરામય રહે છે.[૨૩] જંતુનો મનરૂપી દેહ, દેશ અને કાળથી અંતર્હિત છે અને મરણરૂપી લૂગડાથી ઢંકાઈ જાય છે. માટે શઠ મનને વિષે શા માટે ખેદ કરવો?[૨૪] હે મહાબાહુ! મૂઢ માણસ દેશ અને કાળના અદૃશ્ય થવારૂપી મરણમાં શા માટે ભય રાખે છે? આત્માનો નાશ થયો એવું કોઈએ જોયું નથી.[૨૫] એટલા માટે હે રામચંદ્રજી! જેમ આકાશમાં ઊડનાર પક્ષી પાંખ આવ્યા પછી ઇંડાનો ત્યાગ કરે છે, તેમ તમે અહંકારરૂપી મિથ્યા વાસનાનો ત્યાગ કરો.[૨૬] રાગદ્વેષ વડે માનસી શક્તિ ઇષ્ટ તથા અનિષ્ટને બંધનરૂપ છે અને તે શક્તિથી જ સ્વપ્નની પેઠે ભ્રાંતિની વૃથા કલ્પના થાય છે.[૨૭] અવિદ્યા દુરંત(મુશ્કેલીથી નાશ કરાય એવી) છે, દુઃખને માટે વૃદ્ધિ પામી છે અને જાણવામાં આવે તેવી નથી. તે અવિદ્યા આ અસત્ જગતનો વિસ્તાર કરે છે.[૨૮] આકાશનું મલિન દેખાવું એ જેમ ગ્રાકળનો સ્વભાવ છે, તેમ આ અસત્ સત્ય જગત દેખાવું એ અવિદ્યાનો સ્વભાવ છે.[૨૯] દીર્ઘકાળના સ્વપ્નની પેઠે અવિદ્યાએ આ અસત્ જગત સત્રૂપ કલ્પેલું છે. જેવી રીતે અનિર્મળ નેત્રને ભાવનામાત્રથી આકાશમાં બે ચંદ્રનું કર્તાપણું જણાય છે, તેવી રીતે મનને પણ ભાવનામાત્રથી જગતનું

કર્તાપણું જણાય છે, હે રામ ! સૂર્યદેવતા પોતાના તાપથી બરફને ઓગાળી નાખે છે, તેવી રીતે તમે વિચારથી અવિદ્યાના સ્વરૂપનો લય કરો. સૂર્યના ઉદયથી હિમનો નાશ ન થાય તો તેના ઉદયમાં ઇષ્ટસિદ્ધિ થતી નથી. તેવી રીતે સદ્વિચારથી મનનો નાશ ન થાય, તો ઇષ્ટસિદ્ધિ થતી નથી. જેમ ઇંદ્રજાળ રચનાર અસુર અસત્ સુવર્ણનો મેઘ વર્ષાવે છે, તેમ તત્ત્વ જાણવામાં ન આવ્યુ હોય તો અવિદ્યા અનર્થનો વિસ્તાર કરે છે. મન પોતાના નાશની ક્રિયા કરે છે અને 'આત્મસંહાર' નામના નાટકમાં મન નૃત્ય કરે છે.[૩૦-૩૫] ચિત્ત પોતાના નાશ માટે જ આત્માને જુએ છે, પણ દુર્બુદ્ધિને લીધે પાસે આવેલા વિનાશને જોતું નથી.[૩૬] જે વિવેકી પોતાના મનના નાશનો ઉપાય શોધે છે, તેને સંકલ્પમાત્રથી મન જ તેવો ઉપાય બતાવે છે, માટે તેમાં કલેશ ઘટતો નથી.[૩૭] વિવેકના સંસ્કારવાળું મન પોતાના સંકલ્પ–વિકલ્પના અંશનો ત્યાગ કરીને આત્મજ્ઞાનને ઉત્પન્ન કરે છે.[૩૮] મનના નાશથી સર્વ પુરુષાર્થનો લાભ થતાં દુઃખનો નાશ થાય છે, માટે મનના બહિર્વ્યાપારના પ્રયત્નનો ત્યાગ કરીને મનનો નાશ થવામાં પ્રયત્ન કરો.[૩૯] કોઈથી પણ નાશ ન થાય એવા આ સંસારરૂપી મહાવનમાં સુખ–દુઃખરૂપી ઘાટાં વૃક્ષોના સમૂહ છે અને તેમાં વિષમ મૃત્યુરૂપી મોટા સર્પ રહેલા છે. હે સુભગ ! તેમાં વિવેકહીન સમર્થ મન જ મહાન આપત્તિના કારણરૂપ છે.[૪૦] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલે સુધી કથા કહી એટલામા તો દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરીને સાયંકાળનાં નિત્યકર્મ કરવા સારુ ત્યાંથી ઊઠીને સ્નાન કરવા ગઈ. પછી જ્યારે રાત્રિ વીતી અને સૂર્યનાં કિરણો ફૂટ્યાં, ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[૪૧]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम । स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ४१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં 'ઉત્પત્તિપ્રકરણનો 'ઉપદેશકરણ' નામનો સર્ગ ૧૦૨મો સમાપ્ત**

**વાલ્મીકિનો સાતમો દિવસ સમાપ્ત**

## સર્ગ ૧૦૩મો*

## અવિવેકી મનથી થતા અનર્થોનું વર્ણન

**વસિષ્ઠ ઉવાચ**

परस्मादुत्थितं चेतस्तत्कल्लोल इवार्णवात् ।
स्फारतामेत्य भुवनं तनोतीदमितस्ततः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જેમ સમુદ્રમાંથી તરંગો ઉત્પન્ન થાય છે, તેવી રીતે પરમાત્માઆંથી ચિત્ત ઉત્પન્ન થયેલુ છે અને તે વૃદ્ધિ પામીને આ જગતનો વિસ્તાર કરે છે.[૧] ચિત્ત હ્રસ્વ વસ્તુને દીર્ઘ કરે છે, દીર્ઘ વસ્તુને હ્રસ્વ કરે છે; પોતાપણાને અન્યપણું કરે છે અને પોતે અન્યપણાને પામે છે.[૨] જે વસ્તુ પ્રાદેશ(તર્જની તથા અંગૂઠાને પહોળાં કરવાથી જે પ્રમાણ થાય તે) માત્ર હોય તેને પોતાની ભાવનાથી તે મોટા પર્વતના જેવી પ્રકાશમાન કરે છે.[૩] આવી રીતે પરમાત્મામાંથી ઉત્પન્ન થયેલું મન તે પરમાત્માની જ સત્તાથી શક્તિ મેળવી નિમિષમાત્રમાં સંસાર કરે છે ને તેનો લય પણ કરે છે.[૪] સ્થાવર તથા જંગમ જે જોવામાં આવે છે, તે સર્વ ચિત્તમાંથી જ થયેલું છે.[૫] દેશ, કાળ, ક્રિયા તથા દ્રવ્ય-શક્તિથી આકુળ થયેલું મન નટની પેઠે ચપળપણાથી એક વસ્તુના આકારમાંથી બીજી વસ્તુના આકારને પામે છે.[૬] મન સત્ વસ્તુને અસત્ કરે છે, સત્તાને અસત્તારૂપ કરે છે તથા સુખ–દુઃખને ગ્રહણ કરે છે.[૭] ચંચળ મન જે સમયે જે પ્રમાણે

* આ એકસોત્રણમા સર્ગમા મુમુક્ષુના વિવેક સારુ, અવિવેકી મનથી જે જે અનર્થ થાય છે, તેનું વર્ણન કરવામા આવશે

કામ કરવાનો આરંભ કરે છે, તે સમયે હાથ-પગ વગેરે અવયવો પણ તે જ પ્રમાણે કામ કરવાનો પ્રયત્ન કરે છે. જળથી સિંચન કરેલી લતા સમય જતાં જે પ્રમાણે ફળ આપે છે, તે પ્રમાણે મન જેવી ક્રિયા કરે છે, તેવુ તેને ફળ મળે છે.[૯] હે રામ! ઘરમાં રહેલો બાળક ભીના કાદવમાંથી જેવી રીતે વિચિત્ર રમકડાં કરે છે, તેવી રીતે મન પોતાના વિકલ્પથી વિચિત્ર જગતને રચે છે.[૧૦] બાળક રમતમાં જે જે રમકડાં રચે છે, તે જેમ મિથ્યા છે, તેમ મનથી કલ્પિત જગત પણ મિથ્યા છે.[૧૧] ઋતુનો વિભાગ(ફેરફાર) કરનાર કાળ જેવી રીતે કોઈ સમયે વૃક્ષનુ અન્યથા રૂપ કરે છે, તેવી રીતે ચિત્ત પદાર્થનું અન્યથાપણું કરે છે.[૧૨] ચિત્તના મનોરથમાં, સ્વપ્નમાં તથા સંકલ્પમાં ઘણા યોજનનો સમૂહ પણ ગાયનાં પગલાં જેટલો અલ્પ જણાય છે.[૧૩] મન કોઈ સમયે એક કલ્પને ક્ષણ જેવો કરે છે તથા એક ક્ષણને કલ્પ જેવો કરે છે; તેથી દેશ અને કાળનો ક્રમ પણ મનને અધીન છે.[૧૪] તીવ્રપણું, મંદપણુ બહુપણું તથા અલ્પપણુ, ઇત્યાદિ ભેદથી મનની સર્વ શક્તિનો ત્યાગ કરવાને કોઈ સમર્થ નથી.[૧૫] વૃક્ષમાંથી જેમ પલ્લવ ઉત્પન્ન થાય છે, તેમ મોહ, સભ્રમ, અનર્થ. દેશ તથા કાળ એ સઘળુ ચિત્તમાંથી ઉત્પન્ન થાય છે.[૧૬] જેવી રીતે જળ એ જ સમુદ્ર છે તથા ઉષ્ણતા એ જ અગ્નિ છે, તેવી રીતે ચિત્ત એ જ વિવિધ આડબરવાળો સસાર છે.[૧૭] કર્તા, કર્મ અને કરણ, ભોક્તા, ભોગ્ય અને ભોગ, તેમ જ દ્રષ્ટા, દર્શન અને દશ્ય, એ નવ પ્રકારનો સસાર ચિત્તરૂપ જ છે.[૧૮] સુવર્ણની પરીક્ષા કરનાર માણસ જેમ કુંડળ, મુકુટ, કડાં તથા બીજાં આભૂષણથી શોભતા આકારનો ત્યાગ કરીને જેમ તે સુવર્ણ છે એમ જ જાણે છે, તેવી રીતે વિવેકી માણસ જગતમાં રહેલ ભુવન તથા વનની વિચિત્રતાનો ત્યાગ કરીને તે સર્વ (જગત તથા તેમાંની વસ્તુ) ચિત્તરૂપ જ છે એમ જાણે છે.[૧૯]

चित्तं जगंति भुवनानि वनांतराणि संलक्ष्यते स्वयमुपागतमात्मभेदैः । केयूरमौलिकटकैश्च लसत्स्वरूपं त्यक्त्वैव कांचनधियेव जनेन हेम ॥१९॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તમાહાત્મ્ય' નામનો ૧૦૩મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૧૦૪મો*

## લવણાખ્યાન—ઇંદ્રજાળથી થયેલી રાજાની સ્થિતિ

वसिष्ठ उवाच

अत्र ते शृणु वक्ष्यामि वृत्तांतमिममुत्तमम् ।
जागतीन्द्रजालश्रीश्चित्तायत्ता यथा स्थिता ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! કેવી રીતે જગતરૂપી ઇંદ્રજાળની શોભા ચિત્તને અધીન રહેલ છે, તે વિષે હું તમને એક વૃત્તાંત કહું છુ, તે તમે સાંભળો.[૧] આ પૃથ્વીની પીઠ ઉપર અનેક પ્રકારનાં વનોથી યુક્ત એવો 'ઉત્તરપાંડવ' નામનો એક મોટો દેશ હતો.[૨] તે દેશનાં ગાઢ અને ગહન વનોમાં તપસ્વીલોકો વિશ્રાંતિ લેતા હતા, ત્યાં ઉપવન તથા નગરમાં વિદ્યાધરની સ્ત્રીઓએ લતાના હિંડોળા બાંધેલા હતા.[૩] વાયુને લીધે કમળના કેસરાઓ ઊડતા હતા; તેથી પર્વત પિંગળા રંગના લાગતા હતા. ત્યાં પુષ્પના સમૂહરૂપી વનમાળાનાં ઘરેણાં શોભતાં હતાં.[૪] ગામની પાસેના અરણ્યમાં કરંજની મંજરીની કુંજમાં તેના ગુચ્છ લાગેલા હતા ઊંચાં વધેલાં ખજૂરીનાં ઝાડથી ગામ ઢંકાઈ ગયાં હતાં તથા તેના શબ્દથી આકાશ શબ્દાયમાન થઈ રહ્યુ હતું.[૫] પાકેલી ડાંગરના ક્યારા ઉત્કૃષ્ટ પીળા મણિના વર્ણ જેવા શોભતા હતા. વન તથા જંગલમાં મયૂરોના નાદ

* આ એકસોચારમા સર્ગમાં લવણરાજાનું આખ્યાન કહેવાશે; તેમા રાજાના દેશની તથા રાજસભાની સ્થિતિ અને ઇંદ્રજાળ જોતાં વિસ્મયની સ્થિતિનું વર્ણન આવશે.

સંભળાતા હતા.[૬] સારસપક્ષીના શબ્દથી આખું વન શબ્દ કરતું હોય એમ જણાતું હતું. તમાલનાં વૃક્ષોથી કાળા લાગતા પર્વતો કુંડળરૂપે રહેલા હતા.[૭] વિચિત્ર પ્રકારનાં પક્ષીઓના સમૂહ કાકલીસ્વરથી શબ્દ કરતા હતા. નદીને કાંઠે પુષ્પવાળાં પારિભદ્રનાં ઝાડથી રતાશ છવાયેલી હતી.[૮] ક્યારાનું રક્ષણ કરવા રહેલી કન્યાના ગાયનથી કામદેવનું હરણ થતું હતું. પુષ્પ તથા ફળને પૃથ્વી પર પાડવા માટે ચાલતા વાયુથી પુષ્પરૂપી મેઘ કંપતા હતા.[૯] મેરુ વગેરે પર્વતની ગુફા જેવા ગૃહમાંથી સિદ્ધ, ચારણ તથા બંદીગણ બહાર નીકળતા હતા, તેથી સ્વર્ગની શોભાનું પૃથ્વી ઉપર નિર્માણ કરેલું હોય એમ જણાતું હતું.[૧૦] કેળનાં વૃક્ષોના સમૂહથી બનાવેલા મંડપમાં કિન્નર તથા ગંધર્વગણ ગાયન કરતા હતા. મંદમંદ પવનના શબ્દથી દેશની ઉત્કૃષ્ટતા જણાતી હતી તથા પુષ્પના સમૂહથી યુક્ત ઉપવનને લીધે દેશનો પાંડુ ( કાંઈક ધોળો ને પીળો ) વર્ણ જણાતો હતો.[૧૧] ઉપર પ્રમાણે શોભીતા દેશમાં પૃથ્વી ઉપર ઉદય પામેલો જાણે સૂર્ય હોય, તેવી રીતે પરમ ધર્મવાળો તથા હરિશ્ચંદ્રરાજાના કુળમાં ઉત્પન્ન થયેલો 'લવણ' નામનો એક રાજા હતો.[૧૨] તે રાજાના યશરૂપી પુષ્પની રજ વડે પાંડુ(ધોળા) વર્ણનાં થયેલાં શિખરવાળા પર્વતો જાણે ભસ્મ ચોળેલા શંકર હોય એવા શોભતા હતા.[૧૩] તેણે પોતાના ખડ્ગથી શત્રુના સમૂહનો નિઃશેષ નાશ કર્યો હતો. તે રાજાના સ્મરણમાત્રથી તેના શત્રુને જ્વર આવતો હતો.[૧૪] જેવી રીતે લોકો હરિના ચરિત્રનું સ્મરણ કરે છે, તેવી રીતે પવિત્ર લોકો આર્યલોકોનું પાલન કરવામાં ઉદાર, સમારંભવાળા તેના ચરિત્રનું બહુ સ્મરણ કરતા હતા.[૧૫] મેરુપર્વતના શિખર ઉપર દેવોના મંદિરમાં રહેલી અપ્સરાઓ પણ તે રાજાના ગુણનું ગાન કરતી હતી.[૧૬] અપ્સરાના ગાયનથી દેવોએ સાંભળેલાં તે રાજાનાં ગુણગાનનું બ્રહ્મદેવના અભ્યાસી હંસો અનુકરણ કરતા હતા.[૧૭] તેની ઉદાર ચમત્કૃતિ અસાધારણ હતી. દીનતાનો દોષ સ્વપ્નમાં પણ તે રાજામાં સાંભળવામાં આવતો નહોતો. કપટને તો તે રાજા જાણતો જ નહોતો અને અવિનયપણું તેણે નજરે પણ જોયું નહોતું. બ્રહ્મા જેમ અક્ષમાળાને ધારણ કરે; તેમ તેણે ઉદારતાને અંગીકાર કરી હતી,[૧૮-૧૯] કોઈ એક દિવસ બે પ્રહર દિવસ ચડ્યા પછી, મોટી સભા ભરીને તે રાજા સિંહાસન ઉપર બિરાજ્યો.[૨૦] તે સભામાં આકાશમાં ચંદ્રમાની પેઠે સુખાસન ઉપર રાજા શોભતો હતો. સામંતની સેના ત્વરાથી સભામાં પ્રવેશ કરતી હતી.[૨૧] સુંદરીઓ ગાન કરતી હતી, સામંત લોકો સભામાં બેઠા હતા અને વીણાના મનોહર શબ્દો માણસના મનને આનંદ ઉપજાવતા હતા.[૨૨] ત્યારે હાથમાં મનોહર ચામર ગ્રહણ કરીને, દાસીઓ રાજાને ચામર ઢોળતી હતી અને બૃહસ્પતિ તથા શુક્રાચાર્ય જેવા મંત્રીમંડળે સભામાં વિશ્રાંતિ લીધી હતી. મંત્રીલોકો રાજ્યનું કામ ચલાવતા હતા અને કેટલાક નિપુણ માણસો દેશની વાતો કરતા હતા. એક બાજુ ઇતિહાસમય પવિત્ર પુસ્તકો વંચાતાં હતાં અને પાસે જ બંદીલોકો વિનયપૂર્વક પુણ્યકારક સ્તુતિપાઠ કરતા હતા.[૨૩-૨૫] ઉપર પ્રમાણે સભા ભરાઈ હતી તેવામાં મેઘ જેમ વરસાદ કરવા માટે મોટા ડોળથી પૃથ્વીમાં પ્રવેશ કરે, તેમ એક ઇંદ્રજાળ કરનાર માણસ મોટા ખટાટોપથી (ઉચિત વેષ-અલંકાર અને ગુણદર્શક ચાંદ આદિને ધારણ કરતો ) સભામાં આવ્યો.[૨૬] ફળવાળું વૃક્ષ જેમ પાસે રહેલા પર્વતને પ્રણામ કરે, તેમ તેણે શિખર સમાન ઉન્નત સ્કંધવાળા તે રાજાને પ્રણામ કર્યો.[૨૭] સારી છાયાવાળા, ઊંચી શાખાવાળા, ફળવાળા અને પુષ્પથી શોભતા ઝાડ

પાસે આવીને જેમ વાંદરો બેસે, તેમ તે ઇંદ્રજાળ કરનારો રાજા પાસે આવીને બેઠો.[૨૮] જેમ ભ્રમર કમળને કહે, તેમ ચપળ તથા અર્થના લંપટ તે ઇંદ્રજાળ કરનાર માણસે ઊંચી કાંધવાળા તે રાજાને આ પ્રમાણે કહ્યું, 'હે વિભુ! આકાશમાંનો ચંદ્ર પૃથ્વીને જુએ, તેવી રીતે હું તમને એક મિથ્યા રમત બતાવું, તે તમે તમારા આસન પર બેઠાબેઠા જુઓ.' એ પ્રમાણે કહીને અનેક પ્રકારની રચનાના બીજરૂપ જાણે પરમાત્માની માયા હોય, તેમ તેણે ભ્રમ ઉત્પન્ન કરનાર મોરપીછની મૂઠ ફેરવી.[૨૯–૩૧] જેમ વિમાનમાં બેઠેલા ઇંદ્રદેવતા પોતાની ધનુષ્યરૂપી લતાને જુએ, તેમ તે રાજાએ અનેક પ્રકારના વર્ણથી શોભતી તે ઇંદ્રજાળ કરનારની મોરપીછની મૂઠ દીઠી.[૩૨] થોડીવાર થયા પછી ત્યાં જેમ તારાના સમૂહથી શોભીતા આકાશમાર્ગમાં મેઘ આવે તેમ તે સભામાં એક અશ્વનું પાલન કરનાર માણસ આવ્યો.[૩૩] દેવલોકમાં પ્રસન્ન થયેલ ઇંદ્ર પાસે જેમ ઉચ્ચૈઃશ્રવા ઘોડો આવે, તેમ સૌમ્ય તથા પરમ વેગવાળો એક ઘોડો તેને અનુસરીને ત્યાં આવ્યો.[૩૪] ઉચ્ચૈઃશ્રવા ઘોડા સાથેનો ક્ષીરસમુદ્ર જેમ ઇંદ્રને કહે, તેમ તે ઘોડાને ગ્રહણ કરીને તેનું પાલન કરનાર માણસે રાજાને આ પ્રમાણે કહ્યું, કે[૩૫] 'હે મહીપતિ! આ ઘોડો ઉચ્ચૈઃશ્રવા ઘોડાની જેમ રત્નરૂપ છે અને એ વેગથી ચાલવામાં મૂર્તિમાન પવન જેવો છે.[૩૬] હે પ્રભુ! અમારા રાજાએ આ ઘોડો આપને ભેટ તરીકે મોકલ્યો છે, કારણ કે મોટા માણસને વસ્તુ અર્પણ કરવાથી શોભા વધે છે.[૩૭] આ પ્રમાણે બોલ્યા પછી, જેમ મેઘની ગર્જના શાંત થયા પછી ચાતક મેઘને પ્રાર્થના કરે છે, તેમ તે ઇંદ્રજાળ કરનાર માણસે રાજાને કહ્યું, કે[૩૮] 'હે પ્રભુ! જેવી રીતે પોતાના પ્રતાપથી અધિક શોભાવાળી પૃથ્વીમાં સૂર્યદેવતા ફરે છે, તેવી રીતે તમે આ સુંદર ઘોડા ઉપર બેસીને પૃથ્વીમાં વિહાર કરો.'[૩૯] તેણે એ પ્રમાણે કહ્યું, એટલે મયૂર જેમ ગડગડાટ કરતા મેઘ તરફ દૃષ્ટિ કરે, તેમ તે રાજાએ ઘોડા તરફ દૃષ્ટિ કરી.[૪૦] તેણે ક્ષણવાર ઘોડા તરફ દૃષ્ટિ કરી, ત્યાં તો ઘોડાને જોતાંજોતાં એ રાજા ચિત્રમાં આલેખેલો હોય તેવો થઈ ગયો.[૪૧] પાન કરવાને તત્પર થયેલા અગસ્ત્ય ઋષિને જોઈને જેમ પ્રથમ ક્ષોભ પામેલો સમુદ્ર પોતાની અંદર રહેલાં જળચર સહિત સ્થિર થઈ રહે, તેમ તે ઘોડાને જોતાં આસન પર બેઠેલા રાજાનાં નેત્ર સ્થિર થઈ ગયાં.[૪૨] રાગરહિત મુનિ બ્રહ્માનંદમાં મગ્ન થઈને જેમ સમાધિમાં રહે, તેવી રીતે બે મુહૂર્ત સુધી તે રાજા આત્મામાં ધ્યાનથી આસક્ત હોય એવી રીતે આસન પર બેસી રહ્યા.[૪૩] તે સમયે પોતાના પ્રતાપથી બીજા બળવાનને જીતનાર આ રાજા કાંઈક વિચાર કરે છે, એમ ધારી સભાના કોઈ પણ માણસે તે રાજાને જાગૃત કર્યા નહિ.[૪૪] છતાં ચંદ્રમાનાં સ્થિર કિરણવાળી રાત્રિઓ જેવી ચામર ઢોળનારી તે સ્ત્રીઓનાં ચામર માત્ર સ્થિર થઈ ગયાં હતાં.[૪૫] જેમ માટીનાં કરેલાં કમળકેસરાંઓ સ્પંદરહિત હોય છે, તેમ ત્યાં વિસ્મયમાં મગ્ન થયેલ સર્વ સભાસદોની ચેષ્ટા બંધ પડી ગઈ હતી.[૪૬] જેવી રીતે વર્ષાઋતુ વીત્યા પછી મેઘની ગર્જના શાંત થાય તેવી રીતે સભાસ્થાનમાં માણસોનો કોલાહલ શાંત થઈ ગયો.[૪૭] દૈત્યની સાથેના સંગ્રામમાં જેમ દેવો ચિંતામાં ડૂબી ગયા હતા, તેમ સંદેહરૂપી સાગરમાં મગ્ન થયેલા રાજાના મંત્રીઓ ચિંતામાં ડૂબી ગયા.[૪૮] આમ આસન ઉપર બેઠેલા રાજાનાં નેત્ર સ્થિર થઈ ગયાં હતાં, ત્યારે વિસ્મયના ઉત્સાહરહિત થયેલા અને ભય તથા મોહથી ખેદ પામેલા તે જનસમૂહની કાંતિ કરમાઈ ગયેલ કમળના વન જેવી જણાવા લાગી.[૪૯]

विततविस्मितजिह्मितया तया जनतया

भयमोहविपण्णया। स्तिमितचक्षुषि भूमिपतौ स्थिते मुकुलिताञ्जवनस्य धृता द्युतिः॥ ४९॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'નૃપવ્યામોહ' નામનો સર્ગ ૧૦૪મો સમાપ્ત

## સર્ગ ૧૦૫મો×

### લવણરાજાનું મોહથી સ્વસ્થ થવું

वसिष्ठ उवाच

मुहूर्तद्वितयेनाथ बोधमाप महीपतिः।
प्रावृषेण्यांवुनिर्मुक्तमंभोरुहमिवोत्तमम्॥ १॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! ત્યાર પછી વર્ષાઋતુના જળથી મુક્ત થયેલ કમળ જાગૃત થાય તેવી રીતે રાજા બે મુહૂર્ત પછી જાગૃત થયા. જેમ ભૂકંપ થતી વખતે પર્વત સમગ્ર વન તથા શિખર સહિત, કંપવા લાગે તેમ આસન ઉપરથી આભરણ સહિત રાજાનો દેહ કંપવા લાગ્યો.[૧-૨] ત્યાર પછી પાતાળના દિગ્ગજ ચલાયમાન થવાથી ક્ષોભ પામેલા કૈલાસ પર્વત્ પડી જવા માંડે, તેવી રીતે જાગૃત થયેલો તે રાજા કંપ થયાથી આસન પરથી પડી જવા લાગ્યો. તે સમયે પ્રલયથી ક્ષોભ પામેલા મેરુપર્વતને પાસેના પર્વતો ધારણ કરી રાખે, તેવી રીતે સભામાં તેની પાસે રહેલા માણસોએ રાજાને ભુજ વડે ધારણ કરી રાખ્યો. આમ ચિત્તમાં વ્યાકુલ થયેલા તે રાજાને આગળ રહેલા માણસોએ ઝાલી રાખ્યો, તેથી તેની શોભા સમુદ્રતરંગથી વ્યાકુળ થયેલા ચંદ્રના જેવી થઈ રહી.[૩-૫] કમળકોશમાં રહેલા ભ્રમરની જેમ રાજાએ ધીરેથી અસ્પષ્ટ અક્ષરથી કહ્યુ, કે 'આ કોનો પ્રદેશ છે તથા આ કોની સભા છે?' ત્યારે જેમ ભ્રમરીથી ગુંજતી કમલિની રાહુથી મુક્ત થયેલા સૂર્યદેવતાને કહે, તેમ તે સભાએ આદરપૂર્વક રાજાને આ પ્રમાણે કહ્યુ, કે 'હે દેવ! આ શું?'[૬-૭] એટલે દેવો જેમ પ્રલયના ઉલ્લાસથી ત્રાસ પામેલા માર્કંડેય ઋષિને પૂછે, તેમ પાસે રહેલા મંત્રીઓ તે રાજાને નીચે પ્રમાણે પૂછવા લાગ્યા, કે[૮] 'હે દેવ! તમારી આવી સ્થિતિ જોઈને અમે અત્યંત આકુળ થયા છીએ. મન અભેદ્ય છે, તે છતાં ભ્રમથી નિમિત્ત વિના પણ ભેદ પામે છે.[૯] રાગને લીધે પ્રથમ સર્વ રીતે રમણીય તથા અંતે રસરહિત એવા ભોગોમાં અન્ય માણસનું મન મોહ પામે, તેવી રીતે તમારું મન કયા પદાર્થમાં મોહ પામ્યું છે?[૧૦] તમારું મન નિરંતર ઉદાર આચરણવાળી કથામાં વિવેકથી શીતળ થયુ છે અને નિર્મળ છે, છતાં આ સમયે તે કેમ ભ્રમમાં ડૂબી ગયું છે?[૧૧] જે માણસનું મન તુચ્છ પદાર્થમાં લાગેલું છે અને વિષયસુખ મળવાથી જેનું મન આનંદ પામે છે અને ન મળવાથી ખેદ પામે છે, તેનું મન લોકવૃત્તિમાં મોહ પામે છે. તેથી તે મહત્ત્વની ગણતરીમાં નથી ગણાતું.[૧૨] દેહના અભિમાન વડે અવિવેકદશામાં સંસારના જે વિષયમાંથી મનની વૃત્તિ ઊઠેલી હોય છે તે જ વિષયમાં મનોવૃત્તિ દોડ્યા કરે છે.[૧૩] તમારું મન તુચ્છ પદાર્થમાં લાગ્યું નથી, તેમ તે ધીરજવાળું, જ્ઞાનવાળુ તથા સદ્‌ગુણનું ગ્રહણ કરનારું છે. આમ છતાં આ સમયે મોહિત થયુ હોય એમ જણાય છે, એ આશ્ચર્ય છે.[૧૪] જે માણસને વિવેકનો અભ્યાસ નથી અને જે દેશ–કાળને વશ થયો છે, તેનું મન મંત્ર તથા ઔષધને વશ થાય છે; પણ ઉદાર આચરણવાળાનું મન મંત્રૌષધિને વશ થતું નથી.[૧૫] જેમ વાવંટોળ મેરુપર્વતને ધુણાવી મૂકે છે, તેમ તમારા નિત્ય વિવેકસંપન્ન એવા ઉદાર મનને મોહ કેમ ધુણાવી રહ્યો છે?[૧૬] ઉપર પ્રમાણે મંત્રીએ અનુકૂળ વચનોથી આશ્વાસન કર્યું, તેથી પૂર્ણિમા જેમ ચંદ્રમાને શોભાવે, તેમ રાજાની કાંતિ તેના મુખને શોભાવવા

× આ એકસોપાંચમા સર્ગમા મોહમાથી સ્વસ્થ થયેલા રાજાને સભાસદોએ મોહનું કારણ પૂછ્યુ, તેથી રાજાએ ઉત્તર આપવાનો આરંભ કર્યો, એટલુ કહેવાશે.

લાગી.[૧૭] શિશિરઋતુ ગયા પછી જેમ પ્રફુલ્લિત પુષ્પથી યુક્ત થયેલી વસતઋતુ શોભે તેમ તે નેત્રનો વિકાસ થવાથી સૌમ્ય મુખવાળો થયેલો તે રાજા શોભવા લાગ્યો.[૧૮] ત્યાર પછી આકાશમાં અસ્ત થતાં સુધી રાહુને નજરે જોનાર ચંદ્રમાની જેમ તે રાજા ઇંદ્રજાળ કરનાર તે માણસને પોતાની પાસે જોઈ રહ્યો. તેને અત્યંત ગભરાટ થયો, આશ્ચર્ય થયુ અને તે ખેદ પામ્યો. પછી તે રાજાને પૂર્વાપરની સપૂર્ણ સ્મૃતિ પ્રાપ્ત થઈ.[૧૯] હવે ક્ષુદ્ર સર્પનો વેપ ધારણ કરનાર તક્ષક નાગ જેમ હિંસા કરનાર નોળિયાને જોઈને બોલે, તેમ ઇંદ્રજાળ કરનાર તે માણસને જોઈને હાસ્ય કરતાં રાજાએ આ પ્રમાણે કહ્યું, કે[૨૦] 'અરે જાલ્મ (અવિચારી)! આ માયારૂપી જાળના સમૂહથી તે શુ કર્યું, કે તેથી અલ્પ દથી પ્રસન્ન થયેલો સમુદ્ર એક ક્ષણમાં અપ્રસન્નપણાને પામ્યો ?[૨૧] ઈશ્વરના પદાર્થમાં હજારો પ્રકારની આશ્ચર્યરૂપશક્તિ રહેલી છે, તેથી મારું મન સમર્થ છતાં આશ્ચર્યથી મોહમાં ડૂબી ગયું.[૨૨] લોકપ્રસિદ્ધ સર્વ વ્યવહારના સિદ્ધાંતનાં રહસ્ય જાણનાર અમે ક્યાં અને મનને મોહ આપનાર આ હમણાં અનુભવી તે આપત્તિ ક્યાં!![૨૩] મન મોટા જ્ઞાનના અભ્યાસવાળું હોય, તોપણ તે તુચ્છ દેહમાં રહેનાર છે, તેથી વિદ્વાનને પણ કોઈ સમયે ક્ષણ વાર મોહ થઈ જાય છે.[૨૪] અરે સભાસદો! ઇંદ્રજાળ કરનાર આ માણસે એક મુહૂર્તમાં મને જે બતાવ્યું છે, તે આશ્ચર્યકારક આખ્યાન હું તમને કહું છું, તે તમે સાંભળો.[૨૫] પૂર્વે ઇંદ્રે કરેલી+ માયાની સૃષ્ટિનો નાશ ન થવાથી, બ્રહ્માએ જેવી રીતે મુહૂર્તમાત્ર માયાનું કૌતુક જોયું હતું, તેવી રીતે આ સમયે મે પણ ઘણા પ્રકારની ચલાયમાન કાર્યદશા જોઈ છે.[૨૬] એટલુ કહીને સભાસદો વૃતાંત સાંભળવાને ઉત્સાહવાળા હતા, તેથી રાજાએ નીચે પ્રમાણે આશ્ચર્યકારક વૃત્તાંતનું વર્ણન કરવાનો આરંભ કર્યો[૨૭]

**રાજા બોલ્યો:** આ સમયે અનેક પ્રકારના પદાર્થથી વ્યાપ્ત, હ્રદ, નદ, શહેર અને પર્વતથી આકુળ અને કુલપર્વત તથા સમુદ્રથી યુક્ત એવી આ પૃથ્વીમાં આ મારો દેશ વૈભવથી યુક્ત છે.[૨૮]

इह विविधपदार्थसंकुलायां ह्रदनदपत्तनपर्वताकुलायाम्। कुलशिखरिसमुद्रसंकरायां भुवि विभवावलितोऽस्त्ययं प्रदेशः ॥ २८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'રાજાવબોધ' નામનો સર્ગ ૧૦૫મો સમાપ્ત**

## સર્ગ ૧૦૬મો×

## રાજાએ ઇંદ્રજાળથી જોયેલું વૃત્તાંત ચંડાળકન્યાની સાથે વિવાહ

**राजोवाच**

अस्ति तावदयं देशो नानावननदीयुतः।
वसुधामंडलस्यास्य सहोदर इवानुजः ॥ १ ॥

**રાજા બોલ્યો:** હે સભાજનો! અનેક પ્રકારનાં વન તથા નદીથી યુક્ત આ દેશ જાણે આ પૃથ્વીમંડળનો નાનો ભાઈ છે.[૧] હું આ દેશનો રાજા છું અને મારું આચરણ નગરનાં માણસોને રુચિકર છે. ઇંદ્રદેવતા જેમ સ્વર્ગમાં બેસે તેમ આ સભાના મધ્યભાગમાં હું બેઠો છું.[૨] તેટલી વારમાં ઇંદ્રજાળ કરનાર આ માણસ જેમ

+ પૂર્વે ઇંદ્રદેવતા સહાયરહિત હતા, તે સમયે બલિરાજાએ ઇંદ્રનો પરાભવ કરવાનો વિચાર કર્યો; ત્યારે ઇંદ્રદેવતાએ માયાથી નવુ સૈન્ય ઉત્પન્ન કરી બલિરાજાને માયાના બંધનથી મોહ પમાડ્યા તે વખતે બલિરાજાએ બંધનમાંથી છૂટવા સારુ બ્રહ્માની પ્રાર્થના કરી, તેથી બ્રહ્મા ઇંદ્રે કરેલી સૃષ્ટિનો નાશ કરવામાં પ્રવર્ત્યા, પણ તેમનાથી નાશ ન થયો અને બ્રહ્માએ કેટલુક માયાકૌતુક જોયુ હતુ; એવી પુરાણાંતરમાં કથા છે.

× આ એકસોછમા સર્ગમાં ઘોડા પર બેસી રાજા વનમાં ગયો, ત્યા ચંડાળકન્યા સાથે ઠરાવ કરી, તેને ઘેર જઈ, ચંડાળકન્યા સાથે રાજાએ વિવાહ કર્યો, એટલી કથા કહેવાશે.

રસાતળમાંથી માયાવી મયદાનવ આવે તેવી રીતે અહીં આવી પહોંચ્યો.[3] કલ્પના અંતના પવનથી યુક્ત એવાં વાદળાં જેમ ઇંદ્રધનુષને ફેરવે, તેમ તેણે મારી પાસે મોરપીંછની તેજસ્વી મૂઠ ફેરવી. મોરપીંછની એ ચપળ મૂઠ જોયા પછી, હું આ ઘોડાની પાસે આવ્યો અને ભમેલા મનથી કોઈની સહાયતા વિના આ ઘોડા પર બેઠો.[૪'૫] ત્યાર પછી પ્રલયના ઉત્પાતથી ચલાયમાન થયેલા પર્વત ઉપર બેસીને મેઘ જેમ પ્રયાણ કરે, તેવી રીતે આ ઘોડા ઉપર બેસી મેં પ્રયાણ કર્યું.[૬] પછી વૃદ્ધિ પામેલા પ્રલયના સમુદ્રના કલ્લોલ જેમ ધાન્યયુક્ત પૃથ્વીમાં પ્રવર્તે, તેમ અતિવેગથી મેં મૃગયા કરવામાં પ્રવૃત્તિ કરી.[૭] મુગ્ધ માણસને ભોગના અભ્યાસથી જડ થયેલું મન જેમ સંસારમાં દૂર લઈ જાય છે, તેવી રીતે પવનના જેવા વેગવાળો તે ઘોડો મને ઘણે દૂર લઈ ગયો.[૮] તેવામાં મારી નજરે એક વન જોવામાં આવ્યું. તે વન નિષ્કંચન માણસના મન જેવું શૂન્ય હતું, સ્ત્રીઓના ચિત્ત જેવું વિષમ હતું, પ્રલયાગ્નિથી બળી ગયેલા બ્રહ્માંડના જેવું ભયંકર હતું અને તે પક્ષી વિનાનું, દુઃસહ શીતવાળું અને વૃક્ષ તથા જળ વિનાનું હતું. હું આ વનની પાસે આવ્યો, તે સમયે ઘોડો થાકી ગયો હતો.[૯'૧૦] વળી તે વન જાણે વિસ્તાર પામેલું બીજું આકાશ હોય અને પૃથ્વીમાંના સાત સમુદ્રથી જુદો જાણે આઠમો સમુદ્ર હોય, તેમ જ જંબૂદ્વીપમાંના ચાર સાગરથી જુદો જાણે પાંચમો સાગર હોય, તેવું જોવામાં આવતું હતું.[૧૧] આ અરણ્ય તત્ત્વવેત્તાના ચિત્ત જેવું અપરિચ્છેદ્ય હતું અને મૂર્ખ માણસના ક્રોધ જેવું વિષમ હતું. માણસનો મેળાપ તો તેમાં જોવામાં જ આવતો નહોતો અને તેમાં ઘાસ તથા પાંદડાં ઉત્પન્ન જ થયાં નહોતાં.[૧૨] અન્ન, ફળ તથા બાંધવ વિનાની દરિદ્રતા પ્રાપ્ત થવાથી જેમ સ્ત્રીના ચિત્તમાં ખેદ થાય, તેમ એ અરણ્યમાં પડવાથી મારા મનમાં ખેદ થયો.[૧૩] તેમાં પ્રકાશ પામતી મૃગજળની નદીથી દિશાનાં મુખ પુરાઈ રહેલાં છે, એવા તે વનમાં હું સૂર્યાસ્ત થતાં સુધી ફર્યા કર્યો.[૧૪] ત્યાર પછી વિવેકી માણસ સંસારનો ત્યાગ કરે, તેવી રીતે અતિ કષ્ટથી તે વનનું ઉલ્લંઘન કરી હું આગળ ચાલ્યો.[૧૫] તેવામાં આકાશમાર્ગમાં ભ્રમણ કરીને જેવી રીતે સૂર્યદેવતા અસ્તાચળની પાસે આવે, તેવી રીતે હું એક જંગલની પાસે આવ્યો.[૧૬] તે જંગલમાં વટેમાર્ગુના જાણે બાંધવ હોય, તેવી રીતે જાંબુ અને કદંબનાં વૃક્ષો ઉપર પક્ષીઓના મનોહર શબ્દો સંભળાતા હતા.[૧૭] અધર્મથી મેળવેલા ધન વડે કપટી માણસના મનમાં કોઈ કોઈ સમયે આનંદવૃત્તિ થઈ આવે છે, તેવી રીતે તે વનમાં કોઈ કોઈ સ્થળે ક્યાંક લીલાં ખડની પંક્તિ જોવામાં આવતી હતી.[૧૮] અત્યંત દુઃખદાયી મરણની અપેક્ષાથી વ્યાધિ સુખરૂપ લાગે છે, તેવી રીતે પ્રથમ જોયેલા અરણ્યથી આ અરણ્ય કાંઈક સુખરૂપ લાગે એવું હતું. પ્રલયના જળમાં ફરતાં ફરતાં માર્કંડેય ઋષિ વડના ઝાડ પાસે આવ્યા હતા, તેવી રીતે આ વનમાં ફરતાં ફરતાં હું એક લીંબુના ઝાડ પાસે આવ્યો. તાપથી તપી ગયેલા પર્વત જેમ શ્યામ મેઘમાળાનું અવલંબન કરે, તેમ મેં તે ઝાડની એક લતાનું આલંબન કર્યું.[૧૯–૨૧] જેમ ગંગાનો આશ્રય કરવાથી માણસનાં દુષ્કર્મ ચાલ્યાં જાય છે, તેમ તે સમયે તે ઘોડો મારી પાસેથી ચાલ્યો ગયો.[૨૨] અસ્તાચળની પાસે ઊગેલાં કલ્પવૃક્ષની નીચે સૂર્યદેવતા વિશ્રાંતિ લે છે, તેવી રીતે માર્ગમાં ઘણો લાંબો વખત ચાલવાથી ખેદ પામી મેં તે ઝાડની નીચે વિશ્રાંતિ લીધી.[૨૩] તેટલી વારમાં સૂર્યદેવતાએ પણ વિશ્રાંતિ લેવા સારુ સઘળા સંસારવ્યવહારના ભારની સાથે અસ્તાચળનો આશ્રય કર્યો.[૨૪] ત્યાં ધીરેધીરે પૃથ્વીનો સમસ્ત

મધ્યભાગ રાત્રીમાં લીન થઈ ગયો અને જંગલમાં રાત્રિનો વ્યવહાર પ્રવર્તવા લાગ્યો.[૨૫] આથી પક્ષી જેમ પોતાની પાંખમાં ચાંચ રાખીને માળામાં લીન થઈને બેસે, તેમ તે વૃક્ષની નીચે એક મનોહર પોલાણમાં હું પણ લીન થઈને બેઠો.[૨૬] ઝેર ચડવાથી જે માણસનો વિવેક નાશ પામ્યો હોય, જે માણસ મૃત્યુને વશ થયો હોય, જેની સ્મૃતિ ભ્રષ્ટ થઈ હોય, જે દીન હોય અને જે અંધારા કૂવામાં ડૂબેલો હોય, તેને એક રાત્રી કલ્પ સમાન જાય છે. વળી માર્કંડેય ઋષિને કલ્પના જળમાં ફરતાં એક રાત્રિ કલ્પ સમાન થઈ પડી હતી, તેવી જ રીતે હું પણ મોહમાં મગ્ન થયો હતો, તેથી તે એક રાત્રી મને કલ્પ સમાન થઈ પડી હતી.[૨૭,૨૮] તે આખો દિવસ મેં સ્નાન ન કર્યું, દેવાર્ચન ન કર્યું અને ભોજન પણ ન કર્યું. કેવળ આપત્તિમાં જ તે રાત્રી નીકળી ગઈ.[૨૯] મને રાત્રીમાં નિદ્રા આવતી નહોતી, ધીરજ રહેતી નહોતી અને વૃક્ષના પલ્લવોની સાથે મને પણ કંપ થતો હતો. એવી રીતે તે લાંબી રાત્રી વીતી ગઈ.[૩૦] પછી પ્રભાત થવાથી તારાઓ, ચંદ્રમા તથા કમળની સાથે તિમિરલેખા (અંધકાર) પણ મારી પેઠે મ્લાન થવા લાગ્યાં.[૩૧] ત્યાં અરણ્યમાં ભૂતની ક્રીડા શાંત થવા લાગી, ત્યારે દુઃસહ ટાઢની પીડાથી ખડખડતા દાંતની પંક્તિના શબ્દ વડે મને મહા દુઃખમાં પડેલો જોઈ હસતી હોય અને મધુપાનથી જાણે રાતી હોય તેમ સૂર્યોદયના પ્રારંભથી રાતી થયેલી પૂર્વ દિશા મારા જોવામાં આવી.[૩૨,૩૩] ત્યાર પછી એક ક્ષણમાં અજ્ઞાનીને જ્ઞાન પ્રાપ્ત થાય તથા દરિદ્રીને કાંચન મળે, તેવી રીતે આકાશમાં ઉદયાચળરૂપી હાથી ઉપર આરોહણ કરવાને તત્પર થયેલા સૂર્યદેવતાનાં મેં દર્શન કર્યાં. એટલે સંધ્યાસમયે નૃત્ય કરવાને આસક્ત થયેલા મહાદેવજી જેમ હસ્તિચર્મને ખંખેરે તેવી રીતે મેં ત્યાંથી ઊભા થઈ મારું પાથરવાનું વસ્ત્ર ખંખેર્યું. પછી બળી ગયેલાં ભૂતસમૂહવાળી જગતરૂપી ઝૂંપડીમાં જેમ કાળરુદ્ર વિહાર કરવા માંડે, તેમ તે વિસ્તારવાળી પૃથ્વીમાં મેં વિહાર કરવા માંડ્યો.[૩૪–૩૬] મૂર્ખ માણસના શરીરમાં ગુણનો જરા પણ અંશ ન દેખાય તેવી રીતે તે અરણ્યમાં કોઈ પણ પ્રાણી નજરે આવતું નહોતું.[૩૭] ત્યાં તો માત્ર નિઃશંકપણે ફરતાં પક્ષીઓના ચંચળ ચિત્કાર–શબ્દો જ સાંભળવામાં આવતા હતા.[૩૮] પછી દિનનાથ સૂર્ય આકાશમાં આઠમે ભાગે ચડ્યા, ત્યારે લતાઓ ઝાકળના જળથી નાહી રહી હતી. પછી ઝાકળ સુકાવા લાગ્યું હતું, તેવામાં હાથમાં અમૃતનો કુંભ ધારણ કરનાર સ્ત્રીવેષધારી વિષ્ણુ ઉપર જેમ દાનવની દૃષ્ટિ પડી હતી, તેમ તે વનમાં ફરતાં, રાંધેલા ભાતનું પાત્ર ધારણ કરનાર એક કન્યા ઉપર મારી દૃષ્ટિ પડી.[૩૯,૪૦] ચમકતા તારારૂપી નેત્રવાળી, શ્યામ અને શ્યામ વસ્ત્રવાળી રાત્રી પાસે ચંદ્રમા આવે, તેવી રીતે ચપળ કીકીઓવાળાં નેત્રવાળી, શ્યામ અને શ્યામ વસ્ત્રવાળી તે કન્યાની પાસે હું ગયો અને તેને આ પ્રમાણે કહેવા લાગ્યો, કે[૪૧] 'હે શ્યામબાળા! હું મોટી આપત્તિમાં છું, માટે તું તારી પાસેનો ભાત મને તરત આપ; કારણ કે દીન માણસના દુઃખનું હરણ કરવાથી સંપત્તિની વૃદ્ધિ થાય છે.[૪૨] હે બાળા! જેમ જીર્ણ વૃક્ષના કોટરમાં રહેલી કાળી સાપણને પ્રસવ થયા પછી પેટમાં ભૂખ વધે છે, તેમ આ સમયે મારા પેટમાં પણ ભૂખ વધી છે.[૪૩] આવી રીતે મેં તે કન્યાની પ્રાર્થના કરી, તોપણ લક્ષ્મીજી જેમ દુષ્ટ આચરણવાળા માણસને પ્રયત્નથી પ્રાર્થના કર્યા છતાં પણ ધન આપતાં નથી, તેમ તેણે પણ મને કાંઈ આપ્યું નહિ.[૪૪] આમ છતાં હું તેની છાયાની પેઠે એક વનમાંથી બીજા વનમાં ઉતાવળથી તેની પાછળ ચાલ્યો.[૪૫] ત્યારે તેણે મને નીચે પ્રમાણે કહ્યું, કે 'હે હારકે-

યૂરિન્! (હાર તથા મુકુટ પહેરનાર રાજન્!) પુરુષ, અશ્વ તથા હાથીનું ભક્ષણ કરનાર રાક્ષસીના જેવી ક્રૂર હું ચાંડાળકન્યા છું. (માટે મારું અન્ન તમારે જમવા યોગ્ય નથી.)[૪૬] હે રાજન્! જેની અભિલાષા પૂરી થઈ નથી, એવાં ગામડાનાં માણસો પાસેથી સુંદર સૌજન્યની પ્રાપ્તિ થતી નથી, તેવી રીતે માત્ર યાચના કરવાથી તમને મારી પાસેથી ભોજનની પ્રાપ્તિ થશે નહિ.[૪૭] એ પ્રમાણે કહીને તે ચાલવા લાગી. તે પગલેપગલે ખેલ કરતી હતી, તે લતાકુંજોમાં સંતાતી હતી અને કટાક્ષ આદિ લીલાઓથી પોતાનો અભિપ્રાય સૂચવતી હતી.[૪૮] તે બોલી: 'તમે જો મારા પતિ થાઓ તો આ ભોજન હું તમને આપું; કારણ કે પામર મનુષ્ય સામાન્ય સ્નેહ વિના અર્થથી ઉપકાર કરતો નથી.[૪૯] સ્મશાનમાં જેવી રીતે ભૂત ફરે છે, તેવી રીતે ચંડાળજાતિનો મારો પિતા આ વનમાં ભૂખ્યો ને ભૂખ્યો પોતાના બળદથી ખેતી કરે છે. તેને માટે હું આ અન્ન લઈ જાઉં છું, પણ જો તમે મારા પતિ થાઓ, તો આ અન્ન હું તમને આપું; કારણ કે પોતાના વલ્લભ(પતિ)નું પ્રાણથી પણ પૂજન કરવું જોઈએ.' આવાં તેનાં વચન સાંભળી મેં તેને જવાબ દીધો, કે 'હે સુવ્રતે! હું તારો પતિ થઈશ. કયો માણસ આપત્તિમાં વર્ણ, ધર્મ તથા કુળના ક્રમનો વિચાર કરે છે?'[૫૦–૫૨] મારાં આવાં વચન સાંભળીને પૂર્વે જેમ સ્ત્રીવેષધારી વિષ્ણુભગવાને અમૃતના કુંભમાથી અર્ધ અમૃત ઇંદ્રને આપ્યુ હતું, તેમ તે કન્યાએ પોતાના ભાતમાંથી અર્ધો ભાત મને આપ્યો.[૫૩] તે ભાતનું ભોજન કરીને અને જંબુફળના રસનું પાન કરીને મે મોહયુક્ત ચિત્તથી તે સ્થળે વિશ્રાંતિ લીધી.[૫૪] પછી વર્ષાઋતુની શ્યામ મેઘમાલા સૂર્યને ઢાંકી દે, તેમ તે શ્યામ વર્ણની કન્યાએ મને ઢાંકી દીધો; જાણે હુ બહાર રહેલો પ્રાણ હોઉં તેમ તે મને હાથમાં પકડીને પોતાના પિતાની પાસે ગઈ.[૫૫] ત્યાર પછી જેમ યાતના નરક પાસે જાય, તેવી રીતે તે દુષ્ટ આકૃતિ તથા દુષ્ટ આરંભવાળા તેમજ પુષ્ટ શરીરવાળા અને ભય આપનાર પોતાના પિતાની પાસે ગઈ. પછી ભ્રમરમાં આસક્ત થયેલી ભ્રમરી જેમ પોતાના શબ્દથી પોતાનો અભિપ્રાય જણાવે, તેમ મારામાં આસક્ત થયેલી તે કન્યાએ, તે ચંડાળને મારા સંબંધી પોતાનો અભિપ્રાય જણાવ્યો અને કહ્યું, કે 'હે તાત! તમને રુચે તો આ માણસ મારો પતિ થાય. એટલે તેણે કહ્યું, કે 'સારું.' પછી સૂર્યાસ્ત સમયે જેમ યમરાજા પોતાના અનુચરને રજા આપે, તેમ તેણે પોતાના બળદને ગ્રાકળથી કપિલવર્ણની તથા ધૂળવાળી દિશામાં છોડી મૂક્યા અને તે ચંડાળના વનમાંથી અમે આગળ ચાલ્યાં.[૫૬–૫૮] ભૂત એક સ્મશાનમાંથી બીજા સ્મશાનમાં જાય, તેવી રીતે એક ક્ષણમાં સંધ્યાસમયે તે લાંબા વનમાંથી અમે તે ચંડાળના ઘર પાસે આવ્યાં.[૬૦] તે ચંડાળના ઘરમાં વાંદરા, કૂકડા તથા કાગડા વગેરે કાપીકાપીને વિભાગવાર રાખેલાં હતાં. ત્યાં લોહીથી છંટાઈ ગયેલા પૃથ્વીના ભાગમાં માખીઓ બણબણતી હતી.[૬૧] ત્યાં સૂકવવા માટે પાથરી રાખેલાં લીલાં આંતરડાં ઉપર પક્ષીઓ પડતાં હતાં અને ઘરના બગીચામાં ઊગેલા લીંબુના ઝાડ ઉપર પક્ષીઓના શબ્દ થતા હતા.[૬૨] સુકાઈ ગયેલા ચરબીના પિંડાથી ભરાયેલી ઘરની બહારની છાજલી ઉપર બેઠેલાં પક્ષીઓ ત્યાં શોભતાં હતાં અને પાથરી રાખેલાં રુધિરવાળાં ચામડાંમાંથી ત્યાંથી લોહી ટપકતું હતું.[૬૩] બાળકના હાથમાં રહેલા માંસના પિંડા ઉપર માખીઓનો ગણગણાટ થતો હતો અને વૃદ્ધ તથા શ્રેષ્ઠ ચંડાળ બૂમો પાડતાં બાળકને ઠપકો આપતો હતો.[૬૪] આ પ્રમાણે પાથરેલાં શિરા તથા આંતરડાંથી ભયંકર એવા તે ચંડાળના ઘરમાં મેં પ્રવેશ કર્યો, માનો યમરાજાના અનુચરોનો ભૂતસમૂહ

જેમાં મરણ પામેલા છે એવા જગતમાં પેઠા પછી તે નવા સસરાના ઘરમાં કદલીદળની પીઠ ઉપર અત્યંત આદરથી પાથરી આપેલા આસન ઉપર મેં સ્થિતિ કરી મારી સાસુ આંખે કાણી હતી, તેણે 'આ મારો જમાઈ છે' એમ કહી મારો સત્કાર કર્યો.[૬૫-૬૭] ત્યાર પછી વિશ્રાંતિ લીધા પછી કાળિયાર મૃગચર્મનું આસન કરી, માણસ દુષ્કૃત ભોગવે, તેવી રીતે ચંડાળને યોગ્ય ભોજનનો મેં આહાર કર્યો.[૬૮] ત્યાર પછી અનંત દુઃખનાં બીજરૂપ તથા મનોહર ન લાગે એવાં તેમનાં સ્નેહનાં સુંદર વચનો સાંભળ્યાં.[૬૯] ત્યાર પછી કેટલેક દિવસે આકાશ તથા નક્ષત્ર વાદળાંરહિત હતાં, ત્યારે ચંડાળના ઉત્સવને ઉચિત એવો મદ્ય તથા માંસનો સમારંભ કર્યો અને તેમને ઉચિત એવાં વસ્ત્ર અને વૈભવ સહિત તે ચંડાળે ભય આપનારી પોતાની કન્યાનો મારી સાથે વિવાહ કર્યો; માનો, કાળા પાપે નરકની ભયજનક યાતના આપી. આ વિવાહના ઉત્સવમાં બ્રહ્મહત્યા વગેરે દુષ્કૃત્યના સમૂહ પોતે શબ્દ કરતા હોય, તેવી રીતે મહામદિરાના આસવથી મત્ત થયેલા ચંડાળો મનોહર સંગ્રામના શબ્દનો પણ તિરસ્કાર કરે, તેવી રીતે વિલાસથી મોટા ભયજનક શબ્દો કરતા હતા.[૭૦-૭૨]

सरभसममितो चिनेदुरत्र प्रसृतमहामदिरासवाः श्वपाकाः हतपटुपटहा विलासवंतः स्वयमिव दुष्कृतराशयो महांतः ॥ ७२ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ચાંડાલીવિવાહ' નામનો સર્ગ ૧૦૬મો સમાપ્ત**

## સર્ગ ૧૦૭મો ×

## ચંડાળદશામાં રાજાએ ભોગવેલાં દુઃખોનું વર્ણન

### રાજોવાચ

बहुनात्र किमुक्तेन सोत्सवावर्जिताशयः ।
तदाप्रभृति तत्राहं संपन्नः पुष्टपुल्कसः ॥ १ ॥

રાજા બોલ્યો : હે સભાજનો! હું તમારી પાસે વધારે શું કહું? પણ તે દિવસથી (ચંડાળકન્યાની સાથે વિવાહ થયો ત્યારથી) ઉત્સવ સહિત વિવાહને લીધે મારું ચિત્ત તેમાં વશ થયું અને હું પણ એક મોટો ચંડાળ બન્યો.[૧] ઉત્સવની સાત રાત્રી ગયા પછી, તથા ક્રમે કરી આઠ માસ નીકળી ગયા પછી તે ચંડાળકન્યાને ઋતુપ્રાપ્તિ થઈ અને ત્યાર પછી તેને ગર્ભ રહ્યો.[૨] ત્યાર પછી જેમ વિપત્તિ દુઃખરૂપ ક્રિયાને ઉત્પન્ન કરે, તેમ તેણે એક દુઃખદાયી કન્યાને જન્મ આપ્યો અને તે કન્યા જેમ મૂર્ખ માણસની ચિંતા દિવસે દિવસે વધે તેમ વધવા લાગી. ત્રણ વર્ષ ગયા પછી તેણે એક અસુંદર પુત્રને જન્મ આપ્યો; માનો, દુર્બુદ્ધિને આશાનો પાશ વધારનાર 'અનર્થ' નામનો પુત્ર થયો.[૩-૪] ત્યાર પછી એક પુત્રી આવી અને ત્યાર પછી પણ એક પુત્ર થયો. આવી રીતે તે વનમાં ચંડાળરૂપે હું મોટો કુટુંબી થયો.[૫] બ્રહ્મહત્યા કરનાર માણસ નરકમાં 'ચિંતા' નામની સ્ત્રીની સાથે ઘણી જાતની યાતના ભોગવે છે, તેવી રીતે તે વનમાં મેં તે ચંડાળકન્યા સાથે ઘણાં વર્ષ સુધી અનેક પ્રકારનાં દુઃખ ભોગવ્યાં.[૬] જેમ વૃદ્ધ કાચબો પાણીના ખાબોચિયામાં લોટ્યા કરે છે, તેમ ટાઢ, તડકો તથા પવનના ક્લેશથી પરવશપણે મેં તે વનમાં ફરવા માંડ્યું.[૭] સ્ત્રીની

× આ એકસોસાતમા સર્ગમાં લવણ રાજા ચંડાળને ઘેર સાઠ વર્ષ સુધી રહ્યો અને તેટલો લાંબો વખત ચંડાળને ઉચિત કૃત્યથી પોતાનું જીવન ગયું; એ વાત સભા સમક્ષ કહેશે.

ચિંતાથી મારી બુદ્ધિ હરાઈ ગઈ હતી; તેથી મને શરીરમાં દાહ થતો હતો. આથી બધી દિશાઓ જાણે બળતી હોય, તેવી રીતે મને કષ્ટરૂપ જોવામાં આવી.[૮] મેં ઝાડની છાલનાં જૂનાં લૂગડાં પહેરી, ઘાસની ઈંઢોણી બનાવી, માથે સાક્ષાત્ દુષ્કૃત સમો લાકડાંનો ભારો ઉપાડ્યો.[૯] જૂથી ખદખદતી, જીરણ થઈ ગયેલી, તૂટી ગયેલી અને દુર્ગંધ મારતી એક ચીંદરડીની લગોટી મારીને મેં ધવલિકાના ઝાડ નીચે આશરો લઈને કંઈ વરસો કાઢી નાખ્યાં. હેમંતઋતુમાં દેડકા વનમાં ભમે, તેમ હું કુટુંબતું પોષણ કરવા સારુ વનમાં ફરતો અને ટાઢને લીધે વનની ગુફામાં લીન થઈને બેસી રહેતો.[૧૦,૧૧] આવી રીતે અનેક પ્રકારના ક્લેશરૂપી કલ્લોલથી અને તાપના વિસ્તારને લીધે જાણે ઝરતાં હોય તેમ મને નેત્રમાંથી આંસુને બહાને લોહીનાં ટીપાં પડવા માંડ્યાં.[૧૨] ભયંકર વનમાં પર્વતની તળેટીમાં કરેલી ઝૂપડીમાં મેઘને લીધે ભયંકર એવી કંઈ રાત્રીઓ વરાહના માંસનું ભોજન કરીને મેં વિતાવી. એવી રીતે સર્વ બીજની ઉત્પત્તિના હેતુરૂપ વર્ષાકાળ વીતી ગયા પછી બંધુઓનો સ્નેહ ન રહ્યો, નિરંતર ક્લેશ થવા લાગ્યો, સર્વત્ર શંકા થવા મંડી, એટલે ચિત્તના કૃપણપણાથી મેં કુટુંબ સહિત બીજા ચંડાળને ઘેર સ્થિતિ કરી. રાહુના દાંતથી ચંદ્રમા જેમ જર્જરિત થઈ જાય તેમ ચંડાળીના ક્લેશથી ઉદ્વેગ પામેલા પ્રચંડ ચંડાળના તિરસ્કારોને લીધે મારું મુખ જર્જરિત થઈ ગયું.[૧૩-૧૬] નરકમાં રહેનાર માણસોએ લાવીને વેચેલાં આંતરડાં હોઠથી ચાવે, તેવી રીતે દીપડાએ પીસી નાખેલી માંસની પેશીનું મેં હોઠથી ચર્વણ કર્યું.[૧૭] હિમાલયની ગુફામાં હેમંતઋતુનું હિમ તથા શિશિરઋતુમાં ઝાકળના જળબિંદુના સમૂહ, વસ્ત્ર વિનાના શરીર ઉપર જાણે મૃત્યુએ મૂકેલાં બાણ હોય તેવી રીતે મેં સહન કર્યા. હું ઘરડો હતો, છતાં પુણ્યના મૂળની પેઠે માર્ગમાં ક્ષીણ થઈ ગયેલાં ઝાડના મૂળ, મેં ઘણી વાર ખોદી નાખ્યાં. ચંડાળપણાને લીધે કોઈ માણસ મારો સ્પર્શ કરતું નહોતું. મારી સ્ત્રી ખરાબ હતી, ચંડાળની પેઠે લોકો પાસે હું કાલાવાલા કરતો હતો તથા સંપાદન કરેલા તેજની ક્ષતિ થવા માટે અરણ્યમાં શરાવલા( માટીના પાત્ર) માં રાંધેલા પદાર્થનું હું આદરથી ભોજન કરતો હતો.[૧૮-૨૧] જાણે મારું પોતાનું માંસ હોય તેમ હું બીજાઓ પાસેથી હરણ અને ઘેટાંનાં માંસ વેચાતાં રાખતો. એ પ્રાણીઓનાં શરીરમાંથી હું એ માંસ કાપીકાપીને ઉતારી લેતો અને તેમને લોઢાના પાત્રમાં પકાવતો. પછી જાણે હજારો જન્મોથી ઊભા થયેલા પાપ જેવા એ માંસને હું વધારે લાભ મેળવવા સારુ વિંધ્ય પર્વતની ચાંડાલભૂમિમાં વેચતો.[૨૨,૨૩] અપવિત્ર મળમૂત્રથી ભરેલુ તથા વેચતાં બાકી રહેલું માંસ હું તે ચંડાળની ભૂમિમાં સૂકવવા માટે પાથરી રાખતો હતો. રૌરવ નરકમાં પડેલા માણસની પેઠે મારી અતિ દુર્દશા થયેલી હતી. વિંધ્ય પર્વતની ગાઢ ઝાડી મારું પોષણ કરનારી હતી અને સંધ્યાકાળ એ કંદમૂળ તથા માંસ ભેગું કરવામાં વિઘ્નરૂપ છે, તોપણ હું તેનો દ્વેષી હતો. (સંધ્યાસમયે માંસ તથા કંદમૂળ ભેગું કરવાનો નિષેધ છતાં હું સંધ્યાસમયે પણ તે ભેગું કરતો હતો.) આવી જાતની સ્થિતિમાં મારી દૃષ્ટિએ કોદાળી એ મારો સાચો સ્નેહી-મિત્ર હતો.[૨૪,૨૫] હું લાકડીઓ મારીમારીને કૂતરાં વગેરેને હાંકતો હતો અને દૈવેચ્છાથી પ્રાપ્ત થયેલાં સ્ત્રીપુત્રાદિકને કોદરા વગેરે ગામઠી અન્નોથી પોષતો હતો. પવનથી યુક્ત વરસાદ ઝાપટાંથી થતા સુકાયેલાં પાંદડાંનાં ખડખડાટવાળાં ઝાડ નીચે મેં વગડાનાં વાંદરાંની સાથે રાત્રીઓ વિતાવી. તે સમયે ટાઢથી મારા દાંત પણ કડકડતા હતા અને મને સોયની અણી જેવાં રુવાંટાં ઊભાં થતાં હતાં.[૨૬-૨૮] ભૂખને

લીધે મારું પેટ ક્ષીણ થઈ ગયું હતું, તેથી હું માંસના ટુકડા માટે વર્ષાઋતુમાં પડતાં મેઘનાં બિંદુનું મોતીના કણની પેઠે ગ્રહણ કરતો હતો. વનમાં ટાઢથી દાંત કડકડતા હતા, આંખ મીચાઈ જતી હતી અને સ્ત્રીની સાથે ભારે કજિયો થતો હતો.[૨૯-૩૦] કાળામેસના જેવા મેલા શરીર વડે હું ભૂતના બંધુના જેવું આચરણ કરતો હતો અને હાથમાં બડિશ (માછલાં પકડવાનો કાંટો) લઈને હું નદીકાંઠે ફરતો હતો.[૩૧] કલ્પાંત સમયે જગતનો નાશ કરવા માટે પાશને ધારણ કરનાર યમરાજાની પેઠે, મેં ઘણા દિવસ ઉપવાસ કરીને તરતમાં મારી નાખેલા મૃગના વક્ષઃસ્થળનું ભક્ષણ કર્યું.[૩૨] સ્મશાનમાં મારો વાસ હતો, રુધિરના પ્રેમમાં હું મત્ત હતો અને સ્મશાનનું બલિદાન તેમજ માંસ વગેરે અપવિત્ર પદાર્થ ખાવામાં મને પ્રીતિ હતી. આથી માતાના સ્તનના દૂધ જેવું કાંઈક ઉષ્ણ અને તત્કાળ પ્રાપ્ત થયેલા રુધિરનું મેં પાન કર્યું.[૩૩] વૈતાલો જેમ ચંડિકાના ભયથી નાસી જાય, તેવી રીતે તે મારા ભયથી નાસી જતાં હતાં. સ્ત્રી–પુત્રમાંથી થતી આશા જેમ બંધનમાં વધારો કરે છે, તેમ મૃગ તથા પક્ષીઓના બંધન માટે હું વનમાં જાળ પાથરતો હતો. માયામય સૂત્રજાળથી મેં દિશાઓનાં પક્ષીને જર્જર કરી નાખ્યાં હતાં. આ મારી આવરદા દુરાચરણમાં ગઈ અને આવી જાતનાં દુષ્ટકર્મમાં પણ મે મારા મનને અવકાશ આપ્યો.[૩૪-૩૬] વર્ષાઋતુની નદીની જેમ મારી આશા વૃદ્ધિ પામવા લાગી અને કરભ(સર્પનું ભક્ષણ કરનાર એક જાતનું જનાવર)ના ભયથી સર્પ દૂર નાસી જાય, તેવી રીતે મારી બુદ્ધિ ચારે બાજુ દોડવા લાગી.[૩૭] સર્પ પોતાની કાંચળીનો ત્યાગ કરે, તેવી રીતે મેં દેહમાંથી દયાનો ત્યાગ કર્યો. ઉનાળાને અંતે આકાશ કાળા મેઘનો અંગીકાર કરે, તેવી રીતે સુખથી ક્રોધરૂપી બાણનો વરસાદ કરનાર તથા દુષ્ટ શબ્દથી નાદ કરનાર ક્રૂરતારૂપી મેઘનો મેં અંગીકાર કર્યો. મારી પાસે નિરંતર વિકાસ પામનારી તથા નાશ ન થનારી દુર્ગંધીનો લોકોએ ત્યાગ કર્યો.[૩૮-૩૯] ખાબોચિયાં જેવી રીતે દુષ્ટ મંજરીનો અંગીકાર કરે છે, તેવી રીતે મેં આપત્તિનો અંગીકાર કર્યો હતો. અમુક કાળે અમુક પદાર્થ ભોગવવો એવી નિયતિરૂપ નરકની પૃથ્વીમાં વૃષ્ટિથી ધાન્ય વધે છે, તેવી રીતે મોહરૂપી વૃષ્ટિથી વૃદ્ધિ પામનારી દુષ્કર્મનાં બીજની મુઠ્ઠીઓ મેં વાવી દીધી હતી. ભૂત–પ્રાણીમાત્રમાં નિર્દયપણાથી યમરાજ ફરે છે, તેવી રીતે હું હાથમાં જાળ લઈને વિંધ્ય પર્વતની ગુફામાં નિર્દયપણે મૃગના સમૂહમાં ફરતો હતો. શેષનાગ ઉપર જેમ ભગવાને શયન કર્યું હતું, તેમ વિવેકનો ત્યાગ કરી, હું ચમરીના કંઠ ઉપર મસ્તકને વિશ્રાંતિ આપી શયન કરતો હતો. મારાં વસ્ત્રો અને ચરણો ચંચળ હતાં, હું રાડો પાડતો હતો તથા મારું શરીર ભૂખરું હતું. આથી તે શરીર જાણે ઝાકળથી ઢંકાયેલી વિંધ્યાચળની કોઈ જળમય ગુફા હોય તેવું જણાતું હતું. વરાહ જેવી રીતે પૃથ્વીને ધારણ કરે, તેવી રીતે ગ્રીષ્મઋતુમાં ઘણીક જૂવાળી કંથા મેં મારી કાંધ ઉપર ધારણ કરી હતી. વનમાં ઉત્પન્ન થયેલા અગ્નિથી પ્રાણીનો દાહ થાય, તેવી રીતે હું કલ્પના અગ્નિથી જગતનો નાશ કરનાર કાળની ગતિને અનુસરીને રહ્યો હતો. વિષયી પુરુષને જેમ ક્ષય વગેરે રોગની ઉત્પત્તિ થાય છે તથા દુરાગ્રહી માણસને જેમ વેર તથા કલહરૂપી અનર્થની ઉત્પત્તિ થાય છે, તેમ તે ચંડાળાવસ્થામાં મારી સ્ત્રીએ સુખ–દુઃખરૂપી સંતતિની ઉત્પત્તિ કરી.[૪૦-૪૬] આવી રીતે જો કે હું રાજા(મારા પિતા)નો એકનો એક પુત્ર હતો, તોપણ સાઠ વર્ષ ચંડાળદશામાં મે કાઢ્યાં.[૪૭] હે સભાસદો આવી રીતે કાળાંતરે દુષ્ટ વાસનારૂપી બંધનની મને પ્રાપ્તિ થઈ હતી. તે ચંડાળદશામાં

કોઈ સમયે હું બૂમો પાડતો હતો, વિપત્તિના સમયમાં રુદન કરતો હતો, ક્ષુદ્ર અન્ન ખાતો હતો અને એ હત્યારા ચંડાળવાસમાં રહેતો હતો.[૪૮]

आक्रुष्टमुद्घुरतरं रुदितं विपत्सु भुक्तं कदन्नमुषितं हतपक्कणेषु । कालांतरं बहु मयोपहतेन तत्र दुर्वासनानिगडबंधगतेन सम्याः ॥ ४८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'આપદ્વર્ણન' નામનો સર્ગ ૧૦૭મો સમાપ્ત**

## सर्ग १०८मो ×

## દુષ્કાળથી થયેલી દેશની દુર્દશાનું વર્ણન

राजोवाच

अथ गच्छति कालेऽत्र जराजर्जरितायुषि ।
तुषारपूर्णशष्पौघसमश्मश्रुभृते मयि ॥ १ ॥

**રાજા બોલ્યો :** હે સભાજનો ! એવી રીતે કેટલોક સમય ગયા પછી વૃદ્ધાવસ્થાથી મારુ આયુષ્ય જર્જરિત થઈ ગયું અને મુખ ઉપરના કેશ ઝાકળથી ઘાસના સમૂહની પેઠે ધોળા થઈ ગયા[૧] સુકાઈ ગયેલાં પાંદડાં ઉપર પવન પડે, તેવી રીતે મારે માથે કર્મરૂપી વાયુથી સુખદુઃખરૂપી દિવસના સમૂહ પડવા લાગ્યા.[૨] રણસંગ્રામમાં જેમ બાણોનો સમૂહ આવે છે ને જાય છે, તેમ સુખ, દુ:ખ, કલહ અને વધ વગેરે અયોગ્ય કાર્યો આવતાં હતાં અને જતાં હતાં.[૩] અનેક પ્રકારના વિકલ્પની કલ્પનારૂપી ઘૂમરીવાળું તથા સંકલ્પ–વિકલ્પરૂપી તરંગોના ભારવાળુ ચિત્ત આકાશમાં નિરાધાર પક્ષી ભમે તેવી રીતે ભમવા લાગ્યુ.[૪] ભ્રાંત થયેલો આત્મા ચલાયમાન ચિંતારૂપી ચક્રની પેઠે ભમવા લાગ્યો. સમુદ્રમાં જેમ ખડ તણાય, તેમ હું કાળરૂપી સમુદ્રમાં તણાવા લાગ્યો.[૫] આમ એકમાત્ર વિંધ્ય પર્વતમાં રહેતાં જનાવરોનો આહાર કરીને જીવનારો હું, બે હાથવાળા ગધેડા જેવો હતો અને મારાં વર્ષોનાં વર્ષો ત્યાં એ રીતે ચાલ્યાં ગયાં.[૬] શબને જેમ કંઈ સ્મરણ રહેતું નથી, તેવી રીતે 'હું રાજા છુ' એ પણ મને સ્મરણ રહ્યું નહિ તથા પાંખ કપાયા પછી પર્વત જેવી રીતે સ્થિર થઈ રહ્યા હતા, તેવી રીતે મારું ચંડાળપણું સ્થિર થયું.[૭] તે સમયે સંસારમાં જેમ કલ્પનો અંત આવે, વનમાં જેમ દાવાગ્નિ આવે, સાગરનાં મોજાં જેમ કાંઠા પ્રત્યે આવે અને સુકાયેલાં ઝાડ ઉપર જેમ બાણ પડે, તેમ પ્રચંડ ચંડાળના મંડળના નિવાસરૂપ એ વિન્ધ્યાચળના પ્રદેશમાં દુકાળ આવ્યો. એમાં અકાળ મરણો થતાં હતાં અને અન્ન, તૃણ, પત્ર અથવા જળ પણ મળતુ નહોતું.[૮-૯] તે દુષ્કાળમાં મેઘ વરસતો નહોતો તથા કોઈ સ્થળે વાદળાં નજરે ચઢી પાછાં અદૃશ્ય થતાં હતાં. પવનની ગતિ પણ સૂક્ષ્મ અંગારાના કણથી મિશ્ર હોય એમ જણાતી હતી.[૧૦] ત્યારે ખરી ગયેલાં પાંદડાંના ખડખડાટવાળી, દાવાગ્નિના દાહવાળી તથા શૂન્ય થયેલી વનસ્થલીએ જાણે ઘણા દિવસથી સંસારનો ત્યાગ કર્યો હોય એમ જણાતું હતું. આવી જાતના અકાળ દુષ્કાળમાં દાવાનળ બળવા લાગ્યો, વનની ઘાટી ઝાડી સુકાઈ ગઈ અને ખડમય પૃથ્વીમાં રાખમાત્ર બાકી રહી. સર્વ માણસનાં અંગ ધૂળથી ધૂમર થઈ ગયાં, ભૂખથી માણસોના છેદ ઊડી ગયા અને તૃણ, અન્ન તથા જળનો નાશ થયો.[૧૧-૧૩] આમ આખો દેશ જાણે વગડો થઈ ગયો. પ્રકાશ પામતી મૃગજળની નદીના જળમાં પાડાઓ આળોટવા લાગ્યા અને વનમાંથી વાયુથી થતા જળકણના સમૂહનો પ્રવાહ પણ હતો નહિ.[૧૪] જળનો શબ્દ સાંભળવાથી પણ માણસને આનંદ થતો હતો અને તડકાના અતિવિસ્તારથી જનસમૂહ ખેદ પામતો હતો.[૧૫] પાંદડાંનું ભક્ષણ કરવાથી પ્રથમ ક્ષોભ

× આ એકસોઆઠમા સર્ગમા લવણ રાજા તે ચડાળની નિવાસભૂમિમાં રહેતો હતો, તેમા અનાવૃષ્ટિથી પડેલા દુષ્કાળને લીધે દેશની દુર્દશાનુ વર્ણન કરવામા આવશે.

[illegible] હતું અને [illegible] કડકડી [illegible] અગાઉના [illegible] તથા [illegible] ના [illegible] પાણીના- [illegible] નાં [illegible] ને [illegible] નાં [illegible] નો. [illegible] [illegible] થઈ [illegible] જાગતી [illegible] હતા. [illegible] એક [illegible] જાગતી વૃક્ષમાં એક [illegible] જાણતો હતો અને [illegible] થયેલા [illegible] કરતા હતા. [illegible] પાંદડાં વિનાના [illegible] અગારા [illegible] વાયુ ઊડતો હતો અને [illegible] કરવાને આસક્ત થયેલાં [illegible] આદિ [illegible] પૃથ્વીને ચાટતાં હતા. જ્વાળારૂપી તેમના ધગધગાટમાં ભમરીવાળો વનનો પવન ફૂંકાતો હતો અને સર્વ સ્થળમાં ઉત્પન્ન થતા અગ્નિને લીધે જગત પિગળાવ્યું થઈ ગયું હતું. [illegible] બળી ગયેલા અજગરવાળી કુંજમાંથી ધુમાડા નીકળતા હતા અને તેથી ઝાડીમાં પ્રફુલ્લતા જણાતી હતી. પવનથી પ્રસરેલી જ્વાળાઓને લીધે આકાશ સંધ્યાસમયનું હોય એવું જણાતું હતું.[23] ચારે બાજુ ઊડતી રાખને લીધે તે જાણે દંડ વિનાનાં છત્રમંડળ હોય એમ જણાતું હતું. સ્ત્રી તથા પુરુષો પાસે તેમનાં નાનાં બાળકો રાડો પાડતાં હતાં. પુરુષના સમૂહ પોતાના દાંતથી શબનાં બટકાં ભરતા હતા અને માંસના ગંધને લીધે ઉતાવળથી ખાવા જતાં પોતાની જ આંગળી મોંમાં કરડાઈ જતી હતી.[24,25] આકાશમાં ઊડતા ઘાટા ધુમાડાની કાંતિમાં લીલી પાંદડાંવાળી વનાની શંકા પ્રાપ્ત થતી હતી. આકાશમાં ઊડતાં ગીધોનાં મુખમાં રહેલાં કોળાડિયાં વિષે માંસનો ભ્રમ થતો હતો.[26] એકઠી જગ્યે ભાગી નાખેલા આંગણામાં લોકોની દોડાદોડથી આકુળતા જણાતી હતી. પ્રજ્વલિત અગ્નિમાં લોકોનાં હાથ તથા ઉદર ગિરાઈ જતાં હતાં[27] તથા મોટી ગુફામાં પ્રવેશ કરતા પવનના શબ્દ જેવો ભયંકર વાતાવરણનો શબ્દ સંભળાતો હતો. ભયભીત થયેલા અજગરના ફૂંફાડાથી અંગારાવાળાં વૃક્ષો પડી જતા હતા. આ પ્રમાણે તે વિંધ્યદેશની પૃથ્વીમાં અકાળ દુષ્કાળ પ્રાપ્ત થયો હતો અને સાથે તપતા બાર સૂર્યથી બળી ગયેલા જગતનું અનુકરણ કરતો હતો.[28,29] પ્રકાશ પામતા અગ્નિને લીધે વૃક્ષોના સમૂહ જટાવાળા લાગતા હતા અને તેમના ઉપર વ્યાપી વળેલા પવનના પસરવાથી લોકો પીડા પામતા હતા. તેથી તે દેશ જાણે શનિશ્ચરને બળવાનું, તપવાનું તથા રમવાનું સ્થાન હોય, એવો જણાતો હતો.[30]

ज्वलदनलजटालवृक्षखडप्रकरमरुत्प्रसरावतुन्नलोकः। ज्वलनतपनभास्करात्मजानां रमणगृहानुकृतिं जगाम देशः ॥ ३० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'અકાંડવર્ણન' નામનો સર્ગ ૧૦૮મો સમાપ્ત

## सर्ग १०९मो*

### પુત્રના દુઃખથી રાજાનું ચિતામાં પડવું અને પ્રબોધ

राजोवाच

तस्मिंस्तदा वर्तमाने कष्टे विधिविपर्यये ।
अकालोल्वणकल्पांते नितांतं तापदायिनि ॥ १ ॥

રાજા બોલ્યો : હે સભ્યો ! આવી રીતે

* આ એકસોનવમા સર્ગમાં લવણ રાજાએ ચંડાલાવસ્થામાં પોતાના સ્ત્રી-પુત્ર સહિત દુષ્કાળયુક્ત દેશમાંથી બહાર નીકળ્યા પછી, પોતાના પુત્રની આપત્તિ જોઈ ચિતામાં પ્રવેશ કરવાની ઇચ્છા કરી; તેવામાં તે જાગૃત થયા અને પોતાના સભ્ય સાથે સંવાદ કર્યો

દૈવની પ્રતિકૂળતાથી નિરંતર તાપ આપનાર પ્રલય સમાન અકાળ દુષ્કાળની પ્રવૃત્તિ થઈ હતી. તે સમયે શરદઋતુમાં જેવી રીતે મેઘ ચાલ્યો જાય, તેવી રીતે કેટલાક માણસો તે દેશનો ત્યાગ કરી પોતાનાં સ્ત્રી, પુત્ર તથા સંબંધીઓ સહિત બીજા દેશમાં ચાલ્યા ગયા.[૧-૨] દેહના હાથ–પગ વગેરે અવયવો દેહથી જુદા પડતા નથી, તેમ જે લોકો તે દેશનો ત્યાગ કરીને બીજા દેશમાં ન ગયા, તેમનો વનમાં કપાઈ ગયેલા ઝાડની પેઠે તે સ્થળે નાશ થયો.[૩] પાંખો આવ્યા પહેલાં માળામાંથી નીકળેલાં પક્ષીનાં બચ્ચાંને બીજાં જનાવર મારી નાખે છે, તેવી રીતે પોતાના મંદિરમાંથી બહાર નીકળેલા કેટલાક લોકોનો વ્યાઘ્ર વગેરે જનાવરોએ નાશ કર્યો.[૪] અગ્નિમાં પતંગિયાં પડે, તેવી રીતે કેટલાક લોકો અગ્નિમાં પડીને બળી મૂવા અને પર્વત પરથી પડેલા પથ્થરની પેઠે કેટલાક લોકો મોટા ખાડામાં પડ્યા.[૫] તે સમયે હું મારા ચંડાળ સસરાનો તથા તે દેશનો ત્યાગ કરીને સ્ત્રી–પુત્ર વગેરે મારા કુટુંબને સાથે લઈને બીજા દેશમાં જવા માટે નીકળ્યો.[૬] માર્ગમાં પવન, અગ્નિ, વ્યાઘ્ર વગેરે જનાવર તથા તક્ષક વગેરે સર્પથી તેમજ મૃત્યુના ભયથી શરીરને બચાવીને મેં સ્ત્રી સહિત ચાલવા માંડ્યુ.[૭] જાણે રૌરવ નરકમાંથી બહાર નીકળ્યો હોઉં, તેમ હું તે દુષ્કાળવાળા દેશમાંથી બહાર નીકળ્યો. પછી મેં ભયંકર અનર્થરૂપ એવાં છોકરાંને એક તાલના વૃક્ષ તળે કાંધ ઉપરથી હેઠે ઉતાર્યાં, ત્યારે મને ઘણો થાક લાગ્યો હતો, તેથી દીર્ઘ દાવાનળથી તપી ગયેલો પાણી વિનાનો દેડકો, જેમ કમલિનીના મૂળ નીચે વિશ્રાંતિ લે, તેમ મેં તે વૃક્ષ નીચે વિશ્રાંતિ લીધી. પછી તે ચંડાળકન્યા બે છોકરાંને પોતાની બાથમાં લઈને, ઝાડની નીચે શીળી છાંયમાં વિશ્રાંતિથી સૂતી હતી. તે સમયે 'પૃચ્છક' નામનો સૌથી નાનો પુત્ર મારી પાસે હતો. તેના ઉપર અમને ઘણો સ્નેહ હતો. તે મુગ્ધ હતો. તેણે દીનપણાથી પોતાની આંખમાં અશ્રુ લાવીને મને કહ્યું, કે 'હે તાત! આ સમયે મને ખાવા સારુ માંસ અને પીવા સારુ રુધિર આપો.[૮-૧૨] આવી રીતે વારંવાર બોલતાં બોલતાં અને ભૂખથી ચીસો પાડતાં પાડતાં તે પુત્ર મરવા જેવી દશાને પ્રાપ્ત થયો.[૧૩] તે પુત્રને મે ઘણી વાર કહ્યું, કે 'હે પુત્ર! માંસ નથી,' તોપણ તેની દુર્મતિ હોવાથી 'માંસ આપો' એમ આગ્રહથી તેણે મને કહ્યું.[૧૪] ત્યાર પછી પુત્રના સ્નેહથી મૂઢપણાને લીધે તથા દુઃખના અતિભારને લીધે મેં તેને કહ્યું, કે 'હે પુત્ર! મારું માંસ પકવીને તું ખા.'[૧૫] આ પ્રકારનું મારું વચન પણ તેણે અંગીકાર કર્યું અને કહ્યું, કે 'આપો.' આવી રીતે તે પુત્રને કંઈ ખોરાક નહોતો મળ્યો, તેથી ભૂખને લીધે તેની વૃત્તિ ક્ષીણ થઈ ગઈ હતી.[૧૬] તે મને વારંવાર આલિંગન કરતો હતો, તેથી સર્વ દુઃખ મટાડવા માટે સ્નેહ અને કરુણામાં હું મોહ પામ્યો હતો. એટલે તે પુત્રની આપત્તિ જોઈને મને અતિ દુઃખ થયું.[૧૭] મારાથી તેની તીવ્ર વેદના સહન થઈ નહિ, તેથી તે પુત્ર માટે મરવાનો મેં મારા અંતઃકરણમાં નિશ્ચય કર્યો.[૧૮] તે સમયે વનમાંથી કાષ્ઠ ભેગાં કરીને મે ચિતા રચી અને તે ચિતા પણ 'ચટચટ' એવા શબ્દથી જાણે મારી ઇચ્છા કરતી હોય એમ બળતી હતી.[૧૯] એ ચિતામાં હું મારો દેહ નાખું છું, તેટલામાં તો આ સિંહાસન ઉપરથી હું વેગથી ચલાયમાન થયો અને તૂરીના તથા જયજયકારના શબ્દથી તમે મને જાગૃત કર્યો. આવી રીતે આ ઇંદ્રજાળ કરનાર માણસે, અજ્ઞાનથી જેવી જીવની દશા થાય, તેવી રીતે ઘણી દશાવાળો મને મોહ પમાડ્યો.[૨૦-૨૧]

**વસિષ્ઠ બોલ્યા :** આવી રીતે ઘણા તેજથી યુક્ત તે લવણ રાજા પોતાની સભામાં વાત કહે

એટલી કથા કહેવાશે.

છે, એટલીવારમાં તો ઇંદ્રજાળ કરનાર માણસ ત્યાંથી અંતર્ધાન થઈ ગયો. પછી વિસ્મયથી પ્રફુલ્લિત નેત્રવાળા સભાસદોએ રાજાને નીચે પ્રમાણે કહ્યું.[૨૨-૨૩]

**સભાસદો બોલ્યા :** હે દેવ ! આ ઇંદ્રજાળ કરનાર માણસ નથી, કારણ કે તેને ધનની ઇચ્છા નથી; પરંતુ સંસારસ્થિતિનો બોધ કરનારી આ કોઈ દૈવી માયા છે, એમ તમે સમજો.[૨૪] આ માયામાં સંસાર મનના વિલાસરૂપ છે, એમ નિશ્ચય થાય છે. સર્વશક્તિમાન વિષ્ણુનું વિલાસ રૂપી મન છે, તેજ જગત છે.[૨૫] સર્વશક્તિમાન વિધિની હજારો પ્રકારની વિચિત્ર શક્તિ છે, તેથી વિવેકવાળું મન પણ માયા વડે મોહ પામે છે.[૨૬] સર્વ લોકના વૃત્તાંતને જાણનાર આ રાજા ક્યાં! અરે સાધારણ માણસની મનોવૃત્તિને યોગ્ય આ હમણાંનો સંભ્રમ ક્યાં![૨૭] મનને મોહ પમાડનારી આ સર્વ માયા ઇંદ્રજાળ કરનાર માણસની ઇચ્છાથી થયેલી નથી, કારણ કે ઇંદ્રજાળ કરનાર સર્વ માણસો પોતે ધન મેળવવા માટે સર્વ ચેષ્ટા કરે છે, પણ કેવળ લોકને ભમાવવા માટે જ ચેષ્ટા કરતા નથી.[૨૮] આવેલો માણસ જો ઇંદ્રજાળ કરનાર હોય, તો આપણી પાસેથી તે પ્રયત્નથી દ્રવ્યની ઇચ્છા કરે, પણ તે આવી રીતે અંતર્ધાન થઈ જાય નહિ. (માટે તે શું હશે ?) એવી જાતના સદેહમાં અમે સર્વ ડૂબી ગયા છીએ.[૨૯]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્રજી ! આ વૃત્તાંત જ્યારે લવણ રાજાની સભામાં બન્યો, ત્યારે હું પોતે તે સભામાં હાજર હતો. તેથી મેં આ જે તમારી પાસે વાત કરી છે, તે મારી નજરની જોયેલી વાત છે; પણ કોઈની પાસેથી મેં તે સાંભળીને કરી નથી. આમ હે મહાત્મન્! અનેક પ્રકારની કલ્પનાથી જેનું અંગ વૃદ્ધિ પામ્યું છે, એવું મન જ આ જગતમાં વિસ્તાર પામીને સર્વોત્કર્ષપણે રહ્યું છે. માટે એ મન શાંતિ પામીને પરમાત્મરૂપ થશે, ત્યારે તમે પરમ પવિત્ર પદવીને પ્રાપ્ત થશો.[૩૦-૩૧]

इति बहुकलनाविवर्द्धितांगं जयति चिरं विततं मनो महात्मन् । शममुपगमिते परस्वभावे परममुपैष्यसि पावनं पदं यत् ॥ ३१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિ-પ્રકરણનો 'ચંડાલત્વવ્યપગમ' નામનો સર્ગ ૧૦૯મો સમાપ્ત

## સર્ગ ૧૧૦મો*

## મનનો વૈભવ તથા તેની શાંતિ

वसिष्ठ उवाच

परमात्कारणादादौ चिच्चेत्यपदपातिनी ।
कलनापदमासाद्य कला कलिलतां गता ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! પરમકારણરૂપ સ્વ-સ્વરૂપના અજ્ઞાનને લીધે ચિત્ત ચિંતવન કરવા યોગ્ય પદાર્થનું ચિંતવન કરે છે. એમ ચિંતવન કરવાથી તે કલના (કલ્પના) નામને ધારણ કરે છે. આમ એ ચિત્ત (ચૈતન્ય) અનેક પ્રકારનાં રૂપના વિચિત્રપણાથી કલુષપણાને પામ્યું છે.[૧] હવે ચૈતન્ય વસ્તુતઃ અસત્ અજ્ઞાનમાંથી ઊપજવાને લીધે સર્વથા મિથ્યારૂપ અને પ્રથમ ન હોવા છતાં પાછળથી વૃદ્ધિ પામેલા તે જુદા જુદા પદાર્થના જુદા જુદા જ્ઞાનરૂપ મોહમાં સંકલ્પ-વિકલ્પાત્મક મનરૂપ તુચ્છપણાને પામીને મુઝાય છે. મનોવૃત્તિ અસત્ તથા મ્લાન છે; બાળક જે પ્રમાણે ભૂતનો વિસ્તાર કરે છે, તે પ્રમાણે તે હજારો દોષથી દુઃખનો વિસ્તાર કરે છે.[૨-૩] કલંકવાળી અસત્ મનોવૃત્તિ દુઃખનો વિસ્તાર કરે છે, તો વાસનાક્ષય થયા પછી નિષ્કલંક થયેલી મનોવૃત્તિ સૂર્યનો પ્રકાશ જેમ અંધકારનો નાશ કરે છે, તેમ મહાદુઃખનો નાશ કરે છે.[૪] તે દૂરના પદાર્થને પાસે લાવે છે તથા પાસે-

* આ એકસોદસમા સર્ગમાં મનોવૈભવના વર્ણનથી મનની શાંતિનો ઉપાય કહેવામાં આવશે

ના પદાર્થને દૂર લઈ જાય છે. આમ બાળક જેમ રમકડાને વિષે નાચે છે, તેમ મન ભૂત–પ્રાણી માત્રમાં નાચે છે.[૫] માર્ગમાં ચાલનાર મુગ્ધ વટે માર્ગુ ને દૂરથી ઝાડનું ઠૂંઠું પણ પિશાચરૂપ લાગે છે, તેવી રીતે વાસનાયુક્ત અજ્ઞાનીને અભયમાં પણ ભય લાગે છે.[૬] મદોન્મત્ત માણસ આખા ભૂતળને ભમતું જુએ છે, તેવી રીતે કલંકથી મલિન થયેલું મન મિત્રમાં પણ શત્રુની શંકા કરે છે.[૭] માણસનું મન આકુળ હોય છે, ત્યારે ચંદ્રબિંબમાં પણ વજ્રની શંકા થાય છે અને અમૃતનું પણ વિષના ભાવથી ભોજન કરવામાં આવ્યુ હોય, તો તે પણ વિષનું કામ કરે છે.[૮] સ્વપ્નમાં થયેલી જાગ્રત દશા જેમ સત્ય લાગે છે, તેમ વાસનાયુક્ત માણસનું ચિત્ત અસત્ એવા ગંધર્વનગરને પણ સતરૂપે જુએ છે.[૯] વાસના એ જ જંતુના મનને મોહનું કારણ છે, માટે તે વાસનાને મૂળમાંથી કાપી નાખવાનો પ્રયત્ન કરવો.[૧૦] વાસનારૂપી જાળથી ખેંચાયેલો મનરૂપી હરિણ સંસારરૂપી વનની ઝાડીમાં અત્યંત પરવશપણાને પામે છે.[૧૧] વાદળાં વિનાના આકાશમાં જેમ સૂર્ય પ્રકાશ પામે છે, તેમ જે માણસે વિચાર કરીને વાસનાનો ત્યાગ કર્યો હોય છે; તે માણસને વિષે આત્મા પ્રકાશે છે. એટલા માટે દેહ નહિ પણ મન છે તે જ નર છે, એમ તમે સમજો; કારણ કે દેહ જડ છે અને મન જડ નથી, તેમ ચેતન પણ નથી.[૧૨,૧૩] મન વડે જે કર્યું તે જ કર્યું અને મન વડે જેનો ત્યાગ કર્યો તેનો જ ત્યાગ થાય છે.[૧૪] આ સમગ્ર જગત તથા ભૂમંડળ મનોમાત્ર છે. મન એ જ આકાશ, મન એ જ પૃથ્વી તથા મન એ જ વાયુ છે.[૧૫] અગ્નિમાં તેજ તથા સૂર્યમાં પ્રકાશ વગેરે જે જે ધર્મ છે, તે મનથી કલ્પિત છે. એટલે કે સૂર્ય વગેરેમાં પ્રકાશાદિ ધર્મ નથી, એમ મનમાં ભાવના થાય છે, તો તે પ્રકાશ મટી જાય છે.[૧૬] જે માણસનું મન મોહ પામે છે, તે જ માણસ મૂઢ કહેવાય છે; પણ શરીરને મોહ થયા પછી 'શબ મૂઢ છે' એમ કોઈ કહેતું નથી.[૧૭] મન જ્યારે જુએ છે ત્યારે નેત્ર થાય છે, મન જ્યારે સાંભળે છે ત્યારે શ્રવણ (કાન) થાય છે, સ્પર્શ કરે છે ત્યારે ત્વચાઇંદ્રિય થાય છે, સૂંઘે છે ત્યારે નાસિકા થાય છે અને રસ ગ્રહણ કરે છે ત્યારે રસના (જીભ) ઇંદ્રિય થાય છે. એ પ્રમાણે જેમ નાટકમાં રહેલો નટ બહુ વેષ ધારણ કરે છે તેમ દેહમાં મન વૃત્તિઓ વિષે બહુ વેષ ધારણ કરે છે. મન લઘુ પદાર્થને દીર્ઘ કરે છે, સત્યમાં અસત્યપણું કરે છે, કડવા પદાર્થમાં મધુરતા કરે છે અને શત્રુમાં મિત્રતા કરે છે.[૧૮–૨૦] માણસને ચિત્તવૃત્તિમાં જેવો પ્રતિભાસ થાય છે, તેવો તેને પ્રત્યક્ષ અનુભવ થાય છે અને પ્રતિભાસને લીધે જ સ્વપ્નથી આકુળ ચિત્તવાળા હરિશ્ચંદ્ર રાજાને એક રાત્રી બાર વર્ષની થઈ પડી હતી.[૨૧] ઇંદ્રદ્યુમ્ન× રાજા બ્રહ્મલોકમાં ગયા ત્યારે તેમને ચિત્તના પ્રભાવથી એક મુહૂર્તમાં એક યુગનો કાળ ચાલ્યો ગયો હતો. પ્રાતઃકાળમાં જેને રાજ્ય મળવાનું છે એવા બંધીવાનને (પ્રાતઃકાળે રાજ્ય મળશે એવી મનમાં આશા હોવાથી) બંધન પણ સુખરૂપ થાય છે, તેવી રીતે સારી મનોવૃત્તિ વડે રૌરવનરક પણ સુખરૂપ થઈ પડે છે.[૨૨–૨૪] મોતીના હારમાંથી એક દોરો બળી જાય, ત્યારે

× ઇંદ્રદ્યુમ્ન રાજાને 'રેવતી' એ નામની એક પુત્રી હતી. તેનું લગ્ન કરવા માટે તેનો સંબંધ કયા રાજાની સાથે કરવો, એ પૂછવા માટે ઇંદ્રદ્યુમ્ન રાજા બ્રહ્મલોકમાં ગયા. ત્યાં બ્રહ્માની પાસે ગાન થતું હતું, તેથી એક મુહૂર્ત ઊભા રહી, ગાન થઈ રહ્યા પછી બ્રહ્માને પોતાની પુત્રીના લગ્નસંબંધી સલાહ પૂછી, ત્યારે બ્રહ્માએ ઉત્તર દીધો, કે 'તમે અહીં એક મુહૂર્ત ઊભા રહ્યા તેટલી વારમાં તમારા દેશમા એક યુગનો કાળ ચાલ્યો ગયો, તેથી તમે મનમાં સંકલ્પ કરેલા સર્વ રાજાઓનો નાશ થયો છે; માટે તમારી પુત્રી હવે ભૂતળમા બળભદ્રજીનો જન્મ થયો છે તેમને પરણાવજો.' આ કથા શ્રીમદ્ ભાગવતમા પ્રસિદ્ધ છે.

બધાં મોતી વીંખાઈ જાય છે, તેવી રીતે એક મન જિતાવાથી સર્વ ઇંદ્રિયો જિતાય છે.[૨૫] બ્રહ્મ સર્વ સ્થળે રહેનાર, સ્વચ્છ, નિર્વિકાર, સર્વત્ર સમાન, સૂક્ષ્મ અને સર્વભાવમાં રહેનાર સાક્ષીભૂત, ચિત્શક્તિરૂપ તે પોતાની સત્તાથી વાણી વગેરે સર્વ ક્રિયાથી શૂન્ય છે. હે રામ! તેને પણ મન દેહ સમાન જડ બનાવી, તેની અંદર કામ-સંકલ્પ વગેરે ભ્રાંતિની તથા બહાર પર્વત, નદી, આકાશ અને સમુદ્ર વગેરેની કલ્પના કરી વ્યર્થ ભમાવે છે.[૨૬–૨૮] મન વિવેકવાળું હોય તોપણ તે (મન) પોતાની ઇષ્ટ વસ્તુ જો કે સારી ન હોય, તોપણ તેને અમૃત સમાન મધુર બનાવે છે તથા સારી અમૃત સમાન વસ્તુ હોય તોપણ તેને વિષતુલ્ય બનાવે છે.[૨૯] એવી રીતે સંપૂર્ણ તત્ત્વજ્ઞાન ન થવાથી જેને પૂર્ણતા પ્રાપ્ત થયેલી નથી, તેવા માણસનું મન ઉપર પ્રમાણે પોતાની કલ્પનાથી પોતાને યોગ્ય આકાર તથા રૂપને ઉત્પન્ન કરે છે, પણ તત્ત્વવેત્તાનું મન એ પ્રમાણે કરતું નથી.[૩૦] ચૈતન્યશક્તિથી સ્ફુરણા પામેલું મન સ્પંદને વિષે વાયુપણાને પામે છે, પ્રકાશમાં પ્રકાશપણાને પામે છે, દ્રવપદાર્થમાં દ્રવપણાને પામે છે, પૃથ્વીમાં કઠિનતાને પામે છે અને શૂન્યદૃષ્ટિમાં શૂન્યતાને પામે છે. આ પ્રમાણે ચિત્શક્તિથી ઇચ્છા પ્રમાણે મનની સ્થિતિ થાય છે.[૩૧,૩૨] દેશ–કાળ વિના પણ મન શુક્લને કૃષ્ણ કરે છે તથા કૃષ્ણને શુક્લ કરે છે; માટે આ મનની શક્તિ જુઓ.[૩૩] માણસનું મન જ્યારે બીજી વસ્તુમાં લાગેલું હોય છે, ત્યારે તે ભોજન કરતો હોય અને પીરસેલા પદાર્થનો જીભથી ચર્વણ કરતો હોય, તોપણ તે પદાર્થના સ્વાદની તેને ખબર પડતી નથી.[૩૪] મન વડે જે પદાર્થ જોયો તે જ ખરેખર જોયો કહેવાય; પણ મનથી ન જોયેલો પદાર્થ જોયો કહેવાય નહિ; કારણ કે અંધકારમાં જોયેલા પદાર્થની પેઠે મને ન જોયેલા પદાર્થના રૂપની ખબર પડતી નથી.[૩૫] ઇંદ્રિય વડે મન દેહવાન છે તથા મન વડે ઇંદ્રિયો દેહવાન છે. એવી રીતે મન તથા ઇંદ્રિયોનું પરસ્પર સરખાપણું છે, તોપણ મનમાંથી ઇંદ્રિયો ઉત્પન્ન થયેલી છે, પણ ઇંદ્રિયોમાંથી મન ઉત્પન્ન થતું નથી. તેથી મનની ઉત્કૃષ્ટતા છે.[૩૬] ચિત્ત અને શરીર જો કે અત્યંત ભિન્ન છે, તોપણ જે મહાત્મા તેની એકતા (એટલે બન્ને જડ છે એમ) માને છે, તે પંડિતો નમસ્કાર કરવા યોગ્ય છે.[૩૭] ફૂલોથી ગૂંથેલા અંબોડાવાળી અને વિલાસથી સુંદર કટાક્ષો કરતી કોઈ સુંદરી આલિંગન કરે, તોપણ મન વિનાના માણસને ભીંતની પેઠે તે કંઈ પણ વિકાર કરી શકતી નથી.[૩૮] 'વીતરાગ' નામના કોઈ મુનિ ધ્યાનસ્થ હતા, તે સમયે વનમાં રાક્ષસ તેમનો હાથ ચાવી ગયો, તોપણ મુનિને તેની ખબર પડી નહિ.[૩૯] મુનિની અભ્યાસ વડે દૃઢ કરેલી મનોભાવના દુઃખને સુખરૂપ કરવાને તથા સુખને દુઃખરૂપ કરવાને સહજમાં સમર્થ થાય છે.[૪૦] માણસનું મન જ્યારે અન્ય વસ્તુમાં લાગેલુ હોય છે, ત્યારે તેની પાસે પ્રયત્નથી કહેવાતી કથા પણ પરશુથી કાપેલી લતાની પેઠે કપાઈ જાય છે. (એટલે કે મારી પાસે શુ વાત કરી, તેની પણ તેને ખબર પડતી નથી).[૪૧] મન જ્યારે પર્વત ઉપર ચડે છે, ત્યારે શુભ્ર આકાશમાં પણ તેને ગુફાની ભ્રાંતિથી દુઃખનો અનુભવ થાય છે.[૪૨] મનના ઉલ્લાસરૂપી સ્વપ્નમાં આકાશના જેવા વિસ્તારવાળા હૃદયને વિષે પ્રત્યક્ષ જણાતા પર્વતો પણ પોતપોતાનું કામ કરવાને સમર્થ થાય છે[૪૩] ચલિત થયેલો સમુદ્ર મોજાનો વિસ્તાર કરે છે, તેવી રીતે વિક્ષેપવાળું મન પોતાને વિષે પર્વત તથા નગરની પંક્તિનો વિસ્તાર કરે છે.[૪૪] સમુદ્રની અંદર રહેલા જળમાં જેવી રીતે તરંગ તથા

મોજાં રહેલાં છે, તેવી રીતે દેહની અંદર રહેલા મનમાં, સ્વપ્નરૂપ પર્વત તથા નગરની પંક્તિ રહેલી છે.[૪૫] પત્ર, લતા, પુષ્પ તથા ફળ, એ જેમ અંકુરનાં છે, તેવી રીતે જાગ્રત તથા સ્વપ્નના ભ્રમો એ મનના છે.[૪૬] સુવર્ણની પ્રતિમા સુવર્ણથી જુદી નથી, તેવી રીતે જાગ્રત તથા સ્વપ્નની ક્રિયા મનથી ભિન્ન નથી.[૪૭] જળધારા, જળકણ, મોજાં તથા ફીણ એ જેમ જળમાં જણાય છે, તેમ અનેક પ્રકારની વિચિત્રતાના વૈભવ ચિત્તમાં જણાય છે.[૪૮] નટ જેમ અનેક પ્રકારના વેષનો અંગીકાર કરે છે, તેમ શૃંગાર વગેરે રસના આવેશથી ચિત્તવૃત્તિ સ્વપ્ન તથા જાગ્રતદશાના વૈભવનો અંગીકાર કરે છે.[૪૯] લવણ રાજાને મનના પ્રતિભાસથી ચંડાળપણું પ્રાપ્ત થયું હતું, તેવી રીતે આ બ્રહ્માંડ મનના મનનમાત્ર છે.[૫૦] મનમાં જેવું જેવું સંવેદન થાય છે, તેવો તેવો અનુભવ થાય છે; માટે જેમ ઇચ્છામાં આવે તેમ કરો.[૫૧] અનેક પ્રકારનાં નગર, નદી તથા પર્વતના રૂપને પામીને, મન જાગ્રત તથા સ્વપ્નમય એવા આ જગતનો વિસ્તાર કરે છે.[૫૨] લવણ રાજાની પેઠે મનના પ્રતિભાસથી દેવતામાંથી દૈત્યપણું તથા હાથીમાંથી પર્વતપણું પમાય છે.[૫૩] જેવી રીતે નરપણામાંથી નારીપણું તથા પિતામાંથી પુત્રપણું પ્રાપ્ત થાય છે, તેવી રીતે મન સંકલ્પથી ઇચ્છિત પદાર્થપણાને પામે છે.[૫૪] મરણ તથા જન્મ પણ સંકલ્પથી જ થાય છે. અને મનના ઘણા અભ્યાસથી શૂન્ય આકાર પણ જીવપણાને પામે છે.[૫૫] મનનથી જેમાં મોહવાળી વાસના પ્રાપ્ત થયેલી છે, એવું મન સુખ દુઃખ, ભય તથા અભયરૂપ જન્મસ્થાનને પામે છે.[૫૬] તલમાં જેવી રીતે તેલ રહેલું છે, તેવી રીતે સુખ અને દુઃખ મનમાં રહેલાં છે અને દેશકાળને લીધે તેમાં વધઘટ થાય છે.[૫૭] તલને દબાવવાથી તેમાંથી તેલ સ્પષ્ટ જણાય છે, તેવી રીતે મનને મનનના સંગથી સુખ–દુઃખ સ્પષ્ટ જણાય છે.[૫૮] હે રામ! સંકલ્પ જ દેશકાળના નામથી વ્યવહાર કરે છે અને તે સંકલ્પ જ દેશકાળનું કારણ છે.[૫૯] શાંત થવું, ઉલ્લાસ થવો, જવું–આવવું, આનંદ થવો અને નાચવું–એ સઘળું મનરૂપી શરીરનો સંકલ્પ સિદ્ધ થવાથી જ થાય છે.[૬૦] સતી સ્ત્રી અંતઃપુરના આંગણામાં વિહાર કરે છે, તેવી રીતે સંકલ્પથી કલ્પેલા અનેક પ્રકારના તરંગોથી મન દેહમાં વિહાર કરે છે.[૬૧] જે મનુષ્ય પોતાના મનને વિષયના અનુસંધાનમાં જરા પણ અવકાશ આપતો નથી, તે માણસનું મન જેમ હાથી પોતાના બંધન સ્થાનમાં સ્થિર થઈને રહે, તેમ સ્થિર થાય છે.[૬૨] રણસંગ્રામમાં સ્તંભનાસ્ત્રથી શત્રુ જેમ ચલાયમાન થઈ શકતો નથી, તેમ જે માણસનું મન ચલાયમાન થતું નથી, તેને જ ખરેખર પુરુષ સમજવો અને બાકીના કાદવના કીડા છે, એમ સમજવું.[૬૩] હે રામ! જે માણસનું મન ચપળ ન થતાં એક સ્થળે સ્થિર રહે છે, તે માણસ ધ્યાનથી ઉત્તમ પદવીને પામે છે.[૬૪] મંદરાચળ સ્થિર થવાથી ક્ષીરસાગર સ્થિર થયો હતો, તેવી રીતે મન નિયમમાં રાખવાથી સંસારના વિભ્રમ શાંત થાય છે.[૬૫] ભોગ તથા સંકલ્પના વિભ્રમથી જેટલી જેટલી મનની વૃત્તિઓ છે, તે સર્વ સંસારરૂપી વિષવૃક્ષનું ઉત્પત્તિસ્થાન છે.[૬૬] મદ અને મોહથી મંદ થયેલો પુરુષરૂપી દુષ્ટ ભ્રમર, સંસારરૂપી દુષ્ટ નદીમાં તણાતાં ચિત્તરૂપી કમળમાં વીંટાય છે અને જડતાના પ્રવાહરૂપી જળના વેગમાં, વાયુની ઘૂમરીની પેઠે, પ્રબળ ચિંતાથી વીંટાઈ જઈને, તે પોતાના દેહ સહિત ચિંતારૂપી ચક્ર સમાન ઘૂમરીમાં પડે છે.[૬૭]

चित्तं चलत्कुवलयं वलयंत एते मूढा महाजडजवे मदमोहमंदाः । आवर्तवर्तिनि विलूनविशीर्णचिंताचक्रभ्रमे पुरुषदुर्भ्रमराः पतंति ॥६७॥

# સર્ગ ૧૧૧મો*

## ચિત્તને જીતવાનો ઉપાય અને ચૈતન્ય સાથે એકાગ્રતા

वसिष्ठ उवाच

अस्य चित्तमहाव्याधेश्चिकित्साया महौषधम् ।
स्वायत्तं शृणु वक्ष्यामि साधु सुस्वादु निश्चितम् ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! આ ચિત્તરૂપી મોટા વ્યાધિની ચિકિત્સાનું સ્વાધીન તથા સ્વાદિષ્ટ ઔષધ હું તમને કહું છું, તે તમે સાંભળો.[૧] બાહ્યવસ્તુનો ત્યાગ કરીને (નિજાત્મા માત્રાકાર વૃત્તિની ધારારૂપી) પોતાના પુરુષાર્થથી પ્રયત્ન વડે ચિત્તરૂપી ભૂત જિતાય છે.[૨] જે માણસ મનપસંદ વસ્તુનો ત્યાગ કરીને રાગદ્વેષ વગેરે ચિત્તના રોગથી શૂન્ય થઈને રહે છે, તે માણસ જેમ દાંતવિનાના હાથીને દાંતવાળો હાથી જીતે તેમ મનને જીતી શકે છે.[૩] એટલા માટે ચિત્તરૂપી બાળકને અવસ્તુમાંથી બહાર કાઢી પોતાના સંવેદનરૂપી પ્રયત્નથી વસ્તુમાં જોડવો તથા બોધ કરવો.[૪] હે મુનિ ! શીતળ લોઢું ઊના (તપાવેલા) લોઢાને કાપી નાખે છે, તેવી રીતે શાસ્ત્ર તથા સત્સંગથી ધીરજવાન અને શાંત ચિત્ત વડે ચિંતાથી તપી ગયેલા ચિત્તને કાપી નાખવું.[૫] બાળકને જેવી રીતે લાલન તથા ભય વગેરે ઉપાયથી સારે માર્ગે જોડવામાં આવે છે, તેવી રીતે ચિત્તરૂપી બાળકને પણ સારે માર્ગે જોડી શકાય છે. એમાં શુ દુષ્કર છે ?[૬] એટલા માટે સંસારમાં આસક્ત થયેલા મનને પોતાના પુરુષાર્થથી, ઘણા ઉદયને આપનાર સત્કર્મમાં ચિદાત્માની સાથે જોડી દેવું.[૭] પોતાને સ્વાધીન, એકાંત, હિતરૂપ તથા પ્રિય વસ્તુનો ત્યાગ કરવામાં વૈરાગ્યવાળું મન જેને દુષ્કર થયું; તેવા પુરુષરૂપી કીડાને ધિક્કાર છે.[૮] મલ્લ જેવી રીતે યુદ્ધમાં બાળકને શ્રમ વિના જીતે છે, તેવી રીતે વિષયમાં આસક્ત થયેલા મનને, બ્રહ્મરૂપ ભાવના કરવાથી તે શ્રમ વિના જિતાય છે.[૯] એ પ્રમાણે પુરુષાર્થરૂપી પ્રયત્નથી ચિત્ત જિતાય છે અને ચિત્ત જિતાયા પછી પ્રયત્ન વિના બ્રહ્મપ્રાપ્તિ થાય છે.[૧૦] પોતાને સ્વાધીન તથા સુસાધ્ય ચિત્તને, જે માણસ જીતવાને સમર્થ થતા નથી, તેવા શિયાળ જેવા માણસને ધિક્કાર છે.[૧૧] પ્રિય વસ્તુના ત્યાગરૂપી પુરુષાર્થથી જ મનની શાંતિ સાધ્ય છે. મનની એ શાંતિ વિના શુભ ગતિ જ નથી.[૧૨] આત્મસંવેદનથી મનોમારણ સહેજે સાધી શકાય છે, એમ મનોનાશ કરવામાં આવે, તો આ જીવન્મુક્ત દેહમાં મોહ વગેરે શત્રુથી રહિત, અચળ તથા આદિઅંતથી રહિત એવા સ્વરાજ્યસુખની (બ્રહ્માનંદની) પ્રાપ્તિ થાય છે.[૧૩] મોક્ષના સાધનરૂપ મનની શાંતિ થયા વિના; ગુરુનો ઉપદેશ, શાસ્ત્રનો અર્થ, મંત્ર અને અન્ય સાધન પણ તૃણરૂપ છે.[૧૪] જ્યારે અસંકલ્પરૂપી શસ્ત્રથી મૂળ સહિત ચિત્તનું છેદન થાય છે. ત્યારે સર્વ, સર્વગત તથા શાંત બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, અનર્થનું શાસન પોતાના સંવેદનથી સાધ્ય છે, તે કરવામાં શાંતિ વગેરે સાધન સિદ્ધ છે, તો પછી આ શરીરથી જીવન્મુક્ત થવામાં પુરુષને શો ક્લેશ છે ? માટે દૈવનો અનાદર કરો, એ દૈવ તો મૂઢોએ કલ્પી કાઢેલી કલ્પના છે. તમે પુરુષાર્થ કરીને સંકલ્પથી કલ્પિત ચિત્તને અચિત્તપણાને પમાડો. આમ પરબ્રહ્મરૂપી કોઈ પણ મહાપદવી પામીને તથા ચિત્તને ચૈતન્યમાં લય કરીને, તમે ચિત્તથી પર થઈને રહો.[૧૫–૧૮] પ્રથમ ચૈતન્યની ભાવના કરો અને તેની સ્થિરતા માટે પરમ સાવધાનવાળી બુદ્ધિથી યુક્ત થાઓ. આમ ચિત્તનો લય થવાથી તમે અવ્યગ્રતાથી આત્માનું ધારણ કરો.[૧૯]

* આ એકસોઅગિયારમા સર્ગમાં પ્રયત્નથી મનપસંદ વસ્તુનો તથા અહંતા–મમતાનો ત્યાગ કરીને ચિત્તના જયનો ઉપાય તથા ચૈતન્યની સાથે એકાગ્રતાનું વર્ણન કરવામાં આવશે.

પરમ પુરુષાર્થનો આશ્રય કરીને, તમે ચિત્તને અચિત્તપણાને પમાડો અને જે સ્થળે નાશ નથી એવી મહાપદવીને તમે પામો.[20] હે રામ! દિઙ્મૂઢદશામાં અવળી થયેલી બુદ્ધિને પણ પુરુષ પ્રયત્નથી જીતી શકે છે. તેવી રીતે મન પણ પુરુષાર્થથી જીતી શકાય છે.[21] અનુદ્વેગ (ધૈર્ય) એ લક્ષ્મીનું મૂળ છે અને અનુદ્વેગથી જ મનનો જય થાય છે. એ મનોજયથી ત્રૈલોક્યનો વિજય પણ તૃણરૂપ છે.[22] રાજ્ય મેળવવા માટે (રાજ્યસુખ સારુ) યુદ્ધ કરવામાં શસ્ત્ર વગેરેથી ઉત્પાત થાય છે. તથા સ્વર્ગસુખમાં પણ 'પુણ્ય પૂરાં થયે પડવું પડશે!' એવી પીડા રહે છે; પણ મનોજય કરી બ્રહ્મસુખ સંપાદન કરવામાં કાંઈ પણ ક્લેશ નથી.[23] જે અધમ માણસો પોતાના મનમાત્રને પણ જીતી શકતા નથી, તે વ્યવહારદશામાં કેમ વ્યવહાર કરી શકશે?[24] 'મારુ મરણ થયુ,' 'હું જીવું છું.' અને 'મારો જન્મ થયો' એવી કુદષ્ટિ ચપળ ચિત્તમાંથી ઉત્પન્ન થયેલી અસત્‌વૃત્તિને લીધે થાય છે. ખરું જોતાં કોઈનું મરણ થતું નથી. તેમ કોઈનો જન્મ પણ થતો નથી; પણ મરણ પામેલું પોતાનું મન જ બીજા લોકને જુએ છે. મન અહીંથી પરલોકમાં જાય છે. અને ત્યાં અન્યપણાથી સ્ફુરણા પામે છે તથા મોક્ષપણાને પામે છે. માટે મરણનો ભય શા માટે રાખવો? માણસનું મન આ લોકમાં આ લોકરૂપે તથા પરલોકમાં પરલોકરૂપે રહે છે. એવી રીતે મોક્ષ થતાં સુધી ચિત્ત વિના બીજી કોઈ પણ વસ્તુ નથી.[25–28] ભાઈનું અથવા કોઈ સંબંધીનું મરણ થવાથી, મનુષ્યો વૃથા ક્લેશ કરે છે તે પણ ચૈતન્યથી બહિર્મુખ આત્માવાળી ચિત્તની જ વૃત્તિ છે, એમ મારુ માનવું છે.[29] અહીંથી ઉપરના લોકમાં, નીચેનાં (પાતાળ) લોકમાં તથા બીજા દ્વીપાંતરમાં પણ અન્યની અપેક્ષાથી રહિત, સર્વને હિતરૂપ, માયાની મલિનતાથી શૂન્ય તથા શ્રુતિએ ઓળખાવેલા આત્માને વિષે ચિત્તની શાંતિ થયા વિના, મુક્તિનો અન્ય ઉપાય નથી, એમ તત્ત્વવેત્તા મુનિએ ઘણોઘણો વિચાર કરીને નિશ્ચય કર્યો છે.[30] મનની શાંતિ થયા પછી, હૃદયમાં શુદ્ધબોધ થવાથી મનના લય માત્રથી વિશ્રાંતિ ઉત્પન્ન થાય છે એટલા માટે વિસ્તારવાળા હૃદયાકાશમાં ચૈતન્યરૂપી ચક્રની ધારાથી મનનું મારણ કરો, તો તમને આધિઓ બાધ કરશે નહિ. ઉપરથી મનોહર લાગતા વિષયોને વિષે તમે જ્યારે જ્ઞાનપૂર્વક દોષના અનુસંધાનથી તેમનું અમનોહરપણું જાણશો, ત્યારે તેનાં અગ પણ કપાઈ જશે. 'આ હું' તથા 'આ મારું' એવી બુદ્ધિ થવી એ જ મન છે. એવું મન અસંકલ્પરૂપ દાતરડાંથી જ છેદાય છે. શરદઋતુમાં વાયુથી આકાશમાં અભ્રમંડળ શુદ્ધ થાય છે, તેથી અહંતા-મમતાના અભાવથી મન શુદ્ધ થાય છે. જે ઠેકાણે શસ્ત્ર, અગ્નિ અથવા પવન હોય, તે ઠેકાણે ભય હોય; પણ સ્વાધીન, કોમળ તથા સ્વચ્છ મનના અસંકલ્પમાં ભય માત્ર નથી. 'આ કલ્યાણ તથા આ અકલ્યાણ' એ બાબત બાળકથી વૃદ્ધ પર્યંત પ્રસિદ્ધ છે.[31–37] જેમ પિતા બાળક પુત્રને કલ્યાણના માર્ગમાં જોડે છે, તેમ મનને પણ કલ્યાણના માર્ગમાં જોડવું. જે પુરુષ કોઈથી નાશ ન કરાય એવા, યુવાન અને દુ:ખરૂપ સંસારને વધારનારો ચિત્તરૂપી સિંહને મારે છે, તે આ જગતમાં જય(મોક્ષ)ને પામે છે અને બીજાઓને પણ મોક્ષ અપાવે છે.[38] જેમ મરુદેશમાં મૃગજળ ઉત્પન્ન થાય છે, તેમ મનના સંકલ્પથી ભયંકર ભય ઉપજાવનાર વિપત્તિ ઉત્પન્ન થાય છે.[39] માટે ગમે તો પ્રલય સમયનો પવન વાવા લાગે, ગમે તો બધા સમુદ્ર એક થઈ જાય અને ગમે તો બારે સૂર્ય સાથે તપવા લાગે, તોપણ મનવિનાના માણસને કાંઈ હાનિ થતી નથી.[40] મનરૂપી બીજમાંથી સુખ–દુ:ખ તથા શુભ–અશુભ ઉત્પન્ન થાય છે અને આ

સંસારરૂપી મોટા વનસમૂહમાં સાત લોકરૂપી પલ્લવો રહેલાં છે.[૪૧] પરમ પદવીરૂપી સિંહાસનનો આશ્રય કરીને તમે અસંકલ્પથી સાધ્ય તથા સકળ સિદ્ધિને આપનાર એવા અસંકલ્પરૂપી સામ્રાજ્ય(ચક્રવર્તી રાજ્ય)માં સુખથી રહો.[૪૨] કાષ્ઠનો નાશ થયા પછી ભસ્મ થયેલો અંગારો જેવી રીતે તાપની શાંતિ કરે છે, તેવી રીતે ક્રમે કરીને નષ્ટ થયેલું મન, ઉત્તમ આનંદને આપે છે.[૪૩] મન પોતાના સંકલ્પથી ઇચ્છા કરે, તો એક અણુમાં પણ લાખો બ્રહ્માંડ ઉત્પન્ન કરી શકે.[૪૪] મન સંકલ્પમાત્રના વૈભવથી અનર્થ કરે છે, તેમ જ અર્થને પણ સિદ્ધ કરે છે. એ મનને અસંકલ્પરૂપી સંતોષમાત્રના વૈભવથી જીતો અને સર્વોત્કર્ષ–પદવીને પામો.[૪૫] જેને આત્મવેત્તાઓ માન્ય કરે છે, જેમાં સમ કે વિષમ ભાવ નથી, જે પરમ પવિત્ર છે અને જે સર્વથા અહંકારથી રહિત છે, એવી વિમનસ્તા (મનની અભાવતા)એ કરીને, જન્માદિ વિકારથી રહિત અવશેષ રહેલ પરમ પવિત્ર પદ તમને પ્રાપ્ત થાઓ.[૪૬]

परमपावनया विमनस्तया समतया मतया-
त्मविदामपि। शमितयामितयांतरहंतया यदव-
शिष्टमजं पदमस्तु तत् ॥४६॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ચિત્તવર્ણન' નામનો સર્ગ ૧૧૧મો સમાપ્ત

## सर्ग ११२मो×

## ચિત્તક્ષયના ઉપાયનું અને વાસના-ત્યાગનું વર્ણન

वसिष्ठ उवाच

यस्मिंस्तस्मिन्पदार्थे हि येन तेन यथा तथा।
तीव्रसंवेगसंपन्नं मनः पश्यति वांछितम् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! તીવ્ર વેગવાળું મન જે જે પદાર્થમાં જેવી જેવી ઇચ્છા કરે છે, તે તે પદાર્થમાં તેવી તેવી ઇચ્છિત વસ્તુને તે જોઈ શકે છે.[૧] હે સૌમ્ય! જળમાં પરપોટાની પંક્તિ નિમિત્ત વિના પણ સ્વભાવથી જ ઉત્પન્ન થઈને પાછી નાશ પામે છે, તેવી રીતે મનનું તીવ્ર વેગપણું ઉત્પન્ન થઈ ને પાછું નાશ પામે છે. હિમમાં શીતળતાનો તથા કાજળમાં કાળાશનો ધર્મ રહેલો છે, તેવી રીતે તીવ્ર વેગવાળી ચપળતા એ મનનું રૂપ છે.[૨/૩]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! મન અતિ ચપળ છે તેના વેગનું તથા ચપળતાનું બળાત્કારથી કેમ નિવારણ થઈ શકે?[૪]

**વસિષ્ઠ બોલ્યા :** ચંચળતાવિનાનું મન ક્યાંય જોવામાં આવતું નથી; ઉષ્ણતા જેમ અગ્નિનો ધર્મ છે, તેમ ચપળતા એ મનનો ધર્મ છે.[૫] જગતના કારણરૂપ એવી માયાથી યુક્ત તે ચૈતન્યમાં જે ચંચળ સ્પંદશક્તિ રહેલી છે, તે જગતના આડંબરરૂપ માનસી શક્તિ છે, એમ તમે સમજો.[૬] સ્પંદ તથા અસ્પંદ વિના વાયુની સત્તા નથી, તેવી રીતે ચંચળતારૂપી સ્પંદવિના ચિત્તની સત્તા નથી.[૭] જે મન ચંચળતા વિનાનું છે, તે મન મરેલું કહેવાય છે અને તેને જ તપ અને શાસ્ત્રના સિદ્ધાંતરૂપ મોક્ષ કહે છે.[૮] મનનો લય થવાથી, દુઃખની શાંતિ થાય છે અને મનનું મનન થવાથી પરમ દુઃખની પ્રાપ્તિ થાય છે.[૯] ઉત્પન્ન થયેલો ચિત્તરૂપી રાક્ષસ દુઃખ પેદા કરે છે, માટે સુખ તથા અનંત ભોગ સારુ તેને પ્રયત્નથી પાડી નાખો.[૧૦] હે રામ! મનની ચંચળતા છે, તેને જ વાસનારૂપી અવિદ્યા કહે છે, માટે તેનો વિચાર કરીને નાશ કરો.[૧૧] બાહ્યવિષયના અનુસંધાનનો ત્યાગ કરવાથી જ્યારે અંતરમાં ચિત્તની સત્તાવાળી અવિદ્યારૂપી વાસનાનો લય થાય છે, ત્યારે પરમકલ્યાણની પ્રાપ્તિ થાય છે.[૧૨] હે રામ! સત્ તથા અસત્ અને ચૈતન્ય તથા

× આ એકસોબારમા સર્ગમા ચિન્માત્ર વાસનાના અભ્યાસથી તથા એક દૃઢ નિશ્ચય થવાથી, ચિત્તના ક્ષયનો ઉપાય તથા વાસનાનો ત્યાગ કહેવાશે.

જડપણું–એ બેના અનુસંધાનરૂપ મધ્યભાગને મન કહે છે.[૧૩] જડ વસ્તુના અનુસંધાનથી હણાયેલું મન, જડપણાની વૃદ્ધિ વડે દૃઢ અભ્યાસને લીધે જડપણાને પામે છે.[૧૪] તે જ વિવેકના અનુસંધાનથી ચૈતન્યના અંશથી તે મન દૃઢ અભ્યાસને લીધે ચૈતન્યપણાને પામે છે.[૧૫] પુરુષાર્થના પ્રયત્નથી મન જે વસ્તુમાં પડે છે, તે વસ્તુને તે પામે છે અને અભ્યાસથી તે વસ્તુરૂપ મન થાય છે.[૧૬] માટે ફરીથી પુરુષાર્થનો આશ્રય કરીને, ચિત્ત વડે ચિત્તને દબાવીને, શોકરહિત પદનો આશ્રય કરીને અને શંકાનો ત્યાગ કરીને તમે સ્થિર થઈને રહો.[૧૭] હે રામ! મનની ભાવના વડે મનને મગ્ન કરો. એથી જ બળપૂર્વક તરી જવાય છે. એ જ એક ઉપાય છે, બીજો કોઈ ઉપાય નથી.[૧૮] હે રાઘવ! મનનો દૃઢ નિગ્રહ કરવામાં મન જ સમર્થ છે, કારણ કે જે રાજા નથી તે બીજા રાજાને કેમ શિક્ષા કરી શકે?[૧૯] સંસારરૂપી સાગરના વેગમાં તૃષ્ણા રૂપી ઝુંડ રહેલાં છે અને તેના વેગમાં દૂર તણાઈ જતાં મનુષ્યોને તરવા માટે પોતાનું મન એ જ વહાણ રૂપ છે. મન વડે પરમ બંધનરૂપ મનરૂપી પાશને કાપી નાખીને, જે મનુષ્ય પોતાના આત્માને મુક્ત કરતો નથી, તેનો અન્ય ઉપાયથી મોક્ષ થતો નથી.[૨૦/૨૧] સાંસારિક વિષયથી યુક્ત મનરૂપી જે જે વાસનાનો ઉદય થાય છે, તેનો વિદ્વાન માણસ ત્યાગ કરે છે અને તેથી અવિદ્યાનો ક્ષય થાય છે.[૨૨] માટે પ્રથમ ભોગના સમૂહની વાસનાનો ત્યાગ કરો, પછી ભેદની વાસનાનો ત્યાગ કરો, પછી ભાવ તથા અભાવની વાસનાનો ત્યાગ કરો અને એમ તમે નિર્વિકલ્પ સુખને સંપાદન કરો.[૨૩] ભાવનામાત્રનું અભાવન (ભાવના ન થવાપણું) એ જ વાસનાનો ક્ષય છે અને તેને જ મનનો તથા અવિદ્યાનો નાશ પણ કહે છે.[૨૪] સાંસારિક પદાર્થનું જ્ઞાન રાખવું (તથા તેની ઇચ્છા કરવી) તેના કરતાં તેનું જ્ઞાન ન રાખવું (તથા ઇચ્છા ન કરવી), એ વધારે સારું છે; કારણકે ઇચ્છા કરવાથી દુઃખ ઉત્પન્ન થાય છે તથા ઇચ્છા ન કરવાથી સુખ ઉત્પન્ન થાય છે.[૨૫] એટલા માટે પ્રયત્ન વડે પ્રત્યેક પુરુષે ભાવનું અભાવન કરવું તથા વેદ્યનું (સંસારસંબંધી જ્ઞાનનું) અવેદન (અસંકલ્પ) કરવું.[૨૬] હે રામ! તમારા મનને વિષે જે જે ઇચ્છિત રાગ રહેલા છે, તે સર્વ અનર્થના કારણભૂત છે એમ જાણીને, તમે તેના અંકુરનો પણ ત્યાગ કરો એટલે આત્માના અનુભવથી તૃપ્ત થયેલા તમે હર્ષ–શોકને પ્રાપ્ત થશો નહિ![૨૭]

रागादयो ये मनसीप्सितास्ते बुद्ध्वेह तांस्तांस्त्वमवस्तुभूतान् । त्यक्त्वातदास्यांकुरमस्तबीजं मा हर्षशोकं समुपैहि तृप्तः ॥ २७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો
‘સુખરવેણુ ઉપદેશાંશકથન’ નામનો
સર્ગ ૧૧૨મો સમાપ્ત

## सर्ग ११३मो*

## તત્ત્વબોધનું વર્ણન

वसिष्ठ उवाच

एषा हि वासना नित्यमसत्यैव यदुत्थिता ।
द्विचंद्रभ्रांतिवत्तेन त्यक्तुं राघव युज्यते ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યાઃ હે રાઘવ! બે ચંદ્રની ભ્રાંતિની પેઠે મિથ્યા ઉદય પામેલી વાસનાનો ત્યાગ કરવો ઘટે છે.[૧] એ અવિદ્યારૂપી વાસના મિથ્યા છે, છતાં અજ્ઞાની માણસમાં સત્ય હોય તેમ રહેલી છે; પણ સારા જ્ઞાની માણસમાં તેનો સંભવ કેમ જ ઘટે?[૨] માટે હે રામચંદ્રજી! તમે અજ્ઞાની ન થાઓ, જ્ઞાની થાઓ અને સારી રીતે વિચાર કરો. આકાશમાં બીજો ચંદ્ર છે જ નહિ પણ ભ્રાંતિથી જણાય છે.[૩] મોજાની પરંપરાથી

* આ એકસોતેરમા સર્ગમાં સર્વ દુષ્ટ વાસનાને કાપનાર, વિવિધ વિચારોથી યુક્ત તથા દ્વૈતનું મિથ્યાપણું દૃઢ કરનાર તત્ત્વબોધનું વર્ણન કરવામા આવશે.

વિસ્તારવાળા જળમાં જળ વિના બીજી વસ્તુ નથી, તેવી રીતે પરમતત્ત્વ વિના, વસ્તુ તથા અવસ્તુ કાંઈ પણ નથી.[૪] ભાવ તથા અભાવ વિકલ્પ વિના થયા નથી અને તે અસત્‌મય છે; માટે નિત્ય તથા શુદ્ધ આત્મા વિષે તેનો આરોપ કરો નહિ. તમે કર્તા નથી તે છતાં ક્રિયામાં મમતા કેમ રાખો છો? એક જ વસ્તુ સત્ય છે. માટે કોણ, કઈ વસ્તુને કેવી રીતે કરે છે? (સર્વ મિથ્યા છે, માટે કોઈ પણ કંઈ કરતું નથી.)[૫'૬] હે પ્રાજ્ઞ! તમે અકર્તાના પણ અભિમાની થાઓ નહિ; કારણ કે હે નિષ્પાપ! અકર્તાના અભિમાનથી પણ કોઈ વસ્તુ સિદ્ધ કરવાની નથી. માટે તમે સ્વસ્થ થઈને રહો.[૭] હે રઘુવર! તમારામાં અભિમાનનો અભાવ છે અને તમને કાર્યમાં આસક્તિ નથી; આથી તમે અકર્તા છો (કર્તા નથી). વળી તમારામાં અકર્તાનું પણ અભિમાન નથી; તેમ જ તમને અકર્તાપણામાં પણ આસક્તિ નથી, તેથી તમે કર્તા છો. આ પ્રમાણે જો કે તમને કર્તાપણું પ્રાપ્ત થયું, તોપણ સાધારણ લૌકિક કર્તાને જે પ્રમાણે ભ્રમ થાય છે, તે પ્રમાણે તમને ભ્રમ થવાનો સંભવ નથી.[૮] સાચી વસ્તુનું ગ્રહણ કરવું તથા મિથ્યા વસ્તુનો ત્યાગ કરવો જોઈએ. હવે કર્મનાં જે જે ફળ છે તે તે સત્ય છે, એમ માની તેમાં મનુષ્યને ગ્રહણ કરવાની આસક્તિ થાય છે. માટે મનુષ્યને કર્મમાં આસક્તિ થવી ઘટે છે.[૯] પણ ખરું જોતાં આ અખિલ ઇંદ્રજાળ માયામય તથા મિથ્યા છે, ત્યારે તેમાં આસ્થા તથા ત્યાગ કરવાની તેમ જ ગ્રહણ કરવાની દૃષ્ટિ કેમ જ ઘટે?[૧૦] અવિદ્યા છે તે સંસારબીજની કણિકા છે અને તે મિથ્યા છે છતાં તે વૃદ્ધિ પામેલી છે. એ વાસનારૂપી અવિદ્યા બ્રહ્માંડ પર્યંત સારવિનાની છે તથા સંસારના આરંભના ચક્રરૂપ છે: તેમ જ તે અવિદ્યા ચિત્તને મોહ પમાડનારી છે.[૧૧'૧૨]

અવિદ્યારૂપી વાસના મનોહર વાંસની લતાની જેમ અંદરથી પોલી છે તથા સારરહિત છે; નદીના તરંગની પંક્તિની પેઠે તેને ઉપરથી કાપી નાખવા છતાં મૂળથી કાપ્યા વિના તેનો નાશ થતો નથી.[૧૩] કોઈ તેને હાથથી પકડવા જાય, તોપણ તેનું ગ્રહણ થતું નથી. પાણીનાં ઝરણાંનાં મોજાં કોમળ હોય છે, તોપણ કાંઠાનાં ઝાડને ઉખેડી નાખે છે, તેવી રીતે અવિદ્યા કોમળ છે, છતાં તીક્ષ્ણ અણીવાળી છે.[૧૪] મૃગતૃષ્ણાની નદી જળથી યુક્ત તથા તરંગવાળી દેખાય છે, પણ તે સ્નાન કરવાના તથા પાણી પીવાના ઉપયોગમાં આવતી નથી; તેવી રીતે અવિદ્યા કાર્ય કરવામાં સમર્થ જણાય છે, તોપણ સત્યપુરુષાર્થમાં તે ઉપયોગી નથી.[૧૫] અવિદ્યાના પ્રસાદથી કેટલાક વાંકા, કેટલાક સ્પષ્ટ, કેટલાક લાંબા, કેટલાક ટૂંકા, કેટલાક સ્થિર અને કેટલાક ચલ એ પ્રમાણે સર્વ પદાર્થો ભિન્નભિન્ન છે. અવિદ્યા અંદરથી શૂન્ય છે, તોપણ સારવાળી હોય એમ જણાય છે. તે કોઈ ઠેકાણે રહેલી નથી, તોપણ સર્વ સ્થળે દેખાય છે.[૧૬'૧૭] પોતે જડ છે, છતાં ચૈતન્યરૂપે રહીને મનને ચંચળ કરે છે. તે એક નિમેષ પણ રહેતી નથી, છતાં સ્થિર છે એવી શંકાને પેદા કરે છે.[૧૮] તેનો જ્વાળાના જેવો શુદ્ધ વર્ણ જણાય છે, તોપણ તે કાળી મેંસ જેવી મલિન છે. પરમાત્માના પ્રસાદથી જો કે તે નૃત્ય કરે છે, તોપણ પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી તેનો નાશ થાય છે.[૧૯] નિર્મળ પ્રકાશમાં તે કરમાઈ ગયેલી દેખાય છે, તોપણ તે અંધકારમાં શોભે છે. તે શુષ્ક કાંતિવાળી છે, છતાં મૃગતૃષ્ણાની જેમ મિથ્યા પ્રતીતિવાળી છે અને અનેક પ્રકારના વર્ણવાળી છે.[૨૦] તે અવિદ્યા વાંકી છે. વિષમયી છે, પાતળી છે, કોમળ છે અને સંકટના હેતુરૂપ હોવાથી કર્કશ છે. તે સ્ત્રી જેવી ચંચળ છે, લંપટ છે, તૃષ્ણારૂપ છે અને કાળી સાપણ જેવી છે.[૨૧] સ્નેહ(તેલ)નો ક્ષય થવાથી દીવાની શિખાનો ક્ષય થાય છે, તેવી રીતે અવિદ્યામાં પણ સ્નેહ

(રાગ) ન રાખવાથી તેનો ક્ષય થાય છે. કોરા સિંદૂરની અર્ચા પોતે રાગવતી (રાતી) હોવાથી સ્નેહ વિના (સિંદૂરમાં ઘી અથવા તેલ મેળવ્યા વિના) પણ શોભે છે, તેવી રીતે અવિદ્યામાં સ્નેહ (રાગ) રાખવાથી તે શોભે છે. વીજળીની પેઠે અવિદ્યાનો પ્રકાશ ક્ષણિક છે તથા ચંચળ છે. વીજળીને જેવી રીતે જળનો આશ્રય છે, તેવી રીતે અવિદ્યાને જડનો આશ્રય છે. તે વીજળીના જેવી વાંકી તથા મુગ્ધને ત્રાસ ઉત્પન્ન કરનારી છે.[૨૨,૨૩] વળી વીજળીની પેઠે પ્રયત્નથી પણ તે પકડાતી નથી. તે પકડવાથી દાહ કરે છે, ક્ષણ વારમાં ઉત્પન્ન થઈને તે પાછી લય થઈ જાય છે અને શોધવાથી પણ હાથમાં આવતી નથી.[૨૪] જે કાળ(ઋતુ)માં જે પુષ્પ ઉત્પન્ન થવાં ન જોઈએ તે કાળમાં જો તે થાય, તો તે રમણીય છતાં ઉત્પાત કરનાર હોવાથી અનર્થરૂપ છે; તેવી રીતે પ્રાર્થના ન કર્યા છતાં પાસે આવેલી તે અવિદ્યા રમણીય હોવા છતાં પણ અનર્થરૂપ છે. ભ્રમ કરનારી તે અવિદ્યાનું અત્યંત વિસ્મરણ થવાથી તે અતિ સુખરૂપ લાગે છે, પણ પાછો તેનો તર્કથી વિચાર કરવાથી દુષ્ટ સ્વપ્નની જેમ તે ભય આપે છે. અવિદ્યા પોતાના પ્રતિભાસ માત્રથી જ મુહૂર્ત માત્રમાં ત્રણ જગતને ઉત્પન્ન કરીને ધારણ કરે છે તથા લય કરે છે.[૨૫–૨૭] અવિદ્યાએ લવણરાજાને એક મુહૂર્તમાં ઘણાં વર્ષનો અનુભવ કરાવ્યો તથા હરિશ્ચંદ્રરાજાને એક રાત્રિમાં બાર વર્ષનો અનુભવ કરાવ્યો.[૨૮] કાંતાના સુખમાં આનંદ માનનાર માણસોને કાંતાનો વિયોગ થાય, ત્યારે અવિદ્યાના પ્રસાદથી એક રાત્રિ એક વર્ષની થઈ પડે છે.[૨૯] અવિદ્યાને લીધે જેને ભ્રમ થાય છે તેવા માણસને સુખના વખતમાં લાંબો કાળ ક્ષણ વારમાં ચાલ્યો જાય છે તથા દુઃખના વખતમાં થોડો કાળ પણ લાંબો થઈ પડે છે.[૩૦] પ્રકાશરૂપી કાર્યમાં જેવી રીતે દીવાને કર્તાપણું છે, તેવી રીતે સંસારની વૃત્તિઓમાં અવિદ્યાની સત્તાથી લોકને કર્તાપણું છે, પણ વાસ્તવિક રીતે કર્તાપણું નથી.[૩૧] ચિત્તમાં રહેલી સ્ત્રી નિતંબ તથા સ્તન વગેરે અવયવથી યુક્ત હોય, તોપણ તે સ્ત્રીધર્મમાં કામ આવતી નથી, તેવી રીતે વાસનારૂપી અવિદ્યા કોઈ પણ કામમાં ઉપયોગી નથી.[૩૨] એ અવિદ્યા મનોરાજ્યની પેઠે આકારવાળી છે, છતાં અસત્ય છે. તે લાખો શાખાવાળી છે, છતાં તે પરમાર્થમાં ઉપયોગી નથી.[૩૩] અરણ્યમાં ઉત્પન્ન થયેલી મૃગતૃષ્ણારૂપી નદી મૃગને મોહ પમાડે છે, તેવી રીતે અનેક પ્રકારના આડંબરવાળી અવિદ્યા મુગ્ધ માણસને મોહ પમાડે છે, પણ જ્ઞાનીને મોહ પમાડતી નથી.[૩૪] પાણીમાં પેદા થયેલી પરપોટાની હારની જેમ, અવિદ્યા પણ નાશાત્મક છે તથા તેનો પ્રવાહ નિત્ય છે. તે જડ છતાં ચંચળ આકારવાળી છે અને ઝાકળની પેઠે તે હાથમાં આવતી નથી.[૩૫] રજોગુણના ફેલાવાથી રજવાળી થયેલી તે અવિદ્યા ડામરની જેમ પ્રસરે છે તથા કલ્પાંતના પવનની પેઠે બળાત્કારથી પૃથ્વીનું આક્રમણ કરે છે.[૩૬] ધુમાડાની પંક્તિ અંગ ઉપર લાગવાથી દાહ તથા ખેદને પેદા કરે છે, પોતે અંદર રસ(જળ) રાખે છે અને જગતમાં ઘૂમી વળે છે, તેમ અવિદ્યા પણ દાહ તથા ખેદને પેદા કરે છે; પોતે અંદર રસ(પરમાત્મા)ને રાખે છે અને જગતમાં ઘૂમી વળે છે.[૩૭] ખડના સમૂહથી દોરડું જેમ દૃઢ થાય છે, તેમ નિઃસાર સંસારના સંસ્કારથી તે દૃઢ થયેલી છે. જડથી (જડ) નિર્માણ કરેલ મેઘની ધારાની પેઠે તે લાંબી ચાલે છે.[૩૮] તરંગની પંક્તિની જેમ કવિએ કલ્પના માત્રથી તેનું વર્ણન કરેલું છે તથા કાદવમાં ઊગેલી જળમય કમલિની જેમ ઘણાં છિદ્રોવાળી છે, તેમ પાપમાં પેદા થયેલી જડમય અવિદ્યા પણ અનર્થરૂપ છે.[૩૯] તે વૃદ્ધિ પામતી હોય એમ માણસો જુએ છે, પણ વૃદ્ધિ પામતી

નથી. જેમ ચંદ્ર પ્રથમ ઉદય પામે છે, પણ પાછળથી ઢંકાઈ જાય છે; તેવી રીતે અવિદ્યા ઉપર ઉપરથી ઉદય પામે છે, પણ અંતે આનંદ કરનારી છે. દીવો ઓલવાઈ ગયા પછી તેની શિખા ક્યાં ગઈ તેની જેમ ખબર પડતી નથી, તેમ તે ક્યાં જાય છે તેની ખબર પડતી નથી. ઝાકળની પેઠે તે આભાસ દેખાય છે, તોપણ તે હાથમાં આવતી નથી. ધીમાઈ ગયેલી ધૂળની મુઠી જેમ આકાશરૂપે જોવામાં આવે છે, તેમ તે આભાસરૂપ છે. આકાશમાં નિમિત્ત વિના પણ નીલિમા (કાળાશ) દેખાય છે, તેવી રીતે તે નિમિત્ત વિના પણ દેખાય છે. વહાણમાં બેસીને જનાર માણસને ઝાડનું ઠૂંઠું પણ હાલતું દેખાય છે અને મોહથી આકાશમાં બે ચંદ્રમા ઉત્પન્ન થાય છે. તેવી રીતે તે મોહથી ઉત્પન્ન થાય છે અને સ્વપ્નની પેઠે ભ્રમ ઉત્પન્ન કરે છે. જ્યાં સુધી આત્માના આવરણરૂપ અવિદ્યા અંતઃકરણમાં રહેલી છે, ત્યાં સુધી સ્વપ્નની પેઠે દીર્ઘ સંસારની કલ્પના થયા કરે છે. સમુદ્રમાં અનેક પ્રકારના તરંગ ઉત્પન્ન થઈને પાછા નાશ પામે છે, તેવી રીતે અવિદ્યાને લીધે ચિત્તમાં ભ્રમ થવાથી વિચિત્ર વિભ્રમ ઉત્પન્ન થાય છે.[૪૫] અવિદ્યાની સત્તાથી મનોહર તથા સત્ય એવી વસ્તુ પણ અસત્ય લાગે છે તથા અમનોહર અને અસત્ય એવી વસ્તુ પણ સત્ય લાગે છે.[૪૬] પારધીની જાળ પક્ષીને મોહ પમાડીને બંધન કરે છે, તેવી રીતે અવિદ્યા અનેક પ્રકારના પદાર્થથી મનને મોહ પમાડીને બંધન કરે છે.[૪૭] કરુણા ઝરતી નેત્રવાળી ગૃહિણીની જેમ તથા દૂધટપકતાં સ્તનવાળી જનનીની જેમ એ અવિદ્યા આનંદ પણ ઉત્પન્ન કરે છે.[૪૮] અમૃતથી આર્દ્ર થયેલા અને અમીવર્ષાથી ત્રણે જગતને તૃપ્ત કરનારા ચંદ્રના બિંબને પણ, અવિદ્યા વિષરૂપ કરે છે.[૪૯] માણસને અંધ કરી નાખનાર આ અવિદ્યાના પ્રભાવથી, અરણ્યમાં ઊગેલાં ઝાડ જો કે કર્મેન્દ્રિયના વ્યાપારથી શૂન્ય છે. તોપણ તે જાનની પેઠે નૃત્ય કરતાં હોય એવો સંભ્રમ થાય છે.[૫૦] વળી અવિદ્યાના પ્રસાદથી લાકડાનો કટકો તથા પથ્થરની ભીંત પણ સંધ્યા વગેરે સમયમાં સર્પ તથા અજગર જેવાં જણાય છે.[૫૧] અવિદ્યા બે ચંદ્રના દેખાવની પેઠે એકમાં બેપણું ઉત્પન્ન કરે છે અને સ્વપ્નમાં પોતાનું મરણ થાય છે, તેની પેઠે તે દૂરની વસ્તુને પણ સમીપમાં લાવે છે.[૫૨] કાળ(સંહાર કરનાર રુદ્ર)ને પ્રલયની ગતિ જેમ ક્ષણરૂપ છે, તેમ અવિદ્યાના પ્રભાવથી લાંબો સમય પણ ક્ષણરૂપ જણાય છે. જેમ સ્ત્રીના વિરહવાળા માણસને એક ક્ષણ પણ વર્ષ સમાન થઈ પડે છે, તેમ અવિદ્યાને લીધે એક ક્ષણ પણ વર્ષ સમાન થઈ પડે છે.[૫૩] હે રામચંદ્રજી! એવું કાંઈ પણ નથી કે જે ઉદ્ધત થયેલી અવિદ્યાથી બની શકે નહિ; માટે તે (અવિદ્યા) સનાતનની છતાં તેની કેટલી શક્તિ છે, તે તમે જુઓ. તમે વિવેકબુદ્ધિ વડે વિષયબુદ્ધિનો વિરોધ કરો, એટલે પ્રવાહ રોકવાથી જેમ નદી સુકાઈ જાય છે, તેમ વિષયબુદ્ધિનો રોધ કરવાથી મનરૂપી નદી જેવી અવિદ્યાનું શોષણ થઈ જાય.[૫૪-૫૫]

**રામ બોલ્યા :** અવિદ્યા વસ્તુતાથી છે જ નહિ, તુચ્છ છે અને મિથ્યાજ્ઞાનના કરવાવાળી છે. અહો! છતાં એણે જગતને આંધળું કર્યું છે! તે રૂપ, આકાર તથા ચારુચેતનથી હીન છે અને અસત્ય છતાં અવિનાશિની છે. અહો! છતાં એણે જગતને આંધળું કર્યું છે! ઘુવડની આંખોની પેઠે તે પ્રકાશ(આત્મપ્રકાશ)માં નાશ પામે છે અને અંધકાર(અજ્ઞાન)માં સ્ફુરે છે. અહો! છતાં એણે જગતને આંધળું કર્યું છે! તે અવિદ્યા કુકર્મ કરનારી છે, પ્રકાશ(આત્મપ્રકાશ)ને સહન કરતી નથી અને દેહને પણ જાણતી નથી. અહો! છતાં એણે જગતને આંધળું કર્યું છે! તે દીન આચારવાળી તથા પ્રાકૃત મનુષ્યની સ્ત્રીરૂપ છે અને

અસત્ય તથા તમ(અંધકાર)થી પણ તિરોધાન ન થાય (ઢંકાય નહિ) તેવી છે. અહો! છતાં એણે જગતને આંધળું કર્યું છે! તે અનંત દુઃખથી વ્યાકુળ છે, નિરંતર ભરેલા જેવી છે અને બંધનરહિત છે. અહો! છતાં એણે જગતને આંધળું કર્યું છે![૫૯–૬૧] તે કામ અને ક્રોધથી સ્થૂલ અંગવાળી છે, તમોગુણના પ્રસારથી વાંકી છે અને જ્ઞાનનો ઉદય થવાથી નાશ થાય એવી છે. અહો! છતાં એણે જગતને આંધળું કર્યું છે! તે પોતામાં આંત્રળા થઈ ગયેલા મૂઢ માણસના સ્થાનરૂપ છે. જડ છે, જડપણાથી જીર્ણ થઈ ગયેલી છે અને દીર્ઘ દુઃખનો પ્રલાપ કરનારી છે. અહો! છતાં એણે જગતને આંધળું કર્યું છે![૬૨,૬૩] વળી તે પુરુષની આસક્તિથી સંગ કરનારી છે, અનેક પ્રકારની વિષયકલ્પનાની ક્રિયાથી પુરુષમાં અનુરાગવાળી છે અને પોતાના તત્ત્વવિચારમાં દ્રોહ્યા કરનારી છે. અહો! છતાં એણે પુરુષને આંધળો કર્યો છે![૬૪] પુરુષ તેના ઉપર નજર કરે, તે પણ તે સહન કરવાને સમર્થ નથી અને પોતે આવરણરૂપ છે. અહો! છતાં એણે પુરુષને આંધળો કર્યો છે! તેમાં ચેતન છે જ નહિ અને અનષ્ટ છતાં તે નાશ પામે છે. અહો! એવી ક્રૂર અવિદ્યારૂપી સ્ત્રીએ પુરુષને આંધળો કર્યો છે![૬૫,૬૬] માટે હે પ્રભુ! અનંત દુષ્ટ ભ્રમોનો વિલાસ કરનારી તથા ક્ષય-ઉદયથી યુક્ત, જન્મ–મરણનાં દુઃખ આપનારી અને મનોગુહારૂપી ઘરમાં બંધાયેલી એ અવિદ્યારૂપી વિષમ વાસનાનો કયા ઉપાયથી નાશ થાય?[૬૭]

अनंतदुष्प्रसरविलासकारिणी क्षयोदयोन्मुखसुखदुःखभागिनी । इयं प्रभो विगलति केन वा समा मनोगुहानिलयनिबद्धवासना ॥ ६७ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'અવિદ્યાવર્ણન' નામનો સર્ગ ૧૧૩મો સમાપ્ત**

## સર્ગ ૧૧૪મો*

### અવિદ્યાક્ષયનો ઉપાય વગેરે

**राम उवाच**

अविद्याविभवप्रोत्थं निबिडं पुरुषस्य हि ।
महदांध्यमिदं ब्रह्मन् कथं नाम विनश्यति ॥ १ ॥

રામ બોલ્યા : હે બ્રહ્મન્! આ વિદ્યાના વૈભવથી ઉત્પન્ન થયેલો પુરુષનો મોટો તથા ગાઢ અંધકાર કેવી રીતે નાશ પામે?[૧]

વસિષ્ઠ બોલ્યા : હે રામ! સૂર્યનાં કિરણથી જેવી રીતે હિમકણનો નાશ થાય છે, તેવી રીતે આત્માના અવલોકનથી અવિદ્યાનો નાશ થાય છે.[૨] જ્યાં સુધી અવિદ્યાનો નાશ કરનારી અને મોહનો ક્ષય કરનારી આત્મવિદ્યા ઉત્પન્ન થઈ નથી, ત્યાં સુધી અવિદ્યા દેહાભિમાની જીવને મહાન દુઃખરૂપી કાંટાઓથી ભરેલી સંસારરૂપી પર્વત ખીણમાં ઊલાં ખવડાવે છે.[૩,૪] હે રામ! છાયાને જ્યારે તડકાનો અનુભવ કરવાની ઇચ્છા થાય છે, ત્યારે છાયાનો જ નાશ થાય છે, તેવી રીતે અવિદ્યાને જ્યારે પરમાત્માનાં દર્શનની ઇચ્છા થાય છે, ત્યારે અવિદ્યાનો જ નાશ થાય છે.[૫] જ્યારે બાર સૂર્યસમૂહનો સર્વ દિશામાં ઉદય થાય છે, ત્યારે છાયાનો લય થઈ જાય છે; તેવી રીતે આત્માનો બોધ થાય છે, ત્યારે અવિદ્યાનો લય થાય છે.[૬] હે રાઘવ! ઇચ્છા છે તે જ અવિદ્યા છે અને ઇચ્છાનો નાશ એ જ મોક્ષ છે. આવી રીતે અસંકલ્પમાત્રથી સિદ્ધ થવાય છે.[૭] મનરૂપી આકાશમાં વાસનારૂપી રજનીનો નાશ થવાથી જ્યારે ચૈતન્યરૂપી સૂર્યનો ઉદય થાય છે, ત્યારે શ્યામતા ઓછી થઈ જાય છે.[૮] સૂર્યના ઉદયથી રાત્રીનો નાશ થાય છે, તેવી રીતે વિવે-

× આ એકસોચૌદમા સર્ગમાં અવિદ્યાના ક્ષયનો ઉપાય, આત્માનું દર્શન, શુદ્ધ આત્માનું સ્વરૂપ તથા સંકલ્પથી વાસનાનો ક્ષય થાય છે, એટલું કહેવામાં આવશે.

કના ઉદયથી અવિદ્યા ક્યાંય લય પામે છે.[૯] બાળકને સંધ્યા સમયે બળાત્કારથી ભૂતનો સંકલ્પ દૃઢ થાય છે, તેવી રીતે ચિત્તને દૃઢ વાસના વડે બંધનનો દૃઢાવ થાય છે.[૧૦]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! જે કાંઈ અદૃશ્ય છે તે અવિદ્યા છે અને તે આત્મવિદ્યાથી નાશ પામે છે; તો તે આત્માનું સ્વરૂપ કેવું છે?[૧૧]

**વસિષ્ઠ બોલ્યા :** જેને વિષયની વ્યાપ્તિ નથી, જે સામાન્ય રીતે સર્વ સ્થળે રહેનાર છે, જે અવિદ્યાથી રહિત છે અને જેનું કોઈથી વર્ણન થતું નથી, તે આત્મા તથા પરમેશ્વર કહેવાય છે.[૧૨] હે અનઘ! બ્રહ્માથી આરંભ કરી સ્તંભ સુધી તૃણ વગેરે જગતમાં જે જે પદાર્થ છે, તે સર્વ નિરંતર આત્મારૂપ છે, પણ અવિદ્યા નથી.[૧૩] આ સર્વ જગત બ્રહ્મરૂપ જ છે, નિત્ય છે, ચૈતન્યઘન છે અને અક્ષત છે, તેમાં કાંઈ પણ બીજી કલ્પના ઘટતી નથી.[૧૪] આ ત્રણે જગતમાં કોઈનો જન્મ પણ નથી, તેમ મરણ પણ નથી; તેમજ ભાવ અને વિકારની કાંઈ સત્તા પણ નથી. માત્ર પરમાત્માના આભાસરૂપ, સામાન્ય, અક્ષત તથા અવિદ્યાના આવરણથી રહિત ચૈતન્યમાત્ર છે.[૧૫-૧૬] આ પ્રમાણે નિત્યશુદ્ધ ચૈતન્યમાત્ર, નિરુપદ્રવ, શાંત, સમાન તથા નિર્વિકાર પરમાત્માને વિશે આવરણ સહિત અવિદ્યા, સંકલ્પ કરીને દોડે છે અને તેની વિક્ષેપશક્તિથી જે ઉત્પન્ન થાય છે, તેને મન કહે છે.[૧૭-૧૮] જળમાંથી જેમ લહરી ઉત્પન્ન થાય છે, તેમ સર્વ શક્તિવાળા તે મહાત્માના મનમાંથી અનેક પ્રકારના વિભાગની કલ્પના ઉત્પન્ન થાય છે.[૧૯] પરમાત્મા એક છે, શાંત છે અને સર્વ સ્થળે વિસ્તાર પામેલા છે. તેમને વિષે આ સંસૃતિ(જન્મ–મરણ) છે જ નહિ, એ સંસૃતિ તો સંકલ્પમાત્રથી સિદ્ધિ પામી છે.[૨૦] એથી આ સંસાર સંકલ્પથી સિદ્ધ છે તથા સંકલ્પથી તેનો નાશ છે. અગ્નિ વાયુથી ઉત્પન્ન થાય છે અને વાયુથી જ નાશ પામે છે.[૨૧] ભોગ તથા આશાના રૂપને પામેલી તે અવિદ્યા, પુરુષના ઉદ્યોગથી સિદ્ધ થયેલા અસંકલ્પન માત્ર( કાંઈ પણ કલ્પના ન કરવાપણું )થી લય પામે છે.[૨૨] 'હું બ્રહ્મ નથી' એવો દૃઢ સંકલ્પ થવાથી બંધન થાય છે અને 'સર્વ બ્રહ્મરૂપ જ છે' એવા દૃઢ સંકલ્પથી મુક્ત થવાય છે.[૨૩] સંકલ્પ એ જ બંધન છે અને અસંકલ્પ એ જ મુક્તિ છે. માટે સંકલ્પને જીતીને જેમ ઇચ્છામાં આવે તેમ કરો.[૨૪] જેમ સોનાના કમળવાળી, વિદ્રૂર પર્વતમાંના ચપળ ભ્રમરવાળી, દિશાના મધ્યભાગને ગંધયુક્ત કરનારી અને પોતાના મૃણાલરૂપી ભુજમંડળ વડે ચંદ્રના પ્રકાશના કિરણમંડળને પણ હસી કાઢનારી કમલિની આકાશમાં છે જ નહિ. એ અસત્ય છે, છતાં બાળક પોતાના મનના વિલાસ માટે તે સત્ય હોય તેવી કલ્પના કરે છે, તેજ પ્રમાણે સંસારરૂપ બંધનમાં બાંધનારી અવિદ્યા પણ વિકલ્પની જાળ માત્ર છે, તે અસત્ય છે છતાં અજ્ઞાની માણસ તે સત્ય હોય તેવી કલ્પના કરે છે અને તેને દૃઢ રીતે વળગી રહે છે; બાકી એ ચપળા કશું જ સુખ આપનારી નથી.[૨૫-૨૮] 'હું દૂબળો છું, દુઃખી છું' અને 'હાથપગથી યુક્ત છું' એવી રીતની ભાવનાના વ્યવહારથી બંધન થાય છે.[૨૯] 'હું દુઃખી નથી,' 'મારે દેહ નથી' અને 'મને બંધન પણ નથી' એવી ભાવનાના વ્યવહારથી મુક્ત થવાય છે.[૩૦] 'હું દેહમાં રહેલા માંસરૂપ નથી, તેમ હાડકાંરૂપ પણ નથી અને હું દેહથી પર છું' એવો જેને નિશ્ચય થાય છે, તેની અવિદ્યા ક્ષીણ થાય છે, એમ કહેવાય છે.[૩૧] આકાશમાં શ્યામતા જોવામાં આવે છે પણ તે વાસ્તવિક રીતે હોતી નથી. છતાં પૃથ્વીમાં રહેનાર કેટલાંક માણસો પોતાના સંકલ્પથી કલ્પના કરે છે, કે 'ઊંચાં વધેલાં મેરુપર્વતનાં નીલમણિમય શિખરોની કાંતિ ચારે બાજુ વિસ્તાર પામી છે, તે જ આકાશ-

માં શ્યામતારૂપે જણાય છે, વળી બીજા કેટલાક માણસો કલ્પના કરે છે, કે આકાશ સૂર્યનાં કિરણોના વિસ્તારથી પણ ઘણું ઊંચે–દૂર છે અને ત્યાં સૂર્યનો પ્રકાશ પહોંચતો નથી, તેથી આ શ્યામતા રહે છે.' એ જ પ્રમાણે હે રાઘવ! અજ્ઞાની માણસે આ અવિદ્યાની કલ્પના કરી છે, પણ એ જ્ઞાનીએ કરેલી કલ્પના નથી.[૩૦–૩૪]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! આકાશમાં જે શ્યામતા જેવામાં આવે છે, તે મેરુપર્વતનાં શિખરોના નીલમણિની પણ છાયા નથી, તેમ સૂર્યનો પ્રકાશ ન પહોંચવાના કારણથી અંધકાર રહે છે એમ પણ નથી, ત્યારે તે શ્યામતા શાથી થયેલી છે, તે કહો.[૩૫]

**વસિષ્ઠ બોલ્યા :** આકાશ શૂન્ય છે, તેમાં તેના ગુણની પેઠે રહેલી શ્યામતા વાસ્તવિક રીતે નથી. જો તે શ્યામતા મેરુ પર્વતમાંના નીલમણિની છાયા હોય, તો એકલી શ્યામતા જ નહિ, પણ તે સાથે પર્વતમાં પેદા થયેલાં અન્ય રત્નની પ્રભા પણ તેમાં પડવી જોઈએ; પણ શ્યામતા વિના બીજા રત્નની પ્રભા નજરે નથી આવતી; માટે તે મેરુ પર્વતની છાયા નથી.[૩૬] વળી બ્રહ્માંડ તેજોમય હોવાથી તથા તેજનું વ્યાપકપણું હોવાથી અને આકાશ બ્રહ્માંડને વિશે હોવાથી ત્યાં 'સૂર્યનો પ્રકાશ ન હોવાથી અંધકાર રહે છે,' એવો પણ સંભવ નથી.[૩૭] હે સુભાગી! માત્ર તે શ્યામતા કેવળ શૂન્ય વિસ્તારવાળી તથા જાણે અવિદ્યાની સખી હોય તેમ રહેલી છે.[૩૮] જ્યારે માણસની દૃષ્ટિ પહોંચતી નથી, ત્યારે નેત્રમાંથી જ અંધકાર ઉત્પન્ન થાય છે અને તે અંધકાર આકાશમાં શ્યામતારૂપે જણાય છે.[૩૯] માટે આ પ્રમાણે મનમાં જાણવાથી આકાશમાં કાળાશ પ્રત્યક્ષ દેખાય છે તોપણ તે કાળાશ નથી, એવી બુદ્ધિ થાય છે; તેવી રીતે અવિદ્યા પ્રત્યક્ષ દેખાય છે, તોપણ તે છે નહિ, એમ વિવેકથી નિશ્ચય થાય છે.[૪૦] આકાશમાં કમલિની છે એવા સંકલ્પનો જેમ ત્યાગ કરવો જોઈએ, તેમ અવિદ્યાના સંકલ્પનો પણ ત્યાગ કરવો જોઈએ. તે જ અવિદ્યાનો નિગ્રહ છે, એમ વિદ્વાનો કહે છે અને આવી રીતે નિગ્રહ કરવામાં કાંઈ શ્રમ નથી.[૪૧] આકાશના વર્ણની પેઠે ઉત્પન્ન થયેલા જગતના ભ્રમનું સ્મરણ ન કરવું, એ જ વધારે સારું છે.[૪૨] 'મારો નાશ થયો' એવા સંકલ્પથી દુઃખ વડે મનુષ્યનો નાશ થાય છે અને 'હું જાગ્રત છું' એવા સંકલ્પથી સુખની પ્રાપ્તિ થાય છે. (સ્વપ્નનું દુઃખ વિરામ પામે છે.)[૪૩] તેવી રીતે મૂઢપણાના સંકલ્પથી મન મૂઢપણાને પામે છે અને ઉદાર પ્રબોધના સંકલ્પથી મન ઉદાર પ્રબોધપણાને પામે છે.[૪૪] અવિદ્યાનું સ્મરણ કરવાથી તેનો ઉદય થાય છે અને તે નાશાત્મક હોવાથી તેના વિસ્મરણથી તેનો નાશ થાય છે.[૪૫] તે અવિદ્યા સર્વ ભાવને ઉત્પન્ન કરનારી છે, સર્વ પ્રાણીને મોહ કરનારી છે, પોતાનો નાશ થવામાં ભારવાળી છે અને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવાથી તે નાશ પામનારી છે.[૪૬] જેવી રીતે રાજાની આજ્ઞાનો તેના સર્વ કારભારીઓ અંગીકાર કરે છે, તેવી રીતે મન જેવી ઇચ્છા કરે છે, તે પ્રમાણે બીજી સર્વ ઇંદ્રિયો પ્રવર્તે છે.[૪૭] એટલા માટે જે માણસ અંતઃકરણમાં બ્રહ્મભાવનાથી પોતાના મનથી વિષયો વિષે કાંઈ પણ અનુસંધાન કરતા નથી, તે શાંતિ પામે છે.[૪૮] આ જગત પ્રથમ નહોતું, વર્તમાન કાળમાં પણ નથી, અને જે આ પ્રતીત થાય છે તે નિર્વિકાર બ્રહ્મ જ છે.[૪૯] માટે મનન કરવા યોગ્ય બીજો કોઈ પણ પદાર્થ જ નથી. માત્ર નિર્વિકાર અને આદિ–અંતથી રહિત બ્રહ્મનું સ્વરૂપ જ છે.[૫૦] માટે પરમ પુરુષાર્થનો આશ્રય કરીને તમે પરમ બુદ્ધિથી, ચિત્તમાંથી ભોગ તથા આશાની ભાવનાને મૂળમાંથી ઉખેડી નાખો.[૫૧] હજારો આશાના પાશથી ઉદય પામ-

નાર તથા જરા અને મરણના કારણરૂપ એવો જ મોક્ષ થાય છે; તે માત્ર વાસનાથી જ થાય છે.[૫૨] 'મારા દીકરા, મારું ધન, તથા આ હું અને આ મારું' એ પ્રમાણે ઇંદ્રજાળની રચનાથી વાસના જ નાચ્યા કરે છે.[૫૩] જેવી રીતે વાયુ જળમાં તરંગરૂપી સર્પની કલ્પના કરે છે, તેવી રીતે વાસનાએ શૂન્ય શરીરમાં અહંકારરૂપી સર્પની કલ્પના કરી છે.[૫૪] પણ હે તત્ત્વજ્ઞ! ખરું જોતાં આત્મતત્ત્વ વિના 'આ હું તથા મારું' વગેરે કોઈ પણ કલ્પના સત્ય નથી. દૃષ્ટિ-સૃષ્ટિથી જોવામાં આવતાં આકાશ, પર્વત, સ્વર્ગ, પૃથ્વી તથા નદી વગેરે સર્વ અવિદ્યાની જ વિચિત્રતા છે. અજ્ઞાનથી દોરીમાં સર્પની બુદ્ધિનો ઉદય થાય છે તથા જ્ઞાનથી નાશ થાય છે, તેવી રીતે અજ્ઞાનથી સંસારનો ઉદય તથા જ્ઞાનથી નાશ થાય છે.[૫૫-૫૭] આકાશ, પર્વત, સમુદ્ર, પૃથ્વી તથા નદી, એ સર્વ અવિદ્યાથી જ થયેલુ છે અને તે અવિદ્યા અજ્ઞાનીને થાય છે, પણ જ્ઞાનીને થતી નથી. તેથી જ્ઞાનીની દૃષ્ટિએ તો આકાશ વગેરે સર્વ બ્રહ્મરૂપ જ છે.[૫૮] દોરી તથા સર્પમાં વ્યાવહારિક તથા પ્રાતિભાસિક એમ બે જાતના વિકલ્પ અજ્ઞાની માણસે કલ્પેલા છે. પણ જ્ઞાની માણસ તો એક સ્વતઃસિદ્ધ બ્રહ્મની જ દૃષ્ટિ છે એમ નિર્ણય કરે છે.[૫૯] માટે તમે અજ્ઞાની ન થાઓ, જ્ઞાની થાઓ અને સંસારની વાસનાનો ત્યાગ કરો. દેહ વિષે આત્મભાવની ભ્રાંતિ રાખીને તમે અજ્ઞાની માણસની પેઠે શા માટે રોદણાં રડો છો?[૬૦] હે રાઘવ! દેહ જડ તથા મૂંગો છે. તેની સાથે તમારે શો સંબંધ છે? એ દેહને માટે પરવશપણું રાખી તમે સુખ—દુઃખે કરી પરાભવ પામો છો.[૬૧] કાષ્ઠ અને ગુંદર તથા બોર અને તેનું પાત્ર, એ બે જો કે સાથે છે, તોપણ તે એકબીજાને સંબંધ નથી; તેવી રીતે દેહ તથા દેહધારી એ બે જો કે એક જ જણાય છે, તોપણ તે બન્નેની એકતા નથી. ધમણને બાળી નાખવાથી ધમણમાં રહેલા પવનનો નાશ થતો નથી, તેવી રીતે દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી. હે રામ! હું દુઃખી છું તથા સુખી છું, એમ માનવું એ માત્ર ભ્રાંતિ છે. માટે તે મૃગતૃષ્ણારૂપ છે એમ જાણીને તેનો ત્યાગ કરો અને સત્ય વસ્તુનો આશ્રય કરો.[૬૨-૬૪] અહો! આશ્ચર્ય છે, કે બ્રહ્મરૂપી સત્ય વસ્તુને માણસ ભૂલી ગયાં છે અને અવિદ્યારૂપી અસત્ય વસ્તુને સ્મરણમાં લઈ આવ્યાં છે![૬૫] માટે હે રામચંદ્રજી! એ અવિદ્યાને તમે અવકાશ આપો નહિ; કારણ કે અવિદ્યામાં ચિત્ત હરાવાથી આ સંસાર કષ્ટે કરીને પાર કરી શકાય એવો થઈ પડે છે.[૬૬] મિથ્યા અનર્થ ઉપજાવનારી, મનના મનનથી વૃદ્ધિ પામેલી, દુઃખ દેનારી અને મહામોહરૂપી ફળ આપનારી અવિદ્યા વડે અમૃતથી આર્દ્ર થયેલા ચંદ્રબિંબમાં પણ રૌરવ નરકની કલ્પના થાય છે અને પછી દાહ તથા શોષ વગેરે નરકના દુઃખનો અનુભવ થાય છે.[૬૭-૬૮] જળના કલ્લોલથી ભરેલા અને પુષ્પની સુગંધથી સિંચાયેલા તરંગોવાળા તળાવમાં પણ ઝાંઝવાભર્યો મરુદેશ જોવામાં આવે છે.[૬૯] આકાશમાં નૂતન નગરનું નિર્માણ થાય છે તથા સ્વપ્ન આદિ અવસ્થામાં વિચિત્ર સુખ—દુઃખ આપનાર પડવા—ચડવારૂપ ભય દેખાય છે. સંસારની વાસના જો માણસના મનમાં પુરાઈને રહેતી ન હોય, તો જાગ્રત તથા સ્વપ્નનાં દુઃખ માણસને શા માટે આપત્તિમાં નાખે? મિથ્યા જ્ઞાનની વૃદ્ધિ થવાથી સ્વપ્નરૂપ સંસારની ઉપવન-ભૂમિમાં અનર્થરૂપ નરકની યાતના જોવામાં આવે છે.[૭૦-૭૨] અવિદ્યામાં વીંધાયેલું ચિત્ત તો કમળતંતુમાં પણ એક ક્ષણમાં અખિલ સંસારસાગરના અનર્થના ભ્રમને જુએ છે.[૭૩] અવિદ્યામાં પરવશ થવાથી રાજ્યમાં રહેનાર માણસને પણ, ચંડાળ સરખાનેય અયોગ્ય એવી

દશા પ્રાપ્ત થાય છે.[૭૪] એટલા માટે હે રામચંદ્રજી ! સર્વ દ્વૈતના આકારને રંજન કરનાર તથા સંસારના બંધનરૂપ એવી વાસનાનો ત્યાગ કરીને તમે સ્ફટિકમણિની પેઠે સ્વચ્છ થઈને રહો.[૭૫] સ્ફટિકમણિ જેમ વિચિત્ર પ્રતિબિંબનુ ગ્રહણ કરે છે, તોપણ તે તેમાં આસક્ત નથી. તેમ તમે પણ સર્વ કાર્યમાં રહેવા છતાં રાગથી વિરક્ત રહો.[૭૬] અત્યંત આનંદરૂપ બ્રહ્મસ્વરૂપને જાણનાર તત્ત્વવેત્તાના સમાજમાં જશો, ત્યાં વારંવાર વિચાર કરીને બ્રહ્મભાવનો દૃઢ નિશ્ચય કરશો અને તેથી પ્રકાશ પામનારી તથા નિરંતર સારાં આચરણવાળી ઉત્તમ બુદ્ધિથી તમે વ્યવહાર કરશો, તો તમે પ્રાકૃત જન્મ–મરણરૂપ વિભ્રમનો વિરામ પામશો અને અનુપમ પદ પામશો.[૭૭]

विदितकौतुकसंघसमिद्धया यदि करोपि सदैवसुशीलया । वरधिया गतप्राकृतिकक्रियस्तदसि केन सहानुपमीयसे ॥ ७७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'યથાકથિતદોષપરિહારોપદેશ' નામનો સર્ગ ૧૧૪મો સમાપ્ત

## सर्ग ११५मो*

### લવણરાજાને પડેલી આપત્તિનું કારણ

वाल्मीकिरुवाच

एवमुक्तो भगवता वसिष्ठेन महात्मना ।
रामः कमलपत्राक्ष उन्मीलित इवावभौ ॥ १ ॥

**વાલ્મીકિ બોલ્યા :** મહાત્મા વસિષ્ઠ ભગવાને એ પ્રમાણે કહ્યું, ત્યારે કમલનયન રામ જાણે વિકસેલા કમળની જેમ પ્રસન્ન થઈને શોભવા લાગ્યા.[૧] અંધકારનો નાશ થયા પછી સૂર્યનાં દર્શનથી જેવી રીતે કમળ શોભવા લાગે, તેવી રીતે પ્રકાશિત અંતઃકરણવાળા તથા સમાધાનથી સંતોષ પામેલા રામચંદ્રજી સંપૂર્ણ શોભવા લાગ્યા.[૨] બોધથી થયેલા વિસ્મયને લીધે ઉત્પન્ન થયેલા મનોહર હાસ્યથી શ્વેત મુખવાળા રામચંદ્રજી, દાંતનાં કિરણો વડે અમૃતના જેવી શુદ્ધ વાણીથી નીચે પ્રમાણે બોલ્યા.[૩]

**રામ બોલ્યા :** અહો ! આશ્ચર્ય છે કે કમળમાંથી ઉત્પન્ન થયેલા તંતુ વડે પર્વતનું બંધન થાય છે. અવિદ્યાનો અત્યંત અભાવ છે, છતાં સર્વ જગત તેનાથી વશ થઈ ગયું છે ![૪] અવિદ્યા વડે અસત્ છતાં સત્‌ની પેઠે રહેલું આ સંસારનું દુઃખ પોતે તૃણ સમાન છે, છતાં પણ વજ્રના જેવું જણાય છે.[૫] ત્રિભુવનના આંગણામાં નદીના પ્રવાહની પેઠે રહેલી અને સંસારના મૂળ કારણભૂત એવી માયાનું સ્વરૂપ તમે મને બોધ થવા માટે અનુગ્રહ કરીને કહો.[૬] બીજું લવણરાજાને ચંડાળ–અવસ્થાનું દુઃખ ભોગવવું પડ્યું, તેનું શું કારણ ? એ મારા મનમાં મોટો સંદેહ છે, તે તમે દૂર કરો.[૭] હે બ્રહ્મન્ ! દેહ તથા દેહધારી એ બન્ને પરસ્પર સાથે જ રહેલા છે, તે બેમાંથી શુભ તથા અશુભ કર્મફળનો મુખ્ય ભોક્તા કોણ છે ?[૮] તે દુઃખદાયી ચંચળ આરંભ, લવણરાજાને તે ભારે આપત્તિ આપીને ક્યાં ગયો ? વળી તે ઇંદ્રજાળ કરનાર માણસ કોણ હતો ?[૯]

**વસિષ્ઠ બોલ્યા :** કાષ્ઠ તથા ભીંતની ઉપમા જેવો આ દેહ વાસ્તવિક રીતે છે નહિ પણ સ્વપ્નની પેઠે ચિત્ત વડે કલ્પેલો છે.[૧૦] જીવપણાને પામેલા ચિત્તને જ વાંદરાના બચ્ચા જેવા ચંચળ સંસારનો સંરંભ (આડંબર) જાણવો. અનેક પ્રકારના આકારથી શરીરને ધારણ કરનાર દેહધારી, કર્મફળને તથા ચિદાભાસના તાદાત્મ્યપણાને પામેલા ચિત્તભોગવનારો છે અને તેનું અહંકાર, મન તથા જીવ એવું નામ પડે છે. તે અજ્ઞાની જીવને સંસારનાં અનંત સુખ–દુઃખ ભોગવવાં પડે છે, પણ

* આ એકસોપંદરમા સર્ગમાં રામચંદ્રજીને બોધ થવાથી આશ્ચર્ય થયું; તેથી માયા, તેના નાશની સ્થિતિ તથા લવણરાજાની આપત્તિનું કારણ પૂછ્યું, તેનો વસિષ્ઠઋષિએ ઉત્તર આપ્યો, એટલું કહેવાશે.

જ્ઞાનીને તે ભોગવવાં પડતાં નથી. તેમજ શરીરને પણ સુખ–દુ:ખ ભોગવવાં પડતાં નથી.[૧૧–૧૩] જેણે અનેક પ્રકારની સંજ્ઞાથી કલ્પના કલ્પેલી છે, એવું અપ્રબુદ્ધ (અજ્ઞાની) મન વિચિત્ર વૃત્તિને અનુસરી વિચિત્ર આકૃતિપણાને પામે છે.[૧૪] જ્યાં સુધી મન અજ્ઞાની છે, ત્યાં સુધી તે મન નિદ્રાવાળું કહેવાય છે. તેથી તે સ્વપ્નમાં સંભ્રમ જુએ છે, પણ જાગ્રત થયા પછી મન તે સંભ્રમ જોતું નથી.[૧૫] અજ્ઞાનરૂપી નિદ્રાથી ક્ષોભ પામેલા જીવને જ્યાં સુધી બોધ થયો નથી, ત્યાં સુધી તે દુ:ખથી પણ ભેદન ન થાય એવા સંસારના આરંભને જુએ છે.[૧૬] દિવસના પ્રકાશથી વિકાસ પામતા કમળની જેમ બોધથી જાગૃત થયેલા મનનો સર્વ અંધકાર લય પામે છે.[૧૭] ચિત્ત, અવિદ્યા, મન, જીવ, વાસના તથા કર્માત્મા એવા નામથી કહેવાતો દેહધારી દુ:ખનો ભોક્તા છે.[૧૮] દેહ જડ છે, તે દુ:ખ ભોગવવાને યોગ્ય નથી, પણ દેહધારી જ અવિચારથી દુ:ખ ભોગવે છે. ગાઢ અજ્ઞાનથી અવિચાર થાય છે અને અજ્ઞાન જ દુ:ખનું કારણ છે.[૧૯] કોશેટો કરનાર કીડાની પેઠે, જીવ એક અવિવેકરૂપી દોષ વડે શુભ તથા અશુભ ધર્મના વિષયપણાને પામેલો છે.[૨૦] અવિવેકરૂપી રોગથી બંધાયેલું તથા વિવિધ પ્રકારની વૃત્તિવાળું મન અનેક પ્રકારના આકારના વિહાર વડે ચક્રની પેઠે ભમ્યા કરે છે.[૨૧] આ શરીરમાં રહેલું મન ઉદય પામે છે, રાડો પાડે છે, હિંસા કરે છે, ગમન કરે છે, નાચે છે અને નિંદા કરે છે, પણ શરીર કાંઈ કરતું નથી.[૨૨] જેવી રીતે ઘરમાં રહેલો ગૃહપતિ વિવિધ પ્રકારની ચેષ્ટા કરે છે, પણ જડ ઘર કાંઈ કરતું નથી, તેવી રીતે દેહમાં રહેલો જીવ જ સંસારમાં ચેષ્ટા કરે છે, પણ જડ દેહ કાંઈ કરતો નથી.[૨૩] સર્વ પ્રકારનાં સુખ–દુ:ખમાં તથા સર્વ પ્રકારની કલ્પનામાં, મન છે તે જ કર્તા છે અને મન છે તે જ ભોક્તા છે. એ પ્રમાણે માનવમાત્ર માનસ (મનથી થયેલું) છે, એમ તમે સમજો.[૨૪] લવણરાજાને મનના ભ્રમથી ચંડાળપણું કેવી રીતે પ્રાપ્ત થયું, તે વિષે હું તમને ઉત્તમ વૃત્તાંત કહું છું, તે તમે સાંભળો.[૨૫] હે રામ! મન છે તે જ શુભ તથા અશુભ કર્મફળ ભોગવનાર છે, એ વિષે તમને બોધ થાય તેવી રીતે હું તમને કહું છું, તે તમે સાંભળો.[૨૬] હે નિષ્પાપ! લવણરાજા હરિશ્ચંદ્રરાજાના કુળમાં ઉત્પન્ન થયા હતા. એક દિવસ એકાંતમાં બેઠાબેઠા તેમણે પોતાના મનમાં વિચાર કર્યો, કે[૨૭] 'મારા દાદાએ મોટો રાજસૂય યજ્ઞ કર્યો હતો અને હું પણ તેમના જ કુળમાં જન્મેલો છું, માટે હું પણ માનસિક યજ્ઞ કરું.'[૨૮] આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને, તે રાજાએ આદરથી યજ્ઞની સામગ્રી એકઠી કરી અને રાજસૂયયજ્ઞની દીક્ષામાં પ્રવેશ કર્યો.[૨૯] ત્યાર પછી તેણે ઋત્વિજોને બોલાવ્યા, સારાસારા મુનિઓની પૂજા કરી, દેવતાઓને નિમંત્રણ કર્યાં અને અગ્નિમાં હોમ કર્યો. એવી રીતે પોતાના ઉપવનમાં ઇચ્છા પ્રમાણે માનસિક યજ્ઞ કરતાં અને દેવતા, ઋષિ તથા બ્રાહ્મણની પૂજા કરતાં, તેને એક વર્ષ ચાલ્યું ગયું.[૩૦–૩૧] ત્યાર પછી બ્રાહ્મણોને સર્વસ્વદક્ષિણા આપીને રાજા સૂર્યાસ્ત સમયે પોતાના તે જ ઉપવનમાં જાગ્રત થયો. એટલે તેનો મનોરથ નિવૃત્ત થયો.[૩૨] આવી રીતે તે લવણરાજાએ માનસિક રાજસૂય યજ્ઞ કર્યો અને તેનું તેને સંપૂર્ણ ફળ× મળ્યું.[૩૩] એટલા માટે મન છે,

× રાજસૂય યજ્ઞ કરનારને બાર વર્ષ સુધી મોટું દુ:ખ ભોગવવું પડે છે, એમ હવે પછીના સર્ગમાં કહેવાશે. શરીરથી રાજસૂય યજ્ઞ કરે, તેના કરતા માનસિક યજ્ઞ કરનારને પાંચગણું વધારે દુ:ખ તથા પાંચગણું વધારે સુખ મળે છે. તે પ્રમાણે લવણરાજાએ માનસિક યજ્ઞ કર્યો તેથી પાંચગણુ, એટલે ૬૦ વર્ષ સુધી તેને ચંડાળદશાનુ દુ:ખ ભોગવવું પડ્યું.

તે જ સુખ–દુઃખને ભોગવનાર છે, એમ તમે સમજો. માટે હે રામચંદ્રજી! તે મનને સત્ય અને પવિત્ર ઉપાયમાં જોડો.[૩૪] આ મનરૂપી પુરુષ જો કાળ વગેરે પરિચ્છેદથી રહિત એવા આત્માનું અવલંબન કરીને રહે છે, તો સંપૂર્ણ થાય છે; પણ તે જો નાશાત્મક દેહમાં પ્રતિષ્ઠા પામીને રહે છે, તો નાશ પામે છે. માટે જો મનમાં 'હું દેહ છું', એવો નિશ્ચય હોય, તો તેનો ત્યાગ કરો.[૩૫] કમળખંડમાં સૂર્યનો પ્રકાશ પડે છે, એટલે તે કમળોનો સંકોચ, તેમનું જડપણું (કરમાઈ જવાપણું) અને તેમના કોશની અંદરનો તથા બહારનો અંધકાર, એ બધું નાશ પામે છે અને કમળ પ્રફુલ્લિત થાય છે. તે જ પ્રમાણે સાર તથા અસાર વિવેકવાળા ચિત્તને જ્ઞાન થાય છે, એટલે એકાંતમાં જ (બ્રહ્મ) બુદ્ધિવાળા માણસને સંસારનાં દુઃખનો મૂળ સહિત નાશ થઈ જાય છે.[૩૬]

उच्चैर्विवेकवति चेतसि संप्रबुद्धे दुःखान्यलं विगलितानि विविक्तबुद्धेः। भास्वत्करप्रकटिते ननु पद्मखण्डे संकोचजाड्यतिमिराणि चिरं क्षतानि ॥ ३६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સાધકજન્માવતાર' નામનો સર્ગ ૧૧૫મો સમાપ્ત**

## सर्ग ११६मो×

### યોગભૂમિકા કહેવાનો આરંભ

राम उवाच

राजसूयफलं प्राप्तं लवणेन किल प्रभो।
प्रमाणं किमिवात्र स्यात्कल्पनाजालशंबरे ॥ १ ॥

**રામ બોલ્યા:** હે બ્રહ્મન્! લવણરાજાને ઇંદ્રજાળ કરનારની માયામાં ચંડાળદશાનું દુઃખ ભોગવવું પડ્યું, તે રાજસૂય યજ્ઞના નિમિત્તનું ફળ મળ્યું, એમ તમે કહ્યું. તો તેમાં શું પ્રમાણ છે?[૧]

**વસિષ્ઠ બોલ્યા:** જ્યારે ઇંદ્રજાળ કરનાર માણસ લવણરાજાની સભામાં આવ્યો, ત્યારે તે સભામાં હું હાજર હતો, તેથી મેં તે પ્રત્યક્ષ જોયું છે.[૨] લવણરાજા જાગ્રત થઈ ને પોતે અનુભવ કરેલી ચંડાળદશાનું વર્ણન કરી રહ્યો, ત્યાર પછી તે ઇંદ્રજાળ કરનાર માણસ ચાલ્યો ગયો, એટલે સર્વ સભાસદોએ તથા લવણરાજાએ મને પૂછ્યું, કે 'આ ઇંદ્રજાળ કરનાર ચાલ્યો ગયો અને મારે ચંડાળદશાનો અનુભવ કરવો પડ્યો, તેનું શું કારણ?'[૩] હે રામ! તેમણે આ પ્રમાણે પૂછ્યું એટલે મેં સમાધિથી વિચાર કરી, યોગબળથી સઘળું નજરે જોઈને એ ઇંદ્રજાળના સંબંધમાં જે ઉત્તર આપ્યો, તે હું તમને કહું છું, તમે તે સાંભળો.[૪] રાજસૂય યજ્ઞ કરનાર માણસને બાર વર્ષ સુધી આપત્તિ ભોગવવી પડે છે અને તેમાં અનેક પ્રકારની વ્યથા રહેલી છે.[૫] એટલા માટે હે રામ! આકાશમાંથી ઇંદ્રદેવતાએ એક દેવદૂતને લવણરાજાને દુઃખ આપવા સારુ ગારુડિકના વેષમાં તેની સભામાં મોકલ્યો હતો.[૬] તે દેવદૂત ઉપર પ્રમાણે રાજાને મહા આપત્તિનો અનુભવ કરાવ્યા પછી દેવતા તથા સિદ્ધગણથી સેવાયેલા આકાશમાર્ગમાં ચાલ્યો ગયો.[૭] એટલા માટે હે રામચંદ્રજી! આ જે મેં તમારી પાસે કહ્યું છે, તે સર્વ મારી નજરે જોયું છે. તેથી તેમાં કાંઈ પણ સંદેહ નથી. મન છે તે જ વિલક્ષણ ક્રિયાને કરનાર તથા ભોગવનાર છે. તડકામાં જેમ હિમકણનો લય થાય છે, તેમ મનરૂપી રત્નને હઠયોગથી ઘર્ષણ કરી, રાજયોગથી શોધન કરી અને વિવેક વડે નિર્વિકલ્પ સમાધિમાં લય કરીને તમે પરમ કલ્યાણ પામશો. ચિત્ત છે એ જ સકળ ભૂતનો આડંબર કરનાર અવિદ્યા છે, એમ તમે સમજો. તે અવિદ્યા વિચિત્ર ઇંદ્રજાળની જેમ રહેલી વાસનાના પરવશપણાથી આ જગતને

× આ એકસોસોળમા સર્ગમાં, પૂર્વના સર્ગમાં રામચંદ્રજીએ પ્રશ્ન પૂછેલો છે, તેમાંથી ચોથા પ્રશ્નનું સમાધાન કર્યું; તથા ઉપોદ્ઘાત સહિત વસિષ્ઠઋષિએ યોગભૂમિકા કહેવાનો આરંભ કર્યો એટલું કહેવાશે.

ઉત્પન્ન કરે છે. જેવી રીતે 'વૃક્ષ' અને 'તરુ' એ બે શબ્દના અર્થમાં કાંઈ ભેદ નથી, તેવી રીતે અવિદ્યા, ચિત્ત, જીવ અને બુદ્ધિ, એ શબ્દમાં કાંઈ ભેદ નથી. આ પ્રમાણે જાણીને તમે ચિત્તને કલ્પનારહિત કરો. ચિત્તના નિર્મળપણારૂપી એક (સૂર્ય)બિંબનો ઉદય થવાથી, કલંક સહિત વિકલ્પથી ઉત્પન્ન થયેલા દોષરૂપી અંધકારનો નાશ થશે; ને અંધકારનો નાશ થયા પછી એવું કાંઈ પણ નથી કે જે ન દેખાય, એવું કાંઈ પણ નથી કે જે પોતાનું ન થાય, એવું કાંઈ પણ નથી કે જેનો ત્યાગ ન થાય અને એવું કાંઈ પણ નથી કે જેનું મારણ ન થાય; કારણ કે સર્વ પોતાનું છે અને સર્વ પારકું છે. સર્વ વસ્તુ સર્વદા સર્વરૂપ થાય છે, એ જ પરમાર્થ છે.[૮] જેવી રીતે કાચા માટીના પાત્રના સમૂહને પાણીમાં રાખવાથી તે એકસ્વરૂપ થઈ જાય છે, તેવી રીતે સર્વ દશ્યપદાર્થ તથા તેનો બોધ એ સઘળું એક બ્રહ્મસ્વરૂપણાને પામી જાય છે.[૯]

રામ બોલ્યા : હે મહાત્મન્! મનનો ક્ષય થવાથી સકળ દુઃખનો અંત થાય છે, એમ આપે કહ્યું; પણ ચપળ વૃત્તિવાળા મનની અસત્તા કેવી રીતે થાય, તે કહો.[૧૦]

વસિષ્ઠ બોલ્યા : હે રઘુકુળચંદ્ર! મનને શાંત કરવા માટે હું તમને યુક્તિ કહું છું તે સાંભળો. તે જાણવાથી પરમાત્મામાં મનોવૃત્તિનો લય થશે.[૧૧] પ્રથમ મેં તમને કહ્યું છે, કે સર્વ પ્રાણીની સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારની જાતિ છે.[૧૨] તેમાં પ્રથમ મનની કલ્પના વડે 'હું ચતુર્મુખ બ્રહ્મસ્વરૂપ છું' એ પ્રમાણે કલ્પના બ્રહ્માને થઈ. એ બ્રહ્મા સત્યસંકલ્પ હોવાથી, જે જે સંકલ્પ કરે છે તે તે જુએ છે. તેથી જ આ ભુવનાડંબરની કલ્પના થયેલી છે.[૧૩] તેમાં જન્મ, મરણ, સુખ, દુઃખ તથા મોહ વગેરેની કલ્પના થયેલી છે. એ પ્રમાણે બ્રહ્માના એક દિવસ સુધી એ સર્વ રચના રહે છે. પછી જેમ તડકામાં રહેલી હિમકણિકાનો લય થાય છે, તેમ આ ભુવનાડંબરનો શેષશાયી વિષ્ણુને વિષે લય થઈ જાય છે. ફરીથી સૃષ્ટિનો સમય થાય છે, ત્યારે વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા પોતાના સંકલ્પથી પ્રથમના જેવી જ રચના ઉત્પન્ન કરે છે. પાછો તેનો લય થાય છે અને ત્યાર પછી પણ પોતાની મેળે જ ઉત્પત્તિ થાય છે. એ પ્રમાણે વારંવાર ઉત્પન્ન થઈ તે પોતાની મેળે શાંત થાય છે.[૧૪-૧૫] એવી રીતે આ બ્રહ્માંડમાં તેમજ બીજા બ્રહ્માંડમાં અનંત બ્રહ્મકોટી રહેલી છે. એવી જ રચના એમ ને એમ થઈ ગયેલી છે તથા થશે અને તેની ગણતરી પણ થતી નથી.[૧૬] ઉપર પ્રમાણે રહેલી કલ્પનામાં ઈશ્વરની પાસેથી આવેલો જીવ કેવી રીતે જીવે છે તથા મુક્ત થાય છે, એ સાંભળો.[૧૭] પ્રથમ ઉત્પન્ન થયેલી બ્રહ્માની મનશક્તિ પાસે રહેલા આકાશની શક્તિનો આધાર લે છે, આકાશમાં રહેલા પવનને અનુસરે છે અને કાંઈક ચલનરૂપ ઘાટા સંકલ્પપણાને પામે છે.[૧૮] ત્યાર પછી તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ તન્માત્રા સહિત પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પાંચ મહાભૂતપણાને પામે છે. ત્યાર પછી એ મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત ઇત્યાદિ નામથી જીવોપાધિથી સ્થૂળ પ્રકૃતિરૂપ થાય છે અને આકાશ, પવન તથા તેજના રૂપના સંકલ્પથી ક્રમપૂર્વક હિમરૂપે થાય છે. ત્યાર પછી તે શાળ વગેરે ઔષધિમાં પ્રવેશ કરીને પ્રાણીના ગર્ભપણાને પામે છે.[૧૯] ત્યાર પછી જન્મ થાય છે અને તે પુરુષ થાય છે.[૨૦] પોતાનો જન્મ થાય ત્યારથી એટલે બાલ્યાવસ્થામાંથી જ એ પુરુષે વિદ્યાગ્રહણ કરવું તથા ગુરુને અનુસરીને રહેવું.[૨૧] આ પ્રમાણે કરવાથી વિવેક—વૈરાગ્ય વગેરે સાધનસંપત્તિ તમારી પેઠે તે પુરુષને ક્રમપૂર્વક પ્રાપ્ત થાય છે.[૨૨] અને તેથી સ્વચ્છ દષ્ટિ પ્રાપ્ત થતાં

'સંસારના અનર્થ ત્યાગ કરવા યોગ્ય છે તથા મોક્ષનો ઉપાય ગ્રહણ કરવા યોગ્ય છે' એવો વિચાર તે પુરુષને ઉત્પન્ન થાય છે.[૨૩] એ પ્રમાણે વિવેકવાળો તથા નિર્મળ સત્ત્વગુણરૂપ હું ઉત્તમ બ્રાહ્મણો વગેરેની જાતિમાં છું એવા અભિમાન-વાળા અધિકારી પુરુષને, ક્રમપૂર્વક ચિત્તને પ્રકાશ કરનારી એવી સાત યોગભૂમિકા ઉત્પન્ન થાય છે.[૨૪]

तादृग्विवेकवति संकलिताभिमाने पुंसि स्थिते विमलसत्त्वमयाग्र्यजातौ । सप्तात्मिकाव-तरति क्रमशः शिवाग्र्य चेतःप्रकाशनकरी ननु योगभूमिः ॥ २४ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સાધકજન્માવતાર' નામનો સર્ગ ૧૧૬મો સમાપ્ત**

## सर्ग ११७मो×

### સાત પ્રકારની અજ્ઞાનભૂમિકાઓનું વર્ણન

राम उवाच

कीदृश्यो भगवन् योगभूमिकाः सप्त सिद्धिदाः ।
समासेनेति मे ब्रूहि सर्वतत्त्वविदांवर ॥ १ ॥

**રામ બોલ્યા :** હે ભગવન્! હે સર્વોત્તમ તત્ત્વજ્ઞાની! સિદ્ધિ આપનારી સાત યોગભૂમિકા કેવી છે, તે તમે મને સંક્ષેપથી કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! અજ્ઞાનભૂમિકા સાત છે, તેમ જ જ્ઞાનભૂમિકા પણ સાત છે અને તેના પરસ્પર વિરોધી એવા ભેદો અસંખ્ય છે. સ્વાભાવિક પ્રવૃત્તિરૂપ પ્રયત્ન તથા વિષયભોગમાં દઢતારૂપ રસાવેશ–એ બન્ને અજ્ઞાનભૂમિકાનાં અસાધારણ કારણ છે; અને શાસ્ત્રમાં કહેલાં સાધન-ચતુષ્ટય સહિત શ્રવણાદિ પ્રયત્ન તથા મુમુક્ષાની દઢતારૂપ રસાવેશ એ જ્ઞાનભૂમિકાનું અસાધારણ કારણ છે. એ બન્ને અભિવૃદ્ધિ પામીને પોતાને યોગ્ય (સંસારસુખ કે બ્રહ્મસુખ) ફળને ઉપજાવે છે. તેમાં પ્રથમ હું તમને સાત અજ્ઞાન–ભૂમિકાના પ્રકાર કહું છું, તે તમે સાંભળો. ત્યાર પછી તમે જ્ઞાન–ભૂમિકાના સાત પ્રકાર સાંભળશો.[૨-૪] **સ્વરૂપાવસ્થિતિ** અને મુક્તિ એ ટૂંકમાં જ્ઞાનનું લક્ષણ છે; તથા સ્વરૂપ થકી ભ્રષ્ટતા અને અહંકાર-પણું એ ટૂંકમાં અજ્ઞાનનું લક્ષણ છે.[૫] શુદ્ધ સન્માત્રનું જ્ઞાન થવાથી જે માણસ પોતાના સ્વરૂપથી ચલાય-માન થતો નથી, તેને રાગ–દ્વેષનો ઉદય ન થવાથી અજ્ઞપણું થવાનો સંભવ નથી.[૬] સ્વરૂપથી ભ્રષ્ટ થવાને લીધે અનાત્મપદાર્થમાં આત્માનું જે તાદા-ત્મ્ય થાય છે, એના જેવો બીજો મોહ થયો નથી અને થશે પણ નહીં.[૭] પ્રથમ થયેલા વિષયનો સંકલ્પ સમાપ્ત થયા પછી જ્યાં સુધી બીજા વિષ-યનો સંકલ્પ થયો નથી, ત્યાં સુધી વચગાળે જે સ્થિતિ રહે છે, તેને **સ્વરૂપાવસ્થિતિ** કહે છે; કારણ કે ત્યાં સુધીની તે સ્થિતિમાં મનન કે પ્રયત્ન રહેતાં નથી.[૮] જેમાં સર્વ સંકલ્પ શાંત થયા છે, જે પહાડના મધ્યભાગ જેવી ઘન છે અને જે જડતા તથા નિદ્રાથી રહિત છે, તે સ્થિતિને પણ **સ્વરૂપાવસ્થિતિ** કહે છે.[૯] અહંતાનો અંશ નાશ થયા પછી, ભેદ શાંત થયા પછી અને નિઃસ્પંદપણાને પામ્યા પછી જે અજડ ચિત્ (ચૈતન્ય) સ્ફુરે છે તેને પણ **સ્વરૂપાવસ્થિતિ** કહે છે.[૧૦] એ સ્વરૂપાવસ્થિતિમાં અજ્ઞાનનો આ-રોપ કર્યો છે. તે અજ્ઞાનની સાત ભૂમિકા તમે સાંભળો : (૧) **બીજજાગ્રત**, (૨) **જાગ્રત**, (૩) **મહાજાગ્રત**, (૪) **જાગ્રતસ્વપ્ન**, (૫) **સ્વપ્ન**, (૬) **સ્વપ્નજાગ્રત** અને (૭) **સુષુપ્તક**. આવી રીતે સાત પ્રકારની અજ્ઞાનભૂમિકા છે. એ સાતના પરસ્પર સેળભેળ થવાથી બીજા ઘણા પ્રકાર થાય છે. તેમાં એ સાત ભેદનાં લક્ષણો સાંભળો. કોઈથી વર્ણન ન થાય એવું તથા ભવિષ્યકાળમાં ચિત્ત-જીવ વગેરે નામના શબ્દ તથા અર્થને ભોગવ-

× આ એકસોસત્તરમા સર્ગમા જ્ઞાનભૂમિના ભેદનો ઉપોદ્ઘાત તથા સાત પ્રકારની અજ્ઞાનભૂમિકાનું વર્ણન કરવામાં આવશે.

નારું, બીજરૂપે રહેલું તથા જાગ્રત જે નિર્મળ ચૈતન્યનું પ્રથમ સ્ફુરણ છે તેને **બીજજાગ્રત** કહે છે. આ પ્રમાણે જ્ઞપ્તિ(જ્ઞાન)ની નવી અવસ્થા છે. હવે હું તમને બીજી જાગ્રત સંસૃતિ કહું છું, તે તમે સાંભળો. બીજજાગ્રત થયા પછી 'આ હું તથા આ મારું' એવી મનમાં જે પ્રતીતિ થાય છે તેને **જાગ્રત** કહે છે. 'આ હું તથા આ મારું' એવી જાતના, જન્મ થયા પછી અથવા પૂર્વજન્મના સંસ્કારથી જાગ્રત થયેલા દઢ વિશ્વાસને **મહાજાગ્રત** કહે છે. અભ્યાસથી દઢ થયેલું અથવા દઢ ન થયેલું જાગ્રદવસ્થાનું જે મનોરાજ્ય છે તેને **જાગ્રતસ્વપ્ન** કહે છે. આકાશમાં બે ચંદ્રની પ્રતીતિ, છીપમાં રૂપાની ભ્રાંતિ અને તડકામાં મૃગતૃષ્ણિકા વગેરે ભેદથી જાગ્રત દશામાં અભ્યાસથી અનેક પ્રકારનાં સ્વપ્ન થાય છે. 'થોડીક વાર સુધી મેં આ પ્રમાણે જોયું, પણ તે ખરું નથી' એ પ્રમાણે નિદ્રાના કાળમાં અનુભવ કરેલા અર્થનો, નિદ્રા ઊઠ્યા પછી જે વિચાર કરવો તેને **સ્વપ્ન** કહે છે. અને તે સ્વપ્ન મહાજાગ્રતને વિષે સ્થૂળશરીરના કંઠથી હૃદય સુધીની નાડીના ભાગમાં થાય છે.[૧૧–૨૦] સ્વપ્ન ચિરકાલ સુધી જોવામાં આવતું ન હોય; તો તેથી એનું શરીર બરાબર ખૂલતું નથી. ક્ષતદેહમાં અથવા અક્ષતદેહમાં જ્યારે જાગ્રતદશાની પેઠે સ્વપ્નમાં દઢ નિશ્ચય થાય છે, ત્યારે તેને **સ્વપ્નજાગ્રત** કહે છે. ઉપરની છ અવસ્થાનો ત્યાગ થયા પછી ભાવિ દુઃખના બોધથી યુક્ત જીવની જે જડસ્થિતિ છે, તેને **સુષુપ્તિ** કહે છે. આવી અવસ્થામાં ઘાસ, ઢેફાં તથા પથરા વગેરે સર્વ પદાર્થો પરમાણુ જેવા રહે છે. હે રામચંદ્રજી ! આ પ્રમાણે મેં તમને અજ્ઞાનની સાત ભૂમિકા કહી.[૨૧–૨૪] એમાંની દરેક ભૂમિકાને અનેક પ્રકારના વૈભવવાળી અનેક શાખા રહી છે. જો જાગ્રતસ્વપ્નની દશા ઘણી વાર સુધી રૂઢ થાય તો તે દશા જાગ્રદવસ્થામાં મળી જાય છે.[૨૫] જાગ્રતપણાને પામેલી જાગ્રતસ્વપ્નદશામાં અનેક પ્રકારના પદાર્થના ભેદ વડે મહાજાગ્રતદશાના જેવી સ્થિતિ વિકાસ પામે છે.[૨૬] જેવી રીતે વહાણ જળની અંદર રહેલી ઘૂમરીમાં ભમ્યા કરે છે, તેવી રીતે ઉપરની મહાજાગ્રતદશામાં પણ માણસ એક જાતના મોહમાંથી બીજા મોહમાં ભમ્યા કરે છે.[૨૭] એ પ્રમાણે કેટલીક સંસૃતિ સ્વપ્નની પેઠે રહેલી છે, કેટલીક જાગ્રતપણે રહેલી છે, કેટલીક સ્વપ્ન–જાગ્રતપણે રહેલી છે તથા કેટલીક જાગ્રત–સ્વપ્નરૂપે રહેલી છે.[૨૮] આ પ્રમાણે મેં તમને સાત અજ્ઞાન ભૂમિકાઓ કહી, તે અનેક પ્રકારના વિકારને લીધે તથા જગતની અંદરના ભેદને લીધે અવશ્ય ત્યાગ કરવા યોગ્ય છે. મનોહર વિચાર કરી અનેક નિર્મળ આત્માનું જ્ઞાન પામીને તમે તે અજ્ઞાનભૂમિકાને તરી જશો.[૨૯]

अज्ञानभूमिरिति सप्तपदा मयोक्ता नाना-
विकारजगदंतरभेदहीना । अस्याः समुत्तरसि चारु
विचारणाभिर्दृष्टे प्रबोधविमले स्वयमात्मनीति ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિ-
પ્રકરણનો 'અજ્ઞાનભૂમિકા-વર્ણન'
નામનો સર્ગ ૧૧૭મો સમાપ્ત

## सर्ग ११८मो×

## સાત પ્રકારની જ્ઞાનભૂમિકાઓનું વર્ણન

**वसिष्ठ उवाच**

इमां सप्तपदां ज्ञानभूमिमाकर्णयानघ ।
नानया ज्ञातया भूयो मोहपंके निमज्जसि ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે અનઘ ! હવે હું તમને જ્ઞાનની સાત ભૂમિકા કહું છું, તમે તે સાંભળો. એ સાત ભૂમિકાનું જ્ઞાન થયા પછી તમે ફરીથી મોહરૂપી કાદવમાં ડૂબશો નહિ. કેટલાક મતવાદીઓ યોગભૂમિકાના ઘણા પ્રકાર કહે છે, પણ

× આ એકસોઅઢારમા સર્ગમાં સાત પ્રકારની જ્ઞાનભૂમિકાનું તથા મોક્ષ સુધીનાં તેનાં લક્ષણનું વર્ણન કરવામાં આવશે.

હવે પછી હું જે તમને કહેવાનો છું, તે જ શુભ ફળ આપનારી સાત ભૂમિકા મને માન્ય છે.[૧,૨] અવબોધને જ્ઞાન કહે છે અને તે જ્ઞાન સાત ભૂમિકાનું છે. જ્ઞેયને મુક્તિ કહે છે અને તે સાત ભૂમિકાથી પર છે.[૩] સત્યાવબોધ અને મોક્ષ, એ બે શબ્દનો એક જ અર્થ છે અને જે જીવને સત્યાવબોધ થયો છે તેને ફરીથી જન્મ–મરણ થતાં નથી.[૪] પહેલી જ્ઞાનભૂમિકાને **શુભેચ્છા**, બીજીને **વિચારણા**, ત્રીજીને **તનુમાનસા**, ચોથીને **સત્ત્વાપત્તિ**, પાંચમીને **અસંસક્તિ**, છઠ્ઠીને **પદાર્થાભાવની** અને સાતમીને **તુર્યગા** એવું નામ આપ્યું છે.[૫,૬] એ સાત ભૂમિકાને અંતે મુક્તિ રહેલી છે અને તેમાં ફરીથી શોચ થતો નથી. હવે તમે ઉપરની જ્ઞાનની સાત ભૂમિકાનું વર્ણન સાંભળો.[૭] 'હું મૂઢ કેમ બેઠો છું ? શાસ્ત્ર તથા સજ્જનના સમાગમે કરી હું વિચાર કરું,' એ પ્રમાણે વૈરાગ્યપૂર્વક ઇચ્છા થવી તેને પંડિતો **શુભેચ્છા** કહે છે.[૮] શાસ્ત્ર તથા સજ્જનના સમાગમ વડે વૈરાગ્ય તથા અભ્યાસપૂર્વક સદાચારમાં જે પ્રવૃતિ કરવી તેને **વિચારણા** કહે છે.[૯] વિચારણા તથા શુભેચ્છાએ કરીને સૂક્ષ્મપણું થાય અને તેથી ઇંદ્રિયોના અર્થને વિષે અનાસક્તિ થાય તેને **તનુમાનસા** કહે છે.[૧૦] ઉપરની ત્રણ ભૂમિકાના અભ્યાસથી બહારના વિષયને વિષે ચિત્તમાં વૈરાગ્ય થાય અને તેથી શુદ્ધ તથા સત્ય આત્મામાં જે સ્થિતિ થાય, તેને **સત્ત્વાપત્તિ** કહે છે.[૧૧] ઉપરની ચાર દશાના અભ્યાસથી અસંસંગરૂપી* ફળ થાય અને તેને ચિત્તમાં પરમાનંદ તથા નિત્ય અપરોક્ષ એવા બ્રહ્માત્મભાવના સાક્ષાત્કારરૂપી ચમત્કાર થાય છે તેને **અસંસક્તિ** કહે છે.[૧૨] ઉપરની પાંચ ભૂમિકાના અભ્યાસથી આત્મારામપણાએ કરીને બહારના તથા અંદરના પદાર્થની જે અભાવના થાય છે, તેને **પદાર્થાભાવની** કહે છે.[૧૩] આ છઠ્ઠી ભૂમિકામાં, પદાર્થમાત્રની અન્ય માણસ પ્રેરણા કરે ત્યારે પણ પ્રયત્નથી ખબર પડે છે.[૧૪] આ છ ભૂમિકાના અભ્યાસથી ભેદમાત્ર ન જણાવાને લીધે એક સ્વભાવમાં જ જે નિષ્ઠા રહેલી છે, તેને **તુર્યગા** કહે છે.[૧૫] આ પ્રમાણેની **તુર્યાવસ્થા** જીવન્મુક્ત વિષે રહેલી છે. આ સાત ભૂમિકાથી પર વિદેહમુક્તિનો વિષય છે અને તેને **તુર્યાતીતપદ** કહે છે.[૧૬] હે રામચંદ્રજી! જે મોટા ભાગ્યવાળા માણસો સાતમી ભૂમિકામાં આવેલા છે, તે આત્મારામ મહાત્માઓ મહત્પદને પામેલા છે.[૧૭] જેઓ જીવન્મુક્તદશાને પામેલા છે, તેઓ સુખ–દુઃખમાં આસક્ત થતા નથી. કોઈ સમયે તેઓ આવી પડેલાં વ્યવહારનાં કાર્યો કરે છે, તો કોઈ સમયે તેઓ તે નથી પણ કરતા.[૧૮] જીવન્મુક્તિ પામેલા માણસને, જ્યારે તેની પાસે રહેનાર માણસ બોધ કરે છે, ત્યારે તે પોતાના આશ્રમના આચારના ક્રમ વડે પ્રાપ્ત થયેલા સદાચારનું પ્રબુદ્ધ માણસની જેમ આચરણ કરે છે.[૧૯] છતાં, જેમ સૂતેલા માણસને સુંદર સ્ત્રી સુખરૂપ થતી નથી, તેમ તે આત્મારામ પુરુષને જગતની એક પણ ક્રિયા સુખરૂપ થતી નથી.[૨૦] આ પ્રમાણે સાત ભૂમિકાનું જ્ઞાન વિદ્વાન માણસને જ થાય છે. પણ પશુને, સ્થાવરને અથવા મલિન ચિત્તવાળાને થતું નથી.[૨૧] પશુ અથવા મ્લેચ્છને પણ જ્યારે ઉપર કહેલી જ્ઞાનદશા પ્રાપ્ત થાય છે, ત્યારે તે દેહ સહિત અથવા દેહરહિત હશે તોપણ તે મુક્ત થાય છે, તેમાં કાંઈ સંશય નથી. જ્ઞપ્તિ (જ્ઞાન) ગ્રંથિ (સંસારની ગાંઠને) કપાવાથી મુક્તતા થાય છે; એટલે પછી મૃગતૃષ્ણામાં જળબુદ્ધિ તથા છીપમાં રૂપાની બુદ્ધિ વગેરે ભ્રમની શાંતિ થાય છે. જે માણસો મોહને તરી ગયા છે તથા પવિત્ર પદને

* સમાધિને લીધે ચિત્તને અંદરના તથા બહારના આકારનું જ્ઞાન ન રહે એવી જાતનું ફળ થવું તેને અસંસંગ કહે છે.

પ્રાપ્ત થયા નથી, તેઓ આ જ્ઞાનભૂમિકામાં આત્મલાભને પરાયણ રહેલા છે.[૨૨-૨૪] કેટલાક સર્વ ભૂમિકામાં ગયા છે, કેટલાક એક-બે ભૂમિકામાં ગયા છે, કેટલાક છઠ્ઠી ભૂમિકા સુધી ગયા છે અને કેટલાક સાતમી જ ભૂમિકામાં રહેલા છે.[૨૫] વળી કેટલાક ત્રણ ભૂમિકા સુધી આવેલા છે, કેટલાક છેલ્લી ભૂમિકામાં આવેલા છે, કેટલાક ચોથી ભૂમિકા સુધી ગયેલા છે અને કેટલાક બીજી ભૂમિકામાં રહેલા છે.[૨૬] કેટલાક ભૂમિકાના અંશને ભોગવનાર છે, કેટલાક સાડાત્રણ ભૂમિકાને પહોંચેલા છે, કેટલાક સાડાચાર ભૂમિકા સુધી ગયા છે અને કેટલાક સાડાછ ભૂમિકા સુધી આવેલા છે. ઇંદ્રિયોના વિષય તથા શરીરજન્ય તાપની નિવૃત્તિ માટે, વિવેકી માણસ બ્રહ્માકાર વૃત્તિ વડે લોકમાં ઉપરની સાત પ્રકારની ભૂમિકામાં ફર્યા કરે છે.[૨૭,૨૮] જે ધીરજવાન માણસ આ આત્મલાભરૂપ સર્વથી શ્રેષ્ઠ દશામાં રહે છે, તે ચક્રવર્તી રાજા જેવો ગણાય છે અને તે દશામાં દિગ્ગજ જેવા શત્રુઓનો પરાજય (અર્થાત્ સાત દ્વીપનું રાજ્ય) પણ તૃણ સમાન ગણાય છે.[૨૯] ઇંદ્રિયોરૂપી શત્રુને જીતનાર જે માણસ, ઉપર કહેલી સાત ભૂમિકામાં જયજયકારભેર રહે છે, તે મહાત્મા વંદન કરવા યોગ્ય છે. તે ભૂમિમાં ચક્રવર્તીપણું તથા બ્રહ્મશરીર પણ તૃણરૂપ ગણાય છે; કારણ કે તેવા પુરુષને ચક્રવર્તી રાજ્ય તથા બ્રહ્મશરીરથી પણ ઉત્તમ એવું વિદેહકૈવલ્યસુખ આ જગતમાં જ મળે છે.[૩૦]

ये तासु भूमिषु जयंति हि ये महांतो वंद्यास्त एव हि जितेंद्रियशत्रवस्ते। सम्राड्विराडपि च यत्र तृणायते वै तस्मात्परं जगति ते समवाप्नुवंति॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'જ્ઞાનભૂમિકોપદેશ' નામનો સર્ગ ૧૧૮મો સમાપ્ત**

# સર્ગ ૧૧૯મો×

## સત્ય વસ્તુની દૃઢતા માટે સુવર્ણ તથા વીંટીનું દૃષ્ટાંત

**वसिष्ठ उवाच**

ऊर्मिकासंविदा हेम यथा विस्मृत्य हेमताम्।
विरौति नाहं हेमेति तथात्माहंतयानया ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જેવી રીતે સુવર્ણ ત્રણે કાળમાં સુવર્ણ જ છે, તે છતાં વીંટીનું ભાન થવાથી, તે સુવર્ણ પોતાનું મૂળ સ્વરૂપ ભૂલી જઈને 'હું સુવર્ણ નથી' એવો ખેદ કરે છે, તેવી રીતે આત્મા અહંતાને લીધે પોતાનું મૂળસ્વરૂપ ભૂલી જઈને ખેદ કરે છે.[૧]

**રામ બોલ્યા :** હે મુનિ! સુવર્ણને વીંટીના જ્ઞાનનો તથા આત્માને અહંતાનો કેવી રીતે ઉદય થયો; તે મને યથાર્થ રીતે કહો.[૨]

**વસિષ્ઠ બોલ્યા :** સત્પુરુષે સાચી વસ્તુના ઉદય તથા નાશ વિષે પ્રશ્ન પૂછવો ઘટે છે, પણ તેણે ખોટી વસ્તુના ઉદય તથા નાશ વિશે પૂછવું ઘટે નહિ અહંતા તથા વીંટીપણું એ બન્ને વસ્તુ જ ખોટી છે.[૩] કારણ કે કોઈ માણસને સુવર્ણની ખરીદી કરવી હોય, ત્યારે તે સુવર્ણના દલાલને કહે, કે 'મારે સુવર્ણ લેવું છે.' હવે તે દલાલ 'તમે સુવર્ણને માટે આ વીંટી રાખો' એમ કહીને સુવર્ણના બદલે વીંટી આપે છે. ત્યારે વીંટી એ પણ સુવર્ણ જ છે. એમાં કાંઈ પણ સંશય નથી.[૪]

**રામ બોલ્યા :** હે પ્રભુ! તમારા કહેવા પ્રમાણે સુવર્ણ જ જો સર્વ વ્યવહારમાં આવતું હોય, તો સુવર્ણથી ભિન્ન વીંટી વગેરેનું રૂપ દેવું છે, તે તમે મને કહો, એટલે આ અર્થના નિશ્ચયથી હું બ્રહ્મનું સ્વરૂપ જાણીશ.[૫]

×આ એકસોઓગણીસમા સર્ગમાં માયિક રૂપનું ખંડન કરી આગલા સર્ગમાં કહેલી ભૂમિકામાં, એક સત્ય વસ્તુનું દર્શન સ્થિર કરવાને, કેટલીક યુક્તિ કહેવામાં આવશે

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્રજી! જે વસ્તુ ખોટી છે તેનું રૂપ નથી, માટે રૂપરહિત વસ્તુના રૂપનું જો નિરૂપણ થતું હોય તો વાંઝણીના દીકરાનો આકાર તથા ગુણ તમે કહો.[૬] વીંટીપણું એ માત્ર ખોટી ભ્રાંતિ છે, તે અસત્ રૂપવાળી માયા છે. અને અવિચારથી દેખાય છે તથા સારી રીતે વિચાર કરવાથી જોવામાં આવતી નથી. એ પ્રસિદ્ધ માયાનું સ્વરૂપ છે. મૃગતૃષ્ણાના જળમાં આકાશના બે ચંદ્રની ભ્રાંતિમાં તથા અહંતામાં અવિચારથી માયાનું રૂપ દેખાય છે તથા સારી રીતે વિચાર કરવાથી નથી દેખાતું.[૭,૮] છીપમાં રૂપાનો આકાર જોવામાં આવે છે, પણ તે છીપમાંથી એક અણુ જેટલું અથવા એક કણ જેટલું રૂપું પણ એક ક્ષણ પણ મળતું નથી.[૯] એ પ્રમાણે અવિચારથી છીપમાં રૂપાપણું તથા ઝાંઝવાના જળમાં જળપણું અસત્ છતા સત્ હોય એવું જણાય છે.[૧૦] જે વસ્તુ મૂળમાં જ નથી, તેનું નાસ્તિપણું (એ વસ્તુ નથી એવો નિશ્ચય) વિચાર કરવાથી પ્રકાશ પામે છે, તથા અવિચારથી મૃગતૃષ્ણામાં જળની બુદ્ધિની પેઠે સ્ફુરે છે, એટલે તે ભ્રાંતિ મટતી નથી. ભૂતની ભ્રાંતિનો ગભરાટ બાળકને મરણરૂપ થઈ પડે છે; તેવી રીતે અસત્ વસ્તુ પણ કોઈ સમયે સત્કાર્ય કરવા સમર્થ થાય છે.[૧૧,૧૨] રેતીમાં જેવી રીતે તેલ નથી, તેવી રીતે સુવર્ણમાં સુવર્ણ વિના વીંટી તથા કડાંપણું કાંઈ પણ નથી.[૧૩] સાચી વસ્તુથી જ વ્યવહાર થાય અને મિથ્યા વસ્તુથી ન થાય, એવો કંઈ નિયમ કર્યો નથી; કારણ કે કોઈ સમયે મિથ્યા યક્ષથી બાળકને થતા વિકારની જેમ, મિથ્યા વસ્તુ પણ સાચું કામ કરે છે.[૧૪] ઝેરમાં અમૃતની ભાવના દૃઢ થવાથી તે ઝેર પણ અમૃતનું કામ કરે છે, તેવી રીતે સાચી અથવા ખોટી વસ્તુનો હૃદયમાં દૃઢ નિશ્ચય થયો હોય, તે વસ્તુ તેવા અર્થવાળી ક્રિયા કરે છે.[૧૫] જે આ દેખાય છે તે પરમ અવિદ્યા છે, તે જ માયા છે અને તેથી જ સંસૃતિ છે. તેથી જ અસત્ તથા પ્રતિષ્ઠારહિત આ પદાર્થમાં અહંતાપણાની ભાવના થાય છે. સુવર્ણમાં વીંટીપણું આદિ ભાવ નથી તથા આત્મામાં અહંતાપણું નથી, એવી રીતે સ્વચ્છ તથા શાંત પરમાત્મામાં અહંતાનો અભાવ છે.[૧૬,૧૭] સત્ય વિચાર કરતાં પરમાત્મા વિના કોઈ સનાતનપણું નથી. કોઈ વિરંચિપણું નથી, કોઈ બ્રહ્માંડપણું નથી અને કોઈ પ્રજાપતિપણું નથી.[૧૮] તેના વિના કોઈ લોકાંતરપણું નથી અને કોઈ સ્વર્ગપણું નથી. વળી મેરૂપણું નથી, અસુરપણું નથી, મનપણું, અને દેહપણું પણ નથી.[૧૯] તેના વિના કોઈ મહાભૂતપણું નથી, કારણપણું નથી, ત્રિકાળની કલ્પનાપણું નથી અને ભાવ તથા અભાવનું વસ્તુપણું નથી.[૨૦] તેના વિના ત્વંપણું, અહંપણું, સત્તાપણું તથા અસત્તાપણું નથી, તેમ જ કાંઈ પણ ભેદની કલ્પનાપણું તથા કોઈ વસ્તુમાં રાગ તથા તેથી થતી પ્રીતિપણું નથી.[૨૧] સર્વ જગતનું પરમાર્થિક રૂપ અધિષ્ઠાનની સત્તાથી નિરંતર સન્માત્ર છે, અનામય છે, સ્વયંપ્રકાશ છે, તે નામરહિત અને કારણરહિત છે, ઉત્પત્તિ તથા નાશના વિકારથી રહિત છે, મધ્ય તથા અંતથી રહિત છે, સર્વરૂપ નહિ તથા સર્વરૂપ છે, મન અને વચનથી ગ્રહણ ન થાય તેવું છે, શૂન્યથી પણ શૂન્ય છે અને સુખથી પણ સુખતર છે.[૨૨,૨૩]

**રામ બોલ્યા :** હવે બ્રહ્મનું સર્વ સ્વરૂપ મારા જાણવામાં આવ્યું; તોપણ આ સર્ગ (દૃશ્ય જગત) જોવામાં આવે છે, તેનું શું કારણ? તે મને ફરીથી કહો.[૨૪]

**વસિષ્ઠ બોલ્યા :** પરતત્ત્વ શાંત પરમપદમાં આ જ પ્રમાણે રહેલું છે, પણ તેમાં સર્ગ તથા સર્ગનું નામ પણ કાંઈ નથી.[૨૫] મહાસાગરમાં જળ છે, તેવી રીતે પરમેશ્વરમાં સર્ગ રહેલો છે, પણ

જળમાં દ્રવપણું હોવાથી તેમાં સ્પંદનધર્મ છે, ત્યારે પરમાત્માનું પદ સ્પંદરહિત છે.[૨૬] સૂર્યાદિ પોતાને વિષે પ્રકાશ પામે છે, પણ પરમપદને તે પ્રકાશ કરતા નથી. પ્રકાશ થવો એ સૂર્યાદિનું તત્ત્વ છે અને પરમપદ છે તે તો પ્રકાશ વગેરે ક્રિયાથી રહિત છે.[૨૭] જેવી રીતે સમુદ્રમાં ઊંચાપણું તથા નીચાપણું નથી, પણ જળ માત્ર સ્ફુરે છે, તેવી રીતે પરમાત્મામાં તત્પરાયણ આ જગત અનેક પ્રકારે સ્ફુરે છે.[૨૮] જ્યાં સુધી પરિપક્વ જ્ઞાન થયું ન હોય, ત્યાં સુધી સર્ગ જોવામાં આવે છે; અને તે જ સર્ગ સંપૂર્ણ જ્ઞાન થયા પછી શાશ્વત બ્રહ્મસ્વરૂપ-રૂપે જણાય છે.[૨૯] આકાશમાં આકાશાંતર નથી, તેવી રીતે એક પરમાર્થમાં બીજું પરમાર્થ નથી. આથી સર્ગ છે તે બ્રહ્મની સંજ્ઞા છે, એવો વિદ્વાન માણસનો નિશ્ચય છે.[૩૦] ચિત્તથી સર્ગ જોવામાં આવે છે અને ચિત્તથી સર્ગનો ક્ષય જોવામાં આવે છે. જેમ કડાં વગેરેનો ભ્રમ સુવર્ણમાં શાંત થાય છે, તેવી રીતે સર્ગનો ભ્રમ પરમાત્માના પરમ શાંતપદમાં નાશ પામે છે.[૩૧] ચિત્તની શાંતિ થવાથી સર્ગ જો સત્ય હોય તોપણ અસત્ય જણાય છે, તથા ચિત્તનો ઉદય થવાથી અસત્ વસ્તુમાં સાચી સત્તા મળે છે.[૩૨] અહંતાથી યુક્ત ચિત્તના સંવેદન વડે સર્ગના સંભ્રમને લીધે ભ્રમણ થાય છે તથા અસંવેદનથી પરમ શાંતપદ જણાય છે; પણ તે જડપણું નથી એમ તમે સમજો.[૩૩] કારીગરની દૃષ્ટિએ પુરુષની ચાતુરી તથા ચાતુરીના કર્મની ક્રિયાવાળી માટીની સેના, એ માટીરૂપ જ છે; તેવી રીતે જ્ઞાનની દૃષ્ટિએ અનેક પ્રકારે જણાતો આ સર્ગ શિવરૂપ જ છે.[૩૪] એ પ્રમાણે ઉત્પત્તિ તથા નાશથી રહિત તથા મધ્યમાં દોષથી રહિત, આ જગત પરબ્રહ્મરૂપ જ છે અને પૂર્ણસ્વરૂપમાં પૂર્ણપણે રહેલું છે.[૩૫] જે આ સર્ગ જણાય છે, તે બ્રહ્મરૂપ જ અને બ્રહ્મને વિષે રહેલો છે. જેમ આકાશ આકાશમાં વિશ્રાંતિ પામે છે, તેમ શાંત અને શિવરૂપ પરમ પદમાં શાંત અને શિવરૂપ આ જગત વિશ્રાંતિ પામ્યું છે.[૩૬] નવ યોજનના વિસ્તારવાળા નગરનું અરીસામાં પ્રતિબિંબ પડે તેમાં દૂર તથા અદૂરપણું કાંઈ નથી તેવી રીતે પરમાત્મામાં દૂર તથા સમીપપણાનો ક્રમ નથી.[૩૭] અસત્‌રૂપે તથા સત્‌રૂપે પણ આ વિશ્વ અભ્યુદય પામેલું છે. અભેદરૂપે જોવાથી આ વિશ્વ સત્‌રૂપ તથા ભેદરૂપે જોવાથી અસત્‌રૂપ જણાય છે.[૩૮] આ સર્ગ અરીસામાં પ્રતિબિંબિત નગર જેવો છે, મૃગતૃષ્ણાના જળ જેવો છે અને બે ચંદ્રના ભ્રમ જેવો છે; તેમાં સત્યતા ક્યાંથી ?[૩૯] ઇંદ્રજાળ કરનાર માણસ માયાનું ચૂર્ણ નાખે તેથી જેમ આકાશમાં માયિક નગરની ભ્રાંતિ થાય છે, તેમ સાર તથા અસારરૂપ આ જગત ચિત્તમાં પ્રકાશ પામે છે.[૪૦] જ્યાં સુધી સદ્વિચારરૂપી અગ્નિથી અવિદ્યારૂપી લતાનો, જૂની લતાની પેઠે બળાત્કારે મૂળમાંથી નાશ કર્યો નથી, ત્યાં સુધી તે અવિદ્યા ઘણીક શાખાના વિસ્તારથી ગહન તથા અનેક પ્રકારનાં સુખ–દુઃખરૂપ એવા વનને ઉત્પન્ન કરે છે.[૪૧]

यावद्विचारदहनेन समूलदाहं दग्धा न जर्जरलतेव बलादविद्या । शाखाप्रतानगहनानि बहूनि तावन्नानाविधानि सुखदुःखवनानि सूते ॥ ४१ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'હેમોર્મિઉપદેશ' નામનો સર્ગ ૧૧૯ મો સમાપ્ત

## સર્ગ ૧૨૦ મો×

## લવણરાજાના સંબંધમાં ચંડાલીનો વિલાપ

वसिष्ठ उवाच

हेमोर्मिकादिवन्मिथ्या कथितायाः क्षयोन्मुखम् । त्वमहं त्वमविद्यायाः शृणु राघव कीदृशम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામચંદ્રજી ! જેનું

× આ એકસોવીસમા સર્ગમાં લવણરાજાએ ફરીથી વિંધ્યપર્વતમાં જઈ પ્રથમ જોયેલું ચંડાળનુ સ્થાનક

સ્વરૂપ મેં તમને સુવર્ણની વીંટીની પેઠે મિથ્યા કહ્યું છે, તે અવિદ્યાનું નાશાત્મક મહત્ત્વ કેવું પ્રબળ છે, તે તમે સાંભળો.[૧] પ્રથમ વર્ણન કરેલા લવણરાજાને ઇંદ્રજાળ કરનાર માણસે ચંડાળપણાનો ભ્રમ દેખાડ્યો. એ બધું નજરે જોયા પછી બીજે દિવસે તે રાજાએ પોતે નજરે જોયેલી પૃથ્વીમાં જવાની પ્રવૃત્તિ કરી અને વિચાર કર્યો કે,[૨] 'જે અરણ્યમાં મે દુઃખનો અનુભવ કર્યો છે, તે અરણ્ય ચિત્તરૂપી અરીસામાં ઓળખાયેલું હોય તેમ મને સ્મરણમાં છે. માટે કદાચ વિંધ્યપર્વતમાં જવાથી તે અરણ્ય મને પ્રાપ્ત થાય.[૩] એ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને તેણે પોતાના કારભારી સહિત દક્ષિણદિશાના માર્ગે પ્રયાણ કર્યું. ફરીથી દિગ્વિજય કરવા નીકળેલો હોય તેમ તે વિંધ્યપર્વતમાં આવ્યો. પછી જેમ સૂર્યદેવ કૌતુકથી સમગ્ર આકાશમાં ફરે, તેમ તેણે પૂર્વદક્ષિણ તથા પશ્ચિમ સમુદ્રના કાંઠાના ભાગો પ્રત્યે ફરવા માંડ્યું. ત્યાર પછી એક પ્રદેશમાં તેણે જાણે સામે આવેલી ચિંતા હોય તેમ પરલોકની પૃથ્વી જેવું એક મહાન અરણ્ય પોતાની પાસે જોયું.[૪–૬] ત્યાં ફરતાં ફરતાં તેણે પ્રથમ અનુભવ કરેલા સર્વ વૃતાંતનો લોકોને પ્રશ્ન પૂછયો, તેની હકીકત જાણી અને તેથી તે વિસ્મય પામી ગયો. ત્યાં રહેનારા પારધી તથા ચંડાળને તેણે ઓળખ્યા અને વિસ્મય પામીને, તેણે આકુળબુદ્ધિથી કુતૂહલપણે ફરીથી ફરવા માંડ્યું.[૭,૮] પછી તે એક મહાટવીમાં આવ્યો. ત્યાં ધુમાડાવાળા એક ભાગમાં જે ગામમાં પોતે ચંડાળ બન્યો હતો, તે ગામ તેણે નજરે જોયું.[૯] તે ગામમાં પ્રથમ જોયેલાં સર્વ માણસો, સ્ત્રીઓ, નાની ઝૂંપડીઓ, લોકોનાં અનેક પ્રકારનાં વિશ્રાંતિનાં સ્થાનકો, પૃથ્વીના ભાગો, વૃક્ષો, દુષ્કાળમાં દુર્દશા પામેલા પોતાના ચાકરો, તે સ્થળે રહેનાર પારધી તથા બંધુ વિનાનાં કેટલાંક બાળકો—એ બધું તેણે નજરે દીઠું.[૧૦,૧૧] ત્યાં ચંડાળદશાની પોતાની સાસુ હતી. તે બીજી વૃદ્ધ સ્ત્રીઓ કરતાં પણ વધારે વૃદ્ધ હતી અને તેની આંખમાંથી ઉજ્જવળ આંસુની-ધારા ચાલી જતી હતી. તેનાં સ્તન સુકાઈ ગયાં હતાં અને તેનું અંગ દુર્બળ થઈ ગયું હતું. દુઃખ પામતા પોતાના બંધુનાં દુઃખને લીધે દુઃખ પામતી તથા આંખમાંથી આંસુ ખેરવતો બીજી વૃદ્ધ સ્ત્રીઓની વચ્ચે તે બેઠી હતી. તે અનાવૃષ્ટિરૂપી ઉગ્ર વજ્રથી બળી ગયેલા દેશમાં, અકસ્માત્ દુષ્કાળને લીધે વીખાઈ ગયેલાં પોતાના બંધુના અસંખ્ય દુઃખનું વર્ણન કરતી હતી. ત્યાં તેણે આર્તસ્વરથી આ પ્રમાણે વિલાપ કરવા માંડ્યો:[૧૨,૧૩] 'જેના શરીરની પાસે પુત્ર બેઠેલા છે તથા ત્રણ દિવસ સુધી ભોજન ન મળવાથી જેનું અંગ જર્જરિત થયેલું છે, એવી હે મારી પુત્રી! મ્યાનમાં તલવાર પ્રવેશ કરે, તેવી રીતે તારા દેહમાં રાજાએ પ્રવેશ કર્યા પછી તેં તારા પ્રાણનો કયે સ્થળે ત્યાગ કર્યો?[૧૪] ચણોઠીની માળા પહેરનાર તારો પતિ મેઘસમાન ઊંચા તાડના ઝાડ પર ચડ્યો હતો, તેણે તેના હાથમાં ફળ લીધાં હતાં અને ઊતરતાં મુશ્કેલી પડવાને લીધે તે ફળ દાંતમાં પકડીને ઊતરતો હતો, તે સમયે હનુમાનનું પણ હાસ્ય કરે એવું તેનું સાહસ હતું, તે મને સાંભરે છે.[૧૫] કદંબ, જંબીર, લવંગ તથા ગુંજા(ચણોઠી)ના ઝાડમાં ફરનાર 'જરખ' નામના જનાવરને પણ ભય કર લાગે એવા અને પુત્રથી પણ અધિક પ્રિય જમાઈના આગમનને હવે ફરીથી હું ક્યારે જોઈશ? એ મારો જમાઈ જ્યારે પોતાના મુખમાં માંસ ગ્રહણ કરીને તેનું ચર્વણ કરતો હતો, તે વખતે દાઢીમૂછને લીધે તમાલના જેવા શ્યામ મુખભાગ ઉપર જે શોભા થતી હતી, તે શોભા કામદેવના

જોયું; તથા ચંડાળની સ્ત્રી કે જે પોતાની સાસુ હતી, તેની સાથે તેણે સંવાદ કર્યો, એટલું કહેવામાં આવશે.

મુખ ઉપર પણ થતી નથી.[૧૬-૧૭] પુષ્પના ગુચ્છ સહિત રહેલી તમાલની વેલને વાયુ જેમ વનમાં હરી જાય, તેમ યમુના નદીના વર્ણ જેવી (કાળી) મારી પુત્રીનું તેના પતિ સહિત યમરાજા હરણ કરી ગયા.[૧૮] ચણોઠીની માળાને ધારણ કરનારી, ઊંચા શરીરના ભાગમાં સુંદર સ્તનવાળી, વાયુથી શોભતા કાજળના જેવા ચપળ વર્ણવાળી, પાંદડાં રૂપી વસ્ત્રને ધારણ કરનારી તથા બોર અને જાંબુના જેવા દાંતવાળી, હે મારી પુત્રી ! તારે માટે હું ઘણો ખેદ કરું છું.[૧૯] ચંદ્ર સરખી કાંતિવાળા હે રાજપુત્ર ! શુદ્ધ અંતઃપુરમાં વિલાસ કરનારી બીજી સ્ત્રીઓનો ત્યાગ કરીને તેં મારી પુત્રીની સાથે પ્રીતિ બાંધી અને તે પ્રીતિ પણ સ્થિર રહી નહિ.[૨૦] સંસારરૂપી નદીના સુંદર તરંગરૂપ અને બીજા માણસો તરફથી ઉપહાસ(ઠેકડી)ને પાત્ર એવી ક્રિયાના વિલાસ વડે તેં શું નિંદિત કામ ન કર્યું ? કેમકે તું રાજા હોવા છતાં ચંડાળકન્યામાં આસક્ત થયો ![૨૧] મોટા મોટા મનોરથવાળી આશા જેવી રીતે ધન સહિત નાશ પામે, તેવી રીતે સારંગપક્ષીના જેવાં નેત્રવાળી મારી પુત્રી તથા મદોન્મત્ત સિંહના જેવાં પરાક્રમવાળો રાજા, એ બન્ને એક જ સમયે નાશ પામ્યાં.[૨૨] હવે ધણી તથા પુત્રી વિનાની, દૂર દેશમાં આવેલી, દુર્ગતિને પામેલી અને દુષ્ટ જાતિમાં ઉત્પન્ન થયેલી એવી હું, આ દુઃખમાં ભય અને મહાઆપત્તિરૂપ જ છું[૨૩] નાથ વિનાની હું, નીચના અપમાનથી ઉત્પન્ન થયેલા ક્રોધનું તથા ભૂખને લીધે હેરાન થતાં બાળકની ભૂખ મટાડી શકાતી નથી; તેથી શોકનું પણ સ્થાનકરૂપ છું.[૨૪] મોટા દુઃખરૂપી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલા દૈવને લીધે તાપ પામતા, બંધુ વિનાના મૂઢપ્રાણીને જગતમાં જે જીવન, મરણ તથા મહાઆપત્તિ આવે છે, તેના કરતાં તો પથ્થર જેવી નિર્જીવ વસ્તુનું જીવન વધારે ઉત્તમ છે.[૨૫] વર્ષાઋતુમાં પર્વત ઉપર હજારો શાખાથી સાંકડાં ખડ ઊગી નીકળે છે, તેવી રીતે સંબંધ વિનાના તથા કુદેશમાં રહેનાર માણસને માથે હજારો દુઃખ આવી પડે છે.[૨૬] આ પ્રમાણે તે વૃદ્ધ ચંડાળણી વિલાપ કરી રહી હતી ત્યારે રાજાએ તેને તેની સખી દ્વારા ધીરજ આપી અને કહ્યું, કે 'આ સ્થળે શું થયું હતું ? તારી પુત્રી કોણ હતી ? તથા તારો જમાઈ કોણ હતો ?' એટલે આંસુભરી આંખવાળી તે સ્ત્રીએ ઉત્તર આપ્યો, કે 'પુષ્પસઘોષ' એવું આ ગામનું નામ છે. આ ગામમાં ચંડાળજાતિનો મારો પતિ હતો. તેને ચંદ્ર સમાન એક પુત્રી હતી. વનમાં રહેનારી કોઈ ગરીબ ગધેડીને જેમ ખુલ્લા મોઢાવાળો મધનો ઘડો પ્રાપ્ત થાય, તેમ મારી તે પુત્રીને દૈવયોગથી આ સ્થળે આવેલો ચંદ્રસમાન કાંતિવાળો એક રાજા પતિરૂપે પ્રાપ્ત થયો હતો.[૨૭–૨૯] તે રાજાની સાથે ઘણા દિવસ સુખ ભોગવ્યા પછી તેણે કેટલાક પુત્રો અને પુત્રીને જન્મ આપ્યો. જેમ વૃક્ષના આશ્રયથી તુંબડીની લતા વૃદ્ધિ પામે, તેમ તે રાજાના આશ્રયથી મારી પુત્રી આ વનમાં વૃદ્ધિ પામી હતી.[૩૦]

सा तेन सार्द्धं सुचिरं सुखानि भुक्त्वा प्रसूता तनयाः सुतांश्च । वृद्धिं गता काननकोटरेऽस्मिन्स्तुंबीलता पादपसंश्रितेव ॥ ३० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'ચંડાલીશોચન' નામનો સર્ગ ૧૨૦મો સમાપ્ત**

# सर्ग १२१मो*

## લવણરાજાનું સમાધાન

**चंडाल्युवाच**

केनचित्त्वथ कालेन ग्रामकेऽस्मिञ्जनेश्वर ।
अवृष्टिदुःखमभवद्भीषणं मग्नमानवम् ॥ १ ॥

ચંડાળણી બોલી: હે રાજન્ ! એ પ્રમાણે

* આ એકસોએકવીસમા સર્ગમા લવણરાજા ચંડાળની સ્ત્રીનાં વચન સાંભળી, વિસ્મય પામીને પોતાને ઘેર આવ્યા; તથા વસિષ્ઠઋષિને તેનો નિર્ણય પૂછ્યો, તેથી લવણરાજા તથા રામચંદ્રજીના મનનું વસિષ્ઠઋષિએ સમાધાન કર્યું, એટલી કથા કહેવાશે.

કેટલોક કાળ વીત્યા પછી આ ગામમાં અનાવૃષ્ટિને લીધે માણસોનો નાશ કરનાર એવો ભયંકર દુષ્કાળ પડ્યો.[૧] એ દુઃખને લીધે ગામનાં સર્વ માણસો અહીંથી નીકળી દૂર દેશમાં ગયાં અને ત્યાં મરણ પામ્યાં.[૨] એ પ્રમાણે બંધુના મરણથી તથા દુષ્કાળથી દુઃખ ભોગવનારાં અમે શૂન્ય થયાં છીએ અને આંખમાંથી ચાલી જતી અશ્રુની ધારા વડે શોક કરીએ છીએ.[૩]

**વસિષ્ઠ બોલ્યા :** આ પ્રમાણે તે ચંડાળણીનાં વચન સાંભળીને રાજા વિસ્મય પામ્યો અને મંત્રીના મુખ સામે જોઈ રહ્યો. ત્યારે ચિત્રમાં આલેખેલો હોય એમ તે સ્તબ્ધ બની ગયો.[૪] ફરીથી એ આશ્ચર્યકારક ઘટના માટે તે વિચાર કરવા લાગ્યો, વારંવાર પૂછવા લાગ્યો અને તેથી આશ્ચર્ય પામવા લાગ્યો. ત્યાર પછી તે રાજાએ દયામાં મગ્ન થઈને તે ચંડાળના સ્થાનકમાં રહેનાર પોતાના સંબંધીઓ તરફ દૃષ્ટિ કરી તેમનું સન્માન કર્યું; તેમ જ તેમનાં દુઃખનો નાશ કર્યો. એવી રીતે તે સ્થળે કેટલોક સમય રહ્યા પછી તે લવણરાજા નિયતિ એટલે દૈવની ગતિનો વિચાર કરીને પાછો પોતાના રાજ્યમાં આવ્યો અને નગરના લોકોનાં વંદન ઝીલતો રાજમહેલમાં ગયો. પછી લવણરાજાએ પ્રાતઃકાળે સભામાં મને પ્રશ્ન પૂછ્યો, કે 'હે મુનિ! જે બાબત સ્વપ્નમાં જોયેલી હતી, તે પ્રત્યક્ષ જોવામાં આવી, તેથી મને ઘણું વિસ્મય થયું છે.' એ પ્રમાણે રાજાએ મને પ્રશ્ન પૂછ્યો, તેથી વાયુથી જેમ મેઘનો નાશ થાય, તેમ મેં તેના હૃદયના સંશયનો નાશ કર્યો.[૫-૯] હે રામચંદ્રજી! આ પ્રમાણે અવિદ્યા જ મોટા ભ્રમને કરનારી છે અને તે અસત્ વસ્તુને સત્ કરે છે તથા સત્ વસ્તુને અસત્ કરે છે.[૧૦]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! એ પ્રમાણે સ્વપ્નમાં જોયેલી બાબત સાચી હોય તેવી રીતે જોવામાં આવી તેનું શું કારણ, તે કહો; કારણકે આ સંશય મારા મનમાંથી મટતો નથી.[૧૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્રજી! અવિદ્યામાં સર્વ વસ્તુનો સંભવ છે. સ્વપ્નમાં અવિદ્યાને લીધે ઘટમાં પણ પટ(વસ્ત્ર)ની બુદ્ધિ થાય છે.[૧૨] અવિદ્યાને લીધે અરીસામાં રહેલા પર્વતની પેઠે દૂરની વસ્તુ પાસે જણાય છે અને સુખે નિદ્રા આવવાથી જેમ લાંબી રાત્રી ક્ષણવારમાં ચાલી જાય છે; તેમ અવિદ્યાને લીધે લાંબો વખત પણ ક્ષણવારમાં વહી જાય છે.[૧૩] સ્વપ્નમાં પોતાનું મરણ થાય છે, તેવી રીતે અવિદ્યાને લીધે અસંભવ વસ્તુ પણ સંભવિત થાય છે. સ્વપ્નમાં થતા આકાશગમનની જેમ અસત્ય બાબત પણ અવિદ્યાને લીધે સત્ય લાગે છે. માણસ ફૂદડી ફરે છે, તે વખતે આખી પૃથ્વી ફરતી હોય એમ દેખાય છે; તેવી રીતે અવિદ્યાને લીધે સ્થિર વસ્તુ પણ અસ્થિર જણાય છે; વળી મદથી ચિત્તમાં ક્ષોભ પામેલા માણસને દશ્ય પદાર્થ ચલાયમાન જણાય છે, તેવી રીતે અવિદ્યાને લીધે અચળ વસ્તુ ચલાયમાન દેખાય છે. વાસનાવાળું ચિત્ત જેવી જેવી ભાવના કરે છે, તેવો તેવો તેને અનુભવ થાય છે. વળી તે અનુભવ સાચો પણ નથી, તેમ ખોટો પણ નથી.[૧૪-૧૬] જ્યારે મિથ્યા અહંતારૂપ અવિદ્યાનો ઉદય થાય છે, ત્યારે આદિ, અંત તથા મધ્યથી રહિત ભ્રમનું પણ અનંતપણું ઉદય પામે છે.[૧૭] પ્રતિભાસના પરવશપણાથી સર્વ અવળાપણું જણાય છે, તેથી એક ક્ષણ કલ્પરૂપ તથા એક કલ્પ ક્ષણરૂપ થઈ પડે છે.[૧૮] બુદ્ધિ અવળી થવાથી જંતુ પોતાના આત્માને ઘેટારૂપે જુએ છે અને વાસનાને લીધે કોઈ સમયે ઘેટો પણ પોતે સિંહપણું ધારણ કરે છે. અવિદ્યા વિષમ ભ્રમ ઉત્પન્ન કરનારી છે; મોહ અને અહંતા વગેરે પણ ભ્રમને ઉત્પન્ન કરનારાં છે. એ પ્રમાણે અવિદ્યા તથા તેથી થયેલા મોહ અને અહંતા આદિ એ સર્વ ચિત્તના અવળાપણારૂપી ફળસંપત્તિના કારણરૂપ છે. તેથી તેઓ વાસનાને

લીધે અકસ્માત્ મોટા આરંભવાળા વ્યવહારનો સંવાદ કરે છે. ચંડાળના સ્થાનકમાં કોઈ ચંડાળ-કન્યાનો કોઈ ચંડાળની સાથે વિવાહ થયો અને તે સત્ હોય અથવા અસત્ હોય, તોપણ લવણ-રાજાના મનમાં તે સાચો પ્રતીત થયો.[૧૯–૨૨] જે પ્રમાણે કોઈ માણસે કાંઈ કામ કરેલું હોય અને તેનો તેને સંપૂર્ણ અનુભવ હોય, તોપણ તેને કરેલી ક્રિયાનું વિસ્મરણ થઈ જાય છે, તે પ્રમાણે તેને કોઈ સમયે ન કરેલા તથા અનુ-ભવમાં ન આવેલા વિષયનું સ્મરણ પણ આવે છે.[૨૩] સ્વપ્નમાં તો પ્રાકૃત માણસ પણ દેશાંત-રમાં જઈને પોતે ભોજન ન કર્યું હોય, તોપણ મેં ભોજન કર્યું છે, એમ ચિત્તમાં જાણે છે.[૨૪] વિંધ્ય-પર્વતમાંના ચંડાળના ગામનો વ્યવહાર પણ આવો છે. જેમ સ્વપ્નમાં પ્રાચીન કથા જોવામાં આવે, તેમ લવણરાજાને પ્રતિભાસથી એ વૃત્તાંત અનુભવમાં આવ્યો છે.[૨૫] અથવા લવણરાજાએ સ્વપ્નમાં જે વિભ્રમ જોયો હતો, તે જ વિભ્રમ વિંધ્યપર્વતમાંના ચંડાળના ચિત્તમાં પ્રાપ્ત થયો. એટલે કે લવણરાજાના મનની કલ્પનાનો, વિંધ્ય-પર્વતના ચંડાળના ચિત્તમાં ઉદય થયો અથવા વિંધ્યપર્વતના ચંડાળની કલ્પનાનો લવણરાજાના ચિત્તમાં ઉદય થયો.[૨૬–૨૭] જે પ્રમાણે ઘણાં માણ-સોનાં નામ, તેમનાં વચન તથા તેમણે પોતાના મનથી કરેલી કલ્પના, એ બધું કોઈ સમયે શબ્દ તથા અર્થથી મળતું આવે છે, તે જ પ્રમાણે સ્વ-પ્નમાં જુદાં જુદાં માણસે જોયેલાં કાળ, દેશ તથા ક્રિયા પણ મળતાં આવે છે.[૨૮] એવી રીતે વ્યવ-હારની ગતિએ કરીને, અધિષ્ઠાન ચૈતન્યની સત્તા-થી જ, પ્રતિભાસને લીધે સર્વ વસ્તુની સત્તા છે અને સંવેદન વિના સર્વ પદાર્થની કાંઈ પણ સત્તા નથી.[૨૯] જળમાં તરંગ તથા બીજમાં વૃક્ષ એક છતાં જેમ ભિન્નરૂપે જણાય છે, તેમ ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં સંવેદનની સત્તા જ સંવેદનથી ભિન્નરૂપે જણાય છે, પણ તેનું સત્-પણું અથવા અસત્પણું, સત્ પણ નથી તેમ અસત્ પણ નથી. સત્યદૃષ્ટિથી સંવેદનનું સત્-પણું સત્ય છે તથા અસંવેદનનું અસત્ય છે. ખરું જોતાં રેતીમાં જેમ તેલ નથી, તેમ અવિદ્યા એ કાંઈ પણ વસ્તુ નથી. સુવર્ણમાંથી થયેલાં કડાંમાં સુવર્ણ વિના અન્ય વસ્તુ હોય જ નહિ.[૩૦–૩૨] અવિદ્યા વડે આત્મતત્ત્વ સાથે સંબંધ થતો નથી; કારણ કે અવિદ્યા તથા આત્મતત્ત્વને સમાન-પણું નથી અને સમાનપણા વિના સંબંધ થતો નથી. સમાન વસ્તુનો જ સંબંધ થાય છે, એમ અનુભવથી સ્પષ્ટ છે.[૩૩] વળી લાખ અને કાષ્ઠ સમાન નથી, તથાપિ તેનો જે સંબંધ થાય છે તે અસમાન (અવિદ્યા અને આત્મતત્ત્વનો) છે તેથી પરસ્પર સંબંધના ઉદાહરણ માટે યોગ્ય નથી; કારણ કે લાખ અને લાકડાં વગેરેનો સંબંધ એ માત્ર એકલી અવિદ્યાનો જ વિલાસ છે.[૩૪] કદાચ એમ માનીએ, કે સર્વ જગત પરમાર્થમય છે, તેથી તૃણ–કાષ્ઠાદિ બધું ચૈતન્યની સમાન છે અને તેઓ પરસ્પર સંબંધથી ચૈતન્ય વડે પ્રકાશ પામે છે; તો જગતમાં રહેલા સર્વ ભાવ ચિન્મા-ત્રથી જ સન્માત્ર છે, તેથી તેઓ પોતાના અનુભવથી જ પરસ્પર પ્રકાશ પામે છે, એટલે તેને પ્રકાશ કરનાર અન્ય પદાર્થ ન હોવો જોઈએ. વિષમ પદાર્થનો પરસ્પર સંબંધ થવાનો સંભવ નથી અને સંબંધ થયા વિના પરસ્પરનો અનુ-ભવ થતો નથી. સમાન વસ્તુમાં બીજી સમાન વસ્તુ સંપૂર્ણ એકતા પામીને, એકત્વપણાને લીધે તેના રૂપમાં વૃદ્ધિ પમાડે છે.[૩૫–૩૮] ચેતન પદાર્થ ચિત્ત અને ચૈત્યરૂપ દશ્યભાવથી ઉદય પામે છે. એક જડ વસ્તુ બીજી જડ વસ્તુ સાથે મળવાથી ગાઢ જડતા થાય છે; પણ ચૈતન્ય અને જડ એ બેમાં વિલક્ષણતા હોવાથી તેમની એકતા થતી નથી.[૩૯] દ્રષ્ટા, દર્શન અને દશ્ય એ ત્રિપુટીરૂપી

ચિત્રમાં પણ ચૈતન્ય અને જડ, એ બે સમાન ન હોવાથી મળતાં નથી અને સર્વ ચૈતન્યમય છે, માટે ચૈતન્યનો જ અનુભવ થાય છે, એમ માનીએ તો ચૈતન્યના અનુભવમાં 'હું જાણું છુ' એમ અનુભવ થવો જોઈએ નહિ; કારણ કે ચૈતન્ય વસ્તુ એક જ હોવાથી બે ચૈતન્યનો અનુભવ કેમ જ થાય ?[૪૦] લાકડું, પથ્થર તથા માટી એ બધાં જડરૂપે સમાન છે, તોપણ તેમાં ચૈત્યન્યનો અંશ નથી, તેથી એ બધા જડ પદાર્થો એક સાથે મળવાથી તેમાંથી ઘરરૂપી જડ પદાર્થનો અનુભવ થાય છે, પણ તેમાંથી ચૈતન્યનો અનુભવ થતો નથી.[૪૧] તેમજ જિહ્વા અને રસ એ બન્ને જળરૂપે સમાન હોવાથી, તેના સમાગમથી જળરૂપ રસનો અનુભવ થાય છે. એ પ્રમાણે સમાન વસ્તુના સબંધથી સમાન વસ્તુનો અનુભવ થાય છે, પણ જડ અને ચેતન એ બે અસમાન હોવાથી તેનો સબંધ ઘટતો નથી. પથ્થર વગેરે જડ નથી એમ માનવામાં આવે, તો પથ્થર ભીંતરૂપી ચૈતન્ય પરમાર્થથી એકપણાને પામે છે, ત્યારે તે દ્રષ્ટા અને દશ્ય વગેરે ભ્રમ ઉત્પન્ન કરે છે. વળી કાષ્ઠ અને પાષાણ વગેરે પરમાર્થમય છે, તે છતાં તેનો 'આ ઘર છે' એવા ભાવે કરી જે સંબંધ દેખાય છે, તે માત્ર કાષ્ઠ–પાષાણ વગેરેના કલ્પિતરૂપ વડે જ દેખાય છે. ખરું જોતાં તો અનંત બ્રહ્મનું સ્વરૂપ છે, તે જ સર્વ પ્રકારમય છે; માટે હે શ્રેષ્ઠ તત્ત્વવેત્તા ! આ વિશ્વ બ્રહ્મમય છે, એમ તમે જાણો. આ જગત મિથ્યા છે એમ માનવું એ જ ચૈતન્યનો ચમત્કાર છે, તેથી જ આ વિશ્વ ભ્રમથી ભરપૂર નથી, તો પણ લાખો ભ્રમથી ભરપૂર જણાય છે. માણસના કલ્પેલા પુરુષો પરસ્પર સ્ફુરતા નથી અને દેશકાળને અટકાવ કરતા નથી. તે જ પ્રમાણે સર્ગો વિષે સ્થિતિ છે. જ્યાં સુધી ભેદબુદ્ધિ છે ત્યાં સુધી સર્ગપણું તથા અહંતા વગેરેના ભ્રમનો ઉદય થાય છે.[૪૨–૪૮] સુવર્ણનું જ્ઞાન મળ્યા પછી કડાં વગેરેનો ભ્રમ થાય છે, પણ સુવર્ણમાં કડાં વગેરે ભ્રમમાત્ર છે; કારણ કે એક દેશમાંથી બીજા દેશમાં પણ તેમાં સુવર્ણની જ સત્તા છે.[૪૯] કડાં વગેરેના ભેદનો ત્યાગ કરવાથી જેમ તે સુવર્ણથી ભિન્ન નથી, તેમ દ્રષ્ટા–દર્શનનો ત્યાગ કરવાથી અવિદ્યા પણ ભિન્ન નથી.[૫૦] માટીની બનાવેલી સેનામાં માટીનું જ્ઞાન થવાથી તે માટીરૂપ જ જણાય છે, તેમ પરમ–તત્ત્વનું જ્ઞાન થવાથી આ સર્ગ અસત્ય છે, એમ જાણવામાં આવે છે.[૫૧] જેમ તરંગ છે તે જળરૂપ જ છે, પૂતળી છે તે લાકડાંરૂપ જ છે તથા કુંભ વગેરે છે તે મૃત્તિકારૂપ જ છે, તેમ આ ત્રણે જગતનો ભ્રમ પણ એક બ્રહ્મરૂપ જ છે.[૫૨] દશ્ય અને દષ્ટિનો સંબંધ થાય ત્યારે મધ્યમાં જે છે તે દષ્ટાનું સ્વરૂપ છે. દષ્ટા, દર્શન અને દશ્ય આદિ વડે તે પરમપદ વર્જિત છે.[૫૩] જ્યારે ચિત્ત એક દેશમાંથી બીજા દેશમાં જાય છે, ત્યારે મધ્યમાં ( એક દેશનો ત્યાગ કર્યા પછી તથા બીજા દેશમાં ગયા પહેલાં ) જડતા વિનાનુ તથા જ્ઞાનના મનરૂપ ચિત્તનું જે સ્વરૂપ છે, તે રૂપ થઈને તમે સર્વદા રહો.[૫૪] જાગ્રત, સ્વપ્ન તથા નિદ્રાથી રહિત તમારું જે સનાતન, ચિત્તવૃત્તિથી રહિત અને અજડ રૂપ છે, તેરૂપ થઈને તમે સર્વદા રહો. તમે સમાધિમાં હો અથવા વ્યવહાર કરતા હો, ત્યારે શિલા( પાષાણ )નું જે ચૈતન્યઘનરૂપ હૃદય છે, તેરૂપ થઈને તમે સર્વદા રહો.[૫૫-૫૬] કોઈ પણ માણસને કોઈ પણ વસ્તુનો ઉદય પણ થતો નથી, તેમ લય પણ થતો નથી; માટે તમે સમાધિદશામાં તથા વ્યવહારદશામાં સ્વસ્થપણે પરમાર્થ દષ્ટિને અનુસરો.[૫૭] દેહને વિષે કોઈ પણ આત્મા કાંઈ ઇચ્છા પણ કરતો નથી, તેમ દ્વેષ પણ કરતો નથી; માટે તમે શંકાનો ત્યાગ કરીને સ્વસ્થપણે રહો અને દેહની વૃત્તિમાં પડો નહિ. ભવિષ્યમાં થનારા સાંસારિક વ્યવહારમાં, જેવી

રીતે વ્યવસાય થતો નથી, તેવી રીતે વર્તમાન વ્યવહારમાં મિથ્યાત્વ દૃષ્ટિ રાખો અને સત્ય સ્વરૂપ બ્રહ્મભાવને પ્રાપ્ત થઈને ચિત્તવૃત્તિમાં રહો નહિ.[૫૮-૫૯] જેવી રીતે દેશાંતરમાં રહેલો માણસ પાસે ન હોવાથી કાર્યમાં ઉપયોગી નથી, તેમજ કાષ્ઠ અને પાષાણ વગેરે પાસે હોય, તોપણ તે અચેતન હોવાથી કાર્યમાં ઉપયોગી નથી, તેવી જ રીતે ચિત્તને પણ તમે જુઓ; કારણ કે આત્મ સ્વરૂપ વડે અચિત્તપણું એ જ વિદ્વાનને અનુભવસિદ્ધ છે.[૬૦] પાષાણમાં જેમ જળ નથી અને જળમાં જેમ અગ્નિ નથી; તેમ પોતાના દેહમાં પણ ચિત્ત નથી તો પરમાત્મામાં ચિત્ત કેમ જ હોય ?[૬૧] જે વસ્તુ નજરે જોવામાં આવતી નથી તે વસ્તુ જે કાર્ય કરે છે; તે કર્યું એ ન કર્યા બરાબર છે; માટે ચિત્તથી પર થઈને રહેવું.[૬૨] જે માણસ અત્યંત જડરૂપ એવા ચિત્તને અનુસરીને રહે છે, તે શા માટે પોતાની પાસે રહેનાર મ્લેચ્છને અનુસરીને નથી રહેતો ?[૬૩] માટે તમે નિરંતર ચિત્તરૂપી ચંડાળનો અનાદર કરો અને માટીની કરેલી પ્રતિમાની જેમ સ્વસ્થ તથા શંકારહિત થઈને રહો.[૬૪] ચિત્ત છે જ નહિ અથવા છે તો મૃતરૂપ છે; એવો નિશ્ચય કરીને, તમે શિલાની પ્રતિમાની પેઠે નિશ્ચળ થઈને રહો.[૬૫] વિચાર કરવાથી ચિત્ત છે નહિ, માટે તમે તત્ત્વતઃ ચિત્તરહિત છો, તોપણ તમે મિથ્યા ચિત્ત વડે શા માટે ખેદ પામો છો ?[૬૬] ચિત્તરૂપી અસત્ય યક્ષે જે પુરુષને વશ કર્યા છે, તેમની મૂઢ બુદ્ધિમાં ચંદ્રમાથી અગ્નિ ઉત્પન્ન થયેલો છે.[૬૭] માટે તમે ચિત્તનો દૂરથી ત્યાગ કરી દો, જે રૂપે તમે છો તે રૂપે તમે સ્થિર થાઓ અને પરમ યુક્તિ વડે તમે ભાવનાથી મુક્ત થઈને રહો.[૬૮] ચિત્ત અસત્ય છતાં સત્ય લાગે તેવું છે. જે મનુષ્યો તેને અનુસરીને રહે છે, તેઓ તો આકાશને મારવાના કામમાં કાળક્ષેપ કરનારા મૂઢ માણસો છે. તેમને ધિક્કાર હો ![૬૯] માટે તમે પ્રથમ તત્ત્વબોધમાં કુશળતા મેળવીને મનરહિત થઈને રહો અને તત્ત્વબોધથી નિર્મળ આત્માવાળા થઈને સંસારના પારને પામીને રહો. મેં મનરૂપી તત્ત્વ મેળવવા માટે ઘણો લાંબો વખત વિચાર કર્યો, તોપણ નિર્મળ આત્મામાં મનરૂપી મેલની મને પ્રાપ્તિ થઈ નહિ.[૭૦]

व्यपगलितमना महानुभावो भव भवपारगतो भवामलात्मा । सुचिरमपि विचारितं न लब्धं मलममलात्मनि मानसात्म किंचित् ॥ ७० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'લવણરાજાનું સમાધાન' નામનો સર્ગ ૧૨૧મો સમાપ્ત

## सर्ग १२२मो*

### જ્ઞાનભૂમિના ઉદયનો ક્રમ

वसिष्ठ उवाच

(गद्यम्) प्रथमं जातमात्रेण पुंसा किंचिद्विकसितबुद्धिनैवं सत्संगमपरेण भवितव्यम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! જગતમાં પ્રથમ જન્મ થતાંની સાથે જ પુરુષે પોતાની વિકાસવાળી બુદ્ધિથી સત્સંગપરાયણ થઈને રહેવું.[૧] નિરંતરના પ્રવાહમાં પડેલો તથા અવિચારરૂપી નદીમાં તણાતો માણસ, શાસ્ત્ર તથા સજ્જનના સમાગમ વિના તરવાને સમર્થ થતો નથી.[૨] શાસ્ત્ર અને સજ્જનના સમાગમથી વિવેકને લીધે 'અમુક વસ્તુનો ત્યાગ કરવો જોઈએ તથા અમુક વસ્તુનું ગ્રહણ કરવું જોઈએ,' એવો વિચાર પુરુષને ઉત્પન્ન થાય છે.[૩] તેથી તે પુરુષ શુભેચ્છા નામની પહેલી જ્ઞાનભૂમિકાને પ્રાપ્ત થાય છે.[૪] ત્યાર પછી તે વિવેકને લીધે વિચારણા નામની બીજી ભૂમિકાને પામે છે.[૫] ત્યાર પછી [illegible]

* [illegible]

લીધે વાસનાનો સારી રીતે ત્યાગ કરવાથી તે માણસનું મન સંસારની ભાવનામાંથી ઓછું થાય છે. આથી **તનુમાનસા** નામની ત્રીજી યોગ ભૂમિકામાં અવાય છે.[૭] જ્યારે યોગીને સારી રીતે જ્ઞાનનો ઉદય થાય છે, ત્યારે **સત્ત્વાપત્તિ** નામની ભૂમિકાને પમાય છે.[૮] એ ભૂમિકામાં આવ્યા પછી, જ્યારે વાસનામાં ન્યૂનતા થાય છે, ત્યારે તે **અસંસક્ત** કહેવાય છે અને તેથી કર્મફળ વડે તેને બંધન થતું નથી.[૯] એ પ્રમાણે વાસના ન્યૂન થવાથી અસંસક્તિને લીધે અસત્ય વસ્તુમાં ભાવના ઓછી થાય છે.[૧૦] તેથી મનુષ્ય સમાધિમાં હોય, વ્યવહાર કરતો હોય, અસત્ય સંસારની વસ્તુમાં રહેલો હોય તથા આત્માને વિષે મન ઓછું થવાથી તે નિરંતરના અભ્યાસને લીધે સ્નાન, ભોજન વગેરે કર્મ કરતો હોય, તોપણ તેમાં તેની વાસના હોતી નથી. તે સાંસારિક વસ્તુને દેખતો નથી, રુચિથી તેનું સેવન કરતો નથી અને તેનું સ્મરણ પણ કરતો નથી. માત્ર બાળકની જેમ સૂઈને ઊઠેલાની પેઠે સ્નાન, ભોજન આદિ પરેચ્છાથી કર્તવ્યકર્મ કરે છે.[૧૧] તેનું ચિત્ત અત્યંત સૂક્ષ્મ બ્રહ્મૈકરસમાં હોવાથી **પદાર્થાભાવની** નામની છઠ્ઠી યોગભૂમિકામાં તે આવે છે.[૧૨] ઉપર પ્રમાણે પરબ્રહ્મમાં ચિત્ત લીન થવાથી તે પરેચ્છાથી સ્નાન–ભોજન વગેરે બહારની ક્રિયા કરે છે, તોપણ ક્રમપૂર્વક સર્વથા તેની ભાવનાનો તે ત્યાગ કરે છે, તેથી **તુર્યગા** નામની સાતમી યોગભૂમિકામાં આવે છે અને તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૩] જીવન્મુક્તની દશા થયા પછી, પ્રાપ્ત થયેલી વસ્તુને માટે આનંદ થતો નથી તથા અપ્રાપ્ત વસ્તુને માટે શોક થતો નથી. કેવળ શંકામાત્રનો ત્યાગ કરીને, જે સમયે જેની પ્રાપ્તિ થાય, તેને તે અનુસરીને રહે છે.[૧૪] હે રામચંદ્રજી! તમે પણ જાણવાની વસ્તુ જાણી લીધી છે તથા સર્વ ભાવમાંથી તમારી વાસના પણ ઓછી થયેલી છે.[૧૫] તમે શરીરથી બહાર (સમાધિમાં) રહો, અથવા શરીરમાં રહો (લોકમાં વ્યવહાર કરો), પણ હર્ષ–શોક પામો નહિ; કારણ કે તમારું નિર્મળ આત્માનું સ્વરૂપ છે.[૧૬] હે રામચંદ્રજી! તમે આત્મારૂપ, સ્વયંપ્રકાશ, નિર્મળ, સર્વ સ્થળે રહેનારા તથા સર્વદા ઉદયવાળા છો; માટે સુખ–દુઃખ તથા જન્મ–મરણ તમને કેમ જ ઘટે?[૧૭] તમે બંધુરહિત છો, તે છતાં બંધુના દુઃખને માટે શા સારુ શોક કરો છો? અદ્વિતીયપણે રહ્યા પછી આત્માને વિષે બાંધવ કોણ છે?[૧૮] દેશકાળને લીધે માત્ર દેહમાં પરમાણુનો સમૂહ જોવામાં આવે છે; અને આત્માનો ઉદય પણ નથી તથા લય પણ નથી.[૧૯] તમે અવિનાશી છો, તથાપિ 'હું નાશ પામું છું' એમ ધારી શા માટે ખેદ કરો છો? કારણ કે મૃત્યુરહિત તથા સ્વચ્છ સ્થાનકરૂપ આત્મામાં વિનાશ છે જ નહિ. જેવી રીતે એક ઘડાનો નાશ થવાથી ઘટાકાશનો નાશ થતો નથી, તેવી રીતે શરીરનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી.[૨૦-૨૧] મૃગતૃષ્ણારૂપી નદીનો નાશ થવાથી જેમ તડકાનો નાશ થતો નથી, તેવી રીતે દેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી.[૨૨] ઇચ્છામાત્રનો ઉદય થાય છે, તેમાં તમે અંતઃકરણમાં નિરર્થક ભ્રાંતિ શા માટે રાખો છો? તમે અદ્વિતીય છો, માટે એવી કઈ બીજી વસ્તુ છે, કે જેને માટે આત્મા ઇચ્છા કરે?[૨૩] હે રાઘવ! આ જગતમાં આત્મા વિના સાંભળવાનું, સ્પર્શ કરવાનું, જોવાનું, સ્વાદ લેવાનું તથા સૂંઘવાનું કાંઈ પણ નથી.[૨૪] જેમ આકાશમાં શૂન્યતા રહેલી છે તેમ જ સર્વ શક્તિના ઉત્પત્તિસ્થાનરૂપ, વ્યાપક ને રૂપરહિત આત્મા વિષે આ જગતની સર્વ શક્તિઓ રહેલી છે.[૨૫] હે રામ! ચિત્તમાંથી જ આ ત્રિલોકીરૂપી લલનાનો ઉદય થયો છે તથા તે સત્ત્વ,

રજ અને તમોગુણના ક્રમે કરીને ભ્રમ ઉત્પન્ન કરનારી છે.[૨૬] મનની શાંતિ થયા પછી વાસનાનો ક્ષય થાય છે, ત્યાર પછી ક્રિયાશક્તિના નિવાસરૂપ માયાનો નાશ થાય છે.[૨૭] હે રાઘવ! સંસારરૂપી આ એક ઉગ્ર ઘટમાળ છે. તેમાં યંત્રને ચલાવવા માટે વાસનારૂપી દોરડી છે. તમે તે દોરડીને પ્રયત્નથી કાપી નાખો.[૨૮] એ વાસના જ્યાં સુધી જાણવામાં નથી આવી, ત્યાં સુધી મહામોહ આપનારી છે અને જાણ્યા પછી તે અનંત બ્રહ્મસુખ આપનારી છે.[૨૯] એ વાસના બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલી છે અને લીલામાત્રથી સંસારનું સુખ ભોગવ્યા પછી, તે બ્રહ્મનું સ્મરણ કરીને બ્રહ્મમાં જ લય પામે છે. તેજમાંથી જેમ પ્રકાશ પેદા થાય છે, તેમ રૂપરહિત, અપ્રમેય તથા નિરામય એવા પવિત્ર પદમાંથી સર્વ પ્રાણી ઉત્પન્ન થયેલાં છે.[૩૦,૩૧] જેવી રીતે પાંદડાંમાં રેખા છે, જળમાં તરંગ છે, સુવર્ણમાં કડાં વગેરે છે અને અગ્નિમાં ઉષ્ણતા છે, તેવી રીતે વાસનાથી યુક્ત બ્રહ્મને વિષે આ ત્રણે ભુવન રહેલાં છે અને તેમાંથી જ ઉત્પન્ન થયેલાં છે; માટે એ ત્રણ ભુવન બ્રહ્મરૂપ જ છે.[૩૨,૩૩] એ બ્રહ્મ છે, તે જ સર્વ પ્રાણીમાત્રના આત્મા છે. બ્રહ્મનું જ્ઞાન થવાથી આખા જગતનું જ્ઞાન થાય છે અને તે જ ત્રણ ભુવનના જ્ઞાતા (જાણનાર) છે.[૩૪] પણ શાસ્ત્રના વ્યવહાર સારુ એક બ્રહ્મનાં જ ચિત્, બ્રહ્મ અને આત્મા વગેરે નામ વિદ્વાનોએ કલ્પેલાં છે.[૩૫] પ્રિય તથા અપ્રિય વિષયનો ઇંદ્રિયોની સાથે સંયોગ થાય, તોપણ તેમાં મિથ્યાબુદ્ધિ હોવાથી, હર્ષ તથા ક્રોધ વિનાનો જે જીવન્મુક્તનો અનુભવ છે, તે જ આત્મા છે.[૩૬] આકાશની પેઠે અત્યંત સ્વચ્છ ચિદાત્માને વિષે, આ જગત ભિન્ન હોય તેવી રીતે તેનું પ્રતિબિંબ પડે છે.[૩૭] તે જગતમાં બુદ્ધિની પ્રેરણાથી લોભ–મોહ વગેરે પરસ્પર ભેદે કરીને ચિદાત્મામાં રહેલા છે, માટે તે તે રૂપ જ છે.[૩૮] પણ હે રામચંદ્રજી! તમારે દેહ નથી તથા તમારી આકૃતિ નિર્વિકલ્પ ચૈતન્યરૂપ છે; માટે લજ્જા, ભય તથા ખેદમાંથી તમને મોહ કેમ ઉત્પન્ન થાય છે? તમને દેહ નથી તથા લજ્જા વગેરે દેહમાંથી ઉત્પન્ન થયેલાં હોઈ અસત્ છે; તો તમે મૂર્ખ મનુષ્યની જેમ દુર્બુદ્ધિના વિકલ્પથી કેમ પરાભવ પામો છો?[૩૯,૪૦] તમે પોતે અખંડ ચૈતન્યરૂપ છો અને તમારો પોતાનો દેહ નાશવંત છે. જેને આત્માનું યથાર્થ જ્ઞાન થયું નથી એવા અજ્ઞાનીના આત્માનો પણ જ્યારે નાશ થતો નથી, તો પછી જ્ઞાની પુરુષનો તો કેમ જ નાશ થાય?[૪૧] સૂર્યના આધાર વિનાના માર્ગમાં પણ જે ચિત્તનો જવા–આવવાનો સંચાર થાય છે, એ ચિત્ત છે તે જ પુરુષ છે; પણ શરીર એ પુરુષ નથી.[૪૨] શરીર હોય અથવા ન હોય, તોપણ દેહનો નાશ થયા પછી ચિત્તરૂપી પુરુષ જ્ઞાની હોય અથવા અજ્ઞાની હોય તોપણ નાશ પામતો નથી.[૪૩] આ સંસારનાં જે વિચિત્ર દુઃખ નજરે જોવામાં આવે છે, તે બધાં દેહને છે; પણ અગ્રાહ્ય એવા ચિદાત્માને નથી.[૪૪] ચૈતન્ય તો મનના માર્ગનું અતિક્રમણ કરીને શૂન્યની પેઠે રહેલું છે; તે સુખ–દુઃખ વડે કેમ વ્યાપ્ત થાય?[૪૫] ભ્રમર કમળમાંથી ઊડીને આકાશમાં જાય છે, તેવી રીતે આ દેહપિંજરનો નાશ થયા પછી દેહમાં રહેનારો આત્મા, દેહના અભિમાનનો ત્યાગ કરીને પોતાના મૂળ સ્થાનકરૂપ પરમાત્મામાં જ લય પામે છે; પણ વાસનાનો અભ્યાસ હોવાથી તેની મુક્તિ થતી નથી.[૪૬] હે રામ! જો આ જીવરૂપી આત્મતત્ત્વ મિથ્યા હોય, તો પછી આ દેહપિંજરનો નાશ થવાથી કોનો નાશ થાય છે તથા કોને માટે તમે ખેદ કરો છો?[૪૭] માટે તમે સત્ય એવા બ્રહ્મનું ચિંતન કરો, મોહ(ભ્રાંતિથી થયેલા અસત્ દેહ વગેરે)ની ભાવના કરો નહિ. ઇચ્છારહિત તથા નિર્મળ આકૃતિવાળા આત્માને

કંઈ પણ ઇચ્છા થતી નથી.[૪૮] અરીસામાં પ્રતિબિંબ પડે, તેવી રીતે સાક્ષીભૂત, સમાન, સ્વચ્છ તથા નિર્વિકલ્પ ચિદાત્મામાં આ જગતનું પ્રતિબિંબ પડે છે.[૪૯] સારા મણિમાં જેવી રીતે કિરણ દેખાય છે, તેવી રીતે સાક્ષીભૂત, સમાન, સ્વચ્છ તથા નિર્વિકલ્પ ચિદાત્મામાં આ જગત દેખાય છે.[૫૦] દર્પણને તથા પ્રતિબિંબને ઇચ્છા ન હોવા છતાં પણ તેઓનો પરસ્પર સંબંધ જેમ થાય છે, તેમ આત્મા તથા જગતનો આ જગતમાં ઇચ્છા વગર જ સંબંધ થાય છે. તેને લીધે ભેદ–અભેદની વ્યવસ્થા કરવામાં આવે છે.[૫૧] સૂર્યના સાન્નિધ્યથી એટલે સૂર્યોદયથી જેમ જગતની ક્રિયાનો આરંભ થાય છે, તેમ ચૈતન્યની સત્તામાત્રથી આ જગતની ઉત્પત્તિ થાય છે.[૫૨] હે રામ! આ મારા ઉપદેશ પ્રમાણે જગતની સ્થિતિના મૂર્તિમાન આકારની નિવૃત્તિ થઈ છે; માટે તમારા ચિત્તમાં પણ આ જગત આકાશરૂપ (શૂન્ય) છે, એમ સમજવામાં આવ્યું હશે. જેમ દીવાની સત્તાથી પ્રકાશ થવો એ સ્વાભાવિક છે, તેવી રીતે જગતની સ્થિતિ એ ચૈતન્યના તત્ત્વનો સ્વભાવ છે.[૫૩-૫૪] આકાશ શૂન્ય છે, તે છતાં જેમ તે આકાશ મનોહર શોભાથી યુક્ત તથા મનોહર વ્યવહારને યોગ્ય નીલિમા(આકાશમાંની શ્યામતા)ને ઉત્પન્ન કરે છે, તેમ પ્રથમ પરમાત્મતત્ત્વમાંથી ઉદય પામેલું મન, પોતાના અનેક પ્રકારના વિકલ્પના સમૂહથી આ જગતને ઉત્પન્ન કરે છે.[૫૫] સંકલ્પ-વિકલ્પનો ક્ષય થયા પછી ચિત્ત ગળી જાય છે અને તેથી સંસારનો મોહ મટી જાય છે, પછી શરદ્ઋતુમાં જેમ આકાશ સ્વચ્છ જણાય છે તેમ મોહ મટવાથી જન્મરહિત એક ચૈતન્યસ્વરૂપ જ જણાય છે.[૫૬] પ્રથમ કર્માત્મક મનનો ઉદય થાય છે, પછી તે મન સંકલ્પને લીધે બ્રહ્મા તથા મનુ વગેરે સ્રષ્ટાના શરીરરૂપે થાય છે. પછી જેમ મુગ્ધ બાળક ભૂતની કલ્પના કરે છે, તેમ તે અનેક પ્રકારના જગતનો મિથ્યા વિસ્તાર કરે છે.[૫૭] મહાસાગરમાં જેમ તેની જ સત્તાથી જળના તરંગની પંક્તિ દેખાય છે, તેમ અસત્રૂપ મન પોતે પોતાના અધિષ્ઠાનરૂપ ચૈતન્યમાં, ચૈતન્યની સત્તામાત્રથી જગતરૂપી મહાન શરીર ધારણ કરીને સ્ફુરે છે, અસત્ છતાં સત્ હોય તેમ દેખાય છે અને વારંવાર ઉત્પન્ન થઈ પાછું લય પામે છે.[૫૮]

असन्मयं सदिव पुरो विलक्ष्यते पुनर्भवत्यथ परिलीयते पुनः। स्वयं मनश्चितिचितसंस्फुरद्वपुर्महार्णवे जलवलयावली यथा ॥ ५८ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'સ્વરૂપનિરૂપણ' નામનો સર્ગ ૧૨૨મો સમાપ્ત

# उत्पत्ति–प्रकरण समाप्त



॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्रीयोगवासिष्ठ महारामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ४–स्थिति–प्रकरण

### सर्ग १ लो*

જગતરૂપી ચિત્રનું વૈધર્મ્ય તથા સાંખ્યાદિ મતનું ખંડન

वसिष्ठ उवाच–अथोत्पत्तिप्रकरणादनंतरमिदं शृणु ।
स्थितिप्रकरणं राम ज्ञातं निर्वाणकारि यत् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્રજી ! આ પ્રમાણે મેં તમને ઉત્પત્તિપ્રકરણ કહ્યું. હવે હું તમને મોક્ષપદવીને પમાડનાર સ્થિતિપ્રકરણ કહું છું, તે તમે સાંભળો. મારા કહેવા પ્રમાણે રહેલું આ દશ્ય જગત 'અહંતા' યુક્ત, આકાર વિનાનું, ભ્રાંતિમાત્ર તથા અસત્ છે.[1-2] વળી તે કર્તા વિનાનું, રંગવાના પદાર્થથી રહિત, આકાશમાં ઉત્પન્ન થયેલા ચિત્રના જેવું, દ્રષ્ટા વિનાનું, અનુભવરૂપ, નિદ્રા વિનાનું અને સ્વપ્ન જેવું છે.[3] તે ભવિષ્યમાં થનાર નગરના નિર્માણ જેવું છે, ચિત્તમાં રહીને ઉદય પામેલું છે અને

---

* આ સ્થિતિપ્રકરણના પહેલા સર્ગમાં જગતરૂપી ચિત્રનું પ્રસિદ્ધ ચિત્રથી વૈધર્મ્ય (અવળાપણું) વર્ણવેલું છે તથા સાંખ્ય વગેરેના મતનું ખંડન કરી બ્રહ્મમાત્રની સિદ્ધિ ઠરેલી છે.

વાનરે ટાઢ મટાડવા માટે+કલ્પેલા મિથ્યા અગ્નિની પેઠે અર્થ સાધનારું છે. બ્રહ્મથી તે અભિન્ન જુદું નથી છતાં તે જુદાની પેઠે રહ્યું છે, તે જળમાં પડનારી ઘૂમરીના જેવું છે અને તે સત્ય છતાં આકાશમાં સૂર્યનના પ્રકાશની પેઠે શૂન્ય છે.[૪-૫] તે રત્નની કાંતિના સમૂહની જેમ આકાશમાં દેખાય છે, તે આધાર વિનાનું છે અને ગંધર્વનગરની પેઠે નિત્ય નિરાધાર છે.[૬] મૃગતૃષ્ણાના જળની પેઠે તે અસત્ય છતાં સત્યના જેવું પ્રતીત થાય છે, કલ્પિત નગરની પેઠે તે દૃઢ અનુભવમાં આવે છે, છતાં અસત્ય છે.[૭] તે કવિએ કલ્પેલી કથામાંના નગરની તથા પર્વતની પ્રતિભાના સ્વરૂપ જેવું છે. તેની કોઈ સ્થળે સ્થિતિ નહિ હોવાથી તે અસ્થિત છે. તે નિઃસાર છે છતાં અતિ દૃઢ છે. તે સ્વપ્નમાં દેખાતા પર્વત જેવું છે.[૮] તે ભૂતાકાશની પેઠે આકારવાળું છે, શૂન્ય માત્ર છે, શરદઋતુનાં વાદળાંની પેઠે અસ્થિર છે, અક્ષય છે, અને અવિચ્છિન્ન છે.[૯] આકાશની શ્યામતાની પેઠે તે ભાસમાન છે, વસ્તુ વિનાનું છે, સ્વપ્નની સ્ત્રીના સમાગમની જેમ ભોગ વગેરે ક્રીડા કરનારું છે અને અનર્થરૂપ છે.[૧૦] તે વિચિત્ર વાડીની પેઠે પ્રફુલ્લ છે, નીરસ છતાં સરસ આકૃતિવાળું છે અને પ્રકાશમાન છતાં ચિત્રમાંના સૂર્ય તથા અગ્નિની પેઠે નિસ્તેજ છે.[૧૧] અનુભવ કરેલા મનોરાજ્યની પેઠે તે સ્વરૂપ તથા ફળથી મિથ્યા છે અને ચિત્રમાં રહેલા કમળની પેઠે તે સાર તથા સુગંધ વિનાનું છે.[૧૨] તે શૂન્યમાં પ્રકાશ પામેલું, અનેક પ્રકારના વર્ણથી આકારવાળું, મૂર્તિમાન, આકાર વિનાનું ચારે બાજુથી શૂન્ય અને ઇંદ્રધનુષની જેમ ઉત્પન્ન થયેલું છે.[૧૩] તે પરમાત્માનો સ્વલ્પ વિચાર કરીએ તોપણ આ જગત સ્તંભ જેવું અસાર છે, જડ છે મિથ્યા પંચમહાભૂતો વડે રચેલું છે એમ જણાય છે.[૧૪] તે નેત્રદોષથી દેખાતાં અંધકાર જેવું મિથ્યા તથા ચક્રની પેઠે રહ્યું છે અને અત્યંત રૂપરહિત છતાં પ્રત્યક્ષ દેખાય છે.[૧૫] તે પાણીના પરપોટાના આકાર જેવું છે, શૂન્ય છતાં અંદરથી સ્ફુરણાયમાન શરીરવાળું છે, રસાત્મક છતાં પરિણામે કડવું છે અને નિરંતર ક્ષય તથા ઉદયવાળું છે.[૧૬] ઝાકળની પેઠે તે વિસ્તાર પામેલું છે અને પકડવા જતાં તે હાથમાં આવતું નથી. તે જડરૂપ અવિદ્યાના સ્થાનકરૂપ છે, શૂન્ય છે અને પરમાણુ જેવું છે. એ પ્રમાણે ભિન્નભિન્ન મતવાદીઓનો મત છે. વળી હું પાંચ મહાભૂતમય છું એ પ્રમાણે તે ગ્રહણ કરાય તેવું છે, શૂન્ય છે અને પાંચ મહાભૂત વિનાનું છે. જેવી રીતે રાક્ષસનું ગ્રહણ થાય છે તોપણ તે અસતરૂપ છે, તેવી રીતે આ જગત પ્રત્યક્ષ ગ્રહણ થાય તેવું છે, તોપણ અસત્ છે.[૧૭-૧૮]

**રામ બોલ્યા :** હે ભગવન્ ! બીજમાં અંકુર રહે, તેવી રીતે પ્રલયકાળના સમયમાં આ જગત પરમાત્મામાં રહે છે તથા તેમાંથી જ પાછું ઉદય થાય છે. તો એવી રીતે માનનાર જે માણસો છે, તે જ્ઞાની છે કે અજ્ઞાની છે, તે મારો સંશય મટાડવા માટે તમે મને કહો.[૧૯-૨૦]

**વસિષ્ઠ બોલ્યા :** બીજમાં અંકુર રહે, તેવી રીતે આ દૃશ્યજગત પ્રલયકાળમાં પરમાત્મામાં રહે છે, એમ જે માનનાર છે તેનું માત્ર અજ્ઞાનપણું તથા બાળબુદ્ધિપણું છે તે સાંભળો.[૨૧] આ જગતનો કોની સાથે સંબંધ નથી ? એમ માનવાથી પણ કોઈ સ્થળે વાસ્તવ સંબંધ જણાય છે તથા કોઈ સ્થળે વાસ્તવ સંબંધ જણાતો નથી. એટલા માટે બીજમાં અંકુરની પેઠે પરમાત્મામાં જગત રહેલું છે, એવો બોધ વિપરીત છે અને વક્તા તથા શ્રોતાને મોહ કરનારો છે.[૨૨] બીજમાં અંકુર રહે છે, તેવી રીતે પરમાત્મામાં જગત રહે છે. એવા પ્રકારની જે બુદ્ધિ છે, તે પ્રલયકાળ-

+ વાદરાઓ ઠંડી ઋતુમાં ચણોઠી અથવા ગેરુ આદિ રાતા પદાર્થનો ઢગલો કરી તાપે છે; તેથી તેમના શીતની નિવૃત્તિ થાય છે.

માં જગતની સત્યતા જણાવવા માટે છે; પણ તેવી બુદ્ધિ રાખવી એ મૂઢપણું છે. તેનું કારણ કહું છું, તે તમે સાંભળો.[૨૩] જવ, ધાણા તથા ધાન્ય વગેરે જે બીજ જોવામાં આવે છે, તે ચિત્ત તથા ઇંદ્રિયોથી ગોચર છે, માટે તેમાંથી પત્ર તથા અંકુરની ઉત્પત્તિ થવી ઘટે છે.[૨૪] પણ પરમાત્મા પાંચ ઇંદ્રિયો તથા છઠ્ઠા મનથી પણ અતીત છે, અણુરૂપ છે અને સ્વયંભૂ છે; તેને જગતનું બીજપણું કેમ જ ઘટે?[૨૫] આકાશથી પણ સૂક્ષ્મ, પરથી પણ પર અને કોઈ પણ નામથી અપ્રાપ્ય એવા પરમાત્માને બીજપણું કેમ તથા કેવી રીતે ઘટે?[૨૬] પરમાત્માનું સ્વરૂપ વસ્તુતઃ સત્ય છે, તોપણ અતિસૂક્ષ્મ હોવાથી અજ્ઞાનીની દષ્ટિએ અસત્રૂપ જણાય છે. તેને વિષે બીજપણું પણ નથી, ત્યાર પછી અંકુરપણું તો કેમ જ ઘટે?[૨૭] ગગનથી પણ સ્વચ્છ અને શૂન્ય એવા પરમ પદમાં જગત, મેરુ, સમુદ્ર અને આકાશ વગેરે કેમ જ ઘટે?[૨૮] જે વસ્તુ પોતે કંઈ પણ નથી તેમાં બીજી વસ્તુ કેમ રહે? અને જો તે વસ્તુ હોય, તો તેમાં રહેલી વસ્તુ કેમ ન દેખાય? એ પ્રમાણે આત્માનું કાંઈ પણ સ્વરૂપ નથી; માટે તેમાંથી જગત કેમ અને કેવી રીતે ઉત્પન્ન થયું? શૂન્યરૂપ ઘટાકાશમાંથી ઉત્પન્ન થયેલો પર્વત ક્યાં છે અને તે કેવી રીતે અને ક્યારે ઉત્પન્ન થયો છે?[૨૯-૩૦] વળી તડકામાં જેમ છાયા રહી શકે નહિ, તેમ સત્ય સત્તાવાળા પરમાત્મામાં જડ સત્તાવાળું જગત કેમ રહી શકે? સૂર્યમાં અંધકાર કેમ રહે? અગ્નિમાં હિમ કેમ રહે?[૩૧] અણુમાં મેરુ કેમ રહે? નિરાકાર વસ્તુમાં સાકાર વસ્તુ કેમ રહે? છાયા તથા તડકાની એકતા ઘટતી નથી, તેવી રીતે ચૈતન્ય તથા જડરૂપ જગતની એકતા ઘટતી નથી.[૩૨] વડ તથા તેનું બી એ બન્ને સાકાર હોવાથી તેના બીજમાંથી અંકુર થવા સંભવ છે. પણ નિરાકાર પરમાત્માના સ્વરૂપમાંથી મોટા આકારવાળાં જગત ઉત્પન્ન થવાં સંભવતાં નથી.[૩૩] બીજા દેશમાં અને બીજા મનુષ્યમાં બુદ્ધિ વગેરે સર્વ ઇંદ્રિયોની શક્તિથી પ્રત્યક્ષ અનુમાન વગેરે બુદ્ધિના જ્ઞાન વડે જે આ દશ્ય જગત જોવામાં આવે છે, તે વાસ્તવિક રીતે છે જ નહિ.[૩૪] પરમાત્મા જગતરૂપી કાર્યમાં કારણપણાને પામેલા છે, એમ કહેનાર મૂઢબુદ્ધિવાળા છે. જો પરમાત્મામાંથી જ જગત ઉત્પન્ન થયું હોય, તો કયાં સહકારી કારણ સહિત તે ઉદય પામ્યું, તે કહો.[૩૫] માટે દુર્બુદ્ધિવાળાએ કલ્પેલા કાર્યકારણભાવને દૂર રાખો અને આદિ, અંત તથા મધ્યથી રહિત જે બ્રહ્મ છે, તે જ આ જગતરૂપે રહ્યું છે એમ તમે જાણો.[૩૬]

दुर्बुद्धिभिः कारणकार्यभावं संकल्पितं दूरतरे व्युदस्य ॥ तदेव तत्सत्यमनादिमध्यं जगत्तदेतत् स्थितमित्यवेहि ॥ ३६ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'જન્યજનિનિરાકરણ' નામનો સર્ગ ૧લો સમાપ્ત**

## સર્ગ ૨ જો*

## જગતની સ્થિતિનું ખંડન તથા સત્ય-સ્વરૂપની સ્થિતિનું મંડન

**वसिष्ठ उवाच**

अथैतदभ्युपगमे वच्मि वेद्यविदां वर ।
समस्तकलनातीते महाचिद्व्योम्नि निर्मले ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હવે હે શ્રેષ્ઠ તત્ત્વજ્ઞ! સમસ્ત કલ્પનાથી અતીત અને નિર્મળ એવા મહાચિદ્રૂપી પરમાત્મામાં આ જગતની ઉત્પત્તિ વિષે હું તમને કહું છું.[૧] જો પરમાત્મામાં જગત વગેરે અંકુર રહેલા હોય, તો તે કયાં સહકારી કારણો× સહિત ઉત્પન્ન થાય છે, તે કહો.[૨] કારણ કે સહ-

* આ બીજા સર્ગમા તર્કથી સ્વરૂપભેદ વડે જગતની સ્થિતિનુ ખંડન કરી, પૂર્ણાનંદ સત્યસ્વરૂપની સ્થિતિનુ મડન કરેલું છે.

× સહકારી કારણ એટલે એક વસ્તુને ઉત્પન્ન કરવામાં કારણરૂપે રહેલાં બીજાં સાધન.

કારી કારણ વિના અંકુરની ઉત્પત્તિ કહેવી તે તો વંધ્યા સ્ત્રીને કન્યા ઉત્પન્ન થયા જેવી વાત છે. એમ કોઈ કન્યા ઉત્પન્ન થયેલી કોઈ દિવસ કોઈએ દીઠી નથી.[3] હવે સહકારી કારણ વિના પણ જગત ઉત્પન્ન થયું છે એમ માનતા હો, તો મૂળ કારણ પોતે જ જગતના સ્વભાવથી સ્થિતિ પામેલું છે.[4] સર્ગના આરંભમાં બ્રહ્મ નિરાકારપણે સર્ગરૂપે આત્મામાં રહેલુ છે, માટે તેમાં જન્ય (ઉત્પન્ન થવા યોગ્ય) અને જનક(ઉત્પન્ન કરનાર)નો ક્રમ કેમ જ ઘટે?[5] કદાપિ એમ કહો, કે પરમાત્મામાં પૃથ્વી વગેરે પોતે જ સહકારી કારણરૂપે રહેલાં છે, તો પૃથ્વી ઉત્પન્ન થયા પહેલાં પોતે સહકારી કારણ કેમ જ બની શકે? એટલે કે ઉત્પત્તિ થયા વિના સહકારી કારણપણું ન ઘટે તથા સહકારી કારણ વિના ઉત્પત્તિ ન ઘટે.[6] એટલા માટે સહકારી કારણ સહિત જગત પ્રલયકાળમાં પરમપદમાં શાંત થાય છે અને ચિત્તમાંથી પાછો તેનો વિસ્તાર થાય છે, એમ બાળકનું કહેવું છે, પણ વિદ્વાન માણસનું કહેવું નથી.[7] માટે હે રામચંદ્રજી! આ જગત પ્રથમ હતું નહિ, વર્તમાનમાં છે નહિ અને ભવિષ્યમાં થશે નહિ; માત્ર ચેતનાકાશ આ પ્રમાણે પરમાત્મામાં પ્રકાશ પામે છે.[8] હે રામ! જયારે આ જગતનો અત્યંત અભાવ છે, ત્યારે અખિલ જગત બ્રહ્મનું જ સ્વરૂપ છે અને તેમાં અન્યથાપણું નથી.[9] જે વસ્તુની પ્રધ્વંસાભાવથી તથા અન્યોન્યાભાવથી શાંતિ થાય છે, તે વસ્તુ ચિત્તમાં શાંત થતી નથી અને શાંત થાય તોપણ નજરે દેખાય છે.[10] કામ–કર્મ વગેરે વાસનાનાં બીજ સહિત જો જગતની શાંતિ થતી હોય, તો તેનો અત્યંત અભાવ થયો એમ જ કહેવાય; પણ ચિત્તની શાંતિ થયા વિના કામ–કર્મ વગેરેની શાંતિ થતી નથી, ત્યારે દશ્યતાની શાંતિ કેમ જ થાય?[11] માટે આ દશ્યજગતનો અત્યંત અભાવ છે, એમ માન્યા વિના અનર્થનો ક્ષય કરવા માટે બીજી યુક્તિ નથી.[12] આ જગત ચિદેકરસ છે અને અણુમાત્ર પણ અચિદ્રૂપ નથી, એવું જયારે પાકું જ્ઞાન થાય ત્યારે 'આ હું છું' અને 'આ હું નથી' એ લોકપ્રસિદ્ધ વ્યવહાર ચિત્રકથા જેવો છે.[13] આ પર્વત, આ પૃથ્વી, આ વર્ષ, આ કલ્પ, આ ક્ષણ, આ જન્મમરણ, આ કલ્પાંતનો સંરંભ, આ મહાકલ્પાંત, આ સર્ગનો પ્રારંભ, આ આકાશ વગેરે સૃષ્ટિનો ક્રમ, આ કલ્પનાં લક્ષણ, આ કોટી બ્રહ્માંડ, આ ચાલ્યા ગયેલા સર્ગો, આ ફરી આવેલા સર્ગો,[14-16] આ દેવ તથા મનુષ્યનાં સ્થાનકના ભેદ અને આ સાત દ્વીપની તથા ત્રેતા વગેરે કાળની કલ્પના, એ પ્રમાણે અનેક પ્રકારના ભેદોથી મહાચૈતન્યરૂપી પરમાકાશ અનંતરૂપે વીંટાઈને રહેલુ છે.[17] જેવી રીતે આકાશમાં વિસ્તાર પામેલા સૂર્યના પ્રકાશ વડે પરમાણુના ભેદ જણાય છે, તેવી રીતે પ્રથમ શાંતરૂપે રહેલુ આ જગત મહાચિત્ત પરમાકાશમાં પ્રકાશ પામે છે. ચૈતન્ય પોતે પોતાની અંદર ચમત્કારનું જે વમન કરે છે, તે જ સર્ગરૂપે જણાય છે; પણ તે રૂપરહિત અને નિરાધાર છે.[18,19] ખરું જોતાં મોટી શિલામાં સ્થિર થઈ રહેલી રેખાની પેઠે આ જગતનો ઉદય નથી, નાશ નથી તેમ તે જતું નથી અને આવતું પણ નથી.[20] નિરાકાર આકાશમાં જેવી રીતે તેથી જુદા નિરાકાર આકાશના ભાગ જણાય છે, તેવી રીતે નિર્મળ આત્મામાં પોતાની મેળે આ સર્ગ સ્ફુરે છે.[21] જેવી રીતે જળમાં દ્રવપણું છે, વાયુમાં સ્પંદ છે, સમુદ્રમાં ઘૂમરી છે અને ગુણવાન મનુષ્યમાં ગુણ રહ્યા છે, તેવી રીતે ઉદય તથા અસ્તના આરંભરૂપે રહેલું આ જગત એક વિજ્ઞાનઘન, શાંત, બ્રહ્મરૂપે જ વિસ્તાર પામેલું છે.[22,23] સહકારી કારણ વિના શૂન્ય વસ્તુમાંથી પોતાની મેળે આ જગત ઉત્પન્ન થયુ છે, એમ કહેવું એ માત્ર ઉન્મત્ત માણસના બોલવા જેવું છે. આથી જેનું સર્વ અર્થની કળાનું

કલંક શાંત થયું છે, જેના વિકલ્પના સમૂહનો નાશ થયો છે અને જેની દીર્ઘ નિદ્રા વિરામ પામી છે, એવા તમે જાગ્રત થાઓ છો. પછી રાજા જેવી રીતે પોતાની સભાના સ્થાનકને શોભાવે, તેવી રીતે તમે બ્રહ્મબોધ થવાથી અભય પદવી પામીને બ્રહ્મવેત્તાઓની સભાને શોભાવો.[૨૪-૨૫]

प्रशांतसर्वार्थकलाकलंको निरस्तनिःशेषविकल्पतल्पः । चिराय विद्रावितदीर्घनिद्रो भवाभयो भूषितभूः प्रबुद्धः ॥ २५ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'સ્થિતિબીજોપન્યાસ' નામનો સર્ગ ૨જો સમાપ્ત**

# सर्ग ३ जो×

## જગતનું અનંતપણું

### राम उवाच

महाकल्पांतसर्गादौ प्रथमोऽसौ प्रजापतिः ।
स्मृत्यात्मा जायते मन्ये स्मृत्यात्मैव ततो जगत् ॥

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! મહાકલ્પના પ્રલય પછી સૃષ્ટિના આરંભમાં પ્રથમ આ પ્રજાપતિ સ્મૃતિરૂપે ઉત્પન્ન થાય છે અને તેનાથી આ જગત ઉત્પન્ન થાય છે, એમ હું માનું છું.[૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્રજી! તમે કહો છો તે પ્રમાણે મહાપ્રલયને અંતે સૃષ્ટિના આરંભમાં સ્મૃતિરૂપે જ પ્રથમ પ્રજાપતિ ઉત્પન્ન થાય છે.[૨] બ્રહ્મના સંકલ્પરૂપ આ જગત સ્મૃતિરૂપ છે. પ્રજાપ્રતિનું પ્રથમ સંકલ્પિત જે નગર છે, તે જ જગતરૂપે જણાય છે. આકાશમાં જેવી રીતે મોટા વૃક્ષનો સંભવ નથી, તેવી રીતે સૃષ્ટિના આરંભમાં જન્મ ન હોવાથી પરમાત્માની સ્મૃતિનો સંભવ નથી.[૩-૪]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! સૃષ્ટિના આરંભમાં પૂર્વજન્મની સ્મૃતિનો સંભવ કેમ નથી? તથા મહાપ્રલયના મોહ વડે પૂર્વકલ્પની સ્મૃતિનો કેમ નાશ થાય?[૫]

**વસિષ્ઠ બોલ્યા :** પૂર્વે જે જે બ્રહ્માદિ દેવતાનો મહાપ્રલયમાં નાશ થયો છે, તે સર્વ બ્રહ્મપદવીને અવશ્ય પામી ગયા છે.[૬] માટે હે સુવ્રત! પૂર્વજન્મનો કર્તા કોણ છે, તે તમે કહો. કારણ કે સ્મરણ કરનારની મુક્તિ થવાથી સ્મૃતિ નિર્મૂળપણાને પામી ગઈ.[૭] એટલા માટે સ્મરણ કરનારનો અભાવ હોવાથી સ્મૃતિ કેમ ઉત્પન્ન થાય? કારણ કે મહાકલ્પમાં સર્વનો અવશ્ય મોક્ષ થાય છે.[૮] ચૈતન્યરૂપી આકાશમાં અનુભવ થવાથી અથવા અનુભવ ન થવાથી જે સ્મૃતિ છે, તે જ જગતનું સ્થાનક છે; તેથી જ ચૈતન્યપ્રભા દશ્યરૂપે દેખાય છે. એ પ્રમાણે આદિ અને અંત વિના પ્રકાશ પામતી ચૈતન્યપ્રભા એ જ જગત છે. અનાદિકાળથી સિદ્ધ જે બ્રહ્મનું પોતાનું ભાન છે, તે જ આતિવાહિક દેહ છે અને બ્રહ્મ પોતે જ સ્થૂળ–સૂક્ષ્મ ભાવનાના આરોપના ક્રમ વડે જગતરૂપે જણાય છે.[૯-૧૧] વન, વાદળાં, આકાશ, દેશ, કાળ, ક્રિયા અને દિવસ તથા રાત્રિના ક્રમથી યુક્ત આ જગત પરમાણુમાં જણાય છે.[૧૨] એ પરમાણુની અંદર પણ બીજું પરમાણુ વિસ્તાર પામીને રહેલું છે અને તેની અંદર પ્રકાશ પામતા પર્વતના સમૂહો શોભે છે. તેની અંદર પણ તેવી જ રીતનું તથા દશ્ય જગતથી શોભતું બીજું પરમાણુ દેખાય છે, પણ એ વાસ્તવિક રીતે મિથ્યા છે.[૧૩-૧૪] હે નિષ્પાપ! એ પ્રમાણે જેવી રીતે તત્ત્વજ્ઞાનીને સન્માત્ર દૃષ્ટિનો અંત નથી, તેવી રીતે અજ્ઞાની માણસને અસત્ દૃષ્ટિનો અંત નથી.[૧૫] જ્ઞાનીની દૃષ્ટિએ આ દશ્યજગત કેવળ શાંત તથા અવ્યય બ્રહ્મરૂપ જ છે અને અજ્ઞાનીની દૃષ્ટિએ પ્રકાશિત ભુવનથી યુક્ત છે.[૧૬] જેવી રીતે એક અણુમાં બીજા હજારો અણુ

× આ ત્રીજા સર્ગમાં બોધદૃષ્ટિથી વિવર્તપણાની સ્થાપના કરીને, અપવાદ બતાવવામાં આવશે; તથા અજ્ઞાનની દૃષ્ટિથી જગતનું અનંતપણું છે, એમ કહેવામાં આવશે.

દેખાય છે, તેવી રીતે બ્રહ્માંડ વડે વિકાસ પામેલું આ જગત છે.[૧૭] જેવી રીતે એક થાંભલામાં પૂતળી હોય અને તેના અંગમાં બીજી પૂતળીની કોઈ કલ્પના કરે અને તેના અંગમાં વળી કોઈ ત્રીજી પૂતળીની કલ્પના કરે; તેવી રીતે આ ત્રૈલોક્યરૂપી પૂતળી રહેલી છે.[૧૮] જેમ પર્વતમાં રહેલા પરમાણુ તેનાથી ભિન્ન નથી અને ગણી શકાય એવા પણ નથી, તેમ મહામેરુ બ્રહ્મમાં રહેલા ત્રૈલોક્યરૂપી પરમાણુઓ તેનાથી ભિન્ન નથી અને ગણી શકાય તેવા પણ નથી.[૧૯] જો સૂર્યનાં કિરણમાં રહેલા લઘુ અણુની સંખ્યાની ગણતરી થાય તો તે ત્રૈલોક્યરૂપી પરમાણુની સંખ્યાની ગણતરી થાય. ચૈતન્યરૂપી સૂર્યમાં ત્રૈલોક્યરૂપી પરમાણુ ઉત્પન્ન થાય છે.[૨૦] સૂર્યની કાંતિમાં, જળમાં તથા રજમાં જેવી રીતે પરમાણુ ભમે છે, તેવી રીતે ચૈતન્યરૂપી આકાશમાં ત્રૈલોક્યરૂપી પરમાણુ ભમે છે.[૨૧] જેવી રીતે શૂન્ય અનુભવરૂપ ભૂતાકાશ રહેલું છે, તેવી રીતે સર્ગના અનુભવરૂપ ચિદાકાશ રહેલું છે.[૨૨] સર્ગને સર્ગરૂપે જાણવાથી અધમ ગતિ થાય છે અને એને બ્રહ્મરૂપે જાણવાથી કલ્યાણ થાય છે.[૨૩] જે વિજ્ઞાનાત્મા છે અને જે વિશ્વના કારણનું શાસન કરનાર છે, તે બન્ને પરમાર્થ દૃષ્ટિથી વિચાર કરતાં સંપૂર્ણ ચિદાકાશરૂપ બ્રહ્મનું જ સ્વરૂપ છે. જે જેમાંથી ઉત્પન્ન થયુ છે, તે તે રૂપ જ છે એમ સમજવું. વળી જ્ઞાન થયા પછી સર્વ જાણવાની વસ્તુ શુદ્ધ ચૈતન્યમાત્ર જ છે.[૨૪]

विज्ञानात्मा शासिता विश्वबीजं ब्रह्मैवालं स्वं चिदाकाशमात्रम्। यस्माज्जातं यत्तदेवेति विद्यावेद्यं स्वांतर्बोधसंबोधमात्रम् ॥ २४ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણને‌ા 'જગદાનંત્યવર્ણન' નામને‌ા સર્ગ ૩જો સમાપ્ત**

# સર્ગ ૪થો*

## જગતનું મૂળ મન છે–મનના નાશથી જગતની શૂન્યતા

**वसिष्ठ उवाच**

इंद्रियग्रामसंग्रामसेतुना भवसागरः ।
तीर्यते नेतरेणेह केनचिन्नाम कर्मणा ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! ઇંદ્રિયોરૂપી સંગ્રામના જયરૂપી સેતુ વડે ભવસાગર તરી જવાય છે, પણ બીજા કોઈ કર્મથી ભવસાગર તરાતો નથી.[૧] શાસ્ત્ર તથા સજ્જનનો સમાગમ, જ્ઞાનાભ્યાસ અને વિવેકથી જેણે ઇંદ્રિયો જીતી છે, તે માણસ આ દશ્યજગતનો અત્યંત અભાવ છે, એમ જાણી શકે છે.[૨] આ પ્રમાણે હે રામ! સંસારસાગરની પંક્તિ જે પ્રમાણે જાય છે તથા આવે છે, તેનું સર્વ સ્વરૂપ મેં તમને કહી સંભળાવ્યું.[૩] હું તમને વધારે શું કહું? મન છે તે જ કર્મરૂપી વૃક્ષનો અંકુર છે, માટે તેનું છેદન કરવાથી કર્મરૂપી શરીરવાળા જગતરૂપી વૃક્ષનું છેદન થાય છે.[૪] હે રામચંદ્રજી! આ સર્વ જગત મનરૂપ છે, માટે મનની ચિકિત્સા કરવાથી સકળ જગજ્જાળરૂપી રોગની ચિકિત્સા થાય છે.[૫] મનનું દેહાકાર મનન છે, તે જ સ્વપ્નની પેઠે ક્રિયા કરવાને સમર્થ દેહરૂપે થાય છે. એટલે તો મન વિના દેહ ક્યાં દેખાય છે?[૬] આ દશ્યજગતનો અત્યંત અસંભવ છે, એમ જાણ્યા વિના મનરૂપી પિશાચની સો કલ્પ સુધી પણ શાંતિ નથી.[૭] મનરૂપી વ્યાધિની ચિકિત્સા કરવામાં આ દશ્યજગતનો અત્યંત અસંભવ એ જ ઉત્તમ ઔષધ છે.[૮] મન છે તે જ મોહ ઉત્પન્ન કરે છે, મનને લીધે જ જન્મ–મરણ છે અને તે જ પોતાની

* આ ચોથા સર્ગમાં ઇંદ્રિય સહિત મન છે, તે જ વિશ્વનું મૂળ છે; માટે તેનું છેદન થતા દશ્યનો અસંભવ દેખાવાથી જગત શૂન્ય જણાય છે, એમ બતાવવામાં આવશે.

ચિંતાના પ્રસાદથી બંધન પામે છે તથા મુક્ત થાય છે.[૯] મનનને લીધે ચિત્તની વૃદ્ધિ થવાથી આ જગત વિસ્તારવાળા આકાશમાં શૂન્ય ગંધર્વનગરની પેઠે સ્ફુરે છે.[૧૦] પુષ્પના ગુચ્છામાં રહેલી સુગંધી જેમ પુષ્પમાં રહી છે, છતાં તેથી જુદી જણાય છે, તેમ વૃદ્ધિ પામેલું આ જગત મનમાં સ્ફુરે છે તથા મનમાં રહેલું છે.[૧૧] તલમાં જેવી રીતે તેલ છે, ગુણવાનમાં જેવી રીતે ગુણ છે અને ધર્મીમાં જેવી રીતે ધર્મ રહેલા છે, તેવી રીતે ચિત્તમાં આ જગત રહેલુ છે.[૧૨] સૂર્યમાં જેવી રીતે કિરણનો સમૂહ છે, તેજમાં જેવી રીતે પ્રકાશ છે અને અગ્નિમાં જેવી રીતે ઉષ્ણતા છે, તેવી રીતે મનમાં આ જગત રહેલું છે.[૧૩] હિમમાં જેવી રીતે શીતળતા છે, આકાશમાં જેવી રીતે શૂન્યપણું છે અને વાયુમાં જેવી રીતે ચંચળતા છે, તેવી રીતે મનમાં આ જગત રહેલું છે.[૧૪] મન છે તે જ અખિલ જગત છે અને જગત છે તે જ મન છે. એ પ્રમાણે પરસ્પર એકબીજા વિના એકબીજાની સ્થિતિ નથી. પણ એ બેમાંથી મનનો નિરંતર માટે જ્યારે ક્ષય થાય છે, ત્યારે જગતનો ક્ષય થાય છે, પણ જગતનો ક્ષય થાય છે, ત્યારે મનનો ક્ષય થતો નથી.[૧૫]

मनो जगज्जगदखिलं तथा मनः परस्परं त्वविरहिते सदैव हि । तयोर्द्वयोर्मनसि निरंतरं क्षिते क्षितं जगन्न तु जगति क्षिते मनः ॥ १५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'સ્થિત્યંકુરકલન' નામનો સર્ગ ૪થો સમાપ્ત**

# સર્ગ ૫મો*

## શુક્રાચાર્યને અપ્સરાનું દર્શન અને તેથી તેમને થયેલી તન્મયતા

**राम उवाच**

भगवन् सर्वधर्मज्ञ पूर्वापरविदां वर ।
अयं मनसि संसारः स्फारः कथमिव स्थितः ॥ १

**રામ બોલ્યા :** હે ભગવન્ ! હે સર્વ ધર્મને જાણનાર ! હે પૂર્વાપરના ઉત્તમ વેત્તા ! બહાર સ્ફુરી રહેલો આ સંસાર મનમાં કેવી રીતે સ્ફુરી રહેલો છે ?[૧] હે અપાપ ! બહાર વૃદ્ધિ પામેલો આ સંસાર મનમાં કેવી રીતે સ્ફુરે છે, તે તમે સ્પષ્ટ દૃષ્ટાંત આપીને મને સમજાવો.[૨]

**વસિષ્ઠ બોલ્યા :** ઇંદુ બ્રાહ્મણના દશ પુત્રોના મનમાં દૃઢ થયેલાં જગત જે પ્રમાણે સ્થિર થઈને રહેલાં હતાં, તે પ્રમાણે મનમાં આ જગત રહેલું છે.[૩] ઇંદ્રજાળની કળાથી વ્યાકુળ થયેલા લવણ રાજાને જેવી રીતે ચંડાળપણું પ્રાપ્ત થયું હતું, તેવી રીતે આ જગત મનમાં રહેલું છે.[૪] શુક્રાચાર્યને ઘણા કાળ સુધી સ્વર્ગભોગ ભોગવવાની ઇચ્છાથી જેવી રીતે ભોગાધિનાથપણું, સંસારીપણું તથા ભોગેશ્વરપણું થયુ હતું, તેવી રીતે આ જગત મનમાં રહેલું છે.[૫-૬]

**રામ બોલ્યા :** હે ભગવન્ ! ભૃગુના પુત્ર શુક્રાચાર્યને સ્વર્ગના ભોગ ભોગવવાની ઇચ્છાથી ભોગાધિનાથપણું તથા સંસારીપણું કેમ થયું હતું ?

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્રજી ! પૂર્વે તમાલના વૃક્ષથી ઘેરાયેલા મંદરપર્વતના શિખર ઉપર ભૃગુ તથા કાળનો જે સંવાદ થયો હતો, તે તમે સાંભળો. પૂર્વે મંદરગિરિના કોઈ એક કૂંજોથી ઢંકાયેલા શિખર ઉપર ભગવાન ભૃગુઋષિએ ઘોર

* આ પાંચમા સર્ગમાં ભૃગુઋષિ સમાધિમાં હતા તથા શુક્રાચાર્ય પર્વતમાં ક્રીડા કરતા હતા; તેવામાં તે—(શુક્રાચાર્ય)ને અપ્સરાનું દર્શન થવાથી, મોહથી તન્મયભાવના થઈ એટલી કથા કહેવાશે.

તપ કરવાનો પ્રારંભ કર્યો હતો. ત્યારે તેમની પાસે તેમના મહાબુદ્ધિમાન એવા 'શુક્ર' નામના બાળપુત્ર રહ્યા હતા.[૭-૯] તે શુક્ર તેજસ્વી, પૂર્ણિમાના ચદ્ર જેવી કાંતિવાળા અને સૂર્યના જેવા પ્રકાશમાન હતા. ત્યારે ભૃગુઋષિ તે ઉત્તમ વનમાં સર્વ કાળ, વનના પાષાણમાંથી કોતરેલી જાણે પ્રતિમા હોય, તેવી રીતે નિશ્ચળપણે સમાધિમાં જ રહેતા હતા. ત્યાં બાળક શુક્રાચાર્ય ફૂલોની સેજોમાં, સોનાચાંદીની વેદિકાઓમાં અને મંદારવૃક્ષના ઉત્તમ હિંડોળામાં રમણલીલાથી ક્રીડા કરતા હતા. સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચે વિશ્વામિત્ર ઋષિના નિર્માણ કરેલા સર્ગમાં જેવી રીતે 'ત્રિશંકુ'[×] નામના રાજા રહ્યા છે, તેવી રીતે શુક્રાચાર્ય વિદ્યા તથા અવિદ્યાની વચ્ચે મોટી આપત્તિ પામ્યા હતા. એક દિવસ પોતાના પિતા ભૃગુઋષિ નિર્વિકલ્પ સમાધિમાં હતા, તે સમયે જેવી રીતે શત્રુને જીત્યા પછી રાજા અવ્યગ્રપણે રહે, તેવી રીતે શુક્રાચાર્ય અવ્યગ્રપણે રહ્યા હતા. તેવામાં ક્ષીરસમુદ્રના મથનથી ઉત્પન્ન થયેલાં લક્ષ્મીજી જેમ જનાર્દન ભગવાનની દષ્ટિમાં આવે, તેમ આકાશમાર્ગમાં ચાલી જતી એક અપ્સરા તેમની દષ્ટિએ આવી. તે અપ્સરાએ મંદારવૃક્ષની માળા પહેરી હતી અને મંદમંદ વાતા પવન વડે તેના કેશ ઝૂલતા હતા.[૧૦-૧૫] તે ચાલતી હતી, તેથી તેનાં હાર તથા ઝાંઝર ઝમકતાં હતાં. સુગંધથી તે આકાશ તથા પવનને સુગંધયુક્ત કરતી હતી. લાવણ્યમયી લતાના જેવું તેનું સ્વરૂપ હતું અને મદને લીધે તેનાં નેત્ર રાતાં હતાં.[૧૬]

× સૂર્યવંશમાં 'સત્યવ્રત' નામનો રાજા હતો. તેણે ત્રણ મહાપાપ કર્યાં હતાં, તેથી તેનું 'ત્રિશંકુ' નામ પડ્યુ હતું. વિશ્વામિત્ર તેના ગુરુ હતા. તેમણે પોતાના તેજથી ત્રિશંકુને સ્વર્ગમાં મોકલ્યો, ત્યારે તે પાપી હોવાથી તેને દેવતાએ સ્વર્ગમાંથી પૃથ્વીમાં પાછો નાખ્યો; એટલે વિશ્વામિત્રે તેને સ્વર્ગ તથા પૃથ્વી વચ્ચે સ્થિર કરી દીધો. એ કથા પુરાણમાં પ્રસિદ્ધ છે.

પોતાના દેહની કાંતિરૂપી ચંદ્રનાં કિરણથી તે ત્યાંના દેશને અમૃતમય કરતી હતી; તેથી સંપૂર્ણ ચદ્રમાને જોઈને જેમ સમુદ્રને ક્ષોભ થાય, તેમ તે અપ્સરાને જોઈને શુક્રાચાર્યનું મન ક્ષોભ પામ્યું અને અપ્સરા પણ શુક્રાચાર્યનું મુખ જોઈને કામવશ થઈ ગઈ.[૧૭-૧૮] આમ અપ્સરાને જોઈને મોહ પામી ગયેલા શુક્રાચાર્યે કામદેવને વિષે પરાભવ પામેલા પોતાના મનને બોધ આપ્યો, તોપણ તે અપ્સરામાં જ તેમનું ચિત્ત એકાગ્ર હોવાથી તે શુક્રાચાર્ય અપ્સરામય થયા.[૧૯]

मनसिजेषुपराहतमाशयं स परिबोध्य मनस्तदनूशना । विगलितेतरवृत्तितयात्मना स च वधूमय एव बभूव ह ॥१९॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'ભાર્ગવસ્ખલન' નામનો સર્ગ ૫મો સમાપ્ત

## સર્ગ ૬ઠ્ઠો[×]

## શુક્રાચાર્યનું સ્વર્ગમાં જવું અને ત્યાં તેમનું સન્માન

વસિષ્ઠ ઉવાચ

अथ तां मनसा ध्यायंस्तत्रैवामीलितेक्षणः ।
आरब्धवान्मनोराज्यमिदमेकः किलोशनाः ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! ત્યાર પછી તે અપ્સરાનું મનમાં ધ્યાન કરતા શુક્રાચાર્યે પોતાનાં નેત્ર મીંચીને મનોરાજ્ય કરવાનો પ્રારંભ કર્યો:[૧] 'આ મારી પાસે રહેલી અપ્સરા આકાશમાર્ગે ઇંદ્રના ભુવનમાં ચાલી જાય છે. તેની પાછળ ચાલતો હું પણ, દેવો જેમાં વિહાર કરે છે એવા સ્વર્ગમાં આવ્યો છું. આ કોમળ મંદારનાં પુષ્પનાં ઘરેણાંથી સુંદર તથા સુવર્ણ જેવાં શોભીત શરીરવાળા દેવો છે.[૨-૩] લોચનના ઉલ્લાસથી પ્રત્યક્ષ નજરે આવેલી નીલકમળના જેવી દષ્ટિ-

× આ છઠ્ઠા સર્ગમાં શુક્રાચાર્ય મન વડે સ્વર્ગમાં ગયા. ત્યાં ઇંદ્રદેવતાએ તેમનું સન્માન કરી પોતાની પાસે બેસાડ્યા, એટલી કથા કહેવાશે.

વાળી, સુગંધ હાસ્યથી શોભતી અને મૃગના જેવાં નેત્રવાળી સુંદર આ અપ્સરાઓ છે.[૪] પારિજાત વગેરે પુષ્પની માળાથી શોભતા, એકબીજાનું પ્રતિબિંબ પડવાથી વિશ્વરૂપ હરિના જેવા આકારનાં, હર્ષ પામતા અને પ્રકાશ પામતા આ દેવો છે.[૫] હાથીના ગંડસ્થળમાંથી ઝરતા મદમાં આસક્ત થયેલા આ ભમરાઓ, દેવતાઓનું અવ્યક્ત મધુર સ્વરથી થતું ગાયન સાંભળીને મદમાંથી વિરક્ત થયા છે અને ગીતો સાંભળી રહ્યા છે.[૬] આ ગંગાનદી છે. તેને વિષે સુવર્ણમય કમળની પાસે બ્રહ્માના હંસ તથા સારસ ક્રીડા કરે છે અને તેના કાંઠા ઉપરની વાડીમાં દેવોએ વિશ્રાંતિ લીધી છે. આ અહીં યમ, ચંદ્ર, ઇંદ્ર, સૂર્ય, અગ્નિ, વરુણ અને વાયુદેવતા પોતાના શરીરની કાંતિથી પ્રકાશિત કિરણોને વિસ્તારી રહ્યા છે.[૭-૮] આ ઐરાવત હાથી છે. તે યુદ્ધમાં શસ્ત્રપ્રહારને ખંજવાળ જેવો માને છે અને તેણે દાંત વડે ઘણા દૈત્યોને માર્યા છે.[૯] પુણ્યને લીધે પૃથ્વીમાંથી આકાશમાં તારારૂપે થયેલા આ પુણ્યવાન પુરુષો આ દેવરૂપે થઈ રહ્યા છે. તેઓ મનોહર સુવર્ણ જેવા દેહવાળા છે અને આ વિમાનમાં બેસનારા છે. આ ગંગાનદીના જળતરંગો છે. મેરુપર્વતના પથ્થરમાં પછડાવાથી તેમનાં બિંદુ દેવોને સ્પર્શ કરે છે અને તેઓ મંદારપુષ્પથી ભરેલા છે. પથરાઈ ગયેલા મંદારપુષ્પની મંજરીના સમૂહથી, પિંગળાવર્ણનો તથા હિંડોળાથી ચપળ અપ્સરાની પંક્તિવાળો આ ઇંદ્રના ઉપવનનો માર્ગ છે. આ કુંદ તથા મંદારના મકરંદના સુગંધવાળો અને ચંદ્રકિરણની પેઠે સુખરૂપ સ્પર્શવાળો પારિજાતનો પવન છે.[૧૦-૧૩] આ સુંદર નંદનવન છે અને તેમાં પુષ્પના કેસરા તથા મકરંદના કણથી મહેંકતા વસ્ત્ર વડે ક્રીડા કરવાને ઉત્સાહવાળી એવી લતાઓ તથા અંગનાઓના સમૂહો રહ્યા છે.[૧૪] દેવોની સ્ત્રીઓ(અપ્સરા)ને મનોહર ગીતના શબ્દથી આનંદ આપી નચાવનારા આ વિણાના મનોહર સ્વરવાળા 'નારદ' અને 'તુંબુરુ' નામના ગંધર્વ છે.[૧૫] આ પુણ્ય કરનાર માણસો ઘણાંક ઘરેણાંથી શણગારેલા છે અને આકાશમાં ઊડનાર વિમાનમાં બેસીને રહ્યાં છે.[૧૬] જેમ વનલતા વનનું સેવન કરે, તેમ મદ તથા કામદેવથી મદોન્મત્ત અંગવાળી આ અપ્સરાઓ ઇંદ્રનું સેવન કરે છે. ઇંદ્રનીલમણિના જેવા પુષ્પવાળાં, ચિંતામણિરૂપ કળીના ગુચ્છાવાળા તથા પાકી ગયેલાં ફળથી ઊંચા દાંતની પેઠે શોભતાં અહીં આ કલ્પવૃક્ષ રહ્યાં છે. 'ત્રૈલોક્યને સૃજનાર બીજા બ્રહ્મદેવ હોય તેમ આ ઇંદ્રદેવતા આસન ઉપર બેઠા છે અને હું તમને અભિનંદન કરું છું.' આ પ્રમાણે શુક્રાચાર્યે પોતાના મનથી વિચાર કર્યો અને આકાશમાં બીજા શુક્રાચાર્ય હોય તેમ તેમણે ઇંદ્રને અભિનંદન કર્યું.[૧૭-૨૦] પછી ઇંદ્રદેવે આદરથી ઊભા થઈને શુક્રાચાર્યની પૂજા કરી અને હાથ પકડીને પોતાની પાસે તેડી લાવ્યા અને આસન ઉપર બેસાડ્યા. તેમણે કહ્યું, કે 'હે શુક્રાચાર્ય! તમારા આગમનથી આ સ્વર્ગલોકને ધન્ય છે. માટે હે નાથ! અહીં તમે ઘણા કાળ સુધી નિવાસ કરો. ત્યાર પછી ઇંદ્રની પાસે આસન ઉપર બેઠેલા તથા શોભિત મુખવાળા તે શુક્રાચાર્ય, ત્યાં નિર્મળ પૂર્ણચંદ્રની શોભાનું પણ હરણ કરતા હોય એમ શોભવા લાગ્યા. એ પ્રમાણે સઘળા દેવતાના સમૂહે અભિવંદન કરેલા તથા ઇંદ્રની પાસે બેઠેલા ભૃગુપુત્ર શુક્રાચાર્ય ઘણો જ સંતોષ પામ્યા અને ઇંદ્રદેવતાને અત્યંત પ્રીતિપાત્ર થઈ પડ્યા.[૨૧-૨૪]

सकलसुरगणाभिवंदितोऽसौ भृगुतनयः शतमन्युपार्श्वसंस्थः। चिरतरमतुलामवाप तुष्टिं नरपतिसत्तमलालनं वभूव ॥ २४ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો ભાર્ગવ મનોરાજ્ય ' ' નામનો સર્ગ ૬ઠ્ઠો સમાપ્ત**

## सर्ग ७मो×

## શુક્રાચાર્ય અને અપ્સરાનો અનુરાગ

वसिष्ठ उवाच

**इति शुक्रः पुरं प्राप्य वैबुधं स्वेन तेजसा ।**
**विसस्मार निजं भावं प्राक्तनं व्यसनं विना ॥१**

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! આ પ્રમાણે શુક્રાચાર્ય પોતાના તેજથી મરણના દુઃખનો અનુભવ કર્યા વિના સ્વર્ગલોકમાં આવ્યા અને તેમને પોતાના પૂર્વના ભાવનું વિસ્મરણ થઈ ગયું.[૧] એક મુહૂર્ત સુધી ઇંદ્રની પાસે વિશ્રાંતિ લીધા પછી સ્વર્ગસુખથી આનંદ પામેલા તે શુક્રાચાર્ય સ્વર્ગમાં વિહાર કરવા માટે ઊભા થયા.[૨] સારસ જેવી રીતે નલિનીની પાસે જાય, તેવી રીતે શુક્રાચાર્ય સ્ત્રીઓને અત્યંત પ્રિય એવી સ્વર્ગની શોભા જોઈને સ્ત્રીસમૂહને જોવા ગયા.[૩] તેવામાં, એ ભાર્ગવે મૃગબાલના જેવાં નેત્રવાળી જે અપ્સરાને પ્રથમ જોઈ હતી, તેને તેમણે વનના સીમાભાગમાં એક આંબાની વેલની જેમ બીજી સ્ત્રીઓની વચમાં જોઈ.[૪] હે રામ ! તે અપ્સરા પણ શુક્રાચાર્યને જોઈને પરવશપણાને પામી ગઈ. ચંદ્રકાંતમણિ ચંદ્રજ્યોત્સ્નાને જોઈને જળ સ્રવે, તેવી રીતે વિલાસથી ચપળ આકૃતિવાળી તે અપ્સરાને જોઈને શુક્રાચાર્યના અંગમાંથી પરસેવાનું પાણી પડવા માંડ્યું. આકાશમાં વિલાસ કરનારી શીતળ ચંદ્રજ્યોત્સ્ના ઉપર ચંદ્રકાંતમણિ દૃષ્ટિ કરે, તેમ જળ ઝરતા અંગવાળા તે શુક્રાચાર્યે તે અપ્સરા ઉપર દૃષ્ટિ કરી. ત્યાં શુક્રાચાર્યની દૃષ્ટિથી તે અપ્સરા પણ તત્પરાયણ થઈ ગઈ.[૫-૭] રાત્રીએ પતિના વિયોગથી વિલાપ કરનારી ચક્રવાકની સ્ત્રી પ્રાતઃકાળે પોતાના પતિ ચક્રવાકને જોઈને પ્રેમરસથી વિકાસ પામે, તેવી રીતે શુક્રાચાર્યને જોઈને તે અપ્સરા વિકાસ પામવા લાગી. આમ તે બન્ને સાચે જ એકબીજામાં અનુરક્ત થઈ ગયાં.[૮] આથી પ્રાતઃકાળમાં સૂર્ય તથા કમલિનીના સમાગમથી જેવી શોભા થાય છે, તેવી ત્યાં શોભા થઈ રહી. તે નંદનવનનો પ્રદેશ સંકલ્પિત અર્થ આપનાર હતો, તેથી તે અપ્સરાના અંગને પરવશ કરીને શુક્રાચાર્યે તેને કામદેવને અર્પણ કરી. એટલે તેનાં કોમળ અંગો ઉપર કામદેવનાં બાણોની વૃષ્ટિ થવા લાગી.[૯-૧૦] કમળપત્ર ઉપર મેઘની ધારા પડવાથી જેમ તેને કંપ થાય છે, તેમ તે અપ્સરાને કામદેવથી કંપ થવા લાગ્યો.[૧૧] તેથી મંદમંદ પવનથી ચલાયમાન થતી પુષ્પની મંજરીના જેવી તેની સ્થિતિ થઈ હતી. હાથી જેવી રીતે કમલિનીને ક્ષોભ કરે, તેવી રીતે નીલકમળના જેવાં નેત્રવાળી તથા હંસ અને સારસના જેવી ગતિવાળી તે અપ્સરાને કામદેવ ક્ષોભ પમાડવા લાગ્યો. એ પ્રમાણે તે અપ્સરાની સ્થિતિ જોઈને સંકલ્પિત અર્થને સિદ્ધ કરનાર શુક્રાચાર્યે, મહાદેવજી સંહારનો સંકલ્પ કરે, તેવી રીતે અંધકારનો સંકલ્પ કર્યો; તેથી જેમ ભૂલોકના લોકાલોક પર્વતનો તટ અંધકારથી આકુળ થાય તેવી રીતે તે નંદનવનનો પ્રદેશ અંધકારથી આકુળ થઈ ગયો. એ પ્રમાણે તે સ્ત્રી-પુરુષના મંડળમાં લજ્જારૂપી અંધકારનો નાશ કરનાર અંધકારરૂપી સૂર્યનો ઉદય થયો અને જેમ સાયંકાળે પક્ષીઓ પોતપોતાને સ્થાનકે ચાલ્યાં જાય, તેમ તે સ્થાનકેથી તે અપ્સરાની સખીઓ તથા બીજાં મનુષ્યો પોતાની ઇચ્છિત દિશામાં ચાલ્યાં ગયાં. એટલે મયૂરની સ્ત્રી જેમ મેઘ પાસે આવે તેમ દીર્ઘ તથા ચપળ કટાક્ષવાળી અને વૃદ્ધિ પામેલા મદનની વ્યથાવાળી તે અપ્સરા ભૃગુપુત્ર શુક્રાચાર્યની પાસે આવી. ત્યાર પછી માધવ ભગવાન ક્ષીરસમુદ્રમાં પ્રવેશ કરે, તેવી રીતે સ્ફટિકમણિના ગૃહમાં કલ્પેલી શય્યા ઉપર શુક્રાચાર્યે પ્રવેશ કર્યો; એટલે તે અપ્સરાએ પણ વિનયથી પોતાનું

× આ સાતમા સર્ગમાં પ્રથમ જોયેલી અપ્સરાને શુક્રાચાર્યે સ્વર્ગમાં દીઠી; તેથી તે બન્નેનો પરસ્પર અનુરાગથી સમાગમ થયો, એટલી કથા કહેવામાં આવશે

મુખ નમાવી, તેમના હાથનું અવલંબન કરી ત્યાં આગમન કર્યું.[૧૨–૧૯] આથી તે ઇંદ્રના હાથીના હૃદયમાં ઉપર રહેલી કમલિનીના જેવી શોભવા લાગી. ત્યાર પછી મધુરરસ અને સ્નેહયુક્ત વાણી વડે તેણે મનોહર, આનંદયુક્ત તથા વિલાસવાળા અક્ષરથી શુક્રાચાર્યને આ પ્રમાણે કહ્યું: 'હે નાથ! જુઓ તો ખરા, નિર્મળ ચંદ્રના જેવા મારા મુખ ઉપર બાણ નાખનાર આ અનંગ મને અબળાને બાંધે છે. હું અબળા છું, દીન છું તથા તમારે શરણે આવી છું; માટે તમે મારું પાલન કરો.[૨૦–૨૨] હે સાધુ! કૃપણની આશ્વાસના કરવી એ જ સત્પુરુષનું વ્રત છે. હે મહાબુદ્ધિમાન! સ્નેહદૃષ્ટિને ન જાણનારા મૂરખાઓ જ પ્રીતિની (પ્રીતિથી આવેલા માણસની) અવજ્ઞા કરે છે; પણ રસજ્ઞ માણસ તેમ કરતા નથી. હે પ્રિય! અન્યોન્યની આસક્તિથી નિઃશંકપણે પોતાની મેળે ઉત્પન્ન થયેલો પ્રેમ જીવનરૂપ અમૃત સ્રવનાર ચંદ્રથી પણ અધિક પ્રીતિ ઉપજાવે છે. પરસ્પરની આસક્તિથી ઉત્પન્ન થયેલા અને પરસ્પર આનંદ આપનાર સ્નેહથી ચિત્તને જેવું સુખ થાય છે, તેવું સુખ ત્રૈલોક્યનું ઐશ્વર્ય મળવાથી પણ થતું નથી. હે માનદ! ચંદ્રકિરણનો સ્પર્શ થવાથી રાત્રિએ કુમુદ્વતીને જેવુ સુખ થાય છે, તેવું તમારા ચરણના સ્પર્શથી મને સુખ થયું છે. હે સુંદર! ચંદ્રના કિરણોરૂપી રસના પાનથી જેવી રીતે ચપળ ચકોરી જીવે છે, તેવી રીતે તમારા સ્પર્શરૂપી અમૃતના પાનથી હું જીવું છું. તમારા ચરણમાં લીન થયેલી આ ભ્રમરીને તમે કરપલ્લવથી આલિંગન આપો અને અમૃતથી પૂર્ણ એવા તમારા હૃદયકમળમાં તેનું સ્થાપન કરો.' એ પ્રમાણે કહીને જેમ કલ્પવૃક્ષ ઉપર મંજરી પડે, તેવી રીતે ચપળ શ્યામ નેત્રવાળી તથા પુષ્પથી પણ કોમળ અંગવાળી તે અપ્સરા તેમના ઉરસ્થળ ઉપર પડી.[૨૩–૨૯] પરસ્પર આસક્ત થયેલાં ભ્રમર તથા તેની સ્ત્રી ભ્રમરી, જેમ કમલિનીમાં પ્રવેશ કરે, તેમ પુષ્પના કેસરા તથા પરાગથી પીળા થઈ ગયેલા પવને કંપાવેલી તે વનસ્થળીમાં, વિલાસયુક્ત કાંતિવાળાં તે દંપતીએ પ્રવેશ કર્યો.[૩૦]

तौ दंपती तत्र विलासकांती विवेशतुस्तासु वनस्थलीषु । किंजल्कगौरानिलघूर्णितासु रक्तौ द्विरेफाविव पद्मिनीषु ॥ ३० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'નવસંગમ' નામનો સર્ગ ૭મો સમાપ્ત**

## સર્ગ ૮ મો*

## સ્વર્ગસુખ ભોગવ્યા પછી કેટલાક જન્મ બાદ શુક્રાચાર્યનો તપસ્વી જન્મ

**वसिष्ठ उवाच**

इति चित्तविलासेन चिरमुत्प्रेक्षितैः प्रियैः ।
प्रणयैर्भार्गवस्यासीत्तुष्टये सुसमागमः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! એ પ્રમાણે પોતાના પ્રિય ચિત્તવિલાસથી ઘણોક કાળ કલ્પિત સ્નેહ કરીને શુક્રાચાર્યને તે અપ્સરા સાથે સંતોષકારક સમાગમ થયો.[૧] મંદારવૃક્ષની માળાને ધારણ કરનારી તથા અમૃતના આસવથી મદોન્મત્ત થયેલી તે અપ્સરા સાથે શુક્રાચાર્યે બીજા નિર્મળ ચંદ્રમાની જેમ વિહાર કર્યો.[૨] મદોન્મત્ત હંસ તથા સુવર્ણમય કમલિનીથી ભરેલા મંદાકિનીના કાંઠા ઉપર તેમણે ચારણો તથા કિન્નરો સાથે વિહાર કર્યો.[૩] પારિજાતની લતાભરી કુંજમાં વિલાસ કરતા તે શુક્રાચાર્યે, ચંદ્રમાની કળાથી શીતળ શરીરવાળા દેવો સાથે રસાયનનું પાન કર્યું. ચૈત્રરથ નામના મનોહર વનમાં લીલાને માટે લતા વડે કલ્પેલા હિંડોળામાં, તેમણે વ્યગ્ર થયેલી વિદ્યાધરીઓના ગણ સાથે, ચિરકાળ સુધી

* આ આઠમા સર્ગમાં શુક્રાચાર્ય વિવિધ પ્રકારનું સ્વર્ગસુખ ભોગવ્યા પછી પૃથ્વીમાં પડ્યા, ત્યાં વાસનાને લીધે તેમના કેટલાક જન્મ થયા તથા અંતે તપસ્વીપણું પ્રાપ્ત થયું, એટલી કથા કહેવામાં આવશે.

વિલાસ કર્યો.[૪-૫] મંદરાચળ વડે જેમ સમુદ્રનું પરિભ્રમણ થયું હતું, તેમ તેમણે પ્રમથ આદિ મહાદેવજીના ગણો સાથે નંદનવનમાં પરિભ્રમણ કર્યું. મદોન્મત્ત હાથી જેવી રીતે મેરુ પર્વતની ભૂમિમાં ભ્રમણ કરે, તેવી રીતે તેમણે સુવર્ણમય બાળલતાના સમૂહથી જાણે જટા વડે છવાયેલી હોય તેવા દેખાવવાળી નદીમાં ભ્રમણ કર્યું.[૬-૭] કૈલાસ પર્વતના વનની નિકુંજમાં અપ્સરા સાથે વિલાસ કરતા શુક્રાચાર્યે કેટલીક રાત્રીઓ પસાર કરી. તેમણે પસાર કરેલી તે રાત્રીઓ મહાદેવજીએ ધારણ કરી રાખેલા ચંદ્રને લીધે કૃષ્ણપક્ષમાં પણ શ્યામ નહોતી થઈ.[૮] ગંધમાદન પર્વતના શિખર ઉપર વિશ્રાંતિ લીધા પછી શુક્રાચાર્યે તે અપ્સરાને સુવર્ણમય કમળો વડે સર્વાંગે શણગારી. હે રામ! શુક્રાચાર્યે 'લોકાલોક' નામના પર્વતના વિચિત્ર તથા મનોહર તટ ઉપર, તે અપ્સરા સાથે હાસ્યપૂર્વક ક્રીડા કરી.[૯-૧૦] તેમણે મંદરાચળના જળમય દેશમાં, કલ્પિત દેવતાના મંદિરમાં સાઠ વર્ષ સુધી નિવાસ કર્યો અને બાળમૃગો સાથે ક્રીડા કરી.[૧૧] ક્ષીરસમુદ્રના કાંઠાઓ ઉપર વનિતા સાથે વિહાર કરનાર તે શુક્રાચાર્યનો સત્યયુગનો અર્ધકાળ શ્વેતદ્વીપનાં મનુષ્યો સાથે ચાલ્યો ગયો.[૧૨] આમ અનંત જગતની સૃષ્ટિને સરજનાર તે શુક્રાચાર્ય, મનોરથમાત્રથી ગંધર્વનગર જેવા સંકલ્પ વડે ઉદ્યાનલીલાની આવી વિશેષ રચનાઓ કરીને, કાળની સામ્યતાને પામી ગયા.[૧૩] ત્યાર પછી તે શુક્રાચાર્ય ફરીથી તે હરિણનાં જેવાં લોચનવાળી અપ્સરા સાથે ઇંદ્રના નગરમાં સુખેથી બત્રીસ યુગ સુધી રહ્યા.[૧૪] પછી પુણ્યનો ક્ષય થવાથી એ શુક્રાચાર્યનું દિવ્ય શરીર પતનના ભયથી ગળી ગયું અને તે પેલી માનિની અપ્સરા સાથે જ પૃથ્વી ઉપર પડ્યા.[૧૫] જેવી રીતે રણસંગ્રામમાં હરાઈ ગયેલો શૂરવીર ચિંતાથી પરવશ થઈને પડે છે, તેવી રીતે જેનાં સમસ્ત અંગો કપાઈ ગયાં છે અને વિમાન વગેરે આનંદનું સાધન જેમનું હરાઈ ગયું છે, એવા તે શુક્રાચાર્ય પૃથ્વી ઉપર પડ્યા.[૧૬] પાણીનું ઝરણ પથ્થર ઉપર પડવાથી જેમ તેના સો વિભાગ થાય, તેમ પૃથ્વી ઉપર પડેલા તે શુક્રાચાર્યનું શરીર દીર્ઘ ચિંતા સહિત સો પ્રકારનું થયું.[૧૭] એ પ્રમાણે વીંખાઈ ગયેલા દેહવાળા તે શુક્રાચાર્યના તથા અપ્સરાના દુઃખથી યુક્ત થયેલા જીવોએ, માળાવિનાનાં પક્ષીઓની જેમ આકાશમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી શુક્રાચાર્યના જીવે ચંદ્રકિરણથી થયેલા હિમપણાને પામીને શાળમાં પ્રવેશ કર્યો. પછી દશાર્ણદેશના કોઈ બ્રાહ્મણે એ પાકેલા શાળનું ભોજન કર્યું, તેથી તેના વીર્યપણાને પામીને તે તેની સ્ત્રીના ગર્ભમાં રહ્યા. એ પ્રમાણે શુક્રાચાર્યનો દશાર્ણદેશના બ્રાહ્મણને ઘેર પુત્રરૂપે જન્મ થયો.[૧૮-૨૦] ત્યાર પછી મુનિઓના સમાગમથી તે અનિંદિત ઇલાવૃતખંડમાં રહ્યા અને ત્યાં એક મન્વંતર સુધી તેમણે ઉગ્ર તપ કર્યું. હવે પૂર્વની અપ્સરા શાપને લીધે ઇલાવૃતખંડમાં મૃગની યોનિમાં જન્મી હતી. શુક્રાચાર્યનો તેની સાથે સમાગમ થયો, તેથી તેમને મનુષ્યની આકૃતિનો મૃગીપુત્ર થયો. તે પુત્રના સ્નેહથી ફરીથી તેમને મોહ થયો. તેથી 'આ મારા પુત્રને ધન મળે, આ મારો પુત્ર ગુણવાન થાય તથા તેનું આયુષ્ય વધે' એવી ચિંતાથી તેમણે તપ કરવાનો પણ ત્યાગ કર્યો. એવી રીતે તે પુત્રને માટે ભોગની ચિંતાને લીધે, તે ધર્મની ચિંતાથી ભ્રષ્ટ થયા. તેથી તેમના આયુષ્યનો ક્ષય થયો, એટલે સર્પ જેમ પવનને ગળી જાય, તેમ કાળ તેમને ગળી ગયો.[૨૧-૨૪] એ પ્રમાણે ભોગની ચિંતા સહિત તેમનું મરણ થયું, તેથી તેમનો મદ્રદેશના રાજાને ઘેર પુત્રરૂપે જન્મ થયો અને પોતે રાજા થયા.[૨૫] આમ મદ્રદેશમાં તેમણે ઘણા દિવસ સુધી શત્રુ વિનાનું

ઉત્તમ રાજ્ય કર્યું. ત્યાર પછી જેમ કમળની પાસે હિમરૂપી વજ્ર આવે, તેમ તેમને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ.[૨૬] એટલે તેમણે તપ કરવાનો વિચાર કર્યો તથા તપની વાસના સાથે તેમનો મદ્રરાજ તરીકેનો દેહ પડી ગયો. આથી 'સમંગા' નામની નદીના કાંઠા ઉપર રહેનારા એક તપસ્વી બ્રાહ્મણને ઘેર તેમનો તપસ્વી તરીકે જન્મ થયો. ત્યાં હે રામ! મહાબુદ્ધિમાન તે બ્રાહ્મણે શાંતિથી રાગ–દ્વેષનો ત્યાગ કરીને તે નદીને કાંઠે તપ કરવા માંડ્યું.[૨૭-૨૮] એ પ્રમાણે તે ભૃગુનંદન શુક્રાચાર્ય પોતાના મનની વિવિધ પ્રકારની વાસનાને લીધે તે તે વાસના પ્રમાણે વિવિધ જન્મદશા પામ્યા. આમ અનેક પ્રકારની શરીરપરંપરાનો અનુભવ કરીને અંતે તે 'સમંગા' નામની નદીને કાંઠે દઢ વૃક્ષની પેઠે સુખેથી નિશ્ચળપણે તપ કરતા હતા.[૨૯]

विविधजन्मदशां विविधाशयः समनुभूय शरीरपरंपराः। सुखमतिष्ठमसौ भृगुनंदनो वरनदीसुतटे दृढवृक्षवत्॥ २९॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'શુક્રવિવિધજન્માનુભવ' નામનો સર્ગ ૮મો સમાપ્ત**

## सर्ग ९ मो*

## શુક્રાચાર્યનું મરણ

**वसिष्ठ उवाच**

इति चिंतयतस्तस्य शुक्रस्य पितुरग्रतः।
जगामातितरां कालो बहुसंवत्सरात्मकः॥ १॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! એ પ્રમાણે પોતાના પિતાની પાસે રહીને વિચાર કરતાં શુક્રાચાર્યને ઘણા સંવત્સરનો લાંબો કાળ ચાલ્યો ગયો. ત્યાર પછી કેટલાક કાળે, પવન અને તાપથી શિથિલ થઈ ગયેલો તેમનો દેહ, મૂળમાંથી કપાઈ ગયેલા વૃક્ષની જેમ પૃથ્વી ઉપર પડી ગયો.[૧-૨] ત્યારે વનમાં જેમ મૃગલો ફર્યા કરે, તેમ તેમનું ચંચળ મન સ્વર્ગગમન આદિ અતિવિચિત્ર દશાઓમાં ભમી રહ્યું.[૩] પછી ચક્રમાં પરોવેલું હોય, તેમ તેમનું તે આકુળ મન ભોગની કલ્પનાથી ભ્રાંતિ પામીને તથા જન્મમરણની પરંપરા પામીને અંતે 'સમંગા' નામની નદીને કાંઠે વિશ્રાંતિ પામ્યું.[૪] એ પ્રમાણે શુક્રાચાર્યને પોતાના દેહની અપેક્ષા વિના અનંત વૃત્તાંતથી ગાઢ, કોમળ અને દઢ સંસૃતિ(જન્મ–મરણ)નો અનુભવ થયો.[૫] તે બુદ્ધિમાનનો મંદરાચળના શિખર ઉપર જે દેહ હતો, તેમાં માત્ર ચામડાં તથા હાડકાં જ બાકી રહ્યાં અને તે તાપના વિસ્તારથી સુકાઈ ગયો હતો.[૬] પોલા વાંસમાં પવન ભરાવાથી જેમ શબ્દ થાય છે, તેમ તેમના દેહના છિદ્રમાં પવન ભરાવાથી ચિત્કાર શબ્દ થતો હતો. તેવા શબ્દ વડે કાકલીસ્વરથી દેહ જાણે અભિમાનજન્ય દુઃખનો ક્ષય થવાથી આનંદને લીધે ગાન કરતો હોય એમ જણાતું હતું. શુભ્ર વાદળાંના જેવી ધોળી દાંતની પંક્તિ વડે તેમનો દેહ, જાણે ભવાટવીમાં ભમેલા તેમના તુચ્છ મનને હસતો હતો! તેમના મુખરૂપી અરણ્યમાં જૂના કૂવારૂપ નાક, આંખ તથા મુખના ખાડાની શોભા વડે તેમનો દેહ જાણે જગતનું સ્વાભાવિક શૂન્યપણું પ્રત્યક્ષ દર્શાવતો હતો.[૭-૮] એ શરીર તાપથી તપેલું હતું, વર્ષાનાં જળથી સિંચાયેલું હતું અને જાણે પૂર્વજન્મનાં સ્મરણથી ચળકતાં આંસુ ખેરવી રહ્યું હોય એવું જણાતું હતું![૯-૧૦] એ પ્રમાણે તેમનો દેહ, ચંદ્ર તથા વાયુના વિલાસથી વનભૂમિમાં વીંખાઈ ગયો હતો અને વર્ષાઋતુમાં જળની ધારા પડવાથી તણાઈ રહ્યો જતો હતો. ઝરણામાં રહેલા ધાતુના રાગે કરીને તે પર્વત તથા નદીના તટમાં રંગાઈ ગયો હતો અને દુષ્કર્મથી રુક્ષ થઈ જાય તેવી રીતે તે પવનથી ઊડેલી ધૂળ વડે રુક્ષ થઈ ગયો હતો. સુકાયેલાં લાકડાંની જેમ વાયુથી ચલાયમાન થવા-

* આ નવમા સર્ગમાં ભૃગુઋષિની પાસે રહેલો શુક્રાચાર્યનો દેહ, મૃતતુલ્ય થઈ પડી ગયો તથા સુકાઈ ગયો, એટલું વર્ણન કરવામાં આવશે.

ને લીધે તે ખડખડતો હતો અને પવનના ચિત્કાર શબ્દથી વનમાં તપ કરતો હોય તેમ જણાતો હતો. તેનાં વાંકાં તથા સુકાઈ ગયેલાં આંતરડાં ની તંત્રી ભયંકર શબ્દ કરતી હતી અને તે અલક્ષ્મીરૂપે રહ્યાં હતાં. તે દેહને ચર્મમાત્ર બાકી રહ્યુ હતું અને તેનું ઉદર શૂન્ય હતું.[૧૧–૧૪] તેમના દેહની આવી સ્થિતિ થઈ હતી, તોપણ તે પુણ્યાશ્રમ રાગ–દ્વેષ વિનાનો હોવાથી તથા ભૃગુઋષિ મહાતપસ્વી હોવાથી, પક્ષીઓ તેમના દેહનું ભક્ષણ કરી ગયાં નહિ.[૧૫] એ પ્રમાણે યમ અને નિયમ વડે શુક્રાચાર્યે પોતાનું કલ્પિત શરીર દુર્બળ કરી નાખ્યું હતું અને એમનું ચિત્ત સમંગા નદીને કાંઠે તપ કરતું હતું; ત્યારે તેમનું પૂર્વનું શુક્રશરીર તો પવનથી રાતું થઈ ગયું હતું અને તે પર્વતની મોટી શિલામાં લોટતું હતું.[૧૬]

यमनियमकृशीकृतांगयष्टिश्चरति तपः स्म भृगूद्वहस्य चेतः। तनुरथ पवनापनीतरक्ता चिरमलुठन्महतीषु सा शिलासु ॥ १६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'ભાર્ગવકલેવરવર્ણન' નામનો સર્ગ ૯મો સમાપ્ત**

## सर्ग १० मो*

## શુક્રાચાર્યના મરણથી ભૃગુનો કાળ ઉપર ક્રોધ અને કાળે આપેલો–આત્મબોધ

**वसिष्ठ उवाच**

अथ वर्षसहस्रेण दिव्येन परमेश्वरः।
भृगुः परमसंबोधाद्विरराम समाधितः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** ત્યાર પછી હે રામ ! એક હજાર દિવ્ય વર્ષે, પરમ સમર્થ ભૃગુઋષિ પરમાત્માનો બોધ થાય એવી સમાધિમાંથી વિરામ પામ્યા, ત્યારે તેમણે વિનયથી નમાવેલા સુખવાળા શ્રેષ્ઠગુણવાન અને પુણ્યની મૂર્તિ જેવા પોતાના પુત્ર શુક્રને ત્યાં જોયો નહિ.[૧-૨] તેમણે તો ત્યાં પોતાની આગળ માત્ર એ પુત્રની કાયાનું પંજર જ જોયું. તે દુર્ભાગ્ય અને દરિદ્રતાની જાણે સાક્ષાત્ મૂર્તિ જેવું હતું.[૩] તાપથી સુકાઈ ગયેલા તેમના શરીરના છિદ્રમાં તેતરપક્ષી માળા બાંધીને રહેલાં હતાં અને સુકાઈ ગયેલાં આંતરડાંવાળી એમની ઉદરરૂપી ગુફાની છાયામાં દેડકાંઓએ વિશ્રાંતિ લીધી હતી.[૪] તેમનાં નેત્રના ખાડામાં નવા કીડાએ પોતાનાં ઈંડાં મૂક્યાં હતાં અને પડખાના હાડપિંજરમાં કાંશેટા કરનારા કીડા રહેતા હતા.[૫] વરસાદની ધારાથી જેનાં આંતરડાં ધોવાઈ ગયાં છે, એવી સુકાઈ ગયેલી હાડકાંની પંક્તિએ, ઇષ્ટ તથા અનિષ્ટ ફળ આપનાર પૂર્વની વાસનાનુ અનુકરણ કર્યું હતું.[૬] શિવલિંગ ઉપર કપૂર ચડાવવાથી જેવી ધોળાશ થાય, તેવી તેમના માથાની ખોપરી ધોળી થઈ ગઈ હતી.[૭] તેમની ડોક સીધી હતી, તેની અંદરની નસ સુકાઈ ગઈ હતી અને માત્ર હાડકાં તેમાં અવશેષ રહેલાં હતાં. તે લાંબી થઈ જાણે વાસનાને અનુસરી રહી હોય, એમ જણાતું હતું.[૮] એના નાકની દાંડીમાંથી વરસાદની ધારા વડે તેનું માંસ છિન્નભિન્ન થઈ ગયું હતું અને તે ધોળી દાંડી મુખમ ડળના મધ્યભાગની સીમા ધારણ કરીને રહી હતી.[૯] તેમની લાંબી કાંધ ઉપર મુખ ઊંચું થઈ રહ્યુ હતું અને તે જાણે આકાશમાં ગયેલા પ્રાણને માટે ઊંચે જોઈ રહ્યું હોય, એમ જણાતું હતું.[૧૦] તેમની બે જાંઘ, બે સાથળ, બે ગોઠણ તથા બે હાથો, બમણા લાંબા થઈને પડ્યા હતા. આથી પરલોકના લાંબા માર્ગમાં જવાની બીકથી તે જાણે આઠે દિશામાં પલાયન કરવાને નીકળ્યા હોય એમ જણાતું હતું.[૧૧] ખાલી, સુકાઈ ગયેલું તથા ફક્ત ચામડું જ જેમાં બાકી રહેલું છે, એવું તેમનું પેટ શૂન્ય હોવાથી અજ્ઞાનીના હૃદયમાં રહેલી શૂન્યતા દર્શાવતું હોય એમ જણાતું હતું.[૧૨] એ પ્રમાણે દુઃખરૂપી હાથીને બાંધવાના સ્તંભરૂપ

* આ દશમા સર્ગમા પુત્રનુ શબ દેખી ભૃગુઋષિને કાળના ઉપર ક્રોધ થયો, તેથી કાળે આત્મવિદ્યાથી તેમને બોધ દીધો, એટલી કથા કહેવાશે.

પોતાના પુત્રનું સુકાઈ ગયેલું શબ જોઈને ભૃગુઋષિ પૂર્વાપરનો વિચાર કર્યા વિના ઊભા થયા.[૧૩] તેના ઉપર દૃષ્ટિ કરતાં વાર જ 'અરે આ મારો પુત્ર મરી ગયો છે શું?' એવો તેમના મનમાં તર્ક આવ્યો. તેથી ભવિષ્યનો વિચાર કર્યા વિના, પોતાના પુત્રને મરેલો જોઈને તેમને કાળ ઉપર અતિ ક્રોધ ઉત્પન્ન થયો.[૧૪,૧૫] 'મારા પુત્રનું કાળે અકાળ મરણ કર્યું છે' એમ ધારીને ભૃગુઋષિ ક્રોધથી કાળને શાપ આપવા તત્પર થયા. તે સમયે પ્રજાનો સંહાર કરનારો અરૂપી કાળ, રૂપ ધારણ કરીને મુનિની પાસે હાજર થયો.[૧૬,૧૭] તેણે ખડ્ગ તથા પાશ ધારણ કર્યાં હતાં અને કુંડળ તથા કવચથી તે યુક્ત હતો. બાર માસરૂપી તેને બાર હાથ હતા, છ ઋતુરૂપી તેને છ મુખ હતાં અને કિંકરની કેટલીક સેનાથી તે વીંટાયેલો હતો.[૧૮] તેના શરીરમાંથી જ્વાળાનો સમૂહ નીકળતો હતો, તેથી આકાશમાં પ્રફુલ્લિત કેસૂડાનાં ઝાડવાળા પર્વતની શોભા થઈ રહી હતી.[૧૯] તેના હાથમાં રહેલાં ત્રિશૂળમાંથી નીકળેલાં તેજનાં કૂંડાળાં વડે સોનાનાં કુંડળની પેઠે દિશાઓ શોભતી હતી.[૨૦] તેના શ્વાસના વાયુથી પર્વતનાં શિખર ખરી ગયાં હતાં અને જાણે હિંડોળામાં બેઠા હોય તેમ, તેઓ ચલાયમાન થવા લાગ્યા, પડવા લાગ્યા તથા ફરવા માંડ્યા.[૨૧] તેના ખડ્ગમંડળના પ્રકાશથી સૂર્યબિંબ શ્યામ થઈ ગયું હતું અને કલ્પસમયે બળી ગયેલા જગતના ધુમાડાથી આકુળ થાય, તેવી રીતે તે આકુળ થયું હતું.[૨૨] ત્યાર પછી હે મહાબાહો! ક્રોધ પામેલા મહામુનિની પાસે આવીને કાળે, કલ્પ સમયે ક્ષોભ પામેલા સમુદ્રના જેવાં ગંભીર વચનથી સાંત્વના કરીને નીચે પ્રમાણે કહ્યું:[૨૩] 'હે મુનિ! લોકની સ્થિતિને જાણનાર તથા પર–અપરને જોનાર મહાત્માઓ અન્યના અપરાધરૂપી નિમિત્ત હોય તોપણ મોહ પામતા નથી, તો નિમિત્ત વિના તો તેઓ કેમ જ મોહ પામે?[૨૪] તમે અનંત તપ કરનાર બ્રાહ્મણ છો અને અમે નિયતિનું પાલન કરનાર છીએ. તેથી તમે પૂજ્ય છો, એમ માની હું તમારી પૂજા કરું છું. પણ તમારા શાપ વગેરેના ભયથી હું તમારી પૂજા કરું છું, એમ તમે સમજશો નહિ.[૨૫] માટે હે અબુદ્ધ! મને શાપ દઈને તમે તમારા તપનો નાશ કરો નહિ. કલ્પકાળના મોટા અગ્નિથી મારો નાશ થયો નથી, તો તમે મને શાપથી કેમ બાળી શકશો?[૨૬] મેં બ્રહ્માંડની કેટલીક પંક્તિનો નાશ કર્યો છે, કોટી રુદ્રને હું ગળી ગયો છું અને અસંખ્ય વિષ્ણુનું પણ મેં ભક્ષણ કર્યું છે, તો હે મુનિ! અમે કયે સ્થળે સમર્થ નથી થયા?[૨૭] હે બ્રહ્મન્! અમે ભોક્તા છીએ તથા તમે અને બીજાઓ અમારું ભોજન છે. આ પ્રમાણે એકબીજાની ઇચ્છા તથા દ્વેષ વિના, સ્વાભાવિક મર્યાદા રહી છે.[૨૮] અગ્નિની શિખા પોતાની મેળે જ ઊંચી જાય છે, જળ નીચા પ્રદેશમાં જાય છે, ભોજન ભોક્તા પાસે જાય છે અને સૃષ્ટિ અંત કરનાર કાળ પાસે પોતાની મેળે જ જાય છે.[૨૯] આ સમગ્ર જગત મારા ભોજનરૂપે જ કલ્પેલું છે; કારણ કે પરમાત્મા પોતે જગતરૂપે પ્રકાશ પામે છે અને પોતે જ તેનો સંહાર કરે છે.[૩૦] કલંક વિનાની તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં કોઈ કર્તા નથી તેમ ભોક્તા પણ નથી અને કલંકવાળી અજ્ઞાની દૃષ્ટિથી વિચાર કરતાં ઘણા કર્તા છે. પણ હે બ્રહ્મન્! જેને તત્ત્વનો સાક્ષાત્કાર થયો નથી, તેણે જ માત્ર કર્તાપણું તથા અકર્તાપણું કલ્પેલું છે; પણ જેને તત્ત્વજ્ઞાન છે, તેને કર્તા તથા અકર્તાપણું નથી. વૃક્ષના સમૂહમાં પુષ્પો તથા ભુવનોમાં પ્રાણીમાત્ર પોતાની મેળે આવે છે તથા જાય છે અને તેનાં નામ વગેરે કલ્પાય છે.[૩૧–૩૩] પાણીમાં રહેલા ચંદ્રબિંબના ચલનમાં કર્તાપણું તથા અકર્તાપણું સત્ય નથી, તેમ

અસત્ય પણ નથી; એવી રીતે સૃષ્ટિમાં કાળનું કર્તાપણું તથા અકર્તાપણું સમજવાનું છે.[૩૪] રજ્જુમાં સર્પની કલ્પના કરે, તેવી રીતે મન, મિથ્યા ભ્રમરૂપી ભોગમાં કર્તાપણાની તથા અકર્તાપણાની કલ્પના કરે છે.[૩૫] માટે હે મુનિ! તમે આકુળ થઈને અપરાધ વિના મારા ઉપર ક્રોધ કરો નહિ. આપત્તિનો એવો જ ક્રમ છે; માટે તમે સત્ય વસ્તુનો વિચાર કરો.[૩૬] અમે ભ્રાંતિથી કલ્પિત નામ તથા પૂજામાં પ્રીતિવાળા નથી,; તેમ અભિમાન વડે વશ પણ થયેલા નથી. આ હું તમારી પાસે આવ્યો છું, તે માત્ર તમે તપસ્વી છો અને માન્ય છો, એમ ધારીને આવ્યો છું. જગતની મર્યાદાનું પાલન કરનાર પરમેશ્વરની ઇચ્છારૂપી નિયતિના પરવશપણાથી, ડાહ્યા માણસો વ્યવહારની ઇચ્છારૂપી નિયતિને અનુસરીને રહ્યા છે.[૩૭,૩૮] માટે વ્યવહારમાં ચતુર માણસે અવશ્ય કર્તવ્યકર્મ કરવું. તેથી તમે તમોગુણની વૃત્તિનો આશ્રય કરીને, તેનો નાશ કરો નહિ.[૩૯] અજ્ઞાનરૂપી દૃષ્ટિ ક્યાં, મહત્ત્વ ક્યાં અને ધીરતા ક્યાં! માટે જ્ઞાનીના સર્વ પ્રસિદ્ધ માર્ગમાં પણ તમે અંધની જેમ કેમ મોહ પામો છો?[૪૦] હે મુનિ! તમે પોતાના કર્મફળના પાકથી ઉત્પન્ન થયેલી દશાનો વિચાર કરતા નથી અને સર્વજ્ઞ છતાં તમે મૂર્ખ મનુષ્યની જેમ મને વૃથા શાપ દેવાની કેમ ઇચ્છા કરો છો?[૪૧] હે મુનિ! દેહધારી મનુષ્યમાત્રને બે પ્રકારનું શરીર છે, તે તમે કેમ જાણતા નથી? માણસમાત્રને એક પ્રસિદ્ધ દેહરૂપી શરીર છે અને બીજું મનરૂપી શરીર છે.[૪૨] તેમાં દેહ જડ છે અને તેનો થોડા નિમિત્તથી પણ નાશ થાય છે અને મન સ્થાયી—મોક્ષ સુધી રહેનારું છે અને તે ક્રોધ વગેરેથી પીડા પામે છે.[૪૩] ચતુર સારથિ જેવી રીતે રથનું વહન કરે છે, તેવી રીતે અંતરમાં વ્યાપાર કરનાર મન, સ્નેહથી દેહરૂપી રથનું વહન કરે છે.[૪૪] બાળક જેવી રીતે કાદવના પુરુષની કલ્પના કરે છે, તેવી રીતે મન દેહાંતર વિષયનો સંકલ્પ કરે છે તથા પૂર્વસિદ્ધ દેહનો નાશ કરે છે.[૪૫] ચિત્ત છે તે જ પુરુષ છે; માટે ચિત્તે કરેલું તે જ કરેલું કહેવાય. અસત્ સંકલ્પની કલ્પનાથી ચિત્તને બંધન થાય છે તથા કલ્પનાનો ત્યાગ કરવાથી ચિત્ત મુક્ત થાય છે.[૪૬] આ દેહ છે, આ અંગ છે તથા આ મસ્તક છે, એવી રીતે અતિ વિકારવાળું મન જ કલ્પના કરે છે.[૪૭] મન પોતે નિશ્ચયપણાથી એક જીવમાંથી બીજા જીવપણાને પામે છે. એ પ્રમાણે અહંકારથી મન પોતે અનેકપણાને પામે છે.[૪૮] બીજાં પાર્થિવ શરીર છે નહિ, તોપણ મન દેહની વાસનાએ કરીને, પોતાની ઇચ્છાથી બીજાં પાર્થિવ શરીરોને જુએ છે.[૪૯] આ પ્રમાણે કલ્પના કરનારું મન જ્યારે સત્ય પરમાત્માનો વિચાર કરે છે, ત્યારે શરીરની ભાવનાનો ત્યાગ કરીને પરમ નિર્વૃત્તિ પામે છે.[૫૦] તમે જ્યારે સમાધિમાં હતા, ત્યારે આ તમારા પુત્રનું મન, પોતાના મનોરથના માર્ગ દ્વારા ઘણે દૂર ચાલ્યું ગયું.[૫૧] માળામાંથી ઊડીને પક્ષી આકાશમાં જાય, તેવી રીતે તમારા પુત્રનું મન આ દૃશ્યમાન દેહનો મંદર પર્વતમાં ત્યાગ કરીને, ઇંદ્રલોકમાં ગયું.[૫૨] હે મુનિ! જેમ ભ્રમર કમલિનીનું સેવન કરે, તેમ ત્યાં ગયા પછી મંદારવૃક્ષની કુંજમાં, પારિજાત વૃક્ષની તળે, નંદનવનમાં અને લોકપાલના નગરમાં બત્રીસ યુગ સુધી તે મહાતેજસ્વીએ વિશ્વાચી નામની અપ્સરાનું સેવન કર્યું.[૫૩,૫૪] ત્યાર પછી રાત્રીનાં ઝાકળનો ક્ષય થાય, તેમ તીવ્ર વેગથી થયેલા સંકલ્પને લીધે તેના કલ્પિત પુણ્યનો ક્ષય થયો.[૫૫] એટલે પુષ્પનાં આભરણો કરમાઈ ગયાં, અવયવનો ઉલ્લાસ ખિન્ન થઈ ગયો અને પાકેલું ફળ પૃથ્વી ઉપર પડે, તેવી રીતે પેલી અપ્સરા સહિત તે પૃથ્વી ઉપર પતન પામ્યો.[૫૬] એ પ્રમાણે

દેવતાના શરીરનો ત્યાગ કરીને ભૂતાકાશમાં પ્રાપ્ત થયા પછી, તેણે પૃથ્વીમાં જન્મ ધારણ કર્યો.[૫૭] પ્રથમ દશાર્ણ દેશમાં બ્રાહ્મણને ઘેર તેનો જન્મ થયો, ત્યાર પછી તે કોશલ દેશમાં રાજા× થયો. ત્યાર પછી તે પારધી થયો અને ત્યાર પછી તે ત્રિપથગા નદીને કાંઠે હંસની યોનિમાં જન્મ્યો.[૫૮] પછી તે સૂર્યવંશમાં 'પૌંડ્ર' નામનો રાજા થયો અને પછી તે સૌર તથા શાલ્વદેશમાં બીજાને મંત્રનો ઉપદેશ કરનાર થયો. ત્યાર પછી એક કલ્પ સુધી વિદ્યાધરની યોનિમાં તેનો જન્મ રહ્યો.[૫૯] ત્યાર પછી પાછો બ્રાહ્મણને ઘેર તેનો જન્મ થયો. પછી તે મદ્રદેશમાં રાજા થયો અને ત્યાર પછી તે 'સમંગા' નામની નદીને કાંઠે તપસ્વી બ્રાહ્મણને ઘેર જન્મ્યો અને તેનું 'વાસુદેવ' નામ પડ્યું.[૬૦] એ ઉપરાંત તેની વાસનાને લીધે બીજી કેટલીક વિષમ તથા વિચિત્ર યોનિમાં પણ તેનો જન્મ થયો હતો.[૬૧] વિંધ્યાચળમાં તથા કૈકટદેશમાં તે ભીલ થયો હતો, સૌવીર+ દેશમાં તે રાજા થયો હતો અને ત્રિગર્ત÷ દેશમાં તે ગધેડો થયો હતો.[૬૨] કિરાત દેશમાં તેનો વાંસની ઝાડીમાં જન્મ થયો હતો, ચીન દેશમાં તેણે હરણની યોનિમાં અવતાર લીધો હતો. તાલના વૃક્ષની નીચે તે સર્પરૂપે ઉત્પન્ન થયો હતો અને તમાલના ઝાડ નીચે તે વનકુક્કુટ (વનનો કૂકડો) થયો હતો.[૬૩] પ્રથમ જ્યારે તે મંત્રને જાણનાર થયો હતો, ત્યારે વિદ્યાધરના નગરની પ્રાપ્તિ થાય એવી વિદ્યાનો તેણે જપ કર્યો હતો.[૬૪] તેથી હે બ્રહ્મન્! તેનો વિદ્યાધરની યોનિમાં જન્મ થયો હતો. તે સમયે તે હાર, કુંડળ તથા મુકુટથી તેમ જ પોતાની લીલાથી સ્ત્રીઓને આનંદ ઉપજાવનાર હતો.[૬૫] આથી નાયિકારૂપી કમલિનીનો સૂર્ય હોય અને કામદેવની બીજી મૂર્તિ હોય, તેવી રીતે તે વિદ્યાધરની સ્ત્રીઓને પ્રિય હતો તેમજ ગંધર્વનગરના ભૂષણરૂપ હતો.[૬૬] એ પ્રમાણે એક કલ્પ સુધી તે વિદ્યાધર રહ્યો. ત્યાર પછી કલ્પસમયે જ્યારે બાર સૂર્યોનો સાથે ઉદય થયો, ત્યારે પતંગ અગ્નિમાં ભસ્મ થઈ જાય, તેવી રીતે તે સૂર્યનાં કિરણથી ભસ્મ થઈ ગયો. પછી માળા વિનાની પક્ષિણી જેમ આકાશમાં ભમે, તેમ તેની વાસના જગતના નિર્માણરહિત વિસ્તારવાળા આકાશમાં ભમવા લાગી.[૬૭,૬૮] ત્યાર પછી બ્રહ્માની રાત્રી સમાપ્ત થઈ, ત્યારે વિચિત્ર આરંભ કરનાર સંસારની રચનાનો પ્રારંભ થયો.[૬૯] તેમાં એ તમારા પુત્ર શુક્રાચાર્યની વાસના ચલાયમાન થઈ બ્રાહ્મણપણાને પામી, તેથી આજ સત્યયુગમાં પૃથ્વીમાં બ્રાહ્મણને ઘેર તેનો જન્મ થયો છે.[૭૦] હે મુનિ! તેનું 'વાસુદેવ' એવું નામ છે, તે બુદ્ધિમાનોના સમૂહમાં જન્મ્યો છે અને તેણે સમગ્ર શાસ્ત્રોનું અધ્યયન કર્યું છે.[૭૧] હે મહામુનિ! આ પ્રમાણે તમારો પુત્ર શુક્ર એક કલ્પ સુધી વિદ્યાધરપણું ભોગવીને, બ્રાહ્મણની યોનિમાં જન્મ્યો છે અને હમણાં તે સમંગા નદીને કાંઠે તપશ્ચર્યા કરે છે. આમ વિવિધ પ્રકારની વિષયવાસનાને અનુસરીને, તમારો પુત્ર જગતમાં ખેર તથા કરંજના જેવી ભયંકર ગુહા જેવા વિચિત્ર ગર્ભવાસમાં તથા અતિ ગાઢ વનસ્થલીમાં ભમ્યો છે.[૭૨,૭૩]

विविधविषयवासनानुवृत्त्या खदिरकरंजकरालकोटरासु । जगति जठरयोनितां प्रयातो गहनतरासु च काननस्थलीषु ॥ ७३ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'કાલવચન' નામનો સર્ગ ૧૦મો સમાપ્ત**

× શુક્રાચાર્યના રાજા, પારધી તથા હંસ વગેરે અવતાર પ્રથમ લખ્યા નથી; તોપણ અહીં લખ્યા છે, તે પરથી અવતાર થયા છે, એમ સમજવાનું છે.

+ સૌવીર દેશને હાલમાં કચ્છ કહે છે.

÷ ત્રિગર્ત દેશને હાલમાં પંજાબ કહે છે.

# સર્ગ ૧૧મો*

## ભૃગુઋષિ અને કાળનો સંવાદ

काल उवाच

अद्योद्दामतरंगौघमांकाररणितानिले ।
तीर एव तरंगिण्यास्तपस्तपति ते सुतः ॥ १ ॥

**કાળ બોલ્યો :** હે ભૃગુ! જ્યાં ઊંચા ઊંચા તરંગોના સમૂહોના ધ્વનિથી પવન રણકાર કરે છે, ત્યાં સમંગાનદીને કાંઠે તમારો પુત્ર આજ તપ કરે છે.[૧] તેણે જટા વધારી છે તથા રુદ્રાક્ષના બેરખા ધારણ કર્યા છે તથા સર્વ ઇંદ્રિયોનો ભ્રમ જીત્યો છે. એવી રીતે સ્થિર તપમાં તેને આઠસો વર્ષ થયાં છે.[૨] માટે હે મહામુનિ! જો તમને સ્વપ્ન તથા મનના ભ્રમરૂપ એવા તમારા પુત્રને જોવાની ઇચ્છા હોય, તો તમે જ્ઞાનદષ્ટિથી સમાધિ કરીને તેને જુઓ.[૩]

**વસિષ્ઠ બોલ્યા :** જગતના ઈશ્વર તથા સમાન દૃષ્ટિવાળા કાળે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે મુનિએ પોતાના પુત્રનું ચરિત્ર જ્ઞાનદૃષ્ટિથી જોયુ. તે સમયે બુદ્ધિરૂપી દર્પણમાં પ્રતિબિંબરૂપે રહેલું પોતાના પુત્રનું સઘળું વૃત્તાંત એક મુહૂર્તમાં તેમના જોવામાં આવ્યુ.[૪,૫] એ પ્રમાણે તેમણે સમંગાનદીને કાંઠે પોતાનો પુત્ર તપ કરે છે, ત્યાં સુધીનું તેનું વૃત્તાંત જોયું. પછી પુત્રની ચિંતાનો ત્યાગ કરીને તેમણે મંદરપર્વતમાં કાળની પાસે રહેલા પોતાના શરીરમાં પાછુ અનુસંધાન કર્યું.[૬] ત્યાર પછી વિસ્મયથી આશ્ચર્યવાળી દૃષ્ટિ વડે તેમણે કાળના તરફ સ્નેહભરી નજર કરી. પછી રાગરહિત થયેલા તે ભૃગુઋષિએ વીતરાગ એવા કાળને આ વચન કહ્યાં :[૭] 'હે ભગવન્! હે ભૂતભવ્યેશ! અમારું ચિત્ત રાગ વગેરેથી મલિન થયેલું છે, માટે અમે અજ્ઞાની છીએ; તમારા જેવાઓની બુદ્ધિ તો ત્રણ કાળને જાણનારી છે.[૮] અનેક પ્રકારના વિકારથી યુક્ત આ જગતની સ્થિતિ અસત્ય છતાં સત્ય હોય તેમ જણાય છે અને તે વિદ્વાન માણસને પણ ભ્રમ ઉત્પન્ન કરે છે. ઇંદ્રજાળની પેઠે માયા અને મોહ ઉત્પન્ન કરનાર મનોવૃત્તિનું રૂપ તમે જ જાણો છો અને તે તમારી અંદર જ રહેલુ છે. હે ભગવન્! આ મારા પુત્રનું કલ્પ સુધી મૃત્યુ થાય જ નહિ, એમ હુ જાણતો હતો તે છતાં તેને મરેલો જોવાથી મારા મનને સંભ્રમ ઉત્પન્ન થયો, કે મારા પુત્રના આયુષ્યનો ક્ષય થયો નથી, તોપણ કાળ તેનું હરણ કરી ગયો! એવી રીતે દૈવના પરવશપણાથી મારી તુચ્છ ઇચ્છાનો ઉદય થયો.[૯–૧૨] હે વિભુ! અમે સંસારની ગતિને જાણીએ છીએ, તોપણ સંપત્તિ અને આપત્તિને લીધે હર્ષ અને ખેદને વશ થઈએ છીએ.[૧૩] હે ભગવન્! અયોગ્ય કાર્ય કરનાર ઉપર ક્રોધ કરવો તથા યોગ્ય કાર્ય કરનાર ઉપર પ્રસન્ન થવું, એવી સંસારમાં સ્થિતિ રહેલી છે.[૧૪] હે જગદ્ગુરુ! અમુક કાર્ય અવશ્ય કરવું જોઈએ તથા અમુક કાર્ય ન કરવું જોઈએ, એવો જ્યાં સુધી નિશ્ચય છે, ત્યાં સુધી જ જગતનો ભ્રમ છે; પણ તે જગતના ભ્રમનો તથા ક્રોધ અને પ્રસન્નતાના નિયમનો પણ ત્યાગ કરવો જોઈએ.[૧૫] તમે નિયતિનું પાલન કરનાર છો, એ વિષે કાંઈ પણ વિચાર કર્યા વિના, મેં તમારા ઉપર ક્રોધ કર્યો છે, તેથી હું શિક્ષાને પાત્ર થયેલો છું.[૧૬] હે દેવ! તમે મારા પુત્રના ચેષ્ટિતનું મને સ્મરણ કરાવ્યું, તેથી સમંગાનદીને કાંઠે મેં મારા પુત્રને જોયો. આ જગતમાં મન છે, તે જ ભૌતિક શરીરની કલ્પના કરે છે, માટે ભૌતિક શરીર અને બીજું મનરૂપી શરીર એમ બે શરીરો છે. એ મનરૂપી શરીર વડે આ જગતની ભાવના થાય છે.[૧૭,૧૮]

* આ અગિયારમા સર્ગમાં પુત્રનું વૃત્તાંત જોવાથી ભૃગુની યોગદશાનુ તથા 'જગતની સ્થિતિ મનની ક્રીડામાત્ર છે' એ વિષેનુ કાળના સવાદ દ્વારા વર્ણન કરવામાં આવશે.

કાળ બોલ્યો : હે બ્રહ્મન્! તમે સાચું કહ્યું. મન છે તે જ શરીર છે. કુંભાર જેમ ઘડો કરે છે, તેમ મન સંકલ્પથી દેહને ઉત્પન્ન કરે છે.[૧૯] બાળક જેવી રીતે ભૂતની કલ્પના કરે, તેવી રીતે મન મોહથી સંકલ્પ કરીને નહિ કરેલા આકારને કરે છે તથા કરેલા આકારનો નાશ કરે છે.[૨૦] સંભ્રમ થવો, સ્વપ્ન થવું, મિથ્યા જ્ઞાન થવું તથા ગંધર્વનગર વગેરે અસત્ આકાર નજરે આવવા, એ બધી શક્તિ મનમાં રહેલી છે.[૨૧] હે મહામુનિ! આ સ્થૂલ દૃષ્ટિની દશાના આધારથી મન તથા શરીર એવી રીતે પુરુષની બે કાયા છે, એમ કહેવામાં આવે છે.[૨૨] હે મુનિ! આ ત્રણ જગતનું મનના મનનમાત્રથી નિર્માણ થયેલું છે અને તે સત્ પણ નથી તેમ અસત્ પણ નથી, તેથી તે અનિર્વચનીય છે.[૨૩] ચિત્ત અને દેહની અવયવરૂપ લતા હોય તેવી રીતે વૃદ્ધિ પામેલી ભેદની વાસનાને લીધે, અજ્ઞાનથી થયેલા બે ચંદ્રમાના જ્ઞાનની જેમ આ જગતનું અનેકપણું ઉત્પન્ન થયેલું છે.[૨૪] ભેદવાસના વડે પદાર્થના સમૂહને જોનારું મન, ઘટ–પટ વગેરે સર્વ પદાર્થને ભિન્નભિન્ન જુએ છે.[૨૫] 'હું કૃશ છું, હું દુઃખી છું અને હું મૂઢ છું' ઇત્યાદિ ભાવોની ભાવના કરનારું મન પોતાના વિકલ્પથી થયેલા સંસારીપણાને પામે છે.[૨૬] મનનથી થયેલું આ કૃત્રિમ રૂપ મારું નથી; કારણકે તે કૃત્રિમ રૂપનો ત્યાગ કરવાથી મન શાંત અને સનાતન બ્રહ્મનું જ સ્વરૂપ થઈ રહે છે. હવે વિસ્તારવાળો એક સમુદ્ર છે, તેમાં અનેક તરંગો છે; તે સ્પન્દના અભાવવાળો હોવાથી મોટા કલ્લોલોથી શોભે છે. તે જળરૂપ છે, સમાન છે, સ્વચ્છ છે, શુદ્ધ છે, સ્વાદિષ્ટ છે, શીતળ છે, અવિનાશી છે, વિસ્તીર્ણ છે, મહામહિમાવાળો છે અને સ્ફુટ છે. તેને વિષે નાનો તરંગ, પોતાના સ્વભાવથી જ્યારે પોતાના રૂપની ભાવના કરે છે, ત્યારે પોતાના વિકલ્પથી 'હું નાનો છું' એવી ભાવના કરે છે. તેમાં મોટો તરંગ પોતાના સ્વભાવથી જ્યારે પોતાના રૂપની ભાવના કરે છે, ત્યારે પોતાના વિકલ્પથી 'હું મોટો છું' એવી ભાવના કરે છે.[૨૭–૩૧] વળી નાનો તરંગ 'મારું રૂપ ભ્રષ્ટ થયું છે' એમ માનીને પાતાળની ભાવના કરે છે અને પડી જવાના ભયથી તીરની ભૂમિ પ્રત્યે જાય છે.[૩૨] 'એક પળ પહેલાં જ મારો જન્મ થયો છે' એમ માનીને, કોઈ તરંગ કિરણથી યુક્ત થઈને, રત્નસમૂહ સહિત પોતાની કાંતિથી આનંદ પામે છે.[૩૩] જ્યારે તરંગમાં ચંદ્રનું પ્રતિબિંબ પડે છે, ત્યારે 'હું શીતળ છું' એમ તે માને છે. કાંઠે રહેલા પર્વતના દાવાનળનું જ્યારે તરંગમાં પ્રતિબિંબ પડે છે, ત્યારે 'મારું શરીર બળે છે' એમ માનીને તે ભય પામે છે, તેમ જ 'હું દગ્ધ થયો છું' એમ માનીને, મૌન ધારણ કરી તે કંપવા લાગે છે. જ્યારે તરંગમાં કાંઠે રહેલા પર્વત તથા વનનાં વૃક્ષનું પ્રતિબિંબ પડે છે, ત્યારે 'હું મોટા આરંભના આડંબરથી યુક્ત છું' એમ માની તે પોતાના કૃતાર્થપણાથી શોભે છે. જ્યારે તરંગમાં ચપળ પવન પ્રવેશ કરે છે, ત્યારે ચપળ શરીરનો અત્યંત નાશ થવાથી 'હું ખંડ ખંડ થઈ ગયો છું' એમ માની તે રુદન કરતો હોય એમ દેખાય છે. આમ છતાં તે તરંગો જળધારી સમુદ્રથી જુદા નથી, તેમ તેનું કાંઈ સત્ તથા અસત્મય રૂપ પણ નથી. હ્રસ્વ–દીર્ઘ વગેરે ગુણ મોજાંમાં નથી, તેમ તે મોજાં હ્રસ્વ–દીર્ઘ વગેરે ગુણમાં નથી.[૩૪–૩૮] સમુદ્રમાં તરંગ રહેલા નથી, તેમ નથી રહેલા એમ પણ નથી. માત્ર સમુદ્રમાં જે તરંગો જોવામાં આવે છે, તે સંકલ્પથી જુદાપણાના ભેદ માટે કલ્પેલા છે.[૩૯] વારંવાર તરંગોનો નાશ થાય છે તથા વારંવાર તે ઉત્પન્ન થાય છે. જ્યારે તે એકબીજામાં ભેળસેળ થાય છે, ત્યારે તેમાં ભિન્નતા જણાતી નથી.[૪૦] પણ તે સર્વ તરંગનું એક જળ એ જ સામાન્ય-

રૂપ છે, તે જ પ્રમાણે વિસ્તારવાન, સ્વચ્છ, શુદ્ધ, નિરામય, બ્રહ્મમાત્ર, વિસ્તારવાળા, રૂપવાન, સર્વ-શક્તિમાન તથા આદિ અને અંતથી રહિત બ્રહ્મને વિષે વિચિત્ર આચારથી ચંચળ એવું આ જગત, અભિન્ન છતાં ભિન્ન દેખાય છે અને અનેક પ્રકારની શક્તિથી પોતાના શરીરમાં અનેક પ્રકારની સ્થિતિ પામે છે.[૪૨–૪૩] જળમાં તરંગ રહેલા છે, તેવી રીતે બ્રહ્મને વિષે સ્ત્રી, પુરુષ, નપુંસકના રૂપે કરીને બ્રહ્મ જ રહેલું છે. બ્રહ્મ વિના જગતના નામની કલ્પના છે નહિ, થઈ નથી અને થશે પણ નહિ. ખરું જોતાં બ્રહ્મ અને જગતમાં કાંઈ પણ ભેદ નથી.[૪૪,૪૫] માટે આ સંપૂર્ણ જગત બ્રહ્મરૂપ જ છે, એમ યત્નથી નિશ્ચય કરો અને અન્ય સર્વ પદાર્થનો ત્યાગ કરો.[૪૬] અનેક પ્રકારના રૂપવાળી, એક રૂપવાળી, હજારો વૈરૂપ્ય કરનારી અને નિયત આકારવાળી નિયતિ (પદાર્થની સત્તા) પદાર્થમાં રહી છે. જડ પદાર્થમાં જડરૂપ સત્તા રહેલી છે અને ચૈતન્ય પદાર્થમાં ચૈતન્યરૂપ સત્તા રહેલી છે. એ પ્રમાણે વાસનારૂપિણી શક્તિ આત્માના પોતાના સ્વરૂપમાં રહેલી છે. અનેક પ્રકારના રૂપવાળા સ્પંદથી જેમ સમુદ્ર ફુરાયેલો છે, તેમ જે આ વિસ્તારવાળા આકારવાળું જણાય છે તે બ્રહ્મરૂપ જ છે.[૪૭–૪૯] સમુદ્રનું જળ સમુદ્રમાં જેવી રીતે અનેકપણાનો (વિચિત્ર મોજાંનો) અંગીકાર કરે છે, તેવી રીતે આત્મા પોતે અનેક પ્રકારના આકારે કરીને વિહાર કરવાથી અનેકપણાનો અંગીકાર કરે છે.[૫૦] પણ સમુદ્રનાં તરંગો જેમ સમુદ્રથી જુદા નથી, તેમ આ જગતરૂપી સમગ્ર કલ્પના પરમાત્માથી જુદી નથી.[૫૧] જેવી રીતે એક બીજમાં શાખા, પુષ્પ, લતા, પત્ર તથા ફળ વગેરે ઉત્પન્ન થવાની સર્વ શક્તિ રહેલી છે અને આકરા તડકામાં જેમ વિચિત્ર વર્ણપણું રહેલું છે, તેમ સત્–અસતરૂપ વિચિત્ર શક્તિ પરમાત્મામાં રહેલી છે.[૫૨,૫૩] એક જ વર્ણવાળા મેઘમાંથી જેમ વિચિત્ર વર્ણવાળું ઇંદ્રધનુષ ઉત્પન્ન થાય છે, તેમ વિચિત્રતાથી રહિત એક પવિત્ર પદમાંથી, વિચિત્ર રૂપવાળી આ દશ્યસ્થિતિ ઉત્પન્ન થયેલી છે. કરોળિયો અજડ છે, તેમાંથી જડતંતુનો ઉદય થાય છે તથા અજડ પુરુષમાંથી જેમ સ્વપ્નના રથ વગેરે જડ વસ્તુની ઉત્પત્તિ થાય છે, તેમ જ અજડ વસ્તુમાંથી જડપણાના હેતુરૂપ જડતા ઉત્પન્ન થાય છે.[૫૪,૫૫] હે બ્રહ્મન્! કોશેટો કરનાર કીડો પોતાની ઇચ્છાથી પોતાનું જ બંધન થાય એવી ક્રિયા કરે છે, તેમ આત્મા પોતે પોતાના બંધ માટે વાસનાની વિચિત્રતાનો વિસ્તાર કરે છે. કોશેટો કરનાર કીડો વિસ્મૃતિથી જેમ મજબૂત બંધન કરે છે, તેમ આત્મા પોતાની ઇચ્છાથી વિસ્મૃતિની ભાવના કરીને કઠિન બંધન કરે છે. હાથી જેવી રીતે પોતાની ઇચ્છાથી પોતાના બંધનસ્તંભથી મુક્ત થાય છે, તેવી રીતે આત્મા પણ પોતાની ઇચ્છાથી પોતાના સ્વરૂપનો સાક્ષાત્ અનુભવ કરીને સંસારના બંધનથી મુક્ત થાય છે.[૫૬–૫૮] આત્મા પોતે જેવી ઇચ્છા કરે છે, તેવી રીતે શીઘ્ર અને મહાન પોતાની શક્તિ વડે પરિપૂર્ણ થાય છે.[૫૯] ઘણા દિવસની ભાવના વડે દૃઢ કરેલી વાસનારૂપી શક્તિ, વર્ષાઋતુના ગાઢ ઝાકળ પેઠે પોતાના યોગસ્વરૂપને પામે છે.[૬૦] જે ઋતુ જેવી રીતે સ્થિતિ પામે છે, તેવી જ રીતે ઋતુને અનુસરીને, વૃક્ષની સ્થિતિ પોતાની મેળે થાય છે. તે જ પ્રમાણે જે શક્તિ ઉદય પામે છે, તે જ શક્તિમય આત્મા પણ થાય છે.[૬૧] છતાં આત્માને મોક્ષ પણ નથી તેમ બંધન પણ નથી; ત્યારે બંધન અને મોક્ષની દૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થઈ તે હું જાણતો નથી. (સારાંશ કે, બંધ અને મોક્ષની કલ્પના અજ્ઞ–દૃષ્ટિથી છે, પણ જ્ઞાન–દૃષ્ટિથી નથી).[૬૨] બંધન પણ નથી, તેમ મોક્ષ પણ નથી; તે છતાં પુરુષ બંધન અને મોક્ષના વિકારવાળો જણાય છે; કારણ કે તેનું નિત્યસ્વરૂપ અવિદ્યારૂપી

વાસનાએ કરીને, ભોક્તૃ–ભોગ્યાદિ ભાવથી ઢંકાયેલું છે અને તે જ માયામય જગત છે.[૬૩] જ્યારે આત્મા પોતાના ચિત્તમાં વિચાર કરે છે, ત્યારે કોશકારની પેઠે અવિદ્યાએ કરીને બંધન થાય છે અને તેમાંથી અન્યોન્યરૂપ વિકલ્પિત શરીરવાળી કરોડો મનની શક્તિ ઉત્પન્ન થાય છે.[૬૪,૬૫] સમુદ્રમાંથી થયેલાં મોજાં તથા ચંદ્રમાંથી નીકળેલાં કિરણો સમુદ્રમાંથી અને ચંદ્રમાંથી જ ઉત્પન્ન થયેલાં છે, તેમાં જ રહે છે તથા તેનું ભિન્ન રૂપ પણ છે; તે જ પ્રમાણે આત્મામાંથી ઉત્પન્ન થયેલું આ જગત છે. આ સ્પંદમય અને વિસ્તારવાળા પરમાત્મારૂપી સમુદ્રમાં, ચિન્માત્રરસથી શોભતું ચૈતન્યરૂપી જળ રહેલું છે. તેમાં કેટલાંક મોજાં સ્થિર બ્રહ્મા તથા વિષ્ણુપણાને પામેલાં છે, કેટલાંક રુદ્રપણાને પામેલાં છે, કેટલાંક પુરુષપણાને પામેલાં છે અને કેટલાંક દેવપણાને પામેલાં છે. તે મોજાં સ્વભાવથી ઉત્પન્ન થાય છે. (તેમાં કેટલાંક યમ, ઇંદ્ર, સૂર્ય, અગ્નિ તથા કુબેર વગેરે રૂપે સ્ફુરે છે. ચપળ ઇચ્છાવાળાં તે મોજાં નાશ પામે છે, ઉત્પન્ન થાય છે તથા સ્થિર રહે છે. કેટલાંક ઉગ્ર મોજાં કિન્નરગણ, ગંધર્વગણ, વિદ્યાધરગણ તથા દેવતા વગેરેના રૂપથી ઉત્પન્ન થાય છે તથા પડે છે. કેટલાંક મોજાં કમળની પેઠે સ્થિર આકારવાળાં હોય છે, તેમ જ દેવતા અને મનુષ્યની પેઠે કેટલાંક મોજાં ઉત્પન્ન થઈને પાછાં નાશ પામે છે.) કેટલાંક કૃમિ, કીટ, પતંગ, સર્પ, બળદ, મચ્છર તથા અજગર વગેરેના રૂપે રહેલાં છે. કેટલાંક મોટા સમુદ્રમાં જળનાં બિંદુની પેઠે સ્ફુરે છે. વનમાં પર્વતની કુંજમાં જેવી રીતે વાયુના પ્રબળપણાથી વૃક્ષ ચપળપણે ડોલ્યા કરે છે, તેવી રીતે તે મોટા સમુદ્રમાં મનુષ્ય, મૃગ, ગીધ તથા શિયાળરૂપે કેટલાંક મોજાં સ્ફુરે છે.[૬૬–૭૦] તેમાંનાં કેટલાંકનું દીર્ઘ જીવિત છે, કેટલાંકનું અલ્પ જીવિત છે, કેટલાંકનું તુચ્છ શરીર છે અને કેટલાંકનું અતુચ્છ શરીર છે.[૭૧] સંસારના સ્વપ્નરૂપી આડંબરમાં કેટલાંક મોજાં ચિરસ્થાયી છે, કેટલાંક અનેક પ્રકારના વિકલ્પથી મોહ પામેલાં છે અને કેટલાંક જગતના સ્થિરપણાની સંભાવના કરે છે.[૭૨] કેટલાંક અલ્પ ભાવનાવાળાં હોય છે, કેટલાંક દીનતાના દોષથી વશ થયેલાં હોય છે તથા કેટલાંક 'હું કૃશ છું, હું દુઃખી છું અને હું મૂઢ છું' એવી રીતના દુઃખથી વશ થયેલાં હોય છે.[૭૩] કેટલાંક સ્થાવરપણાને પામેલાં છે, કેટલાંક દેવપણાને પામેલાં છે, કેટલાંક પુરુષપણાને પામેલાં છે અને કેટલાંક સમુદ્રપણાને પામેલાં છે.[૭૪] તેમાંનાં કેટલાંક જગતમાં ઘણા કલ્પ સુધી મોક્ષ પામ્યા વિના પડ્યાં રહે છે અને કેટલાંક ચંદ્રની પેઠે જ્ઞાનામૃતથી સંપૂર્ણ હોવાથી શુદ્ધતાને લીધે પરમ મોક્ષપદવીને પામે છે. એ પ્રમાણે બ્રહ્મરૂપી સમુદ્રમાંથી 'મનન' એવા નામના ચિત્તસંવેદનરૂપી ચપળ મોજાં ઉત્પન્ન થયેલાં છે [૭૫]

कश्चित् स्थिता जगति कल्पशतान्यनल्पाः कश्चिद्व्रजंति परमं पदमिन्दुशुद्धाः । ब्रह्मार्णवात्समुदिता लहरी विलोलाश्चित्संविदो हि मननापरनामवत्यः ॥ ७५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'સંસારપ્રવૃત્તિદર્શન' નામનો સર્ગ ૧૧મો સમાપ્ત

## સર્ગ ૧૨ મો[×]

## મોહથી થયેલી વિચિત્રતાની વિવર્તતા

काल उवाच

सुरासुरनराकारा इमा या संविदो मुने ।
ब्रह्मार्णवादभिन्नास्ताः सत्यमेतन्मृषेतरत् ॥ १ ॥

કાળ બોલ્યો : હે મુનિ! દેવતા, દૈત્ય અને મનુષ્યના આકારનું જે આ જ્ઞાન છે, તે બ્રહ્મરૂપી સમુદ્રથી અભિન્ન છે, એ વાત સત્ય છે અને ભિન્ન

× આ બારમા સર્ગમાં અગિયારમા સર્ગમાં કહેલા સમુદ્ર તથા તરંગના દૃષ્ટાંતથી આત્માને પ્રાપ્ત થયેલું વિકારીપણું મટાડીને મોહથી થયેલી વિચિત્રતાનું વિવર્તપણું કહેવામાં આવશે.

છે, એ માનવું મિથ્યા છે.[1] હે બ્રહ્મન્ ! જેઓ પોતાના વિકલ્પથી કલંકિત થયા છે, તેઓ મિથ્યા ભાવનાએ કરીને 'અમે બ્રહ્મ નથી' એમ અંતઃકરણમાં નિશ્ચય થવાથી અધોગતિ પામી ગયા છે.[2] બ્રહ્મરૂપી સમુદ્રમાં ગયા હોય તોપણ બ્રહ્મરૂપી જુદાપણાનું ભાન રાખનાર ભયંકર ભવાટવીમાં મોહથી ભમ્યા કરે છે.[3] દેહાત્મભાવનું વારંવાર અનુસંધાન કરવાથી બ્રહ્મ સંબંધી જ્ઞાન જ્યારે કલંકિત થાય છે, ત્યારે તે પુણ્ય અને પાપની પ્રવૃત્તિના બીજરૂપ છે; તે છતાં નિષ્ક્રિય બ્રહ્મરૂપ જ છે, એમ તમે સમજો.[4] હે મુનિ! અંતઃકરણમાં સંકલ્પરૂપ કલ્પનાએ કરીને કર્મ-જાળરૂપી કરંજનાં બીજની કરાળ મૂઠથી આ જગતમાં શરીરરૂપી પાષાણની પંક્તિનો વિસ્તાર થયેલો છે અને તે એમ ને એમ સ્થિતિ પામે છે, નૃત્ય કરે છે, રુદન કરે છે તથા કોઈ સમયે હાસ્ય પણ કરે છે.[5-6] સ્પંદનધર્મથી જેમ પવન રહેલો છે, તેમ બ્રહ્મલોકથી માંડીને થૂંમડા સુધી જગતમાં વિસ્તાર પામેલાં સર્વ ઉલ્લાસ પામે છે, લય પામે છે, કરમાઈ જાય છે તથા પ્રકાશ પામે છે.[7] તેમાંનાં કેટલાંક હરિ તથા હર વગેરે જ્ઞાન તથા ઐશ્વર્યના ઉત્કર્ષપણાથી અતિ સ્વચ્છ હોય છે, ઉરગગણ, મનુષ્ય તથા દેવતા વગેરે કેટલાંક અલ્પ મોહમાં રહેલાં હોય છે, વૃક્ષ તથા તૃણ વગેરે કેટલાંક અત્યંત મોહમાં રહેલાં હોય છે, કેટલાંક અજ્ઞાનમાં મૂઢ થવાથી કૃમિ તથા કીટપણા-ને પામેલાં છે, કેટલાંક ભ્રમરૂપી સમુદ્રથી દૂર તૃણ-ની પેઠે તણાઈ જાય છે અને ઉરગગણ (પેટે ચાલનાર સાપ વગેરે) તથા વૃક્ષ વગેરે કોઈ પણ ભૂમિને પ્રાપ્ત થયેલાં નથી. એ પ્રમાણે સંસરણના ક્રમથી મનુષ્ય વગેરેના ભાવને પામ્યા પછી તેઓ સંસારની વિશ્રાંતિના કારણભૂત એવી જ્ઞાનભૂમિનો ઉપદેશ શાસ્ત્ર દ્વારા જાણવા પ્રયત્ન કરે છે. છતાં પણ જેમ-જેમ જન્મ થાય છે, તેમતેમ કાળરૂપી વૃદ્ધ ઉંદર તેને ખોતર્યા જ કરે છે.[8-11] હરિ, બ્રહ્મા તથા હર વગેરે કેટલાક બ્રહ્મતત્ત્વરૂપી મોટા સમુ-દ્રની વચ્ચે આવીને પોતાના દેહ સહિત જીવન્મુ-ક્તપણાને પામી ગયાં છે.[12] કેટલાંક અલ્પ મોહ-વાળા બ્રહ્મરૂપી સમુદ્રનો પાર ન પામવાથી સમાધિનું જ અવલંબન કરી રહેલાં છે.[13] જેમણે કરોડો જન્મ ભોગવ્યા છે અને જેમને હજી કરોડો જન્મ ભોગવવાના છે, તે ભૂતજાતિઓ ઉચ્ચ દેહની પ્રાપ્તિએ કરીને પ્રકાશમાન છે; છતાં કામાંધતાને લીધે તામસી તથા નિષ્ફળ છે.[14] જેમ હાથમાંથી ફળ નીચું પડે છે, તેવી રીતે કેટલાંક ઉચ્ચપણામાંથી નીચપણાને પામે છે. કેટલાંક ઉચ્ચથી ઉચ્ચ થાય છે અને કેટલાંક નીચથી પણ નીચ થાય છે.[15] એ પ્રમાણે ઘણાં સુખ તથા દુઃખની અક્ષય ખાણરૂપ આ જીવપણું, પરમપદનું વિસ્મરણ થવાથી પ્રાપ્ત થાય છે. ગરુડનું સ્મરણ કરવાથી જેવી રીતે વિષવ્યથાની શાંતિ થાય છે, તેવી રીતે પરમપદનું સ્મરણ કરવાથી એ જીવપણાની શાંતિ થાય છે.[16]

बहुसुखदुःखकराकराक्षयेयं परमपदास्म-
रणात्समागतेह । परमपदावगमात्प्रयाति नाशं
विहगपतिस्मरणाद्विषव्यथेव ॥ १६ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો
'સંસારોત્પત્તિવિસ્તારવર્ણન' નામનો
સર્ગ ૧૨મો સમાપ્ત

## સર્ગ ૧૩ મો×

### મનની શક્તિનું વર્ણન અને ભૃગુએ શુક્ર પાસે જવાને કરેલી તૈયારી

काल उवाच

एतसां भूतजातीनामूर्मीणामिव सागरात् ।
विविधानां विचित्राणां लतानामिव माधवे ॥१॥

કાળ બોલ્યો : હે ઋષિ ! જેવી રીતે સાગ-

× આ તેરમા સર્ગમાં મનની શક્તિનું વર્ણન કરી, ભૃગુઋષિ તથા કાળે શુક્રાચાર્યની પાસે જવાને માટે તે સ્થાનકેથી ઉત્થાન કર્યું, એટલું કહેવાશે.

રમાંથી તરંગો ઉત્પન્ન થાય છે અને જેવી રીતે વસંતઋતુમાં વિવિધ તથા વિચિત્ર લતાઓ થાય છે, તેવી રીતે આ ભૂતજાતિઓ પરમાત્મામાંથી ઉદય પામી છે. એ ભૂતજાતિઓમાંથી જેમણે મોહને જીત્યો છે, તેમ જ જેમને પર તથા અવરનું જ્ઞાન થયું છે, તે જીવન્મુક્તો જ કૃતાર્થ છે. યક્ષો, ગંધર્વો તથા કિન્નરો તેવા કૃતાર્થ થયેલા છે અને તેઓ અહીં જીવન્મુક્તપણે વિચરે છે.[૧-૨] તે વિનાના બીજા સ્થાવર અને જંગમ જીવો તો ભીંત તથા લાકડાંની પેઠે મૂઢ છે. બીજા કેટલાક ક્ષીણ મોહવાળા છે, તેમને માટે શો વિચાર કરવો?[૩] લોકમાં જ્ઞાન થવાને યોગ્ય એવા પ્રાણીમાત્રની આત્મસિદ્ધિને અર્થે વિવેકી માણસે કલ્પેલાં શાસ્ત્રો જાણે દેહ ધારણ કરીને વિહાર કરે છે.[૪] જેમનું અંતઃકરણ શુદ્ધ છે તેવાં માણસો પોતાનાં દુષ્કર્મોનો નાશ થવા માટે જો શાસ્ત્રનો વિચાર કરે, તો તેમની બુદ્ધિ નિર્મળ થાય છે.[૫] સૂર્ય આકાશમાં વિહાર કરે છે તેથી રાત્રી સંબંધી અંધકારનો નાશ થાય છે, તેવી રીતે સત્શાસ્ત્રનો વિચાર કરવાથી મનના મોહરૂપી અંધકારનો નાશ થાય છે.[૬] જ્યાં સુધી મનનો ક્ષય થયો નથી, ત્યાં સુધી મોહ થાય છે અને સિદ્ધિ થતી નથી. ક્ષીણ નહિ થયેલું મન ઝાકળની જેમ આવરણ કરે છે અને ભૂતની પેઠે નૃત્ય કરે છે.[૭] હે મુનિ! સર્વ દેહધારી મનુષ્યમાત્રને મન છે, તે જ સુખ–દુઃખના અર્થને ભોગવે છે; પણ માંસમય શરીર સુખ–દુઃખના અર્થને ભોગવતું નથી.[૮] જે આ પાંચ મહાભૂતથી બનેલો માંસ તથા હાડકાંનો સમૂહ દેખાય છે, તે મનના વિકલ્પમાત્રથી છે; પણ પરમાર્થથી વિચાર કરતાં દેહ છે જ નહિ.[૯] હે મુનિ! તમારા પુત્રે મનરૂપી શરીર વડે જે કર્યું, તે તેને પ્રાપ્ત થયું છે, એમાં અમારો કાંઈ અપરાધ નથી. લોક પોતાની વાસનાને લીધે જે જે કર્મ કરે છે, તે તેવી જ રીતે તેને પ્રાપ્ત થાય છે, તેમાં બીજાને કર્તાપણું નથી. મનુષ્ય પોતાની મનોવાસના વડે અનુસંધાનથી જે નિશ્ચય કરે છે, તે માણસનો તે નિશ્ચય, બીજો પૃથ્વીનો રાજા હોય તોપણ કરવાને સમર્થ થતો નથી.[૧૦-૧૨] જે જે સર્ગ તથા નરકના ભોગ છે અને જે જે જન્મ તથા મરણની એષણા (ઇચ્છા) છે, તે સઘળું મનના મનન માત્રથી જ છે. માટે મનનું જરાક ચલન થવું, એ પણ દુઃખરૂપ છે.[૧૩] હે ભગવન્! હું તમને વધારે શું કહું? તમે ઊભા થાઓ અને અને જ્યાં તમારો પુત્ર છે ત્યાં આપણે જઈએ.[૧૪] તમારો પુત્ર શુક્ર પોતાના મનરૂપી શરીરથી સ્વર્ગનું સુખ ભોગવ્યા પછી, આકાશ વગેરેના ક્રમથી પૃથ્વીમાં અવતરી, ચંદ્રકિરણના સંયોગે કરી, ઔષધિમાં પ્રવેશ કરી અનુક્રમે અનેક જન્મ પામ્યો છે અને હમણાં સમંગા નદીને કાંઠે તપ કરતો બેઠો છે.[૧૫] તમારા પુત્ર શુક્રનો પ્રાણરૂપી પવન ચેતનશક્તિમાંથી મુક્ત થયા પછી ઝાકળપણાને પામ્યો અને પછી ચંદ્રકિરણના સંપર્કથી ધાન્ય દ્વારા પુરુષના વીર્યમાં પ્રવેશ કરી, તે સ્ત્રીના ગર્ભપણાને પામ્યો છે.[૧૬]

**વસિષ્ઠ બોલ્યા:** એ પ્રમાણે ભગવાન કાળે કહ્યું અને તે જાણે જગતની ગતિને હસવા લાગ્યા. પછી સૂર્ય જેમ ચંદ્રનો હાથ ઝાલે, તેમ કાળે પોતાનો હાથ લાંબો કરીને ભૃગુઋષિનો હાથ ઝાલ્યો.[૧૭] ત્યાર પછી સૂર્યદેવતા જેમ ઉદયાચળમાંથી ઊભા થાય, તેવી રીતે ભૃગુઋષિ 'અહો! દૈવની વ્યવસ્થા આશ્ચર્યકારક છે' એમ કહીને તે સ્થાનકેથી ઊભા થયા.[૧૮] હે અંગ! તેજના સમૂહરૂપ એ બન્ને જણા તમાલવૃક્ષની ઝાડીવાળા મંદારપર્વત ઉપર એક સાથે ઊભા થયા અને તેમણે સાથે પ્રયાણ કર્યું. તે સમયે જાણે પૂર્ણિમાના ચંદ્ર તથા સૂર્યે મેઘથી યુક્ત એવા નિર્મળ આકાશમાં વિહાર કરવા માટે પ્રયાણ કર્યું હોય, એવા તે બન્ને શોભતા હતા.[૧૯] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને

આટલે સુધી કથા કહી, ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનાં નિત્યકર્મ કરવા સારુ ત્યાંથી ઊઠીને સ્નાન કરવા ગઈ. પછી જ્યારે રાત્રી વીત્યા પછી સૂર્યનાં કિરણો ફૂટ્યાં, ત્યારે એ સભા પાછી વાલ્મીકિ પાસે આવી.[૨૦]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम। स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ २० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'ભૃગુસમાશ્વાસન' નામનો સર્ગ ૧૩મો સમાપ્ત

વાલ્મીકિનો આઠમો દિવસ સમાપ્ત

## सर्ग १४ मो×

### કાળ અને ભૃગુ શુક્રાચાર્ય પાસે ગયા અને તેમને પૂર્વદેહનું સ્મરણ કરાવી આપ્યું

वसिष्ठ उवाच

अथ कालभृगू देवौ मंदराचलकंदरात्।
गंतुं प्रवृत्तावपनौ समंगासरितस्तटम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! ત્યાર પછી કાળદેવ અને ભૃગુઋષિ મંદરપર્વતની ગુફામાંથી પૃથ્વીમાં ઊતર્યા અને તેમણે સમંગા નદીના તટ પ્રત્યે જવાની પ્રવૃત્તિ કરી.[૧] અત્યંત કાંતિવાળા તે બન્ને જણા જ્યારે પર્વત ઉપરથી ઊતરતા હતા, ત્યારે તેમણે નવી સુવર્ણમય લતાના સમૂહની કુંજમાં સૂતેલા દેવગણ તથા પક્ષીગણને દીઠા. તેઓ વલ્લીરૂપ વલય તથા હિંડોળાખાટેથી આકાશમાં ક્રીડા કરતા હતા અને તેમના હરિણીના જેવા મુગ્ધ કટાક્ષોથી કમળનું સ્મરણ થતું હતું. ત્યાર પછી તેમણે સિદ્ધગણને દીઠા. તેમણે ઊંચી પર્વતની શિલારૂપી આસનનો અંગીકાર કર્યો હતો. તેઓ જાણે મૂર્તિમાન ઉત્સાહ હોય એવા જણાતા હતા અને જાણે તેમણે લીલાથી ત્રણે જગતને જોયાં હતાં. ત્યાર પછી તેમણે મોટા હાથીઓ દીઠા. તેઓ નિરંતર પડતાં પુષ્પોની ધારાઓરૂપી મેઘમાં ડૂબ્યા હતા અને તાલવૃક્ષની જેમ તેમની સૂંઢ ઊંચી રહેલી હતી. તે હાથીઓ મદના ગર્વથી નિદ્રાળુ હતા અને મદની મૂર્તિ હોય એવા જણાતા હતા. વળી પુષ્પના કેસરાથી રંજિત થયેલા પવનના પરાગથી તેમના કેશ રાતા થયા હતા. ત્યાર પછી પર્વતને ચામર કરતા હોય તેવી રીતે રહેલા 'ચમર' જાતિના મૃગોને તેમણે જોયા. તે મૃગોએ નિરંતર પડતી પુષ્પની ધારારૂપી મેઘમાં મજ્જન કર્યું હતું.[૨–૭] ત્યાર પછી તેમણે કિન્નરગણ દીઠા. ત્યાર પછી તેમણે શાખા સુધી સરલપણાને પામેલાં ખજૂરનાં વૃક્ષો દીઠાં. ત્યાર પછી પરસ્પર ફળનાં તાડનરૂપી ક્રિયાથી રહિત એવા પોલા વાંસ તેમણે જોયા.[૮] ત્યાર પછી તેમણે રાતાં અને વિકૃત મુખવાળાં તથા કૂદવામાં કુશળ એવાં કેટલાંક વાંદરાં દીઠાં. ત્યાર પછી લતારૂપી ચંદરવાથી જેમનાં શિખર ઢંકાઈ ગયેલાં છે, એવાં ઉપવનરૂપી મંદિરો તેમણે જોયાં. ત્યાર પછી તેમણે મંદારવૃક્ષનાં પુષ્પથી જેમને પ્રહાર થયો છે એવા અપ્સરા સાથે ક્રીડા કરનાર સિદ્ધગણને દીઠા. તેઓ ધાતુથી રાતાં થયેલાં તથા છિદ્ર વિનાનાં વાદળાંરૂપી વસ્ત્રથી ઢંકાયેલા હતા. ત્યાર પછી તેમણે પર્વતની પાસેના દેશો દીઠા. તે દેશો બૌદ્ધ સંન્યાસીઓની જેમ સંસર્ગથી શૂન્ય હતા. ત્યાર પછી તેમણે કેટલીક નદીઓ જોઈ. તે નદીઓએ સાગરરૂપી પોતાના પતિ પાસે જવા સારુ, વસંતઋતુમાં થયેલાં પુષ્પ તથા પલ્લવના અલંકારનો ઉત્સાહથી અંગીકાર કર્યો હોય એવી જણાતી હતી. ત્યાર પછી તેમણે પવનથી કંપતાં તથા પુષ્પના ભારથી પુષ્ટ અંગવાળાં કેટલાંક વૃક્ષો જોયાં. તે વૃક્ષો વસંત-

× આ ચૌદમા સર્ગમાં ભૃગુઋષિ અને કાળે શુક્રાચાર્ય પાસે જઈને તેમને સમાધિમાંથી જાગૃત કર્યા અને પૂર્વના વૃત્તાંતનું સ્મરણ આપ્યું; તેથી શુક્રાચાર્યને ફરીથી મંદરપર્વતમાં જવાની ઇચ્છા થઈ, એટલી કથા કહેવાશે.

ઋતુની પ્રાપ્તિથી મદને લીધે હાલતાં હતાં તેમ જ તેમની અંદર રહેલાં ભ્રમરો નેત્રરૂપે જણાતા હતા. એ પ્રમાણે ભગવાન કાળ અને ભૃગુઋષિ ચારે બાજુથી પર્વતની શોભા જોતાજોતા સુંદર નગરથી શોભીતી પૃથ્વી પ્રત્યે આવ્યા.[૯-૧૩] ત્યાર પછી એક ક્ષણમાં તેઓ પુષ્પથી જેના તરંગ ચપળ થયેલા છે, એવી સમંગાનદીને કાંઠે આવ્યા. તે નદી પુષ્પમય દેખાતી હતી.[૧૪] તેના કાંઠા ઉપર કોઈએક સ્થળે ભૃગુઋષિએ પોતાના પુત્રને જોયો. તેમનો દેહાંતર થવાથી શુક્રભાવ મટી ગયો હતો.[૧૫] તેમની ઇંદ્રિયો શાંત થઈ હતી તથા તેમણે સમાધિ ચડાવી હતી. તેમનો મનરૂપી મૃગ ચંચળ નહોતો તથા ઘણા દિવસના શ્રમની શાંતિ સારુ, તેમણે લાંબા સમયથી વિશ્રાંતિ લીધી હતી.[૧૬] ઘણાક દિવસ ભોગવેલી ચિરકાળથી તજી દીધેલી અને હર્ષશોકથી ભરેલી સંસારસાગરની અનંત ગતિનું તે ચિંતવન કરતા હોય, એમ જણાતું હતું.[૧૭] અનંત જગતરૂપી આવર્ત (ફરી ફરીને આવવું તે)માં ચિરકાળ ફરવાથી અતિ ભ્રમિત થયેલા ચક્રની જેમ તે નિશ્ચળપણાને પામેલા હતા. તેમની એકાંતમાં સ્થિતિ હતી, તે પોતે મનોહર હતા અને કાંતિથી માત્ર તે પોતાનો આશ્રય કરીને રહ્યા હતા. તેમની ચેષ્ટા શાંત થવાથી ચિત્તનો સંભ્રમ તથા સંગ વિરામ પામ્યો હતો. તે નિર્વિકલ્પ સમાધિમાં રહ્યા હતા, સુખદુઃખ વગેરે દ્વંદ્વવૃત્તિથી વિરામ પામ્યા હતા અને પોતાની શીતળ બુદ્ધિથી અખિલ લોકની ગતિને જાણે હસતા હોય એવા જણાતા હતા. તેમણે પ્રવૃત્તિમાત્રનો તેમજ પ્રવૃત્તિનાં ફળનો ત્યાગ કર્યો હતો અને તેમણે કલ્પનાના સમૂહનો નાશ કરીને આત્મસુખનું આલંબન કર્યું હતું. અનંત વિશ્રાંતિથી વિસ્તાર પામેલા આત્મપદમાં તેમણે વિશ્રાંતિ લીધી હતી અને પ્રતિબિંબનું ગ્રહણ ન કરનાર શુદ્ધ મણિની જેમ તે (અસંગ) રહેલા હતા. ત્યાગ કરવાના તથા ગ્રહણ કરવાના સંકલ્પ-વિકલ્પથી તે રહિત હતા, તેમની બુદ્ધિ બોધવાળી હતી અને પોતે ધીરજવાન હતા. આવી જાતની સ્થિતિવાળા પોતાના પુત્ર શુક્રાચાર્યને ભૃગુઋષિએ સમંગાનદીને કાંઠે જોયા.[૧૮-૨૩] એવી રીતે ભૃગુઋષિના પુત્રને જોઈને કાળ ભગવાને સમુદ્રના જેવી ગંભીર વાણીથી ભૃગુને કહ્યું, કે 'આ તમારો પુત્ર છે.'[૨૪] ત્યારપછી તેમણે શુક્રને કહ્યું, કે 'જાગ્રત થાઓ.' એટલે મેઘના શબ્દથી જેમ મયૂર જાગ્રત થાય, તેમ શુક્રાચાર્ય સમાધિમાંથી વિરામ પામ્યા.[૨૫] તેમણે નેત્ર ઉઘાડીને જોયું, તો પોતાની સન્મુખ તેમણે ઉદય પામેલા ચંદ્ર અને સૂર્ય જેવા તે કાળ અને ભૃગુઋષિને જોયા. હવે શુક્રાચાર્ય કદંબની વેલના આસન ઉપરથી ઊભા થયા અને હરિ તથા હરની જેમ સાથે આવેલા તે સુંદર વિપ્રોને, તેમણે દંડવત્ પ્રણામ કર્યા.[૨૬-૨૭] પછી પરસ્પર યોગ્ય સત્કાર કરીને, શિલા ઉપર બેઠેલા તે ત્રણે જણા, મેરુપર્વતના ઉપર બેઠેલા જગત્પૂજ્ય બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવના જેવા શોભવા લાગ્યા.[૨૮] ત્યાર પછી હે રામ! સમાધિમાંથી વિરામ પામેલા અને સમંગા નદીને કાંઠે રહેલા તે બ્રાહ્મણે (શુક્રાચાર્યે) અમૃતના જેવાં સુંદર વચનથી કાળ અને ભૃગુઋષિને આ પ્રમાણે કહ્યુ:[૨૯] 'લોકમાં ચંદ્ર અને સૂર્ય સાથે આવવાથી જેવો આનંદ થાય છે, તેવો તમારાં દર્શનથી આજે મને આનંદ થયો છે.[૩૦] જે મનનો મોહ શાસ્ત્રથી, તપથી, જ્ઞાનથી તથા વિદ્યાથી પણ નાશ થતો નથી, તે મારા મનનો મોહ તમારાં દર્શનથી નાશ પામ્યો છે.[૩૧] મહાત્માની દૃષ્ટિ અંતઃકરણને જેવો આનંદ પમાડે છે, તેવો નિર્મળ આનંદ અમૃતની વૃષ્ટિથી પણ થતો નથી.[૩૨] ચંદ્ર અને સૂર્ય જેવી રીતે આકાશને પવિત્ર કરે છે, તેવી રીતે આપના ચરણોએ આ દેશને પવિત્ર કર્યો છે. અત્યંત તેજસ્વી એવા

આપ કોણ છો?[133]

**વસિષ્ઠ બોલ્યા:** હે રામચંદ્રજી! પોતાના પુત્રનાં એવાં વચન સાંભળીને, ભૃગુઋષિએ કહ્યું, કે 'તમે તમારા આત્માનું સ્મરણ કરો; કારણ કે તમે જ્ઞાની છો, અજ્ઞાની નથી.[134] આવી રીતે ભૃગુઋષિએ જ્યારે પોતાનો જન્માંતરની દશાનો બોધ આપ્યો, ત્યારે તેમણે મુહૂર્તમાત્ર ધ્યાન કરી દિવ્ય દૃષ્ટિથી વિચાર કર્યો.[35] ત્યાર પછી વિસ્મયથી આશ્ચર્ય પામેલા મુખવાળા, હર્ષયુક્ત મનવાળા અને બોલવામાં ઉત્તમ એવા શુક્રાચાર્યે વિતર્કથી મંદ વચનો વડે આ પ્રમાણે કહ્યું:[36] "કર્મફળની વ્યવસ્થાના હેતુરૂપ એવી પરમાત્માની માયાશક્તિનો આરંભ કોઈના જાણવામાં આવતો નથી અને તે સર્વથી ઉત્કર્ષપણે રહે છે. બ્રહ્માંડ પર્યંત આ જગતનું ચક્ર તેને અધીન રહેલુ છે.[37] મારા અનંત જન્મ થઈ ગયા છે અને તે મારા જાણવામાં પણ આવ્યા નથી. મેં પ્રલય જેવાં મરણ, મૂર્છા, દુઃખ તથા મોહ વગેરે અનુભવ્યાં છે.[38] જેમાં કઠિન ક્રોધ રહેલો છે, એવા કેટલાક વૈભવ મેં જોયા છે અને દ્રવ્ય સંપાદન કરવામાં મને કેટલાક ભ્રમ થયા છે. શોકરહિત મેરુપર્વતના સ્થળોમાં મેં વિહાર પણ કર્યો છે. સુગંધયુક્ત મંદારપુષ્પના કેસરાથી રાતું થયેલું તથા કલ્હારથી યુક્ત એવું આકાશગંગાનું જળ મે મેરુપર્વતની તળેટીમાં પીધું છે.[39-40] મેરુપર્વતના કલ્પવૃક્ષની છાયામાં, પુષ્પથી સુંદર લાગતાં શિખર ઉપર તથા મંદરપર્વતની કુંજમાં અને પ્રફુલ્લિત સુવર્ણમય લતાની પંક્તિમાં મે ભ્રમણ કર્યું છે.[41] એવું કાંઈ પણ નથી, કે જે અનુકૂળ અને પ્રતિકૂળ દશામાં મે ન ભોગવ્યુ હોય, ન કરેલું હોય તથા ન દીઠેલું હોય.[42] હવે જાણવાની વસ્તુ મે જાણી લીધી છે, જોવાની વસ્તુ મેં જોઈ લીધી છે, હું વિશ્રાંતિ પામ્યો છુ અને મારો ભ્રમમાત્ર મટી ગયો છે.[43] માટે હે તાત! ઊભા થાઓ. ચાલો આપણે જઈએ અને વનલતાની પેઠે સુકાઈ ગયેલા તથા મંદરપર્વત ઉપર રહેલા મારા શરીરને જોઈએ.[44] મારે તે શરીરથી કાંઈ કર્તવ્ય નથી, તેમ કર્તવ્ય નથી એમ પણ નથી. માત્ર નિયતિની રચના જોવા સારુ હું વિહાર કરું છું.[45] 'સત્ય આત્મા એક જ છે' એવા દૃઢ નિશ્ચયથી જે ચરિત્ર અત્યંત શુભ ફળ આપનારું છે, તેમજ જેનું આર્યલોકો સેવન કરે છે, તે ચરિત્ર જેવી રીતે સ્થિર થાય તેવી રીતે હું અનુસરીશ. માટે હવે મારી બુદ્ધિ પૂર્વદેહના જીવનરૂપ ભલે થાય; તેમાં કાંઈ પણ ક્ષતિ થવાની નથી. તે પૂર્વદેહ વડે જે પ્રારબ્ધ શેષ રહ્યુ છે તેના ભોગને અનુકૂળ પ્રકૃત વ્યવહારનું હું આચારણ કરીશ અને તેમાં મૂઢની પેઠે અભિનિવેશ નહિ કરું.[46]

यदतिसुभगमार्यसेवितं तत्स्थिरमनुयामि यदेकभावबुद्ध्या । तदलमभिमता मतिर्ममास्तु प्रकृतमिमं व्यवहारमाचरामि ॥ ४६ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'ભાર્ગવજન્માંતરસ્મરણવર્ણન' નામનો સર્ગ ૧૪મો સમાપ્ત**

## સર્ગ ૧૫ મો×

## શુક્રાચાર્યે કરેલો ખેદ અને રામને ઉપદેશ

**वसिष्ठ उवाच**

विचारयंतस्तत्त्वज्ञा इति ते जागतीर्गतीः ।
समंगायास्तटात्तस्मात्प्रचेलुश्चंचलासवः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! એ પ્રમાણે જગતની ગતિનો વિચાર કરનાર તે ત્રણે તત્ત્વવેત્તાઓએ સમંગા નદીના તટ ઉપરથી ચંચળ પ્રાણ દ્વારા પ્રયાણ કર્યું.[1] ક્રમથી આકાશમાર્ગને

× આ પંદરમા સર્ગમા શુક્રાચાર્યે પોતાનો પ્રથમનો દેહ જોઈને મનમાં ખેદ કર્યો તથા તે નિમિત્તથી વિશેષ વચનો વડે વસિષ્ઠઋષિએ સ્વભાવનો ઉપદેશ કર્યો, એટલું કહેવાશે.

ઓળંગી જઈને તથા મેઘસમૂહમાંથી બહાર નીકળીને, તેઓ સિદ્ધોના માર્ગે એક ક્ષણમાં મંદરપર્વતની ગુફા પ્રત્યે આવ્યા.[૨] ત્યાં શુક્રાચાર્યે તે પર્વતની ઉપલી ભૂમિમાં લીલાં પાંદડાંથી ઢંકાયેલું તથા સુકાઈ ગયેલું પોતાના પૂર્વજન્મનું શરીર જોયું [૩]

**શુક્રાચાર્ય બોલ્યા:** હે તાત! જે દેહનું તમે પૂર્વે સુખસંભોગથી લાલન કર્યું છે, તે આ મારો દેહ છે.[૪] આ મારા શરીર ઉપર પૂર્વે ધાત્રીએ સ્નેહનો અંગીકાર કરી કર્પૂર તથા અગરુચંદનનો લેપ કર્યો હતો.[૫] આ મારા શરીરને માટે મંદારપુષ્પના સમૂહથી મેરુપર્વતની ઉપવનભૂમિમાં શીતળ શય્યા રચી હતી.[૬] જે મારા દેહનું પૂર્વે દેવતાની સ્ત્રીઓએ લાલન કર્યું હતું, તે આ મારો દેહ, સર્પ અને વીંછી વગેરેના મુખથી છિદ્રવાળો થઈને પૃથ્વી ઉપર પડ્યો છે, તેને તમે જુઓ![૭] જે આ મારો દેહ ચંદનના વનમાં વિલાસ કરતો હતો, તે દેહ સુકાયેલા પંજરમાત્રને પામી ગયો છે.[૮] અપ્સરાના અંગના સંસર્ગથી જેમાં કામના તરંગ ઊઠેલા છે, એવો ચિત્તવૃત્તિથી રહિત (બનેલો) આ મારો દેહ સુકાઈ ગયો છે.[૯] અરે દેહ! જુદા જુદા વિચિત્ર વિલાસમાં, ભિન્ન ભિન્ન દશામાં તથા જુદી જુદી ભાવનામાં તું ભરપૂર હતો અને હવે સ્વસ્થ થઈને કેમ રહેલો છે?[૧૦] અરે દેહ! હવે તારું 'શબ' એવું નામ પડ્યું છે! તાપથી તું સુકાઈ ગયો છે તથા હાડકાંનો માળો જ બની રહ્યો છે, તેથી તું મને ભય પમાડે છે.[૧૧] જે દેહ વડે હું અનેક પ્રકારના વિલાસમાં હર્ષ પામતો હતો, તે દેહ અસ્થિપંજર બની ગયો છે, તેથી હું ભય પામું છું.[૧૨] જુઓ, જે મારી છાતી ઉપર પૂર્વે તારાના સમૂહ જેવો મુક્તાહાર રહેતો હતો, તે છાતી ઉપર આજ કીડીની હાર ફરે છે[૧૩] જુઓ, ઉત્તમ સુવર્ણની કાંતિ જેવું મારું શરીર ઉત્તમ અપ્સરાને પણ લોભ પમાડે તેવું હતું, તે હમણાં ભયંકર હાડપિંજર બન્યું છે.[૧૪] અરે! જુઓ, આ મારું વિસ્તારવાળું મુખ! તાપથી તેની ત્વચા સુકાઈ ગઈ છે અને તે કાલપણાથી કુરૂપપણાને પામ્યું છે. મારું એ મુખ જોઈને વનનાં મૃગલાં પણ ત્રાસ પામે છે.[૧૫] આ મારા દેહની ઉદરરૂપી ગુફા વિવેકથી શોભે તેવી રીતે પ્રકાશ પામતા સૂર્યકિરણના સમૂહથી શોભે છે.[૧૬] સુકાઈ ગયેલું આ મારું શરીર ઊંચા પર્વતના પથ્થર ઉપર રહેલું છે અને તે પોતાનું તુચ્છરૂપ બતાવીને સત્પુરુષના અંતઃકરણમાં મિથ્યાપણાનો ઉપદેશ કરતું હોય એમ દેખાય છે.[૧૭] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધના લોભથી મુક્ત થઈને, નિર્વિકલ્પ સમાધિમાં હોય તેવી રીતે આ શરીર પર્વતમાં સુકાઈ ગયેલું છે.[૧૮] આ મારો દેહ તેમાંથી ચિત્તરૂપી પિશાચ નીકળી જવાથી સુખે રહેલો છે અને દૈવથી પ્રાપ્ત થતી વિપત્તિથી જરા પણ બીતો નથી.[૧૯] ચિત્તરૂપી ભૂતની શાંતિ થવાથી શરીરને જે આનંદ થાય છે તે આનંદ આખા જગતનું રાજ્ય મળવાથી પણ થતો નથી.[૨૦] જુઓ, જેના સંદેહ શાંત થયા છે, જેનું કૌતુક મટી ગયું છે અને જેની કલ્પનાજાળ વિરામ પામી છે, એવો આ દેહ વનમાં કેવી રીતે સુખે સૂતો છે![૨૧] ચિત્તરૂપી વાંદરાની રજાડથી ક્ષોભ પામેલું કાયારૂપી વૃક્ષ, એવી રીતે હાલે છે કે જેથી તે મૂળમાંથી ઊખડી જાય છે અર્થાત્ જીવનને નીચ યોનિમાં પાડે છે.[૨૨] ચિત્તરૂપી અનર્થથી મુક્ત થયેલો આ દેહ, પરમાનંદમાં રહેલો હોય તેવી રીતે આ પર્વતમાં હાથી તથા મેઘની સાથે યુદ્ધ કરવા માટે ફરતા સિંહને પણ જોઈ શકતો નથી.[૨૩] સર્વ આશારૂપી જ્વરના મૂળકારણરૂપ મોહરૂપી મેઘના બીજનો નાશ કરવા સારુ જ્યાં સુધી અચિત્તરૂપી શરદઋતુ આવતી નથી, ત્યાં સુધી પ્રાણીના કલ્યાણનો માર્ગ હું જોતો નથી.[૨૪] જે પુરુષોનાં મનનો નાશ

થયો છે, તે શાંત બુદ્ધિવાળા પુરુષો જ સર્વદેશી બ્રહ્મના સાક્ષાત્કારવાળી બુદ્ધિથી સુખ–સંભોગની સીમાના અંતને પામ્યા છે.[૨૫] સર્વ દુઃખની દશાથી મુક્ત થયેલા, તાપ વગરના થઈ રહેલા અને મનથી રહિત થયેલા આ મારા દેહને હું વનમાં જોઉં છું, એ બહુ સારું થયું.[૨૬]

**રામ બોલ્યા :** હે ભગવન્! હે સર્વ ધર્મને જાણનાર વસિષ્ઠઋષિ! જે સમયે શુક્રાચાર્યે પોતાનો દેહ દીઠો, તે પહેલાં તેમણે વારંવાર ઘણાં શરીર ભોગવ્યાં હતાં, તોપણ તેમને ભૃગુઋષિએ ઉત્પન્ન કરેલા તે દેહ વિષે અતિશય મોહ થયો તથા ખેદ થયો તેનું કારણ શું?[૨૭,૨૮]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્રજી! ભૃગુથી ઉત્પન્ન થયેલું શુક્રનું શરીર પૂર્વજન્મમાં કરેલાં સત્કર્મોનું ફળ ભોગવવા માટે ઉગ્ર વાસનાથી થયું હતું. આમ શુક્રની વાસના જીવદશાને પામી હતી. તે વાસના ઇદંપ્રથમતાના* ક્રમથી માયાશબલ બ્રહ્મમાંથી, આ કલ્પમાં પ્રથમ શરીરભાવને પામી; અને પછી ભૂતાકાશના પદમાંથી પ્રાણવાયુમાં ગઈ. પછી તે વૃષ્ટિ દ્વારા અન્નાદિ ભાવમાં મળી અને પ્રાણાપાનના પ્રવાહથી ભૃગુઋષિના હૃદયમાં પ્રવેશી. ત્યાં ક્રમથી વીર્યરૂપ થઈને તે ભૃગુથી શુક્રાચાર્યરૂપે ઉત્પન્ન થઈ. તે શુક્રના દેહને તેના પિતા ભૃગુઋષિએ બ્રાહ્મસંસ્કાર કર્યા અને કાળે કરીને તે દેહ કંકાલપણું (હાડપિંજરસ્વરૂપ) પામ્યો.[૨૯–૩૨]

એ પ્રમાણે તે શુક્રનો દેહ પ્રથમ જ ઉત્પન્ન થયો હતો, તેથી તે દેહને માટે શુક્રાચાર્યે ખેદ કર્યો. સમંગા નદીને કાંઠે તેનો જે દેહ હતો, તે પણ રાગ તથા ઇચ્છારહિત હતો. તોપણ તે દેહને માટે શુક્રાચાર્યે ખેદ કર્યો, એ દેહનો સ્વભાવ છે.[૩૩,૩૪] દેહ જ્ઞાની હોય અથવા અજ્ઞાની હોય તોપણ જ્યાં સુધી દેહ છે, ત્યાં સુધી એવો ક્રમ છે, કે આસક્તિથી કે અનાસક્તિથી લોકની પેઠે વ્યવહાર કરવો.[૩૫] જેઓ સર્વ ગતિને જાણનારા છે અને જેઓ પશુની જેમ અજ્ઞાની છે, તે સર્વ લોકજાળની પેઠે લોકના વ્યવહારમાં રહેલા છે.[૩૬] વ્યવહારમાં જેવી રીતે અજ્ઞાની રહે છે, તેવી જ રીતે પંડિત પણ રહે છે; પણ તેમને બંધ અને મોક્ષ આપવામાં વાસનામાત્રનો ભેદ છે.[૩૭] ધીરજવાન પુરુષ પણ અજ્ઞાનીની પેઠે જ્યાં સુધી પોતાનું શરીર રહે છે, ત્યાં સુધી દુઃખની અવસ્થામાં દુઃખ તથા સુખની અવસ્થામાં સુખ બતાવે છે; પણ તેમાં તેઓ પોતાની બુદ્ધિને આસક્ત રાખતા નથી.[૩૮] મહાત્મા પુરુષ નિરંતર અજ્ઞાનીની પેઠે સુખમાં સુખીપણું તથા દુઃખમાં દુઃખીપણું બતાવે છે.[૩૯] પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ પડેલું હોય છે તેની ચળ અને અચળ અવસ્થા થાય છે, પણ આકાશમાંના સૂર્યની એવી અવસ્થા થતી નથી; તેવી રીતે લોકવૃત્તિમાં જ્ઞાની પુરુષ રહે છે.[૪૦] જેવી રીતે સૂર્યદેવતા સ્વસ્થ છતાં પ્રતિબિંબમાં અસ્વસ્થ અને ચંચળપણું બતાવે છે, તેવી રીતે લોકનાં કર્મનો જેણે ત્યાગ કરેલો છે, એવો જ્ઞાની વ્યવહારમાં અજ્ઞાનીપણું બતાવે છે.[૪૧] જેની કર્મેન્દ્રિયો વ્યવહારમાં બંધાઈ છે, તોપણ જે બુદ્ધીન્દ્રિયોથી મુક્ત છે, તે મુક્ત જ છે; અને જે કર્મેન્દ્રિયોથી મુક્ત થયેલો છે. પણ બુદ્ધીન્દ્રિયોથી બંધાયેલો છે, તે બંધાયેલો જ છે. જેમ પ્રકાશમાં તેજ મૂળકારણભૂત છે, તેમ સુખ–દુઃખ અને બંધ–મોક્ષમાં બુદ્ધીન્દ્રિયો જ મૂળ કારણ છે.[૪૨,૪૩] માટે હે રામચંદ્રજી! તમે સકળ ઇચ્છાની શાંતિ કરીને બહારથી લોકને

* પૂર્વકલ્પના છેલ્લા જન્મ સુધી જ્ઞાન થવાની શમ–દમ વગેરે સાધનસંપત્તિ હોવા છતા પણ કોઈ પ્રતિબંધને લીધે જેને જ્ઞાન ન થયું હોય, તેના આ કલ્પમાં જન્મ થયા પછી જ્યારે પહેલા જ જન્મમાં શમ–દમ વગેરે સાધનથી જ્ઞાનની યોગ્યતા થાય, તેને 'ઇદંપ્રથમતા' એવું નામ કહે છે. જુઓ, ઉત્પત્તિપ્રકરણનો સર્ગ ૯૪મો.

ઉચિત હોય એવો આચાર કરો તથા અંતઃકરણથી આચારનો ત્યાગ કરીને સમાનપણે રહો.[૪૪] તમે કર્મફળના સંગથી મુક્ત રહો, પરમાત્મામાં સ્થિતિ રાખો અને મન વડે કર્મ કરો; કારણકે કર્મ કરવાં એ દેહનો સ્વભાવ છે.[૪૫] આ સંસારના માર્ગમાં માનસિક તથા શારીરિક દુઃખો રહેલાં છે અને જન્મ–મરણરૂપી મોટા ખાડાઓ છે. તેમાં મમતારૂપી ઉગ્ર અંધારો કૂવો છે. તે સંતાપ આપનારો છે; તમે તેમાં પડશો નહિ.[૪૬] હે કમલનેત્ર રામચંદ્રજી! તમે સંસારના ભાવમાં નથી અને તમારા વિષે સંસારના ભાવ નથી, પણ તમે શુદ્ધ–બુદ્ધ સ્વભાવવાળા આત્મા છો માટે તમે અંતઃકરણથી સ્થિર થઈને રહો.[૪૭] તમે નિર્મળ, શુદ્ધ બ્રહ્મરૂપ, સર્વાત્મા તથા સર્વકર્તા છો; માટે આ અખિલ વિશ્વ શાંત અને અજ છે, એમ વિચારપૂર્વક અનુભવ કરીને તમે સુખી થાઓ.[૪૮] હે મહાત્મન્! મમતારૂપી મોટો અંધકાર મટી જઈ તમે નિર્મળ તથા પૂર્ણાનંદ પદવી પામીને જો ચિત્તને શાંત કરવામાં સમર્થ થશો, તો અપરિમિત બુદ્ધિવાળા, પરિપૂર્ણ તથા પરમાર્થ સત્ય બ્રહ્મભૂત એવા તમને અમારા જેવા પણ નમસ્કાર કરશે.[૪૯]

व्यपगतममतामहान्धकारः पदममलं विगतैषणं समेत्य । प्रभवसि यदि चेतसो महात्मंस्तदतिधिये महते सते नमस्ते ॥ ४९ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'ઉપદેશકરણ' નામનો ૧૫મો સર્ગ સમાપ્ત**

## सर्ग १६ मो*

## શુક્રાચાર્યનો પુનઃ પૂર્વદેહમાં પ્રવેશ, દૈત્યાચાર્યપણું અને જીવન્મુક્તિ

**वसिष्ठ उवाच**

अथाक्षिप्य वचस्तस्य तनयस्य तथा भृगोः ।
उवाच भगवान् कालो वचो गंभीरनिःस्वनः ॥

**વસિષ્ઠ બોલ્યા:** પછી હે રામ! ભૃગુઋષિના પુત્ર શુક્રાચાર્યનાં એ પ્રમાણેનાં વચનોનો અનાદર કરીને ગંભીર ઘોષવાળા કાળે તેને નીચે પ્રમાણે કહ્યું.[૧]

**કાળ બોલ્યો:** હે ભૃગુઋષિના પુત્ર! રાજા જેવી રીતે નગરીમાં પ્રવેશ કરે, તેવી રીતે તમે સમંગા નદીના કાંઠાના તપસ્વી દેહનો ત્યાગ કરીને આ દેહમાં પ્રવેશ કરો.[૨] હે નિષ્પાપ! આ શુક્રદેહ તમને પ્રથમથી જ પ્રાપ્ત થયેલો છે. તે દેહ વડે તપ કરીને તમારે દૈત્યોનું ગુરુપણું કરવું.[૩] હજાર યુગનાં પરિમાણવાળો બ્રહ્માનો દિવસ સંપૂર્ણ થાય, ત્યારે તમારે તે દેહનો ત્યાગ કરવો. જેમ ઉપભોગ કર્યા પછી કરમાઈ ગયેલાં ફૂલનો ફરીથી અંગીકાર થતો નથી, તેમ તમારે પણ ફરીથી દેહ ધારણ કરવો પડશે નહિ.[૪] માટે હે મહામતિમાન! આ તમારા પૂર્વના દેહથી તમે જીવન્મુક્ત પદવી પામ્યા છો, તેથી તમે મહાન દૈત્યોના ગુરુ થઈને રહો.[૫] હવે તમારું બન્નેનું કલ્યાણ થાઓ અને હું મારી મનગમતી દિશામાં જાઉં છું; કેમકે એવું કોઈ પણ ચિત્ત નથી કે તેને મનગમતી વસ્તુ ન હોય.[૬]

**વસિષ્ઠ બોલ્યા:** તપી ગયેલાં અંગવાળાં પૃથ્વી તથા આકાશ પાસેથી જેવી રીતે સૂર્યદેવતા પોતાનાં કિરણ સહિત અંતર્ધાન થાય, તેવી રીતે આંસુ વહાવી રહેલા તે ભૃગુઋષિ અને શુક્રાચાર્ય પાસેથી કાળ આ પ્રમાણે કહીને અંતર્ધાન થયો.[૭] આ રીતે કાળ ગયો, તે પછી 'ઈશ્વરેચ્છાથી અવશ્યભાવી કર્મગતિ કોઈથી મટાડી શકાતી નથી' એમ શુક્રાચાર્યે વિચાર કર્યો. પછી સુંદર લતામાં જેમ વસંતઋતુ પ્રવેશ કરે, તેમ તેમણે કાળના કારણથી સુકાઈ ગયેલા તથા ભાવિ ફળરૂપ શુભ હૃદયવાળા તે દેહમાં પ્રવેશ કર્યો.[૮-૯] તે સમયે સમંગા નદીને કાંઠે રહેનાર તે બ્રાહ્મણ-

* આ સોળમા સર્ગમાં કાળનાં વચનથી, શુક્રાચાર્યે ફરીથી પોતાના દેહમાં પ્રવેશ કર્યો, તેને દૈત્યોનું ગુરુપણું મળ્યું તથા જીવન્મુક્તિ પ્રાપ્ત થઈ એ કહેવાશે.

રૂપી દેહનાં વર્ણ, વદન તથા અંગ બદલાઈ ગયાં અને જેમ મૂળ કપાયા પછી લતા પૃથ્વી ઉપર પડી જાય, તેમ તે દેહ પૃથ્વી પર પડી ગયો.[૧૦] આમ શુક્રાચાર્યના દેહમાં તેમણે પ્રવેશ કર્યો, એટલે તેમાં જીવ આવ્યો અને ભૃગુઋષિએ પોતાના પુત્રના તે દેહ ઉપર કમંડલુના જળ વડે મંત્રથી સિંચન કર્યું.[૧૧] આથી જેમ વર્ષાઋતુમાં ખાડાઓ જળથી પુરાઈ જવાથી નદી જેવી રીતે શોભે છે, તેવી રીતે પ્રફુલ્લિત થયેલી તેની સર્વ નાડીઓ શોભવા લાગી.[૧૨] વર્ષાઋતુમાં થયેલી કમલિની શોભે તથા વસંતઋતુમાં નવી લતા શોભે, તેવી રીતે તેની આંગળીઓ, નખ તથા કેશ વગેરે સર્વ અવયવો શોભવા લાગ્યા.[૧૩] ત્યાર પછી જળ અને વાયુના સંયોગથી જેમ મેઘ ઊભો થાય, તેમ ત્યાં પ્રાણવાયુના ચલનવાળા શુક્રાચાર્ય ઊભા થયા.[૧૪] પછી પ્રથમ ઉલ્લાસ પામેલો મેઘ જેમ પોતાની ગર્જનાથી પર્વતને પ્રણામ કરે છે, તેમ તેમણે પાસે રહેલા અને પવિત્ર આકૃતિવાળા પોતાના પિતાને પ્રણામ કર્યા.[૧૫] પછી જેમ સ્નેહથી જેની આર્દ્રવૃત્તિ થયેલી છે એવો મેઘ, પર્વતની તળેટીને આલિંગન કરે છે, તેમ ભૃગુઋષિએ પ્રથમની પેઠે જ શોભીતા પોતાના પુત્રના દેહને આલિંગન કર્યું.[૧૬] તે મહાબુદ્ધિમાન ભૃગુએ તેના પૂર્વના કોમળ દેહ ઉપર સ્નેહથી દૃષ્ટિ કરી અને 'આ મારો પુત્ર છે' એવી રીતની અયોગ્ય અવસ્થાપર હાસ્ય કરીને તેમણે પોતાના પુત્ર ઉપરના સ્નેહનો ત્યાગ કર્યો; કારણ કે જ્યાં સુધી દેહમાં જીવભાવ છે, ત્યાં સુધી જ તેમાં પોતાપણું રહે છે.[૧૭-૧૮] ત્યાર પછી તે ભૃગુઋષિ અને શુક્રાચાર્ય, રાત્રિની સમાપ્તિ થયા પછી ઉદય પામેલા ચંદ્ર અને સૂર્યની જેમ પરસ્પર શોભવા લાગ્યા.[૧૯] ઘણાક દિવસના સમાગમથી બંધાયેલુ ચક્રવાક પક્ષીનું જોડું હોય અને વરસાદના આગમનથી સ્નેહયુક્ત મયૂર તથા મેઘ હોય તે પ્રમાણે, ઘણા લાંબા કાળથી દઢ ઉત્કંઠાવાળા તે બન્ને પિતા અને પુત્ર, તુલ્ય યોગ્યતાથી શોભવા લાગ્યા. ત્યાર પછી તે બન્ને મહાબુદ્ધિમાનો એક મુહૂર્ત સુધી ત્યાં રહ્યા અને પછી ત્યાંથી ઊભા થઈને, સમંગા નદીને કાંઠે રહેનાર તે બ્રાહ્મણના દેહને તેમણે અગ્નિસંસ્કાર કર્યો. એવો કયો માણસ છે, કે જે જગતના આચારને અનુસરીને ન રહે?[૨૦-૨૨] એ પ્રમાણે આકાશમા સૂર્ય અને ચંદ્ર રહે, તેવી રીતે તે પવિત્ર વનમાં તપસ્વી અને પ્રકાશયુક્ત એવા ભૃગુઋષિ અને શુક્રાચાર્ય રહેવા લાગ્યા.[૨૩] પછી જેમણે જાણવાની વસ્તુ જાણી લીધી છે, જેઓ જીવન્મુક્ત થયા છે અને જેઓ જગતના ગુરુ સમાન છે, એવા તે બન્ને જણ દેશ–કાળને લીધે પ્રાપ્ત થતી શુભ તથા અશુભ દશામાં સમાન ભાવે રહેતા હતા; કારણ કે તે બન્ને આત્મસ્વરૂપમાં સ્થિર બુદ્ધિવાળા હતા.[૨૪] ત્યાર પછી કેટલેક કાળે શુક્રાચાર્યને દૈત્યનું ગુરુપણું પ્રાપ્ત થયું અને ભૃગુઋષિ પણ પોતાને યોગ્ય પ્રજાપતિના અધિકારપણાને પામ્યા.[૨૫] એ પ્રમાણે ઉદાર કીર્તિવાળા એ શુક્રાચાર્યનો પ્રથમ જન્મ થયો અને પછી તે પરમ પદમાંથી અપ્સરા વગેરેનું વારંવાર સ્મરણ આવવારૂપી વિભ્રમે કરીને તેમને તે વિચિત્ર દશાઓમાં ભમવાનું આવ્યું.[૨૬]

શુક્રોઽસૌ પ્રથમમિતિ ક્રમેણ જાતસ્તસ્માત્તસ્ત્પરમપદાદુદારકીર્તિઃ । સ્વેનાશુ સ્મૃતિપદવિભ્રમેણ પશ્ચાદન્યેષુ પ્રવિલુલિતો દશાંતરેષુ॥૨૬

श्रीयोगवासिष्ठ महारामायणमां उत्पत्तिप्रकरणनो 'शुक्रनुं पुनर्जीवन' नामनो सर्ग १६मो समाप्त

## સર્ગ ૧૭ મો[×]

### સત્યસંકલ્પો સિદ્ધ થાય છે

राम उवाच

भगवन् भृगुपुत्रस्य प्रतिभासानुभूतितः ।
यथैषा सफला जाता तथान्यस्य न किं भवेत् ॥

રામ બોલ્યા : હે ભગવન્! ભૃગુના પુત્ર

× આ સત્તરમા સર્ગમાં શુદ્ધ ચિત્તના સંકલ્પો સત્ય

શુકને મનોરથ સંબંધી જે પ્રતિભાસ થયો, તે પ્રતિભાસ સ્વાર્ગાદિકના અનુભવથી સફળ થયો; તો તે પ્રમાણે બીજાઓને જે પ્રતિભાસ થાય છે, તે કેમ સફળ થતો નથી?[૧]

વસિષ્ઠ બોલ્યા : શુભમાર્ગના પ્રથમ કહેલા કલ્પના જે સઘળા દોષો હતા, તે દોષો તે કલ્પમાં છેલ્લા જન્મમાં કરવામાં આવેલાં કર્મોથી તથા ઉપાસનાઓથી ક્ષય પામી ગયા હતા. માટે આ કલ્પમાં શુકનું જે પ્રથમ શરીર ઉત્પન્ન થયું તેમાં પૂર્વ કલ્પના દોષોનો સંબંધ હતો નહિ. તે શરીર અધિકાર ભોગવવા માટે બ્રહ્માના જ સંકલ્પથી ઉત્પન્ન થયેલું હતું, તેથી તેમાં શુકના સંકલ્પનો કંઈ પણ દોષ હતો નહિ. વળી તેમાં બીજ તથા ગર્ભ આદિકનો પણ કોઈ દોષ હતો નહિ. આથી શુકના સંકલ્પો સત્ય થયા, બીજાઓનું તે પ્રમાણે હોતું નથી; એટલા માટે તેમને સત્યસંકલ્પપણાની પ્રાપ્તિ થતી નથી.[૨] સર્વ પ્રકારની તૃષ્ણાઓ શાંત થતાં શુદ્ધ થયેલા ચિત્તની જે સ્થિતિ થાય છે, તે જ પરમ સત્ય બ્રહ્મ છે અને તે જ નિર્મળ ચૈતન્ય કહેવાય છે.[૩] નિર્મળ થયેલું જે ચિત્ત જેવી ભાવના કરે છે, તે ચિત્ત તુરત તેવા પ્રકારનું જ થઈ જાય છે. જેમ જે પાણી છે તે જ ચકરીરૂપ થઈ જાય છે, તેમ જે ચિત્ત છે તે જ પોતે ધારેલા પદાર્થોરૂપ થઈ જાય છે.[૪] જેમ શુકને એ વિભ્રમ પોતાની મેળે જ ઊઠતાં સત્યરૂપે જોવામાં આવ્યો હતો, તેમ શુદ્ધ ચિત્તવાળા બીજાઓને પણ જે મનોરથ ઊઠે છે, તે સત્યરૂપે જ જોવામાં આવે છે. અશુદ્ધ ચિત્તવાળાઓને પણ મરણના સમયમાં જે કર્મો અને જે વાસનાઓ ઉદય પામે છે, તે કર્મો પ્રમાણે અને તે વાસનાઓ પ્રમાણે તેમને બીજા જન્મમાં જગતનો પ્રતિભાસ થાય છે અને તેમાં શુકનો વૃત્તાંત દૃષ્ટાંતરૂપ છે.[૫] જેમ બીજમાં જે તત્ત્વ રહેલું છે, તે જ તત્ત્વ બહાર અંકુર અને પાંદડાં આદિ અનેક ચમત્કારોરૂપે દેખાય છે, તે રીતે સર્વ પ્રાણીઓનાં ચિત્તમાં જે વિભ્રમો રહેલા છે, તે વિભ્રમો જ બહાર દ્વૈતના વિભાગોરૂપે દેખાય છે.[૬] જે આ જગત આપણા જોવામાં આવે છે, તેવાં જ સઘળાં જગત પ્રત્યેક જીવના ચિત્તથી જુદાં જુદાં ઉદય પામેલાં છે અને તેઓ મિથ્યા જ ઉદય પામ્યાં છે તથા મિથ્યા અસ્ત પામે છે. પ્રત્યેક જીવનાં જુદાં જુદાં જગત હોવાથી જેટલા જીવો છે, તેટલાં જ જગત છે. વાસ્તવિક રીતે જોતાં તો કોઈ પણ જગત, ઉદય પામતું નથી અને અસ્ત પણ પામતું નથી. જગત જગતનો ઉદય અને જગતનો અસ્ત-એ સઘળું ભ્રાંતિમાત્ર જ છે; કારણ કે માયા જ ઉન્મત્તની પેઠે એ સઘળા વિલાસો કર્યા કરે છે.[૭-૮] જેમ હમણાં આપણને આ સંસારનો પ્રતિભાસ થાય છે, તેમ બીજા હજારો જીવોને પણ બીજા હજારો સંસારના પ્રતિભાસો થયા કરે છે.[૯] જેમ બીજાના સ્વપ્નમાં તથા સંકલ્પમાં થયેલા નગરના વ્યવહારો અન્યના જોવામાં આવતા નથી, તેમ પરસ્પરના સંસારોરૂપી ભ્રમો પણ પરસ્પરના જોવામાં આવતા નથી.[૧૦] પ્રત્યેક જીવના મિથ્યા સંકલ્પોમાં અનેક નગરોના મિથ્યા સમૂહો રહેલા છે, પણ તેઓ જ્ઞાન વિના જોવામાં આવતા નથી.[૧૧] પિશાચો, યક્ષો અને રાક્ષસો પણ એવી જ રીતે સંકલ્પમાત્ર શરીરવાળા છે અને તેઓ સંકલ્પમાત્ર સુખ-દુઃખોથી જ ઘેરાયેલા છે.[૧૨] હે રામ! આ આપણે પણ શુકના પ્રતિભાસની પેઠે જ છીએ, એટલે સંકલ્પમાત્ર આકારવાળા જ છીએ, અને તે છતાં ખોટી રીતે દેહાદિકનું સત્યપણું માની લઈએ છીએ.[૧૩] સમષ્ટિરૂપ કહેવાતા હિરણ્યરૂપ ગર્ભમાં પણ, આ રીતે જ ખોટા સંસારોનો સમૂહ રહેલો છે અને તે ખોટા

થવાનું અને વાસના તથા અદૃષ્ટો તુલ્ય હોય, તો પરસ્પરના સંસારો મળવાનું નિરૂપણ કરવામાં આવશે

સંસારોનો સમૂહ પોતાની સત્તાથી નહિ પણ અધિષ્ઠાનરૂપ બ્રહ્મની સત્તાથી જ રહેલો છે; માટે જે અધિષ્ઠાન છે તે જ સત્ય છે.[૧૪] જેમ વસંત-ઋતુનો એક જ રસ અનેક ઝાડ–પાનરૂપે મિથ્યા જ ઉદય પામે છે, તેમ અધિષ્ઠાનરૂપ એક જ બ્રહ્મ પ્રત્યેક જીવના જુદા જુદા જગતરૂપે મિથ્યા જ ઉદય પામેલું છે.[૧૫] 'પોતાનો જે સંકલ્પ છે, તે જ જગતરૂપે વિસ્તાર પામેલો છે.' એ વિષય તત્ત્વદૃષ્ટિથી જોતાં યથાર્થ જાણવામાં આવે છે.[૧૬] 'અનાદિકાળતું જે અજ્ઞાન છે, તેના પેટમાં રહેલું ચિત્ત જ આ મોટા સમારંભવાળા જગતરૂપે દેખાય છે.' આમ જે જાણે છે તે જ તત્ત્વવેત્તા કહેવાય છે.[૧૭] જગતની સત્તા પ્રતિભાસના સમય-માં જ છે, પણ અધિષ્ઠાન જોવાના સમયમાં નથી. જગતની જાળરૂપ લાંબું સ્વપ્ન ચિત્તરૂપી હાથીને બંધાવાના થાંભલારૂપ છે. માટે જગત ટળી જાય તો ચિત્ત છૂટી ગયા વિના રહેતું નથી.[૧૮] જે ચિત્ત છે તે જ જગત છે અને જે જગત છે તે જ ચિત્ત છે, માટે એ બેમાંથી એકનો નાશ થાય તો બન્નેનો નાશ થાય છે; પણ એ નાશ અધિષ્ઠાનના વિચારથી થાય છે.[૧૯] શુદ્ધ થયેલાં ચિત્તોનો સંકલ્પ સાચો નીવડે છે, તે ઉપરથી નિશ્ચય થાય છે કે ચિત્તની સત્તાથી જ જગતની સત્તા છે. જેમ મલિનપણાવાળા મણિને ઉપાયથી સ્વચ્છ કરવામાં આવે તો તેની શુદ્ધિ થાય છે, તેમ ચિત્તને તત્ત્વવિચારમાં દૃઢપણે એકાગ્ર કરી રાખવામાં આવે તો તેથી ચિત્તની શુદ્ધિ થાય છે. ચિત્ત-માંથી સંકલ્પોનું દબાણ મટી જાય, તો ચિત્તમાં નિર્મળપણાનો ઉદય થાય છે. જેમ મેલા લૂગડા-માં સારો રંગ બેસતો નથી, તેમ મેલા ચિત્તમાં અદ્વૈતવિદ્યા સ્થિરતા પામતી નથી.[૨૦–૨૨]

**રામ બોલ્યા :** શુકના જોવામાં આવેલું જગત, શુકના ચિત્તની પ્રાતિભાસિક કલ્પનારૂપ હતું. તેમાં ઉદય અને અસ્ત સહિત કાળના ક્રમો તથા ક્રિયાઓના ક્રમો થયા, તે કયા કારણ-થી થયા?[૨૩]

**વસિષ્ઠ બોલ્યા :** શુક પોતાની ઇંદ્રિયોથી, પિતાનાં વચનોથી અને શાસ્ત્રોનાં વચનોથી, જેવા પ્રકારના ઉત્પત્તિ–નાશ આદિવાળું આ લોકસંબંધી તથા પરલોકસંબંધી જગત જાણ્યું હતું, તેવું જ જગત તેમના ચિત્તમાં, મોરના ઈંડામાં રહેલા મોરની પેઠે, સંસ્કારરૂપે રહ્યું હતું. માટે ઉત્પત્તિના તથા નાશના ક્રમનો સંસ્કાર સાક્ષીથી જ સિદ્ધ થાય છે.[૨૪] જેમ બીજમાંથી અંકુર, પાંદડાં, લતા, ફૂલ તથા ફળ વગેરે અનુક્રમે ઉદય પામે છે, તેમ ચિત્તમાં રહેલું જગત પિતાનાં વચન વગેરે ઉપરથી અનુક્રમે ગોઠવાયું, એમ સમજવું. જીવ જાગ્રતમાં જ વાસનાથી બંધાયો હોય છે અને તે વાસના પ્રમાણે જ સ્વપ્નમાં જુએ છે. તે રીતે સ્વપ્ન વગરના સમયમાં પણ જીવ જે વાસનાથી બંધાયો હોય છે, તે વાસના પ્રમાણે જ ચિત્તની અંદર જુએ છે. આ જગત એક પ્રકારનું લાંબું સ્વપ્ન જ છે.[૨૫-૨૬] હે રામ! જેમ સૈન્યમાં રહેલો પ્રત્યેક માણસ સૈન્યની વાસનાથી બંધાયેલો હોવાને લીધે, રાત્રીએ સ્વપ્નમાં પોતપોતાની વાસ-નાથી કલ્પાયેલું જુદું જુદું સૈન્ય જુએ છે અને તે સૈન્યને એકનું એક માને છે, તેમ જીવો પણ વાસનાની બંધાયેલા હોવાને લીધે, પ્રત્યેક જીવ જુદાજુદા જગતને જુએ છે અને તે જગતને એક માની લે છે.[૨૭]

**રામ બોલ્યા :** પ્રત્યેક જીવના સંસારો જુદા-જુદા છે, એમ આપે કહ્યું. તો તે વિષયમાં મને જિજ્ઞાસા થાય છે, કે એ જુદાજુદા સંસારોમાં કોઈ સંસાર પરસ્પર મળે છે કે નથી મળતા? હે નિષ્પાપ! એ વિષય આપે સંપૂર્ણ રીતે કહેવો જોઈએ. જો કોઈના પણ સંસાર પરસ્પર ન મળતા હોય તો શિષ્યનો અને ગુરુનો સંસાર જુદોજુદો હોવાને લીધે, જેમ સ્વપ્નમાં કરેલો

પરોપકાર તે ધણીને પ્રાપ્ત થતો નથી, તેમ ગુરુએ કરેલો ઉપદેશ શિષ્યને પ્રાપ્ત થતો નથી અને તેથી કોઈને મોક્ષ જ થતો નથી, એમ માનવું પડશે; અને જો પરસ્પરના સંસારો પરસ્પરને મળતા હોય, તો એકએકના જ્ઞાનથી સંસારનો બાધ થઈ શકશે નહિ.[૨૮]

વસિષ્ઠ બોલ્યા : મલિન મન સામર્થ્ય વગરનું હોવાને લીધે શુદ્ધ મનની સાથે મળી શકતું નથી, પણ જેમ તપાવેલું લોઢું તપાવેલા લોઢાની સાથે એક થઈ જાય છે, તેમ શુદ્ધ મન શુદ્ધ મનની સાથે એક થઈ જાય છે. (આમ છે, એટલા માટે શુદ્ધ મનવાળાઓના સંસારો પરસ્પર મળે છે અને અશુદ્ધ મનવાળાઓના સંસારો પરસ્પર મળતા નથી; એટલે તમે કહેલો એક દોષ આ વિષયમાં લાગુ પડતો નથી).[૨૯] જો ચિત્ત શુદ્ધ હોય, તો એક રૂપવાળાં જળની જેમ તે પરસ્પર મળી જાય છે; અને જો ચિત્ત અશુદ્ધ હોય તો મેલાં જળની પેઠે પરસ્પર મળી જતાં નથી.[૩૦] ચિત્તની સાધારણ રીતની શુદ્ધિ એ જુદી વાત છે, પણ પરમ શુદ્ધિ તો અત્યંત રીતે વાસનાઓથી રહિતપણું એટલે કોઈ પણ સંસ્કારનું નહિ રહેવાપણું અને સર્વદા એકરૂપપણું, એ જ છે. આ રીતે ચૈતન્યમાત્રરૂપે સ્થિતિરૂપ એવી ચિત્તની શુદ્ધિ થાય છે, એટલે તે તુરત જ પરમ બોધવાળો થાય છે અને એટલા જ લાભથી તે મોક્ષને પ્રાપ્ત થાય છે.[૩૧]

शुद्धिर्हि चित्तस्य विवासनत्वमभूतसंवेदन-मेकरूपम् । तस्याशु शुद्ध्या भवति प्रबुद्धस्त-न्मात्रयुक्त्या परसंगमेति ॥ ३१ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિ-પ્રકરણનો 'મનોરાજ્યસંમેલન' નામનો સર્ગ ૧૭મો સમાપ્ત**

# સર્ગ ૧૮ મો×

## મલિન ચિત્ત સાથે મલિન ચિત્તનો ય… અને ચિત્તશુદ્ધિથી મોક્ષ

**वसिष्ठ उवाच**

सर्वसंसृतिखंडेषु भूतबीजकलात्मनः ।
तन्मात्रप्रतिभासस्य प्रतिभासेन भिन्नता ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! આત્મા ગમે તેવી સ્થૂળ તથા સૂક્ષ્મ કલ્પનાઓને અનુસરનારા સ્વભાવવાળો છે અને ચૈતન્યૈકરસ છે. તેમાં જુદા-જુદા આકારોની કલ્પનાને લીધે પ્રત્યેક જીવને જુદાજુદા સંસાર છે.[૧] કારણ કે સઘળા જીવોને સુષુપ્તિ અવસ્થા પછી તુરત જ વ્યવહારને માટે જે જે કાંઈ પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ થાય છે, તે સઘળી આત્માની વ્યાપ્તિને લીધે જ થાય છે.[૨] વ્યવહાર કરનારા સઘળા જીવોને પદાર્થનું જે કાંઈ દર્શન થાય છે, તે સઘળું આત્માના પ્રકાશથી જ થાય છે. તેમાં જે જે જીવના ચૈતન્યની ઉપાધિઓ મળી જાય છે, તે તે જીવો પરસ્પરના કલ્પેલા સંસારોને જુએ છે.[૩] વિચિત્ર સંસારોરૂપી જળાશયોની ઉપાધિઓનો મેળ હોવાથી તે એકબીજાની સાથે મળે છે અને તેમ મળવાથી સત્યતાની ભ્રાંતિ દૃઢ થતાં ધાટાપણાને પ્રાપ્ત થાય છે.[૪] કેટલાએક સંસારો જુદા જ રહેલા છે, કેટલાએક સંસારો જુદા જ લય પામેલા છે અને કેટલાએક સંસારો પરસ્પરથી મળેલા પણ છે. આવી રીતના અનેક સંસારોરૂપી ચણોઠીઓના વનરૂપ બ્રહ્મ એક જ અને અખંડિત છે. જેના એક એક પરમાણુ જેટલા પ્રદેશમાં સંસારોરૂપી અસંખ્ય ચણોઠીઓ રહેલી છે અને તે વળી પરસ્પરની સાથે

× આ અઢારમા સર્ગમાં કામ–કર્માદિકની તુલ્યતા થાય, તો મલિન ચિત્તોનો પણ બીજાં મલિન ચિત્તોની સાથે યોગ થાય છે, એમ કહેવામા આવશે અને જ્ઞાનીને ચિત્તની શુદ્ધિથી મોક્ષની પ્રાપ્તિ થવાનું કહેવામાં આવશે.

સંલગ્ન થયા વગર રહેલી છે, તે 'બ્રહ્મ' નામનું વન અતિ અદ્ભુત છે.[૫-૬] તેઓમાં કોઈ કોઈ સંસારોરૂપી ચણોઠીઓ પરસ્પરની સાથે મળવાથી ઘાટાપણાને પામેલી છે. તેમનામાંના સઘળા પદાર્થો સર્વના જોવામાં આવે છે એમ નથી; પણ જે જે પદાર્થો પ્રારબ્ધભોગને અનુકૂળ થઈને જ્યાં રહ્યા હોય, ત્યાં તેટલા પદાર્થો જ જોવામાં આવે છે. બીજા પદાર્થો જોવામાં આવતા નથી.[૭] બીજા મનમાં ચાલતા મનોરાજ્યને જોવા તથા ભોગવવા આદિમાં એક મનની જે અસમર્થતા છે, તે અસમર્થતાથી જ મન જુદાંજુદાં માનવામાં આવે છે અને એ મનની જુદાઈથી જ જીવોની જુદાઈ છે.[૮] આવી રીતે જુદાંજુદાં મનોરાજ્યરૂપી સંસારોમાં કેટલાંએક મનોરાજ્યો પરસ્પરથી મળી ગાઢ થાય છે, એટલે દેહાભિમાન દૃઢ થઈ જાય છે અને એ મનોરાજ્યોનું વિસ્મરણ થાય, તો સ્વાભાવિક રીતે દેહનો અભાવ જ રહે છે.[૯] ચૈતન્યરૂપી સોનું દેહરૂપી મિથ્યા આકારનું અભિમાન ધારણ કરવાને લીધે પોતાના સ્વરૂપને ભૂલીને, મિથ્યા રીતે જ કેવળ માયિક દેહાકારપણારૂપ કડાંપણાનો અનુભવ કરે છે.[૧૦] કોઈ કોઈનાં કર્મોની તથા વાસના આદિની સમાનતા થતાં તેઓ (કર્મો તથા વાસનાઓ આદિ) જ્યારે એક કાળમાં ફળ આપવાને ઉન્મુખ થાય છે, ત્યારે અશુદ્ધ ચિત્તોનું પણ પરસ્પરના સંસારોરૂપે મળવું થાય છે. જેમ હઠયોગના અભ્યાસથી શુદ્ધ થયેલા યોગીઓનો પ્રાણવાયુ પરાયા દેહમાં પ્રવેશ કરીને તે દેહના વશ્ય થયેલા પ્રાણાદિકને જાણવાને લીધે, તેઓએ જાણવાના શબ્દાદિકને જાણે છે, તેમ શુદ્ધ થયેલુ મન પણ પરાયા મનોરાજ્યને જાણી શકે છે.[૧૧] જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાઓ સ્થૂલ દેહ હોય તો જ થાય છે, એમ સમજવું નહિ; કારણકે એ ત્રણ અવસ્થાઓનું મૂળ જીવપણું જ છે.[૧૨] આ પ્રમાણે જીવ જ ત્રણ અવસ્થાઓરૂપ છે, એમ વિચાર કરતાં જીવથી ન્યારું દેહનું સ્વરૂપ કાંઈ પણ અવશેષ રહેતું નથી. જળના સ્વરૂપનો વિચાર કરતાં, જળથી જુદું તરંગોનું સ્વરૂપ કાંઈ પણ અવશેષ રહે નહિ.[૧૩] તત્ત્વવેત્તા જીવ આ રીતે તુરીયપદમાં (જાગ્રતથી, સ્વપ્નથી અને સુષુપ્તિથી જુદા સ્વરૂપમાં) રહેલા બ્રહ્મભાવને જ્ઞાનથી પ્રાપ્ત થઈને, જીવપણાથી નિવૃત્ત થાય છે અને અજ્ઞાની જીવ પોતાની કલ્પનાથી દેહાકાર થઈને વારંવાર સંસારમાં પ્રવર્તે છે. જો કે જ્ઞાની જીવ અને અજ્ઞાની જીવ બન્ને વાસ્તવિક રીતે બ્રહ્મરૂપ હોવાથી બન્નેને મુક્તપણું સરખું જ છે, તોપણ અજ્ઞાની જીવ સૂતેલા જેવો છે અને તે પોતાના સ્વરૂપને નહિ જાણવાથી જન્મ–મરણ પામ્યા કરે છે. ચૈતન્ય સર્વવ્યાપક હોવાને લીધે, કોઈ જીવ બીજા જીવના સંસારમાં પણ પ્રવેશ કરે છે. એકએક સંસારમાં જુદાંજુદાં રૂપોવાળા બીજા સંસારો પણ છે. જેમ કેળના થાંભલામાં એક છોતરાની અંદર બીજું છોતરું અને બીજા છોતરાની અંદર ત્રીજું છોતરું, એમ છોતરાંના સમૂહો હોય છે, તેમ તે સંસારોની અંદર પણ સંસારોના સમૂહો રહેલા છે. જેમ અનેક છોતરાં છતાં કેળ એકરૂપે છે તેમ અનેક સંસારો છતાં બ્રહ્મ એકરૂપે છે. વિસ્તાર પામેલી કેળની પેઠે બ્રહ્મ સ્વભાવથી શીતળ છે. સેંકડો પ્રકારના અવયવોનો વિસ્તાર થતાં પણ જેમ કેળમાં ભિન્નતા નથી, તેમ સેંકડો સંસારો થતાં પણ બ્રહ્મમાં ભિન્નતા નથી.[૧૪-૧૮] જેમ વડ આદિનું બીજ જળના સંસર્ગથી વડ આદિરૂપ થઈને પાછું બીજરૂપે આવિર્ભાવ પામે છે, તેમ બ્રહ્મ પણ વાસના આદિના સંસર્ગથી મનરૂપ થઈને પાછો જ્ઞાનનો ઉદય થતાં બ્રહ્મરૂપે આવિર્ભાવ પામે છે.[૧૯-૨૦] જેમ રસથી થયેલું બીજ ફળરૂપે આવિર્ભાવ પામે છે, તેમ બ્રહ્મથી થયેલો જીવ જગતરૂપે આવિર્ભાવ પામે છે. જેમ 'રસતું

કારણ શું હશે?' એ પૂછવું પણ અઘટિત છે, તેમ 'બ્રહ્મનું કારણ શું હશે?' એ પૂછવું પણ અઘટિત છે. 'બ્રહ્મ એ એક જાતનો જગતનો સ્વભાવ જ છે' એમ કહેવું યોગ્ય નથી; કારણકે સ્વભાવ કાર્યની સાથે ઉત્પન્ન થાય છે અને બ્રહ્મ જગતની સાથે ઉત્પન્ન થતું નથી. બ્રહ્મ નિર્વિકાર, અદ્વિતીય અને અસંગ હોવાથી વાસ્તવિક રીતે કોઈનું કારણ નથી અને આરોપની રીતિથી સઘળા પ્રપંચનું આદિ કારણ છે. તેમાં જગતની વિચિત્રતા થવાનાં બીજાં કાંઈ પણ કારણો નથી. આમ છે, એટલા માટે સારરૂપે બ્રહ્મનો જ વિચાર કરવો યોગ્ય છે. સાર વગરના બીજા વિચારો કરવાથી કાંઈ પુરુષાર્થ થાય એમ નથી.[૨૧-૨૩] જે બીજ હોય છે, તે પોતાના આકારને છોડીને, અંકુર આદિરૂપે થયેલું જોવામાં આવે છે, પણ બ્રહ્મ તો પોતાના સ્વરૂપને નહિ છોડતાં જગતરૂપે જ થયેલું છે. વૃક્ષનું બીજ ફાટીને તેમાંથી અંકુર નીકળે છે, એટલે બીજા પ્રદેશથી વધારે પ્રદેશમાં વ્યાપે છે; પણ જગત તો બ્રહ્મમાં જ રહેલું છે, એટલે બ્રહ્મના પ્રદેશથી જરા પણ અધિક પ્રદેશમાં ફેલાયેલું નથી.[૨૪] બીજનું સ્વરૂપ અવયવોવાળું છે, માટે તે બીજની સાથે નિરવયવ બ્રહ્મને સમાન ગણવું યોગ્ય નથી. બ્રહ્મને કોઈની પણ ઉપમા લાગુ પડે એમ નથી. જે બ્રહ્મ છે, તે જ જગતરૂપે પ્રતીત થાય છે; પણ વાસ્તવિક રીતે જગતરૂપે થયું જ નથી. જેમ રજ્જુ સર્પરૂપે થયેલી છે અને સર્પરૂપે નથી પણ થયેલી; તેમ બ્રહ્મ જગતરૂપે થયેલું છે અને જગતરૂપે થયેલું પણ નથી. પોતે દ્રષ્ટા છતાં પોતાને દૃશ્યરૂપ માને છે, એટલા માટે ખરા સ્વરૂપનું ભાન થતું નથી. જ્યાં સુધી પોતાનું સ્વરૂપ દૃશ્યરૂપ મનાયું હોય, ત્યાં સુધી પોતાના સ્વરૂપની સાચી સ્થિતિનો કોને અનુભવ થાય? જ્યાં સુધી ઝાંઝવાનાં પાણીમાં જળની ભ્રાંતિ હોય, ત્યાં સુધી કશું સમજુપણું નથી. જો સમજુપણું હોય, તો ઝાંઝવાનાં પાણીમાં જળની ભ્રાંતિ કેમ જ હોય? આત્મા નિર્મળ, સ્વયંપ્રકાશ અને વ્યાપક છે, તોપણ જોવામાં આવતો નથી, માટે બહિર્મુખ લોકોની ભ્રાંતિ ભારે પ્રબળ છે! જેમ નેત્ર બીજા પદાર્થોને જુએ છે, પણ પોતાના દૃશ્યરૂપ સ્વરૂપને જોતું નથી, તેમ બહિર્મુખ લોકો દૃશ્યને જુએ છે, પણ પોતાના આત્માને જોતા નથી. જો કે દ્રષ્ટા નિર્મળ, સ્વયંપ્રકાશ, વ્યાપક અને પોતાનું સ્વરૂપ જ છે, તોપણ જેમ સઘળી ભ્રાંતિઓથી છૂટેલો જીવન્મુક્ત પુરુષ દૃશ્યને જોતો નથી, તેમ બહિર્મુખ લોકો દ્રષ્ટાને જોતા નથી. જો કે બ્રહ્મ આકાશની પેઠે વ્યાપક છે, તોપણ યત્ન કરવા છતાં પણ ભાગ્યે જ મળે છે; પરંતુ જે દૃશ્ય છે, તેને જો દૃશ્યરૂપે જ જોવામાં આવે, તો બ્રહ્મની પ્રાપ્તિ બહુ જ દૂર છે.[૨૫-૩૧] દૃશ્ય જગતમાં દૃશ્યપણાનું માર્જન કરીને, જો બ્રહ્મબુદ્ધિ કરવામાં આવે, તો જ બ્રહ્મ પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી જગતને બ્રહ્મરૂપે નહિ પણ જગતરૂપે જોવામાં આવે છે, ત્યાં સુધી અત્યંત સૂક્ષ્મ એવા બ્રહ્મનું જ્ઞાન થવું ઘણું દૂર છે.[૩૨] બહિર્મુખ લોકો દૃશ્યને જુએ છે, પણ દ્રષ્ટાને જોતા નથી. પરંતુ હે રામ! દૃશ્ય એ કાંઈ છે જ નહિ, કેવળ દ્રષ્ટા જ છે.[૩૩] જેમ સર્વશક્તિમાન રાજા, સઘળું બનાવીને તેનો અનુભવ કરે છે, તેમ સર્વશક્તિમાન આત્મા સઘળું બનાવીને તેનો અનુભવ કરે છે. એમ માનીએ તો જેમ રાજાને બીજાં સાધનોની જરૂર પડે છે, તેમ આત્માને પણ બીજા સાધનોની જરૂર પડે છે, એમ સ્વીકારવું પડે. એટલા માટે વાસ્તવિક સિદ્ધાંત એ છે, કે નિર્વિકાર આત્મા જ તે તે દૃશ્યપદાર્થોરૂપે ઉદય પામે છે. તેથી આત્મામાં લૌકિક રીતનું દ્રષ્ટાપણું કે દૃશ્યપણું કાંઈ નથી. જે દ્રષ્ટા છે તે જ સર્વાત્મક હોવાથી દૃશ્યરૂપ છે, એટલે તેમાં લૌકિક રીતનું દ્રષ્ટાપણું કે દૃશ્યપણું સંભવતું નથી. જેમ શેરડીનો રસ જ ઘોળી ખાંડ-

રૂપ થાય છે અને વસંતનો રસ જ ફળ, પુષ્પ તથા લતારૂપ થાય છે, તેમ બ્રહ્મ જ જીવરૂપ થયેલ છે અને દેહરૂપ પણ થયેલ છે.[૩૪–૩૬] જેમ શેરડીનો રસ તથા વસંતનો રસ પોતાનું રસપણું નહિ છોડતાં જ ખાંડરૂપ અને ફળ આદિરૂપ થાય છે, તેમ ચૈતન્ય પોતાના ચૈતન્યપણાને નહિ છોડતાં જ દ્રષ્ટારૂપ અને દશ્યરૂપ થાય છે. અનુભવરૂપ જે આત્મા છે, તે પોતાની અંદર જ જગતરૂપ સ્વપ્નને જુએ છે.[૩૭] જેમ પૃથ્વી સંબંધી શેરડીના રસમાં ખાંડપણું, ગોળપણું તથા સાકરપણું થાય છે, તેમ આત્મામાં જ ચિત્તપણું, અહંકાર-પણું તથા પંચભૂતપણું વગેરે થાય છે.[૩૮] જેમ પૃથ્વીનો રસ જ પોતાનાથી અભિન્ન અનેક વન ખંડોરૂપે ઉદય પામે છે, એ વાત નિઃસંશય છે, તેમ આત્મા જ પોતાનાથી અભિન્ન અનેક દ્વૈત-ખંડોરૂપે ઉદય પામે છે, એ વાત નિઃસંશય છે. આત્માથી આત્મામાં જ પ્રકાશ પામતાં, આત્મા-ના જ વિલાસરૂપ ચિત્ત આદિ વૃક્ષો, દેહ આદિ દશ્યોરૂપી સેંકડો શાખાઓથી સંપન્ન છે અને તેમનો આત્મજ્ઞાન વિના અંત જોવામાં આવતો નથી. જેમ પૃથ્વીનો રસ પ્રત્યેક વનખંડોરૂપ થઈને પોતપોતાના રસોનો ચમત્કાર દેખાડે છે, તેમ બ્રહ્મ પ્રત્યેક બ્રહ્માંડરૂપ થઈને પોતપોતાના જુદા જુદા ભોગોનો ચમત્કાર દેખાડે છે. જે જે જીવનો જે જે સંસ્કાર જે જે રીતે ઉદય પામે છે, તે તે જીવના તે તે સંસ્કારને તે તે રીતે સંસારરૂપ થઈને ચૈતન્ય (બ્રહ્મ) અનુસરે છે. એવા અનેક સંસારોમાં કેટલાએક જીવોના સંસારો પરસ્પર મળે છે અને તેઓમાં જીવો પોતાની મેળે વિહાર કરીને, ઘણે કાળે શાંત થઈ જાય છે. હે રામ! તમે પરમ સૂક્ષ્મ દષ્ટિરૂપ જ્ઞાનચક્ષુ વડે જુઓ તો પરમાણુનાં મધ્યોમાં પણ હજારો સંસારોના સમૂહો છે. જેમ તલમાં તેલ રહ્યું છે, તેમ ચિત્તમાં, આકાશમાં, પથરામાં, જ્વાળામાં, વાયુમાં અને જળમાં, લાખો સંસારો રહ્યા છે. આ સઘળા ચિત્તના વિકારો છે; એટલા માટે જ્યારે ચિત્ત શુદ્ધ થાય છે, ત્યારે જીવ બ્રહ્મરૂપ થાય છે.[૩૯–૪૫] એ શુદ્ધચૈતન્ય સર્વવ્યાપક છે; એટલા માટે જેમ કોઈ સમયે આપણાં અને પરાયાં સ્વપ્નો મળી જાય છે, તેમ સંસારો પણ પરસ્પર મળી જાય છે. બ્રહ્મા આદિ પુરુષોને પણ પોતાના સ્વરૂપમાં જ ભ્રાંતિને લીધે આ બ્રહ્માંડરૂપી લાંબું અને મોટું સ્વપ્ન પોતાની અંદર જ ઊઠેલું છે. કેટલાએક જીવો એક સંસારરૂપી સ્વપ્નમાંથી બીજા સંસાર-રૂપી સ્વપ્નમાં અને બીજા સંસારરૂપી સ્વપ્ન-માંથી ત્રીજા સંસારરૂપી સ્વપ્નમાં જાય છે; એટલે એમ જતાંજતાં વાસનાઓ દઢ થવાથી, ચિત્તમાં કલ્પાયેલા ભીંત આદિ પદાર્થો જ બહારના ભીંત આદિ પદાર્થોરૂપે અત્યંત દઢ પ્રતીત થાય છે. ચૈતન્ય જ્યાં જે આકારની ભાવના કરે છે, ત્યાં તુરત તે રૂપ જ થઈ જાય છે. વાસનાના ઉદય પ્રમાણે વિવર્ત પામવાનું ચૈતન્યમાં સામર્થ્ય જ છે.[૪૬–૪૮] એ સામર્થ્યને લીધે સ્વપ્નમાં જે જોવામાં આવે છે, તે પણ સ્વપ્નના સમયમાં સાચું જ જણાય છે. જેમ પાંદડાં, લતાઓ, પુષ્પો તથા ફળો બીજમાં જ રહેલાં છે, તેમ સમસ્ત વાસનાઓ ચૈતન્યમાં જ રહેલી છે.[૪૯] જગતની અંદર જીવ રૂપ પરમાણુઓ અને જીવોની અંદર જગતરૂપ પરમાણુઓ પ્રતીત થાય છે, એ આશ્ચર્ય નથી; કારણકે જીવ અને જગત એ બન્ને બ્રહ્મરૂપ હોવાથી આકાશમાં આકાશતુલ્ય છે. આમ સમ-જીને તમે 'જગતોની અને જીવોની પરસ્પરમાં સ્થિતિ કેમ સંભવે?' એ ભ્રાંતિને છોડી દો. ચૈતન્યરૂપ જીવ પોતાના જ અંશરૂપ દેશ, કાળ, ક્રિયાઓ અને દ્રવ્યોથી જગતને જાણે તે જગત બીજાં હોય એમ માની લે છે, પણ તે જગત કોઈ રીતે જીવથી ભિન્ન સંભવ-તાં નથી. બ્રહ્માથી માંડીને કીડા પર્યંતના

જીવોને, સ્વપ્નની પેઠે પોતાની અંદર પોતાની મેળે જ દેખાતું આ ચૈતન્યના અંશરૂપ શરીર, ભ્રાંતિથી સ્થૂલ શરીરરૂપે માની લેવામાં આવ્યું છે. જે કાંઈ આ જગત સ્ફુરેલું છે, તેનું નિરૂપણ કરતાં વાસ્તવિક રીતે તેનો કોઈ પણ અંશ બ્રહ્મથી જુદો પડતો નથી. ચૈતન્યના સૂક્ષ્મ અંશોરૂપ જીવો, પોતાનારૂપ જગતને, ભ્રાંતિને લીધે જુદું માનીને તેનો સ્વાદ લીધા કરે છે. અત્યંત વિસ્તીર્ણ આકારવાળો આ બ્રહ્માંડરૂપી વનખંડ, જે ચૈતન્યના એક પરમાણુરૂપ છે અને તે નેત્ર આદિ ઇંદ્રિયોરૂપ પુષ્પોમાંથી જુદાંજુદાં રૂપ આદિનાં જ્ઞાનરૂપ સુગંધો કાઢ્યા કરે છે, તે અમસ્થો જ જોવામાં આવે છે.[૫૦–૫૪] દૃશ્યના બીજરૂપ ચૈતન્ય સર્વવ્યાપક છે અને અવિનાશી છે, તેથી સઘળાં બ્રહ્માંડને જોવા માટે અજ્ઞાની જીવ પોતાથી બહાર જુએ છે અને જ્ઞાની જીવ પોતાની અંદર જ જુએ છે. બ્રહ્માંડરૂપ દ્વૈતને જોવાનો ઘણા કાળનો અભ્યાસ થવાને લીધે, જીવ તે બ્રહ્માંડમાં પોતાની અધોગતિ અને ઊર્ધ્વગતિ થયાનું ભ્રાંતિથી જ માની લે છે.[૫૫,૫૬] જેમ એક સ્વપ્ન પછી બીજા સ્વપ્નને અને બીજા સ્વપ્ન પછી ત્રીજા સ્વપ્નને, એમ વારંવાર સ્વપ્નોને જોયા કરતો માણસ શિખર ઉપરથી ખસી પડેલી શિલાની જેમ ખોટા ખાડાઓમાં અથડાયા કરે છે, તેમ એક સંસાર પછી બીજા સંસારને અને બીજા સંસાર પછી ત્રીજા સંસારને, એમ વારંવાર સંસારોને જોયા કરતો અજ્ઞાની જીવ જન્મ–મરણરૂપી ખોટા ખાડાઓમાં અથડાયા કરે છે. વાસ્તવિક રીતે અખંડ તત્ત્વથી જુદા નહિ પડતા અને જુદાંજુદાં શરીરોરૂપે સ્ફુરેલા જીવોમાં કેટલાએક જ્ઞાની જીવો ભ્રાંતિરહિત પોતાના સ્વરૂપમાં જ રહ્યા છે અને કેટલાએક અજ્ઞાની જીવો દેહાદિકથી મળી ગયેલા છે. કેટલાએક જ્ઞાનીઓ બ્રહ્માંડને તથા જીવોને પોતાની અંદર ઊઠેલી ભ્રાંતિરૂપ જ સમજે છે અને તેઓ તો આ જોવામાં આવતા વિશાળ જગતને સ્વપ્ન જેવું મિથ્યા જ માને છે.[૫૭–૫૯] ચૈતન્ય સર્વવ્યાપક અને સર્વાત્મક છે, તેથી બ્રહ્માંડનું બહાર જણાવું પણ ચૈતન્યની સત્તાથી છે અને અંદર જણાવું તે પણ ચૈતન્યની સત્તાથી છે. જ્યાં ચૈતન્ય હોય, ત્યાં તેના વિવર્તનો ઉદય પણ હોય જ, એ સ્વાભાવિક છે.[૬૦] સઘળા જીવો વ્યાપક ચૈતન્યની અંદર પ્રતિભાસરૂપ છે. તેઓની અંદર જે અન્ય જીવો ઉદય પામે છે અને તેમની પણ અંદર વળી જે અન્ય જીવો ઉદય પામે છે, તે સઘળા જીવો પણ ચૈતન્યની વ્યાપકતાને લીધે ચૈતન્યની અંદર જ પ્રતિભાસરૂપ છે.[૬૧] જીવની અંદર જીવ થાય છે અને વળી તેની અંદર પણ જીવ થાય છે. જેમ કેળના થાંભલામાં એકની અંદર બીજું, બીજાની અંદર ત્રીજું અને ત્રીજાની અંદર ચોથું, એમ અંદરઅંદર અનેક છોતરાંઓ હોય છે, તેમ સર્વ સ્થળના જીવોમાં પણ એકની અંદર બીજા, બીજાની અંદર ત્રીજા અને ત્રીજાની અંદર ચોથા, એમ અંદરઅંદર અનેક જીવો છે.[૬૨] જેમ જાણવામાં આવે ત્યારે સોનામાં પ્રતીત થયેલું કડાં વગેરેપણું નષ્ટ થઈ જાય છે, તેમ બ્રહ્મ તત્ત્વ જાણવામાં આવે, ત્યારે બહારનું અને અંદરનું સઘળું દ્વૈત નષ્ટ થઈ જાય છે. જે પુરુષને 'હું કોણ છું અને આ જગત શું છે?' એવો પ્રૌઢ વિચાર ઉત્પન્ન થતો નથી, તેના મનમાંથી આ અનાદિકાળનો જીવપણાના દુઃખનો ભ્રમ કદી છૂટતો નથી.[૬૩,૬૪] વૈરાગ્યપૂર્વક કરવામાં આવેલો વિચાર જ સફળ થાય છે, પણ રાગવાળાએ કરેલો વિચાર સફળ થતો નથી. જે સુબુદ્ધિવાળા પુરુષને દિવસે દિવસે સંસારનાં સુખોની લાલચ પાતળી થતી જતી હોય છે, તે પુરુષનો વિચાર ફળદાયી થાય છે.[૬૫] જેમ ઔષધનો અભ્યાસ રાખવામાં આવે તો આરોગ્યની પ્રાપ્તિ થાય છે, તેમ ઇંદ્રિયોને જીત-

વાનો અભ્યાસ રાખવામાં આવે, તો વિવેક ફળદાયી થાય છે.[૬૬] જે પુરુષને વાતચીત કરવામાં જ વિવેક હોય છે, પણ મનમાં વિવેક હોતો નથી, તેણે અવિવેકીપણું નહિ છોડેલું હોવાથી તેને તે અવિવેકીપણું બહું દુઃખ આપે છે. ચિત્રમાં આલેખેલો પ્રકાશિત અગ્નિ જેમ કશું કામ કરતો નથી, તેમ કેવળ વાતચીત કરવામાં જ રાખેલો વિવેક કશું કામ કરતો નથી.[૬૭] જેમ પવનનો પ્રત્યક્ષ અનુભવ થતો નથી પણ સ્પર્શથી જ તેનો અનુભવ થાય છે, તેમ વાત કરવાથી વિવેક થયો જણાતો નથી. પણ ભોગની ઇચ્છા પાતળી પડવાથી જ વિવેક થયો જણાય છે.[૬૮] જેમ ચિત્રમાં આલેખેલું અમૃત ખરું અમૃત નથી, જેમ ચિત્રમાં આલેખેલો અગ્નિ ખરો અગ્નિ નથી અને જેમ ચિત્રમાં આલેખેલી સ્ત્રી ખરી સ્ત્રી નથી, તેમ વાતચીતમાં દેખાડેલો વિવેક ખરો વિવેક જ નથી, એમ સમજો.[૬૯] પ્રથમ વિવેકથી રાગ અને દ્વેષ ઓછો થાય છે તથા તેનું મૂળ અજ્ઞાન ઓછાં થાય છે અને તે પછી ઇષ્ટ વિષયોને મેળવવાની અને અનિષ્ટ વિષયોને દૂર કરવાની પ્રવૃત્તિ ક્ષીણ થઈ જાય છે. આ પ્રમાણે થયુ હોય ત્યારે વિવેક પ્રાપ્ત થયો સમજવો. જેને વિવેક પ્રાપ્ત થયો હોય, તે પુરુષ પતિતપાવન છે અને તે જીવન્મુક્તિનું પાત્ર છે.[૭૦]

पूर्वं विवेकेन तनुत्वमेति रागोऽथ वैरं च समूलमेव । पश्चात्परिक्षीयत एव यत्नः स पावनो यत्र विवेकिताऽस्ति ॥ ७० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો ‘જીવનખંડકાવતાર’ નામનો સર્ગ ૧૮મો સમાપ્ત**

# सर्ग १९मो×

## જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય અવસ્થાનું વર્ણન

**वसिष्ठ उवाच**

जीवबीजं परं ब्रह्म सर्वत्र खमिव स्थितम् ।
तेन जीवोदरजगत्यपि जीवोऽस्त्यनेकधा ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! સધળા જીવોના બીજરૂપ પરબ્રહ્મ આકાશની જેમ વ્યાપક છે; તેથી તે જીવોની અંદર પણ રહેલા છે. આથી જીવોની અંદરના ભાગમાં જે જગત છે, તેમાં પણ અનેક જીવો રહેલા છે.[૧] ચૈતન્યૈકરસ પરબ્રહ્મથી કોઈ પણ પ્રદેશ ખાલી નથી, એટલા માટે કેળના થાંભલાનાં છોતરાંઓની જેમ એક એક જીવની અંદર અન્ય અન્ય જીવ રહેલા છે. વળી પૃથ્વીના ઉદરમાં કીડાઓની પેઠે એક એક જીવની અંદર બીજા ઘણાઘણા જીવો પણ રહેલા છે.[૨] જેમ ગ્રીષ્મઋતુમાં દેહની અંદરના મળમાં તથા પસીનામાં જે કીડાઓ રહે છે; તેઓ પણ દેહની અંદર જ રહેલા કહેવાય છે; તેમ જ જીવો પરબ્રહ્મની અંદર રહેનારા જીવોમાં રહે છે, તેઓ પણ પરબ્રહ્મમાં જ રહે છે. શુદ્ધ ચૈતન્યરૂપ પરબ્રહ્મ જ્યાં જ્યાં દશ્યપણે રહેલું છે, ત્યાં ત્યાં તે તે દશ્યની અંદર તેના ભોક્તા જીવો પણ રહેલા છે.[૩] એ જીવો પોતપોતાના કલ્યાણ માટે વિચિત્ર પ્રકારની ઉપાસનાઓના ક્રમોથી, જે જે રીતે યત્ન કરે છે, તે તે રીતને અનુસરતાં ફળોને તુરત પ્રાપ્ત થાય છે.[૪] એટલે દેવતાઓનું યજન કરનારા જીવો દેવતાઓને પ્રાપ્ત થાય છે, યક્ષોનું યજન કરનારા જીવો યક્ષોને પ્રાપ્ત થાય છે. હિરણ્યગર્ભનું યજન કરનારા જીવો હિરણ્યગર્ભને પ્રાપ્ત થાય છે અને પરબ્રહ્મનું યજન કરનારા જીવો પરબ્રહ્મને પ્રાપ્ત થાય

× આ ઓગણીસમા સર્ગમા ઉપાસના પ્રમાણે ફળની પ્રાપ્તિ, બોધથી સત્ય આત્મસ્થિતિની પ્રાપ્તિ, જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ અને તુરીયનો સ્થિતિ કહેવામાં આવશે.

છે. આમ છે એટલા માટે તુચ્છનો ત્યાગ કરીને અતુચ્છ પરબ્રહ્મનો જ આશ્રય કરવો યોગ્ય છે.[૫] ભૃગુનો પુત્ર શુક્ર પોતાની જ્ઞાનશક્તિ નિર્મળ હોવાને લીધે મુક્ત હતો, પણ પ્રથમ દેખાયેલા અપ્સરારૂપ દૃશ્યથી સ્વાભાવિક રીતે તુરત બંધાઈ ગયો.[૬] જગતમાં બાળકની જ્ઞાનશક્તિ પ્રથમ કાચી અને કૂણી હોય છે. જ્યાં સુધી તેને સંસાર-સંબંધથી વ્યસનોનો તાપ ન લાગ્યો હોય, ત્યાં સુધી તેને જેવું વલણ આપીએ તેવુ આપી શકાય છે. પણ સંસાર સંબંધી વ્યસનોના તાપો લાગવાથી જ્ઞાનશક્તિ કઠિન થઈ ગયા પછી, તેને બીજી વ્યુત્પત્તિ આપી શકાતી નથી. એટલા માટે એ જ્ઞાનશક્તિ કૂણી હોય ત્યારે જ તેને બ્રહ્મભાવની વ્યુત્પત્તિ આપવી; પણ જીવપણા આદિ ખોટા ભાવની વ્યુત્પત્તિ આપવી નહિ.[૭]

**રામ બોલ્યા :** હે ભગવન્! જાગ્રદવસ્થા અને સ્વપ્નાવસ્થા એ બેમાં શો ભેદ છે, તે આપે કહેવો જોઈએ. જાગ્રત પણ અપરોક્ષ અનુભવમાં આવે છે અને સ્વપ્ન પણ અપરોક્ષ અનુભવમાં આવે છે; તે છતાં જાગ્રત સાચી કેમ કહેવાય છે અને 'સ્વપ્ન જાગ્રતના જેવો ભ્રમ છે' એમ કેમ કહેવાય છે ?[૮]

**વસિષ્ઠ બોલ્યા :** જેના પદાર્થોમાં સ્થિરતાની પ્રતીતિ થાય છે, તે જાગ્રત કહેવાય છે અને જેના પદાર્થોમાં અસ્થિરતાની પ્રતીતિ થાય છે, તે સ્વપ્ન કહેવાય છે.[૯] સ્વપ્ન પણ જો કાળાંતરમાં રહે, તો જાગ્રત કહેવાય અને જાગ્રત પણ જો કાળાંતરમાં ન રહે તો તે સ્વપ્ન કહેવાય. આ પ્રમાણે જાગ્રત સ્વપ્નપણાને પામે છે અને સ્વપ્ન જાગ્રતપણાને પામે છે. એ જાગ્રતમાં અને સ્વપ્નમાં સ્થિરપણા અને અસ્થિરપણા વિના બીજો કશો ભેદ નથી; કારણકે સ્થિરપણા અને અસ્થિરપણા વિના એ બે અવસ્થાઓનો બીજો સઘળો અનુભવ સર્વત્ર અને સર્વદા સરખો જ છે![૧૦-૧૧] સ્વપ્ન પણ સ્વપ્નના સમયમાં સ્થિરતાથી યુક્ત જણાય, તો જાગ્રતપણાને પામી શકે છે; અને જાગ્રત પણ જો જાગ્રતના સમયમાં અસ્થિર જણાય; તો સ્વપ્નપણાને પામી શકે.[૧૨] સ્વપ્ન પણ પોતાના સમયમાં પોતાની સ્થિરતાથી જાગ્રત કહેવાઈ શકે છે, અને જાગ્રતને પણ અસ્થિરતાથી સ્વપ્ન સમજીએ તો સ્વપ્ન જ છે.[૧૩] જ્યાં સુધી જે સ્થિર જાણવામાં આવે, ત્યાં સુધી તે જાગ્રત જ છે. પણ જો ક્ષણભંગુર સમજવામાં આવે તો સ્વપ્નરૂપ થઈ જાય છે. આ કેમ થાય છે તે સંબંધમાં હું કહું છું, તે તમે સાંભળો.[૧૪] શરીરને વિષે તેજ, વીર્ય અને જીવધાતુ ઇત્યાદિ નામોથી કહેવાતું જીવનતત્ત્વ છે અને તે જીવનતત્ત્વથી જિવાય છે.[૧૫] જ્યારે પ્રાણવાયુની પ્રેરણાથી જીવનતત્ત્વ હૃદયમાંથી શરીરમાં પ્રસરે છે, ત્યારે શરીર મનથી, કર્મથી અને વાણીથી વ્યવહાર કરે છે.[૧૬] એ જીવનતત્ત્વ જ્યારે અંદરની નાડીઓમાં પ્રસરે છે, ત્યારે સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે; એટલે જાગ્રતમાં દેખાયેલો જગતરૂપી ભ્રમ જેમાં લીન થઈ રહ્યો હોય છે, એવા ચિત્તમાં જાગ્રતના સરખું સઘળું જ્ઞાન ઉદય પામે છે.[૧૭] એ જીવનતત્ત્વ જ્યારે નેત્ર આદિ છિદ્રોમાં પ્રસરે છે, ત્યારે અનેક પ્રકારના આકારોથી તથા વિકારોથી ભરપૂર એવા આ પોતામાં જ રહેલા જગતને તે બહાર જુએ છે. એટલે તે જાગ્રદવસ્થા પ્રાપ્ત થઈ કહેવાય છે. જો કે જાગ્રત અને સ્વપ્ન એ બન્ને અવસ્થાઓના અનુભવમાં અપરોક્ષપણું સરખું જ છે; તોપણ જેના અનુભવમાં સ્થિરપણાની કલ્પના કરી લેવામાં આવે છે, તેને જાગ્રત માની લેવામાં આવે છે. આ પ્રમાણે મેં સ્વપ્નની અને જાગ્રતની પદ્ધતિ કહી; હવે સુષુપ્તિ આદિની પદ્ધતિ કહું છું, તે સાંભળો.[૧૮] કાયિક, વાચિક અને માનસિક એ ત્રણે જાતના વિક્ષેપ હોય ત્યારે જાગ્રત કહેવાય છે. કાયિક તથા વાચિક વિક્ષેપ મટી જઈને કેવળ માનસિક વિક્ષેપ પ્રવર્તે,

ત્યારે સ્વપ્ન કહેવાય છે અને માનસિક વિક્ષેપ મટી જતાં જીવનતત્ત્વ શાંત તથા સ્વસ્થપણાથી રહે, ત્યારે સુષુપ્તિ કહેવાય છે.[૨૦] જેમ વાયુવિહીન ઘરમાં રહેલો દીવો ચલનરહિત થઈને માત્ર પ્રકાશ જ કરે છે, તેમ સુષુપ્તિમાં હૃદયાકાશમાં રહેલું જીવનતત્ત્વ સમતાને પ્રાપ્ત થયેલા પ્રાણવાયુથી ક્ષોભ ન પામતાં વિક્ષેપરહિત રહીને માત્ર પ્રકાશ જ કરે છે.[૨૧] આ સ્થિતિમાં રહેલુ જીવન તત્ત્વ નાડીઓમાં પ્રસરતું નથી, તેથી તે સમયે સ્વપ્ન થતું નથી અને તે નેત્ર આદિ છિદ્રોમાં પ્રસરતું નથી તેથી જાગ્રતદશા પણ હોતી નથી. તલમાં તેલની પેઠે, હિમમાં શીતની પેઠે અને ઘીમાં ચીકાશની પેઠે જીવનતત્ત્વ સુષુપ્તિદશામાં અંદર જ સ્ફુરે છે.[૨૨,૨૩] સુષુપ્તિદશામાં જીવનતત્ત્વનો અને બ્રહ્મનો અભેદ થઈ જતો નથી, પણ એ 'જીવનતત્ત્વ' નામનો બ્રહ્મનો અંશ ઘણીખરી ઉપાધિનો લય થવાને લીધે વાયુવગરના પ્રદેશમાં રહેલા દીવાને જેમ માત્ર પ્રકાશ કરવારૂપ સ્થિતિને પ્રાપ્ત થાય છે.[૨૪] ચિત્તમાંથી સઘળા વ્યવહારોનો ઉપરામ થતાં, શાસ્ત્ર દ્વારા સર્વમાં ચૈતન્યની એકતા જાણી, વિચાર તથા એકાગ્રતા આદિ પ્રયત્નોથી, જ્યારે સ્વરૂપનો સાક્ષાત્કાર પ્રાપ્ત થાય, ત્યારે જાગ્રતમાં, સ્વપ્નમાં તથા સુષુપ્તિમાં વ્યવહાર કરતાં છતાં પણ તુરીયઅવસ્થા પ્રાપ્ત થયેલી કહેવાય છે.[૨૫] પ્રાણવાયુઓ સુષુપ્તિમાં સૌમ્યપણું પામે છે તેઓ જ્યારે અદૃષ્ટના પરિપાક આદિ ક્રિયાઓથી વિષમપણું પામીને જીવનતત્ત્વને ચલાયમાન કરે છે, ત્યારે તે જીવનતત્ત્વ તે તે ભોગોને આપનારા પૂર્વ સંસ્કારો જાગ્રત થવાથી ચિત્તરૂપે ઉદય પામે છે. આમ ઉદય પામીને તે પોતાની અંદર રહેલા વિસ્તીર્ણ જગતની ખટપટને જાગ્રતના જેવા ઉત્પત્તિ તથા નાશ આદિ ક્રમોના ભ્રમો સહિત તરત અન્યરૂપે, જુદી જુએ છે. આ સ્વપ્ન કહેવાય છે. જેમ યોગી બીજમાં રહેલા ઝાડને યોગશક્તિથી સંપૂર્ણ વિસ્તારવાળું જુએ છે, તેમ સ્વપ્નમાં જીવનતત્ત્વ પોતામાં જ રહેલા જગતને જાગ્રતના જેવા સંપૂર્ણ વિસ્તારવાળું જુએ છે.[૨૬,૨૭] પ્રાણવાયુઓ જ્યારે જીવનતત્ત્વને જરાક ચલાયમાન કરે છે, ત્યારે સૂતેલું તે જીવનતત્ત્વ માત્ર 'હું છું' એટલું જાણવા લાગે છે અને પ્રાણવાયુઓ જ્યારે એને અત્યંત ચલાયમાન કરે છે, ત્યારે તે જીવન પોતાની આકાશમાં ગતિ થતી દેખે છે.[૨૮] સૂતેલો એ જીવ જ્યારે નાડીઓની અંદર રહેલા કફના દ્રવથી ભિંજાઈ જાય છે, ત્યારે તે પોતાની અંદર જ વરસાદ અથવા જળાશય આદિના સંભ્રમનો અનુભવ કરે છે. જેમ પુષ્પને પોતાની અંદર જ પોતાના સુગંધનો અનુભવ થાય છે, તેમ જીવને પોતાને વિષે સ્વપ્નમાં વરસાદ આદિનો અનુભવ થાય છે. જ્યારે એ સૂતેલો જીવ નાડીઓની અંદર રહેલા પિત્ત આદિથી દબાય છે, ત્યારે પોતાને વિષે થતા ગ્રીષ્મઋતુ આદિના ભારે આડંબરને, જાણે તે સઘળો આડંબર બહાર થતો હોય એવી રીતે અનુભવે છે.[૨૯,૩૦] જ્યારે એ સૂતેલો જીવ નાડીઓની અંદર રહેલા રુધિરથી ભિંજાઈ જાય છે, ત્યારે પોતાની અંદર જ રાતા થઈ ગયેલા દેશકાળોને જાણે બહાર દેખાતા હોય તેમ જુએ છે અને રુધિરમાં જ ડૂબી જાય છે. પોતે અનુભવરૂપ હોવાને લીધે તે સમયે એવા અનુભવો કરે છે.[૩૧] પ્રાણવાયુઓએ ચલાયમાન કરેલો અને નિદ્રા પામેલો એ જીવ, પોતે જે જે વાસનાનું સેવન કરતો હોય છે, તે તે વાસનાને જાણે ઇંદ્રિયો આદિથી બહાર જોતો હોય તેમ અંદર જ જુએ છે. અંદર દેખાતાં છતાં 'આ સઘળું બહાર છે,' એવી પ્રતીતિ થાય છે.[૩૨] જીવ સ્વપ્નને લીધે ચક્ષુ આદિ છિદ્રોમાં નહિ પહોંચતાં પોતે અંદર જ ક્ષોભ પામે છે; અને તેમ થતાં પોતાની જ્ઞાન શક્તિથી પોતાની અંદર જ તુરત અનુભવ કરે છે.

તેથી તેની એ સ્થિતિ સ્વપ્ન કહેવાય છે.[૩૩] એ જીવ જ્યારે પ્રાણવાયુથી ક્ષોભ પામીને ઇંદ્રિયોનાં છિદ્રોમાં પ્રસરીને બહાર શબ્દ આદિ વિષયોનો અનુભવ કરે છે, ત્યારે તે જાગ્રદવસ્થાવાળો કહેવાય છે, એમ મહાત્મા મુનિઓ કહે છે.[૩૪] હે રામ! હવે તમે આ વાત સમજી ચૂક્યા છો. તમારા મનમાં સદ્વિચાર પામી ચૂક્યા છો. માટે હવેથી તમારે કદી પણ મિથ્યારૂપ જગતને સાચું માનવું નહિ. જગતને સાચું માનવાથી આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક નિમિત્તોને લીધે, પોતાનામાં મરણ અને દોષો પ્રાપ્ત થયાની મિથ્યા સંભાવના થાય છે.[૩૫]

इति विदितवता त्वयाधुनांतः प्रथितमहामतिनेह सत्यताख्या । असति जगति नैव भावनीया मृतिहतिसंहतिदोषभावनीया ॥ ३५॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'જાગ્રત-સ્વપ્ન-સુષુપ્ત-તુરિય-સ્વરૂપવિચાર' નામનો સર્ગ ૧૯મો સમાપ્ત**

## सर्ग २०मो*

### જગત મનની ભ્રાંતિરૂપ છે

**वसिष्ठ उवाच**

एतत्ते कथितं सर्वं मनोरूपनिरूपणम् ।
मया राघव नान्येन केनचिन्नाम हेतुना ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! મનનો સ્વભાવ સમજાવવા માટે મેં તમને આ સઘળું જાગ્રત આદિ અવસ્થાનું વર્ણન કહ્યું. બીજા કોઈ પ્રયોજનથી કહ્યુ નથી.[૧] જેમ લોઢાનો ગોળો અગ્નિના સંપર્કથી અગ્નિપણાને પ્રાપ્ત થાય છે, તેમ દઢ નિશ્ચયવાળું ચિત્ત, જે જે પદાર્થની બહુ ભાવના કરે છે, તે તે પદાર્થરૂપપણાને પ્રાપ્ત થાય છે.[૨] એક અધિષ્ઠાનમાં સારા પદાર્થો, દુષ્ટ પદાર્થો, છોડવું અને ગ્રહણ કરવું ઇત્યાદિ કલ્પનાઓ મન વડે જ કરેલી છે; એટલા માટે મનની ચપળતાથી થયેલી-એ સઘળી કલ્પનાઓ સત્ય પણ નથી અને અસત્ય પણ નથી; તે તો અનિર્વચનીય જ છે.[૩] મલિન મન જ મોહ ઉત્પન્ન કરનાર છે અને તે જ જગતની સ્થિતિનું કારણ છે. મન જ જગતરૂપ હોવાથી જગતને બનાવે છે.[૪] જે મન છે તે જ જીવ છે. એટલા માટે મનને જો શુભ માર્ગમાં જોડવામાં આવે, તો જગતમાં જે જે સિદ્ધિઓ છે, તે સઘળી પ્રાપ્ત થાય છે; કારણકે સઘળી સિદ્ધિ મનનો જય કરવાથી જ મળે છે.[૫] જો સ્થૂળદેહ જીવ હોય, તો એનો એ દેહ હોવા છતાં મહાબુદ્ધિમાન શુક્રાચાર્યને સેંકડો જન્માંતરના ભ્રમરૂપ જુદાજુદા દેહો કેમ પ્રાપ્ત થાય?[૬] આમ છે, એટલા માટે જે મન છે તે જ જીવ છે અને સ્થૂળ શરીર તો મનને લીધે જ ચેતના પામે એવું છે. એ મન દઢ વાસનાથી જેવા આકારની ભાવના કરે છે, તેવા આકારને પ્રાપ્ત થાય છે, એમાં કશો સંશય નથી.[૭] મન દઢ ભાવનાથી સર્વ આકારની પ્રાપ્તિ કરવામાં સમર્થ છે. એટલા માટે અતુચ્છ, પરિશ્રમરહિત, ઉપાધિ વગરનું અને ભ્રમવગરનું જે બ્રહ્મપદ છે, તેનું જ યત્નપૂર્વક અનુસંધાન કરો, એટલે તમે બ્રહ્મપણાને પ્રાપ્ત થશો. શરીર મનના ધારેલા પ્રદેશમાં જાય છે, પણ જ્યાં શરીર હોય ત્યાં મનને જવાનો નિયમ નથી. એટલા માટે હે રામચંદ્રજી! તમારું મન સત્યતત્ત્વની પ્રાપ્તિને માટે જ યત્ન કરો અને દેહ, ઇંદ્રિય આદિરૂપ મિથ્યાદ્વૈતને છોડી દો.[૮-૯]

अभिपतति मनः स्थितं शरीरं न तु वपुरा- चरित्तं मनः प्रयाति । अभिपततु तवात्र तेन सत्यं सुभग मनः प्रजहात्वसत्यमन्यत् ॥ ९॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'મનોરૂપવર્ણન' નામનો સર્ગ ૨૦મો સમાપ્ત**

* આ વીસમા સર્ગમાં જગત એ મનની ભ્રાંતિ છે અને જો આત્મજ્ઞાન થાય, તો ચિત્ત તથા જગત આત્મા જ છે, એવો અનુભવ થાય છે, એનું વર્ણન કરવામાં આવશે.

## સર્ગ ૨૧ મો*
## મનનો નિર્ણય

**राम उवाच**

भगवन् सर्वधर्मज्ञ संशयो यो महानयम् ।
हृदि व्यावर्तते लोलः कल्लोल इव सागरे ॥१॥

**રામ બોલ્યા :** હે સર્વ ધર્મને જાણનારા ભગવન્ ! સમુદ્રમાં ઊઠતા તરંગોની જેમ મારા મનમાં એક મોટો સંશય ઘોળાયા કરે છે.[1] બ્રહ્મ દેશ, કાળ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત છે, વ્યાપક છે, નિત્ય છે અને નિષ્કલંક છે. તેમાં આ 'મન' નામની મલિન વાસના ક્યાંથી આવી અને તે કેમ સંભવે ?[2] બ્રહ્મમાં કોઈ બીજો પદાર્થ છે નહિ, હતો નહિ અને થશે પણ નહિ; તેમાં આ મનરૂપ કલંક ક્યાંથી અને કેવા પ્રકારનું આવ્યું ?[3]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! તમે બહુ સારું પૂછ્યું. જેમ નંદનવનનાં પુષ્પોની મંજરી ઉત્તમ મકરંદવાળી હોય છે, તેમ તમારી બુદ્ધિ અનુભવના ઉત્તમ ચમત્કારવાળી થઈ છે. તમારી બુદ્ધિ મોક્ષના વિષયમાં ઠીક ચોંટી છે.[4] તમારી બુદ્ધિ આગલા–પાછલા સંબંધોનો વિચાર કરવામાં તત્પર થઈ છે. આથી જે ઉત્તમ પદ સદાશિવ આદિ મહાત્માઓને મળ્યું છે, તે તમને આ બુદ્ધિના પ્રભાવથી પ્રાપ્ત થશે.[5] પરંતુ હે રામ ! આ પ્રશ્ન પૂછવાનો હમણાં તમારો સમય નથી. 'શુદ્ધ આત્મામાં મનરૂપ કલંક ઘટતું નથી' એ પૂછવું, તે શુદ્ધ આત્માનો અનુભવ કર્યા પછી ઘટે છે. પણ જેને શુદ્ધ આત્માનો અનુભવ થઈ ચૂક્યો હોય, તેની પાસે અમે મનનું નિરૂપણ જ કરતા નથી કે જેથી તે અમને પૂછે. પોતાને શુદ્ધ આત્માનો અનુભવ નહિ હોવા છતાં વિદ્વાન હોવાનો ડોળ કરીને જે કોઈ પૂછવા ધારતો હોય, તેણે તો 'આત્મામાં શુદ્ધપણું જ કેમ ઘટે ?' એવી શંકા કરવી જોઈએ, પણ આત્માનું શુદ્ધપણું સ્વીકારીને 'શુદ્ધમાં મલિનતા કેમ ઘટે ?' એવી શંકા કરવી જોઈએ નહિ. આમ છે, એટલા માટે અજ્ઞાની પુરુષે ગુરુની પાસેથી ઉપદેશ લેવાના સમયમાં વિદ્વાનની જેમ પૂછવું યોગ્ય નથી. તમારા અંતઃકરણમાં આત્માનો અનુભવ આરૂઢ થશે, ત્યારે તમારા અનુભવની સાથે મારા અનુભવને મેળવવા માટે હું જ્યારે બોલવા લાગીશ, ત્યારે તમારા આ પ્રશ્નનું સમાધાન થશે.[6-7] સિદ્ધાંત કહેવાના સમયમાં (નિર્વાણ–પ્રકરણમાં) તમે મને આ પ્રશ્ન ફરી વાર પૂછજો, એટલે તેનું સમાધાન કરતાં સિદ્ધાંત તમને હસ્તામલકવત્ થઈ જશે. જેમ વર્ષાઋતુમાં મોરના ટહુકા શોભે અને શરદઋતુમાં હંસના શબ્દો શોભે, તેમ આ તમારું પૂછવું સિદ્ધાંતના સમયમાં શોભે એમ છે; પણ વર્ષાઋતુમાં હંસના શબ્દો અને શરદઋતુમાં મોરના ટૌકા જેમ શોભે નહિ, તેમ હમણાં આ પૂછવું શોભતું નથી. હજી સુધી સઘળા શ્રોતાઓને આત્મતત્ત્વનો બોધ થયો નથી, એટલા માટે હમણાં આ પ્રશ્ન પૂછવાનો અવસર જ નથી. શરદઋતુમાં આકાશની સ્વાભાવિક શ્યામતાનું વર્ણન શોભે છે, પણ વર્ષાઋતુમાં તો ભારે આડંબરવાળાં વાદળાંઓથી થયેલી શ્યામતાનું જ વર્ણન શોભે, છે; તેમ સિદ્ધાંતને સમયે તમારો એ સુંદર પ્રશ્ન શોભે પણ હમણાં તો અજ્ઞાનીને લગતો જ પ્રશ્ન શોભે.[8-9] હે રામ ! જેને લીધે લોકોનો જન્મ થાય છે, એવા મનનો જ ઉત્તમ પ્રકારનો નિર્ણય હમણાં ઉપદેશના પ્રકરણમાં આરંભેલો છે, માટે હે સુવ્રત ! તે વિષે જ તમે સાંભળો. 'શુદ્ધબ્રહ્મમાં માયાનો સંબંધ કેમ ઘટે ?' એ વિષયને પાછળ રાખી હમણાં તો હું

* આ એકવીસમા સર્ગમાં શુદ્ધબ્રહ્મમાં બીજો કોઈ કલ્પના કરનાર નહિ હોવાથી મનની કલ્પના થવી ઘટતી નથી, એ પ્રશ્નનો નિર્ણય આગળ ઉપર રાખીને મનના નિર્ણય વિષે કહેવામાં આવશે.

બ્રહ્મમાં માયાનો સંબંધ સ્વીકારીને ઉપદેશ ચલાવું છું.[૧૦] હે રામ! બ્રહ્મ જ્યારે અહંકાર આદિરૂપે વિકાર પામે છે, ત્યારે પ્રકૃતિરૂપ થાય છે અને મનન કરે છે ત્યારે મનરૂપ થાય છે; જુએ છે ત્યારે ચક્ષુરૂપ થાય છે, સાંભળે છે ત્યારે શ્રોત્રરૂપ થાય છે, અને બોલવા આદિ વ્યાપારોથી યુક્ત થાય છે, ત્યારે વાણી આદિ કર્મેન્દ્રિયોરૂપ થાય છે. સઘળા મુમુક્ષુઓએ શ્રુતિ આદિનાં પ્રમાણોથી આ પ્રમાણે નિર્ણય કર્યો છે.[૧૧] વિચિત્ર પ્રકારનાં પોતપોતાનાં શાસ્ત્રો વિચારીને વિવાદ કરતા મતવાદીઓ મતભેદોને લીધે એ બ્રહ્મમાં જ પોતપોતાને ગમતાં નામ-રૂપો ઠરાવી લે છે.[૧૧'૧૨] મનન સંબંધી ચંચળતાવાળું મન જે જે વાસનાનું ગ્રહણ કરે છે, તે તે વાસનાને અનુસરતાં રૂપોને પ્રાપ્ત થાય છે. જેમ પવન જે ફૂલમાં રહે છે તે ફૂલની ગંધને ગ્રહણ કરે છે, તેમ મન જે વાસનામાં રહે, તે વાસનાના આકારને ગ્રહણ કરે છે.[૧૩] પોતાની વાસનાથી કલ્પેલા વિષયનો જ યુક્તિઓથી નિર્ણય કરીને, તે 'આ વિષય તો મારો પોતાનો જ' એમ અભિમાન ધરે છે. તે અભિમાનને તૃપ્ત કરવા માટે પોતે સ્વીકારેલા તે વિષયની જ તે માથાકૂટ કર્યા કરે છે. મનનો એવો સ્વભાવ છે. મને જે નિશ્ચય પકડ્યો હોય, તેમાં જ તેને સ્વાદ આવે છે અને તે સ્વાદ આરૂઢ થતાં શરીર તથા જ્ઞાનેન્દ્રિયો પણ તન્મય થઈ જાય છે.[૧૪'૧૫] હે રામ! મન વાસનામાં આરૂઢ થાય કે તુરત, તેની પાછળ તેને અધીન રહેનારો દેહ પણ તે વાસનાને અનુસરતો જ પ્રાપ્ત થાય છે. ગંધવાળા પદાર્થની અંદર પેઠેલો પવન જેમ ગંધમય થઈ જાય છે, તેમ વાસનાને અધીન રહેનારો દેહ વાસનામય જ થઈ જાય છે.[૧૬] વાસનાને અનુસરીને પ્રાપ્ત થયેલા દેહમાં જ્ઞાનેન્દ્રિયો પ્રકટ થાય છે અને પોતપોતાના વિષયો પર દોડતાં તે તે વિષયોની પ્રાપ્તિને અનુકૂળ ક્રિયાઓ કરવા માટે કર્મેન્દ્રિયોનો સમૂહ પણ પોતાની મેળે જ પ્રકટ થાય છે. જેમ પવન ચપળતા પામતાં પૃથ્વીની રજ પણ ચપળ થાય છે, તેમ જ્ઞાનેન્દ્રિયો વિષયલંપટ થતાં કર્મેન્દ્રિયો પણ પોતપોતાની ક્રિયાઓમાં લંપટ થાય છે.[૧૭] ક્ષોભ પામેલી કર્મેન્દ્રિયો પોતપોતાની ક્રિયાશક્તિને પ્રકટ કરતાં વાયુમાં રજના સમૂહની જેમ ઘણાંઘણાં કર્મો ઉત્પન્ન થાય છે.[૧૮] આ પ્રમાણે મનનું બીજ કર્મ છે અને કર્મનું બીજ મન છે. જેમ પુષ્પની અને પુષ્પના ગંધની સત્તા એક જ છે, તેમ મનની અને કર્મની સત્તા એક જ છે.[૧૯] મન દૃઢ અભ્યાસને લીધે જે જે ભાવનાનું ગ્રહણ કરે છે, તે તે ભાવનાને અનુસરતી ઇન્દ્રિયોનાં ચલનરૂપ વિસ્તીર્ણ શાખાઓ તેમાંથી નીકળે છે.[૨૦] મન પોતે જે વાસનામાં લંપટ થયું હોય છે, તે વાસનાને અનુસરતી ક્રિયાઓને અને તે વાસનાઓને અનુસરતાં ફળોને અવશ્ય ઉત્પન્ન કરે છે. પછી તેવા જ સ્વાદનો અનુભવ કરીને, તે તુરત બંધાઈ જાય છે.[૨૧] મન જે જે વિષયનું ગ્રહણ કરે છે, તે તે વિષયને સાચો માની લે છે અને તેમ થતાં 'પકડેલો વિષય જ કલ્યાણરૂપ છે, એ સિવાય બીજું કલ્યાણ જ નથી.' એવો મનને નિશ્ચય થઈ જાય છે.[૨૨] પોતપોતાના નિશ્ચયો પ્રમાણે જુદાંજુદાં વલણો પામેલાં લોકોનાં મન ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ માટે પોતપોતાનાં વલણ પ્રમાણે સર્વદા જુદાજુદા યત્નો કરે છે.[૨૩] સાંખ્યસિદ્ધાંતવાળાઓનું મન નિર્મળ હોવાથી પ્રથમ આત્માના અસંગપણામાં તથા ચૈતન્યમાત્રપણામાં બરાબર પહોંચ્યું છે, પણ પ્રધાનને જગતનું કારણ ઠરાવવામાં તે ઠગાયું છે. આ પ્રમાણે સાંખ્યસિદ્ધાંતવાળાઓએ એક અંશમાં સાચા અને બીજા અંશમાં ખોટા એવા મનના ફાંટાથી પોતાનું ઠરાવેલું જ સત્ય છે, એમ માની લીધું છે અને તે માનવા પ્રમાણે ગ્રંથો બનાવી લીધા છે. 'સાંખ્યસિદ્ધાંતને અનુસર્યા વિના કોઈનો

પણ મોક્ષ થવાનો નથી' એવા નિશ્ચયથી પોતે કલ્પેલા નિયમોરૂપ ભ્રમોને પકડી બેઠેલા એ સાંખ્ય-લોકો ચાતુરીનો પ્રકાશ કરીને બીજાઓનાં મનમાં પણ પોતાનો સિદ્ધાંત ઠસાવવાનું કરે છે.[૨૪,૨૫] 'આ જગત બ્રહ્મ જ છે. બ્રહ્મથી જુદું બીજું અણુ-માત્ર પણ નથી' એવા નિશ્ચયરૂપ વલણ ઉપર ચડેલા વેદાંતી લોકોનાં મને 'સઘળા અનર્થોની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ એ જ મોક્ષ છે' એમ નિર્ણયપૂર્વક ઠરાવેલું છે. જો કે વેદાંતી લોકો મોક્ષના સ્વરૂપનો નિર્ણય કરવામાં કાંઈ પણ ભૂલ્યા નથી, તોપણ તે મોક્ષ જેનાથી પ્રાપ્ત થાય એવા જ્ઞાનની પ્રાપ્તિ માટે સાધનોનો નિર્ણય કરવામાં અને તે નિર્ણયનો શાસ્ત્ર દ્વારા ઉપદેશ કરવાની પ્રક્રિયાઓમાં તે લોકોએ પોતપોતાના મનના ફાંટા પ્રમાણે ભારે ગોથાં ખાધાં છે.[૨૬,૨૭] વિજ્ઞાનવાદી બૌદ્ધો પોતાના ભ્રમથી ચકચકિત એવી બુદ્ધિથી નિર્ણય કરી બેઠા છે, કે શમ અને દમ આદિ સાધનોથી મુક્તિ સાધ્ય થાય છે. તેઓ સર્વજ્ઞ બુદ્ધિની ધારામાં પ્રવેશ કરવારૂપ સ્થિતિને મુક્તિ કલ્પે છે.[૨૮] આ સિવાય બીજી કોઈ રીતે મુક્તિની પ્રાપ્તિ નથી, એવા નિશ્ચયવાળા તે બૌદ્ધો પોતાના નિયમોના ભ્રમથી પોતાની તે દષ્ટિને પ્રસિદ્ધ કરે છે.[૨૯] 'લોચ (માથાના વાળ પોતાને હાથે ચૂંપી કાઢવા તે) કરાવવા અને ઉપવાસ કરવા આદિ નિયમો પાળ્યા વિના મુક્તિની પ્રાપ્તિ થવાની જ નથી' એમ ભ્રાંતિને લીધે દઢ નિશ્ચયને પામેલા જૈન લોકોએ 'આકાશમાં ઊંચેઊંચે ચડતું જવું એ જ મુક્તિ છે' એમ પોતાના મનના ફાંટાથી અયોગ્ય વિચારો ગ્રંથો દ્વારા પ્રકટ કર્યા છે.[૩૦] વિચિત્ર આચરણો કરનારા બીજા લોકોએ પણ એ જ રીતે પોતપોતાના મનમાં આવ્યા તે પ્રમાણે વિચિત્ર શાસ્ત્રવિચારો કલ્પી કાઢ્યા છે. જાણે નિશ્ચળ પાણીમાં નિમિત્ત વિના જ પરપોટાના સમૂહો ઊઠ્યા હોય એવા સર્વ કોઈના મનના નિરર્થક નિશ્ચયોને લીધે, અનેક પ્રકારના ભારે આડંબરોવાળા સંપ્રદાયો ચાલેલા છે.[૩૧] હે મહાબાહુ! જેમ સઘળા મણિઓનું મુખ્ય ઉત્પત્તિ-સ્થાન સમુદ્ર છે, તેમ આવી રીતના સઘળા સંપ્રદાયોનું મુખ્ય ઉત્પત્તિસ્થાન મન છે. સંપ્રદાયો સિવાય પણ સઘળા પ્રકારની વિચિત્રતાઓનું મૂળ, લાંબા કાળના અભ્યાસથી નિરૂઢ થયેલી મનની કલ્પના વિના બીજું કાંઈ નથી.[૩૨] વાસ્તવિક રીતે જોઈએ તો લીમડો કડવો નથી, શેરડી મીઠી નથી, ચંદ્ર શીતળ નથી અને અગ્નિ ગરમ નથી, તે છતાં જે વસ્તુ ઉપર જેવી કલ્પનાનો લાંબો અભ્યાસ કરવામાં આવ્યો છે, તે વસ્તુ તેવા પ્રકારની અનુ-ભવમાં આવે છે. એટલે લીમડો કડવો, શેરડી મીઠી, ચંદ્ર શીતળ અને અગ્નિ ગરમ એમ પ્રતીત થાય છે.[૩૩] મોક્ષ તો અકૃત્રિમ આનંદ છે. સાવ-ધાન મનુષ્યોએ તેને માટે પોતાના મનને તન્મય કરી દેવું જોઈએ; જેથી તે મોક્ષને પ્રાપ્ત થાય છે.[૩૪] મન તુચ્છ દશ્યને છોકરાંની જેમ લઈલઈને રમાડે છે. તે જો એ દશ્યને છોડી દે, તો દશ્યના સંસર્ગ-થી થનારાં સુખ–દુઃખોથી તે ખેંચાતું જ નથી. હે નિર્દોષ રામ! દશ્યરૂપ વિસ્તીર્ણ બંધન અપ-વિત્ર છે, ખોટું છે, મોહ ઉપજાવનારું છે અને પ્રતીતિમાત્ર છે, તેની ભાવના જ કરો નહિ.[૩૬] જે દશ્ય છે તે જ માયા છે અને તે જ અવિદ્યા છે, માટે તેની ભાવના બહુ ભયંકર થાય છે. જ્ઞાન-શક્તિનું જે દશ્યમયપણું રહે છે તે જ બંધન કર-નારું કર્મ છે, એમ વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે.[૩૭] મનનું દશ્યમાં જે એકાગ્રપણું રહે છે, તે જ મનમાં મોહ ઉપજાવવાની શક્તિ છે, એમ સમજો. આમ છે એટલા માટે દશ્યરૂપ જે ખોટો અને મહામેલો કાદવ છે, તેને ધોઈ જ નાખો.[૩૮] મનમાં જે સ્વાભાવિક રીતે દશ્યપણું જોવામાં આવે છે, એ જ સંસારરૂપી મદિરા છે અને તે જ અવિદ્યા છે, એમ વિદ્વાન લોકો કહે છે.[૩૯] જેમ પડળથી આંખે

આંધળો થયેલો મનુષ્ય પ્રકાશતા સૂર્યના તેજને જોઈ શકતો નથી, તેમ દૃશ્યમયપણારૂપ અવિદ્યાથી હણાયેલો જીવ કલ્યાણ પામતો નથી.[૪૦] હે મહાબુદ્ધિમાન! એ અવિદ્યા આકાશના વૃક્ષની પેઠે સંકલ્પમાંથી પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે. તે ભાવનાનો નાશ કરવાનું સાધન કેવળ સંકલ્પનો ત્યાગ જ છે.[૪૧] દ્વૈતની ભાવના ક્ષીણ થાય છે, તો સદ્વિચાર પોતાની મેળે જ પ્રફુલ્લિત થાય છે અને એ સદ્વિચારથી કોઈ પણ પદાર્થોમાં આસક્તિ રહેતી નથી. અસત્યવિચાર નાશ પામે અને સત્યવિચાર પ્રાપ્ત થાય, તો નિર્વિકલ્પ ચૈતન્ય અને નિર્મળસ્વરૂપ તે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. આત્માની અંદર જગત, માયા, વિષયજન્ય સુખ કે દુ ખ કાંઈ પણ જોવામાં આવતું નથી, પણ માત્ર કેવળપણું જ અનુભવમાં આવે છે.[૪૨–૪૪] જેમ આકાશ વાદળાંની પંક્તિથી નિઃસંગ છે, તેમ આત્મા પોતાથી અભિન્ન એવાં ચિત્ત તથા ઇંદ્રિય આદિથી તેમ જ અનંત વાસનાઓથી નિઃસંગ છે. તે આત્મા અનર્થરૂપ દેહાદિકની અહંભાવનાને લીધે જાણવામાં આવતો નથી. બંધરહિત ચૈતન્યરૂપ આત્માથી, સદેહવાળી રજ્જુમાં જેમ સર્પ કલ્પી લેવાય છે, તેમ પોતાનામાં જ તેણે બંધ કલ્પી લીધો છે. જેમ આકાશ દિવસના અને રાત્રિના સંબંધે જાણે અન્ય–અન્ય પ્રકારનું હોય એમ ભાસે છે, તેમ આત્મા પોતાનામાંથી થતી તે તે વસ્તુઓની કલ્પનાને લીધે, પ્રત્યેક વસ્તુથી જાણે જુદાજુદા પ્રકારનો હોય એમ ભાસે છે. કલ્પનાઓનો ત્યાગ કરવામાં આવે તો જે પદ અતુચ્છ છે, પરિશ્રમથી રહિત છે, ઉપાધિથી રહિત છે, ભ્રમથી રહિત છે અને તે તે કલ્પનાઓના સંબંધ વગરનું છે, તે પદ બહુ સુખ આપે. જેમ ખાલી કોઠીની અંદર સિંહ હોવાનો ભય મિથ્યા છે, તેમ આ કલ્પિત શરીરની અંદર બંધન થઈ જવાનો ભય પણ મિથ્યા છે. જેમ ખાલી કોઠીમાં નજરે જોતાં સિંહનો પત્તો મળતો નથી, તેમ વિચાર કરતાં આ શૂન્ય શરીરમાં સંસારરૂપી બંધન થયાનો પત્તો પણ મળતો નથી. જેમ બાળકોને મંદ અંધકારના સમયમાં ભૂતની છાયાની ભ્રાંતિ ઉત્પન્ન થાય છે, તેમ જીવને 'આ જગત છે અને આ હું છું' એ ભ્રાંતિ ઉત્પન્ન થયેલી છે. વૈભવ અને દારિદ્ર્યરૂપ શુભ તથા અશુભ પદાર્થો કલ્પનાથી જ જરાવારમાં જતા રહે છે અને કલ્પનાથી જ જરાવારમાં પાછા પ્રાપ્ત થાય છે. માતા છતાં પણ જો તેને ભ્રાંતિથી સ્ત્રી સમજીને પકડી હોય અને ગળામાં લગાવી હોય, તો તે મૈથુનનો આનંદ આપીને સ્ત્રીનું કામ કરે છે, સ્ત્રી છતાં પણ જો તેને ભ્રાંતિથી માતા સમજીને ગ્રહણ કરી હોય અને ગળામાં લગાવી હોય તો તે કામદેવનું વિસ્મરણ જ કરાવી દે છે. માટે પદાર્થોમાં જે કામ કરવાની શક્તિ છે, તે કલ્પનાને જ અનુસરનારી છે. સઘળા પદાર્થો કલ્પના પ્રમાણે જ ફળ આપનારા છે, એમ વિચારીને સમજુ પુરુષો કોઈ પદાર્થમાં એક સ્થિતિ માનતા નથી. ચિત્ત દૃઢ વાસનાથી જેટલા કાળ સુધી જે પદાર્થની જે પ્રકારે અતિશય ભાવના કરે છે, તે પદાર્થમાં તેટલા કાળ સુધી તેવા પ્રકારનું જ તે તે ફળ જોવામાં આવે છે. સાચો નથી એવો પણ કોઈ પદાર્થ નથી અને ખોટો નથી એવો પણ કોઈ પદાર્થ નથી.[૪૫–૫૭] પરંતુ વાસ્તવિક રીતે તો એમ છે કે, જે માણસ જે પદાર્થને જે પ્રકારનો ધારે છે, તે માણસ તે પદાર્થને તે પ્રકારનો જુએ છે. પોતે આકાશમાં રહેલો હાથી છે એવી ભાવના કરીને મન પોતે આકાશનો હાથી બને છે અને કામાતુર થઈ આકાશમાં રહેલી આકાશના વનની હાથિણીની પાછળ દોડે છે. એટલા માટે હે રામ! તમે સઘળા પદાર્થોરૂપ થનારા સંકલ્પને જ છોડી દો અને સુષુપ્તિ અવસ્થાવાળાની જેમ પોતાના સ્વરૂપથી જ રહો.

મણિ પોતાનામાં પડતાં પ્રતિબિંબોને અટકાવવાને પોતે જડ હોવાથી સમર્થ નથી, પણ તમારા જેવો ચેતન પ્રાણી પોતાનામાં પડતાં પ્રતિબિંબોને અટકાવવા સમર્થ ન હોય એમ ન બને. હે રામ! તમારા સ્વરૂપમાં જે આ જગત પ્રતિબિંબિત થાય છે તે મિથ્યા જ છે, એવો નિર્ણય કરીને તમે જગતથી રંગાઓ નહિ. અથવા જે જગત છે તે જ બ્રહ્મ છે એમ માનીને, અથવા જે જગત છે તે બ્રહ્મથી અભિન્ન છે એમ માનીને, પોતાનાથી પોતાની અંદર, આદિથી તથા અંતથી રહિત પોતાના સ્વરૂપની ભાવના કરો. હે રામ! તમારા ચિત્તમાં જે જે પદાર્થો પ્રતિબિંબિત થાય છે, તે તે પદાર્થો, જો તમે બ્રહ્મની ભાવના કરશો, તો તમને રંગી દેશે નહિ. જેમ પ્રતિબિંબિત પદાર્થોથી સ્ફટિક રંગાઈ જાય છે, તેમ તમે નહિ રંગાઓ.[૫૮–૬૩] અથવા જેમ સ્ફટિકમાં તે તે પદાર્થોનાં પ્રતિબિંબો પ્રકટ રીતે પડે છે, તોપણ તે સ્ફટિક પોતાની જડતાને લીધે એ પ્રતિબિંબોનાં અનુસંધાન વિનાનો હોવાથી વાસ્તવિક રીતે તે તેમના વિચિત્ર રંગોથી રંગાઈ જતો નથી, તે જ પ્રમાણે તમારામાં પણ પ્રારબ્ધના ભોગને લગતી જગત સંબંધી વ્યવહારોની ઇચ્છાઓ, પ્રકટ રીતે લાગુ પડે તોપણ તમે તત્ત્વબોધને લીધે તે ઇચ્છાઓનું વારંવાર અનુસધાન કરશો નહિ. એમ કરવાથી તમે તે ઇચ્છાઓથી રંગાઈ જશો નહિ. માટે તેમના અનુસંધાનથી રહિત જ રહેશો.

स्फटिकमननं यथा विशंति प्रकटतया न च रंजना विचित्रा। इह हि विमननं तथा विशंतु प्रकटतया भुवनैषणा भवंतम् ॥ ६४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉત્પત્તિપ્રકરણનો 'વિજ્ઞાનવાદ' નામનો સર્ગ ૨૧મો સમાપ્ત

# સર્ગ ૨૨મો×

## રૂઢ બોધવાળાની દશા

### वसिष्ठ उवाच

जंतोः कृतविचारस्य विगलद्वृत्तिचेतसः ।
मननं त्यजतो ज्ञात्वा किंचित्परिणतात्मनः ॥१॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જે અધિકારી પુરુષો છે તેઓ તો વિચાર કરનાર હોય, તેમના ચિત્તની વૃત્તિઓ ગળી ગયેલી હોય, તે સમજીને અભ્યાસપૂર્વક વ્યવહારોના અનુસંધાનને છોડતા જતા હોય, અને તેઓ કાંઈક આત્માકારપણાથી ઠરેલા મનવાળા હોય છે.[૧] તેઓ ત્યાગ કરવા યોગ્ય દશ્યને અનુક્રમે છોડતા જતા હોય, જ્ઞાનની ભૂમિકાઓમાં ચડતા જતા હોય, સઘળા દશ્યને ચિન્માત્ર જોયા કરતા હોય અને કોઈ પદાર્થને ચૈતન્યથી જુદો જોતા ન હોય.[૨] તેઓ જેમાં નિરંતર જાગ્યા કરવું જોઈએ એવા પરમતત્ત્વમાં વૃત્તિથી જાગ્યા કરતા હોય અને ગાઢ મોહમય સંસારના માર્ગમાં વૃત્તિ નહિ રાખતા હોય.[૩] તેઓ ભોગવવાના સમયમાં જ રમણીય પણ પરિણામે નીરસ એવા આ લોકના તથા પરલોકના ઉચ્ચ–નીચ ભોગોમાં પૂર્ણ વૈરાગ્યને લીધે લાલચ નહિ રાખતા હોય અને પ્રારબ્ધથી પ્રાપ્ત કરેલા ભોગોમાં પણ આસક્તિ નહિ રાખતા હોય.[૪] તડકામાં જેમ હિમના સમૂહ ઓગળી જાય છે, તેમ તે અધિકારી પુરુષનું અનાદિકાળનું અજ્ઞાન છૂટું પડીને પીગળી જાય છે અને આત્મારૂપ જળની સાથે એક થઈ જાય છે.[૫] ત્યારે તરંગોવાળી અને મોટામોટા હિંચોળા ખાતી નદીઓ જેમ શરદઋતુમાં શાંત થઈ જાય છે, તેમ તે અધિકારી પુરુષની તરંગોવાળી અને મદભર ઊછળતી સર્વ તૃષ્ણાઓ શાંત થઈ જાય છે. જેમ

× આ બાવીસમા સર્ગમા રૂઢ બોધવાળા પુરુષને સઘળા દોષોનો ક્ષય થવાનુ, નિર્મળતા પ્રાપ્ત થવાનુ અને શુદ્ધ આત્માનો પ્રકાશ થવાનું વર્ણન કરવામા આવશે.

ઊંદર પક્ષીઓની જાળને તોડી નાખે છે, તેમ બોધ સંસારની વાસનાઓને તોડી નાખે છે. વૈરાગ્યના વેગથી જ્યારે દેહાભિમાન પોચું પડી જાય છે, ત્યારે નિર્મળીના ચૂર્ણને પામીને જેમ જળ સ્વચ્છ થઈ જાય છે, તેમ તે પુરુષનું મન વિજ્ઞાન પામીને સ્વચ્છ થઈ જાય છે.[૬–૮] ત્યારે જેમ પંખી પાંજરામાંથી નીકળી જાય છે, તેમ કામનાવગરનું, વિષયોમાં ગુણોના અનુસંધાનવગરનું, સ્ત્રી આદિના સાહિત્યવગરનું અને બંધનથી રહિત થયેલુ મન મોહમાંથી નીકળી જાય છે.[૯] આમ જ્યારે સંદેહોની ભૂંડાઈ શાંત થાય છે, ત્યારે મન વાસનાઓના વિભ્રમોથી રહિત થાય છે, આત્માનંદથી પૂર્ણ થાય છે અને પૂર્ણિમાના ચંદ્રની પેઠે શોભી રહે છે.[૧૦] જેમ પવન શાંત થતાં સમુદ્રમાં ઉત્તમ સુંદરતાને પ્રકટ કરનારી ઊંચા પ્રકારની સમતા ઉદય પામે છે, તેમ વાસનાઓ શાંત થતાં જ્ઞાનીના મનમાં ઉત્તમ સુંદરતા પ્રકટ કરનારી અને વિનાશ નહિ પામનારી ઊંચા પ્રકારની સમતા પ્રાપ્ત થાય છે.[૧૧] જેમ સૂર્યનો ઉદય થતાં ઝાકળની શીતળતાથી ઘેરાયેલી, અંધકારમય અને જેમાં બોલવાનો વ્યવહાર થતો નથી એવી રાત્રી ક્ષીણ થઈ જાય છે, તેમ બોધનો ઉદય થતાં મૂર્ખતાથી ઘેરાયેલી, અજ્ઞાનમય અને જેમાં સત્શાસ્ત્રનો વ્યવહાર થતો નથી એવી સંસારની વાસના ક્ષીણ થઈ જાય છે.[૧૨] પરમાત્મારૂપી સૂર્યનું દર્શન થતાં શ્રવણ આદિના અભ્યાસોરૂપી પલ્લવોવાળી અને નિર્મળ પ્રકાશવાળી વિવેકરૂપ કમલિની પ્રફુલ્લિત થાય છે અને તે પ્રાતઃકાળના આકાશની પેઠે સ્વચ્છતાથી શોભે છે.[૧૩] મનનું આકર્ષણ કરનારી, સર્વ લોકોને આનંદ આપવામાં સામર્થ્યવાળી અને સત્ત્વગુણની વૃદ્ધિથી પ્રાપ્ત થયેલી વિચારશક્તિઓ પૂર્ણિમાના ચંદ્રનાં કિરણોની જેમ વૃદ્ધિ પામે છે. આ વિષયમાં ઝાઝું શું કહું? ટૂંકમાં એટલું જ કહું છું કે, જ્ઞેય વસ્તુને જાણી ચૂકેલો મહાબુદ્ધિશાળી પુરુષ નિર્મળ આકાશના મંડળની પેઠે ઉદય પામતો નથી અને અસ્ત પણ પામતો નથી. જેણે વિચારથી આત્મતત્ત્વ જાણી લીધું હોય છે, તે મહાત્મા પુરુષને સૃષ્ટિ કરવા આદિ ક્લેશોમાં પડેલા બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર અને શંકર પણ રાંક અને દયાપાત્ર જણાય છે.[૧૪–૧૬] જેમ મૃગો ઝાંઝવાનાં પાણીને પ્રાપ્ત થતાં નથી, તેમ દેહધારી છતાં પણ નિરહંકાર ચિત્તવાળા જ્ઞાની પુરુષને વિક્ષેપો પ્રાપ્ત થતા નથી.[૧૭] સર્વ લોકો પોતપોતાના ચિત્તની વાસનાને લીધે જ તરંગોની પેઠે ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે. એટલા માટે જન્મ અને મરણ માત્ર વાસનાવાળાને લાગુ પડે છે; પણ વાસનાઓથી રહિત થયેલા જ્ઞાનીને લાગુ પડતાં જ નથી.[૧૮] ઉત્પત્તિ અને નાશરૂપ સંસારો તત્ત્વવેત્તાને લાગુ પડતા જ નથી, એમ સમજનારો બ્રહ્મવેત્તા પુરુષ તો જન્મને તથા મરણને એક જાતના તમાશા જેવાં ગણે છે અને તેમનાથી વિનોદ મળતો માને છે. જે અજ્ઞાની હોય છે તે જ એ જન્મમરણથી બંધાય છે.[૧૯] જેમ ઘડામાં રહેલું ઘટાકાશ જન્મતું પણ નથી અને મરતું પણ નથી, તેમ દેહમાં રહેલો આત્મવેત્તા જન્મતો પણ નથી અને મરતો પણ નથી. દેહનો કોઈ શણગારી જાય અથવા કોઈ બગાડી જાય, તોપણ તેથી આત્મવેત્તાને હર્ષ કે શોક થતો નથી.[૨૦] જેમ નિર્જળ પ્રદેશમાં ઉદય પામેલાં ઝાંઝવાનાં પાણીનો, સાયંકાળે શીતળ ચંદ્રનો ઉદય થતાં નાશ થઈ જાય છે, તેમ મિથ્યા ભ્રાંતિમાં ઉદય પામેલી વાસનાનો, વિવેકનો ઉદય થતાં નાશ થઈ જાય છે. જ્યાં સુધી 'હું કોણ છું' અને 'આ જગત શું છે' એવી રીતનો વિચાર ન કરવામાં આવે, ત્યાં સુધી આ અંધારા જેવો સંસારનો આડંબર સ્થિર રહે છે.[૨૧–૨૨] આ શરીર મિથ્યા ભ્રમના સમૂહથી ઉત્પન્ન થયેલું છે અને આપ-

ત્તિઓના સ્થાનકરૂપ છે. જે પુરુષ તેને તત્ત્વ-બોધના અનુસંધાનથી મિથ્યા જુએ છે તેને જ દેખતો સમજવો.[૨૩] દેશ તથા કાળને લીધે જે જે સુખ–દુઃખ થાય છે તેની સાથે મારે કશો સંબંધ નથી, એમ જે પુરુષ ભ્રમરહિતપણાથી જાણે છે, તે પુરુષને જાણનારો સમજવો.[૨૪] જેનો અંત કે પાર નથી એવાં આકાશ, દિશા તથા કાળ આદિ અને તેઓમાં રહેલા જે કોઈ ક્રિયા-વાળા પદાર્થો છે તે સઘળાઓમાં હું છું, એમ જે જાણે છે, તેને જ વિચક્ષણ સમજવો.[૨૫] કેશના અગ્રના લાખમા ભાગના કરોડો કટકા કરતાં, તેઓમાંના એક કટકાની જે સૂક્ષ્મતા થાય, તે કરતાં પણ મારી સૂક્ષ્મતા અધિક છે અને એવી સૂક્ષ્મતા છતાં પણ હું વ્યાપક છું, એમ જે વિચારે છે, તેને જ વિચારવાળો સમજવો.[૨૬] જીવ અને જગત એ સર્વ બ્રહ્મ જ છે, એમ જે પુરુષ નિત્ય અભેદદૃષ્ટિથી જુએ છે, તેને જ દેખતો સમજવો.[૨૭] સર્વશક્તિમાન, અનંતરૂપ અને અદ્વિતીય ચૈતન્ય જે આત્મા છે તે જ સર્વ પદાર્થોમાં રહેલ છે, એમ જે પુરુષ પોતાના મનમાં જાણે છે, તેને જ જ્ઞાની સમજવો.[૨૮] આધિઓના તથા વ્યાધિઓના ભયથી ઉદ્વેગ પામતો અને જન્મ, જરા તથા મરણવાળો આ દેહ હું નથી, એમ જે વિવેકથી જાણે છે, તેને જ વિચક્ષણ સમજવો.[૨૯] મારો વિસ્તાર આડે, ઊંચે તથા નીચે વ્યાપક છે અને મારાથી બીજો કોઈ છે જ નહિ, એમ જે જુએ છે, તેને જ દેખતો સમજવો. જેમ દોરામાં મણિઓનો સમૂહ પરોવાયેલો હોય છે, તેમ આ સઘળું જગત મારામાં પરોવાયેલું છે અને હું ચિત્તરૂપ તો નથી જ એમ જે જાણે છે તેને જ વિચક્ષણ સમજવો.[૩૦-૩૧] હું જીવ કહેવાઉં છું તે પણ નથી અને જે જગત છે તે પણ નથી; પરંતુ વર્તમાન, ભૂત અને ભવિષ્ય, એમની અંદર કેવળ ચૈતન્યૈકરસ બ્રહ્મ જ છે, એમ જે જુએ છે તે જ જુએ છે.[૩૨] જેમ તરંગ એ સમુદ્રનો જ અવયવ છે, તેમ જે કાંઈ ત્રૈલોક્ય છે તે મારો જ અવયવ છે, એમ જે પુરુષ અંતઃકરણમાં જાણે છે તે જ દેખતો છે.[૩૩] આ જે ત્રિલોકી છે, તે પોતાની સત્તાવગરની હોવાને લીધે શબ જેવી છે. તે શોક કરવાનું પાત્ર છે. મારે જ પોતાની સત્તા આપીને એને પાળવા જેવી છે. હું જરા કરડી નજર કરું તો તે તુરત જ પીડાઈ જાય એવી છે. આથી એ મારી નાની બહેન જેવી છે, એમ જે પુરુષ સારી પેઠે જાણે છે, તે જ દેખતો છે.[૩૪] જે મહાત્મા પુરુષનું તુંપણું અને હુંપણું દેહાદિકથી નિવૃત્તિ પામ્યાં હોય છે અને આત્માપણામાં જ લીન થયાં હોય છે, તે જ ઉત્તમ વિચારવાળો છે અને તે જ દેખતો છે.[૩૫] સર્વ જગતને પૂરનારા પોતાના પ્રચંડ ચૈતન્યમય સ્વ-રૂપને જે પુરુષ દશ્યના મિશ્રણથી રહિત દેખે છે તે જ દેખતો છે.[૩૬] સુખ, દુઃખ, જન્મ, નિત્યા-નિત્ય વિવેકથી થયેલા આત્મવિચારો એ સઘળું હું જ છું, એમ જે જાણે છે, તે પુરુષ વ્યવહારને જોતો હોય તોપણ કોઈ રીતે સ્વરૂપથી ભ્રષ્ટ થતો નથી. જગત મારી સત્તાથી જ ભરપૂર છે અને મેં આપેલા આનંદના લેશથી જ તૃપ્ત છે. 'તેના એક ભાગમાં રહેનારી આ લોકોની તથા પરલોકની ભોગ્ય વસ્તુઓથી મને શું દુઃખ છે, કે તેનો હું ત્યાગ કરું અને મને શું સુખ છે કે તેનું હું ગ્રહણ કરું?' એમ જે જાણે છે, તે જ ભ્રાંતિવગરના જ્ઞાનવાળો છે.[૩૭-૩૮] આ જે સઘળું જગત છે તે તર્કમાં ન આવે એવું અને વિક્ષેપોથી રહિત પર-બ્રહ્મ જ છે. એવી દૃઢ ભાવનાથી જેની 'આ લેવા યોગ્ય છે અને આ છોડવા યોગ્ય છે' એવી વાસના ક્ષીણ થઈ ગઈ હોય છે, તે જ પુરુષ છે.[૩૯] સઘળું જગત બ્રહ્મરૂપ જ છે, એવા દૃઢ નિશ્ચયને લીધે, જે પુરુષ સર્વ પ્રકારની પ્રવૃત્તિઓ કરતાં છતાં પણ કોઈ પ્રવૃત્તિથી રંગાઈ જતો નથી, તે મહાત્મા સાક્ષાત્

મહેશ્વર જ છે.[૪૦] જે પુરુષ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિથી છૂટ્યો હોય છે, મૃત્યુના પણ આત્મ-રૂપ થયેલો હોય છે, સૌમ્ય છે, સમતાવાળો છે અને તુરીયપદમાં જ રહેનારો હોય છે, તે પુરુષ ઉત્તમ પદ પામી ચૂક્યો છે અને તેવા પુરુષને હું નમસ્કાર કરું છું.[૪૧] સકળ જગત વિશે એક બ્રહ્મ જ છે એવી જેને બુદ્ધિ રહી છે અને વિચિત્ર વૈભવોવાળી જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા પ્રલય-રૂપ વિચિત્ર દશાઓમાં, જેને સદૈવ અપરિચ્છિન્ન બ્રહ્માકારવૃત્તિ રહી હોય છે, તે સાક્ષાત્ સદાશિવ-રૂપ જીવન્મુક્ત પુરુષને હું નમસ્કાર કરું છું.[૪૨]

यस्योदयास्तमयसंकलनाकलासु चित्रासु चारुविभवासु जगद्गतासु। वृत्तिः सदैव सकलैक-मतेरनन्ता तस्मै नमः परमबोधवते शिवाय ॥ ४२

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'અનુત્તમપદવિશ્રાંતિવર્ણન' નામનો સર્ગ ૨૨મો સમાપ્ત**

## સર્ગ ૨૩ મો*

## શરીરરૂપી નગરીનું વર્ણન

वसिष्ठ उवाच।

य उत्तमपदालंबी चक्रभ्रमवदास्थितः।
शरीरनगरीराज्यं कुर्वन्नपि न लिप्यते ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! જેમ કુંભાર-નો ચાકડો, કુંભારે ફેરવવો છોડી દીધા છતાં પણ જ્યાં સુધી વેગનો સંસ્કાર લાગ્યો હોય ત્યાં સુધી ફર્યા કરે છે, તેમ એ જીવન્મુક્તનો દેહ પ્રારબ્ધના સંસ્કારને લીધે ક્રિયા કર્યા કરતો હોય છે. આમ બ્રહ્મનું અનુસંધાન રાખ્યા કરતો એ જીવન્મુક્ત પુરુષ શરીરરૂપી નગરીનું રાજ્ય કરતા છતાં પણ શરીરાદિકના સાચાપણાનું અભિમાન નહિ હોવાથી લેપાતો નથી.[૧] બગીચા જેવી આ પોતાના શરીરરૂપી મોટી નગરી, ક્રીડાનો વિનોદ આપનારી હોવાને લીધે આત્માને જાણ-નારા એ જીવન્મુક્ત પુરુષને, ભોગ પણ આપે છે અને મુક્તિ પણ આપે છે; એટલા માટે તેની દૃષ્ટિમાં તે સુખદાયી જ છે, પણ દુઃખદાયી નથી.[૨]

**રામ બોલ્યા:** હે મહામુનિ! શરીરમાં નગરીનું સમાનપણું કયા પ્રકારથી છે? અને શરીરરૂપી નગરીમાં રહીને તેનું પાલન કરતો યોગી રાજાની પેઠે સુખને જ કેમ ભોગવે છે? રાજાને તો સમય પર જરા દુઃખ પણ ભોગવવું પડે છે અને જીવન્મુક્ત તો સુખ જ ભોગવે છે, એ કેમ?[૩]

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! આત્મજ્ઞાની પુરુષને આત્મપ્રકાશરૂપી સૂર્યે પ્રકાશેલી, અનંત વિલાસોથી સંપન્ન અને સઘળા ગુણોથી ભરેલી આ શરીરરૂપી નગરી રમણીય લાગે છે.[૪] આ નગરીમાં નેત્રરૂપી ઝરૂખાઓમાં રહેલાં ચક્ષુઓ-રૂપી બે દીવાઓથી સઘળા વિભાગો પ્રકાશી રહ્યા છે. બે હાથરૂપી રાજમાર્ગો પોતાના વિસ્તારથી ગોઠણરૂપી છેવટના પ્રદેશ સુધી પહોંચેલા છે. એમાં રુવાંટાંઓની પંક્તિઓરૂપી લતાઓ તથા ગુચ્છો લાગી રહ્યા છે. ચામડીમાં રહેલી નાની શિરા-ઓના રૂપમાં જાળિયાં લાગી રહ્યાં છે અને પાનીથી તે ફણા સુધીના ભાગરૂપી પાટલી ઉપર પિંડીઓ સહિત સાથળોરૂપી ગોળ સ્થંભ ગોઠવાયેલા છે.[૬] થાંભલાઓમાં આધારની પાટલીરૂપ પહેલી શિલા પોતાના નીચલા ભાગ (તળા)માં અનેક રેખા-ઓની રચનાથી શોભી રહી છે. એમાં ચામડી, મર્મસ્થળો, શિરાઓની શાખાઓ અને અસ્થિ-ઓના સાંધાઓરૂપી સીમડાઓ ગોઠવાયેલા છે.[૭] સાથળોના અને ધડના સાંધાના અગ્રભાગમાં ઉપસ્થરૂપી નહેર રચાયેલી છે તેમાં માથાના કેશ, દાઢી, મૂછ અને બગલના વાળરૂપી વન છે.[૮]

* આ ત્રેવીસમા સર્ગમાં જીવન્મુક્તનું શરીરરૂપી નગરીનું રાજ્ય, આસક્તિ વગરના તે રાજ્યના સુખભો-ગોથી વિનોદ અને મન જીતવાથી થતા સુખના ઉદયનું વર્ણન કરવામાં આવશે.

ભ્રૂકુટીરૂપી કાળાં પાંદડાં, લલાટરૂપી ધોળું પાંદડું અને હોઠરૂપી લાલ પાંદડાં, એનાથી મોઢારૂપી બગીચો શોભી રહ્યો છે. ગાલરૂપી મોટી વિહારની જગાઓમાં કટાક્ષોરૂપી કમળો પથરાયેલાં છે.[૯] વક્ષઃસ્થળરૂપી સરોવરમાં સ્તનરૂપી કમળ ઊગેલાં છે અને ખભાઓરૂપી ક્રીડા કરવાના પર્વતો ઘાટી રોમાવલિરૂપ લતાઓથી ઢંકાઈ રહ્યા છે.[૧૦] પેટરૂપી પટારામાં અન્નરૂપી વસ્ત્રાલંકારો ભરી રાખવામાં આવે છે. શ્રોત્ર તથા ઘ્રાણ આદિ ઇંદ્રિયોરૂપ શેઠિયા પોતપોતાનાં ગોલકોરૂપ ઝરૂખાઓમાં બેઠા છે. લાંબા કંઠરૂપી ઊઘડેલા દ્વારમાં જતો-આવતો શ્વાસરૂપી પવન ઘોંઘાટ કર્યા કરે છે.[૧૧] હૃદયરૂપી બજારમાં બેઠેલા વિચારોરૂપી ઝવેરીઓ પરીક્ષા કરીકરીને ઇંદ્રિયોરૂપી વેપારીઓની પાસેથી શબ્દ આદિ વિષયોરૂપી રત્નો ખરીદે છે. ચક્ષુ આદિરૂપ નવ દરવાજાઓમાંથી પવનરૂપી રહેવાસીઓ નિરંતર આવ-જાવ કર્યા કરે છે.[૧૨] મોઢારૂપી દરવાજામાં જરાજરા દેખાતા દાંતોરૂપી હાથીદાંતના કટકાઓનાં તોરણો ગોઠવાયેલાં છે. મોઢારૂપી દેવળમાં ઘૂમતી જીભરૂપી ચંડિકાદેવી ભોજનોરૂપ બળિદાનને પ્રત્યક્ષ રીતે ચાખ્યા કરે છે.[૧૩] આસપાસ રુંવાટાંઓરૂપી લાંબાં ખડો છવાઈ રહ્યાં છે, કાનમાં છિદ્રોરૂપી બે કૂવા શોભી રહ્યા છે અને નિતંબરૂપી સાંકળની સમીપમાં પીઠરૂપી જંગલ વિસ્તાર પામેલું છે.[૧૪] મૂત્રાશયરૂપી અને ગુદારૂપી રેંટ ફરવાની જગાની સમીપમાંથી વિષ્ઠારૂપી ઘણો કાદવ નીકળ્યા કરે છે. ચિત્તરૂપી બગીચાની જગ્યામાં આત્મચિંતારૂપી ઉત્તમ સ્ત્રી સર્વદા ક્રીડા કરે છે.[૧૫] બુદ્ધિરૂપી ચામડાની દોરીથી બંધાયેલા ઇંદ્રિયોરૂપી ચપળ વાંદરાઓ વધારે ટકી શકતા નથી. મોઢારૂપી બગીચામાં હાસ્યરૂપી પુષ્પો ઊઘડી રહ્યાં છે.[૧૬] આવી રીતે સર્વ પ્રકારની શોભાથી ચળકતી શરીરરૂપી મોટી નગરી, શરીરને અને મનને જાણનાર જીવન્મુક્તને પરમ હિતકારી થાય છે અને સુખ જ આપે છે, પણ દુઃખ દેતી નથી.[૧૭] આ શરીરરૂપી નગરી અજ્ઞાનીને અનંત દુઃખોના ભંડારરૂપ છે, પણ જ્ઞાનીને તો તે અનંત સુખોના ભંડારરૂપ છે.[૧૮] હે રામ! આ નગરી નાશ પામે તો જ્ઞાનીને થોડી જ હાનિ છે અને હોય ત્યાં સુધી ભોગ અને મોક્ષ એ બન્નેનું સુખ છે. એટલા માટે જ્ઞાનીને આ નગરી સુખદાયી જ છે.[૧૯] જ્ઞાની પુરુષ આ નગરીમાં બેસીને સંસારમાં સર્વ પ્રકારનાં ભોગનાં અને મોક્ષનાં સુખો લેવા માટે સારી પેઠે વિનોદ કરે છે, એટલા માટે આ નગરી જ્ઞાની પુરુષનો રથ કહેવાય છે.[૨૦] જ્ઞાનીને આ નગરીમાં રહેવાથી જ શબ્દ, રૂપ, રસ, સ્પર્શ અને ગંધરૂપ બંધુઓની સગવડો મળે છે, એટલા માટે આ નગરી જ્ઞાનીને લાભ આપનારી છે.[૨૧] હે રામ! આ નગરી આ સુખ-દુઃખ આપનારી ક્રિયાઓના સમૂહને પોતાની મેળે જ ઉઠાવ્યા કરે છે, એટલા માટે આ નગરી જ્ઞાની પુરુષરૂપી રાજાને સઘળી વસ્તુઓનો સંગ્રહ રાખવામાં યોગ્ય છે.[૨૨] આ શરીરરૂપી નગરીમાં રાજ્ય કરતો જ્ઞાની પુરુષ અમરાવતીમાં ઇંદ્રની પેઠે સંતાપોથી રહિત થઈને સ્વસ્થપણાથી રહે છે.[૨૩] આ નગરીમાં રહેનારો જ્ઞાની પુરુષરૂપી રાજા મનરૂપી મસ્ત ઘોડાને યોનિરૂપ ભયંકર ખાડામાં પડવા દેતો નથી અને લોભરૂપી અધર્મી રાજાને પોતાની બુદ્ધિરૂપી કુંવરી આપતો નથી.[૨૪] અજ્ઞાનરૂપી શત્રુ આ જ્ઞાનીરૂપી રાજાના છિદ્રને જોવા પામતો જ નથી. આ નગરીમાં રહેલો જ્ઞાનીરૂપી રાજા, સંસારરૂપી શત્રુનાં ઊંડાં મૂળોને કાપ્યા કરે છે.[૨૫] તૃષ્ણારૂપી પ્રવાહની મોટી ચકરીવાળું તથા કામભોગરૂપી દુષ્ટ સિંહાદિકવાળું સંસારરૂપી વન સુખરૂપી દુઃખોને આપનારું છે. તેમાં જ્ઞાની પુરુષ ભૂલેચૂકે પણ ખૂંચી જતો નથી. બ્રહ્માકાર વૃત્તિમાં આરૂઢ થયેલો એ જ્ઞાની પુરુષરૂપી

રાજા અંદર અને બહાર પરમાત્માનુંજ દર્શન કરે છે, તેથી તે ઉપનિષદોરૂપી નદીઓના સંગમરૂપી તીર્થોમાં સર્વદા નાહ્યા કરે છે.[૨૬-૨૭] જેમાં ઇંદ્રિયોરૂપી સઘળા લોકોની ગતિ પહોંચે છે, એવાં કામભોગાદિક સુખોનો ઉપભોગ લેવા ઉપર તે દૃષ્ટિ જ રાખતો નથી અને 'ધ્યાન' નામના અલૌકિક અંતઃપુરમાં વિનોદથી નિત્ય રહ્યા કરે છે. જેમ અમરાવતી નગરી ઇંદ્રને સર્વદા સુખદાયી છે, તેમ ભોગને અને મોક્ષને આપનારી આ શરીરરૂપી નગરી આત્મજ્ઞાની પુરુષરૂપ રાજાને સર્વદા સુખદાયી છે.[૨૮-૨૯] જેને (પોતાની) નગરી વિદ્યમાન હોય તો સઘળું સુખ રહે છે અને નષ્ટ થાય તો કશી હાનિ નથી થતી તેને (પોતાની) નગરી સુખદાયી કેમ ન થાય? જેમ ઘડામાં રહેલા આકાશને ઘડાનો નાશ થતાં કશી હાનિ થતી નથી, તેમ જીવન્મુક્તને દેહરૂપી નગરીનો નાશ થતાં કશી હાનિ થતી નથી.[૩૦-૩૧] જેમ વાયુ વિદ્યમાન ઘડાનો પણ કંઈક સ્પર્શ કરે છે અને અવિદ્યમાન ઘડાનો તો કાંઈ પણ સ્પર્શ કરતો નથી, તેમ જીવન્મુક્ત પુરુષ વિદ્યમાન શરીરનો પણ કંઈક સ્પર્શ કરે છે અને અવિદ્યમાન શરીરનો તો કાંઈ પણ સ્પર્શ કરતો નથી.[૩૨] આ શરીરરૂપી નગરીમાં રહેલો જ્ઞાની પુરુષરૂપી રાજા, પોતે સર્વવ્યાપક હોવા છતાં પણ પ્રારબ્ધે આપેલા ભોગો ભોગવીને અંતે સર્વોત્તમ પુરુષાર્થને મોક્ષને પ્રાપ્ત થાય છે.[૩૩] જ્ઞાની પુરુષ, વ્યવહારની દૃષ્ટિથી સઘળાં કાર્યો કરતો છતાં પણ પરમાર્થદૃષ્ટિથી કશું કાર્ય કરતો નથી. એ પુરુષ કોઈ સમયે જોઈએ તેવાં સઘળાં કાર્યો કરે છે અને કોઈ સમયે કાંઈ પણ પ્રતિબંધ નહિ રાખતાં ભોગ ભોગવવાનાં કૌતુકવાળાં પોતાના નિર્મળ અને ચપળ મનને વિનોદ કરાવવા સારુ ભારે મોજશોખમાં પણ ચડે છે.[૩૪-૩૫] મોજશોખમાં ચડ્યા છતાં પણ તે સર્વદા બ્રહ્માનંદમાં રહે છે અને નિરંતર શીતળ અંગોવાળી તથા લોકોત્તર સૌંદર્યવાળી 'મૈત્રી' નામની પોતાની રાણીની સાથે જ રમે છે.[૩૬] જેમ ચંદ્રનાં પડખાંઓમાં ચિત્તને આનંદ આપનારા વિશાખાના બે તારા રહે છે, તેમ જ્ઞાની પુરુષરૂપી રાજાનાં પડખાંઓમાં ચિત્તને આનંદ આપનારી સત્યતા અને એકતારૂપ બે સ્ત્રીઓ સારી રીતે રહ્યાં કરે છે.[૩૭] સર્વ લોકો વેલાઓની જેમ પરસ્પરના આશ્રયથી રહે છે, દુઃખોરૂપી કરવતોથી ચિરાયા કરે છે અને મૃતપ્રાય જેવા છે. આકાશમાં રહેલો સૂર્ય જેમ તેમને દૂરથી જોયા કરે છે, તેમ તત્ત્વજ્ઞાનમાં રહેલો પુરુષ પણ દૂરથી જ તેમને જોયા કરે છે. લાંબા કાળ સુધી સઘળા મુમુક્ષુઓની આશાઓને પૂરનારો અને બ્રહ્મભાવની સંપત્તિથી મનોહર થયેલો એ જીવન્મુક્ત પુરુષ, સઘળી દિશાઓને પૂરનારા અને સર્વ કળાઓની સંપત્તિથી મનોહર થયેલા પૂર્ણિમાના ચંદ્રની જેમ શોભે છે. પણ પૂર્ણિમાનો ચંદ્ર પાછો ખંડિત થઈ જાય છે, જ્યારે જ્ઞાની પુરુષ તો અખંડ રહે છે. એટલા માટે પૂર્ણિમાના ચંદ્ર કરતાં પણ જ્ઞાનીની અધિકતા છે.[૩૮-૩૯] ભોગોના સમૂહ સેવન કરવામાં આવે તોપણ જ્ઞાનીને તે કલંકિત કરતો નથી, પણ ઊલટો તેને શોભા આપે છે. સદાશિવના ગળામાં જે ઝેર છે, તે સદાશિવને કલંકિત કરતું નથી, પણ ઊલટું તેમને શોભા આપે છે.[૪૦] ભોગ પણ જો ભોગનું સ્વરૂપ સમજીને ભોગવવામાં આવે, તો સંતોષ જ આપે છે; કેમકે ઓળખીને સેવેલો ચોર મિત્રતા કરે છે, પણ શત્રુતા કરતો નથી.[૪૧] જ્ઞાની પુરુષ સુંદર ભોગની લક્ષ્મીને યાત્રા (એક જાતનું નાટક) જેવી દેખે છે. એ યાત્રામાં સ્ત્રીઓ અને પુરુષોરૂપી પાત્રો છૂટાં પડ્યા પછી દૂરદૂર ચાલી જાય છે.[૪૨] જેમ વટેમાર્ગુ લોકો માર્ગમાં પોતાની મેળે આવેલાં તે તે ગામોની સ્થિતિઓને આસક્તિ રાખ્યા વિના જુએ છે, તેમ જ્ઞાની પુરુષો પોતાની મેળે પ્રાપ્ત

થયેલી વ્યવહાર સંબંધી ક્રિયાઓને આસક્તિ રાખ્યા વિના જોયા કરે છે.[૪૩] જેમ માણસોની આંખો સહજ જોવામાં આવેલા પદાર્થોમાં આસક્તિ વગર જ ગતિ કરે છે, તેમ જ્ઞાનીની બુદ્ધિ પ્રાપ્ત થયેલાં વ્યવહાર સંબંધી કાર્યોમાં આસક્તિ વગર ગતિ કરે છે.[૪૪] જ્ઞાની પુરુષ પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા વિષયનો કદી પણ ત્યાગ કરતો નથી અને પ્રાપ્ત નહિ થયેલા વિષયને કદી પણ યત્નપૂર્વક મેળવતો નથી, તે તો સંપૂર્ણપણાથી જ રહે છે.[૪૫] જેમની ચિંતા કરવામાં આવતી નથી પણ ઉપેક્ષા જ કરવામાં આવે છે, એવા ચપળ વિષયો મોરપીંછના પ્રહારો જેમ પર્વતને કંપાયમાન કરતા નથી, તેમ જ્ઞાનીને કંપાયમાન કરતા નથી.[૪૬] જેના સઘળા સંદેહો તથા સઘળાં કૌતુકો નાશ પામી ગયાં છે અને જેના સ્થૂલ તથા સૂક્ષ્મ દેહ વાસનાથી રહિત થવાને લીધે ક્ષીણ થઈ ગયેલા હોય છે, તેવા જ્ઞાની પુરુષો ચક્રવર્તીની જેમ શોભે છે. જેમ સંપૂર્ણ, અપાર અને અનંત ક્ષીણસમુદ્ર પોતે પોતાની અંદર જ માતો નથી તેમજ પોતે પોતામાં જ વિલાસ કરે છે, તેમ સંપૂર્ણ, અપાર અને અનંત જ્ઞાની પુરુષ પોતે પોતાની અંદર માતો નથી, તેમ જ પોતે પોતામાં જ વિલાસ કરે છે. જેમ ડાહ્યો માણસ ઘેલાઓને હસે છે, તેમ શાંત ચિત્તવાળો ધીર પુરુષ, ભોગની લાલચથી કંગાળપણું કરતા દીન માણસોને તથા દીન ઇંદ્રિયોને હસે છે[૪૭–૪૯] જેમ એકે તજી દીધેલી સ્ત્રીનું ગ્રહણ કરવા ઇચ્છનારની બીજા માણસો હાંસી કરે છે, તેમ પોતે તજી દીધેલા ભોગનું ગ્રહણ કરવા ઇચ્છનારી ઇંદ્રિયોની જ્ઞાની પુરુષ હાંસી કરે છે.[૫૦] હે રામ! જેમ મોટા હાથીને અંકુશથી વશ કરવામાં આવે છે, તેમ આત્માના સુખનો ત્યાગ કરતા અને વિષયોમાં દોડતા મનને વિચારથી વશ કરવુ જોઈએ.[૫૧] તૃષ્ણા મનની વૃત્તિને ભોગોમાં ગતિ આપે છે. તેને પ્રથમથી જ હણી નાખવી જોઈએ; કેમકે ઝેરનો કાંટો ફૂટતાં જ તેને વીંખી નાખવો યોગ્ય છે.[૫૨] મનને માર માર્યા પછી તેને થોડુંક રાજી કરવામાં આવે, તો તેટલાથી પણ તે સંતોષ માને છે, કેમકે ગ્રીષ્મઋતુથી બહુ તપેલા ચોખાના છોડને થોડુંક પાણી મળે તો તે પણ તેને અમૃત જેવું લાગે છે.[૫૩] જેને પીડવામાં ન આવ્યો હોય તેને ઘણું માન આપીએ, તોપણ તે 'ઘણું છે' એમ સમજે નહિ. આથી મનનો નિગ્રહ કર્યા વિના જો મનને બહુ રાજી રાખવાનો પ્રયત્ન કરીએ તોપણ તે તૃપ્ત થાય નહિ. જે નદીઓ જળથી પૂર્ણ હોય તેમાં વરસાદથી થોડુંક પૂર ચડે તો કાંઈ જણાતું નથી, તેમ જો મનને ભોગોથી બહુ રાજી રાખ્યુ હોય તો પછી તેને આપવામાં આવેલુ થોડુંક સુખ સંતોષકારક થતું નથી. એટલા માટે પ્રથમ સારી પેઠે મનનો નિગ્રહ કરીને, પછી તેને થોડુંક સુખ આપવું, એટલે તે સંતોષ માનીને સ્થિર રહે.[૫૪] સમુદ્ર આખા જગતને બોળી દે તેટલા પાણીથી ભરપૂર છે, તોપણ તે બીજા નદી આદિના પાણીને લીધા કરે છે, તેમ મન ઘણા વૈભવોથી પરિપૂર્ણ છે, તોપણ બીજાં સુખની લાલચ રાખે એવુ છે. પોતે પૂર્ણ છતાં પણ બીજા લાભની તૃષ્ણા રાખે, એ પામરનો સ્વભાવ જ છે.[૫૫] મનને પ્રથમ નિગ્રહથી બહુ ક્લેશ આપવો, પછી તેને થોડુંક ભોગ સંબંધી સુખ આપવું. આથી મન પ્રથમ દુઃખી થયેલું હોવાને લીધે, તેટલા ભોગસુખને પણ તે ઘણુ માને છે.[૫૬] જ્યાં સુધી રાજા શત્રુઓથી દબાયો ન હોય અને કેદ થયો ન હોય, ત્યાં સુધી રાજ્યને પણ ઘણું માનતો નથી; પણ તે રાજાને કેદ કરીને પછી છોડ્યો હોય, તો તે થોડોક ગરાસ મળવાથી પણ સંતોષ પામે છે. તે જ પ્રમાણે મનને જ્યાં સુધી દુઃખ દીધું ન હોય, ત્યાં સુધી તે મન ઘણાં સુખોને પણ થોડાં માને છે; પણ દુઃખ

દઈને પછી મુક્ત કર્યું હોય, તો તે થોડુંક સુખ મળવાથી પણ સંતોષ પકડે છે.[૫૭] તેથી હાથથી હાથ દબાવવા જેવું કરીને, દાંતથી દાંત પીસવા જેવું કરીને અને અંગોથી અંગોને દબાવવા જેવું કરીને પણ ઇંદ્રિયોરૂપી શત્રુઓને જીતવા.[૫૮] જે વિચક્ષણ પુરુષો બીજાને જીતવાનો ઉત્સાહ ધરાવે છે, તેમણે પ્રથમ હૃદયમાં શત્રુઓરૂપ રહેલી ઇંદ્રિયોને સારી પેઠે જીતવી જોઈએ.[૫૯] આવા વિશાળ પૃથ્વીતળમાં તે જ પુરુષો ભાગ્યશાળી છે, તે જ પુરુષો બુદ્ધિશાળી છે અને તે જ પુરુષો ડાહ્યા પુરુષોની ગણનામાં છે, કે જેમને પોતાના ચિત્તે જીતી લીધા નથી.[૬૦] હૃદયરૂપી રાફડામાં ગૂંચળુ વળી ગર્વ ધારણ કરીને બેઠેલો, જેનો મનરૂપી મહાન સર્પ, નિગ્રહથી અત્યંત નિર્બળ થઈને ઉપશાંત થયો હોય છે, તે ભાગ્યશાળી અને અત્યંત નિર્મળ તત્ત્વવેત્તાને હું પ્રણામ કરું છું.[૬૧]

हृदयबिले कृतकुंडलकलनाविवशो मनोमहाभुजंगः । यस्योपशांतिमागतमलमुदितं तं मुनिर्मलं वंदे ॥ ६१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'શરીર-નગરવિભૂતિયોગ' નામનો સર્ગ ૨૩મો સમાપ્ત

## सर्ग २४ मो×

## ઇંદ્રિયોની પ્રબળતા અને તેમને જીતવાના ઉપાયો

**वसिष्ठ उवाच**

महानरकसाम्राज्ये मत्तदुष्कृतवारणाः ।
आशाशरशलाकाढ्या दुर्जया हींद्रियारयः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! ઇંદ્રિયોરૂપી શત્રુઓ જિતાવા મુશ્કેલ છે. મોટાંમોટાં નરકોમાં તેમનું સામ્રાજ્ય છે તેઓ આશાઓરૂપી બાણોથી વીંધી નાખનારા છે અને દુષ્કર્મોરૂપી મદોન્મત્ત હાથીઓવાળા છે.[૧] ઇંદ્રિયોરૂપી શત્રુઓ કૃતઘ્ન થઈને પ્રથમ પોતાના આશ્રયરૂપ દેહનો જ નાશ કરે છે અને નીચ કર્મોના મોટા ભંડારોરૂપ છે. તેઓ જિતાવા બહુ કઠિન છે.[૨] શરીરરૂપી માળામાં રહેનારા, વિષયોરૂપી માંસોની લાલચવાળા અને કાર્ય તથા અકાર્યરૂપી ઉગ્ર પાંખોવાળા ઇંદ્રિયોરૂપી તે ગીધપક્ષીઓ, બહુ ઉત્પાત કર્યા કરે છે.[૩] એ ઇંદ્રિયોરૂપી નીચ ગીધોને જે પુરુષ વિવેકરૂપ જાળથી પકડી લે છે, તેનાં શાંતિ આદિ અંગોને તે પક્ષીઓ ફાડી શકતાં નથી. જેમ પકડનારા પારધીઓએ નાખેલા પાશો હાથીઓના જથાને બાંધી શકતા નથી, તેમ ઇંદ્રિયોએ નાખેલા લાલચોરૂપ પાશો વિવેકીને બાંધી શકતા નથી.[૪] ઉપરટપકે જોતાં વિષયો સારા લાગે છે, પણ પરિણામમાં અત્યંત ખરાબ છે. જે પુરુષ તેમાં રમે છે, તે પુરુષ ઇંદ્રિયોના પાશોથી બંધાઈ જાય છે. જે પુરુષ આ દુષ્ટ દેહરૂપી નગરમાં વિવેકરૂપી ધનનો સંચય રાખે છે, તે પુરુષ કદી પણ પરતંત્ર થતો નથી, અને અંદર રહેનારા ઇંદ્રિયોરૂપી શત્રુઓથી પરાભવ પામતો નથી. મનને સ્વાધીન રાખનારા પોતાના શરીરરૂપી નગરીના રાજાઓ, જેવા સુખી રહે છે, તેવા મોટીમોટી નગરીઓના રાજાઓ સુખી રહેતા નથી. જેના ચિત્તનો ગર્વ ક્ષીણ થયો હોય છે અને જેણે ઇંદ્રિયોરૂપી શત્રુઓને પકડીને વશ કર્યા હોય છે, તે પુરુષના શુદ્ધ વિચારો વસંતઋતુમાં વધતી જતી પુષ્પોની મંજરીઓની જેમ વધતા આવે છે. જેમ હેમંતઋતુમાં કમળ ક્ષીણ થાય છે, તેમ તે પુરુષની ભોગવાસનાઓ ક્ષીણ થઈ જાય છે. જ્યાં સુધી બ્રહ્મતત્ત્વના દઢ અભ્યાસથી મન જિતાયું ન હોય, ત્યાં સુધી વાસનાઓરૂપી પિશાચણીઓ અજ્ઞાનરૂપી અંધકારથી ભરેલી હૃદયરૂપી મધ્યરાત્રીમાં નાચ્યા કરે છે. હું ધારું છું, કે જ્ઞાનીને

× આ ચોવીસમા સર્ગમા ઇંદ્રિયોની પ્રબળતાનું, તેમને જીતવાના ઉપાયનું અને પ્રસાદ તથા બોધથી વાસનાઓના રતા ક્ષયનું વર્ણન કરવામા આવશે.

પોતાના શરીરરૂપી નગરીનું રાજ્ય ચલાવવામાં શુદ્ધ થયેલું મન જ મંત્રી આદિનું કાર્ય કરે છે.[૫–૧૦] વિવેકી પુરુષરૂપી રાજાનું મન જ ઇંદ્રિયોરૂપી શત્રુઓને દબાવવામાં સેનાપતિનું કામ કરે છે, રાજી કરવાથી સ્નેહવાળી સ્ત્રીનું કામ કરે છે, ધારેલું કામ કરી દેવાથી નોકરનું કામ કરે છે; સારાં કાર્યો ગોઠવવાથી મંત્રીનું કામ કરે છે અને પાલન કરવાથી પવિત્ર પિતાનું કામ કરે છે. તે ઉત્તમ વિશ્વાસને પાત્ર હોવાથી મિત્રનું કામ પણ કરે છે. જેમ પૂજ્યબુદ્ધિથી જોયેલો અને પ્રેમબુદ્ધિથી હિતેચ્છુ માનેલો પિતા, પોતે મરણ પામીને પુત્રને ધન આદિ ઉત્તમ પદાર્થ આપે છે, તેમ બ્રહ્મબુદ્ધિથી જોયેલો અને વિવેકબુદ્ધિથી હિતકારી માનેલો મનરૂપી પિતા પોતે નષ્ટ થઈને, જ્ઞાનીને મુક્તિરૂપ પરમ સિદ્ધિ આપે છે. સારી પેઠે જોયેલો, સારી રીતે તપાસેલો, દઢતાવાળો અને સારી પેઠે નિર્મળ કરેલો મનરૂપી ઉત્તમ હીરો, બ્રહ્મરૂપી શ્રેષ્ઠ હારમાં જોડાયાથી અત્યંત શોભે છે. હે રામ ! મનરૂપી મણિ વાસનારૂપી ઘણા કાદવથી ખરડાયેલો છે, તેને વિવેકરૂપી જળથી ધોઈને આત્મદર્શનમાં તેના અજવાળાની સહાયતા લો. શુભ ઉદ્યમમાં પ્રવૃત્ત થયેલા જ્ઞાનીરૂપી રાજાને મનરૂપી મંત્રી એવાં કાર્યોની સહાયતા આપે છે, કે જે કાર્યોથી જન્મોરૂપી વૃક્ષો કપાઈ જાય છે અને પરિણામે નિરતિશય બ્રહ્માનંદનો આવિર્ભાવ થાય છે. ઘણા ઘણા ઉત્પાતોથી ભરેલી સંસાર સંબંધી ભયંકર ભૂમિકાઓમાં વિવેકરહિત થઈને રહેતો અને વાસનાઓને વશ થયેલો પામર મનુષ્ય જેમ એ ભૂમિકાઓમાં પડે છે, તેમ તમે પડશો નહિ. ઉદય પામેલી આ સંસારરૂપી માયા સેંકડો અનર્થોથી ભરપૂર છે અને મહામોહરૂપ ઝાકળ વરસાવનારી છે. 'એ મને શું કરનારી છે ?' એવી તમે તેની ઉપેક્ષા કરશો નહિ. જે રીતે એ માયાનું વિસર્જન થાય તેમ જ તમે કરો. પરમ વિવેકનો આશ્રય કરીને, બુદ્ધિથી સત્યતત્ત્વનો નિશ્ચય કરીને અને ઇંદ્રિયોરૂપી શત્રુઓને સારી પેઠે જીતીને, તમે સંસારરૂપી સમુદ્રને તરી જાઓ. હે રામ ! શરીર મિથ્યા છે અને સંસાર સંબંધી સુખ–દુઃખ પણ મિથ્યા છે. છતાં તેઓમાં દઢ વાસના બંધાઈ જાય, તો દામ, વ્યાલ અને કટ એ ત્રણ દૈત્યોની પેઠે અનર્થોમાં પડવું પડે. એટલા માટે તમે એ ત્રણ દૈત્યોના જેવી પદ્ધતિ પકડશો નહિ; પણ ભીમ, ભાસ અને દઢ, એ ત્રણ દૈત્યોના જેવી સ્થિતિમાં રહેજો. એટલે પછી તમારે કોઈ પ્રકારે શોક કરવો પડશે નહિ.[૧૧–૨૦] હે મહાબુદ્ધિમાન ! 'આ જે દેહાદિક છે તે જ હું છું,' એવું જે મિથ્યાભિમાન છે, તેને તત્ત્વના નિશ્ચયથી બિલકુલ છોડી દો. જે પદ ચૈતન્યૈકરસ છે તેનો જ આશ્રય કરો. આમ આસક્તિથી રહિત થઈને તમે સંસાર સંબંધી ખાવા, પીવા તથા ચાલવા આદિ વ્યવહાર કરશો તોપણ તે વ્યવહારથી બંધાશે નહિ.[૨૧]

अयमहमिति निश्चयो वृथा यस्तमलमपास्य महामते स्वबुद्ध्या । यदितरदवलंब्य तत्पदं त्वं व्रज पिब भुंक्ष्व न बद्धचसे मनस्कः ॥ २१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિ–પ્રકરણનો 'મનસ્યસત્તાપ્રતિપાદન' નામનો સર્ગ ૨૪મો સમાપ્ત**

## सर्ग २५मो +

## દામ, વ્યાલ અને કટ નામના દૈત્યોની ઉત્પત્તિ

**वसिष्ठ उवाच**

अस्मिन् विहरतो लोके लोकारामस्य धीमतः ।
श्रेयसे तिष्ठतो यत्नमुत्तमार्थाभिधायिनः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! તમે લોકોને વિશ્રામ આપનારા છો, બુદ્ધિમાન છો, કલ્યાણ

+ આ પચીસમા સર્ગમાં દેવતાઓએ શંબરાસુરના સેનાપતિઓને માર્યાની, દામ, વ્યાલ અને કટની ઉત્પત્તિની અને તેઓથી જયની આશા મળવાની કથા કહેવામાં આવશે.

માટે યત્ન કરો છો અને તે યત્નમાં ધ્યાન રાખીને આ જગતમાં વિહાર કરો છો. દામ, વ્યાલ અને કટ, એ ત્રણ દૈત્યોના જેવી તમારી સ્થિતિ થાઓ નહિ. તમે તો ભીમ, ભાસ અને દઢ એ ત્રણ દૈત્યોના જેવી સ્થિતિ પામીને તમારા સઘળા સંતાપો દૂર કરો.[૧,૨]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! પાપનો નાશ કરનારા આપે મને કહ્યું, કે 'દામ, વ્યાલ અને કટ, એ ત્રણ દૈત્યોના જેવી તમારી સ્થિતિ ન થાઓ. તમે તો ભીમ, ભાસ અને દઢ એ ત્રણ દૈત્યોના જેવી સ્થિત પામીને તમારા સઘળા સંતાપો દૂર કરો.' હે પ્રભુ! આપે આ શું કહ્યું? જેમ વર્ષાઋતુમાં મેઘ તાપનું હરણ કરનારી ગર્જનાથી મોરને જાગ્રત કરે છે, તેમ મને શુદ્ધ મનવાળાને આપ એ વિષયના વર્ણનવાળી વાણીથી જાગ્રત કરો.[૩–૫]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! દામ, વ્યાલ અને કટ એમની જે સ્થિતિ હતી તથા ભીમ, ભાસ અને દઢ એમની જે સ્થિતિ હતી, તે હું કહું છું; તે તમે સાંભળો. એ સાંભળીને તેમાંની જે સ્થિતિ તમને સારી લાગે, તે રાખો.[૬] સઘળાં આશ્ચર્યોથી મનનું આકર્ષણ કરનારા પાતાળમાં શંબર નામનો એક દૈત્યરાજ રહેતો હતો. તે અનેક માયાઓરૂપી મણિઓના મહાસાગરરૂપ હતો. એ શંબરાસુરે આકાશમાં કેટલાંએક નગરો રચ્યાં હતાં અને તેમના બગીચાઓમાં દૈત્યોનાં ઘરો બનાવ્યાં હતાં. તેણે ઉત્તમ પ્રકાશવાળા ચંદ્ર અને સૂર્યને રચ્યા હતા અને તેમનાથી પોતાના રાજ્યને શણગાર્યું હતું.[૭,૮] જેમ મેરુપર્વતમાં પથરાઓના ટુકડાઓને બદલે માણિક્ય આદિ મણિઓ હાથમાં આવે છે, તેમ તેના રાજ્યમાં પણ પથરાઓના ટુકડાઓને બદલે માણિક્ય આદિ મણિઓ હાથમાં આવતા હતા. એ શંબરાસુરે વૈભવોની અનેક સામગ્રીઓ આપીને દાનવોને પરિપૂર્ણ કરી દીધા હતા.[૯] એનાં ઘરોમાં રત્નો જેવી સ્ત્રીઓ જે ગાયનો કરતી હતી, તે ગાયનોએ દેવાંગનાઓનાં ગાયનોને પણ જીતી લીધાં હતાં. એને ક્રીડા કરવાના બગીચાઓનાં વૃક્ષો ચંદ્રની કળાઓથી ભરપૂર રહેતાં હતાં.[૧૦] એને રમણ કરવાનાં સ્થાનકો પ્રફુલ્લિત નીલકમળોના સમૂહોથી દબદબા ભરેલાં રહેતાં હતાં. એના બગીચાઓમાં હીરાના જેવા વર્ણવાળા હંસપક્ષીઓ શબ્દો વડે પોતાને સ્થિતિ કરવાનાં સોનેરી રંગનાં કમળો ઉપર સારસપક્ષીઓને બોલાવતા હતા. એ શંબરાસુરે સોનાનાં વૃક્ષોની શાખાનાં અગ્રો ઉપર કમળોની કળીઓ બનાવી હતી. એના રાજ્યમાં કલ્પવૃક્ષોનાં પુષ્પોનો સમૂહ કરંજના ત્રાકાઓની પેઠે પડતો હતો.[૧૧,૧૨] ત્રાકથી જેમ દોરાને વીંટી લેવામાં આવે છે, તેમ તેણે પોતાની શક્તિથી દેવતાઓની સેનાને વીંટી લેનારા અનંત દૈત્યો મોકલીને, ઇંદ્રને જીતી લીધો હતો. તેણે અગ્નિની જ્વાળાઓને હિમના જેવી શીતળ કરી હતી અને તેઓથી બગીચાનો મંડપ બનાવ્યો હતો.[૧૩] એના રાજ્યમાં સઘળાં સ્થળોમાં શોભી રહેલી ફૂલવાડીઓએ આનંદ આપનારા સ્વર્ગલોકના નંદનવનને જીતી લીધું હતું. તેણે પોતાની માયાના પ્રભાવથી સર્પો સહિત સઘળા મલયાચળનાં ચંદનવૃક્ષો હરી લીધાં હતાં.[૧૪] એના અંતઃપુરની સ્ત્રીઓએ સોનાની શોભાને અને આખા જગતની શોભાને પણ જીતી લીધી હતી. એના ઘરના આંગણામાં અનેક પ્રકારનાં પુષ્પોનો સમૂહ ગોઠણ સુધી ભર્યો રહેતો હતો.[૧૫] તેણે ક્રીડા સારુ માટીનું શિવલિંગ બનાવીને વિષ્ણુને જીતી લીધા હતા. એનું નગરરૂપી આકાશ પતંગિયાંઓની પેઠે નિરંતર ઊડતાં રત્નોના સમૂહોરૂપી તારાઓથી વ્યાપ્ત રહેતું હતું.[૧૬] આખા પાતાળમાં મધ્યરાત્રિના સમયે આકાશમાં સેંકડો ચંદ્રબિંબો

પ્રકાશતાં હતાં. એણે રણમાં મેળવેલા મહાન યશનું એણે બનાવેલાં પૂતળાંઓ ગાયન કરતાં હતાં.[૧૭] એણે માયાથી બનાવેલા ઐરાવત હાથીને જોઈને દેવોનો સાચો ઐરાવત હાથી નાસી જતો હતો. એણે પોતાના અંતઃપુરમાં ત્રૈલોક્યની લક્ષ્મીનો ઉત્કર્ષ ભરી દીધો હતો.[૧૮] તે સઘળા પ્રકારની સંપત્તિઓથી સુંદર હતો, સર્વ પ્રકારનાં ઐશ્વર્યોને લીધે સર્વે લોકો એને પ્રણામ કરતા હતા, એનું શાસન ઉગ્ર હતું અને સર્વ દૈત્ય–સામંતો તેની આગળ શિર નમાવતા હતા. સર્વ પ્રકારના બુદ્ધિના ચમત્કારોમાં રહેલા વિચારોરૂપી રત્નોના સમૂહોથી તે શોભતો હતો અને એના મોટા ભુજોરૂપી વનની છાયામાં દૈત્યોનાં મંડળો વિશ્રાંતિ લેતાં હતાં. એ શંબરાસુર દેવોને ઉખેડી નાખતો હતો. તેની આકૃતિ કઠિન, ભયંકર અને ઊંચી હતી. એની પાસે દેવતાઓનો નાશ કરનારું ભારે મોટું સૈન્ય હતું. માયાના બળવાળો એ શંબરાસુર સૂઈ રહેતો હતો, ત્યારે તેને પરદેશમાં ગયેલા જેવો ગણીને લાગ મળવાથી દેવો તુરત તેના સૈન્યને મારી નાખતા હતા.[૧૯–૨૨] આ પ્રમાણે થતું જોઈને શંબરાસુરે રક્ષણને માટે પોતાની સેનાઓમાં મુડી, ક્રોંચ અને દ્રુમ આદિ સામંતોને સેનાપતિ કરીને રાખ્યા.[૨૩] આકાશમાં ફરતા શકરા (બાજ) જેમ ચકલાંઓને વ્યાકુળ કરીને મારી નાખે, તેમ આકાશમાં ફરનારા દેવો લાગ જોઈને એ સેનાપતિઓને વ્યાકુળ કરી દઈને મારી નાખવા લાગ્યા.[૨૪] જેમ સમુદ્ર પ્રબળ શબ્દ કરનારા બીજા ચપળ તરંગો ઉત્પન્ન કરે છે, તેમ સેનાપતિઓને મરણ પામેલા જોઈને દૈત્યોમાં ઉત્તમ એવા શંબરાસુરે, પ્રબળ ગર્જના કરનારા અને ચપળતાવાળા બીજા સેનાપતિઓને ઉત્પન્ન કર્યા. એ સેનાપતિઓને પણ દેવતાઓએ તુરત મારી નાખ્યા એટલે ક્રોધથી વ્યાપ્ત થયેલો શંબરાસુર દેવતાઓનો નાશ કરવા માટે સ્વર્ગલોકમાં ગયો. જેમ પાર્વતીના સિંહથી ભય પામીને મૃગો વનોમાં છુપાઈ જાય, તેમ એ શંબરાસુરની માયાથી ભય પામીને દેવતાઓ મેરુપર્વતના વનોની ઝાડીઓમાં છુપાઈ ગયા. શંબરાસુર જ્યાં સ્વર્ગલોકને જુએ છે, ત્યાં તેમાં ક્ષુદ્ર દેવો ચીસો પાડ્યા કરતા હતા અને અપ્સરાઓનાં મોઢાં આંસુઓથી ભીંજાઈ રહ્યાં હતાં. કલ્પાંતકાળમાં ક્ષીણ થયેલા જગત જેવો શૂન્ય પ્રકાર ત્યાં સ્વર્ગમાં તેના જોવામાં આવ્યો.[૨૫–૨૮] પછી કોપ પામેલો શંબરાસુર સ્વર્ગલોકમાં સારી પેઠે ફર્યો. તેને જે કાંઈ સારી સારી લૂંટ મળી, તે લઈ લીધી અને પછી સ્વર્ગલોકને બાળી દઈને તે પાછો પોતાના નગરમાં આવ્યો.[૨૯] આ પ્રમાણે દૈત્યોને અને દેવતાઓને અત્યંત દૃઢ દ્વેષ ઉત્પન્ન થયો. એટલે દેવતાઓ સ્વર્ગને છોડી દઈને દિશાઓમાં સંતાઈ ગયા.[૩૦] પછી શંબરાસુરે જેને જેને સેનાપતિ નીમવા માંડ્યા, તે બધાને ઉદ્યમમાં તત્પર થયેલા દેવતાઓ યત્ન કરીને મારી નાખવા લાગ્યા. આમ થવાથી શંબરાસુર ઉદ્વેગ પામ્યો અને અત્યંત કોપ પામ્યો. પછી તે નિઃશ્વાસ મૂકીને ખડના અગ્નિની પેઠે અત્યંત પ્રજ્વલિત થયો. હવે તેણે ભારે પ્રયત્નથી આખા ત્રૈલોક્યમાં દેવતાઓની શોધ કરી, પણ જેમ પાપીને પૃથ્વીમાં રહેલો ભંડાર હાથ આવતો નથી, તેમ તેને દેવતાઓ કોઈ સ્થળે હાથ આવ્યા નહિ આમ થતાં શંબરાસુરે પોતાના સૈન્યની રક્ષા માટે પોતાની માયાના પ્રભાવથી મોટા બળવાળા, સજ્જતાવાળા અને જાણે દેહધારી કાળ જ હોય એવા ત્રણ ભયંકર દૈત્યોને ઉત્પન્ન કર્યા.[૩૧–૩૪] ત્યાં માયાથી બનેલા, ભયંકર, મોટી માયાવાળા અને સૈન્યને ચલાવનારા એ ત્રણ દૈત્યો પાંખોના સપાટાવાળા પર્વતોની જેમ ઊછળવા લાગ્યા.[૩૫] એકનું નામ દામ, બીજાનું નામ વ્યાલ અને ત્રીજાનું નામ કટ રાખવામાં આવ્યું.

તેઓ ઇંદ્રજાળ સંબંધી પુરુષોની પેઠે સ્વતંત્ર જીવ નહિ હોવાથી માત્ર જે કામ પ્રાપ્ત થાય તે કામને જ કરનારા હતા. તેઓ કેવળ ચેતનાવાળા જ હતા, પણ વાસનાઓના પ્રાબલ્યવાળા નહોતા. એમનાં ધર્મ કે અધર્મરૂપ કર્મો નહોતાં. તેથી તેઓ જૂના જીવ નહોતા અને તેમનામાં વાસનાઓનું પ્રાબલ્ય પણ નહોતું. આમ હોવાથી તેઓ ભય, શંકા તથા પલાયન આદિ વિકલ્પોથી રહિત હતા અને તેમનાં શરીરોમાં ચૈતન્યની સમીપતાને લીધે કેવળ ચલનરૂપ ક્રિયા હતી.[૩૭] અનંત વાસનાઓવાળા 'શંબરાસુર' નામના જૂના જીવના અંતર્યામીરૂપ નિમિત્તને લીધે, થયેલી ચાતુરીરૂપ મનના સંકલ્પની વૃત્તિ થઈ; તે વૃત્તિ કે જે કામ, કર્મ, વાસના આદિ રહિત માયાની કલ્પનારૂપ અને ભોગશૂન્ય હતી, તેના સંબંધથી જ આ દામ, વ્યાલ, આદિ પ્રકટ થયા હતા. તેઓ 'શંબરાસુર' નામના પ્રાચીન જીવના નાનાનાના અમુક અંશેરૂપ હતા. આમ હોવાને લીધે અત્યંત અલ્પ વાસનાવાળા એ ત્રણ દૈત્યો અંધપરંપરાથી કાકતાલીય ન્યાયની પેઠે લાગુ પડેલી, કેવળ યુદ્ધમાં શત્રુઓને સામે થવારૂપ ક્રિયાને અનુસરતા હતા. જેમ અર્ધાં સૂનેલાં બાળકો પોતાનાં અંગોથી જ ચેષ્ટા કરે છે, પણ વાસનાના જાગ્રતપણાથી તથા દેહાભિમાનથી રહિત હોય છે, તે પ્રમાણે જ એ ત્રણ દૈત્યો હતા. એ ત્રણ દૈત્યો શત્રુઓની ઉપર તૂટી પડવાને, શત્રુઓની ગફલતનો લાભ લઈ તેમના ઉપર છાપો મારવાને, ભાગી જવાને, જીવવાને, મરવાને, રણને, જયને કે પરાજયને જાણતા ન હતા. તેઓ તો જે શત્રુઓની સેનાવાળાઓ મારવાને સજ્જ થઈને મોઢા આગળ ઊભેલા જોવામાં આવે, તેમની સામે થવાનું જ જાણતા હતા અને પ્રહારોથી પર્વતોને પણ તોડી નાખે એવા હતા. એમને ઉત્પન્ન કરી અત્યંત રાજી થયેલા શંબરાસુરે વિચાર કર્યો, કે 'મારી માયાથી ઉત્પન્ન થયેલા દૈત્યોએ રક્ષણ કરેલી આ મારી સેના અવશ્ય જય મેળવશે. જેમ ઐરાવત હાથીના દંતૂશળના પ્રહારો વાગવા છતાં પણ મેરુપર્વતની સુવર્ણમય શિલા અત્યંત સ્થિર રહે છે, તેમ અત્યંત બળવાળા આ ત્રણ દૈત્યોના ભુજદંડોથી પાલન પામેલી મારી આ સેના, દેવતાઓના ભારે પ્રહારો પડવા છતાં પણ અત્યંત સ્થિર રહેશે.'[૩૮–૪૪]

अतिबलासुरदोर्द्रुमपालिता मम चमूः स्थिरतामलमेष्यत्ति । अमरवारणदंतविघट्टनेष्वमरपर्वतहेमशिला यथा ॥ ४४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિ-પ્રકરણનો
'દામવ્યાલકટોત્પત્તિવર્ણન' નામનો
સર્ગ ૨૫મો સમાપ્ત

## સર્ગ ૨૬ મો×
## દેવતાઓની સાથે દામ, વ્યાલ અને કટનો સંગ્રામ

વસિષ્ઠ ઉવાચ

इति निर्णीय दैत्येंद्रो दामव्यालकटान्विताम् ।
सेनां संप्रेषयामास भूतलं देवनाशिनीम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! શંબરાસુરે એ પ્રમાણે નિશ્ચય કર્યો અને તેણે દામ, વ્યાલ તથા કટને સેનાપતિ બનાવીને દેવોનો નાશ કરવા માટે દૈત્યોની સેનાને પૃથ્વીમાં મોકલી.[૧] ભયંકર ગર્જના કરતા દૈત્યો, આયુધો લઈને પાંખોવાળા પર્વતોની જેમ સમુદ્રની નિકુંજોમાંથી અને ગુફાઓમાંથી બહાર નીકળ્યા.[૨] દામ, વ્યાલ અને કટની સહાયતાથી દૈત્યોએ સ્વર્ગના તથા પૃથ્વીના મધ્ય ભાગને ભરી દીધો અને હાથના પ્રહારોથી સૂર્યને પણ નિસ્તેજ કરી દીધો.[૩] પ્રલયકાળ જેવા આ સમયમાં અત્યંત કોપ પામેલા ભયંકર દેવ-

× આ છવ્વીસમા સર્ગમાં પાતાળમાંથી નીકળેલા દામ, વ્યાલ અને કટ આદિ દૈત્યોને દેવતાઓની સાથે ભારે સંગ્રામ થયાનું વર્ણન કરવામાં આવશે.

તાઓના સમૂહો પણ, યુદ્ધ કરવા માટે મેરુપર્વતની નિકુંજેમાંથી બહાર નીકળ્યા.[૪] એ દેવ અને દૈત્યની બન્ને સેનાઓને ત્રૈલોક્યને વિષે, જાણે અકાળે મહાપ્રલય થતો હોય એવું ભયંકર યુદ્ધ ચાલવા લાગ્યું.[૫] કુંડળોના પ્રકાશોથી અંધકારનો નાશ કરનારાં યોદ્ધાઓનાં માથાઓ, જાણે પ્રલયકાળમાં ઊથલી ગયેલા ચંદ્ર અને સૂર્ય પડતા હોય તેમ પડવા લાગ્યાં.[૬] યોદ્ધાઓએ કરેલા સિંહનાદોથી ગાજતા પર્વતો, જાણે પ્રલયકાળના પવન ભરાવાથી ગાજતા હોય તેમ ઘૂઘવાટી કરવા લાગ્યા.[૭] મોટી મોટી શિલાઓ જેવાં ભારે આયુધો પડવાથી જેમની ભીંતો તૂટી પડતી હતી અને જેમને વિષે બીકને લીધે સિંહોના સમૂહો ભરાઈ બેઠા હતા, તે કુલપર્વતો પણ શબ્દ કરવા લાગ્યા.[૮] એકબીજાની સાથે અથડાતાં શસ્ત્રોમાંથી ઊડેલા અગ્નિના ચપળ તણખાઓ, પ્રલયકાળમાં વીંખાયેલા તારાઓની પેઠે આમતેમ ઊડવા લાગ્યા.[૯] રુધિરના અને માંસના ઓઘથી થયેલા મહાસમુદ્રના કિનારા પર પ્રલયકાળમાં થયેલાં તાડનાં વૃક્ષો જેવાં ઊંચાં ભૂત–પ્રેતો, તાલની રીતિને અનુસરીને નાચવા લાગ્યાં.[૧૦] જેમાં ઊડેલી વાદળાં જેવી ધાટી ધૂળ, પડી રહેલા રુધિરની અતિવૃષ્ટિથી શાંત થઈ ગઈ હતી, એવા આકાશમાં હથિયારોથી તૂટેલાં અનેક મુકુટો અને કુંડળો સૂર્યની પેઠે શોભવા લાગ્યાં. શત્રુઓને મારવા માટે કલ્પવૃક્ષોને ઉખેડીને હાથમાં ધારણ કરનારા અને પ્રહારોથી મોટા મોટા પર્વતોને પણ તોડી નાખનારા દૈત્યોએ, સઘળી દિશાઓને અવકાશ વગરની કરી મૂકી.[૧૧'૧૨] અત્યંત ચળકતી તલવારોની અણીઓરૂપ તોફાની પવનોથી જેમનાં શિખરો તૂટતાં હતાં એવા પર્વતો, જાણે પ્રલયકાળથી વીખાઈ ગયા હોય તેમ ચૂર્ણોના સમૂહરૂપ થવા લાગ્યા. જેમ વાયુઓ વાદળાંઓને કંપાયમાન કરે, તેમ જાણે અશ્વમેધની આહુતિઓથી બળ પામ્યા હોય તેમ મસ્ત થયેલા દેવો અસ્ત્રોથી રહિત થયેલા દૈત્યોને કંપાવવા લાગ્યા.[૧૩'૧૪] જેમ બિલાડાઓ વૃદ્ધ ઊંદરોને દબાવીને પકડે, તેમ દેવો દૈત્યોને દબાવીને પકડવા લાગ્યા. ત્યારે દૈત્યો પણ જેમ ઝાડ ઉપર ચઢેલા ગાફેલ પુરુષોને રીંછો પકડે, તેમ દેવોને પકડવા લાગ્યા.[૧૫] બાહુઓરૂપી શાખાઓમાં અસ્ત્રોરૂપી પુષ્પોથી શોભતા અને શસ્ત્રોરૂપી પલ્લવોવાળા તે દેવતાઓ તેમજ દૈત્યો વનમાં કંપાયમાન થવાથી પ્રફુલ્લિત વૃક્ષોની પેઠે શોભવા લાગ્યા.[૧૬] જેમ પવનો પુષ્પોના સમૂહોથી મેરુપર્વતના વનોને પૂરી દે છે, તેમ દેવો અને દૈત્યો સામસામાં શસ્ત્રો ફેંકીને દશે દિશાઓને પૂરી દેવા લાગ્યા.[૧૭] દેવતાઓની અને દૈત્યોની બન્ને સેનાઓ અંતરિક્ષરૂપી ઉંબરાના ફળની અંદર રહેલા મોટા મચ્છરોના સમૂહો જેવી હતી. આમ તેમની વચ્ચે ભયંકર યુદ્ધ થયું.[૧૮] ત્યાં અત્યંત ઊંચા લોકપાલોના હાથીઓના સમૂહોથી કચરાઈ જતા લોકોનો, પ્રલયકાળનાં વાદળાંઓના ધડાકા જેવો મહાભયંકર કોલાહલ ઊઠ્યો. એ કોલાહલ અત્યંત ગાઢ થવાને લીધે તે આકાશમાં અતિશય ઊંચે સુધી સંભળાતો હતો. કોઈ સ્થળમાં તે મુઠ્ઠીથી પકડાય એવો જણાવા લાગ્યો અને કોઈ સ્થળમાં તે જળના ભારથી નમેલા પેટવાળાં વાદળાંઓની ગર્જના જેવો જણાવા લાગ્યો.[૧૯'૨૦] એ કોલાહલ રથોના ફરવાથી ભાંગી ગયેલાં શસ્ત્રોના સમૂહોમાં જાણે નટ ગાતો હોય એવો જણાવા લાગ્યો. વળી જેમની છાતીઓ તૂટી જતી હતી એવા નિર્મળ લોકોની પીડાના કઠોર શબ્દોથી તે, જાણે ઘૂઘવાટાભર્યો હોય એવો જણાતો હતો. તે પ્રલયકાળમાં અગ્નિ તથા વાયુ આદિએ કરેલા ભયંકર શબ્દના પડઘા જેવો જણાવા લાગ્યો. તે બારે સૂર્યના બળવાથી પીગળવા માંડેલા મેરુપર્વતના શબ્દ જેવો જણાવા લાગ્યો. પોતાના સ્થાનમાંથી નીકળીને બ્રહ્માંડના મંડળમાં પછડાઈને પાછો

પ્રવાહને જોઈ, ને મહાસમુદ્રના આઘાતથી પાછા ખેંચેલા મહાપ્રવાહના પ્રલીના પૂર જેવો જણાવા લાગ્યો.[૨૨] ને ઉડતા પાંખોવાળા પર્વતોની પાંખના ફફડાટના શબ્દ જેવો જણાવા લાગ્યો. અન્યોન્ય પ્રહાર કરીને ખસાઈને તે જાણે મોટા મોટા પર્વતોની ચટ્ટાનોને ઉખેળી નાખતો હોય તથા ફોડી નાખતો હોય એમ જણાતો હતો. મંદરા-ચળના ફરવાથી ક્ષોભ પામેલા ક્ષીરસાગરના ઘોંઘાટ જેવો તે ઘોંઘાટ જણાવા લાગ્યો. વળી યુદ્ધ કરવાના પ્રેમથી સંભળાતા યોદ્ધાઓના ઘોંઘાટોની તથા હાથ પછાડવાના શબ્દોની સાથે મળીને તે સાતે દ્વીપોમાં વ્યાપી જવા લાગ્યો. આમ ક્ષોભ પામેલી બન્ને સેનાઓ વચ્ચે ભારે યુદ્ધ થયું. તેમાં દેવતાઓ તથા દૈત્યો ઉદ્ધત થઈને લડવા લાગ્યા અને નગરો, ગામો, પર્વતો, વનો તથા માણસો નાશ પામી જવા લાગ્યાં.[૨૩–૨૬] ત્યારે મોટાં મોટાં સેંકડો શસ્ત્રોથી કપાયેલા દાનવોરૂપી પર્વતોથી દશે દિશાઓ પૂર્ણ થઈ ગઈ અને અફળાઅફળીમાં પછડા-વાથી થયેલા શસ્ત્રોના ભૂકાઓથી અંતરિક્ષ પુરાઈ ગયું.[૨૭] ત્યાં 'ભુશુંડી' નામનાં અસ્ત્રોના સપાટા-ઓથી મેરુપર્વતનાં સેંકડો શિખરો ફૂટવા લાગ્યાં અને બાણોરૂપી પવનોથી દૈત્યોનાં તથા દેવતાઓનાં મોઢાંરૂપી કમળો કપાઈ જવા લાગ્યાં.૨૮ ત્યારે લોહીરૂપ જળની સેંકડો ચકરીઓમાં દેવતાઓ તથા દૈત્યોરૂપી સુકાયેલાં ખડો ઘૂમવા લાગ્યાં અને સેનાઓના પ્રહારોરૂપી કલ્લોલો આકાશને ઘેરી વળવા લાગ્યા.૨૯ ત્યાં શસ્ત્રોરૂપી તોફાની પવનોથી વિમાનોના સમૂહો ટુકડેટુકડા થઈને પડવા લાગ્યા અને વરુણાસ્ત્ર આદિ શસ્ત્રોથી ઉત્પન્ન થયેલા સમુદ્રના જળના પ્રવાહોથી સ્વર્ગ આદિ નગરો ડૂબી જવા લાગ્યાં.૩૦ ત્યાં મોટાં અસ્ત્રો પડવાથી ચાલેલી લોહીની નદીઓમાં તલવારો, ત્રિશૂળો તથા સાંગો તણાવા લાગ્યાં. તેમજ પર્વતોનાં પડ-ખાંઓ તૂટવાના ભયંકર શબ્દોથી બ્રહ્માંડનો મંડપ ધ્રુજવા લાગ્યો.૩૧ ત્યારે દૈત્યોની પાની-ઓના પ્રહારોથી લોકપાલોની નગરીઓ પડી જવા લાગી અને ઘરોમાં વિધવા થયેલી સ્ત્રીઓના રોવાના અવાજોની સાથે તેમનાં કંકણો ભાંગવાના શબ્દો થવા લાગ્યા.૩૨ ને અસ્ત્રોના સમૂહો પૃથ્વી પર કાળા જળના સમુદ્રો જેવા દેખાવા લાગ્યા અને તેમાં દૈત્યો લોટી રહ્યા હતા. ત્યાં લોહીના પ્રવા-હમાં તણાતા લોહાની ચીસો સાંભળીને બીજા લોકો પણ ભયથી નાસવા લાગ્યા.૩૩ ત્યાં લોક-પાલોના સેનાપતિઓના પ્રાણ લેવા માટે, યમ-રાજ પુષ્પોમાં ભ્રમર ફરે તે રીતે ગુપ્ત રીતે ફરવા લાગ્યો અને દૈત્યોના સેનાપતિઓના પ્રાણ લેવા માટે યમરાજ પ્રત્યક્ષ રીતે ફરવા લાગ્યો. ત્યારે પ્રહારના ભયથી નાસેલા કેટલાએક દેવતાઓ તથા દૈત્યો પાછા વળી વળીને સૈન્યોની વ્યાકુળતાને જોતા હતા.૩૪ ત્યાં જાણે પાંખોવાળા પર્વતો હોય એવા દૈત્યોની આવ-જાવથી ઘણા ભયંકર શબ્દો તથા 'શિવ' 'શિવ' શબ્દો થવા લાગ્યા.૩૫ સઘળી પૃથ્વી, સમુદ્રો તથા પર્વતો આયુધોથી ભેદાયેલા ઉગ્ર દૈત્યોરૂપી પર્વતોમાંથી ઝરતા લોહીના પ્રવા-હોથી રાતાં થઈ ગયાં.૩૬ દેશો, નગરો, ગામો, વનો તથા ગુફા વગેરે સ્થળો ઉજ્જડ થઈ ગયાં અને દૈત્યો, હાથીઓ, ઘોડાઓ તથા માણસોના અસંખ્ય શબ્દોના પુંજો પહાડ જેવા દેખાવા લાગ્યા.૩૭ શરીરમાં ખૂંચી ગયેલાં ઊંચાં બાણોની પંક્તિઓથી હાથીઓ શોભવા લાગ્યા અને દૈત્યોની મુઠ્ઠીઓના પ્રહારોથી મદોન્મત્ત ઐરાવત હાથીની પીઠ ચગ-દાઈ ગઈ.૩૮ ત્યાં પ્રલયકાળનાં વાદળાંઓના જળની વૃષ્ટિની જેમ, શસ્ત્રોની અવિચ્છિન્ન વૃષ્ટિ થઈ રહી અને તેથી પર્વતો દળાઈ જવા લાગ્યા. ત્યાં મોટા મોટા વજ્રપાતોથી ભીંસાઈને કુલપર્વતો ઊડવા લાગ્યા.૩૯ ત્યારે દેવતાઓ પ્રબળ અગ્નિને પ્રકટ કરીને તેની જ્વાળાઓના સમૂહોથી દૈત્યોને બાળવા લાગ્યા હતા અને દૈત્યો એક અંજલિથી સમુદ્રને

લાવીને તે અગ્નિને ઠારતા હતા.[૪૦] હવે પ્રચંડ દૈત્યોએ મોટી તૈયારીથી બરફની શિલાઓ નાખવા માંડી, એટલે દેવો વનના સમૂહોને સળગાવીને તે અગ્નિની જ્વાળાઓથી બરફની શિલાઓને પીગળાવવા લાગ્યા.[૪૧] પછી દેવતાઓએ અસ્ત્રોના બળથી પ્રલયકાળના અંધારા જેવું અપાર અંધારું ઉત્પન્ન કર્યું, એટલે દૈત્યોએ માયાના પ્રભાવથી અનેક સૂર્યોના પ્રકાશો ઉત્પન્ન કરીને એ ગાઢ અંધકારનો નાશ કર્યો. દેવતાઓએ વાદળાં ઉત્પન્ન કરીને જળની વૃષ્ટિ કરવા માંડી, ત્યાં દૈત્યોએ માયાના અગ્નિનો વરસાદ વરસાવીને જળની વૃષ્ટિને બંધ પાડી દીધી. પછી દૈત્યોએ પર્વતોની ભારે વૃષ્ટિ કરવા માંડી, ત્યાં દેવતાઓએ 'વજ્ર' નામનાં અસ્ત્રો વરસાવીને પર્વતોને તોડી નાખ્યા. અને દૈત્યોને નિદ્રા આવી જાય એવાં અસ્ત્રોનો પ્રયોગ કર્યો, એટલે દૈત્યોએ નિદ્રાનો નાશ કરનારા પ્રબોધાસ્ત્રનો પ્રયોગ કર્યો. દૈત્યોએ વારુણાસ્ત્રથી ભારે વૃષ્ટિ કરવા માંડી, એટલે દેવતાઓએ વૃષ્ટિનો પ્રતિબંધ કરનારા અસ્ત્રનો ઉપયોગ કર્યો. દેવતાઓએ વૃક્ષો ઉત્પન્ન થાય એવાં અસ્ત્રનો ઉપયોગ કર્યો, એટલે દૈત્યોએ કરવતો ઉત્પન્ન થાય એવાં અસ્ત્રનો ઉપયોગ કર્યો. વરસવા માંડેલાં શસ્ત્રો એકબીજા સાથે પછડાવાથી સુસવાટી સહિત અગ્નિ નીકળવા લાગ્યો. જળના અને અગ્નિના વરસાદથી લોકો બેભાન થવા લાગ્યા, બ્રહ્માસ્ત્રોના પ્રયોગોથી ભારે વિષમતા થવા લાગી; ઘડી વારમાં અંધકારનાં અને ઘડી વારમાં તેજનાં અસ્ત્રો પડવા લાગ્યાં.[૪૨–૪૫] અસ્ત્રોમાંથી નીકળતાં મુસળ આદિ અનેક આયુધોથી સઘળું આકાશ અવકાશ વગરનું થઈ ગયું, શિલાઓને વરસાવનારા અસ્ત્રથી યોદ્ધાઓ ચગદાઈ જવા લાગ્યા અને અગ્નિને વરસાવનારા અસ્ત્રથી અજવાળું થવા લાગ્યું.[૪૬] પતાકાઓથી ચંદ્રનો સ્પર્શ કરનારા અને પૈડાંઓના ચુંચાટરૂપી ગર્જનાવાળા રથો થોડીથોડી વારમાં ઉદયાચળનું અને અસ્તાચળનું ઉલ્લંઘન કરવા લાગ્યા.[૪૭] દેવતાઓએ કરેલા વજ્રોના પ્રહારોથી મોટા મોટા દૈત્યો નિરંતર મરવા લાગ્યા અને શુક્રાચાર્યે 'સંજીવિની' નામની મહાવિદ્યાનો ઉપયોગ કરીને તે દૈત્યોને જીવતા કરવા માંડ્યા.[૪૮] કેટલાએક દેવતાઓના સમૂહો નાસવા લાગ્યા અને કેટલાએક દેવતાઓ જય મેળવીને ફુલાવા લાગ્યા. ત્યાં કલ્યાણની સૂચના આપનારા શુભ ગ્રહો ઊગવા માંડ્યા હતા, તેમ જ ઉત્પાતરૂપ ધૂમકેતુઓ પણ ચારે બાજુ દેખાવા લાગ્યા હતા. આથી લોકો પોતાની ડોકો ઊંચી કરી કરીને તેમને જોતા હતા. યોદ્ધાઓના પરસ્પરના કટ્ટર વૈરને લીધે પર્વતો, આકાશ, પૃથ્વી તથા સમુદ્રો સાથેનું સઘળું જગત લોહીના સમુદ્ર જેવુ તેમ જ પ્રફુલ્લિત થયેલા ખાખરાના વન જેવું જણાવા લાગ્યુ હતું. ત્યાં પહાડ જેવાં અસંખ્ય મુડદાંઓથી મહાસમુદ્રો પુરાઈ જવા લાગ્યા હતા. ત્યાં સઘળાં વૃક્ષોની શાખાઓના અગ્રોમાં લાંબાં લાંબાં મુડદાંઓ લટકવા લાગ્યાં. દીપતાં, પોતાના વેગથી અત્યંત ચંચળતાવાળાં, પીછડાંઓરૂપી પુષ્પોવાળાં, લોઢાનાં ફળાંઓરૂપી ફળોથી શોભતાં અને તાડ કરતાં પણ ઊંચાં એવાં બાણોના સમૂહોરૂપી વનોથી ત્યારે સઘળું આકાશ વ્યાપ્ત થઈ ગયુ. ત્યાં નાચતા પહાડ જેવાં અસંખ્ય કબંધો પોતાના બાહુઓથી વાદળાંઓને, વિમાનોને, દેવતાઓને અને તારાઓને પાડવા લાગ્યાં. પર્વતો પણ બાણો, સાંગો, ગદાઓ, પ્રાસો ને પટ્ટિશોમાં પરોવાવા લાગ્યા.[૪૯–૫૪] ત્યાં શસ્ત્રોના ઝપાટાથી સાતે લોકોની ભીંતો પડતી હતી અને આકાશ તેના કટકાઓથી વ્યાપ્ત થઈ ગયું હતું. પ્રલયકાળના મહોન્મત્ત વાદળાંઓની જેમ ત્યાં દુંદુભિઓ નિરંતર ગડગડવા લાગ્યાં. ત્યારે ગણપતિ પોતાની સૂંઢથી લાંબા લાંબા દાનવોરૂપી પર્વતોને ખેંચવા લાગ્યા. આમ ઘણા ઘણા શબ્દો ઊઠવાથી દિશાઓના હાથીઓ

ભય પામી ગયા અને ચિચિયારીઓ પાડવા લાગ્યા.[૫૫-૫૬] સૂર્ય, ચંદ્ર તથા ઇંદ્ર આદિ દેવતાઓ એક દિશામાં ભેગા થઈ ગયા અને સિદ્ધો, સાધ્યો તથા મરુદ્‌ગણો દૈત્યોના ભયથી સજ્જડ થઈ ગયા.[૫૭] ત્યાં ગંધર્વો, કિન્નરો, દેવતાઓ અને ચારણો નાસવા લાગ્યા.[૫૭] વીજળીઓ પડવાથી પ્રાણીઓનાં અંગોને ખંડિત કરનારા, શિલાઓના ટુકડાઓને ભાંગી નાખનારા, દેવતાઓના પ્રલયના સમયની સૂચના આપનારા અને કલ્પવૃક્ષો પર બેઠેલાં પક્ષીઓના કોલાહલોને અટકાવી દેનારા પ્રલયકાળને સૂચવનારા પવનો તે સમયે સઘળી દિશાઓમાં વાવા લાગ્યા.[૫૮]

वज्राशनिनिपातखंडितांगा दलितशिलाशकलाः ककुम्मुखेषु । प्रलयसमयसूचकाः सुराणां सुरतरुघर्घरघस्मराः समीराः ॥ ५८ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'દામવ્યાલકટસંગ્રામવર્ણન' નામનો સર્ગ ૨૬મો સમાપ્ત

## સર્ગ ૨૭ મો×

### હારી ગયેલા દેવતાઓને બ્રહ્માએ જીતવાનો ઉપાય બતાવ્યો

वसिष्ठ उवाच

तस्मिंस्तदा वर्तमाने घोरे समरसंभ्रमे ।
देवासुरशरीरेषु गर्तेष्वभ्रोदरेष्विव ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! એ રીતે યુદ્ધનો ભયંકર સંભ્રમ ચાલતો હતો. તેમાં દેવતાઓનાં અને અસુરોનાં શરીરોમાં વાદળાંઓના પેટ જેવા ઘાના ઊંડા ખાડા પડ્યા. જેમ આકાશમાંથી ગંગાના પ્રવાહો નીકળવા લાગે, તેમ તે ખાડાઓમાંથી લોહીના પ્રવાહો નીકળવા લાગ્યા. ત્યાં 'દામ' નામનો સેનાપતિ દેવતાઓના સમૂહને વીંટી લઈને મેઘની ગર્જના જેવો સિંહનાદ કરવા લાગ્યો. એટલે 'વ્યાલ' નામનો સેનાપતિ સઘળા દેવતાઓનાં વિમાનોને પોતાના હાથોથી ખેંચીખેંચીને ચૂરો કરવા લાગ્યો. ત્યાં વળી 'કટ' નામનો સેનાપતિ કઠિન આટોપવાળા યુદ્ધથી દેવતાઓનો નાશ કરવા લાગ્યો. પછી ક્ષીણ વેગવાળો ઐરાવત હાથી નાસી જવા તત્પર થયો અને દાનવોનું સૈન્ય મધ્યાહ્નના સૂર્યની જેમ વૃદ્ધિ પામ્યું. ત્યાં તૂટેલાં અંગોની વ્યથાથી દુ:ખી થયેલાં અને લોહી વહેતાં દેવતાઓનાં સૈન્યો તૂટી ગયેલી પાળવાળા જળની પેઠે મોટા વેગથી નાઠાં.[૨-૫] પછી જેમ અગ્નિઓ કાષ્ઠોની પછવાડે દોડે, તેમ દામ, વ્યાલ અને કટ નામના સેનાપતિઓ સિંહનાદ કરતા કરતા એ નાઠેલાં દેવોનાં સૈન્યોની પાછળ ઘણી વાર સુધી દોડ્યા.[૬] જેમ યત્નપૂર્વક શોધ કરવા છતાં પણ સિંહોને ગાઢ જાળાંવાળાં વનોમાં ઊડી પડેલાં નાનાં હરણો હાથ આવે નહિ, તેમ યત્નપૂર્વક શોધ કરવા છતાં પણ તે દૈત્યોને નાસી ગયેલા દેવો હાથ આવ્યા નહિ.[૭] આમ અંતઃકરણમાં અત્યંત રાજી થયેલા દેવતાઓના સમૂહો હાથ આવ્યા નહિ એટલે દામ, વ્યાલ અને કટ નામના સેનાપતિઓ પાતાળમાં રહેલા પોતાના સ્વામી શંબરાસુરની પાસે સૈન્યો સહિત ગયા.[૮] પછી હારી ગયેલા અને ખેદ પામેલા દેવોએ થોડી વાર સુધી વિશ્રાંતિ લીધી અને પછી તેઓ જયનો ઉપાય પૂછવા માટે અપાર શક્તિવાળા બ્રહ્માની પાસે ગયા. જેમ સાયંકાળથી રાતાં થયેલાં પાણીવાળા સમુદ્રોની પાસે ચંદ્ર પ્રકટ થાય છે, તેમ લોહીથી રાતાં થયેલાં મુખોવાળા તે દેવતાઓની પાસે બ્રહ્મા પ્રકટ થયા.[૯-૧૦] દેવતાઓએ તેમને પ્રણામ કર્યા અને તેમને શંબરાસુરે ઉત્પન્ન કરેલા અનર્થરૂપ દામ, વ્યાલ તથા કટની પૂરી

× આ સત્તાવીસમા સર્ગમાં દેવતાઓ હારી ગયા, હારી જઈને બ્રહ્માના શરણે ગયા અને બ્રહ્માએ દૈત્યોની વાસનાનો વધારો થાય એ જ દૈત્યોના વધનો ઉપાય છે એમ દેવતાઓને કહ્યું, એટલી કથા કહેવાશે.

વાત કહી સંભળાવી.[૧૧] વિચારવેત્તા બ્રહ્માએ એ સઘળી વાત સાંભળીને વિચાર કર્યો અને પછી નીચે પ્રમાણે દેવતાઓના સમૂહને ધીરજ આપનારું વચન કહ્યું.[૧૨]

**બ્રહ્મા બોલ્યા :** યુદ્ધમાં સર્વોપરીપણું ધરાવનારા વિષ્ણુના હાથથી એક લાખ વર્ષ પછી શંબરાસુરને મરવાનું છે, માટે ત્યાં સુધી તે સમયની રાહ જોયા કરો.[૧૩] હે ઉત્તમ દેવતાઓ! હમણાં તો એ દામ, વ્યાલ અને કટ નામના દૈત્યોની સાથે માયાનું યુદ્ધ કર્યા કરો અને યુદ્ધ કરીકરીને નાસી જતા જાઓ.[૧૪] જેમ અરીસાના ઉદરમાં બાહ્ય પદાર્થો પ્રતિબિંબિત થાય છે, તેમ યુદ્ધના અભ્યાસને લીધે તેઓનાં અંતઃકરણમાં અહંકારનો ચમત્કાર પ્રતિબિંબિત થશે. પછી હે દેવો! જેમ જાળમાં આવેલાં પક્ષીઓ સહજ વશ થાય છે, તેમ વાસનાની જાળમાં પડેલા એ દામ, વ્યાલ અને કટ સહજ જિતાય એવા થઈ જશે.[૧૫-૧૬] હે દેવો! હમણાં તો તેઓ અલ્પ વાસનાવાળા છે, સુખદુઃખોથી રહિત છે અને તેઓ ધીરજ રાખીને શત્રુઓને મારે છે, માટે જિતાવા અશક્ય થઈ પડ્યા છે. જગતમાં જેઓ વાસનાઓરૂપી તંતુઓથી બંધાઈને આશાઓરૂપી પાશમાં પડે છે, તેઓ દોરીઓથી બંધાયેલાં પક્ષીઓની જેમ વશ થઈ જાય છે.[૧૭-૧૮] સર્વ સ્થળોમાં આસક્તિ વગરની બુદ્ધિવાળા જે ધીર પુરુષો, વાસનાઓ તૂટી જવાને લીધે શુભની પ્રાપ્તિથી રાજી થતા નથી અને અશુભની પ્રાપ્તિથી કચવાતા નથી, તે મહાત્માઓ કોઈથી જિતાતા નથી. જે મનુષ્યના મનમાં વાસનારૂપી દોરીની ગાંઠ બંધાઈ હોય છે, તે માણસ ભલે મોટો હોય અને ભલે ઘણું જાણનારો હોય, છતાં પણ તે બાળકના હાથથી પણ જિતાઈ જાય છે.[૧૯-૨૦] જેમ સમુદ્ર જળના પાત્રપણાને પામે છે, તેમ 'આ હું છું' અને 'આ મારું છે' એવી રીતની કલ્પનાઓ કરનારો માણસ આપદાઓના પાત્રપણાને પામે છે.[૨૧] હે દેવતાઓ! જે પુરુષ આત્માને દેહાદિકરૂપ માને છે, તે પુરુષ સર્વજ્ઞ હોય તોપણ સર્વ સ્થળોમાં મોટું કંગાલપણું પામે છે.[૨૨] આત્મા અનંત અને અપરિચ્છિન્ન છે. જે માણસ તેને દેહાદિકરૂપ માને છે, તે માણસ પોતાના હાથથી જ પોતાના આત્માને પરવશ કરે છે.[૨૩] જો ત્રૈલોક્યમાં પણ આત્માથી જુદું કાંઈ હોય, તો તેમાં લેવા–દેવા વગેરેની વાસના બંધાય એ ઠીક કહેવાય; પણ આત્માથી જુદું કાંઈજ નથી, માટે સઘળી વાસનાઓ વ્યર્થ જ છે.[૨૪] મિથ્યા વસ્તુમાં આસ્થા રાખવી, એ જ અનંત દુઃખની એક જાતની ખાણ છે અને મિથ્યા વસ્તુમાં આસ્થા ન રાખવી, એ જ, અનંત સુખોની ખાણ છે. જ્યાં સુધી દામ, વ્યાલ અને કટ સંસારની સ્થિતિમાં આસ્થા વગરના છે, ત્યાં સુધી જેમ અગ્નિઓ મચ્છરોથી જિતાતા નથી, તેમ તેઓ તમારાથી જિતાશે નહિ.[૨૫-૨૬] વાસના અવશ્ય દીનતા પમાડનારી છે. એ વાસના જો મનમાં હોય છે તો તેથી પ્રાણી હારી જાય છે. પણ એ વાસના ન હોય તો મચ્છર પણ મેરુપર્વત જેવો દૃઢ રહે છે.[૨૭] જે પદાર્થની પ્રથમ વાસના થોડી હોય છે, તે પદાર્થની વાસના પાછળથી પુષ્ટ થતી આવે છે. જે પદાર્થ વિદ્યમાન હોય તેના અવયવો વધે છે, પણ અવિદ્યમાન પદાર્થના અવયવો વધતા નથી. એ નિયમ પ્રમાણે વાસના જો થોડીક પણ હોય તો પાછળથી તેમાં વધારો થયા વગર રહેતો નથી. આથી હે ઇંદ્ર! તમે એવું કરો કે જેથી એ દામ આદિ દૈત્યો 'અમે દેહાદિક છીએ અને જય–પરાજય તથા જીવન આદિ અમારાં છે' એવી ભાવના કરે, તેમજ તેમની તે ભાવના દૃઢ થાય. લોકોને જે જે વિપત્તિઓ આવે છે તથા જે જે સારી–નરસી દશાઓ થાય છે, તે સઘળી વિપત્તિઓ અને દશાઓ તૃષ્ણારૂપી કાકચના કડવા અને ફૂંણા ત્રોફાઓ જેવાં ફળ

છે. લોકો વાસનારૂપી તંતુઓથી બંધાઈને ગોથાં ખાધાં કરે છે; તેથી જો વાસના વધી હોય તો તે મહાદુઃખદાયી થાય છે અને જો તે કપાઈ જાય તો તે સુખદાયી થાય છે.[28-31] જેમ મોટો અને પ્રબળ સિંહ પણ સાંકળથી બંધાય છે, તેમ ધીર, મહાપંડિત, કુલીન અને મોટો પુરુષ પણ તૃષ્ણાથી બંધાય છે.[32] દેહરૂપી ઝાડમાં હૃદયરૂપી માળાની અંદર રહેનારાં જીવરૂપી પક્ષીઓ તૃષ્ણારૂપી જાળથી બંધાઈ જાય છે.[33] જેમ બાળક દોરીથી પરવશ થયેલા અને બહુ જ હાંફતા પક્ષીને ખેંચે છે, તેમ કાળ પણ વાસનાથી રાંક થયેલા લોકોને ખેંચે છે.[34] હે ઇંદ્ર! દામ, કટ અને વ્યાલને જીતવા સારુ આયુધો ગોઠવવાની કે યુદ્ધમાં ભ્રમણ કરવાની કશી જરૂર નથી. માત્ર યુક્તિ તથા યત્ન વાપરીને તેમનું અભિમાન વધે તેમ કરો.[35] હે દેવરાજ! જ્યાંસુધી વાસના વધવાથી શત્રુઓનું ધૈર્ય ઓછું થવા ન લાગ્યું હોય, ત્યાં સુધી તે શત્રુઓ ઉપર શસ્ત્રો, અસ્ત્રો કે નીતિશાસ્ત્રો, એમાંનું કોઈ પણ જીત મેળવી શકતું નથી. એ દામ, વ્યાલ અને કટ નામના દૈત્યો યુદ્ધના અભ્યાસને લીધે મત્ત થઈને અંધકારમય વાસનાઓનું ગ્રહણ કરશે. શંબરાસુરે બનાવેલા એ મહા અજ્ઞાની પુરુષો જ્યારે વાસનાઓમાં બંધાશે, ત્યારે સહેલાઈથી જિતાય એવા થઈ જશે.[36-38] એટલા માટે હે દેવતાઓ! તેઓ જ્યાં સુધી અભ્યાસને લીધે દૃઢ વાસનાઓવાળા થઈ જાય, ત્યાં સુધી તમો યુક્તિપૂર્વક યુદ્ધ ઉઠાવીને તેમને તમારી સાથે લડાવ્યા કરો.[39] જ્યારે તેઓ દૃઢ વાસનાઓમાં બંધાશે, ત્યારે તેઓ તમારે વશ થઈ જશે. જ્યાં સુધી અંતઃકરણો તૃષ્ણાથી પરોવાયેલાં ન હોય, ત્યાં સુધી કોઈ પણ લોકો નરમ થતા નથી.[40] જેમ મહાચપળ તરંગોરૂપી કલ્લોલોનો સમૂહ સમુદ્રની અંદર જ રહેલો છે, તેમ આ સઘળું સમવિષમ જગત પોતાની વાસનાની અંદર જ રહેલું છે; એટલા માટે સંસારમાં વાસનાનું જ ઓસડ કરવું યોગ્ય છે.[41]

समविषममिदं जगत्समग्रं समुपनतं स्थिरतां स्ववासनांतः । चलचललहरीभरो यथाब्धावत्र इह सैव चिकित्स्यतां प्रयाता ॥४१॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'પિતામહવાક્ય' નામનો સર્ગ ૨૭મો સમાપ્ત

## સર્ગ ૨૮મો*

### ત્રણ દૈત્યોની સાથે દેવતાઓએ પુનઃ દારુણ યુદ્ધ શરૂ કર્યું

वसिष्ठ उवाच

इत्युक्त्वा भगवान् देवांस्तत्रैवांतर्धिमाययौ ।
वेलावनितटे शब्दं कृत्वेवांबुतरंगकः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જેમ સમુદ્રનો તરંગ કિનારાની પૃથ્વી ઉપર શબ્દ કરીને ત્યાં જ અંતર્ધાન થઈ જાય છે, તેમ ભગવાન બ્રહ્મા દેવોને એટલાં વચન કહીને ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. જેમ પવનો કમળોની સુગંધને લઈને વનોની પંક્તિમાં જાય, તેમ દેવો બ્રહ્માનાં વચનને ગ્રહણ કરી પોતપોતાની દિશાઓમાં ગયા.[1-2] જેમ ભ્રમરો સુશોભિત કમળોમાં વિશ્રામ લે, તેમ દેવતાઓએ સુંદર અને સ્થિર કાંતિવાળાં પોતાનાં ઘરોમાં કેટલાક દિવસો સુધી વિશ્રામ લીધો.[3] પછી પોતાના ભાગ્યનો ઉદય કરનારો કોઈ શુભ કાળ પ્રાપ્ત થતાં દેવોએ પ્રલયકાળનાં વાદળાંઓના નાદ જેવો યુદ્ધનાં દુંદુભિઓનો ડંકો કર્યો. આ સમયમાં અંતરિક્ષમાં રહેલા દેવતાઓનું પૃથ્વી પર ઊભેલા દૈત્યોની સાથે સમય વિતાવનારું યુદ્ધ ફરી વાર ચાલ્યું. ત્યાં તલવાર, બાણ, સાંગ, મુદ્-

* આ અઠ્ઠાવીસમા સર્ગમાં ફરી વાર થયેલું દેવતાઓનું અને દૈત્યોનું યુદ્ધ કે જે દામ આદિ ત્રણ સેનાપતિઓને પ્રબળ વાસના ઉત્પન્ન કરવાના હેતુથી લાંબા કાળ સુધી ચાલ્યુ, તેનુ વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

ગર, મુસલ, ગદા, ફરસી, ચક્ર, શંખાકાર આયુધો, અશનિ, પર્વતો, શિલાઓ, અગ્નિઓ, વૃક્ષો, સર્પના જેવાં મોઢાંવાળાં આયુધો અને ગરુડ આદિના જેવાં મોઢાવાળાં આયુધોના સમૂહો બન્ને સૈન્યો ઉપર ચાલવા લાગ્યા.[૪-૬] માયાથી બનાવેલાં આયુધોરૂપી અત્યંત ગાઢ પ્રવાહવાળી, પાષાણો, પર્વતો અને લાખો વૃક્ષોના પરસ્પર પછડાવાથી ભારે કોલાહલવાળી અને ચાલાક પુરુષોને પણ તાણી જનારી યુદ્ધરૂપી નદી, તે સમયે સઘળી દિશાઓમાં ભારે વેગથી ચાલવા લાગી.[૭] એ યુદ્ધરૂપી નદીના મધ્ય પ્રવાહમાં ઉલ્મુક, ત્રિશૂળ, પર્વતો, પ્રાસ, તલવાર, ભાલા, બાણો, તોમર અને મુદ્‌ગરો વગેરેના સમૂહો ચાલવા લાગ્યા. ત્યાં સઘળી દિશાઓમાં મેરુપર્વતને આંટો લેનારી 'અશનિ' નામનાં અસ્ત્રોની વૃષ્ટિથી ફાંટાઓ પડી ગયા અને પર્વતોમાં જુદા જુદા પ્રવાહોથી ચાલનારી ગંગાના જેવી તે નદી દેખાવા લાગી.[૮] ત્યાં માયા પ્રકટ થઈ. તે માયા પૃથ્વી આદિ પાંચ ભૂતોના ભયંકર આકારોવાળી હતી, અને તેમાં દેવો ને અસુરો પરસ્પર માર મારતા હતા ને માર ખાતા પણ હતા. તે જાણે વનોના સમૂહોથી જ બનેલી હતી. દેવતાઓ, દૈત્યો અને સિદ્ધલોકોએ કરેલા ઉપાયોથી તે માયા શાંત થઈ જતી હતી. વળી પાછી તેવી જ માયા પ્રકટ થતી હતી અને તેવી જ પ્રકટ થયા છતાં પણ 'એની એ છે કે બીજી છે' એ જાણવું કઠિન થઈ પડતું હતું.[૯] સઘળી દિશાઓમાં પહાડ જેવડાં મોટાં આયુધોથી પર્વતો તૂટી પડવા લાગ્યા ને મહાસાગરો રુધિરના પ્રવાહોથી ભરપૂર થવા લાગ્યા. ત્યાં મોટા મોટા દેવતાઓનાં તથા દૈત્યોનાં શબોમાં ખૂંચેલાં ભાલાંઓ જાણે પર્વતોમાં ઊગેલાં તાડીઓનાં વનો હોય એવાં દેખાવા લાગ્યાં. ત્યાં ઘસીને ઊજળા કરેલા કરવતના દાંતાઓ જેવી નખની અણીઓવાળી અને જીવનવાળી લોઢાના સિંહોની સૃષ્ટિ થવા લાગી. તે સિંહો પોતાનાં મોઢાંઓમાંથી ભાલાં, બાણો, સાંગો, ગદાઓ, તલવારો તથા ચક્રો કાઢતા હતા અને દેવોએ તથા દૈત્યોએ નાખેલા પર્વતોને ક્ષણમાત્રમાં નષ્ટ કરતા હતા.[૧૦-૧૧] ત્યાં સર્પોની પંક્તિઓ ઊડી રહી હતી. સર્પોનાં નેત્રોમાંથી જાણે ઊંચી જ્વાળાઓવાળા અગ્નિઓ ઝરતા હતા. આથી જાણે તડકાઓથી દિશાઓનો દાહ બતાવતા પ્રલયકાળના બારે સૂર્યો પ્રકટ્યા હોય, તેમ તે જણાતા હતા. તે પંક્તિ સમુદ્રમાં ડૂબેલા, ઊડતા અને લાંબા એવા પર્વતોની પંક્તિ જેવી શોભવા લાગી.[૧૨] ત્યાં ગર્જના કરતાં વજ્રોરૂપી મગરોના સમૂહથી બહુ વિષમતાવાળી વિવિધ શસ્ત્રોના સમૂહરૂપી નદી ચાલવા લાગી. અંદર ક્ષોભ પામેલા સમુદ્રના તરંગોનાં મંડળો જેવા પહાડોને પણ ઘેરી લેનારા અને વારંવાર આવર્તન પામતા એ નદીના પ્રવાહોથી સઘળું જગત અત્યંત પીડાવા લાગ્યું.[૧૩] દેવો અને દૈત્યોના ફરવાના આંગણારૂપી અંતરિક્ષમાં મોટા મોટા સર્પો, પર્વતોથી, અસ્ત્રોથી, શસ્ત્રોથી, માયાના ગરુડોથી, તેમજ વૃક્ષોથી નાસભાગ કરતા હતા. તે અંતરિક્ષ ક્ષણમાત્રમાં સમુદ્રોથી, અગ્નિનાં પૂરોથી, સૂર્યોથી તથા ક્ષણમાં અંધકારોથી પૂર્ણ થવા લાગ્યું.[૧૪] એ અંતરિક્ષ માયિક ગરુડોના ગડગડાટોથી ભરાઈ ગયું હતું. ત્યાં ફેલાયેલાં શસ્ત્રોમાંથી પહાડ જેવા અગ્નિઓ ઊડતા હતા. આથી જેમાં સ્વર્ગનું અને પાતાળનું મધ્ય પ્રજ્વલિત થવા લાગ્યું હતું, એવું જગત અસહ્ય કલ્પાંતકાળથી ઘેરાયેલું હોય એમ જણાવા લાગ્યુ. જેમ પક્ષીઓ પર્વતમાંથી ઊડીને આકાશમાં જાય, તેમ દૈત્યો પૃથ્વી પરથી ઊછળીને આકાશમાં જવા લાગ્યા. જેમ પ્રલયકાળે ચલાયમાન કરેલા પર્વતોની શિલાઓ વેગથી આકાશમાંથી પૃથ્વી ઉપર આવે, તેમ દેવો પૃથ્વી ઉપર આવવા લાગ્યા.[૧૫-૧૬] દેવો અને દૈત્યોને શરીરોમાં ખૂંચેલાં ઊંચાં આયુધોરૂપી વૃક્ષોના વનમાં મોટા અગ્નિનો દાહ લાગ્યો

હતો અને તેઓ આકાશમાં પ્રલયકાળના પવને પ્રકાશમાન કરેલા દાવાગ્નિવાળા પર્વતો હોય તેવા દેખાવા લાગ્યા.[૧૭] દેવતાઓનાં અને દૈત્યોનાં શરીરોરૂપી મોટા પહાડોમાંથી લોહીના પ્રવાહો નીકળતા હતા અને ચારે બાજુ ફેલાતા હતા. આથી આકાશ જાણે નદી ગંગાથી પૂર્ણ થયું હોય અથવા સંધ્યારૂપ નાયિકાના અંગમાં થયેલા નખક્ષતોથી પૂર્ણ થયું હોય, તેવું સર્વત્ર શોભવા લાગ્યું.[૧૮] યુદ્ધના નીતિમાર્ગમાં વિચક્ષણતાના મદ ધરનારા અને સપાટામાં મોટા પર્વતોનાં શિખરોને ભાંગી નાખનારા દેવતાઓ અને દૈત્યો જાણે ઉત્સવના સમૂહમાં હાથીઓનાં કુંભસ્થળો ઉપર જુદા જુદા રંગ વરસાવતા હોય તેમ ચારે બાજુ એકબીજાઓની ઉપર પર્વતોની, જળોની, અનેક પ્રકારનાં ઉગ્ર આયુધોની અને અનેક પ્રકારનાં 'અશનિ' નામનાં શસ્ત્રોની, એકસામટી વૃષ્ટિઓ કરવા લાગ્યા. યુદ્ધના પ્રૌઢ આટોપને નહિ છોડતા વ્યાકુળ થયેલા દેવો તથા દૈત્યોનાં અંગો એકબીજાનાં શસ્ત્રોથી કપાઈ જતાં હતાં અને તેમના હસ્તોમાંથી શસ્ત્રો પડી જતાં હતાં. તેઓ વાદળાં ઉપર ફરતા હતા, તેથી જાણે મોટા હાથીઓનાં બચ્ચાંઓની પીઠો ઉપર ચઢી બેઠા હોય તેમ તેઓ શોભવા લાગ્યા.[૧૯–૨૧] કપાયેલાં માથાં, હસ્તો, ભુજાઓ તથા સાથળોના અત્યંત બીભત્સ સમૂહો ઉગ્ર વાદળાંઓના સમૂહો જેવા લાગતા હતા. તેમ જ આકાશમાં તથા દિશાઓમાં ઊડતાં તીડો જેવા લાગતા હતા. તેઓથી જગતની અંદર સૂર્યમંડળ પર્યંત સર્વ દિશાઓ તથા પર્વતોના સમૂહો છવાઈ ગયા.[૨૨] ત્યાં નાદ કરતા યોદ્ધાઓએ બળપૂર્વક ફેંકવાને લીધે શસ્ત્રો વચમાં તૂટી જતાં હતાં અને પરસ્પરમાં અથડાવાથી ભાગી જતાં હતાં. એ શસ્ત્રો તેમજ યુક્તિપૂર્વક ગોફણ આદિ યંત્રોથી ફેંકાયેલા પથરાઓના સમૂહો નીચે પડતા હતા, તેથી પૃથ્વી ફાટી જતી હતી અને તે જાણે ટુકડેટુકડા થઈ જતી હોય એવી જણાતી હતી.[૨૩] ત્યાં વરસતાં આયુધો, શિલાઓ, પર્વતો તથા વૃક્ષોના પરસ્પર ઘર્ષણને લીધે તેમજ યોદ્ધાઓનાં મેરુપર્વત જેવાં કઠિન શરીરો પરસ્પર અથડાવાને લીધે, ઉગ્ર શબ્દો ઉત્પન્ન થયા હતા અને તેથી અંતરિક્ષમાં તડાકા–ધડાકા થયા હતા. આથી કલ્પનો અંત આવી લાગ્યો હોય એવી રણભૂમિ જણાતી હતી.[૨૪] એ બ્રહ્માંડમાં પ્રચંડ પવનને લીધે, નીચે જળ તથા અગ્નિ ક્ષોભ પામ્યાં હતાં અને ઊંચે સૂર્ય ક્ષોભ પામ્યો હતો. એ બ્રહ્માંડ અહાઆવાવી દેવતાઓથી અને દૈત્યોથી વ્યાપ્ત થયું હતું. લોકાલોક પર્વતના વિભાગોરૂપી તેની ભીંતો તથા ખૂણા તૂટી પડતા હતા. આથી તે કલ્પના અંત જેવું ભયંકર દેખાવા લાગ્યું.[૨૫] પહાડ જેવાં મજબૂત શસ્ત્રોથી તૂટીને બહુ જ ઊડતાં શિખરો ગુફાઓમાં ભરાયેલા પ્રચંડ પવનોના શબ્દોથી જાણે દુઃખનો નાદ કરતાં હોય તેમ બરાડા પાડતાં અને અંદર રહેલા સિંહોના શબ્દોથી જાણે ઘૂઘવતાં હોય એવાં ઘણાં ઘણાં પર્વતોનાં શિખરોથી સઘળી દિશાઓ અત્યંત છવાઈ ગઈ.[૨૬] માયાની નદીઓ, માયાના સમુદ્રો, માયાના યોદ્ધાઓ, માયાનાં વાદળાંઓ, માયાના અગ્નિથી થતા દાહો, માયાનાં વૃક્ષો, દેવતાઓનાં તથા દૈત્યોનાં શબો, મોટી મોટી શિલાઓવાળા પર્વતો, બાણો, તલવારો, સજાવેલી સાંગો, ગદાઓ, અસ્ત્રો અને શસ્ત્રો રણભૂમિની અંદર વાયુએ ઉડાડેલાં પાંદડાંઓના જથાની પેઠે વચ્ચે વચ્ચે ઘૂમતાં હતાં. મોટા મોટા પર્વતોની પાંખ જેવડાં, લોકોની આવ–જાવને રોકનારાં અને કોઈથી ખસેડી શકાય નહિ એવાં હાથીઓનાં સૈન્યનાં ભયંકર શરીરોથી સઘળી દિશાઓ તુરત વ્યાપ્ત થઈ ગઈ. પડી જતાં યોદ્ધાઓનાં શરીરોથી, મોટા મોટા પર્વતોથી અને પ્રચંડ વાયુએ પાડી નાખેલાં દેવનગરોથી એ

રણભૂમિ ભરાઈ ગઈ.[૨૭-૨૮] તે સમયે તેમાં બ્રહ્માંડના મધ્યરૂપ ગુફા બહુ જ ભયંકર દેખાવા લાગી. તેમાં પર્વતો તથા નીચેના ભાગો રુધિરથી ધોવાઈ ગયા. તેનું અંતરિક્ષ ભારે ઘોંઘાટથી ઘેરાઈ ગયું અને રાક્ષસો તથા પિશાચો તેના રુધિરના નદીઓમાં આહાર–વિહાર કરવા લાગ્યા.[૨૯] તે સમયમાં એ યુદ્ધ અનંત વિચારોથી ફેલાતા ભય આદિ વિકારોને ઉત્પન્ન કરતું હતું. તે જરા વારમાં ઉત્પન્ન થતાં અને જરા વારમાં નાશ પામતાં સુખ–દુઃખોને બતાવતું હતું અને તે સારા–નરસા લોકોની પરસ્પરમાં થતી ભીડથી તે થયું હતું. આમ તે યુદ્ધ ત્યારે સંસાર જેવું દેખાતું હતું.[૩૦]

अनंतदक्प्रसृतविकारकारिणी क्षयोदयोन्मुखसुखदुःखशंसिनी । रणक्रियासुरसुरघट्टसंकटा तदाभवत्खलु सदृशीह संसृतेः ॥ ३० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'દામવ્યાલકટપુનર્યુદ્ધવર્ણન' નામનો ૨૮મો સર્ગ સમાપ્ત**

## सर्ग २९मो×

## ત્રણે દૈત્યોને દેહાભિમાન થવાથી તેઓની થયેલી હાર

**वसिष्ठ उवाच**

एवं प्रायाकुलारंभैरसुरैरसुहारिभिः ।
सहसा हृतसंरब्धैरारब्धः सुमहान् रणः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! એ રીતે અસ્થિર આરંભોવાળા, શત્રુઓના પ્રાણોનું હરણ કરનારા અને અત્યંત વેગમાં આવેલા દૈત્યોએ સહસા મોટા સંગ્રામનો આરંભ કર્યો.[૧] એ સંગ્રામમાં દેવતાઓએ કેટલાએક દિવસો માયા કરીને કાઢ્યા, કેટલાએક દિવસો વચનના વિવાદો કરીને કાઢ્યા, કેટલાએક દિવસો સમાધાનની ગોઠવણથી કાઢ્યા, કેટલાએક દિવસો વિગ્રહની ગોઠવણ કરીને કાઢ્યા, કેટલાએક દિવસો નાસી જઈને કાઢ્યા, કેટલાએક દિવસો ધીરજથી કાઢ્યા અને કેટલાએક દિવસો ગુપ્ત રહીને, પોતાના લોકોનું રક્ષણ કરવામાં કાઢ્યા.[૨] તેમણે કેટલાએક દિવસો કંગાલની પેઠે-શરણાગત થવાથી પ્રાર્થના કરીને કાઢ્યા, કેટલાએક દિવસો અસ્ત્રોથી યુદ્ધ કરીને કાઢ્યા અને ઘણા દિવસો અંતર્ધાન થઈ ને કાઢ્યા. એ રીતે દેવતાઓએ પહેલો સંગ્રામ ત્રીસ વર્ષ સુધી ટકાવી રાખ્યો; તે પછીનો બીજો સંગ્રામ તેમણે પાંચ વર્ષ, આઠ મહિના અને દશ દિવસ સુધી ટકાવી રાખ્યો અને તે પછીનો ત્રીજો સંગ્રામ તેમણે બાર દિવસ સુધી ટકાવી રાખ્યો. એટલા કાળ સુધી વૃક્ષોના, અગ્નિઓના, શસ્ત્રોના મોટાં મોટાં 'અશનિ' નામનાં અસ્ત્રોના અને પર્વતોના વરસાદો એમ ને એમ થયાં કર્યા. એટલા સમયથી અહંકારનો દૃઢ અભ્યાસ થવાથી દામ આદિ સેનાપતિઓનાં ચિત્તોને વાસનાએ ઘેરી લીધાં અને તેમણે શરીરમાં 'હું'પણાનો વિશ્વાસ પકડ્યો.[૩-૫] જેમ દર્પણ બીજા પદાર્થોની વધારે સમીપતાથી પ્રતિબિંબવાળું થાય છે, તેમ એ દૈત્યો યુદ્ધાદિકના અસંત અભ્યાસથી અહંકારવાળા થઈ ગયા.[૬] જેમ દૂર કાઢેલા પદાર્થનું દર્પણમાં પ્રતિબિંબ પડતું નથી, તેમ પદાર્થોનો અભ્યાસ છોડી દેવામાં આવે તો તે પદાર્થોની વાસના થતી નથી.[૭] જ્યારે એ દામ આદિ દૈત્યોને દેહમાં આત્મભાવની વાસના થઈ, ત્યારે એ દૈત્યો 'અમે જીવીએ તો ઠીક અને અમને ધન મળે તો ઠીક' એવી આશાથી કંગાલપણું પામી ગયા.[૮] પ્રથમ તેમને સારાંનરસાં કર્મોમાં પ્રવૃત્તિની વાસનાએ પકડ્યા, પછી 'અમારો દેહ સર્વદા રોગરહિત અને ભોગમાં સમર્થ થાય તો ઠીક' એવી વાસનાએ પકડ્યા અને એમ કરતાં તેઓ આશારૂપી પાશથી બંધાઈને કંગાળ થઈ ગયા.[૯] જો કે એ

× આ ઓગણત્રીસમા સર્ગમાં દામ આદિ દૈત્યોને દેહાભિમાન પ્રબળ થવાથી ખેદ ઉત્પન્ન થયાની અને તે પછી તેઓના નાસવાની તથા હારી ગયાની કથા કહેવામાં આવશે.

દામ, વ્યાલ અને કટ, પ્રથમ શુદ્ધ અને અહંકાર વગરના હતા, તોપણ જેમ કોઈ રજ્જુમાં સર્પપણું કલ્પી લે, તેમ તેમણે પાછળથી ધન આદિમાં મમત્વ કલ્પી લીધું.[10] 'અમારાં પગથી તે માથા સુધી સઘળાં શરીરો સ્થિર કેમ થાય' એવી રીતની તૃષ્ણાથી કંગાળ થયેલા એ લોકો દીનપણું પામ્યા.[11] 'અમારો દેહ સ્થિર રહે તો ઠીક અને અમને સુખ માટે ધન મળે તો ઠીક' એ રીતની વાસના બંધાતાં તેમની ધીરજ જતી રહી. વાસના વધવાને લીધે તેમનું બળ ઘટી ગયું. એટલે પ્રથમ એ લોકોમાં પ્રહાર કરવાની જે એકાગ્રતા હતી, તે ભૂસાઈ ગયા જેવી થઈ ગઈ. 'આ જગતમાં અમે અમર શી રીતે થઈએ' એવી ચિંતાથી એ દૈત્યો પરવશ થઈ ગયા અને પાણી વિનાનાં કમળોની જેમ રાંક થઈ ગયા.[12–14] દેહમાં અહંકાર પામેલા એ લોકો સ્ત્રીઓમાં, અન્નોમાં અને પાનોમાં સારાપણાનો અભિનિવેશ થયો, એટલે તેમને મહાભયંકર અને જન્મ–મરણના પ્રવાહમાં નાખનારી રુચિ ઉત્પન્ન થઈ.[15] આમ થતાં જેમ મદોન્મત્ત હાથીની બીકથી હરિણો વનની ગરજવાળાં થાય, તેમ તેઓ રણમાં મૃત્યુની બીકથી જીવવાની ગરજવાળા થયા.[16] 'રખેને અમે મરી જઈએ, રખેને મરી જઈએ' એવી ચિંતાથી તેમનાં ચિત્ત પરવશ થઈ ગયાં. પછી જે સંગ્રામમાં ઇંદ્રનો ઐરાવત હાથી કોપ કરીને ફરતો હતો, તેમાં તેઓ મંદ મંદ ફરવા લાગ્યા.[17] મરણથી ભય પામેલા અને શરીરનું રક્ષણ કરવા ઇચ્છતા એ દૈત્યોનું બળ ઘટી ગયું તેથી દેવોએ તેમને દબાવી દીધા.[18] જેમ અગ્નિઓ કાષ્ઠ ક્ષીણ થઈ જતાં હોમેલા હવિને બાળી શકે નહિ, તેમ તેઓ બળ ક્ષીણ થઈ જતાં મોઢા આગળ ઊભેલા શત્રુને પણ મારી શક્યા નહિ.[19] માર મારતા દેવોની આગળ તેઓ મચ્છર જેવા થઈ ગયા. તેઓનાં શરીરો અત્યંત ધવાઈ ગયાં અને તેઓ બીજા સામાન્ય યોદ્ધાઓ જેવા થઈ ગયા.[20] ઝાઝું શું કહું? દેવો વેગથી મારવા આવ્યા, ત્યાં મરણની ફાળમાં પડેલા એ ત્રણ સેનાપતિઓ રણભૂમિમાંથી નાસી જ ગયા.[21] દેવલોકમાં પણ પ્રખ્યાતિ પામેલા અને સઘળા દૈત્યોના મુખી એ દામ, વ્યાલ અને કટ નામના ત્રણ દૈત્યો, આમ ભય પામીને નાઠા એટલે નાસવા લાગેલું તેમનું સૈન્ય પણ પ્રલયકાળના પવને ઉડાડેલા તારાઓના સમૂહની જેમ આકાશમાંથી ચારે બાજુ આમતેમ ચાલ્યું ગયું.[22,23] એ સઘળા દૈત્યો ચારે બાજુ મેરુ પર્વતની કુંજોમાં, શિખરોની ટેકરીઓમાં, સમુદ્રના કિનારાઓમાં અને વાદળાંઓના સમૂહોમાં પહોંચ્યા.[24] તેઓ સમુદ્રની ચકરીઓના ખાડાઓમાં, ધરતીના ખાડાઓમાં, મગર આદિ ક્રૂર જીવોવાળી નદીઓમાં, જંગલોમાં, દિશાઓના અંતોમાં અને દાવાનળથી સળગતાં વનોમાં ગયા.[25] વળી તેઓ બાણોથી કપાઈ ગયેલા પ્રદેશોમાં, ગામોમાં, નગરોમાં, સિંહ આદિ ક્રૂર પ્રાણીઓવાળાં વનોમાં અને નિર્જળ ભૂમિઓના દાવાનળોમાં પડ્યા.[26] તેઓ લોકાલોક પર્વતના છેડાઓમાં, પર્વતોમાં, નદોમાં, આંધ્રદેશમાં, દ્રાવિડદેશમાં, કાશ્મીરદેશમાં અને ઇરાનદેશનાં નગરોમાં પહોંચ્યા. વળી તેઓ જેમના તરંગો સમુદ્રનાં અનેક સ્થળોમાં ફેલાય છે એવાં ગંગાજળની ઘટાઓમાં, સમુદ્રના બીજા બેટોની અંદર નખાયેલી જાળોમાં અને જાંબુની ઝાડીની લતાઓમાં જઈને પડ્યા. આમ પડેલા તે સર્વ દૈત્યો પહાડ જેવા આકારના હતા. તેમનામાંના કેટલાએકનાં અંગો તથા પગો ફાટી ગયા હતા અને કેટલાએકના હાથ તથા બાહુઓ તૂટી ગયા હતા.[27–29] કેટલાએકની આંતરડાંરૂપી તાંતો વૃક્ષોની શાખાઓમાં વળગી રહી હતી, કેટલાએકને લોહીના ધોધ નીકળતા હતા, કેટલાએકના મુકુટો ઊંધા

થઈ ગયા હતા, કેટલાએકનાં માથાંઓ વિપરીત થઈ ગયાં હતાં, કેટલાએકના પગ છોલાઈ ગયા હતા અને કેટલાકની ક્રોધના આવેગથી આંખો બહાર નીકળી હતી.[૩૦] પડતાં પડતાં પણ જેઓ આયુધોવાળા હતા, તેમના આયુધોને અને કવચોને દેવતાઓએ બળથી, માયાથી તથા બાણોથી કાપી નાખ્યાં. ત્યાં દૂરથી પડવાને લીધે, કેટલાએક દૈત્યોનાં અનેક પ્રકારનાં આયુધો અને વસ્ત્રો ઊંધાં થઈ ગયાં તથા નીચે પડી ગયાં.[૩૧] તેમના માથાના ટોપ ગળામાં લટકી રહ્યા હતા અને તેના ચટપટ શબ્દથી ભયંકર ભીતી લાગતી હતી. તેમના શિખાભાગ પર્વતોના શિખરોની ટોચ ઉપર લાગી રહ્યા હતા; તેથી દેહ માત્ર લટકી રહ્યા હતા. કેટલાએક દૈત્યો શીમળાઓનાં દુષ્ટ વૃક્ષોમાં દૃઢ રીતે પડ્યા, તેથી તેમનાં અંગો શીમળાઓના કાંટાઓથી વીંધાઈ ગયાં. મોટી મોટી શિલાઓની ઉપર પડવાથી કેટલાએકનાં માથાંઓના સેંકડો ટુકડા થઈ ગયા.[૩૨,૩૩] જેમ વરસાદ વરસતાં, રજકણો જળમાં ગુમ થઈ જાય છે, તેમ યુદ્ધમાં દેવતાઓનાં સઘળાં આયુધો અને શસ્ત્રો પોતાની ઉપર પડવા લાગ્યાં કે તુરત જ સઘળા મોટા મોટા દૈત્યો દિશાઓમાં ગુમ થઈ ગયા.[૩૪]

सर्वं एव सकलायुधशस्त्रपातमात्रसमनंतरमेव । दिक्षु नाशमगमन्नसुरेंद्राः पांसवोंऽब्दुदनिर्घौ पयसीव ॥ ३४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'અસુરપરિભ્રંશ' નામનો સર્ગ ૨૯મો સમાપ્ત

## સર્ગ ૩૦મો*

### યમરાજાએ કરેલી શિક્ષાથી ત્રણે દૈત્યોના થયેલા અનેક અવતારો

**वसिष्ठ उवाच**

इति तुष्टेषु देवेषु दानवेषु हतेषु च ।
दामव्यालकटा दीना बभूवुर्भयविह्वलाः ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! એ પ્રમાણે દાનવો હણાઈ ગયા અને દેવો રાજી થયા, ત્યારે ભયથી વિહ્વળ થયેલા દામ, વ્યાલ અને કટ રાંક થઈ ગયા.[૧] હવે આમ શંબરાસુરનું સૈન્ય નાશ પામ્યું, એટલે તે કોપથી ભડભડી ઊઠ્યો. કલ્પાંતના અગ્નિની જેમ પ્રજ્વલિત થઈને તે દામ, વ્યાલ તથા કટને પૂછવા લાગ્યો : 'મારું સૈન્ય ક્યાં ?'[૨] એટલે દામ, વ્યાલ અને કટ શંબરાસુરના ભયથી પોતાના દેશને છોડી ગયા અને સાતમા પાતાળમાં જઈને રહ્યા.[૩] એ પાતાળમાં કાળની પેઠે બીજાઓને ત્રાસ આપી શકનારા અને નરકરૂપી સમુદ્રોનું પાલન કરનારા યમદૂતો કૌતુકથી રહે છે.[૪] કોઈથી પણ ભય પામે નહિ એવા તે યમદૂતોએ ત્યાં આવેલા એ ત્રણ દૈત્યોને અનુક્રમે દેહધારી ચિંતાઓ જેવી ત્રણ કન્યાઓ આપી.[૫] દામ આદિ એ ત્રણ દૈત્યોએ અપાર દુષ્ટ વાસનાઓનું ગ્રહણ કર્યું હતું. યમદૂતોની સાથે રહીને તેમણે પાતાળમાં જ દશહજાર વર્ષનું પોતાનું આયુષ્ય વિતાવ્યું.[૬] 'આ કન્યા મારી પ્રિય છે અને એનાથી જ મારી પ્રભુતા છે' એવા પ્રકારના દુષ્ટ અને દૃઢ સ્નેહમાં તેઓ બંધાઈ ગયા અને તેમના આયુષ્યનો મોટો ભાગ એમ વ્યતીત થયો. એવામાં એક વાર મોટાં નરકો સંબંધી કામકાજનો વિચાર કરવા સારુ યમ-

* આ ત્રીસમા સર્ગમાં પાતાળની અંદર યમરાજાએ બાળી નાખેલા એ દામ આદિ દૈત્યોને કાશ્મીર દેશમાં માછલાનો અવતાર આવ્યા સુધીના અનેક અવતારો થયાની કથા કહેવામાં આવશે.

રાજા પ્રારબ્ધયોગે ત્યાં આવી પહોંચ્યા.[૭-૮] ત્યારે તેમને છત્ર-ચામર આદિ ચિહ્નો નહિ હોવાને લીધે, તે અસુરો 'આ યમરાજા છે' એમ જાણી શક્યા નહિ. તેમને એક સામાન્ય ચાકર સમજીને તેમણે પોતાના વિનાશ માટે તેમને વંદન પણ કર્યાં નહિ. આથી કોપ પામેલા યમરાજાએ માત્ર પોતાની ભ્રમરનો ઇશારો કરીને, તેમને અંગારાઓથી ધગધગતી નરકની ભૂમિઓમાં નખાવ્યા. ત્યાં મિત્રોથી, બંધુઓથી અને સ્ત્રીઓથી સંયુક્ત એવા એ ત્રણ દૈત્યો દયા ઊપજે એ રીતે બરાડા પાડવા લાગ્યા, તેમજ જેમ વનના ઊના પવનોથી નાનાં ઊગવા માંડેલાં વૃક્ષો બળી જાય છે, તેમ તેઓ નરક સંબંધી અગ્નિની ગરમીથી બળી ગયા.[૯-૧૧] લાંબા કાળ સુધી યમદૂતોના સંસર્ગથી પ્રાપ્ત થયેલી ક્રૂર વાસનાને લીધે, તેઓ વધનું તથા બંધનનું કામ કરનારા ભીલ લોકો થયા અને તેવો અવતાર પામીને તેઓ ભીલ લોકોના રાજાને ત્યાં કિંકરો થઈને રહ્યા.[૧૨] પછી એ જન્મને અંતે તેઓ ખાડાઓમાં કાગડા થયા, કાગડાના અવતાર પછી તેઓ ગીધ થયા અને ગીધના અવતાર પછી પોપટ થયા.[૧૩] પોપટના અવતાર પછી તેઓ ત્રિગર્ત દેશમાં સૂવર થયા, સૂવરના અવતાર પછી તેઓ પર્વતોમાં ઘેટા થયા અને ઘેટાના અવતાર પછી તે દુર્બુદ્ધિવાળાઓ મગધદેશમાં કીડા થયા.[૧૪] હે રામ! દુષ્ટ વાસનાઓથી વ્યાપ્ત થયેલા એ લોકોએ એ રીતે જુદી જુદી વિચિત્ર યોનિઓનો અનુભવ કર્યો અને હમણાં તેઓ કાશ્મીરના વનની અંદર એક ખાબોચિયામાં માછલાં થઈને રહ્યા છે.[૧૫] જેમ સમુદ્રમાં તરંગો ઉત્પન્ન થઈને પાછા નષ્ટ થાય છે, તેમ વિચિત્ર અવતારોનો અનુભવ કરી કરીને, વારંવાર મરણ પામેલા એ લોકો હમણાં માછલાના અવતારમાં દાવાનળથી ઊકળેલું કાદવ જેવું થોડું થોડું પાણી પીધાં કરે છે, જૂના કાદવની પેઠે શિથિલ થઈ ગયા છે અને મરતા નથી તેમ જીવતા પણ નથી.[૧૬-૧૭] સંસારરૂપી સમુદ્રમાં પડેલા, વાસનારૂપી તંતુઓથી પ્રેરાયેલા અને શરીરોરૂપી તરંગોએ ખડની પેઠે લાંબા કાળ સુધી અનેક પ્રદેશોમાં પહોંચાડેલા એ ત્રણ જીવો, હજી સુધી પણ અવિનાશી ફળ આપનારા ઉપશમને પ્રાપ્ત થયા નથી. તો હે રામ! વાસનાઓની પ્રબળતા કેવી દારુણ છે, તમે તેનો વિચાર કરો![૧૮]

भवजलधिगतास्ते वासनातंतुनुन्नास्तृणमिव चिरमूढा देहरूपैस्तरंगैः। उपशममुपयाता राम नाद्याप्यनंतं परिकलय महत्त्वं दारुणं वासनायाः॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'દામવ્યાલકટજન્માંતરચિત્રવર્ણન' નામનો સર્ગ ૩૦મો સમાપ્ત

## સર્ગ ૩૧ મો*

## અર્થહાનિ અને અનર્થપ્રાપ્તિ અહંકારથી જ થાય છે

वसिष्ठ उवाच

अतः प्रबोधाय तव वच्मि राम महामते।
दामव्यालकटन्यायो मा तेऽस्त्विति तु लीलया॥१

વસિષ્ઠ બોલ્યા: હે મહાબુદ્ધિમાન રામ! એટલા માટે તમને સાવચેત કરવા સારુ હું હસતાં હસતાં કહું છું, કે એ દામ, વ્યાલ અને કટ તેઓનું જે થયું, તે તમારું નહિ થવું જોઈએ. વિવેકનું અનુસંધાન નહિ કરવાને લીધે ચિત્ત આવી અભિમાનરૂપ આપત્તિનું ગ્રહણ કરે છે અને તેથી સહજમાં અનંત જન્મોનાં દુઃખો પ્રાપ્ત થાય છે. દેવતાઓને પીડનારા શંબરાસુરના સૈન્યનું સેનાપતિપણું ક્યાં અને ક્યાં ગરમીથી તપેલા કાદવના સમૂહમાં જર્જરિત માછલાંઓના

* આ એકત્રીસમા સર્ગમાં અહંકારથી જ અર્થની હાનિ અને અનર્થની પ્રાપ્તિ કહેવાશે અને પદાર્થોની સત્તાનો તથા અસત્તાનો ખુલાસો કરવામાં આવશે.

અવતાર![૧-૩] દેવતાઓના સૈન્યને નસાડનારું મોટું ધૈર્ય ક્યાં અને ક્યાં ભીલોના રાજાના દરબારમાં ક્ષુદ્ર કિંકરપણું! અહંકાર વગર કેવળ ચૈતન્યના પરિસ્પંદને લીધે ઉદારપણું તથા ધીરપણું ક્યાં અને ક્યાં મિથ્યા વાસનાઓના આવેશથી અહંકારની નીચ કલ્પના! શાખાઓથી તથા વાંકા તાંતણાઓથી ધાટો સંસારરૂપી આ વિસ્તરેલો ઝેરી વેલો અહંકારરૂપી અંકુરમાંથી ઉદય પામે છે.[૪-૬] આથી હે રામ! સતત પ્રયત્ન કરીને અંદરથી અહંકારને જ ટાળી નાખો અને 'જે કાંઈ દેહાદિક છે તે હું નથી' એવી ભાવના કરીને સુખી થાઓ.[૭] આનંદૈકરસ અને પરમ શીતળતાવાળું પરમાત્મારૂપ ચંદ્રમંડળ અહંકારરૂપી વાદળાંથી ઢંકાઈને અદશ્ય થઈ ગયું છે.[૮] એ દામ, વ્યાલ અને કટ નામના ત્રણ માયિક દૈત્યો મુદ્દલ હતા જ નહિ, છતાં અસ્તિત્વ (જન્મ–મરણના પ્રવાહમાં સત્તા હોવાપણું) પામ્યા. તેઓ અહંકારરૂપી પિશાચના વળગાડને લીધે હાલ કાશ્મીર દેશના મોટા અરણ્યની અંદર, એક નાના તળાવની પાસેના ખાબોચિયામાં માછલાં થઈને રહ્યા છે અને ત્યાં શેવાળના ટુકડાઓ માટે ટાંપ્યા કરે છે.[૯,૧૦]

**રામ બોલ્યા :** જે પદાર્થ મુદ્દલ હોય જ નહિ તેનું હોવું સંભવતું નથી અને જે હોય તેનું ન હોવું સંભવતું નથી, આવો નિયમ છે; હવે એ ત્રણ જણ મુદ્દલ હતા જ નહિ, તો તેઓ જન્મ–મરણના પ્રવાહમાં સ્થિતિને કેમ પ્રાપ્ત થયા? એ મને કહો.[૧૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે મહાબાહુ! તમે કહો છો એમ જ છે. જે પદાર્થ કોઈ દિવસે કાંઈ પણ હોય નહિ, તે પદાર્થ સંસારના પ્રવાહમાં સ્થિતિને પામતો જ નથી; પણ પ્રથમ સૂક્ષ્મ હોય તે આવિર્ભાવથી મોટો થાય છે.[૧૨] હવે તમે જ કહો, કે 'કયા પદાર્થ સત્ય છે અને કયા પદાર્થ અસત્ય છે?' તમારી વાત સાંભળીને પછી હું યોગ્ય દૃષ્ટાંતથી તમને સમજાવીશ.[૧૩]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! આ જે આપણે છીએ તે સાચા જ છીએ, તેથી સંસારના પ્રવાહમાં રહ્યા છીએ. પણ દામ આદિ ત્રણ જણા તો ખોટા જ હતા, છતાં તેમને સંસારના પ્રવાહમાં સ્થિતિ પામ્યાનું કેમ કહો છો?[૧૪]

**વસિષ્ઠ બોલ્યા :** જેમ દામ આદિ દૈત્યો માયામય હોવાને લીધે ખોટા જ હતા છતાં ઝાંઝવાનાં પાણીના પૂરની પેઠે સાચા જેવા લાગ્યા હતા, તેમ સુર, અસુર તથા દાનવો સહિત આપણે પણ ખોટા જ છીએ અને ખોટા છતાં પણ ચેષ્ટા કરીએ છીએ, જઈએ છીએ અને આવીએ છીએ.[૧૫,૧૬] રામપણું પણ ખોટું છે અને વસિષ્ઠપણું પણ ખોટું છે. જેમ સ્વપ્નમાં પોતાનું મરણ અનુભવમાં આવવા છતાં પણ ખોટું છે, તેમ આપણાં શરીરો અનુભવમાં આવવા છતાં પણ ખોટાં છે.[૧૭] જેમ મરી ગયેલો કોઈ સંબંધી સ્વપ્નમાં જીવતો દેખાવા છતાં પણ વાસ્તવિક રીતે મૂએલો જ હોય છે, તેમ આ જગત અજ્ઞાનકાળમાં સાચું દેખાતાં છતાં જ્ઞાન થાય ત્યારે ખોટું જ છે.[૧૮] અત્યંત મૂઢપુરુષને 'આ જગત ખોટું છે' એમ કહીએ તો તે પુરુષ એ વાતને ખોટી જ માને; કારણ કે તત્ત્વવિચારનો અભ્યાસ કર્યા વિના, જગતના સત્યપણાના અનુભવનો નિષેધ મનમાં ઊતરે જ નહિ.[૧૯] આ જગતમાં કોઈ પણ માણસને મનમાં જે દૃઢ નિશ્ચય થઈ ગયો હોય, તે નિશ્ચય તત્ત્વવિચારના અભ્યાસ વિના કદી પણ નાશ પામે નહિ.[૨૦] 'આ જગત ખોટું છે અને બ્રહ્મ જ સાચું છે' એમ જે માણસ વાત કરે છે, તે માણસને બીજો મૂઢ માણસ ઘેલા જેવો ગણીને હસી કાઢે છે. બાકી ઘેલો તો પોતે જ છે.[૨૧] આ પ્રમાણે જો કે અજ્ઞાનીની વાતને જ્ઞાની માને નહિ અને જ્ઞાનીની વાતને અજ્ઞાની માને નહિ,

એ પરસ્પર સરખું છે; તોપણ જ્ઞાની અને અજ્ઞાની સરખા સંભવે જ નહિ. જેમ મત્ત અને અમત્ત સરખા ગણાય નહિ, અંધકાર અને પ્રકાશ સરખાં ગણાય નહિ અને છાયા તથા તડકો સરખાં ગણાય નહિ, તેમ જ્ઞાની અને અજ્ઞાની સરખા ગણાય જ નહિ.[21] મૂર્ખ માણસને મોટા પ્રયત્નથી સમજાવવા લાગીએ, તોપણ જેમ શબ પોતાના પગથી ચાલી શકે નહિ, તેમ મૂર્ખ માણસ પ્રત્યક્ષ અનુભવમાં આવતા જગતને મિથ્યા માની શકે જ નહિ.[22] મૂર્ખ માણસની આગળ 'સઘળું જગત બ્રહ્મ જ છે' એમ કહેવું પણ બંધબેસતું ન થાય; કારણકે તપનો તથા વિદ્યાનો સંસ્કાર નહિ હોવાને લીધે, અજ્ઞાનીએ બ્રહ્મનો નહિ પણ જગતનો જ અનુભવ કર્યો હોય છે.[24] હે રામ! જે પુરુષ અત્યંત અજ્ઞાની ન હોય તથા અત્યંત જ્ઞાની પણ ન હોય, તેની પાસે જ જગતના અસત્યપણાની અથવા બ્રહ્મથી અભિન્નપણાની વાત કરવી શોભે છે. અત્યંત જ્ઞાની પુરુષ પોતાના સ્વરૂપ વિના બીજું કાંઈ જોતો જ નથી, તેથી તેની પાસે જગતનો નિષેધ કરવો સંભવતો નથી. જેની દૃષ્ટિમાં જગત હોય, તેની પાસે જગતનો નિષેધ કરવો સંભવે; પણ જ્ઞાની તો 'આ જે સઘળું છે તે કેવળ 'શાંત પરબ્રહ્મ જ છે,' એવો સર્વદા અનુભવ કર્યા કરે છે; માટે તેની પાસે જગતનો નિષેધ કરવો કેમ સંભવે ?[25-26] 'મારામાં મારા સ્વરૂપ વિના બીજું કાંઈ છે જ નહિ અને જેમ સોનામાં કડાં આદિ બીજો આકાર થયો છે, તેમ મારામાં કોઈ બીજો કોઈ આકાર થયો નથી,' એ રીતે અત્યંત જ્ઞાની પુરુષ સારી પેઠે સમજે છે; માટે તેની પાસે શું જગતનો નિષેધ કરવો હોય ?[27] તેમજ અત્યંત અજ્ઞાની પુરુષ પણ પોતાનામાં પંચભૌતિકપણા વિના બીજું કાંઈ જાણતો જ નથી, તેથી જેમ વીંટી વગેરેને જોનારા બાળકની દૃષ્ટિમાં સોનું હોતું જ નથી તેમ અત્યંત અજ્ઞાનીની દૃષ્ટિમાં બ્રહ્મ હોતું જ નથી; માટે તેની પાસે પણ જગતનો નિષેધ કરીને બ્રહ્મનું સ્થાપન કરવાની વાત કરવી સંભવતી નથી.[28] મૂઢ માણસ ખોટા અહંકારમય જ હોય છે અને તત્ત્વવેત્તા માણસ સાચા આત્મામય જ હોય છે. માટે તેમની પાસે જગતનો નિષેધ કરીને બ્રહ્મનું સ્થાપન કરવાની વાત કરવી ઘટે જ નહિ. અત્યંત અજ્ઞાની માણસ પોતાની પેઠે સર્વને દેહમય જ સમજે છે, માટે તેની પાસે 'હું બ્રહ્મ છું' એમ કહેવા બેસીએ તો તે આપણા વાક્યને મૂર્ખાઈ ભરેલું જ ગણે. જેમકે કોઈ માણસ કહે, કે 'હું તો ઘડો છું' તો એ વાક્ય ગાંડાઈ ભરેલું જ ગણાય.[29-30] વાસ્તવિક રીતે વિચાર કરતાં જગત ખોટું ઠરે છે; એટલા માટે આ આપણે પણ કદી સાચા નથી અને દામ આદિ દૈત્યો પણ સાચા ન હતા. વિદ્વાનોના અનુભવની રીતે વિચારતાં પણ તેઓ અને આપણે અસત્ય છીએ અને યુક્તિથી વિચાર કરતાં પણ તેમનું અને આપણું હોવાપણું સંભવતું નથી.[31] શુદ્ધ, નિરંજન અને જ્ઞાનસ્વરૂપ જે બ્રહ્મ છે, તે જ સત્ય છે અને સત્ય બ્રહ્મ સર્વવ્યાપક છે, શાંત છે તથા તેનો ઉદય કે અસ્ત કાંઈ પણ નથી.[32] સઘળું જગત શાંત બ્રહ્મ જ છે અને તેમ હોવાને લીધે શૂન્ય નથી, પણ પૂર્ણપણાથી રહેલું છે હે રામ! એ પૂર્ણ બ્રહ્મમાં આ સઘળી સૃષ્ટિઓ કેવળ તેના વિવર્તરૂપ (અન્યરૂપે પ્રતીત થવારૂપ) છે.[33] જેમ 'તિમિર' નામના રોગવાળાની જે પોતાની દૃષ્ટિ છે તે જ આકાશમાં કેશનાં ઝીણાં ચકરડાં આદિરૂપે પ્રતીત થાય છે, તેમ જે પૂર્ણસ્વરૂપ છે તે જ આ સૃષ્ટિઓરૂપે પ્રતીત થાય છે.[34] ચૈતન્યનો સ્વભાવ જ એવો છે, કે તે પોતાના સ્વરૂપને જેવા પ્રકારનું ધારે છે, તેવા પ્રકારનું જ થોડી વારમાં જુએ છે અને અનુભવે છે. આમ છે એટલા માટે જગત જે અવિદ્યમાન છે, તે પણ ચૈતન્યની દૃષ્ટિથી ક્ષણમાત્રમાં

વિદ્યમાન જેવું થઈ જાય છે.[35] જગતમાં કોઈ પણ પદાર્થ સત્ય નથી અને કોઈ પણ પદાર્થ અસત્ય નથી; પરંતુ આ વાત નિઃસંશય છે, કે ચૈતન્ય પોતાના રૂપને જેવું ધારે છે, તેવા પ્રકારથી જ તેરૂપે ઉદય પામે છે.[36] જે રીતે દામ આદિ ત્રણ દૈત્યો ઉદય પામ્યા હતા, તે રીતેજ આપણે ઉદય પામ્યા છીએ; માટે તેઓ સાચા તો આપણે પણ સાચા અને તેઓ ખોટા તો આપણે પણ ખોટા. હે રામ! તેઓમાં અને આપણામાં શી વિશેષતા છે?[37] આ મહાચૈતન્ય અંત વગરનું છે, સર્વવ્યાપક છે અને નિરાકાર છે. તેની અંદર જે ભાગ જેવા આકારનું મનન કરે છે, તે ભાગ તેવા આકારથી ઉદય પામે છે.[38] જ્યાં જે ભાગનુ ચૈતન્ય દામ આદિ આકારનું મનન કરવા લાગ્યું, ત્યાં તે ભાગનું ચૈતન્ય તેવા આકારના અનુભવને લીધે દામ આદિ રૂપોથી સંપન્ન થયું.[39] જ્યાં એ ચૈતન્ય તમારા તથા મારા વગેરે આકારોનું મનન કરવા લાગ્યું, ત્યાં તેવા આકારોના અનુભવને લીધે તે તેવા આકારોથી સંપન્ન થયુ છે.[40] નિરાકાર ચિદાકાશના સ્વપ્નનો જે પ્રતિભાસ છે, તેનું જ 'જગત' એ નામ પડેલું છે. જેમ સૂર્યના તાપના અમુક ભાગનું 'ઝાંઝવાનાં પાણી' એ નામ પાડવામાં આવે છે, તેમ મહાચૈતન્યના અમુક ભાગનું 'જગત' એવુ નામ પાડવામાં આવ્યું છે.[41] એ મહાચૈતન્ય પોતાના જે સ્થળમાં મનન કરે છે, તે સ્થળમાં તે 'દૃશ્ય' કહેવાય છે અને જે સ્થળમાં તે મનન વગરનું હોય છે, તે સ્થળમાં તે 'મોક્ષ' કહેવાય છે.[42] વાસ્તવિક રીતે જોતાં એ મહાચૈતન્ય સ્થળના વિભાગો વગરનું છે, તેથી તે મનન વગરનું પણ કદી નથી અને મનનવાળુ પણ કદી નથી. છતાં 'આ દેખવામાં આવતું જે જગત છે તે બ્રહ્મ જ છે;' એમ સમજાવવા માટે તમારી પાસે આ વિભાગોની કલ્પના કહી છે.[43] જે બ્રહ્મ છે તે જ જગત છે અને જે જગત છે તે જ બ્રહ્મ છે. જેમ બે પર્યાય શબ્દોના અર્થમાં ભેદ હોતો નથી, તેમ બ્રહ્મ અને જગત એ શબ્દોના અર્થમાં પણ ભેદ નથી.[44] જેમ તિમિરવાળું નેત્ર પોતાના જ પ્રકાશને મોવાળાનાં ઝીણાં ચકરડાં જેવો દેખે છે, તેમ અજ્ઞાનરૂપ ઉપાધિવાળું ચૈતન્ય પોતાના સ્વરૂપનેજ 'જગત છે' એમ જાણે છે.[45] મોવાળાનું ચકરડું એ કાંઈ જ નથી, પણ દૃષ્ટિ જ મોવાળાના ચકરડારૂપે પ્રતીત થાય છે; તેમ આ દેખવામાં આવતું જગત એ કાંઈ જ નથી, પણ બ્રહ્મ જ જગતરૂપે પ્રતીત થાય છે. ચિદાકાશનો સ્વભાવ જ એવો છે.[46] આરોપની દૃષ્ટિથી જોતાં વ્યાપક મહાચૈતન્યમાં સર્વના આરોપનો સંભવ છે, તેથી આપણા અનુભવમાં આવે છે, તે સર્વ સર્વત્ર છે. અપવાદની દૃષ્ટિથી જોતાં તેમાં ક્યાંય કાંઈ પણ નથી અને અનુભવમાં પણ આવતું નથી. આથી જે આ જગત છે તે શાંત, ભેદરહિત, સત્ય, એક અને પૂર્ણ જ છે, તો એવો નિશ્ચય રાખીને તમે પણ શોક, ભય અને ભેદનો ત્યાગ કરીને પૂર્ણરૂપે જ રહો.[47] મહાચૈતન્યનું પોતાનું રૂપ અત્યંત શાંત અને સ્વચ્છ છે. તે મોટી શિલાના ગર્ભની પેઠે ઘટ્ટ હોવાથી અંદર બીજા કોઈ પદાર્થનો સમાવેશ હોવાને યોગ્ય નથી. આથી તેની અંદર ક્યાંય જગત છે કે નહિ એવા વિચારો કરવા પણ યોગ્ય નથી. માત્ર એટલું જ સમજવું યોગ્ય છે કે પ્રતિભાસમાત્રથી જે જગત છે, તે જગતરૂપે ચૈતન્ય જ દેખાય છે.[48]

शिलोदराकारघनं प्रशांतं महाचिते रूपमिदं स्वमच्छम् । नैवास्ति नास्तीति दृशौ क्वचित्तु यच्चास्ति तत् साधु तदेव भाति ॥ ४८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'સદસન્નિરાકરણ' નામનો સર્ગ ૩૧મો સમાપ્ત**

# સર્ગ ૩૨ મો*

## દામ, વ્યાલ અને કટનો મોક્ષ

### राम उवाच

सतामप्यसतामेव बालयक्षपिशाचवत् ।
दामव्यालकटादीनां दुःखस्यांतः कथं भवेत् ॥

**રામ બોલ્યા :** હે મુનિ! બાળકની દૃષ્ટિમાં જેમ યક્ષ તથા પિશાચ હોય છે, તેમ દામ, વ્યાલ અને કટ એ અજ્ઞાનીઓની દૃષ્ટિમાં જ છે, પણ જ્ઞાનીઓની દૃષ્ટિમાં નથી; તેમના દુઃખનો અંત કેમ અને ક્યારે આવશે?[1]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જે યમદૂતો દામ, વ્યાલ અને કટના સગા થયા હતા, તેમણે યમરાજને પ્રાર્થના કરી હતી. ત્યારે યમરાજાએ જે કહ્યું હતું, તે તમે સાંભળો : 'જ્યારે આ દામ આદિ ત્રણ જીવો પરસ્પરથી જુદા પડશે અને પોતાની જૂની સ્થિતિની વાત સાંભળશે, ત્યારે પોતાના તત્ત્વને જાણી તેઓ અવશ્ય મુક્ત થશે.[૨-૩]

**રામ બોલ્યા :** હે ભગવન્! ત્રણ જીવો પોતાના વૃત્તાંતને ક્યાં, ક્યારે, કોની પાસેથી અને શી રીતે સાંભળશે? એ વાત અનુક્રમથી મને કહો.[૪]

**વસિષ્ઠ બોલ્યા :** કાશ્મીર દેશની અંદર મોટાં કમળોવાળું તળાવ છે. તેને કિનારે એક ખાબોચિયું છે. તેમાં વારંવાર ઘણી ઘણી માછલાંની યોનિઓ ભોગવીને એ ચપળ મત્સ્યો ખાબોચિયાંની ખરાબી થતાં જ્યારે કાળગતિને લીધે પાડા વગેરે પશુઓથી મરણ પામશે, ત્યારે તે જ પદ્મસર(કમળના તળાવ)માં તેઓ સારસોની યોનિને પામશે.[૫-૬] જગતના શણગાર સમાં એ સારસ પક્ષીઓ એ તળાવની અંદર રાતાં કમળોની પંક્તિઓમાં, બીજી જાતનાં કમળોની પંક્તિઓમાં, શેવાળના ઉત્તમ વેલાઓમાં, તરંગોના આવર્તનોમાં, તરતાં પુષ્પોરૂપી હિંડોળાઓમાં, નીલકમળોની લતાઓમાં અને શીતળ વલણોવાળા જળકણોના સમૂહોરૂપી વાદળાંઓની પંક્તિઓમાં પ્રેમપૂર્વક ભોગો ભોગવશે. એમ લાંબો કાળ વિહાર કર્યા પછી તેમને અંતઃકરણની શુદ્ધિ તથા વિચારબુદ્ધિ સારી રીતે પ્રાપ્ત થશે. એ પછી તેઓ જુદા પડશે અને તે પછીના અવતારમાં મુક્તિ પામશે. જેમ વિવેકદૃષ્ટિથી વિચાર કરતાં સત્ત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણો જુદા પડી જાય છે, તેમ મુક્તિ પામવા સારુ પ્રારબ્ધયોગે એ ત્રણ જીવ જુદા પડશે.[૭-૧૦] લક્ષ્મીના ભારે દબદબાવાળા કાશ્મીરદેશમાં, વૃક્ષોથી શોભી રહેલું 'અધિષ્ઠાન' નામનું એક નગર ઉત્પન્ન થશે.[૧૧] જેમ નાના કમળના મધ્યમાં ડોડી થાય છે, તેમ તે નગરના મધ્યમાં 'પ્રદ્યુમ્ન શિખર' નામનું એક શિખર થશે.[૧૨] તે શિખરની ઉપર જાણે બીજું એક શિખર ઉત્પન્ન થયેલું હોય એવું અને વાદળાંઓ સુધી પહોંચેલી મોટી શાળાઓવાળું એક ઉત્તમ ઘર થશે.[૧૩] તે ઘરના ઈશાનખૂણામાં ઉપરની ભીંતમાં એક કોતર હશે અને તેમાં નિરંતર ચાલતા પવનથી તણખલાં હાલ્યાં કરતાં હશે. એ માળામાં એ **વ્યાલ** નામનો દાનવ 'ચકલા' નામનો પક્ષી થશે. પહેલી વાર જ થોડુંક શાસ્ત્ર સાંભળ્યું હોય એવો બ્રાહ્મણ જેમ અર્થ વિનાનું બોલબોલ કરે છે, તેમ તે પક્ષી અર્થ ન સમજાય એવો 'ચીચી, ચીચી' શબ્દ કર્યા કરશે.[૧૪-૧૫] તે જ સમયમાં અને સ્વર્ગ જેવા તે જ નગરમાં, જાણે બીજો ઇંદ્ર હોય એવો 'શ્રીયશસ્કરદેવ' નામનો રાજા થશે.[૧૬] ત્યાં તે રાજાના ઘરની અંદર મોટા સ્તંભના પાછળના છિદ્રમાં **દામ** નામનો દાનવ ફૂણો ફૂણો ગણગણાટ કરનારો મચ્છર થશે.[૧૭] 'અધિષ્ઠાન' નામના એ જ નગરની અંદર તે જ સમયમાં 'રત્નાવલી-

* આ બત્રીસમા સર્ગમાં દામ, વ્યાલ અને કટ એઓને મચ્છર આદિના અવતારોમાં જ્ઞાનની પ્રાપ્તિ થઈ મોક્ષ મળ્યાની કથા કહેવામાં આવશે.

વિહાર' એ નામનું એક ક્રીડા કરવાનું ઘર થશે. તે વિહારગૃહમાં એ ભૂમિપાલને 'નૃસિંહ' નામનો અમાત્ય હશે. તે મંત્રીને બંધ તથા મોક્ષ હાથમાં રહેલા આમળાની જેમ હશે.[૧૮,૧૯] તેની બેઠકના ઓરડામાં કટ નામનો દાનવ 'કલકલિયો' નામનો પક્ષી થશે અને તે રૂપાના પાંજરામાં એ મંત્રીને વિનોદ કરવાનું સાધન થઈ રહેશે.[૨૦] હે રામ ! એ 'નૃસિંહ' નામનો રાજમંત્રી દામ, વ્યાલ અને કટ આદિ દૈત્યોની આ શ્લોકબદ્ધ રચાયેલી કથાને લોકની પાસે વાંચશે. પછી કલકલિયો થયેલો તે કટ દાનવ આ કથા સાંભળશે, એટલે તેને પોતાની જૂની સ્થિતિનું સ્મરણ થશે. આમ તેને પોતાના જીવરૂપનો બોધ થશે, એટલે તે પરમ મોક્ષપદ પામશે. પ્રદ્યુમ્નશિખર ઉપરના ઘરની ભીંતની કોતરની અંદર રહેનારો ચકલો પક્ષી પણ ત્યાંના લોકોને મોઢેથી એ કથા સાંભળીને પરમ મુક્તિને પ્રાપ્ત થશે. વળી રાજાના ઘરની અંદર થાંભલાની કોતરમાં રહેનારો મચ્છર પણ પ્રસંગોપાત્ત એ કથા સાંભળી પરમ મુક્તિને પ્રાપ્ત થશે.[૨૧–૨૪] આમ હે રામ ! પ્રદ્યુમ્નશિખરમાં રહેનારો ચકલો, રાજાના ઘરમાં રહેનારો મચ્છર અને મંત્રીના ઘરની અંદર રહેનારો કલકલિયો એ ત્રણે જીવ આ રીતે મોક્ષ પામશે.[૨૫] દામ, વ્યાલ અને કટનું આ સંપૂર્ણ આખ્યાન તમને કહી સંભળાવ્યું. હે રામ ! એ જ રીતે આ જે સંસાર છે, તે શૂન્ય છતાં પણ અત્યંત પ્રકાશિત દેખાતી માયા છે. તે માયા ઝાંઝવાનાં પાણીમાં જળબુદ્ધિની પેઠે અજ્ઞાનથી જ લોકોને ભમાવે છે. વાસનાઓથી મોહ પામેલા મૂર્ખ લોકો દામ, વ્યાલ અને કટની પેઠે અનેક પ્રકારનાં અજ્ઞાનોને લીધે ઉત્તમ સ્થિતિમાંથી પણ નીચી સ્થિતિમાં આવી પડે છે. ભ્રમરના ચાળા માત્રથી મેરુપર્વતનાં અને મંદરાચળનાં સ્થાનકોને પણ ચૂર્ણ કરી નાખવાની શક્તિ ક્યાં અને રાજાના ઘરની અંદર લાકડાના થાંભલાની કોતરમાં મચ્છરપણું ક્યાં ! હાથની થપ્પડમાત્રથી સૂર્યબિંબને તથા ચંદ્રબિંબને પાડી નાખવાની શક્તિ ક્યાં અને પ્રદ્યુમ્નશિખર ઉપરના ઘરની અંદર ભીંતની કોતરમાં ચકલાપણું ક્યાં ! હાથમાં લીલામાત્રથી મેરુપર્વતને તોળી લેવાની શક્તિ ક્યાં અને 'નૃસિંહ' નામના મંત્રીના ઘરમાં કલકલિયાપણું ક્યાં ! હે રામ ! જે નિરંજન ચૈતન્ય છે, તે જ પોતાના સ્વયંપ્રકાશરૂપપણાનો ત્યાગ નહિ કરતાં રાજસ અહંકારથી રંગાઈ જઈને દેહાદિક ખોટા રૂપને પણ 'હું છું' એમ સમજે છે. જીવ પોતાની જ વાસનારૂપ ભ્રાંતિને લીધે પોતે જાણે ચૈતન્યસ્વરૂપથી ભિન્નપણું પામ્યો હોય એવો થાય છે. એ ભ્રાંતિ ઝાંઝવાનાં પાણીમાં જળબુદ્ધિની પેઠે અસત્ય છતાં પણ સત્ય જેવી પ્રતીત થાય છે. જેઓ શાસ્ત્રની રીતિ પ્રમાણે 'આ જે દૃશ્ય છે તે સઘળું મિથ્યા જ છે' એવો નિશ્ચય કરીને, પોતાની અખંડાકાર બુદ્ધિથી પોતાની શાંતસ્વરૂપમાં જ રહે છે, તેઓ પરમાત્મામાં નિરંતર રહેલી એ બુદ્ધિ વડે સંસારરૂપી સમુદ્રને તરી જાય છે. જેમ જળ નીચા માર્ગમાં જ જાય છે, તેમ જે પુરુષો નાના પ્રકારનાં દુઃખોના વિકારોને આપનારા શુષ્ક તર્કવાળા મતોનો આશ્રય કરે છે, તેઓ પોતાના જ લાભનો નાશ કરે છે. જેઓ પોતાના અનુભવથી પણ સિદ્ધ થતા શ્રુતિને અનુસરનારા માર્ગથી પરમ પદમાં પહોંચવા સારુ ચાલે છે, તે પુરુષોનો નાશ થતો નથી. હે મોટી બુદ્ધિવાળા રામ ! જે પુરુષ 'મને અમુક વિષયસુખ મળે તો ઠીક, 'મને અમુક પરલોક મળે તો ઠીક' એવી તૃષ્ણાઓ રાખ્યાં કરે છે, તેને પોતાના દુર્ભાગ્યથી થયેલી દીનતાને લીધે નાશ પામેલા પુરુષાર્થની રાખ પણ હાથ આવતી નથી. જે ઉદાર મનવાળો પુરુષ સર્વદા નિઃસ્પૃહપણાથી ત્રૈલોક્યને પણ તરણા જેવું સમજે

છે, તે પુરુષને જેમ સર્પો જૂની કાંચળી ત્યજી દે છે, તેમ સઘળી આપદાઓ ત્યજી દે છે. જેના મનમાં નિત્ય જ્ઞાનનો ચમત્કાર ચળકતો હોય છે, તે પુરુષને લોકપાલ દેવતાઓ પોતાની જીવિકા-રૂપ બ્રહ્માંડની પેઠે સર્વદા પાળે છે. ગમે તેવી અપાર વિપત્તિ આવી પડી હોય, તોપણ કુમાર્ગે નહિ જ ચાલવું જોઈએ.[૧૬–૩૯] રાહુ કુમાર્ગથી અમૃત પીવા લાગ્યો, તો તેનું પણ મરણ થઈ ગયું હતું. ઉત્તમ શાસ્ત્ર તથા સજ્જનોનો સમાગમ એ બન્ને આત્માના પ્રકાશરૂપ પ્રબળ પ્રકાશ આપનારાના સૂર્ય છે. જે પુરુષો તેનો આશ્રય કરે છે, તે પુરુષો ફરી વાર મોહરૂપી અંધકારને વશ થતા નથી. જેઓએ વૈરાગ્ય આદિ સદ્‌ગુણોથી પોતાની કીર્તિ ફેલાવેલી હોય છે, તે પુરુષોને અણનમો પણ નમે છે, તેમની સઘળી આપદાઓ ક્ષય પામે છે અને તેમને અક્ષય કલ્યાણની પ્રાપ્તિ થાય છે. જેમને સદ્‌ગુણો મેળવવામાં અસંતોષ હોય છે, વેદાંતશાસ્ત્ર સાંભળવામાં રાગ હોય છે અને જેમને સત્ય બોલવાનું તથા બ્રહ્મનું અનુસંધાન કરવાનું વ્યસન હોય છે, તેઓ જ મનુષ્ય છે, બીજાઓ તો પશુ જ છે. જે મહાત્મા પુરુષોરૂપી ક્ષીરસમુદ્રોના યશરૂપી ચંદ્રની ચાંદનીથી લોકોનાં હૃદયોરૂપી કુમુદો પ્રફુલ્લિત થઈ રહ્યાં હોય છે, તેમના શરીરમાં પરમાત્મા પ્રત્યક્ષ રીતે રહેલા છે, એમ સમજવું. હે શ્રોતાલોકો! તમો અનાદિકાળથી થયેલા અનેક અવતારોમાં જે કાંઈ ભોગવવાનું છે તે સઘળું ભોગવી ચૂક્યા છો અને જે કાંઈ જોવાનું છે, તે સઘળું જોઈ ચૂક્યા છો; તો હવે જન્મ—મરણના પ્રવાહોમાં ગોથાં ખાવા સારુ ભોગોનો લોભ શા માટે રાખો છો? હવે તો તમે પોતપોતાના અધિકાર પ્રમાણે, શાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે, મહાત્માઓએ ચલાવેલા સંપ્રદાય પ્રમાણે તેમજ જ્ઞાનની સ્થિતિના ક્રમ પ્રમાણે વર્તો અને તમે મનમાંથી ખોટી ભોગજાળની વાસનાને છોડી દો. તમારા સદ્‌ગુણોને સ્વર્ગલોક પર્યંત પ્રખ્યાત કરો, એટલે તમારી કીર્તિ વધે અને સજ્જનો વાહવાહ કરે.[૪૦–૪૬] કીર્તિ અને સજ્જનોમાં વાહવાહ મૃત્યુમાંથી બચાવે છે, પણ વિષયો મૃત્યુમાંથી કદી બચાવતા નથી. જે પુરુષોની ચંદ્ર જેવી ધવળ કીર્તિને, સિદ્ધ લોકોની સ્ત્રીઓ સર્વ પ્રદેશોમાં વ્યાપ્ત થનારાં ગાયનોથી ગાય છે, તે પુરુષો જ જીવે છે અને બીજા પુરુષો તો જીવતા છતાં મૂએલા સમજવા. પરમ પુરુષાર્થ ઉપર ધ્યાન આપી, ધીરજ રાખી, ઉત્તમ યત્નપૂર્વક શાસ્ત્ર પ્રમાણે આચરણ કરનારા કયા પુરુષને સિદ્ધિ ન થાય? શાસ્ત્ર પ્રમાણે ચાલનારા પુરુષે ફળની સિદ્ધિની ઉતાવળ કરવી જોઈએ નહિ.[૪૭–૪૯] જે ફળ લાંબે કાળે પાકે તે ફળ બહુ પુષ્ટ થાય છે. શોક, ભય, પરિશ્રમ, ગર્વ અને ઉતાવળને છોડી દઈને તમે શાસ્ત્ર પ્રમાણે વ્યવહાર કરો. તમે ઘણા ઘણા સંગોમાં પડ્યા છો. ઇંદ્રિયોરૂપી ફાંસીથી મરવા જેવો તમારો જીવ થયો છે, તો તે હવે સંસારોરૂપી જૂની ઊંડી ખાડોમાં દુઃખી ન થાય એમ કરો. હવે પછી ફરી વાર એક અધમ યોનિમાંથી બીજી અધમ યોનિમાં જવું પડે અને બીજી અધમ યોનિમાંથી ત્રીજી અધમ યોનિમાં જવું પડે એમ કરો નહિ. સજાવેલાં બાણોની સેંકડો પંક્તિઓથી જેમાં હાથીઓ કપાઈ જતા હોય એવા સંગ્રામમાં પણ આ શાસ્ત્ર આપદાઓનું નિવારણ કરે એવું છે, તેનો તમે અવશ્ય વિચાર કરો.[૫૦–૫૩] આ સંસાર દાવાનળથી તપી ગયેલા દુર્ગંધી કાદવ જેવો છે, તેમાં તમે વારંવાર દુઃખી થતા વૃદ્ધ દેડકાની જેમ તુચ્છ જીવનની આશાને છોડી દો. હૃદયમાંથી ભોગની વાસનાને દૂર કરો. હે આર્યલોકો! ધનની રકમ એકઠી કરવાથી શું વળવાનું છે? ધનની તૃષ્ણાને છોડી દઈને તમે શાસ્ત્રનો વિચાર કરો.[૫૪] સર્વ પદાર્થોમાં 'આ બ્રહ્મ છે, આ બ્રહ્મ છે' એવી ભાવના કરીને બ્રહ્મનો

જ વિચાર કરો. પશુઓની પેઠે કોઈ નીચ લોકોની પ્રેરણાથી ચાલો નહિ.[૫૫] ધન આદિની તૃષ્ણારૂપ ગાઢ અને લાંબી એવી મોટી નિદ્રા કંગાળપણું આપનારી છે; પરિણામે તે દુર્ભાગ્યપણું કરનારી છે અને સારાં ફળથી રહિત છે. તેને તમે ત્યજી દો અને જાગ્રત થાઓ.[૫૬] જેમ સુકાતા જતા ખાબોચિયામાં વૃદ્ધ કાચબો આળસુ થઈને પડ્યો રહે છે, તેમ તમે આ સંસારમાં આળસુ થઈને પડ્યા રહો નહિ, પણ જરાની અને મરણની શાંતિને માટે ઉદ્યમમાં મચ્યા રહો.[૫૭] અર્થ(ધન)-ની સંપત્તિથી અનર્થ થાય છે, ભોગના સમૂહથી સંસારરૂપી રોગ ઉત્પન્ન થાય છે અને સઘળી સંપત્તિઓ એક જાતની વિપત્તિઓ છે; માટે સંસારના સર્વ પદાર્થોમાં અનાદર કરવો એ જ જય છે.[૫૮] વ્યવહારને જાણનારા પુરુષોનો વિચાર મેળવી લોકોની પદ્ધતિથી વિરુદ્ધ નહિ પડતા અને શાસ્ત્રની રીતિને અનુસરતા ઉદ્યમથી તમે શુભ ફળ મેળવવાની ગોઠવણ કરો.[૫૯] જે પુરુષ સદાચારથી શુદ્ધ રીતે ચાલે છે, વૃત્તિને નિર્મળ રાખે છે અને સંસારનાં સુખરૂપ ફળને આપનારી, પણ પરિણામે દુઃખ આપનારી પદ્ધતિઓની લાલચને રાખતો નથી, તે પુરુષનાં આયુષ્ય, યશ, ગુણો અને લક્ષ્મી વસંતમાં થયેલી લતાઓની પેઠે સારાં ફળોને સારુ જ પ્રફુલ્લિત થાય છે.[૬૦]

आचारचारुचरितस्य विविक्तवृत्तेः संसारसौख्यफलदुःखदशाल्पगृध्नोः आयुर्यशांसि च गुणाश्च सदैव लक्ष्म्या फुल्लंति माधवलता इव सत्फलाय ॥ ६० ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'સદાચારનિરૂપણ' નામનો સર્ગ ૩૨મો સમાપ્ત**

# સર્ગ ૩૩ મો*

## શુભ ઉદ્યોમ વગેરેનું વર્ણન અને અહંકારથી બંધન તથા તેના ત્યાગથી મોક્ષ

**वसिष्ठ उवाच**

सर्वातिशयसाफल्यात् सर्वं सर्वत्र सर्वदा ।
संभवत्येव तस्मात्त्वं शुभोद्योगं न संत्यज ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જો યોગ્ય સાધનો અત્યંત આગ્રહપૂર્વક સારી પેઠે કરવામાં આવે, તો તેઓ સફળ થયા વિના રહે જ નહિ. આવો નિયમ હોવાને લીધે સર્વ દેશમાં અને સર્વ કાળમાં સઘળાં ધારેલાં કાર્યો સફળ થવાં સંભવિત છે. આથી તમે મોક્ષની પ્રાપ્તિને સારુ શુભ ઉદ્યોગને કદી પણ છોડો નહિ.[૧] ઘણા ઘણા મહાત્મા પુરુષોએ શુભ ઉદ્યોગમાં મંડ્યા રહેવાથી અશક્ય કાર્યો પણ કર્યાં છે. મિત્રો, સ્વજનો અને બંધુઓને આનંદ આપનારા નંદીએ× તળાવમાં તપ કરીને મહાદેવના આરાધનરૂપ ઉદ્યોગ કરીને મૃત્યુને પણ જીતી લીધું છે.[૨] ઉદ્યોગને લીધે સૈન્યોથી તથા ધનોથી સંપન્ન થયેલા બળિરાજા આદિ

* આ તેત્રીસમા સર્ગમાં શુભ ઉદ્યોગના મહિમાનું, સજ્જનોના મહિમાનું, સારાં શાસ્ત્રોના મહિમાનું, અહંકારથી બંધન થવાનું અને અહંકારનો ત્યાગ કરવાથી મુક્તિ થવાનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

× શિલાદ નામના એક મુનિ હતા. તેમણે પોતાને એક સર્વજ્ઞ પુત્ર થાય, તેટલા સારુ શંકરની આરાધના કરી હતી. એમના તપથી પ્રસન્ન થઈને મહાદેવે એમને વરદાન માગવા કહ્યું. એમણે પોતાને એક સર્વજ્ઞ પુત્ર થાય, એવું વરદાન માગ્યું આથી શંકરે કહ્યું : 'સર્વજ્ઞ તો એક હું જ છું, એથી તને મારા અંશે કરીને એક પુત્ર થશે અને તે સોળમા વરસે મરણ પામશે.' આમ શિલાદ મુનિને નંદી નામનો પુત્ર થયો. પોતાનું મરણ સોળમે વરસે છે એમ જાણીને, તે નંદીએ પણ શંકરનું પૂજન કરવા માંડ્યું. હવે સોળમે વરસે તે શંકરનું પૂજન કરતો હતો, તેવામાં મૃત્યુએ તેને પાશ વડે બાંધવા માંડ્યો. એટલે શંકરે પ્રકટ થઈ મૃત્યુને ડાબે પગે લાત મારી, મૃત્યુપાશો ભેદી નાખ્યા અને નંદીને અજરામર કરી પોતાના સેવક તરીકે સ્થાપ્યો.

દૈત્યોએ જેમ હાથીઓ કમળના સમૂહોને કચરી નાખે છે, તેમ સઘળા ઉત્કર્ષવાળા દેવોને પણ કચરી નાખ્યા હતા.[3] જેમ બ્રહ્મા સૃષ્ટિ કરે છે, તેમ મરુત્તરાજાના× યજ્ઞમાં મહર્ષિ સંવર્તે તપના પ્રભાવથી દેવતાઓ તથા દૈત્યો સહિત નવી સૃષ્ટિ કરી હતી. વિશ્વામિત્રે વારંવાર સઘળાઓના કરતાં અત્યંત અધિક તપ કરીને બ્રહ્મર્ષિપણું પણ મેળવ્યું છે અને તે બીજા ક્ષત્રિયોને મળવું બહુ કઠિન છે.[4-5] દુર્ભાગી ઉપમન્યુને* માંડમાંડ લોટ ભેળવેલું પાણી દૂધના બદલામાં મળ્યું હતું, અને તેને ય તે રસાયન સમજીને પીતા હતા; છતાં તેમણે તપના પ્રભાવથી ક્ષીરસમુદ્ર મેળવ્યો હતો.[6] ત્રૈલોક્યમાં પ્રખ્યાતિ પામેલા વિષ્ણુ તથા બ્રહ્મા આદિને પણ કાળ તણખલાંની પેઠે ચાવી જાય છે, છતાં 'શ્વેત' નામના મુનિએ તેને ભક્તિથી અને અત્યંત દઢતાથી જીતી લીધો હતો.[7] સાવિત્રી સત્યવાન અને રાજકુમારની સ્ત્રી હતી, યમરાજ તેના પતિને લઈ જતા હતા, ત્યારે તે પતિની પાછળ ગઈ અને સ્તુતિ આદિથી તથા યુક્તિભરેલાં વચનોથી યમરાજને વશ કરીને તેણે પોતાના પતિને યમના હાથમાંથી છોડાવીને જીવતો કર્યો હતો.[8] શાસ્ત્રમાં કહેલા શુભ ઉદ્યોગમાંનો એક પણ ઉદ્યોગ એવો નથી કે જેનું ફળ ન મળે. એટલા માટે તમારે અંતઃકરણમાં વિચાર કરીને ઉદ્યોગથી સર્વોત્તમ મુક્તિપદ મેળવવું જોઈએ. સુખદુઃખ તથા જન્મ–મરણ આદિ દશાઓરૂપ સઘળી ભ્રાંતિઓનું મૂળ કાપી નાખે એવું તો એક આત્મજ્ઞાન જ છે, માટે તેને સારુ તમે પ્રબળ પ્રયત્ન કરો.[9-10] આપદાઓમાં નાખવા માગતી ભોગોની લાલચોનો નાશ કરવા સારુ વિષયોમાં દોષદષ્ટિ કરવાની ગોઠવણો જ શોધવી જોઈએ. જો કે વિષયોનો ત્યાગ કરવાથી દુઃખ ઉત્પન્ન થાય છે, તોપણ તેવું સામાન્ય દુઃખ ભોગવ્યા વિના પરમાનંદ–તત્ત્વનું સુખ મળે એમ નથી. દુઃખ ભોગવ્યા વિના સુખ તે મળે?[11] જો કે બ્રહ્મ નિત્યપ્રાપ્ત જ છે, તેથી તેની પ્રાપ્તિ સારુ શમ આદિ સાધનો રાખવાની જરૂર નથી; તોપણ બ્રહ્મનું નિત્ય પ્રાપ્તપણું જાણવામાં આવ્યું ન હોય ત્યાં સુધી એ સાધનો પરમ પુરુષાર્થરૂપ છે, બહુ કામનાં છે અને પ્રથમ બ્રહ્મજ્ઞાનનાં સુખને પ્રકટ કરનારાં છે, એમ સમજો.[12] દેહાભિમાનનો ત્યાગ કરી, સર્વદા શાંતિનો આશ્રય કરી તથા બુદ્ધિથી પોતાનું આર્યપણું વિચારીને સજ્જનોનું સેવન કરવું જોઈએ. સજ્જનોના સેવન વિના તપો, તીર્થો કે શાસ્ત્રો સંસારરૂપી સમુદ્રમાંથી પાર ઉતારવાના કામમાં જય મેળવી શકાય એમ નથી. જેને દિવસે દિવસે લોભ, મોહ તથા રોષ ઓછા થતાં જતાં હોય અને જે શાસ્ત્ર પ્રમાણે પોતાનાં કાર્ય કરતો હોય, તેને સજ્જન જાણવો.[13-15] એવા સજ્જનોના સંગથી કોઈ દિવસે બ્રહ્મવેત્તા પુરુષોનો સંગ પણ અવશ્ય પ્રાપ્ત થાય થાય છે અને ત્યારે આ દશ્યરૂપ ખટપટનો અત્યંત અભાવ થઈ જાય છે.[16] દશ્યનો અભાવ થાય તો પછી પરબ્રહ્મ જ અવશેષ રહે છે; કારણ કે દશ્યનો અભાવ થતાં જીવ પણ બ્રહ્મમાં જ લય પામે છે.[17] આ દશ્ય (દેખવામાં આવતું) જગત ઉત્પન્ન જ થયું નથી, હતું નહિ, ઉત્પન્ન થશે નહિ અને વર્તમાનકાળમાં પણ નથી જ; પણ જે છે તે કેવળ નિરુપાધિક બ્રહ્મ જ છે.

× મરુત્તરાજાના યજ્ઞમાં ઇંદ્રે વિઘ્ન કર્યું હતુ, તેથી મહર્ષિ સવર્તે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરીને તે યજ્ઞ પૂરો કર્યો હતો.

* ઉપમન્યુના પિતાની સ્થિતિ અત્યંત ગરીબ હતી બીજાં બાળકોને દૂધ પીતા જોઈને ઉપમન્યુએ પણ માની આગળ દૂધ માટે રડવા માંડ્યું. આથી માતાએ એ બાળકને પટાવવા માટે એને લોટ ભેળવેલું પાણી આપ્યુ ઉપમન્યુને આની ખબર પડી, એટલે તેણે તપ કર્યું અને શંકરની સ્તુત કરી, તેથી શકર પ્રસન્ન થયા અને તેમણે તેને ક્ષીરસાગરને તટે નિવાસ આપ્યો.

આવા પ્રકારની હજારો યુક્તિઓથી મે તમને ઉત્પત્તિપ્રકરણમાં સમજાવ્યું છે, આ પ્રકરણમાં પણ સમજાવતો આવું છું અને હવે પણ જે સર્વ વિદ્વાનોના અનુભવમાં આવેલું છે તે દેખાડીશ. બ્રહ્માંડના સર્વ અનુભવોનું અધિષ્ઠાન 'પરબ્રહ્મ' નામનું મહાચૈતન્ય છે. તે નિર્મળ છે અને શાંત છે. માટે તેમાં આકાશાદિ સત્‌થી ઉત્પન્ન થાય છે? અસત્‌થી ઉત્પન્ન થાય છે કે માયાથી ઉત્પન્ન થાય છે? જો તે માયાથી ઉત્પન્ન થાય છે, એમ માનીએ તો માયાથી જે ઉત્પન્ન થાય તે મિથ્યા જ હોય, માટે ઉત્પત્તિ થઈ જ નથી એ સિદ્ધ થાય છે. બ્રહ્મમાં આકાશાદિકનું ઉત્પન્ન થવું જ સંભવતું નથી. બ્રહ્મ છિદ્રોથી રહિત છે, કૂટસ્થ છે અને નિત્ય છે. તેમાં હજારો ટાંકણાંઓથી પણ છિદ્રરૂપ આકાશ ઉત્પન્ન કરવું અશક્ય છે. જલાદિકની ઉત્પત્તિ વિષે પણ આ પ્રમાણે જ સમજવું.[૧૮–૨૦] અચંચળ મહાચૈતન્યમાં માયારૂપ કલ્પિત ઉપાધિવાળો જે અંશ છે, તે જ આ જગતરૂપે જણાતા ચમત્કારને ઉત્પન્ન કરે છે અને તે જ 'આ જગત છે' એમ જાણે છે.[૨૧] મહાચૈતન્યમાં માયોપાધિક અંશથી કલ્પના કરવાથી ચૈતન્યમાં ભેદ થાય છે એમ સમજવું નહિ. જેટલા જેટલા બ્રહ્માંડના અનુભવો છે, તે સઘળા મહાચૈતન્યરૂપી સૂર્યનાં કિરણોના સમૂહ જેવા છે. કિરણોના સમૂહ અને કિરણોવાળાનો શો ભેદ છે? આ પ્રમાણે છે, એટલા માટે મહાચૈતન્યરૂપી સૂર્ય નિર્વિકલ્પ જ છે, એમ કહેવું યોગ્ય છે. વિચાર કરવાથી એ મહાચૈતન્યનો જે સાક્ષાત્કાર થાય છે, તે જગતરૂપ અનુભવનો અસ્ત છે અને જે સાક્ષાત્કારનો અભાવ છે તે જગતરૂપી અનુભવનો ઉદય છે. જે અહંકાર છે તેનું ખરું સ્વરૂપ જ્યાં સુધી જાણવામાં ન આવ્યું હોય ત્યાં સુધી તે અહંકાર પરમાત્મામાં મેલરૂપ છે, પણ જો અહંકારનું ખરું સ્વરૂપ જાણવામાં આવે, તો અહંકાર પરમાત્મારૂપ જ—મોક્ષરૂપ જ થઈ જાય છે. સ્વરૂપથી જાણવામાં આવેલો અહંકાર અહંકારરૂપ નથી રહેતો; પણ જેમ પાણી પાણીની સાથે એક થઈ જાય છે, તેમ પરમાત્માની સાથે એક થઈ જાય છે.[૨૨–૨૫] અનુભવમાં આવતું અહંકાર આદિ જગત વાસ્તવિક રીતે છે જ નહિ. અહંકાર એ શું છે, એવો વિચાર કરતાં અહંકારાદિક સઘળું ટળી જઈને અવશ્ય એક ચૈતન્ય જ અવશેષ રહે છે.[૨૬] જેમ પ્રૌઢ બુદ્ધિવાળાઓને આ પિશાચ નથી એમ બોધ કરવાથી અપિશાચમાં થયેલી પિશાચની ભ્રાંતિ ટળી જાય છે, પણ થોડી સમજણવાળા બાળકોને તો 'આ પિશાચ નથી' એમ સેંકડોવાર કહેતાં છતાં પણ સંશય જ રહે છે; તેમ અહંકારથી રહિત થયેલાઓને બ્રહ્મમાં થયેલી જગતની ભ્રાંતિ ટળી જાય છે, પણ અહંકારવાળાઓને 'આ જગત નથી પણ બ્રહ્મ છે' એમ સેંકડોવાર કહેવા છતાં પણ સંશય જ રહે છે.[૨૭] જ્યાં સુધી અંદર રહેલી ચૈતન્યરૂપી ચાંદની અહંકારરૂપી વાદળાંથી ઢંકાયેલી હોય, ત્યાં સુધી તે બોધરૂપી કુમુદિનીને પ્રફુલ્લિત કરતી નથી.[૨૮] હુંપણું ધોવાઈ જાય તો પછી હુંપણાને લીધે કલ્પાયેલાં નરક, સ્વર્ગ અને મોક્ષ આદિ ક્યાંથી જ રહે? અર્થાત્ મોક્ષ આદિની તૃષ્ણા રહેતી જ નથી.[૨૯] જ્યાં સુધી હૃદયમાં હુંપણારૂપ મેઘ વરસ્યા કરતો હોય, ત્યાં સુધી તૃષ્ણારૂપી ઇંદ્રજવની મંજરી પ્રફુલ્લિત થયા જ કરે છે.[૩૦] નિત્યચૈતન્યને દબાવીને અહંકારરૂપી મેઘ જ્યાં સુધી રહ્યો હોય, ત્યાં સુધી અજ્ઞાનરૂપી અંધારું રહ્યા જ કરે છે અને કદી પણ પ્રકાશ થતો નથી.[૩૧] આ અહંકાર સુદ્ધાં છે જ નહિ અને જીવે પોતે જ તેને મિથ્યા કલ્પી લીધેલો છે. જેમ બાળકે સભ્રમથી કલ્પી લીધેલો પિશાચ બાળકના દુઃખને માટે જ છે પણ હર્ષને માટે નથી; તેમ તે અહંકાર જીવને દુઃખ માટે જ છે પણ હર્ષને માટે

નથી. મિથ્યા જ કલ્પાયેલા અહંકારથી કાચી બુદ્ધિવાળા પુરુષને અનંત જન્મ–મરણ આપનારો મોહ થાય છે. જેમકે દામ આદિ દૈત્યોને થયો હતો. 'આ દેહ હું છું' એવા ભારે મોહથી અધિક બીજું કાંઈ અનર્થભૂત અજ્ઞાન સંસારમાં થયું નથી અને થશે પણ નહિ.[૩૨–૩૪] સંસારમાં જે કાંઈ આ સુખ અને દુઃખ અત્યંત આવ્યાં કરે છે, તે સઘળું અહંકારરૂપી ચક્રના મોટા પરિણામરૂપ છે. [૩૫] અહંકારરૂપી અંકુરને વિચારવાળા મનરૂપી હળથી ઉખેડીને નાખી દેવામાં આવે, તો સંસારનો નાશ કરનારું એવું જ્ઞાનરૂપી ધાન્ય કોઈ પણ રીતે છેદાતું નથી; પરંતુ તે તો હજારો શાખાઓથી વૃદ્ધિ પામીને ફળદાયી થાય છે.[૩૬] જે અહંકાર છે તે જ અનંત જન્મોરૂપી વૃક્ષોનો કાંટો છે. તે વૃક્ષોની 'આ મારું, આ મારું,' એવા પ્રકારની મમતાઓરૂપ હજારો શાખાઓ ફેલાયેલી છે. [૩૭] વાસના આદિ પદાર્થો શીમળાનાં પાકાં ફળોની પેઠે જરાક ઠોકર વાગવાથી ફાટી પડે એવા છે અને તે મોટા મોટા તરંગોની પંક્તિઓની પેઠે જરાક પ્રત્યાઘાતથી તૂટી જાય એવાં છે; માટે તેમને વિચારરૂપી ઠોકર તથા પ્રત્યાઘાત દેવો જોઈએ. વાસ્તવિક રીતે જેમાં અહંકાર નથી એવો આત્મા પોતાને તિરોહિત થઈ ગયેલી 'હું છું' એવી ભાવનાથી સંસારરૂપી ચક્રના ભ્રમણ જેવો (માત્ર)જણાય છે.[૩૮,૩૯] જન્મરૂપી અરણ્યમાં જ્યાં સુધી અહંકારરૂપી અંધકાર ફેલાયેલો છે, ત્યાં સુધી જ ચિંતારૂપી આ મહોન્મત્ત પિશાચિણીઓ ગર્જના કરે છે. [૪૦] જે અધમ માણસને અહંકારરૂપી પિશાચ વળગ્યો હોય છે, તે માણસના તે વળગાડને મટાડવા માટે શાસ્ત્રો કે મંત્રો કોઈ પણ સમર્થ નથી.[૪૧]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! એ અહંકાર કયા ઉપાયથી ન વધે ? એ વિષે મને કહો, એટલે મને સંસારરૂપી ભયની શાંતિ થાય. [૪૨]

**વસિષ્ઠ બોલ્યા :** આત્માનું જે વાસ્તવિક સ્વરૂપ મેં કહ્યું છે, તે સ્વરૂપનું સર્વદા સ્મરણ રાખવામાં આવે અને આત્મા ચૈતન્યમય અરીસા જેવો નિર્મળ રહે, તો અહંકાર વધતો નથી. 'આ સંસારરૂપી ઈંદ્રજાળ મિથ્યા જ છે, માટે તેમાં રાગ–દ્વેષ રાખવાથી મારું શું વળે એમ છે?' એ રીતનું મનમાં જે અનુસંધાન રાખવામાં આવે, તો અહંકાર વધતો નથી.[૪૩,૪૪] 'અહંકાર પણ નથી અને દશ્યોના વિલાસો પણ નથી' એવા વિચારની જેના મનમાં સ્થિતિ થઈ હોય, તે પુરુષનો વ્યવહાર શાંત થવાને લીધે અહંકાર વધતો નથી.[૪૫] 'આ હું છું અને આ જગત છે' એવા બે વિચારો શત્રુ–મિત્ર આદિને ઉત્પન્ન કરનારા છે. તેમનો ક્ષય થાય અને સર્વત્ર ચોખ્ખી સમતા પ્રાપ્ત થાય, તો અહંકાર વધતો નથી.[૪૬] દ્રષ્ટા, દર્શન અને દશ્ય ઇત્યાદિક ત્રિપુટીઓ 'આ લેવું અને આ છોડી દેવું' એવા પ્રકારની ભ્રાંતિઓને ઉત્પન્ન કરનારી છે. તેમનો ક્ષય થાય અને સર્વત્ર ચોખ્ખી સમતા પ્રાપ્ત થાય તો અહંકાર વધતો નથી.[૪૭]

**રામ બોલ્યા :** હે પ્રભુ! જાગ્રતમાં, સ્વપ્નમાં અને મનોરથમાં જે અહંકાર થાય છે તેનો આકાર કેવો છે? તેનો ત્યાગ શી રીતે થાય? અને ત્યાગ કરવાથી શું થાય?[૪૮]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! આ જગતમાં અહંકાર ત્રણ પ્રકારના છે. તેઓમાં બે શ્રેષ્ઠ છે અને એક ત્યાગ કરવા યોગ્ય છે. હું એ વિષયનું વિવેચન કરું છું, તે તમે સાંભળો. 'આ જે સઘળું જગત છે તે હું છું અને જે અવિનાશી પરમાત્મા છે તે પણ હું છુ. જગતમાં મારાથી જુદું કાંઈ જ નથી' આવી રીતનો જે અહંકાર થાય તેને ઉત્તમ સમજવો.[૪૯,૫૦] આ અહંકાર મોક્ષ માટે છે, પણ બંધન માટે નથી અને તે ચોથી અથવા પાંચમી ભૂમિકામાં રહેલા જીવન્મુક્તને હોય છે.

'હું સર્વ કરતાં અત્યંત સૂક્ષ્મ છું, માટે સર્વથી ન્યારો છું' એવો બીજા પ્રકારનો જે અહંકાર થાય છે, તેને પણ શુભ સમજવો. એ અહંકાર મોક્ષ માટે છે, પણ બંધન માટે નથી અને તે છઠ્ઠી ભૂમિકામાં રહેલા જીવન્મુક્તને હોય છે. સાતમી ભૂમિકામાં રહેલા જીવન્મુક્તને 'અહંકાર છે' એવી જો કલ્પના કરીએ તો તે નામમાત્ર જ રહેલો છે. 'હાથ તથા પગ આદિ અવયવોવાળો જે આ દેહ છે તે હું છું' એવો ત્રીજા પ્રકારનો જે અહંકાર તે લૌકિક છે અને તુચ્છ જ છે. એ ત્રીજો દુરાત્મા અહંકાર એક જાતનો મોટો શત્રુ જ છે, એટલા માટે તેનો ત્યાગ જ કરવો જોઈએ.[૫૨–૫૪] અનેક પ્રકારની માનસિક પીડાઓ કરનારો એ ત્રીજો અહંકારરૂપી બળવાન શત્રુ જે જીવને ખરાબ કરી નાખે છે, તે જીવ પાછો ઠેકાણે આવતો નથી.[૫૫] સ્વાભાવિક રીતે અનાદિકાળથી ચોંટેલા એ ત્રીજા દુષ્ટ અહંકારે જેમની બુદ્ધિને ભમાવી નાખી છે, તે લોકો સંકટોમાં જ ડૂબ્યાં કરે છે.[૫૬] પહેલા બેમાંના ગમે તે અહંકારવાળો જીવ મહાત્મા કહેવાય છે અને મુક્તિ પામે છે, પણ ત્રીજા લૌકિક અહંકારવાળો જીવ તો દઢ રીતે સંસારમાં જ ગોથાં ખાયાં કરે છે.[૫૭] પહેલા એ અહંકારનો અંગીકાર કરી 'હું દેહ નથી' એવો નિર્ણય કરીને ત્રીજા લૌકિક અહંકારનો ત્યાગ કરવો, એમ પૂર્વના વિદ્વાનોનો સિદ્ધાંત છે.[૫૮] એટલા માટે પહેલા બે અહંકારનો અંગીકાર કરી, ત્રીજા દુઃખદાયી લૌકિક અહંકારનો ત્યાગ જ કરવો યોગ્ય છે.[૫૯] દામ, વ્યાલ અને કટ, એ ત્રણ દૈત્યો ત્રીજા લૌકિક અહંકારથી એવી દશાને પામ્યા હતા કે તે દશાની વાતો કરતાં પણ ખેદ ઉત્પન્ન થાય છે.[૬૦]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! ચિત્તમાંથી એ ત્રીજા લૌકિક અહંકારનો ત્યાગ કરીને પુરુષ કેવી રીતે વર્તે તો તે પોતાના હિતને પ્રાપ્ત થાય?[૬૧]

**વસિષ્ઠ બોલ્યા :** લૌકિક અહંકાર ત્યાગ કરવા યોગ્ય છે અને દુઃખદાયી છે. તેનો ત્યાગ કરીને પુરુષ જેમ જેમ ગુરુસેવા આદિ શુભ સાધનોમાં તત્પર રહે છે, તેમ તેમ તેને પરમપદ સમીપમાં આવતું જાય છે.[૬૨] પુરુષ જો પહેલા અહંકારની અને બીજા અહંકારની ભાવના કરીને રહે છે, તો ઊંચા પદને પ્રાપ્ત થાય છે અને એમને પણ છોડી દઈ સઘળા અહંકારોથી રહિત રહે છે, તો તે પુરુષ પરમ પદને પામે છે.[૬૩'૬૪] હે રામ! આવા વિચાર રાખી પરમાનંદના બોધને માટે સર્વદા સઘળા યત્નો કરીને છેલ્લા દુષ્ટ લૌકિક અહંકાર(હું દેહ છું એવા અહંકાર)નો તો અવશ્ય ત્યાગ કરવો જોઈએ.[૬૫] એ પાપી દુષ્ટ અહંકાર તો શરીરમાં રહેલો એક જાતનો રોગ છે. તેનો ત્યાગ કરવો, એ જ મોટું કલ્યાણ છે અને એ જ પરમપદ પામવાનું સાધન છે.[૬૬] વિચારના બળથી એ લૌકિક સ્થૂળ અહંકારનો ત્યાગ કરીને માણસ બેસી રહે અથવા વ્યવહાર કરે, તોપણ તેનું અધઃપતન (નીચ સ્થિતિમાં પડવું) થતું નથી.[૬૭] હે મહાબુદ્ધિમાન! જેમ સારી પેઠે તૃપ્તિ પામેલા પુરુષને ઝેરથી સંયુક્ત થયેલા રસો પ્રિય લાગતા નથી, તેમ જેનો અહંકાર ક્ષીણ થઈ ગયો હોય એવા જીવને રોગ જેવા દુઃખદાયી ભોગો પ્રિય લાગતા નથી.[૬૮] ભોગો ઉપર પ્રેમ ન રહે ત્યારે પુરુષને મોક્ષરૂપ કલ્યાણ સમીપમાં જ આવે છે; કારણકે મનના અંધકારરૂપ અહંકાર ક્ષીણ થયા પછી બીજું કલ્યાણને રોકે એવું કશું જ પ્રતિબંધક રહેતું નથી કે જેને લીધે શ્રેયનો વિઘાત થાય.[૬૯] હે રામ! અહંકારના અનુસંધાનનો ત્યાગ કરવાથી, ધીરજથી અને શ્રવણાદિકના પ્રયત્નથી સંસારરૂપ સમુદ્ર તરાય છે. જે પુરુષ 'જે સઘળું છે તે હું જ છું અને એમ હોવાથી સઘળું મારું જ છે' એવા વિચારથી 'હું દેહાદિક નથી અને દેહાદિકના

સંબંધમાં જે કાંઈ છે તે મારું નથી' એવો નિશ્ચય રાખે છે તથા ઉપર કહેલા આત્માના ઉત્તમ બોધને મનમાં દૃઢ રીતે ઠસાવે છે, તે મહાત્મા પુરુષ અનુક્રમથી સાતમી ભૂમિકામાં સ્થિતિ પામે છે અને અંતે વિદેહકૈવલ્યને પામે છે.[૭૦-૭૧]

नाहं न तेन मम किंचिदपीति मत्वा सर्वं च मे सकलमप्यहमेव चेति। लब्धास्पदं मनसि संविदमेवमीत्व्यां नीत्वा स्थितिं परमुपैति पदं महात्मा ॥ ७१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિ-પ્રકરણનો 'અહંકારવિચાર' નામનો સર્ગ ૩૩મો સમાપ્ત

## सर्ग ३४ मो×

### વિષ્ણુએ શંબરાસુરને માર્યો અને વાસનારહિત ત્રણ દૈત્યોનો મોક્ષ

वसिष्ठ उवाच

अत्र ते शृणु वक्ष्यामि दामादिषु गतेष्वथ ।
यद्वृत्तं शंबरस्यैव नगरे नगसन्निभे ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જેમ શરદઋતુમાં તૂટેલી મર્યાદાવાળું વાદળાંઓનું સઘળું મંડળ આકાશમાંથી ભ્રષ્ટ થઈને નષ્ટ થઈ જાય છે, તેમ તૂટેલી મર્યાદાવાળું શંબરાસુરનું સઘળું સૈન્ય આકાશમાંથી પડી નષ્ટ થઈ ગયું. પછી દામ આદિ દૈત્યો શંબરાસુરની પાસેથી જતા રહ્યા, એટલે મેરુપર્વતના જેવી સંપત્તિવાળા શંબરાસુરના નગરમાં જે વૃત્તાંત બન્યું તે હું તમને કહું છું, તે તમે સાંભળો.[૧-૨] જેના સૈન્યને દેવતાઓએ જીતી લીધેલુ એવા શંબરાસુરે કેટલાંએક વર્ષો કાઢી પાછો દેવતાઓના વધનો ઉદ્યોગ કરીને વિચાર કર્યો, કે[૩] 'મેં માયાથી દામ આદિ જે અસુરોને બનાવ્યા હતા, તેમણે તો મૂર્ખતાને લીધે યુદ્ધમાં ખોટા દુષ્ટ અહંકારની જ ભાવના કરી, એટલે તેઓ હારી ગયા.[૪] હવે મારે માયાથી બીજા દાનવોને સર્જવા અને તેમને વેદાંતશાસ્ત્ર જાણનારા તથા વિવેકી કરવા. તત્ત્વના પરિજ્ઞાનને લીધે તેઓ મિથ્યાભાવના વગરના હશે, એટલે તેઓ અહંકારને ધારણ કરશે નહિ અને તેથી દેવતાઓને જીતી લેશે.[૫-૬] આ પ્રમાણે દૈત્યરાજ શંબરાસુરે વિચાર કર્યો. પછી જેમ સમુદ્ર પરપોટાઓને ઉત્પન્ન કરે છે, તેમ તેણે માયાથી પોતાના ધાર્યા પ્રમાણે ભીમ, ભાસ અને દૃઢ એ નામના ત્રણ દાનવોને ઉત્પન્ન કર્યા.[૭] આત્મતત્ત્વને જાણનારા હોવાને લીધે સઘળું જાણનારા, રાગરહિત, દ્વેષવગરના, જે કામ આવી પડે તે જ કામને કરનારા, આત્માનું અનુસંધાન કરનારા, ઉત્તમતાવાળા, નિઃસ્પૃહપણાથી સઘળા જગતને તરણા જેવું જોતા અને પવિત્ર મનવાળા એ ત્રણે દૈત્યોએ ઊંચે આવીને આકાશને ઘેરી લીધું. ચળકતાં શસ્ત્રોવાળા એ દૈત્યો વર્ષાઋતુનાં વીજળીઓવાળાં વાદળાંઓની પેઠે ગર્જના કરતા હતા.[૮-૧૦] તેઓ દેવતાઓની સામે ઘણાં વર્ષો સુધી લડ્યા, પણ વિવેકને લીધે કદી પણ તેમણે અહંકાર કર્યો નહિ.[૧૧] એ ત્રણ દૈત્યોને મનમાં 'આ અમારું છે' એવી વાસના ઉદય પામતી, તો 'આ દેહ છે, તે કોણ છે? અને અમે કોણ છીએ?' એવા વિચારથી તે વાસના તુરત જ પાછી અસ્ત પામતી હતી.[૧૨] 'શરીર ખોટું છે અને દેવતાઓ પણ ખોટા છે. જે અમે છીએ તે કોણ છીએ? બ્રહ્મ જ છીએ.' એવા વિચારના પ્રભાવથી એમને ભય આદિનો ઉદય જ થયો નહિ.[૧૩] 'આ શરીર ખોટું છે, આ યુદ્ધાદિક કાંઈ છે જ નહિ, અમારામાં શુદ્ધ ચૈતન્ય વિના બીજું કાંઈ છે જ નહિ અને જે આ અહંકાર થાય છે, તે અમારા સ્વરૂપથી જુદો નથી,' એવો નિશ્ચય રાખીને તે દૈત્યો પ્રવૃત્તિ કરતા હતા.[૧૪] એ ભીમ, ભાસ અને દૃઢ નામના

× આ ચોત્રીસમા સર્ગમાં ભીમ, ભાસ અને દૃઢ એ નામના આ દૈત્યોએ પીડેલા દેવતાઓની પ્રાર્થના ઉપરથી વિષ્ણુએ શંબરાસુરને માર્યો; અને વાસના વગરના ભીમ આદિ ત્રણે દૈત્યો મુક્ત થયા, એ કથા કહેવામાં આવશે.

મુખ્ય દૈત્યો અહંકારથી રહિત હતા, વૃદ્ધાવસ્થાના તથા મરણના ભય વગરના હતા, આવી પડેલા કામને જ કરનારા હતા, ધીર હતા અને વર્તમાન કાળને જ અનુસરનારા હતા. તેઓ સર્વદા આસક્તિ વગરની બુદ્ધિવાળા હતા, બીજાઓને મારવા છતાં પણ મારનારપણાનું અભિમાન ધરાવતા નહોતા, વાસનાઓના સમૂહોથી રહિત હતા અને કાર્યો કરવા છતાં પણ કર્તાપણાનું અભિમાન કરતા નહોતા. તેઓ ફળની ઇચ્છાથી નહિ પણ 'સ્વામીનું કામ સેવકોએ અવશ્ય કરવું જોઈએ' એવા નિયમને અનુસરીને યુદ્ધમાં તત્પર રહેતા હતા. તેઓ રાગ–દ્વેષથી રહિત હતા અને સર્વદા સમદૃષ્ટિવાળા હતા. તેમણે પોતાના ખરજની પેઠે દેવતાઓની સેનાને હણી નાખી, વશ કરી, ભોગવી, હરી લીધી અને બાળી નાખી. આમ ભીમ, ભાસ અને દઢ નામના દૈત્યોએ દેવતાઓની સેનાને અત્યંત ત્રાસ પમાડ્યો એટલે તે સેના હિમાલયમાંથી નીકળેલી ગંગાની પેઠે વેગથી નાસી ગઈ. જેમ વાયુઓએ પીડેલી વાદળાંઓની પંક્તિ પર્વતને શરણે જાય, તેમ દૈત્યોએ પીડેલી દેવતાઓની તે સેના ક્ષીરસમુદ્રમાં શયન કરનારા નારાયણને શરણે ગઈ.[૧૫–૨૦] જેમ દુષ્ટ કામીપુરુષોથી બીધેલી સ્ત્રીને તેનો સ્વામી ધીરજ આપે, તેમ દૈત્યોથી બીધેલી દેવતાઓની તે સેનાને શેષશાયી નારાયણે ધીરજ આપી. જ્યાં સુધી નારાયણે શંબરાસુરને મારવાની ગોઠવણ કરી, ત્યાં સુધી એ દેવતાઓની સેના નારાયણના નિવાસરૂપ શ્વેતદ્વીપમાં જ રહી. પછી નારાયણને અને શંબરાસુરને દારુણ યુદ્ધ થયું અને તેમાં આ કાળમાં પણ પ્રલયકાળની પેઠે મોટામોટા પર્વતો ઊડ્યા.[૨૧–૨૩] એ સંગ્રામમાં સૈન્યો તથા વાહનો સહિત તે શંબરાસુર નારાયણના હાથથી મરણ પામ્યો અને વૈકુંઠપુરીને પ્રાપ્ત થયો. જેમ પવન દીવાઓને હોલવી નાખે છે, તેમ વિષ્ણુએ જ તે વિષમ સંગ્રામમાં ભીમ, ભાસ અને દઢ નામના એ દૈત્યોને શાંત કરી દીધા. વાસનાઓથી રહિત જ રહેલા એ લોકો જ્યારે શાંત થયા, ત્યારે જેમ હોલવાઈ ગયેલા દીવાઓની ગતિ કોઈના જાણવામાં આવતી નથી, તેમ તેમની ગતિ પણ કોઈના જાણવામાં આવી નહિ. (કર્માદિક કરનારાઓને મરણ પામ્યા પછી તે તે લોકમાં જવું પડે છે, તેથી તે લોકની ગતિ બીજાઓના જાણવામાં આવે; પણ બ્રહ્મવેત્તાઓને તો મરણ પામ્યા પછી પણ સ્વરૂપમાં જ રહેવાનું થાય છે, માટે તેમની ગતિ કોઈના જાણવામાં આવે જ નહિ.)[૨૪–૨૬] હે રામ! મન જો વાસનાવાળું હોય, તો બંધાયેલું છે અને વાસનાવગરનું હોય તો મુક્ત જ છે; એટલા માટે તમે વિવેકથી વાસનારહિતપણાનું સંપાદન કરો. સાચા સ્વરૂપ–ચૈતન્યનું સારી પેઠે અવલોકન કરવાથી વાસના ક્ષય પામે છે અને વાસનાનો નાશ થતાં ચિત્ત દીવાની પેઠે નાશ પામે છે.[૨૭,૨૮] 'પરિપૂર્ણ ને વાસ્તવિક સત્ય એવો ચૈતન્યાત્મા આ જ દૃશ્યની ભાવના કરે છે, તે દૃશ્ય કાંઈ પણ સાચું નથી અને ભાવના પણ સાચી નથી' એમ વિચાર કરીને ચિન્માત્રનું દર્શન કરવું એ જ યોગ્ય અવલોકન છે.[૨૯] 'આ જે સઘળું જગત છે, તે આત્મા જ છે; માટે કોણ, ક્યાં અને કોની ભાવના કરે? જે ભાવના કહેવાય છે તે મુદ્દલ છે જ નહિ' એમ જે વિચારવું, તે યોગ્ય અવલોકન છે.[૩૦] વાસનાઓ, વાસનાઓનો અર્થ, ચિત્ત અને ચિત્તનો અર્થ એ સઘળું સત્ય વિચારથી જેમાં લીન થાય છે, તે પરમપદ છે.[૩૧] વાસનાઓથી ઘેરાયેલું ચિત્ત સંસારમાં રહેલું છે અને તે જ જો વાસનાઓથી રહિત થાય છે તો જીવન્મુક્ત કહેવાય છે.[૩૨] ચિત્ત ખોટા ભૂતની પેઠે ઉદય પામીને ઘટ–પટ આદિ અનેક આકારોનું ગ્રહણ કર્યા કરે છે, માટે તેને તુરત જ શાંત કરવું જોઈએ.[૩૩] હે રામ! જેમ દામ, વ્યાલ અને કટનું ચિત્ત દેહાત્મભાવે પરિણામ પામ્યું હતું, તેમ

તમારું ચિત્ત દેહાત્મભાવે પરિણામ ન પામો; પણ જેમ ભીમ, ભાસ અને દઢનું ચિત્ત બ્રહ્માત્મભાવે પરિણામ પામ્યું હતું, તેમ તમારું ચિત્ત અવિચળ બ્રહ્માત્મભાવે પરિણામ પામો.[૩૪] હે રામ! મારા પિતા બ્રહ્માએ મને પૂર્વે કહ્યું હતું કે, 'તને દામ, વ્યાલ અને કટની પદ્ધતિ પ્રાપ્ત ન થાઓ.' તમે અત્યંત બુદ્ધિમાન શિષ્ય છો, એટલે તમને પણ હું એ જ ભલામણ કરું છું કે, 'તમે દામ, વ્યાલ અને કટની પદ્ધતિને પ્રાપ્ત ન થાઓ. પરંતુ હે નિર્દોષ રામ! તમે સર્વદા ભીમ, ભાસ અને દઢની પદ્ધતિને જ ધારણ કરજો. હે રામ! એ પ્રમાણે વ્યવહાર કરવાથી વ્યવહારોમાં આસક્તિ થતી નથી અને તેથી તત્ત્વબોધરૂપ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે, ત્યારે અપાર સુખ–દુઃખોની સાંકળોવાળી અને અનેક જન્મોમાં તાપ આપવાને સારુ જ પ્રાપ્ત થયેલી એવી આ સંસારની પદવીનો પોતાનાં મૂળ અજ્ઞાન સહિત સમૂળો નાશ થઈ જાય છે.[૩૫–૩૭]

अविरलसुखदुःखसंकटेयं भवपदवी भवतापनोपयाता । व्यवहरणवतो विभूतियातो सततमसक्ततयैव नश्यतीति ॥ ३७॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'દામવ્યાલકટોપાખ્યાન સમાપ્તિ' નામનો સર્ગ ૩૪મો સમાપ્ત**

## સર્ગ ૩૫મો*

## વાસનાત્યાગનું નિરૂપણ

**वसिष्ठ उवाच**

जयंति ते महाशूराः साधवो यैर्विनिर्जितम् ।
अविद्यामेदुरोल्लासैः स्वमनो विषयोन्मुखम् ॥१॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જે સાધુપુરુષોએ અવિદ્યાના પ્રબળ વિલાસોથી વિષયોમાં ઉન્મુખ થનારા પોતાના મનને જીત્યું હોય છે, તેમને મહાશૂર સમજવા અને સઘળા શૂરપુરુષો કરતાં ઉત્કૃષ્ટ સમજવા.[૧] આ સંસાર દુઃખરૂપ છે અને સઘળા ઉપદ્રવોને આપનારો છે, તેને ટાળવાને માટે પોતાના મનનો નિગ્રહ કરવો એ જ એક ઉપાય છે.[૨] હે રામ! હવે હું જ્ઞાનનું સર્વસ્વ કહું છું, તે સાંભળો અને તે સાંભળ્યા પછી મનમાં ઘૂંટી રાખો. ભોગોની ઇચ્છા એ જ બંધ છે અને તે ઇચ્છાનો ત્યાગ એ જ મોક્ષ છે, એમ કહેવાય છે.[૩] બીજાં શાસ્ત્રોની રચનાઓ જોવાનું કાંઈ પ્રયોજન નથી. તમે માત્ર એટલું જ કરો, કે આ સંસારમાં જે જે કાંઈ મીઠું લાગે છે તેને ઝેર જેવું અને અગ્નિ જેવું સમજો.[૪] વિષયોનો ત્યાગ કરવો બહુ વિષમ છે, તોપણ વારંવાર વિચાર કરીને પ્રથમ તો તેમનો ત્યાગ જ કરવો જોઈએ. ત્યાગ કરીને સહનશક્તિનો અભ્યાસ કર્યા પછી અનુક્રમે તેમનું ગ્રહણ કરીએ તોપણ પરિણામ બગડતું નથી.[૫] કાંટાવાળાં ઝાડોનાં બીજથી પથરાયેલી પૃથ્વી જેમ કાંટાઓના સમૂહને ઉત્પન્ન કરે છે, તેમ વાસનાઓથી ઘેરાયેલી બુદ્ધિ રાગ–દ્વેષ આદિ ઘણાઘણા દોષોને ઉત્પન્ન કરે છે.[૬] જેમાં વાસનાઓની જાળ ન લાગી હોય અને જેણે રાગદ્વેષ પાછા ભૂતકાળમાં દીઠા ન હોય એવી બુદ્ધિ, ચંચળપણાથી રહિત થઈને ધીરેધીરે ઉત્તમ શાંતિને પ્રાપ્ત થાય છે.[૭] જેમ શ્રેષ્ઠ બીજવાળી પૃથ્વી કદી પણ ગ્લાનિ નહિ પામનારા, સારા ગુણોવાળા અને ફળ દેનારા સુંદર અંકુરોને સમયસર ઉત્પન્ન કરે છે, તેમ સારી મતિ કદી પણ ગ્લાનિ નહિ પામનારા, શાંતિ આદિ સારા ગુણોવાળા અને મોક્ષરૂપ ફળ આપનારા સમાધિ આદિ શુભ અંકુરોને સર્વદા ઉત્પન્ન કરે છે.[૮] જ્યારે દયા તથા ક્ષમા આદિ સદ્‌ગુણોના અનુસંધાનથી પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, ખોટી સમજણરૂપ ગાઢ મેઘ ધીરેધીરે શાંત થાય છે, શુક્લપક્ષના ચંદ્રની પેઠે સૌજન્ય

* આ પાત્રીસમા સર્ગમા સત્સંગ, વિવેક, આત્મબોધ-અને સમાધિથી સંયુક્ત વિષયવાસનાના ત્યાગનુ નિરૂપણ કરવામાં આવશે.

વૃદ્ધિ પામે છે, આકાશમાં પ્રસરતા સૂર્યના તેજની જેમ જ્યારે હૃદયમાં પવિત્ર વિવેક ફેલાય છે, પોલા વાંસમાં× થતી મોતીની વૃદ્ધિની જેમ ચિત્તમાં જ્યારે ધીરજ વૃદ્ધિ પામે છે, વસંત-ઋતુમાં કૃતાર્થ થતા ચંદ્રની જેમ જ્યારે અંદર આત્મસુખની સારી સ્થિતિ કૃતાર્થ થાય છે, શીતળ છાયાવાળું સત્સંગરૂપી વૃક્ષ ફલિત થાય છે અને આનંદરૂપ રસથી ભરેલું સમાધિરૂપ શરુનું ઝાડ આનંદનું અખંડ ઝરણુ આપે છે, ત્યારે મન-માંથી સુખ–દુઃખ તથા કામ–ક્રોધાદિ દ્વંદ્વો ટળી જાય છે, વાસના જતી રહે છે, ઉપદ્રવો નાશ પામે છે અને ચપળતા, અનર્થ, શોક, મોહ તથા ભયરૂપ રોગો શાંત થઈ જાય છે.[૯–૧૩] ત્યારે શાસ્ત્રોના અર્થો સંબંધી સંદેહો ક્ષીણ થઈ જાય છે, વિષયો ભોગવવાની સઘળી ઉત્કંઠાઓ ઓસરી જાય છે, કલ્પનાઓની જાળ દૂર થઈ જાય છે, મોહ ભાગી જાય છે અને લેપ ખસી જાય છે.[૧૪] ત્યારે પ્રવૃત્તિમાં ઉન્મુખપણું ટળી જાય છે, નિંદા આદિ દુર્ગુણો નષ્ટ થાય છે, ચિંતાઓ અસ્ત પામી જાય છે, પ્રવૃત્તિ જતી રહે છે, શોકરૂપી ઝાકળ શાંત થઈ જાય છે, આસક્તિ ઊડી જાય છે અને અભિમાનરૂપી ગાંઠ તૂટી જાય છે.[૧૫] આ સમયમાં મન સંદેહોરૂપી પોતાના કુપુત્રોની સાથે, મનોરથોરૂપી શાખાઓની સાથે, તૃષ્ણા-રૂપી સ્ત્રીની સાથે અને વાસનારૂપી પાંજરાની સાથે પોતે પણ નષ્ટ થાય છે અને આત્માના જીવન્મુક્તિરૂપ પરમપુરુષાર્થને સાધી આપે છે[૧૬]. મન પ્રથમ પોતાને પુષ્ટિ આપનારી શુભાશુભ અને શત્રુ, મિત્ર આદિ વિકલ્પોવાળી કલ્પના-ઓને છોડી દે છે અને તે પછી 'જેમ એ વિક-લ્પોને ઉત્પન્ન કરવામાં હું સમર્થ છું, તેમ તેમનો નિગ્રહ કરવામાં પણ સમર્થ છું' એમ વિચારીને પોતાના દેહાકારપણાને પણ તરણા-ની પેઠે છોડી દે છે.[૧૭] મનનો જે ઉદય તે જ જીવની પડતી દશા છે અને મનનો જે નાશ તે જ જીવની ચઢતી દશા છે. જ્ઞાનીનું મન નાશ પામે છે અને અજ્ઞાનીનું મન વધ્યા કરે છે.[૧૮] પર્વતોનું જે મંડળ દેખાય છે તે મન જ છે, જે આકાશ છે તે મન જ છે, જે દેવ છે તે મન જ છે, જે મિત્ર છે તે મન જ છે, જે શત્રુ છે તે મન જ છે અને જે કાંઈ આ સઘળું જગત છે તે પણ મન જ છે.[૧૯] ચૈતન્યને પોતાના સ્વરૂપનું વિસ્મરણ થાય છે, ત્યારે વિકલ્પોથી મેલી અને સંસારમાં લાગુ પડનારી જે વાસના થાય છે, તે જ મનનું સ્વરૂપ છે. એ વાસના જ સંસાર પ્રાપ્ત કરાવનારી છે.[૨૦] કાંઈક વિકલ્પની વાસનાથી મેલું થયેલું જે બ્રહ્મ તે જ જીવ કહેવાય છે, અથવા વાસનાના પ્રવેશથી પરિચ્છેદ પામેલા ચૈતન્યની જે એક જાતની સ્થિતિ તે જ જીવ કહેવાય છે.[૨૧] દેહમાં પડેલો, દેહને જ આત્મા માનતો અને પોતાના સ્વરૂપને ભૂલી ગયેલો જે જીવ છે, તે જ જ્યારે હજારો વિકલ્પોથી મોહ પામવાને લીધે પોતાનું સુખ–સ્વભાવપણું હરાઈ જતાં વધારે નિઃસાર થઈ જાય છે, ત્યારે તેને જ 'અંદર રહેલું મન છે' એમ કલ્પી લેવામાં આવે છે.[૨૨] જે આત્મા છે તે વાસ્તવિક રીતે સંસારી પુરુષ નથી, શરીરરૂપ પણ નથી અને રુધિરરૂપ પણ નથી. શરીર આદિ સઘળું જડ છે અને આત્મા તો આકાશની પેઠે નિર્લેપ છે. જેમ કેળના સ્તંભને ફાડી જોતાં તેમાં છાતરાંઓ સિવાય બીજું કાંઈ જ દેખાતું નથી, તેમ શરીર-ના ટુકડેટુકડા કરી જોતાં તેમાંથી રુધિર વગેરે સિવાય બીજું કાંઈ દેખાતું જ નથી, માટે શરીર જડ જ છે.[૨૩-૨૪] જે જીવ છે, તે જ મન છે;

× રત્નશાસ્ત્રમાં કહ્યું છે કે, મોટા હાથીઓ, મેઘ, સૂવર, શંખ, છીપ, માછલાં અને પોલા વાંસ એ બધાં મોતીની ઉત્પત્તિનાં સ્થાનકો છે. એ બધામાં પણ વિશેષ ભાગે છીપોની અંદર જ ઝાઝાં મોતી ઉત્પન્ન થાય છે.

અને તે મન જ્યારે દેહાકાર પામે છે, ત્યારે માણસ કહેવાય છે. જે જીવ છે તે પોતાના જ વિકલ્પોથી પોતામાં જ કલ્પાયેલા એ મનનું પોતાથી જ ગ્રહણ કરે છે.[૨૫] જેમ કોશેટાનો જીવડો પોતાની લાળને ફેલાવીને પોતાના બંધનને માટે જ એ જાળને ઉત્પન્ન કરે છે, તેમ જીવ મનમાં પોતાના જ વિકલ્પોને બહુ જ ફેલાવીને પોતાના બંધનને માટે જ શરીરને રચી લે છે.[૨૬] જેમ અંકુર બીજા પ્રદેશમાં અને બીજા કાળમાં પાંદડાપણાનું ગ્રહણ કરે છે; તેમ જીવ આ દેહને છોડીને બીજા પ્રદેશમાં અને બીજા કાળમાં બીજા શરીરનું ગ્રહણ કરે છે, માટે જીવ દેહરૂપી નથી.[૨૭] મનમાં જેવીજેવી વાસનાઓ હોય છે, તેવીતેવી વાસનાઓ પ્રમાણે મન બીજા શરીરનું ગ્રહણ કરે છે. જુઓ, એ મન જાગ્રતમાં જે વાસનામય થઈને સૂતું હોય છે, તે વાસનામય અને તે રૂપ જ થઈ તે સ્વપ્નમાં ખડું થાય છે.[૨૮] કોઈ આમલી આદિના ખાટા બીજને મધુર રસનું સિંચન આપીને વાવ્યું હોય તો તે બીજ અંકુર આદિ ક્રમથી વૃક્ષરૂપ થઈ ફળની ઉત્પત્તિના સમયમાં મીઠાશવાળું જ થાય છે, પણ તે બીજને કરંજ આદિના રસનું સિંચન આપીને વાવ્યું હોય, તો ફળની ઉત્પત્તિના સમયમાં તે કડવાશવાળું થાય છે. તે જ પ્રમાણે મન જે જે વાસનાઓના સિંચનને પ્રાપ્ત થયું હોય છે, તે તે વાસનાઓને અનુસરતાં શરીરરૂપ થાય છે, ચિત્ત મોટી વાસનાથી મોટું થાય છે અને ક્ષુદ્ર વાસનાથી ક્ષુદ્ર થાય છે. જુઓ, માણસે ઇંદ્રના રાજ્ય સંબંધી મનોરાજ્ય કર્યું હોય, તો ઇંદ્રપણાનું સ્વપ્ન આવે છે અને પિશાચો સંબંધી મનોરાજ્ય કર્યું હોય, તો રાત્રે સ્વપ્નમાં પિશાચો જોવામાં આવે છે[૨૯-૩૧] તળાવમાં અત્યંત નિર્મળતા હોય તો તેમાં મલિનપણું સ્થિતિ પામતું નથી અને તેમાં અત્યંત મલિનતા હોય તો તેમાં સ્વચ્છપણું સ્થિતિ પામતું નથી. તે જ પ્રમાણે મનમાં અત્યંત નિર્મળતા હોય તો તેમાં દ્વૈત સ્થિતિ પામતું નથી અને તેમાં અત્યંત મલિનતા હોય, તો તેમાં અદ્વૈત સ્થિતિ પામતું નથી. આમ જેવું મન હોય તેવું ફળ થાય છે.[૩૨-૩૩] જેમ ચંદ્ર ક્ષીણ થયા છતાં પણ પોતે પૂર્ણ થવાની પદ્ધતિને છોડતો નથી, તેમ ઉત્તમ પુરુષ દરિદ્રતા આદિથી હેરાન થવા છતાં પણ સર્વદા ઉદ્યોગી રહીને ચિત્તને નિર્મળ રાખવાની પદ્ધતિને છોડતો નથી, અથવા તત્ત્વબોધથી બાધિત હોવાને લીધે હજારો ઉપદ્રવો થવા છતાં પણ વિદ્વાનનું મન સંસારની વાસનાઓથી મલિન થતું નથી;[૩૪] કારણકે વાસ્તવિક રીતે જોતાં બંધન નથી, મોક્ષ નથી, બંધાયેલો નથી અને મુક્ત પણ નથી. જેમ ઇંદ્રજાળની લતા મિથ્યા જ ઊઠે છે, તેમ બંધન આદિ સઘળી માયા મિથ્યા જ ઊઠેલી છે.[૩૫] આ સઘળી જગતરૂપ માયા ગંધર્વનગરની પેઠે, ઝાંઝવાનાં પાણીની પેઠે અને નેત્રની પાંપણમાં આંગળી ખૂંચાડતાં થતી બે ચંદ્રની ભ્રાંતિને પેઠે મિથ્યા જ ઊઠેલી છે.[૩૬] આ જે સઘળી જગતની સત્તા દેખાય છે, તે બ્રહ્મની જ સત્તા છે અને તેમાં બેપણું કે એકપણું એવું કાંઈ જ નથી એ જ વાસ્તવિક છે. આ સંસાર નિઃસાર છે. તે ખોટો જ છે તે છતાં તે સ્ફુરે છે. 'હું વ્યાપક નથી, પણ ક્ષુદ્ર છું' એવા દુષ્ટ નિશ્ચયથી તે ઊઠ્યો છે. હું 'વ્યાપક છું અને ઈશ્વર છું' એવા નિશ્ચયથી સંસાર લય પામે છે. આત્મા સર્વવ્યાપક છે અને સ્વચ્છ છે. તેમાં 'આ દેહ હું છું' એવી જે ભાવના છે, તે જ બંધન છે અને તે બંધન પોતાના વિકલ્પોથી જ કલ્પાયેલું છે.[૩૭-૩૯] આ સઘળી બ્રહ્મની જ સત્તા છે. તેમાં બંધની કે મોક્ષની દશા જ નથી અને બેપણું કે એકપણું પણ કાંઈ જ નથી.[૪૦] મન જો નિર્મળપણાને લીધે નાશ પામવામાં ઉન્મુખ

થયેલું હોય અને સઘળાં દશ્યોમાં લાગણીવગરનું થઈ, નહિ—જેવાપણાને પામેલું હોય તો જ બ્રહ્મ જોવામાં આવે છે; તેમ થયા વિના બ્રહ્મ જોવામાં જ આવતું નથી.[૪૧] જેમ જળથી નિર્મળ થયેલું ધોળું કપડું રંગને ગ્રહણ કરે છે; તેમ સમાધિના અભ્યાસથી નિર્મળ થયેલું મન સર્વમાં બ્રહ્મ-દૃષ્ટિને ગ્રહણ કરે છે.[૪૨] હે રામ! 'જે સઘળું દશ્ય છે તે મારું જ સ્વરૂપ છે' એવી ભાવનાથી 'આ લેવા યોગ્ય છે અને આ છોડવા યોગ્ય છે' એવી વાસનાના બળને ક્ષીણ કરી નાખો અને એમ બંધને પણ છોડી દો અને મોક્ષને પણ છોડી દો.[૪૩] ગુરુસેવા આદિ સત્કર્મોથી, શાસ્ત્રશ્રવણથી, વૈરાગ્યથી અને બોધથી જો મન શુદ્ધ થાય તો એવો નિશ્ચય થાય છે કે, જેમ સ્ફટિકમણિમાં જુદા-જુદા રંગોનો મિથ્યા જ પ્રતિભાસ થાય છે, તેમ સ્વરૂપમાં જગતનો મિથ્યા જ પ્રતિભાસ થયો છે. દ્વૈત દેખાય કે તુરત જ બંધની પ્રાપ્તિ થાય છે અને આત્મદર્શન થાય કે તુરત જ મોક્ષની પ્રાપ્તિ થાય છે. કલ્પિત પદાર્થોની સાથે મળી જઈને મનમાં જે વ્યગ્રપણું થાય છે એ જ ખોટી સમ-જણરૂપ દ્વૈતદૃષ્ટિ છે. બોધ થતાં તે જરા વારમાં તૂટી જાય એવી છે, પણ બોધનો ઉદય ન થતાં તે જરા વારમાં ખરાબ કરી નાખે એવી છે, એમ સમજો.[૪૪–૪૫] બહારની તથા અંદરની સઘળી દ્વૈતદૃષ્ટિને છોડી દઈને મન જ્યારે બોધમાં લીન રહે, ત્યારે બ્રહ્મપદ પ્રાપ્ત થઈ ચૂક્યું એમ સમ-જવું.[૪૬] આ પ્રત્યક્ષ જોવામાં આવતી દ્વૈતદૃષ્ટિ અવશ્ય ખોટી જ છે, તેથી મનનું જે ઘેરાયેલા-પણું છે, એ જ જગતનું સ્વરૂપ છે; બીજું નથી, એમ સમજો.[૪૭] જગત આદિમાં પણ નથી અને અંતમાં પણ નથી, માટે મધ્યમાં પણ ખોટું જ છે. જે આદિમાં તથા અંતમાં ન હોય, તેનું મધ્યમાં પણ હોવું સંભવતું નથી. એ રીતે જેણે જાણ્યું ન હોય તેને દુખિયાપણું હાથમાં જ છે, એમ સમજવું.[૪૮] આ જે જગત છે, તે આત્મા જ છે એમ જો જાણ્યું ન હોય તો જગત-ની લીલા દુઃખદાયી થાય છે; અને જાણ્યું હોય તો તે લીલા ભોગ અને મોક્ષ સુખોને આપે છે. (જ્ઞાનીને મિથ્યા જાણેલા પદાર્થો દુઃખ-દાયી થતા નથી, માટે ભોગમાં ઉપયોગી છે; તેમનો ભોગ પ્રારબ્ધનો નાશ કરનાર હોવાને લીધે તેઓ મોક્ષમાં પણ ઉપયોગી છે.)[૪૯] 'જેમ જળ અન્ય છે' અને 'તરંગ અન્ય છે' એમ ભેદબુદ્ધિથી તેમની ભિન્નતા સમજવી એ મૂર્ખતા છે, અને 'જે જળ છે તે જ તરંગ છે' એમ જાણવું એ સમજુપણું છે, અર્થાત્ જ્ઞાન છે, તેમ 'બ્રહ્મ અન્ય છે અને જગત અન્ય છે' એમ ભેદબુદ્ધિથી તેમની ભિન્નતા સમજવી એ મૂર્ખતા છે, અર્થાત્ અજ્ઞાન છે. અને 'જે બ્રહ્મ છે તે જ જગત છે' એમ જાણવું એ સમજુપણું છે, અર્થાત્ એ પ્રકારનું અભેદજ્ઞાન એ જ જ્ઞાન છે.[૫૦] આ જગત મુદ્દલ ખોટું જ છે. તેમાં સત્ય-પણાની ભ્રાંતિથી 'આ લેવા યોગ્ય છે અને આ છોડવા યોગ્ય છે' એમ સમજવામાં આવે, તો દુઃખ આવ્યા કરે છે. જો જગતને ખોટું સમજીને તેમાં 'આ લેવા યોગ્ય છે અને આ છોડવા યોગ્ય છે' એવો ભ્રમ ન રહે, તો તે જગત બ્રહ્મરૂપે જ અવશેષ રહે છે.[૫૧] હે રામ! આ જગત સંકલ્પ-થી જ કલ્પાયેલું હોવાને લીધે મનરૂપ જ છે અને ખોટું છે, માટે મિથ્યા છે; તો તેનો વિનાશ થવાથી શોક શો કરવો? જેમ આપણે પ્રેમવગરના કોઈ સંબંધીને રાગ—દ્વેષ વગરની દૃષ્ટિથી જોઈએ છીએ, તેમ તમે પંચભૂતમય તમારા શરીરને પણ રાગ—દ્વેષ વગરની દૃષ્ટિથી જુઓ.[૫૨-૫૩] જેમ ઉદાસીન-પણે રહેતા કોઈ બંધુથી આપણને સુખ—દુઃખનો લેપ થતો નથી, તેમ યથાર્થ રીતે મિથ્યા જાણેલા આ પંચભૂતમય શરીરથી પણ આપણને સુખ—દુઃખનો લેપ વળગે નહિ.[૫૪] અનાદિ, સત્ય અને

પરમાનંદરૂપ બ્રહ્મ દ્રષ્ટા તથા દૃશ્યના મધ્યમાં છે; એટલે અનુભવરૂપ અથવા જ્ઞાનસ્વરૂપ છે, તેમાં જ મનની શાંતિ થાય છે. જેમ વાયુ શાંત થતાં રજ શાંત થઈ જાય છે, તેમ મન શાંત થતાં દેહ શાંત થાય છે. હે રામ ! વાસનારૂપી વર્ષાઋતુ ક્ષીણ થાય અને સ્વરૂપસ્થિતિરૂપ શરદઋતુ વિલાસ કરવા લાગે, ત્યારે સંસારરૂપી નગરમાં ફરીવાર મોહરૂપી ઝાકળિયો વરસાદ વરસતો નથી. સ્વરૂપ સ્થિતિરૂપ શરદઋતુ પ્રાપ્ત થવાથી જ્યારે જડતારૂપી શીત ધ્રૂજવા લાગે છે, દોષરૂપી કાદવ સુકાઈ જાય છે, તૃષ્ણારૂપી ખાડો સુકાઈને પુરાઈ જાય છે, હૃદયરૂપી વનમાં વિષયોરૂપી પલ્લવોનો ફેલાવો મંદ પડી જાય છે, ઇંદ્રિયોરૂપી કદંબો ફળવગરનાં થઈ જાય છે અને મિથ્યા સમજણરૂપી મેઘ ચાલ્યો જાય છે, ત્યારે જેમ પ્રભાતકાળમાં રાત્રિ ક્ષીણ થઈ જાય છે, તેમ મોહરૂપી વરસાદની ફરફર ક્ષીણ થઈ જાય છે, ત્યારે જડતારૂપી ટાઢ, મંત્રથી હણાયેલા ઝેરની પેઠે ક્યાંય જતી રહે છે.[૫૫–૫૯] ત્યારે દેહરૂપી પર્વતમાં ભયોરૂપી ક્ષુદ્ર નદીઓ અત્યંત બંધ પડી જાય છે અને આશારૂપી પાંખોવાળા સંકલ્પોરૂપી મોટા મયૂરો નાચતા નથી.[૬૦] ત્યારે જ્ઞાનરૂપી આકાશ અત્યંત નિર્મળ થઈ જાય છે અને પ્રબળ ઉદયવાળો જીવરૂપી સૂર્ય પોતાના સાચા સ્વચ્છ સ્વરૂપથી અત્યંત શોભે છે.[૬૧] ત્યારે મોહના સમૂહરૂપી વાદળાંઓથી મુક્ત થઈને અત્યંત નક્કરી થયેલી તેમજ રજ (રજોગુણ અને ધૂળ)-ના દોષોથી રહિત થયેલી આશાઓરૂપી મોટી દિશાઓ સમાધિ આદિ સમયમાં અતીવ શોભે છે.[૬૨] ત્યારે નિર્મળ તથા આનંદરૂપ પ્રફુલ્લિતપણું પામેલું ચિત્તરૂપી કાસડાનું ફૂલ અત્યંત શોભે છે અને સઘળી દિશાઓને શીતળ કરનારી વિચારરૂપી ચાંદની હૃદયરૂપી આકાશમાં પ્રકાશી રહે છે.[૬૩] ત્યારે સારી પેઠે સ્વચ્છ થયેલી વિવેકરૂપી પૃથ્વી સર્વ પ્રકારની સગવડોને જણાવનારા તથા પરમ આનંદને આપનારા આત્માના બોધરૂપી ધાન્યથી સફળ થાય છે. ત્યારે પર્વતોના તથા વનોના મોટા વિસ્તારો સહિત સઘળું ત્રૈલોક્ય આત્મરૂપી સૂર્યના પ્રકાશથી સુંદર, સ્વચ્છ કરતાં પણ સ્વચ્છ અને તાપથી રહિત થયેલા ચિદાભાસરૂપી શીતળ છાયાવાળું થઈ જાય છે. આ સમયમાં રજ (રજોગુણ અને પરાગ) વગરના હૃદયરૂપી કમળવાળા સ્વચ્છ થયેલા મનરૂપી સરોવરનો જો વિસ્તાર કરવામાં આવે, (સર્વ દૃશ્યોમાં બ્રહ્મની ભાવનાવાળું કરવામાં આવે) તો તે વધારે શોભા ધારણ કરે છે; તેને જો વિવેકરૂપી જળથી વધારે પૂર્ણ કરવામાં આવે, તો તે સ્ફટિક જેવું થઈ જાય છે.[૬૪–૬૬] પછી હૃદયરૂપી કમળના કોશમાં રજ નહિ રહેવાથી ચપળ થયેલો દેહાભિમાનરૂપી મલિન ભ્રમર પાછો ન જ દેખાય એવી રીતે પાછો ક્યાંય જતો રહે છે. આ પ્રમાણે થાય છે, ત્યારે પોતાના દેહરૂપી નગરનો રાજા એવો તે જ્ઞાની પુરુષ સંકોચ વગરનો, સર્વવ્યાપક, સર્વનો નિયંતા વાસનાઓથી રહિત અને શાંત મનવાળો થાય છે. આમ દોષોનો ત્યાગ કરી ધીરજભરેલી બુદ્ધિવાળો થયેલો, સંસારસંબંધી સઘળી ગતિઓને જન્મ–મરણના પ્રવાહવાળી હોવાને લીધે સ્વાદવગરની જોતો અને વિચારથી આત્મતત્ત્વરૂપી દીવો પામેલો તે પુરુષ પોતાનું મન અત્યંત ગળાઈ જતાં, સઘળા સંતાપોથી રહિત થાય છે અને દેહરૂપી નગરમાં વિલાસ કરે છે.[૬૭–૬૯]

विचारणासमधिगतात्मदीपको मनस्यलं परिगलितेव धीरधीः । विलोकयन्क्षयभयनीरसा गतीर्गतज्वरा विलसति देहपत्तने ॥ ६९ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિ–પ્રકરણનો 'ઉપશમવર્ણન' નામનો સર્ગ ૩૫મો સમાપ્ત**

## सर्ग ३६ मो*

### ચૈતન્યસ્વરૂપનું વર્ણન

राम उवाच

यथेदृशं स्थितं विश्वं विश्वातीते चिदात्मनि ।
तन्मे कथय हे ब्रह्मन् पुनर्बोधविवृद्धये ॥ १ ॥

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! પરમાત્મા સર્વ દશ્યોથી રહિત છે. તેમાં આવું આ જગત જે પ્રકારથી રહ્યું છે, તે ફરી વાર પણ મને કહો, એટલે મને બોધની વૃદ્ધિ થાય.[1]

**વસિષ્ઠ બોલ્યા :** જેમ જળમાં ભવિષ્ય-તરંગો અસ્ફુટ રીતે રહ્યા છે અને પોતાની જુદી સત્તાથી રહિત હોવાને લીધે નથી પણ રહ્યા, તેમ પરબ્રહ્મમાં આ સૃષ્ટિઓ અસ્ફુટ રીતે રહેલી છે અને પોતાની જુદી સત્તાથી રહિત હોવાને લીધે નથી પણ રહી.[2] જેમ આકાશ સર્વદા રહ્યું હોવા છતાં પણ સૂક્ષ્મ હોવાને લીધે પ્રતીત થતું નથી, તેમ અંશોથી રહિત ચૈતન્યતત્ત્વ સર્વમાં વ્યાપક હોવા છતાં પણ પ્રતીત થતું નથી.[3] ઢંકાયેલા અથવા ખુલ્લા સ્ફટિકમાં રહેલું પ્રતિબિંબ જેમ સત્ય કહેવાય એમ પણ નથી અને અસત્ય કહેવાય એમ પણ નથી, તેમ આત્મામાં રહેલી આ સૃષ્ટિ સત્ય કહેવાય એમ પણ નથી અને અસત્ય કહેવાય એમ પણ નથી.[4] આકાશમાં રહેલાં વાદળાંનો આધાર આકાશ જ છે, પણ જેમ તેમનો આકાશને સ્પર્શ નથી, તેમ ચૈતન્યમાં રહેલી સૃષ્ટિઓનો આધાર ચૈતન્ય જ છે, પણ તેમનો ચૈતન્યને સ્પર્શ નથી.[5] હે રામ! સૂર્યનાં કિરણો સર્વમાં પહોંચેલાં હોવા છતાં પણ જેમ જળમાં જ પ્રતિબિંબિત થાય છે, તેમ ચૈતન્ય સર્વમાં રહેલું હોવા છતાં પણ પ્રાણીઓનાં શરીરોમાંથી જ જીવરૂપે પ્રતિબિંબિત થાય છે. એ મહાચૈતન્ય સઘળા સંકલ્પોથી રહિત છે, સઘળાં નામોથી રહિત છે અને અવિનાશી છે. જીવ, જગત તથા ઇંદ્રિય ઇત્યાદિ નામો તેમાં જ કલ્પેલાં છે.[6–7] વિદ્વાનોની દૃષ્ટિમાં એ ચૈતન્ય અંશોથી રહિત છે, સઘળા અનિર્વચનીય સંસારના સ્વરૂપભૂત છે અને તેમાં સર્વની એકતા જોવામાં આવે છે.[8] જેમ સમુદ્રમાં દેખવામાં આવતો અનેક પ્રકારના વિકારોવાળો તરંગાદિરૂપ મોટો ભેદ સમુદ્રથી જુદો પડતો નથી, તેમ બ્રહ્મમાં દેખાતો અનેક પ્રકારોવાળો 'તું–પણું અને હું–પણું' ઇત્યાદિકરૂપ મોટો ભેદ બ્રહ્મથી જુદો પડતો જ નથી. 'જો ચૈતન્ય જગતને ઉત્પન્ન કરે છે' એમ માનતા હો તો તે માનવું ફેરવીને એમ જ માનો કે, 'ચૈતન્ય ચૈતન્યને જ ઉત્પન્ન કરે છે, એટલે જગત ચૈતન્યથી જુદું નથી.' આમ માનવાથી એમ જ સિદ્ધ થાય છે કે, 'ચૈતન્યથી ચૈતન્યની ઉત્પત્તિ ઘટતી નથી, માટે ચૈતન્ય પોતાના સ્વરૂપમાં જ રહે છે, પણ કોઈને ઉત્પન્ન કરતું જ નથી.' આ વાત જ્ઞાનીઓ જ સમજે છે. પણ અજ્ઞાનીઓ તો એમ જ કલ્પના કરે છે કે, 'ચૈતન્યમાં સૃષ્ટિના સમયમાં કાંઈકકાંઈક જુદું આવી પડે છે અને તેમ હોવાથી જગત ચૈતન્યથી જુદું છે' પણ એ અજ્ઞાન છે; ખરી રીતે ચૈતન્ય સર્વદા એકરૂપ અને અખંડ છે, છતાં પણ અજ્ઞાનીઓને તે દુષ્ટ સ્વભાવવાળા ઉગ્ર સંસારોના સમૂહોવાળું પ્રતીત થાય છે અને જ્ઞાનીઓને તે કેવળ પ્રકાશરૂપ જ પ્રતીત થાય છે.[9–12] ચૈતન્ય અનુભવસ્વરૂપ છે, તેથી તે સર્વદા સૂર્યાદિકને પણ પ્રકાશ આપનાર છે, સર્વ પ્રાણીઓને વિષયોના સ્વાદમાં નિમિત્તભૂત છે અને જીવોનાં જન્માદિ થવામાં પણ નિમિત્તરૂપ છે.[13] તે કદી પણ અસ્ત પામતું નથી, ઉદય પામતું નથી, ઊઠતું નથી, બેસતું નથી, જતું નથી, આવતું નથી અને કોઈ પણ જાતની ઇચ્છા કરતું નથી.[14] હે રામ! નિર્મળ

* આ છત્રીસમા સર્ગમા 'ચૈતન્ય સર્વમા રહેલું હોવા છતા પણ કોઈથી સંલગ્ન નથી અને સર્વ પદાર્થોની સ્થિતિ ચૈતન્યની સ્થિતિથી જુદી નથી' એમ નિરૂપણ કરવામાં આવશે.

આકારવાળું અને પોતે પોતાનામાં જ રહેલું એવું એ ચૈતન્ય આ 'જગત' નામની ખટપટરૂપે પ્રતીત થાય છે.[૧૫] જેમ તેજ પોતાના જ સમૂહોથી ચલન પામતું હોય એમ જણાય છે અને જળ પોતાના જ સમૂહોથી ચલન પામતું હોય એમ જણાય છે, તેમ ચૈતન્ય પણ પોતાનાથી અભિન્ન સૃષ્ટિના વિભ્રમોથી જ ચલન પામતું હોય એમ જણાય છે.[૧૬] એ ચૈતન્ય નામનો અનુભવ સર્વમાં વ્યાપક છે અને સર્વદા વાસ્તવિક રીતે પ્રકાશરૂપ છે, પણ અજ્ઞાનને લીધે પ્રકાશતો નથી. તે અંશોથી રહિત છે, છતાં પણ કલ્પનાથી અંશોને ધારણ કરે છે. તે પોતે જ સિદ્ધ જ છે. તે અવિદ્યામાં પ્રતિબિંબરૂપ કૃત્રિમ વેષ ધારણ કરીને પોતાના અપરિચ્છિન્નસ્વરૂપને ભૂલી જાય છે અને 'હું છું' એવી ભાવનાથી ધીરેધીરે જીવપણું પામે છે.[૧૭'૧૮] આમ જીવપણું થવાને લીધે અનેકપણું આરૂઢ થઈ જાય છે. પછી અનેક જન્મ—મરણો થવાથી 'આ છે, આ નથી, આ લેવું અને આ છોડવું' ઇત્યાદિ વ્યવહારોના સ્થાનકરૂપ દેહાત્મભાવ દૃઢ થઈ જાય છે.[૧૯] એ જ ચૈતન્ય દેહમાં સેંકડો ચલનોથી સારાં—નરસાં કર્મો કરીને જગતને બનાવી લે છે, પણ વાસ્તવિક રીતે બનાવતું જ નથી. પૃથ્વીરૂપ ચૈતન્યની કોતરમાં રહેલુ અંકુરોના સમૂહરૂપ એ ચૈતન્ય અંકુર થઈ બહાર નીકળવા ધારે છે, ત્યારે સઘળા સાકાર પદાર્થોરૂપ ચૈતન્યોનો સમાવેશ કરનારું આકાશરૂપ ચૈતન્ય તેને અવકાશ આપે છે, ચલનરૂપ ધર્મવાળું વાયુરૂપ ચૈતન્ય તેનું આકર્ષણ કરે છે, જળરૂપ ચૈતન્ય પોતાના રસથી તેનું પોષણ કરે છે, પૃથ્વીરૂપ ચૈતન્ય દૃઢતા આપીને તેના પર અનુગ્રહ કરે છે અને તેજરૂપ ચૈતન્ય પોતાનું રૂપ આપીને તેને પ્રકટ કરે છે. આ રીતે કારણપદાર્થરૂપ ચૈતન્યોનો કાર્યપદાર્થરૂપ ચૈતન્યો પર અનુગ્રહ થવાથી સ્થિતિ ચાલ્યા કરે છે. કાળરૂપ ચૈતન્ય અમુક વિરોધી પદાર્થોરૂપ ચૈતન્યોની ઉત્પત્તિને રોકીને અમુક પદાર્થોરૂપી ચૈતન્યોને ઉત્પન્ન થવાની આજ્ઞા આપે છે અને તેમની ઉપર અનુગ્રહ કરે છે. (જેમકે—હેમંતઋતુ જવના અંકુરોથી વિરુદ્ધ ખડ આદિની ઉત્પત્તિને રોકી, જવના અંકુરોને ઉત્પન્ન થવાની આજ્ઞા આપે છે. સર્વ પદાર્થોરૂપ ચૈતન્યોમાં ફેરફાર કર્યા કરવો, એ જ કાળરૂપ ચૈતન્યનો સ્વભાવ છે.)[૨૦—૨૨] પુષ્પોરૂપી ચૈતન્યોમાં કેશરારૂપી ચૈતન્યોનો ધીરે ધીરે જમાવ થતાં ગંધ નામનું ચૈતન્ય પ્રકટ થાય છે. માટીરૂપ ચૈતન્યોની અંદર રહેલું રસરૂપ ચૈતન્ય વૃક્ષોરૂપ ચૈતન્યનો જમાવ થાય, ત્યારે તે વૃક્ષોનાં મૂળિયાંપણાને પ્રાપ્ત થાય છે.[૨૩] મૂળિયાંરૂપ ચૈતન્યમાં રહેલું રસરૂપ પાતળું ચૈતન્ય ફળપણાને પ્રાપ્ત થાય છે અને તે જ રસરૂપ ચૈતન્ય નાનીનાની શિરાઓરૂપ થઈને પાંદડાં આદિની રચનાને પ્રાપ્ત થાય છે.[૨૪] એ જ ચૈતન્ય તે તે સમયમાં ઇંદ્રધનુષ્યના જેવા જુદાજુદા રંગો પકડી, જૂનાં વૃક્ષોમાં નવીનતા સંપાદન કરીને અનુગ્રહ કરે છે. નવીનપણાનું સંપાદન કરનારો જે જે અનુગ્રહ થાય છે, તે તે અનુગ્રહ તે તે પદાર્થો રૂપી ચૈતન્યની સ્થિતિ પ્રમાણે અને વનરૂપ ચૈતન્યની સ્થિતિ પ્રમાણે થાય છે.[૨૫] ઋતુઓનું રૂપ ધરીને ચૈતન્ય પોતપોતાના સમયમાં તે તે કાર્યોરૂપે દેખાવ આપે છે. જેમકે, વસવંતઋતુના સમયમાં પુષ્પોના તથા પલ્લવોના સમૂહોનો દેખાવ થાય છે, ગ્રીષ્મઋતુના સમયમાં સૂર્યના તેજની શક્તિઓનો ગરમીરૂપે દેખાવ થાય છે, વર્ષાઋતુના સમયમાં શ્યામ વાદળાંઓની પંક્તિઓનો દેખાવ થાય છે, શરદઋતુના સમયમાં સઘળી જાતનાં ધાન્યોનો દેખાવ થાય છે, હેમંતઋતુના સમયમાં દશે દિશાઓમાં હિમનો દેખાવ થાય છે અને શિશિરઋતુના સમયમાં જળને પણ કઠિન બનાવી નાખે એવા

શીતળ પવનનો દેખાવ થાય છે.[૨૬–૨૮] આમ સંવત્સરો તથા યુગો આદિરૂપે કાળ પોતાની મર્યાદાને છોડતો નથી અને તે પણ ચૈતન્યનો જ વિવર્ત છે. જેમ મોટી નદીમાં તરંગોના સમૂહો ઉત્પન્ન થયા કરે છે, તેમ ચૈતન્યમાં સૃષ્ટિઓ ઉત્પન્ન થયા કરે છે.[૨૯] કેટલાએક પદાર્થોને સ્થિર રાખવારૂપ ચતુરાઈ કરનારો સૃષ્ટિનો એક જાતનો નિયમ છે, તેથી સર્વ લોકોના આધારરૂપ પૃથ્વી પ્રલય પર્યંત ધરી ઉપર રહ્યાં કરે છે. આ પણ ચૈતન્યનો જ વિવર્ત છે.[૩૦] ચૈતન્યના વિવર્તરૂપ આ બ્રહ્માંડની અંદર પાતાળ આદિ ચૌદે લોકોમાં અનેક પ્રકારના આહાર–વિહારો કરનારાં અને અનેક પ્રકારની રચનાઓવાળાં પ્રાણીઓ વારંવાર મરે છે અને વારંવાર જન્મે છે, તે પણ ચૈતન્યનો જ વિલાસ છે. જેમ પાણીનો અભાવ થાય છે તો પરપોટાઓ જતા રહે છે, તેમ એક અજ્ઞાનનો અભાવ થાય છે, તો જન્મ–મરણના પ્રવાહો મટી જાય છે.[૩૧,૩૨] જેમને પૂર્વપૂર્વ જન્મોની વાસનાને લીધે કામનાઓ ઉત્પન્ન થયાં કરે છે અને મૂર્ખતાને લીધે સ્વરૂપના વિચારની વાતને પણ જેઓ જાણતા નથી, તે કાળથી પરવશ થયેલા તુચ્છ લોકો ઉન્મત્તોની પેઠે આ લોકમાં આવે છે, પરલોકમાં જાય છે, સ્થાવર થયા હોય તેમ ઊભા જ રહે છે, ભોગો ભોગવવાના કૌતુકને લીધે ધર્મ આદિ સ્વાર્થોને અત્યંત મેળવે છે, તેમજ જન્મ–મરણોથી સંસારમાં ભમ્યા કરે છે.[૩૩]

आयाति याति परितिष्ठति लीलयातिस्वार्थानुपार्जयति धावति जन्मनाशैः । उन्मत्तवद्विहितभावनमाहितेहा मुग्धा कृतांतविवशा जनता वराकी ॥ ३३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિ–પ્રકરણનો ' ચિદાદિત્યસ્વરૂપવર્ણન ' નામનો સર્ગ ૩૬ મો સમાપ્ત**

# सर्ग ३७ मो×

## બોધ, અકામતા તથા કર્મરહિતતાથી આત્માની સ્વરૂપસ્થિતિ

**वसिष्ठ उवाच**

इत्थं स्थिरतराकाराः संसारावलयोऽभितः ।
स्वभावा ब्रह्मणः सर्वाः पुनरायांति यांति च ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! એ રીતે અજ્ઞાનની સ્થિતિ પર્યંત ચારે બાજુ અત્યંત સ્થિર આકારવાળી સંસારોની સઘળી પંક્તિઓ પોતાના સ્વરૂપભૂત બ્રહ્મમાં જ ઉદય પામે છે અને પાછી તેમાં જ અસ્ત પામે છે.[૧] આ સઘળું જગત વાસ્તવિક રીતે પોતાના અધિષ્ઠાન ચૈતન્યમાંથી જ ઉત્પન્ન થાય છે અને પોતાના અધિષ્ઠાન ચૈતન્યમાં જ લય પામે છે.[૨] તેમાંની સઘળી વસ્તુઓ એકએકથી ઉત્પન્ન થાય છે અને એકએકથી નાશ પામે છે. જેમ અગાધ જળની મધ્યમાં કોઈ પણ પ્રદેશ જળથી ખાલી નહિ હોવાને લીધે, તે પ્રદેશમાં થતું જળનું ચલન પણ વાસ્તવિક રીતે અચલન જ છે, તેમ સર્વવ્યાપક મહાચૈતન્યમાં જ જગતનો આકાર થવારૂપ જે ચલન જોવામાં આવે છે, તે પણ વાસ્તવિક રીતે અચલન જ છે. કારણરૂપ કે કાર્યરૂપ જે કાંઈ જગત જોવામાં આવે છે, તે મહાચૈતન્ય જ જોવામાં આવે છે.[૩] જેમ નિરાકાર આકાશમાં સૂર્યની ગરમીને લીધે ઝાંઝવાની નદીઓ જોવામાં આવે છે, તેમજ મહાચૈતન્યમાં સ્વભાવને લીધે આ સઘળી સૃષ્ટિઓ જોવામાં આવે છે.[૪] જેમ પોતાનો દેહ ઘૂમતો ન હોવા છતાં પણ મદ પીવાથી તે ઘૂમતો હોય તેવો જણાય છે, તેમ જે મહાચૈતન્ય છે તે જ પોતાના સ્વભાવને લીધે

× આ સાડત્રીસમા સર્ગમાં અવિદ્યા, કામ તથા કર્મો–એઓથી આત્માનું આત્માપણું થયું છે; અને બોધથી, અકામપણાથી તથા કર્મરહિતપણાથી આત્માને સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત થાય છે, એમ કહેવામાં આવશે.

જગત જેવું જણાય છે.[૫] આ જગત બ્રહ્મના જ વેષાંતર જેવું છે, માટે અસત્ નથી અને તે બાધિત થઈ જાય છે, માટે સત્ પણ નથી. જેમ કડાં વગેરે અલંકારો સુવર્ણથી ભિન્ન નહિ હોવાને લીધે સુવર્ણરૂપ જ છે, પણ નામ-રૂપના ભેદને લીધે સુવર્ણથી ભિન્ન જેવાં જણાય છે, તેમ સઘળું જગત બ્રહ્મથી ભિન્ન નહિ હોવાને લીધે બ્રહ્મરૂપ જ છે; પણ કલ્પિત નામ-રૂપના ભેદને લીધે બ્રહ્મથી ભિન્ન જેવું જણાય છે.[૬] હે રામ! જેમ આ જગત બ્રહ્મ છે, તેમ તમે જેથી શબ્દને, રસને, રૂપને તથા ગંધને જાણો છો, તે તમારો આત્મા (જીવ) પણ બ્રહ્મ જ છે અને તે સર્વમાં વ્યાપીને રહેલો છે.[૭] નિર્મળ અને સર્વવ્યાપક પરમાત્મામાં બેપણું કે એકપણું કાંઈ છે જ નહિ; માટે તેમાં ક્યાં ય કોઈ પ્રકારે બીજી કલ્પનાનો અવકાશ જ નથી.[૮] હે રામ! અન્ય વસ્તુનું હોવું, નહિ હોવું અને સારી-નરસી સૃષ્ટિઓ એ સઘળું વાસનાથી જ કલ્પાય છે; માટે તે સઘળું માયામાં જ છે અથવા આત્માથી ભિન્ન નહિ હોવાને લીધે આત્મામાં જ છે.[૯] આત્માથી ન્યારી કોઈ વસ્તુ જો સિદ્ધ હોય, તે તેને ઉત્પન્ન કરવાની આત્માને ઇચ્છા થવી સંભવે; પણ આત્માથી ન્યારી-વસ્તુ છે જ નહિ, એટલે આત્મા કઈ વસ્તુને ઇચ્છીને અથવા કઈ વસ્તુનું સ્મરણ કરીને સૃષ્ટિ કરવાને માટે દોડે? અને દોડે તોપણ શું ફળ પામે?[૧૦] એટલા માટે 'આ સૃષ્ટિ આત્માની ઇચ્છાથી થાય છે' એમ કહેવું સંભવતું જ નથી. 'આત્માને અમુક વસ્તુ જોઈએ છે અને અમુક વસ્તુ જોઈતી નથી' એવી રીતના કોઈ પણ વિકલ્પો આત્મામાં લાગુ પડતા નથી. માટે આત્મા ઇચ્છાથી રહિત જ છે, એમ સિદ્ધ થાય છે. કરનાર, કરવાનાં સાધનો અને કરવાનાં કાર્યો એ સઘળું એક જ છે; માટે આત્માને કાંઈ પણ કરવું સંભવતું નથી. વળી આધાર, આધેય અને આધાન એક હોવાથી આધાર તથા આધારમાં રહેનાર પણ જુદા નથી; માટે આત્માને ક્યાંય રહેવું પણ સંભવતું નથી. આત્મા ઇચ્છાવગરનો છે, તેને 'મોક્ષ જોઈએ છે' એમ પણ નથી; કારણકે આત્મામાં બંધની કે મોક્ષની કલ્પના જ સંભવતી નથી.[૧૧] હે રામ! બ્રહ્મની સ્થિતિ આ પ્રમાણે જ છે, બીજા કોઈ પ્રકારની પણ નથી. છતાં તમારા સમજવામાં બ્રહ્મની કોઈ બીજી સ્થિતિ હોય, તો ભલે તમે સુખી છતાં પણ દુઃખી થાઓ અને કામ, ક્રોધ આદિ સઘળાં દ્વંદ્વોથી રહિત હોવા છતાં પણ તમે કર્તા થાઓ. હાથે કરી પોતાની ભૂલથી જ દુઃખી થશો, તેમાં મારો કોઈ ઉપાય નથી.[૧૨] હે રામ! બીજું પણ કહું છું, તે તમે સાંભળો. તમે પોતાનામાં કર્તાપણાના અભિનિવેશથી વારંવાર ઘણા પ્રકારનાં કર્મો કરશો, તોપણ વિષયોથી દેહનાં પાંચ ભૂતોને પુષ્ટ કરવા સિવાય તમને બીજું કયું સ્વરૂપોચિત કહેવાય એવુ ફળ મળવાનું છે? તમે શાસ્ત્રના અને સદ્ગુરુના સંગવાળા છો, તો તમને અકર્તાપણામાં જ વિશ્વાસ બેસે તો બહુ સારું; તમે પોતાના અકર્તાપણાનો વિશ્વાસ રાખી વાયુવગરના સમુદ્રની પેઠે નિશ્ચલ થાઓ, સ્વસ્થ થાઓ અને સ્વચ્છ થાઓ.[૧૩] 'આ સંસારમાં પૂર્ણકામપણું પ્રાપ્ત કરાવે એવું સાધન ઘણા યત્નથી તથા ઘણા વેગથી દિશાઓના છેડાઓ સુધી ભમતાં પણ મળે એમ નથી. માત્ર પોતાના વિચારથી જ મળે એમ છે.' આવો નિશ્ચય રાખીને તમે મનથી બાહ્ય પદાર્થોના સમૂહોમાં દોડો નહિ; પણ તમે તમારા સ્વરૂપના જ વિચારો કરો. તમે દેહરૂપ નથી, કારણ કે તમે રામ નથી; પણ વાસ્તવિક રીતે ચિદાનંદરૂપ જ છો.[૧૪]

गत्वा सुदूरमपि यत्नवता जवेन नासाद्यते येन सुपूर्णतैति । मत्वेति मा व्रज पदार्थगणान्धिया त्वं न त्वं त्वमेव परमार्थतया चिदात्मा ॥

## સર્ગ ૩૮ મો×

## જ્ઞાનીને કર્તાપણું, ભોક્તાપણું, બંધ કે મોક્ષ નથી

### वसिष्ठ उवाच

(गद्यम्) एवं स्थिते तु तज्ज्ञानां यदेतत् कर्तृत्वं दृश्यते सुखदुःखादिषु योगादिषु वा तदसन्न तु मूर्खाणाम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! આ પ્રમાણે છે, એટલા માટે સુખ–દુઃખ આપનારાં કર્મોમાં અથવા સમાધિના અભ્યાસ આદિમાં તત્ત્વવેત્તા પુરુષોનુ જે કર્તાપણું જોવામાં આવે છે, તે મુદ્દલ છે નહિ અને મૂર્ખલોકોનું કર્મોમાં જે કર્તાપણું જોવામાં આવે છે તે છે જ; કારણ કે 'અમુક પદાર્થ લેવા યોગ્ય છે' એવી ઇચ્છારૂપ 'વાસના' નામનો અંદર રહેલી મનની વૃત્તિનો જે નિશ્ચય છે, તે જ 'કર્તાપણુ' કહેવાય છે.[૧૨] મનની એવા પ્રકારના નિશ્ચયરૂપ ચેષ્ટાને લીધે જ તેવા પ્રકારનું ફળ ભોગવવું પડે છે. પુરુષ પોતાની વાસના પ્રમાણે ક્રિયા કરે છે અને ક્રિયા કર્યા પ્રમાણે ફળ ભોગવે છે. માટે જો વાસનાથી ક્રિયા કરવામાં આવે, તો જ કર્તાપણું થાય છે અને કર્તાપણું હોય તો જ ભોક્તાપણું થાય છે; એવો સિદ્ધાંત છે.[૩] કહ્યુ છે, કે 'પુરુષ શરીરથી ક્રિયા કરતો હોય કે ન કરતો હોય, તોપણ મનમાં જે વાસના હોય તે પ્રમાણે તેને સ્વર્ગમાં કે નરકમાં ફળ ભોગવવું પડે છે.' આમ હોવાથી જેમણે આત્મતત્ત્વ જાણ્યું નથી એવા પુરુષો ક્રિયા કરતા હોય કે ન કરતા હોય, તોપણ તેઓ વાસનાવાળા હોવાને લીધે તેમને કર્તાપણું છે. પણ તત્ત્વવેત્તાઓ તો વાસનાવગરના જ હોય છે, તેથી તેમને કર્તાપણું નથી.[૪૫] જેણે તત્ત્વ જાણ્યું હોય એવા પુરુષની વાસના શિથિલ થઈ ગયેલી હોય છે, એટલા માટે તે પુરુષ ક્રિયા કરતો હોય તોપણ તે ક્રિયાના ફળનું અનુસંધાન કરતો નથી. તત્ત્વવેત્તા પુરુષ તો આસક્તિવગરની બુદ્ધિવાળો હોવાને લીધે કેવળ શરીરનું ચલનમાત્ર કરે છે અને તેમ કરતાં કદાચ તે ચલનરૂપ કર્મનું ફળ થાય, તોપણ 'આ સઘળું કર્મફળ આત્મા જ છે' એમ સમજીને તેનો અનુભવ કરે છે. માટે એવો પુરુષ ક્રિયા કરતો હોય છતાં પણ અકર્તા છે અને આસક્તિવાળો અજ્ઞાની પુરુષ તો ક્રિયા ન કરતો હોય, તોપણ મનમાં વાસનવાળો હોવાને લીધે કર્તા જ છે. મન જે કામ કરે તે જ કામ કર્યું કહેવાય છે અને મન જે કામ ન કરે તે કામ ન કર્યું જ કહેવાય છે. એટલા માટે મન જ કર્તા છે, દેહ કર્તા નથી.[૬૭] સંસાર ચિત્તથી જ આવેલો છે, ચિત્તમય જ છે, ચિત્તમાત્ર જ છે અને ચિત્તમાં જ રહ્યો છે. એવા જ્ઞાનથી તત્ત્વવેત્તા પુરુષને વિષયો તથા વાસના એ સઘળું ઉપશાંત થયેલુ જ હોય છે. એટલા માટે તત્ત્વવેત્તા પુરુષ પોતે એકલો જ છે, પણ વાસનાના સંબંધવાળો નથી.[૮] જેમ ઝાંઝવાનું પાણી વર્ષાઋતુમાં લીન થઈ જાય છે અને હિમનો કણ પ્રચંડ તડકામાં લીન થઈ જાય છે, તેમ આત્મવેત્તાઓનું મન પરમ શાંતિ પામીને બ્રહ્મમાં જ લીન થઈ જાય છે અને બ્રહ્મપણાથી જ રહે છે.[૯] જ્ઞાની પુરુષનું સ્થિર થયેલું મન વિષયોના આનંદવાળું હોતું નથી, સ્વરૂપના આનંદથી રહિત હોતું નથી, ચંચળ હોતું નથી, પાષાણ આદિની પેઠે જડ પણ હોતું નથી, 'છે' એમ પણ જણાતું નથી, 'નથી' એમ પણ જણાતું નથી અને 'એ સ્થિતિઓમાંની કોઈ સ્થિતિઓની સંધિમાં છે' એમ પણ કહી શકાતું નથી.[૧૦] જેમ હાથી નાના ખાબોચિયામાં

× આ આડત્રીસમા સર્ગમા પોતાના અસગ સ્વરૂપને નહિ જાણનારા પુરુષને કર્તાપણું તથા ભોક્તાપણું છે અને જાણનારા પુરુષને કર્તાપણું કે ભોક્તાપણુ નહિ હોવાથી બધ–મોક્ષ પણ નથી, એમ કહેવામાં આવશે.

ખૂંચી જતો નથી, તેમ જ્ઞાનીનું મન આ વાસનામય તુચ્છ સંસારમાં ખૂંચી જતું નથી. મૂર્ખનું મન તો વિષયોની રચનાને જ દેખે છે, પણ આત્મતત્ત્વને દેખતું જ નથી.[૧૧] આ વિષયમાં એક બીજું દ્રષ્ટાંત કહું છું તે તમે સાંભળો. જેના મનમાં ખાડામાં પડવાની વાસના લાગી રહી હોય છે, તે માણસ ખાડામાં ન પડ્યો હોય તોપણ અને શયનમાં સૂતો હોય છતાં અથવા આસન પર બેઠો હોય છતાં પણ ખાડામાં પડવાના દુઃખનો અનુભવ કરે છે. જ્ઞાની માણસ સાક્ષાત્ ખાડામાં પડતો હોય, તો પણ પોતાનું મન અત્યંત શાંત હોવાને લીધે શય્યાના તથા આસનના સુખનો અનુભવ કરે છે. આ બે માણસોમાં પહેલો માણસ પોતે ખાડામાં પડવાનો અકર્તા છે, છતાં પણ મનને લીધે ખાડામાં પડવાનો કર્તા બન્યો છે; ત્યારે બીજો માણસ ખાડામાં પડવાનો કર્તા છે, છતાં પણ મનને લીધે ખાડામાં પડવાનો અકર્તા બન્યો છે. માટે 'પુરુષનું (પોતાનું) મન જેવું હોય તેવો જ તે થઈ જાય છે, એવો સિદ્ધાંત છે.[૧૨] હે રામ ! આ પ્રમાણે છે, એટલા માટે તમે કોઈ ક્રિયા કરો કે ન કરો, તોપણ તેમાં તમારા મનને સર્વદા આસક્તિરહિત જ રાખજો. આત્મતત્ત્વથી ન્યારું બીજું કાંઈ છે જ નહિ કે તેમાં આસક્તિ રાખવી સંભવે. તમે તમારા ચિત્તની શુદ્ધિના પ્રભાવથી એમ જ સમજો, કે 'જે કાંઈ આ જગત સંબંધી છે, તે સઘળું આભાસમાત્ર જ છે.'[૧૩] તત્ત્વવેત્તા પુરુષને નિશ્ચય થાય છે કે 'આત્માને સુખ–દુઃખ લાગુ જ પડતાં નથી; આધાર કે તેમાં રહેનાર એ કોઈ આત્માથી જુદાં છે જ નહિ; હું સઘળા પદાર્થોથી ન્યારો છું; મોવાળાના છેડાના હજારમા ભાગ જેવો સૂક્ષ્મ છું; અકર્તા છું તથા અભોક્તા છું; અથવા જે કાંઈ આ દૃશ્ય છે તે સઘળું હું જ છું; અથવા સર્વ જગતનો પ્રકાશક તથા સર્વવ્યાપક હું જ છું.' ત્યારે તેને ઇષ્ટની પ્રાપ્તિનો અને અનિષ્ટના નાશની ચિંતારૂપી જ્વર શમી જાય છે. તે તત્ત્વવેત્તાના ચિત્તની વૃત્તિ પ્રારબ્ધના ભોગને માટે કેવળ લીલાથી જ વ્યવહારોમાં રહે છે.[૧૪] જ્ઞાની પુરુષના ચિત્તની વૃત્તિ સંકટોના સમયમાં પણ આત્માનંદથી જ ભરપૂર રહે છે. જેમ ચાંદની પોતાના ઉજાસથી જગતને શણગારે છે, તેમ તે ચિત્તની વૃત્તિ બ્રહ્મભાવથી જગતને શણગારે છે. જ્ઞાની પુરુષ મનમાં વાસનાઓથી રહિત હોવાને લીધે ક્રિયાઓ કરતો હોય, તોપણ અકર્તા જ છે; કારણ કે કર્મોનો લેપ કરવો એ મનની વાસનાઓનું જ કામ છે. જ્ઞાની પુરુષ પોતાના યત્નથી હાથ–પગ આદિ ચલાવવારૂપ કર્મ કરે છે, તોપણ તેનું મન વાસનાઓથી રહિત હોવાને લીધે તે જ્ઞાની કર્મનાં ફળનો અનુભવ કરતો નથી.[૧૫] આ રીતે મન કે જે સઘળાં કર્મોનું, સઘળી ઇચ્છાઓનું, સઘળા પદાર્થોનું, સઘળા લોકોનું અને સઘળી ગતિઓનું બીજ છે, તેનો જ ત્યાગ કરવામાં આવે, તો સઘળાં કર્મોનો નાશ થઈ જાય છે, સઘળાં દુઃખો ક્ષય પામે છે અને સઘળાં પુણ્ય–પાપો લય પામે છે. જ્ઞાની પુરુષને પોતાથી જુદું કાંઈ હોતું જ નથી. તેથી તે પુરુષ માનસિક કર્મોમાં કે શારીરિક કર્મોમાં આસક્ત થતો નથી. આમ તે આસક્ત હોતો નથી, તેથી તે કર્મોનાં સાધનોને વશ થતો નથી. આ પ્રમાણે તે કર્મોનાં સાધનોને વશ થતો નથી, તેથી તે તે કર્મોના ગુણ–દોષોથી પણ તે દબાતો નથી.[૧૬] કોઈ બાળક મનથી નગરને રચે છે અને તેને શણગારે છે. આમ તે લીલામાત્રથી કાંઈક સુખ પામે છે. છતાં 'જે મને કરેલું છે તે નથી જ કર્યું અને આ સુખ ખરું બનેલું નથી; માટે ગ્રહણ કરવા યોગ્ય નથી' એમ સમજીને તે સુખથી લેપાતો નથી. પછી મનથી જ તે નગરને નષ્ટ કરી નાખે

છે અને લીલામાત્રથી કાંઈક દુઃખ પામે છે. છતાં 'મનથી જ થયું તે નથી જ થયું' એમ સમજીને તે દુઃખથી લેપાતો નથી. તેજ પ્રમાણે જ્ઞાની પુરુષ પ્રત્યક્ષ રીતે કર્મો કરતો હોય તોપણ 'આ સઘળું સ્વરૂપમાં કલ્પિત જ છે' એવી બુદ્ધિને લીધે તે કર્મોનાં ફળોથી લેપાતો નથી. જગત સંબંધી સઘળા પદાર્થોમાંના કેટલાક ત્યાજ્યતાથી તેમજ ગ્રાહ્યતાથી વ્યવહારમાં લેવામાં આવે; છે; પણ તેઓમાં દુઃખનું કારણ કોઈ પણ નથી. કારણ કે કોઈ પણ પદાર્થ અવિનાશી અને આત્માથી જુદો સંભવતો નથી. માટે તેઓમાં પણ તજવા યોગ્ય પણ નથી અને ગ્રહણ કરવા યોગ્ય પણ નથી. આમ હોવાથી આ આત્મા અકર્તા છે તથા અભોક્તા છે અને તે આત્મામાં આ જે કર્તાપણું જોવામાં આવે છે, તે ખોટી રીતે કેવળ આરોપિત જ છે.[૧૭।૧૮] 'દેહધારીથી સઘળાં કર્મોનો ત્યાગ બની શકે જ નહિ' એ ન્યાય પ્રમાણે જ્ઞાની પુરુષથી પણ ભોજન આદિ આવશ્યક ક્રિયાઓનો ત્યાગ બની શકે જ નહિ. પણ આત્મજ્ઞાનના પ્રભાવને લીધે 'આ ક્રિયાઓ વાસ્તવિક રીતે છે જ નહિ' એમ જ્ઞાની પુરુષ સમજે છે. માટે જ્ઞાનીને કર્તાપણું કે ભોક્તાપણું પ્રાપ્ત થતું નથી. આત્મતત્ત્વનો યથાર્થ વિચાર કરતાં કોઈ ક્રિયાઓ જ નથી. એમ હોવાથી કર્તાપણું કે ભોક્તાપણું પણ છે જ નહિ. જેમની બુદ્ધિને ઇંદ્રિયોએ, વિષયોમાં રાગ–દ્વેષ આદિએ અને તેમનાં કારણભૂત પુણ્ય–પાપોએ પરવશ કરી નાખેલી હોય છે, એવા અજ્ઞાનીઓને જ કર્તાપણું તથા ભોક્તાપણું પ્રાપ્ત થાય છે; પણ સ્વતંત્ર વિચારવાળા જ્ઞાની પુરુષોને કર્તાપણું કે ભોક્તાપણું પ્રાપ્ત થતાં નથી.[૧૯] જેમનું મન સંસારમાં આસક્ત નથી, તેમને બંધ જ નથી અને બંધ નહિ હોવાથી મોક્ષ પણ નથી; પરંતુ જેમનું મન સંસારમાં આસક્ત હોય છે, તેમને તો બંધ તથા મોક્ષ આદિ સઘળું છે.[૨૦] જ્ઞાની પુરુષને યથાર્થ રીતે સઘળું આત્મતત્ત્વરૂપ જ જોવામાં આવે છે; માટે જ્ઞાની પુરુષ પોતાની દૃષ્ટિથી કોઈ પદાર્થમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ કરતો નથી અને કોઈ પદાર્થમાં બેપણું કે એકપણું ગણતો નથી. તે તો એમ જ સમજે છે, કે 'આત્મતત્ત્વ સઘળી શક્તિઓવાળું હોવાને લીધે તેજ આ પ્રવૃત્તિ–નિવૃત્તિ આદિ સઘળું દેખાડે છે.' કોઈ પદાર્થમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ અથવા કોઈ પદાર્થમાં બેપણાની કે એકપણાની બુદ્ધિ, જ્ઞાની પુરુષને સ્વરૂપથી ભિન્ન દૃષ્ટિથી હોતી નથી; પણ બીજાઓને ભ્રાંતિને લીધે જ્ઞાની પુરુષમાં 'તે છે' એમ પ્રતીત થાય છે. બંધ પણ નથી, મોક્ષ પણ નથી, બંધનનું સાધન પણ નથી અને મોક્ષનું સાધન પણ નથી; બંધ–મોક્ષ આદિની પ્રતીતિરૂપ દુઃખ અજ્ઞાનને લીધે જ છે, માટે તે જ્ઞાનથી ટળી જાય છે.[૨૧।૨૨] હે રામ! જગતમાં મોક્ષ પણ કલ્પિત હોવાને લીધે મિથ્યા છે અને બંધ પણ કલ્પિત હોવાને લીધે મિથ્યા જ છે; અર્થાત્ બંધ અને મોક્ષ મિથ્યા કલ્પ્યા છે. આથી તમે સર્વ કલ્પનાઓનો ત્યાગ કરી, અહંકારથી રહિત થઈ, ધીર થઈ, વ્યવહાર કરવા છતાં પણ બુદ્ધિથી આત્મામાં જ નિષ્ઠા રાખીને પૃથ્વીમાં રહો.[૨૩]

संकल्पिता जगति मोक्षमतिर्मुधैव संकल्पिता जगति बंधमतिर्मुधैव । संत्यज्य सर्वमनहंकृतिरात्मनिष्ठो धीरो धिया व्यवहरन्भुवि राम तिष्ठ ॥ २३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો
'ઉપશમવર્ણન' નામનો સર્ગ ૩૮મો સમાપ્ત

# સર્ગ ૩૯ મો*

## રામને પ્રબોધ કરવા માટે વસિષ્ઠનો વિચાર

### राम उवाच

(गद्यम्) भगवन्नेवंस्थिते परब्रह्मण्येव विद्यमाने कुत एवाभित्तिचित्ररूपायाः सृष्टेरागम इति कथय महात्मन् ॥ १ ॥

**રામ બોલ્યા :** હે ભગવન્! આમ છે, તો એક અને નિર્વિકાર એવા બ્રહ્મમાં ભીંતવગરના ચિત્ર જેવી આ સૃષ્ટિની ઉત્પત્તિ ક્યાંથી થઈ? હે મહાત્મા આ મને કહો.[1]

**વસિષ્ઠ બોલ્યા :** હે રાજકુમાર! જે બ્રહ્મતત્ત્વ છે. તે જ આ જગતરૂપે દેખાવ આપે છે. એ બ્રહ્મ સર્વશક્તિમાન છે; એટલા માટે કાર્યપણું, કારણપણું, એકપણું, અનેકપણું, આદિપણું અને અંતપણું ઇત્યાદિક સઘળી શક્તિઓ બ્રહ્મમાં દેખાય છે.[2,3] જે શક્તિઓ છે તેઓ પણ બ્રહ્મ જ છે, બીજું કાંઈ નથી. જેમ સમુદ્રના જળનું પૂર ચંદ્રના ઉદયને લીધે પ્રફુલ્લિત થઈ તરંગોના નાચ આદિ અનેક આકારો દેખાડતું જોવામાં આવે છે, તેમ પરમાત્મા પણ પોતાના ચૈતન્યપણાને લીધે જીવપણાને અને કર્મમય, વાસનામય તથા મનોમય સઘળી શક્તિઓને એકઠી કરે છે, દેખાડે છે, ધારી રાખે છે, ઉત્પન્ન કરે છે અને પાછી તિરોહિત કરી દે છે.[4,5] સઘળા જીવોની, સઘળા દેખાવોની અને સઘળા પદાર્થોની ઉત્પત્તિ સર્વદા બ્રહ્મથી જ થયા કરે છે.[6] જેમ સમુદ્રના તરંગો સર્વદા સમુદ્રમય જ છે, સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે અને પાછા સમુદ્રમાં જ પ્રવેશ કરે છે; તેમ સઘળા પદાર્થો સર્વદા બ્રહ્મમય જ છે, બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થાય છે અને પાછા બ્રહ્મમાં જ સમાઈ જાય છે.[7]

**રામ બોલ્યા :** હે ભગવન્! આ આપનાં વાક્યોનો સંદર્ભ પરસ્પરથી અત્યંત વિરુદ્ધ જણાય છે; આથી તેનો અભિપ્રાય મારા સમજવામાં આવતો નથી.[8] જેને છયે ઇંદ્રિયો પહોંચતી નથી, એવું ચૈતન્યાત્મક બ્રહ્મ ક્યાં અને જડરૂપ આ પ્રપંચની રચના ક્યાં! ચૈતન્યમાંથી જડ ઉત્પન્ન થાય છે, એમ કહેવું જ સંભવતું નથી. જો આ પ્રપંચ બ્રહ્મથી ઉત્પન્ન થયો હોય, તો બ્રહ્મ જેવો જ હોવો જોઈએ.[9] 'જે જેમાંથી ઉત્પન્ન થયેલું હોય, તે તેવું જ હોવું જોઈએ.' એવો નિયમ દેખાય છે. જેમ કે દીવામાંથી ઉત્પન્ન થયેલો દીવો દીવા જેવો જ હોય છે, પુરુષથી ઉત્પન્ન થયેલો પુરુષ પુરુષ જેવો જ હોય છે અને ધાન્યથી ઉત્પન્ન થયેલું ધાન્ય ધાન્ય જેવું જ હોય છે.[10,11] આમ છે તેથી પ્રપંચ જો નિર્વિકાર બ્રહ્મથી ઉત્પન્ન થયો હોય, તો નિર્વિકાર જ હોવો જોઈએ, પણ જડ ન હોવો જોઈએ.[12] હવે જગત બ્રહ્મથી ઉત્પન્ન થયું છે, એટલે પ્રપંચ તો જડ જ છે; આમ જ્યારે તે જડ છે, ત્યારે તે પરમાત્માથી જુદો છે. આથી નિષ્કલંક પરમાત્મામાં જડ પદાર્થની ઉત્પત્તિરૂપ કલંક પ્રાપ્ત થાય છે.[13]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જે કાંઈ આ જગત દેખાય છે તે બ્રહ્મ જ છે. બ્રહ્મમાં કોઈ પ્રકારનો મેલ છે જ નહિ. સમુદ્રમાં તરંગોના સમૂહોરૂપે જળ જ સ્ફુરે છે પણ ધૂળ સ્ફુરતી નથી, તેમ બ્રહ્મમાં પ્રપંચરૂપે ચૈતન્ય જ સ્ફુરે છે પણ જડ સ્ફુરતું નથી. હે રઘુવર! જેમ અગ્નિમાં ઉષ્ણપણા વિના બીજી કોઈ કલ્પના જ નથી, તેમ બ્રહ્મમાં ચૈતન્યપણા વિના બીજી કોઈ કલ્પના જ નથી.[14,15]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્! બ્રહ્મ તો દુઃખરહિત છે ત્યારે બ્રહ્મથી ઉત્પન્ન થયેલું જગત દુઃખમય જ છે; માટે બ્રહ્મની અને જગતની એકતા ન જ હોવી જોઈએ. આમ છતાં આપ એકતા કહો છો, માટે આપના વચનનો અર્થ

* આ ઓગણચાળીસમા સર્ગમાં બ્રહ્મનું સર્વશક્તિમાનપણું, રામના મોહનો વિસ્તાર અને રામને સમજાવવા સારુ વસિષ્ઠે કરેલો વિચાર કહેવામાં આવશે.

મારાથી સમજાતો નથી.[૧૬]

**વાલ્મીકિ બોલ્યા :** આ પ્રમાણે રામચંદ્રજીએ શંકા કરી, ત્યારે મુનિવર વસિષ્ઠજીએ રામને ઉપદેશ કરવાના સંબંધમાં વિચાર કર્યો, કે 'હજી આ રામની બુદ્ધિ અત્યંત પ્રફુલ્લિત થઈ નથી, પણ કંઈક નિર્મળ થયેલી છે અને તેથી તે જગત સંબંધી તર્કોમાં તણાતી જાય છે.[૧૭'૧૮] જે પુરુષ બ્રહ્મવિચારમાં પ્રવીણ થયો હોય, જાણવાનું જાણી ચૂક્યો હોય અને જે પુરુષ વિવેકના બળથી મોક્ષના ઉપાયરૂપ એવી વાણીના પારને પહોંચ્યો હોય, તે પુરુષની દૃષ્ટિથી તો બ્રહ્મમાં કોઈ પણ દોષ નથી; કારણ કે ચૈતન્યરૂપ પરબ્રહ્મમાં ક્યાં ય પણ જગતરૂપી મેલ છે જ નહિ. આ વિષય જ્યાં સુધી રામને ચોખ્ખેચોખ્ખો કહેવામાં આવશે નહિ, ત્યાં સુધી રામને વિશ્રાંતિ મળશે નહિ.[૧૯'૨૦] પરંતુ રામની બુદ્ધિ હજી સુધી પૂર્ણ વ્યુત્પન્ન (પ્રવીણ) થઈ નથી. તે અર્ધવ્યુત્પન્ન થઈ છે. માટે રામની પાસે ચોખ્ખેચોખ્ખી વાત કહી દેવી પણ અનુકૂળ પડે તેમ નથી. રામ હજી સુધી ભોગદૃષ્ટિથી દશ્યોની જ ભાવના કરે છે, એટલે તેમનો બોધમાં પ્રવેશ થતો નથી.[૨૧] જેને બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત થઈ હોય, તેને ભોગની ઇચ્છા થાય જ નહિ. જ્યારે ભોગની ઇચ્છા કાંઈ પણ ન રહી હોય, ત્યારે જ સઘળું બ્રહ્મ છે, એવા સિદ્ધાંતનો ઉપદેશ કરવો યોગ્ય છે.[૨૨] પ્રથમ તો ગુરુએ શમ–દમ આદિ ગુણોથી શિષ્યને શુદ્ધ કરવો જોઈએ અને પછી 'સઘળું બ્રહ્મ છે' અને 'તું પણ શુદ્ધ બ્રહ્મ છે' એવો બોધ કરવો જોઈએ.[૨૩] જે શિષ્ય અજ્ઞ હોય અને અધું સમજેલો હોય તેને જે ગુરુ 'સઘળું બ્રહ્મ છે' એવો બોધ આપે છે, તે ગુરુ શિષ્યને મોટાં નરકોના સમૂહમાં જ નાખે છે.[૨૪] જેને ભોગોની ઇચ્છા ટળી ગઈ હોય, મનોરથો ન રહ્યા હોય અને જેની બુદ્ધિ વ્યુત્પન્ન થઈ હોય એવા મહાત્મા શિષ્યને જ 'બ્રહ્મમાં અવિદ્યારૂપ મેલ છે જ નહિ' એમ ઉપદેશ કરવો યોગ્ય છે.[૨૫] શિષ્યની બુદ્ધિની પરીક્ષા કર્યા વિના જે ગુરુ તેને બોધ આપે છે, તે મૂઢબુદ્ધિવાળો ગુરુ જ જગતનો પ્રલય થતાં સુધી નરકમાં પડ્યો રહે છે.' અજ્ઞાનરૂપી અંધકારને તોડનાર પૃથ્વીના સૂર્યરૂપ મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે એ પ્રમાણે વિચાર કરીને નીચે પ્રમાણે કહ્યું.[૨૬'૨૭]

**વસિષ્ઠ બોલ્યા :** હે નિષ્પાપ રામ! બ્રહ્મમાં પ્રપંચની કલ્પનારૂપ કલંક છે કે નહિ, એ વાત તમે પોતાની મેળે જ સમજશો; અને નહિ સમજો તો તે વિષય સિદ્ધાંતના સમયમાં (નિર્વાણ–પ્રકરણમાં) તમને કહેવામાં આવશે, પણ હમણાં કહેવામાં નહિ આવે.[૨૮] હમણાં તો તમે એટલું જ સમજો કે 'બ્રહ્મ સઘળી શક્તિઓવાળું છે, સર્વવ્યાપક છે, અપરિચ્છિન્ન છે અને જે સર્વ છે તે હું જ છું.'[૨૯] તમે કેટલાએક ઇંદ્રજાળ કરનારા લોકોને જુઓ છો. તેઓ માયાથી વિચિત્ર ક્રિયાઓ કરીને સાચાનું ખોટું કરી દે છે અને ખોટાને સાચું કરી દે છે, તે જ પ્રમાણે આ આત્મા પણ માયાથી રહિત હોવા છતાં પણ માયાવી જેવો છે, તે મોટી ઇંદ્રજાળ કરનારો છે, તે ઘડાને લૂગડું કરી નાખે છે, લૂગડાને ઘડો કરી નાખે છે, પથરામાં લતાને ઉત્પન્ન કરે છે, લતામાં પથરાને ઉત્પન્ન કરે છે, મેરુપર્વતના સુવર્ણના શિખરમાં નંદનવન બનાવે છે, કલ્પવૃક્ષોમાં રત્નોના ગુચ્છો ઉત્પન્ન કરે છે અને ગંધર્વનગરમાં બગીચાની પેઠે આકાશમાં વાડી વાવે છે. તે ભવિષ્ય-આકાશમાં કલ્પનાથી નગરપણું કરી દે છે. જેમ ગંધર્વનગરના રાજાના અંતઃપુરમાં તે ઘણી રાણીઓને લાવી મૂકે છે, તેમ આકાશને નીલતાથી રહિત કરીને ધરતી પર લાવી મૂકે છે.[૩૦–૩૨] જગતમાં જે કાંઈ છે, જે કાંઈ થશે અને જે કાંઈ થઈ ગયું છે, તે સઘળું માણિક્યોથી બાંધેલી ભૂમિકાઓમાં પડેલા આકાશના પ્રતિબિંબ જેવું

છે. પરમાત્મા પોતે જ માયાથી વિચિત્રતા પામીને સર્વ દશ્યોરૂપે પોતાનો જ દેખાવ આપે છે. એટલા માટે સર્વે સ્થળોમાં સર્વે પ્રકારોથી સઘળું જગત સંપૂર્ણ રીતે સંભવે છે અને વાસ્તવિક રીતે એક જ વસ્તુ છે. તો હે રામ! હવે હર્ષનો, ક્રોધનો કે વિસ્મયનો અવકાશ જ ક્યાં રહ્યો? આથી ધીરજવાળા પુરુષે સર્વદા સમતાથી જ રહેવું જોઈએ.[૩૩–૩૬] સમતાથી સંયુક્ત થયેલો જ્ઞાની પુરુષ કદી પણ વિસ્મય, ગર્વ, મોહ, હર્ષ તથા ક્રોધ આદિ વિકારોને પ્રાપ્ત થતો નથી. જો સમતા પ્રાપ્ત ન થાય, તો આ દેશ–કાળવાળા જગતમાં વિચિત્ર રચનાઓ જોવામાં આવે છે. જેમ સમુદ્ર યત્ન વગર જ પોતામાં તરંગોની રચના કરે છે અને ઉત્પન્ન થયેલી રચનાનો તે તિરસ્કાર કરતો નથી, તેમ આત્મા યત્ન વગર જ પોતાનામાં આ બ્રહ્માંડોની રચના કરે છે અને ઉત્પન્ન થયેલી રચનાનો તિરસ્કાર કરતો નથી.[૩૭–૩૯] આથી સિદ્ધ થયું, કે જેમ દૂધમાં ઘી રહ્યું છે, માટીમાં ઘડો રહ્યો છે, તંતુઓમાં વસ્ત્ર રહ્યું છે અને બીજમાં વડ રહ્યો છે, તેમ આત્મામાં જ સઘળી શક્તિઓ રહેલી છે અને તેઓ પ્રકટતા પામીને વ્યવહારમાં આવે છે. આ જે વ્યવહારદૃષ્ટિ કહી તે એક જાતની કલ્પના જ છે. વાસ્તવિક રીતે જોતાં જગત તરંગોની પેઠે રચાયેલું જ નથી; માટે જગતમાં કોઈ કર્તા પણ નથી, ભોક્તા પણ નથી અને કોઈનો વિનાશ પણ નથી.[૪૦,૪૧] કેવળ આત્મતત્ત્વ સાક્ષી છે, નિષ્કલંક છે અને સમતાને લીધે કાંઈ પણ ગડબડ નહિ પામતાં સર્વદા પોતાના સ્વરૂપમાં જ રહેલું છે. એ આત્મતત્ત્વની સત્તાથી જ આ સઘળો પ્રપંચ બને છે. જેમ દીવાની સત્તાથી પ્રકાશ પોતાની મેળે જ થાય છે, જેમ સૂર્યની સત્તાથી દિવસ પોતાની મેળે જ થાય છે અને જેમ પુષ્પની સત્તાથી સુગંધ પોતાની મેળે જ થાય છે, તેમ આત્માની સત્તાથી જગત પોતાની મેળે જ થયું છે.[૪૨,૪૩] આ જગત આભાસમાત્ર જ છે અને દેખાયા કરે છે એટલું જ છે; પણ તે બ્રહ્મની સત્તાથી જુદી સત્તાવાળું નથી. જેમ વાયુનું ચલન વાયુથી ભિન્ન પણ નથી અને અભિન્ન પણ નથી, તેમ આ જગત બ્રહ્મથી ભિન્ન પણ નથી અને અભિન્ન પણ નથી; પરંતુ અનિર્વચનીય (નિરૂપણ કરી શકાય નહિ એવું) છે. જગત આત્માના સામીપ્યમાત્રથી પ્રકટ થાય છે અને તેના દોષોનો આત્માને વાસ્તવિક રીતે કાંઈ પણ લેપ નથી; તે છતાં આત્મા જાણે જગતનો કર્તા-હર્તા હોય, એમ આપણા અજ્ઞાનને લીધે જણાય છે. આમાં કેવળ એટલું સમજવાનું છે, કે જેમ પુષ્પો જેવા તારાઓ આકાશમાં કોઈ સમયે પ્રકટ થાય છે, કોઈ સમયે થોડા પ્રકટ થાય છે અને કોઈ સમયે પ્રકટ થતા જ નથી, તેમ આત્મામાં આ બ્રહ્માંડો અજ્ઞાનના સમયમાં પ્રકટ થાય છે, જ્ઞાનની ઉત્પત્તિના સમયમાં થોડાં પ્રકટ થાય છે અને જ્ઞાનની પાક દશાના સમયમાં પ્રકટ થતાં જ નથી.[૪૪,૪૫] જે પદાર્થ આત્માની સત્તાથી જુદી સત્તાવાળો હોય તેનો નાશ થવો સંભવે, પણ જે પદાર્થ આત્માની સત્તાથી જુદી સત્તાવાળો ન હોય તેનો નાશ થવો કેમ સંભવે?[૪૬] જે પદાર્થ આત્માની સત્તાથી જુદી સત્તાવાળો હોય તેની ઉત્પત્તિ થવી સંભવતી નથી, પણ જે પદાર્થ આત્માની સત્તાથી જુદી સત્તાવાળો ન હોય તેની ઉત્પત્તિ થવી સંભવે છે. માટે જો જગતને ઉત્પન્ન થયેલું માનીએ, તો આત્માથી જ ઉત્પન્ન થયેલુ અને આત્માથી જ સત્તા પામેલું માનવું જોઈએ. વાસ્તવિક રીતે જોતાં જે પદાર્થ જે પદાર્થની સત્તાથી જુદી સત્તાવાળો ન હોય, તેની ઉત્પત્તિ માનવી પણ અયોગ્ય છે. એટલા માટે જગતની ઉત્પત્તિ જ થઈ નથી ને ઉત્પત્તિ કે નાશ નથી, એટલા માટે જગતની જુદી સ્થિતિ હોવી એ પણ સંભવિત નથી જ.[૪૭,૪૮] આમ હોવાથી સમજવાનું એ છે, કે

બીજી કોઈ સામગ્રીથી નહિ પણ વાસ્તવિક સત્ય ચિત્સ્વરૂપના બળથી જ સર્વ પદાર્થોનો દેખાવ થાય છે.[૪૯] દેખાવ થતાંજ આત્માને તે તે પદાર્થોમાં અભિમાનનો ઉદય થાય છે. તે અભિમાન કાળે કરી દઢ થાય છે અને તેનું દઢપણું થતાં તુરત જ લાખો સ્કંધોવાળું, વિચિત્ર શુભાશુભરૂપ ફળોના સમૂહોવાળું અને ઘણીઘણી શાખાઓવાળું સંસારરૂપી વૃક્ષ ઘણું વિસ્તીર્ણ તથા ઘણું ઉન્નત થાય છે.[૫૦] હે રામ ! આત્માના બંધનરૂપ આ સંસારરૂપી વૃક્ષ આશાઓરૂપી માંજરોવાળું છે. દારુણ દુઃખાદિકરૂપી ફળોવાળું છે, ભોગોરૂપી પલ્લવોવાળું છે, જરારૂપી ધોળાં પુષ્પવાળું છે અને તૃષ્ણાઓરૂપી લતાઓથી શોભી રહ્યું છે. તેને વિવેકરૂપી ખડ્ગથી કાપી નાખીને તમે જીવન્મુક્ત થાઓ અને થાંભલાથી છૂટા થયેલા મોટા હાથીની પેઠે અહીં વિહાર કરો.[૫૧]

आशामंजरिताकृतिं विफलितं दुःखादिभिर्दारुणैर्भोगैः पल्लवितं जराकुसुमितं तृष्णालताभासुरम् । संसाराभिधवृक्षमात्मनिगडं छित्वा विवेकासिना मुक्तस्त्वं विहरेह वारणपतिः स्तंभादिवोन्मोचितः ॥ ५१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો ‘સર્વૈકત્વપ્રતિપાદન’ નામનો સર્ગ ૩૯મો સમાપ્ત**

## सर्ग ४०मो*

### જીવ અને ઉપાધિનું બ્રહ્મપણું

**राम उवाच**

उत्पत्तिः कथमेतेषां जीवानां ब्रह्मणः पदात् ।
कियती कीदृशी चेति विस्तरेण वद प्रभो ॥१॥

**રામ બોલ્યા :** હે પ્રભુ ! બ્રહ્મના સ્વરૂપમાંથી આ જીવોની ઉત્પત્તિ કેમ થઈ છે ? એ ઉત્પત્તિ કેટલા પ્રમાણવાળી છે અને કેવા પ્રકારની છે, એ આપ વિસ્તારથી કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે મહાબાહુ ! આ વિચિત્ર પ્રાણીઓની જાતિઓ જે રીતે ઉત્પન્ન થાય છે, જે રીતે નાશ પામે છે, જે રીતે મુક્ત થાય છે, જે રીતે વધે છે અને જે રીતે તિરોહિત થઈને રહે છે, તે સંબંધમાં હું સંક્ષેપથી તમારી પાસે કહું છું. હે નિષ્પાપ ! તમે તે સાંભળો.[૨-૩] નિર્મળ પરબ્રહ્મ સંબંધી ચૈતન્યશક્તિ પોતાનામાં રહેલી વાસનાઓના અનિયમિત જાગવારૂપ યદચ્છાથી કલ્પના કરવા લાગતાં પોતે સર્વશક્તિમાન હોવાને લીધે પ્રથમ ભવિષ્ય આકારોના સૂક્ષ્મ સ્ફુરણરૂપે ગોઠવાય છે.[૪] એ સૂક્ષ્મ–સ્ફુરણરૂપ ચૈતન્યશક્તિ ઘાટાપણાને પ્રાપ્ત થઈને પાછળથી કાંઈક વધારે કલ્પના કરવા લાગે છે, ત્યારે મનરૂપે ગોઠવાય છે અને તે મન જીવની ઉપાધિરૂપ કહેવાય છે.[૫] એ મન પોતાની બ્રહ્મપણારૂપ સ્થિતિને જાણે છોડી દેતું હોય એવું થઈને પોતાના સંકલ્પમાત્રથી જરા વારમાં આ ગંધર્વનગર (પ્રાતઃકાળે આકળમાં સૂર્યનાં કિરણોના સંપર્કથી દેખાતાં હરચંદનાં હાટડાં) જેવા મિથ્યા દશ્યને બનાવે છે.[૬] આ બનાવના આરંભમાં ચૈતન્ય સ્વયંપ્રકાશ હોવા છતાં પણ શૂન્ય જેવું પ્રતીત થાય છે અને તેવી અવસ્થાવાળું જ રહીને અનુભવમાં આવતાં એ જ આકાશ કહેવાય છે. મનરૂપ ચૈતન્ય પોતાની અંદર પોતે જ બનાવેલા એ આકાશમાં બ્રહ્માનો સંકલ્પ કરીને પોતાને જ બ્રહ્મા થયેલું દેખે છે અને તે બ્રહ્મા દક્ષ આદિ પ્રજાપતિઓ સહિત જગતની કલ્પના કરે છે.[૭-૮] હે રામ ! ચૌદ લોકમાં રહેનારા અનેક પ્રાણીઓના કોલાહલોથી ઘૂઘવતી આ સૃષ્ટિ એ રીતે મનની જ બનાવેલી છે, મનરૂપ જ છે, પોતાની સત્તાથી રહિત છે, સંકલ્પથી ઊઠેલી નગરી જેવી છે, ભ્રાંતિમાત્ર જ છે અને અધિષ્ઠાનથી કાંઈ પણ જુદી પડે એમ નથી.[૯-૧૦] આ પ્રપંચમાં પ્રાણીઓની કેટલીક જાતિઓ મોટા મોહમાં જ પડેલી છે, કેટલીએક

---

* આ ચાળીસમા સર્ગમાં ઉપાધિઓને લીધે જીવોની ઉત્પત્તિ થયાનું અને જીવોના તથા ઉપાધિઓના બ્રહ્મપણાનું વિસ્તારથી નિરૂપણ કરવામાં આવશે.

પ્રાણીઓને જ્ઞાન પણ પ્રાપ્ત થયું છે અને કેટલાંએક પ્રાણીઓ મોક્ષને માટે યત્ન કરવા છતાં પણ વૈરાગ્યની દઢતા નહિ હોવાને લીધે વારંવાર વચમાં જ ભ્રષ્ટ થઈ જાય છે.[૧૧] પૃથ્વીમાં રહેનારી પ્રાણીઓની સઘળી જાતિઓમાં જે મનુષ્યજાતિ છે, તે બ્રહ્મવિદ્યાના ઉપદેશનું પાત્ર છે.[૧૨] કારણ કે એ જાતિ ઘણી ચિંતાવાળી છે, દુઃખોથી ઘેરાયેલી છે અને મોહથી, દ્વેષથી તથા ભયથી આતુર છે. આથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થવાનો સંભવ છે. એ મનુષ્યજાતિમાં તમોગુણવાળાં મનુષ્યો તો ઉપદેશને પાત્ર જ નથી, એટલા માટે તેમના નિરૂપણને છોડી દઈને રજોગુણવાળાં તથા સત્ત્વગુણવાળાં મનુષ્યોનું આગળ જતાં નિરૂપણ કરીશ. વળી જે પરબ્રહ્મ આદિથી, અંતથી તથા ભ્રાંતિથી રહિત છે, સર્વવ્યાપક છે અને નિર્દોષ છે. તે જે રીતે જીવરૂપ થયું છે તે પ્રકાર પણ ત્યાં જ કહીશ. જેમ નિશ્ચળ મહાસાગરના એક પ્રદેશમાં તરંગોરૂપે ચંચળતા થાય છે, તેમ અવિચળ સ્વરૂપવાળા સત્તારૂપ પરમાત્માના એક પ્રદેશમાં જીવરૂપે ચંચળતા થાય છે. તે શી રીતે ઘાટી થાય છે, તે પણ તે પ્રકરણમાં જ કહેવામાં આવશે.[૧૩–૧૫]

**રામ બોલ્યા:** હે મહારાજ! પરમાત્મા અખંડ છે અને પૂર્ણ છે, તો તેમાં પ્રદેશનું હોવાપણું સંભવે જ કેમ? એ પરમાત્મામાં વિકારનો સંભવ અને બીજા પદાર્થનું સંક્રમણ ઘટે જ કેમ?[૧૬]

**વસિષ્ઠ બોલ્યા:** જીવની તથા બ્રહ્મની એકતા વાસ્તવિક છે. તે વિષયમાં શિષ્યોની બુદ્ધિને વ્યુત્પન્ન કરવા માટે આ એક પ્રદેશમાં ચલન થવા આદિ વ્યવહાર શાસ્ત્રમાં કલ્પેલો છે, એટલે વાસ્તવિક રીતે કશો વિરોધ છે જ નહિ. 'જગત બ્રહ્મરૂપ નિમિત્તથી થયુ છે અને બ્રહ્મરૂપ ઉપાદાનથી થયું છે' ઇત્યાદિ વચનોની રચના શાસ્ત્રના વ્યવહારને માટે જ છે, પણ વાસ્તવિક નથી.[૧૭] વિકારીપણું, અવયવીપણું, દિશાઓ તથા એક પ્રદેશ ઇત્યાદિક પ્રકારો પ્રત્યક્ષ દેખવામાં આવે છે, તોપણ તેઓ આત્મસ્વરૂપમાં સંભવતા જ નથી. પરમાત્મામાં ચૈતન્યના પ્રકાશ વિના બીજી કોઈ કલ્પના છે નહિ અને થશે પણ નહિ. આમ છે ત્યારે કાર્ય શબ્દનો અર્થ અને બીજી પણ વ્યવહાર સંબંધી વાતો તથા કલ્પનાઓ તેમાં ક્યાંથી જ આવે?[૧૮,૧૯] અહીં જે જે કલ્પના, જે જે શબ્દ, જે જે અર્થ અને જે જે વાક્યો છે, તે સઘળાં બ્રહ્મથી થયેલાં છે અને બ્રહ્મમય જ છે; માટે બ્રહ્મથી વ્યતિરિક્ત (શૂન્ય અથવા ભિન્ન) છે જ નહિ, એમ સમજવું.[૨૦] જેમ અગ્નિથી ઉત્પન્ન થયેલો અગ્નિ અગ્નિ જ છે, તેમ જે પદાર્થ જેથી ઉત્પન્ન થયો હોય તે તે જ હોય છે. 'આ ઉત્પન્ન કરનાર છે અને આ ઉત્પન્ન થયેલો છે' એ બધું તો કેવળ ભેદની કલ્પના કરીને જ કહેવામાં આવે છે.[૨૧] જગતમાં 'અમુક પદાર્થ અમુક પદાર્થમાંથી ઉત્પન્ન થયો છે' એમ જે વ્યવહાર ચાલે છે, તે તો એક પદાર્થમાં પોતાનાં અનેક રૂપો બનાવવાની જે ક્રિયાશક્તિ છે, તેનો જ એક જાતનો ચમત્કાર છે. માટે જે એક પદાર્થ છે તે જ ઉત્પન્ન કરનાર અને ઉત્પન્ન થયેલો એમ બે પ્રકારે ભાસે છે.[૨૨] 'આ પદાર્થ જુદો છે અને એ પદાર્થ જુદો છે' એ રીતનો નામ–રૂપના વ્યવહારરૂપ શ્રમ તો કેવળ બોલવામાત્રમાં જ છે, પણ પરમાત્મામાં નથી. જો પરમાત્મામાં એ ભેદ હોય, તો પરમાત્માનું અખંડપણું તૂટી જાય.[૨૩] મન ક્રિયાશક્તિથી ઉત્પન્ન થયું છે અને એ મનની શક્તિથી નામોના વ્યવહાર ચાલે છે અને નામોના વ્યવહારમાં દઢ અભ્યાસ થવાથી જ બીજો જોઈતો વ્યવહાર નિષ્પન્ન થાય છે.[૨૪] જેમ 'અગ્નિની એક શિખામાંથી બીજી શિખા ઉત્પન્ન થઈ' એમ બોલવું, એ એક જાતની બોલવાની જ વિચિત્રતા છે, પણ તેના અર્થમાં કાંઈ સત્યતા નથી; તેમ 'પર-

માત્માથી અમુક ઉત્પન્ન થયું અને પરમાત્માએ અમુકને ઉત્પન્ન કર્યું' ઇત્યાદિ જે કહેવામાં આવે છે, તે એક જાતની બોલવાની જ વિચિત્રતા છે, પણ તેના અર્થમાં કાંઈ સત્યતા નથી.[૨૫] પરમાત્મામાં જન્ય અને જનકની ઉક્તિઓ સંભવતી જ નથી. પરમાત્મા એક જ છે અને પૂર્ણ છે, માટે કયા પદાર્થને ઉત્પન્ન કરે અને કેમ ઉત્પન્ન કરે?[૨૬] એકમાંથી બીજાની અને બીજામાંથી ત્રીજાની ઉત્પત્તિ થવાનું કહેવું એ એક જાતનો વાણીનો સ્વભાવ જ છે, પણ તેમ કહેવાથી મૂળતત્ત્વમાં કાંઈ ભેદ કે સંખ્યા આદિ પ્રાપ્ત કરી શકાય નહિ.[૨૭] સમુદ્રમાં જોવામાં આવતા કલ્લોલો જેમ સમુદ્ર છે, તેમ પરબ્રહ્મમાં જે જે નામ–રૂપો જોવામાં આવે છે તે બ્રહ્મ જ છે, એમ વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે.[૨૮] જીવ બ્રહ્મ છે, મન બ્રહ્મ છે, બુદ્ધિની વૃત્તિઓ બ્રહ્મ છે, સઘળા પદાર્થો બ્રહ્મ છે, તે તે પદાર્થોનાં નામો બ્રહ્મ છે, ઈશ્વર બ્રહ્મ છે અને અહંકાર તથા પાંચભૂત આદિ તત્ત્વો પણ બ્રહ્મ છે.[૨૯] આ સઘળું જગત બ્રહ્મ છે અને તે છતાં જેમ દોરડી સર્પથી ન્યારી છે, તેમ બ્રહ્મ જગતથી ન્યારું છે. વાસ્તવિક રીતે તો આ જગત છે જ નહિ, પણ જે કાંઈ છે તે સઘળું બ્રહ્મ જ છે.[૩૦] પરમાત્મામાં 'આ પદાર્થ અન્ય છે અને આ પદાર્થ અન્ય છે' એવી રીતના વિભાગોની કલ્પના કરીને બોલવું, એ એક જાતની અજ્ઞાનરૂપ ભ્રાંતિથી જ છે. વાસ્તવિક રીતે જોતાં એ બોલવામાં શી સત્યતા છે?[૩૧] જેમ અગ્નિમાંથી શિખા થાય છે, તેમ બ્રહ્મમાંથી આ જગત થયુ છે. તો જેમ અગ્નિમાં અને શિખામાં ભેદ નથી, તેમ બ્રહ્મમાં અને જગતમાં ભેદ નથી. તે છતાં જે ભિન્નભિન્ન પદાર્થોની કલ્પના થઈ છે, તે સઘળી મનની ચપળતાથી જ થઈ છે. બ્રહ્મ નિત્યસિદ્ધ છે અને કૂટસ્થ છે, તેમાં કોઈ પ્રકારનો ભેદ સિદ્ધ જ થતો નથી.[૩૨] જેમ વાત–પિત્તાદિક દોષથી ચંદ્રમાં બેપણાનું જ્ઞાન થાય છે અને તે જ્ઞાનથી 'બે ચંદ્ર છે' એમ કહેવામાં આવે છે એ મિથ્યા જ છે, તેમ અજ્ઞાનરૂપ દોષથી આત્મામાં પદાર્થોના ભેદનું જ્ઞાન થાય છે અને તે જ્ઞાનથી 'પદાર્થો જુદાજુદા છે' એમ કહેવામાં આવે છે, એ સઘળું મિથ્યા જ છે. જેમ દષ્ટિના દોષવાળાઓને એક ચંદ્ર જ બેરૂપે પ્રતીત થાય છે, તેમ અજ્ઞાનના દોષવાળાઓને બ્રહ્મ જ દ્વૈતરૂપે પ્રતીત થાય છે.[૩૩] બ્રહ્મસ્વરૂપ સર્વરૂપ છે, સર્વવ્યાપક છે અને અંતવગરનું છે, તેથી જુદું કંઈ પણ સંભવતું નથી. બ્રહ્મથી જે ઉત્પન્ન થયેલું માનવામાં આવે છે, તે પણ બ્રહ્મ જ છે.[૩૪] બ્રહ્મતત્ત્વ વિના બીજું કાંઈ પણ હોવું સંભવતું નથી. 'જે કાંઈ આ જગત છે, તે સઘળું બ્રહ્મ જ છે' એમ સમજવું એ જ વાસ્તવિક છે.[૩૫] હે મહાબુદ્ધિમાન રામચંદ્ર! ઘણોખરો આવા પ્રકારનો સિદ્ધાંત જ્યારે તમારી બુદ્ધિમાં લાગુ થશે, ત્યારે જ તમારી પાસે સિદ્ધાંત સંબંધી અનેક રહસ્યો કહેવામાં આવશે.[૩૬] જગતમાં માયા આદિ કોઈ પણ પદાર્થો બ્રહ્મથી ભિન્ન ઉત્પન્ન થયા નથી, તોપણ જ્યારે તમને તે તે વિષયનું અજ્ઞાન મટશે, ત્યારે સઘળાં રહસ્યો સંપૂર્ણ રીતે તમારા જાણવામાં આવશે.[૩૭] જેમ રાત્રિના અંધારાનો ક્ષય થાય, ત્યારે સ્થાવર–જંગમ જગત સ્ફુટ જોવામાં આવે છે, તેમ મિથ્યા પદાર્થોનો બાધ થાય, ત્યારે બ્રહ્મતત્ત્વ યથાર્થ રીતે જાણવામાં આવે છે.[૩૮] હે રામ! જ્યારે અજ્ઞાનથી દૂષિત થયેલી દષ્ટિ વડે આ જે સઘળું જગત સઘળી દિશાઓમાં વિસ્તીર્ણ થયેલું જોવામાં આવે છે, તેનો અને અજ્ઞાનનો નાશ (સંપૂર્ણ બાધ) થશે, ત્યારે નિર્મળ દર્પણ જેવા અને વાસ્તવિક સત્યતાવાળા નિર્મળ પરમપદમાં તમને અખંડ નિર્મળતા જ જણાશે એ

એ વાતમાં કશો સંશય નથી.[૩૯]

यदिदमखिलमाततं कुदृष्ट्या तदुपशमे तव राम निर्मलाभे । अवितथपदनिर्मले भविष्यत्यवितथमेव न संशयोऽत्र कश्चित् ।। ३९ ।।

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'બ્રહ્મૈવેદં સર્વં જગદિતિ પ્રતિપાદન' નામનો સર્ગ ૪૦મો સમાપ્ત

## सर्ग ४१ मो×

## અનિર્વચનીય માયા અવિચારણીય અને ટાળવા યોગ્ય છે

राम उवाच

क्षीरोदकुक्षितुल्याभिः शीतलामलदीप्तिभिः । तवोक्तिभिर्विचित्राभिर्गंभीराभिरिवाभितः ।। १ ।।

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્ ! શીતળ, નિર્મળ, પ્રકાશમાન, અત્યંત ગંભીર અને ક્ષીરસાગરના પેટ જેવી આપની વિચિત્ર ઉક્તિઓથી હું ક્ષણમાત્રમાં અંધારામાં પડેલા જેવો થઈ જાઉં છું અને ક્ષણમાત્રમાં અજવાળામાં આવેલા જેવો થઈ જાઉં છું. જેમ ચોમાસામાં વાદળાંઓ આમતેમ ફરવાથી દિવસ જરા વારમાં અંધારાવાળો અને જરા વારમાં પ્રકાશવાળો થઈ જાય છે, તેમ હું પણ આપનાં વચનોના અભિપ્રાયને કંઈક સમજું છું, ત્યારે પ્રકાશવાળો થઈ જાઉં છું અને તે વચનોમાં પરસ્પર વિરોધ આવવાને લીધે સંશયમાં પડી જાઉં છું, ત્યારે અંધારાવાળો થઈ જાઉં છું.[૧-૨] પરમાત્મા અનંત છે, કોઈ પ્રમાણોના માપમાં આવે એમ નથી, પૂર્ણ છે, એક છે, સર્વદા સ્વયંપ્રકાશ છે અને તેનો પરમાર્થપ્રકાશ કદી પણ બંધ પડે નહિ એવો છે. તેમાં માપમાં આવે એવા આ જગતની કલ્પનારૂપ વિકાર કેમ આવ્યો, એ સંશયમાં હજુ હું ગૂંચવાયા કરું છું.[૩]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! આ જે તમને વ્યામોહ થાય છે, તે મારાં વાક્યોમાં દોષ હોવાથી થતો નથી, પણ મારાં વાક્યોનું તાત્પર્ય નહિ સમજવારૂપ તમારા દોષથી જ થાય છે. મારાં સઘળાં વાક્યો યથાર્થ છે, મુખ્ય વિષયના આદિ દોષોવાળાં પણ નથી, મુખ્ય વિષયના સંબંધ વગરનાં નથી અને આગળ–પાછળના વિરોધવાળાં પણ નથી.[૪] જ્યારે તમારાં જ્ઞાનચક્ષુ નિર્મળ થશે અને બોધનો ઉદય વિસ્તીર્ણ થશે, ત્યારે તમે સ્વસ્થપણાથી 'મારાં વાક્યો તથા મારા વિચારો બીજાઓનાં વાક્યોથી તથા વિચારોથી કેટલાં પ્રબળ છે' એ સંપૂર્ણ રીતે જાણશો.[૫] 'બ્રહ્મના એક દેશમાં માયા છે અને તે માયાથી બ્રહ્મમાં આ જગત થયું છે' ઇત્યાદિ મારાં વાક્યોનો સંદર્ભ સાંભળી તમે ભ્રાંતિમાં પડી જાઓ છો, પણ ભ્રાંતિમાં પડો નહિ; કારણ કે શિષ્યને ખરા શાસ્ત્રાર્થની સમજણના માર્ગે ચડાવવા સારુ કેટલીએક એવી કલ્પિત વાતો પણ કરવી પડે છે. કલ્પિત વાતો, અકલ્પિત સાચો પદાર્થ જણાવવામાં ઉપાયરૂપ થાય છે. એટલા માટે પ્રક્રિયામાં એવી કેટલીએક કલ્પિત વાતોની ગડબડ ચલાવવી પડે છે.[૬] જ્યારે તમે સત્ય તથા અત્યંત નિર્મળ પરબ્રહ્મને જાણશો, ત્યારે તમને માયાની તથા જગતની કાંઈ પણ ગડબડ સ્વરૂપમાં પ્રતીત થશે નહિ. માયા તથા જગત અવિદ્યમાન છતાં પણ હજી સુધી તમારા મનમાં ઘૂમ્યા કરે છે, તો એ ટાળી નાખી તમારા મનમાં સાચી સમજણ ઠસાવવા માટે માયાનું અને જગતનું સ્વરૂપ કહેવાની જરૂર છે અને તેથી તે કહેવાને માટે જ મારે આ પ્રપંચ કરવો પડે છે. તમને બ્રહ્મમાં ભેદ હોવાની શંકા થાય છે જ્યાં સુધી દ્વૈતનો અધ્યારોપ ન સમજાયો હોય,

× આ એકતાળીસમા સર્ગમાં સ્ફુરણ અથવા કલ્પના આદિ વિશેષોનું મૂળ માયા જ છે અને તે માયા અનિર્વચનીય છે, ટાળી નાખવા યોગ્ય છે અને ક્યાંથી આવી, એમ વિચારવા યોગ્ય નથી, એટલું કહેવામાં આવશે.

ત્યાં સુધી તેનો અપવાદ સમજાતો નથી. તો અધ્યારોપ કરવાને માટે જ બ્રહ્મમાં માયા તથા જગત હોવા વિષેનો આ વાક્યરૂપ પ્રપંચ મેં ઉઠાવેલો છે. ઉપદેશના સમયમાં કાચા શિષ્યની પાસે પ્રક્રિયારૂપે આવી કલ્પિત વાતો કર્યા વિના છૂટકો જ નહિ. જો કે વિદ્વાનોની દૃષ્ટિથી 'માયા કે જગત કાંઈ છેજ નહિ. આત્મામાં માયા, વાસના, કર્મ કે કલ્પના કાંઈ છેજ નહિ અને અત્યંત શુદ્ધ જે પરબ્રહ્મ છે તેજ આ જગત છે' એ વાત વિચિત્ર રૂપવાળી ઘણીઘણી યુક્તિઓથી સિદ્ધાંતના સમયમાં તમને વિસ્તારપૂર્વક કહેવાની છે. પણ હે નિષ્પાપ! હમણાં તો બ્રહ્મમાં માયા હોવાનો સ્વીકાર કરીને આગળ વાત ચલાવું છું.[૭-૧૧] માયા અને માયાથી થયેલું જગત ખોટાં છે છતાં પણ પરસ્પરની સહાયતાથી તેઓ બહુ જામી ગયાં છે. તેમને તોડવાનું તથા તોડવાનાં સાધનોમાં યત્ન કરવાનું હમણાં ચલાવેલી પ્રક્રિયા વિના બની શકે એમ નથી.[૧૨] હે રામ! પિશાચની સ્થિતિનું વર્ણન આપીએ ત્યારેજ પિશાચનો અભાવ બાળકના મનમાં ઠસાવી શકાય છે. ખોટા પદાર્થને નષ્ટ કરવામાં ખોટા ઉપાયની જ જરૂર છે. જેમ અસ્ત્રથી અસ્ત્ર શાંત થાય છે, મેલથી મેલ ધોવાય છે, ઝેરથી ઝેર ઊતરી જાય છે અને શત્રુથી શત્રુ હણાય છે, તેમ ખોટાં સાધનોથી જ ખોટી માયા ટળે છે. હે રામ! જો કે કલ્પિત પ્રક્રિયારૂપ ઉપદેશ પણ એક જાતનું માયાનું સ્વરૂપ જ છે, તોપણ એ સ્વરૂપ એવું ઉત્તમ છે, કે તે પોતાના નાશનો ઉદ્યમ કરાવવાની ઇચ્છાથી જ્ઞાનની માગણી કરે છે અને તે જ્ઞાન સઘળા દોષોને હરે છે. હે રામ! આ જગતરૂપે અનુભવમાં આવતી માયા પોતાના નાશથી હર્ષ આપે એવી છે. આ માયાનો સ્વભાવ જાણી શકાતો નથી; કારણ કે સૂક્ષ્મ દૃષ્ટિથી જોવા લાગીએ ત્યાં તુરત જ એ જતી રહે છે.[૧૩-૧૫]

એ જગતરૂપ માયા વિવેકને ઢાંકી દે છે, બીજાં અનેક જગતોને ઉત્પન્ન કરે છે અને તે છતાં 'એ કેવી છે' એમ જણાતી નથી. એ ભારે આશ્ચર્ય તો જુઓ![૧૬] આ માયા પરીક્ષા ન કરીએ ત્યાં સુધી સ્ફુર્યા કરે છે, પરીક્ષા કરીએ કે તુરત જ નષ્ટ થઈ જાય છે અને જાણી ન હોય ત્યાં સુધી કાચી રહીને મસ્તી કર્યા કરે છે.[૧૭] અહો! સંસારના બંધનરૂપ આ માયા ખોટી હોવા છતાં પણ અત્યંત સાચી હોય એમ લાગે છે અને વળી આપણા જ્ઞાનને તોડી નાખે છે, માટે બહુ વિચિત્ર છે.[૧૮] આ સંસાર સંબંધી માયા જે અત્યંત ભેદવગરના આત્મસ્વરૂપમાં જીવ તથા દેહ આદિ ભારે ભેદને વિસ્તારી દે છે; એટલે ભેદને લીધે આત્મા પુરુષોત્તમ કહેવાય છે. જગતરૂપ ક્ષર પુરુષ તથા જીવરૂપ અક્ષરપુરુષ ન હોય, તો આત્મા પુરુષોત્તમ જ કેમ કહેવાય?[૧૯] 'આ માયા વાસ્તવિક રીતે છે જ નહિ' એવી ભાવનાને દૃઢ કરી, જ્યારે તમે તત્ત્વવેત્તા થઈને સ્વરૂપને પ્રાપ્ત થશો, ત્યારેજ આ મારા કહેવાનો આશય તમારા જાણવામાં આવશે.[૨૦] જ્યાં સુધી તમને પાકો બોધ થયો નથી, ત્યાં સુધી તમે મારા વચન ઉપર જ વિશ્વાસ રાખીને 'માયા છેજ નહિ' એવો ભારે તથા અવિચળ નિશ્ચય રાખો.[૨૧] આ જગતરૂપ જે મોટી કલ્પના નજરે આવે છે, તે મિથ્યા જ છે અને તે કેવળ મનની જ લીલારૂપ છે.[૨૨] 'જે કાંઈ છે તે બ્રહ્મ જ છે' એવો જેના મનમાં પરોક્ષ નિશ્ચય હોય, તેને પણ મુક્તિની પ્રાપ્તિ થાય છે. 'આ દેહઆદિ બાહ્ય આકારો છે અને તેઓથી હું બંધાયો છું' એવી જે ભાવના છે, તેજ સર્વ જગતમાં સર્વ જીવોને બાંધવાની જાળરૂપ છે.[૨૩] 'આ જગત બ્રહ્મરૂપ જ છે અથવા આ જગત ખોટું જ છે' એ બે નિશ્ચયોમાંથી એક નિશ્ચયને દૃઢ રાખીને આસક્તિરહિત થયેલો જે પુરુષ જગતને સ્વપ્ન જેવું અને ભ્રાંતિમાત્ર જ જાણે છે,

તે પુરુષ દુઃખમાં ડૂબી જતો નથી. આ મિથ્યાભૂત દેહઇંદ્રિય આદિની ભાવનાઓમાં જેને અહંબુદ્ધિ હોય છે તે પુરુષ વાસ્તવિક રીતે પોતે પરબ્રહ્મ છતાં પણ અવિદ્યામાં ગોથાં ખાયા કરે છે. જેમ મહાસાગરના જળમાં રજના કણો છે જ નહિ, તેમ વ્યાપક પરમાત્મામાં વિકારીપણું આદિ કોઈ દોષો છે જ નહિ. જગતના વિષયમાં જે નામોની તથા રૂપોની ભાવના જોવામાં આવે છે, તે વ્યવહારને માટેજ કલ્પાયેલી છે, માટે આત્માથી જુદી નથી. જેમ તંતુઓ વગર વસ્ત્રોની સ્થિતિ થતી નથી, તેમ નામ—રૂપોના કલ્પિત વ્યવહાર વિના ઉપદેશાત્મક શાસ્ત્રોની સ્થિતિ પણ થતી નથી. અવિદ્યામાં તણાતો જતો આત્મા આત્મજ્ઞાન વિના અનુભવમાં આવતો નથી અને તે આત્મજ્ઞાન ઉપદેશાત્મક શાસ્ત્ર વિના મળતું નથી. હે રામ! આત્મસ્વરૂપની પ્રાપ્તિ વિના અવિદ્યારૂપી નદીનો પાર આવતો નથી. તે અવિદ્યારૂપી નદીનો જે પાર છે, તેને જ અક્ષયપદ કહેવામાં આવે છે. મલિન કરી દેનારી આ અવિદ્યા ગમે ત્યાંથી ઉત્પન્ન થઈ હોય, તોપણ તેણે ઉત્પન્ન થઈને એવી સ્થિતિ પકડી છે, કે તેણે આત્મસ્વરૂપને ઢાંકી દીધું છે. હે રામ! તમે 'આ અવિદ્યા ક્યાંથી થઈ છે?' એવો વિચાર રાખો નહિ, પણ 'એ અવિદ્યાને હું કયા પ્રકારથી હણું?' એજ વિચાર રાખો. હે રામ! આ અવિદ્યા ક્ષીણ થઈને અસ્ત પામી જશે, ત્યારે 'એ ક્યાંથી થઈ હતી, શી રીતની હતી અને શી રીતે નષ્ટ થઈ?' એ સઘળું સંપૂર્ણ રીતે તમારા જાણવામાં આવશે. આ અવિદ્યા વાસ્તવિક રીતે છે જ નહિ અને આપણે સૂક્ષ્મ દૃષ્ટિથી જોતા નથી ત્યાં સુધી જ તે પ્રતીત થાય છે. માટે એવી ખોટી અને ભ્રાંતિરૂપ અવિદ્યાને સાચી ગણીને 'તે કોના વંશની છે?' એમ જાણવાની કયા સમજુ પુરુષને ઇચ્છા થાય અને તે ઇચ્છા શા કારણથી થાય? અવિદ્યાનાં માવતરની ચિંતા એ તો સ્વપ્નમાં દેખાયેલા પુરુષનાં માવતરની ચિંતા જેવી વૃથા જ છે.[૨૪–૩૫] હમણાં તમે તો 'એ અવિદ્યા ઉત્પન્ન થઈ છે, વિસ્તાર પામેલી છે અને વિસ્તાર પામીને બહુ અડચણ કરે છે' એટલો જ નિશ્ચય કરીને બળાત્કારથી તેનો નાશ કરો, એટલે પછી તે શાથી ઉત્પન્ન થઈ હતી અને કેવી હતી? ઇત્યાદિ તમારા જાણવામાં આવશે. ત્રૈલોક્યમાં મહાશૂર અને મહાપંડિત પુરુષો પણ કોઈ એવા નથી, કે જેમને અવિદ્યાએ પરવશ ન કર્યા હોય! આથી હે રઘુવર! મહારોગના જેવા સ્વભાવવાળી એ અવિદ્યાનો નાશ કરવાનો જ યત્ન કરો.[૩૬,૩૭] એટલે પછી એ અવિદ્યા તમને ફરી વાર જન્મ સંબંધી દુઃખોમાં નાખશે નહિ. અવિદ્યા સઘળી આપદાઓની મુખ્ય સખી છે, અજ્ઞાનરૂપી વૃક્ષની મંજરીરૂપ છે અને અનર્થોના સમૂહોની માતા છે, એટલા માટે તેને જડમૂળમાંથી ઉખેડી નાખો.[૩૮] ભય, ખેદ, દુષ્ટ ચિંતાઓ તથા વિપત્તિઓને આપનારી તેમજ જ્ઞાનરૂપી ચક્ષુને મોહરૂપી મોટાં પડળના અંકુર જેવી એ અવિદ્યાને તમે બળપૂર્વક દૂર હઠાવી દો અને સંસારસમુદ્રના પારને પ્રાપ્ત થાઓ.[૩૯]

भयविषादद्दुराधिविपत्प्रदां हृदयमोहमहापटलांकुराम्। भृशमपास्य कुदृष्टिमिमां बलाद्भव भवार्णवपारमुपागतः ॥ ३९॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'અવિદ્યાકથન' નામનો સર્ગ ૪૧મો સમાપ્ત**

## સર્ગ ૪૨ મો*

### વાસનાના પ્રાબલ્યથી જીવોનો ઊતરવાનો ક્રમ

**वसिष्ठ उवाच**

**कुपितस्यासतोऽप्यस्य प्रेक्षामात्रविनाशिनः ।**
**अविद्याविततव्याधेरौषधं शृणु राघव ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! અવિદ્યારૂપી મોટો રોગ પરીક્ષા કરવામાત્રથી નાશ પામી જાય એવો છે. તે ખોટો હોવા છતાં પણ અતિ વૃદ્ધિ પામ્યો છે. તેનું હું પરીક્ષારૂપ ઔષધ કહું છું, તે તમે સાંભળો.[1] હે રામ! મનના બળનો વિચાર કરાવવા માટે મેં પ્રથમ મનુષ્યોની રાજસ તથા સાત્ત્વિક જાતિઓ કહેવાનું પણ સ્વીકાર્યું છે, તો તે પ્રસંગને લગતો જ આ પ્રસંગ છે.[2] પરમ સુખસ્વરૂપ જે બ્રહ્મ છે તે સર્વવ્યાપક છે, કલંકોથી રહિત છે, અપાર છે, જન્મરહિત છે, પ્રકાશિત ચૈતન્યરૂપ છે અને ભ્રાંતિરહિત છે,[3] જેમ નિશ્ચળ મહાસમુદ્રનો એક પ્રદેશ વાયુરૂપી ઉપાધિથી તરંગરૂપ ઘનતાને પામે છે, તેમ અવિચળ સ્વરૂપવાળા એ મહાચૈતન્યનો એક પ્રદેશ વાસનારૂપ ઉપાધિથી જીવરૂપ ઘનતાને પામે છે.[4] જેમ સમુદ્રની અંદરનું ભરપૂર જળ એકાદ પ્રદેશમાં નિશ્ચળ રહે છે અને એકાદ પ્રદેશમાં ચલાયમાન થાય છે, તેમ સર્વ શક્તિઓવાળું મહાચૈતન્ય સર્વદા નિશ્ચળ જ રહે છે અને કોઈ પ્રદેશમાં ચલાયમાન પણ થાય છે.[5] જેમ પવન પોતાનાથી જ ભરપૂર રહેલા આકાશની અંદર પોતાની શક્તિથી પોતાના એક પ્રદેશમાં પોતે જ ચલિત થાય છે, તેમ સર્વવ્યાપક મહાચૈતન્ય પોતાની શક્તિથી જ પોતાના એક પ્રદેશમાં પોતે જ ચલિત થાય છે.[6] જેમ નિશ્ચળ દીવો પોતાની શિખાની ક્રિયારૂપ શક્તિને લીધે ઊંચા પ્રદેશમાં આવે છે, તેમ સઘળી શક્તિઓવાળું મહાચૈતન્ય પોતાની માયાશક્તિને લીધે એક પ્રદેશમાં જીવરૂપ થાય છે.[7] જેમ સમુદ્ર તડકા આદિના સંબંધને લીધે ચળકતા પોતાના જળના એક પ્રદેશમાં જ ચંચળ જેવો જણાય છે, તેમ મહાચૈતન્ય વાસનાના સંબંધને લીધે સ્ફુરણ પામેલા પોતાના એક કલ્પિત પ્રદેશમાં, જાણે જીવરૂપે ચલિત થયું હોય એમ જણાય છે.[8] જેમ મહાસમુદ્રનો એક કલ્પિત ભાગ સૂર્યનાં કિરણોનો પ્રકાશ પડવાથી સુવર્ણમય જેવો જણાય છે, તેમ મહાચૈતન્યનો એક કલ્પિત ભાગ વાસનાઓના સંબંધને લીધે જીવરૂપ થયેલા જેવો જણાય છે.[9] જેમ નિરાકાર આકાશમાં કોઈ સમયે બાળકને તે આકાશનો જ એક પ્રદેશ મોતીરૂપ થયેલો પ્રતીત થાય છે, તેમ નિર્વિકાર મહાચૈતન્યમાં પ્રાચીન વાસનાઓના ઉદ્બોધને સમયે તે મહાચૈતન્યનો જ એક પ્રદેશ જીવરૂપ થયેલા જેવો ભાસે છે. જેમ મહાસમુદ્રમાં કાંઈક ક્ષોભ પામેલો તરંગરૂપ ભાગ મહાસમુદ્રમય જ છે, સ્વચ્છ છે અને મહાસમુદ્રમાં જ સ્ફુરે છે, તેમ મહાચૈતન્યમાં કાંઈક ક્ષોભ પામેલો જીવરૂપ ભાગ મહાચૈતન્યમય જ છે, સ્વચ્છ છે અને મહાચૈતન્યમાં જ સ્ફુરે છે.[10,11] જેમ સોયના નાકામાં આવેલો સૂર્યનો પ્રકાશ મોટા વ્યાપક પ્રકાશથી અભિન્ન છતાં પણ નાકારૂપ ઉપાધિને લીધે ભિન્ન જેવો થઈને રહે છે, તેમ અવિદ્યારૂપી ઉપાધિમાં આવેલો મહાચૈતન્યના એક ભાગરૂપ જીવ મહાચૈતન્યથી અભિન્ન છતાં પણ અવિદ્યારૂપ ઉપાધિને લીધે ભિન્ન જેવો થઈને રહે છે.[12] એ મહાચૈતન્ય સર્વ શક્તિઓવાળું હોવાને લીધે ક્ષણમાત્રમાં જીવશક્તિરૂપે સ્ફુરે છે અને જેમ ચંદ્રની કળા પોતાના સ્વભાવરૂપ શીતળપણાને જાગ્રત કરે છે, તેમ મહાચૈતન્ય પોતાના સ્વભાવરૂપ જીવશક્તિને જાગ્રત પણ કરે છે.[13] પરમાત્મામાંથી ઉદય

* આ બેતાળીસમા સર્ગમાં અનંતશક્તિવાળા પરબ્રહ્મમાંથી વાસનાઓના ઘાટાપણાના ક્રમથી જીવોને ઉત્તરોત્તર ઊતરવાનો ક્રમ કહેવામાં આવશે.

પામેલી એ જીવરૂપ ચૈતન્યશક્તિ પોતાની સખીઓ જેવી દેશશક્તિ, કાળશક્તિ અને ક્રિયાશક્તિને પણ પોતાની સાથે જ ખેંચે છે. દેશશક્તિ, કાળશક્તિ અને ક્રિયાશક્તિ–એઓનો પ્રાદુર્ભાવ પણ જીવશક્તિની સાથે જ થાય છે.[૧૪] એ જીવશક્તિ (જીવ) જો ખરા સ્વરૂપને જાણે, તો 'હું આદિઅંતથી રહિત મહાચૈતન્યમાં જ રહેલી છું' એમ સમજે; પરંતુ તે પોતાના ખરા સ્વરૂપને ભૂલી જઈ, કલ્પિત સ્વભાવનું ગ્રહણ કરીને 'હું આટલા પરિમિત પ્રદેશમાં જ રહું છું અને તુચ્છ છું' એમ માન્યા કરે છે.[૧૫] જીવશક્તિ સાક્ષાત્ મહાચૈતન્યરૂપ જ છે, છતાં તેણે જ્યારે એવી રીતે પોતાના રૂપને ઉપાધિથી પરિચ્છિન્ન માન્યું, ત્યારે જ નામ, રૂપ, ઇષ્ટ અને અનિષ્ટ આદિ સઘળી મિથ્યા કલ્પનાઓ તેને લાગુ થઈ.[૧૬] વાસ્તવિક રીતે જોઈએ તો મહાચૈતન્યમાં જે કાંઈ કલ્પાયું છે, તે સઘળું મહાચૈતન્યરૂપ છે; કારણકે મહાચૈતન્યથી કોઈના પણ ભિન્નપણાની કલ્પના કરવી એ ખોટી જ છે. મહાસાગરમાં અનંત લહરીઓ ઊઠે છે અને તેઓ મહાસમુદ્રથી ભિન્ન હોવી સંભવે જ નહિ. જેમ કડાં અને બાજુબંધ આદિ આભૂષણો સુવર્ણથી ભિન્ન નહિ હોવા છતાં પણ નામ–રૂપાત્મક કલ્પનાને લીધે ભિન્ન માની લેવામાં આવે છે, તેમ જીવ તથા કાળ આદિ સઘળા પદાર્થો બ્રહ્મથી ભિન્ન નહિ હોવા છતાં પણ સ્વરૂપની ભૂલથી નામ–રૂપાત્મક કલ્પનાને લીધે ભિન્ન માની લેવામાં આવે છે; અર્થાત્ તે કલ્પિત છે.[૧૭,૧૮] એક દીવામાંથી થયેલા બીજા દીવાઓની જે જુદાઈ છે, તે વાટ (દીવેટ) આદિ ઉપાધિઓના દેશની, કાળની તથા અવયવોની જુદાઈને લીધે જ છે, પણ અગ્નિરૂપ સ્વરૂપની જુદાઈથી નથી તે જ પ્રમાણે જીવમાં બ્રહ્મથી જે જુદાઈ છે તે પણ ઉપાધિઓના સ્વભાવને લીધે જ છે, પણ સ્વરૂપની જુદાઈથી નથી.[૧૯] દેશશક્તિ, કાળશક્તિ અને ચલનશક્તિથી ઘેરાયેલી એ જીવશક્તિ સંકલ્પોને અનુસરતાં–અનુસરતાં, બહુ જ હાંસીનું પાત્ર થઈ જાય છે. હે મહાબાહુ! દેશ, કાળ અને ક્રિયાઓથી ઘેરાયેલું અને કલ્પનાઓને લીધે પોતાના પરિચ્છિન્નપણાને માનતું જે ચૈતન્ય છે, તે જ ક્ષેત્રજ્ઞ કહેવાય છે,[૨૦,૨૧] 'ક્ષેત્ર' એ શરીરનું નામ છે અને તે શરીરને તેની અંદરના તથા બહારના પદાર્થો સહિત તે ચૈતન્ય જાણે છે, એટલા માટે ક્ષેત્રજ્ઞ કહેવાય છે.[૨૨] એ ક્ષેત્રજ્ઞ (જીવ) જ 'હું છું' એવી દૃઢ કલ્પનાથી કલંકિત થઈને અહંકારપણાને પ્રાપ્ત થાય છે. એ અહંકાર નિશ્ચયાત્મક કલ્પનાઓથી કલંકિત થઈને નિર્ણય કરવા લાગે છે અને બુદ્ધિપણાને પ્રાપ્ત થાય છે. બુદ્ધિ સંકલ્પ–વિકલ્પોથી કલંકિત થઈને મનપણાને પ્રાપ્ત થાય છે, મન ગાઢ વિકલ્પોવાળું થઈને ધીરેધીરે ઇંદ્રિયપણાને પ્રાપ્ત થાય છે અને ઇંદ્રિયો વિષયોની દૃઢ લાલચોથી કલંકિત થઈને હાથ–પગવાળા સ્થૂળ દેહપણાને પ્રાપ્ત થાય છે. સ્થૂળદેહ જગતમાં જન્મે છે, જીવે છે અને જોવામાં આવે છે. આ રીતે વાસનાઓરૂપી રજ્જુઓથી વીંટાયેલો જીવ દુઃખોના સમૂહોથી ઘેરાઈને અનુક્રમે સ્થૂળદેહપણાને પ્રાપ્ત થાય છે.[૨૩–૨૬] જેમ અનુક્રમે પાકતાંપાકતાં પણ ફળની અવસ્થા બદલાઈ જાય છે પણ જાતિ બદલાતી નથી, તેમ વાસનાઓને લીધે આવી હલકીહલકી સ્થિતિઓ પ્રાપ્ત થવા છતાં પણ જીવની માત્ર દશા બદલાઈ જાય છે પરંતુ તેથી નિર્વિકાર ચૈતન્યપણું બદલાઈ જતું નથી. આ રીતે જીવ અહંકારપણાને પામ્યો, અહંકાર બુદ્ધિપણાને પામ્યો અને બુદ્ધિ સંકલ્પોના સમૂહથી ગૂંથાયેલા મનપણાને પામી.[૨૭,૨૮] સંકલ્પમય આકારવાળું એ મન સાચા–ખોટા મનોરથોથી તુચ્છ વિષયોમાં આસક્ત થાય છે અને સંસ્કારરૂપે સ્ત્રી-પુત્ર આદિના આકારોનું ગ્રહણ કર્યા કરે છે.[૨૯] જેમ ગાયો

મદોન્મત્ત આખલાની પછવાડે તેને ખરાબ કરવાને માટે જ દોડે છે અને નદીઓ જેમ સમુદ્રની પછવાડે તેને મલિન કરવાને માટે જ દોડે છે, તેમ ઇચ્છા આદિ શક્તિઓ મનને ખરાબ કરવાને માટે અને મલિન કરવાને માટે જ મનની પછવાડે દોડે છે.[30] આ રીતે રાગ–દ્વેષ આદિ અનેક શક્તિઓથી વ્યાપ્ત થયેલું મન ઇંદ્રિયો દ્વારા સ્થૂળ શરીરપણાને ધારણ કરે છે અને કોશેટાના કીડાની પેઠે હાથે કરી બંધનને પ્રાપ્ત થાય છે.[31] જેમ ખાવાની લાલચને લીધે મત્સ્ય હાથે કરીને જાળમાં બંધાય છે, તે જ પ્રમાણે પોતાના સંકલ્પોનું વારંવાર સ્મરણ કરવાને લીધે મન પણ ભૂંડે હાલે આ સંસારમાં બંધાઈને પરિતાપ પામે છે.[32] હું ખરેખર બંધાઉં છું એમ માની, એ મિથ્યા બંધનને સાચું માન્યા કરતું અને ધીરેધીરે પોતાના બ્રહ્મપણાને છોડી દેતું એ મન પોતાની અંદરના જગતરૂપી જંગલમાં અનેક પ્રકારની ભ્રાંતિરૂપ રાક્ષસીને ઉત્પન્ન કરે છે.[33] પોતે ધારેલા શબ્દસ્પર્શાદિક વિષયોરૂપી અગ્નિઓની રાગ–દ્વેષાદિક જ્વાળાઓની અંદર પડીને તે સાંકળથી બંધાયેલા સિંહની પેઠે અત્યંત પરવશ થાય છે.[34] વાસનાઓને લીધે તે પોતામાં વિચિત્ર કાર્યોના કર્તાપણાનું સંપાદન કરે છે અને પોતાની ઇચ્છા માત્રથી રચાયેલી અનેક દશાઓમાં પડ્યા કરે છે.[35] એ જ પદાર્થ શાસ્ત્રના કોઈ સ્થળમાં મન કહેવાય છે, કોઈ સ્થળમાં બુદ્ધિ કહેવાય છે, કોઈ સ્થળમાં જ્ઞાન કહેવાય છે, કોઈ સ્થળમાં ક્રિયા કહેવાય છે, કોઈ સ્થળમાં અહંકાર કહેવાય છે અને કોઈ સ્થળમાં લિંગશરીર કહેવાય છે. કોઈ સ્થળમાં તે પ્રકૃતિ કહેવાય છે, કોઈ સ્થળમાં તે માયા કહેવાય છે, કોઈ સ્થળમાં તે મળ કહેવાય છે અને કોઈ સ્થળમાં તે કર્મ કહેવાય છે.[36-37] તે કોઈ સ્થળમાં બંધ કહેવાય છે, કોઈ સ્થળમાં ચિત્ત કહેવાય છે, કોઈ સ્થળમાં અવિદ્યા કહેવાય છે અને કોઈ સ્થળમાં ઇચ્છા કહેવાય છે.[38] હે રામ! તે જ આ મન આ રીતે સંસારમાં બંધાયેલું છે, દુઃખી છે, તૃષ્ણાથી તથા શોકથી ઘેરાયેલું છે અને રાગના વિસ્તીર્ણ સ્થળરૂપ છે.[39] તે સંસારની ભાવનાથી વૃદ્ધાવસ્થામાં, મરણમાં તથા મોહમાં કૂટાયા કરે છે, સંકલ્પ–વિકલ્પોથી વ્યાપ્ત છે અને અવિદ્યાના રંગથી રંગાયેલું છે.[40] ઇચ્છાઓને લીધે તે ક્ષોભ પામ્યા કરે છે, કર્મોરૂપી વૃક્ષોની ઝાડીના અંકુરરૂપ છે, પોતાની જન્મભૂમિને ભૂલી ગયું છે અને કલ્પિત અનર્થોથી સંકુલ છે.[41] કોશેટાના જીવડાની પેઠે તે પોતાની મેળે બંધાયેલું છે, શોકના નિવાસરૂપ થઈ ગયું છે, શબ્દ તથા સ્પર્શ ઇત્યાદિ વિષયોના સમૂહોથી અવયવોવાળું થયેલું છે અને અનંત નરકોની પીડાથી સંતાપ પામ્યા કરે છે.[42] અદૃશ્ય હોવા છતાં પણ તે મોટા પહાડના જેવા બોજાથી ભયંકર થઈ પડ્યું છે અને તે જરા તથા મરણ આદિ અનેક શાખાઓથી સંપન્ન એવા 'સંસાર' નામના ઝેરી ઝાડરૂપ છે.[43] જેમ વડનું બીજ પોતાની અંદર આખા વડને ધારણ કરી રહેલું હોય છે, છતાં પણ અંદર ફળોથી રહિત છે, તેમ આશાઓરૂપી પાશોને બનાવનારા આ સઘળા સંસારને તે પોતામાં ધારણ કરી રહેલું હોવા છતાં પણ તે અંદર ફળોથી રહિત છે.[44] તે ચિંતારૂપી દાવાનળની શિખાઓથી દાઝેલું છે, કોપરૂપી અજગરે ચાવેલું છે, કામનારૂપી મહાસાગરનાં મોજાંઓથી પછડાયેલું છે અને પોતાના દાદાને (મૂળ કારણને) ભૂલી ગયું છે.[45] ટોળાંથી વછૂટેલા હરણની પેઠે તે શોકથી બેભાન થઈ ગયું છે અને વિષયોરૂપી અગ્નિની જ્વાળાઓથી તે પતંગિયાની પેઠે બળ્યા કરે છે.[46] કપાઈ ગયેલા મૂળવાળા કમળની પેઠે તે બહુ જ ગ્લાનિ પામેલું છે, મૃત્યુએ તે તે દેહોમાંથી ખેંચીને વારવાર બીજા દેહોમાં નાખવાને લીધે તેને દુઃખી કરી નાખેલું છે અને વારંવાર

બીજા દેહોમાં અભિમાન કરવાની જરૂર પડવાને લીધે તે આકુળવ્યાકુળ થયેલું છે. વિચિત્ર રૂપોથી મારી નાખવાને સજ્જ થઈ ઊભેલા વિષયોરૂપી શત્રુઓ ઉપર વિશ્વાસ રાખીને તે તેમની મધ્યમાં રહેલું છે અને એવીએવી દુઃખદાયી અનંત દશાઓમાં તે લોટ્યા કરે છે.[47] સમુદ્રમાં પડેલા પક્ષીની જેમ તે ઘોર દુઃખમાં પડ્યું છે અને ગંધર્વનગરની પેઠે કેવળ શૂન્યતાવાળા જગતરૂપી જાળમાં બંધાઈને દુઃખ પામવા છતાં પણ તે તેના ઉપર અત્યંત સ્નેહ રાખ્યા કરે છે.[48,49] તે સંસારરૂપી ઊછળતા સમુદ્રમાં તણાયા કરે છે અને વિષયો ઉપર દોડ્યા કરે છે. હે દેવતુલ્ય ! હાથીને જેમ કાદવમાંથી બહાર કાઢવામાં આવે, તેમ તમે એને સંસારમાંથી બહાર કાઢો.[50] હે રામ ! મન કામદેવરૂપી ખાબોચિયામાં બળદની પેઠે ખૂંચી ગયું છે. પુણ્યોનો ક્ષય થવાથી હવે તેને ઉત્તમ પરલોકમાં જવાનું સાધન રહ્યું નથી તેથી તે ભાંગેલા અવયવોવાળા જેવું થઈ ગયું છે. તમે તેને બળાત્કારે એ ખાબોચિયામાંથી બહાર કાઢો.[51] હે રામ ! આ મન કર્મફળોના જુદાજુદા રસો પડવાથી મેલું થઈ ગયુ છે અને બળતરા આપનારાં જરા, મરણ તથા ખેદથી મૂંઝાઈને મૂર્છિત થઈ ગયું છે. આમ હોવા છતાં પણ જેને તેનો ઉદ્ધાર કરવાની ચિંતા ન થાય, તેને જગતમાં મનુષ્યના આકારવાળો રાક્ષસ જ સમજવો જોઈએ.[52]

शुभाशुभप्रसरपराहताकृतौ ज्वलज्जरामरण-
विषादमूर्छिते । व्यथेह यस्य मनसि भो न
जायते नराकृतिर्जगति स राम राक्षसः ॥५२॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'જીવાવતરણ' નામનો સર્ગ ૪૨મો સમાપ્ત**

# સર્ગ ૪૩ મો[×]

## અવિવેકથી અનેક યોનિઓની પ્રાપ્તિ અને વિવેકથી મુક્તિ

**वसिष्ठ उवाच**

एवं जीवाश्रितो भावा भवभावनयोहिताः ।
ब्रह्मणः कल्पिताकाराल्लक्षशोऽप्यथ कोटिशः ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! આ પ્રમાણે ચૈતન્યની ઉપાધિને લીધે એક જાતના આવિર્ભાવરૂપ જીવો થયા અને તેમનામાં પૂર્વની વાસનાઓને લીધે આકારો કલ્પિત થયા. આ રીતે મહાચૈતન્યમાંથી લાખો અને કરોડો જીવો ઉત્પન્ન થયા છે.[1] જેમ મોટા ધોધમાંથી અસંખ્યાત જળકણો પૂર્વે ઉત્પન્ન થઈ ગયા છે, હમણાં ઉત્પન્ન થાય છે અને હવે પછી પણ ઉત્પન્ન થશે, તેમ મહાચૈતન્યમાંથી અસંખ્યાત જીવો પૂર્વે ઉત્પન્ન થઈ ગયા છે, હમણાં ઉત્પન્ન થાય છે અને હવે પછી પણ ઉત્પન્ન થશે.[2] એ જીવો પોતાની વાસનાઓની દશાઓના આવેશને લીધે આશાઓને વશ થયા છે અને તેમનાં અંતઃકરણો અતિ વિચિત્ર દશાઓમાં પોતાની મેળે જ બંધાઈ ગયાં છે.[3] એ જીવો જળમાંના પરપોટાઓની પેઠે નિરંતર પ્રત્યેક દિશામાં, પ્રત્યેક દેશમાં, પ્રત્યેક જળમાં અને પ્રત્યેક સ્થળમાં જન્મ–મરણ પામ્યા કરે છે.[4] આ કલ્પમાં કેટલાએક જીવોનો પહેલો જ જન્મ થયો છે, કેટલાએકના સોથી વધારે જન્મો થયા છે, કેટલાએકના અસંખ્યાત જન્મો થઈ ગયા છે અને કેટલાએકના બે–ત્રણ જન્મ થઈ ગયા છે.[5] કેટલાએક જીવો હમણાં જન્મ્યા છે, કેટલાએક આ કલ્પમાં હજી સુધી જન્મ્યા નથી, કેટલાએક જીવન્મુક્ત થયા છે અને

× આ તેતાળીસમા સર્ગમાં વિવેક આદિના અત્યંત દુર્લભપણાને લીધે જુદીજુદી યોનિઓ પ્રાપ્ત થયાનું અને વિવેક આદિની પ્રાપ્તિથી કેટલાએકને મુક્તિ થયાનું પણ વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

કેટલાએક વિદેહમુક્ત પણ થઈ ગયા છે.[૬] કેટલાએક જીવો હજારો કલ્પોમાં વારંવાર જન્મવા છતાં પણ એક યોનિમાંજ રહ્યા છે અને કેટલાએક બીજી યોનિઓમાં પણ ગયા છે. કેટલાએક જીવો મોટાં દુઃખો વેઠ્યા કરે છે, કેટલાએક થોડા સુખવાળા છે, કેટલાએક અત્યંત આનંદ ભોગવે છે અને કેટલાએક સત્યલોકમાં પણ રહ્યા છે.[૭-૮] કેટલાક જીવો ઇંદ્ર, કિન્નર, ગંધર્વ, વિદ્યાધર, સૂર્ય અને વરુણરૂપે થયા છે; તો કેટલાએક શિવ, વિષ્ણુ તથા બ્રહ્મા થયા છે.[૯] કેટલાક કૂષ્માંડ, વેતાળ, યક્ષો, રાક્ષસો અને પિશાચો થયા છે, તો કેટલાક બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો થયા છે.[૧૦] કેટલાક અંત્યજ, ચાંડાળ, ભીલ અને ચમાર થયા છે; તો કેટલાક ખડ, ઔષધિઓ, ફળો તથા મૂળિયાંરૂપે તેમજ કેટલાએક પતંગિયાંરૂપે થયા છે.[૧૧] કેટલાએક વિચિત્ર લતાઓ, ગુચ્છો અને પથ્થરોરૂપે રહ્યા છે; તો કેટલાએક કદંબ, લીંબુ, સાલ, તાડ અને તમાલરૂપે રહ્યા છે.[૧૨] કેટલાએક જીવો વૈભવોથી ભટકનારા મંત્રીઓ, સામંતો અને રાજાઓ થયા છે; તો કેટલાએક જીવો ફાંટેલાં વસ્ત્રો પહેરનારા મુનિઓ થયા છે.[૧૩] કેટલાએક જીવો સર્પ, અજગર, કીડા, કરમિયા અને કીડીઓરૂપે થયા છે; તો કેટલાએક જીવો સિંહ, પાડા, મૃગ, બકરા, ચમર ગાય અને કાળિયાર રૂપે થયા છે.[૧૪] કેટલાએક જીવો સારસ, ચક્રવાક, બગલા, બલાકા અને કોયલરૂપે થયા છે; તો કેટલાએક જીવો ધોળાં કમળ, રાતાં કમળ, પોયણાં તથા નીલ કમળરૂપે થયા છે.[૧૫] કેટલાએક જીવો હાથીઓનાં બચ્ચાં, હાથીઓ, સૂવર અને ગધેડા પણ થયા છે; તો કેટલાએક જીવો ભમરા, મચ્છર, ધીમેલો અને ડાંસ થયા છે.[૧૬] કેટલાએક જીવો આપદાઓના બળથી દબાઈ ગયા છે, તો કેટલાએક સંપત્તિઓ ભોગવે છે. કેટલાએક સ્વર્ગમાં રહ્યા છે, તો કેટલાએક નરકમાં પડ્યા છે.[૧૭] કેટલાએક જીવો નક્ષત્રોના ચક્રમાં રહ્યા છે, તો કેટલાએક વૃક્ષોનાં છિદ્રોમાં રહ્યા છે. કેટલાએક વાયુભૂત થઈને રહ્યા છે; તો કેટલાએક આકાશમાં રહ્યા છે.[૧૮] કેટલાએક જીવો સૂર્યનાં કિરણોમાં રહ્યા છે, કેટલાએક ચંદ્રનાં કિરણોમાં રહ્યા છે અને કેટલાએક ખડ, લતા તથા ગુચ્છોના મીઠા રસોમાં રહ્યા છે.[૧૯] કેટલાએક જીવો જીવન્મુક્ત થઈને વિચરે છે, તો કેટલાએક કલ્યાણોના પાત્રરૂપ થયા છે. કેટલાએક લાંબા કાળથી વિદેહમુક્તિ પામ્યા છે, તો કેટલાએક હમણાં જ વિદેહમુક્તિ પામ્યા છે. કેટલાએક હજી લાંબે કાળે થવાના છે, અને કેટલાએક મુક્તિના દ્વેષ પણ કર્યા કરે છે. કેટલાએક જીવો મોટી દિશાઓ થયા છે, કેટલાએક મોટા વેગવાળી નદીઓ થયા છે, કેટલાએક સુંદર નેત્રોવાળી સ્ત્રીઓ થયા છે, કેટલાએક અર્ધા નપુંસક થયા છે અને કેટલાક પૂરા નપુંસક થયા છે.[૨૦-૨૨] કેટલાએક જીવો ઉત્તમ બુદ્ધિવાળા થયા છે, કેટલાએક અત્યંત જડબુદ્ધિવાળા થયા છે, કેટલાએક જ્ઞાનનો ઉપદેશ કરનારા થયા છે અને કેટલાએક સમાધિ ધરીને બેઠા છે.[૨૩] આ રીતે પોતાની વાસનાઓના આવેશથી પરવશ થયેલા જીવો તે તે વાસનાઓથી બંધનમાં આવી પડેલા હોવાને લીધે ઉપર કહેલી તે તે સ્થિતિઓમાં પડ્યા છે.[૨૪] જેમ હાથે પછાડેલા દડાઓ કેટલાએક ધરતીમાં જ ફરે છે, કેટલાએક નીચે પડે છે અને કેટલાએક ઊંચે ઊછળે છે; તેમ નિરંતર જમને મૃત્યુ પછાડ્યા કરે છે એવા જીવો કેટલાએક પૃથ્વીમાં જ અવતરે છે, કેટલાએક નરકમાં પડે છે. અને કેટલાએક સ્વર્ગમાં જાય છે. જેમ પક્ષીઓ એક વૃક્ષ પરથી બીજા વૃક્ષ પર જાય છે, તેમ આશાઓરૂપી સેંકડો પાશોથી બંધાયેલા અને વાસનારૂપ દેહાદિકનું ધારણ કરનારા જીવો એક કાયામાંથી બીજી

કાયામાં જાય છે અનંત વિષયોમાં અનંત સંકલ્પોની કલ્પનાને ઉત્પન્ન કરનારી અવિદ્યાને લીધે આ જગતરૂપ મોટા ઇંદ્રજાળને વિસ્તીર્ણ કરતા મૂઢ જીવો જ્યાં સુધી પોતાના નિર્દોષ સ્વરૂપને જોતા નથી, ત્યાં સુધી પાણીમાં ચકરીઓની પેઠે સંસારમાં ભમ્યા કરે છે.[૨૫–૨૮] જેઓ પોતાના સ્વરૂપને જોઈ, મિથ્યા પદાર્થોનો ત્યાગ કરે છે અને સાચા અનુભવને મેળવીને અનુક્રમે જ્ઞાનની ભૂમિકાઓમાં ચડે છે, તેઓ ફરી વાર સંસારમાં જન્મતા નથી.[૨૯] કેટલાએક મૂર્ખ જીવો હજારો જન્મો ભોગવીને કોઈ સુજનના સમાગમથી વિવેકીપણાને પામે છે, પણ પાછા તેથી ભ્રષ્ટ થઈને વળી સંસારરૂપી સંકટમાં પડે છે.[૩૦] કેટલાએક જીવો બ્રાહ્મણના કુળમાં જન્મ તથા સત્સમાગમ આદિ ઊંચી સ્થિતિ પામ્યા છતાં પણ વિષયલંપટ બુદ્ધિને લીધે પશુ–પક્ષીના અવતારને પામે છે અને તે અવતારમાંથી નરકોને પણ પ્રાપ્ત થાય છે.[૩૧] કેટલાએક ઊંચી બુદ્ધિવાળા જીવો પરમાત્મામાંથી ઉત્પન્ન થઈને તે જ જન્મમાં તુરત જ પાછા પરમાત્મામાં પ્રવેશ કરે છે.[૩૨] કેટલાએક જીવો પોતાના ઉત્પત્તિસ્થાનરૂપ બ્રહ્માંડોમાં તથા અન્ય બ્રહ્માંડોમાં બ્રહ્માપણાને પ્રાપ્ત થાય છે, કેટલાએક વિષ્ણુપણાને પામે છે અને કેટલાએક મહાદેવપણાને પામે છે.[૩૩] કેટલાએક પશુ–પક્ષીપણાને પ્રાપ્ત થાય છે, કેટલાએક દેવપણાને પ્રાપ્ત થાય છે અને કેટલાએક સર્પપણાને પણ પ્રાપ્ત થાય છે. કેટલાએક જેઓમાં પોતે પ્રથમ હોય તેનાં તે બ્રહ્માંડોમાં અને કેટલાએક બીજાં બ્રહ્માંડોમાં પણ તે તે અવતારો પામે છે. હે રામ! બીજાં બ્રહ્માંડોની સ્થિતિ પણ આ બ્રહ્માંડના જેવી છે.[૩૪] જેવું આ વિસ્તીર્ણ બ્રહ્માંડ છે, તેવાં જ કેટલાંએક બીજાં વિસ્તારવાળાં બ્રહ્માંડો હમણાં છે, કેટલાંએક થઈ ગયાં છે અને હજી ઘણા ય થવાનાં છે.[૩૫] જુદાજુદા પ્રકારના વિચિત્ર ક્રમોથી અને જુદાંજુદાં નિમિત્તોથી તે બ્રહ્માંડોની વિચિત્ર સૃષ્ટિઓ પ્રકટ થાય છે અને ફરી પાછી તિરોહિત પણ થઈ જાય છે.[૩૬] એઓમાં કોઈ જીવ ગંધર્વપણાને પ્રાપ્ત થાય છે, કોઈ યક્ષપણાને પ્રાપ્ત થાય છે, કોઈ દેવપણાને પ્રાપ્ત થાય છે અને કોઈ દૈત્યપણાને પ્રાપ્ત થાય છે.[૩૭] લોકો આ બ્રહ્માંડમાં જેવા વ્યવહારથી રહ્યા છે, તેવા જ વ્યવહારથી બીજાં બ્રહ્માંડોમાં પણ રહે છે. માત્ર તેઓના આકારમાં કાંઈક ફેરફાર હોય છે.[૩૮] પોતપોતાના સ્વભાવના આવેશને લીધે અને એકબીજાની સ્થિતિઓની સ્પર્ધા કરીને કર્મો કરવાને લીધે, નદીનાં મોજાંઓની જેમ જીવોની સ્થિતિઓની ઊથલપાથલ થયા કરે છે.[૩૯] નદીનાં મોજાંઓની પેઠે કેટલાએક જીવો પ્રકટ થાય છે, તેટલાએક તિરોહિત થઈ જાય છે, કેટલાએક ઊંચે ચડે છે અને કેટલાએક નીચે ઊતરી જાય છે.[૪૦] સઘળા જીવો પ્રત્યક્ષ રીતે બતાવી શકાય નહિ એવા અને પોતે જ પોતાને જાણે એવા છે. તેઓ નિરંતર મહાચૈતન્યમાંથી પોતાનો દેખાવ આપ્યા કરે છે અને મહાચૈતન્યમાં જ વ્યવહાર કરે છે.[૪૧] જેમ પ્રકાશો દીવામાંથી પ્રકટ થઈ-થઈને કેટલીક વાર રહીને પાછા કાળે કરી દીવામાં જ લય પામે છે, જેમ કિરણો સૂર્યમાંથી પ્રકટ થઈથઈને કેટલીક વાર રહીને પાછાં કાળે કરી સૂર્યમાં જ લય પામે છે, જેમ કણો તપાવેલા લોઢામાંથી પ્રકટ થઈથઈને કેટલીક વાર રહીને પાછા લોઢામાં જ લય પામે છે, જેમ તણખાઓ અગ્નિમાંથી પ્રકટ થઈથઈને કેટલીક વાર રહીને પાછા અગ્નિમાં જ લય પામે છે, જેમ વિચિત્ર ઋતુઓ કાળમાંથી પ્રકટ થઈથઈને કેટલીક વાર રહીને પાછી કાળમાં જ લય પામે છે, જેમ સુગંધો પુષ્પમાંથી પ્રકટ થઈથઈને કેટલીક વાર રહીને પાછા પુષ્પમાં જ લય પામે છે, તેમ તુષારો વરસાદમાંથી પ્રકટ થઈથઈને

કેટલીક વાર રહીને પાછા વરસાદમાં જ લય પામે છે અને જેમ મોજાંઓ સમુદ્રમાંથી પ્રકટ થઈથઈને કેટલીક વાર રહીને પાછા સમુદ્રમાં જ લય પામે છે, તે જ પ્રમાણે જીવોના સમૂહો મહાચૈતન્યમાંથી પ્રકટ થઈથઈને કેટલાક કાળ સુધી જુદાજુદા દેહોને ભોગવીને પ્રલયકાળે પાછા મહાચૈતન્યમાં જ લય પામી જાય છે.[૪૨–૪૪] આ બ્રહ્માંડોની રચના નામની, અનાદિ કાળની ભ્રાંતિરૂપ માયા સમુદ્રમાં લહેરની પેઠે પરબ્રહ્મમાં નિરંતર નિરર્થક વિસ્તીર્ણ થાય છે, નિરર્થક વધ્યા કરે છે, નિરર્થક ફેરફાર પામ્યા કરે છે અને નિરર્થક જ પાછી લય પામે છે. જેવી રીતે સમુદ્રમાં લહેર મિથ્યા છે, તેવી રીતે પરબ્રહ્મમાં આ રચના પણ મિથ્યા છે.[૪૫]

अविरतमियमातता तथोच्चैर्भवति विनश्यन्ति वर्धते मुधैव । त्रिभुवनरचनादिमोहमाया परमपदे लहरीव वारिराशौ ॥ ४५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'જીવનિચયસ્થાનોપદેશ' નામનો સર્ગ ૪૩મો સમાપ્ત

## સર્ગ ૪૪મો ×

## મુક્તિ અને પ્રલયનું અંતર તથા બ્રહ્માનો શરીરગ્રહણનો ક્રમ

राम उवाच

क्रमेणानेन येनाप्ता जीवेन स्थितिरात्मनः ।
स कथं भगवन् देहं समाधत्तेऽस्थिपंजरम् ॥१॥

**રામ બોલ્યા :** હે ભગવન્ ! આપે કહેલી પદ્ધતિ પ્રમાણે જે જીવને પ્રલયમાં પરબ્રહ્મની પ્રાપ્તિ થાય, તેને સૃષ્ટિમાં પાછો અસ્થિરપિંજરરૂપ દેહ ધરવો કેમ ઘટે ? પરમ પદમાં પહોંચેલાને પણ જો જન્મ–મરણ પ્રાપ્ત થતાં હોય, તો પછી મુક્ત થયેલાને પણ પાછી જન્મ–મરણની આવૃત્તિ પ્રાપ્ત થવી જોઈએ. 'મુક્ત થયેલા જીવનું સંસારમાં પુનરાગમન થતું નથી' એ વિષયમાં શો વિશ્વાસ ?[૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! મેં તમને પ્રથમ જ કહેલું છે, તે તમે કેમ સમજતા નથી ? તમારી બુદ્ધિ આગળપાછળનો વિચાર કરવામાં સમર્થ છે, તો તે ક્યાં ગઈ ?[૨] આ શરીર આદિ જે કાંઈ સ્થાવર–જંગમ જગત છે, તે જોવા પૂરતું જ છે અને સ્વપ્નની જેમ તે મિથ્યા જ પ્રકટ થયેલું છે.[૩]-હે નિષ્પાપ રામ ! આ જગત એક જાતનું લાંબું સ્વપ્ન છે, મિથ્યા જ જોવામાં આવે છે, બે ચંદ્રના વિભ્રમ જેવું છે અને ભ્રાંતિમાં પ્રતીત થયેલા પહાડ જેવું છે.[૪] જેની અજ્ઞાનરૂપ નિદ્રા શાંત થઈ હોય, જેની વાસનાઓ ગળી ગઈ હોય અને જેની ચિત્તવૃત્તિમાં પ્રબોધ ઉત્પન્ન થયો હોય, તે પુરુષ સંસારરૂપી સ્વપ્નને વ્યવહારદૃષ્ટિથી જોતો હોવા છતાં પણ જોતો નથી.[૫] હે રામ ! જ્યાં સુધી મોક્ષપદની પ્રાપ્તિ ન થાય, ત્યાં સુધી સ્વભાવથી કલ્પાયેલો સંસાર જીવોના મનની અંદર સર્વદા રહે છે.[૬] જેમ પાણીની અંદર ચકરી રહે છે, બીજની અંદર અંકુર રહે છે, અંકુરની અંદર પલ્લવ રહે છે, પલ્લવની અંદર પુષ્પ રહે છે અને પુષ્પની અંદર ફળ રહે છે, તેમ જીવના મનની અંદર દેહ રહે જ છે. મન ઘણા રૂપવાળું હોવાને લીધે મનમાં કલ્પનારૂપ દેહ રહેવાનો સંભવ જ છે.[૭-૮] હે રામ ! જો કે મનમાં વાસનાઓરૂપે ઘણા દેહો રહે છે, તોપણ કર્મોના પરિપાકના યોગથી જે સમયે જે દેહ પ્રકટ થવાનો હોય તે સમયે તે દેહનો જ પ્રતિભાસ થાય છે; પણ સઘળા દેહોનો પ્રતિભાસ થતો નથી. જેમ માટીનો પિંડો ઘડારૂપ થાય છે, તેમ મન જ તે દેહરૂપ થાય છે. સૃષ્ટિના આરંભમાં એક જીવને ઉત્તમ કર્મોનો પરિપાક પ્રાપ્ત થતાં, ઉત્તમ દેહનો પ્રતિભાસ થાય છે.[૯-૧૦] તે જીવ બ્રહ્મા

× આ ચૂમાલીસમા સર્ગમાં મુક્તિ અને પ્રલય એ બેઉ સરખા હોવા છતાં પણ તેઓમાં જે અંતર છે, તે કહેવામાં આવશે અને બ્રહ્માનો શરીરનું ગ્રહણ કરવાનો ક્રમ કહેવામાં આવશે.

કહેવાય છે અને તેને તેનો દેહ કોઈ કલ્પમાં વિષ્ણુના નાભિકમળરૂપી ઘરમાં રહેલો પ્રતીત થાય છે. જેમ એક મોટી માયામાંથી બીજી માયા પ્રકટ થાય છે, તેમ બ્રહ્માના મોટા સંકલ્પના ક્રમથી આ અપાર દૃષ્ટિ પ્રકટ થયેલી છે.[૧૧]

રામ બોલ્યા: હે મહારાજ! એક જીવ મનરૂપ થઈને જે પ્રકારે બ્રહ્મા થયો હોય, તે પ્રકાર મને વિસ્તારપૂર્વક તુરત કહો.[૧૨]

વસિષ્ઠ બોલ્યા: હે રામ! બ્રહ્માએ કેવી રીતે શરીરનું ગ્રહણ કર્યું તે કહું છું, તમે તે સાંભળો. આ એક ઉદાહરણ ઉપરથી સઘળા જગતની સ્થિતિ તમારા જાણવામાં આવશે. દિશા આદિના તથા કાળ આદિના માપ વગરનું બ્રહ્મતત્ત્વ પોતાની શક્તિને લીધે લીલા માત્રથી જ દિશાના તથા કાળના માપવાળા જે આકારને ગ્રહણ કરે છે, તે જીવ કહેવાય છે. વાસનાઓના આવેશથી ઘેરાયેલો એ જીવ જ માયાની ઉપાધિને સ્વીકારીને, સંકલ્પોની કલ્પનાઓમાં તત્પર રહેનારું અને ચપળતાવાળું મન થાય છે. કલ્પનાઓ કરવા લાગતું એ મન પ્રથમ ક્ષણમાત્રમાં પોતાની આકાશરૂપ થવાની ભાવના કરે છે અને તે ભાવના શબ્દના તથા શ્રોત્રના રૂપને પણ લાગુ પડે છે. આકાશની ભાવનાને પામીને ઘાટું થયેલુ મન ઘાટા ચલનના ક્રમથી પોતાની વાયુરૂપ થવાની ભાવના કરે છે અને તે ભાવના સ્પર્શના તથા ત્વચાના રૂપને પણ લાગુ પડે છે. શબ્દસ્વરૂપવાળું આકાશ અને સ્પર્શસ્વરૂપવાળો વાયુ, એ બન્ને જીવના જોવામાં આવતાં નથી. તેમની ભાવનાને પ્રાપ્ત થઈને ઘાટુ થયેલું મન, એમને એકબીજામાં ક્ષોભ પમાડીને અગ્નિની ભાવના કરે છે અને તે ભાવના, રૂપના તથા ચક્ષુના સ્વરૂપને પણ લાગુ પડે છે. મન અગ્નિની ભાવનાથી ઘાટું થઈને ક્ષણમાત્રમાં નિર્મળ પ્રકાશની ભાવના કરે છે, એટલે પ્રકાશ વૃદ્ધિ પામે છે. પછી આકાશ, વાયુ તથા અગ્નિ (તેજ) એ ગુણોથી ઘાટાપણાને પામેલું મન જળના શીતળપણાની ભાવના કરે છે અને તે ભાવનાથી તુરત અર્ધ ક્ષણમાં જ રસને તથા જિહ્વાને લાગુ પડતી જળની પ્રતીતિ થાય છે. પછી આકાશના, વાયુના, તેજના તથા જળના ગુણોને પામીને વધારે ઘાટું થયેલું મન પૃથ્વીના ઘાટા સ્વરૂપની ભાવના કરે છે અને તે ભાવનાથી ક્ષણમાત્રમાં જ ગંધને તથા પ્રાણને લાગુ પડતી પૃથ્વી બની જાય છે. પછી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધથી વીંટાયેલું મન પોતાના પાતાળપણાને છોડી દેતાં અગ્નિના કણ જેવા અને આકાશમાં સ્ફુરેલા જે રૂપને દેખે છે, તે રૂપ લિંગશરીર અથવા પુર્યષ્ટક કહેવાય છે. તેમાં કર્મેંદ્રિય, જ્ઞાનેંદ્રિય, પાંચ ભૂત, પ્રાણ, મન, અવિદ્યા, કામના તથા કર્મો રહેલાં છે. તેમાં અહંકારનો તથા બુદ્ધિનો પણ સમાવેશ છે. તે લિંગશરીર પોતાના અંશોથી સર્વ પ્રાણીઓનાં હૃદયકમળમાં ભ્રમરની પેઠે રહેલું માનવામાં આવે છે. એ લિંગદેહમાં મન તીવ્ર ઉત્કંઠાથી પ્રત્યક્ષ જોવામાં આવે એવા સ્થૂલ દેહની ભાવના કરવા લાગે છે, એટલે તે પાકમાં આવેલા બીલાની જેમ જાડુ થઈ જાય છે. આમ જાડું થતાં જ તે પોતાના સ્વભાવને લીધે આકાશમાં સ્ફુરેલા તેમજ મૂસમાં રહેલા અને પીગળેલા સોના જેવા એક આકારને ગ્રહણ કરી લે છે. પછી મને એ તેજના પુંજ જેવા પોતાના આકારમાં ઊંચે માથાવાળી, નીચે પગવાળી, પડખાંઓમાં બે હાથવાળી અને મધ્યમાં પેટવાળી એક જાતની ભારે ચોક્કસ ભાવના કરે છે અને તેને લીધે પ્રકટ થયેલા અવયવોવાળા તેમજ જવાળાઓની પંક્તિઓના જેવા આકારવાળા એક બાળકનો દેખાવ થાય છે. તેના શરીરની રચના મનોરથોમાં બની ગઈ છે. આમ પોતાની વાસનાઓના આવેશથી એ મનોમય બાળકનાં અંગો રચાયાં છે.[૧૩–૨૯]

જેમ ઋતુ પોતાના સ્વભાવને વધાર્યા કરે છે, તેમ તે વાસનાઓથી પોતાના શરીરને વધાર્યા કરે છે અને કાળે કરીને સ્પષ્ટ રીતે જોવામાં આવે એવા દેહવાળો થાય છે.[૩૦] પછી તે બુદ્ધિ, ધૈર્ય, બળ, ઉત્સાહ, વિજ્ઞાન તથા ઐશ્વર્યવાળો થાય છે અને તે સર્વ લોકોનો પિતામહ મહાત્મા બ્રહ્મા કહેવાય છે.[૩૧] પીગળતા સોના જેવી કાંતિવાળા અને મહાચૈતન્યમાંથી પ્રકટ થયેલા એ બ્રહ્મા મહાચૈતન્યમાં જે સત્તાથી રહ્યા છે, તે જ સત્તાથી પોતામાં પોતાના અજ્ઞાનને જ આકાશ આદિ પંચીકૃત સ્થૂળ ભૂતોરૂપે બનાવે છે. તે એક સમયે અપાર, આદિ, મધ્ય તથા અંત વગરના મોટા આકાશને બનાવે છે, એક સમયે પ્રબળ ગતિવાળા વાયુને બનાવે છે, એક સમયે પ્રલયકાળના દાવાનળના જેવી જ્વાળાઓથી દીપતા તેજને બનાવે છે, એક સમયે નિર્મળ જળને બનાવે છે અને એક સમયે ઘણા વિસ્તારવાળી પૃથ્વીને બનાવે છે. એ પાંચ ભૂતોમાંથી કાળા વિષ્ણુને બનાવી લઈ, તેની નાભિમાં એક કમળ બનાવીને, તે કમળમાં પોતે રહે છે અને પ્રકટ થાય છે; ત્યારથી તે પોતાની વાસનાઓના સામર્થ્યને લીધે બીજા પણ એવા પ્રકારના સમુદ્રો, ભુવનો, વૃક્ષો, પર્વતો તથા પ્રાણીઓ આદિ પદાર્થોને બનાવ્યા કરે છે.[૩૨–૩૫] અનેક રૂપોવાળા વિચિત્ર પદાર્થોને કલ્પનાથી જ બનાવ્યા કરતા એ બ્રહ્મા લીલામાત્રમાં કલ્પનાથી જ પાલક આકારોને બનાવે છે અને તે પદાર્થોનું પાલન કરે છે. પોતે પ્રકટ થયા ત્યારથી જ એ બ્રહ્મા આવી ખટપટમાં લાગી ગયા. એક સમયે તે અજ્ઞાનના પ્રાબલ્યથી પોતાના દેહને તથા વ્યવહાર આદિને ભૂલીને સૂઈ ગયા. પછી એ નિદ્રા જતી રહી ત્યારે, એટલે સૃષ્ટિના સમયરૂપ બીજો દિવસ પ્રાપ્ત થયો તે વખતે વળી તે પોતાના કલ્પનામય પ્રકાશિત શરીરને જોવા લાગ્યા.[૩૬-૩૭] તે શરીર પ્રાણના તથા અપાનના પ્રવાહોવાળું, જાણે પદાર્થો ગોઠવાઈને બન્યું હોય એવું, કરોડો રૂંવાડાંઓથી વ્યાપ્ત અને બત્રીસ દાંતવાળું હતું.[૩૮] તે બે સાથળનાં અસ્થિઓ તથા એક બરડાનું અસ્થિ મળીને ત્રણ મોટા સ્તંભોવાળું, પ્રાણરૂપ પાંચ દેવતાઓવાળું, નીચે બે પગવાળું, હાથ, પગ, માથું, છાતી તથા પેટ એ પાંચ ભાગોવાળું, મુખ આદિ નવ છિદ્રોવાળું અને ઉપર ચામડીરૂપ લેપને લીધે કૂણાશવાળું હતું[૩૯] વળી તે વીસ આંગળીઓવાળું, વીસ નખોવાળું, બે હાથવાળું, બે સ્તનવાળું, બે નેત્રવાળું અને ઇચ્છા થાય તો જેમાં ઘણાં નેત્ર તથા ઘણા હાથ આદિ પણ કરી શકાય એવું હતું.[૪૦] તે ચિત્તરૂપી પક્ષીના માળારૂપ હતું, કામદેવરૂપી સર્પના રાફડારૂપ હતું, તૃષ્ણારૂપી પિશાચણીના નિવાસરૂપ હતું અને જીવરૂપ કેસરીને રહેવાની ગુફારૂપ હતું.[૪૧] તે અભિમાનરૂપી હાથીને બંધાવાના ખીલારૂપ હતું, હૃદયરૂપી કમળથી શોભીતું હતું અને અત્યંત સુંદરતાવાળું હતું. પોતાના આવા ઉત્તમ શરીરને જોઈને ત્રિકાલજ્ઞાની ભગવાન બ્રહ્મા વિચાર કરવા લાગ્યા, કે 'આ શ્યામતાવાળા, અપાર અને અનંત એવા આકાશમાં પહેલુ શું હતું?' આમ વિચારતાં જ બ્રહ્માને તુરત તે વિષયનું સ્પષ્ટ જ્ઞાન પ્રાપ્ત થયું.[૪૨–૪૪] તે પ્રાપ્ત થતાં જ આગળ થઈ ગયેલી અનેક સૃષ્ટિઓ તેમના ધ્યાનમાં આવી અને તેમને અનુક્રમે સઘળા જીવોનાં પુણ્ય–પાપોનું પણ સ્મરણ થયુ.[૪૫] પછી જેમ વસંતઋતુ પુષ્પો પ્રકટ કરે છે, તેમ બ્રહ્માએ જાણવામાં આવેલા વેદોના આધારથી વિચિત્ર પ્રકારના સંકલ્પો વારંવાર કરીને લીલામાત્રમાં પ્રજાઓને પ્રકટ કરી.[૪૬] જેમ અનેક આચાર–વિચારોવાળા ગંધર્વનગરને ઉત્પન્ન કરે, તેમ બ્રહ્માએ પ્રજાઓને ઉત્પન્ન કરી અને તે પ્રજાઓને સ્વર્ગ, મોક્ષ, ધર્મ, અર્થ

તથા કામની સિદ્ધિ માટે વિચિત્ર પ્રકારનાં અનંત શાસ્ત્રો પણ રચ્યાં. હે રામ ! આ રીતે જેમ વસંતઋતુમાંથી પુષ્પોની શોભા પ્રકટ થાય છે, તેમ બ્રહ્મારૂપ મનમાંથી આ સઘળી સૃષ્ટિ પ્રકટ થયેલી છે.[૪૭-૪૮] હે રામ ! આ જગતમાં બ્રહ્માનું રૂપ ધરનારું એ મન જ છે. વળી એ મને જ કલ્પનામાત્રથી જ અનેક પ્રકારની રચનાઓવાળા ક્રિયાઓના વિલાસો ઉત્પન્ન કરીને સૃષ્ટિની શોભાને વિલક્ષણ સ્થિતિ આપી છે.[૪૯]

विविधविरचनैः क्रियाविलासैः कमलजरूपधरेण चेतसैव । रघुसुत परिकल्पनेन नीता स्थितिमतुलां जगतीह सर्गलक्ष्मीः ॥ ४९ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'સંસારાવતરણ પ્રતિપાદનોપદેશ' નામનો સર્ગ ૪૪મો સમાપ્ત

## सर्ग ४५मो*

### જગત સ્વસત્તાથી નથી પણ બ્રહ્મની સત્તાથી છે

वसिष्ठ उवाच

जगत्संपन्नमेवेदं संपन्नं किंचिदेव न ।
शून्यमेव च भामात्रं मनोविलसितं स्थितम् ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! આ જગત થયું પણ છે અને કાંઈ પણ થયું નથી; કારણકે તે શૂન્ય જ છે, દેખાવમાત્ર જ છે અને માત્ર મનના વિલાસરૂપ જ છે.[૧] આ બ્રહ્માંડ મોટા રૂપવાળું છે, છતાં પણ આકાશની પેઠે તે શૂન્ય છે. આથી તેણે કોઈ પ્રદેશને કે કોઈ કાળને કાંઈ પણ રોક્યો નથી.[૨] આ બ્રહ્માંડ માત્ર સંકલ્પના સ્વરૂપવાળું છે અને સ્વપ્નમાં દેખાયેલા નગર જેવું મિથ્યા છે. જે દેશમાં અને જે કાળમાં તે જોવામાં આવે છે, તે દેશમાં અને તે કાળમાં, બ્રહ્માંડ વગરનું કેવળ બ્રહ્મ જ છે, બીજું કાંઈ જ નથી. આકાશમાં ભીત વગર અને રંગ વગર કલ્પાયેલા વિચિત્ર ચિત્ર જેવું આ જગત છે. તે જોવામાં આવે છે, છતાં પણ તે ખોટું છે અને કોઈએ ન બનાવ્યા છતાં ભ્રાંતિથી જ બનેલું છે.[૩-૪] જેમ ચક્ષુ જોવામાત્રમાં કારણરૂપ છે, તેમ મન સ્મરણમાત્રમાં કારણરૂપ છે. તેમને દેહ આદિ સઘળા બ્રહ્માંડને સ્મરણમાત્રથી જ પ્રતીત થતું કલ્પી લીધું છે.[૫] જગત આભાસમાત્ર જ છે અને તે ઘડા, ખાડા તથા વસ્ત્રો આદિરૂપે મિથ્યા જ પ્રતીત થાય છે. ભીત વગેરે જે પદાર્થો પ્રતીત થાય છે, તેઓ બ્રહ્મની સત્તાથી જુદી સત્તાવાળા નથી.[૬] જેમ કોશેટાનો કીડો પોતે જ પોતાના બંધનને માટે જાળ બનાવી લે છે, તેમ મને પોતે જ પોતાના બંધનને માટે આ શરીર કલ્પી લીધું છે.[૭] ચિત્ત જેને મિથ્યા સંકલ્પરૂપે ન કરી શકે અથવા ચિત્ત જેમાં મિથ્યા સંકલ્પરૂપે ગતિ ન કરી શકે એવો કોઈ દુષ્કર કે અગમ્ય પદાર્થ જ નથી.[૮] મનરૂપી ગુફાઓની અંદર ન ભરાય એવી કઈ શક્તિઓ સર્વ શક્તિઓવાળા જગદીશ્વરમાં નહિ સંભવે ? અર્થાત્ એવી કોઈ શક્તિ નથી કે જે મનમાં ન હોય ને જગદીશ્વરમાં હોય.[૯] હે મહાબાહુ ! સર્વ શક્તિઓવાળું મહાચૈતન્ય સર્વદા વિદ્યમાન છે, તેને લીધે સર્વ પદાર્થોમાં સર્વદા સાચાપણું પણ સંભવે છે અને સર્વદા ખોટાપણું પણ સંભવે છે. સર્વ પદાર્થો મહાચૈતન્યમાં કલ્પિત હોવાને લીધે, મહાચૈતન્યની સત્તાથી સાચા છે અને પોતપોતાની સત્તાથી ખોટા છે. હે રામ ! મન સ્વપ્નાવસ્થામાં વાસનાથી જ બીજા શરીરને ગ્રહણ કરી લે છે, તો તેવી રીતે આ શરીરને પણ તેણે જ ગ્રહણ કરેલું છે એમ વિચારો. મન સઘળી શક્તિઓવાળું હોવાને લીધે સઘળા જગતની કલ્પના તેણે જ કરી છે એમ વિદ્વાનો સમજે છે.[૧૦-૧૧] દેવ, અસુર અને નર આદિ સઘળા પદાર્થો સંકલ્પથી જ બનેલા છે અને

* આ પિસ્તાળીસમા સર્ગમાં જગત બ્રહ્મની સત્તાથી છે અને પોતાની સત્તાથી નથી, એમ નિરૂપણ કરવામાં આવશે.

સંકલ્પ શાંત થાય, તો તેઓ તેલ વગરના દીવાઓની પેઠે શાંત થઈ જાય છે.[૧૨] હે મહાબુદ્ધિમાન! આ સઘળું જગત આકાશ જેવું શૂન્ય છે, કલ્પનામાત્રથી ઉદય પામેલું છે અને એક જાતનું બહુ લાંબું સ્વપ્ન જ પ્રતીત થયું છે, એમ સમજો. હે સુવિચારવાન! વાસ્તવિક રીતે જોતાં આ જગતમાં કોઈ પદાર્થ કદી પણ જન્મતો નથી અને કદી પણ મરતો નથી; જન્મ–મરણ આદિ સઘળું મિથ્યા જ છે.[૧૩,૧૪] જગત બ્રહ્મરૂપ છે, તેથી તે કદી કાંઈ પણ વધતું નથી અને કદી કાંઈ પણ ઓછું થતું નથી; તેમાં કયું છોલાઈ જાય એમ છે અને કયું તૂટી જાય એમ છે, કે તેને માટે શોક કરવો પડે?[૧૫] હે રામ! સૂક્ષ્મ વિચારથી આત્માને કલ્પિત જગતથી અત્યંત ન્યારો નહિ સમજતાં તેને દેહરૂપ સમજીને મૂર્ખાની પેઠે મનમાં શા માટે મૂંઝાયા કરો છો? જેમ સૂર્યના તાપને લીધે ઝાંઝવાનાં પાણી ખોટાં હોવા છતાં પણ દેખાય છે, તેમ મનની કલ્પનાથી આ સઘળા બ્રહ્માદિક પદાર્થો મિથ્યા હોવા છતાં પણ દેખાય છે.[૧૬,૧૭] જગતમાં સઘળા દશ્ય પદાર્થો બે ચંદ્રના વિભ્રમ જેવા છે, મનોરથની પેઠે ઊઠેલા છે અને કેવળ અજ્ઞાનથી ઘડાયેલા છે.[૧૮] જેમ વહાણથી જનારાને વૃક્ષો ચાલતાં હોવાની મિથ્યા બુદ્ધિ ઉદય પામે છે, તેમ સર્વ જીવોને આ સઘળાં દશ્યોની પરંપરા પણ મિથ્યા જ ઉદય પામેલી છે.[૧૯] આ જગત એક જાતની ઈંદ્રજાળ છે, માયાએ રચેલા પાંજરારૂપ છે, મનની કલ્પનાથી જ બનેલું છે અને ખોટું હોવા છતાં સાચા જેવું પ્રતીત થાય છે, એમ સમજો.[૨૦] આ જે સઘળું જગત છે તે બ્રહ્મ જ છે; માટે તેમાં ભેદનો સંભવ જ ક્યાંથી હોય? ભેદ જ કેવો હોય? અને તે ભેદ ક્યાં રહે?[૨૧] 'આ પર્વત છે અને આ વૃક્ષ છે' એવી રીતે ભારે આડંબરવાળો આ વિભ્રમ ખોટો હોવા છતાં પણ મનની ભાવનાની દૃઢતાને લીધે સાચા જેવો જણાય છે.[૨૨] હે રામ! આ જગત વિચાર વગરના પુરુષને અનેક જન્મોમાં ભમાવે એવું છે, માટે કામના સહિત, તૃષ્ણા સહિત અને કલ્પના સહિત એ જગતની ભાવનાને છોડી દઈને નિષ્પ્રપંચ આત્મસ્વરૂપની જ ભાવના કરો.[૨૩] જેમ સ્વપ્ન મોટા આડંબરવાળું હોવા છતાં પણ માત્ર ભ્રાંતિ જ હોય છે અને વાસ્તવિક નથી, તેમ ચિત્તે પ્રાપ્ત કરેલું આ જગત પણ ભ્રાંતિ જ છે અને વાસ્તવિક નથી. માટે હે રામ! આ જગત પણ એક જાતનું લાંબું સ્વપ્ન જ છે, એમ સમજો.[૨૪] આ સંસારનો આડંબર માત્ર દેખાવામાં જ રમણીય છે, તે મિથ્યા છતાં જ ગ્રહણ કરવામાં આવે છે અને આશાઓરૂપી ઝેરી નાગણીઓના રાફડારૂપ છે, માટે તેને છોડી દો.[૨૫] આ જગત મિથ્યા જ છે, એમ જાણીને તેમાં રુચિ જ રાખો નહિ. સમજુ પુરુષ ઝાંઝવાનાં પાણીને જાણ્યા પછી તે માટે દોડતો જ નથી.[૨૬] જે મૂઢબુદ્ધિવાળો પુરુષ પોતાના સંકલ્પથી ઊઠેલી મનોરાજ્યની લક્ષ્મીને સાચી માનીને તેને અનુસર્યા કરે છે, તે પુરુષ દુઃખોનું પાત્ર જ બને છે.[૨૭] સાચી વસ્તુ ન હોય તો લોકો ભલે ખોટી વસ્તુ ઉપર દોડ કરે, પરંતુ જે પુરુષ સાચી વસ્તુને ત્યજી દઈને ખોટી વસ્તુ ઉપર દોડ કરે છે તે નાશ જ પામે છે. જેમ રજ્જુમાં સર્પનો ભય મનના વ્યામોહરૂપ જ છે, તેમ આ જગત પણ મનના વ્યામોહરૂપ જ છે. કેવળ વાસનાઓની વિચિત્રતાને લીધે લાંબા કાળથી જગત દેખાયા કરે છે.[૨૮,૨૯] જગતના પદાર્થો જળની અંદરના ચંદ્રના પ્રતિબિંબની પેઠે મિથ્યા ઉદય પામેલા છે. તેઓ ચંચળ છે. મૂર્ખ જ તેનાથી ઠગાય, પણ તમારા જેવા તત્ત્વવેત્તાએ તેનાથી ઠગાવું જોઈએ નહિ.[૩૦] જે પુરુષ આ સંસારની ભાવનાથી સુખ મળવાનું માનતો હોય, તે પુરુષને માત્ર અગ્નિની ભાવનાથી જ ટાઢ મટ્યાનું માનનારા જેવો મૂર્ખ જ સમજવો જોઈએ.

જેમ મનની કલ્પનાને લીધે હૃદયમાં ખોટું નગર પણ જોવામાં આવે છે, તેમ આ વિસ્તીર્ણ જગત-રૂપી ખોટું જડ–પિંજર પણ મનની કલ્પનાથી જ જોવામાં આવે છે. આ જગત મનના રાગથી ઉદય પામે છે અને મનના રાગનો નાશ થતાં જ તે નાશ પામે છે. આ જગત ગંધર્વનગરની જેમ ખોટી રીતે વૃદ્ધિ પામેલુ પ્રતીત થાય છે. આથી હે રામ! આ જગતનો નાશ થઈ જાય તો કશી હાનિ થવાની નથી અને આ જગત વૃદ્ધિ પામે, તો તેથી કશો લાભ પણ થવાનો નથી. હૃદયમાં મનની કલ્પનાથી ઉદ્‌ભવેલું મોટું નગર ભાંગી જાય, તો કોનું શુ ઘટી જાય છે? અને વૃદ્ધિ પામે તો કોનું શું વધી જાય છે?[૨૨–૨૫] જેમ બાળકો રમકડાંઓમાં પુત્ર આદિની કલ્પના કરી લે છે, તેમ મહાચૈતન્યમાં આ જગતના પ્રવાહની કલ્પના મન વડે જ કલ્પાયેલી છે.[૨૬] જેમ ઇંદ્ર-જાળનું જળ ભ્રષ્ટ થઈ જાય અથવા નષ્ટ થઈ જાય, તો કોઈનું કાંઈ જતું નથી, તેમ આખો સંસાર પણ ભ્રષ્ટ થઈ જાય અથવા નષ્ટ થઈ જાય, તોપણ કોઈનું કાંઈ જતું નથી. જે ખોટું હોય તે નષ્ટ થઈ જાય તો તેથી કોઈને કશી હાનિ થતી નથી, તો આ સંસાર પણ ખોટો છે, માટે તેના નાશથી કશી હાનિ માનવી નહિ. આ સંસાર એ રીતે મિથ્યા જ છે, માટે તેમાં કોઈ પણ પદાર્થ માટે હર્ષ કે શોક કરવો યોગ્ય નથી.[૨૭,૨૮] હે મોટી બુદ્ધિવાળા રામ! જે પદાર્થ અત્યંત ખોટો જ છે, તેમાંથી શું જતું રહેવાનું છે? આમ જ્યારે કશી જ હાનિ થવાની નથી, ત્યારે દુઃખ આવવાનો પણ શો પ્રસંગ છે?[૨૯] સઘળા જગતને બ્રહ્મરૂપે ગણીને અત્યંત સત્ય માનીએ, તોપણ જે વસ્તુ અત્યંત સત્ય છે તેમાંથી કશું જતું નથી કે તેમાં કશું આવતું નથી, તો જગતના પદાર્થોને સારુ શા માટે સુખ–દુઃખ ધરવાં જોઈએ?[૪૦] અથવા હે મહામતિ! નામ–રૂપોને લઈને જગતને અત્યંત અસત્ય માનીએ, તો જે વસ્તુ અત્યંત અસત્ય છે, તેમાં કશો અંશ વધવાનો સંભવ નથી; માટે જગત સંબંધી સુખોની વૃદ્ધિથી હર્ષ ધરવાનો શો પ્રસંગ છે?[૪૧] મોટી ખટપટ કરાવનારો આ સંસાર અત્યંત ખોટો જ છે. તેમાં ગ્રહણ કરવા યોગ્ય એવી શી વસ્તુ છે, કે જ્ઞાની પુરુષને તેની ઇચ્છા થાય?[૪૨] તેમ જ બ્રહ્મમાં કલ્પિત હોવાને લીધે કેવળ બ્રહ્મમય જ હોવાથી સંસાર અત્યંત સત્ય પણ છે, તો અત્યંત સત્ય પદાર્થમાં એવું શું ત્યજી દેવા યોગ્ય હોય, કે જ્ઞાની પુરુષો તેને ત્યજી દે?[૪૩] મિથ્યા સંસારમાં ગ્રહણ કરવા યોગ્ય કે તજી દેવા યોગ્ય કાંઈ છે જ નહિ. જગત અત્યંત અસત્ય છે, તોપણ તેમાં કશાને માટે સુખ–દુઃખ ધરવાનો અવકાશ નથી; અને જગત અત્યંત સત્ય છે, તોપણ તેમાં કશાને માટે સુખ–દુઃખ ધરવાનો અવકાશ નથી. જ્ઞાની પુરુષને દુઃખો પહોંચતાં જ નથી, પણ મૂર્ખ તો જગત સંબંધી ઇષ્ટ પદાર્થના વિનાશથી બહુ દુઃખ પામે છે.[૪૪] હે રામ! 'જે પદાર્થ આદિમાં પણ ન હોય તથા અંતમાં પણ ન હોય, તે પદાર્થ મધ્યમાં પણ હોતો નથી.' એ નિયમ પ્રમાણે જે પુરુષ જગતને ખોટું ધારે છે, તેને જગત ખોટું જ જોવામાં આવે છે. જગત પોતાના નામ–રૂપાત્મક અંશોથી આદિમાં તથા અંતમાં નહિ હોવાથી મધ્યમાં પણ નથી જ. 'જે પદાર્થ આદિમાં પણ સત્ય હોય તથા અંતમાં પણ સત્ય હોય તે પદાર્થ મધ્યમાં પણ સત્ય હોય છે.' એ નિયમ પ્રમાણે જે પુરુષ સર્વ જગતને સાચું ધારે છે તેને જગત સાચું જ જોવામાં આવે છે. કલ્પિત જગત પોતાના અધિષ્ઠાન પરબ્રહ્મરૂપે સર્વદા સત્ય જ છે. હે રામ! જળમાં પ્રતિબિંબરૂપે જે ચંદ્ર તથા આકાશ આદિ જોવામાં આવે છે, તેને મૂઢપણા-વાળા બાળકો જ લેવાની ઇચ્છા કરે છે, પણ મનુષ્યો કદી પણ તેને લેવાની ઇચ્છા કરતા

નથી. તેમ બ્રહ્મમાં જે આ મિથ્યાભૂત જગત જોવામાં આવે છે, તે જગતનું ગ્રહણ કરવાની અજ્ઞાનીઓ જ ઇચ્છા કરે છે, પણ જ્ઞાનીઓ કદી કરતા નથી. દેખવામાં મોટા આકારવાળાં પણ સત્યતા વગરનાં પ્રયોજનોથી બાળક સંતોષ પામે છે, પણ તે સંતોષ પરિણામે દુઃખને અર્થે જ થાય છે અને સુખને માટે થતો નથી. આથી હે કમળલોચન રામ! તમે મિથ્યાભૂત જગતના પદાર્થોથી સંતોષ પામવામાં બાળક સમાન થાઓ નહિ, પણ અવિનાશી પદને જોઈને નિત્ય તથા સ્થિર સુખનો જ આશ્રય કરો.[૪૫–૪૯] 'મારા દેહ સહિત આ સઘળું જગત વાસ્તવિક રીતે છે જ નહિ' એવો નિશ્ચય રાખીને તમે દેહાદિના વિનાશ માટે કશો શોક રાખો નહિ; તેમજ 'મારા દેહ સહિત આ સઘળું જગત વાસ્તવિક રીતે બ્રહ્મની સત્તાથી જુદી સત્તાવાળું નથી અને જે બ્રહ્મ છે તે હું જ છું,' એવો નિશ્ચય રાખીને તમે ફરી વાર જન્મ–મરણની ચિંતા પણ રાખો નહિ.[૫૦]

વાલ્મીકિ મુનિએ ભરદ્વાજને આટલે સુધી કથા કહી, ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્યાસ્ત થયો અને મુનિઓની સભા વાલ્મીકિ મુનિને પ્રણામ કરીને સાયંકાળનાં નિત્યકર્મો કરવા સારુ ત્યાંથી ઊઠીને નાહવા ગઈ. રાત્રિ વીત્યા પછી જ્યારે સૂર્યનાં કિરણો ફૂટ્યાં, ત્યારે એ સભા પાછી વાલ્મીકિ મુનિની પાસે આવી.[૫૧]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम। स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ५१ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'યથાભૂતાર્થયોગોપદેશ' નામનો સર્ગ ૪૫મો સમાપ્ત**

**વાલ્મીકિનો નવમો દિવસ સમાપ્ત**

## સર્ગ ૪૬ મો*

## જીવન્મુક્તના ગુણોનું વર્ણન

**વસિષ્ઠ ઉવાચ**

रम्ये धनेषु दारादौ शोकस्यावसरो हि कः।
इंद्रजाले क्षणादृष्टे नष्टे का परिदेवना ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! પ્રિય ધન કે પ્રિય સ્ત્રી–પુત્ર આદિ પ્રાપ્ત થાય, તો હર્ષનો શો અવસર છે અને તેઓ નાશ પામે તો શોક શા માટે કરવો? ઇંદ્રજાળ ક્ષણમાં જોવામાં આવે અથવા નષ્ટ થઈ જાય, તો તેને માટે હર્ષ કે વિલાપ શો કરવો?[૧] જેમ ગંધર્વનગરનું કોઈ ઘર પડી જાય કે શણગારાય તે તેથી દુઃખ કે સુખ ધરવું યોગ્ય નથી, તેમ મિથ્યા એવા પુત્રાદિકનું કાંઈ માઠું કે સારું થાય, તોપણ દુઃખ કે સુખ ધરવું યોગ્ય નથી.[૨] પ્રિય ધન કે પ્રિય સ્ત્રી–પુત્રાદિક વૃદ્ધિ પામે તો તેમાં હર્ષનો શો પ્રસંગ છે? ઝાંઝવાનાં પાણી વૃદ્ધિ પામવાથી જળની ઇચ્છાવાળાઓને શો આનંદ થાય?[૩] ધન કે સ્ત્રીઓ વૃદ્ધિ પામે તો દુઃખ માનવું યોગ્ય છે, પણ સુખ માનવું યોગ્ય નથી. મોહરૂપી માયાની વૃદ્ધિ થતાં કોણ પ્રસન્ન થાય?[૪] જે ભોગો વધવાથી મૂર્ખને રાગ ઉત્પન્ન થાય છે, તે જ ભોગો વધવાથી સમજુને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.[૫] ધનનો કે સ્ત્રી આદિનો નાશ થાય તો જેમ શોક કરવો યોગ્ય નથી, તેમ હર્ષ કરવો પણ યોગ્ય નથી; કારણકે એમના નાશથી કલ્યાણ થતું નથી, પણ એમનામાં આસક્તિ નહિ રાખવાથી કલ્યાણ થાય છે. ધન આદિ વિદ્યમાન હોવા છતાં તેને વિનાશી જાણવાવાળા વિવેકી સાધુપુરુષો તો તે પદાર્થો વડે વૈરાગ્ય પામે છે.[૬] આથી હે રામ!

* આ છેંતાળીસમા સર્ગમા સંસારમાં વિહાર કરતાં પણ જે ગુણો રાખવાથી સંસારમાં ડૂબી જવાતું નથી અને જે ગુણો જીવન્મુક્ત પુરુષોમાં રહે છે, તે ગુણોનું નિરૂપણ કરવામાં આવશે.

તત્ત્વ સમજીને તમે સંસાર સંબંધી વ્યવહારોમાં જે જે નષ્ટ થાય તેની ઉપેક્ષા કરો અને જે જે પ્રાપ્ત થાય તેનો આસક્તિ નહિ રાખતાં ઉપયોગ કરો.[૭] નહિ પ્રાપ્ત થયેલા ભોગોની અંતઃકરણથી ઇચ્છા જ કરવી નહિ અને આવેલા ભોગોનો આસક્તિ રાખ્યા વગર ઉપયોગ કરવો, એ જ પંડિતનું લક્ષણ છે.[૮] કામદેવરૂપી શત્રુ મારી નાખવાની ઇચ્છાથી સજ્જ થઈને ગુપ્ત રીતે ઊભેલો છે. આથી તમે ચેતીને વિહાર કરો; એટલે તમે કોઈ જાતની મૂર્ખતા કરી કહેવાય નહિ.[૯] પરમ પદને જાણવા છતાં પણ સમજણની ભૂલને લીધે આ સંસારના આડંબરમાં એક જાતની ઠગાઈ રહી છે એમ જેઓ સારી પેઠે જાણતા નથી, તેઓ માર્યા જ જાય છે.[૧૦] ગમે તે યુક્તિથી દશ્યોના અનર્થપણાને સિદ્ધ કરનારી જે પુરુષની બુદ્ધિ, દશ્યોમાંથી નિવૃત્ત થઈ હોય, તે નિર્મળ બુદ્ધિવાળો પુરુષ પરમાર્થના આગ્રહવાળો હોવાને લીધે મોહરૂપી સમુદ્રમાં ડૂબતો નથી.[૧૧] 'આ સઘળું જગત ખોટું છે,' એવા નિશ્ચયને લીધે, જેને જગત સંબંધી કોઈ પણ વસ્તુમાં આસક્તિ હોય નહિ, તે સર્વજ્ઞ પુરુષને ખોટી અવિદ્યા પોતાની બાથમાં લઈ શકતી નથી.[૧૨] જગતમાં રુચિ અને અરુચિ એ બન્નેને છોડી દઈને જેની બુદ્ધિ 'હું અને આ સઘળું જગત એક જ છે' એવા વિચારમાં રહે છે, તે પુરુષ મોહરૂપી સમુદ્રમાં ડૂબતો નથી.[૧૩] 'કાર્યોમાં તથા કારણોમાં વ્યાપ્ત થઈને રહેલું જે સત્તામાત્ર પદ છે, તે હું છું' એમ બુદ્ધિથી નિશ્ચયપૂર્વક સમજીને તમે બહારના તથા અંદરના સઘળા દશ્યને તજો પણ નહિ અને ગ્રહણ પણ કરો નહિ.[૧૪] હે રામ! તમે સઘળાં કામો કરવા છતાં પણ અત્યંત વૈરાગ્યવાળા, સ્વસ્થ, સઘળા નિવાસોથી રહિત અને આકાશની જેમ નિર્લેપ રહો.[૧૫] જે વિદ્વાનને પ્રવૃત્તિ કરવા છતાં પણ જેમ ઇચ્છા પણ ન હોય અને અનિચ્છા પણ ન હોય, તેની બુદ્ધિ, કમળપત્ર જળથી લેપાતું નથી, તેમ કોઈ વિષયોથી લેપાતી નથી.[૧૬] હે રામ! તમે આત્મજ્ઞાન સંપાદન કરીને આસક્તિથી રહિત થઈ જાઓ. પછી તમારાં પાતળાં થઈ ગયેલાં મન અને ઇંદ્રિયો ભલે પોતાની ક્રિયાઓ કરે અથવા ન કરે તેની કંઈ ચિંતા નથી[૧૭] 'આ મારું છે, આ મારું છે' એમ કરીને વિષયોમાં દોડતા તમારા મિથ્યાભૂત મનને તમે મૂર્ખ થઈને વિષયોમાં ડુબાડો નહિ. પછી એ મન ભલે દર્શન આદિ ક્રિયાઓ કરે કે ન કરે.[૧૮] હે રામ! જ્યારે આ વિષયોની શોભા તમારા હૃદયમાં તમને પોતાને જ રુચશે નહિ, ત્યારે તમે જાણવાનુ જાણી ચૂકેલા અને સંસારરૂપી સમુદ્રને તરી ગયેલા (જીવન્મુક્ત) થશો.[૧૯] તમને વિષયોની રુચિ ટળી જશે, એટલે પછી તમે સમાધિ કરો કે ન કરો, તોપણ તમને અનાયાસે મુક્તિ પ્રાપ્ત થયા વગર રહેશે નહિ.[૨૦] હે રામ! જેમ પુષ્પમાંથી ગંધને જુદો કરવામાં આવે, તેમ જીવન્મુક્તનું પદ પામવાને માટે તમારા વિવેકી મનને ઉત્તમ વિચારો ગોઠવી, વાસનાઓના સમૂહમાંથી જુદું પાડો.[૨૧] વાસનાઓરૂપી જળથી ભરેલા આ સંસારરૂપી સમુદ્રમાં જેઓ વિચારરૂપી વહાણમાં ચડે છે, તેઓ તરે છે અને બીજા લોકો ડૂબી જાય છે.[૨૨] વિવેક તથા વૈરાગ્ય આદિ સાધનોથી તીક્ષ્ણ કરેલી અને સુખ–દુઃખાદિકનું સહન કરવામાં ધીરજવાળી બુદ્ધિથી તમે આત્માના તત્ત્વનો સારી પેઠે વિચાર કરો અને પછી પોતાના સ્વરૂપમાં પ્રવેશ કરો.[૨૩] હે રામ! તત્ત્વને જાણનારા અને જ્ઞાનથી સંપન્ન ચિત્તવાળા વિદ્વાન પુરુષો જેમ વિહાર કરે છે, તેમ વિહાર કરવો યોગ્ય છે, પણ મૂઢ પુરુષોની જેમ વિહાર કરવો યોગ્ય નથી.[૨૪] નિરંતર તૃપ્ત રહેનારા અને મહાન બુદ્ધિવાળા મહાત્માઓએ જીવન્મુક્ત પુરુષોના આચારોને અનુસરવું

જોઈએ, પણ ભોગો ભોગવવાની લપટતા ધરાવનારા બીજા પામરોના આચારોને અનુસરવું જોઈએ નહિ.[૨૫] બ્રહ્મના અને જગતના તત્ત્વને જાણનારા મહાત્મા પુરુષો જગતના સઘળા વ્યવહારો કરે છે, તેમ છતાં કશું છોડતા પણ નથી અને કશું ઇચ્છતા પણ નથી.[૨૬] તત્ત્વજ્ઞાનને લીધે સંસારનાં સઘળાં સુખોને અપુરુષાર્થ સમજનારા મહાત્મા પુરુષો કદી ક્યાંય પણ પરાક્રમ આદિના ઉત્કર્ષને માટે, અભિમાનને માટે, ગુણોને અર્થે કે લક્ષ્મીને અર્થે કંગાળપણું કરતા નથી.[૨૭] મહાત્મા પુરુષો સૂર્યની પેઠે શૂન્યમાં પણ મૂઝાતા નથી, દેવતાઓના બગીચામાં પણ આસક્ત થતા નથી અને પોતાની મર્યાદાને પણ કદી છોડતા નથી.[૨૮] ઇચ્છાઓથી રહિત થયેલા, આવી પડેલા વ્યવહારને અનુસરનારા, શાસ્ત્રોક્ત વૈરાગ્ય આદિ સાધનોની સંપત્તિવાળા અને સ્વસ્થ રહેનારા મહાત્માઓ આ દેહરૂપી રથમાં બેસીને આનંદથી વિચરે છે.[૨૯] હે સુંદર રામ! તમે પણ આ વિસ્તીર્ણ વિવેકને પ્રાપ્ત થયા છો અને આ બુદ્ધિના બળથી જ્ઞાનમાં સ્થિતિ પામેલા છો.[૩૦] આ ચોખ્ખા વિચારનો આશ્રય કરીને તમે માન તથા મત્સરથી રહિત રહીને આ પૃથ્વીની પીઠ પર વિહાર કરો. એમ કરવાથી તમને જીવન્મુક્તિરૂપ પરમ સિદ્ધિ પ્રાપ્ત થશે.[૩૧] હે નિષ્પાપ! સઘળી તૃષ્ણાઓનો ત્યાગ કરીને, વિષયોનું કૌતક જોવાની ઇચ્છાને પણ દૂર કરીને અને મનમાં પરમ શીતળતાનું ગ્રહણ કરીને, તમે સ્વસ્થપણે રહીને વિહાર કરો.[૩૨]

**વાલ્મીકિ બોલ્યા :** એ પ્રમાણેના નિર્મળ અભિપ્રાયવાળા વસિષ્ઠ મુનિની નિર્મળ વાણી સાંભળીને રામ તુરત સાફ કરાયેલા દર્પણની જેમ શોભવા લાગ્યા, અને જ્ઞાનરૂપી મધુર અમૃતથી અંદર ભરપૂર થઈને તે પૂનમના ચંદ્રની જેમ શીતળતાને પામ્યા.[૩૩]

इत्थं गिरा विमलया विमलाशयस्य रामो मुनेः सपदि मृष्ट इवावभासे । ज्ञानामृतेन मधुरेण-विराजितांतः पूर्णः शशांक इव शीतलतां जगाम ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'જીવનમુક્ત–સ્થિતિ–ગુણ–વર્ણન' નામનો સર્ગ ૪૬મો સમાપ્ત

## સર્ગ ૪૭મો*

## અનિયમિત ક્રમવાળાં ત્રૈકાલિક કરોડો બ્રહ્માંડો વગેરેનું વર્ણન

**राम उवाच**

भगवन् सर्वधर्मज्ञ सर्ववेदांगपारग ।
आश्वस्त इव तिष्ठामि शुद्धाभिर्भवदुक्तिभिः ॥१॥

**રામ બોલ્યા :** હે સઘળા ધર્મોને જાણનારા અને સકળ વેદોના તથા શાસ્ત્રોના પારને પહોંચેલા ભગવન્! આ આપનાં પવિત્ર વચનોથી મને કેટલીક ધીરજ મળવા જેવું થયું છે.[૧] ઘણાં ઘણાં ઉત્તમ અર્થોવાળાં, સ્વચ્છતાથી ભરેલાં વિચિત્ર યુક્તિઓવાળાં અને આત્મતત્ત્વનો પ્રકાશ કરવા સારુ ઉદય પામેલાં આપનાં વચનો સાંભળતાં હું તૃપ્ત થતો નથી.[૨] જીવોની રાજસ અને સાત્ત્વિક જાતિઓ કહેવાના પ્રસંગમાં આપે જે પ્રમાણસિદ્ધ બ્રહ્માની ઉત્પત્તિ કહી છે, તે ઉત્પત્તિ વિષે હવે આપ સ્પષ્ટ રીતે વર્ણન કરો.[૩]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! લાખો બ્રહ્માઓ, લાખો શંકરો, લાખો ઇંદ્રો અને લાખો નારાયણો થઈ ગયા છે. આ બ્રહ્માંડમાં તથા બીજા વિચિત્ર બ્રહ્માંડોમાં પણ જુદા જુદા આચારોવાળા અને જુદાજુદા વિહારોવાળા બ્રહ્માઓ, શંકરો, ઇંદ્રો, નારાયણો અને બીજા પણ દેવો તથા મનુષ્યો આદિ પ્રાણીઓ અસંખ્યાત છે. ભૂત·

* આ સુડતાળીસમા સર્ગમાં અનિયમિત ક્રમોવાળા ભૂત, વર્તમાન અને ભવિષ્યનાં કરોડો બ્રહ્માંડો, બ્રહ્માઓ અને દેવતાઓ આદિનું વર્ણન કરવામા આવશે.

કાળમાં થઈ ગયેલાં, વર્તમાનમાં રહેલા અને હવે પછી થનારાં અનંત બ્રહ્માંડોમાં એકીનજરે ઘણા ઘણા જીવો થઈ ગયા છે, ઘણા ઘણા જીવો છે અને બીજા ઘણા ઘણા જીવો ઉત્પન્ન થશે.[૪-૬] હે મહાબાહુ! બ્રહ્માંડોમાં એ બ્રહ્માદિક દેવતાઓની ઉત્પત્તિઓ જાણે ઇંદ્રજાળમાં થતી હોય એવી થાય છે.[૭] કોઈ સમયે બ્રહ્માથી સૃષ્ટિઓ થાય છે, કોઈ સમયે શિવથી સૃષ્ટિઓ થાય છે, કોઈ સમયે વિષ્ણુથી સૃષ્ટિઓ થાય છે અને કોઈ સમયે બીજા મુનિઓથી પણ સૃષ્ટિઓ થાય છે.[૮] બ્રહ્મા કોઈ સમયે કમળમાંથી ઉત્પન્ન થાય છે, કોઈ સમયે પાણીમાંથી ઉત્પન્ન થાય છે, કોઈ સમયે ઈંડામાંથી ઉત્પન્ન થાય છે અને કોઈ સમયે આકાશમાંથી પણ ઉત્પન્ન થાય છે.[૯] કોઈ બ્રહ્માંડમાં શિવ જ સર્વના અધિપતિ છે, કોઈ બ્રહ્માંડમાં સૂર્ય જ સર્વના અધિપતિ છે, કોઈ બ્રહ્માંડમાં ઇંદ્ર જ સર્વના અધિપતિ છે, કોઈ બ્રહ્માંડમાં વિષ્ણુ જ સર્વના અધિપતિ છે અને કોઈ બ્રહ્માંડમાં એક એક દેવ જ સર્વમય છે.[૧૦] કોઈ સૃષ્ટિમાં પૃથ્વી પ્રથમ ગીચ ઝાડોથી વ્યાપ્ત થઈ હતી, કોઈ સૃષ્ટિમાં પ્રથમ મનુષ્યોથી વ્યાપ્ત થઈ હતી અને કોઈ સૃષ્ટિમાં પ્રથમ પર્વતોથી વ્યાપ્ત થઈ હતી.[૧૧] કોઈ સૃષ્ટિમાં પૃથ્વી માટીમય થઈ હતી, કોઈ સૃષ્ટિમાં પથરામય થઈ હતી, કોઈ સૃષ્ટિમાં સુવર્ણમય થઈ હતી અને કોઈ સૃષ્ટિમાં તાંબામય થઈ હતી.[૧૨] આ બ્રહ્માંડમાં પણ ઘણા વિચિત્ર પદાર્થો છે અને બીજા બ્રહ્માંડોમાં પણ જુદાજુદા પ્રકારના વિચિત્ર પદાર્થો છે. કેટલાંએક બ્રહ્માંડો એક એક પ્રકાશવાળાં છે અને કેટલાંએક બ્રહ્માંડો પ્રકાશ વગરનાં પણ છે.[૧૩] જેમ મહાસાગરમાં અનંત તરગો પ્રકટ થાય છે અને અનત તરંગો તિરોહિત થઈ જાય છે, તેમ આ બ્રહ્મતત્ત્વરૂપી મોટા આકાશમાં અનંત બ્રહ્માંડો પ્રકટ થાય છે અને અનંત બ્રહ્માડો તિરોહિત થઈ જાય છે.[૧૪] જેમ સમુદ્રમાં તરંગો થાય છે, નિર્જળ પ્રદેશમાં ઝાંઝવાનાં પાણી થાય છે અને આંબામાં મોર થાય છે, તેમ પરબ્રહ્મમાં બ્રહ્માંડો થાય છે.[૧૫] સૂર્યનાં કિરણોમાં દેખાતાં ઝીણાં ઝીણાં રજકણો કોઈ કાળે ગણી પણ શકાય, પરંતુ બ્રહ્મતત્ત્વમાં જે ચપળ આકારવાળા બ્રહ્માંડોના સમૂહો પ્રકટ થાય છે, તેની કોઈ કાળે પણ ગણના થઈ શકે નહિ.[૧૬] જેમ વર્ષા આદિ ઋતુઓમાં આકુળ–વ્યાકુળ મચ્છરોના સમૂહો ઉત્પન્ન થઈથઈને પાછા નષ્ટ થઈ જાય છે, તેમ પરબ્રહ્મમાં આકુળ–વ્યાકુળ બ્રહ્માડોના સમૂહો વારંવાર ઉત્પન્ન થઈને પાછા નષ્ટ થઈ જાય છે.[૧૭] જેમના આવિર્ભાવ અને તિરોભાવ નિરંતર થયા કરે છે, એવી આ સૃષ્ટિઓની પરંપરાઓ કયા કાળથી આરંભાયેલી છે, એ જાણવામાં આવતું નથી.[૧૮] જેમના પ્રથમ આરંભનો કાળ જ ધારી શકાતો નથી એવી આ સૃષ્ટિઓ સમુદ્રમાં તરંગોની જેમ પરબ્રહ્મમાં સ્ફુરે છે. હમણાંની સૃષ્ટિઓથી પહેલાં બીજી સૃષ્ટિઓ હતી, બીજી સૃષ્ટિઓથી પહેલાં ત્રીજી સૃષ્ટિઓ હતી અને ત્રીજી સૃષ્ટિઓથી પહેલાં ચોથી સૃષ્ટિઓ હતી. એવી રીતે સૃષ્ટિઓ કેટલી થઈ તથા તેઓમાં પહેલી કઈ થઈ હતી, એ વિશે કોઈ જાતનો નિર્ણય જ નથી.[૧૯] જેમ નદીમાં તરંગો થઈથઈને લીન થઈ જાય છે, તેમ પરબ્રહ્મમાં સુર, અસુર તથા મનુષ્ય સહિત સઘળી પ્રાણીઓની જાતિઓ થઈથઈને પાછી લીન થઈ જાય છે.[૨૦] જેવું આ બ્રહ્માંડ છે, તેવાં જ હજારો બ્રહ્માંડોની હજારો પંક્તિઓ, જેમ વર્ષોમાં ઘડીઓ ક્ષય પામી જાય છે, તેમ ક્ષય પામી ગયેલી છે. આ વિસ્તીર્ણ હૃદયાકાશમાં રહેલા બ્રહ્મમાં વર્તમાનકાળમાં પણ બીજા ઘણાંઘણાં બ્રહ્માંડો છે, જેમ આકાશમાં ધ્વનિઓ થઈથઈને પાછા નષ્ટ થઈ જાય છે, તેમ બ્રહ્મમાં અનેક બ્રહ્માંડો થઈથઈને પાછાં

નષ્ટ થઈ જાય છે. કેટલાંએક બ્રહ્માંડો હવે પછી પણ ઉત્પન્ન થશે અને તેઓ પાછાં એમ જ નષ્ટ થઈ જશે.[૨૧–૨૩] જેમ માટીના સમૂહમાં ભવિષ્યમાં બનનાર ઘડાઓ રહ્યા છે અને અંકુરમાં ભવિષ્યમાં થનાર પલ્લવો રહ્યાં છે, તેમ બ્રહ્મમાં અનેકાનેક ભવિષ્યમાં ઉત્પન્ન થનારાં બ્રહ્માંડો પણ રહ્યાં છે.[૨૪] જ્યાં સુધી સૂક્ષ્મબુદ્ધિથી વિચાર કરીને 'આ સઘળું કાંઈ જ નથી' એમ બાધ કરવામાં નહિ આવે, ત્યાં સુધી પરબ્રહ્મરૂપ આકાશમાં મોટા આકારોવાળાં તથા મોટા વિકારોવાળાં બ્રહ્માંડો થયા કરશે.[૨૫] આ સઘળી સૃષ્ટિઓને અજ્ઞાનીઓએ કલ્પી કાઢી છે, તે આકાશની વેલની જેમ વિસ્તાર પામે છે, તે ઊગે છે અને આથમે છે. તે સાચી પણ નથી તેમ ખોટી પણ નથી; પરંતુ અનિર્વચનીય છે.[૨૬] આ સઘળી સૃષ્ટિઓ તરંગોની પેઠે વારંવાર દેખાઈને તુરત નાશ પામતી જાય છે. સર્વ બ્રહ્માંડોની સૃષ્ટિઓ વિચિત્ર આકારોવાળી છે, પ્રાણીઓની વિચિત્ર ચેષ્ટાઓવાળી છે, વિચિત્ર વિકારોવાળી છે અને વિચિત્ર રૂપોવાળી છે; પણ તેમ છતાં જેમ વૃષ્ટિઓ પાણીથી જુદી નથી, તેમ સઘળાં બ્રહ્માંડોની સઘળી સૃષ્ટિઓ આત્મતત્ત્વથી જુદી નથી, એમ તત્ત્વવેત્તાઓનો સિદ્ધાંત છે. મૂર્ખ લોકો તો 'જેમ વાદળાંમાંથી વૃષ્ટિઓ આવે છે, તેમ ઈશ્વરમાંથી આ સૃષ્ટિઓ આવે છે' એમ માને છે. જેમ 'શીમળા' નામના ઝાડની શિરાઓ, શાખાઓ, પાંદડાઓ અને ગાંઠો શીમળાથી ભિન્ન નથી, તેમ વિદ્વાનોના જોવામાં આવતી તથા અવિદ્વાનોના જોવામાં આવતી સઘળી સૃષ્ટિઓ પણ વાસ્તવિક રીતે જોતાં આત્મતત્ત્વથી ભિન્ન નથી.[૨૭–૩૦] હે રામ! જેમ માળાના મણકાઓમાં દોરો એક જ હોય છે, તેમ સ્થૂળ ભૂતોથી થયેલી દેહાદિકની સૃષ્ટિઓમાં તથા સૂક્ષ્મ ભૂતોથી થયેલી ઇંદ્રિયાદિકની સૃષ્ટિઓમાં મેલરૂપ માયા એક જ છે અને તે માયા આત્મતત્ત્વમાં કલ્પાયેલી છે.[૩૧] કોઈ સૃષ્ટિમાં પ્રથમ આકાશ સ્થૂલ થાય છે અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે, તેથી બ્રહ્મા આકાશમાંથી થયેલા કહેવાય છે.[૩૨] કોઈ સૃષ્ટિમાં પ્રથમ વાયુ સ્થૂલ થાય છે અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે, માટે બ્રહ્મા વાયુમાંથી થયેલા કહેવાય છે.[૩૩] કોઈ સૃષ્ટિમાં પ્રથમ તેજ સ્થૂલ થાય છે અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે, માટે બ્રહ્મા તૈજસ કહેવાય છે.[૩૪] કોઈ સૃષ્ટિમાં પ્રથમ જળ સ્થૂલ થાય છે અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે, માટે બ્રહ્મા જળમાંથી થયેલા કહેવાય છે.[૩૫] કોઈ સૃષ્ટિમાં પ્રથમ પૃથ્વી સ્થૂલ થાય છે અને તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે, માટે બ્રહ્મા પાર્થિવ કહેવાય છે.[૩૬] આકાશ આદિ પાંચ ભૂતોમાં જ્યારે જે એક ભૂત બીજાં ચારને દબાવીને અધિક વધે છે, ત્યારે બ્રહ્મા તે વધેલા ભૂતમાંથી જ ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થઈને તે પછીથી જગતની રચના કરે છે.[૩૭] પૂર્વ કલ્પની વાસનાઓના સંસ્કારવાળો બ્રહ્મા કોઈ સમયે જળ વધે તો તેમાંથી, કોઈ સમયે વાયુ વધે તો તેમાંથી, કોઈ સમયે તેજ વધ્યું હોય તો તેમાંથી અને કોઈ સમે આકાશ વધ્યું હોય તો તેમાંથી, અને કોઈ સમે પૃથ્વી વધી હોય તો તેમાંથી, પોતાની મેળે જ અકસ્માત્ ઉત્પન્ન થાય છે.[૩૮] બ્રહ્મા ઉત્પન્ન થયા પછી કોઈ સમયે તેના મોઢામાંથી, કોઈ સમયે તેના પગમાંથી, કોઈ સમયે તેના આગલા ભાગમાંથી, કોઈ સમયે તેના પાછલા ભાગમાંથી, કોઈ સમયે તેના નેત્રમાંથી અને કોઈ સમયે તેના હાથમાંથી પ્રાણીઓ આદિ ઉત્પન્ન થાય છે.[૩૯] કોઈ સૃષ્ટિમાં વિષ્ણુની નાભિમાં કમળ ઉત્પન્ન થાય છે અને તે કમળમાં બ્રહ્મા વૃદ્ધિ પામે છે, તેથી બ્રહ્મા કમળથી ઉત્પન્ન થયેલા પણ કહેવાય છે.[૪૦] પાણીની ચપળ ચકરીને પેઠે શોભતી આ સૃષ્ટિ માયા છે, સ્વપ્નના જેવી ભ્રાંતિ છે, ભ્રમથી રચાયેલી

ફૂદડી જેવી છે અને મનોરાજ્યની જેમ કલ્પિત છે.[૪૧] આવી આ સૃષ્ટિમાં 'અંદર શું તત્ત્વ છે અને તે થવી કેમ સંભવે' એ કાંઈ પૂછવા જેવું છે? 'બાળકે મનથી કલ્પેલા રાજ્યમાં અંદર શું તત્ત્વ છે અને તેનું રાજ્ય થવું કેમ સંભવે' એ તે ક્યાંય પુછાય?[૪૨] કોઈ સમયે શુદ્ધ પરમાત્મામાં મનનો રંગ લાગવાથી સુવર્ણમય જેવું અને જેની અંદર બ્રહ્મા હોય છે એવું ઈંડું પોતાની મેળે ઉત્પન્ન થાય છે.[૪૩] કોઈ સમયે માયાથી કલ્પાયેલો પુરુષ માયાથી કલ્પાયેલા પાણીમાં પોતાનું વીર્ય નાખે છે અને વીર્ય નાખવાને લીધે પાણીમાંથી કમળ અથવા મોટું બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે.[૪૪] કોઈ સમયે પૂર્વ કલ્પનો સૂર્ય આ કલ્પમાં બ્રહ્મા થાય છે, કોઈ સમયે પૂર્વ કલ્પનો વરુણ આ કલ્પમાં બ્રહ્મા થાય છે અને કોઈ સમયે પૂર્વ કલ્પનો વાયુ આ કલ્પમાં બ્રહ્મા થાય છે.[૪૫] હે રામ! આ પ્રમાણે આ વિચિત્ર પ્રકારની અનેક સૃષ્ટિઓમાં બ્રહ્માની ઘણી ઘણી વિચિત્ર ઉત્પત્તિઓ થઈ ગઈ છે. બાકી પરમાર્થતઃ એ સૃષ્ટિઓ અસત્ જ છે.[૪૬] આ સઘળી સૃષ્ટિ કેવી છે, તેના ઉદાહરણ માટે મેં તમારી પાસે એક બ્રહ્માની ઉત્પત્તિ કહી અને તેમાં કાંઈ નિયમ જ નથી. આ પ્રમાણે જ સઘળી સૃષ્ટિઓની સ્થિતિ વિષે સમજી લેવું.[૪૭] 'આ જે સંસાર છે તે મનનો જ વિલાસ છે' એમ તમને સમજાવવા માટે મેં તમારી પાસે સૃષ્ટિ થવાની પદ્ધતિ કહી.[૪૮] જીવોની સાત્ત્વિક આદિ જે જાતિઓ છે તેઓ પણ આ રીતે જ થયેલી છે એમ સમજવાને સારુ પણ તમારી પાસે સૃષ્ટિની એ પદ્ધતિ કહી.[૪૯] વારંવાર સૃષ્ટિ થયા કરે છે, વારંવાર નાશ થયા કરે છે. વારંવાર દુઃખ થયા કરે છે, વારંવાર સુખ થયા કરે છે, વારંવાર જ્ઞાનીઓ થયા કરે છે, વારંવાર અજ્ઞાનીઓ થયા કરે છે, વારંવાર બંધ હોવાની કલ્પનાઓ થાય છે અને વારંવાર મોક્ષ હોવાની કલ્પનાઓ થાય છે.[૫૦] વળી વારંવાર સૃષ્ટિ સંબંધી ભૂત, ભવિષ્ય તથા વર્તમાન પદાર્થોમાં સ્નેહદૃષ્ટિઓ થાય છે. જેમ પ્રકાશ કરનારા દીવાઓ વારંવાર ઠરી જાય છે અને વારંવાર પ્રકટ થાય છે, તેમ બ્રહ્માદિકનાં શરીરો પણ વારંવાર મટી જાય છે અને વારંવાર પ્રકટ થાય છે.[૫૧] દીવાઓની ઉત્પત્તિમાં તથા બ્રહ્માનાં શરીરોની ઉત્પત્તિમાં અને દીવાઓના વિનાશમાં તથા બ્રહ્માનાં શરીરોના વિનાશમાં કાળની અધિકતા વિના બીજું કશું અંતર નથી. (દીવાઓ થોડી વાર રહે છે અને થોડી વારમાં નાશ પામે છે અને બ્રહ્માનાં શરીરો ઘણા કાળ સુધી રહે છે અને ઘણે કાળે નાશ પામે છે.)[૫૨] ફરી ફરી સત્યયુગ થાય છે, ત્રેતાયુગ થાય છે, દ્વાપરયુગ થાય છે અને કળિયુગ થાય છે. આ ચક્રની પેઠે જગત વારંવાર આવર્તન પામ્યા જ કરે છે.[૫૩] જેમ પ્રત્યેક પ્રાતઃકાળે વળી દિવસ થાય છે, તેમ પ્રત્યેક સૃષ્ટિમાં વળી મન્વંતરોના આરંભ થાય છે; વળી કલ્પોની પરંપરાઓ થાય છે, તથા તે તે કાર્યોના આરંભાદિક થાય છે.[૫૪] કાળના દિવસ, રાત્રિ, પહોર અને ઘડી આદિ અંશોના સપાટામાં આવતું–જતું આ સઘળું જગત વારંવાર થાય છે અને તે છતાં કાંઈ પણ વારંવાર થતું નથી.[૫૫]

જે પ્રમાણે પથરા× આદિના પછાડ વગરના અત્યંત તપેલા લોઢાના ગોળામાં અગ્નિના કણો સ્વાભાવિક રીતે રહે છે, તે પ્રમાણે પરબ્રહ્મમાં આ સઘળા પદાર્થો સ્વાભાવિક રીતે સર્વદા રહેલા છે.[૫૬] જેમ વૃક્ષમાં ફળ તથા પુષ્પ આદિ સઘળું કોઈ સમયે ગુપ્ત અને કોઈ સમયે દેખાય એવું રહે છે, તેમ પરબ્રહ્મમાં આ સઘળું

× આ જગતના વારંવાર થવારૂપ જે વાત ચાલે છે, તેને વચમાં છોડી દઈને, હવે પ્રાસંગિક વાત ચલાવે છે.

જગત કોઈ સમયે ગુપ્ત અને કોઈ સમયે દેખાય એવું રહ્યું છે.[૫૭] આ સઘળું જગત ચૈતન્યના વિવર્તરૂપ છે અને તે વિવર્ત સર્વદા આવા જ આકારવાળો છે. જેમ નેત્રના ઊંચકવાથી ચંદ્રમાં બેપણું પ્રતીત થાય છે, તેમ માયાના સંબંધથી પરમાત્મામાં સૃષ્ટિ ઉત્પન્ન થયેલી પ્રતીત થાય છે. જેમ ચંદ્રમાંથી વિસ્તીર્ણ કિરણો પ્રકટ થાય છે, તેમ પરબ્રહ્મમાંથી આ વિસ્તીર્ણ દેખવા માત્ર સૃષ્ટિઓ પ્રકટ થાય છે. આ સૃષ્ટિઓ પરબ્રહ્મથી જુદી નથી, તે છતાં અજ્ઞાનને લીધે ન્યારી હોય એવી લાગે છે. હે રામ! સર્વ શક્તિઓવાળા પરબ્રહ્મમાં વાસ્તવિક રીતે અસંગપણું અને અદ્વિતીયપણું છે, એટલા માટે તે પરબ્રહ્મમાં આ સંસાર કદી પણ છે જ નહિ.[૫૮–૬૦] તેમજ હે રામ! પરબ્રહ્મમાં જગત કદી પણ આવા આકારના અસંભવવાળુ હોય એમ નથી; કારણકે સર્વ શક્તિઓવાળા પરબ્રહ્મમાં જગતનું બીજપણું સર્વદા છે. આ પ્રમાણે છે, એટલા માટે અધિષ્ઠાનરૂપ ચૈતન્યની સત્તાથી જ પ્રકાશતો આ સંસાર જ્યાં સુધી તેનું અધિષ્ઠાન નહિ જણાય ત્યાં સુધી રહેશે અને અધિષ્ઠાન જણાશે ત્યારે નહિ રહે, એમ હમણાં કહી શકાય છે અને તેમ કહેવું યોગ્ય છે.[૬૧,૬૨] હે મહાબુદ્ધિમાન રામ! જ્ઞાનીની દૃષ્ટિથી આ સઘળું જગત બ્રહ્મ જ છે, એટલા માટે સંસાર છે જ નહિ, એમ કહેવું ઘટે છે; અને અજ્ઞાનીની દૃષ્ટિથી આ સંસાર કદી પણ વિચ્છિન્ન થતો નથી, એટલા માટે સંસાર ખોટો છતાં પણ સર્વદા છે, એમ કહેવુ પણ ઘટે છે.[૬૩,૬૪] હે રઘુનંદન! આ જગત વારંવાર થયા કરે છે, માટે 'આ જગત કદી પણ આવું ન હોય એમ થતું નથી' એમ મીમાંસક લોકોનું નિત્યપ્રવાહરૂપે માનવું પણ ખોટું કહેવાય એમ નથી.[૬૫] જગતના સર્વ પ્રદેશોમાં સર્વ પદાર્થો વીજળીની પેઠે ક્ષણે ક્ષણે નાશ પામવાના સ્વભાવવાળા જોવામાં આવે છે; એટલા માટે 'આ સઘળું જગત ક્ષણિક છે.' એમ બૌદ્ધલોકોનું કહેવું પણ અઘટિત કહી શકાય એમ નથી.[૬૬] ચંદ્ર તથા સૂર્ય આદિના પ્રકાશવાળી સઘળી દિશાઓમાં પર્વતો, પૃથ્વી તથા સમુદ્રો આદિ સ્થિર જોવામાં આવે છે; એટલા માટે 'આ સઘળું જગત પોતાની જુદી સત્તાવાળું છે' એમ સાંખ્યલોકોનું માનવું પણ સાચા જેવું છે.[૬૭] પરમવ્યાપક પરબ્રહ્મની અંદર તે તે વાદીઓના સંકલ્પોની જાળથી કલ્પવામાં આવેલા તે તે પ્રકારોમાં ન સંભવે એવો એક પ્રકાર નથી; પરંતુ એટલું છે કે અસંગ અને અદ્વિતીય બ્રહ્મમાં સંકલ્પોની જાળ ઊઠવી એ જ અસંભવિત છે.*[૬૮]

આ સઘળું જગત અને જન્મમરણ વારંવાર થયા કરે છે, સુખ–દુઃખો વારંવાર થયાં કરે છે, સાધનો તથા કર્મો વારંવાર થયા કરે છે, દિશાઓ વારંવાર થયા કરે છે, આકાશ વારંવાર થયા કરે છે, સમુદ્રો વારંવાર થયા કરે છે અને પર્વતો પણ વારંવાર થયા કરે છે. જેમ અનેક છિદ્રોવાળાં ઘરોમાં એક જ સૂર્યની પ્રભા અનેકરૂપે ઉદય પામે છે, તેમ બ્રહ્મમાં વારંવાર અનેકરૂપે સૃષ્ટિ ઉદય પામે છે.[૬૯,૭૦] વળી તે દૈત્યો થાય છે, વળી દેવો થાય છે, વળી લોકાંતરોની રચનાઓ થાય છે, વળી સ્વર્ગની તથા મોક્ષની ઇચ્છાઓ થાય છે, વળી ઇંદ્ર થાય છે અને ચંદ્ર પણ થાય છે.[૭૧] વળી નારાયણદેવ થાય છે, દાનવો આદિ થાય છે, દિશાઓ થાય છે, અને વળી તે દિશાઓમાં સુંદર ચંદ્ર, સૂર્ય, વરુણ તથા પવન ચાલવા માંડે છે.[૭૨] વળી મેરુપર્વતરૂપી ડોડીવાળી; સહ્યાદ્રિરૂપી કેસરાવાળી અને અદૃષ્ટરૂપી મકરંદોથી ભરપૂર રહેનારી આ ઉભય લોકરૂપ (પૃથ્વી તથા આકાશરૂપ) કમલિની પ્રફુલ્લિત થાય છે.[૭૩] વળી સૂર્યરૂપી કેસરી સિંહ આકાશરૂપી વનને દબાવે છે અને પોતાનાં કિરણોરૂપી નખોના સમૂહોથી

* પ્રાસંગિક વાતને પૂરી કરી હવે ચાલતી વાત લે છે.

અંધકારોરૂપી હાથીઓની ઘટાઓને ભેદી નાખવા સારુ છલંગ મારે છે.[૭૪] વળી ચંદ્ર ચલાયમાન થતી સ્વચ્છ મંજરીના જેવી સુંદરતા ધરાવનારાં પોતાનાં કિરણો પ્રસારે છે અને દિશાઓરૂપી સ્ત્રીઓનાં મુખોને શોભાવનારાં સુખદાયી અમૃતને વધારવા માંડે છે.[૭૫] વળી સ્વર્ગરૂપી વૃક્ષમાંથી પુણ્યોના ક્ષયરૂપી પવને છૂટા પાડેલા દેવતાઓરૂપી પુષ્પોના સમૂહો વારંવાર વીંખાઈને ધરતી પર પડવા લાગે છે.[૭૬] વળી કાળરૂપી તેતર પક્ષી કર્મોરૂપી પાંખોથી સંસારના આરંભરૂપી કાંઈક ફડફડાટ કરીને ચાલવા લાગે છે.[૭૭] એક ઇંદ્રરૂપી ભ્રમર જતો રહ્યા પછી, વળી બીજા ઇંદ્રરૂપી ભ્રમરો નવી સામગ્રીઓ ગોઠવીને સ્વર્ગરૂપી કમળમાં આવે છે.[૭૮] વળી જેમ પ્રલયકાળનો પવન વિષ્ણુ સહિત સમુદ્રને મેલો કરી નાખે છે, તેમ સત્યયુગે પવિત્ર કરેલા કાળને કળિયુગ મેલો કરી નાખે છે.[૭૯] વળી કાળરૂપી કુંભાર અનેક પ્રાણીઓરૂપી શરાવડાં બનાવે છે અને કલ્પરૂપી ચાકડાને વેગથી નિરંતર ફેરવવા માંડે છે.[૮૦] વળી જેમાં પૂર્વના અભ્યાસ પ્રમાણે સંકલ્પો થાય છે, એવું જગત સુકાઈ જતા વનની પેઠે, સારી સ્થિતિ વિનાનું થઈને રસરહિત થઈ જાય છે.[૮૧] વળી સૂર્યોના તથા અગ્નિઓના સમૂહોથી બળી ગયેલાં અનંત શરીરોવાળું અને સર્વ પ્રાણીઓનાં અસ્થિઓથી ભરેલું જગત સ્મશાન જેવું થઈ જાય છે.[૮૨] વળી મેરુ આદિ પર્વતોના જેવાં મોટાં પ્રલયનાં વાદળાંઓના વરસાદોથી જગત સમુદ્રમય થઈ જાય છે અને તે જળમાં નાચતા, ધોળી કાંતિવાળા મહારુદ્ર, તે જળના ફીણના મોટા પુંજ જેવા લાગે છે. વળી વાયુવિનાનું, જળવગરનું અને સઘળી વસ્તુઓથી ખાલી થયેલું બ્રહ્માંડ, આકાશની પેઠે અપૂર્વ જેવા શૂન્યપણાને પ્રાપ્ત થાય છે. વળી કેટલાંક વર્ષો સુધી અધિકાર ભોગવીને કાળે કરીને જેનું શરીર જીર્ણ થઈ ગયું હોય છે, એવો બ્રહ્મા જીવિતનો ત્યાગ કરીને પોતાના આત્મામાં લીન થાય છે.[૮૩-૮૫] હે રામ! આ પ્રમાણે બ્રહ્માંડનો પ્રલય થયા પછી વળી મન બીજા કાળમાં પરબ્રહ્મની અંદર જ તેવાં ને તેવાં બીજાં અનેક બ્રહ્માંડોને સર્જે છે. જે જે બ્રહ્માંડો સર્જાય છે, તે સઘળાં ગંધર્વનગરો જેવાં જ સર્જાય છે.[૮૬] હે રામ! ફરી સૃષ્ટિનો આરંભ થાય છે, વળી સર્વ પદાર્થોની ઉત્પત્તિ થાય છે અને ફરી પાછો પ્રલય થતાં સર્વનો નાશ થાય છે. એ રીતે આ સઘળું ચક્રની પેઠે ફર્યા કરે છે.[૮૭] હે રામ! આ લાંબા ભ્રમરૂપ મહામાયાના આડંબરમાં 'આ સાચું અને આ ખોટું' એમ કયો નિર્ણય કરવાનો હોય અને નિર્ણય કરીને શું કહી શકાય? હે રામ! આ સંસારરૂપી ચક્ર 'દાશૂર' નામના બ્રાહ્મણે કહેલી રાજાની આખ્યાયિકાની પેઠે કલ્પનાથી જ રચાયેલા આકારવાળું છે, વસ્તુવગરનું છે અને વાસ્તવિક રીતે છે જ નહિ.[૮૮-૮૯] આ જગત અજ્ઞાનથી ઉદય પામેલા બે ચંદ્રના ભ્રમ સમાન વિકલ્પોથી અવિચ્છિન્ન પ્રવાહની જેમ વિસ્તીર્ણ થયેલું છે. જે કર્તા વિદ્યમાન જ નથી તેણે તે બનાવેલું છે. અધિષ્ઠાનરૂપ બ્રહ્મની સત્તાથી જ તે રહેલું છે; તો હવે તમને શા કારણથી મોહ રહે છે? તમે જે મોહનું કારણ ધારો છો તે છે જ નહિ, અને જે છે તે અખંડ બ્રહ્મ જ છે, માટે કારણવગરનો આ તમારો મોહ યોગ્ય નથી.[૯૦]

अविरलमिदमाततं विकल्पैरसदुदितैरपि तैर्द्विचन्द्रकल्पैः विरचितमसतानुपन्नसत्यं जगदिह तेन विमूढता किमुत्था ॥ ९० ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'જગત્કાસનિર્ણય-યોગોપદેશ' નામનો સર્ગ ૪૭મો સમાપ્ત

## सर्ग ४८ मो ×

### દાશૂરાખ્યાન–અગ્નિએ દાશૂરને વરદાન આપ્યું

**वसिष्ठ उवाच**

क्रियाविशेषबहुला भोगैश्वर्यहताशयाः ।
नापेक्षंते यदा सत्यं न पश्यंति शठास्तदा ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! પોતાને તથા બીજાઓને પણ ઠગનારા પામર લોકો અનેક પ્રકારનાં કર્મો કર્યા કરે છે, ભોગોની તથા ઐશ્વર્યની તૃષ્ણાને પરવશ થયેલા હોય છે અને સત્ય વસ્તુને જાણવાની અપેક્ષા જ રાખતા નથી, તેથી તેઓ સત્યને જાણી શકતા નથી.[૧] જેઓ બુદ્ધિનો પાર પામેલા હોય છે અને જિતેન્દ્રિય હોય છે, તેઓ જગતની માયાને તુચ્છ ગણીને પરમ તત્ત્વને હસ્તામલકની પેઠે જુએ છે.[૨] જેમ સર્પ કાંચળીને તજી દે છે, તેમ વિચારવાળો જીવ જગતની માયાને તુચ્છ જોઈને મમતાને તથા અહંતાને તજી દે છે.[૩] હે રામ! અહંતા તથા મમતાને તજી દઈને આસક્તિથી રહિત થયેલો જીવ લાંબા કાળ સુધી વ્યવહારોમાં રહે તોપણ અગ્નિથી શેકાયેલા બીજની જેમ તે પુનર્જન્મ પામતો નથી.[૪] આ શરીર આધિઓથી તથા વ્યાધિઓથી ઘેરાયેલું રહે છે અને આવતી કાલ સુધી કે આજે પણ તેના જીવવાનો વિશ્વાસ નથી; છતાં અજ્ઞાની લોકો એ શરીરનું જ હિત કરવાનો યત્ન કરે છે, પણ આત્માનું હિત કરવાનો યત્ન કરતા નથી.[૫] હે રામ! તમે પણ અજ્ઞાનીની પેઠે આ શરીરે ઇચ્છેલા વિષયોનું સંપાદન કરો નહિ. એ પ્રકારના વિષયોનું સંપાદન તો પરિણામે દુઃખદાયી જ છે. તમે તો કેવળ આત્મામાં જ નિષ્ઠા રાખો.[૬]

**રામ બોલ્યા :** હે પ્રભુ! આપ કહી ગયા, કે 'આ સંસારરૂપી ચક્ર 'દાશૂર' નામના બ્રાહ્મણે કહેલી આખ્યાયિકાની જેમ કલ્પનાથી રચાયેલા આકારવાળું છે અને વસ્તુવગરનું છે.' તો તે દાશૂરે કઈ આખ્યાયિકા કહી હતી, એ આપ મને કહો.[૭]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જગતના મિથ્યાપણાના એક ઉદાહરણરૂપે હું હવે દાશૂરે કહેલી આખ્યાયિકા કહું છું, તે તમે સાંભળો.[૮] આ પૃથ્વી ઉપર વિચિત્ર ફૂલઝાડવાળો અને લક્ષ્મીવાળો 'માગધ' નામનો એક વિખ્યાત દેશ છે.[૯] એ દેશમાં કદંબોનાં વનોના વિસ્તારની લીલાથી જંગલો વ્યાપ્ત છે અને પક્ષીઓના સમૂહો પોતાની વિચિત્રતારૂપ આશ્ચર્યોથી સઘળાઓનાં મનનું આકર્ષણ કરે છે.[૧૦] તેની સીમમાં અપાર ધાન્યો ઉત્પન્ન થાય છે, તેને સોહામણાં ઉપવનો છે અને તેની સઘળી નદીઓના કિનારાઓ કમળોથી, ઉત્પલોથી તથા 'કલ્હાર' નામનાં સૌગંધિક કમળોથી વ્યાપ્ત રહે છે.[૧૧] તેના બગીચાઓમાં હિંડોળાઓ ઉપર હીંચકતી સુંદર સ્ત્રીઓ ગાયનોના ધ્વનિઓની ભારે છત બાંધી દે છે અને કામીજનોએ રાત્રિમાં ભોગવેલાં કામદેવનાં બાણ જેવાં પુષ્પોથી પ્રાતઃકાળે પૃથ્વી વ્યાપ્ત થઈને રહે છે.[૧૨] એ દેશમાં એક ગિરિવર છે. તે કણેરનાં વૃક્ષોથી વ્યાપ્ત છે, કેળનાં વનોથી પરિપૂર્ણ છે, ગીચ કદંબોથી ઘેરાયેલો છે અને ગુચ્છોથી સુશોભિત છે. તેમાં પુષ્પોના સમૂહોથી ઘેરાયેલા પવનો વાય છે અને તે કેસરના જેવી રાતી ધૂળવાળો છે. તેમાં બતકોના કોલાહલ છે અને પ્રેમભરેલાં સારસપક્ષીઓના કલરવ બોલ્યા કરે છે.[૧૩-૧૪] તેમાં વિચિત્ર પક્ષીઓ અને વૃક્ષો છે. એ પવિત્ર પર્વતમાં મહાતપસ્વી, મહાધર્માત્મા, વિષયોની આસક્તિથી રહિત, તપની સાથે

× આ અડતાળીસમા સર્ગમાં ભોગ આદિની તૃષ્ણાઓની નિંદા કરવામાં આવશે; દાશૂરની ઉત્પત્તિ કહેવાશે અને તે દાશૂરને પ્રસન્ન થયેલા અગ્નિદેવની પાસેથી વરદાન મળ્યાનું કહેવાશે.

ઉત્તમ યોગ કરનારો અને ઉત્તમ બુદ્ધિવાળો એવો કોઈ 'દાશૂર' નામનો મુનિ કદંબના ઝાડના અગ્ર ભાગ ઉપર નિવાસ કરીને રહ્યો હતો.[૫-૬]

રામ બોલ્યા : હે ભગવન્! એ 'દાશૂર' નામનો તપસ્વી એ વનમાં શા માટે રહ્યો હતો ? વળી તે 'કદંબ' નામના મોટા ઝાડની ટોચ ઉપર કેમ રહ્યો હતો ?[૭]

વસિષ્ઠ બોલ્યા : હે રામ! એનો પિતા પ્રસિદ્ધ 'શરલોમા' એ જ પર્વતમાં રહેતો હતો. તે જાણે બીજો બ્રહ્મા હોય એવો જણાતો હતો.[૮] જેમ બૃહસ્પતિને 'કચ' નામનો પુત્ર થયો હતો, તેમ એ શરલોમાને 'દાશૂર' નામનો એક પુત્ર પ્રાપ્ત થયો હતો. શરલોમાએ એ સુપુત્રની સાથે વનમાં રહીને પોતાના જીવિતનો સમય કાઢ્યો. હવે જેમ પક્ષી એક માળાને તજીને બીજા માળામાં જાય છે, તેમ એ શરલોમાએ ઘણાંઘણાં વર્ષો સુધી સુખ-દુઃખ ભોગવ્યાં અને પછી મનુષ્યદેહનો ત્યાગ કરીને દેવલોકમાં ગયા. તેની સ્ત્રી પણ તેની પાછળ સતી થઈ.[૯-૧૦] આમ ભાગ્યના યોગથી પિતા તથા માતા એ બન્નેનું મરણ થયું, એટલે એ દાશૂર વનમાં એકલો પડ્યો અને ટિટોડાની પેઠે દીનતાભરેલી રીતે રોવા લાગ્યો.[૧૧] માબાપના થયેલા વિયોગના શોકને લીધે તેનું અંતઃકરણ અત્યંત સંતાપ પામ્યું અને તે હેમંતઋતુમાંના કમળની પેઠે કરમાઈ ગયો.[૧૨] હે રામ! એ બાળક અત્યંત રાંક થઈ ગયો, ત્યારે તે વનના એક દેવતાએ પોતાના શરીરને અદૃશ્ય રાખીને તેને આ વચનથી આશ્વાસન આપ્યું કે,[૧૩] 'હે ઋષિપુત્ર! હે મહાવિચક્ષણ! તું અજ્ઞાનીની પેઠે કેમ રડે છે! સંસારનું સ્વરૂપ જ ચંચળ છે, એ તું કેમ જાણતો નથી ?[૧૪] હે સાધુ! પ્રાણીઓ જન્મે છે, જીવે છે અને પછી અવશ્ય મરે છે, આ સંસારની એવી રીતની સર્વદા ચંચળ સ્થિતિ જ છે.[૧૫] હે મુનિ! બ્રહ્માના શરીર આદિ જે જે દૃશ્ય પદાર્થો છે, તે તે સઘળા પદાર્થોનો પણ વિનાશ થવાનો છે, એમાં સંશય નથી.[૧૬] આ પ્રમાણે છે, એટલા માટે તું પિતાના મરણનો વ્યર્થ ખેદ કર નહિ. જેમ સૂર્ય ઊગે છે તો તેનો અસ્ત પણ અવશ્ય થાય છે, તે પ્રમાણે જે જન્મે છે તેનું મરણ પણ અવશ્ય થાય છે.[૧૭] જેમ મયૂરને મેઘની ગર્જનાથી ધીરજ મળે, તેમ રોઈરોઈને રાતાં થયેલાં નેત્રોવાળા એ દાશૂરને, એ આકાશવાણી સાંભળવાથી ધીરજ મળી.[૧૮] પછી એ દાશૂરે ઊઠીને ભક્તિભાવથી પિતાની આવશ્યક ઔર્ધ્વદેહિક ક્રિયા કરી અને પછી ઉત્તમ સિદ્ધિ મેળવવાને માટે તપ કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો.[૧૯] વનમાં બ્રાહ્મણ જાતિને યોગ્ય એવી તપશ્ચર્યા કરતાં કરતાં તે દાશૂરને શ્રોત્રિય (વેદિયા)પણું પ્રાપ્ત થયું. એ વેદિયાપણામાં જ તે પદાર્થોમાં શુદ્ધાશુદ્ધપણું કલ્પવાની ભારે પંચાત (અડીશ–આભડીશ વગેરે છોછ) રાખવી પડે છે.[૨૦] જેણે પરમતત્ત્વ જાણ્યું ન હતું, એવા એ વેદિયાની બુદ્ધિ, સઘળી પૃથ્વી પવિત્ર છતાં પણ તે તે પ્રકારના શુદ્ધાશુદ્ધપણાના વહેમને લીધે ક્યાંય વિશ્રાંતિ પામી નહિ.[૨૧] આ સઘળું પૃથ્વીતળ શુદ્ધ જ છે, છતાં વેદિયો દાશૂર વહેમને લીધે તેને અશુદ્ધ જેવું ગણતો અને કોઈ સ્થળે પ્રસન્ન થતો નહિ.[૨૨] પછી તેણે પોતાની કલ્પનાથી જ વિચાર ગોઠવ્યો કે, 'શુદ્ધ તો કેવળ ઝાડની ટોચ જ છે, એટલા માટે મારે તેની ઉપર રહેવું જ યોગ્ય છે.[૨૩] હવે હું એવું તપ આરંભું કે જેથી મને પક્ષીઓની જેમ વૃક્ષોની શાખાઓ ઉપર અને પાંદડાંઓ ઉપર રહેવાની શક્તિ મળે.[૨૪] આ પ્રમાણે વિચાર કરીને તેણે લાંબા કાળ સુધી તપ કર્યું, પણ ધારેલો મનોરથ પાર પડ્યો નહિ; એટલે તેણે છેવટે અગ્નિને પ્રજ્વલિત કર્યો અને પોતાની કાંધમાંથી માંસ કાપીકાપીને તે પ્રદીપ્ત અગ્નિમાં હોમવા માંડ્યું.[૨૫]

તેણે આ પ્રમાણે કરવા માંડ્યું, એટલે અગ્નિદેવને વિચાર થયો કે, 'હું સઘળા દેવતાઓના મુખરૂપ છું, તેમાં બ્રાહ્મણનું માંસ પડવાથી સઘળા દેવતાઓનાં ગળાં બળીને ભસ્મ થઈ જવાનો સંભવ છે; તો હવે તેમ થવા દેવું એ યોગ્ય નથી.[૩૬] આવા વિચારથી ઝળહળતી ઝાળવાળા ભગવાન અગ્નિદેવે તે બ્રાહ્મણને પ્રત્યક્ષ રૂપથી દર્શન દીધું. માનો, ઝળહળતાં કિરણોવાળા સૂર્યદેવે બૃહસ્પતિને દર્શન આપ્યાં. આમ દર્શન આપીને તેમણે કહ્યું કે, 'હે ધીર! હે બાળક! જેમ માણસ ભંડારમાંથી પોતે રાખેલા મણિને લઈ લે, તેમ તું મારી પાસેથી જે જોઈતું હોય તે વરદાન માગી લે.[૩૭-૩૮] અગ્નિદેવ આ પ્રમાણે બોલ્યા, એટલે દાશૂર બ્રાહ્મણે સુંદર અર્ઘ્યપુષ્પોથી તથા સ્તુતિવાક્યોથી તેમનું પૂજન કર્યું અને પછી માગ્યું કે 'હે ભગવન્! આ સઘળી પૃથ્વી શૂદ્રોથી, ચાંડાળોથી, કૂતરાંઓથી તથા બિલાડાં આદિ પ્રાણીઓથી ભરપૂર છે; તેથી મને તેમાં ક્યાંય રહેવાનું પવિત્ર સ્થળ મળતું નથી, માટે મને વૃક્ષોની ઉપર સ્થિતિ કરવાની શક્તિ આપો.[૩૯-૪૦] આ પ્રમાણે મુનિપુત્ર દાશૂરે વિનતિ કરી, એટલે સર્વ દેવતાઓના મુખરૂપ એવા મહાસમર્થ અગ્નિદેવ 'તથાસ્તુ' કહીને અંતર્હિત થઈ ગયા.[૪૧] આમ સંધ્યાકાળના કમળ જેવા રાતા અગ્નિદેવ ક્ષણમાત્રમાં અંતર્ધાન થઈ ગયા અને સિદ્ધ થયેલા મનોરથવાળો એ દાશૂર પૂનમના ચંદ્રની જેમ શોભવા લાગ્યો.[૪૨] સંતોષ પામેલો એ દાશૂર ઇચ્છિત વરદાન મળવાને લીધે અત્યંત વૃદ્ધિ પામેલી અને સ્વચ્છ મંદહાસ્યથી શોભતી મુખમંડળની કાંતિથી સઘળી કળાઓવાળા ચંદ્રને તથા પ્રફુલ્લિત થયેલા કમળને પણ હસવા લાગ્યો. (અર્થાત્ તેના મુખની શોભા પૂર્ણચંદ્રની શોભાથી તથા પ્રફુલ્લિત કમળની શોભાથી પણ અધિક થઈ ગઈ.)[૪૩]

अधिगताभिमताननमंडलद्युतिभरेण जहास स तुष्टिमान् । शशिनमाप्तकलाकुलमंबुजं विकसितं च सितस्मितशोभिना ॥ ४३ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'દાશૂરવરપ્રદાનવર્ણન' નામનો સર્ગ ૪૮મો સમાપ્ત**

## सर्ग ४९मो×

### કદંબવૃક્ષનું વર્ણન

**वसिष्ठ उवाच**

अथ काननमध्यस्थं चुंबितांबुदमंडलम् ।
मध्याह्नखिन्नसूर्याश्वसेवितस्कंधमंडलम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! પછી દાશૂરે એક કદંબ જોયો. તે કદંબ વનની મધ્યમાં ઊગ્યો હતો તે વાદળાંના મંડળને ચુંબન કરતો ઊભો હતો અને તેના શાખા–સમૂહમાં જાણે મધ્યાહ્નકાળે સૂર્યના થાકેલા ઘોડાઓ વિસામો લેતા હતા.[૧] એ કદંબ જાણે લાંબીલાંબી શાખાઓરૂપી હાથોથી દિશાઓના મધ્યમાં વિસ્તીર્ણ ચંદરવો બાંધ્યો હોય એવો જણાતો હતો.[૨] પ્રફુલ્લિત થયેલાં પુષ્પોરૂપી નેત્રોથી તે જાણે દિશાઓને જોતો હોય એવો જણાતો હતો.[૩] વાયુએ રજવગરના કરેલા ઘણાઘણા ભ્રમરાઓ, તેના ઉપર ફરતા હતા; તેથી તે જાણે કાળા કેશવાળો હોય એવો જણાતો હતો. હાલતાં પાંદડાંરૂપી હસ્તોથી, તે જાણે દિશાઓરૂપી પોતાની સ્ત્રીઓનાં મુખને લૂછતો હોય એવો જણાતો હતો.[૪] તેનાં રાતાં પલ્લવો દાંતની પંક્તિ જેવી લાગતી અનેક

× આ ઓગણપચાસમા સર્ગમાં શાખાઓ આદિથી અત્યંત શોભી રહેલા એક કદંબનું અનેક અલંકારો આપીને વર્ણન કરવામાં આવશે.

☞ આ સર્ગમાં ચોત્રીસ શ્લોક છે. જેમાં 'દાશૂરે કદંબવૃક્ષ જોયું,' એવું એકજ વાક્ય છે અને તેનું ક્રિયાપદ છેલ્લા ચોત્રીસમા શ્લોકમાં છે, તેથી શ્લોકના અંકો છેવટે જ ભેગા મૂકવા જોઈએ, પરંતુ વાચકવર્ગને અગવડ પડે નહિ એ હેતુથી અંકો છૂટક મૂકેલા છે.

લતાઓની સ્વચ્છ મંજરીઓના પુંજોથી શોભી રહ્યાં હતાં; આથી તે જાણે પાન ચાવવાથી રાતા થયેલા હોઠોથી વનની પંક્તિઓરૂપી સ્ત્રીઓની સામે મંદહાસ્ય કરતો હોય એવો જણાતો હતો. ચારે બાજુ લતાઓની ઉપર પડેલાં પુષ્પોના કેસરાઓના પરાગોને લીધે, તેની ચારે બાજુ મંડળ બંધાઈ ગયું હતુ; આથી તે જાણે ઉદયના સમયમાં કિરણોના મંડળોવાળો પૂનમનો ચંદ્ર હોય એવો લાગતો હતો.[૫] એની શાખાઓની પંક્તિઓનાં પલ્લવોની કુંજોમાં ચકોરપક્ષીઓ શબ્દ કરતાં હતાં અને એ શાખાપંક્તિઓથી તે ઢંકાઈ ગયો હતો. આથી તે જાણે વેદાદિકનું અધ્યયન કરનારા સિદ્ધલોકોના નિવાસોથી વ્યાપ્ત થયેલો ઊંચો સત્યલોક હોય એવો જણાતો હતો.[૬] તેની મોટીમોટી શાખાઓનાં પીઠો ઉપર મયૂરો બેઠા હતા અને તેમનાં વિચિત્ર લાંબાં પિચ્છો લટકી રહ્યાં હતાં; આથી તે જાણે વાદળાંઓની નીચે ખેંચાયેલાં ઇંદ્રધનુષ્યોની પંક્તિવાળું આકાશ હોય એવો શોભતો હતો.[૭] તેની ધરતી પર ઝૂકી રહેલી ડાળડાળનાં પલ્લવો-માં 'ચમર' નામનાં ધોળાં હરણાં ભરાઈ બેઠાં હતાં; તે હરણાં અર્ધાં દેખાતાં નહોતાં ને વળી દેખાઈ-દેખાઈને વારંવાર અદૃશ્ય થઈ જતાં હતાં. આ હરણોથી પૂર્ણ હોવાને લીધે, તે જાણે અર્ધા દેખાતા, અર્ધા નહિ દેખાતા અને વળી પ્રત્યેક દિવસે દેખાઈદેખાઈને અસ્ત પામતા ચંદ્રો વડે વર્ષ જેમ શોભે તેમ શોભતો હતો.[૮] 'કપિંજલ' નામનાં પક્ષીઓના, મધુર કોકિલાઓના અને ચક્રવાક પક્ષીઓના ઉત્તમ શબ્દો વડે તે જાણે ગાયન કરતો હોય એમ લાગતો હતો.[૯] હંસોના સમૂહો શાખાઓની ઉપર કરેલા માળાઓમાં વિનોદ કરતા હતા, તેથી તે જાણે ઊંચે જુદા-જુદા નિવાસોમાં રહેલા સિદ્ધલોકોથી ઘેરાયેલું બ્રહ્માંડ હોય એવો લાગતો હતો.[૧૦] કૂંપળિયાં-રૂપી ચંચળ હસ્તોવાળી અને ભ્રમરોરૂપી નેત્રો-વાળી પુષ્પોની મંજરીઓરૂપ અપ્સરાઓથી તે જાણે સ્વર્ગલોક હોય એવો દેખાતો હતો.[૧૧] પોતાનાં શ્યામ પત્રોથી, પીગળાં પુષ્પાથી અને બીજી લતાઓનાં પુષ્પોના જુદાજુદા રંગવાળા પરાગોથી, તે જાણે વીજળીઓવાળો અને ઇંદ્ર-ધનુષ્યવાળો મેઘ હોય એવો લાગતો હતો.[૧૨] તેને શાખાઓરૂપી હજારો ભુજાઓ હતી, તે આકાશને પણ અવકાશવગરનું કરતો હતો અને તેણે ચંદ્ર તથા સૂર્યને પણ પોતાના કુંડળરૂપ કર્યા હતા. આથી તે જાણે વિશ્વરૂપ ધારણ કરીને નાચવા ઊભેલા નારાયણ હોય, એવો લાગતો હતો.[૧૩] નીચેના ભાગમાં મોટા સર્પો હોવાથી અને ઉપ-રના ભાગમાં તારાઓ સરખાં લતાઓનાં અસં-ખ્યાત પુષ્પો હોવાથી તે જાણે બીજું નીચે નાગ-લોકવાળું અને ઉપર તારામંડળવાળું ભૂગોળથી સંયુક્ત ખગોળ હોય એવો લાગતો હતો.[૧૪] પોતાની આસપાસ પર્વતનાં સઘળાં વનો હોવા-ને લીધે તે જાણે પ્રજાઓથી વીંટાયેલા બ્રહ્મા હોય એવો જણાતો હતો. પૃથ્વી ઉપર ફળોનો, પલ્લવોનો તથા પુષ્પોનો જાણે તે એક મોટો ભંડાર હોય એવો જણાતો હતો.[૧૫] તેની અપાર કળીઓ પુષ્પોના પરાગોથી ઢંકાઈ ગઈ હતી; આથી તે જાણે સૂર્યનાં કિરણોથી ઢંકાયેલા તારા-ઓના સમૂહવાળું આકાશ હોય એવો લાગતો હતો.[૧૬] તેની મોટીમોટી ડાળો ઉપર ઘણાં-ઘણાં માળાઓમાં ચપળ પક્ષીઓ બેઠાં હતાં, એથી તે જાણે અનેક માણસોથી વ્યાપ્ત થયેલા દેશોવાળું ભૂતળ હોય એવો લાગતો હતો.[૧૭] તે જાણે સર્વ વનદેવીઓનું ઉત્તમ અંતઃપુર હતો. એ અંતઃપુરમાં મંજરીઓરૂપી સુંદર પતાકા હતી, લતાઓનાં મંડળોરૂપી શણગાર હતો, પુષ્પોરૂપી કળીચૂનાનો લેપ હતો અને પુષ્પોના સમૂહોથી તે ભરપૂર હતો. ચકોર, ભ્રમર, પોપટ

તથા કોયલ વગેરેના કોમળ શબ્દોથી તે મનોહર લાગતો હતો અને તે મોટાંમોટાં છિદ્રોરૂપી ગોખો-માં ગીચોગીચ ગુચ્છોથી ઢંકાયેલો હતો. તે ઉત્તમ પક્ષીઓના સંચારવાળો હતો અને તે સેવન કર નારા લોકોની આવજાવાળો હતો.[૧૮-૨૦] એ કદંબમાં ભ્રમરોના શબ્દોવાળી પુષ્પોના કેસરા-ઓની પંક્તિઓ, ચારે બાજુથી પડતી હતી; આથી તે જાણે તરંગોના શબ્દવાળી અને ચારે બાજુથી ધોધરૂપે પડતી નદીઓવાળો પર્વત હોય એવો જણાતો હતો.[૨૧] મંદવાયુથી ચલા-યમાન થતાં, દિવસેદિવસે ખીલતાં અને જથા-બંધ એવાં પુષ્પોથી તેમ જ પત્રોથી વીંટાયેલી શાખાઓવાળો હોવાને લીધે તે ધોળાં વાદળાં-ઓથી વીંટાયેલા શિખરોવાળા પહાડ જેવો લાગતો હતો.[૨૨] ઊંચાઈને લીધે હાથીઓનાં ગંડ-સ્થળોથી ઘસાયેલા ઊભા ગોઠણની પેઠે અક્કડ રહેનારા, પાટલાની પેઠે પ્રસરેલા અને મોટા વિસ્તારવાળા બોથાને લીધે તે નીચેના ભાગમાં વૃક્ષોના વૃંદવાળા મોટા પર્વત જેવો લાગતો હતો.[૨૩] વિચિત્ર વર્ણોવાળી, પાંખોવાળાં અને મોટી શાખાઓની કોટરોમાં રહેનારાં પક્ષીઓ-ના સમૂહથી વીંટાયેલો હોવાને લીધે તે પાર્ષ-દોથી વીંટાયેલા વિષ્ણુ જેવો લાગતો હતો.[૨૪] ગુચ્છોરૂપી આંગળીઓના સમૂહને હલાવીને, તે જાણે વનના પવનોથી નાચ કરતી લતાઓને બતાવવા–કરવાની ક્રિયા શીખવતો હોય એવો જણાતો હતો.[૨૫] 'મારી પાસે જે કોઈ અર્થીઓ આવે, તેમને રાખવાનાં ઠેકાણાં મારી પાસે થોડાં નથી, પણ ઘણાં છે' એવા સંતોષને લીધે, તે જાણે લતાઓનાં મંડળોરૂપી હસ્તોના ચાળા કરીને નાચતો હોય એવો જણાતો હતો.[૨૬] મદોન્મત્ત ભ્રમરાઓના ગુંજારવવાળો હોવાને લીધે, પોતે જાણે લતાઓરૂપી સઘળી સ્ત્રીઓના પ્રેમનું પાત્ર હોય એવો ગર્વ ધરીને અને શૃંગારરસમાં મગ્ન થઈને સુંદર રાગથી ગાતો હોય એવો દેખાતો હતો.[૨૭] પુષ્પોને ફેંકતો અને કોયલોના તથા ભ્રમરોના સુંદર શબ્દોવાળો હોવાને લીધે, તે જાણે આકાશમાંથી આવતા સિદ્ધલોકોને પ્રેમપૂર્વક પુષ્પોથી વધાવીને આવકાર આપતો હોય એવો જણાતો હતો.[૨૮] પુષ્પોની કળીઓની સ્વચ્છ પ્રભા દાંતની પ્રભા જેવી લાગતી હતી તેથી તે જાણે દૂર રહેલાં પાંચ કલ્પવૃક્ષોની લતાઓને, પુષ્પોને અને ફળોને હસી કાઢતો હોય એવો જણાતો હતો.[૨૯] એની ઉપરનાં પક્ષીઓનાં મંડળો આકાશમાં ઊંચે જતાં હતાં; તેથી તે જાણે પારિ-જાતને જીતવાને માટે ઊંચી ડોક કરીને આકા-શની અંદર દોડતો હોય એવો જણાતો હતો. મધ્યભાગોમાં ચળકતા ભ્રમરોવાળા અને ઘાટી પંક્તિઓવાળા ઉત્તમ ગુચ્છોથી સહસ્રાક્ષપણું (હજારો નેત્રવાળાપણું) પામીને, તે જાણે હજાર નેત્રવાળા ઇંદ્રને જીતી લેવાને સજ્જ થયો હોય એવો જણાતો હતો.[૩૦-૩૧] કોઈ સ્થળમાં નાગ-લોકોની ફણો ઉપરના સ્વચ્છ મણિઓના જેવા દેખાતા પુષ્પોના ગુચ્છોથી વ્યાપ્ત હોવાને લીધે, તે જાણે આકાશને જોવા સારુ પાતાળમાંથી શેષ-નાગ નીકળ્યા હોય એવો દેખાતો હતો.[૩૨] પુષ્પોના ધોળા પરાગથી ખરડાયેલો હોવાને લીધે, તે જાણે ભસ્મ ચોળેલા બીજા સદાશિવ હોય એવો જણાતો હતો. છાયાથી અને લતાઓનાં ફળોથી સર્વ લોકોને સુખદાયી હોવાથી તે જાણે કેવળ ભક્ત-જનોને જ સુખ આપનારા સદાશિવથી પણ અધિક હોય એવો જણાતો હતો.[૩૩] એ કદંબને ઘેરી કુસુમલતાઓરૂપી નવા માંડવાઓ હતા અને એ લતાઓનાં ઘાટાં પાંદડાંઓના સમૂહોમાં પુષ્પોની કળીઓ ખીલી હતી. એ કદંબ પક્ષીઓરૂપી વતનીઓથી ગીચોગીચ ભરેલો હતો. આ રીતે તે જાણે આકાશમાં રહેલું કોઈ મોટું નગર હોય

એવો જણાતો હતો.[૩૪]

निबिडदलनिवाहभिन्नकोशैः कुसुमलतानवमंडपैरुपेतम् । पुरमिव गगने कदंबवृक्षं खगकुलनागरसंकुलं ददर्श ॥ ३४ ॥

શ્રીયોગવસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'દાશૂરકદંબવર્ણન' નામનો સર્ગ ૪૯મો સમાપ્ત

## सर्ग ५०मो×

### કદંબવૃક્ષ પર બેઠેલા દાશૂરે દશે દિશાઓને દીઠી

वसिष्ठ उवाच

तमथाशौ तथाबुद्धिः फलपल्लवशालीनम् ।
आनंदमंथरमनाः पुष्परूपाचलोपमम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! પછી પૃથ્વીનાં સર્વ સ્થળોમાં જેને અપવિત્રપણાની શંકા હતી એવો એ દાશૂર, ફળોથી તથા પલ્લવોથી શોભી રહેલા અને જાણે પુષ્પોનો પહાડ હોય એવા એ કદંબને જોઈને મનમાં બહુ જ આનંદ પામ્યો અને તેના ઉપર ચડ્યો. વનમાં જાણે આકાશને અને પૃથ્વીને સ્થિર રાખવાનો થાંભલો ઊભો કર્યો હોય એવો એ કદંબ ઊંચો હતો. જેમ વિષ્ણુ પ્રલયના સમુદ્રમાં રહેલા વડ ઉપર ચડે છે, તેમ દાશૂર તે કદંબ ઉપર ચડ્યો. તે એ કદંબની આકાશ પર્યંત પહોંચેલી એક શાખાના છેલ્લા પાંદડા ઉપર બેઠો અને ત્યાં તેણે અપવિત્રપણાની શંકા નહિ રાખતાં એકાગ્રપણાથી તપ આરંભ્યું.[૧-૩] એક દિવસે તે દાશૂર નવાં પલ્લવોથી બનાવેલા કોમળ આસન પર બેઠો હતો, ત્યાં તેણે કૌતુકથી ચપળ થયેલાં નેત્રો વડે, જરા વાર સઘળી દિશાઓને જોઈ.[૪] તે દિશાઓ નદીઓરૂપ એક જ સેરવાળા હારોથી રમણીય હતી અને તેઓ ગિરિરાજરૂપ ગોળ સ્તનવાળી હતી. તેને નિર્મળ આકાશરૂપ કેશપાશ હતા અને કાળાં વાદળાંઓરૂપ ઝૂલતા ઝુલફાં હતાં. તેમને નીલ પલ્લવોરૂપી વસ્ત્રો હતાં, પુષ્પોના સમૂહોરૂપી મસ્તકોનાં ભરણો હતાં અને તેમણે સમુદ્રોરૂપી મહામૂલ્યવાન પૂર્ણ કળશો ધારણ કર્યા હતા.[૫-૬] તેમણે પ્રફુલ્લિત કમળને ધારણ કર્યાં હતાં, તેમનાં મુખમાંથી સુગંધયુક્ત વાયુઓ વહેતા હતા. તેમાં કોયલ આદિના શબ્દોરૂપ ગાયનો ચાલતાં હતાં અને ઝરણાંઓરૂપી ઝાંઝરો ઝળકતાં હતાં. તેમને સ્વર્ગ આદિ લોકોરૂપી મસ્તકો હતાં, પૃથ્વીના પ્રદેશોરૂપી પગો હતા, વનોની પંક્તિઓરૂપી રૂંવાડાંની પંક્તિઓ હતી, જંગલોરૂપી મોટાં નિતંબો હતાં અને ચંદ્ર તથા સૂર્યરૂપ કુંડલો હતાં. તેમને શાળ આદિ અન્નના ક્યારાઓરૂપ ચપળ અંગો હતાં, ચંદનનાં વૃક્ષોરૂપ રકાબીઓ હતી અને શિખરોરૂપી સ્તનોમાં લાગેલાં બરફ જેવાં ઊજળાં વાદળાંઓરૂપી વસ્ત્રો હતાં. તેમને મહાસાગરોના જળપૂરોરૂપી નવીન શણગાર ધરવાનાં દર્પણો હતાં, તારાઓના સમૂહોરૂપી પરસેવાનાં બિંદુઓ હતાં, સુગંધી પવનોરૂપી નિઃશ્વાસ હતો અને ભુવનોરૂપી રહેવાનાં અંતઃપુરો હતાં.[૭-૧૦] તેમને તે તે ઋતુઓમાં ઉત્પન્ન થતાં પાંદડાં આદિરૂપ કાંચળીઓ હતી, પોતામાં લાગેલાં સૂર્યનાં રાતાં કિરણોરૂપ કેસરો હતાં, વિચિત્ર પુષ્પોરૂપી ફૂલમાળાઓ હતી અને ચંદ્રનાં કિરણોરૂપી સુખડનાં લેપનો હતાં.[૧૧] આમ વિસ્તીર્ણ વનોવાળી, વિસ્તીર્ણ પ્રદેશોવાળી, વિસ્તીર્ણ વાદળાંરૂપી વિચિત્ર વેષોને ધારણ કરનારી અને પુષ્પોથી નિરંતર શણગારાયેલી ત્રૈલોક્યને ભોગવવાની વનિતાઓ સમી એ દશે દિશાઓને, ગગનમાં ગયેલી કદંબલતાના દલ ઉપર બેઠેલા દાશૂરે હર્ષપૂર્વક જોઈ.[૧૨]

गगनगतलतादलोपविष्टः प्रसृतवनावनिवारिवाहवेषाः । त्रिभुवनवनिता ददर्श हृष्टः कुसुमनिरंतरमंडिता दशाशाः ॥ १२ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'દાશૂર-દિગવલોકન' નામનો સર્ગ ૫૦મો સમાપ્ત

× આ પચાસમા સર્ગમાં કદંબના અગ્ર ઉપર બેઠેલા દાશૂરના જોવામાં આવેલી દિશાઓનું સ્ત્રીઓના રૂપકથી વર્ણન કરવામાં આવશે.

# સર્ગ ૫૧ મો×

## દાશૂરે વનદેવીને પુત્ર આપ્યો અને તે પુત્રને જ્ઞાન આપ્યું

वसिष्ठ उवाच

ततः प्रभृति तत्रासौ प्रसिद्धस्तापसाश्रमे ।
कदंबदाशूर इति शूरस्तपसि दारुणे ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! કદંબની ઉપર રહેલો અને દારુણ તપ કરવામાં શૂરતા ધરાવનારો એ દાશૂર ત્યારથી તપસ્વીઓના આશ્રમોમાં 'કદંબદાશૂર' એ નામથી ઓળખાવા લાગ્યો. એ શાખાનાં પલ્લ ઉપર બેસીને, જરા વાર દિશાઓને જોઈને તેણે તુરત અંતઃકરણને તેમાંથી પાછું વાળી લીધું અને પછી પદ્માસન વાળીને બેઠો.[૧-૨] પછી પરમાર્થથી અજાણ્યા, માત્ર ક્રિયાઓમાં જ તત્પર રહેલા અને તે તે સંસાર સંબંધી ફળોના સંકલ્પરૂપ કંગાળપણાથી ભરેલા મનથી તે યજ્ઞો કરવા લાગ્યો.[૩] આકાશ પર્યંત પહોંચેલી કદંબની શાખાના પત્ર ઉપર બેઠેલા અને કર્મોમાં એકાગ્ર ચિત્તવાળા તે દાશૂરે અનુક્રમે આધાનથી માંડી અશ્વમેધપર્યંત યજ્ઞો સંબંધી સઘળી ક્રિયાઓ પોતાના મનથી જ કરી.[૪] કદંબની શાખા ઉપર બેઠાબેઠા, તેણે ગોમેધ અને નરમેધ આદિ ઘણી-ઘણી દક્ષિણાવાળા માનસિક યજ્ઞોથી જ દશ વર્ષ સુધી દેવતાઓનું યજન કર્યું.[૫] એટલા કાળ સુધી વેદોક્ત કર્મો કરવાને લીધે તેનું મન રાગ–દ્વેષાદિક મળોથી રહિત થયું. આમ મળો ટળી જવાને લીધે એનું મન અવકાશવાળું થયું, એટલે આત્મપ્રસાદરૂપ જ્ઞાન બળાત્કારથી તે મનની અંદર પ્રાપ્ત થયું.[૬] આમ જ્ઞાન પ્રાપ્ત થવાથી તેનું અજ્ઞાનરૂપી આવરણ વીંખાઈ ગયું અને તેનો વાસનારૂપી મળ ધોવાઈ ગયો. એવા એ દાશૂરે એક દિવસ એ શાખા ઉપર મોઢા આગળ એક વનદેવીને બેઠેલી જોઈ. તે વિશાળ નેત્રોવાળી હતી, અત્યંત દીપતાં પુષ્પોનાં વસ્ત્રોવાળી હતી, કામનાથી ભરેલી હતી, સુશોભિત મુખવાળી હતી અને મદથી ઘૂમતાં નેત્રોવાળી હતી.[૭-૮] તે નીલકમળના જેવા સુગંધવાળી હતી અને મનનું અત્યંત આકર્ષણ કરનારી હતી. નિર્દોષ અંગોવાળી, ઢાળેલા મુખવાળી અને કોમળ તથા કુસુમના સમૂહોથી લચી ગયેલી વનલતા સમાન એ વનદેવીને દાશૂરે પૂછ્યું કે, હે કમલપત્ર સમાન નેત્રોવાળી! કાંતિની છટાને લીધે બીજાઓનાં મનમાં કામદેવને ઉત્પન્ન કરનારી તું કોણ છે?[૯-૧૦] જેમ કોઈ સ્ત્રી સખીનો ટેકો લઈને બેસે, તેમ તું આ પુષ્પોવાળી લતાનો ટેકો લઈને શા માટે બેઠી છે?' દાશૂરે આ પ્રમાણે કહ્યું, એટલે મૃગના બચ્ચાના સરખાં નેત્રોવાળી અને પુષ્ટ ગૌર સ્તનોવાળી એ વનદેવીએ કોમળ વચનોથી મનનું આકર્ષણ કરનારું આ વચન કહ્યું કે, 'આ પૃથ્વીતળમાં જે જે મનોરથો અતિદુર્લભ હોય છે, તે તે મનોરથો પણ મહાત્મા પુરુષોની પ્રાર્થના કરવાથી તુરત મળે છે. હે બ્રહ્મન્! લતાઓથી વ્યાપ્ત રહેનારા અને તમારા કદંબે શોભાવેલા આ વનમાં હું લતાઓરૂપી ક્રીડાના ઘરોની અંદર રહેનારી વનદેવી છું. ગયા ચૈત્રમાસના શુક્લપક્ષની તેરસને દિવસે કામદેવના આરાધન સંબંધી ગાયન તથા ભોજન આદિ કરવાનો ઉત્સવ હતો.[૧૧-૧૪] તે પ્રસંગમાં નંદનવનની અંદર વનદેવીઓનો સમાજ એકઠો થયો હતો. હે નાથ! એ સઘળી વનદેવીઓના સમાજમાં હું પણ ગઈ હતી.[૧૫] એ કામદેવના ઉત્સવમાં એ મારી સઘળી સખીઓને મેં પુત્રોવાળી દીઠી અને 'હું એક જ વાંઝણી છું' એમ મારા જાણવામાં આવ્યું; તેથી હું બહુ જ ખેદ પામી છું.[૧૬] સઘળા

× આ એકાવનમા સર્ગમાં દાશૂરને માનસિક યજ્ઞોથી આત્મબોધ ઉત્પન્ન થવાની, વનદેવીમાં પુત્ર ઉત્પન્ન થવાની અને દાશૂરે તે પુત્રને જ્ઞાન આપ્યાની કથા કહેવામા આવશે.

મનોરથોના સમૂહને પૂર્ણ કરવામાં મોટા કલ્પ વૃક્ષ સમાન આપ વિદ્યમાન છતાં હું વાંઝણી રહીને અનાથની પેઠે શોક કરું એ યોગ્ય કહેવાય ?[૧૭] હે ભગવન્! મને પુત્ર આપો. જો નહિ આપો તો વાંઝણીપણાના દુઃખ સંબંધી બળતરાને શાંત કરવા સારુ, હું મારા દેહને અહીં અગ્નિમાં આહુતિરૂપ કરી દઉં છું.[૧૮] હે રામ! એ સુંદરીએ એ પ્રમાણે કહ્યું, ત્યારે ધૈર્યથી ભ્રષ્ટ નહિ થયેલા પણ દયાથી ઘેરાયેલા એ મહાત્મા દાશૂરમુનિ જરા હસ્યા. પછી પોતાના હાથમાં રહેલું ફૂલ તેને આપીને તેમણે કહ્યુ, કે[૧૯] 'હે સુંદરી! આ પુષ્પ લઈને તું જા, એથી જેમ ઉત્તમ લતા પુષ્પને જન્મ આપે છે, તેમ તું એક મહિને ભ્રમર સરખાં નેત્રોવાળા અને જગતમાં પૂજ્ય એવા એક સ્વરૂપવાન પુત્રને જન્મ આપીશ.[૨૦] પરંતુ તે કષ્ટ પામીને અને આત્મઘાતના સંકલ્પ ઉપર આવીને મારી પાસેથી પુત્ર માગ્યો છે, એટલા માટે એ પુત્ર બીજી વનદેવીઓના પુત્રોની જેમ વિષયોમાં લંપટ નહિ થાય પણ તત્ત્વને જાણનારો થશે.' એટલે હે રામ! એ સ્વરૂપવાળી વનદેવી પ્રસન્ન મુખમંડળવાળી થઈ અને 'હું તમારી અંગસેવા કરીશ' એમ પ્રાર્થના કરવાને ઉત્સુક થઈ. દાશૂરમુનિએ તેને આટલાં વચન કહીને વિદાય કરી.[૨૧,૨૨] પછી એ વનદેવી પોતાના સ્થાનમાં ગઈ અને દાશૂર પોતે એકલો જ કદંબ ઉપર રહ્યો. વચમાં ઋતુઓથી તથા સંવત્સરોથી અનુક્રમે ચાલ્યા કરતો કેટલોક કાળ વ્યતીત થયો.[૨૩] પછી લાંબે કાળે કમળ સમાન નેત્રોવાળી એ જ વનદેવી બાર વર્ષના પુત્રને સાથે લઈને તે મુનિની પાસે આવી.[૨૪] એ વનદેવી પ્રણામ કરીને આગળ બેઠી. જેમ આંબાના ઝાડની પાસે ભ્રમરી ગુંજારવ કરે તેમ ચંદ્ર સરખા મુખવાળા તે દાશૂર મુનિની પાસે તે મધુર વચનોથી બોલી કે, 'હે ભગવન્! આ સ્વરૂપવાન કુમાર આપણા બન્નેનો પુત્ર છે અને તેને મેં સઘળી વિદ્યાઓમાં વિચક્ષણ કર્યો છે.[૨૫,૨૬] પરંતુ હે પ્રભુ! કેવળ આને બ્રહ્મવિદ્યા મળી નથી, અને એ વિદ્યાથી જ આ સંસારરૂપી ઘાણીમાં ફરી વાર પિલાવું પડતું નથી. હે કૃપાનાથ! હવે આપ જ કૃપા કરીને આ પુત્રને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. સારા કુળમાં જન્મેલા પુત્રને મૂર્ખ રાખવાનું કોણ ઇચ્છે ?[૨૭,૨૮] વનદેવીએ એ પ્રમાણે કહ્યું, ત્યારે દાશૂરમુનિએ તેને કહ્યુ કે 'હે અબળા! આ પુત્રરૂપ ઉત્તમ શિષ્યને તું અહીં જ રાખી જા.' એમ કહીને તેણે તેને વિદાય કરી. વનદેવીના ગયા પછી, તે પુત્ર પોતાના પિતાની પાસે શિષ્ય થઈને રહ્યો. જેમ ધીમાન અરુણ સૂર્યની પાસે રહે છે, તેમ તે ત્યાં સેવામાં પરાયણ થઈને રહ્યો. તેને બ્રહ્મચર્ય આદિ ક્લેશો ભોગવતાં પરોક્ષજ્ઞાન પ્રાપ્ત થયું છે એમ જાણીને દાશૂર મુનિએ તેને લાંબા કાળ સુધી વિચિત્ર ઉક્તિઓથી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો.[૨૯–૩૧] તેણે તેને સેંકડો આખ્યાયિકાઓથી, આખ્યાનોથી, જોઈજોઈને કલ્પેલાં દૃષ્ટાંતોથી, ઇતિહાસોનાં વૃત્તાંતોથી, વેદોના તથા વેદાંતોના નિશ્ચયોથી અને વિસ્તારપૂર્વક કથનના ક્રમોથી, જે રીતે તેમના અર્થોનો અનુભવ પ્રાપ્ત થાય અને આત્મવિદ્યામાં દૃઢ વ્યુત્પત્તિ થાય, તે રીતે ધીરેધીરે બોધ આપ્યો.[૩૨,૩૩] જેમ મેઘ પોતાની ગર્જનાથી મોરને જાગ્રત કરે છે, તેમ ઘણે ઊંચે રહેલા મહર્ષિ દાશૂરમુનિએ આત્મબોધના ચમત્કારને લીધે સર્વોત્તમ રસવાળાં અને અત્યંત યોગ્ય અર્થોવાળાં વાક્યોના સમૂહથી પોતાના પાસે રહેલા તે પુત્રને આત્મવિચારમાં જાગ્રત કર્યો.[૩૪]

अनुभववशतो रसातिरिक्तैरलमुचितार्थवचोगणैर्महात्मा । जलद इव शिखंडिनं पुरःस्थं तनयमबोधयदंबरे महर्षिः ॥ ३४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'દાશૂરસુતાનુબોધન' નામનો ૫૧મો સર્ગ સમાપ્ત

# सर्ग ५२ मो*

## 'જગત મનઃકલ્પિત છે' એ સમજાવવા માટે ખોત્થરાજાનું ચરિત્ર

वसिष्ठ उवाच

कदाचिदथ मार्गेण तेन कैलासवासिनीम् ।
अहं स्नातुमदृश्यात्मा व्योमवीथीगतोऽगमम् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! હું આકાશમાં જ્યોતિશ્ચક્રની અંદર સપ્તર્ષિઓના મંડળમાં રહું છું. એક દિવસ હું એ મંડળમાંથી અદૃશ્ય-રૂપે બહાર નીકળ્યો, આકાશમાંથી નીચે ઊતર્યો અને જે માર્ગે એ દાશૂરમુનિનો કદંબ હતો તે માર્ગે થઈને, કૈલાસ પર્વતમાંથી વહેતી 'મંદાકિની' નામની નદીમાં નાહવાને માટે ગયો. ત્યાં રાત્રિના સમયે એ ઉત્તમ કદંબની પાસે પહોંચ્યો.[૧-૨] હું ત્યાં પહોંચ્યો એટલામાં તો કમળની કળીમાં લાગેલા ભ્રમરનો ગુંજારવ સંભળાય, તેમ તે વનમાં શાખાઓના અવકાશમાંથી તે દાશૂરમુનિના ભાષણનો શબ્દ મારા સાંભળવામાં આવ્યો. તે ભાષણ વનદેવીના પુત્રને બોધ આપવા માટે ચાલતું હતું. એ સમયે દાશૂર પોતાના પુત્રને નીચે પ્રમાણે કહેતો હતો.[૩]

**દાશૂર બોલ્યો :** હે મહાબુદ્ધિમાન પુત્ર! વાસ્તવિક રીતે આ સંસારના જેવી, મહાન આશ્ચર્ય આપનારી એક આખ્યાયિકા તારી પાસે કહું છું તે તું સાંભળ.[૪] મોટા બળવાળો ત્રૈલોક્ય-માં વિખ્યાત, સંપત્તિવાળો અને આખા જગત-ને સ્વતંત્ર રાખવાની શક્તિવાળો એક 'ખોત્થ' નામનો રાજા છે.[૫] જેમ ધનવાન લોકો મસ્તકો ઉપર ચૂડામણિને ધારણ કરે છે, તેમ સઘળા ભુવનોના અધિપતિઓ પણ એ રાજાની આજ્ઞાને મસ્તકો ઉપર ધારણ કરે છે.[૬] સાહસો કરવામાં જ રુચિ ધરાવનારો અને અનેક આશ્ચર્યો ઉપ-જાવનારા વિહારો કરનારો એ મહાત્મા રાજા ત્રણે લોકમાં કોઈથી પણ વશ કરી શકાયો નથી.[૭] બહુ જ સુખ તથા દુઃખ આપનારી એ રાજાની હજારો ક્રિયાઓ, સમુદ્રના અસંખ્ય તરંગોની જેમ કોઈથી ગણી શકાય એમ નથી. જેમ આકાશ મૂઠીથી દબાવી શકાતું નથી, તેમ એ પ્રબળ રાજાનું બળ જગતમાં શસ્ત્રોથી, અગ્નિ-ઓથી કે કોઈથી પણ દબાવી શકાતું નથી[૮-૯] રચનાથી શોભતી અને મોટા આરંભવાળી એ રાજાની લીલાની થોડીઘણી નકલ કરવાને ઇંદ્ર, વિષ્ણુ કે સદાશિવ જેવા પણ સમર્થ નથી. હે મહાબાહુ! એ રાજાના ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ દેહો છે; અને તે દેહો સઘળા વ્યવહારો કરવામાં સમર્થ છે, તથા સઘળા જગતમાં વ્યાપીને રહ્યા છે.[૧૦-૧૧] એ ત્રણ દેહ-વાળો ખોત્થરાજા ઘણા વિસ્તારવાળા આકાશમાં ઉત્પન્ન થયો છે, આકાશમાં જ રહ્યો છે અને પક્ષીની જેમ આકાશમાં જ ફર્યા કરે છે.[૧૨] એ રાજાએ તે જ અપાર આકાશમાં એક નગર બનાવ્યું છે અને તેમાં ચૌદ મોટા રાજમાર્ગો છે. એ માર્ગો ત્રણ વિભાગોમાં વહેંચાયેલા છે.[૧૩] તેમાં વનો, ઉપવનો તથા ક્રીડા કરવાના પર્વતોની પંક્તિઓ શોભી રહી છે. તેમાં મોતી-ની લતાઓના સંગમવાળી સાત વાવો બનાવ-વામાં આવી છે.[૧૪] એક ઠંડો, અને એક ગરમ એવા બે તેજસ્વી અક્ષય દીવાઓ ત્યાં પ્રકાશ કર્યા કરે છે. ત્યાં ઊંચે જવાનો તથા નીચે જવાનો ખરીદવારૂપ વેપાર ધમધોકાર ચાલ્યા કરે છે.[૧૫] એ જ મોટા નગરમાં એ રાજાએ જંગમપણાવાળાં અને નવીનવી શોભાથી ભરેલાં કેટલાંએક માટી-નાં ભોંયરાં બનાવ્યાં છે.[૧૬] એ ભોંયરાંઓમાંનાં કેટલાંએક ભોંયરાંઓને ઊંચે રાખ્યાં છે; કેટલાં-એકને નીચે રાખ્યાં છે અને કેટલાંએકને મધ્યમાં

* આ બાવનમા સર્ગમાં 'સઘળું જગત મન વડે જ કલ્પેલું છે તથા મિથ્યા છે' એમ કહેવા સારુ ખોત્થ નામના રાજાનું કલ્પિત ચરિત્ર કહેવામાં આવશે.

રાખ્યાં છે. એમાંના કેટલાંએક લાંબા કાળે નાશ પામે છે અને કેટલાએક શીઘ્ર નાશ પામે છે. સઘળાં ભોંયરાંઓ કાળા ખડનાં છાજોથી ઢાંકેલાં છે, નવ દ્વારોથી શણગારેલાં છે, નિરંતર ચાલતા પવનોથી ઠંડાં અને ઊનાં થયાં કરે છે અને તેઓ ઘણા ગોખોવાળાં છે.[17-18] તેઓ પાંચ દુષ્ટ દીવાઓના અજવાળાંવાળાં છે, ત્રણત્રણ થાંભલાઓવાળાં છે અને ધોળાં કાષ્ટોથી જડાયેલાં છે. તેમને લીસા લેપથી કોમળ કરવામાં આવ્યાં છે અને તેઓ પડખાંઓમાં બબ્બે ગલીઓવાળાં છે.[19] એ મહાત્મા રાજાએ માયાથી તે ભોંયરાંઓમાં રક્ષણ કરનારા મોટા યક્ષો બનાવ્યા છે અને તે યક્ષો સર્વદા પ્રકાશથી ભય પામે છે.[20] જેમ પક્ષી માળાઓમાં ક્રીડા કરે, તેમ એ ચાલનારાં અનેક ભોંયરાંઓમાં તે રાજા અનેક પ્રકારની ક્રીડા કરે છે.[21] હે પુત્ર ! ત્રણ શરીરવાળો એ રાજા એ ભોંયરાંઓમાં તે યક્ષોની સાથે લીલામાં મગ્ન થઈ, નિવાસ કરીને પાછો બીજા ભવિષ્યમાં થનારા નગરમાં જવાની ઇચ્છા કરે છે.[22] ચપળતાવાળા એ રાજાને કોઈ સમયે જ્યારે 'ભવિષ્ય રચનાવાળા કોઈ નગરમાં જાઉં' એવો દઢ વિચાર થાય છે, ત્યારે તે રાજા જાણે ભૂતના વળગાડવાળો હોય તેમ પૂર્વના નગરમાંથી ઊઠીને દોડે છે અને દોડીને ગંધર્વનગર જેવા નગરને પ્રાપ્ત થાય છે. હે પુત્ર ! બહુ ચપળતાવાળા એ રાજાને કોઈ સમયે 'હું નહિ જેવો થઈ જાઉં' એવી ઇચ્છા થાય છે, તો તે ઇચ્છાને લીધે તુરત તે નહિ જેવો થઈ જાય છે.[23-25] પણ પાછો જેમ જળમાંથી તરંગ પ્રકટ થાય છે તેમ તે પોતાના પૂર્વના સ્વભાવથી જ પ્રકટ થાય છે, અને વળી ભારેભારે આરંભોવાળો વ્યવહાર કરવા માંડે છે.[26] એ રાજા કોઈ સમયે પોતાના વ્યવહારની ખટપટને લીધે જ રોગ અને શત્રુ આદિથી પરાભવ પામે છે અને 'હું કિંકર છું, મૂર્ખ છું તથા દુખિયો છું' એમ શોક કરવા લાગે છે.[27] કોઈ સમયે જેમ વર્ષાઋતુમાં થયેલા થોડાક વરસાદથી નદીનો વેગ ડોળાઈ જાય છે, તેમ એ રાજા પોતાનાં આગલાં સુખોના સ્મરણથી ડોળાઈ જાય છે.[28] હે પુત્ર ! એ મોટા મહિમાવાળો 'ખોત્થ' રાજા પવનના વેગથી આકુળ થયેલા સમુદ્રની જેમ કોઈ સમયે ઉત્કર્ષ પામે છે, કોઈ સમયે વેગમાં આવી જાય છે, કોઈ સમયે ઊછળવા લાગે છે, કોઈ સમયે ચલિત થાય છે, કોઈ સમયે પ્રૌઢ દેખાવવાળો થાય છે અને કોઈ સમયે પ્રૌઢ દેખાવવાળો છતાં પણ ડોળાઈ જાય છે.[29]

जयति गच्छति वल्गति जृंभते स्फुरति भाति न भाति च भासुरः । सुत महामहिमा स महीपतिः पतिरपामिव वातरयाकुलः ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'ખોત્થવિભવવર્ણન' નામનો ૫૨મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૫૩ મો×

## ખોત્થરાજાના કલ્પિત ઉદાહરણનો સિદ્ધાંત

वसिष्ठ उवाच

अथापृच्छत्सुतस्तत्र जंबूद्वीपे महानिशि ।
कदंबाग्रावचूडस्थं पितरं पावनाशयम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! ત્યાં મધ્ય રાત્રિએ જંબૂદ્વીપના કદંબની ટોચ ઉપર બેઠેલા પવિત્ર મનવાળા પોતાના પિતા દાશૂરમુનિને પુત્રે આ પ્રમાણે પૂછ્યું.[1]

**પુત્ર બોલ્યો :** હે પિતા ! ઉત્તમ આકારવાળો 'ખોત્થ' નામનો એ રાજા કોણ છે અને આ તમે મારી પાસે શું કહ્યું ? એ યથાર્થ રીતે કહો. ભવિષ્યમાં થનાર નગરનું હોવું કેમ સંભવે અને વર્તમાનકાળમાં તેમાં જવું કેમ સંભવે ? આ તો ભવિષ્યકાળના અને વર્તમાનકાળના વિરોધને

× આ ત્રેપનમા સર્ગમા જગત સંકલ્પથી જ કલ્પાયેલું છે. એ વિષયના ઉદાહરણરૂપે ખોત્થરાજાના વૃત્તાંતનો સાચો અભિપ્રાય કહેવામાં આવશે.

લીધે તમારું વચન મને મૂંઝવી નાખે છે.[૨-૩]

**દાશૂર બોલ્યો :** હે પુત્ર ! હવે આ વાતનો તને વાસ્તવિક અભિપ્રાય કહું છું તે સાંભળ, એટલે તને આ સંસારરૂપી ચક્રનું સ્વરૂપ સમજવામાં આવશે. 'સંસારનું ચક્ર સત્તાવગરના અજ્ઞાનથી જ ઉત્પન્ન થયેલુ છે; અને તેથી મિથ્યા હોવા છતાં પણ બહુ વિસ્તીર્ણ થયું છે' એ વિષય સમજાવવાને માટે જ મે તારી પાસે આ આખ્યાન કહ્યુ છે.[૪-૫] જે 'ખોત્થ' નામનો રાજા કહ્યો તે મન છે, એમ સમજવું. એ મન નિરાકાર પરબ્રહ્મરૂપી આકાશમાંથી ઊઠેલું છે, એટલા માટે તેને ખોત્થ કહ્યું છે. (ખ એટલે આકાશમાંથી અને ઉત્થ એટલે ઊઠેલું એવો અર્થ છે.) એ મન પોતાની મેળે જ પ્રકટ થાય છે અને પોતાની મેળે જ લીન થાય છે.[૬] આ સઘળું ઘણા વિસ્તારવાળું જગત મનને જ અધીન છે; કારણ કે મન પ્રકટ થાય તો જગત પ્રકટ થાય છે અને મન લીન થાય તો જગત લીન થઈ જાય છે.[૭] જેમ શાખાઓ વૃક્ષોના અવયવરૂપ છે અને શિખરો પર્વતના અવયવરૂપ છે, તેમ બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર તથા રુદ્ર આદિ દેવો મનના જ અવયવરૂપ છે.[૮] (તેઓ મનની આજ્ઞા પ્રમાણે જ ચાલે છે અને એઓથી મનનાં કાર્યો જેવું કાંઈ પણ કાર્ય બની શકતું નથી) એ મનના સાત્ત્વિક સંકલ્પ, રાજસ સંકલ્પ અને તામસ સંકલ્પ એ ત્રણ દેહ છે અને તેઓ સઘળા વ્યવહારો કરવામાં સમર્થ છે; તેમજ સઘળા જગતમાં વ્યાપી રહ્યા છે. એ મન પોતાના અધિષ્ઠાન પરબ્રહ્મરૂપ આકાશમાં જ ઉત્પન્ન થયું છે, પરબ્રહ્મરૂપ આકાશમાં જ રહ્યું છે અને પરબ્રહ્મરૂપ આકાશમાંજ ફર્યા કરે છે; કારણ કે કલ્પિત પદાર્થના ઉત્પત્તિ આદિ, અધિષ્ઠાનથી જુદાં હોતાં નથી. એ મને પરબ્રહ્મરૂપ અપાર આકાશમાં, વાસનાઓના અનુસંધાનમાત્રથી બ્રહ્માપણું પામીને, આ બ્રહ્માંડરૂપ નગર બનાવ્યું છે અને તેમાં પાતાળ આદિ ચૌદ લોકરૂપ મોટા રાજમાર્ગો છે. (એ રાજમાર્ગો સાત્ત્વિક, રાજસ અને તામસ એ ત્રણ વિભાગોમાં વહેંચાયેલા છે.) નંદનવન આદિ વનોની તથા ઉપવનોની પંક્તિઓ તેમાં શોભી રહી છે. સહ્યાદ્રિ, મંદરાચળ તથા મેરુ પર્વત આદિ પર્વતોની પંક્તિઓ તેમાં શોભી રહી છે, વળી તેમાં સૂર્યનાં કિરણોથી ચળકતા ઊંચાઊંચા ચપળ તરંગોવાળી નદીઓરૂપી મોતીની લતાઓએ જેમાં પોતાનો સંગમ કર્યો છે, એવા સાત સમુદ્રોરૂપી વાવો છે. સાત સમુદ્રોને વાવો કહેવાનું કારણ એ છે કે, તેઓમાં શેરડીનો રસ તથા દૂધ આદિરૂપી જળ ભરેલાં છે, મણિઓ તથા રત્નોરૂપી કમળકંદો થાય છે અને વડવાનળોરૂપી રાતાં કમળો રહેલાં છે. ઠંડો દીવો કહ્યો તે ચંદ્ર સમજવો અને ઊનો દીવો કહ્યો તે સૂર્ય સમજવો.[૯-૧૩] 'ઊંચે જવાના તથા નીચે જવાના ખરીદવારૂપ વેપાર ચાલ્યા કરે છે' એમ જે કહ્યું તેનો અર્થ એ છે, કે પુણ્યરૂપી ધન ખર્ચીને સ્વર્ગ આદિ ઊંચા લોકોમાં જવાનું મેળવાય છે અને પાપોરૂપી ધન ખર્ચીને નરક આદિ નીચા લોકોમાં જવાનું મેળવાય છે. મનુષ્યોની, દેવોની અને અધમોની યોનિઓ આ સંસારમાં પુણ્ય–પાપોથી જ ખરીદવામાં આવે છે.[૧૪] મનરૂપી રાજાએ ક્રીડા કરવાને માટે, બ્રહ્માંડરૂપી નગરમાં માંસરૂપી માટીનાં શરીરોરૂપી વિચિત્ર ભોંયરાં બનાવ્યાં છે.[૧૫] એ શરીરોમાંનાં દેવતાઓ નામનાં કેટલાંએક શરીરો સ્વર્ગ આદિ ઊંચા લોકોમાં રાખવામાં આવ્યાં છે, સર્પ આદિ નામનાં કેટલાંએક શરીરો નીચે એટલે પાતાળલોકમાં રાખવામાં આવ્યાં છે અને માણસ આદિ નામનાં કેટલાંએક શરીરો મધ્યમાં એટલે પૃથ્વી પર રાખવામાં આવ્યાં છે.[૧૬] એ જાતજાતનાં શરીરો પ્રાણ આદિ વાયુયંત્રનાં પ્રવાહથી ચાલે છે, માંસરૂપી માટીથી ભરેલાં છે અને સફેદ હાડકાંરૂપી

લાકડાંવાળાં છે. ચામડીના લેપ વડે તેઓ ચીકણાં અને નગતગતાં છે.[૧૭] એ શરીરોમાંનાં કેટલાંએક શરીરો ઘણે કાળે નાશ પામે છે અને કેટલાંએક તુરત નાશ પામે છે. એ શરીરોરૂપી ભોંયરાંઓ કેશોરૂપી કાળાં ખડનાં છાજોથી ઢંકાયલાં છે.[૧૮] તેઓ કાન, આંખ તથા નાક આદિ નવ દ્વારોથી શણગારેલાં છે અને નિરંતર ચાલતા પ્રાણવાયુથી ઊનાં થાય છે, તેમજ નિરંતર ચાલતા અપાનવાયુથી ઠંડો થાય છે.[૧૯] તેઓ કાન, નાક, મોઢાં તથા તાળવાં આદિરૂપ ઘણા ગોખો વાળાં છે, ભુજા આદિ અંગોરૂપ દાઢીવાળાં છે અને પાંચ જ્ઞાનેંદ્રિયોરૂપી દીવાઓના પ્રકાશવાળાં છે.[૨૦] હે મહાબુદ્ધિમાન! એ મનરૂપી પ્રબળ રાજાએ, તે શરીરોરૂપી વિચિત્ર ભોંયરાઓમાં રક્ષણ કરવાને માટે સંકલ્પરૂપી માયાથી અહંકારોરૂપી મોટા યક્ષો બનાવ્યા છે અને તેઓ પોતાનો ક્ષય કરનારા આત્મદર્શનરૂપ પ્રકાશથી સર્વદા ભય પામે છે.[૨૧] વાયુરૂપી યંત્રના પ્રવાહથી ચાલનારાં એ શરીરોરૂપી અનેક ભોંયરાંઓમાં, તે મનરૂપી રાજા મિથ્યા સંકલ્પથી ઉઠેલા અહંકારોરૂપી મોટા યક્ષોની સાથે, સર્વદા અત્યંત ક્રીડા કરે છે.[૨૨] જેમ કોઠીમાં બિલાડો હોય, જેમ ધમણમાં સર્પ હોય અને જેમ વાંસમાં મોતી હોય, તેમ શરીરમાં અહંકાર છે.[૨૩] જેમ સમુદ્રમાં તરંગો પેઠે દીવાઓની જ્યોત ક્ષણમાત્રમા ઉદય પામે છે અને ક્ષણમાત્રમાં શાંત થઈ જાય છે, તેમ શરીરોરૂપી ભોંયરાંઓમાં સંકલ્પો ક્ષણમાત્રમાં ઉદય પામે છે અને ક્ષણમાત્રમાં શાંત થઈ જાય છે. એ જ મનરૂપી મોટા રાજાની ક્રીડા સમજવી.[૨૪] એ મનરૂપી રાજા જાગ્રતમાં નવા બ્રહ્માંડરૂપી જે નગરને નિર્માણ કરે છે, તેને જ સ્વપ્નાવસ્થામાં સંકલ્પને લીધે તે ક્ષણમાત્રમાં જુએ છે. એ તેનું 'પૂર્વ (જાગ્રત)ના નગરમાંથી ઉઠીને ગંધર્વનગર જેવા બીજા નગરમાં જવું' સમજવું.[૨૫]

એ મનરૂપી રાજા જાગ્રતમાં તથા સ્વપ્નમાં ભમીને, તે ભમવાના પરિશ્રમને મટાડવા સારુ સુષુપ્તિમાં તુરત અવિદ્યારૂપ થઈ જાય છે, તેથી નહિ જેવો થઈ જાય છે. પણ તે પાછો બાળકે કલ્પેલા પિશાચની જેમ માત્ર સંકલ્પરૂપ પોતાના પૂર્વ સ્વભાવ વડે જ પ્રકટ થાય છે અને પ્રકટ થઈને મોટામોટા આરંભોવાળો વ્યવહાર કરવા માંડે છે. એ વ્યવહાર તેના પોતાના અનંત દુઃખને માટે જ થાય છે, પણ આનંદને માટે કદી થતો નથી.[૨૬-૨૭] એ મનરૂપી રાજા ગાઢ અંધારાના જેવી અંધતા આપનારા આ જગતરૂપી મોટા દુઃખને પોતે જ પ્રકટ થઈને બનાવે છે અને પોતે જ નષ્ટ થઈને નષ્ટ કરી નાખે છે.[૨૮] જેમ એક વાંદરાએ અર્ધાં વહેરાયેલાં લાકડાંઓ વચ્ચે નાખેલા ખીલાને, પોતાના અટકચાળાપણાથી કાઢી લીધો અને પછી તે અર્ધું વહેરાયેલું લાકડું ભેગું થઈ જવાને લીધે વૃષણો ચગદાઈ જતાં તે દુઃખી થયો હતો, એમ મનરૂપી રાજા પણ પોતાના જ અટકચાળાપણાથી દુઃખી થાય છે અને તેથી તેને રોવું પડે છે.[૨૯] જેમ અકસ્માત્ ટપકતાં મધનાં બિંદુઓ ચાટવાનાં મળવાથી ગધેડો ઊંચી ડોક કરીને આનંદ માની લે છે, તેમ મનરૂપી રાજા કોઈ સમયે પોતે જ સંકલ્પથી બનાવેલા વિષયસુખનો અંશ મળતાં, પ્રફુલ્લિત થઈને આનંદ માની લે છે.[૩૦] એ મનરૂપી રાજા બાળકની જેમ પોતે પોતાના સંકલ્પથી જ ક્ષણમાત્રમાં આસક્ત બની જાય છે, ક્ષણમાત્રમાં વૈરાગ્ય પામી જાય છે અને ક્ષણમાત્રમાં વિકાર પામી જાય છે.[૩૧] આથી હે પુત્ર! એ મનને સઘળા બાહ્ય પદાર્થોમાંથી પાછું વાળી દે અને તેને તત્ત્વજ્ઞાનથી નિર્મૂળ કરી નાખીને, જે રીતે તારી બુદ્ધિ તારા આત્મતત્ત્વમાં વિશ્રાંતિ લે, તેમ તું કર.[૩૨]

એ મનરૂપી દુષ્ટ રાજાના સાત્ત્વિક, રાજસ અને તામસ સંકલ્પોરૂપી ઉત્તમ, મધ્યમ અને અધમ

એવા ત્રણ દેહો જ જગતની સ્થિતિના કારણરૂપ છે. મન જો તામસ સંકલ્પરૂપી અધમ દેહવાળું હોય, તો તે નિરંતર દુષ્ટ વિષયોમાં પ્રવૃત્ત થાય છે અને નરકમાં પડવારૂપ મોટું કંગાળપણું પામીને છેવટે કીટ—પતંગની યોનિને પ્રાપ્ત થાય છે. તે મન જો સાત્ત્વિક સંકલ્પરૂપ ઉત્તમ દેહવાળું હોય, તો તે ધર્મમાં તથા ઉપાસનામાં તત્પર રહે છે અને મોક્ષપદથી દૂર નહિ એવી દેવ આદિની યોનિને પ્રાપ્ત થાય છે.[૩૩-૩૫] જો મન રાજસ સંકલ્પરૂપ મધ્યમ દેહવાળું હોય, તો તે સ્ત્રી—પુત્ર આદિની વાસનાઓથી રંગાઈ રહીને સંસારમાં મનુષ્યની યોનિને પ્રાપ્ત થાય છે. પણ હે મહામતિ! જો એ ત્રણે દેહને છોડી દે, તો પોતે જ ક્ષીણ થઈને પરમપદને પામે છે.[૩૬-૩૭] હે પુત્ર! આમ છે એટલા માટે તું વૈરાગ્ય વડે સઘળી ઇંદ્રિયોને બાહ્ય વિષયોમાં જતી રોકીને તથા મન વડે જ મનને નિયમિત કરીને બહારના તથા અંદરના વિષયો સહિત સંકલ્પનો નાશ કર.[૩૮] જો તું હજારો વર્ષ સુધી દારુણ તપશ્ચર્યા કરીશ, અથવા તારા અવિનાશી દેહને શિલામાં પછાડીને ચૂરેચૂરા કરી નાખીશ, અથવા અગ્નિમાં કે તેથી મોટા વડવાગ્નિમાં પ્રવેશ કરીશ, અથવા ખાડામાં કે ખડ્ગની ધારાના વેગમાં પડીશ, અથવા તને વિષ્ણુ, બ્રહ્મા, દત્તાત્રેય, દુર્વાસા કે બીજો કોઈ તપસ્વી અત્યંત કરુણાથી ઉપદેશ આપશે, અથવા તું પાતાળમાં, પૃથ્વીમાં કે સ્વર્ગમાં જઈને રહીશ, તો પણ સંકલ્પોનો નાશ કર્યા વિના તારે સંસારમાંથી તરવાનો બીજો કોઈ જ ઉપાય નથી.[૩૯-૪૨] માટે હે પુત્ર! સંકલ્પોનો ક્ષય કે જે બાધરહિત છે, નિર્વિકાર છે, સુખરૂપ છે, અને પરમ પાવન છે, તેને વિષે સાધન ચતુષ્ટય મેળવીને તું તે કરવાનો જ પરમ ઉદ્યોગથી યત્ન કર.[૪૩] હે નિર્દોષ પુત્ર! સંસાર સંબંધી સઘળા પદાર્થો સંકલ્પરૂપી તંતુમાં પરોવાયેલા છે અને એ તંતુ કપાઈ જાય તો એ પદાર્થો વીંખાઈ જઈને ક્યાં જાય છે, એનો પત્તો પણ મળતો નથી.[૪૪] 'સંકલ્પ સત્ય હોય તો મોક્ષમાં પણ દ્વૈત રહેવું જોઈએ, અસત્ય હોય તો મોક્ષ જ સિદ્ધ થતો નથી અને સત્ય પણ હોય તથા અસત્ય પણ હોય, તો મોક્ષમાં પણ કોઈ સમયે બંધ પ્રાપ્ત થવાનો સંભવ છે' એવી રીતના વિકલ્પો કરવા અયોગ્ય જ છે; કારણકે એ સઘળા વિકલ્પો સંકલ્પમાત્રથી જ સામટા ઉત્પન્ન થાય છે; માટે તે સંકલ્પ ઉપર ફાવી શકતા નથી અને જ્યારે સંકલ્પ ઉપર પણ ફાવી શકતા નથી, ત્યારે બ્રહ્મનો તો સ્પર્શ પણ કરી શકે નહિ તેમાં કહેવું શું? સૂક્ષ્મ શરીર, સ્થૂળ શરીર, તથા તે ઉભયમય સઘળું જગત સંકલ્પથી જ થયેલું છે, બીજા કોઈથી થયું નથી. તો હવે એ સંકલ્પ અને સઘળું જગત—એમાંથી કોણ સાચું કહી શકાય એમ છે? કોઈ પણ નથી.[૪૫] હે સમજુ પુત્ર! જે જે પદાર્થ જે જે પ્રકારે સંકલ્પિત કરવામાં આવે છે, તે તે પદાર્થ ક્ષણમાત્રમાં તે તે પ્રકારનો થઈ જાય છે. એટલા માટે તું કદી કોઈ પણ પદાર્થનો સંકલ્પ કરીશ નહિ.[૪૬] તું સંકલ્પોથી રહિત થઈને વેડિયા માણસની જેમ કેવળ આવી પડેલો વ્યવહાર કર્યા કર. સંકલ્પોનો ક્ષય થાય તો પરમ ચૈતન્ય મનરૂપ થતું જ નથી.[૪૭] તું સાક્ષાત્ પરબ્રહ્મ જ છે, પણ પોતાની ભ્રાંતિને લીધે, તે તે યોનિઓથી તે તે પ્રાણીઓ-રૂપે ઉત્પન્ન થઈને, વ્યર્થ જ જગત સંબંધી દુઃખોનો અનુભવ તારે કરવો પડે છે, તે યોગ્ય નથી જ.[૪૮] હે નિર્દોષ પુત્ર! આ પ્રમાણે છે, એટલા માટે જ્ઞાન પામ્યા વિના મરવું એ તે તે યોનિઓમાં મોટું સંકટ ભોગવવાને માટે જ થાય છે; તે તને પ્રાપ્ત થાય એ યોગ્ય નથી.[૪૯] સમજુ પુરુષો તો જેનાથી સઘળાં દુઃખો ટળી જાય એવો જ માર્ગ પકડે છે, બીજો માર્ગ પકડતા નથી.

તું તત્ત્વવેત્તાપણાને પ્રાપ્ત થા, સંકલ્પોના સમૂહને બળાત્કારથી અત્યંત નષ્ટ કરી નાખ, ચિત્તની વૃત્તિને અત્યંત શાંત કરી દે અને અખંડ સુખને માટે તે અદ્વૈત પદને સંપાદન કર.[૫૦]

अधिगतपरमार्थतामुपेत्य प्रसभमपास्य विकल्पजालमुच्चैः । अधिगमय पदं तदद्वितीयं विततसुखाय सुषुप्तचित्तवृत्तिः ॥ ५० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'સંસારનગરવિકલ્પયોગવિચાર' નામનો સર્ગ ૫૩મો સમાપ્ત

## सर्ग ५४ मो*

## સંકલ્પની ઉત્પત્તિ વગેરેનું નિરૂપણ

पुत्र उवाच

कीदृशस्तात संकल्पः कथमुत्पद्यते प्रभो ।
कथं च वृद्धिमाप्नोति कथं चैष विनश्यति ॥ १ ॥

પુત્ર બોલ્યો: હે સમર્થ પિતા! સંકલ્પ કેવો હોય છે, કેમ ઉત્પન્ન થાય છે, કેમ વધે છે અને કેમ નષ્ટ થાય છે! એ મને કહો.[૧]

દાશૂર બોલ્યો: અનંત અને સામાન્ય સત્તારૂપ આત્મતત્ત્વમાં મનપણાનો જે પ્રાદુર્ભાવ થાય છે તેજ સંકલ્પરૂપી વૃક્ષનો પહેલો અંકુર છે.[૨] જેમ વાદળું પ્રથમ નાનું હોય છે, પણ પાછળથી ધીરેધીરે ઘાટું થઈ, આકાશમાં વ્યાપીને ભારે ઠંડી ઉત્પન્ન કરે છે, તેમ સંકલ્પનો મનરૂપી પહેલો અંકુર પ્રથમ લેશમાત્ર હોય છે; તોપણ પાછળથી ધીરેધીરે ઘાટો થઈ ને અધિષ્ઠાનમાં ફેલાઈ જાય છે અને અધિષ્ઠાનને જડ પ્રપંચાકાર બનાવી દે છે. આત્મતત્ત્વરૂપી ચૈતન્ય એક અંશમાં માયાને લીધે, પોતાથી જુદા જેવા જગતને ધારવા લાગતાં (મનરૂપ થતાં) જેમ બીજ અંકુરપણાને પામે છે, તેમ સંકલ્પપણાને પ્રાપ્ત થાય છે. એ સંકલ્પથી બીજો સંકલ્પ પોતાની મેળેજ તુરત થાય છે અને પોતાની મેળેજ તુરત વધે છે. એથી દુઃખજ થાય છે, પણ સુખ થતું નથી. જેમ સમુદ્ર જળમાત્રજ છે, તેમ જગત સંકલ્પમાત્રજ છે. તને સંકલ્પ વિના બીજું કાંઈ પણ સંસારરૂપી દુઃખ નથી. જે સંકલ્પ છે તેજ સંસાર છે.[૩–૬] એ સંકલ્પ ખોટી રીતેજ કાકતાલીયના જેવા યોગથી તે ઝાંઝવાનાં પાણીની જેમ અને ચંદ્રમાં બેપણાની ભ્રાંતિની પેઠે ઉત્પન્ન થયો છે અને ખોટો હોવા છતાં તે વૃદ્ધિ પામે છે. જેમ બિજોરાંના ફળને ગળી જનારા માણસને ધોળા પદાર્થમાં સોનાની ખોટી પ્રતીતિ થાય છે, તેમ તારા સ્વરૂપમાં ખોટો સંકલ્પ પોતાની મેળે જ ઉદય પામ્યો છે.[૭,૮] તારો જન્મ થયો છે એ પણ ખોટું છે અને તારું દેહરૂપે વર્તમાનપણું છે એ પણ ખોટું છે. જો મારો ઉપદેશ યથાર્થ રીતે ઠસી જાય તો સઘળું અસત્ય નાશ પામી જાય. જે અજ્ઞાનને લીધે 'જે પૂર્ણાત્મા છે તે હું-જ છું અને આ સુખદુઃખમય જન્મ આદિ ભાવો મને મિથ્યા જ છે' એવો વિશ્વાસ તને થતો નથી, તેજ અજ્ઞાનને લીધે તું પરિતાપ પામે છે.[૯,૧૦] તને જન્મ આદિનો સંબંધ નહિ હોવા છતાં પણ તું ભ્રાંતિથી જન્મ્યો છે. પૂર્ણબ્રહ્મનો જન્મ થવો સંભવેજ કેમ? તું પોતાની મેળે સંકલ્પને લીધેજ નિરર્થક જડરૂપ થઈ ગયો છે.[૧૧] તું કલ્પનાજ કર નહિ અને આ સ્થિતિમાં પૂર્વનાં સુખદુઃખાદિકનું સ્મરણજ તજી દે. સંકલ્પને અને પૂર્વનાં સુખદુઃખાદિકના સ્મરણ છોડી દે, એટલે તેટલું કરવાથીજ બ્રહ્મપદ પામવાની યોગ્યતા આવે છે. સંકલ્પનો ક્ષય થવાથી સંસાર સંબંધી ભયો પ્રાપ્ત થતા નથી અને તે સંકલ્પ પૂર્વનાં સુખ–દુઃખાદિકનું સ્મરણ નહિ કરવાથી પોતાની મેળે જ નાશ પામે છે.[૧૨,૧૩] પુષ્પની પાંખડી હાથ વડે ચોળી નાખવામાં કાંઈક પ્રયત્ન કરવાની જરૂર

* આ ચોપનમા સર્ગમાં સંકલ્પની ઉત્પત્તિ, સંકલ્પનું રૂપ, સંકલ્પનુ ઘાટાપણું અને સંકલ્પનો ઉચ્છેદ એનુ નિરૂપણ કરવામાં આવશે.

પડે છે; પણ સંકલ્પનો નાશ તો સ્મરણ છોડી દેવાથી જ થાય છે, તેમાં તેટલો પ્રયત્ન કરવાની પણ જરૂર પડે એમ નથી.[૧૪] હે પુત્ર! ફૂલને ચોળી નાખવામાં હાથ ચલાવવારૂપ સહેજ પરિશ્રમ કરવો પડે છે, પરતુ સંકલ્પનો ક્ષય કરવામાં એટલો પરિશ્રમ પણ કરવો પડે એમ નથી.[૧૫] જેને સંકલ્પનો નાશ કરવાની ઇચ્છા હોય, તેણે પૂર્વનાં સુખદુ:ખાદિકનું સ્મરણ કરવું નહિ, એટલે લીલામાત્રથી અર્ધા નિમેષમાં જ સંકલ્પ હણાઈ જાય છે.[૧૬] પોતામાં પૂર્ણાનંદપણાના ચિંતન-માત્રથી પોતાનું ભુલાઈ ગયેલું સ્વરૂપ ઉપસ્થિત થાય છે. હે પુત્ર! જે વસ્તુ કષ્ટસાધ્ય હોય તેને પણ પ્રયત્નથી પ્રાપ્ત કરી લેવામાં આવે છે, ત્યારે તારું સ્વરૂપ ઉપસ્થિત કરી લેવું એ બહુ મોટી વાત નથી. એ સ્વરૂપ કોઈનું થઈ ગયુ નથી અને એ કોઈ જાતની વિકૃતિ પામ્યુ નથી.[૧૭] હે મુનિ! સંકલ્પને છોડી દેવાના સંકલ્પથી સંકલ્પને અને સ્વરૂપના મનનથી મનને કાપી નાખીને, તું પોતાના સ્વરૂપમાં જ રહે. એટલું કરવામાં શી અશક્યતા છે?[૧૮] હે મોટી બુદ્ધિવાળા! સંકલ્પ ઉપશાંત થઈ જાય, તો આ સઘળું સંસારરૂપી દુ:ખ મૂળ સહિત ઉપશાંત થઈ જાય છે.[૧૯] જે સંકલ્પ છે તેજ મન છે, તેજ જીવ છે, તેજ ચિત્ત છે, તે જ બુદ્ધિ છે અને તે જ વાસના છે. હે ઉત્તમ અર્થવેત્તા! મન, જીવ, ચિત્ત, બુદ્ધિ અને વાસના એમાં નામથી જ જુદાઈ છે, પણ અર્થથી જુદાઈ નથી.[૨૦] અહીં સંકલ્પ વિના બીજું ક્યાંય કાંઈ પણ નથી, એટલા માટે હૃદયમાંથી સંકલ્પ ને જ કાપી નાખ, બીજી ચિંતા તું શા માટે કરે છે?[૨૧] જેમ નિર્જળ ભૂમિ વાસ્તવિક રીતે ઝાંઝ-વાનાં પાણીથી રહિત જ છે, તેમ તારું સ્વરૂપ જગતથી રહિત જ છે; કારણકે ઝાંઝવાનાં પાણી અને જગત એ બન્ને મિથ્યા આરોપથી જ વિસ્તાર પામે છે.[૨૨] આ સઘળું જગત પોતે ખોટું છે અને ખોટા સંકલ્પે જ કરેલું છે; માટે ખોટું જણાયા પછી તેમાં પ્રીતિ રહેવાનો અવ-કાશ જ નથી. 'જગત સાચું છે' એવી વાસના ન રહે, તો પછી જગતમાં પ્રીતિ કેમ જ રહે?[૨૩] વાસનાના ક્ષયથી જ મુક્તિ પ્રાપ્ત થાય છે. એ પ્રાપ્ત થયા પછી બીજું કાંઈ પણ પામવાનું અવ-શેષ રહેતું નથી. આમ છે, એટલા માટે ક્રમેક્રમે જગત ઉપર અનાદરને વધારીને સઘળા જગતને ખોટું જ જાણવું.[૨૪] દશ્યોનો અનાદર થાય તો પછી 'હું દેહ છું' એવું અનુસંધાન છૂટી જાય, અને દેહનાં સુખ–દુ:ખથી પોતાને લેપ થાય નહિ. એમ દેહના સંબંધવાળાં સ્ત્રી–પુત્રાદિક પણ મિથ્યા જ છે, એવો નિર્ણય થવાથી તેમની ઉપર સ્નેહની પ્રવૃત્તિ પણ થતી નથી.[૨૫] આમ આસ્થા નીકળી જાય, એટલે હર્ષ, ક્રોધ, જન્મ કે મરણ થતાં જ નથી. મન જ પોતે ચૈતન્યના પ્રતિબિંબથી જીવ થઈને આ સઘળા ખોટા માનસિક નગર જેવા ભૂત, ભવિષ્ય તથા વર્તમાન જગતને સુખ–દુ:ખ આદિના વિભ્રમોથી પરિ-વર્તન પમાડે છે અને ભારે ધામધૂમ કર્યા કરે છે.[૨૬-૨૭] લોકમાં વાસનાઓથી ઘેરાયેલું જીવતું મન અનેક શક્તિઓથી ચળક્યા કરે છે, તેથી જીવ મલિન અને ચંચળ થઈને કામનાને લીધે જાતજાતની વ્યવસ્થા કર્યા કરે છે.[૨૮] હૃદયરૂપી વનમાં રહેનારો જીવરૂપી વાંદરો વાંદરાપણાને લાયક લીલાઓ કર્યા કરે છે. લાંબો આકાર લઈને તે વળી થોડીવારમાં ટૂંકો આકાર લે છે.[૨૯] સંકલ્પરૂપી જળના તરંગો કોઈ રીતે નિયમિત કરી શકાતા નથી. જરાક વિષયનું સ્મરણ કરવામાં આવતાં તે વધી જાય છે અને વિષયના સ્મરણનો ત્યાગ કરવામાં આવતાં તે પોતાના પરિવારો સહિત ટૂંકા થઈ જાય છે.[૩૦] જેમ અગ્નિના તણખા એક તૃણમાત્રથી પણ પ્રદીપ્ત થાય છે, તેમ સંકલ્પો અલ્પ વિષયથી પણ

પ્રદીપ્ત થાય છે. હે પુત્ર! વીજળીના અગ્નિઓ જગતમાં અપ્રકટ આકારવાળા છે, પ્રદીપ્ત છે, ક્ષણભંગુર છે, ભ્રાંતિ આપનારા છે અને જડ-(જળ)થી જ સ્થિતિ પામનારા છે, તેમ સંકલ્પો પણ જગતમાં અપ્રકટ આકારવાળા છે, પ્રદીપ્ત છે, ક્ષણભંગુર છે, ભ્રાંતિ આપનારા છે અને જડથી જ સ્થિતિ પામનારા છે. હે પુત્ર! જે પદાર્થ ખોટો હોય, તેને ટાળવાનો ઉપાય તુરત થઈ શકે છે અને તેથી તે તુરત ટાળી શકાય છે, એમાં કશો સંદેહ નથી; કેમકે ખોટો પદાર્થ કદી પણ સાચો હોતો નથી. જો સંકલ્પ સાચો પદાર્થ હોય તો ટાળવો અશક્ય થઈ પડે.[૩૧–૩૩] પણ તે સાચો નથી અને અત્યંત ખોટો જ છે; અને તેથી જ તે સહેજે ટાળી શકાય એમ છે. હે પુત્ર! જો કોલસાની કાળાશની પેઠે સંસારરૂપી મેલ સ્વાભાવિક હોય, તો તેને ધોઈ નાખવામાં કોણ પ્રવૃત્તિ કરે? છતાં જે એવી પ્રવૃત્તિ કરે, તે મૂર્ખ કહેવાયા વગર કેમ રહે? સંસારરૂપી મેલ સ્વાભાવિક નથી. એ તો ચોખામાં રહેલા ફોતરા જેવો છે.[૩૪,૩૫] આથી પુરુષપ્રયત્નથી તે ટળી જાય છે. હે પુત્ર! જો કે સંસારરૂપી મેલ અનાદિકાળનો છે, તો પણ તેને જ્ઞાની પુરુષ અનાયાસથી જ ટાળી શકે છે. જેમ ચોખાનું ફોતરું અને ત્રાંબાથી કાળાશ ક્રિયાથી નષ્ટ થાય છે, તેમ જીવનો સંસારરૂપી મેલ જ્ઞાનથી નષ્ટ થઈ જાય છે, એમાં કોઈ જાતનો સંદેહ નથી. એટલા માટે તું જ્ઞાનના અભ્યાસમાં ઉદ્યમવાળો થા.[૩૬–૩૮] ખોટા વિકલ્પોથી ઊઠેલા આ સંસારને તેં આટલા કાળ સુધી જીત્યો નથી એ બહુ ભૂલ કરી છે. એ તો થોડા પ્રયત્નથી જ અને થોડી વારમાં જ નષ્ટ થઈ જાય એમ છે. ખોટી વસ્તુ લાંબા કાળ સુધી ક્યાં ય રહે કે?[૩૯] જેમ સારી પેઠે જોવાથી ચંદ્રના બેપણાનો વિભ્રમ ખોટો પડી જાય છે અને માણસને અંધારાને લીધે થયેલી પોતાના આંધળાપણાની ભ્રાંતિ દીવાના પ્રકાશથી ખોટી પડી જાય છે, તેમ આ સંસાર વિચારથી ખોટો પડી જાય છે.[૪૦] હે પુત્ર! આ સંસાર તારો નથી અને તું સંસારનો નથી. તું એવી ખોટી ભ્રાંતિને તજી દે. આ સંસાર ખોટો છે, છતાં સાચા જેવો દેખાય છે. તારે તેનું વારંવાર સ્મરણ કરવું જ યોગ્ય નથી.[૪૧] મોટી સંપત્તિથી દીપતા 'મારા આ ભોગવિલાસો સાચા છે અને વિનાશ નહિ પામે,' એવો તારે મનમાં વૃથા વિભ્રમ રાખવો જ નહિ. તું, તારા વિસ્તાર પામેલા વિલાસો અને બીજું પણ જે કંઈ દશ્ય છે, તે સઘળું આત્મતત્ત્વ જ છે. કાંઈ પણ આત્મતત્ત્વથી જુદી સત્તાવાળું નથી.[૪૨]

मम गुरुविभवोज्ज्वला विलासा इति तव
मास्तु वृथैव विभ्रमोऽन्तः । त्वमपि च विततास्च
ते विलासा विलसति सर्वमिदं तदात्मतत्त्वम् ॥४२॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'સંકલ્પચિકિત્સા' નામનો સર્ગ ૫૪મો સમાપ્ત**

## સર્ગ ૫૫મો*

## દાશૂર અને વસિષ્ઠનો સમાગમ તથા દાશૂરાખ્યાનની સમાપ્તિ

**વસિષ્ઠ ઉવાચ**

इत्याकर्ण्य तदा तत्र रात्रावालपनं द्वयोः ।
अहं रघुकुलाकाशशशांक रघुनंदन ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રઘુકુળરૂપી આકાશમાં ચંદ્રરૂપ રામચંદ્રજી! એ પ્રમાણે મધ્યરાત્રિના સમયે તે કદંબના ઝાડમાં એ બે બાપદીકરાનું ભાષણ સાંભળીને હું જેમ વરસીને છૂટું થયેલું વાદળું પર્વતના શિખર ઉપર ગુપચુપ ઊતરે, તેમ પત્રોથી, પુષ્પોથી તથા ફળોથી ઘેરાયેલા એ કદંબ-

* આ પંચાવનમા સર્ગમા દાશૂરે વસિષ્ઠની પૂજા કરી, દાશૂરે તથા વસિષ્ઠે પરસ્પર વાતો કરી, વસિષ્ઠે કદંબની શોભા જોઈ અને પ્રાતઃકાળે વસિષ્ઠ ત્યાંથી ગયા, એટલી કથા કહેવામાં આવશે.

ની ટોચ ઉપર આકાશમાંથી ગુપચુપ ઊતર્યો. ત્યાં ઇંદ્રિયોનો નિગ્રહ કરવામાં શૂરપણું ધરાવનારો, મોટા તપને લીધે અગ્નિના જેવો તપસ્વી થયેલો; પોતાના શરીરમાંથી નીકળતા તેજથી પૃથ્વીને સુવર્ણમય જેવી કરી મૂકતો અને જગતને પ્રકાશિત કરતા સૂર્યની જેમ તે પ્રદેશને અજવાળતો, તે દાશૂર મારા જોવામાં આવ્યો. દાશૂરે પણ મને આવેલો જોઈ, આસન આપીને અર્ઘ્યથી તથા પત્ર–પુષ્પાદિ આપવાથી મારું સન્માન કર્યું.[૧-૫] પછી મેં એ દાશૂરમુનિની સાથે સંસારમાંથી ઉદ્ધાર કરવાનું સામર્થ્ય ધરાવનારી બ્રહ્મ ચર્ચા જ કરી. એ ચર્ચા તેણે પોતાના પુત્રને બોધ આપવાને માટે પ્રથમથી જ ચલાવી હતી.[૬] પછી મેં દાશૂરની ઇચ્છાથી તે કદંબને જોયો. તે કદંબ પોતાના સર્વ પ્રદેશોમાં કળીઓથી વ્યાપ્ત હતો અને કોઈને પણ વ્યાકુળ નહિ કરનારાં મૃગોના સર્વ સમૂહ વડે સેવાતો હતો. તે લતાઓનાં મંડળથી શણગારેલો હતો, તેથી વન જેવો લાગતો હતો. એ કદંબ મંદમંદ પવનથી ચલાયમાન થતાં પલ્લવોરૂપી મંદ હાસ્ય કરી રહ્યો હતો. ઝૂકી રહેલી શાખાઓની ટોચોમાં ફર્યા કરતાં ચંદ્ર જેવાં સુંદર ચમરોનાં પૂંછડાંઓથી તે ધોળાં વાદળાંઓના ટુકડાઓએ ઘેરી લીધેલા શરદઋતુના આકાશ જેવો શોભતો હતો. ઝાકળબિંદુની કણીઓરૂપ મોતીના હારથી તે શણગારેલો હતો અને સ્વચ્છ પુષ્પોના સમૂહોથી સઘળા અવયવોમાં ભરપૂર હતો.[૭-૧૦] તે પોતાનાં પરાગરૂપી ચંદનોનાં લેપનોથી સંપૂર્ણ ખરડાયેલો હતો અને પોતાનાં પાંદડાંઓરૂપી મોટાં રાતાં વસ્ત્રોથી સુશોભિત હતો.[૧૧] પુષ્પોના બહુ ભારથી નમી રહેવાને લીધે અને લતારૂપી સ્ત્રીના સંબંધવાળો હોવાને લીધે તે તુરતના પરણેલા મોટા ઘરના વરરાજા જેવો લાગતો હતો.[૧૨] મુનિઓએ બાંધેલી પર્ણશાળાઓ જેવી લતાઓથી અને મંજરીઓથી સંયુક્ત હોવાને લીધે, તે મહોત્સવના સમયમાં મંડપોથી તથા પતાકાઓથી શણગારેલા મોટા નગર જેવો લાગતો હતો.[૧૩] મૃગોએ ખંજવાળવા માટે પોતાનાં શરીરો ઘસવાથી ત્યાં પુષ્પો ખર્યાં હતાં અને તેમના પરાગોથી તે ભૂખરો થયો હતો. આથી તે જાણે પાસેના વનને નીચું પાડી દીધું હોય એવા મોટા આખલા જેવો લાગતો હતો.[૧૪] પુષ્પોમાંથી ખરેલા પરાગો વડે રાતા થયેલા મયૂરોથી સંયુક્ત હોવાને લીધે તે જાણે પર્વતોએ થાપણરૂપે મૂકેલાં સંધ્યાકાળનાં નાનાં વાદળાંઓથી સંયુક્ત હોય એવો લાગતો હતો. એ કદંબમાં મૂળથી તે છેક ટોચ પર્યંત ઘણીઘણી વનદેવીઓ ચારે બાજુ નિવાસ કરીને રહી હતી. એ વનદેવીઓ કૂંપળિયાં જેવા રાતા હસ્તોવાળી હતી, પુષ્પો જેવાં સ્વચ્છ મંદ હાસ્યોથી શોભતી હતી, મદ્યના મદથી આમતેમ હાલ્યા કરતી હતી, પુષ્પોના કેસરાએ પોતાની ઉપર પડવાથી રોમાંચિત થતી હતી, ઘેરાં પુષ્પોથી ભરપૂર હતી, વનના પવનની લહેરો લેતી હતી, કળીઓ જેવી દૃષ્ટિઓમાં નિદ્રાથી ઘેરાયેલી હતી, ગુચ્છો જેવાં સ્તનોવાળી હતી, પુષ્પોમાંથી ખરતા પરાગના સમૂહરૂપી કેસરથી રાતાં થયેલાં વસ્ત્રોવાળી હતી અને લતાઓના વિસ્તારથી રચવામાં આવેલા નિવાસોના ઝરૂખાઓમાં બેઠી હતી. તેઓ હરિતવર્ણાં સ્નિગ્ધ પુષ્પોવાળી લતાઓરૂપી હીંડોળાઓમાં લીલાથી હીંચકવાનો વિલાસ કરતી હતી, કોયલના જેવા સ્વરોથી ગાયનના આલાપ કરતી હતી અને ભ્રમર સરખાં નેત્રોવાળી હતી. એ કદંબમાં પુષ્પોની મંજરીઓની સમીપમાં મંજરીઓ સરખી જ કેટલીક વનદેવીઓ બેઠેલી હોવાને લીધે 'આમાં મંજરીઓ કઈ અને વનદેવીઓ કઈ' એવો સંદેહ ઉત્પન્ન થતો હતો. મદને લીધે આલસ્યવાળાં, પુષ્પોના પરાગથી ખરડાયેલાં, પરસ્પર અંગોનો

અત્યંત મિલાપ કરીને બેઠેલાં, પુષ્પોના ગર્ભોરૂપી અંતઃપુરોમાં રહેલાં અને જેઓને રતિ સંબંધી પરિશ્રમ, તુષારની કળીઓથી શાંત થતો હતો, એવાં મદોન્મત્ત ભ્રમરોનાં જોડાં, ચારે બાજુ પરસ્પરના સ્નેહને ઘટે એવો ગુંજારવ કરી રહ્યાં હતાં.[૧૫-૨૨] એ કદંબ જાણે ચારે બાજુ ફરી ફરીને આવેલી નીલમક્ષિકાઓરૂપી, ગુપ્તચરોના મધુર ગણગણાટરૂપી રહસ્યભાષણોથી પાસેની વનરૂપી નગરીની ગુપ્ત ખબરો સાંભળવા સારુ જરા વાર ઊંચા કાન કરીને બેઠો હોય એવો લાગતો હતો.[૨૩] જરા વાર ધરતી પર ઝૂકી રહેલાં પલ્લવોરૂપી ગાલમશૂરિયાં ઉપર પોતાનાં અતિ સુંદર માથાંઓ રાખીને વાંદરાઓ ચંદ્રનાં કિરણોરૂપી ધોળાં વસ્ત્રોથી ઢંકાયેલા અવયવોવાળી પૃથ્વીને જોયા કરતા હતા. વનસ્થલીઓનાં સંતાનો જેવાં જાણે પોતે દેહધારી વિવેક જ હોય એવાં નિર્દોષ અને ઝૂકી રહેલાં પાંદડાંઓના જથામાં ભરાઈને બેઠેલાં, સુંદર હરણનાં બચ્ચાંઓથી એ કદંબની નીચેનો પૃથ્વીનો ભાગ બહુ શોભી રહ્યો હતો.[૨૪-૨૫] માળાઓમાં અત્યંત નિર્ભયપણાથી નિશ્ચળ થઈને સૂતેલાં પક્ષીઓ, કેવળ તેઓના શ્વાસના શબ્દ ઉપરથી જાણવામાં આવતાં હતાં. પાકવાથી ધરતી પર પડી ગયેલાં ફળોની અંદર રહી ગયેલા ભ્રમરો, તે ફળોને ખાવાને માટે આસપાસ ભેગાં થયેલાં બીજાં પ્રાણીઓના સમૂહથી ભય પામીને મૂંગા થઈ રહ્યા હતા. એ કદંબે તે વનને જપ કરવાની માળાઓની પેઠે લટકતા લતાઓના ગુચ્છોથી સુગંધિત કરી મૂક્યું હતું. પલ્લવોમાં શોભી રહેલા પક્ષીઓના માળાઓથી તે કદંબના સઘળા ઉપરના ભાગો શ્યામ થઈ રહ્યા હતા. એ કદંબની નીચે ચારે બાજુ ધરતી પર પડેલાં ફળો અતિશય ધૂળથી ખરડાઈ રહ્યાં હતાં.[૨૬-૨૮] હે રામ! હું ઝાઝું શું કહું? એ વૃક્ષમાં બીજાં પ્રાણીઓને રહેવામાં કામ ન આવે કે ભક્ષણ આદિ બીજા ઉપયોગમાં ન લાગે એવું કોઈ પાંદડું પણ ન હતું. એ વૃક્ષોના રાજા જેવા કદંબનાં નીચે, ધરતી પર ઝૂકી રહેલાં પાંદડાંઓમાં મૃગો ક્ષણે ક્ષણે વિશ્રાંતિ લેતાં હતાં તથા સૂઈ રહેતાં હતાં અને ઊંચે રહેલાં પ્રત્યેક પાંદડાંઓમાં પક્ષીઓ ભરાઈ બેઠાં હતાં.[૩૦] હે રામ! આવા આવા અનેક ગુણોવાળા એ કદંબને જોતાં જોતાં મને એ રાત્રિ એક જાતના મહોત્સવ જેવી લાગી.[૩૧] પછી એ દાશૂર મુનિના પુત્રને મેં પણ અનુભવના પ્રકાશથી રમણીયતાવાળી અનેક ઉત્તમ કથાઓથી ફરીવાર પરમ બોધ આપ્યો.[૩૨] જેમ બે કામી પુરુષોને શૃંગાર સંબંધી વાતો કરતાં કરતાં આખી રાત્રિ બે ઘડીની પેઠે વ્યતીત થઈ જાય, તેમ હું અને દાશૂર એ બન્નેને પરસ્પરમાં બ્રહ્મવિદ્યા સંબંધી વાતો કરતાં કરતાં તે આખી રાત્રિ બે ઘડીની પેઠે વ્યતીત થઈ ગઈ.[૩૩] પ્રાતઃકાળમાં ધાટાં પુષ્પોના જેવા આકારવાળા અને જાણે રતિમાં તૂટી ગયેલાં દેવાંગનાઓનાં મોતીઓ હોય એવા તારાઓ ધીરે ધીરે ઝાંખા પડવા લાગ્યા; એટલે છેક કદંબના છેડા સુધી પોતાના પુત્ર સહિત વળાવવા આવેલા તે દાશૂર મુનિને ત્યાંથી પાછા વાળીને હું મંદાકિનીમાં નાહવા ગયો.[૩૪-૩૫] મંદાકિનીમાં યોગ્ય રીતે સ્નાન કરીને ત્યાંથી પાછો આકાશમાં જઈ, સપ્તર્ષિઓના મંડળમાં પ્રવેશ કરીને, હું સ્વસ્થ થઈને રહ્યો.[૩૬] હે રામ! દાશૂર મુનિએ કહેલી ખોત્થરાજની આખ્યાયિકા જગતના પ્રતિબિંબ જેવી છે અને ખોટી છતાં પણ સાંભળનારાઓને સાચાં પાત્રોવાળી લાગે એવી છે. તે મે તમારી પાસે કહી. તમને બોધ માટે જગતનું સ્વરૂપ સમજાવવાના વિષયમાં હું કહી ગયો છુ, કે 'આ જગત દાશૂરે કહેલી રાજાની આખ્યાયિકા જેવુ છે.' તમે દાશૂરે કહેલા સિદ્ધાંત ઉપર દૃષ્ટિ રાખીને આ દૃશ્ય પદાર્થોરૂપી લેપને છોડી દઈ, ધીર બનીને મહાત્મા થાઓ. એ લેપ તો ખોટો

છતાં સાચો હોય એવો લાગે છે.[૩૭–૩૯] હે રામ! સઘળા સંકલ્પો ખોટા છે. એટલા માટે સંકલ્પોને, સંકલ્પો કરનારા મનને અને મનના હેતુરૂપ અજ્ઞાનને તોડી નાખીને, તમે નિર્મળ આત્મતત્ત્વને જ જોયા કરો; એટલે પછી તમે થોડા કાળમાં જીવન્મુક્તિને પ્રાપ્ત થશો અને લોકોમાં પૂજ્ય થશો.[૪૦]

तस्माद्विकल्पं मलमात्मनस्त्वं निर्धूय पश्यामलमात्मतत्त्वम् । आसादयिष्यस्यचिरात्पदं तद्भविष्यसीज्यो भुवनेषु येन ॥ ४० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'વસિષ્ઠદાશૂરમિલન' નામનો સર્ગ ૫૫મો સમાપ્ત

## सर्ग ५६ मो*

### જગતની સત્તા અને અસત્તા તથા ચૈતન્યનું કર્તૃત્વ અને અકર્તૃત્વ

वसिष्ठ उवाच

नास्तीदमिति निर्णीय सर्वं तस्त्यज रंजनाम् ।
यन्नास्ति तत्प्रति किल केवास्थेह विचारिणाम् ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! આ જડ જગત છે જ નહિ, એવો નિર્ણય કરીને સર્વમાંથી અહંતા–મમતાનો ત્યાગ કરો. જે વસ્તુ મુદ્દલ હોય જ નહિ, તે વસ્તુમાં વિવેકી પુરુષોને શી આસ્થા હોય?[૧] આ દેખાતું જગત જો હોય તો ભલે રહ્યું. તમે તો એથી ન્યારા છો. તે છતાં તમે તેમાં અહંતા–મમતા શા માટે બાંધો છો? જગત જડ છે અને તમે અસંગ ચૈતન્ય છો; માટે તમારે અને જગતને સંબંધ થવો ઘટતો જ નથી.[૨] જો તમે 'જગત છે પણ ખરું અને નથી પણ ખરું' એમ માનતા હો, તોપણ જે વસ્તુ હોવારૂપ તથા ન હોવારૂપ, પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળી હોવાથી અનિત્ય છે; તેમાં અહંતા–મમતા રાખવી કેમ યોગ્ય કહેવાય?[૩] હે રામ! જો આ જગત છે જ નહિ તો તમારે બંધન જ નથી. એટલે તમે કેવળ સ્વચ્છ અને વ્યાપક આત્મતત્ત્વ જ છો, માટે તમારે બીજા પદાર્થમાં અહંતા–મમતાનો અવકાશ જ રહેતો નથી.[૪] આ જગત કોઈએ કરેલું હોય અથવા કોઈએ ન કરેલું હોય અથવા આત્માના સામીપ્યમાત્રને લીધે ભાસમાન થયું હોય, તોપણ તમારે તેમાં અહંતા–મમતા કરવી યોગ્ય નથી.[૫] વાસ્તવિક રીતે જોતાં આ જગત કોઈ કર્તાએ કરેલું છે, એમ નથી; તેમ કર્તા વગર થયેલું છે, એમ પણ નથી; પરંતુ એમ છે કે જે અકર્તા છતાં પણ માયાને લીધે કર્તા જેવો છે, તેની સત્તાથી થયું છે. આ જગતરૂપી જાળ કર્તા વગરની હોય અથવા કર્તાવાળી હોય, તોપણ તમે તેનાથી એક થઈને બેસો નહિ.[૬] આત્મા સર્વ ઇંદ્રિયોથી રહિત છે. તેને કર્તાપણું ઘટતું નથી, તોપણ જો કર્તાપણું માનીએ તો જેવું સૂર્યને ફેરવવામાં મેરુને કલ્પિત કર્તાપણું છે, તેવું જ આત્માને કલ્પિત કર્તાપણું પ્રાપ્ત થાય છે; માટે વાસ્તવિક રીતે જગત કર્તા વગરનું છે અને કાકતાલીય ન્યાયની પેઠે આકસ્મિક જ છે. આકસ્મિક રીતે થયેલું આ જગત અનિર્વચનીય જ છે. માટે જે મૂર્ખ હોય તે જ તેમાં અહંતા–મમતા કરે, પણ જે સમજુ હોય તે તેમ કરે નહિ.[૭-૮] હે રામ! જગત અત્યંત શૂન્ય છે એમ પણ નથી; કારણ કે તે નિરંતર દેખાયા કરે છે. તેમ નષ્ટ થઈને શૂન્ય થઈ જાય છે એમ પણ નથી; કારણ કે નષ્ટ થયા પછી પણ વારંવાર ઉત્પન્ન થાય છે. શૂન્યની ઉત્પત્તિ થવી ઘટે જ નહિ.[૯] વળી હે રામ! આ જગત આત્માની પેઠે સર્વદા રહેનાર છે એમ પણ નથી; કારણ કે તે નિરંતર ક્ષય પામતું જોવામાં આવે છે. તેમ ક્ષણિક છે એમ પણ નથી, કારણ કે જે વસ્તુ અનાદિ પૂર્વકાળમાં અને અનંત ઉત્તર કાળમાં નથી હોતી, તે વસ્તુ વર્તમાન

* આ છપ્પનમા સર્ગમાં જગતનો સત્તાનો તથા અસત્તાનો અને ચૈતન્યના કર્તાપણાનો તથા અકર્તાપણાનો વિચારપૂર્વક નિર્ણય કરાવીને દશ્યોની ઉપર આસ્થાનું નિવારણ કરવામાં આવશે.

ક્ષણમાં હોય, તોપણ તેના ન હોવાપણાનું જ અનુમાન થાય છે. આ પ્રમાણે જગત અનિર્વચનીય જ ઠરે છે, માટે તમારા જેવા સમજુ પુરુષે તેમાં અહંતા-મમતા કરવી યોગ્ય નથી.[૧૦] સર્વ ઇંદ્રિયોથી રહિત શાંત આત્મા, જે પોતાના સામીપ્ય માત્રથી સર્વદા જગતને કર્યા કરતો હોય, તોપણ એવી રીતે થતા જગતમાં અભિમાન ધરીને મૂંઝાવું યોગ્ય નથી.[૧૧] જન્મ-મરણ આદિ દિશાઓથી ઘેરાયેલું આ વિસ્તીર્ણ જગત સ્વપ્નની પેઠે મિથ્યા સ્થિતિવાળું જ છે અને ખોટી રીતે થયેલું છતાં પણ સ્થિર તથા લાંબું જોવામાં આવે છે.[૧૨] કાળ અનાદિ અને અનંત છે. તેનો 'સો વર્ષ' એ તો બહુ જ નાનો ભાગ છે. તો એટલા ભાગમાં પ્રાપ્ત થયેલા આ મોટા આશ્ચર્યરૂપ મનુષ્યદેહમાં આત્માએ અહંતા શા માટે ધરવી જોઈએ ?[૧૩] જગતના પદાર્થો સ્થિર હોય, તોપણ સ્થિરપણાને લીધે જ લેવા યોગ્ય કે છોડી દેવા યોગ્ય ઘટતા નથી; માટે તેઓમાં આસ્થા રાખવી શોભતી નથી. જગત જડ છે અને આત્મા અસંગ ચૈતન્ય છે, તેથી પણ તેમને પરસ્પર સંબંધ થવો ઘટતો નથી; માટે જગતમાં આસ્થા રાખવી અયોગ્ય જ છે.[૧૪] જગતના પદાર્થો અસ્થિર હોય, તોપણ તેઓમાં આસ્થા રાખવી શોભતી નથી; કેમકે દૂધના ફીણમાં આસ્થા લાગી હોય, તો તે અંતે દુઃખ જ આપે છે.[૧૫] હે રામ ! આત્મા સ્થિર છે અને દેહાદિક અસ્થિર છે, તે છતાં તેમને જે એક કરી દેવાં, એ તો પર્વતને અને ફીણને એક કરી દેવા બરાબર છે; માટે તેમ કરવું શોભતું જ નથી. જેમ મેરુપર્વત સૂર્યને ફેરવનાર છે, પણ વાસ્તવિક રીતે ફેરવનાર નથી, તેમ આત્મા સર્વનો કર્તા છે, પણ વાસ્તવિક રીતે કાંઈ પણ કરતો નથી. જેમ દીવો પ્રકાશનો કર્તા છે, પણ ઉદાસીન રહેનાર છે, તેમ આત્મા જગતનો કર્તા છે પણ ઉદાસીન રહેનાર છે.[૧૬-૧૭] જેમ સૂર્ય પ્રાણીઓને દિવસે કરવાનાં સઘળાં કાર્યોનો નિર્વાહ કરે છે, પરંતુ છતાં તે કશું કરતો નથી, તેમ આત્મા સર્વ વ્યવહારનો નિર્વાહ કરે છે, પણ તે છતાં કશું કરતો નથી. જેમ સૂર્ય ચાલતો પ્રતીત થાય છે, પણ તે પોતાના ઠેકાણામાં જ રહેલો હોવાથી વાસ્તવિક રીતે ચાલતો નથી, તેમ આત્મા સર્વને બનાવતો પ્રતીત થાય છે, પણ પોતાના સ્વરૂપમાં જ રહેલો હોવાથી કશું બનાવતો નથી. હે રામ ! 'આ જગત ગમે ત્યાંથી પણ આકસ્મિક થયેલા જેવું જણાય છે. જેમ અરુણા નદીના કિનારામાં અમસ્થી અમસ્થી જળની ચકરી વિસ્તીર્ણ થાય છે, તેમ જગત વિસ્તીર્ણ થયું છે.' એમ જો તમે ડહાપણથી ધાર્યું હોય અને પ્રામાણિક રીતે શુદ્ધ ચિત્તથી વિચાર્યું હોય, તો પછી તમારે દેહાદિકમાં અહંતા-મમતા કરવી યોગ્ય નથી. હે રામ ! ઊંબાડિયું ફેરવતાં પ્રતીત થયેલા ચક્રમાં, સ્વપ્નમાં અને ભ્રાંતિમાં ભરોસો રાખવો, એ કેવી વાત કહેવાય ? તેઓમાં તે શો ભરોસો હોય ?[૧૮-૨૧] જેમ કોઈ અકસ્માત્ આવેલો માણસ મૈત્રીનું પાત્ર હોતો નથી, તેમ ભ્રાંતિથી જ ઉત્પન્ન થયેલું આ જગત વિશ્વાસ રાખવાને પાત્ર નથી.[૨૨] જેમ તમે ચંદ્રમાં ઊનાપણાની ભાવના કરતા નથી, સૂર્યમાં શીતળપણાની ભાવના કરતા નથી અને ઝાંઝવાનાં પાણીમાં જળપણાની ભાવના કરતા નથી, તેમ જગતની સ્થિતિમાં સત્યપણાની ભાવના કરો નહિ.[૨૩] તમે સંકલ્પના પુરુષને, સ્વપ્નના માણસને અને ચંદ્રમાં દેખાયેલા બેપણાને જેવાં ગણો છો, તેવું જ આ જગતને ગણો.[૨૪] હે નિર્દોષ રામ ! તમે જે છો તે જ છો; આથી મનમાંથી સંસારની શોભાના સત્યપણા વિષેની ભાવનાને છોડી દો અને આ સંસારમાં લીલામાત્રથી જ વિહાર કરો.[૨૫] અકર્તાપણાને તેમજ

અકર્તાપણાની ઇચ્છાને અને કર્તાપણાને તથા કર્તાપણાની ઇચ્છાને છોડી દઈ ને, તમે આ સંસારમાં લીલામાત્રથી જ વિહાર કરો. આત્મા સર્વવ્યાપક છે, છતાં સર્વથી રહિત છે. તેના સામીપ્ય માત્રથી જગતનો નિયમ ચાલ્યા કરે છે. જેમ દીવાની ઇચ્છા વિના પણ દીવાના સામીપ્ય માત્રથી પદાર્થો પ્રકાશે છે અને જેમ વાદળાંઓની ઇચ્છા વિના પણ વાદળાંઓના સામીપ્ય માત્રથી ઇંદ્રજવનાં ઝાડ પ્રફુલ્લિત થાય છે, તેમ આત્માની ઇચ્છા વિના પણ આત્માના સામીપ્ય માત્રથી બ્રહ્માંડો પોતાની મેળે પ્રકાશે છે.[૨૬–૨૮] જેમ સઘળી ઇચ્છાઓથી રહિત એવો સૂર્ય આકાશમાં રહેવાથી તેના સાન્નિધ્યથી વ્યવહાર થયા કરે છે, તેમ આત્માની સત્તારૂપ સાન્નિધ્યથી સઘળી ક્રિયાઓ થયા કરે છે.[૨૯] જેમ ઇચ્છા વિનાના રત્નનો કેવળ સ્થિતિમાત્રથી પ્રકાશ થયા કરે છે, તેમ ઇચ્છા વિનાના આત્માની સત્તામાત્રથી જગતનો સમૂહ થયા કરે છે.[૩૦] આ પ્રમાણે આત્મામાં કર્તાપણું અને અકર્તાપણું બન્ને રહ્યાં છે. આત્મા ઇચ્છા વિનાનો છે, એટલા માટે અકર્તા છે અને તેના સત્તારૂપ સાન્નિધ્ય માત્રથી જગત થાય છે એટલા માટે કર્તા પણ છે.[૩૧] આત્મા સઘળા ઇંદ્રિય આદિ પદાર્થોથી રહિત છે, એટલા માટે અકર્તા છે તથા અભોક્તા છે અને તે આત્મા ઇંદ્રિય આદિમાં વ્યાપક છે, એટલા માટે કર્તા પણ છે, તથા ભોક્તા પણ છે.[૩૨] હે રામ! આત્મામાં કર્તાપણું અને અકર્તાપણું એ બંને છે, તો હવે તેઓમાંથી જે સ્વીકારવાથી કલ્યાણ ધારતા હો, તે સ્વીકારીને સ્થિર થાઓ.[૩૩] 'હું સર્વમાં રહેલો છું અને અકર્તા છું' એવી જો દઢ ભાવના રાખવામાં આવે, તો સંસારમાં આવી પડેલાં કાર્યોને કરવા છતાં પણ તેમનામાં અહંતા–મમતા થતી નથી.[૩૪] કારણ કે અંતઃકરણપૂર્વક પ્રવૃત્તિ નહિ કરવાથી માણસને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. જે પુરુષને 'હું કાંઈ પણ કરતો નથી' એવો નિશ્ચય હોય, તે પુરુષ ભોગોના સમૂહની કામનાથી કાંઈ કરે કે કાંઈ ત્યજી દે એવો સંભવ જ નથી. આથી 'હું સર્વદા અકર્તા જ છું' એવી ભાવનાના દઢપણાથી 'પરમ સુખ' નામની સમતા જ અવશેષ રહે છે. અથવા હે રામ! 'હું સઘળા જગતનો કર્તા છું' એમ પોતામાં મોટા કર્તાપણાની ભાવનાથી રહેવાની જો તમારી ઇચ્છા હોય, તો તેમ રહેવું એ પણ ઉત્તમ કહેવાય છે. 'અહો! હું આ સઘળા જગતરૂપ ભ્રમને કરતો જ નથી અને આ ભ્રમ જેથી થાય એવો મારાથી જુદો કોઈ સંભવતો જ નથી' એમ જો નિશ્ચય થાય તો પછી કોઈના ઉપર રાગ કે દ્વેષ થવાનો અવકાશ જ નથી. અથવા 'સર્વનો કર્તા હું જ છું' એવો નિશ્ચય રાખવામાં આવે, તો પણ કોઈના ઉપર રાગ કે દ્વેષ થવાનો સંભવ નથી; કેમકે આ શરીરને કોઈ ડામ દે અથવા કોઈ લાડ કરાવે, તોપણ તે મેં જ ડામ દીધો અને મેં જ લાડ કરાવ્યું એવો પાકો નિશ્ચય હોય, એટલે પછી કોઈના ઉપર રાગ કે દ્વેષ કેમ જ થાય?[૩૫–૩૯] 'જગતરૂપી જાળનો ક્ષય મને સુખના વિસ્તારરૂપ છે અને જગતરૂપી જાળનો ઉદય મને દુઃખના વિસ્તારરૂપ છે. તેનો કર્તા હું જ છું.' એમ જો માનવામાં આવ્યુ તો પછી અંતઃકરણમાં દુઃખનો કે હર્ષનો પ્રસંગ જ ક્યાંથી આવે?[૪૦] 'ખેદને ઉત્પન્ન કરનારો પણ હું છું અને હર્ષને ઉત્પન્ન કરનારો પણ હું છું.' એવી રીતે પોતામાં સર્વનું કર્તાપણું માનવામાં આવે, તો ખેદ અને હર્ષ પોતાની મેળે જ ક્ષય પામી જાય છે અને સમતા જ અવશેષ રહે છે. સર્વ પદાર્થોની સમતા તે જ સાચી ઉત્તમ સ્થિતિ છે.[૪૧,૪૨] તે સમતાની સ્થિતિમાં રહેલા ચિત્તને કદી પણ પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી. અથવા હે રામ!

તમે સર્વના કર્તાપણાને પણ છોડી દો, અકર્તાપણાને પણ છોડી દો, મનને જ નષ્ટ કરી નાખો અને જેવા છો તેવા અખંડ પૂર્ણાનંદ બ્રહ્મરૂપ જ રહો. કર્તાપણાના નિશ્ચયથી રહેવા કરતાં તથા અકર્તાપણાના નિશ્ચયથી રહેવા કરતાં પણ હું તમને મનનો નાશ કરી અખંડ પૂર્ણાનંદ, બ્રહ્મરૂપે રહેવાની વિશેષ ભલામણ કરું છું. તેનું કારણ એ છે કે, 'હું સર્વનો કર્તા છું અને સર્વનો કર્તા હોવાથી સર્વરૂપ છું' એવો નિશ્ચય રાખવામાં કર્તાપણાના અભિમાનરૂપ તથા સઘળા બ્રહ્માંડથી પોતાના સ્વરૂપનું માપ થવારૂપ કાંઈક કલંક રહી જાય છે અને હું કોઈનો કર્તા નથી અને કર્તા નહિ હોવાથી હું દેહાદિકરૂપ પણ નથી' એવો નિશ્ચય રાખવામાં જીવનું સ્વરૂપ શુદ્ધ થાય છે; પણ 'જે જીવ છે તે બ્રહ્મ છે' એવી નિષ્ઠાની પ્રાપ્તિ થતી નથી એટલું કલંક રહી જાય છે. જો કે આ પ્રમાણે એ બન્ને નિશ્ચયોમાં કલંક છે, તોપણ તેઓમાંથી ગમે તે એક નિશ્ચય રાખવાનું પ્રથમ હું તમને કહી ગયો; તેનું કારણ એ છે, કે તેઓમાંના ગમે તે એક નિશ્ચયથી સઘળા અનર્થોનો મૂળભૂત એવો દેહમાંનો અહંભાવ છૂટી જાય છે. દેહનો અહંભાવ એટલે દેહ હું છું એવી જે સ્થિતિ (અભિમાન) તે 'કાલસૂત્ર' નામના નરકની પ્રાપ્તિરૂપ છે, મોટા 'અવીચિ' નામના નરકમાં બંધાવા જેવી છે અને 'અસિપત્રવન' નામનાં નરકોની પંક્તિ જેવી છે. પ્રાણ તથા ધન આદિ સઘળું નષ્ટ થઈ જતું હોય, તો પણ સર્વ પ્રકારના યત્નથી 'દેહ હું છું' એ સ્થિતિને છોડી જ દેવી જોઈએ.[૪૨–૪૬] જેમ કૂતરાના માંસને રાખનારી ચાંડાલીનો સ્પર્શ જ ન કરવો જોઈએ, તેમ કામ–ક્રોધ આદિ અપવિત્ર પદાર્થોને રાખનારી એ સ્થિતિનો પણ સ્પર્શ જ ન કરવો જોઈએ. હે રામ! જેમ વાદળાં દૂર થવાથી ઉત્તમ ચાંદનીનો પ્રકાશ થાય છે, તેમ શુદ્ધ આત્મજ્ઞાનરૂપી દૃષ્ટિમાં આડા મોટા પડળરૂપ એવી 'દેહ હું છું' એ સ્થિતિને અત્યંત દૂર કરી દેવાથી, શુદ્ધ આત્મજ્ઞાન–દૃષ્ટિ પ્રકાશિત થાય છે; અને એ આત્મજ્ઞાન–દૃષ્ટિ સારી પેઠે પ્રકાશિત થવાથી સંસારરૂપી સમુદ્રને તરી જવાય છે.[૪૭'૪૮] હે રામ! તમે 'હું કર્તા નથી અને તે કારણથી કર્તાપણું થાય છે એવું દેહાદિક પણ હું નથી' એવો સ્પષ્ટ નિશ્ચય રાખો અથવા 'સર્વ' બ્રહ્માંડનો કર્તા હું છું અને જે સર્વ બ્રહ્માંડ છે તે પણ હું છું' એવો સ્પષ્ટ નિશ્ચય રાખો અથવા 'આ જે દૃશ્ય છે તે હું નથી, પણ હું તો પૂર્ણાનંદ ચૈતન્યરૂપ બ્રહ્મ છું' એવો નિર્ણય કરો; અને એમ કરીને તમે પોતાના સર્વોત્તમ પદ-(બ્રહ્મસ્વરૂપ)માં રહો. તત્ત્વને જાણનારા ઉત્તમ સત્પુરુષો એ પદમાં જ રહે છે. (પહેલા બે નિશ્ચયો પણ આ ત્રીજે નિર્ણય પ્રાપ્ત થવાને માટે જ છે એમ સમજવું.)[૪૯]

कर्ता नास्मि न चाहमस्मि स इति ज्ञात्वैवमंतःस्फुटं कर्ता चास्मि समग्रमस्मि तदिति ज्ञात्वाथवा निश्चयम् । कोऽप्येवास्मि न किंचिदेवमिति वा निर्णीय सर्वोत्तमे तिष्ठ त्वं स्वपदे स्थिताः पदविदो यत्रोत्तमाः साधवाः ॥ ४९ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'કર્તૃત્વવિચારયોગોપદેશકરણ' નામનો સર્ગ ૫૬મો સમાપ્ત

## સર્ગ ૫૭મો*

### વાસનાત્યાગનો ક્રમ અને વાસનારહિતની પ્રશંસા

राम उवाच

सत्यमेतत्त्वया ब्रह्मन् यदुक्तं सूक्तिसुंदरम् ।
अकर्तैव हि कर्तात्मा भोक्ताऽभोक्तैव भूतकृत् ॥

રામ બોલ્યા : હે બ્રહ્મન્! આપે સુંદર અને

* આ સત્તાવનમા સર્ગમા માયાના સંભવ વિષેના પ્રશ્નના ઉત્તરનો હમણા સમય નથી, એમ કહેવામાં આવશે, વાસના છોડી દેવાનો ક્રમ કહેવામાં આવશે

પૂર્વાપર સંબંધથી જે કહ્યું છે તે સાચું છે. સર્વના અધિષ્ઠાનરૂપ આત્મા કર્તા છતાં પણ વાસ્તવિક રીતે અકર્તા છે, ભોક્તા છતાં પણ વાસ્તવિક રીતે અભોક્તા છે.[૧] તે સર્વનો ઈશ્વર છે, સર્વમાં વ્યાપક છે, ચૈતન્યમાત્ર છે અને નિર્મળ પદરૂપ છે. જેમ પૃથ્વી જરાયુજ આદિ પ્રાણીઓનાં મૂળ તત્ત્વરૂપ છે, તેમ તે સર્વ પદાર્થોના મૂળતત્ત્વરૂપ છે. તે પ્રકાશમાન છે અને સર્વ પ્રાણીઓની અંદર પણ રહેલો છે.[૨] હમણાં એ બ્રહ્મનો મારા હૃદયમાં અનુભવ પ્રાપ્ત થયો છે. જેમ પર્વત વરસાદની ધારાઓથી ગરમી રહિત થાય છે, તેમ હું આપની વાણીથી સંતાપરહિત થયો છું.[૩] આત્મા ઉદાસીન છે તથા ઇચ્છાથી રહિત છે; માટે કશું ભોગવતો નથી તથા કશું કરતો નથી; તેમ સર્વને પ્રકાશ આપનાર હોવાને લીધે ભોગવે છે પણ ખરો અને કરે છે પણ ખરો.[૪] પણ હે ભગવન્! મારા હૃદયમાં હજી એક મોટો સંદેહ રહ્યો છે. હે બ્રહ્મન્! જેમ ચંદ્ર પોતાના પ્રકાશથી અંધકારને કાપી નાખે છે, તેમ આપ તેને વાણીથી કાપી નાખો.[૫] 'આ જગત સાચું પણ છે તથા ખોટું પણ છે, હું સર્વરૂપ છું તથા સર્વથી ન્યારો પણ છું; અને જીવ બ્રહ્મથી એક છે તથા બીજો પણ છે' ઇત્યાદિ ઘણી ઘણી અનિયમિત કલ્પનાઓના મૂળરૂપી માયા બ્રહ્મમાં હોવી કેમ સંભવે?[૬] જેમ સૂર્યમાં અંધારું હોવું સંભવતું નથી, તેમ સ્વયપ્રકાશ બ્રહ્મમાં અજ્ઞાનરૂપી માયા હોવી સંભવતી નથી. તે છતાં એ માયા પ્રથમ અતિ નિર્મળ બ્રહ્મમાં હોય જ કેમ?[૭]

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! આ પ્રશ્નનો સ્થિર ઉત્તર સિદ્ધાંતના સમયમાં (નિર્વાણ પ્રકરણના ઉત્તરાર્ધમાં—પાષણની આખ્યાયિકા આદિ સ્થળમાં) કહેવામાં આવશે એટલે તમે તે ખરાખર સમજશો.[૮] હે રામ! મોક્ષના ઉપાયનો જે છેવટનો સિદ્ધાંત છે, તેને જાણ્યા વિના તમે આવા પ્રશ્નોના ઉત્તરો ખુલ્લી રીતે સાંભળવાને યોગ્ય નથી. જ્યારે તે સિદ્ધાંતને પહોંચશો, ત્યારે આવા પ્રશ્નોના ઉત્તરો સાંભળવાને યોગ્ય થશો.[૯] હે રામ! જેમ યુવાન પુરુષ જ સુંદર સ્ત્રીઓનાં ગાયનો સાંભળવાનું પાત્ર છે, તેમ આત્મજ્ઞાનમાં પૂર્ણનિષ્ઠા પામેલો પુરુષ જ આવા પ્રશ્નોના ગંભીર ઉત્તરો સાંભળવાને યોગ્ય છે.[૧૦] જેમ બાળકોની પાસે રાગવાળી કથા વ્યર્થ જ થાય છે, તેમ અલ્પ બોધવાળા પુરુષોની પાસે ગંભીર અર્થવાળી વાત વ્યર્થ થાય છે.[૧૧] કોઈ વાત એવી પણ હોય છે, કે જે કોઈ સમયે જ મનુષ્યની પાસે કહેવાથી શોભા પામે. નારંગી આદિ વૃક્ષનું ફળ શરદઋતુમાં જ શોભે, પણ વૈશાખ માસમાં શોભે નહિ.[૧૨] જેમ રંગ નિર્મળ વસ્ત્રમાં જ લાગુ પડે છે, તેમ સિદ્ધાંતની વાતો પૂર્ણ વિવેકવાળા પુરુષના મનમાં જ લાગુ પડે છે. ગંભીર જ્ઞાનની વાત પૂર્ણ વિવેકથી આત્માને જાણનારાની પાસે જ કહેવાય અને તેને જ ઠસે.[૧૩] પ્રથમ પણ આ પ્રશ્નનો ઉત્તર મેં સંક્ષેપમાં કહ્યો જ છે, પણ ત્યાં મેં વિસ્તાર કર્યો નથી, તેથી તે સ્પષ્ટ રીતે તમારા સમજવામાં આવ્યો નથી.[૧૪] હે રામ! જો તમે પોતાથી જ પોતાના આત્માને જાણશો, તો આ પ્રશ્નના ઉત્તરને પોતાની મેળે જ સારી રીતે જાણી લેશો એમાં સંશય નથી.[૧૫] હે રામ! તમે જ્યારે પૂર્ણબોધને પ્રાપ્ત થઈને રહેશો, ત્યારે સિદ્ધાંતના સમયમાં મારે તમારી પાસે વિસ્તારથી આ પ્રશ્નનો ઉત્તર કહેવાનો છે.[૧૬] પોતાની ભૂલથી જ સંસારી થયેલો આત્મા, પોતાને સંસારી જાણે છે, પણ તે ભૂલ જ્યારે ટળી જાય છે, ત્યારે તે આત્મા નિર્મળ થઈને પોતાના પૂર્ણસ્વરૂપને પ્રાપ્ત થાય છે.[૧૭] હે રામ! મેં જે તમને આત્માના કર્તાપણાનો તથા અકર્તાપણાનો વિચાર કહ્યો, તે પૂર્ણસ્વરૂપ

અને વાસનાથી રહિત થયેલાઓની પ્રશંસા કરવામાં આવશે.

સમજાવવાના ઉદ્દેશથી જ કહ્યો છે, પણ તે પૂર્ણ-સ્વરૂપ તમારા સમજવામાં આવ્યું નહિ, માટે હું ધારું છું કે હજી તમારી વાસના ક્ષીણ થઈ નથી.[૧૮] વાસનાઓની સ્થિતિ એ જ બંધ છે અને વાસનાઓનો ક્ષય એ જ મોક્ષ છે; તમે વાસનાઓને ત્યજી દઈને છેવટે મોક્ષની ઇચ્છારૂપ વાસનાનો પણ ત્યાગ કરજો.[૧૯] પ્રથમ વિષયોની તામસ વાસનાઓને છોડી દઈને મૈત્રી (સમાન પુરુષોની સાથે મિત્રતા), કરુણા (નિકૃષ્ટ પુરુષોની ઉપર દયા) મુદિતા (ઉત્કૃષ્ટ પુરુષોને જોઈને હર્ષ) ને ઉપેક્ષા (દુર્જનોની ઉપેક્ષા) નામની નિર્મળ વાસનાનુ ગ્રહણ કરો. પછી એ વાસનાથી વ્યવહાર કરતાં પણ અંતઃકરણથી તે વાસનાને પણ છોડી દઈને, સઘળા સંકલ્પોથી રહિત થઈને બ્રહ્મભાવની વાસના રાખજો. છેવટે મન તથા બુદ્ધિ સહિત એ વાસનાને પણ છોડી દઈને, પૂર્ણસ્વરૂપમાં વિશ્રાંત થઈને, જે અહંકારથી (હું બ્રહ્મ છું એવા અહંકારથી) એ વાસનાઓને છોડી દેવામાં આવી હોય, તે અહંકારને પણ છોડી દેજો. સર્વમાં અહંતા–મમતાનો ત્યાગ એ જ સર્વનો ત્યાગ છે.[૨૦–૨૨] કેવળ પ્રાણની ગતિને જ રાખતાં કલ્પના, કાળ, પ્રકાશ, અંધકાર, વાસના તથા વિષય ઇત્યાદિકને અને મૂળ સહિત અહંકારને પણ ઉખેડી નાખીને આકાશના જેવી વિક્ષેપરહિત નિર્મળ બ્રહ્માકાર બુદ્ધિવાળા થઈને, જેવા છો તેવા જ પરબ્રહ્મમય થજો, એટલે તમે પૂજ્યપણાને પણ પ્રાપ્ત થશો.[૨૩'૨૪] જે ઉત્તમ બુદ્ધિવાળો પુરુષ હૃદયમાંથી સઘળી વાસનાઓને ત્યજી દઈને, અભિમાનથી રહિત થઈને રહે છે, તે જ મુક્ત છે અને તે જ પરમેશ્વર છે.[૨૫] જે ઉત્તમ બુદ્ધિવાળા પુરુષે હૃદયમાંથી સઘળી વાસનાઓને ત્યજી દીધી હોય, તે પુરુષ સમાધિ ન કરે અને કર્મો કર્યા કરે તોપણ મુક્ત જ છે.[૨૬] જેનુ મન વાસનાઓથી રહિત થઈ ગયુ હોય છે, તે પુરુષને કર્મો છોડી દેવાનું પણ પ્રયોજન નથી, કર્મો કરવાનું પણ પ્રયોજન નથી, સમાધિ કરવાનું પણ પ્રયોજન નથી અને જપ કરવાનું પણ પ્રયોજન નથી.[૨૭] મેં શાસ્ત્રોનો અત્યંત વિચાર કરીને તથા તે વિચારને લાંબા કાળ સુધી બીજા મહાત્માઓના વિચારની સાથે મેળવીને એ જ નિર્ણય કર્યો છે, કે 'બુદ્ધિપૂર્વક સઘળી વાસનાઓને છોડી દેવારૂપ મુનિપદથી બીજું કોઈ પણ ઉત્તમ પદ નથી.' દશે દિશાઓમાં ભમીભમીને સઘળું જોવાનું જોઈ લીધું છે, પણ તેમાં એમ જાણવામાં આવ્યુ છે કે ખરા તત્ત્વને જાણનારા લોકો બહુ થોડા જ છે.[૨૮'૨૯] જે જે કાંઈ જોવામાં આવે છે, તે સઘળું ત્યાજ્યની તથા ગ્રાહ્યની પંક્તિથી જુદું નથી અને જે ત્યાજ્યથી તથા ગ્રાહ્યથી જુદું છે, તેને પામવાને કોઈ પણ યત્ન કરતો નથી.[૩૦] જે જે લૌકિક ક્રિયાઓ કે વૈદિક ક્રિયાઓ કરવામાં આવે છે, તે સઘળી દેહને માટે જ કરવામાં આવે છે, પણ આત્માને માટે તેઓમાં કાંઈ નથી.[૩૧] પાતાળમાં, બ્રહ્મલોકમાં, સ્વર્ગમાં, પૃથ્વીમાં તથા અંતરિક્ષમાં પણ એવા થોડા જ પુરુષો જોવામાં આવે છે કે જેમણે બ્રહ્મનો યથાર્થ અનુભવ કર્યો હોય. આત્માના અજ્ઞાનથી ઊઠેલા 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવા બે નિશ્ચયો જેના ગલિત થયા હોય, એવો જ્ઞાની પુરુષ અત્યંત દુર્લભ છે.[૩૨'૩૩] પૃથ્વીનું રાજ્ય મળે, વરુણલોકનું રાજ્ય મળે કે ઇંદ્રનું રાજ્ય મળે, તોપણ આત્માની પ્રાપ્તિ વિના કોઈ જીવ વિશ્રાંતિ પામે એમ સમજવું નહિ.[૩૪] ઇંદ્રિયોરૂપી શત્રુઓની ઉપર જે શૂરતા કરનારા હોય અને આત્મતત્ત્વને સમજનારા હોય, તે મહાત્માઓની જ જન્મરૂપ જ્વરનો નાશ કરવા માટે સેવા કરવી જોઈએ.[૩૫] પાતાળમાં, ભૂલોકમાં અને સ્વર્ગમાં સર્વત્ર પંચમહાભૂત જ છે, પણ છઠ્ઠું કાંઈ નથી; અને તે પંચમહાભૂતો પણ વાસ્તવિક રીતે જોતાં મિથ્યા છે; માટે આત્મવેત્તા પુરુ-

ષને આત્મા વિના બીજા કયા પદાર્થમાં રુચિ થાય ?[૩૬] આત્માનું અનુસંધાન રાખીને વ્યવહાર કરનારા જ્ઞાની પુરુષને સંસાર ગાયના પગલાંના ખાબોચિયા જેવો લાગે છે અને આત્માનું અનુસંધાન રાખ્યા વિના વ્યવહાર કરનારા પુરુષને સંસાર મોટા તોફાની સમુદ્ર જેવો લાગે છે.[૩૭] ઉદાર ચિત્તવાળા જ્ઞાની પુરુષને આખું બ્રહ્માંડ પણ કદંબના ફૂલના ગોટાની પેઠે અત્યંત અલ્પ અને તુચ્છ લાગે છે; માટે જ્ઞાની પુરુષ પોતાને સઘળા બ્રહ્માંડનુ રાજ્ય પ્રાપ્ત થાય, તોપણ તેમાં દાન–ભોગાદિકની વાસના રાખે જ નહિ. હે રામ ! મૂઢ બુદ્ધિવાળા પુરુષો રાજ્યને માટે જ મોટાં મોટાં યુદ્ધો કરે છે, માટે જેમાં લાખો યોદ્ધાઓનો ક્ષય થઈ જાય છે, એવું રાજ્ય ધિક્કારવા યોગ્ય જ છે એમ હું માનું છું. બ્રહ્માનું પદ પણ એક કલ્પમાત્ર કાળ જતાં કુમળા ફૂલની પેઠે વીંખાઈ જાય છે અને તેમાં વળી વિનાશની ચિંતાથી અનેક પીડાઓ રહ્યા કરે છે; માટે તત્ત્વવેત્તાઓ બ્રહ્માના પદની પણ ઇચ્છા રાખતા નથી.[૩૮–૪૦] તત્ત્વવેત્તાની દૃષ્ટિમાં સૃષ્ટિથી માંડીને સઘળા બ્રહ્માંડમાંનો કોઈ પદાર્થ જરા પણ ઉત્પન્ન જ થયો નથી, તો તેવો તુચ્છ પદાર્થ મળતાં આત્મા શાનો બળવાન થાય ?[૪૧] પૃથ્વીના ઘણા ભાગો સેંકડો પર્વતોથી વ્યાપ્ત છે અને ઘણા ભાગો સમુદ્રોથી વ્યાપ્ત છે; તો હવે તેમાં રાજ્ય થઈ શકે એવો કેટલો ભાગ અવશેષ રહે છે, કે જ્ઞાનીને તેની ઇચ્છા થાય ? પાતાળો સહિત તથા દેવલોકો સહિત આ સઘળા જગતમાં કોઈ પણ કામ એવું નથી, કે ઉદાર મનવાળા જ્ઞાની પુરુષને તે અવશ્ય કરવું પડે છે.[૪૨] એ જ્ઞાની પુરુષ કૃતાર્થ જ હોય છે. ઝાંઝવાંનું પાણી સૂર્યના પ્રકાશની અપેક્ષા કરીને સિદ્ધ થાય છે, માટે તે સૂર્યની અપેક્ષા રાખે છે; પણ સૂર્ય તો ઝાંઝવાંનાં પાણીનો નિમિત્તભૂત છતાં પણ ઝાંઝવાનાં પાણીની અપેક્ષા રાખતો નથી. તે જ પ્રમાણે તત્ત્વવેત્તાના ચૈતન્યરૂપ પ્રકાશની અપેક્ષા રાખીને સિદ્ધ થતું જગત જ તત્ત્વવેત્તાની અપેક્ષા કરે છે; પણ તત્ત્વવેત્તા તો પૂર્ણાનંદમાં મગ્ન હોવાને લીધે કટાક્ષમાત્રથી પણ જગતને જોતો નથી, તો તેને જગતની અપેક્ષા તો ક્યાંથી જ હોય ?[૪૩] એકતાને પ્રાપ્ત થયેલા, સ્વરૂપના બોધને લીધે આકાશની પેઠે વ્યાપક થયેલા, સ્વસ્થપણાવાળા, સંતોષથી ભરેલા અને મનથી રહિત થઈને આત્મામાં જ રહેનારા જ્ઞાની પુરુષને શરીરોના સમૂહોરૂપી ઝાકળથી ભૂરી લાગતી આ બ્રહ્માંડરૂપી ઝાંઝવાંનાં જળની નદી, સઘળા સંસારથી રહિત હોવાને લીધે આકાશના ઉદર જેવી શૂન્ય જ પ્રતીત થાય છે.[૪૪-૪૫] તેને મેરુ આદિ મોટામોટા પર્વતો વિસ્તીર્ણ બ્રહ્મરૂપી નિર્મળ મહાસાગરના ફીણરૂપ લાગે છે અને સમુદ્રો પરબ્રહ્મરૂપી સૂર્યથી થયેલાં ઝાંઝવાંનાં પાણીરૂપ લાગે છે.[૪૬] તેને સૃષ્ટિઓની પંક્તિઓ આત્મતત્ત્વરૂપી મહાસાગરના તરંગોરૂપ લાગે છે અને સઘળાં વૃત્તિજ્ઞાનો બ્રહ્મપદરૂપી ઉત્તમ મેઘમાંથી થતી વૃષ્ટિઓરૂપ લાગે છે.[૪૭] વળી તેને ચૈતન્યના પ્રકાશથી સિદ્ધ થતા ચંદ્રના, અગ્નિના તથા સૂર્યના પ્રકાશો ચૈતન્યની પ્રભાઓરૂપ લાગે છે. જ્ઞાની પુરુષ સોનારૂપા આદિ ધાતુઓને ઘડા જેવી તથા લાકડાં આદિ જેવી જ ગણે છે.[૪૮] સુર, અસુર તથા મનુષ્યો સંસારરૂપી વનમાં ફરનારાં તેમજ કામભોગોરૂપી ખડને ખાનારાં પશુઓ જ છે, અને તેઓ જ્ઞાની પુરુષને સ્વપ્નના પદાર્થો જેવા લાગે છે. લોહીથી તથા માંસથી ભરેલાં હાડકાંઓના ટુકડાઓરૂપી આંગળીઓવાળા, માથાંઓરૂપી ઢાંકણાંઓવાળા અને નસોરૂપી સાંકળોવાળા, આ શરીરોરૂપી પિંજરોમાં જીવોરૂપી કીડાઓ ખદબદ થયા કરે છે.[૪૯-૫૦] વિધાતારૂપી મદારી જુદીજુદી બુદ્ધિઓરૂપી છોકરીઓને વિનોદ આપવાને માટે ચામડાંનાં પૂતળાંઓ જેવા મૂઢ પ્રાણીઓરૂપી

જંગલી મૃગોને આ સંસારરૂપી નગરીની ગલીઓમાં ફેરવ્યા કરે છે.[૫૧] સર્વનો ત્યાગ કરનારો જ્ઞાની પુરુષ તો જરા પણ એ જંગલી મૃગોની પંક્તિમાં ગણાય નહિ; કેમકે જેમ મંદ પવનોથી પર્વત ચલાયમાન થાય નહિ, તેમ ભોગોના સમૂહોથી જ્ઞાની પુરુષ ચલાયમાન થાય નહિ. હે રામ! જ્ઞાની પુરુષ તો સર્વોત્તમ પદમાં રહે છે અને તેમાં ચંદ્રને તથા સૂર્યને ફરવાનું આકાશ પણ એક ગુફા જેવડું લાગે છે.[૫૨-૫૩] બ્રહ્મવિદ્યાના આનંદમાં મગ્ન રહેનારા જ્ઞાની પુરુષને તો સમજુ છતાં પણ જગતના વ્યવહારમાં મગ્ન રહેનાર અને મૂઢલોકોની પેઠે પોતપોતાના શરીરનું પાલન કર્યા કરતા લોકપાલ દેવતાઓ પણ સંસારરૂપી અંધકારમય સમુદ્રમાં દેખવા છતાં ભૂલ કરતા જોવામાં આવે છે. જેમ વાદળાંઓ સમીપમાં રહેતાં હોવા છતાં પણ આકાશને રંગી દેતાં નથી, તેમ જગત સંબંધી કોઈ પણ પદાર્થો ઉદાર હૃદયવાળા તત્ત્વવેત્તા પુરુષને રંગી દેતા નથી. (આસક્ત કરી દેતા નથી.)[૫૪-૫૫] જેમ પાર્વતીના નૃત્યને જોનારા મહાદેવને વાંદરાંઓના નાચમાં રુચિ થતી નથી, તેમ તત્ત્વના આનંદમાં મગ્ન રહેનારા જ્ઞાની પુરુષને આ જગત સંબંધી કોઈ પદાર્થોમાં રુચિ થતી નથી.[૫૬] જેમ ઘડામાં પડેલા રત્નને, તે રત્ન જ્યારે બહાર હતું ત્યારે તેમાં પડેલાં પ્રતિબિંબો રંગી શકતાં નથી, તેમ બ્રહ્મવેત્તા પુરુષને આ જગત સંબંધી કોઈ પણ પદાર્થો રંગી શકતા નથી.[૫૭] જેમ રાજહંસ સડેલા શેવાળના ટુકડાઓમાં જરા પણ રુચિ ધારણ કરતો નથી, તે જ પ્રમાણે જ્ઞાની પુરુષ અજ્ઞાનીઓને વજ્રપંજર જેવા લાગતા આ સંસારને, હાલતા પાણીમાં તરંગોએ આગળ કરી દેખાડેલા પ્રતિબિંબ જેવો ખોટો સમજે છે; અને તેઓ સંસારની લીલા સંબંધી સુખોમાં જરા પણ રુચિ ધારણ કરતો નથી.[૫૮]

वज्रार्पितोपममसन्मयमंबुभंगतुगं तरंगकृत-
बिंबमिवावलोक्य। लीलां तदीहितसुखेषु रतिं न
याति तज्ज्ञः कुशैवललवेष्विव राजहंसः ॥५८॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'પૂર્ણાશયસ્વરૂપવર્ણન' નામનો સર્ગ ૫૭મો સમાપ્ત**

## સર્ગ ૫૮મો*

## બાર્હસ્પત્ય કચે ગાયેલી ગાથા

**વસિષ્ઠ ઉવાચ**

अत्रैव वस्तुन्युदिताः शृणु राघव पूर्वजाः।
कचेन गाथा या गीता बार्हस्पत्येन पावनाः ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! આ વિષયમાં જ બૃહસ્પતિના પુત્ર કચે ગાયેલી પુરાતન પવિત્ર ગાથાઓ હું તમને કહું છું, તે તમે સાંભળો. મેરુ પર્વતના કોઈ વનમાં રહેતો બૃહસ્પતિનો પુત્ર કચ કોઈ સમયે બ્રહ્મવિદ્યાના અભ્યાસના પરિપાકને લીધે, આત્મામાં વિશ્રાંતિ પામ્યો હતો. યથાર્થ જ્ઞાનરૂપી અમૃતથી ભરાયેલી તેની બુદ્ધિ, પંચભૂતમય તુરત નષ્ટ થનારા અને અનાદર કરવાને યોગ્ય એવા આ દૃશ્યમાં ક્યાંય પણ રુચિ કરતી ન હતી. આત્મા વિના બીજું કાંઈ પણ નહિ જોતો એ કચ, એકલો રહેવાને લીધે જાણે અલગ પડી ગયો હોય તેમ હર્ષથી ગદ્ગદ વાણી વડે નીચે પ્રમાણે ગાથા બોલ્યો હતો:[૧-૪] 'આ સઘળું જગત જેમ પ્રલયકાળના જળથી ભરપૂર થઈ જાય છે, તેમ મારા આત્માથી જ ભરપૂર છે. તો હવે આ જગતમાં હું શું કરું? ક્યાં જાઉં? શું લઉં? અને શું છોડી દઉં?[૫] દુઃખ, દુઃખને ભોગવનારો જીવ અને જીવે ઇચ્છેલું સુખ—એ સઘળું દિશાઓથી પણ મોટા આત્મારૂપ થઈ ગયું છે. અહો! આ સઘળું આત્મામય છે એમ જાણવામાં આવ્યું, એટલે મારાં કષ્ટો પોતાની મેળે જ ટળી ગયાં. હવેથી મારે કાંઈ

* આ અઠ્ઠાવનમા સર્ગમાં પૂર્ણપદમાં આરૂઢ થયેલાની સર્વોત્તમપણાથી જે સ્થિતિ થાય છે, તેને જણાવનારી કચે ગાયેલી ગાથા કહેવામાં આવશે.

છોડવાનું કે લેવાનું રહ્યું નથી.[૬] બહારના તથા અંદરના પદાર્થો સહિત દેહમાં, ઊંચે, નીચે અને દિશાઓમાં જ્યાં જોઉં ત્યાં આત્મા જ છે, આત્માથી ન્યારું કંઈ પણ નથી.[૭] સર્વમાં આત્મા રહેલો છે અને આત્મામાં સર્વ રહ્યું છે; એટલું જ નહિ પણ જે કાંઈ દશ્ય છે, તે આત્મા જ છે. હું પણ આત્મામાં જ રહ્યો છું અને આત્મા જ છું.[૮] જે કાંઈ ચેતન કે અચેતન છે, તે સર્વમાં હું છું અને તે સઘળું હું છું. ચૈતન્યમય એવો હું અપાર આકાશને પણ ભરપૂર કરી દઈને સર્વત્ર રહ્યો છું.[૯] જેને એક અખંડ મહાસાગરની ઉપમા આપવામાં આવે છે, એવો હું પૂર્ણ અને પરમાનંદરૂપે રહ્યો છું.[૧] હે રામ! મેરુપર્વતની કુંજમાં રહેલો એ કચ એ પ્રમાણે ગાથા ગાઈને એવી જ ભાવના કર્યા કરતો હતો.[૧૦] અનુક્રમે ૐકારનું ઘંટાના શબ્દ જેવું ઉચ્ચારણ કરતો અને ૐકારના માથે રહેલી ૐકારની પાછલી તુરીયપદને જણાવનારી કોમળ અર્ધમાત્રાને શુદ્ધ હૃદયમાં ચિંતવતો એ કચ કારણોમાં કે કાર્યોમાં નહિ રહેતાં, તુરીયપદ(બ્રહ્મસ્વરૂપ)માં જ રહ્યો હતો.[૧૧] હે રામ! કલ્પનારૂપી કલંક ટળી જવાને લીધે એ કચ શુદ્ધ થયો હતો. એના પ્રાણવાયુનું ચલન નિરંતર હૃદયમાં જ લીન રહેતું હતું અને તેથી તે વાદળાં વિનાના શરદઋતુના આકાશ જેવો થઈ રહ્યો હતો, એવો એ કચ ઉપર કહેલી ગાથા ગાયા કરતો હતો.[૧૨]

व्यपगतकलनाकलंकशुद्धो हृदयनिरंतरलीनचातवृत्तिः। गतघनशरदाशयोपमानः स्थित इति राम कचः स गायमानः ॥ १२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'કચ–ગાથા' નામનો સર્ગ ૫૮મો સમાપ્ત**

# સર્ગ ૫૯ મો*

## બ્રહ્માના સંકલ્પથી જગતની કલ્પના અને શાસ્ત્રોની ઉત્પત્તિ

**वसिष्ठ उवाच**

अन्नपानांगनासंगाद्दते नास्तीह किंचन।
शुभमस्त्विवति संवादि महान् किमिव वांछतु ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! આ સંસારમાં અન્ન–પાનોના અને સ્ત્રીઓના ઉપભોગથી બીજું કાંઈ પણ વધારે સારું નથી, એમ નિશ્ચય કરીને, મહાત્મા પુરુષ અન્નપાનોની અને સ્ત્રીઓની ઇચ્છા કરે કે? એવી ઇચ્છા કરવી એ શાસ્ત્રોના સંપ્રદાયથી મળતી આવે કે? નીચ પુરુષો જેનાથી સંતુષ્ટ થાય છે તેનાથી તો પક્ષીઓ અને પશુઓ આદિ મૂઢ પ્રાણીઓ પણ સંતુષ્ટ થાય છે. ભોગો કંગાલ પ્રાણીઓના સર્વસ્વરૂપ છે અને આદિમાં, મધ્યમાં તથા અંતમાં ખોટા જ છે. તે ભોગો ઉપર જેઓ વિશ્વાસ રાખે છે, તેમને મનુષ્ય શરીરવાળા ગધેડા જ સમજવા અને તેમનું નામ પણ લેવું નહિ. સ્ત્રીનું શરીર રુવાંટાં, રુધિર અને માંસ આદિ અનેક બીભત્સ પદાર્થોથી ભરેલું છે. જેઓ તેથી રાજી થાય તે તેમને કૂતરા જ સમજવા, માણસ સમજવા નહિ. પૃથ્વી માટી જ છે, વૃક્ષો લાકડાં જ છે, શરીરો માંસમય જ છે, નીચે પૃથ્વી છે અને ઉપર આકાશ છે, તો તેઓમાં સારભૂત પદાર્થ કયો છે, કે તેનાથી સુખ પ્રાપ્ત થાય? ઇંદ્રિયોના સ્પર્શોને અનુસરનારા, વિવેકથી ક્ષણમાત્રમાં બાધ પામી જનારા અને જ્યાં સુધી વિચાર ન કરીએ ત્યાં સુધી જ સારા લાગે એવા જગત સંબંધી સઘળા વ્યવહારો મોહને માટે જ રહે છે, તેમ સઘળી સુખની આશાઓને અંતે દુ:ખ તથા મલિનપણું જ રહેલું છે. મનથી અને

* આ ઓગણસાઠમા સર્ગમાં વિષયોનું અસારપણું, બ્રહ્માના સંકલ્પથી જગતની કલ્પના, વૈરાગ્યથી બ્રહ્માનો વિશ્રામ અને શાસ્ત્રોની ઉત્પત્તિ કહેવામાં આવશે.

ઈંદ્રિયોથી જે જે વિષયો ભોગવાય છે, તેઓ જવા-આવવાના સ્વભાવવાળા હોવાથી અનિત્ય જ છે. જેમ મોટા હાથીએ કચરી નાખેલી લતાઓ નભતી નથી, તેમ સંપત્તિઓ પણ નભતી નથી. હાડકાંના ઢગલારૂપ દેહમાં પોતાપણાનું અભિમાન રાખનારો પુરુષ રુધિરની તથા માંસની પૂતળીને 'આ મારી પ્રિયા છે' એમ માનીને પ્રેમથી તેનું આલિંગન કરે છે, પણ એ કેવળ દુષ્ટ કામનો જ મહિમા છે. હે રામ! અજ્ઞાની પુરુષને આ સઘળું જગત સત્ય અને સ્થિર લાગવાથી સંતોષ આપે છે, પણ વિવેકી પુરુષને તો તે સઘળું અસ્થિર અને અસત્ય જ જણાય છે, તેથી સંતોષ આપતું નથી. હે રામ! ભોગ નહિ ભોગવ્યા છતાં પણ ભોગોની તૃષ્ણા રાખવામાં આવે, તો તે ઝેરની જેમ મૂર્ચ્છા આપે છે, ત્યારે ભોગ ભોગવવા મળતાં, એ તૃષ્ણા ઝેરની જેમ મૂર્ચ્છા આપે તેમાં શું કહેવું![1-10] એટલા માટે હે રામ! એ ભોગની આસ્થાને છોડી દઈને તમે આત્માની એકતાની નિષ્ઠાને ભજો. ચિત્ત જ્યારે દેહાદિક અનાત્મપદાર્થોની ભાવનામાં લાગ્યું, ત્યારે જ આ જગતરૂપી મિથ્યા જાળ પ્રકટ થઈ છે.[11] જેમ સૂર્ય આદિનું તેજ, સોના આદિની ભીંત ઉપર લાગીને તેને અનુસરતો પોતાનો આકાર કરી લે છે, તેમ બ્રહ્માના મને આપણી વાસનાઓને અનુસરીને સંકલ્પથી જ આ જગતરૂપી શરીર કલ્પી લીધું છે.[12]

રામ બોલ્યા: હે મહાબુદ્ધિમાન મુનિ! પૂર્વ કલ્પના કોઈ જીવનું મન, આ કલ્પમાં બ્રહ્માની પદવી મેળવીને, આ જગતને કેવી રીતે પ્રાણીઓથી અત્યંત ધાટું બનાવે છે?[13]

વસિષ્ઠ બોલ્યા: કમળમાં ઉત્પન્ન થયેલા પહેલા બાળક બ્રહ્માએ કમળરૂપી શયનમાંથી ઊઠીને પ્રથમ 'બ્રહ્મ બ્રહ્મ' એવો શબ્દ કર્યો, તેથી તે બ્રહ્મા કહેવાય છે.[14] સંકલ્પોના સમૂહરૂપ અને મનથી જ જેનો આકાર કલ્પાયો છે, એવા એ બ્રહ્માના સંકલ્પે પાછળની સૃષ્ટિ કરવાનો ઉદ્યમ કર્યો.[15] તેમાં પ્રથમ તેજનો સંકલ્પ થયો. તે મોટી પ્રભાવાળું હતું અને શરદઋતુના અંતમાં લતાઓ પીળી થઈ જાય છે, તેવી પીળી ચકરીઓથી તે દિશાઓને ભરી દેતું હતું.[16] પક્ષી-(પોતા)ની પાંખોને પસારતાં, તેનામાં જેવી નસો દેખાય છે, એવા તંતુઓથી તે આકાશમાં વ્યાપ્ત થયું હતું, સઘળા પ્રદેશોમાં પીળાશના સમૂહવાળું હતું અને આકાશમાં સુવર્ણમયપણાની ભ્રાંતિ કરી દેતું હતું.[17] ઘરના ગોખોમાં નખાયલી સોનાની જાળીઓની પેઠે તે ચકચકતાં કિરણોથી બ્રહ્માના રહેવાના કમળને પણ ચકચકિત કરી દેતું હતું અને ફેલાતા સુંદર બગીચાના જેવાં કિરણોનાં આવર્તનોથી તે શોભી રહ્યું હતું.[18] પછી મનરૂપી શરીરવાળા બ્રહ્માએ એ પ્રકાશિત તેજમાં અત્યંત પ્રદીપ્ત પોતાના આકાર જેવો એક આકાર કલ્પ્યો અને તે સૂર્યરૂપે તેમાંથી ઉદય પામ્યો.[19] એ આકાર જ જ્વાળાઓના મંડળના મધ્યમાં રહેનારો, સોનાનાં ચકચકતાં કુંડળોવાળો, આસપાસ મોટીમોટી જ્વાળાઓવાળા અગ્નિઓથી વીંટાયેલો, જ્વાળાઓથી વિશાળ અવયવોવાળો અને આકાશના મંડળને પ્રભાથી વ્યાપ્ત કરી દેનારો સૂર્ય કહેવાય છે.[20-21] પછી જેમ સમુદ્ર તરંગોને ઉછાળે છે, તેમ મહાબુદ્ધિમાન બ્રહ્માએ તે તેજના અવશેષ રહેલા ભાગને વિભાગો પાડીને ઉછાળ્યા અને તેમાંથી બ્રહ્માના જેવી જ શક્તિઓવાળા તેમજ સંકલ્પમાત્રથી ઐશ્વર્યોને પામેલા મરીચિ આદિ પ્રજાપતિઓ ઉત્પન્ન થયા.[22] પછી એ પ્રજાપતિઓ જે જે વસ્તુઓને જે જે રીતે સંકલ્પવા લાગ્યા, તે તે વસ્તુઓને તે તે રીતે તેઓ પોતાની આગળ ખડી થયેલી જોવા લાગ્યા; તેમજ તે તે વસ્તુઓને પામવા લાગ્યા.[23] એ પ્રજાપતિઓએ જે જે ઘણા ઘણા પ્રકારનાં પ્રાણીઓના

સંકલ્પો કર્યા, તે તે પ્રાણીઓ તુરત તેમના જોવામાં આવ્યાં તથા તેમને પ્રાપ્ત થયાં. એ પ્રજાપતિઓમાં આગળ જતાં મૈથુનની ક્રિયા ચાલી; એટલે એકમાંથી બીજા, બીજામાંથી ત્રીજા અને ત્રીજામાંથી ચોથા, એમ ઘણાં ઘણાં વિવિધ પ્રાણીઓ પ્રકટ થયાં.[૨૪] પછી બ્રહ્માએ વેદોનુ સ્મરણ કરીને, ઘણા ઘણા યજ્ઞોના પ્રકારો કલ્પ્યા અને પોતાને રહેવાના કમળમાંથી ચૌદ લોકોની સ્થિતિઓ કલ્પી.[૨૫] હે રામ! આ રીતે મન જ મોટા શરીરવાળુ બ્રહ્માનું રૂપ લઈને, આ ત્રણ ગુણમય સ્વરૂપવાળી સૃષ્ટિને ઉત્પન્ન કરે છે. તે સૃષ્ટિ પ્રાણીઓના સમૂહોથી વ્યાપ્ત છે; સમુદ્રોથી, પર્વતોથી તથા વૃક્ષોથી ભરપૂર છે; ચડતાઊતરતા લોકોની રચનાવાળી છે અને મધ્યભાગમાં મેરુથી, પૃથ્વીની પીઠથી, દિશાઓથી તેમજ કુંજોથી ઘેરાયેલી છે. વળી તે સુખ, દુઃખ, જરા, જન્મ અને મરણથી તેમજ ઘણી ઘણી ચિંતાઓથી સમજુ મનુષ્યને બોધ આપનારી છે અને રાગ, દ્વેષ તથા ભયના ઉદ્વેગવાળી છે.[૨૬–૨૮] બ્રહ્માના મનમાંથી ઊઠેલા સંકલ્પોરૂપી હાથીએ, આરંભના સમયમાં જે જે પદાર્થને જે જે રીતે જોઈ શકાય અને પામી શકાય એવો કલ્પેલો છે, તે તે પદાર્થ અદ્યાપિ સુધી તે તે રીતે જ જોઈ શકાય છે અને પામી શકાય છે. બ્રહ્માની કલ્પના અનુસાર જ બીજાઓની કલ્પનાઓ પ્રવર્તે, એવો માયાનો સંપ્રદાય છે. જેમ બ્રહ્મામાં સમષ્ટિ મન રહ્યું છે, તેમ બીજાં પ્રાણીઓમાં વ્યષ્ટિ મન રહ્યું છે. એ મન સઘળાં પ્રાણીઓમાં રહીને સંસારની જ કલ્પના કર્યા કરે છે અને કોઈક વિરલ પ્રાણીઓમાં રહેલું મન બ્રહ્મની ભાવના પણ કરે છે.[૨૯,૩૦] આ રીતે મને સંકલ્પમાત્રથી તુરત જ કલ્પી લીધેલો જગતરૂપ મિથ્યા ભ્રમ, અજ્ઞાનીઓની દૃષ્ટિમાં સ્થિરપણાને પ્રાપ્ત થયો છે.[૩૧] જગતની સઘળી ક્રિયાઓ સંકલ્પથી જ ઉત્પન્ન થાય છે અને ક્રિયાઓના નિયમને અનુસરનારા દેવતા એ પણ સંકલ્પથી જ પ્રકટ થાય છે.[૩૨] પછી સૃષ્ટિનો વિસ્તાર થતાં ઇંદ્ર અને વિરોચન આદિ કેટલાએક રાજાઓ પરસ્પરની શત્રુતા કરનારા ઉત્પન્ન થાય છે. તેઓ પોતપોતાના ઉત્કર્ષને માટે ધર્મની તથા અધર્મની વૃદ્ધિ કરવાને યત્ન કરવા માંડે છે; એટલે પ્રજાઓમાં વધ, બંધન તથા રોગ આદિ ક્લેશોની ભારે પીડા થાય છે. એ જોઈને કાયર થયેલા ભગવાન બ્રહ્મા કમળ ઉપર બેસીને વિચાર કરે છે. 'મનમાં સંકલ્પમાત્રથી જ આ સૃષ્ટિરૂપી વિચિત્ર ચિત્ર ઉત્પન્ન થયું છે. મોટા વિસ્તારવાળી, તે તે વ્યવહારોના વિકારોવાળી, રુદ્ર, વિષ્ણુ તથા ઇંદ્ર આદિ દેવતાઓવાળી અને પર્વતોથી, સમુદ્રોથી, પાતાળોથી, પૃથ્વીથી, અંતરિક્ષથી, દિશાઓથી તથા સ્વર્ગ આદિ ભુવનોથી ભરપૂર થયેલા પ્રદેશોવાળી, આ સૃષ્ટિ મેં કેવળ ભારેભારે સંકલ્પોની જાળથી જ ચારે બાજુ ફેલાવી છે. હવે તો હું આ સંકલ્પોને ઉછાળવાની પદ્ધતિથી કાયર થઈ ગયો છું.'[૩૩–૩૬] આવો નિશ્ચય કરીને કલ્પનાઓરૂપી અનર્થોના સંકટમાંથી વિરામ પામી (સંકલ્પો કરવા છોડી દઈને), તે બ્રહ્મા પોતાના મનથી પોતાના સ્વરૂપભૂત અનાદિ પરબ્રહ્મનું અનુસંધાન કરવા માંડે છે.[૩૭] આમ અનુસંધાનના પ્રભાવથી બ્રહ્મા શાંત થાય છે, તેમનુ મન ગળાઈ જાય છે અને જેમ થાકેલો પુરુષ ગુપ્ત સ્થળમાં કરેલા શયનમાં વિશ્રાંતિ ભોગવે છે, તેમ તે કેવળ પરબ્રહ્મના જ પ્રકાશવાળા ધ્યાનમાં વિશ્રાંતિ ભોગવે છે.[૩૮] મમતાથી તથા અહંતાથી રહિત થયેલા અને ધ્યાનથી પરમ શાંતિને પ્રાપ્તથયેલા તે બ્રહ્મા પવન વિનાના સમુદ્રની જેમ પોતે પોતાના સ્વરૂપમાં જ રહે છે.[૩૯] પછી જેમ સમુદ્ર પાણીના ચલનથી પોતાનું નિશ્ચળપણું છોડી દે છે, તેમ કોઈ સમયે બ્રહ્મા વૃત્તિના ચલનને લીધે એકાગ્રતારૂપી ધ્યાન કરવું છોડી દે છે.[૪૦] ધ્યાન છોડીને બ્રહ્મા અનેક

સુખ–દુઃખોથી ઘેરાયેલા, સેંકડો આશાઓરૂપી પાશોથી બંધાયેલા અને રાગ–દ્વેષ તથા ભયથી આતુર થયેલા સંસારનો વિચાર કરવા લાગે છે.[૪૧] આમ વિચાર કરી અને પ્રાણીઓની કષ્ટમય સ્થિતિ જોઈને બ્રહ્માનું મન દયાથી ઊભરાઈ જાય છે, એટલે તે પ્રાણીઓનું કલ્યાણ કરવા માટે અને મુક્તિનો માર્ગ દેખાડવા માટે ગંભીર અર્થોવાળાં તેમજ બ્રહ્મજ્ઞાનથી ભળેલાં અનેક પ્રકારનાં શાસ્ત્રો રચે છે. તે વેદોનો તથા વેદોનાં અંગોનો સંગ્રહ કરે છે અને પુરાણ આદિ બીજાં શાસ્ત્રોને પણ રચે છે. જગતની ચેષ્ટા જોઈને એ પ્રમાણે શાસ્ત્રોરૂપી મર્યાદાનું સ્થાપન કર્યા પછી, બ્રહ્મા વળી તે આપદાઓમાંથી નીકળી કમળની ઉપર સ્થિરતાથી બેસે છે અને આગળ પ્રમાણે ધ્યાનનો આશ્રય કરીને મંદરાચળથી રહિત થયેલા ક્ષીરસાગરની જેમ શાંતપણાથી તથા સ્વસ્થપણાથી પોતાના સ્વરૂપમાં જ રહે છે.[૪૨–૪૫] કોઈ સમયે એ બ્રહ્મા પોતાની વૃત્તિ સઘળા સંકલ્પોથી રહિત થયા છતાં પણ યદચ્છાથી કેવળ લોકોના ઉપર અનુગ્રહ કરવા સારુ વ્યવહારની રીતિને અનુસરે છે.[૪૬] હે રામ ! એ પ્રમાણે વ્યવહારને અનુસરવાના સમયમાં પણ બ્રહ્મા અંતઃકરણથી કોઈને મિત્ર ગણીને તેના પર પ્રેમ કરતા નથી, કોઈને શત્રુ ગણીને અંતઃકરણપૂર્વક તેનો ત્યાગ કરતા નથી, શરીરનું અભિમાન ધરતા નથી, કોઈ જાતનો વિક્ષેપ પામતા નથી, વિષયોના અનુભવની લાલચ રાખતા નથી, અહંકારના આવેશપૂર્વક કોઈનું પાલન કરતા નથી અને અહંકારના આવેશપૂર્વક કોઈનો નાશ પણ કરતા નથી; તે તો સર્વ પદાર્થોમાં અને સર્વ વૃત્તિઓમાં સમતા રાખે છે. ભરપૂર સમુદ્રની પેઠે ગંભીર રહે છે અને જીવન્મુક્તની સ્થિતિમાં જ રહે છે.[૪૭,૪૮] કોઈ સમયે સઘળા સંકલ્પોથી રહિત કેવળ ધ્યાનમાં લાગ્યા હોવા છતાં પણ તે યદચ્છાથી લોકોની ઉપર અનુગ્રહ કરવાને માટે જાગ્રત થાય છે.[૪૯] હે મહાબુદ્ધિમાન્ રામ ! બ્રહ્માની આ પવિત્ર સ્થિતિ મે તમારી પાસે કહી. પ્રજાપતિઓ અને દેવવર્ગના લોકો (દેવ, ગંધર્વ તથા યક્ષ આદિ) પણ સત્ત્વગુણની અધિકતાવાળા હોવાને લીધે, આ બ્રહ્માના જેવા જીવન્મુક્તપણાને પામવાને યોગ્ય છે.[૫૦] સર્વ સૃષ્ટિઓના ઉપરામરૂપ પરબ્રહ્મમાં બ્રહ્માના મનની પ્રથમ કલ્પનાથી પ્રજાપતિઓ ઉત્પન્ન થયા છે અને પ્રજાપતિઓની પદવી ઉપાસનાઓના ફળરૂપ છે; એટલા માટે શુદ્ધ અંતઃકરણવાળા હોવાને લીધે, પ્રજાપતિઓ થોડા જ પ્રયત્નથી જ્ઞાનને પ્રાપ્ત થઈ શકે એમ છે. તેથી તેઓ દેવવર્ગના લોકો કરતાં પણ વહેલા જીવન્મુક્તપણું પામવાને યોગ્ય છે.[૫૧] પ્રજાપતિઓની સૃષ્ટિ સ્થિર થયા પછી, બ્રહ્માના મનની બીજી જે કલ્પના ઉદય પામે છે, તે ચંદ્રની કળાઓ દ્વારા આકાશ તથા વાયુનો આશ્રય કરીને ઔષધિઓ તથા પાંદડાંમાં પ્રવેશે છે. પછી સોમ, ઘી અને દૂધરૂપે તે અગ્નિમાં હોમાય છે, તેમજ અમૃતરૂપે પરિણામ પામીને પ્રજાપતિઓના ભોજનમાં આવે છે. આમ પ્રજાપતિઓના વીર્યરૂપ થઈને કોઈ દેવરૂપે, તો કોઈ યક્ષરૂપે જન્મે છે. આ દેવવર્ગની પદવી 'યજ્ઞો' નામનાં કર્મોનાં ફળરૂપ છે; એટલા માટે એ દેવવર્ગના લોકો કાંઈક મલિન અંતઃકરણવાળા હોવાને લીધે, પ્રજાપતિઓના કરતાં થોડા વધારે પ્રયત્નથી જ્ઞાનને પામી શકે એમ છે; તેથી તેઓ મોડા જીવન્મુક્તપણું પામવાને યોગ્ય છે. મનુષ્યો તો પાપ–પુણ્યના મિશ્રપણાથી ઉત્પન્ન થયા છે, માટે તેઓ વધારે મલિન અંતઃકરણવાળા છે. તેઓ જો બહુ પ્રયત્નથી સત્સંગ, ઈંદ્રિયોનો જય તથા શ્રવણ–મનનાદિકનો જ્ઞાનની પ્રાપ્તિ પર્યંત અભ્યાસ કર્યા કરે, તો જ જ્ઞાનને પ્રાપ્ત થઈ શકે એમ છે. આમ તેઓ માંડ માંડ જીવન્મુક્તપણું પામે છે. પ્રજાપતિઓની, દેવવર્ગની તથા મનુષ્યની યોનિમાં પણ જે જીવ

અવતર્યો હોય, તેને સજ્જનનો સંગ મળે તો તે જ જન્મમાં સજ્જનના ગુણો પ્રાપ્ત થાય છે અને દુર્જનનો સંગ મળે, તો તે જ જન્મમાં દુર્જનના ગુણો પ્રાપ્ત થાય છે. એટલા માટે સઘળાએ દુર્જનના સંગથી દૂર રહી સજ્જનના સંગમાં તત્પર રહેવું યોગ્ય છે.[૫૨–૫૪] હે રામ! આ સૃષ્ટિની સ્થિતિ એ પ્રમાણે છે. પ્રજાપતિઓની સૃષ્ટિ ઉપાસનાઓના ફળરૂપ છે, દેવવર્ગની સૃષ્ટિ યજ્ઞ આદિ કર્મોનાં ફળરૂપ છે અને મનુષ્યોની સૃષ્ટિ પાપ–પુણ્યોનાં મિશ્રિત ફળરૂપ છે. અનેક પ્રકારના પ્રારબ્ધોના વેગોથી, વિલાસોનાં કૌતુકોથી અને ક્રોધ આદિથી ભરેલા વ્યવહારોથી ટેકો પામેલી આ સઘળી સૃષ્ટિ પરબ્રહ્મમાં સંકલ્પોની કલ્પના ઊઠવાથી જ પ્રકટ થાય છે.[૫૫]

इत्थं गता स्थितिरियं किल रामभद्र सृष्टिः स्फुटप्रकटसंकटकर्मलब्धा । आविर्भवेद्विविधवेग विहारभारसंरंभगर्भविधृता कलनापदे सा ॥ ५५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'કમલજવ્યવહારવર્ણન' નામનો સર્ગ ૫૯ મો સમાપ્ત

## સર્ગ ૬૦ મો×

### શરીરગ્રહણનો ક્રમ અને તત્ત્વજ્ઞપ્રશંસા

वसिष्ठ उवाच

अस्मिन् भगवति ब्रह्मंश्चपलं पदमाश्रिते ।
पितामहे महाबाहो कृतसर्गव्यवस्थितौ ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! સર્વ લોકોના પિતામહ ભગવાન બ્રહ્મા મોટા મનરૂપ છે. તે જ્યારે સૃષ્ટિની વ્યવસ્થા કરવા લાગે છે, ત્યારે આ જગતરૂપી જૂનો રેંટ, જીવિત આદિની તૃષ્ણારૂપી રજ્જુથી પોતાની રીતિ પ્રમાણે ચાલ્યા કરે છે. એ રજ્જુમાં અનેક પ્રાણીઓરૂપી ઘડાઓ પરોવાયેલા છે.[૧–૨] બ્રહ્માથી પ્રકટ થયેલાં કેટલાંએક વ્યષ્ટિ–મનો સ્થૂળશરીરોરૂપી પાંજરાંઓમાં પ્રવેશ કરે છે, કેટલીએક વ્યષ્ટિ–મનોરૂપી ચકરીઓ વાયુથી ઊડેલા અગ્નિના ચપળ તણખાઓની જેમ માયાના સંબંધવાળા આત્મામાંથી પ્રથમ ઉત્પન્ન થયેલા આકાશમાં જ ભ્રમણ કર્યા કરે છે; અને કેટલાએક જીવો ઉપાધિના લયને લીધે અંદર પેસી જાય છે.[૩–૪] હે રામ! જેમ સમુદ્રમાં તરંગો બહાર આવે છે અને અંદર પેસી જાય છે, તેમ આદિથી તથા અંતથી રહિત પરબ્રહ્મમાંથી સંકલ્પને લીધે ઉત્પન્ન થતા જીવો તેમાં બહાર આવે છે અને વળી અંદર પેસી જાય છે.[૫] જેમ ધુમાડાઓ વાદળાંઓમાં પ્રવેશ કરે છે, તેમ બહાર આવેલા જીવો બ્રહ્મમાં કલ્પિત થયેલા આકાશમાં પ્રવેશ કરીને તે આકાશથી તથા તેવાં જ સૂક્ષ્મ પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા પ્રાણથી એકતા-(લિંગશરીરોના અધ્યાસ)ને પામે છે. જેમ પ્રચંડ દૈત્યોનો સમૂહ દેવતાઓને વશ કરી લે છે, તેમ લિંગશરીરો જીવોને વશ કરી લે છે.[૬–૭] આ પ્રમાણે લિંગશરીરોના અધ્યાસને પામેલા જીવોમાં કેટલાએક જીવો મિશ્રિત કર્મોવાળા હોય છે. તેઓ અન્ન–પાનાદિક દ્વારા મનુષ્યોનાં શરીરોમાં પ્રવેશ કરીને વીર્યરૂપ થઈ તે રૂપે માતાઓના ગર્ભમાં પ્રવેશ કરીને જગતમાં જન્મ ધરે છે. તેઓ દેવ આદિના કરતાં, થોડા જ્ઞાનવાળા મનુષ્યો કહેવાય છે. જેઓએ પૂર્વજન્મમાં મુખ્યત્વે કરીને યજ્ઞાદિક કર્મો જ કરેલાં હોય, તે જીવો લિંગશરીરોનો ઉપર કહ્યા પ્રમાણે અધ્યાસ પામ્યા પછી ચંદ્રનાં કિરણોથી ક્ષીરસાગરના જેવા લાગતા આકાશમાં પ્રથમ રહે છે. પૂર્ણમંડળવાળો ચંદ્ર, જેટલાં શ્વેત અને ચપળ કિરણોથી જગતને પ્રકાશિત કરતો ઉદય પામે છે, તેટલાં કિરણોથી પૂર્ણ રહેનારા આકાશના ભાગમાં રહ્યા પછી, તે જીવો નંદન આદિ વનોમાં પ્રવેશ કરે છે. આમ ચંદ્રનાં અતિ રમણીય કિરણોની સાથે, પોતે પણ હાસો-

× આ સાઠમા સર્ગમાં બ્રહ્મમાથી ઊડેલા જીવોનો શરીરોનું ગ્રહણ કરવાનો જે ક્રમ છે, તે કહેવામા આવશે અને તત્ત્વવેત્તાઓની પ્રશંસા કરવામા આવશે.

ની પેઠે વ્યગ્ર થઈને ચપળ પક્ષીઓની પેઠે તે વનોમાં પ્રવેશ કરે છે. પછી સૂર્યનાં તથા ચંદ્રનાં કિરણોના સંસર્ગને લીધે પોતાની મેળે રસથી પુષ્ટ થતાં આવતાં તે વનોનાં ફળોમાં તે જીવો, જેમ બાળકો દૂધથી પૂર્ણ થયેલાં માતાઓનાં સ્તનોમાં સ્થિતિ બાંધે છે, તેમ ચંદ્રનાં કિરણોથી અળગા પડીને પોતાની સ્થિતિ બાંધે છે.[૮-૧૨] પછી સૂર્યનાં કિરણોથી પરિપક્વ થયેલાં તે ફળોનું કશ્યપ આદિ પ્રજાપતિઓ ભક્ષણ કરે છે, એટલે તે ફળોની સાથે એ પ્રજાપતિઓના પેટમાં જાય છે. આમ મૂર્છિત જેવા થયેલા એ જીવો વીર્યપણાને પ્રાપ્ત થાય છે અને વીર્યપણાને પ્રાપ્ત થઈને તેઓ અદિતિ આદિ માતાઓના ગર્ભપિંજરમાં પ્રવેશ કરીને જન્મ ધારણ કરે છે. તેઓ મનુષ્યોના કરતાં અધિક જ્ઞાનવાળા દેવો, ગંધર્વો તથા યક્ષો આદિ કહેવાય છે.[૧૪] જેમનામાં અંકુરો, શાખાઓ કે પાંદડાંઓ પ્રકટ ન થયાં હોય એવાં બીજો જેમ અંકુરોની, શાખાઓ તથા પાંદડાંઓની પ્રકટતાવાળા પડમાં રહે છે, તેમ જેમની વાસનાઓ સ્પષ્ટ થયેલી ન હોય એવા જીવો સ્પષ્ટ વાસનાઓવાળી માતાઓના ગર્ભપિંજરમાં રહે છે.[૧૫] જેમ કાષ્ટમાં અગ્નિ રહે છે અને માટીમાં ઘડો રહે છે, તેમ માયાના સંબંધવાળા બ્રહ્મમાંથી નીકળેલા જીવો બીજા જીવોમાં રહે છે.[૧૬] જે જીવ પૂર્વજન્મમાં અત્યંત વૈરાગ્યવાળો હોય, એટલે જેણે સ્ત્રીઓ આદિનાં શરીરોની શોભા જોવાની લાલચ જ ન કરી હોય અને બીજાઓ પ્રેરણા કરેલી હોવા છતાં પણ જેણે આ લોક સંબંધી અથવા પરલોક સંબંધી કર્મોમાં સકામ પ્રવૃત્તિ ન કરી હોય, તે જીવ તો દેવયોનિમાં અવતરીને પણ અત્યંત સાત્ત્વિક જ થાય છે. ત્યાં જ્ઞાન પામીને તે જીવન્મુક્તના વ્યવહારવાળો થાય છે અને તે તે જ જન્મમાં વિદેહમુક્તિને પામે છે. પણ જે જીવ સકામ કર્મો કરીને ભોગ ભોગવવાને માટે જ દેવયોનિમાં અવતર્યો હોય, તેને અત્યંત સાત્ત્વિક નહિ, પણ તમોગુણવાળો રાજસ સાત્ત્વિક સમજવો અને તે જીવને બીજી યોનિઓમાં પણ ફેરા ફરવા પડે છે. એ ફેરાઓ જ્ઞાન મેળવીને અવશ્ય અટકાવવા યોગ્ય છે. હે રામ ! હવે આ સંસારમાં જેનો છેલ્લો જન્મ જ હોય એવા અત્યંત સાત્ત્વિક મનુષ્ય વિષે હું કહું છું, તે સાંભળો.[૧૭-૧૯] અત્યંત સાત્ત્વિક પુરુષ તો મુખ્યત્વે કરીને પ્રતિબંધનો નાશ કરવાને માટે જ જન્મેલો હોય છે; માટે તેવા કોઈ પુરુષને કદી પણ પુનર્જન્મ લેવો પડતો નથી.[૨૦] હે રામ ! જેઓ રાજસ કે સાત્ત્વિક હોય છે તેઓ ફરી વાર જન્મ ધરે છે, પણ અત્યંત સાત્ત્વિક પુરુષોને ફરી વાર અવતાર લેવા પડતા નથી. તેઓ તો શ્રવણાદિક ઉપાયોથી આત્મતત્ત્વનો સારી પેઠે વિચાર કરીને કેવળ પ્રતિબંધના નાશને માટે જ અવતરેલા હોય છે અને આત્મતત્ત્વનું જ બુદ્ધિથી મનન કર્યા કરે છે. હે રામ ! આવી રીતે અત્યંત સદ્‌ગુણોવાળા અને મુખ્યત્વે કરીને પ્રતિબંધનો નાશ કરવાને માટે જ અવતરેલા અત્યંત સાત્ત્વિક આત્મવેત્તા પુરુષો બહુ દુર્લભ છે.[૨૧,૨૨] હે રામ ! આ રીતે આત્મવિચારના અધિકારી એવા રાજસ તથા સાત્ત્વિક જીવોના જન્મ વિષે તમારી પાસે કહ્યું, પણ જે રાક્ષસ તથા મૂંગા પશુ આદિ અનેક પ્રકારના જીવો તામસ જાતિવાળા છે, તેઓ તો સ્થાવર જેવા જ છે; માટે આ જ્ઞાનના અધિકારની વાતમાં તેઓનો વિચાર કરવો જ યોગ્ય નહિ હોવાથી તેમના જન્મ વિષે હું આ સ્થળે કહેતો નથી.[૨૩] હે રામ ! ઉત્તમ જન્મ પ્રાપ્ત થયા છતાં પણ થોડા જ મનુષ્યો અને થોડા જ દેવતાઓ સંસાર સંબંધી ભોગોમાં રુચિ પામ્યા નથીઃ માટે વૈરાગ્ય અત્યંત દુર્લભ છે એમ જણાય છે. જુઓ, હું પણ આત્મવિચારની પૂર્ણ યોગ્યતાને પામ્યો છું, તોપણ સત્ત્વગુણમાં

કાંઈક રજોગુણનું મિશ્રણ હોવાને લીધે પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત નહિ થવાથી, હું પુરોહિતપણું કર્યા કરું છું.[૨૪] હે રામ ! તમે વૈરાગ્ય આદિ સાધનોથી સંપન્ન છો, તોપણ પરમાત્માના પદનો વિચાર કરતા નથી; તેથી જ તમને આ સંસારની ભ્રાંતિ વધી છે; માટે તમે અહીં હમણાં જ આત્મતત્ત્વનો વિચાર કરો. વિચાર કરશો, તો જે પરબ્રહ્મ છે, તે તમે જ છો એમ પ્રત્યક્ષ અનુભવમાં આવશે. તમે વિચાર કર્યા વગર રહ્યા છો, તેથી તમને આ સંસારરૂપી મોટી આપદા વિસ્તાર પામેલી જણાય છે. વિચાર કરશો તો આ સંસાર કાંઈ છે જ નહિ અને તમે પરબ્રહ્મ છો એમ સહેજે જણાશે.[૨૫]

स्थितस्य ते महापदाविचार्यैवमायता ।
विचारय त्वमंजसा तदद्य चेह न द्वयम् ॥ २५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'જીવાવતાર' નામનો સર્ગ ૬૦મો સમાપ્ત

## સર્ગ ૬૧મો×

### સત્પુરુષોની પ્રશંસા અને વિવેક તથા વૈરાગ્યના ક્રમ

वसिष्ठ उवाच

ये हि राजससात्त्विक्या जाता भुवि महागुणाः ।
ते नित्यमेव मुदिताः प्रकाशाः ख इवेंदवः ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! જે પુરુષો નિષ્કામ કર્મો કરીને અથવા ઉપાસના કરીને પૃથ્વીમાં જન્મેલા હોય છે, તે મોટા સદ્‌ગુણવાળા પુરુષો સર્વદા આનંદયુક્ત જ રહે છે. જેમ આકાશમાં ચંદ્ર પ્રકાશે છે, તેમ તેઓ પૃથ્વીમાં પ્રકાશે છે.[૧] જેમ આકાશ મેલને પ્રાપ્ત થતું નથી, તેમ તેઓ ખેદને પ્રાપ્ત થતા નથી. જેમ સોનાનું કમળ રાત્રિએ પણ કરમાતું નથી, તેમ તેઓ કદી પણ શરીરમાં કરમાતા નથી. જેમ સ્થાવરો પોતાના પ્રારબ્ધના ભોગ વિના બીજું કશું કરતા નથી, તેમ તેઓ જ્ઞાનનાં સાધનો વિના બીજું કશું કરતા નથી. જેમ વૃક્ષો પોતાનાં ફળાદિકથી બીજાઓને આનંદ આપે છે, તેમ તેઓ પોતાના સદાચારોથી બીજાઓને આનંદ આપે છે.[૨-૩] હે રામ ! એવા મહાત્મા પુરુષની શુક્લપક્ષના ચંદ્ર જેવી સુંદર બુદ્ધિ શાંતિરૂપી અમૃતથી નિત્ય પુષ્ટ થતી જાય છે અને તેથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. જેમ ચંદ્ર કૃષ્ણપક્ષમાં પણ પોતાની શીતળતાને તજતો નથી, તેમ મહાત્મા પુરુષો આપત્તિકાળમાં પણ સૌમ્યતાને તજતા નથી. જેમ વનનાં વૃક્ષો નવા ગુચ્છોવાળી લતાથી શોભે છે, તેમ મહાત્મા પુરુષો મૈત્રી આદિ ગુણોવાળી પોતાની પ્રકૃતિથી શોભે છે. હે રામ ! એ ઉત્તમ મહાત્મા પુરુષો સર્વદા તમારી પેઠે સમબુદ્ધિવાળા હોય છે, સંપૂર્ણ શાંતરસમય જ હોય છે, સૌમ્યવૃત્તિવાળા હોય છે અને તેઓ સમુદ્રની જેમ કદી પણ મર્યાદાનો ત્યાગ કરતા નથી. આથી વાસનાઓને ટાળનારી એ લોકોની પદ્ધતિને નિરંતર અનુસરવું જોઈએ અને આપદાના સમુદ્રરૂપી સંસારની ખટપટમાં પડવું જોઈએ નહિ. જે જે રીતે રજોગુણનો ક્ષય થાય અને પોતાના આનંદ આપનારા સત્ત્વગુણના ઉદયો વધે, તે તે રીતે શાંત મનથી જગતમાં વિહાર કરવો. જેમનું મૂઢ લોકો વારંવાર ચિંતવન કર્યા કરે છે એવી વિષયોની ગતિઓનો ત્યાગ કરીને, વારંવાર જ્ઞાનશાસ્ત્રનો વિચાર કરવો અને તુરત મનમાં પૂરી કાળજી રાખીને જુદાજુદા પ્રકારોથી પદાર્થોના અનિત્યપણાનો વિચાર કરવો. આ લોકના ભોગોને માટે તથા પરલોકના ભોગોને માટે જગતમાં જે જે ક્રિયાઓ કરવામાં આવે છે, તેઓ તેમજ તે તે ક્રિયાઓના ફળરૂપ પશુ, પુત્ર, ધન તથા અપ્સરા આદિ પદાર્થો એક જાતની આપદા જ

× આ એકસઠમા સર્ગમા મહાત્માઓની પ્રશસા કરવામા આવશે અને વિવેકનો તથા વૈરાગ્યનો ક્રમ કહેવામાં આવશે.

છે, પણ સંપત્તિરૂપ નથી, એમ સમજુ પુરુષે ભાવના કર્યા કરવી. હે રામ! અજ્ઞાનના વિસ્તારરૂપ મિથ્યા વિષયોના વ્યર્થ ચિંતનને છોડી દેવું અને અવિનાશી પદાર્થરૂપ પોતાના સ્વરૂપનું સારી રીતે અનુસંધાન કર્યા કરવું. સદ્‌ગુરુના ઉપદેશથી અને સજ્જનોના સમાગમથી 'હું કોણ છું અને આ સંસારનો આડંબર કેમ થયો છે' એ વિષે પ્રયત્નપૂર્વક વિચાર કરવો, કર્મોમાં ડુબવું નહિ અને દુષ્ટની સાથે સહવાસ કરવો નહિ.[૪-૧૩] 'સંસારમાં સઘળા પ્રિય પદાર્થોનો નાશ અવશ્ય થવાનો છે' એમ જોયા કરવું અને જેમ મયૂર મેઘને અનુસરે છે, તેમ સજ્જનને જ અનુસરવું.[૧૪] અહંકાર, દેહ અને પુત્રાદિક સંસાર, એ ત્રણ વહાણ વિનાના સમુદ્ર સમાન છે. તેમની વાસનાને છોડી દઈને સત્ય પરબ્રહ્મનું જ અવલોકન કરવું. પુત્રાદિકની વાસનાને ત્યજી દેવી તેમજ અસ્થિર શરીરની વાસનાને પણ ત્યજી દેવી અને મોતીઓમાં તંતુની પેઠે સઘળા દેહોમાં પરોવાયેલા અત્યંત શુદ્ધ સાક્ષી પરમ ચૈતન્યનું અવલોકન કરવું. જેમ દોરામાં મણિઓનો સમૂહ પરોવાયેલો હોયછે, તેમ નિત્ય વિસ્તીર્ણ, સર્વમાં રહેલા અને સર્વના અધિષ્ઠાનભૂત મહામંગલ પરબ્રહ્મમાં આ સઘળું બ્રહ્માંડ પરોવાયેલુ છે. આકાશના શણગારરૂપ અને અત્યંત મોટા વિસ્તારવાળા સૂર્યમાં જે ચૈતન્ય છે, તે જ ચૈતન્ય ધરતીના ઝીણા દરની અંદર રહેલા કીડામાં છે.[૧૮] જેમ વાસ્તવિક રીતે જોતાં ઘટાકાશોનો મહાકાશથી કશો ભેદ નથી, તેમ શરીરોમાં રહેલા જીવોનો પરમાત્માથી કશો ભેદ નથી.[૧૯] જેમ સર્વ પ્રાણીઓના અનુભવમાં આવતા પદાર્થો અનેક છે; પણ તે પદાર્થોમાં મધુર, અમ્લ, લવણ, કટુ, કષાય અને તિક્ત એ નામના રસો છ જ છે, તેમ પ્રાણીઓ અનેક છે, પણ તેઓમાં ચૈતન્ય એક જ છે. સર્વદા એક પરમ સત્ય પરબ્રહ્મ વિના બીજું કાંઈ છે જ નહિ; માટે 'આ જન્મ્યો અને આ નાશ પામ્યો' એવી તમને જે પ્રતીતિ થાય છે તે ખોટી જ છે.[૨૧] હે રામ! ઉત્પન્ન થઈને નાશ પામે એવી કોઈ વસ્તુ સાચી છે જ નહિ. આ જગત આભાસમાત્ર (દેખાવમાત્ર) જ છે, માટે ઝાંઝવાનાં પાણીની જેમ સત્ પણ નથી, અસત્ પણ નથી, પરંતુ અનિર્વચનીય (નિરૂપણ કરવાને અશક્ય) જ છે.[૨૨] જ્યાં સુધી મોક્ષ ન થયો હોય ત્યાં સુધી અશાંત ચિત્તથી સ્પષ્ટ ગ્રહણ કરવામાં આવતું હોવાથી, આ જગત પોતાના કાળમાં છે જ એટલા માટે અસત્ નથી અને મોક્ષના કાળમાં હોતું જ નથી એટલા માટે સત્ પણ નથી. આ જગત મોહની નિવૃત્તિ થયા પછી પણ રહેતું નથી, ત્યારે મોક્ષના કાળમાં તો કયાંથી જ રહે?[૨૩] હે રામ! જગતરૂપી મોહજાળ અત્યંત અસત્ હોય તો છોડી દેવાનું કાંઈ રહ્યું જ નહિ; માટે જ્ઞાનથી કોને છોડી દેવાય? અને જગતરૂપી મોહજાળ અત્યંત સત્ હોય, તો સત્પદાર્થ જ્ઞાનથી ટળનો નથી, માટે જ્ઞાનથી કોને ટાળી શકાય? જગત જો સત્ પણ હોય અને અસત્ પણ હોય, તો જ જ્ઞાનની સફળતા થાય છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે જગત રજ્જુ–સર્પાદિકની જેમ અનિર્વચનીય અધ્યાસરૂપી સંગતિથી જ મોહમાં કારણરૂપ થાય છે.[૨૪] હે રામ! જો 'જગત મુદ્દલ છે જ નહિ' એમ માનો તો મોહ એ કશો પદાર્થ જ નથી. હવે 'જગત છે' એમ માનો, તોપણ તેમાં મોહ પામવા જેવી કશી યોગ્યતા નથી. એટલા માટે તમે આકાશની પેઠે દેહાદિકની જન્મમરણ આદિ સ્થિતિઓમાં સર્વદા અત્યંત સમાન અને નિર્વિકાર જ રહો.[૨૫]

असति जगति किं किलेह मोहः सति च किमङ्ग विमोहकारणं तत् । जननमरणसंस्थितिष्वतस्त्वं भव खमिवातिसमः सदोपशान्तः ॥

# સર્ગ ૬૨ મો*

## સત્સંગથી તથા પુરુષાર્થથી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થાય છે

**वसिष्ठ उवाच**

**धीरो विचारवान् साक्षादादावेव महाधिया ।**
**शास्त्रेण विदुषा शास्त्रं सुजनेन विचारयेत् ॥१॥**

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! મોટી બુદ્ધિવાળા પુરુષે વિચાર કરવાની ચાતુરી મેળવીને, તેમજ દુઃખોને સહન કરવાની ટેવ પાડીને, શાસ્ત્રમાં કહેલી પદ્ધતિ પ્રમાણે સુજનતાવાળા વિદ્વાન ગુરુની સાથે, પ્રથમ શાસ્ત્રનો વિચાર કરવો. શાસ્ત્રના અર્થના અભ્યાસથી, સુજનોના સંગના અભ્યાસથી અને વૈરાગ્યાદિના અભ્યાસથી સંસ્કાર પામેલો પુરુષ, સ્વરૂપના જ્ઞાનને પાત્ર થઈ તમારી જેમ શોભે છે. તમે ઉદાર આચારવાળા છો, ધીર છો, ગુણોના સમૂહના ભંડારરૂપ છો અને મનના સૃષ્ટિરૂપી મેલથી રહિત થઈને, દુઃખથી મુક્ત થયા છો. તમે સંસારની વાસનાથી મુક્ત થઈને અને ઉત્તમ જ્ઞાનથી યુક્ત થઈને, વાદળાં વિનાના શરદઋતુના આકાશની જેમ સ્વચ્છ થયા છો, એમ હું ધારું છું. તમે ઉત્તમ પદ્ધતિવાળા થયા છો. તમારી પદ્ધતિને પૃથ્વીમાં હવે બીજા પુરુષો પણ રાગ–દ્વેષ વિનાની વૃત્તિથી અનુસરશે. મન જો બાહ્ય પદાર્થોની ચિંતાથી રહિત થયેલું હોય, બ્રહ્માકારે પરિણામ પામવારૂપ ચાતુરીથી યુક્ત થયેલું હોય અને મુક્તપુરુષો ધારે તે પ્રમાણે દ્વૈતના વિભાગોથી રહિત થયેલું હોય, તો તે મુક્ત જ છે, એમાં સંશય નથી. બહારથી લોકોને અનુસરતા આચારવાળા પણ મનમાં, રાગ–દ્વેષ વિનાના જે બુદ્ધિમાન લોકો જ્ઞાનરૂપી વહાણ લઈને ફરશે, તેઓ સંસારરૂપી સમુદ્રને તરી જશે.[૧–૮] જે પુરુષ તમારા જેવી બુદ્ધિવાળો, સમદૃષ્ટિવાળો, સુજન અને સદ્વિચારવાળો હોય, તે પુરુષ મારા કહેલા જ્ઞાન સંબંધી વિચારોને યોગ્ય છે.[૯] તમે બહારથી લોકોના વ્યવહારને અનુસરો અને અંદરથી સઘળી તૃષ્ણાઓનો ત્યાગ કરીને દેહના જીવન પર્યંત રાગ–દ્વેષ વગરની વૃત્તિથી રહો.[૧૦] જેમ બીજા ગુણવાન પુરુષો પરમ શાંતિ પામ્યા છે, તેમ તમે પરમ શાંતિ પામો. જેઓ શિયાળવાંની પેઠે સ્વાર્થ સાધવાના ડહાપણથી બીજાઓને ઠગનારા છે અને જેઓ બાળકની પેઠે ઇચ્છવામાં આવે એવું આચરણ કરનારા છે, તેમનો મનમાં વિચાર જ કરવો નહિ.[૧૧] જે પુરુષ શુદ્ધ, સાત્ત્વિક જન્મવાળા જીવન્મુક્તના ખરેખરા સ્વભાવોને સંપાદન કરે છે, તે જીવન્મુક્તપણાને પામે છે અને ફરીવાર જન્મ ધારણ કરતો નથી. તેનું આ શરીર છેલ્લું જ છે.[૧૨] પુરુષ પોતે બીજી જાતિમાં ઉત્પન્ન થયેલો હોય, છતાં તે સર્વદા જે જાતિના ગુણોનું સેવન કરે છે, તે જાતિને તે ક્ષણમાત્રમાં પ્રાપ્ત થાય છે. તે રાજસ કે તામસ જાતિવાળો હોય, તોપણ સાત્ત્વિક જાતિવાળાઓના ગુણોનું જો સર્વદા સેવન કરે છે, તો તે સાત્ત્વિક થઈ જાય છે.[૧૩] જો કે કર્મોને વશ રહેનારાં મનુષ્યો સઘળા પૂર્વજન્મના સંસ્કારોને જ પ્રાપ્ત થાય છે, તોપણ મોક્ષ પામવાનો પુરુષાર્થ કરવાનું મૂકી દેવું નહિ; કેમકે મોટા મોટા રાજાઓના સૈન્યો પણ પુરુષાર્થથી જિતાય છે.[૧૪] જેમ બિચારી ગાયને કાદવમાંથી કાઢવામાં આવે છે, તેમ તમોગુણવાળી કે રજોગુણવાળી બીજી જાતિમાં જન્મ આવ્યો હોય, તોપણ ધીરજ રાખીને, બુદ્ધિને વિષયોરૂપી કાદવમાંથી કાઢવી. સત્પુરુષો પોતાના વિવેકને લીધે સાત્ત્વિક જાતિને પ્રાપ્ત થઈ શકે છે. હે રામ! ચિત્તરૂપી સ્ફટિકમણિમાં, જેવો રંગ લગાવીએ તેવો રંગ લાગી

* આ બાસઠમા સર્ગમા રામમા શાસ્ત્રોક્ત સઘળા ગુણોની સંપત્તિ થયાનું અને બીજા સાધારણ પુરુષને પણ સત્સંગથી તથા પ્રયત્નથી ઉત્તમ સ્થિતિ મળવાનું કહેવામાં આવશે.

જાય છે, એટલા માટે પુરુષાર્થ કરવો સફળ જ છે. અતિ ઉત્તમ ગુણો ધારણ કરનારા મુમુક્ષુ પુરુષો પુરુષાર્થથી જ જીવન્મુક્તપણાને મેળવીને છેલ્લા શરીરવાળા થયા છે. પૃથ્વીમાં, અંતરિક્ષમાં કે સ્વર્ગલોકમાં એવું કાંઈ પણ નથી કે જે ગુણવાન પુરુષ પુરુષાર્થથી ન મેળવી શકે. બ્રહ્મચર્ય, ધીરજ અને વૈરાગ્યરૂપી બળનો વેગ, એ સર્વને યુક્તિથી ગોઠવ્યા વિના તમે ધારેલું પામી શકશો નહિ. હે રામ! સત્ત્વગુણને વધારવાના ઉપાયોમાં એકાગ્રતાવાળી બુદ્ધિ વડે, તમે આ અત્યંત હિત-રૂપ એવા આત્મજ્ઞાનને સ્થિર કરીને, શોકરહિત થાઓ. તમારી પદવીને અનુસરવાથી બીજા અધિકારી લોકો પણ શોકરહિત થશે તથા મુક્ત થશે.[૧૫–૨૦] હે રામ! તમને વિવેકના મોટા મહિમાવાળો અને વિસ્તાર પામેલા સઘળા સદ્‌-ગુણોથી શોભતો આ છેલ્લો જન્મ પ્રાપ્ત થયો છે; માટે તેમાં તમે જીવન્મુક્તની પદ્ધતિમાં સ્થિતિ કરો. આ સંસારના સંગરૂપ મોહથી થયેલી ચિંતા, તમારા મનમાં સ્થિતિ કરો નહિ.[૨૧]

पाश्चात्यजन्मनि विवेकमहामहिम्ना युक्ते त्वयि प्रसृतसर्वगुणाभिरामे । सत्त्वस्थकर्मणि पदं कुरु रामभद्र मैषा करोतु भवसंगविमोहचिंता ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં સ્થિતિપ્રકરણનો 'પારુષપ્રશંસા' નામનો સર્ગ ૯૨મો સમાપ્ત

## स्थिति–प्रकरण समाप्त



॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्रीयोगवासिष्ठ

# महारामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ५-उपशम-प्रकरण

### सर्ग १ लो*

### મધ્યાહ્નનો શંખનાદ અને આહ્નિકવર્ણન

वसिष्ठ उवाच—अथ स्थितिप्रकरणादनंतरमिदं शृणु ।
उपशमप्रकरणं ज्ञातं निर्वाणकारि यत् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામચંદ્રજી ! હવે સ્થિતિ-પ્રકરણ પછીનું આ ઉપશમ-પ્રકરણ સાંભળો, એ જાણવાથી મુક્તિ આપનારું છે.[1]

**વાલ્મીકિ બોલ્યા :** વસિષ્ઠ મુનિ એ પ્રમાણે પરમ સુખ આપનારો ઉપદેશનો પ્રવાહ ચલાવતા હતા, ત્યારે શરદઋતુમાં ચળકતા તારાઓવાળા આકાશની જેમ સઘળી સભા નિશ્ચળ થઈ ગઈ હતી.[2] જેમ વાયુ વિનાના કમળવનમાં કમળો સ્થિર દેખાય, તેમ સભાની અંદર સઘળા રાજાઓ શ્રવણની ઇચ્છાથી મૌન ધારણ કરીને સ્થિર થયેલા દેખાતા હતા.[3] જેમના મદનું તથા મોહનું બળ સારી રીતે ઓછું થઈ

* આ પહેલા સર્ગમા મધ્યાહ્નનો શખનાદ સાંભળી, વસિષ્ઠે સંધ્યા આદિ આહ્નિક કર્મ કર્યાની અને રાત્રિએ વિશ્વામિત્ર વસિષ્ઠની સાથે રહ્યાની કથા કહેવામા આવશે

ગયુ હતું, એવી ચામર ઢોળનારી સુંદરીઓ જાણે લાંબો સમય જાગણુ થયેલી હોય, તેમ અંતઃકરણમાં વધારે વધારે શાંતિ પામતી જતી હતી.[૪] જેમ પક્ષીઓ પોતાનો ફડફડાટ છોડી દઈને વૃક્ષોમાં ગુપચુપ રહે છે, તેમ એ સુંદરીઓના હસ્તરૂપી કમળોમાં રહેલા ચામરરૂપી હંસો, પોતાના ચલનના શબ્દોને ત્યજી દઈને જાણે શ્રવણમાં એકાગ્રતાથી ગુપચુપ થઈ રહ્યા હોય એવા લાગતા હતા.[૫] વિચારની પદ્ધતિને જાણનારા રાજાઓ પોતપોતાનાં નાકની અણીએ ઉપર તર્જની આંગળીની અણીએ ધરીને, જ્ઞાનના વિષયનો વિચાર કરતા હતા.[૬] જેમ સૂર્યનો ઉદય થતાં આકાશ અંધકારને છોડી દે છે, તેમ ઉપદેશનો ઉદય થતાં રામે અજ્ઞાન છોડી દીધું હતું અને તે પ્રભાતકાળના કમળની જેમ પ્રફુલ્લિત થયા હતા.[૭] જેમ મોર વૃષ્ટિથી ભિંજાઈને મેઘની ગર્જના સાંભળ્યા કરે છે, તેમ દશરથ રાજા પ્રેમથી ભિંજાઈને વસિષ્ઠ મુનિની વાતો સાંભળતા હતા.[૮] 'સારણ' નામનો મંત્રી વાંદરા જેવા પોતાના ચંચળ મનને યત્નપૂર્વક સર્વ ભોગોમાંથી પાછું વાળીને ઉપદેશનું શ્રવણ કરતો હતો.[૯] ચંદ્રની કળા જેવા નિર્મળ અને વિચારની પદ્ધતિમાં ભારે વિચક્ષણતા ધરાવનારા લક્ષ્મણજી વસિષ્ઠનાં વચનોથી આત્મતત્ત્વ પોતાના જાણવામાં આવતાં હૃદયમાં તેનો અનુભવ કરવા લાગ્યા હતા.[૧૦] શત્રુઓને હણનારા શત્રુઘ્ન ચિત્તથી પૂર્ણ થઈને તથા અત્યંત આનંદ પામીને પૂર્ણિમાના ચંદ્ર જેવા શોભતા હતા[૧૧] 'સુમિત્ર' નામનો મંત્રી ઘણી ખટપટોના અભ્યાસવાળું પોતાનું મન ઉપદેશના બળથી પોતાને વશ થતાં, પ્રભાતકાળના કમળની પેઠે પ્રફુલ્લિત હૃદયવાળો થઈ ગયો હતો.[૧૨] તે સભામાં બેઠેલા બીજા લોકો, મુનિઓ તથા બીજા રાજાઓ પણ પોતાનાં ચિત્તરૂપી રત્નો સારી પેઠે ધોવાયાને લીધે પ્રફુલ્લિત જેવા થઈ ગયા હતા.[૧૩] આ સમયમાં મધ્યાહ્નકાળ થતાં, તે સમયને સૂચવનારા શંખોનો સઘળી દિશાઓને પૂરનારો અને પ્રલયકાળનાં વાદળાંઓ તથા સમુદ્રોની ગર્જના જેવો ગંભીર ભારે પ્રબળ શબ્દ ઊઠ્યો.[૧૪] મેઘના નાદથી કોયલ પક્ષીના શબ્દો જેમ ઢંકાઈ જાય છે, તેમ એ શંખોના મોટા નાદથી વસિષ્ઠ મુનિની વાણીઓ ઢંકાઈ ગઈ.[૧૫] પછી વસિષ્ઠ મુનિએ સભામાં પોતાના વ્યાખ્યાનને બંધ પાડ્યું. પોતાના ગુણના ચમત્કારની બીજાઓનાં મનમાં છાપ ન પડે એવા સમયમાં કયો મહાત્મા પુરુષ પોતાના ગુણને પ્રકટ કરે ?[૧૬] મધ્યાહ્નકાળનો શંખનાદ સાંભળી, જરા વાર વિસામો લઈ ને વસિષ્ઠ મુનિએ મોટો કોલાહલ શાંત થયા પછી રામચંદ્રજીને કહ્યું, કે 'હે રામ ! હે શત્રુઓનું મર્દન કરનારા ! આજ તો આટલે સુધી જ વ્યાખ્યાન કહેવાનું હતું, તે મેં તમને કહ્યું. હવે બીજુ જે કહેવાનું છે તે સવારે કહીશ.[૧૭,૧૮] મધ્યાહ્નકાળમાં બ્રાહ્મણોને સ્નાન-સંધ્યાદિક જે કર્મો શાસ્ત્રના નિયમથી પ્રાપ્ત છે, તેમાં સમય ગુમાવવો યોગ્ય નથી, એટલા માટે મારે પણ આ સમયમાં તે કર્મો કરવાં છે.[૧૯] હે સદાચારમાં વિચક્ષણ રામ ! તમે પણ ઊઠો અને આચારથી પ્રાપ્ત થયેલી તે સ્નાન, દાન તથા દેવાર્ચન આદિ શુભ ક્રિયાઓ કરો.'[૨૦] આ પ્રમાણે વસિષ્ઠ મુનિ બોલ્યા, એટલે જેમ સૂર્યનારાયણ ચંદ્રની સાથે તથા નક્ષત્રોની સાથે ઉદયાચળના શિખરમાંથી ઊઠે તેમ મહારાજ દશરથ વસિષ્ઠ મુનિની સાથે તથા બીજા સભાસદોની સાથે સભામાંથી ઊઠ્યા.[૨૧] આમ તેઓ ઊઠ્યા, એટલે જેમ નેત્રો સરખા ભ્રમરોવાળી કમલિની, મંદ પવનનો સ્પર્શ થવાથી ચલાયમાન થાય, તેમ ભ્રમરો સરખાં નેત્રોવાળી તે સઘળી સભા સમય પ્રાપ્ત થવાથી ઊઠવા માટે ચલાયમાન થઈ. જેમ ચપળ સૂંઢોનાં મંડળથી શોભતી હાથીઓની સેના

અસ્તાચળમાંથી ઊઠે, તેમ પુષ્પોના મુકુટોમાંથી ઊડતા ભ્રમરોનાં મંડળથી શોભી રહેલી એ સભા એ સ્થાનમાંથી ઊઠી.[૨૨'૨૩] ઊઠવાના સંભ્રમને લીધે પરસ્પરનાં અંગો ભીંસાયાં, તેથી બાજુબંધો ઘસાયા અને માણિક્યોની કાંતિ ચારે બાજુ ફેલાઈ રહી. આથી ત્યાં રાતાં વાદળાંવાળા સંધ્યાકાળના જેવો દેખાવ થઈ રહ્યો.[૨૪] ત્યાં પુષ્પોનાં આભૂષણોમાંથી નીકળીને ભમવા લાગેલા ભ્રમરો ગુંજારવ મચાવી રહ્યા અને મુકુટોમાં જડેલા મોટા પ્રકાશવાળાં રત્નોની પ્રભાથી સર્વનાં વસ્ત્રો ઇંદ્રધનુષ જેવાં વિચિત્ર રંગોવાળાં દેખાવા લાગ્યાં.[૨૫] જેમ લતાઓનાં પાંદડાંઓમાં સુંદર મંજરીઓવાળી વનોની પંક્તિ પોતામાં રહેલા મોટામોટા હાથીઓના મંડળના ઊઠવાના સંભ્રમથી શોભે, તેમ સ્ત્રીઓના હસ્તોમાં શોભતા સુંદર ચામરોવાળી એ સભા મોટામોટા સભાસદોના ઊઠવાના સંભ્રમથી શોભવા લાગી. કડાંઓની ચળકતી કાંતિઓથી સભાસદોનાં વસ્ત્રો પરસ્પર રાતાં થઈ ગયાં હતાં, તેથી એ સભા પવનથી ઊડેલાં પુષ્પોવાળી મંદારની વનરાજીની જેમ શોભતી હતી. સઘળી દિશાઓમાં હિમકણ જેવી કર્પૂરની કણીઓ ઘાટી રીતે ફેલાઈ હતી, તેથી એ સભા જાણે ધોળાં વાદળાંવાળી શરદઋતુ સર્વત્ર ફેલાયેલી હોય એવી જણાતી હતી.[૨૬–૨૮] સભાસદોના મુકટોમાં જડેલા ચકચકિત ઇંદ્રનીલમણિઓની કાંતિથી આકાશભાગ શ્યામ થઈ ગયો હતો અને સઘળાં કાર્યો સમેટાઈ ગયાં હતાં; તેથી તે સભા પ્રફુલ્લિત નીલકમળોવાળા અને જેમાં સઘળાં કાર્યો આટોપી લેવામાં આવે છે, એવા સંધ્યાકાળ જેવી જણાતી હતી.[૨૯] રત્નોનાં કિરણોથી વ્યાપ્ત થયેલાં મુખોવાળી અને સારસપક્ષીઓના જેવા સ્ત્રીઓનાં નૂપુરોના શબ્દોવાળી એ સભા, ત્યારે જળથી વ્યાપ્ત થયેલાં કમળોવાળી અને ભ્રમરોના ગુંજારવોવાળી કમલિનીની જેમ શોભતી હતી.[૩૦] સેંકડો રાજાઓના ઊઠવાના સંભ્રમોથી વ્યાકુળ થયેલી એ મોટી સભા, અનેક પ્રાણીઓના સંભ્રમથી વ્યાકુળ થયેલી નવી સૃષ્ટિની જેમ ઊઠી હતી. જેમ રત્નોની પ્રભા વડે ઇંદ્રધનુષ્ય જેવા કરેલા તરંગો સમુદ્રમાંથી નીકળે, તેમ રત્નોના જુદાજુદા રંગના પ્રકાશોએ ઇંદ્રધનુષ જેવા કરેલા તે રાજાઓ, દશરથ રાજાને પ્રણામ કરીને રાજમંદિરમાંથી નીકળ્યા.[૩૧'૩૨] ઉપદેશના રસને જાણવામાં બહુ વિચક્ષણતાવાળા સુમંત્ર અને બીજા મંત્રીઓ વસિષ્ઠ મુનિને તથા દશરથ રાજાને પ્રણામ કરીને નાહવા માટે ગયા. વામદેવ આદિ તથા વિશ્વામિત્ર આદિ કેટલાએક ઋષિઓ વસિષ્ઠને અગ્રણી કરીને, રાજાની આજ્ઞા લેવા માટે ઊભા રહ્યા.[૩૩'૩૪] શત્રુદમન દશરથરાજે એ મુનિવૃંદનો સત્કાર કર્યો અને પછી તેમની આજ્ઞા લઈને તે પોતાનાં નિયમિત કાર્યો કરવા માટે ત્યાંથી પધારી ગયા.[૩૫] સવારે વહેલા આવવાનો નિશ્ચય કરીને વનવાસીઓ વનમાં ગયા, આકાશનિવાસીઓ આકાશમાં ગયા અને નગરજનો નગરમાં ગયા.[૩૬] દશરથ રાજાએ અને વસિષ્ઠ મુનિએ પ્રેમપૂર્વક પ્રાર્થના કરવાને લીધે, મહાત્મા વિશ્વામિત્ર મુનિએ તો વસિષ્ઠના ઘરમાં જ રાત્રિ રહેવાનો નિશ્ચય કર્યો હતો.[૩૭] જેમ દેવતાઓ વડે અનુસરાતા બ્રહ્મા બ્રહ્મલોકમાં પધારે, તેમ શ્રીમાન વસિષ્ઠ મુનિ પોતાના આશ્રમમાં પધાર્યા. મોટામોટા બ્રાહ્મણો, રાજાઓ, મુનિઓ તથા દશરથરાજાના રામ આદિ સઘળા કુમારો તેમની પાછળ ચાલ્યા આવતા હતા અને સર્વ લોકો તેમને પ્રણામ કરતા હતા.[૩૮'૩૯] પછી ત્યાં આવી વસિષ્ઠ મુનિએ ચરણની સમીપમાં પ્રણામ કરતા રામ આદિ સઘળા રાજકુમારોને ત્યાંથી પાછા વિદાય કર્યા.[૪૦] ઉદાર ધૈર્યવાળા વસિષ્ઠ મુનિએ ઉત્તમ ગુણોવાળા દેવ લોકોને, મનુષ્ય લોકોને તથા નાગ લોકોને અનુક્રમે ત્યાંથી વિદાય કર્યા. પછી પોતાના

ઘરમાં પ્રવેશ કરીને, તેમણે બ્રાહ્મણોએ અવશ્ય કરવા યોગ્ય એવી નિત્યની દૈનિક ક્રિયા કરી.[૪૧]

नभश्चरान्धरणिचरानधश्चरान्विसृज्य संस्तुतगुणगोचरांश्च तान् । यथाक्रमं स्वगृहमुदारसत्त्ववांश्चकार तां द्विजजनवासरक्रियाम् ॥४१॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'આહ્નિકવર્ણન' નામનો સર્ગ ૧લો સમાપ્ત

## सर्ग २ जो*

### રામચંદ્રજીએ રાત્રિમાં કરેલો વિચાર

श्रीवाल्मीकिरुवाच

ते समेत्य गृहं गत्वा राजपुत्राः शशित्विषः ।
चक्रुः सर्वमशेषेण स्वसद्मसु दिनक्रमम् ॥ १ ॥

**વાલ્મીકિ બોલ્યા:** ચંદ્રના જેવી કાંતિવાળા એ રાજકુમારો એક સાથે થઈને ઘેર ગયા અને ત્યાં પોતપોતાનાં ઘરોમાં અનુક્રમથી સઘળું નિત્યકર્મ કર્યું.[૧] વસિષ્ઠે, રામચંદ્રજીએ, રાજાઓએ, મુનિઓએ અને બીજા બ્રાહ્મણોએ પણ પોતપોતાનાં ઘરોમાં તથા ઘરોની બહાર પણ આ પ્રમાણે પોતાનાં કાર્યો કર્યાં.[૨] તેમણે કમળોથી, કલ્હારોથી, કુમુદોથી, ચક્રવાકપક્ષીઓથી, હંસોથી તથા સારસોથી મનનું આકર્ષણ કરનારાં જળાશયોમાં સ્નાન કર્યાં.[૩] તેમણે બ્રાહ્મણોને ગાયોનાં, પૃથ્વીનાં, તલનાં, સુવર્ણનાં, શયનોનાં, આસનોનાં પાત્રોનાં અને વસ્ત્રોનાં દાન દીધાં.[૪] તેમણે સુવર્ણોથી તથા રત્નોથી વિચિત્રતાવાળાં દેવાલયોમાં અને પોતાનાં ઘરોમાં વિષ્ણુ, શિવ, અગ્નિ અને સૂર્ય ઇત્યાદિક દેવતાઓનાં પૂજન કર્યાં.[૫] પછી તેમણે પુત્રો, પૌત્રો, સંબંધીઓ જાતિઓ, બંધુઓ અને મિત્રો—એ સર્વની સાથે યોગ્ય રીતે સુંદર ભોજન કર્યાં.[૬] એ નગરમાં સભાસદો એટલી ક્રિયાઓને પહોંચ્યા, તેટલામાં દિવસ કેવળ આઠમા ભાગે જ બાકી રહ્યો. આથી તે ઝાંખો અને જોતાં ગમે નહિ એવો થયો. હવે તેમણે સાયંકાળ સુધીમાં જે જે કાર્યો કરવાં જોઈએ તે તે કાર્યો કર્યાં; તેટલામાં તો સૂર્ય પોતાનાં કિરણોની સાથે અસ્ત પામ્યો.[૭-૮] સૂર્ય અસ્ત પામતાં, સર્વ લોકોએ સંધ્યાવંદન કર્યાં, અઘમર્ષણ મંત્રોના સારી રીતે જપ કર્યા, પવિત્ર સ્તોત્રના પાઠ કર્યા અને મનોહર ગાથાઓનાં ગાયન કર્યાં.[૯] પછી જેમ પૂર્વદિશાના તાપને હરનારી ચાંદની સમુદ્રમાંથી ઉદય પામે છે, તેમ સ્ત્રીઓના શોકને હરનારી રાત્રિ સાયંકાળમાંથી ઉદય પામી.[૧૦] પછી રઘુવંશી રાજકુમારો ધીરેધીરે શયનોમાં પોઢ્યા. તે શયનોમાં પુષ્પો બિછાવ્યાં હતાં, કપૂરનાં ચૂર્ણો ભભરાવ્યાં હતાં અને તે લાંબાં થયેલાં ચંદ્રનાં કિરણોની જેમ રમણીય હતાં.[૧૧] એક રામ સિવાય બીજા લોકોને તે સુંદર રાત્રિ તે તે નિદ્રા આદિ વ્યવહારો કરવાથી બે ઘડીની પેઠે વહી ગઈ.[૧૨] જેમ હાથીનું બચ્ચું પોતાની માતાનું ચિંતવન કરતું રહે, તેમ રામ તો વસિષ્ઠ મુનિનાં તે મધુર અને ઉદાર વચનોની પંક્તિનું નીચે પ્રમાણે ચિંતવન કરતા જ શયનમાં બેઠા રહ્યા.[૧૩] 'આ સંસારનું ભ્રમણ જોવામાં આવે છે એ તે શું? આ સઘળા લોકો કેમ થયા છે? વિચિત્ર પ્રાણીઓ જન્મ–મરણ કેમ પામ્યા કરે છે?[૧૪] મનનું રૂપ કેવું છે? મન શી રીતે શાંત થાય? આ માયા શાથી ઊઠી છે તથા તે કેમ બંધ પડે છે? માયાની નિવૃત્તિ થાય તો તેથી શો લાભ છે અથવા શી અડચણ છે? વ્યાપક આત્મામાં જગતરૂપી સંકોચ કેમ આવ્યો?[૧૫-૧૬] મહાત્મા વસિષ્ઠ મુનિએ મનના ક્ષય વિષે, ઇંદ્રિયોને જીતવા વિષે અને આત્મા વિષે શું કહ્યું હતું?[૧૭] આત્મા જ જીવ, ચિત્ત, મન તથા માયા આદિ વિસ્તારવાળાં રૂપોથી આ ખોટા સંસારને બનાવે

* આ બીજા સર્ગમાં આહ્નિકની ક્રિયા, રામચંદ્રજીએ કરેલો વિચાર અને સાંભળેલા વિચારમાં સ્થિરતાને માટે કરેલી બુદ્ધિની પ્રાર્થના એટલા વિષયો કહેવામાં આવશે.

છે.[૧૮] કેવળ સંકલ્પરૂપી તાંતણાથીજ બંધાયેલા એ ચિત્ત આદિ પદાર્થો ક્ષય પામે તો જ દુઃખની શાંતિ થાય, પણ એમનો સારી પેઠે ક્ષય કરવાને મારે શો ઉપાય કરવો ?[૧૯] જેમ હંસ પાણીમાંથી દૂધને પાછું વાળી લે છે, તેમ હું ભોગોરૂપી વાદળાંઓની પંક્તિમાં ફરનારી આ બુદ્ધિરૂપી બગલીને એ ભોગોમાંથી શી રીતે પાછી વાળું ?[૨૦] ભોગો છોડી શકાતા નથી અને તેમને છોડ્યા વિના હું વિપત્તિઓને મટાડવામાં સમર્થ થાઉં એમ નથી. અહો ! આ તો મહાસંકટ આવી પડ્યું છે.[૨૧] મારે બ્રહ્મને પામવાનું છે. તે બ્રહ્મ મનનો ક્ષય થવાથી જ મળે એમ છે, પણ એ મન તો વિષયોમાં લાગનારું છે. જેમ મૂર્ખતાને લીધે બાળકને પિશાચ કરતાં પણ પહાડ વધારે દૃઢ થઈ પડે છે, તેમ અજ્ઞાનને લીધે એ મન પહાડ કરતાં પણ દૃઢ થઈ પડ્યું છે.[૨૨] જેમ યુવાન સ્ત્રી પોતાના પ્રિયતમને પામ્યા પછી કોઈનું સ્મરણ કરતી નથી, તેમ મારી બુદ્ધિ સંસારના સંભ્રમને છોડી દઈને પરમાત્માને પ્રાપ્ત થશે, ત્યારે બીજા કોઈનું પણ સ્મરણ કરશે નહિ.[૨૩] સઘળા વેગોને તથા વિષયો સંબંધી સઘળાં કૌતુકોને છોડી દઈને મારું પવિત્ર મન નિર્દોષ આત્મપદમાં ક્યારે વિશ્રાંતિ લેશે?[૨૪] જીવન્મુક્તિનું પદ સઘળી કળાઓથી સંપૂર્ણ એવા ચંદ્રમા કરતાં પણ વધારે શીતળ છે. તેમાં અત્યંત દૃઢ સ્થિતિ પામીને હું ક્યારે જગતમાં ફરીશ?[૨૫] જેમ તરંગ પોતાના કલ્પિત રૂપને છોડી દઈ જળમાં લીન થઈને શાંત થાય છે, તેમ મારું મન પોતાના કલ્પિત રૂપને છોડી દઈ આત્મામાં લીન થઈને ક્યારે શાંત થશે?[૨૬] તૃષ્ણારૂપી તરંગોએ વ્યાકુળ કરેલા અને આશાઓરૂપી મગરોના સમૂહવાળા સંસારરૂપી સમુદ્રને તરીને હું ક્યારે સંતાપથી રહિત થઈશ ?[૨૭] આત્મજ્ઞાનમાં વિચક્ષણતા પામીને, અને સર્વમાં બ્રહ્મદૃષ્ટિ રાખીને, ઉપશમથી શુદ્ધપણાવાળી જીવન્મુક્તની સ્થિતિમાં મને ક્યારે શોકરહિતપણે રહેવાનું મળશે?[૨૮] સઘળાં અંગોને તપાવનારો અને સઘળી ધાતુઓમાં (રુધિર આદિ ધાતુઓમાં અને સુવર્ણ આદિ ધાતુઓમાં) લાગુ થવાથી ભારે ત્રાસ આપનારો આ મોહરૂપી જીર્ણજ્વર ક્યારે નાશ પામશે?[૨૯] મારું મન વાયુ વગરના સ્થળમાં રહેલા દીવાની શિખાની પેઠે ભ્રમણને તજી દઈને અને અત્યંત પ્રકાશમય થઈને, ક્યારે સ્થિરતા પામશે?[૩૦] જેમ ગરુડ પક્ષીઓ સમુદ્રોને લીલામાત્રમાં તરી જાય છે, તેમ દુષ્ટ વિષયોથી શરીરને બાળનારી મારી ઇંદ્રિયો ક્યારે દુઃખોને લીલામાત્રમાં તરી જશે? જેમ શરદૃઋતુમાં કાળો મેઘ નષ્ટ થઈ જાય છે, તેમ 'આ દેહ હું છું, હું રડું છું અને હું મૂઢ છું' એવા પ્રકારનો આ વ્યર્થ ભ્રમ ક્યારે નાશ પામશે?[૩૧-૩૨] જે આત્મપદ મળવાથી બુદ્ધિ સ્વર્ગ આદિનાં સુખોને તરણાં જેવાં તુચ્છ ગણે છે, તે પદની હું માગણી કરું છું. મને એ પદ ક્યારે મળશે? હે મન! સંસારમા રાગ વિનાના વસિષ્ઠ આદિ મહાત્માઓએ નિર્મળ બ્રહ્મવિદ્યા સંબધી કહેલા વિચારો તારામાં સ્થિતિ કરશે કે? એ તું મને કહે.[૩૩-૩૪] હે ચિત્ત! હું ફરી વાર દુઃખોરૂપી અજગરોના ઝપાટામાં આવીને 'હાય બાપ, હાય મા અને હાય દીકરા!' ઇત્યાદિ વિલાપોનું પાત્ર ન બનું તો ઠીક.[૩૫] હે બહેન× બુદ્ધિ! હું તારો ભાઈ છું. તું મારી આ માગણીને તુરત પૂરી કર. તું વસિષ્ઠ મુનિનાં વચનોનો વિચાર કર, એટલે આપણે દુઃખોમાંથી છૂટી જઈએ.[૩૬] હે દીકરી* સુબુદ્ધિ! તારા પગમાં પડીને હું પ્રાર્થના કરું છું, કે તું

× જીવ અને બુદ્ધિ એ બન્ને એક અવિદ્યાના ઉદરમાંથી ઉત્પન્ન થયેલાં છે, માટે બુદ્ધિને બહેન કહી છે.

* સુબુદ્ધિ પાછળથી ઉત્પન્ન થાય છે, માટે તેને દીકરી કહી છે.

સંસારનો ઉચ્છેદ થઈ જાય એવી પૂર્ણતારૂપ સંપત્તિ અર્થે સ્થિર થા.[૩૭] હે સુબુદ્ધિ! વસિષ્ઠ મુનિએ પ્રથમ વૈરાગ્યનાં વચનો કહ્યાં, તે પછી મુમુક્ષુજનનો વ્યવહાર કહ્યો, તે પછી જગતની ઉત્પત્તિઓનો ક્રમ કહ્યો અને તે પછી દૃષ્ટાંતોથી સુંદર લાગે એવું, તથા બ્રહ્મવિદ્યાવાળાં આખ્યાનોથી તુરત સમજાય એવું સઘળું સ્થિતિપ્રકરણ કહ્યું. તું તેનું સંપૂર્ણ રીતે સ્મરણ કર.[૩૮-૩૯] જે વસ્તુનો મને સારી પેઠે સેંકડો વાર વિચાર કરી મૂક્યો હોય, તે વસ્તુને જો બુદ્ધિ સ્વીકારે નહિ તો સઘળો વિચાર શરદ્ઋતુનાં વાદળાંની પેઠે નિષ્ફળ જ થાય છે. આથી સઘળાં કાર્યોમાં બુદ્ધિ જ મુખ્ય છે.[૪૦]

कृतमतिशतशो विचारितं यद्यदि तदुपैति न मानसस्य बुद्धिः। भवति तदफलं शरद्घनाभं सततमतो मतिरेव कार्यसारः ॥ ४० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ઉપદેશાનુવર્ણન' નામનો સર્ગ ૨જો સમાપ્ત

## સર્ગ ૩ જો*

### વસિષ્ઠાદિ સર્વનું સભાસ્થાનમાં આગમન

શ્રીવાલ્મીકિરુવાચ

तस्यैवं प्राययया तत्र ततयोदारचिंतया।
सा व्यतीयाय रजनी पद्मस्येवार्ककांक्षिणः ॥१॥

**વાલ્મીકિ બોલ્યા :** જેમ કમળને સૂર્યની ચિંતા કરતાં કરતાં રાત્રિ વ્યતીત થઈ જાય, તેમ રામને એવા પ્રકારની મોટી વિસ્તીર્ણ ચિંતા કરતાં કરતાં તે રાત્રિ વ્યતીત થઈ ગઈ.[૧] પછી જાણે કોઈએ વાળી નાખ્યા હોય તેમ આકાશમાં તારાઓ ઝાંખા પડી ગયા અને દિશાઓ અંધારાની થોડીથોડી શ્યામતામાં કાંઈક રતાશથી મિશ્રિત થઈ ગઈ.[૨] ત્યારે જેમ કમળ પદ્માકરમાંથી ઊઠે, તેમ ચંદ્રસરખા મુખવાળા રામચંદ્રજી પ્રભાતકાળનાં વાદળાંઓના શબ્દની સાથે શયનમાંથી ઊઠ્યા.[૩] હવે પ્રાતઃકાળમાં કરવાના સ્નાનવિધિને તથા સંધ્યાવંદન આદિ વિધિને પૂર્ણ કરી, તે ભાઈઓની સાથે તથા થોડાક પરિવારની સાથે વસિષ્ઠ મુનિને ઘેર પધાર્યા.[૪] ત્યાં બ્રહ્મના નિદિધ્યાસરૂપ સમાધિ ધરીને એકાંતમાં બેઠેલા વસિષ્ઠ મુનિને જોઈને રામચંદ્રજી માથું નમાવીને દૂરથી જ તેમને પગે લાગ્યા.[૫] વિનયવાળા એ લોકો વસિષ્ઠ મુનિને પ્રણામ કરીને, જ્યાં સુધી અંધકાર ટળી જઈને સઘળી દિશાઓ સ્વચ્છ થઈ ત્યાં સુધી એમના આંગણામાં જ ઊભા રહ્યા.[૬] પછી જેમ દેવતાઓ બ્રહ્મલોકમાં આવે તેમ બીજા રાજાઓ, રાજકુમારો, ઋષિઓ અને બ્રાહ્મણો પણ વસિષ્ઠ મુનિને ઘેર આવ્યા.[૭] ત્યાં ઘણાં માણસોથી વ્યાપ્ત થયેલું તથા હાથીઓની, ઘોડાઓની અને રથોની ભીડવાળું વસિષ્ઠ મુનિનું ઘર રાજદ્વાર જેવું શોભવા લાગ્યું.[૮] પછી મહાત્મા વસિષ્ઠ મુનિએ જરા વારમાં સમાધિ છોડી દીધી અને વિનય આદિ આચારથી તેમજ પ્રિય વચનો આદિ ઉપચારથી તે લોકોને માન આપ્યું.[૯] પછી બ્રહ્મા જેમ કમળ ઉપર બિરાજે, તેમ શ્રીમાન વસિષ્ઠ મુનિ વિશ્વામિત્રની સાથે રથમાં બિરાજ્યા અને બીજા મુનિઓ તેમની પાછળ ચાલ્યા.[૧૦] હવે જેમ સઘળા દેવતાઓથી વીંટાયેલા બ્રહ્મા ઇંદ્રને ઘેર પધારે, તેમ મોટા સૈન્યથી વીંટાયેલા મુનિ દશરથ રાજાને ઘેર પધાર્યા.[૧૧] જેમ હંસોનાં ટોળાંથી વીંટાયેલો રાજહંસ કમલિનીમાં પ્રવેશ કરે, તેમ લોકોથી વીંટાયેલા વસિષ્ઠ મુનિએ નમ્ર માણસોવાળી દશરથ રાજાની રમણીય સભામાં પ્રવેશ કર્યો.[૧૨] ત્યારે મહાવીર દશરથરાજ તુરત સિંહાસન ઉપરથી ઊઠીને ત્રણ પગલાં તેમની સામે આવ્યા. પછી દશરથ આદિ રાજાઓ, વસિષ્ઠ

---

* આ ત્રીજા સર્ગમા પોતાને ઘેર આવેલા રામ આદિ લોકોને સાથે લઈ, વસિષ્ઠ મુનિ સભામાં પધાર્યાની અને વ્યાખ્યાનની સઘળી સગવડ થયાની કથા કહેવામાં આવશે.

આદિ મુનિઓ, ઋષિઓ, બ્રાહ્મણો, સુમંત્ર આદિ મંત્રીઓ, સૌમ્ય આદિ વિદ્વાનો, રામ આદિ રાજકુમારો, શુભ આદિ મંત્રીપુત્રો, પ્રતિનિધિ આદિ રાજ્યનાં માણસો, સુહોત્ર આદિ શેઠિયાઓ, માલત્ર આદિ રાજ્યના સેવકો અને બીજા પણ કેટલાએક સદ્‌ગૃહસ્થો સભામાં યોગ્ય રીતે બેઠા. આમ સર્વે લોકો પોતપોતાનાં આસનો પર બેઠા અને તે સઘળાઓની દૃષ્ટિઓ વસિષ્ઠ મુનિના મુખ ઉપર લાગી.[૧૦–૧૭] હવે સભાનો કોલાહલ શાંત થઈ ગઈ ગયો, બંદીજનો ચૂપ થઈ ગયા, રાત્રે આરામ મળવા આદિની પરસ્પરને પૂછવાની સઘળી વાતો પુછાઈ રહી અને સઘળી સભા નિશ્ચળ થઈ ગઈ.[૧૮] ત્યાં પવનની સુંદર લહેરો ચાલવા લાગી અને પવનને લીધે કમળોના ગર્ભોમાંથી નીકળતા પરાગો ઊડીઊડીને લોકોએ પહેરેલી મોતીની માળાઓની ઉપર પડવા લાગ્યા.[૧૯] ત્યારે ચારે બાજુ ગોઠવવામાં આવેલા પુષ્પોના મોટામોટા હીંડોળાઓમાંથી ભારે સુગંધ લઈને મીઠોમીઠો પવન વાવા લાગ્યો.[૨૦] ત્યાં પુષ્પોથી બિછાવેલી ભૂમિકાઓના કોમળ ઝરૂખાઓમાં રાખેલા પલંગો ઉપર બેસીને સઘળી રાણીઓ જોવા લાગી.[૨૧] જાળિયાંઓમાં આવેલાં સૂર્યનાં કિરણોના પ્રતિબિંબથી ચપળ થતાં નેત્રોવાળી, રત્નોના પ્રકાશો પડવાથી કોમળ રીતે પિંગળાં લાગતાં શરીરોવાળી અને ધોળા ચામરને ધારણ કરનારી ચપળ સ્ત્રીઓ, ત્યાં કાંઈ પણ ચપળતા નહિ કરતાં ગુપચુપ થઈને ઊભી રહી. મોતીઓમાં પ્રતિબિંબત થયેલાં સૂર્યનાં રાતાં કિરણોથી આંગણાંઓમાં બિછાવેલો પુષ્પોનો સમૂહ પણ રંગાઈ ગયો હતો. આથી ભમરાઓ તેને ભ્રાંતિથી પ્રભાતકાળના તડકાના બિંબરૂપ સમજતા હતા અને તેના ઉપર આવતા નહોતા. જેમ આકાશમાં કાળાં વાદળાંઓ ભમે, તેમ તે ભમરાઓ ઉપર ને ઉપર ભમવા લાગ્યા. પુણ્યોના પ્રભાવને લીધે વસિષ્ઠ મુનિના મુખથી જે ઉપદેશ સાંભળવામાં આવ્યો હતો, તેનો હૃદયમાં વિસ્તાર થતાં સઘળા સજ્જન સભાસદોનાં મન આશ્ચર્યથી છલકાઈ ગયાં અને તેઓ પરસ્પરમાં ઘણાઘણા ગુણોવાળી, કોમળ પદોવાળી તેમજ કોમળ અક્ષરોવાળી મધુર મધુર વાતો કરવા લાગ્યા.[૨૨–૨૪] દિશાઓમાંથી, નગરમાંથી, આકાશમાંથી અને વનોમાંથી આવતા સિદ્ધલોકો, વિદ્યાધરલોકો, આર્યલોકો, મુનિઓ અને બ્રાહ્મણો વસિષ્ઠ મુનિને મૂંગામૂંગા પ્રણામ કરીને કાંઈ પણ શબ્દ નહિ કરતાં, સભામાં પેસવા લાગ્યા. સભામાં આવીને જે મહાત્માઓની સાથે સંભાષણ અવશ્ય કરવું જોઈએ; તેમની સાથે પણ લોકો અત્યંત મંદસ્વરથી વાતચીત કરવા લાગ્યા.[૨૫] પવને પોતે જ કમળોના ગોટાઓ ઉઘાડી નાખ્યા હતા અને તેમાંથી નીકળતા ભ્રમરો, મકરંદો તથા પરાગોના રંગે કરીને તે કાંઈક પીળો થઈ ગયો હતો. એ પવન પોતાના સ્પર્શથી ચંદરવા આદિમાં બાંધેલી નાનીનાની ઘંટાઓને બજાવવા લાગ્યો; એટલે તે ઘંટાઓના રણકારાઓથી મેડીઓમાં થતાં પ્રભાત સમયનાં ગાયનો બંધ પડી ગયાં.[૨૬] ચંદનના સુગંધી ચૂર્ણથી તથા પુષ્પોના ચપળ પરાગોથી મિશ્રિત થયેલા અગરુના અને તગરના ધૂપનો ધુમાડો ચંદરવામાં બાંધેલાં કમળોના મંદમંદ સુગંધીની સાથે જ્યારે રસઝરેલાં પુષ્પોની મોટીમોટી સુગંધી માળાઓવાળા સભાના આકાશભાગમાં ચાલવા લાગ્યો, ત્યારે તેની કાળાશથી જુદા નહિ દેખાતા ભ્રમરો કેવળ પોતાના ગુંજારવથી જ ઓળખાવા લાગ્યા.[૨૭]

अगुरुतगरधूमे चंदनामोदमिश्रे सरसकुसुमदामोद्दामगंधांकिताभ्रे । सरति सति वितानांभोरुहामोदलेशैश्चलकुसुमरजोंके शब्दविज्ञातभृंगम्

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સભાસંસ્થાનવર્ણન' નામનો સર્ગ ૩ જો સમાપ્ત

# સર્ગ ૪ થો*

## દશરથ રાજાએ વસિષ્ઠ ઋષિનાં વાક્યોનાં પ્રશંસા કરી

**श्रीवाल्मीकिरुवाच**

**मेघगंभीरया वाचा विश्रब्धपदसुंदरम् ।**
**इदं दशरथो वाक्यमुवाच मुनिनायकम् ॥ १ ॥**

**વાલ્મીકિ બોલ્યા :** આ સમયમાં દશરથ રાજાએ મેઘના નાદ જેવી ગંભીર વાણીથી મુનિવર વસિષ્ઠને આ પ્રમાણે વિશ્વાસભરેલાં પદોથી શોભતું વચન કહ્યું:[૧] 'હે ભગવન્! ગઈ કાલના વ્યાખ્યાનની રચનાથી આપને થયેલો પરિશ્રમ આપના શરીરમાં તપથી થયેલી કૃશતા કરતાં ય વધારે હતો, તે તો મટી ગયો છે ને?[૨] ગઈ કાલે આપે પરમ આનંદ આપનારાં જે પવિત્ર વચનો કહ્યાં હતાં, તે વડે અમને અમૃતનો વરસાદ થયાના જેવો સંતોષ મળ્યો છે.[૩] જેમ નિર્મળતાવાળાં ચંદ્રનાં અમૃતમય કિરણો અંધકારને દૂર કરીને બહાર શીતળતા આપે છે, તેમ મહાત્માઓની નિર્મળતાવાળી અમૃતમય વાણીઓ અજ્ઞાનને દૂર કરીને મનમાં શીતળતા આપે છે.[૪] બ્રહ્મતત્ત્વના વિચારથી ભરેલી મહાત્માઓની સુંદર વાણીઓ મોહને અત્યંત હરી લે છે અને અપૂર્વ આનંદ આપે છે. સુજનરૂપી ઉત્તમ વૃક્ષ છે. તેમાંથી આત્મતત્ત્વરૂપી રત્નનો પ્રકાશ કરવામાં મુખ્ય દીવીરૂપ અને રસમય સ્વરૂપવાળી યુક્તિરૂપી લતા ઉદય પામે છે, તેને સઘળા લોકોએ વંદન કરવું યોગ્ય છે.[૫,૬] જેમ ચંદ્રનાં કિરણો અંધકારના સમૂહને દૂર કરી નાખે છે, તેમ સજ્જનોનાં સુંદર વચનો શારીરિક અને માનસિક એવા સઘળા દોષોને દૂર કરી નાખે છે.[૭] હે મુનિ! જેમ શરદઋતુમાં કાળાં વાદળાંઓ પાતળાં પડી જાય છે, તેમ આપનાં વચનોથી અમારાં તૃષ્ણા તથા લોભ આદિ સાંસારિક બંધનો પાતળાં પડી ગયાં છે. જેમ જન્માંધ લોકો પણ સિદ્ધરસરૂપ અંજન મળવાથી દૃષ્ટિ પામીને સુવર્ણને જોવા લાગે છે, તેમ જન્મના અજ્ઞાની અમે પણ આપના ઉપદેશરૂપી અંજન મળવાથી જ્ઞાનદૃષ્ટિ પામીને, નિર્દોષ આત્માને જોવા લાગ્યા છીએ.[૮,૯] અમારા હૃદયરૂપી આકાશમાં સંસારની વાસનારૂપી વૃષ્ટિનું જે ગ્રાઢળ હતું, તે આપની વાણીરૂપી શરદઋતુ પ્રાપ્ત થવાને લીધે પાતળું પડવા લાગ્યું હોય એમ જણાય છે.[૧૦] હે મુનિ! આપના જેવા મહાત્માઓની વાણીઓથી જેવો આનંદ મળે, તેવો કલ્પવૃક્ષનાં મંજરીઓથી કે અમૃતના સમુદ્રની લહેરોથી પણ મળે નહિ.[૧૧] હે રામ! જે દિવસ મહાત્માઓની સેવામાં જાય, તે દિવસ જ પ્રકાશવાળો છે, બીજા સઘળા દિવસોને અંધકારથી જ ઘેરાયેલા સમજવા.[૧૨] હે કમળપત્ર સરખાં નેત્રોવાળા રામ! હવે તું પ્રસન્ન થઈને બિરાજેલા આ વસિષ્ઠ મુનિને સંપૂર્ણ રીતે ચાલતો વિષય પૂછ.' દશરથ રાજાએ એ પ્રમાણે કહ્યું, ત્યારે સન્મુખ બેઠલા ઉદારચિત્ત મહાત્મા વસિષ્ઠ મુનિએ રામને નીચે પ્રમાણે કહ્યું.[૧૩,૧૪]

**વસિષ્ઠ બોલ્યા :** હે રઘુકુળમાં મુખ્ય ચંદ્રરૂપ! હે મહાબુદ્ધિમાન! હે રામ! મારાં કહેલાં વાક્યોનો અર્થ તમારા સ્મરણમાં છે ને? એ વાક્યોના અર્થનો તમે પૂર્વાપર વિચાર કર્યો છે ને?[૧૫] હે શત્રુઓને હણનારા! સત્ત્વ આદિ ગુણોના ભેદથી મે જીવોની જે સર્વ પ્રકારની વિચિત્ર ઉત્પત્તિઓ કહી, તેમના વિભાગોનુ તમને સ્મરણ છે ને?[૧૬] બ્રહ્મનું સર્વ જગતરૂપપણું તથા સર્વ જગતથી રહિતપણું મે જે તમને કહ્યું છે, તે તમારા સ્મરણમાં છે ને? તમે તે પ્રમાણે બ્રહ્મસ્વરૂપ ચોખ્ખી રીતે સમજ્યા છો કે?[૧૭] આ અનિર્વચ-

* આ ચોથા સર્ગમા રાજાએ વસિષ્ઠનાં વાક્યોની પ્રશંસા કર્યાની અને વસિષ્ઠના કહેવાથી રામે પોતાના જ્ઞાનનો અનુવાદ કરવાની કથા કહેવામાં આવશે.

નીય જગત જે રીતે સર્વદા બ્રહ્મરૂપ છે, તે તમારા ધ્યાનમાં છે ને ? હે સારા ઉપદેશોના મુખ્ય પાત્ર રૂપ રામ ! આ જગત જે પ્રકારે સર્વ શક્તિઓ-વાળા પરમાત્મામાંથી ઉત્પન્ન થયુ છે, તે પ્રકાર પણ મેં કહ્યો છે, તેનું તમને સ્મરણ છે ને ?[૧૮] હે ઉત્તમ બુદ્ધિવાળા ! અવિદ્યાનું વિસ્તીર્ણ રૂપ સંખ્યાથી અંત વગરનુ છે, બ્રહ્મના એક દેશમાં રહેલું છે અને જ્ઞાનના બળથી નષ્ટ થઈ જાય એવું છે; તે વિષે મેં તમને જે કહ્યું છે, તેનું તમને સંપૂર્ણ રીતે સ્મરણ છે કે ? જીવ કાંઈ કોઈ બીજો પદાર્થ નથી, પણ જે ચિત્ત છે તે જ જીવ છે, એ વિષય લક્ષણ આદિના વિચારથી મેં પ્રતિ-પાદિત કરેલો છે તેનું તમને સારી રીતે સ્મરણ છે ને ? હે રામ ! ગઈ કાલના વિચારનો સઘળો વાક્યાર્થ તમે રાત્રે વિચાર્યો છે અને હૃદયમાં રાખ્યો છે ને ? ઉપદેશ જો વારંવાર વિચારવામાં આવે અને હૃદયમાં સારી પેઠે સ્થાપવામાં આવે, તો જ ઉત્તમ ફળ આપે છે. જે પુરુષ અનાદરથી ઉપદેશના અર્થને મનમાં ધારણ કરે નહિ, તેને તે ઉપદેશ કાંઈ પણ ફળ આપતો નથી. હે રામ ! જેમ તમે મોટા હૃદયવાળા હોવાથી મોતીઓને કંઠમાં રાખવાને યોગ્ય છો, તેમ તમે શુદ્ધિ આપ-નારાં મારાં સ્પષ્ટ વચનોને પણ હૃદયમાં રાખવાને યોગ્ય છો.[૧૯–૨૩]

**વાલ્મીકિ બોલ્યા :** એ પ્રમાણે બ્રહ્માના પુત્ર મહાત્મા વસિષ્ઠ મુનિએ બોલવાનો અવસર આપ્યો, એટલે રામચંદ્રજી તેમને નીચે પ્રમાણે કહેવા લાગ્યા.[૨૪]

**રામ બોલ્યા :** હે સઘળા ધર્મોને જાણનારા મહાત્મા મુનિ ! હું વિસ્તીર્ણ બુદ્ધિવાળો થઈને આપનાં વચનોના અભિપ્રાયને સમજ્યો, એ આપનો જ પ્રભાવ છે.[૨૫] આપ જે કહો છો તે સઘળું તે પ્રમાણે જ છે. આપના કહેવામાં કાંઈ પણ ફેરફાર નથી. મેં નિદ્રાનો ત્યાગ કરીને આપ-નાં વાક્યોના અભિપ્રાયનું હૃદયમાં ચિંતવન કર્યું છે.[૨૬] હે મહારાજ ! ગઈ કાલે આપ સૂર્યે સંસાર-રૂપી અંધકારનો નાશ કરવાને માટે વાણીરૂપી કિરણોનું જે મંડળ ફેલાવ્યું હતું, તેથી બહુ આનંદ થયો છે.[૨૭] હે ઉદાર મનવાળા ! રત્નના સમૂહની પેઠે અનુક્રમથી ગોઠવાયેલું અને તેથી અત્યંત પ્રિય લાગે એવું આપનું ગઈ કાલનું સઘળું પવિત્ર ભાષણ મે હૃદયમાં બરાબર રાખ્યુ છે. આપનો ઉપદેશ પરિણામે સુખ આપનાર છે, મનને ગમે એવો છે, પવિત્ર છે અને વર્તમાન-કાળમાં પણ આનંદના સાધનરૂપ છે, કયા પુરુષો તેને માથે ન ચડાવે ? સિદ્ધ લોકો પણ આપનાં ઉપદેશને માથે ચડાવે છે.[૨૮,૨૯] જેમ શરદઋતુમાં વરસાદના ઝાકળને તોડી નાખતાં દિવસો નિર્મળ થાય છે, તેમ આપની કૃપાથી સંસારરૂપી આવ-રણને તોડી નાખતા અમે નિર્મળ થયા છીએ.[૩૦] આપનો પવિત્ર ઉપદેશ શ્રવણના કાળમાં પણ મધુર આરંભવાળો છે, મધ્યકાળમાં એટલે મન-નના તથા નિદિધ્યાસનના કાળમાં પણ શાંતિ આદિ સુખને વધારનારો છે અને અંતે પણ મોક્ષરૂપ ફળને આપનારો છે.[૩૧] આપના વચન-રૂપી કલ્પવૃક્ષનું પુષ્પ વિકાસ પામેલું છે, સ્વચ્છ છે, કદી પણ કરમાય નહિ એવું છે અને સારા–નરસા સર્વ લોકોને આનંદ આપે એવું છે. તે અમને સર્વદા ઉત્તમ ફળ આપજો.[૩૨] હે સઘળાં શાસ્ત્રોના વિચારમાં વિચક્ષણ ! હે સદાચારોરૂપી પવિત્ર જળોના મુખ્ય સમુદ્રરૂપ ! હે મોટામોટા ઉત્તમ નિયમોને પાળનારા ! હે વસિષ્ઠ મુનિ ! હવે પાપોના સમૂહને નાશ કરનારી ઉપદેશની વાણીને આપ અસ્ખલિત ફેલાવો. (ખૂબ ઉપદેશ કરવાનો આરંભ કરો.)[૩૩]

सकलशास्त्रविचारविशारद प्रसृतपुण्यजलैक-
कमहाह्रद । भज भृशं विततव्रत संप्रति प्रसृततां
हतकिल्बिषसंततिम् ॥ ३३ ॥

# સર્ગ ૫મો*

## મનોમય જગતની સ્થિતિને શાંત કરવાનો ક્રમ

### वसिष्ठ उवाच

इदमुत्तमसिद्धांतं सुंदरं सुंदराकृते ।
उपशांतिप्रकरणं शृणुष्वावहितो हितम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે સુંદરવર રામ ! ઉત્તમ સિદ્ધાંતોથી રમણીય લાગે એવું અને મુક્તિ આપનારુ આ ઉપશમ–પ્રકરણ હું કહુ છું, તે તમે એકાગ્રચિત્તથી સાંભળો.[૧] હે રામ ! જેમ સારા થાંભલાઓથી માંડવો ટકી રહે છે, તેમ રજોગુણી અને તમોગુણી જીવોથી જ આ સંસારરૂપી લાંબી માયા ટકી રહી છે.[૨] સાત્ત્વિક જન્મવાળા અને ઉત્તમ ગુણોવાળા તમારા જેવા ધીર પુરુષો તો, જેમ સર્પો જૂની કાંચળીને છોડી દે છે, તેમ આ અનાદિકાળની માયાને લીલામાત્રમાં છોડી દે છે.[૩] હે રામ ! શુદ્ધ સાત્ત્વિક જન્મવાળા અથવા રજોગુણથી મિશ્રિત એવા સાત્ત્વિક જન્મવાળા જે સમજુ પુરુષો હોય છે, તેઓ જગતનાં કારણોની પર પરાનો વિચાર કરે છે.[૪] શાસ્ત્રોના, સજ્જનોના અને શુભ કાર્યોના સંગથી જેમનાં પાપ ટળી ગયાં હોય છે, તે પુરુષોની બુદ્ધિ સત્યપદાર્થનું અવલોકન કરવામાં દીવા જેવી થાય છે.[૫] પોતાની રુચિ વડે અને પોતાની બુદ્ધિથી જ વિચાર કરીને જ્યાં સુધી જાણવા યોગ્ય વસ્તુ જાણી ન હોય, ત્યાં સુધી તે વસ્તુની પ્રાપ્તિ થતી નથી.[૬] હે રામ ! બુદ્ધિવાળા, નીતિવાળા, ધીર અને ઉત્તમ કુળમાં જન્મેલા રજોગુણથી મિશ્રિત એવા સાત્ત્વિક જાતિવાળાઓમાં તમે મુખ્ય છો.[૭] તમે આ જોવામાં આવતા સંસારના આરંભોમાં 'શું સાચુ છે અને શું ખોટુ છે ?' એ પોતાની મેળે જ વિચારો અને વિચારીને જે સત્ય હોય તેમાં તત્પર થાઓ.[૮] જે વસ્તુ આદિમાં પણ ન હોય અને અંતમાં પણ ન હોય, તેની સત્યતા કેવી હોય ? જે આદિમાં પણ અવિચળ હોય અને અંતમાં પણ અવિચળ હોય, તે જ સત્ય કહેવાય, બીજું સત્ય ન કહેવાય.[૯] જે વસ્તુ આદિમાં તથા અંતમાં ન રહેનાર હોય, તે વસ્તુમાં જેનું મન આસક્ત થાય છે તે પશુ જેવો મૂઢ છે, તે માણસને વિવેક શાથી થાય ?[૧૦] આ સંસારમાં મન જ જન્મે છે, મન જ વધે છે અને બ્રહ્મવિદ્યારૂપી ઉત્તમ વિચારથી મન જ મોક્ષ પામે છે.[૧૧]

**રામ બોલ્યા :** હે બ્રહ્મન્ ! આ જગતમાં મન જ સંસારી છે અને જરાનું તથા મરણનું પાત્ર પણ એ જ છે, એ મારા જાણવામાં આવ્યુ છે.[૧૨] હવે એ મનનો ઉદ્ધાર કરવાનો જે ઉપાય હોય તે મને કહો. જેમ સૂર્ય બહારના અંધારાનો નાશ કરે છે, તેમ આપ જ રઘુવંશીઓનાં હૃદયના અંધારાનો નાશ કરતા આવ્યા છો.[૧૩]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! પ્રથમ તો શાસ્ત્રથી, ઉત્તમ વૈરાગ્યથી અને સજ્જનોના સંગથી મનને પવિત્ર કરો.[૧૪] મન જ્યારે અભિમાનથી રહિત થઈને વૈરાગ્યને પ્રાપ્ત થાય છે, ત્યારે શાસ્ત્રના રહસ્યના જ્ઞાનથી તથા બ્રહ્મતત્ત્વના અનુભવથી પણ સારી પેઠે સમજાવવામાં સમર્થ એવા ગુરુઓને શરણે જવુ.[૧૫] ગુરુએ બતાવેલા માર્ગથી સગુણ ઈશ્વરનું ધ્યાન તથા પૂજન આદિ કરીને પુરુષ અનુક્રમે પરમપાવન પદને પ્રાપ્ત થાય છે.[૧૬] જેમ પૂર્ણિમાને દિવસે સઘળુ આકાશ ચંદ્રના શીતળ તેજથી પૂર્ણ થયેલું જોવામાં આવે છે, તેમ મન વડે નિર્મળ વિચાર કરવામાં આવે, તો સઘળું જગત આત્માથી જ ભરપૂર જોવામાં આવે છે.[૧૭] માણસ જ્યાં સુધી ચિત્તરૂપી વહાણ વડે વિચારરૂપી તટમાં વિશ્રાંતિ પામે નહિ, ત્યાં

* આ પાંચમા સર્ગમા અવિવેકથી જ વૃદ્ધિ પામેલી મનોમય જગતની સ્થિતિને ઉપશાંત કરવાનો ક્રમ સારી રીતે કહેવામા આવશે.

સુધી તે સંસારરૂપી મહાસાગરમાં ખડની પેઠે તણાતો જાય છે.[૧૮] જેમ નીચા પ્રવાહવાળું નિર્મળ પાણી સઘળી રેતીને દૂર કરી નાખે છે, તેમ વિચારથી સત્ય વસ્તુને જાણનારા પુરુષની બુદ્ધિ સઘળાં માનસિક દુઃખોને દૂર કરી નાખે છે.[૧૯] સોનું અને ભસ્મ મિશ્રિત થઈ ગયેલાં હોય છે, તેમાં 'આ સોનુ છે અને આ ભસ્મ છે' એવું જ્ઞાન શોધન કરનારા સોનીને જ પ્રાપ્ત થાય છે, પણ બીજાને તે પ્રાપ્ત થતું નથી. તે જ પ્રમાણે દેહ અને આત્મા મિશ્રિત થઈ ગયેલા છે. તેમાં 'આ આત્મા છે અને આ દેહ છે' એવું જ્ઞાન, વિવેચન કરનારા વિચક્ષણ પુરુષને જ પ્રાપ્ત થાય છે, પણ બીજાને પ્રાપ્ત થતું નથી.[૨૦] આ જીવ દેહાદિકના પરિચ્છેદવાળો જણાય છે. તેનું લાંબા કાળના વિચારથી વિવેચન કરીને મનમાં ખરું સ્વરૂપ સમજવામાં આવે, તો જે જીવ છે તે જ ચોખ્ખી રીતે પરબ્રહ્મ થઈ રહે છે, તો પછી મોહનો અવ સર જ ક્યાંથી રહે?[૨૧] જ્યાં સુધી તત્ત્વ સમજવામાં ન આવ્યું હોય, ત્યાં સુધી મન મોહવાળુ રહે તો ભલે રહે; પણ જ્યારે તત્ત્વ સમજવામાં આવે, ત્યારે મોહ લેશમાત્ર પણ રહેતો નથી, એ વાત નિઃસંશય છે.[૨૨] હે શ્રોતાજનો! આત્માને ન જાણ્યો હોય ત્યાં સુધી જ તમને દુઃખ છે અને તેને જાણ્યા પછીથી અનંત સુખ અને પરમ શાંતિ જ છે, એમ તમે સમજો. તમારો આત્મા આ ક્ષણભંગુર દેહની સાથે મિશ્રિત જેવો થઈ ગયો છે, તેને તમે દેહથી જુદો પાડીને સ્વસ્થ થાઓ; વિલંબ કરો નહિ.[૨૩,૨૪] જેમ સોનું કાદવમાં પડ્યું હોય તે છતાં પણ તેને કાદવનો કાંઈ સંબંધ નથી, તે પ્રમાણે નિર્મળ આત્મા દેહમાં રહ્યો હોય, તે છતાં પણ તેને દેહનો જરા પણ સંબંધ નથી.[૨૫] જેમ કમળના આધારરૂપ જળ અને કમળની ઉપર રહેલું જળ એ બન્ને ઉપાધિથી જ જુદાં જોવામાં આવે છે પણ વાસ્તવિક રીતે જુદાં નથી, તે પ્રમાણે બ્રહ્મ અને જીવ એ બન્ને ઉપાધિથી જ જુદાં જણાય છે, પણ વાસ્તવિક રીતે જુદાં નથી. મારું કોઈ સાંભળતું નથી, પણ હું ઊંચા હાથ કરીને પોકારું છું, કે 'આત્માના વિચારને ભૂલી ગયેલું મૂઢ મન જ્યાં સુધી દુષ્ટ વાસનાઓરૂપી કાદવથી ભરેલા ખાડામાં કાચબાની પેઠે પડ્યુ રહેશે અને ઇંદ્રિયોથી ભોગવવાના વિષયોમાં અત્યંત આસક્ત રહેશે ત્યાં સુધી સંસારરૂપી અંધારું ચંદ્રથી, અગ્નિથી કે બારે સૂર્યોથી પણ જરાય ભેદાવાનું નથી.[૨૬-૨૮] મન જાગ્રત થઈને પોતાની ખરી સ્થિતિનું વિવેચન કરવા લાગે તો જેમ સૂર્યનો ઉદય થતાં રાત્રિનું અંધારું નષ્ટ થઈ જાય છે, તેમ હૃદયનું અંધારું નષ્ટ થઈ જાય છે.[૨૯] દેહાદિકના અધ્યાસરૂપ શયનમાં સૂતેલા મનને ઉત્તમ બોધને માટે નિત્ય જાગ્રત કરવુ જોઈએ, જેથી સંસારનું ભેદન થઈ જાય. સંસાર અત્યંત દુઃખ દેનારો છે. જેમ ચોતરફ રહેલી રજથી આકાશ લેપાતું નથી અને ચોતરફ રહેલા જળથી કમળ લેપાતું નથી, તેમ ચોતરફ રહેલા દેહોથી આત્મા લેપાતો નથી. જેમ કાદવ આદિ પદાર્થો સોનાની સાથે સંબંધ પામ્યા છતાં પણ જુદા જ રહે છે અને સોનારૂપે પરિણામ પામતા નથી, તેમ જડ દેહ આત્માની સાથે સંબંધ પામ્યા છતાં પણ જુદો જ રહે છે અને આત્મારૂપે પરિણામ પામતો નથી. 'સુખ—દુઃખોનો અનુભવ કરનાર આત્મા છે' એમ સમજવું એ તો મૂઢપણું જ છે. જેમ આકાશમાં બિંદુના જેવું આકારપણું કે શ્યામપણું છે જ નહિ, તેમ આત્મામાં સુખ—દુઃખાદિકનો સંબંધ છે જ નહિ.[૩૦-૩૩] સુખ તથા દુઃખ દેહને પણ નથી અને સર્વથી ન્યારા આત્માને પણ નથી; પરંતુ અજ્ઞાનને જ છે. જો અજ્ઞાન નાશ પામે તો સુખ કે દુઃખ કોઈને નથી.[૩૪] હે રામ! કોઈને કાંઈ સુખ પણ નથી અને કોઈને કાંઈ દુઃખ પણ નથી. સઘળું આત્માના જ વિવર્તરૂપ

છે અને અધિષ્ઠાનરૂપે શાંત છે તથા અનંત છે, એમ જુઓ.[35] આ જે વિસ્તીર્ણ સૃષ્ટિઓના દેખાવો જોવામાં આવે છે, તેઓ જેમ પાણીમાં તરંગો રહે છે તેમ આત્મામાં રહ્યા છે. જેમ અધીં આંખો મીચી સૂર્યની સામે સૂઈ રહેતાં, આકાશમાં ભ્રાંતિથી પિચ્છો દેખાય છે, તેમ આત્મામાં તે ભ્રાંતિથી જ પ્રતીત થાય છે[36] જેમ મણિ પોતે કાંઈ પણ વ્યાપાર નહિ કરતાં પોતાની તેજોમય કાંતિઓને ફેલાવે છે, તેમ આ આત્મા પોતે કાંઈ પણ વ્યાપાર નહિ કરતાં જ સૃષ્ટિઓને ફેલાવે છે.[37] હે સુબુદ્ધિવાળા રામ! જેમ રજ્જુ અને સર્પ એક પણ નથી અને જુદાં પણ નથી; પરંતુ તેમનામાં સર્પ ખોટો જ છે; તેમ આત્મા અને જગત એક પણ નથી અને જુદાં પણ નથી, પરંતુ તેમનામાં જગત ખોટું જ છે. આ જગત કેવળ આભાસમાત્ર જ છે. તે હમણાં અજ્ઞાનના કાળમાં જ આવા આડંબરવાળું જોવામાં આવે છે.[38] આ સઘળું જગત બ્રહ્મ જ છે અને જે બ્રહ્મ છે, તે જ વિસ્તીર્ણ જગતરૂપે દેખાય છે, માટે 'હું જુદો છું અને જગત જુદું છે' એવી ભ્રાંતિને તમે છોડી દો.[39] હે રામ! જેમ વિસ્તીર્ણ મહાસાગરમાં તરંગ આદિ વિભાગો સાચા સંભવતા નથી, તેમ દેશના, કાળના તથા વસ્તુના પરિચ્છેદથી રહિત પરબ્રહ્મમાં જગત આદિ કલ્પનાઓ સાચી સંભવતી જ નથી.[40] જેમ અગ્નિમાં હિમનો કણ હોતો જ નથી, તેમ સર્વમય અને એક એવા પરમાત્મામાં બીજી કલ્પના છે જ નહિ જીવ જો તદાકાર મનથી પોતે જ પોતાના ચૈતન્યમય સ્વરૂપની ભાવના કરે છે, તો પોતે મલિનતા વિનાના તથા માયાની કુટિલતા વિનાના પોતાના જ સ્વરૂપમાં આનંદ કરે છે.[41-42] હે રામ! આ સંસારમાં શોક પણ નથી, મોહ પણ નથી, જન્મ પણ નથી અને જન્મવાળાં પણ નથી; પણ જે સર્વનું અધિષ્ઠાન બ્રહ્મ છે તે જ છે; માટે તમે સંતાપ કરવો છોડી દો.[43] હે રામ! તમે શીત—ઉષ્ણ આદિ દ્વંદ્વોથી રહિત થાઓ, સર્વદા સત્ત્વગુણમાં રહીને માનસિક વિક્ષેપોથી રહિત થાઓ, શરીરના યોગક્ષેમની ચિંતાને છોડી દો, ધીરજ ધરો, દ્વૈતની આસક્તિથી મુક્ત થાઓ અને સંતાપથી રહિત થાઓ.[44] હે રામ! તમે સમબુદ્ધિવાળા થાઓ, સ્વસ્થ થાઓ, સ્થિર મતિવાળા થાઓ, શોકરહિત મનવાળા થાઓ, મનન કરનારા થાઓ, ઉત્તમ મણિની પેઠે સ્વચ્છ થાઓ અને સંતાપથી રહિત થાઓ.[45] હે રામ! તમે દેહાદિકમાં અહંતા—મમતાથી રહિત થાઓ, સંકલ્પોથી રહિત થાઓ, ધીર બુદ્ધિવાળા થાઓ, અંતઃકરણને જીતો, આવી પડેલા વ્યવહારને અનુસરો અને સંતાપથી રહિત થાઓ.[46] હે રામ! તમે આસક્તિથી રહિત થાઓ, પરિશ્રમથી રહિત થાઓ, મળોથી તથા પાપોથી રહિત થાઓ, આ ગ્રાહ્ય છે અને આ ત્યાજ્ય છે, એવા આગ્રહથી રહિત થાઓ અને સંતાપથી રહિત થાઓ. હે રામ! તમે જગતથી ન્યારા પદમાં રહો, પામવા યોગ્ય વસ્તુને પામીને પૂર્ણ થાઓ, ભરપૂર સમુદ્રની પેઠે ક્ષોભરહિત થાઓ અને સંતાપથી રહિત થાઓ.[47-48] હે રામ! તમે વિકલ્પોના સમૂહથી છૂટા થાઓ, માયારૂપી લેપથી રહિત થાઓ, પોતાથી જ પોતામાં તૃપ્ત રહો અને સંતાપથી રહિત થાઓ.[49] હે આત્મવેત્તાઓમાં ઉત્તમ રામ! તમે પારથી તથા અંતથી રહિત સ્વરૂપવાળા થાઓ, મનમાં મેરુપર્વતના જેવી ધીરજરૂપ દઢતાવાળા થાઓ અને સંતાપથી રહિત થાઓ.[50] હે રામ! તમે આપમેળે આવી મળે તે સુખોનો અનુભવ કરો, કોઈ વસ્તુની ઇચ્છા ન રાખો; આ ગ્રાહ્ય છે તથા આ ત્યાજ્ય છે એવો આગ્રહ છોડી દો અને સંતાપથી રહિત થાઓ.[51] હે રામ! તમે પૂર્ણ મહાસાગરની જેમ પોતામાં પોતાથી જ મોટાઈ પામો અને પૂર્ણચંદ્રના બિંબની જેમ પોતામાં પોતાથી જ શીતળતા પામો.[52] હે

સુંદર રામ! જગતની આ સઘળી રચના મિથ્યા જ છે. જ્ઞાની પુરુષ મિથ્યાપદાર્થ ઉપર દોડ કરે જ નહિ. તમે આત્મવેત્તા છો, કલ્પનાઓથી રહિત છો, દુઃખોથી રહિત છો અને સર્વદા પ્રકાશમાન છો; આથી તમે શોકથી રહિત થાઓ.[૫૩] તમારા પિતા જ્યારે તમને પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય આપે, ત્યારે તમે સઘળા ગુણોથી રાજાઓને રાજી રાખજો અને સમદષ્ટિથી લાંબા કાળ સુધી પ્રજાઓનુ સારી રીતે પાલન કરજો. આત્મવેત્તાએ કર્મોનો ત્યાગ કરવો પણ યોગ્ય નથી અને કર્મોમાં આસક્તિ રાખવી પણ યોગ્ય નથી.[૫૪]

एकातपत्रमवनौ गुरुणोपदिष्टं सम्यक् सुपालय चिरं समयेह दृष्ट्या । राज्यं समस्तगुणरंजितराजलोकस्त्यागो न युक्त इह कर्मसु नापि रागः ॥ ५४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પ્રથમોપદેશ' નામનો સર્ગ ૫મો સમાપ્ત

## સર્ગ ૬ ઠ્ઠો×

## છેલ્લા જન્મવાળા જ્ઞાનીને જીવન્મુક્તિ માટે ગુણપ્રાપ્તિનો ક્રમ

वसिष्ठ उवाच

इमं विश्वपरिस्पंदं करोमीत्यस्तवासनम् ।
प्रवर्तते यः कार्येषु स मुक्त इति मे मतिः ॥१॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! 'આ સઘળા વ્યવહારને હું કરતો નથી, પણ મારા સામીપ્યમાત્રથી તે ચાલ્યા કરે છે' એવી રીતે કર્તાપણાના અભિમાનથી રહિત થઈને જે પુરુષ વ્યવહારમાં પ્રવર્તે છે તે પુરુષ મુક્ત જ છે, એમ મારો નિશ્ચય છે.[૧] જે પુરુષો જ્ઞાનને યોગ્ય મનુષ્યના અવતારને પ્રાપ્ત થઈને 'અમે કર્તા છીએ' એવો આગ્રહ રાખીને કર્મો કરે છે, તેઓ સ્વર્ગમાંથી નરકમાં જાય છે અને નરકમાંથી પાછા સ્વર્ગમાં જાય છે.[૨] કેટલાએક પુરુષો સત્કર્મો નહિ કરતાં, નિષિદ્ધ કર્મોમાં જ તત્પર રહે છે, તેઓ એક નરકમાંથી બીજા નરકને, એક દુઃખમાંથી બીજા દુઃખને અને એક ભયમાંથી બીજા ભયને પ્રાપ્ત થયા કરે છે. પોતાની વાસનાઓરૂપી તંતુઓથી બંધાયેલા કેટલાએક જીવો અનુક્રમે દુષ્ટ કર્મોનાં ફળ ભોગવતાં ભોગવતાં પશુ–પક્ષીની યોનિમાં અવતરેલા હોય છે. તેઓ પશુ–પક્ષીના અવતારમાંથી સ્થાવરના અવતારને અને સ્થાવરના અવતારમાંથી પાછા પશુ–પક્ષીના અવતારને પ્રાપ્ત થાય છે.[૩'૪] મનના સાક્ષીનો વિચાર કરનારા કેટલાએક ભાગ્યશાળી આત્મવેત્તા પુરુષો તો તૃષ્ણારૂપી બેડીને તોડી નાખીને, પરમ કૈવલ્યરૂપ પદને પ્રાપ્ત થાય છે. હે રામ! પ્રથમ કેટલાએક બીજા અવતારોને ભોગવીને જે પુરુષ અહીં રજોગુણમિશ્રિત સાત્વિક જન્મવાળો થયો હોય, તે પુરુષ સત્સંગ આદિના પ્રભાવથી બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત થાય છે અને આ જન્મમાં જ મુક્ત થાય છે.[૫'૬] રજોગુણમિશ્રિત સાત્વિક જન્મવાળો પુરુષ જન્મે ત્યાંથી જ પૂર્ણિમાના ચંદ્રની પેઠે વૃદ્ધિ પામે છે. જેમ વર્ષાઋતુમાં ઇંદ્રજવના છોડને પુષ્પોની શોભા પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે, તેમ એ પુરુષને એ જન્મમાં વૈરાગ્ય આદિ સાધનોની સંપત્તિ પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે.[૭] હે મોટી બુદ્ધિવાળા રામ! જેમ ઉત્તમ વાંસમાં મુક્તાફળો તુરત જ પ્રકટ થાય છે, તેમ એ છેલ્લા જન્મવાળા પુરુષમાં શુભ વિદ્યાઓ તુરત જ પ્રકટ થાય છે.[૮] જેમ રાણીઓ અંતઃપુરનું સર્વદા સેવન કરે છે, તેમ શ્રેષ્ઠતા, પ્રિયતા, મૈત્રી, સૌમ્યતા, કરુણા અને વિદ્વત્તા તે પુરુષનું સર્વદા સેવન કરે છે.[૯] જે પુરુષ સઘળાં વ્યવહાર સંબંધી કાર્યોને કરવા છતાં તે કાર્યોનું ફળ સારી રીતે થાય અથવા નષ્ટ થઈ જાય, તોપણ સમબુદ્ધિવાળો રહે ને તેથી હર્ષ કે શોક ન પામે, તો

× આ છઠ્ઠા સર્ગમાં કર્મની ગતિઓ દર્શાવ્યા પછી છેલ્લા જન્મવાળાઓને જીવન્મુક્તિને વાસ્તે થતી ગુણોની પ્રાપ્તિનો સામાન્ય ક્રમ કહેવામાં આવશે.

તે પુરુષમાં, જેમ દિવસમાં અંધકાર નાશ પામે છે, તેમ સઘળાં સુખ—દુઃખાદિક નાશ પામે છે. જેમ શરદઋતુમાં વાદળાંઓ શુદ્ધપણાને પ્રાપ્ત થાય છે, તેમ તેના શ્રદ્ધા આદિ ગુણો શુદ્ધપણાને પ્રાપ્ત થાય છે.[૧૦,૧૧] જેમ વનમાં વનના મૃગો મધુર શબ્દવાળી વાંસળીને ઇચ્છે છે, તેમ સંસારમાં સર્વ લોકો ઉત્તમ આચારવાળા તે મધુર પુરુષને ઇચ્છે છે.[૧૨] જેમ બગલીઓ મેઘને તુરત જ અનુસરે છે, તેમ છેલ્લા જન્મવાળા એ પુરુષને ઉપર કહેલા ગુણોની શોભાઓ તુરત જ અનુસરે છે.[૧૩] ગુણોથી પૂર્ણ થયેલો એ પુરુષ પછી ગુરુને જ અનુસરે છે, અને તે ગુરુ તેને વિવેકના ઉપાયોનો ઉપદેશ કરીને મનન કરવામાં જોડે છે.[૧૪] એ પુરુષ વિચારથી તથા વૈરાગ્યથી સંપન્ન થયેલા પોતાના સદ્‌ગુણી ચિત્તથી નિર્વિઘ્ન રીતે પરમાત્માને તથા પોતાને એકરૂપ દેખે છે.[૧૫] એ પુરુષ વિચારથી સુંદર થયેલા શાંત ચિત્ત વડે અનુભવને અર્થે પ્રથમ મનની અંદર મનન કરે છે. છેલ્લા જન્મવાળા મહાત્મા પુરુષો તૃષ્ણાઓથી રહિત થયેલા મનરૂપી મૃગને પ્રથમ તે મનરૂપી મૃગ જે રીતે નિર્ગુણ બ્રહ્માકાર થઈ જાય, તે રીતે સમજાવે છે. એ પુરુષો જીવન્મુક્તનાં પ્રખ્યાત લક્ષણોવાળા સદ્‌ગુરુઓનું યત્નપૂર્વક સેવન કરે છે; નિર્મળ બુદ્ધિવડે ચિત્તની અંદર રત્નની પેઠે પ્રકાશતા જીવના સ્વરૂપની લાંબા કાળ સુધી પરીક્ષા કરે છે; તે 'જીવનું સ્વરૂપ સાક્ષાત્ પરબ્રહ્મ જ છે' એવો અપરોક્ષ અનુભવ કરે છે અને પોતાના સ્થાનમાં બેઠા બેઠા જ પરમ પુરુષાર્થરૂપ સર્વોત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. (એમને ઉપાસક લોકોની જેમ પરલોકમાં જવું પડતું નથી.)[૧૬–૧૮]

प्रथितगुणान्सुगुरून्निषेव्य यत्नादमलधिया प्रविचार्य चित्तरत्नम् । गतिममलामुपयांति मानवास्ते परमावलोक्य चिरं प्रकाशमंतः ॥ १८ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પ્રથમોપદેશ' નામનો સર્ગ ૬ઠ્ઠો સમાપ્ત**

## સર્ગ ૭મો*

### વ્યુત્પન્ન ચિત્તવાળાને અચાનક જ્ઞાનપ્રાપ્તિ થાય છે

**वसिष्ठ उवाच**

एष तावत् क्रमः प्रोक्तः सामान्यः सर्वदेहिनाम् ।
इममन्यं विशेषं त्वं शृणु राजीवलोचन ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે કમળ સરખાં નેત્રોવાળા રામ! લાંબા કાળ સુધી ગુરુનું સેવન કરીને તેમની પાસેથી જ્ઞાન મેળવવાનો આ ક્રમ સર્વ મનુષ્યોને વાસ્તે સાધારણ છે. હવે એક બીજો વિશેષ ક્રમ હું કહું છું, તે તમે સાંભળો.[૧] આ સંસારની મોટી ગરબડમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓને મોક્ષ આપે એવા બે જ ઉત્તમ ક્રમ છે.[૨] ગુરુના કહ્યા પ્રમાણે કરવાથી તથા ચાલવાથી ધીરે ધીરે એક જ જન્મમાં અથવા ઘણા જન્મોથી જ્ઞાન પ્રાપ્ત થાય, એ પહેલો ક્રમ છે.[૩] પોતાના જ વિચારથી કાંઈક વ્યુત્પન્ન થયેલાં ચિત્તવાળાઓને સમય પર આકાશમાંથી પડેલા ફળની પ્રાપ્તિની જેમ અચાનક જ્ઞાનની પ્રાપ્તિ થઈ જાય, એ બીજો ક્રમ છે.[૪] આકાશમાંથી પડેલા ફળની જેમ અચાનક જ્ઞાનની પ્રાપ્તિ થવાના વિષયમાં એક જૂનો વૃત્તાંત કહું છું, તે સાંભળો.[૫] હે રામ! છેલ્લા જન્મવાળા અને જેમના પૂર્વકૃત પાપ—પુણ્યોરૂપી પ્રતિબંધો ટળી ગયા હોય એવા ભાગ્યશાળી લોકો આકાશમાંથી આવી પડેલા ફળના લાભ જેવો ઉત્તમ વિવેકનો લાભ મેળવી લે છે, એ વિષે હું એક કથા કહું છું, તે તમે સાંભળો.[૬]

शृणु सुभग कथां महानुभावा व्यपगतपूर्वशुभाशुभार्गलौघाः । खपतितफलवत्परं विवेकं चरमभवा विमलं समश्नुवंति ॥ ६ ॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણનો ઉપશમપ્રકરણનો 'અચાનક જ્ઞાનપ્રાપ્તિ' નામનો સર્ગ ૭મો સમાપ્ત**

---

* આ સાતમા સર્ગમાં પોતાના જ વિચારથી કાંઈક વ્યુત્પન્ન થયેલા ચિત્તવાળાઓને આકાશમાંથી પડેલા ફળની જેમ અચાનક જ્ઞાનની પ્રાપ્તિ થાય છે એ કહેવાશે.

# સર્ગ ૮ મો[×]

## સિદ્ધગીતા

### वसिष्ठ उवाच

अस्त्यस्तमितसर्वापदुद्यत्संपदुदारधीः ।
विदेहानां महीपालो जनको नाम वीर्यवान् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! વિદેહ દેશનો જનક નામે રાજા છે. તેની સઘળી વિપત્તિઓ નાશ પામી છે અને સર્વ સંપત્તિઓ નિત્ય વધતી રહી છે. તે ઉદાર બુદ્ધિનો છે અને વીર્યવાન છે.[૧] એ રાજા યાચકલોકોને કલ્પવૃક્ષ સમાન છે, મિત્રોરૂપી કમળોને સૂર્ય સમાન છે, બંધુઓરૂપી પુષ્પોને વસંત સમાન છે અને સ્ત્રીઓને કામદેવ સમાન છે. તે વળી બ્રાહ્મણોરૂપી કુમુદોને ચંદ્ર સમાન છે, શત્રુઓરૂપી અંધકારોને સૂર્ય સમાન છે, સૌજન્યરૂપી રત્નોને સમુદ્ર સમાન છે અને પૃથ્વીનું પાલન કરવાને માટે જાણે સાક્ષાત્ વિષ્ણુ જ અવતરેલા હોય એવો છે.[૨-૩] હવે નવી પ્રફુલ્લિત લતાઓવાળો, મંજરીઓના સમૂહોથી પીળો લાગતો અને કોયલપક્ષીઓના ટહુકાઓથી અત્યંત પ્રિય લાગતો વસંત આવ્યો, ત્યારે જેમ ઇંદ્ર નંદનવનમાં જાય, તેમ એ જનકરાજા એક દિવસે વિહાર કરવા સારુ એક સુંદર બગીચામાં ગયો. તે બગીચામાં વૃક્ષોનાં વિસ્તીર્ણ મંડળો પુષ્પોથી ભરપૂર થઈ રહ્યાં હતાં અને તેમાં લતાઓરૂપી લલનાઓ મનોહર રીતે નાચતી હતી. તેમાં શીત, મંદ અને સુગંધવાળો પવન વાતો હતો. એ સુંદર બગીચામાં જઈ રાજાએ પોતાના અનુચરોને દૂર કર્યા અને પોતે ક્રીડા કરવાને માટે જ ગોઠવેલા પર્વતોની કુંજોમાં ફરવા લાગ્યો.[૪-૬] ફરતાં ફરતાં તે કોઈ તમાલવનની કુંજમાં ગયો. ત્યાં હે કમલલોચન ! નિત્ય એકાંતમાં જ રહેનારા અને પર્વતોની ગુફાઓમાં ફરનારા કોઈ અદૃશ્ય સિદ્ધલોકો પોતાના (જનકના) જ ઉદ્દેશથી નીચે પ્રમાણે શ્રવણમાત્રથી આત્માનો સાક્ષાત્કાર કરાવી દે, એવી ગીતાઓ બોલ્યા, તે તેના સાંભળવામાં આવી.[૭-૮]

**કેટલાએક સિદ્ધો બોલ્યા :** જે આત્મા દ્રષ્ટાપણાના તથા દૃશ્યોના અધ્યાસને લીધે તુચ્છ વિષયોના આનંદને જ પુરુષાર્થ માની લઈને જન્મમરણ પામ્યા કરે છે, તે જ આત્માને અમે શ્રવણાદિકથી થયેલી અખંડાકાર વૃત્તિ વડે પરબ્રહ્મ સમજીએ છીએ અને નિરંતર તેનું જ અનુસંધાન કર્યા કરીએ છીએ.[૯]

**કેટલાએક સિદ્ધો બોલ્યા :** દ્રષ્ટાને, દર્શનોને, દૃશ્યોને અને તેમની વાસનાઓને પણ છોડી દઈને અમે એ સર્વની ઉત્પત્તિના સાક્ષીરૂપે એ સર્વથી પ્રથમ જ સિદ્ધ થતા આત્માનું નિરંતર અનુસંધાન કર્યા કરીએ છીએ.[૧૦]

**કેટલાએક સિદ્ધો બોલ્યા :** જે આત્મા 'જગત છે અને જગત નથી' એ બન્ને પક્ષોના અધિષ્ઠાનરૂપ છે અને સઘળા ભાવોનો તથા અભાવોનો પ્રકાશક છે, તેનું જ અમે નિરંતર અનુસંધાન કર્યા કરીએ છીએ.[૧૧]

**કેટલાએક સિદ્ધો બોલ્યા :** આ સઘળું બ્રહ્માંડ જેમાં છે, જેનું છે, જેને અર્થે છે, જેનાથકી છે અને જે રૂપ છે, તે સત્ય આત્માનું જ અમે નિરંતર અનુસંધાન કર્યા કરીએ છીએ.[૧૨]

**કેટલાએક સિદ્ધો બોલ્યા :** અમારો આત્મા સઘળાં બ્રહ્માંડરૂપે રહેલો હોવા છતાં પણ ઉપનિષદોને પણ અગમ્ય છે અને નિરંતર શ્વાસોચ્છ્વાસના બહાનાથી 'सोऽहं सोऽहं' (તે પરમાત્મા હું છું, તે પરમાત્મા હું છું) એવો શબ્દ બોલ્યા કરે છે. અમે તે આત્માનું જ નિરંતર અનુસંધાન કર્યા કરીએ છીએ.[૧૩]

× આ આઠમા સર્ગમાં વસંતઋતુમાં કોઈ બગીચાની અંદર વિહાર કરતા જનકરાજાએ સિદ્ધોનાં મુખોમાંથી નીકળેલા શુભ શ્લોકો સાંભળ્યાની કથા કહેવામાં આવશે.

**કેટલાએક સિદ્ધો બોલ્યા :** જે પુરુષો હૃદયરૂપી ગુફાના સ્વામી અંતર્યામી દેવને છોડી દઈને બીજા દેવની પાસે જાય છે, તેઓ પોતાના હાથમાં રહેલા કૌસ્તુભમણિને છોડી દઈને બીજા રત્નની ઇચ્છા કરે છે.[૧૪]

**કેટલાએક સિદ્ધો બોલ્યા :** સઘળી આશાઓને છોડી દેવાથી એવું ફળ મળે છે, કે તે ફળથી આશાઓરૂપી ઝેરી લતાઓના મૂળની પંક્તિ જ કપાઈ જાય છે.[૧૫]

**કેટલાએક સિદ્ધો બોલ્યા :** જે પુરુષ ભોગ્ય પદાર્થોમાં અત્યંત વિરસ(રસરહિત)પણું જાણવા છતાં પણ તે પદાર્થોમાં પાછી વાસના બાંધે છે, તે દુર્મતિવાળા પુરુષને માણસ નહિ પણ ગધેડો જ સમજવો.[૧૬]

**કેટલાએક સિદ્ધો બોલ્યા :** જેમ સુરપતિ ઇંદ્ર વજ્રથી પર્વતોને તોડી નાખે છે, તેમ આ ઇંદ્રિયોરૂપી સર્પો જેમ જેમ ઊઠતા જાય, તેમ તેમ તેમને વારંવાર વિવેકરૂપી ધોકાથી તોડી નાખવા જોઈએ.[૧૭]

**કેટલાએક સિદ્ધો બોલ્યા :** ઇંદ્રિયોના ઉપશમરૂપ (નિવૃત્તિરૂપ) પવિત્ર સુખ મેળવવું જોઈએ. તે સુખથી ચિત્ત સારી રીતે પ્રશાંત થાય છે. જેનું ચિત્ત પ્રશાંત થાય છે, તે પુરુષને પરમ સુખરૂપ એવા પોતાના સ્વરૂપમાં અખંડ અને ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત થાય છે.[૧૮]

उपशमसुखमाहरेत्पवित्रं सुशमवतः शममेति साधुचेतः। प्रशमितमनसः स्वके स्वरूपे भवति सुखे स्थितिरुत्तमा चिराय ॥ १८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સિદ્ધગીતા' નામનો સર્ગ ૮મો સમાપ્ત**

# સર્ગ ૯મો*

## જનકરાજાએ પોતાની સ્થિતિનો દૃઢ વિચાર કર્યો

### વસિષ્ઠ ઉવાચ

इति सिद्धगणोद्गीता गीताः श्रुत्वा महीपतिः।
विषादमाजगामाशु भीरू रणवादिव ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જેમ બીકણ માણસ યુદ્ધનો શબ્દ સાંભળીને તુરત ખેદ પામે છે, તેમ જનકરાજા એ પ્રમાણે સિદ્ધલોકોએ કહેલી ગીતાઓ સાંભળીને તુરત ખેદ પામ્યો.[૧] પછી જેમ નદીનો પ્રવાહ પોતાના કાંઠાનાં વૃક્ષોને વેગથી સાથે લઈને સમુદ્રમાં જાય છે, તેમ એ રાજા પોતાના અનુચરોને વેગથી સાથે લઈ પોતાને ઘેર ગયો.[૨] ત્યાં જઈ રાજાએ સઘળા અનુચરોને પોતપોતાને ઘેર મોકલી દીધા અને પછી જેમ સૂર્ય ઉદયાચળ પર ચડે, તેમ તે એકલો જ ઊંચા મહેલ ઉપર ચડ્યો.[૩] આમ મહેલમાં ગયેલો એ રાજા દેહ આદિની સ્થિતિઓને ઊડતાં પક્ષીઓની પાંખો જેવી ચંચળતાવાળી જોઈને અત્યંત વ્યાકુળ થયો અને આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો :[૪] 'હાય હાય! જેમ પથરાઓમાં પથ્થરો જોરથી અથડાય છે, તેમ હું જગતની મહાદુઃખદાયી ચપળ દશાઓમાં જોરથી અથડાયા કરું છું.[૫] આ કાળ અંત વિનાનો છે, તેના એક અલ્પ ભાગ સુધી જ હું જીવી શકું એમ છું, તે છતાં હું તેવા જીવનમાં મૂર્ખતાથી વિશ્વાસ રાખી બેઠો છું; માટે મને ધિક્કાર છે.[૬] આ રાજ્ય જીવન પર્યંત જ રહેવાનું છે, તે શું માત્ર છે? તે છતાં તેટલાથી જ સંતોષ પામીને હું મૂર્ખની પેઠે ભાવિ દુઃખો સંબંધી

* આ નવમા સર્ગમાં સિદ્ધલોકોનાં વચનો સાંભળી, વૈરાગ્યથી ઘેર આવેલા જનકરાજાએ અનર્થના મૂળનો વિચાર કરીને, પોતાની સ્થિતિનો એક પાકો વિચાર ગોઠવ્યાની કથા કહેવામાં આવશે.

વિચાર કર્યા વિના કેમ બેઠો રહું છું?[૭] આ દેહ આરંભમાં નહોતો અને અંતમાં પણ નહિ હોય, પણ કેવળ મધ્યમાં જ થોડાક જીવનવાળો દેખાય છે, તો જેમ બાળક ચિત્રમાં આલેખેલા ચંદ્રને સાચો સમજીને ખોટી ધીરજ ધરીને બેસે છે, તેમ હું એવા ખોટા દેહને સાચો સમજીને કેમ ખોટી ધીરજ ધરી બેઠો છું?[૮] આ મોટા પ્રપંચરૂપ ખોટી ઇંદ્રજાળથી હું અત્યંત મોહ પામ્યો છું, એ બહુ ભૂંડું થયું છે. મને તે કોણે મોહિત કર્યો હશે?[૯] આ સંસારમાં જેને સાચી, રમણીય, અખંડિત કે બનાવ્યા વગર થયેલી કહીએ એવી કોઈ પણ વસ્તુ નથી; માટે મારી બુદ્ધિને કઈ વસ્તુમાં વિશ્રાંતિ મળે એમ છે?[૧૦] 'જે વસ્તુઓને હું દૂર રહેલી માનું છું, તે વસ્તુઓ પણ મારા મનમાં જ છે' એવો નિશ્ચય રાખીને હવેથી મારે બહારના પદાર્થોની વાસના જ છોડી દેવી.[૧૧] ભોગો ભોગવવાને માટે લોકોની ધન આદિ મેળવવાની જે પ્રવૃત્તિ છે, તે પાણીની ચકરીની જેમ ગોથાં ખવડાનારી અને પરિણામે પણ દુઃખ ઉત્પન્ન કરનારી જ જોવામાં આવે છે. છતાં હું એવી પ્રવૃત્તિથી સુખ મળવાનો વિશ્વાસ કેમ રાખી બેઠો છું?[૧૨] સુખમિશ્રિત દુઃખો તો કોઈ સમયે જ આવે છે, પણ એકલાં દુઃખો તો પ્રત્યેક વર્ષે, પ્રત્યેક મહિને, પ્રત્યેક દિવસે અને પ્રત્યેક ક્ષણે વારંવાર આવ્યા કરે છે.[૧૩] આ રાજ્ય આદિનું સુખ તો થોડા સમયમાં જ દેખાઈને નષ્ટ થઈ જવાનું છે; માટે તેની વાસના છોડી દઈને હું ઇંદ્રપદ આદિનાં ઉત્કૃષ્ટ સુખોની ઉત્કંઠા કરું, તો તે સુખોમાં પણ વિચાર કરતાં જેમાં વિવેકી પુરુષોને વિશ્રાંતિ મળે એવું કોઈ પણ સુખ જોવામાં આવતું નથી.[૧૪] અરે અભાગિયા મન! જે પુરુષો આજ મોટાઓને પણ માથે રહ્યા છે, તેઓ પણ દિવસો જતાં નીચે પડવાના છે; તો તું આ રાજ્ય આદિની તુચ્છ મોટાઈમાં કેમ ભરોંસો રાખે છે?[૧૫] હાય હાય! હું રજ્જુ વિના જ બંધાયો છું, કાદવ વિના જ ખરડાયો છું, અને ઉપર રહેલો હોવા છતાં પણ નીચે પડ્યો છું. હાય હાય! મારી સ્વ-સ્વરૂપમાં સ્થિતિ રહી નથી.[૧૬] જેમ પ્રકાશને રોકનારું કાળું વાદળું અકસ્માત્ સૂર્યની આગળ પણ આવે છે, તેમ આ મોટો મોહ, હું સમજું છું તે છતાં અકસ્માત્ મારી આગળ શા માટે આવ્યો હશે?[૧૭] આ મોટામોટા વૈભવોની સાથે મારે શો સંબંધ છે અને આ બાંધવોની સાથે પણ મારે શો સંબંધ છે? આમ છતાં, જેમ બાળક પોતે જ કલ્પી લીધેલા પિશાચથી વ્યાકુળ થઈ જાય છે, તેમ હું પોતે જ કલ્પી લીધેલા મમતારૂપ સંબંધથી વ્યાકુળ થયા કરું છું.[૧૮] અરે! હું હાથે કરીને આ સંસારના ભોગોમાં જરાને તથા મરણને લાવી દેનારી અને ઉદ્વેગ આપનારી આ આસ્થા શા માટે બાંધું છું?[૧૯] આ ભોગ આદિની સંપત્તિ જાય તો ભલે જાય અને રહે તો ભલે રહે; પણ એના ઉપર હું આટલો બધો આગ્રહ શા માટે રાખું છું? આ સંપત્તિ તો પાણીના પરપોટાની પેઠે ખોટી જ ઊભી થયેલી જોવામાં આવે છે.[૨૦] જે પૃથુ તથા ભરત આદિ મોટા વૈભવોવાળા ચક્રવર્તી રાજાઓ અને સારાસારા ગુણોવાળા સ્નેહીઓ તથા બાંધવો પૂર્વકાળમાં હતા, તેઓ આજે સ્મરણમાત્રમાં જ રહ્યા છે, તો તેવું જોવા છતાં આ વર્તમાન સુખોનો શો ભરોસો રાખવો?[૨૧] પૂર્વના રાજાઓનાં જૂનાં ધનો ક્યાં ગયાં અને પૂર્વના બ્રહ્માઓનાં જૂનાં બ્રહ્માંડો ક્યાં ગયાં? તો હું આ મારાં ધનાદિક ઉપર વિશ્વાસ રાખું છું, એ કેવું કહેવાય?[૨૨] લાખો ઇંદ્રો પણ પાણીમાં પરપોટાઓની પેઠે કાળમાં ગળી ગયા છે, તો આ હું જીવવા ઉપર આસ્થા બાંધી બેઠો છું, તેની મહાત્મા પુરુષો હાંસી કર્યા વિના કેમ રહેશે?[૨૩] કરોડો બ્રહ્માઓ મરી ગયા છે, કરોડો

સૃષ્ટિઓ નષ્ટ થઈ ગઈ છે અને કરોડો રાજાઓ ધૂળમાં મળી ગયા છે, તો મને આ જીવિત ઉપર શો વિશ્વાસ?²⁴ આ સંસારરૂપી રાત્રિમાં થયેલી દેહાદિકની પ્રતીતિરૂપ સ્વપ્નમાં જો હું આસ્થા બાંધું, તો એ મારા અવિવેકને ધિક્કાર છે.²⁵ 'આ દેહ હું છું' એવી જે કલ્પના થઈ છે, એ ખોટી જ છે; તે છતાં હું અહંકારરૂપી પિશાચના વળગાડવાળો થઈને મૂર્ખની પેઠે કેમ બેઠો છું?²⁶ નિરાકાર છતાં પણ બહુ વિસ્તારવાળી આ કાળની ગતિથી મારું આયુષ્ય ક્ષણેક્ષણે તૂટતું રહે છે. હાય! આ હું જોઉં છું છતાં પણ હું શા માટે વિચાર કરતો નથી?²⁷ હે જીવિતની આશા! બ્રહ્માદિકને પોતાના પગની નીચે દાબી દેનારા અને જાણે દડાઓથી રમતા હોય, તેમ વિષ્ણુ આદિના દેહોથી રમનારા હજારો રુદ્રોને પણ કાળ ખાઈ ગયો છે, તો તું શા માટે મારામાં નાચ્યા કરે છે?²⁸ મારી આટલી અવસ્થા સુધીમાં અસંખ્યાત દિવસો આવ્યા અને અસંખ્યાત દિવસો ગયા; પણ તે દિવસોમાં આજ સુધી કોઈ એવો દિવસ જોવામાં આવ્યો નથી કે જેમાં કોઈ એકાદ પણ અવિનાશી વસ્તુ પ્રાપ્ત થઈ હોય.²⁹ જેમ તળાવમાં સારસ પક્ષીઓ સ્ફુરે છે, તેમ સર્વ લોકોના ચિત્તમાં ભોગો જ સ્ફુરે છે, પણ આત્મવિચારો સ્ફુરતા નથી.³⁰ હું આજ સુધી વિરક્ત થયો નથી, માટે કષ્ટથી પણ અતિ કષ્ટને પ્રાપ્ત થયો છું અને દુઃખથી પણ અતિ દુઃખને પ્રાપ્ત થયો છું. મને અધમ મનવાળાને ધિક્કાર હો.³¹ જે જે વસ્તુઓને રમણીય જાણીને મેં તેઓમાં દૃઢ ભાવના બાંધી, તે તે સઘળી વસ્તુઓ નષ્ટ થઈ ગઈ, માટે આ સંસારમાં સારું શુ છે?³² મધ્યમાં મનોહર લાગતી જુવાની, અંતમાં મનોહર લાગતો ધર્મ અને પ્રાપ્તિસમયે મનોહર લાગતા વિષયો, એ સઘળું વિનાશરૂપી ચંડાળથી દૂષિત છે અને અપવિત્ર જ છે.³³ માણસ જે જે પદાર્થોમાં આસ્થા બાંધે છે, તે તે પદાર્થોમાં તેને અત્યંત દુઃખનો પ્રાદુર્ભાવ થતો જ જોવામાં આવે છે.³⁴ આ સંસારમાં અવિવેકી માણસો દિવસે દિવસે અધિક પાપિષ્ઠ, અધિક ક્રૂર અને અધિક ખેદ આપનારી દશાને પ્રાપ્ત થતાં જાય છે.³⁵ મૂર્ખ મનુષ્ય બાલ્યાવસ્થામાં અજ્ઞાનથી ખરાબ થાય છે, જુવાનીમાં કામદેવથી ખરાબ થાય છે અને બાકીની અવસ્થામાં સ્ત્રીની ચિંતાથી ખરાબ થાય છે; તો પછી પોતાના ઉદ્ધારનું કાંઈ સાધન કરવું એ ક્યારે બને?³⁶ આ સંસાર આરંભમાં તથા અંતમાં હોતો નથી, રસવગરનો છે, દરિદ્રતા તથા રોગ આદિ દશાઓના ફેરફારોથી દૂષિત છે અને તેમાં સારરૂપ સમજાયેલી ધનાદિક વસ્તુઓ પણ સાર વિનાની છે. દુર્મતિ પુરુષ એ સંસારને આસક્તિથી જોયા કરે છે, એ કેવું ગણાય? રાજસૂય અને અશ્વમેધ આદિ સેંકડો યજ્ઞો વડે યજન કરવાથી પણ બ્રહ્મલોકની પ્રાપ્તિથી વધારે ફળ મળે એમ નથી; અને એ બ્રહ્મલોક પણ મહાકાળના એક નાના સરખા ભાગમાં જ નાશ પામે છે.³⁷⁻³⁸ પૃથ્વીમાં, પાતાળમાં કે સ્વર્ગમાં પણ એવો કયો પ્રદેશ છે, કે જેમાં આ આપદાઓરૂપી ઝેરી ભ્રમરીઓ કરડી ખાય નહિ?³⁹ આધિઓ ચિત્તરૂપી રાફડામાં રહેનારા સર્પોરૂપ છે અને વ્યાધિઓ શરીરરૂપી વૃક્ષના પલ્લવોરૂપ છે. તેમનું નિવારણ કેમ થાય?⁴⁰ વિદ્યમાન પદાર્થોને માથે નાશ રહ્યો જ છે, પ્રિય પદાર્થોને માથે અપ્રિયતા રહી જ છે અને સુખોને માથે દુઃખો રહ્યાં જ છે, તો હવે એમાં હું કોનો આશ્રય કરું?⁴¹ અજ્ઞાનથી મોહ પામેલા પામર માણસો વૃથા જ જન્મે છે અને વૃથા જ મરે છે. સઘળી પૃથ્વી તેમનાથી વ્યાપ્ત છે અને સાચા સાધુપુરુષો તો બહુ દુર્લભ છે.⁴² નીલકમળો સરખાં તથા ભ્રમરો સરખાં નેત્રોવાળી અને ઉચ્ચ પ્રેમથી તથા ઉત્તમ અલંકારોથી શોભીતી સ્ત્રીઓ પણ ક્ષણભંગુર છે;

એટલા માટે તેઓ હસી કાઢવાને જ યોગ્ય છે. જેમની આંખો મિંચાવાથી બ્રહ્માંડોનો પ્રલય થાય છે અને જેમની આંખો ઊઘડવાથી બ્રહ્માંડોનો ઉદય થાય છે, એવા પુરુષો પણ ઘણા પડ્યા છે. ત્યાં મારા જેવાઓની તો ગણતરી શી હોય ?[૪૩,૪૪] એક રમણીય પદાર્થ મળ્યો, તો તેના કરતાં વધારે રમણીય બીજા ઘણા પદાર્થો રહી જાય છે અને એક સ્થિર પદાર્થ મળ્યો, તો તેના કરતાં વધારે સ્થિરતાવાળા બીજા ઘણા પદાર્થો રહી જાય છે; માટે પદાર્થો મળવાથી જે પ્રસન્ન થવાય છે તેને અંતે ચિંતા જ રહે છે. આમ હોવાથી પદાર્થોની ઇચ્છા કરવી કે મેળવીને રાજી થવું, એ પણ વ્યર્થ જ છે.[૪૫] જો વિચિત્ર સંપત્તિઓને મેળવીને ચિત્ત બહુ રાજી થતું હોય, તો હું તો એમ જ ધારું છું, કે તે સંપત્તિઓ પણ ઘણાં કષ્ટો વેઠવાથી મળે છે. વળી તેમનું રક્ષણ કરવામાં પણ બહુ કષ્ટ છે અને રક્ષણ કરવા છતાં પણ તે અવશ્ય જતી રહે છે; માટે તેઓ સંપત્તિઓ નથી પણ એક જાતની મોટી આપદાઓ જ છે.[૪૬] વિચિત્ર પ્રકારની આપદાઓ પણ જો સત્સંગ તથા તીર્થયાત્રા આદિ સુમાર્ગે ચડાવનારી હોવાને લીધે મનમાં સારી માનવામાં આવે, તો તેઓ પણ વિવેક તથા વૈરાગ્ય આદિ મોટાં ફળો આપે છે; માટે એ આપદાઓ એક જાતની સંપત્તિઓરૂપ જ છે એમ હું ધારું છું.[૪૭] આ જગત કેવળ મનના જ વિલાસરૂપ છે અને સમુદ્રમાં દેખાતા ચંદ્રના પ્રતિબિંબની પેઠે ચંચળ છે. તેમાં 'આ મારું છે' એ ચાર અપૂર્વ અક્ષરો શાથી પ્રાપ્ત થયા છે ? આ જગતની સ્થિતિ કાકતાલીય ન્યાયની જેમ અકસ્માત્ (સંબંધ વિના જ) બનેલી છે. તેમાં મનરૂપી ધુતારાએ 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવી ભાવના વ્યર્થ જ કરી લીધી છે. જેમ પતંગિયું અગ્નિની શિખાઓમાં આસક્ત થાય છે, તેમ હું આ દેશકાળના વિભાગવાળી અને ધગધગતી 'વિષયસુખ' નામની જ્વાળાઓમાં આસક્ત થયો છું, પણ તેમનું પરિણામ કેવું છે એ હું વિચારતો નથી.[૪૮-૫૦] નિરંતર ભડભડ બળતા રૌરવ નરકના અગ્નિઓમાં લોટવું સારું છે, પણ આ ઘડી વારમાં બળતરા આપનારી અને ઘડી વારમાં ઠંડક આપનારી સંસારની વૃત્તિઓમાં લોટવું સારું નથી, કેમકે નિરંતર થતો દુઃખનો ભોગ, અભ્યાસ પડી રહેવાને લીધે, સહેવાઈ શકે છે પણ વચમાં થોડી વાર જેનો અભ્યાસ તૂટી જાય, એવો દુઃખનો ભોગ સહન થઈ શકે નહિ.[૫૧] આ સઘળો સંસાર જ દુઃખોની પરાકાષ્ઠારૂપ કહેવાય છે, તો તેના મધ્યમાં પ્રાપ્ત થયેલા દેહમાં સુખ તે કેમ જ મળે ?[૫૨] જેને ખડ્ગનો પ્રહાર થયો હોય, તે માણસ જેમ ચાબખાના પ્રહારને ખડ્ગના પ્રહાર કરતાં મધુર માને છે, તેમ મોટા સ્વાભાવિક દુઃખરૂપ સંસારમાં પડેલા લોકો ધન આદિની ખટપટોનાં દુઃખોને મધુર માની લે છે.[૫૩] કાષ્ઠની તથા ઢેફાંની સ્થિતિ જેવી સ્થિતિવાળા દેહમાં હું ઉત્તમ અધમપણાની કલ્પના કર્યાં કરું છું, તેથી હું પણ અત્યંત વિચાર વિનાના મૂર્ખ લોકોમાં ગણાવા યોગ્ય જ થઈ ગયો છું.[૫૪] આ સંસારરૂપી વૃક્ષ સંકલ્પોરૂપી હજારો અંકુરોવાળું છે, શરીરો તથા ભુવનો આદિરૂપી હજારો શાખાઓવાળું છે, સુખદુઃખોરૂપી ફળોવાળું છે અને રાગદ્વેષાદિકરૂપી અનેક પલ્લવોવાળું છે. મન જ તેનું મોટું મૂળ છે.[૫૫] હું ધારું છું કે સંકલ્પોનો ઉપશમ કરીને, એ મનને જ સૂકવી નાખું, તો આ સંસારરૂપી વૃક્ષ પણ સુકાઈ જ જાય.[૫૬] મનરૂપી વાંદરાની લીલાઓ દેખાવામાત્રમાં જ રમણીય છે, પણ પરિણામે વિનાશ ઉપજાવનારી છે, એમ મારા જાણવામાં આવ્યું છે, તો હવે પછી હું એમાં રમીશ જ નહિ.[૫૭] આશાઓરૂપી સેંકડો પાશોમાં પરોવાયેલી અને ચડતીપડતીની દશાઓરૂપી અનેક સંતાપો આપનારી સંસારની આ

સ્થિતિઓને મેં ભોગવી લીધી છે. હવે તો હું વિશ્રામ જ લઈશ.[૫૮] 'હાય હું માર્યો ગયો! હાય હું ખરાબ થયો! અને હાય હું મરી ગયો!' એવી રીતે શોક કરવાનો કાળ જતો રહ્યો છે. હવે હું ખેદ કરીશ નહિ.[૫૯] હવે તો હું જાગ્યો છું અને પ્રસન્ન થયો છું; કારણકે આ મનરૂપી મારો ચોર મારી નજરે પડ્યો છે. આ મનરૂપી ચોરે મને લાંબા કાળ સુધી હેરાન કર્યો છે, તો હવે એ ચોરને હું મારી નાખીશ. મારું મનરૂપી મુક્તાફળ આટલા કાળ સુધી વીંધાયુ ન હતું, પણ હમણાં વીંધાઈ ગયુ છે, માટે હવે તેને શમદમાદિક ગુણ(દોરો)નો સંયોગ આપવો યોગ્ય છે.[૬૦'૬૧] હું ધારું છું કે મારા મનરૂપી હિમની કણી વિવેકરૂપી સૂર્યના તડકાથી તુરત પીગળી જશે અને તે કદી પણ પાછી જામશે જ નહિ.[૬૨] મહાત્મા સિદ્ધલોકોએ મને અનેક પ્રકારનાં વાક્યોથી ઉપદેશ આપ્યો, એ બહુ સારું થયું; એથી તો હું આનંદની પ્રાપ્તિને અર્થે આત્માને અનુસર્યો છું.[૬૩] મને હમણાં આત્મારૂપી મણિ મળ્યો છે, માટે હવે હું બીજી તૃષ્ણાઓને ત્યજી દઈને એકાંતમાં બેસીને, સુખથી એ મણિને જ જોયા કરીશ. જેમ શરદઋતુમાં પણ મેઘ હિમાલય આદિ પર્વતમાં સ્થિર રહે છે, તેમ હું રાજ્યની ખટપટમાં પણ સ્થિર રહીશ. 'આ દેહ હું છું અને આ રાજ્ય તથા આ ધન આદિ મારુ છે' એ રીતના મારા મનમાં સ્ફુરેલા અસત્યને અભ્યાસ આદિના બળથી અત્યંત દૂર કરી નાખીને તેમ જ અત્યંત બળવાળા આ મનરૂપી શત્રુને મારી નાખીને, હવે હું શાંતિ પામું છું. હે વિવેક! આ સુખ મને તારા પ્રભાવથી જ મળ્યું છે, માટે હું તને પ્રણામ કરું છું.[૬૪'૬૫]

अयमहमिदमाततं ममेति स्फुरितमपास्य बलादसत्यमन्तः। रिपुमतिबलिनं मनो निहत्य प्रशममुपैमि नमोस्तु ते विवेक ॥ ६५ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'જનકવિતર્ક' નામનો ૯મો સર્ગ સમાપ્ત**

# સર્ગ ૧૦ મો÷

## જનકરાજાએ કરેલો અંતિમ નિશ્ચય

**वसिष्ठ उवाच**

इति चिंतयतस्तस्य पुरस्संप्रविवेश ह।
प्रतीहारः परो भानोः स्यंदनाग्र इवारुणः ॥१॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! જનકરાજા એ પ્રમાણે વિચાર કરતો હતો, ત્યાં જેમ સૂર્યના રથની આગળ અરુણ આવે તેમ તેની આગળ એક દ્વારપાળ આવ્યો.[૧]

**દ્વારપાળ બોલ્યો:** સઘળી પૃથ્વીને પોતાના હાથ ઉપર વિશ્રાંતિ આપનારા હે મહારાજ! આપ ઊઠો અને રાજરીતિ પ્રમાણે દિવસનાં કરવાનાં કાર્યો કરો.[૨] આપને સ્નાન કરાવનારી સ્ત્રીઓ ઘડાઓમાં પુષ્પોથી, કપૂરથી તથા કેસરથી સુવાસિત કરેલું જળ ભરીને સ્નાનભૂમિમાં તૈયાર થઈને ઊભી છે અને તેઓ જળના સંબંધને લીધે દેહધારી નદીઓ હોય એવી શોભે છે. આપની સ્નાનભૂમિના તળાવના કિનારાઓમાં કમળોનાં તથા કલ્હારોનાં વનોની અંદર ભ્રમરો ભમ્યા કરે છે અને તેમની પાસે કમળોનાં નાળોરૂપી રજ્જુઓથી બાંધીને વસ્ત્રોના મંડપો તૈયાર કરવામાં આવ્યા છે.[૩'૪] સ્નાનને સમયે આપની સેવા કરનારા રાજાઓનાં ચામરોથી, રથોથી, હાથીઓથી, ઘોડાઓથી અને છત્રોથી એ તળાવના કિનારાઓ ભરાઈ ગયા છે.[૫] આપના દેવપૂજાના મંદિરમાં સઘળાં પુષ્પોથી ભરપૂર અને અન્નોથી તથા જવારા આદિ ઔષધિઓથી સુશોભિત એવા થાળો નિયમ પ્રમાણે ગોઠવીને રાખવામાં આવ્યા છે. હે દેવ! જેમને નિત્ય દક્ષિણા આપવામાં આવે છે, એવા બ્રાહ્મણો સ્નાન કરીને તથા પવિત્રીઓ પહેરીને, સ્નાનના સમયમાં અઘમર્ષણ

÷ આ દશમા સર્ગમા દ્વારપાળે મધ્યાહ્નના કાર્યો કરવાની વિજ્ઞપ્તિ કર્યા છતાં, પણ જનકરાજાએ ચૂપ રહીને પાછો એનો એ વિચાર કર્યો, એ કથા કહેવામાં આવશે.

મંત્રોનો જપ કરવા માટે તૈયાર થઈ રહ્યા છે અને ત્યાં આપના પધારવાની જ રાહ જુએ છે.[૬-૭] હે પરમેશ્વર! આપની રાણીઓએ ભોજનશાળાને ચંદન આદિનાં લેપનોથી શીતળ કરી છે અને તેઓ સજ્જ થઈ હાથમાં સુંદર ચામર લઈને આપની રાહ જુએ છે.[૮] આપનું મંગલ હો! આપ તુરત ઊઠો અને નિત્યનું નિયમિત કાર્ય કરો. મહાત્માઓ પોતાનાં કાર્યોમાં સમય વિતાવે નહિ.[૯]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! એ મોટા દ્વારપાળે એ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી, છતાં જનકરાજા તો સંસારની વિચિત્ર સ્થિતિનું આ પ્રમાણે ચિંતવન જ કરી રહ્યો :[૧૦] 'આ રાજ્યને સુખરૂપ માનવામાં આવે છે, પણ તે કેટલુંક છે ? હવે મારે આ ક્ષણભંગુર રાજ્યનું પ્રયોજન જ નથી.[૧૧] આ સઘળું માયાના આડંબર જેવું મિથ્યા છે. મારે તો તેને છોડી દઈને વાયુ વિનાના સમુદ્રની જેમ શાંત થઈને એકલું જ રહેવું.[૧૨] આ મારા ખોટા ભોગ સંબંધી વિલાસોથી હવે બસ છે. હું સઘળાં કાર્યો ત્યજી દઈને કેવળ સુખમાં જ રહું.[૧૩] હે ચિત્ત! તું આ ભોગોના અભ્યાસરૂપી દુષ્ટ સંભ્રમને છોડી દે, એટલે જન્મ અને જરા આપનારું જડતારૂપી કાદવનું જળ શાંત થાય. હવે ભોગો ભોગવવામાં નહિ, પણ ભોગોનો ત્યાગ કરવામાં જ તારે ચાતુરી રાખવી જોઈએ.[૧૪] હે ચિત્ત! વિષયોના અભિલાષ તથા વિષયોના ભોગ આદિ જે જે દશાઓમાં તું ઉત્સાહ ધરે છે, તે તે દશાઓમાંથી મોટું દુઃખ જ તારે ભોગવવું પડશે.[૧૫] હે દુષ્ટ ચિત્ત! તું વારંવાર ઘણા ઘણા સંકલ્પ–વિકલ્પો કરીને ભોગોના સર્વ પ્રકારોમાં ઘણા લાંબાકાળ સુધી રહ્યું છે, તે છતાં હજી તને તૃપ્તિ થતી નથી; તો હવે તું એ સર્વ તુચ્છ ભોગોની ચિંતા કરવાનું બંધ રાખ અને અવિનાશી તૃપ્તિ મળે એવા આત્માનું જ તું ચિંતવન કર.[૧૬-૧૭]

જનકરાજા એ પ્રમાણે ચિંતવન કરી ચૂપ જ રહ્યો, પછી ચિત્તની ચપળતા શાંત થવાને લીધે જાણે ચિત્રમાં આલેખેલો હોય તેમ નિશ્ચળ બેઠો રહ્યો.[૧૮] રાજાઓના મનની વૃત્તિને અનુસરવામાં કેળવાયેલો દ્વારપાળ, પણ રાજાની મોટાઈને લીધે અને ભયને લીધે ફરી વાર કાંઈ પણ બોલ્યો નહિ.[૧૯] પછી થોડી વાર સ્થિર રહીને જનકરાજા શાંતિયુક્ત મનથી પ્રાણીજીવન વિશે વળી આમ વિચાર કરવા લાગ્યો : 'આ સંસારમાં કઈ વસ્તુ સારી છે, કે તેનું હું પ્રયત્નથી સંપાદન કરું ? અને કઈ વસ્તુ નાશ વિનાની છે, કે તેમાં હું વિશ્વાસ બાંધું ? આ જગતમાં જે જે વસ્તુ ઉત્પન્ન થઈ છે, તેમાંની કોઈ પણ વિનાશ વિનાની નથી, માટે ક્રિયાઓ કરવાથી કે ક્રિયાઓ છોડી દેવાથી કઈ સાચી વસ્તુ મળે એમ છે?[૨૦-૨૨] આ મિથ્યા જ ઉત્પન્ન થયેલો દેહ ક્રિયાઓ કરે તોપણ ભલે અને ક્રિયાઓ ન કરે તોપણ ભલે; હું તો સર્વદા એક સ્થિતિવાળો શુદ્ધ ચૈતન્યરૂપ છું. મને ક્રિયા કરવાથી કશી હાનિ થવાની નથી અને ક્રિયાઓ ન કરવાથી કશો લાભ થવાનો નથી.[૨૩] હું નહિ મળેલી વસ્તુની ઇચ્છા નહિ કરું અને મળેલી વસ્તુનો ત્યાગ નહિ કરું; કેવળ મારા સ્વરૂપમાં જ સ્વસ્થપણાથી રહીશ.[૨૪] મારે કર્મ કરવાથી કે ન કરવાથી, કાંઈ પણ હાનિ કે લાભ નથી. કરવાથી કે ન કરવાથી જે વસ્તુ પ્રાપ્ત થાય છે, તે દુઃખમય જ છે અને મિથ્યા જ હોય છે.[૨૫] શાસ્ત્રથી તથા લોકાચારથી પ્રાપ્ત થયેલી ક્રિયાઓ કરું અથવા ન કરું, તોપણ મને એવી કોઈ વસ્તુની ઇચ્છા નથી કે તે વસ્તુ લેવા માટે હું પ્રયત્ન કરું. આથી આ દેહ ભલે વ્યવહારના ક્રમથી પ્રાપ્ત થયેલી ચાલતી ક્રિયા કરે. કાંઈ પણ ચલન નહિ મળવાથી દેહ સુકાઈ જવાનો સંભવ જ છે, તો દેહને સુકાવી નાખવાનું પણ મારે આવશ્યક નથી.[૨૬-૨૭] સમતા પામેલું અને નિષ્કામ થયેલું

મન વાસનાઓથી રહિત રહે, તો પ્રારબ્ધકર્મ વડે પ્રાપ્ત કરેલાં દેહનાં ચલન અને અચલન, એ બન્ને ફળમાં સરખાં જ છે. કોઈથી પણ પુણ્યનો કે પાપનો ઉદ્ભય થાય એમ નથી.[૨૮] કર્મોથી થયેલાં ફળોમાં જે કર્તાપણું અને ભોક્તાપણું થાય છે, તે મનને લીધે જ છે; માટે મન જો શાંત થયું હોય, તો કરેલું પણ ન કરેલું થાય છે અને ભોગવેલું પણ નહિ ભોગવેલું થાય છે.[૨૯] જો પુરુષને મનમાં કર્તા–ભોક્તાપણાનો અભિનિવેશ હોય, તો જ કર્મો કરતા પુરુષને કર્તા–ભોક્તાપણું પ્રાપ્ત થાય છે. મારુ મન તો કર્તા–ભોક્તાપણાના અતિ આગ્રહરૂપી રોગથી રહિત થયુ છે અને બુદ્ધિ આત્મપદના દૃઢ નિશ્ચયવાળી થઈ છે; માટે હું પાપ–પુણ્યોનાં ફળ મળવાની શંકાથી થતી તમામ અધીરતાને ત્યજી જ દઉં છું.[૩૦]

यो निश्चयोन्तः पुरुषस्य रूढः क्रियास्वसौ तन्मयतामुपैति । अनामयं मे पदमाहताधीरधीरतामंतरलं त्यजामि ॥ ३० ॥

श्रीयोगवासिष्ठ महारामायणमां उपशमप्रकरणनो 'जनकनिश्चय' नामनो सर्ग १०मो समाप्त

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'જનકનિશ્ચય' નામનો સર્ગ ૧૦મો સમાપ્ત**

## सर्ग ११ मो×

### જનકરાજાએ ચિત્તને આપેલો બોધ

वसिष्ठ उवाच

इति संचित्य जनको यथाप्राप्तां क्रियामसौ ।
असक्तः कर्तुमुत्तस्थौ दिनं दिनपतिर्यथा ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! તે જનકરાજાએ આ પ્રમાણે વિચાર કર્યો અને જેમ સૂર્ય અભિમાનથી રહિત રહીને, દિવસ કરવાને માટે જ સમુદ્રમાંથી ઊઠે છે, તેમ તે અભિમાનથી રહિત રહીને જ રાજરીતિથી પ્રાપ્ત થયેલી ક્રિયાઓ કરવા માટે મહેલમાંથી ઊઠ્યો.[૧] એ રાજાએ 'આ મારું ઇષ્ટ છે' અને 'આ મારું અનિષ્ટ છે' એવી કલ્પનાઓ કરાવનારી વાસનાઓને ચિત્તમાંથી ત્યજી દીધી અને જાગ્રત અવસ્થામાં પણ સુષુપ્તિવાળા જેવો નિરભિમાન રહીને, તેણે પ્રાપ્ત થયેલી ક્રિયાઓ કરી.[૨] પૂજ્ય લોકો રાજી રહે એ રીતે એ દિવસની સઘળી ક્રિયાઓને પહોંચી વળીને, એ રાજાએ એવી ને એવી જ ધ્યાનની લીલાથી પોતે એકલાએ તે રાત્રિ વિતાવી. એના મનમાંથી વિષયો સંબંધી ભ્રમણ શાંત થઈ ગયું હતું અને મનને સમાહિત કરીને તે રહ્યો હતો. પછી એ રાત્રિ વીતી જવા આવી, તે સમયે તેણે પોતાના ચિત્તને આ પ્રમાણે સમજાવ્યું, કે[૩-૪] 'હે ચંચળ ચિત્ત ! આ સંસાર તારા સુખને માટે નથી પણ દુઃખને માટે જ છે. એટલા માટે તું સંસારની ખટપટને ત્યજી દઈને ઉપશમ ધારણ કર. ઉપશમ ધારણ કરવાથી તને વિક્ષેપો વિનાનું સાચું સુખ મળશે.[૫] જેમ તું રમત કરતાં કરતાં સંકલ્પોને ઉત્પન્ન કરે છે તેમ તારી ખટપટને લીધે સંસાર મોટો થતો ચાલે છે.[૬] જેમ પાણીના સિંચનથી વૃક્ષ સેંકડો શાખાઓવાળું થઈ જાય છે, તેમ તે સંસાર સેંકડો શાખાઓવાળો થાય છે. અરે શઠ ચિત્ત ! જેમ જેમ તું ભોગોની ઇચ્છા કરતું જાય છે, તેમ તેમ તને અસંખ્ય વ્યથાઓ ઉત્પન્ન થતી આવે છે; કારણ કે જન્મ–મરણ આદિ સંસારની સૃષ્ટિઓ વાસનાઓની જાળના વિલાસથી જ થાય છે. આથી તું વિચિત્ર ચિંતાઓ ત્યજી દઈને ઉપશમ પામ.[૭-૮] તું વિવેક રાખીને આ ચપળ સંસારની સૃષ્ટિને અને ઉપશમના સુખને કાંટામાં નાખીને તોળી જો. પછી જો તને સંસારની સૃષ્ટિમાં સાર જોવામાં આવે, તો તેને જ વળગી રહેજે.[૯] સંસારમાં આસ્થા રાખવી એ નિસ્સાર જ છે, એટલા માટે તે આસ્થાને છોડી દે. 'આ પ્રિય છે' એમ સમજીને કોઈ વસ્તુનું ગ્રહણ કર

× આ અગિયારમા સર્ગમા જનકરાજાએ દિવસનુ કાર્ય કરી લીધું અને પાછો રાત્રિ વ્યતીત થવાના સમયમાં ઘણા ઘણા વિચિત્ર વિવેકોથી ચિત્તને બોધ આપ્યો, એ કથા કહેવામાં આવશે.

નહિ અને 'આ અપ્રિય છે' એમ સમજીને કોઈ વસ્તુનો ત્યાગ કર નહિ; પણ કેવળ સાક્ષીને પામવાની ઇચ્છાથી તું સ્વતંત્ર રીતે મોજ કર.[૧૦] હે ભલા ચિત્ત! કોઈ પદાર્થ પ્રથમ ન હોય અને પાછળથી તને મળે અથવા કોઈ પદાર્થ પ્રથમ મળ્યો હોય અને પાછળથી જતો રહે, તો તેના ગુણ–દોષોથી તારે કોઈ જાતની હર્ષ–શોક આદિરૂપ વિષમતા ધરવી નહિ.[૧૧] તારે દૃશ્ય વસ્તુની સાથે લેશમાત્ર સંબંધ નથી; કારણકે દૃશ્ય વસ્તુ મુદ્દલ છે જ નહિ. જે વસ્તુ મુદ્દલ ન જ હોય, તેની સાથે વળી સંબધ કેવો હોય? તું પણ મિથ્યા છે અને દૃશ્ય વસ્તુ પણ મિથ્યા છે, માટે તારે અને દૃશ્ય વસ્તુને સંબંધ છે જ નહિ. વાંઝણીના પુત્રને અને આકાશના ફૂલને સંબંધ છે, એમ જે બોલવું એ તો વિચિત્ર અને અપૂર્વ અક્ષરો જ કહેવાય. હે સુંદર ચિત્ત! કદાચ દૃશ્ય વસ્તુ મિથ્યા હોય અને તું સાચું હોય, તોપણ તારે અને દૃશ્ય વસ્તુને સંબંધ ઘટતો નથી. સાચાને અને ખોટાને સંબંધ કેમ ઘટે? મૂએલાને અને જીવતાને સંબંધ તે હોય? એ તું જ કહે. હે ચિત્ત! કદાચ તું પણ સર્વદા હોય અને દૃશ્ય વસ્તુ પણ સર્વદા હોય, તો કદી પણ ઇષ્ટ વસ્તુનો વિયોગ થવો ઘટતો નથી; માટે હર્ષ કે શોક કરવાનો અવકાશ જ ક્યાં છે?[૧૨–૧૫] આથી હે ચિત્ત! તું વિષયોના ચિંતવનરૂપી મોટી ચિંતાને છોડી દે અને મૌન રહીને સ્વરૂપમાં સ્થિતિ કરવાનો જ ઉત્સાહ ધારણ કર. આ વિક્ષેપરૂપી સમુદ્રમાં પડીને હાલકડોલક થવારૂપી ભૂંડી સ્થિતિને તું છોડી દે.[૧૬] હે સમજુ ચિત્ત! તું રમતને માટે કરેલા દારૂના દડાની જેમ સળગીને પોતાની મેળે જ નિરર્થક ઊછળ્યા કરે છે, તો હવે તેમ કરવું છોડી દે. તું મોહરૂપી મેલને પ્રાપ્ત થઈને અભાગિયું થા નહિ.[૧૭] હે શઠ મન! આ દૃશ્યવર્ગમાં કોઈ પણ એવી સર્વોત્તમ વસ્તુ નથી, કે તે મળવાથી તને અત્યંત પરિપૂર્ણતા મળે. આથી વૈરાગ્ય આદિના બળથી ઘણી ધીરજ રાખીને અને પરબ્રહ્મનો આશ્રય કરીને તું તારી ચંચળતાને ત્યજી દે.[૧૮]

न तदिहास्ति समुन्नतमुत्तमं व्रजसि येन परां परिपूर्णताम् । तदवलंव्य वलादतिधीरतां जहिहि चंचलतां शठ रे मनः ॥ १८ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ચિત્તાનુશાસન' નામનો સર્ગ ૧૧મો સમાપ્ત

## सर्ग १२ मो*

## જનકરાજાની સ્થિતિ, વિચાર તથા બુદ્ધિનું માહાત્મ્ય

वसिष्ठ उवाच

एवं विचारयंस्तत्र स्वराज्ये जनको नृपः ।
चकाराखिलकार्याणि न मुमोह च धीरधीः ॥१॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ રીતે વિચાર કરતો જનકરાજા પોતાના રાજ્યમાં સઘળાં કાર્યો કરવા લાગ્યો અને ધીરતાને લીધે આગળની પેઠે મોહ પામવા લાગ્યો નહિ.[૧] એનું મન વિષયોના આનંદમાં ઉલ્લાસ પામવા ન લાગ્યું, પણ સુષુપ્તિમાં રહેલાની જેમ વિક્ષેપથી રહિત જ રહેવા લાગ્યું.[૨] ત્યારથી માંડીને એ રાજા દૃશ્યનું ગ્રહણ પણ કરવા ન લાગ્યો અને દૃશ્યનો ત્યાગ પણ કરવા ન લાગ્યો; પરંતુ કેવળ નિઃશંકપણાથી વર્તમાનમાં જ સંતોષ માનીને રહેવા લાગ્યો.[૩] તે સદા આત્મવિચારમાં રહેતો હતો. જેમ આકાશને ધૂળરૂપ કલંક લાગતું નથી, તેમ તેના મનને અનાદિકાળથી ચાલી આવેલી અહંતામમતારૂપી મલિનતા લાગતી નહોતી.[૪] એ પ્રમાણે પોતાના સ્વરૂપના વિવેકનું અનુસંધાન કરવાને લીધે તે રાજાનું અખંડ બ્રહ્માકાર યથાર્થ જ્ઞાન

* આ બારમા સર્ગમાં જનકરાજાની જીવન્મુક્તપણાની સ્થિતિ અને વિચારનું તથા બુદ્ધિનું વિચિત્ર માહાત્મ્ય વિસ્તારથી કહેવામાં આવશે.

અત્યંત નિર્મળ થયું.[5] જેમ આકાશમાં વાદળાંઓથી નહિ ઢંકાયેલાં કિરણોવાળો અને ગ્રહણ આદિના સબંધ વિનાનો નિર્મળ સૂર્ય ઉદય પામે છે, તેમ તે રાજાના હૃદયમાં વિક્ષેપોથી નહિ ઢંકાયેલા પ્રકાશવાળો અને અજ્ઞાનના સંબંધ વિનાનો પ્રબોધ ઉદય પામ્યો.[6] બ્રહ્માકાર મનથી રહેતો અને સર્વ પદાર્થોના મૂળતત્ત્વને જાણતો એ રાજા સઘળા પદાર્થોને આત્મામાં જ રહેલા અને આત્માથી અભિન્ન જ જોવા લાગ્યો. 'સઘળો વ્યવહાર માયાનું જ સ્વરૂપ છે અને તેમ હોવાથી આત્માને તેની સાથે કશો સંબંધ નથી' એમ સમજવાથી તેનું મન સમતામાં જ રહ્યું હતું. એ રાજા કોઈ પણ પ્રસંગમાં પ્રસન્ન થતો નહોતો અને કોઈ પણ પ્રસંગમાં ખેદ પામતો ન હતો.[7,8] સૌને માન દેનારો અને જગતના પરમતત્ત્વને જાણતો એ જૂનો જ્ઞાની જનકરાજા ત્યારથી માંડીને જીવન્મુક્ત થયો છે.[9] મનુષ્યોને પોતાના પ્રાણ જેવો વહાલો એ જનકરાજા વિદેહ દેશનું રાજ્ય કરે છે, તોપણ દેહાભિમાનને અધીન થઈને તે કોઈ પણ સમયે હર્ષથી કે શોકથી વિહ્વળ થતો નથી.[10] તેમ તે કાંઈ અવળું થઈ જવાથી ગ્લાનિ પામતો નથી અને સવળું થવાથી પ્રફુલ્લિત થતો નથી. રાજ્યમાં કોઈ અનર્થ ઊઠવાથી કચવાતો નથી અને અર્થો પ્રાપ્ત થવાથી રાજી થતો નથી.[11] એ રાજા સઘળા વ્યવહારોને કરવા છતાં પણ કોઈ સ્થળે કાંઈ પણ કરતો નથી; પરંતુ સર્વદા કેવળ ચૈતન્યની અંદર જ રહ્યા કરે છે.[12] જેમ સુષુપ્તિ અવસ્થામાં રહેલા માણસને, સઘળા પદાર્થોમાંથી ભાવનાઓ સર્વથા નિવૃત્ત થયેલી હોય છે, તેમ જનકરાજાને પણ સઘળા પદાર્થોમાંથી વાસનાઓ સર્વથા નિવૃત્ત થયેલી છે.[13] એ રાજા ભવિષ્યની ચિંતા કરતો નથી અને ગઈ વાતનું અનુસંધાન કરતો નથી; કેવળ વર્તમાન કાળના વિષયને મનથી હસતોહસતો અનુસરે છે.[14] હે કમળ સરખાં નેત્રોવાળા રામ! એ રાજાના પોતાના વિચારને લીધે જ બ્રહ્મવિદ્યા સંપૂર્ણ રીતે પ્રાપ્ત થઈ છે, પણ તે ગુરુનું સેવન કરવા આદિ બીજા પ્રકારથી પ્રાપ્ત થઈ નથી.[15] જ્યાં સુધી વિચારોનો અંત (એટલે સંપૂર્ણ બ્રહ્મવિદ્યા) પ્રાપ્ત થાય, ત્યાં સુધી પોતાના મનથી જ વિચાર કર્યા કરવો જોઈએ. સજ્જનના સમાગમને લીધે ઉદય પામેલા વિચાર વડે, સ્વચ્છ થયેલા હૃદયથી જેવું ફળ તુરત મળે છે, તેવું પુણ્યોથી, શાસ્ત્રાર્થથી કે ગુરુથી પણ તુરત મળતું નથી.[16,17] હે રામ! વિચાર વગેરે ભૂષણોથી શણગારેલી પોતાની બુદ્ધિરૂપી સખીની સહાયતાથી જ બ્રહ્મપદ મળે છે, બીજી કોઈ ક્રિયાથી મળતું નથી.[18] જે પુરુષની પાસે તીક્ષ્ણ અગ્રવાળી અને પૂર્વાપરનો વિચાર કરવામાં સમર્થતાવાળી બુદ્ધિરૂપી દીવાની જ્યોત હોય છે, તે પુરુષને અજ્ઞાનરૂપી અંધકાર નડતો જ નથી.[19] હે મોટી બુદ્ધિવાળા રામ! જે આપદાઓ દુઃખોરૂપા કલ્લોલોથી વ્યાપ્ત હોય અને તરવાને અશક્ય હોય, તેઓમાં પણ બુદ્ધિરૂપી વહાણથી તરી શકાય છે.[20] જેમ અત્યંત નબળા 'ઉલપ' નામના ખડને મંદમંદ પવનની લહેરો પણ કંપાયમાન કરે છે, તેમ બુદ્ધિ વિનાના મૂઢ મનુષ્યને નાની આપત્તિઓ પણ કંપાયમાન કરી નાખે છે.[21] હે શત્રુમર્દન રામ! બુદ્ધિમાન પુરુષ સહાય વિનાનો હોય અને શાસ્ત્ર વિનાનો હોય, તોપણ સંસારરૂપી સમુદ્રમાંથી પાર ઊતરે છે; કેમકે સંસારરૂપી સમુદ્ર કેવળ જ્ઞાનમાત્રથી બાધિત થઈ જાય છે.[22] બુદ્ધિમાન પુરુષ સહાય વિનાનો હોય, તોપણ કાર્યના છેડાને પહોંચે છે અને મૂર્ખ પુરુષ સહાય આદિની સંપત્તિથી કાર્યના છેડાને પહોંચીને પણ પાછો ભ્રષ્ટ થાય છે.[23] જેમ ફળની પ્રાપ્તિને માટે જળના સિંચનથી

તથા સંરક્ષણથી લતાને પ્રથમ વધારવી જોઈએ, તેમ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિને માટે પ્રથમ શાસ્ત્રોના અને સજ્જનોના સંગોથી બુદ્ધિને વધારવી જોઈએ.[૨૪] જેમ ચંદ્રનું બિંબ સમયસર ઉત્તમ પ્રકાશ આપે છે, તેમ બુદ્ધિના બળરૂપી મોટાં મૂળવાળું શુભ ઉદ્યમરૂપી વૃક્ષ સમયસર અત્યંત મીઠું ફળ આપે છે.[૨૫] બાહ્ય ધન આદિ પદાર્થોને મેળવવામાં જેવો યત્ન કરવામાં આવે છે, તેવો જ યત્ન પ્રથમ બુદ્ધિને વધારવામાં કરવો જોઈએ. બુદ્ધિનું મંદપણું સઘળાં દુઃખોની પરાકાષ્ઠારૂપ છે, આપદાઓના મોટા ખજાનારૂપ છે અને સંસારરૂપી વૃક્ષોના બીજરૂપ છે, તેનો વિનાશ જ કરવો જોઈએ.[૨૬-૨૭] પૃથ્વીના રાજ્યમાંથી, પાતાળના રાજ્યમાંથી તથા સ્વર્ગના રાજ્યમાંથી જે સુખ મળે છે, તે સઘળું સુખ મહાત્મા પુરુષને બુદ્ધિરૂપી ખજાનામાંથી મળે છે.[૨૮] હે રામ! સંસારરૂપી ભયંકર સમુદ્રમાંથી બુદ્ધિ વડે જ પાર ઉતરાય છે, પણ દાન કરવાથી, તીર્થો કરવાથી કે તપ કરવાથી ઉતરાતું નથી.[૨૯] કેટલાએક પૃથ્વીમાં ફરનારા મનુષ્યો પણ દેવતાઓની સંપત્તિને પામ્યા છે; તો એ સઘળું બુદ્ધિરૂપી પવિત્ર લતામાંથી મીઠું ફળ પ્રાપ્ત થયું છે એમ સમજવું. જે સિંહો નખોથી મોટામોટા મદોન્મત્ત હાથીઓને પણ ફાડી નાખે છે, તેમને પણ શિયાળવાંઓએ બુદ્ધિથી જ જીતી લીધા છે. માનો સિંહે હરણાંને જીતી લીધાં છે![૩૦-૩૧] સામાન્ય માણસોએ પણ બુદ્ધિના પ્રભાવથી રાજાઓની પદવીઓ મેળવી છે. બુદ્ધિમાન માણસને જ સ્વર્ગની તથા મોક્ષની પણ યોગ્યતા પ્રાપ્ત થયેલી જોવામાં આવે છે.[૩૨] કેટલાએક વાદીઓ પોતે અત્યંત બીકણ હોવા છતાં પણ બુદ્ધિને લીધે જ શાસ્ત્રાર્થમાં અનેક વિકલ્પો પૂછીને મોટા યોદ્ધાઓ જેવા સામા વાદીઓને પણ જીતી લે છે.[૩૩] વિવેકી પુરુષને હૃદયરૂપી ભંડારમાં બુદ્ધિરૂપ ચિંતામણિ ઇચ્છેલું ફળ આપે છે. હૃદયરૂપી નંદનવનમાં રહેલી બુદ્ધિરૂપી કલ્પવૃક્ષની લતા ધારેલા ફળને આપ્યા વિના રહે જ નહિ.[૩૪] બુદ્ધિની યોજના કરી જાણનારો પુરુષ બુદ્ધિથી સંસારના પારને પહોંચે છે, પણ મૂર્ખ માણસ પોતાની પાસે બુદ્ધિ હોવા છતાં તેની યોજના કરી જાણતો નથી, તેથી તે સંસારના પારને પહોંચતો નથી. વહાણની યોજના કરી જાણનારો વહાણવાળો મનુષ્ય સમુદ્રના પારને પામે છે; પણ જે મનુષ્ય પોતાની પાસે વહાણ હોવા છતાં પણ વહાણની યોજના કરી જાણતો ન હોય, તે મનુષ્ય સમુદ્રના પારને પામતો નથી.[૩૫] જેમ સમુદ્રમાં ભમતું વહાણ યોગ્ય રસ્તે યોજવામાં આવે તો પાર ઉતારે છે અને અયોગ્ય રસ્તે યોજવામાં આવે તો ડુબાડી દે છે, તેમ સંસારમાં ભમતી બુદ્ધિ પણ જો વિવેક તથા વૈરાગ્ય આદિરૂપ યોગ્ય માર્ગે યોજવામાં આવે, તો સંસારના પારને પમાડે છે અને રાગ–દ્વેષ આદિ અયોગ્ય માર્ગે યોજવામાં આવે છે, તો સંસારમાં ડુબાડી દે છે.[૩૬] જેમ કવચવાળા માણસને શસ્ત્રો અડચણ કરી શકતાં નથી, તેમ મોહ વિનાના વિવેકી પુરુષને આશાઓના સમૂહોમાંથી ઊઠનારા રાગ–દ્વેષાદિક દોષો અડચણ કરી શકતા નથી.[૩૭] હે રામ! બુદ્ધિથી આ સઘળું જગત બ્રહ્મસ્વરૂપ જ જોવામાં આવે છે અને જેને સઘળું જગત બ્રહ્મસ્વરૂપ જોવામાં આવે છે, તેને વિપત્તિઓથી ખેદ કે સંપત્તિઓથી આનંદ પ્રાપ્ત થતો જ નથી. અહંકારરૂપી પ્રચંડ કાળો મેઘ આત્મારૂપી સૂર્યને ઢાંકી દેનારો છે, જડસ્વભાવવાળો છે ને વિસ્તીર્ણ છે, તેને બુદ્ધિરૂપી વાયુ ઉડાવી દે છે.[૩૮-૩૯] જેમ ફળને ઇચ્છતો ખેડૂત સૌથી પ્રથમ ખેડ કરીને પૃથ્વીને જ સારી કરે છે, તેમ સર્વોત્તમ બ્રહ્મપદને પામવાને ઇચ્છતા પુરુષે સૌથી પ્રથમ વિવેક શીખીને બુદ્ધિને જ

નિર્મળ કરવી જોઈએ.[૪૦]

पदमतुलमुपैतुमिच्छतोच्चैः प्रथममियं मतिरेव लालनीया । फलमभिलषता कृषीवलेन प्रथमतरं ननु कृष्यते धरैव ॥ ४० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પ્રજ્ઞામાહાત્મ્ય' નામનો ૧૨મો સર્ગ સમાપ્ત

## सर्ग १३ मो[+]

### ચિત્તને શાંત કરવાના ઉપાયો

वसिष्ठ उवाच

एवं जनकवद्राम विचार्यात्मानमात्मना ।
पदं विदितवेद्यानामविघ्नेनाधिगच्छसि ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જેમ જનકરાજા પોતાથી જ પોતાના આત્માનો વિચાર કરીને નિર્વિઘ્ન રીતે બ્રહ્મવેત્તાઓની પદવીને પામ્યા છે, તેમ તમે પણ જો પોતાથી જ પોતાના આત્માનો વિચાર કરશો, તો નિર્વિઘ્ન રીતે બ્રહ્મવેત્તાઓની પદવીને પામશો.[૧] જેઓ છેલ્લા જન્મવાળા રાજસ–સાત્ત્વિક જાતિવાળા સમજુ પુરુષો હોય છે, તેઓ જનકરાજાની જેમ પોતાની મેળે જ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે.[૨] 'ઇંદ્રિયો' નામના શત્રુઓને ત્યાં સુધી વારંવાર જીત્યા જ કરવા જોઈએ, કે જ્યાં સુધી આ આત્મા પોતાની મેળે જ પોતાના સ્વરૂપમાં નિર્મળ થઈને રહે. સર્વ ઇંદ્રિયોનો નિયંતા અને સર્વવ્યાપક આત્મારૂપી નિર્મળ દેવ પોતાથી જ જોવામાં આવે, ત્યારે સઘળાં દુઃખોના દેખાવો નાશ પામે છે. અહંતા–મમતા આદિ હૃદયગ્રંથિઓ મોહરૂપી બીજોની ઓરણીઓ રૂપ છે અને તેઓ વિવિધ પ્રકારની આપદાઓની વૃષ્ટિ કરે છે. આત્માનું દર્શન થતાં તેઓ તુરત જ નષ્ટ થઈ જાય છે.[૩–૫] હે રામ ! તમે વિવેકવાળી બુદ્ધિથી જનકરાજાની જેમ પોતાના આત્માને, સર્વના અધિષ્ઠાનભૂત બ્રહ્મ જાણીને અને સાક્ષાત્ અનુભવીને, સર્વોત્તમ પરમ પુરુષાર્થરૂપી લક્ષ્મીવાળા થાઓ. જે પુરુષ મનમાં નિત્ય આત્મવિચાર કર્યા કરતો હોય અને જગતને અનિત્ય તથા ભ્રમણ કરવાના સ્વભાવવાળું જોયા કરતો હોય, તેનું ચિત્ત જનકરાજાના ચિત્તની જેમ પોતાની મેળે જ સ્વચ્છ થઈ જાય છે. સંસારથી ભય પામેલા લોકોને પ્રયત્ન કર્યા વિના દૈવ, કર્મો, ધનો કે બાંધવો કોઈ પણ રક્ષક થાય એમ નથી. જેઓ પ્રયત્ન કરવામાં તથા વિવેક આદિનું સંપાદન કરવામાં કેવળ દૈવ ઉપર જ આધાર રાખે છે અને જેઓ 'દૈવ પ્રતિકૂળ હશે, તો હજારો યત્નો કરવાથી પણ શું થવાનું છે' ઇત્યાદિક દુષ્ટ કલ્પનાઓ કર્યા કરે છે, તેમની એ વિનાશ આપનારી અભાગણી મતિને અનુસરવું નહિ.[૬–૯] હે રામ ! પરમ વિવેકનો આશ્રય લઈને, પોતાથી જ પોતાને જોઈ અને વૈરાગ્યથી સંપન્ન થયેલી બુદ્ધિ વડે સંસારરૂપી સમુદ્રને તરી જવો જોઈએ. હે રામ ! જ્ઞાનની પ્રાપ્તિ સુખ આપનારી છે અને અજ્ઞાનરૂપી વૃક્ષને કાપી નાખનારી છે. તે આકાશમાંથી પડેલા ફળની પ્રાપ્તિની જેમ અચાનક થાય છે. તે વિષે મેં તમને ઉદાહરણરૂપે આ જનકરાજાની આખ્યાયિકા કહી. જે પુરુષ જનકરાજાની જેમ સારી બુદ્ધિવાળો હોય અને પોતાની મેળે જ વિચાર કરનારો હોય, તેના હૃદયમાં રહેલો આત્મા પ્રાતઃકાળના કમળની જેમ પોતાની મેળે જ પ્રકાશિત થાય છે.[૧૦–૧૨] જેમ તડકાથી ટાઢ હરાઈ જાય છે અને હિમ પીગળી જઈને નષ્ટ થઈ જાય છે, તેમ વિચારથી અહંતા–મમતા હરાઈ જાય છે અને વિચિત્ર પ્રકારની સંસારની કલ્પના ગળી જઈને નષ્ટ થઈ જાય છે.[૧૩] 'આ દેહ જ હું છું' એવી ખોટી સમજણરૂપી રાત્રિનો નાશ થાય છે, ત્યારે સર્વવ્યાપક અને મોટા વિસ્તારવાળો સ્વરૂપરૂપી સૂર્યનો પ્રકાશ પોતાની મેળે

+ આ તેરમા સર્ગમાં જનકરાજાના વિચારને દૃષ્ટાંતરૂપ કરીને ચિત્તને શાંત કરવાના ઉપાયો વિસ્તારથી યુક્તિપૂર્વક કહેવામાં આવશે.

જ પ્રવર્તે છે. 'આ દેહ જ હું છું' એવી ટૂંકી સમજણરૂપી સંકોચ નષ્ટ થઈ જાય છે, ત્યારે પોતાનો અનંત ભુવનોમાં વ્યાપ્ત થનારો ભારે વિસ્તાર થાય છે. હે ઉત્તમ બુદ્ધિવાળા રામ! જેમ જનકરાજાએ મનમાં વિચાર કરીને અહંકારની વાસનાને ત્યજી દીધી, તેમ તમે પણ મનમાં વિચાર કરીને અહંકારની વાસનાને ત્યજી દો.[૧૪–૧૬] અહંકારરૂપી વાદળાંનો નાશ થાય છે, ત્યારે નિર્મળ થયેલા વિસ્તીર્ણ ચૈતન્યરૂપી આકાશમાં સ્વરૂપદર્શનરૂપી સૂર્ય અત્યંત પ્રકાશે છે.[૧૭] 'જે દેહ છે, તે હું છુ' એવી જે ભાવના કરવી એ જ મોટું અંધારું છે. એને શાંત કરવામાં આવે, ત્યારે જ આત્મસ્વરૂપનો પ્રકાશ થાય છે.[૧૮] 'અહંતાના વિષયરૂપ દેહાદિક પણ નથી અને મમતાના વિષયભૂત સ્ત્રી–પુત્રાદિક પણ નથી; પણ એમનો જે સાક્ષી છે તે નથી એવું નથી' એવી ભાવનાથી જ્યારે મન પ્રશાંત થાય છે, ત્યારે પછી તે વિષયોમાં ગળકાં ખાતું નથી.[૧૯] હે રામ! મનને ગ્રાહ્ય સમજાયેલા પદાર્થોમાં જે અત્યંત રાગ છે અને ત્યાજ્ય સમજાયેલા પદાર્થોમાં જે અત્યંત દ્વેષ છે, તે જ બંધન છે એમ સમજો; બીજું કાંઈ જ બંધન નથી.[૨૦] તમે ત્યાજ્ય પદાર્થો ઉપર દ્વેષ રાખો નહિ અને ગ્રાહ્ય પદાર્થો ઉપર રાગ રાખો નહિ. 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવી રીતના બન્ને વિચારોને ત્યજી દઈને, તમે આત્મામાં જ રહો અને વિક્ષેપરૂપી મેલથી રહિત થાઓ.[૨૧] જેમની 'આ ગ્રાહ્ય છે અને આ ત્યાજ્ય છે' એવી ભેદબુદ્ધિ નષ્ટ થઈ હોય છે, તેઓ કોઈ વસ્તુને ઇચ્છતા પણ નથી અને કોઈ વસ્તુને ત્યજી દેતા પણ નથી.[૨૨] જ્યાં સુધી ચિત્તમાંથી 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવી બે કલ્પનાઓ ક્ષીણ ન થઈ હોય, ત્યાં સુધી જેમ વાદળાંવાળા આકાશમાં ચાંદની પ્રકાશતી નથી, તેમ તેમાં સમતા (બ્રહ્માત્મકપણું) પ્રકાશતી નથી.[૨૩] જેનું મન 'આ પદાર્થ સારો છે માટે ગ્રાહ્ય છે અને આ પદાર્થ ખરાબ છે માટે ત્યાજ્ય છે' એવી રીતની ચપળતા કર્યા કરતું હોય, તે પુરુષમાં જેમ સાગના ઝાડમાં મંજરી ઉદય પામતી નથી, તેમ સમતા ઉદય પામતી નથી.[૨૪] આ વસ્તુ અનુકૂળ છે માટે મળે તો ઠીક અને આ વસ્તુ પ્રતિકૂળ છે માટે તે મને કદી પણ પ્રાપ્ત ન થાય તો ઠીક" એવી રીતની જેનામાં ભેદબુદ્ધિ છે, તે પુરુષમાં વૈરાગ્યથી પ્રકાશ પામનારી સમતા અને સ્વચ્છતા ક્યાંથી હોય?[૨૫] 'આનંદૈકરસ બ્રહ્મતત્ત્વ એક જ છે, તેનાથી કોઈ પદાર્થો ભિન્ન નથી' એમ વિચારવામાં આવે, તો સઘળા પદાર્થો પોતાનું સ્વરૂપ જ હોવાથી અનુકૂળ છે, એટલે કોઈ પણ અયોગ્ય નથી. હવે તે પદાર્થોને ભિન્ન વિચારવામાં આવે, તોપણ આત્મા અસંગ છે, તેથી કોઈ પદાર્થનો તેને સ્પર્શ નથી; એટલે કોઈ પદાર્થ અનુકૂળ પણ ઠરતો નથી અને કોઈ પ્રદાર્થ પ્રતિકૂળ પણ ઠરતો નથી. આમ ત્યાં યોગ્ય–અયોગ્યપણું છે જ ક્યાં?[૨૬] ચિત્તરૂપી ઝાડમાં જ્યાં સુધી ઇષ્ટની આશંકારૂપી અને અનિષ્ટની આશંકારૂપી બે ચંચળ વાંદરીઓ કૂદ્યા કરતી હોય, ત્યાં સુધી તે ઝાડ કંપાયમાન થયા વગર કેમ જ રહે?[૨૭] જે મનુષ્યની ત્યાજ્યપણાની અને ગ્રાહ્યપણાની ભેદબુદ્ધિ ટળી હોય, તે વિચક્ષણ મનુષ્યમાં આશાઓથી રહિતપણું, ભયથી રહિતપણું, સ્થિરપણું, સમપણું, જ્ઞાનીપણું, મનની ચંચળતાથી રહિતપણું, શરીરની ચેષ્ટાઓમાં કર્તાપણાના અભિનિવેશનો અભાવ, ધીરજ, સર્વની સાથે મિત્રભાવ, મનન કરનારપણું, સંતોષ, કોમળપણું અને કોમળ બોલવાપણું એટલા ગુણો અવશ્ય રહે છે. આમ તે ગુણો તેનામાં રહે છે, છતાં પણ તેના ચિત્તમાં તેમની વાસના બંધાઈ જતી નથી.[૨૮–૨૯] જેમ નીચા પ્રદેશમાં વધ્યા જતા પાણીને, પાળથી રોકી લેવામાં આવે છે, તેમ

વિષયોમાં દોડતા ચિત્તને પ્રત્યાહારથી (વિષયોમાંથી ઇંદ્રિયોનું પરાવર્તન કરીને) બળાત્કારે રોકી લેવું.[30] એ રીતે બાહ્ય વિષયોમાં થતા અભિમાનનો ત્યાગ કરવો અને તે પછી ચિત્તની અંદર સ્ફુરતી તે વિષયોની વાસનાઓને પણ ત્યજી દેવી. ઊભા રહેતાં, ચાલતાં, સૂતાં અને શ્વાસ લેતાં પણ સર્વ કાળમાં સઘળી રીતે તે તે વિષયોના મિથ્યાપણાનો વિચાર કર્યા કરવો, એ ચિત્તની અંદર સ્ફુરતી તે વિષયોની વાસનાઓને છોડી દેવાનો ઉપાય છે.[31] વાસનાઓરૂપી જાળ તૃષ્ણાઓરૂપી માછલીઓને પકડ્યાં કરે છે, મોહરૂપી શેવાળોથી મલિન છે, સંસારરૂપી જળમાં પ્રસરેલી છે અને ચિંતાઓરૂપી દોરાઓથી રચાયેલી છે.[32] હે તાત! તેને ઉપર કહેલી સુબુદ્ધિરૂપી તીક્ષ્ણ કાતરથી કાપી નાખો. જેમ વિસ્તીર્ણ આકાશમાં સમયસર ચાલવા લાગેલા વંટોળિયાથી વાદળાં કપાઈ જાય છે, તેમ અતિ વિસ્તીર્ણ બ્રહ્મપદમાં સમયસર પ્રવર્તવા લાગેલી બુદ્ધિથી વાસનાઓ કપાઈ જાય છે.[33] હે રામ! આ સંસારરૂપી વૃક્ષનું અજ્ઞાનરૂપી મૂળ, હજારો દોષોરૂપી અંકુરોને ઉત્પન્ન થવાના સ્થાનકરૂપ છે, તેને બ્રહ્મભાવમાં સ્થિરતા રાખવારૂપી ધીરજથી સમર્થ થયેલી બુદ્ધિ વડે કાપી નાખો.[34] જેમ ઝાડમાંથી બનેલા કુહાડાથી ઝાડને કાપી નાખવામાં આવે છે, તેમ મનથી ઉત્પન્ન થયેલા વિવેકથી મનને કાપી નાખો અને તુરત જ પવિત્ર પદને પ્રાપ્ત થઈને, તેમાં જ સ્થિર રહો.[35] મનથી ઉત્પન્ન થયેલા વિવેકથી મનની ભૂતકાળની વૃત્તિઓને, ભવિષ્યનું ચિંતન કરવાના ત્યાગથી મનની વર્તમાન કાળની વૃત્તિઓને અને વાસનાઓના ઉચ્છેદથી મનની ભવિષ્યકાળની વૃત્તિઓને કાપી નાખો, એટલે તમારો સંસાર જ કપાઈ જશે.[36] સંસારનું વિસ્મરણ કરવામાં આવે, તો મોહ ફરી વાર અંકુરિત થતો નથી અને ચિત્તનું વિસ્મરણ કરવામાં આવે, તો સંસાર ફરી વાર અંકુરિત થતો નથી.[37] માટે હે રામ! ઊભા રહેતાં, ચાલતાં, સૂતાં, જાગતાં, રહેતાં, ઊંચે જતાં અને પડતાં પણ તમે 'આ સંસાર અનિત્ય જ છે,' એવો નિશ્ચય કરીને, જગતની સત્યતાના વિશ્વાસનો ત્યાગ કરો.[38] હે રાઘવ! એ પ્રમાણે સંપૂર્ણ રીતે સમાનબુદ્ધિનો આશ્રય કરીને, તમે ઉપસ્થિત થયેલાં કાર્યોને કરો અને અપ્રાપ્ત કાર્યોની ચિંતા નહિ કરતાં, આ સંસારમાં વિચરો.[39] જેમ પૃથ્વી આદિ આઠ મૂર્તિઓવાળા કહેવાતા સદાશિવ ચૈતન્યરૂપે એક મૂર્તિને ધારણ કરતા નથી અને અધિષ્ઠાનરૂપે સઘળી મૂર્તિઓને ધારણ કરે છે, તેમ તમે પણ સ્વરૂપથી એક કાર્ય કરો નહિ અને સામીપ્યમાત્રથી સઘળાં કાર્ય કરો.[40] તમે જ વાસ્તવિક સત્ય છો, અજન્મા છો, આત્મા છો અને મહેશ્વર છો; તમે પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થયા વિના કેવળ પોતાની ભૂલથી આ આવડા બધા જગતને વિસ્તારી દીધું છે.[41] જે તત્ત્વવેત્તા પુરુષ સર્વ દશ્યોમાં આત્માપણાની જ ભાવના રાખે છે અને અન્યપણાની ભાવના છોડી દે છે, તેને હર્ષ, ક્રોધ તથા ખેદથી થતા વિકારો વળગતા નથી.[42] જે પુરુષ રાગદ્વેષથી રહિત હોય, ઢેફાને–પથરાને તથા સોનાને પણ સમાન ગણતો હોય અને સંસારની વાસનાઓથી પણ રહિત હોય, તે પુરુષ 'યુક્ત યોગી' કહેવાય છે.[43] એ પુરુષ કાંઈ કરે, કાંઈ ભોગવે, કાંઈ આપે અને કોઈને મારી નાખે, તોપણ તેની બુદ્ધિ તે તે કાર્યોમાં અભિમાન વિનાની હોય છે; એટલા માટે તે પુરુષને સુખ–દુઃખમાં સમતા જ રહે છે.[44] 'આ સારું છે અને આ નરસું છે, આ પ્રિય છે ને આ અપ્રિય છે' એવી ભાવનાઓને ત્યજી દઈને, જે પુરુષ 'પ્રાપ્ત થયેલુ કામ કરવું' એટલી જ સમજણથી કાર્યોમાં પ્રવર્તે છે, તે પુરુષ ક્યાંય આસક્ત થતો નથી.[45] હે મહાબુદ્ધિમાન

રામ! મન જો 'આ સઘળું ચૈતન્યની સત્તામાત્ર જ છે' એવો નિશ્ચય રાખીને, ભોગોના ચિંતવનનો ત્યાગ કરે, તો શાંતિ પામે છે.[૪૬] જેમ વનમાં માંસને નહિ મેળવી શકતો બિલાડો પોતાના જીવનને માટે અને પોતાનાં બચ્ચાંઓના પોષણને માટે, માંસની લાલચથી સિંહને અનુસરે છે, તેમ પોતે સિદ્ધ થવાને તથા જગતને સિદ્ધ કરવાને સમર્થ નહિ થઈ શકતું મન, પોતાની સિદ્ધિને માટે તથા જગતથી સિદ્ધિને અર્થે પોતાના સાક્ષીભૂત ચૈતન્યને અનુસરે છે. મન પોતે પણ સાક્ષીચૈતન્યના અનુગ્રહ વિના સિદ્ધ થઈ શકતું નથી તથા જગતને પણ સિદ્ધ કરી શકતું નથી.[૪૭] જેમ સિંહને અનુસરનારો બિલાડો સિંહના પરાક્રમથી મળેલા માંસનો ઉપભોગ કરે છે, તેમ મન ચૈતન્યની શક્તિથી મળેલા જગતનો ઉપભોગ કરે છે.[૪૮] આમ મન મિથ્યાભૂત જ છે એમ સિદ્ધ થાય છે. એ મન ચૈતન્યના અનુગ્રહથી જીવે છે, તથા ચૈતન્યના અનુગ્રહથી ચૈતન્યમાં જગતની ભાવના કરીને, પોતે જગતરૂપ થાય છે. તે જ મન જો પાછું પોતાના સ્વરૂપના સ્મરણને પ્રાપ્ત થાય, તો મનપણાને છોડી દઈને, ચૈતન્યપણાને પણ પ્રાપ્ત થાય છે.[૪૯] મન ચૈતન્યરૂપી પ્રકાશ વિના અને ચૈતન્યરૂપી બળ વિના શબ જેવું જડ જ છે. તે ચૈતન્યના અનુગ્રહ વિના ગતિ જ કેમ કરી શકે?[૫૦] ચૈતન્યના સ્વભાવને લીધે જ ચૈતન્યમાં ચલન થયાની જે ખોટી કલ્પના થાય છે, તે જ મન છે અને તે મનરૂપી સર્પનો જે ફૂંફાડો છે તે જ આ જગત છે, એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે. જે બ્રહ્મ છે તે જ કાંઈક પોતાના સ્વરૂપને ભૂલી, જ્યારે સર્વદા 'અમુક પદાર્થ છે, અમુક પદાર્થ છે' એવા પ્રકારની સત્ય જેવી કલ્પનારૂપ થઈને હૃદયમાં સ્થિર થાય છે, ત્યારે મન કહેવાય છે. ઉદય પામેલી એ કલ્પના જ્યારે 'આ મન છે' એમ સમજાઈને જામી ગઈ, ત્યારે જ પોતાના ચૈતન્યપણાને ભૂલી જઈ જડ જેવી થઈને રહી.[૫૧–૫૫] વ્યાપકપણામાંથી ભ્રષ્ટ થઈ મનપણાને પામેલી એ પહેલી કલ્પના, સંકલ્પ–વિકલ્પોને અનુસરીને 'આ વસ્તુ ત્યાજ્ય છે અને આ વસ્તુ ગ્રાહ્ય છે' એવી ગરબડ કર્યા કરે છે.[૫૬] એ રીતે જગતનું જે ચૈતન્ય છે, તે જ પોતાની માયાશક્તિને લીધે મનરૂપ થયું છે; એટલે જો કે જે મન છે તે ચૈતન્ય જ છે, તોપણ જ્યાં સુધી તેને શાસ્ત્રાદિકથી સમજાવવામાં આવે નહિ ત્યાં સુધી તે પોતાના ચૈતન્યપણાને સમજતું નથી.[૫૭] આમ છે એટલા માટે શાસ્ત્રના વિચારથી, ઉત્તમ વૈરાગ્યથી અને ઇંદ્રિયોના નિગ્રહથી મનનું વલણ પોતાના સ્વરૂપ તરફ કરાવવું જોઈએ.[૫૮] સર્વ પ્રાણીઓની એ મનરૂપી કલ્પના જો વિજ્ઞાનથી તથા ઉપશમથી પોતાના સ્વરૂપને સમજે, તો બ્રહ્મપણાને પ્રાપ્ત થાય છે; અને ન સમજે તો જગતની ભાવના કરીને જગતમાં ભમ્યા કરે છે.[૫૯] મનરૂપી કલ્પના મોહરૂપી મદિરાથી મત્ત થયેલી છે, વિષયોરૂપી ખાડાઓમાં લોટ્યા કરે છે અને પોતાના સ્વરૂપના અજ્ઞાનથી જ જડ થઈ ગયેલી છે; તેને સમજાવવી જોઈએ.[૬૦] એ મનરૂપી કલ્પના હૃદયની અંદર દેખાયા છતાં પણ સંકલ્પથી રચાયેલા પ્રાસાદની જેમ ખોટી જ છે. તેને જ્યાં સુધી સમજાવવામાં આવે નહિ ત્યાં સુધી તે કાંઈ સમજતી નથી.[૬૧] એ મનરૂપી કલ્પના બીજા બાહ્ય પદાર્થોને જાણે છે, તે પણ પોતાના પ્રભાવથી જાણતી નથી, પણ મંજરીમાં ગંધની પેઠે પોતાની અંદર રહેલા સાક્ષીચૈતન્યના પ્રભાવથી જ જાણે છે.[૬૨] એ મનરૂપી કલ્પના જો કે તેના અસલ સ્વરૂપનો વિચાર કરતાં નિત્ય જ્ઞાનસ્વરૂપ છે, તો પણ શરીરાદિકથી મર્યાદિત દશાને પામીને તે ટૂંકી થઈ જાય છે અને તેથી તે જગતમાંથી પણ થોડુંક જ જાણી શકે છે. તેટલું પણ તે સાક્ષી-

જાણી શકે છે.[૬૩] હે રામ!
ચૈતન્યના પ્રભાવથી જ જાણી શકે છે.
જેમ સૂર્ય કમલિનીને પ્રફુલ્લિત થવાની શક્તિ
આપે છે, તેમ સાક્ષીચૈતન્ય જ એ પથરા જેવી
જડ 'મન' નામની કલ્પનાને જગતના પદાર્થો
જાણવાની શક્તિ આપે છે.[૬૪] જેમ પથરાની
પૂતળી મદારીની પ્રેરણા વિના નાચતી નથી, તેમ
શરીરમાં રહેલી મનરૂપી કલ્પના ચૈતન્યની પ્રેરણા
વિના કશું જાણી શકતી નથી.[૬૫] ચિત્રમાં આલે-
ખેલા રાજાઓએ ક્યાં ય મોટી ગર્જનાવાળુ યુદ્ધ
કર્યું છે? ચિત્રમાં આલેખેલાં ચંદ્રનાં કિરણોએ
ક્યાં ય ઔષધિઓને તૃપ્ત કરી છે?[૬૬] શળો
લોહીથી ખરડાઈ ને ક્યાં ય દોડ્યાં છે? વગડામાં
રહેલા પથરાઓએ ક્યાંય મધુર ધ્વનિવાળું ગાયન
કર્યું છે?[૬૭] માણસે બનાવેલા પથ્થર આદિના
સૂર્યોએ ક્યાં ય રાત્રિના અંધારાને મટાડ્યું છે?
અને સંકલ્પથી રચાયેલા આકાશનાં વનોએ ક્યાં
ય છાયા કરી છે? આ સઘળું અસંભવિત છે,
તેમ સાક્ષીચૈતન્યની પ્રેરણા વિના એકલા મનથી
ક્રિયા થવી પણ અસંભવિત છે.[૬૮] મન પથરા
જેવું જડ છે, મિથ્યાભ્રાંતિના સમૂહથી જ ઊઠેલું
છે અને ઝાંઝવાંના પાણી જેવું છે. તેમાંથી તે કાંઈ
ક્રિયા બને?[૬૯] જેમ અત્યંત વિસ્તીર્ણ અખંડ
તડકો હોય તો જ ઝાંઝવાનાં પાણીની નદી સ્ફુરે
છે, તેમ અખંડ આત્મતત્ત્વ વિદ્યમાન છે, તો જ
આ મનરૂપી કલ્પના સ્ફુરે છે.[૭૦] હે રામ! પર-
માત્મામાં જે ચલનરૂપી કલ્પના થઈ, તેને ઠગારા-
ઓએ પરમાત્માથી ભિન્ન માની 'મન' એ નામ
આપીને કાગનો વાઘ બનાવી દીધો છે. હવે મનનું
પૃથક્કરણ કરી જોતાં, તેમાં જે ચૈતન્યાંશ છે, તે
આત્મા જ છે અને બાકીના જડાંશરૂપ જે ચલન
છે, તે પ્રાણનો જ ધર્મ છે. એ પ્રાણ એક જાતનો
વાયુ છે અને એ શરીરમાં પ્રાણમય કોશ કહે-
વાય છે. આમ હોવાને લીધે યોગીઓને પ્રાણ-
વાયુનો નિરોધ કર્યા પછી મનનો જુદો નિરોધ

કરવાનો રહેતો નથી.[૭૧] જેમની જ્ઞાનશક્તિ જુદા-
જુદા પ્રકારના સંકલ્પોના નિશ્ચયોથી દબાયેલી
હોતી નથી, તેઓ મનને જેમાં કોઈ પણ વિષ-
યોના આકારોનું ગ્રહણ થયું નથી, એવી પરમા-
ત્માની શુદ્ધ પ્રભારૂપ જ જુએ છે.[૭૨] 'આ દેહ
હું છું અને આ મારું છે' એવા અધ્યાસથી
મેલી થયેલી જે મનરૂપી કલ્પના છે, તેનું 'જીવ'
એવું નામ કહેવામાં આવે છે. મનમાં જે ચલન-
ભાગ છે તે પ્રાણનો જ ધર્મ છે. તે ઉપરથી એમ
પણ કહી શકાય છે, કે મન આત્મતત્ત્વના અને
પ્રાણના મિશ્રણરૂપ છે.[૭૩] હે રામ! બુદ્ધિ, ચિત્ત
અને જીવ એ નામો ખોટા મનનાં જ છે. તેઓ
પણ વિદ્વાનોએ પ્રક્રિયાને માટે કલ્પેલાં છે, પણ
વાસ્તવિક નથી.[૭૪] વાસ્તવિક દૃષ્ટિથી જોતાં મન
પણ નથી, બુદ્ધિ પણ નથી, જીવ પણ નથી અને
શરીર પણ નથી; પરંતુ જે કાંઈ છે તે અખંડ
આત્મા જ છે.[૭૫] આ સઘળું જગત આત્મા જ
છે. જે કાળ છે તે પણ આત્મા જ છે, તે નિર્મળ
આત્મા આકાશથી પણ સૂક્ષ્મ છે અને ઇંદ્રિય
આદિ સાધનોથી જાણવામાં આવતો નથી; તેથી
તે અસત્ જેવો જણાતા છતાં પણ સઘળી કલ્પ-
નાઓમાં અધિષ્ઠાનરૂપ હોવાથી સત્ય જ છે.
સઘળા કલ્પિત પદાર્થોથી ન્યારો એવો એ આત્મા
બીજાં કોઈ સાધનોથી નહિ, પણ પોતાના જ
પ્રકાશથી અનુભવમાં આવે છે. મન જો આત્માને
જોવાની પ્રવૃત્તિ કરે, તો જોવાના સમયમાં પોતે
જ નાશ પામી જાય છે; જેમકે અંધકાર પ્રકાશને
જોવાની પ્રવૃત્તિ કરે, તો જોવાના સમયમાં તેનો
(અંધકાર) પોતાનો જ નાશ થયા વિના રહે
નહિ.[૭૬–૭૮] મન આત્માને જોવામાં સમર્થ થતું
નથી, પણ અત્યંત સ્વચ્છ અનુભવરૂપ આત્મા-
માંથી સંકલ્પને લીધે ઊઠેલા અનાત્મ પદાર્થોને
જોવામાં જ આત્માનું જ વિસ્મરણ કરીને પ્રવર્તે
છે.[૭૯] આત્માનું જે સંકલ્પમયપણું છે તે જ મન

કહેવાય છે અને આત્માનું જે સંકલ્પોથી રહિતપણું અર્થાત્ મનરહિતપણું છે, તેજ મોક્ષ કહેવાય છે.[૮૦] આમ હોવાથી આત્મદર્શન મોક્ષ જ છે. તેમાં મન કેમ પ્રવર્તી શકે? સંકલ્પોમાં ઉન્મુખ થતા આત્માનો નિર્વિકલ્પકપણામાં જે કાંઈ ફેરફાર થાય છે એ જ મનનો જન્મ છે અને એથી સંસારની વૃદ્ધિ થાય છે.[૮૧] જેમ પુરુષનું મન સ્ત્રીના સંકલ્પથી કલંકિત થાય છે, ત્યારે પુરુષના લિંગનું ઉત્થાન થાય છે, તેમ ચૈતન્યની સત્તા નિર્વિકલ્પમાંથી ભ્રષ્ટ થઈને સંકલ્પથી કલંકિત થાય છે, ત્યારે કલ્પના ઊઠે છે અને તે કલ્પના મન કહેવાય છે.[૮૨] હે રામ! જેમ પદાર્થ લીન થાય છે, ત્યારે પદાર્થની છાયા પણ લીન થાય છે, તેમ પ્રાણનો નિરોધ થાય છે ત્યારે મનનો નિરોધ પણ પોતાની મેળે જ થઈ જાય છે; કારણ કે મન પ્રાણરૂપ છે. જીવતો પુરુષ દૂર દેશાંતરના અનુભવને પોતાના મનમાં રહેલો જાણે છે તેથી 'તે દેશનો અનુભવ મારા મનનાં રહેલો છે' એમ તે કહે છે. હવે એ જ દેશાંતરનો સંબંધ થયો, તે ચલન વિના ઘટતો નથી. એ ચલન પ્રાણનો ધર્મ છે, એટલા માટે મન પ્રાણરૂપ છે. વૈરાગ્યથી, પ્રાણાયામના અભ્યાસથી, સમાધિથી, વિષયોમાં મનના જવારૂપ દુષ્ટ અભ્યાસનો નાશ કરવાથી અને આત્મતત્ત્વના જ્ઞાનથી પ્રાણનો વિરોધ કરી શકાય છે.[૮૩-૮૫] મનમાં જે ચલનશક્તિ છે, તે પ્રાણની છે અને જે જ્ઞાનશક્તિ છે તે ચૈતન્યની છે. એ શક્તિઓ જો ન હોય, તો કદાચ શિલા ચાલી શકે કે જાણી શકે, પણ મન તો કદી પણ ચાલી શકે કે જાણી શકે એમ નથી.[૮૬] જે ચલન છે, તે અનિત્ય છે તથા જડ છે; અને જે જ્ઞાન છે, તે આત્માનું સ્વરૂપ જ હોવાથી સર્વદા સ્વચ્છ છે તથા સર્વવ્યાપક છે.[૮૭] આમ હોવાથી જ્ઞાનનું અને ચલનનું મિશ્રણ થવું એ વાસ્તવિક રીતે સંભવતું જ નથી; પણ કલ્પનાથી જે માની લેવામાં આવ્યું છે, તે મન કહેવાય છે. આ રીતે મન મિથ્યા જ ઉત્પન્ન થયું છે અને ખોટી સમજણરૂપ જ છે.[૮૮] તેજ અવિદ્યા કહેવાય છે, તેજ વિક્ષેપશક્તિ કહેવાય છે અને અજ્ઞાનના સર્વસ્વનો નિર્વાહ કરનાર હોવાથી તેને જ અજ્ઞાન પણ કહી શકાય છે. એ અજ્ઞાન સંસાર આદિરૂપ ઝેરને આપનારું છે.[૮૯] જ્ઞાનશક્તિના અને ચલનશક્તિના સંબંધને અર્થે સંકલ્પની કલ્પના જ કરવામાં આવે નહિ તો મન જ રહેતું નથી. એમ એ મન રહેતું નથી તો સંસારના સંબંધવાળા સઘળા ભયોનો નાશ થઈ જાય છે. વાયુની ચલનશક્તિને જ્યારે ચૈતન્ય સ્ફુરિત કરે છે, ત્યારે જ ચૈતન્ય ચલનશક્તિવાળું થઈને સંકલ્પ કરે છે અને તેથી મનપણાને પામે છે.[૯૦-૯૧] આ રીતે બાળકે કલ્પેલા યક્ષની પેઠે ચૈતન્યમાં મનપણું માત્ર કલ્પનાથી જ ઊભું થયું છે અને તેથી તે મિથ્યા જ છે; કારણ કે વાસ્તવિક રીતે ચૈતન્યમાં કોઈ પ્રકારનો આકાર કે ચલન છે જ નહિ. ચૈતન્ય તો અખંડ પૂર્ણતાવાળું છે અને તેમાં કોઈ કલ્પિત પદાર્થથી ખંડિતપણું કે અપૂર્ણપણું થવાનો સંભવ જ નથી.[૯૨] અખંડ અને સર્વના અધિષ્ઠાનરૂપ એ ચૈતન્યનું કોની સાથે અથડાવું સંભવે કે તેથી તે ખંડિત થઈ જાય?[૯૩] ચૈતન્ય અખંડ અને પૂર્ણ હોવાને લીધે 'ચલન' નામની કોઈ ક્રિયા જ હોવી સંભવતી નથી અને તે નહિ હોવાને લીધે, ચૈતન્યમાં તેનો સંબંધ પણ નથી જ, તો હવે ચલનના સંબંધ વિના કોનું મન સિદ્ધ થાય અને તે મન કેવું સિદ્ધ થાય?[૯૪] 'ચલન ચૈતન્યથી જુદું છે જ નહિ' એ પક્ષ લઈએ, તોપણ પછી મન કોને કહી શકાય? હાથીઓની અને ઘોડાઓની ગિરદી વિના સેના કોને કહી શકાય?[૯૫] આથી હે રામ! ત્રૈલોક્યમાં પણ 'મન' નામનો દુષ્ટ પદાર્થ મુદ્દલ છે જ નહિ. આવી રીતે બરાબર સમજીને 'મન છે જ નહિ' એવો જે

નિશ્ચય થાય, તે જ મનનો નાશ થયો સમજવો.[૯૬] હે રામ ! 'મન છે' એવી વ્યર્થ અને અનર્થ આપનારી કલ્પના તમે કરો જ નહિ; કેમકે આ મન મિથ્યા જ ઉદય પામેલું હોવાને લીધે વાસ્તવિક રીતે છે જ નહિ.[૯૭] હે મહાબુદ્ધિમાન રામ ! સંકલ્પો કરનારું મન આખા બ્રહ્માંડમાં ક્યાં ય નથી. એટલા માટે તમે તમારી અંદર ક્યાંય કાંઈ પણ કલ્પના કરો નહિ.[૯૮] હે આત્મતત્ત્વનું મનન કરી જાણનારા રામ ! તમારા હૃદયરૂપ નિર્જળ દેશમાં અયથાર્થ જ્ઞાનથી ઉત્પન્ન થયેલી કલ્પનારૂપ ઝાંઝવાંનાં જળની નદી, યથાર્થ જ્ઞાનથી અત્યંત શાંત થઈ ગઈ છે.[૯૯] મન તો જડ છે અને સ્વરૂપ વિનાનું છે તેથી તે સર્વદા મૂએલું જ છે, તો મૂએલા મનથી લોકો માર્યા જવાનું સમજવું, એ તો વિચિત્ર મૂર્ખતાની જ પરંપરા છે.[૧૦૦] જેનું સ્વરૂપ પણ નથી, જેનો દેહ પણ નથી, જેનો કોઈ આધાર પણ નથી અને જેની કોઈ જાતિ પણ નથી, તે મન સર્વ લોકોને દુઃખી કરે છે, એમ સમજવું એ તો એક જાતની મૂર્ખપણાની જ જાળ છે.[૧૦૧] મન તો સ્વરૂપ તથા શરીર આદિ સઘળી સામગ્રીઓ વિનાનું છે. તે જો કોઈને દુઃખી કરતું હોય, તો હું ધારું છું કે તે દુઃખી થનારનું માથું નીલકમળની પાંખડી વાગવાથી ફાટી પડતું હશે ![૧૦૨] મન જડ છે, મૂંગું છે અને આંધળું છે. તેણે પણ જો કોઈને માર્યો હોય, તો હું ધારું છું કે, તે મૂઢપુરુષ પૂર્ણિમાના ચંદ્રનાં કિરણોથી બળતો હશે ![૧૦૩] શત્રુને જીતવાની સઘળી સામગ્રીવાળા લોકોને સઘળી સામગ્રી વિનાનું મન હરાવી દે છે, એ વાત કેટલી મૂર્ખાઈથી ભરેલી છે ![૧૦૪] મન મુદ્દલ વિદ્યમાન જ નથી. તેને વિવેકી લોકો વૈરાગ્ય આદિ મોટા પ્રયત્નોથી હણી નાખે છે; એ વાત પણ કેટલી મૂર્ખાઈથી ભરેલી છે ! મન મિથ્યા સંકલ્પથી જ ગોઠવાયું છે, મિથ્યા સ્થિતિને જ પામેલું છે અને પાછી શોધ કરતાં તો ક્યાં ય જોવામાં જ આવતું નથી. તેમાં લોકોનો પરાભવ કરવાની શક્તિ જ શી રીતે સંભવે ?[૧૦૫] અહો ! વિચાર કરી જોતાં મન જરા પણ ટકી શકે એમ નથી. તે પણ જો લોકોને સંકટમાં નાખતું હોય, તો એ એક જાતની વિચિત્ર માયા જ હોવી જોઈએ અને એ માયા મહામાયાવી મયદાનવને પણ બનાવતી હશે ![૧૦૬] જ્યારે મૂર્ખતા હોય છે, ત્યારે લોકોને સઘળી આપદાઓ પ્રાપ્ત થાય છે. મૂર્ખને કઈ આપદા ન હોય ? જુઓ, અજ્ઞાની માણસ પોતાની મૂર્ખતાથી જ આ આપદારૂપી સૃષ્ટિને બનાવી લે છે ![૧૦૭] હાય ! હાય ! ભારે ખેદની વાત છે કે મૂર્ખ લોકો પોતાની મૂર્ખાઈથી જ સૃષ્ટિને બનાવી લે છે અને વળી આ પોતાના ખોટા મનને કુમાર્ગમાં પ્રવર્તાવીને તે સૃષ્ટિને વધાર્યા કરે છે.[૧૦૮] હું ધારું છું કે આ સૃષ્ટિ કેવળ મૂર્ખતાથી જ બનેલી હોવાને લીધે વિચારમાત્રથી ટળી જાય એવી બહુ ફૂણી છે. જેમ પાણી તરંગોની ભીસ લાગવાથી કણીકણી થઈને વીંખાઈ જાય છે એમ માનવું એ ભ્રાંતિ છે, તેમ 'સૃષ્ટિથી આત્માને દુઃખ થાય છે' એમ માનવું એ પણ ભ્રાંતિ જ છે.[૧૦૯] જેમ પાણીની ચકરીમાં દેખાતા કાજળ જેવા કાળી વર્તુળરૂપી ઘંટીથી પાણી દળાઈ જાય છે એમ માનવું ભ્રાંતિ છે, તેમ સૃષ્ટિથી આત્માને દુઃખ થાય છે, એમ માનવું એ પણ ભ્રાંતિ જ છે. જેમ પાણી પૂનમના ચંદ્રનાં કિરણોના ટાઢા સ્પર્શથી મૂંઝાય છે એમ માનવુ એ ભ્રાંતિ છે, તેમ સૃષ્ટિથી આત્માને દુઃખ થાય છે એમ માનવું એ પણ ભ્રાંતિ જ છે.[૧૧૦] જેમ શત્રુઓની દૃષ્ટિ પડતાં જ શત્રુઓનાં નેત્રોમાંથી નીકળેલી ક્રોધ–દૃષ્ટિરૂપી રજ્જુઓથી પુરુષ બંધાઈ જાય છે એમ માનવું ભ્રાંતિ જ છે, તેમ સૃષ્ટિથી આત્મા બંધાઈ જાય છે એમ માનવું એ પણ ભ્રાંતિ જ છે. જેમ સંકલ્પે કરેલી સેનાથી શૂરપુરુષનો પરાભવ થયાનું માનવું એ ભ્રાંતિ જ છે, તેમ સૃષ્ટિથી આત્માનો

પરાભવ થવાનું માનવું એ પણ ભ્રાંતિ જ છે.[૧૧૧] કંગાલ અને જડ એવું મન કોઈ પણ સ્થળમાં છે જ નહિ અને તેમ છતાં મિથ્યા જ કલ્પાયેલું છે, તેને ખોટું નહિ સમજવાથી જ આ લોકમય મૂર્ખ સૃષ્ટિ નાશ પામતી હોય એવું ભ્રાંતિથી જોવામાં આવે છે. હે રામ! મન મિથ્યા જ ઉઠેલું છે. જે પુરુષ તેને વશ કરવાને સમર્થ ન હોય, તે ઉપદેશને પાત્ર જ નથી.[૧૧૨/૧૧૩] એ પુરુષની બુદ્ધિ બાહ્યવિષયોમાં જ લાગેલી હોય છે, વિષયો મળવાથી જ પૂર્ણપણું માની લે છે, આત્મતત્ત્વમાં વલણ પામેલી હોતી નથી અને તેથી જ સૂક્ષ્મ વિચાર કરવામાં અશક્ત હોય છે, માટે તે બુદ્ધિ ઉપદેશનાં વચનોને યોગ્ય જ નથી.[૧૧૪] એ બુદ્ધિ વેવલી છે, તેથી વીણાના તારના ઝીણા શબ્દથી પણ ભડકે એવી હોય છે અને ઊંઘી ગયેલા મિત્રની કાંતિથી પણ ભય પામે એવી હોય છે.[૧૧૫] કોઈ શત્રુનું ઊંચા સ્વરથી ખોટું નામ લેવામાં આવે, તોપણ તે ભય પામીને નાસે એવી હોય છે અને મનના ખિવડાવવાથી પણ પરવશ થઈ જાય એવી હોય છે.[૧૧૬] વિષયસુખના લેશને માટે પણ પરવશ થઈ જનારી અને પોતાની પાસે રહેલા તુચ્છ મનથી શત્રુની જેમ ભય પામતી એ અભાગણી બુદ્ધિ સૂક્ષ્મ વિચાર જાણતી નથી. આમ છતાં પુરુષ પોતે એ બુદ્ધિને વિષયસુખથી રાજી રાખવાનો નિરર્થક મોહ શા માટે રાખે છે? (પોતાની બુદ્ધિ સૂક્ષ્મ વિચારમાં પહોંચી શકતી ન હોય, તોપણ તેને વિષયસુખોથી તો દૂર જ રાખવી જોઈએ, કે જેથી કોઈ દિવસે પણ તે સૂક્ષ્મ વિચારમાં પહોંચવાને સમર્થ થાય.)[૧૧૭]

सुखलवविवशा द्विषेव तस्मा हृदयगतेन निजेन चेतसैव। विधुरितधिषणा न वेत्ति सत्यं तदपि कथं परिमोहितो मुधैव ॥ ११७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'મનોવિનિવારણ' નામનો સર્ગ ૧૩મો સમાપ્ત

## સર્ગ ૧૪ મો*

## ઉપદેશને અયોગ્ય જીવોની ઉપેક્ષા ને યોગ્ય જીવો માટે મનને ટાળવાના ઉપાય

वसिष्ठ उवाच

संसारसागरासारकल्लोलैरुह्यमानया ।
मतेर्मानदमूकत्वं यया जनतयार्जितम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! સંસારરૂપી સમુદ્રના વિષયોની ઇચ્છાઓરૂપી તરંગોથી જેઓ તણાઈ રહ્યા છે, અને વિદ્વાનો મળ્યા છતાં પણ જેઓ વૈરાગ્યાદિકની ઉપેક્ષાને લીધે તેઓને પૂછવું જ બંધ રાખીને, પોતાની બુદ્ધિને મૂંગી જ રાખી રહ્યા છે, તે લોકોને હું આ શાસ્ત્રમાં કહેલાં આત્મપ્રાપ્તિ કરવાના ઉત્તમ ઉપાયરૂપ વિચારનાં વચનોથી ઉપદેશ આપતો નથી.[૧/૨] જે મુદ્દલ દેખતો જ ન હોય તે પુરુષને કયો હૈયાફૂટ્યો વિચિત્ર મંજરીઓથી શોભી રહેલું વન દેખાડે?[૩] જેનું નાક કોઢના યોગથી ધૂંધળ્યા કરતું હોય, તે માણસને કયો મૂરખો અનેક પ્રકારના સુગંધોની પરીક્ષા કરવાનું કામ સોંપે?[૪] મદિરાથી ઘૂમતાં નેત્રોવાળા અને ભાન વિનાની ઇંદ્રિયોવાળા મત્ત પુરુષને ધર્મનો નિર્ણય સંભળાવવામાં અધિકારી ગણે એવો દુર્બુદ્ધિ કોણ હોય?[૫] સ્મશાનમાં પડેલા શબને લોકચર્ચામાં ચાલતી સેંકડો વાતોના સંદેહનું કોણ નિરાકરણ કરી આપે? મૂર્ખને કોણ શિખામણ આપે?[૬] મનરૂપી સર્પ પોતાના હૃદયરૂપી રાફડામાં રહેલો છે, મૂગો છે અને આંધળો છે, છતાં જેણે તેને જીત્યો ન હોય તે દુર્બુદ્ધિ પુરુષને કોણ ઉપદેશ આપે?[૭] હે રામ! મન જિતાયેલું જ છે એમ સમજો; કારણકે વાસ્તવિક રીતે જોતાં મન મુદ્દલ છે

* આ ચૌદમા સર્ગમાં ઉપદેશને માટે અયોગ્ય જીવો કે જેઓ અનેક યોનિઓમાં દુઃખ પામ્યા કરે છે તેમની ઉપેક્ષા કરીને ઉપદેશને યોગ્ય લોકોને માટે મનને ટાળી નાખવાનો ઉપાય કહેવામાં આવશે.

જ નહિ. જે શિલા મુદ્દલ હોય જ નહિ, તે શિલા લાંબો કાળ થયાં દૂર કે કાંઈ જ ગઈ છે.[૮] હે રામ! મન મિથ્યા જ છે. જે મૂર્ખે તેને પણ જીત્યું ન હોય, તે મૂર્ખ પુરુષ ઝેર ખાધા વિના પણ ઝેરની મૂર્છાથી મરી જાય છે.[૯] વિષયોનો પ્રકાશ સર્વદા જ્ઞાનરૂપ આત્માથી થાય છે, ચલન પ્રાણવાયુથી થાય છે અને વિષયોનું ગ્રહણ તે તે ઇંદ્રિયોથી થાય છે; તો પછી આપણને મનની શી જરૂર પડે છે, કે તેથી 'મન છે' એમ સ્વીકારીએ?[૧૦] ચલનશક્તિ પ્રાણવાયુની છે, જ્ઞાનશક્તિ આત્માની છે અને વિષયોનું ગ્રહણ કરવાની શક્તિ ઇંદ્રિયોની છે; તો હવે એ સઘળી શક્તિઓવાળો 'મન' નામનો કોઈ પદાર્થ છે એમ માનવાની આપણને શી જરૂર છે?[૧૧] વ્યવહાર સંબંધી જે જે શક્તિઓ છે, તે સઘળાં પરમાત્માનાં જ કિરણો છે; માટે તમે તે તે શક્તિઓનું જુદાપણું અને તે તે શક્તિઓનાં મન આદિ જુદાંજુદાં નામો શા માટે સ્વીકારો છો?[૧૨] મન એવો શો પદાર્થ છે, કે તેણે જગતને આંધળું બનાવી દીધું છે? મન એ કશું છે જ નહિ, તો પછી તેમાં શક્તિપણું તે શું જ હોય?[૧૩] હે રામ! જે લોકો મન વડે આંધળા થઈ ગયા છે, તેમનાં અપાર દુઃખોને જોઈને મારી બુદ્ધિ કરુણાથી દબાઈ ગઈ છે અને એ લોકોનાં દુઃખોને મટાડવાનો કોઈ પણ ઉપાય નહિ મળવાથી તે જાણે મૂઝાઈ ગઈ હોય એમ પરિતાપ પામ્યા કરે છે.[૧૪] (પણ 'જે દુઃખ કોઈ કારણથી ઉત્પન્ન થયું હોય, તે દુઃખને તે કારણનું નિવારણ કરવાથી ટાળી શકાય; પરંતુ મૂર્ખલોકોનું દુઃખ તો કારણ વિના જ ઉત્પન્ન થયું છે, માટે તે કેવી રીતે ટળે?' એમ વિચાર કરી હું મારી બુદ્ધિના તે પરિતાપને શાંત કરું છું.) મૂર્ખ માણસ કોઈ સાચા કારણથી નહિ પણ ખોટા કારણથી જ દુઃખ પામ્યા કરે છે. તેમાં આપણે શો ખેદ રાખવો અને શા કારણથી રાખવો? ગધેડાઓ અને મૂર્ખલોકો દુઃખને માટે જ જન્મે છે, તેમાં આપણે શું કરીએ?[૧૫] જેમ સમુદ્રમાં નિરંતર ઊઠતા અનેક તરંગો વિનાશ પામવાને માટે જ ઊઠે છે તેમ સંસારમાં સર્વદા અવતર્યા કરતા પાપી લોકો મરવાને માટે જ અવતર્યા કરે છે.[૧૬] જુઓ, પ્રત્યેક દેશમાં પ્રત્યેક દિવસે ખાટકીઓના હાથથી કેટલાં કેટલાં પશુઓ કપાય છે! તો હવે તેમને માટે આપણે શું રોવું?[૧૭] પૃથ્વીમાં ઉત્પન્ન થતા જીવોમાં પવન પ્રત્યેક દિવસે અસંખ્યાત ડાંસો અને અસંખ્યાત મચ્છરોને મારી નાખે છે, તો તેમને માટે શું રોવું?[૧૮] પ્રત્યેક દિશામાં, પ્રત્યેક પર્વતમાં અને પ્રત્યેક વનમાં ભીલ આદિ લોકો લાખો મૃગોનો ઘાણ કાઢી નાખે છે, તો તેમને માટે આપણે શું રોવું?[૧૯] મોટા મત્સ્ય નિર્દય થઈને પાણીમાં ઝીણાંઝીણાં કરોડો જળજંતુઓને ખાવાને માટે મારી નાખે છે, તો તેમાં આપણે શી વેદના કરવી?[૨૦] માખાં ઝીણા કણ જેવી પાતળી જૂને ખાઈ જાય છે, કરોળિયો માખીને ખાઈ જાય છે અને ડાંસ કરોળિયાને ખાઈ જાય છે.[૨૧] ડાંસને દેડકો ખાઈ જાય છે, દેડકાને સર્પ ખાઈ જાય છે અને સર્પને ગરુડ અથવા નોળિયો કાપી નાખે છે.[૨૨] નોળિયાને બિલાડો મારી નાખે છે, બિલાડાને કૂતરો મારી નાખે છે, કૂતરાને રીંછ મારી નાખે છે અને રીંછને વાઘ મારી નાખે છે.[૨૩] વાઘને સિંહ મારી નાખે છે, સિંહને શરભ મારી નાખે છે અને શરભ ગાજતાં વાદળાંની અસહનતાને લીધે પોતે જ ઊછળી શિલા પર પડીને ફાટી પડે છે, તો આવી રીતની ઘટમાળમાં કોને વાસ્તે શોક કરીએ?[૨૪] વાદળાંઓને વાયુઓ દૂર કરી નાખે છે, વાયુઓને પર્વત જીતી લે છે, પર્વતોને વજ્ર ચૂર્ણ કરી નાખે છે અને વજ્રને ઇંદ્ર હસ્તગત

રાખે છે.[૨૫] ઇંદ્રને વિષ્ણુ વશ રાખે છે અને તે વિષ્ણુ માછલાં આદિના અવતારોને પ્રાપ્ત થાય છે. પછી તે અવતારોમાં તેને સુખ–દુઃખની અનેક દશાઓ ભોગવવી પડે છે અને તેમાં વૃદ્ધાવસ્થાની અને મરણની રાહ જ જોવાયા કરે છે. વિદ્યાઓથી તથા આયુધોથી સંપન્ન એવાં મોટી કાયાવાળાં પ્રાણીઓને પણ, તેમનાં અંગોમાં લાગેલી લીખો કરડી ખાય છે. આ પ્રમાણે પ્રાણીઓરૂપી જગત અત્યંત મોહ ને લીધે પરસ્પરથી નિરંતર છેદાયા કરે છે, વીંખાયા કરે છે, ખવાયા કરે છે અને વળી પછીના સમયમાં ખાવા સારુ રાખી મુકાયા પણ કરે છે.[૨૬–૨૮] લીખ, જૂ અને કીડી આદિ અનેક પ્રાણીઓની જાતિઓ નિરંતર ઉત્પન્ન થયા કરે છે અને નિરંતર મરણ પામ્યા કરે છે. જળાશયોમાં માછલાં, હાથી આકારનાં જીવડાં ને મગર આદિ અનેક જંતુઓ ઉત્પન્ન થાય છે. પૃથ્વીમાં વીંછી આદિ અનેક કીડાઓ ઉત્પન્ન થાય છે.[૨૯,૩૦] અંતરિક્ષમાં કેટલાંએક ક્ષુદ્ર પક્ષીઓ ઉત્પન્ન થાય છે અને તેઓ અંતરિક્ષમાં જ ભમ્યાં કરે છે. તેમણે મૂકેલાં ઈંડાં ધરતી પર પડ્યાં ન હોય, ત્યાં તો તુરત જ તે ઈંડાંઓમાંથી તેમનાં બચ્ચાંઓ પણ નીકળે છે અને તેઓ અંતરિક્ષમાં ભમ્યાં કરે છે. વનોની ઝાડીઓમાં સિંહ, દીપડા અને મૃગ આદિ અનેક પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.[૩૧] પ્રત્યેક સ્થળમાં પ્રાણીઓનાં અંગોમાં પણ અનેક કીડાઓ ઉત્પન્ન થાય છે. વૃક્ષ આદિ સ્થાવરોમાં પણ ઘુણ× અને ભ્રમરીઓ આદિ જીવો ઉત્પન્ન થાય છે.[૩૨] શિલાઓની મધ્યમાં પણ કીડા, દેડકા અને ઘુણ આદિ જંતુઓ ઉત્પન્ન થાય છે અને વિષ્ટામાં પણ અનેક જાતના કીડાઓ ઉત્પન્ન થાય છે.[૩૩] આ રીતે અસંખ્યાત પ્રાણીઓ જન્મ્યાં કરે છે અને મરણ પામ્યા કરે છે, તો તેમને માટે દયાળુ લોકોએ રાજી થવું પણ યોગ્ય નથી અને રોવું પણ યોગ્ય નથી, પણ ઉપેક્ષા કરવી જ યોગ્ય છે.[૩૪] જેમાં નિરંતર મરણો થયાં કરે છે અને નિરંતર જન્મો થયાં કરે છે, એવી આ સંસારની ગરબડમાં રાજી થવું પણ યોગ્ય નથી અને કચવાવું પણ યોગ્ય નથી.[૩૫] પ્રાણીઓની અનેક પ્રકારના જન્મોવાળી આ પંક્તિઓ વૃક્ષોનાં અનંત પાંદડાંઓની પેઠે ઉત્પન્ન થઈથઈને નાશ પામી જાય છે.[૩૬] જે પુરુષ દયાથી દુર્બુદ્ધિમાનોનાં દુઃખો ટાળવામાં પ્રવર્તે છે, તે પુરુષ પોતાના હાથમાં રહેલા એક છત્રથી સઘળા આકાશને તડકાવિનાનું કરવાનો વ્યર્થ પરિશ્રમ કરે છે.[૩૭] પૃથ્વીમાં પશુ-પક્ષીઓ જેવાં મૂઢ માણસોને ઉપદેશ દેવો જ નહિ. વનમાં ઠૂંઠાની પાસે કથા વાંચવાથી શું વળે? વિષયોમાં લંપટ રહેનારાં માણસો અને પશુઓ એ બેમાં શું અંતર છે? પશુઓ દોરડાંથી ખેંચાય છે અને વિષયોમાં લંપટ રહેનારાં માણસો મનથી ખેંચાય છે.[૩૮,૩૯] પોતાના મનરૂપી કાદવમાં ખૂંચી ગયેલા અને પોતાના નાશને માટે જ કાર્યો કર્યા કરતા મૂર્ખ લોકોની વિપત્તિઓ જોઈને પથરાઓને પણ રડવું આવે.[૪૦] જેમણે પોતાના મનને જ જીત્યું ન હોય, તે લોકોને ચારે બાજુથી દુઃખદાયી દશાઓ જ પ્રાપ્ત થાય છે; માટે સમજુ માણસ તે દશાઓને ટાળી નાખવાનું માથે લે જ નહિ.[૪૧] હે રામ! જેમણે પોતાના મનને જીત્યું હોય, તે લોકોનાં દુઃખો સહેજે ટાળી શકાય એવાં હોય છે; માટે તત્ત્વવેત્તા પુરુષ તેમને જ ટાળવાની પ્રવૃત્તિ કરે.[૪૨] હે મહાવીર રામ! મન મુદ્દલ છે જ નહિ, તે છતાં તેને અમસ્થું-અમસ્થું કલ્પો નહિ, જેમ બાળક કલ્પિત પિશાચથી દુઃખી થાય છે, તેમ તમે એ કલ્પિત મનથી દુઃખી થાઓ છો.[૪૩] જ્યાં સુધી તમે આત્મતત્ત્વના વિસ્મરણને લીધે મૂઢ હતા, ત્યાં સુધી તમારો મનરૂપી સર્પ જોર કર્યા કરતો હતો.[૪૪]

× કાષ્ઠને કોતરી ખાનારો એક જાતનો કીડો.

હે રામ! હમણાં તો તમે જેવું છે તેવું જાણી ચૂક્યા છો કે, 'સંકલ્પથી જ મન વધ્યા કરે છે' માટે તમે તુરત સંકલ્પનો ત્યાગ કરો, એટલે પછી મનનો નાશ થઈ જાય. તમે જો આ દશ્યનો આશ્રય કરતા હો તો મનવાળા છો તથા બંધાયેલા છો અને જો આ દશ્યને છોડી દેતા હો, તો મનથી રહિત છો અને મુક્ત છો. આ માયામય સંસાર ગ્રહણ કરવામાં આવ્યો, તો બંધને માટે જ છે અને તે છોડી દેવામાં આવ્યો તો મોક્ષને માટે જ છે. હવે જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો. 'આ મન આદિ કે દેહ આદિ કાંઈ છે જ નહિ' એવો વિચાર કર્યા કરો અને તેથી પર્વતની પેઠે સ્થિર રહો. તમે પરમાત્મા છો, જેની અંદર અનંત બ્રહ્માંડો સમાઈ જાય છે.[૪૫–૪૮] હે રામ! 'આ હું છું અને આ જગત છે' એવી બેપણાવાળી કલ્પનાને છોડી દો અને અખંડપણારૂપ પોતાના સ્વભાવમાં જ રહીને તમે અત્યંત સ્થિર થાઓ.[૪૯] તમારી દ્રષ્ટાપણાની સ્થિતિ અને જગતની દશ્યપણાની સ્થિતિ, એ બેની મધ્યમાં એ બન્ને સ્થિતિઓમાં 'અનુસ્યૂત જે અનુભવરૂપ સાક્ષીનો સ્વભાવ છે, તે સ્વભાવમાં જ તમારા આત્માની સર્વદા સ્થિતિ છે, એમ તમે ભાવના કર્યા કરો.[૫૦] સ્વાદ લેનાર અને સ્વાદ લેવાના પદાર્થો તેઓથી રહિત અને એ બન્નેમાં અનુસ્યૂત થઈને રહેલો જે કેવળ અનુભવ છે, તેની જ તમે ભાવના કર્યાં કરો અને નિરંતર તે મય જ રહો એ અનુભવ જ તમારું સ્વરૂપ છે.[૫૧] હે રામ! અનુભવ કરવાનો પદાર્થ અને અનુભવ કરનાર એઓથી રહિત અને બન્નેમાં અનુસ્યૂત થઈને રહેલો જે કેવળ નિરુપાધિક અનુભવ છે, તેનો જ હૃદયમાં આશ્રય કરીને સ્થિર થાઓ.[૫૨] 'હું સંસારની ભાવનાથી રહિત છું અને જાગ્રત આદિ ત્રણે અવસ્થાઓથી રહિત છું' એ રીતે તમે પોતાના સ્વરૂપની ભાવના કર્યા કરો અને સર્વદા તે સ્વભાવમાં જ રહો.[૫૩] હે રામ! જ્યારે તમે પ્રમાદને લીધે તમારા શુદ્ધ ચૈતન્યમાત્રપણાને છોડી દો છો અને તમારાથી જુદા દશ્યનો સંકલ્પ કરો છો, ત્યારે તમે અત્યંત દુઃખ દેનારા મનપણાને પ્રાપ્ત થાઓ છો.[૫૪] હે મહાવીર રામ! આ મનપણારૂપી સાંકળને તમે સ્વરૂપના જ્ઞાનરૂપી યુક્તિથી તોડી નાખો અને તમારા આત્મારૂપી સિંહને મનરૂપી પિંજરામાંથી છોડાવો.[૫૫] તમે જ્યારે શુદ્ધ ચૈતન્યપણાને ત્યજી દો છો, વિષયો પર અત્યંત ધસી પડો છો અને સંકલ્પ કરવા લાગો છો, ત્યારે જ તમે વિષયોને દેખવા લાગો છો.[૫૬] 'મન આત્માથી જુદું છે' એવી સમજણથી મન દુઃખી થઈ જાય છે. એવી સમજણ જો છોડી દેવામાં આવે તો મન ક્ષીણ થઈ જાય છે.[૫૭] જો 'આ સઘળું જગત આત્મા જ છે' એવું જ્ઞાન ઉદય પામે, તો દ્રષ્ટા, દશ્ય, ચિત્ત અને ચિત્તની વૃત્તિ—એમાંનું કાંઈ પણ અવશેષ રહે નહિ.[૫૮] હે રામ! 'હું જીવ છું' એમ સમજવું એ જ મન છે. એમ કહેવામાં આવે છે એ મનથી જ આ રીતે આદિ–અંત વિનાના દુઃખનો વિસ્તાર થાય છે.[૫૯] 'હું બ્રહ્મ જ છું અને જીવ કહેવાતી બીજી સત્તાઓ કદી પણ સાચી નથી' એમ જો પાકું સમજાય, તો એ જ મનનો ઉપશમ છે અને એ જ પરમ સુખ છે, એમ કહેવાય છે.[૬૦] હે રામ! 'આ સઘળું જગત આત્મા જ છે' એવો નિશ્ચય થાય તો મનનો અભાવ જ થઈ જાય છે, એમાં સંશય નથી.[૬૧] આ રીતના સાચા જ્ઞાનથી 'આ સઘળું આત્મા જ છે' એવો દૃઢ નિશ્ચય થાય છે અને તેથી જેમ સૂર્યના પ્રકાશથી અંધકારનો નાશ થાય છે, તેમ મનનો નાશ થઈ જાય છે, એમ સમજો. જ્યાં સુધી મનરૂપી સર્પ શરીરમાં હોય ત્યાં સુધી મોટો ત્રાસ છે. એ સર્પને યોગ્ય ઉપાયથી દૂર

કરવામાં આવે, તો ત્રાસ થવાનો પ્રસંગ જ ક્યાં રહે ?[૬૨-૬૩] હે રામ ! આ ભ્રાંતિમાત્રથી ઉત્પન્ન થયેલા મહાબળવાન ચિત્તરૂપી વેતાલને યથાર્થ જ્ઞાનરૂપી મંત્રથી બળાત્કારે નષ્ટ કરી નાખો.[૬૪] અતિ બલિષ્ઠ એવો આ મનરૂપી યક્ષ દેહરૂપી ઘરમાંથી દૂર થાય; તો પછી તમે સઘળાં દુઃખોથી તથા વ્યાકુળતાથી રહિત જ રહો. તમને કોઈ જાતનો ભય નથી.[૬૫] 'હું પૂર્ણકામ હોવાને લીધે રાગરહિત જ છું અને વ્યાપક હોવાને લીધે મારે કોઈ વસ્તુને સંપાદન કરવાની જરૂર નથી,' એટલું જ સમજવામાં આવ્યું તો તમારું મન જતું રહ્યું છે, તમારી સઘળી તૃષ્ણાઓ શાંત થઈ ગઈ છે અને તમે દુઃખરહિત સર્વોત્તમ પદને પામી ચૂક્યા છો, તો હવે તે પદમાં જ રહો.[૬૬]

नीराग एव निरुपार्जन एव चास्मीत्येतावतैव गलिता तव चित्तसत्ता । निर्दुःखमुत्तममपदं परमं गतोऽसि तिष्ठोपशांतपरमैपण एवमंतः ॥ ६६

श्रीयोगवासिष्ठ महारामायणમાં ઉપશમપ્રકરણનો 'સ્વચિત્તનિરૂપણ' નામનો સર્ગ ૧૪મો સમાપ્ત

## सर्ग १५मो *

## સર્વ અનર્થનું બીજ તૃષ્ણા છે

वसिष्ठ उवाच

एतामनुसरन् राम चित्तसत्तामपावनीम् ।
संसारबीजकणिकां जीवबंधनवागुराम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! આ મનની સત્તા સંસારના સૂક્ષ્મ બીજરૂપ છે, અપવિત્ર છે અને જીવને બાંધનારી જાળરૂપ છે; તેને અનુસરવાથી આત્મા પોતાના બ્રહ્મરૂપપણાને ભૂલીને મલિન જ્ઞાનને પ્રાપ્ત થયો છે. તે મનથી કલ્પાયેલા દેહને 'હું છું' એમ માને છે અને અનેક વિષયોની કલ્પનાથી થતા રાગ–દ્વેષાદિ રૂપી મેલ ધારણ કરે છે.[૧-૨] નિરંતર વધતા જતા મહામોહને ઉત્પન્ન કરનારી અને ત્રાસ આપનારી તૃષ્ણારૂપી ઝેરી લતા રાગ–દ્વેષાદિ રૂપી મેલવાળા પુરુષને મૂર્ચ્છિત જ કરી નાખે છે.[૩] આત્મારૂપી આકાશમાં અનેક વિકારોને ઉત્પન્ન કરનારી તૃષ્ણારૂપી કાળી રાત્રિ જ્યારે જ્યારે ઉદય પામે છે, ત્યારે ત્યારે મહામોહ આપ્યા વિના રહેતી નથી.[૪] પ્રલયકાળના અગ્નિની જ્વાળાની બળતરાને સહન કરી શકે એવા સદાશિવ આદિ કેટલાએક મહાત્માઓ છે, પણ તૃષ્ણારૂપી અગ્નિની જ્વાળાની બળતરાને સહન કરી શકે એવા કોઈ પણ નથી.[૫] તીક્ષ્ણ, કાળી, અત્યંત લાંબી અને શીતળ છતાં પણ ખરાબ પરિણામ આપનારી તૃષ્ણારૂપી તલવાર માનરૂપી અંગને કાપી નાખે છે. હે રામ ! સંસારમાં જે જે અંતવિનાનાં, નહિ અટકાવી શકાય એવાં અને અત્યંત વધારાવાળાં દુઃખો છે, તે સઘળાં તૃષ્ણારૂપી લતાનાં ફળ છે.[૬-૭] માણસોનાં મનરૂપી ગુફામાં રહેનારી આ તૃષ્ણા અદશ્ય રહીને જ માણસોનાં શરીરોમાંથી માંસને, અસ્થિઓને તથા રુધિર આદિને ખાયા કરે છે, માટે એ વરુના જેવી છે.[૮] તૃષ્ણારૂપી મેલી ચોમાસાની નદી ક્ષણમાત્રમાં વધી જાય છે, ક્ષણમાત્રમાં શૂન્ય થઈ જાય છે અને પોતામાં પડેલા માણસને તુરત તાણી–પછાડીને ફાડી નાખે છે.[૯] તૃષ્ણારૂપી વાઈથી પછડાયેલો પુરુષ રાંક થઈ જાય છે, ભોંઠો પડી જાય છે, શક્તિવિનાનો થઈ જાય છે, નીચપણાને પ્રાપ્ત થાય છે, ભાવવિનાનો થઈ જાય છે, રડે છે અને પડી જાય છે.[૧૦] જેના હૃદયરૂપી દરમાં તૃષ્ણારૂપી કાળોતરી નાગણ ન રહી હોય, તે પુરુષનો જ પ્રાણવાયુ સ્વસ્થ રહે છે.[૧૧] જ્યારે તૃષ્ણાઓરૂપી કાળી રાત્રિઓ જતી રહે છે, ત્યારે ઉપશમરૂપી શુક્લપક્ષ પ્રાપ્ત થાય છે અને પુણ્યોરૂપી ચંદ્રો વૃદ્ધિ પામે છે.[૧૨] જે પુરુષરૂપી વૃક્ષ, તૃષ્ણારૂપી ઘુણોની પંક્તિથી ઘવાયેલું ન હોય,

* આ પંદરમા સર્ગમાં મનપણાને પામેલો આત્મા તૃષ્ણાથી જ બંધાય છે, એટલા માટે સઘળા અનર્થોના બીજરૂપ તૃષ્ણાનું જ વિચિત્ર વર્ણન કરવામાં આવશે.

તે સર્વદા પુણ્યોરૂપી પુષ્પોથી પ્રફુલ્લિત સ્થિતિને પ્રાપ્ત થાય છે.[૧૩] વિવેકરૂપી ચક્ષુ વિનાનાં માણસોના હૃદયરૂપી અરણ્યમાં વ્યાકુળપણારૂપી અનંત કલ્લોલોવાળી અને ભ્રાંતિઓરૂપી ચકરીઓવાળી તૃષ્ણારૂપી નદી અખંડ રીતે વહી જાય છે.[૧૪] તૃષ્ણારૂપી હિંસક ભીલડી આ સર્વે લોકોને દોરાઓથી બાંધેલાં પક્ષીઓની જેમ ભ્રમણ કરાવે છે, વીખી નાખે છે અને અંતે ઘણું કરીને મારી પણ નાખે છે.[૧૫] બહુ જ કઠિનપણાવાળી તૃષ્ણારૂપી કુહાડાની ધાર, પોતે પ્રવર્તી-પ્રવર્તીને જ્ઞાનરૂપી વૃક્ષનાં વિવેક આદિ ઊગતાં મૂળોને પણ કાપી નાખે છે.[૧૬] જેમ મૃગ ખાડામાં ઊગેલા ખડની લીલી સળીને અનુસરીને ખાડામાં પડે છે, તેમ મૂઢ માણસ તૃષ્ણાને અનુસરીને નરકરૂપી ઊંડા ખાડામાં પડે છે.[૧૭] વૃદ્ધિ પામેલી જરાવસ્થા પણ આંખને એવી આંધળી કરતી નથી, જેવી તેમને અત્યંત ભૂખી તૃષ્ણારૂપી ચુડેલ ક્ષણમાત્રમાં આંધળી કરી નાખે છે.[૧૮] મનરૂપી માળામાં રહેનારી તૃષ્ણારૂપી ઘુવડ પક્ષિણી, માથે ચઢી બેસવારૂપ અપશુકન થવાથી, ભગવાન વિષ્ણુને પણ વામનપણું પ્રાપ્ત થયું હતું અને ભીખ માગવી પડી હતી.[૧૯] હૃદયમાં ગૂંથાઈ ગયેલી સ્વર્ગલોકનાં સુખ ભોગવવાની તૃષ્ણા વડે સૂર્ય પણ જાણે દોરડાથી બંધાઈને નિત્ય આકાશમાં ભ્રમણ કર્યાં કરે છે.[૨૦] તેથી સઘળાં દુઃખોને આપનારા આકારવાળી અને લોકોનાં જીવનને છેદી નાખનારી તૃષ્ણારૂપી ક્રૂર નાગણને દૂર રહીને દૂર જ મૂકી દેવી જોઈએ.[૨૧] વાયુઓ પણ તૃષ્ણાથી વાય છે, પર્વતો પણ તૃષ્ણાથી સ્થિર રહે છે અને ધરતી પણ તૃષ્ણાથી જ પ્રાણીઓને ધારણ કરીને રહી છે. આમ સઘળું ત્રૈલોક્ય તૃષ્ણાથી જ ટકી રહ્યું છે.[૨૨] લોકોની વ્યવહાર સંબંધી સઘળી સ્થિતિ તૃષ્ણારૂપી ચામડાની દોરીમાં પરોવાઈને રહી છે. દોરડાના બંધનમાંથી કોઈ પણ છૂટી શકે છે, પરંતુ તૃષ્ણાના બંધનમાંથી કોઈ છૂટી શકતું નથી.[૨૩] આથી હે રામ! તમે એ સંકલ્પોને તજીદેવારૂપ ઉપાયથી તૃષ્ણાને તજી દો; કારણકે સંકલ્પવિનાનું મન હોતું નથી અને મન વિના તૃષ્ણા હોતી નથી, એવો યુક્તિપૂર્વક નિર્ણય કરવામાં આવ્યો છે.[૨૪] હે રામ! પ્રથમ તો તમે 'દેહ હું છું' એવા અભિમાનનો મનમાં સંકલ્પ જ કરો નહિ. એ સંકલ્પ જ સઘળી અજ્ઞાનમય દુષ્ટ તૃષ્ણાઓનું મૂળ છે.[૨૫] દેહમાં 'હું છું' એ ભાવના સઘળાં દુ:ખોને ઉત્પન્ન કરનારી છે. તમે તે ભાવના નહિ કરો, તો તત્ત્વવેત્તાઓમાં ગણાશો.[૨૬] હે રામ! દેહમાં 'હું છું' એવી આત્માભિમાનની ભાવના અત્યંત અપવિત્ર છે. તમે તેને અહંકારના ત્યાગરૂપી છરીથી કાપી નાખો અને સંસારની નિવૃત્તિની ભૂમિકામાં સઘળી રીતે નિર્ભયપણાથી રહો.[૨૭]

एतामहंभावमयीमपुण्यां छित्त्वानहंभावशलाकयैव । स्वभावनां भव्य भवांतभूमौ भवामि भूताखिलभूतभीतिः ॥ २७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'તૃષ્ણાવર્ણન' નામનો સર્ગ ૧૫મો સમાપ્ત

## सर्ग १६ मो×

## વાસનાક્ષયના 'ધ્યેય'—'જ્ઞેય' એ બે ભેદ અને જીવન્મુક્ત તથા વિદેહમુક્તનું લક્ષણ

राम उवाच

स्वभावगंभीरमेतद्भगवन् वचनं तव।
यदहंकारतृष्णां त्वं मा गृहाणेति वक्षि माम् ॥ १ ॥

રામ બોલ્યા : હે ભગવન્! આપ મને કહો છો કે, 'તમે અહંકાર—તૃષ્ણાને ત્યજી દો' તો

× આ સોળમા સર્ગમાં ધ્યેય અને જ્ઞેય એમ બે પ્રકારનો વાસનાનો ત્યાગ કહેવામા આવશે અને તે કહેવાના સંબંધમાં જીવન્મુક્તોનું તથા વિદેહમુક્તોનું લક્ષણ કહેવામાં આવશે.

આપનું એ વચન સ્વાભાવિક રીતે ગંભીર લાગે છે.[1] હું જો દેહના અભિમાનરૂપી અહંકારને ત્યજી દઉં, તો પછી મારે આ 'દેહ' નામનો બાંધો સંપૂર્ણ રીતે ત્યજી જ દેવો પડે.[2] અહં-કાર ન હોય તો શરીર જીવતું રહેવાનો સંભવ જ નથી. જેમ મૂળમાં બાંધેલો મોટો ઓટલો ઝાડને ધારણ કરી રાખે છે, તેમ અહંકાર જ દેહને ધારણ કરી રાખે છે.[3] જેમ કરવતથી મૂળ કપાઈ જાય, તો મોટાં વૃક્ષ પણ વિનાશ પામે છે, તેમ અહંકારનો નાશ થાય તો દેહ પણ અવશ્ય વિનાશ પામે.[4] હે વક્તાઓમાં ઉત્તમ વસિષ્ઠ-મુનિ! આ અહંકાર મારે કેવી રીતે છોડવો? અને છોડ્યા પછી હું કેવી રીતે જીવું? એ વિષયનું આપ નિશ્ચયપૂર્વક મારી પાસે નિરૂ-પણ કરો.[5]

**વસિષ્ઠ બોલ્યા :** હે કમળ સરખાં નેત્રોવાળા રામ! હે માનદાતા! વિદ્વાન લોકોએ સર્વ શાસ્ત્રો-માં 'ધ્યેય' અને 'જ્ઞેય' એમ બે પ્રકારનો વાસ-નાનો ત્યાગ કહેલો છે. હે રામ! 'આ દેહ અન્ના-દિકનો છે અને અન્નાદિક આ દેહનું જીવન છે. અન્નાદિક વિના આ દેહ કાંઈ પણ નથી અને આ દેહ વિના અન્નાદિક કશા ઉપયોગનાં નથી.' એમ નિશ્ચય કર્યા પછી, મનની સાથે પોતાના સ્વરૂપનો વિચાર કરવામાં 'હું દેહાદિકનો નથી અને દેહાદિક મારાં નથી,' એવી દઢ ભાવના રાખવામાં આવે અને અંદર શીતળતાવાળી (અભિનિવેશવિનાની) બુદ્ધિથી, લીલામાત્ર જેવી ક્રિયાઓ કરવામાં આવે, એ 'ધ્યેય' નામનો વાસનાનો ત્યાગ કહેવાય છે.[6–9] સર્વ જગતને બ્રહ્મરૂપ સમજવામા આવે અને ભૂમિકાઓના અભ્યાસના ક્રમથી મમતાનો, અહંતાનો તથા વાસનાનો પણ નાશ કરીને પ્રારબ્ધની સમાપ્તિના સમયમાં દેહને ત્યજી દેવામાં આવે, એ 'જ્ઞેય' નામનો વાસનાક્ષય કહેવાય છે.[10] જે પુરુષ દેહમાં હુંપણારૂપી વાસનાને ત્યજી દઈને લોકસંગ્રહને માટે યોગ્ય વ્યવહાર કરતો હોય, એટલે જેણે ધ્યેયવાસનાનો ત્યાગ કર્યો હોય, તે જીવન્મુક્ત કહેવાય છે.[11] હે રઘુનંદન! જે પુરુષ મૂલાજ્ઞાન-ની સાથે સઘળી કલ્પનારૂપી વાસનાને ત્યજી દઈને (તમામ વ્યવહારાદિકથી રહિત થઈને) શાંતિ પામ્યો હોય, અર્થાત્ જેણે જ્ઞેયવાસનાનો ત્યાગ કર્યો હોય, તેને વિદેહમુક્ત જાણવો.[12] હે રામ! જનકરાજા આદિ સુજન મહાત્માઓ 'ધ્યેય' નામનો પહેલો વાસનાત્યાગ કરીને જીવન્મુક્ત થયા છે અને લોકસંગ્રહને માટે યોગ્ય વ્યવહાર-થી જગતમાં વર્તે છે.[13] 'જ્ઞેય' નામનો બીજા પ્રકારનો વાસનાનો ત્યાગ કરી શાંત થયેલા વિદેહમુક્ત પુરુષો તો અખંડ સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મમાં જ રહે છે.[14] હે રામ! 'ધ્યેય' અને 'જ્ઞેય' એ બન્ને ત્યાગો મુક્તિના વિષયમાં સરખા જ છે. એક પુરુષે ધ્યેયવાસનાનો ત્યાગ કર્યો હોય અને બીજા પુરુષે જ્ઞેયવાસનાનો ત્યાગ કર્યો હોય, તોપણ તે બન્ને પુરુષો બ્રહ્મભાવરૂપી મુક્તિની પ્રાપ્તિમાં અને સંતાપોથી રહિતપણામાં સમાન જ છે.[15] એક વ્યવહારમાં રહે છે અને બીજો સમાપ્તિમાં રહે છે, તોપણ તે બન્ને મહા-ત્માઓને પરમ વિશ્રાંતિરૂપ નિર્મળ પરબ્રહ્મમાં જ રહેલા સમજવા. તેઓ વચ્ચે અંતર એટલું જ છે કે, પહેલાને દેહ સ્ફુરે છે અને બીજાને દેહ સ્ફુરતો જ નથી.[16] પહેલો દેહના સ્ફુરણવાળો જીવન્મુક્ત પુરુષ સંતાપોથી રહિત રહીને, વ્યવ-હાર કરે છે અને બીજો દેહના ભાવવિનાનો વિદેહમુક્ત પુરુષ કાંઈ પણ વ્યવહાર કરતો નથી. વ્યવહારને લઈને કાળના નિયમ પ્રમાણે નિરં-તર આવી પડતાં, સુખ–દુઃખોમાં જેને હર્ષ પણ થતો ન હોય, તે જીવન્મુક્ત કહેવાય છે.[17-18] ઇચ્છાથી તથા દ્વેષથી રહિત થયેલો જે પુરુષ પ્રિય વસ્તુઓમાં અને અપ્રિય વસ્તુ-

એમાં કોઈ જાતની આસક્તિ પામ્યા વિના જ વ્યવહાર કરે છે; તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૯] જેના મનમાંથી 'આ ગ્રાહ્ય છે અને ત્યાજ્ય છે' એવી કલ્પનાઓ તથા 'હું છું અને આ મારું છે' એવી કલ્પનાઓ જેની નાશ પામેલી હોય છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૨૦] જેના મનમાં હર્ષનો, ઈર્ષ્યાનો, ભયનો, ક્રોધનો, કામનો કે દીનતાનો અભિનિવેશ જ થતો ન હોય, તે જીવન્મુક્ત કહેવાય છે.[૨૧] જે પુરુષ જાગ્રત અવસ્થામાં પણ મનની સુષુપ્તિવાળાની પેઠે પદાર્થોની સઘળી આસક્તિઓને શાંત કરીને વર્તે છે, તેમ જ જે સ્વચ્છતાથી ભરપૂર એવા સઘળી કળાઓવાળા પૂર્ણચંદ્રની જેમ, સર્વદા સ્વાભાવિક હર્ષથી ભરપૂર રહે છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૨૨] વાલ્મીકિ મુનિએ ભરદ્વાજને આટલે સુધી કથા કહી એટલામાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરીને, સાયંકાળનાં નિત્યકર્મો કરવા માટે ત્યાંથી ઊઠીને સ્નાન કરવા ગઈ. રાત્રિ વીત્યા પછી જ્યારે સૂર્યનાં કિરણો ફૂટ્યાં, ત્યારે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવી.[૨૩]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम । स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ २३ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'તૃષ્ણાચિકિત્સા' નામનો સર્ગ ૧૬મો સમાપ્ત**

**વાલ્મીકિનો અગિયારમો દિવસ સમાપ્ત**

## સર્ગ ૧૭મો*

### બંધ કરનારા અને બંધ નહિ કરનારા નિશ્ચયોનું વિવેચન

**वसिष्ठ उवाच**

विदेहमुक्ता ये राम ते गिरामिह गोचरे ।
नैव तिष्ठंति तस्मात्त्वं जीवन्मुक्तिमिमां शृणु ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! વિદેહમુક્ત લોકો તો બ્રહ્મરૂપ જ હોય છે, એટલા માટે તેમની સ્થિતિનું વર્ણન વાણીથી કહી શકાય જ નહિ. આમ હોવાથી હું કેવળ જીવન્મુક્તની સ્થિતિનું જ વર્ણન આપું છું, તે તમે સાંભળો.[૧] તે તે કર્મોનાં ફળોની ઇચ્છા રાખ્યા વિના કેવળ લોકસંગ્રહ કરવાની શુદ્ધ તૃષ્ણાથી જ તે તે વર્ણાશ્રમોને અનુસરતાં કર્મો કરવામાં આવે, એ જીવન્મુક્તપણું કહેવાય છે.[૨] સંસારને સાચો સમજી ભોગ ભોગવવામાં ઉત્સાહ બંધાવનારી તૃષ્ણાથી, કર્મોમાં પ્રવર્તવું એ જ બંધ છે અને એ જ સંસારની દૃઢ બેડી છે, એમ આચાર્યો કહે છે.[૩] મનમાંથી સંકલ્પોનો ત્યાગ કરીને, લોકસંગ્રહ કરવાના પ્રયોજનને લીધે બહારથી જ કર્મ કરવાની તૃષ્ણા રાખવામાં આવે, એ જીવન્મુક્તનું લક્ષણ છે.[૪] હે રામ ! વિષયોમાં જે લંપટતા અને તૃષ્ણા વધતી જતી હોય, તે બંધનરૂપ છે. ત્યારે સઘળા વિષયોમાં લંપટતાવિનાની અને કેવળ લોકોમાં સમાધાન રાખવા માટે વ્યવહારને અનુસરવાની જે તૃષ્ણા હોય, તે જીવન્મુક્તિનું અંગ છે, એમ સમજવું.[૫] જે તૃષ્ણા રાખવામાં વિષયોની પ્રાપ્તિમાંથી પહેલાં પણ રાગ આદિ દુઃખો ઉત્પન્ન થાય નહિ અને વિષયોની પ્રાપ્તિના સમયમાં પણ હર્ષાદિક ઉત્પન્ન થાય નહિ, તે તૃષ્ણા બંધન કરનારી

* આ સત્તરમા સર્ગમાં જે નિશ્ચયોથી જીવન્મુક્ત બંધાતો નથી અને જે નિશ્ચયથી અજ્ઞાની બંધાય છે, તે નિશ્ચયોનું વિવેચન કરવામાં આવશે.

થતી નથી.[૬] હે મહાબુદ્ધિમાન રામ ! 'અમુક વસ્તુ મળે તો ઠીક' એવી મનમાં ભાવનારૂપી જે તૃષ્ણા થાય, તે તૃષ્ણાને સંસારની સાંકળરૂપી અને દુષ્ટ કલ્પનારૂપી સમજો.[૭] એ બંધનરૂપી તૃષ્ણા મળી શકે અને ન મળી શકે એવા પદાર્થોમાં પણ સર્વદા થાય છે. તેને છોડી દઈને અત્યંત પ્રૌઢ થયેલો મોટા મનવાળો પુરુષ જીવન્મુક્તિના પદને પ્રાપ્ત થાય છે.[૮] હે રામ ! તમે દેહની આશાને, મોક્ષની આશાને, સુખ–દુઃખોની આશાને અને બીજી પણ એવી નાની–મોટી આશાઓને તજી દઈને, તોફાનવિનાના સમુદ્રની જેમ સ્થિર રહો.[૯] હે બુદ્ધિમાન પુરુષોમાં ઉત્તમ ! આત્મા જરાથી તથા મરણથી રહિત છે, એવો નિશ્ચય કરીને, તમે મનને જરાની તથા મરણની શંકાઓથી મેલું કરો નહિ.[૧૦] આ જે દશ્ય પદાર્થો છે, તેમને તમારો સંબંધ નથી અને તમને દશ્ય પદાર્થોનો સંબંધ નથી; કારણકે દશ્ય પદાર્થો રજ્જુમાં કલ્પાયેલા સર્પની જેમ તુચ્છ છે અને તમે સર્વથી ન્યારા અસંગ પરમાત્મા છો.[૧૧] અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું જગત મિથ્યા છે, છતાં સાચા જેવું પ્રતીત થાય છે. તેમાં તમે બ્રહ્મબુદ્ધિ રાખશો, તો પછી તૃષ્ણા રહેવાનો સંભવ જ નથી.[૧૨] હે રામ ! બીજું પણ આ પ્રસંગને લગતું કહું છું તે સાંભળો. વિચાર કરનારા પુરુષના મનમાં નીચે પ્રમાણે વિસ્તીર્ણ આકારવાળા ચાર પ્રકારના નિશ્ચયો થાય છે.[૧૩] 'હું પગથી તે માથા પર્યંત, માતા–પિતાનો જ બનાવેલો છું' એવો જે નિશ્ચય થાય છે, તેને પહેલો નિશ્ચય સમજો. આ નિશ્ચય ખોટા વિચારથી થયેલો હોવાને લીધે પુરુષને બંધન જ આપે છે.[૧૪] 'દેહ–ઈંદ્રિય આદિ સઘળા પદાર્થોથી હું ન્યારો છું અને સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છું' એવો જે નિશ્ચય થાય છે, તેને બીજો નિશ્ચય સમજો. આ નિશ્ચય જીવના સ્વરૂપને શુદ્ધ જણાવનારો હોવાથી મોક્ષ આપનારો છે અને તે સુજનોને થાય છે.[૧૫] 'હું જ આ અનંત પદાર્થોથી ભરેલા જગતરૂપ છુ અને અવિનાશી છું' એવો જે નિશ્ચય થાય છે તેને ત્રીજો નિશ્ચય સમજો. આ નિશ્ચય શરીરમાં આત્માપણાની ભ્રાંતિને છોડાવી, આત્માના વ્યાપકપણાને સિદ્ધ કરનારો હોવાને લીધે મોક્ષ આપનારો જ છે.[૧૬] 'આ દેહાદિક અને સઘળું જગત, એ કાંઈ છે જ નહિ, પણ તેઓથી રહિત જે અખંડ સત્તારૂપી પરબ્રહ્મ છે, તે હું છું' એવો જે નિશ્ચય થાય છે, તેને ચોથો નિશ્ચય સમજો. આ નિશ્ચય સર્વ દશ્યોના બાધપૂર્વક પોતાના વાસ્તવિક સ્વરૂપને જણાવનારો હોવાથી મોક્ષની સિદ્ધિ માટે જ છે.[૧૭] હે રામ ! એ ચાર નિશ્ચયોમાં જે પહેલો નિશ્ચય કહ્યો, તે મલિન ભાવનાવાળો છે, તેથી તે બંધ આપનારો થાય છે. તે પછી બીજા જે ત્રણ નિશ્ચયો કહ્યા છે, તે શુદ્ધ ભાવનાવાળા હોવાને લીધે મોક્ષ આપનારા થાય છે.[૧૮] પહેલો નિશ્ચય બંધન આપનારી તૃષ્ણાના સંબંધવાળો છે, તેથી મલિન છે. બાકીના ત્રણ નિશ્ચયો શુદ્ધ તૃષ્ણાના સંબંધવાળા છે, તેથી સ્વચ્છ છે. છેલ્લા ત્રણ નિશ્ચયો જીવન્મુક્ત પુરુષોમાં જ હોય છે.[૧૯] હે મહાબુદ્ધિમાન રામ ! 'જે સઘળું જગત છે, તે હું જ છું' એવો જે ત્રીજા પ્રકારનો નિશ્ચય કહ્યો, તેનો સ્વીકાર કરવામાં આવ્યો હોય, તો બુદ્ધિ કદી પણ ફરી વાર ઉદ્વેગ પામતી નથી. આડે, ઊંચે અને નીચે–બધે આત્માનું સ્વરૂપ જ વ્યાપક છે અને તેથી જે કાંઈ છે, તે સઘળું આત્મા જ છે, એવો નિશ્ચય પ્રાપ્ત થયો હોય, તો બંધન થતું જ નથી. ચોથા પ્રકારના નિશ્ચયમાં સર્વથી રહિત જે પરતત્ત્વ અવશેષ રહે છે, તેને જ જુદાજુદા વાદીઓએ શૂન્ય, પ્રકૃતિ, માયા, બ્રહ્મ, વિજ્ઞાન, શિવ, પુરુષ, ઈશાન, નિત્ય અને આત્મા ઇત્યાદિ નામો આપેલાં છે.[૨૦–૨૨] 'આ જે સઘળું જગત

છે, તે બ્રહ્મ જ છે અને તે બ્રહ્મમાં બેપણું કે એકપણું ક્યાંય નથી' એમ જો નિશ્ચય રાખવામાં આવે, તો સઘળું જગત અનુભવમય જ થઈ જાય છે અને લેશમાત્ર પણ ભ્રાંતિ રહેતી નથી.[23] જેમ અતિ વિસ્તીર્ણ આકારવાળો સમુદ્ર પાતાળ પર્યંત જળથી જ ભરપૂર છે, તેમ બ્રહ્માથી તે થૂંબડા સુધીનું જગત આત્માથી જ ભરપૂર છે.[24] જે બ્રહ્મ છે, તે જ સત્ય છે અને નિત્ય છે. બ્રહ્મથી જુદું જગતનું રૂપ ક્યાંય નથી જ. જેમ જળ જ સઘળા સમુદ્રોરૂપે છે, માટે તેમાં તરંગાદિક જળથી જુદા હોવાનો ક્યાંય પણ સંભવ નથી, તેમ બ્રહ્મ જ સઘળા જગતરૂપે છે, માટે તેમાં કોઈ પણ પદાર્થો બ્રહ્મથી જુદા હોવાનો ક્યાંય પણ સંભવ નથી.[25] જેમ કડાં, બાજુબંધ અને ઝાંઝર આદિ પદાર્થો સુવર્ણથી જુદા નથી અને જેમ ઝાડ તથા ખડ આદિ કરોડો પદાર્થો પૃથ્વીમાં જુદા નથી, તેમ જગત સંબંધી કોઈ પણ પદાર્થો બ્રહ્મથી જુદા નથી.[26] દ્વૈતરહિત એક પરમાત્મા જ માયાની લીલાથી, જગતરૂપે બનીને એકપણા તથા બેપણા આદિ ભેદોથી પ્રતીત થાય છે. વાસ્તવિક રીતે જોઈએ તો બ્રહ્મમાં જેમ બેપણું નથી, તેમ એકપણું પણ નથી; કારણકે એકપણું પણ બેપણાના નિષેધને માટે કલ્પાયેલું હોવાથી મિથ્યા જ છે.[27] પોતાનાં ને પરાયાં પુત્રાદિક અથવા આ સઘળું જગત અથવા કોઈ કાર્ય નષ્ટ થઈ જાય અથવા વૃદ્ધિ પામે, તોપણ તમે તેમાં સુખ–દુઃખનું ગ્રહણ કરો નહિ. તમે બ્રહ્મરૂપ જ છો. તમે તમારા મનમાં 'સઘળું જગત બ્રહ્મ જ છે' એવી દઢ અદ્વૈતની ભાવના રાખો અને બહાર વ્યવહારમાં વર્ણાશ્રમના ધર્મોની વ્યવસ્થા માટે લોકરીતિને અનુસરીને અદ્વૈતનો અનાદર પણ કરો--એટલે એ રીતે દ્વૈતાદ્વૈતમય થઈને રહો.[28/29] ભયંકર સંસારની ભૂમિકાઓ (જુદી-જુદી યોનિઓ) ઉત્પાતોથી જ ભરપૂર છે. જેમ ઊંડી ખાડોમાં હાથી પડે છે, તેમ તમે તેમાં પડો નહિ. જેમ હાથી વંટોળિયાના વાયુથી પરવશ થઈને ઊંડી ખાડોમાં પડે છે, તેમ જીવ સંસારની ભાવનાથી પરવશ થઈને જુદીજુદી યોનિઓમાં પડે છે.[30] હે મહાત્મા રામ! આત્મામાં દ્વૈત સાચું સંભવતું નથી, કેમકે તે મનથી જ કલ્પાયેલું છે; તેમ આત્મામાં એકપણારૂપી સંખ્યા પણ સાચી સંભવતી નથી; કેમકે તે પણ બેપણાનો નિષેધ કરવા માટે જ કલ્પાયેલી હોવાથી દ્વૈતરૂપ જ છે. જેને પોતાની સિદ્ધિમાં કોઈની પણ અપેક્ષા નથી, એવું સર્વદા સત્ય સ્વયંપ્રકાશ આત્માનું સ્વરૂપ એકતાથી રહિત છે, માટે સર્વરૂપ પણ છે અને દ્વૈત (બેપણા)થી રહિત છે, માટે કોઈરૂપ પણ નથી; એમ કહેવાય છે.[31] આ દેહાદિક પણ નથી જ અને જગત પણ નથી જ; પરંતુ જે કાંઈ છે તે સઘળું નિર્વિકાર જ્ઞાનમાત્ર બ્રહ્મ જ છે. આ જગત જે પ્રત્યક્ષ દેખાય છે, તે તો બ્રહ્મના સાક્ષાત્કારમાત્રથી શાંત થઈ જનારું છે; માટે તે સત્ પણ નથી અને અસત્ પણ નથી; પરંતુ તે અનિર્વચનીય છે, એમ તમે જાણો. સર્વથી પર, મરણથી રહિત, જન્મથી રહિત, સૂર્ય આદિ સઘળા પ્રકાશકોનું પણ પ્રકાશક, જરાથી રહિત, પરમ આનંદસ્વરૂપ, જેને મન પહોંચતું નથી એવું, વિભાગોવિનાનું, વિકારોથી રહિત, ઇંદ્રિયોના સમૂહથી રહિત, સર્વને જીવન આપનારા પ્રાણને પણ જીવન આપનારું, સઘળી કલ્પનાઓથી રહિત, કારણોનું પણ કારણ, નિરંતર સ્વયંપ્રકાશ, સર્વનું અધિષ્ઠાન, અતિ વિસ્તીર્ણ ચૈતન્યરૂપમાં જ રહેલું, સઘળા અનુભવોના મૂળરૂપ, 'તે તું છે' એવી રીતે અપરોક્ષપણાથી ઉપદેશ કરવા યોગ્ય, ત્રણે કાળમાં અબાધિત અને અનુભવરૂપ જે બ્રહ્મ છે, તે જ તમે છો, તે જ હું છું અને તે જ આ સઘળું જગત છે, એથી જુદું કાંઈ પણ નથી. હે રામ! આવી રીતનો નિશ્ચય

તમારા અંતઃકરણમાં સર્વદા વૃદ્ધિ પામેલો રહેજો.[૩૨–૩૪]

सततमुदितमीशं व्याततते चित्प्रकाशे स्थितमनुभववीजं स्वात्मभात्रोपदेश्यम् । स्वदनमनुचितोंऽतर्ब्रह्म सर्वं सदैव त्वमहमपि जगच्चेत्यस्तु ते निश्चयोंतः ॥ ३४ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'તૃષ્ણાવિચ્છેદોપદેશ' નામનો સર્ગ ૧૭મો સમાપ્ત

## सर्ग १८मो*

## સંસારમાં રહેતો જ્ઞાની સંસારનાં દુઃખોથી પીડાતો નથી

वसिष्ठ उवाच

युक्ताशयानां महतामहतानां कुदृष्टिभिः ।
स्वभावोऽयं महाबाहो लीलया चरतामिह ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! સમાહિત મનવાળા અને કામ–લોભ આદિ કુદૃષ્ટિઓથી દૂષિત નહિ થયેલા જીવન્મુક્ત લોકો આ સંસારમાં લીલાથી વિચરે છે. તેમનો સ્વભાવ નીચે પ્રમાણે હોય છે.[૧] જીવન્મુક્ત થયેલો પુરુષ સંસારમાં વ્યવહાર કરવા છતાં પણ આદિમાં જન્માદિક દુઃખોરૂપી, મધ્યમાં રોગ આદિ દુઃખોરૂપી અને અંતમાં મરણ આદિ દુઃખોરૂપી અત્યંત નિસ્સારપણાવાળી જગત સંબંધી ગતિઓને હસવા યોગ્ય ગણે છે. જીવન્મુક્ત પુરુષ પ્રાપ્ત થયેલાં સર્વ ઉચિત કાર્યો કર્યા કરતો હોય છે, શત્રુ–મિત્ર આદિમાં સમદૃષ્ટિવાળો હોય છે અને 'ધ્યેય' નામના વાસનાત્યાગનો આશ્રય કરીને રહેલો હોય છે.[૨'૩] તે સઘળી ચિંતાઓથી રહિત હોય છે, કોઈનું પણ અપ્રિય કરતો નથી, વિવેકરૂપી પ્રકાશથી આત્મસ્વરૂપને જોયા કરે છે અને પ્રબોધરૂપી ઉપવનમાં રહે છે. તે સર્વથી ન્યારા પરબ્રહ્મરૂપી પદને અવલંબે છે, પૂર્ણિમાના ચંદ્ર જેવા શીતળ અંતઃકરણવાળો હોય છે, દુઃખથી ખેદ પામતો નથી અને સુખથી પ્રસન્ન થતો નથી. તે જીવન્મુક્ત પુરુષ સંસારમાં સિદાતો* નથી.[૪'૫] સઘળા શત્રુઓમાં મધ્યસ્થ રીતે રહેનારો, દયાવાળો, ચાતુરીવાળો અને પૂજ્યલોકોનાં સમયોચિત કાર્ય કરી આપનારો જીવન્મુક્ત પુરુષ સંસારમાં સિદાતો નથી. જીવન્મુક્ત પુરુષ કોઈની પ્રશંસા કરતો નથી, કોઈનો દ્વેષ કરતો નથી, કોઈનો શોક કરતો નથી, કશું ઇચ્છતો નથી, થોડું બોલે છે, આવશ્યક કામમાં આળસુ રહેતો નથી અને સંસારમાં કોઈ રીતે સિદાતો નથી.[૬'૭] જીવન્મુક્ત પુરુષ કોઈ પૂછે, તો ચાલતા પ્રકરણની યોગ્ય વાત કરે છે અને ન પૂછે તો ઠૂંઠની જેમ બેસી રહે છે. તે ઉદ્યમ કરતો નથી, ઉદ્યમને ત્યજી પણ દેતો નથી અને સંસારમાં કોઈ રીતે સિદાતો નથી.[૮] જીવન્મુક્ત પુરુષ સર્વને પ્રિય લાગે એવું બોલે છે, કોઈ પણ આક્ષેપ કરે તો તેનું તે ચાતુરીથી સમાધાન કરે છે. તે સર્વ લોકોના અભિપ્રાયને સમજી જાય છે અને સંસારમાં કોઈ રીતે સિદાતો નથી.[૯] જેમ માણસ પોતાના હાથમાં રાખેલાં બીલાંને સ્પષ્ટ રીતે જાણે છે, તેમ જીવન્મુક્ત પુરુષ જગતને 'આ યોગ્ય છે અને આ અયોગ્ય છે' એવી વિષમ દૃષ્ટિથી ઘેરાયેલું અને આશાઓને લીધે દીનતાભરેલી ચેષ્ટાઓવાળું સ્પષ્ટ રીતે જાણે છે. પરમપદમાં આરૂઢ થયેલો જીવન્મુક્ત પુરુષ જગતની ક્ષણભંગુર સ્થિતિને અંદર શીતળતાવાળી બુદ્ધિથી, જાણે હસતો હોય તેમ જોયા કરે છે.[૧૦'૧૧] હે રામ! મનને જીતનારા અને વ્યવહારમાં રહેવા છતાં આત્માનું અનુસંધાન કર્યા કરતા મહાત્માઓનો સ્વભાવ આવો હોય છે, એ મેં તમને કહી સંભળાવ્યું. પોતાના મનને નહિ જીતનારા અને ભોગરૂપી કાદવમાં ખૂંચી રહેલા મૂર્ખ લોકોના

* આ અઢારમા સર્ગમાં જે સ્થિતિથી રહેનારો વિદ્વાન સંસારમાં પીડાય નહિ, તે સ્થિતિ વિસ્તારથી કહેવામાં આવશે.

* પીડાતો નથી અથવા દુઃખી થતો નથી.

સ્વભાવો તો બહુ વિચિત્ર હોય છે માટે તે સ્વભાવોનું અમે પૂરેપૂરું વર્ણન કરી શકીએ એમ નથી, અને એ સ્વભાવો પૂરેપૂરા અમારા જાણવામાં પણ નથી. મૂર્ખલોકોને ઘણું કરીને સ્ત્રીઓ ઉપર અને ધન ઉપર વધારે પ્રેમ હોય છે; માટે સ્ત્રીઓની અને ધનની દુષ્ટતા વિષે કહું છું તે તમે સાંભળો. વિવેકના અભાવને લીધે, પૂર્વજન્મનાં પુણ્યનો નાશ થવાને લીધે અને ભવિષ્યનાં પુણ્યોમાં પ્રતિબંધ આવવાને લીધે જ સ્ત્રીઓ રૂપાળી અને શણગારેલી લાગે છે. વાસ્તવિક રીતે જોઈએ તો, એ સ્ત્રીઓ નરકના અગ્નિઓની સુવર્ણ જેવી જ્વાળાઓ જ છે.[૧૨–૧૪] ધન પણ પોતાના સંપાદનમાં, રક્ષણમાં, ખરચમાં તથા નાશમાં અપાર પરિશ્રમ આપે છે, અધર્મોના સમૂહોને ઉત્પન્ન કરાવે છે, કજિયા આદિ અનેક અનર્થોથી ખરાબી કરે છે, દુઃખના વેગને જ આપે છે અને ચારે બાજુથી વિપત્તિઓને જ મોકલ્યા કરે છે.[૧૫] મૂર્ખલોકો જે જે યજ્ઞ આદિ કર્મો કરે છે, તે કર્મો પણ સકામ જ હોય છે, દંભ આદિથી તથા અનેક પ્રકારના દુરાચારોથી ભરેલાં હોય છે અને તેથી વારંવાર પુનર્જન્મ આદિનાં સુખ–દુઃખો ભોગવાન્યાં કરે છે. આ પ્રમાણે મૂર્ખ લોકોના સ્વભાવો બહુ વિચિત્ર હોય છે, એટલા માટે અમે તેમનું સંપૂર્ણ વર્ણન આપી શકતા નથી.[૧૬] હે રામ! તમે 'ધ્યેય' નામના વાસનાના ત્યાગથી વિલાસ પામનારી પૂર્ણદૃષ્ટિનો આશ્રય લો અને જીવન્મુક્તપણાથી સ્વસ્થ રહીને લોકમાં વિહાર કરો. હે રામ! તમે મનમાંથી સઘળી આશાઓને, રાગ–દ્વેષને તથા વાસનાઓને ત્યજી દો અને બહારથી સઘળા વ્યવહારને યોગ્ય આચરણો કરતા રહી લોકમાં વિહાર કરો.[૧૭,૧૮] હે રામ! તમે મનથી સર્વનો ત્યાગ કરી, પ્રૌઢ થઈને બહારથી વર્ણાશ્રમના સદાચારો પાળો. લોકોને સંતોષ આપવા માટે તેમની પદ્ધતિને પણ યોગ્ય રીતે અનુસરો અને નિર્લેપ રહીને જગતમાં વિહાર કરો.[૧૯] હે રામ! સંસારની દશાઓનો તથા જ્ઞાનની ભૂમિકાઓનો સંપૂર્ણ રીતે વિચાર કરીને, જે ઉત્તમપદ છે તેનું જ તમે ભાવનાથી અવલંબન કરો અને જગતમાં વિહાર કરો. હે રામ! તમે મનમાં આશાઓથી રહિત રહો અને બહારથી આશાવાળાનાં જેવી ચેષ્ટાઓ કરો; તમે મનમાં અત્યંત શીતળ રહો અને બહાર જાણે ધનાદિકના નાશથી તપતા હો એવો દેખાવ આપો. આમ તમે જગતમાં નિર્લેપપણાથી વિહાર કરો.[૨૦,૨૧] હે રામ! તમે મનમાં કોઈ જાતનો ક્રોધ આદિનો વેગ રાખો નહિ; પણ બહારથી ક્રોધ આદિનો કૃત્રિમ વેગ દેખાડો. તમે મનમાં અકર્તા રહો, બહાર કર્તા રહો અને નિર્લેપ રહીને જગતમાં વ્યવહાર કરો.[૨૨] હે રામ! તમે વ્યવહારદષ્ટિથી તથા પરમાર્થદષ્ટિથી સર્વ પદાર્થોમાં જે કાંઈ સાર–અસારપણાનો ફેરફાર છે, તેને જાણી ચૂક્યા છો, માટે હવે જેમ તમને યોગ્ય લાગે તેમ જગતમાં સારા વ્યવહારથી વર્તો. હે રામ! તમે મનમાં વ્યવહારના અભિનિવેશથી અત્યંત રહિત રહીને, બહારથી કૃત્રિમ શોકને, કૃત્રિમ ઉદ્વેગને, કૃત્રિમ નિંદાને અને બીજાં કાર્યોના પણ તે તે કૃત્રિમ વેગોને દેખાડતા રહી, જગતમાં નિર્લેપપણાથી વિહાર કરો.[૨૩,૨૪] હે રામ! તમે અહંકારનો ત્યાગ કરીને બુદ્ધિને અત્યંત ધીરજ ભરેલી રાખી અને આકાશની પેઠે નિર્લેપ રહીને, કોઈ પણ જાતના કલંકનો ડાઘ ન લાગે એવી રીતે જગતમાં વ્યવહાર કરો.[૨૫] હે રામ! તમે મનમાં સઘળા આશાઓરૂપી પાશોથી છૂટા રહી, સર્વ પ્રકારની વૃત્તિઓમાં સમાન બુદ્ધિ રાખી અને બહારથી વર્ણાશ્રમ સંબંધી તથા રાજ્ય સંબંધી ચાલતાં કાર્યોમાં તત્પર રહીને, નિર્લેપપણાથી જગતમાં વિહાર કરો.[૨૬] વાસ્તવિક વિચાર કરતાં, કોઈ પ્રાણીને બંધન પણ થયું નથી અને બંધન નહિ હોવાને લીધે મોક્ષ પણ થતો નથી.

આ સંસારની સઘળી સ્થિતિ ઇંદ્રજાળની શોભાની પેઠે મિથ્યા જ છે. હે રામ ! જેમ તીવ્ર તડકામાં મોટા પૂરવાળું ઝાંઝવાનું જળ મોહથી જ જોવામાં આવે છે, તેમ આ સઘળું જગત મોહથી જ દેખાય છે. જેમ ઝાંઝવાનું પાણી ભ્રાંતિમાત્ર જ છે, તેમ આ જગત પણ ભ્રાંતિમાત્ર જ છે.[૨૭-૨૮] આત્મા બંધનના સંભવ વિનાનો છે, એકરૂપ છે અને સર્વમાં વ્યાપક છે. તેને બંધ થવો કેમ સંભવે ? આમ બંધ સંભવતો નથી, તો મોક્ષ પણ કોનો કરવામાં આવે ? જેમ રજ્જુમાં અજ્ઞાનથી થયેલી સર્પરૂપી ભ્રાંતિ રજ્જુના જ્ઞાનથી નાશ પામી જાય છે, તેમ આત્મામાં અજ્ઞાનથી થયેલી આ સંસારરૂપી મોટી ભ્રાંતિ પણ આત્માના યથાર્થ જ્ઞાનથી નાશ પામી જાય છે. તમે એકાગ્રતાવાળી સૂક્ષ્મબુદ્ધિથી પોતાનું તત્ત્વ જાણી ચૂક્યા છો અને અહંકારથી રહિત થયા છો, માટે આકાશની જેમ નિર્મળ રહો. તમે પૂર્ણ રીતે સમજી ચૂક્યા છો, માટે મિત્રોની તથા બાંધવો આદિની સઘળી વાસનાઓને ત્યજી દો. શા માટે ખોટા પદાર્થોની વાસના રાખવી ?[૨૯-૩૦] તમે વાસનાઓથી અલગ રહીને ધૈર્યવાન થયા છો એમ અનુમાન થાય છે, માટે હવે તમારે બ્રહ્મના સાક્ષાત્કારને માટે સૌથી પહેલાં જીવન્મુક્તના વ્યવહારથી વર્તવું ઘટે છે.[૩૩] ભોગોથી, બંધુઓથી, બીજા પણ જગત સંબંધી પદાર્થોથી અને શુભાશુભ કર્મોથી આત્માને સંબંધ છે જ નહિ, છતાં તમે એ ભોગ આદિને માટે શા માટે શોક કરો છો ? 'હું કેવળ આનંદ સ્વરૂપ બ્રહ્મ જ છું' એવી જો ભાવના થઈ, તો પછી તમને ભયની સાથે સંબંધ જ નહિ રહે. હે રામ ! તમે જગતરૂપી ભ્રમથી શા માટે ભય પામો છો ?[૩૪-૩૫] હે રામ ! તમારા બંધુઓ મિથ્યા હોવાને લીધે મુદ્દલ ઉત્પન્ન થયા નથી, તેઓનાં સુખ–દુઃખો સાથે તમને શો સંબંધ છે કે, તમે એ બંધુઓની ચિંતા રાખો છો ?[૩૬] 'તમે પૂર્વજન્મોમાં પણ એના એ હતા, ભવિષ્યના જન્મોમાં પણ એના એ હશો અને આ વર્તમાન જન્મમાં પણ એના એ છો' એવો જો તમને નિશ્ચય હોય તો જેમ હમણાં આ જન્મના નિકટના બંધુઓને પ્રાણ સમાન ગણીને તેમનો શોક કરો છો, તેમ તમે પૂર્વજન્મના ઘણાઘણા બંધુઓનો શોક કેમ કરતા નથી ? સર્વનો શોક કરવો એ બની શકે એમ નથી, માટે કોઈનો પણ શોક કરવો યોગ્ય નથી. 'હે રામ ! તમે પૂર્વજન્મમાં અન્ય હતા, આ જન્મમાં અન્ય છો અને વળી ભવિષ્યજન્મમાં અન્ય થશો' એવો જો તમને નિશ્ચય હોય, તો પણ જેમ તમે બદલાતા આવ્યા, તેમ સંસાર બદલાતો જ આવે છે એમ સિદ્ધ થાય છે માટે તમે કયા પદાર્થને સાચો ગણીને શોક કરો છો ? કદાચ 'તમે આગળ પણ જન્મ્યા હતા, હમણાં પણ જન્મ્યા છો, પરંતુ હવે પછી જન્મવાના નથી' એવો જો તમને નિશ્ચય હોય, તો પછી તમારો સંસાર ક્ષીણ થવા આવ્યો છે, એમ સિદ્ધ થાય છે. તો પછી તમે શા માટે શોક કરો છો ? ઉપર કહેલા કોઈ પણ પક્ષમાં શોક કરવો પ્રાપ્ત થતો નથી.[૩૭-૪૦] આમ હે રામ ! જગત સંબંધી ચાલતા ક્રમમાં દુઃખ ધરવું પણ યોગ્ય નથી અને પ્રસન્ન થવું પણ યોગ્ય નથી; પરંતુ આવી પડેલા કાર્યને અનુસરવું એટલું જ યોગ્ય છે.[૪૧] હે રામ ! તમે મનમાં દુઃખને પણ માનો નહિ અને સુખને પણ માનો નહિ, પરંતુ સર્વમાં સમતા જ ધારણ કરો; કેમકે પરમાત્મા સર્વવ્યાપક છે. તમે અંતવિનાના છો, સાચા સ્વરૂપવાળા છો, આકાશની પેઠે વ્યાપક છો, પ્રકાશરૂપ છો અને નિત્ય શુદ્ધ છો. જેમ જ્વાળાઓના સમૂહમાં અંધકારનો અવકાશ નથી, તેમ તમારા સ્વરૂપમાં અજ્ઞાનનો કે દુઃખાદિકને અવકાશ નથી. તમે અદશ્ય છો, છતાં પણ જેમ હારનાં મુક્તાફળોમાં

એક જ ઝીણો દોરો રહેલો હોય છે, તેમ તમે જગતના સર્વ પદાર્થો વિષે રહેલા છો.[૪૨-૪૪] એક જન્મ ધારણ કરીને બીજો જન્મ ધરવો અને બીજો જન્મ ધારણ કર્યા પછી ત્રીજો જન્મ ધરવો, એમ વારંવાર જન્મ્યા કરવું, એ સંસારની પદ્ધતિ જ છે. પરંતુ તે અજ્ઞાનીને માટે છે; જ્ઞાનીને માટે નથી. હે રામ ! તમે તો જ્ઞાની છો, માટે નિશ્ચિંત રહો.[૪૫] હે ઉત્તમ બુદ્ધિવાળા રામ ! જેમાં નિરંતર દુઃખો જ પ્રાપ્ત થયા કરે છે, એવું આ સંસારનું સ્વરૂપ અજ્ઞાનથી વધી જાય છે, પણ તમે તો જ્ઞાની છો માટે તમને શી ચિંતા છે ? સંસારના સ્વરૂપમાં કાંઈ પણ સાચું નથી, જેમ સ્વપ્નમાં સ્વપ્ન વિના બીજો કશો પદાર્થ નથી, તેમ ભ્રમમાં ભ્રમ વિના બીજું શું રૂપ હોય ?[૪૬-૪૭] હે રામ ! આ જગતનું સ્વરૂપ ભ્રાંતિમાત્ર છે, છતાં પણ અત્યંત સ્પષ્ટ જોવામાં આવે છે. એ સર્વે શક્તિઓવાળા પરમાત્માની એક જાતની શક્તિ જ છે.[૪૮] જગતમાં નિયમિત રીતે કોઈ કોઈનો મિત્ર પણ રહેતો નથી અને કોઈ કોઈનો શત્રુ પણ રહેતો નથી; પરંતુ સર્વદા સર્વેશ્વરની ઇચ્છા પ્રમાણે સર્વે સર્વના મિત્રો થાય છે અને સર્વે સર્વના શત્રુઓ થાય છે.[૪૯] જેમ છેદાઈ જતો, વીંખાઈ જતો અને પરસ્પરના આશ્રયથી રહેતો જળના તરંગોનો સમૂહ નિરંતર ચાલ્યો જ જાય છે, તેમ છેદાઈ જતું, વીંખાઈ જતું અને પરસ્પરના આશ્રયથી રહેતું આ જગત નિરંતર ચાલ્યુ જ જાય છે.[૫૦] જેમ પૈડાંનો પાટો ઊંચે હોય તે નીચે આવે છે અને નીચે હોય તે ઊંચે જાય છે અને એ રીતે ચાલ્યા જ કરે છે; તેમ આ ચંચળ સંસારના ભૂગોળ—ખગોળ આદિ પદાર્થો ઊંચે હોય તે નીચે આવે છે અને નીચે હોય તે ઊંચે જાય છે, એમ ચાલ્યા જ કરે છે.[૫૧] સ્વર્ગમાં રહેલા જીવો નરકમાં જાય છે, નરકમાં રહેલા જીવો સ્વર્ગમાં જાય છે; એક યોનિમાં રહેલા જીવો બીજી યોનિમાં જાય છે અને એક દ્વીપમાં રહેલા લોકો બીજા દ્વીપમાં જાય છે.[૫૨] વળી નહિ માગનારા પુરુષો માગનારા થઈ જાય છે અને માગવાની ટેવવાળા પુરુષો ન માગે એવા થઈ જાય છે. આમ ચડતી—ઊતરતી સેંકડો દશાઓરૂપી ભ્રાંતિઓમાં સઘળાં પ્રાણીઓ ગોથાં ખાયાં કરે છે.[૫૩] જેમ અગ્નિમાં ક્યાંય હિમનો કણ મળતો નથી, તેમ આ સંસારમાં એક રૂપથી સ્થિર રહેનારો, સ્વચ્છ અને સંતાપવિનાનો કોઈ પદાર્થ ક્યાંય મળતો નથી.[૫૪] જે જે મોટા ભાગ્યશાળી અને ઘણાઘણા બંધુઓવાળા લોકો હોય છે, તેઓ પણ કેટલેક દિવસે નષ્ટ થઈ ગયેલા જોવામાં આવે છે.[૫૫] હે રામ ! જેમ ચંદ્રમાં બેપણાનું દર્શન સાચું નથી, તેમ આ સંસારમાં પરાયાપણું, અન્યપણું, તુંપણું અને હુંપણું ઇત્યાદિ વાસનાઓ સાચી નથી.[૫૬] હે રામ ! હવે તમારી 'આ બંધુ છે, આ ઘર છે, આ હું છું અને આ તું છે' ઇત્યાદિક મિથ્યા દૃષ્ટિઓ ગલિત થઈ જાઓ.[૫૭] તમે કશો પણ અભિનિવેશ રાખો નહિ અને કેવળ ક્રીડાને માટે વ્યવહારમાં રહો. તમે શત્રુ—મિત્ર આદિની મિથ્યા વાસનાઓને અંતઃકરણમાંથી મૂળ સહિત કાપી નાખો અને બહાર તેવા પ્રકારની કૃત્રિમ વાસનાઓ દેખાડતાં લીલાથી વિહાર કરો.[૫૮] હે ઉત્તમ નિયમોવાળા રામ ! આ સંસારની પદ્ધતિમાં એવી રીતે વિહાર કરો કે, તમે અજ્ઞાની માણસની જેમ વાસનાઓના બોજાથી થાકી જાઓ નહિ.[૫૯] જેમ જેમ વાસનાઓનો ક્ષય કરનારો તમારો આ વિચાર વધતો આવશે, તેમ તેમ વ્યવહાર સંબંધી કાર્યો શાંત થતાં જશે.[૬૦] જેઓ હલકા ચિત્તવાળા હોય છે, તેઓ જ 'આ બંધુ છે અને આ બંધુ નથી' એવા ભેદવાળી દૃષ્ટિ રાખે છે, ઉદાર ચિત્તવાળા પુરુષો તો પોતાની બુદ્ધિ આવરણથી રહિત થયેલી હોવાને લીધે, સર્વમાં સમદૃષ્ટિ જ રાખે

છે.[૬૨] 'જેમાં હું નથી એવું કાંઈ પણ નથી અને જે મારું નથી એવું પણ કાંઈ નથી' એવી રીતે પાકો નિશ્ચય કરી લઈને, મહાત્માઓ સર્વત્ર સમદષ્ટિથી જ વર્તે છે.[૬૩] જ્ઞાની પુરુષ સ્વરૂપના જ્ઞાનથી આકાશના જેવો વ્યાપક હોવાને લીધે અસ્ત પામતો નથી અને ઉદય પણ પામતો નથી. જેમ આકાશમાં રહેલો સૂર્ય હર્ષ તથા શોકના અભિનિવેશથી રહિત રહીને, પૃથ્વીને જોયા કરે છે, તેમ આત્મસ્વરૂપમાં રહેલો પુરુષ હર્ષ-શોકના અભિનિવેશથી રહિત રહીને સર્વ જગતને જોયા કરે છે.[૬૩] હે રામ! આ અનાદિ સંસારમાં અનેક યોનિઓમાં તમારા અનેક જન્મો થઈ જવાને લીધે સઘળા પ્રકારની જાતિઓ તમારા બંધુપણાના સંબંધમાં આવી ગયેલી છે. અનુક્રમથી સર્વની સાથે તમારે બંધુપણાનો સંબંધ થઈ ગયો છે. આમ તમારી સાથે બંધુપણાથી જોડાયા વિનાની કોઈ પણ જાતિ નથી.[૬૪] આ જગતમાં વિચિત્ર પ્રકારના કરોડો જન્મોની ગરબડ થયા કરે છે. એમાં 'આ બંધુ છે અને આ બંધુ નથી' એવી જે ભેદદષ્ટિ થાય છે, તે કેવળ ભ્રાંતિની દશાનો જ ચમત્કાર છે. વાસ્તવિક રીતે જોઈએ તો, સઘળું ત્રૈલોક્ય લાંબા કાળથી બંધુ પણ છે અને બંધુ પણ નથી. (જીવપણાની દષ્ટિથી બંધુ છે અને બ્રહ્મપણાની દષ્ટિથી બંધુ નથી.)[૬૫]

विविधजन्मशताहितसंभ्रमे जगति बन्धुरबन्धुरितीक्षणम् । भ्रमदशैव विचलगति वस्तुतस्त्रिभुवनं चिरबन्धुरबन्ध्वपि ॥ ६५ ॥

श्रीयोगवासिष्ठ महारामायणमां उपशमप्रकरणनो 'जीवन्मुक्तवर्णन' नामनो सर्ग १८मो समाप्त

## સર્ગ ૧૯ મો×

## પુણ્ય અને પાવન નામના બે ભાઈઓનું આખ્યાન

वसिष्ठ उवाच

अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ।
भ्रात्रोस्त्रिपथगातीरे संवादं मुनिपुत्रयोः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આ પ્રસંગમાં ગંગાના કિનારે રહેનારા પરસ્પર ભાઈઓ એવા બે મુનિપુત્રો વચ્ચેના સંવાદરૂપે એક જૂનો ઇતિહાસ કહેવામાં આવે છે.[૧] હે રામ! 'આ બંધુ છે અને આ બંધુ નથી' એ વાતના પ્રસંગથી મારા સ્મરણમાં આવેલો આ આશ્ચર્યકારક પવિત્ર ઇતિહાસ તમે સાંભળો.[૨] આ જંબૂદ્વીપના કોઈ ગિરિકુંજમાં મહેન્દ્ર નામનો એક પર્વત છે. તે ઊંચાઊંચાં વનોના સમૂહોથી સુશોભિત છે અને તેનાં કલ્પવૃક્ષોનાં વનોની છાયામાં મુનિઓ તથા કિન્નરો વિશ્રાંતિ લે છે. એનાં શિખરો અત્યંત ઊંચાં છે અને તેથી તેણે જાણે મોટા વિસ્તારવાળા સઘળા આકારને પણ વશ કરી લીધા છે.[૩-૪] એ પર્વત, બ્રહ્મલોકના મધ્યમાંથી શિખરોની ગુફાઓમાં આવેલા સામવેદના ધ્વનિઓના પડછંદાના ઘોંઘાટોથી, જાણે તે ગાયન કરતો હોય એવો લાગે છે.[૫] એ પર્વતનાં શિખરોની અણીઓ પર વીજળીઓથી શોભતાં અને જળથી અત્યંત ભરેલાં કાળાં વાદળાંઓ, જાણે લતાઓનાં પુષ્પોથી ગૂંથાયેલા તે પર્વતના કેશ હોય એવાં લાગે છે.[૬] એ પર્વત વાદળાંઓનો આડંબર થતાં, ઠેકવાને તૈયાર થયેલાં 'શરભ' નામનાં પશુઓની ગર્જનાઓથી જાણે પોતે ગર્જના કરતો હોય અને ગુફાઓના મોઢાંઓથી જાણે પ્રલયકાળનાં વાદળાંઓને

× આ ઓગણીસમા સર્ગમા પુણ્ય અને પાવન નામના બે ભાઈઓનું આખ્યાન કહેવાશે કે, જેમાં પુણ્યે પિતાના શોકથી પીડાયેલા પાવનને બોધ આપ્યો છે.

હસતો હોય એવો લાગે છે.[૭] એ પર્વતે ગુફાઓની અંદર થતા જળના ધોધોના શબ્દોના પડછંદાઓથી સમુદ્રના જળના તરંગોના ઘોંઘાટને પણ સંપૂર્ણ રીતે જીતી લીધો છે.[૮] એ મહેંદ્રાચળના એક મનોહર અને રત્નમય વિસ્તીર્ણ શિખર ઉપર મુનિઓએ સ્નાન–પાન માટે આકાશગંગાને ઉતારી છે.[૯] પ્રફુલ્લિત વૃક્ષોવાળા અને ચળકતા સોનાની પીળાશને લીધે મેરુના શિખર જેવા લાગતા એ ગંગાના તીર ઉપર એક 'દીર્ઘતપા' નામનો મુનિ રહેતો હતો. તે ઉદાર બુદ્ધિવાળો હતો, જ્ઞાનના ઉદયને પ્રાપ્ત થયો હતો, તપના ભંડારરૂપ હતો અને જાણે દેહધારી સાક્ષાત્ તપ જ હતો.[૧૦'૧૧] જાણે બૃહસ્પતિને 'કચ' નામના બે પુત્રો થયા હોય, તેમ એ મુનિને બે પુત્રો થયા હતા. ચંદ્ર જેવા સ્વરૂપવાન એ બે પુત્રોમાં મોટાનું નામ 'પુણ્ય' રાખવામાં આવ્યું હતું અને નાનાનું નામ 'પાવન' રાખવામાં આવ્યું હતું.[૧૨] એ દીર્ઘતપા મુનિ ફલિત વૃક્ષોવાળા ગંગાજીને તીરે એક સ્ત્રીની સાથે અને તે બે પુત્રોની સાથે રહેતો હતો.[૧૩] પછી હે રામ! સમય જતાં એ બે પુત્રોમાં મોટો જે 'પુણ્ય' નામનો પુત્ર હતો, તે ગુણોથી પણ મોટો થયો અને જ્ઞાનવાન પણ થયો.[૧૪] નાનો 'પાવન' નામનો પુત્ર પરોઢિયાના કમળની જેમ અર્ધો જાગ્રત થયો હતો, એટલે મૂર્ખતામાંથી નીકળ્યો હતો; પણ પરમપદને પહોંચ્યો ન હતો; આથી તે જાણે અધવચ હિલોળા લેતો હોય એવી સ્થિતિમાં હતો. પછી પ્રાણીઓના જોવામાં નહિ આવતો, દેહના કારણરૂપ પંચભૂતોને શિથિલ કરી દેનારો અને દેહરૂપી લતાને તથા આયુષ્યને જીર્ણ કરી દેનારો સો વર્ષરૂપી કાળ વીતી ગયો, એટલે વૃદ્ધાવસ્થાથી જર્જરિત થયેલા જીવિતવાળા દીર્ઘતપામુનિએ ક્ષણભંગુર પદાર્થોવાળા તથા સેંકડો ભયંકર વૃત્તાંતોવાળા આ સંસારમાંથી આસક્તિ કાઢી નાખી. જેમ કાવડ ઉપાડનારો કાવડને છોડી દે, તેમ તેણે કલ્પનારૂપી પંખણીના માળારૂપ પોતાના દેહને પર્વતની ગુફારૂપ ઘરમાં છોડી દીધો.[૧૫–૧૮] જેમ પુષ્પની ગંધ આકાશને પ્રાપ્ત થાય, તેમ એ દીર્ઘતપામુનિ દેહાભિમાનથી રહિત થયેલા જીવોના સ્થાનકરૂપ અને જેમાં કાંઈ પણ કલ્પનાનો આરંભ જ નથી એવા નિર્લેપપદ (બ્રહ્મપદ)ને પ્રાપ્ત થયો.[૧૯] પછી એ મુનિની પત્નીએ પોતાના પતિના દેહને પ્રાણવાયુથી તથા અપાનવાયુથી રહિત થયેલો તેમજ નાળવિનાના કમળની જેમ પૃથ્વી પર શિથિલ થઈને પડેલો જોયો. એ મુનિપત્નીનો દેહ રોગથી કે જરા આદિથી ગ્લાનિ પામેલો નહોતો, તોપણ જેમ ભ્રમરી કમળને છોડી દે, તેમ તેણે પતિએ જ શીખવેલી અને લાંબા કાળથી અભ્યાસમાં લીધેલી યોગની યુક્તિથી તેને છોડી દીધો.[૨૦'૨૧] જેમ અસ્ત પામીને આકાશના બીજા ભાગમાં ગયેલા ચંદ્રને, તેની પ્રભા આ ભાગમાંથી અદૃશ્ય થઈને અનુસરે છે, તેમ એ ઋષિપત્ની મરણ પામીને, બ્રહ્મપદમાં ગયેલા પોતાના પતિને, આ લોકમાંથી અદૃશ્ય થઈને અનુસરી. (પોતે પણ બ્રહ્મપદને પ્રાપ્ત થઈ.)[૨૨] આમ માતા–પિતા મરણ પામતાં, પુણ્ય તો શોકથી રહિત રહીને, તેમનાં ઔર્ધ્વદેહિક (મરવા પછી કરવાનાં) કર્મો કરવામાં લાગી ગયો અને પાવન માતાપિતાના મરણનું બહુ દુઃખ ધરવા લાગ્યો.[૨૩] શોકથી દૂષિત થયેલા ચિત્તવાળો પાવન પોતાના મોટા ભાઈની ધીરજ સામે જોતો નહોતો અને વિલાપ કરતોકરતો વનની ઝાડીઓમાં ફરવા લાગ્યો.[૨૪] પછી ઉદાર બુદ્ધિવાળા પુણ્યે માતા–પિતાની ઔર્ધ્વદેહિક ક્રિયાઓને પતાવી અને શોકમાં જ તત્પર થયેલા પોતાના ભાઈ પાવનને વનમાં મળીને તેને નીચે પ્રમાણે કહ્યું.[૨૫]

પુણ્ય બોલ્યો : હે ભાઈ! તું શા માટે આવો

ગાઢ શોક કરે છે? આ શોક તો આંસુની ધારાઓને વરસાવનાર છે, ભયંકર છે અને કેવળ આંધળાપણું જ આપનાર છે. જેમ વર્ષાઋતુમાં કમળ પોતામાંથી પાણીનાં ટીપાં પાડે છે, તેમ તું શા માટે તારાં નેત્રોમાંથી આંસુનાં ટીપાં પાડે છે?[૨૬] હે સમજુ ભાઈ! તારો પિતા તારી માતાની સાથે 'મોક્ષ' નામની પરમાત્મારૂપી પોતાની પદવીમાં જ ગયેલો છે. એ પદવી સર્વ પ્રાણીઓના અધિષ્ઠાનરૂપ છે અને બ્રહ્મવેત્તાઓના સ્વરૂપભૂત છે. તારો પિતા પોતાના સ્વરૂપને જ પ્રાપ્ત થયેલો છે, તો તું તેનો શોક શા માટે કરે છે?[૨૭,૨૮] તેં આ સંસારમાં મોહથી ઉત્પન્ન થયેલી એવી ભાવના બાંધી છે કે, તે ભાવનાથી તું અશોચ્ય (શોક કરવા યોગ્ય નહિ એવા) પિતાનો પણ શોક કરે છે.[૨૯] અનેક જન્મોમાં તારાં અનેક માબાપ થઈ ગયાં છે માટે તારી એ જ મા હતી અને એ જ પિતા હતો એમ નથી, તેમ જ તેઓને પણ અનેક જન્મોમાં અસંખ્ય પુત્રો થઈ ગયા છે; માટે તેમના આપણે બે જ પુત્ર છીએ એમ પણ નથી.[૩૦] હે ભાઈ! જેમ અનેક વનોમાં જળના પ્રવાહની અનેક ગતિઓ થઈ ગયેલી હોય છે, તેમ અનેક જન્મોમાં તારાં માબાપ પણ લાખ્ખો થઈ ગયાં છે.[૩૧] આપણાં માબાપને અસંખ્ય જન્મોમાં અસંખ્ય પુત્રો થઈ ગયા છે, માટે આપણે બે જ એમના પુત્ર છીએ એમ નથી. હે ભાઈ! નદીના તરંગોની જેમ માણસોને અસંખ્ય જન્મોમાં અસંખ્ય પુત્રો થઈ ગયા છે.[૩૨] જેમ વૃક્ષને અને લતાને પાંદડાં, કળીઓ તથા ફળો અનેક લાખ થઈ જાય છે, તેમ આપણાં માતા-પિતાને અનેક લાખ પુત્રો થઈ ગયા છે.[૩૩] જેમ મોટા વૃક્ષને તે તે ઋતુમાં અનેક ફળો પ્રાપ્ત થઈ જાય છે, તેમ જીવને તે તે જન્મમાં, મિત્રો તથા બાંધવો અનેક પ્રાપ્ત થઈ જાય છે.[૩૪] હે ભાઈ! જો માતા, પિતા અને પુત્રોનો સ્નેહને લીધે નિરંતર શોક કરવો યોગ્ય હોય, તો જે માતાપિતા અને પુત્રો પૂર્વજન્મોમાં લાખો વ્યતીત થઈ ગયાં છે, તેમનો નિરંતર શોક શા માટે કરવો નહિ?[૩૫] આ જગતરૂપી ભ્રમમાં 'આ મા છે, આ બાપ છે અને આ પુત્ર આદિ છે' એવી ખોટી ખટપટ જ ઊભી થયેલી જોવામાં આવે છે. હે ડાહ્યા ભાઈ! વાસ્તવિક રીતે જોતાં તારા કોઈ મિત્રો કે બાંધવો મુદ્દલ છે જ નહિ.[૩૬] જેમ બહુ જ તપી રહેલા મોટા નિર્જળ દેશમાં પાણીનો છાંટો હોવાનો પણ સંભવ નથી, તેમ અદ્વૈત પરબ્રહ્મમાં નાશનો અંશ પણ હોવાનો સંભવ નથી.[૩૭] હે મોટી બુદ્ધિવાળા ભાઈ! છત્રોથી અને ચામરોથી ચળકતી આ જે રાજ્યાદિકની લક્ષ્મીઓ તારા જોવામાં આવે છે, તેઓ એક જાતનું સ્વપ્ન જ છે અને તે ત્રણ દિવસ કે પાંચ દિવસ જ રહેનારી છે.[૩૮] હે ભાઈ! તું પરમાર્થદૃષ્ટિથી સત્ય વસ્તુનો વિચાર કર. વાસ્તવિક રીતે જોતાં તું પણ નથી અને અમે પણ નથી. તું તથા અમે હોવાની તારા મનમાં જે ભ્રાંતિ છે, તેને તું છોડી દે.[૩૯] 'આ જતો રહ્યો અને આ મરી ગયો' એવા ખોટા વિચારો પોતાના સંકલ્પરૂપી સન્નિપાતમાંથી જ ઊઠીને આગળ ખડા થયેલા જોવામાં આવે છે. એ વિચારોમાં કાંઈ પણ સત્યતા નથી.[૪૦] અજ્ઞાનરૂપી તડકાથી છવાયેલા આત્મારૂપી મરુદેશમાં આ ચપળ અને અનંતરૂપોવાળું પોતાના સંકલ્પરૂપી 'વાસના' નામનું ઝાંઝવાનું પાણી, શુભાશુભ યોનિઓરૂપી તરંગોથી નાચ્યા કરે છે.[૪૧]

अज्ञानविस्तीर्णमरौ विलोलं शुभाशुभस्यंदमयैस्तरंगैः । सवासनानाममरीचिवारि परिस्फुरत्येतदनंतरूपम् ॥ ४१ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પાવનબોધન' નામનો સર્ગ ૧૯મો સમાપ્ત

# સર્ગ ૨૦ મો*

## પુણ્યે પાવનને અનેક જન્મોની વાત કહી

**पुण्य उवाच**

**कः पिता किं च वा मित्रं का माता के च बांधवाः**
**स्वबुद्ध्यैवावधूयंते वात्यया जनपांसवः ॥ १ ॥**

**પુણ્ય બોલ્યો :** હે ભાઈ! પિતા કોણ છે, માતા કોણ છે, મિત્ર કોણ છે અને બાંધવો કોણ છે? પિતા, માતા, મિત્ર, શત્રુ તથા બાંધવો આદિ માણસોરૂપી રજની કણીઓ કેવળ ભ્રાંતિરૂપી વંટોળિયાથી જ ઊડ્યાં કરે છે.[૧] બંધુઓ, મિત્રો, પુત્રો, સ્નેહની દશા, દ્વેષની દશા તથા મોહની દશા ઇત્યાદિક આ મોટી ખટપટ પોતે કરેલી ભાવનાથી જ વિસ્તારવાળી થાય છે, જેમાં બંધુપણાની ભાવના કરીએ તે બંધુ થાય છે અને જેમાં શત્રુપણાની ભાવના કરીએ તે શત્રુ થાય છે. ઝેરના કીડાઓ ઝેરમાં અમૃતની ભાવના કરે છે, તો તેઓને ઝેર અમૃત થાય છે; માટે સિદ્ધ થાય છે કે, ભાવના જ જગતની સ્થિતિનું કારણ છે.[૨,૩] આત્મા એક જ છે અને સર્વવ્યાપક છે. તેમાં 'આ બંધુ છે અને આ બીજો છે' એવી કલ્પના ભ્રાંતિ વિના ક્યાંથી આવવી ઘટે?[૪] હે ભાઈ! લોહી, માંસ અને હાડકાંના સમૂહમય આ જડ દેહરૂપી અસ્થિપિંજરથી જુદો ચેતનાવાળો હું કોણ છું? એમ તું પોતે પોતાના ચિત્તથી જ વિચાર કરી જો.[૫] વાસ્તવિક રીતે જોઈએ તો તું પણ કોઈ નથી અને હું પણ કોઈ નથી. આ પુણ્ય છે અને આ પાવન છે, ઇત્યાદિરૂપે મિથ્યા જ્ઞાન જ રૂઢ થાય છે.[૬] તું અનંત વિસ્તારવાળુ વ્યાપક બ્રહ્મતત્ત્વ જ છે. તારો પિતા કોણ હોય, માતા કોણ હોય, બંધુ કોણ હોય અને શત્રુ કોણ હોય? તારે પોતાનું શું હોય અને પરાયુ શું હોય? એ તું જ કહે. તારા આ જન્મ ઉપરાંત બીજા ઘણા ઘણા જન્મો થઈ ગયા છે. તેમાં પણ તું એનો એ હતો. તો પછી જે બંધુઓ અને જે વૈભવો તે જન્મોમાં હતા, તે સર્વનો પણ તું શા માટે શોક કરતો નથી?[૭,૮] તું જ્યારે સુંદર પુષ્પોવાળી વનની જગ્યાઓમાં મૃગના જન્મને ભોગવતો હતો, ત્યારે તારા મૃગની જાતિવાળા ઘણા બંધુઓ હતા, તેમને તું શા માટે રોતો નથી?[૯] તું જ્યારે હંસની યોનિમાં હતો, ત્યારે તને કમળોવાળી નદીઓના કિનારાઓમાં ફરનારા ઘણાઘણા હંસો બધુઓ હતા. તેમને તું શા માટે રોતો નથી?[૧૦] તું જ્યારે વિચિત્ર વનરાજિઓમાં વૃક્ષના અવતારને ભોગવતો હતો, ત્યારે તારે ઘણાંઘણાં વૃક્ષો અસંત બધુઓ હતાં; તેમને તું શા માટે રોતો નથી?[૧૧] તું જ્યારે સિંહની યોનિમાં હતો, ત્યારે તને પર્વતોનાં ભારે ઉગ્ર શિખરોમાં ઘણાઘણા સિંહો બંધુઓ હતા; તેમને તું શા માટે રોતો નથી?[૧૨] તું જ્યારે માછલાના જન્મને ભોગવતો હતો, ત્યારે તને કમળોવાળી નદીઓમાં અને સરોવરોમાં ઘણાંઘણાં મત્સ્યો બંધુઓ હતાં; તેમને તું શા માટે રોતો નથી?[૧૩] તું દશાર્ણ દેશમાં ભૂરા રંગનો જંગલી વાંદરો થયો હતો, તુષાર દેશમાં રાજકુમાર થયો હતો અને પુંડ્રદેશમાં જંગલી કાગડો થયો હતો.[૧૪] હૈહય દેશમાં તું હાથી થયો હતો, ત્રિગર્ત દેશમાં તું ગધેડો થયો હતો, શાલ્વ દેશમાં તું કૂતરો થયો હતો અને ત્યાં દેવદારના ઝાડમાં તું પક્ષી થયો હતો.[૧૫] તું વિંધ્યાચળમાં પીપળો થયો હતો અને ત્યાં મોટા વડમાં કોતરી ખાનાર ભ્રમર થયો હતો. તું મંદરાચળમાં કૂકડો થયો હતો અને મંદરાચળની ગુફામાં બ્રાહ્મણ થયો હતો. અયોધ્યા પ્રાંતમાં પણ તું બ્રાહ્મણ થયો હતો, બંગાળમાં તું તેતર થયો હતો, હિમાલયના પ્રાંતમાં તું ઘોડો થયો હતો અને બ્રહ્માના યજ્ઞમાં તું પશુ

* આ વીસમા સર્ગમા પુણ્ય શોકને તથા મોહને મટાડવા માટે, પાવનની પાસે તેના તથા પોતાના અનેક જન્મો થઈ ગયાની વાત કહેશે.

થયો હતો.[17] તું તાડના ઝાડના મૂળમાં કીડો થયો હતો, ઉમરાના ઝાડમાં મચ્છર થયો હતો અને વિંધ્યાચળના વનમાં બગલો થયો હતો તે જ તું હમણાં મારો નાનો ભાઈ થયો છે.[18] તું હિમાલયની ગુફામાં ભોજપત્રના ઝાડની છાલની ગાંઠમાં છ મહિના સુધી કીડો થઈને રહ્યો હતો અને તે જ તું હમણાં મારો નાનો ભાઈ થયો છે.[19] તું આ સીમાડાની પાસેના કુગ્રામ-માં છાણના ઢગલાની અંદર દોઢ વર્ષ સુધી વીંછી થઈને રહ્યો હતો અને તે જ તું હમણાં મારો નાનો ભાઈ થયો છે.[20] વનમાં જેમ ભ્રમર કમળમાં ચોંટી રહે છે, તેમ તું ભીલડીના સ્તનમાં ચોંટી રહ્યો હતો (ભીલનો છોકરો થયો હતો) અને તે જ તું હમણાં મારો નાનો ભાઈ થયો છે.[21] આમ હે ભાઈ! આ જંબૂદ્વીપમાં તું પૂર્વે આ અને બીજી ઘણીઘણી યોનિઓમાં સેંકડો ને હજારો વાર જન્મ્યો હતો.[22] આ પ્રમાણે પૂર્વે થઈ ગયેલા તારા વાસનાઓના ક્રમરૂપ અવતારો-ને, હું યોગમાર્ગથી શુદ્ધ થયેલી બુદ્ધિ વડે જાણું છું.[23] તારી પેઠે મારી પણ અજ્ઞાનથી જડતાવાળી ઘણા પ્રકારની જે જે યોનિઓ થઈ ગઈ છે, તેનું પણ હું હમણાં જ્ઞાનથી પ્રાપ્ત થયેલાં ચક્ષુ વડે દર્શન કરું છું.[24] હું ત્રિગર્ત દેશમાં પોપટ થયો હતો, નદીના કાંઠામાં દેડકો થયો હતો અને જંગલોમાં 'લાવા' નામનો પક્ષી થયો હતો. તે જ હું હમણાં આ વનમાં બ્રાહ્મણ થયો છું.[25] હું વિંધ્યાચળમાં ભીલ થયો હતો, બંગાળમાં વૃક્ષ થયો હતો અને વળી વિંધ્યા-ચળમાં ઊંટ થયો હતો. તે જ હું હમણાં આ વનમાં બ્રાહ્મણ થયો છું.[26] હું હિમાલયમાં બપૈયો થયો હતો, પૌંડ્રપ્રાંતમાં રાજા થયો હતો અને સહ્યાદ્રિની કુંજોમાં વાઘ થયો હતો, તે જ હું હમણાં તારો મોટો ભાઈ થયો છું.[27] હું દશ વર્ષ સુધી ગીધ રહ્યો હતો, પાંચ મહિના સુધી ઝૂડ રહ્યો હતો અને સો વર્ષ સુધી સિંહ રહ્યો હતો, તે જ હું હમણાં તારો મોટો ભાઈ થયો છું.[28] હું આંધ્રદેશના ગામડામાં ચકોર થયો હતો, હિમાલયના પ્રાંતમાં માંડલિક રાજા થયો હતો અને 'શ્રીશૈલ' નામના પર્વતમાં એક આચાર્ય-નો પુત્ર થયો હતો, તે જ હું હમણાં તારો મોટો ભાઈ થઈને તારી પાસે આ વાત કરું છું.[29] વિવિધ આચારોવાળા તથા વિવિધ ચેષ્ટાઓવાળા, વિવિધ પ્રકારના પૂર્વના સઘળા સંસારો જન્મ-ની ભ્રાંતિના જ વિલાસો હતા અને તેમનું મને સ્મરણ છે.[30] હે ભાઈ! જગતની સ્થિતિ આ પ્રમાણે છે. આ રીતે જગતમાં થયેલા સેંકડો બાંધવો, સેંકડો પિતાઓ, સેંકડો માતાઓ, સેંકડો ભાઈઓ અને સેંકડો મિત્રો વ્યતીત થઈ ગયા છે.[31] તો તેઓમાંથી કોનો શોક કરીએ અને કોનો ન કરીએ? જગતની ગતિ જ એવી છે, માટે બંધુઓનો અત્યંત શોક શા માટે કરવો જોઈએ?[32] આ સંસારમાં અવતરતા માણસોને જંગલી ઝાડનાં પાંદડાંની જેમ પિતાઓ અનંત થઈ જાય છે અને માતાઓ પણ અનંત થઈ જાય છે.[33] હે ભાઈ! આમ છે, તો આ સંસારમાં દુઃખનું અને સુખનું શું પ્રમાણ છે? તો હવે આપણે સઘળા શોકને છોડી દઈને સ્વસ્થપણાથી રહીએ.[34] મનમાં 'હું' એવા આકારથી રહેલી સંસારની ભાવનાને છોડી દઈને, આત્મવેત્તા પુરુષો જે ગતિને પ્રાપ્ત થાય છે, તે ગતિને તું પણ પ્રાપ્ત થા. તારું ભલું થાઓ.[35] બુદ્ધિમાન પુરુષો આ સંસારમાં ચડતી–ઊતરતી સ્થિતિઓરૂપી અવિચ્છિન્ન ભ્રમણને મિથ્યા સમજે છે અને મનમાં તેની કાંઈ પણ ખટપટ રાખતા નથી; તેઓ તો કેવળ નિરભિમાનપણાથી વ્યવહાર કરે છે.[36] તારો આત્મા સુખ–દુઃખોથી રહિત છે અને જરાથી તથા મરણથી પણ રહિત છે; તું એકાગ્ર થઈને તેનું જ સ્મરણ કર અને મૂઢ

મનવાળો થા નહિ.[37] હે સારી બુદ્ધિવાળા ! તને દુઃખ પણ નથી, જન્મ પણ નથી, માતા પણ નથી અને પિતા પણ નથી. તું કોઈ દેહાદિકરૂપ તુચ્છ પદાર્થ નથી, તું તો આત્મા જ છે.[38] આ સંસારરૂપી નાટકમાં અનેક પ્રકારની ચેષ્ટાઓ કરનારા મૂર્ખ લોકોરૂપી પાત્રો જ દેહાદિકરૂપી વેષના રસથી સંયુક્ત થઈ જાય છે. પણ મધ્યસ્થ-દૃષ્ટિવાળા, આત્મસ્વરૂપના અનુસંધાનથી રહેનારા અને આવી પડેલાં કાર્યોને જ કરનારા મહાત્માઓરૂપી જોનારાઓ તો સાક્ષીપણાની પદ્ધતિથી જ રહ્યા કરે છે.[39,40] જેમ સાયંકાળના દીવાઓ માત્ર સામીપ્યને લીધે જ પ્રકાશના કર્તા છતાં પણ વ્યાપારથી રહિત હોવાને લીધે અકર્તા જ છે, તેમ આત્મવેત્તા લોકો શરીરથી વ્યવહારના કર્તા છતાં પણ મનમાં અભિનિવેશથી રહિત હોવાને લીધે અકર્તા જ છે.[41] જેમ દર્પણ અને રત્ન આદિ પદાર્થો પોતામાં સઘળા પદાર્થોનાં પ્રતિબિંબોનું ગ્રહણ કરવા છતાં પણ પોતે પોતામાં પ્રતિબિંબિત થતા નથી, તેમ આત્મવેત્તા પુરુષો શરીરથી સઘળાં કાર્યો કરવા છતાં પણ શરીરમાં આસક્તિ રાખતા નથી.[42] હે ભાઈ! તું મનને સઘળી તૃષ્ણાઓરૂપી કલંકોથી રહિત કરી દે, તેને આત્મમનન કરવાની બહુ ટેવ પાડ અને એને હૃદયકમળમાં આત્માથી જુદી સત્તાવિનાનું ધાર. આમ સઘળા સંભ્રમને સંપૂર્ણ રીતે ત્યજી દઈને તું પોતામાં જ સંતોષ ધારણ કર.[43]

सर्वेषणामयकलंकविवर्जितेन स्वस्थात्मभावकलितेन हृदब्जमध्ये। पुत्रात्मनात्मनि महामुनिनामुनैव संत्यज्य संभ्रममलं परितोषमेहि ॥४३॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પાવનબોધ' નામનો સર્ગ ૨૦મો સમાપ્ત**

# સર્ગ ૨૧મો×

## તૃષ્ણા–આશાનો ક્ષય થાય એ જ મોક્ષ છે

**वसिष्ठ उवाच**

एवं प्रबोधितस्तेन तदा पुण्येन पावनः।
प्रबोधमाप प्राकाश्यं प्रभात इव भूतलम् ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! તે સમયે પુણ્યે પાવનને આમ સમજાવ્યો, એટલે જેમ પ્રભાતમાં પૃથ્વી પ્રકાશયુક્ત થાય છે, તેમ તે જ્ઞાનયુક્ત થયો.[1] પછી કોઈ જાતની નિંદામાં પાત્રરૂપ નહિ થયેલા એ બન્ને ભાઈઓ જ્ઞાન તથા અનુભવના પારને પહોંચ્યા અને શરીરના પ્રારબ્ધનો ક્ષય થવા સુધી, તેઓ જીવન્મુક્તપણાથી તે વનમાં ફર્યા.[2] પછી કેટલા ય સમય પછી કાળે પ્રારબ્ધનો સંપૂર્ણ ક્ષય થયો, ત્યારે જેમ તેલથી રહિત થયેલા દીવાઓ શાંત થઈ જાય, તેમ દેહોથી રહિત થયેલા એ બન્ને ભાઈઓ નિર્વાણપદને પ્રાપ્ત થયા. હે રામ! આ પ્રમાણે પૂર્વે ભોગવેલા દેહોનાં સંબંધીઓ આદિ અસંખ્ય હોય છે, તો તેઓમાંથી કોનો શોક કરવો અને કોનો શોક ન કરવો?[3,4] આથી હે રઘુનંદન! આ અનંત તૃષ્ણાઓનો ત્યાગ કરવો, એ જ સુખનો ઉપાય છે. તૃષ્ણાઓને વિષયોના સંપાદનથી વધારવી એ સુખનો ઉપાય નથી.[5] જેમ લાકડાં પડવાથી અગ્નિ વધતો જાય છે, તેમ ચિંતવન કરવાથી ચિંતા વધતી જાય છે. જેમ લાકડાં નહિ પડવાથી અગ્નિ નષ્ટ થઈ જાય છે, તેમ ચિંતવન નહિ કરવાથી જ ચિંતા નષ્ટ થઈ જાય છે.[6] હે રામ! તમે (આ પ્રકારના સોળમા સર્ગમાં કહેલા) ધ્યેય નામના વાસનાના ત્યાગ-

× આ એકવીસમા સર્ગમાં તૃષ્ણાના પાશનો ક્ષય થાય એ જ મોક્ષ છે. ચિત્તની વૃત્તિઓ આશાથી જ પ્રવર્તે છે અને આશાઓથી રહિત થયેલા આત્મપૂર્ણ પુરુષને પોતાની મેળે જ મુક્તિ થાય છે, એટલું કહેવામાં આવશે.

રૂપી રથમાં બેસીને અને કરુણાથી ભરેલી ઉદાર દૃષ્ટિથી દીનલોકોની સામે જોઈને, ચાલતો વ્યવહાર કરવા માટે સજ્જ થાઓ.[૭] હે રામ! જીવન્મુક્ત સંબંધી આ સ્વચ્છ અને નિષ્કામ્ પદ્ધતિ મેં તમારી પાસે કહી. જે પુરુષ વ્યવહારમાં વિચક્ષણ હોય નહિ, તે પણ જો આ પદ્ધતિથી ચાલે, તો તે કોઈ રીતે મુઝાય જ નહિ.[૮] જે પુરુષ વિવેકરૂપી એક મિત્રને અને પ્રૌઢબુદ્ધિરૂપી એક સખીને સાથે રાખીને, વ્યવહાર કરે છે, તે પુરુષ સંકટોમાં પણ મુઝાતો નથી.[૯] સઘળી તૃષ્ણાઓનું નિવારણ કરનારા અને બાંધવોમાં થતી મમતાને ગળચી પકડીને કાઢી મૂકનારા પોતાના ધૈર્ય વિના, બીજું કોઈ પણ સંકટમાંથી ઉગારે એમ નથી.[૧૦] આપત્તિઓનો વિનાશ કરવાને માટે વૈરાગ્ય રાખીને, શાસ્ત્રનો અભ્યાસ કરીને અને પ્રૌઢતા આદિ ગુણોનું સંપાદન કરીને પણ, મનને પ્રયત્નપૂર્વક પોતાના હાથથી જ વિષયોરૂપી ખાડમાંથી કાઢવું.[૧૧] વિષયોની તૃષ્ણાના ત્યાગરૂપી મહત્તાને પ્રાપ્ત થયેલા ચિત્તથી જે ફળ મળે છે, તે ફળ ત્રૈલોક્યના રાજ્યથી પણ મળતું નથી અને રત્નોથી ભરપૂર રહેનારા ભંડારથી પણ મળતું નથી.[૧૨] જેમનું મન સંતાપોથી રહિત થઈ ગયુ હોય, તે પુરુષો સારી—નરસી આશાઓરૂપી ધક્કાઓથી આ જગતરૂપી ખાડના પેટમાં પડતા નથી.[૧૩] જેણે પગરખાં પહેર્યાં હોય, તે પુરુષને સઘળી પૃથ્વી ચામડાથી મઢાયેલી જણાય છે, તેમ જેનું મન બ્રહ્માનંદરૂપી અમૃતના ઝરાઓથી ભરપૂર થયું હોય, તે પુરુષને સઘળું જગત બ્રહ્માનંદરૂપી અમૃતના ઝરાઓથી ભરપૂર જણાય છે.[૧૪] વૈરાગ્યથી મન પૂર્ણપણાને પામે છે, પણ આશાઓને વશ રહેવાથી તે પૂર્ણપણાને પામતું નથી. જેમ તળાવનો કાદવ શરદઋતુને લીધે ઊંડી ખાડ જેવો થઈ જાય છે, તેમ મન આશાને લીધે ઊડી ખાડ જેવું થઈ જાય છે.[૧૫] જેમ અગસ્ત્યમુનિએ પાન કર્યાથી સમુદ્ર ઊંડી ખાડ જેવો થઈ ગયો અને તેમાં રહેલાં મગર તથા ઝૂડ આદિ પ્રાણીઓ સ્પષ્ટ જણાઈ આવ્યાં, તેમ આશાથી મન ઊડી ખાડ જેવું થઈ જાય છે અને તેના કામ—ક્રોધ આદિ દુર્ગુણો સ્પષ્ટ જણાઈ આવે છે.[૧૬] જેના ચિત્તરૂપી મોટા ઝાડમાં તૃષ્ણારૂપી ચપળ વાંદરી કૂધા કરતી નથી, તે હૃદયરૂપી વિસ્તીર્ણ વન અસંત શોભે છે.[૧૭] નિઃસ્પૃહ ચિત્તવાળા મહાત્મા પુરુષોને, ત્રૈલોક્ય એ કમળકાકડીના ગોટા જેવું લાગે છે, યોજનોનો સમૂહ એ ગાયના પગલા જેવડો લાગે છે અને મહાકલ્પ એ અર્ધો નિમેષ જેવડો લાગે છે.[૧૮] સ્પૃહાથી રહિત થયેલા મનમાં જેવી શીતળતા થાય છે, તેવી શીતળતા ચંદ્રમાં પણ નથી, હિમાલયની ગુફામાં પણ નથી, કેળમાં પણ નથી અને ચંદનોના વનમાં પણ નથી.[૧૯] સ્પૃહાથી રહિત થયેલું મન જેવું શોભે છે, તેવો પૂર્ણચંદ્ર પણ શોભતો નથી, તેવો ભરપૂર ક્ષીરસાગર પણ શોભતો નથી અને તેવું લક્ષ્મીનું મુખ પણ શોભતું નથી.[૨૦] જેમ વાદળાંની પંક્તિ ચંદ્રને મલિન કરી દે છે અને જેમ આંજણની લીટી કળીચૂનાના લેપને મલિન કરી દે છે, તેમ આશારૂપી પિશાચણી મનુષ્યના મનને મલિન કરી દે છે.[૨૧] ચિત્તરૂપી મોટા વૃક્ષની 'આશાઓ' નામની શાખાઓ સઘળી દિશાઓને ઢાંકી દેનારી છે. જો તેઓ કપાઈ જાય, તો ચિત્તરૂપી મોટું વૃક્ષ ઠૂંઠાપણાને પ્રાપ્ત થાય છે.[૨૨] તૃષ્ણાઓરૂપી મોટી શાખાઓ કપાઈ જાય છે અને ચિત્તરૂપી વૃક્ષ સુકાઈ જાય, તો ધીરજરૂપી વૃક્ષ એકસરખી રીતે સેંકડો શાખાઓથી ભરપૂર થાય છે. જો અતૂટ ધીરજથી ચિત્તરૂપી વૃક્ષનો નાશ કરવામાં આવે તો નાશરહિત પદની પ્રાપ્તિ થાય.[૨૩,૨૪] હે રામ! તમે ઉત્તમ ધૈર્ય રાખીને, ચિત્તની વૃત્તિઓરૂપી આશાઓને ઊગવા જ દો નહિ, તો તમને સંસારનો ભય છે

જ નહિ.[૨૫] તમારું ચિત્ત જ્યારે વૃત્તિઓથી રહિત થઈને અચિત્તપણાને પ્રાપ્ત થશે, ત્યારે તમે પોતામાં જ મોક્ષમય વિસ્તીર્ણ સત્તાને પ્રાપ્ત થશો. હે રામ! ચિત્તરૂપી ઘરમાં જો તૃષ્ણારૂપી ઘુવડની માદા ગરબડ કર્યા કરતી હોય, તો સઘળાં અમંગલો અત્યંત વિસ્તાર પામે છે.[૨૬,૨૭] જે ચિંતવન છે, તે જ ચિત્તની વૃત્તિ છે, એમ કહેવામાં આવે છે. એ ચિંતવન આશાથી જુદું નથી; તેથી તમે ચિત્તની વૃત્તિરૂપી આશાનો ત્યાગ કરીને નિશ્ચિત થાઓ. જેની જે વૃત્તિ હોય તેની તે વૃત્તિનો અભાવ થાય, તો તેનો ક્ષય જ થાય છે. એટલા માટે ચિત્તનો ક્ષય કરવાને માટે ચિત્તની વૃત્તિનો ક્ષય કરો.[૨૮,૨૯] હે મહાત્મા રામ! તમે સઘળી તૃષ્ણાઓને શાંત કરીને, એટલે કે, 'આશા' નામના ભવબંધનને તોડી નાખીને, જીવન્મુક્ત થાઓ. મનમાં રહેનારી નીચ આશાઓ જ આત્માને બેડીની જેમ અને દોરડાઓની પેઠે બંધનના કારણરૂપ થાય છે. જો આશાઓ ગલિત થઈ જાય, તો કોણ મુક્ત ન થાય?[૩૦]

प्रशमितसकलैषणो महात्मन्भव भवबन्धमपास्य मुक्तचित्तः। मनसि निगडरज्जवः कदाशाः परिगलितासु च तासु को न मुक्तः ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'તૃષ્ણાચિકિત્સાયોગોત્પત્તિ' નામનો સર્ગ ૨૧મો સમાપ્ત

## सर्ग २२ मो*

## બળિરાજાનું આખ્યાન–બળિરાજાએ કરેલો વિચાર

वसिष्ठ उवाच

अथवा रघुवंशाख्यनभःपूर्णनिशाकर।
बलिवद्बुद्धिभेदेन ज्ञानमासादयामलम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** અથવા હે રઘુવંશરૂપી આકાશમાં પૂર્ણચંદ્રરૂપી રામ! તમે બળિરાજાની પેઠે અકસ્માત્ વિચારના ઉદયથી નિર્મળ જ્ઞાનને પ્રાપ્ત થાઓ.[૧]

**રામ બોલ્યા :** હે સર્વ ધર્મોના વેત્તા! હે ભગવન્! તમારી કૃપાથી હું હૃદયમાં સર્વાત્મક બ્રહ્મને પ્રાપ્ત થઈ ચૂકયો છું અને મને એ બ્રહ્મરૂપી નિર્મળ પદમાં વિશ્રાંતિ મળી છે.[૨] હે વિભુ! જેમ શરદઋતુમાં આકાશમાંથી મોટા વાદળરૂપી સઘળો અંધકાર જતો રહે છે, તેમ મારા મનમાંથી તૃષ્ણારૂપી સઘળો મોટો અંધકાર જતો રહ્યો છે.[૩] હું હવે સાયંકાળના પૂર્ણચંદ્રની જેમ અમૃત (અમૃત અને જ્ઞાનથી) ભરપૂર, સ્વસ્થ, શીતળતાવાળો, મોટા પ્રકાશવાળો અને આનંદ (આહ્‌લાદકપણું અને બ્રહ્માનંદ)વાળો થઈને સ્વરૂપમાં જ રહ્યો છું.[૪] આમ છતાં હે સઘળા સંશયોરૂપી વાદળાંઓને ટાળવામાં શરદઋતુના સમય જેવા ગુરુમહારાજ! આપનાં આ વચનો સાંભળતાં હું તૃપ્ત જ થતો નથી.[૫] હે વિભુ! હજી પણ મારા જ્ઞાનની વૃદ્ધિને માટે આપ બળિરાજાને જે પ્રકારથી જ્ઞાનની પ્રાપ્તિ થઈ હોય, તે પ્રકાર મને કહી સંભળાવો. સદ્‌ગુરુઓ નમ્ર શિષ્યને બોધ આપવામાં પરિશ્રમને ગણકારતા નથી.[૬]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! તમને હું બળિરાજાનું ઉત્તમ વૃત્તાંત કહું છું, તે તમે સાંભળો. તે સાંભળવાથી તમે અખંડ આત્મસ્વરૂપના બોધને પ્રાપ્ત થશો. આ બ્રહ્માંડની અંદર કોઈ દિશારૂપી નાની કુંજમાં, પૃથ્વીની નીચે 'પાતાળ' નામનો એક પ્રખ્યાત લોક છે.[૭,૮] એ પાતાળલોક કોઈ સ્થળમાં ક્ષીરસાગરમાંથી ઉત્પન્ન થયેલી અને જાણે અમૃતનાં કિરણોથી આચ્છાદિત થયેલી રૂપવતી દાનવ કન્યાઓથી ભરપૂર છે.[૯] કોઈ સ્થળમાં તે સેંકડો તથા હજારો મસ્તકોવાળા,

* આ બાવીસમા સર્ગમાં બળિરાજાના આખ્યાનનો આરંભ કરીને, પાતાળનું વર્ણન કરવામાં આવશે. બળિરાજાના રાજ્યનું વર્ણન કરવામાં આવશે અને બળિરાજાએ વૈરાગ્યથી મેરુપર્વતના શિખર ઉપર કરેલો વિચાર કહેવામા આવશે.

એક–એક મોઢામાં બબ્બે ચપળ જીભોવાળા અને જીભોના સમૂહોથી શાસ્ત્ર આદિનાં ભારે વ્યાખ્યાનો કરનારા વાસુકિ આદિ નાગોથી પૂર્ણ છે.[10] કોઈ સ્થળમાં તે પહાડ જેવાં શરીરોથી જગતને ઘેરી લે એવા યજ્ઞોનાં હવિષ્યોનું બળાત્કારથી ભક્ષણ કરનારા અને જાણે ચાલતા મેરુ પર્વતો હોય એવા દાનવોથી વ્યાપ્ત છે.[11] કોઈ સ્થળમાં તે મોટા-મોટા દાંતરૂપી વૃક્ષોથી પહાડ જેવા ભયંકર લાગતા અને જેમના કુંભસ્થળોરૂપી શિખરોનાં અગ્રોમાં ભૂમંડળના મધ્યને વિશ્રામ મળ્યો છે એવા દિશાઓરૂપી હાથીઓથી સંયુક્ત છે.[12] કોઈ નીચા ભાગમાં તે ઊકળવાની ભારે કડકડાટીથી સઘળાં પ્રાણીઓને ત્રાસ આપનારાં અને દુર્ગંધમય દેખાવવાળાં નરકોનાં મંડળોથી સંયુક્ત છે.[13] કોઈ સ્થળમાં તે પૃથ્વીથી તે છેક સાતમા પાતાળ સુધી ઊંડા ગયેલા હોવાથી, જાણે સાતે પાતાળોને પરોવીને ઊભા હોય એવા મેરુ આદિ પર્વતોના પાયાઓથી વ્યાપ્ત છે. કોઈ સ્થળમાં તે ગુફાઓના જેવા ટૂંકાટૂંકા પ્રદેશોથી વ્યાપ્ત છે.[14] કોઈ પ્રદેશમાં તેને જેમનાં ચરણકમળની રજને દેવતાઓ તથા દૈત્યો માથે ચઢાવે છે, એવા કપિલ ભગવાને પોતાના નિવાસથી પવિત્ર કરેલો છે. કોઈ સ્થળમાં તેને દૈત્યોની સ્ત્રીઓએ ભેગી કરેલી અનંત પૂજનોની સામગ્રીઓથી વિનોદને ઇચ્છતા 'હાટકેશ્વરે' (સદાશિવે) પાળેલો છે.[15-16] એ પાતાળલોકમાં દૈત્યોના હાથથી મોટો રાજ્યકારભાર ચાલ્યા કરે છે. એમાં વિરોચનનો પુત્ર 'બળિ' નામનો દાનવ રાજ્ય કરતો હતો.[17] સઘળા દેવતાઓ, વિદ્યાધરો અને સર્પોની સાથે દેવરાજ ઇંદ્ર પણ રોતોરોતો એ બળિરાજાના પગ ચાંપવાની ઇચ્છા કરતો હતો.[18] બ્રહ્માંડોરૂપી રત્નોના ભંડારરૂપ, સર્વ પ્રાણીઓના રક્ષક અને ત્રૈલોક્યના પાલકોના પણ પાલક એ ઉપેન્દ્ર (વામનજી) ભગવાન એ બળિરાજાનું પાલન કરતા હતા.[19] જેમ મોરના ટૌકાને સાંભળવાથી સર્પોની છાતીની નાડીઓ સુકાઈ જાય છે અને પીડિત થઈ જાય છે, તેમ એ બળિરાજાનું નામ સાંભળવાથી ઐરાવત હાથીના ગંડસ્થળના પ્રદેશો સુકાઈ જતા હતા તથા પીડિત થઈ જતા હતા. એ બળિરાજા કોપ કરતો હતો, ત્યારે તેના પ્રતાપની ઉગ્ર ગરમીથી સાતે સમુદ્રો પ્રલયકાળની જેમ સુકાઈ જઈને કેવળ સાત ખાડાઓ જેવા થઈ રહેતા હતા.[20-21] બળિરાજાએ કરેલા ઘણા-ઘણા ઉત્તમ યજ્ઞોના ધુમાડાઓ વાદળાંરૂપે ગોઠવાઈને સમુદ્રને ઘેરી રહ્યા હતા અને તે વાદળાંઓ તેમાંથી જળ ભરીને આ બ્રહ્માંડનું વૃષ્ટિથી રક્ષણ કરતા હતા.[22] એ બળિરાજા જ્યારે ક્રોધથી કરડી દૃષ્ટિ કરતો હતો, ત્યારે પૃથ્વીને ધારણ કરનારા મેરુ આદિ પર્વતો નમવા લાગતા હતા. આથી સઘળી દિશાઓ નમી પડતી હતી અને તેઓ ફળોથી નમી રહેલી લતાઓ જેવી લાગતી હતી. એ બળિરાજે સઘળા લોકોના અલંકારરૂપ ઇંદ્ર આદિ લોકપાલોને, રમતમાત્રમાં જીતી લીધા હતા અને એણે દશ કરોડ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. પછી જળની ચકરીઓની પેઠે આવર્તન પામનારા અનેક યુગો વીતી ગયા. કેટલાએક દેવતાઓના તથા દૈત્યોના સમૂહો કાળગતિથી મરણ પામ્યા, કેટલાએક દેવતાઓના તથા દૈત્યોના સમૂહો કાળગતિથી નવા ઉત્પન્ન થયા અને ત્રૈલોક્યમાં સર્વોત્તમ કહેવાતા ભોગો નિરંતર અત્યંત ભોગવવામાં આવ્યા; ત્યારે દાનવોના અધિપતિ એ બળિરાજાને ભોગોમાં અરુચિ ઉત્પન્ન થઈ.[23-26] આમ થતાં, તે બળિરાજાએ એક દિવસ મેરુ પર્વતના અગ્રભાગમાં રત્નોથી બનાવેલા મહેલના ગોખમાં બેઠેબેઠે પોતાની મેળે સંસારની સ્થિતિનો નીચે પ્રમાણે વિચાર કર્યો.[27]

'મારી શક્તિ શત્રુઓથી કુંઠિત જ થતી નથી. મારે આ ચક્રવર્તી રાજ્ય કેટલા દિવસ સુધી

કરવું? ત્રૈલોક્યમાં કેટલા દિવસ સુધી મારે વિહાર કરવો?[૨૮] ત્રૈલોક્યને આશ્ચર્ય આપનારો અને ઘણાઘણા ભોગોથી મનનુ આકર્ષણ કરનારો આ મારો મોટો દેશ ભોગવવાથી મને શુ ફળ પ્રાપ્ત થશે?[૨૯] ભોગોનો આ સંપૂર્ણ ઉપભોગ ઉપરઉપરથી મીઠો લાગે એવો છે, પણ અંતે નાશ પામીને મહા દુઃખ આપે એવો છે. તે મને શુ સુખ આપે છે? વળી પાછો દિવસ ઊગે છે, વળી પાછી રાત્રિ પડે છે અને વળી પાછાં એનાં એ કાર્ય કરવામાં આવે છે; તો વાર વાર એનાં એ કાર્યો કરવાથી તો લજ્જા પામવી જ યોગ્ય છે. રાજી થવુ યોગ્ય નથી.[૩૦'૩૧] ફરીફરીને કાંતાને આલિંગવી અને વળી પાછી તેને ભોગવવી, એ તો બાળકના જેવી રમત જ કહેવાય. માટે મહાત્મા પુરુષોએ તો એથી લજાવું જોઈએ.[૩૨] ભોગવાઈ ભોગવાઈને તુરત સ્વાદરહિત થઈ જતાં, તેના તે ભોગોને દિવસેદિવસે વારંવાર ભોગવવાથી સમજુ પુરુષ શા માટે લજવાય નહિ?[૩૩] વળી દિવસ આવે છે, વળી રાત્રિ આવે છે અને વળી દિવસે તથા રાત્રે એનાં એ કાર્યો કરવામાં આવે છે. તો હું ધારું છું કે એ રીતે વારંવાર ચૂંથણાં કરવાં એ તો સમજુ પુરુષને ઉપહાસ કરાવનાર છે.[૩૪] જેમ જળ એક વાર તરંગરૂપ થઈને પુનઃ પણ તરંગરૂપ જ થાય છે, તેમ પ્રાણીઓ પણ તેનાં તે જ કાર્યોને પ્રાપ્ત થાય છે.[૩૫] ઉન્મત્તની ચેષ્ટા સમાન અને બાળકની રમત જેવી આ જગતની ક્રિયાઓ સમજુ મનુષ્યને હસાવે છે.[૩૬] નિત્ય વારંવાર એનાં એ કાર્યો કરવામાં આવે છે, છતાં પણ તેઓથી એવું કયુ ફળ પ્રાપ્ત થાય એમ છે કે, તે પ્રાપ્ત થયા પછી બીજી કાંઈ કડાકૂટ કરવી જ ન પડે?[૩૭] આ લોકનાં અને પરલોકનાં સુખને માટે કર્મોની આ મોટી ખટપટ અમારે કેટલાક કાળ સુધી કર્યા કરવી અને એ કરવાથી કયું અવિનાશી ફળ મળે એમ છે?[૩૮] આ તો એક જાતની અંતવિનાની છોકરાંની રમત જણાય છે. પરિણામ જોતાં તેમાં કાંઈ પણ સાર નથી. જેમને દુઃખોના સમૂહોમાં પડવાની ઇચ્છા હોય તેઓ જ આ વ્યર્થ રમતની વારંવાર પુનરાવૃત્તિ કર્યા કરે છે.[૩૯] આ કડાકૂટમાં મને કોઈ પણ એક અતિ ઉત્તમ ફળ જોવામાં આવતું નથી, કે તે ફળ પ્રાપ્ત થયા પછી બીજું કાંઈ કરવાનું જ ન રહે.[૪૦] આ કડાકૂટમાં કેવળ ભોગ ભોગવવાનું જ સુખ મળે છે. તે સુખ તો ક્ષણિક છે અને તુચ્છ છે; એથી કાંઈ બીજા પ્રકારનું અવિનાશી સુખ મળે એમ નથી. હવે હું વિચાર કરી જોઉં, કે અવિનાશી સુખ શુ છે અને તે કેમ મળે?[૪૧]

હે રામ! આમ વિચારીને, બળિરાજા તુરત એકાગ્ર થઈને ચિંતવન કરવા લાગ્યો. જરા વાર ભમરાના ચાળા કરીકરીને, મનમાં વિચાર કરતાં સ્મરણ પ્રાપ્ત થવાથી, બળિરાજા પોતામાં જ બોલ્યો કે, 'હા મને યાદ આવ્યુ![૪૨] જગતની પૂર્વાપર પદ્ધતિને જોઈ લેનારા અને આત્મતત્ત્વને જાણનારા મારા મહાત્મા પિતા વિરોચનને મેં પૂર્વે પૂછ્યુ હતુ કે, 'હે મહાબુદ્ધિમાન! જેમાં સંસાર સંબંધી સઘળાં દુઃખોની અને સુખોની સઘળી ખોટી કડાકૂટો શાંત થઈ જાય, એવો સંસારનો અંત કયો કહેવાય છે?[૪૩'૪૪] હે પિતા! મનનો મોહ કયા સ્થળમાં શાંત થાય છે? સઘળી તૃષ્ણાઓ કયા સ્થળમાં ટળી જાય છે? અને પુનરાવૃત્તિવિનાની અખંડ વિશ્રાંતિ કયા સ્થળમાં મળે છે? કયું સ્થળ પ્રાપ્ત થાય તો આ સંસાર સંબંધી વિષયોમાંથી મળવાના સુખમાં તૃપ્તિ (આશાનો વિરામ) થઈ જાય? અને કયુ સ્થળ જોવામાં આવે, તો બીજું કાંઈ પણ જોવાની જરૂર રહે નહિ? આ સંસાર સંબંધી ભોગો તો અનેકાનેક છે, પણ તે સુખ આપતા નથી; એટલું જ નહિ, તેઓ તો સત્પુરુષોના મનને પણ ખળભળાવી દે છે અને તેને મોહમાં

પાડી દે છે.[૪૫-૪૭] હે પિતાજી ! આમ છે, એટલા માટે અખંડ આનંદથી પ્રિય લાગે એવું કોઈ સ્થળ મને બતાવો કે, તેમાં રહીને હું લાંબી વિશ્રાંતિ પામું.[૪૮] તે વખતે મારા પિતાજી કલ્પવૃક્ષની નીચે બિરાજ્યા હતા. એ કલ્પવૃક્ષ સ્વર્ગમાંથી બળાત્કારે હરી લાવવામાં આવ્યું હતું અને આંગણામાં રોપવામાં આવ્યું હતું. એનુ મૂળ પુષ્પોના સમૂહોથી ઢંકાઈ ગયું હતું અને એ પુષ્પો ચંદ્રકિરણ સમાન ગુચ્છોમાંથી પડતાં હતાં. મારું એ પ્રકારનું પૂછવું સાંભળીને મારા મોહને શાંત કરવા માટે મારા પિતાજીએ કલ્પ વૃક્ષનાં વિસ્તીર્ણ રસાયનોરૂપ મકરંદો જેવુ આ પ્રમાણે મધુર વચન કહ્યું હતું.[૪૯]

इत्याकर्ण्य पुरा निशाकरकरस्पर्धालुगुच्छ-
स्खलत्पुष्पापूरकृतावगुंठनपदस्योक्तं तले तेन मे।
पित्रा स्वर्गहृतस्य सागरतरोः संरोपितस्याजिरे
स्फाराकाररसायनासवसमं संमोहशांत्यै वचः॥४१

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો
'વિરોચનસ્મરણ' નામનો સર્ગ ૨૨મો સમાપ્ત

## सर्ग २३ मो*

## ચિત્તને જીતવા માટે રાજા તથા મંત્રીનું ઉપાખ્યાન

विरोचन उवाच

अस्ति पुत्रातिविततो देशो विपुलकोटरः।
त्रैलोक्यानां सहस्राणि यत्र मांति बहून्यपि॥१॥

વિરોચન બોલ્યો : હે પુત્ર! અત્યંત વિસ્તારવાળો અને મોટા અવકાશવાળો એક દેશ* છે, અને તેમાં ઘણાંઘણાં હજારો ત્રૈલોક્યો સમાઈ જાય છે.[૧] એ દેશમાં સમુદ્રો નથી, અખાતો નથી, પર્વતો નથી, વનો નથી, તીર્થો નથી, નદીઓ નથી અને સરોવરો નથી.[૨] તેમાં પૃથ્વી નથી, આકાશ નથી, સ્વર્ગ નથી, વાયુ આદિ નથી, ચંદ્ર નથી, સૂર્ય નથી, લોકપાલો નથી, દેવતાઓ નથી અને દાનવો નથી.[૩] તેમાં ભૂતો નથી, યક્ષો નથી, રાક્ષસો નથી, બાળાંઓ નથી, વનની શોભાઓ નથી, કાષ્ઠો નથી, ખડ નથી, સ્થાવર નથી અને જંગમ નથી.[૪] તેમાં જળ નથી, અગ્નિ નથી, દિશાઓ નથી, ઊંચો લોક નથી, નીચો લોક નથી, ઊંચો ભાગ નથી, નીચો ભાગ નથી, છાયા નથી, તડકો નથી, હું નથી અને વિષ્ણુ, ઇંદ્ર કે સદાશિવ આદિ પણ નથી.[૫] એ દેશમાં મોટા પ્રકાશવાળો, સઘળું કરનારો, સર્વમાં વ્યાપક અને સર્વરૂપ એક જ ભારે મોટો રાજા÷ છે અને તે સર્વદા ચૂપ જ રહે છે.[૬] એ રાજાએ સઘળા વિચારોમાં તત્પર રહેનારો એક મંત્રી+ કલ્પેલો છે અને તે મંત્રી અઘટિત વાતને× તુરત ઘટિત જેવી કરી દે છે તથા ઘટિત વાતને~ અત્યંત અઘટિત જેવી કરી દે છે.[૭] એ મંત્રી કાંઈ ભોગવી શકતો નથી અને કાંઈ જાણતો પણ નથી. તે જડ છે, છતાં પણ કેવળ રાજાને માટે જ સર્વદા સઘળું કર્યા કરે છે.[૮] એ મંત્રી પોતે એકલો જ તે રાજાનાં સઘળાં કાર્યો કરે છે અને રાજા તો કેવળ સ્વસ્થપણાથી§ એકાંતમાં જ રહે છે.[૯]

બળિ બોલ્યો : હે મોટી બુદ્ધિવાળા સમર્થ પિતાજી ! આધિઓથી તથા વ્યાધિઓથી રહિત એવો એ કયો દેશ છે? એ દેશ કેમ પ્રાપ્ત થાય? એ દેશ કોઈને મળ્યો છે?[૧૦] એવો એ મંત્રી કોણ છે અને એવો મહાબળવાન એ રાજા કોણ છે, કે લીલામાત્રથી સઘળા લોકોનું ઉચ્છેદન કરવાની શક્તિ ધરાવનારા આપણે પણ તેમને આજ દિવસ સુધી જીત્યા નથી.[૧૧] હે દેવતાઓને ભય આપનારા પિતાજી ! આ આખ્યાન મને અપૂર્વ લાગે છે, માટે કહો કે, આપણે એમને શા માટે

* આ ત્રેવીસમા સર્ગમા ચિત્તને જીતવાનુ કહેવાને માટે રાજાનુ અને મંત્રીનુ ઉપાખ્યાન કહેવામાં આવશે અને તેમા મંત્રીના અદ્‌ભુત બળનુ વર્ણન કરવામાં આવશે. * મોક્ષ

÷ આત્મા. + મન. × આત્માનુ સંસારીપણું. ~ આત્માનુ પૂર્ણાનંદપણું. § અદ્વિતીયપણામાં.

હરાવ્યા નથી? તમે મારા હૃદયરૂપી આકાશમાં રહેલા આ સંશયરૂપી વાદળને દૂર કરો.

**વિરોચન બોલ્યો :** હે પુત્ર! ત્યાં મંત્રી એવો બળવાન છે કે આપણે તો શું પણ લાખ-ગણા દૈત્યો અને લાખગણા દેવતાઓ ભેગા મળીને તેને દબાવવા જાય, તોપણ તે જરાય દબાય એવો નથી.[૧૨-૧૩] એ મંત્રી ઇંદ્ર પણ નથી, યમ પણ નથી, કુબેર પણ નથી, દેવ પણ નથી અને દૈત્ય પણ નથી. જો તે તેઓમાંનો કોઈ પણ હોય, તો તો આપણે તેને જીતી શકીએ.[૧૪] હે પુત્ર! જેમ કમળ પથરાને તોડી શકે નહિ, તેમ એ મંત્રીને તલવાર, મુસલ, પ્રાસ, વજ્ર, ચક્ર કે ગદા આદિ કોઈ પણ શસ્ત્રો તોડી શકે એમ નથી. એટલું જ નહિ પણ કોઈ શસ્ત્રો, અસ્ત્રો કે યોદ્ધાઓએ કરેલી ક્રિયાઓ તેને મુદ્દલ લાગુ પડે એમ જ નથી. એ મંત્રીએ સઘળા દેવતાઓને અને સઘળા દૈત્યોને સર્વદા વશ કરેલા છે. એ મંત્રી જો કે વિષ્ણુ નથી, તોપણ જેમ પ્રલયકાળનો પવન મેરુપર્વત ઉપરનાં કલ્પવૃક્ષોને અસ્તવ્યસ્ત ફેંકી દે છે, તેમ તેણે હિરણ્યાક્ષ આદિ આપણા પૂર્વજોને પણ અસ્તવ્યસ્ત કરી દીધા હતા.[૧૫-૧૭] સર્વને બોધ આપનારા નારાયણ આદિ દેવોને પણ એ મંત્રીએ દબાવીને પોતાની ઇચ્છા પ્રમાણે ખાડાઓમાં+ નાખી દીધા હતા. કેવળ પાંચ જ બાણવાળો કામદેવ પણ એ મંત્રીની કૃપાથી જ આ સમગ્ર ત્રૈલોક્યને દબાવીને ચક્રવર્તી રાજા જેવો થઈ પડ્યો છે.[૧૮-૧૯] ક્રોધ જો કે દુષ્ટ આકારવાળો છે, સદ્ગુણોથી રહિત છે, દુર્મતિ છે અને દેવતાઓમાં તથા દૈત્યોમાં પરસ્પર વિરોધ ઉપજાવનારો છે, તોપણ એ મંત્રીની કૃપાથી જ તે ઉદ્ધત થઈ પડે છે.[૨૦] હે પુત્ર! હજારો દેવતાઓને અને હજારો દૈત્યોને વારંવાર જે સંગ્રામ થાય છે, તે સંગ્રામ-નો વિચારો કરનારા એ મંત્રીને મન માત્ર એક જાતની ક્રીડા છે.[૨૧] હે પુત્ર! એ મંત્રીને જો તેનો ધણી રાજા જીતે, તો તે જિતાય એમ છે, પણ તે વિના તો એ પહાડ જેવો અચળ જ છે.[૨૨] જો કોઈ સમયમાં તેના ધણીને એ મંત્રીનો પરાજય કરવાની ઇચ્છા થાય છે, તો તેથી એ મંત્રી સહેજે જિતાઈ જાય છે.[૨૩] હે પુત્ર! ત્રૈલોક્યમાં જે જે બળવત્તર પુરુષો છે, તે સઘળાઓમાં શ્રેષ્ઠતા ધરા-વનારા અને ત્રૈલોક્યને હફાવનારા એ મંત્રીને, જો તારામાં હરાવવાની શક્તિ હોય, તો હું તને પરા-ક્રમી ગણું.[૨૪] એ મંત્રીરૂપી સૂર્ય ઉદય પામે છે, ત્યારે આ બ્રહ્માંડોરૂપી કમળનાં વનો પ્રફુલ્લિત થાય છે; એ મંત્રીરૂપી સૂર્ય અસ્ત પામે છે, ત્યારે આ બ્રહ્માંડોરૂપી કમળવનો નષ્ટ થઈ જાય છે.[૨૫] હે સારા નિયમોવાળા પુત્ર! જો તું નિશ્ચયવાળી અને મોહમાંથી જન્મેલા અજ્ઞાન વિનાની બુદ્ધિથી એ એકને જ જીતવાને સમર્થ થાય, તો હું તને ધીર માનું.[૨૬] એ એક મંત્રી જિતાય, તો જે જે લોકો તારાથી નથી જિતાયા, તેઓ પણ જિતા-યેલા થઈ જશે. એ એક મંત્રી જ્યાં સુધી નથી જિતાયો, ત્યાં સુધી તેં જે જે લોકને લાંબા કાળથી જીતી મૂક્યા છે, તેમને નહિ જિતાયેલા જ સમજવા. આથી હે પુત્ર! અનંત સિદ્ધિઓને અર્થે તથા અવિનાશી સુખને માટે, ગમે તેવું કષ્ટ વેઠીને પણ તું એ મંત્રીને જીતવાનો યત્ન કર.[૨૭-૨૮] દેવ, દૈત્ય, નાગ, યક્ષ, મનુષ્ય, મોટા સર્પો અને કિન્નરો સાથેના સઘળા ત્રૈલોક્યને પણ એ મહાબળવાન મંત્રીએ લીલામાત્રથી જ સંપૂર્ણ રીતે વશ કરેલું છે.[૨૯]

ससुरदनुजनागयक्षसंघं सनरमहोरगकिंनरं समेतम्। त्रिजगदपि वशीकृतं समंतादतिबलिना ननु हेलयैव तेन ॥ २९ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'વિરોચનવચન' નામનો સર્ગ ૨૩મો સમાપ્ત

---

+ તે તે યોનિઓમાં.

# સર્ગ ૨૪મો*

## મંત્રીને વશ કરીને રાજાનું દર્શન કરવાનો ઉપાય

बलिरुवाच

केनोपायेन बलवान् स तात परिजीयते ।
कोऽसावतिमहावीर्यः सर्वं प्रकथयाशु मे ॥१॥

બળિ બોલ્યો : હે પિતાજી! એ બળવાન મંત્રી કયા ઉપાયથી જીતી શકાય? અને એ મહાપ્રબળ મંત્રી કોણ છે? એ સઘળું તમે મને તુરત કહો.[1]

વિરોચન બોલ્યો : હે પુત્ર! એ મંત્રી કદી પણ જીતી શકાય નહિ એવી સ્થિતિવાળો છે, તોપણ જે ઉપાયથી તેને સહેજે જીતી શકાય એમ છે, તે ઉપાય હું તને કહું છું. તું તે સાંભળ. હે પુત્ર! જો એ મંત્રીને યુક્તિથી પકડવામાં આવે, તો તે ક્ષણમાત્રમાં વશ થઈ જાય છે; પરંતુ તેને યુક્તિ વિના પકડવામાં આવે, તો એ કાળોતરા નાગની પેઠે પકડનારને બાળી જ નાખે છે.[૨-૩] જેઓ એ મંત્રીને બાળકની પેઠે રમાડી-રમાડીને× યુક્તિથી વશ કરે છે, તેઓ તે રાજાનું દર્શન કરીને રાજપદને પ્રાપ્ત થાય છે.[૪] એ રાજાનું દર્શન થાય, તો તે મંત્રી વશ થઈ જાય છે અને જો તે મંત્રી વશ થાય, તો રાજાનું દર્શન થાય છે.[૫] જ્યાંસુધી રાજાનું દર્શન થયું હોય નહિ, ત્યાં સુધી મંત્રી જિતાતો નથી અને જ્યાં સુધી મંત્રી જિતાયો ન હોય, ત્યાં સુધી રાજાનું દર્શન થતું નથી.[૬] રાજાનું દર્શન ન થાય ત્યાં સુધી એ મંત્રી ઘણાં દુઃખો આપ્યા કરે છે અને મંત્રી જિતાયો ન હોય ત્યાં સુધી રાજા અત્યંત અદૃશ્ય થઈને રહે છે.[૭] આથી અભ્યાસ કરીને રાજાનું દર્શન અને મંત્રીનો પરાજય એ બન્નેનો એકસાથે આરંભ કરવો જોઈએ.[૮] હે પુત્ર! તું ધીરેધીરે દૃઢ અભ્યાસરૂપી પુરુષપ્રયત્ન કરીને, રાજાનું દર્શન અને મંત્રીનો પરાજય એ બન્નેને સંપાદન કરીશ, તો યત્નના મહિમાને લીધે તું તે શુભ દેશને પ્રાપ્ત થઈશ.[૯] હે દૈત્યોના રાજા! અભ્યાસ સફળ થતાં, તું તે દેશને પ્રાપ્ત થઈશ, તો ફરી વાર તારે જરા પણ શોક કરવાનો રહેશે નહિ.[૧૦] જેમના સંપૂર્ણ સાંસારિક પરિશ્રમો શાંત થયા છે, જેમનું અંતઃકરણ નિત્ય પ્રફુલ્લિત રહે છે અને જેમના સમગ્ર સંશયો ટળી ગયા છે; એવા સત્પુરુષો જ તે દેશમાં સ્થિતિ કરે છે.[૧૧] હે પુત્ર! એ કયો દેશ છે, એ કયો રાજા છે અને એ કયો મંત્રી છે, તે વિષે હું સઘળું સ્પષ્ટ ફોડ પાડીને તારી પાસે કહું છું, તે તું સાંભળ. મેં તને જે દેશ કહ્યો, તે સઘળાં દુઃખોનો નાશ કરનારો મોક્ષ સમજવો.[૧૨] હે મહામતિમાન! મેં તે દેશમાં જે રાજા કહ્યો, તે મન આદિથી જાણવામાં નહિ આવતો, મોટા ઐશ્વર્યવાળો આત્મા સમજવો. તેણે જે એક ચતુર મંત્રી કલ્પ્યો છે, તે બીજો કોઈ નહિ પણ મન છે, એમ સમજવું.[૧૩] જેમ માટીનો પિંડો ઘડારૂપે પરિણામ પામે છે અને ધુમાડો વાદળાંરૂપે પરિણામ પામે છે, તેમ મન જ આ જગતરૂપે પરિણામ પામ્યું છે. જેમ માટીના પિંડામાં ઘડો સૂક્ષ્મરૂપે રહે છે અને ધુમાડામાં વાદળું સૂક્ષ્મરૂપે રહે છે, તેમ મનમાં આ જગત સૂક્ષ્મરૂપે રહે છે.[૧૪] એ મન જિતાય, તો સઘળું જિતાઈ જાય છે અને સઘળું પ્રાપ્ત થાય છે; પણ એ મન જિતાવું બહુ કઠિન છે. તે તો યુક્તિથી જ જિતાય છે.[૧૫]

બળિ બોલ્યો : હે પિતાજી! એ મનને દબાવવાની જે યુક્તિ હોય, તે જ પ્રથમ સ્પષ્ટ રીતે આપ મારી પાસે કહો, એટલે તે યુક્તિથી

* આ ચોવીસમા સર્ગમાં દુષ્ટ મંત્રીને જીતી લેવાનો ઉપાય, રાજાના દર્શનના ઉપાયની સાથે અને વૈરાગ્યાદિકની સાથે કહેવામાં આવશે.

× થોડાથોડા વિષયો દેતાં, વારંવાર તે વિષયોમાં દોષ દેખાડી, છેતરીને.

હું એ દારુણ મનને જીતી શકું.[૧૬]

**વિરોચન બોલ્યો:** હે પુત્ર! સઘળા જ વિષયો ઉપર સર્વથા સ્પૃહા રાખવી નહિ, મનને જીતી લેવાની એ ઉત્તમ યુક્તિ છે. એ યુક્તિ જેવી બીજી કોઈ જ યુક્તિ નથી. અત્યંત મહોન્મત્ત એવા પોતાના મનરૂપી હાથીને આ યુક્તિથી જ તુરત પકડીને વશ કરી શકાય છે. હે મોટી બુદ્ધિવાળા પુત્ર! આ યુક્તિ અત્યંત દુર્લભ પણ છે અને અત્યંત સુલભ પણ છે. એ યુક્તિનો જો અભ્યાસ કરવામાં ન આવ્યો હોય, તો તે અતિ દુર્લભ છે અને જો સારી પેઠે એનો અભ્યાસ કરવામાં આવ્યો હોય, તો તે યુક્તિ અતિ સુલભ છે. જેમ પાણીથી સિંચાતી લતા શાખાઓના વિસ્તારથી સઘળી રીતે પ્રફુલ્લિત થઈ રહે છે, તેમ અનુક્રમે અભ્યાસ કરવામાં આવતી આ વિષયો ઉપરની અરુચિરૂપી યુક્તિ, શાંતિ આદિના વિસ્તારથી સઘળી રીતે સ્પષ્ટ દેખાઈ આવે છે.[૧૭-૨૦] હે પુત્ર! જેમ કોઈ માણસ ડાંગરને ઇચ્છતો હોય, પણ લોભને લીધે તેને વાવે નહિ, તો તે ડાંગર પ્રાપ્ત થતી નથી; તે જ પ્રમાણે જે માણસ આ યુક્તિને ઇચ્છતો હોય, પણ ભોગોની લાલચને લીધે તેનો અભ્યાસ કરે નહિ, તેને આ યુક્તિ પ્રાપ્ત થતી નથી. આથી તું પ્રયત્નપૂર્વક અભ્યાસથી એ યુક્તિને સ્થિર કર.[૨૧] સંસારરૂપી ખાડામાં પડેલાં પ્રાણીઓ જયાં સુધી વિષયોમાં નિઃસ્પૃહપણાને પ્રાપ્ત થાય નહિ, ત્યાં સુધી દુઃખોમાં જ ભમ્યા કરે છે.[૨૨] જેમ અત્યંત બળવાન માણસ પણ જો ચાલવા ન લાગે, તો દેશાંતરને પ્રાપ્ત થતો નથી, તેમ સમજુ માણસ પણ જો આ યુક્તિનો અભ્યાસ કરે નહિ, તો આ યુક્તિને પ્રાપ્ત થતો નથી.[૨૩] આથી જેમ જળના સિંચનથી લતાની વૃદ્ધિ કરવામાં આવે છે, તેમ 'ધ્યેય' નામના વાસનાના ત્યાગને ઇચ્છતા પુરુષે નિરંતર અભ્યાસથી ભોગો ઉપરથી અરુચિની વૃદ્ધિ કરવી જોઈએ.[૨૪] હે પુત્ર! ક્રિયાના અનુકૂળ ફળને પામવા માટે, હર્ષને તથા ક્રોધને ત્યજી દઈને પુરુષાર્થ કરવા વિના બીજું કોઈ ઉત્તમ સાધન નથી.[૨૫] જગતમાં 'દૈવ, દૈવ' એમ કહેવામાં આવે છે, પણ દૈવનું સ્વરૂપ બીજું કાંઈ નથી. પોતાના ઉદ્યમથી નિયમિત રીતે થવાનું જે ફળ માનવામાં આવે છે, તે જ દૈવ કહેવાય છે.[૨૬] 'દૈવ' એ શબ્દ પામર લોકોનો જ છે, પણ વિદ્વાનોનો નથી. જ્યારે કોઈ માણસને કોઈ કામની સ્પર્ધા આવી જાય છે, ત્યારે તેના શત્રુઓ પોતાની અસહનતાને શાંત કરવા સારુ અને તે માણસ પોતાના હર્ષને શાંત કરવા સારુ 'દૈવ' એ શબ્દ વાપરે છે. જેમ નિર્જળ ભૂમિના જ્ઞાનથી ઝાંઝવાનાં પાણીનો ભ્રમ જિતાઈ જાય છે, તેમ નિયતિરૂપ દૈવ બીજા પ્રબળ ઉદ્યમથી જિતાઈ જાય છે. જે જે કાંઈ સફળ થયેલું કે નિષ્ફળ થયેલું માનવામાં આવે છે, તે સઘળું મનથી જ થાય છે; માટે પુરુષાર્થ કરીને જો તેમાં સફળ થવાનું માનવામાં આવે, તો તે સફળપણાના સુખને આપે છે. અમારા સિદ્ધાંતમાં જે મન છે તે જ કર્તા છે; એટલા માટે એ મન જે પ્રકારના નિયમિત ફળનો સંકલ્પ કરે છે, તેવું જ નિયમિત ફળ પ્રાપ્ત થાય છે.[૨૭-૩૦] મન જે રીતે દૈવની કલ્પના કરે છે, તે રીતે દૈવ કલ્પાઈ જાય છે. મન કેટલાંએક કાર્યોને નિયમિત ફળ આપનારાં કલ્પી લે છે, કેટલાંએક કાર્યોને ફળ આપે કે ન આપે એવાં લટકતાં કલ્પી લે છે અને કેટલાંએક કાર્યોને ફળ નહિ આપનારાં જ કલ્પી લે છે; માટે દૈવની યોજના કરનાર મન જ છે. એ મન જો કદાચ સર્વદા એકસરખા સ્વભાવવાળા પરમાત્માના અનુસંધાનની ધારા ચલાવ્યે જાય, તો જેમ આકાશમાં પવન અસંગ રહે છે, તેમ પોતે પણ આ બ્રહ્માંડના વિષયોમાં અસંગ રહે છે. જો કદાચ એ મન શાસ્ત્રોમાં જણાવેલા

નિયમ પ્રમાણે વિહિત કર્મોની પદ્ધતિમાં જ ચાલ્યુ જાય, તો તે, તે તે કર્મોને અનુસરતાં ફળોને પ્રાપ્ત થાય છે.[31-33] હે પુત્ર! એક જાતના સંકેતને માટે કલ્પાયેલો 'દૈવ' એ રૂઢ શબ્દ પામર લોકોને પહાડ જેવો લાગે છે. આથી જ્યાં સુધી મન છે, ત્યાં સુધી દૈવ પણ નથી અને કોઈ પ્રકારનો નિયમ પણ નથી જ. મન નષ્ટ થયા પછી જો કાંઈ દૈવ કે નિયમ થતાં હોય તો ભલે થાય. જીવ જો પોતે કાયરપણારૂપી નપુંસકનો સ્વભાવ છોડી દઈ, પુરુષ બનીને પુરુષાર્થ કરવા લાગે, તો તે આ લોકમાં ઇચ્છિત ફળને પ્રાપ્ત થાય છે. પુરુષાર્થ કરવા લાગીએ, તો જે ધાર્યું હોય તે થવામાં કાંઈ પણ ફેરફાર પડતો નથી. હે પુત્ર! પુરુષાર્થ વિના આ લોકમાં બીજું કાંઈ ઉત્તમ નથી.[34-36] આથી અત્યંત પુરુષાર્થ કરીને ભોગો ઉપર અરુચિનું સંપાદન કરવું. જ્યાં સુધી સંસારનો નાશ કરનાર ભોગો ઉપર અરુચિ થાય નહિ, ત્યાં સુધી સર્વોત્કૃષ્ટપણાને આપનારુ પરમ સુખ પ્રાપ્ત થાય નહિ. હે પુત્ર! જ્યાં સુધી વિષયો ઉપર અત્યંત મોહ આપનારી રુચિ હોય, ત્યાં સુધી ભોગોરૂપી સર્પોના ભારાઓથી ગૂંથાયેલી, દુઃખ આપનારી અને ચપળ રીતે આમ–તેમ હિલોળા ખાતી દુષ્ટ 'આશા' નામની સંસારની હીંચકતી દશા કદી પણ નિવૃત્તિ પામતી નથી. વૈરાગ્યના અભ્યાસ વિના એ આશાને દૂર કરવાનો બીજો કોઈ યોગ્ય ઉપાય નથી.[37-40]

**બળિ બોલ્યો :** હે સર્વ અસુરોના સ્વામી! ભોગો ઉપરની અરુચિ જીવને બ્રહ્મભાવરૂપી સ્થિતિ આપનારી છે એ સાચી વાત છે, પરંતુ એ અરુચિ કયા ઉપાયથી મનમાં સ્થિર થાય છે?[41]

**વિરોચન બોલ્યો :** જેમ શરદઋતુમાં દ્રાક્ષ આદિની મોટી લતા ફળ આપે છે, તેમ આત્માનું અવલોકન જીવને સ્પષ્ટ રીતે ભોગોમાં અરુચિરૂપી ફળ આપે છે. જેમ લતામાંથી ઉત્પન્ન થયેલા કાચા ફળમાંથી પાકું ફળ થાય છે, તેમ ભોગો ઉપર અરુચિ રાખવાથી મોક્ષરૂપી સર્વોત્તમ ફળ પ્રાપ્ત થાય છે. જેમ કમળના ગર્ભમાં લક્ષ્મી સ્થિતિ કરે છે, તેમ આત્માનું અવલોકન કરવાથી ભોગોની ઉત્તમ પ્રકારની અરુચિ હૃદયમાં સ્થિતિ કરે છે.[42-43] આથી અતિ સુંદર વિચાર બુદ્ધિરૂપી મણિની સરાણરૂપ છે તેથી આત્માનું અવલોકન અને ભોગો ઉપર અરુચિ એ બન્નેને એકીવખતે સંપાદન કરવાં.[44] જ્યાં સુધી ચિત્ત જ્ઞાનના માર્ગમાં જરા પણ પ્રવીણ થયું ન હોય, ત્યાં સુધી તેને સુમાર્ગે ચઢાવવાના આરંભમાં દિવસના બે ભાગોને આવિરુદ્ધ આવશ્યક ભોગો ભોગવવામાં કાઢવા, એક ભાગને શાસ્ત્રનું શ્રવણ કરવામાં કાઢવો અને એક ભાગને ગુરુની સેવા કરવામાં કાઢવો.[45] જ્યારે ચિત્ત જ્ઞાનના માર્ગમાં કાંઈક સાધિત થાય, ત્યારે દિવસના એક ભાગને આવશ્યક ભોગો ભોગવવામાં કાઢવો, બે ભાગને ગુરુની સેવા કરવામાં કાઢવા અને એક ભાગને શાસ્ત્રાર્થના ચિંતવનમાં કાઢવો.[46] જ્યારે ચિત્ત જ્ઞાનના માર્ગમાં બરાબર પ્રવીણ થાય, ત્યારે દિવસના બે ભાગને શાસ્ત્રના તથા વૈરાગ્યના ચિંતવનમાં કાઢવા અને બે ભાગને ધ્યાન કરવામાં તથા ગુરુની સેવા કરવામાં કાઢવા.[47] જેનું ચિત્ત શુદ્ધ થયુ હોય, તે જ જીવ જ્ઞાનની કથાના ક્રમમાં યોગ્ય થાય છે; કેમકે જે વસ્ત્ર સ્વચ્છ હોય છે, તેને જ ઉત્તમ પ્રકારનો રંગ લાગે છે.[48] ચિત્તરૂપી બાળકને ધીરેધીરે યુક્તિઓથી તથા શાસ્ત્રાદિનાં પવિત્ર વચનોથી રમાડવું; અને શાસ્ત્રાર્થના અભ્યાસરૂપી મધુર પાનક (શરબતથી) ઉછેરવું.[49] જ્યારે અહંતા–મમતારૂપી દુષ્ટ પકડ શિથિલ થાય અને ચિત્તને બ્રહ્માકારપણું પ્રાપ્ત થાય, ત્યારે શીતળ થયેલું તે ચિત્ત ચળકતી કાંતિવાળા સ્ફટિકમણિની જેમ શોભે છે.[50] ભેદના ગ્રહણરૂપી કુટિલતા વિનાની સરળ

બુદ્ધિથી તુરત વિષયોના, ઇંદ્રિયોના, ઇંદ્રિયોની વૃત્તિઓના, જીવનના અને દેહના અધિષ્ઠાનરૂપ (બ્રહ્મરૂપ)પણાનું અવલોકન કરવું. (વિષયો આદિ સઘળું બ્રહ્મરૂપ જ છે, એમ અવલોકન કરવું.[૫૧]) હે પુત્ર! બુદ્ધિથી વિચાર કરીને, સર્વદા આત્માનું અવલોકન અને તૃષ્ણાનો સંપૂર્ણ ત્યાગ, એ બન્નેને એકસાથે સંપાદન કરવાં જોઈએ.[૫૨] જેમ પ્રભા અને દીવાનો આકાર એ બન્ને સાથે જ રહે છે, તેમ આત્માનું અવલોકન અને તૃષ્ણાથી રહિતપણું એ બન્ને એકસાથે જ રહે છે. આત્માના અવલોકનની સાથે તૃષ્ણા-રહિતપણું રહે છે અને તૃષ્ણારહિતપણાની સાથે આત્માનું અવલોકન રહે છે.[૫૩] જ્યારે ભોગોનો સમૂહ સ્વાદવિનાનો થઈ જાય અને સર્વવ્યાપક આત્મા જોવામાં આવે, ત્યારે પરબ્રહ્મમાં અનંત અને અવિચળ વિશ્રાંતિ પ્રાપ્ત થાય છે.[૫૪] જે જીવો વિષયોમાં જ પરમ આનંદ માની લે છે, તેમને આત્માના સંપૂર્ણ શ્રવણ વિના કદી પણ નિરતિશય આનંદ પ્રાપ્ત થતો નથી.[૫૫] યજ્ઞોથી, દાનોથી, તપોથી અને તીર્થોનાં સેવનોથી વિષયોનું સુખ જ પ્રાપ્ત થાય છે, પણ ભોગોમાં અરુચિ પ્રાપ્ત થતી નથી. જીવને ભોગોમાં અરુચિ તો આત્માના અવલોકનથી જ થાય છે; પણ તપોથી, દાનોથી કે તીર્થોથી થતી નથી. પુરુષની બુદ્ધિ પોતાના પ્રયત્ન વિના બીજી કોઈ પણ યુક્તિથી, આત્માના અવલોકનરૂપી મહાકલ્યાણમાં પ્રવર્તતી નથી.[૫૬-૫૭] હે પુત્ર! આત્માનું અવલોકન તૃષ્ણાના ત્યાગની સાથે પ્રાપ્ત થાય છે, તે વિના બ્રહ્મપદમાં વિશ્રાંતિરૂપી પરમ સુખ મળતું નથી.[૫૮] જ્યારે પરમ કારણરૂપ બ્રહ્મ પોતાના આત્માપણાથી પ્રકાશે છે, ત્યારે જેવો વિશ્રામ મળે છે, તેવો વિશ્રામ બ્રહ્માથી માંડીને થૂંબડા સુધીના આ જગતમાં ક્યાંય મળતો નથી. પ્રથમ સમજુ પુરુષે પ્રયત્નનો આશ્રય કરીને અને દૈવને અત્યંત દૂર કરીને, ભોગોને ધિક્કારવા જોઈએ. એ ભોગો તો કલ્યાણના દ્વારની આડે દૃઢ પ્રતિબંધરૂપ છે. જેમ વર્ષાઋતુ પરિપાકની દશાને પ્રાપ્ત થાય છે, ત્યારે નિર્મળ અને સુશોભિત શરદનો સમય પ્રકટ થાય છે, તેમ ભોગોનો ધિક્કાર પરિપાકની દશાને પ્રાપ્ત થાય છે, ત્યારે વિચાર પ્રકટ થાય છે. જેમ સમુદ્રથી મેઘ વૃદ્ધિ પામે છે અને મેઘથી સમુદ્ર વૃદ્ધિ પામે છે, તેમ વિચારથી ભોગોનો ધિક્કાર વૃદ્ધિ પામે છે ને ભોગોના ધિક્કારથી વિચાર વૃદ્ધિ પામે છે. જેમ સ્નેહવાળા સંબંધીઓ પરસ્પરની સહાયતાથી મોટા કાર્યને સિદ્ધ કરે છે, તેમ ભોગોનો ધિક્કાર, વિચાર અને આત્માનું અખંડ અવલોકન–તેઓ પરસ્પરની સહાયતાથી મોક્ષને સિદ્ધ કરે છે. પહેલાં દૈવનો અનાદર કરીને અને પુરુષપ્રયત્ન વડે દાંતોથી દાંતોને પીસીને, ભોગો ઉપર અરુચિ ઉત્પન્ન કરવી જોઈએ. પ્રથમ તો બાંધવોની જેમાં સંમતિ હોય એવા અને દેશાચારથી વિરુદ્ધ ન પડે એવા ઉદ્યમથી, અનુક્રમે ધનનું સંપાદન કરવું અને તે ધનથી સારા ગુણોવાળા સુજન મહાત્માઓનું આરાધન કરીને તેમને વશ કરવા.[૫૯-૬૬] આમ મહાત્માઓના સમાગમથી ભોગોમાં અરુચિ થાય છે, ભોગોમાં અરુચિ થવાથી વિચાર પ્રાપ્ત થાય છે, વિચાર પ્રાપ્ત થવાથી મહાવાક્યના અર્થનું જ્ઞાન થાય છે. મહાવાક્યના અર્થનું જ્ઞાન થવાથી 'સર્વ શ્રુતિઓનું તાત્પર્ય અદ્વિતીય બ્રહ્મમાં જ છે' એવો નિશ્ચય થાય છે અને તે નિશ્ચય થયા પછી મનન આદિના અનુક્રમે પરમ પદની પ્રાપ્તિ થાય છે. જ્યારે તું વિષયોમાંથી વિરામ પામીશ, ત્યારે જ તું વિચાર વડે પરમપદને પ્રાપ્ત થઈશ. (છેલ્લી વારે પણ વિષયોના ઉપરામની આવશ્યકતા છે, માટે વિચારને પાછળ રાખવા કરતાં, હમણાં જ વિષયોનો ત્યાગ કરીને તારે વિચાર કરવો યોગ્ય છે.) તું જો વિચારના બળથી અત્યંત પવિત્ર આત્મામાં

સારી પેઠે વિશ્રાંતિ પામીશ, તો તું ફરીવાર દુઃખો ભોગવવાને માટે કલ્પનારૂપી કાદવમાં પડીશ નહિ. હું ધારું છું કે, તને વિષયો ઉપર રુચિ રહી જ નથી અને તે નહિ રહેવાથી તું શુદ્ધ પરબ્રહ્મરૂપ જ થયો છે. હે શુદ્ધ પરમાત્મા! હું તને પ્રણામ કરું છું. (જો કે દેહદૃષ્ટિથી મારે તને પ્રણામ કરવા યોગ્ય નથી તોપણ આત્મદૃષ્ટિથી આ પ્રણામ કરું છું) હે પુત્ર! તું પ્રથમ દેશાચારને અનુસરીને ધનનું સંપાદન કર કે જેમાં નિંદા થવાનો થોડો સંભવ છે. પછી તું તે ધનથી બ્રહ્મવેત્તા પુરુષોનું માનપૂર્વક અન્ન–વસ્ત્રાદિથી આરાધન કરીને તેમને વશ કર. પછી એમના સમાગમથી વિષય આદિનો તિરસ્કાર કરીને અને વૈરાગ્ય આદિ સાધનોને મેળવીને, તું સારી પેઠે આત્માનો વિચાર કર. એ રીતે આત્મવિચારના વૈભવથી તને અનાદિ કાળથી ભુલાઈ ગયેલા સ્વસ્વરૂપની પ્રાપ્તિ થશે.[૬૭-૭૨]

देशक्रमेण धनमल्पविगर्हणेन तेनांग साधुजनमर्जय मानपूर्वम् । तत्संगमोत्थविषयाद्यवहेलनेन सम्यग्विचारविभवेन तवात्मलाभः ॥७१॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ચિત્તચિકિત્સાયોગોપદેશ' નામનો ૨૪મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૨૫મો×

## બળિરાજાના મનમાં વિવેકનો ઉદય અને ગુરુના સમાગમની ઇચ્છા

बलिरुवाच

एतन्मे कथितं पूर्वं पित्रा चारुविचारिणा ।
इदानीं संस्मृतं दिष्ट्या संप्रबोधमहं गतः ॥ १ ॥

બળિ બોલ્યો: (સ્વાગત) ઉત્તમ વિચારવાળા મારા પિતાએ પૂર્વે મારી પાસે જે કહ્યું હતું, તે હમણાં મારા સ્મરણમાં આવ્યું અને તેથી હું જાગ્રત થયો, એ બહુ સારું થયું.[૧] આજ મને ભોગો ઉપર સ્પષ્ટ અરુચિ ઉત્પન્ન થઈ એ પણ સારું થયું. હવે હું અમૃત જેવા શીતળ શાંતિરૂપી સ્વચ્છ સુખમાં પ્રવેશ કરું છું.[૨] વારંવાર આશાને પૂર્ણ કર્યા કરતો, વારંવાર ધનને મેળવ્યાં કરતો અને વારંવાર પ્રાર્થના આદિથી સ્ત્રીને અનુકૂળ કર્યા કરતો હું આ વૈભવ આદિ સંસારની સ્થિતિમાં બહુ પરિતાપ પામ્યો છું.[૩] અહો! આ શીતળતાથી ભરેલી શાંતિરૂપી ભૂમિ બહુ રમણીય છે. શાંતિ પ્રાપ્ત થાય, ત્યારે સઘળી સુખ-દુઃખની દૃષ્ટિઓ શાંત થઈ જાય છે.[૪] હું શાંતિમાં સ્થિરતા પામ્યો છું, તેથી મારા સઘળા સંતાપો ટળી ગયા છે. જાણે હું ચંદ્રબિંબમાં નંખાયેલો હોઉં, તેમ હમણાં સર્વોત્તમ સુખને વશ થયો છું, સુખરૂપે જ રહ્યો છું અને અંદર પ્રફુલ્લિત થઈ જાઉં છું.[૫] હાય! હાય! ભોગોની ઉત્કંઠાથી નાચ્યા કરતા મનના વેગથી, શરીર અત્યંત બળી જતું હતું તથા મને નિરંતર ક્ષોભ થતો હતો. એ વૈભવપ્રાપ્તિ તો દુઃખરૂપ જ હતી.[૬] હું પૂર્વે મારા અંગથી સ્ત્રીના અંગને અને મારા માંસથી સ્ત્રીના માંસને દબાવીને (આલિંગન કરીને) પ્રસન્ન થતો હતો, એ તો કેવળ મોહનો જ વિલાસ હતો.[૭] બીજા લોકો જેમનાં દૃષ્ટાંતો આપે એવા મોટા-મોટા વૈભવો જોયા, જે રાજ્યાદિક ભોગવવા યોગ્ય કહેવાય છે, તે નિર્વિઘ્ન રીતે ભોગવ્યું અને પ્રતાપથી સઘળાં પ્રાણીઓને નમાવ્યાં; તોપણ અવિનાશી સુખ ક્યું મળ્યું? પાતાળમાં, પૃથ્વીમાં અને સ્વર્ગમાં જ્યાં જોયું ત્યાં, ચારેબાજુ એની એ વસ્તુઓ વારંવાર જોવામાં આવી, પણ બીજું કાંઈ નવા ચમત્કારવાળું જોવામાં આવ્યું નથી. હવે સઘળા વિષયોને ત્યજી દઈને તથા તેમની વાસનાઓને પણ બુદ્ધિથી દૂર કરી નાખીને હું પૂર્ણચંદ્રનાં કિરણોથી ભરપૂર થયેલા ક્ષીરસાગરની

× આ પચીસમા સર્ગમાં બળિરાજાના મનમાં વિવેકનો ઉદય થયાની તથા શુક્રાચાર્યનો સમાગમ કરવાની ઇચ્છા થવાની કથા કહેવામાં આવશે.

જેમ પૂર્ણ અને સ્વસ્થ થઈને રહ્યો છું.[૮–૧૦] પાતાળમાં, પૃથ્વીમાં અને સ્વર્ગમાં જે કોઈ સ્ત્રીઓ અને જે કોઈ રત્ન આદિ પદાર્થો અજ્ઞાનીની દૃષ્ટિથી સારરૂપ ગણવામાં આવે છે, તેમને પણ આ તુચ્છ કાળ તુરત ગળી જાય છે.[૧૧] હું આટલા સમય સુધી જગતના વિષયોની તુચ્છ ઇચ્છાથી દેવતાઓની સાથે વેર કર્યા કરતો હતો, માટે અત્યંત બાળક જ હતો.[૧૨] આ જગત મોટી પીડારૂપ છે અને તે કેવળ મનની કલ્પનામાત્રથી રચાયેલું છે; તેનો ત્યાગ નહિ કરવાથી શો લાભ થવાનો છે? મહાત્મા પુરુષને સંસાર ઉપર રુચિ જ કેમ ઘટે? મેં અજ્ઞાનરૂપી મદથી મત્ત થઈને, પોતે જ પોતાને જ ખરાબ કર્યો અને લાંબામાં લાંબા કાળ સુધી અનર્થને અર્થરૂપ સમજીને સેવ્યો, એ બહુ ભૂંડું કર્યું.[૧૩'૧૪] મેં મૂર્ખ બનીને જાગતી ચપળ તૃષ્ણા વડે આ ત્રૈલોક્યમાં માત્ર પશ્ચાત્તાપની જ વૃદ્ધિ થાય એવું શું નથી કર્યું? હવે આ ગઈ વાતની તુચ્છ ચિંતા કરવાનું કાંઈ પ્રયોજન નથી. વર્તમાન કાળના મોહને મટાડીને મનુષ્યજન્મનું સફળપણું થાય એવો ઉપાય ગોઠવવો એ જ યોગ્ય છે. જેમ ક્ષીરસમુદ્રમાં ચારે બાજુથી અમૃતનો જ પ્રાદુર્ભાવ થયો હતો, તેમ અખંડ બ્રહ્મથી એકતા પામીને રહેવાય તો ચારે-બાજુ સુખનો જ પ્રાદુર્ભાવ થાય.[૧૫–૧૭] અજ્ઞાનની શાંતિને માટે અમારા કુળગુરુ શુક્રાચાર્યને 'આ સંસાર કોણ છે? જીવ એ શું છે? અને જીવ પર બ્રહ્મરૂપે કેમ થાય?' એવા પ્રકારથી આત્માના અવલોકન વિષે હું પૂછું.[૧૮] સેવકજન ઉપર તુરત પ્રસન્ન થનારા અને યોગૈશ્વર્યવાળા શુક્રાચાર્યનું ચિંતવન કરું, એટલે તે તુરત પધારશે. શુક્રાચાર્ય પધારીને પોતાની વાણીથી અનંત શક્તિવાળા આત્માનો ઉપદેશ કરશે, એટલે હું પોતે તે અખંડ આત્મસ્વરૂપમાં જ રહીશ. મહાત્માઓની ઉપદેશ સંબંધી વાણી અક્ષય ફળ આપે છે અને તે કદી પણ નિષ્ફળ જતી નથી.[૧૯]

संचिंतयामि परमेश्वरमाशु शुक्रमुद्यत्प्रसादमथ तेन गिरोपदिष्टे । तिष्ठाम्यनंतविभवे स्वयमात्मनात्मन्यक्षीणमर्थमुपदेशगिरः फलन्ति ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'બલિચિંતાસિદ્ધાંતયોગોપદેશ' નામનો સર્ગ ૨૫મો સમાપ્ત

## सर्ग २६ मो×

## ગુરુનું આગમન અને તેમનો સંક્ષિપ્ત ઉપદેશ

वसिष्ठ उवाच

इति संचिन्त्य बलवान् बलिरामीलितेक्षणः ।
दध्यौ कमलपत्राक्षं शुक्रमाकाशमंदिरम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! બળવાન બળિરાજાએ એ પ્રમાણે વિચાર કર્યો અને તેણે નેત્રો મીચીને કમળપત્ર સમાન નેત્રોવાળા, તથા પરબ્રહ્મ જ જેમનું વિશ્રાંતિનું સ્થાન છે એવા શુક્રાચાર્યનું ધ્યાન કર્યું.[૧] શુક્રાચાર્ય બ્રહ્મરૂપ હોવાથી સર્વવ્યાપક છે. બળિરાજાએ તેમનું ધ્યાન કરવા માંડ્યું, એટલે નિરંતર ધ્યાનમાં જ તત્પર રહેનારા એ શુક્રાચાર્યે જાણ્યું કે, 'મારા જ ચિત્તમાં રહેલો મારો શિષ્ય બળિરાજા આ સમયે પોતાના નગરમાં તત્ત્વને જાણવા સારુ મારા દર્શનની ઇચ્છા રાખે છે.[૨] પછી સર્વવ્યાપક અને અખંડ ચૈતન્યરૂપ શુક્રાચાર્યે પોતાના યોગના સામર્થ્યથી પોતાના શરીરને બળિરાજાના રત્નમય ગોખમાં આણ્યું. (શુક્રાચાર્ય બળિરાજાની પાસે આવ્યા.)[૩] ત્યાં શુક્રાચાર્યના શરીરની પ્રભાનાં કિરણોનો પોતાના શરીરને સ્પર્શ થયો, એટલે જેમ પ્રાતઃકાળે સૂર્યનાં કિરણોનો સ્પર્શ થતાં કમળ પ્રફુલ્લિત થાય, તેમ બળિરાજા પણ પ્રફુલ્લિત થયો.[૪] હવે

× આ છવ્વીસમા સર્ગમા સ્મરણમાત્રથી આવેલા શુક્રાચાર્ય બળિરાજાને સંક્ષેપથી તત્ત્વના સારનો ઉપદેશ આપીને પાછા આકાશમા ગયા, એ કથા કહેવામાં આવશે.

બળિરાજાએ રત્નમય અર્ઘ્ય આપીને, કલ્પવૃક્ષનાં પુષ્પોના સમૂહોથી વધાવીને અને ચરણમાં પ્રણામ કરીને શુક્રાચાર્યનો સત્કાર કર્યો.[૫] પછી રત્નોના અર્ઘ્યથી પરિપૂર્ણ અંગવાળા થયેલા, કલ્પવૃક્ષનાં પુષ્પોનો મુકુટ ધરેલા અને અમૂલ્ય આસન પર બિરાજેલા એ ગુરુ શુક્રાચાર્યને બળિરાજાએ નીચે પ્રમાણે પૂછ્યું.[૬]

**બળિ બોલ્યો :** હે ભગવન્! જેમ પ્રાતઃકાળમાં ઉદય પામેલી સૂર્યની કાંતિ લોકોને સંધ્યાવંદન આદિ કાર્યો કરવા માટે પ્રેરે છે, તેમ આપની કૃપાથી ઉદય પામેલી બુદ્ધિ મને આપની પાસે બોલવાને પ્રેરે છે.[૭] મહાન મોહ આપનારા ભોગો ઉપર મને અરુચિ ઉત્પન્ન થઈ છે, એટલા માટે હું એ મહાન મોહનું હરણ કરનારા તત્ત્વને જાણવા ઇચ્છું છું.[૮] આ વિષયસુખની પરાકાષ્ઠા ક્યાં સુધી છે? વિષયસુખ કયા પદાર્થમય છે? હું કોણ છું? આપ કોણ છો? અને સઘળા લોકો કોણ છે? આ મને આપ શીઘ્ર કહો.[૯]

**શુક્રાચાર્ય બોલ્યા :** હે સર્વ દાનવોના ચક્રવર્તી! મને આકાશમાર્ગમાં જવાની ઉતાવળ છે અને આ વિષયમાં વધારે કહેવાનુ કાંઈ પ્રયોજન પણ નથી, માટે સંક્ષેપથી સઘળા પ્રશ્નોનો સાર હુ કહું છું તે તમે સાંભળો.[૧૦] આ સઘળું જગત ચૈતન્યનુ જ દશ્ય છે અને તેની સિદ્ધિ પણ ચૈતન્યને જ અધીન છે. આથી વિષયસુખની પરાકાષ્ઠા ચૈતન્ય સુધી જ છે. વિષયસુખ ચૈતન્યમાં કલ્પિત હોવાને લીધે ચૈતન્યમય જ છે. તમે ચૈતન્ય છો, હું ચૈતન્ય છું અને સઘળા લોકો પણ ચૈતન્ય જ છે. આ મે તમને સઘળા પ્રશ્નોનો સંક્ષિપ્ત ઉત્તર કહ્યો.[૧૧] જો તમે વિવેકી હશો, તો આટલા ઉત્તરમાંથી સઘળુ નિશ્ચયપૂર્વક સમજી શકશો, પણ તમે જો અવિવેકી હશો, તો તમને ઘણું સમજાવવામાં આવશે, તોપણ રાખમાં હોમેલા હુતદ્રવ્યની પેઠે તે સૌ વ્યર્થ જશે.[૧૨] 'ચૈતન્યમાં દશ્યોની કલ્પના થઈ છે, એ જ બંધ કહેવાય છે, ચૈતન્યમાંથી એ કલ્પનાનું છૂટી જવું, એ જ મુક્તિ કહેવાય છે અને દશ્યો વગરનું જે ચૈતન્ય છે, તેજ પૂર્ણ આત્મા છે' એટલો જ સઘળા સિદ્ધાંતનો સાર છે. આ નિશ્ચયને સ્વીકારીને જો તમે અવલોકન કરશો, તો તમે પોતે પોતાની મેળે પોતાથી જ અનંત પદરૂપ પરમાત્માને પ્રાપ્ત થશો.[૧૩/૧૪] હું હવે દેવલોકમાં જાઉ છુ. ત્યાં સપ્તર્ષિઓ ભેગા થયા છે અને મારે પણ દેવતાઓના કોઈ કાર્યને માટે ત્યાં અવશ્ય જવું પડે એમ છે.[૧૫] હે રાજન્! જ્યાં સુધી આ દેહ હોય, ત્યાં સુધી મુક્તબુદ્ધિવાળા પુરુષોને પણ આવી પડેલી ક્રિયાનો ત્યાગ કરવો ગમે નહિ, એ સ્વાભાવિક છે. (માટે મને ત્યાં જવાનું બંધ રાખવું ગમતુ નથી.)[૧૬]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! શુક્રાચાર્ય એટલું બોલીને તુરત જ વાદળાંઓની સ્પષ્ટ કેડીએ ગયા અને ગ્રહોના સમૂહોથી ભરપૂર તથા ભ્રમરના જેવા શ્યામ દેખાવવાળા આકાશની મધ્યમાં ચપળ તરંગની જેમ અદશ્ય થઈ ગયા.[૧૭]

इति कथितवताथ भार्गवेण स्फुटजलराशिपथा महाजवेन । प्लुतमलिशबले नभोंतराले तरलतरंगवदाकुले ग्रहौघैः ॥ १७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'બલ્યુપદેશયોગ' નામનો સર્ગ ૨૬મો સમાપ્ત

## સર્ગ ૨૭ મો×

### બળિરાજાને પૂર્ણાનંદચૈતન્યસ્વરૂપે વિશ્રાંતિ મળી

વસિષ્ઠ ઉવાચ

सुरासुरसमाभ्यर्च्ये तस्मिन् भृगुसुते गते ।
मनसा चिंतयामास बलिर्बुद्धिमतां वरः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** આમ હે રામ! દેવો

× આ સત્તાવીસમા સર્ગમાં બળિરાજાને શુક્રાચાર્યે કહેલા માર્ગથી સઘળો વિચાર કરતાં પૂર્ણાનંદ ચૈતન્યરૂપે વિશ્રાંતિ મળી, એ કથા કહેવામાં આવશે.

અને દૈત્યોની સભાઓમાં અત્યંત વખણાયેલા એ શુક્રાચાર્યના ગયા પછી, બુદ્ધિમાન પુરુષોમાં ઉત્તમ એવા બળિરાજાએ મનથી આ પ્રમાણે વિચાર કર્યો:[1] 'સદ્‌ગુરુ શુક્રાચાર્યે સાચું જ કહ્યું છે. આ જે સઘળું બ્રહ્માંડ છે તે ચૈતન્ય જ છે. હું ચૈતન્ય છું, આ સઘળા લોકો ચૈતન્ય છે, દિશાઓ ચૈતન્ય છે અને આ સઘળી ક્રિયાઓ પણ ચૈતન્ય છે.[2] બહારના તથા અંદરના સઘળા પદાર્થો સહિત સઘળું બ્રહ્માંડ વાસ્તવિક રીતે ચૈતન્ય જ છે. બ્રહ્માંડમાં ચૈતન્યથી જુદું કોઈ સ્થળમાં કાંઈ પણ નથી.[3] જે ચૈતન્ય છે તે સૂર્યને 'આ સૂર્ય છે' એમ જાણે નહિ, તો પછી સૂર્યને અને અંધકારને પરસ્પર શો ભેદ રહે ?[4] ચૈતન્ય જો પૃથ્વીને 'આ પૃથ્વી છે' એમ જાણે નહિ, તો પછી પૃથ્વી અને જળ આદિને પરસ્પર શો ભેદ રહે, કે તેથી પૃથ્વીમાં પૃથ્વીપણું અવિચળ રહે ?[5] ચૈતન્ય જો દિશાઓને 'આ દિશાઓ છે' એમ જાણે નહિ, તો દિશાઓમાં દિશાપણું શુ રહે? ચૈતન્ય જો પર્વતોને 'આ પર્વતો છે' એમ જાણે નહિ, તો પર્વતોમાં પર્વતોપણું શું રહે ?[6] ચૈતન્ય જો જગતને 'આ જગત છે' એમ જાણે નહિ, તો જગતમાં જગતપણું શું રહે ? ચૈતન્ય જો આકાશને 'આ આકાશ છે' એમ જાણે નહિ, તો આકાશમાં આકાશપણું શું રહે ?[7] ચૈતન્ય જો સ્થૂળ શરીરને 'આ સ્થૂળ શરીર છે' એમ જાણે નહિ, તો પ્રાણીઓનાં સ્થૂળ શરીરમાં સ્થૂળ શરીરપણું શું રહે ? ચૈતન્ય વિના કાંઈ પણ સિદ્ધ થતું નથી, એટલા માટે જે કાંઈ છે તે ચૈતન્ય જ છે.[8] ઇંદ્રિયો પણ ચૈતન્ય છે, શરીર પણ ચૈતન્ય છે, મન પણ ચૈતન્ય છે, મનની તૃષ્ણાઓ પણ ચૈતન્ય છે, અંદર પણ ચૈતન્ય છે, બહાર પણ ચૈતન્ય છે, અસત્ પદાર્થ પણ ચૈતન્ય છે અને જે રજ્જુ–સર્પાદિ અનિર્વચનીય પદાર્થો થાય છે, તેઓ પણ ચૈતન્ય જ છે.[9] હું ભોગોની ઇચ્છાપૂર્વક તે તે વિષયોનો આ સઘળો ભોગ કરુ છું, તે પણ ચૈતન્યથી જ કરું છું; શરીરથી કાંઈ કરતો નથી.[10] આ મારું શરીર તો લાકડા જેવું અને ઢેફા જેવું છે. તેથી શું થઈ શકે એમ છે ? સઘળા જગતના એક આત્મારૂપ જે ચૈતન્ય છે તે જ હું છું. મારું સ્વરૂપ ચૈતન્ય જ છે.[11] આકાશમાં જે ચૈતન્ય છે તે હું છું, સૂર્યમાં જે ચૈતન્ય છે તે હું છું, પૃથ્વીમાં જે ચૈતન્ય છે તે હું છું, જળમાં જે ચૈતન્ય છે તે હું છું, વાયુમાં જે ચૈતન્ય છે તે હું છું, દેવતાઓમાં તથા દૈત્યોમાં જે ચૈતન્ય છે તે હું છું, અને સ્થાવરોમાં તથા જંગમોમાં જે ચૈતન્ય છે તે પણ હું જ છું.[12] ચૈતન્યમાં બીજાપણાની કલ્પના સંભવતી જ નથી. એ કલ્પના અસંભવિત છે; તેથી જગતમાં શત્રુ પણ કોણ સંભવે અને મિત્ર પણ કોણ સંભવે ![13] આ 'બળિ' નામનું જે શરીર છે, તેનું સુશોભિત માથું કપાઈ જાય, તોપણ હું જે સર્વવ્યાપક ચૈતન્ય છું, તેનું શુ કપાઈ જાય ?[14] ચૈતન્ય જો 'આ દ્વેષ છે' એમ જાણે નહિ, તો દ્વેષ પણ શો પદાર્થ છે? દ્વેષની સિદ્ધિ પણ ચૈતન્ય વિના થતી નથી. આમ છે, એટલા માટે સઘળા દ્વેષ આદિ ભાવો તથા જે કોઈ અભાવો છે, તેઓ પણ ચૈતન્યરૂપ જ છે.[15] અત્યંત વિચાર કરી જોતાં પણ આ મોટા બ્રહ્માંડમાંથી ચૈતન્ય વિના બીજુ કાંઈ પણ હાથ લાગે એમ નથી. જે કાંઈ છે, તે સઘળું ચૈતન્ય જ છે.[16] એટલા માટે દ્વેષ પણ નથી, રાગ પણ નથી, મન પણ નથી અને મનની વૃત્તિઓ પણ નથી. અતિ શુદ્ધ ચૈતન્યમાત્રમાં ભેદોની કલ્પના ઘટે જ કેમ ?[17] ચૈતન્યરૂપ હું સર્વમાં વ્યાપક છું અને સર્વરૂપ છું. ચૈતન્યથી પ્રતિકૂળ કાંઈ પણ સિદ્ધ થતું નથી; માટે હું અખંડ આનંદ સ્વરૂપ છું. હું ભેદોની કલ્પનાથી રહિત છું અને મારામાં કોઈ બીજો ભાગ જ નથી.[18] નામ વિના-

ના ચૈતન્યનું 'ચૈતન્ય' એ જે નામ કહેવાય છે, તે નામ નથી; પરંતુ સઘળા પ્રકારની નામ–રૂપોની કલ્પનાના અધિષ્ઠાનરૂપ જે 'ચૈતન્ય' છે, તે જ ચૈતન્ય, એ કલ્પિત શબ્દરૂપે સ્ફુરે છે. હું દશ્યોથી તથા દર્શનોથી રહિત એવા કેવળ નિર્મળ સ્વરૂપવાળો છું, સર્વદા પ્રકાશમાન છું, જીવપણાથી રહિત છું, દ્રષ્ટા છું અને પરમેશ્વર છું.[૧૯-૨૦] હું કેવળ પ્રકાશસ્વરૂપ છું અને સર્વદા દ્વૈતથી રહિત છું; તેની અંદર કેશના અગ્રમાં અથવા જળમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબ જેવો કલ્પનારૂપ અતિ મર્યાદિત જે જીવભાવ ઉદય પામ્યો છે, તે પણ ભ્રાંતિ જ છે, વાસ્તવિક નથી.[૨૧] હું મારા સ્વરૂપના સાક્ષાત્કારથી જીવભાવનો પરાભવ કરું છું. મારો સ્વરૂપભૂત આત્મા દેહાદિ આકારોથી રંગાયો જ નથી અને નિત્યમુક્ત છે. તે સર્વમાં વ્યાપક છે અને કલ્પનામાત્રથી જીવભાવવાળો કહેવાય છે, તેને હું પ્રણામ કરું છું. ચૈતન્યરૂપ, દશ્યોથી રહિત સઘળી કલ્પનાઓને અનુસરતા સ્વરૂપવાળું અને દીવાની પેઠે સર્વને પ્રકાશ આપનારું જે પરબ્રહ્મ છે તે હું પોતે જ છું; હું તેને પ્રણામ કરું છું. દશ્યોથી રહિત, કેવળ ચૈતન્યરૂપ, એકીવખતે સર્વમાં ભરપૂર થઈને રહેલું અને જેમાં મનની વૃત્તિઓથી જાણી શકાય એવા સઘળા પદાર્થો મુદ્દલ છે જ નહિ એવું, જે સર્વથી મોટું સદા આનંદસ્વરૂપ છે તે હું છું. હું આકાશની પેઠે અંતથી રહિત છું, વ્યાપક છતાં પણ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છું અને આ સુખ–દુઃખોની દશાઓના કોઈ પણ દેખાવો મને પ્રાપ્ત થતા નથી. હું અનુભવરૂપ છું, સર્વ જ્ઞેય–પદાર્થોથી ભિન્ન છું, દશ્યો–રહિત છું, વ્યાપક છું અને સર્વને પ્રકાશિત કરનાર છું મારામાં કેવળ કલ્પનાથી પ્રતીત થયેલા જગત સંબંધી સાચા–ખોટા કોઈ પણ પદાર્થો વિભાગ પાડી દેવાને સમર્થ નથી. કદાચ જગત સંબંધી પદાર્થોથી મારામાં વિભાગ પડી જતા હોય, તોપણ એ પદાર્થો મારાથી જુદી સત્તાવાળા નથી; માટે તેમણે પાડેલા વિભાગોને હું સ્વીકારી લઉં છું. એવા કલ્પિત વિભાગો પડવાથી મને કશી હાનિ નથી. પોતાના સ્વભાવરૂપ એવી કોઈ વસ્તુ જો એવી જ બીજી કોઈ વસ્તુને લઈ જાય, હરી જાય કે આપી દે, તો તેમાં કોઈનું શું જાય છે? જેમ એક માણસના ડાબા હાથમાં રહેલા ધનને તે જ માણસનો જમણો હાથ લઈ લે, હરી લે કે ફરીને પાછું આપે, તોપણ તે માણસને કશી હાનિ નથી; તેમ મારામાં કલ્પાયેલા પદાર્થોમાં પરસ્પર ગમે તેવી ગરબડ થાય તોપણ તેથી મને કશી હાનિ થતી નથી. હું તો સર્વકાળમાં અખંડિત રહેનાર છું, સર્વરૂપ છું, સર્વનો કરનાર છું અને સર્વમાં રહેલો છું.[૨૨-૨૯] જે કાંઈ આ દશ્ય છે તે હું જ છું, એટલે મારામાં બીજું કાંઈ નવું થયું જ નથી. હું એક અખંડ ચૈતન્ય છું, માટે સંકલ્પ–વિકલ્પોથી મારામાં કાંઈ વધી જાય એમ નથી અને કાંઈ ઘટી જાય એમ પણ નથી. હું જ અજ્ઞાનથી જગતરૂપે ક્ષોભ પામું છું અને હું જ તત્ત્વબોધથી શાંત થઈ જાઉં છું.[૩૦]

મહાવિદ્વાન બળિરાજાએ આ પ્રમાણે વિચાર કર્યો અને ૐકારની છેલ્લી અર્ધમાત્રાના અર્થરૂપ તુરીયપદનો પોતાના આત્મારૂપે અનુભવ કરતાંકરતાં તે સમાધિસ્થ થઈ ગયો. તેના સર્વ સંકલ્પો શાંત થઈ ગયા અને દ્વૈતના અનેક વિભાગોનો દેખાવ બંધ પડી ગયો.[૩૧-૩૨] નિઃશંક-રીતે તેની ધ્યાતા, ધ્યેય તથા ધ્યાન આદિ સઘળી ત્રિપુટીઓ દૂર ક્યાંક ગઈ, તેની વાસનાઓ શાંત થઈ અને તે નિર્મળ થઈ ગયો. એ બળિરાજને પરમપદનો સાક્ષાત્કાર થયો અને વાયુવિનાના સ્થાનમાં રહેલા દીવાની જેમ તે નિશ્ચળ થયો. તેનું મન સારી રીતે શાંત થઈ ગયું. એ બળિરાજા પથરામાં કોતરાયેલા પુરુષની જેમ તે રત્નમય

ગોખમાં ઘણા કાળ સુધી સ્થિર રહ્યો.[૩૩'૩૪] જેમ વાદળાંઓથી રહિત થયેલું શરદઋતુનું નભ સ્વચ્છતાથી શોભે, તેમ દ્વૈતના વિભાગોથી રહિત થયેલો બળિરાજા સઘળી તૃષ્ણાઓ શાંત થવાને લીધે, પરિપૂર્ણતાવાળી અને વિષયોના મનનરૂપી દોષોથી રહિત થયેલી એવી નિર્મળ બ્રહ્મસત્તાથી શોભવા લાગ્યો.[૩૫]

प्रशमितैषणया परिपूर्णया मननदोषदशोज्झितयैतया । बलिरराजत निर्मलसत्तया विघनमच्छतयेव शरन्नभः ॥ ३५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'બલિવિશ્રાંતિ' નામનો સર્ગ ૨૭મો સમાપ્ત

## सर्ग २८ मो ×

### બળિરાજાની સમાધિદશા અને શુક્રગુરુએ દૈત્યનું કરેલું સાંત્વન

વસિષ્ઠ ઉવાચ

अथ ते दानवास्तत्र बलेरनुचरास्तदा ।
तद्देहं स्फाटिकं सौधमुच्चैरारुरुहुः क्षणात् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: એ પ્રમાણે બળિરાજા રત્નમય ગોખમાં જ બેસી રહ્યો, ત્યારે તેના અનુચર દાનવો તુરત એ ગોખવાળા સ્ફટિકમણિના ઊંચા મહેલ ઉપર ચઢ્યા.[૧] ડિંભ આદિ ધીર મંત્રીઓ, કુમુદ આદિ સામંતો, સુર આદિ રાજાઓ, વૃત્ત આદિ સેનાપતિઓ, હયગ્રીવ આદિ સુભટો, ચાક્રાજ આદિ બાંધવો, લડુક આદિ મિત્રો અને વલ્લુક આદિ વિનોદ કરાવનારાઓ ત્યાં આવ્યા. વળી ત્યાં હાથમાં ભેટોના સામાનવાળા કુબેર, યમ તથા ઇંદ્ર આદિ દેવતાઓ, સેવાના અવસરને ઇચ્છનારા યક્ષો, વિદ્યાધરો તથા નાગલોકો, ચામર ઢોળનારી રંભા તેમજ તિલોત્તમા આદિ ઉત્તમ સ્ત્રીઓ, સમુદ્રોના રહેવાસીઓ, નદીઓના રહેવાસીઓ, પર્વતોના રહેવાસીઓ, દિશાઓના પાલકો, ખૂણાઓના પાલકો અને બીજા પણ ત્રૈલોક્યમાં રહેનારા ઘણાઘણા સિદ્ધ લોકો સેવા કરવા માટે બળિરાજાના તે સ્થાનક ઉપર આવ્યા.[૨-૬] એ લોકો પ્રણામ કરતા હતા, તેથી તેમના મુકુટોની પંક્તિઓ નમી જતી હતી, ત્યારે બળિરાજા ધ્યાન દ્વારા તથા મૌન દ્વારા સમાધિમાં રહ્યો હતો, તેથી તે ચિત્રમાં આલેખેલા જેવો નિશ્ચળ થઈ રહ્યો હતો. તેને એ લોકોએ પ્રયત્નપૂર્વક જોયો.[૭] તે લોકોએ નિત્યની ચાલુ રીતિ પ્રમાણે પ્રણામ કર્યા. એ લોકોમાં જે મિત્રો હતા, તેઓ બળિરાજાની એ સ્થિતિ જોઈને મનમાં ખેદ પામ્યા; જેઓ ત્રાહિત હતા, તેઓ વિસ્મય પામ્યા; જેઓ તત્ત્વવેત્તાઓ હતા, તેઓ આનંદ પામ્યા અને જેઓ મૂર્ખ સેવકો હતા, તેઓ ભય પામ્યા. અનુચર લોકોને બળિરાજાના પ્રાણનો સંશય પ્રાપ્ત થવાથી ખેદ થયો. બળિરાજાનું મુખ પ્રસન્ન જોઈને તેમને વિસ્મય થયું, તેના શરીરમાં રોમાંચ આદિ ચિહ્નો જોવામાં આવવાથી તેમને આનંદ થયો અને તે ઘણી વાર સુધી ન ઊઠવાથી 'હવે આપણું રક્ષણ કોણ કરશે?' એવી ચિંતાને લીધે તેમને ભય પણ થયો. દાનવ મંત્રીઓએ 'હવે અહીં શું કરવું પ્રાપ્ત છે?' એમ સારી પેઠે વિચાર કર્યો અને સર્વ વિદ્વાનોમાં ઉત્તમ તથા દૈત્ય–દાનવોના કુળગુરુ એવા શુક્રાચાર્યનું ચિંતવન કર્યું.[૮'૯] આમ દૈત્યોએ ચિંતવન કર્યું, એટલે તુરત જ જાણે ગંધર્વનગર આવ્યું હોય, તેમ અત્યંત તેજવાળું શુક્રાચાર્યનું કલ્પિત શરીર ત્યાં આવી પહોંચેલું તેમના જોવામાં આવ્યું. (સપ્તર્ષિઓની સભામાં બેઠેલા શુક્રાચાર્યે યોગના બળથી પોતાના શરીરને બળિરાજાના મહેલમાં પ્રાપ્ત થયેલું કલ્પ્યું હતું.)[૧૦] દૈત્યોના સમૂહોએ શુક્રાચાર્યનું પૂજન

× આ અઠ્ઠાવીસમા સર્ગમાં બળિરાજાને ચેષ્ટાવિનાનો જોઈ, મુઝાયેલા દાનવોએ સ્મરણ કરતાં ત્યાં પધારેલા શુક્રાચાર્યે બળિરાજાની સ્થિતિ કહી ને દાનવોનો શોક મટાડ્યો, એ કથા કહેવામાં આવશે

કર્યું. પછી શુક્રભાર્ગવે મોટા આસન પર બેસીને સમાધિમાં રહેલા બળિરાજાને જોયા.[૧૧] થોડી વાર વિસામો લઈને અને પ્રેમભરેલી દૃષ્ટિથી બળિરાજાને જોઈ ને, 'તેનો સંસારરૂપી ભ્રમ નાશ પામી ગયો છે' એમ તેમણે વિચારપૂર્વક જોયું અને તેથી તે પ્રફુલ્લિત થયા. પછી જાણે પોતાના દેહનાં હજારો ઉજ્જ્વળ કિરણોથી ક્ષીરસાગરને ફેલાવતા હોય એવા શુક્રાચાર્યે હસીને સભાને નીચે પ્રમાણે વચન કહ્યું:[૧૨।૧૩] 'હે દૈત્યો! આ મહાત્મા બળિરાજા પોતાના આત્મવિચારથી જ સર્વના અધિષ્ઠાનરૂપ નિર્મળ બ્રહ્મને પ્રાપ્ત થઈને સિદ્ધ થયેલો છે અને તેથી એને નિરતિશય સુખ મળ્યું છે.[૧૪] આથી હે ઉત્તમ દૈત્યો! આ બળિરાજા ભલે હમણાં આ પ્રમાણે જ રહીને પોતાના સ્વરૂપમાં ચિરકાલ પર્યંત પરમાનંદરૂપ પરમપદમાં વિશ્રાંતિ લે.[૧૫] આ બળિરાજા સંસારના પરિશ્રમથી થાકીને હમણાં વિશ્રાંતિ પામ્યો છે, એના ચિત્તમાંથી સંસારની ભ્રાંતિ ટળી ગઈ છે અને સંસારની ખટપટરૂપી એની ગ્રાકળ શાંત થઈ ગઈ છે; તો હમણાં તમારે એને બોલાવવો નહિ.[૧૬] જેમ રાત્રિની ખટપટ શાંત થતાં દિવસ સૂર્યનાં કિરણોના સમૂહને પ્રાપ્ત થાય છે, તેમ અજ્ઞાનરૂપી સંકટ શાંત થતાં, આ બળિરાજા પોતાના પ્રકાશને જ પ્રાપ્ત થયેલો છે.[૧૭] જેમ મૂર્છિત અવસ્થામાં રહેલો અંકુર કાળે કરીને તે અવસ્થાને છોડીને બીજમાંથી પોતાની મેળે જ જાગ્રત થાય છે, તેમ આ બળિરાજા કાળે કરીને પોતાની મેળે જ જાગ્રત થશે.[૧૮] હે સર્વ દાનવોના નાયકો! તમે પોતાના સ્વામીનાં કાર્યોને નિશ્ચિંત થઈને કર્યા કરો. આ બળિરાજા એક હજાર વર્ષે સમાધિમાંથી જાગ્રત થશે.'[૧૯] હે રામ! દૈત્યોએ શુક્રાચાર્યનાં એ પ્રમાણે વચન સાંભળ્યાં એટલે જેમ વૃક્ષો સુકાયેલી મંજરીને તજી દે છે, તેમ તેમણે હર્ષથી થયેલી, દ્વેષથી થયેલી અને ખેદથી થયેલી ચિંતાને તજી દીધી.[૨૦] પછી સઘળા દૈત્યો આગળથી બંધાયેલી રાજ્યરીતિ પ્રમાણે બળિરાજાની સભાનું કામ આટોપી લઈને પોતપોતાનાં કાર્યો કરવા લાગી ગયા.[૨૧] પછી મનુષ્યો પૃથ્વીમાં ગયા, સર્પોના રાજાઓ રસાતળમાં ગયા, ગ્રહો તથા આકાશવાસી લોકો આકાશમાં ગયા, દેવતાઓ સ્વર્ગમાં ગયા, પર્વતો તથા દિક્પાલો પોતપોતાની દિશાઓમાં ગયા, વનમાં રહેનારા લોકો ગુફાઓમાં ગયા અને આકાશમાં ફરનારા આકાશ તરફ ગયા.[૨૨]

नरा महीमहिपतयो रसातलं ग्रहा नभस्त्रिदशगणास्त्रिविष्टपम् । दिशोऽद्रयो दिक्पतयश्च कंदरान्वनेचरा गगनचराश्च खं ययुः ॥ २२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'બલિસમાધાનવર્ણન' નામનો સર્ગ ૨૮મો સમાપ્ત**

## સર્ગ ૨૯મો*

## બળિરાજાની જીવન્મુક્ત દશા અને રામને જ્ઞાનમાર્ગમાં રહેવાની ભલામણ

**वसिष्ठ उवाच**

अथ वर्षसहस्रेण दिव्येनासुरपुंगवः ।
देवदुंदुभिनिर्घोषैर्बुबुधे भगवान् बलिः ॥१॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! સમાધિમાં રહ્યાને દેવતાઓનાં પૂરાં હજાર વર્ષ વ્યતીત થઈ ગયાં, પછી દેવતાઓના દુંદુભિઓના શબ્દો કાને પડવાથી મહાત્મા બળિરાજા જાગ્રત થયો.[૧] જેમ આકાશમાં સૂર્યનાં કિરણોનો સમૂહ ઉદય પામતાં કમળોનું વન પ્રફુલ્લિત થાય છે, તેમ બળિરાજા જાગ્રત થતાં તેનું નગર આનંદિત થયું.[૨] જાગ્રત થયેલા બળિરાજાએ હજી પોતાની પાસે દાનવો આવ્યા ન હતા, તેટલામાં એ સમાધિના સ્થાનક-

* આ ઓગણત્રીસમા સર્ગમા બળિરાજાએ જીવન્મુક્તપણાથી રાજ્ય કર્યાની, પાતાળમાં બળિરાજાનું રોધન થયાની અને રામને વસિષ્ઠે બળિરાજાના જેવી પૂર્ણ સ્થિતિથી રહેવાની ભલામણ કર્યાની કથા કહેવામાં આવશે.

રૂપ ગોખમાં જ થોડી વાર આ પ્રમાણે વિચાર કર્યો :[3] 'અહો ! બ્રહ્માકારપણે રહેવારૂપ વાસ્તવિક પદવી બહુ શીતળ અને બહુ રમણીય છે. હું એ પદવીમાં પરમ વિશ્રાંતિ પામ્યો હતો; તેથી દેવતાઓનાં હજાર વર્ષ પણ મને એક ક્ષણ જેવાં લાગ્યાં.[4] હવે હું એ જ પદવીનો આશ્રય કરીને વિશ્રાંતિ કરું. આ સંસારમાં વિષયોની વિભૂતિઓ ભોગવવાથી મારું શુ વળે એમ છે ?[5] મારા મનમાં સમાધિના પરિપાકથી થયેલા આનંદની લહેરોથી જેવો સંતોષ થયો છે, તેવો સંતોષ ચંદ્રના બિંબમાં રહેવાના આનંદની લહેરોથી પણ મળે નહિ.[6] હે રામ ! બળિરાજા એ પ્રમાણે વિચાર કરીને ફરી પણ વિશ્રાંતિ માટે પોતાના મનને ગલિત કરવા લાગ્યો; એટલામાં જેમ વાદળાંઓ ચંદ્રને વીંટી વળે તેમ દૈત્યો તેને વીંટી વળ્યા.[7] મેરુ આદિ મોટા પર્વતો જેવા તે દૈત્યોથી વીંટાયેલા અને તેમના પ્રણામોને સ્વીકારવામાં આકુળ થયેલાં નેત્રોવાળા તે બળિરાજાએ એ દૈત્યોને જોઈ લીધા. ત્યારપછી વળી તેણે આ પ્રમાણે વિચાર કર્યો, કે 'હું નિર્વિકલ્પ ચૈતન્યરૂપ છું. મારે ગ્રહણ કરવા યોગ્ય કયો પદાર્થ છે ? જો 'આ ગ્રહણ કરવા યોગ્ય છે' એવી આસક્તિથી મન કોઈ પદાર્થ ઉપર ઝડપ કરે, તો તે રાગરૂપ મલિનતાને પ્રાપ્ત થાય છે. પણ પદાર્થોને માત્ર જોવાથી મન તેવા મળને પ્રાપ્ત થતું નથી.[8-9] હું મોક્ષને શા માટે ઇચ્છુ છું ? પ્રથમ મને બાંધ્યો છે જ કોણે ? હું મુદ્દલ બંધાયેલો જ નથી, છતાં મોક્ષને ઇચ્છું છું. આ તો કેવળ છોકરાની રમત જેવું થાય છે, એ તે કેવી વાત ![10] મને બંધન પણ નથી અને મોક્ષ પણ નથી. મારી મૂર્ખતા ટળી ગઈ છે. હવે મારે ધ્યાનના વિલાસથી કે સમાધિથી શું મેળવવાનું છે ?[11] ધ્યાન અને ધ્યાનના અભાવની ભ્રાંતિને તજી દઈને મારું આત્મતત્ત્વ પોતાના સ્વભાવને લીધે ઉદાસીનપણાથી જોયા કરે છે. તો તે જોવામાં કોઈ વસ્તુ તેની સામે સ્ફુરે તો ભલે સ્ફુરે; પણ એમ થવાથી મને કાંઈ હાનિ કે વૃદ્ધિ થવાનાં નથી.[12] હું ધ્યાનને ઇચ્છતો નથી, તેમ ધ્યાનના અભાવને પણ ઇચ્છતો નથી. હું ભોગોને ઇચ્છતો નથી, તેમ ભોગોના ત્યાગને પણ ઇચ્છતો નથી. હું તો સઘળા સંતાપોથી રહિત છું અને સર્વમાં સમભાવે જ રહ્યો છું.[13] મને સમાધિના આનંદની પણ ઇચ્છા નથી અને જગતની સ્થિતિની પણ ઇચ્છા નથી. મારે ધ્યાનનું પણ શું કામ છે અને વૈભવનું પણ શું કામ છે ?[14] મને દેહનો સંબંધ નહિ હોવાથી હું મર્યો પણ નથી અને મને પ્રાણનો સંબંધ નહિ હોવાથી હું જીવતો પણ નથી. હું સ્થૂળ પણ નથી, સૂક્ષ્મ પણ નથી અને કોઈનો વિકાર પણ નથી. આ દેહ કે રાજ્ય વગેરે મારાં નથી, તેમ બીજો દેહ કે બીજાં રાજ્ય વગેરે પણ મારાં નથી. હું મને જ પ્રણામ કરું છું. હું તો બ્રહ્મ છું.[15] આ જગતનું રાજ્ય રહે તો ભલે રહે અને જાય તોપણ ભલે જાય. રાજ્ય રહેશે કે નહિ રહે, તોપણ હું તો શાંતપણે મારા સ્વરૂપમાં જ રહીશ.[16] મારે ધ્યાન કરીને શું કરવાનું છે અને રાજ્યના વૈભવ ભોગવીને પણ શું કરવાનું છે ? જે આવતું હોય તે ભલે આવે અને જતું હોય તે ભલે જાય. હું કોઈનો નથી અને મારુ કાંઈ નથી.[17] મારે જો હવે કર્તાપણાના અભિમાનપૂર્વક કાંઈ પણ કર્તવ્ય નથી, તો હું આ કાંઈક ચાલતું રાજ્યાદિકનું કામ આસક્તિ વિના શા માટે કરુ નહિ ?[18] હે રામ ! જ્ઞાનીમાં ઉત્તમ અને પૂર્ણતાવાળા એ બળિરાજાએ એ પ્રમાણે નિર્ણય કર્યો અને જેમ સૂર્ય કમળોને જુએ છે, તેમ તેણે દૈત્યોને જોયા.[19] જેમ પવન પુષ્પોના સુગંધોનું ગ્રહણ કરે છે, તેમ બળિરાજાએ સૌના ઉપર જુદીજુદી દૃષ્ટિ કરવાની વિચિત્રતાથી સઘળા દૈત્યોના દંડવત્ પ્રણામોને સ્વીકાર્યા.[20] પછી તે બળિરાજા 'ધ્યેય' નામના વાસનાના

ત્યાગવાળા મનથી સઘળાં રાજકાર્યો કરવા લાગ્યો.[૨૧] તે બ્રાહ્મણોને, દેવતાઓને તથા ગુરુઓને અર્ઘ્યાદિકથી પૂજવા લાગ્યો અને મિત્રોને, બંધુઓને, સામંતોને તથા સજ્જનોને સન્માન આપવા લાગ્યો.[૨૨] નોકરવર્ગને તથા અર્થી લોકોને તે ધનથી તૃપ્ત કરવા લાગ્યો અને સ્ત્રીઓને તે અનેક પ્રકારના વૈભવો આપીને રાજી રાખવા લાગ્યો.[૨૩] હે રામ! બળિરાજાના રાજ્યની આણ સઘળા લોકો ઉપર ચાલતી હતી અને એ રાજ્યમાં બળિરાજા આ પ્રમાણે દિવસેદિવસે ચઢતી દશાને પામતો ગયો. હવે કોઈ સમયે તેને યજ્ઞ કરવાની બુદ્ધિ થઈ.[૨૪] એટલે તેણે શુક્રાચાર્ય આદિ મુખ્ય બ્રાહ્મણોને સાથે રાખીને 'અશ્વમેધ' નામનો મોટો યજ્ઞ કર્યો. એ યજ્ઞમાં સઘળા લોકોને તૃપ્ત કરવામાં આવ્યા અને દેવતાઓએ તથા ઋષિઓએ ઘણીઘણી પ્રશંસા કરી.[૨૫] 'બળિરાજા ભોગોના સમૂહની ઇચ્છાવાળો નથી' એમ નિશ્ચય કરીને સિદ્ધિદાતા વિષ્ણુ બળિરાજાને ધાર્યા પુરુષાર્થની સિદ્ધિ આપવાને અર્થે વામનરૂપ ધારણ કરીને તેના યજ્ઞમાં પધાર્યા. માગવાની ચાતુરીને જાણનારા એ વિષ્ણુએ વયમાં પોતાથી મોટા, ભોગોમાં જ આસક્ત થઈને દીનતા સેવતા અને તેથી શોકપાત્ર એવા ઇંદ્રને જગતરૂપી જંગલનો એક ત્રૈલોક્યરૂપી ટુકડો દેવા સારુ માયાના બળથી બળિરાજાને છેતર્યો. ત્રણ પગલાંમાં ત્રણ લોકોને ભરી લઈને, જેમ વાંદરાને ભોંયરામાં બાંધે, તેમ તેમણે બળિરાજાને પાતાળમાં ચાંપ્યો.[૨૬–૨૮] હે રામ! જીવન્મુક્ત થયેલો એ બળિરાજા પાછી ઇંદ્રની પદવીને ભોગવવાનું પોતાનું પ્રારબ્ધ હોવાને લીધે અદ્યાપિ સુધી સ્વસ્થપણાથી પાતાળમાં રહ્યો છે અને તેની બુદ્ધિ નિત્ય નિર્વિકલ્પક સમાધિમાં ગલિત થયા કરે છે.[૨૯] પાતાળરૂપી ખાડામાં રહેલો એ જીવન્મુક્તદશાવાળો બળિરાજા વિપત્તિને તથા સંપત્તિને સમદૃષ્ટિથી જ જોયા કરે છે.[૩૦] જેમ ચિત્રમાં આલેખેલી સ્થિર કિરણોવાળી સૂર્યની પંક્તિ અસ્ત પણ પામે નહિ અને ઉદય પણ પામે નહિ, તેમ સમતા પામેલી બળિરાજાની બુદ્ધિ દુઃખમાં અસ્ત પામતી નથી અને સુખમાં ઉદય પામતી નથી.[૩૧] આ જગતમાં પ્રાણીઓના અને વૈભવોના હજારો આવિર્ભાવ અને હજારો તિરોભાવ થયા કરે છે. તેમને લાંબા કાળ સુધી જોઈ, બળિરાજાનું મન ભોગોમાં વૈરાગ્ય પામેલું છે. બળિરાજાનું મન દશ કરોડ વર્ષો સુધી ત્રૈલોક્યનું રાજ્ય કરીને, અંતે વિરક્ત થઈ સારી રીતે શાંત થયું છે. બળિરાજાએ સુખદુઃખોનાં જવાં–આવવાં હજારો વાર જોયેલાં છે અને હજારો સંપત્તિઓ તથા હજારો વિપત્તિઓ પણ જોયેલી છે, માટે હવે બળિરાજા કયા પદાર્થને સ્થિર ગણીને તેની સ્પૃહા રાખે?[૩૨–૩૪] બ્રહ્માકારપણાથી ભરપૂર થયેલા મનવાળો એ બળિરાજા ભોગોની અભિલાષાને ત્યજી દઈને સર્વદા આત્મારામપણાથી પાતાળના પ્રદેશમાં રહ્યો છે.[૩૫] હે રામ! ફરી એક વાર એ બળિરાજા ઇંદ્રપણું પામીને ઘણાંઘણાં વર્ષો સુધી આ સઘળા ત્રૈલોક્યનું રાજ્ય કરનાર છે.[૩૬] એ બળિરાજાને ફરી ઇંદ્રના પદની પ્રાપ્તિથી મનમાં હર્ષ થતો નથી અને હમણાં તે પદમાંથી ભ્રષ્ટ થઈ બેઠો છે, તેથી તેના મનમાં શોક પણ થતો નથી.[૩૭] તે સઘળા પદાર્થોમાં સમાન બુદ્ધિ રાખે છે, સર્વદા સંતુષ્ટ ચિત્તવાળો છે, પ્રાપ્ત થયેલા ભોગોને ભોગવે છે અને પ્રાપ્ત નહિ થયેલા ભોગોની ઇચ્છા કરતો નથી. એ બળિરાજા આકાશની પેઠે નિર્લેપપણાથી રહે છે.[૩૮] હે રામ! બળિરાજાને જે પ્રકારથી જ્ઞાનની પ્રાપ્તિ થઈ હતી, તે પ્રકાર મેં તમને કહી સંભળાવ્યો. તમે પણ એવા જ વિચારો રાખીને જીવન્મુક્તિરૂપી ચઢતી દશાને પામો.[૩૯] હે રામ! તમે પણ બળિરાજાની જેમ વિવેકથી 'હું અવિનાશી પરમાત્મા છું' એવો નિશ્ચય રાખીને પુરુષપ્રયત્નથી જ અદ્વૈતપદને

પ્રાપ્ત થાઓ.[40] દૈત્યશ્રેષ્ઠ બળિરાજાને પણ દશ કરોડ વર્ષો સુધી ત્રૈલોક્યનું રાજ્ય ભોગવ્યા પછી, અંતે ભોગોમાં અરુચિ પ્રાપ્ત થઈ હતી.[41] આથી હે રામ! તમે પણ અંતે અવશ્ય દુઃખ આપનારા ભોગોના સમૂહને ત્યજી દો અને જેમાં દુઃખોનો સંભવ જ નથી એવા પરમ આનંદરૂપ સત્યપદને પ્રાપ્ત થાઓ. હે રામ! અનેક પ્રકારના રાગ–દ્વેષાદિક વિકારો આપનારા આ દૃશ્ય પદાર્થોને રમણીય સમજવા નહિ. જેમ ડુંગરાઓ દૂરથી રળિયામણા લાગે છે પણ પાસે જતાં બિહામણા જણાય છે, તેમ સઘળા ભોગ્ય પદાર્થો પણ પ્રાપ્તિના સમયમાં જ મીઠા લાગે છે, પણ અંતે બહુ દુઃખ આપનારા છે.[42,43] આ મન આ લોકના અને પરલોકના ભોગોમાં દોડ્યા કરે છે અને પામરોની ચેષ્ટાઓમાં લોટ્યા કરે છે. તમે તેને બાંધી લઈને હૃદયરૂપી ગુફામાં જ રાખી મૂકો.[44] સૂર્યની જેમ સઘળાં દૃશ્યોને પ્રકાશ આપનારા તમે જ સઘળા જગતમાં રહ્યા છો, માટે તમારે શત્રુ કોણ છે અને મિત્ર કોણ છે? તમે આ શત્રુ છે અને આ મિત્ર છે, એવી ભેદદૃષ્ટિરૂપી વૃથા ભૂલ શા માટે કરો છો?[45] હે મહાબાહુ! તમે અંતથી રહિત છો, તમે જ આદિ પુરુષોત્તમ છો, તમે જ ચૈતન્ય છો અને તમે જ આ જગતના અસંખ્ય પદાર્થોરૂપે સ્ફુરો છો.[46] જેમ દોરામાં મણિઓનો સમૂહ પરોવાયેલો હોય છે, તેમ નિત્યપ્રકાશ શુદ્ધ જ્ઞાનરૂપ એવા તમારામાં આ સઘળું સ્થાવર–જંગમ જગત પરોવાયેલું છે.[47] તમે જન્મતા પણ નથી અને મરતા પણ નથી; તમે તો સર્વના અધિષ્ઠાનભૂત શુદ્ધ ચૈતન્યરૂપ અજન્મા પુરુષ છો. તમને જન્મવાની અને મરવાની ભ્રાંતિઓ રહો નહિ.[48] તૃષ્ણાની વૃદ્ધિ થાય, તો જન્મ આદિ રોગો પ્રબળ થાય છે અને તૃષ્ણાનો ક્ષય થાય, તો જન્મ આદિ રોગો નિર્બળ થઈ જાય છે. એમ બળાબળનો સારી પેઠે વિચાર કરીને તથા ભોગોની તૃષ્ણાને ત્યજી દઈને, તમે ભોગોના કેવળ સાક્ષી જ થાઓ.[49] સૂર્યની પેઠે સર્વને પ્રકાશ આપનારા અને સર્વ જગતના નાથ એવા તમે જ સર્વદા પ્રકાશો છો અને તેથી જ આ સઘળું સંસારરૂપી સ્વપ્નનું મંડળ પ્રકાશે છે. (પ્રતીત થાય છે.[50]) તમે વ્યર્થ ખેદ ધરો નહિ. તમને સુખ-દુઃખોનો સંબંધ છે જ નહિ. તમે પરિપૂર્ણ રીતે પોતાના સ્વરૂપને સમજ્યા છો; માટે તમે સર્વના આત્મા છો અને સર્વ જગતના પ્રકાશક છો. પ્રથમ તો જે જે વિષયસુખ મનને પ્રિય લાગે, તે તે સુખને અનર્થના સાધનરૂપ સમજો અને ઇંદ્રિયોના નિગ્રહ આદિ જે જે નિયમ મનને અપ્રિય લાગે, તેને કલ્યાણના સાધનરૂપ સમજો. પછી જ્યારે તેનો અભ્યાસ પાકો થાય, ત્યારે તે કલ્પનાને પણ ત્યજી દો.[51,52] 'આ ઇષ્ટ છે અને આ અનિષ્ટ છે' એ દૃષ્ટિઓનો ત્યાગ કરવામાં આવે, ત્યારે સાચેસાચી સમતાનો ઉદય થાય છે. તે સમતા જો હૃદયમાં સ્થિર રહે, તો જીવને ફરી વાર જન્મ લેવો પડતો નથી.[53] બાળકની જેમ મન જે જે વિષયોમાં ડૂબી જાય, તે તે વિષયોમાંથી તેને બહાર કાઢી લઈને અધિષ્ઠાનરૂપ ચૈતન્યમાં જોડી દેવું.[54] જ્યારે મનરૂપી મહોન્મત્ત હાથીને વિષયોમાંથી નીકળીને ચૈતન્યમાં ચોંટવાનો અભ્યાસ પડી રહે, ત્યારે તેને સઘળી રીતે રોકી દેવું, એટલે પરમ કલ્યાણની પ્રાપ્તિ થાય.[55] હે રામ! તમે શરીરને સાચું માનનારા, મિથ્યા વિચારોથી દૂષિત ચિત્તવાળા, મૂઢ અને જાણે સંકલ્પના હાથમાં વેચાયા હોય તેમ સંકલ્પોને અધીન રહેનારા ધુતારાઓની સમાન પંક્તિમાં રહો નહિ.[56] મૂર્ખપણું, આત્મતત્ત્વના નિર્ણયમાં વિવેક તથા વૈરાગ્ય આદિ ઉપાયોથી દૂર રાખનાર છે અને શાસ્ત્ર આદિનાં ઉત્તમ વચનોમાં પ્રવેશ કરવામાં બહુ વિલંબ કરાવનાર છે. જગતમાં મૂર્ખપણાથી બીજો કોઈ પણ અધિક દુઃખ-

હોયી શત્રુ નથી.[૫૭] હે મહાબુદ્ધિમાન રામ! તમે હૃદયરૂપી આકાશમાં ઉદય પામેલા આ અવિવેકરૂપી વાદળને, વિવેકરૂપી પવનના ઝપાટાથી તુરત દૂર કરી નાખો.[૫૮] જ્યાં સુધી આત્માના અવલોકન માટે પોતાના જ પ્રયત્નથી સગવડ કરવામાં આવે નહિ, ત્યાં સુધી વિચારનો ઉદય થાય નહિ. જ્યાં સુધી અંતર્દૃષ્ટિ કરીને પોતાના સ્વરૂપનું અવલોકન કરવામાં આવે નહિ, ત્યાં સુધી વેદના વિચારોથી, વેદાંતોના વિચારોથી, શાસ્ત્રાર્થના વિચારોથી અને અનુમાનો કરવાથી પણ આત્માનો પ્રકટ અનુભવ થાય નહિ.[૫૯,૬૦] હે રામ! તમે પોતામાં પોતાની મેળે જ સ્વચ્છ થયા છો અને વિસ્તીર્ણ બોધને પ્રાપ્ત થયા છો, તોપણ તમે મારાં વચનોથી જ પોતાની સમજણમાં વિશ્વાસ પામીને નિઃસંદેહ બોધવાળા થાઓ છો.[૬૧] સૂર્યની પેઠે સર્વને પ્રકાશ આપનાર અને ભેદના અંશથી પણ રહિત એવા પરમાત્માનું દેશ અને કાળના પરિચ્છેદથી તથા વસ્તુપરિચ્છેદથી રહિતપણું મારાં વચનથી જ તમારા સમજવામાં આવ્યું છે.[૬૨] મારા કહેવાથી જ તમારા સઘળા સંકલ્પો લય પામી ગયા છે, સંદેહોરૂપી વિભ્રમો શાંત થઈ ગયા છે, વિષયોને જોવાની ઉત્કંઠારૂપી ઝાકળ શાંત થઈ ગઈ છે અને સઘળા સંતાપો ટળી ગયા છે.[૬૩] હે મનન કરનારા રામ! તમને જ્યારે આત્મબોધમાં આવરણ અને વિક્ષેપ ટળી જશે, ત્યારે તમે જે જ્ઞાનને તથા જ્ઞાનનાં સાધનોને મોક્ષને અર્થે સ્વીકારો છો, તે સ્વીકારવું પણ નહિ રહે; જે વિવેક તથા વૈરાગ્ય આદિનું યત્નપૂર્વક પાલન કરો છો, તે પાલન કરવાનું પણ રહેશે નહિ; જે આલસ્ય તથા પ્રમાદ આદિ દોષોને હણો છો તે હણવું પણ નહિ રહે; જે સમાધિના સુખરૂપી અમૃતને પીઓ છો તે પીવાનું પણ નહિ રહે, જે ઉત્તરોત્તર ભૂમિકાઓમાં ચઢીને પ્રસન્ન થાઓ છો, તે પ્રસન્ન થવું પણ નહિ રહે ને જે ભૂમિકામાં વિશ્રાંત થઈને સુખના અધિક ઉત્કર્ષથી પ્રફુલ્લિત થઈ જાઓ છો, તે પ્રફુલ્લિત થઈ જવું પણ નહિ રહે.[૬૪]

यदुपगच्छसि पासि निहंसि वा पिबसि विस्मयसे च विवर्धसे । तदपि तेन तदास्तु यदा मुने विगतबोधकलंकविशंकितः ॥ ६४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'બલિવિજ્ઞાનપ્રાપ્તિ' નામનો સર્ગ ૨૯મો સમાપ્ત

## सर्ग ३०मो*

## હિરણ્યકશિપુએ અનેક પરાક્રમો કર્યાં અને તેને નૃસિંહે માર્યો

वसिष्ठ उवाच

अथेमं परमं राम विज्ञानाभिगमे क्रमम् ।
शृणु दैत्येश्वरः सिद्धः प्रह्लादः स्वात्मना यथा ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! હવે હું જ્ઞાનના ઉદયનો ઉત્તમ પ્રકાર કહું છું, તે તમે સાંભળો. તે પ્રકારથી દૈત્યોનો રાજા પ્રહ્લાદ પોતાની મેળે જીવન્મુક્ત થયો હતો. વિરુદ્ધપક્ષના દેવતાઓને અને દૈત્યોને યુદ્ધમાં ત્રાસ આપીને નસાડનારો અને નારાયણના જેવા પરાક્રમવાળો એક 'હિરણ્યકશિપુ' નામનો મોટો દૈત્ય પાતાળમાં રાજ્ય કરતો હતો. પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગ એ ત્રણે લોકને દબાવનારા એ દૈત્યે જેમ રાજહંસ ભ્રમરના રાજ્યરૂપી મોટી પાંખડીઓવાળા કમળને હરી લે છે, તેમ ઇંદ્રના રાજ્યરૂપી ત્રૈલોક્યને હરી લીધું હતું.[૧-૩] જેમ હાથી હંસોને અને ભ્રમરોને દૂર કરી નાખીને કમળવનમાં રાજ્ય કરે છે, તેમ હિરણ્યકશિપુએ દેવતાઓને તથા દૈત્યોને જીતીને જગતનું રાજ્ય કરવા માંડ્યું હતું.[૪] જેમ વસંતઋતુ કાળે કરીને અંકુરોને ઉત્પન્ન કરે છે, તેમ ત્રૈલોક્યના અધિપતિ એ

* આ ત્રીસમા સર્ગમાં હિરણ્યકશિપુનું પરાક્રમ, પ્રહ્લાદ આદિ પુત્રોની ઉત્પત્તિ, નૃસિંહના હાથથી હિરણ્યકશિપુનો વધ અને પ્રહ્લાદના હાથથી તેની ઔર્ધ્વદેહિક ક્રિયા, એટલી કથા કહેવામાં આવશે.

હિરણ્યકશિપુએ કાળે કરીને દશ પુત્રોને ઉત્પન્ન કર્યા હતા.[૫] જેમ આકાશના પરાભવથી શોભનારા સૂર્યનાં તેજસ્વી કિરણો, થોડા સમયમાં વૃદ્ધિ પામે છે, તેમ દેવલોકના પરાભવથી શોભનારા એ હિરણ્યકશિપુના દશ તેજસ્વી પુત્રો થોડા સમયમાં જ વૃદ્ધિ પામ્યા.[૬] જેમ સઘળા અમૂલ્ય મણિઓમાં કૌસ્તુભમણિ પ્રધાન છે, તેમ એ સઘળા તેજસ્વી પુત્રોમાં બળવાન 'પ્રહ્લાદ' નામનો પુત્ર મુખ્ય (યુવરાજ) હતો.[૭] જેમ વર્ષ સઘળી સુંદરતાવાળા વસંતથી અત્યંત શોભે છે, તેમ હિરણ્યકશિપુ સઘળી સુંદરતાવાળા 'એ પ્રહ્લાદ' નામના પુત્રથી અત્યંત શોભવા લાગ્યો.[૮] પછી પુત્રોની સહાયતાવાળો અને સેનાની તથા ભંડારની પ્રબળ સંપત્તિવાળો એ હિરણ્યકશિપુ ત્રણ સ્થળેથી મદઝરતા હાથીની જેમ મદોન્મત્ત થયો હતો.[૯] તેનો પ્રતાપ પ્રલયકાળના સૂર્યોના સમૂહની જેમ અત્યંત તીવ્ર લાગતો હતો અને તેણે નવા નવા કરો નાખ્યા હતા; આથી બહુ પીડા થવાને લીધે ત્રણે લોક ખેદ પામતા હતા. જેમ દુષ્ટ કાર્યોમાં ચપળતાથી લંપટ થયેલા છોકરાની દુષ્ટતાથી, તે છોકરાંનાં સબંધીઓ પરિતાપ કરે છે, તેમ દુષ્ટ કાર્યોમાં તત્પર થયેલા હિરણ્યકશિપુની દુષ્ટતાથી સૂર્ય તથા ચંદ્રાદિ દેવતાઓ પરિતાપ કરવા લાગ્યા.[૧૦,૧૧] આથી સઘળા દેવોએ તે હિરણ્યકશિપુરૂપી મોટા હાથીનો વધ કરવાને વિષ્ણુની પ્રાર્થના કરી. મહાત્મા પુરુષો પણ વારંવાર કરવામાં આવતા અપરાધોને સહન કરે નહિ, એ સ્વાભાવિક છે.[૧૨] એ પ્રાર્થના ઉપરથી વિષ્ણુએ હિરણ્યકશિપુને મારવા માટે નૃસિંહનું સ્વરૂપ ધર્યું. એ સ્વરૂપની પ્રબળ ગર્જના જાણે પ્રલયકાળમાં ઊંધાં વળી જતાં બ્રહ્માંડોનો ધુધવાટ થતો હોય એવી લાગતી હતી. ઐરાવતના દાંતો જેવા તેના મોટા નખો વજ્રાદિ પ્રબળ શસ્ત્રો જેવા દેખાતા હતા.[૧૩] તેના દાંતોનું મંડળ સ્થિર થયેલી વીજળીઓના સમૂહની જેમ ચમકતું હતું અને અગ્નિઓ જેવાં તેનાં પ્રદીપ્ત કુંડળો માથું હલાવવાને લીધે દશે દિશાઓમાં ભ્રમણ કરતાં હતાં. તેનું પેટ જાણે સઘળા મોટા પર્વતોનો એકઠો થયેલો ગોળો હોય એવું વિકટ જણાતું હતું. વૃક્ષોના જેવા તેના ઊંચાઊંચા હસ્તોનાં પરિવર્તનોથી સઘળું બ્રહ્માંડરૂપી ખપ્પર જાણે ચલિત થઈને ફાટી પડવા લાગ્યું હોય, એવું જણાતું હતું. મોઢામાંથી નીકળતા તેના શ્વાસના પવનોથી પર્વત પણ ઊડી જતા હતા. તેનો કોપ, જાણે ત્રૈલોક્યને બાળી નાખવા સારુ પ્રલયકાળનો અગ્નિ તૈયાર થયો હોય, એવો જણાતો હતો.[૧૪-૧૬] કેશવાળીથી વિકટ લાગતા તેના પુષ્ટ ખભાઓનાં ચલનોથી સૂર્ય પણ ભડકીને દૂર થઈ જતો હતો. તેનાં રૂવાડાંઓનાં છિદ્રોમાંથી ઊઠતી અગ્નિની જ્વાળાઓથી સઘળા પર્વતો પીળા થઈ ગયા હતા.[૧૭] તેના સઘળા અવયવોમાંથી પટ્ટિશ, પ્રાસ અને તોમર આદિ શસ્ત્રો નીકળ્યા કરતાં હતાં અને એ રૂપના આડંબરથી ઊથલપાથલ થઈ જતી સઘળી દિશાઓ જાણે મોટામોટા પર્વતોને ઉખેડીને મોટી ભીંત બનાવવાને તૈયાર થઈ હોય એવી જણાતી હતી. હે રામ! વિષ્ણુએ એવું ભયંકર નૃસિંહરૂપ ધારણ કરીને કડકડાટી કરી અને હાથી જેમ યુદ્ધમાં ઘોડાને મારી નાખે તેમ તેમણે એ મોટા દૈત્ય હિરણ્યકશિપુને મારી નાખ્યો. જેમ મહાકલ્પના અંતના સમયે અગ્નિ વિશ્વોના સમૂહને બાળી નાખે છે, તેમ એ નૃસિંહભગવાને પોતાનાં નેત્રોમાંથી નીકળતા અગ્નિઓથી દૈત્યોના નગરને બાળી નાખ્યું. એ નૃસિંહરૂપી પવન અત્યંત પ્રચંડ થયો અને તેમના હસ્તોના ફડાકાઓરૂપી વાદળાંઓ ગડગડ્યાં તથા ઝબૂક્યાં. તેથી હિરણ્યકશિપુનું નગર પ્રલયકાળના સમુદ્રની પેઠે વ્યાકુળ થયું, દાનવો અગ્નિથી બળવા માંડેલા મચ્છરોની પેઠે નાસી

ગયા અને તેઓ પ્રકાશ વિનાના દીવાઓની પેઠે અદશ્ય થઈ ગયા. આમ પાતાળમાંથી મોટા-મોટા દૈત્યો નાસી ગયા, તેનાં અંતઃપુરોનું મંડળ બળી ગયું અને તે પ્રલયથી છિન્નભિન્ન થયેલા જગત જેવું જણાવા લાગ્યું. સમય વિનાના પ્રલય-કાળ જેવા અને દેવતાઓએ આદરથી પૂજેલા નૃસિંહભગવાન હિરણ્યકશિપુને મારીને ક્યાંય જતા રહ્યા, એટલે જેમ સુકાયેલા તળાવમાં પક્ષીઓ આવે, તેમ મરવાથી બચી ગયેલા અને પ્રહ્લાદે પાળેલા દૈત્યો તે બળી ગયેલા પ્રદેશમાં આવ્યા.[૧૮-૨૫] ત્યાં સઘળા દૈત્યોએ તે સમયમાં ઘટે તેવો બંધુઓના નાશનો વિલાપ કર્યો અને મરી ગયેલા પોતપોતાના બંધુઓની સઘળી ઔર્ધ્વદૈહિક ક્રિયાઓ કરી.[૨૬] જેમના કેટલાએક બંધુઓ હણાઈ ગયા હતા તથા જેમના કેટલાએક બંધુઓ નૃસિંહનાં નેત્રોની જ્વાળાઓથી દાઝી ગયા હતા અને જેઓ મરવાથી બચી ગયા હતા, એવા પોતપોતાના બંધુઓની ધીરેધીરે તેમણે આશ્વાસના કરી. ત્યાં ચિત્રમાં આલેખેલાં જેવાં શરીરોવાળા, ચેષ્ટાઓથી રહિત થયેલાં, રાંક અંતઃકરણોવાળા, હિમથી બળી ગયેલાં કમળો જેવાં લાગતાં અને શોકથી સળગી રહેલાં મનવાળા તે મોટામોટા દૈત્યો બળી ગયેલાં પાંદડાં તથા શાખાઓવાળાં વૃક્ષોની જેમ નિશ્ચેષ્ટ અને જડ થઈ રહ્યા.[૨૭-૨૮]

चित्रार्पितोपमदुराकृतयो निरीहा दीनाशया हि महतांबुरुहोपमानाः शोकोपतप्तमनसोऽसुरनायकास्ते दग्धद्रुमा इव निरस्तविकारमासन् ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'હિરણ્યકશિપુવધ' નામનો સર્ગ ૩૦મો સમાપ્ત**

## સર્ગ ૩૧ મો×

## પ્રહ્લાદે ખેદપૂર્વક વિચાર કરીને વિષ્ણુની ભક્તિથી વિષ્ણુભાવ પ્રાપ્ત કર્યો

**वसिष्ठ उवाच**

अथ दुःखपरीतात्मा हरिणा हतदानवे ।
प्रह्लादश्चिंतयामास मौनी पातालकोटरे ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** આમ વિષ્ણુએ પાતાળની ગુફામાં ઘણાઘણા દાનવોને મારી નાખ્યા. ત્યારે દુઃખોથી ઘેરાયેલા મનવાળો પ્રહ્લાદ આ પ્રમાણે વિચારવા લાગ્યો :[૧] 'હવે આપણો શો ઉપાય ચાલે ? પાતાળમાં અસુરરૂપી જે જે અંકુર કાંઈક ચમત્કારી ઉત્પન્ન થાય, તેને વિષ્ણુરૂપી મૃગ ખાઈ ગયા વિના રહેતો નથી.[૨] જેમ હિમાલયમાં અંકુરિત થયેલાં કમળો કદી પણ સ્થિર રહી શકતાં નથી, તેમ પાતાળમાં ઉત્પન્ન થયેલા બળવાન દૈત્યો કદી પણ સ્થિર રહી શક્યા નથી.[૩] પ્રકાશિત આકાશોવાળા, ભારે ધુધવાટી કરનારા અને જેમનો ઉદય થતાં સાથે જ નાશનો આરંભ થાય છે, એવા દૈત્યો સમુદ્રના તરંગોની પેઠે ઉત્પન્ન થઈથઈ ને નષ્ટ થઈ જાય છે.[૪] હાય ! હાય !! બહારના તથા અંદરના અમારા સઘળા પ્રકાશને (રાજ્યને તથા ઉત્સાહ આદિને) હરી લેનારા અમારા શત્રુઓ (દેવો) અપૂર્વ અંધકારોની પેઠે વૃદ્ધિ પામ્યા છે.[૫] જેમ મધ્યરાત્રિના સમયમાં અંધકારથી પૂર્ણ થયેલાં અને સંકોચાતી પાંખડીઓવાળાં કમળો ખેદ પામે છે, તેમ આ સમયમાં દુઃખથી પૂર્ણ થયેલા ને સંકોચાતી સંપત્તિઓવાળા આ અમારા બંધુઓ ખેદ પામે છે.[૬] દ્વેષથી મેલા થયેલા આ દેવો પૂર્વે પ્રણામ કરવાને સમયે પોતાના મુકુટોથી મારા પિતાના

× આ એકત્રીસમા સર્ગમાં પ્રહ્લાદને વિષ્ણુના પરાક્રમની ચિંતા થયાનું, પ્રહ્લાદે સ્વજનના રક્ષણનો વિચાર કર્યાનું અને તેને વિષ્ણુની ભક્તિને લીધે વિષ્ણુભાવ પ્રાપ્ત થયાનું કહેવામાં આવશે.

ચરણમાં પ્રણામ કરતા હતા, તેઓ આજે જેમ મૃગો મોટા વનને દબાવી બેસે, તેમ મારા પિતાના દેશને દબાવી બેઠા છે.[૭] ઉદ્યમોથી તથા લક્ષ્મીથી રહિત થયેલા, રાંક થઈ ગયેલા અને પોતાનાં દુ:ખોને ચારે બાજુ ગાયા કરતા અમારા બાંધવો, બળી ગયેલી પાંખડીઓવાળાં કમળોની જેમ શોભા વિનાના થઈ ગયા છે.[૮] નિરંતર ચાલ્યા કરતા ઉત્પાત સંબંધી પવનોએ મોટા-મોટા દૈત્યોનાં ઘરોમાં ભૂરા રંગવાળી ભસ્મોરૂપી ઝાકળો નાખી છે અને તે ધૂપના ધુમાડા જેવી જણાય છે.[૯] દૈત્યોનાં અંત:પુરોનાં દ્વારો અને કમાડો હરાઈ ગયાં છે અને તેમની ભીંતોમાં મરકતમણિ જેવાં કાળાં નવાંનવાં ખડ ઊગી ગયાં છે. જેમ મારા પિતાના સમયમાં દેવતાઓ દીન થઈ ગયા હતા, તેમ ત્રૈલોક્યરૂપી મોટાં સરોવરોને ડહોળી નાખવામાં મહોન્મત્ત હાથીઓ જેવા પ્રબળ દૈત્યો પણ આજે દીન થઈ ગયા છે. અહો! દૈવને શું અસાધ્ય છે?[૧૦-૧૧] જેમણે શત્રુઓના ભયોને જોયા છે એવી દુ:ખી થઈ ગયેલી દૈત્યોની સ્ત્રીઓ ગામમાં આવેલી મૃગલીઓની પેઠે એક પાંદડું જરાક હાલતાં પણ ત્રાસ પામે છે.[૧૨] જેમના પ્રફુલ્લિત રત્નમય ગુચ્છો દૈત્યોની સ્ત્રીઓને કાનના આભૂષણના કામમાં ઉપયોગી થતા હતા, તે દિવ્ય વૃક્ષો નૃસિંહના હાથથી, પાંદડાંઓ વિનાનાં તથા શાખાઓ વિનાનાં થઈને ઠૂંઠાપણાને પ્રાપ્ત થયાં છે.[૧૩] દેવતાઓનાં નંદનવનમાંથી હરીને અહીં આણેલાં અને રત્નગુચ્છોથી ઉન્નતિ પામેલાં જે કલ્પવૃક્ષોનાં પાંદડાંઓમાંથી તથા લતાઓમાંથી રત્નો તથા દિવ્ય વસ્ત્રો નીપજતાં હતાં, તે કલ્પવૃક્ષો હમણાં પાછાં નંદનવનમાં રોપાયાં છે.[૧૪] પૂર્વે બંદીવાન થયેલી દેવાંગનાઓનાં વદનોને દૈત્યો જોતા હતા અને આજે બંદીવાન થયેલી દૈત્યસ્ત્રીઓનાં મુખોને દેવતાઓ જુએ છે.[૧૫] હું ધારું છું કે જેમ પર્વતોનાં શિખરોમાં નદીઓ વહે છે, તેમ હમણાં દેવોના હાથીઓનાં ગંડસ્થળોમાં મદની મોટીમોટી ધારાઓ વહેતી હશે.[૧૬] અમારા હાથીઓનાં ગંડસ્થળોમાં તો બળી ગયેલા મદની ભસ્મો સૂકા નિર્જળ પ્રદેશોમાં પડેલી ધૂળ જેવી લાગે છે.[૧૭] જેમનાં અંગોનો સ્પર્શ કરનારા પવનો કલ્પવૃક્ષનાં પ્રફુલ્લિત થયેલાં નિર્મળ પુષ્પોના પરાગોથી રાતા થઈ જતા હતા અને જેઓ મેરુપર્વતનાં શિખરો જેવા લાગતા હતા; એ દૈત્યો આજ દુર્લભ થઈ ગયા છે.[૧૮] દેવતાઓની અને ગંધર્વોની જે સ્ત્રીઓ લાંબા કાળ સુધી દાનવોનાં અંત:પુરોમાં રહી હતી, તેઓ હમણાં જેમ વૃક્ષોમાં મંજરીઓ સ્થિતિ પામે છે, તેમ પાછી સ્વર્ગલોકમાં સ્થિતિ પામી છે.[૧૯] હાય હાય! મારા પિતાની સ્ત્રીઓના વિલાસો આજે સુકાયેલાં કમળો જેવા નીરસ થઈ ગયા છે અને અપ્સરાઓ તેમને પોતાનાં નૃત્યોની લીલામાં ચાળારૂપે દેખાડીને ધિક્કારે છે.[૨૦] હાય! હાય!! જેઓ પૂર્વે મારા પિતાને ચામર ઢોળતા હતા, તેઓ જ હમણાં સ્વર્ગમાં ઇંદ્રને ચામર ઢોળે છે.[૨૧] ભૂંડાં કામ કરનારા એક વિષ્ણુની જ દેવતાઓ ઉપર કૃપા થઈ અને તેથી અમને આ દીનતા આપનારી વિપત્તિ પ્રાપ્ત થઈ છે.[૨૨] દેવતાઓ વિષ્ણુની ભુજાઓરૂપી વનની ઘાટી છાયામાં વિશ્રાંતિ પામ્યા છે અને તેઓ હિમાલયનાં શિખરોની જેમ કદી પણ તપતા નથી.[૨૩] જેમ પર્વતોનાં શિખરોનો આશ્રય મળવાથી ઊંચાઈ પામેલા વાંદરાઓ કૂતરાઓને ગુફામાં રોકી દે છે, તેમ વિષ્ણુનાં પરાક્રમનો આશ્રય મળવાથી ઊંચાઈ પામેલા દેવતાઓએ અમને પાતાળમાં રોકી દીધા છે.[૨૪] જેમ કમલિનીઓનાં કમળો ઉપર હિમનાં બિંદુઓ જોવામાં આવે છે, તેમ હમણાં અલંકારોને પણ શોભા આપનારાં દૈત્યોની સ્ત્રીઓનાં મુખો ઉપર આંસુઓનાં ટીપાં

જોવામાં આવે છે.[૨૫] આ જગતરૂપી જૂના મંડપની ભીંતો દૈત્યોનાં પરાક્રમોથી વીંખાઈ ગઈ હતી, ભેદાઈ ગઈ હતી અને પડી જતી હતી, તે જ મંડપ આજે ઇંદ્રનીલમણિઓના થાંભલાઓ જેવી વિષ્ણુની ભુજાઓથી જ ટકી રહ્યો છે.[૨૬] જેમ કાચબાએ ક્ષીરસાગરની અંદર ડૂબી ગયેલા મંદરાચળને બહાર કાઢીને ધારણ કરી રાખ્યો હતો, તેમ વિષ્ણુએ વિપત્તિમાં ડૂબી ગયેલા દેવતાઓના સૈન્યને હમણાં બહાર કાઢીને ધારણ કરી રાખ્યું છે.[૨૭] જેમ પ્રલયકાળનો પવન મેરુ આદિ મોટામોટા પર્વતોને પાડી દે છે, તેમ વિષ્ણુએ જ મારા પિતા આદિ સઘળા મોટા મોટા દૈત્યોને પાડી દીધા છે.[૨૮] દેવતાઓના સમૂહને આશ્રય આપનારો અને જેની ભુજાઓનો પ્રતાપરૂપી અગ્નિ સઘળા જગતનો સંહાર કરવામાં પણ સમર્થ છે, એવો એક વિષ્ણુ જ અમને વિષમ થઈ પડ્યો છે.[૨૯] દૈત્યોના હસ્તસમૂહરૂપી વનને કાપી નાખવામાં કુહાડાની ઉપમા ધરાવનારા એ વિષ્ણુના પરાક્રમથી ઇંદ્ર પરાક્રમશાળી થયો છે અને જેમ વાંદરો બાળકોને કનડગત કરે છે, તેમ તે દાનવોને કનડગત કરે છે.[૩૦] એ વિષ્ણુ આયુધો વિનાનો હોય તોપણ જીતી શકાય એવો નથી; કારણ કે એ જ વજ્ર જેવો દૃઢ હોવાને લીધે, શસ્ત્રોથી કે અસ્ત્રોથી કપાય એમ નથી.[૩૧] વિષ્ણુએ અમારા પૂર્વજોની સાથે ઘણાઘણા ભયંકર સંગ્રામો કર્યા છે અને તેમાં પરસ્પરની ઉપર પર્વતો ફેંકવામાં આવ્યા હતા. જે વિષ્ણુ તે તે અત્યંત ભયંકર મોટામોટા અનેક સંગ્રામોમાં પણ ડર્યો નથી, તે આજ અમારાથી ડરે એ તો વાત જ શી?[૩૨-૩૩] હું ધારું છું કે વિષ્ણુને ખુલ્લી રીતે વશ કરવાનો એક જ ઉપાય છે. એ વિના બીજો એકે ઉપાય નથી.[૩૪] સઘળા પ્રકારની શ્રદ્ધાથી, સઘળા પ્રકારની સમજણથી અને સઘળી ક્રિયાઓના ઉદ્યોગથી તે વિષ્ણુનો જ આશ્રય લેવો. વિષ્ણુનો આશ્રય લીધા વિના બીજી એકે ગતિ નથી.[૩૫] વિષ્ણુ જગતની ઉત્પત્તિનું, સ્થિતિનું અને પ્રલયનું પણ કારણ છે. તેનાથી અધિક આખા બ્રહ્માંડમાં બીજો કોઈ પણ નથી.[૩૬] આ ક્ષણથી માંડીને હું હવે એ અજન્મા નારાયણને જ શરણે જાઉં છું. હું પોતે સર્વ દેશમાં, સર્વ કાળમાં અને સર્વ વસ્તુઓમાં નારાયણરૂપ જ છું.[૩૭] જેમ પવન આકાશમાંથી કદી પણ દૂર થતો નથી, તેમ સઘળા મનોરથોને સિદ્ધ કરનારો 'नमो नारायणाय' એ મંત્ર મારા હૃદયમાંથી કદી પણ દૂર થશે નહિ.[૩૮] દિશાઓ પણ વિષ્ણુ છે, આકાશ પણ વિષ્ણુ છે, પૃથ્વી પણ વિષ્ણુ છે અને સઘળું જગત વિષ્ણુ છે; તેથી હું પણ અપ્રમેય સ્વરૂપવાળો વિષ્ણુ છું. હું વિષ્ણુરૂપ જ થઈ ગયો છું.[૩૯] વિષ્ણુ થઈને વિષ્ણુનું પૂજન કરવું, એમ શાસ્ત્રમાં કહ્યું છે; માટે વિષ્ણુ થયા વિના જો કોઈ વિષ્ણુનું પૂજન કરે, તો પૂજનનું ફળ પ્રાપ્ત થાય નહિ. આ હું પોતે વિષ્ણુ છું.[૪૦] જે વિષ્ણુ છે, તે પ્રહ્‌લાદ છે અને જે પ્રહ્‌લાદ છે, તે વિષ્ણુ છે. 'મારાથી જુદો બીજો કોઈ વિષ્ણુ નથી' એવો મારા મનમાં નિશ્ચય થવાને લીધે, હું સર્વવ્યાપક છું.[૪૧] આ અનંત આકાશમાં મોટા ઘેરાવથી રહેલો અને સુવર્ણ સરખાં અંગોવાળો આ ગરુડ મારા આસનરૂપ થયેલો છે.[૪૨] આંગળીઓરૂપી શાખાઓમાં સઘળાં શસ્ત્રોરૂપી પક્ષીઓ રહેવાને લીધે અને નખોનાં કિરણોરૂપી મંજરીઓથી વ્યાપ્ત હોવાને લીધે, મોટા મરકતમણિનાં વૃક્ષો જેવા લાગતા કોમળ કલ્પવૃક્ષનાં પુષ્પોની માળાઓથી ઘેરાયેલા ખભાઓવાળા અને સમુદ્રમથનના સમયમાં જેમના બાજુબંધો મંદરાચળથી ઘસાયા હતા, એવા આ મારા ચાર બાહુઓ છે. ચલાયમાન થતા ચંદ્રની કળાઓના સમૂહ જેવા સુંદર ચામરને ધારણ કરનારી અને ક્ષીરસાગરના

ગર્ભમાંથી નીકળેલી આ લક્ષ્મી મારા પડખામાં છે.[૪૯-૪૫] યત્ન વિના જ પોતાના શ્રવણમાં ત્રૈલોક્યને લલચાવનારી, જાણે ત્રૈલોક્યરૂપી વૃક્ષની મંજરી હોય એવી અને નિર્મળ પ્રકાશવાળી આ કીર્તિ મારા પડખામાં છે.[૪૬] પોતાની ઇંદ્રજાળોથી વિલાસ કરનારી અને તેથી નિરંતર નવાંનવાં બ્રહ્માંડોનું નિર્માણ કર્યા કરતી આ માયા મારા પડખામાં છે.[૪૭] લક્ષ્મીની સખી, કલ્પવૃક્ષની લતા જેવી શોભતી અને લીલામાત્રથી ત્રૈલોક્યરૂપી ઝાડીને વશ કરવનારી આ જયા મારા પડખે શોભે છે. સંસારમાં અજવાળું કરનારા આ ઉષ્ણ સૂર્યદેવ અને શીતળ ચંદ્રદેવ મારાં નેત્રરૂપ છે. 'ઇંદીવર' નામના કમળના જેવી શ્યામ, જળથી ભરેલા મેઘ જેવી સુંદર અને સઘળી દિશાઓને શ્યામતાથી સંયુક્ત કરનારી આ મારા શરીરની કાંતિ ફેલાયેલી છે. ધ્વનિવાળો હોવાને લીધે, દેહધારી આકાશ જેવો લાગતો અને ક્ષીરસાગર જેવો ધોળો આ 'પાંચજન્ય' નામનો શંખ મારા હાથમાં રહેલો છે. નાભિરૂપી ખાડામાંથી ઉત્પન્ન થયેલું અને જેની કર્ણિકામાં બ્રહ્મારૂપી ભ્રમર રહેલો છે, એવું આ સુશોભિત કમળ મારા હાથમાં છે.[૪૮-૫૨] રત્નોથી વિચિત્ર લાગતાં અંગોવાળી, મેરુ પર્વતના શિખર જેવી અને દૈત્યોનું તથા દાનવોનું નિકંદન કરનારી આ 'કૌમોદકી' નામની મોટી ગદા મારા હાથમાં છે.[૫૩] સૂર્યના જેવા આકારવાળું, ચમકતાં કિરણોવાળું, જ્વાળાઓથી આસપાસના ભાગોને વ્યાપ્ત કરનારું અને શત્રુઓનાં રુધિરથી ખરડાયેલું હોવાને લીધે સઘળી દિશાઓને રાતા દેખાવવાળી કરનારું આ 'સુદર્શન' ચક્ર મારા હાથમાં છે.[૫૪] ધુમાડાની રેખાઓવાળા અગ્નિ જેવું સુંદર લાગતું, પ્રજ્વલિત, શ્યામ કાંતિવાળું. દૈત્યરૂપી વૃક્ષોને કુહાડા સમાન થયેલું અને ભક્તજનોને આનંદ આપનારું આ 'નંદક' નામનું ખડ્ગ મારા હાથમાં છે.[૫૫] જેમ પ્રલયકાળનો 'પુષ્કરાવર્તક' નામનો મેઘ જળની ધારાઓને વરસાવે છે, તેમ બાણોની ધારાઓને વરસાવનારું, શેષનાગ જેવું લાંબું અને ઇંદ્રના ધનુષ્યની પેઠે વિચિત્ર લાગતું આ 'શાર્ઙ્ગ' નામનું ધનુષ્ય મારી પાસે છે.[૫૬] આ પાર વિનાનાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનાં અનેક બ્રહ્માંડોને હું મારા ઉદરમાં અનાદિકાળથી ધારણ કરી રહ્યો છું.[૫૭] આ પૃથ્વી મારા પગરૂપ છે, આ આકાશ મારા મસ્તકરૂપ છે, આ બ્રહ્માંડ મારા શરીરરૂપ છે અને આ દિશાઓ મારી કૂખરૂપ છે.[૫૮] મેઘના ગર્ભના જેવી શ્યામ કાંતિવાળો, પહાડ જેવા ગરુડ ઉપર બિરાજેલો અને શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારો સાક્ષાત્ વિષ્ણુ આ હું છું. જેમ ચંચળ સંસારવાળા ખડના સમૂહો પવનથી ભાગી જાય છે, તેમ આ સઘળા દુષ્ટ ચિત્તવાળા શત્રુઓ મારાથી નાસી જાય છે.[૫૯-૬૦] નીલકમળના જેવા શ્યામ, પીળાં વસ્ત્રોવાળો, ગદાને ધારણ કરનારો, વક્ષઃસ્થળમાં લક્ષ્મીવાળો અને ગરુડ પર આરૂઢ થયેલો આ હું પોતે જ સાક્ષાત્ વિષ્ણુ છું. હું ત્રૈલોક્યને બાળી નાખવામાં સમર્થ છું. મારી સામે કયો શત્રુ આવી શકે એમ છે? જેમ પ્રચંડ પ્રલયકાળના અગ્નિની સામે પતંગિયું આવે તો તે મરણ પામવાને માટે જ આવે, તેમ મારી સામે કોઈ શત્રુ આવે તો તે મરણ પામવાને માટે જ આવે. જેમ મંદ પ્રભાઓ ચક્ષુને રોકી શકે નહિ, તેમ મારી આગળ ઊભેલા આ દેવતાઓ અને દૈત્યો મારા તેજના પ્રસારને રોકી શકતા નથી.[૬૧-૬૩] હું સર્વ લોકોનો ઈશ્વર સાક્ષાત્ વિષ્ણુ છું. આ બ્રહ્મા, ઇંદ્ર, અગ્નિ તથા રુદ્ર આદિ દેવતાઓ ઘણાં મુખોમાંથી નીકળતાં અનંત વચનોથી મારી સ્તુતિ કરે છે.[૬૪] અત્યંત વૃદ્ધિ પામેલા ઐશ્વર્યવાળો હું સાક્ષાત્ વિષ્ણુરૂપ થયો છું.

હું મારા વાસ્તવિક સ્વભાવથી તો સુખ-દુઃખ આદિ સઘળાં દ્વંદ્વોથી રહિત છું.[૬૫] આ જે મારું વિષ્ણુસ્વરૂપ છે, તેને હું પ્રણામ કરું છું. તેના ઉદરની અંદર સઘળું બ્રહ્માંડ રહ્યું છે. બળાત્કારથી તે સઘળાં દુષ્ટ પ્રાણીઓને તોડી નાખનારું છે. વાદળાં, પર્વતો, ખડ તથા વન આદિ સઘળા પદાર્થોમાં તે વ્યાપક થઈને રહે છે અને તે સઘળા પ્રકારના ભયોને મટાડનારું છે.[૬૬]

त्रिभुवनभवनोदरैकमूर्ति प्रसभविभिन्नसमस्तदुष्टसत्त्वम् । घनगिरितृणकाननांतरस्थं सकलभयापहरं वपुः प्रणौमि ॥ ६६ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પ્રહ્‌લાદનારાયણીભાવ' નામનો સર્ગ ૩૧મો સમાપ્ત

## સર્ગ ૩૨મો*

### પ્રહ્‌લાદે કરેલી વિષ્ણુપૂજા અને તેથી દેવોને થયેલું આશ્ચર્ય

वसिष्ठ उवाच

प्रह्लाद इति संचिंत्य कृत्वा नारायणीं तनुम् ।
पुनः संचिंतयामास पूजार्थमसुरद्विपः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! એ પ્રમાણે પ્રહ્‌લાદે પોતાના શરીરને ભાવનાથી નારાયણરૂપ કર્યું અને પછી તે નારાયણનું પૂજન કરવાને માટે તેણે નીચે પ્રમાણે ચિંતવન કર્યું.[૧] 'આ મેં કલ્પેલું વિષ્ણુનું જે રૂપ છે તેથી જુદું કોઈ સમષ્ટિરૂપ કે વ્યષ્ટિરૂપ નહિ હો; પણ મેં હુંરૂપ જ કલ્પેલું જે વિષ્ણુનું સ્વરૂપ છે, તેનું હું હૃદયમાંથી પ્રાણવાયુના પ્રવાહને માર્ગે બહાર આવાહન કરું છું અને પૂજાની સમાપ્તિપર્યંત, એ વિષ્ણુ જાણે બહાર બિરાજ્યા હોય, એમ કલ્પના કરી લઉં છું.[૨] એ ગરુડ ઉપર બિરાજેલા છે, ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ અને અનુગ્રહશક્તિ એ ચારે શક્તિઓથી સંપન્ન છે, શંખ, ચક્ર, ગદા તથા કમળને ધારણ કરનારા છે, શ્યામ શરીરવાળા છે, અને ચાર ભુજાઓવાળા છે.[૩] એ ચંદ્ર તથા સૂર્યરૂપી બે નેત્રોવાળા છે, વક્ષઃસ્થળમાં લક્ષ્મીને ધારણ કરનારા છે, સુશોભિત 'નંદક' નામના ખડ્‌ગથી ભક્તજનોને આનંદ આપનારા છે, વિશાળ નેત્રવાળા છે, 'શાર્ઙ્ગ' નામના ધનુષને ધારણ કરનારા છે અને મહાકાંતિમાન છે.[૪] પ્રથમ હું સઘળી સામગ્રીઓથી રમણીયતાવાળી માનસિક પૂજાથી, એ વિષ્ણુનું એમના પરિવારો સહિત શીઘ્ર પૂજન કરીશ.[૫] તે પછી ફરીવાર બહારના વૈભવોથી ભરપૂર એવી ઘણાં રત્નોવાળી બાહ્ય પૂજાથી એ મોટા દેવ(વિષ્ણુ)નું હું પૂજન કરીશ.'[૬]

હે રામ! એ પ્રમાણે ચિંતવન કરી પ્રહ્‌લાદ ઘણી સામગ્રીઓથી ભરપૂર કરેલી માનસિક પૂજાથી લક્ષ્મીપતિ ભગવાન વિષ્ણુનું પૂજન કરવા લાગ્યો.[૭] તેણે મનથી જ રત્નોના સમૂહોથી જડેલાં પાત્રો વડે અભિષેક કર્યો, ચંદન આદિનાં લેપનો કર્યાં, ધૂપો કર્યા, દીવાઓ કર્યા અને અનેક વૈભવોવાળા વિચિત્ર અલંકારો ધરાવ્યા.[૮] તેણે 'મંદાર' નામનાં કલ્પવૃક્ષનાં પુષ્પોની માળાઓ ધરાવી અને સુવર્ણનાં કમળોનો સમૂહ સમર્પણ કર્યો. તેણે કલ્પવૃક્ષોની લતાઓના ગુચ્છોથી અને રત્નમય ગુચ્છોનાં મંડળોથી તેમનું પૂજન કર્યું.[૯] દિવ્ય વૃક્ષોનાં પલ્લવોથી, અનેક પ્રકારનાં પુષ્પોની માળાઓથી, પીળા કાંટાસરિયાનાં પુષ્પોથી, બોરસલીનાં પુષ્પોથી, મોગરાનાં પુષ્પોથી, ચંપકનાં પુષ્પોથી અને નીલકમળોથી, તેણે તેમની પૂજા કરી.[૧૦] તેણે રાતાં 'સૌગંધિક' નામનાં કમળોથી, રાત્રે પ્રફુલ્લિત થનારાં 'કુમદ' નામનાં કમળોથી, કાસડાનાં પુષ્પોથી, ખજૂરીનાં ફળોથી, આંબાના મોરથી, કેસૂડાંઓથી, આસોપાલવનાં પુષ્પોથી,

* આ બત્રીસમા સર્ગમાં પ્રહ્‌લાદે કરેલી વિષ્ણુની માનસિક પૂજા, તે પછી દૈત્યોની સાથે કરેલી બાહ્ય પૂજા અને તે પછી એ વાત સાંભળીને દેવતાઓએ નારાયણને કરેલો પ્રશ્ન કહેવામાં આવશે.

ધોળા ધંતૂરાનાં પુષ્પોથી, કરેણનાં પુષ્પોથી, બીલીપત્રોથી અને કિરાતકનાં પુષ્પોથી પૂજન કર્યું.[૧૧] કદંબનાં પુષ્પોથી, નાની બોરસલીનાં પુષ્પોથી, લીંમડાનાં પુષ્પોથી, નગોડનાં પુષ્પોથી, જૂઈનાં પુષ્પોથી અને કઠનાં પુષ્પોથી, તેણે તેમની પૂજા કરી.[૧૨] તેણે ગૂગળનાં પલ્લવોથી, ભોરીંગણીનાં પુષ્પોથી, ધઉંલાનાં પુષ્પોથી, રાતી કરેણનાં પુષ્પોથી, ધાતુઓથી રંગેલાં પુન્નાગનાં પુષ્પોથી, આંબાઓથી, જંગલી આંબાઓથી, ગોરોચનથી, હરડેનાં પુષ્પોથી અને બહેડાંનાં પુષ્પોથી પૂજન કર્યું.[૧૩] સાલિયા તાડ તથા તમાલનાં પલ્લવોથી, પુષ્પોથી તથા લતાઓથી કોમળ કળીઓના સમૂહોથી અને કેસરથી રંગેલા આંબાના મોરોથી તેણે તેમની પૂજા કરી. તેણે કેવડાનાં પુષ્પોથી, સો પાંખડીઓવાળાં કમળોથી, એલચીઓની મંજરીઓથી, ઘણી સુંદરતાવાળા સઘળા નૈવેદ્યાદિક ઉપચારોથી અને પોતાના શરીરનાં અર્પણોથી તેમનું પૂજન કર્યું. આમ જગતમાં જેટલા જેટલા પ્રસિદ્ધ વૈભવો છે, તે સઘળા વૈભવો વડે અને પરમ ભક્તિપૂર્વક પ્રહ્‌લાદે પોતાના અંતઃપુરમાં, પોતાના સ્વામી ભગવાન વિષ્ણુનુ માનસિક પૂજન કર્યું. માનસિક પૂજન પછી તે દાનવરાજ પ્રહ્‌લાદે તે જ અંતઃપુરમાં રહેલા દેવાલયમાં, બહારના પ્રત્યક્ષ ચંદન–પુષ્પાદિક ઉપહારોથી સંપન્ન કરેલી બાહ્ય પૂજાથી જનાર્દનનું પૂજન કરવાનો આરંભ કર્યો.[૧૪–૧૭] જે ક્રમથી તેણે માનસિક પૂજન કર્યું હતું, તે જ ક્રમથી બહારના પદાર્થોથી પણ વારવાર વિષ્ણુનું પૂજન કરીને, પ્રહ્‌લાદ બહુ પ્રસન્ન થયો.[૧૮] પછી પ્રહ્‌લાદે ત્યારથી માંડીને પૂર્ણ ભક્તિપૂર્વક નિત્ય તે પ્રમાણે જ વિષ્ણુનું પૂજન કરવા માંડ્યું. પ્રહ્‌લાદની એ પદ્ધતિ જોઈને તે નગરમાં બીજા સઘળા દૈત્યો પણ ઉત્તમ વૈષ્ણવો થયા. રાજા સદાચારથી વર્તે તો સઘળી પ્રજા પણ સદાચારથી વર્તે, એ સ્વાભાવિક જ છે.[૧૯-૨૦] હે રામ! 'સઘળા દૈત્યો વિષ્ણુના દ્વેષને ત્યજી દઈને વિષ્ણુના ભક્ત થયા છે' એ વાત અંતરિક્ષમાં પહોંચી અને સ્વર્ગલોકમાં પણ પહોંચી ગઈ.[૨૧] હે રામ! મરુદ્‌ગણો સહિત ઇંદ્ર આદિ દેવો એ વાતથી વિસ્મય પામ્યા કે 'દૈત્યોએ તે વળી વિષ્ણુની ભક્તિ કેમ સ્વીકારી હશે?'[૨૨] આમ વિસ્મયથી આકુળ થયેલા તે દેવો સ્વર્ગલોકમાંથી નીકળ્યા અને ક્ષીરસાગરમાં શેષનાગના શરીર પર બિરાજેલા તે સમરવિજયી શ્રીવિષ્ણુ પાસે ગયા.[૨૩] ત્યાં જઈ તેમણે વિષ્ણુને દૈત્યોનુ સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું અને પછી એમને નીચે પ્રમાણે અપૂર્વ વિસ્મયની વાત પૂછી.[૨૪]

**દેવતાઓ બોલ્યા :** હે ભગવન્! દૈત્યો તો સર્વદા આપના દ્વેષી જ હતા. તેઓ હમણાં આપના અત્યંત ભક્ત થઈ ગયા છે, એ શું? આ તો આપની માયા હોય એમ જણાય છે.[૨૫] અત્યંત દુરાચારવાળા અને ધર્મના દૃઢ માર્ગોને પણ તોડી નાખનારા દૈત્યો ક્યાં અને ક્યાં છેલ્લા ઉત્તમ જન્મોમાં જ મળે એવી જનાર્દનની ભક્તિ![૨૬] હે ભગવન્! 'પામર પુરુષ ગુણવાન થયો' એ વાત, ઉત્પાતરૂપે સમય વિના થયેલી પુષ્પોની પંક્તિની પેઠે સુખદાયી પણ થાય છે અને દુઃખદાયી પણ થાય છે.[૨૭] જ્યાં જે યોગ્ય ન હોય ત્યાં તે શોભતું નથી; જેમકે કાચના સમૂહની મધ્યમાં મહામૂલ્યવાન મણિ શોભે નહિ.[૨૮] જે જે જીવ જે જે પંક્તિનો હોય, તે તે જીવ તે તે પંક્તિમાં જ શોભે. જો કે કૂતરાં અને બકરાં સમાન કદનાં હોય છે, તોપણ બકરાંઓની પંક્તિમાં કૂતરો શોભે જ નહિ.[૨૯] અનુચિત છતાં પરસ્પર સંબંધ પામેલી વસ્તુઓને જોવાથી જેવું દુઃખ ઉત્પન્ન થાય છે, તેવું દુઃખ શરીરમાં વજ્ર જેવી તીખી સોયો ભોંકાવાથી પણ થતું નથી.[૩૦] જે પદાર્થ જ્યાં યોગ્યતાથી રહેવો

ઘટતો હોય, તે પદાર્થ ત્યાં જ શોભે અને ત્યાં જ તે નિંદાને પાત્ર થાય નહિ. કમળ તો જળમાં જ શોભે પણ જમીન પર શોભે નહિ. જો કમળ સ્થળમાં ઊગે તો તે નિંદાને જ પાત્ર થાય.[૩૧] અધમ–પામરની રીતભાતવાળો, સર્વદા નીચ કાર્યોમાં રુચિ રાખનારો અને હીનજાતિવાળો તુચ્છ દાનવ ક્યાં અને ક્યાં આપની ભક્તિ! દાનવનું અને આપની ભક્તિનું પરસ્પર ચોકઠું બેસે જ કેવી રીતે? હે પ્રભુ! જેમ 'કઠિન તથા તપેલી ખારી ધરતીમાં કમલિની ઊગી છે' એ વાત અયોગ્ય ઘટનાવાળી હોવાને લીધે, સાંભળનારાઓને સુખ આપતી નથી, તેમ 'દૈત્ય વિષ્ણુનો ભક્ત થયો છે' એ વાત પણ અમને સુખ આપતી નથી.[૩૨'૩૩]

कमलिनी परुषोपरभूगता सुखयतीह यथा न दुराश्रया । दितिसुतोऽपि हि माधवभक्तिमानिति कथा न तथेश सुखाय नः ॥ ३३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'વિબુધવાક્ય' નામનો સર્ગ ૩૨મો સમાપ્ત

## सर्ग ३३ मो×

### પ્રહ્લાદે વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરી

वसिष्ठ उवाच

गर्जंतमतिसंरब्धं सुरलोकमथारिहा ।
उवाच माधवो वाक्यं शिखिवृंदमिवांबुदः ॥१॥

વસિષ્ઠ બોલ્યા : પછી હે રામ! જેમ અત્યંત વેગથી ટહુકાર કરતા મયૂરોના સમૂહને, મેઘ (વર્ષા દ્વારા) પ્રત્યુત્તર આપે, તેમ અત્યંત ક્રોધથી બૂમો પાડીને પૂછતા દેવતાઓના તે સમૂહને, શ્રીવિષ્ણુએ નીચે પ્રમાણે (સાંત્વના-યુક્ત) પ્રત્યુત્તર આપ્યો.[૧]

× આ તેત્રીસમા સર્ગમાં ભગવદ્‌ભક્તિને લીધે પ્રહ્લાદને વિવેક આદિ ગુણોનો ઉદય થયાની અને ભગવાનને પ્રસન્ન થયેલા જોઈ પ્રહ્લાદે તેમની સ્તુતિ કર્યાની કથા કહેવામાં આવશે.

ભગવાન બોલ્યા : હે દેવતાઓ! પ્રહ્લાદ ભક્તિવાળો થયો છે, એ વિષયમાં તમે ખેદ પામો નહિ; કેમકે તે અરિદમન પ્રહ્લાદ મોક્ષને જ યોગ્ય છે અને તેનો આ છેલ્લો જ જન્મ છે.[૨] જેમ બળી ગયેલું બીજ ફરી અંકુરરૂપ સ્થિતિને ધારણ કરતું જ નથી, તેમ એ પ્રહ્લાદ હવે પછી ગર્ભવાસમાં જવાનો જ નથી.[૩] સદ્‌ગુણોવાળો પુરુષ સદ્‌ગુણોથી રહિત થઈ જાય, તો એ અનર્થની વાત કહેવાય છે, પણ દુર્ગુણોવાળો પુરુષ સદ્‌ગુણોવાળો થાય, તો એ વાત ઉત્તમ ગણવામાં આવે છે. હે દેવો! તમે પોતપોતાનાં વિચિત્ર સ્થાનોમાં જાઓ. પ્રહ્લાદમાં જે ગુણવાનપણું થયુ છે, તેથી તમને દુઃખ થવાનું નથી.[૪'૫]

વસિષ્ઠ બોલ્યા : હે રામ! જેમ જળાશયના કિનારે ઉત્પન્ન થયેલા તમાલનો નીલગુચ્છ જળાશયના તરંગોમાં અંતર્ધાન થઈ જાય છે, તેમ વિષ્ણુ ભગવાન દેવતાઓને આટલાં વચન કહીને ક્ષીરસાગરના તરંગોમાં અંતર્ધાન થઈ ગયા.[૬] જેમ મંદરાચળે ઉછાળેલા ક્ષીરસમુદ્રમાંથી ઊડીને જળકણો પાછા ક્ષીરસાગરમાં જાય, તેમ વિષ્ણુને પૂછવાની ઇચ્છાથી સ્વર્ગમાંથી સમુદ્રમાં ગયેલા દેવતાઓ વિષ્ણુનું પૂજન કરીને પાછા સ્વર્ગમાં ગયા.[૭] ત્યાર પછી દેવતાઓ પ્રહ્લાદના સ્નેહી-મિત્રો થઈ ગયા; કેમકે મોટા પુરુષોને જેના ઉપર વિશ્વાસ હોય, તેના ઉપર બાળકોનું મન પણ વિશ્વાસ રાખે એ સ્વાભાવિક જ છે.[૮] અત્યંત ભક્તિવાળો પ્રહ્લાદ તો એ જ રીતે મનથી, ક્રિયાથી તથા વચનથી દેવાધિદેવ શ્રીવિષ્ણુનું પૂજન કરવામાં જ તત્પર રહેવા લાગ્યો.[૯] પૂજનમાં તત્પર રહેનારા એ પ્રહ્લાદના વિવેક, સંતોષ, વૈરાગ્ય અને વૈભવ આદિ સદ્‌ગુણો કાળે કરીને વૃદ્ધિ પામ્યા. માણસ જેમ સુકાયેલા ઝાડને જોઈને રાજી થાય નહિ, તેમ એ પ્રહ્લાદ ભોગોના સમૂહને જોઈને રાજી થતો નહોતો. જેમ મૃગ માણસોની

ભીડવાળી ભૂમિઓમાં રુચિ રાખે નહિ, તેમ એ પ્રહ્લાદ સ્ત્રીઓમાં રુચિ રાખતો નહોતો. એ પ્રહ્લાદને લોકચર્ચામાં જરા પણ રુચિ રહી નહિ. તેને કેવળ શાસ્ત્રાર્થના કથનમાં જ રુચિ ઉત્પન્ન થઈ. જેમ કમલિની સ્થળમાં રુચિ કરે નહિ, તેમ પ્રહ્લાદ ઉત્સવ આદિના કૌતુકોમાં રુચિ કરતો નહોતો. જેમ વીંધ્યા વિનાનું નિર્મળ મોતી બીજાં મોતીઓની સાથે પરોવી શકાય નહિ, તેમ પ્રહ્લાદનું ચિત્ત ભોગોરૂપી રોગોના સંબંધમાં પરોવાયું નહોતું.[૧૦–૧૩] ભોગાદિની કલ્પનાઓથી રહિત થયેલું પણ બ્રહ્મવિદ્યારૂપી વિશ્રાંતિમાં નહિ પહોંચેલું પ્રહ્લાદનું ચિત્ત, વચમાં રહેવાને લીધે જાણે હીંડોળામાં હીંચકતું હોય એવી સ્થિતિમાં રહ્યું હતું.[૧૪] ક્ષીરસમુદ્રરૂપી મ હિ રમાં રહેલા ભગવાન વિષ્ણુ પોતાની સર્વવ્યાપક અને શુદ્ધ સત્ત્વાત્મક જ્ઞાનશક્તિથી પ્રહ્લાદની એ સ્થિતિને જાણતા હતા.[૧૫] પછી ભક્તલોકોને આનંદ આપનારા શ્રીવિષ્ણુ પાતાળના માર્ગમાંથી પ્રહ્લાદના પૂજન કરવાના દેવાલયમાં પ્રહ્લાદના આવ્યા પહેલાં જ પધાર્યા. દૈત્યોના મોટા રાજા પ્રહ્લાદે કમળ સમાન નેત્રોવાળા એ વિષ્ણુ ભગવાનને પધારેલા જાણીને, બમણા ઉપચારોથી સમૃદ્ધ કરેલી પૂજા વડે પ્રેમપૂર્વક તેમનું પૂજન કર્યું.[૧૬-૧૭] પૂજાના ઘરમાં પધારીને પ્રત્યક્ષ રીતે બિરાજેલા એ વિષ્ણુ ભગવાનને જોઈને પ્રહ્લાદ અત્યંત પ્રસન્ન થયો અને ભક્તિભરી વાણીથી નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરવા લાગ્યો.[૧૮]

**પ્રહ્લાદ બોલ્યો :** આપ ત્રૈલોક્યની સ્થિતિના સુંદર ભંડારરૂપ છો, સઘળા દોષોને હરનાર છો, સ્વયંપ્રકાશ છો, અનાથના નાથ છો, શરણાગતનું અત્યંત રક્ષણ કરનારા છો, સઘળી શક્તિઓથી સંપન્ન છો, દુઃખોને ટાળનારા છો, અજન્મા છો, સર્વદા સ્વરૂપમાં જ રહેલા છો અને સર્વ લોકોના ઈશ્વર છો; હું આપને શરણે આવું છું.[૧૯] આપ 'કુવલય' નામના કમળ જેવા તથા નીલમણિ જેવા શ્યામ છો; શરદઋતુથી નિર્મળ થયેલા આકાશના ગર્ભ જેવા શ્યામ છો; ભ્રમરોની, અંધકારની તથા કાજળની કાંતિ જેવા કાંતિવાળા છો અને કમળને, ચક્રને તથા ગદાને ધારણ કરનારા છો. હું આપને શરણે આવું છું.[૨૦] આપ નિર્મળ છો, ભ્રમરના સમૂહ જેવાં શ્યામ તથા સુકોમળ અંગોવાળા છો, ધોળી પાંખડીઓવાળા કમળની કળી જેવા શંખને ધારણ કરનારા છો, નાભિકમળમાં વેદરૂપી ગુંજારવ કરનારા બ્રહ્મારૂપી ભ્રમરને ધરનારા છો અને ભક્તજનોનાં હૃદયકમળોની પાંખડીઓમાં રહેનારા છો. હું આપને શરણે આવું છું.[૨૧] આપ શરદઋતુનું આકાશ છો. તે ધોળા નખોના સમૂહરૂપી તારાઓથી સંયુક્ત છે, મંદ હાસ્યથી શ્વેત લાગતા મુખરૂપી પૂર્ણચંદ્રના બિંબવાળું છે અને હૃદયમાં રહેલા કૌસ્તુભમણિનાં કિરણોના સમૂહરૂપી મંદાકિની( આકાશગંગા )વાળું છે. હું આપને શરણે આવું છું.[૨૨] સર્જાયેલી સઘળી ગાઢ સૃષ્ટિ પણ આપનામાં મુક્તપણે જ રહે છે. આપ કદી પણ જન્મતા નથી અને કદી પણ વૃદ્ધિ પામતા નથી. આપ સર્વવ્યાપક છો, અનંત છો અને ઉત્તમ ગુણોથી આપ અનાદિ શરીરવાળા સુશોભિત છો અને પ્રલયકાળમાં વડના પાંદડામાં શયન કરનારા બાલમુકુંદ છો, હું આપને શરણે આવું છું.[૨૩] નવા પ્રફુલ્લિત થયેલા નાભિકમળના પરાગોથી પીળા શરીરવાળા, લક્ષ્મીના પ્રકાશતા શરીરથી શણગારેલા વક્ષઃસ્થળવાળા, સાયંકાળ જેવા, રાતા કેસરી ચંદનના લેપવાળા અને સુવર્ણ જેવાં પીળાં વસ્ત્રોથી શોભી રહેલા આપ પ્રભુને હું શરણે આવું છું.[૨૪] દૈત્યોરૂપી કમલિનીઓને આપ હિમપાત છો, દેવતાઓરૂપી કમલિનીઓને આપ સર્વદા ઉદય પામેલા સૂર્યબિંબરૂપ છો, બ્રહ્માને રહેવાની કમલિનીના તળા-

વરૂપ છો અને હૃદયરૂપી કમલિનીમાં બિરાજનારા પ્રભુ છો. હું આપને શરણે આવું છું.[૨૫] આપ ત્રૈલોક્યરૂપી કમલિનીના ધોળા કમળ જેવા પૂર્ણચંદ્રની જેમ શીતળ છો. આપ અંધકાર સમાન મોહને મટાડવામાં મોટા દીવા સમાન છો. આપ નિત્યસ્વયંપ્રકાશ છો, જડતાથી રહિત છો, જીવોના મૂળતત્ત્વરૂપ છો અને જગતની સઘળી પીડાઓને હરનારા પ્રભુ છો. હું આપને શરણે આવું છું.

**વસિષ્ઠ બોલ્યા :** આમ હે રામ! દૈત્યોનો વિનાશ કરનારા, લક્ષ્મીના નિવાસરૂપ વક્ષઃસ્થળવાળા અને 'કુવલય' નામના કમળની પાંખડીના જેવી શ્યામતાવાળા તે વિષ્ણુનું પ્રહ્લાદે ઘણા ઘણા ગુણોવાળી વાણીઓથી પૂજન કર્યું. એટલે જેમ રાજી થતા મયૂરને મેઘ પ્રત્યુત્તર આપે છે, તેમ રાજી થતા એ અસુરેશ પ્રહ્લાદને ભગવાન વિષ્ણુએ નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો.[૨૬,૨૭]

इति गुणबहुलाभिर्वाग्भिरभ्यार्चितोऽसौ हरिरसुरविनाशः श्रीनिषण्णांसदेशः। जलद इव मयूरं प्रीतिमान्प्रीयमाणं कुवलयदलनीलः प्रत्युवाचासुरेंद्रम् ॥ २७ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'નારાયણાગમન' નામનો સર્ગ ૩૩મો સમાપ્ત

## સર્ગ ૩૪મો*

### પ્રહ્લાદે પોતાનું સચ્ચિદાનંદ સ્વરૂપ જોયું

श्रीभगवानुवाच

वरं गुणनिधे दैत्यकुलचूडामहामणे ।
गृहाणाभिमतं भूयो जन्मदुःखोपशांतये ॥ १ ॥

**ભગવાન બોલ્યા :** હે ગુણોના ભંડારરૂપ! હે દૈત્યકુળના મોટા શિરોમણિરૂપ! તું મારી પાસેથી જોઈતું વરદાન માગી લે, એટલે ફરી જન્મો થવાનું દુઃખ શાંત જ થઈ જાય.[૧]

**પ્રહ્લાદ બોલ્યો :** હે સઘળા સંકલ્પોના ફળોને આપનારા! હે સઘળા લોકોના અંતર્યામી પ્રભુ! આપના ધારવામાં જે વરદાન સઘળી દીનતાઓનું નિવારણ કરનારું હોય, તે જ વરદાન આપ મને આપો.[૨]

**ભગવાન બોલ્યા :** હે નિર્દોષ પ્રહ્લાદ! બ્રહ્મના સાક્ષાત્કારરૂપ વિશ્રાંતિ મળવા સુધીનો વિચાર કરવાથી જ અનર્થોની અત્યંત નિવૃત્તિ થાય છે અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે, માટે તેવો વિચાર તને પ્રાપ્ત થાઓ.[૩]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જેમ સમુદ્રનો તરંગ ઘુઘવાટ કરીને પાછો અંદર સમાઈ જાય છે, તેમ વિષ્ણુ ભગવાન પ્રહ્લાદને એટલાં વચન કહીને પાછા અંતર્ધાન થઈ ગયા. આમ વિષ્ણુદેવ અંતર્ધાન થઈ ગયા પછી પ્રહ્લાદે પૂજામાં મણિઓથી તથા રત્નોથી શણગારેલી છેલ્લી પુષ્પાંજલિ આપી.[૫] પછી પ્રેમથી ઉત્તમ આસન પર પદ્માસન વાળીને પ્રહ્લાદે સ્તોત્રનો પાઠ કરવાના સમયમાં, ચિત્તથી આ પ્રમાણે ચિંતવન કર્યું :[૬] 'સંસારનું નિવારણ કરનારા વિષ્ણુ ભગવાને મને કહ્યું કે 'તું વિચારવાળો જ થા.' એટલા માટે હવે હું મનમાં આત્માનો વિચાર કરું.[૭] હું જે આ સંસારરૂપી આડંબરમાં બોલું છું, ચાલુ છું, ઊભો રહું છું અને પ્રયત્નથી વિષયોનો ઉપભોગ કરું છું, તે હું પોતે કોણ છું?[૮] આ જગત જે વૃક્ષોથી, તૃણોથી તથા પર્વતોથી યુક્ત છે, તે તો હું નથી. જે જગતરૂપ વસ્તુ અત્યંત બાહ્ય છે, તે રૂપ તો હું કેમ જ હોઉં?[૯] આ દેહ તો ખોટો જ ઉદય પામેલો છે, બોલવાને પણ સમર્થ નથી, પ્રાણવાયુની પ્રેરણાથી જ થોડાક કાળ સુધી ચાલનારો છે, અલ્પકાળમાં જ પાછો નષ્ટ થનાર છે અને જડ છે. હું તે પણ નથી.[૧૦] શબ્દ કે જે કાનની જડતાવાળી પૂતળીથી જ

* આ ચોત્રીસમા સર્ગમાં પ્રહ્લાદે વિષ્ણુના વરદાનથી સદ્વિચારને પ્રાપ્ત થઈ, અનાત્મવર્ગનો નિરાસ કરીને પોતાનું સચ્ચિદાનંદસ્વરૂપ જોયું, એ કથા કહેવામાં આવશે.

'આ ઊંચો છે, નીચો છે, પદરૂપ છે અને વાક્યરૂપ છે' ઇત્યાદિ ભેદો પાડીને કલ્પી લેવામાં આવે છે, ક્ષણમાત્રમાં ક્ષય પામનાર છે, ક્ષય પામનાર હોવાને લીધે શૂન્ય આકારવાળો છે, આકાશથી ઉત્પન્ન થાય છે અને જડ છે, તે પણ હું નથી.[११] સ્પર્શ કે જે ક્ષણમાત્રમાં નષ્ટ થનારી ત્વચાથી જ પમાય છે, સમય પર નથી પણ પમાતો અને ચૈતન્યની સિદ્ધિથી જ સિદ્ધ થાય એવો છે તથા જડ છે, તે પણ હું નથી.[१२] રસ જે ચપળ સત્તાવાળી અનિત્ય જીભથી જ સંબંધ ધરાવનારો છે, તુચ્છ છે, જીભની અણીથી તે કંઠ સુધી જ સ્વાદમાં આવે એવો છે, અન્નાદિક પદાર્થોમાં રહેલો છે અને જડ છે, તે પણ હું નથી.[१३] રૂપ કે જે ક્ષણમાત્રમાં નષ્ટ થઈ જનારાં દ્રવ્ય અને ચક્ષુને જ અધીન છે, ક્ષય પામનાર છે, કેવળ દ્રષ્ટાના જ ઉપભોગને માટે હોવાથી ગૌણ છે અને જડ છે, તે પણ હું નથી.[१४] ગંધ કે જે પ્રકાશ વિનાની તથા ક્ષય પામનારી નાસિકાથી જ કલ્પાય છે, ક્ષણમાત્રમાં નષ્ટ થનાર છે, ક્ષણે ક્ષણે ફેરફાર પામનાર છે અને જડ છે, તે પણ હું નથી.[१५] એવી જ રીતે કર્મેંદ્રિયોનાં કર્મો, અહંકાર, મન, બુદ્ધિ કે ચિત્ત એમની ત્રિપુટીઓમાંનો પણ હું નથી; કારણકે એ સઘળી ત્રિપુટીઓ જડ છે. હું તો મમતા વિનાનો, ચિંતન વિનાનો, શાંત, પાંચે ઇંદ્રિયોના વિભ્રમોથી રહિત અને જેમાં કાંઈ પણ સંકલ્પ નથી એવો શુદ્ધ ચેતન જ છું.[१६] હું તો દશ્યોથી રહિત કેવળ ચૈતન્ય જ છું, સર્વ દશ્યોને પ્રકાશ આપનાર છું, બહાર તથા અંદર વ્યાપક છું, અંશોથી રહિત છું, નિર્મળ છું અને સત્તામાત્ર જ છું. ઘડાથી માંડીને સૂર્ય પર્યંત આ સઘળા પદાર્થો ઉત્તમ તેજવાળા આ ચૈતન્યરૂપ દીવાથી જ પ્રકાશિત થાય છે. હા ! હવે આ સાચું અને સંપૂર્ણ સ્મરણ મને પ્રાપ્ત થયું. સર્વવ્યાપક, નિર્વિકલ્પક, ચૈતન્યરૂપ અને સર્વને સ્ફુરણ આપનારો આ હું આત્મા છું.[१७–१९] જેમ અંદર રહેલા પ્રકાશરૂપ તેજથી અંગારાઓના કણોની પંક્તિઓ સ્ફુરે છે, તેમ આ સંસારમાં આ ચૈતન્યથી જ વિચિત્ર પ્રકારની ઇંદ્રિયોની વૃત્તિઓ સ્ફુરે છે.[२०] જેમ વ્યાપ્ત થયેલા સૂર્યના તાપથી ઝાંઝવાનાં પાણી સ્ફુરે છે, તેમ સર્વવ્યાપક આ ચૈતન્યથી જ વિચિત્ર પ્રકારની ઇંદ્રિયોની પંક્તિઓ સ્ફુરે છે.[२१] જેમ વસ્ત્રોનું શ્વેત આદિ રૂપો હોવાનું દીવાથી સિદ્ધ થાય છે, તેમ પૃથ્વી આદિ પદાર્થોનું પદાર્થપણું આ ચૈતન્યથી જ સિદ્ધ થાય છે.[२२] જેમ અરીસો સઘળી વસ્તુઓનાં પ્રતિબિંબોનું સ્થળ છે, તેમ આ આત્મા જ સઘળા પ્રાણીઓના દેહઇંદ્રિય આદિ અનુભવોનું સ્થળ છે.[२३] આ એક નિર્વિકલ્પ ચૈતન્યરૂપી દીવાના અનુગ્રહથી જ સૂર્ય ઉષ્ણ છે, ચંદ્ર શીતળ છે, પર્વત ઘનરૂપ છે અને જળ દ્રવરૂપ છે.[२४] 'આકાશમાંથી વાયુ થયો, વાયુમાંથી તેજ થયું, તેજમાંથી જળ થયુ અને જળમાંથી પૃથ્વી થઈ' ઇત્યાદિ ક્રમથી અનુભવમાં આવેલા સઘળા પદાર્થોની ઉત્પત્તિ સંબંધી વ્યવસ્થાનું મુખ્ય કારણ એ વ્યાપક ચૈતન્ય જ છે. ચૈતન્યનું કારણ બીજું કોઈ પણ નથી.[२५] જેમ પૃથ્વી આદિનું તપ્તપણું, સૂર્યના તાપથી જ ઉદય પામે છે, તેમ ક્રમથી અનુભવમાં આવતા સઘળા પદાર્થોનું પદાર્થપણું આ આત્માથી જ ઉદય પામે છે.[२६] જેમ હિમથી જ શીતળપણું ઉત્પન્ન થયું છે, તેમ વાસ્તવિક રીતે નિરાકાર અને અવિદ્યાથી સઘળાં કારણોના કારણરૂપ આ આત્માથી આ જગત ઉત્પન્ન થયુ છે.[२७] બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર અને રુદ્ર આદિ આ જગતની સ્થિતિનાં કારણોરૂપ છે, પણ તેમનું પણ આદિકારણ આ ચૈતન્ય જ છે. ચૈતન્યનું કારણ બીજું કોઈ નથી. આ હું સાક્ષીથી પ્રકાશતાં દ્રષ્ટા અને દશ્ય ઇત્યાદિ નામોથી રહિત છું અને નિત્ય સ્વયંપ્રકાશ છું. હું તેને જ પ્રણામ કરું છું.[२८,२९] આત્માથી જુદી સત્તા વિનાના આ સઘળા પદાર્થો

એ સર્વના અધિષ્ઠાનભૂત નિર્વિકલ્પક ચિદાત્મામાં જ ઉત્પન્ન થયા છે, રહે છે અને પાછા લીન થાય છે.૩૦ આ ચૈતન્યરૂપ જે અંતરાત્મા છે, તે જે જે વસ્તુનો સંકલ્પ કરે છે, તે તે વસ્તુ જ સર્વત્ર ઉત્પન્ન થાય છે. એ વસ્તુ સૂક્ષ્મરૂપથી કારણમાં રહેલી હોય, તોપણ આત્માના સંકલ્પ વિના પ્રકટ થાય નહિ.૩૧ ચૈતન્ય જે વસ્તુને સ્ફુરણ તથા સત્તા આપીને સંકલ્પથી પ્રકટ કરે છે, તે જ વસ્તુ વ્યવહારના વિષયપણાને પ્રાપ્ત થાય છે. ચૈતન્ય જે વસ્તુને સ્ફુરણ તથા સત્તા આપીને સંકલ્પથી પ્રકટ કરતું નથી, તે વસ્તુ કદાચ હોય તોપણ નષ્ટ જ છે.૩૨ આ ઘટપટ આદિ આકારોવાળી જગત સંબંધી અનેક પદાર્થોની પંક્તિઓ આ ચિદાકાશરૂપી મોટા અરીસામાં સંકલ્પથી જ જોવામાં આવે છે.૩૩ સંકલ્પ વૃદ્ધિ પામે, તો એ વસ્તુઓ વૃદ્ધિ પામે છે અને સંકલ્પ ક્ષય પામે, તો એ વસ્તુઓ ક્ષય પામે છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ અનિર્વચનીય છે, તેમ આત્મામાં રહેલું આ કાર્ય–કારણરૂપ જગત પણ અનિર્વચનીય છે.૩૪ આ ચૈતન્ય જો કે સઘળાં પ્રાણીઓને અદશ્ય છે, તોપણ જેમનું ચિત્ત ગલિત થયેલું હોય છે, તેમને તે દશ્ય છે. મહાત્મા પુરુષો જ આ અતિ નિર્મળ પરમ ચિદાકાશને જુએ છે.૩૫ વ્યવહારોરૂપી ભ્રમરોવાળી અનેક દશ્યોરૂપી આ સુંદર મંજરી આ આત્મારૂપી વૃક્ષમાંથી ઉદય પામે છે.૩૬ જેમ વિચિત્ર પ્રકારનાં વૃક્ષો તથા જાળાંઓવાળી વનોની પંક્તિ પર્વતમાંથી ઉદય પામે છે, તેમ આ સંસારરૂપી ચપળ રચના આ ચૈતન્યમાંથી જ ઉદય પામે છે.૩૭ બ્રહ્માંડમાં રહેનારા બ્રહ્માથી માંડીને, તે તૃણ પર્યંતના પદાર્થોમાં જે સત્તા અને સ્ફુરણ છે, તે આત્માનાં જ છે; માટે સર્વમાં આ એક જ ચિદાત્મા પ્રકાશે છે.૩૮ આ હું એક જ છું, સર્વમાં વ્યાપક છું અને સઘળાં સ્થાવર–જંગમોની અંદર અનુભવરૂપે રહ્યો છું.૩૯ હું જે ચૈતન્ય જ છું, તેનાં જ આ સંખ્યા આદિથી રહિત એવાં 'સ્થાવર–જંગમ' નામનાં ઘણાંઘણાં શરીરો છે.૪૦ મારાથી અન્ય કોઈ અનુભવ ઘટતો નથી, એથી આ હું એક જ સ્વયંપ્રકાશ અનુભવરૂપ છું. દ્રષ્ટા, દર્શન અને દશ્ય આદિ સઘળી ત્રિપુટીઓ મારાથી જ પ્રકાશે છે; માટે સર્વના હસ્તોથી હું હજારો હસ્તોવાળો છું અને સર્વનાં નેત્રોથી હું હજારો નેત્રોવાળો છું. સર્વના હસ્તો એ જ મારા હસ્તો છે અને સર્વનાં નેત્રો એ જ મારાં નેત્રો છે.૪૧ આ હું જ આકાશમાં સુંદર સૂર્યરૂપે વિહાર કરું છું અને હું જ આકાશમાં વાયુરૂપે વિહાર કરું છું.૪૨ સર્વ અવયવોમાં શ્યામતાવાળા, શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા અને સંપૂર્ણતાવાળાં સઘળાં સૌભાગ્યની પરાકાષ્ઠારૂપ આ વિષ્ણુસ્વરૂપે હું જ જગતમાં વ્યવહાર કરું છું.૪૩ કમળરૂપી આસન પર બેસનારા, નિર્વિકલ્પ સમાધિમાં રહેનારા અને પરમ આનંદને પ્રાપ્ત થયેલા બ્રહ્મારૂપે હું જ એ વિષ્ણુની નાભિમાં ઉત્પન્ન થયેલો છું.૪૪ હું જ ત્રિનેત્રમૂર્તિથી ગૌરીના મુખકમળનું ચુંબન કરતો ભ્રમર છું. જેમ કાચબો પોતાનાં અંગોને સમેટી લે છે, તેમ હું જ સૃષ્ટિના અંત સમયે આ જગતને સમેટી લઉં છું.૪૫ જેમ તપસ્વી પૂર્વના ક્રમથી પ્રાપ્ત થયેલા (પોતાના) મઠને પાળે છે, તેમ હું જ મન્વંતરના ક્રમથી પ્રાપ્ત થયેલા આ ત્રૈલોક્યના સઘળા રાજ્યને ઇંદ્રરૂપે પાળું છું.૪૬ સઘળા દેહોને ધારણ કરનારો હોવાને લીધે, સ્ત્રી પણ હું છું, પુરુષ પણ હું છું અને વૃદ્ધ પણ હું છું. હું જ સર્વસ્વરૂપે થયેલો છું.૪૭ જેમ કૂવો પોતાની ભૂમિમાંથી લતાને પ્રકટ કરે છે, તેમ રસરૂપે રહેલો હું જ પોતાના સ્વરૂપભૂત ચૈતન્યરૂપી ભૂમિમાંથી ખડ, લતાઓ અને જાળાંને પ્રકટ કરું છું.૪૮ જેમ બાળક પોતાની રમતને માટે કાદવનું રમકડું બનાવે છે, તેમ મેં મારી લીલાને

માટે આ જગતના આડંબરરૂપી રમકડું બનાવ્યું છે.[૪૯] આ સર્વ દશ્યોમાં હું જ વ્યાપક છું. મને પ્રાપ્ત થઈને દશ્યોની સત્તા અદશ્ય થઈ જાય છે. મેં પોતાના તત્ત્વને સમજીને છોડી દીધેલું આ જગત વ્યવહારમાં રહે છે તોપણ કાંઈ જ નથી.[૫૦] હુંરૂપી મોટા ચૈતન્યમય અરીસામાં જે જે પ્રતિબિંબિત થયુ છે, તે સઘળું મારાથી જુદું છે જ નહિ. કાંઈ પણ મારાથી જુદું હોવાનો સંભવ જ નથી.[૫૧] હું જ પુષ્પોમાં સુગંધરૂપ છું અને પુષ્પોમાં તથા પાંદડાંઓમાં કાંતિરૂપ હું જ છું. કાંતિમાં જે રૂપ છે તે હું છું અને રૂપમાં પણ જે અનુભવ છે તે હું જ છું.[૫૨] આ સ્થાવર-જંગમ જગતરૂપ જે કાંઈ દશ્ય છે, તે સઘળાના અધિષ્ઠાનરૂપ અને સઘળા સંકલ્પોથી રહિત પરમચૈતન્યતત્ત્વ હું જ છું.[૫૩] જે પહેલી રસશક્તિ છે, તે જ જળના સમૂહરૂપ થાય છે. પછી જળના સમૂહરૂપ થયેલી એ જ શક્તિ વૃક્ષોમાં શાખાઓ આદિની ઉત્પત્તિના કારણરૂપે તથા ભીંતોમાં ખડ આદિની ઉત્પત્તિના કારણરૂપે ફેલાયેલી છે. તે જ પ્રમાણે હું સઘળા પદાર્થોમાં, તે તે કાર્યોની ઉત્પત્તિના કારણરૂપે ફેલાયેલો છું.[૫૪] હું સર્વ પદાર્થોની અંદર ઉત્કૃષ્ટ સત્તારૂપે રહેલો છું અને પોતાના સંકલ્પથી શરીરોમાં પ્રવેશ કરીને જુદાજુદા જીવોરૂપે દેખાવ આપું છું.[૫૫] જેમ દૂધની અંદર ઘી રહેલું છે અને જળની અંદર રસ રહેલો છે, તેમ સઘળા પદાર્થોની અંદર હું જ સત્તારૂપે અને સ્ફુરણરૂપે રહેલો છું.[૫૬] જેમ ખડ, કાષ્ઠ તથા ઢેફાં આદિ સઘળું પૃથ્વીમાં રહેલું છે, તેમ ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનું આ જડ જગત મારા સ્વરૂપમાં જ એક ભાગમાં રહેલું છે.[૫૭] સઘળી દિશાઓના અવકાશોમાં ભરપૂર રહેલો, જરા પણ સંકોચરૂપી વિભ્રમથી રહિત, સર્વમાં રહેલો અને સર્વનો કર્તા હું જ વ્યષ્ટિરૂપે તથા સમષ્ટિરૂપે રહેલો છું.[૫૮] અહો! શસ્ત્રોથી દેવોનો નાશ કર્યા વિના જ અને ઇંદ્રને બાંધી લીધા વિના જ, આ જગતનું અપૂર્વ અને વિસ્તીર્ણ રાજ્ય વગરમાગ્યે મને મળી ચૂક્યું.[૫૯] અહો! હું અત્યંત વિશાળ સ્વરૂપવાળો છું. જેમ કલ્પના અંતે પવને ચલાયમાન કરેલો પ્રલયસાગર પોતાનામાં સમાય નહિ, તેમ હું પણ પોતાથી પોતામાં સમાતો નથી.[૬૦] જેમ ક્ષીરસાગરમાં ફરનારો અલ્પ ગતિવાળો સર્પ ક્ષીરસાગરના અંતને પામે નહિ, તેમ સ્વસ્થ અને અંદર પોતાની મેળે જ નિરતિશય આનંદરૂપે અનુભવમાં આવેલા મારા સ્વરૂપમાં રહેલો હું, મારા સ્વરૂપના અંતને પામતો નથી.[૬૧] આ મારા સ્વરૂપમાં કલ્પાયેલી બ્રહ્માંડરૂપી ગુફા તો બહુ જ નાની અને સાંકડી છે; કારણકે જેમ હાથી બીલામાં સમાય નહિ, તેમ મારું વિસ્તીર્ણ સ્વરૂપ આ બ્રહ્માંડમાં સમાતું નથી.[૬૨] મારું રૂપ બ્રહ્મલોકથી પેલી પાર અને બ્રહ્મલોકની પણ ઉપર રહેલાં સઘળાં તત્ત્વોની પણ પેલી પાર આગળ વધતું જાય છે, તે હજુસુધી પાછું વળતું નથી. (વાસ્તવિક વિસ્તારની જ આ આગળ વધતા જવારૂપે કલ્પના છે એમ સમજવું.)[૬૩] આટલા કાળ સુધી 'આ દેહાદિ હું છું' એવી ખોટી કલ્પના મને ક્યાંથી થઈ હતી! હું કે જે છેડા વિનાના આકારવાળો છું, તેનુ એ કલ્પનાથી તો સ્વલ્પપણું થઈ ગયું હતું.[૬૪] 'આ તું છે' અને 'આ હું છું' એ તો ખોટી ભ્રાંતિ જ છે. દેહ કોણ છે? અદેહ કોણ છે? મૂવો કોણ છે? અને જીવતો પણ કોણ છે? કશું નથી. જો દેહ તથા પ્રાણ સિદ્ધ થાય, તો જ એ સઘળું સંભવિત છે; પણ દેહ તથા પ્રાણ પોતે મુદ્દલ સિદ્ધ જ થતા નથી.[૬૫] બિચારા મારા બાપ-દાદાઓ ક્ષુદ્ર બુદ્ધિવાળા જ હતા, કે જેઓ આ બ્રહ્મવિદ્યારૂપી ચક્રવર્તીપણાને ત્યજીને સંસારની ભૂમિકાઓમાં જ રમ્યા

હતા.[૬૬] બ્રહ્મપણાથી ઉન્નતિ પામેલો અને ભરપૂરપણાવાળો આ મોટો વિચાર ક્યાં અને ભયંકર આશાઓને લીધે સર્પો જેવા ભયંકર રાજ્યના વૈભવો ક્યાં![૬૭] અનંત આનંદનો ઉપભોગ આપનારો અને પરમ ઉપશમથી શોભનારો આ શુદ્ધ ચૈતન્યમય વિચાર સઘળા વિચારોથી ઉત્કૃષ્ટ છે.[૬૮] હું સઘળા પદાર્થોની અંદર સત્તારૂપે રહેલો છું, દશ્યોથી રહિત ચૈતન્યરૂપ છું અને સઘળા જીવોના સ્વરૂપભૂત છું; માટે હું મને જ વારંવાર પ્રણામ કરું છું.[૬૯] જેમ ખાધેલા અન્નને પચાવી દેવામાં આવે, તેમ જેણે સંસારને પચાવી દીધો છે, એવો હું જન્મરહિત થયો છું; સઘળા અનર્થોની નિવૃત્તિને પ્રાપ્ત થયો છું; જે પામવાનું છે તેને પામી ચૂક્યો છું; જીવનને સફળ કરી ચૂક્યો છું; મહાત્મા થયો છું અને સર્વથી ઉત્તમ થયો છું.[૭૦] આ બોધરૂપી અવિચળ અને ઉત્તમ સામ્રાજ્યને (સર્વ બ્રહ્માંડોના અધિપતિપણાને) ત્યજીને હું હવે રમણીયતા વિનાની અને મહાદુઃખરૂપી રાજ્યની વિભૂતિઓમાં રમીશ નહિ. મારો પિતા કે જે પોતાના આત્માને નહિ સમજેલો હોવાને લીધે લાકડાં, જળ કે પથ્થરના બનાવેલા કિલ્લાઓનો આશ્રય લઈને પૃથ્વીતળમાં સ્વામીપણાના અભિમાનથી રોળાયા કરતો હતો અને તેથી જ એક નીચ દાનવરૂપ તુચ્છ કીડા જેવો જ રહ્યો હતો, તેને ધિક્કાર છે![૭૧-૭૨] મારા પિતાએ મોટી ભૂલ કરીને જીવતાં સુધી અવિદ્યામય શરીરને અવિદ્યામય પદાર્થોથી જ તૃપ્ત કર્યા કર્યું; એ તે શું કર્યું ?[૭૩] મારો પિતા હિરણ્યકશિપુ કેટલાંએક વર્ષો સુધી આ ત્રૈલોક્યની લક્ષ્મીરૂપી નાની ઝૂપડીને ભોગવીને, એવું કયું યોગ્ય ફળ પામ્યો, કે જેથી સઘળા અનર્થોની નિવૃત્તિ થાય ? મારા પિતાએ આ આનંદનો સ્વાદ નહિ લેતાં, જગતનાં સેંકડો રાજ્યોનો સ્વાદ લીધો, તોપણ કશો સ્વાદ લીધો નથી.[૭૪-૭૫] જે પુરુષ આ બ્રહ્મવિદ્યારૂપી પરમ અમૃતને પ્રાપ્ત થઈને અંદર ભરપૂર થયો હોય, તે પુરુષ સંસાર સંબંધી કોઈ પણ સુખને પામ્યો ન હોય, તોપણ સંપૂર્ણ અખંડિત સુખને પામ્યો છે.[૭૬] જે પુરુષ આ ઉત્તમ પદનો ત્યાગ કરીને, સંસાર સંબંધી અલ્પસુખમાં રુચિ કરે, તે મૂર્ખ કહેવાય, પંડિત કહેવાય નહિ. ઊંટ જ દ્રાક્ષના સુંદર વેલાને તજીને કાંટાઓમાં આસક્ત થાય; બીજો કોઈ આસક્ત થાય નહિ.[૭૭] આ સર્વોત્તમ વિચાર ત્યજીને ક્ષુદ્ર રાજ્યમાં તે કોણ રમે? કયો સમજુ પુરુષ શેરડીના રસને છોડીને કડવા લીમડાનો રસ પીએ ? મારા સઘળા બાપ–દાદાઓ મૂર્ખ જ હતા; કારણકે તેઓ આ વિચારને ત્યજીને રાજ્યના સંકટમાં જ રમ્યા હતા.[૭૮-૭૯] આ જ્ઞાન સંબંધી શીતળ વિચારો ક્યાં અને દેહાદિક ભોગ્ય પદાર્થોમાં અહંતા–મમતાઓ ક્યાં! પ્રફુલ્લિત નંદનવનના પ્રદેશો ક્યાં અને સૂર્યનાં કિરણોથી બળેલા નિર્જળ દેશના પ્રદેશો ક્યાં! જેથી રાજ્યની ઇચ્છા પણ કાંઈ રહે નહિ એવું સઘળું સંપૂર્ણ સુખ આ ચૈતન્યમાં છે, તો એ ચૈતન્યતત્ત્વનો અનુભવ શા માટે કરવો નહિ? ચૈતન્ય જ કે જે સર્વમાં રહેલું છે, સ્વસ્થ છે, સમ છે, નિર્વિકાર છે અને સર્વરૂપ છે. તેથી જ સર્વકાળમાં સઘળી રીતનું સંપૂર્ણ સુખ સારી પેઠે મળે છે; કારણકે સ્વસ્થ, સમ અને નિર્વિકાર એવું એ પરમ ચૈતન્ય જ પોતાના સંકલ્પમાત્રથી જ સૂર્યના પ્રકાશની શક્તિને, ચંદ્રની અમૃતમય શક્તિને, બ્રહ્માની મહત્તા શક્તિને, ઇંદ્રની ત્રૈલોક્યની સત્તાશક્તિને,[૮૦-૮૩] સદાશિવની આનંદપૂર્ણ શક્તિને, વિષ્ણુની ઉત્કૃષ્ટ શક્તિને, મનની શીઘ્ર ગતિવાળી શક્તિને, વાયુની બળવાન શક્તિને,[૮૪] અગ્નિની દાહક શક્તિને, જળની તૃપ્ત કરનારી શક્તિને, મુનિઓની મોટા તપની સિદ્ધિશક્તિને, બૃહસ્પતિની વિદ્યાશક્તિ-

ને,[૮૫] દેવોની આકાશગતિની શક્તિને, પર્વતોની સ્થિર શક્તિને, સમુદ્રની ગંભીર શક્તિને મેરુની અત્યંત ઊંચાપણારૂપી શક્તિને,[૮૬] બૌદ્ધોની શાંતિપૂર્વક દયાળુ શક્તિને, મદિરાના મદથી ચપળતા કરનારી શક્તિને, વસંતઋતુની પુષ્પમય શક્તિને, વર્ષાઋતુની વાદળાંના ગડગડાટવાળી શક્તિને,[૮૭] યક્ષોની માયાવી શક્તિને, આકાશની નિર્લેપ શક્તિને, હિમની શીતળ શક્તિને અને ઉનાળાની તપ્ત શક્તિને ઉત્પન્ન કરનાર છે. એવી જ રીતે, બીજી પણ ઘણીઘણી દેશ, કાળ તથા ક્રિયાઓને લગતી અને અનેક આકારોવાળા પદાર્થોથી ઊઠતી, ભૂત, ભવિષ્ય તથા વર્તમાન શક્તિઓ એ ચૈતન્યથી જ છે.[૮૮–૯૦] જેમ સૂર્યની પ્રભા વાંકાચૂંકા પદાર્થોમાં પડીને વાંકીચૂંકી દેખાતા છતાં પણ વાસ્તવિક રીતે વાંકાચૂંકાપણા વિનાની જ અને એકરૂપ જ છે, તેમ ચૈતન્ય સઘળી શક્તિઓરૂપે ગોઠવાઈને ભેદવાળું દેખાતાં છતાં પણ, ભેદથી રહિત છે અને એકરૂપ જ છે.[૯૧] જેમ સઘળી દિશાઓમાં રહેનારા તે તે કાળ સંબંધી ઘણાઘણા પદાર્થોનો પ્રકાશ સૂર્યની પ્રભાથી જ થયો હતો, થાય છે અને થશે તેમ સંસારમાં રહેલી તે તે કાળ સંબંધી દશ્યોની સઘળી દશાઓનો દેખાવ, એ નિર્મળ અને વ્યાપક ચૈતન્યથી જ થયો હતો, થાય છે અને થશે.[૯૨-૯૩] ત્રણે કાળના પદાર્થોની સેંકડો કલ્પનાઓને કરનારુ છતાં પણ જેમાં કાળનો કોઈ પ્રકારનો ભેદ લાગુ પડતો નથી, એવું અને સંકલ્પોને લીધે અનંત બ્રહ્માંડોરૂપે ફેલાયેલુ એ વ્યાપક શુદ્ધ ચૈતન્ય પરિપૂર્ણ જ છે.[૯૪] ત્રણે ય કાળમાં અનંત દશ્યોના અનુભવરૂપે જણાતા એ ચૈતન્યમાંથી ત્રણે કાળનાં કલ્પિત દશ્યોને દૂર કરી નાખતાં અખંડ અનુભવ જ અવશેષ રહે છે, કે જે સમતા કહેવાય છે અને પૂર્ણતા પણ કહેવાય છે. મીઠા રસનો અને કડવા રસનો એક કાળમાં અનુભવ કરવામાં આવતાં, 'મીઠા રસનો પણ અનુભવ થયો અને કડવા રસનો પણ અનુભવ થયો એમ કહેવાય છે; તો હવે એમાંથી અનુભવની ઉપાધિઓરૂપ એ બન્ને રસનો ત્યાગ કરતાં, એકલો અનુભવ જ અવશેષ રહે છે, કે જે અનુભવ ચૈતન્યનું સ્વરૂપ છે અને બન્ને રસને સરખી રીતે લાગુ પડે છે. જેમ ઉપર કહ્યા પ્રમાણે મધના મીઠા રસને અને લીમડાના કડવા રસને અનુભવરૂપ ચૈતન્ય સરખી રીતે જ લાગુ પડ્યું, તેમ સઘળા પદાર્થોને પણ એ અનુભવરૂપ ચૈતન્ય સરખી રીતે જ લાગુ પડે છે; કેમકે તે તે ઉપાધિઓનો ત્યાગ કરતાં એકલો અનુભવ જ અવશેષ રહે છે. ચૈતન્ય કે જે સૂક્ષ્મ છે, સર્વ પદાર્થોમાં ગૂંથાયેલું છે, સત્તારૂપ છે અને મુખ્ય અદ્વૈતરૂપ છે; તે જો પદાર્થોને પરસ્પરથી જુદા પાડનારા ભેદોના સંકલ્પોને ત્યજી દઈને એક જ કાળમાં સઘળા પદાર્થોને જુએ, તો એકબીજાની સાથે સંબંધ ધરાવનારા પદાર્થો વિચિત્ર છતાં પણ એકરૂપે જ અનુભવમાં આવે છે. હવે ભેદોના સંકલ્પોનો ત્યાગ કરવાનો ઉપાય હું કહું છું, તે સાંભળો. 'કોઈ પણ દશ્ય છે જ નહિ' એમ દશ્યમાત્રના અભાવનો આશ્રય કરવાથી ચિત્ત તુરત જ શોક તથા મોહ આદિ પરિણામોને ત્યજી દે છે અને એવી રીતે દશ્યમાત્રને મિથ્યા સમજીને સર્વના અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદ આત્માને જોવાથી ચિત્ત રાગ આદિ દોષોને પણ ત્યજી દે છે. આ રીતે રાગ આદિ છૂટી જવાથી ભેદોના સંકલ્પોનો ત્યાગ થાય છે.[૯૫–૯૯] ચૈતન્ય જો વર્તમાન દશ્યોની ઉપેક્ષા કરે અને ભૂત તથા ભવિષ્ય દશ્યોની વાસનાઓરૂપ બંધનોથી રહિત થાય, એટલે ત્રણે કાળ ઉપર ધ્યાન આપે નહિ, તો તે ચૈતન્યની સમતા જ અવશેષ રહે છે.[૧૦૦] ચૈતન્ય જો એ પોતાની સત્ય સમતારૂપી સ્થિતિમાં રહે, તો વાણીથી ન સમજાવાને લીધે જાણે

સર્વદા અસત્ હોય એવું થઈ જાય છે અને જાણે શૂન્યપણાને પામ્યું હોય એવું થઈને રહે છે.[૧૦૧] એ જ ચૈતન્ય આત્મા કહેવાય છે તથા બ્રહ્મ પણ કહેવાય છે. અપવાદદષ્ટિથી જોતાં એ ચૈતન્ય કોઈ રૂપ નથી અને આરોપદષ્ટિથી જોતાં એ ચૈતન્ય સર્વરૂપ પણ છે. સઘળાં દશ્યોનો અત્યંત બાધ થઈ જતાં, અખંડરૂપે અવશેષ રહેનારું એ જે પરમ ચૈતન્ય છે, તે જ 'મોક્ષ' એ નામથી કહેવામાં આવે છે.[૧૦૨] જેમ પડળવાળું નેત્ર મંદ પ્રકાશવાળું હોવાને લીધે, કોઈ પદાર્થના સ્વરૂપને બરાબર જોઈ શકતું નથી, તેમ એ આત્મા જો સંકલ્પોથી યુક્ત હોય, તો મંદ પ્રકાશવાળો થવાને લીધે, આ જગતના પોતાથી અભિન્નપણાને જોઈ શકતો નથી.[૧૦૩] જે આત્મા પોતામાં સારા અને નરસા સંકલ્પોરૂપી મેલોવાળો હોય, તે આત્મા જેમ પાશથી બંધાયેલો પક્ષી આકાશમાં ચઢી શકતો નથી, તેમ બ્રહ્મવિદ્યામાં ચઢી શકતો નથી.[૧૦૪] આ જે લોકો છે, તેઓ જેમ આંધળાં પક્ષીઓ જાળોમાં પડે છે, તેમ સંકલ્પોની ભાંજગડને લીધે જ મોહરૂપી જાળોમાં પડેલા છે.[૧૦૫] મારા બાપ–દાદાઓ સંકલ્પોરૂપી જાળોમાં વીંટાઈને વિષયોરૂપી ખાડાઓમાં જ પડ્યા હતા, તેથી તેઓએ આ ઉપદ્રવો વિનાનો માર્ગ જોયો જ નહતો.[૧૦૬] જેમ કેટલાક દિવસો સુધી દેખવામાં આવેલાં મચ્છરો ખાડાઓમાં જ નાશ પામે છે, તેમ કેટલાક દિવસો સુધી લોકોના જોવામાં આવેલા એ મારા બિચારા બાપ–દાદાઓ પૃથ્વી ઉપર જ નષ્ટ થઈ ગયા છે. ભોગોરૂપી દુઃખોને જ માગનારા એ દુર્બુદ્ધિવાળા લોકો જો આ તત્ત્વને સમજ્યા હોત તો જન્મ–મરણોરૂપી ઊંડી ખાડીઓમાં પડત નહિ. સર્વ લોકો રાગ–દ્વેષથી ઊઠેલા સુખ–દુઃખાદિના ભ્રમથી, ધરતીનાં દરોમાં રહેનારા કીડાઓ જેવા થઈ ગયા છે.[૧૦૭–૧૦૯] જે પુરુષના 'આ સારું છે અને આ ખરાબ છે' એવા આકારોવાળા સંકલ્પોરૂપી ઝાંઝવાનાં જળ, સત્ય જ્ઞાનરૂપી વરસાદથી શાંત થઈ ગયાં હોય, તે પુરુષનું જ જીવવું સફળ છે. 'આ શુદ્ધ અને અખંડ નિર્મળ સ્વરૂપવાળા ચૈતન્યમાં સંકલ્પો સંભવે જ કેમ? નિર્મળ ચાંદનીમાં જરા પણ ગરમ પ્રકાશ સંભવેજ કેવી જ રીતે? મુદ્દલ સંભવે જ નહિ; માટે 'છે જ નહિ' એવી રીતનો સત્ય બોધ પ્રાપ્ત થવાથી સંકલ્પો શાંત થઈ જાય છે.[૧૧૦/૧૧૧] હુંરૂપ આત્મા કે જે અખંડ ચૈતન્યસ્વરૂપ છે તેને હું પ્રણામ કરું છું. જગતને પ્રકાશ આપવામાં મણિની ઉપમા ધરાવનાર હે દેવ આત્મા! અહો! તમે ઘણે કાળે જાણવામાં આવ્યા છો.[૧૧૨] હે આત્મા! તમે ઘણે સમયે જણાયા છો, મળ્યા છો, ઉદય પામ્યા છો અને વિકલ્પોમાંથી દૂર કાઢવામાં આવ્યા છો. હવે તમે જે છો તે જ છો. હું તમને પ્રણામ કરું છું.[૧૧૩] હે આત્મા! હુંરૂપ તમે કે જે અંત વિનાના છો, હુંરૂપ તમે કે જે આનંદરસથી ભરપૂર છો, હુંરૂપ તમે કે જે બ્રહ્માદિના પણ પ્રકાશક છો અને હુંરૂપ તમે કે જે સર્વથી ન્યારા પરમાત્મા છો, તેમને હું પ્રણામ કરું છું.[૧૧૪] મારું પોતાનું જ સ્વરૂપ કે જે સંકલ્પોરૂપી આવરણ ટળી જવાને લીધે, વાદળાંઓરૂપી આવરણ વિનાના પૂર્ણચંદ્ર જેવું થયું છે, પોતાના જ આનંદરસથી ભરપૂર, બીજા કોઈના પણ આધાર વિના પોતાથી જ રહેલું છે, સ્વયંપ્રકાશ છે અને સ્વતંત્ર છે, તેને હું પ્રણામ કરું છું.[૧૧૫]

गतघनपरिपूर्णमिन्दुबिंबं गतकलनावरणं स्वमेव रूपम् । स्ववपुषि मुदिते स्वयं स्वसंस्थं स्वयमुदितं स्ववशं स्वयं नमामि ॥ ११५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પ્રહ્‌લાદાત્મોપદેશયોગ'નામનો સર્ગ ૩૪મો સમાપ્ત

# સર્ગ ૩૫ મો×

## પ્રહ્લાદે સાક્ષાત્કાર કરેલા સ્વરૂપનું નિરૂપણ કર્યું તથા સંસારના બંધોને ધિક્કાર્યા

प्रह्लाद उवाच

ओमित्येकोचिताकारो विकारपरिवर्जितः ।
आत्मैवायमिदं सर्वं यत्किंचिज्जगतीगतम् ॥१॥

પ્રહ્લાદ બોલ્યો : (સ્વગત) જગતમાં જે કાંઈક છે, તે સઘળું આ આત્મા જ છે; કે જે આત્મા વિકારોથી રહિત છે; અને સર્વરૂપપણાનો તથા સર્વનો અપવાદ થતાં બાકી રહેનારું જેનું 'ૐ' એ એક જ નામ યોગ્ય છે.[૧] આ ચૈતન્યરૂપ આત્મા દેહમાં રહેલો હોવા છતાં મેદ, અસ્થિઓ, માંસ, મજ્જા તથા રુધિર વગેરેથી ન્યારો છે, સૂર્યાદિની અંદર પણ રહેલો છે, સૂર્ય વગેરેને પણ પ્રકાશ આપે છે અને પોતે પ્રકાશમાન છે. આ આત્મા પોતાની સત્તાથી જ અગ્નિને ઉષ્ણ કરે છે અને અમૃતને તથા જળને પોતાની સત્તાથી જ શીતળ કરે છે. જેમ રાજા ભોગોને બનાવીને તેઓને ભોગવે છે, તેમ આ આત્મા પોતાની સત્તાથી જ ઇંદ્રિયોના વિષયોને બનાવીને તેઓને ભોગવે છે.[૨,૩] આત્મા સર્વદા નિષ્ક્રિય છે, તોપણ વાયુ આદિરૂપે તે સર્વદા દોડ્યા કરે છે, કાળરૂપે ચાલ્યો જાય છે, તોપણ કુંભારના ચાકડાની પેઠે પોતાને ઠેકાણેથી ખસતો નથી, શાંત છે તોપણ સર્વ વ્યવહારો કરે છે અને સઘળા વ્યવહારો કરવા છતાં પણ લેપાતો નથી.[૪] આત્મા પૂર્વે કરેલાં કર્મોનાં ફળોથી હમણાં લેપાતો નથી અને હમણાં કરવામાં આવતાં કર્મોનાં ફળોથી હવે લેપાવાનો નથી. આ લોકમાં, પરલોકમાં તથા બન્ને લોકની સંધિમાં આત્મા શુભાશુભ કર્મોનાં ફળોને ભોગવે છે, તોપણ વાસ્તવિક રીતે સઘળી વૃત્તિઓનો સાક્ષી હોવાથી, કશું ભોગવતો નથી.[૫] આત્મા પોતે જ સઘળાં બ્રહ્માંડોરૂપે તથા બ્રહ્માથી માંડીને તરણા સુધીના સઘળા પદાર્થોરૂપે થાય છે અને થઈને નિર્ભય રીતે જ પોતે સર્વ બ્રહ્માંડોને તથા બ્રહ્મા આદિ સઘળા પદાર્થોને વીંટીને રહેલો છે.[૬] આ આત્મા વાયુદેવ કરતાં પણ સર્વદા અત્યંત ગતિવાળો છે, ઝાડના ઠૂંઠા કરતાં પણ અત્યંત નિષ્ક્રિય છે અને આકાશ કરતાં પણ અત્યંત નિર્લેપ છે.[૭] જેમ પવન પાંદડાને ડોલાવે છે, તેમ આ આત્મા મનને વેગ આપે છે. જેમ સારથિ ઘોડાઓના સમૂહને ચલાવે છે, તેમ આ આત્મા પોતાની ઇંદ્રિયોના સમૂહને ચલાવે છે.[૮] આ આત્મા દેહ તથા ઘર સંબંધી કાર્યોમાં તત્પર રહેવાને લીધે, સર્વદા અત્યંત દુર્દશાવાળા જેવો પણ જણાય છે અને પોતાના સ્વરૂપમાં જ અવિચળપણાથી સ્વસ્થ રહીને, પોતાના સામર્થ્યથી સઘળા ભોગોને ભોગવે છે; માટે ચક્રવર્તી જેવો પણ છે.[૯] આ આત્માનું જ સર્વદા શોધન કરવું, સ્તવન કરવું અને ધ્યાન કરવું યોગ્ય છે. આત્મામાં જ શોધન, સ્તવન અને ધ્યાન કરવાથી, જરાના તથા મરણના મોહમાંથી નીકળી જવાય છે. સઘળાઓનાં શરીરોરૂપી કમળોનાં છિદ્રોમાં, ભ્રમરની પેઠે રહેલો આ આત્મા વિશ્વાસુ બંધુની પેઠે સહેજમાં મળે એવો છે અને સહેજમાં વશ કરી શકાય એવો છે; કારણકે તે જ્ઞાનમાત્રથી જ મળે છે અને સ્મરણમાત્રથી જ વશ થાય છે.[૧૦,૧૧] આ આત્મા જરા પણ બોલાવ્યા એટલે ક્ષણમાત્રમાં જ સન્મુખ થાય છે. ધનવાન પુરુષ તો પોતાનું સેવન કરનારાઓની પાસે ગર્વ કરે છે અને તેઓનું અપમાન પણ કરે છે; પરંતુ આ આત્મા તો સઘળી સંપત્તિઓવાળો હોવા છતાં પોતાનું સેવન કરનારા પાસે કદી પણ ગર્વ કરતો નથી

× આ પાંત્રીસમા સર્ગમા પ્રહ્લાદે સાક્ષાત્કાર કરેલા આત્માનું નિરૂપણ કરી, અંદર પ્રણામ કરીને આત્માના સાક્ષાત્કારના બળથી જિતાયેલા બંધોને સંભારીને ધિક્કાર્યા, એ કથા કહેવામા આવશે.

અને કદી પણ તેમનું અપમાન પણ કરતો નથી.[૧૨'૧૩] જેમ પુષ્પોમાં સુગંધ રહેલી છે, તલમાં તેલ રહેલું છે અને મધુર પદાર્થોમાં મીઠાશ રહેલી છે, તેમ આ આત્મા સઘળા પદાર્થોમાં રહેલો છે.[૧૪] જેમ ઘણા દિવસથી નહિ જોયેલો બંધુ પાસે આવ્યા છતાં પણ ઓળખાતો નથી, તેમ આ આત્મા હૃદયમાં રહેલો હોવા છતાં અજ્ઞાનને લીધે ઓળખાતો નથી.[૧૫] જેમ વહાલો બંધુ મળતાં આનંદ થાય છે, તેમ આ પરમાત્મા વિચારથી જાણવામાં આવતાં, પરમ આનંદ થાય છે.[૧૬] ઉત્કૃષ્ટ આનંદ આપનારો, આત્મારૂપી ઉત્તમ બંધુ જોવામાં આવતાં એવાએવા વિચારો પ્રાપ્ત થાય છે, કે જે વિચારોથી મરણ આદિ વિઘ્નો ટળી જાય છે.[૧૭] સ્નેહ આદિ સઘળા પાશો તૂટી જાય છે, કામ આદિ સઘળા શત્રુઓ નાશ પામી જાય છે અને ઘરમાં ફરો કરતા ઊંદરોની જેમ દુષ્ટ આશાઓ મનમાં ત્રાસ આપતી નથી. આ આત્મા જોવામાં આવતાં સઘળું જગત જોવામાં આવે છે, સાંભળવામાં આવતાં સઘળું જગત સાંભળવામાં આવે છે, સ્પર્શ (સાક્ષાત્કાર) કરવામાં આવતાં સઘળું જગત સ્પર્શ કરવામાં આવે છે અને એના રહેવાથી જ સઘળું જગત રહે છે. આ આત્મા સઘળાં પ્રાણીઓ સૂતા છતાં જાગ્યા કરે છે, અવિવેકીઓને માર્યા કરે છે, શરણાગત થયેલા દુઃખી લોકોની આપદાઓને હરે છે અને દેહનું અભિમાન ધરાવનારાઓને આપદાઓ આપે છે.[૧૮–૨૦] આ આત્મા જગતની સ્થિતિમાં જીવ થઈ ને વિચરે છે, ભોગોમાં વિલાસ પામે છે અને સઘળી વસ્તુઓમાં સ્ફુર્યા જ કરે છે.[૨૧] આ આત્મા સંસારમાં રહેલો હોવા છતાં પણ પોતાના શાંત સ્વરૂપથી પોતાના શાંત સ્વરૂપનો જ અનુભવ કર્યા કરે છે અને જેમ મરીના સઘળા અવયવોમાં તીખાશ રહેલી છે, તેમ આ આત્મા સઘળા પદાર્થોમાં રહ્યો છે. આ આત્મા ભૂત–ભવિષ્ય પદાર્થોના ગાઢ સંબંધરૂપે તથા વર્તમાન પદાર્થોના દર્શનરૂપે સઘળા જીવોમાં રહ્યો છે અને જગતના સર્વ જડ પદાર્થોમાં સામાન્ય સત્તારૂપે રહેલો છે.[૨૨'૨૩] આ આત્મા જ આકાશમાં શૂન્યપણારૂપે રહેલો છે, વાયુમાં ગતિરૂપે રહેલો છે, તેજમાં પ્રકાશરૂપે રહેલો છે, જળમાં રસરૂપે રહેલો છે;[૨૪] પૃથ્વીમાં કઠિનપણારૂપે રહેલો છે, અગ્નિમાં ઉષ્ણપણારૂપે રહેલો છે, ચંદ્રમાં શીતળપણારૂપે રહેલો છે અને સઘળાં બ્રહ્માંડોમાં સત્તારૂપે રહેલો છે.[૨૫] જેમ આંજણના પિંડમાં કાળાપણું રહેલું છે, હિમના કણમાં શીતપણું રહેલું છે અને પુષ્પોમાં સુગંધપણું રહેલું છે, તેમ સઘળા દેહોમાં આત્મા રહેલો છે.[૨૬] જેમ સત્તા સર્વમાં વ્યાપક છે, જેમ કાળ સર્વમાં વ્યાપક છે અને રાજાની શક્તિ સર્વ દેશોમાં વ્યાપક હોય છે, તેમ આત્મા સઘળી ઇંદ્રિયોના વ્યાપારોમાં તથા મનના વ્યાપારોમાં વ્યાપક છે.[૨૭] બહાર તથા અંદર ઇંદ્રિયોના તથા મનના વ્યાપારોથી, જે કાંઈ પ્રકાશે છે તે સઘળું આત્માનું જ કાર્ય છે. આ અવિનાશી અને દેવોને પણ સત્તા તથા સ્ફુરણ આપનારો મોટો દેવ આત્મા હું જ છું. મારામાં બીજી કોઈ કલ્પના છે જ નહિ. જેમ રજની કણીઓથી આકાશને સંબંધ થતો નથી, જળની કણીઓથી કમળપત્રને સંબંધ થતો નથી અને ભય આદિ ભ્રમથી પથ્થરને સંબંધ થતો નથી, તેમ મને બીજા કોઈથી સંબંધ થતો નથી. સુખો તથા દુઃખો શરીરને પડો કે ન પડો, પણ તેનાથી મને શી હાનિ પ્રાપ્ત થાય છે? કશી હાનિ (વિકાર) થતી નથી.[૨૮–૩૦] તૂંબડાની ઉપર પાણીની ધારાઓ પડવાથી કે ન પડવાથી તૂંબડાના પોલાણને શી ક્ષતિ છે? જેમ તેલને, દિવેટને તથા કોડિયાને ઓળગીને પર રહેલો દીવાનો પ્રકાશ દોરીથી બંધાતો નથી, તેમ સઘળા પદાર્થોને ઓળંગીને

પર રહેલો હું કોઈથી પણ બંધાતો નથી. અમારે વળી વિષયોની સાથે, જન્મ-મરણોની સાથે તથા ઇંદ્રિયોની સાથે શો સંબંધ હોય ? જેમ આકાશ નિરાકાર હોવાથી તેને કોઈનો સંબંધ થતો નથી અને મન પર કોઈનો પ્રહાર થતો નથી, તેમ મને કોઈનો સંબંધ થતો નથી અને કોઈનો પ્રહાર પણ થતો નથી.[૩૧-૩૩] શરીરના સેંકડો ટુકડા થઈ જાય, તોપણ આત્માનું કશું ખંડન થતું નથી. ઘડો ભાંગી જાય, છિદ્રવાળો થઈ જાય અને નષ્ટ થઈ જાય, તોપણ તે ઘડાના આકાશને શી હાનિ છે ? જેમ પિશાચ મુદ્દલ નહિ હોવા છતાં ખોટી ભ્રાંતિથી ઉદય પામે છે, તેમ જડ મન કે જે મુદ્દલ નહિ હોવા છતાં ખોટી ભ્રાંતિથી જ ઉદય પામ્યુ છે, તે જ્ઞાનના પ્રભાવથી હમણાં નષ્ટ થઈ જાય, તોપણ અમને શી હાનિ થાય એમ છે ? સુખ-દુઃખમય વાસનાઓથી ભરપૂર રહેનારું મારું મન પ્રથમ અજ્ઞાનની દશામાં હતું પણ હવે નથી. હમણાં તો મને દેશ, કાળ આદિની મર્યાદા વિનાની મુખ્ય શાંતિ મળી છે. એક ભોગવતો હોય, બીજો લેતો હોય, ત્રીજો અનર્થ સંબંધી ક્લેશોને પામતો હોય અને ચોથો જોયા કરતો હોય, તેમાં ચોથો ભોગવવાને, લેવાને અને ક્લેશોને પોતામાં માની લે એ કેવી મૂર્ખતા ગણાય ? પ્રકૃતિ ભોગવે છે, મન લે છે, દેહ ક્લેશોને પામે છે અને આત્મા જોવા કરે છે; તેમ છતાં આત્મા એ ભોગવવાને, લેવાને તથા ક્લેશોને પોતામાં માની લે છે, એ તો મૂર્ખતા જ ગણાય. અહો ! આ મૂર્ખતારૂપી ચકરી કોણે નાખી હશે ? ના, ના, વિચાર કરી જોતાં એવા પ્રકારની મૂર્ખતા કાંઈ છે જ નહિ, તેથી આત્માને કશી ક્ષતિ થઈ જ નથી. મને ભોગો મળે તેની પણ ઇચ્છા નથી અને ભોગોના ત્યાગની પણ ઇચ્છા નથી.[૩૪-૩૮] જે આવતું હોય તે ભલે આવે અને જતું હોય તે ભલે જાય. મને સુખ ઉપર રાગ નથી અને દુઃખ ઉપર દ્વેષ નથી.[૩૯] સુખ-દુઃખો આવતાં હોય તો ભલે આવે અને જતાં હોય તો ભલે જાય; પણ મને એની સાથે શો સંબંધ છે ? શરીરમાં અનેક પ્રકારની વાસનાઓ ઉદય પામો કે અસ્ત પામો; મારે એ સાથે કશો સંબંધ નથી. અહો ! આટલા કાળ સુધી અજ્ઞાનરૂપી શત્રુએ મારા વિવેકરૂપી સર્વસ્વને હરી લઈને, મને કચરી નાખ્યો હતો અને વિવેકરૂપી સર્વસ્વને પણ અત્યંત તોડી નાખ્યું હતું. હમણાં મારા સ્વરૂપમાંથી જ ઉત્પન્ન થયેલી વિષ્ણુની અનહદ કૃપાથી, એ સઘળું સમજવામાં આવતાં, તે શત્રુને મેં તોડી નાખ્યો છે અને સઘળું સર્વસ્વ પાછું મેળવીને ઠીક કરી લીધું છે. મે હમણાં મારા શરીરરૂપી ઝાડની બખોલમાંથી બ્રહ્મવિદ્યારૂપી મંત્ર વડે અહંકારરૂપી પિશાચને કાઢી મૂક્યો છે. અહંકારરૂપી પિશાચથી રહિત થયેલો, આ મારા શરીરરૂપી મોટો બગીચો અત્યંત પવિત્ર થયો છે અને જાણે ખૂબ ખીલ્યો હોય તેમ શોભે છે. દુષ્ટ આશાઓરૂપી દોષોનો નાશ થવાને લીધે, મોહરૂપી દારિદ્રય શાંત થઈ જવાથી હું વિવેકરૂપી ધનના સમૂહને પ્રાપ્ત કરીને મહાસમર્થ થયો છું. જે જાણવાનું હતું તે સર્વ જાણી લીધું અને જે કાંઈ જોવાનું હતું તે સર્વ જોઈ લીધું. હમણાં મને એવો પુરુષાર્થ પ્રાપ્ત થયો છે, કે જે પછી બીજું કાંઈ પણ પામવાનું અવશેષ રહેતું નથી. હું હવે રજ (રજોગુણ અને ધૂળ)થી રહિત થયેલી સઘળી આશાઓ (દિશાઓ અને તૃષ્ણાઓ)વાળી, ઉપશમોરૂપી શીતળ વૃક્ષોવાળી અને જેમાંથી અનર્થો દૂર જ થઈ ગયા છે, વિષયોરૂપી સર્પો નાસી ગયા છે, મોહરૂપી ઝાકળ ટળી ગયુ છે અને વાસનારૂપી ઝાંઝવાનાં પાણી શાંત થઈ ગયાં છે; એવી પરમાત્મારૂપી ઊંચી વિશાળ ભૂમિને પ્રાપ્ત થયો છું. વિષ્ણુની સ્તુતિ કરવાથી, વિષ્ણુને પ્રણામ કરવાથી, વિષ્ણુની પ્રાર્થના કરવાથી, શમના પ્રભાવથી અને નિયમના પ્રભાવથી મને આ મહાસમર્થ આત્મા મળ્યો છે, જોવામાં આવ્યો

છે અને સ્પષ્ટ રીતે જાણવામાં આવ્યો છે. અહંકારના પદને ઓળંગીને રહેલો અને સનાતન બ્રહ્મરૂપ આ સમર્થ આત્મા ઘણા સમયે વિષ્ણુની કૃપાથી મારા સ્મરણમાં આવ્યો છે. જેમ મૂર્ખ માણસને રાત્રે જંગલમાં પિશાચ હેરાન કરે છે, તેમ લાંબા સમયથી મને અહંકારરૂપી શત્રુએ ઘણો જ હેરાન કર્યો છે. ઇંદ્રિયોરૂપી સર્પોનાં દરો મરણોરૂપી ખાડાઓ, તૃષ્ણાઓરૂપી કરંજના છોડ, કામદેવરૂપી દુષ્ટ પક્ષીના કોલાહલ, જન્મોરૂપી ઊંડા કૂવાઓ, દુઃખો રૂપી બળતા દાવાનળો અને વિષયોરૂપી ભયંકર ચોરો તેમ જ વાસનાઓરૂપી વનોમાં વિપત્તિઓની તથા સંપત્તિઓની લાખો દશાઓથી, ઊંચી–નીચી ગતિઓના ભ્રમોથી, અનંત જન્મ–મરણોથી અને આશાઓરૂપી પાશોથી મને બાંધ્યો હતો, પણ હમણાં મારા આત્માએ પોતાની જ ચતુરાઈથી શ્રીવિષ્ણુનું રૂપ ધારણ કરીને, મારા વિવેકની સંપત્તિને જાગ્રત કરી છે. જેમ આકાશમાં સૂર્યનો પ્રકાશ થતાં અંધકાર જોવામાં આવે નહિ, તેમ આત્મજ્ઞાનનો પ્રકાશ થતાં, એ અહંકારરૂપી રાક્ષસ મારા જોવામાં આવતો નથી. જેમ દીવો ઠરી જતાં, પાછો તે દીવાનો પત્તો મળતો નથી તેમ મનરૂપી ગુફામાં રહેનારો અહંકારરૂપી યક્ષ શાંત થતાં, હવે મને તેનો પત્તો મળતો નથી. હે આત્મા! જેમ સૂર્ય જોવામાં આવતાં જ ચોર નાસી જાય, તેમ મહાશક્તિશાળી તું જોવામાં આવતાં જ મારો અહંકાર નાસી ગયો છે. મિથ્યા જ ઉત્પન્ન થયેલો એ અહંકાર પિશાચની પેઠે નાસી જતાં હું, જેમાંથી અજગર જતો રહ્યો હોય એવા બગીચાની પેઠે સ્વસ્થ થઈને રહ્યો છું. આ જગતમાં જ્ઞાનને પામેલો હું શાંત થાઉં છું અને પરમ સુખમાં રહું છું.[૪૦-૬૦] મને અહંકારરૂપી ચોરે છોડી દીધો છે તેથી હું અખંડ સુખને પ્રાપ્ત થયો છું. જેમ વરસાદના જળના સમૂહથી ભીંજયેલો પર્વત દાવાનળથી તથા ઝાંઝવાનાં જળથી રહિત થઈને અંદર શીતળપણું પામે, તેમ બોધના સમૂહથી ભીંજયેલો હું અહંકારથી તથા આશાઓથી રહિત થવાને લીધે અંદર શીતળપણું પામ્યો છું. સ્વરૂપના વિચારને લીધે અહંપદ (અહંકાર) શાંત થઈ ગયું, તો હવે મોહ પણ કોણ છે, દુઃખો પણ કોણ છે, દુષ્ટ આશાઓ પણ કોણ છે અને ચિંતા પણ કોણ છે? કશું નથી. જો અહંકાર હોય તો જ નરકના, સ્વર્ગના તથા મોક્ષ આદિના ભ્રમો પ્રવર્તે છે; કેમકે ભીંત હોય તો જ ચિત્રો થાય પણ આકાશમાં ચિત્રો થાય નહિ. જેમ મેલા વસ્ત્રમાં કેસરનો રંગ લાગુ પડે નહિ, તેમ અહંકારરૂપી (ઘેલાપણાથી) ઘેરાયેલા ચિત્તમાં જ્ઞાનનો ચમત્કાર લાગુ પડે નહિ. જ્યારે ચિત્તરૂપી આકાશ અહંકારરૂપી વાદળથી તથા તૃષ્ણારૂપી-વરસાદથી રહિત થાય, ત્યારે તેમાં આત્મારૂપી ચંદ્રના પ્રકાશવાળી સ્વચ્છતા શોભી નીકળે છે. હે આત્મા! હુંરૂપી તું કે જે અહંકારરૂપી કાદવથી રહિત થયેલા અને અંદર સ્વચ્છતાવાળા આનંદના સરોવરરૂપ છે, તેને હું વારંવાર પ્રણામ કરું છું.[૬૧-૬૬] હે આત્મા! હુંરૂપ તું કે જે ઇંદ્રિયોરૂપી ઉગ્ર ગ્રૂડોથી તથા ચિત્તરૂપી વડવાનલથી રહિત થયેલો આનંદનો સમુદ્ર છે, તેને હું વારંવાર પ્રણામ કરું છું.[૬૭] જેમાંથી અહંકારરૂપી વાદળાં જતાં રહ્યાં છે અને આશારૂપી દાવાનળ શાંત થયો છે, એવા હુંરૂપ આનંદના અવિચળ પર્વતને વારંવાર પ્રણામ કરું છું. હે આત્મા! હુંરૂપ તું કે જ્યાં આનંદરૂપી કમળ ખીલ્યું અને જ્યાં ચિંતારૂપી [illegible] શાંત છે. એવા 'બ્રહ્મ' નામના આત્મસરોવર-રૂપ છે, તેને હું-મારી અંદર જ વારંવાર પ્રણામ કરું છું.[૬૮] બુદ્ધિ અને બુદ્ધિની વૃત્તિઓમાં વ્યાપેલું ચૈતન્ય-કે જે પાંખોવાળા અને હૃદયરૂપી કમળની અંદર નિવાસ કરનારા પોતાના સ્વભાવરૂપી હંસને, હું અંદર જ વારંવાર પ્રણામ કરું

છું. હે પૂર્ણ આત્મા! પ્રાણ તથા મન આદિ સોળ કળાઓવાળા, કળાઓથી ન્યારા રૂપવાળા, આનંદરૂપ અમૃતમય સ્વરૂપવાળા અને સર્વદા પ્રકાશતા તુંરૂપ ચંદ્રને વારંવાર પ્રણામ કરું છું. સર્વદા ઉદય પામેલા, હૃદયમાં રહેલા અજ્ઞાનરૂપી મોટા અંધકારને હરનારા અને સર્વમાં વ્યાપક હોવા છતાં પણ જોવામાં નહિ આવતા ચૈતન્યરૂપી શીતળ સૂર્યને હું વારંવાર પ્રણામ કરું છું. વૈરાગ્યરૂપી તેલથી પ્રકાશતા, ચિત્તની વૃત્તિરૂપી વાટથી બહાર નીકળતા અને પોતાના સ્વરૂપરૂપી આધારમાં રહેનારા ચૈતન્યરૂપી અવિચળ દીવાને, હું વારંવાર પ્રણામ કરું છું.[૭૦-૭૩] જેમ અગ્નિથી તપેલા લોઢાને ટાઢા લોઢાથી બળાત્કારે ભાંગી નાખવામાં આવે છે, તેમ મેં કામદેવરૂપી અગ્નિથી તપેલા મનને, ઉપશમવાળા મનથી બળાત્કારે ભાંગી નાખ્યું છે.[૭૪] શુદ્ધ ઈંદ્રિયથી મલિન ઈંદ્રિયને કાપી નાખીને, શુદ્ધ મનથી મલિન મનને કાપી નાખીને અને શુદ્ધ અહંકારથી મલિન અહંકારને કાપી નાખીને, કેવળ ચૈતન્યરૂપે રહેલો હું જય પામુ છું. હે આત્મા! શ્રદ્ધાથી અશ્રદ્ધાને કાપી નાખીને, અતૃષ્ણાથી તૃષ્ણાને કાપી નાખીને અને વિચારવાળી બુદ્ધિથી સ દેહવાળી બુદ્ધિને કાપી નાખીને જ્ઞાતાપણાના અભિમાનથી રહિત એવા કેવળ સત્યજ્ઞાનસ્વરૂપે તું જ અવશેષ રહ્યો છે, તેને હું પ્રણામ કરું છુ.[૭૫,૭૬] શુદ્ધ મનથી મલિન મન કપાઈ જતાં અને 'હું બ્રહ્મ છું' એ અહંકારથી 'હું દેહ છું' એ અહંકાર કપાઈ જતાં, અહંકારથી રહિત થયેલો હું કેવળ સ્વચ્છરૂપે રહ્યો છું.[૭૭] ભાવનાઓ કરાવનારી બુદ્ધિથી, અહંકારથી, મનથી અને ઇચ્છાઓથી રહિત થયેલુ આ મારું શરીર કેવળ પ્રાણવાયુને લીધે જ ગતિ કરે છે અને આત્મામાં જ રહેલુ છે.[૭૮] લીલામાત્રથી અનંત લોકપાલો ઉપર કૃપા કરનારા અને મારા સ્વરૂપથી અભિન્ન વિષ્ણુ ભગવાનની કૃપાથી મને આ પરમ ઉપશમવાળી સર્વોત્તમ શાંતિ મળી છે.[૭૯] મોહરૂપી વેતાલ શાંત થવાથી, અહંકારરૂપી રાક્ષસ જતો રહેવાથી અને દુષ્ટ આશારૂપી ચુડેલનો વળગાડ મટી જવાથી, હું સઘળા સંતાપોથી રહિત થયો છું. દુષ્ટ અહંકારરૂપી પક્ષિણી, તૃષ્ણારૂપી દોરીને કાપી નાખીને મારા શરીરરૂપી પિંજરામાંથી ઊડીને ક્યાં ગઈ, એ જાણવામાં પણ આવતું નથી.[૮૦,૮૧] ગાઢ અજ્ઞાનરૂપી માળો વીંખાઈ જતાં, અહંકારરૂપી પક્ષી કાયારૂપી ઝાડમાંથી ઊડીને ક્યાં ગયું, એ જાણવામાં પણ આવતું નથી.[૮૨] લાંબીલાંબી આશાઓથી તથા દેહ વગેરેનાં લાંબાંલાંબાં અભિમાનોથી મલિન થયેલી અને ભયરૂપી સર્પોનું હિત કરનારી ઘણીઘણી વાસનાઓ સમાધિથી કપાઈ ગઈ, એ બહુ સારું થયું.[૮૩] આટલા સમય સુધી હું કોણ હતો? હું ખોટી રીતે જ દેહાદિકમાં દૃઢ અભિમાન ધરાવતો હતો, એ તો ભારે આશ્ચર્ય થયુ! આજે જ મારો જન્મ સફળ થયો અને આજે જ હું મોટી બુદ્ધિવાળો થયો; કેમકે આ અહંકારરૂપી કાળા વાદળાએ મને આજે જ સંપૂર્ણ રીતે છોડ્યો છે.[૮૪,૮૫] આ મોટા ઐશ્વર્યવાળો આત્મા મારા જોવામાં આવ્યો છે, જાણવામાં આવ્યો છે, સમાધિમાં મનથી આલિંગન કરવામાં આવ્યો છે અને આલિંગન કરીને જાગ્રતમાં પણ 'એ હું જ છું' એમ અનુભવમાં જોડવામાં આવ્યો છે. જેમ પ્રથમ હું 'જે શરીર છે તે હું છું' એમ માની બેઠો હતો, તેમ હમણાં 'જે આત્મા છે તે હું છું' એમ સમજ્યો છું. વિષયોથી રહિત થયેલું, વિષયોના મનનથી પણ રહિત થયેલું, વાસનાઓથી રહિત થયેલું, અહંકારના ભ્રમોએ અત્યંત છોડી દીધેલું, ચેષ્ટા વિનાનું, કોઈ વિષયમાં રાગથી નહિ રંગાઈ જતું અને ભોગોની ઉત્કંઠાથી રહિત થયેલું આ મન કાષ્ઠ વિનાના અગ્નિની પેઠે શાંતિ પામ્યુ છે.[૮૬,૮૭] ઊતરવાને

અશક્ય, સહન થઈ શકે નહિ એવી, અનેક જન્મોને તથા લાંબાલાંબા લોભ આદિ દોષોને આપનારી, કોઈ સમયે લાંબા કાળ સુધી એકરૂપે જ રહેનારી અને કોઈ સમયે ક્ષણેક્ષણે વિચિત્રતા પામનારી મોટીમોટી વિપત્તિઓ નાશ પામી ગઈ છે, જીવમાં જે અજ્ઞાનરૂપી જડતા હતી, તે જતી રહી છે અને અદ્વિતીય ચૈતન્યરૂપ પૂર્ણાનંદ પરમાત્મા પ્રાપ્ત થયા છે.[૮૮]

दुरुत्तराः समविषमा महापदः सुदुःसहाः प्रभवनदीर्घदोषदाः । गताः क्षयं समधिगतो महेश्वरश्चिदद्वयोपगतमचित्यमन्तरे ॥ ८८ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'બ્રહ્માત્મચિંતા' નામનો સર્ગ ૩૫મો સમાપ્ત

## સર્ગ ૩૬ મો×

## પ્રહ્‌લાદને દુર્લભ આત્મપદની પ્રાપ્તિ

प्रह्लाद उवाच

आत्मा सर्वपदातीतश्चिरात् संस्मृतिमागतः ।
दिष्ट्या लब्धोसि भगवन्नमस्तेस्तु महात्मने ॥१॥

પ્રહ્‌લાદ બોલ્યો : (સ્વગત) સઘળા પદાર્થોથી ન્યારો આત્મા ઘણા કાળે મારા સ્મરણમાં આવ્યો છે. હે આત્મા! તું મને મળ્યો એ બહુ સારું થયું. તું કે જે સઘળી સીમાઓથી રહિત છે, તેને મારા પ્રણામ હો.[૧] હે આત્મા! તને જોઈને તથા અભિવંદન કરીને હું તારું સમાધિમાં લાંબા કાળ સુધી આલિંગન કરું છું. હે મહારાજ! તારા વિના ત્રૈલોક્યમાં અત્યંત પ્યારો બીજો બંધુ કોણ છે? કોઈ નથી.[૨] તું સર્વરૂપ હોવાને લીધે મારનાર પણ છે, રક્ષણ કરનાર પણ છે, આપનાર પણ છે, સ્તુતિ કરનાર પણ છે; જનાર પણ છે અને ગતિ કરનાર પણ છે; પરંતુ હવે તું મને અપરોક્ષ રીતે જોવામાં આવ્યો અને પ્રાપ્ત પણ થયો; તો હવે તારાથી બીજુ કાંઈ થઈ શકે એમ પણ નથી અને ક્યાંય જતું રહેવાય એમ પણ નથી.[૩] પોતાની સત્તાથી સર્વ બ્રહ્માંડને પૂરનારા હે આત્મા! હે સર્વનું હિત કરનારા! તું સર્વ સ્થળોમાં સર્વદા જોવામાં આવે છે, તો હવે તું ક્યાં નાસી શકે એમ છે?[૪] હે બાંધવ! તારા મારા વચ્ચે ઘણાઘણા જન્મોથી બહુ અંતર પડી ગયું હતું, તે હવે ટળી જઈને આજે તું બહુ જ પાસે આવ્યો છે. તું ભલે જોવામાં આવ્યો. તું કે જે કૃતાર્થ છે, સર્વ જગતનો કર્તા છે અને સર્વનો પાલક છે, તેને વારંવાર પ્રણામ કરું છું. તું કે જે સારરૂપી પાંદડાંના ડીંટિયારૂપ છે, નિત્ય છે અને શુદ્ધ સ્વરૂપવાળો છે, તેને હું પ્રણામ કરું છું.[૫-૬] તું કે જે ચક્રને તથા કમળને હસ્તોમાં ધારણ કરનારો વિષ્ણુ છે, તેને હું પ્રણામ કરું છું. તું કે જે અર્ધા ચંદ્રને ધારણ કરનારો સદાશિવ છે, તેને પ્રણામ કરું છું. તું કે જે દેવોનો અધિપતિ ઇંદ્ર છે, તેને પ્રણામ કરું છું. તું કે જે કમળમાંથી જન્મેલો બ્રહ્મા છે તેને હું પ્રણામ કરું છું. જેમ તરંગના અને જળના ભેદની કલ્પના કેવળ વ્યવહારદૃષ્ટિથી જ છે અને ખોટી છે, તેમ તારા અને મારા ભેદની કલ્પના પણ કેવળ વ્યવહારદૃષ્ટિથી છે અને તે ખોટી જ છે.[૭-૮] તું જ સુખ–દુઃખોના ફેરફારોવાળી અને પારવિનાની આ અનંત વસ્તુઓની વિચિત્રતાવાળી, અનાદિ 'સંસાર' નામની ખટપટરૂપે દેખાયા કરે છે.[૯] તું કે જે સઘળા પદાર્થોનો સંકલ્પ કરનાર છે, તેને હું પ્રણામ કરું છું. તું કે જે સંકલ્પોથી જ સઘળા પદાર્થોનો સર્જનહાર છે, તેને હું પ્રણામ કરું છું. તું કે જે સરજીને અનંત રૂપોથી વિકાસ પામનાર છે તેને હું પ્રણામ કરું છું. તું કે જે સઘળા પદાર્થોની કલ્પનાને અનુસરતા સ્વભાવવાળો છે તેને પ્રણામ કરું છું. તું કે જે અધિષ્ઠાનપણાથી સર્વમાં વ્યાપક છે તેને પ્રણામ કરું છું.[૧૦] હુંરૂપ તું

× આ છત્રીસમા સર્ગમાં પ્રહ્‌લાદે દુર્લભ આત્માને પામીને વારંવાર પ્રણામ કર્યા, સ્તુતિ કરી, અભિવંદન કર્યું અને આત્માની સાથે જ રમણ કર્યું, એ કથા કહેવામાં આવશે.

આજ દિવસ સુધી મારા કહેવા પ્રમાણે વિષયોના માર્ગમાં ચાલ્યો, તેથી તું લાંબાલાંબા દુઃખોવાળો થયો, દુઃખોથી બળી ગયા જેવો થઈ ગયો અને તારે લાંબા કાળ સુધી જન્મોજન્મમાં ઘણાઘણા ઊંચી–નીચી ગતિઓમાં જવારૂપી ભ્રમો જોવા પડ્યા તથા ઘણાંઘણાં વિપત્તિઓનાં દષ્ટાંતો જોવાં પડ્યાં. આજ સુધી બહિર્દષ્ટિને લીધે તારું સાચું સ્વરૂપ તને પ્રાપ્ત થયું ન હતું, તેથી તું જરા પણ પુરુષાર્થ મેળવી શક્યો નથી.[૧૧-૧૨] માટી, લાકડાં, પથરા અને પાણી એ સર્વથી જ ગોઠવાયેલું આ સઘળું જગત તારા વિના છે જ નહિ અને તેમ છતાં પણ તારા સ્વરૂપની પ્રાપ્તિ થાય, તો જ પુરુષાર્થ પરિપૂર્ણ થાય એમ છે. હે દેવ! આજે તું મળ્યો છે, જોવામાં આવ્યો છે, જણાયો છે, બાથમાં લેવાયો છે અને પકડાયો છે. હું તને પ્રણામ કરું છું. આવી રીતે પકડાયાથી તું મૂંઝાઈશ નહિ. જે દેવ ચક્ષુરૂપે આંખની કીકીઓના કિરણોના સમૂહમાં પરોવાઈને સઘળા પદાર્થોને જુએ છે અને જોઈને પોતામાં તેઓનો પ્રકાશ કરે છે, તે દેવ જોવામાં કેમ ન આવે? જે દેવ ચામડીમાં તથા સ્પર્શમાં વ્યાપીને, જેમ તલમાં રહેલું તેલ તલની સાથે જ પુષ્પોના સુગંધને પોતામાં લે, તેમ શીત આદિ સ્પર્શને પોતામાં લે છે, તે દેવ અનુભવમાં કેમ ન આવે?[૧૩-૧૬] જે દેવ શબ્દને સાંભળીને, તે શબ્દના ચમત્કારનો પ્રકાશ કરતાં, શરીરમાં રોમાંચ ઉત્પન્ન કરે છે, તે દેવ દૂર કેમ હોય?[૧૭] જે દેવ પ્રથમથી જ સર્વના સ્વાભાવિક પ્રેમના વિષયરૂપ છે અને જેને જીભની અણી ઉપર રહેતી સઘળી વસ્તુઓનો સ્વાદ આવે છે, તે દેવ કોને સુખરૂપ ન જણાય?[૧૮] જે દેવ શરીર પર ધારણ કરેલાં પુષ્પોના સુગંધને નાકની ઇંદ્રિયરૂપી હાથથી ગ્રહણ કરીને, પુષ્પોથી શણગારેલા પોતાના શરીરને પ્રેમથી જુએ છે, તે દેવ કોને મળતો નથી?[૧૯] જે દેવ વેદનાં તથા વેદાંતનાં વચનો વડે ગવાયો છે અને તે વચનોથી જણાયો પણ છે, તે 'આત્મા' નામનો દેવ કેમ ભૂલી જવાય?[૨૦] હે આત્મા! આ મારા શરીર સંબંધી ભોગોનો સમૂહ એનો એ છે અને એવો ને એવો સુંદર છે, તોપણ સ્વચ્છ અને સર્વના અધિષ્ઠાનરૂપ તું જોવામાં આવતાં, હવે મારા મનમાં એ ગમતો નથી. તું વિમલ દીવાથી જ સૂર્યરૂપે પ્રકટ થયો છે, તું શીતળ હિમથી જ ચંદ્રરૂપે શીતળ થયો છે.[૨૧-૨૨] તેં જ આ ભારેભારે પર્વતોને ધારણ કર્યા છે, તેં જ આ વાયુ આદિને તથા ગ્રહોને ધારણ કર્યા છે. તારાથી આ પૃથ્વી અવિચળ રહે છે અને આ આકાશ તારી સત્તાથી જ સર્વને અવકાશ આપે છે.[૨૩] હે દેવ! તું હુંપણાને પ્રાપ્ત થયો એ સારું થયું, હું, તુંપણાને પ્રાપ્ત થયો એ સારું થયું અને હું તથા તું એક થઈ ગયા એ પણ સારું થયું. આપણા વચ્ચે ભેદ નથી, એ બહુ સારું છે.[૨૪] તારી ઉપાધિરૂપ 'તું' એ શબ્દ અને મારી ઉપાધિરૂપ 'હું' એ શબ્દ, કે જેઓ લક્ષ્યરૂપ પરમાત્માના પર્યાય શબ્દો છે, તેઓને હું વારંવાર પ્રણામ કરું છું.[૨૫] હું કે જે અંત વિનાનો છું અને અહંકાર વિનાના રૂપવાળો છું, તેને હું પ્રણામ કરું છું. હું કે જે આકારથી રહિત છું અને સર્વમાં સમાન રીતે રહેલો છું, તેને હું પ્રણામ કરું છું.[૨૬] હે આત્મા! હું કે જે સમ, સ્વચ્છ, નિરાકાર, સાક્ષીભૂત અને દેશ તથા કાળ આદિના પાપથી રહિત તારું સ્વરૂપ જ છું, તેમાં જ તું રહ્યો છે.[૨૭] મન સંકલ્પ–વિકલ્પો કર્યા કરે છે, ઇંદ્રિયોની વૃત્તિઓ સ્ફુરે છે, પ્રાણવાયુનો તથા અપાનવાયુનો ભારે પ્રવાહ ચાલ્યા કરે છે અને આશારૂપી દોરીથી ખેંચાતાં, મનરૂપી સારથિવાળાં અને ચર્મથી, માંસથી તથા અસ્થિઓથી ગોઠવાયેલાં શરીરોરૂપી યંત્રો

ચાલ્યા કરે છે; એ સઘળું મારી પ્રેરણાથી જ થાય છે.[૨૮-૨૯] હું કોઈ શક્તિરૂપ પણ નથી અને દેહમાં રહેનારા અહંકારાદિરૂપ પણ નથી. હું તો કેવળ અખંડ અનુભવરૂપ છું. દેહ નજરમાં આવે તો પડી જાઓ અને નજરમાં આવે તો સ્થિર રહો, પણ તેની સાથે મારે કશો સંબંધ નથી. ઘણા કાળે મારા જન્મનું સાફલ્ય થયું અને ઘણા કાળે મને આ પોતાના સ્વરૂપનો લાભ થયો. જેમ કલ્પરૂપ ઘણા કાળને અંતે જગત નાશ પામે છે, તેમ ઘણા કાળને અંતે મારો ભ્રમ દૂર થયો છે.[૩૦-૩૧] આ સસારરૂપ લાંબા માર્ગમાં લાંબા કાળથી ભટક્યા કરતો હું, લાંબા કાળથી થાકી ગયો હતો, તે આજ જેમ કલ્પને અંતે અગ્નિ શાંતિ પામે, તેમ શાંતિ પામ્યો છું.[૩૨] હે આત્મા ! હુંરૂપ તું કે જે સર્વરૂપ પણ છે અને સર્વથી ન્યારો પણ છે, તેને હું વારંવાર પ્રણામ કરું છું; અને જેઓ મને તુંરૂપ જ કહે છે, તેઓને પણ હું વારંવાર પ્રણામ કરું છું.[૩૩] સઘળા સભોગોનો પ્રકાશ કરનારું, છતાં પણ જેને દોષોની વૃત્તિઓનો સ્પર્શ જ થયો નથી એવુ અને જેમાં કોઈ પણ પ્રકારનો આગ્રહ થતો નથી એવું પરમાત્માનું સાક્ષીપણું ભારે ચમત્કારવાળુ છે.[૩૪] હે આત્મા ! જેમ પુષ્પમાં સુગધ રહે છે, ધમણમાં પવન રહે છે અને તલમાં તેલ રહે છે, તેમ તું આ સઘળાં બ્રહ્માંડમાં રહ્યો છે.[૩૫] હે આત્મા ! તું અહંકારથી રહિત હોવા છતાં પણ મારે છે, રક્ષણ કરે છે, ગડગડાટ કરે છે અને સઘળો વ્યવહાર કરે છે; માટે આ તારું માયાવીપણું બહુ જ વિચિત્ર છે.[૩૬] સર્વદા પ્રકાશનો હું, કાંઈ પણ વ્યાપાર નહિ કરતાં જ સર્વ જગતને પ્રકટ કરું છું, અને કર્યા પછી વશ કરીને પાળું છું અને પાળીને પાછો તેનો લય કરી દઉં છું; માટે સર્વોત્તમ છું.[૩૭] હે આત્મા ! જેમ વડ બીજમાં જ હતો, બીજમાં જ છે અને બીજમાં જ રહેશે, તેમ તું કે જે પરમાણુ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે તેમાં જ આ સઘળો બ્રહ્માંડનો ગોળો હતો, છે અને રહેશે.[૩૮] જેમ આકાશમાં મેઘ હાથીના, ઘોડાના અને રથોના વિચિત્ર આકારોથી દેખાય છે, તેમ તું જ આ સંસારમાં અસખ્ય પદાર્થોરૂપે દેખાય છે. હે આત્મા ! તું અસંખ્ય વિકારોવાળા સંસારનો બાધ કરવા માટે અને સ્વરૂપભૂત નિરતિશય આનંદનો આવિર્ભાવ કરવા માટે સુખ-દુઃખોથી રહિત થા અને સુખ-દુઃખોનાં સ્મરણોથી પણ રહિત થા.[૩૯-૪૦] અભિમાનને, ક્રોધને, મલિનપણાને અને આ ક્રૂરપણાને ત્યજી દે; કેમકે જે મહાત્માઓ હોય, તેઓ દુર્ગુણોના સંકટમાં પડે જ નહિ.[૪૧] તારી પૂર્વે જે લાંબી દેહાભિમાનરૂપી દુર્દશા થઈ હતી, તેને વારંવાર સંભારીને 'હું કોણ છું અને કેવો થઈ ગયો હતો' એમ વિચારીને મોતીની છટા જેવું સ્વચ્છ હાસ્ય કરતાંકરતાં, સઘળા આગ્રહોને છોડી દે.[૪૨] જે કાર્યોમાં અને જે દિવસોમાં તું ચિંતારૂપી અગ્નિની જ્વાળાઓના સમૂહોથી ઘેરાયેલો રહેતો હતો, તે તાપથી તપતાં કાર્યો અને ઉગ્ર દિવસો જતાં રહ્યાં છે.[૪૩] તું કે જે આ દેહરૂપી નગરમાં ઘણાઘણા સંકલ્પોથી વિષયોની રચના કરીને રાજ્ય કરે છે તેને, જેમ મુઠીઓ આકાશને પકડી શકતી નથી, તેમ સુખો કે દુઃખો પકડી શકતાં નથી.[૪૪] હવે તો તુ ઇંદ્રિયોરૂપી દુષ્ટ ઘોડાઓને તથા મનરૂપી મહોન્મત્ત હાથીને જીતીને તથા ભોગરૂપી શત્રુને ચારે બાજુથી ભાંગી નાખીને, ચક્રવર્તીપણું કરે છે.[૪૫] જેમ સૂર્ય અપાર આકાશમાં માર્ગ કર્યા કરે છે, તેમ હવે તું પોતાના અપાર સ્વરૂપમાં જ ગતિ કર્યા કરે છે અને જેમ સૂર્ય નિત્ય અસ્ત પામે છે તથા નિત્ય ઉદય પામે છે, તેમ તું જગતરૂપે નિત્ય અસ્ત પામે છે તથા

નિત્ય ઉદય પામે છે; પરંતુ સૂર્ય તો બહાર જ પ્રકાશ કરે છે અને તું તો બહાર પણ પ્રકાશ કરે છે અને અંદર પણ પ્રકાશ કરે છે.[૪૬] જેમ સૂતેલા પતિને કામનાવાળી સ્ત્રી ભોગની લીલાઓ કરવા માટે જગાડે છે, તેમ તું કે જે સર્વદા સૂતેલો જ છે, (સંકલ્પોથી રહિત છે) તેને જીવોનાં અદષ્ટોરૂપી કામનાવાળી શક્તિ ભોગની લીલાઓ કરવા માટે જગાડે છે (સંકલ્પ કરાવે છે).[૪૭] ઇંદ્રિયોની વૃત્તિઓરૂપી મધમાખીઓએ આણેલા વિષયોરૂપી મધને, તું ઇંદ્રિયોનાં ગોલકોરૂપી ગોખોમાં રહેલી ચૈતન્યશક્તિથી સ્વીકારીને દૂરથી જ પીએ છે.[૪૮] પ્રાણવાયુને તથા અપાનવાયુને રોકવાના અભ્યાસમાં તત્પર રહેનારા યોગીઓ દેહમાં ક્ષણેક્ષણે અનેક પ્રકારની નાડીઓમાં જવા—આવવાના અભ્યાસો કરીને, તે અભ્યાસોને લીધે બીજાં બ્રહ્માંડોરૂપી કોતરોમાં જાય છે. તે સમયમાં ત્યાં જવાના સુષુમ્ણા આદિ માર્ગો તેઓના જોવામાં આવે છે, તે પણ તારા પ્રકાશથી જ જોવામાં આવે છે.[૪૯] તું પુષ્પમાં સુગંધની પેઠે દેહમાં રહ્યો છે, ચંદ્રમાં ઉત્તમ અમૃતની જેમ દેહમાં રહ્યો છે, શાખામાં રસની જેમ દેહમાં રહ્યો છે અને હિમમાં શીતળપણાની જેમ દેહમાં રહ્યો છે.[૫૦] સર્વ પ્રાણીઓના શરીરમાં ગર્વના નિમિત્તરૂપી જે રસ છે, તે રસ કે તું જે શરીરરૂપી દૂધના ઘીરૂપ છે, તેમાં રહ્યો જ છે; કારણકે તું જો શરીરના અભિમાનનો ત્યાગ કરે તો એ રસ રહેતો જ નથી. જેમ કાષ્ઠની અંદર અગ્નિ રહ્યો છે, તેમ તું આ શરીરની અંદર રહ્યો છે.[૫૧] તું જ સર્વોત્તમ અમૃતરૂપ છે, તું જ સૂર્ય આદિ તેજોના પ્રકાશનું નિમિત્ત છે, તું જ સઘળા પદાર્થોને જાણનાર છે અને તું જ ચક્ષુ આદિ ઇંદ્રિયોનો પ્રકાશક છે. તું જ સઘળા વાયુઓની ગતિરૂપે છે, તું જ મનરૂપી હાથીને મદની પેઠે ભ્રાંતિનું નિમિત્ત છે અને તું જ બુદ્ધિરૂપી અગ્નિની જ્વાળાની તીક્ષ્ણતાનું તથા પ્રકાશનું નિમિત્ત છે.[૫૨-૫૩] મરણમાં, મૂર્ચ્છામાં તથા સ્વપ્નમાં વાણી બંધ પડી જાય, તે પણ તું બંધ પાડે છે, તેથી જ બંધ પડે છે અને બીજી અવસ્થામાં વાણી ક્યાંયથી દીવાની પેઠે ઉદય પામે છે.[૫૪] જેમ સોનામાં કડાં, બાજુબંધ અને કેયૂર વગેરેની રચનાઓ ઉદય પામે છે, તેમ તારામાં સંસાર સંબંધી સઘળા પદાર્થોની પંક્તિઓ ઉદય પામે છે.[૫૫] 'આ તું અને આ હું' ઇત્યાદિ શબ્દોથી તું જ લીલા કરવા પોતે પોતાથી પોતાને જ કહે છે અને તું જે કોઈનાં વખાણ કરે છે, તે પણ લીલા કરવા પોતે પોતાનાં જ વખાણ કરે છે.[૫૬] જેમ આકાશમાં મંદ પવનથી ચલાયમાન કરેલો મેઘ હાથીઓના, ઘોડાઓના અને માણસોના આકારોથી દેખાય છે, તેમ તું જ પોતાના સ્વરૂપમાં સંકલ્પોને લીધે જુદાજુદા પદાર્થોના આકારોથી દેખાય છે.[૫૭] જેમ અગ્નિની જ્વાળા પોતાથી અભિન્ન હાથીઓના અને ઘોડાઓના આકારોથી દેખાય છે, તેમ તું જ પોતાથી અભિન્ન એવા સૃષ્ટિ સંબંધી સઘળા પદાર્થોના આકારોથી દેખાય છે. તું જ બ્રહ્માંડોરૂપી મોતીઓમાં એકરૂપે વ્યાપક દોરારૂપ છે, તું જ સર્વ પદાર્થોરૂપી ધાન્યોનું ચૈતન્યરૂપી રસાયનથી સિંચાયેલું ખેતર છે.[૫૮-૫૯] જેમ રસોઈ કરનાર માંસોના અંદર રહેલા સ્વાદને પાકથી પ્રકટ કરે છે, તેમ તું પોતામાં રહેલા પદાર્થોને સૃષ્ટિથી પ્રકટ કરે છે.[૬૦] જેમ પતિનાં નેત્રો ન હોય તો સ્ત્રીનાં રૂપ તથા લાવણ્ય હોય તોપણ ન હોવા જેવાં છે, તેમ તું ન હોય તો પદાર્થોની શોભા કદાચ હોય તોપણ ન હોવા જેવી જ છે.[૬૧] જેમ અરીસામાં પ્રતિબિંબિત થયેલું પતિનું મુખ સ્ત્રીઓને ચુંબન આદિથી તૃપ્તિ આપવામાં સમર્થ થતું નથી, તેમ પદાર્થો દેખાતા હોય તોપણ જ્યાં સુધી તેં તેઓને ક્રિયાશક્તિ આપી ન હોય, ત્યાં સુધી

તેઓ કશું કામ કરવામાં સમર્થ થતા નથી. જેમ રાત્રીમાં ઝાડની ઊંચાઈ હોવા છતાં પણ સૂર્યનો પ્રકાશ નહિ આવવાથી નહિ જેવી જ છે, તેમ દેહ વિદ્યમાન હોવા છતાં પણ તારા વિના તે પૃથ્વીમાં કાષ્ઠ અને ઢેફાંની પેઠે અથડાયા કરે છે. જેમ અંધકાર, નક્ષત્રોની પ્રભા અને હિમ, સૂર્યના પ્રકાશને પ્રાપ્ત થઈને નષ્ટ થઈ જાય છે, તેમ સુખદુઃખોનો ક્રમ તને પ્રાપ્ત થઈને નષ્ટ થઈ જાય છે.૬૨–૬૪ જેમ પ્રાતઃકાળે સૂર્યના પ્રકાશથી જ ધોળા–પીળા આદિ રંગો દેખાય છે, તેમ તારી સત્તાથી જ આ સુખ આદિ પદાર્થો રહેલા છે.૬૫ જેમ અંધકાર દીવાનો સંબંધ થતાં જ જોતજોતાંમાં નષ્ટ થઈ જાય છે, તેમ તારો સંબંધ થતાં જ તારી સત્તાથી જ રહેલા સુખ–દુઃખ આદિ પદાર્થો જોતજોતાંમાં નષ્ટ થઈ જાય છે.૬૬ જેમ દીવો દૂર થવાથી દેખાતું અંધારું દીવાનો સંબંધ થતાં જ તુરત નષ્ટ થઈ જાય છે, તેમ તારા સ્વરૂપનું ભાન ભૂલી જવાતાં, ઉત્પન્ન થતાં સુખ–દુઃખો તારા અખંડ સ્વરૂપનું ભાન થતાં તુરત જ સંપૂર્ણ રીતે નષ્ટ થઈ જાય છે.૬૭ જેમ એક નિમેષના લાખમા ભાગનો સૂક્ષ્મ કાળ જરા વાર પણ ટકી શકતો નથી, તેમ સુખ–દુઃખોની ભાવના ક્ષણભંગુર હોવાને લીધે જરા વાર પણ તારા સ્વરૂપમાં ટકી શકતી નથી. ગંધર્વનગરના જેવી મિથ્યા અને ક્ષણભંગુર સુખ–દુઃખ આદિની ભાવના તારા જોવાથી જ સ્ફુરે છે અને તું જોવામાં આવતાં તુરત નષ્ટ થઈ જાય છે.૬૮–૭૦ તારા જોવાથી ઉત્પન્ન થતી અને તું જોવામાં આવતાં તુરત નષ્ટ થઈ જતી સુખ–દુઃખ આદિની ભાવના, કે જે જાણે મૂએલી જ જન્મતી હોય અથવા જન્મીને તુરત જ મરી જતી હોય એવી છે; તે હર્ષ અને શોક આપનારી છે એમ કયો સમજુ પુરુષ માને?૭૧ જે વસ્તુ ક્ષણમાત્ર પણ સ્થિર રહે નહિ, તે વસ્તુ કામ કરનારી કેમ થાય? તરંગોને કમળો કલ્પીને તેઓની માળા કરવાનું ધારીએ, તો તે માળા નજરે જ કેમ આવે?૭૨ જે ઉત્પન્ન થતાં જ નષ્ટ થઈ જનારી કોઈ વસ્તુ કામ કરતી હોય, તો માણસ વીજળીના ઝબકારાઓની માળા બનાવીને તેનાથી ક્રીડા કરે.૭૩ હે અનંત પદાર્થોના અધિષ્ઠાનભૂત આત્મા! તું વિવેકી પુરુષોના ચિત્તમાં રહીને આ સુખ–દુઃખાદિ ગ્રહણ કરે છે ખરો, પરંતુ ગ્રહણ કરવા છતાં પણ તું સમતાને છોડતો નથી.૭૪ અવિવેકી પુરુષોનાં ચિત્તમાં તો અનંત અને અનિયત વાસનાઓ હોય છે; માટે તે ચિત્તમાં તારી કેવા પ્રકારની સ્થિતિ થાય છે, તેનું વર્ણન આપવામાં મારી વાણી સમર્થ નથી. તું કે જે વ્યાપારથી રહિત છે, અંશોથી રહિત છે અને અહંકારથી પણ રહિત છે, તેણે જાગ્રતમાં અને સ્વપ્નમાં નકામું કર્તાપણું સ્વીકારી લીધું છે. અવિવેકની દૃષ્ટિથી બ્રહ્માંડ આદિ ઘણા ફેલાયેલા આકારે જણાતા હે આત્મા! તારો જય હો. વિવેકદૃષ્ટિથી સઘળા દ્વૈત વિનાના શાંત જણાતા હે આત્મા! તારો જય હો. અવિવેકદૃષ્ટિથી સઘળાં પ્રમાણોના વિષયભૂત જણાતા હે આત્મા! તારો જય હો. વિવેકદૃષ્ટિથી કોઈ પણ પ્રમાણના વિષયરૂપ નહિ દેખાતા હે આત્મા! તારો જય હો.૭૫–૭૭ અવિવેકદૃષ્ટિથી જન્મવાળા જણાતા હે આત્મા! તારો જય હો. વિવેકદૃષ્ટિથી જન્મરહિત જ જણાતા હે આત્મા! તારો જય હો. અવિવેકદૃષ્ટિથી ખંડિત જણાતા હે આત્મા! તારો જય હો. વિવેકદૃષ્ટિથી અખંડિત જ જણાતા હે આત્મા! તારો જય હો. અવિવેકદૃષ્ટિથી સંકલ્પોવાળા જણાતા હે આત્મા! તારો જય હો. વિવેકદૃષ્ટિથી સંકલ્પરહિત જ જણાતા હે આત્મા! તારો જય હો. વિવેકદૃષ્ટિથી મનના અવિષયરૂપ જ જણાતા હે આત્મા! તારો જય હો.૭૮ હું તારાં દર્શનથી પ્રફુલ્લિત થાઉં છું, શાંત થાઉં છું, સ્થિર થાઉં છું અને જ્ઞાનસ્વરૂપ

થાઉં છું. જીવનમુક્તિરૂપી જયને પ્રાપ્ત થયેલો હું બાકી રહેલા પ્રારબ્ધને જીતી લેવા માટે જીવું છું. હું કે જે તુંરૂપ છું, તેને પ્રણામ કરું છું અને તું કે જે હુંરૂપ છું, તેને પણ હું પ્રણામ કરુ છું.[૭૯] વિષયોરૂપી રોગોથી રહિત થઈને, વિષયોની વાસનાના રંગથી પણ રહિત થઈ અને સ્વસ્થ થઈને હું તારામાં જ રહ્યો છું; માટે મને બંધન ક્યાં છે? વિપત્તિઓ પણ ક્યાં છે? સંપત્તિઓ પણ ક્યાં છે અને જન્મ–મરણ પણ ક્યાં છે? કશું નથી. હવે હું અવિચળ શાંતિને પ્રાપ્ત થાઉં છું.[૮૦]

त्वयि स्थिते मयि विगतामयात्मनि स्वसंस्थितौ व्यपगतरागरंजने । क्व वन्धनं क्व च विपदः क्व संपदो भवाभवौ क्व शममुपैमि शाश्वतम्॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'આત્મસ્તવન' નામનો સર્ગ ૩૬મો સમાપ્ત

## સર્ગ ૩૭મો*

### પ્રહ્લાદની સમાધિદશા અને રાજા વિનાના થયેલા દેશની દુર્દશા

**वसिष्ठ उवाच**

इति संचिंतयन्नेव प्रह्लादः परवीरहा ।
निर्विकल्पपरानंदसमाधिं समुपाययौ ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! શત્રુવીરોને હણનારો પ્રહ્લાદ એ પ્રમાણે ચિંતવન કરતાં કરતાં પરમ આનંદરૂપ નિર્વિકલ્પક સમાધિને પ્રાપ્ત થયો.[૧] નિર્વિકલ્પક સમાધિમાં રહેલો અને પોતાના સ્વરૂપરૂપી સામ્રાજ્યપદવીને પ્રાપ્ત થયેલો પ્રહ્લાદ, જાણે ચિત્રમાં આલેખાયેલો હોય અને પર્વતમાં કોતરાયેલો હોય, એવો સ્તબ્ધ જણાવા લાગ્યો. એ રીતે પ્રહ્લાદને પોતાના ઘરમાં સમાધિમાં રહેતાં જેમ પૃથ્વીના મધ્યમાં રહેલા મેરુ પર્વતને ઘણો કાળ વીતી જાય છે, તેમ તેનો લાંબો કાળ પસાર થઈ ગયો. જેમ બીજમાં રહેલા અંકુરને પાણી ઘણું રેડવા છતાં પણ તેને સમય વિના અંકુર ફૂટતો નથી, તેમ સમાધિમાં રહેલા પ્રહ્લાદને મોટામોટા દૈત્યો જગાડે છે તે છતાં પ્રહ્લાદ જાગ્યો નહિ. બાહ્યદષ્ટિથી રહિત થયેલો અને બ્રહ્મરૂપ થયેલો તે પ્રહ્લાદ અસુરોના નગરમાં એ રીતે હજારો વર્ષ સુધી પથરામાં કોતરાયેલા સૂર્યની જેમ નિશ્ચળ જ રહ્યો.[૨–૫] એ પ્રહ્લાદ પરમ આનંદરૂપી દશામાં એકરસપણાથી પરિણામ પામેલો હોવાને લીધે, જાણે મરી ગયો હોય એવો દેખાવા લાગ્યો.[૬] એટલા કાળ સુધી એ પાતાળનું રાજ્ય રાજા વિનાનું રહેવાને લીધે અવ્યવસ્થિત થઈ ગયું અને જેમ બલવત્તર મત્સ્યો નાનાં મત્સ્યોને પીડે છે, તેમ તેમાં બલવત્તર દૈત્યો દુર્બળ દૈત્યોને પીડવા લાગ્યા.[૭] હિરણ્યકશિપુ મરી જતાં અને તેનો પુત્ર પ્રહ્લાદ સમાધિમાં રહેતાં દૈત્યોના નગરમાં બીજો કોઈ પણ રાજા થયો નહિ.[૮] પોતાની જાતિના સ્વામીને ઇચ્છનારા દૈત્યલોકોએ ઘણોઘણો પ્રયત્ન કર્યો તોપણ પ્રહ્લાદ સમાધિમાંથી જાગ્યો નહિ. જેમ રાત્રે ભ્રમરોને પાંખડીઓના સમૂહવાળું ખીલેલું કમળ જોવામાં આવે નહિ, તેમ દૈત્યોને પોતાનો રાજા પ્રહ્લાદ જાગ્રત થયેલો જોવામાં જ આવ્યો નહિ.[૯–૧૦] જેમ સૂર્યનો અસ્ત થતાં, રાત્રે માણસોની સ્નાન–દાન આદિ ક્રિયાઓ બંધ પડી જાય છે, તેમ ગલિત ચિત્તવાળા એ પ્રહ્લાદની જાગવાની વાત બંધ પડી ગઈ.[૧૧] આમ થવાથી ઉદ્વેગ પામેલા કેટલાએક દૈત્યો જે જે દિશાઓમાં જવું યોગ્ય જણાયું, તે તે દિશાઓમાં જતા રહેતાં અને બળવાન દૈત્યોએ રાજા વિનાના નગરમાં યથેષ્ટ રીતે અન્યાયથી વ્યવહારો કરવા લાગતાં, એ પાતાળ ઘણા દિવસથી રાજા વિનાનું હોવાને લીધે, સારા ગુણોથી રહિત થઈ ગયું. જેમ પ્રબળ મત્સ્યો નાનાં મત્સ્યોને મારી નાખે છે, તેમ પ્રબળ

* આ સાડત્રીસમા સર્ગમા પ્રહ્લાદ સમાધિમાં રહેતા, રાજા વિનાનું દૈત્યોનું નગર બહુ દુર્દશાને પ્રાપ્ત થયું, એ કથા કહેવામાં આવશે.

દૈત્યો નબળા દૈત્યોને મારી નાખવા લાગ્યા. બળવાન લોકો નબળાઓનાં ઘરોને લઈલઈને ભોગવવા લાગ્યા, સઘળી સ્ત્રીઓ સઘળા પુરુષોથી પીડાવા લાગી, એક–બીજા લોકો પરસ્પરનાં વસ્ત્રોને પણ હરી જવા લાગ્યા.[૧૨–૧૪] સર્વે લોકો વિલાપ કરીકરીને ચીસો પાડવા લાગ્યા, નગરના વિભાગોની સઘળી રચનાઓ તૂટી ગઈ, બગીચાઓનાં વૃક્ષો ભાંગી ગયાં, નગરના લોકો નાસવા લાગ્યા અને નકામા અનર્થો તથા પીડાઓ વધી ગઈ.[૧૫] દૈત્યો ચિંતા કરવા લાગ્યા, લોકોને અન્નો કે ફળો પણ મળવા લાગ્યાં નહિ, સમય વિનાના ઉત્પાતોથી લોકો પરવશ થઈ જવા લાગ્યા અને સઘળી દિશાઓનાં મંડળો ધૂળથી ઘેરાઈ ગયાં.[૧૬] દેવતાઓના પુત્રો પણ દૈત્યોનો તિરસ્કાર કરવા લાગ્યા, કૂતરાંઓની, શિયાળવાંઓની તથા પિશાચ આદિની બહુ ભરતી થઈ ગઈ; કોઈ સારાં પ્રાણીઓ રહ્યાં નહિ, લક્ષ્મી જતી રહી, ઘરો તથા સ્થાનકો ઘણાંખરાં ઉજ્જડ થઈ ગયાં; સ્ત્રીઓની, ધનોની, વિચારોની કે યુદ્ધોની કશી વ્યવસ્થા રહી નહીં; સ્ત્રીઓનાં તથા મિલકતોનાં હરણ થવાને લીધે ચારેબાજુ પોકાર ઊઠી રહ્યો; કળિયુગના સમયમાં જેવા દુષ્ટ ચોરો થાય છે, તેવા જ વિકટ ચોરો ચારે બાજુ દેખાવા લાગ્યા અને તેમ થવાથી દૈત્યોનો સઘળો દેશ વ્યાકુળ થઈ ગયો.[૧૭'૧૮]

अनियतवनितार्थमंत्रयुद्धं हृतधनदारविरावितं समंतात् । कलियुगसमयोद्भटोत्कटाभं तदसुरमंडलमाकुलं बभूव ॥ १८ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો ‘અસુરમંડલવ્યાકુલીભવન’ નામનો ૩૭મો સર્ગ સમાપ્ત**

# સર્ગ ૩૮ મો×

## જગતનું દુઃખ મટાડવા વિષ્ણુ ભગવાને ચિંતા કરી

**वसिष्ठ उवाच**

अथाखिलजगज्जालक्रमपालनदेवनः ।
क्षीरोदनगरे शेषशय्यासनगतो हरिः ॥१॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ ! પછી ક્ષીરસાગરના અંદરના શ્વેતદ્વીપમાં શેષનાગરૂપી શય્યા ઉપર પોઢેલા અને જેની સઘળાં બ્રહ્માંડોના ચાલતા ક્રમનું પાલન કરવું એ જ ક્રીડા છે, એવા વિષ્ણુ ભગવાન ચાતુર્માસ ગયા પછી, દેવતાઓની પ્રાર્થનાથી જાગ્યા અને તે સમયમાં ચાલતી જગતની સ્થિતિનો પોતાની બુદ્ધિથી વિચાર કરવા લાગ્યા. પ્રથમ પોતાના મનથી સ્વર્ગલોકમાં ચાલતી પદ્ધતિનો તથા ભૂલોકમાં ચાલતી પદ્ધતિનો વિચાર કર્યો અને તે પછી તુરત પાતાળમાં ચાલતી પદ્ધતિના વિચાર ઉપર તે ઊતર્યા. વિચાર કરતાં, પાતાળમાં ‘પ્રહ્લાદ’ નામનો દાનવ સ્થિર સમાધિમાં રહેલો જોવામાં આવ્યો ને ઇંદ્રના નગરમાં સંપત્તિ બહુ જ વધી ગયેલી જોવામાં આવી.[૧–૪] ક્ષીરસાગરની અંદરના શ્વેતદ્વીપમાં શેષનાગરૂપી શયન પર, પદ્માસન વાળીને બિરાજેલા, હસ્તોમાં શંખ, ચક્ર તથા ગદા ધારણ કરનારા અને સર્વના અંતર્યામી એ વિષ્ણુ ભગવાને પાતાળની એ સ્થિતિ જોઈને, ત્રૈલોક્યરૂપી કમળમાં ભ્રમરની જેમ ફરનારા અને અત્યંત જ્ઞાનવાળા પોતાના મનરૂપી શરીરથી આ પ્રમાણે વિચાર કર્યો[૫'૬] પ્રહ્લાદ સમાધિમાં શાંત થતાં, પાતાળ રાજા વિનાનું થઈ જવાને લીધે, આ સૃષ્ટિ ઘણું કરીને દૈત્યો વિનાની થઈ ગઈ છે, એ બહુ ભૂંડું થયું છે.[૭]

× આ આડત્રીસમા સર્ગમાં જગતની વ્યવસ્થા રાખવા સારુ દૈત્યોનું રક્ષણ કરવાની અને પ્રહ્લાદને સમાધિમાંથી જગાડવાની વિષ્ણુએ ચિંતા કરી, એ કથા કહેવામાં આવશે.

દૈત્યોનો અભાવ થઈ જતાં, વૃષ્ટિ વિનાના સમયોમાં નદી મલિનતાથી રહિત થઈ જાય છે, તેમ જેમ કોઈ શત્રુ નહિ રહેવાને લીધે દેવતાઓની પંક્તિ, રાગ–દ્વેષથી રહિત થઈ જશે. જો શત્રુઓ હોય તો જ દેવતાઓને સ્વર્ગનાં સુખો દુર્લભ જણાયાથી તેઓના ઉપર રાગ રહે અને તે સુખોમાં વિઘ્ન પાડનારા દૈત્યો ઉપર દ્વેષ રહે.[૮] દેવતાઓની જાતિ રાગ–દ્વેષથી રહિત થઈ જશે, તો જેમ લતા રસથી રહિત થઈને શુષ્કપણાને પ્રાપ્ત થાય છે, તેમ તે જાતિ–અભિમાનથી રહિત થઈને સુખ–દુઃખાદિ દ્વંદ્વો વિનાના 'મોક્ષ' નામના પદને પ્રાપ્ત થઈ જશે.[૯] દેવતાઓ જો મોક્ષપદને પ્રાપ્ત થશે, તો મનુષ્યોને દેવતાઓનાં સ્વર્ગલોક સંબંધી સુખો મેળવવાની ઇચ્છા રહેશે નહિ અને તેથી ભૂલોકમાં યજ્ઞોની તથા તપની સઘળી ક્રિયાઓ બંધ પડી જશે, એ નિઃસંશય છે.[૧૦] હવે જો યજ્ઞોની તથા તપની ક્રિયાઓ બંધ પડી જશે, તો 'ભૂલોક કર્મ-ભૂમિ છે' એમ કોઈના પણ સમજવામાં રહેશે નહિ; અને તેમ થશે તો આખો સંસાર કે જે કર્મોને લીધે જ પ્રવર્ત્યા કરે છે તેનો નાશ થઈ જશે.[૧૧] કલ્પના આરંભથી માંડીને મેં જે આ ત્રૈલોક્ય રચેલું છે, તે તાપથી જેમ હિમનો કણ નષ્ટ થઈ જાય છે, તેમ સમય વિના જ નષ્ટ થઈ જશે, એ બહુ ખોટું થશે.[૧૨] હું ઉપેક્ષા રાખીને આ સંસારરૂપી મોટા આડંબરનો નાશ થવા દઉં, તો મેં હાથે કરીને પોતાની લીલાનો જ નાશ આરંભ્યો કહેવાય, એ શું યોગ્ય છે?[૧૩] ચંદ્ર, સૂર્ય તથા તારાઓ સહિત આ જગત શૂન્ય થઈ જાય, તો મારે પણ મારા આ શરીરનો સંહાર કરીને પૂર્ણસ્વરૂપમાં જ સ્થિતિ કરવી પડે.[૧૪] જો કે આ રીતે સમય વિના જ જગત શાંત થઈ જાય, તોપણ જીવોને તો સઘળા ઉપદ્રવોની શાંતિ થઈ જાય એમ છે; પરંતુ એ જે શાંતિ થાય તે સુષુપ્તિ અવસ્થાના જેવી જ થાય; મુક્તિરૂપ ન જ થાય. હું ઉપેક્ષા નહિ કરતાં, જગતની સ્થિતિને યોગ્ય રીતે ચલાવું, તો સત્કર્મોની મર્યાદાનો ભંગ ન થતાં, કર્મોથી ચિત્ત શુદ્ધ થવાને લીધે અનુક્રમે સઘળા જીવોને મુક્તિનો લાભ મળે. એટલા માટે હું ધારું છું, કે હમણાં દૈત્યોને ઉત્તેજન આપવું, તે સારું છે.[૧૫] દૈત્યો ઉદ્યોગી થાય, તો દેવતાઓને રાગ–દ્વેષપૂર્વક સ્વર્ગલોકનાં સુખો જાળવવાની કાળજી રહે, અને જો દેવતાઓને કાળજી રહે, તો દેવતાઓનાં સુખો મેળવવાની ઇચ્છાથી માણસો યજ્ઞ સંબંધી ક્રિયાઓ કરે અને એ ક્રિયાઓ ચાલતી રહે, તો સંસારની સ્થિતિ બરાબર ચાલ્યા કરે; કદી પણ એ સ્થિતિનો ક્રમ ફરે નહિ.[૧૬] માટે હું રસાતળમાં જઈને, જેમ વસંતઋતુ બીજી ઋતુમાં બગડી ગયેલા ઝાડને પાછું તેના પોતાના ક્રમમાં સ્થાપે છે, તેમ હું પ્રહ્‌લાદને પાછો તેના પોતાના ક્રમમાં સ્થાપું.[૧૭] પ્રહ્‌લાદ વિના બીજા કોઈ દૈત્યને હું દૈત્યોનો રાજા કરીશ, તો હું ધારું છું કે આ રાજા દેવોને મારી નાખ્યા વિના રહેશે જ નહિ અને પ્રહ્‌લાદનો જે આ દેહ છે તે પવિત્ર છે, મહાત્મા છે તથા છેલ્લો જ છે; માટે તેના હાથે દેવો માર્યા જવાનો સંભવ નથી. પ્રહ્‌લાદનો આ દેહ આ કલ્પ પૂરો થતાં સુધી જીવતો રહે એ યોગ્ય છે. 'પ્રહ્‌લાદે આ કલ્પ પૂરો થતાં સુધી દેહધારી-પણાથી જ રહેવું' એવો દૈવ સંબંધી નિયમ પણ થઈ ચૂક્યો છે એ મારા ધારવામાં છે; માટે હું પાતાળમાં જઈને, જેમ ગર્જના કરતો મેઘ પહાડની ક્ષુદ્ર નદીમાં સૂતેલા મોરને જગાડે છે, તેમ પ્રહ્‌લાદને જગાડું.[૧૮–૨૧] જેમ મણિ મનમાં ભાવના રાખ્યા વિના જ વસ્તુઓનાં પ્રતિબિંબોને ધારણ કરે છે, તેમ પ્રહ્‌લાદ જીવન્મુક્ત લોકોની પદ્ધતિ પ્રમાણે મનમાં રાજ્યની આસક્તિ નહિ રાખતાં જ દૈત્યોનું રાજ્ય કરો. 'આસક્તિ નહિ રાખતાં સઘળો યોગ્ય વ્યવહાર કરવો' એ જ જીવન્મુક્ત લોકોની સમાધિ છે.[૨૨] હું આ પ્રમાણે ગોઠવણ

કરીશ, તો આ સૃષ્ટિનો નાશ થશે નહિ અને દેવતાઓને તથા દૈત્યોને નાનાંનાનાં યુદ્ધો થયાં કરશે, તેથી મને પણ વિનોદ મળ્યા કરશે.[૨૩] જો કે મારે તો સૃષ્ટિનો ઉદય અને સૃષ્ટિનો નાશ એ બન્ને સમાન છે, તોપણ આ જગત પોતાની જૂની પદ્ધતિથી ભલે ચાલ્યા કરે. મારે પદ્ધતિમાં ફેરફાર થવા દેવાનું શુ પ્રયોજન છે?[૨૪] કર્તાભોક્તાપણાનો આગ્રહ નહિ હોવાને લીધે, કોઈ પણ વસ્તુના નાશથી દુઃખ નહિ ધરતાં અને તે વસ્તુની સ્થિતિથી સુખ નહિ માનતાં, વ્યવહારને અનુસરતી તે વસ્તુની ગોઠવણ કરવી એ એક જાતની યોગની જ પદ્ધતિ છે. હું પાતાળમાં જઈશ અને પ્રહ્લાદને જગાડીશ, તોપણ આગ્રહથી રહિત હોવાને લીધે, સ્થિર જ રહીશ. હું કાંઈ પામર જીવોની જેમ સંસારની લીલા કરતો નથી. ચાલો, હવે દુષ્ટ લોકોનાં આચરણોથી ભયંકર થઈ ગયેલા અસુરના નગરમાં જઈને, જેમ સૂર્ય કમળને જાગ્રત કરે છે, તેમ પ્રહ્લાદને જાગ્રત કરીએ અને જેમ વર્ષાઋતુ ચંચળ વાદળાંઓના સમૂહને હિમાલયમાં સ્થિર કરે છે, તેમ અસ્ત–વ્યસ્ત થયેલા આ સઘળા જગતને સ્થિર કરીએ.[૨૫–૨૭]

असुरपुरमवाप्य प्रोद्धताचारघोरं कमलमिव विवस्वान्दैत्यमुद्बोधयामः । जगदिदमखिलं स्वस्थैर्यमभ्यानयामो घनविधिरिव शैले चंचलं मेघजालम् ॥२७॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પરમેશ્વરવિતર્ક' નામનો સર્ગ ૩૮મો સમાપ્ત

## સર્ગ ૩૯મો*

## વિષ્ણુ ભગવાને પ્રહ્લાદને ઉપદેશ દીધો

वसिष्ठ उवाच

इति संचिन्त्य सर्वात्मा क्षीरोदादात्मकात् पुरात् ।
चचाल परिवारेण सहसानुरिवाचलः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! સર્વના આત્મા વિષ્ણુ ભગવાન એ પ્રમાણે વિચાર કરીને, ક્ષીરસાગરની અંદરના પોતાના સ્થાનકમાંથી, જેમ શિખરો સહિત પર્વત ચાલે, તેમ પોતાના પાર્ષદો સહિત ચાલ્યા.[૧] ક્ષીરસાગરના તળિયામાં રહેલો માર્ગ, કે જેમાં મોટું છિદ્ર છતાં પણ ઈશ્વરના સંકલ્પને લીધે ક્ષીરસાગરનું દૂધ પેસી શકતું ન હતું. તે માર્ગથી વિષ્ણુ ભગવાન જાણે સ્વર્ગલોક હોય, એવા પ્રહ્લાદના નગરમાં પધાર્યા.[૨] ત્યાં સુવર્ણમય ઘરની અંદર સમાધિમાં સ્થિર થયેલો પ્રહ્લાદ, કે જે મેરુપર્વતની અંદર સમાધિમાં સ્થિર થયેલા બ્રહ્મા જેવો શોભતો હતો, તેને વિષ્ણુએ દીઠો.[૩] એ સ્થળમાં જે દૈત્યો હતા તે સર્વે વિષ્ણુના તેજથી ત્રાસ પામીને, જેમ સૂર્યનાં કિરણોથી ત્રાસ પામીને ઘુવડ પક્ષીઓ દૂર થઈ જાય, તેમ ત્યાંથી દૂર થઈ ગયા.[૪] જેમ ચંદ્ર તારાઓની સાથે આકાશમાં પ્રવેશ કરે છે, તેમ વિષ્ણુએ બે–ત્રણ મુખ્ય અસુરોની સાથે અને પોતાના પાર્ષદોની સાથે પ્રહ્લાદના ઘરમાં પ્રવેશ કર્યો.[૫] ગરુડની ઉપર બિરાજેલા, પોતાનાં આયુધોથી અને પાર્ષદોથી શોભતા, દેવર્ષિઓએ તથા મુનિઓએ અભિવંદન કરેલા અને જેને લક્ષ્મી ચામર ઢોળતાં હતાં એવા શ્રીવિષ્ણુ ભગવાને 'હે મહાત્મા! જાગ્રત થા' એમ બોલતાં બોલતાં દિશાઓને ગજાવી મૂકનારો 'પાંચજન્ય' નામનો શંખ વગાડ્યો.[૬–૭] વિષ્ણુના બળથી ઉત્પન્ન થયેલો એ શંખનાદ, કે જે પ્રલયકાળમાં સામટી રીતે ક્ષોભ પામેલાં વાદળાંઓના અને સમુદ્રોના ધ્વનિ જેવો જણાયો; તેનાથી ભ્રમ પ્રાપ્ત થવાને લીધે જેમ મદોન્મત્ત વાદળાંઓની ગર્જનાથી રાજહંસોની મંડળી પડી જાય, તેમ દૈત્યોની મંડળી પડી ગઈ અને જેને કાંઈ પણ ભ્રમ નહિ થતાં

* આ ઓગણચાળીસમા સર્ગમાં વિષ્ણુએ દૈત્યોના નગરમાં જઈને શંખના નાદથી પ્રહ્લાદને જાગ્રત કર્યો અને તેને કલ્પ પૂરો થતાં સુધી રાજ્ય કરવાની આજ્ઞા કરી એ કથા કહેવામાં આવશે.

આનંદ ઉત્પન્ન થયો, એવી વિષ્ણુના પાર્ષદોની મંડળી જેમ મેઘના નાદથી ઇંદ્રજવનાં વૃક્ષોની પંક્તિ ખીલે તેમ ખીલી ઊઠી.[૯–૧૦] દાનવોનો રાજા પ્રહ્લાદ જેમ વરસાદના સમયમાં વનની અંદર કદંબ ધીરે ધીરે જાગ્રત થાય તેમ ધીરે ધીરે જાગ્રત થવા લાગ્યો.[૧૧] જેમ ગંગાજીએ સઘળા સમુદ્રને પૂરી દીધો હતો, તેમ બ્રહ્મરંધ્રમાંથી ઊઠેલી પ્રાણશક્તિએ પ્રહ્લાદના દેહને પૂરી દીધો.[૧૨] જેમ સૂર્યની પ્રભા ઉદય પામ્યા પછી તુરત જ ચારેબાજુ જગતમાં ફેલાય છે, તેમ પ્રાણની શોભા પ્રકટ થતાં તુરત જ ચારેબાજુથી પ્રહ્લાદના શરીરમાં પ્રાણશક્તિ વ્યાપ્ત થઈ ગઈ.[૧૩] ઇંદ્રિયો પોતપોતાનાં નવે ગોલકોમાં પ્રવૃત્ત થતાં લિંગશરીરરૂપી દર્પણમાં પ્રતિબિંબિત થયેલું પ્રહ્લાદનું ચૈતન્ય દશ્યગામી બન્યું.[૧૪] હે રામ ! જેમ દર્પણમાં પ્રતિબિંબિત થયેલું મુખ બેપણાને પ્રાપ્ત થાય છે, તેમ દશ્યગામી થયેલું પ્રહ્લાદનું ચૈતન્ય મનપણાને પ્રાપ્ત થયું.[૧૫] જેમ પ્રભાતમાં સૂર્યની પ્રભા કાંઈક અંકુરિત થતાં, તે કાળાં કમળોને જગાડે, તેમ ચિત્ત કાંઈક અંકુરિત થતાં, પ્રહ્લાદનાં બે નેત્રો ધીરેધીરે ખૂલવા લાગ્યાં.[૧૬] પ્રાણવાયુએ તથા અપાનવાયુએ નાડીઓનાં છિદ્રોમાં ગતિ કરવા માંડતાં, જેમ વાયુની પ્રેરણાથી કમળમાં ગતિ થાય, તેમ પ્રહ્લાદના શરીરમાં ગતિ થઈ.[૧૭] જેમ પાણીથી પાણી પૂર્ણ થતાં તુરત જ તરંગ પુષ્ટ થાય, તેમ શરીર પ્રાણથી પૂર્ણ થતાં, પ્રહ્લાદનું મન એક નિમેષમાત્રમાં પુષ્ટ થયું.[૧૮] જેમ સૂર્ય અર્ધો ઉદય પામતાં, ખીલેલાં કમળોવાળું સરોવર શોભવા લાગે, તેમ જેનાં નેત્ર, મન, પ્રાણ અને શરીર પ્રફુલ્લિત થવાથી પ્રહ્લાદ શોભવા લાગ્યો.[૧૯] આ અવસરમાં વિષ્ણુએ 'જાગ્રત થા' એમ કહ્યું, એટલે તરત જ જેમ વાદળાંની ગર્જનાથી મોર જાગ્રત થાય, તેમ એ પ્રહ્લાદ જાગ્રત થયો:[૨૦] પ્રફુલ્લિત નેત્રોવાળા, પુષ્ટ થયેલી સ્મૃતિવાળા અને જેને દશ્યોનું મનન પ્રાપ્ત થયું છે એવા એ પ્રહ્લાદને ત્રૈલોક્યના નાથ વિષ્ણુ ભગવાને, જેમ પોતે પૂર્વે નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માને કહ્યું હતું, તેમ નીચે પ્રમાણે કહ્યું.

**વિષ્ણુ ભગવાન બોલ્યા:** હે મહાત્મા! મારી રાજ્યલક્ષ્મીનું સ્મરણ કર અને તારા દેહનું પણ સ્મરણ કર. તું સમય વિના જ દેહનો અંત શા માટે કરે છે ?[૨૧-૨૨] તું કે જે 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવા સંકલ્પોથી રહિત છે, તેને શરીર છતાં પણ પ્રિય પદાર્થોથી કે અપ્રિય પદાર્થોથી શી આસક્તિ થવાની છે? માટે હવે ઊઠ, ઊઠ.[૨૩] આ કલ્પ પૂરો થાય ત્યાં સુધી તારે આ દેહથી જ જગતમાં રહેવાનું છે. દૈવના યોગને અને યથાર્થ નિયમને અમે સંપૂર્ણ રીતે જાણીએ છીએ.[૨૪] તું કે જે જીવન્મુક્ત છે, તેણે રાજ્યમાં જ રહીને આ કલ્પ પૂરો થાય ત્યાં સુધી કાંઈ ઉદ્વેગ નહિ રાખતાં, તારા આ શરીરને વ્યવહારમાં લગાવવાનું છે.[૨૫] કલ્પને અંતે આ શરીર વીંખાઈ જશે, ત્યારે જેમ ઘટાકાશ મહાકાશમાં મળી જાય તેમ તારે સ્વરૂપભૂત વ્યાપક પરબ્રહ્મમાં નિવાસ કરવાનો છે.[૨૬] કલ્પના અંત સુધી રહેનારું અને જેણે જગતના સર્વ વ્યવહારોની પદ્ધતિ જાણેલી છે, એવું આ તારું શુદ્ધ શરીર જીવન્મુક્તના વિલાસોવાળું થયું છે. હજી જગતનો પ્રલય થવાને ઘણી જ વાર છે.[૨૭] હે સૌમ્ય! હજી બારે સૂર્યો ઊગ્યા નથી, પર્વતો પીગળી ગયા નથી અને જગત બળવા લાગ્યું નથી, તે છતાં તું શરીરનો નકામો ત્યાગ શા માટે કરે છે ? હજી ત્રૈલોક્યની ભસ્મથી ભૂરો થયેલો અને લોકપાલોની ઊડતી ખોપરીઓરૂપી ચિહ્નોવાળો ઉન્મત્ત પવન વાતો નથી, તે છતાં તું શરીરને વિનાકારણ કેમ તજી દે છે?[૨૮-૨૯] હજી આસોપાલવની મંજરીઓ જેવી 'પુષ્કરાવર્ત' નામના પ્રલયના મેઘોની વીજળીઓ બ્રહ્માંડમાં ચમકવા લાગી નથી; તે છતાં તું શરીર

નો વૃથા ત્યાગ કેમ કરે છે?[૩૦] હજી બ્રહ્માંડની ભીંતો પૃથ્વીના કંપથી કડાકા કરતા પર્વતોવાળી અને બળતા અગ્નિથી ધગધગતી થઈને તૂટવા માંડી નથી, તે છતાં તું શરીરને પ્રયોજન વિના શા માટે છોડી દે છે?[૩૧] હજી જગત વૃદ્ધિ પામેલા પ્રલયના વરસાદોવાળું અને જેમાં બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર નામના ત્રણ જ દેવ અવશેષ રહ્યા હોય એવું થયું નથી; તે છતાં તું શરીરને અમસ્તું શું કામ છોડી દે છે?[૩૨] હજી સૂર્યાદિનો નાશ થઈને દિશાઓ જેઓના વિભાગો લોકાલોક પર્વતનાં શિખરો ઉપરથી જ જાણી શકાય એવી જર્જરિત થયેલી નથી; તે છતાં તું શરીરને વૃથા શા માટે છોડી દે છે?[૩૩] હજી પર્વતોને ફાડી નાખીને તેઓના ધડાકાઓ કરાવનારાં સૂર્યનાં કિરણો આકાશમાં ભ્રમણ કરવા લાગ્યાં નથી અને પ્રલયકાળનાં વાદળાંઓ ગાજતાં નથી, તે છતાં તું શરીરને કેમ છોડી દે છે?[૩૪] હજી હું પોતે જરાયુજ આદિ પ્રાણીઓથી ભરપૂર રહેલી અને સૂર્ય આદિના પ્રકાશવાળી દશે દિશાઓમાં ગરુડની ઉપર બેસીને વિહાર કર્યા કરું છું, તે છતાં તું શરીરને કેમ છોડી દે છે?[૩૫] હજી અમે સઘળા વિદ્યમાન છીએ, આ પર્વતો, આ પ્રાણીઓ, આ જગત અને આ આકાશ વિદ્યમાન છે તેમ જ તું પણ સ્વસ્થ છે; માટે હમણાં તું દેહને તજી દે નહિ. પ્રબળ અજ્ઞાનના યોગથી વ્યાકુળ થયેલા જેના મનને, સંસારનાં દુઃખો પીડા કરતાં હોય, તે પુરુષે જ મરવું શોભે છે.[૩૬-૩૭] 'હું દૂબળો છું, અત્યંત દુઃખી છું અને મૂઢ છું' એ ભાવનાઓ અને એવા જ પ્રકારની બીજી ભાવનાઓ, જેની મતિને લૂંટી લેતી હોય, તે પુરુષે જ મરવું શોભે છે.[૩૮] જેને મનની ચપળ વૃત્તિ આશાઓરૂપી પાશો વડે બાંધીને આમતેમ રઝળાવ્યા કરતી હોય, તે પુરુષનું મરવું શોભે છે.[૩૮-૩૯] જેમ દુષ્ટ પુરુષો પશુઓને માટે ધાન્યના છોડવાઓને ભાંગી નાખે છે, તેમ વિવેકને હરનારી તૃષ્ણાઓ જેના હૃદયને ભાંગી નાખતી હોય, તે પુરુષનું મરવું શોભે છે.[૪૦] તાડના ઝાડ જેવા ઊંચાઊંચા રાગ–દ્વેષાદિવાળા જેના મનરૂપી વનમાં, મનની વૃત્તિઓરૂપી લતાઓ સુખ–દુઃખોરૂપી ફળોથી ફાલતી હોય, તે પુરુષનું મરવું શોભે છે. જેનાં રુવાંટાંઓની પંક્તિઓરૂપી અનેક લતાઓવાળા આ દેહરૂપી ઝેરી વૃક્ષને કામ, ક્રોધ આદિ અનર્થરૂપી પ્રચંડ પવનનો વેગ હરણ કરી જતો હોય, તે પુરુષનું મરવું શોભે છે.[૪૧-૪૨] અંગોરૂપી ચપળ લતાઓવાળા જેના દેહરૂપી વનને આધિઓ તથા વ્યાધિઓરૂપ દાવાનળો બાળી નાખતા હોય, તે પુરુષનું મરવું શોભે છે. જેમ સુકાયેલા વૃક્ષમાં અજગરો ફૂંફાડા મારે છે, તેમ જેના શરીરમાં કામ તથા ક્રોધ વગેરે દુર્ગુણો ફૂંફાડા મારતા હોય, તે પુરુષનું મરણ શોભે છે. મરણના સ્વરૂપનો વિચાર કરી જોતાં પણ તત્ત્વવેત્તાએ મરવું સંભવતું નથી. આ દેહનો જે ત્યાગ કરવો તે જ લોકોમાં મરણ કહેવાય છે; પરંતુ દેહ કે જે તત્ત્વવેત્તાની દૃષ્ટિમાં સાચો પણ નથી અને ખોટો પણ નથી; પરંતુ અનિર્વચનીય જ છે, તેનો સુદૃઢ સંબંધ જ થવો ઘટતો નથી; એટલે પછી સંબંધ વિનાના દેહનો ત્યાગ જ કેમ થાય? આત્મજ્ઞાન થયું કે તે જ સમયે દેહનો સંબંધ ટળી જાય છે, તો પછી લોકોનો ત્યાગ કેમ કરવો?[૪૩-૪૫] યથાર્થ રીતે આત્મતત્ત્વને જોનારા જે જ્ઞાનીની મતિ આત્મતત્ત્વના અનુસંધાનમાંથી ખસતી ન હોય, તે પુરુષનું જ જીવન શોભે છે.[૪૬] જેના મનમાં અહંકાર જ ન આવતો હોય, જેની બુદ્ધિ વિષયોથી લેપાતી હોય નહિ અને જે સઘળા પદાર્થોમાં સમતા જ રાખતો હોય, તે પુરુષનું જ જીવન શોભે છે.[૪૭] જે પુરુષ રાગ–દ્વેષથી રહિત થયેલી અને અંદર અત્યંત શીતળતાવાળી બુદ્ધિથી સાક્ષીની પેઠે આ જગતને જોયા કરતો હોય, તે પુરુષનું જ જીવન શોભે

છે. જેણે આત્મતત્ત્વને સારી રીતે સમજી, 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે, એવી ભેદબુદ્ધિને ત્યજી દઈને, પોતાના ચિત્તને સાક્ષીમાં જ લગાવી દીધું હોય, તે પુરુષનું જ જીવન શોભે છે.[૪૮-૪૯] મલિન કલ્પનારૂપી વિષયો, કે જેઓ રજ્જુસર્પાદિ જેવા હોવા છતાં સાચા જેવા લાગે છે, તેઓમાં આસક્તિ નહિ રાખતાં, જેણે પોતાના ચિત્તને બ્રહ્મમાં જ લીન કર્યું હોય, તે પુરુષનું જ જીવન શોભે છે.[૫૦] જે પુરુષ સર્વમાં આત્મદષ્ટિ રાખી વાસનાઓથી રહિત થઈને, લીલામાત્રથી આ જગતનાં કામકાજ કરતો હોય તેનું જીવન શોભે છે.[૫૧] જે પુરુષ વ્યવહાર કરવા છતાં પણ સુખના કારણની પ્રાપ્તિથી મનમાં રાજી થાય નહિ અને દુઃખના કારણની પ્રાપ્તિથી મનમાં કચવાય નહિ, તેનું જીવન શોભે છે.[૫૨] જેમ મીઠા જળવાળા નિર્મળ સરોવરમાંથી હંસો નીકળ્યા કરે છે, તેમ જે સુજનોના સમાગમવાળા નિર્મળ પુરુષમાંથી સદ્ગુણો જ નીકળ્યા કરતા હોય, તેનું જીવન શોભે છે.[૫૩] જેનું નામ સાંભળવાથી, જેને જોવાથી અને જેનું સ્મરણ આવવાથી પણ સર્વ લોકો આનંદ પામતા હોય, તે પુરુષનું જીવન શોભે છે.[૫૪] હે દૈત્યોના રાજા પ્રહ્‌લાદ! જે પુરુષના ઉદયથી જીવોરૂપી ભ્રમરોવાળાં સઘળાં પ્રાણીઓરૂપી કુમુદો પ્રફુલ્લિત થતાં હોય, તે પુરુષનું જીવન જ અક્ષયચંદ્રની પૂર્ણતાની જેમ શોભે છે, બીજાનું નહિ.[૫૫]

यस्योदयेषु हृदयेन जनांबुजानि जीवालिमंति सकलानि विलासवंति। तस्यैव भाति परिजीवितमक्षयेंदोरापूर्णतेव दनुजेश्वर नेतरस्य॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'નારાયણવચનોપન્યાસ' નામનો સર્ગ ૩૯મો સમાપ્ત

## સર્ગ ૪૦મો×

### વિષ્ણુ ભગવાને પ્રહ્‌લાદને જ્ઞાનીનો વ્યવહાર કહ્યો

श्रीभगवानुवाच

स्थैर्यं देहस्य दृष्टस्य जीवितं प्रोच्यते जनैः।
देहांतरार्थं देहस्य संत्यागो मरणं स्मृतम्॥१॥

**વિષ્ણુ ભગવાન બોલ્યા:** હે પ્રહ્‌લાદ! આ જોવામાં આવતા દેહની જે સ્થિરતા, તેને લોકો જીવન કહે છે અને બીજા દેહ લેવાને માટે એક દેહનો જે ત્યાગ, તેને લોકો મરણ કહે છે.[૧] હે મહાબુદ્ધિમાન પ્રહ્‌લાદ! તું તો જીવનથી પણ રહિત છે અને મરણથી પણ રહિત છે. તને મુદ્દલ દેહનો સંબંધ જ નથી; માટે તને મરણ પણ શું છે અને જીવન પણ શું છે? કાંઈ નથી.[૨] હે પ્રહ્‌લાદ! 'આવા પુરુષનું જીવવું શોભે છે અને આવા પુરુષનું મરવું શોભે છે, એમ જે મેં તને કહ્યું, એ તો જ્ઞાનના અને અજ્ઞાનના ગુણ–દોષ જણાવવાને માટે કહ્યું છે. હે બ્રહ્મવેત્તા! તું કદી પણ જીવતો નથી અને કદી પણ મરતો નથી.[૩] તું દેહમાં રહેલો હોવા છતાં પણ દેહદષ્ટિથી રહિત છે, માટે જેમ વાયુ આકાશમાં રહેલો છતાં પણ આકાશના સંબંધ વિનાનો હોવાને લીધે આકાશથી અલગ જ છે, તેમ તું દેહથી અલગ જ છે. જેમ આકાશ ઝાડની ઊંચાઈને રોકતું નથી, તેથી ઝાડની ઊંચાઈના કારણરૂપ કહેવાય છે, તેમ તું દેહાદિકને કાંઈ અડચણ કરતો નથી, તેથી દેહના કારણરૂપ કહેવાય છે.[૪-૫] દેહમાં થતા શીત–ઉષ્ણ આદિ સ્પર્શો તારી સત્તાથી જ જણાય છે, માટે તું દેહમાં છે પણ ખરો અને દેહનો તને કાંઈ સંબંધ નથી, માટે તુ દેહમાં નથી પણ ખરો.

× આ ચાળીસમા સર્ગમાં જ્ઞાની કે જે દેહવાળો છતાં પણ દેહથી રહિત છે અને નિર્વિકાર છતાં પણ ક્રિયા કરે છે, તે જે રીતે વ્યવહાર કરે છે, તે રીતિ કહેવામાં આવશે.

આત્મતત્ત્વ જાણવામાં આવતાં દેહ મિથ્યા જ થઈ જાય છે, માટે જ્ઞાનીઓનો દેહ છે જ ક્યાં? સ્વપ્ન દૂર થઈ ગયા પછી સ્વપ્ન સંબંધી દેહનું રહેવું સંભવતું જ નથી. આ એક જે તારું દેશ–કાળાદિથી માપવામાં આવેલું શરીર છે, તે તો અજ્ઞાનીઓની દષ્ટિથી જ છે, જ્ઞાનીઓની દષ્ટિથી નથી.[૬] જેની બુદ્ધિ બ્રહ્માકાર થઈ ગઈ છે એવો તું સર્વદા સર્વરૂપ છે અને પ્રકાશસ્વરૂપ ચૈતન્ય જ છે, માટે કયો પદાર્થ તારો દેહરૂપ નથી અને કયો પદાર્થ તારા દેહરૂપ છે, કે જેને તું ત્યજી દે કે ગ્રહણ કરે? સર્વ પદાર્થો તારા દેહરૂપ છે અને કોઈ પણ પદાર્થ તારા દેહરૂપ નથી; માટે કોઈનો સ્વીકાર કે કોઈનો ત્યાગ તારાથી થાય એમ છેજ નહિ.[૭] મલયાચળનો પવન વાય કે પ્રલયકાળનો પવન વાય, પણ આત્મા કે જે પ્રિયથી તથા અપ્રિયથી રહિત છે, તેને તેઓથી સુખ કે દુઃખ શું પ્રાપ્ત થાય એમ છે?[૮] પર્વતો ઊથલી પડવા લાગ્યા હોય, પ્રલયકાળના અગ્નિઓ બાળવા લાગ્યા હોય અને ઉત્પાતના પવનો વાતા હોય, તોપણ જ્ઞાની પોતાના સ્વરૂપમાં જ રહે છે.[૯] સઘળા પદાર્થો વિદ્યમાન હોય અથવા સઘળા પદાર્થો જતા રહે અથવા સઘળા પદાર્થો નષ્ટ થઈ જાય અથવા સઘળા પદાર્થો વધે, તોપણ તેથી જ્ઞાનીને શુ થઈ જાય એમ છે? કશું થાય એમ નથી; કેમકે જ્ઞાની તો પોતાના સ્વરૂપમાં જ રહે છે. આ દેહ નાશ પામે તોપણ આત્મા નાશ પામતો નથી, આ દેહ વૃદ્ધિ પામે તોપણ આત્મા વૃદ્ધિ પામતો નથી અને આ દેહની ગતિ થતાં પણ આત્મા ગતિ કરતો નથી.[૧૦-૧૧] 'હું દેહનો છું અને દેહ મારો છે' એવા પ્રકારનો ચિત્તનો ભ્રમ નષ્ટ થઈ થયા પછી 'હું ત્યાગ કરું છું અને હું ત્યાગ કરતો નથી' એવી ખોટી કલ્પના ઉદય પામે કે?[૧૨] હે પ્રહ્લાદ! 'હું આ કામ કરીને આ કામ કરીશ અને આ વસ્તુને ત્યજી દઈને આ વસ્તુને ત્યજી દઈશ' એવી રીતના સંકલ્પો તત્ત્વવેત્તાઓને હોતા જ નથી.[૧૩] અકર્તાપણાને પામેલા તત્ત્વજ્ઞાનીઓ સઘળું કરતા હોય તોપણ કશું કરતા નથી. તત્ત્વજ્ઞાનીને 'હું અકર્તા છું' એવો દૃઢ નિશ્ચય હોય છે, તેથી તેઓને કદી પણ કર્તાપણાનો સંબંધ હોતો નથી.[૧૪] અકર્તાપણું પ્રાપ્ત થયુ, એટલે અભોક્તાપણું પોતાની મેળે જ પ્રાપ્ત થયુ સમજવું; કેમકે આ સઘળા ત્રૈલોક્યમાં વાવ્યા વિના કોણે લણ્યું છે?[૧૫] કર્તાપણું અને ભોક્તાપણું શાંત થઈ જતાં, શાંતિ જ અવશેષ રહે છે અને એ શાંતિ પ્રૌઢપણું પામે, ત્યારે વિદ્વાન લોકો તેને જ મુક્તિ કહે છે.[૧૬] સ્વરૂપના પ્રગટ થવાથી, સર્વમાં વ્યાપીને રહેલા ચૈતન્યમય અને શુદ્ધ તત્ત્વવેત્તાઓ નહિ પ્રાપ્ત થયેલા કયા પદાર્થનું ગ્રહણ કરે અને પ્રાપ્ત થયેલા કયા પદાર્થને ત્યજી દે? પોતે વ્યાપક હોવાને લીધે તેઓને કાંઈ પણ ત્યાજ્ય કે ગ્રાહ્ય લાગતું નથી.[૧૭] અવયવીપણું અને અવયવપણું કે જેઓ ગ્રાહ્યના તથા ગ્રાહકના સબંધોને કરાવનારાં છે તથા અલ્પ છે, તેઓ આત્મામાં છે જ નહિ; માટે આત્મા કોનું ગ્રહણ કરે અને કોને ત્યજી દે? 'આ વસ્તુ ગ્રાહ્ય છે અને હું તેનો ગ્રાહક છું' એવા પ્રકારનો આગ્રહ દૂર થાય, ત્યારે સારી પેઠે શાંતિ ઉદય પામે છે અને સ્થિરતાને પ્રાપ્ત થયેલી તે શાંતિ જ 'મોક્ષ' એ નામથી કહેવામાં આવે છે. સર્વદા એવી શાંતિમાં રહેલા તારા જેવા શાંત જીવન્મુક્ત પુરુષો જેમ સુષુપ્તિમાં રહેલા પુરુષો શરીરની આસક્તિથી રહિત છતાં, શરીરનું ચલન કરવારૂપ ક્રિયા કરે છે, તેમ શરીર આદિ સઘળા દ્વૈતની આસક્તિથી રહિત થઈને વ્યવહાર કરે છે.[૧૮-૨૦] હે પ્રહ્લાદ! તારી સઘળી વાસનાઓ પરમાત્માના જ્ઞાનથી શાંત થઈ ગઈ છે; માટે તું સ્વરૂપમાં જ રહેલી બુદ્ધિથી, જાગ્રતની અને સુષુપ્તિની સંધિમાં રહેલાની જેમ આ જગતની

સ્થિતિને જોયા કર.[૨૧] જેઓનું ચિત્ત આત્મામાં જ રહેલું હોય છે એવા અને આત્મમાં રસાયનના જેવી તૃપ્તિને પામેલા છે, તે પુરુષો અવિચારથી રમણીય લાગતા અનાત્મ પદાર્થોમાં રુચિ કરતા નથી; અને દુઃખો કે જેઓ કદી પણ આત્માને સ્પર્શ કરતાં નથી તેઓથી ઉદ્વેગ પામતા નથી.[૨૨] જેમ દર્પણો આવી પડેલાં પ્રતિબિંબોને કોઈ જાતની સ્પૃહા વિના જ સ્વીકારી લે છે, તેમ જીવન્મુક્ત પુરુષો આવી પડેલાં વ્યવહાર સંબંધી કાર્યોને આસક્તિ વિના જ સ્વીકારી લે છે.[૨૩] સ્વસ્થ રહીને પોતાના સ્વરૂપની સ્થિતિમાં જાગનારા અને સસારની સ્થિતિમાં સૂતેલા જ્ઞાની પુરુષો, જેમ ભરણોધમાં સૂતેલાં બાળકો હાથપગ હલાવે છે, તેમ સંસાર સંબંધી ક્રિયાઓ કરે છે.[૨૪] હે મહાત્મા! પોતાની અંદર પરમાત્માના પદને પામેલો તું બ્રહ્માનો આ એક દિવસ પૂરો થતાં સુધી અહીં જ ગુણોવાળી રાજ્યલક્ષ્મીને ભોગવીને પછી અખંડપદને પ્રાપ્ત કર.[૨૫]

त्वमजितपदवीमुपागतोऽन्तः कमलजवासरमेकमेव भुक्त्वा । गुणगणकलितामिहैवलक्ष्मीं व्रज परमास्पदमच्युतं महात्मन् ॥ २५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો
'પ્રહ્લાદબોધન' નામનો સર્ગ ૪૦મો સમાપ્ત

## सर्ग ४१मो*

## પ્રહ્લાદે વિષ્ણુની આજ્ઞા સ્વીકારી અને વિષ્ણુએ પ્રહ્લાદનો અભિષેક કર્યો

वसिष्ठ उवाच

जगद्रत्नसमुद्रेन त्रैलोक्याद्भुतदर्शिना ।
इत्युक्ते पद्मनाभेन ज्योत्स्नाशीतलया धिया ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! સૃષ્ટિના સમયમાં ત્રૈલોક્યરૂપી અદ્ભુત પદાર્થને બતાવનારા અને જગતોરૂપી રત્નોના નિવાસરૂપ વિષ્ણુએ ચાંદની જેવી શીતળ વાણીથી એ પ્રમાણે આજ્ઞા કરતાં, પ્રફુલ્લ નેત્રકમળવાળા એ ધીર પ્રહ્લાદે વિષ્ણુનો સઘળો અભિપ્રાય મનમાં લઈને, આનંદથી નીચે પ્રમાણે વચન કહ્યું.[૧-૨]

પ્રહ્લાદ બોલ્યો : હે દેવ! રાજ્ય સંબંધી હિત–અહિતોના વિચારથી અને સેંકડો કાર્યોથી થાકી ગયેલો હું ક્ષણમાત્ર શાંતિ પામ્યો હતો.[૩] હે મહારાજ! આપની કૃપાથી મને સારી પેઠે સ્વરૂપમાં સ્થિતિ પ્રાપ્ત થઈ છે. હું મારા સ્વરૂપે કરી સમાધિમાં અને અસમાધિમાં પણ સર્વદા સમાન છું.[૪] હે મોટા દેવ! આપને મેં અખંડાકાર વૃત્તિથી હૃદયાકાશની અંદર ઘણી વાર સુધી જોયા છે અને આપે મારા ઉત્તમ ભાગ્યને લીધે પાછું આ બહાર પણ દર્શન દીધું.[૫] હે પ્રભુ! જેમ આકાશ નિર્મળ આકાશમાં જ રહે, તેમ સઘળા સંકલ્પોથી રહિત અને અંત વિનાની બ્રહ્મદૃષ્ટિમાં હું રહ્યો હતો. હું કાંઈ શોકથી, મોહથી, વૈરાગ્યના ચિંતવનથી, દેહનો ત્યાગ કરવાની ઇચ્છાથી કે સંસારના ભયથી સમાધિમાં રહ્યો હતો એમ નથી; પણ હું તો કેવળ પોતાની મેળે ઊઠેલા નિર્મળ વિચારથી જ વિસ્તીર્ણ પવિત્ર પદમાં રહ્યો હતો.[૬-૭] એ નિર્મળ પદ એક જ છે, માટે તેમાં શોક પણ ક્યાંથી હોય, હાનિ પણ ક્યાંથી હોય, દેહ પણ ક્યાંથી હોય, સંસાર પણ ક્યાંથી હોય, ભય પણ ક્યાંથી હોય અને ભય જ નહિ હોવાને લીધે ભયથી રક્ષણ પણ ક્યાંથી જ હોય! એ નિર્મળ પદમાં મારી સ્થિતિ થઈ હતી એ પણ કહેવામાત્ર જ છે, કારણ કે હું તેથી ભિન્ન જ નથી.[૮-૯] હે ઈશ્વર! 'હાય, હું સંસારની ખટપટથી કાયર થઈ ગયો છું, માટે સંસારનો ત્યાગ કરું' એવી ચિંતા કે જે હર્ષને, શોકને તથા બીજા પણ ભય આદિ વિકારોને

* આ એકતાળીસમા સર્ગમા પ્રહ્લાદે વિષ્ણુની આજ્ઞાનો સ્વીકાર કરીને વિષ્ણુની પૂજા કરી અને તે પછી વિષ્ણુએ પ્રહ્લાદનો રાજ્યાભિષેક કરીને વરદાન આપ્યાં, એ કથા કહેવામાં આવશે.

આપનારી છે, તે તો અજ્ઞાનીઓને જ થવી સંભવે.[૧૦] 'દેહ ન હોય તો કોઈ પણ દુ:ખ ન હોય, જે જે દુ:ખો છે, તે દેહનાં હોવાથી જ છે' એવી ચિંતારૂપી ઝેરી નાગણ પણ મૂર્ખને જ કરડે, એમ હું ધારું છું.[૧૧] 'આ સુખ છે, આ દુ:ખ છે, આ વસ્તુ મને નથી અને આ વસ્તુ મને છે' એવી રીતે હીલોળા લેતું ચિત્ત, મૂઢ પુરુષને જ દુ:ખી કરે છે; પણ પંડિતને દુ:ખી કરતું નથી. જેઓએ તત્ત્વજ્ઞાનને દૂર જ રાખેલું હોય છે, એવાં મૂઢ પ્રાણીઓને જ 'હું જુદો છું અને આ જુદો છે' એવી વાસના રહ્યા કરે છે. 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવી રીતની મિથ્યા મનની ભ્રાંતિ જેમ મૂર્ખને ઘેલો કરી દે છે, તેમ જ્ઞાનીને કદી પણ ઘેલો કરી દે નહિ. હે કમળ સરખાં નેત્રોવાળા પ્રભુ! સર્વ જગતમાં તમે જ અખંડરૂપે વ્યાપક છો; માટે જગતમાં 'આ વસ્તુ ત્યાજ્ય છે અને આ વસ્તુ ગ્રાહ્ય છે' એવી દ્વૈતપક્ષની કલ્પના ઘટે જ કેમ?[૧૨–૧૫] આ સઘળું જગત રજ્જુ–સર્પાદિની જેમ અનિર્વચનીય જ ઊઠેલું છે; માટે તેમાં શું ત્યાજ્ય હોય અને શું ગ્રાહ્ય હોય કે જેને છોડી દઈએ કે સ્વીકારીએ?[૧૬] હું તો કેવળ મારા સ્વભાવથી જ દ્રષ્ટાનો અને દશ્યોનો વિચાર કરતાંકરતાં ક્ષણમાત્ર પોતાથી પોતાના સ્વરૂપમાં જ શાંત થયો હતો.[૧૭] હું એ શાંતિના સમયમાં પ્રિયથી, અપ્રિયથી, ત્યાજ્યથી અને ગ્રાહ્યથી રહિત હતો અને હમણાં પણ તેઓથી રહિત જ છું.[૧૮] હે મોટા દેવ! જે મારું સ્વરૂપ છે, તે જ મને પ્રાપ્ત થયું છે અને હું સંપૂર્ણ રીતે મારા પોતાના જ સ્વભાવને પ્રાપ્ત થયો છું; તોપણ આપને જે ગમતું હોય તે કરવા તૈયાર છું.[૧૯] આપ સાક્ષાત્ વિષ્ણુ ત્રૈલોક્યમાં પૂજ્ય છો, એટલા માટે મારી પાસેથી પ્રથમ શાસ્ત્રના નિયમથી પ્રાપ્ત થયેલી પૂજા આપે સ્વીકારવી જોઈએ.[૨૦]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! દાનવોના રાજા પ્રહ્‌લાદે એટલાં વચન કહીને, જેમ ઉદયાચળ પૂર્ણ ચંદ્રને ઊંચો કરે, તેમ ક્ષીરસાગરમાં સૂનારા વિષ્ણુની પાસે અર્ઘ્યપાત્ર ઊંચું કર્યું. પ્રહ્‌લાદે પોતાની પાસે બિરાજેલા વિષ્ણુની, વિષ્ણુનાં આયુધોની, અપ્સરાઓના સમૂહની, દેવતાઓની, ગરુડની અને વિષ્ણુમાં રહેલા ત્રૈલોક્યની પણ પૂજા કરી. જેના શરીરની અંદર તથા શરીરની બહારનાં રુવાંટાંઓમાં પણ અનેક બ્રહ્માંડો ફર્યા કરે છે, એવા વિષ્ણુનું પૂજન કરીને પ્રહ્‌લાદ ઊભો રહેતાં વિષ્ણુએ તેને નીચે પ્રમાણે આજ્ઞા કરી.[૨૧–૨૩]

**વિષ્ણુ ભગવાન બોલ્યા :** હે દાનવોના રાજા! ઊઠ, સિંહાસન ઉપર બેસ; પ્રથમ હું મારા હાથથી તારો રાજ્યાભિષેક કરું.[૨૪] હું તારો અભિષેક કરીને 'પાંચજન્ય' નામના મારા શંખનો નાદ કરીશ; એટલે તે નાદ સાંભળ્યા પછી, આ સિદ્ધલોકો, સાધ્યો તથા દેવતાઓ, કે જેઓ અહીં આવ્યા છે, તેઓ પણ તારો મંગલાભિષેક કરશે.[૨૫]

**વસિષ્ઠ બોલ્યા :** વિષ્ણુએ એટલાં વચન કહી, જેમ મેરુપર્વતના શિખર ઉપર મેઘ બેસે, તેમ તે યોગ્યતાવાળા પ્રહ્‌લાદને સિંહાસન ઉપર બેસાડ્યો.[૨૬] પછી વિષ્ણુએ પોતે બોલાવેલા ક્ષીરસાગર આદિ મહાસમુદ્રોનાં જળોથી, ગંગા આદિ નદીઓનાં જળોથી તથા બીજાં પણ સઘળાં તીર્થોનાં જળોથી, પ્રહ્‌લાદનો રાજ્યાભિષેક કર્યો. તે પછી સઘળા બ્રહ્મર્ષિઓને, સઘળા સિદ્ધલોકોના સમૂહોને, વિદ્યાધરોને તથા લોકપાલોને પોતાની સાથે રાખીને, પ્રહ્‌લાદનો ફરી વાર પણ અભિષેક કર્યો.[૨૭-૨૮] જેમ પૂર્વે સ્વર્ગમાં ઇંદ્રની સ્તુતિ કરી હતી, તેમ 'મરુત' નામના દેવોના ગણોએ પ્રહ્‌લાદની સ્તુતિ કરી.[૨૯] દૈત્યો તથા દેવો પણ પ્રહ્‌લાદની અને વિષ્ણુની સ્તુતિ

કરવા લાગ્યા. અભિષેકની ક્રિયા સમાપ્ત થયા પછી વિષ્ણુએ પ્રહ્‌લાદને નીચે પ્રમાણે કહ્યું.[૩૦]

**વિષ્ણુ ભગવાન બોલ્યા :** હે નિર્દોષ પ્રહ્‌લાદ ! જ્યાં સુધી મેરુ પર્વત રહે, જ્યાં સુધી પૃથ્વી રહે અને જ્યાં સુધી ચંદ્રનાં તથા સૂર્યનાં મંડળો રહે, ત્યાં સુધી તું અખંડિત ગુણોથી પ્રશંસા પામતાં રાજ્ય કર.[૩૧] રાગને, ભયને તથા ક્રોધને ત્યજી દઈને અને સમબુદ્ધિથી અનિષ્ટ ફળોમાં તથા ઇષ્ટ ફળોમાં પણ કોઈ જાતનો આગ્રહ નહિ રાખતાં, તું રાજ્યનું પાલન કર.[૩૨] તેં બ્રહ્માનંદનું સુખ જોયેલું છે, તોપણ આ વૈભવોથી ભરપૂર રાજ્યમાં કોઈ પ્રકારની અરુચિ કરવી નહિ અને સ્વર્ગલોકમાં તથા મનુષ્યલોકમાં પણ કોઈ જાતની ખટપટ ઊઠે એમ કરવું નહિ.[૩૩] હે પ્રહ્‌લાદ ! અપરાધીઓનો નિગ્રહ તથા સુજનોનો સંગ્રહ વગેરે રાજ્ય સંબંધી વિચારો જે જે પ્રાપ્ત થાય તેમાં દેશને, કાળને તથા ક્રિયાઓને અનુસરીને વધ, બંધ તથા દંડ આદિ કાર્યો કરજે અને મનમાં રાગ—દ્વેષાદિ વિષમતા નહિ રાખતાં સ્થિરતાથી રહેજે.[૩૪] આત્માને દેહાદિથી ન્યારો સમજી, અહંતાને તથા મમતાને ત્યજી દઈને અને લાભમાં તથા હાનિમાં સમાનબુદ્ધિ રાખીને તું વ્યવહાર સંબંધી કાર્ય કર્યા કરીશ, તો તેઓથી લેપાઈશ નહિ.[૩૫] તેં સંસારની સઘળી પદ્ધતિઓને જોયેલી છે અને પરમ પદનો પણ તોલ કરેલો છે, માટે તું જે કાંઈ જાણવાનું છે તેને જાણી ચૂક્યો છે, તો હવે બીજો તને શો ઉપદેશ કરવો હોય ?[૩૬] રાગથી, ભયથી તથા ક્રોધથી રહિત થયેલો તું રાજ્ય કરીશ, એટલે હવે દૈત્યોને દેવોની ઉપર દ્વેષરૂપી દુષ્ટ ગાંઠ રહેશે નહિ અને દેવતાઓને દૈત્યોની ઉપર દ્વેષરૂપી દુષ્ટ ગાંઠ રહેશે નહિ.[૩૭] જેમ વર્ષાઋતુને લીધે પૂર આવેલી મોટામોટા તરંગોવાળી નદી વનોની પંક્તિને ભીંજવી દે છે, તેમ હવે અશ્રુઓની ધારા દૈત્યોની સ્ત્રીઓના કાનોમાં લગાવેલી પુષ્પોની મંજરીઓને ભીંજવી દેશે નહિ. આજથી માંડીને દૈત્યોની અને દેવતાઓની વચ્ચે લડાઈઓ નહિ થવાને લીધે, સઘળું જગત મંદરાચળથી રહિત થયેલા ક્ષીરસાગરની પેઠે સ્વસ્થ થઈને રહેશે.[૩૮-૩૯] દેવોની સ્ત્રીઓને દૈત્યો હરી જશે નહિ અને દૈત્યોની સ્ત્રીઓને દેવો હરી જશે નહિ; તેથી દૈત્યોની અને દેવોની સ્ત્રીઓ પોતપોતાના પતિઓની ઉપર તથા પોતપોતાનાં અંતઃપુરોની ઉપર સંપૂર્ણ વિશ્વાસ ધરીને રહેશે.[૪૦] હે પ્રહ્‌લાદ ! તું કૃષ્ણપક્ષની રાત્રિમાં ખૂબ જ આવેલી નિદ્રા જેવા અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરી નાખીને, સર્વદા ઉદય પામેલા બ્રહ્માનંદથી અંતઃકરણને શોભતું રાખીને, સ્ત્રીઓના વિલાસોથી રમણીયતાવાળી અને શત્રુઓથી જિતાય નહિ એવી, રાજ્યલક્ષ્મીને લાંબા કાળ સુધી ભોગવ.[૪૧]

भव बहुलनिशानितान्तनिद्रातिमिरमपास्य
सदोदिताशयश्रीः । दनुसुत वनिताविलासरम्यां
चिरमजितामुपभुंक्ष्व राज्यलक्ष्मीम् ॥४१॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પ્રહ્‌લાદાભિષેક' નામનો સર્ગ ૪૧મો સમાપ્ત

## સર્ગ ૪૨ મો*

## સમાધિમાં રહેલા જીવનું જાગ્રત થવાનું કારણ

वसिष्ठ उवाच

इत्युक्त्वा पुंडरीकाक्षः सनरामरकिन्नरः ।
द्वितीय इव संसारश्चचालासुरमंदिरात् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! મનુષ્યોથી, દેવતાઓથી તથા કિન્નરોથી સંયુક્ત હોવાને લીધે જાણે બીજો સંસાર હોય એવા જણાતા વિષ્ણુ

* આ બેતાળીસમા સર્ગમાં વિષ્ણુનું ક્ષીરસાગરમાં પધારવું, પ્રહ્‌લાદના આખ્યાનનું ઉત્તમ ફળ અને સમાધિમાં રહેલા પુરુષને જાગ્રત થવાનું કારણ, એટલા વિષયો કહેવામાં આવશે.

ભગવાન એટલાં વચન કહીને પ્રહ્લાદના ઘરમાંથી પધારી ગયા.[૧] પ્રહ્લાદ આદિ લોકોએ પુષ્પોવડે તેમને વધાવ્યા. એ પુષ્પોના ઢગલાઓથી અને ગરુડે ઊંચાં કરેલાં પોતાનાં પાછલાં પીછાંથી ઢંકાઈ જતા એ વિષ્ણુ ભગવાન અનુક્રમે ક્ષીર-સાગરમાં આવી દેવોની સેનાને રજા આપીને, ભ્રમર ધોળા કમળ ઉપર બેસે, તેમ શેષનાગના શરીરરૂપી આસન પર બિરાજ્યા.[૨-૩] વિષ્ણુ ભગવાન શેષનાગના શરીરરૂપી આસન પર શાંત-પણાથી રહ્યા. દેવતાઓની સાથે શાંત થઈને ઇંદ્ર સ્વર્ગમાં રહ્યો અને દાનવોનો રાજા પ્રહ્લાદ પાતાળમાં શાંત થઈને રહ્યો.[૪] હે રામ! સઘળા મળોનો નાશ કરતી અને ચંદ્રથી ઝરતા અમૃતના જેવી શીતળતાવાળી, પ્રહ્લાદને જ્ઞાન પ્રાપ્ત થવા વિષેની આ કથા મેં તમને કહી સંભળાવી.[૫] જે મનુષ્યો બુદ્ધિથી આ કથાનો વિચાર કરશે, તેઓ બહુ જ પાપી હશે, તોપણ થોડા જ કાળમાં પરમ પદને પામશે.[૬] સામાન્ય રીતનો શુભ વિચાર કરવાથી પણ પાપનો નાશ થાય છે, ત્યારે બ્રહ્મવિદ્યા સંબંધી વચનનો વિચાર કરવાથી પરમપદની પ્રાપ્તિ થયા વિના કેમ રહે?[૭] જે અજ્ઞાન છે, તે જ મોટું પાપ કહેવાય છે અને તે વિચારથી જ નષ્ટ થાય એવું છે; એટલા માટે અજ્ઞાનરૂપી પાપના મૂળને કાપી નાખતા વિચારને કદી પણ તજવો નહિ.[૮] પ્રહ્લાદને જીવન્મુક્તિ પ્રાપ્ત થયા વિષેની આ કથાનો જે મનુષ્યો વિચાર કરશે, તેઓનાં સાત જન્મોમાં કરેલાં પાપો નષ્ટ થશે અને તેઓને જ્ઞાનની પ્રાપ્તિ થશે, એમાં સંશય નથી.[૯]

**રામ બોલ્યા :** હે મહારાજ! પરમપદમાં પરિણામ પામેલું (બ્રહ્માકાર થયેલું) મહાત્મા પ્રહ્લાદનું મન, વિષ્ણુએ કરેલા શંખના શબ્દોથી કેમ જાગ્રત થયું? મનનો લય થઈ ગયો હોય તો શંખના શબ્દનું શ્રવણ થવાનો જ સંભવ નથી.[૧૦]

**વસિષ્ઠ બોલ્યા :** હે નિર્દોષ રામ! જગતમાં જ્ઞાનીઓની મુક્તિ બે પ્રકારની થાય છે: એક સદેહમુક્તિ અને બીજી વિદેહમુક્તિ. એમ મુક્તિના બે પ્રકાર છે, તેનાં હું લક્ષણો કહું છું તે તમે સાંભળો.[૧૧] આસક્તિથી રહિત થયેલી બુદ્ધિવાળા જે પુરુષને કર્મોના ત્યાગમાં કે કર્મોના ગ્રહણમાં ઇચ્છા જ ન હોય, તે પુરુષની તે સ્થિતિ સદેહ-મુક્તિ અથવા જીવન્મુક્તિ કહેવાય છે. ભોગથી પ્રારબ્ધકર્મોનો ક્ષય થતાં, જીવન્મુક્ત પુરુષનું શરીર પડી જઈને, પુનર્જન્મથી રહિત જે બ્રહ્મપદ પ્રાપ્ત થાય છે, તે વિદેહમુક્ત કહેવાય છે. વિદેહ-મુક્તિને પ્રાપ્ત થયેલા પુરુષો કોઈના જોવામાં આવતા નથી.[૧૨-૧૩] જીવન્મુક્ત પુરુષોનાં હૃદયમાં પુનર્જન્મના અંકુરથી રહિત અને શેકેલા બીજ જેવી શુદ્ધ વાસના રહે છે.[૧૪] જેમ સુષુપ્તિને પ્રાપ્ત થયેલા પુરુષના હૃદયમાં સૂક્ષ્મ વાસના રહે છે, તેમ જીવન્મુક્તના હૃદયમાં પવિત્ર, પરમ, ઉદાર અને શુદ્ધ સત્ત્વગુણને અનુસરનારી આત્માના અનુસંધાનમય વાસના રહે છે.[૧૫] હે રામ! પ્રારબ્ધ-કર્મ ભોગવવાં અવશેષ હોય તો જીવન્મુક્ત પુરુષો અંદર રહેલી તે વાસનાને લીધે હજાર વર્ષોના અંતે પણ સમાધિમાંથી જાગ્રત થાય છે. અંદર રહેલી પોતાની શુદ્ધ સાત્ત્વિક વાસના, વિષ્ણુએ કરેલા શંખના શબ્દથી પ્રકટ થવાને લીધે પ્રહ્લાદ પણ સમાધિમાંથી જાગ્રત થયો હતો.[૧૬-૧૭] જો કે શ્રોત્રેંદ્રિય લીન થવાને લીધે, શંખના શબ્દનું ગ્રહણ થવાનો સંભવ ન હતો, તોપણ વિષ્ણુના સંકલ્પને લીધે તે પ્રમાણે થયું.[૧૮] વિષ્ણુ ભગવાન પોતે સત્યસંકલ્પ છે, એટલા માટે તે જેમ ધારે તેમ પ્રાણીઓ માટે તુરત જ થાય છે. એમનો સંકલ્પ જ સર્વ જગતના કારણરૂપ છે.[૧૯] વિષ્ણુએ 'પ્રહ્લાદ સમાધિમાંથી જાગ્રત થાઓ' એમ જ્યારે સંકલ્પ કર્યો, ત્યારે પળ વારમાં જ વાસના જાગ્રત થઈને પ્રહ્લાદને

ઇંદ્રિયાદિની સગવડ થઈ ગઈ. શુદ્ધ આત્માએ જ માયાથી અને જીવોનાં અદષ્ટોરૂપ નિમિત્તથી, પોતામાં જ જગતની સૃષ્ટિને માટે 'વિષ્ણુ' નામના શરીરનું ગ્રહણ કર્યું છે.[20] એટલા માટે આત્માનું અવલોકન કરવાથી તુરત જ વિષ્ણુનું દર્શન થાય છે અને વિષ્ણુનું આરાધન કરવાથી તુરત જ આત્માનું અવલોકન થાય છે.[21] હે રામ! તમે આ વિચારને જ દઢ રાખીને, આત્માના અવલોકનનો યત્ન કરો. વિચાર કરવાથી જ તમને તુરત અવિનાશી પદની પ્રાપ્તિ થશે.[22] જેમાં દુઃખોરૂપી જળની ધારાઓ નિરંતર પડ્યા કરે છે, એવી સંસારરૂપી લાંબી વર્ષાઋતુ વિચારરૂપી સૂર્યને નહિ જોનારા લોકોને અત્યંત જડ (માંદા અને મૂર્ખ) કરી નાખે છે.[23] જેમ ડાકણ મંત્ર જાણનારાઓને નડતર કરી શકતી નથી, તેમ દેખવામાં આવતી આ પ્રબળ માયા સર્વના આત્મારૂપ વિષ્ણુની કૃપાથી ધીર થયેલા પુરુષોને નડતર કરી શકતી નથી.[24] જેમ અગ્નિની જ્વાળા વાયુના મંડળને લીધે જ ઘાટી થાય છે અને પાછી વાયુના મંડળને લીધે જ પાતળી થઈ જાય છે, તેમ સંસારજાળની રચનારૂપી આ અપાર માયા સર્વના આત્મારૂપ વિષ્ણુની ઇચ્છાથી જ ઘાટી થાય છે અને પાછી સમય પ્રાપ્ત થતાં વિષ્ણુની ઇચ્છાથી જ પાતળી થઈ જાય છે.[25]

आत्मेच्छयैव घनतां समुपागतांतरात्मेच्छयैव तनुतामुपयाति काले। संसारजालरचनेयमनंतमायाज्वालेह वातवलयादिव पावकस्य ॥२५॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પ્રહ્લાદવ્યવસ્થા' નામનો સર્ગ ૪૨મો સમાપ્ત**

# સર્ગ ૪૩ મો×

## જ્ઞાન મેળવવામાં પુરુષાર્થ જ મુખ્ય છે

**राम उवाच**

**भगवन् सर्वधर्मज्ञ शुद्धैस्त्वद्वचनांशुभिः ।**
**निर्वृताः स्म शशांकस्य करैरोषधयो यथा ॥१॥**

**રામ બોલ્યા :** હે સઘળા ધર્મોને જાણનાર ગુરુ મહારાજ! જેમ ઔષધિઓ ચંદ્રનાં કિરણોથી ખીલે છે, તેમ આપની વાણીઓરૂપી શુદ્ધ કિરણોથી અમને આનંદ થાય છે.[1] જેમ શોભાને માટે કાનમાં પહેરેલાં પવિત્ર અને કોમળ પુષ્પો ગ્રહણ કરનારાઓને સુખ આપે છે, તેમ શ્રવણને માટે કાનમાં ગયેલાં આપનાં પવિત્ર અને કોમળ વચનો ગ્રહણ કરનારાઓને સુખ આપે છે.[2] આપ પ્રથમ કહી ગયા છો, કે 'સર્વત્ર પોતાના પુરુષાર્થથી જ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.' જો એ પ્રમાણે જ હોય તો વિષ્ણુએ 'તને વિચાર પ્રાપ્ત થાઓ' એવો વર આપ્યા વિના પ્રહ્લાદને જ્ઞાન કેમ પ્રાપ્ત ન થયું?[3]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! મહાત્મા પ્રહ્લાદે જે જે કાંઈ મેળવ્યું, તે પોતાના પુરુષાર્થથી જ મેળવ્યું હતું, બીજા કશાથી મેળવ્યું ન હતું.[4] જેમ તલની અંદર રહેલું તેલ અને તલમાંથી બહાર કાઢેલું તેલ જુદું નથી અને જેમ વસ્ત્ર અને વસ્ત્રનું રૂપ જુદું નથી, તેમ આત્મા અને વિષ્ણુ જુદા નથી. જેમ સુગંધ જ પુષ્પોના સારરૂપ છે, તેમ વિષ્ણુ જ સઘળા જીવોના સારરૂપ છે.[5] ઉપાધિઓનો ત્યાગ કરીને જોતાં જે વિષ્ણુ છે, તે જ આત્મા છે અને આત્મા છે તે જ વિષ્ણુ છે. જેમ વૃક્ષ અને ઝાડ, એ બે પરસ્પરના પર્યાય શબ્દો છે, તેમ વિષ્ણુ અને આત્મા એ બે શબ્દો પણ

× આ તેંતાળીસમા સર્ગમાં, જો કે જ્ઞાન ઈશ્વરના પ્રસાદથી મળે છે, તોપણ ઈશ્વર ઉપર ભાર નહિ મૂકતાં, પોતાના પ્રયત્નથી ઇંદ્રિયોને દબાવીને જ્ઞાનને સિદ્ધ કરવું એમ કહેવામાં આવશે.

પરસ્પરના પર્યાય શબ્દો છે.[૬] પ્રહ્‌લાદને પ્રહ્‌લાદના આત્માએ પોતે પોતાની મેળે, પોતાની જ ઉત્તમ શક્તિથી વિષ્ણુની ભક્તિમાં જોડ્યો હતો.[૭] પ્રહ્‌લાદે વિષ્ણુરૂપ પોતાના આત્માની પ્રેરણાથી પોતાના મનને પોતાની મેળે જ વિચારમાં જોડીને, પોતાનું સ્વરૂપ જાણ્યું હતું. જેની પાસેથી પ્રહ્‌લાદે વરદાન મેળવ્યું, તે વિષ્ણુ પ્રહ્‌લાદના આત્માથી જુદા ન હતા.[૮] આત્મા કોઈ સમયે પોતે પોતાના પ્રયત્નથી કરેલા વિચારના બળથી પોતાના સ્વરૂપને જાણે છે અને કોઈ સમયે ભક્તિરૂપ પ્રયત્નથી વિષ્ણુના દેહને મેળવીને તે દ્વારા પોતાના સ્વરૂપને જાણે છે. વિષ્ણુને લાંબા કાળ સુધી આરાધવામાં આવ્યા હોય અને તે બહુ જ પ્રસન્ન થયા હોય, તોપણ વિચાર વિનાના પુરુષને તે જ્ઞાન આપી શકતા નથી.[૯-૧૦] હે રામ! પોતાના પુરુષપ્રયત્નથી ઉત્પન્ન થયેલો વિચાર આત્માના અવલોકનમાં મુખ્ય ઉપાયરૂપ છે અને જે વર આદિ છે, તે આત્માના અવલોકનમાં ગૌણ ઉપાયરૂપ છે; એટલા માટે તમે મુખ્ય ઉપાય કરવામાં જ તત્પર રહો.[૧૧] આત્માના અવલોકનમાં વિચાર જ મુખ્ય ઉપાય છે, એટલા માટે તમે પ્રથમ બળાત્કારથી સઘળી ઇંદ્રિયોનો નિગ્રહ કરીને, સર્વ પ્રકારના યત્નથી અભ્યાસમાં લાગીને ચિત્તને વિચારવાળું કરો.[૧૨] જે કોઈ પુરુષ જે કોઈ સ્થળમાં જે જે કાંઈ મેળવે છે, તે સઘળું તે પુરુષને પોતાના પ્રયત્નથી થયેલા શુભ આચરણથી જ મળે છે, ક્યાંય બીજા કશાથી મળે છે એમ નથી. તમે પ્રયત્નનો આશ્રય કરીને, ઇંદ્રિયોરૂપી પહાડનું ઉલ્લંઘન કરી અને સંસારરૂપી સમુદ્રને તરીને, એ સમુદ્રના પારરૂપ પરમપદને પ્રાપ્ત થાઓ. જો પુરુષના યત્ન વિના વિષ્ણુ પુરુષનો ઉદ્ધાર કરતા હોય, તો એ વિષ્ણુ મૃગોના અને પક્ષીઓના સમૂહનો શા માટે ઉદ્ધાર કરતા નથી?[૧૩-૧૫] જો ગુરુ, શિષ્યના પ્રયત્ન વિના તે મૂર્ખ શિષ્યનો ઉદ્ધાર કરી શકતો હોય, તો એ ગુરુ પોતાના ગરીબ ઊંટનો અને બળદનો ઉદ્ધાર કેમ કરતો નથી?[૧૬] પરમ પુરુષાર્થરૂપી આત્મજ્ઞાન કાંઈ વિષ્ણુથી, ગુરુથી કે ધનથી મળતું નથી: જે કાંઈ આત્મજ્ઞાન મળે છે, તે પોતાના યત્ન વડે પોતાના મનને દબાવવાથી મળે છે: એટલે પોતાના આત્માથી જ મળે છે એમ સમજો.[૧૭] ઇંદ્રિયોરૂપી સર્પોને દબાવીને અભ્યાસથી તથા વૈરાગ્યથી યુક્ત કરેલા પોતાના આત્માથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ ત્રૈલોક્યમાં રખડવાથી પણ પ્રાપ્ત થતું નથી.[૧૮] તમે પોતે પોતાનું જ આરાધન કરો, પોતાનું જ પૂજન કરો અને પોતાથી પોતાનું અવલોકન કરીને પોતે પોતાનામાં જ રહો.[૧૯] વિષ્ણુની ભક્તિ તો વેદાંતશાસ્ત્રોથી, ઇંદ્રિયોનો નિગ્રહ કરવા આદિ પ્રયત્નથી અને વિચારોથી દૂર નાસનારા લોકોને, સારા માર્ગમાં લઈ જવા માટે કલ્પેલી છે. અભ્યાસ કરવો અને યત્ન કર્યા કરવો, એ જ આત્માના અવલોકનનો મુખ્ય ઉપાય કહેવામાં આવે છે. એ મુખ્ય ઉપાય ન બની શકે, તો પછી ઇષ્ટદેવના પૂજનરૂપ ગૌણ ઉપાય પકડવો. જો ઇંદ્રિયોનો નિગ્રહ થઈ ગયો હોય, તો પછી પૂજનોથી કયું ફળ મેળવવાનું છે? અને જો ઇંદ્રિયોનો નિગ્રહ ન જ થાય, તોપણ પૂજનોથી કયું ફળ મેળવવાનું છે? કશું નથી. વિચાર અને ઉપશમ વિના, પૂર્ણાનંદ આત્મા પ્રાપ્ત થતો નથી અને જેને વિચાર તથા ઉપશમ ન હોય તેનું ઈશ્વરથી પણ હિત કરી શકાતું નથી.[૨૦-૨૩] હે રામ! તમે વિચારથી તથા ઉપશમથી યુક્ત રહીને, પોતાના ચિત્તનું જ આરાધન કરો. જો ચિત્ત નિર્મળ થયું હોય, તો તમે નિર્મળ દશાવાળા છો અને જો ચિત્ત નિર્મળ ન થયું હોય તો તમે જંગલી ગધેડા જેવી દશાવાળા છો.[૨૪] જેમ વિષ્ણુ આદિ દેવતાઓની નમ્રતાપૂર્વક પ્રાર્થના કરવામાં આવે છે, તેમ પોતાના ચિત્તની જ નમ્રતાપૂર્વક પ્રાર્થના શા માટે કરવામાં આવતી નથી?[૨૫] સર્વ

લોકોની અંદર રહેલો જે આત્મા છે, તે જ વિષ્ણુ છે; માટે તેને છોડી દઈને, જેઓ બહારના વિષ્ણુને માટે દોડે છે, તેઓ અધમ મનુષ્યો જ કહેવાય છે.[૨૬] હૃદયરૂપી ગુફામાં રહેનારું જે ચૈતન્યતત્ત્વ છે, એ જ વિષ્ણુનું અનાદિસિદ્ધ મુખ્ય સ્વરૂપ છે અને હાથમાં શંખને, ચક્રને તથા ગદાને ધારણ કરનારો જે આકાર છે તે તો વિષ્ણુનું ગૌણ (માયાના ગુણોથી કલ્પાયેલું નવીન) સ્વરૂપ છે.[૨૭] જે પુરુષ મુખ્યનો ત્યાગ કરીને ગૌણને અનુસરે છે, તે પુરુષ સિદ્ધ અમૃતનો ત્યાગ કરીને દાળ-ભાત રાંધવા બેસે છે એમ સમજવું.[૨૮] હે રામ! પ્રમત્ત મનવાળો, આત્મવિવેકને નહિ પ્રાપ્ત થયેલો અને મૂર્ખ ચિત્તે વશ કરેલો જે પુરુષ આ આત્મતત્ત્વના ચમત્કારમાં સ્થિતિ નહિ પામતાં શંખને, ચક્રને તથા ગદાને ધરનારા વિષ્ણુનું પૂજન કર્યા કરે, તેનું ચિત્ત વૈરાગ્યને આપનારા પૂજનરૂપ તીવ્ર તપથી કેટલેક કાળે નિર્મળ થાય છે.[૨૯-૩૧] જેમ નાનો આંબો ધીરેધીરે ફળોથી ઝૂકી રહેલા મોટા આંબાપણાને પ્રાપ્ત થાય છે, તેમ પૂજનના માર્ગે ચડેલું ચિત્ત ધીરેધીરે નિર્મળપણાને પ્રાપ્ત થાય છે. બ્રહ્મવિદ્યાના નિરંતર અભ્યાસથી અને વિવેકથી તો ચિત્ત તુરત જ નિર્મળ થાય છે.[૩૨] હે રામ! વિષ્ણુનું પૂજન કરવારૂપી નિમિત્તથી જે ફળ થવાનું શાસ્ત્રોમાં કહ્યું છે, તે ફળ પણ બીજા કોઈથી મળે છે એમ નથી, પણ પોતાના સંકલ્પથી જ મળે છે.[૩૩] ભક્તને અપાર તેજવાળા વિષ્ણુની પાસેથી જે વરદાન મળે છે, તે વરદાન પણ તેના પોતાના પૂજનના અભ્યાસરૂપ ઝાડનું જ ફળ મળે છે, એમ સમજવું.[૩૪] જેમ પૃથ્વી જ ધાન્યોની શોભાઓનું ઉત્પત્તિસ્થાન છે, તેમ પોતાના મનનો નિગ્રહ જ, લાંબા કાળ સુધી ભોગવવામાં આવે એવી સંપત્તિઓનું તથા બીજી પણ સઘળી ઉત્તમ સ્થિતિઓનું ઉત્પત્તિસ્થાન છે.[૩૫] જે પુરુષ સઘળી પૃથ્વીને ખોદી નાખવાનો મનોરથ સેવતો હોય, કે પર્વતને ઉથલાવી નાખવા તૈયાર થયો હોય, તેને પણ તે કાર્યો સિદ્ધ કરવાને પોતાના મનના નિગ્રહ વિના બીજો કોઈ ઉપાય નથી. મનની એકાગ્રતા વિના મોટાં કાર્યો કદી સિદ્ધ થાય નહિ.[૩૬] જ્યાં સુધી મનરૂપી છકેલો મહાસાગર શાંત થાય નહિ ત્યાં સુધી જગતમાં માણસો હજારો યોનિઓમાં ભમ્યા કરે છે. બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર તથા રુદ્ર ઇત્યાદિ દેવતાઓ લાંબા કાળ સુધી પૂજન ઇત્યાદિથી આરાધવામાં આવે, તોપણ અને જો કે તેઓ બહુ દયાવાળા છે તોપણ તેઓ મનના રોગરૂપી મોટા ઉપદ્રવમાંથી બચાવી શકતા નથી. મનનો રોગ તો પોતાના પ્રયત્નથી જ મટે.[૩૭-૩૮] આ વિષયો કે જેઓ કેવળ દેખાવમાત્ર જ છે. તેઓને તમે બહારથી તથા મનમાંથી પણ ત્યજી દઈને પુનર્જન્મના નાશને માટે તુરત નિર્વિકાર ચૈતન્ય માત્રનું અખંડ ચિંતવન કરો.[૩૯] સત્તામાત્ર ચૈતન્ય કે જે બહારના તથા અંદરના વિષયોથી રહિત છે, નિર્દોષ અખંડ જ્ઞાનરૂપે સ્ફુરે છે, સઘળાં રૂપોની કલ્પનાઓના અધિષ્ઠાનરૂપ છે અને સર્વના સારરૂપ છે, તેનો જ તમે તદાકાર વૃત્તિથી સ્વાદ લો. એમ કરવાથી જ તમે જન્મરૂપી નદીના પારને પ્રાપ્ત થશો.[૪૦]

सवेद्यनिर्मुक्तनिरामयैकसंविन्मयास्वादमनंतरूपम् । सन्मात्रमास्वादय सर्वसारं पारं परं प्राप्स्यसि जन्मनद्याः ॥४०॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'પ્રહ્લાદવિશ્રાંતિ' નામનો સર્ગ ૪૩મો સમાપ્ત**

# सर्ग ४४ मो×

## ગાધિ બ્રાહ્મણનું આખ્યાન–વિષ્ણુના વરદાનથી માયાનું દર્શન

वसिष्ठ उवाच

**रामापर्यवसानेयं माया संसृतिनामिका ।**
**आत्मचित्तजयेनैव क्षयमायाति नान्यथा ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! અપાર ભ્રાંતિઓને ઉત્પન્ન કરનારી આ 'સંસાર' નામની માયા પોતાના ચિત્તને જીતવાથી જ નાશ પામે છે, બીજા કોઈ પ્રકારથી નાશ પામે એમ નથી.[૧] આ જગતરૂપી માયાના પ્રપંચની વિચિત્રતા સમજાવવા માટે હું એક ઇતિહાસ કહું છું, તે તમે સાવધાન મનથી સાંભળો. જેમ મેરુપર્વતની ઉપર રત્નોના સમૂહના સ્થાનરૂપ કલ્પવૃક્ષોનું વન છે, તેમ આ પૃથ્વી પર રત્નોના સમૂહના સ્થાનરૂપ એક 'કોસલ' નામનો દેશ છે.[૨-૩] એ દેશમાં વેદવિદ્યામાં અત્યંત નિપુણ, બુદ્ધિમાન અને જાણે બીજું ધર્મનું જ શરીર હોય એવો ગુણવાન 'ગાધિ' નામનો કોઈ બ્રાહ્મણ હતો. જેમ વાદળાં આદિના લેપ વિનાના નિર્મળ આકાશથી ભુવન શોભે છે, તેમ બાલ્યાવસ્થાથી માંડીને વૈરાગ્ય વડે જ જોડાયેલા ચિત્તથી, તે બ્રાહ્મણ શોભતો હતો.[૪-૫] એ ગાધિ બ્રાહ્મણ પોતાના ચિત્તમાં કોઈ ઇષ્ટ કાર્યનો નિશ્ચય કરી, બંધુઓના સમૂહમાંથી નીકળીને તપ કરવા સારુ વનમાં ગયો.[૬] જેમ ચંદ્ર ચળકતા તારાઓવાળા નિર્મળ આકાશને પ્રાપ્ત થાય, તેમ તે બ્રાહ્મણ પ્રફુલ્લિત કમળોવાળા એક નિર્મળ સરોવર પર ગયો. વિષ્ણુનું પ્રત્યક્ષ દર્શન મળે નહિ ત્યાં સુધી તપ કરવાનો સંકલ્પ કરીને, એ બ્રાહ્મણ વર્ષાઋતુના કમળની જેમ તે તળાવના જળમાં કંઠ સુધી ડૂબીને બેઠો.[૭-૮] તળાવના જળમાં કંઠ સુધી ડૂબીને રહેલા અને સાયંકાળે સહવાસી કમળોનો સંકોચ થયેલો જોવામાં આવતાં, ખેદને લીધે જેના મુખની કાંતિ કાંઈક મલિન થતી હતી, એવા એ બ્રાહ્મણને તપ કરતાંકરતાં આઠ મહિના વીતી ગયા.[૯] જેમ વર્ષાઋતુમાં ગરમીથી તપેલી પૃથ્વીની પાસે શ્યામ મેઘ આવે તેમ એક દિવસે તપથી ખેદ પામેલા એ બ્રાહ્મણની પાસે, શ્યામસુંદર વિષ્ણુ ભગવાન પધાર્યા. (પધારીને તેમણે તે બ્રાહ્મણને નીચે પ્રમાણે કહ્યું:)[૧૦]

**વિષ્ણુ ભગવાન બોલ્યા :** હે બ્રાહ્મણ ! જળમાંથી ઊઠ અને મારી પાસેથી જ વર જોઈતો હોય તે તું માગી લે. તારા નિયમ(તપ)રૂપી વૃક્ષને ઇષ્ટ ફળ થઈ ચૂક્યું છે.[૧૧]

**બ્રાહ્મણ બોલ્યો :** આપ વિષ્ણુ કે જે જગત સંબંધી અસંખ્ય પ્રાણીઓનાં હૃદયરૂપી કમળમાં ભ્રમરની જેમ રહેનારા છો અને જગતરૂપી કમલિનીને ઉત્પન્ન થવાના સરોવર સમાન છો, તેમને હું પ્રણામ કરું છું.[૧૨] હે મહારાજ ! તમે પોતાના સ્વરૂપમાં જ રચેલી અને મોહને જ આપનારી આ 'સંસાર' નામની માયાને હું જોવા ઇચ્છું છું.[૧૩]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! પછી વિષ્ણુ ભગવાન એ ગાધિ બ્રાહ્મણને 'તું એ માયાને જોઈશ અને પછી ત્યજી દઈશ' એટલાં વચન કહીને ગંધર્વનગરની જેમ અંતર્ધાન થઈ ગયા. વિષ્ણુ ભગવાન અંતર્ધાન થયા પછી, જેમ શીતળ ને નિર્મળ બિંબવાળો ચંદ્ર ક્ષીરસાગરમાંથી ઊઠે તેમ શીતળ અને નિર્મળ શરીરવાળો એ ઉત્તમ બ્રાહ્મણ ગાધિ તળાવમાંથી ઊઠ્યો. જેમ ચંદ્રના દર્શનથી અને સ્પર્શથી 'કૈરવ' નામનું કમળ ખીલે છે, તેમ વિષ્ણુના દર્શનથી અને સ્પર્શથી, ગાધિ પોતાના

× આ ચૂવાળીસમા સર્ગમાં 'ગાધિ' નામના બ્રાહ્મણને વિષ્ણુની માયાથી જળમાં પોતાનું ઘર જોવામાં આવ્યું, ને તેમાં પોતે મરી જતાં, બંધુઓએ સ્મશાનમાં લઈ જઈને દાહ કર્યાનું જોવામાં આવ્યું, એ કથા કહેવામાં આવશે.

મનમાં આનંદ પામતો હતો.[૧૪-૧૬] વિષ્ણુનાં દર્શનથી આનંદ પામેલા એ બ્રાહ્મણને તે પછી તપ તથા વેદાધ્યયન આદિ બ્રાહ્મણ જાતિનાં કર્મો કરતાંકરતાં તે વનમાં કેટલાએક દિવસો વ્યતીત થઈગયા. જેમ બ્રહ્મા વિષ્ણુનાં વચનનું મનમાં ચિંતવન કર્યા કરે છે, તેમ વિષ્ણુનાં વચનનુ મનમાં ચિંતવન કરતો એ બ્રાહ્મણ એક દિવસ પ્રફુલ્લિત કમળોવાળા એ સરોવરમાં સ્નાન કરવા લાગ્યો. સ્નાનવિધિ કરતાં તેણે સઘળાં પાપોનો વિનાશ કરવાને માટે (અઘમર્ષણ કરવા માટે) જળમાં દર્ભ વડે ફૂંડાળુ કર્યું.[૧૮'૧૯] હવે જળની અંદર ડૂબકી દઈ, ધ્યાનના મંત્રોનું સ્મરણ કરવાના સમયમાં તે મંત્રોને ભૂલી જઈ, બુદ્ધિનો પ્રસાર વિપરીત થઈ જતાં, તે બ્રાહ્મણે જળમાં પોતાનું ઘર દીઠું અને તે ઘરમાં પોતાના શરીરને મૂએલું તથા જેને માટે સંબંધીઓ શોક કરવા લાગ્યાં હતાં એવું દીઠું. એ શરીર જેમ વાયુના વેગથી ગુફાની અંદર ઝાડ પડેલું હોય, તેમ તે ઘરની અંદર પડ્યું હતું.[૨૦'૨૧] વળી તે મરણ થવાને લીધે પ્રાણવાયુના તથા અપાનવાયુના પ્રવાહથી રહિત થયુ હતું. જેમ પવન વિનાના સમયમાં કેળનું વન પાંદડાંઓ આદિની ગતિ વિનાનું થઈ જાય છે, તેમ એ શરીર અવયવોની ગતિ વિનાનું થઈ ગયુ હતુ.[૨૨] સુકાયેલાં પાંદડાંની જેમ તે ફિક્કા મુખવાળુ તથા કરમાયેલું થઈ ગયુ હતું. જેની નાળ કપાઈ ગઈ હોય એવા કમળની જેમ તે વ્યથા પામ્યું હતું. જેમ પ્રભાતમાં તારાઓ ઊંડા ઊતરી જાય છે, તેમ તે શબની આંખો ઊંડી ઊતરી ગઈ હતી. જેમ વૃષ્ટિ રોકાઈ જતાં, ગામડું ચારે બાજુ ધૂળથી ધૂસર થઈ જાય છે, તેમ એ શબ ચારેબાજુ ઊડેલી ધૂળથી ખરડાઈ રહ્યું હતું.[૨૩'૨૪] જેમ આંસુઓથી ભીંજાયેલાં મુખવાળાં રાંક અને દયામણી ચીસો પાડતાં 'ટિટોડાં' નામનાં પક્ષીઓ ઝાડની ચારેબાજુ વીંટાઈને બેસે છે, તેમ આંસુઓથી ભીંજાયેલાં મુખવાળાં, રાંક અને દયામણી ચીસો પાડતાં સ્વજનો એ શબની ચારેબાજુ બેઠાં હતાં. સૌભાગ્ય તૂટવાને લીધે વહ્યાં જતાં આંસુઓથી વિકળ મુખવાળી અને તેથી જાણે પાળ તૂટવાને લીધે વહ્યાં જતાં પાણીથી તણાઈ જતાં કમળવાળી કમલિની હોય એવી લાગતી સ્ત્રી એ શબના પગમાં પડી હતી.[૨૫'૨૬] બૂમો પાડીને 'હાય રે, હાય રે!' કરતી અને લાંબા સ્વરથી વિલાપો કરવા લાગેલી મા એ શબની નવા વાળવાળી દાઢીને પકડી બેઠી હતી.[૨૭] જેમ ઝરતાં તુષારનાં બિંદુઓવાળાં સુકાયેલાં પાંદડાંઓ ઝાડને વીંટાઈ વળ્યાં હોય, તેમ જેમનાં મુખો અશ્રુબિંદુઓથી વ્યાપ્ત થયાં હતાં, એવાં બીજાં પણ કેટલાંક રાંક સબંધીઓ એ શબની આસપાસ વીંટાઈ વળ્યાં હતાં.[૨૮] લાંબાં થઈને પડેલા તે શબનાં હાથ-પગ આદિ અંગો જાણે વિયોગના ભયને લીધે સંયોગને જ દૂર રાખવા ઇચ્છતાં હોય અને જાણે તે પોતાનાં જ ન હોય એવાં દેખાતાં હતાં.[૨૯] એ શબ પરસ્પરની સાથે નહિ મળેલા (ઉઘાડા) બે હોઠોથી અને ગ્લાનિ નહિ પામેલા ધોળા દાંતોથી જાણે એટલા કાળ સુધી વૃથા ગયેલા પોતાના જીવનને, વૈરાગ્યને લીધે હસતું હોય એવુ દેખાતું હતું. એ શબ જાણે મૌનને તથા ધ્યાનને પ્રાપ્ત થયુ હોય, જાણે કાદવથી જ બનાવવામાં આવ્યુ હોય, જાણે ફરીવાર નહિ જાગવાને સૂઈ ગયું હોય અને જાણે લાંબો વિસામો લેતુ હોય એવું લાગતું હતું.[૩૦'૩૧] એ શબ બાંધવોની બૂમોને, રડાપીટને તથા કોલાહલવાળી વાણીને, જાણે તેઓમાં કયા કયા બાંધવોનો સ્નેહ અધિક છે અને કયા કયા બાંધવોનો સ્નેહ અલ્પ છે, તેનો વિચાર કરવા માટે ચૂપ રહીને એકાગ્ર મનથી સાંભળ્યા કરતું હોય એવું જણાતું હતું.[૩૨] તે પછી એ સમયના તરંગોની પેઠે ઊછળતા

વિલાપોથી વ્યાકુળ ચેષ્ટાઓવાળા, છાતીઓ કૂટવાથી મૂર્ચ્છિત થઈ જતા, આંસુઓના સમૂહોથી ભીંજાઈ ગયેલા, ક્ષોભ પામેલા અને ઊંચીઊંચી બૂમોની તથા રડાપીટની ધુધવાટીઓ કરતા સબંધીઓ એ શબને પાછું નહિ જોવાને ઘરમાંથી કાઢીને સ્મશાનમાં લઈ ગયા; કે જે સ્મશાન માંસોના, આંતરડાંઓના અને ચરબીના કચરાવાળું હતું, મુડદાંઓના સુકાયેલા અને નહિ સુકાયેલા રસોથી ખરડાયેલું હતું અને લાખો હાડકાંઓની ભારે ભીડવાળું હતું.[૩૩–૩૫] તે ઊડતાં ગીધ પક્ષીઓની પાંખોને લીધે છાયાવાળું હતું, ચિતાઓના અગ્નિઓના પ્રકાશને લીધે અંધારા વિનાનું હતું, ફાઉડીઓનાં ભૂંડાં મોઢાંઓમાંથી નીકળતી જ્વાળાઓથી છવાઈ ગયું હતું.[૩૬] વહ્યા કરતી લોહીની નદીઓમાં નાહતાં તથા ડૂબકીઓ મારતાં કંક પક્ષીઓથી તથા કાગડાઓથી ભયંકર લાગતું હતું અને જેમાં લોહીથી ભીજાયેલાં આંતરડાંઓના સમૂહરૂપી જાળોમાં વૃદ્ધ પક્ષીઓ ફસાઈ જતાં હતાં એવું હતું.[૩૭] એ સ્મશાનમાં જેમ સમુદ્રો પોતાના જળના પૂરને વડવાનળમાં ભસ્મ કરી નાખે છે, તેમ સંબધીઓએ તે શબને બળતા અગ્નિમાં ભસ્મ કરી નાખ્યુ.[૩૮] જેની જ્વાળાઓરૂપી જટાઓની પંક્તિ સૂકાં લાકડાંઓને લીધે બહુ વૃદ્ધિ પામી, હતી એવી ચિતાએ ચડચડાટ કરતાંકરતાં તે શબને તુરત બાળી નાખ્યુ. અત્યંત ઊડતી કડકડાટીઓથી અને દુર્ગંધોથી વાદળાંઓના સમૂહને પણ વ્યાપ્ત કરી દેનારા અગ્નિએ, જેમાંથી જાડાજાડા માંસના રસો ઝર્યા કરતા હતા એવાં હાડકાંઓને જેમ હાથી પોલા વાંસોને ચૂર્ણ કરી નાખે, તેમ ચારે બાજુથી ચૂર્ણ કરી નાખ્યાં.[૩૯-૪૦]

अभ्युल्लसत्कटकटारवमुक्तगंधव्याप्तांबुवाहपटलोऽस्थिचयं हुताशः। दंती सरंध्रमिव वेणुवनं समंतादुद्वांतमेदुररसं दलयांचकार ॥४०॥

# સર્ગ ૪૫મો*

## ગાધિનો ચાંડાળજન્મ, તેની શિકારી વૃત્તિ અને પછી થયેલો રાજ્યલાભ

### વસિષ્ઠ ઉવાચ

अथापश्यदसौ गाधिः स्वाधिपीवरया धिया।
अंतर्जलस्थ एवांतरात्मनात्मनि निर्मले ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! નિર્મળ સરોવરના જળમાં જ સમાધિમાં રહેલો એ ગાધિ, કે જેની બુદ્ધિ શબપણા આદિ વિચિત્ર દેખાવોની પીડાથી ભરપૂર થઈ ગઈ હતી, તેને ફરીથી પોતામાં જ એમ દેખાયું, કે પોતાને 'ભૂતમડળ' નામના કોઈ દેશના સીમાડાના ગામડાની પાસે રહેનારો કોઈ ચાંડાળ હતો, તેની સ્ત્રીના ગર્ભમાં અત્યંત વ્યાકુળપણાથી રહેલો દીઠો.[૧-૨] ગર્ભવાસનાં દુઃખોથી દબાયેલો, પીડાયેલો, કૂણાંકૂણાં અગોવાળો, ચાંડાળીના પેટમાં સૂતેલો અને જાણે કૂતરાંઓની વિષ્ઠામાં પડ્યો હોય તેમ વ્યાકુળ થયેલો એ ગાધિ ધીરેધીરે ગર્ભમાં પાક્યો.[૩] જેમ વર્ષાઋતુ કાળાં વાદળાંને જન્મ આપે છે, તેમ પૂરા મહિના થતાં, ચાંડાલીએ કાજળ જેવી કાન્તિવાળા અને મળ–મૂત્રાદિથી ખરડાયેલા બાળકને જન્મ આપ્યો.[૪] ચાંડાળના ઘરમાં ઊછરેલો અને ચાંડાળોને પ્યારો લાગતો એ ગાધિ યમુનાના પ્રવાહમાં પડેલા ફૂલના ગુચ્છાની જેમ આમતેમ ફૂદકા મારતાં શીખ્યો. એમ કરતાંકરતાં બાર વર્ષનો થયો અને પછી ધીરેધીરે સોળ વર્ષનો થયો. પુષ્ટ ખભાઓવાળો, દઢ અગોવાળો અને ઘાટા મેઘ જેવો શ્યામ એ ચાંડાળ (ગાધિ) પોતાની સાથે કૂતરાંઓનું ટોળું લઈને, એક વનથી બીજા વનમાં અને બીજા વનથી ત્રીજા વનમાં વિહાર કરવા લાગ્યો.

* આ પિસ્તાળીસમા સર્ગમા ગાધિનો ચાંડાળીની કૂખમાં જન્મ, શિકારની વૃત્તિ અને બધુઓ મરી ગયા પછી તેને 'કીરપુર' નામના નગરમાં થયેલી રાજ્યની પ્રાપ્તિ, એ કથા કહેવામાં આવશે.

શિકારથી પોતાની આજીવિકા ચલાવવા લાગ્યો ને લાખો મૃગોને મારવા લાગ્યો.[૫–૭] પછી અત્યંત શ્યામપણાવાળી, ગુચ્છો સરખાં સ્તનોવાળી અને નવાં પાંદડાં જેવા હસ્તોવાળી હોવાને લીધે તમાલની લતાના જેવી લાગતી એક ચાંડાળીને તે પરણ્યો. જેમ શ્યામ ભ્રમર શ્યામ ભ્રમરીની સાથે પુષ્પોની સમૃદ્ધિવાળાં વનોમાં વિહાર કરે, તેમ અત્યંત શ્યામ અંગોવાળો એ ચાંડાળ શ્યામ અંગોવાળી સ્વાભાવિક રીતે ધોળા છતાં પણ દાતણ નહિ કરવાને લીધે કાળા થયેલા દાંતોવાળી અને વનનાં પાંદડાંઓને લેવા માટે કરવામાં આવતા ઘણાઘણા વિલાસોથી લચકતી કેડવાળી એ નવી પ્રિયાની સાથે તે વનોમાં વિહાર કરવા લાગ્યો.[૮–૧૦] જાણે વિંધ્યાચળનું કોઈ મોટું વન પુરુષનો વેષ લઈને ફરતું હોય એવો એ ચાંડાળ કામભોગના વ્યસનથી આતુર થઈને પોતાની પ્યારી ચાંડાળીની સાથે વૃક્ષોની અને લતાઓની કુંજોમાં વસવા લાગ્યો, વનોની કુંજોમાં આરામ લેવા લાગ્યો, પર્વતોની ગુફાઓમાં સૂવા લાગ્યો, પાંદડાંઓના ઢગોમાં છુપાઈ રહેવા લાગ્યો, વૃક્ષોનાં જાળાંઓમાં નિવાસ કરવા લાગ્યો, બાવળનાં પુષ્પોની, જૂઈનાં પુષ્પોની અને આંબાના મોરોની માળાઓ પહેરીને ફરવા લાગ્યો અને કાનો ઉપર કેવડાઓનાં પુષ્પો ધારણ કરીને વિનોદ કરવા લાગ્યો. તે પુષ્પોની શય્યાઓમાં લોટવા લાગ્યો અને પર્વતોના પ્રાંતોની ભૂમિકાઓમાં ફરવા લાગ્યો. વનોના સઘળા પ્રદેશોને જાણનારા અને મૃગોને મારવામાં ચતુર એવા એ ચાંડાળે પર્વતોમાં જેમ ખેર અત્યંત વિષમપણાવાળા કાંટાઓને ઉત્પન્ન કરે છે, તેમ અત્યંત વિષમ ચરિત્રોવાળા પુત્રોને ઉત્પન્ન કર્યા.[૧૧–૧૫] જેને ફૂલના અંકુર જેવા પુત્રો ઉત્પન્ન થયા હતા એવો, સ્ત્રીવાળો, ધનવાન અને જેનું યૌવન ક્ષીણ થવા માંડ્યું હતું એવો એ ચાંડાળ (ગાધિ) વૃષ્ટિ વિનાના દેશની જેમ ધીરેધીરે ઘરડો થયો. ત્યારે પાછો પોતાની જન્મભૂમિરૂપ ભૂતમંડળ દેશના ગામમાં આવીને ગામથી દૂર પાંદડાંઓની એક ઝૂંપડી બનાવીને તેમાં મોટા મુનિની જેમ રહ્યો. એ રીતે વિપરીત જ્ઞાનને લીધે પોતાને ચાંડાળ માનતો અને બીજા ચાંડળોથી પણ વૃદ્ધ થયેલો માનતો એ ગાધિ પોતાને ઘડપણથી ખોખરો થયેલો, પુત્રોને પ્રાણ સમાન ગણતો, ખાડામાં ઊગેલા જૂના તમાલના વૃક્ષ જેવો, ચાંડાળોની મોટી પટલાઈ કરતો, ઘણા બાંધવોવાળો, ક્રૂર નામવાળો, ક્રૂર કાર્યો કરનારો, ક્રૂર વચનો બોલનારો અને અત્યંત વૃદ્ધિ પામેલો જુએ છે, તેટલામાં જેમ પવનવાળો ભારે વરસાદ વનનાં પાંદડાંઓના સમૂહને ઘેરીને નિઃશેષ રીતે ખેંચી જાય, તેમ તેનું સઘળું કુટુંબ મૃત્યુને વશ થયું. (સ્ત્રી, પુત્ર બધાં મરી ગયાં.) હવે ભ્રાંતિથી થયેલા ચાંડાળપણામાં 'કટંજ' એ નામથી ઓળખાતો એ ગાધિ ટોળાંથી વછૂટેલા હરણની જેમ દુઃખોથી દૂબળો થઈ સુખની આશાને છોડી દઈને, રોતોરોતો વનમાં જ ભટકવા લાગ્યો અને વિલાપ કરવા લાગ્યો.[૧૬–૨૨] શોકથી ઘેરાયેલી બુદ્ધિવાળા ગાધિએ એ વનમાં કેટલાક દિવસો કાઢીને પછી, જેમ સુકાઈ ગયેલાં કમળોવાળા તળાવને હંસ ત્યજી દે છે, તેમ પોતાના દેશને છોડી દીધો.[૨૩] સુખની આશાવિનાનો અને ચિંતાથી ઘેરાયેલો એ ગાધિ વાયુએ ખેંચેલા મેઘની જેમ પરાધીન જેવો થઈને ઘણા દેશોમાં ફરવા લાગ્યો.[૨૪] ફરતાંફરતાં એક દિવસે જેમ શૂન્ય આકાશમાં ફરતાં કોઈ પ્રાણીને આકાશમાં સારું વિમાન જોવામાં આવે છે, તેમ એ ગાધિને 'કીર' નામના દેશની એક સુંદર રાજધાની જોવામાં આવી.[૨૫] એ ગાધિ તે રાજધાનીના રાજમાર્ગમાં ગયો, કે જે રાજમાર્ગ ઉપર પગની ઘૂંટીડૂબ પુષ્પો પાથરવામાં આવ્યાં હતાં; વૃક્ષો, લતાઓ તથા સ્ત્રીઓ ચળકતાં રત્નોથી

અને વસ્ત્રોથી ઢંકાયેલાં હતાં; ચંદનની તથા અગરુની ધામધૂમ જામી રહી હતી; સામંતોની, સ્ત્રીઓની તથા પુરુષોની ભીડ થઈ રહી હતી અને સ્વર્ગના રાજમાર્ગના જેવી શોભા દેખાતી હતી.[૨૬।૨૭] એ રાજમાર્ગમાં તે ચાંડાળ થયેલા ગાધિને ઉત્સવના સબંધથી છૂટો મૂકેલો એક હાથી જોવામાં આવ્યો, કે જે હાથી મણિઓથી તથા રત્નોથી શણગારેલો હતો. જાણે જંગમ થઈને મેરુપર્વત ફરતો હોય એવો તે હાથી દેખાતો હતો.[૨૮] અને જેમ ચિંતામણિની પરીક્ષા કરીને તેને શોધી લેવાની ઇચ્છાથી, કોઈ ઝવેરી ચારે બાજુ ફરતો હોય, તેમ એ રાજધાનીનો રાજા મરી ગયા પછી, રાજ્યને યોગ્ય બીજા કોઈ ભાગ્યશાળી પુરુષની પરીક્ષા કરીને, તેને શોધી લેવાની ઇચ્છાથી ચારે બાજુ ફરતો હતો.[૨૯] જંગમ થયેલા પહાડ જેવા એ હાથીને, પેલા ચાંડાળે (ગાધિએ) કૌતુકથી ખેંચાયેલી દૃષ્ટિ વડે ઘણી વાર સુધી જોયા કર્યો. એ હાથીએ પોતાની સામે એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહેલા તે ચાંડાળને પ્રેમપૂર્વક સૂંઢ વડે ઉપાડી લઈને, જેમ મેરુપર્વત પોતાના ઉપર સૂર્યને સ્થાપે છે, તેમ પોતાની કાંધ ઉપર બેસાડ્યો. હાથીએ તેને પોતાની કાંધ ઉપર બેસાડ્યો. તે સમયે જેમ પ્રલયકાળનો મેઘ આકાશ પર ચડતાં મહાસમુદ્રો ગર્જના કરવા લાગે, તેમ ચારે બાજુ જયસૂચક દુંદુભિઓ ગડગડવા લાગ્યાં. જેમ જાગ્રત થયેલાં પક્ષીઓનો દિશાને પૂરી દેનારો સામટો શબ્દ પ્રકટ થાય, તેમ લોકોનો દિશાઓને પૂરનારો 'જય મહારાજ ! જય મહારાજ !' એવો શબ્દ પ્રકટ થયો. પછી જેમ કિનારાઓની ઉપર મોજાંઓ પછડાતાં સમુદ્રોનો ધ્વનિ ઉત્પન્ન થાય, તેમ બંદીજનોનો ઘાટો કોલાહલ ઉત્પન્ન થયો.[૩૦–૩૪] જેમ ક્ષીરસાગરના મથનથી ભ્રમણ પામેલી લહરીઓએ મંદરાચળને વીંટી લીધો હતો, તેમ ઉત્તમ સ્ત્રીઓએ તે ગાધિને શણગારવા માટે વીંટી લીધો.[૩૫] જેમ સમુદ્રના કિનારાઓ સૂર્યનાં કિરણોથી ચળકતાં રત્નો વડે પાસે રહેલા પર્વતને વધાવે છે, તેમ સુંદર સ્ત્રીઓએ દોરાઓમાં પરોવેલાં અનેક રત્નોથી તે ગાધિને વધાવ્યો.[૩૬] જેમ વર્ષાઋતુ વનની નદીઓનાં પૂરોથી પર્વતના ઉત્તમ શિખરને શણગારે, તેમ તે સ્ત્રીઓએ હિમના જેવા ટાઢા સ્પર્શવાળા હારોથી તેને શણગાર્યો.[૩૭] જેમ ચપળ પલ્લવોવાળી વસંતની શોભાઓ પુષ્પોથી વનને ઘેરી લે છે, તેમ ચપળ હસ્તોવાળી તે સ્ત્રીઓએ વિચિત્ર વર્ણોવાળાં સુગંધી પુષ્પોથી તેને ઘેરી લીધો.[૩૮] જેમ પર્વત જુદાજુદા ધાતુઓની પ્રભાઓથી આકાશને રંગે છે, તેમ તે સ્ત્રીઓએ અનેક વર્ણોવાળાં, અનેક રસોવાળાં અને અનેક પ્રકારના સુગંધોવાળાં લેપનોથી તેને રંગ્યો.[૩૯] જેમ સંધ્યાકાળનાં વાદળાંઓથી, તારાઓથી, ચંદ્રથી તથા નદીઓથી શોભી રહેલો મેરુપર્વત વિસ્તીર્ણ આકાશનું ગ્રહણ કરે છે, તેમ રત્નોથી તથા સુવર્ણોથી શોભી રહેલા એ ગાધિએ એ સ્ત્રીઓનાં ચિત્તનું આકર્ષણ કર્યું.[૪૦] વિલાસવાળી કીરપુરની સ્ત્રીઓએ શણગારેલો તે રાજા રત્નોરૂપી પુષ્પો તથા વસ્ત્રો વડે વ્યાપ્ત અને કોમળ લતાઓ વડે વીંટાયેલા કલ્પવૃક્ષની જેમ શોભવા લાગ્યો.[૪૧] જેમ માર્ગમાં રહેલા ખીલેલા વૃક્ષની પાસે સઘળા પ્રવાસી લોકો આવે, તેમ એ રાજાની પાસે પોતપોતાના પરિવારો સહિત મંત્રીઓ આદિ સઘળા લોકો આવ્યા.[૪૨] એ લોકોએ તે ગાધિને સિંહાસન પર બેસાડીને અનુક્રમથી તેનો અભિષેક કર્યો અને પછી તેને તે જ હાથી ઉપર બેસાડીને તેની પાછળ, જેમ ઐરાવતની ઉપર બેઠેલા ઇંદ્રની પાછળ દેવતાઓ ચાલે, તેમ સર્વ લોકો ચાલ્યા.[૪૩] એ પ્રમાણે જેમ કાગડાને મરી ગયેલો જાડો જંગલી હરણ મળે, તેમ એ ચાંડાળને કીરપુરનું રાજ્ય મળ્યું.[૪૪]

કીરદેશની સ્ત્રીઓ પોતાના હસ્તોથી જેના ચરણ-કમળને સ્વચ્છ કરવા લાગી, એવો સર્વ અંગોમાં કરેલાં કેસરનાં લેપનોથી સંધ્યાકાળના મેઘની જેમ શોભતો અને સ્ત્રીઓના સમૂહોથી વીંટાયેલો એ રાજા જેમ સિંહણોના સમૂહોથી વીંટાયેલો સિંહ પ્રફુલ્લિત વનમાં શોભે, તેમ કીરપુરમાં શોભવા લાગ્યો.[૪૫-૪૬] સિંહોએ મારી નાખેલા હાથીઓનાં કુંભસ્થળોમાંથી નીકળેલાં મોતીઓથી શણગારેલા શરીરવાળો અને જેનાં ચિંતા તથા ખેદ શાંત થઈ ગયાં હતાં એવો એ રાજા તે નગરીમાં સારાસારા ઇષ્ટમિત્રોની સાથે, જેમ સૂર્યનાં કિરણોથી અને મદથી તપેલો હાથી તળાવમાં જળના સમૂહોની સાથે રમે, તેમ રમવા લાગ્યો. ફેલાયેલી રાજશક્તિવાળો, સઘળી દિશાઓમાં પ્રખંડિત આજ્ઞાવાળો, જેના દેશની વ્યવસ્થા ટલેક દિવસે પોતાની ઇચ્છા પ્રમાણે જ સિદ્ધ ઈ ગઈ અને જેનો સઘળો રાજકાજ સંબંધી ાજો મંત્રીઓએ પોતાને માથે સારી પેઠે ઉઠાવી ીધો, એવો એ ચાંડળ કીરપુરમાં 'ગવલ' એ ામથી રાજ્ય કરવા લાગ્યો.[૪૭-૪૮]

परिविसृतनृपौजाः सर्वदिक्संस्थिताज्ञः कति-ायदिवसेहासिद्धदेशव्यवस्थः । प्रकृतिभिरलमू-ढाशेषराजन्यभारः स गवल इति नाम्ना तत्र राजा बभूव ॥४८॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'શ્વપચરાજ્યલાભ' નામનો સર્ગ ૪૫મો સમાપ્ત

## સર્ગ ૪૬ મો*

### ગાધિની ચાંડાળતા જણાયાથી પ્રજાએ અગ્નિપ્રવેશ કર્યો અને રાજ્યભ્રંશ

वसिष्ठ उवाच

विलासिनीभिर्वलितो मन्त्रिमंडलपूजितः ।
ंदितः सर्वसामंतैश्छत्रचामरलालितः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! વિલાસ કરનારી સ્ત્રીઓએ સ્વીકારેલો, મંત્રીઓના મંડળે પૂજેલો, કાર્યસાધક આજ્ઞાવાળો, સઘળા સામંતોએ વંદન કરાયેલો, છત્રથી અને ચામરોથી માન પામતો, સર્વત્ર પ્રસરેલી આજ્ઞાવાળો, રૂપાળો થઈ ગયેલો, રાજ્યપાલનના ક્રમને જેણે જાણ્યો છે એવો અને જેની પ્રજાઓને શોક, ભય કે શ્રમ રહ્યા જ ન હતા, એવો એ ગવલ રાજા નિરંતર થતી સ્તુતિઓથી અને નિરંતર થતાં મંગળોથી પોતાની મનોવૃત્તિ આનંદથી ભરપૂર હોવાને લીધે, જેમ સુરાથી અત્યંત મત થયેલો પુરુષ પોતાના મૂળ સ્વભાવને ભૂલી જાય, તે પ્રમાણે તે પોતાના જૂના સ્વભાવને ભૂલી જ ગયો.[૧-૩] એ ચાંડાળ-રાજાએ આઠ વર્ષ સુધી તે કીરદેશમાં રાજ્ય કર્યું અને તેટલા સમયમાં તેણે સંપૂર્ણ રીતે સદાચાર જ પાળ્યો.[૪] એક દિવસે એ ગવલ રાજા સઘળાં આભરણો ઉતારી નાખીને ઊભો, કે જેથી અંધકાર, તારાઓ, સૂર્યનું તેજ, ચંદ્રનું તેજ અને વાદળાં ઇત્યાદિથી રહિત થયેલા આકાશની જેમ તે સ્વાભાવિક શ્યામતાવાળો દેખાવા લાગ્યો. એ રાજા હાર, બાજુબંધ કે કડાં આદિનાં આભૂષણોને શોભા આપનારાં માનતો ન હતો; કેમકે પ્રભુતાથી પૂર્ણ થયેલું ચિત્ત કૃત્રિમ શોભાને ઇચ્છે નહિ એ સ્વાભાવિક છે.[૫-૬] આભૂષણો આદિ શણગારોથી રહિત વેષવાળો એ ગલવ રાજા જેમ સૂર્ય અસ્ત પામવાના સમયમાં આકાશના મુખ્ય ભાગને મૂકીને છેડાના ભાગમાં જાય છે, તેમ મુખ્ય બેસવાના સ્થાનકને મૂકીને એકલો જ બહારના આંગણામાં ગયો.[૭] ત્યાં કેટલાએક બીજા ચાંડાળો બેઠા હતા, તે તેના જોવામાં આવ્યા. એ સઘળા ચાંડાળો અત્યંત શ્યામ હતા, પુષ્ટ હતા, કોયલોની જેમ વસંતઋતુ સંબંધી કોમળ

* આ છેતાળીસમા સર્ગમાં બાજા ચાડાળના બોલવાથી એ રાજાનું ચાડાળપણું જાણવામાં આવતાં સઘળા લોકોએ અગ્નિમા પ્રવેશ કર્યો. તે જોઈ ને એ રાજાએ પણ અગ્નિમાં પ્રવેશ કર્યો અને પછી જળની અંદર રહેલો ગાધિ જાગ્રત થયો, એ કથા કહેવામા આવશે.

ગાયન કરતા હતા; અને જેમ ભ્રમરાઓ પાંખો-થી લતાને ડોલાવે છે, તેમ મધુર સ્વર કરવાને માટે આંગળીઓની લીલાથી સારંગીના તારને ડોલાવતા હતા.[૯] ગવલને જોઈ, એ ચાંડાળો માંથી રાતી આંખોવાળો અને જાણે બરફથી ભરેલું કાચનું શિંગડું હોય એવો લાગતો એક બુઢ્ઢો પટેલ ઊભો થયો.[૧૦] એ ચાંડાળોના પટેલે ઊભા થઈ ને, સહસા કીરદેશના રાજા ગવલનું 'હે કટંજ!' એમ તેના પૂર્વના નામથી બોલાવીને આ પ્રમાણે પૂછ્યું: 'તું કે જે ગાયનના કામમાં વિચક્ષણ છે અને મધુર કંઠવાળો છે, તેને આ ગામનો રાજા, જેમ રાગ જાણનારો પુરુષ મધુર કંઠવાળા કોયલ પક્ષીને માન આપે, તેમ માન આપે છે? અને જેમ વસંતઋતુ ફૂલોના તથા મોરોના સમૂહ આપીને આંબાને પ્રસન્ન કરે, તેમ આ ગામનો રાજા તને ઘર, વસ્ત્રો તથા આસનો આદિ આપીને રાજી રાખે છે? જેમ સૂર્યના દર્શનથી કમળ અત્યંત આનંદ પામે છે અને ચંદ્રના દર્શનથી ઔષધિ અત્યંત આનંદ પામે છે, તેમ આજ તારાં દર્શનથી હું અત્યંત આનંદ પામ્યો છું. બંધુનું દર્શન એ સઘળા આનંદોની, મોટામોટા લાભોની અને અનંત આરામની પરાકાષ્ટારૂપ છે.[૧૧-૧૪]

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે એ ચાંડાળોનો બુઢ્ઢો પટેલ જેમજેમ પૂછવા લાગ્યો, તેમ તેમ કેટલીક વાર સુધી ગવલ રાજાએ તે વાત કોઈના જાણવામાં ન આવવા દેવા સારુ, તે સમયમાં ઘટે એવી તે તે ચેષ્ટાથી તેનો અનાદર જ કર્યા કર્યો; પણ એ વાત ગોખમાં બેઠેલી રાણીઓના અને મંત્રીઓના સાંભળવામાં આવી ગઈ; તેથી તે રાણી-ઓ અને મંત્રીઓ 'આ અમારો રાજા ચાંડાળ છે' એમ જાણીને અત્યંત દુઃખી થયાં.[૧૫-૧૬] આ વાત ગામના લોકોના જાણવામાં આવતાં, તેઓ હિમ-થી પીડાયેલાં કમળોની જેમ, વૃષ્ટિના અભાવથી પીડાયેલી ગાયોની જેમ અને જેમાં દાવાનળ લાગ્યો હોય એવા પર્વતોની જેમ શોભા વિના-ના થઈ ગયા.[૧૭] જેમ સિંહ ઝાડની ટોચ ઉપર બેઠેલા બિલાડાના ફૂંફાડાનો તિરસ્કાર કરે, તેમ ચાંડાળની તે તે વાતનો રાજાએ તો તિરસ્કાર જ કર્યો હતો.[૧૮] પછી જેમ, અનાવૃષ્ટિના સમયમાં કરમાઈ જતાં કમળોવાળા તળાવમાં રાજહંસ પ્રવેશ કરે, તેમ જેમાં સઘળાં માણસો દુઃખી થયાં હતાં એવા અંતઃપુરમાં રાજાએ તુરત પ્રવેશ કર્યો.[૧૯] જે મૂળના મોટા છિદ્રમાં અગ્નિ લાગ્યો હોય એવું ખરાબ ઝાડ જેમ સઘળા અવયવોમાં ગ્લાનિ પામે, તેમ જેને મનમાં ભારે સંકટ ઉત્પન્ન થયું હતું એવો એ રાજા સઘળા અવયવોમાં ગ્લાનિ પામ્યો. દીન થયેલા મુખવાળા સર્વ લોકો કે જેઓ ઉંદરે કરડેલાં મૂળોવાળાં કેસરનાં પુષ્પો જેવા લાગતા હતા, તેઓ એ રાજાના જોવામાં આવ્યા. જેમ ઘરનાં માણસો પણ ઘરમાં રહેલા શબનો સ્પર્શ ન કરે, તેમ મંત્રીઓ, નગરના લોકો તથા સ્ત્રીઓ ત્યારથી અંતઃપુરમાં રહેલા એ રાજાનો સ્પર્શ ન કરવા લાગ્યાં. રાજાની ઉપર ઘાટા સ્નેહવાળા છતાં પણ વટલાવાના દુઃખને પ્રાપ્ત થયેલા નોકર લોકો, જેમ બાળકો શબથી દૂર જ રહે, તેમ એ રાજાથી દૂર જ રહેવા લાગ્યા અને તેનો સત્કાર કરવા લાગ્યા નહિ.[૨૦-૨૩] આનંદ વિનાના મુખવાળા, કાળા અને શરીરની શોભાથી રહિત થયેલા એ રાજાને, વ્યાકુળ થયેલા લોકો મસાણ જેવો સમજીને માન આપવા લાગ્યા નહિ. જેમ દાવાનળ પર્વતની કાળી શિલાના પડખે પણ ચઢે નહિ તેમ, દુઃખી થયેલા લોકો ધુમાડા જેવા શરીરવાળા એ રાજાના પડખે પણ ન ચડવા લાગ્યા.[૨૪-૨૫] જેમ પાણીનાં બિંદુઓ ભસ્મમાં ક્યાંય સ્થિર રહે નહિ, તેમ સભાસદ આદિ સર્વ લોકોએ નહિ ગણકારેલી અને મંદ પડી ગયેલી તે રાજાની આજ્ઞાઓ

ક્યાં ય ચાલતી નહોતી.[૨૬] ક્રૂર કર્મો કરનારના જેવો જેનો આકાર છે, એવો અને સમાગમપાત્રથી પણ અશુભ કરનાર, એ રાજાથી સર્વ લોકો જેમ રાક્ષસથી દૂર નાસી જાય તેમ દૂર નાસી જવા લાગ્યા.[૨૭] જેમ ધન આદિ ગુણોથી રહિત થયેલો દરિદ્ર પ્રવાસી, પરદેશમાં લોકોના મંડળમાં પેસવા લાગે તોપણ પાછો એકલો જ થઈ રહે, તેમ માનથી રહિત થયેલો એ રાજા લોકના સમુદાયમાં જવા લાગ્યો, તોપણ પાછો એકલો જ થઈ રહેવા લાગ્યો.[૨૮] જેમ પોલો વાંસ મોતીઓના સમૂહથી યુક્ત હોવા છતાં પણ તે બોલવા લાગે, તો તેને કોઈ વટેમાર્ગુઓ પ્રત્યુત્તર આપે નહિ, તેમ એ ગાધિ રાજા હતો તોપણ તે બોલવા લાગતાં, કોઈ લોકો તેને જવાબ આપતા નહિ. એ ઘણુંઘણું બોલાવવા લાગે તોપણ લોકોએ તેને જવાબ આપવો જ છોડી દીધો. પછી સર્વ લોકોએ ભેગા થઈને નિર્ણય કર્યો, કે 'આપણે લાંબા દિવસો થયા ચાંડાળના સમાગમથી વટલાયેલા હોઈ, હવે કોઈ પણ પ્રાયશ્ચિત્તોથી શુદ્ધ થઈ શકીએ એમ નથી; એટલા માટે આપણે સઘળાઓએ અગ્નિમાં જ પ્રવેશ કરવો યોગ્ય છે.' એ પ્રમાણે નિર્ણય કરીને તે નગરના સર્વ લોકોએ તથા મંત્રીઓએ ચારેબાજુ સૂકાં લાકડાંઓની ચિતાઓ ખડકીને તેને નગરમાં સળગાવી.[૨૯–૩૧] જેમ આકાશમાં તારાઓ ઝબકવા લાગે, તેમ ચારેબાજુએ ચિતાઓ ભડકાઓથી ઝબકવા લાગતાં નગરનાં સઘળાં માણસો મોટીમોટી બૂમો પાડવા લાગ્યાં. દયામણી રીતે વિલાપો કરવા લાગેલી અને આંસુઓનો વરસાદ વરસાવતી સ્ત્રીઓ, પોતપોતાના પતિઓના અને પુત્રોના હાથ પકડવા લાગી અને મૂઢ થઈ ગયેલી સઘળી પ્રજા બળતા અગ્નિના કુંડોની પાસે બેસીને રોવા લાગી.[૩૨-૩૩] મંત્રીઓ અગ્નિના કુંડોમાં પ્રવેશ કરતાં, તેમના નોકરોનાં રુદનોથી, પવનોની સુસવાટીથી અરણ્યનો જેવો દેખાવ થાય, તેવો એ નગરનો દેખાવ થઈ રહ્યો. ઉત્પાત સંબંધી વંટોળિયો પવન કે જેમાં ચિતાઓમાં સળગી ગયેલા સારાસારા બ્રાહ્મણોના માંસનો ઉગ્ર ગંધ વ્યાપી રહ્યો હતો, તેણે ઉડાવેલી ઉકરડાઓની ધૂળોથી, જાણે ચારેબાજુ ઝાકળ ફેલાયેલું હોય એવો દેખાવ થઈ રહ્યો. આકાશમાં સૂર્ય જેમ વાદળાંઓથી ઢંકાઈ જાય, તેમ પવને ફેલાવેલા ચરબીના ગંધને લીધે દૂરદૂરથી આવી પહોંચેલાં ગીધ આદિ પક્ષીઓનાં મંડળોથી તે ઢંકાઈ ગયો. પવને ઉડાવેલા ચિતાઓના અગ્નિઓના તણખાઓથી સઘળું આકાશનું મંડળ પ્રકાશવાળું દેખાવા લાગ્યુ. સઘળી દિશાઓમાં ઊડતા તણખાઓને લીધે, જાણે તારાઓનો વરસાદ થતો હોય એવો દેખાવ થઈ રહ્યો. ઉદ્ધત થયેલા ચોર લોકો લૂંટ પાડવા લાગતાં, નાનાંમોટાં બાળકો ધ્રૂજવા લાગ્યાં તથા ચીસો પાડવા લાગ્યાં. ત્રાસ પામેલા લોકોનાં જીવનોની સાથે નામો પણ જતાં રહ્યાં. કોઈ પ્રકારની મર્યાદા રહી નહિ. ઘરો એવાં ધૂળધાણી થઈ ગયાં, કે જેમનો પાછો પત્તો જ મળે નહિ. ધન આદિના સઘળા સંચયોને ચોરો લૂંટી ગયા અને સર્વ લોકો પુત્રોને તથા સ્ત્રીઓને સજ્જ કઈને મરવાની ઉતાવળ કરવા લાગ્યા. આ પ્રમાણે દૈવની મહાદુઃખદાયી અવ્યવસ્થા ચાલવા લાગતાં અને સઘળા લોકોની સ્થિતિ કલ્પાંત જેવી થઈ જતાં, જેની બુદ્ધિ રાજ્યના કેટલાએક સજ્જનોના સંગથી પવિત્ર થઈ હતી, એવા ગવલ રાજાએ શોકથી વ્યાકુળ થઈને નીચે પ્રમાણે નિશ્ચય કર્યો.[૩૪–૪૧]

**ગવલ રાજા બોલ્યોઃ** (સ્વગત) આ દેશમાં સમય વિનાના થયેલા કલ્પાંત જેવો અને સઘળા મોટા મોટાઓનો નાશ કરનારો આ અનર્થ કેવળ મારા કારણથી જ પ્રાપ્ત થયો છે. હવે મારે દુઃખ ભરેલું જીવન રાખીને શું કરવાનું છે? મારે

તો મરવું એજ મહોત્સવ છે. જગતમાં નિંદાના પાત્રરૂપ થયેલા અભાગિયા જીવને તો જીવવા કરતાં મરવું જ ઉત્તમ છે.[૪૨'૪૩]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! ગવલ રાજાએ એ પ્રમાણે નિશ્ચય કરીને મનમાં કાંઈ પણ ભય નહિ રાખતાં, જેમ પતંગિયું પોતાના શરીરને બળતા દીવામાં આહુતિરૂપ કરે છે, તેમ પોતાના શરીરને બળતા અગ્નિમાં હોમી દીધું.[૪૪] 'ગવલ' નામનો પોતાનો દેહ, વૈરાગ્યના બળને લીધે અગ્નિના પુંજમાં પડી દાહને લીધે વ્યાકુળ અવયવોવાળો થઈ જતાં, જળમાં અઘમર્ષણ કરતો ગાધિ બ્રાહ્મણ પોતાનાં અંગોમાં દાહથી ચલિત થયાનું સ્ફુરણ થતાં, તુરત જાગ્રત થયો. વાલ્મીકિ મુનિએ ભરદ્વાજને આટલા સુધી કથા કહી ત્યાં તો દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિ મુનિને પ્રણામ કરીને સાયંકાળનાં નિત્ય કર્મો કરવાને માટે ત્યાંથી ઊઠીને નાહવા ગઈ. રાત્રિ વીત્યા પછી સૂર્યનાં કિરણો ફૂટ્યાં ત્યારે એ સભા પાછી વાલ્મીકિ મુનિની પાસે આવી.[૪૫'૪૬]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम । स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥ ४६ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'રાજ્યભ્રંશ' નામનો સર્ગ ૪૬મો સમાપ્ત

વાલ્મીકિનો બારમો દિવસ સમાપ્ત

## સર્ગ ૪૭મો×

### ગાધિ અને અતિથિનો સમાગમ તથા પ્રત્યક્ષ અનુભવ

वसिष्ठ उवाच

मुहूर्तद्वितयेनाथ गाधिराधिभवभ्रमात् ।
प्रशशामाकुलीभावो वेलावर्त इवांबुधेः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જેમ સમુદ્રના કિનારાની સમીપમાં થતી ભરતીની પ્રબળ ચકરી બે ઘડીવારે ભ્રમણથી શાંત થઈ જાય છે, તેમ એ ગાધિ બ્રાહ્મણ મહાપીડાકારી ચિત્તના ભ્રમણથી બે ઘડીવારે શાંત થયો.[૧] જેમ કલ્પાંતના સમયમાં બ્રહ્મા જગતની રચનાથી વિરામ પામે, તેમ એ ગાધિ મનની કલ્પનારૂપ મોહથી વિરામ પામ્યો.[૨] જેમ ઊંઘેલો માણસ નિદ્રા શાંત થયા પછી, ધીરેધીરે જાગ્રત થાય અને જેણે મદિરા પીધી હોય તે માણસ મદ શાંત થયા પછી ધીરેધીરે સ્વસ્થ થાય, તેમ એ ગાધિ પોતાનો ભ્રમ શાંત થયા પછી, ધીરેધીરે જાગ્રત થયો અને સ્વસ્થ થયો. જેમ માણસ પ્રભાતે અંધકારરૂપી પડદો દૂર થઈ જતાં 'આ હું છું, આ મારે કરવાનું છે અને આ મારે કરવાનુ નથી' એમ જુએ છે, તેમ ગાધિ ચિત્તનો ભ્રમરૂપ પડદો દૂર થઈ જતાં, હું 'નાહવા સારુ તળાવમાં ઊતરેલો ગાધિ છું, આ તર્પણાદિક મારે કરવાનું છે અને રાજ્ય કરવાનુ નથી' એમ જોવા લાગ્યો.[૩'૪] જેમ શિશિરઋતુના અંતે કળીરૂપ થયેલા કમળને વસંતઋતુ જળમાંથી બહાર કાઢે છે, તેમ જેને પોતાના ગાધિપણાનું સ્મરણ થયું હતું એવા એ બ્રાહ્મણે પોતાના પગને જળમાંથી બહાર કાઢ્યા. આ જળને, આ દિશાઓને, આ આકાશને અને આ પૃથ્વીને, જાણે સઘળાં બીજાં હોય એમ દેખતો એ ગાધિ પરમ વિસ્મય પામ્યો.[૫'૬] 'હું કોણ છું, આ શું દેખું છું અને અને હું શુ કરતો હતો?' એ રીતે તેણે ક્ષણમાત્ર તો પોતાના હૃદયમાં વિચિત્ર વિચારો જ કર્યા.[૭] 'હું થાકી રહ્યો હતો, તેને લીધે ક્ષણમાત્રમાં આ મોટો ભ્રમ મારા જોવામાં આવ્યો' એમ જાણીને તે ગાધિ જેમ ઉદયાચળમાંથી સૂર્ય નીકળે, તેમ જળમાંથી નીકળ્યો.[૮] પછી તે કાંઠે આવ્યો અને

× આ સુડતાળીસમા સર્ગમાં ગાધિ કોઈ અંત્યજના મુખથી કીરદેશનું રાજ્યાદિક કરવારૂપ પોતાની ચેષ્ટાની વાત સાંભળી તે દેશમાં જઈ, સઘળું નજરે જોઈ, વારંવાર પૂછીને વિસ્મય પામ્યો, એ કથા કહેવામાં આવશે.

નીચે પ્રમાણે ચિંતવન કરવા લાગ્યો.

**ગાધિ બોલ્યો :** (સ્વગત) મારી તે માતા અને મારી તે સ્ત્રી ક્યાં ગયાં, કે જેમની મધ્યમાં હું મરણ પામ્યો હતો.[૯] જેમ વાયુથી તુરત હરાઈ જાય એવાં કૂણાં પાંદડાંવાળાં માતા–પિતા-રૂપી લતા અને વૃક્ષ તલવારથી નષ્ટ થઈ જાય, તેમ હુ બુદ્ધિ વિનાનો બાળક હતો, ત્યારે જ મારાં માબાપ મરી ગયાં છે. હું મુદ્દલ પરણ્યો જ નથી. જેમ બ્રાહ્મણ દુષ્ટ અને ક્ષોભ કરનારી મદિરાના સ્વરૂપને પણ જાણે નહિ, તેમ હું દુષ્ટ અને ક્ષોભ ઉપજાવનારી સ્ત્રીના સ્વરૂપને પણ જાણતો નથી.[૧૦,૧૧] મારા સ્વદેશના બાંધવો તો અહીંથી અત્યંત દૂર છે, તે છતાં હું જેઓના મધ્યમાં મરી ગયો હતો તેઓની સાથે મારે શો સબંધ હતો અને તેઓને મારી સાથે શો સબધ હતો ?[૧૨] જેમ ગધર્વનગર જોવામાં આવે, તેમ અનેક પદાર્થોવાળું અને જન્મ આદિની આસક્તિવાળું એ મેં શુ દીઠું અને તે શાથી ઉત્પન્ન થયું હતું ?[૧૩] એ જ જોવામાં આવ્યુ તે ભલે, પણ હવે તેનો વિચાર કરવાની મારે જરૂર નથી. હું બંધુઓના મધ્યમાં મરણ પામીને પડ્યો હતો, એ તો એક જાતની સ્વપ્ન જેવી ભ્રાંતિ હતી. આ મોહમાં જરા પણ સાચું હોય એમ ધારવામાં આવતું નથી.[૧૪] જેમ મદોન્મત્ત સિંહ વનોની પંક્તિઓમાં નિરંતર ભમ્યા જ કરે છે, તેમ પ્રાણીઓનું ચિત્ત નિત્ય એ જ રીતે અનંત ભ્રાંતિઓના દેખાવોમાં ભમ્યા કરે છે.[૧૫]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! એ ગાધિ બ્રાહ્મણે ચિત્તમાં મોહ થવા વિષે એ પ્રમાણે નિશ્ચય કરીને તે પછી પોતાના આશ્રમમાં જ કેટલાએક દિવસો કાઢ્યા.[૧૬] એક દિવસે જેમ બ્રહ્માની પાસે દુર્વાસા આવે, તેમ એ ગાધિની પાસે કોઈ પ્રિય અતિથિ આવ્યો અને તે થાકેલો હોવાથી ગાધિના આશ્રમમાં જ રાત્રિ રહ્યો.[૧૭] જેમ વસંત વૃક્ષને ફળોથી, પુષ્પોથી અને રસોથી અત્યંત તૃપ્ત કરે છે, તેમ ગાધિએ એ અતિથિને ફળોથી, પુષ્પોથી અને રસવાળાં ભોજનોથી અત્યંત તૃપ્ત કર્યો.[૧૮] એ બન્ને જણ, સાથે સંધ્યાવંદન તથા જપ કરીને, અનુક્રમે કોમળ પાંદડાંવાળી શય્યાઓ પર આવીને બેઠા.[૧૯] પછી જેમ વસંતઋતુમાં પુષ્પોની શોભા પ્રવર્તે, તેમ એ બે તપસ્વીઓ વચ્ચે પોતપોતાનાં તપ તથા ધ્યાન આદિ કાર્યોને યોગ્ય અને શાંતિથી ભરેલી વાતો પરસ્પરમાં ચાલી.[૨૦] પ્રસંગ પ્રાપ્ત થતાં ગાધિએ તે અતિથિને પૂછ્યું કે 'હે ઉત્તમ બ્રાહ્મણ ! તમારું શરીર બહુ જ દૂબળું કેમ થઈ ગયું છે અને તમે થાકી ગયા છો, તેનું કારણ શું છે ?'[૨૧]

**અતિથિ બોલ્યો :** હે મહારાજ ! મારા અત્યંત દૂબળાપણાનું અને પરિશ્રમનું સાચેસાચું કારણ હું કહું છું તે તમે સાંભળો. આપણે કદી પણ મિથ્યા વાત કરીએ જ નહિ. આ પૃથ્વીની પીઠ ઉપર ઉત્તરદિશાની ઝાડીમાં એક મોટો સમૃદ્ધિવાળો અને અત્યંત પ્રખ્યાતિ પામેલો 'કીર' નામનો દેશ છે. ચિત્તરૂપી પિશાચે મોહ પમાડેલો અને અનેક પ્રકારનાં ભોજનોના સ્વાદમાં લંપટ થયેલો હું એ દેશમાં એક મહિના સુધી રહ્યો હતો અને ત્યાંની રાજધાનીમાં લોકો મારું સારી રીતે સન્માન કરતા હતા.[૨૨–૨૪] એક દિવસે તે નગરમાં વાતના પ્રસંગને લીધે એક માણસે મને કહ્યું કે 'હે બ્રાહ્મણ ! આ નગરમાં એક ચાંડાળે આઠ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું.' પછી એ વાતનો નિશ્ચય કરવા સારુ તે દેશમા કેટલાએક ગામોમાં મેં જે જે માણસને પૂછ્યુ તે સઘળાંઓએ મને એમ કહ્યું કે 'સાચી વાત છે. આ દેશમાં આઠ વર્ષ સુધી એક ચાંડાળે રાજ્ય કર્યું હતું.[૨૫,૨૬] અંતે એ રાજા જાતિનો ચાંડાળ છે, એમ લોકોના જાણવામાં આવતાં, તે રાજાએ તુરત અગ્નિમાં પ્રવેશ કર્યો હતો અને તે

આગડકોટને લીધે સેંકડો બ્રાહ્મણોએ પણ અગ્નિમાં પ્રવેશ કર્યો હતો. હે ગાધિ ! હું એ લોકોનાં મુખથી એ પ્રમાણે સાંભળી તે દેશમાંથી નીકળીને પ્રયાગમાં ગયો હતો અને ત્યાં મેં શુદ્ધિને અર્થે ત્રણ ચાંદ્રાયણ વ્રત કરીને પ્રાયશ્ચિત્ત કર્યું. ત્રીજું ચાંદ્રાયણ વ્રત સમાપ્ત થતાં, આજે પારણું કરીને હું અહીં આવ્યો છું. આ કારણને લીધે હું થાકી રહ્યો છું અને શરીરમાં અત્યંત દૂબળો થઈ ગયો છું.[૨૬-૨૭]

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! એ અતિથિના મુખેથી એ પ્રમાણે વાત સાંભળીને, તે ગાધિએ ફરી વાર પણ તે અતિથિને પૂછ્યું, તો તે વખતે પણ તેણે એવી ને એવી જ વાત કરી; અને જ્યારે તેમાં જરા પણ ફેરફાર જણાયો નહિ, ત્યારે ગાધિ બહુ જ વિસ્મય પામ્યો. રાત્રિ વીતી જતાં જગતરૂપી ઘરના મોટા દીવારૂપ સૂર્ય ઉદય પામ્યો, ત્યારે પ્રાતઃસ્નાન કરીને આજ્ઞા લઈ ને, તે અતિથિ ત્યાંથી ગયા પછી, પેલા ગાધિ બ્રાહ્મણે અત્યંત વિસ્મય પામેલી બુદ્ધિથી આ પ્રમાણે વિચાર કર્યો કે 'મેં જે ભ્રાંતિમાં જોયેલું હતું ! તેને આ બ્રાહ્મણે મારી પાસે સાચુ બનેલુ કહ્યું ! એને આ વાત શંબરાસુરે બનાવેલી માયાઓમાંની કોઈ માયા હોય.[૨૮-૩૩] બંધુઓના મધ્યમાં મારું પોતાનું મરણ મેં પોતે દીઠું, એ તો ભ્રાંતિ જ છે, તેમાં કોઈ પ્રકારનો સંશય નથી; પરંતુ જેને લીધે તે અતિથિને ચાંદ્રાયણ વ્રત કરવાં પડ્યાં, તે ચાંડાળના વૃત્તાંતનો મારે નિશ્ચય કરવો જોઈએ, તો હવે હું મનમાં મૂઝવણ નહિ રાખતાં, તે વૃત્તાંતનો નિશ્ચય કરવાને માટે તુરત ભૂતમંડળ દેશના સીમાડાના ગામમાં જાઉં.' હે રામ ! એ પ્રમાણે પ્રયત્નપૂર્વક બીજા દેશમાં જવાનો વિચાર ગોઠવતો એ ગાધિ બ્રાહ્મણ જેમ મેરુપર્વતનાં પડખાંને જોવા માટે સૂર્ય ચાલે, તેમ 'ભૂતમંડળ' નામના દેશના સીમાડાના ગામને જોવા સારુ ત્યાંથી ઊઠીને ચાલતો થયો.[૩૪-૩૬] વિચક્ષણ પુરુષો ઉદ્યોગમાં મંડ્યા રહેવાથી મનમાં કલ્પેલા રાજ્યને પણ પ્રત્યક્ષ રીતે પ્રાપ્ત થાય છે. ગાધિએ જે સ્વપ્ન જેવું જોયું હતું, તે 'ભૂતમંડળ' નામના દેશમાં જવાથી સંપૂર્ણ રીતે પ્રત્યક્ષ જોવામાં આવ્યું.[૩૭] સઘળી દુર્લભ વસ્તુઓ પણ દૃઢ ઉદ્યોગ કરવાથી પ્રાપ્ત થાય છે. પોતે જોયેલા વૃત્તાંતને માયારૂપ જાણતાં એ ગાધિએ અતિથિના કહેવાથી તેને પ્રત્યક્ષ જોવાનો ઉદ્યમ કર્યો અને પોતાના સ્થાનમાંથી નીકળીને, વર્ષાઋતુમાં ચાલતા જળના પૂરના જેવા વેગથી માર્ગમાં ચાલવા લાગ્યો. જેમ વાદળું વેગથી ઘણા દેશો વટાવે છે, તેમ તેણે વેગથી ઘણાઘણા દેશો વટાવી દીધા. ચાલતાંચાલતાં જેમ કાંટાઓને ઇચ્છનારો ઊંટ એકલો જ કરજના વનમાં પહોંચે, તેમ એ ગાધિ એકલો જ 'ભૂતમંડળ' નામના દેશમાં પહોંચ્યો, કે જે દેશમાં સઘળો ભ્રાંતિમાં જોયેલો આચાર જાગ્રતમાં પણ જોવામાં આવ્યો.[૩૮-૪૦] એ દેશમાં ગાધિના મનમાં, જેવી રચનાનું સ્મરણ હતું તેવી જ રચનાવાળું ગંધર્વનગર જેવું એક ગામ તે ગાધિના જોવામાં આવ્યું.[૪૧] એ ગામડાની પાસેના બહારના ભાગમાં જાણે પૃથ્વીની નીચે પાતાળમાં રહેલો નરકોનો સમૂહ હોય, એવું એનું એ ચાંડાળોનું ફળિયું જોવામાં આવ્યું.[૪૨] જેવો પોતાના ચિત્તમાં તે ફળિયાનો વિસ્તાર તથા આકાર હતો, તેવા જ વિસ્તાર અને આકારવાળું એ ગંધર્વનગરના જેવું ફળિયું જોવામાં આવતાં, ગાધિએ ત્યાં ભૂતકાળમાં પોતે ચાંડાળ હોવાનું પાકું અનુમાન કરી લીધું.[૪૩] જેવી મનમાં રચના હતી, તેવી જ રચનાવાળા એ આંગણાએ ગાધિના મનમાં કોઈ વિલક્ષણ રીતની વૈરાગ્યવાળી દશા ઉત્પન્ન કરી. એ ફળિયામાં પોતાને રહેવાનું ઘર પણ અગાઉ જેવું જોયું હતું તેવા જ ઘણાખરા આકારોવાળું તે

જણાયું. એ ઘર ચોમાસાની ઝડીથી કેટલુક વી ખાઈ ગયું હતું, ભીંતોમાં ખડ ઊગી નીકળ્યાં હતાં, અર્ધું છાપરું ઊંધું વળી ગયું હતું, ખાટલાઓના તથા સાદડીઓના કટકા એના એ છે, એમ કાંઈક ઓળખી શકાતા હતા. એ ઘર જાણે દઢપણાને પામેલું દારિદ્રય હોય, જાણે ભીંતોવાળું દુર્ભાગ્ય હોય, જાણે કાંઈક શિથિલ થયેલું દુષ્ટપણું હોય, જાણે કાંઈક ખંડિત થયેલી દુર્દશા હોય અને દાંતોથી ભાંગી નાખેલાં ગાયોનાં, ઘોડાઓનાં તથા પાડાઓનાં હાડકાં- ઓથી આસપાસ ઘેરાયેલું હોવાને લીધે, તે જાણે જૂના સમયની સાક્ષી પૂરતું હોય એવું લાગતું હતું.[૪૪–૪૭] જે ખપ્પરોમાં પૂર્વે ગાધિએ ખાધુ- પીધુ હતું, તેનાં તે ખપ્પરો ઘણા દિવસો સુધી ચોમાસાના પાણીથી ભરાયેલાં રહેવાને લીધે, તે જાણે મદિરાથી ભરાયેલાં હોય એવાં લાગતાં હતાં.[૪૮] જાણે લાંબીલાંબી તૃષ્ણાઓ હોય એવી સુકાયેલી તેની તે આંતરડાંઓની તાંતોથી એ ઘર, જેમ લતાઓથી વાડ વીંટાયેલી હોય, તેમ ચારેબાજુ વીંટાયેલું હતું.[૪૯] ધીરજવાળા ગાધિએ જાણે પોતાના પૂર્વના દેહ સુકાયેલા શબપણાને પામેલા હોય એવા દેખાતા તે પોતાના ઘરને ઘણી વાર સુધી જોયા કર્યું.[૫૦] જોવાથી અત્યંત વિસ્મય પામેલો એ ગાધિ જેમ પ્રવાસી મનુષ્ય મ્લેચ્છના નગરને મૂકીને આર્યોના દેશમાં આવે, તેમ એ સ્થળને તજીને તેની પાસેના ગામડામાં આવ્યો.[૫૧] ત્યાં આવીને તેણે માણસો- ને નીચે પ્રમાણે જુદું જુદું પૂછ્યું.

**ગાધિ બોલ્યો :** આ ગામની પાસેના બહા- રના ભાગમાં પૂર્વે એક ચાંડાળ રહેતો હતો, તેના વૃત્તાંતનું તને સ્મરણ છે કે? મેં વિચક્ષણ મનુ- ષ્યના મુખથી સાંભળ્યું છે કે 'સઘળા બુદ્ધિમાન માણસો લાંબા દિવસોની વાતને પણ સ્પષ્ટ રીતે હસ્તગત જેવી જુએ છે.' એ એકાંત સ્થળમાં જાણે દુઃખોનો જ દેહ હોય એવો બુઢ્ઢો, એક મોટા કુટુંબવાળો ચાંડાળ રહેતો હતો, તે તને સાંભરે છે ? ભલા માણસ! જો એનું વૃત્તાંત તારા જાણવામાં હોય, તો તે તું મને ખરેખરી રીતે કહે. પ્રવાસી જનના સંશયનું નિવારણ કરવાથી મોટું પુણ્ય થાય છે, એમ શાસ્ત્રોમાં કહ્યું છે.[૫૨–૫૫]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જેમ રોગી માણસ ઘણીઘણી કાળજીથી વૈદ્યોને પૂછે, તેમ તે ગાધિ બ્રાહ્મણ ઘણા વિસ્મયને લીધે ઘણીઘણી કાળજીથી પૂછવા લાગ્યો, એટલે તે ગામડાના લોકોએ તેને વારંવાર નીચે પ્રમાણે જ કહ્યું.[૫૬]

**ગામડાના લોકો બોલ્યા :** હે મહારાજ ! જેમ તું કહે છે, તે પ્રમાણે જ હતું, એમાં કાંઈ સંશય નથી. એ સ્થળમાં દારુણ આકારવાળો એક 'કટંજ' નામનો ચાંડાળ રહેતો હતો. જેમ વૃક્ષનાં પાંદડાંઓનો સમૂહ ખૂબ ફેલાય છે, તેમ એ ચાંડાળનું દીકરાઓ, પૌત્રો, મિત્રો, નોકરો તથા બંધુઓ આદિ કુટુંબ બહુ જ ફેલાયલું હતું. એ ચાંડાળ વૃદ્ધ થયો ત્યારે જેમ પર્વતના પુષ્પો- વાળા તથા ફળોવાળા વનને દાવાગ્નિ નષ્ટ કરી નાખે છે, તેમ એ ચાંડાળના સઘળા કુટુંબને મૃત્યુ- એ નષ્ટ કરી નાખ્યું. પછી એ દેશને છોડી દઈ તે કીરદેશની રાજધાનીમાં ગયો હતો અને ત્યાં તેણે આઠ વર્ષ સુધી નિશ્ચિંતપણાથી રાજ્ય કર્યું હતું. પછી ત્યાંના લોકોને ખરી વાત જાણવામાં આવતાં તેઓએ જેમ અનર્થના સમૂહને દૂર કરી નાખ- વામાં આવે અને જેમ ગામમાં ઊગેલા ઝેરી ઝાડને દૂર કરી નાખવામાં આવે, તેમ રાજા થયેલા એ કટંજને દૂર કરી નાખ્યો હતો.[૫૭–૬૧] કટંજને દૂર કરીને વટલાવાનું પ્રાયશ્ચિત્ત કરવાને તે નગરીના લોકોએ પણ અગ્નિમાં પ્રવેશ કર્યો હતો. લોકો અગ્નિમાં પ્રવેશ કરવા લાગતાં, સારાસારા માણ- સોના સમાગમથી સારાપણાને પામેલો એ કટંજ પણ પોતાની મેળે અગ્નિમાં પડ્યો હતો.[૬૨] હે

બ્રાહ્મણ! તમે આ આટલી બધી કાળજી રાખીને એ ચાંડાળની વાત પૂછો છો તેનું શું કારણ છે? શું ચાંડાળ તમારો મિત્ર થતો હતો, તેથી તમે પૂછો છો અથવા તમે વૃત્તાંત જાણવા સારુ સહેજ પૂછો છો?[૬૩]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! આ પ્રમાણે કહેતા એ લોકોને વારવાર પૂછયા કરતો એ ગાધિ તે ગામડાનાં સઘળાં સ્થળોમાં એક મહિના સુધી એમ ને એમ ફર્યા કર્યો. પોતે તળાવમાં અઘમર્ષણ કરતાં, ચાંડાળપણાના જે વૃત્તાંતનો અનુભવ કર્યો હતો, તે વૃત્તાંત તે જ પ્રમાણે સઘળા ગામડાના લોકોનાં મુખથી તેવી જ રીતનું તેના સાભળવામાં આવ્યું. પોતે જેવો અનુભવ કર્યો હતો તે પ્રમાણે જ સઘળા લોકોનાં મુખો દ્વારા સંપૂર્ણ વૃત્તાંત સાંભળી અને પોતાના સ્મરણ પ્રમાણે તે વૃત્તાંતને લગતા કેટલાએક પદાર્થોને સારી પેઠે ઓળખીને અત્યંત લજ્જા પામેલો અને લાજને લીધે મનની વાતને મનમાં જ છુપાવતો એ ગાધિ બ્રાહ્મણ અત્યંત વિસ્મયને પ્રાપ્ત થયો, કે જે વિસ્મય ચંદ્રના મધ્યમાં કલંકની પેઠે તેના હૃદયમાં અત્યત ઠસી રહ્યું.[૬૪–૬૬]

अव्याहतं सकलभूतमुखादथैतदाकर्ण्य सम्यगवलोक्य यथानुभूतम्। गाधिः शशांकमलवद् हृदयेऽधिरूढं गूढाकृतिः परमविस्मयमाजगाम॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ગાધિપ્રત્યક્ષાવલોકન' નામનો સર્ગ ૪૭મો સમાપ્ત**

## सर्ग ૪૮मो*

## ગાધિએ ફરીને પણ તપાસ કરી અને વિષ્ણુએ 'સઘળી માયા છે' એવો નિશ્ચય કરાવ્યો

**वसिष्ठ उवाच**

लुठितं श्वपचागारे पुनर्विस्मयमाययौ।
गाधेर्मनो हि नायाति तृप्तिमाश्चर्यदर्शने ॥ १॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! વિસ્મય પામેલો એ ગાધિ બ્રાહ્મણ તે ગામડામાંથી વળી પેલા ચાંડાળના ફળિયામાં ગયો; કેમકે એનું મન આશ્ચર્યોને જોવાથી તૃપ્ત જ થતું ન હતું. જેમ પ્રલયના ક્ષોભમાં ભાંગીતૂટી ગયેલાં જગતોને બ્રહ્મ જુએ, તેમ એ ગાધિ તે ફળિયામાં ભાંગી–તૂટી ગયેલાં સ્થાનોને અને ઘરોને જોવા લાગ્યો.[૧૨] તૂટી ગયેલાં ઘરોવાળા અને સુકાયેલાં અસ્થિઓના પુંજોથી ભરેલા તે વગડા જેવા ફળિયામાં બેઠેલો ગાધિ જેમ પિશાચ ઝાડમાં બેઠોબેઠો પોતાના મનમાં વાતો કર્યા કરે, તેમ આ પ્રમાણે પોતાના મનમાં વાતો કરવા લાગ્યો.[૩]

**ગાધિ બોલ્યો :** (સ્વગત) જેમ જગતના અંત સુધી મેરુપર્વતનાં શિખરો એનાં એ રહે છે, તેમ મેં વાડની અંદર નાખેલા આ મૂએલા હાથીઓના દાંતોના અનેક ખીલાઓ હજુ સુધી એના એ રહ્યા છે.[૪] મદ્ય પીવાથી ઉન્મત્ત થયેલા મારા બધુ ચાંડાળોની સાથે બેસીને મેં આ સ્થળમાં પાકેલા વાંસના અંકુરોના અથાણાની સાથે વાંદરીનું માંસ ખાધું હતું. હાથીના મહાવત પાસેથી ખરીદેલું અને હાથીનો મદ નાખવાથી વધારે આકરું થયેલું મદ્ય પીને હું આ ઠેકાણે સિંહના ચામડા ઉપર ચાંડાળીનું આલિંગન કરીને સૂતો હતો. ખોળથી અને માંસથી ઉછેરેલી કૂતરીઓને મેં આ ઠેકાણે, ભરેલા હાથીના દાંતરૂપી લાકડામાં ચામડાંની દોરીઓથી બાંધેલી હતી. ગજમોતીઓ ભરી રાખવાના હાથીદાંતના ત્રણ ડાબલા આ ઠેકાણે મેં કાળા મેઘ જેવા પાડાના જાડા ચામડાથી મઢ્યા હતા.[૫–૮] જેમ કોયલનું બચ્ચુ બીજાં બચ્ચાંઓની સાથે આંબાનાં પાંદડાંઓમાં રમે, તેમ આ ફળિયામાં આ જગ્યાઓમાં જ હું ચાંડાળોના છોકરાઓની સાથે ઘણી વાર સુધી

* આ અડતાળીસમા સર્ગમાં ગાધિએ કીરદેશના નગરમાં જઈ તે નગરને જોયુ, તેથી ગાધિને આશ્ચર્ય થયું અને ગાધિએ તપથી પ્રસન્ન કરેલા વિષ્ણુએ 'સઘળું માયા છે' એમ કહ્યું, એટલી કથા કહેવામાં આવશે.

ધૂળમાં રમ્યો હતો.[૯] આ ઠેકાણે છોકરાઓના શ્વાસોથી વાગતી વાંસળીઓના સ્વરોને અનુસરીને મેં ગાયુ હતું. આ ઠેકાણે મેં કૂતરીનું લોહી પીધું હતું. આ ઠેકાણે મેં શબોના શણગારોથી મારા મિત્રોને શણગાર્યા હતા.[૧૦] આ ઠેકાણે વિવાહ સંબધી ઉત્સવોમાં મેં અને મારા કુટુંબે જેમ સમુદ્રમાં મોટો નાદ કરીને કલ્લોલો નાચ કરે છે, તેમ મોટો શબ્દ કરીને નાચ કર્યો હતો. બીજે દિવસે ખાઈ જવાને પકડેલાં અને ઊડી જવાને ચપળ થયેલાં કાગડા તથા ચાસ આદિ પક્ષીઓને રાખી મૂકવાને મેં આ ઠેકાણે વાંસનું પાંજરું ગૂંથ્યુ હતું.[૧૧-૧૨]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! એવી રીતની પૂર્વની ચાંડાળપણાની અનેક ક્રિયાઓને સંભારતો અને વિસ્મયથી માથું હલાવ્યા કરતો, એ ગાધિ દેવની ગતિને અદ્ભુત માનવા લાગ્યો.[૧૩] પછી કાર્યોના ક્રમને જાણનારો એ ગાધિ લાંબે કાળે એ 'ભૂતમંડળ' નામના દેશમાંથી ચાલ્યો અને અનુક્રમે બીજા દેશોમાં ગયો.[૧૪] કેટલીએક નદીઓનું, કેટલાએક પર્વતોનું, કેટલાએક દેશોનું અને કેટલાએક અરણ્યોનું ઉલ્લંઘન કરીને હિમાલયના ભાગમાં રત્ન જેવા ગણાતા અને પોતે અઘમર્ષણ કરતાં દીઠેલા તે કીરદેશમાં પહોંચ્યો. જેમ જગતમાં ફરવાથી ખેદ પામેલા નારદ મુનિ સ્વર્ગલોકમાં જાય, તેમ ઘણા દેશોમાં ફરવાથી ખેદ પામેલો એ ગાધિ પહાડ જેવાં ઊંચાં ઘરોવાળી કીરદેશની રાજધાનીમાં ગયો. ત્યાં જઈ એ નગરીમાં પોતે અનુભવેલાં, પોતે જોયેલાં અને પોતે સેવેલાં સ્થાનકોને જોયા કરતો એ ગાધિ ત્યાંના એકએક માણસને કાળજીથી નીચે પ્રમાણે પૂછવા લાગ્યો.[૧૫-૧૭]

**ગાધિ બોલ્યો :** હે ભાઈ! આ નગરીમાં એક ચંડાળ રાજા થયો હતો તે તને સાંભરે છે? જો એ વાત તારા જાણવામાં હોય, તો અનુક્રમથી સાચેસાચી મને કહી સંભળાવ.[૧૮]

**નાગરિકો બોલ્યા :** હે બ્રાહ્મણ! આ રાજધાનીમાં એક ચાંડાળ આઠ વર્ષ સુધી રાજા થયો હતો કે જેને માંગલિક હાથીએ સૂંઢથી પોતાની કાંધ ઉપર બેસાડીને રાજાપણું આપ્યું હતું. અંતે એ ચાંડાળ લોકોના જાણવામાં આવી જતાં અગ્નિમાં પેઠો હતો. હે તપસ્વી! એ વાતને આજ બાર વર્ષ વીતી ગયાં છે.[૧૯-૨૦]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ જેને કુતૂહલ ઉત્પન્ન થયુ હતું એવો એ ગાધિ એ રીતે જે જે માણસને પૂછવા લાગ્યો, તે તે માણસને મોઢે એકસરખી જ વાત સાંભળવા લાગ્યો અને સાંભળી સાંભળીને મનમાં તે વાતનો રસ લેવા લાગ્યો.[૨૧] આ સમયમાં ચક્રને ધરનારા વિષ્ણુ ભગવાન કે જે એ રાજધાનીના રાજા થયા હતા, તે પોતાનાં સૈન્યોની સાથે અને વાહનોની સાથે દરબારમાંથી બહાર પધારતા ગાધિના જોવામાં આવ્યા.[૨૨] જેની રજરૂપી વાદળાંઓથી સઘળું આકાશ ઢંકાઈ ગયું હતું એવા એ સૈન્યને જોઈને પોતાનું પૂર્વનું રાજાપણું સંભારીને અત્યંત વિસ્મય પામેલો એ ગાધિ બ્રાહ્મણ આ પ્રમાણે બોલ્યો.[૨૩]

**ગાધિ બોલ્યો :** (સ્વગત) *કમળોના ગર્ભોના જેવી કોમળ ચામડીવાળી, પીગળેલા સોનાના જેવા વર્ણોવાળી અને ચંચળ નીલકમળોના જેવાં સુંદર નેત્રોવાળી આ દેશની વેશ્યાઓ પણ એની એ જ છે.[૨૪] ચંદ્રનાં કિરણોના પિંડા જેવાં ધોળાં અને જળના સ્થિર ધોધોનાં જેવાં તથા કાસડાઓનાં પુષ્પોના સમૂહ જેવાં લાગતાં આ એના એ ચામરો છે.[૨૫] જેમ વનની લતાઓ પોતાનાં પુષ્પોની સમૃદ્ધિઓને આમતેમ ડોલાવ્યા

* બાહ્ય વસ્તુઓનાં દર્શનથી મોહ પામેલા એ ગાધિને ભગવન્મૂર્તિનું દર્શન થતાં પણ તે ઉપર પ્રેમ ન થયો અને કોઈ જાતનો યોગ્ય વિચાર પણ ન આવ્યો, પરંતુ પોતે અનુભવેલા સ્ત્રી આદિ પદાર્થોમાં જ તેનું ચિત્ત ભમ્યું તેથી મનમાં બોલે છે.

કરે, તેમ આ સ્ત્રીઓ રાજાની ઉપર ચામરોને આમતેમ ડોલાવે છે. પોતાના દંતૂશળોથી, દિશાઓની ભીંતોને પણ તોડી શકે એવા અને જાણે સંકલ્પ અનુસાર ફળો આપનારાં વૃક્ષોવાળાં મેરુપર્વતનાં શિખરો હોય એવા આ મદોન્મત્ત હાથીઓ પણ એના એ જ છે.[૨૬,૨૭] જેમ ઇંદ્રની આસપાસ યમ, કુબેર તથા વરુણ આદિ લોકપાલો ચલતા જાય, તેમ આ રાજાની આસપાસ દેવતાઓની જેવી શક્તિવાળા આ સામંતો ચાલ્યા જાય છે, કે જેઓ મારી આગળ પણ ચાલતા હતા.[૨૮] સઘળી વસ્તુઓના સમૂહોથી ભરેલી, કલ્પવૃક્ષોની લતાઓની કુંજો જેવી રમણીય અને ધારેલાં સઘળાં સુખોને આપનારી આ એની એ જ ઘરોની હારો છે. આ કીરદેશનું રાજ્ય કે જે મેં પૂર્વે ભોગવ્યું હતું તે આજ બીજા જન્મના ચરિત્રની પેઠે ન સંભવે તેવી રીતે મને પ્રત્યક્ષ થયેલું છે.[૨૯,૩૦] ખરી વાત છે, પૂર્વે જે મને સ્વપ્ન જેવું જોવામાં આવ્યું હતું, તે આજ જાગ્રતના પદાર્થરૂપ થઈને મારી આગળ ખડું થયું છે. સમજી શકાતું નથી કે આ માયા શા કારણથી પ્રકટ થઈને આ રીતે દેખાય છે![૩૧] અહો જેમ જાળ પક્ષીને પરવશ કરી નાખે છે, તેમ મને આ મનના લાંબા અને વધતા જતા મોહે પરવશ કરી નાખ્યો છે. હાય! ધિક્કાર છે! બહુ ભૂંડું થાય છે. જેમ વાસનાથી પરવશ થયેલું બાળકનું મન મોટામોટા ભ્રમોના સમૂહને દેખે, તેમ વાસનાથી ખરાબ થયેલું મારું મૂઢ મન પણ મોટામોટા ભ્રમોના સમૂહોને દેખે છે.[૩૨,૩૩] હા! હવે મને સંપૂર્ણ સ્મરણ પ્રાપ્ત થયું અને પ્રાપ્ત થયું તે બહુ સારું થયું. આ મોટી માયા મને એ ચક્રને ધરનારા વિષ્ણુ ભગવાને જ દેખાડી છે. હવે હું પર્વતની ગુફામાં રહીને એવો પ્રયત્ન કરીશ, કે જેથી આ દુષ્ટ ભ્રમના કારણને જાણીશ.[૩૪,૩૫]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! ગાધિ બ્રાહ્મણ એ પ્રમાણે વિચાર કરીને તે નગરમાંથી નીકળ્યો અને એક પર્વતની ગુફામાં જઈને ત્યાં શાંતિ પામેલા સિંહની જેમ રહ્યો.[૩૬] ત્યાં રહી વિષ્ણુને પ્રસન્ન કરવા સારુ એ મહાતેજસ્વી ગાધિએ દોઢ વર્ષ સુધી તપ કર્યું અને તેટલા સમયમાં તે નિત્ય એક અંજલિમાત્ર પાણી પીને જ રહ્યો. એ બ્રાહ્મણે એ પ્રમાણે તપ કરતાં જળના જેવી નિર્મળ મૂર્તિવાળા અને નીલકમળના જેવા શ્યામસુંદર વિષ્ણુ ભગવાન, જેમ શરદઋતુમાં મોટો પાણીનો ધરો પ્રસન્ન (નિર્મળ) થાય છે, તેમ તેના ઉપર પ્રસન્ન (સંતુષ્ટ) થયા. પછી મેઘના જેવી શ્યામસુંદર કાંતિવાળા વિષ્ણુ ભગવાન એ ગાધિને રહેવાની ગુફામાં પધાર્યા. પછી ત્યાં પધારીને અને અંતરિક્ષમાં ઊભા રહીને શ્રીવિષ્ણુ ભગવાને ગાધિને નીચે પ્રમાણે કહ્યું.[૩૭–૩૯]

**વિષ્ણુ ભગવાન બોલ્યા :** હે ગાધિ! તેં મારી મોટામાં મોટી માયા જોઈ ને? આ જગતરૂપી જાળની લીલા કે જે કેવળ દેખાવપૂરતી જ છે તે તારા જોવામાં આવી ને?[૪૦] તને મારી માયા જોવાની ચિત્તમાં જે ઇચ્છા હતી, તે તો સારી પેઠે પૂર્ણ થઈ, તો હવે આ ગિરિતટમાં ફરી વાર તપ કરીને તું બીજું શું ઇચ્છે છે?[૪૧]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે બોલતા વિષ્ણુ ભગવાનને જોઈને બ્રાહ્મણોમાં ઉત્તમ ગાધિએ પુષ્પોના સમૂહથી તેમનાં ચરણારવિંદોનું પૂજન કર્યું.[૪૨] અર્ધ્ય દઈ, પુષ્પોની વૃષ્ટિ કરી, પ્રદક્ષિણા કરી તથા પ્રણામ કરીને તુરત એ બ્રાહ્મણે જેમ બપૈયો મેઘની પ્રાર્થના કરે, તેમ શ્રીવિષ્ણુ ભગવાનની આ પ્રમાણે પ્રાર્થના કરી.[૪૩]

**ગાધિ બોલ્યો :** હે દેવ! આપે જે અત્યંત અંધકાર(અજ્ઞાન)મય આ માયા દેખાડી, તેને જેમ પ્રભાતે સૂર્ય પૃથ્વીને પ્રકટ કરે છે, તેમ આપ પ્રકટ કરો. (મને એ માયાની સમજણ પાડો.[૪૪]) વાસનાઓરૂપી મેલોથી ઘેરાયેલું મન

સ્વપ્નની પેઠે જે જે મિથ્યા પદાર્થોરૂપ ભ્રમને દેખે, તે ભ્રમ જાગ્રતમાં પણ કેમ જોવામાં આવે?[૪૫] હે નિર્મળ સ્વરૂપમાં રહેનારા પ્રભુ! મને જળની અંદર સ્વપ્ન જેવો જે ભ્રમ બે ઘડી વાર જોવામાં આવ્યો, તે ભ્રમ પાછો પ્રત્યક્ષપણાને કેમ પ્રાપ્ત થયો?[૪૬] મને જે ચાંડાળપણાની ભ્રાંતિ થઈ હતી, તે ભ્રાંતિએ કરેલા કાળની લંબાઈ–ટૂંકાઈ અને શરીરનાં જન્મ-મરણો મારા મનની અંદર જ નહિ રહેતાં બહાર પણ કેમ થયાં?[૪૭]

**વિષ્ણુ ભગવાન બોલ્યા :** હે ગાધિ! તત્ત્વને નહિ જાણનારા અને પોતાનામાં રહેલા વાસનાઓરૂપી રોગોથી પકડાયેલા ચિત્તનું જ એ રૂપ છે, કે જે મોટા જગતના ભ્રમરૂપે તારા જોવામાં આવે છે. એ સઘળું ચિત્તનું જ રૂપ છે; માટે બહાર પણ નથી, અંદર પણ નથી, લાંબું પણ નથી અને ટૂંકું પણ નથી.[૪૮] આ આકાશ, પર્વતો, સમુદ્રો, પૃથ્વી તથા દિશાઓ આદિ જે જગત જોવામાં આવે છે, તે કાંઈ પણ બહાર નથી; પરંતુ જેમ અંકુરમાં જ પાંદડાંઓનો સમૂહ હોય છે, તેમ સઘળું ચિત્તમાં જ છે.[૪૯] જેમ ફળ આદિ પદાર્થો અંકુરમાંથી જ બહાર પ્રકટ થાય છે, તેમ પૃથ્વી આદિ પદાર્થો ચિત્તમાંથી જ બહાર પ્રકટ થાય છે.[૫૦] જેમ વાસ્તવિક રીતે પાંદડાં અને ફળ આદિ પદાર્થો અંકુરમાં જ છે, પણ અંકુરથી બહાર કદી નથી, તેમ વાસ્તવિક રીતે પૃથ્વી આદિ પદાર્થો ચિત્તમાં જ છે, પણ ચિત્તથી બહાર કદી નથી.[૫૧] જેમ કુંભાર ઘડાને બનાવે છે અને ફોડી પણ નાખે છે, તેમ ચિત્ત જ આ જગતને બનાવે છે અને નષ્ટ પણ કરી નાખે છે. વર્તમાન પદાર્થોનું ઇંદ્રિયોથી અવલોકન, ભવિષ્ય પદાર્થોનું મનથી મનન, ભૂત પદાર્થોનું મનથી સ્મરણ, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળ અને તે તે કાળને જણાવનારી સૂર્ય આદિની ક્રિયાઓ વગેરે વિવિધતા બતાવતા આ જગતને ચિત્ત જ બનાવે છે અને ચિત્ત જ પાછું પોતામાં સમેટી લે છે.[૫૨] સ્વપ્નથી થયેલા ભ્રમોમાં, મદના વેગથી થયેલા ભ્રમોમાં, રાગ-(પ્રેમ)થી થયેલા ભ્રમોમાં અને રોગ આદિથી થયેલા ભ્રમોમાં સઘળા પદાર્થોને ચિત્ત જ બનાવે છે અને ચિત્ત જ પાછું સમેટી લે છે; અને એ વાત બાળકથી તે વૃદ્ધ સુધીનાં સઘળાં માણસોના અનુભવમાં પણ છે.[૫૩] જેમ મૂળથી પૃથ્વીનું ગ્રહણ કરીને રહેલા ઝાડમાં લાખો ફળો અને લાખો પુષ્પો રહે છે, તેમ વાસનાઓનું ગ્રહણ કરીને રહેલા ચિત્તમાં લાખો વૃત્તાંતો રહે છે.[૫૪] જેમ પૃથ્વીમાંથી ઊખડી ગયેલા ઝાડમાં ફરી વાર પાંદડાં થતાં નથી, તેમ વાસનાઓથી રહિત થયેલા ચિત્તમાં ફરી વાર જન્મ–મરણ આદિ થતાં નથી. જેમાં અનંત બ્રહ્માંડોની જાળ રહેલી છે, એવા તે ચિત્તે પોતાની અનંત વાસનાઓના એકદેશરૂપ ચાંડાળપણાને પ્રકટ કર્યું, તો તેમાં વિસ્મય પામવા જેવું શું છે?[૫૫-૫૬] જે રીતે ઘણા આડંબરવાળું અને વિચિત્ર ચિંતાઓરૂપી વિકારોને દેનારું ચાંડાળપણું ભ્રાંતિથી જ તારા જોવામાં આવ્યું; તે જ રીતે 'અતિથિ બ્રાહ્મણ આવ્યો, જમ્યો, સૂતો અને તેણે વાત કરી' એ પણ ભ્રાંતિથી જ તારા જોવામાં આવ્યું છે.[૫૭-૫૮] 'હું મારા સ્થાનમાંથી ઊઠીને માર્ગમાં ચાલ્યો જાઉં છું, હું 'ભૂતમંડળ' નામના દેશમાં આવ્યો છું; આ ભૂતમંડળ દેશનાં માણસો છે અને આ ભૂતમંડળ દેશનાં ગામો છે,' એ ભ્રમ પણ તે જ રીતે તારા જોવામાં આવ્યો છે.[૫૯] 'આ 'કટંજ' નામના ચાંડાળનું જૂનું તૂટી ગયેલું ઘર છે અને લોકો 'આ કટંજનું ઘર છે' એમ કહે છે,' એ ભ્રમ પણ તે જ રીતે તારા જોવામાં આવ્યો છે.[૬૦] 'હું કીરદેશની રાજધાનીમાં આવ્યો છું અને કીરદેશના લોકોએ રાજા થયેલા ચાંડાળનું વૃત્તાંત મારી પાસે કહ્યું,' એ ભ્રમ પણ

તે જ રીતે ( ભ્રાંતિથી જ ) તારા જોવામાં આવ્યો છે.[૬૧] હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! જેને તું સાચું ગણે છે અને જેને તું ખોટું ગણે છે, તે પણ સઘળી મોહજાળ જ તારા જોવામાં આવી છે. વાસનાઓથી ઘેરાયેલું ચિત્ત પોતાની અંદર શું ન દેખે, એ કાંઈ કહી શકાતું નથી; કેમકે એક વર્ષે કરી શકાય એવું કામ પણ સ્વપ્નમાં ક્ષણમાત્રથી સિદ્ધ થયેલું ચિત્તના જોવામાં આવે છે.[૬૨'૬૩] હે મહાબુદ્ધિમાન ગાધિ ! અતિથિ પણ ન હતો, 'ભૂતમંડળ' નામનો દેશ પણ ન હતો, 'કીર' નામનો દેશ પણ ન હતો અને કીરદેશની તે રાજધાની પણ ન હતી. એ સઘળું કેવળ મોહથી જ તારા જોવામાં આવ્યું છે.[૬૪] તું ભૂતમંડળ દેશમાં જતાં, માર્ગમાં થાકી રહ્યો હતો, તેથી જેમ મૃગ વનમાં આરામ લે, તેમ તેં એક પર્વતની ગુફામાં આરામ લીધો હતો અને ત્યાં જ શ્રમથી મૂઢપણાને લીધે 'આ ભૂતમંડળ દેશ છે અને આ તે ચાંડાળનું ઘર છે' એમ તારા જોવામાં આવ્યું હતું, સાચું કાંઈ પણ જોવામાં આવ્યું નથી.[૬૫'૬૬] એ સમયમાં જ કીરદેશની રાજધાની જે જોવામાં આવી અને અઘમર્ષણના સમયમાં પણ જે કાંઈ જોવામાં આવ્યું, તે સઘળું માયામય જ જોવામાં આવ્યું છે.[૬૭] હે મુનિ ! તું ઉન્મત્તની જેમ મનથી જ સર્વદા સઘળી દિશાઓમાં ફર્યો છે અને તે તે દિશાઓમાં જે જે કાંઈ તારા જોવામાં આવ્યું છે, તે સઘળો મનનો જ ભ્રમ જોવામાં આવ્યો છે.[૬૮] હવે તારા બ્રહ્મચર્યઆશ્રમમાં ઘટે એવાં વેદાધ્યયન આદિ કર્મો કરવામાં તું તત્પર થા અને તે પોતાનાં કર્મો કરતાં શાંત બુદ્ધિવાળો થઈને રહેજે. વર્ણાશ્રમના સંપ્રદાયથી પ્રાપ્ત થયેલાં પોતાનાં કર્મો કર્યા વિના માણસોને આ જગતમાં કલ્યાણની પ્રાપ્તિ થતી નથી.[૬૯]

**વસિષ્ઠ બોલ્યા :** પછી હે રામ ! ત્રૈલોક્યમાં રહેનારા એવા સર્વ તપસ્વી લોકોથી પૂજાતા શ્રી વિષ્ણુ ભગવાન ગાધિ બ્રાહ્મણને એટલાં વચનો કહી, સેવાથી પવિત્ર હસ્તોવાળા દેવતાઓના અને મુનિઓના સમૂહોથી વીંટાઈને પોતાના સ્થાનકરૂપ ક્ષીરસાગરમાં પધાર્યા.[૭૦]

इति निगदितवान्स पद्मनाभो भुवनगतापसवृंदपूज्यमानः । विबुधमुनिगणैः पवित्रहस्तैर्वृत उदधिं निजमास्पदं जगाम ॥ ७० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'માયામહત્ત્વકથન' નામનો સર્ગ ૪૮મો સમાપ્ત

## सर्ग ४९ मो×

## ગાધિ બ્રાહ્મણ જીવન્મુક્ત થયો : આખ્યાનની સમાપ્તિ

वसिष्ठ उवाच

अथ गाधिर्गते विष्णौ पुनर्भूतादिकं क्रमात् ।
स्वयंमोहविचारार्थं बभ्रामाभ्रमिवांबरे ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! વિષ્ણુ ભગવાન પધારી ગયા પછી, જેમ આકાશમાં વાદળું ફરે; તેમ ગાધિ બ્રાહ્મણ પોતાના મોહનો વિચાર કરવાને માટે ( મેં જોયું હતું તે સાચું જોયું હતું કે વિષ્ણુના કહેવા પ્રમાણે સ્વપ્ન જેવું જ જોયું હતું ? જો સ્વપ્ન જેવું દીઠું હશે તો હવે ફરીવાર જોતાં નહિ દેખાય એવો નિશ્ચય કરવા માટે ) ફરી વાર અનુક્રમથી ભૂતમંડળ આદિ દેશોમાં ફરવા લાગ્યો.[૧] ફરીફરીને જોતાં ભૂતમંડળ આદિ દેશોનાં માણસોને મોઢેથી પોતાના ચાંડાળપણા આદિનું એ જ વૃત્તાંત સાંભળવામાં આવતાં અને કેટલાંએક ચિહ્નો ઉપરથી આગળની પેઠે જ જાણવામાં આવતાં, મૂંઝાયેલો તે ગાધિ બ્રાહ્મણ વિષ્ણુનાં વચનોનું તાત્પર્ય સમ-

× આ ઓગણપચાસમા સર્ગમાં ગાધિ બ્રાહ્મણ ભૂતમંડળ દેશમા તથા કીરદેશમાં ફરવા ગયો, ત્યાં પણ બધું એમ ને એમ જોવામા આવતાં વારંવાર વિષ્ણુને પૂછી 'સઘળું માયામય છે' એવો નિશ્ચય કરીને, અનુક્રમે જીવન્મુક્ત થયો; એ કથા કહેવામાં આવશે.

જવા સારુ ફરી વાર પર્વતની ગુફામાં રહીને વિષ્ણુનું આરાધન કરવા લાગ્યો.[2] થોડો કાળ જતાં જ શ્રીવિષ્ણુ ભગવાન તેની પાસે પધાર્યા; કેમકે એકવાર આરાધન કરવાથી જ પ્રભુ મિત્ર જેવા થઈ જાય છે.[3] જેમ મેઘ મોરને દર્શન દે, તેમ અત્યંત પ્રસન્ન થયેલા વિષ્ણુએ ગાધિને દર્શન દઈને કહ્યું કે 'વળી તું તપ કરીને શું માગે છે?'[4] એ પ્રમાણે વિષ્ણુનાં વચન સાંભળીને ગાધિએ નીચે પ્રમાણે જણાવ્યું.

**ગાધિ બોલ્યો :** હે પ્રભુ! હું છ મહિના સુધી ફરી વાર પણ ભૂતમંડળ દેશમાં અને કીર-દેશમાં ફર્યો, તો તેમ કરતાં પણ લોકોની વાતોમાં કે બીજાં ચિહ્નોમાં પણ મારા વૃત્તાંત સંબંધી કશો ફેરફાર જેવામાં આવ્યો નહિ. આમ છતાં પણ આપે કહ્યું હતું, કે 'ભૂતમંડળ દેશ આદિ સઘળું ભ્રાંતિથી જ તારા જેવામાં આવ્યું હતું' તો એ શી રીતે મનાય? ભ્રાંતિથી જેવામાં આવેલા પદાર્થો અવશ્ય બીજા કાળે ફેરફાર પામી જાય અને મારા જોયેલા પદાર્થો તો બીજા કાળે પણ ફેરફાર પામ્યા નહિ; માટે એ ભ્રાંતિ થઈ હતી, એમ કેમ ધારી શકાય? મહાત્માઓનાં વચનોથી તો મોહનો નાશ જ થવો જોઈએ, પણ મોહની વૃદ્ધિ નહિ થવી જોઈએ; પરંતુ આપનાં વચનથી તો ઊલટી મારા મોહની વૃદ્ધિ થઈ છે![5-6]

**વિષ્ણુ ભગવાન બોલ્યા :** જેમ તારા ચિત્તમાં ચાંડાળની સ્થિતિ પ્રતિબિંબિત થયેલી છે, તેમ જ કાકતાલીય ન્યાયની રીતે ભૂતમંડળ દેશનાં તથા કીરદેશનાં સઘળાં માણસોના મનમાં ચાંડાળની સ્થિતિ પ્રતિબિંબિત થયેલી છે; તેથી તેઓ તારા વૃત્તાંતને બરાબર રીતે કહે છે. જે મિથ્યા આભાસ થયો હોય, તેનો જ્ઞાનથી બાધ થયા વિના નાશ થતો નથી.[7-8] કોઈ ચાંડાળે ગામના સીમાડામાં ઘર રચ્યું હતું અને તે ભાંગી–તૂટી ગયું હતું, કે જે તારા જેવામાં આવ્યું અને જેમાં તેં પ્રવેશ કર્યો.[9] કોઈ સમયે કાકતાલીય ન્યાય પ્રમાણે ઘણાં માણસોને એક પ્રકારનો આભાસ પણ થાય છે; કેમકે મનની ગતિ વિચિત્ર છે.[10] જેમ નિદ્રાની પેઠે ભ્રાંતિ આપનારા મદ્યપાનથી બગડી ગયેલા ચિત્તવાળાઓને સઘળી રીતે સઘળી દિશાઓ ઘૂમતી જેવામાં આવે છે, તેમ ઘણાં માણસો કોઈ સમયે એક પ્રકારના જ સ્વપ્નને દેખે છે, એ વાત આપણા જેવામાં આવે છે.[11] જેમ વનની લીલા ખડવાળી એક જ જગ્યામાં ઘણા મૃગો રમે છે, તેમ રેતી આદિથી બનાવેલા ઢગલાને ઘર માનવારૂપી એક જ ભ્રાંતિમાં ઘણાં બાળકો રમે છે, એ વાત પણ આપણા જેવામાં આવે છે.[12] વધ, બંધ, પરાજય તથા પલાયન આદિ ઘણા પ્રકારના પ્રારબ્ધનાં ફળો સૌસૌને મળવાનાં હોય, ત્યારે યોદ્ધાઓ આદિ ઘણા લોકો એકી વખતે જય, લાભ તથા ભોગ આદિ તુલ્ય પ્રયોજનોની ભ્રાંતિથી યુદ્ધાદિમાં યત્ન કરે છે; એ પણ આપણા જેવામાં છે.[13] હે ગાધિ! 'જે જગત એ એક જાતની મનની જ કલ્પના હોય, તો કોઈ કાળમાં અમુક ધાન્યના છોડવાઓનો નાશ થાય છે અને અમુક ધાન્યના છોડવાઓનો ઉદય થાય છે, એવી કાળની વ્યવસ્થા રહેવી જોઈએ નહિ; પણ મનની કલ્પનાથી સર્વ કાળમાં સર્વ થવું જોઈએ' એવી શંકા પણ તારે રાખવી નહિ; કારણ કે એ કાળ પણ એક જાતનો મનથી જ કલ્પાયેલો પદાર્થ છે સૂર્યની ક્રિયાને જોઈને મનથી જ ઋતુ તથા મહિના આદિની દૃઢ કલ્પના કરી લેવામાં આવી છે. કલ્પિત કાળના અધિષ્ઠાનભૂત જે આત્મા છે, તે તો સર્વદા પોતાના સ્વરૂપમાં જ રહે છે; એટલે તે કોઈનો પ્રતિબંધ પણ કરતો નથી અને કોઈનો ઉદય પણ કરતો નથી.[14] જે વાસ્તવિક અખંડ કાળ છે, તે આત્મા જ છે એમ વિદ્વાનોએ નિશ્ચય

કર્યો છે; અને તે આત્મા કદી કોઈનું કાંઈ લેતો પણ નથી અને મૂકતો પણ નથી. વર્ષો, કલ્પો અને યુગો ઇત્યાદિરૂપ જે આ લૌકિક કાળ છે, તે તો સૂર્ય આદિ ગ્રહોની ગતિઓ ઉપરથી કલ્પાયેલો છે અને તે ઉપરથી પદાર્થોના પ્રતિબંધો અને ઉદયો કલ્પાયેલા છે.[૧૫'૧૬] જેઓનાં ચિત્તોને ભ્રાંતિ થઈ હતી એવાં ભૂતમંડળદેશનાં તથા કીરદેશનાં માણસોએ સૌને સમાન (એક પ્રકારનો જ) પ્રતિભાસ થવાથી તારો ચાંડાળપણા આદિનો આડંબર પણ જોયો છે અને તે આડંબરનો છેડો પણ જોયો છે.[૧૭] હે ગાધિ! હવે તું વર્ણાશ્રમ સંબંધી પોતાનાં કર્મોમાં તત્પર રહીને, બુદ્ધિથી આત્માનો વિચાર કરજે અને મનના મોહને ત્યજી દઈને અહીં જ રહેજે; હું જાઉં છું.[૧૮]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! મહાસમર્થ વિષ્ણુ ભગવાન એટલાં વચન કહીને અંતર્ધાન થઈ ગયા અને ગાધિ બ્રાહ્મણ ઘણીઘણી ચિંતાઓવાળી બુદ્ધિથી તે પર્વતની ગુફામાં જ રહ્યો. તે પર્વતની ગુફામાં જ કેટલાએક મહિનાઓ વીતી જતાં, વળી એ ગાધિ બ્રાહ્મણ વિષ્ણુનુ આરાધન કરવા લાગ્યો. એક દિવસે તેને પોતાના સ્વામી વિષ્ણુએ પધારીને દર્શન દેતાં ગાધિએ પ્રણામ કર્યા તથા માનસિક પૂજન કરી, તેમની આજ્ઞા લઈને તેમને નીચે પ્રમાણે પૂછ્યું.[૧૯—૨૧]

**ગાધિ બોલ્યો :** હે મહારાજ! મારી ચાંડાળપણાની સ્થિતિનું તથા જન્મ—મરણ આદિ ઘણાઘણા અનર્થોવાળી આ સંસારરૂપી માયાનું સ્મરણ કર્યા કરતો હું ચિત્તમાં મૂંઝાયા કરું છું; માટે મારા મોહની નિવૃત્તિને માટે ઉપાય કહીને આપે તુરત જતું રહેવું નહિ, પણ સઘળો મોહ ટળી જાય ત્યાં સુધી અહીં જ બિરાજવું. આપ મને કોઈ નિર્મળપણાવાળું એક કાર્ય કરવામાં જોડો.[૨૨'૨૩]

**વિષ્ણુ ભગવાન બોલ્યા :** હે ગાધિ! આ જગત શંબરાસુરે ઉત્પન્ન કરેલી ઇંદ્રજાળોની જેમ માયાના આડંબરરૂપ છે અને આ જગતમાં સ્વરૂપના વિસ્મરણ(અજ્ઞાન)ને લીધે સઘળા પ્રકારોનાં આશ્ચર્યોની કલ્પનાઓ થવી સંભવે છે.[૨૪] 'ભૂતમંડળ' નામના દેશમાં અને કીરદેશની રાજધાનીમાં તેં જે જોયુ, તે સઘળું અજ્ઞાનરૂપ નિમિત્તથી સંભવે જ છે. નિદ્રા આદિમાં અજ્ઞાનને લીધે કદી નહિ જોયેલા પદાર્થોનો જે ભ્રમ થાય છે, તે સર્વ લોકોના અનુભવમાં છે.[૨૫] જેમ તેં પોતે ખોટો ચાંડાળપણા આદિનો ભ્રમ સાચા જેવો જોયો, તેમ ભૂતમંડળના અને કીરદેશના લોકોએ પણ એ જ કાળમાં તે ભ્રમ સાચા જેવો જોયો. આમ સંકલ્પોની સમાનતા થવાને લીધે કાળ આદિની સમાનતા થવી પણ સંભવે છે. હવે હું મનથી થયેલા ધિક્કારનું નિવારણ કરનારી ખરી વાત કહું છું તે તું સાંભળ. જેમ માગશર મહિનાના પ્રભાવથી લતા ક્ષીણ થઈ જાય છે, તેમ આ વાતના પ્રભાવથી તારી ચિંતા ક્ષીણ થઈ જશે. ભૂતમંડળદેશમાં પૂર્વે એક 'કટંજ' નામનો ચાંડાળ હતો, તે તારા જોવામાં આવેલા જેવા જ સઘળા આકારવાળો હતો. એ ચાંડાળ તે જોયેલી રીતિ પ્રમાણે જ કુટુંબથી રહિત થઈને કીરદેશમાં ગયો હતો, કીરદેશનો રાજા થયો હતો અને પછી તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો હતો. વળી તું જળની અંદર ડૂબ્યો હતો ત્યારે તારા ચિત્તમાં જે એ કટંજરૂપે રહેવાનો ભ્રાંતિરૂપ આભાસ થયો હતો, તે કેવળ મારા સંકલ્પને લીધે જ થયો હતો.[૨૬—૩૦] ચિત્ત જેમ કોઈ સમયે જોયેલા અને અનુભવેલા પદાર્થને બિલકુલ ભૂલી જાય છે, તેમ કોઈ સમયે નહિ જોયેલા પદાર્થની ભ્રાંતિને પણ પ્રાપ્ત થાય છે. સ્વપ્ન સંબંધી, મનની કલ્પના સંબંધી અને સન્નિપાત સંબંધી સ્થિતિઓમાં મન જેમ અનેક

પ્રકારના સંભ્રમોને દેખે છે, તેમ જાગ્રતની સ્થિતિમાં પણ અનેક પ્રકારના ભ્રમોને દેખે છે.[૩૧'૩૨] હે ગાધિ! જેમ ત્રિકાળદર્શી યોગીને ભવિષ્યકાળના અને ભૂતકાળના પણ પદાર્થનો દેખાવ નજરે પડે છે, તેમ તને ભૂતકાળમાં થઈ ગયેલું કટંજનું આચરણ વર્તમાન કાળમાં ભ્રાંતિથી દેખાયુ.[૩૩] 'કટંજ કે જે હું નહિ હતો અને તેનાં સ્ત્રી, પુત્ર તથા ઘર આદિ કે જે મારાં નહિ હતાં તેઓમાં હુંજ કટંજ છું અને તે સ્ત્રી, પુત્ર તથા ઘર આદિ મારાંજ છે, એટલી બધી ભ્રાંતિ કેમ થઈ ગઈ?' એવી શંકા રાખવી નહિ; કેમકે આત્મજ્ઞાન વિનાના સર્વ લોકોને પોતારૂપ નહિ એવા દેહમાં 'હું છું' એવી અને પોતાનાં નથી એવાં સ્ત્રી, પુત્ર તથા ઘર આદિમાં 'મારાં છે' એવા જે મહા પ્રબળ ખોટા ભ્રમો થયા કરે છે, તેઓની આગળ અલ્પ કાળની આ તારી ભ્રાંતિ કોણમાત્ર છે? જે આત્મવેત્તા પુરુષ હોય છે, તેજ 'આ દેહ હું છું અને આ સ્ત્રી–પુત્રાદિ મારાં છે' એવી મિથ્યા ભ્રાંતિમાં ડૂબતો નથી; બાકી સઘળાં પ્રાણીઓ 'આ દેહ હું છું અને આ સ્ત્રી–પુત્રાદિ મારાં છે,' એવી ભ્રાંતિમાં ડૂબી ગયાં છે. જો કે તત્ત્વજ્ઞાનમાં ચડતા વિદ્વાનને પણ 'સર્વ જગત હું છું' એવો અહંકાર રહે છે, તોપણ તેવા અહંકારથી તેની ખરાબી થતી નથી; કારણકે એ વિદ્વાન પદાર્થોના ભિન્નભિન્નપણારૂપ અનર્થની ભાવનાને સ્વીકારતો નથી. જો કે એ વિદ્વાન પણ એક જાતના અહંકારવાળો છે, તોપણ પદાર્થોના વિભાગોરૂપી દુષ્ટ ભાવનાને સ્વીકારતો નથી. તેથી જેમ તૂંબડું પાણીમાં ડૂબતું નથી, તેમ સુખ–દુઃખોના વિલાસોવાળા ભ્રમોના પ્રકારોમાં ડૂબી જતો નથી. હે ગાધિ! તું તો હજુ સુધી વાસનાઓની જાળથી ઘેરાયેલા ચિત્તવાળો છે અને યોગ્ય સમજણ વિનાનો છે. તેથી જેમ કાંઈક અવશેષ રહેલા મોટા રોગવાળો પુરુષ સ્વસ્થ થયેલો ન કહેવાય, તેમ તું સ્વરૂપમાં સ્થિર થયો છે એમ કહી શકાય નહિ.[૩૪–૩૭] તને હજુ સુધી પૂર્ણ જ્ઞાન થયું નથી, તેથી જેમ અધૂરું ઘર રચનારો પુરુષ વરસાદના દુઃખનું નિવારણ કરી શકતો નથી, તેમ તું તારા મનના ભ્રમનું નિવારણ કરી શકતો નથી.[૩૮] જેમ ઊંચા માણસ આગળ ઝાડનું કંઈ ચાલતું નથી, તેમ જ્યારે તારા મનમાં ભ્રમનો આભાસ ખડો થાય છે, ત્યારે તે આભાસ આગળ તારું કંઈ જ ચાલતું નથી.[૩૯] જે ચિત્ત છે, તેજ આ માયારૂપી ચક્રના મધ્યરૂપ છે અને તે મધ્યબિંદુને લીધે આ માયારૂપી ચક્ર સર્વત્ર ફર્યા કરે છે; માટે તે ચિત્તને દબાવીને રહેવામાં આવે, તો માયારૂપી ચક્ર કાંઈ પણ અડચણ કરી શકતું નથી.[૪૦] હે ગાધિ! તું હવે તપ કરવાને સજ્જ થા અને મનમાં કાંઈ પણ ખેદ નહિ રાખતાં, પર્વતની કુંજોમાં દશ વર્ષ સુધી ચિત્તના નિરોધનો અભ્યાસ કર, એટલે તેમ કરવાથી તને અપરિચ્છિન્ન જ્ઞાનની પ્રાપ્તિ થશે.[૪૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! વિષ્ણુ ભગવાન એ ગાધિ બ્રાહ્મણને એટલાં વચન કહીને વાયુમંડળમાં રહેલા વાદળની જેમ, શાંત થયેલા દીવાની જેમ અને યમુનાના તરંગની જેમ ક્ષણમાત્રમાં ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. જેમ શરદઋતુના અંતમાં ઝાડ વિરસપણાને પ્રાપ્ત થાય છે, તેમ ગાધિ વિવેકને લીધે વૈરાગ્યની સ્થિતિને પ્રાપ્ત થયો.[૪૨'૪૪] ભ્રમણ કર્યા કરતા ભ્રમના બોજાથી રહિત થયેલી બુદ્ધિવાળો એ ગાધિ પોતાને પૂર્વે જોવામાં આવેલી પ્રારબ્ધના ફળરૂપી અયોગ્ય ચાંડાળપણા આદિની વિચિત્ર ચેષ્ટાને ધીરેધીરે ધિક્કારવા લાગ્યો. જેમ મેઘ આરામ લેવા પર્વતમાં જાય, તેમ કરુણાથી ભીં જાયેલા મનવાળો એ ગાધિ ચિત્તના નિગ્રહનો ઉત્તમ રીતે અભ્યાસ કરવા સારુ 'ઋષ્યમૂક' નામના પર્વતમાં ગયો. ત્યાં જઈ, સઘળા સંકલ્પો-

નો ત્યાગ કરીને તેણે દશ વર્ષ સુધી તપ કર્યું અને તેથી તેને જ્ઞાનની પ્રાપ્તિ થઈ.[૪૧-૪૬] આમ જ્ઞાનની પ્રાપ્તિ થવાને લીધે પોતાની બ્રહ્મરૂપ સત્તાને પામી, ભયથી તથા શોકથી રહિત થયેલો નિરંતર ઉદય પામેલા જીવન્મુક્ત સ્વરૂપવાળો, ભોગોના વિસ્તારોની સ્થિતિઓમાં આસક્તિ વિનાનો અને સ્વરૂપાનંદથી પૂર્ણ થયેલા ચિત્તવાળો એ ગાધિ જેમ સોળે કળાઓથી સંપૂર્ણ ચંદ્ર આકાશમાં વિશ્રાંતિ પામે છે, તેમ પોતાની પરબ્રહ્મસત્તામાં વિશ્રાંતિ પામ્યો.[૪૭]

अरमत तदनु स्वां प्राप्यसत्तां महात्माह्यपगतभयशोको योगभूमावनीषु । सततमुदितजीवन्मुक्तरूपः प्रशांतः सकल इव शशांको घूर्णितापूर्णचेताः ॥४७॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ગાધિની જ્ઞાનપ્રાપ્તિ' નામનો સર્ગ ૪૯મો સમાપ્ત

## सर्ग ५० मो*

## ચિત્તજયોપાય, જ્ઞાનમાહાત્મ્ય અને ચિત્તની ચંચળતાથી થતા દોષોનું વર્ણન

वसिष्ठ उवाच

एवमेषातिविततता दुर्ज्ञाना रघुनंदन ।
महामोहमयी माया विषमा पारमात्मिकी ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રઘુનંદન ! આ રીતે પરમાત્મામાં રહેલી આ માયા અત્યંત વિસ્તીર્ણ છે, માંડ જાણી શકાય એવી છે અને મહા મોહમયી છે.[૧] ચાર ઘડી વાર થયેલા સ્વપ્ન જેવા ભ્રમથી જોવાપણું ક્યાં અને અનેક વર્ષો સુધી ચાંડાળપણાથી ભોગવાયેલા રાજ્યનો ભ્રમ ક્યાં ![૨] ભ્રમથી દેખાવું તે ક્યાં અને પ્રત્યક્ષ દેખાવું તે ક્યાં ! અસત્યપણું ક્યાં અને તેનુ પાછું સાચું પરિણામ થવું એ ક્યાં ![૩] હે રામ ! માટે હું કહું છું, કે આ વિષમ માયા અસાવધાન મનવાળા પુરુષને નિઃસંશય નિત્ય (પ્રત્યેક દિવસે) સંકટમાં જોડી દે છે.[૪]

**રામ બોલ્યા :** હે મહારાજ ! આ પ્રમાણે આ માયારૂપી ચક્ર કે જે મોટા વેગથી ચાલ્યા કરે છે અને જેમ અવયવો છેદાવાથી શરીરને દુ:ખ થાય, તેમ પરમાત્માને આ માયાચક્ર મર્યાદામાં મૂકી દેતું હોવાથી તેને દુઃખ થયા કરે છે, તેને રોકવાનો કયો ઉપાય છે ?[૫]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જે આ ચિત્ત છે તેને જ આધારે સર્વદા ફર્યા કરતા અને ભ્રમ આપનારા 'સસાર' નામના માયારૂપી ચક્રનું (નાભિ) કેંદ્ર પણ તે ચિત્ત જ છે એમ સમજો. પુરુષપ્રયત્ન કરીને બુદ્ધિ વડે એ ચિત્તરૂપી કેંદ્રને તુરત રોકી લેવામાં આવે, તો માયારૂપી ચક્ર પોતાનું કેંદ્ર અટકી જવાને લીધે ભ્રમણ કરતું અટકી જાય છે.[૬-૭] જેમ દોરાથી વીંટાયેલા કેંદ્રવાળું ચક્ર તર્જની આંગળીથી દોરો પકડાવાથી કેંદ્ર રોકાઈ જતાં ભ્રમણ કરતું નથી, તેમ ચિત્તરૂપી કેંદ્રવાળું આ સંસારરૂપી ચક્ર ચિત્ત રોકાઈ જતાં ભ્રમણ કરતું નથી.[૮] હે રામ ! તમે ચક્રથી યુદ્ધ કરવામાં એક્કા છો, માટે કેમ નહિ સમજો કે 'કેંદ્રને રોકી દેવાથી જ ચક્ર વશ થાય છે, કેન્દ્રને રોકયા વિના વશ થતું નથી[૯] માટે ચિત્તરૂપી કેંદ્રને યત્નથી થોભાવી રાખીને આ સસારરૂપી ચક્રને ભમતું અટકાવી દો. સંસારરૂપી ચક્ર જ ભ્રમણ કરીને આત્માને તે તે યોનિઓમાં નાખી દે છે.[૧૦] આ ચિત્તનો નિરોધ કરવારૂપી યુક્તિ નહિ કરવાથી આત્માને અનંત દુઃખની પ્રાપ્તિ થાય છે અને આ યુક્તિ કરવામાં આવે, તો સઘળું દુઃખ ક્ષણમાત્રમાં નષ્ટ જ થઈ જાય છે; એમ નિઃસંશય સમજો.[૧૧] કેવળ ચિત્તને દબાવવારૂપ મહાન ઔષધ વિના બીજો ગમે તેવો પ્રયત્ન કરવામાં આવે, તોપણ સંસારરૂપી મહારોગ શાંત થાય એમ નથી.[૧૨] હે રામ ! માટે તીર્થ, દાન તથા તપ ઇત્યાદિ

* આ પચાસમા સર્ગમાં ચિત્તને દબાવવાના ઉપાયો, જ્ઞાનનુ ઉત્તમ માહાત્મ્ય અને ચિત્તની પુષ્ટતાથી થતા દોષો કહેવામાં આવશે.

ક્રિયાઓને છોડી દઈને, પરમ કલ્યાણની પ્રાપ્તિને અર્થે ચિત્તને જ વશ કરો.[૧૩] જેમ ઘડાનું આકાશ ઘડાની અંદર જ રહે છે, તેમ સંસાર ચિત્તની અંદર જ રહે છે. જેમ ઘડાનો નાશ થઈ જાય તો ઘડાનું આકાશ રહેતું નથી, તેમ ચિત્તનો નાશ થઈ જાય તો સંસાર રહેતો નથી.[૧૪] ચિત્તરૂપી ઘડાની અંદર જ રહેલુ અનેક જન્મ–મરણોથી ભરેલું અને અનાદિ આ સંસારરૂપી જે આકાશ છે, તેનો ચિત્તના નાશથી નાશ કરી નાખીને, તમારા સ્વરૂપભૂત અતુલ બ્રહ્મરૂપી આકાશમાં પ્રવેશ કરો.[૧૫] ચિત્ત જો ભૂતકાળના તથા ભવિષ્યકાળના વિષયોના પણ અનુસંધાનને ત્યજી દઈને, વર્તમાનકાળના બાહ્યવિષયોને પણ આસક્તિથી રહિત થઈ, થોડી વાર જ સેવવાનો અભ્યાસ રાખે, તો અચિત્તપણાને પ્રાપ્ત થઈ જાય છે.[૧૬] જો તમે ક્ષણેક્ષણે સંકલ્પનું અને અને સંકલ્પના અંશોનું અનુસંધાન ત્યજી દેતા જશો, તો પરમ પવિત્ર બ્રહ્મપણું તમને મળી ચૂકયુ જ છે, એમાં સંશય નથી.[૧૭] જ્યાં સુધી સંકલ્પોની કલ્પના હોય, ત્યાં સુધી જ ચિત્તની વિભૂતિઓ રહે છે. વાદળાંનો વિસ્તાર ટળી ગયા પછી આકાશમાં જળનાં બિંદુઓ રહે જ નહિ. જ્યાં સુધી જગતને ચંદ્રનાં કિરણોનો સંબધ હોય ત્યાં સુધી જ જેમ તુષારની કણીઓ રહે છે, તેમ જ્યાં સુધી આત્માને ચિત્તનો સબધ હોય ત્યાં સુધી જ સંકલ્પોની કલ્પના રહે છે. જો આત્મતત્ત્વને ચિત્તથી જુદું પાડીને તેની ભાવના કરવામાં આવે, તો પોતાના સંસારનાં કામ, કર્મ તથા વાસના આદિ મૂળિયાં, મૂળ અજ્ઞાનની સાથે બળી જ ગયાં છે એમ સમજો. ચિત્તના સંબંધથી રહિત થયેલું જે આત્મતત્ત્વ છે, તે જ પ્રત્યક્ષ ચેતન કહેવાય છે. એ પ્રત્યક્ષ ચેતન ચિત્તથી રહિત જ રહેનાર છે; માટે તેમાં કલ્પનારૂપી મેલ ઉત્પન્ન થવાનો ભય જ નથી.[૧૮–૨૧] જે સ્થિતિમાં આ અભાગિયું મન રહે નહિ, તે જ સ્થિતિ ખરી સાચી છે, તે જ સ્થિતિ પરમાનંદ છે; તે જ સ્થિતિ પરમાત્માની સ્વભાવભૂત અવસ્થા છે, તે જ સ્થિતિ સર્વને પ્રકાશ આપનારા ચૈતન્યરૂપ છે અને તે જ સ્થિતિ પરમાર્થદષ્ટિરૂપ છે.[૨૨] જ્યાં સ્મશાન હોય ત્યાં કાગડાઓ જેમ સર્વદા હાજર જ રહે છે, તેમ જ્યાં ચિત્ત હોય, ત્યાં આશાઓ અને સુખ–દુઃખો સર્વદા હાજર જ રહે છે. આશા આદિ સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનારી, સંસારરૂપી લતાનું વાસનારૂપી બીજ તત્ત્વના બોધથી નાશ પામેલું હોવાથી જ્ઞાનીઓના સંકલ્પમાં ઉત્પન્ન જ થતું નથી. શાસ્ત્રોના અને સજ્જનોના સમાગમોનો નિરંતર અભ્યાસ રાખવાથી જગતના પદાર્થોનું મિથ્યાપણુ સમજવામાં આવે છે.[૨૩–૨૫] ચિત્તને બળાત્કારથી અવિવેકમાંથી ખેંચી લઈને પુરુષપ્રયત્નથી તથા ‘આ જન્મમાં જ્ઞાન સિદ્ધ કર્યા વિના રહેવું જ નહિ’ એવા દઢ નિશ્ચયોથી શાસ્ત્રોમાં અને સજ્જનોના સમાગમોમાં જોડી દેવું.[૨૬] પરમાત્માના અવલોકનમાં આત્મા જ મુખ્ય કારણરૂપ છે; કેમકે ઊંડી અંધારી ખાડમાં પડેલું રત્ન પોતે પોતાના પ્રકાશથી જ જોવામાં આવે છે.[૨૭] આત્મા જ પોતે અનુભવેલાં દશ્યોરૂપી દુઃખોને છોડી દેવા ઇચ્છે છે; એટલા માટે આત્મા જ આત્માના અવલોકનમાં મુખ્ય કારણરૂપ કહેવાય છે.[૨૮] તમે ગમે તે વાતચીત કરતાં, કોઈ પદાર્થને છોડી દેતાં, કોઈ પદાર્થનું ગ્રહણ કરતાં, આંખો ઉઘાડતાં અને આંખો મીચતાં પણ, જેમાં કોઈ પ્રકારની કલ્પના નથી એવા પોતાના મર્યાદારહિત સ્વરૂપના અનુસંધાનમાં જ તત્પર રહો.[૨૯] તમે જન્મતાં, મરતાં, જીવતાં અને ક્રિયાઓ કરતાં નિર્મળ અને પોતાના સ્વરૂપભૂત ચૈતન્યના અનુસંધાનમાં જ સ્થિર થાઓ. ‘આ પાસેનાં સંબંધીઓ તથા દૂરનાં બીજાં સંબંધીઓ મારાં છે અને આ દેહ હું છું’ એવી

વાસનાઓને ત્યજી દઈને અને એકનિષ્ઠા રાખીને પોતાની અંદર રહેલા કેવળ અખંડ જ્ઞાનરૂપ ચૈતન્યમાં જ તત્પર રહો.[૩૦-૩૧] દેહ પડતાં સુધી એકનિષ્ઠા રાખીને વર્તમાન સ્થિતિમાં તથા ભવિષ્ય સ્થિતિમાં પણ પોતાના અખંડ જ્ઞાનસ્વરૂપના અનુસંધાનમાં અને તેના જ નિદિધ્યાસમાં તત્પર રહો. બાલ્યમાં, યૌવનમાં, વૃદ્ધપણામાં, દુઃખોમાં, સુખોમાં, જાગ્રતમાં, સ્વપ્નમાં અને સુષુપ્તિ જેવા સમયમાં પણ સ્વરૂપના અનુસંધાનમાં જ તત્પર રહો. બાહ્યવિષયોરૂપી મેલનો ત્યાગ કરી, મનનો અત્યંત નાશ કરી નાખી અને આશાઓરૂપી પાશોને અત્યંત કાપી નાખીને સ્વરૂપના ધ્યાનમાં જ તત્પર રહો.[૩૨-૩૪] પોતાના સંકલ્પોથી જ માની લીધેલાં શુભાશુભોની આશારૂપી વિષૂચિકાને શાંત કરી નાખી અને 'આ ઇષ્ટ છે તથા આ અનિષ્ટ છે' એવી ભેદદૃષ્ટિને દૂર કરીને સારભૂત સ્વરૂપના અનુસંધાનમાં જ તત્પર રહો.[૩૫] બુદ્ધિ, બહારના વિષયો તથા ઇંદ્રિયો આદિ પદાર્થો, કે જેઓ કદી પણ તમારા સ્વરૂપનો સ્પર્શ કરી શકતાં નથી, તેઓનો કાંઈ પણ આગ્રહ નહિ રાખતાં, દ્વૈતથી અને સંકલ્પોથી રહિત થઈને, પોતાના ચૈતન્યમાત્રમાં જ તત્પર રહો.[૩૬] જાગ્રતમાં પણ સુષુપ્તિના જેવી નિર્વિકલ્પ સ્થિર સ્થિતિની ભાવના રાખી 'જે કાંઈ છે તે સઘળું હું છું' એમ વિચાર કરીને, કેવળ સત્તારૂપે રહો. જન્મ-મરણ આદિ દશાઓથી રહિત થઈ, સર્વત્ર મુક્તપણાથી યુક્ત થઈ અને 'બુદ્ધિની સઘળી વૃત્તિઓનો હું જ પ્રકાશક છું,' એવો નિશ્ચય કરી પોતાના ચૈતન્યમાત્રમાં જ તત્પર રહો. 'આ હું છું અને આ બીજો છે' એવી બુદ્ધિનો ત્યાગ કરી, જગતની સ્થિતિમાં દેખાતા સઘળા વિભાગોને મિથ્યા સમજી અને જેમ વજ્રના થાંભલાનું અવલંબન કરવામાં આવે, તેમ આત્માનું અવલંબન કરીને સ્થિર થાઓ.[૩૭-૩૯] કેવળ ધૈર્યને જ ધરનારી ઉદાર બુદ્ધિથી મનના આશાઓરૂપી પાશોને કાપી નાખી, ધર્મ અને અધર્મ એ બન્નેથી રહિત થાઓ.[૪૦] તમે કેવળ જ્ઞાનસ્વરૂપે જ રહી તે સ્વરૂપનો જ સ્વાદ લીધા કરશો, તો 'હલાહલ' નામનું ઝેર પણ અમૃત થઈ જશે. બ્રહ્મવિદ્યાથી સર્વ અમૃત થઈ જાય છે, એટલે બ્રહ્મવેત્તાની દૃષ્ટિમાં વિષ પણ અમૃત થઈ જાય છે. અંશોથી રહિત અને નિર્મળ એવું પોતાનું સ્વરૂપ જ્યારે ભુલાઈ જાય છે, ત્યારે જ સંસારરૂપી ભ્રમના કારણરૂપ મોટો મોહ ઉદય પામે છે.[૪૧-૪૨] જ્યારે અંશોથી રહિત અને નિર્મળ એવા પોતાના સ્વરૂપમાં સ્થિતિ થાય છે, ત્યારે જ સંસારરૂપી ભ્રમના કારણરૂપ મોટો મોહ નાશ પામે છે.[૪૩] તમે જ્યારે આશાઓરૂપી મહાસાગરને તરીને આત્મસ્વરૂપને અનુસરશો, ત્યારે જેમ સૂર્યનું તેજ ચારેબાજુ ફેલાય છે, તેમ તમારું અખંડ જ્ઞાન ચારેબાજુ ફેલાશે.[૪૪] હે રામ! સ્વરૂપનું અવલોકન કરતા અને અદ્વૈત આનંદમાં રહેલા પુરુષને આત્માનંદના સ્વાદમાં વિઘ્નરૂપ હોવાને લીધે, દેવલોકનું અમૃત પણ ઝેર જેવું લાગે છે.[૪૫] હે રામ! જેઓ અમારા સ્વભાવ(બ્રહ્મભાવ)ને પામેલા જીવન્મુક્ત લોકો છે. તેઓની સાથે જ અમે મૈત્રી કરીએ છીએ. દેહાદિમાં અહંભાવ રાખનારા જે બાકીના લોકો છે, તેઓ તો 'પુરુષ' એ નામને ખોટી રીતે ધરાવનારા, લાંબા હાથવાળા ગધેડાઓ જ છે.[૪૬] મોટા ઉત્કર્ષને પામેલા અને પોતાના અખંડસ્વરૂપના જ્ઞાનને લીધે, સર્વથી ઉન્નત થયેલા તત્ત્વવેત્તાની આગળ જ્ઞાનની પ્રાપ્તિને અર્થે તે તે મહાત્માઓની પાસે જતા યોગીઓ પણ જાણે સર્વથી ઊંચા મેરુપર્વતની આગળ એક પર્વતમાંથી બીજા પર્વતમાં જતા હાથીઓ હોય એવા લાગે છે. જેના પારને કોઈએ જોયો પણ નથી તથા કોઈ જોઈ શકશે પણ નહિ એવા અને પોતાના

સ્વરૂપના જ્ઞાનરૂપ દિવ્ય ચક્ષુવાળા તત્ત્વવેત્તાને સૂર્ય આદિ બીજાં સઘળાં તેજો નકામાં જ લાગે છે. બ્રહ્મવિદ્યાથી સ્વરૂપના પ્રકાશને પ્રાપ્ત થયેલા તત્ત્વવેત્તાને સૂર્ય આદિ મોટામોટા પ્રકાશો પણ મધ્યાહ્નકાળના દીવાઓની પેઠે નિસ્તેજ અને તુચ્છ જ લાગે છે. સઘળા તેજસ્વી પુરુષોમાં, સિદ્ધિઓવાળા પુરુષોમાં, બળવાન પુરુષોમાં, મોટા પુરુષોમાં અને ઉન્નતિઓવાળા પુરુષોમાં પણ તત્ત્વવેત્તા અત્યંત ઉત્તમ છે.[૪૭–૫૦] બ્રહ્મને જાણનારા ઉત્તમ પુરુષો જગતમાં જેમના પ્રકાશથી સૂર્ય, અગ્નિ, મણિઓ તથા તારાઓ પ્રકાશે છે, તેમના (ઈશ્વરના) જેવા શોભે છે.[૫૧] હે રામ! જેઓને તત્ત્વજ્ઞાન ન હોય એવા મનુષ્યો પૃથ્વીનાં દરોમાં રહેનારા કીડાઓથી, ગધેડાઓથી અને કાગડા આદિ પક્ષીઓથી પણ ખૂબ જ હલકા છે.[૫૨] જે પુરુષ મોહરૂપી ભૂતના વળગાડવાળો હોવાને લીધે આત્મજ્ઞાનથી રહિત હોય તે મૂએલો જ છે અને જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય, તે પુરુષ જ જીવતો છે, એમ મહાત્મા પુરુષો કહે છે. સંસાર સંબંધી અનેક દુઃખદાયી કટાકૂટા કર્યા કરતો આત્મજ્ઞાન વિનાનો પુરુષ ધરતી ઉપર ધામધૂમથી ફરતો હોય, તોપણ તે શબ જ ફરે છે એમ સમજવું જીવતો તો કેવળ આત્મવેત્તા પુરુષને જ સમજવો. જેમ મહામેઘ ફેલાતાં ચારે બાજુથી પ્રકાશની શોભા દૂર જતી રહે છે, તેમ ચિત્તની ચચળતા વધી જતાં આત્મવેત્તાપણુ દૂર જતું રહે છે.[૫૩–૫૫] પ્રાપ્ત થયેલા વિષયોના ભોગોના તિરસ્કારથી અને નહિ પ્રાપ્ત થયેલા વિષયોની તૃષ્ણાઓના ત્યાગથી સમજુ પુરુષે મનને ધીરેધીરે, કાળે કરીને સૂકાઈ ગયેલાં પાંદડાંના જેવું દુર્બળ કરી નાખવુ. ઇંદ્રિય તથા દેહ આદિ અનાત્મપદાર્થોમાં 'હું છું' એવી ભાવના રાખવાથી, દેહના પોષણની અત્યંત ઇચ્છા રાખવાથી અને પુત્રોમાં, સ્ત્રીઓમાં, તથા કુટુંબોમાં મમતા રાખવાથી ચિત્તની ચંચળતા વધી જાય છે.[૫૬-૫૭] અહંકાર વધવાથી, સ્ત્રી, પુત્ર તથા ધન આદિ પદાર્થોમાં આસક્તિરૂપ મેલ રાખવાથી અને 'જે શરીર છે તે જ હું છું' એવી ભાવના રાખવાથી ચિત્તની ચંચળતા વધી જાય છે.[૫૮] દેહમાં અહંભાવ કે જે જરા તથા મરણ આદિ અનેક દુઃખોને દેનાર છે, જે નકામો જ વધ્યા કરે છે અને કામ–ક્રોધ આદિ દોષોરૂપી સર્પોના કરંડિયારૂપ છે તેથી ચિત્તની ચંચળતા વધી જાય છે.[૫૯] તે સંસાર ચિંતા અને રોગને વધારનારો હોવાથી સ્થિર અને મનોહર છે એમ વિશ્વાસ થતાં તેમ જ અમુકથી લાભ છે અને અમુકથી હાનિ છે એવો વિશ્વાસ થતાં, ચિત્તની ચંચળતા વધી જાય છે.[૬૦] સ્નેહ, ધનનો લોભ અને મણિઓનો તથા સ્ત્રીઓ આદિનો લોભ કે જેઓ ઉપરટપકે જોતાં રમણીય લાગે છે પણ પરિણામે દુઃખદાયી છે, તેથી ચિત્તની ચંચળતા વધી જાય છે.[૬૧] ચિત્તરૂપી સર્પ દુષ્ટ આશાઓરૂપી દૂધ પીને ભોગોરૂપી પવનના બળથી, આશાની સગવડરૂપી સાંત્વના મળવાથી અને વિષયોરૂપી ઉંદરોનો ચારો મળવાથી વધારે ચંચળ બની જાય છે.[૬૨] ચિત્તરૂપી સર્પ જવા–આવવાના સ્વભાવવાળા અને તૃષ્ણારૂપી ઝેરથી દાહ તથા મૂર્ચ્છા આદિ કષ્ટોને જ આપનારા ભોગોના સેવનરૂપી પોતાના ભયંકર શરીરથી વધારે ચંચળ બની જાય છે.[૬૩] હે રામ! ચિત્તરૂપી ઝેરી ઝાડ પર્વત જેવડું મોટું છે. તે શરીરરૂપી ઊંડા ખાડામાં લાંબા કાળથી ઊગીને જામેલું છે, તે ચિંતાઓના સમૂહોરૂપી ઊંચીઊંચી મંજરીઓવાળું છે, તે જરા–મરણ તથા વ્યાધિઓરૂપી ફળોના સમૂહોથી નમી રહેલું છે, તે વિષયોના ઉપભોગોરૂપી અનેક ખીલેલાં ફૂલોવાળું છે, તે આશાઓરૂપી મોટીમોટી શાખાઓવાળું છે અને કલ્પનાઓરૂપી પાંદડાંઓવાળું છે. તેને યત્ન કરી

વિચારરૂપી દૃઢ કરવત વડે કાપી નાખો.[૬૪,૬૫] હે ક્ષત્રિયોમાં સિંહતુલ્ય રામ! શરીરરૂપી દુષ્ટ વનમાં રહેલો ચિત્તરૂપી ઉગ્ર હાથી, કે જે સંસાર રૂપી પહાડના બહારના વિષયોરૂપી એક શિખર ઉપર જ બેસનારો છે, એ પહાડની અંદરના સંકલ્પોરૂપી ગુફામાં પેસીને આરામ લઈ શકતો નથી, શમ–દમ આદિ કમળવનોને કચરી નાખ વા માટે તાકી રહ્યો છે, તે અત્યંત પ્રચંડ છે; સુખ–દુખોરૂપી બે ગંડસ્થળોવાળો છે; વિકારો-રૂપી લાંબાલાંબા દાંતોવાળો છે; ધૈર્ય આદિ માટીના પિંડાઓને ઉખેડીઉખેડીને ફેંકી નાખ-વારૂપી ખેતરવાની ક્રિયા કર્યા કરે છે અને જેનાં શાસ્ત્ર તથા અનુમાનરૂપી બે નેત્રો અવિવેક-રૂપી મદથી ચકચૂર થઈ ગયાં છે, તેને વિચાર-શક્તિરૂપી નખોની અણીઓની અત્યંત તીક્ષ્ણ પંક્તિથી ચીરી નાખો.[૬૬,૬૭] હે રામ! આ પોતાનો ચિત્તરૂપી કાગડો કે જે સ્ત્રીઓના ગુપ્ત ભાગો આદિ સ્મશાનોમાં જ સર્વદા આસક્ત રહેનારો છે, શરીરનું માંસ ખાઈખાઈને જ જાડો થયેલો છે, દુષ્ટ ક્રિયારૂપી લાંબી તથા કઠોર ચાંચ-વાળો છે, સ્વાર્થરૂપી એક જ આંખવાળો છે, પ્રબળ થયેલા અંધારા જેવો મલિન છે, બોજારૂપ જ છે, ભૂંડાં કામ કરનારો છે, કઠોર શબ્દો કાઢનારો છે અને લાલચોરૂપી વિષ્ટાઓની ગંધ આવતાં જ તેઓના ઉપર ઝડપ મારનારો છે, તેને શરીરરૂપી માળામાંથી દૂર કાઢી મૂકો કે જેથી સઘળા દોષોની શાંતિ થાય. હે રામ! આ ચિત્તરૂપી પિશાચ કે જે અજ્ઞાનોરૂપી મોટામોટા વડોમાં આરામ લે છે, સંસારરૂપી વગડામાં પ્રત્યક્ષ જડતાવાળાં સેંકડો શરીરોમાં લાંબા કાળથી ભમ્યા કરે છે અને તૃષ્ણારૂપી પિશાચણી જેને સેવ્યા કરે છે, તેને જ્યાં સુધી વિવેક, વૈરાગ્ય અને ભગીરથ પ્રયત્ન-રૂપી સ્વતંત્ર મંત્રોથી આત્માના ઘરરૂપી હૃદયમાંથી કાઢી મૂકવામાં ન આવે, ત્યાં સુધી આત્માને સુખ ક્યાંથી જ પ્રાપ્ત થાય? હે રામ! આ ચિત્તરૂપી મોટો સર્પ કે જે શુભ તથા અશુભ વૃત્તિઓરૂપી બે દાઢોવાળો છે, મનુષ્યોના સમૂહોને મારી નાખ-નારો છે, ચિંતારૂપી ઝેરવાળો છે, કાયારૂપી દુષ્ટ કાંચળીવાળો છે, નિરંતર પ્રાણરૂપી સ્વચ્છ પવનનું ભક્ષણ કર્યા કરે છે, અનેક પ્રકારના ભયોને તથા મરણને આપનાર છે અને હૃદયરૂપી ખરાબ શીમ-ળાના ઝાડની બખોલમાં રહેનાર છે, તેને આત્મા-રૂપી ગરુડના મંત્રોની અમોઘ શક્તિથી શાંત કરી નાખી, સઘળા ભયને અત્યંત ત્યજી દઈને, સંસા-રથી રહિત થાઓ. હે રામ! આ ચિત્તરૂપી ગીધ-પક્ષી કે જે અમંગળ આકારવાળો છે, શરીરોરૂપી શબોના સમૂહનું નિરંતર સેવન કરનાર છે, દિશા-ઓમાં ભમીભમીને રાત્રે થાકી જાય છે, તૃષ્ણાઓ-રૂપી મસાણોમાં વિહાર કરનાર છે, અપમાન, ભય તથા શોક આદિ કાગડાઓની ચાંચોના પ્રહારોથી વારંવાર ઘવાયા કરે છે, ભોગોરૂપી માંસોની લાલચથી ચારેબાજુ ઝડપો માર્યા કરે છે, અધીર છે અને વધતી જતી તૃષ્ણાથી પોતાની ડોકને ઊંચી ને ઊંચી રાખ્યા કરે છે, તે જો તમારા શરીરરૂપી ઝાડમાંથી ઊડી જાય, તો તમને અવશ્ય જય મળે એમાં લેશ પણ સંશય નથી.[૬૮–૭૫] હે રામ! આ મનરૂપી મોટો વાંદરો કે જે આંખ તથા નાકરૂપી પુષ્પોવાળા, ભુજાઓરૂપી શાખાઓ-વાળા અને ચપળ આંગળીઓરૂપી પાંદડાંઓવાળા દેહરૂપી ઝાડ ઉપર કૂદાકૂદ કરે છે, વગડાઓમાં તથા દેશદેશમાં ભમ્યા કરે છે, વ્યાકુળ તથા ચંચળ અંગોવાળો છે, ફળોની લાલચ રાખ્યા કરે છે, એક જન્મભૂમિમાંથી બીજી જન્મભૂમિમાં જાય છે અને લોકોને સંસારરૂપી ગુફામાં પૂરી મૂકીને નાચ્યા કરે છે, તેને અંદર ને અંદર મારી નાખો કે જેથી મુક્તિની પ્રાપ્તિ થાય.[૭૬,૭૭] હે રામ! આ ચિત્તરૂપી અકાળ મેઘ કે જે સારાં ફળોરૂપી ધાન્યોના ક્ષયને વાસ્તે જ પડ્યા કરે છે, પોતાના

બહિર્મુખ વૃત્તિરૂપી મોઢાના અગ્રમાં ચિદાભાસના પ્રકાશરૂપી વીજળીના ઝબકારાવાળો છે, અનર્થોના સમૂહોરૂપી ધારાઓને વરસાવ્યા કરે છે, વાસનારૂપી વંટોળિયાથી ખેંચાયા કરે છે અને હૃદયરૂપી આકાશમાં રહેલો છે, તેને સંકલ્પોની કલ્પનાઓના ત્યાગરૂપી ઉગ્રમંત્રના પ્રભાવથી ઉત્સાહ રાખીને દૂર કરી નાખો અને જીવન્મુક્તિરૂપ મોટા ફળને પ્રાપ્ત થઈને સારી પેઠે સ્ફુટ થયેલા બ્રહ્મપણાવાળા થાઓ.[૭૮-૭૯] હે રામ! આ ચિત્તરૂપી પાશ કે જે સૃષ્ટિથી માંડીને આજ સુધીનાં પુણ્ય અને પાપોથી ગાંઠો દેવાઈને દૃઢ થયેલો છે, મંત્રોથી ભેદાય એવો નથી, અગ્નિઓથી બળે એવો નથી, આત્મામાં અત્યંત પીડાને દેખાડનાર છે, અનુક્રમથી અનેક અવતારોને બાંધવા માટે જાણે એક જાતની લાંબી દોરી હોય એવો છે અને જેમાં અસંખ્ય શરીરોની માળાઓ પરોવાયેલી છે, તેને બળાત્કારથી સંકલ્પોના ત્યાગોરૂપી શસ્ત્રોથી કાપી નાખી, નિર્ભય થઈને તમે પોતે અનુકૂળ જણાય તેમ વિહાર કરો.[૮૦] હે રામ! વિષયના માર્ગને મૂકીને, બીજા માર્ગમાં જવાના આળસવાળો અને દેહરૂપી ગુફામાં ગુપ્ત રીતે રહેલો, આ સંકલ્પરૂપી ભયંકર અજગર કે જે ક્રોધ આદિરૂપ ઝેરી ફૂંફાડાઓથી સંસારરૂપી અરણ્યમાં ચાલનારા સઘળા લોકોને બાળી નાખે છે, જેને સારી સમજણ કેમે કરી ન મળે એવો છે, અપાર ઝેરને ધરનાર છે, ભુવનોને સંતાપ આપનાર છે અને વિષયોરૂપી માંસને માટે તૃષ્ણારૂપી મોઢું ફાડીને પોતાના શરીરને ઉછાળ્યા કરે છે, તેને 'કામનાઓના ત્યાગ' નામના મોટા અગ્નિથી બળાત્કારે બાળી નાખીને તમે સંસારથી રહિત થાઓ.[૮૧-૮૩] હે રામ! જેમ અસ્ત્રની યુક્તિથી ભયંકર અસ્ત્રને પણ શમાવવામાં આવે છે, તેમ શુદ્ધ ચિત્તથી મલિન ચિત્તને તુરત શમાવી નાખી, વાંદરા વિનાના ઝાડની પેઠે અખંડ શોભાવાળા થઈને તમે લાંબા દિવસો સુધી ચંચળપણાનો (વિષયોમાં ઉન્મુખ થવાનો) ત્યાગ કરી દો.[૮૪] આ પ્રકારથી અને આગળ કહેલા તત્ત્વબોધના પ્રકારથી અંદર શાંત કરેલા મનને નિર્મળ કરી, તે નિર્મળ મન વડે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ–દેહપર્યંત સઘળા દૃશ્યને 'આ ત્યાજ્ય જ છે' એવી દૃષ્ટિથી ખડનાં તણખલાં જેવું હલકું (તુચ્છ) જોતાં, સંસારનો પાર પામીને તમે લીલામાત્રથી ખાન–પાન કરો, શાસ્ત્રોક્ત કાર્યોમાં પણ વિહાર કરો અને શાસ્ત્રથી અવિરુદ્ધ લૌકિક કાર્યોમાં પણ રમણ કરો.[૮૫]

अमलमिति च कृत्वा चेतसा वीतशंकमुपशमितमनोंतःसर्वमादेहमेव । तृणलवलघुपश्यंल्लीलया हेयदृष्ट्या पिब विहर रमस्व प्राप्तसंसारपारः

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'રાઘવાશયવિનિયોગ' નામનો સર્ગ ૫૦મો સમાપ્ત

## सर्ग ५१ मो*

### શાંતપદમાં શાંતિ ઇચ્છનાર ઋષિ ઉદ્દાલક

**वसिष्ठ उवाच**

परिदीर्घासु तन्वीषु सुतीक्ष्णासु सितासु च ।
क्षुरधारोपमानासु चित्तवृत्तिषु तिष्ठ मा ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! ચિત્તની વૃત્તિઓ કે જેઓ પરલોકના વિષયો સુધી પણ પહોંચી શકે એવી લાંબીલાંબી છે, વાસનામય હોવાને લીધે સૂક્ષ્મ છે, જો જરાક પ્રમાદ થઈ જાય તો તુરત સમાધિનાં સુખને કાપી નાખે એવી અત્યંત તીક્ષ્ણ છે, આત્માના પ્રતિબિંબનું ગ્રહણ કરનારી હોવાને લીધે નિર્મળ છે અને તેથી જ અસ્ત્રાની ધાર જેવી છે, તેમાં પ્રમાદથી વિશ્વાસ રાખી બેસશો નહિ. હે નીતિના વિષયમાં પ્રવીણ રામ! ઉત્તમ કુળરૂપ સારા ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલી

* આ એકાવનમા સર્ગમાં શાંત પરમપદમાં શાંતિને ઇચ્છનારા ઉદ્દાલક મુનિને મનના દોષોને લીધે ઘણી રીતનો વિક્ષેપ થવાનું કહેવામાં આવશે.

તમારા શરીરરૂપી લતામાં આત્માના પરિચયવાળી આ બુદ્ધિરૂપી નવી ડાંખળી ઘણે કાળે ઉત્પન્ન થઈ છે; માટે તેને વિવેકરૂપી અમૃતના જળથી પોષણ આપજો.[૧'૨] આ શરીરરૂપી લતા કાળરૂપી સૂર્યથી કરમાઈને ધરતી પર પડી ન જાય તે પહેલાં તેને ઊંચી સ્થિતિમાં રાખીને તેની ડાંખળીનું રક્ષણ કરજો.[૩] હે મારાં વાક્યોના મુખ્ય તત્ત્વને જાણનારા રામ ! જેમ મોર મેઘના શબ્દની ભાવના કરવાથી સુખ પામે છે, તેમ તમે મારા વાક્યના અર્થની જ ભાવના કરવાથી સુખ પામશો. તમે સઘળા પ્રપંચને ઉત્પન્ન કરનારાં પૃથ્વી આદિ પાંચે ભૂતોને કાપી નાખીને તથા વીંધી નાખીને 'ઉદ્દાલક' નામના મુનિની પેઠે અત્યંત ધીરબુદ્ધિથી અંદર વિચાર કરો.[૪'૫]

**રામ બોલ્યા :** હે મહારાજ ! ઉદ્દાલક મુનિએ કયા ક્રમથી પાંચે ભૂતોને કાપી નાખીને તથા વીંધી નાખીને અંદર વિચાર કર્યો હતો ?[૬]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! પૂર્વે ઉદ્દાલક મુનિને જે રીતિ ભૂતોના સમૂહનો વિચાર કરવાથી અખંડિત પરમદૃષ્ટિ ( બ્રહ્મવિદ્યા ) પ્રાપ્ત થઈ હતી, તે રીતિ હું કહું છું, તે તમે સાંભળો.[૭] આ જગતરૂપી જૂના ઘરનો 'વાયવ્યદિશા' નામનો કોઈ ખૂણો કે જે પર્વતોરૂપી ઊંધાં વાળેલાં વાસણોથી ઘેરાયેલો છે, તેમાં 'ગંધમાદન' નામના મોટા પર્વતમાં પથરાયેલાં પુષ્પોવાળી, કપૂર જેવા પરાગોથી તથા કેસરાઓથી ભરપૂર વૃક્ષોવાળી, વિચિત્ર રંગનાં પક્ષીઓવાળી, અનેક પ્રકારની લતાઓથી શોભી રહેલી, વનચર લોકો જેના સીમાડામાં રહેલા છે એવી, પુષ્પોના કેસરાઓથી દીપતી, કોઈ સ્થળમાં અનેક મોટાંમોટાં રત્નોવાળી, કોઈ સ્થળમાં પવનથી ડોલતાં કમળોવાળી, કોઈ સ્થળમાં ચોટલાની પેઠે શોભતી ઝાકળવાળી અને કોઈ સ્થળમાં દર્પણોની પેઠે દીપતાં તળાવોવાળી એક જગ્યા છે. એ જગ્યામાં સીધાં વૃક્ષોવાળા, ઘૂંટીડૂબ પથરાયેલાં પુષ્પોવાળા અને મોટાંમોટાં વૃક્ષોની ઘાટી છાયાવાળા કોઈ સુંદર ઊંચા પ્રદેશમાં, યત્નોથી પુરુષાર્થને સિદ્ધ કરવાના અભિમાનવાળો, મહાબુદ્ધિમાન, મૌનવ્રતને ધરનારો અને જેને યુવાની પ્રાપ્ત થઈ ન હતી એવો 'ઉદ્દાલક' નામે એક મહાતપસ્વી પૂર્વે રહેતો હતો. એ ઉદ્દાલક પહેલાં થોડી બુદ્ધિવાળો, વિચાર વિનાનો, અણસમજુ, સારી વાસનાઓથી ભરેલા અંતઃકરણવાળો અને જેને બ્રહ્મપદમાં શાંતિ મળી ન હતી એવો હતો.[૮–૧૪] પછી એ મુનિને અનુક્રમે તપથી, શાસ્ત્રોમાં કહેલા નિયમો પાળવાથી અને સદાચરણોથી, પૃથ્વીને જેમ નવી ઋતુ પ્રાપ્ત થાય છે, તેમ નવા વિવેકનો ઉદય થયો.[૧૫] સંસારરૂપી રોગથી ભય પામેલા અને એકાંતમાં જ રહેનારા એ શુભ ચિત્તવાળા ઉદ્દાલકને કોઈ સમયે આ પ્રમાણે વિચાર ઉત્પન્ન થયો : 'મુખ્યત્વે કરીને પામવા જેવો કયો પદાર્થ છે, કે જેમાં શાંતિ મળવાથી કદી પણ શોક કરવો ન પડે અને જેને પામીને ફરી વાર જન્મનો જ સંબંધ થાય નહિ ?[૧૬'૧૭] જેમ મેઘ મેરુપર્વતના શિખરમાં શાંતિ પામે છે, તેમ હું જેમાં મનના વ્યાપારો જ ન હોય એવા પરમપવિત્ર પદમાં ક્યારે લાંબી શાંતિ પામીશ ?[૧૮] જેમ ઘોંઘાટ કરનારાં ચપળ મોજાંઓ સમુદ્રની અંદર શાંત થઈ જાય છે, તેમ ભોગોની તૃષ્ણાઓ મારી અંદર ક્યારે શાંત થઈ જશે ?[૧૯] 'આ કામને પહોંચી વળીને પછી આ કામ કરવું છે' એવી જાતની કલ્પનાને હું ઉત્તમ પદમાં શાંત થયેલી બુદ્ધિ વડે ક્યારે હસી કાઢીશ ?[૨૦] જેમ જળ કમળના પાંદડા ઉપર રહેલું હોવા છતાં પણ તેને વળગી જતું નથી, તેમ જગતરૂપી જાળ મારા ચિત્તમાં આભાસમાત્રથી રહેલી હોવા છતાં પણ ચિત્તને વળગે નહિ એવો સમય ક્યારે આવશે ?[૨૧] ઘણાઘણા તરંગોવાળી અને અવિવેકથી જેમાં પૂર આવ્યું છે એવી

તૃષ્ણારૂપી નદીને હું ઉત્તમ બુદ્ધિરૂપી વહાણથી ક્યારે તરી જઈશ? જગતનાં પ્રાણીઓ આ જે ગરબડભરેલી ખોટીખોટી ક્રિયાઓ કરે છે, તે ક્રિયાઓને હું જેમ છોકરાંઓની રમતને હસી કાઢું, તેમ ક્યારે હસી કાઢીશ?[૨૨,૨૩] વિકલ્પોથી વિક્ષેપ પામેલું અને હીંડોળાની પેઠે ઝુલ્યા કરતું મારું મન, જેમ 'ઉન્માદ' નામના રોગથી રહિત થયેલાનો ભય શાંત થાય છે, તેમ ક્યારે શાંત થશે?[૨૪] હું ક્યારે બ્રહ્મા જેવો પૂર્ણ બુદ્ધિવાળો થઈને ઉદય પામેલા સ્વરૂપના પ્રકાશના સ્ફુરણથી જગતની સ્થિતિઓની હાંસી કરતોકરતો પોતામાં જ સંતોષ પામીશ?[૨૫] હું અંદર એકરસ સ્વરૂપવાળો, સૌમ્ય અને સઘળી વસ્તુઓમાં સ્પૃહા વિનાનો થઈને મથનથી મુક્ત થયેલા ક્ષીરસાગરની પેઠે ક્યારે શાંત થઈશ?[૨૬] હું અત્યંત દૃઢ લાગતી અને સેંકડો આશાઓથી જ રચાયેલી આ સઘળી દૃશ્યોની શોભાને બ્રહ્મરૂપ જોતો અને અંદર અત્યંત વ્યાપકતાને પ્રાપ્ત થયેલો ક્યારે થઈશ?[૨૭] હું સઘળી કલ્પનાઓથી રહિત થયેલી બુદ્ધિ વડે બહારના તથા અંદરના વિષયો સહિત આ સઘળા જગતને ચૈતન્યરૂપ જોઈને તે જ ભાવનાથી ક્યારે સ્થિર થઈશ?[૨૮] હું શાંત ચિત્તવાળો અને સર્વોત્તમ ચૈતન્યના રસનો અનુભવ કરનારો થઈ, જેમ જન્માંધ માણસ જન્માંધપણું મટી જવાથી બીજા પુરુષને દેખે છે, તેમ પરમાત્માને ક્યારે દેખીશ?[૨૯] અભ્યાસથી મળે એવા અતિ સુંદર ચૈતન્યના પ્રકાશને પ્રાપ્ત થઈને હું આ કાળની કલ્પનારૂપ તુચ્છ જગતની સ્થિતિને દૂર ઊભો રહી (આસક્તિથી રહિત થઈને) ક્યારે જોયા કરીશ?[૩૦] હું ઇષ્ટથી તથા અનિષ્ટથી રહિત થઈને 'આ ત્યાજ્ય છે અને આ ગ્રાહ્ય છે' એવી બુદ્ધિથી રહિત થઈ, સ્વયંપ્રકાશ પદમાં રહીને મારામાં જ ક્યારે સંતોષ પામીશ?[૩૧] આ મારી અવિદ્યારૂપી કાળી રાત્રિ, કે જે દુષ્ટ આશાઓરૂપી ઘુવડપક્ષિણીઓથી ઘેરાયેલી છે અને હૃદયરૂપી કમળને જડતાથી (મૂર્ખતાથી અને હિમથી) બાળી નાખનાર છે, તે ક્યારે ક્ષય પામશે?[૩૨] હું પર્વતની ગુફાની અંદર નિર્વિકલ્પ સમાધિને લીધે બ્રહ્માકાર મનવાળો થઈને, સંસારનું અનુસંધાન નહિ રહેવાથી પથ્થરના જેવી સ્થિરતાને ક્યારે મેળવીશ?[૩૩] 'અભિમાન' નામની વૃત્તિઓરૂપી મોટામોટા મદના પ્રવાહવાળો મારો અહંકારરૂપી હાથી તત્ત્વના બોધરૂપી સિંહના પંજાથી હણાઈને ક્યારે નાશ પામશે? હું નિર્વિકલ્પક સમાધિમાં શાંત થઈ, બોલ્યાચાલ્યા વિના બેસી રહું અને વનમાં પક્ષીઓ મારા માથા ઉપર ખડનો માળો બાંધે, એવો સમય ક્યારે આવશે? હું મારી બુદ્ધિને ધ્યાનથી ધીર કરી, પર્વતની પેઠે તથા ઠૂંઠાની જેમ અવિચળ થઈ બેસું અને પક્ષીઓ મારી છાતી પર પડેલી જટામાં આરામ લે, એવો દિવસ ક્યારે આવશે? આ સંસારરૂપી વગડો કે જે તૃષ્ણાઓરૂપી કરંજ નામનાં ઝાડથી ઘેરાયેલો અને જન્મોરૂપી જૂની ઝાડીઓવાળો છે, તેનો ત્યાગ કરીને હું ક્યારે નીકળીશ?[૩૪–૩૭]

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! એ પ્રમાણે વનમાં ચિંતાને પરવશ થયેલો ઉદ્દાલક બ્રાહ્મણ વારંવાર બેસીને ધ્યાનનો અભ્યાસ કરવા લાગ્યો. અભ્યાસ કરવા છતાં પણ વાંદરાની જેમ ચંચળ મન વિષયોથી ખેંચાવાને લીધે, તે બ્રાહ્મણને પ્રીતિ આપનારી સમાધિની સ્થિતિ પ્રાપ્ત થઈ નહિ.[૩૮,૩૯] કોઈ સમયે બહારના વિષયોના સ્પર્શોનો ત્યાગ થયા પછી, સમાધિમાં પ્રવેશ કરવાના સમયમાં તે ઉદ્દાલકનો ચિત્તરૂપી વાંદરો રજોગુણથી ક્ષોભ પામીને, અરુચિ તથા આલસ્ય આદિ ઉદ્વેગોને પ્રાપ્ત થવા લાગ્યો.[૪૦] કોઈ સમયે તેનો ચિત્તરૂપી વાંદરો સમાધિનાં સુખોના સ્પર્શોનો ત્યાગ કરીને ચપળપણાથી, જેમ ઝેરથી મરી ગયેલો પ્રાણી

દેહની ગરમીનો ત્યાગ કરીને પરલોકમાં જાય, તેમ વિષયોમાં જવા લાગ્યો.[૪૧] હે કમળસરખાં નેત્રો વાળા રામ ! કોઈ સમયે તેનું ચિત્ત હૃદયાકાશમાં ઊગેલા સૂર્ય જેવા તેજને જોઈને પાછું તુરત જ વિષયોમાં દોડી જવા લાગ્યુ.[૪૨] કોઈ સમયે તેનું ચિત્ત અજ્ઞાનરૂપી અંધકારનો સહેજ ત્યાગ કરીને, વળી પાછું તુરત જ વિષયોની વાસના જાગ્રત થવાને લીધે વિષયોમાં લંપટ થઈને, ત્રાસ પામેલા પક્ષીની જેમ છટકી જવા લાગ્યું.[૪૩] કોઈ સમયે તેનું ચિત્ત બહારના વિષયોનો તથા સમાધિનાં સુખોનો પણ ત્યાગ કરી અજ્ઞાનની સ્થિતિને તથા આત્મપ્રકાશની સંધિમાં લીન થઈને લાંબા કાળ સુધી નિદ્રારૂપી સ્થિતિને જ પામવા લાગ્યું. આ પ્રમાણે ધ્યાનના આનંદો લેવાને માટે નિત્ય ઉગ્ર ગુફાઓમાં રહેતો અને જેના વિચાર ધ્યાનમાં જ લાગેલા રહેતા હતા એવો એ ઉદ્દાલક, તુચ્છ તૃષ્ણાના તરંગોથી ચલાયમાન થવાને લીધે વ્યાકુળ થઈને, વાયુએ જળમાં નાખી દીધેલું વૃક્ષ જેમ જળના તરંગોથી કંપાયમાન થઈ સંકટમાં રહ્યા કરે, તેમ સંકટમાં રહેવા લાગ્યો.[૪૪-૪૬] પછી જેનું મન વ્યાકુળ થઈ ગયું હતું એવો એ ઉદ્દાલક મુનિ જેમ સૂર્ય નિત્ય મેરુપર્વતમાં એકાએક ફરે છે, તેમ નિત્ય પર્વતમાં ફરવા લાગ્યો.[૪૭] ફરતાંફરતાં એક દિવસે એક ગુફા તેના જોવામાં આવી કે જે ગુફા કોઈ પણ પ્રાણીઓથી ન પહોંચાય એવી હોવાને લીધે, જાણે ઇંદ્રિયો આદિ સઘળા પદાર્થોના સંચાર વિનાની મોક્ષદશા હોય એવી લાગતી હતી. તે પવનોની અડચણ વિનાની હતી, મૃગોથી તથા પક્ષીઓથી રહિત હતી, દેવતાઓએ તથા ગંધર્વોએ પણ જોયેલી ન હતી, તેમ જ પરબ્રહ્મની પેઠે શોભતી હતી.[૪૮,૪૯] પુષ્પોના સમૂહોથી તે ઢંકાયેલી હતી, કૂણાંકૂણાં લીલાં ખડવાળી હતી, જાણે ચંદ્રકાંતમણિઓથી અને મરકતમણિઓથી બનાવેલી હોય એવી હતી; ઘાટી, શીતળ છાયાવાળી હતી, રત્નોરૂપી દીવાઓથી સ્પષ્ટ દેખાતી હતી અને સારી રીતનાં રક્ષણોવાળી હોવાને લીધે જાણે વનદેવીઓના અંતઃપુરનો કોઈ ખંડ હોય એવી તે લાગતી હતી. વળી તે ધરતી પર ફેલાયેલા તથા માત્ર ટાઢને મટાડે એવા પ્રકાશોવાળી હતી, અતિ ઉષ્ણ પણ ન હતી, તેમજ અતિ શીતળ પણ ન હતી અને જાણે શરદઋતુના ઊગતા સૂર્યની સોના જેવી પીળી પ્રભા હોય એવી તે લાગતી હતી. પ્રભાતકાળમાં સૂર્યના ઉદયનો તડકો અંદર આવવાને લીધે તે આગળના ભાગમાં સુકાયેલી હતી. પશ્ચિમ ભાગમાં પણ ગોખોવાળી હોવાને લીધે, મંદ તથા શબ્દ વિનાના પવનની સગવડવાળી હતી અને મંજરીઓવાળાં વૃક્ષોથી શોભતી હોવાને લીધે તે જાણે સ્વયંવરમાં હાથમાં માળા લઈને તૈયાર થયેલી રાજકન્યા હોય એવી જણાતી હતી. જાણે સાક્ષાત્ ઉપશમની જ પદ્ધતિ હોય તેમ આશ્રય કરવાને તે યોગ્ય હતી. કમળના કેશ જેવી કોમળ હોવાને લીધે બ્રહ્માને પણ વિશ્રામ લેવાને માટે તે યોગ્ય જણાય એવી હતી અને ચારેબાજુ પુષ્પોના સમૂહોથી તે સુંદર તથા કોમળ દેખાવવાળી હતી.[૫૦-૫૪]

उपशमपदवीमिवानुरूपां कमलजविश्रमणाय योग्यरूपाम् । कुसुमनिकरकोमलाभिरामां सरसिजकोटरकोमलां समंतात् ॥ ५४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો
'ઉદ્દાલકમનોરથ' નામનો સર્ગ ૫૧મો સમાપ્ત

## સર્ગ પરમો×

### ઉદ્દાલકે પોતાના મનને અનેક પ્રકારો વડે સમજાવ્યું

वसिष्ट उवाच

स तां विवेश धर्मात्मा गंधमादनकंदराम् ।
चित्रभ्रमणसंप्राप्तामलिः पद्मकुटीमिव ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! પછી જેમ ભ્રમર

× આ બાવનમા સર્ગમાં ઉદ્દાલકે ગુફામાં આસન

ઘણા ભ્રમણથી મળેલી કમળરૂપી કોટડીમાં પ્રવેશ કરે, તેમ તે ધર્માત્મા ઉદ્દાલક ઘણા ભ્રમણથી મળેલી એ ગંધમાદન પર્વતની ગુફામાં પ્રવેશ કર્યો. જેમ સૃષ્ટિ સંબંધી ઉદ્યોગની સમાપ્તિ થતાં, નારાયણના નાભિકમળમાં પ્રવેશતા બ્રહ્મા શોભે તેમ સમાધિ માટે તૈયાર થઈને એ ગુફામાં પ્રવેશતો તે ઉદ્દાલક શોભવા લાગ્યો.[૧-૨] જેમ ઈંદ્ર કોમળ વાદળાંઓના સમૂહને બનાવે છે, તેમ એ ઉદ્દાલકે તે ગુફામાં નહિ કરમાયેલાં પાંદડાંઓથી કોમળ આસન બનાવ્યું કે જેની ઉપર પોતાનું શરીર ગુચ્છની પેઠે શોભે.[૩] જેમ મેરુપર્વત નીલમણિના શિખર ઉપર રત્ન જેવા તારાઓવાળા આકાશને બિછાવે છે, તેમ એ ઉદ્દાલકે તે આસનની ઉપર સુંદર બિંદુઓવાળું મૃગચર્મ બિછાવ્યું.[૪] જેમ મેઘ વરસી રહી, શુદ્ધ થઈને કાંઈ પણ ગર્જના નહિ કરતાં, શિખર ઉપર બેસે છે, તેમ એ ઉદ્દાલક ચિત્તની વૃત્તિઓને પાતળી પાડી, શુદ્ધ થઈ મૌનવ્રત ધારણ કરીને તે આસન ઉપર બેઠો. પછી ઉત્તરદિશામાં મુખ રાખી, કપિલ આદિ મહાત્માઓની પેઠે અત્યંત દૃઢ સિદ્ધાસન વાળી, પગની પાનીઓ વડે વૃષણોને દબાવીને તેણે મહાત્મા ગુરુઓને પ્રણામો કર્યા.[૫-૬] વિષયોમાં દોડ્યા કરતા મનરૂપી મૃગને વાસનાઓથી ખેંચી લઈને નિર્વિકલ્પ સમાધિને માટે તેણે નીચે પ્રમાણે મનને સમજાવવારૂપ વિચાર કર્યો.[૭]

ઉદ્દાલક બોલ્યો : (સ્વગત) હે મૂર્ખ મન તને સંસારની વૃત્તિઓનું શું પ્રયોજન છે ? જે સમજુ હોય તે પરિણામે દુઃખ દેનારી ક્રિયાનું સેવન કરે જ નહિ. જે મનુષ્ય ઉપશમરૂપી રસાયનને ત્યજીને ભોગો ઉપર દોડે, તે મનુષ્ય કલ્પવૃક્ષોના વનને ત્યજીને ઝેરી જંગલમાં જાય છે, એમ સમજવું. હે ચિત્ત ! તું પાતાળમાં જઈશ અથવા બ્રહ્મલોકમાં જઈશ, તોપણ ઉપશમરૂપી અમૃત વિના તને પરમ શાંતિ મળશે નહિ. હે ચિત્ત ! તું જ સેંકડો આશાઓથી ભરપૂર રહીને સઘળાં દુઃખો દીધા કરે છે, એટલા માટે હવે તું ભોગોની આશાઓને ત્યજી દઈને, અત્યંત સુંદર અને પરમ કલ્યાણરૂપી નિર્વાણપદમાં જા. હે ચિત્ત ! આ સારા પદાર્થો મેળવવા અને ખરાબ પદાર્થો ત્યજી દેવા વગેરે વિચિત્ર કલ્પનાઓ તને દુઃખ દેનારી જ છે, સુખ દેનારી કદી પણ નથી.[૮-૧૨] હે મૂર્ખ ચિત્ત ! જેમ વરસાદની દેડકી વ્યર્થ જ ભમ્યા કરે છે, તેમ તું આ શબ્દ–સ્પર્શાદિ નીચ વૃત્તિઓથી નિરંતર વ્યર્થ શા માટે ભમ્યા કરે છે ?[૧૩] હે મનરૂપી દેડકી ! તેં અંધ થઈને એટલા કાળ સુધી ભુવનોમાં અત્યંત ભ્રમણ કરીને કયું ફળ મેળવ્યું ?[૧૪] હે મૂર્ખ ચિત્ત ! સઘળી વૃત્તિઓના ઉપરામરૂપ સમાધિ કે જેમાંથી વિદેહકૈવલ્યરૂપ સુખ મળવાનો તથા જીવન્મુક્તિરૂપ આરામ મળવાનો સંભવ છે, તેમાં તું દૃઢ ઉદ્યોગ શા માટે કરતું નથી ?[૧૫] હે મૂર્ખ ચિત્ત ! તું બહાર રહેલી વૃત્તિથી કાન સુધી પહોંચીને, જેમ મૃગ પારધીના ગાયન આદિ શબ્દોથી મોહિત થઈને દુઃખી થાય છે, તેમ સ્ત્રીઓ આદિના શબ્દોમાં મોહિત થઈને દુઃખી થા નહિ.[૧૬] હે મૂર્ખ ચિત્ત ! તું કેવળ દુઃખ ભોગવવાને માટે જ ચામડી સુધી જઈને, જેમ હાથી હાથણીના સ્પર્શની લાલચથી બંધાઈ જાય છે, તેમ સ્ત્રીઓ આદિના સ્પર્શની લાલચથી બંધાઈ જા નહિ.[૧૭] હે આંધળા ચિત્ત ! તું જીભપણાને પામી જેમ માછલું પકડવાના ચિપિયા પર રાખેલા માંસના પિંડની લાલચથી દુઃખી થાય છે, તેમ દુષ્ટ અન્નોની લાલચથી દુઃખી થઈ જા નહિ.[૧૮] હે મૂર્ખ ચિત્ત ! તું ચક્ષુપણાને પામી જેમ પતંગિયું દીવાના રૂપની લાલચથી દગ્ધ થઈ જાય છે, તેમ સ્ત્રીઓ આદિનાં સારાંસારાં રૂપોની લાલચથી દગ્ધ થઈ

---

પર બેસી, સમાધિમાં પ્રવેશ કરવા સારુ પોતાના મનને અનેક પ્રકારોથી સમજાવ્યાની કથા કહેવામા આવશે.

જ નહિ.[૧૯] હે મૂર્ખ ચિત્ત! તું નાકને પામી જેમ ભ્રમર સુગંધની લાલચથી કમળની અંદર બંધાઈ જાય છે, તેમ સુગંધોની લાલચથી સ્ત્રીઓ આદિનાં શરીરોની અંદર બંધાઈ જા નહિ.[૨૦] હે મૂર્ખ મન! મૃગ, ભ્રમર, પતંગિયું, હાથી અને મત્સ્ય આદિ તો એકએક વિષયોની લાલચરૂપી અનર્થથી માર્યા જાય છે, ત્યારે તું કે જે સઘળા વિષયોની લાલચોરૂપી સર્વ અનર્થોથી વ્યાપ્ત છે, તેને તો કેમ જ સુખ મળે ?[૨૧] હે ચિત્ત! જેમ કોશેટાનો કીડો પોતાની લાળને પોતાના બંધનને માટે જ ફેલાવે છે, તેમ તેં વાસનાઓની જાળને તારા પોતાના જ બંધનને માટે ફેલાવેલી છે.[૨૨] હે ચિત્ત! તું જો સંસારરૂપી રોગને ત્યજી દઈ, શરદઋતુનાં વાદળાં જેવું શુદ્ધ થઈને નિર્મૂળ (સંપૂર્ણ રીતે) શાંત થઈ જાય તો તને અનંત વિજય મળ્યો કહેવાય.[૨૩] હે ચિત્ત! તું આ જગત સંબંધી પ્રવૃત્તિને, જન્મ–મરણ તથા દુઃખ–દારિદ્રય આદિ અનેક દશાઓને આપનારી અને પરિણામે પણ પરિતાપોને જ ઉત્પન્ન કરનારી જાણવા છતાં પણ નહિ ત્યજી દે, તો દુઃખી જ થઈશ એમાં સંશય નથી.[૨૪] અથવા હે ચિત્ત! તું કે જે મારા અહિતરૂપ છે, તેને આ હિતનો ઉપદેશ હું શા માટે આપું છું ? તને બળાત્કારથી વશ કરીને વિચારથી તારો નાશ કરવો જ યોગ્ય છે. વિચારવાળા પુરુષને તું (મન) રહેતું જ નથી, અથવા ચિત્તનો નાશ કરવામાં જુદો યત્ન કરવાની પણ કાંઈ જરૂર નથી; કેમકે મૂળ અજ્ઞાનનો નાશ કરવાથી જ ચિત્તનો નાશ થઈ જાય એમ છે. જેમ વરસાદનું ધાટાપણું જ્યાં સુધી હોય ત્યાં સુધી જ ઝાકળનું ધાટાપણું હોય છે, તેમ જ્યાં સુધી અજ્ઞાનનું ધાટાપણું હોય ત્યાં સુધી જ ચિત્તનું ધાટાપણું રહે છે. જેમ વરસાદનો નાશ થાય ત્યારે ઝાકળનો નાશ થાય જ છે, તેમ અજ્ઞાનનો નાશ થાય, ત્યારે ચિત્તનો નાશ થયા વિના રહે જ નહિ.[૨૫–૨૭] જેમ શરદઋતુનું વાદળું શુદ્ધ થઈને પાતળું પડ્યું કે ક્ષીણ થયું એમ જ ધારવામાં આવે છે, તેમ જ ચિત્ત શુદ્ધ થઈને પાતળું પડ્યું કે ક્ષીણ થઈ જ ગયું એમ હું માનું છું.[૨૮] ચિત્ત કે જે મુદ્દલ છે જ નહિ અથવા જો છે, તો વિચારમાત્રથી નષ્ટ થઈ જાય એવું છે, તેને જ આવી શિખામણ દેવી એ તો આકાશને, જળને અને પવનને પ્રહાર દેવાની પેઠે નકામી જ છે.[૨૯] હે ચિત્ત! હું તને શિખામણ નહિ દેતાં, તારો ત્યાગ જ કરું છું; કેમકે જેનો ત્યાગ કરવો યોગ્ય હોય તેને શિખામણ દેવી એ મોટી મૂર્ખતા જ કહેવાય છે. હે મિથ્યાભૂત ચિત્ત! હું તો વિકલ્પોથી રહિત છું, સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપ છું તથા અહંકારની વાસના વિનાનો છું; માટે તું કે જે અહંકારના બીજરૂપ છે, તેની સાથે મારે સંબંધ જ નથી.[૩૦,૩૧] 'આ દેહ હું છું' એવું વ્યર્થ અને દુષ્ટ અભિમાન તેં જ કરાવી દીધું છે એ તારો મોટો અપરાધ છે. જો કે એ દુષ્ટ અભિમાન શંકાથી ખવાયેલા ઝેરથી થયેલા વિષૂચિકાની પેઠે ખોટા કારણથી જ થાય છે, તોપણ મૂઢ લોકોની મોટી ખરાબી કરનાર થાય છે.[૩૨] જેમ હાથણી અને હાથીના જોડાની સ્થિતિ બીલાની અંદર થવી સંભવતી નથી; તેમ દેશ–કાળ આદિના માપમાં નહિ રહેનાર આત્માની તારામાં મર્યાદિત સ્થિતિ (દેહાદિના અહંભાવની સ્થિતિ) થવી સંભવતી જ નથી માટે એ દુષ્ટ અભિમાન ખોટા કારણથી થયેલું છે. અરે ચિત્ત! આ ઊંડી ખાડના જેવી અદશ્યતાવાળી અને અનેક દુઃખોને આપનારી વાસનાને અનુસરનાર તું જ છે, એટલા માટે હું તારો ત્યાગ કરું છું; હું કદી પણ એ વાસનાને અનુસરનાર નથી.[૩૩,૩૪] 'આ દેહ હું છું' એવી ભ્રાંતિ તો તેં જ અહંતાથી કલ્પી લીધી છે; માટે જે પુરુષ બાળક જેવો અવિચારી હોય તેને જ

તે સંબંધી મોહ હોવો સંભવે; પણ હું કે જે વિચારવાળો છું તેને એ મિથ્યામોહ શો પદાર્થ છે? કાંઈ નથી.[૩૫] પગના અંગૂઠાથી માંડીને માથા સુધીના સઘળા અવયવોનું મેં કણકણ જેટલા વિભાગો પાડીને વિવેચન કરી જોયું, પણ તેમાં જે 'હું' કહેવાય છે તે કોણ છે? તેનો પત્તો મળતો નથી. 'હું છું' એમ માની બેઠેલો તે કોણ હશે?[૩૬] હું પોતે તો સઘળી દિશાઓમાં ભરપૂર; દેશના, કાળના તથા વસ્તુના માપથી રહિત; કોઈ બીજાથી જણાય નહિ એવું અને વાસ્તવિક રીતે કોઈ પણ અનાત્મવસ્તુરૂપે ગોઠવાય નહિ એવું જે ત્રૈલોક્યમાં એક જ અનુભવાત્મક ચૈતન્ય છે તે છું; માટે મને દેહાદિ મર્યાદિત વસ્તુમાં અભિમાન થવું સંભવતું નથી.[૩૭] જેનું દેશ–કાળાદિથી માપ જ નથી, જેમાં કોઈ પ્રકારની કલ્પના જ નથી અને જેમાં એકપણું, અન્યપણું, મોટાપણું કે નાનાપણું છે જ નહિ, એવો હું દેહાદિમાં અભિમાન ધરી બેસું એ સંભવતું જ નથી.[૩૮] હે ચિત્ત! હું પોતે અનુભવરૂપ છું, એટલા માટે મારા સાક્ષીસ્વરૂપથી તને મારા જ્ઞેયપદાર્થરૂપ અને મોટાંમોટાં અહંતા આદિ દુઃખોના કારણરૂપ જાણું છું; માટે હવે હું વિવેકથી ઉત્પન્ન થયેલા બોધરૂપી શસ્ત્રનું ગ્રહણ કરીને તને મારી નાખું છું.[૩૯] દેહમાં આ માંસ છે, આ રુધિર છે, આ અસ્થિઓ છે અને આ શ્વાસના પવનો છે, તો તેઓમાં 'હું, હું' એમ માની બેસનાર તે કોણ છે?[૪૦] જે ગતિરૂપે અંશ છે તે પ્રાણોનો છે, જે બોધરૂપ અંશ છે તે મહાચૈતન્યનો છે અને જે જરા તથા મરણરૂપ અંશો છે તેઓ શરીરના છે, તો તેઓમાં 'હું, હું' એમ માની બેસનાર તે કોણ છે?[૪૧] હે ચિત્ત! જે માંસ છે તે પણ અહંપદનો અર્થ નથી, જે રુધિર છે તે પણ અહંપદનો અર્થ નથી, જે અસ્થિઓ છે તેઓ પણ અહંપદનો અર્થ નથી, જે બોધ છે તે પણ અહંપદનો અર્થ નથી અને જે ગતિ છે તે પણ અહંપદનો અર્થ નથી, ત્યારે અહંપદના અર્થરૂપ તે કોણ છે?[૪૨] આ નાક છે, આ જીભ છે, આ ચામડી છે, આ બે કાન છે, આ ચક્ષુ છે અને આ સ્પર્શ છે; તો તેઓમાં 'હું, હું' એમ માની બેસનાર તે કોણ છે?[૪૩] વાસ્તવિક રીતે વિચાર કરી જોતાં જે મન છે, તે પણ અહંપદનો અર્થ હોવો સંભવતો નથી. જે તું (ચિત્ત) છે તે પણ અહંપદના અર્થરૂપ હોવું સંભવતું નથી, જે વાસના છે તે પણ અહંપદના અર્થરૂપ હોવી સંભવતી નથી અને આત્મા છે તેને તો અહંપણાનો સ્પર્શ પણ હોવો સંભવતો નથી. આત્મા કેવળ શુદ્ધ ચૈતન્યરૂપે જ પ્રકાશે છે, માટે તેને 'અહં' એ પદ કોઈ પણ રીતે લાગુ પડે જ નહિ.[૪૪] કાં તો 'હું સર્વનું અધિષ્ઠાન છું માટે સર્વરૂપ છું' અને કાં તો જે સર્વ છે તે કાંઈ પણ હું નથી એમ માનવું યથાર્થ છે; પરંતુ 'જે મર્યાદિત દેહ છે તે હું છું' એમ માનવું તો ભૂલભરેલું છે અને તે સંભવતું નથી. જેમ વગડામાં મળેલો મદોન્મત્ત નહાર હરણનાં બચ્ચાંને ઠગીને હેરાન કરે છે, તેમ અજ્ઞાનરૂપી ધુતારાએ મને ઘણા દિવસ થયાં અહંતાથી ઠગીને હેરાન કર્યો છે.[૪૫-૪૬] હમણાં મેં જ એ અજ્ઞાનરૂપી ચોરને ઓળખી લીધો એ બહુ સારું થયું છે. મારા સ્વરૂપરૂપી ધનનું હરણ કરનારા એ ચોરનો હું હવે કદી પણ ફરી વિશ્વાસ કરીશ નહિ.[૪૭] હું સર્વ દુઃખોથી રહિત છું અને એ અજ્ઞાનરૂપી ચોર સર્વદા દુઃખમય જ છે; માટે હું તેનો નથી અને તે મારો નથી. જેમ મેઘ પર્વતમાં રહેવા છતાં પણ તે મેઘ પર્વતનો કાંઈ પણ સંબંધી નથી, તેમ અજ્ઞાનરૂપી ચોર મારા એકદેશમાં રહેનો હોવા છતાં પણ મારો કાંઈ પણ સંબંધી નથી.[૪૮] જો કે મારે સર્વથા અહંકારાદિ છે જ નહિ, તોપણ જેમ નટ તાત્કાલિક

વેશથી બીજારૂપ થાય છે, તેમ હું તાત્કાલિક કલ્પનાથી અહંકારરૂપ થઈને બોલું છું, જાણું છું, રહું છું અને ચાલું છું. હું પોતાના આત્માના અવલોકનને લીધે અહંકારથી રહિતપણાને પ્રાપ્ત થયો છું. હું નિશ્ચયથી માનું છું કે ચક્ષુ આદિ ઇંદ્રિયો વાસ્તવિક રીતે હું જ છું. જો એ ઇંદ્રિયો મારાથી જુદી હોય તો જડ જ છે, એટલે તેઓ દેહમાંથી જતી રહે અથવા દેહમાં રહે, તોપણ એમને અને મને કાંઈ પણ લાગતું–વળગતું નથી.[૪૯-૫૦] હાય હાય! જગતરૂપી બાળકને ભૂતની પેઠે નડનારો અને તાડ જેવા અતુલ ઊંચા આકારવાળો આ અહંકાર કોણ છે, શી રીતે છે અને કોણે કલ્પેલો છે?[૫૧] જેમ મૃગ ખડ વિનાના દુષ્ટ પર્વતમાં નકામો જ અથડાયા કરે, તેમ આટલા બધા લાંબા કાળ સુધી હું નકામો જ આ અહંકારરૂપી ખાડામાં અથડાયો છું.[૫૨] જો ચક્ષુ દર્શનરૂપ પોતાના વિષયમાં જતું હોય તો ભલે જાય, પણ તે કામમાં હું દેખું છું એમ માનનારો કોણ કે જે તે દેખવાના કામમાં દુઃખી થાય છે?[૫૩] જો ત્વચા સ્પર્શરૂપ પોતાના વિષયોમાં જતી હોય તો ભલે જાય, પણ તે સ્પર્શ કરવાના કામમાં દુષ્ટ પિશાચની પેઠે ઉદય પામતો અહંકાર કોણ?[૫૪] જો જીભ રસરૂપ પોતાના વિષયમાં જતી હોય તો ભલે જાય, પણ તે રસનું ગ્રહણ કરવાના કામમાં 'હું રસ લઉં છું' એમ માનનારો દુષ્ટ અહંકાર કોણ અને ક્યાંથી આવ્યો? અહંકાર એ તો એક જાતનો ભ્રમ જ જણાય છે.[૫૫] જો બિચારો કાન શ્રવણની તૃષ્ણાને વશ થઈને શબ્દરૂપ પોતાના વિષયમાં જતો હોય તો ભલે જાય, પણ તે કામમાં મિથ્યા અહંકારરૂપી દુઃખનો શો પ્રસંગ છે?[૫૬] જો ઘ્રાણ તૃષ્ણાથી ઘેરાઈને ગંધરૂપ વિષયમાં જતી હોય તો ભલે જાય, પણ તેમાં 'હું સૂંઘું છું' એમ માની લેનારો જે ચોર છે, તેને હું જાણતો જ નથી.[૫૭] ઉપર કહેલાં સ્થળોમાં (ઇંદ્રિયોનાં કાર્યોમાં) 'હું કરું છું' એવી જે કલ્પના થાય છે, એ તો ઝાંઝવાનાં પાણીની પેઠે એક જાતનું નકામું તૂત જ છે. એ કલ્પના એક જાતના તૂતરૂપ છે, માટે તેના હોવાથી 'આ દેહ હું છું' એવી જે આસક્તિ થાય છે, તે પણ એક જાતની ભ્રાંતિ જ છે. દેહમાં જે અહંભાવરૂપ વાસના છે, તે ટળી જશે, તો દેહનું જીવન જ નહિ રહે એમ નથી; કેમકે વાસના વિનાનો દેહ પણ ચક્ષુ આદિ ઇંદ્રિયોને લીધે પોતાની મેળે પોતાનાં જીવનરૂપ બહારનાં કાર્યોમાં વ્યવહાર કરી શકે એમ છે. દેહની પ્રવૃત્તિમાં વાસના કારણરૂપ છે જ નહિ. હે ચિત્ત! જો વાસના વિનાનું કામ કરવામાં આવે, તો તાત્કાલિક ભોગના આભાસમાં 'હું સુખી છું કે દુઃખી છું' એવું અભિમાન થાય જ નહિ અને ભવિષ્યમાં પણ સુખ–દુઃખોનો અનુભવ સુદ્ધાં થાય જ નહિ; એટલે શોક, મોહ, ભય, ઉદ્વેગ તથા ચિંતા આદિ સઘળા તાપોની શાંતિ જ થાય એ મોટો ગુણ છે.[૫૮-૬૦] હે મૂર્ખ ઇંદ્રિયો! માટે અંદરથી પોતપોતાની વાસનાને છોડી દઈને પછી સઘળાં કામ કરો, કે જેથી તમને કોઈ દુઃખ જ પ્રાપ્ત થશે નહિ.[૬૧] જેમ બાળકો પ્રથમ કાદવનાં રમકડાં બનાવી લે છે અને પછી તેઓના વિનાશથી ખેદ ઉત્પન્ન કરે છે, તેમ તમે જ વિષયોની અને વિષયોના નાશથી દુઃખની આ ખોટી વાસના ઉત્પન્ન કરી છે.[૬૨] જેમ તરંગ આદિ પદાર્થો જળથી જુદા નથી, તેમ વાસના આદિ સઘળા પદાર્થો આત્માથી જુદા નથી એવો નિશ્ચય જ્ઞાનીને જ હોય છે, અજ્ઞાનીને હોતો નથી. હે ઇંદ્રિયોરૂપી બાળકો! જેમ કોશેટાના મૂઢ કીડાઓ પોતે જ ઉત્પન્ન કરેલા તંતુથી ખરાબ થાય છે, તેમ તમે પણ પોતે જ ઉત્પન્ન કરેલી તૃષ્ણાથી ખરાબ થાઓ છો. હે ઇંદ્રિયો! જેમ પર્વતના શિખરની ઉપર ચડતાં માણસો પિત્તથી ભમતી પોતાની દૃષ્ટિને લીધે જ નીચે પડી જઈને ઊંડી

ખાડામાં લોટે છે, તેમ તમે પોતાની તૃષ્ણાને લીધે જ અવળા માર્ગોમાં પડીને જરા તથા મરણનાં સંકટોમાં લોટો છે.[૬૩–૬૫] જેમ છિદ્રોમાં પરોવાયેલી લાંબી દોરી જ મોતીઓને એકઠાં બાંધવાના કારણરૂપ થાય છે, તેમ વાસના જ તમને એકત્ર બંધાવામાં કારણરૂપ થયેલી છે.[૬૬] આ વાસના કેવળ ભ્રાંતિથી જ થયેલી છે, માટે વાસ્તવિક રીતે સાચી છે જ નહિ અને તે વાસના, જેમ દાતરડાથી ખડ કપાઈ જાય, તેમ સંકલ્પના ત્યાગમાત્રથી જ કપાઈ જાય છે.[૬૭] જેમ પવનોની હાર દીવાઓને તથા બીજાં ચકચકિત તેજોને પણ મૂંઝાવી દેવાને માટે તથા નષ્ટ કરી દેવાને માટે કારણરૂપ થાય છે, તેમ આ વાસના જ તમને મોહ પામતા કરી દેવાને માટે તથા મરણ આદિનાં દુઃખો દેવાને માટે કારણરૂપ થયેલી છે.[૬૮] હે સઘળી ઇંદ્રિયોના આધારરૂપ ચિત્ત! માટે તું સઘળી ઇંદ્રિયોની સાથે એકમત થઈ પોતાના મિથ્યારૂપપણાનો નિશ્ચય કરી નિર્મળ અને પરમ શાંત બ્રહ્મરૂપ થઈને રહે. હે ચિત્ત! તું પ્યારા વિષયોના ત્યાગ કરવા રૂપ મંત્રની યુક્તિથી આ છેડા વિનાની અને અજ્ઞાનરૂપ વિષમ વિષયથી ઉત્પન્ન થયેલી 'અહંતા' નામની વાસનારૂપી વિષૂચિકાને (કોલેરાને) સારી પેઠે દૂર કરી નાખીને સંસારથી રહિત એવા પૂર્ણાનંદરૂપ અને જેને મરણ આદિ ભયો પહોંચી શકતા નથી એવા પરમાત્મારૂપ થઈ જા.[૬૯,૭૦]

विषयविषविषूचिकामनंतां निपुणमहंस्थितिवासनामपास्य । अभिमतपरिहारमंत्रयुक्त्या भवविभवो भगवान् भियाममूमिः ॥७०॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ઉદ્દાલકવિચાર' નામનો સર્ગ પરમો સમાપ્ત**

# સર્ગ ૫૩ મો×

## આત્મા વાસના ને અહંકારથી નિર્લેપ છે તથા મન અને શરીર પરસ્પર વેરી છે

**उद्दालक उवाच**

अपारपर्यंतवपुः परमाण्वणुरेव च ।
चिद्चेत्या तदाक्रांतौ न शक्ता वासनादयः ॥१॥

**ઉદ્દાલક બોલ્યો :** જે ચૈતન્ય છે તે અપાર છે, અવધિઓથી રહિત છે, પરમાણુ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છે અને વિષયોથી રહિત છે; માટે વાસના આદિ પદાર્થો એ ચૈતન્યનો જરા પણ સ્પર્શ કરવાને સમર્થ નથી.[૧] બુદ્ધિમાં તથા અહંકારમાં ચૈતન્યનાં પ્રતિબિંબો પડવાને લીધે જડ ઇંદ્રિયોએ વિસ્તારેલી અને મિથ્યા છતાં પણ પિશાચણીઓની જેમ ત્રાસ આપવામાં તૈયાર રહેનારી એ વાસનાઓનો મન જ અનુભવ કરે છે.[૨] જાગ્રતમાં કરવામાં આવેલા ઘણાઘણા વિષયોના વિચારોથી અને અનુભવેલા વિષયોથી ફરી વાર પણ મન જ સ્વપ્નમાં નાડીના છિદ્રની અંદર વાસનામય વિષયોનો અનુભવ કરે છે. હું તો નિર્લેપ ચૈતન્યરૂપ છું, માટે મને તે વાસનાઓનો કે વિષયોનો લેપ થતો નથી. ચૈતન્ય સર્વવ્યાપક છે અને જ્ઞાનસ્વરૂપ છે, માટે તેને જન્મ કે મરણ છે જ નહિ. જીવને જો પોતાના અવિનાશી અદ્વિતીય સ્વરૂપનું દર્શન થાય, તો મરવું કે કોઈના હાથથી મરાવું કાંઈ પણ રહે નહિ.[૩–૫] જેને જીવનનું પ્રયોજન હોય, તેને જ મરણનો ભય લાગે છે, પણ ચૈતન્યને જીવનનું પ્રયોજન નથી, માટે તેને મરણનો ભય કેમ હોય? ચૈતન્ય જ સર્વના આત્મારૂપ છે અને સર્વના જીવનરૂપ છે. સર્વના જીવનરૂપ એ આત્મચૈતન્ય સર્વમાં ભરપૂર ભર્યું છે, માટે તેને કઈ વસ્તુ

× આ ત્રેપનમા સર્ગમાં આત્માનું વાસનાઓના તથા અહંકારના લેપથી રહિતપણું અને શરીરને તથા મનને વેર હોવાનું કહેવામાં આવશે.

અપ્રાપ્ત છે કે જેની તે ઇચ્છા કરે?[૬] અનેક દુષ્ટ વિકલ્પોની પંક્તિઓથી ભરેલી જીવવાની અને મરવાની કલ્પના મનને જ થાય છે, પણ આત્મા કે જે નિર્મળ છે તેને થતી નથી.[૭] જેને દેહાદિમાં અહંભાવ થયો હોય, તેને જ જન્મ—મરણો પ્રાપ્ત થાય છે. આત્માને દેહાદિમાં અહંભાવ થયો જ નથી, માટે તેને જન્મ—મરણોની પ્રાપ્તિ ક્યાંથી જ હોય?[૮] અહંકાર એ એક જાતના મિથ્યા મોહ રૂપ જ છે, મન પણ ઝાંઝવાનાં પાણી જેવું છે અને પદાર્થોનો સમૂહ જડ છે; તેથી એમાં કોને દેહાભિમાન થયું ગણી શકાય! માટે દેહનું અભિમાન નિર્મૂળ જ છે.[૯] દેહ તો માંસમય તથા રુધિરમય છે, મન તો વિચારમાત્રથી જ નષ્ટ થઈ જાય એવું છે અને ચિત્ત આદિ સઘળા પદાર્થો તો જડ છે; તેથી એમાં 'હું દેવ છું' એવું અભિમાન ધરવાને યોગ્ય કોણ છે! કોઈ પણ નથી.[૧૦] ઇંદ્રિયો સર્વદા પોતાને અર્થે જ પોતપોતાના વિષયોની લાલચથી કામ કર્યા કરે છે અને વિષયો પોતાના સ્વરૂપથી જ રહ્યા છે; તો તેઓમાં દેહાભિમાનને પોષણ આપીને તેનો ઉપકાર કરે એવું કોણ છે? કોઈ પણ નથી.[૧૧] સત્ત્વગુણ પ્રકાશ આપવારૂપી પોતાનું કામ કર્યા કરે છે, રજોગુણ પ્રવૃત્તિ આપવારૂપી પોતાના કામમાં જ તત્પર રહે છે, તમોગુણ મોહ આપવાનું જ કામ કર્યા કરે છે, માયા ત્રણે ગુણોના સામ્યરૂપ પોતાના સ્વભાવમાં જ રહી છે અને બ્રહ્મ પણ સત્તારૂપ પોતાના સ્વભાવમાં જ રહ્યું છે; તો હવે એમાંથી 'હું દેહ છું' એવું અભિમાન ધરનાર કોણ ઘટે છે? કોઈ પણ ઘટતું નથી.[૧૨] આ દેહમાં જે આત્મા છે તે તો સર્વમાં વ્યાપક, સઘળા દેહોમાં રહેનાર, સર્વકાળમય અને સર્વથી મહાન કેવળ પરમાત્મા જ છે; તેથી તેને પણ અહંકારનું પાત્ર ગણી શકાય એમ નથી.[૧૩] માટે અહંકાર એ તે કઈ જાતનો છે, કેવા આકારવાળો છે, કોણ છે, કેવો કહી શકાય એમ છે, કોણે કરેલો છે, શા કારણથી થયેલો છે, કેવા વર્ણવાળો છે, કોના વિકારરૂપ છે અને શી ચીજ છે? એમ કોઈ પણ રીતે તેનું વર્ણન કરી શકાતું જ નથી, માટે તે મિથ્યા જ છે. આવા મિથ્યાભૂત અહંકારની ભાવના રાખીને હું શું લઉં અને શું છોડી દઉં?[૧૪] 'અહંકાર' નામનો કોઈ પદાર્થ જ વિચારમાં ટકી શકતો નથી; કેમકે તેને 'છે' એમ કહેવામાં પણ કોઈ યોગ્ય યુક્તિ નથી અને 'નથી' એમ કહેવામાં પણ કોઈ યોગ્ય યુક્તિ નથી; માટે રજ્જુમાં દેખાતા સર્પની જેમ તે અનિર્વચનીય જ છે. આ પ્રમાણે અહંકાર અનિર્વચનીય છે અને હું તો સર્વદા સત્તારૂપ જ છું; માટે મને અહંકારનો સંબંધ શા કારણથી ઘટે અને કયા પ્રકારથી ઘટે? અહંકારનું હોવું મુદ્દલ સંભવતું જ નથી, તો પછી તેની સાથે કોને સંબંધ ઘટે, શાથી સંબંધ ઘટે અને કેવો સંબંધ ઘટે? આ પ્રમાણે એ અહંકારનો સંબંધ જ સિદ્ધ થતો નથી; માટે તેનાથી થતી 'તું અને હું' એ કલ્પના પણ ઊડી જ જાય છે. બ્રહ્મથી જુદા પદાર્થની શોધ કરવા બેસતાં, કોઈ જુદો પદાર્થ મળતો જ નથી, તેથી જગતમાં જે કાંઈ આ છે તે સઘળું બ્રહ્મરૂપ જ છે અને હું પણ સત્તારૂપ છું, માટે બ્રહ્મ જ છું; તો હવે વૃથા શોક શા માટે કરું છું?[૧૫–૧૭] એક જ નિર્મળ સ્વરૂપ સર્વમાં વ્યાપક અને સર્વરૂપ થઈને રહેલું છે, તો હવે તેમાં અહંકારરૂપી કલંકનો ઉદય કેમ થવો સંભવે અને શાથી થવો સંભવે?[૧૮] આ જે જુદાજુદા પદાર્થો જોવામાં આવે છે, તેઓ મુદ્દલ છે જ નહિ; કેમકે જે કાંઈ છે તે આત્મા જ છે. કદાચ એ પદાર્થો હોય, તોપણ આત્માને તેમાંથી કોઈનો સંબંધ નથી.[૧૯] જેમ મન સ્વપ્નાવસ્થામાં પોતે પોતામાં જ સઘળા પદાર્થોને ઉત્પન્ન કરીને લીલા કરે છે, તેમ જાગ્રતમાં પણ

મન જ પોતે પોતામાં જ. પ્રત્યેક-ઈંદ્રિયો આદિ સઘળા પદાર્થોને ઉત્પન્ન કરીને લીલા કરે છે. આત્મા તો અસંગ છે, માટે તેને કોનો સંબંધ હોય, શા કારણથી સંબંધ હોય અને કેમ સંબંધ હોય?[20] જેમ પથરો, લોઢું અને સળી એ બધાં એક સ્થળમાં પડ્યાં હોય તોપણ તેઓને એકબીજાની સાથે કશું લાગતું–વળગતું નથી, તેમ દેહ, ઈંદ્રિયો, મન અને ચૈતન્ય એ સઘળાં એક સ્થળમાં જોવામાં આવે છે, તોપણ તેઓને એકબીજાની સાથે કશું લાગતું–વળગતું નથી.[21] આ અહંકારરૂપી મોટો ભ્રમ અજ્ઞાનથી જ ઊઠેલો છે, માટે 'આ મારું છે અને આ અમુકનું છે' એમ માનીને જગત વૃથા જ ગોથાં ખાધા કરે છે.[22] જેમ તડકાથી હિમ પીગળી જાય છે, તેમ તત્ત્વનું અવલોકન નહિ થવાથી જ ઉત્પન્ન થયેલો આ અહંકારરૂપી ચમત્કાર તત્ત્વના અવલોકનથી પીગળી જાય છે.[23] બ્રહ્મથી જુદી સત્તાવાળું કાંઈ પણ નથી. જે કાંઈ છે તે બ્રહ્મ જ છે અને તે બ્રહ્મ મારું તત્ત્વ છે, માટે હું તેની જ ભાવના કરું.[24] આ અહંકારરૂપી બ્રહ્મ કે જે આકાશના રંગની પેઠે મિથ્યા જ દેખાય છે, તેનું પાછું કદી પણ સ્મરણ ન થાય એવી રીતે તેને ભૂલી જવું યોગ્ય છે, એમ હું માનું છું.[25] જેમ શરદઋતુનું આકાશ પોતાના સ્વભાવમાં જ રહે છે, તેમ અનાદિ કાળથી થયેલા આ અહંકારરૂપી બ્રહ્મને તેના મૂળરૂપ અજ્ઞાનની સાથે ત્યજી દઈ, શાંત થઈને હું પોતાના સ્વરૂપમાં જ રહું.[26] ભાવના કરવામાં આવેલો દેહાદિમાં અહંભાવ (હુંપણું) અનર્થોના સમૂહને આપે છે, પાપને ફેલાવે છે અને સંતાપને જ ફેલાવે છે.[27] હૃદયરૂપી આકાશમાં દુષ્ટ વાસનાઓરૂપી જળવાળો અહંકારરૂપી મેઘ રહેલો હોય, ત્યાં સુધી શરીરરૂપી કેળના વનમાં ચારે બાજુ દોષોરૂપી મંજરીઓ ખીલ્યા કરે છે.[28] જન્મને અંતે મરણ છે, મરણને અંતે જન્મ છે અને સઘળા ભોગ્ય પદાર્થો નાશથી ખંડિત થઈ જાય છે, માટે આ સંસારરૂપી વેદના બહુ ભૂંડી છે. જેમ ગ્રીષ્મ-ઋતુમાં સૂર્યકાંતમણિનો અગ્નિ શાંત જ થતો નથી, તેમ દુષ્ટ બુદ્ધિવાળાઓની 'આ મળ્યું અને આ હવે મળશે' એવા પ્રકારની બળતરા આપનારી પીડા શાંત જ થતી નથી.[29-30] જેમ જડ વાદળાંઓની પંક્તિ જડ પર્વતોની પંક્તિને અનુસરે છે, તેમ 'મને આ વસ્તુ છે અને આ વસ્તુ નથી' એવી ચિંતા અહંકારને જ અનુસરે છે. અહંકાર જો ક્ષીણ થઈ જાય, તો સંસારરૂપી વૃક્ષ રસ વિનાનું થઈ સુકાઈને પથરા જેવું થઈ જવાને લીધે ફરી વાર અંકુરને ઉત્પન્ન કરી શકતું જ નથી. જો વિચારરૂપી ગરુડ આવે, તો દેહરૂપી વૃક્ષમાં રહેનારી તૃષ્ણાઓરૂપી કાળી નાગણો ક્યાંય જતી રહે છે.[31–33] જગત મિથ્યાભૂત અજ્ઞાનથી જ ઉત્પન્ન થયેલું છે અને અધ્યાસરૂપી ભ્રાંતિથી જ સત્ય જેવું લાગે છે, તો તેમાં જે કાંઈ ભેદરૂપ વ્યવહાર છે, તે પણ ખોટો જ છે; તો હવે 'તું અને હું' એવો ભ્રમ કેવો હોય?[34] અજ્ઞાન કે જે કોઈના કારણપણાને લાયક જ નથી, તેમાંથી પ્રયોજન વિનાનું જ આ જગત ઉત્પન્ન થયું છે, તો જે વસ્તુ કારણપણાને યોગ્ય નહિ એવા પદાર્થમાંથી મફત જ ઉત્પન્ન થઈ હોય તેને સાચી કેમ કહી શકાય?[35] જેમ ઘડો અનાદિકાળથી માટીમાં જ હતો, હમણાં પણ માટીમાં જ છે અને હવે પછી પણ માટીમાં જ રહેશે; તેમ દેહ અનાદિકાળથી બ્રહ્મમાં જ હતો, હમણાં પણ બ્રહ્મમાં જ છે અને હવે પછી પણ બ્રહ્મમાં જ રહેશે.[36] જેમ પૂર્વકાળમાં અને ઉત્તરકાળમાં કેવળ જળરૂપે જ રહેનારું જળ મધ્યકાળમાં થોડીક વાર ચંચળ થઈ, આદિની તથા અંતની સૌમ્યતાનો ત્યાગ કરીને તરંગરૂપે રહે છે તોપણ તે જળ જ છે, પણ બીજી કોઈ

વસ્તુ નથી, તેમ પૂર્વકાળમાં અને ઉત્તરકાળમાં કેવળ બ્રહ્મરૂપે જ રહેનારું આ દેહાદિ મધ્યકાળમાં થોડીક વાર જડરૂપે વ્યવહાર કરતું જોવામાં આવે છે તોપણ તે બ્રહ્મ છે, પણ બીજી કોઈ વસ્તુ નથી.[૩૭] આ ક્ષણભંગુર દેહમાં અને તુરત જ નષ્ટ થઈ જનારા તરંગમાં જેઓ સ્થિરપણાનો વિશ્વાસ રાખી બેસે છે, તે કુબુદ્ધિ લોકોને દુઃખી થનારા જ સમજવા.[૩૮] આ સઘળાં નામ–રૂપો પ્રથમ પણ ન હતાં, પછી પણ નહિ હોય અને કેવળ મધ્યમાં જ દેખાય છે, તો હવે એવા પદાર્થોમાં વિશ્વાસ રાખવો એ કેવું અભાગિયાપણું છે![૩૯] જેને સત્ કે અસત્ કહી શકાતુ જ નથી અને જે વિચાર કરતાંની સાથે છુપાઈ જાય છે એવું ચિત્ત, આદિમાં તથા અંતમાં તો શાંત બ્રહ્મરૂપે જ રહે છે. આદિમાં તથા અંતમાં શાંત થઈ જઈને બ્રહ્મરૂપે રહેનારું આ ચિત્ત મધ્યકાળમાં કાંઈ અન્યરૂપે ઉદય પામે છે એમ કહી શકાય કે?[૪૦] જેમ સ્વપ્નોના દેખાવોમાં, ચારે બાજુથી લાગેલા સિંહ આદિના ભયોમાં, મદ્ય આદિનો મદ ચડવાની દશાઓમાં, વહાણમાં બેસવાથી ફેર આવવાના સમયમાં,[૪૧] વાયુ આદિ દોષોથી થયેલા સન્નિપાતોમાં, ચક્ષુ આદિના દોષોથી થયેલા બે ચંદ્ર આદિના દેખાવોમાં, બહુ જ પ્રિય પદાર્થના લાભથી થયેલા આનંદના સમયમાં અને કામ તથા ક્રોધ આદિ દોષોના અત્યંત આવેશના સમયોમાં ઇષ્ટ અથવા અનિષ્ટ પદાર્થોનું ચંચળરૂપ જોવામાં આવે છે અને પાછું મિથ્યા સમજાયાથી તુરત જ ક્ષીણ થઈ જાય છે; તે જ પ્રમાણે આ સંસારરૂપી ભ્રાંતિ અમુક સમયમાં જોવામાં આવે છે અને પાછી બાધથી મિથ્યા સમજતાં, તુરત ક્ષીણ થઈ જાય છે. હે ચિત્ત! સ્વપ્ન વગેરેમાં દેખાયેલા પદાર્થો થોડા કાળ સુધી જ રહે છે અને આ જગતરૂપી ભ્રમ મોક્ષ થતાં સુધી રહે છે, જો કે કાળમાં એટલી ઓછાવત્તાપણારૂપ વિશેષતા છે, તોપણ એ કાળનું ઓછાવત્તાપણું તેં જ કલ્પી લીધેલું છે; માટે કલ્પના વિના તેમાં બીજી કાંઈ વિશેષતા નથી. તેં જ કલ્પી લીધેલું કાળનું ઓછાવત્તાપણું વ્યવહારસંબંધી વસ્તુઓમાં સર્વદા સત્યપણાની ભ્રાંતિ ઉપજાવી સુખ–દુઃખોના નિમિત્તરૂપ થઈને તને જ પીડે છે. જેમ સ્ત્રી કે પુત્ર આદિનું મરણ નહિ થયા છતાં પણ કોઈ ઠગારાના વચનથી થયેલી તેઓની મરણની ભ્રાંતિ અને ભ્રાંતિથી કલ્પાયેલી વિયોગની રાત્રિઓ સંસારમાં રાગવાળા પુરુષને પીડે છે, તેમ વ્યવહારના પદાર્થોમાં તે જ કલ્પેલી સત્યપણાની ભ્રાંતિ અને તે ભ્રાંતિથી તેં જ કલ્પેલું કાળનું ઓછાવત્તાપણું તને જ પીડે છે; અથવા એ તારો અપરાધ નથી પણ હું કે જે તારામાં હુંપણાનો મિથ્યા અભ્યાસ કરનાર છું તેનો જ અપરાધ છે, કે જે અપરાધને લીધે તું ઝાંઝવાનાં જળની જેમ મિથ્યા હોવા છતાં પણ સાચા જેવું દેખાય છે અને જે તારું કરેલું હોય તે મારા કરેલા જેવું થઈ જાય છે. આ જે કાંઈ અત્યંત પથરાયેલા દશ્યોનું મંડળ જોવામાં આવે છે, તે સઘળું મિથ્યા જ છે એમ જો નિર્ણય કરવામાં આવે, તો મન મનપણાને ત્યજી દઈને બ્રહ્માકાર થઈ જાય છે.[૪૨–૪૬] આ દશ્યોનું સઘળું મંડળ મિથ્યા છે, એવો દૃઢ નિશ્ચય મનમાં આરૂઢ થાય, તો જેમ હેમંતઋતુમાં મંજરીઓ ક્ષીણ થાય છે, તેમ ભોગોની સઘળી વાસનાઓ ક્ષીણ થઈ જાય છે.[૪૭] મન જો રાગથી રહિત થઈને અને વિષયોના મનરૂપી વ્યસનને ત્યજી દઈને આત્માનું અવલોકન કરે, તો પોતાની મેળે જ શાંતિના સુખને પ્રાપ્ત થાય.[૪૮] ચિત્ત જો પોતાના ઇંદ્રિયો આદિ અવયવોનો સંકોચ કરીને પરમાત્મારૂપી અગ્નિમાં પડે, તો પોતાના ચિત્તપણાને બાળી નાખીને અત્યંત અવિચળ શુદ્ધિને પ્રાપ્ત થાય. જેમ વીરપુરુષ દેહને તુચ્છ ગણી,

ઘર આદિ વિષયોની વાસનાને છોડી દઈ, મરવું સ્વીકારીને બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ જયને મેળવે છે, તેમ મન જો દેહને તુચ્છ ગણી, ઘર આદિ વિષયોની વાસનાને ત્યજી દઈ પોતાના નાશને સ્વીકારે, તો બ્રહ્માકારપણારૂપ જયને મેળવે છે.[૪૯-૫૦] મન શરીરને દુઃખ દેનાર હોવાથી શરીરનો શત્રુ છે અને શરીર મનને દુઃખ દેનાર હોવાથી મનનો શત્રુ છે; પણ જેમ ઘડો જળથી ભરાતાં થયેલો ઘડાનો અને જળનો સંયોગ એ બન્નેમાંથી એકનો નાશ થતાં નષ્ટ થઈ જાય છે, તેમ મન અને શરીર પોતામાંના એકની વાસના નષ્ટ થવાથી નષ્ટ થઈ જાય છે. મનની વાસના નષ્ટ થાય તો શરીર નષ્ટ થઈ જાય છે અને શરીરની વાસના નષ્ટ થઈ જાય તો મન નષ્ટ થઈ જાય છે.[૫૧] મન અને શરીર કે જેઓ પરસ્પરને દુઃખ દેનારાં હોવાથી પરસ્પરનાં શત્રુ પણ છે અને પરસ્પરને આશ્રય આપનારાં હોવાથી પરસ્પરનાં મિત્ર પણ છે, તેઓનો મૂળ સહિત નાશ થાય તો જ પરમ સુખની પ્રાપ્તિ થાય એમ છે.[૫૨] શરીરનું મરણ થતાં પણ જો મન જીવતું રહ્યું હોય, તો બીજા શરીરની કલ્પના થાય છે; માટે એકલા શરીરના મરણથી સર્વ દુઃખોનો નાશ થાય છે એમ સમજવું નહિ. શરીરનો નાશ થવાથી સઘળાં દુઃખો ટળી ગયાનું જે કહેવામાં આવે છે, તે વાત તો લોઢાની પૂતળી આકાશમાં રહીને પૃથ્વીને ખાઈ ગઈ એ વાતની જેમ સંભવ વિનાની જ છે.[૫૩] સ્વાભાવિક વિરોધવાળાં મન અને શરીર એ બન્ને જ્યાં ભેગાં થાય, ત્યાં તો અનર્થોના સમૂહો ધારાઓની પેઠે પડે છે.[૫૪] મન અને શરીર કે જેઓ પરસ્પરનાં વિરોધી છે, તેઓના સમાગમમાં (વિષય સંબંધી સુખભોગમાં) જે પુરુષ રુચિ રાખતો હોય, તેને તો સમુદ્રનાં જળો જેમાં પડ્યાં જ કરે છે એવા ખુલ્લા વડવાગ્નિમાં જ નાખી દેવો જોઈએ.[૫૫] જેમ બાળક યક્ષને કલ્પી લે છે, તેમ મન શરીરને કલ્પી લઈ જીવતાં સુધી ખાવાનું આપતાં, તે શરીરને પોતાની (મનની) આસક્તિથી થતાં સઘળાં દુઃખો આપે છે; માટે મન શરીરનો શત્રુ છે.[૫૬] મને દુઃખો આપીને તપાવેલું શરીર અનેક પ્રકારના રોગ આદિને ઉત્પન્ન કરીને મનને પીડવા ઇચ્છે છે, માટે શરીર મનનો શત્રુ છે. જો કે શરીર પુત્રને ઠેકાણે છે અને મન બાપને ઠેકાણે છે, તોપણ બાપ જ્યારે પુત્રને અત્યંત દુઃખ દેવા લાગે, ત્યારે પુત્ર પણ તેને દુઃખ દેવા તૈયાર થાય એ સ્વાભાવિક જ છે.[૫૭] સ્વભાવથી કોઈ કોઈનો શત્રુ પણ નથી તેમજ મિત્ર પણ નથી, પરંતુ જે સુખ આપે તે મિત્ર કહેવાય છે અને જે દુઃખ આપે તે શત્રુ કહેવાય છે.[૫૮] શરીર રોગ આદિ દુઃખોનો અનુભવ કરીને ક્ષણમાત્રમાં મનને પીડવા ઇચ્છે છે અને મન રાગ–દ્વેષાદિ દુઃખોનો અનુભવ કરીને ક્ષણમાત્રમાં મનને પીડવા ઇચ્છે છે. આ પ્રમાણે મન અને શરીર કે જેઓ પરસ્પરને દુઃખ દેનારાં છે અને પરસ્પરનાં અત્યંત વિરોધી છે, તેઓનો પરસ્પર સમાગમ થવાથી સુખ પ્રાપ્ત થવાની શી આશા રાખવી? મન જ જો ક્ષીણ થઈ જાય, તો શરીરને દુઃખો પ્રાપ્ત થવાનો સંભવ જ નથી અને શરીરે પણ મનનો ક્ષય કરવાની ઉત્કંઠા રાખીને જ્ઞાનનાં સાધનોમાં યત્ન કરવો યોગ્ય છે.[૫૯-૬૧] મનને આત્મજ્ઞાન પ્રાપ્ત ન થયું હોય, ત્યાં સુધી તેને જીવતું શરીર પણ અનેક અનર્થો આપે છે અને મરતું શરીર પણ અનેક અનર્થો આપતું જાય છે; માટે શરીરના નાશથી મનનું ઇષ્ટ થાય એમ નથી.[૬૨] જેમ મન અને શરીર એ બન્ને પરસ્પરના શત્રુ છે, તેમ પરસ્પરના મિત્ર પણ છે; કેમકે મનની કૃપાથી શરીર પુષ્ટ થાય છે. જેમ જડ મેઘ પોતાના જળથી તળાવને વધારે છે અને જડ તળાવ ઉનાળામાં પોતાની વરાળ આપવાથી મેઘને પોષણ આપે છે, તેમ જડ મન પોતાના સંતોષથી શરીરને

પોષણ આપે છે અને જડ શરીર પોતાનાં ખાન-પાનથી મનને પોષણ આપે છે.[૬૩] આ મન અને શરીર જો કે એક રીતે પરસ્પરને દુઃખ દેનારાં હોવાને લીધે, પરસ્પરથી વિરુદ્ધ સ્વભાવવાળાં છે, તોપણ જેમ લોકમાં જળ અને અગ્નિ પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળાં હોવા છતાં પણ માણસને રસોઈના કામમાં ભેગાં રહીને ઉપયોગી થાય છે, તેમ લોકોને વ્યવહાર સંબંધી કાર્યોમાં ભેગાં રહીને ઉપયોગી થાય છે. મન નાશ પામે તો શરીર નાશ પામી જાય છે અને મન વધતું જાય તો શરીર વૃક્ષની જેમ ખીલતી શાખાઓવાળું થઈને વૃદ્ધિ પામે છે.[૬૪,૬૫] મન ક્ષીણ થાય તો વાસનાઓ ક્ષીણ થવાને લીધે શરીર ક્ષીણ થાય છે, પણ શરીર ક્ષીણ થાય તો મન ક્ષીણ થતું નથી. એટલા માટે મનને ક્ષીણ કરવાના ઉપાય કરવા જોઈએ. માટે સંકલ્પોરૂપી વૃક્ષોવાળા અને તૃષ્ણાઓરૂપી લતાઓવાળા મનરૂપી વનને કાપી નાખી, આત્માનંદરૂપી મોટા મેદાનમાં જઈને હું મોજથી વિહાર કરું.[૬૬,૬૭] આ મન જો ક્ષય પામતું જાય તો પોતાના સ્વભાવમાં નહિ રહેતાં, વાસનાઓની જાળથી રહિત થતાંથતાં જેમ વર્ષાઋતુને અંતે મેઘ નષ્ટ થઈ જાય છે, તેમ નષ્ટ થઈ જશે.[૬૮] ત્વચા, રુધિર તથા માંસ આદિ ધાતુઓની એક જાતની એકઠી ગોઠવણરૂપી આ 'શરીર' નામનો મારો શત્રુ, મન નાશ પામતાં ભલે નાશ પામે કે ભલે રહે, તોપણ મને તેથી કાંઈ હાનિ નથી. ભોગોની સંપત્તિ જે મનને સુખ દેવાને માટે જ શરીરની અપેક્ષા રાખે છે, તે મન મારું નથી અને હું મનનો નથી. મારે સુખના અંશનું પણ શું પ્રયોજન છે ?[૬૯,૭૦] 'જે આ શરીર છે તે હું નથી' એમ સમજવામાં જે યુક્તિ છે તે આ પ્રમાણે છે. સઘળાં અંગો હોવા છતાં પણ શબ કાંઈ ક્રિયા કરી શકતું નથી; માટે આત્મા જુદો છે. શરીરથી જુદો, નિત્ય અને જેનો પ્રકાશ કદી પણ બંધ પડતો નથી એવો આત્મા હું છું, હું વ્યાપક હોવાને લીધે સૂર્યના મંડળમાં પણ રહ્યો છું અને સૂર્યથી સમાગમ પામીને આકાશમાં સૂર્યને પણ જાણું છું.[૭૧,૭૨] મને અજ્ઞાન નથી, મને દુઃખ નથી, મને અનર્થ નથી અને મને કાંઈ અડચણ પણ નથી. શરીર રહે તોપણ ભલે અને પડી જાય તોપણ ભલે. હું તો પરમ ધીર થઈને રહ્યો છું.[૭૩] જ્યાં આત્માનું જ્ઞાન છે ત્યાં મન પણ નથી, ઇંદ્રિયો પણ નથી અને વાસનાઓ પણ નથી. જેમ રાજાની પાસે પામર લોકો રહે જ નહિ, તેમ આત્માના પ્રકાશની પાસે મનની, ઇંદ્રિયોની કે વાસનાઓની સ્થિતિ સંભવે જ નહિ. હું એ બ્રહ્મપદને પામ્યો છું, કેવળ છું, સર્વથી શ્રેષ્ઠ છું, શાંત છું, અંશોથી રહિત છું, ક્રિયાઓથી રહિત છું અને ઇચ્છાથી પણ રહિત છું. જેમ તલમાંથી જુદા પાડેલા તેલને તલના કૂચાથી સંબંધ રહેતો નથી, તેમ હમણાં મને મનથી, ઇંદ્રિયોથી કે દેહ આદિથી સંબંધ રહ્યો નથી.[૭૪–૭૬] હું જ્યારે અવશેષ રહેલા પ્રારબ્ધના ભોગ ભોગવવારૂપી લીલા કરવા સારુ સમાધિરૂપ ઉત્તમ પદમાંથી ચલિત થઈશ અને પૂર્વની વાસના મારી બુદ્ધિને બ્રહ્માકારપણામાંથી કાંઈક જુદી પાડશે, ત્યારે આ દેહ તથા ઇંદ્રિયો આદિ પદાર્થો સારા પરિવારની પેઠે મને વિનોદ આપશે.[૭૭] હું કે જે સર્વમાં બ્રહ્મદૃષ્ટિવાળો છું, તે એ રીતે વ્યવહારના આભાસમાં આવીશ, ત્યારે સ્વચ્છતા, પૂર્ણકામતા, આત્મસત્તા, પ્રિયતા, સત્યતા, વિદ્વત્તા, આનંદની છટા, ઉપશાંતિ, સર્વદા કોમળ વાણી, પૂર્ણતા, ઉદારતા, સ્વભાવની અબાધિત સ્થિતિ, કાંતિ, એકાગ્રતા, સર્વમાં એકતા, નિર્ભયતા અને દ્વૈતરૂપ વિકલ્પની ક્ષીણતા વગેરે મનગમતી સ્ત્રીઓની પેઠે મારી સેવા કરશે કે જેઓ સમતાવાળી છે, સ્વસ્થ છે, સુંદર છે, ચડતી કળાઓવાળી છે અને ભાગ્યશાળી દેખાવવાળી છે.[૭૮–૮૦] સર્વ કાળમાં, સર્વ દેશમાં અને

સર્વ પ્રકારે સઘળું દ્વૈત કલ્પનાથી જ થાય છે, માટે હું કલ્પનાને જ ત્યજી દઈશ. મારાથી સઘળા વિષયોની ઉપર રાગ—દ્વેષ તથા તેઓથી થતાં સુખ—દુઃખો દૂર જ થઈ ગયાં છે.[૮૧] મારો મોહ ટળી ગયો છે, મન નાશ પામ્યું છે અને ચિત્ત સબંધી વિકલ્પો દેખીતી રીતે જતા રહ્યા છે; માટે જેમ નાનું વાદળું દશ્યપણાને ત્યજી દઈને શરદૠતુના આકાશમાં વિશ્રાંતિ લે, તેમ હું દશ્યપણાને ત્યજી દઈને શીતળ પરમાત્મામાં શાંત થાઉં છું.[૮૨]

विगतमोहतया विमनस्तया गतविकल्पनचित्ततया स्फुटम् । उपरमाम्यहमात्मनि शीतले घनलवः शरदीव नभस्तले ॥ ८२ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ઉદ્દાલકવિચારવિલાસ' નામનો સર્ગ પ૩મો સમાપ્ત**

## सर्ग ५४ मो *

### ઉદ્દાલક છેવટે સમાધિમાં જ શાંત થયો

**वसिष्ठ उवाच**

इति निर्णीयत तया धिया धवलया मुनिः । बद्धपद्मासनस्तस्थावर्द्धोन्मीलितलोचनः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! એ ઉદ્દાલક મુનિ પ્રૌઢતાવાળી શુદ્ધ બુદ્ધિથી એ પ્રમાણે નિર્ણય કરી, પદ્માસન વાળી, નેત્રોને અર્ધાં ઉઘાડાં રાખીને બેઠો.[૧] 'ૐકાર પરબ્રહ્મનું નામ છે તથા સ્વરૂપ છે અને જે ૐકારનું ઉચ્ચારણ કરે તેને પરબ્રહ્મની પ્રાપ્તિ અવશ્ય થાય છે' એમ નિર્ણય કરીને, જેમ ઘંટનું મુખ લોલકરૂપી જીભ વડે મોટો નાદ કરે, તેમ ધ્વનિ ઊંચો પહોંચે એવી રીતે ઊંચા સ્વરથી એ મુનિ ૐકારનું ઉચ્ચારણ કરવા લાગ્યો.[૨] એ ઉદ્દાલકનું ૐકારાકાર વૃત્તિમાં પ્રતિબિંબિત થયેલું ચૈતન્ય અને કૂટસ્થ જીવચૈતન્ય ૐકારની છેલ્લી અર્ધમાત્રાની ઉપર પ્રકટ થયેલા નિર્મળ પરબ્રહ્મમાં જ્યાં સુધી તલ્લીન થયાં, ત્યાં સુધી તે ઉદ્દાલકે ૐકારનું જ ઉચ્ચ સ્વરે ઉચ્ચારણ કર્યા કર્યું. ૐકાર કે જે અકાર, ઉકાર, મકાર અને છેલ્લી અર્ધમાત્રા, એ રીતે સાડાત્રણ અવયવોવાળો છે, તેનો પહેલો ભાગ અકાર બહુ જ ઉચ્ચ સ્વરથી બોલતાં અને તેથી પ્રાણોની બહાર નીકળવાની તૈયારી થવાથી મૂલાધારથી (ગુદાથી) માંડીને હોઠ સુધી સઘળા શરીરમાં રણકારો વ્યાપ્ત થઈ રહેતાં, જેમ અગસ્ત્ય મુનિએ સઘળું જળ પી જઈને સમુદ્રને ખાલી કરી મૂક્યો હતો, તેમ એ પ્રાણના બહાર નીકળવાના 'રેચક' નામના ક્રમે ઉદ્દાલકના સઘળા શરીરને ખાલી કરી મૂક્યું.[૩–૬] જેમ પક્ષી પોતાના પ્રાણનો ત્યાગ કરીને આકાશમાં જઈ રહે, તેમ ઉદ્દાલકનો પ્રાણવાયુ તેના શરીરનો ત્યાગ કરીને ચૈતન્યરૂપી રસથી ભરપૂર થયેલા બહારના આકાશમાં જઈ રહ્યો.[૭] આ સમયમાં, જેમ ઉત્પાતના પવને ઉછાળેલો દાવાનળ સુકાયેલા ઝાડને બાળી નાખે છે, તેમ પ્રાણના બહાર નીકળવાના સંઘર્ષણથી હૃદયમાં ઉત્પન્ન થયેલા પ્રજ્વલિત જ્વાળાઓવાળા અગ્નિએ ઉદ્દાલકના સઘળા શરીરને બાળી નાખ્યું.[૮] હે રામ ! ૐકારના પહેલા ભાગનું ઉચ્ચારણ થતાં, શરીરના શોષણ( ખાલી થવા )રૂપ પ્રાણની આકાશમાં સ્થિતિરૂપ, હૃદયમાંથી અગ્નિની ઉત્પત્તિરૂપ અને તે અગ્નિથી શરીરના બળી જવારૂપ સઘળી દશાઓ ઉદ્દાલકે સમાધિના નિયમ પ્રમાણે ભાવનાથી માની લીધી હતી એમ સમજવું, પણ હઠયોગથી કરી હતી એમ સમજવું નહિ; કેમકે હઠયોગથી પ્રાણને બહાર કાઢવામાં આવે, તો મૂર્છા તથા મરણ આદિ દુઃખો થવાનો પ્રસંગ થાય છે.[૯] પછી ૐકારનો બીજો ભાગ ઉકાર અનુદાત્ત સ્વરથી બોલતાં, પ્રાણવાયુનો નિશ્ચય તથા ભરપૂર રહેવારૂપ 'કુંભક' નામનો

* આ ચોપનમા સર્ગમા દહન આદિની ભાવનાઓથી પોતાના શરીરને વિષ્ણુનો આકાર પ્રાપ્ત થયાની ભાવના કરતો ઉદ્દાલક, સઘળા વિકલ્પોને ફેંકી દઈને સમાધિમાં વિશ્રાંત થયો, એ કથા કહેવામા આવશે.

બીજો ક્રમ થયો કે જે ક્રમમાં પ્રાણવાયુ કુંભમાં મોઢા સુધી ભરેલા જળની પેઠે બહાર, વચમાં, ઊંચે, નીચે કે બીજા ભાગોમાં કાંઈ પણ ક્ષોભ પામતો નથી.[૧૦-૧૧] એ ક્રમમાં જેણે શરીરને બાળી નાખ્યું, તે અગ્નિ વીજળીના અગ્નિની પેઠે ક્ષણમાત્રમાં શાંત થઈ ગયો; અને સઘળા શરીરની હિમના જેવી ધોળી સ્વચ્છ ભસ્મ દેખાવા લાગી.[૧૨] આ સ્થિતિમાં શરીરનાં અસ્થિઓ, જાણે કપૂરના ચૂર્ણથી બનાવેલી શય્યામાં સુખથી સૂતાં હોય એવાં ધોળાં અને ગતિ વિનાનાં જોવામાં આવ્યાં.[૧૩] વંટોળિયાએ ઊંચી આણેલી તે હાડકાંવાળી ભસ્મને, જાણે હાડકાંનું અને ભસ્મનું ધારણ કરવાના નિયમવાળો રુદ્રનો કોઈ ભક્ત હોય એવા ઊંચે ચાલેલા પ્રચંડ વાયુએ, જાણે તપથી અત્યંત કૃશ થયેલો હોય એવા પોતાના અદૃશ્ય આકારમાં જોડી દીધી.[૧૪] પ્રચંડ પવને ઉડાડેલી એ હાડકાંવાળી ભસ્મ આકાશને ઘેરી લઈને ક્ષણમાત્રમાં જેમ શરદ ઋતુના મેઘનું ઝાકળ ક્યાંય જતું રહે છે; તેમ ક્યાંય જતી રહી.[૧૫] હે રામ! ૐકારના બીજા ભાગના ક્રમમાં અગ્નિના શાંત થવારૂપ, ભસ્મના દેખાવરૂપ અને વાયુથી ભસ્મના ઊંચે ચડવારૂપ તથા ઊડી જવારૂપ સઘળી દશાઓ ઉદ્દાલક મુનિએ સમાધિના નિયમ પ્રમાણે ભાવનાથી જ માની લીધેલી હતી એમ સમજવું, પરંતુ હઠયોગથી કરી હતી, એ પ્રમાણે સમજવું નહિ, કારણકે હઠયોગ અત્યંત દુઃખદાયી છે. પછી ૐકારના+ ત્રીજા ભાગરૂપ મકારના ઉચ્ચારણનો સમય કે જે શાંતિ આપનાર છે, તેમાં પ્રાણવાયુઓનો 'પૂરક' નામનો ત્રીજો ક્રમ થયો. એ ક્રમમાં પ્રાણવાયુઓનું પૂરણ (પુરાવું, પાછું પેસવું) થાય છે, માટે તે ક્રમ પૂરક કહેવાય છે.[૧૬-૧૭] એ અવસરે જીવચૈતન્યમાં ભાવનાથી ધારેલા અમૃતના મધ્યમાં રહેલા પ્રાણવાયુઓ બહારના આકાશમાં હિમનાં દર્શન જેવી સુંદર શીતળતાને પ્રાપ્ત થયા.[૧૮] જેમ આકાશના મધ્યમાં રહેલી વરાળો અનુક્રમથી શીતળ મેઘપણાને પ્રાપ્ત થાય છે, તેમ આકાશના મધ્યમાં રહેલા તે પ્રાણવાયુઓ અનુક્રમે ચંદ્રના મંડળપણાને પ્રાપ્ત થયા.[૧૯] અમૃતમય કળાઓના સમૂહોથી સંપૂર્ણ થયેલા, જાણે રસાયનનો જ મહાસમુદ્ર હોય એવા અને જાણે 'ધર્મમેઘ' નામની સમાધિ હોય તેમ હર્ષથી ભરપૂર થયેલા તે ચંદ્રમંડળમાં, જેમ ચંદ્રનાં કિરણો જાળિયાંઓમાં સ્ફટિકની લાકડીઓ જેવાં થઈ જાય છે, તેમ તે પ્રાણવાયુઓ અમૃતમય કિરણોની ધારારૂપ થઈ ગયા.[૨૦-૨૧] જેમ ગંગા આકાશમાંથી સદાશિવના મસ્તક ઉપર પડી હતી, તેમ તે અમૃતમય ધારા આકાશમાં શરીરથી અવશેષ રહેલી ભસ્મની ઉપર પડી.[૨૨] એ ધારા પડવાથી જેમ ફરતા મંદરાચળવાળા સમુદ્રમાંથી 'પારિજાત' નામનું વૃક્ષ પ્રકટ થયું હતું, તેમ ચંદ્રના બિંબ સરખી શોભાવાળું, ચાર હાથવાળું શરીર પ્રકટ થયું.[૨૩] નારાયણના શરીરરૂપે ઉદય પામેલું, પ્રફુલ્લિત નેત્રકમળોવાળું, પ્રસન્ન મુખકમળવાળું અને સુંદર કાંતિવાળું એ ઉદ્દાલકનું શરીર શોભવા લાગ્યું.[૨૪] જેમ જળના સમૂહો સરોવરને પૂર્ણ કરે છે અને જેમ વસંતના રસો વૃક્ષને પૂર્ણ કરે છે, તેમ અમૃતમય પ્રાણવાયુઓએ એ શરીરને પૂર્ણ કરી દીધું.[૨૫] જેમ જળ ફેલાયેલી ચકરીઓવાળી ગંગાનદીને પૂર્ણ કરે છે, તેમ લાગુ થયેલા પ્રાણવાયુઓએ ચકરીઓના આકાર-

+ જો કે રેચક, કુંભક અને પૂરક એ ત્રણે ક્રમોમાં સઘળા ૐકારનો ઉપયોગ કરવામાં આવે છે પણ તેના જુદાજુદા ભાગોનો જુદોજુદો ઉપયોગ કરવામાં આવતો નથી; તોપણ રેચકમાં તેનો પહેલો ભાગ જ લંબાવાય છે, કુંભકમાં વચલો ભાગ જ લંબાવાય છે અને પૂરકમાં છેલ્લો ભાગ જ લંબાવાય છે; માટે આ વિભાગો કહ્યા છે.

વાળી અને અંદર રહેનારી 'કુંડલિની' નામની શક્તિને પૂર્ણ કરી.[૨૬] જેમ શરદઋતુમાં છેલ્લી વૃષ્ટિથી ધોવાયેલું અને તુરત સુકાયેલું પૃથ્વીનું તળ પોતામાં લાગેલો વર્ષાઋતુનો કાદવ આદિ મેલ ટળી જવાથી નિર્મળ થઈને લોકોને પરદેશ જવા આદિના કાર્યમાં યોગ્ય થાય છે, તેમ દાહ થયાની તથા અમૃતથી ભીંજવા આદિની ભાવનાઓથી ધોવાયેલું એ ઉદ્દાલકનું શરીર નિર્મળ (નારાયણના શરીરરૂપ) થઈને સમાધિના કામમાં યોગ્ય થયું.[૨૭] પછી ઉદ્દાલકે પદ્માસનથી દેહની દઢ સ્થિતિ કરી. જેમ હાથીને ખીલામાં બાંધી મૂકવામાં આવે છે, તેમ પાંચે ઇંદ્રિયોને દેહમાં બાંધી મૂકીને, જેમ શરદઋતુનો સમય દિશાઓ આદિમાં ફેલાયેલા પોતાના સ્વભાવને કાદવ આદિ મળોથી રહિત અને જેમાં 'વાતપ્રમી' નામના મૃગો શાંત થઈ ગયા હોય એવો કરીને સ્વચ્છ કરવા માટે ઉદ્યોગ કરે છે, તેમ આશાઓ આદિમાં ફેલાયેલા પોતાના મનને દૃશ્યોનાં દર્શન આદિ મળોથી રહિત અને વાયુરૂપી મૃગથી થતી ગતિ વિનાનું કરીને, સ્વચ્છ કરવા માટે નિર્વિકલ્પ સમાધિ ધરવાનો ઉદ્યોગ કર્યો. નિર્વિકલ્પ સમાધિ કરવાના સમયમાં, જેમ બરાબર ઠોકીને ધરતીમાં નહિ ઉતારેલા ખીલામાં બાંધેલી ઘોડાની સાંકળ પોતે ખેંચાતાં ખીલાને પણ ઉખેડીને ખેંચી જાય છે, તેમ ઘર તથા મિત્ર આદિની ચિંતા ઉદ્દાલકના મનને ખેંચી જવા લાગી.[૨૮-૩૦] એ સમયે જેમ વહી જતા જળને સેતુ (પાળ) બળાત્કારથી રોકી દે છે, તેમ ઉદ્દાલકે વિષયોમાં દોડતા અને વ્યાકુળ થયેલા પોતાના પ્રમત્ત ચિત્તને નિર્મળ રાખવારૂપ બળાત્કારથી રોકી દીધું.[૩૧] જેમ સંધ્યાકાળ નિશ્ચળ અને આંખની કીકીઓ જેવાં કાળાં ભ્રમરોવાળાં કમળોને અર્ધાં નિમીલિત (બિડાયેલાં) કરે છે, તેમ ઉદ્દાલકે અવિચળ કીકીઓથી સુંદર લાગતાં પોતાનાં બન્ને નેત્રોને, ઉપર તથા નીચેની બન્ને પાંપણો સ્થિર રાખીને અર્ધાં મીંચી દીધાં. જેમ કોઈ મહાપુરુષના જન્મનો સમય પવનના વેગને ક્ષોભથી રહિત કરે છે, તેમ ઉદ્દાલકે પ્રથમ પ્રાણના તથા અપાનના વેગને ક્ષોભથી રહિત કર્યો.[૩૨-૩૩] જેમ કાચબો પોતાનાં અંગોને પોતાની અંદર જ સંતાડે છે, તેમ ઉદ્દાલક પોતાની ઇંદ્રિયોને (વિષયોમાં નહિ જવા દેતાં) અંદર જ રાખવા લાગ્યો અને તેમ કરવાથી તેણે, જેમ તલથી તેલ જુદું કરવામાં આવે છે, તેમ ઇંદ્રિયોને વિષયોથી જુદી કરી.[૩૪] જેમ કોડિયાથી ઢાંકી દીધેલો મણિ પોતાનાં દૂર ફેલાયેલાં કિરણોને તુરત સંકોચી લે છે, તેમ ધીર બુદ્ધિવાળા એ ઉદ્દાલકે બાહ્ય વિષયોમાં અત્યંત દૂર દૂર દોડી જતી સઘળી વૃત્તિઓને સંકોચી લીધી. જેમ વૃક્ષ માગશર મહિનામાં શાખાઓની અંદર રહેલા રસોને લીન કરી નાખે છે, તેમ ઉદ્દાલકે મનની વાસનાઓરૂપી અંદરના વિષયોને અધિષ્ઠાનમાં ખેંચી લઈને તેને દૂર કરી નાખ્યા.[૩૫-૩૬] જેમ પાણીથી ભરેલા ઘડાના મોઢાને ક્યાંયથી પવનનો સંચાર ન થાય એવી રીતે રોકી દેવાથી તે ઘડાનાં બીજાં છિદ્રોમાંથી જળ ઝરતું રોકાઈ જાય છે, તેમ ઉદ્દાલકે પાનીઓ વડે ગુદાને દબાવી દીધી, તેથી શરીરનાં નવે દ્વારના પવનો રોકાઈ ગયા.[૩૭] જેમ મેરુપર્વત પોતાના તથા રત્નોના પ્રકાશવાળી, આવરણ વિનાની અને કલ્પવૃક્ષનાં પુષ્પોથી શોભાયમાન લાગતી પોતાના શિખરની ધારને અક્કડ રાખે છે, તેમ ઉદ્દાલકે આત્માના (પોતાના) પ્રકાશવાળી વસ્ત્રાદિનાં આવરણ વિનાની અને સુખરૂપી કમળથી શોભાયમાન લાગતી ડોકને અક્કડ રાખી. જેમ ઉપાયોથી વશ કરેલા ઉન્મત હાથીને વિંધ્યાચળના ખાડામાં પૂરી રાખવામાં આવે છે, તેમ ઉદ્દાલકે ધ્યાન આદિથી વશ કરેલા મનને પોતાના

હૃદયમાં જ પૂરી રાખ્યું.[૩૮-૩૯] શરદઋતુના આકાશની પેઠે અત્યંત નિર્મળ સૌમ્યપણાને પામેલા એ ઉદ્દાલકે વાયુ વિનાના પૂર્ણ સમુદ્રની અવિચળ શોભાને હરી લીધી. (વાયુ વિનાના પૂર્ણ સમુદ્ર જેવો જણાવા લાગ્યો.) જેમ પવન પોતાની આગળ ઊડતાં મચ્છરોને દૂર કરી નાખે છે તેમ ઉદ્દાલકે વચમાં વચમાં પ્રતિભાસરૂપે દેખાતા વિપરીત ભાવનાઓરૂપી ઘણાઘણા વિકલ્પોને દૂર કરી નાખ્યા.[૪૦-૪૧] જેમ વીરપુરુષ રણમાં વારંવાર સામા ધસી આવતા શત્રુઓને ખડ્ગથી કાપી નાખે છે, તેમ ઉદ્દાલકે વારંવાર સામા ધસી આવતા પ્રતિભાસોને મનથી પૂરી રીતે કાપી નાખ્યા.[૪૨] આમ વિષયોનો સમૂહ કપાઈ જતાં, ઉદ્દાલકે પોતાના હૃદયાકાશમાં વિવેકરૂપી સૂર્યને ઢાંકી દેનારું અને ચપળ આંજણના જેવું કાળું, તમોગુણના વધારાથી થયેલું અંધારું જોયું. જેમ પવનથી કાજળને ઉડાડી મૂકવામાં આવે છે, તેમ ઉદ્દાલકે સત્ત્વગુણની ભાવનાને લીધે સારી પેઠે પ્રકાશિત કરેલા મનરૂપી સૂર્યથી તે અંધારાને ઉડાડી મૂક્યું.[૪૩-૪૪] કમળ જેમ રાત્રિનું અંધારું શાંત થતાં પ્રાતઃકાળના પ્રકાશને દેખે છે, તેમ ઉદ્દાલકે અંધારું શાંત થતાં, સત્ત્વગુણના વધારાથી થયેલો તેજનો પુંજ જોયો.[૪૫] જેમ હાથીનું બચ્ચું સૂંઢથી કમળોનાં વનને કાપી નાખે છે, તેમ ઉદ્દાલકે તેજના પુંજને રજોગુણના વધારાથી કાપી નાખ્યો. પછી જેમ વેતાલ લોહીના પ્રવાહને વેગથી પી જાય છે, તેમ તે તેજના પુંજને વેગથી પી ગયો. આમ તેજનો પુંજ વિરામ પામી જતાં, રજોગુણના વધારાથી ઘૂમવા લાગેલું તેનું ચપળ મન પોતાને કોઈ પણ વિષય નહિ મળવાને લીધે રાત્રિના કમળની પેઠે અને મદથી ઘેરાયેલા માણસની પેઠે નિદ્રાને પ્રાપ્ત થયું. જેમ વાયુ વાદળાંઓની ઘટાને કાપી નાખે છે, મદોન્મત્ત હાથી નીલકમલિનીને કાપી નાખે છે અને સૂર્ય રાત્રિને કાપી નાખે છે, તેમ ઉદ્દાલકે તે નિદ્રાને પણ તુરત કાપી નાખી. આમ નિદ્રા જતી રહ્યા પછી જેમ માણસને સૂર્યના તડકાની સામે આકાશમાં દષ્ટિ ફેંકતાં અનેક આકારોવાળાં કૂંડાળાં દેખાય છે, તેમ ઉદ્દાલકના મનને વાસનાથી કલ્પાયેલા રૂપવાળું આકાશ દેખાવા લાગ્યું.[૪૬-૪૯] જેમ મેઘ તમાલના પુષ્પને દૂર કરી નાખે છે, પવન ઝાકળને દૂર કરી નાખે છે અને દીવો અંધારાને દૂર કરી નાખે છે, તેમ ઉદ્દાલકે તુરત તે સ્વચ્છ આકાશને પણ દૂર કરી નાખ્યું.[૫૦] જેમ નિદ્રા જતી રહેતાં, મદિરાના મદવાળો માણસ મૂઢ થઈ જાય છે, તેમ આકાશ જતું રહેતાં, ઉદ્દાલકનું મન મૂઢ થઈ ગયું.[૫૧] જેમ સૂર્ય રાત્રિએ ઉત્પન્ન કરેલી ઠંડીને લોકમાંથી દૂર કરી નાખે છે, તેમ પ્રૌઢ વિચારવાળા એ ઉદ્દાલકે તે મનના મૂઢપણાને પણ દૂર કરી નાખ્યું.[૫૨] પછી અંધકાર, તેજ, નિદ્રા તથા મૂઢપણું ઇત્યાદિથી રહિત થયેલું ઉદ્દાલકનું મન, વાણીથી વર્ણવી શકાય નહિ એવી નિર્વિકલ્પ સમાધિને પ્રાપ્ત થઈને, થોડીક વાર શાંત થયું. હે રામ! જેમ પાળથી રોકાયેલું તળાવનું પાણી પાછું વળીને પોતાના ઠેકાણે જાય, તેમ ઉદ્દાલકનું મન નિર્વિકલ્પ સમાધિમાં થોડીવાર શાંત થઈ, પાછું વિક્ષેપના સંસ્કારોની પ્રબળતાને લીધે તુરત જ જગતના દેખાવવાળી વૃત્તિને પ્રાપ્ત થયું. ધ્યાનાદિના લાંબા અનુસંધાનને લીધે અને નિર્વિકલ્પસમાધિમાં મળેલા આનંદના અનુભવના સંસ્કારને લીધે, જગતના દેખાવવાળી વૃત્તિમાંથી પાછું નિર્વિકલ્પસમાધિમાં ખેંચાવા લાગેલું એ ઉદ્દાલકનું મન, વચમાં જેમ સોનું નૂપુરપણાને પ્રાપ્ત થાય છે, તેમ ઇષ્ટદેવ આદિ ચેતનપદાર્થોના દેખાવવાળી સવિકલ્પસમાધિને પ્રાપ્ત થયું. પછી જેમ ઘડામાં રહેલા મલિન જળનો મેલ જળ સુકાઈ જતાં ઘડામાં ચોપડાઈ જઈને ઘડાપણાને પ્રાપ્ત થાય છે, તેમ સવિકલ્પસમાધિના પ્રભાવથી

અનુક્રમે ક્ષીણ થતું જતું ઉદ્દાલકનું મન, મનપણાને છોડી દઈને ચૈતન્યપણારૂપી બીજી અવસ્થાને જ પ્રાપ્ત થયું.[૫૩–૫૬] તરંગ આદિ ભેદો ટળી જતાં જેમ સમુદ્રનું જળ એકરૂપ બની જાય છે, તેમ ઉદ્દાલકનું ચૈતન્ય પોતાનો મનરૂપી ભેદ ટળી જતાં, શુદ્ધ થઈને સાક્ષીચૈતન્ય( પરબ્રહ્મ )પણાને પ્રાપ્ત થયું.[૫૭] જેમ ઘટાકાશ ઘડારૂપી ઉપાધિ ટળી જતાં, મહાકાશની સાથે એકરસ થઈ જાય છે, તેમ જીવચૈતન્ય મનરૂપી ઉપાધિ ટળી જતાં, મહાચૈતન્યની સાથે એકરસ થઈ જાય, એ સ્વાભાવિક જ છે. એ રીતે તત્ત્વના સાક્ષાત્કારને પામેલો એ ઉદ્દાલક સર્વ જગતના અધિષ્ઠાનરૂપ અને દ્વૈતના પ્રતિભાસથી રહિત શુદ્ધ મહાચૈતન્યરૂપ થઈ ગયો.[૫૮] એ સ્થિતિમાં તેને દશ્યોનાં દર્શનથી રહિત, જાણે અમૃતનો સમુદ્ર હોય એવો અને બ્રહ્માદિ મહાત્માઓ જેનો સ્વાદ લે છે એવો, નિરતિશય આનંદ પ્રાપ્ત થયો.[૫૯] શરીરાદિની આસક્તિથી રહિત થયેલો અને એ અવર્ણનીય દશાને પ્રાપ્ત થયેલો તથા આનંદના સમુદ્રરૂપ થયેલો તે ઉદ્દાલક સત્તાસામાન્યરૂપ* થયો.[૬૦] જેમ શરદઋતુના સ્વચ્છ આકાશમાં રહેલો પૂનમનો ચંદ્ર પૂર્ણ સ્થિતિને પ્રાપ્ત થાય છે, તેમ આનંદનાં સરોવરરૂપ પરમતત્ત્વમાં રહેલો એ ઉદ્દાલકનો ચૈતન્યરૂપી હંસ, પૂર્ણ સ્થિતિને પ્રાપ્ત થયો. એ ઉદ્દાલક વાયુ વિનાના સ્થળના દીવા જેવો, ચિત્રમાં આલેખેલા જેવો, તરંગોથી રહિત થયેલા સમુદ્ર જેવો અને વરસી રહીને ગર્જનાથી પણ રહિત થયેલા મેઘ જેવો થઈ ગયો. એ મોટા પ્રકાશરૂપી નિર્વિકલ્પસમાધિમાં લાંબા કાળ સુધી રહેલો ઉદ્દાલક જ્યારે સમાધિમાંથી કોઈ સમયે જાગ્રત થયો, ત્યારે આકાશમાં ફરનારા કેટલાએક સિદ્ધલોકો તથા ઘણા દેવતાઓ પણ ત્યાં તેના જોવામાં આવ્યા. ઈંદ્રની તથા સૂર્ય આદિની પદવીઓને આપનારી અને અપ્સરાઓના સમૂહોવાળી અનેક પ્રકારની પ્રત્યક્ષ સિદ્ધિઓ પણ ચારે બાજુની તેની પાસે આવી. જેમ ગંભીર બુદ્ધિવાળો પ્રૌઢ માણસ છોકરાંઓની રમતોનો અનાદર કરે, તેમ એ ઉદ્દાલકે તે સઘળી સિદ્ધિઓનો અનાદર કર્યો.[૬૧–૬૫] એ ઉદ્દાલક સિદ્ધિઓનો અનાદર કરીને પાછો છ મહિના સુધી, જેમ સૂર્ય છ મહિના સુધી ઉત્તરાયણમાં રહે છે, તેમ આનંદના સ્થાનકરૂપ એ નિર્વિકલ્પસમાધિમાં જ રહ્યો. વળી જ્યારે તે સમાધિમાંથી જાગ્રત થયો, ત્યારે તેને સિદ્ધલોકો, દેવતાઓ, સાધ્યો અને બ્રહ્મા તથા રુદ્ર ઇત્યાદિ પણ પાસે આવીને ઊભેલા જોવામાં આવ્યા. આમ થવા છતાં પણ કોઈના સુખમાં આસક્ત નહિ થતો અને સઘળું ત્યજીને વળી પાછી નિર્વિકલ્પ સમાધિ ધર્યા કરતો એ ઉદ્દાલક, અનુક્રમથી જીવન્મુક્તપણાની ઊંચીઊંચી ભૂમિકાઓને પ્રાપ્ત થતો ગયો. પરબ્રહ્મપદ કે જેનો આનંદ ચિત્તથી અનુભવવામાં આવતો નથી, પણ સ્વરૂપથી જ અનુભવવામાં આવે છે, તેને પ્રાપ્ત થયેલો એ ઉદ્દાલકનો આત્મા દુઃખમાં કે વિષયાનંદમાં નહિ રહેતાં, પરબ્રહ્મની સાથે એકરસપણાથી રહ્યો.[૬૬–૬૮] હે રામ! જે પુરુષે હજાર વર્ષ સુધી અથવા એક ક્ષણ સુધી પણ સ્વર્ગલોક દીઠો હોય, તેને જેમ ભૂલોકમાં રુચિ થાય જ નહિ, તેમ જેને હજાર વર્ષ સુધી અથવા એક ક્ષણ સુધી પણ એ પદમાં સ્થિતિ મળી હોય તેના મનને ભોગોના સમૂહમાં રુચિ થાય જ નહિ. હે રામ! એ જ ઉત્તમ પદ છે, એ જ શાંત ગતિ છે, એ જ ઉત્તમ કલ્યાણ છે અને એ જ અવિચળ સુખ છે. એ પદમાં જેને શાંતિ મળી હોય, તેને સંસાર સંબંધી ભ્રમ ફરી વાર નડે જ નહિ.[૬૯–૭૦] જેઓને દેવતાઓનું 'ચૈત્રરથ' નામનું વન મળ્યું હોય તે પુરુષો જેમ ખેરના વનમાં આવે જ નહિ,

* 'સત્તાસામાન્ય' એ શબ્દનો અર્થ આ પછીના સર્ગમાં વિસ્તારથી કહેવામાં આવશે.

તેમ એ પદને પામેલા સાધુપુરુષો ફરી વાર આ સંસારના ભ્રમમાં આવે જ નહિ.[૭૧] જેમ પોતાના પ્રભાવથી રાજ્યને પામેલા રાજાઓ દીનપણાને અયોગ્ય જ માને, તેમ શ્રવણ–મનન આદિના પ્રભાવથી આ મહાઆનંદ પદવીને પ્રાપ્ત થયેલા મહાત્માઓ આ સંસારને અયોગ્ય જ માને છે.[૭૨] બોધ પામેલું અને નિર્વિકલ્પસમાધિમાં શાંત થયેલુ ચિત્ત બીજા લોકોના મોટા પ્રયત્નથી જ જાગ્રતદશાને પ્રાપ્ત થાય છે અને કોઈ સમયે તે દશાને પ્રાપ્ત નથી પણ થતું. જેમ ચૈત્રમાસમાં ઝાકળના સમૂહમાંથી સૂર્ય બહાર નીકળે છે, તેમ સિદ્ધિઓને દૂર કાઢી મૂકી, છ મહિના સુધી નિર્વિકલ્પ સમાધિમાં રહીને પછી, તે ઉદ્દાલક નિર્વિકલ્પસમાધિમાંથી બહાર નીકળ્યો (જાગ્રત થયો). હવે જાગ્રત થયેલા તે ઉદ્દાલકે પાછી તેની તે ઉત્તમ તેજવાળી, પ્રણામ કરવામાં તત્પર થયેલી, ચંદ્રનાં બિંબ સરખાં સુંદર શરીરોવાળી અને જેઓના ભ્રમરો તથા ચામરો મંદારનાં પુષ્પોના ધોળા પરાગોથી વ્યાપ્ત થઈ રહ્યાં હતાં, એવી અપ્સરાઓને દીઠી અને જેઓની સુંદર પતાકાઓ ચલાયમાન થતી હતી, એવાં સ્વર્ગલોકનાં વિમાનોને પણ દીઠાં. જેઓનાં હસ્તકમળોમાં દર્ભની પવિત્રીઓ શોભી રહી હતી એવા હું (વસિષ્ઠ) આદિ મુનિઓને પણ દીઠા અને વિદ્યાધરીઓથી વીંટાયેલા મોટામોટા વિદ્યાધરોને પણ દીઠા. એઓએ તે મહાત્મા ઉદ્દાલક મુનિને કહ્યુ કે 'હે મહારાજ! કૃપા કરીને અમારા પ્રણામોની ઉપર દૃષ્ટિ કરો.[૭૩–૭૮] આ વિમાનમાં બિરાજીને સ્વર્ગના નગરમાં પધારો. સ્વર્ગલોક જ જગતની સઘળી ભોગ–સંપત્તિઓની પરાકાષ્ઠારૂપ છે.[૭૯] હે મહારાજ! આ ચાલતો કલ્પ પૂરો થતાં સુધી મનમાનતા યોગ્ય ભોગોને ભોગવો. સઘળી તપસંબંધી ક્રિયાઓ સ્વર્ગ આદિનાં સુખો ભોગવવા માટે જ કરવામાં આવે છે.[૮૦] હારોને તથા ચામરોને ધારણ કરનારી આ વિદ્યાધર લોકોની ઉત્તમ સ્ત્રીઓ, જેમ હાથણીઓ હાથીની સેવા કરવા સારુ હાથીની પાસે ઊભી રહે, તેમ આપની પાસે ઊભી રહી છે તે જુઓ.[૮૧] ધર્મના તથા અર્થના ફળરૂપ કામ જ છે અને કામના સારરૂપ સ્ત્રીઓ જ છે. જેમ મંજરીઓ વસંતમાં જ થાય છે, તેમ કામના સારરૂપ ઉત્તમ સ્ત્રીઓ સ્વર્ગલોકમાં જ થાય છે.' હે રામ! એ અતિથિઓએ એ રીતે કહ્યું, છતાં પણ ઉદ્દાલક તે સર્વનું યોગ્ય રીતે પૂજન કરીને કાંઈ સંભ્રમ પામ્યા વિના જ ઊભો રહ્યો.[૮૨,૮૩] ત્યારે ધીર બુદ્ધિવાળો એ ઉદ્દાલક એ વિભૂતિઓનું ગ્રહણ કે ત્યાગ, કાંઈ પણ નહિ કરતાં 'હે સિદ્ધલોકો! પધારો' એટલું જ બોલીને પાછો સમાધિ ધરવામાં તત્પર થયો.[૮૪] પછી સ્વધર્મમાં તત્પર રહેનારા અને ભોગોમાં અરુચિવાળા તે ઉદ્દાલકની કેટલાક દિવસો સુધી આસક્ત થવાની આશા રાખી, અંતે નિષ્ફળ થઈ, પ્રણામ આદિ કરીને, તે સિદ્ધલોકો પોતાની મેળે ચાલ્યા ગયા. જીવન્મુક્ત થયેલો એ ઉદ્દાલક મુનિ વનોના ભાગોમાં, મુનિઓના આશ્રમોમાં, મેરુ, મંદાર, કૈલાસ, હિમાલય તથા વિંધ્ય આદિ પર્વતોનાં શિખરોમાં, દ્વીપોનાં ઉપવનોમાં, દિશાઓની કુંજોમાં, જંગલોમાં અને બીજાં પણ કેટલાંએક અરણ્યોને લગતા પ્રદેશોમાં જ્યાં સુધી ઇચ્છા હતી ત્યાં સુધી જેમ અનુકૂળ લાગ્યું તેમ વિચર્યો.[૮૫–૮૭] પરમપદને પ્રાપ્ત થયેલો એ ઉદ્દાલક બ્રાહ્મણ ત્યારથી માંડીને પર્વતોની ગુફાઓમાં ધ્યાનરૂપી લીલા કરવા સારુ રહેવા લાગ્યો.[૮૮] નિર્વિકલ્પસમાધિમાં આસક્ત રહેતો એ ઉદ્દાલક કોઈ સમયે એક દિવસે, કોઈ સમયે મહિને, કોઈ સમયે વર્ષે અને કોઈ સમયે ઘણાંઘણાં વર્ષે પણ જાગ્રત થવા લાગ્યો.[૮૯] પરમતત્ત્વની સાથે એકપણાને પ્રાપ્ત થયેલો એ ઉદ્દાલક ત્યારથી માંડીને વ્યવહાર કરવાના સમયમાં પણ સમાધિવાળો જ

રહેવા લાગ્યો, પણ અજ્ઞાનીની પેઠે વિક્ષેપ પામવા લાગ્યો નહિ.[૯૦] અંતઃકરણમાં તથા અંતઃકરણની વૃત્તિઓમાં પરોવાયેલ સાક્ષીચૈતન્યનું વિવેચન કરીને અવલોકન કરવાના દઢ અભ્યાસને લીધે મહાચૈતન્યપણાને પામીને તે ઉદ્દાલક, જેમ સૂર્યનું તેજ સર્વ પદાર્થમાં વિષમ દષ્ટિ વિનાનું જ રહે છે, તેમ સર્વ પદાર્થોમાં વિષમ દૃષ્ટિ વિનાનો જ રહેવા લાગ્યો.[૯૧] એ ઉદ્દાલક દશ્યનો તથા દશ્યના સંસ્કારનો પણ સર્વથા ઉચ્છેદ થઈ જતાં, દશ્યોને પ્રકાશ આપનારા ચૈતન્યપણાના વ્યવહારનો પણ ઉપશમ થવાથી સત્તાસામાન્યપણાને પ્રાપ્ત થઈને ચિત્રમાં આલેખેલા સૂર્યની પેઠે, શરીર હોવા છતાં પણ અસ્તથી તથા ઉદયથી રહિત થઈને જ રહ્યો. (સાતમી ભૂમિકાને પ્રાપ્ત થયો.)[૯૨] સઘળા વિક્ષેપોનો ઉપશમ થવાથી અને નિરતિશય આનંદરૂપ પરમપદની પ્રાપ્તિથી જેનું ચિત્ત, જન્મ તથા મરણ ગલિત થઈ ગયાં છે, અને જેનો સંદેહરૂપી હીંચકો ક્ષીણ થઈ ગયો છે, એવો એ ઉદ્દાલક શરદઋતુના આકાશની પેઠે શાંત, વ્યાપક, ચિત્તથી રહિત, નિર્મળ અને આવરણથી રહિત પરબ્રહ્મરૂપ થયેલા તે શરીરને ધરી રહ્યો. (ઉદ્દાલકને શરીરની આગલી દશાનું અત્યંત વિસ્મરણ થઈ ગયું અને બ્રહ્મભાવની સ્થિતિ જ પ્રાપ્ત થઈ.)[૯૩]

शमपरपदलाभप्राप्तिसंशांतचेता गलितजननपाशः क्षीणसंदेहदोलः । शरदि खमिव शान्तं व्याततं चोर्जितं च स्फुटममलमचेतस्तद्वपुःसंबभार ॥९३॥

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણનો ઉપશમપ્રકરણનો 'ઉદ્દાલકવિશ્રાંતિ' નામનો સર્ગ ૫૪મો સમાપ્ત**

## સર્ગ ૫૫મો*

### સત્તાસામાન્યનું લક્ષણ, ઉદ્દાલકનિર્વાણ ને ચામુંડાદેવીએ શબને મુકુટમાં ધર્યું

राम उवाच

आत्मज्ञानदिनैकार्क मत्संशयतृणानल ।
अज्ञानदाहशीतांशो सत्तासामान्यमीश किम् ॥१॥

**રામ બોલ્યા:** હે આત્મજ્ઞાનરૂપી પ્રકાશ આપવામાં મુખ્ય સૂર્યરૂપ! હે મારા સંશયોરૂપી તૃણોને બાળી નાખવામાં અગ્નિરૂપ! હે અજ્ઞાનરૂપી બળતરાને શાંત કરવામાં ચંદ્રરૂપ! હે સમર્થ ગુરુ! આપે જે સત્તાસામાન્ય કહ્યું તેનું શું લક્ષણ છે?[૧]

**વસિષ્ઠ બોલ્યા:** સર્વ દશ્ય પદાર્થોનો સંપૂર્ણ નાશ થઈ ચિત્ત પણ સ્વરૂપમાં લીન થઈ જાય અને કેવળ એક સામાન્ય ચૈતન્ય જ બાકી રહે, તેને સત્તાસામાન્ય કહે છે.[૨] આ ચિત્ત જ્યારે ચૈતન્યમાં લીન થઈ જાય તથા તે ચૈતન્ય વિના બીજું કાંઈ રહે નહિ અને તે આકાશ જેવું અત્યંત નિર્મળ થઈ જાય તેને સત્તાસામાન્ય કહે છે.[૩] જ્યારે બહારનાં તથા અંદરનાં દશ્યો સહિત જે કાંઈ આ જગત છે, તેનો અત્યંત બાધ કરીને કેવળ અખંડ ચૈતન્ય જ રહે, ત્યારે સત્તાસામાન્ય કહેવાય છે.[૪] જ્યારે સઘળા પદાર્થો, વાસ્તવિક રીતે અખંડ અને અનુપમ અનુભવરૂપ જ થઈ જાય, ત્યારે સત્તાસામાન્ય થયું કહેવાય છે.[૫] જેમ કાચબાનાં અંગો કાચબામાં લીન થાય છે, તેમ સઘળાં દશ્યો જ્યારે ભાવનારૂપી યત્ન વિના સહજ રીતે જ પોતાના ચૈતન્યમાં લીન થઈ જાય, ત્યારે તે ચૈતન્ય સત્તાસામાન્ય કહેવાય છે.[૬] આ સત્તાસામાન્યરૂપી ઉત્તમ દૃષ્ટિ કે જે તુરીયાતીત પદ

* આ પંચાવનમા સર્ગમાં સત્તાસામાન્યનું લક્ષણ, ઉદ્દાલક મુનિના શરીરના ત્યાગનો ક્રમ અને તેના શબને ચામુંડાદેવીએ અલંકારરૂપે ધર્યાની કથા, એટલા વિષયો કહેવામાં આવશે.

જેવી જ છે, તે દેહના ભાનવાળા મુક્ત પુરુષને પણ (પાંચમી તથા છઠ્ઠી ભૂમિકામાં આરૂઢ થયેલાને પણ) અને દેહના ભાન વગરના મુક્ત-પુરુષને પણ (સાતમી ભૂમિકામાં આરૂઢ થયેલા-ને પણ) થાય છે; પરંતુ તેમાં વિશેષતા એટલી જ છે, કે દેહની પ્રતીતિવાળા મુક્તપુરુષને સમાધિમાં જ થાય છે અને દેહની પ્રતીતિ વિનાના મુક્તપુરુ-ષને તે જાગ્રત અવસ્થામાં પણ રહે છે. જ્ઞાનથી થનારી આ દૃષ્ટિ અજ્ઞાનીને તો થતી જ નથી. પ્રૌઢ જ્ઞાનવાળા સઘળા જીવન્મુક્ત પુરુષો આ દૃષ્ટિમાં રહેવાને લીધે, જેમ પૃથ્વીમાં પારદ આદિ સિદ્ધ રસો અને આકાશમાં પવન, રજનો સ્પર્શ પામ્યા વિના જ રહે છે, તેમ આ લોકના તથા પરલોક-ના ભોગોની તૃષ્ણાનો સ્પર્શ પામ્યા વિના જ રહે છે.[૭-૯] હે રામ! પૃથ્વીમાં ફરનારા મારા જેવા સર્વ પુરુષો, આકાશમાં ફરનાર નારદ આદિ પુરુષો અને તેઓથી પણ ઉપર રહેનારા બ્રહ્મા, વિષ્ણુ તથા સદાશિવ આદિ મહાત્માઓ આ સત્તાસામાન્યરૂપી દૃષ્ટિમાં જ રહ્યા છે.[૧૦] એ ઉદ્દાલક સઘળા ભયોનો નાશ કરનારી આ સત્તા-સામાન્યરૂપી પદવીનો આશ્રય કરીને પોતાના શરીરનાં પ્રારબ્ધનો નાશ થતાં સુધી જગતરૂપી ઘરમાં રહ્યો.[૧૧] પછી ઘણે કાળે એ ઉદ્દાલકને 'હું દેહને છોડી દઈ વિદેહમુક્ત થઈને રહું' એવો દૃઢ વિચાર ઉત્પન્ન થયો.[૧૨] આવા દૃઢ વિચારને લીધે એ ઉદ્દાલક પર્વતની ગુફામાં પાંદડાંના આસન પર પદ્માસન વાળી, નેત્રોને અર્ધા ઉઘાડાં રાખીને બેઠો.[૧૩] તેણે પાની વડે ગુદાને રોકી ચિત્તનાં નવે દ્વારોને રોકી દીધાં, શબ્દ-સ્પર્શ આદિ વિષયોની વૃત્તિઓને વીણીવીણીને હૃદય-માં હોમી દીધી, તેમાં પોતાના સ્વરૂપભૂત અખંડ બ્રહ્મથી જ એકરસપણાની ભાવના કરી પ્રાણવાયુને રોકી દીધો અને ડોકને સ્થિર રાખી જીભના મૂળને કંઠના છિદ્રમાં કમાડની પેઠે ખોસી દીધું.[૧૪-૧૫] મનને કે દૃષ્ટિને બહાર, અંદર, ઊંચે, નીચે, વિષયમાં કે શૂન્યમાં ક્યાં ય જોડ્યાં નહિ અને ઉપરના તથા નીચેના દાંત પરસ્પરને અડકે નહિ એમ મુખ રાખ્યું હે રામ! પ્રાણના પ્રવા-હને રોકવાને લીધે મન આદિની ચંચળતાથી રહિત થયેલો, પ્રસન્ન તથા સુશોભિત મુખવાળો અને બ્રહ્માનંદના અનુભવને લીધે રોમાંચિત થયેલા શરીરવાળો એ ઉદ્દાલક, મનની સઘળી વૃત્તિઓનો લય કરવાના અભ્યાસથી મનનું મન-પણું ટાળી નાખી, પ્રતિબિંબચૈતન્યથી બિંબ-ચૈતન્યમાં એકરસ થઈ ગયો. પછી બિંબભૂત મહાચૈતન્યનું જ અનુસંધાન કરવાના અભ્યાસ-થી હૃદયમાં સર્વોત્કૃષ્ટ આનંદના ઝરાને પ્રાપ્ત થયો; તે પછી તે ઝરાના સ્વાદને લીધે દૃશ્યોનો તથા દૃશ્યોના સંસ્કારોનો પણ સર્વદા નાશ થઈ જતાં દૃશ્યોને પ્રકાશ આપનારા મહાચૈત-ન્યપણાના વ્યવહારથી પણ છૂટી જઈને, તે સર્વમાં એકરસ અને અંતથી રહિત સત્તાસા-માન્યપણાને પ્રાપ્ત થયો. વિક્ષેપોની વિષમતાથી અત્યંત રહિત થયેલા સ્વરૂપવાળો, પરમ શાંતિને પ્રાપ્ત થયેલો, જેના સમાન કોઈ પણ આનંદ નથી એવા આનંદને લીધે અત્યંત સુશોભિત લાગતા મુખવાળો, અંતે જેના આનંદના ભાવને સૂચવનારાં રોમાંચો પણ શાંત થઈ ગયાં હતાં એવો, જીવન્મુક્તિની પ્રાપ્તિ થયા પછી પ્રારબ્ધના ભોગ-નો નાશ થતાં અવિદ્યાના આભાસથી પણ રહિત થયેલો અને જેનો દૃશ્યોના મનન આદિ સંસાર સંબંધી ભ્રમ તો ઘણા કાળથી નાશ પામ્યો હતો એવો એ મહાધીર ઉદ્દાલક, ચિત્રમાં આલે-ખેલા જેવો નિશ્ચળ અને શરદૃઋતુના સ્વચ્છ આકાશમાં સઘળી કળાઓથી પૂર્ણ થઈને રહેલા ચંદ્ર જેવો ભરપૂર થઈને રહ્યો. જેમ હેમંતઋતુ-માં વૃક્ષનો રસ સૂર્યનાં કિરણોના નિર્મળ તેજમાં શાંત થાય છે, તેમ જન્મની દશામાંથી નીકળી

ગયેલો એ ઉદ્દાલક ધીરેધીરે કેટલેક દિવસે પોતાના નિર્મળ સ્વરૂપમાં શાંત થયો. ( વિદેહમુક્તિ પામ્યો. ) અજ્ઞાનના વિલાસરૂપી સઘળી ઉપાધિઓથી તથા સઘળી કલ્પનાઓથી રહિત થયેલો નિર્વિકાર અને શુદ્ધરૂપ એ ઉદ્દાલક બ્રહ્મના ઐશ્વર્ય સુધીનાં સઘળાં સુખોના મૂળભૂત તે આદ્ય સુખને પ્રાપ્ત થયો; કે જે સુખમાં ઇંદ્રનું રાજ્ય અને લક્ષ્મી સંબંધી સુખ તો જળના પૂરમાં ખડની પેઠે તણાઈ જાય છે.[૧૯–૨૩] એ બ્રાહ્મણ અંતથી રહિત પરમ સુખરૂપ થયો કે જે સુખ અનંત બ્રહ્માંડોના અપરિમિત આકાશોમાં વ્યાપ્ત થયેલી સઘળી દિશાઓમાં ભરેલુ છે, સઘળી વસ્તુઓમાં ભરપૂર છે, સઘળાં બ્રહ્માંડોના અધિષ્ઠાનરૂપ છે, ઘણાઘણા મહાત્મા પુરુષો વડે સેવાય છે, જે ગુણોને લઈને વર્ણન કરી શકાય એવા ગુણોથી રહિત છે, સત્ય છે, આનંદરૂપ છે અને કાળની મર્યાદાથી રહિત છે.[૨૪,૨૫] ઉદ્દાલકનો જીવ બ્રહ્મભાવને પ્રાપ્ત થતાં, તેનું શરીર છ મહિના સુધી એમ ને એમ બેઠું રહી, સૂર્યનાં કિરણોથી સુકાઈ જઈને બહારના પવનના પ્રવેશથી ભુભાટ કરવા લાગતાં અને તેની નસોરૂપી તારો નાનાંનાનાં વૃક્ષોની શાખાઓના પછડાવાથી રણકાર કરવા લાગતાં, જાણે પર્વતની વિનોદ કરવાની વીણા હોય એવુ જણાવા લાગ્યુ.[૨૬] આ સમયમાં જગદંબા સહિત, પીળા કેશોવાળી અને સઘળી સાથે રહેનારી જોગણીઓ, કોઈ ભક્તની કામનાને પૂર્ણ કરવાને માટે, જેમ જ્વાળાઓની પંક્તિઓ અગ્નિમાં પાછી આવે, તેમ આકાશમાંથી એ પર્વતની ભૂમિમાં આવી. એ જોગણીઓમાંથી રાત્રિના સમયમાં નવાંનવાં ચરિત્રો કરનારી અને જેને સઘળા દેવતાઓ નમે છે તથા પૂજે છે એવી ચામુંડાદેવીએ સૂર્યનાં કિરણોથી સુકાયેલા એ ઉદ્દાલકના શબને પોતાના મુકુટની અણી કે જે ડાબા—જમણા હાથોથી ઊંચા ઉપાડેલા ખડ્ગના તથા ખટ્વાંગના મધ્યમાં શોભી રહી હતી, તેની ઉપર તુરત સુંદર ભૂષણની પેઠે સ્થાપી દીધું. હે રામ ! જેનું દુર્ગંધવાળુ શબ પણ દેવીના મસ્તકના ભૂષણરૂપ થઈને સર્વથી ઉત્કૃષ્ટ થયું, તેને પોતાને સર્વોત્કૃષ્ટ પદ મળ્યું એમાં તો શું જ કહેવું! એ રીતે 'ચામુંડા' નામની મોટી દેવીનું શિરોભૂષણ કે જે નવીનવી મંદારનાં પુષ્પોની માળાઓથી વીંટાયેલું હતું અને જેમાં મોરનાં પીછાંઓના સમૂહો વાદળાંઓના ચપળ ટુકડાઓની જેમ શોભી રહ્યા હતા, તેના ઉપર રહેલું ઉદ્દાલકનું શબ, જાણે અગ્રભાગમાં પુષ્પોના સમૂહવાળા લતાઓના જાળામાં પાછળથી આવીને બેઠેલો ભ્રમર હોય એવું જણાવા લાગ્યું.[૨૭–૨૯]

હે રામ ! દશ્યોના વિવેકથી સ્ફુરતા બ્રહ્માનંદરૂપી પ્રફુલ્લિત પુષ્પવાળી આ ઉદ્દાલકની ચિત્તવૃત્તિના ચરિત્રરૂપી લતા કે જે પુરુષના હૃદયરૂપી વનમાં ઊગીને ફેલાય, તે પુરુષ આધ્યાત્મિક આદિ તાપોરૂપી સૂર્યોથી ઘેરાઈને રહેનારા વ્યવહારરૂપી જંગલમાં ફરતો હોય, તોપણ સત્ય તથા શાંતિ આદિ ગુણોથી સુગંધ તથા શીતળતાવાળી સહજ સંતોષરૂપી છાયાથી કદી પણ વિયોગ પામતો નથી, એટલું જ નહિ પણ તેને ઊંચામાં ઊંચું મોક્ષરૂપી ફળ પણ પ્રાપ્ત થાય છે.[૩૦]

एषोद्दालकचित्तवृत्तिकलनावल्लीविवेकस्फुरत्
स्वानंदप्रविकासभासिकुसुमा हृत्कानने विस्तृता ।
रूढा यस्य कदाचिदेव विहरन्नप्येव सच्छायया
नासावेति वियोगमेति सफलेनोच्चैस्तरां संगमम् ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ઉદ્દાલકનિર્વાણ' નામનો સર્ગ ૫૫મો સમાપ્ત

## સર્ગ ૫૬ મો*

### માયા અને વાસનાથી રહિત જ્ઞાની વ્યવહારમાં પણ સમાધિસ્થ જ છે

वसिष्ठ उवाच

क्रमेणानेन विहरन् विचार्यात्मानमात्मना।
विश्रांतिमेहि वितते पदे पद्मदलेक्षण ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે કમળદળ સરખાં નેત્રોવાળા રામ ! એ પ્રમાણે વિચારના, વૈરાગ્યના તથા સમાધિના અભ્યાસક્રમથી વિહાર કરતાં, પોતાથી પોતાના આત્માનો અનુભવ કરીને, તમે અત્યંત વિશાળ બ્રહ્મપદમાં શાંત થાઓ.[૧] શાસ્ત્રના શ્રવણથી, શાસ્ત્રાર્થના તત્ત્વની પરીક્ષાથી, ગુરુના ઉપદેશથી અને પોતાના ચિત્તના શોધનથી સર્વ દશ્યોના ક્ષયનો અભ્યાસ કરીને, જ્યાં સુધી તેથી થયેલા સર્વ દશ્યોના બાધ દ્વારા પરમપદમાં શાંતિ મળે, ત્યાં સુધી વિચાર કર્યા કરવો જોઈએ.[૨] વૈરાગ્યથી, અભ્યાસથી, શાસ્ત્રનાં શ્રવણથી, શાસ્ત્રના અર્થની પરીક્ષાથી, બુદ્ધિથી, ગુરુની કૃપાથી અને મનના નિગ્રહથી એ પવિત્ર પદની પ્રાપ્તિ થાય છે અથવા એકલી બુદ્ધિથી જ એ પવિત્ર પદની પ્રાપ્તિ થાય છે.[૩] કલંકોથી રહિત, જ્ઞાનયુક્ત અને સૂક્ષ્મ અર્થમાં પ્રવેશ કરવાની શક્તિવાળી બુદ્ધિ બીજાં સાધનોની સગવડ ન હોય, તોપણ માણસને અવિચળ પદમાં પહોંચાડે છે.[૪]

**રામ બોલ્યા :** હે ભૂત–ભવિષ્યને જાણનારા ગુરુ મહારાજ ! એક પુરુષ તત્ત્વને જાણ્યા પછી વ્યવહારમાં તત્પર રહેવા છતાં પણ સમાધિમાં રહેલાની પેઠે શાંત રહેતો હોય અને બીજો પુરુષ એકાંતમાં બેસીને સમાધિ કર્યા કરતો હોય, તો તે બેમાં કયો પુરુષ શ્રેષ્ઠ છે? એ મને કહો.[૫'૬]

**વસિષ્ઠ બોલ્યા :** 'આ ગુણોના સમૂહરૂપી સંસાર મિથ્યા જ છે' એમ જોયા કરતા પુરુષને ચિત્તમાં જે શીતળતા રહે છે, તે જ સમાધિ કહેવાય છે.[૭] 'જો મન હોય તો જ વિક્ષેપના કારણરૂપ દશ્યોનો સંબંધ છે, પણ મારે તો મન જ નથી' એવો દઢ નિશ્ચય રાખીને એક પુરુષ વ્યવહારમાં રહ્યો હોય અને બીજો પુરુષ ધ્યાનમાં રહ્યો હોય અને તે બન્ને જો અંદર શીતળ હોય, તો સરખા જ સુખી છે; કેમકે અંદર શીતળતા પ્રાપ્ત થાય એ જ અનંત તપનું ફળ છે.[૮'૯] સમાધિમાં તત્પર રહેતાં પણ માણસનું ચિત્ત જો વૃત્તિઓથી ચંચળ રહેતું હોય, તો તે માણસની તે સમાધિ ગાંડપણથી ભરેલા નાચ જેવી છે.[૧૦] આમ ઘેલછાથી ભરેલો નાચ કરવા છતાં પણ જો ચિત્તની વાસનાઓ નાશ પામે, તો તે ગાંડાઈથી ભરેલો નાચ પણ તત્ત્વને સમજીને કરેલી સમાધિ બરાબર છે. તત્ત્વને સમજીને વ્યવહાર કરનારો પુરુષ અને તત્ત્વને સમજીને વનમાં રહેનારો પુરુષ, એ બન્ને પરમપદમાં શાંત થતા હોવાથી સંપૂર્ણ રીતે સરખા જ છે.[૧૧'૧૨] જેમ કથાનું શ્રવણ કરવા છતાં પણ જેનું મન દૂર ગયું હોય તે પુરુષ કથાનું શ્રવણ કરતો જ નથી એમ કહી શકાય છે, તેમ ચિત્ત જો પાતળી વાસનાઓવાળું થયું હોય તો તે ચિત્ત વ્યવહાર કરવા છતાં પણ નથી જ કરતું એમ કહી શકાય. જેમ નિદ્રામાં નિશ્ચળ થઈને સૂતેલો પુરુષ કાંઈ ક્રિયા નહિ કરવા છતાં પણ સ્વપ્નમાં ખાડમાં પડવાનો કર્તા થાય છે, તેમ ઘાટી વાસનાઓવાળું ચિત્ત કાંઈ ન કરતું હોય, તોપણ સઘળું કરે છે એમ સમજવું.[૧૩'૧૪] ચિત્તનું જે કંઈ ન કરવું એ જ ઉત્તમ સમાધિ છે, એ જ કૈવલ્ય છે અને એ જ સર્વોત્તમ શાંતિ છે, એમ સમજો.[૧૫] ચિત્ત જો ચંચળ હોય તો તે

* આ છપ્પનમા સર્ગમા જેણે માયારૂપી અંધકારને ટાળી નાખ્યો હોય અને જેની વાસના પાતળી પડી ગઈ હોય, એવો જ્ઞાની પુરુષ વ્યવહારમા લાગ્યો હોય, તોપણ તે સમાધિમાં રહ્યા બરાબર છે, એમ કહેવામાં આવશે.

સમાધિ કહેવાય નહિ અને જો ચિત્ત સ્થિર હોય તો તે સમાધિ કહેવાય છે; માટે તમે ચિત્તને જ વાસનારૂપી અંકુરથી રહિત કરો.[૧૬] જો વાસના ટળી ગઈ હોય, તો ચિત્તની સ્થિરતા થઈ કહેવાય છે. આમ ચિત્તની સ્થિરતા એ જ ધ્યાન છે, એ જ કૈવલ્ય છે અને એ જ શાંતપણું છે.[૧૭] જો ચિત્તની વાસનાઓ પાતળી પડી ગઈ હોય, તો તે ચિત્ત મોક્ષ પામવાને તૈયાર થયેલું જ કહેવાય છે. વાસનારહિત થયેલુ મન અકર્તા છે અને તેવા મનથી જ પરમપદ મળે છે.[૧૮] જો ચિત્ત ઘાટી વાસનાઓવાળું હોય, તો કર્તાપણાનું પાત્ર છે અને સઘળાં દુઃખોને દેનારું થાય છે; માટે વાસનાને પાતળી કરવી જોઈએ.[૧૯] જેનાથી જગત ઉપરની આસ્થા શાંત થઈ જાય, શોક, ભય તથા તૃષ્ણા ટળી જાય તેમ જ સ્વસ્થ થવાય, તે ઉપાય સમાધિ કહેવાય છે.[૨૦] ચિત્તથી સર્વ પદાર્થોમાં અહંતા–મમતારૂપી આસક્તિને છોડી દઈને, પછી તમે પર્વતમાં રહેવું હોય તો પર્વતમાં રહો અને ઘરમાં રહેવું હોય તો ઘરમાં રહો.[૨૧] જેમનું ચિત્ત સમાહિત થયું હોય અને જેનો અહંકારરૂપી દોષ શાંત થયો હોય, તે ગૃહસ્થોને ઘર પણ નિર્જન અરણ્ય જેવું જ છે.[૨૨] જેમ પૃથ્વી આદિ પાંચ મહાભૂતોને જંગલ પણ સરખું છે અને ઘર પણ સરખું છે, તેમ જેનું ચિત્ત સમાહિત થયુ હોય એવા ભવ્ય પુરુષોને અરણ્ય પણ સરખું છે અને ઘર પણ સરખું છે.[૨૩] હે રાજકુમાર! જેનું ચિત્તરૂપી મોટું વાદળું શાંત થયું હોય, તે પુરુષને ઘણા લોકોની ભીડવાળાં નગરો પણ ઉજ્જડ અરણ્યો જ છે. હે પ્રબળ શત્રુઓને હણનારા રામ! જેનું ચિત્ત વૃત્તિઓથી ચંચળ થયા કરતું હોય, તે પુરુષને નિર્જન અરણ્યો પણ ઘણાઘણા લોકોથી ભરેલાં નગરો જ છે. જો ચિત્ત રાગ આદિ દોષોથી ખેદ પામીને ભમ્યા કરે, તો તે ભ્રમણમાં અનેક પીડાઓને જુએ છે અને જો શાંત થાય તો મુક્તિ પામે છે, માટે હવે જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો. જે પુરુષ પોતાના આત્માને સઘળા પદાર્થોથી ન્યારો અથવા સઘળા પદાર્થોરૂપ જોતો હોય, તે પુરુષ આ તુચ્છ દેહના અભિમાનથી રહિત હોવાને લીધે સમાધિમાં રહેલો જ કહેવાય છે. અંદર વ્યાપકરૂપ થયેલા જે પુરુષના રાગ–દ્વેષ ક્ષીણ થઈ ગયા હોય અને સઘળા પદાર્થો તુલ્ય ભાસતા હોય, તે પુરુષ સમાધિમાં રહેલો જ કહેવાય છે.[૨૪–૨૮] હે રાજકુમાર! તત્ત્વવેત્તા પુરુષ જગતને જગતરૂપ જોતો નથી, પણ સર્વદા બ્રહ્મરૂપ જ દેખે છે. તત્ત્વવેત્તા પુરુષ જેમ સ્વપ્નમાં ભાસેલા નામ–રૂપવાળા પ્રપંચને મિથ્યા માને છે, તેમ જાગ્રતમાં દેખાતા નામ–રૂપવાળા પ્રપંચને પણ મિથ્યા માને છે.[૨૯] જેમ બજારમાં પોતપોતાના ધંધાનાં જુદાંજુદાં કાર્યો કરતા લોકો હોવા છતાં પણ કોઈ બીજાના કાર્યમાં ઉપયોગી નહિ થવાને લીધે બીજાઓની દૃષ્ટિમાં નહિ જેવા જ છે, તેમ તત્ત્વવેત્તા પુરુષને કોઈ લોકોથી સંબંધ નહિ હોવાને લીધે નગર પણ નહિ હોવા જેવું જ છે.[૩૦] જેનું ચિત્ત અંતર્મુખ થયું હોય એવો પુરુષ સૂતાં, જાગતાં અને ચાલતાં પણ સર્વદા નગરને, દેશને અને ગામડાને અરણ્ય જેવું જ ગણે છે.[૩૧] જેને અંતર્મુખ સ્થિતિ પ્રાપ્ત થઈ હોય, તે પુરુષને જગત પ્રાણીઓથી ભરપૂર હોવા છતાં પણ સર્વથા નિરુપયોગી હોવાને લીધે સઘળું શૂન્ય જ લાગે છે.[૩૨] અંદર તૃષ્ણાથી તપી રહેલાં સર્વ પ્રાણીઓને જગત દાવાનળની બળતરા જેવુ જ લાગે છે; કેમકે જો ચિત્ત શીતળ હોય, તો બહારનું જગત પણ શીતળ લાગે છે અને ચિત્ત જો તપી રહ્યું હોય તો બહારનું જગત પણ ધગધગતું જ લાગે છે. ચિત્ત જેવું અંદર હોય તેવું જ બહાર જગતરૂપ થઈને રહે છે. જેમ જેઓને તાવ ઊતરી ગયો

હોય તે માણસોને સઘળું જગત શીતળ લાગે છે, તેમ જેઓને તૃષ્ણારૂપી તાપ ટળી ગયો હોય તેઓને સઘળું જગત જીવતાં સુધી શીતળ જ લાગે છે. હે રામ! સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ વગેરે અંતઃકરણરૂપી તત્ત્વના જ ભાગો છે અને જાણે અંતઃકરણથી બહાર રહ્યા હોય એવા દેખાય છે. જેમ વડ બીજમાં જ રહેલો હોવા છતાં પણ બહાર રહેલા જેવો લાગે છે અને ગંધ પુષ્પમાં રહેલો હોવા છતાંય જાણે બહાર રહ્યો હોય એવો લાગે છે, તેમ જગત આત્મામાં રહેલું હોવા છતાં પણ જાણે બહાર રહ્યું હોય એમ ભાસે છે.[૩૩–૩૬] હે રામ! વાસ્તવિક રીતે જોતાં તો જગત ક્યાંય પણ આત્માથી બહાર રહ્યું નથી અને આત્માની અંદર પણ રહ્યું નથી; પરંતુ પૂર્વપૂર્વની વાસનાના બળને લીધે જે વસ્તુ જે પ્રકારથી જોવામાં આવે છે, તે વસ્તુરૂપે અને તે પ્રકારરૂપે બ્રહ્મ જ સ્ફુરિત થયું છે એમ સમજવું યોગ્ય છે.[૩૭] જેમ ડાબલીમાં રહેલું કપૂર ગંધરૂપે બહાર આવે છે, તેમ અંદર રહેલું જે આત્મતત્ત્વ છે, તે જ બહાર જગતરૂપે દેખાય છે. જેમ કપૂર ડાબલીમાં રહેલું હોવા છતાં પણ પોતાના સુગંધથી જણાઈ આવે છે, તેમ આત્મતત્ત્વ અંદર રહેલું હોવા છતાં પણ સ્ફુરણથી જણાઈ આવે છે. સ્થૂળ જગતરૂપે તથા સૂક્ષ્મ અહંકારરૂપે પણ આત્મા જ સ્ફુરે છે. એ આત્મા પોતે સ્થૂળ પણ નથી અને સૂક્ષ્મ પણ નથી; પરંતુ બહારના તથા અંદરના સઘળા સ્થૂળ–સૂક્ષ્મ પદાર્થોમાં સત્તારૂપે પરોવાયેલ છે. આ આત્મા પોતાના ચિત્તને જ પૂર્વપૂર્વની વાસના પ્રમાણે બહિર્મુખ ચક્ષુ આદિ ઇંદ્રિયોથી જગતરૂપ જુએ છે અને અંદર રહેલી વાસનાથી અંદર રહેલા સ્વપ્ન સંબંધી રાજ્ય આદિને પણ જુએ છે.[૩૮–૪૦] બહારના તથા અંદરના એમ બન્ને પ્રકારના જગતને આત્માથી જુદું પાડીએ તો જગત સુદ્ધાં રહેતું જ નથી; આત્માથી જુદું ન પડતાં બહારનો તથા અંદરનો ભેદ રહે, તો તે જગત અહંતાના તથા મમતાના અધ્યાસથી બહુ જ દુઃખદાયી થઈ પડે છે.[૪૧] અહંતા આદિને લીધે તે તે ચિંતાઓથી દુઃખી થતા પુરુષને સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ આદિ સઘળું જગત પ્રલયકાળના આરંભની જેમ બળતરાવાળું જ જણાય છે. જે પુરુષ અંદર પોતાના આત્મામાં જ રુચિ રાખીને બહાર કર્મેંદ્રિયોથી ક્રિયાઓ કરતો હોય, તે પુરુષ હર્ષને કે શોકને વશ નહિ થવાને લીધે સમાધિમાં રહેલા જેવો જ કહેવાય છે.[૪૨,૪૩] આત્માને સર્વમાં એક રીતે રહેલો જોતો અને શાંત બુદ્ધિવાળો જે પુરુષ શોક પણ ન કરે અને ચિંતા પણ ન કરે, તે પુરુષ સમાધિમાં રહેલો જ કહેવાય છે.[૪૪] જગતની સ્થિતિને જન્મ–મરણવાળી જોયા કરતો જે પુરુષ અહંતાના તથા મમતાના દેખાવોની હાંસી કરતો હોય તે પુરુષ સમાધિમાં રહેલો જ કહેવાય છે.[૪૫] 'શરદઋતુનો તડકો જેની ઉપર પડેલો છે એવા અને બહારથી દેખવામાં આવતા તરંગોમાં જે પીગળેલા રૂપાના જેવી કાંતિ જોવામાં આવે છે તે કાંતિ તરંગોમાં નથી; કારણકે તરંગોની પાસે જતાં અથવા તેઓમાં ડૂબકી મારીને શોધતાં તે જોવામાં આવતી નથી. વળી તે કાંતિ બહાર આકાશમાં પણ નથી; કેમકે આકાશ અસંગ હોવાથી તેને કાંતિનો સંબંધ જ ઘટતો નથી, તેમ અહંતા તથા જગત મારામાં હોવાં સંભવતાં નથી; કારણકે દ્રષ્ટામાં દૃશ્યની સ્થિતિ ઘટતી નથી; કેમકે અસંગમતા તથા અદ્વિતીય પરબ્રહ્મમાં દ્વૈતની સ્થિતિ ઘટે જ નહિ; માટે અહંતા તથા જગત મિથ્યા જ છે.' એમ જાણવાને લીધે તત્ત્વવેત્તા પુરુષ અહંતા તથા મમતાના દેખાવોની હાંસી કરે છે. જે પુરુષની દૃષ્ટિમાં હુંપણું, તુંપણું, જગતના

વિભાગ આદિ, મન અને જડનો તથા ચેતનનો ભેદ પણ ન હોય, તે પુરુષ જ પુરુષ છે, બીજા પુરુષ પુરુષ નથી.[૪૬-૪૭] આકાશની જેમ નિર્લેપ રહેનારો, ઉપશમવાળો અને હર્ષના તથા રોષના વિકારોમાં લાકડા જેવો તથા ઢેફાં જેવો રહેતો જે પુરુષ શાસ્ત્રનો તથા શિષ્ટ લોકોના આચારનો વિરોધ ન આવે એવી બહારના વ્યવહારની ક્રિયાઓ સારી રીતે કરતો હોય તે પુરુષને જ પુરુષ સમજવો.[૪૮] જે પુરુષ કોઈના ભયથી નહિ પણ સ્વભાવથી જ સઘળાં પ્રાણીઓને પોતાના જેવાં ગણે અને પરાયાં દ્રવ્યોને માટીનાં ઢેફાં જેવાં ગણે, તે પુરુષ જ દેખતો છે એમ સમજવું.[૪૯] અજ્ઞાની પુરુષ નાનામોટા સઘળા પદાર્થોને મિથ્યા જાણતો નથી અને અધિષ્ઠાનનો અનુભવ નહિ હોવાને લીધે સત્તાસામાન્યને પણ જાણતો નથી; માટે તે પુરુષને આંધળો જ સમજવો. જ્ઞાની પુરુષ જ જગતને જગતરૂપે મિથ્યા જાણે છે અને અધિષ્ઠાનરૂપે સત્ય જાણે છે; માટે તેને કોઈ પ્રકારનો મોહ થતો નથી.[૫૦] બ્રહ્મવેત્તાની પદવીને પામેલો હોવાથી સર્વને સમદૃષ્ટિથી જોનારો પુરુષ દરિદ્ર જ રહે અથવા ધનાઢ્ય થાય, તોપણ તેને શોક કે હર્ષ થતો નથી. એ પુરુષને પુત્ર આદિની પ્રાપ્તિ થાય અથવા પુત્ર આદિનું મરણ થાય તોપણ તેને હર્ષ કે શોક થતો નથી. એ પુરુષ ઉત્તમ વૈભવોવાળા તથા મોટા પરિવારવાળા ઘરમાં રહે અથવા સઘળા વૈભવો વિનાના મોટા અરણ્યમાં રહે, તોપણ તેને કશો વિકાર થતો નથી.[૫૧-૫૨] એ પુરુષ કામદેવની પ્રબળતાથી મદ્યપાન કરીકરીને નાચે અથવા સઘળાં અંગોનો પરિત્યાગ કરીને પર્વતમાં નિર્વિકારપણાથી રહે, તોપણ તેને પાપ કે પુણ્ય કશું સ્પર્શતું નથી. એ પુરુષ ચંદન, અગરુ અને કપૂરનું શરીર પર લેપન કરે અથવા મોટીમોટી જ્વાળાઓથી ફેલાતા અગ્નિમાં પડે, તોપણ તેને મનમાં કશો વિકાર થતો નથી.[૫૩-૫૪] એ પુરુષ ઘણાંઘણાં પાપો કરે અથવા ઘણાંઘણાં પુણ્યો કરે, તોપણ તેને નરકની કે સ્વર્ગની પ્રાપ્તિ થતી નથી. એ પુરુષ આજે જ મરી જાય અથવા કલ્પોના કલ્પો વીત્યા પછી મરે, તોપણ તેને મનમાં કશો વિકાર થતો નથી.[૫૫] એ મહાત્મા પુરુષ દેહાદિરૂપ નથી, માટે તે જે કાંઈ કરે તે તેણે કરેલું જ કહેવાતું નથી. જેમ સોનું કાદવમાં પડેલું હોવા છતાં પણ કલંકિત થતું નથી, તેમ તે પુરુષ ગમે તેવી સ્થિતિમાં વર્તે તોપણ કલંકિત થતો નથી. શાસ્ત્રથી વિરુદ્ધ પદાર્થોના સેવનથી દૂષિત થયેલી ઇંદ્રિયો દેહ અને ઇંદ્રિયોના વિષયો કે જેઓ છીપમાં કલ્પાયેલા રૂપાની જેમ મિથ્યા છે, તેઓથી અજ્ઞાનીઓનું જ અંતઃકરણ કલંકિત થઈ જાય છે.[૫૬-૫૭] જ્ઞાનીને તો સઘળી વસ્તુઓ ઉપશાંત થઈ ગયેલી હોય છે, સ્વરૂપની સ્થિતિનું યથાર્થ જ્ઞાન હોય છે અને ચિત્ત શાંત થઈ ગયેલું જ હોય છે; માટે તેના ચિત્તને કાંઈ કલંક લાગતું જ નથી.[૫૮] અજ્ઞાની પુરુષ પણ જો કે પરબ્રહ્મ જ છે, તોપણ તેને અહંતાના અધ્યાસથી વાસનાઓરૂપી અનર્થો જાગ્રત થવાને લીધે જન્મમાં વિચિત્ર સુખ—દુઃખો પ્રાપ્ત થાય છે.[૫૯] જેમ રજ્જુમાં થયેલો સર્પનો ભ્રમ શાંત થતાં, 'સર્પ નથી' એમ સમજાઈને શાંતિ પ્રાપ્ત થાય છે, તેમ અહંતારૂપી ભ્રમ શાંત થતાં 'દેહાદિ નથી જ' એમ સમજાઈને અંદર સમતા પ્રાપ્ત થાય છે. જ્ઞાની પુરુષ જે કાંઈ કરે, જે કાંઈ ખાય, જે કાંઈ આપે કે જે કાંઈ હોમે, તેનું તે જ્ઞાની પુરુષને કશું ફળ થતું નથી; કારણ-કે તે તે ક્રિયાઓમાં જ્ઞાની કોઈ પ્રકારની આસક્તિ જ કરતો નથી. જ્ઞાની એ ક્રિયાઓને કરે તોપણ ભલે અને ન કરે તોપણ ભલે.[૬૦-૬૧] જ્ઞાનીને કર્મ કરવાથી પણ કશું પ્રયોજન નથી અને કર્મનો ત્યાગ કરવાથી પણ કશું પ્રયોજન નથી, કારણકે તે જ્ઞાની પુરુષ આત્માના સ્વરૂપને બરોબર

સમજેલો હોવાથી આત્મામાં જ રહેલો હોય છે.[૬૨] જેમ પથરામાં માંજર થતી નથી, તેમ જ્ઞાની પુરુષને ઇચ્છાઓ જ થતી નથી. કદાચ વાસનાના અભ્યાસને લીધે ઇચ્છાઓ ઉત્પન્ન થાય, તોપણ જેમ જળમાં ઉત્પન્ન થયેલા તરંગો જળથી જુદા હોતા નથી, તેમ પોતામાં ઉત્પન્ન થયેલી તે સઘળી ઇચ્છાઓ પોતાથી જુદી નથી, એમ તે પુરુષ સંપૂર્ણ રીતે સમજે છે.[૬૩] 'આ જે સઘળું જગત છે, તે આત્મા છે અને જે આત્મા છે, તે જ સઘળું જગત છે; માટે દ્વૈતરૂપ કાંઈ વિભાગ છે જ નહિ' એમ જ્ઞાની પુરુષ સમજે છે, માટે તે જ્ઞાની પુરુષ પૂર્ણ અને પવિત્ર પરમાત્મારૂપ જ છે. એ પરમાત્મા સત્તારૂપે સર્વમાં છે, માટે જ્ઞાની પણ સર્વમાં હોવાને લીધે 'એ અમુક પદાર્થરૂપ નથી' એમ કહી શકાતું જ નથી.[૬૪]

सकलमिदमसावसौ च सर्वं जगदखिलं न विभागितात्र काचित्। परमपुरुषपावनैकरूपी स सदिति तत्सदकिंचिदेव नासौ ॥ ६४॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ધ્યાનવિચાર' નામનો સર્ગ ૫૬મો સમાપ્ત**

## सर्ग ५७मो*

### જે દૃશ્ય છે, તે ચૈતન્ય જ છે

**वसिष्ठ उवाच**

यदात्ममरिचस्यांतश्चित्त्वात्तीक्ष्णत्ववेदनम्।
तदहंतादि भेदादि देशकालादि चेत्यतः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** જેમ મરીમાં તીખાશ રહેલી છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને લીધે જે અનુભવ રહ્યો છે, તે જ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ—પટાદિરૂપ તથા દેશ—કાળ આદિરૂપ જગત થયેલુ છે.[૧] જેમ લૂણમાં લૂણપણું રહ્યું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને લીધે જ અનુભવ રહ્યો છે, તે જ તુંપણા તથા હુંપણા આદિરૂપ, ઘટ—પટાદિરૂપ તથા દેશ—કાળ આદિરૂપ જગત થયેલ છે. જેમ શેરડીમાં મધુરતા રહેલી છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને લીધે જે અનુભવ રહ્યો છે, તે જ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ—પટાદિરૂપ તથા દેશ—કાળ આદિરૂપ જગત થયેલું છે.[૨,૩] જેમ પથરામાં કઠિનપણું રહેલું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને લીધે જે અનુભવ રહ્યો છે, તે જ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ—પટાદિરૂપ તથા દેક્ષ—કાળ આદિરૂપ જગત થયલ છે.[૪] જેમ પર્વતમાં જડતા રહેલી છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને લીધે જે અનુભવ રહ્યો છે, તે જ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ—પટાદિરૂપ તથા દેશ—કાળ આદિરૂપ જગત થયેલ છે.[૫] જેમ જળમાં પ્રવાહ આદિ રહ્યું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને લીધે જે અનુભવ રહ્યો છે, તે જ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ—પટાદિરૂપ તથા દેશ—કાળ આદિરૂપ જગત થયેલ છે.[૬] જેમ વૃક્ષમાં શાખા આદિ રહેલાં છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને લીધે જે અનુભવ રહેલો છે, તે જ જાણે હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ—પટાદિરૂપ તથા લોક આદિરૂપ થયેલ હોય તેમ સ્ફુરે છે.[૭] જેમ આકાશમાં શૂન્યપણું રહ્યું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને લીધે જે અનુભવ રહ્યો છે, તે જ તુંપણા તથા હુંપણા આદિરૂપે, ઘટ—પટાદિરૂપે તથા લોક આદિરૂપે દેખાય છે.[૮] જેમ આકાશમાં છિદ્રપણું રહ્યું છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને લીધે જે અનુભવ રહ્યો છે, તે જ હુંપણા તથા તુંપણા આદિરૂપે, ઘટ—પટાદિરૂપે તથા આદિરૂપે દેખાય છે.[૯] જેમ ભીંતમાં નિબિડ(ઘાટા)પણું રહ્યું છે, તેમ આત્મામાં જે અનુભવ રહ્યો છે, તે જ જાણે દશ્યરૂપ થઈ ને આત્મામાંથી બહાર આવેલો

* આ સત્તાવનમા સર્ગમાં ચૈતન્ય પોતાનો સ્વભાવ નહિ જણાયાને લીધે દશ્યપણાને ધારણ કરે છે, માટે જે દશ્ય છે તે ચૈતન્ય જ છે; ચૈતન્યથી જુદું નથી એમ નિરૂપણ કરવામાં આવશે.

હોય તેમ હુંપણા તથા તુંપણા આદિરૂપે દેખાય છે.[૧૦] આત્મામાં પોતાથી જ જે સત્તારૂપ અનુભવ રહ્યો છે, તે જ જાણે હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા જીવોરૂપ થયેલ હોય એમ લાગે છે.[૧૧] આત્માના પ્રકાશનું જે પોતાની મેળે જ સ્ફુરણ છે, તેને જ જીવ 'આ હુંપણું તથા તુંપણું આદિ છે અને આ વૃત્તિઓમાં ચિદાભાસ આદિ છે' એમ કલ્પી લે છે.[૧૨] આત્મરૂપ ચંદ્રની અંદર જે ચૈતન્યરૂપ અમૃત છે, તે સ્વયંપ્રકાશપણાથી આત્માના જ અનુભવમાં આવતાં હુંપણા તથા તુંપણા આદિરૂપે ઉદય પામે છે.[૧૩] પરમાત્મારૂપી ગોળની અંદર જે ચૈતન્યરૂપ માધુર્ય છે, તેને તે પરમાત્મા પોતાથી પોતામાં જ હુંપણા તથા તુંપણા આદિરૂપે અનુભવે છે.[૧૪] પરમાત્મારૂપી મણિની અંદર ચૈતન્યપણાને લીધે પોતાની મેળે જે સ્ફુરણ થાય છે, તેને એ પરમાત્મા પોતાના ચૈતન્યસ્વરૂપમાં જ 'હું અને તું' ઇત્યાદિરૂપે જાણે છે.[૧૫] 'જગતરૂપ માયિક આકાર સ્વયંપ્રકાશ આત્માના અનુભવરૂપ જ છે' એમ તમને સમજાવવા માટે મેં તમારી પાસે આ વિચાર કર્યો છે, માટે તે ઉપરથી એમ ન સમજવું, કે 'જાણનાર અને જાણવાયોગ્ય પદાર્થો જુદા છે તથા અનુભવનાર અને અનુભવવાયોગ્ય પદાર્થ જુદા છે.' કેમકે આત્માની અંદર કોઈ જાણવાયોગ્ય પદાર્થ કે અનુભવવાયોગ્ય પદાર્થ જ નથી; માટે એ આત્મા કોઈ પદાર્થને જાણતો કે અનુભવતો નથી. એ પરમાત્માની અંદર કોઈ વિષય જ નથી કે જેના રૂપને તે પરમાત્મા ગ્રહણ કરે અને એ પરમાત્માની અંદર બીજો કોઈ મેળવવાનો પદાર્થ જ નથી કે જેને તે પરમાત્મા મેળવે.[૧૬-૧૭] અનંત અને ભરપૂર સ્વરૂપવાળા એ પરમાત્મામાં આ જગતરૂપ આકાર મિથ્યા જ દેખાય છે. જેમ મોટો પર્વત સર્વદા પોતાના ઘાટા સ્વરૂપમાં રહે છે, તેમ એ પરમાત્મા પોતાના એકરસ સ્વરૂપમાં જ રહે છે.[૧૮] હે રઘુનંદન! 'જેમ મરીમાં તીખાશ રહેલી છે, તેમ આત્મામાં ચૈતન્યપણાને લીધે જે અનુભવ રહ્યો છે, તે જ હુંપણા તથા તુંપણા આદિરૂપ, ઘટ–પટાદિરૂપ તથા દેશ–કાળ-આદિરૂપ જગત થયેલ છે' ઇત્યાદિક આ ઉપદેશની શૈલીથી મેં તમને એમ જ સમજાવ્યું, કે 'હુંપણા તથા તુંપણા આદિરૂપ 'જગત' નામનો ભેદ પરમાત્મામાં મુદ્દલ છે જ નહિ.[૧૯] ચિત્ત પણ નથી, દ્રષ્ટા પણ નથી અને જગત આદિ ભ્રમરૂપ દૃશ્ય પણ નથી. જેમ વરસી રહીને ખાલી થયેલું વાદળું પ્રથમ પાતળું થઈને પછી તમામ શાંત થઈ જાય છે, તેમ અધિષ્ઠાનરૂપે રહેલું આ જગત પહેલાં પાતળું થઈને પછી તમામ શાંત થઈ જાય છે.[૨૦] જેમ જળ પ્રવાહરૂપ હોવાથી પોતામાં જ ચકરી આદિ આકારોને પ્રાપ્ત થાય છે, તેમ પરમાત્મા અનુભવરૂપ હોવાથી પોતામાં જ અહંકાર આદિ આકારોને પ્રાપ્ત થાય છે.[૨૧] જેમ જળમાં પ્રવાહ છે અને વાયુમાં ગતિ છે, તેમજ અનુભવરૂપ આત્મામાં આ અહંકાર તથા દેશ–કાળ આદિ પદાર્થો છે.[૨૨] તત્ત્વવેત્તા પુરુષ પોતાના જાણનારપણામાં 'જાણનાર તથા જાણવાનો વિષય એ અંશો કલ્પિત છે અને જાણ (જ્ઞાન) એ અંશ જ સત્ય છે' એમ જ્ઞાનની વૃદ્ધિને લીધે સમજે છે; અને અજ્ઞાનની પુરુષ તો ઇંદ્રિય આદિના અભ્યાસને લીધે પોતાના જાણનારપણામાં 'જે હું જાણનારો છું તે જીવ છું અને જે જાણવામાં આવ્યું છે તે મારો વિષય છે' ઇત્યાદિક ભેદને સમજી લે છે.[૨૩] અજ્ઞાની જે-જે વાસનાને લીધે જે જે વિષયના જ્ઞાનથી જે જે પ્રકારે જેવીજેવી તૃપ્તિ પ્રાપ્ત થાય છે, તે તે વાસનારૂપે, તે તે વિષયોરૂપે, તે તે પ્રકારરૂપે અને તેવીતેવી તૃપ્તિરૂપે પરમાત્મામાં જ વિવર્ત પામે છે. પરમાત્મા કે જેથી

ભિન્ન કોઈ પદાર્થ જ નથી તેમાં જે જુદાઈ જેવું સમજવામાં આવે છે, તે ભૂલ જ છે. જે અવિદ્યા છે, તે જીવનું જીવન છે અને જે માયા છે, તે ઈશ્વરનું જીવન છે; કારણકે જીવપણું અવિદ્યારૂપી ઉપાધિથી અને ઈશ્વરપણું માયારૂપી ઉપાધિથી થયું છે. એ બન્ને ઉપાધિઓને દૂર કરી દેતાં, ઈશ્વરને અને જીવને ચૈતન્ય સ્વરૂપમાં કાંઈ ભેદ નથી.[૨૪-૨૫] જેમ ઈશ્વરના અને જીવના ચૈતન્યસ્વરૂપમાં કાંઈ ભેદ નથી, તેમ ઈશ્વરના અને પરમાત્માના પણ ચૈતન્યસ્વરૂપમાં કાંઈ ભેદ નથી. માટે જે કાંઈ છે, તે શાંત અખંડિત ચૈતન્ય જ છે એમ સમજો.[૨૬] જે સઘળું જગત છે તે એક, આદિથી, મધ્યથી તથા અંતથી રહિત, સ્વયંપ્રકાશ, અનુભવમાત્ર, વિષયોથી રહિત અને વિશેષણોથી રહિત શાંત બ્રહ્મ જ છે. 'આ જે સઘળું જગત છે તે બ્રહ્મ જ છે' એમ જે મારે બોલવું પડે છે, તે પણ તમને સમજાવવા માટે બોલવું પડે છે; કેમકે અત્યંત વાસ્તવિકપણે વિચાર કરતાં, તો 'જગત સુદ્દલ છે જ નહિ' એવો સિદ્ધાંત વિદ્વાનોએ સ્વીકાર્યો છે.[૨૭]

सर्वं प्रशांतमजमेकमनादिमध्यमाभास्वरं स्वदनमात्रमचेत्यचिह्नम् । सर्वं प्रशांतमिति शब्दमयी तु दृष्टिर्बोधार्थमेव हि मुधैव तदोमितीदम् ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ભેદનિરાસ' નામનો સર્ગ ૫૭મો સમાપ્ત**

## સર્ગ ૫૮મો*

## ભીલના રાજા સુરઘુને માંડવ્યે ઉપદેશ આપ્યો

**वसिष्ठ उवाच**

अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ।
किरातेशस्य सुरघोर्वृत्तांतं विस्मयास्पदम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! ભીલના રાજા સુરઘુનો વિસ્મય આપનાર વૃત્તાંતરૂપ એક જૂનો ઇતિહાસ આ વિષયમાં જ કહેવામાં આવે છે.[૧] આ જગતમાં હિમાલયના શિખરરૂપ એક 'કૈલાસ' નામનો પર્વત છે, કે જે પર્વત, જાણે ઉત્તરદિશાનો સાર હોય, પૃથ્વીમાંથી નીકળેલો કપૂરનો સમૂહ હોય, જાણે મહાદેવનું એકઠું થયેલું હાસ્ય હોય, જાણે પૂર્ણિમાના ચંદ્રનો પ્રકાશ હોય અને જાણે પહાડી હાથીઓનાં કુંભસ્થળોમાંથી નીકળેલાં મોતીઓનો ઢગલો હોય એવો શોભે છે.[૨-૩] જેમ ક્ષીરસાગરમાં વિષ્ણુ રહે છે, સ્વર્ગમાં ઇંદ્ર રહે છે અને વિષ્ણુના નાભિકમળમાં જેમ ચકચકતી રત્નોની સળીઓવાળી લહરીઓથી સમુદ્ર શોભે તેમ બ્રહ્મા રહે છે, તેમ એ પર્વતમાં શંકર રહે છે.[૪] જેમાં અપ્સરાઓ બેઠેલી હોય છે એવી રુદ્રાક્ષનાં વૃક્ષોમાં લટકતી હીંડોળાખાટોથી એ પર્વત શોભે છે.[૫] એ પર્વતમાં નિરંતર મદોન્મત્ત રહેનારી શિવના ગણોની સ્ત્રીઓની લાતો વાગવાથી આનંદ પામેલા વિલાસી લોકો સ્ત્રીઓની લાતોથી ખીલતા આસોપાલવોની જેમ શોભે છે. સદાશિવ ફરતાફરતા એ પર્વતનાં જે જે સ્થળોમાં પધારે છે, તે તે સ્થળોમાં સદાશિવના મુકુટરૂપી ચંદ્રનાં કિરણો પડવાને લીધે 'ચંદ્રકાંત' નામના મણિઓમાંથી જળસ્રાવ થવા લાગતાં, જળના ધોધ નીકળવા લાગે છે અને જે જે સ્થળોને સદાશિવ ત્યજી દે છે, તે તે સ્થળોમાં તેવા ધોધો નીકળતા બંધ પડી જાય છે.[૬-૭] એ પર્વત લતાઓથી, વૃક્ષોથી, જાળાંઓથી, વાવોથી, જળના ધોધથી, નદીઓથી, નદોથી, મૃગોથી, બીજાં પશુઓનાં ટોળાંઓથી અને બીજી જાતોનાં પણ અનેક પ્રાણીઓથી ભરપૂર હોવાને લીધે બ્રહ્માંડ જેવો લાગે છે.[૮] જેમ વડના ઝાડના મૂળમાં કીડાઓ રહે છે, તેમ એ કૈલાસપર્વતના નીચેના ભાગમાં

* આ અઠ્ઠાવનમા સર્ગમાં ભીલ લોકોના રાજા સુરઘુના વૈરાગ્યનું અને 'માંડવ્ય' નામના મુનિએ તે રાજાને સર્વનો ત્યાગ કરવા આદિ ઉપાયોથી કરેલા ઉપદેશનું વર્ણન કરવામાં આવશે.

'હેમજટ' નામથી ઓળખાતા ભીલ લોકો રહે છે.[૯] ધુવડોની જેમ એ હલકા લોકો કૈલાસની પાસેના પર્વતોમાં ઉત્પન્ન થયેલાં વૃક્ષોનાં લાકડાં વેચી અને રુદ્રાક્ષો વેચીને પોતાની આજીવિકા ચલાવે છે.[૧૦] એ લોકોનો ઉદાર ચિત્તવાળો, શત્રુઓનાં નગરોને જીતનારો, જયલક્ષ્મીના જમણા હાથ જેવો, પ્રજાઓનું પાલન કરવામાં વિચક્ષણ, ભયંકર દૈત્યોના ગર્વને પણ તોડનારો, સૂર્ય જેવો તેજસ્વી અને જાણે દેહધારી વાયુ હોય એવો પરાક્રમી 'સુરઘુ' નામનો બળવાન રાજા હતો. એ રાજા રાજ્યના વૈભવોથી તથા ધનથી કુબેર કરતાં પણ અધિક હતો, વિદ્યાઓથી બૃહસ્પતિ કરતાં પણ અધિક હતો અને કાવ્યો રચવાની ચાતુરીમાં શુક્રાચાર્ય કરતાં પણ અધિક હતો. જેમ સૂર્ય ખેદ નહિ પામતાં ચાલતી રીતે દિવસોને કર્યા કરે છે, તેમ એ રાજા કોઈ જાતનો ખેદ નહિ પામતાં ચાલતી રીતે પ્રજાને શિક્ષા કરવાની અને પ્રજાનું પાલન કરવાની પદ્ધતિઓથી રાજ્ય સબધી કાર્યો કર્યા કરતો હતો. ઘણા દિવસ થતાં, જેમ જાળના દોરાઓથી બંધાયેલા પક્ષીને જાળથી કંટાળો આવે, તેમ રાજ્ય સંબંધી સુખ–દુઃખોથી બધાયેલા એ રાજાને રાજ્યથી કંટાળો આવ્યો.[૧૧–૧૫] (કંટાળો આવતાં, એ રાજા નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યો.)

**સુરઘુ બોલ્યો :** (સ્વગત) જેમ ઘાણી પોતાના બળથી તલને પીલે છે, તેમ હું પોતાના બળથી આ દુઃખિયા અપરાધી લોકોને શા માટે પીડું છું? જેમ મને કોઈ શિક્ષા કરે, તો મને પીડા થાય, તેમ હું શિક્ષા કરુ છું તેથી આ સર્વ લોકોને પીડા થતી હશે.[૧૬] હું આ લોકોને ધન આપુ, કેમકે જેમ હું ધનથી રાજી થાઉં છું, તેમ સર્વ લોકો ધનથી રાજી થાય એ સ્વાભાવિક છે. હવે મારે અપરાધીઓને શિક્ષા કરવાનું તો બંધ જ રાખવું; પણ જો હું અપરાધીઓને યોગ્ય શિક્ષા નહિ કરું, તો જેમ પાણી વિના નદી ચાલતી નથી, તેમ આ પ્રજા નિયમ વિના મર્યાદામાં ચાલશે નહિ.[૧૭'૧૮] હાય હાય! અપરાધીઓને શિક્ષા કરવી એ મોટી કડાકૂટ છે. પ્રજાઓની ઉપર તો સર્વદા કૃપા જ કરવી જોઈએ. આજ હું સુખી છું એ બહુ જ સારું છે. હાય હાય! આજ તો હું દુઃખી છું.[૧૯]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જેમ તરસ્યા ને તરસ્યા સૂતેલા માણસનું ચિત્ત લાંબી તરસથી સ્વપ્નમાં પાણીની મોટી ચકરીમાં ભમતાં ક્યાં ય શાંતિ ન પામે, તેમ એ રાજાનું ચિત્ત 'હું આમ કરું કે તેમ કરું' એવા વિચારોમાં ભમતાં, ક્યાં ય શાંતિ પામ્યુ નહિ.[૨૦] એક દિવસે સઘળી દિશાઓનાં મંડળોમાં ફરીફરીને, જેમ નારદમુનિ ઇંદ્રને ઘેર આવે, તેમ 'માંડવ્ય' નામના મુનિ એ સુરઘુરાજાને ઘેર આવ્યા.[૨૧] સંદેહરૂપી બાવળના થાંભલાને કાપી નાખવામાં કુહાડા જેવા અને સઘળી વિદ્યાઓમાં વિચક્ષણતા ધરાવનારા એ મોટા મુનિની તે રાજાએ પૂજા કરી અને પછી નીચે પ્રમાણે નમ્રતાપૂર્વક પૂછ્યું.[૨૨]

**સુરઘુ બોલ્યો :** હે મહારાજ! જેમ વસંતઋતુના આવવાથી પૃથ્વીની પીઠ પરમસુખ પામે છે, તેમ આપના આવવાથી હું પરમસુખ પામ્યો છું.[૨૩] હે નાથ! જેમ પ્રકાશ આપનારા સૂર્યની કૃપાદષ્ટિ કમળ ઉપર પડે છે, તેમ આપની કૃપાદષ્ટિ મારા ઉપર પડી, એટલા માટે આજ હું ધર્મની રીતે ભાગ્યશાળી પુરુષોમાં અગ્રેસર થયો છું.[૨૪] હે સઘળા ધર્મોને જાણનારા મહારાજ! આપને સારી પેઠે આરામ મળ્યો હોય, તો હવે જેમ સૂર્ય અંધકારને કાપે છે તેમ આપ મારા આ એક સંશયને કાપો.[૨૫] મહાત્માઓના સમાગમથી કોની પીડા શાંત ન થાય? સર્વની શાંત થાય. પીડાનો વિચાર કરનારા વિદ્વાન લોકો કહે છે, કે 'સંદેહ જેવી બીજી કોઈ પીડા નથી.'

જેમ સિંહના નખો હાથીને અત્યંત ફાડી નાખે છે, તેમ મારી પ્રજાઓ પર કેટલાકને દંડ આપવો અને કેટલાક પર દયા લાવવી વગેરે ચિંતાઓ મને અત્યંત કોરી ખાય છે.[૨૬,૨૭] હે મુનિ! માટે જે રીતે મારા મનમાં સર્વદા સૂર્યનાં કિરણની પેઠે સમતા ઉદય પામે અને સઘળી વિષમતા ટળી જાય તેવો ઉપાય આપ બતાવો.[૨૮]

**માંડવ્ય બોલ્યો :** હે રાજા! જેમ સૂર્યના કિરણથી હિમ પીગળી જાય છે, તેમ પોતાના હાથમાં જ રહેલા વૈરાગ્ય તથા ત્યાગ આદિ યત્નથી અને શ્રવણ–મનનાદિક ઉપાયથી આ મનનું વેવલાપણું પીગળી જાય છે.[૨૯] જેમ શરદઋતુના આવવા માત્રથી મોટી ઝાકળ શાંત થાય છે, તેમ પોતાના વિચારમાત્રથી મનની અંદરનો તાપ તુરત શાંત થાય છે. હે રાજા! તમે પોતાના જ મનથી પોતાના શરીરમાં રહેલી ઇંદ્રિયોનો વિચાર કરો, કે 'એ ઇંદ્રિયો કેવી છે અને કોણ છે?[૩૦,૩૧] 'હું કોણ છું, આ જગત કેવું છે અને મરણ તથા જન્મ કેમ થાય છે?' એ વિષયોનો તમારા મનમાં જ વિચાર કરો, એટલે તમને અત્યંત મહત્તા (મોટાપણું–બ્રહ્મપણું) પ્રાપ્ત થશે. આમ તમે વિચાર કરીને તમારા પોતાના જ સ્વભાવને જાણશો, તો તમારું મન, હર્ષની તથા શોકની દશાઓથી કંપાવી શકાય નહિ એવું અચળ થશે.[૩૨,૩૩] જેમ તરંગ પોતાના ચંચળ આકારને ત્યજી દઈ, પોતાના મૂળભૂત જળરૂપ થઈને જળમાં શાંત થાય છે, તેમ તમારું મન પોતાના ચંચળપણાને ત્યજી, તાપ વિનાનું થઈ પોતાના મૂળભૂત બ્રહ્મરૂપ થઈને બ્રહ્મમાં શાંત થશે. હે નિર્દોષ રાજા! જેમ મન્વંતરને અંતે કળિકાળ આવતાં પાપરૂપી કલંકને પ્રાપ્ત થયેલું જગત બીજા મન્વંતરના આરંભમાં પોતે જાતે રહીને પોતાના કલંકને ત્યજી દે છે, તેમ વ્યવહારોને લીધે ચંચળતારૂપ કલંકને પ્રાપ્ત થયેલું તમારું મન પોતે જીવન્મુક્તરૂપે રહીને વિચારના બળથી પોતાના કલંકિત રૂપને ત્યજી દેશે.[૩૪,૩૫] જેમ પૃથ્વીમાં પુત્રો પિતાને દયા કરવાના પાત્રરૂપ જ જણાય છે, તેમ તમે પોતાના તત્ત્વને જાણી સંતુષ્ટ થશો, ત્યારે તમને સઘળા ઇંદ્રાદિ પુરુષો પણ મિથ્યા વ્યવહારમાં દુઃખી થતા હોવાને લીધે દયા કરવાના પાત્રરૂપ જ જણાશે. તમે વિવેકરૂપી દીવાથી આત્માને જોશો, ત્યારે એવી ઉત્તમ મહત્તાને (મોટાપણાને–બ્રહ્મપણાને) પ્રાપ્ત થશો કે જે મહત્તાની સત્તાને મેરુની, સમુદ્રની તથા આકાશની મહત્તા પણ અધીન છે. હે ભલા રાજા! તમને એ મહત્તા પ્રાપ્ત થશે, ત્યારે જેમ હાથી ગાયના પગલાના ખાબોચિયામાં ડૂબતો નથી, તેમ તમારું મન સંસારની વૃતિઓમાં ડૂબશે નહિ.[૩૬–૩૮] જેમ બુઢ્ઢો મચ્છર ગાયના પગલાના ખાબોચિયામાં પણ ડૂબી જાય છે, તેમ કામનાઓથી કંગાલ થયેલું મન ક્ષુદ્ર કાર્યમાં પણ ડૂબી જાય છે.[૩૯] જેમ કીડો કાદવમાં ડૂબી જાય છે, તેમ ચિત્ત દશ્યોને જ લાગુ પડનારી પોતાની વાસનારૂપી દીનતાથી મોહમાં ડૂબી જાય છે.[૪૦] હે રાજા! કેવળ સ્વયપ્રકાશ પરમાત્માનો જ અનુભવ થાય ત્યાં સુધી પોતાની સઘળી વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ.[૪૧] જ્યાં સુધી ચોખ્ખું સોનું જ બાકી રહે ત્યાં સુધી જેમ ધાતુઓને ધોવાની જરૂર છે, તેમ જ્યાં સુધી કેવળ આત્મા જ અવશેષ રહે, ત્યાં સુધી સઘળા વેદાંતશાસ્ત્રનું અવલોકન કરવાની આવશ્યકતા છે. દૃઢ નિશ્ચયવાળી બુદ્ધિથી સર્વ દેશમાં અને સર્વ કાળમાં સઘળી રીતે સર્વનો ત્યાગ કરવામાં આવે તો જ પૂર્ણસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ થાય છે. વિષયોનો થોડોઘણો ત્યાગ કરવાથી પરમાત્મા મળતા નથી.[૪૨,૪૩] જ્યાં સુધી સર્વનો ત્યાગ થાય નહિ ત્યાં સુધી આત્મા મળતો નથી; કેમકે સઘળી અનાત્મ વસ્તુઓનો ત્યાગ કરતાં જે શેષ

રહે છે તે જ આત્મા કહેવાય છે.[૪૪] હે ભલા રાજા! જ્યાં સુધી બીજું કાર્ય છોડી દઈને ઉદ્યોગ કરવામાં ન આવે, ત્યાં સુધી ધન આદિ સામાન્ય વસ્તુ પણ મળતી નથી; ત્યારે સર્વનો ત્યાગ કરીને ઉદ્યોગ કર્યા વિના આત્મા મળે નહિ તેમાં તો શું જ કહેવું?[૪૫] હે રાજા! જ્યારે બીજાં સઘળાં કાર્યોનો ત્યાગ કરીને સંપૂર્ણ રીતે ધારેલી વસ્તુના લાભને અર્થે માણસ યત્ન કરે છે, ત્યારે જ તે ધારેલી વસ્તુની પ્રાપ્તિ થાય છે, તે વિના થતી નથી; માટે પોતાના આત્માના દર્શનને અર્થે સઘળી અનાત્મ વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ. સઘળી વસ્તુઓનો ત્યાગ કરતાં સર્વથા જેનો ત્યાગ ન જ થઈ શકે એવું જે જોવામાં આવે તે જ પરમપદ છે. સઘળાં કાર્યોની તથા કારણોની પરંપરામાં આ જગતની અંદર રહેલી સત્તામાત્ર આત્મામાં કલ્પનાથી જ દેખાતી સઘળી અનાત્મ વસ્તુઓને સંપૂર્ણ રીતે ત્યજી દઈ અને તે પછી મનના રૂપને પણ લીન કરી નાખીને જે વસ્તુની પ્રાપ્તિ થાય છે તે જ બ્રહ્મ છે.[૪૬–૪૮]

सकलकारणकार्यपरंपरामयजगद्गतवस्तुविजृंभितम्। अलमपास्य मनः स्ववपुस्ततः परिविलाप्य यदेति तदेव तत् ॥ ४८॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'માંડવ્યોપદેશ' નામનો સર્ગ ૫૮મો સમાપ્ત

## सर्ग ५९मो×

### સુરઘુરાજાને વિચારથી આત્મલાભ થયો

वसिष्ठ उवाच

इत्युक्त्वा भगवानेनं सुरघुं रघुनंदन।
ययौ स्वमेव रुचिरं मांडव्यो मौनमंडलम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! મહાત્મા માંડવ્યમુનિએ સુરઘુરાજાને એ પ્રમાણે કહીને પછી જેમાં ઘણા મુનિઓ રહેતા હતા એવા પોતાના આશ્રમના રમણીય વનમાં પધારી ગયા.[૧] માંડવ્યમુનિ પધારી ગયા પછી, સુરઘુરાજા પવિત્ર એકાંત સ્થળમાં જઈને પોતે પોતાની બુદ્ધિથી નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યો.[૨]

સુરઘુ બોલ્યો: (સ્વગત) હું પોતે કોણ છું, હું મેરુપર્વત નથી અને મેરુપર્વત મારો નથી. હું જગત (ઊંચેના તથા નીચેના લોકો) નથી અને જગત મારું નથી. હું પર્વતો નથી અને પર્વતો મારા નથી. હું પૃથ્વી નથી અને પૃથ્વી મારી નથી. હું આ કિરાતદેશ નથી અને આ કિરાતદેશ મારો નથી. સર્વ લોકોની સંમતિથી પટ્ટાભિષેક થતાં 'હું રાજા છું' એવી કલ્પનારૂપ સંકેતને લીધે જ આ દેશ મારો છે.[૩,૪] એ સંકેતને હમણાં હું ત્યજી દઉં છું; માટે હું આ દેશ નથી અને આ દેશ મારો નથી. હવે આ નગર અવશેષ રહ્યું, તો તેમાં પણ એ સંકેતને ત્યજી દેતાં એ જ નિશ્ચય થાય છે.[૫] પતાકાઓની તથા બગીચાઓની હારવાળી, નોકરલોકોથી તથા તેઓની વાડીઓથી ભરપૂર અને હાથીઓની, ઘોડાઓની તથા સામંતલોકોની ભીડાભીડવાળી આ નગરી હું નથી અને એ મારી પણ નથી.[૬] એક જાતના કલ્પિત સંકેતથી જ સંબંધ પામેલું અને એ સંકેત ત્યજી દેવામાં આવે તો ટળી જનારું આ ભોગોનું મંડળ તથા સ્ત્રી–પુત્ર આદિનું મંડળ હું નથી અને એ સઘળું મારું નથી.[૭] એ જ પ્રમાણે નોકરો, સેનાવાહનો અને અંતઃપુરો જેમાં છે એવું આ રાજ્ય હું નથી અને આ રાજ્ય મારું પણ નથી. 'આ રાજ્ય છે અને આ રાજા છે' ઇત્યાદિ સંકેત તો કેવળ અંધપરંપરાથી જ થયેલો છે. આ હાથ તથા પગ આદિ અવયવોવાળો દેહ 'હું છું' એમ હું માનું છું; તો હવે તુરત તેનો પણ મનમાં વિચાર કરી જોઉં.[૮,૯] આ દેહમાં જે માંસ તથા હાડકાં છે તે હું નથી, કેમકે એ જડ છે

× આ ઓગણસાઠમા સર્ગમાં એકાંતમાં બેસી, બહારનાં તથા અંદરનાં સર્વ દશ્યનો ત્યાગ કરતાં સુરઘુ રાજાને વિચારથી આત્માનો લાભ થયો, એ કથા કહેવામાં આવશે.

અને હું તો ચેતન છું. જેમ જળ કમળ ઉપર ચોટી રહેતું નથી, તેમ હું અસંગ હોવાને લીધે મારી સાથે એ માંસ તથા હાડકાંને કંઈ સંબંધ નથી. માંસ જડ છે માટે તે હું નથી, રુધિર પણ જડ છે માટે તે પણ હું નથી અને અસ્થિઓ પણ જડ છે માટે તે પણ હું નથી. જેમ માંસ, રુધિર તથા અસ્થિઓ હું નથી, તેમ એ મારાં પણ નથી.[૧૦-૧૧] કર્મેંદ્રિયો પણ હું નથી અને કર્મેંદ્રિયો મારી પણ નથી. આ દેહમાં જે જે પદાર્થો છે તેઓ હું નથી જ; કેમકે હું તો ચેતન છું.[૧૨] હું ભોગો નથી અને ભોગો મારા નથી. જ્ઞાનેદ્રિયો પણ જડ છે અને મિથ્યા છે; માટે તેઓ હું નથી અને તેઓ મારી પણ નથી. આ સંસારરૂપી દોષના મૂળરૂપ જે મન છે, તે પણ હું નથી; કેમકે એ તો જડ છે. બુદ્ધિ અને અહંકાર એ પણ હું નથી અને તેઓ મારાં પણ નથી, કેમકે એ મનથી જ કલ્પાયેલાં છે, પણ વાસ્તવિક નથી.[૧૩-૧૪] એ રીતે શરીરથી માંડીને મન, બુદ્ધિ તથા ઇંદ્રિયો સુધીના આ અસ્થિર સ્થૂળ–સૂક્ષ્મ ભૂતોનો સમુદાય હું નથી. હવે જે અવશેષ રહ્યું તેનો વિચાર કરું. અવશેષ તો ચેતનસ્વરૂપ જીવ રહ્યો પણ તે પ્રમાતા છે; માટે પ્રમાતા, પ્રમાણ તથા પ્રમેય એ નામની ત્રિપુટીની અંદર આવી જાય છે અને ત્રિપુટી તો સાક્ષીથી જણાય એવી છે; માટે જીવ સ્વયંપ્રકાશ નહિ હોવાને લીધે એ પણ આત્માનું વાસ્તવિક સ્વરૂપ નથી એમ જણાય છે.[૧૫-૧૬] આ પ્રમાણે હું સાક્ષીથી જણાય એવી સઘળી વસ્તુઓનો ત્યાગ કરું છું; કેમકે માપમાં આવનારી જે જે વસ્તુઓ છે તે હું નથી. સર્વનો ત્યાગ કરતાં તો જ્યાં કોઈ જાતના વિકલ્પ નથી એવું શુદ્ધ ચૈતન્ય અવશેષ રહે છે; માટે તેજ હું છું.[૧૭] આ તો આશ્ચર્ય થયુ. મને આત્માની પ્રાપ્તિ થઈ. ઘણા કાળથી યત્ન કરતાંકરતાં એ યત્ન આજ સફળ થયો. આ હું અંત વિનાના સ્વરૂપવાળો પરમાત્મા છું. પરમાત્માનો અંત હોય જ નહિ.[૧૮] બ્રહ્મામાં, ઇંદ્રમાં, યમમાં, વાયુમાં અને સર્વ પ્રાણીઓના સમૂહમાં પણ જેમ તંતુ સઘળાં મોતીઓમાં પરોવાઈને રહ્યો હોય છે, તેમ એકરૂપે રહેનારો જે પરમાત્મા છે તે હું છું. હું આ નિર્મળ ચૈતન્યશક્તિ છું, કે જે ચૈતન્યશક્તિ વિષયોરૂપી રોગથી રહિત છે, સઘળી દિશાઓમાં ભરપૂર છે અને ભૈરવનો આકાર ધારણ કરવાવાળી છે. તે મનની સઘળી વૃત્તિઓમાં રહેલી છે, સૂક્ષ્મ છે, ઇષ્ટોથી તથા અનિષ્ટોથી રહિત છે, બ્રહ્મલોક સુધીનાં સઘળાં ભુવનોની અંદર રહેલી છે અને સઘળી શક્તિઓની ડાબલીરૂપ છે. તે નિરતિશય આનંદથી ભરપૂર છે, દીવાની જેમ સર્વને પ્રકાશ આપનારી છે, સઘળાં બ્રહ્માંડોરૂપી મોતીઓમાં એકરૂપે રહેનારા લાંબા તાંતણા જેવી છે, કલ્પનાથી સઘળા આકારો તથા વિકારોવાળી છે, વાસ્તવિક રીતે સઘળા આકારોથી તથા વિકારોથી રહિત છે, સઘળાં પ્રાણીઓના સમૂહપણાને પામેલી છે, સર્વદા સર્વપણાને પામેલી છે અને ચૌદે લોકોના પદાર્થોને પોતાના વિશાળ ઉદરમાં ધરી રહેલી છે. આ જગત સંબંધી જે જે કલ્પના જોવામાં આવે છે, તે સઘળી એ અનુભવરૂપ ચૈતન્યશક્તિમય જ છે.[૧૯-૨૪] સુખ–દુઃખોની દશાઓ તથા તેથી થતી ગતિઓ મિથ્યાઆભાસમાત્ર જ છે. પરમ ચૈતન્યરૂપ જે આત્મા છે, તેજ જુદાજુદા આકારોથી દેખાય છે, માટે જે કાંઈ છે તે સઘળું એજ છે.[૨૫] આ મારો આત્મા સર્વમાં વ્યાપક છે અને આ મારી બુદ્ધિનો સાક્ષી પણ એજ છે. એજ આત્મા કલ્પનાથી આ શરીરરૂપ થઈને 'હું રાજા છું' એવો ભ્રમ કરતો હતો.[૨૬] મન એ આત્માની જ કૃપાથી દેહરૂપી રથમાં બેસીને સંસારોના સમૂહોરૂપી લીલાઓમાં જાય છે, કૂદે છે અને નાચે છે. આ મન તથા શરીર આદિ કાંઈ પણ સાચું નથી. આ મન તથા શરીર આદિ કે જે તુચ્છ જ છે, તે નાશ

પામે તોપણ તેમાં મારું કાંઈ નાશ પામતું નથી.[૨૭,૨૮] ચિત્તોરૂપી નટોએ ફેલાવેલ આ જગતની જાળરૂપી નાટક આ એક સાક્ષીરૂપી દીવાની શિખાથી જ પ્રકાશે છે.[૨૯] હાય હાય! મને પ્રજાના નિગ્રહ તથા અનુગ્રહ કરવા વિષેની ચિંતા વૃથા જ થઈ હતી. નિગ્રહ અને અનુગ્રહ દેહને લઈને જ છે અને દેહ એ તો કાંઈજ નથી.[૩૦] અહો! હું સમજી ચૂકયો છું. મારી દુષ્ટ આસક્તિઓ ચાલી ગઈ. જોવાનું હતું તે સંપૂર્ણ રીતે જોવાઈ ચૂકયું અને જે પામવાનું હતું તે સંપૂર્ણ રીતે પમાઈ ચૂકયું.[૩૧] જગતમાં જે કાંઈ આ દશ્ય જોવામાં આવે છે, તેમાંનું કાંઈ પણ અબાધિત છે જ નહિ. માયાથી જીવપણારૂપી ભ્રમ, એ ભ્રમથી થયેલો લિંગશરીરરૂપી ભ્રમ, એ ભ્રમથી થયેલો બાહ્ય વસ્તુઓ હોવાનો ભ્રમ અને એ ભ્રમથી થયેલો જાગ્રત તથા સ્વપ્નરૂપી ભ્રમ, એ વિના જગતનું સ્વરૂપ બીજું કાંઈ નથી.[૩૨] નિગ્રહ તથા અનુગ્રહ અને તેથી થતા શોક તથા હર્ષ ક્યાં ગયા? કેવા હતા, શામાં રહ્યા હતા અને શા રૂપ હતા? એ વિષેનો હવે કાંઈ પત્તો પણ મળતો નથી.[૩૩] સુખ પણ શું છે અને દુઃખ પણ શુ છે? કાંઈ જ નથી. જે આ સઘળું છે, તે વ્યાપક બ્રહ્મ જ છે. હું તો વૃથા જ મૂઢ થઈ ગયો હતો. હવે હું મોહથી પર થયો છું, એ સારું થયુ. આ સઘળુ બ્રહ્મરૂપ જ અનુભવવામાં આવે છે, તો હવે આમાં કોને માટે શોક કરવો, શામાં મોહ પામવો, શું જોવું, શું કરવું, કયાં રહેવું અને કયાં જવું? શોક, મોહ, જોવુ, કરવું, રહેવું કે જવું એનો સંભવ જ નથી.[૩૪,૩૫] આ તો અલૌકિક ચમત્કારવાળું ચૈતન્યરૂપી આકાશ જ આ બ્રહ્માંડરૂપે દેખાય છે. હે સઘળાં પંચભૂત આદિ તત્ત્વોથી રહિત આત્મા! હું તને વારંવાર પ્રણામ કરું છું. હે સુંદર! તું ભલે જોવામાં આવ્યો.[૩૬] અહો! હું જાગ્રત થયો છું. જે મેં જાણ્યું તે સંપૂર્ણ અને બરાબર જાણ્યું છે. હું કે જે અંત વિનાનો છું અને યથાર્થ જ્ઞાનથી જ પ્રકટ થયો છું તેને પ્રણામ કરું છું.[૩૭] આસક્તિ વિનાનો હોવાને લીધે વિષયોથી રહિત સ્થિતિવાળો અને સુષુપ્તિવાળાની જેમ ઉપાધિઓથી મુક્ત થઈને સ્થિર થયેલો છું; માટે સંસારના ભ્રમથી રહિત હોવાને લીધે જેમાં જગતના અધ્યારોપરૂપી કલંક જ નથી, એવા આત્મામાંજ ભરપૂરપણાથી રહ્યો છું. હવે કદી પણ મને વિષમતા થાય એમ નથી.[૩૮]

विगतरंजननिर्विषयस्थितिर्गतभवभ्रमरंजितवर्जिते । स्थिरसुषुप्तकलाभिगतस्ततः समसमं निवसाम्यहमात्मनि ॥ ३८ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમ-પ્રકરણનો 'સુરઘુવિશ્રાંતિ' નામનો સર્ગ ૫૯મો સમાપ્ત

## સર્ગ ૬૦ મો[×]

## સુરઘુરાજાએ દેહ પડતાં સુધી કરેલું નિઃસંગ આચરણ

वसिष्ठ उवाच

इति हेमजटाधीशो लेभे पदमनुत्तमम् ।
विवेकाध्यवसायेन ब्राह्मण्यमिव गाधिजः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જેમ આ વિશ્વામિત્ર તપ કરવારૂપી દઢ ઉદ્યોગને લીધે બ્રાહ્મણપણું પામ્યા છે, તેમ એ 'હેમજટ' નામના ભીલ લોકોનો રાજા સુરઘુ વિવેકરૂપી દઢ ઉદ્યોગને લીધે સર્વોત્તમ પરમપદને પ્રાપ્ત થયો. જેમ સૂર્ય વારંવાર થતી દિવસોની પંક્તિઓ સાથે કંઈ સંબંધ રાખતો નથી, તેમ એ રાજા વારંવાર થતી અને જેનુ પરિણામ દુઃખ જ છે એવી સંસાર સંબંધી ક્રિયાઓમાં આસક્તિ રાખતો નહોતો.[૧,૨] જેમ નદીના મધ્યમાં રહેલો પર્વત નદીનું ગમે તેવું પૂર આવવા છતાં પણ કંપથી રહિ-

× આ સાઠમા સર્ગમાં જીવન્મુક્તપણાને લીધે સુરઘુરાજાનું દેહ પડવા સુધી નિ.સંગ આચરણ અને દેહ પડી ગયા પછી તેની આકાશની પેઠે સ્થિતિ, એ કથા કહેવામાં આવશે.

ત જ રહે છે, તેમ એ રાજા ત્યારથી રાજ્ય સંબંધી સમ–વિષમ કાર્યોમાં પડવા છતાં પણ સર્વદા સંતાપથી રહિત જ રહ્યો.[3] એ રાજા દરરોજ નિયમિત કાર્યો કરતો હતો તે છતાં પણ હર્ષથી તથા ક્રોધથી રહિત રહેવાને લીધે અને ઉદાર તથા ગંભીર સ્વરૂપવાળો હોવાને લીધે સમુદ્રની જેમ શોભવા લાગ્યો.[4] જેમ દીવો કંપ વિનાની અને પ્રકાશવાળી શિખાથી શોભે છે, તેમ એ રાજા સુષુપ્તિ અવસ્થામાં ચિત્તવૃત્તિ જેવી નિશ્ચળ રહે છે, તેવી જ નિશ્ચળ રહેનારી અને આત્મજ્ઞાનરૂપી પ્રકાશવાળી પોતાની ચિત્તવૃત્તિથી શોભવા લાગ્યો. એ રાજા નિર્દય, દયાળુ, સુખ–દુઃખ આદિ દ્વંદ્વોવાળો, મત્સરવાળો, આસ્તિક, નાસ્તિક, વિષયોના ગ્રહણવાળો,અને વિષયોના ત્યાગવાળો પણ ન રહ્યો. સર્વદા સમતાભરેલી, ચપળતા ટળી જવાને લીધે ધીરતાવાળી અને અંદર શીતળપણાવાળી વૃત્તિથી ભરપૂર સમુદ્રની જેમ અને પૂર્ણચંદ્રની જેમ તે શોભવા લાગ્યો.[5-7] 'સઘળું જગત ચૈતન્યતત્ત્વમાં થયેલી એક જાતની કલ્પનારૂપ છે' એવો નિશ્ચય હોવાને લીધે સુખદુઃખોથી રહિત થયેલી એ રાજાની પૂર્ણબુદ્ધિ અત્યંત શોભવા લાગી.[8] તત્ત્વને સમજેલો અને ચૈતન્યમાં એકતા પામેલો હોવાને લીધે, પૂર્ણ થયેલો એ રાજા વિલાસ કરતાં, રાજ્યનાં સુખ ભોગવતાં, ઊભા રહેતાં, ચાલતાં, બેસતાં અને સૂતાં પણ નિર્વિકલ્પસમાધિમાં રહેલા જેવો જ રહેવા લાગ્યો.[9] કોઈ જાતની આસક્તિ નહિ રાખતાં, રાજ્ય કરતો એ કમળ સરખાં નેત્રોવાળો સુરઘુરાજા સેંકડો વર્ષો સુધી જીવતો રહ્યો અને તેટલા કાળમાં તેને કોઈ રોગ પણ થયો નહિ.[10] પછી જેમ સૂર્યના તેજથી દબાયેલો હિમનો કણ પોતાના રૂપને ત્યજી દે છે, તેમ તે રાજાએ પોતાનો 'દેહ' નામનો એ વેષ ત્યજી દીધો.[11] જેમ નદીઓનું જળ પૂર્ણસમુદ્રમાં પ્રવેશ કરે છે, તેમ તે રાજાએ પરબ્રહ્મના સાક્ષાત્કારને લીધે પરબ્રહ્મમાં જ પ્રવેશ કર્યો, કે જે પરબ્રહ્મ જગતના સૃષ્ટિપ્રલયોનું અધિષ્ઠાન છે અને કારણોના પણ કારણરૂપ છે.[12] નિર્મળ અને સ્વયંપ્રકાશ સર્વોત્તમસ્વરૂપ જાણવામાં આવવાને લીધે શોકથી રહિત થયેલો અને જન્મ આદિ વિકારોથી રહિત દશાને પ્રાપ્ત થયેલો એ મહાત્મા રાજા જેમ ઘડો ફૂટી જતાં ઘટાકાશ મહાકાશની સાથે એકરસ થઈ જાય છે, તેમ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરનો ભંગ થતાં, પરબ્રહ્મની સાથે એકરસ થઈ ગયો.[13]

अधिगतविमलैकरूपतेजा विजनदशां समुपेत्य शांतशोकः । अलमभवदसौ परस्वरूपं घटखमिवांबरसंयुतं महात्मा ॥ १३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સુરઘુનિર્વાણ' નામનો સર્ગ ૬૦મો સમાપ્ત

## સર્ગ ૬૧ મો*

## પરિઘ અને સુરઘુનો સંવાદ

वसिष्ठ उवाच

एवमुत्पलपत्राक्ष राघवाघविपर्यये ।
पदमासादयाद्वंद्वं विशोको भव भूतये ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે કમળપત્રો સરખાં નેત્રોવાળા રામ ! તમે પણ એ રીતે તત્ત્વબોધથી સઘળાં પાપો દૂર કરી, જગતના કલ્યાણ માટે શોકથી રહિત થાઓ અને સુખ–દુઃખાદિ દ્વંદ્વોથી રહિત જીવન્મુક્તની પદવીને પ્રાપ્ત થાઓ.[1] બાળકની પેઠે ઘોર અંધારામાં ડૂબેલું મન જો આ વિચારરૂપી દીવાને મેળવે, તો તેના આશ્રયને લીધે તેને કદી પણ પરિતાપ થતો નથી.[2] જેમ ખાડામાં પડતો માણસ ખડના દૃઢ જથ્થાના આશ્રયથી સુખ પામે છે, તેમ મોહમાં પડતું ચિત્ત આ રીતના વિવેકના આશ્રયથી સુખ પામે

* આ એકસઠમા સર્ગમા સ્વાભાવિક એક સમાધાનનું લક્ષણ જણાવવાને માટે પરિઘરાજાની સાથે થયેલા સુરઘુના સંવાદનુ વર્ણન કરવામાં આવશે.

છે;[3] માટે તમે આ પવિત્ર વિચારને અભ્યાસથી દૃઢ કરીને તેનો બીજાઓને ઉપદેશ કરો અને સર્વદા મનને એક સમાધાનવાળું રાખો. એટલે એમ કરવાથી તમે પૃથ્વીના શણગારરૂપ થશો.[4]

**રામ બોલ્યા :** હે મુનીશ્વર! પવનથી ઊડતાં મોરનાં પીછાં જેવુ ચપળ મન એક સમાધાનવાળું કેવી રીતે થાય અને તે એક સમાધાન કેવું થાય? એ મને આપ કહો.[5]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! તત્ત્વબોધને પ્રાપ્ત થયેલા એ જ સુરઘુરાજાનો (એ જીવતો હતો તે સમયનો) અને 'પર્ણાદ' નામના રાજર્ષિનો આ અદ્ભુત સંવાદ હું કહું છું, તે તમે સાંભળો.[6] જેઓએ એક સમાધાનમાં મનને સમજાવ્યું હતું તથા જોડ્યું હતું એવા એ બે રાજાઓને પરસ્પરની સાથે જે વાતચીત થઈ છે તે હું તમને કહી સંભળાવું છું. પ્રબળ શત્રુઓને હણનારો અને 'પરિઘ' એ નામથી પ્રખ્યાતિ પામેલો પારસી (ઇરાન) દેશનો એક રાજા હતો. જેમ રથ ધરીના પ્રભાવથી સારી રીતે ચાલે છે, તેમ એ રાજાના પ્રભાવથી એ દેશ સારી રીતે ચાલતો હતો.[7-8] જેમ નંદનવનમાં રહેનારા કામદેવનો વસંત પરમ મિત્ર છે, તેમ સુરઘુરાજાનો એ પરિઘરાજા પરમ મિત્ર હતો.[9] કોઈ સમયે, જેમ પ્રજાના અપરાધોને લીધે સંસારમાં પ્રલય થાય છે, તેમ એ પરિઘરાજાના દેશમાં પ્રજાનાં પાપોને લીધે મોટી અનાવૃષ્ટિ થઈ. જેમ સળગતા દાવાનળમાં જંગલનાં ઘણાંઘણાં પ્રાણીઓ નાશ પામે, તેમ ભૂખથી દુર્બળ થયેલી ઘણીઘણી પ્રજાઓ એ અનાવૃષ્ટિમાં નષ્ટ થઈ ગઈ. એ દુઃખને લીધે પરિઘરાજાને અત્યંત ખેદ થયો. જેમ પ્રવાસીજન બળી ગયેલા ગામનો ત્યાગ કરે છે, તેમ પરિઘરાજાએ એ ખેદને લીધે પોતાનું સઘળું રાજ્ય ત્યજી દીધુ. પ્રજાનો વિનાશ થતો અટકાવી નહિ શકવાને લીધે વૈરાગ્યને પામેલો એ રાજા મૃગચર્મવાળા મુનિની જેમ તપ કરવા સારુ વનમાં ગયો.[10-13] વૈરાગ્યને પામેલો એ રાજા જાણે કોઈ પરલોકમાં રહ્યો હોય, તેમ પોતાના નગરના લોકોના જાણવામાં ન આવે તેવા કોઈ દૂરના વનમાં રહ્યો.[14] પર્વતની ગુફારૂપી ઘરમાં રહેલો, તપ કરતો, જિતેંદ્રિય અને શાંત બુદ્ધિવાળો એ રાજા વૃક્ષોમાંથી પોતાની મેળે ખરી પડેલાં સુકાયેલાં પાંદડાં ખાઈને રહેવા લાગ્યો. લાંબા કાળ સુધી અગ્નિની પેઠે સુકાયેલાં પાંદડાંઓનું જ ભક્ષણ કરવાને લીધે એ રાજા તપસ્વી લોકોમાં 'પર્ણાદ' એ નામથી ઓળખાવા લાગ્યો.[15-16] ત્યારથી માંડીને એ રાજર્ષિઓમાં ઉત્તમ પરિઘરાજા જંબૂદ્વીપની અંદર સઘળા મુનિઓના આશ્રમોમાં પર્ણાદ જ કહેવાવા લાગ્યો.[17] પછી હજાર વર્ષ સુધી દારુણ તપશ્ચર્યા કરીને અભ્યાસને લીધે તે રાજા અંતઃકરણની શુદ્ધિથી અને ઈશ્વરના અનુગ્રહથી જ્ઞાનને પ્રાપ્ત થયો.[18] સુખદુઃખ આદિ દ્વંદ્વોથી તથા આશાઓથી રહિત થયેલો, શાંત મનવાળો, રાગ—દ્વેષ વિનાનો અને તત્ત્વને સમજનારી બુદ્ધિવાળો એ રાજા જીવન્મુક્ત થયો. હે રામ! જેમ ભ્રમર હંસોની સાથે કમલિનીમાં પોતાની ઇચ્છા પ્રમાણે વિચરે છે, એ રાજા સિદ્ધલોકોની અને સાધ્યલોકોની સાથે આ ત્રૈલોક્યરૂપી મઠમાં પોતાની ઇચ્છા પ્રમાણે વિચરવા લાગ્યો.[19-20] એક દિવસે એ પર્ણાદરાજા 'હેમજટ' નામના ભીલ લોકોના રાજા સુરઘુને ઘેર આવી પહોંચ્યો કે જે ઘર રત્નોની રચનાવાળું હોવાને લીધે જાણે બીજું મેરુપર્વતનું શિખર હોય એવું લાગતું હતું. જે પરમતત્ત્વ જાણવાનું છે, તે જાણી લીધેલું હોવાને લીધે પૂર્ણ થયેલા અને મૂર્ખતામાંથી નીકળીને જીવન્મુક્ત થયેલા એ બન્ને રાજાઓએ પોતે પરસ્પરના જૂના મિત્ર હોવાને લીધે પરસ્પરની પૂજા કરી. 'અહો! આજ મારાં પવિત્ર કર્મો સફળ થયાં કે જેથી મને આપનો

સમાગમ થયો' એમ તેઓએ એકબીજાને કહ્યું. પછી પરસ્પર આલિંગન કરીને અન્યોન્યના સમાગમથી અત્યંત આનંદ પામેલા એ બન્ને રાજાઓ, જેમ ચંદ્ર અને સૂર્ય એક ઉદયાચળમાં બેસે છે, તેમ એક આસન ઉપર બેઠા.[૨–૨૪]

**પરિઘ બોલ્યો :** આ જ તમારાં દર્શનથી મારું ચિત્ત મોટા આનંદને પ્રાપ્ત થયું છે અને મન જાણે ચંદ્રના બિંબમાં ડૂબ્યું હોય તેમ શીતળપણાને પ્રાપ્ત થયું છે.[૨૫] જેની શાખાઓ કપાઈ ગઈ હોય એવું વૃક્ષ જેમ જળાશયના કિનારે હોવાને લીધે સેંકડો શાખાઓવાળું થાય છે, તેમ જાણે સ્વાભાવિક સુખ જ હોય એવો પ્રેમ, વિયોગ પ્રાપ્ત થતાં સેંકડો શાખાઓવાળો થાય છે. હે મિત્ર! આપણી વિશ્વાસભરેલી તે તે જૂની વાતોને, તે તે લીલાઓને અને તે તે ચેષ્ટાઓને સંભારી હું વારંવાર રાજી થાઉં છું.[૨૬-૨૭] તમને જેમ માંડવ્ય મુનિની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેમ મને તપથી પ્રસન્ન થયેલા ઈશ્વરની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થયું છે.[૨૮] હે રાજા! હવે તમે સઘળાં દુઃખોથી રહિત થયા ને? જેમ દેવ મેરુપર્વતમાં આરામ સેવે છે, તેમ તમે પરબ્રહ્મમાં શાંત થયા ને? જેમ શરદઋતુમાં તળાવના જળમાં નિર્મળતા થાય છે, તેમ આત્મારામપણાને લીધે તમારા ચિત્તમાં મોટા કલ્યાણરૂપી નિર્મળતા થઈ છે ને? હે ભલા રાજા! જે કાર્યો લોકોના હિતને માટે અવશ્ય કરવાં જોઈએ, તે કાર્યોને અત્યંત સ્વચ્છ, ગંભીર અને સમતાવાળી દૃષ્ટિથી કર્યે જાઓ છો ને?[૨૯–૩૧] તમારા દેશના લોકો આધિઓથી તથા વ્યાધિઓથી રહિત, ધીર, ધાન્યોની સમૃદ્ધિવાળા અને સંતાપ વિનાના છે ને? ધાન્ય આદિ ઉત્તમ ફળોવાળી તમારી પૃથ્વી ફળોથી નમી રહેલી કલ્પવૃક્ષની લતાની જેમ જોઈતાં ફળો આપીને, તમારી પ્રજાઓને અત્યંત તૃપ્ત કરે છે ને? જેમ ચંદ્રનાં કિરણોનું હિમના સમૂહ જેવું ધોળું મંડળ દિશાઓમાં ફેલાય છે, તેમ તમારી હિમના સમૂહ જેવી ધોળી પવિત્ર કીર્તિ દિશાઓમાં ફેલાયેલી છે ને? જેમ તળાવનું જળ પોતાની અંદરની કમળોના કંદોની ભૂમિકાઓને પૂરી દે છે, તેમ તમે પોતાના ગુણોના સમૂહોથી સઘળી દિશાઓને પૂરી દીધી છે ને?[૩૨–૩૫] પ્રત્યેક ગામડાંઓમાં ચોખાની શાળના ક્યારાઓની ચોકી કરવા બેઠેલી ખેડૂતોની કન્યાઓ રાજી થતીથતી આનંદ આપનારા તમારા યશને ગાય છે ને? તમારાં ધાન્યો, ધનો અને વૈભવો, બધું આબાદ છે ને? તમારાં નોકરો, સ્ત્રીઓ, પુત્રો અને પ્રજાજનો કુશળ છે ને? તમારી આ કાયારૂપી લતા ચિંતાઓથી તથા રોગોથી રહિત છે ને? અને તે આ લોક સંબંધી તથા પરલોક સંબંધી સુખ આપનારાં પુણ્યરૂપી ફળને ઉત્પન્ન કરે છે ને?[૩૬–૩૮] વિષયોરૂપી સર્પો કે જેઓ ઉપરઉપરથી સારા લાગે એવા છે, પણ પરિણામે અત્યંત શત્રુતા કરે એવા છે, તેઓમાં તમારું મન વૈરાગ્ય રાખીને વર્તે છે ને?[૩૯] અહો! જેમ કાળ વસંતને અને પર્વતના તટને ભેગા કરી દે છે, તેમ આપણે બે કે જેઓ ઘણાઘણા દિવસો થયા જુદા પડી ગયા હતા, તેઓને કાળે આજ ફરી ભેગા કરી દીધા છે.[૪૦] હે મિત્ર! જગતમાં લોકોના સંયોગોથી તથા વિયોગોથી થતાં સુખ–દુઃખોની દશાઓ કોઈ એવી નથી કે જેઓ જીવતાં માણસોના જોવામાં ન આવે.[૪૧] આપણે પણ એવા પ્રકારની લાંબીલાંબી દશાઓને લીધે જુદા પડી ગયા હતા, તેઓ આજ ફરી ભેગા થયા છીએ. પ્રાણીઓનાં કર્મોને અનુસરનારી ઈશ્વરની ઇચ્છાનો વિલાસ અદ્ભુત છે![૪૨]

**સુરઘુ બોલ્યો :** હે મહારાજ! પ્રાણીઓનાં કર્મોને અનુસરનારી ઈશ્વરની ઇચ્છાની ગતિ કે જે સર્પની ગતિની જેમ બહુ જ ગુપ્ત, ગંભીર અને વિસ્મય આપનારી છે, તેને કોણ જાણી શકે?[૪૩] ઈશ્વરે તમને અને મને દૂરદૂર

દેશોમાં અને પ્રથમથી જાણવામાં ન આવે એવી દશાઓમાં જુદાજુદા કરી નાખીને આજ ફરી ભેગા કરી દીધા છે. અહો ! ઈશ્વરને શું અસાધ્ય છે ? કશું અસાધ્ય નથી. હે મહાધૈર્યવાળા ! અમે અહીં ક્ષેમ–કુશળથી રહ્યા છીએ અને આજ તમારા પધારવારૂપી પુણ્યે અમને અત્યંત પવિત્ર કર્યા છે. જુઓ ! તમારા પધારવાથી જેઓનાં પાપો ક્ષીણ થઈ ગયાં છે એવા અમલોકોનાં પુણ્યોરૂપી વૃક્ષો એવાં તો ફળીભૂત થયાં છે કે જેઓથી અમે સઘળી વ્યાકુળતાથી રહિત અને કૃતાર્થ થયેલા છીએ.[૪૪–૪૬] હે રાજર્ષિ ! અમારા નગરમાં રહેલી સંપત્તિઓ આજ તમારા પધારવાથી ખીલી ઊઠી છે. હે મહાપ્રભાવશાળી ! તમારું પવિત્ર ભાષણ અને પવિત્ર દર્શન ચારે બાજુથી જાણે અમૃતોના મીઠા પ્રવાહને વરસતું હોય એવું લાગે છે. મહાત્માઓનો સમાગમ મોક્ષસુખની પ્રાપ્તિ જેવો જ છે.[૪૭,૪૮]

विकिरति परितो रसायनानामिव निकरं मधुरं महानुभाव। तव वचनमवेक्षणं च पुण्यं परमपदप्रतिमो हि साधुसंगः ॥ ४८॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સુરઘુપરિઘસમાગમ' નામનો સર્ગ ૬૧મો સમાપ્ત

## सर्ग ६२ मो×

## ચૈતન્યનું સ્ફુરણ રહેવાથી નિત્ય સમાધિ જ રહે છે

वसिष्ठ उवाच

अथैवंप्रायया तत्र विश्रंभकथया चिरम्। प्राक्तनस्नेहगर्भिण्या स्थित्वोवाचायुधाभिधः ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! પછી ઘણી વાર સુધી જૂના સ્નેહથી ભરેલી એવાએવા પ્રકારની વિશ્વાસની વાતો કરીને પરિઘરાજાએ સુરઘુરાજાને નીચે પ્રમાણે કહ્યું.[૧]

પરિઘ બોલ્યો : હે રાજા ! આ સંસારરૂપી જાળમાં જે જે કામ કરવામાં આવે છે તે તે સર્વ કામ સ્થિતપ્રજ્ઞ ચિત્તવાળાને સુખદાયી થાય છે, અજ્ઞાનીને સુખદાયી થતું નથી.[૨] સમાધિ કે જે સઘળા સંકલ્પોથી રહિત છે, પરમ શાંતિનું સ્થાન છે, સઘળાં દુઃખોના અત્યંત ઉપશમરૂપ છે અને સંસાર સંબંધી સુખો કરતાં અત્યંત શ્રેષ્ઠ છે, તેને તમે કરો છો ને ?[૩]

સુરઘુ બોલ્યો : હે મહારાજ ! આપ જેને સઘળા સંકલ્પોથી રહિત, સઘળાં વિક્ષેપરૂપી દુઃખોના અત્યંત ઉપશમરૂપ અને સંસારસંબંધી સુખો કરતાં અત્યંત શ્રેષ્ઠ કહો છો, તે સમાધિ શો પદાર્થ છે ? એ મને કહો. હે મહાત્મા ! જે તત્ત્વવેત્તા પુરુષ હોય છે, તે બેસી રહેતાં અથવા વ્યવહાર કરતાં પણ સમાધિ વિનાનો ક્યારે રહે છે ? જે ક્ષણમાત્ર પણ સમાધિ વિનાનો રહે તે તત્ત્વવેત્તા જ કેમ કહેવાય ?[૪,૫] જેઓ નિત્ય જ્ઞાનયુક્ત ચિત્તવાળા અને આત્મતત્ત્વમાં નિષ્ઠાવાળા હોય છે; તેઓ ભલે જગતની ક્રિયાઓ કરતા હોય, તોપણ સમાધિવાળા જ છે. પદ્માસન વાળીને બ્રહ્માંજલિ કર્યા છતાં પણ જેનું ચિત્ત શાંત થયું ન હોય, તેની સમાધિ શું કામની છે ? અને કેવી છે ? હે મહારાજ ! સઘળી આશાઓરૂપી ખડોને બાળી નાખવામાં અગ્નિરૂપ જે તત્ત્વબોધ છે તે જ સમાધિ કહેવાય છે; ચૂપ થઈને એકાંતમાં બેસી રહેવું એ સમાધિ નથી. ભેદનો બાધ કરીને અભેદનું જ અનુસંધાન કરતી સર્વદા તૃપ્તિવાળી અને સત્યવસ્તુ (બ્રહ્મ) ને જ જોનારી જે ઉત્તમ બુદ્ધિ હોય, તેને જ તત્ત્વવેત્તા પુરુષો સમાધિ કહે છે. ક્ષોભ વિનાની, અહંકાર વિનાની, સુખ–દુઃખાદિ દ્વંદ્વોને નહિ અનુસરનારી અને મેરુ કરતાં પણ વધારે અડગ રહેનારી જે ઉત્તમ બુદ્ધિ હોય, તેને જ તત્ત્વવેત્તા પુરુષો સમાધિ કહે

× આ બાસઠમા સર્ગમા અજ્ઞાનરૂપી આવરણનો ભંગ થતાં, નિરંતર ચૈતન્યનું જ સ્ફુરણ થવાને લીધે તત્ત્વવેત્તાઓને સર્વદા સમાધિ જ રહે છે, એમ કહેવામા આવશે.

છે.[૬–૧૦] ચિંતા વિનાની, આત્મતત્ત્વરૂપ પરમ ઇષ્ટ પદાર્થને પ્રાપ્ત થયેલી અને 'આ વસ્તુ ગ્રાહ્ય છે તથા આ વસ્તુ ત્યાજ્ય છે' એવી આસક્તિ-ઓથી રહિત થયેલાં મનની જે પરિપૂર્ણ સ્થિતિ, તે જ સમાધિ કહેવાય છે.[૧૧] મહાત્મા પુરુષનું મન જ્યારથી માંડીને બોધથી અત્યંત જોડાયેલું હોય, ત્યારથી જ તે પુરુષને એક-ધારી સમાધિ ચાલ્યા કરે છે.[૧૨] જેમ રમત કરતા બાળકના હાથમાં રહેલો કમળનો તંતુ ખેંચવાથી તૂટી જાય, તેમ તત્ત્વવેત્તાની સમાધિ કદી પણ પાછી તૂટી જતી નથી.[૧૩] તત્ત્વનું નિરં-તર અનુસંધાન ચાલ્યા કરે એ જ સમાધિ છે અને તે સમાધિ તત્ત્વવેત્તા પુરુષને એક વાર થઈને પાછી તૂટતી જ નથી. જેમ સૂર્ય આખા દિવસ સુધી પ્રકાશવાથી વિરામ પામતો નથી, તેમ તત્ત્વવેત્તાની બ્રહ્માકારવૃત્તિ વિદેહકૈવલ્ય થતાં સુધી તત્ત્વના અવલોકનમાંથી વિરામ જ પામતી નથી.[૧૪] જેમ નદીનું જળ નિરંતર વહેવાથી ક્ષણમાત્ર પણ રોકાતું નથી, તેમ તત્ત્વવેત્તા પુરુષ ક્ષણમાત્ર પણ જ્ઞાનથી રોકાતો નથી.[૧૫] જેમ કાળ પોતાથી ગતિને ક્ષણમાત્ર પણ ભૂલતો નથી, તેમ તત્ત્વવેત્તા પુરુષ પોતાના આત્માને ક્ષણમાત્ર પણ ભૂલતો નથી.[૧૬] જેમ વાયુ સર્વત્ર પોતાની ગતિને ભૂલતો નથી, તેમ તત્ત્વવેત્તા પુરુષ સર્વત્ર પોતે નિશ્ચિત કરેલા ચૈતન્યને ભૂલતો જ નથી.[૧૭] જેમ કાળની મૂર્તિરૂપ સૂર્યાદિ નિરંતર ચાલ્યા જ કરે છે, તેમ જ્ઞાનીને વિષયોથી રહિત ચૈતન્યનું સ્ફુરણ નિરંતર રહ્યા જ કરે છે. જેમ કોઈ પણ પદાર્થ સત્તા વિનાનો મળતો નથી, તેમ જ્ઞાનીને કોઈ પણ કાળ આત્માના અનુસંધાન વિનાનો પ્રાપ્ત થતો નથી. જેમ સંસારમાં અગ્નિ ઉષ્ણતા વિનાનો અને ચંદ્ર શીતળતા વિનાનો હોતો જ નથી, તેમ આત્મવેત્તા પુરુષ આત્માના અનુ-સંધાનરૂપી સમાધિ વિનાનો હોતો જ નથી. હું સર્વદા આત્માના અનુસંધાનવાળો જ છું, સર્વદા નિર્મળ જ છું અને સર્વદા શાંત મનવાળો જ છું, માટે સર્વદા સમાધિવાળો જ છું; મારી સમાધિને કોણ તોડી શકે એમ છે અને સમાધિ કેમ જ તૂટે? કેમકે મારી સમાધિ આત્મસ્વરૂપથી અભિન્ન છે માટે સર્વદા તે એકધારી જ રહેલી છે.[૧૮–૨૨] હે રાજર્ષિ! માટે મારું મન કદી પણ સમાધિ-વિનાનું રહેતું નથી. જો 'મન છે' એમ ધારતા હો, તો મારું મન સર્વદા સ્થિતપ્રજ્ઞ જ છે અને જો આત્મસ્વરૂપ વિના બીજો કોઈ પદાર્થ ન હોવાને લીધે 'મન જ નથી' એમ ધારતા હો, તો મન ન હોવાથી મને સમાધિ પણ નથી.[૨૩] આત્મા જ સર્વમાં વ્યાપક છે, સર્વ કાળમાં છે, સર્વરૂપ છે અને સર્વ પ્રકારે છે; તો એવા અખંડ આત્મસ્વરૂપમાં સમાધિ ન હોવી તે પણ શું કહે-વાય અને સમાધિ હોવી તે પણ શું કહેવાય?[૨૪] દ્વૈતરૂપ વિભાગોથી રહિત થયેલા અને અત્યંત સમતાવાળા મહાત્મા પુરુષો સર્વદા સમાધિ-વાળા જ હોય છે, એટલા માટે 'આ તત્ત્વવેત્તા સમાધિવાળો છે અને આ તત્ત્વવેત્તા સમાધિ વિનાનો છે' એવા પ્રકારનો બોલવાનો ભેદ ક્યાં સંભવે છે? સંભવતો જ નથી.[૨૫]

नित्यं समाहितधियः सुसमा महांतस्तिष्ठंति कार्यपरिणामविभागमुक्ताः। तेनासमाहितसमाहितभेदभंग्या नित्योदितः क्व नु स उत्तमवाक्प्रपंचः ॥ २५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સમાધિનિશ્ચય' નામનો સર્ગ ૬૨મો સમાપ્ત

## સર્ગ ૬૩ મો×

### સુરઘુએ પોતાની સહજ સ્થિતિનું વિસ્તારથી વર્ણન કર્યું

परिघ उवाच

राजन्नूनं प्रबुद्धोसि प्राप्तवानसि तत् पदम् ।
संशीतलांतःकरणः पूर्णेंदुरिव राजसे ॥ १ ॥

પરિઘ બોલ્યો: હે સુરઘુરાજા! હું તમારી પરીક્ષા કરી ચૂક્યો છું. તમે પરમપદને પામી ચૂક્યા છો ને તમે અત્યંત શીતળ અંતઃકરણવાળા હોવાને લીધે પૂર્ણચંદ્રની જેમ શોભો છો. તમે આનંદરૂપી રસથી પૂર્ણ, બ્રહ્મવિદ્યારૂપી ઉત્તમ લક્ષ્મીવાળા, શીતળ અને સ્નિગ્ધ-મધુર હોવાને લીધે કમળની જેમ શોભો છો. તમે નિર્મળ, વિસ્તીર્ણ, પૂર્ણ તેમજ ગંભીર હોવાને લીધે અને જે તમારી અંદર છે તે સ્પષ્ટ દેખાતું હોવાથી કાંઠાના પવનોથી રહિત થયેલા સમુદ્ર જેવા શોભો છો. તમે સ્વચ્છ, આનંદથી ભરપૂર, અહંકારરૂપી મેઘથી રહિત, ચોખ્ખા, વિસ્તીર્ણ અને ગંભીર હોવાને લીધે શરદઋતુના આકાશના જેવા શોભો છો. તમે સઘળા ઇષ્ટ તથા અનિષ્ટ વિષયોમાં આસક્તિ વિનાના દેખાઓ છો, સર્વ વિષયોમાં સંતુષ્ટ જ રહો છો અને તમને કોઈ પણ વિષય ઉપર રાગ રહ્યો નથી; એટલા માટે તમે સઘળી રીતે શોભો છો. સારનો તથા અસારનો વિચાર કરી, તેના નિર્ણયના પારને પામેલા તમે પોતાની મોટી બુદ્ધિથી 'આ સઘળું જગત અખંડ બ્રહ્મરૂપ જ છે' એમ જાણો છો.[૧-૬] હે સાચા-ખોટાના વિવેચનને જાણનારા રાજા! તમારું શરીર આનંદથી ભરેલા અંતઃકરણવાળું અને ચડતી-પડતી દશાઓને લીધે અચચલ થયેલું છે.[૭] હે પ્યારા! જેમ સમુદ્ર અમૃતથી ભરપૂર હોય, તેમ તમે સઘળી વસ્તુઓથી રહિત પરમાત્માની અંદર ભરપૂર થયા છો. તમને પરમપદમાં એવી તૃપ્તિ મળી છે, કે જે તૃપ્તિ પાછી કદી પણ ક્ષીણ થશે નહિ.[૮]

સુરઘુ બોલ્યો: હે મુનિ! જેને આપણે ગ્રહણ કરવા યોગ્ય માનીએ એવી કોઈ વસ્તુ જ નથી. જે કાંઈ આ દૃશ્ય જોવામાં આવે છે, તે સઘળું કાંઈ જ નથી, મિથ્યા જ છે.[૯] કોઈ પદાર્થ ગ્રહણ કરવા યોગ્ય નહિ હોવાને લીધે, કોઈ પદાર્થ ત્યાગ કરવા યોગ્ય પણ નથી. જેનું ગ્રહણ કરવામાં આવે તેનો જ ત્યાગ કરી શકાય. આપણે કોઈનું પણ ગ્રહણ કર્યું નથી, માટે આપણાથી ત્યાગ કરવા યોગ્ય પણ શું કહી શકાય?[૧૦] જે પદાર્થ એક કાળમાં તુચ્છ ભાસે છે, તે જ પદાર્થ બીજા કાળમાં તુચ્છ લાગતો નથી અને જે પદાર્થ એક કાળમાં તુચ્છ લાગતો નથી તે જ પદાર્થ બીજા કાળમાં તુચ્છ ભાસે છે; તો એ રીતે સંસાર સંબંધી સઘળા પદાર્થોના સારા-નરસાપણાનું ઠેકાણું નહિ હોવાને લીધે પદાર્થોને સારાનરસા ગણવારૂપી મારા મનની સ્થિતિઓ ઘણા કાળથી ક્ષીણ થઈ ગઈ છે.[૧૧] સારો લાગતો પદાર્થ દેશ-કાળને લીધે પાછો નરસો લાગે છે અને નરસો લાગતો પદાર્થ દેશ-કાળને લીધે પાછો સારો પણ લાગે છે; માટે સમજુ પુરુષે કોઈ પદાર્થની નિંદા કે સ્તુતિ કરવી જ નહિ.[૧૨] લોકમાં જે નિંદા કે સ્તુતિ થાય છે, તે રાગથી જ થાય છે અને રાગ એ ઇચ્છા જ છે. સારી બુદ્ધિવાળો તત્ત્વવેત્તા પુરુષ તો સર્વથી ઉત્કૃષ્ટ એક પરબ્રહ્મરૂપી વસ્તુમાં જ રાગ ધરાવે છે, માટે તે બીજા સઘળા પદાર્થોની ઇચ્છા વિનાનો હોવાને લીધે કયા પદાર્થની નિંદા કરે કે કયા પદાર્થની સ્તુતિ કરે?[૧૩] ત્રૈલોક્યમાં સ્ત્રીઓ, પર્વતો, સમુદ્રો, વનરાજિઓ અને સઘળાં પ્રાણીઓ સાચાપણાથી રહિત જ છે, માટે વાસ્તવિક રીતે જોતાં સંસારમાં કાંઈ સાર જ નથી.[૧૪] માંસ,

× આ તેસઠમા સર્ગમાં પરિઘે પરીક્ષા કરીને વખાણેલો સુરઘુ પોતાની સહજ સ્થિતિનું જ વિસ્તારથી વર્ણન કરશે.

હાડકાં, લાકડાં, માટી અને પથરાથી ગોઠવાયેલા, વિચારમાત્રથી જ નષ્ટ થઈ જાય એવા અને જેમાં કોઈ પણ પદાર્થ ઇચ્છવા યોગ્ય નથી એવા શૂન્ય જગતમાં કયા પદાર્થની ઇચ્છા થાય?[૧૫] જેમ દિવસની શોભા ટળી જતાં, પ્રકાશ અને તડકો એ બન્નેનો નાશ થાય છે, તેમ ઇચ્છા ટળી જાય, તો રાગ અને દ્વેષ એ બન્નેનો નાશ થાય છે.[૧૬] અત્યંત લાંબીલાંબી વાતો કરવાનું કાંઈ પ્રયોજન નથી. ટૂંકમાં સમજવાનું એટલું જ છે, કે મન જો સર્વ પદાર્થોમાં રાગ વિનાનું અને વિક્ષેપરૂપી વિષમતા વિનાનું થઈને આત્મામાં જ સંતુષ્ટ થાય, તો એ જ ઉત્તમ શાંતિ છે અને જેનાથી એ શાંતિ મળે, તે વિચારનું જ સર્વદા સુખને માટે સેવન કરવું યોગ્ય છે.[૧૭]

अलमतिविततैर्वचःप्रपंचैरियमुचितेह सुखाय दृष्टिरेका । उपशमितरसं समं मनांऽतर्यदि मुदितं तदनुत्तमा प्रतिष्ठा ॥ १७॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સુરઘુ–પરિઘ–નિશ્ચય' નામનો સર્ગ ૬૩મો સમાપ્ત

## સર્ગ ૬૪ મો×

## સાંસારિક દુઃખોથી મુક્ત થવાના ઉપાયો

વસિષ્ઠ ઉવાચ

सुरघुः परिघश्चैव विचार्येति जगद्भ्रमम् ।
मिथः प्रपूजितौ तुष्टौ स्वव्यापारपरौ गतौ ॥ १॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! એ રીતે સુરઘુ અને પરિઘ એ બન્ને રાજાઓ જગતના ભ્રમપણાનો અને આત્માના સત્યપણાનો વિચાર કરી, પરસ્પરનું પૂજન કરી, પ્રસન્ન થઈને, પોતપોતાનાં કાર્યો કરવા માટે ત્યાંથી છૂટા પડ્યા.[૧] આ પરમ જ્ઞાન આપનારો એ બે રાજાઓનો સંવાદ કે 'જે આત્માનું નિરંતર અનુસંધાન રાખવું એ જ મનનું એક સમાધાન છે અને તે વૈરાગ્ય આદિ સાધનોથી થાય છે' એમ જણાવનારો છે, તે તમારા સાંભળવામાં આવ્યો; તો હવે આ વિષયનું જ મનન કરીને અને જ્ઞાનની દઢતા કરીને, તમે સ્પષ્ટ રીતે આત્મામાં શાંત થાઓ. વિદ્વાનોની સાથે પોતાના ધીરતા ભરેલા વિચારો મેળવી, તીક્ષ્ણ કરવામાં આવેલી બુદ્ધિથી, હૃદયાકાશમાં અહંકારરૂપી કાળો મેઘ ગળિત થઈ જાય અને સર્વ લોકોને પ્યારો લાગે એવો, ફળ દેનારો, આનંદ આપનારો અને વિસ્તારવાળો, નિર્મળ ચિત્તરૂપી શરત્કાળ પ્રાપ્ત થાય, ત્યારે ધ્યાન કરવાયોગ્ય સઘળા અનર્થોને ટાળનાર, સુગમ આનંદની સંપૂર્ણ સંપત્તિવાળા અને અત્યંત સ્વચ્છપણાવાળા પરબ્રહ્મરૂપી આકાશમાં સારી રીતે રહી શકાય છે.[૨–૫] જે પુરુષ નિત્ય વેદાંતશાસ્ત્રનો વિચાર કરે, સર્વદા વિષયોની આસક્તિથી રહિત રહે અને સર્વદા આત્માનું જ અનુસંધાન કર્યા કરે, તે સુખી પુરુષને મનના શોકો કાંઈ જ અડચણ કરી શકતા નથી.[૬] એવો પુરુષ વ્યવહારમાં અત્યંત તત્પર રહે અને વ્યવહારની અનુકૂળતાને માટે મનથી નહિ પણ ઉપરઉપરથી રાગ–દ્વેષ દેખાડ્યા કરે, તોપણ જેમ જળમાં રહેલું કમળ જળથી લેપાતું નથી, તેમ મનમાં વ્યવહારસંબંધી કલંકથી તે લેપાતો નથી. જેમ હાથી સિંહને કાંઈ અડચણ કરી શકતો નથી, તેમ જે પુરુષ રાગ–દ્વેષથી રહિત, શાંત મનવાળો અને આત્માના ઉત્તમ વિજ્ઞાનવાળો હોય, તેને મન કાંઈ જ અડચણ કરી શકતું નથી. જેમ નંદનવનમાં કોઈ ઝેરી કે કાંટાવાળું ઝાડ હોતું નથી, તેમ જ્ઞાનીના ચિત્તમાં ભોગોની દઢ વાસના કે દીનતા હોતી જ નથી; કેમકે જ્ઞાનીનુ ચિત્ત બહુ ઉદાર હોવાને લીધે ક્ષુદ્ર સુખોની સ્પૃહાથી રહિત જ હોય છે. જેમ વૈરાગ્યવાળો મનુષ્ય પોતાની સ્ત્રીનું મરણ થતાં પણ દુઃખ ધરતો નથી, તેમ જેણે

× આ ચોસઠમા સર્ગમાં જે ઉપાયોથી મનના દોષો અડચણ ન કરે અને સંસારરૂપી દુઃખમાંથી આત્માનો ઉદ્ધાર થાય, તે ઉપાયો કહેવામાં આવશે.

'આ સઘળું જગત ભ્રાંતિરૂપ જ છે' એમ જાણ્યું હોય, તે ચિત્ત દુઃખી થતું નથી.[૭–૧૦] જેમ રજ આકાશને સ્પર્શ કરી શકતી નથી, તેમ વ્યવહારમાં કર્તાપણાની આસક્તિથી ઉત્પન્ન થતું પાપ, જગતને મનના મોહરૂપ સમજીને તેવી આસક્તિથી રહિત થયેલા પુરુષને સ્પર્શ કરી શકતું નથી.[૧૧] જેમ દીવો અંધારાનું ઓસડ છે, તેમ 'આ સઘળું અવિદ્યામાત્ર જ છે' એમ જાણવું, એ જ જગતરૂપે વિસ્તારને પામેલા અવિદ્યારૂપી મહાન રોગનું ઓસડ છે.[૧૨] જ્યારે 'આ સ્વપ્ન છે' એમ જાણવામાં આવે, ત્યારે જ જેમ સ્વપ્ન નાશ પામે છે, તેમ જ્યારે 'આ અવિદ્યા છે' એમ જાણવામાં આવે, ત્યારે જ અવિદ્યાનો પૂરો નાશ થઈ જાય છે.[૧૩] જેમ માછલાનું નેત્ર પાણીમાં રહેવા છતાં પણ પાણીથી લેપાતું નથી, તેમ અંદર વિષયોમાં આસક્તિથી રહિત અને આત્માના અનુસંધાનમાં લાગેલી બુદ્ધિવાળો તત્ત્વવેત્તા પુરુષ વ્યવહારમાં તત્પર રહેતાં છતાં પણ પાપથી લેપાતો નથી.[૧૪] જ્યારે ચૈતન્યના જ્ઞાનરૂપી મોટો પ્રકાશ પ્રાપ્ત થાય, ત્યારે પુરુષની અજ્ઞાનરૂપી રાત્રિ નાશ પામી જાય છે અને બુદ્ધિ પરમ આનંદને પ્રાપ્ત થઈને અત્યંત શોભે છે.[૧૫] અજ્ઞાનરૂપી નિદ્રા શાંત થઈ જતાં શાસ્ત્રરૂપી સૂર્યે જગાડેલો પુરુષ એવા જાગ્રતપણાને પ્રાપ્ત થાય છે, કે જે જાગ્રતપણું થયા પછી ફરી અજ્ઞાનરૂપી નિદ્રા આવતી જ નથી. જે દિવસોમાં અને જે ક્રિયાઓના ક્રમોમાં આત્મારૂપી ચંદ્રથી ઉદય પામેલી ચૈતન્યપણારૂપી ચાંદની હૃદયરૂપી આકાશમાં પ્રકાશિત થાય, તે દિવસો જ જીવનની સફળતા કરનારા છે અને ક્રિયાઓના તે ક્રમો જ આનંદભરેલા છે એમ સમજવું. જેમ ચંદ્ર પોતાના અમૃતથી પોતાની અંદર શીતળ રહે છે, તેમ મોહમાંથી નીકળેલો માણસ નિરંતર આત્માના ચિંતવનથી પોતાના મનમાં શીતળ રહે છે. જે મિત્રોથી, જે શાસ્ત્રોથી અને જે દિવસોથી વૈરાગ્યના આનંદવાળા આત્મબોધનો સ્પષ્ટ ઉદય થાય, તે મિત્રો, તે શાસ્ત્રો અને તે દિવસો જ ઉત્તમ છે એમ સમજવું.[૧૬–૧૯] જેનાં પાપો ક્ષીણ ન થયાં હોય, તેને આત્માના અવલોકનમાં ઉપેક્ષા (અનાદર) થાય છે અને જેને આત્માના અવલોકનમાં ઉપેક્ષા હોય તે લોકો રાંક જ રહે છે તથા જન્મરૂપી જંગલની સ્ત્રી–પુત્રાદિ લતાઓનો લાંબા કાળ સુધી શોક કર્યા કરે છે.[૨૦] હે રામ! આ સંસારરૂપી અરણ્યમાં ફરનારો જીવરૂપી બળદ કે જે સેંકડો આશાઓરૂપી પાશોથી બંધાયેલો છે, ભોગોરૂપી તરણાંઓની અત્યંત લાલચ રાખ્યા કરે છે, અનાદિકાળરૂપી જરાથી જર્જરિત થયેલો છે, શોકરૂપી નિસાસાથી દુઃખી થયા કરે છે, દુઃખોરૂપી મોટા બોજાને ઉપાડનાર છે, જન્મરૂપી જંગલમાં ફરનાર છે, નીચ કર્મોરૂપી કાદવથી ખરડાયેલો છે, મોહરૂપી જળાશયના કાદવમાં ખૂંચી ગયો છે, જેને રાગોરૂપી ડાંસોનો સમૂહ કરડ્યા કરે છે, તૃષ્ણારૂપી દોરડાથી જે ખેંચાયા કરે છે, મનરૂપી કંજૂસ વાણિયાને પનારે પડેલો છે, બંધુઓરૂપી બંધનોથી બંધાયેલો હોવાને લીધે મોહરૂપી જળાશયના કાદવમાંથી નીકળી શકતો નથી, પુત્રોરૂપી તથા કન્યાઓરૂપી છાણના જૂના ગંધાતા કાદવમાં ખૂંચી જનાર છે, થાકી રહેલો છે, શાંતિથી રહિત છે, સંસારના લાંબાલાંબા પંથ કાપીને થાકી ગયો છે, વારંવાર જવા–આવવાના ફેરાઓથી દૂબળો થયેલો છે, પ્રચંડ તાપથી તપી રહેલો છે, જેને બ્રહ્મવિદ્યારૂપી શીતળ છાયા મળતી નથી, જે દેખીતો તેજસ્વી લાગે છે, પણ અંદર રાંક થઈ ગયો છે, ઇંદ્રિયોરૂપી કસાઈઓએ દબાવેલો છે, કર્મોરૂપી ઘંટાઓના શબ્દથી ભડક્યા કરે છે, પાપોરૂપી ધોકાઓનો માર ખાધા કરે છે, જન્મ–મરણરૂપી બે પૈડાંઓથી ચાલતા સંસારરૂપી ગાડાની ધૂંસરીને તાણનાર છે, અજ્ઞાનરૂપી વિકટ વનમાં લોટી-

લોટીને મોટાં ભાઠાંઓવાળો થઈ ગયો છે, પોતાનાં પહેલાં કરેલાં પાપોરૂપી અનર્થમાં સર્વદા ડૂબેલો જ રહે છે, દુઃખી થયા કરે છે, નિરુપાય છે, કર્મોનાં ફળોરૂપી બોજો માથે પડવાથી શરીરમાં ખેદ પામ્યા કરે છે અને રોગાદિની પીડાઓને લીધે દયામણી ચીસો નાખ્યા કરે છે, તેને લાંબા કાળના વૈરાગ્ય આદિ યત્નથી અને જ્ઞાનરૂપી બળથી મોહરૂપી જળાશયના કાદવમાંથી કાઢવો જોઈએ. જો તત્ત્વના અવલોકનથી ચિત્ત ક્ષીણ થાય તો જીવ સંસારરૂપી સમુદ્રમાંથી તરી જાય છે અને પાછો કદી પણ તે સમુદ્રમાં પડતો નથી. જેમ વહાણવાળાના સમાગમથી સમુદ્ર ઓળંગવા સારુ વહાણ મળે છે, તેમ મહાત્માના સમાગમથી સંસાર પાર કરવાની સારી યુક્તિ મળે છે. મરુ ભૂમિવાળા જે દેશમાં ફળો આપનારું અને શીતળ છાયાવાળું સજ્જનરૂપી વૃક્ષ ન મળતું હોય, તે દેશમાં સમજુ માણસે વસવું જ નહિ.[૨૧–૩૨] સુજનરૂપી ચંપક કે જે સ્નિગ્ધ તથા શીતળ વચનોરૂપી પાંદડાંઓવાળો હોય છે, ધીરતારૂપી છાયાવાળો હોય છે અને મંદહાસ્યરૂપી પુષ્પોવાળો હોય છે, તેની પાસે જવાથી ક્ષણમાત્રમાં અત્યંત શાંતિ મળે છે.[૩૩] આ સંસાર કે જે આત્મલાભરૂપી શાંતિ ન મળી હોય ત્યાં સુધી મહા મોહને અને અદ્ભુત સંતાપોને આપનાર છે, તેમાં બુદ્ધિમાન પુરુષે જો પોતાને કાંઈ પણ વિવેક પ્રાપ્ત થયો હોય તો પડ્યાં રહેવું યોગ્ય નથી.[૩૪] પોતાનો બંધુ પોતે જ છે, માટે પોતાથી જ પોતાનો ઉદ્ધાર થાય એમ કરવું જોઈએ. દેહાભિમાનરૂપી ગર્વ ધરીને પોતાના આત્માને જન્મોરૂપી કાદવોથી ભરેલા સંસારરૂપી સમુદ્રમાં નાખવો નહિ.[૩૫] 'આ દેહરૂપી દુઃખ શું છે, કેમ આવ્યુ છે, શાથી થયું છે અને કેમ નાશ પામે?' એવી રીતથી સમજુ પુરુષોએ પ્રયત્નપૂર્વક વિચારવું જોઈએ.[૩૬] સંસારમાં ડૂબેલા આત્માનો ઉદ્ધાર કરવામાં માણસોને ધન, મિત્રો, શાસ્ત્રો કે બાંધવો કાંઈ કામ આવતાં નથી.[૩૭] મનરૂપી મિત્ર કે જે સર્વદા સાથે જ રહેનાર છે, તેને શુદ્ધ કરીને જો તેની સાથે કાંઈક વિચાર કરવામાં આવે, તો આત્માનો ઉદ્ધાર થાય છે.[૩૮] વૈરાગ્ય તથા અભ્યાસરૂપી યત્નોને સાથે રાખી, પોતાનો વિચાર કરવાથી ઉત્પન્ન થયેલા તત્ત્વાવલોકન(આત્માનું અવલોકન)રૂપી વહાણથી સંસારરૂપી સમુદ્ર તરાય છે.[૩૯] આત્મા કે જે નિરંતર દુષ્ટ આશાથી બળતો હોવાને લીધે, લોકોની દયાનું પાત્ર (રાંક) થઈ ગયો છે, તેની ઉપેક્ષા કરવી જોઈએ નહિ, પણ કાળજી રાખીને તેનો ઉદ્ધાર કરવો જોઈએ.[૪૦] આ જીવરૂપી હાથી કે જે અહંકારરૂપી મોટા ખીલામાં તૃષ્ણારૂપી સાંકળથી બંધાયેલો છે, મનરૂપી મદવાળો છે અને જન્મરૂપી કાદવમાં ડૂબી ગયો છે, તેને તે કાદવમાંથી કાઢવો જોઈએ.[૪૧] હે રામ! જો મૂઢપણાને દૂર કરીને અહંકારને ધોઈ નાખવામાં આવે, તો એટલાથી જ આ આત્માનું રક્ષણ થાય છે.[૪૨] જો મન વડે રચાયેલી આસક્તિરૂપ જાળને ફેંકી દઈ, અહંકારને કાપી નાખવામાં આવે, તો એટલાથી જ આત્માના શોધનનો માર્ગ અત્યંત સ્પષ્ટ દેખાય છે.[૪૩] જો આ દેહને લાકડા જેવો તથા માટીના ઢેફા સમાન ગણવામાં આવે, તો એટલાથી જ દેવાધિદેવ પરમાત્માને જાણવાનો માર્ગ મળે છે.[૪૪] અહંકારરૂપી મેઘ ક્ષીણ થાય તો ચૈતન્યરૂપી સૂર્ય જોવામાં આવે છે અને એ સૂર્યને જોતાં-જોતાં પરિણામે તેની સાથે એકરસપણાની પ્રાપ્તિ થાય છે. જેમ અંધકારને કાપી નાખતાં પોતાની મેળે જ પ્રકાશનું દર્શન થાય છે, તેમ અહંકાર દૂર કરતાં પોતાની મેળે જ આત્માનું અવલોકન થાય છે. અહંકાર ક્ષીણ થતાં નિરતિશય આનંદમાં શાંતિ મળવાથી, જે નિર્વિકલ્પ અવસ્થા પ્રકટ થાય છે, તે ભરપૂર સ્થિતિવાળી છે અને તેનું જ પ્રયત્નથી સેવન કરવું યોગ્ય છે. પરિપૂર્ણ સમુદ્ર

જેવી એ અવસ્થા અમારાથી વર્ણવી શકાય એમ નથી, એને કોઈની ઉપમા લાગુ પડે એમ નથી અને તેમાં દશ્યોનો સંસર્ગ જ હોતો નથી.[૪૫-૪૮] એ અવસ્થા પ્રાપ્ત થયા પછી: ફરી અજ્ઞાનરૂપ આવરણથી જો ઢંકાઈ જતી ન હોય, તો એ સ્થિરતાને પ્રાપ્ત થયેલી તુર્યાવસ્થા જ છે એમ કહી શકાય છે, કે જે તુર્યાવસ્થા (સાક્ષીપણાની સ્થિતિ) કેવળ મહાચૈતન્યના પ્રકાશની કળીરૂપ છે.[૪૯] ભરપૂર આકારવાળી અને આકાશની શોભા જેવી વિસ્તીર્ણ એ નિર્વિકલ્પ અવસ્થા વિક્ષેપોથી રહિતપણારૂપ અંશમાં સુષુપ્તિ જેવી જણાય છે. વિક્ષેપોથી રહિતપણારૂપ અંશમાં સુષુપ્તિને અને તે નિર્વિકલ્પ અવસ્થાને ગ્રાઓ ફેર રહેતો નથી.[૫૦] મનનો તથા અહંકારનો લય થતાં, વિચારથી પોતાની મેળે સિદ્ધ થનારી, સઘળા પદાર્થોની અંદર વ્યાપેલી અને પરમ આનંદથી ભરેલી એ બ્રહ્માત્મકપણારૂપી નિર્વિકલ્પ અવસ્થા વચનથી વર્ણવી શકાય એમ નથી; કેવળ હૃદયમાં જ અનુભવમાં આવે છે અને તેની નકલ જોઈતી હોય તો સુષુપ્તિ છે.[૫૧-૫૨] હે રામ! જેમ અનુભવ કર્યા વિના ખાંડ આદિ પદાર્થોનું તત્ત્વ જણાતું નથી, તેમ આત્માનું વાસ્તવિક સ્વરૂપ પણ અનુભવ વિના જણાતું નથી.[૫૩] આ જે સઘળું જગત છે, તે અંત વિનાના પરમાત્માનું જ સ્વરૂપ છે. જ્યારે ચિત્ત વિષયોમાંથી ઉપરામ પામીને આત્માકાર થઈ નિશ્ચળ રહે, ત્યારે સ્થાવર–જંગમોનો અંતર્યામી અને સાક્ષીપણાથી ઇંદ્રિય આદિને પ્રકાશ આપનારો એ પરમાત્મારૂપી દેવ સાક્ષાત્ અનુભવમાં આવે છે; એમાં કોઈ પ્રકારનો સંશય નથી.[૫૪] આ પ્રમાણે ચોથી ભૂમિકામાં આત્માનો અનુભવ થતાં, તે પછીની પાંચમી ભૂમિકામાં વિષયોની વાસનાઓનો અત્યંત વિનાશ થાય છે, તે પછીની છઠ્ઠી ભૂમિકામાં યત્ન વિના જ પરમ પુરુષાર્થરૂપ આત્માનો સર્વદા પૂર્ણપણે અનુભવ થાય છે અને તે પછીની સાતમી ભૂમિકામાં સમાધિની તથા સમાધિ ન થવી તે બન્નેની પણ સમતા થઈ જવાને લીધે પરમાત્માની સાથે એકરસપણું જ થાય છે. પરમાત્માની સાથેના એ એકરસપણું બ્રહ્માદિ મહાત્માઓથી પણ માપી શકાતું નથી.[૫૫]

तदनु विषयवासनाविनाशस्तदनु शुभः परमः स्फुटप्रकाशः। तदनु च समतावशात्स्वरूपे परिणमनं महतामचिंत्यरूपम् ॥ ५५॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ઉપદેશ' નામનો સર્ગ ૬૪મો સમાપ્ત

## सर्ग ६५ मो[×]

### વિલાસ અને ભાસનું આખ્યાન–તેઓને માતાપિતાના મરણથી થયેલો શોક

वसिष्ठ उवाच

मनसैव मनश्छित्त्वा यद्यात्मा नावलोक्यते।
ममेत्यहमिति त्यक्त्वा तत्तामरसलोचन ॥ १॥

વસિષ્ઠ બોલ્યા : હે કમળ સરખાં નેત્રોવાળા રામ! અહંતા તથા મમતાનો ત્યાગ કરીને અને મનથી જ મનને કાપી નાખીને જો આત્માનું અવલોકન કરવામાં ન આવે, તો જગતરૂપી દુઃખ ચિત્રમાં આલેખેલા સૂર્યની પેઠે અસ્ત પામતું નથી. આપદા મહાસમુદ્ર જેવી અપાર થઈ પડે છે અને ઘણી ગરબડોથી ભરેલી જન્મ–મરણરૂપી વર્ષાઋતુ, કે જે અજ્ઞાનરૂપી કાળાં વાદળાંવાળી છે તથા જડ પદાર્થોરૂપી જળની ધારાઓને વરસાવનારી છે, તે વારવાર આવ્યા કરે છે.[૧-૩] આ વિષયમાં જ 'ભાસ' અને 'વિલાસ' નામના બે મિત્રોના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે, કે જે સંવાદ સહ્યાદ્રિના શિખર ઉપર થયો હતો.[૪] હે રામ! ઊંચાઈથી આકાશને, પહોળાઈથી પૃથ્વીને અને ઊંડા પાયાથી પાતાળને દબા-

× આ પાંસઠમા સર્ગમાં સહ્યાદ્રિનું, તેમાં અત્રિ મુનિના આશ્રમનું અને 'વિલાસ' તથા 'ભાસ' નામના બે તપસ્વીઓના જન્મ–કર્માદિનું તથા તેઓને શોક થવાનું વર્ણન કરવામાં આવશે.

વીને રહેલો હોવાથી, જાણે ત્રૈલોક્યને જીતનાર હોય એવો લાગતો, અસંખ્ય ફૂલઝાડોથી ભરપૂર, અસંખ્ય નિર્મળ ધોધોવાળો, નેત્રોથી અસહ્ય કાંતિવાળો અને જેની અંદરના નિધિઓ (દાટેલા ધનના ઢગલાઓ)નું યક્ષલોકો રક્ષણ કરે છે એવો 'સહ્યાદ્રિ' નામનો એક પર્વત છે.[૫-૬] એ પર્વતમાં કોઈ સ્થળે વૃક્ષોમાંથી પુષ્પોનો વરસાદ થયા કરે છે, કોઈ સ્થળમાં ઉત્તમ ઉત્તમ હરતાલ આદિ ધાતુઓ વિસ્તીર્ણ થઈ રહી છે, કોઈ સ્થળમાં ખીલતાં કમળોવાળાં સરોવરો શોભી રહ્યાં છે અને કોઈ સ્થળમાં રત્ન જેવી શિલાઓ દીપી રહી છે.[૭-૮] કોઈ સ્થળમાં પાણીના ધોધોનો શબ્દ ફેલાઈ રહે છે, કોઈ સ્થળમાં પોલા વાંસનો શબ્દ ફેલાઈ રહે છે, કોઈ સ્થળમાં ગુફાઓના પવનોનો ઘોંઘાટ થયા કરે છે અને કોઈ સ્થળમાં ભ્રમરોનો ગુંજારવ જામી રહે છે.[૯] શિખરોમાં અપ્સરાઓ ગાયા કરે છે, વનોમાં મૃગો તથા પક્ષીઓ વિહાર કરે છે, ઉપરના ભાગોમાં મહોન્મત્ત વાદળાં ગાજ્યા કરે છે અને ખુલ્લા ભાગોમાં પક્ષીઓ નાદ કર્યા કરે છે.[૧૦] ગુફાઓમાં વિદ્યાધર લોકો ગાયાં કરે છે, સરોવરની અંદરનાં કમળવનોમાં ભ્રમરાઓ ગાયા કરે છે, આસપાસના ભાગોમાં ભીલલોકો ગાયા કરે છે અને વનનાં વૃક્ષોમાં પક્ષીઓ ગાયા કરે છે.[૧૧] એ પર્વતશિખરોમાં દેવતાઓ હોવાને લીધે, નીચેના ભાગોમાં મનુષ્યો હોવાને લીધે અને ધરતીની અંદરના ભાગોમાં નાગો હોવાને લીધે જાણે બીજું ત્રૈલોક્ય હોય એવો તે લાગે છે.[૧૨] એ પર્વતમાં ગુફાઓની અંદર સિદ્ધલોકો રહે છે, પૃથ્વીની અંદરના ભાગોમાં ધનના નિધિઓ રહ્યા છે, ઉપર રહેલાં ચંદનનાં વૃક્ષોમાં સર્પો વીંટાઈને રહ્યા છે અને શિખરો ઉપર સિંહો રહેલા છે.[૧૩] એ પર્વત પુષ્પોરૂપી વાદળાંઓથી વીંટાયેલો છે, પુષ્પોના પરાગોરૂપી વાદળાંઓથી પથરાયેલો છે, વંટોળિયાથી ઊડતાં પુષ્પોરૂપી વાદળાંઓથી પોતાના હૃદયમાં જાણે ભમ્યા કરતો હોય એવો લાગે છે અને શ્વેત પુષ્પોનાં વૃક્ષોથી જાણે પોતે ધવલ હોય એવો લાગે છે. એ પર્વત હરતાલ તથા ગેરુ આદિ ધાતુઓની રજરૂપી વાદળાંઓથી પીળો લાગે છે. એ પર્વતના રત્નમય નીચા ભાગોની ઉપર બેસતી ઘણીઘણી નગરોની સ્ત્રીઓ જાણે કલ્પવૃક્ષોની ઉપર બેઠેલી હોય એવી લાગે છે.[૧૪-૧૫] વાદળાંઓરૂપી કાળાં વસ્ત્રોથી ઢંકાયેલાં અંગોવાળી, રત્નોરૂપી મૂંગાં ઘરેણાંઓવાળી અને સુવર્ણ જેવી કાંતિવાળી એ પર્વતની શિલાઓ જાણે કૃષ્ણપક્ષમાં નાયકનાં સંકેતસ્થળોમાં જતી વિચક્ષણ અભિસારિકા નાયિકાઓ હોય એવી લાગે છે.[૧૬] એ પર્વતના ઉત્તરભાગમાં રહેલું એક મોટું શિખર છે. તેમાં સઘળાં વૃક્ષો ફળોથી નમી રહેલાં છે, રત્નો જેવાં સ્વચ્છ સરોવરોમાંથી ઝરણાંઓનાં પાણી વહ્યા કરે છે, આંબાઓની ઉપર ચડેલી લતાઓમાંથી ઘણાંઘણાં પુષ્પોના ગુચ્છો પડ્યા કરે છે, સઘળી દિશાઓ પ્રફુલ્લિત થયેલાં અંકોલોથી, પુન્નાગોથી તથા નીલકમળોથી વ્યાપ્ત છે, લતાઓરૂપી પડદાથી સૂર્યનો પ્રકાશ દેખાતો નથી, રત્નોનાં કિરણોના સમૂહોથી પ્રકાશ થઈ રહ્યો છે, જાંબુઓનાં વૃક્ષોમાંથી સ્રવતો રસ તે તે સ્થળોમાં ખરડાઈ રહ્યો છે અને તેમાં સ્વર્ગલોકના જેવો આનંદ વર્ત્યા કરે છે.[૧૭-૧૯] તે (શિખર)માં બ્રહ્મલોકના જેવો, સ્વર્ગલોકના જેવો તથા સદાશિવના નગર જેવો રમણીય અને સિદ્ધલોકોના પરિશ્રમને મટાડનારો અત્રિ ઋષિનો એક મોટો સુશોભિત આશ્રમ છે.[૨૦] જેમ આકાશના માર્ગમાં 'શુક્ર' અને 'બૃહસ્પતિ' નામના બે પંડિત તપસ્વીઓ છે, તેમ એ મોટા આશ્રમમાં 'શુક્ર' અને 'બૃહસ્પતિ' નામના બે પંડિત તપસ્વીઓ રહેતા હતા.[૨૧] જેમ એક તળાવમાં રહેનારાં બે કમળવૃક્ષોને અત્યંત સ્વચ્છ બે કળીઓ ઉત્પન્ન થાય, તેમ એક સ્થળમાં રહેનારા એ બે

તપસ્વીઓને અત્યંત નિર્મળ શરીરવાળા બે પુત્રો ઉત્પન્ન થયા.[૨૨] એમાં એકનું નામ 'વિલાસ' રાખવામાં આવ્યું અને બીજાનું નામ 'ભાસ' રાખવામાં આવ્યું. જેમ પાંદડાં લતાના અને વૃક્ષના આશ્રયથી અનુક્રમે વૃદ્ધિ પામે છે, તેમ એ બન્ને બાળકો માતા–પિતાના આશ્રયથી અનુક્રમે વૃદ્ધિ પામ્યા.[૨૩] સારા મનવાળા એ બન્ને બાળકો પરસ્પરની ઉપર સ્નેહ રાખવા લાગ્યા, પરસ્પરને પ્યારા લાગવા લાગ્યા અને જેમ તલ અને તેલ ભેગાં રહે છે, પુષ્પ અને સુગંધ ભેગાં રહે છે તથા પુત્રની ઉત્પત્તિની લાલસાવાળાં પ્રેમી સ્ત્રી અને પુરુષ ભેગાં રહે છે, તેમ ભેગા જ રહેવા લાગ્યા.[૨૪] એમનું મન જાણે એકમાંથી બેપણાને પામેલું હોય તેમ સમાન જ રહેતું હતું.[૨૫] પરસ્પરથી આનંદ પામતા અને અત્યંત મનોહર શરીરોવાળા એ બે બાળકો, જેમ કમળમાં બે ભ્રમરાઓ રહે તેમ પોતાના આશ્રમમાં રહેતા હતા.[૨૬] નવીનવી વસ્તુઓ ઉપર પ્યાર કરતા અને જાણે ચંદ્ર તથા સૂર્ય એક સાથે જ ઉદય પામેલા હોય એવા લાગતા એ બે બાળકો અત્યંત થોડા કાળથી જ બાલ્યાવસ્થાને છોડીને યૌવનને પ્રાપ્ત થયા હતા.[૨૭] જેમ પીડાયેલાં પક્ષીઓ માળાને ત્યજીને આકાશમાં જાય, તેમ વૃદ્ધાવસ્થાથી પીડાયેલાં એમનાં માબાપ શરીરને ત્યજી દઈને સ્વર્ગમાં ગયાં.[૨૮] માબાપ મરી જતાં, એઓ પાણીમાંથી બહાર કાઢેલાં કમળોની જેમ રાંક મોઢાંવાળા, તપેલાં અંગોવાળા અને ઉત્સાહ વિનાના થઈ ગયા.[૨૯] વિલાસ અને ભાસ એ બન્ને જણા પોતાનાં માબાપની મરણ પછી કરવાની સઘળી ક્રિયાઓને કરી લઈને વિલાપ કરવા લાગ્યા; કેમકે જગતની મર્યાદાનું મોટાઓથી પણ ઉલ્લંઘન કરી શકાતું નથી. માબાપની ઉત્તરક્રિયાઓને સમાપ્ત કરીને, શોકને લીધે થયેલી વ્યથાથી પીડાયેલા એ બન્ને જણા કરુણારસથી ભરેલી પીડિત વાણીથી વિલાપ કરીકરીને, જાણે ચિત્રમાં આલેખેલા હોય તેમ શરીરોની સઘળી ચેષ્ટાઓથી રહિત થઈ ગયા. એઓ મરણ પામ્યા નહિ, પણ મૂર્ચ્છિત થઈ ગયા કે જેથી તેઓને આરામ પ્રાપ્ત થયો.[૩૦'૩૧]

कृत्वौर्ध्वदेहिकमथो व्यथयाभिभूतौ शोकोत्थया करुणयार्तगिरा विलप्य । चित्रार्पिताविव निरस्तसमस्तचेष्टौ तौ संस्थितौ सुखमशून्यहृदौ निवृत्तौ ॥ ३१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સહ્યાદ્રિવર્ણન' નામનો સર્ગ ૬૫મો સમાપ્ત**

## सर्ग ६६ मो*

### અજ્ઞાની મનુષ્ય દુઃખમાં જ પડ્યો રહે છે

**वसिष्ठ उवाच**

अतिशोकपराभूतौ तस्थतुर्द्दढतापसौ ।
तापसंशुष्कसर्वांगौ तावरण्यद्रुमाविव ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! પછી ઘણી વારે મૂર્ચ્છા ઊતરતાં, શોકથી અત્યંત પરાભવ પામેલા અને જંગલી વૃક્ષોની જેમ તાપથી સુકાયેલાં અંગોવાળા એ બે મોટા તપસ્વીઓ છૂટા પડીને કેટલાક કાળ સુધી વનમાં જ રહ્યા.[૧] ટોળાંથી વિખૂટા પડેલા મૃગોની જેમ વિહ્વળ થયેલા અને ઘર તથા ધન આદિની ઉપર અત્યંત અરુચિ પામેલા એ બન્ને બ્રાહ્મણોએ વિરક્તપણાથી જ વનમાં કાળક્ષેપ કરવા માંડ્યો.[૨] એમ કરતાંકરતાં કેટલાએક દિવસો, કેટલાએક મહિનાઓ અને કેટલાંએક વર્ષો પણ પસાર થઈ ગયાં. જેમ ખાડામાં ઊગેલાં વૃક્ષો ખાડામાં જૂનાં થઈ જાય, તેમ એ બે બ્રાહ્મણો વનમાં ને વનમાં વૃદ્ધ થઈ ગયા.[૩] જેઓને નિર્મળ તત્ત્વબોધ મળ્યો ન હતો એવા એ વૃદ્ધ તપસ્વીઓ ઘણે કાળે એક દિવસે ભેગા થયા, ત્યારે તેઓએ પરસ્પરની સાથે નીચે પ્રમાણે

* આ છાસઠમા સર્ગમાં ભાસના વચનોથી 'અજ્ઞાની પુરુષ દુઃખરૂપી સમુદ્રમાં ગોથાં ખાયા કરે છે,' એ વિષયનું વિસ્તારથી નિરૂપણ કરવામાં આવશે.

વાતો કરી.[૪]

**વિલાસ બોલ્યો :** હે હૃદયમાં રહેનારા અમૃતના સમુદ્રરૂપ પ્યારા બંધુ ભાસ! તું ભલે આવ્યો. આ જગતમાં તારો સમાગમ મને મારા જીવનરૂપી ઉત્તમ વૃક્ષનાં ફળ જેવો જણાય છે.[૫] હે ભલા ભાઈ! મારાથી છૂટો પડ્યા પછી તેં આટલાઆટલા દિવસો ક્યાં કાઢ્યા? એ તું મને કહે. તારું તપ સફળ થયું છે ને? તારી બુદ્ધિ શાંત રહે છે ને? તારી વિદ્યા સફળ થઈ છે ને? તને તત્ત્વબોધ મળ્યો છે ને? તું કુશળ છે ને?[૬-૭]

**વસિષ્ઠ બોલ્યા :** એ પ્રમાણે બોલતા, સંસારથી અત્યંત ઉદ્વેગ પામેલા અને જેને તત્ત્વબોધ થયો ન હતો એવા એ વિલાસને ભાસે પ્રીતિપૂર્વક નીચે પ્રમાણે કહ્યું.[૮]

**ભાસ બોલ્યો :** હે સૌમ્ય! માન આપનારા! તારો સમાગમ થયો તેથી જ મારું આવવું સફળ થયું છે. તું આજ જોવામાં આવ્યો એ બહુ સારું થયું. આપણે કે જેઓ આ સંસારમાં રહેલા છીએ તેઓનું કુશળ તો ક્યાંથી જ હોય?[૯] જ્યાં સુધી જાણવાની વસ્તુ જાણવામાં આવી નથી, ચિત્તના કામ આદિ સંકલ્પો ક્ષીણ થયા નથી અને સંસારરૂપી સમુદ્ર તરાયો નથી, ત્યાં સુધી આપણું કુશળ ક્યાંથી જ હોય?[૧૦] જેમ દાતરડાથી લતાઓ કપાઈ જાય છે, તેમ જ્યાં સુધી ચિત્તથી થતી સઘળી વાસનાઓ કપાઈ ગઈ નથી, ત્યાં સુધી આપણું કુશળ ક્યાંથી જ હોય?[૧૧] જ્યાં સુધી યોગ્ય સમજણ મળી નથી, સમતા પ્રાપ્ત થઈ નથી અને આત્મજ્ઞાન ઉદય પામ્યું નથી, ત્યાં સુધી આપણું કુશળ ક્યાંથી જ હોય?[૧૨] હે સૌમ્ય! જ્યાં સુધી આત્માનો લાભ થયો ન હોય અને જ્ઞાનરૂપી મોટું ઔષધ મળ્યું ન હોય, ત્યાં સુધી આ દુષ્ટ સંસારરૂપી વિષૂચિકા વારંવાર થયા જ કરે છે.[૧૩] બાળપણારૂપી અંકુરિત અવસ્થા મટ્યા પછી જેમાં યૌવનરૂપી નવપલ્લવ ઉદય પામે છે અને તે પછી જરારૂપી પુષ્પ ઉદય પામે છે, એવું આ સંસારરૂપી કાંટાળું વૃક્ષ વારંવાર ઊગ્યા કરે છે.[૧૪] આ કાયારૂપી જૂના ઝાડમાંથી બાંધવોરૂપી ભ્રમરોના વિલાપોરૂપી ગુંજારવોવાળી અને ઘડપણરૂપી પુષ્પવાળી, મરણરૂપી મંજરી ઉદય પામે છે. ભોગવાઈ ગયેલાં કર્મોરૂપી અનેક ઋતુઓ વીતી જવાને લીધે રસથી રહિત થતી અને વારંવાર જેમાં એના એ વિષયો ભોગવાય છે, એવા દિવસોથી પુરાતી વર્ષોની પંક્તિ ઘણું કરીને પુરુષાર્થ કર્યા વિના જ કાઢવામાં આવે છે. દેહરૂપી પહાડની તે તે આસક્તિઓ રૂપી મોટી ગુફાઓ, કે જેઓ તૃષ્ણાઓરૂપી હજારો કાંટાઓથી તથા વિષયભોગોરૂપી અનેક સર્પોથી ઘેરાયેલી છે, તેમાં અને તે તે વિષયસુખને અર્થે કરવામાં આવતી ક્રિયાઓમાં જ કાળ વીતી જાય છે. જેનું જવું અને આવવું સમાપ્ત જ થતું નથી એવાં રાતદિવસો લાંબાં-ટૂંકાં દુઃખોથી, સુખના લેશ જેવા લાગતા વિષયભોગોથી અને સારાંનરસાં કાર્યો કરવાથી નકામાં જ જાય છે અને નકામાં જ આવે છે.[૧૫-૧૮] ખોટાં કાર્યો કરનારાં પ્રાણીઓ દુષ્ટ આશાઓના વેગથી વધતાં જતાં અને ખોટાં ફળો જ આપનારાં તુચ્છ કર્મો કરવામાં જ આયુષ્યને કાઢી નાખે છે.[૧૯] લાલચરૂપી હાથણીમાં મોહ પામેલો આ મનરૂપી મદોન્મત્ત હાથી વિવેકરૂપી બાંધવાના ખીલાને ઉખેડી નાખીને દૂરદૂર દોડ્યો જાય છે.[૨૦] કાયારૂપી ઝાડમાં હૃદયરૂપી મોટો માળો કે જેમાંથી વિવેકરૂપી ચિંતામણિ પડી જાય છે, તેમાં ઊછરેલો અને જીભની ચપળતાથી વળગી રહેનારો આ મીઠાંમીઠાં અન્નાદિના અભિલાષરૂપી ગીધ નિરંતર બળ પામતો જાય છે.[૨૧] વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં, રસથી તથા સુખથી રહિત થયેલી અને જેના કોમળ અવયવો શિથિલ થતા જાય છે એવી આ કાયા જૂના પાંદડાની જેમ ક્ષીણ થઈ જાય છે. વૃદ્ધા-

વસ્થામાં પુત્ર આદિએ કરેલા અપમાનથી લેવાઈ ગયેલું અને જેની શોભા નાશ પામી હોય તેવું શરીર, મોટા હિમનું બિંદુ જેની ઉપર પડેલું છે એવા રજથી ખરડાયેલા કમળની જેમ ભૂખરા રંગવાળું થઈ જાય છે.[૨૨-૨૩] વળી જેમાંથી યૌવનરૂપી જળ વહી ગયું છે એવા અને સુકાઈ જતા એ દેહરૂપી તળાવમાંથી આયુષ્યરૂપી રાજહંસ એવો નાસી જાય છે કે પાછો આવતો જ નથી. જર્જરિત અને કાળરૂપી પવનના બળથી કંપતા જીવનરૂપી ઝાડમાંથી ભોગોરૂપી પુષ્પો અને દિવસોરૂપી પાંદડાંઓ તૂટી પડતા જ જાય છે.[૨૪-૨૫] અંદર ભોગોરૂપી સર્પોને તથા દુઃખોરૂપી દેડકાઓને ધરનારા અને આશારૂપી અપાર જળવાળા મનના મોહરૂપી ઊંડા કૂવાઓમાં જીવ ડૂબી જાય છે.[૨૬] જેમ અનેક રંગોથી રંગાયેલી અને બહુ જ ચપળતાવાળી દેવમંદિરની ઉપર ચડાવેલી પતાકા ઊંચેઊંચે ચડતી જાય છે, તેમ અનેક વિષયોથી રંગાયેલી અને બહુ જ ચપળતાવાળી તૃષ્ણા ઊંચેઊંચે ચડતી જાય છે.[૨૭] કાળરૂપી મોટા દરમાં રહેનારો મૃત્યુરૂપી ઊંદર આ સંસારરૂપી યંત્ર પર ચડેલા દેહરૂપી વસ્ત્રના જીવનરૂપી તંતુને કાપી નાખે છે.[૨૮] યૌવનરૂપી મોટા કલ્લોલવાળી, જરાજરા વારમાં ઉત્પન્ન થતા તીક્ષ્ણ ક્રોધ આદિ ફીણવાળી અને લોભ આદિથી થતાં ભ્રમણોરૂપી મોટી ચકરીઓવાળી આ જીવનરૂપી દુષ્ટ નદી ચાલી જ જાય છે.[૨૯] શિલ્પ આદિ કળાઓના સમૂહોરૂપી અને જગતના વ્યવહારોરૂપી કલ્લોલોની મોટી ઊથલપાથલવાળી તેમજ પોતાની અંદર પડેલાઓને ધુમરીઓ ખવડાવનારી આ અંત વિનાની પ્રવૃત્તિરૂપી નદી પ્રત્યેક જન્મમાં આમ ને આમ વહ્યા કરે છે.[૩૦] આ સંબંધીઓની પંક્તિઓરૂપી અસંખ્ય નદીઓ વિસ્તીર્ણ અને ઊંડા મધ્યવાળા કાળરૂપી સમુદ્રમાં નિરંતર પડતી જ જાય છે.[૩૧] હે ભાઈ! પ્રત્યેક જન્મમાં આ દેહરૂપી રત્નની સળી નાશરૂપી કાદવના સમૂહની અંદર ડૂબી જાય છે, ત્યારે 'ક્યાં ડૂબી ગઈ' એ જાણવામાં પણ આવતું નથી. લાંબા કાળથી ચિંતારૂપી ચક્રમાં બંધાયેલું અને દુષ્ટ ક્રિયાઓમાં તથા દુષ્ટ રીતિઓમાં જ આસક્ત રહેનારું ચિત્ત, જેમ સમુદ્રની ચકરીમાં ખડ ઘૂમરીઓ ખાય છે તેમ તૃષ્ણામાં ઘૂમરીઓ ખાય છે. કાર્યોરૂપી મોટામોટા અનંત કલ્લોલોમાં તણાતું જતું અને ચિંતાથી બહુ ગભરાયા કરતું ચિત્ત ક્ષણમાત્ર પણ શાંતિ પામતું નથી.[૩૨-૩૪] બુદ્ધિરૂપી પક્ષિણી 'આ કર્યું, આ કરું છું અને આ કરીશ' એવી રીતની કલ્પનારૂપી જાળમાં બંધાઈ ને મૂંઝાઈ જાય છે. 'આ મિત્ર છે અને આ શત્રુ છે' એવા પ્રકારના દ્વંદ્વોના સંકલ્પરૂપી મોટો હાથી મારાં મર્મસ્થળોરૂપી નીલકમળોને કાપી નાખે છે. ચિંતારૂપી નદીના મોટી ચકરીઓવાળા તરંગોના સમૂહમાં રહેનારો અને બહુ જ ચપળ ગતિવાળો મનરૂપી મત્સ્ય ક્ષણમાત્રમાં ખૂબ જ પોષાય છે. જેઓ આત્માનો સ્પર્શ જ કરી શકતાં નથી એવાં, આવાંઆવાં ઘણાં દુઃખોને દેહમાં 'હું છું' એવી બુદ્ધિને લીધે પોતામાં ગ્રહણ કર્યા કરતો આ જનસમુદાય દીનપણાને પ્રાપ્ત થાય છે. ઘણાઘણા પ્રકારનાં સુખ—દુઃખોની અંદર પડનારો, જરા તથા મરણરૂપી મોટા પ્રચંડ વાયુએ તોડી નાખેલો અને જગતરૂપી પહાડના મધ્યમાં લોટ્યા કરતો આ મનુષ્ય રસથી રહિત થયેલાં સૂકાં પાંદડાંની જેમ જીર્ણતાને પ્રાપ્ત થાય છે.[૩૫-૩૯]

बहुविधसुखदुःखमध्यपाती विततजरामरणप्रवातभग्नः । जगदुदरगिरौ लुठन्नोयं गतरसपर्णवदेति जर्जरत्वम् ॥ ३९॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'અનિત્યતાપ્રતિપાદન' નામનો સર્ગ ૬૬મો સમાપ્ત

# સર્ગ ૬૭ મો*

## આસક્તિથી બંધ અને અનાસક્તિથી મોક્ષ

### वसिष्ठ उवाच

**एवं तौ कुशलप्रश्नं कृतवंतौ परस्परम् ।**
**कालेनासाद्य विमलं ज्ञानं मोक्षं ततो गतौ ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જેઓએ કુશળ પ્રશ્નના સંબંધમાં પરસ્પરની સાથે એ પ્રમાણે વાતો કરી એવા એ 'ભાસ' અને 'વિલાસ' નામના બન્ને તપસ્વીઓ કાળે કરીને નિર્મળ જ્ઞાનને પ્રાપ્ત થયા અને અંતે મોક્ષ પામ્યા હતા.[૧] હે રામ ! એટલા માટે હું કહું છું, કે 'અનેક પાશોથી બંધાયેલા ચિત્તને સંસારમાંથી તરવા માટે જ્ઞાન વિના બીજી કોઈ ગતિ જ નથી.[૨] જેમ સમુદ્ર હલકા પક્ષીને દુસ્તર છે, પણ ગરુડને ગાયના પગલાના ખાબોચિયા જેવો છે, તેમ આ સંસારરૂપી દુઃખ વિવેક વિનાના પુરુષને દુસ્તર છે, પણ વિવેકી પુરુષને જરા વારમાં તૂટી જાય એવું છે. જેમ જોવા બેઠેલા લોકો નાટક કરનારાં માણસોને દૂરથી જ જુએ છે, તેમ પોતાના સ્વરૂપભૂત ચૈતન્યમાત્રમાં રહેલા અને દેહથી પર થયેલા મહાત્માઓ દેહને દૂરથી જ જુએ છે.[૩-૪] દેહ દુઃખોથી અત્યંત ક્ષોભ પામે, તોપણ આપણને શી હાનિ થાય એમ છે ? રથનું ધૂસરું ભાંગી જાય કે આખો રથ ભાંગી જાય, તો તેમાં સારથિનું કાંઈ ભાંગતું નથી; મન ક્ષોભ પામે તો તેમાં ચૈતન્યને શું થઈ જાય એમ છે ? તરંગો ઊછળવા લાગવાથી સમુદ્રના પૂર્ણપણાની હાનિ થાય કે ? જેમ જળને હંસોની સાથે તથા પથરાઓની સાથે અને લાકડાંને શિલાઓની સાથે કાંઈ પણ સગપણ નથી, તેમ પરમાત્માને ભોગોની સાથે કાંઈ સગપણ નથી. જળને હંસો તથા પથરાઓ અને લાકડાંને શિલાઓ શાં સગાં થાય ? તેમ પરમાત્માને ભોગો શા સગા થાય ?[૫-૭] જેમ વચમાં ઘણા-ઘણા પર્વતો આવી જવાને લીધે ઉદયાચળને અને પશ્ચિમસમુદ્રને કાંઈ સંબધ નથી, તેમ આત્માને અને બંધને કાંઈ સંબંધ નથી.[૮] નદીનાં જળો કમળોને પોતાના ખોળામાં જ ધારણ કરે છે, તોપણ તે કમળો જળોને શું સગાં થાય છે ? તેમ પરમાત્મા શરીરોને પોતામાં ધારણ કરે છે, તોપણ તે શરીરો પરમાત્માને શું સગાં થાય ?[૯] જેમ લાકડું અને જળ એ બન્નેના પરસ્પર અભિઘાતથી જળનાં બિંદુ વગેરે ઊછળે છે, તેમ દેહના અને આત્માના એક-બીજાના અધ્યાસથી ચિત્તની સુખ–દુઃખ આદિ વૃત્તિઓ ઊછળે છે.[૧૦] જેમ જળ અને લાકડું પાસેપાસે હોય, તો જળમાં લાકડાનાં પ્રતિ-બિંબો જોવામાં આવે છે, તેમ આત્મા અને શરીર પાસેપાસે હોવાને લીધે શરીરનાં સુખ–દુઃખો આત્મામાં જોવામાં આવે છે.[૧૧] જેમ દર્પ-ણમાં દેખાતાં તથા તરંગ આદિમાં જોવામાં આવતાં પ્રતિબિંબો સત્ પણ નથી ને અસત્ પણ નથી, પરંતુ અનિર્વચનીય છે, તેમ આત્મામાં જોવામાં આવતાં શરીરો સત્ પણ નથી અને અસત્ પણ નથી; પરંતુ અનિર્વચનીય જ છે.[૧૨] જેમ જળની સાથે સંબંધ પામેલાં લાકડાં તથા પથરાઓ જળથી જુદાં પડી જાય, તોપણ તેથી જળને કાંઈ હાનિ થાય એમ નથી, તેમ આ-ત્માની સાથે કલ્પનાથી સંબંધ પામેલાં પંચ-ભૂતવાળાં શરીરાદિ છૂટાં પડી જાય, તોપણ તેથી આત્માને કાંઈ હાનિ થાય એમ નથી.[૧૩] જેમ લાકડાથી સંબંધ પામેલા જળમાંથી કંપ તથા શબ્દ આદિ ઉત્પન્ન થાય છે, તેમ આત્મા-

* આ સડસઠમા સર્ગમાં 'દેહને અને આત્માને કશો સંબંધ નથી' એમ કહેવા માટે આસક્તિથી જ બંધ થાય છે અને આસક્તિના ત્યાગથી બધ ટળી જાય છે, એમ કહેવામા આવશે.

ની પાસે રહેવાના સંબંધને પામેલા આ દેહમાંથી ગતિ તથા શબ્દ આદિ ઉત્પન્ન થાય છે.[૧૪] ચૈતન્ય અસંગ છે અને શરીર જડ છે; માટે ચૈતન્યને પણ સુખ–દુઃખાદિ નથી અને શરીરને પણ સુખ–દુઃખાદિ નથી. જે કાંઈ સુખ–દુઃખાદિ થાય છે, તે સઘળું અહંકારને જ થાય છે; માટે અહંકાર નષ્ટ થઈ જાય તો કાંઈ પીડા નથી. આપણો આત્મા શુદ્ધ જ છે.[૧૫] જેમ લાકડું અને જળ ભેગાં થાય, તો તેમાં લાકડાને પણ સુખ–દુઃખાદિનો અનુભવ થતો નથી અને જળને પણ સુખ–દુઃખાદિનો અનુભવ થતો નથી; તેમ દેહ અને આત્મા ભેગા થયા છે, તેમાં દેહને પણ સુખ–દુઃખાદિનો અનુભવ થતો નથી અને આત્માને પણ સુખ–દુઃખાદિનો અનુભવ થતો નથી.[૧૬] અજ્ઞાની પુરુષ આ સંસારને જેવો દેખે છે, તેવો જ સાચો માને છે અને જ્ઞાની માણસ આ સંસારને જેવો દેખે છે, તેવો સાચો માનતો નથી. જ્ઞાની માણસ તો સંસારને અધિષ્ઠાનરૂપપણાથી સાચો માને છે, પણ સંસારરૂપપણાથી સાચો માનતો નથી. જેમ જળનો અને પથરાનો સંબંધ અંદર પ્રવેશ થયા વિનાનો જ થાય છે, તેમ આસક્તિથી રહિત થયેલા મનવાળાનો બહારના વિષયોની સાથે જે સંબંધ થાય છે, તે અંદરના અભિમાન વિનાનો જ થાય છે.[૧૭-૧૮] જેમ જળનો અને લાકડાનો સંબંધ અંદર પ્રવેશ થયા વિનાનો જ છે, તેમ આત્માનો અને દેહનો સંબધ વાસ્તવિક સંગ થયા વિનાનો જ છે.[૧૯] ચૈતન્ય સર્વત્ર એક જ છે, સર્વત્ર શુદ્ધ જ છે અને સર્વત્ર વિષયોના સંબંધથી રહિત જ છે. બીજું કહી શકાય એવું, અશુદ્ધપણાવાળું અને વિષયોના સંબંધવાળું કોઈ ચૈતન્ય છે જ નહિ. જેમ વૈતાલ મુદ્દલ નહિ હોવા છતાં પણ ભાવનાથી ખડો થઈ જાય છે, તેમ આ વિસ્તીર્ણ સંસાર મુદ્દલ નહિ હોવા છતાં પણ અધ્યાસરૂપી ભાવનાથી ખડો થઈ ગયો છે. જેમ સ્વપ્નમાં સ્ત્રીની સાથેનું મૈથુન મુદ્દલ નહિ હોવા છતાં પણ મનમાં થઈ ગયેલા તેવા નિશ્ચયથી થાય છે અને ઝાડનું ઠૂંઠું વૈતાલ નહિ હોવા છતાં પણ મનમાં થઈ ગયેલા તેવા નિશ્ચયથી વૈતાલ જણાય છે, તેમ આત્માને દુઃખનો સંબંધ મુદ્દલ નહિ હોવા છતાં પણ મનમાં થઈ ગયેલા તેવા નિશ્ચયથી થાય છે અને આત્મા શરીરરૂપ નહિ હોવા છતાં પણ મનમાં થઈ ગયેલા તેવા નિશ્ચયથી શરીરરૂપ જણાય છે.[૨૦-૨૩] જેમ જળનો અને લાકડાનો સંબંધ અંદર પ્રવેશ વિનાનો જ થાય છે, તેમ આત્માનો અને શરીરનો સંબંધ વાસ્તવિક સંગ વિનાનો જ થયો છે.[૨૪] હે રામ! જેમ જળમાં લાકડાંઓ પડતાં છતાં પણ જળ અહંકારથી રહિત હોવાને લીધે લાકડાંઓ પડવાના દુઃખથી પીડાતું નથી, તેમ આત્મા જો અહંકારથી રહિત રહે, તો દેહનાં દુઃખોથી પીડાતો નથી.[૨૫] આત્મા પોતામાં દેહપણાની ભાવનાથી જ દેહનાં દુઃખોને વશ થયો છે અને આત્મા જો તે ભાવનાને ત્યજી દે તો મુક્ત જ છે એમ વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે.[૨૬] જેમ જળાશયમાં પાંદડાં, પાણી, મેલ અને લાકડાં પરસ્પરની સાથે લાગેલાં હોય છે, તોપણ અંદરની આસક્તિ વિનાનાં હોવાને લીધે તેઓમાં કોઈને કોઈનું સ્નાનસૂતક લાગતું નથી; તેમ આત્મા, દેહ, ઇંદ્રિયો અને મન પરસ્પરની સાથે લાગેલાં હોય, તોપણ જો અંદર આસક્તિથી રહિત રહે, તો તેઓમાં કોઈને કોઈથી પણ દુઃખ થતું નથી. સર્વે સર્વદા અત્યંત દુઃખ વિના જ રહે છે.[૨૭-૨૮] હે રામ! સંસારમાં સર્વ પ્રાણીઓને અંદરની આસક્તિ જ જરા, મરણ તથા મોહરૂપી વૃક્ષોનાં બીજરૂપ થાય છે. જે જીવ અંદરની આસક્તિવાળો હોય, તે સંસારરૂપી સમુદ્રમાં ડૂબેલો છે અને જે જીવ અંદરની

આસક્તિથી રહિત હોય, તે સંસારરૂપી સમુદ્રમાંથી નીકળેલો જ છે.[૨૯-૩૦] જો ચિત્ત અંદર આસક્તિવાળું હોય, તો સંકલ્પોથી અનેક શાખાઓવાળા જેવું થયેલું કહેવાય છે અને જો અંદર આસક્તિથી રહિત હોય, તો લીન થઈ ગયેલું જ કહેવાય છે.[૩૧] મન જો આસક્તિવાળું હોય, તો તેને ભાંગી ગયેલા સ્ફટિકના શિવલિંગની જેમ અપવિત્ર સમજો. મારું મન આસક્તિ વિનાનું છે, માટે સ્ફટિકના અખંડિત શિવલિંગની જેમ અત્યંત પવિત્ર છે.[૩૨] ચિત્ત સંસારના વ્યવહાર કર્યા કરતું હોય તોપણ જો આસક્તિ વિનાનું હોય તો નિર્મળ છે તથા મુક્ત જ છે એમ સમજવું અને જો લાંબા કાળથી તપ કર્યા કરતું હોય અને તે છતાં આસક્તિવાળું હોય, તો અત્યંત બંધનવાળું જ છે એમ સમજવું. અંદર આસક્તિવાળું મન બંધાયેલું છે અને આસક્તિથી રહિત થયેલું મન મુક્ત છે. અંદરની આસક્તિવાળું મન એ જ બંધનું કારણ છે અને તે આસક્તિ વિનાનું મન એ જ મોક્ષનું કારણ છે. જેમ લાકડાં ઉપાડવા માટે ગયેલું વહાણ લાકડાં ઉપાડવાની આસક્તિથી રહિત હોવાને લીધે, લાકડાં ઉપાડવાના કોઈ જાતના ગુણ—દોષોથી લેપાતું નથી, તેમ પુરુષ સંસારનાં કાર્યો કરતો હોય તોપણ અંદર આસક્તિથી રહિત હોય, તો તે કાર્યોના કોઈ જાતના ગુણ—દોષોથી લેપાતો નથી. જીવને જો અંદર આસક્તિ હોય, તો તે બેસી રહેવા છતાં પણ તેને કર્તાપણું પ્રાપ્ત થાય છે. જેમકે માણસ સૂઈ ગયેલો હોય છે, તોપણ તેણે મનમાં આસક્તિ હોવાથી સ્વપ્નમાં સુખ—દુઃખો આપનારા ઘણાઘણા ભ્રમોનું કર્તાપણું પ્રાપ્ત થાય છે.[૩૩-૩૬] દેહ કશી ક્રિયા કરતો ન હોય, તોપણ ચિત્ત જો ક્રિયાઓને કર્યા કરતું હોય, તો જીવને સુખ—દુઃખો પ્રાપ્ત થયા વિના રહેતાં નથી, એ વાત સ્વપ્નમાં મનની ચેષ્ટાથી પ્રાપ્ત થતાં સુખ—દુઃખો ઉપરથી આપણા અનુભવમાં જ છે.[૩૭] મન જો પોતાની અંદર કાંઈ કરતું ન હોય તો જીવને સ્ફુટ રીતે કર્તાપણું છે જ નહિ. સુષુપ્તિ અવસ્થામાં મનની ક્રિયાઓથી રહિત થયેલો પુરુષ ગતિ કરે છે, તોપણ તે 'હું કરું છું' એવું અભિમાન ધરતો નથી એ આપણા જાણવામાં જ છે.[૩૮] તમે જે પુણ્ય કે પાપ મનથી કરશો તેનું ફળ પામશો; પણ જે પુણ્ય કે પાપ મનથી નહિ કરો, તેનું ફળ પામશો નહિ. ચિત્તમાં કર્તાપણાની શક્તિ નથી એમ નથી કે જેથી આપણે દેહને કર્તા કલ્પવો પડે. દેહ કદી પણ કોઈ કર્મનો કર્તા છે જ નહિ.[૩૯] મન કર્મો કરતું હોય તોપણ જો આસક્તિથી રહિત હોય, તો તે અકર્તા જેવું જ છે; કેમકે આસક્તિથી રહિત રહેનારા મનને કર્મોનાં ફળ ભોગવવાં પડતાં નથી.[૪૦] જેમ જેનું મન દૂર દેશમાં રહેલી પ્રિય સ્ત્રીમાં લાગી રહ્યું હોય, તે પુરુષ પોતાનું મન તે સમયના ટાઢ—તડકા આદિમાં લાગેલુ નહિ હોવાને લીધે ટાઢ કે તડકાથી થતાં સુખ—દુઃખોથી લેપાતો નથી, તેમ પરમાત્મામાં લાગેલા મનવાળો પુરુષ પોતાનું મન સારાં—નરસાં કર્મોની આસક્તિથી રહિત હોવાને લીધે શરીરથી બ્રહ્મહત્યા થાય, તોપણ તેના પાપથી લેપાતો નથી અને શરીરથી અશ્વમેધ થાય તોપણ તેના પુણ્યથી લેપાતો નથી. અંદરની આસક્તિથી રહિત થયેલો અને નિર્વિક્ષેપસુખને પ્રાપ્ત થયેલો જીવ બહારથી ક્રિયાઓ કરતો હોય તોપણ તે કર્તા કે ભોક્તા કદી પણ થતો નથી.[૪૧-૪૨] એવો જીવ બહારની ક્રિયાઓ કરે, તો તેથી તેને કશી હાનિ નથી અને ન કરે તો તેથી તેને કશો લાભ નથી. જે મન અંદરની આસક્તિથી રહિત હોય તે મન કર્તા નથી; તે તો મુક્ત છે, શાંત છે, યોગ્ય છે અને નિર્લેપ છે.[૪૩] હે રામ! માટે શરીરની સાથે સંબંધ ધરાવનારી

સઘળી વસ્તુઓને તથા સઘળી ક્રિયાઓને મનથી બહાર રાખવી, એ જ સઘળી વસ્તુઓનો તથા સઘળી ક્રિયાઓનો ત્યાગ કરવાનો મુખ્ય ઉપાય છે, એમ નિશ્ચય કરીને સમજુ પુરુષે અંદરની આસક્તિ કે જે સઘળાં દુઃખોને ઉત્પન્ન કરનારી હોવાને લીધે અત્યંત ક્રૂર છે, તેને ત્યજી દેવી જોઈએ.[44] જેમ ઇંદ્રનીલમણિ જેવું સ્વચ્છ જળ ખડ્ગની ધારાના જેવી શ્યામતાવાળા યમુનાના જળમાં મળીને એકરસ થઈ જાય છે, તેમ શાંતિ પામેલું, અંદરની આસક્તિરૂપી મેલથી અત્યંત રહિત થયેલું અને આકાશના જેવી સ્વચ્છતાવાળું ઉત્તમ મન સઘળા અનાત્મ પદાર્થોરૂપી મળોથી રહિત એવા પરમાત્મામાં મળીને એકરસ થઈ જાય છે.[45]

विरहितमलमन्तः संगदोषेण चेतः शम-
मुपगतमाद्यं व्योमवन्निर्मलाभम् । सकलमल-
विमुक्तेनात्मनैकत्वमेति स्थिरमणिनिभमंभो वा-
रिणी वारिलीले ॥४५॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'અંતઃસંગવિચાર' નામનો સર્ગ ૬૭મો સમાપ્ત**

## सर्ग ६८मो ×

## આસક્તિને ટાળવાના ઉપાયો અને વંધ્યા તથા વંધ્યા આસક્તિ

राम उवाच

कीदृशो भगवन् संगः कथं बंधाय वा नृणाम् ।
कश्च मोक्षाय कथितः कथं वैष चिकित्स्यते ॥१॥

રામ બોલ્યા : હે મહારાજ! મનુષ્યોને કયો અને કયા પ્રકારનો સંગ બંધન આપે છે અને તે સંગને કયા ઉપાયથી ટાળવો? કયો સંગ મનુષ્યોને મોક્ષ આપનારો કહેવાય છે?[1]

વસિષ્ઠ બોલ્યા : હે રામ! દેહ અને આત્મા કે જેઓ પરસ્પરથી અત્યંત વિરુદ્ધ સ્વભાવવાળા છે, તેઓના પરસ્પર વિલક્ષણપણાનો વિચાર નહિ જ કરતાં, દેહમાં જ આત્મપણાનો વિશ્વાસ રાખવામાં આવે છે, એ સંગ બંધના કારણરૂપ કહેવામાં આવે છે.[2] આત્મા કે જે દેશની, કાળની તથા વસ્તુની મર્યાદાથી પર છે, તેનું એ મર્યાદાથી રહિતપણું ભૂલી જઈ, દેહને જ આત્મા માનીને વિષયસુખોની લાલચ રાખવામાં આવે છે, એ સંગ બંધના કારણરૂપ છે.[3] 'આ સઘળું જગત આત્મા જ છે, માટે હું કોની ઇચ્છા કરું અને કોને ત્યજી દઉં? ઇચ્છવા યોગ્ય કે ત્યજી દેવા યોગ્ય કાંઈ છે જ નહિ' એમ સમજી અસંગપણાથી રહેવું એ જીવન્મુક્તની સ્થિતિ કહેવાય છે.[4] 'હું દેહ પણ નથી અને દેહ મારાથી જુદો પણ નથી; માટે દેહ કે જે મિથ્યા જ છે, તેમાં વિષયસુખો મળે તોપણ ભલે અને ન મળે તોપણ ભલે. હું તો અસંગ જ છું.' એવી રીતનો જેના મનનો નિશ્ચય હોય તે પુરુષ જીવન્મુક્ત કહેવાય છે.[5] જે પુરુષ કર્મોના ત્યાગને ન ઇચ્છે, કર્મોમાં આસક્ત પણ ન થાય, સિદ્ધિમાં તથા અસિદ્ધિમાં સમાન બુદ્ધિવાળો રહે અને કર્મોનાં ફળોનો ત્યાગ કરે, તે પુરુષ સંગ વિનાનો કહેવાય છે.[6] આત્મામાં જ એકનિષ્ઠા રાખનારા જે પુરુષનું મન હર્ષને કે ક્રોધને વશ ન થતું હોય, તે પુરુષ સંગથી રહિત અને જીવન્મુક્ત કહેવાય છે.[7] જે પુરુષ સઘળાં કર્મોનો તથા તેનાં ફળ આદિનો ક્રિયાથી નહિ પણ મનથી જ સારી પેઠે ત્યાગ કરી દે, તે પુરુષ સંગથી રહિત કહેવાય છે.[8] જો એક આસક્તિને ત્યજી દેવામાં આવે, તો અનેક પ્રકારના રાગોથી થતી સઘળી ચેષ્ટાઓનું ઓસડ મળી આવે છે અને મોક્ષરૂપી પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે.[9] આસક્તિને લીધે જ ઉદય પામતા સઘળા દુઃખોના સમૂહો ખાડમાં ઊગેલાં કાંટાળાં વૃક્ષોની જેમ સેંકડો શાખાઓથી ફેલાય છે.[10]

× આ અડસઠમા સર્ગમાં આસક્તિનાં તથા અનાસક્તિનાં લક્ષણો, આસક્તિને ટાળવાના ઉપાયો, વંધ્યા અને વંધ્યા આસક્તિઓ અને તેઓનાં ફળો કહેવામાં આવશે.

બળદ આદિ પશુઓ નાકની નાથ ખેંચવાથી ભય પામી માર્ગમાં ભારને તાણે છે, એ આસક્તિનું જ ફળ છે.[11] ઝાડ એક ઠેકાણે જ રહેનારા પોતાના શરીરથી ટાઢના, વાયુના તથા તડકાના દુઃખને સહન કરે છે, એ આસક્તિનું જ કારણ છે.[12] કીડો ધરતીના દરમાં રહી અત્યંત પીડાતો પીડાતો દુઃખમાં જ પોતાનું આયુષ્ય પૂરું કરે છે, એ આસક્તિનું જ કારણ છે.[13] પક્ષી ઝાડની શિખા ઉપર રહેતાં, ભૂખથી પીડાતાં અને પારધી આદિનો નિરંતર ત્રાસ રાખતાંરાખતાં જ પોતાના આયુષ્યને પૂરું કરે છે, એ આસક્તિનું જ કારણ છે. દૂર્વાના અંકુરોનો અને ખડનો આહાર કરનારો મૃગ પારધીનું બાણ વાગવાથી પીડા પામીને દેહનો ત્યાગ કરે છે, એ આસક્તિનું જ કારણ છે.[14,15] આ અનાદિકાળના જૂના જીવો વારંવાર જન્મ્યા કરે છે અને કીટ—પતંગોના અવતારોને પ્રાપ્ત થાય છે, એ આસક્તિનું જ કારણ છે.[16] જેમ જળાશયોમાં તરંગો ઉત્પન્ન થઈથઈને નષ્ટ થઈ જાય છે, તેમ આ અનંત પ્રાણીઓ જન્મીજન્મીને મરી જાય છે, એ આસક્તિનું જ કારણ છે.[17] માણસો લતાઓની તથા તૃણોની યોનિઓને પામે છે, વારંવાર મરે છે અને નિરુપાય થઈ જાય છે, એ આસક્તિનું જ કારણ છે.[18,19] અનર્થોની પરંપરાઓ જેવા સેંકડો પદાર્થોથી ભરેલી આ સંસારરૂપી નદી વૃદ્ધિ પામે છે, એ આસક્તિનું જ કારણ છે.[20] હે રામ! વંદ્યા (વંદન કરવા યોગ્ય—વખાણવા યોગ્ય) અને વંધ્યા (વાંઝણી—પુરુષાર્થરૂપી ફળથી રહિત) એમ બે પ્રકારની આસક્તિ છે. અજ્ઞાનીઓને સઘળા સંસારના વિષયોમાં જે આસક્તિ છે, તે વંધ્યા આસક્તિ છે અને તત્ત્વવેત્તાઓને—જીવન્મુક્ત પુરુષોને સ્વરૂપના અનુસંધાનમાં જે આસક્તિ છે, તે વંદ્યા આસક્તિ છે.[21] આત્મતત્ત્વનો બોધ નહિ થતાં, દેહ આદિ વસ્તુઓમાં બંધાયેલી દૃઢ આસક્તિ કે જે ફરી વાર પણ સંસારમાં જ નાખનારી છે, તે વંધ્યા કહેવાય છે.[22] સાચા વિવેકને લીધે આત્મતત્ત્વનો બોધ થતાં, સ્વરૂપના અનુસંધાનમાં દૃઢ આસક્તિ કે જે ફરી વારના સંસારના ફેરાને ટાળી જ નાખે છે તે વંદ્યા કહેવાય છે. દર્શનોમાં શંખને, ચક્રને તથા ગદાને ધારણ કરનારા વિષ્ણુદેવ વંદ્યા આસક્તિને લીધે જ (જીવન્મુક્તપણાથી જ) અનેક પ્રકારની લીલાથી ત્રૈલોક્યનું પાલન કરે છે. સૂર્યનારાયણ વંદ્યા આસક્તિથી જ દરરોજ નિરાધાર આકાશના માર્ગમાં નિરંતર ગતિ કર્યા કરે છે.[23-25] મોટા કલ્પને અંતે વિદેહમુક્તિમાં શાંતિ માટે કલ્પાયેલું બ્રહ્માનું શરીર વંદ્યા આસક્તિથી જ જગતનું નિર્માણ કર્યા કરે છે.[26] પાર્વતીરૂપી બંધનના સ્થંભમાં લીલાથી બંધાયેલું અને વિભૂતિથી શણગારેલું સદાશિવનું શરીર વંદ્યા આસક્તિથી જ જગતનો પ્રલય કરે છે.[27] બ્રહ્મતત્ત્વના બોધમાં દૃઢ સ્થિતિને પામેલા સિદ્ધલોકો, લોકપાળો તથા બીજા મહાત્માઓ વંદ્યા આસક્તિથી જ જગતમાં રહ્યા છે.[28] મહર્લોક આદિ ઊંચા લોકોમાં રહેનારા ભૃગુ આદિ મહાત્માઓ વંદ્યા આસક્તિને લીધે જ જરાથી તથા મરણથી રહિત થયેલાં પોતાનાં શરીરોરૂપી યંત્રોને ધારણ કરી રહ્યા છે. જેમ ગીધપક્ષી માંસના ટુકડાઓની ઉપર ઝડપ નાખે છે, તેમ મન રમણીયપણાની ખોટી ભ્રાંતિથી ભોગો ઉપર ઝડપ નાખે છે, એ વંધ્યા આસક્તિનો પ્રભાવ છે.[29,30] વાયુ આસક્તિથી જ બ્રહ્માંડની અંદર વાય છે, પંચમહાભૂતો આસક્તિથી જ બ્રહ્માંડમાં રહ્યાં છે અને જગતની સ્થિતિ પણ આસક્તિથી જ ચાલ્યા કરે છે.[31] બ્રહ્માંડરૂપી ઊમરાનું ફળ કે જેમાં સ્વર્ગનો, પૃથ્વીનો તથા પાતાળનો સમાવેશ છે, તેમાં દેવો, મનુષ્યો, સર્પો અને અસુરો ગણગણતા મચ્છરોની જેમ રહ્યા છે, એ પણ આસક્તિનો મહિમા છે.[32]

જળાશયના તરંગોની જેમ જગતમાં અનંત પ્રાણીઓ જન્મે છે, મરે છે, ઊંચે ચડે છે અને નીચે પડે છે, એ સઘળો આસક્તિનો જ મહિમા છે.[૩૩] પ્રાણીઓ ઝરણાંઓના જળકણોની જેમ અમથાઅમથા પ્રકટ થઈથઈને પાછા લીન થાય છે, એ આસક્તિનો જ મહિમા છે.[૩૪] પરસ્પરના હાથથી મરણ પામતા, જડતાથી જર્જરિત થયેલા અને ભારે ભ્રાંતિમાં પડેલા સર્વ લોકો ખરી પડેલાં પાંદડાંઓની જેમ ભ્રમણ કર્યા કરે છે, એ આસક્તિનો જ મહિમા છે.[૩૫] હે રામ! ઝાડમાં મચ્છરોના સમૂહની જેમ અને પાતાળમાં જળના ધોધની જેમ નક્ષત્રોનો સમૂહ આકાશમાં ફર્યા કરે છે અને વારવાર એકની એક ગતિ પામ્યા કરે છે, એ આસક્તિનું જ ફળ છે.[૩૬] ચંદ્ર ઉદય–અસ્તોથી તથા વૃદ્ધિ–ક્ષયોથી જીર્ણ થયેલા, કાળરૂપી બાળકને રમવાના દડા જેવા અને કાળા કલંકવાળા પોતાના જળમય દેહને આજ સુધી ત્યજી દેતો નથી, એ આસક્તિનો જ મહિમા છે. દેવતાઓ મનરૂપી વ્રણથી દુ:ખી થવા છતાં પણ અનેક યુગોના ફેરફારોનાં દુ:ખો જોવામાં આવવાથી કઠિન થઈ ગયેલા, એ મનરૂપી વ્રણને આસક્તિને લીધે જ કાપી નાખતા નથી.[૩૭-૩૮] હે રામ! પરબ્રહ્મરૂપી આકાશમાં કોઈએ કેવળ વાસનાને લીધે જ આ જગતરૂપી વિચિત્ર ચિત્ર આલેખ્યુ છે તે જુઓ. નિરાકાર પરબ્રહ્મરૂપી આકાશમાં મનની આસક્તિરૂપી એક રંગથી જ આ જગતરૂપી ચિત્ર રચાયુ છે, માટે તે કદી પણ સત્ય નથી.[૩૯-૪૦] આ સંસારમાં મનથી આસક્ત રહીને વ્યવહાર કરનારા લોકોનાં શરીરોરૂપી તૃણોને તૃષ્ણારૂપી અગ્નિની જ્વાળા બાળી નાખે છે.[૪૧] જેનુ મન સંસારમાં આસક્ત હોય, તેના જન્મોને, સમુદ્રની રેતીઓને અને ત્રસરેણુઓને ગણી કાઢવામાં કોણ સમર્થ છે? કોઈ સમર્થ નથી.[૪૨] ગંગા કે જે મેરુપર્વતના શરીરમાં પગથી તે માથા સુધી લંબાઈવાળી મોતીઓની માળા જેવી લાગે છે, તેના તરંગો કદાચ ગણી શકાય, પણ સંસારમાં આસક્ત થયેલાઓના અવતારો ગણી શકાય એમ નથી.[૪૩] જેનું મન સંસારમાં આસક્ત છે, તેઓને માટે જે આ રૌરવ નરક, અવીચિ નરક અને કાલસૂત્ર નરક ઇત્યાદિ નામોવાળાં રમણીય અંતઃપુરો હારબંધ બાંધેલાં છે, કે જેઓમાં 'યાતનાઓ' નામની રાણીઓ ભોગવવામાં આવે છે.[૪૪] જેનાં ચિત્તો સંસારમાં આસક્ત હોય છે, એવા અને દુઃખોથી સુકાયેલા લોકો જ ધગધગતા નરકોરૂપી અગ્નિઓમાં બળતણરૂપ થાય છે અને એ બળતણોથી જ તે અગ્નિઓ સળગ્યા કરે છે. જગતમાં જે જે દુઃખો છે, તે સઘળાં આસક્તિવાળાઓ માટે જ ઈશ્વરે ઠરાવેલાં છે.[૪૫-૪૬] જેમ જળના કલ્લોલોથી વ્યાપ્ત થયેલી મોટી નદીઓ સમુદ્રને પ્રાપ્ત થાય છે, તેમ દુઃખોની સઘળી પરંપરાઓ જેનું ચિત્ત આસક્તિવાળું હોય તેને જ પ્રાપ્ત થાય છે.[૪૭] મનના વિષયોરૂપી જેનું શરીર એક જાતના બોજારૂપ જ છે એવી અને જીવોનો જન્મ–મરણની દુર્દશાઓમાં નાખવાને જ ઇચ્છનારી અવિદ્યાએ આ સઘળી દુઃખોની જાળ પાથરેલી છે.[૪૮] હે રામ! જેમ વર્ષાઋતુમાં નદીઓ જળના પૂરથી ખૂબ જ ફેલાય છે, તેમ ઐશ્વર્ય આદિ સઘળી વિભૂતિઓ ભોગોની આસક્તિના ત્યાગથી અત્યંત વિસ્તાર પામે છે.[૪૯] હે રામ! મનની અંદર જે આસક્તિ છે, તે અંગોને અંગારારૂપ છે અને જે આસક્તિનો ત્યાગ છે, તે અંગોને અમૃતરૂપ છે એમ સમજો.[૫૦] જેમ ખડથી નિશ્રિત થયેલી ઔષધી ખડમાંથી ઊઠેલા અગ્નિથી બળી જાય છે, તેમ જીવ મનમાં રહેલી આસક્તિથી બળી જાય છે. સઘળા વિષયોમાં આસક્તિથી રહિત, શાંત, આકાશની પેઠે નિર્લેપ રહેનારું, બ્રહ્મવિદ્યામાં ઉત્સાહ ધરનારું અને અવિદ્યામાં ઉત્સાહ વગરના મન સુખ આપે

નારું જ થાય છે. જે પુરુષ બ્રહ્મવિદ્યાના મનનાદિમાં ઉત્સાહ ધરાવતા, સંસારના વિષયોમાં ઉત્સાહથી રહિત રહેનારા અને સર્વત્ર આસક્તિ વગરના પોતાના ચિત્તથી સંસારમાં રહે છે, તે જીવન્મુક્ત છે.[૫૨–૫૩]

विद्यादशि प्रोदयमागतेन क्षयं त्वविद्याविषये गतेन। सर्वत्र संसक्तिविवर्जितेन स्वचेतसा तिष्ठति यः स मुक्तः ॥ ५३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સંગવિચારયોગોપદેશ' નામનો સર્ગ ૬૮મો સમાપ્ત

## सर्ग ६९मो*

### મનને આસક્તિરહિત કરી બ્રહ્મરૂપે અવશિષ્ટ કરવાનો ક્રમ

वसिष्ठ उवाच

सर्वदा सर्वसंस्थेन सर्वेण सह तिष्ठता ।
सर्वकर्मरतेनापि मनः कार्यं विजानता ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! સર્વદા સર્વ વ્યવહારમાં પુત્ર, સ્ત્રી તથા મિત્ર આદિ સઘળાંઓની સાથે રહેતાં અને સઘળા પ્રકારનાં કાર્યો કરતાં પણ સમજુ પુરુષે પોતાના મનને ધન આદિના ઉદ્યમોમાં આસક્ત રાખવું નહિ, થઈ ગયેલી વાતોની ચિંતાઓમાં આસક્ત રાખવું નહિ, વર્તમાન પદાર્થોમાં પણ આસક્ત રાખવું નહિ, આકાશમાં પણ આસક્ત રાખવું નહિ, નીચેના પ્રદેશમાં પણ આસક્ત રાખવું નહિ, મધ્યમાં પણ આસક્ત રાખવું નહિ અને દિશાઓમાં કે ખૂણાઓમાં પણ આસક્ત રાખવું નહિ.[૧-૨] તેમજ શરીરમાં, અત્યંત વધેલાં સ્ત્રી-પુત્રાદિમાં, ભોગોરૂપી ઇંદ્રિયોની વૃત્તિઓમાં, ઇંદ્રિયોમાં, યોગ સંબંધી ધારણા કરવાનાં પ્રાણ, બ્રહ્મરંધ્ર, ભ્રૂકુટીઓનું મધ્ય, નાસિકાનો અંત, મુખ તથા આંખોની કીકીઓ ઇત્યાદિ સ્થાનોમાં, અંધકારમાં, પ્રકાશમાં, હૃદયાકાશમાં, જાગ્રતમાં, સ્વપ્નમાં, સુષુપ્તિમાં, શુદ્ધ સત્ત્વગુણમાં, રજોગુણમાં, તમોગુણમાં, ગુણોના સમુદાયમાં, કાર્યપદાર્થોમાં, માયામાં, સૃષ્ટિના આદિકાળમાં, સૃષ્ટિના મધ્યકાળમાં, સૃષ્ટિના અંતકાળમાં, ટુકડામાં, દૂર રહેલામાં, પાસે રહેલામાં, નામ–રૂપાદિમાં, જીવમાં, શબ્દમાં, સ્પર્શમાં, રૂપમાં, રસમાં, ગંધમાં, વિષયોના અભિલાષથી પરવશતામાં, વિષયોના ઉપભોગોરૂપી ફળોમાં, બીજા લોકમાં જવા–આવવારૂપી સિદ્ધિઓમાં અને લાંબા કાળ સુધી જીવવા આદિ સિદ્ધિઓમાં પણ સમજુ પુરુષે પોતાના મનને આસક્ત રાખવું નહિ.[૩–૭] મન કેવળ બુદ્ધિના સાક્ષીમાંજ શાંતિ લઈને અને બીજા સઘળા વિષયોને તુચ્છ સમજીને, વ્યાપક ચૈતન્યના જ અનુસંધાનમાં તત્પર રહે એમ કરવું જોઈએ. સર્વત્ર આસક્તિઓ ટળી જવાથી અને આ સ્થિતિમાંજ રહેવાથી બ્રહ્મપણાને પ્રાપ્ત થયેલો જીવ આ સઘળા વ્યવહારને કરે તોપણ ભલે અને ન કરે તોપણ ભલે. વ્યવહાર કરવાથી કે ન કરવાથી તેને કાંઈ પણ હાનિ કે લાભ થતાં નથી.[૮-૯] જેમ આકાશ વાદળાંઓની સાથે સંબંધ પામતું નથી, તેમ આત્મારામ થયેલો જીવ ક્રિયાઓનાં ફળોથી સંબંધ પામતો નથી; માટે એવો જીવ ક્રિયાઓ કરે તોપણ ભલે અને ન કરે તોપણ ભલે.[૧૦] અથવા જીવ સાક્ષીચૈતન્યનો પણ ત્યાગ કરી, શાંત ચૈતન્યઘન થઈને, જેમ શોભીતો શાંતમણિ પોતાના સ્વરૂપમાંજ રહે છે, તેમ પોતાના સ્વરૂપમાંજ રહે એમ કરવું.[૧૧] હે રામ! સ્વરૂપમાં શાંતિ પામેલો, સર્વદા સ્વયપ્રકાશ રહેતો અને વ્યવહારનાં ફળોમાં ઇચ્છા નહિ રાખતો જીવ વ્યવહાર કરતો હોય, તોપણ અવિદ્યા આદિથી રહિત હોવાને લીધે કર્મોનાં ફળોના સંબંધને પ્રાપ્ત થતો નથી અને પ્રારબ્ધનો ક્ષય થવા સુધી દેહરૂપી

* આ અગણોતેરમા સર્ગમાં જે ક્રમથી મન સઘળા વિષયોની આસક્તિને છોડી દઈ, સાક્ષીમાં સ્થિર થાય અથવા સાક્ષીને પણ ત્યજી દઈને બ્રહ્મરૂપપણાથી અવશેષ રહે, તે ક્રમ કહેવામાં આવશે.

ભારને જાણે સહન કરી રહ્યો હોય એવી સ્થિતિમાં રહે છે.[१२]

निर्वाणमात्मनि गतः सततोदितात्मा जीवोऽरुचिर्व्यवहरन्नपि रामभद्र। नो संगमेति गतसंगतया फलेन कर्मोद्भवेन सहतीव च देहभारम्।

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'શાંતિસમાયાતયોગોપદેશ' નામનો સર્ગ ૬૯મો સમાપ્ત

## सर्ग ७० मो*

### આસક્તિરહિત મનુષ્ય વ્યાવહારિક દોષોથી પરિતાપ પામતો નથી

वसिष्ठ उवाच

असंसंगसुखास्वादसंस्थितैर्विततात्मभिः।
व्यवहारिभिरप्यंतर्वीतशोकभयैः स्थितम् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! અસંગપણાના સુખનો જ નિરંતર સ્વાદ લેનાર ઘણાઘણા મહાત્મા પુરુષો વ્યવહાર કરવા છતાં પણ અંદર શોકથી તથા ભયથી રહિત થઈને રહેલા છે.[१] જીવન્મુક્ત પુરુષ કે જે ધનનો નાશ તથા અપમાન આદિ ક્ષોભ ઉપજાવનારાં કારણોથી ક્ષોભ પામતા જેવો દેખાતાં છતાં પણ ક્ષોભથી રહિત જ હોય છે અને ચિત્તને વાસ્તવિક બ્રહ્માનંદરૂપી સુખમાં કોઈ જાતનો પણ વાંધો નહિ રહેવાને લીધે અંદર પૂર્ણ હોય છે, તેના મુખની શોભા પૂર્ણિમાના ચંદ્રની શોભા જેવી દેખાય છે.[२] જેનું મન વિષયોથી રહિત હોવાને લીધે સંતાપોથી રહિત થઈ આત્મામાં જ રહ્યું હોય, તે જીવન્મુક્ત પુરુષથી, જેમ જળ નિર્મળીના ચૂર્ણથી પ્રસન્ન (નિર્મળ) થાય છે, તેમ લોકો પ્રસન્ન (રાજી) થાય છે.[३] સર્વદા આત્મદૃષ્ટિથી આત્મામાં જ લીન થઈને સ્વસ્થ રહેનારો જીવન્મુક્ત પુરુષ કોઈ સમયે ચંચળ દેખાય, તોપણ તે જળમાં પ્રતિબિંબિત થયેલા સૂર્યની પેઠે મિથ્યા ચંચળ જ દેખાય છે.[४] આત્મતત્ત્વને સમજેલા અને આત્મામાં જ રમણ કરતા ભાગ્યશાળી મહાત્મા પુરુષો વ્યવહારમાં પીછાંની અણીના જેવા ચંચળ દેખાતા હોય તોપણ અંદર મેરુપર્વત જેવા અચળ જ હોય છે.[५] જેમ સ્નિગ્ધ સ્ફટિકમણિ જાસૂદનાં ફૂલ આદિ ઉપાધિઓવાળો જણાતો હોય, તોપણ વાસ્તવિક રીતે તેઓના રંગોથી રંગાઈ જતો નથી, તેમ આત્માપણાને પામેલું ચિત્ત વ્યવહાર સંબંધી કાર્યો સાથે જોડાય, તોપણ તે કાર્યોથી થતા સુખ–દુઃખરૂપી રંગોથી રંગાઈ જતું નથી.[६] જેમ જળની રેખા કમળને ચોટતી નથી, તેમ સંસારની દૃષ્ટિ જીવના તથા ઈશ્વરના તત્ત્વને જાણનારા પ્રકાશવાળા ઉત્તમ ચિત્તને ચોટતી નથી.[७] જ્યારે પુરુષ પરમાત્માના જ્ઞાનને પ્રાપ્ત થઈ, કલ્પનાઓરૂપી મેલોથી રહિત થઈને, સમાધિ ધર્યા વિના પણ સમાધિમાં રહેલાના જેવો સુખમગ્ન રહે, ત્યારે આસક્તિથી અત્યંત રહિત થયેલો કહેવાય છે.[८] જીવ આત્મારામપણાથી જ સંસારમાં સંગરહિતપણાને પ્રાપ્ત થાય છે; કેમકે સંગ (આસક્તિ) આત્મજ્ઞાનથી જ પાતળો થતો જાય છે. તે વિના બીજા કોઈ પ્રકારથી પાતળો થતો નથી.[९] હે રામ ! આ આત્મામાં જ આસક્તપણારૂપી સ્થિતિમાં રહેલો જીવ સર્વદા પ્રિયથી, અપ્રિયથી, જીવનથી અને મરણથી રહિત હોવાને લીધે જાગ્રતમાં પણ સુષુપ્તિમાં રહેલા જેવો થાય છે.[१०] જેમ ચંદ્ર પોતાની કળાઓના ફેરફારના ક્રમથી અમાવાસ્યાના દિવસે સૂર્યપણાને પ્રાપ્ત થાય છે, તેમ આ જાગ્રતમાં પણ સુષુપ્તિરૂપી અવસ્થામાં રહેવાના અભ્યાસના ક્રમથી પ્રૌઢતાને (જમાવટને) પામેલો જીવ અત્યંત પવિત્ર પરમાત્માપણાને પ્રાપ્ત થાય છે. જીવ એવી સુષુપ્તિ દશાને પામીને જીવતાં સુધી વ્યવહાર કર્યા કરે તોપણ સુખ–દુઃખરૂપી રજ્જુ-

* આ સિત્તેરમા સર્ગમા અસંગપણાના સુખમા શાંત થયેલો પુરુષ વ્યવહારથી ઉત્પન્ન થતા દોષોથી પરિતાપ પામતો નથી, એ વિષયનું યુક્તિપૂર્વક વિવરણ કરવામાં આવશે.

ઓથી કદી પણ ખેંચાતો નથી.[૧૧-૧૩] જેમ નચાવવાને માટે બનાવેલાં પૂતળાંને સુખ–દુઃખની દૃષ્ટિઓ પ્રાપ્ત થતી નથી, તેમ જાગ્રતમાં જ સુષુપ્તિમાં રહેલો જે પુરુષ જગત સંબંધી વ્યવહારો કરતો હોય, તેને સુખ–દુઃખની દૃષ્ટિઓ પ્રાપ્ત થતી નથી.[૧૪] અનિષ્ટની પ્રાપ્તિથી તથા ઇષ્ટના વિયોગથી તાપ આપનારી અહંતારૂપી શક્તિ ચિત્તને પીડા કરે છે, પણ તે શક્તિ જેનું ચિત્ત આત્માપણાને પામેલું હોય તે પુરુષના કયા ભાગને પીડા કરે અને પીડા કેમ કરી શકે ?[૧૫] સાધનની દશાથી માંડીને આસક્તિના ત્યાગથી જ ક્રિયાઓ કરવાના અભ્યાસવાળો અને જાગ્રતમાં જ સુષુપ્તિ જેવી દશાને પ્રાપ્ત થયેલી બુદ્ધિવાળો જીવન્મુક્તપણાથી રહેલો જીવ, ક્રિયાઓ કરવા છતાં પણ બંધાતો નથી.[૧૬] હે રામ ! સુષુપ્તિ જેવી વૃત્તિનો આશ્રય કરીને તમે પ્રારબ્ધના યોગે આવી પડેલાં વર્ણાશ્રમ કર્મો કરો. કદાચ એ કર્મો ન કરો તોપણ કાંઈ નહિ. જ્ઞાની પુરુષને કર્મોનો સ્વીકાર પણ ગમતો નથી અને કર્મોનો ત્યાગ પણ ગમતો નથી. પોતાના સ્વરૂપને જાણનારા જ્ઞાની પુરુષો કોઈ પ્રકારની આસક્તિ રાખ્યા વિના જે સમયે જે ક્રિયા આવી પડે, તે સમયે તે ક્રિયાને અનુસરીને વર્તે છે. જો તમે જાગ્રતમાં જ સુષુપ્તિમાં રહેનારી (અભિનિવેશ વિનાની) બુદ્ધિથી ક્રિયાઓ કરશો, તોપણ અકર્તા જ રહેશો અને જો તમારી બુદ્ધિ જાગ્રતમાં જ સુષુપ્તિમાં નહિ રહેલી હોય, તો તમે કોઈ ક્રિયાઓ નહિ કરો તોપણ કર્તા જ રહેશો. હવે જેમ તમારી ઇચ્છામાં આવે તેમ કરો.[૧૭-૧૯] હે રામ! જેમ બાળક કાંઈ પણ ફળનો વિચાર કર્યા વિના જ ખાટલામાં પગ હલાવ્યા કરે છે, તેમ તમે ફળોનો સંકલ્પ નહિ કરતાં જ કર્મો કરો.[૨૦] વિષયો વિનાના ચૈતન્યરૂપી પદમાં સ્વસ્થ થયેલો અને જાગ્રતમાં જ સુષુપ્તિમાં રહેલી બુદ્ધિવાળો તત્ત્વવેત્તા પુરુષ ગમે તે કર્મ કરે, પણ તે કર્મમાં તેને કર્તાપણું પ્રાપ્ત થતું નથી.[૨૧] જેમ ચંદ્ર પોતાની અંદર અમૃતથી શીતળ રહે છે, તેમ જાગ્રતમાં સુષુપ્તિની દશાને પ્રાપ્ત થઈ ચિત્તમાં વાસનાઓથી રહિત થયેલો જીવન્મુક્ત પુરુષ પોતાની અંદર આનંદથી શીતળ રહે છે.[૨૨] જેમ પર્વત સઘળી ઋતુઓમાં સમાન રહે છે, તેમ જાગ્રતમાં જ સુષુપ્તિ જેવી દશાને પ્રાપ્ત થયેલો અને પૂર્ણિમાના ચંદ્રના બિંબની પેઠે પૂર્ણ થયેલો મહાતેજસ્વી જીવન્મુક્ત પુરુષ વિપત્તિની તથા સંપત્તિની સઘળી અવસ્થાઓમાં સમાન (નિર્વિકાર) રહે છે.[૨૩] જેમ પર્વત પવનના આવવાથી વૃક્ષ આદિ ભાગમાં જ કંપાયમાન થાય છે, પણ અંદર કંપાયમાન થતો નથી, તેમ જાગ્રતમાં જ સુષુપ્તિમાં રહેનારો ધીર પુરુષ ક્રિયાઓ કરતાં ચિત્તથી બહાર જ ચપળ થાય છે, પણ અંદર ચપળ થતો નથી.[૨૪] હે રામ ! તમે કે જે નિર્દોષ છો, તે સુષુપ્તિ જેવી અવસ્થામાં રહીને, શરીરને તુરત પાડી નાખો તોપણ ભલે અને પર્વતની જેમ લાંબા કાળ સુધી ધરી રાખો તોપણ ભલે. આ જાગ્રતમાં જ સુષુપ્તિમાં રહેવારૂપી સ્થિતિ અભ્યાસના યોગથી સર્વદા દૃઢ રહેવા લાગે, ત્યારે તેને જ તત્ત્વવેત્તાઓ તુર્યાવસ્થા કહે છે. ઉપર કહેલી સુષુપ્તિ જેવી અવસ્થામાં આનંદમય થઈને રહેવાય છે અને તુર્યાવસ્થામાં આનંદરૂપ થઈ જવાય છે. ભાગ્યશાળી જ્ઞાની પુરુષ તુર્યાવસ્થામાં સઘળાં દુઃખોથી અત્યંત રહિત થાય છે અને મન અત્યંત અસ્ત પામી જાય છે.[૨૫-૨૭] પરમ આનંદથી રમતો તુર્યાવસ્થામાં રહેલો તત્ત્વવેત્તા પુરુષ આ જગતની રચનાને સર્વદા લીલા જેવી જોયા કરે છે.[૨૮] શોકથી, ભયથી તથા પરિશ્રમથી રહિત થયેલો અને જેનો સંસારરૂપી ભ્રમ જતો રહ્યો હોય છે એવો તુર્યાવસ્થામાં આરૂઢ થયેલો તત્ત્વવેત્તા પુરુષ ફરી વાર આ સંસારની રચનામાં પડતો નથી.[૨૯] જેમ પર્વતની ઉપર રહેલો

પુરુષ પૃથ્વી ઉપર રહેલા લોકોને હસતોહસતો જુએ છે, તેમ તુર્યાવસ્થારૂપી પવિત્ર પદવીને પામેલો ધીરબુદ્ધિવાળો પુરુષ આ ભ્રાંતિથી કલ્પેલા જગતને દોષદષ્ટિથી હસતોહસતો જુએ છે.[૩૦] આમ તે જીવતાં સુધી આ તુર્યાવસ્થામાં અખંડ સ્થિતિ પામીને, આનંદમાં જ લીન થયેલો હોવાને લીધે અંતે વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે, કે જે વિદેહમુક્તિ તુર્યાતીત પદ કહેવાય છે.[૩૧] જાગ્રત આદિ ત્રણ અવસ્થાઓ, કે જે મોટા આનંદથી રહિત હોવાને લીધે આનંદ વિનાની કહેવાય છે, તેઓને ત્યજીને તુર્યાવસ્થારૂપ મહાનંદ (મોટા આનંદવાળા) પદને પ્રાપ્ત થયેલો તત્ત્વવેત્તા પુરુષ તે મહાનંદપદ(તુર્યાવસ્થા–જીવન્મુક્તિપદ)ને પણ છોડીને તુર્યાતીત પદ(વિદેહમુક્તિ)ને પ્રાપ્ત થાય છે, ત્યારે મુક્ત જ કહેવાય છે.[૩૨] જેનાં સઘળાં અજ્ઞાનમય અભિમાનો ક્ષય પામેલા હોય છે અને જન્મ આપનાર કામ-કર્માદિ સઘળા પાશો ગલિત થઈ ગયા હોય છે એવો એ મહાત્મા પુરુષ, જેમ જળમાં પડેલો સિંધવનો ટુકડો જળની રસમય સત્તાને પ્રાપ્ત થાય છે, તેમ પરમાત્માની અધિષ્ઠાનપણારૂપી અખંડાનંદ સત્તા(સત્તાસામાન્ય)ને પ્રાપ્ત થાય છે.[૩૩]

परिगलितसमस्तजन्मपाशा सकलविलीनतमोमयाभिमानः । परमरसमयीं प्रयाति सत्तां जलगतसैंधवखण्डवन्महात्मा ॥ ३३ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'અસંસંગવિકલ્પોપદેશ' નામનો સર્ગ ૭૦મો સમાપ્ત

## સર્ગ ૭૧મો *

## અવર્ણનીય વિદેહમુક્તિ, શરીરાદિનો નિરાસ અને તુર્યાવસ્થાનું વર્ણન

वसिष्ठ उवाच

यावत्तुर्यपरामर्शस्तावत् केनलतापदम् ।
जीवन्मुक्तस्य विषयो वचसां च रघूद्वह ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! તુર્યાવસ્થાના અનુભવરૂપ જે બ્રહ્મભાવનું પદ કે જેને જીવન્મુક્ત પુરુષો જાણે છે, તે જ્યાં સુધી હોય ત્યાં સુધી જીવન્મુક્ત કહેવાય છે અને તુર્યાતીત પદ પ્રાપ્ત થયા પછી વિદેહમુક્ત કહેવાય છે. શ્રુતિ આદિનાં વચનો પણ તુર્યાવસ્થાના અનુભવ સુધીનું વર્ણન કરી શકે છે. તે પછીની સ્થિતિનું કોઈથી વર્ણન જ થઈ શકતું નથી. જીવન્મુક્ત થયા પછી વિદેહમુક્ત થયેલા પુરુષો મનથી રહિત હોવાને લીધે પોતાના વિદેહમુક્તપણાને જાણતા નથી અને તેઓનું વર્ણન પણ શ્રુતિ આદિનાં વચનોથી કરી શકાતું નથી. હે રામ! જેમ આકાશ માણસોના વિષયરૂપ નથી, તેમ વિદેહમુક્તિ અનુભવના કે વચનોના વિષયરૂપ નથી.[૧,૨] જેમ આકાશમાં પવનો જ પહોંચે છે, તેમ જેમાં વિદેહમુક્તો જ પહોંચે છે એવી એ પરમ વિશ્રાંતિની પદવી, જીવતાઓને તો દૂર કરતાં પણ અત્યંત દૂર છે. જાગ્રતમાં જ સુષુપ્તિ જેવી અવસ્થાથી કેટલાક કાળ સુધી જગતની સ્થિતિને ભોગવીને પછી પરમ આનંદથી ઘૂમેલો પુરુષ તુર્યાવસ્થા(જીવન્મુક્તિ)ને પ્રાપ્ત થાય છે.[૩,૪] હે રામ! જીવન્મુક્ત પુરુષો જે પદ્ધતિથી નિર્દ્વંદ્વ (સુખ–દુઃખાદિની પ્રતીતિથી પણ રહિત) પદરૂપી 'તુર્યાતીત' નામની દશાને પ્રાપ્ત થાય છે, તે પદ્ધતિથી તમે પણ એ દશાને પ્રાપ્ત થજો.[૫] હે શત્રુઓને હણનારા રામ! તમે જાગ્રતમાં સુષુપ્તિ જેવી અવસ્થાથી જગતના વ્યવહાર કરો. જેમ ચિત્રમાં આલેખેલા ચંદ્રને ક્ષય પણ નથી અને રાહુ આદિનો ભય પણ નથી, તેમ તમને મૃત્યુ પણ નથી અને કોઈનો ભય પણ નથી.[૬] આ શરીરનો ક્ષય થાય કે સ્થિરતા થાય, તેથી આત્માનો ક્ષય કે સ્થિરતા થાય એમ સમજવું નહિ; કેમકે જે આ શરીર છે તે તો ભ્રમ જ

* આ ઇકોતેરમા સર્ગમા વિદેહમુક્તિને અવર્ણનીય (વર્ણન કરવાને અશક્ય) કહીને પછી શરીરાદિનો નિરાસ કરીને તુર્યાવસ્થા(જીવન્મુક્તિ)નું જ વર્ણન કરવામા આવશે.

ઉદય પામેલા છે.[૭] તમારે દેહના નાશનું પણ શું પ્રયોજન છે અને દેહની સ્થિરતાનું પણ શું પ્રયોજન છે? તમે તમારા આત્માના પોતાની સ્થિરતાનો પ્રયત્ન કરો. દેહ જેમ છે તેમ ભલે રહો.[૮] તમે જગતના અધિષ્ઠાનને જાણી ચૂક્યા છો, ત્રણે અવસ્થાઓના અધિષ્ઠાનને સમજી ચૂક્યા છો અને પોતાના સ્વરૂપને પામી ચૂક્યા છો, તો હવે પ્રજાના કલ્યાણને માટે શોકથી રહિત થાઓ.[૯] જેમ આકાશ અંધકારથી તથા વાદળાંથી મુક્ત થઈને ચંદ્રના શીતળ પ્રકાશની શોભાથી શોભે છે, તેમ તમે પ્રિયથી તથા અપ્રિયથી મુક્ત થઈને આત્માના શીતળ પ્રકાશની શોભાથી શોભો છો.[૧૦] જેમ યોગથી, મંત્રથી તથા તપથી સિદ્ધ થયેલો પુરુષ આકાશમાંથી પૃથ્વી ઉપર દોડે નહિ, તેમ આત્મજ્ઞાનથી સંપન્ન થયેલું તમારું મન વિષય સંબંધી સુખો ઉપર દોડતું નથી.[૧૧] સંસારમાં જે કાંઈ છે, તે ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત શુદ્ધ ચૈતન્ય જ છે; માટે 'આ હું છુ અને આ મારું છે' એવી ખોટી ભ્રાંતિ તમને ન રહેવી જોઈએ.[૧૨] શુદ્ધ ચૈતન્યનું 'આત્મા' એ નામ પણ શાસ્ત્રાદિના વ્યવહાર માટે કલ્પેલુ છે, વાસ્તવિક નથી; તો પછી બીજા અનાત્મ પદાર્થોના નામરૂપ આદિ ભેદ તો શુદ્ધ ચૈતન્યથી અત્યંત દૂર જ હોય એમાં શું કહેવું?[૧૩] જેમ જે સમુદ્ર છે તે જળ છે, તેમાં તરંગ આદિ જળથી જુદુ છે જ નહિ; તેમ આ સઘળું જગત આત્મા જ છે, તેમાં પૃથ્વી તથા જળ આદિ કાંઈ પણ આત્માથી જુદુ નથી.[૧૪] જેમ સઘળા સમુદ્રમાં જળ વિના બીજું કાંઈ મળતું જ નથી, તેમ આ સઘળા જગતમાં આત્મા વિના બીજુ કાંઈ મળે એમ જ નથી. હે વિચક્ષણ રામ! 'આ હું છુ' એવી આસ્થા તમે કયા અમુક પદાર્થમાં બાંધો છો? કોઈ પણ અમુક પદાર્થમાં બાંધવી યોગ્ય નથી; કેમકે જે તમે નથી અથવા જે તમારું નથી એવું કાંઈ પણ નથી; તેમજ જે તમે છો અથવા જે તમારું છે, એવું પણ કાંઈ નથી. દેહો પણ નથી, દેહોની સાથે સંબંધ પણ નથી અને દ્વૈત જ નથી. આત્મામાં દ્વૈતરૂપી કલંકનો સંભવ પણ હોય કે? જો સૂર્યમાં અંધકારરૂપી કલંકનો સંભવ હોય, તો આત્મામાં દ્વૈતરૂપી કલંકનો સંભવ હોય.[૧૫-૧૭] હે શત્રુઓને હણનારા રામ! હવે, 'દ્વૈત છે' એમ પણ ઘડીભર સ્વીકારીને તમારી પાસે વાત કરું છું. દેહાદિ છે તોપણ તેઓનો આત્મા સાથે સંબંધ ઘટતો નથી.[૧૮] જેમ છાયાને અને તડકાને સંબંધ સંભવતો નથી અને જેમ પ્રકાશને અને અંધકારને સંબંધ સંભવતો નથી, તેમ દેહને અને આત્માને સંબંધ સંભવતો જ નથી. જેમ શીત અને ઉષ્ણ સર્વદા પરસ્પરથી વિરુદ્ધ છે, માટે તેઓનો સંબંધ સંભવતો નથી. તેમ દેહ અને આત્મા પરસ્પરથી વિરુદ્ધ છે, માટે તેઓનો સંબંધ સંભવતો નથી. જેમ માટીને અને ઘડાને પરસ્પરથી જુદાં નહિ રહેવારૂપ સમવાયસંબંધ છે, તેમ આત્માને અને દેહને સમવાયસંબંધ પણ ઘટતો નથી; કેમકે આત્મા ચેતન છે અને અને દેહ જડ છે; માટે તેનો સંબંધ કેમ અનુભવવામાં આવે? માટી અને ઘડો એ તો બન્ને જડ હોવાથી પરસ્પરને મળતા છે. માટે તેઓનો સમવાયસંબંધ ઘટે, પણ આત્મા અને દેહ તો પરસ્પરથી વિરુદ્ધ સ્વભાવવાળા છે, માટે તેઓનો સમવાય ઘટે જ નહિ. કેવળ ચૈતન્યમાત્ર આત્માને દેહનો સંબંધ છે' એ વાત તો 'દાવાગ્નિને અને સમુદ્રને સંબંધ છે' એ વાતની જેમ ખોટી હોવાથી ન સમજાય એવી જ છે. જેમ સૂર્યનાં કિરણોમાં કલ્પાયેલો સમુદ્ર (ઝાંઝવાનાં પાણી) કિરણોનું અવલોકન કરવાથી બાધિત થઈ જાય છે, તેમ આત્મામાં કલ્પાયેલો દેહનો અને આત્માનો ખોટો સંબંધ આત્માનુ આવલોકન કરવાથી બાધિત થઈ જાય છે.[૧૯-૨૩] આત્મા ચૈતન્યરૂપ છે, નિર્મળ છે,

નિત્ય છે, સ્વયં પ્રકાશ છે તથા દુઃખરહિત છે અને દેહ તો જડ છે, મળવાળો છે, અનિત્ય છે, બીજાને લીધે તે પ્રકાશે છે અને દુઃખોવાળો છે; માટે આત્મા દેહની સાથે કેમ જ સંબંધ પામે?[૨૪] 'દેહને આત્માનો સંબંધ ન હોય તો દેહને ચાલવું કે બળ પામવું ઘટતું નથી. જો દેહ આત્માના સંબંધ વિના ચાલતો હોય કે બળ પામતો હોય, તો શબમાં પણ ગતિ અને બળ હોવાં જોઈએ એવી શંકા કરવી નહિ; કેમકે દેહ પ્રાણવાયુથી ચાલે છે અને પ્રાણવાયુને ટકાવી રાખનારાં અન્નાદિથી બળ પામે છે, માટે દેહને આત્માની સાથે જરાપણ સંબંધ નથી.[૨૫] હે ઉત્તમ બુદ્ધિવાળા રામ! દ્વૈતનો સ્વીકાર કરતાં પણ દેહના અને આત્માના સંબંધનો સંભવ થતો નથી. ત્યારે દ્વૈતનો સ્વીકાર ન કરવાના સિદ્ધાંતપક્ષમાં તો દેહના અને આત્માના સંબંધની કલ્પના પણ ક્યાંથી હોય? જેમ દેહના અને આત્માના સંબંધનું ખંડન કરવામાં ઘણી યુક્તિઓ છે, તેમજ દ્વૈતનું+ ખંડન કરવાની પણ ઘણીઘણી યુક્તિઓ છે. માટે દ્વૈતરૂપી ભ્રમને છોડી દઈને અદ્વૈતમાં જ સ્થિતિ કરો. કોઈને કદી પણ અને ક્યાંય પણ બંધ કે મોક્ષ છે જ નહિ.[૨૬,૨૭] હે રામ! સર્વત્ર બહારના તથા અંદરના પદાર્થો સહિત જે કાંઈ દેખાય છે તે સઘળું કાંઈ છે જ નહિ અને જે છે તે આત્મા જ છે, એવી રીતની ભાવનાને સ્પષ્ટ રીતે દૃઢ કરો.[૨૮] 'હું સુખી છું, દુઃખી છું અને મૂઢ છું,' એવા પ્રકારની ભાવનાઓ તો કેવળ ઊલટા વિચારો જ છે. એ ખોટી ભાવનાઓને તમે સાચી સમજતા હશો તો હું ધારું છું, કે તમને હજી લાંબા કાળ સુધી દુઃખ ભોગવવાની ઇચ્છા છે.[૨૯] જેમ પર્વતની અને ખડની તુલના થાય નહિ અને જેમ રેશમી વસ્ત્રની અને પથરાની તુલના થાય નહિ, તેમ આત્માની અને શરીરની પણ તુલના થાય નહિ.[૩૦] જેમ તેજને અને અંધકારને સંબંધ પણ નથી અને તેની તુલના પણ નથી, તેમ આત્મા અને શરીર પણ પરસ્પરથી અત્યંત વિરુદ્ધ હોવાને લીધે તેઓને પણ સંબંધ કે તુલના નથી. જેમ શીતની અને ઉષ્ણની એકતા વાતોમાં પણ ક્યાંય જોવામાં આવતી નથી, તેમ આત્માની અને શરીરની એકતા કોઈ શાસ્ત્રમાં પણ જોવામાં આવતી નથી. આત્મા પ્રકાશરૂપ છે અને શરીર જડ છે; માટે તેઓનો સંબંધ કે એકતા ઘટે જ કેમ?[૩૧,૩૨] 'જો દેહ આત્મા ન હોય અથવા આત્માના સંબંધવાળો ન હોય, તો તે ગતિ તથા ભાષણ આદિ ક્રિયાઓ કેમ કરી શકે?' એવી જો તમારા મનમાં શંકા હોય તો તે ખોટી જ છે; કેમકે દેહ વાયુથી જ આવે છે, વાયુથી જ ચાલે છે, વાયુથી જ જાય છે અને નાડીઓમાં ભ્રમણ કરનારા વાયુથી જ શબ્દ કરે છે.[૩૩] જેમ વાંસનાં છિદ્રોમાં પવનના અભિઘાતથી શબ્દ ઉત્પન્ન થાય છે, તેમ કંઠ તથા તાળવાં આદિ દેહનાં છિદ્રોમાં અંદરના પવનનો અભિઘાત થવાથી 'क च ट त प' ઇત્યાદિ અક્ષરોવાળો શબ્દ ઉત્પન્ન થાય છે.[૩૪] જેમ દેહમાં શબ્દ વાયુથી જ થાય છે, તેમ ચક્ષુ આદિ

+ આત્માથી જુદો કોઈ પદાર્થ છે એમ દ્વૈતમત કહે છે. હવે તે જુદો પદાર્થ કયો હોઈ શકે? આત્માથી જુદો આત્મા તો હોય નહિ, કારણકે તે એક અદ્વિતીય પરમાત્માસ્વરૂપ છે એટલે તેમાં ભેદ નથી. તેનાથી જુદો પદાર્થ દેહ છે એમ માનો તો તે દેહ જડ છે અને આત્મા ચેતન છે, તે બન્નેના સંબંધ થાય નહિ. તે યુક્તિ ઉપર શ્લોક ૧૮ થી ૨૬ સુધી જણાવી આત્મા અને દેહ સાથે સમવાય સંબંધ છે એમ નૈયાયિકોનું કહેવું છે, તે પણ બરોબર નથી; કારણકે સમવાય એ નિત્ય સંબંધ છે. ઘડો અને તેને વીંટેલુ કપડું, તેનો સંયોગસંબંધ છે, કારણકે તે બન્નેનો સંબંધ જોઈ શકાય છે, અને તેનો સંબંધ છૂટો પણ કરાય છે; પણ ઘડો અને માટીનો સંબંધ જોઈ શકાતો નથી; તેમજ તે છૂટો પાડી શકાતો પણ નથી; એટલે તેને સમવાયસંબંધ કહે છે. આત્મા અને દેહને સમવાય સંબંધ ઘટતો નથી, તેનું ખંડન પણ ઉપર કર્યું છે.

ઇંદ્રિયોનું ચલન પણ વાયુથી જ થાય છે. ઇંદ્રિયો આદિ ઉપાધિઓને છોડી દેતાં જે સામાન્ય અનુભવ અવશેષ રહે છે, તે જ કેવળ આત્માનું સ્વરૂપ છે. જો કે આકાશ, પથરા અને ભીંત આદિ સઘળાં પદાર્થોમાં આત્મા છે, તોપણ જેમ પ્રતિબિંબ અરીસામાં જ પ્રકટ થાય છે, તેમ આત્મા ચિત્તમાં અને ચિત્તની વૃત્તિઓમાં જ અનુભવરૂપે પ્રકટ થાય છે.[૩૫-૩૬] ચિત્તરૂપી પક્ષી શરીરરૂપી માળાને ત્યજીને પોતાની વાસના પ્રમાણે જ્યાં જાય છે, ત્યાં જ આત્માનો અનુભવ થાય છે. જ્યાં પુષ્પ હોય ત્યાં જ ગંધ જણાય છે, તેમ જ્યાં ચિત્ત હોય ત્યાં જ આત્માનો અનુભવ છે.[૩૭-૩૮] જો કે આકાશ સર્વત્ર છે, પરંતુ અરીસામાં જ તેનું પ્રતિબિંબ પડે છે, તેમ આત્મા સર્વત્ર છે પરંતુ ચિત્તમાં જ જણાય છે.[૩૯] જેમ પૃથ્વીનો નીચો પ્રદેશ જ જળને વહેવાના સ્થાનરૂપ છે, તેમ ચિત્ત જ આત્માના પ્રતિબિંબના સ્થાનરૂપ છે.[૪૦] જેમ સૂર્યની પ્રભા પ્રકાશને વિસ્તારે છે, તેમ ચિત્તમાં પ્રતિબિંબિત થયેલું આત્મસ્વરૂપ આ સત્ય અને અસત્ય* 'જગત' નામના આકારને વિસ્તારે છે.[૪૧] હે રામ ! માટે આત્માનાં પ્રતિબિંબો પડવાના સ્થાનકરૂપી ચિત્ત જ આ સઘળા સંસારની ઉત્પત્તિનું કારણ છે. આત્મા પણ પ્રતિબિંબ દ્વારા સંસારની ઉત્પત્તિનું કારણ જણાય છે, તોપણ તે અસંગ અને અદ્વિતીય હોવાને લીધે વાસ્તવિક રીતે સંસારની ઉત્પત્તિ વિના કારણરૂપ ઘટતો નથી. અજ્ઞાન કે જેને વિદ્વાન પુરુષો અવિચાર પણ કહે છે અને મૂર્ખતા પણ કહે છે, તે જ ચિત્તનું કારણ છે, માટે અજ્ઞાન જ સંસારની ઉત્પત્તિનું મુખ્ય કારણ છે. યથાર્થ વિચાર નહિ કરવારૂપી અજ્ઞાનથી જ ચિત્તને પોતાના સઘળા ભ્રમોના બીજરૂપી આકાર મળ્યો છે. આત્મામાં જન્મ–મરણાદિ અનર્થોનો દેખાવ સૂર્યમાં અંધારાના દેખાવની જેમ, તેનો બિલકુલ સંભવ ન હોવા છતાં પણ ચિત્તને લીધે જ જોવામાં આવે છે. હે રામ ! જેમ દીવાથી અંધકાર ક્ષણમાત્રમાં નાશ પામે છે, તેમ આત્માના યથાર્થ તત્ત્વના જ્ઞાનથી ચિત્તનો સંપૂર્ણ નાશ થાય છે, માટે સમજુ પુરુષે પોતાથી ચિત્તનો વિચાર કરવો જોઈએ કે જે ચિત્ત 'જીવ, અંતઃકરણ, ચિત્ત અને મન' ઇત્યાદિ અનેક નામો ધરાવે છે.[૪૨-૪૬]

**રામ બોલ્યા :** હે ગુરુ મહારાજ ! ચિત્તનાં 'જીવ, અંતઃકરણ, ચિત્ત અને મન' ઇત્યાદિ નામો શાં શાં કારણોથી પ્રસિદ્ધ થયાં છે એ મને કહો, કે જેથી હું ચિત્તનો વિચાર કરી શકું.[૪૭]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જેમ તરંગોના સમૂહો જળની સત્તાથી કદી પણ જુદી સત્તાવાળા થઈ શકતા નથી, તેમ કદી પણ આત્માની સત્તાથી જુદી સત્તાવાળા નહિ થઈ શકનારા આ સઘળા પદાર્થો ચિત્તથી જ થયેલા છે.[૪૮] જેમ સમુદ્રનું જળ ચપળતાવાળા તરંગોમાં ચપળતારૂપે રહે છે, તેમ આત્મા ગતિવાળા પદાર્થોમાં ગતિરૂપે રહેલો છે.[૪૯] જેમ જળ ગતિ વિનાના સમુદ્રના ભાગોમાં ગતિ વિના રહે છે, તેમ આત્મા ગતિ વિનાના પદાર્થોમાં ગતિ વિના રહેલો છે.[૫૦] પથરા આદિ પદાર્થો કે જેઓ ગતિ વિનાના છે, તેઓ પણ આત્મામાં કલ્પાયેલા છે

* જગતની સત્તા બે પ્રકારની છે: વ્યાવહારિક સત્તા અને પ્રાતિભાસિક સત્તા. જેનાથી જગતમાં કાર્યો થઈ શકે તે વ્યાવહારિક કહેવાય છે. જેમકે ઘડાથી પાણી ભરવું, નગરમાં વાસ કરવો અને તીર્થયાત્રા કરવા શરીરની ગતિ કરવી વગેરે. આ બધું બ્રહ્મદૃષ્ટિએ મિથ્યા હોવા છતાં સંસારદૃષ્ટિએ સત્ય છે એટલે તેને વ્યાવહારિક સત્ય કહે છે, પણ જે બન્ને દૃષ્ટિએ નકામા હોય તે પ્રાતિભાસિક કહેવાય છે જેમકે દોરડામાં સાપ દેખાય, તે સાપ કરડે નહિ, છીપમા રૂપું દેખાય તો તેના ઘરેણાં થાય નહિ વગેરે. આત્માનો દેહ સાથે જે સંબંધ છે તે વ્યવહારિક સત્ય છે, પણ પારમાર્થિક સત્તા કે જે કેવળ બ્રહ્મની કહેવાય છે, તે જોતા દેહનો સંબંધ નથી.

અને મનુષ્ય આદિ પદાર્થો કે જેઓ મદિરાનાં ફીણોની જેમ ગતિવાળા છે, તેઓ પણ આત્મામાં જ કલ્પાયેલા છે.[૫૧] સઘળા સ્થાવર–જંગમ-પદાર્થોમાં જે જે શક્તિઓ જોવામાં આવે છે, તે સઘળી શક્તિઓ અજ્ઞાનના અધિષ્ઠાનભૂત આત્માથી જુદી સત્તાવાળી છે જ નહિ અને અજ્ઞાન પોતે પણ આત્મામાં કલ્પિત હોવાને લીધે આત્માથી જુદી સત્તાવાળુ નથી.[૫૨] એ અજ્ઞાનનો જે અંશ આત્માના પ્રતિબિંબથી શોભી રહેલો છે, તે જીવ કહેવાય છે અને તે જીવ જ આ સંસારમાં મહામોહરૂપી અજ્ઞાનના પાંજરારૂપી શરીરમાં હાથીની જેમ બંધાઈ રહ્યો છે.[૫૩] એ જીવ પ્રાણને ધારણ કરે છે તેથી જીવ કહેવાય છે, અહંકારને ધારણ કરે છે તેથી હું કહેવાય છે, નિશ્ચય કરે છે તેથી બુદ્ધિ કહેવાય છે ને સંકલ્પો કરે છે તેથી મન કહેવાય છે.[૫૪] તે કલ્પનાથી સર્વ અનાત્મ પદાર્થોને ઉત્પન્ન કરે છે તેથી પ્રકૃતિ કહેવાય છે, મોહથી ખરડાયેલો હોવાથી દેહ કહેવાય છે, તેનામાં અજ્ઞાન વધારે હોવાથી જડ કહેવાય છે અને પ્રતિબિંબરૂપી ચૈતન્ય વિશેષ પ્રમાણમાં રહેલું હોવાથી ચેતન કહેવાય છે.[૫૫] આ રીતે અજ્ઞાનનો ભાગ અને ચૈતન્યનો પ્રતિબિંબરૂપ ભાગ એ બન્ને મળીને જે પદાર્થ ગોઠવાયેલો છે, તે પદાર્થ 'જીવ, બુદ્ધિ, મન, ચિત્ત તથા અહંકાર' ઇત્યાદિ નામોથી કહેવાય છે.[૫૬] હે રામ! જીવનુ આવી રીતનું સ્વરૂપ બૃહદારણ્યક આદિ ઘણાંઘણાં ઉપનિષદોમાં ઘણાઘણા પ્રકારોથી કહેલુ છે. દુષ્ટ વિકલ્પોને અને દુષ્ટ તર્કોને કરનારા મૂઢ લોકોએ કેવળ પોતાની ભૂલને લીધે જ એ સઘળાં નામોમાં 'તેઓ જુદાજુદા પદાર્થો છે' એવી વ્યર્થ આસક્તિઓ કરી લીધી છે. હે રામ! આ રીતે જે જીવ અથવા ચિત્ત છે છે, તે જ સંસારનુ કારણ છે. દેહ કે જે મૂગો છે અને અત્યંત તુચ્છ છે, તેણે એમાં શું કર્યું છે? કશુ કર્યું નથી.[૫૭–૫૯] જે શુદ્ધ આત્મા છે તે પણ સંસારી નથી અને દેહ પણ સંસારી નથી; પરંતુ વચમાં લટકતો જે જીવ છે તે જ સંસારી છે. જેમ ઘડો અને ઘડામાં ભરેલું જળ એમાંથી એકનો નાશ થતાં, બીજાનો નાશ થતો નથી, તેમ શરીરનો નાશ થતાં, શરીરમાં રહેનારા જીવનો નાશ થતો નથી.[૬૦] જેમ પાંદડું સુકાઈ જતાં તેનો રસ સુકાઈ જતો નથી, પણ તે રસ સૂર્યનાં કિરણોની અંદર જાય છે, તેમ શરીરનો ક્ષય થતાં જીવ ક્ષય પામતો નથી, પણ તે જીવ બીજા શરીરમાં જાય છે.[૬૧] જો એ જીવ વાસનાઓથી રહિત થઈ ગયો હોય, તો બીજા શરીરમાં નહિ જતાં પોતાના પરબ્રહ્મ(સત્તાસામાન્ય)રૂપ અસલ સ્વભાવમાં રહે છે.[૬૨] જે મૂર્ખને દેહનો નાશ થતાં, પોતે નાશ પામ્યો એવી ભ્રાંતિ થતી હોય તેને હું ધારું છુ કે, પોતાની માતાના સ્તનમંડળમાંથી પિશાચ ઊઠવાની ભ્રાંતિ પણ થવી જોઈએ. દેહનો નાશ થવાથી કાંઈ વળતું નથી, પણ જો ચિત્તનો નાશ થાય, તો મોટો ભાગ્યોદય થયો એમ ગણવામાં આવે છે. ચિત્તનો નાશ થવાથી જીવનો પણ નાશ થવાની સંભાવના થતી હોય તો તેથી ડરવા જેવું નથી; કેમકે એવી રીતનો નાશ એ પરમ પુરુષાર્થરૂપ મોક્ષ જ છે એમ શાસ્ત્રો કહે છે.[૬૩–૬૪] જે મરી જાય તે નાશ પામ્યો એમ જે કહેવામાં આવે છે, એ તો ખોટું જ કહેવામાં આવે છે એમ હું ધારું છું; કેમકે જે મરી જાય છે, તે તો બીજા દેશમાં તથા બીજા કાળમાં બીજા શરીરને ધારણ કરતો અનુભવમાં આવે છે.[૬૫] 'મરણો' નામની નદીઓના તરંગોમાં ખડની પેઠે તણાયા જતા જીવો સંસારમાં દેશના તથા કાળના અંતરાયને લીધે 'અમુક નષ્ટ થઈ ગયો અને અમુક નવો જન્મ્યો' ઇત્યાદિ કલ્પનાઓને કેવળ ભ્રાંતિથી જ કરી લે છે.[૬૬] હે રામ! જીવ એક શરીર ત્યજી

દઈને ક્ષણમાત્રમાં વળી બીજા પ્રદેશમાં–બીજા શરીરમાં જાય છે અને વળી તે બીજા શરીરને પણ તજી દઈને વળી બીજા પ્રદેશમાં તથા બીજા કાળમાં ત્રીજા શરીરમાં જાય છે.[૬૭] જેમ વાંદરો જંગલના એક ઝાડને તજી દઈને બીજા ઝાડમાં જાય છે, તેમ જીવ વાસનાઓને લીધે એક શરીરને તજી દઈને બીજા શરીરમાં જાય છે.[૬૮] જેમ બાળકોને વસ્ત્રાદિથી ઢાંકી–ઢૂંઆને તેથી જીવનારી વ્યભિચારિણી ધાવ બાળકોને લાંબા કાળ સુધી અહીંતહીં ફેરવ્યા કરે છે, તેમ જીવોને ઢાંકી દઈને તેથી જ ટકી રહેનારી વાસના જીવોને લાંબા કાળ સુધી અહીંતહીં ( અનેક જન્મોમાં ) ફેરવ્યા કરે છે.[૬૯] અનાદિકાળથી વાસનાઓરૂપી રજ્જુઓથી બંધાયેલા અને પરસ્પરથી પોતાનું જીવન ચલાવનારા સિંહાદિ જીવો પર્વતોની ગુફાઓમાં જ અત્યંત દુઃખથી જીવનને પૂરું કરી નાખે છે.[૭૦] હૃદયમાં રહેલી વાસનાઓને લીધે અનાદિકાળથી ટકી રહેલા, દારિદ્ર્ય તથા રોગો આદિ દુઃખોના બોજાઓને ઉપાડતા અને અનેક યોનિઓમાં થતી દુર્દશાઓથી બગડતાં જીવનોવાળા જીવો લાંબા કાળ સુધી નરકોના સમૂહમાં વસે છે.[૭૧] વાલ્મીકિમુનિએ ભરદ્વાજને આટલે સુધી કથા કહી ત્યાં દિવસ જતો રહ્યો, સૂર્ય આથમી ગયો અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરી સાયંકાળનાં નિત્યકર્મો કરવા માટે ત્યાંથી ઊઠીને નાહવા ગઈ. રાત્રિ વીત્યા પછી જ્યારે સૂર્યનાં કિરણો ફૂટ્યાં ત્યારે એ સભા પછી વાલ્મીકિમુનિની પાસે આવી.[૭૨]

इत्युक्तवत्यथ मुनौ दिवसो जगाम सायंतनाय विधयेऽस्तमिनो जगाम । स्नातुं सभाकृतनमस्करणा जगाम श्यामाक्षये रविकरैश्च सहाजगाम ॥७२॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો ‘સંસારોપદેશ’ નામનો સર્ગ ૭૧મો સમાપ્ત**

**વાલ્મીકિનો તેરમો દિવસ સમાપ્ત**

## સર્ગ ૭૨ મો*

### પંચભૂતવાળા દેહને માટે હર્ષ–શોક મિથ્યા છે

वसिष्ठ उवाच

देहे जाते न जातोऽसि देहे नष्टे न नश्यसि ।
त्वमात्मन्यकलंकात्मा देहस्तव न कश्चन ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! દેહ જન્મતાં તમે જન્મ્યા નથી અને દેહ નષ્ટ થતાં તમે નષ્ટ થવાના નથી. તમે પોતાના સ્વરૂપમાં નિષ્કલંક જ છો અને તમારે દેહની સાથે કશો સંબંધ નથી.[૧] જેમ બોરથી ભરેલું કૂંડું ફૂટી જતાં ‘કૂંડું અને બોર બન્ને નષ્ટ થઈ ગયાં’ એ કલ્પના વ્યર્થ છે અને જેમ ઘડો ફૂટી જતાં ‘ઘડો અને ઘડાનું આકાશ બન્ને નષ્ટ થઈ ગયાં’ એ કલ્પના વ્યર્થ છે, તેમ દેહ નષ્ટ થઈ જતાં ‘દેહ અને આત્મા બન્ને નષ્ટ થઈ જાય છે’ એ કલ્પના વ્યર્થ છે.[૨] વિનાશ પામવાના સ્વભાવવાળો આ દેહ નષ્ટ થઈને પંચભૂતમાં મળી જાય, છે તેમાં ‘હું નષ્ટ થઈ જાઉં છું’ એમ માનીને જે પુરુષ ખેદ કરે, તે આંધળા ચિત્તવાળા પુરુષને ધિક્કાર છે.[૩] જેમ રાશનો અને રથનો સંબંધ એમાંથી કોઈને સ્નેહ કે ઉદ્વેગ કરાવે એમ નથી, તેમ દેહ ઇંદ્રિય તથા ચિત્ત ઈત્યાદિનો અને ચૈતન્યનો સંબંધ એમાંથી કોઈને સ્નેહ કે ઉદ્વેગ કરાવે એમ નથી.[૪] જેમ તળાવના કાદવનો અને તળાવના નિર્મળ પાણીનો સંબંધ પરસ્પરના પ્રેમ વિનાનો જ છે, તેમ દેહ તથા ઇંદ્રિય ઇત્યાદિનો અને આત્માનો સંબંધ પરસ્પરના પ્રેમ વિનાનો જ છે.[૫] જેમ વનમાં ચાલ્યા જતા પ્રવાસી લોકો વનના માર્ગના સંયોગથી અહંતા–મમતા કરતા નથી અને તે માર્ગના વિયોગથી ખેદ કરતા નથી, તેમ સમજુ

* આ બોતેરમા સર્ગમા શરીર પંચભૂતના જ વિકારરૂપ હોવાથી તેને માટે શોક કે મોહ આદિ કરવુ યોગ્ય નથી, એમ કહેવામાં આવશે.

પુરુષોએ દેહના અને જીવના સંયોગની અહંતા–મમતા કરવી યોગ્ય નથી અને તેના વિયોગનો ખેદ કરવો યોગ્ય નથી.[૬] જેમ કલ્પિત પિશાચે મોઢું ફાડવાથી બાળકને થતા ભયના વિકારો કેવળ ખોટી કલ્પનાથી જ ઊભા થાય છે, તેમ લોકોને દેહના સંબંધથી થતાં સુખ આદિ વિકારો કેવળ ખોટી કલ્પનાથી જ ઊભા થયેલા છે.[૭] જેમ ઝાડની એક શાખામાંથી જ જુદીજુદી વિચિત્ર પૂતળીઓ બને છે, તેમ પંચભૂતમાંથી જ આ જુદાજુદા દેહો બનેલા છે. જેમ લાકડાની ભારીમાં લાકડાં વિના બીજું કાંઈ જોવામાં આવતું નથી, તેમ આ દેહમાં પંચભૂતના સમુદાય વિના બીજું કાંઈ જોવામાં આવે એમ નથી.[૮'૯] હે શ્રોતાજનો! દેહ કે જે પંચભૂતના સમુદાયરૂપ છે તેનો ક્ષોભ, નાશ કે ઉત્પત્તિ થતાં તમે હર્ષને, શોકને તથા ક્રોધને શા માટે વશ થાઓ છો? 'સ્ત્રી' એવું નામ ધરાવનારો ક્ષણભંગુર પંચભૂતનો સમુદાય કે જેમાં પુરુષો, જેમ પતંગિયાંઓ અગ્નિમાં પડે છે તેમ પડે છે, તેમાં અને 'પુરુષ' એવું નામ ધરાવનારા ક્ષણભંગુર પંચભૂતના સમુદાયમાં શી વિશેષતા છે?[૧૦'૧૧] 'સ્ત્રી' એવું નામ ધરાવનારા ક્ષણભંગુર પંચભૂતના સમુદાયમાં અવયવોની કોમળતા તથા સુંદરતા આદિ જે વિચિત્રતા છે, તે તો અજ્ઞાનીઓને જ સંતોષ આપે એવી છે. જ્ઞાનીઓ તો એ 'સ્ત્રી' એવું નામ ધરાવનારા ક્ષણભંગુર પંચભૂતના સમુદાયમાં પંચભૂતના સમુદાયપણા વિના બીજી કશી દૃષ્ટિ કરતા નથી.[૧૨] જેમ એક પથ્થરમાંથી થયેલાં બે પૂતળાંઓ પરસ્પરની સાથે મળ્યાં હોય, તો પણ તેમાં કોઈને કોઈનું સ્નાન–સૂતક નથી, તેમ આત્મામાંથી થયેલાં જીવ અને શરીર એ પરસ્પરની સાથે મળ્યાં છે, તોપણ તેઓમાં કોઈને કોઈનું સ્નાન–સૂતક નથી.[૧૩] હે રામ! જેમ માટીમાંથી બનેલાં પૂતળાંઓ પરસ્પરના સમાગમમાં મમતા આદિથી રહિત રહે છે, તેમ તમે બુદ્ધિ, ઇંદ્રિયો અને મનના સમાગમમાં મમતા આદિથી રહિત જ રહો. જેમ પૂતળાંઓ પરસ્પરના સ્નેહસંબંધના પાત્રરૂપ નથી, તેમ દેહ, ઇંદ્રિયો, આત્મા અને પ્રાણ એ પણ પરસ્પરના સ્નેહસંબંધના પાત્રરૂપ નથી. એમાં કોઈને કોઈ માટે રોવું પડે એમ નથી.[૧૪'૧૫] જેમ તરંગો અહીંતહીં થયેલાં તૃણોને એકબીજાની સાથે અત્યંત મેળવી દે છે, તેમ દેહમાં થયેલી 'હું છું' એવી દૃષ્ટિ જુદાજુદા દેશોમાં થયેલા પ્રાણીઓને એકબીજાની સાથે મેળવી દે છે. જેમ સમુદ્રના જળમાં તૃણો મમતા આદિથી રહિત રહીને જ એકબીજાની સાથે મળે છે અને એકબીજાથી જુદાં પણ પડે છે, તેમ દેહમાં અને અધિષ્ઠાનરૂપ આત્મામાં પૃથ્વી આદિ પદાર્થો કોઈ પ્રકારથી મમતા આદિ નહિ રાખતાં જ એકબીજાની સાથે મળે છે અને એકબીજાથી જુદાં પણ પડે છે.[૧૬'૧૭] જેમ સમુદ્ર ચકરીરૂપી કલ્પનાવાળો થઈને તૃણોને એકબીજાની સાથે ભેગાં કર્યા કરે છે, તેમ આત્મા ચિત્તરૂપી કલ્પનાવાળો થઈને દેહને લગતા અનેક પદાર્થોને ભેગા કર્યા કરે છે. જેમ જળ (ને)પોતાની ગતિને લીધે મલિનપણાનો ત્યાગ કરીને સ્વચ્છતા પ્રાપ્ત થાય છે, તેમ આત્મા તત્ત્વબોધથી દેહાદિપણાનો ત્યાગ કરીને પોતાના અખંડ સ્વરૂપને પ્રાપ્ત થાય છે. જેમ આકાશમાં ફરનારો સિદ્ધ પૃથ્વીના મંડળને દૂરથી જ જુએ છે, તેમ બોધના સમયમાં મને કરેલા પંચભૂતોના સંબંધથી રહિત થયેલો પુરુષ પોતાના દેહને દૂરથી જ જુએ છે. અભિમાન છૂટી જવાને લીધે દેહથી પર થયેલો પુરુષ સઘળા પદાર્થોને અનાત્મરૂપ જાણીને જેમ સૂર્યની કાંતિ દિવસે અત્યંત પ્રકાશ પામે છે, તેમ પોતે અત્યંત પ્રકાશ પામે છે.[૧૮–૨૧] જેમ માણસ મદિરાનો મદ ઊતરી જતાં શુદ્ધિમાં આવીને પોતાના દેહને જોવો અસહ્ય

હોય તેવો જાણે છે, તેમ દેહાદિના અભિમાનથી રહિત થયેલો પુરુષ પોતાના અખંડ અનુભવપણાનું સ્મરણ કરીને પોતાને ઇંદ્રિયોના તથા વિષયોના સંબંધરૂપી રોગથી રહિત જાણે છે.[૨૨] 'જેમ સમુદ્રનું અપાર જળ જ તરંગો, કણો અને મોટાં મોજાંરૂપે થયેલુ જણાય છે, તેમ આત્મા જ આ અનેક પદાર્થોવાળા જગતરૂપે સ્ફુરે છે.'[૨૩] એવા પ્રકારના મહાજ્ઞાનવાળા, રાગથી તથા દોષોથી રહિત થયેલા એ મહાત્માપણાને પ્રાપ્ત થયેલા જીવન્મુક્ત લોકો લીલાથી આ જગતમાં વ્યવહાર કરે છે.[૨૪] જેમ સમુદ્રનાં મોટાં મોજાં ઉત્તમોત્તમ મણિઓથી સંબંધ પામવા છતાં પણ તેઓમાં આસક્ત નહિ થતાં જ લીલા કરે છે, તેમ જીવન્મુક્ત પુરુષો વિચિત્ર વ્યવહારોથી સંબંધ પામવા છતાં પણ તેઓમાં આસક્તિરૂપી વાસનાથી રહિત થઈને જ લીલા કરે છે.[૨૫] જેમ કિનારાનાં લાકડાંથી સમુદ્ર ગ્લાનિ પામતો નથી અને જેમ ઊડતી રજેથી આકાશ ગ્લાનિ પામતું નથી, તેમ આ જગતમાં પોતાના લૌકિક વ્યવહારોથી જીવન્મુક્ત પુરુષ કશી ગ્લાનિ પામતો નથી.[૨૬] જેમ સમુદ્રને પોતામાં આવતા જતા સ્વચ્છ, મલિન, ચપળ કે જડ પદાર્થોમાં કશો રાગ કે દ્વેષ થતો નથી, તેમ જીવન્મુક્ત પુરુષને આવતા–જતા, સારા–નરસા ભોગોમાં રાગ કે દ્વેષ થતો નથી.[૨૭] જે કાંઈ જગતમાં છે, તે સઘળું મનની કલ્પનારૂપ છે અને તે વિષયોમાં પ્રવૃત્ત થયેલા ચૈતન્યનો જ વિલાસ છે, એમ વિદ્વાનોએ નિશ્ચય કરેલો છે.[૨૮] અહંકાર, પંચભૂત આદિ પદાર્થો અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળ સંબંધી બીજુ પણ જે કાંઈ ઇંદ્રિયોના અને વિષયોના સંબંધોના વિસ્તારોથી દેખાય છે, તે સઘળું મનના વિલાસ વિના બીજું કાંઈ પણ નથી.[૨૯] દૃશ્ય કે જેની સિદ્ધિ આત્માથી જ થાય છે, તે તો સત્ પણ કહી શકાતું નથી તથા અસત્ પણ કહી શકાતું નથી; માટે તેને માટે હર્ષ કે શોક કરવો યોગ્ય નથી અને જે આત્મા છે, તે તો અસંગ હોવાને લીધે હર્ષથી કે શોકથી જોડાય એમ જ નથી; માટે હર્ષનો કે શોકનો મુદ્દલ અવકાશ જ રહેતો નથી.[૩૦] હે રામ! જગતને સત્ય માનો અથવા અસત્ય માનો અથવા તેને એક રીતે સત્ય અને બીજી રીતે અસત્ય (સત્યાસત્ય) માનો, તોપણ કોઈ રીતે જગતને માટે હર્ષ કે શોક કરવો યોગ્ય નથી; કેમકે જો જગત સત્ય હોય તો સત્ય વસ્તુ અખંડિત હોય છે, માટે તેમાં હાનિ કે લાભ નહિ હોવાથી હર્ષનો કે શોકનો વિષય જ રહેતો નથી. જો જગત અસત્ય હોય, તો અસત્યને માટે હર્ષ કે શોક કરવો ઠીક નથી એ વાત સ્પષ્ટ જ છે અને જો જગત સત્યાસત્ય હોય, તો જે પદાર્થ સત્યાસત્ય હોય તે પદાર્થ અસત્યપણાની કોટિમાં જ પ્રવેશ કરે છે; માટે તેને માટે હર્ષ કે શોક કરવો યોગ્ય ગણાય જ નહિ. આ રીતે જગત કોઈ પ્રકારે હર્ષને કે શોકને યોગ્ય ઠરતું જ નથી; તે છતાં તેના સંબંધમાં તમે કેમ મુઝાઓ છો?[૩૧] હે સુંદર નેત્રોવાળા રામ! તમે નકામા વિચારને તજી દઈને યથાર્થ વિચાર કરો. યથાર્થ વિચાર કરનારો પ્રૌઢ માણસ કોઈ પદાર્થમાં પણ મોહ પામે નહિ.[૩૨] ઇંદ્રિયોનો અને વિષયોનો સંબંધ થતાં જે સુખ અનુભવવામાં આવે છે, તે સુખને ઇંદ્રિયો તથા વિષયોરૂપી ઉપાધિઓનો ત્યાગ કરીને વિચારીએ તો તે સુખ કેવળ અનુભવરૂપ જ અવશેષ રહે છે અને જે અનુભવ છે, તે સર્વથી સારભૂત બ્રહ્મ જ છે, એમ કહેવાય છે. ઇંદ્રિયોનો અને વિષયોનો સંબંધ થતાં જે સુખ થાય છે, તેનું જો અજ્ઞાનને લીધે વિષયાકાર વૃત્તિથી ગ્રહણ કરવામાં આવે, તો તે સુખ સંસારને આપે છે અને તેનું જો જ્ઞાનને લીધે બ્રહ્મભાવનાથી ગ્રહણ કરવામાં આવે, તો તે સુખ મોક્ષ આપે છે. ઇંદ્રિયોનો અને વિષયોનો

સંબંધ થતાં જે સુખ અનુભવવામાં આવે છે, તે જો કે આત્માનું જ સ્વરૂપ છે તોપણ તેને જો 'વિષયોના સંબંધથી થયેલું છે' એવા અધ્યાસથી ગ્રહણ કરવામાં આવે, તો તે બંધનરૂપ છે અને જો 'એ સુખ સ્વભાવિક જ છે, પણ વિષયોના સંબંધથી મનની સ્થિરતા થતાં માત્ર પ્રગટ થયુ છે' એવી પાકી શ્રદ્ધાથી ગ્રહણ કરવામાં આવે, તો તે મુક્તિરૂપ જ છે, એમ કહેવામાં આવે છે. ઇંદ્રિયોનો અને વિષયોનો સબધ થતાં જે સુખ અનુભવવામાં આવે છે, તે સુખ જો પોતાના લાભથી હર્ષને કે પોતાના નાશથી શોકને ઉત્પન્ન કરનાર ન થાય તો તે મુક્તિ જ છે, એમ વિદ્વાનો કહે છે ઇંદ્રિયોનો અને વિષયોનો સંબંધ થતાં, ઇંદ્રિયોરૂપી તથા વિષયોરૂપી ઉપાધિઓથી રહિત જે અખંડ પૂર્ણાનંદના સ્ફુરણરૂપ અનુભવ થાય છે, તેનું જ અવલંબન કરીને તમે સસારથી રહિત થાઓ. અખડ અનુભવનું અવલબન કરવાથી અજ્ઞાન જતું રહે છે, જ્ઞાનનો પ્રકાશ થાય છે અને એ જ અનુભવ 'જીવન્મુક્તિ' એ નામથી કહેવાતી તુર્યાવસ્થા થાય છે હે રામ! ઇંદ્રિયોના અને વિષયોના સંબંધથી થતો અનુભવ આત્મ બુદ્ધિને લીધે ઇંદ્રિયોરૂપી તથા વિષયોરૂપી ઉપાધિઓથી રહિત થતાં (તુર્યાવસ્થા થતાં) એવો આત્મા અવશેષ રહે છે કે જે આત્મા સ્થૂળ નથી, સૂક્ષ્મ નથી, પ્રત્યક્ષ નથી, તેમજ ન દેખાય તેવો પણ નથી.[૩૩-૪૦] તે ચૈતન્યના આશ્રયરૂપ નથી, જડ નથી, અસત્ નથી, ઉત્પત્તિથી સત્તાવાળો નથી, હું કહેવાતો નથી, અન્ય કહેવાતો નથી, એકપણારૂપ ગુણવાળો નથી, અનેક નથી અને અનેકવાળો નથી.[૪૧] તે સમીપમાં રહેલો નથી, દૂર રહેલો નથી, સત્તાનો આશ્રય નથી, નથી એમ પણ નથી, પામવા યોગ્ય નથી, નહિ પામવા યોગ્ય નથી, સર્વરૂપ પણ નથી અને સર્વવ્યાપક પણ નથી.[૪૨] વચનથી નહિ કહી શકાય એવો હોવાને લીધે પદાર્થોની પંક્તિમાં નથી, પદાર્થથી જુદો પણ નથી, પંચભૂતના સ્વભાવવાળો નથી અને પંચભૂતરૂપ પણ નથી; કેમકે પાંચ જ્ઞાનેંદ્રિયોથી અને છઠ્ઠા મનથી જે કાંઈ વિષયોરૂપી જગત અનુભવવામાં આવે છે, તેથી ન્યારું આત્મસ્વરૂપ જગતની અંદરના કોઈ પદાર્થરૂપ કે કોઈ પદાર્થ જેવું હોય જ નહિ. વાસ્તવિક રીતે જોનારા જ્ઞાનીને જગત જેવુ (બ્રહ્મરૂપ) છે તેવું જ દેખાય છે.[૪૩'૪૪] સઘળું જગત બ્રહ્મમય જ છે. જગતનો કોઈ પણ અંશ બ્રહ્મથી ભિન્ન નથી. આત્મા પૃથ્વીમાં કઠિનપણારૂપે રહેલો છે, જળમાં પ્રવાહરૂપે રહેલો છે, તેજમાં પ્રકાશરૂપે રહેલો છે, વાયુમાં ગતિરૂપે રહેલો છે અને આકાશમાં અવકાશરૂપે રહેલો છે. માટે જે કાંઈ જગત છે તે સઘળુ આત્મા જ છે.[૪૫] હે રામ! વસ્તુઓની જે જે સત્તા છે, તે તે સત્તા ચૈતન્યની સત્તાથી ભિન્ન નથી. 'જગત ચૈતન્યથી જુદું છે' એમ જો બોલવામાં આવે, તો તે ઘેલાનું જ બોલવું છે.[૪૬] સઘળા કાળમાં, અનંત કલ્પોના ક્રમોમાં અને મધ્યમાં પણ જે જે જગતો છે તથા તે જગતોમાં જીવોનાં જે જે જવાં—આવવાં છે, તે સઘળાં આત્મા જ છે. આત્મા વિના બીજું કાંઈ છે જ નહિ. હે મહાત્મા રામ! તમે એ પ્રમાણે બુદ્ધિ રાખો અને તે બુદ્ધિથી સંસારને તરી જાઓ.[૪૭]

एको जगंति सकलानि समस्तकालकल्पक्रमांतरगतानि गतागतानि। आत्मैव नेतरकलाकलनास्ति काचिदित्थं मतिर्भव तयातिगतो महात्मन् ॥४७॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'મોક્ષસ્વરૂપોપદેશ' નામનો સર્ગ ૭૨મો સમાપ્ત

## સર્ગ ૭૩મો×

## અહંકાર નષ્ટ થતાં મુક્તિ પ્રાપ્ત થાય છે

वसिष्ठ उवाच

**एवं विचारया दृष्ट्या द्वैतत्यागेन राघव ।**
**स्वभावः प्राप्यते तज्ज्ञैस्तज्ज्ञैश्चिंतामणिर्यथा ॥१॥**

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જેમ દેવતાઓ ચિંતામણિના તત્ત્વને જાણવાથી ચિંતામણિને મેળવે છે, તેમ મહાત્મા પુરુષો દ્વૈતનો ત્યાગ કરીને આવો વિચાર કરવાથી પોતાના સ્વરૂપમાં રહેવારૂપી મુક્તિ મેળવે છે.[૧] હવે એક બીજો વિચાર કહું છું, કે જે વિચારરૂપી દૃષ્ટિથી તમે આત્માને અવિચળ દેખશો અને દિવ્ય દૃષ્ટિવાળા થશો.[૨] 'આકાશ હું છું, સૂર્ય હું છું, દિશાઓ હું છું, પાતાળ હું છું, દૈત્યો હું છું, દેવો હું છું, લોકો હું છું અને ચંદ્ર આદિની કાંતિ હું છું.[૩] વળી અંધકાર હું છું, વાદળાં હું છું, પૃથ્વી હું છું, સમુદ્રાદિ હું છું, રજ હું છું, વાયુ હું છું, અગ્નિ હું છું અને આ સઘળું જગત પણ હું છું.[૪] હું કે જે આત્મા છું, તે જ સર્વ બ્રહ્માંડોમાં સર્વ સ્થળે રહ્યો છું. હું આ તુચ્છ દેહરૂપ જ નથી અને દેહાદિ મારાથી જુદાં પણ નથી. હું કે જે સર્વસ્વરૂપે એક જ છું, તેમાં મારો પોતાનો જ ભેદ બતાવનાર દ્વૈત કેમ જ હોય?' એવી રીતનો નિશ્ચય રાખીને પોતાનામાં રહેલા આ સઘળા જગતને પોતારૂપ જ જુઓ. આમ જોવાથી તમે હર્ષને કે શોકને પરવશ થઈને તેઓથી પરાભવ પામશો નહિ.[૫-૬] હે કમળ સરખાં નેત્રોવાળા રામ! આ સઘળું જગત એ રીતે પોતામય જ જોવામાં આવે, તો પછી તેમાં કયો પદાર્થ પોતાનો રહે અને કયો પદાર્થ પરાયો રહે તે કહો.[૭] હે રામ! જે કાંઈ ઇંદ્રિયોથી પ્રાપ્ત થાય એવું છે તે આત્માથી જુદું રહે કે? આમ છતાં પણ લોકો હર્ષને તથા શોકને ધરે છે, તો એ તેઓની ભૂલ જ છે. જ્ઞાની કહેવાઈને જો હર્ષને કે શોકને ધરતો હોય, તો તેને અજ્ઞાની જ સમજવો અને ચૈતન્યમય થયેલો નહિ પણ દેહમય જ રહેલો સમજવો.[૮] પરમાર્થને લગતા હોવાને લીધે મોક્ષને આપનારા બે અહંકારો સાત્ત્વિક છે, અત્યંત નિર્મળ છે અને તેઓ તત્ત્વજ્ઞાનથી જ થાય છે.[૯] હે રામ! 'હું અત્યંત સૂક્ષ્મ છું અને સર્વથી ન્યારા સ્વરૂપવાળો છું' એવા પ્રકારનો અહંકાર એ બે અહંકારમાં પહેલો છે અને 'સઘળું જગત હું જ છું' એવા પ્રકારનો અહંકાર બીજો છે.[૧૦] હે નિર્દોષ રામ! 'હું દેહ છું' એવા પ્રકારનો જે ત્રીજો અહંકાર છે તે તો શાંતિ માટે નથી પણ દુઃખ માટે જ છે એમ સમજો. તમે તો સર્વોત્તમ મુક્તિને અર્થે એ ત્રણે અહંકારોને ત્યજી દઈને, સર્વનો ત્યાગ કરતાં, જે પૂર્ણચૈતન્ય અવશેષ રહે છે તેનું અવલંબન કરીને તેમાં જ સ્થિર થઈ તત્પર રહો. આત્મા સર્વથી ન્યારા સ્વરૂપવાળો હોવા છતાં અને સઘળા પદાર્થોથી રહિત હોવા છતાં પણ પોતાની સત્તાથી નાશ પામતી સત્તાવાળા જગતને પૂરનારો હોવાને લીધે સર્વનો પ્રકાશક થઈને સ્ફુરે છે.[૧૧-૧૩] હે તત્ત્વવેત્તાઓમાં ઉત્તમ રામ! તમે તુરત પોતાના અનુભવથી જ જુઓ. તમે પોતે એ સ્વયંપ્રકાશ આત્મા જ છો. તમે દેહાદિની વાસનાઓ સહિત અહંકારના અધ્યાસને છોડી દો. હે રામ! આત્મા અનુમાનથી કે વેદનાં વચનોથી જણાય છે એમ નથી, પણ અનુભવથી પ્રત્યક્ષ જ છે. સર્વ કાળમાં સર્વ પ્રકારોથી જે કાંઈ છે તે સઘળું આત્મા જ છે. ઇંદ્રિયોથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ વિષયોનાં જે જ્ઞાન થાય છે, તેમાં ઇંદ્રિયોરૂપી તથા વિષયોરૂપી ઉપાધિઓનો ત્યાગ કરતાં, જે અખંડ અનુભવ અવ-

× આ તોંતેરમા સર્ગમાં બે અહંકાર ગ્રહણ કરવા યોગ્ય છે, ત્રીજો અહંકાર ત્યાગ કરવા યોગ્ય છે અને ત્રણે અહંકાર ટળી જતાં મુક્તિ જ પ્રાપ્ત હોવાને લીધે તેની ઇચ્છા જ કરવાની રહેતી નથી, એમ કહેવામાં આવશે.

શેષ રહે છે, તે સ્વયંપ્રકાશ આત્મા જ છે. એ આત્મા કાર્ય પણ નથી, કારણ પણ નથી, સૂક્ષ્મ પણ નથી, સ્થૂળ પણ નથી અને કાર્ય–કારણોના મધ્યમાં કે સ્થૂળ–સૂક્ષ્મોના મધ્યમાં પણ નથી; આમ છતાં પણ જે કાંઈ છે તે સઘળું આત્મા જ છે. જે બોલે છે તે આત્મા જ બોલે છે, પણ તેને કોઈ બોલી શકતું નથી. હે રામ! આ જે જગત છે તે સઘળું એ આત્માથી ભિન્ન નથી. તમે અખંડ આત્માનું અવલોકન કરો. 'આ આત્મા છે અને આ અનાત્મા છે' એવી રીતનો સંજ્ઞાઓનો ભેદ પણ એ આત્માએ જ પોતામાં રહેલી 'અજ્ઞાન' નામની શક્તિથી પોતામાં જ કલ્પેલો છે.[૧૪–૧૯] જો કે ત્રણે કાળમાં સ્વયંપ્રકાશ એ આત્મા સર્વત્ર રહેલો છે, તોપણ કેવળ અત્યંત સૂક્ષ્મપણાને લીધે અથવા અત્યંત મોટાપણાને લીધે લોકોના જાણવામાં આવતો નથી. જો કે સૃષ્ટિના ક્રમથી ઉત્પન્ન થયેલા સઘળા પદાર્થોમાં આત્મા છે, તોપણ તે આત્મા પોતાના સ્વભાવને લીધે અંતઃકરણરૂપી અરીસામાં જ જીવપણાથી પ્રતિબિંબવાળો થાય છે. જેમ પવન સઘળા આકાશમાં રહેલો હોવા છતાં પણ પંખાના હલાવવાથી પ્રકટ થાય છે, તેમ આત્મા સર્વદા સર્વ પદાર્થોમાં રહેલો હોવા છતાં પણ અંતઃકરણના ઉદયથી પ્રકટ થાય છે.[૨૦–૨૨] વ્યાપક ચૈતન્યરૂપ આત્મા સર્વમાં રહેલો છે, કોઈ અમુક પદાર્થમાં જ છે એમ નથી. જેમ સત્તા સર્વ પદાર્થોમાં છે, તેમ આત્મા સર્વ પદાર્થોમાં છે.[૨૩] પદાર્થમાં અંતઃકરણ હોય તો તેમાં એ આત્મા જીવરૂપે પ્રતિબિંબવાળો થાય છે. પથરામાં અંતઃકરણ નહિ હોવાથી જીવરૂપે તે પ્રતિબિંબવાળો થતો નથી. જેમ વાયુ વાતો હોય તો જ રજ ઊડે છે અને દીવો હોય તો જ નેત્રની શક્તિ પ્રસરે છે, તેમ અંતઃકરણ હોય તો જ તેમાં આત્મા જીવરૂપે સ્ફુરે છે.[૨૪] જેમ આકાશમાં સૂર્યની સ્થિતિથી જ લોકોના વ્યવહારો ચાલે છે, તેમ અંતઃકરણમાં જીવરૂપે આત્માની સ્થિતિથી જ પ્રીતિ થાય છે તથા વિચિત્ર ભોગોની ઇચ્છા થાય છે; કારણકે પરમ પ્રેમનું સ્થાન આત્મા જ છે, માટે જે કાંઈ પ્યારું લાગે છે તે આત્માને અર્થે જ પ્યારું લાગે છે. જેમ સૂર્ય આકાશમાં હોવા છતાં તે તે ફળોની ઇચ્છાને લગતો લોકોનો વ્યવહાર નષ્ટ થઈ જાય, તો તેમાં સૂર્યનું કશું નષ્ટ થઈ જતું નથી, તેમ આત્મા સર્વદા સત્તાવાળો હોવા છતાં જેને આત્માની સત્તાથી સ્થિતિ મળી છે એવો દેહ નાશ પામે, તો તેમાં આત્માનું કશું નાશ પામતું નથી.[૨૫–૨૭] સર્વદા સર્વમાં રહેનારો આ આત્મા કદી પણ જન્મતો નથી, કદી પણ મરતો નથી, કદી પણ કશું લેતો નથી, કદી પણ કશું ઇચ્છતો નથી, કદી પણ મુક્ત થતો નથી અને કદી પણ બદ્ધ થતો નથી.[૨૮] આ દેહાદિરૂપી ભ્રાંતિ કે જે આત્માના અજ્ઞાનથી ઉદય પામેલી અને ખોટી છતાં પણ દેખાવમાં આવતી હોવાને લીધે રજ્જુમાં થયેલી સર્પની ભ્રાંતિ જેવી છે તે કેવળ દુઃખ દેનારી જ છે.[૨૯] આ આત્મા અનાદિ છે માટે કદી પણ જન્મેલો નથી; અને જન્મેલો નથી એટલા માટે મરતો પણ નથી. આત્મા પોતાથી જુદો કોઈ પદાર્થને ઇચ્છતો નથી; કારણકે કોઈ પદાર્થ આત્માથી જુદો છે જ નહિ. આ આત્મા દેશના તથા કાળ આદિના માપથી રહિત હોવાને લીધે કદી પણ બંધાયેલો નથી અને બંધાયેલો નહિ હોવાને લીધે મુક્ત પણ થતો નથી; માટે આત્મા મોક્ષથી રહિત છે.[૩૦,૩૧] હે રામ! સર્વનો આત્મા આવા સ્વભાવવાળો છે; તે છતાં આ મૂઢ લોકો વિચાર કર્યા વિના ક્લેશ પામે છે.[૩૨] હે ઉત્તમ બુદ્ધિવાળા રામ! તમે જગતના સઘળા આજુબાજુના ક્રમને સારી પેઠે જાણ્યો છે, એટલા માટે તમે મૂર્ખ લોકોની જેમ શોક કરો નહિ.[૩૩] જેમ કેટલાએક માણસો પોતે કાંઈ કામ નહિ કરતાં,

યંત્ર(સાંચા)થી જ સઘળું કામ ચલાવે છે, તેમ વિદ્વાને બંધની કલ્પના તથા મોક્ષની કલ્પના એ બન્નેને ત્યજી દઈ, પોતે કાંઈ રાગ–દ્વેષ નહિ કરતાં દેહાદિથી સઘળો વ્યવહાર ચલાવવો.[૩૪] મોક્ષ આકાશમાં પણ નથી, પાતાળમાં પણ નથી અને પૃથ્વીમાં પણ નથી. યથાર્થ જ્ઞાનથી આત્માકાર કરેલું નિર્મળ ચિત્ત એ જ મોક્ષ છે.[૩૫] કોઈ પણ વિષયમાં આસક્તિ નહિ રહેવાથી પોતાની મેળે ચિત્તનો ક્ષય થાય, તેને જ તત્ત્વવેત્તા મહાત્મા પુરુષો મોક્ષ કહે છે.[૩૬] હે રામ! જ્યાં સુધી નિર્મળ બોધ ઉદય પામ્યો ન હોય, ત્યાં સુધી મૂર્ખતાને લીધે કંગાલપણાથી તથા ભક્તિથી (નિત્યપ્રાપ્ત આત્માને પણ અપ્રાપ્ત માની લેવાથી) મોક્ષ ઇચ્છવામાં આવે છે.[૩૭] ચિત્ત પરમ બોધને પ્રાપ્ત થઈને આત્માકાર થઈ જાય ત્યારે, બીજા દશ મોક્ષોની પણ ઇચ્છા કરવામાં ન આવે ત્યારે, એક મોક્ષની તો ઇચ્છા કરવામાં કેમ જ આવે? હે સંસારથી રહિત રામ! 'આ મોક્ષ છે અને આ બંધ છે' એવી વેવલી કલ્પનાને ત્યજી દઈ મહા ત્યાગી થઈને, તમે પોતે જ મોક્ષરૂપ થાઓ. સઘળી ભેદની કલ્પનાને છોડી દઈ, અંદરથી આસક્તિરહિત થઈ અને સર્વદા જીવન્મુક્તપણાથી શોભા ધરીને, તમે સગર રાજાના પુત્રોએ ખોદીને કરેલા સમુદ્રોરૂપી ચિહ્નોવાળા આ ભૂમંડળનું લાંબા કાળ સુધી પાલન કરો.[૩૮–૪૦]

परिगलितविकल्पनां प्रयातः सगरसुतौघनिखातमेखलांकम् । अवनिवलयमंतरस्तसंगश्चिरमनुपालय सर्वदोदितश्रीः ॥४०॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સ્વાત્મવિચાર' નામનો સર્ગ ૭૩મો સમાપ્ત**

# સર્ગ ૭૪મો+

## પ્રમાદથી ભ્રાંતિ, પ્રબોધથી પૂર્ણતા અને જીવન્મુક્તિના ગુણો

**वसिष्ठ उवाच**

लीलया पश्यति वपुः कालेनात्मनि जायते ।
रम्यस्यापश्यतो वक्त्रं हृदि दौरूप्यधीरिव ॥१॥

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જેમ અત્યંત રૂપાળો માણસ કદી પણ પોતાના મોઢાને અરીસામાં ન જોતો હોય, તો તેને પોતાના હૃદયમાં પોતા કદ્રૂપાપણાની બુદ્ધિ થાય છે, તેમ આત્મા પોતાના સ્વરૂપને ન જુએ તો તેને સૃષ્ટિ આદિના સમયમાં ક્ષણમાત્રમાં શરીર પ્રાપ્ત થાય છે.[૧] જેમ મદિરાનો થોડોક સ્વાદ લેવાથી પણ મદ ઉત્પન્ન થાય છે, તેમ શરીરમાં અહંતાના થોડાક અધ્યાસથી પણ આ ખોટી છતાં પણ મોટી અને મોટા પેટવાળી રાગદ્વેષરૂપી ખટપટ ઉત્પન્ન થાય છે.[૨] જેમ નિર્જળ દેશમાં સૂર્યના તાપથી ઝાંઝવાનું પાણી ઉત્પન્ન થાય છે, તેમ આત્મામાં દેહના અધ્યાસથી સત્તા પામેલી અને પુણ્ય–પાપ આદિ અનેક અનર્થોથી ભરેલી એ રાગ–દ્વેષરૂપી ખટપટથી આ સઘળું જગત ઉત્પન્ન થયું છે.[૩] આત્મારૂપી સમુદ્ર મન, બુદ્ધિ, અહંકાર, વાસના અને ઇંદ્રિયો એ નામોરૂપી ચિહ્નોવાળા પોતાના જ તરંગોથી સ્ફુરે છે.[૪] ચિત્તનો અને અહંકારનો ભેદ કહેવા માત્ર જ છે, પણ વાસ્તવિક રીતે નથી. જે ચિત્ત છે તે જ અહંકાર છે અને જે અહંકાર છે તે જ ચિત્ત છે.[૫] જેમ હિમના અને હિમના ધોળાપણાના ભેદની કલ્પના ખોટી જ કરવામાં આવે છે, તેમ ચિત્તના અને અહંકારના ભેદની કલ્પના ખોટી જ કરવામાં આવે છે.[૬] જેમ વસ્ત્રનો ક્ષય થતાં વસ્ત્રનો અને તેના ધોળાપણાનો એમ

+ આ ચુંવોતેરમા સર્ગમાં પ્રમાદથી સંસારરૂપી ભ્રાંતિ થવાનું, પ્રબોધથી પૂર્ણતા થવાનું અને જીવન્મુક્તના ગુણોનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

બન્નેનો ક્ષય થાય છે, તેમ ચિત્ત અને અહંકાર એ બેમાંથી એકનો ક્ષય થતાં બન્નેનો ક્ષય થાય છે.[૭] મોક્ષની બુદ્ધિ, બંધની બુદ્ધિ તથા તૃષ્ણા કે જેઓ ખોટાં જ છે અને તુચ્છ જ છે તેઓને ત્યજી દઈને કેવળ વૈરાગ્યથી અને વિવેકથી મનને ક્ષીણ કરવું જોઈએ.[૮] જો 'મને મોક્ષ થાય તો ઠીક' એવી અંદર ચિંતા ઊઠી, તો મનને ઊઠ્યું જ સમજવું અને મન ઊઠીને મનન કરવા લાગ્યું, તો તે મન શરીરરૂપ થઈને કેવળ અડચણોને જ ઉત્પન્ન કરે છે.[૯] આત્મા સર્વથી ન્યારો છે, તો બંધ પણ શું છે તથા મોક્ષ પણ શું છે; અને આત્મા સર્વરૂપ છે તોપણ બંધ પણ શું છે તથા મોક્ષ પણ શું છે? કેવળ 'દેહ હું છું' એવા મનનથી જ બંધની તથા મોક્ષની ભ્રાંતિ થાય છે, માટે 'હું દેહ છું' એવા મનનને જ ઉખેડી નાખો.[૧૦] વાયુ ગતિરૂપ ધર્મવાળો હોવાને લીધે જ્યારે દેહરૂપી વૃક્ષમાં ચાલવા લાગે છે, ત્યારે હાથ, પગ તથા જીભ આદિ અંગોરૂપી પાંદડાંઓની પંક્તિ ડોલવા લાગે છે. આત્મા દેહનાં અંગોને ચલાવનારો છે એમ સમજવું નહિ.[૧૧] જેમ વાયુ વૃક્ષમાં પાંદડાંઓની પંક્તિને ડોલાવે છે, તેમ દેહમાં અંગોની પંક્તિને પણ એ જ હલન-ચલન કરાવે છે.[૧૨] જેમ મેરુપર્વત પોતાથી પણ ડોલતો નથી અને પવનોથી પણ ડોલતો નથી, તેમ સર્વવ્યાપક અને સૂક્ષ્મ આત્મચૈતન્ય પોતાથી પણ ડગતું નથી અને કોઈથી પણ ડગતું નથી. સર્વ પદાર્થોમાં પ્રતિબિંબિત થયેલું હોવા છતાં પોતાના સ્વરૂપમાં જ રહેલું ચૈતન્ય, જ્ઞાન વડે દીવાની જેમ આ જગતને પ્રકાશિત કરે છે.[૧૩,૧૪] હે શ્રોતાજનો! આ પ્રમાણે હોવા છતાં અવળી બુદ્ધિવાળા તમ લોકોને 'આ દેહ હું છું, આ અંગો મારાં છે અને આ સ્ત્રી-પુત્રાદિ મારાં છે' એવા પ્રકારનો મહાદુઃખદાયી આ વ્યર્થ મોહ તે કેવો ઉત્પન્ન થયો છે? અવિદ્યારૂપી મોટી નદીનાં મોજાં અથડાવાથી ઉત્પન્ન થયેલી ભ્રાંતિથી જ દેહમાં ચેતનપણું અને આત્મામાં કર્તા—ભોક્તાપણું જોવામાં આવે છે.[૧૬] જેમ સૂર્યના તાપના અજ્ઞાનથી ઝાંઝવાનાં પાણી થાય છે, તેમ આત્માના ખરા સ્વરૂપના અજ્ઞાનથી જ 'હું પરલોકમાં જનાર—આવનાર છું અને કર્તા—ભોક્તા છું' એવી વાસના થાય છે.[૧૭] જેમ ઝાંઝવાનાં જળની નદી ખોટી છતાં પણ સાચી જેવી જણાઈને પાણીની તરસવાળા મૃગને ખેંચે છે, તેમ આ વાસના પણ ખોટી હોવા છતાં સાચા જેવી ભાસે છે અને વિષયોની તૃષ્ણા-વાળા મનને ખેંચે છે.[૧૮] હે રામ! જેમ ઓળખવામાં આવેલી ચાંડાલની કન્યા બ્રાહ્મણોના મધ્યમાંથી નાસી જાય છે અને અદૃશ્ય થઈ જાય છે, તેમ ઓળખવામાં આવેલી આ ખોટી અવિદ્યા જ્ઞાનીઓના મનમાંથી નાસી જાય છે અને અદૃશ્ય થઈ જાય છે.[૧૯] જેમ જાણવામાં આવેલી ઝાંઝવાનાં પાણીની નદી તરસ્યા માણસને ખેંચતી નથી, તેમ જાણવામાં આવેલી અવિદ્યા મનને ખેંચતી નથી. હે રામ! જેમ દીવાથી અંધકારની ઘટા નષ્ટ થઈ જાય છે અને પ્રકાશ પ્રાપ્ત થાય છે, તેમ આત્માના બોધથી વાસના નષ્ટ થઈ જાય છે અને પરમ આનંદરૂપી પ્રકાશ પ્રાપ્ત થાય છે.[૨૦,૨૧] શાસ્ત્રથી અને યુક્તિ-ઓથી 'અવિદ્યા મુદ્દલ છે જ નહિ' એવો નિશ્ચય થતાં તે નિશ્ચયથી, જેમ તાપથી હિમની કણી પીગળી જાય છે, તેમ અવિદ્યા પીગળી જાય છે. જેમ કેસરી સિંહ પાંજરાને તોડી નાખે છે, તેમ 'આ જડ દેહ માટે ભોગોનું શું પ્રયોજન છે?' એવા નિશ્ચયવાળો તત્ત્વવેત્તા પુરુષ આશા-રૂપી મેલને તોડી નાખે છે. હે રામ! આશાના પરિવારરૂપી દેહાભિમાન આદિને હૃદયમાંથી દૂર કરી નાખવામાં આવતાં, નિર્મળતાને પ્રાપ્ત થયેલો પુરુષ પૂર્ણિમાના ચંદ્રની જેમ પૂર્ણતાને

પ્રાપ્ત થાય છે.[૨૨-૨૪] તે વૃષ્ટિથી ધોવાયેલા પર્વતની જેમ અત્યંત શીતળપણાને પ્રાપ્ત થાય છે, અને રાજ્યને પ્રાપ્ત થયેલા દરિદ્ર માણસની પેઠે પરમ સુખને પ્રાપ્ત થાય છે. તે શરદઋતુના આકાશની પેઠે ઉત્તમ શોભાથી શોભે છે, પ્રલયકાળના સમુદ્રની પેઠે પોતાના સ્વરૂપમાં પણ માતો નથી, વરસી રહીને શરદઋતુમાં શાંત થયેલા મેઘની પેઠે ગડબડ વિનાનો થઈ જાય છે અને શાંત થયેલા સમુદ્રની પેઠે સ્વરૂપમાં રહે છે. તે મેરુપર્વતની પેઠે ધીરતારૂપી મોટી સ્થિરતાવાળો થાય છે, ધુમાડા વિના અગ્નિની પેઠે સ્વચ્છતાપણાથી શોભે છે, શાંત થયેલા દીવાની પેઠે પોતાના સ્વાભાવિક રૂપને પ્રાપ્ત થાય છે અને જેને અમૃત પીવા મળ્યુ હોય એવા માણસની પેઠે અત્યંત તૃપ્ત થાય છે. વળી અંદર દીવાવાળા ઘડાની પેઠે, મધ્યમાં જ્વાળાવાળા અગ્નિની પેઠે તથા સ્ફુરતી કાંતિવાળા મણિની પેઠે તે અંદર પ્રકાશપણાને પ્રાપ્ત થાય છે.[૨૫-૩૦] પોતાનો આત્મા કે જે સર્વાત્મક છે, સર્વમાં રહેલો છે, સર્વને નિયમિત રાખનાર છે, સર્વને ચલાવનાર છે, વ્યવહારપક્ષમાં સઘળા આકારોને ધરાવનાર છે અને પરમાર્થપક્ષમાં નિરાકાર છે, તેને એ પુરુષ દેખે છે.[૩૧] એ પુરુષ અણસમજણમાં ગયેલી દિવસોની પંક્તિઓ કે જેમાં ચિત્ત કામદેવનાં બાણોની પંક્તિથી ચપળતા કર્યા કરતું હતું, તેઓનો અત્યંત ઉપહાસ કરે છે.[૩૨] વિષયી લોકોના સંગથી તથા વિષયોના રંગથી અલિપ્ત રહેલો, આત્મામાં જ રુચિવાળો, શાંતપણાથી બેસતો, પૂર્ણ થયેલો, પવિત્ર મનવાળો, રાગ-દ્વેષ આદિ દોષોના ભયથી રહિત થયેલો, સંસારરૂપી સમુદ્રને તરી ચૂકેલો, જેમાંથી પાછું વળવું પડતું નથી એવા પદને પામેલો, સર્વોત્તમ શાંતિને તથા અલભ્ય પરમ સ્થાનને પામેલો, જેનું ચરિત્ર મનથી, વાણીથી તથા ક્રિયાથી સર્વ લોકોએ ઇચ્છવા યોગ્ય હોય છે તથા જેના આનંદને સર્વ લોકો વખાણે છે એવો અને જેનો કામરૂપી કાદવનો ડાઘ ધોવાઈ ગયેલો હોય છે, બંધરૂપી ભ્રાંતિ છેદાઈ ગઈ હોય છે તથા મનનો માનરૂપી તાવ શાંત થઈ ગયો હોય છે એવો એ જીવન્મુક્ત પુરુષ કશું ઇચ્છતો નથી, કોઈથી રાજી થતો નથી, કશું આપતો નથી, કશું લેતો નથી, કોઈની સ્તુતિ કરતો નથી, કોઈની નિંદા કરતો નથી, અસ્ત પામતો નથી, ઉદય પામતો નથી, આનંદ કરતો નથી અને શોક પણ કરતો નથી.[૩૩-૩૭] જે પુરુષ સઘળા આરંભોને છોડી દેનારો, સઘળી ઉપાધિઓથી રહિત થયેલો અને સઘળી આશાઓ વિનાનો હોય, તે જીવન્મુક્ત કહેવાય છે.[૩૮] હે રામ! જેમ મેઘ સઘળાં જળો સંપૂર્ણ રીતે ત્યજી દઈને શાંત થઈ જાય છે, તેમ તમે સઘળી આશાઓનો ત્યાગ કરીને ચિત્તથી શાંત થઈ જાઓ.[૩૯] ચંદ્રના જેવી શીતળતાવાળી નિઃસ્પૃહતા અંતઃકરણને જેવું સુખ આપે છે, તેવું સુખ આલિંગનની અંગોમાં વીંટાઈ રહેલી રૂપાળી સ્ત્રી પણ આપતી નથી.[૪૦] હે રામ! આશાઓથી રહિતપણું કે જે સઘળા જગતને શીતળ કરનારું છે, તે અંતઃકરણને જેવું સુખ આપે છે, તેવું સુખ બાથમાં લીધેલો ચંદ્ર પણ આપતો નથી[૪૧] જેનું મન આશાઓ દૂર થવાથી સમતા પામેલું હોય છે, એવી ઉદાર બુદ્ધિવાળો પુરુષ જેવો શોભે છે, તેવો પુષ્પોથી ભરપૂર થયેલી નવીન લતાઓવાળો વસંત પણ શોભતો નથી.[૪૨] નિઃસ્પૃહપણાથી જેવી શીતળતા મળે છે તેવી શીતળતા હિમાલયથી પણ મળતી નથી, મોતીઓથી પણ મળતી નથી, કેળના થાંભલાઓથી પણ મળતી નથી, ચંદનથી પણ મળતી નથી અને ચંદ્રથી પણ મળતી નથી.[૪૩] નિઃસ્પૃહપણાથી જેવું પરમ સુખ પ્રાપ્ત થાય છે તેવું પરમ સુખ રાજ્યથી પણ મળતું નથી, સ્વર્ગથી પણ

મળતું નથી, ચંદ્રથી પણ મળતું નથી, વસંતથી પણ મળતું નથી અને વહાલી સ્ત્રીના આલિંગનથી પણ મળતું નથી. રાજ્ય કરતાં, સ્વર્ગ કરતાં, ચંદ્ર કરતાં, વસંત કરતાં અને પ્યારી સ્ત્રીના આલિંગન કરતાં પણ નિઃસ્પૃહપણું વધારે સુખદાયી છે.[૪૪] હે રામ ! જે મળવાથી ત્રૈલોક્યની લક્ષ્મીઓ પણ તરણા જેવી લાગે એવી પરમ શાંતિ નિઃસ્પૃહપણાથી જ મળે છે.[૪૫] નિઃસ્પૃહપણું કે જે આપદાઓરૂપી કાંટાના ઝાડને કાપી નાખવામાં કુહાડારૂપ છે, પરમ શાંતિના સ્થાનરૂપ છે અને શમરૂપી વૃક્ષનાં પુષ્પોના ગુચ્છરૂપ છે, તેનું અવલંબન કરો.[૪૬] હે રામ ! નિઃસ્પૃહપણાથી શોભી રહેલી આકૃતિવાળા પુરુષને પૃથ્વી ગાયના પગલા જેવડી લાગે છે, રત્નોથી ભરેલો મેરુપર્વત ઝાડના ઠૂંઠા જેવો લાગે છે, દિશાઓ નાની ડાબલીઓ જેવડી લાગે છે અને ત્રૈલોક્ય તરણા જેવું લાગે છે.[૪૭] આશાઓથી રહિત થયેલા મહાત્મા પુરુષો આપવું, લેવું, ધન ભેગું કરવું, વિહાર કરવા તથા વૈભવો ભોગવવા ઇત્યાદિ જગત સંબંધી ક્રિયાઓની હાંસી કરે છે; કારણ-કે એ ક્રિયાઓ ઘણા પરિશ્રમો આપનારી, તુચ્છ ફળ આપનારી અને ઘણા અનર્થો ઉત્પન્ન કરનારી હોવા છતાં પણ મૂઢ લોકો તે ક્રિયાઓને થોડા પરિશ્રમવાળી, ઉત્તમ ફળ આપનારી અને અનર્થોને નહિ જ ઉત્પન્ન કરનારી સમજે છે. જેના હૃદયમાં કદી પણ આશા પગ મૂકતી ન હોય એવા અને તેથી જ ત્રૈલોક્યને તરણાની જેમ ગણનારા પુરુષને કોની ઉપમા આપી શકાય ?[૪૮-૪૯] જેના હૃદયમાં 'આ વસ્તુ મને મળે તો ઠીક અને આ વસ્તુ મને કદી પણ ન મળે તો ઠીક' એવી કલ્પના જ ઉત્પન્ન થતી ન હોય તે પુરુષને લોકો કોના જેવો ગણી શકે ? જેને પોતાનું મન સ્વાધીન થઈ ગયું હોય તેને કોઈની ઉપમા લાગુ પડે જ નહિ. હે રામ ! નિઃસ્પૃહપણું કે જે સઘળાં સંકટોના છેડારૂપ છે, અત્યંત વિસ્તીર્ણ સુખરૂપ છે અને બુદ્ધિનું પરમ સૌભાગ્ય છે તેનું અવલંબન કરો, આશાઓનું અવલંબન કરો નહિ. આશાઓ વિવેકનું તથા વિજ્ઞાનનું અપહરણ કરીને લોકોને આત્મસુખમાંથી ભ્રષ્ટ જ કરે છે.[૫૦-૫૧] જેમ દોડ્યા જતા રથમાં બેઠેલા પુરુષને બન્ને બાજુનાં વૃક્ષો ચક્રની પેઠે ગોળગોળ ફરતાં જણાય છે એ મિથ્યા ભ્રાંતિ જ છે, તેમ આ જગત પણ મિથ્યા ભ્રાંતિ જ છે એમ સમજો.[૫૨] હે રામ ! હું તમને સમજાવું છું, તોપણ તમે ભમેલા ચિત્તથી 'આ દેહ હું છું અને આ ધનાદિ મારાં છે' એમ માનીને મૂર્ખની જેમ કેમ મોહ પામો છો ?[૫૩] આ સઘળું જગત આત્મા જ છે. આમાં જુદું-જુદું કાંઈ છે જ નહિ. ધીર પુરુષો જગતને આત્મારૂપ સમજીને કોઈ જાતની મૂંઝવણ ધરતા જ નથી.[૫૪] હે રામ ! સઘળા પદાર્થોને આત્મારૂપ સમજવાથી અથવા મિથ્યા સમજવાથી બુદ્ધિને અત્યંત આશ્વાસન આપનારું નિઃસ્પૃહપણું પ્રાપ્ત થાય છે.[૫૫] આત્મા કે જે હોવા ન હોવાના વિવાદથી રહિત છે અને સર્વના આદિમાં તથા અંતમાં અધિષ્ઠાનપણાથી રહેનાર છે, તેથી ન્યારો કોઈ પણ પદાર્થ છે જ નહિ એવી ભાવનાને દૃઢ રાખો. જેમ કેસરીસિંહથી હરણી નાસી જાય છે, તેમ વૈરાગ્યરૂપી વીરતાથી ભરેલા પુરુષથી આ અત્યંત મોહ ઉપજાવનારી સંસાર સંબંધી માયા નાસી જાય છે.[૫૬-૫૭] પ્રચંડ કામ પ્રગટ કરનારી અને વનમાં ખીલેલી લતાની જેમ અંગોમાં લચકતી જતી રૂપાળી સ્ત્રીને ધીરબુદ્ધિવાળો પુરુષ પથરાની જૂની પૂતળી જેવી જુએ છે.[૫૮] ધીર પુરુષને ભોગો આનંદ આપતા નથી, આપદાઓ ખેદ આપતી નથી અને જેમ પવનો પર્વતને ડોલાવી શકતા નથી, તેમ દૃશ્ય પદાર્થોની શોભાઓ તેને ધૈર્યથી ડોલાવી શકતી નથી.[૫૯] પોતાની ઉપર નાનીનાની સુંદર સ્ત્રીઓ

આસક્ત થતી હોય, તોપણ ઉદાર બુદ્ધિવાળા તત્ત્વવેત્તા પુરુષના મનમાં કામદેવનાં બાણો ચૂર્ણ થઈ જઈ ધૂળમાં મળી જાય છે.[૬૦] આત્માના તત્ત્વને જાણનારો પુરુષ રાગ અને દ્વેષને પરવશ થઈ તેઓથી ખેંચાતો નથી. રાગ અને દ્વેષ તત્ત્વવેત્તા પુરુષને જરા પણ ડગાવી શકતા નથી, ત્યારે દબાવી તો કેમ જ શકે ![૬૧] જેમ પ્રવાસી પુરુષ નિર્જળ દેશની ભૂમિઓમાં રુચિ ધરતો નથી, તેમ લતાને અને ચપળ સ્ત્રીને સમાન જોનારો અને પર્વતની શિલાની પેઠે નિર્વિકાર રહેનારો જ્ઞાની પુરુષ ભોગોમાં રુચિ ધરતો નથી.[૬૨] જેમ નેત્ર પોતાની મેળે પ્રાપ્ત થયેલા રૂપને કાંઈ આસક્તિ રાખ્યા વિના જ જુએ છે, તેમ તત્ત્વવેત્તા પુરુષ આપોઆપ આવી પડેલા સઘળા ભોગોને આસક્તિ રાખ્યા વિના કેવળ લીલાથી જ ભોગવે છે.[૬૩] હે રામ ! તત્ત્વને જાણનારો ગૃહસ્થ પુરુષ કાકતાલીય ન્યાયની રીતે પ્રાપ્ત થયેલા સ્ત્રી આદિ ભોગોને ભોગવે, તોપણ તેથી પોતે હર્ષ પણ ન પામે અને ખેદ પણ ન પામે.[૬૪] જેમ નદીના બે તરંગો મોટા પર્વતને જરા પણ હલાવી શકે નહિ, તેમ સુખ–દુઃખો, જેણે આત્મતત્ત્વને સારી રીતે જોયું હોય એવા વિવેકી પુરુષને જરા પણ ડગાવી શકતાં નથી.[૬૫] સઘળા ભોગોને અનાદરથી જોયા કરતો, કોમળ, જિતેન્દ્રિય, સંતાપોથી રહિત થયેલો અને સર્વ પદાર્થોમાં રહેલા પોતાના જ પદનું અવલંબન કરીને રહેલો જ્ઞાની પુરુષ તે તે કાળમાં વ્યવહાર સંબંધી યોગ્ય ક્રિયાઓ કર્યા કરતો હોય, તોપણ જગતને ઉત્પન્ન કર્યા કરતાં છતાં સ્વરૂપમાં જ નિષ્ઠા રાખીને રહેનારા બ્રહ્માની પેઠે વિક્ષેપોથી રહિત જ છે.[૬૬-૬૭] જેમ દેશ પ્રમાણે, કાળ પ્રમાણે અને ક્રમ પ્રમાણે આવ્યા કરતી ઋતુઓમાં પર્વત કોઈ પ્રકારના ક્ષોભને પ્રાપ્ત થતો નથી, તેમ દેશ પ્રમાણે, કાળ પ્રમાણે અને પ્રારબ્ધના ક્રમ પ્રમાણે આવ્યા કરતાં સુખ–દુઃખોમાં જ્ઞાની પુરુષ કોઈ પ્રકારના ક્ષોભને પ્રાપ્ત થતો નથી.[૬૮] હે રામ ! તત્ત્વને યથાર્થ રીતે જાણનારો પુરુષ વાણી આદિ કર્મેન્દ્રિયોના વ્યાપારોથી વિષયોમાં ડૂબતો હોય, તોપણ મનથી આસક્તિ વિનાનો જ હોવાને લીધે તેનું મન કોઈ પણ વિષયોમાં ડૂબતું નથી.[૬૯] જો સોનાની અંદર બીજી ધાતુઓના મિશ્રણરૂપી કલંક હોય તો જ સોનું કલંકિત કહેવાય છે, પણ બહાર કાદવ આદિથી લેપાયેલું હોય તો તેથી કલંકિત કહેવાતું નથી. તેમ જ્ઞાની પુરુષ જો મનથી વિષયોમાં આસક્ત હોય તો જ આસક્ત કહેવાય છે, પણ બહારથી વિષયોને ભોગવતો હોય તો તેથી આસક્ત કહેવાતો નથી.[૭૦] આત્માને શરીરથી જુદો જોયા કરતા વિવેકી પુરુષનાં સઘળાં અંગોને કાપી નાખવામાં આવે, તોપણ તેનું કાંઈ કપાઈ જતું નથી.[૭૧] જો બંધુ એક વાર સારી પેઠે ઓળખવામાં આવ્યો તો પાછો તે કદી પણ ભુલાઈ જતો નથી; તેમ અખંડ પ્રકાશવાળું નિર્મળ આત્મતત્ત્વ જો એક વાર જાણવામાં આવ્યું તો તે જાણેલું જ રહે છે, કદી પણ પાછું ભુલાઈ જતું નથી.[૭૨] રજ્જુમાં થયેલી સર્પરૂપી ભ્રાંતિ એકવાર ટળી ગઈ તો પછી પ્રાપ્ત થતી જ નથી, તેમ આત્મામાં થયેલી જગતરૂપી ભ્રાંતિ એકવાર ટળી ગઈ તો પછી પ્રાપ્ત થતી જ નથી. જેમ પર્વતના શિખરમાંથી નીકળી ગયેલી વરસાદના પૂરની નદી પાછી તે શિખરમાં આવતી નથી, તેમ જ્ઞાનીના મનમાંથી નીકળી ગયેલી જગતરૂપી ભ્રાંતિ પાછી તે મનમાં કદી પણ આવતી નથી.[૭૩] જેમ અગ્નિના તાપથી તપીને શુદ્ધપણાને પ્રાપ્ત થયેલું સોનું કાદવમાં ડૂબે તોપણ તેની અંદર મેલ જતો નથી, તેમ વિવેકથી શુદ્ધ થઈને બ્રહ્મપણાને પ્રાપ્ત થયેલું જ્ઞાનીનું મન પાછું વ્યવહારોમાં લાગે, તોપણ અંદર મેલનું ગ્રહણ કરતું નથી.[૭૪] એકવાર સત્ય જ્ઞાનથી

દેહાભિમાન ટળી ગયું, તો પછી જ્ઞાનીને વિષયોથી પાછું કદી પણ બંધન થતું નથી. ડીંટામાંથી એકવાર તૂટી ગયેલા ફળને કોઈએ ઘણાઘણા યત્નો કરીને પણ પાછું તે ડીંટામાં ચોંટાડ્યું છે? જેમ નજર પહોંચાડી ચારે બાજુથી છેદન કરીને જુદા પડેલા પથરાને અને મણિને પાછા સાંધવામાં કોઈ પણ સમર્થ નથી, તેમ વિચારથી જુદા પડેલા આત્માને અને અનાત્માને પાછા જોડી દેવામાં કોઈ પણ સમર્થ નથી.[૭૫-૭૬] 'આ અવિદ્યા છે' એમ જાણવામાં આવ્યા પછી પાછો તે અવિદ્યામાં કોણ ડૂબે? 'આ ચાંડાલોના ઉત્સવનો સમાજ છે' એમ જાણવામાં આવ્યા પછી પાછો કયો બ્રાહ્મણ તે સમાજને જોવા પણ જાય?[૭૭] જેમ શુદ્ધ જળમાં થયેલી દૂધની ભ્રાંતિ વિચાર કરવાથી ટળી જાય છે, તેમ આત્મામાં થયેલી સંસારરૂપી ભ્રાંતિ વિચાર કરવાથી ટળી જાય છે. ઉત્તમ બ્રાહ્મણો જળ સમજીને મદ્યને ત્યાં સુધી જ પીએ, કે જ્યાં સુધી તે 'મદ્ય છે' એમ જાણવામાં ન આવે; પણ જાણવામાં આવે કે તુરત જ તેને ત્યજી જ દે છે, તેમ સમજુ પુરુષો અનાત્માને આત્મા સમજીને ત્યાં સુધી જ સ્વીકારે, કે જ્યાં સુધી તે અનાત્મા છે એમ જાણવામાં ન આવે; પણ જાણવામાં આવે કે તુરત જ તેને ત્યજી જ દે છે. જેમ ચિત્રમાંની સ્ત્રી રૂપલાવણ્યથી શોભતી હોવા છતાં પણ કેવળ રાતા–પીળા રંગોથી જ ગોઠવાયેલી હોવાને લીધે નકામી જ છે, તેમ સાચી સ્ત્રી પણ રૂપથી તથા લાવણ્યથી શોભતી હોવા છતાં પણ કેવળ માંસ તથા અસ્થિઓ આદિથી જ ગોઠવાયેલી હોવાને લીધે નકામી જ છે એમ તત્ત્વવેત્તાઓ જાણે છે અને તેમ જાણવાથી સ્ત્રીને ચિત્રમાં આલેખેલી સ્ત્રી જેવી જ દેખે છે.[૭૮-૮૦] જેમ ચિત્રમાં આલેખેલી સ્ત્રીનું કાજળ તથા કસુંબી ઓઢણું આદિ સઘળું કાળા–રાતા રંગોમય જ છે, તેમ જીવતી સ્ત્રીનું પણ કેશ તથા હોઠ આદિ સર્વ કંઈ માંસાદિ નકામા પદાર્થોનું જ બનેલું છે, માટે સ્ત્રીની ઉપર શી આસક્તિ હોય?[૮૧] જેણે ગોળના મધુર રસનો અનુભવ કર્યો હોય, તે માણસના તે અનુભવને બદલાવવા સારુ કોઈ માણસો તે માણસને ડામ દે અથવા તેનાં અંગોને કાપવા લાગે, તોપણ તે માણસને ગોળના મધુર રસનો જે અનુભવ થયો હોય તે બદલાતો નથી; તેમ જેને આત્મસ્વરૂપના આનંદનો અનુભવ થયો હોય, તે માણસને બીજાં માણસો ગમે તેવી સાંકડમાં લે, તોપણ તેને થયેલો આત્મસ્વરૂપના આનંદનો અનુભવ બદલાતો નથી.[૮૨] જેમ જારપુરુષમાં અત્યંત આસક્ત થયેલી સ્ત્રી ઘરનાં અનેક કામકાજોમાં લાગેલી હોય, તોપણ મનમાં એના એ જારપુરુષના સંગરૂપી અમૃતનો સ્વાદ લીધા કરતી હોય છે, તેથી તેને કોઈ પણ માણસો તે વ્યસનમાંથી દૂર કરી શકતાં નથી, તેમ અત્યંત શુદ્ધ પરમતત્ત્વમાં શાંતિ પામેલો પુરુષ અનેક વ્યવહારોમાં લાગેલો હોવા છતાં પણ મનમાં એ પરમતત્ત્વનો સ્વાદ લીધા કરતો હોય છે, તેથી તેને ઇંદ્ર આદિ દેવતાઓ પણ એ લાગણીમાંથી ડોલાવી શકતા નથી.[૮૩-૮૪] જારપુરુષના સંગમાં આસક્ત રહેનારી સ્ત્રીને કયો પતિ પોતે બળવાન હોવા છતાં પણ તેના મનમાં રહ્યા કરતા જારપુરુષના સંગરૂપી સંકલ્પોને ભુલાવી શક્યો છે? તે જ રીતે જગત સંબંધી સઘળા વિષયના આનંદો જેમાં એકરસ થઈ જાય છે એવા બ્રહ્માનંદમાં આસક્ત રહેનારા તત્ત્વવેત્તા પુરુષને બીજા કયા લોકોથી અથવા બીજા કયા વિષયોથી પોતે પ્રબળ હોવા છતાં પણ તેના મનમાં રહ્યા કરતા બ્રહ્માનંદરૂપી મહોત્સવનું વિસ્મરણ કરાવી શકાય? કોઈથી પણ કરાવી શકાય નહિ.[૮૫-૮૬] જેમ જારપુરુષના વ્યસનવાળી વહુ સઘળા ખટપટોવાળા ઘરના વ્યવહારને અખંડિત રીતે કર્યા કરતી હોય,

કુળનાં માણસોથી પરતંત્ર હોય અને તેને તેનો ધણી તથા સસરો વઢ્યા કરતો હોય, તોપણ તે વહુ મનમાં જારપુરુષના સંગના આનંદમાં જ મગ્ન રહે છે અને કોઈ દુઃખોને ગણકારતી નથી; તેમ અવિદ્યાથી રહિત થઈને આત્મસ્વરૂપના આનંદમાં લાગેલો પવિત્ર પુરુષ અખંડિત રીતે વ્યવહાર કર્યા કરતો હોય, વ્યવહારમાં બીજા લોકોથી પરતંત્ર હોય અને તેને કેટલાએક દુર્જનો સંતાપતા હોય, તોપણ તે પુરુષ મનમાં આત્મ સ્વરૂપના આનંદમાં જ મગ્ન રહે છે અને કોઈ દુઃખો-ગણકારતો નથી.[૮૭-૮૯] એવો બ્રહ્મવેત્તા પુરુષ કદી પણ આંસુ ખેરીને રોતો નથી, કપાઈ જાય તોપણ કપાતો નથી, બળી જાય તોપણ બળતો નથી અને મરી જાય તોપણ મરતો નથી.[૯૦] વ્યવહાર સંબંધી સુખ–દુઃખોરૂપી સન્નિપાતથી રહિત થયેલો અને શરીરનાં પ્રારબ્ધની ગતિથી ગમે તેવાં ભારે સંકટો આવી પડતાં પણ તેના ઉપર ધ્યાન જ નહિ આપનારો જીવન્મુક્ત પુરુષ ઘરમાં રહે તોપણ ભલે, ઉત્તમ નગરમાં રાજ્ય કરે તોપણ ભલે, મોટા પર્વતની ગુફામાં રહે તો-પણ ભલે, ઉજ્જડ જંગલમાં રહે તોપણ ભલે અને તપોવનમાં રહે તોપણ ભલે.[૯૧]

व्यपगतसुखदुःखसन्निपातो विधिविधुरेष्वपि संकटेष्वचित्तः । विलसतु सदने पुरोत्तमे वा विततगिरौ विपिने तपोवने वा ॥९१॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'વૈરાગ્યોપદેશ' નામનો સર્ગ ૭૪મો સમાપ્ત

## सर्ग ७५ मो*

## અધિકારમાં રહેવા છતાં તેથી નહિ લેપાયેલાઓનાં નામ

वसिष्ठ उवाच

जनकः संस्थितो राज्ये व्यवहारपरोऽपि सन् । विगतज्वर एवांतरनाकुलमतिः सदा ॥१॥

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! જીવન્મુક્ત થયેલો જનકરાજા રાજ્ય સંબંધી વ્યવહારો કર્યા કરતો હોવા છતાં પણ સર્વદા મનની અંદર સંતાપોથી રહિત અને અકુલપણા વિનાની બુદ્ધિવાળો રહીને રાજ્ય કરે છે.[૧] તમારા દાદા દિલીપરાજા એ સઘળાં કામકાજોમાં અત્યંત તત્પર રહેતા હતા, તે છતાં પણ મનમાં કોઈ પ્રકારની આસક્તિ નહિ રાખતાં, લાંબા કાળ સુધી પૃથ્વીને ભોગવી હતી.[૨] જ્ઞાની હોવાને લીધે સુખ–દુઃખાદિના સંગથી દૂર રહીને લોકોનું પાલન કરતા જીવન્મુક્ત વૈવસ્વત મનુએ લાંબા કાળ સુધી રાજ્ય કર્યું હતું.[૩] માંધાતારાજા પોતાના જીવનનો લાંબો કાળ પૂરો થતાં સુધી વિચિત્ર સૈન્યોવાળાં તથા વિચિત્ર બળવાળાં યુદ્ધોમાં અને ઘણાઘણા વ્યવહારોમાં રહેતો હોવા છતાં પણ મનમાં રાગ–દ્વેષથી રહિતપણાને લીધે પરમ પદ પામ્યો હતો.[૪] બળિરાજા પાતાળમાં રહીને જાણે વ્યવહારને સાચો ગણતો હોય એવી રીતે વ્યવહાર કર્યા કરે છે; તોપણ સર્વદા મનથી ત્યાગ કરનારો અને આસક્તિ વિનાનો હોવાને લીધે જીવન્મુક્ત જ છે. દાનવોનો રાજા નમુચિ સર્વદા દેવતાઓની સામે યુદ્ધો કરવાની ગોઠવણોમાં લાગ્યો હતો અને દેવતાઓનાં તથા દૈત્યોનાં અનેક પ્રકારનાં આચરણોના વિચારોમાં ગૂંથાયેલો રહેતો હતો, તોપણ મનથી આસક્તિ વિનાનો હોવાને લીધે કોઈ પ્રસંગમાં પણ વ્યાકુળ થયો ન હતો. ઉદાર મનવાળા અને માન ધરાવનારા વૃત્રાસુરે પણ મનમાં શાંત રહીને દેવતાઓની સાથે સંગ્રામ કર્યો હતો અને ઇંદ્રની સાથે યુદ્ધ કરીને દેહનો ત્યાગ કર્યો હતો.[૫-૭] પાતાળનો સ્વામી પ્રહ્લાદ પણ દાનવોનાં રાજ્ય સંબંધી સઘળાં કાર્યો કરતો હોવા છતાં પણ અવિનાશી અને વચનથી

* આ પચોતેરમા સર્ગમાં મોટામોટા અધિકારોમાં રહેતા છતાં પણ હર્ષ–શોક આદિથી નહિ લેપાયેલા દેવ, અસુર અને માણસો આદિ ઘણા જીવન્મુક્તોનાં નામો આપવામાં આવશે.

વર્ણવી શકાય નહિ એવા બ્રહ્માનંદમાં રહેલો છે. શંબરાસુર માયાઓ કરવામાં તત્પર રહેતો હતો, તોપણ પોતામાં બ્રહ્મસ્વરૂપની ભાવના કર્યા કરતો હતો અને તેણે મનથી આ માયિક સંસારને ત્યજી દીધો હતો. 'કુશલ' નામનો દાનવ સઘળા દાનવોને પોતાના પક્ષમાં રાખી વિષ્ણુની સાથે સંગ્રામો કર્યા કરતો હતો, તોપણ તેણે બ્રહ્મવિદ્યાના પ્રભાવને લીધે આસક્તિથી રહિત થઈને મનથી આ સંસારને ત્યજી દીધો હતો. સઘળા દેવતાઓના મુખરૂપ અગ્નિ અનેક કાર્યોમાં તત્પર રહ્યા કરે છે અને લાંબા કાળથી યજ્ઞોમાં પૂજાય છે તથા યજ્ઞોની આહુતિઓ ગ્રહણ કરે છે, તોપણ જીવન્મુક્તપણાથી સંસારમાં રહ્યો છે.[૮–૧૧] જેમ આકાશ આપણાં શરીરો આદિથી દબાતાં છતાં પણ કોઈ પ્રકારે સુખ–દુઃખાદિના સંબંધને પ્રાપ્ત થતું નથી તેમ દેવતાઓએ પોતાનું અમૃત પી લીધા છતાં પણ ચંદ્ર બ્રહ્માકાર મનવાળો રહેવાથી ક્યાંય સુખ–દુઃખાદિના સંબંધને પ્રાપ્ત થતો નથી.[૧૨] દેવતાઓના ગુરુ બૃહસ્પતિ સ્વર્ગમાં પુરોહિતપણા સંબંધી વિચિત્ર કાર્યો કર્યા કરે છે અને તેમણે પોતાની સ્ત્રી તારાને ચંદ્રના ઘરમાંથી પાછી લેવા સારુ ચંદ્રની સાથે યુદ્ધની ખટપટ ઉઠાવી હતી, તોપણ મનથી અસંગ હોવાને લીધે જીવન્મુક્ત જ છે.[૧૩] દૈત્યોના ગુરુ શુક્રાચાર્ય કે જે આકાશને પોતાની કાંતિથી પ્રકાશિત કરે છે, મહાપંડિત છે અને નીતિશાસ્ત્ર રચીને સર્વને ધન આદિનું પાલન કરવાની યોગ્ય યુક્તિઓ બતાવનાર છે, તે પણ મનમાં નિર્વિકાર રહીને જ પોતાના આયુષ્યના સમયને વિતાવે છે. વાયુ લાંબા કાળથી બ્રહ્માંડની અંદર રહેનારાં સર્વ પ્રાણીઓનાં શરીરોને ચલાવ્યા કરે છે તથા પોતે સર્વદા સઘળા જગતમાં વિચર્યા કરે છે, તોપણ મનમાં હર્ષ–શોકાદિથી પર રહેવાને લીધે જીવન્મુક્ત જ છે.[૧૪,૧૫] લોકોનાં ઊંચાંનીચી સ્થિતિઓમાં થતાં પરિવર્તનોને તથા તેઓથી થતા ઉદ્વેગોને જાણવા છતાં પણ મનમાં કશો ખેદ નહિ ધરતા બ્રહ્મા પણ પોતાના મનને સમાન સ્થિતિમાં રાખીને પોતાના વિસ્તીર્ણ આયુષ્યના સમયને વિતાવ્યા કરે છે. વિષ્ણુ ભગવાન જીવન્મુક્ત હોવા છતાં પણ આ સંસારમાં લાંબા કાળથી તે તે અવતારોને લઈને જરા, મરણ તથા યુદ્ધ આદિ લીલાઓને કર્યા કરે છે.[૧૬,૧૭] હે રામ! સદાશિવ જીવન્મુક્ત હોવા છતાં પણ જેમ કામી પુરુષ કામનાવાળી સ્ત્રીને ધરી રહે, તેમ જાણે સૌભાગ્યરૂપી વૃક્ષની મંજરી હોય એવાં પાર્વતીને પોતાના દેહના અર્ધ ભાગમાં ધરી રહ્યા છે.[૧૮] જેમ ચંદ્રની કળાઓ જેવા નિર્મળ શુદ્ધ મોતીઓના હારને ગળે બાંધવામાં આવે, તેમ પાર્વતીએ પોતે જીવન્મુક્ત હોવા છતાં પણ ગોરાં અંગોવાળા સદાશિવને ગળે બાંધ્યા છે.[૧૯] ગંભીર બુદ્ધિવાળા મહાવીર અને જાણે સઘળી વિદ્યાઓરૂપી રત્નોને રહેવાનો એક સમુદ્ર હોય એવા કાર્તિકેય સ્વામીએ પોતે મુક્ત હોવા છતાં પણ તારકાસુર આદિ દૈત્યોની સાથે યુદ્ધો કર્યાં હતાં.[૨૦] હે રામ! સદાશિવના 'ભૃંગીશ'* નામના એક ગણે ધ્યાનથી શુદ્ધ થયેલી અને ધીરતાવાળી જીવન્મુક્ત બુદ્ધિથી જ પોતાનાં માતાજી પાર્વતીને પોતાનાં લોહી અને માંસ શરીરમાંથી કાઢીને પાછાં આપ્યાં હતાં. નારદ મુનિ જીવન્મુક્ત છે, તોપણ લોકોમાં કજિયારૂપ કૌતુકને પ્રવર્તાવનારી લીલા કરતાકરતા આ જગતરૂપી જંગલમાં તે ફર્યા કરે

* 'ભૃંગીશ' અથવા 'ભૃંગિરિટિ' નામનો એક ગણ પ્રથમ પાર્વતીનો અનાદાર કરીને શિવનું જ આરાધન કરતો હતો. તેથી કોપ પામેલાં પાર્વતીએ તેના શરીરમાંથી માંસ તથા રુધિરરૂપ પોતાનો ભાગ પાછો માગતાં, તેણે પોતાના માંસ તથા રુધિર પાર્વતીને પાછાં આપ્યાં હતાં. પુત્રના શરીરમાં માંસ તથા રુધિર માતાનો ભાગ છે અને અસ્થિ આદિ પિતાનો ભાગ છે. આ કથા પુરાણોમાં પ્રસિદ્ધ છે.

છે. મહાસમર્થ અને માનનીય વિશ્વામિત્ર પણ પોતે મનથી સઘળી આસક્તિઓ વિનાના રહીને વેદોમાં કહેલી યજ્ઞ આદિ ક્રિયાઓને કર્યા કરે છે. શેષનાગ પણ જીવન્મુક્ત રહીને જ પૃથ્વી ધારણ કરે છે. સૂર્ય પણ જીવન્મુક્ત રહીને જ દિવસ કરવાની ક્રિયા ચલાવ્યા કરે છે અને યમ પણ જીવન્મુક્ત રહીને જ પાપી લોકોને શિક્ષા કર્યા કરે છે. આ ત્રૈલોક્યમાં જીવન્મુક્ત થયેલા બીજા પણ સેંકડો યક્ષો, અસુરો, મનુષ્યો અને દેવો છે કે જે આસક્તિ વિનાના મનથી જ અનેક વ્યવહારોને કર્યા કરે છે. કેટલાએક મહાત્માઓ અનેક ખટપટોથી ભરેલા વ્યવહારોમાં રહેતા હોવા છતાં પણ મનમાં અત્યંત શીતળ રહે છે અને કેટલાએક મૂઢ પુરુષો પથરાઓની જેમ કશી ક્રિયા કરતા નથી, તોપણ મનમાં તપ્યા કરે છે.[૨૧-૨૬] કેટલાએક જીવન્મુક્ત પુરુષો પરમબોધને પ્રાપ્ત થઈને વનમાં ગયેલા છે. જેમકે ભૃગુ, ભરદ્વાજ, વિશ્વામિત્ર અને શુક વગેરે. કેટલાએક જીવન્મુક્ત પુરુષો છત્ર-ચામરોની મોજ માણતા રાજ્યોમાં રહેલા છે; જેમકે જનકરાજા, શર્યાતિરાજા, માંધાતારાજા અને સગરરાજા ઇત્યાદિ. [૨૭-૨૮] કેટલાએક જીવન્મુક્ત પુરુષો આકાશની અંદર નક્ષત્રોના ચક્રમાં રહેલા છે, જેમકે બૃહસ્પતિ, શુક્રાચાર્ય, ચંદ્ર, સૂર્ય અને સપ્તર્ષિઓ ઇત્યાદિ. [૨૯] કેટલાએક જીવન્મુક્ત પુરુષો દેવપદવીને પ્રાપ્ત થઈ વિમાનોમાં બેસીને ફરે છે; જેમકે અગ્નિ, વાયુ, વરુણ, યમ, તુંબુરુ અને નારદ ઇત્યાદિ. કેટલાએક જીવન્મુક્ત પુરુષો પાતાળમાં રાજ્ય કરે છે; જેમકે બળિરાજા, સુહોત્રાસુર, અંધાસુર, પ્રહ્લાદ અને આહ્લાદ ઇત્યાદિ. પશુઓની તથા પક્ષીઓની જાતિઓમાં પણ કેટલાએક ગરુડ, હનુમાન તથા જાંબવાન આદિ જીવન્મુક્ત લોકો છે અને દેવતાઓની યોનિઓમાં પણ કેટલાએક અજ્ઞાનીઓ છે.[૩૦-૩૨] 'દેવતાઓની યોનિ અતિ સાત્ત્વિક છે, તે છતાં પણ તેમાં કેટલાએક અજ્ઞાનીઓ કેમ છે?' એવી શંકા રાખવી નહિ; કેમકે અત્યંત વિસ્તીર્ણ અને સર્વરૂપ પરમાત્મામાં માયા નામની વિચિત્ર શક્તિને લીધે સર્વ દેશમાં, સર્વ કાળમાં, સર્વ પ્રકારે અને સર્વથી સર્વ થવું સંભવે છે. [૩૩] દૈવનો અનંત આરંભોથી ભરેલો નિયમ વિચિત્ર છે અને તેમાં મન આદિ અંશોની વિચિત્રતાને લીધે સર્વત્ર સઘળું અસંભવિત પણ જોવામાં આવે છે.[૩૪] દૈવ એ કાંઈ કોઈ બીજો પદાર્થ નથી, પણ જે ચૈતનરૂપ આપણો આત્મા છે તે જ બ્રહ્મા, દૈવ, વિષ્ણુ, વિધાતા, સર્વેશ્વર, શિવ અને ઈશ્વર ઇત્યાદિ નામોથી કહેવાય છે. [૩૫] માયારૂપી શક્તિ કે જેમાં તુચ્છ વસ્તુની અંદર ઉત્તમ વસ્તુની સ્થિતિ અને ઉત્તમ વસ્તુની અંદર તુચ્છ વસ્તુની સ્થિતિ આદિ અનેક ગરબડો જોવામાં આવે છે, તેમાં અસંભવિત એવું શું હોય? તુચ્છ વસ્તુની અંદર પણ ઉત્તમ વસ્તુ રહે છે. જેમ રેતીના કણોમાં સોનું જોવામાં આવે છે, તેમજ તુચ્છ વસ્તુની અંદર પણ ઉત્તમ વસ્તુ રહે છે; જેમ સુવર્ણના કણોની અંદર મેલ જોવામાં આવે છે, તેમ ઉત્તમ વસ્તુની અંદર પણ તુચ્છ વસ્તુ રહે છે.[૩૬] અયોગ્ય પદાર્થમાં પણ યુક્તિથી જોઈએ તો કોઈ જાતની યોગ્યતા જોવામાં આવે છે. જેમકે પાપનું ફળ અત્યંત અયોગ્ય છે, તોપણ તેની બીકથી લોકો ધર્મમાં પ્રવર્તે છે, તો એટલી તેમાં પણ યોગ્યતા છે.[૩૭] જે પદાર્થ શૂન્ય હોય તેમાંથી પણ કોઈ સમયે સાચું ફળ થતું જોવામાં આવે છે. જેમકે ધ્યાનયોગ અત્યંત શૂન્ય છે, તોપણ તેથી સાચા બ્રહ્મપદની પ્રાપ્તિ થાય છે.[૩૮] જે પદાર્થ મુદ્દલ હોય જ નહિ તે પદાર્થ પણ દેશના તથા કાળના વિલાસને લીધે તુરત ઉદય પામે છે. જેમકે ઇંદ્રજાળની સૃષ્ટિમાં શિંગડાંવાળાં સસલાં જોવામાં આવે છે.[૩૯] જે પદાર્થો

વજ્ર જેવા અત્યંત દૃઢ હોય તેઓ પણ ક્ષય પામતા જોવામાં આવે છે. જેમકે કલ્પના અંતે ચંદ્ર, સૂર્ય, પૃથ્વી, સમુદ્રો અને દેવતાઓ ઇત્યાદિક પણ ક્ષય પામે છે.[40] હે રામ ! આ પ્રમાણે જગત અનિયમિત સ્થિતિવાળું જ છે અને તેમાં અનેક પદાર્થ સંભવે અને અનેક પદાર્થ ન સંભવે એવો કોઈ જાતનો ક્રમ જ નથી; માટે હર્ષને, ક્રોધને, ખેદને તથા વ્યવહાર સંબંધી ફળોની આશાઓને તજી દઈને સમતા પામો. આ જગતમાં અસંભવિત સંભવિત પણ થઈ જાય છે અને સંભવિત અસંભવિત પણ થઈ જાય છે; એટલા માટે આવા ગરબડિયા જગતની ઉપર રુચિ તથા અરુચિ એ બન્નેનો ત્યાગ કરીને સમતા ધરો. હે રામ ! 'જો કોઈ જાતની વ્યવસ્થા ન હોય તો મુક્તિ થતાં પણ સંસારનો સંબંધ ચાલુ રહે' એવો સંદેહ કરવો નહિ; કારણ કે લોકો તત્ત્વજ્ઞાનને નહિ જાણતા હોવાથી, અનર્થ કરનાર સંસારના ભ્રમમાં ફસાઈ જાય છે, પણ મુક્તિમાં તેવો ભ્રમ રહેતો નથી.[41-43] હે રામ ! મુક્તિ આત્મારૂપ હોવાને લીધે સર્વદા પ્રાપ્ત જ છે, માટે તેના ટળી જવાની શંકા જ નથી. લોકમાં કહેવામાં આવે છે કે 'મુક્તિ પ્રાપ્ત થઈ' પણ તે નવી પ્રાપ્ત થતી નથી; પરંતુ જેમ કંઠમાં પહેરેલો છતાં ભુલાઈ ગયેલો હાર તેનું માત્ર સ્મરણ થવાથી પ્રાપ્ત થયેલો કહેવાય છે, તેમ મુક્તિ માત્ર વિવેક પ્રાપ્ત થવાથી પ્રાપ્ત થયેલી કહેવાય છે. કરોડો જીવો વિવેકની પ્રવૃત્તિથી જ મુક્ત થઈ ગયેલા છે.[44] મુક્તિ વિવેકથી સુલભ છે, પણ વિવેક વિનાના અજ્ઞાનથી કદી પણ મળતી નથી. મનનો ક્ષય થવાથી મુક્તિ થાય છે અને તે મનનો ક્ષય વિવેકથી થાય છે; માટે તમે વિવેકને પ્રદીપ્ત કરો.[45] મુક્તિને ઇચ્છનારા પુરુષે આત્માના અવલોકનમાં યત્ન કરવો જોઈએ. આત્માનું દર્શન મળવાથી સઘળાં દુઃખોનાં માથાં કપાઈ જાય છે.[46] આ સમયમાં પણ રાગથી તથા આસક્તિથી રહિત થયેલા અને ગંભીર બુદ્ધિવાળા સુહોત્રરાજા જેવા તથા જનકરાજા જેવા ઘણાઘણા જીવન્મુક્ત પુરુષો છે; માટે 'પૂર્વકાળના પુરુષોને જ જીવન્મુક્તિ થતી હતી' એમ સમજવું નહિ.[47] હે રામ ! માટે તમે પણ વિવેકથી તથા વૈરાગ્યથી ધીરજવાળી બુદ્ધિનો ઉદય કરી અને ઢેફામાં, પથરામાં તથા સોનામાં સમાન દૃષ્ટિ રાખીને જીવન્મુક્તપણાથી વિહાર કરો.[48] લોકમાં વિવેકી પ્રાણીઓને પ્રાપ્ત થતી મુક્તિ બે પ્રકારની છે. એક સદેહમુક્તિ અને બીજી વિદેહમુક્તિ. મુક્તિના એ બે ભેદ હોવાનું જે કારણ છે તે હું કહું છું, તમે તે સાંભળો. હે રામ ! પદાર્થોમાં આસક્તિ ટળી જવાથી મનની જે શાંતિ થાય છે તે મુક્તિ કહેવાય છે. આવા પ્રકારની મનની શાંતિ શરીર જીવતાં છતાં પણ હોવી સંભવે છે અને શરીર પડી ગયા પછી પણ હોવી સંભવે છે.[49-50] અનાત્મ પદાર્થોમાં આત્મપણાની ભ્રાંતિથી થયેલા અને થતા સ્નેહનો જે ક્ષય થવો એ જ ઉત્તમ મુક્તિ છે એવો સિદ્ધાંત છે. એવી રીતનો સ્નેહનો અભાવ શરીર હોય તોપણ સંભવે છે અને શરીર પડી ગયું હોય તોપણ સંભવે છે.[51] શરીર જીવતાં છતાં જે પુરુષ સ્નેહથી રહિત હોય તે જીવન્મુક્ત કહેવાય છે. જેને અનાત્મ પદાર્થોમાં સ્નેહ હોય તે બદ્ધ (બંધાયલો) કહેવાય છે અને જીવન્મુક્ત થયા પછી જે મરી જાય તે મૂઆ પછી પણ સ્નેહથી રહિત જ હોવાને લીધે વિદેહમુક્ત કહેવાય છે.[52] હે રામ ! મોક્ષને માટે યુક્તિપૂર્વક યત્ન કરવો જોઈએ. જો યુક્તિ વિના એકલો યત્ન જ કરવામાં આવે, તો ગાયના પગલાનું ખાબોચિયું પણ દુસ્તર થઈ પડે છે. યુક્તિ વિનાનો યત્ન કરવાથી આત્મતત્ત્વના નિશ્ચયરૂપ ફળ થતું નથી અને તે ફળ નહિ થવાથી યત્ન વ્યર્થ જતાં, યત્ન માટે જે મોટું કષ્ટ

વેઠ્યું હોય તે પણ માથે પડે છે. એટલા માટે કેવળ મૂઢતાથી યુક્તિ વિનાનો યત્ન કરીને આત્માને અનર્થોમાં નાખવો નહિ. તમે મોટી ધીરજનું અવલંબન કરી, મુક્તિની પ્રાપ્તિને માટે યુક્તિપૂર્વક યત્નમાં મન લગાવી પોતાની મેળે પોતાના આત્માનો વિચાર કરો. યુક્તિપૂર્વક મોટો યત્ન કરવાથી સંસારરૂપી સમુદ્ર ગાયના પગલાનાં ખાબોચિયા જેવો થઈ જાય છે.[૫૩-૫૫] બુદ્ધે આત્મતત્ત્વના નિશ્ચયને માટે મોટો યત્ન કર્યો પણ યુક્તિ વિનાનો કર્યો, તેથી તે બુદ્ધ આત્મતત્ત્વના ખરા નિશ્ચયને નહિ પહોંચી શકતાં ક્ષણિક બુદ્ધિની ધારાને આત્મા સમજીને તેમાં જ ખરાબ થયા છે. સાંખ્યના આચાર્ય કપિલે પણ આત્મતત્ત્વના નિશ્ચયને માટે મોટો યત્ન કર્યો, પણ યુક્તિ વિનાનો કર્યો, તેથી તે પણ આત્મતત્ત્વના ખરા નિશ્ચયને નહિ પહોંચી શકતાં, ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ પ્રધાનને પણ સત્ય માનીને દ્વૈતમાં ખરાબ થયા છે. જૈનમતને ચલાવનારો કોઈ રાજા હતો, તેણે પણ આત્મતત્ત્વના નિશ્ચયને માટે મોટો યત્ન કર્યો, પણ યુક્તિ વિનાનો કર્યો, તેથી તે પણ આત્મતત્ત્વના ખરા નિશ્ચયને નહિ પહોંચી શકતાં, આત્માને અવયવોવાળો માનીને અને તે અવયવોને વધવા ઘટવાના સ્વભાવવાળા માનીને અધ્રુવપણામાં ખરાબ થયો છે. શ્રુતિઓના રહસ્યને જાણનારા મહાત્મા પુરુષો જ આત્મતત્ત્વના ખરા નિશ્ચયરૂપ મુક્તિપદને પ્રાપ્ત થયા છે અને કેવળ તેઓને જ યુક્તિપૂર્વક યત્ન કરવાનું મોટું ફળ મળ્યું છે.[૫૬]

यदुपगतः सुगतः पदं प्रधानं यदपगतोऽश्रुवतां नृपश्च कश्चित् । यदुपगताः पदमुत्तमं महान्तः प्रयतनकल्पतरोर्महाफलं तत् ॥५६॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'મુક્તામુક્તવિચાર' નામનો સર્ગ ૭૫મો સમાપ્ત**

# સર્ગ ૭૬ મો×

## સંસારસમુદ્રથી તરવાના ઉપાયોનું વર્ણન

**વસિષ્ઠ ઉવાચ**

**ब्रह्मणः समुपायांति जगंतीमानि राघव ।**
**स्थैर्यं यांत्यविवेकेन शाम्यंत्येव विवेकतः ॥ १ ॥**

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! આ સઘળાં બ્રહ્માંડો બ્રહ્મમાંથી પ્રકટ થાય છે, અવિવેકથી સ્થિર થાય છે અને વિવેકથી શાંત જ થઈ જાય છે.[૧] બ્રહ્મરૂપી સમુદ્રમાં જગતની જાળોરૂપી જેટલી ચકરીઓ ફર્યા કરે છે અને જાળિયાંઓમાં પડતી સૂર્યની કાંતિઓમાં જેટલાં ત્રસરેણુઓ ઊડે છે, તેઓની સંખ્યા ગણવાને કોણ સમર્થ છે ? કોઈ પણ સમર્થ નથી. હે રૂપાળા રામ ! અયથાર્થ વિચાર જગતની સ્થિતિનું કારણ છે અને યથાર્થ વિચાર જગતની શાંતિનું કારણ છે.[૨-૩] આ સંસારરૂપી ભયંકર સમુદ્ર અત્યંત દુષ્પાર છે અને તેમાંથી તરી પાર ઊતરવાનું હોય, તો યુક્તિ વિના અને પ્રયત્ન વિના બની શકે એમ નથી.[૪] મરણોરૂપી અગાધ ચકરીઓથી તથા કલ્લોલોથી વ્યાકુળ મધ્યવાળો, પુણ્યોરૂપી ભમતાં ફીણોવાળો, નરકોરૂપી પ્રજ્વલિત વડવાગ્નિઓવાળો, તૃષ્ણાઓરૂપી ચપળ લહરીઓવાળો, ચિત્તોરૂપી જળ–હાથીઓવાળો, ભોગોરૂપી રત્નોના ડાબલા જેવો, રોગોરૂપી ભયંકર સર્પોથી વ્યાપ્ત થયેલો, ઇંદ્રિયોરૂપી ઝૂંડોની ઘુઘવાટીવાળો અને જેમાં પ્રાણીઓનાં જીવિતોરૂપી નદીઓ લીન થતી જાય છે એવો આ સંસારરૂપી સમુદ્ર જેના મોહરૂપી જળના પૂરથી ભરાઈને પૂર્ણ થયો છે, તે જ જો એ સમુદ્રને તરે તો તેણે મોટો પુરુષાર્થ કર્યો કહેવાય.[૫-૭] હે રામ ! આ સમુદ્રમાં પહાડ જેવા ધીરપુરુષોને પણ ખેંચી

× આ છોંતેરમા સર્ગમાં સ્ત્રીઓરૂપી કલ્લોલોવાળા સંસારરૂપી સમુદ્રનું, તેમાથી તરી પાર ઊતરવાના ઉપાયનું અને તરીને પાર ઊતર્યા પછી યથેષ્ટ વિહાર કરવાનું નિરૂપણ કરવામાં આવશે.

શકનારી, હોઠની શોભાઓરૂપી હીરામાણેકવાળી, નેત્રોરૂપી નીલકમળોવાળી, દાંતોરૂપી પુષ્પોથી તથા ફળોથી ઘેરાયેલી, મંદ હાસ્યોરૂપી ફીણોથી શોભી રહેલી, કેશોરૂપી ઈંદ્રનીલમણિઓવાળી, ભ્રૂકુટીઓના વિલાસોરૂપી ગતિઓવાળી, નિતંબો રૂપી મોટા કાંઠાવાળી, કંઠોરૂપી શંખોથી દીપી રહેલી, લલાટોરૂપી રત્નમય પાટિયાંઓવાળી, વિલાસોરૂપી મોટા મગરોની ભીડવાળી, કટાક્ષોરૂપી ગંભીર ભ્રમણોવાળી અને કાંતિઓરૂપી સોનાની રેતીઓવાળી આ સ્ત્રીઓરૂપી ચંચળ અને સુંદર અપૂર્વ લહરીઓ ફેલાયેલી છે તે જુઓ.[૮–૧૧] આવી ચપળ લહરીઓને લીધે અત્યંત ભયંકર થયેલા આ સંસારરૂપી સમુદ્રમાંથી જો તેમાં ડૂબેલો પુરુષ બહાર નીકળે, તો તેણે મોટો પુરુષાર્થ કર્યો ગણાય. બુદ્ધિરૂપી મોટું વહાણ હોવા છતાં અને વિવેકરૂપી એ વહાણને ચલાવનારો હોવા છતાં જે પુરુષ આ સંસારરૂપી સમુદ્રને તરી જાય નહિ તે પુરુષને ધિક્કાર છે.[૧૨,૧૩] આ સંસારરૂપી સમુદ્ર કે જેનો આ તરફ કે પેલી તરફ છેડો જ દેખાતો નથી, તેને સઘળી રીતે બ્રહ્મરૂપ બનાવી દઈને જ પુરુષ તેમાં વિચરે તે જ સાચો પુરુષ કહેવાય છે.[૧૪] મહાત્માઓની સાથે આ સંસાર રૂપી સમુદ્રનો વિચાર કરી તથા બુદ્ધિથી તેનું અવલોકન કરીને તે પછી જો પુરુષ તેમાં ક્રીડા કરે તો તે ક્રીડા શોભે છે, વિચાર કર્યા વિના તથા અવલોકન કર્યા વિના આ સમુદ્રમાં ક્રીડા કરવી શોભતી જ નથી.[૧૫] હે રામ! આ જગતમાં તમે વિચારમાં વિચક્ષણ બુદ્ધિવાળા હોવાને લીધે ભાગ્યશાળી છો અને ભાગ્યશાળી છો તેથી આ અવસ્થામાં જ સસારનો વિચાર કરવા લાગ્યા છો.[૧૬] જે પુરુષ તમારી જેમ નાની અવસ્થામાં જ અતિ સુંદર બુદ્ધિથી સંસારરૂપી સમુદ્રનો વિચાર કરીને પછી તેમાં પ્રવેશ કરે, તે પુરુષ એ સમુદ્રમાં ડૂબતો નથી.[૧૭] હે રામ! જેમ ગરુડ પ્રથમ વિચાર કરીને પછી સર્પોને ભોગવે છે (ખાય છે), તેમ સમજુ પુરુષે બુદ્ધિથી પ્રથમ વિચાર કરીને પછી આ ભયંકર ભોગોને ભોગવવા જોઈએ.[૧૮] સંસારના વ્યવહારમાં પણ એ જ પદ્ધતિ જોવામાં આવે છે કે, વિચાર કરી તેનું ઊંડાણ જાણીને જે જે સંપત્તિઓનું સેવન કરવામાં આવે, તે તે સંપત્તિઓ માણસને પરિણામે સુખ આપે છે અને વિચાર કર્યા વિના તથા ઊંડાણ જાણ્યા વિના જે સંપત્તિઓનું સેવન કરવામાં આવે, તે સંપત્તિઓ કેવળ દુઃખદાયી જ થાય છે.[૧૯] જેમ વસંતઋતુ જોવામાં આવતાં, વૃક્ષના સૌંદર્ય આદિ ગુણો વૃદ્ધિ પામે છે, તેમ તત્ત્વ જોવામાં આવતાં, પુરુષનાં બળ, બુદ્ધિ અને તેજ વૃદ્ધિ પામે છે. હે રઘુનંદન! તમે જે જાણવાનું છે તે જાણી લીધેલું હોવાને લીધે, જેમ પૂર્ણિમાનો ચંદ્ર ઘાટા અમૃતથી ભરપૂર થઈને તાપને મટાડનારી નિર્મળ અને સર્વદા સમતાવાળી શોભાથી અત્યંત શોભે છે, તેમ તમે ઘાટા આનંદથી ભરપૂર થઈને આધ્યાત્મિક આદિ ત્રણે તાપોને મટાડનારી નિર્મળ અને સર્વદા સમતાવાળી બ્રહ્મવિદ્યારૂપી શોભાથી અત્યંત શોભો છો.[૨૦,૨૧]

घनरसायनपूर्णसुशीतया विमलया समया सततं श्रिया। शिशिररश्मिरिवातिविराजसे विदितवेद्यसुखं रघुनंदन ॥ २१ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સંસારસાગરસામ્યપ્રતિપાદન' નામનો સર્ગ ૭૬મો સમાપ્ત**

## સર્ગ ૭૭મો×

## જીવન્મુક્તનાં લક્ષણો

**राम उवाच**

समासेन मुने भूयो दृष्टतत्त्वचमत्कृतेः।
कथयोदारवृत्तांतं कस्ते वचसि तृप्यति ॥ १ ॥

રામ બોલ્યા: હે મુનિ! તત્ત્વનો ચમત્કાર

× આ સિત્તોતેરમા સર્ગમાં જેમ દેવતાઓ પારિ-

જોનારા જીવન્મુક્તનાં જે જે ઉત્તમ લક્ષણો છે, તેનો એકઠો સંગ્રહ કરીને ફરી વાર પણ આપ મારી પાસે કહો. આપનાં વચન સાંભળતાં કોને તૃપ્તિ થાય ?[1]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જીવન્મુક્તનાં લક્ષણો મેં ઘણીઘણી વાર કહ્યાં છે, તોપણ ફરી વાર આ સંગ્રહરૂપે હું કહું છું તે સાંભળો. સઘળી તૃષ્ણાઓથી રહિત થયેલો જીવન્મુક્ત પુરુષ સર્વત્ર અને સર્વદા આ સઘળા જગતને મોહમય અને ઝાંઝવાનાં પાણીની પેઠે દેખે છે.[૨-૩] જીવન્મુક્ત પુરુષ જાણે સમાધિમાંજ રહ્યો હોય, જાણે સૂઈ ગયેલા મનવાળો હોય અને જાણે આનંદમાં મસ્ત રહેતો હોય તેમ સંસારમાં રહે છે.[૪] પ્રથમ ઇંદ્રિયોથી લીધેલા અને પછી હાથથી લીધેલા અલંકાર વગેરેને પણ બુદ્ધિથી લેતો નથી; કારણ કે તેની બુદ્ધિ પ્રૌઢ, સમતાવાળી અને અંતર્મુખ થયેલી હોય છે.[૫] શાંત બુદ્ધિવાળો જીવન્મુક્ત પુરુષ પોતાના વિચાર અંતર્મુખ થવાને લીધે આ જગતના વ્યવહારને યંત્રથી નાચતાં પૂતળાંઓના વ્યવહાર જેવો જોઈને હસ્યા કરે છે.[૬] એ પુરુષ ભવિષ્યની અપેક્ષા રાખતો નથી, વર્તમાનમાં રુચિ કરતો નથી, થઈ ગયેલાંને સંભારતો નથી અને તેમ હોવા છતાં પણ સઘળો વ્યવહાર કરે છે.[૭] જીવન્મુક્ત પુરુષ વ્યવહારમાં રુચિ નહિ હોવાને લીધે સૂતેલા જેવો રહે છે, આત્મવિચારમાં જાગતો રહે છે, વ્યવહારમાં વિચક્ષણ બને છે, વિચક્ષણ હોવા છતાં પણ વિચક્ષણતાના ફળને ઇચ્છતો નથી અને સઘળાં કાર્યો કરે છે, તે છતાં અંદર કાંઈ કરતો નથી.[૮] સર્વદા મનથી સર્વનો ત્યાગ કરનારો અને સઘળી તૃષ્ણાઓ વિનાનો જીવન્મુક્ત પુરુષ બહારથી કાર્યો કરતો હોય, તોપણ સમદૃષ્ટિથી જ રહે છે.[૯] જીવન્મુક્ત પુરુષ બહારથી સઘળા ચાલતા ઉદ્યોગો કરે છે, આવી પડેલી ક્રિયાઓ કરવામાં તૈયાર રહે છે, પોતાના શરીરને તથા વર્ણાશ્રમને લગતી ક્રિયાઓને અનુસરે છે, બાપદાદાની પરંપરાથી પ્રાપ્ત થયેલી જીવિકાઓને અનુસરે છે અને બંધુઓને દાનમાન આદિથી રાજી રાખવાના કાર્યને પણ કરે છે.[૧૦] તે જીવન્મુક્ત પુરુષ મનમાં કર્તા–ભોક્તાપણાની આસક્તિ નહિ રાખતાં, સઘળાં કાર્યોને કરે છે તથા સઘળાં ભોગ સંબંધી સુખોને ભોગવે છે અને એમ કરતો હોવાને લીધે તે અજ્ઞાનીઓની જેમ વિષયસુખોની આશાઓવાળા જેવો જણાય છે.[૧૧] એ પુરુષ સઘળાં ચાલતાં કાર્યો કરતો હોવા છતાં પણ અંદરથી ઉદાસીન જેવો થઈને રહે છે, કાંઈ ઇચ્છતો નથી, કોઈનો દ્વેષ કરતો નથી, કોઈનો શોક કરતો નથી અને કોઈ વિષયથી પ્રસન્ન થતો નથી.[૧૨] તે જીવન્મુક્ત પુરુષ શત્રુઓમાં તથા મિત્રોમાં ચિત્તથી રાગદ્વેષ વિનાનો હોય છે, તોપણ બહારથી મિત્રની સાથે મિત્રની જેમ વર્તે છે અને શઠની સાથે શઠની જેમ વર્તે છે.[૧૩] તે જીવન્મુક્ત પુરુષ બાળકોના મંડળમાં બાળક જેવો થાય છે, વૃદ્ધોના મંડળમાં વૃદ્ધ જેવો થાય છે, ધીરપુરુષના મંડળમાં ધીરપુરુષ જેવો થાય છે, જુવાન પુરુષોના મંડળમાં જુવાન જેવો થાય છે, દુ:ખીના મંડળમાં દુખિયા જેવો થાય છે અને તેમ થતાં છતાં પણ સઘળાં મંડળોમાં વાણીથી પવિત્ર વાતો જ કરે છે, મનમાં કોઈ પ્રકારની દીનતા રાખતો નથી, બુદ્ધિના ધૈર્યને લીધે આનંદવાળો જ રહે છે, ચિત્તમાં કોમળ રહે છે અને પવિત્ર કીર્તિવાળો રહે છે. વળી તે પ્રસન્ન રહે છે, મધુર રહે છે, વિચક્ષણ રહે છે, સર્વદા સ્વરૂપના અનુસંધાનથી પૂર્ણ રહે છે, ખેદને તથા દરિદ્ર દેખાવને દૂર જ રાખે છે અને સર્વની

જાતકનાં પુષ્પોની માળાને માથે ચડાવે છે તથા છાતીમાં રાખે છે, તેમ જેને જ્ઞાની પુરુષો માથે ચડાવે છે તથા હૃદયમાં રાખે છે, એવી જીવન્મુક્તના ગુણોની માળા ગૂંથવામાં આવશે.

સાથે સ્નેહી બાંધવની જેમ વર્તે છે.[૧૪–૧૬] જેના આકાર ઉપરથી જ પ્રૌઢપણું જણાઈ આવે છે એવો જીવન્મુક્ત પુરુષ સમતાવાળો રહે છે, શાંતિરૂપી સુખના સમુદ્ર જેવો રહે છે, સર્વના ઉપર સ્નેહ રાખે છે અને જેમ ઉદય પામેલો પૂર્ણિમાનો ચંદ્ર પોતાના સ્પર્શથી સર્વના તાપને મટાડે છે, તેમ પોતાના સંગથી સર્વના તાપોને મટાડે છે.[૧૭] જીવન્મુક્ત પુરુષને પુણ્યો જોઈતાં નથી, ભોગો ભોગવવા નથી, કર્મો કરવાં નથી, પાપ લાગતાં નથી, ભોગોનો ત્યાગ કરવાની જરૂર રહેતી નથી, આ લોક સંબંધી તથા પરલોક સંબંધી ફળો સાથે તેને સંબંધ નથી, ક્રિયાઓનો તે ત્યાગ કરતો નથી, બંધન સાથે તેને કંઈ સંબંધ નથી, મોક્ષની તેને કંઈ ઇચ્છા નથી, પાતાળમાં તે પડતો નથી અને સ્વર્ગને ઇચ્છતો નથી. જે કાંઈ જોવામાં આવે છે, તે સઘળું જગત, જેમ છે તેમ બ્રહ્મરૂપ જ છે, એમ જ્યારે જાણવામાં આવ્યું, ત્યાર પછી સંસારનાં સુખોમાં કે સંસાર સંબંધી દુઃખોનું નિવારણ કરવામાં ક્યાંય પણ મનનું કંગાલપણું રહેવું સંભવે જ નહિ.[૧૮–૨૦] જે પુરુષનાં સંદેહોરૂપી પાંજરાંઓ યથાર્થ જ્ઞાનરૂપી અગ્નિથી બળી જાય છે, તેનું ચિત્તરૂપી પક્ષી નિઃશંક રીતે ઊડી જ જાય છે.[૨૧] જેનું મન ભ્રાંતિઓથી રહિત થઈને બ્રહ્માકારપણાથી રહ્યું હોય, તે પુરુષ સુખ–દુઃખ આદિના સર્વ દેખાવોમાં નિર્લેપ રહેવાને લીધે આકાશની પેઠે અસ્ત પણ પામતો નથી અને ઉદય પણ પામતો નથી.[૨૨] જેમ પારણામાં સૂતેલા બાળકનાં અંગોની પંક્તિ કોઈ પ્રકારના પ્રયોજનના સંકલ્પ વિના જ ચેષ્ટા કરે છે, તેમ જીવન્મુક્ત પુરુષના અવયવો કોઈ પ્રકારના પ્રયોજનના સંકલ્પ વિના જ ચેષ્ટા કરે છે. બ્રહ્માનંદથી, મદિરાના મદથી મત્ત થયેલાની પેઠે ઘૂમતો અને જેને પુનર્જન્મનો ફેરો બાકી રહેલો હોતો નથી, એવો જીવન્મુક્ત પુરુષ કોઈ ક્રિયાઓનાં ફળોને લેવા યોગ્ય નહિ સમજતો હોવાને લીધે 'મેં શું કર્યું અને શું નથી કર્યું?' એવી રીતનું સ્મરણ રાખવાની પણ જરૂર જોતો નથી. જેમ બાળક સર્વ પ્રકારથી પદાર્થોનું ગ્રહણ કરે છે અને પદાર્થોનો ત્યાગ પણ કરે છે, તોપણ 'અમુક કરવાથી મારું અમુક કાર્ય સિદ્ધ થશે' એવી આસક્તિ વિના જ તે સઘળી ચેષ્ટા કરે છે; તેમ જીવન્મુક્ત પુરુષ પદાર્થોનું ગ્રહણ કરે છે અને પદાર્થોનો ત્યાગ પણ કરે છે, તોપણ 'અમુક કરવાથી મારું અમુક કાર્ય સિદ્ધ થશે' એવી આસક્તિ વિના જ તે સઘળી ચેષ્ટા કરે છે.[૨૩–૨૫] જીવન્મુક્ત પુરુષ દેશના, કાળના અને ક્રિયાઓના ક્રમ પ્રમાણે સઘળાં કાર્યો કર્યા કરે છે, તોપણ તે તે કાર્યોમાં થતાં સુખદુઃખોને જરા પણ વશ થતો નથી.[૨૬] જીવન્મુક્ત પુરુષ બહારથી સઘળાં ચાલતાં કાર્યોને કર્યા કરતો હોય, તોપણ કોઈ કાર્યને સત્ય સમજીને તેમાં આસ્થા બાંધતો નથી અને કાર્યોનાં ફળોની ઇચ્છા રાખતો નથી.[૨૭] જીવન્મુક્ત પુરુષ કાર્ય સફળ થવાથી હર્ષ પામતો નથી, કાર્ય બગડી જવાથી ખેદ પામતો નથી અને દુઃખની દશાની ઉપેક્ષા નહિ કરવા છતાં પણ સુખની આશા રાખતો નથી.[૨૮] સૂર્ય શીતળ થઈ જાય, ચંદ્રનું મંડળ અત્યંત તપી જાય અને ઊંચે પ્રસરવાના સ્વભાવવાળી અગ્નિની જ્વાળાઓ નીચે પ્રસરવા લાગે, તોપણ 'જીવન્મુક્ત પુરુષને આશ્ચર્ય થતું નથી.[૨૯] ગમે તેવાં આશ્ચર્યો જોવામાં આવે, તોપણ 'આ સઘળી ચૈતન્યની શક્તિઓ જ સ્ફુરે છે' એમ પાકી સમજણ હોવાને લીધે જીવન્મુક્ત પુરુષને કોઈ પણ આશ્ચર્યોમાં કૌતુક ઉત્પન્ન થતું નથી.[૩૦] જીવન્મુક્ત પુરુષ દયાથી થતી દીનતાનું ગ્રહણ કરતો નથી, ક્રૂરતાને અનુસરતો નથી, કુલપરંપરા આદિને લઈને ભિક્ષા માગવાનું આવી બને છતાં

લજાતો નથી અને નીચ કાર્યો કરવામાં નિર્લજ્જ પણ થતો નથી.[31] જીવન્મુક્ત પુરુષ કદી પણ કંગાલ થઈ જતો નથી, કદી પણ ઉદ્ધત થઈ જતો નથી, કદી પણ ગાફેલ થતો નથી, કદી પણ ખેદ પામતો નથી, કદી પણ હર્ષ પામતો નથી અને કદી પણ ભય પામતો નથી.[32] જેમ આકાશમાં નવા અંકુરો ઉત્પન્ન થતા નથી, તેમ જીવન્મુક્ત પુરુષના શરદઋતુના આકાશ જેવા નિર્મળ અને વિશાળ ચિત્તમાં કોપ આદિ દોષો ઉત્પન્ન થતા નથી.[33] જેમાં પ્રાણીઓ નિરંતર મર્યા કરે છે અને નિરંતર જન્મ્યા કરે છે, એવી આ જગતની સ્થિતિમાં સુખીપણું કે દુઃખીપણું શું હોય, ક્યાં હોય અને કેમ હોય? સુખીપણુ માનવુ કે દુઃખીપણું માનવું–એ કાંઈ સંભવતું જ નથી.[34] આ સઘળાં પ્રાણીઓનું ભ્રમણ કે જે જળમાં તરંગોથી થતાં ફીણના ભ્રમણ જેવું છે, તેમાં સ્થિરતા ક્યાં હોય અને કેમ હોય? સ્થિરતા જ નથી, ત્યારે સુખદુઃખોનો પ્રસંગ પણ શો હોય?[35] 'જગત ઝાંઝવાનાં પાણીની જેમ પ્રાતિભાસિક× હોવાને લીધે તેનું જે દેખાવું તે જ એની સૃષ્ટિ છે અને એ માયિક સૃષ્ટિને હું જ મારા સ્વરૂપમાં જ સરજું છું' એમ જોવાના સ્વભાવવાળા જીવન્મુક્ત પુરુષો પ્રાણીઓમાં નિરંતર થયા કરતાં અને જેના થવાનો અંત જ આવતો નથી એવાં સુખ–દુઃખાદિથી પ્રસન્ન પણ થતા નથી અને ખેદ પણ પામતા નથી.[36] જેમ રાત્રિમાં દરેક ઘડીએ જુદાંજુદાં સ્વપ્નોના દેખાવો ઉત્પન્ન થયા કરે છે અને નષ્ટ થયા કરે છે, તેમ આત્મામાં પ્રત્યેક ક્ષણે આ જગતોમાં દેખાવો ઉત્પન્ન થયા કરે છે અને નષ્ટ થયા કરે છે.[37] નિરંતર ઉત્પન્ન થતા અને નિરંતર નષ્ટ થતા આ તુચ્છ સંસારમાં દુઃખનો કે આનંદનો પ્રસંગ જ શો સંભવે છે? કાંઈ સંભવતો નથી. જો શુભ કર્મો હોય અને શુભ કર્મોનાં ફળોરૂપ ધનપ્રાપ્તિ આદિ સુખો હોય, તો તેઓથી વિરુદ્ધ દુષ્ટ કર્મો અને દુષ્ટ કર્મોનાં ફળોરૂપ ધનનાશ આદિ દુઃખો પણ સંસારમાં હોવાં સંભવે; પણ જીવન્મુક્ત પુરુષોની દૃષ્ટિમાં તો શુભ કર્મો પણ નથી અને શુભ કર્મોનાં ફળોરૂપ ધનપ્રાપ્તિ આદિ સુખો પણ નથી; તો તેઓથી વિરુદ્ધ દુષ્ટ કર્મો અને દુષ્ટ કર્મોનાં ફળોરૂપ ધનનાશ આદિ દુ ખો પણ કેવાં હોય, કેમ પ્રાપ્ત થાય અને ક્યાં પ્રાપ્ત થાય?[38,39] દુઃખની દશા કે જે સુખના અનુભવને અંતે પોતાના બીજરૂપી શોકાદિને આપે છે, તે દશા જેની દૃષ્ટિમાં 'સુખ' નામનો પદાર્થ જ ન હોય તેને પ્રાપ્ત થવી કેમ સંભવે? 'સુખ' નામનો પદાર્થ હોય તો જ 'દુઃખ' નામનો પદાર્થ હોવો સંભવે. 'સુખ' નામનો પદાર્થ નહિ હોવાને લીધે 'દુઃખ' નામનો પદાર્થ પણ હોઈ શકે નહિ.[40] જીવન્મુક્તની દૃષ્ટિમાં શુભ કર્મ અને અશુભ કર્મ મુદ્દલ હોતાં જ નથી. એ કર્મો નહિ હોવાને લીધે સુખ કે દુઃખ પણ હોતાં નથી, સુખ કે દુઃખ નહિ હોવાને લીધે ગ્રહણ કરવા યોગ્ય પદાર્થ કે ત્યાગ કરવા યોગ્ય પદાર્થ પણ હોતા નથી અને એ પદાર્થો જ નથી હોતા તો પછી સારાનરસાપણું જ ક્યાં સંભવે?[41] 'આ સારું છે અને આ નરસું છે' એવી ભેદબુદ્ધિનો નાશ થતાં, ભોગોની સ્પૃહા નષ્ટ થઈ જઈને નિઃસ્પૃહપણું પ્રાપ્ત થાય છે. નિઃસ્પૃહપણું સારી પેઠે પ્રાપ્ત થાય ત્યારે મન, પોતાના મૂળભૂત અજ્ઞાન સહિત હિમની જેમ પીગળી જાય છે અને એવી રીતે મન પીગળી જાય ત્યારે સંકલ્પ રહેવાની તો વાત જ શી કરવી હોય? તલના દાણા બિલકુલ બળી જાય, ત્યાર પછી તેલની વાત પણ ક્યાંથી હોય?[42,43] 'મારાથી જુદું બીજું કાંઈ છે જ

× જેનો કોઈ રીતે ઉપયોગ થઈ શકે નહિ તેવો દેખાડવા પૂરતો જ જે પદાર્થ હોય, તે પ્રાતિભાસિક કહેવાય છે.

નહિ' એવી દૃઢ ભાવનાને લીધે સંકલ્પ–વિકલ્પોનો નાશ થતાં, સઘળા પદાર્થો જીવન્મુક્તના આત્મારૂપ જ થઈ જાય છે; એટલે પછી જુદું કારણ જ નહિ રહેવાથી અખંડ વ્યાપક થયેલો જીવન્મુક્ત પુરુષ સર્વદા તૃપ્ત રહીને તથા પોતાના સ્વરૂપભૂત નિરતિશય આનંદથી ભરપૂર રહીને જાગ્રતમાં તથા સ્વપ્નમાં ચિત્તને લીધે ભાસતા સર્વ પદાર્થોને જોયા કરે છે, સુષુપ્તિમાં સૂઈ જાય છે અને શરીરનાં પ્રારબ્ધનો ક્ષય થતાં સુધી જીવે છે.[૪૪]

भावेष्वभावघनभावनया महात्मा निर्मुक्तसंकलनमंबरवत्स्थितेषु । चित्तं प्रति स्वमुदितो विततैकरूपी ज्ञस्तिष्ठति स्वपिति जीवति नित्यतृप्तः

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'જીવન્મુક્તસ્વરૂપવર્ણન' નામનો સર્ગ ૭૭મો સમાપ્ત

## सर्ग ७८मो*

## ચિત્તના ભ્રમણથી જગત અને ચિત્તનિરોધક યોગ

वसिष्ठ उवाच

यथालातपरिस्पंदादग्निचक्रं प्रदृश्यते ।
असदेव सदाभासं चित्तस्पंदात्तथा जगत् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જેમ રાત્રે બળતા ઉંબાડિયાનું ભ્રમણ થતાં, મિથ્યા હોવા છતાં સાચા જેવું અગ્નિનું ચક્ર થયેલું જોવામાં આવે છે, તેમ ચિત્તનું ભ્રમણ થતાં, જગત મિથ્યા હોવા છતાં સાચા જેવું થયેલું જોવામાં આવે છે.[૧] જેમ જળનું ભ્રમણ થતાં જાણે જળથી જુદી હોય એવી ગોળ ચકરી થયેલી જોવામાં આવે છે, તેમ ચિત્તનું ભ્રમણ થતાં, જગત જાણે ચિત્તથી જુદું હોય એવું થયેલું જોવામાં આવે છે.[૨] જેમ નેત્રોને તડકાની સામે રાખવાથી આંખોના ફરવાથી દેખાતું, પિચ્છ જેવા આકારવાળું તથા મોતી જેવા આકારવાળું ખોટું મંડળ સાચા જેવું જણાય છે, તેમ ચિત્તનું ભ્રમણ થતાં દેખાતું ખોટું જગત સાચા જેવું ભાસે છે.[૩]

**રામ બોલ્યા :** હે મહારાજ ! ચિત્ત કયા પ્રકારથી ભમે છે અને કયા ઉપાયથી તેનું ભ્રમણ અટકી જાય ? એ મને કહો કે જેથી હું તેની જ ચિકિત્સા કરું.[૪]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જેમ ધોળાપણું અને હિમ પરસ્પરથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે, જેમ તલ અને તેલ પરસ્પરથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે; જેમ પુષ્પ અને સુગંધ પરસ્પરથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે, અને જેમ ઉષ્ણતા તથા અગ્નિ પરસ્પરથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે; તેમ ચિત્ત અને ચિત્તનું ભ્રમણ પરસ્પરથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે. એ ભેદ અને અભેદ બન્નેમાં અભેદ હોવો તે જ સત્ય છે અને ભેદ તો કેવળ કલ્પિત હોવાને લીધે મિથ્યા જ છે.[૫-૬] ચિત્ત અને ચિત્તનું ભ્રમણ એમાંથી એકનો નાશ થાય તો અધિષ્ઠાનરૂપે રહીને પોતાના રૂપથી બન્ને નષ્ટ થઈ જાય છે એમાં સંશય નથી. હે રામ ! ચિત્તનો નાશ કરવાના એક યોગ અને બીજો જ્ઞાન એ બે ઉપાય છે. ચિત્તની વૃત્તિઓને રોકવી એ યોગ કહેવાય છે અને અત્યંત સૂક્ષ્મ રીતે સંપૂર્ણ અવલોકન કરવું એ જ્ઞાન કહેવાય છે.[૭-૮]

**રામ બોલ્યા :** હે મહારાજ ! પ્રાણનો અને અપાનનો નિરોધ કરવારૂપી 'યોગ' નામની કઈ યુક્તિથી, ક્યારે અને કેવી રીતે મન અનંત સુખ આપનારી શાંતિને પ્રાપ્ત થાય છે, તે કહો.

**વસિષ્ઠ બોલ્યા :** જેમ કૂવા આદિનાં છિદ્રોમાં જળ દરેક ઠેકાણેથી ફૂટે છે, તેમ જે વાયુ આ દેહમાં નાડીઓની અંદર સર્વત્ર વ્યાપ્ત થઈને સ્ફુરે છે, તે પ્રાણ કહેવાય છે.[૯-૧૦] ગતિને લીધે અંદર વિચિત્ર પ્રકારની ક્રિયાઓને પ્રાપ્ત થતા

* આ ઈઠ્યોતેરમા સર્ગમાં ચિત્તના ભ્રમણથી જગતરૂપી ભ્રાંતિનું થવું, ચિત્તના ભ્રમણનું સ્વરૂપ અને તેનો નિરોધ કરવાના ઉપાય–યોગનું સારી રીતે નિરૂપણ કરવામાં આવશે.

એ પ્રાણનાં* જ અપાન આદિ નામો વિદ્વાનોએ કલ્પેલાં છે. અપાન આદિ વાયુઓ પ્રાણના જ ભેદ છે, પ્રાણથી જુદા નથી.[૧૧] જેમ સુગંધનો આધાર પુષ્પ છે અને જેમ ધોળાપણાનો આધાર હિમ છે, તેમ ચિત્તનો આધાર એ પ્રાણ છે. એ પ્રાણ ચિત્તની સાથે અભિન્ન જેવો જ છે.[૧૨] હે રામ! શરીરની અંદર એ પ્રાણની ગતિથી ચૈતન્યનો જે ભાગ સંકલ્પો કરવામાં તૈયાર થાય છે તેને તમે ચિત્ત સમજો.[૧૩] પ્રાણની ગતિથી એ ચૈતન્યની ગતિ થાય છે અને જળની ગતિથી જેમ અનેક પ્રકારનાં આવર્તનો પામનારા તરંગો થાય છે, તેમ ચૈતન્યની ગતિથી તે તે વિષયોના દેખાવો થાય છે.[૧૪] ચિત્તની ગતિ પ્રાણની ગતિને અધીન છે, એમ વેદનું રહસ્ય જાણનારા વિદ્વાનો કહે છે. જો પ્રાણની ગતિને રોકવામાં આવે, તો ચિત્તની ગતિ શાંત થઈ જાય છે.[૧૫] જેમ સૂર્યનો પ્રકાશ શાંત થવાથી લોકોનો વ્યવહાર શાંત થઈ જાય છે, તેમ ચિત્તની ગતિ શાંત થવાથી સંસાર શાંત થઈ જાય છે.[૧૬]

**રામ બોલ્યા :** પ્રાણ આદિ વાયુઓ કે જેઓ દેહરૂપી ઘરમાં નિરંતર ફર્યા કરે છે, મુખ તથા નાસિકા આદિ છિદ્રોમાં અને બહારના આકાશમાં પણ જાય છે, તેઓની ગતિને કેવી રીતે રોકવામાં આવે છે?[૧૭]

**વસિષ્ઠ બોલ્યા :** જેનો લાંબા કાળથી અભ્યાસ હોય છે એવી સંસારની વૃત્તિઓમાં શાસ્ત્રના સંગથી, મહાત્માઓના સંગથી, વૈરાગ્યથી તથા અભ્યાસથી સંસાર પરની આસક્તિ દૂર કર્યા પછી, જે પદાર્થ મનને અનુકૂળ લાગે, તે પદાર્થમાં મનને લાંબા કાળ સુધી લગાવી દેતાં, એકના એક અભ્યાસને લીધે જ્યારે મન એકાગ્ર થાય, ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૧૮-૧૯] અથવા પૂરક, કુંભક અને રેચક એ ક્રમથી પ્રાણાયામ કરવાનો દૃઢ અભ્યાસ કરી; તે પ્રાણાયામ સહજ થઈ જાય એવી સ્થિતિમાં આવે, ત્યારે તેની સાથે ઉપર કહ્યા પ્રમાણે ગમે તે પદાર્થના ધ્યાનથી મનની એકાગ્રતાનો ઉપયોગ કરવાથી પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૨૦] અથવા ૐકારના ઉચ્ચારણને અંતે જે ચોથી અર્ધમાત્રાનો અનુભવ થાય છે, તે અર્ધમાત્રાની ખૂબ જ ભાવના કરવાથી બહારનાં સઘળાં જ્ઞાનોનો ઉપરામ થાય ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૨૧] અથવા રેચકના અભ્યાસને લીધે પ્રાણવાયુ બહારના આકાશમાં આવીને નાસિકાનાં છિદ્રોનો સ્પર્શ ન કરે, ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૨૨] અથવા પૂરકના અભ્યાસથી પ્રાણવાયુ શરીરની અંદર પુરાઈને પર્વત જેવો ઘાટો થવાથી સ્થિર થઈ જાય, ત્યારે તે પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૨૩] અથવા પૂરક કર્યા પછી દૃઢ કરેલા કુંભકમાં જળથી ભરેલા ઘડાની જેમ ઘણી-ઘણી વાર સુધી પ્રાણને થંભાવી રાખવામાં આવે ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૨૪] અથવા તાળવાના મૂળમાં રહેલો કાકડો કે જે મોઢું ફાડતાં, ગળાના છિદ્રની આગળ આંચળ જેવો લટકતો દેખાય છે, તેને બેવડો વળીને મસ્તકના છિદ્રમાં જતી જીભથી દબાવી રાખતાં પ્રાણને બ્રહ્મરંધ્રમાં પેસાડીને થોભાવી રાખવાથી પ્રાણની ગતિ રોકાઈ જાય છે. અથવા નિર્વિકલ્પ સમાધિને લીધે કલ્પનાઓથી રહિત થયેલા સૂક્ષ્મ હૃદયાકાશમાં બહારનાં તથા અંદરનાં સઘળાં જ્ઞાનો લીન થઈ જાય છે, ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે અથવા દૃષ્ટિથી માંડીને બાર આંગળ સુધીના નીચેના નિર્મળ આકાશમાં ચક્ષુને તથા મનને રોકી દેવામાં આવે, ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૨૫-૨૭] અથવા પ્રાણ અભ્યાસને લીધે કપાળના છિદ્રમાં પ્રવેશ કરી તાળવાની ઉપર બાર

* શરીરમાં પાંચ જાતના વાયુઓ છે: પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન; તેમાં પ્રાણ જ મુખ્ય છે.

આંગળને છેટે જે 'બ્રહ્મરંધ્ર' નામનું સ્થાન છે તેમાં જઈને ગલિત જેવો થઈ જાય ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૨૮] અથવા લાંબા કાળના નિરોધને લીધે ચક્ષુનો ઉપરામ થતાં અને પ્રાણ બ્રહ્મરંધ્રમાં આવતાં 'ભ્રૂકુટી'ની વચ્ચેના સ્થાનની અંદર ચૈતન્યરૂપ પરમેશ્વર પોતાના આત્મપણે જાણવામાં આવે, ત્યારે (ખેચરી મુદ્રાથી) પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૨૯] અથવા ગુરુના કે ઈશ્વરના અનુગ્રહથી કાકતાલીય ન્યાય પ્રમાણે તુરત જ દૃઢ જ્ઞાન ઉત્પન્ન થતાં તુરત જ ચિત્તના વિકલ્પો શાંત થઈ જાય, ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૩૦] અથવા મનને વાસનાઓથી રહિત કરી હૃદયાકાશમાં ( આત્મસ્વરૂપમાં ) લાંબા કાળ સુધી પેસાડી રાખતાં, આત્માનો સાક્ષાત્કાર થાય, ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૩૧]

**રામ બોલ્યા :** હે મહારાજ ! જગતમાં પ્રાણીઓનું હૃદય એ તે શું કહેવાય છે, કે જે હૃદયરૂપી મોટા અરીસામાં આ સઘળું જગત પ્રતિબિંબની જેમ સ્ફુરે છે ?[૩૨]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જગતમાં એક સ્વીકારવા યોગ્ય અને બીજું ત્યાગ કરવા યોગ્ય એમ પ્રાણીઓનું હૃદય બે પ્રકારનું કહેવાય છે. એનુ વિવેચન હું કહું છું તે તમે સાંભળો. સાત વેંતથી મપાઈ શકે એવા દેહમાં જે છાતીનો મધ્ય ભાગ છે, તે ત્યાગ કરવા યોગ્ય હૃદય છે એમ સમજો; કારણ કે એ હૃદય દેહના એક પ્રદેશમાં જ રહેલું છે. જે અખંડ અનુભવ છે તે સ્વીકારવા યોગ્ય હૃદય છે એમ સમજો. એ હૃદય દેહથી બહાર પણ છે, અંદર પણ છે અને બીજી રીતે જોતાં, દેહાદિ જ નહિ હોવાને લીધે એ હૃદય બહાર પણ નથી અને અંદર પણ નથી.[૩૩–૩૫] એ હૃદય મુખ્ય છે અને તેમાં જ આ સઘળું જગત રહેલું છે. એ હૃદયરૂપી મોટા અરીસામાં સઘળા પદાર્થો પ્રતિબિંબોની જેમ સ્ફુરે છે અને તે જ હૃદય સઘળા અનાત્મ પદાર્થોના ભંડારરૂપ છે.[૩૬] સર્વ પ્રાણીઓનો જે અખંડ જ્ઞાનરૂપ આત્મા છે, તે જ સાચું હૃદય છે. દેહના અવયવોમાંના એક અવયવરૂપ હૃદય કે જે જડ તથા જૂના પથરા જેવું છે તે સાચું હૃદય નથી.[૩૭] ચિત્તને સઘળી વાસનાઓ વિનાનું કરી, એ અખંડ અનુભવરૂપ શુદ્ધ હૃદય-( આત્મા )માં બળાત્કારથી જોડતાં, આત્માનો સાક્ષાત્કાર થાય, ત્યારે પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૩૮] હે રામ ! અનેક સંકલ્પોથી કલ્પાયેલા અને અનેક આચાર્યોએ કહેલા સમાધિઓના ક્રમોથી તથા બીજા ક્રમોથી પણ પ્રાણની ગતિ રોકાઈ જાય છે.[૩૯] મુમુક્ષુ પુરુષને અભ્યાસને લીધે આ સમાધિઓની યુક્તિઓ રોગ આદિ કાંઈ અડચણ નહિ કરતાં, સંસારને તોડવાના કામમાં ઉપાયરૂપ થાય છે.[૪૦] અભ્યાસને લીધે દૃઢ થયેલો અને વૈરાગ્યરૂપી ચિહ્નવાળો આ પ્રાણાયામ મોક્ષની ઇચ્છાવાળાઓને મોક્ષની પ્રાપ્તિમાં અને સિદ્ધિઓની ઇચ્છાવાળાઓને સિદ્ધિઓની પ્રાપ્તિમા ઉપાયરૂપ થવાથી સફળ થાય છે.[૪૧] જેમ પર્વતના પાણીનો ઝરો દૂર જઈને લીન થાય છે, તેમ પ્રાણ અભ્યાસને લીધે ભ્રૂકુટીઓના મધ્યમાં, નાસિકામાં, તાળવામાં અને બ્રહ્મરંધ્રમાં જઈને શાંત થાય છે. લાંબા કાળ સુધી વારંવાર કરેલા અભ્યાસને લીધે જીભની અણી તાળવામાં કાકડાને દબાવી રાખે છે અને તેથી પ્રાણ સારી પેઠે બ્રહ્મરંધ્રમાં રહે છે. આ સમાધિઓ સારી રીતના અભ્યાસથી જુદીજુદી સિદ્ધિઓરૂપ જુદાંજુદાં ફળો આપે છે, પણ નિષ્કામ પુરુષને તો તુરત પરમ શાંતિરૂપ એક જ ફળ આપે છે કે જે ફળ સઘળી સિદ્ધિઓથી ઉત્તમ છે.[૪૨–૪૪] પુરુષ બીજા કોઈ પ્રકારથી નહિ પણ અભ્યાસથી જ આત્મારામ, શોક વિનાનો અને અંદર ભરપૂર સુખવાળો

થાય છે; માટે તમે અભ્યાસ રાખો.[૪૫] અભ્યાસને લીધે પ્રાણોની ગતિ બંધ પડતાં મન શાંત થઈ જાય છે અને મુક્તિ જ અવશેષ રહે છે.[૪૬] વાસનાઓથી વીંટાયેલું મન જન્મ–મરણો આપે છે અને વાસનાઓથી રહિત થયેલું મન મોક્ષ આપે છે. હે રામ! હવે જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો.[૪૭] પ્રાણની ગતિથી મનની ગતિ થાય છે અને મનની ગતિથી સંસારરૂપી ભ્રમ થાય છે; માટે પ્રાણની ગતિ રોકાઈને મનની ગતિ બંધ થઈ જાય તો સંસારરૂપી જ્વર નાશ પામી જાય છે.[૪૮] ભેદની ભાવનાનો નાશ થઈ જાય તો પ્રાણીને એ જ પદ અવશેષ રહે છે કે જેને ન પહોંચી શકીને વાણી તથા સઘળી કલ્પનાઓ પાછી વળે છે. હે રામ! સઘળું જગત એ પદમાં જ રહ્યું છે, એથી જ ઉત્પન્ન થાય છે, એ રૂપ જ છે અને એથી જ વીંટાયેલું છે. બીજા પ્રકારથી જોતાં એ પદમાં જગત મુદ્દલ છે જ નહિ, એથી ઉત્પન્ન થયું પણ નથી, એ રૂપ પણ નથી અને એના જેવું પણ નથી.[૪૯,૫૦] જગતના સર્વ પદાર્થો વિનાશી છે, ભેદવાળા છે અને સગુણ છે; એટલા માટે એ પદાર્થોમાંનો કોઈ પણ પદાર્થ એ પદના દૃષ્ટાંતરૂપ થઈ શકે એમ નથી. રૂપ આદિ બહારના પદાર્થોને પ્રકાશ આપનારી, સૂર્ય આદિ સઘળા તેજોને પણ પ્રકાશ આપનારી અને કામ આદિ અંદરની વૃત્તિઓને પ્રકાશ આપનારી ચૈતન્યરૂપી ચાંદની અંદર સર્વદા ઉદય પામીને રહેલી છે. સર્વના સીમાડારૂપી પરમપદ કે જે રૂપ કલ્પવૃક્ષમાંથી ઘણાઘણા રસોવાળી સંસારરૂપી ફળોની ઘણી ઘણી પંક્તિઓ નિરંતર ઉત્પન્ન થયા કરે છે અને પડ્યા કરે છે; તે પદનું જ અવલંબન કરીને જે મહાત્મા પુરુષ સ્થિરપણાથી રહે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૫૧–૫૪] જીવન્મુક્ત થયેલા પુરુષને સઘળી કામભોગોની ઉત્કંઠાઓ ટળી ગયેલી છે, અનુકૂળ પદાર્થોમાં હિતની કલ્પનાઓ તથા પ્રતિકૂળ પદાર્થોમાં નુકસાનની કલ્પનાઓ શાંત થઈ ગયેલી હોય છે અને કોઈ પણ વ્યવહારોમાં હર્ષ કે શોક ઉત્પન્ન જ થતા નથી.[૫૫]

विगतसर्वसमीहितकौतुकः समुपशांतहिताहितकल्पनः । सकलसंव्यवहारसमाश्रयो भवति मुक्तमनाः पुरुषोत्तमः ॥ ५५ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'યોગવર્ણન' નામનો સર્ગ ૭૮મો સમાપ્ત

## सर्ग ७९ मो+

## 'યથાર્થ જ્ઞાન' નામનો ચિત્તનાશનો બીજો ક્રમ

राम उवाच

योगयुक्तस्य चित्तस्य शम एष निरूपितः ।
सम्यग्ज्ञानमिदानीं मे कथयानुग्रहात् प्रभो ॥१॥

**રામ બોલ્યા :** હે મહારાજ! આપે ચિત્તનો નાશ કરવાના બે ઉપાયોમાં 'યોગ' નામનો એક ઉપાય કહ્યો. હવે મારા ઉપર અનુગ્રહ કરીને 'યથાર્થ જ્ઞાન' નામનો બીજો ઉપાય કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યા :** 'આદિ વિનાના તથા અંત વિનાના પ્રકાશરૂપ જે પરમાત્મા છે તે જ આ જગત છે' એવી રીતનો અસાધારણ અને એકસરખો જે નિશ્ચય કરવો તે યથાર્થ જ્ઞાન કહેવાય છે.[૨] અથવા આ જે ઘટ–પટ ઇત્યાદિ જે સેંકડો પદાર્થોની પંક્તિઓ છે, તે આત્મા જ છે, આત્મા વિના બીજું કાંઈ છે જ નહિ, એવી રીતનો જે અસાધારણ નિશ્ચય કરવો તે યથાર્થ જ્ઞાન કહેવાય છે.[૩] મિથ્યા જ્ઞાનથી જન્મ થાય છે અને યથાર્થ જ્ઞાનથી મોક્ષ થાય છે. જેમ રજ્જુ મિથ્યા જ્ઞાનથી સર્પરૂપે દેખાય છે અને યથાર્થ જ્ઞાનથી સર્પરૂપ ટળીને ફરી અસલ રજ્જુ જ દેખાય છે, તેમ આત્મા મિથ્યા જ્ઞાનથી જગતરૂપ દેખાય છે અને યથાર્થ જ્ઞાનથી

+ આ અગણાએશીમા સર્ગમાં 'યથાર્થ જ્ઞાન' એ નામનો ચિત્તના નાશનો બીજો ક્રમ કહેવાશે

જગતરૂપ ટળીને પાછો અસલ આત્મા જ દેખાય છે.[૪] મુક્તિમાં સંકલ્પરૂપ અંશથી રહિત, વિષયોથી રહિત અને સ્વયંપ્રકાશપણાથી દીપતો કેવળ અખંડ અનુભવ જ રહે છે, બીજું કાંઈ રહેતું નથી.[૫] એ તત્ત્વ વિષયોરૂપી દ્વૈતથી રહિત સમજવામાં આવે, તો તે પરમાત્મા જ છે અને જો તેમાં દ્વૈતરૂપી અશુદ્ધિ જોવામાં આવે, તો તે અશુદ્ધિને પંડિતો અવિદ્યા કહે છે.[૬] જે અખંડ અનુભવ છે, તેજ જગત છે. અખંડ અનુભવમાં અને જગતમાં બેપણાની કલ્પના કરવી જ નહિ. હે રામ ! આત્મા પોતે પોતાને જ પોતાના સંકલ્પથી જગતરૂપ બનાવી લે છે; માટે આત્મા વિના બીજું કાંઈ છે જ નહિ.[૭] જે આત્મા છે તે જ આ જગત છે એવો નિશ્ચય કરીને પૂર્ણતા સમજવી, એ જ ત્રૈલોક્યમાં યથાર્થ જ્ઞાન છે. જે કાંઈ છે તે સઘળું આત્મા જ છે એમ નિશ્ચિત સમજવામાં આવ્યું; તો પછી પ્રિયની અને અપ્રિયની કલ્પનાઓ ક્યાં રહી અને બંધની તથા મોક્ષની પણ કલ્પનાઓ ક્યાં રહી ? હે રામ ! આત્મા વિના બીજું શું છે, કે જેને માટે મૂઢ લોકો શોક કરે છે ?[૮-૯] જગત પણ નથી અને ચિત્ત પણ નથી. જગતરૂપે અને ચિત્તરૂપે બ્રહ્મ જ દેખાય છે. સઘળું એક જ છે અને તે બ્રહ્મ જ છે, એમ સમજવામાં આવે, તો પછી બંધ પણ શો અને મોક્ષ પણ શો રહ્યો ?[૧૦] વિસ્તીર્ણ કરતાં પણ અત્યંત વિસ્તીર્ણ અને મોટા કરતાં પણ અત્યંત મોટું બ્રહ્મ જ અજ્ઞાનથી જગતરૂપ દેખાય છે. જો જ્ઞાન પ્રાપ્ત થાય તો જગતરૂપી દ્વૈત અસ્ત પામી જાય છે; માટે તમે યથાર્થ જ્ઞાન મેળવી, દ્વૈતનો તિરસ્કાર કરી પોતાથી બ્રહ્મરૂપ જ થાઓ.[૧૧] લાકડાં, પથ્થર અને વસ્ત્રો વગેરેનો અધિષ્ઠાનરૂપે વિચાર કરીએ, તો તેઓમાં કાંઈ પણ ભિન્નપણું રહેતું નથી. તો પછી તમે કયા જુદા પદાર્થની કલ્પના કરો છો ?[૧૨] જગતના આદિમાં અને અંતમાં જે અવિનાશી શાંત સ્વરૂપ અવશેષ રહે છે, તે જ સત્ય વસ્તુ છે અને તે જ આત્માનું સ્વરૂપ છે. માટે તમે યથાર્થ જ્ઞાન મેળવી આત્મસ્વરૂપ થાઓ.[૧૩] હે રામ ! આ સ્થાવર–જંગમ સઘળું જગત આત્મા જ છે; માટે તેમાં સુખનો અને દુઃખનો પ્રાદુર્ભાવ જ ક્યાં રહ્યો ? સુખ કે દુઃખ કાંઈ છે જ નહિ, માટે તમે સંતાપોથી રહિત થાઓ.[૧૪] જેમ જળ જ વિચિત્ર તરંગોરૂપે સ્ફુરે છે, તેમ આત્મા જ અદ્વૈત હોવા છતાં દ્વૈતની ભ્રાંતિથી ઉત્પન્ન થયેલા જરા તથા મરણ આદિ ભ્રમોરૂપે સ્ફુરે છે.[૧૫] શુદ્ધ આત્માનું આલિંગન કરીને જે પુરુષ સર્વદા અંતર્મુખ બુદ્ધિથી રહેતો હોય, તે તત્ત્વવેત્તા પુરુષને કયા ભોગો બાંધી લેવાને સમર્થ થાય ?[૧૬] જેમ મંદ પવનો પર્વતને જરા પણ ભેદી શકતા નથી, તેમ કામ આદિ શત્રુઓ આત્માનો સંપૂર્ણ વિચાર કરનારા પુરુષના મનને જરા પણ ભેદી શકતા નથી.[૧૭] જેમ થોડા જળમાં રહેલાં માછલાંને બગલાઓ ગળી જાય છે, તેમ વિચાર વિનાના અને આશાઓમાં તત્પર રહેનારા મૂઢ અજ્ઞાની પુરુષને દુઃખો ગળી જાય છે.[૧૮] હે રામ ! 'સઘળું જગત આત્મા જ છે, દ્વૈત ક્યાં ય છે જ નહિ' એવો દઢ નિશ્ચય રાખીને આત્મારૂપે સ્થિર થાઓ.[૧૯] જેમ જળાશયોમાં અનેક પ્રકારના તરંગ તથા ફીણ આદિ જે કાંઈ છે તે જળથી જુદું નથી, તેમ જગત સંબંધી અનેક પદાર્થોમાં જે કાંઈ છે તે આત્માથી જુદું નથી; માટે વાસ્તવિક રીતે જોતાં 'દ્વૈત છે જ નહિ' એવી રીતે સંપૂર્ણ અવલોકન કરી, તેવા અસાધારણ નિશ્ચયને ધરી રાખનારો પુરુષ મુક્ત કહેવાય છે; કારણ કે આ પ્રકારના યથાર્થ અવલોકનથી આત્મા વિના બીજું કાંઈ પણ ન રહેવાથી ચિત્તનો સંપૂર્ણ નાશ થઈ જાય છે.[૨૦]

नानात्वमस्ति कलनासु न वस्तुतोऽन्तर्नानाविधासु सरसीषु जलादि नान्यत्। इत्येक-

निश्चयमयः पुरुषो विमुक्त इत्युच्यते समवलोकितसम्यगर्थः ॥ २० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સમ્યગ્જ્ઞાનલક્ષણનિરૂપણ' નામનો સર્ગ ૭૯મો સમાપ્ત

## सर्ग ८० मो*

### ભોગોમાં સ્પૃહા ન થાય તેવા પ્રકારનું વર્ણન

वसिष्ठ उवाच

इदमंतः कलयतो भोगान् प्रति विवेकिनः ।
पुरः स्थितानपि सदा स्पृहैवांग न जायते ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! મનની અંદર સર્વદા એક જ વિચારનું અનુસંધાન રાખનારા વિવેકી પુરુષને પોતાની આગળ રહેલા ભોગોમાં પણ કદી ઇચ્છા જ થતી નથી.[1] જેમ બળદ ભાર ઉપાડે છે-તેથી ભાર ઉપાડવાનું દુઃખ બળદને જ થતું હોવા છતાં તે દુઃખને તે ભારનો ધણી પોતામાં માની લે, તેમ ચક્ષુ સારાં-નરસાં રૂપોને જુએ છે તેથી સારાં-નરસાં રૂપો જોવાથી થતાં સુખ-દુઃખો પણ ચક્ષુને જ થાય છે, તે છતાં જીવ કે જે તે સુખ-દુઃખોને પોતામાં માની લે છે એ તો કેવળ મૂર્ખતા જ છે.[2] નેત્ર રૂપમાં દુઃખી થાય તો તેમાં જીવને શી હાનિ થાય એમ છે ? સેનાની અંદર રહેલા ધોબીનો ગધેડો કાદવમાં ખૂંચી જાય, તો તેમાં સેનાપતિનું શું જાય ?[3] હે અધમ નેત્ર ! તું આ રૂપરૂપી કાદવના સ્વાદમાં લંપટ થા નહિ. આ સ્ત્રી-પુત્રાદિનું સુંદર રૂપ ક્ષણ માત્રમાં નષ્ટ થઈ જાય છે અને તને દુઃખી કરે છે.[4] શુદ્ધ ચૈતન્ય કે જે સઘળા અનાત્મ પદાર્થોનો પ્રકાશ કરવા છતાં અને સઘળા અનાત્મ પદાર્થોમાં વ્યાપક હોવા છતાં પણ અસંગ રહે છે, તેનાં ચરિત્રો (અસંગપણા આદિ)નો જ સૂક્ષ્મ જોનારાએ અભ્યાસ કરવો જોઈએ.[5] હે નેત્ર ! આત્મા સ્વતંત્ર રીતે સર્વ પદાર્થોનો પ્રકાશ કરવામાં સમર્થ હોવા છતાં પણ કોઈ પદાર્થને માટે સંતાપ પામતો નથી અને તું તો દીવા આદિનું અજવાળું હોય તો જ કેવળ રૂપનો જ પ્રકાશ કરી શકે છે, તે છતાં તું એકલા રૂપને માટે આટલો બધો પરિતાપ શા માટે ધરે છે ? તું પણ સાક્ષીની પેઠે જ રહીને રૂપને જોયા કર. હે ચિત્ત ! આ વિચિત્ર દેખાવોવાળી સૃષ્ટિ નદીના જળમાં થતા અનેક પ્રકારના ફેરફારો જેવી અવ્યવસ્થિત છે, તડકાની સામે જોઈ રહેતાં આકાશમાં દેખાતાં મોરનાં પીછાંની પેઠે મિથ્યાભૂત છે, સારી-નરસી અનેક જાતિઓની ખટપટવાળી છે અને વળી ચક્ષુને જ સ્ફુરે છે, તે છતાં તારે તેની સાથે શું લાગતું-વળગતું છે, કે જેને લીધે તું તેમાં લંપટ થાય છે અને પરિતાપ ભોગવે છે ? જેમ ગતિ પામ્યા કરતા પ્રલય-સમુદ્રના જળમાં માછલી સ્ફુરે, તેમ ગતિ પામ્યા કરતા ચિત્તમાં આ સૃષ્ટિ પોતાની મેળે સ્ફુરતી હોય તો ભલે સ્ફુરે ! પણ હે અહંકાર ! તું શા માટે ઊઠ્યો છે ?[6-9] હે ચિત્ત ! સૂર્ય આદિનું અજવાળું અને પદાર્થોનું રૂપ કે જેઓ સર્વદા જડ છે, જડ છતાં પણ સ્ફુર્યા કરે છે અને પરસ્પરમાં રહે છે, તેમની સાથે તારે કશો સંબંધ નથી; તે છતાં પણ તું તેઓને માટે આકુળ થાય છે, એ કેવળ તારી મૂર્ખતા જ છે. ચક્ષુથી થતો પદાર્થોનો દેખાવ બહાર થાય છે અને તારાથી થતા સંકલ્પાદિ અંદર થાય છે, માટે તું અને પદાર્થો ભિન્નભિન્ન પ્રદેશમાં રહેવાને લીધે તારે અને પદાર્થોને કશો સંબંધ નથી એ વાત તો સ્પષ્ટ જ છે.[10] જેમ મોઢું અને દર્પણ પરસ્પરના સંગ વિનાનાં હોવા છતાં પણ ભ્રાંતિને લીધે એક જેવાં દેખાય છે, તેમ પદાર્થોના દેખાવો અને સંકલ્પાદિ પરસ્પરના સંગ વિનાના હોવા

* આ એંશીમા સર્ગમાં વિચાર દૃઢ થતાં દિવ્ય ભોગો પોતાની આગળ રહ્યા હોય, તોપણ તેઓમાં જે સ્પૃહા ન થાય તે વિચારનું વર્ણન કરવામાં આવશે.

છતાં પણ ભ્રાંતિને લીધે સર્વદા ગાઢ સબંધવાળાં દેખાય છે અને તે ભ્રાતિનુ મૂળ અજ્ઞાન જ છે. જ્ઞાનથી અજ્ઞાન ગલિત થઈ જાય, તો એ પરસ્પર થી જુદાં પડી, દૂર થઈને અધિષ્ઠાનરૂપે જ રહે છે.[११'१२] જેમ લાખથી લાકડાં પરસ્પરની સાથે જોડાઈ જાય છે, તેમ મનની કલ્પનાથી પદાર્થોના દેખાવ અને સંકલ્પાદિ પરસ્પરની સાથે અત્યંત જોડાઈ ગયા છે.[१३] મંદ અધિકારીનો તથા મધ્યમ અધિકારીનો પોતાના મનના મનનરૂપી તંતુ કે જે પોતાને જ બધન આપનાર છે, તે અભ્યાસ-રૂપી તથા વિચારરૂપી યત્નથી કપાઈ જાય છે; અને ઉત્તમ અધિકારીનો એ તતુ તો સહસા જ્ઞાન ઉત્પન્ન થતાં જ કપાઈ જાય છે; એટલે અજ્ઞાનની ભાવનાને છેદવા માટે વધારે પ્રયત્ન કરવાની જરૂર રહેતી નથી.[१४] અજ્ઞાનના ક્ષયને લીધે મન ક્ષય પામી જતાં, એ પદાર્થોના દેખાવો અને સકલ્પાદિ કદી પણ પાછા પરસ્પરની સાથે જોડાતા નથી.[१५] ચિત્ત જ સઘળી ઇંદ્રિયોને જગાડનાર છે, એટલા માટે જેમ ઘરમાંથી પિશાચને કાઢી મૂકવો જોઈએ, તેમ શરીરમાંથી તે ચિત્તને જ કાઢી મૂકવું જોઈએ.[१६] હે ચિત્ત! તું મિથ્યા જ મસ્તી કર્યા કરે છે. તારા બાધનો ઉપાય મારા જાણવામાં આવ્યો છે. તું આદિમાં અને અંતમાં અત્યંત તુચ્છ (અસત્) છે, માટે વર્તમાનકાળમાં પણ અત્યંત તુચ્છ જ છે.[१७] હે ચિત્ત! તું ઇંદ્રિયોએ પ્રાપ્ત કરેલા શબ્દ–સ્પર્શ આદિ પાચ આકારો ધરીને મારી અંદર વિના કારણ શા માટે મસ્તી કર્યા કરે છે? પણ ચિંતા નથી. જે ધણી તને પોતાનું સમજે તેની આગળ જ તું મસ્તી કરે એમ છે; પણ હું કે જે તને પોતાનુ જ સમજતો નથી, તેની આગળ તારી મસ્તી ચાલે એમ નથી.[१८] હે દુષ્ટ ચિત્ત! તારી મસ્તીથી હું જરા પણ પ્રસન્ન થનો નથી અને કચવાતો પણ નથી. વિષયોની વૃત્તિઓ કે જે ઇંદ્ર-જાળની રચનાઓ જેવી છે, તેને માટે તું વ્યર્થ શા સારુ બળતરા રાખે છે?[१९] હે ચિત્ત! તારે જવું હોય તો જા અને રહેવું હોય તો રહે. તું મારું નથી અને જીવતું પણ નથી. તું કલ્પિત હોવાને લીધે સ્વાભાવિક રીતે સર્વદા મરેલું છે અને વળી વિચારથી તો અત્યંત મરી ગયેલું જ છે.[२०] હે સર્વદા મરેલી આકૃતિવાળા ચિત્ત! તું સારરહિત છે, જડ છે, ભ્રાંત છે અને શઠ છે. અત્યંત અજ્ઞાનવાળું તું મૂઢ પુરુષને જ ભમાવી શકે, પણ ઉત્તમ વિચારવાળાને ભમાવી શકે નહિ.[२१] મૂર્ખતાને લીધે અમે તને આ પ્રમાણે તુરત મરી જનારું જાણતા ન હતા. હવે તો, જેમ દીવાઓની દૃષ્ટિમાં અંધારું મરેલું જ છે, તેમ અમારી દૃષ્ટિમાં તું મરેલું જ છે. તું કે જે અત્યંત લુચ્ચું છે, તેણે લાંબા કાળ સુધી આ મારા દેહરૂપી આખા ઘરને રોકી લીધું હતુ, કે જેથી એ ઘરમાં શમ, દમ આદિ કોઈ સજ્જનો આવી શકતા જ ન હતા.[२२'२३] હે લુચ્ચા ચિત્ત! તું કે જે જડ છે અને પ્રેત જેવા આકારવાળું છે, તે જતું રહેવાથી આ મારું દેહરૂપી ઘર શમ, દમ આદિ સઘળા સજ્જનોએ સેવવા યોગ્ય થયું છે.[२४] હે જગતરૂપે નાચનારા ચિત્તરૂપી લુચ્ચા વૈતાલ! તું પ્રથમ પણ નહોતું જ, હમણાં પણ નથી જ અને હવે પછી પણ હોવાનું નથી જ. આ પ્રમાણે હું તને જાણું છું, તોપણ તું મારી પાસે ઊભું રહીને કેમ લજાતું નથી? અહો! તારું નિર્લજ્જપણુ બહુ ભારે છે.[२५] હે ચિત્ત-રૂપી વૈતાલ! તું તૃષ્ણાઓરૂપી પિશાચણીઓની સાથે અને ક્રોધ આદિ યક્ષોની સાથે મારા શરી-રૂપી ઘરમાંથી નીકળી જા.[२६] જેમ દુષ્ટ નહાર ગુફામાંથી નીકળી જાય, તેમ ચિત્તરૂપી દુષ્ટ પિશાચ વિવેકરૂપી મંત્રથી જ દેહરૂપી ઘરમાંથી નીકળી ગયો એ બહુ સારું થયું.[२७] અહો! આ અત્યંત મોટું આશ્ચર્ય છે, કે જડ અને ક્ષણ

માત્રમાં તૂટી જનારા મનરૂપી ધુતારાએ આ સઘળા લોકોને પરવશ કરી નાખ્યા છે.[૨૮] હે ચિત્ત! તું લોકોની અંદર 'દેહ એ જ આત્મા છે' એવું સમજનાર નિર્બળ માણસને અડચણ કરે છે તેમાં તારું શું પરાક્રમ છે, શું બળ છે અને શી મોટાઈ છે? કાંઈ નથી. જો તું હવે મારા એકલાની જ આગળ આવીને કાંઈ પણ મસ્તી કરી શકે, તો હું તને પરાક્રમી સમજું, બળવાન સમજુ અને મોટું સમજું.[૨૯] હે રાંક ચિત્ત! તું સર્વદા મરેલુ જ છે, માટે હું તને મારતો નથી. હે મૂર્ખ! તું સર્વદા મરેલુ છે એમ હું આ જ સમજ્યો.[૩૦] હું આટલા કાળ સુધી તને જીવતા જેવું જાણીને અનંત ફેરફારોવાળી જન્મ–મરણોરૂપી રાત્રિઓમાં લાંબા કાળથી ગોથાં ખાતો હતો.[૩૧] હે ચિત્ત! તું તો અનાદિકાળથી મૂવેલું છે, માટે મુદ્દલ છે જ નહિ એ જ આજ મારા સમજવામાં આવ્યું છે; તેથી હું તારી આશાને ત્યજી દઈને કેવળ મારા સ્વરૂપમાં જ રહું છું.[૩૨] આજ મેં પોતાની મેળે 'ચિત્ત મૂવેલું જ છે એમ જાણ્યુ એ સારું થયું. સમજ્યા પછી લુચ્ચાની સોબતમાં રહી પોતાનુ આખું જીવન નકામું કાઢવું એ યોગ્ય જ ન કહેવાય; માટે હું તને ત્યજી દઉં છું.[૩૩] હું ક્ષણમાત્રમાં મનરૂપી શઠને દેહરૂપી ઘરમાંથી કાઢી મૂકીને આ જ સ્વસ્થ થઈને રહ્યો છું. મારામાં જે ભૂત હતું તે નીકળી ગયુ.[૩૪] હે ચિત્તરૂપી ઝાડ! મેં તારાથી ઠગાઈને લાંબા કાળ સુધી ઘણાંઘણાં તોફાનો કર્યાં. હવે એ તોફાનોને સંભારીસંભારીને હુ હસું છું.[૩૫] હૃદયરૂપી ઘરમાં રહેનારો અને તાડના ઝાડ જેવડી ઊંચી આકૃતિવાળો ચિત્તરૂપી વેતાલ આજ ઘણે કાળે વિચારરૂપી તલવારથી ટુકડે ટુકડા થઈ જઈને પડી ગયો એ સારું થયું.[૩૬] ચિત્તરૂપી વેતાલ શાંત થતાં, પવિત્ર સ્થિતિને પ્રાપ્ત થયેલા આ શરીરરૂપી નગરમાં હું આજ કેવળ સુખથી રહ્યો છું એ બહુ સારું થયુ.[૩૭] કેવળ વિચારરૂપી મંત્રથી ચિત્ત મરી ગયું. ચિંતા પણ મરી ગઈ અને અહંકારરૂપી રાક્ષસ પણ મરી ગયો. આજે જ હું કેવળ સ્વસ્થ અને ભરપૂર થઈ રહ્યો છું.[૩૮] મારે ચિત્ત શું સગું થતું હતું, આશા શી સગી થતી હતી અને અહંકાર પણ શો સગો થતો હતો? મારો એ મફતનો પરિવાર આજ સંપૂર્ણ રીતે નાશ પામ્યો એ બહુ સારું થયું.[૩૯] હું કે જે એક જ છું, પૂર્ણકામ છું, નિત્ય છુ, નિર્મળ સ્વરૂપવાળો છુ અને વિકલ્પોથી રહિત ચૈતન્યરૂપે પ્રકાશુ છું, તેને હું જ વારંવાર પ્રણામ કરું છુ.[૪૦] હુ કે જે શોકથી રહિત છું, મોહથી રહિત છું, દેહાદિરૂપ નથી, અહંકારરૂપ નથી, કોઈ સમયે ન હોઉં એવો નથી અને મારાથી કાંઈ પણ જુદું ન હોવાને લીધે સર્વરૂપ પણ છું, તેને હું જ વારંવાર પ્રણામ કરું છું.[૪૧] મને આશાનો સંબંધ નથી, કર્મોનો સંબંધ નથી, સંસારનો સંબંધ નથી, કર્તાપણાનો સંબંધ નથી, ભોક્તાપણાનો સંબંધ નથી અને દેહનો પણ સંબંધ નથી; એટલા માટે હું કે જે અસંગસ્વરૂપ છુ, તેને હું જ વારવાર પ્રણામ કરું છુ.[૪૨] હું કે જે 'આત્મા' એ શબ્દથી પણ કહેવાઉં એવો નથી, બીજા કોઈ શબ્દથી પણ કહેવાઉ એવો નથી, 'હું' એ શબ્દનો વિષય પણ નથી, તેમજ 'અમુક' એ શબ્દનો વિષય પણ નથી તેથી સર્વરૂપ 'હું' એવા મને જ વારંવાર પ્રણામ કરું છું.[૪૩] હુ કે જે સર્વનું આદિકારણ છું, સર્વને ધારણ કરનાર છુ, ચૈતન્ય છું, જગતરૂપ છું અને દેશ–કાળની મર્યાદાથી પર છું, તેને હું જ વારંવાર પ્રણામ કરું છું.[૪૪] હુ કે જે નિર્વિકાર છુ, નિત્ય છું, અંશોથી રહિત છું, વ્યાપક છુ, સર્વરૂપ છું અને સનાતન છુ; તેને હું જ વારવાર પ્રણામ કરું છું.[૪૫] હું કે જે રૂપથી રહિત છું, નામથી રહિત છુ, સ્વયંપ્રકાશ છું,

વ્યાપક છું અને પોતાથી સર્વદા સ્વરૂપમાંજ રહેલો છું, તેને વારંવાર પ્રણામ કરું છું.[૪૬] હું મારા સ્વરૂપમાંજ સત્તાને પ્રાપ્ત થયો છું, કે જે સત્તા સમાન રીતે સર્વમાં વ્યાપક છે, સૂક્ષ્મ છે અને સર્વ જગતને મુખ્ય પ્રકાશ આપનારી છે. આવી સત્તાને પ્રાપ્ત થયેલો હું, મનેજ વારંવાર પ્રણામ કરું છું.[૪૭] પર્વતો, સમુદ્રો, પૃથ્વી અને નદીઓ સહિત જે કાંઈ દૃશ્યોની શોભા છે, તે હું નથી અથવા જે કાંઈ દૃશ્યોની શોભા છે તે હું જ છું. જે આ સઘળા પદાર્થોથી ભરપૂર જગત છે, તે હું નથી અથવા સઘળા પદાર્થોથી ભરપૂર જે જગત છે તે હું જ છું. હું એવા સ્વરૂપવાળો છું, માટે હું મનેજ વારંવાર પ્રણામ કરું છું.[૪૮] અવિદ્યાને તથા અવિદ્યાનાં કાર્યોને દૂર કરવામાં શક્તિ ધરાવતું મારું પોતાનુંજ સ્વરૂપ કે જે મનના વિકલ્પોથી રહિત છે, આનંદથી ભરપૂર હોવાને લીધે સર્વને પ્રિય છે, જગતથી રહિત હોવા છતાં પણ જગતને પ્રકટ કરનાર છે, અંતથી રહિત છે, જન્મથી રહિત છે, જરાથી રહિત છે, ત્રણે ગુણોથી ન્યારું છે અને અખંડિત છે, તેને હું પ્રણામ કરું છું.[૪૯]

व्यपगतमननं समाभिरामं प्रकटितविश्वमविश्वमप्यनंतम् । स्वयमजमजरं गुणादतीतं वपुरहमच्युतमीश्वरं नमामि ॥४९॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'દૃશ્યદર્શનસંબંધ' નામનો સર્ગ ૮૦મો સમાપ્ત

## સર્ગ ૮૧મો*

### યુક્તિ અને અનુભવથી ચિત્તનો અભાવ

વસિષ્ઠ ઉવાચ

एवं विचार्य बुद्ध्वांतः पुनरित्थं विचार्यते ।
तत्त्वविद्भिर्महाबाहो ज्ञेय आत्मा महात्मभिः ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! 'આત્માને જાણવો એજ તત્ત્વ છે' એમ સમજનારા મહાત્મા પુરુષો ઉપર કહ્યા પ્રમાણે વિચાર કરી, સમજીને વળી નીચે પ્રમાણે વિચાર કરે છે.[૧] ચિત્તે જ 'આ સઘળું જગત આત્માજ છે' એમ સમજીને જગતને ભૂંસી નાખ્યું એ વાત સાચી છે; પણ તે ચિત્ત શામાંથી ઊઠ્યું હશે? અહો! જગતની અંદર આવી જવાને લીધે ચિત્ત પોતે પણ ખોટું જ જણાય છે.[૨] ચિત્ત જડ હોવાને લીધે, બીજા ચિત્તથી રહિત હોવાને લીધે અને માયાનું કાર્ય હોવાને લીધે વિનાશીજ છે; અથવા જેમ આકાશમાં દેખાતું ઝાડ ભ્રાંતિ વિના બીજું કશું નથી, તેમ ચિત્ત પણ ભ્રાંતિ વિના બીજું કશું નથી.[૩] જેમ વહાણમાં બેઠેલા બાળકની દૃષ્ટિથી સમુદ્રના કિનારાનાં વૃક્ષો ચાલતાં દેખાય છે, પણ સમજુની દૃષ્ટિથી તે ભ્રમ ગણાય છે, તેમ ચિત્ત અજ્ઞાનીની દૃષ્ટિથી સિદ્ધ છે, પણ જ્ઞાનીની દૃષ્ટિથી અસિદ્ધ જ છે.[૪] જેમ ચગડોળમાં બેઠા હોઈએ ત્યારે પર્વતો ભમતા દેખાય છે, પણ તેમાંથી ઊતર્યા પછી, પર્વતો ભમતા દેખાતા નથી; તેમ અજ્ઞાનરૂપી ભ્રમણ શાંત થતાં, ચિત્તનો પત્તો પણ મળતો નથી.[૫] આ પ્રમાણે જોતાં ચિત્ત મુદ્દલ છે જ નહિ, પણ જે કાંઈ છે તે બ્રહ્મ જ છે. સઘળા પદાર્થોની ભાવનાઓ ચિત્તથીજ થાય છે, માટે ભાવનાઓને મિથ્યા સમજીને હું ત્યજી દઉં છું.[૬] હું સઘળા સંદેહોથી રહિત થયો છું અને સઘળા સંતાપોથી રહિત થઈને રહ્યો છું. હું સઘળી તૃષ્ણાઓનો ત્યાગ કરીને જેવો સ્વાભાવિક રીતે છું તેવોજ થયો છું. જેમ પ્રકાશનો ઉપરામ થતાં, વિચિત્ર પ્રકારનાં સઘળાં રૂપસંબંધી જ્ઞાનો દૂર થઈ જાય છે, તેમ ચિત્તનો ઉપરામ થતાં, ચપળતા અને તૃષ્ણા આદિ સઘળા દોષો દૂર થઈ ગયા છે.[૭-૮] ચિત્ત મરી ગયું, તૃષ્ણા જતી રહી, મોહરૂપી પાંજરું તૂટી ગયું અને અહંકાર નષ્ટ થઈ ગયો, તેથી હું જાગ્રત અવસ્થામાં આ નવી જાગ્રત અવસ્થાને પ્રાપ્ત થયો છું.[૯] જગત શાંત

* આ એકાશીમા સર્ગમા અનુભવથી અને યુક્તિથી ચિત્તનો અભાવ સિદ્ધ કરવામાં આવશે.

થઈને બ્રહ્મરૂપ જ થઈ ગયું અને જે દ્વૈત દેખાતું હતું તે સાચું હતું જ નહિ. હવે હું જગત સંબંધી કોઈ વિચાર પણ શા માટે કરું ? કેમકે મિથ્યા પદાર્થની આ વાત કરવાનું પણ કશું પ્રયોજન નથી.[૧૦] હું જેના આદિ કે અંત નથી અને જેમાં જીવપણું જ નથી એવા પવિત્ર પદને પામ્યો છું. અત્યંત શાંત, સૂક્ષ્મ, અવિચળ અને સર્વવ્યાપક આત્મા થઈને જ રહ્યો છું. ઘટ–પટ આદિ જે જે કાંઈ બહારના વ્યવહારની વસ્તુઓ છે, ચિત્ત આદિ જે જે અંદરના વ્યવહારની વસ્તુઓ છે, રજ્જુ–સર્પ આદિ જે જે પ્રાતિભાસિક વસ્તુઓ કહેવાય છે અને જીવ આદિ જે જે શાસ્ત્રીય વસ્તુઓ છે, તે સઘળી વસ્તુઓ આકાશથી પણ અત્યંત નિર્મળ, શાંત, અંતથી રહિત, ગ્રહણ કરવાને અશક્ય અને અત્યંત વિસ્તીર્ણ બ્રહ્મ જ છે. ચિત્ત હોય તોપણ ભલે, ન હોય તોપણ ભલે; મરી જાય તોપણ ભલે અને રહે તોપણ ભલે. હું કે જે અખંડ બ્રહ્મરૂપે જ પ્રકાશું છું, તેને હવે એ ચિત્ત હોવા ન હોવા આદિનો વિચાર કરવાનું શું પ્રયોજન છે ? હું મૂર્ખતાને લીધે વિચાર કરતો નહોતો, તેથી દેહરૂપ થઈને રહ્યો હતો અને હવે તો વિચાર કરવાને લીધે સર્વવ્યાપક પરમાત્મા થયો છું. હું કે જે વિચાર કરનાર હતો તે ક્યાં ગયો? મન મરી ગયા છતાં પણ 'હવે વિચાર કરનાર કોઈ છે કે નહિ' એવો વ્યર્થ વિકલ્પ કે જે મનરૂપી વૈતાલને પાછું જીવન આપે એવો છે, તે શા માટે ઊઠે છે?[૧૧–૧૫] 'હવે વિચાર કરનાર કોઈ છે કે નહિ' એવો જે વ્યર્થ સંકલ્પ મારી અંદર ઊઠે છે તેને હું ત્યજી દઉં છું. 'હું સાક્ષીરૂપ જ છું' એવો નિર્ણય કરીને હું શાંતપણાથી મારા સ્વરૂપમાં જ રહું છું અને ચૂપ થઈ જાઉં છું.[૧૬] હે રામ ! વિવેકી પુરુષે ખાતાં, જતાં, સૂતાં અને બેસતાં પણ પોતાની બુદ્ધિ વડે પ્રત્યેક દિવસે નિરંતર આવો વિચાર જ કરવો જોઈએ. સ્વસ્થ અને સ્વરૂપમાં જ રહેલા પોતાના ચિત્તથી આવો વિચાર કરીને જીવન્મુક્ત પુરુષો કોઈ પણ પ્રકારનો ઉદ્વેગ નહિ રાખતાં, વ્યવહાર સંબંધી ચાલતાં કાર્યો કર્યા કરે છે.[૧૭,૧૮] આનંદથી ભરપૂર અંતઃકરણવાળા, શરદઋતુના પૂર્ણચંદ્ર જેવા, પ્રસન્ન મુખકાંતિવાળા, વર્ણાશ્રમની યોગ્યતા અનુસાર વ્યવહાર સંબંધી કાર્યોમાં વિહાર કરતા અને જેનાં અભિમાન તથા મદ ટળી જ ગયાં છે એવા મહા બુદ્ધિમાન જીવન્મુક્ત પુરુષ આ સંસારમાં સુખથી વિચરે છે.[૧૯]

विगतमानमदा मुदिताशयाः शरदुपोढशशांकसमत्विषः। प्रकृतसंव्यवहारविहारिणस्त्विह सुखं विहरंति महाधियः ॥ १९ ॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ચિત્તસત્તાપ્રતિપાદન' નામનો સર્ગ ૮૧મો સમાપ્ત**

## સર્ગ ૮૨મો*

## વીતહવ્ય મુનિએ ઇંદ્રિયો તથા મનને સમજણ આપી

**वसिष्ठ उवाच**

विचार एवं विदुषा संवर्तेन कृतः पुरा।
कथितो मम विंध्याद्रौ तेनैव विदितात्मना ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! જેણે આત્માને જાણ્યો હતો એવા વિદ્વાન સંવર્ત મુનિએ પૂર્વે એ પ્રમાણે વિચાર કર્યો હતો અને પાછો વિંધ્યાચળમાં તેમણે જ એ વિચાર મારી પાસે કહ્યો હતો.[૧] તમે વિચારમાં તત્પર રહેનારી બુદ્ધિ વડે આ નિશ્ચયને પકડીને અનુક્રમે જ્ઞાનની ભૂમિકાઓમાં ચડતાંચડતાં, આ સંસારરૂપી સમુદ્રમાંથી નીકળી જાઓ.[૨] હે રામ ! હવે મોક્ષ આપનારો ઇંદ્રિયોને અને મનને સમજાવવારૂપ એક બીજો વિચાર હું કહું છું તે તમે સાંભળો કે જે વિચા–

* આ બ્યાશીમા સર્ગમાં વીતહવ્ય મુનિએ આત્મામાં એકાગ્રતા કરવા માટે ઇંદ્રિયોને અને મનને જુદાંજુદાં કારણો બતાવીને સમજણ આપ્યાનું નિરૂપણ કરવામાં આવશે.

રથી 'વીતહવ્ય' નામના મુનિએ સઘળા સંદેહોથી રહિત થઈને પરમ પદમાં નિવાસ કર્યો હતો. જેમ સૂર્ય મેરુપર્વતની લાંબીલાંબી ગુફાઓની આસપાસ ફરે છે, તેમ પૂર્વે મહાતેજસ્વી વીતહવ્ય મુનિ સંસારથી કંટાળીને સમાધિ કરવાનું સ્થળ શોધવા સારુ વનની અંદર લાંબીલાંબી વિંધ્યાચળની ગુફાઓની આસપાસ ફરતા હતા. સંસારરૂપી ભ્રમને આપનારી અને આધિઓને તથા વ્યાધિઓને ઉત્પન્ન કરનારી, આ ભયંકર ક્રિયાઓની પદ્ધતિથી કેટલેક કાળે એમના મનમાં કંટાળો આવ્યો હતો.[૩–૫] એ વીતહવ્ય મુનિએ નિર્વિકલ્પ સમાધિથી મળે એવા ગંભીર પદને પામવાની ઇચ્છાથી જગતમાં પોતાનાં સઘળાં કામકાજો બંધ કર્યાં કે જે ઘણા કાળથી કરવામાં આવતાંઆવતાં જૂનાં થઈ ગયાં હતાં. (અર્થાત્ સંન્યાસ લીધો.)[૬] જેમ ભ્રમર સુગંધવાળા અને પરાગોથી શ્વેતપણાવાળા નીલકમળમાં પ્રવેશ કરે, તેમ એ વીતહવ્ય મુનિએ સુગંધવાળી અને કપૂરથી ધોળેલી કેળનાં પાંદડાંઓથી બનાવેલી પર્ણશાળામાં પ્રવેશ કર્યો.[૭] જેમ વૃષ્ટિથી રહિત થયેલો મેઘ તાપ વિનાના પર્વતની ઉપર બેસે, તેમ એ મુનિ જેના ઉપર સારી રીતે મૃગચર્મ પાથર્યું હતું એવા શુદ્ધ અને સમતાવાળા આસન પર બેઠા.[૮] પદ્માસન વાળી, પગનાં તળિયાંની ઉપર હાથની આંગળીઓ રાખી, ડોકને ઊંચી રાખી, શરીરને સ્થિર કરી, શિખરની પેઠે તેમણે સ્થિતિ કરી.[૯] જેમ સાયંકાળે મેરુપર્વતની ગુફામાં પેસતો સૂર્ય ચારેબાજુ ફેલાયેલા પોતાની કાંતિના સમૂહને સારી પેઠે સમેટી લે છે, તેમ એ મુનિએ વિષયોમાં ચારેબાજુ વિખરાયેલા પોતાના મનને ધીરેધીરે સારી પેઠે સમેટી લીધું.[૧૦] અનુક્રમે બહારના અને અંદરના સઘળા વિષયોનો ત્યાગ કરતાં, એ મુનિએ નિર્દોષ થયેલા પોતાના મનથી નીચે પ્રમાણે વિચાર કર્યો.[૧૧]

**વીતહવ્ય બોલ્યા :** (સ્વગત) અહો! વિષયોમાંથી પાછું વાળેલું છતાં પણ ક્ષણમાત્રમાં પાછું ચંચળ થઈ જતું આ મન તરંગોથી તણાતાં જતાં પાંદડાંની જેમ સ્થિરતાને પ્રાપ્ત થતું નથી.[૧૨] ચક્ષુ આદિ પ્રચંડ ઇંદ્રિયોએ ભ્રમથી પકડેલા વિષયો માટે આ મન હાથથી પછાડેલા દડાની જેમ નિરંતર ઊછળ્યા જ કરે છે. આ મન ઇંદ્રિયોએ વધારેલી વૃત્તિઓમાં એકને ત્યજી બીજીને અને બીજીને ત્યજી ત્રીજીને, એમ અનેક વૃત્તિઓમાં ભટક્યા કરે છે; અને જેમાંથી પાછું વાળીએ તેમાં તો ગાંડાની માફક દોડે છે. મોટા વેગવાળું મન ઘડામાંથી લૂગડામાં જાય છે અને લૂગડામાંથી ગાડામાં જાય છે; એટલે જેમ વાંદરો વૃક્ષોમાં કૂદ્યા કરે છે, તેમ આ મન જુદાજુદા વિષયોમાં કૂદ્યા કરે છે.[૧૨–૧૫] હવે હું પ્રથમ મનને નીકળવાનાં પાંચ દ્વારોરૂપ આ તુચ્છ ચક્ષુ આદિ કે જેઓ 'ઇંદ્રિયો' એ નામથી ઓળખાય છે, તેઓનું જ સારી પેઠે અવલોકન કરું. હે અભાગણી ઇંદ્રિયો! જેમ સમુદ્રના જળને સ્થિર થવાનો અવસર મળતો નથી, તેમ તમને પણ સ્થિર થવાનો અવસર મળતો નથી કે શું? તમે જો સ્થિર થાઓ, તો જ મને સમાધિથી આત્માનું દર્શન મળે.[૧૬,૧૭] હે ચપળ અભિપ્રાયવાળી ઇંદ્રિયો! કેવળ અનર્થોમાં પડવા માટે ચપળતા કરો નહિ. ચપળતા કરવાથી ભૂતકાળમાં જે ઘણાંઘણાં દુઃખો પડ્યાં હતાં તેઓનું સ્મરણ કરો. હે મનનાં દ્વારોરૂપ અધમ ઇંદ્રિયો! તમે જડ જ છો અને જે જડ હોય છે તેઓનું ઊછળવું ઝાંઝવાનાં પાણીના ઊછળવાની પેઠે વ્યર્થ જ હોય છે.[૧૮,૧૯] તમે કે જેઓ સર્વદા મિથ્યા સ્વરૂપવાળી જ છો, તેમનું આ સાચા તત્ત્વને સમજ્યા વિનાનું ઉદ્ધતપણું આંધળા માણસોના દોડવા જેવું થાય છે.[૨૦] હે અભાગણી ઇંદ્રિયો! મહાસમર્થ ચૈતન્યરૂપ હું જ સાક્ષીપણાથી સઘળું

કરું છું, તે છતાં તમો નાહક આકુળ–વ્યાકુળ શા માટે થાઓ છો? સાચા સ્વરૂપથી રહિત હોવાને લીધે ઊંબાડિયાના ભ્રમણથી દેખાતાં ચક્રો જેવી અને રજ્જુમાં થતી સર્પની ભ્રાંતિ જેવી આ ચક્ષુ આદિ મારી ઇંદ્રિયો મફતની જ મસ્તી કર્યા કરે છે. સર્વને પ્રકાશ આપનારો જે સાક્ષી ચક્ષુ આદિ ઇંદ્રિયોને જાણે છે, તેની સાથે ચક્ષુ આદિ ઇંદ્રિયોને જરા પણ સંબંધ નથી. જેમ સ્વર્ગલોકને અને પાતાળના પર્વતને જરા પણ સંબધ નથી, તેમ આત્માને અને ઇંદ્રિયોને જરા પણ સંબધ નથી. જેમ માર્ગમાં ચાલતો માણસ સર્પોથી દૂર જ રહે અને જેમ બ્રાહ્મણ ચાંડાળોથી દૂર જ રહે, તેમ અખંડિત ચૈતન્યરૂપ આત્મા ઇંદ્રિયોથી દૂર જ રહે છે. હે ઇંદ્રિયો! જેમ સૂર્યના સ્વતંત્ર પ્રકાશમાત્રથી ખેડ તથા મજૂરી આદિ દિવસનાં કાર્યો કરનારાઓની પરસ્પર ધામધૂમ ચાલ્યા કરે છે, તેમ આત્માની સ્વતંત્ર સત્તામાત્રથી તમારી પરસ્પર ધામધૂમ ચાલ્યા કરે છે.[૨૧–૨૫] હે ચિત્ત! તું તારી વૃત્તિઓરૂપી સ્ત્રીઓને બહાર ભટકાવનારુ હોવાને લીધે ચારણ જેવુ છે, દેહને આત્મા માનનારુ હોવાને લીધે ચાર્વાક+ જેવું છે અને પેટ ભરવાને અર્થે સઘળી દિશાઓમાં ફરનારુ હોવાને લીધે ભિખારી જેવું છે[૨૬] હે જગતને ઉત્પન્ન કરનારા ચિત્ત! હવે કૂતરાની જેમ તારુ ભટકવું કે જે કેવળ અનર્થ માટે જ છે તેને ત્યજી દે. 'હું ચૈતન્ય છું' એવી તને જે ભ્રાંતિ છે, તે વ્યર્થ છે અને ખોટી જ છે. હે શઠ ચિત્ત! ચૈતન્ય અને તું કે જેઓ પરસ્પરથી વિરુદ્ધ છો, તેઓની એકતા સંભવે જ નહિ.[૨૭] 'હુ પરમાત્માની સત્તા વિના સ્વતંત્ર સત્તાથી જીવું છુ' એવા પ્રકારની જે તને અહંકારને લીધે દુર્મતિ થઈ છે, તે સાચી નથી પણ ખોટી જ છે અને કેવળ દુ:ખને માટે જ થઈ છે.[૨૮] તારા 'અભિમાન' નામના પરિણામનો ઉદય થતાં 'આ દેહ હું છું' એવી જે તને આસક્તિ થાય છે તેનો ત્યાગ કર. હે મૂર્ખ ચિત્ત! તું કોઈ વસ્તુ જ નથી, તે છતાં અમથું–અમથું શા માટે ચપળતા કરે છે? હે મહામૂર્ખ! આદિથી તથા અંતથી રહિત જે અનુભવ છે તે ચૈતન્ય વિના બીજું કશુ છે જ નહિ; તે છતાં આ દેહમાં 'ચિત્ત' એ નામ ધરાવી રહેનારુ તું કોણ છે? હે ચિત્ત! ભોગના સમયમાં અમૃત જેવી લાગતી અને પરિણામે ઝેરી ફળને આપનારી જે કર્તાપણાની તથા ભોક્તાપણાની તને ભ્રાંતિ છે, તે વૃથા જ છે. હે મૂર્ખ ચિત્ત! ઇંદ્રિયોનો આશ્રય કરીને તું ઉપહાસના પાત્રરૂપ થા નહિ. તું કર્તા પણ નથી અને ભોક્તા પણ નથી. તું તો કેવળ નિશ્ચેષ્ટ જ છે અને બીજાની આપેલી સત્તાથી જાગ્રત થાય છે.[૨૯–૩૨] ભોગોને તું શું થાય છે અને ભોગો તારે શું થાય છે? તું જડ છે તેથી સુહૃદ્ તારું સ્વરૂપ જ નથી; ત્યારે તારા બંધુ કે મિત્ર આદિ તો ક્યાંથી જ હોય?[૩૩] જે પદાર્થ જડ હોય છે, તે પોતાની સત્તાથી નહિ છતાં પરાઈ સત્તાથી પોતાની સત્તા ભોગવતો હોય છે, માટે ખોટો જ હોય છે. તું કે જે જડ છે તેમાં સમજનાર, કર્તા, ભોક્તા અને પૂર્વાપરનુ અનુસંધાન રાખનાર વગેરે ભાવ ચૈતન્યની સત્તા વિના ઘટતા જ નથી.[૩૪] તું જો જીવરૂપ હોય, તો જે આત્મા છે તે જ તારું સ્વરૂપ છે; માટે તારે નિર્વિકલ્પપણે જ રહેવું જોઈએ; કેમકે અનેક સંકલ્પ–વિકલ્પોથી ભરેલી અને દુ:ખ દેનારી તારી આવી સ્થિતિ ઘટતી

+ ચાર્વાક નામે એક મહાનાસ્તિક થઈ ગયો. તેણે એવો મત ફેલાવ્યો હતો, કે જે નરી આંખે દેખાય તે સાચું. નરી આંખે દેહ દેખાય છે, માટે દેહ એ જ આત્મા છે અને પરલોક તેમજ પુનર્જન્મ જેવું કાંઈ જ નથી. જગતનો સૌથી મોટો ભાગ જાણેઅજાણે પણ આ ચાર્વાક મતને અનુસરે છે; કારણકે તેનો મત દેખાતો મીઠો છે, એટલે ચારુવાક્ (સુંદર વાણી) એ મતનો મુખ્ય સિદ્ધાંત છે.

જ નથી.[૩૫] કર્તાપણું અને ભોક્તાપણું કે જેને તેં પોતામાં મિથ્યા જ માની લીધેલાં છે, તેમને ધીરેધીરે જે યુક્તિથી હું ભૂંસી નાખું છું તે યુક્તિ તું સાંભળ.[૩૬] આ તું પોતે તો જડ જ છે એમાં કોઈ પ્રકારનો સંશય નથી. જ્યારે તું નિશ્ચેષ્ટ જ છે, ત્યારે તને કર્તાપણું કેવું હોય? 'શિલાઓ નાચે છે' એ વાત તે કાંઈ સંભવે?[૩૭] માટે તું એમ સ્વીકાર કર, કે મારામાં જે શુદ્ધ પરમાત્માનો પ્રતિબિંબરૂપ ભાગ છે, તેની સત્તાથી જ મારું સઘળું જીવન છે. હે ચિત્ત! તું જીવે છે, ઇચ્છે છે, હણે છે, જાય છે અને નાચે છે એ સઘળું વૃથા જ છે; કેમકે એમાંની કોઈ પણ ક્રિયા તારી પોતાની શક્તિથી થતી નથી પણ આત્માની શક્તિથી જ થાય છે; માટે એ ક્રિયાઓ તારી કરેલી ન કહેવાય પણ આત્માની કરેલી જ કહેવાય. જે કામ જેની શક્તિથી કરવામાં આવે, તે કામ તેણે જ કરેલું કહેવાય પણ વચલાએ કરેલું ન કહેવાય. કેમકે દાતરડું પુરુષની શક્તિથી કાપે છે માટે પુરુષ જ કાપનાર કહેવાય છે, પણ દાતરડું કાપનારું કહેવાતું નથી. જે પદાર્થ જેની શક્તિથી હણાય તે પદાર્થ તેણે જ હણેલો કહેવાય પણ વચલાએ હણેલો ન કહેવાય. જેમકે તલવાર પુરુષની શક્તિથી હણે છે, માટે જે હણાયો હોય તેને પેલા પુરુષે જ હણેલો કહેવાય છે પણ તલવારે હણેલો કહેવાતો નથી. જેની શક્તિથી પિવાતું હોય તે જ પીનાર કહેવાય, પણ વચલો પીનાર કહેવાય નહિ. જેમકે માણસ ભૂંગળી વડે પાણી પીતો હોય ત્યારે તે માણસ જ પાણી પીનાર કહેવાય છે, પણ ભૂંગળી પાણી પીનાર કહેવાતી નથી.[૩૮-૪૧] હે ચિત્ત! તું સ્વભાવથી જ અત્યંત જડ છે અને તને જે ચેતન મળે છે, તે સર્વજ્ઞ આત્માથી જ મળે છે; માટે આત્મા પોતે પોતાને જ સર્વ પદાર્થરૂપે ગોઠવે છે એમ સિદ્ધ થાય છે; એટલે તારામાં કર્તાપણું પ્રાપ્ત જ થતું નથી.[૪૨] મહાસમર્થ આત્મા જ તને સર્વદા જાગ્રત કરે છે; કેમકે સમજુએ મૂઢ લોકોને સેંકડો આવૃત્તિઓથી પણ જગાડવા જ જોઈએ. આ સંસારમાં કેવળ બોધરૂપ આત્મસત્તા જ સ્ફુરે છે અને તે સત્તાથી જ તું 'ચિત્ત' એ શબ્દને તથા તેના અર્થને ધારી રહ્યું છે.[૪૩-૪૪] હે ચિત્ત! આ પ્રમાણે તું આત્માની શક્તિરૂપ અજ્ઞાનમાંથી આવેલું છે, એમ સિદ્ધ થાય છે; માટે જો જ્ઞાન પ્રાપ્ત થાય તો, જેમ સખત તડકામાં હિમ પીગળી જાય તેમ તું પીગળી ગયા વિના રહે જ નહિ.[૪૫] હે ચિત્ત! તું જ્ઞાનથી તુરત પીગળી જાય એમ છે; એટલા માટે તું મૂવેલું જ છે, નિશ્ચેષ્ટ જ છે અને વાસ્તવિક રીતે જોતાં મુદ્દલ છે જ નહિ, તેથી તારે 'હું આત્મા છું' એવી દુઃખ આપનારી આસક્તિ રાખવી નહિ. હે ચિત્ત! તારી કરેલી સઘળી કલ્પનાઓ ઇંદ્રજાળની લતાઓની માફક મિથ્યા જ છે; કેમકે અખંડ અનુભવરૂપ બ્રહ્મ જ સર્વ જગતરૂપે સ્ફુરે છે. બ્રહ્મની ચૈતન્યશક્તિના મિશ્રણવાળી માયાશક્તિ જ મનુષ્યોરૂપે, દેવતાઓરૂપે અને બ્રહ્માંડોરૂપે ગોઠવાયેલી છે. જેમ સમુદ્રની ભરતી જળમય મોજાં સિવાય બીજું કાંઈ નથી, તેમ આ જગત આત્માનાં સ્ફુરણો વિના બીજું કાંઈ નથી. હે મૂઢ ચિત્ત! તું જો પોતાને ચૈતન્યમય સમજતું હોય, તો તું કદી પણ એ પરમ પદથી જુદું નથી, તો હવે કોને માટે ચિંતા કરે છે? હે મૂર્ખ ચિત્ત! એ પરમપદ ત્રણે કાળના માપથી રહિત છે, સર્વમાં વ્યાપક છે અને સર્વરૂપ છે; માટે તેની પ્રાપ્તિ થઈ તો સર્વદા સર્વની પ્રાપ્તિ થઈ ચૂકી.[૪૬-૫૦] તું પણ નથી અને દેહ પણ નથી. જે કાંઈ છે તે સ્વયંપ્રકાશ અને વ્યાપક બ્રહ્મ જ છે. અવિચળ આત્મામાં 'હું અને તું' ઇત્યાદિ કેવળ આભાસો જ સ્ફુર્યા કરે છે, માટે કોને શી પીડા છે? કોઈને કાંઈ પીડા નથી. તું જો આત્મા હોય તો સર્વવ્યાપક આત્મા એક જ

છે, બીજો કોઈ નથી; માટે આત્માની પ્રાપ્તિ સારુ નિશ્ચિંત રહે. જો તું આત્માથી અન્ય હોય તો તું જડ હોવાને લીધે મુદ્દલ છે જ નહિ.[૫૧-૫૨] જે છે તે કેવળ આત્મા જ છે. સઘળું બ્રહ્માંડ આત્મા જ છે. આત્માથી જુદું કાંઈ છે જ નહિ. તું જો કાંઈ પણ આત્માથી ભિન્ન હોય તો તું મુદ્દલ કાંઈ છે જ નહિ.[૫૩] 'આ શરીર હું છું અને આ સ્ત્રી, પુત્ર તથા ધન આદિ મારાં છે' એવી નકામી આસક્તિ તું શા માટે રાખે છે? જો સસલાના શિંગડાથી કોઈ માર્યો જતો હોય તો જ મિથ્યા પદાર્થોની આસક્તિથી લાભ થવો સંભવે.[૫૪] હે શઠ ચિત્ત! જેમ દિવસમાં છાયા વિના અને તડકા વિના ત્રીજો કોઈ ભાગ જ નથી, તેમ જગતમાં ચૈતન્ય વિના અને જડ વિના ત્રીજો કોઈ ભાગ જ નથી.[૫૫] માટે હે ચિત્ત! કેવળ ચૈતન્યના અવલોકનથી તારી જડતાનો અને તારી અંદર રહેલા ચિદાભાસનો નાશ થતાં જે કેવળ અનુભવમાત્ર અખંડ ચૈતન્ય અવશેષ રહે છે, તે જ તું છે.[૫૬] હે મૂઢ! આમ હોવાને લીધે તને કર્તાપણું કે ભોક્તાપણું કાંઈ પણ નથી. તું તો પરબ્રહ્મ જ છે, એટલા માટે મૂર્ખપણાને છોડી દઈને ધીરજવાળું થા.[૫૭] જો કે તું આ રીતે આત્મારૂપ જ છે, તોપણ 'આત્મા ચિત્તરૂપ સાધનથી પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે' એમ જે કહેવામાં આવે છે, તે તો કેવળ ઉપદેશનાં વાક્યોની જમાવટને માટે જ કહેવામાં આવે છે.[૫૮] જો તું એમ ધારતું હોય, કે 'હું આત્માને એક જાતનું સાધન જ છું' તો તું આપમેળે ગતિ કરવામાં પણ સમર્થ નથી; માટે તારું કર્તાપણાનું અભિમાન વૃથા જ છે. સાધન કે જે જડ હોય છે, ગતિ વિનાનું હોય છે અને કર્તાએ આપેલી પ્રેરણા વિના અશક્ત જ હોય છે, તે કર્તાએ આપેલી પ્રેરણા વિના શી રીતે કાર્ય કરી શકે? જો કર્તા પ્રેરણા ન આપે તો સાધનમાં કોઈ જાતની શક્તિ જ હોતી નથી. જો કાપનારો પુરુષ પ્રેરણા ન આપે તો દાતરડું શું કરી શકે? તલવાર મારીને કાપી નાખવાના કામમાં પુરુષ જ સમર્થ છે. તલવાર તો સઘળા અવયવોથી સંપૂર્ણ હોય, તોપણ જડ હોવાને લીધે કશું કરવા સમર્થ નથી.[૫૯-૬૧] હે મિત્ર! તું પોતે જડ હોવાને લીધે કાંઈ પણ કરી શકે એમ નથી; એટલા માટે દેહાદિની તથા સ્ત્રી–પુત્રાદિની સંભાળ લેવાનો વ્યર્થ ખેદ ધરવો છોડી દે. હે મૂર્ખ! જે અશક્ત હોય તેને બીજાઓની સંભાળને માટે ઉદ્વેગ કરવો શોભતો જ નથી.[૬૨] 'આત્મા જ જીવપણાને પામીને સંસારમાં પીડાય છે.' એટલે તેને માટે 'હું સઘળા પ્રયત્નો કરવાનો ખેદ ભોગવું છું' એમ જો તું ધારતું હોય, તો એ તારું ધારવું વૃથા છે. જે તારા જેવો હોય તેને માટે જ તારે ખેદ ધરવો યોગ્ય છે; પણ આત્મા તારા જેવો નથી માટે તેને અર્થે તારે ઉદ્વેગ કરવો યોગ્ય નથી. આત્માને તો કોઈ કાર્ય કરવાથી કે નહિ કરવાથી કાંઈ હાનિ–લાભ થાય એમ નથી.[૬૩] તું દેહમાં અભિમાન ધરીને 'હું ભોગોની સગવડ કરી આપીને દેહનો ઉપકાર કરું છું' એમ ધારતું હોય તો તું દેહને માટે અમસ્તું જ દુઃખી થાય છે; કેમકે દેહમાં રહેનારાં પાંચ પ્રાણ, મન બુદ્ધિ અને દશ ઇંદ્રિયો સઘળાં જડ છે; માટે તેમાં કોઈને કોઈ પણ ભોગ જોઈતો નથી.[૬૪] 'આત્મા કે જે દેહનો ધણી છે, તેને ભોગોની સગવડ કરી આપીને, હું તેનો ઉપકાર કરું છું' એમ તું ધારતું હોય તો તારું એ ધારવું પણ ખોટું છે; કેમકે આત્મા સર્વદા તૃપ્ત જ છે, માટે તેને કોઈ પ્રકારની ઇચ્છા જ નથી.[૬૫] સ્વયંપ્રકાશ અને સર્વમાં વ્યાપક ચૈતન્યરૂપ એક આત્માથી જ આ સઘળું જગત ભરપૂર છે; માટે જગતમાં આત્માથી ન્યારો કોઈ પદાર્થ જ નથી કે જેની આત્માને ઇચ્છા થાય.[૬૬] સર્વરૂપ, સર્વ-

માં વ્યાપક અને એક હોવા છતાં અનેકરૂપ દેખાવાની શક્તિવાળો આત્મા પોતે પોતામાં જ સર્વ જગતને બનાવે છે, માટે તેને કયો પદાર્થ અલભ્ય હોય કે જેની ઇચ્છા કરે ?[૬૭] હે ચિત્ત ! જેમ રાજાની અલબેલી રાણીને જોઈને જુવાન પુરુષ અમસ્તો જ દુઃખી થાય છે; તેમ તું આત્માની આ સઘળી લીલાને જોઈ ને અમસ્તું જ દુઃખી થાય છે.[૬૮] હે ચિત્ત ! 'ત્યારે હું આત્માની સાથે સંબંધ રાખીને, તેના અનુગ્રહથી જ ભોગો ભોગવીશ' એમ તું ધારતું હોય, તો તારું એ ધારવુ પણ વૃથા છે; કેમકે જેમ ફળ પુષ્પના સંબંધને યોગ્ય જ નથી, તેમ તું આત્માના સંબંધને યોગ્ય જ નથી. ફળ જો પુષ્પની સાથે સંબંધ ધરે, તો સંબંધ ધરતાં જ પુષ્પને દૂર કરી દે છે, તેમ તું પણ જો આત્માની સાથે સંબંધ ધરે તો સંબંધ ધરતાં જ આત્માને દૂર કરી નાખે એવું છે; માટે જેમ ફળ પુષ્પનો કાંઈ પણ ઉપભોગ લઈ શકે એમ નથી તેમ તું આત્માનો કાંઈ પણ ઉપભોગ લઈ શકે એમ નથી.[૬૯] એકને બીજા પદાર્થની અંદર રહેવું અથવા બીજા પદાર્થની સાથે મળી જવું એ મુખ્ય સંબંધનું લક્ષણ છે, તો તેવો સંબંધ તારાથી ધરાવી શકાય એમ નથી; કેમકે તારો સ્વભાવ અને આત્માનો સ્વભાવ પરસ્પરથી વિરુદ્ધ છે. તું અનેક પ્રકારની રચનાઓવાળાં તથા અનેક પ્રકારની ક્રિયાઓ કરાવનારાં અનેક પ્રકારનાં સુખ દુઃખોની અનેક દશાઓવાળુ છે અને આત્મામાં તેવી એક દશા નથી; માટે તારો સ્વભાવ અને આત્માનો સ્વભાવ પરસ્પરથી અત્યંત વિરુદ્ધ છે. જેઓ દૂધે દૂધની જેમ પરસ્પરથી અત્યંત સમાન હોય અથવા દૂધની તથા પાણીની જેમ પરસ્પરમાં અડધા સમાન હોય, તેઓનો સંબંધ થયો ઘટે, પણ જેઓ જળની અને અગ્નિની જેમ પરસ્પરથી અત્યંત વિરુદ્ધ હોય તેઓનો સંબંધ થવો ઘટે જ નહિ.[૭૦–૭૨] જગતમાં જેઓ પરસ્પરથી અત્યંત વિરુદ્ધ હોય તેઓનો સંબંધ થાય, તો તેઓમાંથી એકનો વિનાશ થયા વિના રહે જ નહિ એમ જોવામાં આવે છે; માટે તેઓનો સંબંધ જ રહી શકતો નથી. જો પરસ્પરથી વિરુદ્ધ ન હોય તો પદાર્થનો પરસ્પર સંબંધ થતાં, તે પદાર્થોના ગુણો પરસ્પરથી સારી પેઠે મળી જાય છે; પણ જડરૂપ તું અને અનુભવરૂપ આત્મા તો પરસ્પરથી અત્યંત વિરુદ્ધ હોવાને લીધે, તમારા સ્વભાવોનું પરસ્પરથી મળતાપણું થાય એમ જ નથી. તારો અને આત્માનો સંબંધ થતાં જો તારા પ્રભાવથી અનુભવરૂપ આત્મા દૂર થઈ જાય તો તને જાણનારો કોઈ ન રહેવાને લીધે તારી સિદ્ધિ ન થાય અને આત્માના પ્રભાવથી તું નષ્ટ થઈ જાય, તો તેં પોતાના નાશને અર્થે જ આત્માનો સંબંધ માગ્યો કહેવાય; એટલે બન્ને રીતે તને જ હાનિ છે. તું ભોગની લાલચથી આત્માના સંબંધને માગીને હાથે કરીને તારા સ્વરૂપનો નાશ કરવા જ ધારે છે; માટે તેમ કર નહિ. સ્વરૂપથી ભ્રષ્ટ થવું એ મોટું દુઃખ છે.[૭૩] હું આદિ સઘળું દશ્ય કે જે અજ્ઞાનરૂપ છે, તેનો આત્માના જ્ઞાનરૂપપણાના પ્રભાવથી નાશ થઈ જાય, તો એકલો નિરતિશય આનંદરૂપ આત્મા જ અવશેષ રહેશે એ સારુ થશે' એમ ધારીને તું એટલાથી સંતોષ માનતું હોય, તો એકાગ્ર ધ્યાનરૂપ અખંડ સમાધિ કરીને આત્માનું જ દર્શન કરનાર થા. હે ચિત્ત ! તને સમાધિમાં જ સુખ છે પણ સંકલ્પો કરવામાં સુખ નથી; કારણકે જેમ ધોધનુ પાણી પથરાઓમાં પડતાં ફેલાઈ ગયેલા જેવું થઈ જાય છે, તેમ અખંડ અનુભવ સંકલ્પોને લીધે દેહ તથા ઇંદ્રિયો આદિમાં પડતાં ફેલાઈ ગયેલા જેવો થઈ જાય એ મોટું દુઃખ છે.[૭૪–૭૫] હે ચિત્ત ! 'હું સંકલ્પો કરતું નથી પણ આત્મા જ કર્તાપણારૂપ સ્વભાવને લીધે સંકલ્પો કરે છે' એમ તુ ધારતું હોય, તો એ તારી ભૂલ

છે. આત્મા કે જે કલ્પનારૂપી કાદવથી રહિત છે અને પ્રકાશીને કલ્પનાઓનો નાશ કરનારો જ છે, તેમાં વળી કર્તાપણું કેવું હોય ? આકાશમાં પુષ્પ હોવું સંભવે કે ? જેમ આકાશમાં આકાર સંભવતો જ નથી, તેમ આત્મામાં કર્તાપણું સંભવતું જ નથી. જેમ સમુદ્ર જળરૂપે, ફીણારૂપે, પરપોટાઓરૂપે અને તરંગોરૂપે સ્ફુરે છે પણ પોતે તેમાંનું કાંઈ કરતો નથી, તેમ તેં કલ્પેલા અનેક ભેદોરૂપે આત્મા કેવળ સ્ફુરે જ છે, પણ પોતે કોઈ ભેદની કલ્પના કરતો નથી.[૭૬–૭૮] જેમ સમુદ્રમાં ધગધગતો અંગારો હોવો સંભવતો નથી, તેમ સર્વાત્મક અને સ્વયંપ્રકાશપણાથી સ્ફુરતા આ ચૈતન્યરૂપ આત્મામાં દ્વૈત હોવું સંભવતું જ નથી. હે ચિત્ત ! આત્મા કલ્પનાઓથી રહિત છે અને તું જડ હોવાને લીધે કલ્પના કરી શકે એમ નથી, માટે કલ્પના જ સિદ્ધ નહિ થવાને લીધે વિષયોથી રહિત એક અનુભવ જ સાચો છે, બીજું કાંઈ પણ સાચું નથી, એમ સિદ્ધ થાય છે. જેમ આકાશમાં વન નથી, તેમ અખંડ અનુભવરૂપ આત્મામાં 'આ જુદું છે, આ જુદું નથી, આ શુભ છે અને આ અશુભ છે' એવા પ્રકારની મિથ્યા કલ્પના છે જ નહિ. વિષયોથી રહિત અખંડ અનુભવરૂપ આ આત્મા જ ભરપૂર થઈ રહેલો છે, તો તેમાં 'આ હું છું અને આ બીજો છે' એવા પ્રકારની મિથ્યા કલ્પના કેમ જ હોય? આત્મા કે જે આદિથી રહિત છે અને વ્યાપકપણાથી સર્વત્ર ભરપૂર છે, તેમાં કલ્પનાનો આરોપ કોણ કરી શકે ? આકાશમાં ઋગ્વેદની સંહિતા લખવી હોય તો કોઈથી લખી શકાય ?[૭૯–૮૨] હે ચિત્ત ! તેં નિર્મળ થઈને આત્માને સઘળા પદાર્થોના તત્ત્વરૂપ, અખંડ અનુભવરૂપે રહેલો અને સઘળી દિશાઓમાં અત્યંત ભરપૂરપણાથી રહેલો જાણ્યો, એટલા માટે મારાં સુખ–દુઃખો ઝાંઝવાનાં પાણી આદિ પ્રાતિભાસિક પદાર્થોની જેમ ક્ષીણ થઈ ગયાં છે. મને સુખ–દુઃખના દેખાવો થતા હતા એ ભ્રાંતિ જ હતી.[૮૩]

नित्योदिते सकलवस्तुपदार्थसारे संवित्स्थिते भरितनिर्भरभूरिदिक्कम् । आत्मन्यसत्यमिव साधु गते मलत्वात् क्षीणौ सुखासुखलवौ मम वै स मोहः

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ઇંદ્રિયાનુશાસનયોગોપદેશ' નામનો સર્ગ ૮૨મો સમાપ્ત

## सर्ग ८३ मो×

## ચિત્ત અને ઇંદ્રિયો હોવાથી થતા દોષો તથા ન હોવાથી થતાં સુખો

वसिष्ठ उवाच

भूयो मुनिवरो धीरो धिया धवलमेधया ।
स्वमिंद्रियगणं गुप्तो बोधयामास साध्विदम् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! એકાંતમાં બેઠેલા એ ધીર વીતહવ્ય મુનિએ શુદ્ધ ધારણાવાળી બુદ્ધિથી ફરી વાર પણ પોતાની ઇંદ્રિયોના સમૂહને નીચે પ્રમાણે સમજાવ્યો.[૧] એ મુનિએ પોતાની ઇંદ્રિયોને એકાંતમાં જે સમજણ આપી હતી તે તમને સ્પષ્ટ રીતે કહું છું, તમે તે સાંભળો. તે સાંભળીને અને તેવી જ ભાવનાને પ્રાપ્ત થઈને તમે બિલકુલ દુઃખરહિત થાઓ.[૨]

**વીતહવ્ય બોલ્યા :** હે ઇંદ્રિયો ! આ તમારી પોતાની સત્તા ( વિદ્યમાનપણું ) જીવનના સમયમાં ઘણાઘણા અનર્થો આપનારી છે અને મરણ થયા પછી પણ નરક આદિ ઘણાં દુઃખો આપનારી છે; એટલા માટે તમે ઉપર કહ્યા પ્રમાણે તમારી ખોટી સત્તાને ત્યજી દો.[૩] હું સ્પષ્ટ ધારું છું, કે મારા ઉપદેશથી તમારી આ સત્તા નષ્ટ જ થઈ ગઈ; કેમકે તમે અજ્ઞાનથી જ ઉત્પન્ન થયેલી છો. ઉપદેશથી અજ્ઞાન નષ્ટ થતાં તમોને પાછી સત્તા મળવાની જ નથી. હે ચિત્ત ! જેમ આકાશનાં

× આ ત્યાસીમા સર્ગમાં ચિત્તની તથા ઇંદ્રિયોની સત્તાથી સઘળા દોષો તથા અનર્થો થાય છે અને તેઓની ખટપટ ન હોવાથી સઘળાં સુખોની તથા સત્તની પ્રાપ્તિ થાય છે, એમ કહેવામાં આવ્યું છે.

અગ્નિમાં ક્રીડા તે બાળકોનાં પડખાંઓને બાળવા માટે જ થાય છે, તેમ તારી સત્તા તને દુઃખ આપવા માટે જ થાય છે. હે ચિત્ત! તું જોઈ લે કે તારા હોવાને લીધે જ, ભ્રાંતિ પામેલા મૂર્ખ લોકોના રાગ-દ્વેષાદિ કલ્લોલોની ભીડવાળા આ સંસાર-રૂપી નદીઓના સમૂહો કાળરૂપી સમુદ્રમાં પ્રવેશ કરે છે.[૪-૬] હે ચિત્ત! તું જોઈ લે કે તારા હોવાથી જ, જેઓમાં પોતપોતાના અભિમાનને લીધે પરસ્પરનાં અનિષ્ટો કરવાનાં ચિંતવનો થાય છે, એવી દુઃખોની પરંપરા વરસાદની સતત ધારાઓની પેઠે ક્યાંયથી આવી પડે છે.[૭] હે ચિત્ત! તું જોઈ લે કે તારા હોવાને લીધે જ, અંત વિનાની, હૃદયને ઉખેડી નાખવામાં તત્પર થયેલી, ક્રૂર અને ચીસો પડાવનારી વિપત્તિરૂપી વિષૂચિકા ( કોલેરા ) ઝડપ કર્યા કરે છે.[૮] હે ચિત્ત! તું જોઈ લે કે તારા હોવાને લીધે જ ઉધરસ તથા શ્વાસરૂપી ભ્રમરોના ગુંજારવવાળી અને ધોળા દેખાવવાળી જરા તથા મરણરૂપી મંજરી દેહરૂપી જૂના ઝાડમાં ખીલેલી છે.[૯] હે ચિત્ત! તું જોઈ લે કે તારા હોવાને લીધે જ, મનોરથોરૂપી સર્પોથી ઘેરાયેલાં અને જડતારૂપી ઘાટા ઝાકળવાળાં ગોલકોરૂપી છિદ્રોવાળા શરીરોરૂપી ખાડાની અંદર ચિંતારૂપી ચપળ ગરોળી ભમ્યા કરે છે. હે ચિત્ત! તું જોઈ લે કે તારા હોવાને લીધે જ, અનેક ચાળાઓ કરી અવાજ કરતું લોભરૂપી પક્ષી પોતાની સુખ–દુઃખાદિ દ્વંદ્વોરૂપી તીક્ષ્ણ ચાંચથી આ કાયારૂપી જૂના ઝાડમાંથી શાંતિ તથા ધર્મ આદિ ગુણોરૂપી ફળ–પુષ્પોના સમૂહને કાપી નાખે છે.[૧૦,૧૧] હે ચિત્ત! તું જોઈ લે કે તારા હોવાને લીધે જ, આ કઠોર, અપવિત્ર અને દુરાચારવાળો કામરૂપી કૂકડો, વાસનાઓરૂપી ઘણા કચરાવાળા મનરૂપી ઉકરડાને ચારેબાજુ ખોતર્યા કરે છે.[૧૨] હે ચિત્ત! તું જોઈ લે કે તારા હોવાને લીધે જ આ મોટી મોહરૂપી રાત્રિમાં અજ્ઞાનરૂપી ભયંકર ઘુવડ, જેમ સ્મશાનમાં વેતાલ નાચે, તેમ હૃદયરૂપી ઝાડમાં નાચે છે.[૧૩] હે ચિત્ત! અને હે ઇંદ્રિયો! તમારા હોવાથી જ, જેમ રાત્રિમાં પિશાચણીઓ નાચે તેમ તેના જેવી બીજી અનેક આકૃતિઓ અજ્ઞાનને લીધે ભટક્યા કરે છે.[૧૪] હે ચિત્ત! તું જો તારી ખટપટને ત્યજી દે, તો જેમ પ્રભાતમાં સૂર્યના પ્રકાશથી કમલિનીઓ સુંદર રીતે ખીલે છે, તેમ હૃદયમાં જ્ઞાનના પ્રકાશથી સઘળી શુભ સ્થિતિઓનો સારી રીતે વિકાસ થાય.[૧૫] હે ચિત્ત! તું જો તારી ખટપટને ત્યજી દે, તો આ હૃદયરૂપી આકાશ મોહરૂપી ઝાકળથી તથા રજોગુણરૂપી ધૂળથી અત્યંત રહિત થઈ ને જ્ઞાનરૂપી સૂર્યના નિર્મળ પ્રકાશથી જોડાઈ શોભવા લાગે.[૧૬] હે ચિત્ત! તું જો તારી ખટપટને ત્યજી દે, તો સતત એકધારે પડતી અને વાયુથી વ્યાકુળ થતી વરસાદની ધારાઓની જેમ લાંબા કાળ સુધી ખૂબ જ વિક્ષેપ આપનારા આ વિકલ્પોના સમૂહો આવી પડે નહિ.[૧૭] હે ચિત્ત! તું જો તારી ખટપટનો ત્યાગ કરે તો જેમ સર્વને આનંદ આપનારી, શાંત, અત્યંત પવિત્ર અને પ્રિય લાગે એવી મંજરી સારા વૃક્ષમાંથી ખીલી ઊઠે છે, તેમ સર્વને આનંદ આપનારી, શાંત, અત્યંત પવિત્ર અને પ્રિય લાગે એવી મૈત્રી હૃદયમાં પ્રકટ થાય. હે ચિત્ત! તું જો તારી ખટપટનો ત્યાગ કરે તો જેમ અંદર છિદ્રવાળી અને જ્યાં શીતળતા હોય ત્યાં જ પોતાની શોભાને ફેલાવનારી કમલિની હિમથી બળીને સુકાઈ જાય છે, તેમ અંદર પોલાણવાળી અને જ્યાં મૂર્ખતા હોય ત્યાં જ પોતાના ચમત્કારને દેખાડનારી ચિંતા વિવેકથી બળીને ભસ્મ થઈ જાય.[૧૮,૧૯] હે ચિત્ત! તું જો તારી ખટપટને છોડી દે, તો જેમ વરસાદ શાંત થતાં શરદઋતુના આકાશમાં સૂર્યનું મંડળ પ્રકટ થાય છે, તેમ અજ્ઞાનનો ક્ષય થતાં હૃદયમાં જ્ઞાન-

નો પ્રકાશ પ્રકટ થાય.[20] હે ચિત્ત ! તું જો તારી ખટપટને ત્યજી દે, તો વાયુ વિનાના સમુદ્રની પેઠે હૃદય સ્વચ્છ થાય, ઘણું ગંભીર થાય, ક્ષોભ-વિનાનું થાય, પરાભવનાં કિરણોથી રહિત થાય અને સમાનતાને પ્રાપ્ત થાય.[21] હે ચિત્ત ! તું જો નાશ પામે, તો જીવ પૂર્ણિમાના ચંદ્રની જેમ અમૃત( સ્વસ્થતા )ના પૂરથી પરિપૂર્ણ, સર્વદા આનંદમય અને અંદર શીતળ થઈને રહે.[22] હે ચિત્ત ! તું જો નષ્ટ થઈ જાય, તો અજ્ઞાનનો નાશ થવાથી અંદર જ્ઞાનના પ્રકાશો સંપૂર્ણ પ્રકટ થાય અને તેથી સઘળું સ્થાવર-જંગમ જગત બાધિત થઈને આત્માના એક દેશમાં જ રહે.[23] હે ચિત્ત ! તું જો નષ્ટ થઈ જાય, તો આનંદરૂપ અને ભરપૂર આકારવાળા આત્મસ્વરૂપની ભાવના થાય, કે જે ભાવના આશાઓના પાશોને અનુસરનારા દેહાભિમાનીઓને થતી નથી.[24] હે ચિત્ત ! તું જો નષ્ટ થઈ જાય, તો જેમ બળી ગયેલાં પાંદડાંઓમાં તેઓના રસો પાછા આવતા નથી, તેમ નાશ પામેલા સંસારના જરા-મરણરૂપી મોટા માર્ગોમાં પુરુષો પાછા આવે નહિ.[25] હે ચિત્ત ! તું જો નષ્ટ થઈ જાય, તો આત્મારૂપી વૃક્ષમાં એવો લાંબો આરામ મળે, કે જે મળ્યા પછી પાછું ભ્રમણ કરવું જ ન રહે.[26] હે સઘળી આશાઓવાળા ચિત્ત ! તું જો નષ્ટ થઈ જાય, તો સઘળી આશાઓ આપનાર બાબતનો નાશ થતાં, ઉપર કહેલી અને બીજી પણ ઘણીઘણી ગુણોની સંપત્તિઓ પ્રાપ્ત થાય.[27] હે ચિત્ત ! એક તારા રહેવાનો પક્ષ અને બીજા તારા નષ્ટ થઈ જવાનો પક્ષ, એ પક્ષમાંનો જે પક્ષ લેવાથી પરમ કલ્યાણ તારા જોવામાં આવતું હોય, તે પક્ષરૂપી ઉત્સવને સ્વીકારી લે.[28] હે માન ધરાવનારાઓમાં ઉત્તમ ચિત્ત ! હું ધારું છું કે તને નષ્ટ થઈને આત્મારૂપે રહેવામાં જ સુખ છે; માટે તે સુખ લેવા માટે દ્વૈતથી રહિત આત્મસ્વરૂપની જ તું ભાવના કર. પ્રાપ્ત થઈ શકે એવા સુખનો ત્યાગ કરવો એ મૂઢપણું જ કહેવાય.[29] જો આત્માના પ્રતિબિંબવાળું તારું સ્વરૂપ કે જેથી તું જીવે છે તે જો સાચું હોય, તો તને નષ્ટ કરી નાખવા કોણ ઇચ્છે ? પરંતુ હું સાચેસાચું કહું છું, કે એ આત્માના પ્રતિબિંબવાળું તારું સ્વરૂપ સુદ્દલ છે જ નહિ. તું સુદ્દલ છે જ નહિ, એટલા માટે 'હું જીવું છું' એવા ખોટા વિશ્વાસથી તું સુખ માની લે નહિ. તું પ્રથમ પણ ન હતું અને હમણાં પણ નથી જ. જ્યાં સુધી ભ્રાંતિ હતી ત્યાં સુધી જ તારી સ્થિતિ હતી, પણ હમણાં વિચાર કરવાથી ભ્રાંતિનો સદંતર નાશ થવાથી હવે તારી સત્તા છે જ નહિ. હે ચિત્ત ! જ્યાં સુધી યથાર્થ વિચાર ન કરવામાં આવે ત્યાં સુધી જ તું તારા રૂપથી રહી શકે છે, પણ યથાર્થ વિચાર કરવામાં આવે કે તુરત જ તું વિક્ષેપોથી રહિત થઈને બ્રહ્મરૂપ થઈ જાય છે. જેમ પ્રકાશના અભાવથી અંધારું થાય છે, તેમ વિચારના અભાવથી તું થયું છે; અને જેમ પ્રકાશથી અંધારું થઈ જાય છે, તેમ તું વિચારથી નષ્ટ થઈ જાય છે. હે મિત્ર ! આટલા કાળ સુધી હું અલ્પ વિવેકવાળો હતો, તેથી જ તારી વૃદ્ધિ થઈ હતી, કે જે વૃદ્ધિ દુઃખોના જ કારણરૂપ હતી. જેમ બાળકની આગળ તેની મૂઢતાને લીધે સંકલ્પમાત્રથી વૈતાલનો ભ્રમ વધતો જાય છે, તેમ મારી આગળ મારી મૂઢતાને લીધે સંકલ્પમાત્રથી તારી વૃદ્ધિ થઈ હતી અને તારી વૃદ્ધિથી જ સુખ-દુઃખ આદિ અનેક દ્વંદ્વો જોવામાં આવતાં હતાં, કે જે દ્વંદ્વો સંસારમાં આદિ તથા અંતવાળાં હોવાને લીધે મિથ્યા જ છે. જે વિવેકની કૃપાથી હમણાં મિથ્યારૂપ નષ્ટ થઈને તને અવિનાશી આત્મસ્વરૂપ પ્રાપ્ત થયું છે, તે વિવેકને વારંવાર પ્રણામ કરું છું. હે ચિત્ત ! તું પોતે પણ ઘણી રીતે સમજેલું છે અને તને શાસ્ત્રોએ પણ ઘણીઘણી રીતે સમજાવેલું છે, કે જેથી તું

ચિત્તપણાથી છૂટીને આત્મારૂપ થયેલું છે. તને તારા જૂનારૂપે (આત્મસ્વરૂપે) સ્થિતિ પ્રાપ્ત થઈ એ તારા કલ્યાણને માટે જ થઈ છે.[૩૦-૩૮] હમણાં તું સઘળી વાસનાઓ વિનાનું થઈને બ્રહ્મરૂપ થયેલું છે. જેમ પ્રકાશના અભાવથી થયેલું અંધારું પ્રકાશ થતાં નષ્ટ થઈ જાય, તેમ વિવેકના અભાવથી ઉત્પન્ન થયેલું તારું ચિત્તપણું વિવેકથી નષ્ટ થઈ ગયું છે. જે અવિવેકથી ઉત્પન્ન થયેલો હોય તે વિવેકથી નષ્ટ થઈ જાય છે.[૩૯] હે ભલા ચિત્ત! તારી પોતાની ઇચ્છા નહિ હોવા છતાં પણ તારામાં વિચાર સ્થિર થયો છે, તેથી સઘળી રીતે આ તારો વિનાશ પ્રાપ્ત થયો છે, કે જેથી તને પરમસુખની પ્રાપ્તિ થશે. હે ચિત્ત! હે ઇંદ્રિયોના અધ્યક્ષ! હું સિદ્ધાંતની યુક્તિઓથી મારા સ્વરૂપને જાણીને, સંસારના પારને પામ્યો છું. હવે તારું ભલું થજો. હે ચિત્ત! તું પૂર્વે પણ ન હતું, હમણાં પણ નથી અને હવે પછી પણ નહિ જ થશે. તારું ભલું થજો. હું તને છોડી જ દઉં છું. મારા સઘળા સંતાપો ટળી ગયા છે, હું શાંત થયો છું અને પરમ સુખ પામ્યો છું, એ બહુ સારું થયું.[૪૦-૪૩] હું સાક્ષીરૂપે રહ્યો છું, માટે પોતાના સ્વરૂપમાં જ રહ્યો છું. ઉપર કહેલાં કારણોને લીધે હવે સંસારમાં ચિત્તની સ્થિતિ જ રહી નથી. ચિત્ત મુદ્દલ છે જ નહિ, છે જ નહિ; આત્મા તો છે, છે અને છે, કે જે આત્માથી જુદું બીજું કાંઈ છે જ નહિ. એ આત્મા હું જ છું અને મારા વિના બીજું કાંઈ છે જ નહિ. હું સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપ છું, બોધરૂપ છું અને સર્વત્ર સર્વદા રહેલો છું. શુદ્ધ ચૈતન્યમાં 'આ આત્મા છે' એવી કલ્પના પણ દુર્લભ છે, ત્યારે અનાત્મ પદાર્થોની કલ્પના તો ન જ હોય તેમાં કહેવું શું? અખંડ તત્ત્વમાં બીજા પદાર્થની કલ્પના ક્યાંથી જ હોય? માટે હું હવે 'એ આત્મા હું છું,' એમ પણ નહિ બોલતાં ચૂપ થઈને, જેમ તરંગ જળમાં જ રહે છે, તેમ મારા સ્વરૂપમાં જ રહું છું. હું મારા હૃદયમાં મારું સ્વરૂપ જ કે જે વિષયોથી રહિત છે, વાસનાઓથી રહિત છે, ચિદાભાસ(જીવ)-પણાથી પણ રહિત છે, પ્રાણના સંચાર વિનાનું છે, ભેદના લેશરૂપ દોષથી રહિત છે અને જગતનો બાધ થતાં અનુભવરૂપે અવશેષ રહેલું છે, તેને પ્રાપ્ત થઈને શાંત થયો છું. હું મનની ચેષ્ટાને તથા વાણીના વ્યાપારને છોડી દઉં છું.[૪૪-૪૮]

संशांतवासनमनाश्रितचेतनांशमप्राणसंचरणमस्तमितांशदोषम् । संवेद्य वर्जितमुपेत्य सुसंविदंशं शाम्यामि मौनमहमेव निरीहमंतः ॥४८॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ચિત્તસત્તાવિચારયોગોપદેશ' નામનો સર્ગ ૮૩મો સમાપ્ત

## સર્ગ ૮૪મો×

### વીતહવ્ય મુનિની સમાધિ

**વસિષ્ઠ ઉવાચ**

इति निर्णीय स मुनिर्वीतहव्यो विवासनः ।
आसीत्समाधावचलो विंध्यकंदरकोटरे ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યાઃ** હે રામ! એ પ્રમાણે નિર્ણય કરીને વાસનાઓથી રહિત થયેલા એ વીતહવ્ય મુનિ વિંધ્યાચળની ગુફાની અંદર સમાધિમાં સ્થિર થયા. ગતિથી રહિત, પૂર્ણ તથા સ્વયંપ્રકાશ અનુભવરૂપ આનંદથી શોભતા અને જેનું મન અસ્ત પામી ગયું હતું, એવા એ મુનિ પવન વિનાના સમયે નિશ્ચળ થયેલા સમુદ્ર જેવા ગંભીર જણાવા લાગ્યા. જેમ લાકડાંઓ બળી ગયા પછી જ્વાળાઓના સમૂહની ગતિ અગ્નિની અંદર જ શાંત થઈ જાય છે, તેમ વાસનાઓ બળી જવાને લીધે અનુક્રમે તેમની મન આદિ

× આ ચોરાસીમા સર્ગમા વીતહવ્ય મુનિની સમાધિનું, કાદવથી બનેલો ધરતીની અંદર તેમના રહેવાનું અને તેમના હૃદયમાં વિદ્યાધરપણા આદિનો પ્રતિભાસ થવાનું વર્ણન કરવામાં આવશે.

ઇંદ્રિયો તેમની અંદર શાંત થઈ ગઈ. પૂરી રીતે નહિ મીંચાયેલાં, પૂરી રીતે નહિ ઊઘડેલાં, મીંચાયેલા ભાગોની અંદર રહેલાં, ગતિ વિનાની પાંપણોવાળાં અને જાણે નાસિકાની ટોચ ઉપર બન્ને પાસેથી સરખી રીતે પડતા થોડાથોડા પ્રકાશવાળાં હોય એવાં જણાતાં તેમનાં નેત્રો અર્ધાં ઊઘડેલાં અને અર્ધાં કળીરૂપે રહેલાં કમળોની જેમ શોભવા લાગ્યાં.[૧–૫] કાયાને, મસ્તકને અને ડોકને સમાન રીતે અક્કડ રાખીને બેઠેલા એ મહાબુદ્ધિમાન વીતહવ્ય મુનિ જાણે પથરામાં કોતરાયેલી મૂર્તિ હોય અને જાણે ચિત્રમાં આલેખેલી મૂર્તિ હોય એવા સ્થિર દેખાવા લાગ્યા.[૬] જળાશય પાસેની વિંધ્યાચળની ગુફામાં એ રીતે સમાધિ ધારણ કરીને બેઠેલા એ મુનિને ત્રણસો વર્ષ એક ઘડીની પેઠે વીતી ગયાં.[૭] જ્ઞાની અને ધ્યાની એવા એ વીતહવ્ય મુનિ એટલા કાળ સુધી સમાધિમાંથી જાગ્યા જ નહિ અને જીવન્મુક્તપણાને લીધે તેમણે તે દેહને પણ છોડ્યો નહિ.[૮] યોગને જાણનારા એ ભાગ્યશાળી મુનિ એટલા કાળ સુધી વાદળાંઓની મોટી ગર્જનાઓથી પણ જાગ્યા નહિ, વરસાદને લીધે થયેલા નવાનવા ધોધોની ધુધવાટીઓથી પણ જાગ્યા નહિ.[૯] મૃગયા કરવાને માટે આવતા આસપાસના રાજાઓના હાથીઓની ગર્જનાઓથી પણ જાગ્યા નહિ, પક્ષીઓની તથા વાંદરાઓની ચિચિયારીઓથી પણ જાગ્યા નહિ, જંગલી હાથીઓ વડે ઉખેડી નખાતાં વૃક્ષો આદિના શબ્દોથી પણ જાગ્યા નહિ.[૧૦] સિંહોની ક્રોધ ભરેલી ગર્જનાઓથી પણ જાગ્યા નહિ, ઝરણાંઓના ખળખળાટથી પણ જાગ્યા નહિ, ભયંકર તારાઓ પડવાના કડાકાઓથી પણ જાગ્યા નહિ, માણસોના મોટા કોલાહલોથી પણ જાગ્યા નહિ.[૧૧] મદોન્મત્ત 'શરભ' નામનાં પશુઓની પછાડોથી પણ જાગ્યા નહિ, પૃથ્વીનો કંપ થવાથી ઊથલપાથલ થઈ જતાં, શિખરોના શબ્દોથી પણ જાગ્યા નહિ, વનને બાળતા દાવાનળોના શબ્દોથી પણ જાગ્યા નહિ, પાણીના પ્રવાહો માથા ઉપર પડીને કંપાવતાં છતાં પણ જાગ્યા નહિ, ઉપરથી મોટા પથરાઓની અણીઓ વાગવાથી પણ જાગ્યા નહિ, ધરતીના કાદવથી ભરેલાં પાણી પોતાની નીચે આવવાથી પણ જાગ્યા નહિ, કંપાયમાન થતા જળમાં પડેલાં સૂર્યનાં પ્રતિબિંબોનાં પ્રતિબિંબો મોઢા ઉપર આવવાથી પણ જાગ્યા નહિ અને ગ્રીષ્મઋતુની અગ્નિ જેવી કઠોર ઉષ્ણતાથી પણ જાગ્યા નહિ.[૧૨-૧૩] એ રીતે કાળ કેવળ આપોઆપ કોઈ જાતના ફળ વિનાનો વહી જતાં અને જળના તરંગોની પેઠે કેટલાંએક વર્ષાકાળો વીતી જતાં, એ પર્વતની ગુફાની અંદર વરસાદના પાણીના પૂરે ઠેલીઠેલીને નાખેલા કાદવની વધતી જતી જમાવટથી ધરતી ઊંચી થઈ જવાને લીધે એ મુનિ થોડાં જ વર્ષોમાં તે ધરતીના ગર્ભની અંદર આવી ગયા. કાદવથી દબાયેલા ખભાઓવાળા એ મુનિ જેમ પર્વતની અંદર શિલા રહે છે, તેમ તે ધરતીના સાંકડા પેટાની અંદર પણ એમ ને એમ સ્થિર રહ્યા.[૧૪–૧૬] ધરતીના ગર્ભમાં દબાઈ ગયેલા એ જીવન્મુક્ત વીતહવ્ય મુનિ ત્રણસો વર્ષ વીતી ગયા પછી, પોતાની મેળે સમાધિમાંથી જાગ્રત થયા.[૧૭] એટલા કાળ સુધી ધરતીથી દબાયેલા તેમના દેહને તેમના જીવાત્માએ જ પાળી રાખ્યો. પ્રાણ તો પોતાની ગતિ બંધ પડવાથી અત્યંત સૂક્ષ્મ થઈ ગયેલો હોવાને લીધે, એ દેહને પાળી શકે એમ ન હતો.[૧૮] પછી એ મુનિના જીવાત્માએ અવશેષ રહેલું પ્રારબ્ધ ભોગવવા માટે હૃદયની અંદર અનુક્રમે વધારે વધારે પ્રકટ થઈ, સ્થૂળપણાને પામી, મનરૂપ થઈ હૃદયમાં જ કલ્પનામાત્રથી નીચે પ્રમાણે ભોગો ભોગવ્યા.[૧૯] કૈલાસપર્વતના સુંદર વનમાં કદંબના ઝાડની નીચે સો વર્ષ સુધી, જીવન્મુક્તપણાથી મુનિપણાની નિર્મળ પદવી ભોગવી.[૨૦] તે પછી સો વર્ષ સુધી

જીવન્મુક્તપણાથી નિશ્ચિંતપણે વિદ્યાધરની પદવી ભોગવી અને તે પછી પાંચ યુગ સુધી જેને દેવતાઓ તથા ચારણો પ્રણામ કરે છે એવી ઇંદ્રની પદવી ભોગવી.[૨૧]

**રામ બોલ્યા :** હે મહારાજ ! કૈલાસ પર્વત ઉત્તર દેશમાં જ આવેલો છે અને ઇંદ્રની પદવી તથા વિદ્યાધરની પદવી સ્વર્ગમાં જ મળે છે, એમ દેશ પણ નિયમિત છે અને વર્ષ આટલા મહિનાથી થાય તથા યુગ આટલાં વર્ષોથી જ થાય, એમ કાળ પણ નિયમિત છે; તે છતાં વીતહવ્ય મુનિને પોતાના હૃદયમાં જ અને અલ્પકાળમાં જ તે તે દેશનો અને તે તે કાળનો અનુભવ થયો; તો એ દેશનો તથા કાળનો નિયમ કેમ બદલાઈ ગયો ?[૨૨]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! સર્વરૂપ અને સઘળી શક્તિઓવાળું ચૈતન્ય, જ્યાં જે જે પ્રકારે ઉદય પામે (સંકલ્પ કરે) ત્યાં તે તે પ્રકારે તુરત થઈ જાય છે; કારણ કે અનુભવ કરનારા ચૈતન્યનો એવો જ સ્વભાવ છે.[૨૩] જ્યાં જ્યારે દઢ સંસ્કારને લીધે જેવો સંકલ્પ થાય; ત્યાં ત્યારે તેવો જ નિયમ ગોઠવાઈ જાય છે; કારણ કે દેશના તથા કાળ આદિના નિયમોના ક્રમો સંકલ્પમય જ છે. અત્યંત સૂક્ષ્મ નાડીના છિદ્રમાં અલ્પકાળમાં જ સંકલ્પને લીધે વિસ્તીર્ણ દેશ–કાળવાળા સ્વપ્નનો અનુભવ થાય છે, એ સર્વના જાણવામાં પણ છે.[૨૪] આ કારણને લીધે વીતહવ્યે પોતાના હૃદયની અંદરના અનુભવરૂપ આકાશમાં અનેક પ્રકારનાં જગતો જોયાં.[૨૫] આત્માના યથાર્થ બોધવાળા જીવન્મુક્ત પુરુષોને આવા પ્રકારની જે વાસના હોય છે તે વાસના જ નથી; કારણ કે જ્ઞાનરૂપી અગ્નિથી તે ભુંજાઈ ગયેલી હોય છે. ભુંજાયેલા બીજમાં બીજપણું હોય છે કે ?[૨૬] વીતહવ્ય મુનિએ ઇંદ્રની પદવી ભોગવ્યા પછી, એક કલ્પ સુધી સદાશિવના પાર્ષદની પદવી ભોગવી, કે જેમાં તેમને સઘળી વિદ્યાઓમાં નિપુણપણું તથા ત્રણે કાળનું નિઃસંશય જ્ઞાન પ્રાપ્ત થયું હતું.[૨૭] જેને જેવી રીતનો દઢ સંસ્કાર હોય, તે તેવી રીતનું સઘળું દેખે છે. વીતહવ્ય જીવન્મુક્ત હતા, તોપણ ભોગ આપનારા પ્રારબ્ધકર્મે જાગ્રત કરેલા દઢ સંસ્કારથી જ, તેમને દેહના તથા ભોગ આદિના વિચિત્રપણાનો આભાસ થયો હતો.

**રામ બોલ્યા :** હે મુનિઓમાં ઉત્તમ ! જો વીતહવ્ય મુનિની પેઠે જીવન્મુક્ત પુરુષોને પણ દઢ સંસ્કારને લીધે દેહ આદિના વિચિત્ર આભાસો થતા હોય, તો તેઓને બંધ તથા મોક્ષના દેખાવો પણ થવા જોઈએ.[૨૮-૨૯]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! આ જે કાંઈ જગત જોવામાં આવે છે, તેને જીવન્મુક્ત પુરુષો શાંત અને આકાશની પેઠે નિર્મળ બ્રહ્મ જ જાણે છે; માટે તેઓને બંધ–મોક્ષના દેખાવો ક્યાંથી જ પ્રાપ્ત થાય ? જેમ બળી ગયેલું કપડું પ્રથમના જેવા જ આકારવાળું જોવામાં આવતું હોવા છતાં કશું કામ કરતું નથી, તેમ જીવન્મુક્ત પુરુષોની દૃષ્ટિથી મિથ્યા થઈ ગયેલું જગત પ્રારબ્ધના અવશેષપણાને લીધે, દેખાતું હોવા છતાં પણ તેઓને બંધન આપનાર થતું નથી.[૩૦] આ ચૈતન્યરૂપી આકાશ જે જે પ્રદેશમાં જેટલો જેટલો જે જે પ્રકારનો સંકલ્પ કરે છે, તે તે પ્રદેશમાં તેટલા તેટલા તે તે પ્રકારના વિશાળ દેખાવને પ્રાપ્ત થઈ ગયેલા જેવું જણાય છે.[૩૧] આ બ્રહ્મરૂપ ચૈતન્ય સર્વને આત્મસ્વરૂપ માની લઈને, ઘણાંઘણાં જગતોનો અનુભવ કરી ચૂક્યું છે અને ઘણાંઘણાં જગતોનો અનુભવ કરે છે. પૃથ્વીના પેટાળમાં દબાઈ રહેલા વીતહવ્ય મુનિના ચૈતન્યમાં, ખોટા જ ગોઠવાયેલા મોટામોટા અસંખ્ય લોકોમાં જે અજ્ઞાની ઇંદ્ર હતો, તે હમણાં 'હીન' નામના દેશમાં રાજા થયો છે અને તે આ ક્ષણમાં વનની અંદર મૃગયા કરવા લાગ્યો છે.[૩૨-૩૪]

પદ્મકલ્પમાં વીતહવ્યને સદાશિવના ગણની પદવી

મળી હતી. તે સમયમાં કૈલાસના વનના કુંજમાં તેનો ક્રીડા કરવાનો હંસ હતો, તે હમણાં ભીલ લોકોનો રાજા થઈને રહ્યો છે અને તે સમયમાં સોરઠદેશનો જે અજ્ઞાની રાજા હતો, તે હમણાં આંધ્રદેશનાં ઘણાં વૃક્ષોવાળાં ગામડામાં રહ્યો છે.

**રામ બોલ્યા :** વીતહવ્યના જોવામાં આવેલી એ સૃષ્ટિઓ જો વીતહવ્યના મનથી થયેલી હોય તો તેઓમાં જે ઇંદ્ર તથા હંસ આદિ પ્રાણીઓ દેખાયાં હતાં, તેઓ પણ ભ્રાંતિમાત્ર જ હોવાં જોઈએ અને જો તેઓ ભ્રાંતિમાત્ર જ હોય તો ચેતનાવાળાં હોવાં કેમ ઘટે ?[૩૫–૩૭]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! વીતહવ્યે જોયેલા જગતની પેઠે આ તમારા જોવામાં આવતું જગત પણ ભ્રાંતિમાત્ર જ છે; તે છતાં આ જગતનાં પ્રાણીઓ ચેતનાવાળાં કેમ દેખાય છે ? જેમ આ જગતનાં પ્રાણીઓ ચેતનાવાળાં છે, તેમ જ તે જગતનાં પ્રાણીઓ પણ ચેતનાવાળાં જ હતાં. હે રામ ! આ જગત પણ ચૈતન્યમાત્ર છે અને કેવળ મનની ભ્રાંતિને લીધે જુદા આકારવાળા જેવું જણાય છે, તેમ તે જગત પણ ચૈતન્યમાત્ર જ હતું અને કેવળ મનની ભ્રાંતિને લીધે જુદા આકારવાળા જેવું જણાયું હતું.[૩૮,૩૯] હે રામ ! વાસ્તવિક રીતે જોતાં તો, એ જગત પણ ન હતું અને આ જગત પણ નથી જ. આ કે તે, કોઈ પણ મુદ્દલ નહિ જ હોવાને લીધે, આ જગત તે જગત જેવું નથી અને તે જગત આ જગત જેવું ન હતું. તમે જે આ જગત જુઓ છો તે મુદ્દલ છે જ નહિ. જે કાંઈ જગત દેખાય છે તે કેવળ બ્રહ્મ જ પ્રકાશે છે.[૪૦] ભૂતકાળનું, વર્તમાનકાળનું અને ભવિષ્યકાળનું આ જગત, બ્રહ્મરૂપ છે અને વીતહવ્યને દેખાયેલું જગત પણ બ્રહ્મરૂપ જ હતું. આ જે કાંઈ દૃશ્યરૂપ જગત છે, તે સઘળું બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં મનથી જ કલ્પાયેલું છે.[૪૧] આવા પ્રત્યક્ષ દેખાતા રૂપવાળું જગત જ્યાં સુધી 'બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં કલ્પિત છે' એમ જાણવામાં ન આવે, ત્યાં સુધી વજ્રના ગર્ભ જેવું દૃઢ થઈ પડે છે અને જાણવામાં આવે કે તુરત જ બ્રહ્મરૂપ થઈ જાય છે. જેમ સમુદ્રમાં જળ જ તરંગ આદિ અનેક રૂપોને દેખાડે છે, તેમ બ્રહ્મમાં અજ્ઞાનથી થયેલું મન જ, આ રીતે ઉત્પત્તિ તથા વૃદ્ધિ આદિ વિકારોવાળા અનેક પદાર્થોને દેખાડે છે. પરબ્રહ્મ કાંઈ પણ વિકાર નહિ પામતાં માયાથી ચિત્તરૂપ થાય છે, ચિત્ત જ વારંવાર મનન કરવાથી 'મન' એ નામને પ્રાપ્ત થાય છે અને તે મને જ આ જગતને ફેલાવ્યું છે. હે રામ ! આ દૃશ્ય જગત એ રીતે થયું છે અને વાસ્તવિક જોતાં તો કાંઈ પણ થયું જ નથી.[૪૨–૪૪]

यथास्थितेनैव चिदंबरेण स्वचित्तमेवैति मनोभिधानम् । स्फारं कृतं तेन जगच्च दृश्यमेवं ततं नैव ततं च किंचित् ॥ ४४॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'વીતહવ્યમનોજગદ્વર્ણન' નામનો સર્ગ ૮૪મો સમાપ્ત**

## સર્ગ ૮૫મો*

## વીતહવ્ય મુનિ જીવન્મુક્ત સ્થિતિમાં રહ્યા

**राम उवाच**

अथ किं वीतहव्यः स्वं स्थितं तस्मिन् धरोदरे ।
कथमुद्धृतवान् देहं स संपन्नश्च किं कथम् ॥ १ ॥

**રામ બોલ્યા :** હે મહારાજ ! પછી વીતહવ્ય મુનિએ પૃથ્વીના ગર્ભમાં રહેલા પોતાના દેહને તેમાંથી બહાર કાઢ્યો કે નહિ ? કાઢ્યો તો શી રીતે કાઢ્યો અને કાઢ્યા પછી એ મુનિ શી રીતે વિચર્યા અને શી રીતે વિદેહમુક્તિ પામ્યા ?[૧]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! વીતહવ્ય પોતાને બ્રહ્મરૂપ સમજવાને લીધે જે કાંઈ ઇંદ્રપણું આદિ દેખાયું હોય, તેને પોતાના આત્માના જ

* આ પંચ્યાશીમા સર્ગમાં વીતહવ્યે પિંગલના દેહમાં પ્રવેશ કરીને કાદવમાં પડેલા દેહને બહાર કઢાવ્યો. પછી એ મુનિ જીવન્મુક્ત સ્થિતિમાં રહ્યા અને વળી તેમણે સમાધિ કરી, એ કથા કહેવામાં આવશે.

ચમત્કારરૂપ સમજ્યા.[2] પોતે સદાશિવના ગણની પદવી પામ્યા હતા, ત્યારે એક દિવસે પોતાના આત્મતત્ત્વનું સ્મરણ કરવાના સમયમાં તેમને પોતાની મેળે જ પોતાના સઘળા પૂર્વ-જન્મોનું અવલોકન કરવાથી ઇચ્છા થઈ.[3] એ ઇચ્છા થતાં, તેમણે પોતાના જેટલા દેહો નષ્ટ થઈ ગયા હતા, તેઓને પણ દીઠા અને જેટલા દેહો નષ્ટ થયા ન હતા તેઓને પણ દીઠા. નષ્ટ નહિ થયેલા દેહોમાંના એક 'વીતહવ્ય' નામના દેહને વિંધ્યાચળની ગુફામાં ધરતીના ગર્ભની અંદર રહેલો જોયો, કે જે દેહ કાદવના સમૂહમાં કીડા જેવો દેખાતો હતો, કાદવના ભારથી દબાઈ ગયો હતો, વરસાદના પાણીના પ્રવાહે પોતાના બળથી ઊંધો નાખી દીધેલો હતો, પીઠ ઉપર કાદવના જથાવાળો હતો અને જેના સર્વ અવયવો ઉપર ચડી ગયેલી માટીમાં ખડનાં જાળાંઓ ઊગી ગયાં હતાં, એવા એ દેહને જોઈ આપોઆપ જ એ દેહને કાદવના જથામાંથી બહાર કાઢવાનો એમને વિચાર થયો; પરંતુ એ દેહ ધરતીના ગર્ભમાં અત્યંત દબાઈ ગયેલો જોવામાં આવતાં, એ મહાતેજસ્વી મુનિએ ઉત્તમ સમજણવાળી પોતાની બુદ્ધિથી ફરીવાર વિચાર કર્યો, કે 'આ મારા દેહનાં સઘળાં અંગો દબાઈ ગયાં છે અને પ્રાણવાયુનો સંચાર પણ બંધ પડી ગયો છે, તેથી આ દેહ હાલીચાલી શકે એમ નથી અને કાંઈ પણ કરી શકે એમ નથી; માટે હું તુરત સૂર્યના શરીરમાં પ્રવેશ કરું કે જેથી સૂર્યનો 'પિંગલ' નામનો પાર્ષદ સૂર્યની આજ્ઞાથી મારા આ દેહને કાઢી આપશે; અથવા મારે આ દેહનું શું પ્રયોજન છે? હું તો શાંતિ જ રાખું અને નિર્વિઘ્ન રીતે પરમ નિર્વાણરૂપ (વિદેહમુક્ત) પોતાના પદને પામું. દેહથી લીલા કરવાનું મારે કશું પ્રયોજન નથી.' હે રામ! વીતહવ્ય મુનિએ મનથી એ પ્રમાણે વિચાર કરીને અને જરા વાર ચૂપ રહીને ફરી વિચાર કર્યો, કે 'મારે દેહનો ત્યાગ કરવાની પણ જરૂર નથી અને ગ્રહણ કરવાની પણ જરૂર નથી; મારે તો દેહનો ત્યાગ પણ સરખો છે અને દેહનું ગ્રહણ પણ સરખું છે. માટે હવે આ દેહ જીવતો છે અને માટી ભેગો માટી થઈ ગયો નથી, તે પહેલાં એ દેહમાં રહીને હું કાંઈક વિહાર કરું. હું સૂર્યના પાર્ષદ પિંગલના હાથથી મારા દેહને ધરતીના ગર્ભમાંથી કાઢવા માટે, જેમ પ્રતિબિંબ અરીસામાં પ્રવેશ કરે છે, તેમ આકાશમાં રહેલા સૂર્યના શરીરમાં પ્રવેશ કરું.' હે રામ! વીતહવ્ય મુનિએ એ પ્રમાણે વિચાર કરી, સૂક્ષ્મ લિંગશરીરરૂપ થઈને, જેમ વાયુ ધમણના છિદ્રમાં પ્રવેશ કરે છે, તેમ સૂર્યના શરીરમાં પ્રવેશ કર્યો. મોટી બુદ્ધિવાળા સૂર્યનારાયણ પણ વીતહવ્ય મુનિને પોતાના હૃદયમાં આવેલા જોઈને, તેમનાં કાર્યોનો તથા તેમનું આગળ–પાછળ શું થયું છે તેનો વિચાર કરવા લાગ્યા. ત્યાં વિંધ્યાચળની ગુફામાં ધરતીના ગર્ભની અંદર રહેલું, ખડનાં જાળાંઓથી ઢંકાઈ ગયેલું અને શબ જેવું એ મુનિનું શરીર તેમના જોવામાં આવ્યું. આકાશની મધ્યમાં રહેલા સૂર્ય-નારાયણે એ મુનિની ધારણા જાણી લઈને, પૃથ્વી-માંથી તેના શરીરને કાઢવા સારુ 'પિંગલ' નામના પોતાના પાર્ષદને આજ્ઞા કરી. વીતહવ્ય મુનિનો જીવાત્મા, કે જે લિંગશરીરરૂપે સૂર્યના શરીરમાં પેઠો હતો, તેણે તુરત ચિત્ત વડે સૂર્ય-નારાયણને પ્રણામ કર્યા. પછી સૂર્યનારાયણે માનપૂર્વક આજ્ઞા આપવાથી એ જીવાત્માએ વિંધ્યાચળની ગુફામાં જવાને તૈયાર થયેલા પિંગલના શરીરમાં પ્રવેશ કર્યો. એ પિંગલે આકાશને ત્યજી દઈ, કુંજોથી તથા હાથીઓથી રમણીય લાગતા અને મદોન્મત્ત વાદળાંઓવાળા આકાશ જેવા શોભતા વિંધ્યાચળના વનમાં આવ્યા

પછી તેમણે જેમ સારસ પક્ષી નખો વડે કાદવને ખોદીને તેમાંથી કમળના કંદને કાઢી લે છે, તેમ નખો વડે ધરતીને ખોદી તેના ગર્ભમાંથી વીતહવ્યના શરીરને બહાર કાઢ્યું. પછી જેમ પક્ષી આકાશને છોડીને પોતાના માળામાં પ્રવેશ કરે છે, તેમ વીતહવ્યના લિંગશરીરે પિંગલના શરીરને છોડી દઈને, પોતાના સ્થૂલ શરીરમાં પ્રવેશ કર્યો. પિંગલ અને શરીરને પ્રાપ્ત થયેલા વીતહવ્યમુનિ, તેઓ પરસ્પરને પ્રણામ કરીને પોતપોતાનાં કાર્યો કરવામાં જ તત્પર થયા. પિંગલ તારાઓવાળા તથા સૂર્યનાં કિરણોના ફેલાવાથી વસ્ત્ર જેવા લાગતા નિર્મળ આકાશમાં ગયો અને વીતહવ્ય મુનિ કુમુદોવાળા તથા સૂર્યનાં કિરણોના ફેલાવાથી વસ્ત્ર જેવા લાગતા નિર્મળ તળાવમાં ગયા. જેમ હાથીનું બચ્ચું ખાડના કાદવમાં લીલા કરીને તળાવમાં નહાય છે, તેમ વીતહવ્ય મુનિ સ્નાન પહેલાંની ક્રિયાઓ કરીને તુરત એ ખીલેલાં કમળોવાળા તળાવમાં નાહ્યા. તળાવમાં સ્નાન કરી, જપ કરી અને સૂર્યનું પૂજન કરીને, મનન આદિ વ્યવહારોવાળા શરીરથી એ વીતહવ્ય મુનિ આગળની પેઠે જ શોભવા લાગ્યા. મૈત્રીવાળા, સમતાવાળા, ઉત્તમ શાંતિવાળા, ઉત્તમ બુદ્ધિવાળા, કોઈનું સારું થયેલું જોઈ પ્રસન્ન થનારી વૃત્તિવાળા, દયાવાળા, શ્રેષ્ઠ શોભાવાળા અને સંગોથી રહિત થયેલા ચિત્તવાળા, એ વીતહવ્ય મુનિએ તે દિવસે તો સમાધિ ધારણ કર્યા વિના જ નદીના કિનારામાં વિહાર કર્યો. ૪–૨૮

मैत्र्या तया समतया परया च शान्त्या सत्प्रज्ञया मुदितया कृपया श्रिया च । युक्तो मुनिः सकलसंगविमुक्तचेता विंध्ये सरित्तटगतो दिनमेव रेमे ॥२८॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'વીતહવ્યપૂર્વશરીરપ્રાપ્તિયોગ' નામનો સર્ગ ૮૫મો સમાપ્ત**

# સર્ગ ૮૬ મો×

## વીતહવ્યે રાગ–દ્વેષાદિને છેલ્લા પ્રણામો કરી તેમનો ત્યાગ કર્યો

**वसिष्ठ उवाच**

दिनांते स समाधातुं पुनरेव मनो मुनिः ।
विवेश कांचिद्वितततां विज्ञातां विंध्यकंदराम् ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! સાયંકાળ થયો ત્યારે એ વીતહવ્ય મુનિએ ફરી વાર મનને એકાગ્ર કરવા માટે, વિંધ્યાચળની જાણીતી કોઈ વિશાળ ગુફામાં પ્રવેશ કર્યો.[1] ગુફામાં પ્રવેશ કરીને આત્માના અનુસંધાનને નહિ છોડનારા અને જેમણે જગતનો સારાસાર જોઈ લીધો હતો, એવા એ વીતહવ્ય મુનિએ ઇંદ્રિયોના અને ચિત્તના સંબંધમાં નીચે પ્રમાણે વિચાર કર્યો.[2]

**વીતહવ્ય બોલ્યા :** (સ્વગત) ઇંદ્રિયોને તો પ્રથમ જ સારી પેઠે ત્યજી દીધી છે, માટે હવે ઇંદ્રિયોના સંબંધમાં ફરી વાર લાંબીલાંબી ચિંતા કરવાની આવશ્યકતા નથી.[3] 'જગત છે કે નથી' એવા પ્રકારની કલ્પનાને કુમળી લતાની પેઠે તોડી નાખી, સાક્ષીભૂત ચૈતન્યનો જ આશ્રય કરી, દૃઢ આસન વાળીને પર્વતના શિખર જેવો અવિચળ થઈને રહું.[4] જીવતાં છતાં પણ અજ્ઞાનીઓની દૃષ્ટિથી શબ જેવો રહું, અજ્ઞાનીઓની દૃષ્ટિથી શબ જેવો રહેતાં છતાં પણ આત્માના અનુસંધાનમાં ઉદ્યોગી રહું, સમતાવાળો થઈને રહું, સ્વચ્છપણું પામીને રહું, એકરસ ચૈતન્યમાત્રરૂપે રહું.[5] જાગતાં પણ દ્વૈતને નહિ જોનાર થઈને રહું, દ્વૈતને નહિ જોનાર છતાં પણ સ્વરૂપના અનુભવમાં સાવધાન રહું અને કાયાની

× આ છ્યાશીમા સર્ગમાં વીતહવ્યે છ રાત્રિ સુધી સમાધિ કરી, તે પછી લાંબા કાળ સુધી જીવન્મુક્તપણાથી સ્થિતિ રાખી અને તે પછી વિદેહમુક્તિ પામવા સારુ રાગ–દ્વેષાદિને પ્રણામ કરીને સમાધિ ધારણ કરી એટલી કથા કહેવામા આવશે.

અંદર સઘળા મન આદિના વ્યાપારોને બંધ પાડીને સ્વરૂપનું જ અવલંબન કરીને રહું. એકાંતમાં ઝાડના ઠૂંઠાની પેઠે સ્થિરતાથી બેસીને રાગ-દ્વેષાદિ રોગોનો ત્યાગ કરીને, સર્વમાં વ્યાપક અને કલ્પનાઓથી રહિત બ્રહ્મરૂપ પરમપદમાં જ હું રહું.[૧-૭]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! એ પ્રમાણે વિચાર કરીને, વીતહવ્ય મુનિ છ દિવસ સુધી સમાધિમાં રહ્યા. પછી જેમ સૂઈ ગયેલો પ્રવાસી જન તુરત જાગે, તેમ એ મુનિ સમાધિમાંથી તુરત જાગ્યા.[૮] પછી જાગ્રતમાં પણ સમાહિતના જેવી સ્થિતિથી રહેલા એ મહાતપસ્વી વીતહવ્ય મુનિએ લાંબા કાળ સુધી જીવન્મુક્તપણાથી વિહાર કર્યો.[૯] એમણે કોઈ વસ્તુમાં કદી પણ ગુણદૃષ્ટિ કરી નહિ, દોષદૃષ્ટિ પણ કરી નહિ, કોઈથી ઉદ્વેગ પણ ધર્યો નહિ અને કોઈથી હર્ષ પણ ધર્યો નહિ. હે રામ! એ વીતહવ્ય મુનિ બેસતાં, ઊભા રહેતાં અને ચાલતાં પણ, પોતાના ચિત્તને વિનોદ આપવાને માટે હૃદયમાં પોતાના મનથી નીચે પ્રમાણે વાતો કર્યા કરતા હતા.[૧૦-૧૧]

**વીતહવ્ય બોલ્યા :** (સ્વગત) હે ઇંદ્રિયોના અધ્યક્ષ મન! તેં વૈરાગ્ય રાખવાથી સર્વ જગતને આનંદ આપનારું કેવું સુખ મેળવ્યું છે તે જો.[૧૨] હે ગતિ કરનારાઓમાં ઉત્તમ મન! આવું સુખ તને વૈરાગ્યથી જ મળ્યું છે, માટે તારે એ વૈરાગ્યની દશાને જ ધારણ કરી રાખવી અને ચપળતાને છોડી દેવી.[૧૩] હે ઇંદ્રિયોરૂપ ચોરો! હે અભાગી નામવાળી દુષ્ટ આશાઓ! આ આત્મા તમારો નથી અને તમે આત્માના નથી. તમે નષ્ટ થઈ જાઓ. તમારી આશાઓને મેં નિષ્ફળ કરી નાખી છે. ક્ષણભંગુર વિષયોમાં લાગનારાં તમે મને દબાવવાને સમર્થ નથી. 'અમે આત્મા છીએ' એવી જે તમને વાસના હતી, તે વાસના રજ્જુમાં દેખાયેલા સર્પની પેઠે તત્ત્વને ભૂલી જવાથી જ થઈ હતી.[૧૪-૧૬] અનાત્મામાં આત્માની ભાવના અને આત્મામાં અનાત્માની ભાવના, અવિચારથી જ થઈ હતી, માટે વિચારથી ક્ષય પામી ગઈ.[૧૭] હે ઇંદ્રિયો તથા મન! વિવેકથી જોતાં, આ વ્યવહારરૂપી ખટપટ ઊભી કરવાનો કોઈને માથે દોષ મૂકી શકાય એમ નથી; કેમકે તમે કેવળ પરતંત્ર છો; માટે તમે તમારી ઇચ્છાથી કશું કરતાં નથી. અહંકાર કેવળ અભિમાન જ ધારણ કરે છે પણ બીજું કશું કરતો નથી. બ્રહ્મ અદ્વિતીય છે, માટે તેમાં કોઈ ક્રિયાનો સંભવ જ નથી. કર્તાપણું પ્રાણની ગતિમાં થાય છે, પણ તે પ્રાણ જડ છે. જીવ કેવળ ભોગવે છે, પણ બીજું કાંઈ કરતો નથી અને મન કેવળ મમતા રાખે છે, પણ બીજું કાંઈ કરતું નથી; માટે આ વ્યવહારની ખટપટ ઊભી કરવાનો કોનો, કેવો અને શો દોષ કહેવાય? લાકડાં વનમાંથી થાય છે, માટે તેઓને પણ ઘર બનાવવાની જરૂર નથી; રજ્જુ વાંસની છાલમાંથી થાય છે, માટે તેઓને પણ ઘર બનાવવાની જરૂર નથી; વાંસલા આદિ હથિયારો લોઢાનાં છે, માટે તેને પણ ઘર બનાવવાની જરૂર નથી અને સુતાર પોતાનું પેટ ભરવાને વાસ્તે જ કાળજી રાખે છે, માટે તેને પણ ઘર બનાવવાની જરૂર નથી.[૧૮-૧૯] તેમ છતાં પણ એ જુદાજુદા પદાર્થોરૂપી સામગ્રીથી જે ઉત્તમ અને દૃઢ ઘરરૂપ આકાર બને છે, તે કાકતાલીયની પેઠે બની જાય છે; માટે તે ઘર પડી જાય તો એમાંનાં કોઈને પણ કશી હાનિ થાય એમ નથી. તેમ તમે કેવળ પોતપોતાના વિષયોનું ગ્રહણ કરનારાં છો પણ વિષયોવાળા વ્યવહારને ઉત્પન્ન કરવાની જરૂરવાળાં નથી; તે છતાં પણ તમે જે સામગ્રીરૂપ છો તેનાથી જે આ ચપળ વ્યવહાર ઊભો થયો છે, તે કાકતાલીયની પેઠે જ થયો છે; માટે આ વ્યવહાર નષ્ટ થઈ જાય, તોપણ તેથી તમારામાંના કોઈને કાંઈ હાનિ થઈ જાય

એમ નથી. અવિદ્યા તો સાવ ભુલાઈ ગઈ, આત્મવિદ્યા સ્પષ્ટ રીતે પ્રાપ્ત થઈ, સાચું હતું તે સાચું થયું, ખોટું હતું તે ખોટું થયું, વિનાશી હતું તે વિનાશ પામ્યું અને સ્થિર હતું તે સ્થિર થયું.[૨૦–૨૨]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! એ મહાતપસ્વી 'વીતહવ્ય' નામના મોટા મુનિ આવી રીતના વિચારથી જીવન્મુક્તપણે ઘણાંઘણાં વર્ષો સુધી રહ્યા.[૨૩] જેમાં ચિત્ત નષ્ટ થઈને પાછું કદી પણ ઉત્પન્ન થતું નથી અને મૂઢતા અત્યંત દૂર થઈ જાય છે, તે પૂર્ણાનંદપદમાં એ મુનિ સર્વદા રહેતા હતા.[૨૪] સત્ય અને અખંડ આત્મામાં કોઈ સમયે ભ્રાંતિથી વિચિત્ર પદાર્થો દેખાવાથી થતા વ્યર્થ દુઃખનું નિવારણ કરવાને માટે, વારંવાર ધ્યાનરૂપી આશ્વાસનાનો આશ્રય કરીને, એ મુનિ સર્વદા સુખમાં જ રહેતા હતા.[૨૫] ત્યાગ કરવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય વિષયોની પ્રાપ્તિ થતાં પણ 'આ ત્યાગ કરવા યોગ્ય છે અને આ ગ્રહણ કરવા યોગ્ય છે' એવી દૃષ્ટિઓનો ક્ષય થયેલો હોવાથી, વીતહવ્યનું મન ઇચ્છાથી પણ રહિત થઈ ગયું અને અનિચ્છાથી પણ રહિત થઈ ગયુ.[૨૬] વિદેહકૈવલ્યની પ્રાપ્તિ, કે જે જન્મોના તથા કર્મોના પરમ અંતરૂપ છે, તેનો સમય થતાં (અવશેષ રહેલાં પ્રારબ્ધનો ક્ષય થતાં) પ્રતિભાસમાત્રરૂપે રહેલા સંસારનો પણ ત્યાગ કરીને, બ્રહ્મરસરૂપી રસ પીવાની નવી ઉત્કંઠાથી, તે મુનિએ સહ્યાદ્રિની એક સુવર્ણમય ગુફામાં પ્રવેશ કર્યો. પાછો જગતરૂપી જાળનો સમાગમ જ ન થાય, એવી રીતે જગતરૂપી જાળનું અવલોકન કરીને એ ગુફામાં પદ્માસન વાળી, સ્થિરપણાથી બેસીને એ મુનિ પોતાથી પોતામાં જ નીચે પ્રમાણે બોલ્યા.[૨૭-૨૮]

**વીતહવ્ય બોલ્યા :** (સ્વગત) હે રાગ ! તું ટળી જા. હે દ્વેષ ! તું પણ ટળી જા. મેં સંસારમાં તમારી સાથે ઘણા કાળ સુધી રમી લીધું. હે ભોગો ! હું તમને પ્રણામ કરું છું. જેમ રમાડનારાઓ બાળકને રમાડે, તેમ તમોએ મને સંસારમાં કરોડો જન્મો સુધી રમાડ્યો છે. જેણે આ પરમ પવિત્ર નિર્વાણપદવી પણ મને ભુલાવી દીધી હતી તે વિષયસુખને હું વારંવાર નમસ્કાર કરું છું. હે દુઃખ ! મેં તારાથી અત્યંત તપીને આદરપૂર્વક આ આત્માને શોધી કાઢ્યો છે, માટે મને આ સુમાર્ગ બતાવનારો ગુરુ તું જ છે, તેથી હું તને પણ વારંવાર પ્રણામ કરું છું. હે દુઃખ ! તું 'દુઃખ' એવું નામ ધરાવે છે, પણ તારા તત્ત્વનો વિચાર કરતાં, તું અધિષ્ઠાનરૂપે સુખદાયી આત્મા જ છે અને તારી કૃપાથી જ મને આ શીતળ પદવી પ્રાપ્ત થઈ છે, માટે હું તને પ્રણામ કરું છું. હે સંસારમાં નિસ્સાર જીવનવાળા મિત્ર દેહ ! તારું કલ્યાણ થજો. કોઈ દિવસે તારે અને મારે જુદું પડવું જ પડે, એ નિયમ જ છે; માટે મારા જુદા પડવાથી તારે કશો ખેદ ધરવો નહિ. અમો હવે અમારા સ્થાનમાં જઈએ છીએ. આ લિંગશરીરની સાથે હું સેંકડો જન્મો સુધી રહ્યો છુ, પણ આજ મારા સ્વાર્થને માટે જુદો પડુ છુ. અહો ! પ્રાણીઓના સ્વાર્થોની ગતિ વિચિત્ર જ છે. હે મિત્ર લિંગદેહ ! તું કે જે મારા લાંબા કાળનો બાંધવ છે, તેને હું છોડી દઉં છું, એ મારો અપરાધ નથી.[૨૯–૩૬] કેમકે તે જ આત્મજ્ઞાન મેળવીને તારે હાથે જ તારી હાનિ કરી છે. તે આત્મજ્ઞાન મેળવીને તારો પોતાનો જ નાશ કર્યો છે.[૩૭] તને કોઈ બીજાએ તોડી નાખ્યો નથી, પણ તે જ હાથે કરીને પોતાને જ તૂટવુ પડે એવું કામ કર્યું છે. હે માતા તૃષ્ણા ! હું શાંત થતાં, તું એકલી થઈ ગઈ છે, સુકાઈ ગઈ છે અને રાંક થઈ ગઈ છે, તોપણ તારે દુઃખ ધરવું નહિ. હવે તો હું તને ત્યજી દઈને જાઉં છુ, પણ તેમ કરવાથી મારું કલ્યાણ છે; માટે હવે તારે તારા ભવિષ્યના નાશનું પણ

દુઃખ ધરવું નહિ. હે મહારાજ કામદેવ! મેં તને જીતવાને માટે વૈરાગ્ય આદિ તારા શત્રુઓનાં સેવનો કર્યાં છે, તો મારા એ અપરાધોની ક્ષમા કરવી. હવે હું સંપૂર્ણ શાંતિમાં જાઉં છું. તું મને આશીર્વાદ દે. હે માતૃષ્ણા! હવે તારો અને મારો લાંબામાં લાંબો વિયોગ થાય છે, પણ જેનો સંયોગ થયો હોય તેનો વિયોગ થાય છે જ; માટે તારે કાંઈ ખેદ કરવો નહિ. હું તને આ છેલ્લા પ્રણામ કરું છું. હે પુણ્યદેવ! હું તને પ્રણામ કરું છું. તેં પૂર્વે મને નરકોમાંથી તારીને સ્વર્ગમાં મોકલ્યો હતો, એ મારા ઉપર તારો ઉપકાર છે. પાપરૂપી વૃક્ષ કે જે નીચ કાર્યરૂપી ક્ષેત્રમાં ઊગનાર છે, નરકોરૂપી શાખાઓને ધારણ કરનાર છે અને યાતનાઓરૂપી પુષ્પોના સમૂહવાળું છે, તેને પણ પ્રણામ કરું છું. મેં જેને સાથે રાખીને લાંબા કાળ સુધી ઘણીઘણી પામર યોનિઓ ભોગવી છે.[૨૮–૪૩] અને જે આજથી માંડીને અદશ્ય થઈ ગયો છે, તે મોહને પણ હું પ્રણામ કરું છું. પોલા વાંસોના શબ્દોરૂપી મધુર વચનો બોલનારી અને પાંદડાંઓરૂપી વસ્ત્રોવાળી આ ગુફારૂપી જોગણ, કે જે સમાધિના સમયોમાં અને સહાયતા આપતી હતી તેને હું પ્રણામ કરું છું. હે ગુફા! હું સંસારરૂપી માર્ગમાંથી ખેદ પામતાં, તું મને આશ્વાસન આપનારી, સઘળી લાલચોને હરનારી અને પરમ સ્નેહવાળી સખી થઈ હતી. સઘળાં સંકટોથી મૂંઝાઈને મેં સમાધિનાં વિઘ્નોની બીકથી નાસીને, શોકનો નાશ કરવાને માટે તારો જ આશ્રય લીધો હતો; માટે તું મારી ઉત્તમ સખી હતી. હે દંડ! તેં ઘડપણમાં મારી ઘણી સહાયતા કરી છે અને સર્પ આદિના ભયોમાં, વિષમ પ્રદેશોમાં, ખાડાઓમાં તથા કુંજોમાં મારા હાથને ટેકા આપેલા છે, માટે હુ તને પ્રણામ કરું છું. હે સ્થૂળ દેહ! રુધિર આદિથી ખરડાયેલાં આંતરડાંઓરૂપી તંતુઓવાળું આ તારું અસ્થિપંજર કે જેમાં રુધિર આદિ વિના બીજો કશો સાર નથી, તેને લઈ ને તું જતો રહે. તારા સ્નાન કરવાના પ્રકારો કે જેઓ મળ આદિથી જળને દૂષિત કરનારા જ હતા તેઓને પણ પ્રણામ કરું છું. તારા વ્યવહારોને હું પ્રણામ કરું છું અને વ્યવહારોને માટે તારી જે દોડધામ થતી હતી, તેને પણ પ્રણામ કરું છું. હે પ્રાણવાયુઓ! તમો મારા જૂના સહજ મિત્રો છો, માટે અનુક્રમે આજ હું તમોને પણ પ્રણામથી માન આપું છું. તમારું ભલું થજો; હું જાઉં છું. મેં તમારી સાથે જ ઘણીઘણી યોનિઓમાં વિચિત્ર ભ્રમણ કર્યાં હતાં, પર્વતોની કુંજોમાં આરામ લીધા હતા, પરલોકમાં નિવાસ કર્યા હતા, નગરોમાં તથા સિદ્ધક્ષેત્રોમાં ક્રીડાઓ કરી હતી, પર્વતોમાં નિવાસ કર્યા હતા.[૪૪–૫૨] કામકાજના વિલાસોમાં પ્રવૃત્તિઓ કરી હતી અને જુદાજુદા માર્ગોમાં પ્રવાસો કર્યા હતા. મેં બ્રહ્માંડની અંદર તમને સાથે રાખ્યા વિના કાંઈ પણ કર્યું નથી, કાંઈ પણ લીધું નથી, ક્યાંય પણ ગતિ કરી નથી, કાંઈ પણ દીધું નથી અને કોઈનો પણ આશ્રય કર્યો નથી. હવે તમે પોતપોતાના માર્ગે જાઓ. હે પ્યારા પ્રાણવાયુઓ! હું તમારાથી છૂટા પડીને જાઉં છું.[૫૩–૫૪] હે સઘળાં મન તથા ઇંદ્રિયો આદિ સંબંધીઓ! આ સંસારના માર્ગમાં ભરતી પછી ઓટ હોય છે, ચઢતી દશાઓના અંતે પડતી દશાઓ હોય છે અને સંયોગોના અંતે વિયોગો પણ હોય જ છે. આ મારી ચક્ષુ–ઇંદ્રિય સૂર્યના મંડળમાં પ્રવેશ કરો, ઘ્રાણ–ઇંદ્રિય પૃથ્વીમાં પ્રવેશ કરો, પ્રાણવાયુ ( ત્વચા ) ગતિવાળા વાયુમાં પ્રવેશ કરો, શ્રોત્ર–ઇંદ્રિય આકાશમાં પ્રવેશ કરો અને રસના–ઇંદ્રિય જળમાં પ્રવેશ કરો. જેમ મંદરાચળ નીકળી જતાં સમુદ્ર શાંત થયો હતો, જેમ સૂર્ય અસ્ત પામતાં દિવસ શાંત થઈ જાય છે,[૫૫–૫૮] જેમ

શરદઋતુમાં મેઘ શાંત થાય છે, જેમ પ્રલયકાળમાં બ્રહ્માંડ શાંત થાય છે, જેમ લાકડાં બળી જતાં અગ્નિ શાંત થાય છે અને જેમ તેલ બળી જતાં દીવો શાંત થાય છે, તેમ હું સઘળા સંકલ્પોથી રહિત થઈ ૐકારની છેલ્લી અર્ધમાત્રાથી જ જણાતા પોતાના સ્વરૂપમાં પોતાથી શાંત થાઉં છું.[૫૯] મારામાંથી સઘળાં કાર્યોની પરંપરાઓ જતી રહી છે, મારી સ્થિતિ સઘળાં દશ્યોની દશાઓથી રહિત થઈ છે, મારી બુદ્ધિ લાંબા ઉચ્ચારેલા ૐકારથી, બ્રહ્મરંધ્રમાં જે શાંતિ થાય છે, તેને અનુસરીને શાંત થઈ છે અને હું હવે અવશેષ રહેલા પ્રારબ્ધે ટકાવી રાખેલા, અવિદ્યાના લેશથી પણ રહિત થઈને રહ્યો છું.[૬૦]

व्यपगताखिलकार्यपरंपरः सकलदृश्यदशातिगतस्थितिः । प्रणवशांत्यनुसंसृतिशांतधीर्विगतमोहमलोयमहं स्थितः ॥ ६० ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'ઇંદ્રિયવર્ગનિરાકરણોપદેશ' નામનો સર્ગ ૮૬મો સમાપ્ત

## સર્ગ ૮૭મો×

## વીતહવ્ય મુનિ વિદેહમુક્ત થયા

वसिष्ठ उवाच

एवं कलितवानंतः प्रशांतमननैषणः ।
शनैरुच्चारयंस्तारं प्रणवं प्राप्तभूमिकः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! પછી નીચેના ક્રમ પ્રમાણે, ઊંચા સ્વરથી ૐકારનું લાંબું ઉચ્ચારણ કરતા એ વીતહવ્ય મુનિ કલ્પનાઓરૂપી તૃષ્ણાઓની શાંતિના ક્રમથી છઠ્ઠી તથા સાતમી ભૂમિકાને પ્રાપ્ત થઈને, પોતાના હૃદયમાં જ બ્રહ્મને પ્રાપ્ત થયા.[૧] સંન્યાસી થયેલા એ મુનિએ અકાર, ઉકાર, મકાર અને અર્ધમાત્રા એ ભેદોથી ૐકારનું સ્મરણ કરવા માંડ્યું. બ્રહ્મમાં જગતના અધ્યારોપની રીતિથી અને અપવાદની રીતિથી બ્રહ્માંડની અંદર રહેલા અને સંકલ્પોના વિસ્તારથી જ કલ્પાયેલા બહારના તથા અંદરના સઘળા સ્થૂળ—સૂક્ષ્મ ભાગોને ત્યજી દઈને અવિનાશી શુદ્ધ બ્રહ્મસ્વરૂપનું અવલોકન કર્યું; અને જેમ પવન ગંધનો ત્યાગ કરી દે, તેમ ૐકારના લાંબા ઉચ્ચારણરૂપી તંતુની સાથે, ઇંદ્રિયોનો તથા શબ્દ આદિ તન્માત્રાઓનો ત્યાગ કરી દીધો. જેમ ચિંતામણિ પોતાના સ્વરૂપમાં ક્ષોભ પામ્યા વિનાનો જ રહે છે, તેમ પોતાના સ્વરૂપમાં ક્ષોભ પામ્યા વિના રહેલા એ વીતહવ્ય મુનિ પૂર્ણિમાના ચંદ્રની જેમ, ભ્રમણથી શાંત થયેલા મંદરાચળની જેમ, કુંભારના ઘરમાં ભ્રમણથી અટકાવેલા ચાકની જેમ અને પવન વિનાના સમુદ્રની જેમ શાંત, અચળ, વેગથી રહિત અને અત્યંત નિર્મળ દેખાવા લાગ્યા. જે શરદઋતુનું આકાશ તેજથી તથા અંધકારથી પણ રહિત હોય, સૂર્યથી, ચંદ્રથી તથા તારાઓથી પણ રહિત હોય અને ધુમાડાથી, વાદળાંઓથી તથા રજથી પણ રહિત હોય, તો તે આકાશની એ મુનિને ઉપમા આપી શકાય.[૨–૭] પછી જાણે આકાશમાં ઊઠ્યું હોય એવું અને સાક્ષીથી સ્ફુરવા લાગેલું કેવળ અંધારું જોતાં, તે મુનિએ જેમ સમજુ માણસ કોપના અંશને પણ છોડી દે, તેમ તે અંધારાને છોડી દીધું.[૮] પછી તેજ દેખાવા લાગતાં, એ મુનિએ અડધી પળ સુધી વિચાર કરીને, તે તેજને પણ છોડી દીધું. આ સમયે અંધારું પણ રહ્યું નહિ અને પ્રકાશ પણ રહ્યો નહિ.[૯] અંધારું તથા પ્રકાશ એ બન્નેથી રહિત અવસ્થાને પ્રાપ્ત થઈને, તે મુનિએ જરાક સ્ફુરેલા તેવી અવસ્થાની કલ્પનાના કારણરૂપ મનરૂપી ખડને પણ અડધી પળમાં કાપી નાખ્યું. હે રામ! પછી પવન વિનાના દીવાની જેમ સ્પષ્ટ પ્રકાશવા લાગેલા પોતાના સ્વરૂપનું અવલંબન કરીને, તે મુનિએ તુરતના જન્મેલા બાળકના

× આ સત્યાશીમા સર્ગમાં જે ક્રમથી ૐકારના અંતનો આશ્રય કરીને વીતહવ્ય મુનિ વિદેહમુક્ત થયા તે ક્રમ કહેવામા આવશે.

જ્ઞાન જેવા સામાન્ય કલ્પનાવાળા ચિત્તરૂપી મેલને પણ, જેમ વાયુ ગતિને ત્યજી દે, તેમ અડધી પળમાં પણ અર્ધ જેટલા કાળમાં છોડી દીધો. એ રીતે એ મુનિ સર્વને ત્યજી દઈ, કેવળ સાક્ષીરૂપે જ અવશેષ રહ્યા અને તે પછી સર્વને સત્તા આપનારા એ સાક્ષીપણામાં જ દૃઢ રહીને પર્વતની જેમ અવિચળ થઈને રહ્યા.[૧૦-૧૩] પછી સુષુપ્તિ અવસ્થા જેવા એ નિર્વિકલ્પ સાક્ષીપણામાં રહેતાં રહેતાં, તેમાં જરાવાર સ્થિર થઈને તે મુનિ વિદેહમુક્તિને પ્રાપ્ત થયા. વિદેહમુક્ત થયેલા એ મુનિ, વિષયોના આનંદથી રહિત હોવા છતાં પણ આનંદરૂપ થયા, પોતાથી ન્યારી સત્તાથી રહિત છતાં પણ સત્તારૂપ થયા, કોઈ નામ–રૂપવાળા નહિ હોવા છતાં પણ 'કાંઈક છે' એમ કહેવાને યોગ્ય થયા, જ્ઞાનીઓને પ્રકાશરૂપ થયા, અજ્ઞાનીઓને અંધારા જેવા થયા.[૧૪,૧૫] જડ પદાર્થોના તથા ચેતનવાળા પદાર્થોના અધિષ્ઠાનરૂપ થયા, સઘળા અનાત્મપદાર્થોના નિષેધના અવધિભૂત થયા, જેને વાણી પણ પહોંચી શકે નહિ એવા થયા.[૧૬] સર્વમાં સમપણાથી રહેનાર થયા, વ્યાપક થયા, પરમ પવિત્રપદરૂપ થયા અને સઘળા પદાર્થોની અંદર રહ્યા છતાં પણ સર્વથી રહિત થયા. જેને શૂન્યવાદીઓ શૂન્ય કહે છે, બ્રહ્મવાદીઓ બ્રહ્મ કહે છે, વિજ્ઞાનવાદીઓ વિજ્ઞાન કહે છે,[૧૭,૧૮] સાંખ્યમતવાળાઓ પુરુષ કહે છે, યોગમતવાળાઓ ઈશ્વર કહે છે, શૈવમતવાળાઓ શિવ કહે છે, કાળવાદીઓ કાળ કહે છે,[૧૯] ક્ષણિકવાદીઓ ક્ષણિક કહે છે અને માધ્યમિક લોકો જડના તથા ચૈતન્યના મધ્યરૂપ કહે છે, તે થયા. એ મુનિ આત્મજ્ઞાનીઓના આત્મા થયા, સમદૃષ્ટિવાળો જેને પૂર્ણ કહે છે તે થયા,[૨૦] સઘળાં શાસ્ત્રોના સિદ્ધાંતરૂપ થયા, સર્વનાં હૃદયોમાં વ્યાપક થયા અને જે સર્વરૂપ, સર્વમાં રહેલ અને સર્વનું તત્ત્વ કહેવાય છે તે થયા.[૨૧] જે અત્યંત નિષ્ક્રિય (ક્રિયાઓથી રહિત) છે, સૂર્ય આદિ તેજોને પણ પ્રકાશ આપે છે અને અખંડ અનુભવમાત્ર જ કહેવાય છે તે થયા.[૨૨] જે સ્વરૂપથી એક કહેવાય છે, માયાથી અનેક કહેવાય છે, સ્વરૂપથી નિરંજન કહેવાય છે, માયાથી દ્વૈતવાળું કહેવાય છે; સર્વરૂપ કહેવાય છે અને સર્વથી ન્યારું પણ કહેવાય છે તે થઈને રહ્યા.[૨૩] એ મહાસમર્થ વીતહવ્ય મુનિ ક્ષણમાત્રમાં જન્મથી રહિત થયા, જરાથી રહિત થયા, આદિથી રહિત થયા, દ્વૈતના અધિષ્ઠાનરૂપ થયા, એક થયા, સર્વરૂપ થયા, અંશોથી રહિત થયા અને આકાશના સ્વરૂપ કરતાં પણ વધારે નિર્લેપ સ્થિતિવાળા થયા.[૨૪]

अजमजरमनाद्यनेकमेकं पदममलं सकलं च निष्कलं च । स्थित इति स तदा नभःस्वरूपादपि विमलस्थितिरीश्वरः क्षणेन ॥ २४ ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'વીતહવ્ય–નિર્વાણોપદેશ' નામનો સર્ગ ૮૭મો સમાપ્ત

## सर्ग ८८मो ×

## વૈદેહમુક્તિ પછી પ્રાણાદિનો લય

वसिष्ठ उवाच

प्राप्य संसृतिसीमांतं दुःखाब्धेः पारमागतः ।
वीतहव्यः शशामैवमपुनर्मनने मुनिः ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! સંસારસીમાડાના અંતને પ્રાપ્ત થઈને દુઃખરૂપી સમુદ્રના પારને પામેલા એ વીતહવ્ય મુનિ, એ રીતે મનનો નાશ થતાં સંપૂર્ણ શાંત થયા.[૧] જેમ જળનું બિંદુ સમુદ્રમાં સમુદ્રરૂપે શાંત થાય છે, તેમ એ મુનિ પરિણામો વિનાના બ્રહ્મમાં બ્રહ્મરૂપે શાંત થઈ પરમ સુખ પામતાં, ગુફામાં સ્થિર થઈને બેઠેલો તેમનો દેહ અંદર રસ વિનાનો થઈને હેમંતઋતુના કમળની પેઠે ગ્લાનિ પામ્યો.[૨,૩] તે તે નાડીઓમાંથી

× આ અઠ્યાશીમા સર્ગમાં વીતહવ્ય મુક્ત થતાં તેમના પ્રાણનો હૃદયમાં જ લય થયો. તેમનું શરીર સુકાઈ ગયું અને બુદ્ધિ આદિ કળાઓ પોતપોતાનાં કારણોમાં લીન થઈ ગઈ એ કથા કહેવામાં આવશે.

ઊડવાને લીધે, પક્ષીઓની જેમ આચરણ કરતા કરતા, તે દેહના પ્રાણો યંત્રથી છૂટેલાઓની જેમ દેહરૂપી ઝાડની અંદર રહેલાં, તે તે નાડીઓરૂપી સ્થાનને છોડી દઈને, હૃદયરૂપી માળામાં લીન થઈ ગયા.[4] બુદ્ધિ આદિ સઘળા પદાર્થો પોતપોતાનાં કારણોમાં લીન થયા, અસ્થિઓનો પંજરરૂપ દેહ ધરતી ઉપર જ રહ્યો.[5] જીવચૈતન્ય બ્રહ્મચૈતન્યની સાથે એકરસ થઈ ગયું અને ત્વચા તથા રુધિર આદિ ધાતુઓ પોતપોતાનાં કારણોમાં રહ્યાં. વીતહવ્ય મુનિ શાંત થતાં, સઘળું પોતપોતાના સ્વરૂપમાં જ રહ્યું.[6] હે રામ! ઘણા વિચારોથી શોભતી આ વીતહવ્ય મુનિની સમાધિની કથા મેં તમને કહી સંભળાવી. હવે તમારી બુદ્ધિથી આ કથાનું વિવેચન કરો.[7] પોતાની વિચારશક્તિથી વૃદ્ધિ પામેલી આવા પ્રકારની બુદ્ધિથી સારભૂત તત્ત્વનું અવલોકન કરીને તેમાં જ રહો અને જીવન્મુક્ત બનીને યોગ્ય વ્યવહારને નિભાવો.[8] હે રામ! જે આ સઘળું મેં તમને કહ્યું, હમણાં જે કહું છું અને હવે પછી પણ જે કહીશ, તે સઘળું હું કે જે ત્રિકાળદર્શી છું અને ચિરંજીવી છું, તેણે સંપૂર્ણ રીતે વિચાર્યું છે અને સંપૂર્ણ રીતે પોતાથી અનુભવેલું છે.[9,10] હે મોટી બુદ્ધિવાળા રામ! આ નિર્મળ વિચારનું અવલંબન કરીને, ઉત્તમ જ્ઞાનને મેળવો; કેમકે જ્ઞાનથી જ મુક્તિ મળે છે,[11] જ્ઞાનથી જ દુઃખ દૂર થાય છે, જ્ઞાનથી જ અજ્ઞાનનો ક્ષય થાય છે અને જ્ઞાનથી જ પરમ સિદ્ધિ મળે છે. હે રામ! એ સઘળા લાભો જ્ઞાન વિના બીજા કોઈ સાધનથી મળતા નથી. મહામુનિ વીતહવ્યે જ્ઞાનથી જ સઘળી આશાઓને સંપૂર્ણ રીતે કાપી નાખીને ચિત્તરૂપી સઘળા પર્વતને કાપી નાખ્યો હતો.[12,13] વીતહવ્યે પોતાના હૃદયમાં અનુભવેલા સંકલ્પમય જગતની અંદરના સૂર્યના 'પિંગલ' નામના પાર્ષદે, આ જગતની પૃથ્વીની અંદર રહેલા વીતહવ્યના શરીરને બહાર કાઢ્યું એ કેમ સંભવે? 'સ્વપ્નની કોદાળીઓથી જાગ્રતની પૃથ્વી ખોદાવી સંભવે જ નહિ' એવી શંકા રાખશો નહિ; કેમકે વીતહવ્યના જીવાત્માએ જે સંકલ્પમય જગતનો અનુભવ કર્યો હતો, તે આ જગત હતું, કે જે આપણા જોવામાં આવે છે.[14] આપણી આંખોથી જોવામાં આવે એવા જે એ વીતહવ્ય મુનિ હતા, તે આપણું મન જ હતું; કેમકે આપણું મન જ 'તું અને હું' ઇત્યાદિરૂપે દેખાય છે. જે મન છે, તે જ આ સઘળું જગત છે, માટે તેમાં ભિન્નપણું અને અભિન્નપણું શું હોય? હે રામ! અવિદ્યા આદિ સઘળા મળોથી, ઇંદ્રિયોરૂપી વિકારોથી, ત્રણે દેહરૂપી ઉપાધિઓથી તથા પ્રિય આદિના સંગોથી રહિત થયેલા, પરમાર્થને પરિપૂર્ણ રીતે જાણી ચૂકેલા અને જેના રાગદ્વેષ આદિ દોષો ક્ષીણ થઈ ગયા હતા તથા શોક શાંત થઈ ગયો હતો, એવા વિવેકી વીતહવ્ય મુનિ લાંબા કાળ સુધી કરેલા શ્રવણ–મનનાદિના અભ્યાસોથી પોતાના હૃદયમાં બિરાજતા પોતાના સ્વભાવરૂપ નિર્મળ પદને જ પ્રાપ્ત થયા.[15,16]

अधिगतपरमार्थः क्षीणरागादिदोषः सकलमलविकारोपाधिसंगाद्यपेतः । चिरमनुसृतमन्तः स्वं स्वभावं विवेकी पदममलमनंतं प्राप्तवान् शांतशोकः ॥ १६ ॥

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'વીતહવ્યવિશ્રાંતિ' નામનો સર્ગ ૮૮ મો સમાપ્ત

## सर्ग ८९ मो×

## જ્ઞાનીઓનાં શરીરને હિંસક પ્રાણીઓ અડચણ કરતાં નથી

वसिष्ठ उवाच

वीतहव्यवदात्मानं नीत्वा विदितवेद्यताम् ।
वीतरागभयोद्वेगस्तिष्ठ राघव सर्वदा ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રામ! તમે પણ વીત-

× આ નેવ્યાશીમા સર્ગમાં જ્ઞાનીઓને સિદ્ધિઓની ઇચ્છા નહિ હોવાનું અને જ્ઞાનીઓનાં શરીરોને હિંસક પ્રાણીઓથી અડચણ નહિ થવાનું વર્ણન કરવામાં આવે છે.

હવ્યથી જેમ અંતઃકરણમાં તત્ત્વજ્ઞાન મેળવીને સર્વદા રાગથી, ભયથી અને ઉદ્વેગથી રહિત જ રહો.[1] જેમ વીતહવ્યે શોકને છોડી દઈ ને ત્રીસ-હજાર વર્ષ સુધી સુખથી વિહાર કર્યો હતો, તેમ તમે પણ શોકને ત્યજી દઈ ને લાંબા કાળ સુધી સુખથી વિહાર કરો.[2] હે મોટી બુદ્ધિવાળા રાજ-કુમાર ! બીજા પણ મહાબુદ્ધિમાન તત્ત્વજ્ઞ મુનિઓ જે રીતે રહ્યા હતા તે રીતે જ તમે તમારા દેશમાં રહો. હે રામ ! આત્મા સર્વમાં રહેલો હોવા છતાં પણ કદી સુખ–દુઃખોને વશ થતો નથી; માટે વૃથા શોક શા માટે કરો છો ?[3-4] આ પૃથ્વીમાં આત્માને જાણનારા ઘણાઘણા મહાત્માઓ વિહાર કરે છે, પણ તેઓ કાંઈ તમારી પેઠે દુઃખને વશ થતા નથી.[5] હે રામ ! તમે સમતાવાળા થાઓ, મન-થી સર્વનો ત્યાગ કરનારા થાઓ, સ્વસ્થ થાઓ અને સુખી થાઓ. તમે સર્વમાં વ્યાપક છો, તમે જ આત્મા છો, તમને પુનર્જન્મ છે જ નહિ. જેમ સિંહો મયૂરોને વશ થાય નહિ, તેમ તમારા જેવા જીવન્મુક્ત પુરુષો કદી પણ હર્ષના કે ક્રોધના વિકારોને વશ થાય નહિ.[6-7]

**રામ બોલ્યા :** મને આ કથાના પ્રસંગમાં જ એક સંશય ઉત્પન્ન થયો છે. જેમ શરદઋતુ-નો સમય મેઘને ટાળી નાખે છે, તેમ આપ એ મારા સંશયને ટાળી નાખો. હે આત્મવેત્તા-ઓમાં ઉત્તમ ! એ સંશય એ છે કે જીવન્મુક્ત થયેલા તત્ત્વવેત્તાઓને આકાશમાં ગતિ કરવી વગેરે સિદ્ધિઓ કેમ થતી નથી અને થતી હોય તો કેમ જોવામાં આવતી નથી ?[8-9]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ ! આકાશમાં ગમન કરવું વગેરે જે સિદ્ધિઓ છે, તે દેવતાઓને સ્વા-ભાવિક જ છે, એમ પ્રમાણોથી સિદ્ધ થયું છે.[10] જે જે વિચિત્ર ક્રિયાઓનો સમૂહ જોવામાં આવે છે, તે ઘણું કરીને તે તે યોનિઓનો સ્વભાવ જ છે એમ જણાય છે. જુઓ કે આપણે મચ્છરોને આકાશમાં ઊડતાં જોઈએ છીએ, તો એ આકાશમાં ઊડવું એ મચ્છરની જાતિનો સ્વભાવ છે. આત્મ-વેત્તાઓને આવી સિદ્ધિઓની ઇચ્છા જ હોતી નથી.[11] હે રામ ! આત્મજ્ઞાન વિનાનો અમુક્ત માણસ પણ મણિ તથા ઔષધિ આદિ પદાર્થોની શક્તિથી, મંત્રોની શક્તિથી કે યોગાભ્યાસ આદિ ક્રિયાઓની શક્તિથી આકાશમાં ગતિ કરવી વગેરે જાતની સિદ્ધિઓ મેળવે છે. કીડીઓ પણ ગ્રીષ્મ-ઋતુના અંતરૂપ કાળની શક્તિથી પોતાને પાંખો આવતાં આકાશમાં ઊડી શકે છે.[12] આ પ્રમાણે સિદ્ધિઓ તુચ્છ પદાર્થ જ છે, માટે આત્મજ્ઞાની-ને તેમની ઇચ્છા થવી સંભવે જ નહિ. આત્મ-જ્ઞાની પુરુષ પોતાને બ્રહ્મતત્ત્વ પ્રાપ્ત થયેલું હોવાને લીધે પોતાથી પોતામાં જ તૃપ્ત હોય છે; માટે તે પુરુષ અજ્ઞાનથી કલ્પેલી સિદ્ધિઓરૂપી તુચ્છ ફળોને ઇચ્છે જ નહિ અને અનુસરે જ નહિ.[13] જગત સંબંધી જે જે પદાર્થો છે, તે સઘળા પદાર્થો અવિદ્યામય જ છે; માટે જેણે અવિદ્યા છોડી દીધેલી છે એવો આત્મવેત્તા પુરુષ એ પદાર્થોમાં કેમ જ આસક્ત થાય ?[14] જેઓ અવિદ્યાને પણ સુખરૂપ ગણીને મંત્ર આદિ સાધનોની યુક્તિઓ-થી તેને મેળવે છે, તેઓ અજ્ઞાનીઓ જ હોય છે. આત્મવેત્તા પુરુષો કદી પણ એવા અજ્ઞાની હોતા નથી.[15] જ્ઞાની હોય કે અજ્ઞાની હોય, પણ જે પુરુષ ઔષધ આદિ પદાર્થોથી કે યોગાભ્યાસ આદિ ક્રિયાઓથી, અનુક્રમે લાંબા કાળ સુધી યત્ન કરે, તેને આકાશમાં ગમન કરવાની શક્તિ આદિ સિદ્ધિઓ પ્રાપ્ત થાય એમાં સંશય નથી.[16] પરંતુ જ્ઞાની પુરુષ તો સર્વ જગતથી ન્યારો થયેલો, તૃષ્ણાઓ વિનાનો અને પોતામાં જ સંતોષ પામેલો હોય છે; માટે તે સિદ્ધિઓને માટે યત્ન કરતો નથી અને સિદ્ધિઓની ઇચ્છા પણ કરતો નથી.[17] જ્ઞાની પુરુષને આકાશમાં જવાની જરૂર રહેતી નથી, બીજી સિદ્ધિઓની પણ જરૂર

હોતી નથી, ભોગોને પણ ઇચ્છતો નથી, નિગ્રહ તથા અનુગ્રહ કરવાની શક્તિ પણ ધરાવતો નથી, માનની પણ ઇચ્છા હોતી નથી, આશા પણ રાખતો નથી, મરણને પણ વશ થતો નથી અને જીવવાની પણ તેને ભાવના હોતી નથી.[૧૮] સર્વદા તૃપ્ત રહેનારો, શાંત મનવાળો, રાગથી તથા વાસનાઓથી રહિત થયેલો અને આકાશની પેઠે નિર્લેપ રહેનારો જ્ઞાની પુરુષ તો સ્વરૂપમાં જ રહે છે. કોઈ સુખ કે દુઃખ અચાનક આવી પડે અથવા જન્મ થાય કે મરણ થાય, તોપણ તત્ત્વવેત્તા પુરુષ પોતાની સ્વાભાવિક તૃપ્તિને કદી પણ છોડતો નથી.[૧૯,૨૦] જેમ નદીઓના પ્રવાહોથી ખેંચાઈ આવેલી ખડ તથા કાષ્ઠ આદિ વસ્તુઓથી સમુદ્ર કાંઈ હર્ષ–શોકને પ્રાપ્ત થતો નથી, તેમ પ્રારબ્ધના ક્રમથી આવી પડેલી અનુકૂળ કે પ્રતિકૂળ વસ્તુઓથી જ્ઞાની પુરુષ કાંઈ હર્ષ તથા શોકને પ્રાપ્ત થતો નથી. જ્ઞાની પુરુષ તો અખંડાકાર વૃત્તિરૂપી ચંદનથી આત્માનું જ પૂજન કર્યા કરે છે.[૨૧] તત્ત્વવેત્તા પુરુષને કોઈ ક્રિયા કરવાનું પણ પ્રયોજન હોતું નથી, ક્રિયા ન કરવાનું પણ પ્રયોજન હોતું નથી અને તે પુરુષને સર્વ પદાર્થોમાં કોઈ પ્રકારના પ્રયોજનની અપેક્ષા હોતી જ નથી. જે પુરુષને આત્મજ્ઞાનનો લેશ પણ ન હોય, તે પુરુષ પણ જો સિદ્ધિઓને ઇચ્છે તો સિદ્ધિઓ આપનારા પદાર્થોની ગોઠવણો કરવાથી અનુક્રમે સિદ્ધિઓને મેળવી શકે છે.[૨૨] 'મણિ–મંત્ર આદિની આવી યુક્તિ ગોઠવવાથી આવી સિદ્ધિ પ્રાપ્ત થાય છે' એવા પ્રકારનો જે નિયમનો ક્રમ છે, તે ક્રમ સદાશિવ આદિ મોટા દેવતાઓથી પણ ફેરફાર કરી શકાતો નથી.[૨૩,૨૪] જેમ ચંદ્ર શીતળપણાને છોડતો જ નથી, તેમ મણિ–મંત્ર આદિ તે તે વસ્તુઓમાં બીજા કોઈથી પ્રાપ્ત થયેલો નહિ પણ સ્વાભાવિક રીતે રહેલો સિદ્ધિઓ આપવાનો ચમત્કાર કદી પણ પોતાના નિયમને છોડતો નથી.[૨૫] સર્વજ્ઞ હોય, બહુ જાણનાર હોય, વિષ્ણુ હોય કે સદાશિવ હોય, તોપણ તે તે પદાર્થોના સ્વભાવસિદ્ધ નિયમને બદલાવી નાખવાની કોઈની પણ તાકાત નથી.[૨૬] હે રામ! આકાશમાં ચાલી શકવું વગેરે જે સિદ્ધિઓ છે, તેઓ ઔષધ આદિ દ્રવ્યોના, કાળોના, ક્રિયાઓના તથા મંત્રોના પ્રયોગોની સ્વાભાવિક શક્તિઓ છે.[૨૭] જેમ ઝેર સ્વાભાવિક રીતે મારી જ નાખે છે, મદ્ય સ્વાભાવિક રીતે મદને જ ઉત્પન્ન કરે છે અને અથાણાંઓનો રસ તથા મીંઢળો સ્વાભાવિક રીતે ઊલટી કરાવે છે, તેમ કુશળ પુરુષોએ યુક્તિઓથી ગોઠવેલા દ્રવ્યોના, કાળોના તથા ક્રિયાઓના ક્રમો સ્વાભાવિક રીતે તે તે સિદ્ધિઓને અવશ્ય આપે છે.[૨૮,૨૯] હે રામ! આત્મજ્ઞાન કે જે એ દ્રવ્યોના, કાળોના તથા ક્રિયાઓના ક્રમરૂપ અવિદ્યાના વિષયથી અલગ છે અને અવિદ્યાનો બાધ કરનારું છે તે, એ આકાશમાં જવાની શક્તિ આદિ સિદ્ધિઓને આપનાર પણ નથી અને તે સિદ્ધિઓને ટાળી નાખનાર પણ નથી.[૩૦] દ્રવ્ય, દેશ, કાળ કે યુક્તિ એમાંનું કોઈ પણ પરમાત્માની પદવીની પ્રાપ્તિમાં કાંઈ પણ સહાય કરી શકતું નથી.[૩૧] જે પુરુષને કોઈ પ્રકારની ઇચ્છા હોય તે પુરુષ જ સિદ્ધિ મેળવવાનો યત્ન કરે છે, પણ આત્મજ્ઞાની તો પૂર્ણ જ હોય છે; માટે તેને કોઈ પદાર્થમાં ક્યાંય પણ ઇચ્છા જ હોતી નથી કે જે ઇચ્છાથી સિદ્ધિ મેળવવા માટે યત્ન કરે.[૩૨] આત્માના લાભનો ઉદય, સઘળી ઇચ્છાઓની જાળની બિલકુલ શાંતિ થાય ત્યારે જ થાય છે; માટે આત્મજ્ઞાની પુરુષને તે લાભથી વિરુદ્ધ ઇચ્છા કેમ થાય અને શા માટે થાય? તત્ત્વવેત્તા પુરુષ પોતે ઇચ્છા વિનાનો છતાં પણ જો કૌતુકથી સિદ્ધિઓ મેળવવાને યત્ન કરે તો તેને પણ સિદ્ધિઓ અવશ્ય પ્રાપ્ત થાય છે;[૩૩] કેમકે જે પ્રકારની ઇચ્છા ઉત્પન્ન થાય તે પ્રકારને અનુસરતો યત્ન

કરવાથી અજ્ઞાનીને અને જ્ઞાનીને પણ સમયસર સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.[૩૪] વીતહવ્ય મુનિને કેવળ જ્ઞાનની જ ઇચ્છા હતી, તેથી તેણે સિદ્ધિઓને માટે કાંઈ યત્ન કર્યો જ ન હતો; પણ જ્ઞાનના અભ્યાસને માટે જ વનમાં યત્ન કર્યો હતો કે જે યત્નનું વર્ણન મેં તમને કહી સંભળાવ્યું છે.[૩૫] આ પ્રમાણે કાળોની, ક્રિયાઓની, કર્મોની અને દ્રવ્યોની ગોઠવણોના સ્વભાવોથી થનારી સિદ્ધિઓ, જો તે ગોઠવણો અનુક્રમથી યોગ્ય રીતે કરવામાં આવે તો ધાર્યા પ્રમાણે અવશ્ય સિદ્ધ થાય છે.[૩૬] જેણેજેણે 'સિદ્ધિઓ' એ નામવાળી ફળોની પંક્તિઓ મેળવી છે, તેણેતેણે તે ફળોની પંક્તિઓ, પોતાના પ્રયત્નરૂપ વૃક્ષમાંથી મેળવી છે.[૩૭] હે રામ! નિરંતર તૃપ્ત રહેનારા, આત્માનું જ અનુસંધાન કરનારા અને પરમ પ્રેમના સ્થાનરૂપ આત્મસુખને પામેલા મહાત્મા તત્ત્વવેત્તાઓને સિદ્ધિઓ કાંઈ પણ ઉપયોગી લાગતી નથી.[૩૮]

**રામ બોલ્યા :** હે મહારાજ! ગુફામાં રહેલા વીતહવ્યના એ શરીરને સિંહ આદિ હિંસક પ્રાણીઓ કેમ ખાઈ ગયાં નહિ અને તે શરીર ધરતીના ગર્ભમાં સડી પણ કેમ ગયું નહિ? વનમાં ગયેલા એ વીતહવ્ય મુનિ તુરત જ વિદેહમુક્તિ ન પામ્યા, પણ પાછો એ શરીરથી કેટલોક વિહાર કર્યા પછી વિદેહમુક્તિને પામ્યા તેનું કારણ શું? હે મુનિ! મારા મનમાં એ સંશયો છે તેનું યોગ્ય સમાધાન કરો.[૩૯-૪૦]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જે જીવાત્મા વાસનારૂપી મેલા દોરાથી ખૂબ જ વીંટાયેલો હોય, તે જીવાત્મા જ આ સંસારમાં સુખ–દુઃખોની દશાઓરૂપી બળતરાને ભોગવે છે. જે જીવાત્મા વાસનાઓથી રહિત અને શુદ્ધ ચૈતન્યમાત્ર થયેલ હોય, તેનું શરીર જેમ હોય તેમનું તેમ રહે છે. એ શરીરનું છેદન–ભેદન કરવામાં કોઈ પણ સમર્થ થતા નથી.[૪૧-૪૨] હે રામ! યોગીનું શરીર ઘણાં-ઘણાં વર્ષો વીતી જતાં પણ છેદન ને ભેદન આદિ ક્રિયાઓથી સંબંધ પામતું નથી, એ વિષયમાં એક બીજી પણ ઉત્પત્તિ કહું છું તે સાંભળો.[૪૩] ચિત્ત જ્યારે જ્યારે જે જે પદાર્થમાં પડે છે, ત્યારે ત્યારે તુરત તે તે પદાર્થમય થઈ જાય છે, એ નિયમ છે.[૪૪] જુઓ કે આપણું ચિત્ત જ્યારે આપણા કોઈ શત્રુને જુએ છે, ત્યારે જાણે તે શત્રુના હૃદયમાં રહેલા દ્વેષના પ્રતિબિંબવાળું થયું હોય, તેમ દ્વેષરૂપી વિકારને પ્રાપ્ત થાય છે; અને જ્યારે આપણા કોઈ મિત્રને જુએ છે, ત્યારે જાણે તે મિત્રના હૃદયમાં રહેલી પ્રીતિના પ્રતિબિંબવાળું થયું હોય તેમ પ્રીતિરૂપી વિકારને પ્રાપ્ત થાય છે; એ વાત આપણે સઘળાઓએ અનુભવેલી છે.[૪૫] ઝાડ, પર્વત અને પરદેશી માણસ, આપણી ઉપર રાગ–દ્વેષથી રહિત હોય છે; તો એને જોઈને આપણું ચિત્ત પણ રાગ–દ્વેષથી રહિત જ રહે છે; એ વાત પણ આપણે સઘળાઓએ અનુભવેલી છે.[૪૬] ખાવા–પીવાના કામમાં આવતા જે જડ પદાર્થો છે, તેઓના ગુણ–દોષોનાં પ્રતિબિંબો પણ આપણા ચિત્તમાં પડે છે. જુઓ કે મીઠો પદાર્થ જોવામાં આવતાં આપણું મન તેને લેવા માટે ચપળ બને છે; રસ વિનાનો પદાર્થ જોવામાં આવતાં આપણું મન તેની ઉપર સ્પૃહા રાખતું નથી અને કડવો પદાર્થ જોવામાં આવતાં આપણું મન રસ વિનાનું થઈ જાય છે.[૪૭] આ રીતે જ યોગીનું શરીર કે જે રાગ–દ્વેષ વિનાના જીવના વિલાસવાળું હોય છે, તેના ઉપર જ્યારે હિંસક પ્રાણીઓનું ચિત્ત પડે છે, ત્યારે તે ચિત્ત પણ તુરત જ રાગ તથા દ્વેષથી રહિત થઈ જાય છે; માટે હિંસક પ્રાણીઓ યોગીના શરીરને કંઈ અડચણ કરતાં નથી.[૪૮] જેમ એક માણસ પોતાના ગામનાં વૃક્ષોને છેદે છે, પણ માર્ગમાં બીજાનું ગામ જોવામાં આવતાં, તે

ગામનાં વૃક્ષો વગેરેના છેદન–ભેદનમાં પ્રવર્તતો નથી, તેમ સિંહ આદિ હિંસક પ્રાણી માર્ગમાં રાગ–દ્વેષ વિનાનો મુક્ત યોગી જોવામાં આવતાં, તેના છેદન–ભેદનમાં પ્રવર્તતું નથી.[૪૯] એ જ પ્રાણી યોગીના શરીરથી દૂર જઈને પાછું હિંસકપણાને પ્રાપ્ત થાય છે; કેમકે જેવાજેવા પ્રકારનો પદાર્થ જોવામાં આવે, તેવાતેવા પ્રકારનું ચિત્ત થઈ જાય છે, એમાં સંશય જ નથી.[૫૦] હે રામ! નહાર, દીપડા, સિંહ, કીડા અને સર્પ આદિ જે જે હિંસક પ્રાણીઓ છે, તેઓએ રાગ-દ્વેષ વિનાના વીતહવ્યના શરીરને જોઈ, પોતે પણ રાગ–દ્વેષથી રહિત થઈ જવાને લીધે ગુફામાં રહેલા વીતહવ્યના શરીરને છેદી નાખ્યું ન હતું. હવે 'ધરતીના ગર્ભમાં રહ્યા છતાં વીતહવ્યનું શરીર કેમ સડી ગયું નહિ' એ તમારા બીજા પ્રશ્નનો ઉત્તર આપું છું તે સાંભળો. આત્મરૂપ અનુભવ સત્તાસામાન્યરૂપે કાષ્ઠ, ઢેફાં તથા પથરા આદિ સર્વ જડ પદાર્થોમાં પણ રહેલો છે, પણ મૂંગાના તથા બાળકના જ્ઞાનની પેઠે નિર્વિકારપણાથી રહેલો છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ સઘળા પદાર્થોમાં પડે છે, પણ કેવળ જળ આદિ પદાર્થોમાં જ ચંચળ, મપાયેલું અને ચકચકિત દેખાય છે, તેમ આત્મારૂપ અનુભવ સર્વ પદાર્થોમાં રહેલો છે, પણ કેવળ લિંગશરીરોમાં જ ચંચળ, મપાયેલો અને ચકચકિત દેખાય છે. વીતહવ્યનું લિંગશરીર તત્ત્વબોધથી અને સમાધિથી નાશ પામ્યા જેવું થઈ જતાં, તેના સ્થૂળ શરીરમાં રહેલો આત્મારૂપ અનુભવ પૃથ્વીમાં, જળમાં, વાયુમાં તથા અગ્નિમાં રહેલા આત્મારૂપ અનુભવ જેવો નિર્વિકાર થઈ ગયો હતો, તેથી વીતહવ્યનું શરીર પૃથ્વીના તથા જળ આદિના સંયોગથી સડી ગયું ન હતું.[૫૧–૫૪] હે રામ! આ વિષયમાં એક બીજી પણ ઉત્પત્તિ કહું છું, તે તમે સાંભળો. જે ગતિરૂપ વિકાર છે તે નાશનું કારણ છે. એ વિકાર ચિત્તથી થાય છે અથવા વાયુથી થાય છે, એમ વ્યવહારમાં પ્રસિદ્ધ છે.[૫૫] પ્રાણવાયુઓ જે પોતપોતાની ક્રિયાઓ કરે છે તે તેની ગતિ છે. વીતહવ્યના શરીરમાં યોગધારણાથી પ્રાણવાયુઓની ગતિ શાંત થઈ જતાં, તે પ્રાણવાયુઓ પથરા જેવા દઢ થઈ ગયા હતા તેથી વીતહવ્યનું શરીર નષ્ટ થયા વિનાનું રહ્યું હતું.[૫૬] જેના હાથપગ આદિ બહારના તથા પ્રાણ આદિ અંદરના ભાગો સહિત દેહમાં ચિત્તથી થતો તથા વાયુથી થતો, ગતિરૂપી વિકાર ન હોય, તેના દેહથી વૃદ્ધિ આદિ તથા ક્ષય આદિ વિકારો દૂર જ રહે છે. હે તત્ત્વવેત્તાઓમાં ઉત્તમ રામ! દેહના બહારના તથા અંદરના ભાગોમાં ગતિ શાંત થઈ જાય, ત્યારે તે દેહમાં ત્વચા આદિ ધાતુઓ કદી પણ પોતાની પહેલાંની અવસ્થાને ત્યજી દેતી નથી. ચિત્તથી થતું તથા વાયુથી થતું દેહનું ચલન બંધ પડી જતાં, સ્તબ્ધ થઈ ગયેલી ત્વચા આદિ ધાતુઓ મેરુપર્વતના જેવી સ્થિરતાને અને દઢતાને પ્રાપ્ત થાય છે.[૫૭–૫૯] લોકમાં આપણા જોવામાં પણ આવે છે, કે પ્રાણાયામ આદિથી ધીર પુરુષોનાં શરીરોનું ચલન શાંત થઈ જાય છે, ત્યારે તેઓનાં અંગો લાકડાંના જેવાં દઢ તથા શબનાં અંગો જેવાં સ્થિર થઈ જાય છે.[૬૦] હે રામ! આ કારણને લીધે યોગીઓનાં શરીરો હજારો વર્ષ સુધી વાદળાંઓની પેઠે જળના સંબંધમાં રહેતાં છતાં પણ સડી જતાં નથી અને પૃથ્વીની અંદર રહેલી શિલાઓની જેમ પૃથ્વીના સંબંધમાં રહેતાં છતાં પણ વીંખાઈ જતાં નથી.[૬૧] હવે 'બ્રહ્મવિદ્યાના ઉપાયો જાણનારાઓમાં ઉત્તમ અને તત્ત્વવેત્તા વીતહવ્ય મુનિ તે સમયે જ દેહનો ત્યાગ કરી વિદેહમુક્ત કેમ ન થયા?' એ તમારા ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપું છું, તે તમે સાંભળો. રાગથી રહિત થયેલા, [illegible] પરિપૂર્ણ રીતે જાણી ચૂકેલા અને જેનું દેહાભિમાન ટળી ગયું [illegible]

જે જે મહાત્માઓ હોય છે, તેઓ સઘળા પોતાના દેહમાં સ્વતંત્ર જ રહે છે.[૬૨-૬૩] એ મહાત્માઓનો જીવાત્મા જ્યારે અવશેષ રહેલાં પ્રારબ્ધને ભોગવવાને માટે પ્રવૃત્ત થાય છે, ત્યારે જીવન્મુક્ત થયા પહેલાં કે પછી કરવામાં આવેલાં કર્મો અથવા વાસના અથવા ઈશ્વર એમાંથી કોઈ પણ તેને અટકાવવાને સમર્થ થતું નથી.[૬૪] હે રામ! માટે તત્ત્વવેત્તાઓનો જીવાત્મા પ્રારબ્ધના અવશેષ રહેલા ભોગોને જ્યારે અકસ્માત્ ભોગવવા ધારે છે, ત્યારે જે જે ઇચ્છે તે તે તુરત કરી શકે છે.[૬૫] વીતહવ્યના જીવાત્માએ કાકતાલીયની રીતિથી તે સમયે જીવવાનું જ ધાર્યું હતું; તેથી તેણે જીવનને જ તુરત દૃઢ કરી લીધુ હતું.[૬૬] જ્યારે પ્રારબ્ધના ભોગ પૂરા થઈ રહેતાં, તેના જીવાત્માએ વિદેહમુક્તિની ભાવના કરી, ત્યારે તે જીવાત્મા વિદેહમુક્ત થઈ ગયો; કેમકે તેની સ્થિતિ સ્વતંત્ર હતી. વાસનાઓથી તથા પાશોથી રહિત થયેલો અને વાસ્તવિક આત્મસ્વભાવથી પ્રકાશિત થયેલો જીવાત્મા જે જે ઇચ્છે છે, તે તે ક્ષણમાત્રમાં થાય છે, કેમકે જીવાત્મા પોતે સર્વ શક્તિઓથી સંપન્ન પરમાત્મા જ થયેલો હોય છે.[૬૭-૬૮]

विगतवासनमाशु विपाशतामुपगतं मन आत्मतयोदितम्। यदभिवांच्छति तद्भवति क्षणात् सकलशक्तिमयो हि महेश्वरः ॥ ६८॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો
'સવિલાસવિચારયોગોપદેશ' નામનો
સર્ગ ૮૯મો સમાપ્ત

## सर्ग ९०मो×

## સરૂપ અને અરૂપ ચિત્તનાશ

वसिष्ठ उवाच

यदा ह्यस्तंगतप्रायं जातं चित्तं विचारतः।
तदा हि वीतहव्यस्य जाता मैत्र्यादयो गुणाः ॥१॥

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જ્યારે વિચારથી ચિત્તનો લગભગ નાશ થયો, ત્યારે વીતહવ્ય મુનિને મૈત્રી આદિ ગુણો પ્રાપ્ત થયા હતા.[૧]

**રામ બોલ્યા :** હે મહારાજ! વિચારના ઉદયથી ચિત્તનું સ્વરૂપ લગભગ નાશ પામ્યા પછી, વીતહવ્ય મુનિને મૈત્રી આદિ ગુણો પ્રાપ્ત થયા હતા, તે આપે શું કહ્યું? હે વક્તાઓમાં ઉત્તમ! ચિત્ત બ્રહ્મમાં અસ્ત પામ્યા પછી મૈત્રી આદિ ગુણો કોને થાય છે અને તેઓ શામાં સ્ફુરે છે? એ મને કહો. એ ગુણો નાશ પામેલા ચિત્તને થાય છે કે અધિષ્ઠાનને થાય છે અને જીવમાં સ્ફુરે છે કે પરમાત્મામાં સ્ફુરે છે? ઝાંઝવાંનાં પાણીની નદી નાશ પામ્યા પછી શીતળતા આદિ ગુણો એ નદીને થવા પણ સંભવતા નથી અને નિર્જળ ભૂમિને પણ થવા સંભવતા નથી. એ ગુણોનું જેમાં સ્ફુરણ થાય એવું પણ કાંઈ સંભવતું નથી.[૨-૩]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! એક સરૂપ અને બીજો અરૂપ એવી રીતે ચિત્તનો નાશ બે પ્રકારનો છે. જીવન્મુક્તિથી ચિત્તનો જે નાશ થાય છે, તે સરૂપ (ચિત્તના કાંઈક પ્રતિભાસવાળો) થાય છે અને વિદેહમુક્તિથી ચિત્તનો જે નાશ થાય છે, તે અરૂપ (ચિત્તના લેશમાત્ર પ્રતિભાસથી રહિત) થાય છે.[૪] આ સંસારમાં ચિત્તનું હોવું દુઃખ આપનારું જ છે અને ચિત્તનો નાશ સુખ આપનારો થાય છે. ચિત્તની સત્તાનો ક્ષય કરીને ચિત્તનો નાશ કરી નાખવો જોઈએ.[૫] જે ચિત્ત અજ્ઞાનથી ઉત્પન્ન થયેલી વાસનાઓની જાળોથી વ્યાપ્ત હોવાને લીધે પુનર્જન્મનું કારણ થઈ પડે એવું હોય તે ચિત્તને સત્તાવાળું સમજો. એ સત્તાવાળું ચિત્ત કેવળ દુઃખદાયી જ છે.[૬] અનાદિકાળના અધ્યાસથી પ્રાપ્ત થયેલા દેહાદિના ધર્મોને જે ચિત્ત 'મારા છે' એમ માની લે, તે ચિત્તને સત્તાવાળું સમજવું. સત્તાવાળું ચિત્ત જ અજ્ઞાની, દુઃખિત અને જીવ કહેવાય છે.[૭] જ્યાં સુધી ચિત્તની સત્તા હોય ત્યાં સુધી દુઃખનો ક્ષય ક્યાંથી જ થાય?

× આ નેવુમા સર્ગમા સરૂપ અને અરૂપ એવી રીતે ચિત્તનો બે પ્રકારનો નાશ કહેવામાં આવશે.

ચિત્ત અસ્ત પામે ત્યારે જ સંસાર અસ્ત પામે છે.[૮] અજ્ઞાની પુરુષનું ચિત્ત વાસનાઓની જાળોથી અત્યંત દૃઢતાને પ્રાપ્ત થયેલું હોવાને લીધે ખસેડી શકાય એવું હોતું નથી, માટે તે ચિત્ત દુઃખરૂપી વૃક્ષોના મૂળરૂપ છે. એ સત્તાવાળું ચિત્ત દુઃખરૂપી વૃક્ષોના ઘણાઘણા અંકુરોને ઉત્પન્ન કરે છે.[૯]

**રામ બોલ્યા :** હે મહારાજ! કોના ચિત્તને નષ્ટ થયેલું ન સમજવું, નષ્ટ થયેલું ચિત્ત કેવું હોય છે, ચિત્તનો નાશ કેવા પ્રકારનો થાય છે અને ચિત્તની સ્થિતિ શાથી રહે છે?[૧૦]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! હે પૂછી જાણનારાઓમાં ઉત્તમ! ચિત્તની સ્થિતિ અજ્ઞાનથી થતી વાસનાઓની જાળોથી રહે છે એ હું કહી ચૂક્યો છું. હવે ચિત્તના નાશ વિષે કહું છું તે સાંભળો.[૧૧] જેમ પર્વતને શ્વાસના પવનો ડોલાવી શકતા નથી, તેમ જે ધીરપુરુષને સુખ–દુઃખોની દશાઓ આત્માના અનુસંધાનમાંથી દૂર કરી શકે નહિ, તેના ચિત્તને નષ્ટ થઈ ગયેલું સમજવું. 'આ સાત વેંતનો દેહ હું છું અને દેહથી ન્યારું જે સર્વ છે તે હું નથી' એવી રીતની ભાવના જે પુરુષને નીચ ન કરી નાખે તેનું ચિત્ત નષ્ટ થઈ ગયેલું કહેવાય છે.[૧૨,૧૩] આપદા, કંગાલપણું, ઉત્સાહ, મદ, માંદાપણું અને મહોત્સવ જેના સુખના વર્ણને દબાવી શકે નહિ તેના ચિત્તને નષ્ટ થયેલું સમજવું. હે રામ! ચિત્તનો નાશ આવા પ્રકારનો સમજવો. આવી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે ચિત્ત નષ્ટ થયેલું કહેવાય છે. જીવન્મુક્ત પુરુષને ચિત્તના નાશની દશા આવા પ્રકારની હોય છે. દૃશ્ય પદાર્થોને ભ્રાંતિથી સાચા સમજીને, તેનું મનન કરવામાં આવે છે, એ જ મૂઢતા છે એમ સમજો. એ મૂઢતા જ્યારે નષ્ટ થઈ જાય ત્યારે 'ચિત્તનાશ' એ નામ ધરાવનારો ઉત્તમ સ્વભાવ ઉદય પામે છે.[૧૪–૧૬] હે રામ! આવા પ્રકારનો ચિત્તનાશ કે જે જીવન્મુક્ત પુરુષોના સ્વભાવરૂપ હોય છે, તેને જ કેટલાએક પુરુષો 'ચિત્ત' એવું નામ આપે છે.[૧૭] આવા સ્વભાવવાળું જીવન્મુક્તનું ચિત્ત મૈત્રી આદિ ગુણોથી યુક્ત થાય છે, ઉત્તમ વાસનાવાળું થાય છે અને પુનર્જન્મના સંબંધથી રહિત થાય છે.[૧૮] જેથી પુનર્જન્મ ન થાય એવી ઉત્તમ વાસનાવાળું જીવન્મુક્તનું ચિત્ત 'સત્ત્વ' એ નામથી કહેવામાં આવે છે.[૧૯] યથાર્થ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને લીધે દેહાદિના અભિમાનથી રહિત થયેલું ચિત્ત, વ્યવહારમાં આભાસ જેવું અનુભવમાં આવે, એ ચિત્તનો સરૂપ નાશ થયો કહેવાય છે અને તે જીવન્મુક્તને હોય છે.[૨૦] જીવન્મુક્તના આવી રીતે સરૂપ નાશને પ્રાપ્ત થયેલા ચિત્તમાં, જેમ ચંદ્રમાં સ્વચ્છ કાંતિઓ રહે છે, તેમ સ્વચ્છ મૈત્રી આદિ સંપત્તિઓ સર્વદા સર્વ પ્રકારથી રહે છે. જેમ વસંતમાં મંજરીઓ દીપી નીકળે છે, તેમ જીવન્મુક્તના 'સત્ત્વ' એ નામ ધરાવનારા ચિત્તરૂપી હિમાલયમાં મૈત્રી આદિ ગુણોની સંપત્તિઓ દીપી નીકળે છે.[૨૧,૨૨] હે રામ! મેં જે ચિત્તનો 'અરૂપ' નાશ કહ્યો, એ તો વિદેહમુક્તને જ થાય છે, કારણ કે વિદેહમુક્તનું ચિત્ત અત્યંત નષ્ટ થવાથી આભાસરૂપે પણ રહેતું નથી.[૨૩] જીવન્મુક્તિના સમયમાં મૈત્રી આદિ સઘળા ઉત્તમ ગુણોથી યુક્ત રહેનારું ચિત્ત, જ્યારે અત્યંત પવિત્ર પદરૂપ નિર્મળ વિદેહમુક્તિને પ્રાપ્ત થાય, ત્યારે અત્યંત નષ્ટ થઈ જાય છે.[૨૪] વિદેહમુક્તિમાં જે 'અરૂપ' નામનો ચિત્તનો નાશ થાય છે, તેમાં ચિત્તનો લેશમાત્ર ભાગ પણ અવશેષ રહેતો નથી. વિદેહમુક્તિમાં ગુણો પણ રહેતા નથી, દુર્ગુણો પણ રહેતા નથી, લક્ષ્મી પણ રહેતી નથી, ગરીબાઈ પણ રહેતી નથી, ચપળતા પણ રહેતી નથી, ઉદય પણ રહેતો નથી, અસ્ત પણ રહેતો નથી, હર્ષ પણ રહેતો નથી ને ક્રોધ પણ રહેતો નથી. તેમાં અંધારું રહેતું નથી, અજવાળું રહેતું

નથી, સાયંકાળ રહેતો નથી, દિવસ રહેતો નથી, રાત્રિ રહેતી નથી, દિશાઓ રહેતી નથી, આકાશ રહેતું નથી, પાતાળ રહેતું નથી અને અનર્થો રહેતા નથી. વળી વાસના રહેતી નથી, રચના રહેતી નથી, તૃષ્ણા રહેતી નથી, વૈરાગ્ય રહેતો નથી, આસક્તિ રહેતી નથી, પ્રિય પણ રહેતું નથી અને અપ્રિય પણ રહેતું નથી. એ વિદેહ-મુક્તિરૂપ પદ કોઈ પણ કર્માદિથી પ્રાપ્ત થતું નથી.[૨૫-૨૮] એ પદ જીવન્મુક્ત લોકોને પ્રારબ્ધના ક્ષયને અંતે જ પ્રાપ્ત થાય છે. જો શરદઋતુનું સ્વચ્છ આકાશ અંધકારથી પણ રહિત હોય, તેજથી પણ રહિત હોય, તારાઓથી પણ રહિત હોય, ચંદ્રથી પણ રહિત હોય, સૂર્યથી પણ રહિત હોય, વાયુથી પણ રહિત હોય, સંધ્યાથી પણ રહિત હોય, રજથી પણ રહિત હોય અને કોઈ જાતના ઝબકારાથી પણ રહિત હોય, તો તેની ઉપમા વિદેહમુક્તિના પદને આપી શકાય.[૨૯] જેમ પવનોનું મોટું સ્થાન આકાશ છે, તેમ સંસારના, આડંબરના તથા બુદ્ધિના પારને પામેલા તત્ત્વ-વેત્તાઓનું એ 'વિદેહમુક્તિ' નામનું પદ મોટું સ્થાન છે. એ પદ કે જે દુઃખોથી અત્યંત રહિત છે, ચેતન હોવા છતાં પણ ક્રિયાઓથી રહિત છે, આનંદરૂપ છે અને રજોગુણથી, તમોગુણથી તથા સત્ત્વગુણથી પણ રહિત છે, તેમાં ચિત્તના અંશથી પણ અત્યંત રહિત થયેલા અને બ્રહ્મસ્વરૂપને પામેલા મહાત્મા વિદેહમુક્ત પુરુષો જ વસે છે.[૩૦-૩૧]

संशांतदुःखमजडात्मकमेव सुसमानंदमंथरमपतेरजस्तमो यत्। आकाशकोशतनवो तनवो महांतस्तस्मिन्पदे गलितचित्तलवा वसंति ॥३१॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણનો ઉપશમપ્રકરણનો 'ચિત્તવિચારયોગોપદેશ' નામનો સર્ગ ૯૦મો સમાપ્ત

## સર્ગ ૯૧મો*

### શરીરનું બીજ ચિત્ત અને ચિત્તનું બીજ પ્રાણચલન તથા વાસના છે

राम उवाच

परमाकाशकोशाद्रिरूढलोकांतरद्रुमम् ।
तारकापुष्पशबलं देवासुरविहंगमम् ॥ १ ॥

**રામ બોલ્યાઃ** હે વક્તાઓમાં ઉત્તમ ! આ જગતરૂપી વનની અંદર, બ્રહ્મરૂપી આકાશમાં રહેલા માયારૂપી પહાડમાં વિચિત્ર ભુવનોરૂપી વૃક્ષો ઊગેલાં છે, તારાઓરૂપી વિચિત્ર કળીઓ શોભી રહી છે અને દેવતાઓ તથા દૈત્યોરૂપી પક્ષીઓ ઊડ્યા કરે છે.[૧] ત્યાં વીજળીઓ-રૂપી મંજરીઓવાળી, દિશાઓરૂપી શાખાઓમાં વિચિત્ર વર્ણોવાળાં વાદળાંઓરૂપી પાંદડાંઓ જામી રહ્યાં છે અને સઘળી ઋતુઓમાં રમણીય લાગે એવાં ચંદ્ર, સૂર્ય તથા ગ્રહોરૂપી મોટાં પુષ્પો ખીલી રહ્યાં છે.[૨] વળી તે વનમાં સાત સમુદ્રો-રૂપી વાવો દીપી રહી છે, સેંકડો નદીઓ લોકોનાં મનોનું આકર્ષણ કર્યા કરે છે અને ચૌદે લોકમાં રહેનારાં અનંત પ્રાણીઓ પોતપોતાની જીવિકા-ઓને મેળવ્યા કરે છે.[૩] તે વનને વાસનાઓરૂપી ગૂચળાંઓથી ઘેરી લઈને ભરપૂરપણાથી રહેલી, વિસ્તીર્ણ આકારવાળી, જરા તથા મરણરૂપી ગાંઠોવાળી, સુખ–દુઃખોરૂપી ફળોની પંક્તિઓ-વાળી, અત્યંત દૃઢ મૂળોવાળી અને મોહરૂપી જળથી સિંચાયા કરતી આ સંસૃતિ(જીવોની તે તે યોનિઓમાં ગતિ)રૂપી દ્રાક્ષની લતાનું બીજ કોણ છે ? તે બીજનું બીજ કોણ છે ? તે બીજના બીજનું બીજ કોણ છે ? અને તે બીજના બીજના બીજનું બીજ કોણ છે ? હે મહારાજ !

* આ એકાણુમા સર્ગમાં જીવોની તે તે યોનિમાં જે ગતિ થાય છે તેનું બીજ શરીર છે, શરીરનું બીજ ચિત્ત છે અને પ્રાણનું ચલન તથા વાસના એ બે ચિત્તનાં બીજ છે, એમ કહેવામા આવશે.

ફરી પણ બોધની વૃદ્ધિને માટે અને જ્ઞાનના સારભૂત બ્રહ્મપણાની સિદ્ધિને માટે આ સઘળું આપ સંક્ષેપથી મને કહો.[૪-૭]

**વસિષ્ઠ બોલ્યા**:—હે રામ ! જેની અંદરના લિંગદેહમાં અનંત વિચિત્ર કાર્યો કરનારાં શુભાશુભ કર્મોરૂપી મોટા અંકુરો રહ્યા છે, એવું શરીર જ સંસૃતિરૂપી દ્રાક્ષની લતાનું બીજ છે એમ સમજો.[૮] જેમ શરદઋતુમાં પૃથ્વી વૃક્ષોની શાખાઓથી ગહન અને ફળ તથા પાંદડાંથી શોભે છે, તેમ શરીરરૂપી બીજથી જ એ વેલ વૃદ્ધિ પામેલી છે. એ શરીરનું બીજ ચિત્ત છે, કે જે ચિત્ત સંપત્તિ-વિપત્તિઓની દશાઓના ભંડારરૂપ છે, દુઃખોરૂપી રત્નોના ડાબલારૂપ છે અને આશાના દાસરૂપ છે.[૯,૧૦] આ ભૂત, ભવિષ્ય અને વર્તમાન શરીરો ચિત્તથી ઉદય પામે છે. 'ચિત્તથી શરીરોનો ઉદય થવો કેમ સંભવે?' એવી શંકા રાખવી નહિ; કેમકે સ્વપ્નાવસ્થામાં ચિત્તથી જ શરીરનો ઉદય થતો આપણા સર્વના અનુભવમાં આવે છે.[૧૧] જેમ માંદા માણસને ઉત્પાતો દેખાડવાના સંકલ્પવાળા ગંધર્વલોકોના ચિત્તથી ગોખોવાળું અને પ્રકાશિત આકારવાળું ગંધર્વનગર ઉત્પન્ન થાય છે, તેમ આપણા ચિત્તથી આ શરીર ઉત્પન્ન થાય છે. હે રામ ! જેમ ઘડા તથા કૂંડાં આદિ પદાર્થો માટીનું જ વિશાળ રૂપ છે, તેમ જે કાંઈ આ મોટા આડંબરવાળું જગત જોવામાં આવે છે, તે પણ ચિત્તનું જ વિશાળ રૂપ છે.[૧૨,૧૩] વૃત્તિઓરૂપી શાખાઓને ધરનારા એ ચિત્તરૂપી વૃક્ષનાં, પ્રાણનું ચલન અને દૃઢ વાસના એ બે બીજ છે.[૧૪] જ્યારે પ્રાણ નાડીઓનો સ્પર્શ કરી ગતિ કરવા લાગે છે, ત્યારે તુરત જ શરીરની અંદર વ્યાપીને રહેલો આત્મારૂપી સામાન્ય અનુભવ અમુક અંશથી ચિત્તરૂપે ગોઠવાઈ જાય છે.[૧૫] જ્યારે પ્રાણ નાડીઓના માર્ગોનાં છિદ્રોમાં ગતિ કરવા લાગતો નથી, ત્યારે વિષયોના સંસ્કારો જાગ્રત નહિ થવાને લીધે, સામાન્ય અનુભવની અંદર ચિત્તરૂપી વિકાર થતો નથી.[૧૬] પ્રાણની જે ગતિ છે, તે જ ચિત્તરૂપ દ્વારથી 'જગત' એ નામને પ્રાપ્ત થઈને બહાર દેખાય છે, એમ પણ કહેવાય છે. જેમ આકાશમાં નીલતા આદિ મિથ્યા જ દેખાય છે, તેમ આત્મા, પ્રાણ, ચિત્ત અને જગત એ સર્વ મિથ્યા જ દેખાય છે.[૧૭] પ્રાણની ગતિ બંધ પડતાં, સામાન્ય અનુભવરૂપ આત્મામાં ચિત્તરૂપી વિકાર નહિ ઊઠવાથી, તે આત્માનું જે શાંતપણું રહે છે, તે જ સમાધિ કહેવાય છે. પ્રાણની ગતિ થતાં, આત્મારૂપી અનુભવ અમુક અંશમાં ચિત્તરૂપ થઈને, હાથથી પછાડેલા દડાની જેમ ઊછળ્યા કરે છે. જેમ હાથથી પછાડેલો દડો વારંવાર આંગણામાં ઊછળ્યા કરે છે, તેમ પ્રાણની ગતિથી સંસ્કારોના જાગવારૂપી પ્રેરણાને પામેલો આત્મારૂપી અનુભવ ચિત્તરૂપે ઊછળ્યા કરે છે.[૧૮,૧૯] જેમ વાયુથી ગંધ વિક્ષેપ પામે છે, તેમ સત્ય સર્વમાં વ્યાપક અને સૂક્ષ્મ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ અનુભવ પ્રાણની ગતિથી ઉપર કહેલો વિક્ષેપ પામે છે.[૨૦] હે રામ ! માટે અનુભવને વિક્ષેપથી રહિત રાખવો એ જ પરમ કલ્યાણ છે, એમ સમજો. એ વિક્ષેપનું કારણ પ્રાણની ગતિ છે, માટે તે ગતિને રોકવામાં આવે, તો આત્મામાં વિક્ષેપ ઊઠે જ નહિ.[૨૧] આત્મા ચિત્તરૂપે ગોઠવાયો કે તુરત જ બહારના વિષયોમાં અત્યંત રાગથી દોડે છે, દોડીને તે વિષયોનો ઉપભોગ કરે છે અને ઉપભોગ કરવાથી એ ચિત્તરૂપ થયેલા આત્માને અનંત દુઃખો પ્રાપ્ત થાય છે.[૨૨] એ ચિત્ત જો બહારના વિષયોથી વિમુખ થઈને, આત્માના બોધને અર્થે ઉદ્યોગ કર્યા કરે, તો તેને એ પામવા યોગ્ય નિર્મળ પદ પ્રાપ્ત થાય છે.[૨૩] હે રામ ! માટે ચિત્તના બીજરૂપ પ્રાણની ગતિથી

અને વાસનાઓની પ્રેરણાઓથી આત્માને વિક્ષેપ ન આવવા દો, તો તમે મુક્ત જ છો.[૨૪] આત્મામાં જે વિક્ષેપનું ઊઠવું છે એ જ ચિત્ત છે, એમ સમજો અને તે ચિત્તે જ લોકોને દુઃખી કરી નાખનારી આ સંસારરૂપી અનર્થોની જાળ પાથરેલી છે, એમ સમજો. યોગીઓ ચિત્તની શાંતિને અર્થે જ પ્રાણાયામોના તથા ધ્યાનોના વિધિસર પ્રયોગ કરીને પ્રાણની ગતિને રોકે છે.[૨૫-૨૬] પ્રાણનું રોધન કરવું એ બહુ ઉત્તમ છે, આત્માને વિક્ષેપોરહિત રાખનાર છે, ચિત્તની શાંતિરૂપ ફળ આપનાર છે અને સમતાનું મોટું કારણ છે.[૨૭] હે રામ ! 'પ્રાણનું ચલન ચિત્તનું બીજ છે' એ વિષય મેં તમને કહી સંભળાવ્યો. હવે 'વાસના ચિત્તનું બીજું બીજ છે' એ વિષય કે જે તત્ત્વવેત્તાઓએ પ્રકટ કરેલો છે અને અનુભવેલો છે, તે કહું છું, તમે તે સાંભળો.[૨૮] પૂર્વકાળની દૃઢ ભાવનાને લીધે દેહ આદિ પદાર્થોને 'હું અને મારું' ઇત્યાદિરૂપે જે સ્વીકારી લેવામાં આવે, તે સ્વીકારવુ એ જો પૂર્વાપરના વિચાર વિનાનું હોય તો તે વાસના કહેવાય છે.[૨૯] હે રામ ! વાસનાના તીવ્ર વેગથી જોડાયેલો પુરુષ પોતાથી જ્યારે જે વસ્તુનું અનુસંધાન કરે છે, ત્યારે તુરત સઘળી બીજી સ્મૃતિઓથી રહિત થઈને તે વસ્તુમય થઈ જાય છે.[૩૦] વાસનાએ પરવશ કરેલો અને ધારેલી વસ્તુમય થઈ ગયેલો પુરુષ જે વસ્તુને જુએ છે, તે વસ્તુને સાચી માનીને મોહ પામે છે.[૩૧] વાસનાના વેગથી પરવશ થયેલો હોવાને લીધે તે પોતાના સ્વરૂપને ત્યજી દે છે અને ખોટી આસક્તિવાળો થઈને મદના મદવાળા માણસની જેમ સંસારરૂપી વિપરીત દેખાવને જોવા લાગે છે.[૩૨] જેમ ઝેરથી પરવશ થયેલો માણસ દુઃખોથી ઘેરાઈ જાય છે, તેમ અંદર રહેલી વાસનાથી પરવશ થયેલો પ્રાણી ખોટી સમજણવાળો થઈને દુઃખોથી ઘેરાઈ જાય છે.[૩૩] અનાત્મામાં આત્માની ભાવના કરવી અને મિથ્યામાં સાચાપણાની ભાવના કરવી, એ જ ખોટી સમજણનું સ્વરૂપ છે અને તે જ ચિત્ત છે, એમ સમજો.[૩૪] પદાર્થોમાં એવી રીતની જ વાસનાના દૃઢ અભ્યાસથી અત્યંત ચંચળ થયેલું ચિત્ત જન્મનું, જરાનું તથા મરણનું કારણ થાય છે.[૩૫] જ્યારે 'આ વસ્તુ ત્યાજ્ય છે અને આ વસ્તુ ગ્રાહ્ય છે' એવી કાંઈ વાસના જ ન રહે અને સઘળી અહંતા–મમતાને છોડીને રહેવામાં આવે, ત્યારે આત્મામાં ચિત્તરૂપી વિકાર ઉત્પન્ન થતો નથી. જ્યારે ચિત્ત વાસનાઓથી રહિત થઈને કદી કોઈ દૃશ્યની કલ્પના જ ન કરે, ત્યારે પરમ ઉપશમ આપનારી સંકલ્પરહિત અવસ્થા ઉદય પામે છે. જેમ આકાશમાં વાદળું સ્ફુરે છે, તેમ જ્યારે આત્મામાં કાંઈ પણ સ્ફુરે નહિ, ત્યારે જેમ આકાશમાં કમળ ઉત્પન્ન થતું નથી, તેમ આત્મામાં ચિત્ત ઉત્પન્ન થતું નથી. જ્યારે જગત સંબંધી કોઈ પણ વસ્તુનું સ્મરણ જ ન થાય, ત્યારે સર્વથી રહિત થયેલા આત્મામાં ચિત્ત કેમ જ ઉત્પન્ન થાય ?[૩૬-૩૯] હે રામ ! રાગને લીધે દૃશ્યવસ્તુમાં સાચાપણાની ભાવના કરવામાં આવે છે, એટલું જ ચિત્તનું રૂપ છે એમ હું માનું છું. બાહ્ય પદાર્થોને યાદ જ ન કરવા એ નિરોધરૂપ યોગથી સઘળાં દૃશ્યોને ભૂલી જઈ સાચા આત્મસ્વરૂપનું જ અવલોકન કરવું એ ચિત્તની સંકલ્પરહિત અવસ્થા કહેવાય છે.[૪૦-૪૨] જીવન્મુક્તનું ચિત્ત વૃત્તિઓવાળું હોય છે, પણ અંદર રાગદ્વેષથી રહિત હોવાને લીધે શીતળ જ રહે છે; માટે તે ચિત્ત હોવા છતાં નથી એમ જ કહેવાય છે.[૪૩] જેને વિષયરસોની ઉત્કંઠાપૂર્વક સ્મરણથી થતો રાગ જ ન હોય, તેનું ચિત્ત અચિત્તપણાને પામેલું કહેવાય છે અને સત્ત્વ કહેવાય છે.[૪૪] જેને પુનર્જન્મ આપનારી ધાટી વાસના હોતી નથી, તે પુરુષ જીવન્મુક્ત અને સત્ત્વસ્થ કહેવાય

છે. જેમ કુંભારનો ચાકડો કામ પૂરું થઈ રહ્યા પછી પણ વેગ સમાપ્ત થાય ત્યાં સુધી ફર્યા કરે છે, તેમ જીવન્મુક્ત પુરુષ અનાત્મપદાર્થોની વાસના વિનાનો હોવા છતાં પણ પ્રારબ્ધનો વેગ સમાપ્ત થાય ત્યાં સુધી વ્યવહાર કર્યા કરે છે.[૪૫] જેઓની વાસના વિષયોના સ્વાદથી રહિત થયેલી હોવાને લીધે, શુંજાયેલા બીજની પેઠે આભાસમાત્ર હોવાથી પુનર્જન્મરૂપી અંકુરને ઉત્પન્ન કરનારી ન હોય, તેઓ જીવન્મુક્ત કહેવાય છે.[૪૬] જેઓનું ચિત્ત સત્ત્વપણાને પામેલું હોય છે એવા અને જ્ઞાનના પારને પહોંચેલા એ જીવન્મુક્ત લોકો અચિત્ત ( ચિત્તવિનાના ) જ કહેવાય છે. પ્રારબ્ધનો ક્ષય થાય ત્યારે એઓ વિદેહમુક્ત થાય છે.[૪૭] હે રામ ! એક પ્રાણની ગતિ અને બીજી વાસના, એ બે ચિત્તનાં બીજ છે. એમાંથી એક ક્ષીણ થતાં, તુરત બન્ને ક્ષીણ થઈ જાય છે.[૪૮] જેમ ઘટાકાશની અંદર જળ ભરાવામાં ઘડો અને જળાશય બંને મળીને કારણરૂપ થાય છે, પણ જુદાંજુદાં કારણરૂપ થતાં નથી; તેમ પ્રાણની ગતિ અને વાસના, બને મળીને ચિત્તના જન્મના કારણરૂપ થાય છે, પણ જુદાંજુદાં કારણરૂપ થતાં નથી. એકલી પ્રાણની ગતિ કે એકલી વાસના ચિત્તને જન્મ આપે એમ નથી.[૪૯] જેમ તલમાં તેલ રહે છે, તેમ પ્રાણની ગતિ વાસનાની અંદર રહે છે અને વાસના પ્રાણની ગતિની અંદર રહે છે. જેમ બીજથી અકુર થાય છે અને અંકુરથી બીજ થાય છે, તેમ પ્રાણની ગતિથી વાસના થાય છે અને વાસનાથી પ્રાણની ગતિ થાય છે; માટે પ્રાણની ગતિ અને વાસનાનું ત્રીજુ કોઈ બીજ નથી એમ પણ કહી શકાય છે. બીજી રીતથી જોઈએ તો એ પ્રાણની ગતિ તથા વાસના કે જેઓ એકબીજાના આધાર વિના થનારાં નથી અને અનુક્રમે પરસ્પરથી ઉત્પન્ન થાય છે તેઓને, પ્રાણને, ઇંદ્રિયોને તથા તેઓથી થતા આનંદને ઉત્પન્ન કરનારું ચિત્ત છે એમ પણ કહી શકાય છે. એ ચિત્ત આત્માના વિકારરૂપ હોવાથી આત્મારૂપ જ છે, તેમજ પૂર્વે ભોગવેલો વિષયાનંદ અને વર્તમાન જીવન પણ વાસનારૂપ જ હોવાથી બંને સાથે મળીને ચિત્તને ઉત્પન્ન કરે છે; અને જેમ પુષ્પમાં સુગંધ રહી છે તથા તલમાં તેલ રહ્યું છે, તેમ પૂર્વે ભોગવેલો વિષયાનંદ વર્તમાન જીવનમાં રહ્યો છે અને વર્તમાન જીવન પૂર્વે ભોગવેલા વિષયાનંદમાં રહ્યું છે. વાસનાથી પ્રાણની ગતિ થાય છે, પ્રાણની ગતિથી વાસના થાય છે અને ચિત્તથી વાસના તથા પ્રાણની ગતિ થાય છે; એટલે એવી રીતે બીજના તથા અકુરના જેવો ક્રમ ચાલ્યો જ આવે છે. વાસના પોતે ઉછળી આત્મામાં ક્ષોભ કરીને પ્રાણની ગતિને જાગ્રત કરે છે અને તેથી ચિત્તરૂપ બાળક જન્મે છે; તેમજ પ્રાણ પોતે ગતિ કરી આત્મામાં ક્ષોભ કરીને રાગાદિ વાસનાને પ્રેરે છે તેથી ચિત્તરૂપ બાળક જન્મે છે. હે રામ ! આ રીતે પ્રાણની ગતિ અને વાસના ચિત્તના બીજરૂપ છે.[૫૦–૫૬] એમાંથી એક નાશ પામે તો તે બંનેનો નાશ થાય છે અને ચિત્તનો પણ નાશ થાય છે. જેમ વાયુનો ઓઘ કાળથી પાકી ગયેલા ફળને ક્ષણમાત્રમાં પાડી નાખે છે, તેમ ક્ષય પમાડેલી વાસના ચિત્તરૂપી વૃક્ષને ક્ષણમાત્રમાં પાડી નાખે છે. એ ચિત્તરૂપી વૃક્ષ સુખ–દુઃખોના મનનરૂપી ગતિવાળું છે, શરીરરૂપી મોટાં ફળવાળું છે, કાર્યોરૂપી પાંદડાંઓવાળું છે, ક્રિયાઓરૂપી લતાઓથી વીંટાયેલુ છે, તૃષ્ણારૂપી કાળોતરી નાગણીના નિવાસરૂપ છે, રાગ તથા રોગરૂપી બગલાઓના ઘરરૂપ છે, અજ્ઞાનરૂપી મૂળવાળું છે, અત્યંત દૃઢ છે અને ઇંદ્રિયોરૂપી પક્ષીઓના સ્થાનરૂપ છે હે રામ ! આ ચિત્તરૂપી રજની ડમરી એ સઘળી આશાઓરૂપી દિશાઓમાં ફેલાયેલી છે, ચૈતન્યરૂપી

નેત્રને ઢાંકી દેનારી છે, ચપળ વાદળાં જેવા તથા થાંભલા જેવા આકારવાળી છે, અજ્ઞાનરૂપી ઉકરડામાંથી ઊઠેલી છે, તૃષ્ણાઓરૂપી તરણાંઓથી વ્યાપ્ત છે, સ્ફુરતી નાનીનાની વૃત્તિઓરૂપી કણીઓની ભારે ગડબડવાળી છે, ઘૂમવામાં કાંઈ પણ પરિશ્રમ પામતી નથી અને અંદર રહેલા આત્મારૂપી સૂર્યના પ્રકાશને દેખાવા દેતી નથી અને તે પ્રાણરૂપી પવનની ગતિ રોકવાથી ક્ષણમાત્રમાં લીન થઈ જાય છે.[૫૭–૬૨] ચિત્તના બીજરૂપ પ્રાણની ગતિ અને વાસના, એ બન્નેનું બીજ શબ્દાદિ વિષયો છે, એમ પણ કહી શકાય છે; કેમકે શબ્દાદિ વિષયોથી હૃદયમાં પ્રાણની ગતિનું તથા વાસનાનું સ્ફુરણ થાય છે. પ્રિય–અપ્રિય શબ્દાદિ વિષયોના સ્મરણથી જ પ્રાણની ગતિ તથા વાસના ઉદય પામે છે; માટે શબ્દાદિ વિષયો બીજ છે એમ કહેવામાં આવે છે. જેમ મૂળના છેદનથી વૃક્ષ તુરત નષ્ટ થઈ જાય છે, તેમ શબ્દાદિ વિષયોના ત્યાગથી પ્રાણની ગતિ અને વાસના મૂળ સહિત તુરત નષ્ટ થઈ જાય છે. શબ્દાદિ વિષયોને આત્માથી અભિન્ન ધારવા એ જ શબ્દાદિ વિષયોનો ત્યાગ છે; કેમકે આત્મા જ પોતાના ધીરપણાને તજી દઈ, શબ્દાદિ વિષયો જેવો થઈને ચિત્તના બીજરૂપ થાય છે. જેમ તલ તેલવિનાનો હોતો નથી, તેમ શબ્દાદિ વિષયો પણ આત્માવિનાના હોતા જ નથી. બહારના તથા અંદરના જે કોઈ વિષયો છે, તેઓ આત્માથી જુદા છે જ નહિ.[૬૩–૬૭] જે આત્મા છે તે જ સંકલ્પથી સ્ફુરીને પોતાથી પોતામાં જ શબ્દાદિ વિષયોને દેખે છે. જેમ સ્વપ્નમાં મરણ તથા બીજા દેશમાં સ્થિતિ આત્માના પોતાના ચમત્કારથી જ થાય છે, તેમ જાગ્રતના વિષયો પણ આત્માના પોતાના ચમત્કારથી જ થાય છે. આત્માને વિવેકદશામાં જે પોતાના તત્ત્વનું જ્ઞાન થાય છે, તે પણ પોતાના સંકલ્પથી જ થતું હોવાને લીધે સ્વપ્ન જેવું જ છે; કેમકે અદ્વિતીય સ્વરૂપમાં તત્ત્વજ્ઞાન આદિ કાંઈ પણ વાસ્તવિક રીતે સંભવતું નથી.[૬૮'૬૯] હે રામ! માટે જેમ બાળકને પોતાના સંકલ્પથી ઊઠેલા ભ્રમથી જ વેતાલ દેખાય છે, તેમ જીવાત્માને પોતાના સંકલ્પથી ઊઠેલા ભ્રમથી જ આ જગતરૂપી જાળ દેખાય છે. જેમ ભ્રાંતિથી ઠૂંઠામાં પુરુષ દેખાય છે, તેમ જીવાત્માને પોતામાં ભ્રાંતિથી શબ્દાદિ વિષયો દેખાય છે. જેમ જાળિયામાં પેઠેલાં સૂર્યનાં તથા ચંદ્રનાં કિરણોમાં લાકડીના જેવા તેજનો આકાર તથા ઊડતા ત્રસરેણુઓ દેખાય છે અને જેમ વહાણમાં બેઠેલાને કાંઠાના પર્વત ચાલતા લાગે છે, તેમ જીવાત્માને પોતામાં જગત દેખાય છે. જેમ રજ્જુમાં દેખાતું સર્પપણું અને ચંદ્રમાં દેખાતું બેપણું સારી રીતે અવલોકન કરવાથી ટળી જાય છે, તેમ આત્મામાં દેખાતું જગતરૂપી મિથ્યા જ્ઞાન યથાર્થ જ્ઞાનથી ટળી જાય છે. 'આત્મા શુદ્ધ જ છે અને તેમાં જગત સુદ્દલ છે જ નહિ' એવી રીતનો જે દૃઢ નિશ્ચય થાય તે યથાર્થ જ્ઞાન છે, એમ વિદ્વાનોએ સિદ્ધાંત કર્યો છે. આ આત્માને પૂર્વે જોયેલું અથવા પૂર્વે નહિ જોયેલું જે કાંઈ દ્વૈત દેખાય છે, તેને સમજુ પુરુષે પ્રયત્નથી ટાળી નાખવું જોઈએ. એ ટાળી નાખવામાં નથી આવતું એટલો જ આત્માને સંસારનો સંબંધ છે. અને એ ટાળી નાખવામાં આવે એ જ મોક્ષ છે, એમ સિદ્ધ થાય છે. જગતનું દર્શન એ જન્માદિ અનંત દુઃખને માટે છે અને જગતના દર્શનથી રહિત થઈને ચેતનપણાથી રહેવું એ અવિનાશી સુખને માટે છે. હે રામ! માટે તમે જગતના દર્શનનો ત્યાગ કરીને ચૈતન્ય એકરસ તથા પૂર્ણાનંદ થાઓ. આત્મા કે જે જગતના દર્શનથી રહિત છતાં ચૈતન્ય છે તે જ તમે છો.[૭૦–૭૭]

**રામ બોલ્યા:** હે મહારાજ! જગતના દર્શનનો ત્યાગ કરીને ચેતન રહેનારો પુરુષ કેવો

થાય? જગતનું દર્શન ટળી જાય તો જડપણું પ્રાપ્ત થયા વિના રહે નહિ, એ જડપણું કેવી રીતે ટળે?[૭૮]

**વસિષ્ઠ બોલ્યા :** હે રામ! જીવન્મુક્ત પુરુષ વ્યવહારના અભ્યાસમાત્રને દેખાડે છે; પણ તેના મનમાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળની કોઈ પણ વસ્તુમાં સત્યતા માનવારૂપી ભ્રાંતિ હોતી નથી; એટલા માટે તે પુરુષ જગતના દર્શનનો ત્યાગ કરનારો છે અને ચેતન છે.[૭૯] જે પુરુષને સેંકડો કાર્યો કરવા છતાં પણ જગતમાં સત્યપણાની ભ્રાંતિ ન હોય, તે પુરુષ જગતના દર્શનનો ત્યાગ કરનારો અને ચેતન કહેવાય છે[૮૦] જેની બુદ્ધિ વિષયોથી જરા પણ લેપાતી ન હોય, તે પુરુષ જગતના દર્શનનો ત્યાગ કરનારો, ચેતન અને જીવન્મુક્ત કહેવાય છે. જ્યારે સઘળી વિષયવાસનાઓ ટળી જવાને લીધે આત્મસ્વરૂપ વિના બીજું કાંઈ પણ નાશ પામે એવું નથી, એમ માનવામાં ન આવે અને બાળકના તથા મૂંગા આદિના જ્ઞાનની પેઠે નિર્વિક્ષેપપણાથી રહેવામાં આવે, ત્યારે જડતા વિનાના સ્વચ્છ અનુભવનો આશ્રય કર્યો કહેવાય છે. એ આશ્રય કરવાને લીધે જીવન્મુક્ત પુરુષ ફરી વાર જન્મ–મરણ આદિના લેપને પ્રાપ્ત થતો નથી.[૮૧–૮૩] જેમ આકાશમાંથી મોટી નીલતા ઉદય પામે છે, તેમ નિર્વિકલ્પ સમાધિ કરવાથી સઘળી વાસનાઓ વિનાનો બ્રહ્માકાર વૃત્તિરૂપી મોટો આનંદ ઉદય પામે છે કે જે આનંદમાં જીવન્મુક્ત પુરુષો સર્વદા રહે છે.[૮૪] જીવન્મુક્ત પુરુષનો એ બ્રહ્માકારવૃત્તિરૂપ આનંદ પણ વિદેહમુક્તિના સમયમાં જીવન્મુક્તની સાથે પરબ્રહ્મની અંદર લીન થઈ જાય છે.[૮૫] જગતના જગતરૂપે દર્શનનો ત્યાગ કરનારો મહાસુખી જીવન્મુક્ત પુરુષ ચાલતાં, બેસતાં, સ્પર્શ કરતાં અને ગંધ આદિનું ગ્રહણ કરતાં પણ એ બ્રહ્માકારવૃત્તિરૂપી આનંદથી યુક્ત રહે છે; માટે ચેતન એકરસ અને પૂર્ણાનંદ કહેવાય છે.[૮૬] હે અપાર ગુણોના સમુદ્રરૂપ રામ! યત્નો દ્વારા ગમે તેવું કષ્ટ વેઠીને પણ જીવન્મુક્તપણાને મેળવી આ સંસારરૂપી દુઃખમય સમુદ્રના પારને પ્રાપ્ત થાઓ.[૮૭] જેમ બીજમાંથી કાળે કરી આકાશ સુધી પહોંચનારું મોટું વૃક્ષ ઊઠે છે, તેમ જ જીવાત્માના સંકલ્પમાંથી આ અત્યંત મોટું જગત ઊઠેલું છે.[૮૮] જ્યારે જીવાત્મા સંકલ્પો કરીકરીને પોતાના દેહરૂપી આકારને કલ્પી લે છે, ત્યારે એ જ જીવાત્મા આ જન્મોના જાળના બીજપણાને પ્રાપ્ત થાય છે. હે રામ! એ રીતે એ જીવાત્મા પોતાને વારંવાર જન્મો આપી તથા વારંવાર મોહ પમાડીને, અંતે કોઈ સમયે સદ્ગુરુ આદિના સમાગમથી પોતાને મોક્ષ પણ પમાડે છે. એ જીવાત્મા જે વિષયની જે રૂપે ભાવના કરે છે, તે વિષયરૂપ તે ક્ષણમાત્રમાં થઈ જાય છે; એટલા માટે જ્યાં સુધી પોતે વિષયોની ભાવનાઓથી રહિત ન થાય, ત્યાં સુધી ઘણો કાળ વીતી જતાં પણ પોતાના સત્ય સ્વરૂપને પ્રાપ્ત થતો નથી.[૮૯–૯૧] હે રામ! આ દેવ, અસુર, રાક્ષસ, યક્ષ, કિન્નર કે માણસ એ કોઈ જુદાં છે જ નહિ; પણ આત્મા જ પોતાની અનાદિસિદ્ધ માયાથી આ જગતરૂપી નાટકને રચી દેવ આદિના વેષો ધારણ કરીને નાચ્યા કરે છે.[૯૨] એ જીવાત્મા કોશેટાના કીડાની પેઠે પોતે જ પોતાને બાંધી લઈ રોઈરોઈને ઘણે કાળે વિવેકાદિથી પાછો પોતાના સ્વાભાવિક અસંગ રૂપ(બ્રહ્મપણા)ને પ્રાપ્ત થાય છે.[૯૩] હે રામ! એ જીવાત્મા જ આ જગતની જાળોરૂપી સમુદ્રોના જળરૂપ છે, એ જ સઘળી દિશાઓરૂપ થઈને સ્ફુરે છે અને એ જ પર્વતો આદિરૂપ થઈને સ્ફુરે છે. સ્વર્ગ, પૃથ્વી, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ આદિ સઘળા પદાર્થો, એ જીવાત્મારૂપી જળના તરંગો કહેવામાં આવે છે.[૯૪–૯૫] 'સઘળું જગત મારું જ

સ્વરૂપ છે, જગતમાં મારા વિના બીજું કાંઈ છે જ નહિ' એવી રીતનું યથાર્થ જ્ઞાન થાય, ત્યારે એ જીવાત્મા પોતાના સ્વાભાવિક રૂપને પ્રાપ્ત થાય છે.[૯૬] જ્યારે એ જીવાત્મા પોતાથી ન્યારું કાંઈ પણ ન જાણે, બહારના વિષયોથી કંપે નહિ, અંદરના વિષયોથી પણ ડગે નહિ અને પોતાના સ્વરૂપમાં જ સ્થિતિ પામે, ત્યારે એ કોઈથી લેપાતો નથી.[૯૭] હે રામ! એ જીવાત્માનું બીજ સત્તા છે. જેમ સૂર્યમાંથી પ્રભા ઉદય પામે છે, તેમ સત્તામાંથી એ જીવાત્મા ઉદય પામે છે.[૯૮] અનેકતાવાળી સત્તા અને એકતાવાળી સત્તા એમ સત્તાના બે પ્રકાર છે. તેઓમાં જે એકતાવાળી સત્તા (સમષ્ટિ સત્તા ઈશ્વર) છે, તે જીવાત્માનું બીજ છે.[૯૯] ઘટપણું, પટપણું, તુંપણું અને હુંપણું ઇત્યાદિ અનેક વિભાગોથી જે જુદીજુદી સત્તા કહેવામાં આવે છે, તેને અનેકતાવાળી સત્તા સમજવી.[૧૦૦] એ અનેક વિભાગોને ત્યજી દઈને સર્વના સમાવેશવાળી જે વિસ્તીર્ણ એક સત્તા (સમષ્ટિસત્તા) કહેવાય છે, તેને એકતાવાળી સત્તા સમજવી.[૧૦૧] ઘટસત્તા તથા પટસત્તા ઇત્યાદિ જુદાજુદા વિભાગોનો ત્યાગ કરતાં, જે એકરૂપ, મોટા રૂપવાળી અને લેપવિનાની સમષ્ટિ સત્તા છે, તે એકતાવાળી સત્તા કહેવાય છે.[૧૦૨] સત્તાના ઘટ–પટ આદિ જે જુદાજુદા આકારો છે, તે કદી પણ સાચા નથી; અને સાચા નથી એટલા માટે તેઓનું ધ્યાન કરવાની પણ આવશ્યકતા નથી.[૧૦૩] એકતાવાળી જે નિર્મળ સત્તા (ઈશ્વર) છે, તે અનેકતાવાળી સત્તાની જેમ કદી પણ નાશ પામતી નથી અને કદી પણ પોતાના સ્વરૂપને ભૂલતી નથી.[૧૦૪] કેટલાએક કહે છે કે 'કાળ જ જગતનું કારણ છે.' કેટલાએક કહે છે, કે 'પરમાણુઓ જ જગતનું કારણ છે' અને કેટલાએક કહે છે કે, 'જાતિ જ જગતનું કારણ છે.' પણ તમે કાળને, પરમાણુઓને કે જાતિને કારણ નહિ માનતાં, સમષ્ટિસત્તાને જ, એટલે ઈશ્વરને જ જગતનું કારણ માનીને તેની ભાવના કરો.[૧૦૫] જો કે કાળ, પરમાણુઓ અને જાતિ, પણ તેઓમાંથી જડભાગને કાઢી નાખતાં, બ્રહ્મરૂપ જ છે, તોપણ દશ્યરૂપે ભેદવાળાં છે, માટે વાસ્તવિક નથી.[૧૦૬] જેમાં ભેદબુદ્ધિને કરાવનારો અને અનાત્માની આસક્તિ આપનારો કોઈ પ્રકારનો પણ ભેદ રહ્યો હોય, તે પદાર્થ પવિત્ર કેમ જ હોય?[૧૦૭] હે રામ! તમે પોતામાં એ સમષ્ટિસત્તાની ભાવના કરી, પરિપૂર્ણ પરમ આનંદવાળા તથા સઘળી દિશાઓમાં ભરપૂર થઈને રહો.[૧૦૮] હે મહાપંડિત રામ! એ સમષ્ટિસત્તાના પણ છેડે, એટલે તેના પણ અધિષ્ઠાનરૂપ જે પરમસત્તા (પરબ્રહ્મ) છે, તે જ વાસ્તવિક રીતે જીવનું તથા જગતનું બીજ છે; કેમકે એ સર્વ એમાંથી જ પ્રવર્તે છે. સમષ્ટિસત્તાને છેડે કલ્પનાવિનાનું અને આદિ–અંત વિનાનું જે એ આદ્ય પદ છે, તેનું કોઈ પણ બીજ નથી.[૧૦૯-૧૧૦] એમાં જ સર્વનો લય થાય છે અને એ પોતે નિર્વિકાર રહે છે. એ પદમાં જેને સ્થિતિ મળી હોય, તે પુરુષ ફરીવાર આ દુઃખરૂપી સંસારમાં જન્મ ધરતો નથી.[૧૧૧] એ પદ સઘળાં કારણોનું કારણ છે અને એનું કારણ કોઈ નથી. એ પદ જ સઘળા સારોમાં સાર છે અને એથી અધિક કોઈ પણ સાર નથી.[૧૧૨] જેમ તળાવમાં કાંઠાનાં વૃક્ષો પ્રતિબિંબિત થાય છે, તેમ એ ચૈતન્યરૂપી મોટા દર્પણમાં આ સઘળી વસ્તુઓ પ્રતિબિંબિત થયેલી છે.[૧૧૩] સઘળા વિષયો એ પદમાં અધ્યસ્ત હોવાથી જ ઇંદ્રિયોને પ્રીતિ આપે છે અને જેમ જીભથી મધુર આદિ છ રસો પ્રકટ થાય છે, તેમ આનંદના સમુદ્રરૂપ એ પદથી જ પ્રકટ થાય છે.[૧૧૪] વિષયો પોતાથી સ્વાદવિનાના હોવા છતાં પણ એ પદના યોગથી જ સ્વાદવાળા લાગે છે; એટલા માટે એ અત્યંત સ્વચ્છ બ્રહ્મસ્વરૂપ સઘળા આનં-

દોમાં અત્યંત આનંદરૂપ છે અને સઘળાં પ્રિયોમાં અત્યંત પ્રિયરૂપ છે.[૧૧૫] હે રામ! આ બ્રહ્માંડોના સમૂહો એ પદમાં જ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા પછી એમાં જ રહે છે, એમાં જ વધે છે, એમાં જ ફેરફાર પામે છે, એમાં જ ક્ષીણ થવા લાગે છે અને એમાં જ ગળી જાય છે. એ પદ ભારેમાં ભારે છે, હલકામાં હલકું છે, સ્થૂળમાં સ્થૂળ છે અને સૂક્ષ્મ માં સૂક્ષ્મ છે. એ પદ દૂરમાં દૂર છે, સમીપમાં સમીપ છે, નાનામાં નાનું છે અને વૃદ્ધમાં વૃદ્ધ છે.[૧૧૬–૧૧૮] એ પદ તેજના તેજરૂપ છે, અંધારાના પણ તત્ત્વરૂપ છે, સઘળી વસ્તુઓના અધિષ્ઠાનરૂપ છે અને દિશાઓના પણ અવકાશરૂપ છે. એ પદ જગતમાં પ્રસિદ્ધ નથી. જગતમાં જે કાંઈ પ્રસિદ્ધ છે તે પણ એ જ છે. જગતના અભાવરૂપ પણ એ જ છે. દશ્ય પણ એ જ છે. જે કાંઈ અદશ્ય છે તે પણ એ જ છે. સ્વરૂપથી એ હું છું અને અહંકારરૂપથી એ હું નથી. હે નિર્દોષ રામ! સર્વ પ્રકારના પ્રયત્નો કરીને પણ જે રીતે એ પરમ પવિત્ર પદમાં તમને સ્થિતિ મળે તેમ કરો. એ પદ નિર્મળ છે, અવિનાશી છે અને એ જ આત્માનું વાસ્તવિક સ્વરૂપ છે. જો એનો સાક્ષાત્ અનુભવ થાય તો ચિત્ત બાધિત થઈ જાય છે. હે રામ! જો તમે એ વ્યાપક મુખ્ય સ્વરૂપને જાણી ચૂક્યા હશો, તો સંસારના ભયથી મુક્ત જ છો. તમને કદી પણ ફરી વાર આવર્તન થવાનું નથી.[૧૧૯–૧૨૨]

तदमलमजरं तदात्मतत्त्वं तदवगतावुपशांतिमेति चेतः। अवगतविततैकतत्स्वरूपो भवभयमुक्तपदोसि तच्चिराय ॥१२२॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સંસ્તુતિબીજવિચારયોગોપદેશ' નામનો સર્ગ ૯૧મો સમાપ્ત**

## સર્ગ ૯૨મો*

## તત્ત્વજ્ઞાન, ચિત્તનાશ અને વાસનાક્ષયનો સાથે જ અભ્યાસ

**राम उवाच**

एतानि तानि प्रोक्तानि त्वया बीजानि मानद।
कतमस्य प्रयोगेण शीघ्रं तत्प्राप्यते पदम् ॥१॥

**રામ બોલ્યા:** હે માન આપનારા ગુરુ મહારાજ! આપે શરીરથી માંડીને શબ્દાદિ વિષયો સુધી જે બીજો કહ્યાં અને જીવાત્માથી માંડીને બ્રહ્મ સુધી જે બીજો કહ્યાં, તેઓમાં કયા બીજનો આશ્રય કરવાથી બ્રહ્મરૂપ પરમ પદની તુરત પ્રાપ્તિ થાય, તે કહો.[૧]

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! મેં શરીરથી માંડીને શબ્દાદિ વિષયો સુધી જે દુઃખરૂપ બીજો કહ્યાં, તે સઘળાંઓમાં એક પછી એકને દૂર કરવાથી પરબ્રહ્મરૂપ પદની તુરત પ્રાપ્તિ થાય છે.[૨] બળાત્કારે પુરુષપ્રયત્નથી તુરત જ વાસનાનો ત્યાગ કરીને, પરબ્રહ્મરૂપ પદ કે જે સમષ્ટિસત્તાથી એટલે ઈશ્વરથી પણ ઉપર છે, તેનો સાક્ષાત્કાર કરીને તેમાં ક્ષણમાત્ર જો ચિત્તની નિશ્ચલ સ્થિતિ કરો, તો આ ક્ષણમાં જ એ સર્વોત્તમ પરબ્રહ્મરૂપ પદને સારી પેઠે પ્રાપ્ત થાઓ.[૩] હે રામ! જો ઈશ્વરના સ્વરૂપને શુદ્ધ કરીને તેમાં ચિત્તની સ્થિતિ બાંધશો, તો કાંઈક વધારે યત્નથી પરબ્રહ્મરૂપ પદને પ્રાપ્ત થઈ શકશો.[૪] જો જીવાત્માના સ્વરૂપને શુદ્ધ કરીને તેમાં ચિત્તની સ્થિતિ બાંધશો, તો ઉપરના યત્ન કરતાં પણ કાંઈક વધારે યત્નથી પરમ બ્રહ્મરૂપ પદને પામી શકશો.[૫] હે રામ! જેમ ઈશ્વરના તથા 'જીવાત્માના સ્વરૂપને જડ

* આ આણમા સર્ગમાં બ્રહ્મના ધ્યાનમાં, ઈશ્વરના ધ્યાનમાં તથા જીવાત્માના ધ્યાનમાં યત્નનું વત્તાઓછાપણું કહેવામાં આવશે; અને તત્ત્વજ્ઞાનનો, ચિત્તના નાશનો તથા વાસનાના ક્ષયનો સાથે જ અભ્યાસ કરવાનું કહેવામાં આવશે.

ભાગથી રહિત કરવારૂપી શુદ્ધિ આપીને તેઓનું ધ્યાન કરવું એ પણ બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય છે, તેમ જડને ચૈતન્યમાંથી રહિત કરવારૂપી શુદ્ધિ આપીને જડનું ધ્યાન કરવું, એ પણ બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય શા માટે ન હોય?' એવી શંકા રાખવી નહિ; કેમકે ચૈતન્ય વિના એકલા જડ પદાર્થનું સ્ફુરણ થવું જ સંભવતું નથી. ચૈતન્ય સર્વદા સર્વમાં વ્યાપક છે, માટે ચૈતન્ય વિના એકલા જડનું ગ્રહણ થઈ શકે એમ જ નથી.[૬'૭] તમે જે કાંઈ ચિંતવો છો, જ્યાં જાઓ છો, જ્યાં ઊભા રહો છો અને જે કરો છો, ત્યાં ચૈતન્ય રહેલું જ છે. જેમ રજ્જુ–સર્પના ભ્રમમાં રજ્જુ વિના એકલો સર્પ હોતો જ નથી, તેમ ચૈતન્ય વિના એકલું જડ હોતું જ નથી. સઘળું જડ ચૈતન્યમાં અધ્યસ્ત છે; માટે જેમ ચૈતન્ય જડથી જુદું પડી શકે છે, તેમ જડ ચૈતન્યથી જુદું પડી શકે એમ નથી.[૮] હે રામ! વાસનાનો ત્યાગ કરવામાં અને મનનો નાશ કરવામાં યત્ન કરો, તો તમારા સઘળા આધિઓ તથા વ્યાધિઓ ક્ષણમાત્રમાં શિથિલ થઈ જાય; પણ ઉપર કહેલા પ્રયત્નો કરતાં આ પ્રયત્ન અઘરો છે; કેમકે મેરુપર્વતને ઉખેડવા કરતાં પણ વાસનાનો ત્યાગ કરવો વધારે દુઃસાધ્ય છે.[૯'૧૦] જ્યાં સુધી મનનો લય થાય નહિ ત્યાં સુધી વાસનાનો ક્ષય થતો નથી; અને જ્યાં સુધી વાસનાનો ક્ષય થતો નથી ત્યાં સુધી ચિત્ત શાંત થતું નથી.[૧૧] જ્યાં સુધી આ તત્ત્વજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી ચિત્તનો નાશ થતો નથી; અને ચિત્તનો નાશ ન થયો હોય ત્યાં સુધી તત્ત્વજ્ઞાન થતું નથી.[૧૨] તેમ જ જ્યાં સુધી વાસનાનો નાશ ન થયો હોય ત્યાં સુધી તત્ત્વજ્ઞાન થતું નથી અને જ્યાં સુધી તત્ત્વજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી વાસનાનો નાશ થતો નથી.[૧૩] તત્ત્વનું જ્ઞાન, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય, એ પરસ્પરનાં કારણો થઈને રહ્યાં છે, માટે દુઃસાધ્ય છે.[૧૪] હે રામ! માટે વિવેકી પુરુષે પુરુષયત્ન કરી, ભોગોની ઇચ્છાને દૂર તજી દઈને તત્ત્વજ્ઞાન, મનનો નાશ અને વાસનાનો ક્ષય, એ ત્રણેનાં સંપાદનનો સામટો જ અભ્યાસ કરવો જોઈએ.[૧૫] જ્યાં સુધી એ ત્રણેના સંપાદનનો સામટી રીતે વારંવાર સારી પેઠે અભ્યાસ ન થયો હોય, ત્યાં સુધી સેંકડો વર્ષ વીતી જતાં પણ બ્રહ્મપદની પ્રાપ્તિ થતી નથી. જો લાંબા કાળ સુધી પણ એમાંના એકએકનું સેવન કરવામાં આવે, તો તેઓ મૂર્છા આદિ દોષોવાળા મંત્રોની જેમ સિદ્ધિ આપી શકતાં નથી.[૧૬'૧૭] જેમ યોદ્ધાઓમાંના એકએકને સારી પેઠે ઘણા કાળ સુધી રાજી કરીને પણ શત્રુની સામે મોકલીએ તોપણ તેઓ શત્રુને તોડી શકતા નથી, તેમ તત્ત્વબોધ, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય, એમાંના એકએકને સારી યુક્તિથી ઘણા કાળ સુધી સેવીને સંસારરૂપી શત્રુની સામે મોકલીએ તોપણ તેઓ એ સંસારરૂપી શત્રુને તોડી શકતા નથી.[૧૮'૧૯] જો બુદ્ધિમાન પુરુષ સારી પેઠે ત્રણેનું સાથે સેવન કરીને ત્રણેને સાથે તૈયાર કરે તો જેમ જળનાં પૂરો પર્વતના મોટા પથરાને તોડી નાખે છે, તેમ તેઓ સંસારરૂપી શત્રુને તોડી નાખે છે.[૨૦] હે રામ! તમે તત્ત્વબોધ, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય એનું લાંબા કાળ સુધી પ્રયત્નપૂર્વક સાથે જ સેવન કરશો, તો તમને સંસારનો લેપ થશે જ નહિ.[૨૧] જેમ કમળનું નાળ છેદી નાખવાથી કમળના તંતુઓ સંપૂર્ણ રીતે તૂટી જાય છે, તેમ તત્ત્વબોધ, ચિત્તનો નાશ તથા વાસનાનો ક્ષય, એનો લાંબા કાળ સુધી સાથે અભ્યાસ કરવાથી હૃદયની અહંતા–મમતારૂપી દૃઢ ગાંઠો સંપૂર્ણ રીતે તૂટી જાય છે. હે રામ! સેંકડો જન્મોથી જેનો અભ્યાસ થતો આવ્યો છે, એવી આ સંસારની સ્થિતિ તત્ત્વબોધ આદિનો લાંબા

કાળ સુધી સાથે જ અભ્યાસ કર્યા વિના કદી પણ ક્ષીણ થતી નથી. હે રામ! તમે ચાલતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સૂંઘતાં, ઊભા રહેતાં, જાગતાં અને સૂતાં પણ પરમ કલ્યાણને અર્થે તત્ત્વબોધ, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય, એ ત્રણેનો અભ્યાસ કર્યા કરો. જેવો વાસનાનો ક્ષય ફળદાયી છે, તેવો જ પ્રાણાયામ પણ ફળદાયી છે એમ તત્ત્વવેત્તાઓ કહે છે; માટે પ્રાણાયામનો પણ એવી જ રીતે અભ્યાસ રાખવો.[૨૨-૨૫] વાસનાનો ત્યાગ કરવાથી પણ ચિત્ત નષ્ટપણાને પામે છે અને પ્રાણની ગતિ રોકવાથી પણ ચિત્ત નાશ પામે છે; માટે ચિત્તનો નાશ કરવાને માટે એ બે પક્ષમાંથી તમને જે ગમે તે પક્ષ લો.[૨૬] લાંબા કાળ સુધી પ્રાણાયામના અભ્યાસોથી, યોગાભ્યાસમાં નિપુણતાવાળા ગુરુએ બતાવેલી યુક્તિથી, આસનના જયથી, ભોજનના નિયમોથી અને યોગને લગતા એવા જ બીજા પ્રકારોથી પ્રાણની ગતિ રોકાય છે.[૨૭] આત્મતત્ત્વને, તે જેવું છે તેવું બરોબર વસ્તુઓના આદિમાં, મધ્યમાં તથા અંતમાં જે તત્ત્વ નિર્વિકાર તથા અવિનાશી રહે છે, તે જ આત્મતત્ત્વ છે. એ તત્ત્વને જાણવાથી વાસના ક્ષીણ થાય છે. આસક્તિ રાખ્યા વિનાનો વ્યવહાર કરવાથી, સંસાર સંબંધી મનોરથોનો ત્યાગ કરવાથી અને શરીર 'વિનાશી છે' એમ જોયા કરવાથી વાસના ક્ષીણ થાય છે. જેમ પવનની ગતિ શાંત થતાં ધૂળ ઊડતી નથી, તેમ વાસનાને વૈભવ નષ્ટ થતાં, ચિત્તની પ્રવૃત્તિ બંધ પાડી જાય છે; તેમ જ જે પ્રાણની ગતિ છે, તે જ ચિત્તની ગતિ છે; કેમકે જેમ ઉકરડામાંથી ધૂળ થાય છે, તેમ પ્રાણની ગતિમાંથી ચિત્તની ગતિ થાય છે. વારંવાર એકાગ્ર ચિત્તથી બેસીને બુદ્ધિમાન પુરુષે પ્રાણની ગતિને જીતી લેવામાં સારી પેઠે યત્ન કરવો જોઈએ. પ્રાણની ગતિને રોકવાનો જે ક્રમ કહ્યો તે ક્રમ નહિ કરતાં, જો તમે બીજા ઉપાયોથી જ ચિત્તને દબાવવા ધારતા હશો, તો ઘણે કાળે ચિત્તને દબાવી શકશો. જેમ અંકુશ વિના મદોન્મત્ત હાથીને વશ કરી શકાતો નથી, તેમ યોગ્ય યુક્તિઓ વિના મનને જીતી શકાતું નથી. ચિત્તને જીતી લેવાને માટે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ, મહાત્માઓનો સમાગમ, વાસનાનો ત્યાગ અને પ્રાણની ગતિનું રોકાણ, એ ઉત્તમ યુક્તિઓ છે. જેમ વરસાદની ધારાઓથી ધૂળ જિતાઈ જાય છે, તેમ એ યુક્તિઓથી ચિત્ત તુરત જિતાઈ જાય છે. ચિત્તને જીતી લેવાની આ યુક્તિઓ હોવા છતાં તેઓને છોડી દઈ ને જે પુરુષો ઉપવાસ, મંત્રયંત્રોનાં સાધન તથા સ્મશાનસાધન આદિ હઠરૂપ ઉપાયોથી ચિત્તને જીતી લેવા ધારે છે, તેઓ દીવારૂપ સાધનને છોડી દઈ ને કાજળના સમૂહોથી અંધારાને જીતી લેવા ધારે છે. જે પુરુષો ઉપવાસ આદિની હઠથી ચિત્તને જીતી લેવાનો ઉદ્યોગ કરે છે, તેઓને કમળના તંતુઓથી મોટા મદોન્મત્ત હાથીને બાંધી લેવાનો ઉદ્યોગ કરનારા જેવા સમજવા. જેઓ બ્રહ્મવિદ્યાના અભ્યાસ આદિ યુક્તિઓને છોડી દઈ ને ઉપવાસ તથા શ્મશાનસાધન આદિના હઠરૂપ ઉપાયોથી ચિત્તને તથા ચિત્તની પાસે રહેનારા શરીરને સ્થિર કરવાનો ઉદ્યોગ કરે છે, તેઓને નિષ્ફળ શ્રમ કરનાર જ સમજવા. એ હઠરૂપી નિષ્ફળ શ્રમ કરનારા લોકો અભાગિયા પ્રાણીઓની જેમ એક ભયમાંથી બીજા ભયમાં જઈ પડે છે, એક ક્લેશમાંથી બીજા ક્લેશને પામે છે, ક્યાંય પણ ધીરજરૂપી શાંતિને પ્રાપ્ત થતા નથી, પર્વતોનાં શિખરોમાં ભટક્યા કરે છે, ફળોને તથા પાંદડાંઓને ખાયા કરે છે[૨૮-૪૧] અને બિચારા હરણોની જેમ અત્યંત અવિવેકભરેલી બુદ્ધિવાળા તથા ચારેબાજુથી ભય પામતા જ રહે છે. છેદાયેલાં તથા વીંખાયેલાં અંગો (ધૈર્યાદિ) વાળી તેઓની કૂણી બુદ્ધિ ગામમાં આવેલી મૃગલીની

પેઠે ક્યાંય વિશ્વાસ પામતી નથી. એઓનું ચિત્ત ભયના સ્થાનમાં જળની પેઠે અનેક કલ્લોલોથી વ્યાપ્ત થઈ જાય છે, અને જેમ પહાડની નદીઓમાં પડીને ખડ તણાયું જાય, તેમ રાગ આદિમાં પડીને તણાયું જાય છે. જેઓ ચિત્તને જીતવાને માટે યજ્ઞ, તપ, દાન, તીર્થયાત્રા તથા દેવપૂજન આદિ ભ્રાંતિરૂપ ઉપાયોથી કાળક્ષેપ કરે છે, તેઓ પણ મૃગોની પેઠે લાંબા કાળ સુધી સેંકડો ચિંતાઓથી ઘેરાયેલા જ રહે છે. યજ્ઞ આદિથી કાળક્ષેપ કરનારા એ લોકો ઘણું કરીને સેંકડો દુઃખોથી તથા રાગ આદિ સેંકડો દોષોથી ઘેરાયેલા જ રહે છે; માટે એઓમાં કોઈક જ અને કોઈ સમયે જ દૈવગતિથી આત્મતત્ત્વને પ્રાપ્ત થાય છે અથવા કોઈ પણ પ્રાપ્ત થતા નથી. નરકના, સ્વર્ગના તથા મનુષ્યલોકના ભોગોરૂપી નિમિત્તોને લીધે દડાઓની પેઠે ચડતી–પડતી સ્થિતિઓને પ્રાપ્ત થયા કરતા, એક ઠેકાણે સ્થિર નહિ રહી શકતા અને તે તે યોનિઓમાં આવજાવ કર્યા કરતા એ લોકો વારંવાર રોગ તથા મરણ આદિથી પીડાય છે. જેમ તળાવમાં તરંગોનાં કૂંડાળાં થયા કરે છે, તેમ એ લોકો આ સંસારમાં આવર્તનો પામ્યા કરે છે. અહીંથી નરકમાં જાય છે, નરકમાંથી પાછા અહીં સ્વર્ગમાં જાય છે. સ્વર્ગમાંથી પાછા અહીં આવે છે, નરકમાંથી અહીં આવે છે અને અહીંથી પાછા સ્વર્ગમાં પણ જાય છે. હે રઘુનંદન! આમ હોવાથી દેહાભિમાનનો ત્યાગ કરી યોગ્ય ઉપાયોથી ચિત્તને જીતી, શુદ્ધ અનુભવનો આશ્રય કરી, રાગથી રહિત થઈને સ્થિર થાઓ. જ્ઞાની પુરુષ જ સુખી હોય છે, જ્ઞાનીનું જ જીવવું સફળ છે અને જ્ઞાની જ સર્વથી અધિક બળવાન છે; માટે જ્ઞાનમય થાઓ. હે મહાત્મા! તમે ચિત્તને વિષયોમાં જવા નહિ દેતાં, બ્રહ્મપદ કે જે વિષયોથી રહિત છે, સર્વથી ઉત્તમ છે, આદ્ય છે, એક છે અને નિર્વિકાર છે, તેનું જ અનુસંધાન કરતા રહો અને વ્યવહાર સંબંધી ક્રિયાઓ કરવા છતાં પણ આસક્તિના ત્યાગથી જીવન્મુક્તના ગુણોની સંપત્તિવાળા થઈને અકર્તા જ રહો.[૪૨–૫૦]

संवेद्यवर्जितमनुत्तममाद्यमेकं संवित्पदं विकलनं कलयन्महात्मन् । हृद्येव तिष्ठ कलनारहितः क्रियां तु कुर्वन्नकर्तृपदमेत्यश मोदितश्रीः ॥५०॥

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સંસૃતિનિરાકરણક્રમયોગોપદેશ' નામનો સર્ગ ૯૨મો સમાપ્ત**

## સર્ગ ૯૩મો×

## બોધ સ્થિર થવાથી જ્ઞાનીઓની થતી સમસ્થિતિ

**वसिष्ठ उवाच**

मनागपि विचारेण चेतसः स्वस्य निग्रहः ।
मनागपि कृतो येन तेनाप्तं जन्मनः फलम् ॥ १ ॥

**વસિષ્ઠ બોલ્યા:**–હે રામ! જેણે જરાક વિચાર કરીને થોડો પણ પોતાના ચિત્તનો નિગ્રહ કર્યો હોય, તેણે પોતાના જન્મનું સાફલ્ય કર્યું સમજવું.[૧] આ વિચારરૂપી કલ્પવૃક્ષનો અંકુર હૃદયમાં જરાક ઉત્પન્ન થયો હોય, તો તે જ અંકુર અભ્યાસરૂપી જળના સિંચનથી સેંકડો શાખાઓવાળો થાય છે.[૨] જેમ પક્ષીઓ તથા માછલાં પૂર્ણ સરોવરનો આશ્રય કરે છે, તેમ જે માણસનો વૈરાગ્યપૂર્વક વિચાર કાંઈક પણ પ્રૌઢ થયો હોય, તે માણસનો શમ–દમ આદિ શુદ્ધ ગુણો આશ્રય કરે છે.[૩] સારા વિચારવાળા અને આત્મતત્ત્વનું યથાર્થ અવલોકન કરનારા વિદ્વાનને અત્યંત ઉન્નતિવાળાં ઇંદ્રિલોકાદિનાં સુખો પણ

× આ ત્રાણુમાં સર્ગમા વિચારની પ્રૌઢતાથી, વૈરાગ્યથી તથા સદ્ગુણોથી બોધની સ્થિરતા થતા, કોઈ પણ વિષયોનો પરાભવ નહિ કરી શકવાથી જ્ઞાનીને પ્રાપ્ત થતી સમસ્થિતિનું વર્ણન કરવામાં આવશે.

